# આમુખ

ઈ. સ. ૧૯૩૮માં સુરત જિલ્લાના હરિપુરા મુકામે કૉંગ્રેસનું એકાવનમું અધિવેશન ભરાયું ત્યાર બાદ ૨૩ વર્ષે ભાવનગર મુકામે ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસનું ૬૬મું અધિવેશન મળી રહ્યું છે. હરિપુરા અધિવેશન પછી મળી રહેલા આ અધિવેશન પ્રસંગે તે કાળના મોટા ભાગના સંજોગો બદલાઈ ગયા છે. હરિપુરા વખતે ભારત પરાધીન હતું; આજે તે સ્વતંત્ર છે. વળી તે કાળે ગુજરાતી ભાષા બોલનારો પ્રદેશ પરદેશી બ્રિટિશ સલ્તનત અને અનેકવિધ દેશી રાજ્યો વચ્ચે વહેંચાયેલો હતો; આજે તેનું એકત્રિત અલગ રાજ્ય છે. લગભગ અઢી દશકાના ગાળામાં બની ગયેલા અનેક બનાવોની સ્મૃતિ પણ આ અધિવેશન ટાણે મારા મનમાં ખડી થાય છે. હરિપુરામાં પૂ. ગાંધીજી અને સરદાર વલ્લભભાઈની પ્રત્યક્ષ દોરવણીનો આપણને લાભ મળેલો. આજે તે બન્ને મહાન વિભૂતિઓ આપણી વચ્ચે નથી. પણ જે મહાન આદર્શો માટે તેમણે જીવન સમર્પણ કર્યું તેની સ્મૃતિ આજે પણ આપણને પ્રેરણા આપે છે.

ગુજરાતના અલગ રાજ્યની સ્થાપનાના પ્રથમ વર્ષમાં જ કૉંગ્રેસનું અધિવેશન મળે છે. આ પ્રસંગે નિષ્ણાતો, અર્થશાસ્ત્રીઓ, ઉદ્યોગપતિઓ, અધ્યાપકો, વિદ્વાનો, સાહિત્યકારો સહુ કોઈ ગુજરાતના વિકાસની અનેકવિધ કલ્પનાઓ કરી રહ્યા છે. આવે તબક્કે સ્વાગત સમિતિ ગુજરાતી ભાષામાં એક સ્મૃતિગ્રંથ

## શુદ્ધિપત્રક

૧. પાન નં. ૨૫, ૬૬, ૪૧૨, ૫૬૬, ૬૦૨, ૬૨૧, અને ૬૫૭ પર લેખને અંતે (મૂળ અંગ્રેજી પરથી અનુવાદ) એટલા શબ્દો ઉમેરવા.

૨. પાન નં. ૬૯૨ પર શરૂઆતમાં લેખના મથાળા (ગિરનારનો શિલાલેખ) નીચે (જે. એમ. નાણાવટી, પુરાતત્ત્વવિદ્, ગુજરાત સરકાર) એટલા શબ્દો ઉમેરવા.

૩ પાન નં. ૧૧૭ પર લેખની છેવટમાં 'Development of **Policy**' ને બદલે 'Development of **Polity**' વાંચવું.

[illegible]
વિદ્વાનોને આ ગ્રંથ માટે તેમના નિબંધો કે અભ્યાસ-લેખો મોકલી આપવા નિમંત્રણો પાઠવવામાં આવ્યાં હતાં અને તેમાંથી મોટા ભાગનાએ સ્વાગત સમિતિના નિમંત્રણનો સ્વીકાર કરીને સારી એવી મહેનત લઈને તેમના લેખો મોકલી આપ્યા એ સંતોષની વાત છે. એક રીતે ગુજરાતનાં વિવિધ ક્ષેત્રોના નિષ્ણાતો અને વિદ્વાનોને તેમનું અધ્યયન રજૂ કરવાની તક પૂરી પાડવાનો આ ગ્રંથનો આશય હતો અને એ દૃષ્ટિએ આટલી મોટી સંખ્યામાં વિવિધ ક્ષેત્રોના વિદ્વાનોએ આ યોજનાને સહકાર આપ્યો તે ગ્રંથની આવશ્યકતા અને ઉપયોગિતા સાબિત કરે છે. ગુજરાતનાં સરકારી અને બિનસરકારી ક્ષેત્રોએ ચાલતાં વિવિધ કાર્યોની આધારભૂત માહિતી આ ગ્રંથ મારફતે મળી રહે છે. વળી ગુજરાતમાં રહેતા પરપ્રાંતના વિદ્વાનોનો પણ આમાં સહકાર પ્રાપ્ત થયો છે. સંપાદકે ગુજરાતી, અંગ્રેજી અને હિંદીમાંથી કોઈ પણ ભાષામાં લેખોનો સ્વીકાર કરવાનું ધોરણ રાખવાથી આ શક્ય બન્યું છે. મને કહેવામાં આવ્યું છે કે, ઠીક ઠીક સંખ્યામાં લેખો મૂળ અંગ્રેજી ભાષામાં આવેલા અને તેના અનુવાદો કરીને તેમને આ ગ્રંથમાં સમાવવામાં આવ્યા છે. ગુજરાત વિશે આટલા ટૂંકા ગાળામાં આવડા વિશાળ કદનો ગ્રંથ પ્રસિદ્ધ કરવાનો સ્વાગત સમિતિનો આ પ્રથમ પ્રયાસ છે તે દૃષ્ટિએ આની સમીક્ષા કરવી ઘટે. સાથે જ ગુજરાતની કૉંગ્રેસ ગુજરાતના તમામ વર્ગોનો સહકાર મેળવવા હંમેશા તૈયાર હોય છે તે બાબતની પણ આ ગ્રંથ પ્રતીતિ કરાવે છે.

ગુજરાતના વિકાસની વ્યાપક ચર્ચાવિચારણા અત્યારે ચાલે છે. ગુજરાતના ઘડતર સાથે છેલ્લાં ૩૦

વર્ષોથી મારો અત્યંત નિકટ સંબંધ રહ્યો છે. તેથી તેના વિકાસ અંગે મારા વિચારો વ્યક્ત કરવાની આ તક લઉં તો તે ઉચિત ગણાશે. એક રીતે અનેક જાહેર પ્રસંગોએ મેં મારા આ બાબતના વિચારો રજૂ કરેલા છે. ગુજરાતની પ્રજા સાથે એક પ્રકારનું તાદાત્મ્ય સાધવાની તક સાંપડી છે. તેના વિકાસ માટેની મારી ઝંખના કોઈ કરતાં ઓછી નથી એમ સૌ સ્વીકારશે એવી આશા રાખું. તેની ઉન્નતિ અને પ્રગતિ વિશે પહેલેથી જ મારા મનમાં એક ચોક્કસ દૃષ્ટિ રહેલી છે અને તેથી કેટલીક વખત મારા વિચારો ગુજરાતની પ્રજાના અમુક સમુદાયને નાપસંદ પડ્યા હોય તોપણ મને જે સત્ય લાગ્યું છે તે મેં નિઃસંકોચ રીતે રજૂ કર્યું છે. જે જનસમુદાયની સેવા કરવાનું સદ્ભાગ્ય અને ગૌરવ મને પ્રાપ્ત થયાં છે તેને સાચે રસ્તે દોરવવાની ફરજ મેં પ્રજાનાં કેટલાંક જૂથોની નાખુશી વહોરીને પણ અદા કરવા પ્રયાસ કર્યો છે. ગુજરાતનું અલગ રાજ્ય થયા પછી ફરીને આપણે તમામ વર્ગો અને સમુદાયોના પરસ્પર સુમેળ અને સહકારથી જ્યારે ગુજરાતનો વિકાસ કરવાનાં પગરણ માંડ્યાં છે, ત્યારે આપણે જે લક્ષ્ય તરફ જવા માગીએ છીએ તેની મૂળભૂત દૃષ્ટિને હંમેશાં નજર સમક્ષ રાખીએ તે જરૂરી છે.

છેલ્લાં ત્રણેક વર્ષોમાં 'મહાગુજરાત'ના આંદોલનને નામે જે હિંસક બનાવો બની ગયા તથા તે પ્રસંગોમાં પોલિસને ગોળીબાર કરવાની જે ફરજ પડી તે અત્યંત દુઃખદ ઘટનાઓ હતી. જે મૂલ્યોની નિરંતર સાધનામાં આપણે સહુ કાર્યરત છીએ તેને આ બનાવો ભારે લાંછન લગાડનારા નીવડ્યા તે સહુ કોઈ સ્વીકારશે. તેમાંથી આપણે સહુ બોધપાઠ લઈએ અને ગુજરાતના પ્રજાજીવનમાં હિંસક માર્ગો અખત્યાર કરવાનો પ્રસંગ હવે પછી કદી ઊભો ન થવા દેવાનો દૃઢ સંકલ્પ કરીએ. સમગ્ર ભારતના અને ગુજરાતની સમગ્ર જનતાના વિશાળ હિતને ધ્યાનમાં રાખીને મેં તે કાળે કેટલાક વિચારોનું સમર્થન કર્યું, તેમાંથી હું ગુજરાતના વિકાસનો વિરોધી જાણે હોઉં એવો એક પ્રચાર કરવામાં આવ્યો. જે પ્રજાની છેલ્લા ત્રણ દશકાથી લગાતાર સેવા કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે તેના વિકાસને રૂંધવાનો વિચાર મને આવી શકે નહિ. બલ્કે એના પ્રત્યેની મારી જવાબદારીમાંથી જે કર્તવ્ય પેદા થાય છે તેને અદા કરવાનો મારો ધર્મ બજાવવાની નિરંતર જાગરૂકતા મેં રાખી છે. ગુજરાતનો વિકાસ મેં સમગ્ર દેશના વિકાસ અને ઉન્નતિથી અલગ કલ્પ્યો નથી. અને મને લાગે છે કે મારાથી ભિન્ન મત ધરાવનાર ગુજરાતના પક્ષો કે જૂથો પણ સૈદ્ધાંતિક રીતે આ વાતનો અસ્વીકાર કરતા નહિ હોય. જે ધ્યેયને આપણે સૌએ સ્વીકાર્યું છે તેના અમલનો મેં આગ્રહ રાખ્યો છે અને તેમાંથી કેટલીક ગેરસમજ ઊભી થાય તો તેનાથી ભાગી જવાનો પ્રયાસ કર્યો નથી. એ દૃષ્ટિએ જ સમગ્ર રાષ્ટ્રના હિતમાં જ્યારે ગુજરાતને મુંબઈના બૃહદ્ રાજ્યમાં રાખવાનો નિર્ણય રાષ્ટ્રની સંસદે લીધો ત્યારે મેં તેનું અનેક આપત્તિઓ વચ્ચે પણ સમર્થન કર્યું હતું. ગુજરાતનું અલગ રાજ્ય થયા પછી પણ સમગ્ર ભારતના વિકાસમાં જ તેનો વિકાસ સમાયેલો છે એ વાત હું ફરી ભારપૂર્વક ઉચ્ચારવા માગું છું. હું માનું છું કે જો દરેક રાજ્ય આ રીતે વિચાર ન કરે તો દેશની સમગ્ર જનતાની આબાદી અને ઉન્નતિ સાધવાના આપણા પ્રયાસો નિષ્ફળ જ જાય. તેથી જ ગુજરાતના વિકાસનો અર્થ કોઈ પડોશી રાજ્ય સાથેની હરીફાઈ નહિ પણ સમગ્ર ભારતના વિકાસ-કાર્ય રૂપે તેને ભાગે જે કંઈ કર્તવ્ય આવે તે તેણે પૂરું કરવું તે છે. આ સમગ્ર દૃષ્ટિને ધ્યાનમાં રાખીને ગુજરાતના પ્રજાજીવનનાં વિવિધ ક્ષેત્રોમાં કઈ રીતે પ્રગતિ કરવી તેનો આપણે વિચાર કરીએ. એટલે કે સમગ્ર દેશનો વિકાસ અને ગુજરાતનો વિકાસ એ કોઈ રીતે અસંગત નથી અને ન હોઈ શકે એ વાત સહુ કોઈ સ્વીકારશે.

ભારતના કોઈ પણ ભાષા-પ્રદેશની જેમ ગુજરાતને પણ તેનો સમૃદ્ધ ઇતિહાસ છે અને છેક પ્રાગૈતિહાસિક કાળથી ગુજરાતમાં માનવવસવાટ શરૂ થયો હતો તે આ ગ્રંથના અભ્યાસ-લેખોમાં બતાવવામાં આવ્યું છે. તેની ભૂમિ ખેતીની દૃષ્ટિએ ભારે ફળદ્રુપ અને અનેક ખનીજ અને તેલસંપત્તિથી પણ ભરપૂર છે તે તો તાજેતરનાં તેલ અને ખનીજ અંગેનાં સંશોધનો પરથી સાબિત થયું છે. તેની વૈવિધ્યપૂર્ણ અને સમૃદ્ધ સંસ્કૃતિનો પરિચય પણ આ ગ્રંથમાંથી થાય છે. સાથે જ ગુજરાતમાં આદિવાસીઓ, હરિજનો અને

અન્ય પછાતવર્ગોની વિશાળ સંખ્યા પણ છે તેનો પણ આ ગ્રંથમાંથી ખ્યાલ આવે છે. તેણે હજુ અનેક નવા ઉદ્યોગો સ્થાપવાના છે અને ખેતીસુધારણા, અન્ન-ઉત્પાદન, આરોગ્યસુધારણા વગેરે કાર્યક્રમોને વેગ આપવાનો છે. આપણે ગુજરાતના વિકાસની વાત કરીએ ત્યારે આ બધી બાબતોનો વિચાર કરીએ એ આવશ્યક છે.

સદ્ભાગ્યે ગાંધીજીએ આપણને માનવજીવનના વિકાસનાં કેટલાંક સનાતન મૂલ્યોની સચોટ સમજ આપી છે. તેમના જીવન અને કાર્યનો ગુજરાતને સૌથી વિશેષ અને પ્રત્યક્ષ પરિચય મળ્યો છે. તેમના વિચારોની અને તેમની જીવનદૃષ્ટિની છાયા ગુજરાતના સર્વાંગી વિકાસની આપણી કલ્પનાઓ પર રહે તે અત્યંત આવશ્યક છે. તેમનાં મૂલ્યોને વ્યવહારમાં અમલી બનાવવાની સૌથી વિશેષ જવાબદારી ગુજરાતની છે. આ જવાબદારી ગુજરાતની સરકારની તેમ જ પ્રજાની બંનેની છે. તેથી એ હંમેશા યાદ રાખવું ઘટે કે સામાજિક-આર્થિક પરિવર્તનની ફિલસૂફી અને તેની કાર્યપદ્ધતિની આપણે શોધ કરવા જવાની જરૂર નથી પણ ગાંધીજીના વિચારો અને કાર્યોમાં જે સ્પષ્ટ વાત દેખાય છે તેનો સચ્ચાઈથી અને નિષ્ઠાપૂર્વક અમલ કરવાનો રહે છે.

ઉપરોક્ત દૃષ્ટિને ધ્યાનમાં રાખીને પછાત અને દલિત વર્ગોના વિકાસને, તેમની ઉન્નતિને આપણે આપણાં વિકાસ-કાર્યોમાં અગ્રસ્થાન આપવું જોઈએ. ગુજરાતમાં આદિવાસીઓ અને અન્ય પછાતવર્ગોની લગભગ ૬૩ લાખ જેટલી મોટી વસ્તી છે તે જોતાં આ વાત વિશેષ મહત્ત્વની બને છે.

ગાંધીજીએ મુખ્યત્વે આ પછાત વર્ગોને નજરમાં રાખીને જ આપણને નશાબંધીનો કાર્યક્રમ આપેલો. તે કાર્યક્રમને સમાજકલ્યાણની એક ઉપયોગી પ્રવૃત્તિ તરીકે જ નહિ પણ આપણી સમગ્ર સામાજિક-આર્થિક રચનાના પાયા તરીકે સ્વીકારીને તેને દૃઢ રીતે વળગી રહેવું જોઈએ. ભૂતપૂર્વ મુંબઈ રાજ્યમાં શરૂ કરેલો નશાબંધીનો પ્રયોગ માનવકૃતિ જેટલા પ્રમાણમાં સફળ થઈ શકે તેટલા પ્રમાણમાં સફળ થયો છે એવી મારી દૃઢ માન્યતા છે. તેનાથી મજૂરો, કિસાનો અને પછાત જાતિઓની અને ખાસ કરીને સ્ત્રીઓની ઉન્નતિનાં નવાં દ્વાર ખુલ્લાં થયાં છે. આથી ઉત્તરોત્તર તેને વધુ ને વધુ અસરકારક અને વ્યાપક બનાવવાનું આપણું કામ દૃઢતાથી અને મક્કમતાથી ચાલુ રહેશે એવી હું આશા રાખું છું.

ગાંધીજીએ પ્રત્યક્ષ પ્રયોગ કરીને અમદાવાદમાં મજૂર મહાજનની સ્થાપના કરી અને તેમના વર્ગ-મેળના સિદ્ધાંતની સૌને પ્રતીતિ કરાવી. તેથી ગુજરાતનો વિકાસ એટલે પ્રજાના તમામ વર્ગોનો વિકાસ અને તે સહુ પરસ્પર મેળથી, એકબીજા પ્રત્યે કોઈ પણ પ્રકારની ધિક્કારની કે તિરસ્કારની લાગણી વિના, સુમેળ અને સંપથી ઉન્નતિ કરે એ પાયા પર જ આ વાતનો વિચાર કરી શકાય. વર્ગમેળના આ સિદ્ધાંતને હવે વિશ્વભરના વિચારકોએ ગાંધીજીએ માનવજાતને આપેલી મહામૂલી ભેટ તરીકે આવકાર્યો છે, ત્યારે ગુજરાતનો કોઈ પણ સમુદાય બીજાના ભોગે કે બીજાની ઉપરવટ થઈને વિકાસ કરવાનો વિચાર ન કરે. આપણે ધનિકો અને ગરીબોના અલગ વિકાસની દૃષ્ટિએ વિચાર ન કરીએ પણ સહુ સહુના સ્થાનેથી સમગ્ર પ્રજાના વિકાસનો વિચાર કરે એવું વાતાવરણ કેળવવાનો પ્રયાસ કરીએ.

ગુજરાતમાં નવા ઉદ્યોગો વિકસાવવાની વાત થાય છે; તેનું ઉદ્યોગીકરણ ઝડપી બનાવવાની જરૂરિયાત પર ભાર મુકાય છે. આધુનિક વિજ્ઞાનના પ્રભુત્વ હેઠળ ઝડપથી પલટાઈ રહેલા વિશ્વમાં આપણે ઉદ્યોગીકરણની આવશ્યકતાનો અસ્વીકાર ન કરી શકીએ. પણ સાથે જ એ ન ભૂલીએ કે ફક્ત મોટા ઉદ્યોગોથી કે યંત્રોદ્યોગોથી સમગ્ર વિશાળ આમસમુદાયને આપણે રોજગારી આપી શકવાના નથી. તેથી જ નાના પાયાના અને ગૃહ અને ગ્રામોદ્યોગોના અનિવાર્ય સ્થાનનો આપણે સ્વીકાર કરવો જોઈએ બેકારી નિવારણ તેમજ હાથ કારીગરી ને વિકસાવવા માટે પણ નાના પાયાના ગૃહઉદ્યોગોને અને ગ્રામોદ્યોગોને ઉત્તેજન તથા અમુક પ્રમાણમાં સંરક્ષણ પણ આપવું જોઈએ. આધુનિક ઉદ્યોગીકરણ સાથે તે અસંગત નથી એ વાત પણ સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ. વળી ગુજરાતના ઉદ્યોગપતિઓએ એ પણ સ્વીકારવું જોઈએ કે જે ઔદ્યોગિક સંપત્તિ તેઓ ઉત્પન્ન કરી રહ્યા છે તેનો તેઓએ ટ્રસ્ટ માનીને ઉપયોગ કરવો જોઈએ. મૂડી રોકનારની આવશ્યકતાનો પૂરો ખ્યાલ રાખવાની સાથે ઉત્પાદન- પ્રક્રિયામાં સૌથી વધુ પરિશ્રમ કરનાર શ્રમજીવીઓને ઉદ્યોગના સંચાલનમાં કઈ રીતે સાંકળી શકાય તેનો ચોક્કસ વિચાર કરવો

જોઈએ. મજૂરો અને મજૂરમંડળો. પણ મૂડી રોકનારની આવશ્યકતાઓને સદંતર અવગણે તે બરાબર નથી. હવે આયોજનના જમાનામાં ગુજરાત ફક્ત કાપડ ઉદ્યોગને પ્રાધાન્ય આપે તે પૂરતું નથી. તમામ ક્ષેત્રોમાં વિવિધ ટેકનિકલ ઉદ્યોગો શરૂ થાય તો જ ગુજરાતનો ઝડપી વિકાસ સાધી શકાશે.

ગુજરાત પણ ભારતના અન્ય પ્રદેશોની જેમ ખેતીપ્રધાન વિસ્તાર છે. આજે તે અન્નઉત્પાદનની બાબતમાં સ્વાવલંબી નથી. તેણે ઘણા જ ટૂંકા ગાળામાં દૃઢ સંકલ્પ કરીને એ બાબતમાં સ્વાવલંબી થવું આવશ્યક છે.

સાથે જ ગ્રામકાંઓમાં પંચાયતોના વિકાસ તરફ ખાસ ધ્યાન આપવું ખૂબ જ જરૂરી છે. સત્તાનું જેમ વિકેન્દ્રીકરણ આપણે કરીશું તેમ તેને જનસેવા માટે અસરકારક બનાવી શકીશું. આનો અર્થ રાજ્યની સત્તાને નબળી બનાવવાનો ન થઈ શકે. રાજ્યશાસનનું અમુક પ્રભુત્વ તો હોવું જ જોઈએ અને શાસન બિનઅસરકારક થઈ જાય એવી રીતે સત્તાના વિકેન્દ્રીકરણનો વિચાર કરી ન શકાય. પરંતુ જનતાના વિશાળ ગ્રામસમુદાયને કઈ રીતે શાસનનાં વિવિધ કાર્યો સાથે નિકટ રીતે સાંકળી શકાય તેનો વિચાર કરવાનો છે.

સમાજવાદી સહકારી સમાજરચના સ્થાપવાનો આપણે નિરધાર કર્યો છે. સહકારી આંદોલન આ રચનાને મૂર્તિમંત કરવાનું એક અસરકારક સાધન છે. ગુજરાતમાં સહકારી મંડળીઓની ઘણી મોટી સંખ્યા છે. પણ આ સહકારી મંડળીઓ ફક્ત ધિરાણના ક્ષેત્ર પૂરતું નહિ પણ જીવનવ્યવસાયનાં અનેક ક્ષેત્રોમાં વિકસાવવી જોઈએ. ખાસ કરીને સહકારી ખેતીના વિકાસને વિશેષ પ્રોત્સાહન આપવું જોઈએ. સમગ્ર માનવજીવનના ઈતિહાસ પરથી એટલી પ્રતીતિ તો જરૂર થાય છે કે સહકારી પ્રવૃત્તિથી તેની ઉન્નતિનો માર્ગ હંમેશાં ઝડપી બન્યો છે. આથી જ સહકારી પ્રવૃત્તિને ખાસ કરીને કૃષિ અને ગ્રામોદ્યોગોના ક્ષેત્રે ઝડપથી વિકસાવવા યોજનાબદ્ધ પ્રયાસો આપણે કરીશું તો સમાજવાદી સમાજની સ્થાપનાના આપણા ધ્યેયને તે અમલી બનાવી શકીશું.

ગુજરાતનું જાહેરજીવન મુખ્યત્વે કોંગ્રેસના નેતૃત્વ હેઠળ ઘડાયું છે અને તેની કેટલીક પ્રણાલીઓ સ્થપાઈ છે. આજ સુધી જે શિસ્ત અને સુમેળથી આપણે ગુજરાતનું જાહેરજીવન વિકસાવ્યું છે તેનાથી ગુજરાતે દેશમાં એક ખાસ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. કોંગ્રેસનું અધિવેશન ગુજરાતમાં ભરવાનો ઠરાવ કોંગ્રેસની વરિષ્ઠ કારોબારીએ આ જ કારણે કરેલો. આ શિસ્ત, અને આપસના વિચારભેદો કે મતભેદોનો પરસ્પર સમજૂતીથી જ ઉકેલ કરવાની આપણી પ્રણાલીને આપણે વધુ દૃઢ કરીએ એટલું જ નહિ પણ તેને વિશેષ વિકસાવવાનો પ્રયાસ કરીએ.

ગુજરાતની કોંગ્રેસને માથે ઘણી વખત એવો આક્ષેપ કરવામાં આવે છે કે તેમાં એક વ્યક્તિની સરમુખત્યારી ચાલે છે. પ્રજાની લાંબા વખતની નિસ્વાર્થ સેવા દ્વારા તેનો વિશ્વાસ સંપાદન કરનાર સંકલ્પબદ્ધ તેમ જ સિદ્ધાંતનિષ્ઠ નેતૃત્વને સરમુખત્યારી કહેવી એ ભારે મોટો વિપર્યાસ છે. લોકશાહીમાં સહુને પોતાના વિચારો વ્યક્ત કરવાની મુક્ત તક રહે તેનો અર્થ એવો નથી કે તેમાં સબળ નેતૃત્વની જરૂર નથી. બલ્કે લોકશાહીની સફળતા સબળ નેતૃત્વ પર ઘણી રીતે નિર્ભર છે. કોંગ્રેસે જે નેતૃત્વ સમગ્ર ભારતને અર્પ્યું તેને કારણે જ અગ્નિ એશિયા અને પશ્ચિમ એશિયાના દેશોમાં જે ઉપરાઉપરી શાસનપલટાઓની આફતો આવી તેમાંથી તે બચી શક્યું. નેતૃત્વનો અર્થ એટલો જ ઘટાવી શકાય કે આપસમાં મતભેદોને કારણે ગૂંચવાનો પ્રસંગ ઊભો થાય ત્યારે જેને સહુ કોઈએ નેતા તરીકે સ્વીકારેલ છે તેવી એક વ્યક્તિના નિર્ણય પ્રમાણે ચાલવાથી શાંતિભર્યો તોડ આવી શકે. ગુજરાતની કોંગ્રેસમાં તેણે સ્વીકારેલા નેતા પાસે નિર્ણય મેળવવાની જે પ્રણાલી છે તેનો આટલો જ અર્થ છે અને તે બધી જ રીતે લોકશાહીને સુસંગત છે, બલ્કે લોકશાહીમાં તે જરૂરી છે એમ મને લાગે છે.

ગુજરાતના વિકાસની ઉપરોક્ત દૃષ્ટિને ધ્યાનમાં રાખીને આ ગ્રંથમાં સમાવાયેલી વિસ્તૃત માહિતીનો ઉપયોગ વાચકો કરશે તો આ ગ્રંથનો ઉદ્દેશ સફળ થયો ગણાશે. ગુજરાતની પ્રજા સ્વાગત સમિતિના આ સાહસને વધાવી લેશે એવી આશા રાખું છું.

મોરારજી દેસાઈ

# સ્વાગતસમિતિના અધ્યક્ષનું નિવેદન

ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસનું છાસઠમું અધિવેશન ગુજરાત પ્રદેશમાં ભરવાનો કૉંગ્રેસની વડી કારોબારીએ નિર્ણય કર્યો. ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિએ આ અધિવેશનના સ્થળ તરીકે ભાવનગરની પસંદગી કરી.

કૉંગ્રેસ અધિવેશન જે પ્રદેશમાં ભરાય છે તેમાં તે કાળે અનેક ક્ષેત્રોમાં નવજાગૃતિ પેદા થાય છે. કૉંગ્રેસ પ્રજાના સમગ્ર વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવવાની નેમ ધરાવતી હોવાથી તેનું વાર્ષિક અધિવેશન ફક્ત પક્ષના સંમેલન કરતાં કંઈક વિશેષ હોય છે. તે દૃષ્ટિએ અધિવેશન પ્રસંગે અનેકવિધ કાર્યક્રમો યોજાય છે જેને કારણે પ્રજાના વિવિધ સમુદાયોને તેમનાં સર્જનો રજૂ કરવાની તક મળે છે. આ અંગે સ્વાગત સમિતિને માથે જે અનેક જવાબદારીઓ આવે છે તેમાંની એક સ્મૃતિ-ગ્રંથ પ્રસિદ્ધ કરવાની છે. દરવર્ષે આવા અધિવેશન પ્રસંગે મુખ્યત્વે અંગ્રેજી ભાષામાં અને કેટલીક વખત હિંદી ભાષામાં પણ આ ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. આ પ્રાસંગિક ગ્રંથને પણ કંઈક વિશેષ ઉપયોગી અને સ્થાયી સ્વરૂપનો બનાવી શકાય એવો પ્રયાસ કરવાનો સ્વાગત સમિતિએ નિર્ણય કર્યો અને તેથી અગાઉથી નક્કી કરેલા વિષયો પ્રમાણે અભ્યાસલેખો અને નિબંધો મેળવવાની તજવીજ કરવી એમ ઠરાવવામાં આવ્યું. ખાસ કરીને ગુજરાતના રાજ્યની રચનાના પહેલા જ વર્ષમાં જ આ અધિવેશન મળતું હોવાથી ભારતની ગુજરાતી બોલનારી વસ્તીના જીવનનાં વિવિધ પાસાંઓ અંગે પરિચયાત્મક એક-સરખા ધોરણે સંપાદિત કરેલા લેખો કે નિબંધોના સંગ્રહ રૂપે એક ગ્રંથ પ્રસિદ્ધ કરીએ તો તે ગુજરાતી ભાષામાં એક ઉપયોગી કામ ગણાશે એમ સ્વાગત સમિતિના હોદ્દેદારોને અને બીજા આગેવાનોને લાગેલું. આ દૃષ્ટિએ વિવિધ ક્ષેત્રના શક્ય તેટલા વિદ્વાનો અને નિષ્ણાતોને ગુજરાતી, હિંદી કે અંગ્રેજીમાંથી ગમે તે એક કે વધુ ભાષામાં તેમના વિષયના લેખો લખી મોકલવાની વિનંતી કરવામાં આવી. આ વિનંતીને ઘણો પ્રોત્સાહક જવાબ મળ્યો.

આવા કાર્યની જવાબદારી કોઈ એકાદ વ્યક્તિને સમગ્ર રીતે સોંપવાથી તે ઝડપથી અને સરળતાથી થઈ શકે તે દૃષ્ટિએ આ કામ ભાઈ રામલાલ પરીખને સોંપવાનો સ્વાગત સમિતિએ ઠરાવ કર્યો. આટલા ટૂંકા સમયમાં આવો દળદાર અને વિસ્તૃત માહિતી આપતો ગ્રંથ પ્રસિદ્ધ થઈ શક્યો તે સ્વાગત સમિતિ માટે સંતોષની વાત છે. લેખો જુદી જુદી ભાષામાં લખાયેલા હોવાથી તેના અનુવાદો કરાવવા પડ્યા છે અને અત્યંત ટૂંકા સમયમાં આ કામ પૂરું કરવામાં આવ્યું છે એને ધ્યાનમાં રાખીને પુસ્તકમાં રહી ગયેલી અનિવાર્ય ત્રુટિઓને સહાનુભૂતિથી નભાવી લેવા વાચકોને વિનંતી છે.

સ્વાગત સમિતિની આયોજનાને ગુજરાતના લેખક અને વિદ્વાન વર્ગે આવો સહકાર આપીને જે આવકાર આપ્યો તે સારુ તે સહુ કોઈનો હું આભાર માનું છું અને કૉંગ્રેસ તરફથી ગુજરાતી ભાષાના આ પ્રકારના સાહિત્યની પ્રવૃત્તિને ઉત્તેજન આપવાના આવા જે કાંઈ પ્રયાસો થાય તેને ભવિષ્યમાં પણ આવો સહકાર મળી રહેશે એવી આશા રાખું છું.

પ્રદેશ-ભાષામાં તૈયાર કરેલા પ્રાસંગિક લેખ-સંગ્રહને સ્થાયી ઉપયોગમાં લઈ શકાય તે દૃષ્ટિએ 'ગુજરાત એક પરિચય' આ ગ્રંથને પ્રસિદ્ધ કરીએ છીએ. તેને ભારતની ગુજરાતી બોલનારી પ્રજા હાર્દિક આવકાર આપશે એવો વિશ્વાસ રાખું છું.

કૉંગ્રેસ જેવી સર્વાંગી સાર્વજનિક સેવાની સંસ્થાએ આ ગ્રંથનું પ્રકાશન કર્યું છે અને જે ટૂંકા ગાળામાં તે શક્ય બનાવ્યું છે તેને ધ્યાનમાં રાખીને આની સમીક્ષા થશે એમ આશા રાખું છું.

ઠાકોરભાઈ મ. દેસાઈ

# સંપાદકીય

ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસનું ૬૬મું અધિવેશન ગુજરાતમાં ભાવનગર મુકામે ભરવાનો નિર્ણય કરવામાં આવ્યો તે પ્રસંગે શિરસ્તા મુજબ એક સ્મૃતિગ્રંથ પ્રસિદ્ધ કરવાનો નિર્ણય પણ સ્વાગત સમિતિએ કર્યો. દર અધિવેશન પ્રસંગે મોટે ભાગે અંગ્રેજીમાં આવો લેખ સંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવે છે. જ્યારે આ પ્રસંગે શ્રી મોરારજીભાઈ દેસાઈના સૂચનથી સ્વાગત સમિતિએ અંગ્રેજી, હિંદી અને ગુજરાતી એમ ત્રણે ભાષામાં આ ગ્રંથ તૈયાર કરવાનું નક્કી કર્યું. ગુજરાતી ભાષાના ગ્રંથને ગુજરાતનાં વિવિધ પાસાંઓનો પરિચય કરાવતો માહિતીપ્રધાન ગ્રંથ બનાવવો એમ પણ નક્કી થયું. ૬૬મા અધિવેશનની સ્વાગત સમિતિનો આ વિશિષ્ટ નિર્ણય છે. આ પહેલાંની સ્વાગત સમિતિઓએ આ પ્રકારનું પ્રકાશન ત્રણે ભાષામાં કર્યું નથી અને પ્રદેશ ભાષામાં તે પ્રદેશની વિસ્તૃત માહિતી આપતો પરિચય-ગ્રંથ તો ઘણું કરીને પહેલી જ વાર ૬૬મા કૉંગ્રેસ અધિવેશન પ્રસંગે પ્રસિદ્ધ થાય છે.

સ્વાગત સમિતિના અધ્યક્ષ શ્રી ઠાકોરભાઈ દેસાઈએ અધિવેશનના સ્મૃતિગ્રંથની ત્રણે આવૃત્તિઓનાં આયોજન અને સંપાદન કાર્યની જવાબદારી ઉઠાવવા સૂચન કર્યું છે. તેમના આગ્રહથી મેં આ જવાબદારી સ્વીકારવાની હા પાડી અને સ્વાગત સમિતિએ તે મુજબ ઠરાવ કરીને મને આ કામ સોંપ્યું. ગુજરાત વિષેના લગભગ સર્વસંગ્રહની ગરજ સારે એવી યોજના કરવાનાં સૂચનો મને મળેલાં. ગુજરાતનું નવું રાજ્ય થતાં આવા સર્વસંગ્રહ પ્રકારના ગ્રંથની આવશ્યકતા વધી છે. સર્વાંગી સર્વસંગ્રહ તૈયાર કરવાનું કાર્ય તો અનેક વિદ્વાનો ભેગા થઈને કરે ત્યારે જ સારી રીતે પાર પડે અને તેને માટે ઠીક લાંબો સમય અને નિરાંત પણ જોઈએ. જ્યારે આ ગ્રંથમાં તો અધિવેશનના સ્મૃતિગ્રંથને જેટલો વિશેષ ઉપયોગી અને આધારભૂત બનાવી શકાય તેટલો બનાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.' ગુજરાત વિષે સર્વાંગી સર્વસંગ્રહ તૈયાર કરવાનું દિશાસૂચન જો ગ્રંથથી થશે તોપણ તેનો પ્રયાસ સફળ થશે. કૉંગ્રેસ અધિવેશન જેવા પ્રસંગે પ્રસિદ્ધ થતા સ્મૃતિ-ગ્રંથમાં વિવિધ વિષયો પર સહુ કોઈના લેખો પ્રસિદ્ધ કરવામાં આવે છે તેને બદલે એક વ્યવસ્થિત યોજનાને આધારે ક્રમબદ્ધ રીતે ગોઠવેલા અને ગુજરાતના કોઈ પણ એક પાસાનો પરિચય કરવામાં વાચકને સળંગ વાચનની સરળતા રહે તે દૃષ્ટિએ આ લેખસંગ્રહનું સંપાદન કરવામાં આવ્યું છે અને તેને 'ગુજરાત એક પરિચય' નામે પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ દૃષ્ટિએ મેં આ ગ્રંથની વિષય-સૂચિ તૈયાર કરી. લા. દ. પુરાતત્ત્વ મંદિરના અધ્યાપક-સંશોધક શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી, ગુજરાત રાજ્યની વિભાગીય વિકાસ સમિતિના મંત્રી શ્રી ઉત્સવ પરીખ તથા સ્વાગત સમિતિના ઉપાધ્યક્ષ શ્રી બળવંતરાય મહેતાએ તેને વિગતે જોઈને ઉપયોગી સૂચનો કરેલાં. ઉપરાંત આ યોજનાની ચર્ચા-વિચારણા કરવા માટે રસ ધરાવતા લેખકો અને વિદ્વાનોની એક સભા પણ બોલાવવામાં આવી. આ સભામાં આ યોજનાની વિગતવાર ચર્ચા કરવામાં આવી અને સહુ કોઈએ ઘણાં ઉપયોગી સૂચનો કર્યાં. આ બધા પરથી છેવટની વિષય-સૂચિ તૈયાર કરીને આ ગ્રંથ માટે અભ્યાસ-લેખો અને નિબંધો મેળવવાનું કામ અમે શરૂ કર્યું. ગુજરાતમાં કે ગુજરાત બહાર રહેતા બિન-ગુજરાતી વિદ્વાનોનો પણ આમાં સહકાર માગવામાં આવ્યો અને તેથી જ તેમના મૂળ અંગ્રેજી લેખોના અનુવાદો કરાવીને પણ આ ગ્રંથમાં સમાવ્યા છે. ટૂંકા ગાળામાં મહત્ત્વના વિષયોના અનુવાદો તૈયાર કરવામાં અમને ખૂબ જ મુશ્કેલીઓ પડી છે. અને જુદી જુદી વ્યક્તિઓ પાસેથી જુદા જુદા લેખોના અનુવાદો કરાવવાથી તેમાં સ્વાભાવિક ત્રુટિઓ રહી ગઈ છે. જ્યાં જ્યાં શક્ય લાગ્યું ત્યાં લેખકને તેમના લેખનો અનુવાદ બતાવવાનો અમે પ્રયાસ કરેલો અને તે રીતે તેને મઠારી લેવાયા હતા. આમ છતાં સમયના અભાવે આ વાત તમામ લેખોની બાબતમાં શક્ય બની નથી. વળી એક જ વિષય પર ઘણી વાર બે ત્રણ લેખકોના લેખો આવેલા, છતાં એક જ વિષયની વિવિધ દૃષ્ટિથી રજૂઆત થાય તોપણ તે ઉપયોગી ગણાશે એમ માનીને જ અમે તેવા લેખોને પણ સમાવી લીધા છે. ૧૯૪૨માં વડોદરા મુકામે ભરાયેલી ભારતીય વિજ્ઞાન પરિષદ પ્રસંગે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીએ અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ કરેલા સ્મૃતિગ્રંથના પણ કેટલાક મહત્ત્વના લેખોના અનુવાદો તેમના લેખકોની સંમતિથી આ ગ્રંથમાં સમાવ્યા છે તેની સાભાર નોંધ લઉં છું. ગુજરાત રાજ્યની સ્થાપના પ્રસંગે પ્રસિદ્ધ કરવામાં આવેલા 'કૉંગ્રેસ પત્રિકા'ના વિશેષાંકમાંથી પણ કેટલાક લેખો આ ગ્રંથમાં સમાવવામાં આવ્યા છે. તેમજ તેમાં પ્રસિદ્ધ થયેલા કેટલાક નકશાઓના તથા ચિત્રોના બ્લૉકોનો ઉપયોગ કરવા દેવા બદલ કૉંગ્રેસ પત્રિકાના તંત્રીનો પણ આભાર માનું છું. આ ગ્રંથની યોજનાને મર્યાદિત સમયમાં પાર પાડવામાં અનેક મુશ્કેલીઓમાંથી

અમારે પસાર થવું પડયું છે. લેખો મેળવવાની મુદત અનેક વખત લંબાવવા છતાં સઘળા લેખો કોઈ પણ ચોક્કસ તારીખે મળી ન રહ્યા અને ગ્રંથની સમગ્ર પ્રત તૈયાર કરવાનો અવકાશ ન મળ્યો. છેક છેવટ સુધી મહત્ત્વના લેખો આવતા રહ્યા અને તેથી મુદ્રણ કામમાં નિયત સમયપત્રક પ્રમાણે ચલાવી શકાયું નહીં. આથી લેખો મેળવવા અને અંગ્રેજી લેખોના ગુજરાતી અનુવાદ કરાવવામાં જ સારી એવી સંગઠન શક્તિ લાગવાથી સંપાદન કાર્યમાં સ્વાભાવિક રીતે જ પૂરતો સમય આપી શકાયો નથી. આમ છતાં સઘળા લેખો તેના સ્વાભાવિક ક્રમમાં અને એકસરખાં ધોરણે સંપાદિત કરીને સમાવવાનો સતત પ્રયાસ અમે કર્યો છે. અંગ્રેજી અને હિંદી આવૃત્તિનું કામ પણ એક સાથે જ ચાલેલું, તે બધાને કારણે અનેકવિધ મર્યાદાઓમાં આ કામ પૂરું કર્યું છે તેની વાચકો નોંધ લેશે એવી આશા રાખું છું.

ગ્રંથના લેખો મેળવવામાં ગુજરાત યુવક કૉંગ્રેસના માજી સહમંત્રી શ્રી અજિતકુમાર ડાભી, યુવક કૉંગ્રેસના પશ્ચિમ વિભાગના સંગઠક શ્રી કનુભાઈ પટેલ, તથા વડોદરા શહેર જિલ્લા કૉંગ્રેસ સમિતિના ઉપ-પ્રમુખ શ્રી રમણભાઈ પટેલ તેમ જ સુરતના કૉંગ્રેસ કાર્યકર શ્રી પોપટ વ્યાસે, ગુજરાત યુવક કૉંગ્રેસના મંત્રી શ્રી ઈંદુભાઈ પટેલ તથા શ્રી પ્રફુલ્લભાઈ પંડ્યાએ ખાસ મદદ કરી છે. તેની સાભાર નોંધ લઉં છું.

સ્વાગત સમિતિનાં ઉપાધ્યક્ષ શ્રી મણિબહેન પટેલે પણ કેટલાક લેખો મેળવી આપવામાં ખાસ મદદ કરી હતી. આ અનેક મિત્રોની મદદ અને સક્રિય સહકારથી જ આવી મોટી સંખ્યામાં અભ્યાસ-લેખો મેળવી શકાયા છે.

સરદાર વલ્લભભાઈ આર્ટસ કોલેજના આચાર્ય શ્રી ચીમનભાઈ પટેલે છેક પહેલેથી જ આ ગ્રંથના આયોજન સંપાદન તેમજ લેખ સંગ્રહના કાર્યમાં સક્રિય મદદ કરી છે. તેની સાભાર નોંધ લઉં છું.

આ કામમાં સ્વાગત સમિતિના અધ્યક્ષ શ્રી ઠાકોરભાઈ દેસાઈએ ખૂબ જ હૂંફ અને પ્રોત્સાહન આપેલાં, જે વિના કદાચ આ કામ પૂરું કરવાનું શક્ય બન્યું ના હોત. સ્વાગત સમિતિના મંત્રી શ્રી કાંતિલાલ ઘીયા અને ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિના સ્થાયી મંત્રી શ્રી નાનુભાઈ દેરાસરીએ અનેક પ્રકારની વહીવટી મદદ આ કામમાં આપી છે. તેમનો ખાસ આભાર માનવાની તક લઉં છું.

'કુમાર'ના વ્યવસ્થાપક શ્રી બચુભાઈ રાવતે પણ આ કામ અંગે અવારનવાર ઉપયોગી સૂચનો કરેલાં અને ગ્રંથનું કવરપેજ તેમણે જાતે દેખરેખ રાખીને તૈયાર કરાવી આપ્યું છે.

'નવજીવન' ટ્રસ્ટના વ્યવસ્થાપક શ્રી જીવણજીભાઈ દેસાઈએ કેટલીક અગવડો નભાવી લઈને પણ આ ગ્રંથ પ્રેસમાં સમયસર છાપી આપ્યો છે. અને પ્રેસના મૅનેજર શ્રી ધીરુભાઈ નાયકે આ ગ્રંથ છાપવામાં સક્રિય સૂચનો અને મદદ કર્યાં છે.

શ્રી મોરારજીભાઈ દેસાઈએ તેમનાં અનેક રોકાણોમાંથી સમય કાઢીને ગ્રંથનો આમુખ લખી આપ્યો છે તે બદલ તેમનો ખાસ આભાર માનું છું.

ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિનો સ્ટાફ, 'સુવેનેર' વિભાગનો સ્ટાફ તથા અનેક મિત્રો જેમણે અત્યંત ટૂંકા ગાળામાં ગ્રંથના લેખોના અનુવાદો કરી આપ્યા છે તે સહુ કોઈ તેમ જ જેમણે આ ગ્રંથની યોજનાને પાર પાડવામાં સહકાર આપ્યો છે તેમ જ ઉપયોગી સૂચનો ને માર્ગદર્શન કર્યું છે તે સહુનો આભાર માનું છું. અને સ્વાગત સમિતિના અને ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિના સઘળા હોદ્દેદારોનો આવી મોટી જવાબદારી મને સોંપવા બદલ અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

છેવટે આ ગ્રંથની ત્રુટિઓને વાચકો સહાનુભૂતિથી જોશે એવી આશા રાખું છું.



# વિષયસૂચિ

## ભાષા અને સાહિત્ય



## શિક્ષણ અને આરોગ્ય

## વહીવટી તંત્ર (શાસન)



## અર્થવ્યવસ્થા



## વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર



## વિકાસ

## સંશોધન



## જાહેરજીવન



## નકશાઓ અને ચિત્રો





તથા કાર્યકર વર્ગના નાનામોટા સેવકો મળતા આ ઉપરાંત પ્રજા પરિષદ યુવક સમિતિ પણ તે કાળ દરમ્યાન યુવકોને લોકસેવાના બુનિયાદી પાઠો આપતી હતી. લોક કેળવણીની દૃષ્ટિએ 'સમાજ-દર્શન', 'ખાદી ગ્રામોદ્યોગ'નાં પ્રદર્શનો પણ તેના આશ્રયે થયાં તે નોંધપાત્ર હતાં. સ્વ. યુસુફ મહેરઅલી તથા શ્રી અશોક મહેતા જેવા નેતાઓ યુવકોને અહીં પ્રોત્સાહિત કરી ગયા હતા. ભાવનગરને શહેર સુધરાઈ પણ સ્વ. સર પટ્ટણીના સમયમાં પ્રજાને પ્રાપ્ત થઈ હતી. આ રીતે ગગા ઓઝા, શામળદાસ મહેતા અને પ્રભાશંકર પટ્ટણી એ મંત્રી ત્રિપુટિને ભાવનગરના ઘડવૈયાઓમાં અગ્રગણ્ય સ્થાન આપી શકાય. આજના ભાવનગરની સંસ્કારભૂમિમાં તેમણે પાયાનું કાર્ય કર્યું છે.

## ગાંધીયુગના ભાવનગરના ઘડવૈયા

ભાવનગરમાં પદ્ધતિસરની પ્રજાકીય જાગૃતિ લાવનાર વ્યક્તિઓમાં શ્રી દેવચંદભાઈ ઉત્તમચંદ પારેખ બાર એટ-લૉની સેવાઓ અવિસ્મરણીય છે. કાઠિયાવાડ રાજકીય પરિષદના આદ્ય કાર્યકર તરીકે પ્રજાજાગૃતિના તેઓ અગ્રેસર ગણાય. લોકજાગૃતિના આ ઉન્મેષને શ્રી ગુલાબરાય ગોવિંદરાય દેસાઈ તથા તેમના સહકાર્યકર શ્રી દોલતરાય દેસાઈ, શ્રી રણછોડદાસ ગાંધી વગેરેએ ઝીલ્યો અને અધિકાર બઢાવ્યો.

અખિલ હિન્દ દેશી રાજ્યની પરિષદનું મંત્રીપદ લાંબા કાળ સુધી શોભાવી, ભાવનગરના શ્રી બળવંતરાય ગો. મહેતાએ ઘણી જ ઉજ્જ્વલ એવી સેવાઓ આપી છે. વિદેશી રાજતંત્રની ધૂંસરી નીચે, દેશી રાજ્યોની પ્રજાના પ્રશ્નો તે કાળે ઘણા જ જટિલ અને અકળાવનારા હતા તે સૌ જાણે છે. આ પ્રશ્નોના સફળ ઉકેલ માટે શ્રી બળવંતરાય ગો. મહેતા તથા તેમની પ્રેરણા ઝીલનાર કાર્યકર મિત્રોને ફાળે સર્વ યશ જાય છે. ભારતના નવોત્થાનમાં શ્રી બળવંતરાયભાઈ ગો. મહેતાએ 'એસ્ટીમેટ્સ કમિટીના ચેરમેન" તરીકે પણ મહામૂલી સેવાઓ આપી છે.

આજે પણ ગાંધીયુગના ભાવનગરનું ઘડતર શ્રી બળવંતરાય મહેતા, શ્રી જગુભાઈ પરીખ અને શ્રી જાદવજીભાઈ મોદીની હાથે થયું છે તેમ થઈ રહ્યુ છે. ગાંધીયુગનાં મંડાણ થતાં સ્વાતંત્ર્યસંગ્રામમાં ભાવનગરના કોંગ્રેસ કાર્યકરોએ પોતાનો ફાળો પૂરા પ્રમાણમાં આપ્યો છે. રાજસ્થાની (દેશી રાજ્યોની) પ્રજાના ઉત્થાનમાં તેમ જ કાઠિયાવાડ રાજકીય પરિષદ આદિ સંસ્થાઓની પ્રવૃત્તિઓમાં શ્રી બળવંતરાય મહેતા જેવા કાર્યકરોએ અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે. ગાંધીયુગની બધી વિકાસ પ્રવૃત્તિઓમાં સત્યાગ્રહ, રચનાત્મક કાર્યક્રમ, હરિજનોદ્ધાર, ગ્રામસુધારણા, રાષ્ટ્રીય કેળવણી, મહિલા કેળવણી, હિંદી પ્રચાર આદિમાં ભાવનગરના કાર્યકરોએ યુગબળો સાથે કદમ મિલાવ્યાં છે. નવયુગની ક્રાન્તિકારી મનોદશાની હવા પ્રજાના વિશાળ સમુદાયમાં તેમણે સફળતાથી ફેલાવી છે. તેથી સૌરાષ્ટ્રમાં ભાવનગર કેટલીક રાજકીય, સામાજિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં સમય તેમ જ સિદ્ધિની દૃષ્ટિએ મોખરે રહ્યું છે. અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિ ભાવનગરમાં ઘણી વહેલી શરૂ થઈ હતી અને તે પ્રવૃત્તિના અખિલ ભારતીય કાર્યકર્તા શ્રી ઠક્કરબાપા ભાવનગરના જ વતની હતા. પૂ. ઠક્કરબાપા ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાંથી ઉત્તીર્ણ થયેલ વિદ્યાર્થી વર્ગમાં હતા. તેમણે ભાવનગર હરિજન આશ્રમની સ્થાપના કરી હતી. આ આશ્રમના પ્રથમ કુલપતિ તરીકે શ્રી બળવંતરાય ગો. મહેતાએ તે સમયમાં કામ કર્યું હતું. આજની ગુજરાત કોંગ્રેસના સર્વોચ્ચ મોવડી ગણાતા શ્રી મોરારજી દેસાઈનું શૈશવ પણ ભાવનગર સાથે સંકળાયેલું છે. ગાંધીજી અને સરદાર વલ્લભભાઈની દોરવણી નીચે ભાવનગરના કાર્યકરોએ પ્રજા-જીવનના ઉત્થાનનું કાર્ય હાથ ધર્યું હતું અને તેમાં તેમને યશસ્વી સિદ્ધિ સાંપડી છે.

## ગાંધીજીનો ભાવનગર સાથેનો સંબંધ અને 'ગાંધીસ્મૃતિ'

ભાવનગરનું એક મોટું સદ્ભાગ્ય એ છે કે તેની શામળદાસ કૉલેજમાં ગાંધીજીએ પ્રથમ વર્ષ વિનયનમાં અભ્યાસ કર્યો હતો. રાષ્ટ્રપિતા આ કૉલેજમાં ભણ્યા હતા તે કૉલેજ માટે તેમ જ ભાવનગર માટે હંમેશા ગૌરવનો વિષય રહેશે. ગાંધીજી પણ શામળદાસ કૉલેજને પોતાની માતૃસંસ્થા ગણતા. શ્રી મનુબહેને એક સ્થળે નોંધ્યું છે કે દેશી રાજ્યોના વિલીનીકરણના દિવસોમાં ભાવનગરના મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી ગાંધીજીને મળવા ગયા ત્યારે ગાંધીજીએ તેમને ખૂબ આદર આપ્યો હતો અને છેક મોટર સુધી તેમને વળાવવા પણ ગયા હતા. તેમના અંતેવાસીઓને આથી ઘણું આશ્ચર્ય થયું હતું. કારણ કે ગાંધીજી અત્યંત વિરલ પ્રસંગે આવી રીતે મોટર સુધી વળાવવા જતા. પોતાના સાથીઓને આશ્ચર્ય થતું જોઈ તેમણે કહ્યું હતું કે, "હું ભાવનગરની શામળદાસ કૉલેજમાં ભણ્યો હતો, એટલે એ તો મારા રાજા ગણાય. એમને મારે માન આપવું જ જોઈએ." અભ્યાસકાળ બાદ ગાંધીજી ભાવનગરમાં ૧૯૧૫ માં ગોખલે મેમોરિયલ ફંડ માટે આવ્યા હતા. ગાંધીજી ગોખલે સ્મારક માટે ભાવનગર આવ્યા ત્યારે નીલમબાગ મહેલમાં તે વખતના રાજવી ભાવસિંહજીને મળવા ગયેલા. તે વખતે હિંસક ચિત્તાઓ છૂટા ફરતા હતા. ગાંધીજીને જોઈ ચિત્તાએ હુંકાર કર્યો છતાં ગાંધીજી નીડર રહી અંદરના ખંડમાં દાખલ થયા. ભાવસિંહજીએ રાણીશ્રી નંદકુંવરબાને ગાંધીજીની ઓળખાણ આપી ત્યારે ગાંધીજીએ કહેલું "હું તો ભાવનગરમાં રાજકીય નેતા તરીકે નહિ પણ મારાં ફઈને ઘેર – ભાવનગર આવ્યો છું." એટલે કે ભાવનગર-પોરબંદરને મામા ફોઈનો સંબંધ હતો. આ મુલાકાત બાદ ગાંધીજીના ઉદ્ગારો હતા. "હું તો દક્ષિણ આફ્રિકામાં અહિંસા, અહિંસા એમ કૂટી રહ્યો હતો. પરંતુ ભાવનગરના રાજવી ભાવસિંહજીએ તો હિંસક ચિત્તાઓને પણ અહિંસક કરી મૂક્યા છે; એ જોઈ મારી છાતી ગજ ગજ ફૂલે છે. હું આજે એક નવો પાઠ શીખ્યો." ૧૯૨૫ માં ગાંધીજી ત્રીજી કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખ તરીકે આવ્યા હતા. ૧૯૩૪ માં હરિજનયાત્રા દરમિયાન આવ્યા હતા. ભાવનગર મ્યુનિસિપાલિટીએ ગાંધીજીને ૧૯૩૪ માં સન્માનપત્ર અર્પણ કર્યું હતું. દેશી રાજ્યમાં આ રીતનું પ્રજાકીય પગલું એ એક વિરલ વિકાસનું સૂચક હતું. આ બધા પુણ્યપ્રસંગોના તેમ જ રાષ્ટ્રપિતા લેખેના ગાંધીજીના જીવનકાર્યના સ્મરણરૂપે ભાવનગરમાં 'ગાંધીસ્મૃતિ' નામની એક વિશાળ સંસ્થા ૧૯૫૫ થી શરૂ કરવામાં આવી છે. ગાંધીસ્મૃતિનો વિશાળ પ્લૉટ અહીંના ધાણાવાળા શેઠ શ્રી અબ્દુલભાઈએ આપ્યો. મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીએ ૫ લાખ રૂપિયા જેટલી મૂડી સમર્પી તથા ગાંધીસ્મૃતિમાં ગાંધી-જીવન-દર્શનની સુંદર છબીઓની સજાવટમાં શ્રી વિઠ્ઠલભાઈ ઝવેરીની રસનિષ્ઠ ગાંધીભક્તિનો સંપૂર્ણ ફાળો છે. ગાંધી-સંગ્રહાલય, ગાંધી પુસ્તકાલય, ખાદી અને ગ્રામોદ્યોગ, મહિલા-બાલ પુસ્તકાલય, વાચનાલય, રંગમંચ, કલાકારીગરી વિભાગ, બાળસંગ્રહાલય, બાર્ટન સંગ્રહાલય વગેરે વિભાગોમાં તેનુ કાર્ય વહેંચાયેલું છે. ગાંધીવિચારસરણી તેનાં જુદાં જુદાં પાસાંઓમાં જીવંત રહે અને લોકો તેમાં જીવંત રસ લેતા રહે તે આ સંસ્થાનો એક મધ્યવર્તી ઉદ્દેશ છે, અને તેને અનુસરીને બધાં કાર્યો થઈ રહ્યાં છે. સરદાર વલ્લભભાઈ પટેલે ૧૫ મી જાન્યુઆરી ૧૯૪૮ને રોજ તેનો પાયો નાખ્યો હતો. અને ૧૯૫૫ ની પહેલી નવેમ્બરના રોજ પંડિત જવાહરલાલ નેહરુએ તેનુ ઉદ્ઘાટન કર્યું હતું. આટલા ટૂંકા ગાળામાં પણ 'ગાંધી-સ્મૃતિ' ભાવનગરના સાંસ્કૃતિક જીવનમાં અગત્યનું સ્થાન મેળવી શક્યું છે અને ભવિષ્યમાં તે એક મોટું સાંસ્કૃતિક બળ બની રહેશે એવી આશા સહેજે રાખી શકાય. ગાંધીસ્મૃતિની જેમ સરદારસ્મૃતિ સ્થાપવાની પણ ભાવનગરના કાર્યકરોની ખ્વાહિશ છે અને તેને અંગેનું કાર્ય પણ ચાલુ છે.

### દક્ષિણામૂર્તિ દ્વારા કેળવણીમાં ક્રાન્તિ

કેળવણીની દૃષ્ટિએ ભાવનગર અગ્રગણ્ય સ્થાન ધરાવતું આવ્યું છે. સૌરાષ્ટ્રમાં સહુ પ્રથમ કૉલેજ ભાવનગરે શરૂ કરી હતી. પ્રિન્સિપાલ સંજાણા તથા પ્રિન્સિપાલ ટી. કે. ગજ્જર જેવા પ્રભાવશાળી પ્રિન્સિપાલો અને પ્રા. શ્રી. મણિલાલ નભુભાઈ તથા પ્રા. શ્રી. રવિશંકર જોશી જેવા પ્રતિભાશાળી પ્રાધ્યાપકો આ કૉલેજને મળ્યા છે. આ રૂઢ પ્રકારની કેળવણી ઉપરાંત અરૂઢ પ્રકારની કેળવણીના ક્રાન્તિકારી પ્રયોગો ભાવનગરમાં થયા તેનું મહત્ત્વ પણ ઘણું છે. શ્રી નાનાભાઈ ભટ્ટે ભાવનગરની કૉલેજના પ્રાધ્યાપક તરીકેની કામગીરીનું રાજીનામું આપીને દક્ષિણામૂર્તિ નામની નવી કેળવણીસંસ્થા શરૂ કરી તે ઘટના સમગ્ર દેશની કેળવણીના ઇતિહાસમાં મહત્ત્વની છે. ટાગોરના શાંતિનિકેતન ને ગાંધીજીની વિદ્યાપીઠ જેટલું તેનું મહત્ત્વ છે. નવી કેળવણીની દિશામાં નાનાભાઈનું એ એક મોટું ક્રાંતિકારી પગલું હતું. એ કાર્યમાં શ્રી ગિજુભાઈ બધેકા જેવા અગ્રગણ્ય બાળકેળવણીકાર અને શ્રી હરભાઈ ત્રિવેદી જેવા નૂતન કેળવણીકારનો શ્રી નાનાભાઈને સાથ સાંપડ્યો હતો. દક્ષિણામૂર્તિ એ રીતે યશસ્વી સિદ્ધિ મેળવી શકી. (દક્ષિણામૂર્તિના ચાર આદ્યસ્થાપકોમાં શ્રી નથુરામ શર્મા, શ્રી મોટાભાઈ, શ્રી નાનાભાઈ અને શ્રી ઓધવજીભાઈ બધેકા હતા.) આજે હવે દક્ષિણામૂર્તિનું વિસર્જન થયું છે તોપણ તેણે કેળવણીની જે નવી દૃષ્ટિ આપી તે ચિરંજીવ દેખાઈ ગયેલી છે. શ્રી નાનાભાઈ ભટ્ટે કેટલાંક વર્ષોથી આંબલામાં ગ્રામદક્ષિણામૂર્તિની અને સણોસરામાં લોકભારતીની સ્થાપના કરી છે. લોકભારતીમાં શ્રી નાનાભાઈને શ્રી મનુભાઈ પંચોળી ('દર્શક') જેવા વિચારશીલ અને કર્તવ્યપરાયણ સાથીદાર સાંપડ્યા છે. શ્રી ગિજુભાઈની બાલમંદિરની પ્રવૃત્તિ તો સમગ્ર ગુજરાતમાં તેમ જ દેશભરમાં ફેલાવા લાગી છે. બાળકેળવણીની દિશામાં તેમ જ રાષ્ટ્રીય કેળવણીની દિશામાં ભાવનગરે એક ક્રાન્તિકારી સોપાન ભર્યું છે તેમ કહી શકાય. ભાવનગર રાજ્યે નિરક્ષરતા-નિવારણ તથા પ્રૌઢશિક્ષણની બાબતમાં સારો પ્રયત્ન કરેલો. રાજ્યના શિક્ષકોનું એક જ્ઞાનસત્ર પણ યોજેલું. ભાવનગરને આંગણે પ્રથમ છાત્રાલય સંમેલન પણ ભરાયું હતું. કેળવણી ઉપરાંત અન્ય સાંસ્કૃતિક સંસ્થાઓમાં બાર્ટન લાઇબ્રેરી, થિયોસૉફિકલ સોસાયટી, શિશુવિહાર તથા ભાવનગર સ્ત્રી-કેળવણી-મંડળ સંચાલિત મહિલા વિદ્યાલય અને મહિલા કૉલેજ, મહિલા મંડળ, સાહિત્ય સભા, રાષ્ટ્રભાષા સમિતિ, કાવ્યસભા, યંગ ક્લબ, સંગીતમંડળ આદિનો ફાળો નોંધપાત્ર છે.

ભાવનગરમાં સ્ત્રી કેળવણીના વિકાસમાં સ્વ. અમૃતલાલ દાણીએ ઘણો ફાળો આપ્યો છે. નારી-જીવનને લક્ષમાં રાખીને તેમણે સ્ત્રી-કેળવણીની અધિક પ્રગતિક દૃષ્ટિએ સજાવટ કરી. મહર્ષિ કર્વેની પ્રેરણા પણ એમણે સારી રીતે ઝીલી. શ્રી બળવંતભાઈ મહેતા, શ્રી મેઘાણીભાઈ જેવી વ્યક્તિઓએ આ સંસ્થામાં પોતાની યુવાવસ્થા દરમિયાન સમાજરચનાના પાયા પણ અહીં જ રચ્યા. આજે ભાવનગર સ્ત્રીકેળવણીમંડળ અતિ સમૃદ્ધ એવી સંસ્થા છે અને બાલમંદિરથી ઉચ્ચ શિક્ષણ પર્યંતનું શિક્ષણ-કાર્ય આ સંસ્થા કરી રહી છે. ભાવનગરમાં નારી-સંસ્કારને ક્ષેત્રે આ સંસ્થાની સેવાનું મૂલ્યાંકન ઘણું ઊંચું છે. શ્રી જયાબહેન દાણી આજે સ્વ. દાણીભાઈ-મંડિત આ સંસ્કારયજ્ઞમાં હજુ પોતાના કર્તવ્યની આહુતિ આપી રહ્યા છે.

ભાવનગરમાં આજે શામળદાસ કૉલેજ અને સર પી. પી. ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ ઉપરાંત એમ. જે. કૉમર્સ કૉલેજ અને સર ભાવસિંહજી પૉલીટેકનિક ઇન્સ્ટિટ્યૂટ પણ સ્થપાયેલ છે. આવી વિવિધ સંસ્થાઓની સતત ચાલતી પ્રવૃત્તિને લીધે ભાવનગર કેળવણી વિષયક તેમ જ સાંસ્કૃતિક ક્ષેત્રે મોખરે રહ્યું છે.

ભાવનગરમાં સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન નમક સંશોધન કેન્દ્રની સ્થાપના પણ થઈ છે. આ સંસ્થા અખિલ હિંદની સંશોધન સંસ્થાઓમાં ઘણું મહત્ત્વનું સ્થાન ભોગવે છે. સૌરાષ્ટ્રને વિશાળ સાગર-કાંઠો છે. મીઠાનું ઉત્પાદન ભાવનગરમાં પણ વિશાળ પાયા પર થાય છે. ગ્રામોદ્યોગની દૃષ્ટિએ મીઠાના સંશોધનથી અનેક નાનામોટા આનુષંગિક ઉદ્યોગોની શક્યતા છે. આ ઉપરાંત ખોરાકની દૃષ્ટિએ પણ નમકનો અભ્યાસ અતિશય છે. ભાવનગરની આ સંસ્થા અખિલ હિંદના વૈજ્ઞાનિક વિકાસની એક નિશાની રૂપ છે.

ધર્મ તેમ જ સમાજ-સંસ્થાની દૃષ્ટિએ ભાવનગરમાં થિયોસૉફિકલ લૉજે પણ સેવાઓ આપી છે. મૂળ 'સૌરાષ્ટ્ર લૉજ', જેના પ્રથમ પ્રમુખ વઢવાણના ઠાકોર સાહેબ, તથા ના. દાજીરાજજી હતા. વસ્ત દરબાર રામોજીથી હરિસિંહજી, પ્રો. જમશેદજી ઉનવાળા, મિ. જીવ ગુલાબભાઈ બેગ વગેરે તેના સભ્યો હતા. પ્રિન્સિ. જમશેદજી ઉનવાળા, ભાવનગરના નિવૃત્ત દીવાન દુર્લભરાય મ. ઓઝા, શ્રી ભગવંતરાય ઓઝા, શ્રી પ્રાણજીવનદાસ ઓધવજી ઠક્કર તથા શ્રી હરજીવનદાસ કા. મહેતા ઉત્તરોત્તર પ્રમુખ થયા. આ દાયકાઓમાં, સમાજસુધારણા, ધર્મવિષયક બિનસાંપ્રદાયિક છતાં તત્ત્વનિષ્ઠ વિચારણા, બહુલ વિસ્તાર તથા સમાજ ઉપકારી શિક્ષણ વગેરે પ્રજાના માનસિક તથા નૈતિક આરોગ્ય માટે તેમણે ઘણી સારી સેવાઓ અર્પી છે. સ્વ. સર પ્રભાશંકર પટ્ટણી, દીવાન બહાદુર ત્રિભુવનદાસ કા. ત્રિવેદી, શ્રી ગુલાબરાય ગોવિંદરાય દેસાઈ, શ્રી ભૂપતરાય વિઠ્ઠલરાય મહેતા, શ્રી ગિરજાપ્રસાદ હરિપ્રસાદ દેસાઈ, શ્રી પરમાનંદદાસ વિઠ્ઠલદાસ ઠક્કર, શ્રી ગોપાળજી ઓધવજી ઠક્કર, શ્રી ફુરામજી કાંગાબિલ્ડર, પ્રો. વિઠ્ઠલરાય મહેતા, શ્રી અમૃતલાલ દાણી, શ્રી હરિભાઈ ઠક્કર વગેરેએ જીવનપર્યંત લૉજમાં સક્રિય સેવાઓ આપીને, ભાવનગરની ભૂમિ પર એક સંસ્કૃતિ-સ્થાન બનાવ્યું છે. આજે શ્રી હરજીવનદાસ મહેતા, શ્રી નેણુભાઈ ભટ્ટ તથા પ્રો. શ્રી રવિશંકર જોષી વગેરે આ સાંસ્કૃતિક વારસાની માવજત કરી રહ્યા છે.

ભાવનગરની પડોશમાં અમરગઢનું ક્ષયરોગ નિવારણ કેન્દ્ર (શેઠશ્રી જે. પુરુષોત્તમદાસ પારેખ ટી. બી. હૉસ્પિટલ) આજે એક વિશાળ સંસ્થા તરીકે પાંગર્યું છે. જ્યારે રક્તપિત્ત જેવી ભયંકર રોગનું રક્તપિત્ત નિવારણ માટે શેઠશ્રી મેઘજી પેથરાજ લેપ્રેસોરિયમ જેવી સંસ્થાઓ સમાજકલ્યાણ કરી રહી છે.

### ભાવનગરની યશસ્વી સાહિત્યસાધના

સાહિત્યક્ષેત્રમાં ભાવનગર એક પુરાણો અને પ્રસિદ્ધ દુર્ગ ગણાય છે. દરેક પેઢીમાંથી કેટલાક યશસ્વી સારસ્વતો ભાવનગરને મળ્યા છે. ગુજરાતનો આદિકવિ નરસિંહ મહેતા ભાવનગર રાજ્યના તળાજા ગામમાં જન્મ્યો હતો. શિહોરના કવિ ગોવિંદની હિંદી કૃતિઓએ હિંદી સાહિત્યમાં ઉલ્લેખનીય સ્થાન પ્રાપ્ત કર્યું છે. વેદાંતી કવિ મનોહર સ્વામી ભાવનગરમાં થઈ ગયા. જેમનું સર્જનકાર્ય ભાવનગરમાં ન થયું હોય પણ જેઓ ભાવનગર સાથે સંકળાયેલા હોય તેવા તો ઘણાયે સાહિત્યકારો થયા છે. જેમ કે, ગોવર્ધનરામ ત્રિપાઠી, રણજિતરામ મહેતા, બ. ક. ઠાકોર, નાનાલાલ, કલાપી, કૃષ્ણલાલ મો. ઝવેરી વગેરે ભાવનગર સાથે સંકળાયેલા હતા અને ગોવર્ધનરામને તો નવલકથાનું કેટલુંક વસ્તુ જ ભાવનગરમાંથી પ્રાપ્ત થયું હતું. દલપતરામને કવીશ્વરનું બિરુદ ને વર્ષાસન ભાવનગરે આપ્યાં હતાં. અભેદમાર્ગપ્રવાસી મણિલાલ નભુભાઈ શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક હતા અને સાથોસાથ સાહિત્યપ્રવૃત્તિ કરી રહ્યા હતા. ગુજરાતને એક ઉત્તમ કવિ ભાવનગરે આપ્યા છે અને તે કવિ કાન્ત. કવિશ્રી બોટાદકર ભાવનગર રાજ્યના ગામ બોટાદના વતની હતા અને રાજ્યે કવિ તરીકે તેમની કદર પણ કરી હતી. કવિ પઢિયાર, પ્રો. કાઠિયાવાડી, ભરતકવિ ત્રિભુવન અને કવિ હરગોવિંદ પ્રેમશંકર પણ ભાવનગર સાથે સંબંધ ધરાવતા હતા. ભાવનગર સાહિત્યસભાના આદ્યમંત્રી શ્રી માનશંકર પીતાંબર મહેતાના સમયે ગુજરાતી સાહિત્ય સંમેલન ભાવનગરને આંગણે ભર્યું હતું. ભાવનગરનો સારસ્વત ઇતિહાસ લખાય તો આ સમય અનેક સાહિત્યકારોનો જન્મદાતા નીવડ્યો હતો તેમ અવશ્ય લાગે. ગુજરાતને બે નીડર, નિષ્ઠાવાન અને અભ્યાસશીલ વિવેચક ભાવનગરમાંથી સાંપડેલ છે અને તે 'કૌમુદી'કાર અને 'માનસી'કાર વિજયરાય ક. વૈદ્ય તથા શ્રી વિશ્વનાથ મ. ભટ્ટ. ગુજરાતી સાહિત્યમાં એકાંકી નાટકનું સ્વરૂપ શરૂ કરનાર બે



સરદાર વલ્લભભાઈ પટેલ



પંડિત જવાહરલાલ નહેરુ



શ્રી સંજીવ રેડ્ડી
(પ્રમુખ ૬૬ મું કોંગ્રેસ અધિવેશન)

# ગુજરાત રાજ્ય

—પ્રાકૃતિક—

કચ્છનું રણ

ભુજ ઉચ્ચ પ્રદેશ

બનાસ નદી

સરસ્વતી નદી

સાબરમતી નદી

મહી નદી

કચ્છનો અખાત

ભાદર નદી

વિશ્વામીત્રી

નર્મદા નદી

કીમ નદી

તાપી નદી

પૂર્ણા નદી

અંબિકા

ખંભાતનો અખાત

| | |
|---|---|
| ■ | ૩000 ફુટ ઉંચાઈ |
| ▦ | ૨000 " " |
| ▨ | ૧000 " " |
| ░ | ૨૫૦ " " |
| + + | સમુદ્ર સપાટી |

# ભૂમિ પ્રકારો

ડૉ. ચંદુલાલ શાહ
(નિવૃત્ત અધ્યાપક, કૃષિગોવિદ્યાભવન, આણંદ)

ગુજરાત ભારતના છેક પશ્ચિમ ભાગમાં ૨૦.૧° થી ૨૪.૭° ઉત્તર અક્ષાંશ અને ૬૮.૪° થી ૭૪.૪° પૂર્વ રેખાંશ વચ્ચે આવેલું છે. તેની પશ્ચિમે અરબી સમુદ્ર, ઉત્તર અને પૂર્વમાં રાજસ્થાન, દક્ષિણ-પૂર્વે મધ્ય પ્રદેશ તેમ જ દક્ષિણે મહારાષ્ટ્ર આવેલાં છે. તેનું ક્ષેત્રફળ આશરે ૭૨,૧૩૭ ચો. માઈલ છે.

ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ આ રાજ્યની જમીનની અંદર મુખ્યત્વે કાળમીંઢનો લાવા ઠરીને બનેલા, ડેક્કન ભૂપટ્ટી તરીકે ઓળખાતા, જ્વાળામુખીય ખડકો પથરાયેલા છે. કેટલીક જગાએ, ખાસ કરીને પંચમહાલ અને ભરૂચ જિલ્લામાં, કોઈ વાર ગ્રેનાઈટ અને નીસના ખડકો મળી આવે છે. તેની મોટા ભાગની જમીન ઉપર જૂનો તેમ જ તાજો કાંપ પથરાયેલો છે.

ગુજરાતના દક્ષિણ વિભાગના જિલ્લાઓની આબોહવા ભેજવાળી છે, જ્યારે ઉત્તર વિભાગના જિલ્લાઓની આબોહવા સૂકી, દક્ષિણ રાજસ્થાની આબોહવાને લગભગ મળતી છે. દક્ષિણ ગુજરાતમાં વાર્ષિક વરસાદ ૩૦ થી ૬૦ ઇંચ પડે છે, અને ઉષ્ણતામાનમાં બહુ વધઘટ થયા કરે છે. ઉત્તર ગુજરાતમાં વાર્ષિક વરસાદ ૨૦ થી ૪૦ ઇંચ પડે છે, પણ ઘણું કરીને ગોધરામાં ૪૦ ઇંચ આસપાસ અને વીરમગામ વિસ્તારમાં ૨૫ ઇંચ આસપાસ પડે છે. શિયાળામાં આ વિસ્તારમાં ઉષ્ણતામાન નીચું રહે છે. જામનગર અને જૂનાગઢ બાજુના દરિયાકાંઠાના પ્રદેશમાં સામાન્ય રીતે ૨૫ ઇંચથી ઓછો વરસાદ પડે છે. શિયાળામાં ત્યાં ઉષ્ણતામાન નીચું રહે છે. રાજકોટ વિભાગના દક્ષિણ-મધ્ય ઉચ્ચ પ્રદેશમાં અને ખંભાતના અખાતના વિસ્તારમાં વાર્ષિક વરસાદ ૨૫ ઇંચથી વધારે પડે છે, તેમ જ ત્યાં ઉષ્ણતામાનમાં બહુ વધઘટ થાય છે. કચ્છમાં ઘણો ઓછો વરસાદ પડે છે.

નિયમ તરીકે દક્ષિણના જિલ્લાઓમાં ઉષ્ણતામાન નીચું અને ઉત્તરના જિલ્લાઓમાં ઊંચું રહે છે. માર્ચથી જૂન મહિના સુધીની ગરમીની ઋતુમાં વડોદરાની આસપાસ હંમેશાં વધુમાં વધુ ઉષ્ણતામાન ફે. ૯૮° થી ૧૧૬° ડિગ્રી સુધી રહે છે. ૧૯૨૫ના મેની ૧૬મી તારીખે ત્યાં વધુમાં વધુ ઉષ્ણતામાન ૧૧૬.૨° ડિગ્રી નોંધાયેલું છે. નવેમ્બરથી ફેબ્રુઆરી સુધીની ઠંડીની ઋતુમાં ત્યાં ઉષ્ણતામાન રાત્રિ દરમિયાન ૩૦° થી ૬૭° ડિગ્રી સુધી અને દિવસ દરમિયાન ૭૦° થી ૧૦૦° ડિગ્રી સુધી રહે છે. ૧૯૩૫ના જાન્યુઆરી માસની ૧૪મી તારીખે ત્યાં ઓછામાં ઓછું ઉષ્ણતામાન ૩૦° ડિગ્રી નોંધાયેલું છે. જુલાઈથી ઓક્ટોબર સુધીની ચોમાસાની ઋતુમાં આબોહવા ગરમ, ભેજવાળી અને બદલાતી રહે છે. સામાન્ય રીતે સપ્ટેમ્બરના પાછલા પખવાડિયામાં વરસાદ બંધ થાય છે અને વરસાદ તેમ જ શિયાળાની શરૂઆતની વચ્ચેનાં થોડાં અઠવાડિયાં હવામાન નિયમ તરીકે ગરમ રહે છે.

ગુજરાતની જમીનોની વૈજ્ઞાનિક અને પદ્ધતિસરની તપાસણી હજી સુધી થઈ નથી. અને તેથી આ પ્રદેશની જમીનોનું પ્રમાણભૂત ચિત્ર આપવાનું શક્ય નથી. સંશોધન લેખો અને ખાતાકીય અહેવાલોમાંથી આ અંગે જે પૂરતી આધારભૂત માહિતી મળી શકી છે તેનો આ લેખમાં સમાવેશ કર્યો છે. ગુજરાતની જમીનના વિશાળ રીતે પાંચ વર્ગ પાડી શકાય તેમ છે: (૧) અવશેષોની જમીન, (૨) મધ્યમ કાળી જમીન, (૩) ઊંડી કાળી જમીન, (૪) ગોરાટ અથવા ગોરાડુ જમીન, અને (૫) કાંઠાની કાંપની જમીન. ગુજરાતની જમીનનો નકશો (જુઓ નકશા નં. ૩) આ વર્ગીકરણ દર્શાવે છે. નકશામાં દર્શાવેલ કેટલાંક સ્થળોની જમીનનાં પૃથક્કરણનું પરિણામ કોષ્ટક ૧માં આપેલ છે.

છેક ઉત્તરના જિલ્લાઓની જમીન મોટે ભાગે રેતાળ છે અને તેમાં જાડી રેતીનું પ્રમાણ વધારે છે. સેંદ્રિય દ્રવ્યો અને નાઈટ્રોજન તેમાં પૂરતા પ્રમાણમાં નથી, પણ ખાતર અને સિંચાઈથી પાણી આપવામાં આવે તો તેમાંથી સારા પ્રમાણમાં પાક લઈ શકાય છે. આ વિભાગમાં તળ જમીન ખોદીને તૈયાર કરેલા કૂવાનાં પાણી ખૂબ ક્ષારવાળાં હોઈ નિયમ તરીકે પીવા કે સિંચાઈ માટે તે ઉપયોગી નથી. આ પ્રદેશના પૂર્વ અને ઉત્તર વિભાગમાં ઊંડાં બોરિંગો દ્વારા સારું પાણી મેળવવાના પ્રયત્ન થયા છે અને તેમાં સફળતા મળી છે. આ વિસ્તારની જમીનના નમૂનાનું પૃથક્કરણ કોષ્ટક ૧માં ક્રમાંક ૮ મહેસાણા નીચે આપેલ છે. આ જ વિસ્તારની જમીનના બીજા નમૂનાનું પૃથક્કરણ આ જ કોષ્ટકમાં ક્રમાંક ૧૨માં આપવામાં આવ્યું છે. આ જિલ્લાઓમાં છેક પશ્ચિમ ભાગમાં ખારવાળી જમીન મળી આવે છે, જેમાં ક્ષારનું પ્રમાણ ૦.૫ થી ૨.૫ ટકા સુધી છે. આવી જમીન બનાસકાંઠા, સાબરકાંઠા અને મહેસાણા જિલ્લામાં આવેલી છે.

આ વિસ્તારની ૯૦ ટકા જમીન રેતાળ છે, છતાં તેમાં ખાસ કરીને મહેસાણા જિલ્લાના દક્ષિણ-પશ્ચિમ વિભાગમાં કાળા રંગની જમીનના ટુકડા મળી આવે છે. હારીજ અને ચાણસ્મા મહાલમાં સંખ્યાબંધ પાતાળ કૂવાઓ ખોદવામાં આવ્યા છે. તેનાં પાણીનું પૃથક્કરણ કરતાં માલૂમ પડ્યું છે કે ૩૦૦ ફૂટ કરતાં વધારે ઊંડાઈએથી આવતાં પાણી ખૂબ ક્ષારવાળાં છે અને આ પાણીના


ગુજરાતના ભૂમિપ્રકારો
સંદર્ભ :
મધ્યમ કાળી જમીન
ઊંડી કાળી જમીન
કિનારાની કાંપવાળી જમીન
છીછરી રેતાળ જમીન
રેતાળ કાદવવાળી જમીન
પાલનપુર
મહેસાણા
અમદાવાદ
રાજકોટ
જામનગર
દ્વારકા
જુનાગઢ
અમરેલી
ભાવનગર
દીવ
ભરૂચ
સુરત
દમણ
ઉમરગાંવ
રજની

૧ લાખ ભાગમાં ૨૦૦ થી ૫૫૦ ભાગ ક્ષારના છે. ૩૦૦ ફૂટ કરતાં ઓછી ઊંડાઈએથી આવતાં પાણીના ૧ લાખ ભાગમાં ક્ષારના લગભગ ૧૫૦ ભાગ છે. પણ ત્યાંની જમીનની રેતાળ જાતને લક્ષમાં લેતાં સિંચાઈ માટે આ પાણીનો ઉપયોગ કેટલીક સાવચેતી રાખીને કરવાનું સૂચવી શકાય તેમ છે.

પશ્ચિમ વિભાગની આ ખારવાળ જમીનની સુધારણા માટે ખારવાળા પડના ધોવાણ માટે ઢાળ કરવા તેમ જ છેડેમાં મૂળનું રક્ષણ કરવા જેવા, અમલમાં મૂકી શકાય તેવા, ઉપાય સૂચવવામાં આવ્યા છે. પાણીને જમીનમાં સહેલાઈથી ઉતારવા માટે પૂરતી ઊંડી ખેડ પણ અગત્યનો ઉપાય છે. પણ કૂવાનાં પાણી ઘણા ક્ષારયુક્ત હોઈ માત્ર વરસાદના પાણીનો આ માટે ઉપયોગ થવો જોઈએ.

અમદાવાદ જિલ્લામાં બે જાતની જમીન આવેલી છે: (૧) કાળી જમીન, અને (૨) ગોરાડુ જમીન. દરેક ગામડામાં આ બંને જાતની જમીન આવેલી હોવાથી જિલ્લાના સ્પષ્ટ વિભાગ જમીનની જાત પ્રમાણે પાડવા એ શક્ય નથી. કાળી જમીન મુખ્યત્વે દક્ષિણ-પશ્ચિમ ભાગમાં અને ગોરાડુ જમીન મુખ્યત્વે ઉત્તર અને પૂર્વના ભાગોમાં છે. આ જિલ્લાની કાળી જમીનમાં ચીકણી માટીનું પ્રમાણ બહુ નથી. તેમાં માટી લગભગ ૨૦ ટકા અને રેતી લગભગ ૪૦ ટકા છે. તેની તળે જમીનમાં બધે જ ચૂનાના કંકરના થર આવેલા છે. દક્ષિણ ગુજરાતની કાળી જમીનમાં છે તેમ એ બહુ ઊંડે આવેલા નથી, તેથી ઘણી વાર જિલ્લાની આ કાળી જમીનમાં નુકસાનકારક ક્ષારો સમાયેલા હોય છે. આમાંની કેટલીક જમીન ઊંડી છે અને ચોમાસામાં પાણી ચૂસીને સંઘરી રાખવાની શક્તિ ધરાવે છે. આ સંઘરેલા પાણીનો ઉપયોગ શિયાળુ કઠોળ અને ઘઉંના ઉત્પાદનને તે ખાસ અનુકૂળ છે, જે આ જમીનમાંથી લેવાતો મુખ્ય પાક છે. ગોરાડુ જમીન ફળદ્રુપ છે અને ખાતર અને સિંચાઈથી પાણી આપવામાં આવે તો તેમાંથી સારા પ્રમાણમાં પાક લઈ શકાય છે. ખેડા જિલ્લાની ફળદ્રુપ જમીનને તે ઘણી રીતે મળતી આવે છે. આ વિસ્તારની આ ત્રણે જાતની જમીનમાં પોષક દ્રવ્યો નીચે મુજબ આવેલાં છે:

સૂકવેલી જમીનનું પૃથક્કરણ કરતાં ટકાવારી

(Percent on air dry basis)

| | કાળી જમીન | ગોરાડુ (Loam) જમીન | રેતાળ ગોરાડુ જમીન |
|---|---|---|---|
| કૅલ્શિયમ ઑક્સાઈડ ($CaO$) | ૧.૮ થી ૪.૯ | ૨.૧ થી ૪.૦ | ૦.૫૦ થી ૦.૭૫ |
| નાઈટ્રોજન | ૦.૦૫ થી ૦.૦૯ | ૦.૦૪ થી ૦.૦૯ | ૦.૦૩ થી ૦.૦૭ |
| ફૉસ્ફરસ પેન્ટોક્સાઈડ ($P_2O_5$) | ૦.૦૮ થી ૦.૧૬ | ૦.૧૨ થી ૦.૧૭ | ૦.૦૩ થી ૦.૬૦ |
| પોટૅશિયમ ઑક્સાઈડ ($K_2O$) | ૦.૪૦ થી ૦.૫૬ | ૦.૪૮ થી ૦.૬૮ | ૦.૨૦ થી ૦.૬૦ |

ખેડા જિલ્લાની જમીનના ત્યાંના ખેતી કરનારાઓએ ચાર વર્ગ પાડ્યા છે: (૧) ગોરાડુ, (૨) બેસર, (૩) કાળી અને (૪) ભાઠાની જમીન. બંધારણની દૃષ્ટિએ એ બધી ઝીણી રેતી અને માટીના મિશ્રણની કુમાશવાળી જમીન (Loam) છે, પણ તેનું આ વહેવારુ વર્ગીકરણ તેની અંદર ૬ થી ૧૦ ટકા સુધી રહેલી માટી અને ૭૦ થી ૮૦ ટકા સુધી રહેલી રેતી ઉપર આધાર રાખે છે. બીજી બે જાત વધારે સારી છે અને ૧૦ થી ૧૨.૫ ટકા માટી અને ૫૦ થી ૭૦ ટકા રેતી ધરાવે છે. આ દરેક જાતની જમીનનાં જુદાં જુદાં પડનું સંપૂર્ણ પૃથક્કરણ કોષ્ટક ૨ અને ૩માં આપવામાં આવ્યું છે.

મહી અને સાબરમતી નદીના કાંઠાની જમીન ઝાંખા પીળા રંગની અને છૂટી દાણાદાર છે. તે નમૂનેદાર ગોરાડુ જમીન છે. આ નદીઓથી દૂર અંદરના વિસ્તારમાં જતાં જમીનનો રંગ ઝાંખો ભૂખરો થાય છે અને બેસર જમીન સાથે તે ભળી જાય છે. બેસર જમીન રંગે ભૂખરી છે અને તેમાં માટીનું પ્રમાણ વધુઓછું હોય છે. નિયમ તરીકે કાળી અને ભાઠાની જમીન કરતાં તેનો રંગ ઝાંખો છે. જિલ્લામાં બધે સ્થળે વધુઓછા પ્રમાણમાં તે આવેલી છે. નીચાણવાળા બધા વિસ્તારમાં કાળી જમીન મળી આવે છે, અને નદીઓનાં પૂરનાં પાણીથી તાજેતરમાં જમા થયેલ સારાં પોષક દ્રવ્યો ધરાવે છે. આ દ્રવ્યો ભાગ્યે ૬ થી ૮ ફૂટ ઊંડે પહોંચે છે અને ખરી કાળી જમીનનાં પડનાં લક્ષણો તે ધરાવતી નથી. જિલ્લાના જુદા જુદા ભાગમાં આ જમીન જુદે જુદે નામે ઓળખાય છે. ક્યારી, ખારોપાટ, માળ, ખરાબો, કોવાણ એ તેમાંનાં સામાન્ય ઉપયોગમાં લેવાતાં નામો છે. ખાસ કરીને વાત્રક નદીના કાંઠાની જમીન ભાઠાની જમીન તરીકે ઓળખાય છે. તે ફળદ્રુપ છે અને ખાતર પૂર્યા વિના પણ તેમાંથી સારા પ્રમાણમાં પાક લઈ શકાય છે એમ જાણવા મળ્યું છે.

ખાતર અને સિંચાઈથી પૂરતું પાણી આપવામાં આવે તો ખેડા જિલ્લાની જમીનોમાંથી સારું ઉત્પન્ન લઈ શકાય છે. સ્થાનિક વિસ્તારમાં 'સોનાના કટકા' તરીકે તે ઓળખાય છે. આ જિલ્લામાં ૪,૦૦૦ પાતાળકૂવાઓ (tube wells) આવેલા છે અને આખાયે વિસ્તારમાં સિંચાઈની વ્યવસ્થા છે. મહી નદીની નહેર આવતાં સંભવ છે કે આખોયે જિલ્લો પાણીનો પૂરતો પુરવઠો મેળવશે અને ગુજરાતનો અન્નભંડાર બની જશે.

પંચમહાલ જિલ્લાની જમીન મૂળભૂત રીતે ગુજરાતના અન્ય વિભાગોની જમીનોથી જુદી પડે છે. ગુજરાતના બીજા ભાગોની જમીનો ઘસડાઈ આવેલા કાંપની બનેલી છે, જ્યારે આ જિલ્લાની જમીન મુખ્યત્વે નીચે રહેલા ગ્રેનાઈટ અને નીસના ખડકોમાંથી છૂટા પડેલા અવશેષોની બનેલી છે. સામાન્ય નિયમ તરીકે તે ઝાંખા રંગની, છીછરી અને ઓછી ફળદ્રુપ છે. નીચાણના ભાગોમાં આવેલી જમીન રંગે કાળી, માટીવાળી અને ફળદ્રુપ છે. આવી જમીનને આ જિલ્લામાં બેસર કહેવામાં આવે છે. પાણી સંઘરી રાખવાની શક્તિ તેમાં ઘણી હોવાથી તેમાંથી દર વર્ષે ખરીફ (ચોમાસુ) અને રવિ (શિયાળુ) બંને પાક લેવાય છે. ગોધરાની ઉત્તર અને ઈશાન બાજુએ મહી નદીના

કાંઠા તરફ તેમજ છાયોડની દક્ષિણે આવી ફળદ્રુપ જમીનના પ્રદેશો છે. ઊંચાણવાળાં બીજાં સ્થળોની જમીન પથરાળ, કાંકરાવાળી, છીછરી, સૂખી અને ઓછી ફળદ્રુપ છે.

વડોદરા જિલ્લામાં બે જાતની જમીન મળી આવે છે: (૧) કાળી, અને (૨) ગોરાટ. પહેલી જાતની જમીન જિલ્લાના દક્ષિણ અને અગ્નિ વિભાગમાં તેમ જ બીજી જાતની જમીન ઉત્તર વિભાગમાં આવેલી છે. ગોરાટ જમીનનું નમૂનારૂપ પૃથક્કરણ કોષ્ટક ૧માં વડોદરા (નં. ૩) નીચે આપવામાં આવ્યું છે. જ્યારે કાળી જમીનનું નમૂનાનું પૃથક્કરણ કરજણ (નં. ૬) અને ડભોઈ (નં. ૧૧) નીચે આપેલ છે. આ બંને જાતની જમીન કાંપવાળી છે અને મુખ્યત્વે તેમાં રેતી અને માટીનું જુદું જુદું પ્રમાણ આવેલું છે. કાળી જમીનમાં ૫૦ ટકા કરતાં ઓછી અને ગોરાટ જમીનમાં ૬૦ થી ૮૦ ટકા રેતી આવેલી છે. આ વિસ્તારની કાળી જમીન ખરી કાળી જમીનનાં લક્ષણો ધરાવતી નથી. તેનું અંતરપડ રેતાળ છે, જેમાં કેટલેક સ્થળે મરડિયા અને કેટલેક સ્થળે માટી આવેલ છે. આવું રેતાળ પડ બધે જ પાણી ધરાવના પડ સુધી પહોંચેલું છે.

ગોરાટ જમીનમાં સેન્દ્રિય દ્રવ્યો અને નાઈટ્રોજન પૂરતા પ્રમાણમાં નથી. તેમાં ફોસ્ફરિક ઍસિડ ૦.૧ ટકા અને એટલો જ પોટાશ છે. દક્ષિણમાં આવેલી જમીન (કોષ્ટક ૧, નં. ૬) કાળી જમીન તરીકે ઓળખાય છે, પણ તેમાં માટીનું પ્રમાણ વધુ નથી. તેમાં ફોસ્ફરિક ઍસિડ અને પોટાશનું પ્રમાણ ગોરાટ જમીન જેટલું જ છે. તેમાં નાઈટ્રોજનના ૦.૦૫ થી ૦.૦૬ ટકા છે. વડોદરા મ્યુનિસિપાલિટીની ગટરના પાણીની સિંચાઈ મેળવતી ગોરાટ જમીન ઘણી ફળદ્રુપ છે. તેમાં નાઈટ્રોજન ૦.૦૫ થી ૦.૦૧૪ ટકા, ફોસ્ફરિક ઍસિડ ૦.૧ થી ૦.૨ ટકા અને પોટાશ ૦.૩ થી ૦.૮ ટકા છે. કોઈ વાર પાણીનો નિકાલ બરાબર નથી થઈ શકતો ત્યારે તેમાં ક્ષારનું પ્રમાણ વધીને નુકસાનકારક થઈ પડે તેટલું — ૧.૫ ટકા થઈ જાય છે.

આ જિલ્લાના પૂર્વ ભાગમાં મળી આવતી કાળી જમીનમાં માટીનું પ્રમાણ વધુ હોય છે (કોષ્ટક ૧, નં. ૧૧). પણ તેમ છતાં ખરી કાળી જમીનનાં લક્ષણો તે ધરાવતી નથી. માટીના સહેજ ઓછા પ્રમાણવાળી જમીન આ વિભાગમાં ગોરાટ તરીકે ઓળખાય છે. તેને સારી ગોરાટ (loam) જમીન તરીકે સ્વીકારવી એ મુશ્કેલ છે. સાચી રીતે એ મધ્યમ કાળી જમીન છે. વનસ્પતિપોષક દ્રવ્યોની બાબતમાં તે નબળી છે. તેમાં નાઈટ્રોજન ૦.૩થી ૦.૦૪ ટકા અને પોટાશ ૦.૦૨થી ૦.૨ ટકા રહેલા છે. ફૉસ્ફેટનાં ખાતરો નાખતાં તેમાંની કેટલીક જમીનમાંથી વધુ પાક લઈ શકાય છે એમ જાણવા મળ્યું છે.

ગુજરાતનો દક્ષિણ વિભાગ ભરૂચ અને સુરત જિલ્લાનો બનેલો છે. આ બંને જિલ્લામાં વધુ પ્રમાણમાં કપાસને અનુકૂળ કાળી જમીન આવેલી છે. ભરૂચ જિલ્લામાં આવેલી કાળી જમીનના બારીકાઈથી ત્રણ સ્પષ્ટ વર્ગ પાડી શકાય છે: (૧) કપાસને અનુકૂળ ખરી કાળી અથવા રેગર જમીન, (૨) ભાઠાની જમીન અને (૩) ગોરાટ જમીન. આ ત્રણે જાતની જમીન નર્મદા નદી અને તેની શાખાઓ ભૂમિપટ્ટીના છૂટાં પડેલા (જમીનની સપાટી ઉપરના) જે રજકણો ઘસડી લાવે છે તે જમા થઈને બનેલી મૂળ કાંપની જમીન છે એમ ધારવામાં આવે છે. પશ્ચિમ તરફ જઈએ છીએ તેમ આ જમીનમાં માટીનું પ્રમાણ વધતું જાય છે અને દરિયાકાંઠા તરફ ખારી જમીનના મોટા વિસ્તારો છે. કાળી જમીનમાં ૪૫ ટકા માટી અને ૨૦ ટકા રેતી આવેલી છે. તળની જમીનમાં માટીનું પ્રમાણ વધુ એટલે કે ૫૫ ટકા છે. તેમાં નાઈટ્રોજન ૦.૦૫ ટકા, ફોસ્ફરિક ઍસિડ ૦.૦૭ ટકા અને પોટાશ ૦.૦૮ ટકા રહેલા છે. આ ખરી રેગર જમીન છે, જેની વિગત હવે પછી સુરત જિલ્લાની જમીનની વિચારણા વખતે આપવામાં આવી છે. નર્મદાના કાંઠા પર જમા થયેલ કાંપની ફળદ્રુપ જમીન ભાઠાની જમીન તરીકે ઓળખાય છે. તેના ઉપલા પડમાં ૧૭ ટકા માટી અને ૪૫ ટકા રેતી આવેલી છે. તેની તળની જમીનમાં માટી ૧૬ ટકા અને રેતી ૫૦ ટકા છે. તેમાં નાઈટ્રોજનનું પ્રમાણ વધારે એટલે ૦.૦૭ ટકા, પોટાશ ૦.૧૨ ટકા અને ફોસ્ફરિક ઍસિડ ૦.૦૭ ટકા રહેલા છે. ગોરાટ જમીનમાં ૬૦થી વધુ ટકા રેતી આવેલી છે. તેમાં નાઈટ્રોજન ૦.૦૭ ટકા, ફોસ્ફરિક ઍસિડ ૦૦૭ ટકા અને પોટાશ ૦.૧૦ ટકા રહેલા છે. આ જિલ્લાની બધી જમીનોમાં સેન્દ્રિય દ્રવ્યોનું પ્રમાણ વધુ એટલે ૪થી ૭ ટકા સુધી છે. તેમાં ચૂનાનું પ્રમાણ ઓછું, સામાન્ય રીતે લગભગ ૦.૪ ટકા છે. તેના નમૂનાનું પૃથક્કરણ કોસંબા નીચે આપવામાં આવ્યું છે (કોષ્ટક ૧, નં. ૭).

ભરૂચ જિલ્લાની જમીનની જેમ સુરત જિલ્લાનાં જમીનના પણ ત્રણ વર્ગ પાડી શકાય તેમ છે. ઊંચાણવાળા ભાગમાં આવેલી જમીન સિવાયની આ બધી જમીનો રંગે કાળી છે. ભરૂચ જિલ્લાની જેમ આ જિલ્લામાં પણ કપાસને માફક આવતી ઊંડી કાળી જમીન મળી આવે છે. કપાસની કાળી જમીન અથવા રેગર તરીકે તે ઓળખાય છે. તેને ટ્રૅપનાં રજકણોની બનેલી કાળી જમીન પણ કહેવામાં આવે છે. નિયમ તરીકે તે રંગમાં કાળી છે, માટીના ટકાનું પ્રમાણ તેમાં વધારે છે અને ઉનાળામાં તેમાં ઊંડી ચિરાડો પડી જાય છે. આ ચિરાડો ઘણી વાર ૧ ઇંચ પહોળી અને ૧૦ ફૂટ સુધી ઊંડી હોય છે. એવું માનવામાં આવે છે કે આ જમીન ઉચ્ચ પ્રદેશમાંથી ધોવાઈને ઘસડાઈ આવેલા પદાર્થોની બનેલી છે. આવી જમીન હંમેશાં ડેક્કન ભૂમિપટ્ટીમાં મળી આવે છે. સ્થિતિ અનુસાર તેની ઊંડાઈ વધુઓછી હોય છે, પણ વધારે ઊંડાઈ ઘણું કરીને જમા થયેલ કાંપને આભારી છે. નકશામાં દર્શાવવામાં આવેલ ઊંડી કાળી જમીનં ઊંડાઈવાળી છે અને કેટલીક જગાએ એ ઊંડાઈ ૨૦ ફૂટ છે. આ જમીનના ઉપરના પડના — ગણદેવી, નવસારી અને સુરતની જમીનના નમૂનાના પૃથક્કરણના આંકડાઓ કોષ્ટક ૧ માં અનુક્રમે નં. ૫, ૯ અને ૧૦ નીચે આપવામાં આવ્યા છે.

આ જમીનની નીચે ૭ ફૂટ સુધીમાં પેરન્ટ અથવા મુરમના ખડક મળી આવતા નથી. ભારે વરસાદમાં પાણીથી ચિરાડો ભરાઈ જાય છે ત્યારે ભારે ચીકાશને લીધે તેને ખેડી શકાતી નથી. સામાન્ય રીતે

શરૂઆતના ભારે વરસાદના પાણીનો નિતાર આ સંખ્યાબંધ પહોળી ચિરાડે વાટે સહેલાઈથી અને ઝડપથી થઈ જાય છે. તે જુદા જુદા રંગની અને વધુ ઓછી ચીકાશ તેમ જ ફળદ્રુપતાવાળી છે, પણ ભેજનો સંગ્રહ કરવાની તેની શક્તિ એકસરખી ને વધારે છે. ગરમીની ઋતુમાં બાષ્પીભવનને લીધે સંકોચાવાના પરિણામે તેમાં સંખ્યાબંધ ચિરાડે પડી જાય છે, જે ઘણી વાર તો કેટલાક ફૂટ ઊંડી હોય છે. આ લક્ષણોએ 'કાળી જમીન પોતાની મેળે જ ખેડાય છે' એ વિધાનને જન્મ આપ્યો છે. આ કુદરતી ક્રિયાથી જમીનના ઉપરના થરનાં સારાં તત્ત્વો ચિરાડોમાં પડે છે અને નીચેના તળિયામાં ભળી જાય છે તેમ જ દર વર્ષે જમીનની નવી સપાટી ખુલ્લી થાય છે.

દ્રાવ્ય સિલિકેટો, લોહ અને એલ્યુમિનિયમનું યોગ્ય પ્રમાણ તેમાં રહ્યા કરે છે. તેમાં મેગ્નેશિયમનું પ્રમાણ વધુ છે અને તે પણ કાયમ રહે છે. તેમાં ચૂનો જુદા જુદા સ્વરૂપ અને જથ્થામાં આવેલો છે. મોટે ભાગે કાર્બોનેટ અને સિલિકેટ એ બંને સ્વરૂપે તે મળી આવે છે. તેમાં પોટાશનું તત્ત્વ રહેલું છે, જેની પ્રમાણમાં સારી રીતે વધઘટ જોવા મળે છે, પણ પાકની સાધારણ વૃદ્ધિ માટે તે પૂરતું છે. ફૉસ્ફરિક ઍસિડ, નાઈટ્રોજન અને સેંદ્રિય દ્રવ્યોનું પ્રમાણ કાયમ નીચું રહે છે. આ જમીન કોલોઈડલ દ્રવ્ય મોન્ટમોરિલોનિટિક અને બેડેલિટિક વર્ગનાં ખનિજોથી સમૃદ્ધ છે.

આ ઊંડી કાળી જમીનને સિંચાઈ માફક આવતી નથી, પણ જેમાં પાણીનો નિતાર સારી રીતે થઈ શકતો હોય તેવા થરવાળી સાધારણ ઊંડી કાળી જમીનને સિંચાઈ માફક આવે છે અને યોગ્ય ધ્યાન આપવામાં આવે તો તેમાં બધી જાતની બાગાયત થાય છે. તેનું નામ સૂચવે છે તેમ ખાસ કરીને જુવાર સાથે કપાસનો વારાફરતી પાક લેવા માટે તેનો ઉપયોગ થાય છે. તેમાં માટીનું પ્રમાણ ઘણું હોવાથી ભારે વરસાદમાં તે ખેતીના ઉપયોગમાં આવતી નથી, અને ખરીફ પાકને બદલે ઘઉં, અળશી, ચણા વગેરે જેવો રવિ પાક તેમાંથી સારા પ્રમાણમાં લઈ શકાય છે.

સુરત જિલ્લાની જમીન તાપી નદીથી ધોવાઈને ઘસડાઈ આવેલાં રજકણોની બનેલી છે. કાળી જમીનમાં માટી, કાંપ અને રેતીનું લગભગ સરખું પ્રમાણ આવેલું છે. તેમાં ૧.૦ ટકો ચૂનો, ૦.૦૪થી ૦.૦૭ ટકા નાઈટ્રોજન, તેટલો જ ફૉસ્ફરિક ઍસિડ અને ૦.૨૫ ટકા પોટાશ છે. મુખ્યત્વે તેમાં કપાસનું વાવેતર થાય છે. ભાઠાની અને ગોરાટ જમીનનો ઉપયોગ બાગાયત માટે થાય છે. ભાઠાની જમીનમાં લગભગ ૨૦ ટકા માટી અને ૬૦ ટકા રેતી આવેલી છે. નાઈટ્રોજન, ફૉસ્ફરિક ઍસિડ અને પોટાશનું પ્રમાણ તેમાં અનુક્રમે ૦.૦૪ ટકા, ૦.૦૬ ટકા અને ૦.૧૭ ટકાનું છે ગોરાટ જમીનમાં ૮૦ ટકા રેતી અને ૬થી ૧૦ ટકા માટી છે. પોષક દ્રવ્યોમાંથી નાઈટ્રોજન ૦.૦૮ ટકા, ફૉસ્ફરિક ઍસિડ ૦.૦૩થી ૦.૭ ટકા અને પોટાશ ૦.૨૫થી ૦.૩૩ ટકા તેમાં રહેલાં છે.

સૌરાષ્ટ્રની જમીનના નમૂનાનાં પૃથક્કરણ કોષ્ટક ૧ માં અમરેલી (નં. ૧) અને દ્વારકા (નં. ૪) નીચે આપવામાં આવ્યાં છે. પહેલો નમૂનો સપાટ અને મધ્યમ કાળી જમીનની જાતોવાળી જમીનનું પ્રતિનિધિત્વ ધરાવે છે. રાજકોટ વિભાગમાં ખેતીની આવી નમૂનેદાર જમીન આવેલી છે. ડુંગરાળ વિભાગમાં છીછરી અને મોટે ભાગે મરડિયાવાળી જમીન છે. તેમાં માટીનું પ્રમાણ ઘણું ઓછું છે તેમ જ એ ઓછી ફળદ્રુપ છે. દ્વારકાની જમીનનો નમૂનો સૌરાષ્ટ્રના દરિયાકાંઠા તરફ મળી આવતી જમીનના પ્રતિનિધિરૂપ છે. તેમાં સેંદ્રિય દ્રવ્યો અને નાઈટ્રોજનનું પ્રમાણ ઘણું ઓછું છે.

સૌરાષ્ટ્રની ઘણી સિંચાઈ યોજનાઓ હજી પૂરી થવાની છે. આ યોજનાઓ નીચેની જમીનોના નમૂનાનાં પૃથક્કરણ કોષ્ટક ૪ માં આપવામાં આવ્યાં છે.

આ પ્રદેશમાં, ખાસ કરીને સુરેન્દ્રનગર જિલ્લામાં, પાણીનો વિશાળ જથ્થો પૂરો પાડતા પાતાળકૂવાઓ (Artesian bores) તૈયાર કરવામાં આવ્યા છે. આમાંના મોટા ભાગનાં પાણી ખૂબ ક્ષારવાળાં છે અને પાણીના ૧ લાખ ભાગમાં ક્ષારના ૨૦૦ કરતાં વધુ ભાગ છે. સિંચાઈ માટે તે નકામું હોવાનું જણાવવામાં આવ્યું છે અને જ્યાં આ કામમાં તેનો ઉપયોગ થયો છે ત્યાં જમીન બગડી છે.

કચ્છની જમીન છીછરી અને પથ્થરવાળી છે. ત્યાંની મોટા ભાગની જમીન ખારવાળી છે અને તેમાં ક્ષારનું પ્રમાણ ઘણું વધારે છે. ત્યાંની તળ જમીનમાં જિપ્સમ (ચિરોડી) અને કૅલ્શિયમ કાર્બોનેટના થર જામેલા છે. ત્યાંની ખેતીને લાયક જમીનમાં નાઈટ્રોજનનું પ્રમાણ ઘણું ઓછું છે, જોકે ફૉસ્ફરિક ઍસિડ અને પોટાશ સારા પ્રમાણમાં આવેલાં છે. ફૉસ્ફર હાઈડ્રાઈડ (PH) ૭.૨૯થી ૭.૮૨ ટકા સુધી છે.

આણંદની ઇન્સ્ટિટ્યૂટ ઑફ એગ્રિકલ્ચરમાં ગુજરાતની જમીનોની તપાસણીનું કામ ચાલે છે. તેમાંથી અત્યાર સુધીમાં મળી આવેલાં કેટલાંક પરિણામો નીચે આપ્યાં છે.

૧. ખેડા જિલ્લાની ગોરાડુ જમીનમાં ઊંડી ખેડ કરીને બાજરીનું વધુ ઉત્પાદન મેળવવા માટે કરવામાં આવેલા પ્રયોગો એવું દર્શાવે છે કે બળદથી હાંકવામાં આવતા સામાન્ય હળથી જમીનને ૪ ઇંચ ઊંડી ખેડવાથી બાજરીનું જેટલું ઉત્પાદન આવે છે તેના કરતાં ઉનાળામાં જમીનને ૧૨ થી ૧૪ ઇંચ ઊંડી ખેડવાથી બાજરીનું ઉત્પાદન લગભગ ૪૨ ટકા વધારે આવે છે. બાજરીના આ ઉછેરના સમય દરમિયાન જમીનનું પરીક્ષણ કરતાં માલૂમ પડ્યું છે કે તેમાં કોઈ ખાસ પોષક તત્ત્વોનો વધારો થયેલો નથી. સપાટીના થરથી ઊંડેના થરમાં કાયમ બદલાતું રહેલું ભેજનું પ્રમાણ, જે ઊંડી ખેડ કરેલી જમીનમાં વધારે રહેતું હોય છે તે જ, આનું એકમાત્ર કારણ હોય એમ લાગ્યું છે.

૨. વરસાદની ઋતુમાં ગુજરાતની જમીનોમાં સેંદ્રિય દ્રવ્યોનું પ્રમાણ વધારે રહે છે. જમીન સુકાઈ જતાં તે છૂટાં પડી જાય છે અને ઉનાળામાં તે નહિવત્ બની જાય છે. સિંચાઈથી પાણી પાવામાં આવે અથવા જમીનને ભીની રાખવામાં આવે તો સેંદ્રિય તત્ત્વો જલદીથી છૂટાં પડી જતાં નથી. ઉનાળામાં સિંચાઈથી બાજરીનો પાક લેવામાં આવે તો તે જમીનમાં સેંદ્રિય દ્રવ્ય પૂરતા પ્રમાણમાં રહે છે.

૩. ચોમાસામાં બાજરીનો પાક ઊભો હોય ત્યારે પણ જમીનમાં નાઈટ્રોજનનું એકધારું સારું પ્રમાણ જળવાઈ રહે છે. પાકને લણી લીધા બાદ શિયાળામાં તેમાં ક્રમશઃ વધારો થાય છે, પણ ઉનાળામાં તેનું પ્રમાણ ઘટી જાય છે. ઉનાળામાં નાઈટ્રેટ નાઈટ્રોજનનું વધુ પ્રમાણ રહે છે, અને આખાયે ચોમાસામાં અને શિયાળાના શરૂઆતના ભાગમાં તે ઓછા પ્રમાણમાં જળવાઈ રહે છે.

૪. ગુજરાતની નમૂનાની જમીનોનું પરીક્ષણ કરતાં જણાયું છે કે તેમાં 0.03થી 0.૧૨ ટકા મેંગેનીઝ અને ૨૦ પી. પી. એમ. કરતાં વધારે પ્રાપ્ય મેંગેનીઝ રહેલ છે. કુલ મેંગેનીઝનું વધુ પ્રમાણ ધરાવતી જમીન પ્રત્યાઘાતી (Reactive) મેંગેનીઝ ઑકસાઈડોનું વધુ પ્રમાણ પણ ધરાવે છે. જમીનમાંથી મેંગેનીઝની પ્રાપ્યતા દર્શાવતો તરત ઓગળી શકે તેવો મેંગેનીઝ જમીનના તપાસવામાં આવેલા ૬૦ નમૂનામાંથી ૧૬થી ૨૬૦ પી.પી.એમ. સુધી મળી આવેલ છે. સંખ્યાબંધ છોડનાં પાકો પાંદડાંમાં ૩૦થી ૧૪૮ પી.પી.એમ. સુધી મેંગેનીઝ મળી આવે છે. નિયમ તરીકે ઘાસ અને અનાજના છોડમાં ઓછા પ્રમાણમાં અને કઠોળના છોડમાં વધુ પ્રમાણમાં તે રહેલો હોય છે. તપાસ દરમિયાન આવેલ પરિણામો ઉપરથી એવું જણાયું છે કે ગુજરાતની જમીનો ઉપર થતો પાક મેંગેનીઝની અસર અથવા તેની વિષમયતા (toxicity)નો ભોગ થઈ પડે એવી ઓછી શકયતા છે.

૫. ગુજરાતની જમીનોમાં ઍસિડમાં ઓગળી શકે એવા ઝિંક (જસત)નું પ્રમાણ 0.0૫થી ૬.૫0 પી.પી.એમ. સુધીનું છે અને કુલ ઝિંક ૨0.0થી ૯૫.0 પી.પી.એમ. સુધી છે. કુલ મોલિબડેનમનું પ્રમાણ 0.૫0થી ૪.૫0 પી.પી.એમ સુધી અને પ્રાપ્ય મોલિબડેનમનું પ્રમાણ 0.0૧૫થી 0.૨૬ પી.પી.એમ. સુધી છે. આ જમીનોમાં પાણીમાં ઓગળી શકે તેવા બોરનનું પ્રમાણ 0.૨ થી ૧.૪ પી.પી.એમ. સુધીનું છે. તેમાં કુલ કોબાલ્ટ ૪.0થી ૭૮ પી.પી.એમ. સુધી અને પ્રાપ્ય કોબાલ્ટ 0.૧૨થી ૨.૧ પી.પી.એમ. સુધી છે. કુલ કોપર (તાંબુ) ૧૧.0થી ૧૭૫.૫ પી.પી.એમ. સુધી અને પ્રાપ્ય કોપર 0.03થી ૧.૯૩ પી.પી.એમ. સુધી છે.

ગુજરાતની ૬૫ જાતની જમીનોમાં જુદી જુદી જાતના પોટાશિયમ છે, એવું નક્કી થઈ શક્યું. છે. તેમાં એકર દીઠ ૨૭0થી ૧૨૮0 રતલ સુધી વિનિમયાત્મક પોટાશિયમ મળી આવે છે. હાઈડ્રોક્લોરિક ઍસિડમાં ઓગળી શકે તેવો પોટાશિયમ એક એકરમાં ૨૭૮0 થી ૯૭૬0 રતલ સુધી આવેલો છે. અને પોટાશની શોષક શક્તિ 0.૭1થી ૯.૯0 ડિગ્રી સુધીની છે. ચાર નમૂનાની જમીનના જુદા જુદા પડમાં પોટાશિયમની વહેંચણી તપાસતાં જણાયું છે કે ઊંડાઈ વધતાં પોટાશિયમનું પ્રમાણ ઓછું થતું જાય છે. સારા વરસાદવાળી જમીનમાંથી ચોમાસાની દરેક ઋતુમાં એકરદીઠ સરાસરી ૨૯.૭ રતલ પોટાશિયમનો ઘટાડો થાય છે, પણ જમીનમાં જો પાક ન હોય તો ઘટાડો ઓછો થાય છે. તપાસને પરિણામે જણાયું છે કે ગુજરાતની જમીનોમાંથી ખેતીની ઋતુમાં પાકની વૃદ્ધિ માટે જરુરી પોટાશિયમ જોઈએ ત્યારે મળી રહે છે.

### સંદર્ભ સૂચિ


૧. Final Report of All India Soil Survey Scheme, I. C. A. R. Bulletin No. 73 (1953)

૨. Soils of the Bombay Presidency – D. L. Sahasrabuddhe, Bombay Department of Agriculture Bulletin No. 160 (1929)


### કોઠક ૧
### ગુજરાતની નમૂનાનાં સ્થળોની જમીનોનું પૃથક્કરણ

| | ૧. અમરેલી | ૨. આણંદ | ૩. વડોદરા | ૪. દ્વારકા | ૫. ગણદેવી | ૬. કરજણ | ૭. કોસંબા | ૮. મહેસાણા | ૯. નવસારી | ૧૦. સુરત | ૧૧. ડભોઈ | ૧૨. હારીજ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. જાડી રેતી ..... | ૪.૨૧ | ૪.૪૨ | ૦.૭૪ | ૫.૦૭ | ૦.૨૫ | ૦.૨૨ | ૦.૮૯ | ૪૪.૪૭ | ૦.૧૧ | ૦.૨૦ | — | — |
| ૨. ઝીણી રેતી ..... | ૩૩.૭૮ | ૮૦.૦૭ | ૭૬.૫૭ | ૩૪.૫૬ | ૨૭.૩૬ | ૪૯.૦૩ | ૩૭.૭૯ | ૩૦.૨૬ | ૨૧.૦૫ | ૨૬.૩૪ | ૩૧.૪૧ | ૭૬.૬૦ |
| ૩. કાંપ | ૨૩.૫૦ | ૧૦.૭૫ | ૮.૨૫ | ૨૨.૯૦ | ૨૩.૫૫ | ૨૭.૮૦ | ૧૭.૦૦ | ૫.૪૨ | ૨૧.૩૨ | ૩૪.૮૧ | ૧૮.૨૦ | ૬.૮૦ |
| ૪. માટી | ૨૧.૩૫ | ૫.૦૦ | ૧૧.૨૫ | ૨૦.૦૦ | ૪૦.૩૭ | ૯.૨૫ | ૩૭.૬૦ | ૭.૮૨ | ૪૫.૮૭ | ૩૮.૬૫ | ૩૫.૬૫ | ૯.૩૫ |
| ૫. ભેજ | ૮.૪૨ | ૧.૨૨ | ૨.૨૦ | ૩.૩૩ | ૭.૭૫ | ૪.૪૫ | ૫.૭૯ | ૧.૨૬ | ૭.૭૨ | — | ૫.૦૨ | ૧.૫૯ |
| ૬. કેલ્શિયમ કાર્બોનેટ | ૯.૪૨ | — | ૦.૨૬ | ૧૧.૯૦ | ૦.૫૨ | — | ૦.૨૧ | ૮.૨૫ | ૦.૧૧ | ૦.૭૫ | — | — |
| ૭. નાઈટ્રોજન | ૦.૦૬૮ | ૦.૦૬૭ | ૦.૦૫૩ | ૦.૦૫૫ | ૦.૦૪૪ | ૦.૦૬૨ | ૦.૦૩૪ | ૦.૦૬૭ | ૦.૦૫૦ | ૦.૦૪૦ | ૦.૦૩૩ | ૦.૦૩૬ |
| ૮. હાઈડ્રોજન આયન (PH) | ૮.૫ | ૮.૨ | ૭.૮ | ૮.૮ | ૭.૯ | ૭.૮ | ૭.૨ | ૮.૫ | ૭.૯ | — | ૮.૦ | ૭.૫ |
| ૯. ઍસિડમાં ઓગળી ન શકે તેવા પદાર્થ | ૪૯.૩૪ | ૮૫.૭૨ | ૮૯.૪૬ | ૬૮.૫૧ | ૬૪.૩૧ | ૬૫.૯૫ | ૭૮.૬૪ | ૮૩.૮૨ | ૬૦.૩૦ | ૬૦.૨૦ | ૮૧.૮૯ | ૮૬.૭૧ |
| ૧૦. કુલ પોટેશિયમ ઑક્સાઈડ ($K_2O$) | ૦.૦૪૨ | ૦.૨૭૬ | ૦.૧૨૦ | ૦.૪૦૬ | ૦.૧૭૩ | ૦.૧૧૦ | ૦.૧૪૮ | ૦.૨૧૨ | ૦.૨૦૫ | ૦.૨૯૦ | — | — |
| ૧૧. કુલ ફૉસ્ફરસ પેન્ટોક્સાઈડ ($P_2O_5$) | ૦.૦૬૫ | — | ૦.૧૩૯ | ૦.૦૭૧ | ૦.૦૩૯ | ૦.૧૦૭ | — | ૦.૧૪૧ | ૦.૦૪૧ | ૦.૦૭૦ | — | — |
| ૧૨. પ્રાપ્ય પોટેશિયમ ઑક્સાઈડ | ૦.૦૧૧૮ | ૦.૦૨૬૨ | ૦.૦૧૩૦ | ૦.૦૧૫૪ | ૦.૦૨૧૯ | ૦.૦૦૬૦ | — | ૦.૦૧૭૩ | ૦.૦૦૬૩ | — | — | — |
| ૧૩. પ્રાપ્ય ફૉસ્ફરસ પેન્ટોક્સાઈડ | ૦.૦૦૩૪ | — | ૦.૦૧૭૦ | ૦.૦૦૧૪ | ૦.૦૦૫૦ | ૦.૦૦૮૫ | ૦.૦૦૧૨ | ૦.૦૩૭૬ | ૦.૦૦૩૫ | — | — | — |
| ૧૪. કાર્બન નાઈટ્રોજન ગુણોત્તર (C/N Ratio) | ૯.૫ | — | ૯.૮ | ૯.૭ | ૧૦.૨ | ૯.૮ | ૧૦.૫ | ૯.૮ | ૧૦.૫ | — | — | — |

## કોષ્ટક ૨

ખરબચડી–રેતાળ (coarse) ગોરાડુ જમીનના જુદા જુદા પડોનું પૃથક્કરણ
સૂકવેલી જમીનની ટકાવારી (Percentage on Air Dry Soil)

| ઊંડાઈ | ૦ થી ૬" | ૬" થી ૧૨" | ૧' થી ૨' | ૨' થી ૩' | ૩' થી ૪' | ૪' થી ૫' |
|---|---|---|---|---|---|---|
| જાડી રેતી | ૦·૪૨ | ૦·૪૯ | ૦·૪૭ | ૦·૩૫ | ૦·૫૪ | ૦·૪૭ |
| ઝીણી રેતી | ૮૦·૦૭ | ૮૬·૦૦ | ૮૧·૬૧ | ૭૧·૦૧ | ૭૦·૮૭ | ૭૧·૫૬ |
| કાંપ | ૧૦·૭૫ | ૯·૭૫ | ૯·૫૦ | ૨૨·૫૦ | ૨૦·૫૦ | ૨૧·૫૦ |
| માટી | ૫·૫૦ | ૧·૦૦ | ૩·૭૫ | ૨·૫૦ | ૨·૨૫ | ૨·૭૫ |
| તપાવવાથી ઘટાડો | ૧·૨૪ | ૦·૯૭ | ૦·૬૭ | ૧·૪૬ | ૧·૫૦ | ૧·૪૮ |
| ભેજ | ૧·૨૨ | ૧·૧૭ | ૧·૬૦ | ૨·૦૭ | ૨·૬૭ | ૨·૯૧ |
| કાર્બોનેટ | નથી | નથી | નથી | નથી | નથી | નથી |
| ઓગળી શકે તેવા કુલ ક્ષારો | ૦·૦૧૬ | ૦·૦૧૧ | ૦·૦૦૯૬ | ૦·૦૯૮ | ૦·૦૩૨ | ૦·૦૨૬ |
| નાઈટ્રોજન | ૦·૦૬૭ | ૦·૦૪૯ | ૦·૦૩૫ | ૦·૦૨૦ | ૦·૦૧૨ | ૦·૦૦૯ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં કુલ પોટેશિયમ મિલિગ્રામ | ૨૭૫·૯ | ૨૫૪·૭ | ૨૮૬·૫ | ૩૨૭·૪ | ૩૧૨·૪ | ૩૩૩·૫ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં વિનિમયાત્મક પોટેશિયમ મિ. ગ્રા. | ૨૬·૨ | ૧૭·૮ | ૧૭·૮ | ૧૯·૦ | ૨૧·૨ | ૧૯·૦ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં પાયાની વિનિમય શક્તિ (Base exchange Cap. M. E.) | ૯·૮ | ૯·૨ | ૧૦·૫ | ૧૬·૪ | ૧૭·૦ | ૧૭·૯ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં કુલ મેંગેનીઝ મિ. ગ્રા. | ૪૯·૧ | ૪૮·૩ | ૪૬·૮ | ૪૫·૪ | ૪૪·૮ | ૪૬·૮ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં વિનિમયાત્મક મેંગેનીઝ મિ. ગ્રામ | ૦·૭૮ | ૦·૫૯ | ૦·૭૦ | ૦·૫૮ | ૦·૫૪ | ૦·૫૦ |

## કોષ્ટક ૩

સારી જાતની ગોરાડુ જમીનના જુદા જુદા પડોનું પૃથક્કરણ
સૂકવેલી જમીનની ટકાવારી (Percentage on Air Dry Soil)

| ઊંડાઈ | ૦ થી ૬" | ૬" થી ૧૨" | ૧' થી ૨' | ૨' થી ૩' | ૩' થી ૪' | ૪' થી ૫' | ૫' થી ૬' |
|---|---|---|---|---|---|---|---|
| જાડી રેતી | ૦·૪૧ | ૦·૩૦ | ૦·૩૫ | ૦·૨૫ | ૦·૩૨ | ૦·૩૫ | ૦·૪૫ |
| ઝીણી રેતી | ૫૧·૧૧ | ૪૪·૩૭ | ૪૪·૩૦ | ૪૧·૬૨ | ૪૩·૧૫ | ૩૯·૬૦ | ૪૨·૨૭ |
| કાંપ | ૪૨·૫૦ | ૪૮·૭૫ | ૪૭·૫૦ | ૪૮·૨૫ | ૫૧·૨૬ | ૫૨·૫૦ | ૫૦·૭૫ |
| માટી | ૧·૭૫ | ૧·૨૫ | ૩·૭૫ | ૪·૨૫ | ૨·૫૦ | ૨·૫૦ | ૪·૨૬ |
| તપાવવાથી ઘટાડો | ૨·૬૨ | ૨·૮૦ | ૨·૭૭ | ૨·૬૨ | ૨·૫૭ | ૩·૦૨ | ૩·૨૦ |
| ભેજ | ૩·૫૨ | ૩·૯૫ | ૪·૨૨ | ૪·૪૫ | ૪·૬૦ | ૪·૪૭ | ૪·૭૦ |
| કાર્બોનેટ | ચિહ્નો છે. | ચિહ્નો છે. | ચિહ્નો છે. | ચિહ્નો છે. | ચિહ્નો છે. | ચિહ્નો છે. | ચિહ્નો છે. |
| કુલ દ્રાવ્ય ક્ષારો | ૦·૦૧૮ | ૦·૦૧૭ | ૦·૦૧૭ | ૦·૦૧૪ | ૦·૦૧૪ | ૦·૦૧૭ | ૦·૦૧૯ |
| નાઈટ્રોજન | ૦·૦૫૭ | ૦·૦૫ | ૦·૦૫ | ૦·૦૪૯ | ૦·૦૪ | ૦·૦૪૨ | ૦·૦૩૯ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં કુલ પોટેશિયમ મિલિગ્રામ | ૫૧૬·૬ | ૫૨૧·૩ | ૫૪૧·૦ | ૫૫૦·૧ | ૫૪૮·૬ | ૬૨૧·૨ | ૫૫૩·૧ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં વિનિમયાત્મક પોટેશિયમ મિ. ગ્રા. | ૨૯·૯ | ૨૭·૦ | ૨૯·૩ | ૨૯·૩ | ૩૦·૭ | ૨૯·૦ | ૩૧·૩ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં પાયાની વિનિમય શક્તિ (Base exchange Cap. M. E.) | ૨૯·૯ | ૩૧·૩ | ૩૧·૫ | ૩૩·૬ | ૩૩·૦ | ૩૫·૧ | ૩૪·૫ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં કુલ મેંગેનીઝ મિ. ગ્રા. | ૪૯·૧ | ૪૮·૩ | ૪૫·૨ | ૩૯·૦ | ૪૫·૨ | ૩૫·૯ | ૨૧·૨ |
| ૧૦૦ ગ્રામ જમીનમાં વિનિમયાત્મક મેંગેનીઝ મિ. ગ્રા. | ૦·૭૮ | ૦·૭૦ | ૦·૭૦ | ૦·૭૦ | ૦·૫૪ | ૦·૪૭ | — |

# કોઠક ૪

## સૌરાષ્ટ્રની સિંચાઈ-યોજનાઓ નીચેની જમીનોનું પૃથક્કરણ

| નકશા-માં નં. | સિંચાઈ યોજના | સ્થળ | ઊંડાઈ | પથ્થર, કંકરના ટકા | રેતીના ટકા | કેલ્શિયમ કાર્બોનેટના ટકા | કુલ દ્રાવ્ય ક્ષારોના ટકા | ફેરફર હાઈ-ડ્રોઈડ ટકા (PH) |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બ્રાહ્મણી | રાણજિતગઢ | ૦ થી ૬" | ૫·૦ | ૪૫·૦ | ૧૨·૪ | ૦·૮૫ | ૭·૩ |
| | | (૧૫) | ૬" થી ૧' | ૫·૬ | ૪૫·૦ | ૧૩·૮ | ૦·૦૫ | ૭·૪ |
| | | | ૧' થી ૨' | ૮·૭ | ૪૫·૦ | ૧૫·૨ | ૦·૦૬ | ૭·૩ |
| | | | ૨' થી ૩' | ૧૩·૦ | ૪૫·૦ | ૧૬·૮ | ૦·૦૭ | ૮·૦ |
| | | | ૩' થી ૫' | ૧·૩ | ૪૦·૦ | ૧૭·૬ | ૦·૧૫ | ૭·૫ |
| | | ગોલાસણ | ૦ થી ૬" | ૦·૮ | ૫૫·૦ | ૦·૨૫ | ૦·૦૪ | ૭·૨ |
| | | (૧) | ૬"થી૧½' | ૨·૪ | ૫૦·૦ | ૦·૬ | ૦·૦૪ | ૭·૪ |
| | | | ૧½'થી૩½' | ૪૬·૦ | ૧૫·૦ | ૧૮·૨ | ૦·૦૬ | ૭·૫ |
| | | | ૩½'થી ઊંડે ખડકો પથરાયેલા છે. | | | | | |
| ૨ | મોજ | પંચાશરી નાળા (૧૧) | ૦ થી ૬" | ૯·૬ | ૨૫·૦ | ૨૦થી વધારે | ૦·૦૫ | ૭·૭ |
| | | | ૬"થી૧½' | ૫·૯ | ૨૫·૦ | ,, | ,, | ૭·૮ |
| | | | ૧½'થી૨½' | ૫·૬ | ૨૬·૦ | ,, | ,, | ૮·૪ |
| | | | ૨½'થી૩½' | ૮·૫ | ૨૫·૦ | ,, | ૦·૦૮ | ૮·૨ |
| | | | ૩½'થી૪½' | ૨૨·૯ | ૨૨·૫ | ,, | ૦·૦૫ | ૮·૨ |
| | | | ૪½'થી ૬' | ૨૭·૯ | ૩૦·૦ | ,, | ૦·૦૬ | ૭·૮ |
| | | ઉપલેટા (૧) | ૦ થી ૬" | ૩·૩ | ૨૦·૦ | ,, | ૦·૦૮ | ૭·૮ |
| | | | ૬" થી ૧' | ૩·૭ | ૨૨·૫ | ,, | ૦·૦૬ | ૭·૬ |
| | | | ૧' થી૧¾' | ૩૫·૫ | ૨૨·૫ | ,, | ૦·૦૬ | ૭·૪ |
| | | | ૧¾'થી ૨' | ૩૪·૬ | ૨૦·૦ | ,, | ૦·૦૭ | ૭·૭ |
| | | | ૨' થી ઊંડે ચૂનાના પથ્થરો આવેલા છે. | | | | | |
| ૩ | ધી | ત્રીજે કાંટો | ૦ થી ૩" | ૫·૨ | ૪૨·૫ | ચિહ્નો છે | ૦·૦૨ | ૮·૪ |
| | | (૩) | ૩" થી ૬" | ૫·૯ | ૪૦·૦ | ,, | ૦·૦૨ | ૮·૪ |
| | | | ૬" થી ૯" | ૫·૫ | ૩૭·૫ | ,, | ૦·૦૨ | ૮·૫ |
| | | | ૯"થી૧½' | ૧૬·૧ | ૪૫·૦ | ૦·૦૫ | ૦·૦૨ | ૮·૫ |
| | | | ૧½'થી ઊંડે મુરમના થર આવેલા છે. | | | | | |
| | | કુવાડિયા | ૦ થી ૩" | ૭·૭ | ૨૫·૦ | ૨૦થી વધુ | ૦·૦૦૩ | ૮·૩ |
| | | (૮) | ૩"થી ૬" | ૪·૫ | ૧૫·૦ | ,, | ૦·૦૩ | ૮·૫ |
| | | | ૬"થી ૧' | ૭·૮ | ૧૫·૦ | ,, | ૦·૦૦૩ | ૫·૮ |
| | | | ૧' થી ૨' | ૧૦·૪ | ૩૦·૦ | ,, | ૦·૦૩ | ૮·૫ |
| | | | ૨' થી૨½' | ૩૨·૪ | ૩૦·૦ | ,, | ,, | ૮·૬ |
| ૪ | સાસોઈ | જીવાપુર | ૦ થી ૬" | ૧૪·૬ | ૫૫·૦ | ૨·૪ | ૦·૦૨ | ૮·૪ |
| | | (૯) | ૬" થી ૧' | ૮·૯ | ૩૦·૦ | ૭·૬ | ૦·૦૨ | ૮·૫ |
| | | | ૧' થી ૧½' | ૧૩·૧ | ૩૨·૫ | ૧૫·૬ | ૦·૦૩ | ૮·૪ |
| | | | ૧½'થી ૪' | ૭૨·૨ | ૪૦·૦ | ૨૦ થી વધુ | ૦·૦૩ | ૯·૫ |
| | | | ૪' થી ઊંડે મૂરમના આછા થર છે. | | | | | |
| | | સાસોઈ અને પૂણાનું સંગમ સ્થાન (૨૩) | ૦ થી ૬" | ૧·૦ | ૪૫·૦ | ૪·૬ | ૦·૦૨ | ૮·૨ |
| | | | ૬" થી ૧' | ૧·૩ | ૫૦·૦ | ૫·૨ | ૦·૦૨ | ૮·૨ |
| | | | ૧' થી ૨' | ૦·૭ | ૫૦·૦ | ૫·૮ | ૦·૦૨ | ૯·૨ |
| | | | ૨' થી ૩' | ૧·૫ | ૪૫·૦ | ૬·૬ | ૦·૦૨ | ૮·૨ |
| | | | ૩' થી ૪' | ૪·૩ | ૪૦·૦ | ૬·૮ | ૦·૦૨ | ૮·૩ |
| | | | ૪' થી ૫' | ૩·૯ | ૪૦·૦ | ૮·૦ | ૦·૦૨ | ૮·૩ |
| | | | ૫' થી ૬' | ૫·૬ | ૩૫·૦ | — | ૦·૦૨૨ | ૮·૩ |
| ૫. | મચ્છુ | જોધુડવા | ૦ થી ૬" | ૩·૯ | ૪૦·૦ | ૨૦ થી વધુ | ૦·૦૫ | ૮·૦ |
| | | (૪) | ૬"થી ૧' | ૨·૨ | ૪૦·૦ | ,, | ૦·૦૫ | ૭·૯ |
| | | | ૧' થી ૨' | ૨·૫ | ૩૭·૦ | ,, | ૦·૦૭ | ૭·૮ |
| | | | ૨' થી૩½' | ૪·૮ | ૩૧·૫ | ,, | ૦·૦૭ | ૭·૮ |
| | | | ૩½'થી ૬' | ૪૨·૮ | ૩૧·૦ | ,, | ૦·૦૬ | ૮·૧ |
| | | ડીંગળિયા | ૦ થી ૬" | ૩·૭ | ૫૨·૫ | ૫·૨ | ૦·૦૫ | ૮·૦ |
| | | (૧૬) | ૬"થી ૧' | ૩·૭ | ૪૦·૦ | ૭·૩ | ૦·૦૫ | ૮·૦ |
| | | | ૧' થી ૨' | ૪·૧ | ૪૮·૦ | ૧૦·૧ | ૦·૦૬ | ૮·૧ |
| | | | ૨' થી ૩' | ૬·૮ | ૪૧·૦ | ૧૪·૦ | ૦·૦૬ | ૮·૨ |
| | | | ૩' થી ૬' | ૫·૭ | ૩૧·૫ | ૪·૨ | ૦·૦૯ | ૮·૨ |
| | | | ૬' થી ઊંડે મૂરમના છિદ્રવાળા પીળા ખડકો આવેલા છે. | | | | | |
| ૬ | ભાલણ | ક્રીકરિયા | ૦" થી ૬" | ૧૪·૧ | ૨૩·૦ | ૮·૮ | ૦·૦૪ | ૮·૧ |
| | | (૧૪) | ૬" થી ૧ | ૧૪·૮ | ૨૨·૫ | ૯·૨ | ,, | ૮·૧ |
| | | | ૧' થી ૩ | ૭૮·૧ | ૬૦·૦ | ૧૦·૪ | — | — |
| | | ગોરસ | ૦ થી ૬" | ૨·૪ | ૧૧·૦ | ૪·૦ | ૦·૧૧ | ૭·૯ |
| | | (૨૪) | ૬" થી ૧' | ૪·૭ | ૭·૫ | ૪·૪ | ૦·૧૦ | ૭·૯ |
| | | | ૧' થી ૧½' | નથી | ૧૩·૦ | ૦·૪ | ૦·૧૧ | ૮·૦ |
| | | | ૧½'થી ૨' | ૧·૧ | ૧૦·૦ | ૮·૯ | ૦·૧૨ | ૭·૯ |
| | | | ૨' થી ૨½' | ૨·૬ | ૧૫·૦ | ૨૦ થી વધુ | ૦·૧૧ | ૭·૯ |
| | | | ૨½'થી ૫' | ૫·૩ | ૫૫·૦ | ,, | ૦·૦૯ | ૮·૦ |
| ૭ | આજી બાંધી | (૧૩) | ૦ થી ૬" | ૪·૮ | ૩૫·૦ | ૦·૪ | ૦·૯૨ | ૮·૨ |
| | | | ૬" થી ૧' | ૧·૬ | ૩૫·૦ | ૦·૪ | ,, | ,, |
| | | | ૧' થી ૨' | ૮·૬ | ૬૦·૦ | — | ,, | ,, |
| | | રામપર | ૦ થી ૬" | ૫·૯ | ૧૫·૦ | ૭·૧ | ૦·૦૪ | ૯·૯ |
| | | (૨૭) | ૬" થી ૧' | ૫·૮ | ૧૨·૫ | ૭·૨ | ૦·૦૫ | ૮·૮ |
| | | | ૧' થી ૨' | ૬·૬ | ૧૫·૦ | ૨૦ થી વધુ | ૦·૦૬ | ૮·૮ |
| | | | ૨' થી ૩' | ૬·૬ | ૧૦·૦ | ,, | ૦·૦૮ | ૯·૧ |
| | | | ૩' થી ૫' | ૩૩·૩ | ૧૫·૦ | ,, | ૦·૧૦ | ૯·૨ |
| | | | ૫' થી ૬' | ૯·૯ | ૧૭·૫ | ,, | ૦·૧૦ | ૯·૩ |
| ૮ | શેત્રુંજી | પિંગલી | ૦ થી ૬" | ૯·૬ | ૪૨·૫ | ૫·૮ | ૦·૦૪ | ૭·૭ |
| | | (૩) | ૬" થી ૧½' | ૮·૬ | ૩૫·૦ | ૨·૭ | ૦·૦૩ | ૭·૯ |
| | | | ૧½'થી ૩' | ૯·૧ | ૨૫·૦ | ૩·૫ | ૦·૦૨ | ૮·૦ |
| | | | ૩' થી૩½' | ૭·૪ | ૨૮·૫ | ૪·૧ | ૦·૦૩ | ૮·૦ |
| | | | ૩½' થી ઊંડે મૂરમના થર આવેલા છે. | | | | | |
| | | શેલાળિયા | ૦ થી ૬" | ૧૩·૩ | ૩૦·૦ | ૪·૭ | ૦·૦૨ | ૮·૦ |
| | | (૧૨) | ૬" થી ૧' | ૭·૬ | ૩૧·૦ | ૪·૩ | ,, | ૮·૨ |
| | | | ૧' થી ૨½' | ૧૩·૦ | ૨૫·૦ | ૫·૨ | ,, | ૮·૧૩ |
| | | | ૨½'થી ઊંડે મૂરમના થર આવેલા છે. | | | | | |

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)

# ભૂસ્તરીય રચના અને ખનિજો

ડૉ. એસ. એસ. મેર
(અધ્યક્ષ, ભૂસ્તરશાસ્ત્ર વિભાગ,
મ. સ. યુનિ., વડોદરા)

### ભૂપૃષ્ઠ

ગુજરાત રાજ્યના ભૂપૃષ્ઠના મુખ્ય બે ભાગો છે. એક તો ગુજરાતની તળભૂમિ અને બીજો દ્વીપકલ્પીય ગુજરાત; એટલે કે સૌરાષ્ટ્ર. ગુજરાતની તળભૂમિમાં અમદાવાદ, બનાસકાંઠા, સાબરકાંઠા અને સુરતના જિલ્લાઓ આવેલા છે. આ ઉપરાંત તાપી અને નર્મદા નદીઓના કાંપથી બનેલો પ્રદેશ. આ પ્રદેશ ૨૫૦ માઈલ ઉત્તરમાં પથરાયેલો છે અને છેક રાજસ્થાનની સરહદને અડકે છે. ગુજરાતનો આ રસાળ પ્રદેશ લગભગ નવ હજાર ચો. માઈલનો છે અને ઉત્તરમાં આબુથી શરૂ થઈને દક્ષિણમાં છેક નર્મદાના જમણા કિનારા સુધી પહોંચે છે. એની પૂર્વમાં અરવલ્લીના ડુંગરો છે. આ પ્રદેશની નદીઓ મુખ્યત્વે પશ્ચિમ તરફ કે નૈર્ઋત્ય તરફ વહીને સમુદ્રને મળે છે. એમાં સાબરમતી, મહી, ઢાઢર, નર્મદા અને તાપી પૂર્વના પહાડી પ્રદેશમાંથી નીકળી ખંભાતના અખાતને જઈ મળે છે. બનાસ નદી સિરોહી પાસેથી નીકળે છે અને નૈર્ઋત્ય તરફ વહીને કચ્છના રણમાં જાય છે.

ગુજરાતની પશ્ચિમે સૌરાષ્ટ્રનો દ્વીપકલ્પ આવેલો છે. એમાં અમરેલી, ગોહિલવાડ, હાલાર, ઝાલાવાડ, રાજકોટ (મધ્ય સૌરાષ્ટ્ર), સોરઠ અને કચ્છ આવેલા છે. આ પ્રદેશનો વિસ્તાર લગભગ બાવીસ હજાર ચો. માઈલનો છે. આ દ્વીપકલ્પનો મધ્ય ભાગ ઘણો ઊંચો છે. અને આજુબાજુના પ્રદેશો ધીમે ધીમે ચારેકોર ફેલાય છે. આ પ્રદેશની નદીઓનાં વહેણ ચારેબાજુ વહે છે અને આ પ્રદેશમાં સંખ્યાબંધ નાની નદીઓ આવેલી છે.

### ભૂસ્તર

ગુજરાત અને સૌરાષ્ટ્રના ખડકોની રચના વિવિધ પ્રકારની છે અને તેનું ભૂસ્તર ઘણું રસપ્રદ છે. ભારતીય દ્વીપકલ્પમાં જે મહત્ત્વના પ્રકારના ખડકો છે એ બધા જ પ્રકારના ખડકો આ પ્રદેશમાં જોવા મળે છે. ગુજરાત અને સૌરાષ્ટ્રના સ્તરોની વિગતો આ પ્રમાણે છે.

#### તાજેતરના અને નજદીકના ભૂતકાળના :–

કાંપવાળો પ્રદેશ, રેતાળ પ્રદેશ, ભરતીથી બનેલો પ્રદેશ અને રેતાળ દરિયાકાંઠો.

#### તૃતીય જીવયુગ (Tertiary)

ભૂસ્તર રચનામાં જેને ત્રીજા તબક્કામાં રચાયેલા પ્રદેશો ગણાવવામાં આવે છે તે. એમાં પેલીઓશીન કાળના પ્રદેશોમાં દ્વારકાની આસપાસનો પ્રદેશ. બીજા છે માયોસીન (miocene) કાળના. એમાં ગજભાકાં આવે છે. ત્રીજા છે ઇઓસીન. ટર્શીઅરી પ્રદેશોમાં પણ સૌ પહેલાં રચાયેલા પ્રદેશો આવે છે.

#### ખડીના ખડકોવાળો પ્રદેશ (ઈઓસીન)

એમાં દક્ષિણનો પ્રદેશ આવે છે. એમાં અગ્નિકૃત ખડકો જેવા પણ કેટલાક કણીદાર ખડકો મળી આવે છે.

#### ખડીના પ્રદેશો

એમાં હિમતનગરનો રેતાળ પથ્થરોવાળો પ્રદેશ, લામેતા ભાઠાં, સોનગીરનો રેતાળ પ્રદેશ, ભૂજના વિસ્તારો, નિમાર પથ્થરોના વિસ્તારો, વઢવાણની રેતાળ પથ્થરવાળી ભૂમિ વગેરે પ્રદેશો આવે છે.

#### જુરાસીક (Jurassic)

ભૂસ્તર વિજ્ઞાનની દૃષ્ટિએ દ્વિતીય કાળના આ પ્રદેશો છે. એમાં ઉમિઆ સિરીઝ, અપર ગોન્દવાનાઝ, કેટ્રોલ સિરીઝ, ચારી સિરીઝ, પત્મ સિરીઝ.

#### પુરાણા

એમાં ઇરીનપુરા ગ્રેનાઇટ (કાળમીંઢ પથ્થર)ના પ્રદેશો તેમ જ દિલ્હી પ્રકાર આવે છે.

#### આર્કીઅન્સ (પ્રાચીન) (Archaeans)

એમાં કાળમીંઢ પથ્થરના અને એ પ્રકારના પ્રદેશો આવે છે. અરવલ્લીનો પ્રદેશ એમાં આવે છે.

#### આર્કીઅન્સ (Archaeans)

ભારતના આ સૌથી પુરાણા ખડકો છે અને આર્થિક દૃષ્ટિએ તેમનું ઘણું મહત્ત્વ છે. ઘણાખરા ખનિજો આ પ્રકારના ખડકોમાંથી મળી આવે છે. બનાસકાંઠા, સાબરકાંઠા, વડોદરા અને પંચમહાલ જિલ્લાઓમાં આ પ્રકારના ખડકો ઘણુંખરું જોવા મળે છે. ઉત્તરમાં અરવલ્લીના ડુંગરોમાં અને અગ્નિકૃત ખડકોમાં ચૂનાનો પથ્થર આરસપહાણ, સ્ફટિક, સ્લેટ, શેલ્સ, રેતીનો કણકદાર સખત પથ્થર મળી આવે છે. એવા પણ કેટલાક પથ્થરો, એમ તરેહતરેહના પથ્થરો મળી આવે છે. વડોદરા અને પંચમહાલમાં જે ખડકો છે તે અરવલ્લીના પહેલાંના કાળના છે અને એમાં ફીલાઈટ્સ, સ્લેટ, શેલ્સ વગેરે જાતના પથ્થરો મળી આવે છે.

## પુરાણા

ઉપર વર્ણવેલા પ્રકાર કરતાં આ ખડકો પ્રમાણમાં અદ્યતન ગણાય છે. તેને દિલ્હી ઢબના ખડકોને નામે પણ ઓળખવામાં આવે છે. અરવલ્લીના ઉપરના પ્રદેશમાં અને ગુજરાતના ઉત્તર ભાગમાં સિરોહી, ઈડર, પાલનપુર અને દાંતાની આસપાસ આ ખડકો જોવા મળે છે. મુખ્યત્વે આ ખડકોમાં ચૂનાનો પથ્થર, રેતીના કણીદાર સખત પથ્થરો, સ્ફટિક વગેરે પ્રકારના પથ્થરો જોવા મળે છે. પાલનપુર, દાંતા અને સિરોહીના પ્રદેશમાં વચ્ચે એક પ્રકારનો કાળમીંઢ પથ્થર મળી આવે છે.

## જુરાસીક (Jurassic)

આર્કીઅન અને પુરાણા ખડકો પછીના કાળના પેલીઓઝોઈક ખડકો આ પ્રદેશમાં જોવા મળતા નથી. આ પછીના કાળના જે ખડકો છે તે જુરાસિક સમયના છે. કચ્છમાં આ ખડકો મુખ્યત્વે જોવા મળે છે. એમાં વિવિધ પ્રકારના છોડવાઓ અને પ્રાણીઓનાં અવશેષો કે ચિહ્નો જોવા મળે છે એને આધારે એના ચાર પ્રકાર પાડવામાં આવે છે. આ પ્રકારો છે: પત્ચમ, ચારી, કેટ્રોલ અને ઉમીઆ.

ધ્રાન્ગધ્રામાં પણ આ જુરાસિક પ્રકારના ખડકો મળી આવે છે. લગભગ એક હજાર ચો. માઈલના વિસ્તારમાં આ ખડકો પથરાયેલા છે અને એમાં છોડવાઓના અવશેષો જોવા મળે છે. એ કચ્છના ઉમીઆ પ્રદેશને મળતા આવે છે અને એને અપરગોન્ડવાણા તરીકે ઓળખવામાં આવે છે.

સમગ્ર રીતે જોતાં લાગે છે કે અપર જુરાસિક ખડકો, રેતીનો પથ્થર, લોઢી પથ્થર, શેલ્સ અને એવા અન્ય પથ્થરોના બનેલા છે જ્યારે લોઅર જુરાસિક ખડકોમાં ચૂનાવાળો પથ્થર, શેલ્સ અને આરસપહાણ એ પ્રકારના પથ્થરો વિશેષ છે.

## ઈન્ફ્રાટ્રેપીઅન્સ (Infratrappeans)

એમાં અગ્નિકૃત ખડકોના ઉત્તર કાળના ખડકો છે. એમાં ખડીના પથ્થરોનું પ્રમાણ વધારે છે. ઘણુંખરું આર્કીઅન અને પુરાણાની ઉપર આ પથ્થરો પડેલા હોય એમ લાગે છે. તેઓ આમ તેમ પથરાયેલા પડ્યા છે અને એમાં દક્ષિણના લાવા રસના ખડકોનો પણ અણસાર અહીં તહીં જોવા મળે છે.

હિંમતનગર અને ઈડર પાસે જે રેતીનો પથ્થર મળી આવે છે એમાં ગુલાબી, રાતા અને તપકીર રંગના વિવિધ પથ્થરો જોવા મળે છે. એમાં ઝાડપાનનાં જે અવશેષો અને ચિહ્નો જોવાં મળે છે તે ઉપરથી લાગે છે કે તે લોઅર ક્રીટેશિયસ — ખડીવાળા પથ્થરોના ઉત્તરકાળના — ખડકો હશે. બાઘ પ્રદેશમાં રેતીનો જે પથ્થર મળી આવે છે તેના કરતાં સોનગીરનો પથ્થર વધુ પુરાણો લાગે છે

બાઘ પ્રદેશમાં જે ખડકો જોવા મળે છે તે ખડીવાળા ખડકોના કાળના જળકૃત ખડકો લાગે છે. ગ્વાલીઅરની નજીકમાં બાઘ ખાતે પહેલી વખત આ પથ્થરો દેખાયા હતા તેથી તેને બાઘ પથ્થરોના ખડકો કહેવામાં આવે છે. એ ખડકો નૈર્ઋત્ય તરફ આગળ પ્રસરે છે. પંચમહાલ અને ભરૂચ જિલ્લામાં તે ખાસ જોવા મળે છે. ચૂનાના પથ્થર અને રેતીના પથ્થરના પાતળા સ્તરો છૂટાછવાયા પથરાતા દક્ષિણના પ્રદેશની સરહદ સુધી પહોંચે છે. ભરૂચ જિલ્લામાં રાજપીપળા પાસે તો લગભગ હજાર ફૂટ કરતાં પણ વધારે ઊંચાઈ સુધી આ પથ્થરો પહોંચેલા છે. એમાં ઉપરના સ્તરોમાં ખાસ કરીને ચૂનાનો પથ્થર છે. એમાં શેવાળનાં ચિહ્નો પુષ્કળ પ્રમાણમાં જોવા મળે છે. બાઘ પ્રદેશના નીચલા સ્તરોમાં નિમાર પથ્થરો આવેલા છે. પંચમહાલના અગ્નિ ભાગમાં — પાવાગઢમાં — ખાસ કરીને આ પથ્થરો જોવા મળે છે. હિંમતનગરનો, સોનગીરનો અને નિમારનો રેતાળ પથ્થર એક જ જમાનાના લાગે છે.

સૌરાષ્ટ્રના બાઘપ્રદેશમાં જે પથ્થરો મળી આવે છે તે પણ રેતીના પથ્થરો છે. તેને વઢવાણના રેતના પથ્થરોને નામે ઓળખવામાં આવે છે. વઢવાણ અને મોરબીની આસપાસમાં એક પ્રકારના લોઢી પથ્થરોવાળા અગ્નિકૃત ખડકોની ધારે ધારે પણ આ પથ્થરો છૂટાછવાયા જોવા મળે છે. આ રેતાળ પથ્થરો એકે વિશુદ્ધ નથી અને તે સુસંબદ્ધ પણ નથી. એમાં ઉપરના સ્તરોમાંથી સેંદ્રિય અવશેષો મળી આવે છે.

કચ્છના ખડીના ખડકો ભૂજની હારમાળામાં અને ઉકા પ્રદેશમાં જોવા મળે છે. ઉમીઆ સ્તરોની ઉપર આ પથ્થરોના સ્તરો આવેલા છે. એમાં વનસ્પતિ અને પ્રાણીના અવશેષો જોવા મળે છે.

દક્ષિણના લાવા પ્રદેશ કે બાઘ પ્રદેશના ઉપરના સ્તરોમાં મળી આવે છે એવો જ કંપ લામેતાના ખીણ પ્રદેશમાં જોવા મળે છે. ગુજરાતમાં દાહોદ, બારિયા, બાલાસિનોર, લુણાવાડા, પંચમહાલમાં ગભાત અને ખેડા જિલ્લામાં આ ભરાણ જોવા મળે છે.

## દક્ષિણનો પ્રદેશ

મેસોઝોઈક કાળના અસ્ત સમયે ભૂગર્ભમાં ભારે જ્વાળામુખીય હિલચાલ થઈ હતી. પરિણામે ભૂપૃષ્ઠ ઉપર ઘણો લાવા રસ પથરાયેલો. પશ્ચિમ ભારત અને મધ્યભારતમાં સમાંતર સ્તરોમાં આ લાવા રસ પથરાયો હતો. ગુજરાતની તળભૂમિ ઉપર છૂટાછવાયા લાવાના સ્તરો જોવા મળે છે અને તે થોડાક સો ફૂટ કે તેથી પણ ઓછી ઊંડાઈના હોય છે. આ પ્રદેશના ખડકો અગ્નિકૃત ખડકો છે અને એમાંથી કાળા સખત કણીદાર પથ્થરો—ડોલેરાઈટ્સ અને બસાલ્ટ — જોવા મળી આવે છે. પંચમહાલમાં પાવાગઢનો પ્રદેશ, દક્ષિણના લાવા રસના પ્રદેશના એક ફણગા જેવો અલગ પડી જાય છે. લગભગ ૨૪૦૦ ફૂટની ઊંચાઈવાળો આ ખડક જે ભૂરસમાંથી બનેલો છે તે ભિન્ન પ્રકારનો માલૂમ પડે છે. બસાલ્ટના કાળા કણીદાર પથ્થરોનો આ ખડક છે અને એમાં વચ્ચે વચ્ચે લાવાના છિદ્રાળુ પથ્થરો અને અણીદાર છિદ્રાળુ પથ્થરો જોવા મળે છે. આ પથ્થરોનાં ટોચકાં જરા પારદર્શક જેવા તેજાબના ગુણધર્મોવાળા રહાયોલાઈટ્સ, ફેલ્સાઈટ્સ અને ટફસ પથ્થરોનાં માલૂમ પડે છે.

સૌરાષ્ટ્રમાં પૂર્વમાં ઘોઘાથી, પશ્ચિમમાં પશ્ચિમ કિનારા સુધી અને કચ્છના અખાતની નીચે પણ, દક્ષિણના પ્રદેશ જેવી ભૂમિ જોવા મળે છે. ત્યાં બસાલ્ટ, ડાયોરાઈટ, અને ઓબસીડિયન તે જ્મ લાવાના છિદ્રાળુ પથ્થરો સ્કોરી બસાલ્ટ પણ આ પ્રદેશમાંથી મળી આવે છે. ગિર-

નારનો પર્વત ભૂરસની ભિન્નતાનો બીજો એક દાખલો પૂરો પાડે છે. ત્યાં સામાન્ય રીતના ડોલેરાઈટ્સ અને બસાલ્ટ્સ ઉપરાંત લેમ્પ્રોફીર, લિમ્બરગાઈટ, મોન્ચીકવાઈટ, ઓલીવીન ગેબ્રો, પોર્ફીરાઈટ, એન્ડેસાઈટ, મોન્ઝોનાઈટ, નેફીલીન-સાયનાઈટ, રહાયોલાઈટ, ઓબ્સીડિયન અને પીચસ્ટોન વગેરે પ્રકારના પથ્થરો મળી આવે છે. કચ્છના ઘણા વિસ્તારોમાં પણ આ પ્રકારના પથ્થરો મળી આવે છે.

ગુજરાતમાં ઈન્ટરટ્રેપીયન કાળના ખડકો ખાસ જોવા મળતા નથી. ફક્ત સૌરાષ્ટ્રના ઉત્તર ભાગમાં એ કાળના કેટલાક પથ્થરો મળી આવ્યા છે. ત્યાં સ્તરોની વચ્ચે વચ્ચે ચેર્ટી, પ્રોસીયેનીઅસ શેલ્સના પથ્થરો મળી આવે છે.

તૃતીય જીવનયુગ (Tertiary)

ગુજરાતમાં ન્યુમ્યુલીટિક (ન્યુમુલ જંતુના અવશેષોવાળા) ખડકો જોવા મળે છે. આ ખડકો ઈઓસીન યુગના છે. સુરત જિલ્લામાં અને ભરૂચ જિલ્લામાં તાપી અને નર્મદાના મૂળની વચ્ચે આ ખડકો જોવા મળે છે અને કીમ નદીનો કાંપ તેમને જુદા પાડે છે. એના તળિયામાં અશુદ્ધ ચૂનાનો પથ્થર અને લેટરાઈટ્સ (જેમાં લોખંડ અને એલ્યુમીનિયમનો હાઈડ્રોક્સાઈડ વિશેષ હોય છે) પડ્યો છે અને એમાં ઈઓસીન કાળના અવશેષો જોવા મળે છે.

ઈઓસીન ખડકો પછીના ઉત્તર કાળમાં નાના ગોળ પથ્થરના—ગ્રેવલ્સ, ચૂનાના અને ખડીના તેમ જ લોઢી પથ્થરો જોવા મળે છે. લગભગ ત્રણ હજારથી પાંચ હજાર ફૂટની ઊંડાઈ સુધી આ સ્તરો માલૂમ પડે છે. લોઅર મીઓસીન કાળના સિંધના ગજ ખડકોને મળતા આ ખડકો છે. એમ ધારવામાં આવે છે કે આ ઈઓસીન ખડકો ઉત્તરમાં વડોદરા સુધી લંબાય છે અને એની નીચે કાંપના સ્તરો પડેલા છે. બીજી બાજુ ખંભાતના અખાત તરફ આ ખડકો પાંખ પ્રસારે છે અને તેની નીચે પણ કિનારાનો કાંપ ઠલવાયો હોય એમ લાગે છે. પશ્ચિમ સૌરાષ્ટ્રમાં અને એમાંય ઓખા પાસે આ સ્તરોની વિશેષ પ્રતીતિ થાય છે. કેટલેક સ્થળે એની જાડાઈ સો ફૂટ જેટલી છે. આ ખડકો માટીના, રેતીના અને અનેક પ્રકારના પથ્થરોના બનેલા છે અને તે ગજ સ્તરોના જેવા જ છે.

સૌરાષ્ટ્રના આ મીઓસીન ખડકો ઉપર ચીરોડીના, રેતીના, ચૂનાના છિદ્રાળુ પથ્થરના સ્તરો પથરાયેલા છે. એને દ્વારકા-સ્તરોને નામે ઓળખવામાં આવે છે. આ દ્વારકા સ્તરોમાંથી કેટલાક સ્તરોમાં છીપલાં, પરવાળાં અને કેટલાય સેન્દ્રિય અવશેષો પડેલા છે. સૌરાષ્ટ્રના અગ્નિ ભાગમાં, ખંભાતના અખાતના પીરમ ટાપુઓ સિવાય, આ ટર્શીઅરી ખડકો કવચિત જોવા મળે છે. એમાં આંચળવાળાં પ્રાણીઓના અવશેષો પડેલા છે, પણ તે બહુ સુસ્પષ્ટ નથી.

કચ્છના ટર્શીઅરી ખડકો ઈઓસીન, ઓલીગોસીન અને મીઓસીન કાળના છે. આ ઈઓસીન ખડકોમાં કાર્બનવાળા, ચીરોડી મિશ્રિત શેલ્સ અને ચૂનાના પથ્થરો મળી આવે છે. કિનારાની સમાંતર આ બે સ્તરો પ્રસરેલા છે. એના ઉપર ઓલીગોસીન અને મીઓસીન કાળના ચૂનાના પથ્થરોના સ્તરો આવેલા છે. અર્વાચીન કાળના અને એ પહેલાંના સ્તરોમાં નદીનાળાં, સમુદ્ર વગેરેનો કાંપ ઠલવાયેલો છે.

આ ઉપરાંત રાજસ્થાન અને સિંધમાંથી ઊડી આવેલી રેતી ઉત્તર ગુજરાતના કેટલાક ભાગો ઉપર પથરાઈ છે. ગુજરાતની તળભૂમિ નદીનાળાં અને સમુદ્રના કાંપમાંથી બનેલી છે અને એમાં તરેહ તરેહની વનસ્પતિ અને પ્રાણીઓના અવશેષો મળી આવે છે.

સૌરાષ્ટ્રના કિનારાના વિસ્તારોમાં એક પ્રકારનો ચૂનાનો છિદ્રાળુ પથ્થર મળી આવે છે એ મીલીઓલાઈટ કે પોરબંદર પથ્થરને નામે ઓળખાય છે.

ખનિજસંપત્તિ

હજી ગુજરાતના ઘણા વિસ્તારોનું ખનિજ મેળવવાની દૃષ્ટિથી સંશોધન થયું નથી, એથી ગુજરાતની ખનિજ સંપત્તિનો નિશ્ચિત ખ્યાલ આપવાનું મુશ્કેલ છે. તે છતાં જે કાંઈ માહિતી સુલભ છે તેના આધારે રાજ્યની વિવિધ ખનિજ સંપત્તિનો ખ્યાલ આપવાનો પ્રયાસ કર્યો છે.

ખનિજ ઈંધન

અત્યાર સુધી તો ગુજરાતનો પ્રદેશ, કોલસા, પેટ્રોલિયમ, પ્રાકૃતિક વાયુ-ગૅસ વગેરે ખનિજ ઇંધનની સંપત્તિમાં અછતવાળો પ્રદેશ ગણાતો હતો, પણ સરકારના તેલ અને પ્રાકૃતિક વાયુ માટેના મંડળની સંશોધન પ્રવૃત્તિ ઉપરથી હવે એમ માલૂમ પડ્યું છે કે, ગુજરાત ખનિજ ઇંધનથી સમૃદ્ધ છે.

પેટ્રોલિયમ અને પ્રાકૃતિક વાયુ

ગુજરાતના ઘોઘા, હજાત, વડોદરા, અને જગતીઆ ખાતે પ્રાકૃતિક વાયુ છે. એની તો કેટલાય સમયથી ખબર હતી. તાજેતરમાં ખનિજ તેલ અને પ્રાકૃતિક વાયુ માટેના મંડળે, ખંભાત પાસે લુણેજ ખાતે અને અંકલેશ્વર નજીક મહુવેજ ખાતે પ્રાકૃતિક વાયુની હસ્તી છે તે શોધી કાઢ્યું. લુણેજ પાસે તો ગૅસની સાથે ખનિજ તેલ પણ મળી આવે છે. જ્યારે મહુવેજ ખાતે હજી ગૅસ સાથે તેલ મળ્યું નથી. આ પ્રદેશમાંથી કેટલા પ્રમાણમાં ગૅસ મળી શકશે તે અંગે આ તબક્કે કંઈ ચોક્કસ ખ્યાલ આપવાનું તો મુશ્કેલ છે. પણ એમ તો માની શકાય એમ છે કે સારા એવા પ્રમાણમાં અહીંથી ગૅસ મળી શકશે. જો અહીંથી પૂરતા પ્રમાણમાં ગૅસ મળી શકે તો અલ્પ ખર્ચે એમાંથી વીજળી પ્રાપ્ત કરીને, અમદાવાદ, વડોદરા અને એવાં શહેરોને તેમ જ આસપાસનાં ગામડાંઓને તે પૂરી પાડી શકાય. આ પ્રદેશમાં પેટ્રોલિયમ મળી આવવાની પણ ઘણી શકયતાઓ લાગે છે. ખંભાત પાસે લુણેજ, માલસોની અને સોખાડી ખાતે શારડી મૂકતાં એમ માલૂમ પડ્યું છે કે ત્યાં આશરે ૮ ચો. માઈલનો ખનિજ તેલધારી સ્તર આવેલો છે. ત્યાં પંદરસો દસ મિટરથી સત્તરસો દસ મિટરની વચ્ચેના કેટલાક સ્તરોમાંથી ખનિજ તેલ મળવાની આશા પડે છે. આ સ્થળોએ તેલની સાથે ગૅસનું પણ ભારે દબાણ છે. અત્યાર સુધી થયેલા સંશોધન ઉપરથી એમ લાગે છે કે ત્યાં ખનિજ તેલના વધુ સ્તરો મળી આવવાની

તરીકે કે ધર્ષક તરીકે અથવા તો રસાયણો બનાવવામાં એમ વિવિધ રીતે તેનો ઉપયોગ થાય છે.

ખેડા જિલ્લામાં કપડવંજ તાલુકામાં તૈયબપુર ખાતે બોક્સાઈટનો મોટો જથ્થો પડેલો છે. તાજેતરમાં જ આ શોધ થઈ હતી. અને અત્યારે સેવાલિયા ખાતે એ. સી. સી. લિમિટેડ પોર્ટલૅન્ડ સિમેન્ટ બનાવવામાં તેનો ઉપયોગ કરે છે. ખડી અને માટી વગેરેનું મિશ્રણ બાળીને આ ખાસ પ્રકારનો સિમેન્ટ તૈયાર કરવામાં આવે છે.

રાજપીપળા પાસે વાવિયા, વસમા અને ભીલોડ નજીક તેમ જ સુરત પાસે તારકેશ્વર ખાતે પણ લોહમિશ્રિત બોક્સાઈટનાં એંધાણ મળી આવે છે પણ આર્થિક દૃષ્ટિએ તે ખાસ મહત્ત્વનો હોય એમ લાગતું નથી.

સૌરાષ્ટ્રમાં નવાનગર પાસે પણ બોક્સાઈટ દેખાયો છે પણ તેની હજુ વિગતવાર માહિતી મળી નથી.

### અણુધાતુઓ અને તેને મળતી ધાતુઓ

અણુશક્તિના ઉત્પાદનમાં યુરેનિયમ, થોરિયમ, બેરિલિયમ, અને એવી ધાતુઓ ખાસ મહત્ત્વની છે. ભારત સરકારનું અણુશક્તિ મંડળ આ ખનિજ સંપત્તિની શોધ માટે દેશભરમાં વ્યાપક તપાસ કરી રહ્યું છે. ગુજરાતમાં પંચમહાલ અને છોટાઉદેપુરના પ્રદેશોમાં આ સંશોધનનાં કંઈ આશાસ્પદ પરિણામો આવે એમ લાગે છે. ત્યાંથી બિરીલ, પીચબ્લૅન્ડ અને યુરેનિયમના અન્ય ખનિજો મળી આવ્યા છે. સરકાર આ ધાતુનું અતિમહત્ત્વ હોવાથી એ અંગે ખૂબ ગુપ્તતા જાળવે છે તેથી તેની વિગતવાર માહિતી મળતી નથી.

સાબરકાંઠામાં ઇડર નજીક સાબરમતીની રેતીમાં થોરિયમની ક્ષારી ધાતુ — મોનેઝાઈટનાં પણ એંધાણ મળ્યાં છે.

### બાંધકામનો સાજસામાન

બાંધકામમાં જે ખનિજો અને પથ્થરોનો ઉપયોગ થાય છે તે આ પ્રમાણે છે:

૧. બાંધકામના પથ્થરો.
૨. શોભા માટે વપરાતા પથ્થરો.
૩. સડકો બાંધવાની ધાતુઓ અને બેલાસ્ટ.
૪. ચૂનો અને સિમેન્ટ બનાવવામાં વપરાતો સામાન.

### બાંધકામ માટેના પથ્થરો

એમાંથી ગુજરાત રાજ્યમાં જે પથ્થરો સુલભ છે તે આ પ્રમાણે છે: કાળમીંઢ પથ્થર, ગ્રેનાઈટ, ખરબચડો, દાણાદાર પથ્થર, ગ્નીસ, (સામાન્ય રીતે ચકમક અને અબરખનો બનેલો હોય છે) રેતીનો પથ્થર સ્ફટિક, સ્લેટનો પથ્થર, ચૂનાનો પથ્થર, અને કાળો કણીદાર પથ્થર ટ્રેપ (જે ઘણુંખરું અગ્નિકૃત ખડકોમાંથી બન્યો હોય છે.)

### ગ્રેનાઈટ-કાળમીંઢ પથ્થર

વડોદરાના સંખેડા તાલુકામાં આ પથ્થર ઘણાં સ્થળોએથી મળી આવે છે. બાંધકામ માટે આ પથ્થર ઘણો સારો ગણાય છે. બનાસકાંઠા, સાબરકાંઠા, અને પંચમહાલમાં ગ્રેનાઈટ-ગ્નીસના પથ્થરોનો મોટો જથ્થો પડેલો છે.

ગુજરાતમાં સારા પ્રકારના રેતીના પથ્થરનો તો ખૂટશે ખૂટે નહીં એટલો જથ્થો પડ્યો છે. સાબરકાંઠામાં હિંમતનગર પાસેથી ક્વૉર્ટ્ઝી-સૅન્ડસ્ટોન, અને પંચમહાલમાં નાથકૂવા તેમ જ વડોદરામાં સોનગીર પાસેથી બાંધકામનો સુંદર પ્રકારનો પથ્થર મળી આવે છે. સૌરાષ્ટ્રમાં ધ્રાંગધ્રા પાસેની પથ્થરની ખાણોમાંથી સારા પ્રકારનો બાંધકામ માટેનો પથ્થર નીકળે છે. વડોદરામાં સિનાદ્રા અને હરસાના આસ પ્રદેશમાંથી તેમ જ રાજપીપળામાંથી સ્ફટિકમય રેતીનો પથ્થર મળી આવે છે તેનો બાંધકામમાં સહજ ઉપયોગ થાય છે.

સુરત જિલ્લામાંથી મળી આવતો ન્યુમ્યુલિટિક ચૂનાનો પથ્થર અને ઇડરમાં ગમાન પાસેથી મળતો લામેના ચૂનાનો પથ્થર પણ બાંધકામમાં ઘણો ઉપયોગી નીવડે છે. એકે સૌરાષ્ટ્રમાં કોડીનાર પાસેથી મિલિયોલાઈટનો ચૂનાનો જે પથ્થર મળી આવે છે તે ખૂબ મહત્ત્વનો છે. આ પથ્થરો બાંધકામમાં ખૂબ પ્રખ્યાત છે અને "પોરબંદર પથ્થર" ના નામે તે જાણીતા છે. સૌરાષ્ટ્રના દ્વારકા પ્રદેશ પાસેથી અને અજ પ્રદેશમાંથી પણ સારા એવા પ્રમાણમાં ચૂનાના પથ્થરો મળી આવે છે. અને બાંધકામમાં તેનો ઉપયોગ થાય છે.

### સ્લેટ

ચાંપાનેરની હારમાળામાંથી ઊંચા પ્રકારનો આ પથ્થર મળી આવે એમ લાગે છે. પંચમહાલમાં જાંબન, ગલોદ અને સુરજપુરની ખાણોમાં પણ સારા એવા પ્રમાણમાં આ પથ્થરો પડેલા છે. દક્ષિણના પ્રદેશના ટ્રેપ નામે ઓળખાતા બસાલ્ટિક ખડકોના પથ્થરોનો પણ બાંધકામમાં સારો એવો ઉપયોગ થાય છે.

### શોભા કે ઘરેણાંનો પથ્થર

ગુજરાતમાં ઘરેણાંના પથ્થરો પણ ઘણા મળી આવે છે. પાલનપુર, ઇડર, પંચમહાલ અને વડોદરામાંથી કેટલાક ગ્રેનાઈટ-ગ્નીસિસ પથ્થરો મળી આવે છે. એના ઉપર સારી એવી પોલીશ થઈ શકે છે અને ઘરેણામાં જડતર કરવામાં તેનો સારો એવો ઉપયોગ થાય છે.

ગુજરાતમાં આરસપહાણનો પણ સારો એવો જથ્થો છે. બનાસકાંઠામાં અંબાજી પાસે પુષ્કળ પ્રમાણમાં સફેદ આરસ મળી આવે છે. ઇડર, શિરોહી, પાલનપુર અને પંચમહાલમાંથી પણ કેટલાંક સ્થળોએથી સારા પ્રમાણમાં શ્વેત આરસપહાણ મળી આવે છે. રાજપીપળામાંથી શ્વેત, કાળો અને લીલો આરસપહાણ મળી આવે છે. વડોદરા જિલ્લામાં પણ વિવિધ રંગના આરસપહાણનાં એંધાણ મળ્યાં છે. સંખેડા તાલુકામાંથી મોતીપુર આરસપહાણ નામે જાણીતો લીલો આરસપહાણ મળી આવે છે. એ જ તાલુકામાં સન્દ્રા પાસેથી ગુલાબી, ભૂખરા, અને ગાઢ ભૂરા-શ્યામ રંગનો તેમ જ પીળા રંગનો આરસપહાણ મળી આવે છે.

## ચૂનો અને સિમેન્ટ

ગુજરાતમાં ચૂનો અને સિમેન્ટ બનાવવા માટે જોઈતી સાધન સંપત્તિ પૂરતા પ્રમાણમાં મળી આવે છે. ગુજરાતમાંથી મળી આવતો ચૂનાનો પથ્થર બાંધકામમાં પણ ઉપયોગમાં આવે છે તે ઉપરાંત ચૂનો અને સિમેન્ટ બનાવવામાં તેનો બહોળો ઉપયોગ થાય છે. ચૂનો અને પ્રાકૃતિક સિમેન્ટ બનાવવા માટે યોગ્ય પ્રમાણમાં ચૂનાનો પથ્થર બાળવો પડે છે. પણ પોર્ટલેન્ડ સિમેન્ટ બનાવવામાં આ પથ્થરનો ઉપયોગ ઘણો મહત્ત્વનો છે. આ માટે જોઈતા ચૂનાના પથ્થરમાં સીલિકા અને એલ્યુમીના હોવો જરૂરી છે પણ તેનું પ્રમાણ ઝાઝું ન હોવું જોઈએ. જે ચૂનાના પથ્થરમાં ૪ ટકા કરતાં પણ વધારે મેગ્નેશિયમ ઓકસાઈડ હોય તે અયોગ્ય થઈ પડે છે.

દ્વારકા સિમેન્ટ વર્કર્સમાં, કોડીનાર અને ઓખામંડળના કિનારાના પ્રદેશમાંથી મળી આવતો પરવાળાનો ચૂનાનો પથ્થર અને મિલિઓલાઈટ ઉપયોગમાં લેવામાં આવે છે. બનાસકાંઠામાં પરુવાલ અને દિવાનિયા ખાતે જે પહેલદાર ચૂનાનો પથ્થર મળી આવે છે તે સિમેન્ટ બનાવવામાં ઘણો ઉપયોગમાં આવે છે. ખેડા જિલ્લામાં અગાઉના બાલાસિનોર રાજ્યમાંથી પણ પુષ્કળ પ્રમાણમાં ચૂનાનો પથ્થર નીકળે છે. એમાંથી કેટલોક સેવાલિયા સિમેન્ટ વર્કર્સમાં વપરાય છે.

પંચમહાલ, વડોદરા અને ભરૂચ જિલ્લામાં પણ કેટલાંક સ્થળોએ પણ ચૂનાના પથ્થરનાં એંધાણ મળી આવે છે પણ સિમેન્ટ બનાવવામાં તેનો ઉપયોગ થઈ શકશે કે નહીં તે તો વધુ તપાસને અંતે જ કહી શકાય.

## કંકર

એ કેલશિયમ કાર્બોનેટનું કોન્ક્રિટ જેવું રૂપાંતર છે અને ચૂનો તેમજ પ્રાકૃતિક સિમેન્ટ મેળવવા માટે તે મહત્ત્વનું છે. ગુજરાતના સારાયે તળ પ્રદેશોમાં નદીઓના કાંપમાં અને જમીનના આવરણોમાં આ પથ્થર પડેલો છે.

## માટી, ચીનાઈ માટી અને કાચની બનાવટો

સાબરમતી નદીની પશ્ચિમ બાજુએ મહેસાણા જિલ્લામાં વીરપુર પાસેથી સારા એવા પ્રમાણમાં ચિનાઈ માટી મળી આવે છે. નદીની પૂર્વમાં ઈડર પાસે પણ નદીને કિનારે કિનારે ટેકાવાથી કૂડેરા સુધી પાંચ માઈલના પ્રદેશમાં પણ ચીની માટી નીકળે છે. હાલ ત્રણ પેઢીઓ આ માટીના ખોદકામમાં લાગી છે. આ માટી સારા પ્રકારની છે અને વાસણો બનાવવાના તેમજ કાપડ અને કાગળ ઉદ્યોગમાં પૂરક તરીકે પણ આ માટીનો ઉપયોગ થાય છે.

સૌરાષ્ટ્ર માટીની બાબતમાં વધુ સમૃદ્ધ છે. સૌરાષ્ટ્રના ઉત્તર ભાગમાં પુષ્કળ પ્રમાણમાં ચીની માટી તેમ જ ભઠ્ઠીની માટી મળી આવી છે અને થાન, મોરબી અને જામનગર ખાતે વાસણો અને અન્ય સાધનો તૈયાર કરવાનાં કેટલાંક કારખાનાં નાખવામાં આવ્યાં છે.

## અદ્રાવ્ય માટી

ગુજરાતમાં બૉકસાઈટ, સ્ટીએટાઈટ, ડોલોમાઈટ, સિલિકા અને ફેલ્ડસ્પારમાં આ માટી મળી આવે છે. એમાં બૉકસાઈટ અને અન્ય માટીની તો આપણે વાત કરી છે. ઈડરમાં ઘંટા, દેવમોરી અને કુંઢેલ ખાતે સારા એવા પ્રમાણમાં આ માટી મળી આવે છે. એ જ વિસ્તારમાં ધાનમેર, ધુરવાસ, વર્થા અને કોકાપુર પાસેથી પણ સારા એવા પ્રમાણમાં સ્ટીએટાઈટ મળી આવે એમ લાગે છે. છોટાઉદેપુરમાંથી ડોલોમાઈટ મળી આવે છે. ગુજરાતમાં સિલિકા તો પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે. સાબરકાંઠા, બનાસકાંઠા, પંચમહાલ અને વડોદરામાંથી પહેલદાર અને બિનપહેલદાર સ્વરૂપમાં સારા એવા પ્રમાણમાં સ્ફટિક મળી આવે છે. ભઠ્ઠીઓમાં અદ્રાવ્ય માટી તરીકે વપરાતા ફેલ્ડસ્પાર માટે પેગ્મેટાઈટ અગ્નિકૃત ખડકોમાંથી મળી અવતો કાળો ખરબચડો કણીદાર પથ્થર—ખેડા જિલ્લામાં સુનાવાડ, બાલાસિનોર અને છોટાઉદેપુર તેમ જ પંચમહાલમાં કેટલાંક સ્થળોએથી મળી આવે છે.

વડોદરા અને ઈડરમાંથી કાચ બનાવવા માટેની યોગ્ય પ્રકારની રેતી મળી આવે છે. મહેસાણામાંથી મળતો પેથમાલીનો રેતીનો પથ્થર અને સંખેડા તાલુકામાં ધંટોલી નજીકથી મળતો સોનગીર રેતીનો પથ્થર ઊંચા પ્રકારનો કાચ બનાવવા માટેની જરૂરી રેતી પૂરી પાડે છે. ઈડરમાં પણ હિમતનગરનો રેતીનો પથ્થર અહીંતહીં મળી આવે છે અને એમાંથી પણ સારા પ્રકારના કાચ માટેની રેતી મળી આવે છે.

## રંગીન ખનિજો

વડોદરાના સંખેડા તાલુકામાં અછાલી નજીકનો અને જાંબુઘોડાનો મેકીથીઅસ હેમાટાઈટ રંગ માટે તદ્દન યોગ્ય છે. રાજપીપળામાં ઝગડીઆ અને વાલિયા તાલુકાઓમાં ઘણા સ્થળોએથી રાતા અને પીળા રંગની જે સુંદર માટી મળી આવે છે તે રંગ બનાવવા માટે પણ યોગ્ય છે.

ઉત્તર સૌરાષ્ટ્રમાં ધ્રાંગધ્રા થાન, અને વાંકાનેર નજીક પણ આવી રંગીન માટી મળી આવે છે.

ગુજરાતના ઘણા ભાગોમાંથી સારા એવા પ્રમાણમાં આવી રંગીન માટી કે પથ્થરો મળી આવે છે પણ એની દસ્તાવેજી માહિતી સુલભ નથી. લગભગ આખીય ઊપજનો મોટો ભાગ આસપાસના પ્રદેશમાં જ દીવાલો રંગવામાં કે ચીતરવા કે એવા કામમાં હાલ તો વપરાય છે.

## અલ્પ મૂલ્યવાળા પથ્થરો

એમાં ખાસ તો અકીક છે. ગુજરાતની ઘણી નદીઓના ખીણ પ્રદેશમાંથી અકીક, ચકમક, સૂર્યકાન્ત, કાર્નેલિયન (અર્ધપારદર્શક, સુંદર રાતો પથ્થર) વગેરે પથ્થરો મળી આવે છે.

બધા જ પ્રકારનો કેલ્સીડોનિક (સિલિકા મિશ્રિત સુંદર, સામાન્ય રીતે ભૂરા કે સફેદ રંગનો અર્ધપારદર્શક પથ્થર) સિલિકા, હવામાનના ફેરફારો અને પાણીની પ્રક્રિયાથી ગોળાકાર થયેલો આ પથ્થર ટ્રેપ પ્રદેશમાંથી મળી આવે છે. રાણપુર (અમદાવાદ પાસે) અને કપડવંજ (ખેડા

શક્યતાઓ છે અને કદાચ ખંભાતના અખાત સુધી આ સ્તરો પહોંચતા હશે એમ શંકા પડે છે. ખંભાતની નજીકમાં જે શારડીઓ મૂકવામાં આવી તે ઉપરથી એમ માલૂમ પડે છે કે ભૂભૌતિક માહિતી અનુસાર ત્યાં ખનિજ તેલના સ્તરોની જે આશા બંધાઈ હતી તેના કરતાં ત્યાં વધારે સ્તરો મળી આવશે.

ભરૂચ જિલ્લામાં અંકલેશ્વર નજીકના શારડી કૂવાઓનાં પણ સફળ પરિણામો આવ્યાં છે. વાડુચી અને હઝાત ખાતેની શારડીઓ ઉપરથી એમ માલૂમ પડયું છે કે ત્યાં લગભગ વીસ ચો. માઈલના પ્રદેશમાં તેલના સ્તરો છે અને એ તેલ ખંભાત નજીકના તેલ કરતાં વધુ સારા પ્રકારનું લાગે છે. અંકલેશ્વરમાં તો ફક્ત ૧૦૫૨ મિટરની ઊંડાઈએથી તેલના સ્તરો મળી આવ્યા છે.

વડોદરા પાસે તો વળી ઘણી ઓછી ઊંડાઈએ તેલના સ્તરો માલૂમ પડયા છે. ફક્ત બસો મિટરની ઊંડાઈએ વડસર ખાતે અને વડોદરામાં પદ્માવતી સૅનેટોરિયમમાં ફક્ત ત્રણસો મિટરની ઊંડાઈએ ખનિજ તેલ માલૂમ પડયું છે.

અમદાવાદ અને સુરત વચ્ચેના સમસ્ત પ્રદેશમાં ખનિજ તેલના સ્તરો પડેલા હોવાનો પૂરો સંભવ છે. ખંભાત અને અંકલેશ્વર ખાતે જે તેલ મળી આવ્યું છે તેના ઉપરથી પણ ભારતના ખનિજ તેલના નકશામાં ગુજરાતને સ્થાન મળ્યું છે. આ પ્રદેશમાં કુલ કેટલા પ્રમાણ-માં ખનિજ તેલ અને ગૅસ પડેલાં છે તેનો કયાસ કાઢવાના કાર્યક્રમો ત્રીજી પંચવર્ષીય યોજનામાં સમાવી લેવામાં આવ્યા છે. તદુપરાંત ભારત સરકાર, ગુજરાતની પેટ્રોલિયમ સંપત્તિને બહાર કાઢવા યોગ્ય સ્થળે યોગ્ય શક્તિનું તેલ શુદ્ધ કરવાનું કારખાનું નાખવાનો વિચાર રાખે છે.

### કોલસો

ગુજરાતમાં કોલસાની ખનિજ સંપત્તિની સંપૂર્ણ ખોટ છે એમ માનવામાં આવતું હતું પણ હમણાં હમણાં ગુજરાતના કેટલાક ભાગો-માંથી કોલસો અને લિગ્નાઈટ મળી આવી શકશે એમ લાગે છે. આમ હવે ઈંધન બાબતમાં ગુજરાતની આશા વધી છે. સુરેન્દ્રનગર પાસે થાનગઢ નજીક ખોદકામ કરતાં માલૂમ પડયું છે કે ત્યાં ફક્ત ૩૫ થી ૪૦ મિટરની ઊંડાઈએ જ સારા એવા પ્રમાણમાં કોલસો પડેલો છે. જોકે આ કોલસો હલકા પ્રકારનો છે. કચ્છમાં ઉવારસદ અને ધુનેરી પાસેનાં ખોદકામનાં પણ સફળ પરિણામો આવ્યાં છે. ત્યાંથી ૧ કરોડ ૧૦ લાખ ટન લિગ્નાઈટ મળી આવે એવો અંદાજ છે.

તાજેતરમાં અંકલેશ્વર નજીક ભુરી ખાતે લિગ્નાઈટ મળી આવ્યો છે. ત્યાંથી સારા એવા પ્રમાણમાં લિગ્નાઈટ મળી આવે એમ લાગે છે. કદાચ ભરૂચ અને સુરત જિલ્લામાંથી પણ આ લિગ્નાઈટ મળી આવવાની શક્યતા છે. આ સ્થળોએ ખોદકામ કરતાં લિગ્નાઈટના ચાર સ્તરો મળી આવ્યા હતા. એમાં બે સ્તરો તો ૩૫ મિટરથી પણ ઓછી ઊંડાઈએ મળી આવ્યા હતા.

ગુજરાતની સરકાર કોલસાની ખનિજ સંપત્તિ અંગે પદ્ધતિસર તપાસ હાથ ધરી રહી છે અને એનાં પરિણામોનું રસપૂર્વક અવલોકન થશે.

### કીમતી ધાતુઓ

ગુજરાતમાં કેટલાંક સ્થળોએથી સુવર્ણ અને રૂપા જેવી કીમતી ધાતુઓ મળી આવવાનાં પણ ચિહ્નો માલૂમ પડયાં છે. પંચમહાલમાં ગોધરા અને બારિયા પાસેથી કાંપમિશ્રિત સુવર્ણ મળવાની શક્યતા લાગે છે. વડોદરામાં સંખેડા પાસે અને સૌરાષ્ટ્રમાં આવેલ ટેકરીઓ નજીક પણ સોનું મળી આવવાનો સંભવ રહે છે.

### રૂપું

પંચમહાલમાં ખડિયા, ઝેર, પાલ અને ખયાસ નજીક રૂપાની ખનિજ સંપત્તિ હોવાની નિશાનીઓ જોવા મળે છે. જોકે આ સ્થળો-ની આસપાસ વધું શોધખોળ ન થાય અને આ ધાતુઓની વધારે ખનિજ સંપત્તિ મળવાની શક્યતા ન લાગે ત્યાં સુધી અત્યાર સુધી અહીં સોના-રૂપાનાં જે એંધાણ મળ્યાં છે તેનો આર્થિક દૃષ્ટિએ ખાસ કંઈ અર્થ નથી.

### લોખંડ અને તેને મળતી ધાતુઓ

એમાં લોખંડની કાચી ધાતુ, મૅંગેનીઝ, અને ટંગસ્ટન આવે છે.

### લોખંડ

ગુજરાતમાં ઘણાં જ ઓછાં સ્થળોએ એનાં એંધાણ મળે છે. અને આર્થિક રીતે તેનું કંઈ ખાસ મહત્ત્વ નથી લાગતું. વડોદરાના છોટાઉદેપુરના વિસ્તારોમાં કેટલાંક સ્થળોએ હીમેટાઈટ અને મીકેસી-અસ હીમેટાઈટ હોવાનાં એંધાણ મળે છે. જાંબુઘોડાની આસપાસ લોખંડ-ની કાચી ધાતુનાં ચિહ્નો દેખાય છે. અરવલ્લીની જે ટેકરીઓ અહીં સુધી પથરાયેલી છે તેમાંથી આ ખનિજ મળી આવે એમ લાગે છે.

ગુજરાતમાં ઘણાં સ્થળોએ ભૂતકાળમાં લોઢું ગળાતું હતું એમ માનવાને કારણો મળે છે. વડોદરામાં સંખેડા તાલુકાના ઉત્તર ભાગમાં લાંબા કાળ પહેલાં સારા એવા પ્રમાણમાં લોઢું ગાળવામાં આવતું હતું. જોકે એ માટે કાચું લોખંડ કયાંથી મેળવવામાં આવતું હશે તેની કંઈ માહિતી મળતી નથી. એમ લાગે છે કે કદાચ જાંબુઘોડાના દૂરના વિસ્તારોમાંથી કે અછાલી નજીકથી લોખંડની કાચી ધાતુ લાવવામાં આવતી હશે. ભરૂચ જિલ્લામાં રાજપીપળામાં લીમોદ્રા ખાતે રાતો પથ્થર મળી આવે છે. એમાંથી પણ લોઢું ગાળવામાં આવતું હતું. મહે-સાણા જિલ્લામાં આનરસુબામાં પણ હજી લોખંડ ગાળવામાં આવે છે. ખેડા જિલ્લામાં કપડવંજ પાસે લેટરીટ-હેમેટાઈટ પથ્થરોમાંથી જે ખનિજ મળે છે તેમાંથી અહીં લોઢું ગાળવામાં આવે છે. સૌરાષ્ટ્રમાં પોરબંદર નજીક બાખલા ખાતે રાતા પથ્થરમાંથી લોખંડની કાચી ધાતુ મળી આવે છે. લગભગ આજ સુધી ત્યાં ગામઠી ઢબે લોઢું ગાળવાનો ધંધો ચાલતો હતો. ઉત્તર સૌરાષ્ટ્રમાં લોખંડનો જે જંગી કાટમાળ માલૂમ પડે છે તે ઉપરથી લાગે છે કે ત્યાં લોખંડનો ઉદ્યોગ પગભર થયો હશે. ત્યાં ઉમીઆ પ્રદેશમાં જે લોઢી પથ્થર મળે છે એમાંથી આ ખનિજ

શોખંડ મેળવવામાં આવતું હશે એમ લાગે છે. તાજેતરમાં જામનગર પાસેથી પણ લોખંડની કાચી ધાતુ દેખાવાના પણ હેવાલો મળ્યા છે.

તાપીમાં વર્ષોવર્ષ પૂર આવે છે ત્યારે તે તેની સાથે ચુંબકીય લોખંડની રજકણોનો મોટો જથ્થો ઘસડી લાવે છે અને તેના કિનારા ઉપર કાંપની સાથે ઠલવે છે. સૌરાષ્ટ્રમાં ગોપીનાથ નજીક દક્ષિણ કિનારાના પ્રદેશમાં કાળી રેતી મળી આવે છે. એમાં ઘણી ચુંબકીય રજ દેખાય છે. અગ્નિકૃત ખડકોના નીચા સ્તરમાંથી આ ચુંબકીય રજ આવતી હશે એમ સ્પષ્ટ લાગે છે.

### મેંગેનીઝ

મેંગેનીઝનો વધુ ઉપયોગ પોલાદ ઉદ્યોગમાં થાય છે. પોલાદને સખત બનાવવા માટે તે વપરાય છે. ગુજરાત રાજ્ય મેંગેનીઝમાં સમૃદ્ધ છે. પંચમહાલમાં શિવરાજપુર ખાતે ચાંપાનેરની હારમાળામાં કેટલાય માઈલો સુધી મેંગેનીઝની કાચી ધાતુ પથરાયેલી છે. એમાં મેંગેનીઝ ડાયોક્સાઈડ, પીરોલુસાઈટ, મેંગેનીઝ ઓક્સાઈડ, સિલોમીલેન અને બ્રોનાઈટ વગેરે કાચી ધાતુઓ મળી આવે છે. આ પહેલાં ત્યાં સ્ફટિક અને ફિલીટના(માટી અને અબરખ વચ્ચેની સ્થિતિનો) પથ્થરો હતા પણ કાળે કરીને તેમનું ઉપર પ્રમાણેનું ખનિજ સંપત્તિમાં રૂપાંતર થયું હશે. શિવરાજપુર માઈનિંગ સિન્ડિકેટે આ કાચી ધાતુઓની સંપત્તિ બહાર લાવવામાં સારો એવો ફાળો આપ્યો છે. છોટાઉદેપુરમાં પાની ખાતે બીજી એક કાચી ધાતુ પાછળ પણ સિન્ડિકેટે સારું એવું કાર્ય કર્યું છે. આ બધા ઉપરથી એમ નિર્ણય તારવવામાં આવે છે કે શિવરાજપુરથી પાની સુધીના ૧૪ માઈલના અંતરમાં કાચી ધાતુઓનો એક સ્તર આવેલો છે. દર વર્ષે એમાંથી લગભગ ૨૦૦૦ ટન જેટલી મેંગેનીઝની કાચી ધાતુ કાઢવામાં આવે છે. પંચમહાલમાં બારિયા ખાતે, પશ્ચિમ રેલવે ઉપર અનાસ ખાતે અને છોટાઉદેપુર તેમ જ આસપાસનાં સ્થળોએથી પણ મેંગેનીઝ મળી આવવાનાં એંધાણ દેખાય છે. છોટાઉદેપુરમાં આ અંગે કેટલુંક ખોદકામ પણ કરવામાં આવ્યું હતું પણ હજુ તેની પૂરી વિગતો મળી નથી.

ઈડરમાંથી (સાબરકાંઠા) પણ ધનીવાડા અને ભીમપુરનાં ગામડાંઓ પાસેથી મેંગેનીઝ મળી આવ્યાના સમાચારો મળ્યા છે. જોકે આર્થિક દૃષ્ટિએ તેનું ખાસ કંઈ મહત્ત્વ લાગતું નથી.

### ટંગસ્ટન

ટંગસ્ટનનો પોલાદને સખત કરવા માટે ઉપયોગ કરવામાં આવે છે. એની કાચી ધાતુને વોલફ્રામ નામે ઓળખવામાં આવે છે અને અરવલ્લીના સ્ફટિકોમાંથી કે પંચમહાલ જિલ્લામાંથી મળી આવતા ફિલિટના પથ્થરોમાંથી આ કાચી ધાતુ મળી આવે છે. આ વિસ્તારમાં વધુ ધ્યાનપૂર્વક શોધ કરવામાં આવે તો ત્યાંથી કદાચ વધારે પ્રમાણમાં ટંગસ્ટનની કાચી ધાતુ મળી પણ આવે ખરી.

### મોલિબ્ડેનમ

વિમાનો બનાવવાના ઉદ્યોગમાં જે પોલાદ વપરાય છે તે પોલાદ તૈયાર કરવામાં આ ધાતુનો ઉપયોગ થાય છે. જોકે હજી સુધી આ ધાતુ ક્યાંથી મળી આવે છે તે કંઈ નક્કી થયું નથી પણ એક જણે મોલિબ્ડેનાઈટનો નમૂનો બતાવ્યો હતો. તે ભાઈના જણાવ્યા પ્રમાણે વડોદરાના છોટાઉદેપુરના વિસ્તારમાંથી તેમને એ નમૂનો મળી આવ્યો હતો.

### બિન-લોહ ધાતુઓ

આ જૂથમાં તાંબુ, સીસું, જસત, અને એલ્યુમિનિયમની ધાતુઓ આવે છે.

### તાંબુ

બનાસકાંઠામાં શિરોહી નજીક રોહિસ પાસે તાંબાની કાચી ધાતુ મેલેશીટ મળી આવે છે. ત્યાં પિરીટસ નામનો પરિવર્તનશીલ પહેલદાર પથ્થર મળે છે. એમાંથી આ તાંબુ નીકળે છે. આ પ્રદેશમાં તાંબાનો કાટમાળ મળે છે. અને ત્યાં ભૂતકાળમાં તાંબુ ગાળવાનો ઉદ્યોગ હશે એમ માનવાને પૂરતાં કારણો છે. બનાસકાંઠા જિલ્લામાં અંબાજી નજીક બીઓટીટ પથ્થરમાંથી તાંબુ ગાળવાની ભઠ્ઠીઓ હશે એવા પુરાવાઓ મળ્યા છે. છોટાઉદેપુરથી લગભગ અર્ધો માઈલ દૂર ઝરી પાસે પણ તાંબાની કાચી ધાતુનાં એંધાણ વર્તાય છે. સૌરાષ્ટ્રમાં ભાઈવડર અને સિહોર પાસેથી પણ તાંબાની કાચી ધાતુ મળી આવી છે.

### સીસુ

સીસાની કાચી ધાતુને ગેલીના કહે છે. સામાન્ય રીતે તે સ્ફટિકના સ્તરો સાથે મળી આવે છે. અરવલ્લીના ફિલીટસ સ્તરોમાંથી (એટલે કે જે સ્તરો માટી, સ્લેટ અને અબરખ વચ્ચેની અવસ્થામાં હોય છે) અને પંચમહાલમાં ભમરિયા વિસ્તારમાંથી મળી આવે છે. ત્યાં ગેલીનાના સ્તરો પૂર્વે પશ્ચિમમાં લગભગ અર્ધા માઈલ સુધી પથરાયેલા માલૂમ પડ્યા છે. આ ગેલીનામાં રૂપાનાં પણ એંધાણ મળે છે. અને એ માટે વધુ ધ્યાનપૂર્વક શોધખોળ કરવાની આવશ્યકતા છે.

ભૂતકાળમાં એક વખત અંબાજીથી બે માઈલ દૂર આબુ રોડના રસ્તા ઉપર ગેલીના મળી આવ્યું હતું, તે લગભગ એક મણ જેટલું હતું. જોકે આ ગેલીના ચોક્કસ કયા સ્થળે છે તે શોધી શકાયું ન હતું.

પંચમહાલમાં ઝેર અને પાલ ખાતેથી પણ ગેલીના મળ્યું હતું. આ ઉપરાંત છોટાઉદેપુરમાંથી અને ગીરના જંગલોમાંથી ગેલીના દેખાયું છે.

### જસત

જસતની કાચી ધાતુને કેસીટેરાઈટ કહે છે. પંચમહાલમાં જાંબુઘોડા પાસેથી તે મળી આવે છે. જોકે હજુ તેની વિગતવાર માહિતી સુલભ નથી. બનાસકાંઠામાં પાલનપુર બાજુ હોસૈનપુરા પાસે પણ સારા એવા પ્રમાણમાં કેસીટેરાઈટ પડેલું છે એમ લાગે છે.

### એલ્યુમિનિયમ

ખાસ તો બૉક્સાઈટમાંથી એલ્યુમિનિયમ મળે છે. ધાતુ કાઢવામાં તેનો ખાસ ઉપયોગ થાય છે. આ ઉપરાંત ભઠ્ઠીઓમાં આ દ્રાવ્ય પદાર્થ

જિલ્લામાં), નાની નરોલી (સુરત જિલ્લામાં) પાસેથી વિવિધ આકારના નાના મોટા પથ્થરો મળી આવે છે. જોકે રાજપીપળા પાસેથી અકીક અને એવા બીજા જે પથ્થરો મળી આવે છે તે ખાસ મહત્ત્વના છે. અને ત્યાં તે પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે.

આ બધા વિસ્તારોમાંથી જે અકીક મળી આવે છે તે ખંભાત મોકલવામાં આવે છે. ત્યાં તેના ઉપર પહેલ પાડી અને પૉલીશ કરીને ઘરેણાં બનાવવામાં ઉપયોગમાં લેવામાં આવે છે.

### વિશિષ્ઠ ઉપયોગી ખનિજો

રાજ્યના જુદા જુદા ભાગોમાં નીચે જણાવ્યા મુજબના બીજા ખનીજો પણ થોડાક પ્રમાણમાં મળી આવે છે. એસ્બેસ્ટોસ, મીઠું, જીપ્સમ (હરસોઠ) અબરખ, મીઓલાઈટ, ઉસ અને બેન્ટોનાઈટ.

### એસ્બેસ્ટોસ

અગ્નિ સામે રક્ષણ આપે તેવો આ ખનિજ સાબરકાંઠામાં ઈડરમાં ઠીક ઠીક પ્રમાણમાં મળે છે. ત્યાં ભાનમેર, ઘંટા, અને મોરા ગામડાંમાં એ મળે છે. એ ખનિજ સંપત્તિનો હજી બરાબર વિકાસ કરવામાં આવ્યો નથી અને એ વિસ્તારોમાં હજી વધુ પ્રમાણમાં તે મળી આવે તેવો સંભવ છે.

### મીઠું

ધરાસણામાં અને મેધ-આગોડમાં દરિયાના પાણીનું બાષ્પીભવન કરીને મીઠું પકવવામાં આવે છે. અમદાવાદ જિલ્લામાં ખારાઘોડા અને અમરેલીમાં મીઠાપુર ખાતે પણ મીઠાના અગર છે.

### જિપ્સમ (હરસોઠ)

ભીલોડ અને રાજપીપળા નજીક દોદવાડાની માટીમાંથી હરસોઠ નાના પ્રમાણમાં મળે છે. ગજ માટી અને ઓખામંડળ, ધોધા, નવાનગર અને કચ્છના કિનારા ઉપરના વિસ્તારોમાંના કાંપમાં સેલેનાઈટ (ચંદ્રકાંત)ના રૂપમાં આ ખનિજ મળે છે.

### અબરખ

સાબરકાંઠામાં ઈડર, બનાસકાંઠામાં આબુરોડ અને દાંતા, વડોદરામાં છોટા ઉદેપુર અને પંચમહાલમાં જાંબુઘોડામાંથી ઊતરતી કોટિનું અબરખ મળે છે. એક માત્ર સિરોહીમાં હાલ મળેલા આ ખનિજ સિવાય બીજાં સ્થળોએથી મળતા આ ખનિજનું હાલ કંઈ આર્થિક મૂલ્ય નથી.

### મીઓલાઈટ

મીઓલાઈટ ખનિજ પાણી શુદ્ધ કરવા માટે ઉદ્યોગોમાં વપરાય છે. દખ્ખણના લાવારસની ભૂમિમાં આ પ્રકારના ખનિજ સામાન્યતઃ મળે છે.

### ઉસ (બેન્ટોનાઈટ)

જ્વાળામુખીની રાખના રૂપાંતર જેવી આ માટી ભૂખરી કે લીલાશ પડતી હોય છે. ખનિજ તેલ અને વનસ્પતિ તેલો શુદ્ધ કરવામાં ઉસ મોટા પાયા ઉપર વપરાય છે. એનો બીજો ઔદ્યોગિક વપરાશ પણ છે. બેન્ટોનાઈટ, ખનિજ તેલ ક્ષેત્રોમાં કાદવિયા ભૂમિમાં શારકામ વખતે વાપરવામાં આવે છે. ભરૂચ, જંબુસર, જૂનાગઢ, અને સૌરાષ્ટ્રના બીજા વિસ્તારોમાં અને કચ્છમાંથી પણ ઉસના જેવી જ માટી મળી આવે છે. આ પ્રદેશમાં તેલ શુદ્ધ કરવાનાં કારખાનાં નખાતાં જશે તેમ તેમ ઉસની માગ વધતી જવાની.

### ઉપસંહાર

ગુજરાત રાજ્યમાં હાલ ઘણા ખનિજોની ખેંચ છે એ સાચું પણ એ પણ બનવાજોગ છે કે ભવિષ્યમાં તપાસ કરતાં મહત્ત્વના ખનિજો મળી આવે. રાજ્યના જુદા જુદા ભાગોમાં પદ્ધતિસર એ તપાસ હાથ ધરવાની યોજના ઘડવાની જરૂર તાકીદની છે. નજીકના ભવિષ્યમાં ગુજરાત ખનિજ સંપત્તિની દૃષ્ટિએ સૌથી સમૃદ્ધ રાજ્ય ગણાતું થાય એવો સંભવ છે...

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)



# વનસંપત્તિ

શ્રી હરિસિંગ,
(મુખ્ય વન-રક્ષક, વડોદરા)

ગુજરાતના આશરે ૫,૮૦૦ ચોરસમાઈલના વિસ્તારમાં વનસંપત્તિના વિપુલ ભંડારો પથરાયેલા છે. આ પ્રમાણ ગુજરાતના કુલ ક્ષેત્રફળ ૭૧,૭૫૦ ચોરસ માઈલના લગભગ ૮ ટકા જેટલું છે. જંગલોની જિલ્લાવાર ફાળવણી નીચે પ્રમાણે છે.

ભારત સરકારે કુલ ભૌગોલિક વિસ્તારના ૩૩ ટકા ધરતીમાં વનવિસ્તાર વિકસાવવાનો લક્ષ્યાંક નક્કી કરેલ છે. આ દૃષ્ટિએ ગુજરાતના હાલના વનવિસ્તારોને વૈજ્ઞાનિક રીતે વધુ વિકસાવવા માટે ભગીરથ પ્રયાસો કરવાના છે.

| જિલ્લાનું નામ | જિલ્લાનું કુલ ક્ષેત્રફળ ચો. માઈલ | જંગલનું ક્ષેત્રફળ ચો. માઈલ |
|---|---|---|
| ૧. અમદાવાદ | ૩૫૦૨.૦૦ | ૮.૬૯ |
| ૨. અમરેલી | ૧૭૩૦.૦૦ | ૮૨.૫૩ |
| ૩. બનાસકાંઠા | ૪૬૬૩.૦૦ | ૫૨૬.૭૩ |
| ૪. વડોદરા | ૨૯૮૦.૦૦ | ૧૯૫.૭૨ |
| ૫. ભાવનગર | ૪૬૯૯.૦૦ | ૧૦૨.૩૩ |
| ૬. ભરૂચ | ૨૮૮૯.૦૦ | ૬૧૫.૯૨ |
| ૭. ડાંગ | ૬૫૬.૫૯ | ૬૫૬.૫૯ |
| ૮. જામનગર | ૪૨૧૬.૦૦ | ૨૫૮.૨૨ |
| ૯. જુનાગઢ | ૩૮૯૦.૦૦ | ૭૩૨.૮૮ |
| ૧૦. ખેડા | ૨૫૩૩.૦૦ | ૪૬.૮૯ |
| ૧૧. કચ્છ | ૧૭૦૨૨.૦૦ | ૧૩૧.૨૩ |
| ૧૨. મહેસાણા | ૩૭૧૨.૦૦ | ૬.૬૯ |
| ૧૩. પંચમહાલ | ૩૪૯૭.૦૦ | ૮૪૯.૧૯ |
| ૧૪. રાજકોટ | ૪૦૭૨.૦૦ | ૮૫.૨૧ |
| ૧૫. સાબરકાંઠા | ૨૮૩૧.૦૦ | ૩૯૧.૭૬ |
| ૧૬. સુરત | ૪૫૦૯.૦૦ | ૧૧૨૭.૭૬ |
| ૧૭. સુરેન્દ્રનગર | ૪૨૪૯.૦૦ | ૫૦.૧૫૦ |
| કુલ | ૭૧૭૫૦.૦૦ | ૫૮૫૮.૦૦ |

ગુજરાતની વનસંપત્તિમાં સાગ મહત્ત્વનું અને મોખરાનું સ્થાન ધરાવે છે. તથા અન્ય પ્રકારોનાં ઝાડોમાં સાજા (સાદડ), બીજા, ખેર, સીસમ, હલદુ અને કલમનો સમાવેશ થાય છે.

આ ઉપરાંત વાંસ અને ઘાસ જેવી સંપત્તિમાંથી હાલની વનસંપત્તિ પર આધાર રાખતા અનેક ઉદ્યોગોને કાચો માલ પૂરતા પ્રમાણમાં મળી રહે છે.

આવા ઉદ્યોગોમાં, કાપડ ઉદ્યોગની પૂરક ચીજવસ્તુઓમાં બોબીન, સટલ, પીકરઆર્મ્સ અને અન્ય લાકડાની વસ્તુઓનું ઉત્પાદન કરતા ઉદ્યોગોનું ભાવિ ઉજ્જવળ છે અને આવાં કેટલાંય કારખાનાં ગુજરાતભરમાં સ્થપાયેલાં છે. હલદુ અને કલમ કે જે ગુજરાતમાં પૂરા પ્રમાણમાં ઊગે છે તેના લાકડામાંથી ઉપરોક્ત વસ્તુઓ બનાવવામાં આવે છે.

### લાખ અને કાથા ઉદ્યોગ

વિદેશી હૂંડિયામણ કમાવામાં ઉપયોગી એવા "લાખ" ઉદ્યોગનું ભાવિ પંચમહાલ જિલ્લામાં ઘણું જ ઉજ્જવળ છે. ખેરમાંથી બનતા કાથા ઉદ્યોગનાં હાલ ચાર કારખાનાં વલસાડ, વ્યારા, રાજપીપળા અને ડેરોલ મુકામે છે. એના વધુ વિકાસ માટે યોગ્ય પગલાં ભરાઈ રહ્યાં છે.

### અન્ય વન ઉદ્યોગો

ગુજરાતમાં ઠેરઠેર લાકડાં વહેરવાની "સૉ" મિલો જોવા મળે છે. સૌરાષ્ટ્રના દરિયાકિનારે વહાણો બાંધવાનો ઉદ્યોગ વિકસી રહ્યો છે. સુરત જિલ્લામાં બિલીમોરામાં એક કાગળ અને સ્ટ્રોબોર્ડ બનાવવાનો ઉદ્યોગ ચાલુ છે. અને એમાં ડાંગ, વ્યારા અને સુરત વિભાગની વનસંપત્તિનો ઉપયોગ થઈ રહ્યો છે. ડાંગના વિપુલ "વાંસ"ના વધુ ઉપયોગ સારુ એક મોટા પાયા પરનો કાગળ અને તેની અન્ય બનાવટોનો ઉદ્યોગ શરૂ કરવાનાં ચક્રો ગતિમાન થઈ ચૂક્યાં છે.

### વન વિકાસની યોજનાઓ

ગુજરાતમાં વિવિધ વન-ઉદ્યોગોના વિકાસને વધુ વેગવંત બનાવવા તેમ જ જનતાની જલાઉ લાકડાંની વધતી જતી માંગને પહોંચી વળવા વધુ વનવિસ્તારો વૈજ્ઞાનિક રીતે વિકસાવવાની અનિવાર્ય આવશ્યકતા છે.

આ દિશામાં ગુજરાતના વનસંપત્તિ વિભાગે અનેકવિધ યોજનાઓ હાથ ધરી છે. આમાં નીચે દર્શાવેલી યોજનાઓનો સમાવેશ થાય છે.

૧. સાગ અને ખેરનાં વનો મોટા પાયા પર વિકસાવવાં.

૨. નીચી કક્ષામાં ગયેલ વનોને વધુ સઘન બનાવવાં.

૩. દરિયાઈ કાંઠાના તેમ જ કોતરોના વિસ્તારોમાં જમીનનું મોટા પાયા પર થતું ધોવાણ અટકાવવા નવા વનવિસ્તારોની રચના કરવી.

૪. કચ્છના રણનો વિસ્તાર વધતો અટકાવવાની યોજના.

૫. હાલનાં ઘાસનાં બીડો અને ગૌચરની જમીનોની સુધારણાની યોજના.

૬. અન્ય વનસંપત્તિના વિકાસને વધુ વેગવંતો બનાવવો.

ત્રીજી પંચવર્ષીય યોજનામાં આ મુદ્દાઓ ઉપર વધુ ધ્યાન આપવામાં આવશે.

### વિનાશમાંથી ઉગારવા વિકાસ

આપણે વધુ ઔદ્યોગીકરણ કરીએ, નહીં તો વિનાશને નોતરીશું. એ સૂત્રો નજર સમક્ષ રાખી ગુજરાતને આજની અને આવતી કાલની ભૌતિક સંપત્તિના સંશોધન તેમ જ એના ઉદ્યોગોમાં થનાર ઉદ્યોગ અંગે સતત પ્રાણવાન માર્ગદર્શન મળતું રહે એવા વાસ્તવદર્શી નિષ્ણાતો દ્વારા નવા સંશોધન કેન્દ્રના કાર્યને વિકસાવવાનો પુરુષાર્થ કરવાનો છે. તેમ જ એ અંગે પ્રાયોગિક કેન્દ્રો રચવાનાં રહેશે. સાથે સાથે વધુ સંશોધનોનો ઉપયોગ ખાનગી ક્ષેત્ર ઉપરાંત જાહેર ક્ષેત્રને વધુ ઉપયોગી નીવડેલ હોઈ એવી માહિતી રાષ્ટ્રના વિકાસ સારુ કેન્દ્ર-સરકારને આપે એ અગત્યનું છે.

### ઔદ્યોગીકરણ, ઉત્પાદન તથા સંશોધન

સામાન્ય રીતે આવા સંશોધન કેન્દ્રમાં ટેકનિકલ નિષ્ણાતો અને વ્યવસાયી મંડળો દ્વારા ઔદ્યોગિક આયોજન અંગે ધ્યાન કેન્દ્રિત કરી અને સામાજિક ક્ષેત્રના જમીનની માલિકી અને જમીન તથા સંપત્તિની વહેંચણીના સવાલોથી દૂર રહી, ખેતી અને ઉદ્યોગોનું ઉત્પાદન ઉત્તરોત્તર કેવી રીતે વધે એ તરફ લક્ષ્ય આપવું જરૂરી છે.

### પંચવર્ષીય કાર્યક્રમ

આવા સંશોધનમાં વિવિધ પ્રવૃત્તિઓને સામાન્ય રીતે નીચે પ્રમાણે વહેંચી શકાય:—

૧. જમીન સુધારણા અને સિંચાઈ:— નદીઓના પટનું અને કસનું ધોવાણ, ભરતીથી ધોવાણ થતી જમીનો તથા ખાર જમીનની સુધારણા.

૨. ખનિજ સંપત્તિ સંશોધન:—આ ક્ષેત્રે ઔદ્યોગિક વિકાસને વધુ વેગ મળે એવા ખનિજોનું સંશોધન અને એના વિકાસાર્થે સંશોધનવાળાં ક્ષેત્રોમાં વાહન માર્ગે જોગવાઈ, વધુ ખનિજો વિપુલ પ્રમાણમાં મળે અને ખાસ કરીને લાઈમ સ્ટોન, આરસપહાણ, સ્લેટ જેવા ખનિજોમાંથી નવા ઉદ્યોગો વિકાસ પામે તેમ જ ગુજરાતમાં રાજપીપળા, છોટાઉદેપુર, પંચમહાલ, દાંતા, સાબરકાંઠા, તથા આબુ નજીકના વિસ્તારોમાં લિગ્નાઈટ, બોકસાઈટ, લોખંડ અને અન્ય ખનિજોના સંશોધનને વધુ વેગ આપવાનો રહેશે.



## વનસ્પતિ

શ્રી આપાસાહેબ ચવાણ
(અધ્યક્ષ, વનસ્પતિ વિભાગ, મ. સ. યુનિ., વડોદરા)

ગુજરાતના જુદા જુદા વિસ્તારોમાં વિવિધ પ્રકારની અને સ્વરૂપની વનશ્રી પથરાયેલી છે અને તેની વિવિધતા સ્થાન, વરસાદ, ભૂસપાટી અને જમીનના પ્રકાર પર આધાર રાખે છે.

દક્ષિણ તેમ જ પૂર્વગુજરાતમાં ઉત્તર ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્ર કરતાં ઘણો વધુ વરસાદ પડે છે, એટલે વનસ્પતિ અને વનરાજિને લાગેવળગે છે ત્યાં સુધી તે ગુણવત્તા અને વિપુલતા બંનેની દૃષ્ટિએ વધુ સમૃદ્ધ છે. આ વિસ્તારનો ઘણોખરો ભાગ ડુંગરાળ અને જંગલોથી છવાયેલો છે. તેમાં ડાંગ, રાજપીપળા, છોટાઉદેપુર અને દેવગઢબારિયાના વનવિસ્તારોનો પણ સમાવેશ થાય છે. બીજી તરફ ફળદ્રુપ એવી કાંપયુક્ત જમીન ધરાવતો ગુજરાતનો મધ્યવિસ્તાર વનશ્રીની દૃષ્ટિએ સમૃદ્ધ છે અને એટલે સુયોગ્ય રીતે જ તે 'ગુજરાતના ઉદ્યાન'નું બિરુદ પામ્યો છે. આ સિવાય ઉત્તર ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રના સૂકા તેમ જ અર્ધ વેરાન વિસ્તારોનાં જંગલોમાં મોટે ભાગે એકસરખી જ વનસ્પતિ છવાયેલી છે. ટૂંકમાં આ વિવિધતાવાળા સર્વ વિસ્તારોમાં વણપેખી અને વણખોજી એવી અઢળક વનસ્પતિ સંપત્તિ વેરાયેલી પડી છે.

વનસ્પતિશાસ્ત્રીઓએ આપણા વિસ્તારોની વનશ્રી અને વનસ્પતિનો અભ્યાસ કરેલો છે જેને પરિણામે તે વિસ્તારમાં થતા છોડ તેમ જ અન્ય વનસ્પતિને લગતી માહિતી ડાલઝેલ, ડાલઝેલ અને ગિબ્સન, હૂકર, નૅર્ન, કૂક, ટૅલબોટ, બ્લેટર તેમ જ બ્લેટર અને મેક્કેને તૈયાર કરેલ સંશોધન ગ્રંથોમાં મળી આવે છે. પરંતુ તેઓમાંથી કોઈએ ખાસ કરીને ગુજરાતની વનશ્રી તરફ વધુ ધ્યાન કેન્દ્રિત કર્યું જણાતું નથી. કેવળ અમુક વિખ્યાત વનસ્પતિવિદોએ છૂટીછવાઈ સફરોમાં આ વસ્તુઓને સ્પર્શ કર્યો છે. પરંતુ તે બાબત ખાસ ધ્યાનમાં લેવાઈ નથી અને તેથી ગુજરાતના પ્રાદેશિક વનશ્રી ફૂકના આ દિશાના મહત્ત્વના કાર્યમાં ઉમેરો કરી, આપણા વિસ્તારમાં પ્રવર્તમાન એવી વનસ્પતિની જાતોનું વર્ગીકરણ વગેરે કરી આપણા જ્ઞાનમાં ઉમેરો કરે એ અત્યંત આવશ્યક બને છે.

આ દિશામાં અમુક પ્રયાસો તો શરૂ થયા પણ છે જેમાં કચ્છની વનશ્રીને લગતી માહિતી બ્લેટરે પ્રસિદ્ધ કરી હતી અને બરડા વિસ્તારની માહિતી જયકૃષ્ણ ઇન્દ્રજી ઠાકરે પ્રસિદ્ધ કરી હતી. આ ઉપરાંત ઈ. સ. ૧૯૧૮ સૅક્સટન અને સૅજવિકે ઉત્તર ગુજરાતની લીલોતરીની માહિતી એકત્રિત કરી હતી. જ્યારે સૅક્સટન અને સુતરિયાએ મળી તેમાં કેટલોક ઉમેરો કરેલો છે. ડાંગનાં જંગલોની વનસ્પતિ અંગે સાન્તાપાઉએ સુંદર કાર્ય કરેલું છે અને રાયજાદા સાથે તેમણે સૌરાષ્ટ્રમાંના ગીરનાં જંગલોની વનસ્પતિની મોજણી કરી હતી. વળી સાન્તાપાઉ, ફાદર, જૈથી અને ઓઝાએ પાવાગઢ વિસ્તારની મોજણી કરેલી છે, ત્યારે ચવાણ અને સબનીસે વડોદરા અને આસપાસના વિસ્તારોની વનશ્રી તેમ જ ગુજરાતના મુસ્તાદિ વર્ગ પર વ્યવસ્થિત સ્વરૂપનાં સંખ્યાબંધ અભ્યાસી આલેખનો પ્રસિદ્ધ કરેલાં છે. તે ઉપરાંત ચવાણ અને મહેતાએ ગુજરાતમાં થતાં તૃણધાન્ય વર્ગની વનસ્પતિના અભ્યાસમાં નોંધનીય ફાળો આપેલો છે.

આ લેખમાં ઉપર્યુક્ત તમામ છૂટીછવાઈ અને તેમાંય ખાસ કરીને આ વિભાગના આર્થિક રીતે મહત્ત્વના લેખાતા છોડ અને વનસ્પતિને લગતી માહિતીને એકત્રિત કરી એકરૂપે મૂકવાનો ખ્યાલ રાખવામાં આવેલો છે અને તેમાં છોડવાઓને નીચે પ્રમાણેનાં મથાળાં હેઠળ મૂકવામાં આવેલા છે.

(૧) અન્નયુક્ત છોડ:— ગુજરાતમાં બહુમતી પ્રજા ખોરાક માટે વનસ્પતિ ઉપર આધાર રાખે છે જેમાં છોડોના જુદા જુદા ભાગો ખાદ્ય પદાર્થ તરીકે ઉપયોગમાં લેવાય છે. આમાં સેજીટારીઆ, કનક, ઘોખડચીયો, ટાક્કા અને કમળ વગેરે કેટલાક જંગલી છોડો આપણે ત્યાં હસ્તી ધરાવે છે જેના ભૂગર્ભમાં રહેલ ભાગોનો સસ્તા ખોરાક તરીકે ઉપયોગ થઈ શકે તેમ છે જ્યારે ચીલ, લુણી, તાંદળજો વગેરે છોડનાં પાન આપણે ત્યાં ઘણે સ્થળે સ્થાનિક પ્રજાના ખોરાકમાં દૃષ્ટિગોચર થાય છે. ત્યારે બોરડી, ગોરસઆમલી, કોઠી, રાયણ અને ચારોળી જેવાં ઘણાં વનવૃક્ષો તેમનાં સુસ્વાદુ ફળો માટે કીમતી લેખાય છે. આ સાથે ગુજરાતના ગાઢ વનવિસ્તારોમાં નિવાસ કરતાં વન્ય પશુઓ પોતાના ખોરાક માટે જે ખોરાકયુક્ત છોડોનો ઉપયોગ કરે છે તેની સંખ્યા ઘણી મોટી છે. એટલે એવા છોડોની વિસ્તીર્ણ શોધ કરી યોગ્ય રજૂઆત થાય તો તે વસ્તુ આપણો અન્ન પ્રશ્ન હલ કરવામાં કેટલેક અંશે ઉપકારક નીવડે.

(૨) વનવિસ્તાર—સમૃદ્ધિ:— ગુજરાતને વિકસાવી શકાય તેવી વનવિસ્તારની સમૃદ્ધિ સાંપડેલી છે અને તેમાં ૧૫ લાખ એકર કરતાં પણ વધુ વિસ્તારમાં ફેલાયેલ વનોમાં અઢળક ઔદ્યોગિક શક્યતાઓ વેરાયેલી પડી છે. પરંતુ કમભાગ્યે રાજ્યના આર્થિક જીવનમાં આ વનસમૃદ્ધિનું જે મહત્ત્વ છે તે હજુ સહુને સંપૂર્ણ રીતે સમજાયું લાગતું નથી અને પરિણામે ઘણા સમય પહેલાં સ્થપાવા જોઈતા

હતા તેવા દીવાસળી ઉદ્યોગ, કાગળ ઉદ્યોગ કે લાખની રિફાઈનરી, વગેરે ઉદ્યોગ આપણે ત્યાં હજુ પણ વિકસી શક્યા નથી.

**૧. ઉત્તર ગુજરાતનાં જંગલો**

કચ્છના રણને અડીને જતા વિસ્તારો સૂકા અને વેરાન છે, છતાં બાકીના પ્રદેશો અરવલ્લી પર્વતમાળાની ટેકરીઓથી સારી રીતે રક્ષિત છે. આમાં પાલનપુર જિલ્લામાં મોટાં જંગલો અસ્તિત્વ ધરાવે છે અને ત્યાં મધમાખનું મીણ, મધ તેમ જ ગરમાળાની શિંગો જેવી જંગલની નાની નાની પેદાશો છે. જેસોરની ઉચ્ચ ભૂમિ તેના વાંસનાં વન માટે વિખ્યાત છે અને એ વિસ્તાર વાંસ વાવણી તેમ જ આપણા પશુધન માટેની ઘાસની જમીનો માટે આદર્શ છે. આ જ વિભાગમાં મધમાખીનો ઉછેર સારી પેઠે ખીલવી શકાય તેમ છે જ્યારે ચંદન-(સુખડ)નાં વૃક્ષો પણ ત્યાં ઉછેરી શકાય તેમ છે, જે માટે સફળ પ્રયાસો પણ કરવામાં આવ્યા છે.

**૨. મધ્યગુજરાતનો વનપ્રદેશ**

આ વિસ્તારમાં આવેલ ટેકરીઓ મુખ્યત્વે વાંસ, સાગ અને મહુડા-નાં વૃક્ષોથી છવાયેલી છે જેમાં સાગ અને મહુડો કીમતી કહી શકાય તેવું ઇમારતી લાકડું પૂરું પાડે છે. આ સિવાયની અન્ય નાનકડી મુખ્ય વનપેદાશમાં ગુંદર અને રાળનો સમાવેશ થાય છે. જ્યારે મહુડાનું તેલ પણ ધોવાનો સાબુ બનાવવાના ઉપયોગમાં લઈ શકાય છે.

**૩. દક્ષિણ અને પૂર્વગુજરાતની વનસ્પતિ**

અહીં ડાંગ, વલસાડ, પારડી અને ચીખલીનાં જંગલો મહત્ત્વનાં ઇમારતી લાકડું પેદા કરવાનાં કેન્દ્રો છે. ત્યાં થતાં બીજાં મહત્ત્વનાં વૃક્ષોમાં સીસમ, ખેર વગેરેનો સમાવેશ થાય છે, જ્યારે આ વિસ્તારમાં અન્ય નાની વનપેદાશોમાં વાંસ, ટીમરુનાં પાન, ઇંધણનું લાકડું, મધ, મીણ રંગ માટે ઉપયોગી છાલ અને ઔષધિજન્ય છોડવાઓનો સમાવેશ થાય છે. આ સાથે વાંસદા, ધરમપુર, રાજપીપળા, છોટાઉદેપુર અને દેવગઢબારિયાનાં જંગલો સારી જાતનું ઇમારતી લાકડું પૂરું પાડવા માટે વિખ્યાત છે. એ ઉપરાંત આ વિસ્તારો સમૃદ્ધ એવી ઘાસિયા જમીન પૂરી પાડે છે.

**૪. રેષાયુક્ત છોડવા**

સામાન્ય રીતે વાવેતર થતાં કપાસ, શણ વગેરે છોડ ઉપરાંત, સ્થાનિક વસાહતોમાં તેમના વિકલ્પ તરીકે, ઘણા જંગલી છોડો ઉપ-યોગમાં લેવાય છે. આવા રેષાયુક્ત છોડનો ઉપયોગ કાગળ બનાવવાના, વણાટના અને બ્રશ બનાવવાના ઉદ્યોગોમાં થાય છે.

**(૧) ચોકણો ભીંડો**

જંગલોમાં તેમ જ કોતરોમાં વિપુલ પ્રમાણમાં મળી આવે છે. આ છોડ સફેદ, ઊજળો, લાંબો તેમ જ સુદૃઢ એવા તાર કાઢી શકે છે.

**(૨) પરદેશી ભીંડો**

આફ્રિકા અને દક્ષિણ અમેરિકામાં થતો આ છોડ હવે ગુજરાતના કેટલાક ભાગોમાં જંગલી સ્વરૂપમાં ઊગી નીકળે છે, જેની પાછળ તાકીદે ધ્યાન આપવાની જરૂર છે.

**(૩) વનભીંડી**

મૂળ માડાગાસ્કર અને ક્યુબામાં ઉછરેલા આ અમેરિકન છોડ હવે ગુજરાતના ઘણા ભાગોમાં અડાબીડ ઊગતો મળી આવે છે. આ છોડ કોથળા બનાવવા માટે ખૂબ જ ઉપયોગી છોડ પુરવાર થઈ શકે તેમ છે.

**(૪) શણ**

શણનો આ છોડ ગુજરાતમાં ઘણે ઠેકાણે તળાવડીને કિનારે અને ભેજયુક્ત સ્થાનોમાં ઊગી નીકળે છે.

આ સાથે નીચેના ઓછા મહત્ત્વના એવા રેષાયુક્ત છોડોની યાદી આપણને કામની થઈ પડે તેવી છે.

ઝેપટી, ફાલસા, મહાબલા, ઈકડ, આકડો, ઘા બાજરીયું, ટાક્કા, તાડ. એ તમામ અંગે વધુ શોધ-તપાસ થાય તો તેમાંથી કેટલાક આપણે ત્યાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરે તો નવાઈ નહિ.

**૫. ઔષધિયુક્ત છોડો**

આપણે ત્યાં ઔષધિમાં ઉપયોગી બનતા અનેક પ્રકારના છોડ મળી આવે છે. જેને વેપારી દૃષ્ટિએ કેળવવામાં આવે તો તેમાંથી રાજ્યને વધારાની આમદાની થાય તે નિ:શંક વાત છે. આપણું ગુજરાત તેના ઔષધિને લગતા ઉદ્યોગો માટે જાણીતું છે. એટલે તે ઉદ્યોગો-ના સંચાલકો તેમનાં ઔષધોની સંયોજન બનાવટોને બદલે દેશી છોડના અર્ક કાઢવાની દિશામાં પોતાની નજર ફેરવે તો તે વધુ યોગ્ય લેખાશે. આપણે ત્યાં સંશોધનકારો તરફથી ઘણા ઔષધિયુક્ત છોડો માટે આપવું જોઈએ તેટલું ધ્યાન અપાયું નથી. એટલે એવા છોડ-સાધનોનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો ઘણી ઔષધિ બનાવટો પ્રમાણમાં સસ્તી બને અને પરિણામે સામાન્ય માનવીના ખિસ્સાને પરવડી શકે. આ વસ્તુસ્થિતિ લક્ષમાં રાખી આ અંગેની યોજનાના અમલ માટે આપણા વિસ્તારમાં પ્રવર્તતી ઔષધિજન્ય વનસ્પતિની, સ્થાન પરના વનસ્પતિ-વિદો તેમ જ ઔષધિવિદોએ વિસ્તૃત અને ઊંડી તપાસ કરવી જોઈએ. આમાં પ્રાદેશિક વનરાજીની એકત્રિત તપાસ યાદી કરવા ઉપરાંત તે તે વનસ્પતિના ઔષધિયુક્ત સ્થાનિક ઉપયોગોને લગતી માહિતી એકઠી કરવાનું પણ એટલું જ જરૂરી બને છે. અને એ બધી માહિતી વૈજ્ઞા-નિક તપાસ બાદ જાહેરમાં મૂકવી જોઈએ.

આપણે ત્યાં ઘણે ઠેકાણે છૂટથી જોવા મળતા કેટલાક સામાન્ય સ્વરૂપના છતાં મહત્ત્વના ઔષધિયુક્ત છોડો ખ્યાલમાં રાખવા જેવા છે. જેની યાદી નીચે પ્રમાણે છે:

સર્પગંધા—લોહીના ભારે દબાણવાળા દર્દીઓની સારવાર માટે ઉપયોગી તેવું ક્ષારયુક્ત ઔષધ આપે છે. આ છોડ મૂળ બગીચાનો છે, જેનો જરૂરી ઉછેર થવો જોઈએ.

અશ્વગંધા—જેનાં મૂળ, બી અને પાન બધું જ દમ અને ખાંસીના દર્દી માટેની દવા પૂરી પાડે છે.

કીડામારી—જંતુનાશક અને રેચક ગુણો ધરાવતો આ જંગલી છોડ છે.

આવળ—પડતર જમીનોમાં મળી આવે છે. જેનાં મૂળ અને પાનનો રસ ચામડીનાં દર્દો માટે ઉપયોગી છે. આ ઉપરાંત ખાંસી માટે પણ તે વપરાય છે. કંઠ બેસી ગયો હોય તો તેની છાલના કોગળા કરવાથી ફાયદો થાય છે.

કાળો ધતૂરો—કચરામાં જ્યાં ત્યાં ઊગે છે. તેનાં બી કોઢ અને બીજાં ચામડીનાં દર્દો ઉપર વપરાય છે. આ વસ્તુ આપણે ત્યાં એટલા મોટા સ્વરૂપમાં જોવા મળે છે કે ઉપચારક આશયો માટે તેનો ક્ષારયુક્ત અને અન્ય અર્કો કાઢવામાં ઉપયોગ કરવો જોઈએ.

ઉનરણી—સામાન્યતઃ વાડોમાં ઊગી નીકળતો આ છોડ દેશી દવા પદ્ધતિમાં એક સારા ટૉનિક અને દર્દશામક તરીકે ઉપકારક પુરવાર થયેલ છે.

કાળી શંખાવલિ—વરસાદની ઋતુ દરમ્યાન ઊગી નીકળતા ઘાસની વચ્ચે મોટા પ્રમાણમાં જોવા મળે છે. તેનાં પાન દમ અને ખાંસીનાં દર્દોમાં વપરાય છે.

આ ઉપરાંત પણ આપણે ત્યાં મળતા ઔષધીય મહત્ત્વના છોડો ઘણી મોટી સંખ્યામાં છે. પરંતુ તેની લંબાણ યાદી અહીં સ્થળસંકોચને લીધે સમાવિષ્ટ થઈ શકે તેમ નથી.

કૃષિ સમૃદ્ધિ

ગુજરાતના મુખ્ય રોકડ પાકો કપાસ, તેલીબિયાં અને તમાકુ છે, જ્યારે અનાજમાં આપણે ત્યાં મુખ્યત્વે ઘઉં, ચોખા, બાજરી અને મકાઈ પાકે છે. આ ઉપરાંત શહેર વિસ્તારોથી દૂરના ટેકરાળ વિસ્તારોની સ્થાનિક વસ્તી અછતના વર્ષોમાં વાંસના ફળનો ઘઉંને સ્થાને ઉપયોગ કરે છે. પરંતુ વાંસ અનિયમિત રીતે ફળતા હોઈ તેના પર કાયમ માટે આધાર રાખી શકાય નહિ.

ગુજરાતની વનસ્પતિ સમૃદ્ધિની અહીં આછી ઝાંખી કર્યા બાદ વડાપ્રધાન શ્રી નેહરુએ આપણા દેશની સ્થિતિનું જે ધૂંધળું બયાન કર્યું છે તેની પ્રતીતિ થશે. આ ઉપરાંત ભૂગર્ભમાં પડેલી સમૃદ્ધિની વાત કરીએ તો તેલ ઉદ્યોગ માટે આપણે ત્યાં અતિ ઉજ્જવલ ભાવિ પડેલું છે, જે ગુજરાત રાજ્યને વિશ્વના તેલ-નકશા પર મહત્ત્વનું સ્થાન અપાવશે.

આ સાથે વિસ્તારની વનસ્પતિ સમૃદ્ધિ પણ એટલી જ મહત્ત્વની છે, જે તરફ લાગતાવળગતા અધિકારીઓએ તાકીદે કાળજીભર્યું ધ્યાન આપવું જોઈશે. આપણી વનશ્રીને લગતી ઘણી શોધ આપણને તે તે છોડનો આછો પરિચય આપે છે અને તેમાં તેની આર્થિક શક્યાશક્યતાઓની ગણતરી કરાયેલી હોતી નથી. આથી આર્થિક રીતે મહત્ત્વના છોડ તેમ જ અન્ય વનસ્પતિ જે વિપુલ સ્વરૂપમાં આપણે ત્યાં મળે છે તેની સંકુલ માહિતી આપવાના ખ્યાલ સાથે ગુજરાતની વનશ્રીની ફેર તપાસ કરવી અયોગ્ય નહિ લેખાય.



# પશુ-પક્ષીઓ

ડૉ. જૉન સી. જ્યોર્જ
(અધ્યક્ષ, પ્રાણીશાસ્ત્ર વિભાગ,
મ. સ. યુનિ., વડોદરા)

"I would not enter on my list of friends
Tho' graced with polished manners
and fine sense,
Yet wanting sensibility, man,
Who needlessly sets foot upon a worm."
—Cowper—

ભારતની વાયવ્ય દિશામાં ગુજરાત આવેલું છે. પશુઓની વસ્તીના વિસ્તારની દૃષ્ટિએ તેની ઉત્તર અને પશ્ચિમની સરહદે રણપ્રદેશ છે. નૈર્ઋત્યના મોસમી પવનો પશ્ચિમઘાટને કારણે રોકાઈ જતા હોવાથી સાધારણથી ઓછા વરસાદવાળો આ સૂકો પ્રદેશ છે. બાવળ, બોરડી અને અન્ય નાનાં વૃક્ષો અને છોડવાઓની વનસ્પતિવાળા આ પ્રદેશની જમીન કાળી છે. ગીર અને પંચમહાલનાં જંગલોમાં છીંકારુ અને પોલા શીંગડાંવાળાં હરણો (antelopes) એ એનાં મુખ્ય રાની પશુઓ છે. એક જમાનામાં એશિયાઈ સિંહની આ પ્રદેશમાં ઘણી વસ્તી હતી. પરંતુ, અત્યારે તો ગીરના જંગલમાં જ તેની ગણીગાંઠી વસ્તી છે. વાંદરાં, ગધેડાં, ચામાચીડિયાં, લોંકડી, રાની બિલાડો, નોળિયો, વરુ, સસલું, તાડનું વનિયર, છછુંદર, શેળો, શાહુડી, ખિસકોલી અને ઉંદરની કેટલીક યોનિના વર્ગનાં નાનાં પ્રાણીઓ મળી આવે છે. આખા ભારતમાં સામાન્ય રીતે મળી આવતાં પક્ષીઓ સિવાય, સારસ અને લીખ આપણું ખાસ ધ્યાન ખેંચે એવાં પક્ષીઓ છે. સરીસૃપ વર્ગનાં (પેટે ચાલનારાં) પ્રાણીઓમાં મગર, કાચબો, ગિરોળી, પાટલાઘો, સાંઢો, કાચંડો, સરડો, બામણી, નાગ, ખડચીતળો, ભંફોળી, ધામણ અને ડેંડાં મળી આવે છે. આ સૂકો પ્રદેશ હોવાથી દેડકાં અને ઝાડ પરનાં દેડકાંની એક બે જાતો સિવાય જળસ્થળચારી પ્રાણીઓની વસ્તી ઓછી છે. આ પ્રદેશની તાપી, નર્મદા અને સાબરમતી એ ત્રણ મુખ્ય નદીઓમાં વિવિધ જાતની માછલીઓ અને કરચલાં, મગરની જાતો તથા કાચબાની બે જાતોની વસ્તી ઘણી છે. ભારતમાં મળી આવતાં વિશિષ્ટ જાતનાં જીવડાંની વસ્તી અહીં સાધારણ છે. ખાસ કરીને અળસિયાંનું પ્રમાણ આ પ્રદેશમાં અલ્પ છે. ગુજરાતના પશ્ચિમ કિનારે અરબીસમુદ્ર છે. તેના વાંકાચૂંકા કિનારા પર વાદળ, પરવાળાં, કૃમિ, કરચલાં, દરિયાઈ શેળો, દરિયાઈ ગાય, કાચબો અને દરિયાઈ માછલીઓની વિવિધ જાતો પુષ્કળ પ્રમાણમાં છે.

અહીંયાં તો કેટલાક જાણીતાં પ્રાણીઓનો ટૂંક પરિચય આપવામાં આવ્યો છે.

વિકરાળ બિલાડા

આ પ્રદેશમાં મળી આવતા સિંહ, વાઘ અને ચિત્તો બિલાડીના કુટુંબનાં રાની પશુઓ છે. પ્રાચીન સમયમાં યુરોપ અને નૈર્ઋત્ય એશિયાના વિશાળ વિસ્તારમાં સિંહ વસતો હતો. પરંતુ નૈર્ઋત્ય એશિયામાંથી સિંહે ભારત તેમ જ આફ્રિકામાં સ્થળાંતર કર્યું હોવાનો સંભવ છે. ઉત્તર અને મધ્ય એશિયામાં કોકેસસથી ચીન સુધીના પ્રદેશમાં વાઘ મળી આવતો હતો. ત્યાંથી તે બર્મા અને મલાયામાં અને બર્માંથી આસામના રસ્તે ભારત આવ્યો હોવાનું જણાય છે. સિંહની જેમ ચિત્તાએ પણ નૈર્ઋત્ય એશિયામાંથી ભારતમાં પ્રવેશ કર્યો હોવાનું જણાય છે. ભારતના ઘણા ભાગોમાંથી હજુય વાઘ અને ચિત્તો મળી આવે છે. પરંતુ, સૌરાષ્ટ્રના નાનકડા ગીરનાં જંગલો સિવાય સિંહ ભારતમાંથી અદૃશ્ય થયો છે. ચિત્તો પણ અમુક વિસ્તારમાંથી જ મળી આવે છે. ભારત કે એશિયાના બીજા ભાગોમાં પણ રાની ચિત્તા હશે કે કેમ તે વિષે પ્રેટરને શંકા છે. રાની પશુઓના રાજા—વનકેસરી તરીકે ઓળખાતો સિંહ અન્ય પશુઓ કે માણસથી પણ ડરતો નથી. સિંહ ચાડી ઝાડીવાળાં પણ, ઓછા ભેજવાળાં જંગલોમાં વાસ કરતો હોય છે. વાઘ પણ તેના જેવું ઘાતકી રાની પ્રાણી છે. પરંતુ, તેનો વાસ આવાં જંગલોમાં હોતો નથી. સિંહ ઠીક ઠીક પ્રમાણમાં ગરમ આબોહવા સહી શકે છે. અન્ય બિલાડીઓની જેમ સિંહ વૃક્ષ પર ચડતો નથી. એક રીતે તે ભવ્ય કેશવાળીવાળો બિલાડો જ છે. તેની પૂંછડીના છેડે અણિદાર કાંટો હોય છે. બિલાડાના જેવો સિંહનો ખૂલતો રંગ સૂકા પ્રદેશના આસપાસના વાતાવરણ સાથે ભળી જાય છે. વાઘ કે ચિત્તા કરતાં તે વધુ નિશાચર છે. તેને પજવવામાં ન આવે તો માણસ પ્રત્યે પણ તે ઉદાસીન રહે છે. સંતુષ્ટ ભોજન બાદ કે કામાતુર થયો હોય ત્યારે તે વિકરાળ ગર્જના કરે છે. સિંહ ઑક્ટોબરથી નવેમ્બર દરમ્યાન સંભોગ કરે છે. સિંહણની ગર્ભાવસ્થાનો સમય ૧૧૬ દિવસ ગણાય છે. નાનાં બચ્ચાંઓનું રક્ષણ કરવા તથા તેમના માટે ખોરાક મેળવવા સિંહ પોતાના કુટુંબ સાથે રહે છે. સરકસનાં પાંજરાં કે પ્રાણી સંગ્રહાલયમાં સિંહનો છૂટથી ઉછેર થાય છે. મ્હૈસૂરના પ્રાણીસંગ્રહાલયમાં વાઘણ સાથે સિંહના સમાગમથી વર્ણસંકર પશુ (ligon)નો જન્મ થયો હતો. પંચમહાલનાં જંગલોમાં વાઘ મળી આવે છે. તે સિંહના જેવું જ બળવાન પ્રાણી છે. પણ સિંહની જેમ તે ઉનાળાની સખત ગરમી સહી શકતો નથી. સખત ગરમીના દિવસોમાં તે ગાઢ જંગલોમાં જતો

રહે છે અને ત્યાં વહેતાં ઝરણાંઓના પાણીમાં ઠંડક કરી તરસ છિપાવે છે. ચોમાસું શરૂ થતાં વાઘ ઉનાળાના નિવાસમાંથી બહાર નીકળી કેટલીક વાર માઈલોના માઈલો ભટકે છે. સામાન્ય રીતે તે રાની ઢોર અને મોટાં મૃગનો શિકાર કરે છે. આપણાં જંગલોમાં વન્યપ્રાણીઓની સંખ્યા ઘટતી હોવાથી વાઘની વસતિ પણ ઘટતી જાય છે. આસપાસમાં પૂરતો શિકાર મળી રહે તો વાઘ ત્યાં વાસો કરે છે. આપદ સમયે તે બીજા વાઘ કે દીપડા પર હુમલો કરતાં ખચકાતો નથી. દીપડાની જેમ વાઘ પણ પોતાના શિકારને ઢસડીને એકાંતમાં લઈ જઈ પૂરો કરે છે. બીજાં માંસાહારી પ્રાણીઓ ખાઈ ન જાય માટે વાઘ પોતના ખોરાકને માટી અને ઘાસથી ઢાંકવાની કાળજી પણ લે છે. રાની પાડા કે ગાફેલ હાથી પર પણ હુમલો કરવાની તે હિંમત કરી શકે છે. ભૂખ્યો ડાંસ થયો હોય તો બીજાઓની જેમ તે પણ ગમે તે જાતનું માંસ ખાય છે. માણસની વસતિની આસપાસ માણસ-ખાઉ વાઘની ઘણી વાતો આપણે સાંભળી છે. રાની પશુનો શિકાર ન મળી શકે એમ હોય કે તેનો શિકાર કરવા તે અશક્ત હોય તો જ તે માણસનો શિકાર કરે છે. એક કરતાં વધુ વાઘણોની સાથે વાઘ દેખાતો હોવાથી એવી માન્યતા છે કે સિંહની જેમ તે એકમાદા વ્રતધારી નથી. વાઘણને બચ્ચાં જન્મ્યાં હોય ત્યારે તે વાઘણ સાથે સંબંધ રાખતો નથી. વાઘણની ગર્ભાવસ્થા દીપડા કરતાં લાંબી પણ સિંહણ કરતાં ટૂંકી હોય છે. બંધનમાં રખાયેલી વાઘણ કેટલીક-વાર છ બચ્ચાંને જન્મ આપે છે. સિંહ કરતાં વાઘનું આયુષ્ય લાંબું હોય છે.

વાઘની જેમ દીપડો પણ લુચ્ચું પ્રાણી છે. સિંહ લુચ્ચો નથી. કદમાં તે નાનું હોવાથી પોતે ભક્ષ્ય કરેલા શિકારને જાળવવાની તેને કાળજી લેવી પડે છે. સલામતીથી શિકાર થઈ શકે એવાં ઢોર, મૃગ, વાંદરાં અને કર્તનશીલ પ્રાણીઓનો તે શિકાર કરે છે. તે મોટા સાબર કે રોઝને છેડશે નહિ. દીપડો નહાર કે જરખનો સામનો કરશે નહિ. તે ઘણી વાર ઝાડ પરથી અત્યંત ત્વરાથી છલાંગ મારીને પોતાના શિકાર-ને પકડે છે. સિંહ અને વાઘ કરતાં તે કદમાં નાનું હોવા છતાંય તેની તાકાત ઘણી હોય છે. તે મોઢામાં હરણ લઈ ઝાડ પર ચઢી શકે છે. દીપડાનો જન્મ આખા વર્ષ દરમ્યાન થાય છે. બંધનમાં હોય ત્યારે પણ તેનો જન્મ થાય છે. તેની ગર્ભાવસ્થાનો સમય ૯૨ દિવસનો હોય છે. એકીસાથે બેથી ચાર બચ્ચાં જન્મે છે. ગર્ભાવસ્થાના ટૂંકા સમય, વાઘ અને સિંહની સરખામણીમાં ઓછો ખોરાક અને વર્ષ દર-મ્યાન ગમે ત્યારે જન્મ થતો હોવાથી દીપડાની વસતિ ઘણી હોય છે.

ચિત્તાની શિકાર કરવાની પદ્ધતિ અનોખી હોય છે. પોતાનું પેટ જમીન સાથે અડાડીને બિલાડીની જેમ તે છલાંગ મારી પોતાના શિકારને પકડે છે. તેનો શિકાર સામાન્ય રીતે શીઘ્રગામી હરણ હોય છે. તે નાસી જાય તો ચિત્તો તેની પાછળ પડી પકડી પાડે છે. શિકારી કૂતરા કરતાંય ઝડપથી—કલાકના ૬૦ માઈલની ઝડપે તે દોડી શકે છે. નાનું માથું, સાંકડી છાતી અને શરીર તથા સ્નાયુબદ્ધ લાંબા અવયવો ઝડપને માટે અનુકૂળ હોય છે. વાઘ, સિંહ કે દીપડાની શરીરરચના આવી હોતી નથી. તેના પ્રજનન અંગે કોઈ વિશ્વાસપાત્ર માહિતી મળતી નથી.

કરડકણાં કૂતરાં

પાળેલો કૂતરો માનવીનો નિકટનો મિત્ર છે. પરંતુ, કૂતરાના વર્ગનાં અન્ય પ્રાણીઓમાંથી એકેય માનવી સાથે મિત્રતા રાખતું નથી. આ પ્રદેશમાં કૂતરાના કુળનાં વરુ, શિયાળ અને લોંકડી મળી આવે છે. ભારતના અન્ય પ્રદેશોમાં મળી આવતી કૂતરાની અન્ય જાત નહાર (wild dog) અહીં દેખાતાં નથી. મોટા ભાગના લોકો શિયાળ (jackal) અને લોંકડીને (Fox) એક જ સમજે છે. પરંતુ, પ્રાણી શાસ્ત્રના વિશારદો તેનો તફાવત સમજે છે. એશિયાના શીત, સમશીતોષ્ણ અને ગરમ પ્રદેશમાં કૂતરાં વસે છે. ઉત્તરમાંથી તેઓ ભારતમાં આવ્યાં છે. વરુ, શિયાળ અને લોંકડી ખુલ્લા પ્રદેશમાં રહેતાં થઈ ગયાં છે, જ્યારે નહાર જંગલોમાં વસે છે. નહારની વિશિષ્ટતા એ છે કે, તે ટોળામાં રહે છે.

ભારતીય વરુ દેખાવમાં કૂતરાને ઘણું મળતું આવે છે. તે કોતરો કે ઝાડીમાં રહે છે. રાતદિવસ શિકાર કરતું વરુ, શિયાળ કે લોંકડીની જેમ, હજી માનવ વસવાટ નજીક વાસો કરતું નથી. તે વાછરડાં, સસલાં, લોંકડી, કર્તનશીલ પ્રાણીઓ અને પક્ષીઓનો શિકાર કરે છે. જંગલ-માં તે કાળિયાર અને છીંકરાનો શિકાર કરે છે. ચોમાસાની ઋતુ બાદ માદા વરુ બચ્ચાંને જન્મ આપે છે અને સાધારણ રીતે ડિસેમ્બર સુધીમાં તેને બચ્ચાં જન્મે છે. નાનાં વરુ પાળી પણ શકાય છે.

ભારતનાં ગામડાંની આસપાસ મળી આવતું શિયાળ પરિચિત પ્રાણી છે. ગામડાંની આસપાસ ઢોરોનાં મડદાં અને જીવજંતુઓની સફાઈનું કામ તે કરે છે. તે એકાકી પ્રાણી છે. તેનાં કુટુંબીઓ લાંબી ચીસો પાડે છે. તે લુચ્ચું, રહસ્યમય, અને કપટી પ્રાણી છે. અને કેટલીક વાર કૂતરાના કુળના ભીરુ પ્રાણી તરીકે વર્તે છે. મુખ્યત્વે કરીને તે માંસાહારી હોવા છતાંય શેરડી, બોરડી, તડબૂચ, વગેરે ખાય છે. તે મોટા ભાગે કોતરોમાં રહે છે. તેના પ્રજનનની પ્રક્રિયા પણ વરુ જેવી છે.

ચાલાક અને ચપળ લોંકડી તેના શિકારીને થાપ આપે છે. તે પણ કોતરો કે ઝાડીમાં રહે છે. શિયાળની જેમ તે પણ પોતાના નિભાવ માટે ગામડાં પર આધાર રાખે છે. તે કરચલા, કર્તનશીલ પ્રાણીઓ, ઊધઈ અને અન્ય જીવજંતુઓ ખાય છે. તડબૂચ, બોરડી અને ચણા પણ તે ખાય છે.

શિયાળ અને લોંકડી પાળેલાં કૂતરાં સાથે સમાગમ કરે છે. હમણાં મદ્રાસની ક્રિશ્ચિયન કૉલેજના ડૉ. જેશુઆના પ્રયોગથી માદા લોંકડી સાથે કૂતરાના સમાગમથી તેને ચાર બચ્ચાં જન્મ્યાં હતાં. બોમ્બે નેચરલ હિસ્ટ્રી સોસાયટીના સામયિક (૧૯૫૩)માં ફોટાઓ સાથે તેનો અહેવાલ આવ્યો છે.

સૌરાષ્ટ્રમાં રખડતાં સામાન્ય કૂતરાંને શિયાળના જેવી ગુચ્છાદાર લટકતી પૂંછડી હોય છે. સંભવ છે કે આ કૂતરાં વર્ણસંકર પ્રજા હોય.

વનિયર

વનિયર તરીકે ઓળખાતાં બિલાડીના વર્ગનાં આ પ્રાણીઓ [illegible] વિકરાળ, ટૂંકા અવયવો સાથે લાંબા શરીરવાળાં અને લાંબા [illegible]

હોય છે. ભારતના ઘણા ભાગોમાં તે દેખાય છે. બિલાડીના કુળનાં મોટાં પ્રાણીઓ વિદેશથી આવેલાં છે, જ્યારે વનિયર આ દેશનું જ છે. તેનાં હાડકાંના અવશેષ શિવાલિક પર્વતોમાંથી શોધાયા છે. તેમનો કુદરતી આવાસ વરસાદવાળાં જંગલોમાં હોય છે. નાનું વનિયર અને તાડનું વનિયર સૂકા ખુલ્લા પ્રદેશમાં રહે છે. તેઓ નિશાચર અને શરમાળ હોય છે. કેટલાંક વનિયર દિવાચર પણ હોય છે. વનિયર વિષે ઘણા લોકો ઝાઝું જાણતા નથી. પરંતુ, માનવ વસવાટના વિસ્તારની એના જીવન પર અસર થઈ છે. મોટાં શહેરોમાં રહેનારા લોકો જાણતા નથી કે તેમના મકાનના ઓરડામાં તેમની સાથે વનિયર પણ રહેતાં હોય છે. બિલાડીના કુળનાં મોટા ભાગનાં પ્રાણીઓ માંસાહારી હોય છે. પરંતુ, વનિયર ફળના ખોરાક તરફ ઢળ્યું છે. તે ઉંદર, પક્ષીઓ, ખિસકોલીઓ, ગરોળી અને જીવડાં પણ ખાય છે. કાંજીવાળાં કંદમૂળ પણ તેને અનુકૂળ આવે છે. ગુજરાતમાં નાનાં વનિયર અને તાડનાં વનિયરની વસ્તી છે.

પંજાબ, સિંધ (પાકિસ્તાન), હિમાલયનો પ્રદેશ અને દક્ષિણમાં છેક કેપ કોમોરીન અને સિલોનમાં નાનું વનિયર મળી આવે છે. દરેક જુદા જુદા વિસ્તારમાં એની સ્થાનિક જાત હોય છે. તે ઘાસ કે ઝાડીમાં રહે છે, મકાનો કે ગુફાઓમાં પણ રહે છે. કેટલાંક શહેરોમાં ભટકે છે અને ખાળમાં રહે છે. તે રાતના શિકાર કરે છે. ઝાડ પર ચઢી શકે છે પણ ખોરાક તો જમીન પર શોધે છે. તે શાકાહારી અને માંસાહારી છે. તે બોરડીનાં પડેલાં ફળ ખાય છે. પ્રજનન કાળે નર અને માદા વનિયર ભેગાં રહે છે. પરંતુ, બચ્ચાં જન્મતાં છૂટાં પડે છે. માદા વનિયર એકાંતમાં બચ્ચાંને ઉછેરે છે. એકીવખતે ચારથી પાંચ બચ્ચાંનો જન્મ થાય છે.

તેની સુગંધીદાર રસગ્રંથીમાંથી ખુશબો મેળવવા માટે વનિયરને પાળવામાં પણ આવે છે. આ રસગ્રંથી ગુદા નજીક આવેલી હોય છે. આ કોથળી પ્રમાણમાં મોટી હોય છે. આ કોથળીના ઊપસેલા હોઠ પર વાળ હોય છે. મૂળ અરબી શબ્દ 'ઝેબટ'માંથી આ નામ ઊતરી આવ્યું છે. જૂના જમાનામાં આ કસ્તૂરી મુખ્યત્વે કરીને આરબો જ ખરીદતા હતા. વનિયરને પાંજરામાં રાખવામાં આવે ત્યારે અંદર એક વાંસનો ટુકડો રાખવામાં આવે છે. વનિયર પોતાનો પાછળનો ભાગ વાંસ સાથે ઘસે છે. અને એમ કરતાં કસ્તૂરી જેવો સુગંધીદાર પદાર્થ મળી આવે છે.

તાડનું વનિયર જંગલના વિસ્તારમાં હોય છે. તે વૃક્ષ પર રહે છે. દિવસે તે ઝાડની શાખાઓનાં પાંદડાં વચ્ચે અથવા તો મકાનોનાં છાપરાં પરનાં બાકોરાંમાં રહે છે. તાડી એકત્ર કરવા માટે તાડના ઝાડ પર લટકાવવામાં આવેલા ઘડામાંથી તે રાતના તાડી પીએ છે. સામાન્ય રીતે તે નાનાં પ્રાણીઓ અને ફળ ખાય છે. ઉંદરો અને જીવડાંનો નાશ કરવામાં તે સહાય કરે છે. પરંતુ, પ્રાયોગિક શાળામાં પ્રાણીઓ ચોરવાની તેની ટેવ આવકારદાયક નથી. તે પણ સહેલાઈથી પાળી શકાય છે. પરંતુ, તેના પ્રજનન વિષે ઝાઝું જાણવા મળતું નથી.

### નોળિયો

ભારતના પ્રવાસે આવતા વિદેશીઓને આકર્ષવા મદારીઓ નોળિયાનો ખેલ રજૂ કરે છે. નોળિયો વનિયર કરતાં નાનો હોય છે. તેના કાન ઘણા ટૂંકા હોય છે. તેના કાનની બૂટ લાંબી અર્ધગોળાકાર હોય છે. તેના કાન પૂરેપૂરા ઢાંકી શકાય તે રીતે તે કાનને વાળી શકે છે. વનિયરની જેમ નોળિયાના મળદ્વાર નજીક ગ્રંથિ હોય છે તેમાંથી સુગંધી પદાર્થ ઝરતો નથી. પણ દુર્ગંધ મારે છે. આ દુર્ગંધ તેનું રક્ષણ પણ કરે છે. નોળિયા પર કોઈ હુમલો કરે ત્યારે તે ગંધગંધના ગોટા છોડે છે.

એ તો જાણીતું છે કે નોળિયાને સાપ ડરાવે છે. જે ચાલાકીથી નોળિયો સાપ પર હુમલો કરી તેને જીતે છે તે જ આ ડરનું કારણ છે. નાગનું ઝેર નોળિયાને ચડતું નથી એવી સામાન્ય માન્યતા ખોટી છે. નાગ નોળિયા પર હુમલો કરે છે ત્યારે નોળિયાના વાળ એવા ઊભા થઈ જાય છે કે તેના શરીરમાં ઝેર નાખી શકાય એવી રીતે નાગ નોળિયાના સંપર્કમાં આવી શકતો નથી. થોડુંક ઝેર શરીરમાં ગયું હોય તો તેની કોઈ અસર થતી નથી. નોળિયા સિવાય બીજાં ઘણાં જંગલી પ્રાણીઓની શરીરરચના આવી હોય છે. પણ નાગનું ઝેર નોળિયાના શરીરમાં જાય તો તે તરત જ મરણ પામે છે.

ઉંદર જેવાં જીવજંતુઓનો ઉપદ્રવ ઘટાડવામાં નોળિયો સહાયરૂપ છે. પરંતુ ગામડાંમાંથી મરઘાં ચોરવામાં તે અસાધારણ હિંમત બતાવે છે.

આ પ્રદેશમાં નાના અને મોટા એમ નોળિયાની બે જાતો મળી આવે છે. મોટા નોળિયા કદમાં નાના નોળિયાથી બેવડા હોય છે. બંને પ્રાણીઓએ ખોદેલા દરમાં રહે છે. તે દિવાચર અને સ્વભાવે શરમાળ હોય છે. માણસ જોઈ સંતાઈ જાય છે. સામાન્ય રીતે ઉંદર જેવાં જીવજંતુઓ ખાય છે. પણ ભૂખ્યો થાય ત્યારે કોહેલું માંસ ખાતાં અચકાતો નથી. તે ફળ ખાતો નથી. નોળિયાનો જન્મ વર્ષમાં એક કરતાં વધારે વાર થાય છે. તેની ગર્ભાવસ્થાનો સમય સાત અઠવાડિયાંનો હોય છે. એકીસાથે ત્રણ બચ્ચાં જન્મે છે. નર બચ્ચાંની કાળજી લેતો નથી અને માદા નોળિયો ખૂબ જ ઈર્ષાળુ હોય છે.

### ચામાચીડિયાં

પક્ષીઓની જેમ ચામાચીડિયાં પણ દુનિયાભરમાં પથરાયેલાં છે. પક્ષીઓની જેમ તેમનાં શરીરની રચના પણ ઉડ્ડયન કરી શકાય તેવી હળવી હોય છે. તેની છાતીનું હાડકું હોડી આકારનું છે. પાતળી પાંખના ટેકારૂપ તેના હાથ ચાલવા અને ચઢવાના કામમાં પણ આવે છે. તેની ચાલ એટલી બધી લંગડાતી હોય છે કે જમીન પર તે સાવ નિઃસહાય લાગે છે. પરંતુ ચઢવામાં તે કુશળ હોય છે અને નહોરથી પક્કડ મેળવે છે. 'રડાર' પદ્ધતિથી ચામાચીડિયાં ઉડ્ડયનના માર્ગમાં આવતી મુશ્કેલીઓ નિવારે છે. ઓરડામાં ગમેતેમ તાર બાંધવામાં આવ્યા હોય તો ચામાચીડિયું તે અવરોધને ઊડતી વખતે ટાળી શકે છે. અવાજ શોધવાના સાધનનો ઉપયોગ કરીને ચામાચીડિયું અવારનવાર અવાજ કરે છે. દીવાલો અને તારમાંથી પડતા પડઘા તે સાંભળે છે. આ પડઘા-

ને કારણે તાર કર્યા છે તેનો તેને ખ્યાલ આવે છે. વીજળીના ખુલ્લા તાર પર બેસવાથી વાગોળનું ઘણી વાર મરણ થાય છે એ બતાવે છે કે માર્ગના અવરોધ પારખવાની વાગોળમાં શક્તિ નથી.

શિયાળામાં ચામાચીડિયાં સંતાઈ રહે છે. અલબત્ત, ગુજરાતમાં ચામાચીડિયાં તેમ કરતાં નથી. શિયાળાની કડકડતી ઠંડીના દિવસોમાં તે નિષ્ક્રિય હોય છે. પ્રેટર જણાવે છે કે, અમદાવાદમાં કડકડતી ઠંડી પડતી હોય છે ત્યારે વાગોળ આખી રાત પોતાની સૂવાની દાંડી પર જ હોય છે. અત્યંત ગરમીની પણ વાગોળ પર અસર થાય છે. એ જ લેખક (પ્રેટર) જણાવે છે કે, ઉનાળાની સખત ગરમીમાં વાગોળ એક પાંખનો પંખા તરીકે પણ ઉપયોગ કરે છે. ઉનાળાની સખત ગરમીમાં વાગોળના મરણ થવાના દાખલાઓ ગુજરાતના કેટલાક વિસ્તારોમાં બને છે. વાગોળ સખત ગરમીને કારણે કે કોઈ ચેપી રોગને કારણે મરણ પામે છે તે શોધી શકાયું નથી.

આ પ્રદેશમાં જીવડાંભક્ષી અને ફળભક્ષી એમ બે પ્રકારની વાગોળ હોય છે. ફળભક્ષી વાગોળ મોટી હોય છે અને તે ઊંચાં વૃક્ષો પર કોઈ હેરાન ન કરે તે સ્થિતિમાં રહે છે. સાંજના ઊડીને ફળની શોધમાં તે કેટલીક વાર માઈલો સુધી ઊડે છે. કચરો કાઢીને તે ફળના રસને પી જાય છે. પરોઢ થતાં તો તે પોતાના આવાસમાં આવી જાય છે. ગુફાઓ કે મકાનોનાં છાપરાં કે વૃક્ષની ફાટમાં તેનો આવાસ હોય છે. તે નાનાં પક્ષીઓ અને જીવડાં ખાય છે. ફૂલોના અમૃતરસની તે શોખીન હોય છે.

### કીટભક્ષકો

શેળો અને છછુંદર એ કીટભક્ષકો છે. તેમની વિશિષ્ટતા એ છે કે નીચલા જડબાની બહાર નીકળી જાય એવું લાંબું અણીદાર નાક હોય છે. તેના દાંત એકસરખા હોય છે. પાંચે આંગળાંવાળું તે પુરાણું પ્રાણી છે. તે તળિયા પર ચાલનારું છે. બિલાડી આ પ્રમાણે ચાલતી નથી. ગુજરાતમાં શેળો અને જમીન પરના કાબરચીતરાં છછુંદર મળી આવે છે.

આ પ્રદેશમાં મહદ્અંશે મળી આવતા હાર્ડવીકસના શેળા દિવસ દરમ્યાન કાંટાળી ઝાડી નીચે કે રેતીના દરમાં રહે છે. જીવડાં ઉપરાંત તે ગોકળગાય, ઉંદરો, પક્ષીનાં ઈંડાં, ફળ અને કંદમૂળ પણ ખાય છે. કીટભક્ષકોની વિશિષ્ટ રીતે તે રોજ રાતના ખૂબ જ રખડે છે. પણ ભય પામે ત્યારે દડાની જેમ ગબડી મરણ પામ્યાનો ઢોંગ પણ કરે છે. તેને પજવવામાં આવે તો એકાએક પ્રવૃત્તિશીલ થઈ કરોડના હાડકાથી હુમલાખોરને ઈજા પણ પહોંચાડે છે. તે કેટલીક વાર તીણો અવાજ પણ કરે છે. દરમાં જન્મતાં તેનાં બચ્ચાંનું માદા શેળો રક્ષણ કરે છે. શરૂઆતમાં તેની કરોડનાં હાડકાં નરમ અને સ્થિતિસ્થાપક હોય છે પણ વખત જતાં તે કઠણ બને છે. કૂતરાની જેમ તેના બચ્ચાંની આંખો બંધ હોય છે.

આ પ્રદેશમાં તેમ જ આખાય દેશમાં જમીન પરનું છછુંદર એક જ પ્રકારનું હોય છે. એના કાન આગળ પડતા પણ નમેલા હોય છે. ઉપરના જડબાના તેના આગળના બે દાંત વાંકા હોય છે અને નીચેના જડબાનો દાંત આગળ પડતો હોય છે. તેના દાંત લાંબા અને આગળ ઊપસી આવેલા હોય છે. તેનું અણીદાર નાક, નમેલા કાન, આગળ પડતા દાંત અને જાડી પૂંછડીને કારણે તે ઉંદરથી નોખું પડે છે. તેની બે રસગ્રંથિમાંથી વિશિષ્ટ પ્રકારની ખુશબો નીકળે છે. તેના આછા વાળ જીવડાંથી મુક્ત રહેવામાં સહાયભૂત થાય છે. શિકારની શોધમાં તે માનવ વસવાટ નજીક આવે છે. એકીસાથે બે કે ત્રણ જ બચ્ચાંને જન્મ આપે છે. તે બચ્ચાંની લાંબાં સમય સુધી કાળજી લઈ તેમને ખોરાકની શોધ કરતાં કેળવે છે.

### વાંદરાં

વાંદરાંની શરીરરચના માણસને મળતી આવે છે. બુદ્ધિ અને મગજના વિકાસમાં તે અન્ય પ્રાણીઓ કરતાં ચડિયાતાં છે. ચિમ્પાન્ઝી, ઉરાંગઉટાંગ, ગોરિલા અને ગિબ્બનનો માનસિક વિકાસ ઘણો થયેલો છે. પરંતુ, લોરીસના જેવાં વાંદરાં નીચી કક્ષાનાં હોય છે. ભારતીય વાંદરાંના બે કુળ હોય છે. ૧. માંકડાં અને ૨. વાંદરાં (લંગુર). માંકડું ખડતલ અને તેના અવયવ જાડા હોય છે, જ્યારે પાતળા ઊંચાં વાંદરાંની પૂંછડી લાંબી હોય છે. માંકડાંના ગાલે કોથળી જેવું હોય છે, જે વાંદરાંને હોતું નથી. વાંદરાં કરતાં માંકડાં માણસ સાથે વધુ મિત્રભાવ દર્શાવે છે અને તે સહેલાઈથી પાળી શકાય છે. ગુજરાતમાં કેવળ વાંદરાંની જાતો જ છે. સામાન્ય વાંદરાંની શરીરરચના લાંબી હોય છે. લાંબી પૂંછડી અને કાળાં મોઢાંવાળાં આ વાંદરાં જંગલો તથા શહેરો અને ગામડાંની આસપાસ દેખાય છે. ભારતના જુદા જુદા ભાગોમાં તેની વિવિધ જાતો છે. ગુજરાતનું વાંદરું ભૂખરું, જ્યારે ઉત્તરનું વાંદરું વધારે કાળાશ પડતું હોય છે. માંકડાં કરતાં તે વૃક્ષ પર વધારે રહે છે. માનવ વસવાટની આસપાસ તે હિંમત દાખવે છે. પરંતુ, જંગલમાં તે શરમાળ હોય છે. વાંદરું પૂરેપૂરું શાકાહારી હોય છે. તે ફળફૂલ અને કંદમૂળ ખાય છે. તે વહેલી સવારે બહાર નીકળે છે અને બપોરે છાંયામાં આરામ કરે છે. તે ટોળામાં ફરે છે. દરેક ટોળાની મોખરે નર વાંદરું હોય છે. ટોળામાં સંખ્યાબંધ માદા વાનર અને બચ્ચાં હોય છે. ટોળામાં આરામ કરતાં હોય ત્યારે વાંદરાં અવાજ કરતાં હોય છે. જમીન કે વૃક્ષની ડાળી પર આરામ કરતું હોય ત્યારે તે ખંજવાળે છે. હુમલાખોર આવે ત્યારે મુખ્ય નરવાનર કંઠમાંથી ભયનો અવાજ કાઢે છે. ટોળામાં તે હૂપાહૂપ કરતા એક ડાળીએથી બીજી ડાળીએ કૂદે છે. નબળા નર વાંદરાંના ટોળા બહાર હોય છે. અને મુખ્ય નર વાંદરની ગભરાતા ટોળાની પૂંઠે પૂંઠે ફરતા હોય છે. વાંદરો ઘરડો થાય છે ત્યારે યુવાન વાંદરો તેની માદાઓને ખેંચી જાય છે. સશક્ત યુવાન વાંદરની જોડે ઘર્ષણમાં આવવાનું ટાળીને ઘરડો વાંદર એકાકી અને નિરાશ જીવન ગાળે છે. વાઘ પણ વાંદરાંનો શિકાર કરે છે. પરંતુ, તેનો ભયંકર દુશ્મન તો દીપડો છે. માર્ચથી જૂનમાં માદા વાનર બચ્ચાંને જન્મ આપે છે.

### કર્તનશીલ પ્રાણીઓ

અતિશય શીત પ્રદેશો સિવાય દુનિયાના બધા પ્રદેશોમાં કર્તનશીલ પ્રાણીઓ દેખાય છે. ઉદાહરણ તરીકે આખીય દુનિયામાં ઉંદર મળી

આવે છે. જુદા જુદા પ્રદેશોમાં તેની જુદી જુદી જાતો હોય છે. ફળજીવાળાં કંદમૂળ કે કેટલીક વાર સઘળી જાતનું કોહેલું માંસ તેનો ખોરાક છે. કોહેલા માંસ માટે ઝાઝી પડાપડી થતી નથી. ૨. ઉંદરડી અનેક બચ્ચાં પેદા કરી શકે છે અને તેને ઝાઝો ખોરાક જોઈતો નથી. ઉંદર, ખિસકોલી, મારમોટ, સસલાં, શાહુડી વગેરે કર્તનશીલ પ્રાણીઓ છે. ભારતીય વગડાઉ ઉંદર અને ઘૂસ (Bandicoot) બંને ઘૂસની જાતનાં છે. ભારતીય વગડાઉ ઉંદર બગીચાઓ કે ખેતરોમાં રહે છે. પરંતુ, પ્રસંગોપાત જંગલમાં પણ દેખાય છે. તેના ધડનો ભાગ ૬ાા ઇંચ લાંબો હોય છે. ધૂળના તાજા ઢગલા પરથી ખેતરોમાં તેની હાજરી વરતાઈ આવે છે. તે દરમાંથી ધૂળ ઉડાડે છે. બચ્ચાનો જન્મ થાય ત્યારે તેના દરમાં ઉંદરડી અને બચ્ચાં હોય છે. મોટા ઘૂસનું ધડ બારથી પંદર ઇંચ લાંબું હોય છે. માનવ વસવાટ નજીક બગીચા, તબેલા કે પરસાળનાં દરોમાં તે રહે છે. વગડાઉ ઉંદરની જેમ તે પણ શાકાહારી અને માંસાહારી છે.

ઘરમાં રહેતો સામાન્ય ઉંદર ભારતીય પેટાખંડનો જ મૂળે હોય તેમ લાગે છે. ભારતમાંથી દુનિયાભરમાં તે ગયો હોય તેમ લાગે છે. કેટલાક પ્રદેશોમાં ખેતરોમાં ધોળા પેટવાળા વિશિષ્ટ ઉંદરની જાત મળી આવે છે.

ખેતરાઉ ઉંદર વગડાઉ ઉંદરથી નાનો હોય છે. તે ચપળ હોય છે. વગડાઉ ઉંદરની સરખામણીમાં તેનો રંગ કંઈક અંશે ભૂખરો હોય છે. ખેતરના પાકને તે ભારે નુકશાનકારક છે. ખેતરાઉ ઉંદરની બીજી જાતો પણ છે. તેની લંબાઈ બે-ત્રણ ઇંચ હોય છે.

ઘરના ઉંદરની બીજી એક નાની જાત પણ છે. તેનું મૂળ વતન એશિયા છે. હવે તે દુનિયાભરમાં દેખાય છે. તે ખૂબ જ ચપળ હોવાથી દુશ્મનના હાથમાંથી છટકી જાય છે. વર્ષે ત્રણ-ચાર વાર તે ચારથી આઠ બચ્ચાંને જન્મ આપે છે. એકાદ વર્ષમાં તે મોટો થઈ જાય છે.

આ પ્રદેશમાં સામાન્ય સસલાં ઘણે સ્થળે દેખાય છે. તે નિશાચર, મુખ્યત્વે કરીને ઘાસવાળા પ્રદેશમાં વસનાર અને શાકાહારી હોય છે. ઉંદરની જેમ તેને ઝાઝાં બચ્ચાં થતાં નથી.

આ પ્રદેશમાં મળી આવતી ખિસકોલીઓ પાંચ પટાવાળી હોય છે. માનવ વસવાટો અને ખેતરોમાં એની જાત ઘણી દેખાય છે. તે ફળ, છાલનો સ્વાદિષ્ટ ભાગ અને કેટલીક વાર ઊધઈ ખાય છે. અન્ય ખિસકોલીઓને બોલાવતી વેળા એક પ્રકારના ચીં ચીં અવાજથી તેની હાજરી પકડાઈ આવે છે. વૃક્ષ ચઢવામાં તે નિષ્ણાત છે. એક ડાળી-એથી બીજી ડાળીએ કૂદકા મારીને જાય છે. એકાંતમાં ડાળીઓની વચ્ચે તે ઘાસ અને તણખલાંનો માળો બાંધે છે. એકીવખતે તેને ત્રણથી ચાર અંધ બચ્ચાં જન્મે છે.

ભારતીય શાહુડી પણ ઈરાન, એશિયામાઈનોર અને પેલેસ્ટાઈનમાં ઠેર ઠેર મળી આવે છે. તેના વાળ લાંબા ડંકા જેવા બની જતા હોવાથી તે વિચિત્ર પ્રાણી લાગે છે. આગળના અર્ધા ભાગમાં આ વાળ છ ઇંચ લાંબા હોય છે. પાછળ લાંબા પાતળા અને ઊભા વાળનો ગુચ્છો હોય છે. પૂછડાના ભાગમાં પાછળ શાહુડીનાં સિસોળિયાંનો રંગ સફેદ અને બદામી હોય છે. તે ઉત્તેજિત થાય છે ત્યારે આ ભાગ સરસ દેખાય છે. શાહુડી ખડકવાળા પર્વતોની કોતરો કે પોતાના દરમાં રહે છે. કેટલાક ફૂટ ઊંડે વિશાળ દર બનાવે છે. આ દરને ૩૦ થી ૫૦ ફૂટ લાંબી ગલીઓ હોય છે. દરેક ગલીને પોતાનું બાકોરું હોય છે. શાહુડી ભયમાં મુકાય ત્યારે ગમે તે ગલીના બાકોરામાંથી છટકી જાય છે. તે દાણા, ફળ અને કંદમૂળ ખાય છે. હાડકાં અને શિંગડાંને તે કોતરે છે અને આ કતરામણ પણ ખાય છે. એમ મનાય છે કે આ હાડકાં અને શિંગડાંની કતરામણ તે પચાવે છે, જે તેનો શારીરિક વિકાસ કરવામાં ઉપયોગી બને છે. તેના પાછળના ભાગથી તે હુમલો પણ કરી શકે છે. ચપળતાથી તે હુમલો કરનાર દુશ્મનના શરીરમાં સિસોળિયાં ખોસી દે છે. દુશ્મનના શરીરમાં એ એટલાં સહેલાઈથી ઊંડાં ઘૂસી જાય છે કે દુશ્મન નાહિંમત બની જાય છે. દીપડો અને વાઘ પણ આ રીતે મરી ગયાના દાખલા છે. પ્રજનનકાળ દરમ્યાન નર અને માદા બંને દરમાં રહે છે. માદા બચ્ચાંની કાળજી લે છે. બચ્ચાંની આંખો જન્મકાળે ખુલ્લી હોય છે, તે એક અસાધારણ બાબત છે.

## ખરીવાળાં પ્રાણીઓ

ખરીવાળાં પ્રાણીઓમાં ઘોડા, ગેંડા, હિપોપોટેમસ, બળદ, બકરાં, ઘેટાં, યાક, પાડો, પોલાં શિંગડાંવાળાં હરણ અને નક્કર શિંગડાંવાળાં મૃગ, ડુક્કર, ગેઝલ (gazelle) અને ટેપીર (Tapir) જેવાં પ્રાણીઓનો સમાવેશ થાય છે. આમાંના મોટાં ભાગનાં પ્રાણીઓને શિંગડાં અને ખરી હોય છે, જે વનસ્પતિમાંથી પોષણ મેળવે છે. કેટલાંક પ્રાણી-ઓના પગ પાતળા અને ચપળ હોય છે. તે શરીરે હલકાં હોય છે. ઘોડા, હરણ અને મૃગ આ પ્રકારનાં પ્રાણીઓ છે. ગેંડા, પાડા અને ટેપીર શરીરે ભારે અને ધીમી ચાલનાં હોય છે. હરણ વગેરે છલંગ મારીને દુશ્મનની પાસેથી છટકી જાય છે. જ્યારે ગેંડા વગેરે સામો હુમલો કરે છે. બકરાં અને ઘેટાં ટેકરીઓ પર ચાલવામાં કુશળ હોય છે. છોડવાભક્ષી અન્ય પ્રાણીઓ ટેકરીઓ પર જતાં નથી.

આ પ્રદેશમાં ઘોરખર એક વિશિષ્ટ પ્રાણી છે. તેનો મૂળ આવાસ કચ્છના રણમાં અને ઉત્તર ભારતમાં છે. ગુજરાતમાં વજન ઊંચકવા માટે તેની પાળેલી જાતનો વ્યાપક ઉપયોગ થાય છે. ઘોરખરનાં બચ્ચાંને પકડી, તેને પાળી ઉપયોગમાં લઈ શકાય છે. મળસકાથી સવાર સુધીના સમયમાં તે ચરે છે. નાના ટોળામાં તે જંગલમાં રખડે છે. દિવસે કેટલીક વાર એકલું રખડે છે. પ્રેટર જણાવે છે કે મોટરની સરખામણીમાં તે લાંબા અંતર સુધી કલાકના ૩૦ થી ૩૨ માઈલની ઝડપે દોડે છે. વનસ્પતિભક્ષી પ્રાણીઓની વિશિષ્ટતા છે તે પ્રમાણે માદા સાથેના સમાગમ માટે નર ઘોરખર ઝઘડે છે. વનસ્પતિભક્ષી અન્ય પ્રાણીઓની જેમ એકી વખતે તેને એક જ બચ્ચું જન્મે છે.

હરણની જાતમાં કેવળ કાળિયાર જ આ પ્રદેશમાં મળે છે. ચપળ આંખો, શંકુ આકારનાં ભવ્ય શિંગડાં, શરીરના ઉપલા ભાગનો વર્ણ કાળો અને ઝાંખા વર્ણના નીચા શરીરવાળું આ પ્રાણી અત્યંત સુંદર

છે. ૨૦-૩૦ના ટોળામાં—કેટલીક વાર સોના ટોળામાં ફરતાં કાળિયાર જંગલ નજીક ઘાસના ખુલ્લાં મેદાનોમાં રહે છે. ભય હોય ત્યારે તે જંગલમાં નાસી જાય છે. બપોર થતા પહેલાં ખાઈને તાપમાં તે આરામ કરે છે. વળી, પાછું નમતા પહોરે બહાર આવે છે. તેનો પીછો પકડવામાં આવે ત્યારે કૂદકા મારતું દોડે છે. આધેડ માદા ટોળાની મોખરે હોય છે. પ્રસૂતિની મોસમ દરમ્યાન સમાગમ માટે નર કાળિયાર માંહોમાંહે લડતા હોય છે. ઘાસની વચ્ચે બનાવેલી જગ્યામાં માદા એક-બે બચ્ચાંને જન્મ આપે છે. બચ્ચાં ટૂંક સમયમાં જ મોટાં થઈ ટોળામાં જોડાય છે.

આ પ્રદેશમાં મળી આવતું ચિત્તળ પણ વનસ્પતિભક્ષી હોય છે. ભારતના ભેજવાળા પ્રદેશમાં પણ તે મળી આવે છે. સામાન્ય રીતે તે ગામડાંની નજીક રહે છે. માનવની નજીક હોવાથી કદાચ તેને સલામતી લાગતી હશે. અન્ય રાની પશુઓ સાથે તે ભળી જાય છે, સહેલાઈથી પાળી શકાય છે. અન્ય હરણ અને મૃગની જેમ માદા સાથેના સમાગમ માટે નરચિત્તળ લડે છે. દર છ મહિને તે વધારેમાં વધારે ત્રણ બચ્ચાંને જન્મ આપે છે.

### પક્ષીઓ

આ પ્રદેશમાં પક્ષીઓની ગણીગાંઠી જાતો વિશિષ્ટ છે. ભારતના અન્ય ભાગોમાં દેખાતાં સામાન્ય પક્ષીઓ અહીં પણ મળી આવે છે. કાગડો, સાતભાઈ, બુલબુલ, દૈયડ, કાળોકોશી, પીળક, કાબર, સુગરી, ચકલી, અબાબીલ, શક્કરખોર, લક્કડખોદ, કોયલ, કલકલિયો, ઘુવડ, ગીધ, કબૂતર, કપીંજર, તેતર, સારસ, બગલો, બતક વગેરે આ પ્રદેશનાં પક્ષીઓ છે. કાગડાની બે જાતો છે. પરિચિત ભારતીય નાનો કાગડો માનવ વસવાટમાં રહે છે. જંગલી કાગડા કરતાં તે નાનો હોય છે. જંગલી કાગડાનો રંગ કાળો ચળકાટવાળો હોય છે. શરીરના અન્ય ભાગ કરતાં ગરદનનો ભાગ ઝાંખો હોવાથી ઘર કાગડો જંગલી કાગડાથી સહેલાઈથી પરખાઈ આવે છે. બંને કાગડા સફાઈકામ કરે છે. ઘરકાગડો વધુ બુદ્ધિશાળી અને સંઘચારી હોય છે. ભયના સમયે અવાજ કરી તે અન્ય કાગડાઓને બોલાવે છે. ચાંચ, નહોર અને પાંખ વડે કાગડો દુશ્મન પર હુમલો કરતાં ખચકાતો નથી.

ઝાંખા રંગના નાનકડા સાતભાઈ નાના ટોળામાં ફરે છે. ઘાસ, છોડવા, બગીચા અને ઝાડીઓમાં ફરતા સાતભાઈ સંઘચારી છે. પ્રજનન કાળે તેનો અવાજ મધુર સંગીતમય હોય છે.

માનવ વસવાટની નજીક મળી આવતા બુલબુલની વિવિધ જાતો હોય છે. તે કોઈ પણ જાતનાં ફળ, બી, કે જીવડાં ખાય છે. તે ઘણીવાર નુકસાન કરે છે. ઝાડ પરથી નાની નારંગીઓ તોડી ખાય છે. નાના રોપા કે કળીઓને ખેંચી કાઢે છે. તે કજિયાખોર પક્ષી છે.

ભૂખરા રંગની દેવચકલી આ પ્રદેશનું ખૂબ જ પરિચિત પક્ષી છે. ખુલ્લા અને સૂકા પ્રદેશમાં તે વિશેષ રહે છે. તે મોટાભાગે જમીન પર ખાય છે, અને ઘાસમાં રહે છે. પ્રજનનના કાળ દરમ્યાન તે મધુર ગીતો ગાય છે. નર દેવચકલીની પીઠનો રંગ કાળો હોય છે, જ્યારે માદા દેવચકલીનો ભૂખરો અને બદામી હોય છે. તે ત્રણથી ચાર ઈંડાં મૂકે છે.

કાળી કલગી અને દસ પીંછાની લાંબી પૂંછડીથી કાળોકોશી તરત જ પરખાઈ જાય છે. ઘાસનાં ખુલ્લાં મેદાનોની નજીક, રસ્તા પર કે બગીચાઓમાં કાળાકોશી ખૂબ દેખાય છે. ખરેખર તો તે સ્થળાંતર કરતું નથી પરંતુ, કાળાકોશીની ઘણી જાતો ચોમાસા અને ઉનાળામાં સારા પ્રમાણમાં સ્થળફેર કરે છે. તે મધુર અને અણગમતા બંને પ્રકારના વિવિધ અવાજો કરે છે. ઉડતાં જીવડાંનો શિકાર કરવામાં તે ખૂબ ચપળતા દાખવે છે. તે કેવળ જીવડાંનો જ આહાર કરે છે.

પીળક દેશના ઘણા ભાગોમાં હોય છે. તેનો રંગ કાળો અને પીળો હોય છે. તે ખુલ્લા પ્રદેશ અને બગીચાનું પક્ષી છે. તેની ઊડવાની વિચિત્ર પદ્ધતિ અને મોટો સુમધુર અવાજ આ પ્રદેશમાં સૌને પરિચિત છે. તે મુખ્યત્વે કરીને ફળ ખાય છે પણ જાતજાતનાં જીવડાં પણ છૂટથી ખાય છે. માદા પીળકના શરીરનો ઉપલો ભાગ લીલાશ પડતો પીળો હોય છે.

કાબરની ડોક અને માથું કાળા ચળકાટવાળાં હોય છે. આ દેશનું તે અત્યંત સામાન્ય પક્ષી છે. કાબર શહેર, વાડી, બગીચામાં વસે છે. જંગલમાં કાબર દેખાતી નથી. તે બુદ્ધિશાળી અને આનંદ આપે તેવું પક્ષી હોવાથી પાળવા માટે સુંદર છે. તેને બોલતાં પણ શીખવી શકાય છે. તે મુખ્યત્વે કરીને જીવડાંભક્ષી છે. સાંજના સમયે તે ઝાડ પર કાગડા સાથે મોટી સંખ્યામાં ભેગાં થાય છે.

સુગરી એ મુખ્યત્વે કરીને ખુલ્લા પ્રદેશ, ખેતરો અને બગીચાઓનું પક્ષી છે. તે જંગલમાં પણ દેખાય છે. તે માનવ કે માનવ વસવાટ પ્રત્યે અસહિષ્ણુ નથી. તે સતત કલકલ કરતું સુંદર પક્ષી છે. મુખ્યત્વે કરીને બીજ ખાતું આ પક્ષી કોઈ પણ જાતના અનાજના દાણા અને જીવડાં પણ ખાય છે. પાંજરામાં હોય ત્યારે તે ભાત અને બાજરી પણ ખાય છે. તે પણ પાળવું ગમે તેવું બુદ્ધિશાળી પક્ષી છે. વરસાદ આવતાં તેનો પ્રજનન સમય શરૂ થાય છે. ઝાડની ઉપર સુંદર કલાયમ લટકતો માળો સુગરી બાંધે છે. ત્યાં બે ડઝનથી ૨૦૦ સુધી સુગરીઓ એક સાથે ઊછરતી હોય છે. સુગરીના માળા ખૂબ જ સુંદર અને જાણીતા હોય છે. ઘી અને મધ ગાળવામાં ગામડાના લોકો તેનો ઉપયોગ કરતા હોય છે.

જ્યાં માણસ હશે ત્યાં ચકલી પણ હશે જ. જંગલ કે રણમાં માણસ જાય તો ચકલી પણ તેને અનુસરવાની. તેને સમાજ ગમે છે, કારણ કે ત્યાં સારા પ્રમાણમાં તેને કચરો મળી રહે છે. તે ખૂબ લોભી હોવાથી ઘણી વાર ગંધાતી જગ્યાઓમાં પણ ખોરાક શોધે છે. ચકલી એકીસાથે ત્રણથી છ બચ્ચાંને જન્મ આપે છે.

અબાબીલ ભટકતું પક્ષી છે. તે શિયાળામાં મેદાનમાં દેખાય છે. માર્ચ અને એપ્રિલમાં તે ભ્રમણ કરે છે. તેનાં બચ્ચાં જુલાઈ ઑગસ્ટમાં ભારત આવે છે. ભ્રમણ કરતા પહેલાં તે મોટા ટોળામાં ભેગાં થાય છે. કાશ્મીર, કુમાન અને ધારવાલમાં તેનો મોટો ઉછેર થાય છે. અબાબીલ એકીસાથે ચાર-પાંચ ઈંડાં મૂકે છે.

બગીચાઓ અને ગામડાંમાં રહેતું ખંજન જીવડાંના શિકારની શોધમાં નીકળે ત્યારે ખુલ્લા મેદાનમાં દેખાય છે. એની પૂંછડી નિયમિત રીતે હાલ્યા કરે છે. તે બેઠું હોય ત્યારે પણ પૂંછડી હલાવ્યા કરે છે. તે પણ સ્થળાંતર કરનારું પક્ષી છે.

મનોરમ ફૂલચકલી જંગલો, ખેતરો કે બગીચાઓમાં દેખાય છે. ફૂલ હોય ત્યાં પીળી પીઠવાળી ફૂલચકલી ફૂલનો મધુરરસ ચૂસતી મળી આવવાની જ. પ્રજનન કાળે તે જંગલમાં જાય છે. તે પણ સંઘચારી અને ફૂલો પર જીવનારી છે. દરેક વખતે તે ત્રણ ઈંડાં મૂકે છે.

લક્કડખોદ એ વિશિષ્ટ પક્ષી છે. તેના પગનાં ટેરવાં આગળ પાછળ લંબાવેલાં હોય છે. એની જીભ ઘણી લાંબી હોય છે. એમાંથી ચીકણો રસ ઝરતો હોય છે. એની ચાંચ છીણી આકારની મજબૂત અને અણીદાર હોય છે. તેની પૂંછડીનાં પીંછાં પણ સખત હોય છે. વૃક્ષની સપાટી પર આ પીંછાં દબાવીને તે વૃક્ષ ચઢવામાં તેનો ઉપયોગ કરે છે. વારાફરતી પાંખો ઉઘાડવાસ કરીને તે તીરની જેમ ઊડે છે. ઝાડનાં સડતાં થડને તે ચાંચ વડે કોતરી, તેમાં ડોકિયું કરવા જેટલું કાણું પાડી એમાંથી જીવડાં ખાય છે. પ્રજનનની મોસમ દરમ્યાન લક્કડખોદ જોડકામાં જ દેખાય છે. નર લક્કડખોદ 'ચીરી ચીક ચીરી ચીક' જેવો વિશિષ્ટ અવાજ કરી માદાની પાછળ પડે છે. માદા લક્કડખોદ પણ એ પ્રમાણે અવાજ કરી નર પક્ષીની પાછળ પડે છે.

કંસારા પક્ષીઓ પૂર્વના પ્રદેશ અને દ. અમેરિકામાં ઘણે સ્થળે દેખાય છે. તે લાંબો પ્રતિધ્વનિ પાડતો અવાજ કરે છે. પ્રજનનની મોસમ દરમ્યાન કંસારો ઝાડના સૂકા થડમાં બાકોરું પાડે છે. અને ત્યાં માળો બનાવે છે.

કોયલ પરજીવી પક્ષી છે. આ પ્રદેશમાં દેખાતી આ સામાન્ય કોયલ પરિભ્રમણ કરનારું પક્ષી છે. ઑગસ્ટથી સપ્ટેમ્બરમાં તે ભારત આવે છે. અને એપ્રિલથી મે મહિનામાં હિમાલય પાછી ફરે છે. અહીંના પર્વતોમાં પણ કેટલીક કોયલનો ઉછેર થાય છે. માદા કોયલ અનેક નર સાથે રહે છે. કોયલ બીજા પક્ષીઓના માળામાં ઈંડાં મૂકે છે. અન્ય પક્ષીઓના માળામાંથી કોયલનાં ઈંડાં મળી આવ્યાં છે. નર કોયલનો ટહુક ટહુક અવાજ મધુર હોય છે. સમાગમની ઋતુ દરમ્યાન માદા કોયલનો અવાજ મોટો હોય છે.

આ પ્રદેશમાં સુડા ખૂબ જ સામાન્ય પક્ષી છે. તેની ચાંચનો ઉપરનો ભાગ ટૂંકો, મજબૂત અને વળેલો હોય છે. તેની જીભ માંસાળ અને ટોચ છરી જેવી સખત હોય છે. તેની વળેલી ચાંચ કરવત જેવી હોવાથી તેનાથી તે ફળ કાપે છે. સહેલાઈથી પાળી શકાય એવા આ સુંદર પક્ષીને બોલતાં પણ શીખવી શકાય છે. સુડા ખૂબ ઊંચે લાંબી સાંકડી પટ્ટીમાં ઊડે છે. કર્કશ અવાજથી તે ઊડવાનું શરૂ કરે છે. અનાજના દાણા અને ફળ ખાતું આ પક્ષી પાકને ભારે નુકસાન કરે છે. સુડાના સંવનનમાં શરીરની વિચિત્ર લાગણી વ્યક્ત થાય છે. બંને ધીમો અવાજ કરી સંવનન કરે છે.

દુનિયાભરમાં કલકલિયો ખૂબ જ જાણીતું પક્ષી છે. તેની ચાંચ લાંબી અને સાંકડી હોય છે. જે પાણીમાં માછલીઓ હોય છે ત્યાં તે દેખાય છે. છોડ કે ઝાડની ડાળી પર બેસી પાણીમાં પોતાના શિકારને તીરની જેમ સોંસરા ઊતરીને પકડે છે. પોતાના ભક્ષ્યને ખાવા તે ડાળી પર પાછું ફરે છે. ઊડતી વેળાએ તે સીસકારી બોલાવે છે. નદી કે તળાવના કાંઠા પર યોગ્ય જગ્યા ખોળી કાઢી તે માળા માટે બખોલ બનાવે છે. તે સાતથી આઠ ઈંડાં મૂકે છે. માદા બચ્ચાંને નિયમિત ખવડાવે છે. પોતાની જાતનાં અન્ય પક્ષીઓએ નદી કે તળાવ પર મુકામ રાખ્યો હોય ત્યાં એ ઘૂસી જતું નથી.

ઘુવડ પણ દુનિયાના ઘણાખરા ભાગમાં મળી આવે છે. આ નિશાચર પક્ષી માનવી વસવાટ પ્રત્યે ઉદાસીન છે. તે સતત જુદા જુદા અવાજ કરે છે. તેનો અવાજ દૂરથી આવતો હોય તેમ લાગે છે. તે શાંતિથી ચઢઊતર કરી ઝડપથી ઊડે છે. જીવડાં ખાનાર ઘુવડ નાનાં પક્ષીઓ, ગિરોળી કે ઉંદર ખાતાં પણ અચકાતું નથી. ઝાડની, નદીના કાંઠા પર કે ખડકની બખોલમાં તે માળો બાંધે છે. બીજાં પક્ષીનો તૈયાર માળો મળતો હોય તો તેને હાંકી કાઢતાં ખચકાતું નથી.

ગીધ, બાજ, ગરૂડ અને શકરો એ આ પ્રદેશનાં દિવાચર પક્ષીઓ છે. ગીધ બીજાં ત્રણ પક્ષીઓથી જુદું પડે છે. કારણ કે, તેનાં માથું અને ડોક ઉઘાડાં હોય છે. તેના માથે સારાં પીંછાં હોતાં નથી. તેની ચાંચ લાંબી, ઊંડી અને સાંકડી તથા ટોચ વળેલી હોય છે. તેની પાંખો લાંબી અને અણીદાર હોય છે. તેના નહોર લાંબા પણ ઝાઝા વળેલા નથી. સફાઈ કરવાની તેની ટેવને કારણે આળસુ ગીધ ખૂબ જ ઉપયોગી પક્ષી છે. શહેર અને ગામડાંમાં સંખ્યાબંધ ગીધ હોય છે. તે મડદાંનું માંસ ખાય છે. અકરાંતિયાની જેમ તે ખાય છે ત્યારે ઊડી શકતું નથી. ૧૯૪૬માં કલકત્તામાં કોમી રમખાણ થયું ત્યારે સંખ્યાબંધ લાશોનું ગંધાતું માંસ આ ગીધોએ જ સાફ કર્યું હતું. ઊડતી વખતે તે ભવ્ય લાગે છે. ગોળ ગોળ ફરતું તે ઊંચે ચઢે છે. પણ જમીન પર તે કજિયાખોર બેડોળ પક્ષી છે. ભૂખ્યું થાય ત્યારે અળસિયાં, દેડકાં અને જીવડાં ખાય છે. તેના મોંમાંથી દુર્ગંધ નીકળે છે. ઊંચા વૃક્ષ, ખડક કે જમીનના ખુલ્લા ભાગ કે ખીણની બાજુના ખડકો પર તે માળો બાંધે છે. તે સામાન્ય રીતે બે ઈંડાં મૂકે છે. લાલાશ પડતાં તેનાં ઈંડાં સુંદર દેખાય છે.

માણસ જાય ત્યાં સમડી પણ હોય છે. એંઠવાડ ઉપરાંત તે નાનાં પક્ષીઓ પણ ખાય છે. ભૂખી હોય ત્યારે સમડી દેડકાં, ગિરોળી અને તીતીઘોડા પણ ખાય છે. ખાવા માટે તે તીડનાં ટોળાંને અનુસરે છે. સાંજના તે જીવડાં ખાતી દેખાય છે. તે ઊડે છે ત્યારે સુંદર લાગે છે. અન્ય સમડીઓના સાથમાં ઊંચે ઊડવામાં તે આનંદ માણે છે. ઓછી ઊંચાઈએ તે બજાણિયાની જેમ ઊડે છે. ગીધ એની જેમ ઊડતું નથી. પાંદડાં વિનાની ડાળી પર બેસીને માદા સમડી અવાજ કરીને નરને બોલાવે છે. સમડી ડરપોક હોવાથી કાગડા જેવાં નાનાં પક્ષીઓ સામે પણ રક્ષણ કરી શકતી નથી. પરંતુ, શાન પક્ષીઓને હેરાન કરવામાં કે તેનાં બચ્ચાં ચોરતાં ખચકાતી નથી.

સમડીની સરખામણીમાં શકરો નાનું પક્ષી છે. તેની પાંખો નાની હોય છે. તેની ચાંચ ટૂંકી, તીણી પણ મજબૂત હોય છે. તે ચતુર,

ખિસકોલી અને બીજી જાતનાં પક્ષીઓ ખાય છે. પોતાના આવાસમાં બેસી તે તીરની પેઠે શિકાર પર તૂટી પડે છે. તેનો અવાજ મોટી ચીસ જેવો હોય છે.

કૂકડા અને કપોતને મળતાં આવતાં કબૂતર અને હોલો પણ આ પ્રદેશનાં સામાન્ય પક્ષીઓ છે. તેના શરીરની રચના કેટલેક અંશે ઘુવડ અને ગીધને મળતી આવે છે. પણ તેનો સામાન્ય દેખાવ અને રહેણી-કરણી જુદાં હોય છે. આ વર્ગનાં બીજાં પણ સંખ્યાબંધ પક્ષીઓ હોય છે. તેમનું માંસ સરસ હોવાથી તેમનો શિકાર કરવામાં આવે છે.

ભારતીય નીલવરણું પહાડી કબૂતર ભારતના મેદાનોમાં નજરે પડતું સાવ સામાન્ય પક્ષી છે. અન્ય પક્ષીઓની જેમ તે પણ દાણા ચણે છે. તે ફળ અને કળીઓ ખાય છે. તે ઝડપથી ઊડે છે. જમીન પર તે સહેલાઈથી ચાલી કે દોડી શકે છે. આખા વર્ષ દરમ્યાન તે ઈંડાં મૂકે છે. પુષ્કળ ખોરાક હોય ત્યારે તે સેંકડોની સંખ્યામાં જમા થાય છે. તેને પાળીને પાંજરામાં ઉછેરી શકાય છે.

જંગલી દશામાં મળી આવતા કે પાળેલા મોર ખૂબ જ સુંદર પક્ષી છે. અનેક ઢેલ સાથે સહચાર કરતા મોરનું કુટુંબ ચારથી આઠ પક્ષીઓનું બનેલું છે. તે સારી રીતે ઊડી શકે છે અને ઉડયા પછી ઝડપ પણ પકડી શકે છે. જમીન પર તેનો પીછો પકડવામાં આવે તો તે ચાલાકીથી સરકી જાય છે. શાકાહારી અને માંસાહારી મોરનો મુખ્ય ખોરાક દાણા, બોર અને પીલાં છે. દેવી ગણાતું આ પક્ષી સુંદર કળા કરે છે. ઝરણાં પાસે ગાઢી ઝાડી નીચે માદા ઢેલ માળો બાંધે છે. માનવ વસવાટમાં મકાનોના છાપરા પર પણ તે માળો બાંધે છે.

તેતર ઘાસિયા જમીન કે ઝાડીમાં રહે છે. તે દાણા, કંદમૂળ, પીલાં, અળસિયાં કે જીવડાં ખાય છે. તેનો અવાજ મધુર અને આનંદદાયક હોય છે. જંગલમાં ઝાડીની બખોલના તળિયે તે માળો બાંધે છે. તેનો માળો ઘાસનો બનેલો હોય છે. તે પંદર જેટલાં ઈંડાં મૂકે છે.

ગુજરાતમાં સારસ યુગલ ખૂબ જ પરિચિત હોય છે. તે ખૂબ જ લાગણીપ્રધાન હોય છે. એમ કહેવાય છે કે સારસ યુગલમાંથી એકનું અવસાન થાય તો બીજું ઝૂરી મરે છે. પાણીવાળા ખુલ્લા મેદાનમાં મળી આવતું આ પક્ષી પર્વતો, જંગલો અને રણ પ્રદેશને ટાળે છે. પ્રજનનની મોસમ દરમ્યાન સારસ નૃત્ય કરે છે. જમીન પર હોય કે ઊડતું હોય ત્યારે દૂરગામી મોટો મધુર અવાજ કરે છે. દાણા, પીલાં, ફળ, જીવડાં કે સાપ તેનો ખોરાક છે. ખુલ્લા ખેતરમાં તે મોટો માળો બાંધે છે. સામાન્ય રીતે તે બે ઈંડાં મૂકે છે. નર સારસ માળાની ચોકી કરે છે, જ્યારે માદા બચ્ચાંનું સેવન કરે છે.

પ્રજનનની મોસમ દરમ્યાન લીખ કેટલીક વાર ઠીક ઠીક સંખ્યામાં ભેગાં થાય છે. પરંતુ, તે સંઘચારી કે સ્થળાંતર કરનારું પક્ષી નથી. આ પક્ષી ગુજરાત અને મધ્ય ભારતના વિસ્તારમાં દેખાય છે. ઘાસ-વાળાં મેદાન કે રૂ તથા અન્ય પાકનાં ખુલ્લાં ખેતરોમાં તે દેખાય છે. તીતીઘોડા, જીવડાં, બિયાં અને વિવિધ અનાજ ખાય છે. પ્રજનનની મોસમ દરમ્યાન સંવનન માટે તે વિશિષ્ટ પ્રકારનું નૃત્ય કરે છે. આ નૃત્ય દરમ્યાન, તે અવાજ પણ કરે છે. ચોમાસામાં તે ઈંડાં મૂકે છે. એક વખતે તે ત્રણથી ચાર ઈંડાં મૂકે છે.

ગુજરાતભરમાં બગલાં તો ખૂબ જ પરિચિત છે. ઢોર ચરતાં હોય ત્યારે તેની બાજુમાં રહી તે તીતીઘોડા કે જીવડાં ખાય છે. ભેંસ, બળદ કે ચરતાં અન્ય ઢોરોના શરીર પરથી તે લોહી ચૂસતી લીખ, બગાઈ કે અન્ય જીવડાં ખાય છે. પોતાના પ્રિય વૃક્ષ પર રોજ સાંજે તે વાસો કરે છે. એકીસાથે તે ત્રણથી પાંચ ઈંડાં મૂકે છે.

### પક્ષીશાસ્ત્ર

સાંસ્કૃતિક અને બૌદ્ધિક રસ ઉપરાંત, પક્ષીઓના આ શાસ્ત્રને પણ પ્રાણીશાસ્ત્ર, બાયોફિઝિક્સ, બાયોકેમિસ્ટ્રી જેવા અદ્યતન વિજ્ઞાનની તોલે આવતા વિજ્ઞાન જેવું ગણવામાં આવે છે. માનવ ઉત્કર્ષની કેટલીક બાજુઓના સંદર્ભમાં પણ પક્ષીઓ વિષેનું જ્ઞાન મહત્ત્વનું બનતું જાય છે. પક્ષીઓ વિષેના જ્ઞાનનો ઉપયોગ મરઘાં-બતકાંના ઉછેરના ઉદ્યોગમાં કરી શકાય. આ ઉદ્યોગ ભારતમાં હજી બાલ્યાવસ્થામાં છે. સ્થળાંતર કરતાં પક્ષીઓ ચેપ લાવે છે. વર્લ્ડ હેલ્થ ઑર્ગેનિઝેશન તરફથી મુંબઈની નેચરલ હિસ્ટ્રી સોસાયટીના ડૉ. સાલીમઅલીના સહકારથી આના અભ્યાસ માટે સૌરાષ્ટ્રમાં બે છાવણીઓ શરૂ કરવામાં આવી છે. વડોદરાની એમ. એસ. યુનિવર્સિટીના પ્રાણીશાસ્ત્ર વિભાગની એક ટુકડી આ છાવણીઓમાં જોડાઈ છે.

પક્ષીઓના સ્થળાંતરનો પ્રશ્ન ગૂંચવણભર્યો અને રોમાંચક છે. ટીટો-ડીની જાતનું એક પક્ષી ( Golden Plover) આરામ કે ખોરાક લીધા વિના એકીસાથે ૨,૪૦૦ માઈલ ઊડી શકે છે. યુરોપમાંથી લાખોની સંખ્યામાં વૈયાં ગુજરાતમાં આવે છે. અને થોડાક મહિના બાદ પાછાં ફરે છે. દૂરદૂરના પ્રદેશમાંથી સંખ્યાબંધ હંસ કચ્છના રણમાં આવે છે. પક્ષીઓના આ સ્થળાંતર વિષે કેટલાક પ્રશ્નો પૂછી શકાય પણ સૌથી મહત્ત્વનો સવાલ એ છે કે પક્ષીઓ શા માટે સ્થળાંતર કરે છે? પોતાનો માર્ગ કેવી રીતે ખોળે છે? આ વિષે સંશોધન કરવામાં આવ્યું છે પરંતુ, કોઈ ચોક્કસ જવાબ મળ્યો નથી. યુનિવર્સિટી-ના પ્રાણીશાસ્ત્ર વિભાગે છેલ્લાં દસ વર્ષથી કરેલા અભ્યાસને પરિણામે પક્ષીઓની ઉડ્ડયન શક્તિના મૂળભૂત પ્રશ્ન પર નવો પ્રકાશ પડયો છે. આ અભ્યાસને પરિણામે જણાયું છે કે ઊડતાં પક્ષીઓની છાતીઓના સ્નાયુ ખૂબ જ મજબૂત હોય છે. તેમાં રહેલી ચરબીમાંથી પક્ષીઓને ઊડવાની શક્તિ મળે છે. જે પક્ષીઓ ઊડતાં નથી તેમને આવા સ્નાયુ નથી. પક્ષીના આ સ્નાયુઓ બાયોકેમિકલ એન્જિન જેવા કુશળ છે. એન્જિનમાં જેમ કેટલીક રાસાયણિક ક્રિયાઓ થવાથી શક્તિ મળે છે તેમ પક્ષીઓને પણ શક્તિ મળે છે. તીડ અને પતંગિયા જેવાં જીવડાંમાં પણ આવા સ્નાયુ હોય છે. ચામાચીડિયાંની છાતીના સ્નાયુના અભ્યાસ પરથી પણ એ જ અનુમાન પર આવી શકાય છે.

૧૯૬૦ના "Annual Review of Physiology" (અમેરિકા)માં પ્રસિદ્ધ થયેલી સમીક્ષા અને "Journal of Animal Morphology and Physeology" તથા વિવિધ સામયિકોમાં

પ્રસિદ્ધ થયેલા લેખોમાં આ અભ્યાસનો પૂરેપૂરો અને ટેકનિકલ ખ્યાલ આવી શકશે.

દુનિયાભરમાં ભારત પાસે અત્યંત રંગદર્શી પક્ષીઓની સમૃદ્ધ વસ્તી છે. છતાંય એ વિષેનું આપણું જ્ઞાન અલ્પ છે. ભૂતકાળમાં પક્ષીવિદ્યાના બ્રિટિશ તદ્‌વિદો અને તાજેતરનાં વર્ષોમાં ડૉ. સાલીમ-અલી અને શ્રી. ધર્મકુમારસિંહજીએ આ વિષયમાં મૂલ્યવાન ફાળો આપ્યો છે. ગુજરાતમાં પક્ષીઓની સમૃદ્ધ વસતિ જળવાઈ રહી છે. આથી વડોદરા યુનિવર્સિટીના પ્રાણીશાસ્ત્ર વિભાગે પક્ષીવિદ્યાના અભ્યાસ અર્થે શાળા શરૂ કરી છે તે યોગ્ય જ છે. દેશમાં આવી આ પહેલી જ સંસ્થા છે. પક્ષીઓના જીવનનાં વિવિધ પાસાંઓનો વિસ્તૃત અભ્યાસ કરવામાં તથા દેશભરના પક્ષીઓના અભ્યાસમાં રસ જાગૃત કરવામાં આ સંસ્થા ફાળો આપશે.

### દરિયાકિનારાની જીવાતો

સૌરાષ્ટ્રનો ખડકવાળો કિનારો દરિયા કિનારાનાં પક્ષીઓ અને વનસ્પતિના અભ્યાસ માટેનું સુંદર સ્થળ છે. દરિયા કિનારાના રંગીન અને રોમાંચક સૌંદર્યનો ખ્યાલ પ્રાણીશાસ્ત્રના તદ્વિદોને પણ આવતો નથી. ઘૂઘવતા સાગરનાં મોજાંઓની છાલકોથી અવારનવાર ઢંકાઈ જતી કિનારાની સાગર પટ્ટી પરનું આવું સમૃદ્ધ અને વૈવિધ્યભર્યું જીવન બીજે ક્યાંય જોવા મળતું નથી. આ અણિયાળા ખડકો પર લાલ, લીલા અને ભૂખરા રંગના દરિયાઈ છોડ, ભટકતા કરચલા, સૂતી ગોકળ-ગાય અને જાતજાતનાં નાનાં જીવો જોવા મળે છે.

ઘણી વાર હું આ મારા વિદ્યાર્થીઓ સાથે ઓખામંડળના દરિયા કિનારે જાઉં છું. ત્યાંનાં પક્ષીઓ અને વનસ્પતિની સમૃદ્ધિ જોઈ અમે હમેશાં રોમાંચ અનુભવીએ છીએ. Sargassum, Ulva, Padina, Codium, Colpomenia, અને Cladophoraની જાતજાતની વનસ્પતિ ત્યાં પુષ્કળ થાય છે. વિવિધ રંગની વાદળીઓ પણ અમે એકત્ર કરી છે. તેમાં Tetilla, Auletta, Reniera, Echinodictyum જાતની વાદળીઓ એકત્ર કરી છે. Hydroid Colonies, Corals, sea-anemones અને Combjellies જાતનાં વિવિધ પરવાળાં પણ છે. Discoma નામના sea-anemones ખૂબ ધ્યાન ખેંચે તેવાં હોય છે. આકર્ષક Planarians, Polynoe, Eurythoe વગેરે જાતનાં અળસિયા જેવાં જંતુઓ, Chiton, Patella, Nerita, Cardium, Turbo Conus, Solen વગેરે જાતના પ્રાણીઓ, Cubile fishes, Octopuses, Doris, Flabellina વગેરે થાય છે.

આ દરિયા કિનારાનાં પક્ષીઓ અને વનસ્પતિ વિષે આપણને અલ્પ જ્ઞાન છે. વડોદરાના ગાયકવાડ મહારાજ સયાજીરાવ ૩જાના આશ્રયે ૪૦ વર્ષ પહેલાં જેમ્સ હોર્નેલે કરેલા સુંદર અભ્યાસને કારણે આ પક્ષીઓ વિષે આપણે કંઈક જાણીએ છીએ. ત્રીજી પંચવર્ષીય યોજના હેઠળ ગુજરાત રાજ્યના મત્સ્ય ખાતાના સહકારથી વડોદરા યુનિવર્સિટી-ના પ્રાણીવિભાગે ઓખામાં દરિયાઈ પ્રાણીશાસ્ત્રના અભ્યાસ માટે એક સ્ટેશન સ્થાપવાની યોજના ઘડી છે. આ સ્ટેશન તે વિસ્તારના પ્રાણીઓ અને વનસ્પતિનો વિસ્તૃત અભ્યાસ કરી સંશોધન કરશે. આ સ્ટેશન દરિયાઈ પ્રાણીશાસ્ત્રનું શિક્ષણ અને મત્સ્ય વિજ્ઞાનની તાલીમ આપશે.

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)



# પક્ષીઓ

શિવરાજકુમાર
(જસદણના યુવરાજ, જસદણ)

વિસ્તારની દૃષ્ટિએ ગુજરાત નાનું હોવા છતાંય પક્ષીઓના વૈવિધ્યની સમૃદ્ધિ ઘણી છે. ગુજરાતને આપણે નીચેના વિભાગોમાં વહેંચી શકીએ. ડાંગનાં ભેજવાળાં તથા પૂર્વ ગુજરાતના પર્વતોનાં જંગલો, મધ્ય ગુજરાતનાં મેદાનો, લાંબો દરિયાકિનારો અને ઉત્તર ગુજરાત તથા કચ્છના સૂકા વિસ્તારો. આ દરેક વિભાગોમાં વિશિષ્ટ પક્ષીઓ છે. તદુપરાંત, સુમગ્ર રાજ્યમાં એક જ જાતનાં સંખ્યાબંધ પક્ષીઓ જોવા મળે છે. ડાંગનાં ભેજવાંળાં ગાઢાં જંગલોમાં સુંદર ગુલાબી રંગનાં નર લાલ્જણ, ચિલોત્રા, મોટા કાળા લક્કડખોદ સહિત લક્કડખોદ, કંસારા, સાતભાઈ, રેકેટ જેવી પૂંછડીવાળા કાળાકોશી અને રાજલાલ જેવાં પક્ષીઓ હોય છે. પક્ષીઓનો શિકાર કરનારી મંડળી ન જુઓ ત્યાં સુધી આ જંગલોનાં વિવિધ પક્ષીઓની વસ્તીનો ખ્યાલ ન આવે. વૃક્ષો પર બેઠેલાં જાતજાતનાં સંખ્યાબંધ પક્ષીઓનો કલરવ દૂર દૂર સુધી સંભળાય છે. મેદાનોમાં સારસ, મોર-ઢેલ, ઘૂડ, સાતભાઈ અને કાબર જેવાં પક્ષીઓ જોવા મળે છે. આ બધાં પક્ષીઓ આપણને પરિચિત છે. લાંબા દરિયાકિનારા પર કરચલા-ખા, કીચડિયો, તુતવારી, લાંબી વાંકી ચાંચવાળાં ચકવા-ચકવી, લીખ, ઢોમડી અને ઢોમડો નામનાં અગણિત પંખીઓ હોય છે. શિયાળામાં સ્થળાંતર કરતાં wadersનાં ટોળાં આપણા દરિયાકિનારે ઊતરી આવે છે. ખંભાત અને કચ્છના અખાતની કાંપવાળી વિશાળ સપાટભૂમિ પર આ પક્ષીઓને પૂરતો ખોરાક મળી રહે છે. સારો વરસાદ વરસ્યો હોય ત્યારે કચ્છનું નાનું અને મોટું રણ નાનકડાં સાગર બની જાય છે. અહીં ટંજ, પેન અને ઊલટી-ચાંચ પક્ષીઓ ઊછરે છે. ઉત્તર ગુજરાત અને કચ્છના સૂકા પ્રદેશમાં ભૂખરી તેતર, રણ-ચંડૂલ સહિત ચંડૂલો, શ્વેતકર્ણધારી બુલબુલ, Finch, ચુંડલ અને બટાડો નામનાં પક્ષીઓ છે. પશ્ચિમ ભારતના ઘાટ વિસ્તારનાં સંખ્યાબંધ પક્ષીઓ ઉત્તરે અગ્નિ ગુજરાત સુધી આવે છે. એવી જ રીતે રણપ્રદેશનાં સંખ્યાબંધ પક્ષીઓ તેમ જ સ્થળાંતર કરી આવતાં કેટલીક જાતનાં પક્ષીઓ દક્ષિણમાં કચ્છ અને ઉત્તર ગુજરાતના કેટલાક પ્રદેશ સુધી આવતાં હોય છે. મહાકાગ, white-Fronted Finch Larks અને રણફૂડકી કચ્છથી દક્ષિણે જતાં નથી. સ્થળાંતર કરી આવતાં ઘણાં પક્ષીઓ કચ્છ અને સૌરાષ્ટ્રથી પશ્ચિમ તરફ વળી મેકાન કિનારે થઈ અરેબિયા થઈ આફ્રિકા જાય છે. તેમાં પરદેશી લતોરો, કાશ્મીરી નીલકંઠ, સફેદ-ગરદન અને લાલપીઠવાળો ફૂડકી અને ટપકાંટપકાંવાળા માખીમારનો સમાવેશ થાય છે.

પશ્ચિમ મધ્ય એશિયા, અફઘાનિસ્તાન અને કાશ્મીરથી આવતાં પક્ષીઓ કચ્છ અને સૌરાષ્ટ્ર થઈ મધ્ય અને દ. ભારત જતાં હોય છે. ખાસ કરીને પાનખર ઋતુમાં સંખ્યાબંધ પક્ષીઓ આ વિસ્તારમાંથી પસાર થઈ જાય છે. માત્ર થોડાંક પક્ષીઓ જ આ વિસ્તારમાં શિયાળો ગાળે છે. પક્ષીઓના સ્થળાંતરના પ્રશ્નોનો અભ્યાસ કરવા સારુ આ વિસ્તારમાં પક્ષીઓને પકડવામાં આવે છે. પક્ષીઓનાં બચ્ચાં પોતાનાં માબાપની પણ પહેલાં પોતાનો માર્ગ કેવી રીતે ખોળી શકે છે તે રહસ્ય હજી સ્પષ્ટ થયું નથી. આ અંગે ઘણા સિદ્ધાંતો રજૂ થયા છે. એક સિદ્ધાંત એવો છે કે પક્ષીઓ તારા પરથી પોતાનો માર્ગ ખોળે છે. જર્મનીના કૃત્રિમ પ્લેનેટેરિયમમાં કરેલા પ્રયોગો આ સિદ્ધાંતને ટેકો આપે છે. ગુજરાતમાં મોટીડો ચોમાસાના આગમનની આગાહી કરે છે. એમ મનાય છે કે મોટીડો પૂર્વ આફ્રિકાથી અહીં આવે છે. આમાંનાં કેટલાંક પક્ષીઓ અરેબિયા અને બલૂચિસ્તાનમાં જોવા મળે છે. તેમાંનો મોટો ભાગ તો દરિયા પર થઈને દેશાંતર કરે છે. આ પ્રશ્નનો અભ્યાસ કરવાની જરૂર છે. ચોમાસામાં આ પક્ષીનો પિયુ પિયુ અવાજ પરિચિત છે. નવેમ્બર સુધીમાં મોટા ભાગનાં પક્ષીઓ જતાં રહે છે. ઘણી જાતનાં પક્ષીઓ રાતના સ્થળાંતર કરે છે. પસાર થતાં આ પક્ષીઓનો અવાજ પણ ઘણી વાર સંભળાય છે. જુદાં જુદાં પક્ષીઓની સ્થળાંતર કરવાની પદ્ધતિ પણ જુદી જુદી હોય છે. દા. તરીકે સારસ V આકારમાં ઊડે છે. ઢોંક જુદી જુદી ટૂકડીઓ કરીને ઊડે છે. વૈયાં ગીચ ટોળામાં, ઊડે છે. નીલકંઠ અને પટ્ટાઈ કોક વાર સાથે દેખાય પરંતુ, એકલાં ઊડે છે. રાત્રે સ્થળાંતર કરતા પક્ષીઓ પ્રકાશથી આકર્પાય છે. દીવાદાંડીને કારણે ઘણાં પક્ષીઓ મુશ્કેલીમાં મુકાય છે. ઉત્તરના દેશોમાં આમ વિશેષ બને છે. વહેલી પરોઢમાં સ્થળાંતર કરતાં ઘાઘટી બતેર જાળમાં ફસાઈ જાય છે.

શિયાળા સિવાય અન્ય મોસમમાં પણ ઘણાં પક્ષીઓ ગુજરાતમાં આવે છે. ચોમાસામાં મોટીડો ઉપરાંત લીખ, મોર અને ચીનાગા બતેર પણ આવે છે. મધ્ય ભારતમાંથી લીખ ગુજરાત અને પશ્ચિમ ભારતના અન્ય ભાગોમાં આવે છે. આ મોસમમાં નર લીખ સુંદર પીંછાં ધારણ કરે છે. આ આકર્પક પક્ષી વિશિષ્ટ રીતે કુદી અવાજ કરતું નીચે આવે છે. માદા લીખ આ વખતે પોતાનાં ઈંડાં પર બેઠી હોય છે. આ દેખાવ જીવલેણ નીવડે છે, કારણ કે, લીખ પક્ષીઓ સહેલાઈથી ઓળખાઈ જવાથી શિકારીઓ તેનો શિકાર કરે છે. અથવા તેને પકડ-

વામાં આવે છે. પક્ષીઓ બચ્ચાંને જન્મ આપતાં હોય તે ઋતુમાં તેનો શિકાર બંધ કરવો જ જોઈએ. ચોમાસામાં આવતા ચીનાગા બતેર-નો અવાજ પણ ગામડાંમાં સંભળાતો હોય છે. ગુજરાતની અંદર પણ પક્ષીઓ મોસમી સ્થળાંતર કરતાં હોય છે. તરવરિયા જેવાં પક્ષીઓને પીંછાંવાળી લાંબી પૂંછડી હતી. કાળા માથાવાળાં સાવ શ્વેત કે રાતાશ પડતાં આ પક્ષીઓ ઉનાળામાં વધારે વૃક્ષોવાળા વિસ્તારમાં જાય છે. પાનખર અને શિયાળામાં આ પક્ષીઓ ગુજરાતભરમાં ફેલાય છે. સૌરાષ્ટ્રના સૂકા પ્રદેશમાં નાછનબબુના અને કાળા માથનો કાસિયો પણ આ પ્રમાણે જ કરે છે. કેટલીક વાર પક્ષીઓ થોડાક માઈલની સ્થાનિક હેરફેર કરે છે. જસદણમાં મેં જોયું છે કે, દેશી નીલકંઠ અને પચનાક લટોરા સપ્ટેમ્બરમાં ઘણી સંખ્યામાં દેખાય છે. પરંતુ, એપ્રિલની અવધય સુધીમાં અદૃષ્ય થઈ જાય છે.

### શિયાળુ પક્ષીઓ

શિયાળામાં ગુજરાતનું પક્ષીજીવન સમૃદ્ધ હોય છે. સ્થાનિક પક્ષીઓ ઉપરાંત, ૧૮૦ ઉપરાંતની જાતનાં વિવિધ પક્ષીઓ ઉત્તરમાંથી શિયાળામાં આપણા ગ્રામવિસ્તાર અને વિશાળ દરિયાકિનારે આવે છે. આ પક્ષી-ઓમાં ગુલાબી પેન અને ઊજળીનો સમાવેશ થાય છે. ખાસ કરીને તિબેટમાં જન્મતી સુંદર બ્રાહ્મણી બતક સહિત બતકની અનેક જાતો અહીં આવે છે. એ જાણવું રસપ્રદ થઈ પડશે કે, ઉનાળામાં આ પક્ષીઓના જન્મકાળ દરમ્યાન તે પાળી શકાય એવાં અને માનવીથી નિર્ભય રહેતાં. પરંતુ, શિયાળામાં ભારતના નિવાસ દરમ્યાન તે ખૂબ સાવચેત રહેતાં હતાં. તિબેટમાં તાજેતરમાં ફેરફારો થતાં બતક અને બીજાં અનેક જાતનાં પક્ષઓનું ભાવિ કેવું હશે તે કહી શકાય નહિ. મધ્ય એશિયામાં ફેરફારો થતાં પક્ષીઓની સંખ્યા પણ ઘટશે. હજારો કરકરો અને કુંજ શિયાળામાં આપણાં ગામડાંના વિસ્તારો — ખાસ કરીને — મગફળી ઘઉં અને બાજરી પકવતા વિસ્તારમાં આવે છે. લણણી બાદ કોતરોમાં રહેલા કે પડેલા દાણા કે બી આ પક્ષીઓ ખાય છે. આ પક્ષીઓ કેટલીક વાર ચણા કે ઘઉંના પાકને નુકસાન કરતાં હોય છે. એક માન્યતા એવી છે કે આ પક્ષીઓ પોતાનાં ઈંડાં છોડીને ભારત આવે છે. અને પાછાં ફરતાં તરત પોતાનાં બચ્ચાં ઓળખી કાઢે છે. ન માની શકાય તેવી સત્યથી વેગળી આ વાત છે. હકીકતમાં, બગલાં સ્થળાંતર કરે છે ત્યારે તેનાં બચ્ચાં મોટાં થયેલાં હોય છે. અને શિયાળામાં મોટાં પક્ષીઓની સાથે આવે છે. નળ સરોવરમાં જાતજાતનાં બતક, દસાડી, ઘરખોદ, જળકૂકડી, સુંદર નીલકૂકડી વગેરે પક્ષીઓ આવે છે. કિચકીઓ, કાળો પેટકિચકીઓ, ટિલિયો, લીલી ટીવારી, બે જાતનાં લાંબીચાંચ, ઊલટી ચાંચ, પાતળી ચાંચવાળા, કાળા અને બદામી માથાવાળા ઢામડો, કાળી પીઠ અને કાળા માથાવાળા ઢેમડી લીખ જાતજાતનાં વગેરે હજારો પક્ષીઓ શિયાળામાં સૌરાષ્ટ્રના ઘેડ વિસ્તાર તથા ખંભાત અને કચ્છના કિનારે આવતાં હોય છે. શિયાળામાં દરેક નાનામોટા તળાવ પર પક્ષીઓ હોય છે. નાનામાં નાના તળાવ પર પણ પૂંછડી પટપટાવતું અને ધીમે ધીમે ચાલતું એક ટટવારી તો હોય છે. આમડાં-ના ખુલ્લા મેદાનમાં પીળાશવાળી ધાનછીડી અને પુલક હોય છે. ઘાસ અને જીવડાં પર નભતા આ પક્ષીઓનાં ટોળેટોળાં હોય છે. ખખેડો, રણપીડો, કાબરોપિડો, મેંદીઓ પીડો, પણ અહીં હોય છે. પાન ટિકટિકી, નીલકંઠી, સંતાકૂકડી અને લઉઆ પણ સંખ્યાબંધ જોવા મળે છે. વૃક્ષો પર રહેતાં ફડકી જીવડાંનો અવિરત શિકાર કરતાં હોય છે. શિકાર માટેનાં સંખ્યાબંધ પક્ષીઓ શિયાળામાં આવતાં હોય છે. તેમાં પહાડી ગીધ અને કોકવાર ઢાકુનો સમાવેશ થાય છે. આ બે જાતનાં ગીધ અહીંના ગીધ કરતાં ઘણાં મોટાં હોય છે.

ગરુડ આવીને ઝાડની કે ટેકરીની ટોચ પર બેસે છે. ટૂંકા કાનવાળા ઘુવડ કિનારાની રેતાળ કે ઘાસવાળી જમીન પર આવે છે. ઉત્તર ગુજરાતમાં પણ શિકારી પક્ષીઓની સમૃદ્ધિ ઘણી છે. જાતજાતના પત્તઈ નીચા પાક પર ઊડીને ઉંદર કે પક્ષીઓનો શિકાર કરતાં હોય છે. કેટલાક વિસ્તારમાં આ પક્ષીઓ ખાસ દેખાય છે.' મેં તેમને રાતના જમીન પર જોયેલાં છે. ભેજવાળી જમીન કે તળાવ પાસે દેખાતા પાનપત્તાઈ મોટા અને શક્તિશાળી હોવાથી પાણી પરના મોટાં પક્ષીઓ પર હુમલો કરે છે. વિવિધ જાતના મધિયો શિયાળામાં સ્વચ્છ આકાશ-માં ઊંચે ચડતાં દેખાય છે. લરજીનો કી-કી અવાજ સામાન્ય રીતે ઘણી વાર સંભળાય છે. દક્ષિણ ગુજરાતના છેડે ટેકરીઓમાં આકર્ષક નાના ભેરી અને તેની ભારતીય જાતો દેખાય છે. દરિયા કિનારે અને તળાવ-ના કાંઠે ભવ્ય ભેરી બચ્ચો નજરે પડે છે. કબૂતર અને બતક આ ઝડપી પક્ષીનો ખોરાક છે. નાનાં ભેરી જેવા ધોતીને લાંબી પીંછાંવાળી પાંખ હોય છે. સાંજના આ પક્ષીઓ ચામાચીડિયાનો શિકાર કરતાં દેખાય છે. માછલીનો શિકાર કરતાં કેટલાંક પક્ષીઓ ગરુડ માછીઘુવડ કે માછીમાર તરીકે ઓળખાય છે. માછલીનો શિકાર કરતાં પહેલાં આ પક્ષી કાબરો, કલકલિયોની જેમ પાણી પર ઘૂમે છે. કિનારા પર પકડેલી માછલી મોટી હોય તો તે જમીન પર ઊતરી શકતું નથી. કાશ્મીર અને ભારતના બીજા કેટલાક ભાગોમાં આ પક્ષી થાય છે. બતક અને હંસની ૨૧ જેટલી જાતો શિયાળામાં અહીં આવે છે. કોક વાર ભાગ્યે જ રાજહંસ પણ દેખાય છે. હંસ પણ સામાન્ય રીતે નજરે ચડતા નથી. લાંબી પૂંછડીવાળા અત્યંત સુંદર નર સીંગપર, નર બતક જેવા સુંદર લીલા માથાવાળા નીલશિર, લાલશિર અને ચેતવા, કરચિયા, લુહાર અને ખાસના એ સઘળાં પક્ષીઓ અહીં દેખાય છે. ગુડસ પણ સંખ્યાબંધ દેખાય છે. જળસિંચાઈ માટે ગુજરાતમાં સંખ્યા-બંધ તળાવો બંધાતાં હોઈ, પાણીનાં પક્ષીઓની સંખ્યા વધશે એ વિષે મને શંકા નથી. પરંતુ, સ્થળાંતર કરતા બતકની બાબતમાં જુદા જુદા દેશોની સ્થાનિક સ્થિતિ પર ઘણો આધાર રાખે છે. ઉત્તર અમેરિકામાં કૅનેડા અને અમેરિકાની સરકાર વચ્ચેના સહકારને કારણે વિશાળ પાયા પર પણ અંકુશિત શિકાર થતો હોવા છતાંય, બતક અને હંસની વસ્તી ઘણી વધી છે. પક્ષીઓને તેમના જન્મસ્થળમાં રક્ષણ આપવા તથા નવા વિસ્તારોમાં વંશવૃદ્ધિ માટે ઉત્તેજન આપવા સઘળા પ્રયાસો થાય છે. એશિયામાં પણ આ પ્રમાણે આંતરરાષ્ટ્રીય સહકાર મેળવવાના પ્રયાસો થશે એવી આશા રાખીએ. સિસોટીબતક, ગિરજા, નકતા અને ચમચો

જેવાં બતકો અને અન્ય જળપક્ષીઓને માટે આપણે સંખ્યાબંધ તળાવો કે ભેજવાળી જગ્યાઓ રક્ષિત વિસ્તાર તરીકે અલગ રાખવી જોઈએ. ગુજરાતમાં ઘણે સ્થળે સ્થાનિક લાગણીને કારણે ગામડાંનાં તળાવો પર પક્ષીઓનું રક્ષણ થાય છે. લોકો કિનારા પર સ્નાન કરતા હોય કે કપડાં ધોતા હોય પણ પક્ષીઓ નજીકમાં જ નિર્ભયતાથી તરતાં હોય છે. આ પક્ષીઓ માળો બાંધતાં હોય તે વૃક્ષો કાપી નાખવામાં ન આવે તો જળપક્ષીઓની સંખ્યા પણ ઘણી વધશે.

વધુમાં અહીં સામાન્ય ચકલાં, લાલ છાતી અને ભૂરા માથાવાળાં માખી પકડનારાં પક્ષી તેમ જ સંખ્યાબંધ ગાયક પક્ષીઓ મળી આવે છે. ગુજરાતમાં પ્રવર્તતી અને અત્યાર સુધી નોંધાયેલી પક્ષીઓની ૪૭૫ જાતો અને પેટા જાતોમાંથી ૧૮૦ જાતો શિયાળામાં પ્રદેશની મુલાકાત લે છે. આ ઉપરથી આપણે ત્યાં ચોમાસુ વરસાદ બાદ કેટલી મોટી સંખ્યામાં પક્ષીઓનું આગમન થતું હશે તે કલ્પી શકાય તેમ છે. આ ઋતુમાં ગુલાબી અને ભૂરા કાળા અને બદામી રંગના શિરવાળાં ગડમ આપણે ત્યાં મોટી સંખ્યામાં આવે છે. જેમાં કેટલીક વાર કાળા માથાવાળું એ પક્ષી બાજરીના પાકવાળા ખેતરમાં ભારે મુશ્કેલી ઊભી કરે છે. લાંબી ચાંચ અને આકર્ષક કલગી ધરાવતું ઘંટીટાંકણું ઘણે સ્થળે તેના ભક્ષ્ય એવા કીડાઓની ખોજમાં ધરતી ખોતરતું મળી આવશે. એપ્રિલ મહિનામાં તે જનનકાળ માટે કાશ્મીર અને ઉત્તર ગુજરાતમાં ઊપડી જાય છે.

ઘણી જાતનાં ખંજન, સરોવરને કાંઠે અને ઝરણાં આસપાસ ખોરાક શોધતાં આવેલાં અસંખ્ય રંગીન પક્ષીઓની જમાતમાં જોવા મળે છે. ખંજન આ ઉપરાંત સિંચાઈવાળા શિયાળુ પાકના ખાલી ટુકડાઓમાં અને ખાસ કરીને ભરેલાં ખેતરોમાં પણ રહે છે. સ્થાનિક પ્રજામાં દિવાળીના ઘોડાને નામે ઓળખાતું સફેદ ખંજન એ અરસામાં અહીં આવતું હોવાથી તેનું નામ યોગ્ય રીતે જ પડ્યું લાગે છે. આ ઉપરાંત અહીં આવતાં બીજાં ખંજન પક્ષીમાં પીળાં ખંજન, ભૂરાં ખંજન અને કાળી તેમ જ પીળી ડોકવાળાં ખંજનોનો સમાવેશ થાય છે. ઉત્તરમાં પોતાના માળાની ધરતી તરફ જવા માટે અલગ પડતા પહેલાં એટલે કે માર્ચ માસમાં જ્યારે આ ખંજનોનાં પાંખ-પીંછાં પૂર્ણ રીતે ખીલે છે ત્યારે તેઓ ચિત્તાકર્ષક લાગે છે. આ સાથે પૂર્વ એશિયામાંથી આવેલાં જંગલી ખંજનો ડાંગમાં જોવા મળે છે. કેવળ મિશ્ર વર્ગનાં ખંજન વસવાટ કરી રહે છે.

ટોળાબંધ વૈયાં અને થોડાંક કાળાં વૈયાં પણ અહીં આવી જાય છે. ઑગસ્ટ અને કેટલીક વાર તો જુલાઈમાં જ્યારે તેઓ પહેલાં અહીં આવે છે ત્યારે ચોમાસાની લીલી વનરાજિમાં મળતાં થોકબંધ જીવ-જંતુઓ પર સંપૂર્ણપણે રહે છે અને તે પછી તેઓ બાજરી તેમ જ જુવારના પાકને થોડુંક નુકશાન પહોંચાડે છે. બાકી સીંગદાણા અને કપાસના પાકના વિસ્તારોમાં આ પક્ષી ખેડૂતોને ઘણું કામમાં આવે છે, એટલે તેને ખેતીવાડી માટે ઉપયોગી પક્ષીના વર્ગમાં મૂકી શકાય.

## વસવાટી પક્ષીઓ

આંગણાના કાગડા, સૂડો, આંગણાની ચકલીઓ, શિરાજકાબર અને બ્રાહ્મણી મેના તેમ જ બગલો, ટીંટોડી અને ચાર જાતનાં ગીધ દેશમાં, સર્વત્ર મોટી સંખ્યામાં મળી આવે છે. છતાં ઘણાં વસવાટી પક્ષીઓ છૂટાંછવાયાં કકડે કકડે વહેંચાયેલાં છે. જેમાં ચોપટ ગીર સિવાય સૌરાષ્ટ્રમાં બીજે ક્યાંય દેખાતું નથી. જ્યારે કચ્છમાં તો તે સદંતર મળતું નથી. વળી દેશમાં બધે સામાન્ય ગણાય તેવું મોટું ભૂરું લલેડો પક્ષી હજુ સુધી કચ્છમાં ક્યાંય નોંધાયું નથી. આ જ પ્રમાણે સર્વત્ર જાણીતો કંસારો પણ કચ્છમાં નથી. શ્વેત કર્ણવાળા બુલબુલની વાત લઈએ તો, તે કચ્છ તેમ જ ઉત્તર ગુજરાતના ભાગોમાં બહુ સંખ્યામાં જણાય છે. પરંતુ સૌરાષ્ટ્ર-ગુજરાતની કાંઠાપટ્ટી અને અમદાવાદ તેમ જ સુરેન્દ્રનગરનાં જંગલોમાં એ અનિયમિત રીતે છૂટાંછવાયાં દેખાય છે. લીલાં કબૂતર કચ્છ તેમ જ સૌરાષ્ટ્રના સુકા ભાગોમાં નથી, જ્યારે ગુલાબી લાવરી, કેટલાક ચીડી, ટૂંકા પંજાવાળી લાવરી અને ભૂરાં તેતર ડાંગના જંગલમાં નથી મળતાં, ત્યારે એ જંગલો લક્કડખોદ, રાજલાલ, લાલેડા અને કાળોકોશીની બાબતમાં અપવાદરૂપ સમૃદ્ધ છે. પરંતુ ક્રમભાગ્યે આ વિસ્તારના વનવાસી ભીલો મોટી સંખ્યામાં પક્ષીઓનો નાશ કરે છે. જેમાં ભૂરાં જંગલી મરઘાં અને લાલ એડીવાળાં મરઘાં જે ગુજરાતનાં તમામ પહાડી જંગલોમાં મળી આવે છે તેનું રક્ષણ કરવાની જરૂર છે. કારણ કે, આ બંને જાતો હવે કચ્છ તેમ જ સૌરાષ્ટ્રમાં સદંતર મળતી નથી. જંગલ અને ખડકાળ ઝાડીમાં મળતી લાવરી આપણે ત્યાં વિસ્તારથી વહેંચાયેલી મળે છે. જેમાંની જંગલની લાવરી ગુજરાત તેમ જ ગીરના સારા વનવિસ્તારોમાં હોય છે, ત્યારે નાજુક બદન જેવી લાવરી ઉત્તર સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાતના ભાગોમાં સામાન્ય છે. સાદો અને રંગીન દેશી બટાડો આખા રાજ્યમાં થાય છે. જ્યારે થોડાંક ટપકાંવાળો અને શાહી દેશી બટાડો કચ્છ તેમ જ બીજા ઉત્તરના ભાગોમાં શિયાળા દરમ્યાન મળે છે.

આપણે ત્યાંનું સહુથી વધુ રસદાયક વસવાટી પક્ષી ગોરાડ છે. એક વાર તે રાજ્યના તમામ વિસ્તારોમાં ઠીક સંખ્યામાં દેખાતું હતું. પરંતુ તેનો આંકડો હાલમાં શોચજનક રીતે ઘટી રહ્યો છે. અને હવે તો તે રાજ્યમાંથી નામશેષ બનવાના ભયમાં મુકાયેલ છે. આખા રાજ્યમાંથી મળતા એ પક્ષીનો આંકડો છેક ૧૫૦ જેટલી નીચી કક્ષાએ પહોંચી ગયો છે. એટલે એ પક્ષીના રક્ષણ અર્થે કોઈ તાકીદનાં પગલાં લેવામાં નહિ આવે તો આપણે ત્યાંથી તેની હસ્તી કાયમ માટે નાબૂદ થશે તે સ્પષ્ટ સમજાય તેવી વાત છે. સૌરાષ્ટ્રમાં 'ઘોરાડ'ના નામથી ઓળખાતું પક્ષી ભારે ભભકાદાર છે. જેમાં નરની ઊંચાઈ ૩ ફૂટ હોય છે. આ પક્ષીની સંખ્યા ઘટી રહી હોવાનું એક કારણ એ છે કે તે ઋતુકાળમાં એક જ ઈંડું મૂકે છે. વર્ષાઋતુમાં મોટે અવાજે ગાતા મરઘો પક્ષીનો અવાજ દૂર દૂરના જૂજ વિસ્તારોમાં સાંભળવા મળે છે. નાજુકતાને લઈને શિકારીઓ અને રમતશોખીનો આ પક્ષીની પાછળ પડે છે. એટલે જે થોડાક વિસ્તારોમાં આ પક્ષી માળો બાંધીને રહે છે

તે વિસ્તારોમાં ખાસ રક્ષણચોકીઓ મૂકવામાં નહિ આવે તો આપણને હંમેશને માટે એ અદ્‌ભુત પક્ષી ગુમાવવા વારો આવશે.

ગુજરાત રાજ્યમાં કબૂતર, મોર અને સારસ વગેરે પક્ષીઓ પાળી શકાય છે. તે આ રાજ્યનું એક મુખ્ય લક્ષણ છે. વળી આ બધાં પાલ્ય પક્ષીઓ આપણે ત્યાં ઘણી મોટી સંખ્યામાં મળી આવે છે. આમ છતાં અમુક થોડા વિસ્તારોમાં જ્યાં સ્થાનિક જનઅનુકંપા તેમનું રક્ષણ કરતી નથી ત્યાં ઢેલ જેવા મળશે નહિ. સારસ ગામની પડોશમાં અને રસ્તાઓ તેમ જ રેલના પાટાની નજદીકમાં માળો નાખતાં મળી આવે છે. આ પક્ષી પાળી શકાય તેવાં અને ભયરહિત હોવાથી હવે તો માનવ-કુળનો જાણે કે, એક ભાગ હોય તેમ રહે છે. આ ઉપરાંત માનવી સાથે વધુ સંપર્કમાં આવનું બીજું એક પક્ષી ફૂલ ચકલી છે. બાગબગીચા અને રહેવાનાં ઘરોમાં છૂટથી માળા બાંધે છે. કાગડો, ચકલી, કબૂતર, મીના ,અને તૂઈ પક્ષીઓ હવે મુખ્યત્વે માનવી સાથે ભળી જઈને તેમની સાથે જ રહે છે, એટલે તેમની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થઈ રહ્યો છે. ઢોંક અને બગલો કોઈ પણ જાતની બીક વિના શહેરો તેમ જ ગામડાંમાં માળા નાખે છે. ગઈ ઋતુમાં જ ઢોર બગલાની બહુ મોટી સંખ્યાએ જસદણની સહુથી ધમાલિયા કહેવાય તેવી શેરી વચ્ચે આવેલ ચાની દુકાનના પીપળાના વૃક્ષ ઉપર માળા બાંધ્યા હતા અને એ વસ્તુ દુકાનના ઘરાકો માટે ઊલટી ચિંતાનો વિષય બની હતી. રંગ-બેરંગી ઢોંક શહેરોની વચ્ચે પણ મળે છે; જ્યારે અલ્પસંખ્ય એવાં શ્વેત ડોકધારી ઢોંક પણ ગુજરાતમાં દેખા દે છે. પણ તે સૌરાષ્ટ્ર-કચ્છમાં ભાગ્યે જ જણાય છે.

બાયા કે વણકર પક્ષી તેના સુવ્યવસ્થિત અને સુગ્રથિત માળા માટે જાણીતાં છે. એમના માળા આપણા ગ્રામવિસ્તારોનું જાણીતું લક્ષણ છે. ગુજરાતમાં આ સિવાય બીજું એક વણકર પક્ષી પણ જોવા મળે છે. તે કાળી ડોકવાળું હોય છે. આ પક્ષી બરૂના ઘાસની પથારીમાં જુદી જાતના માળા બાંધે છે, વળી બાયાં કરતાં તે ઓછી સંખ્યામાં જોવા મળે છે. તાજેતરમાં આ બાયા અંગે કરાયેલ સંશોધનમાંથી તેમના ગૃહસ્થી તેમ જ સામૂહિક જીવનનાં રસદાયક પાસાં જાણવા મળેલ છે. આમાં જાણવા જેવી વાત એ છે કે તેઓના માળાના વસવાટ દરમિયાન વધુ નર આગળ તરી આવતા હોય છે. પરંતુ જનનના પૂર્ણકાળે પહોંચતાં સુધીમાં આ પક્ષીના માદા સાથેનું નરનું પ્રમાણ ઘણું નીચે જાય છે અને તેથી પરિસ્થિતિને પહોંચી વળવા બાયાં બહુપત્નીત્વની જિંદગી જીવે છે. જેમાં નર ઘણીવાર ત્રણથી ચાર માળામાં એટલી જ સંખ્યાની માદાઓ સાથે ઘર માંડે છે.

પક્ષીઓનું ગૃહજીવન તેમ જ સામાજિક રીતરિવાજો જુદી જુદી જાતોમાં જુદા જુદા જોવા મળે છે. સારસ જીવનપર્યંત સાહચર્યમાં રહે છે અને સાથી ગુમાવવાથી તેને ભારે દુઃખ થાય છે. કેટલાંક શિકારી પક્ષીઓ પણ સાહચર્યમાં જીવે છે અને વર્ષપર્યંત સાથે રહીને જ શિકાર કરે છે. કોકિલા વર્ગનાં રંગીન કલગીવાળાં બાજ જેવાં પક્ષી તેમ જ કોયલ અયોક્કમ તેમ જ ભેદભાવ વિના સાહચર્ય શોધે છે. અને તેઓનો કોઈ ચોક્કસ સાથી હોતો નથી. આ ઉપરાંત આ કોયલ પક્ષી પોતાના માળા બાંધવા જેટલી દરકાર પણ કરતાં નથી અને બીજાના માળામાં પોતાનાં ઈંડાં મૂકે છે. ગુજરાતમાં બુટ્ટાદાર કલગીવાળી કોકિલા મુખ્યત્વે સામાન્ય Babbler અને ભૂરા બૈલડી પર પોતાનો બધો ભાર નાખી દે છે. આ રીતે નાનકડું સાદું બૈલડો તેના આવા અસંખ્ય પાલક બાળકોને ઉછેરતાં નજરે પડશે. જ્યારે કોયલનાં ઈંડાં સેવતા કાગડા તો આપણે ત્યાં સ્વાભાવિક રીતે ઠેર ઠેર મળી આવે છે. સીરનીર કોયલ અને સીરકીર એ બે કોયલ કુટુંબના માનવંતા સભ્યો છે. તેઓ જાતે જ પોતાના માળા બાંધી સ્વબાળકોને પોષી ઉછેરે છે. આમાં સીરકીર કેવળ મધ્ય ગુજરાતમાં વડોદરા નજીક જ મળે છે.

પક્ષીઓમાં સામાન્યતઃ નર સુંદર અને આકર્ષક રંગવાળો હોય છે. પરંતુ તેમાં ક્યારેક થોડાક અપવાદો મળી આવે છે. આમાં રંગીન સારસુ અને હોરન બેટરનો સમાવેશ થાય છે. જેમાં પાછળ જણાવેલ જાતમાં માદા વધુ ઉજ્જવળ રંગોવાળી અને આક્રમક વૃત્તિ-વાળી હોય છે. વળી એ તો ઈંડાં સેવવાથી માંડી બચ્ચાંની સંભાળનું બધું જ કામ નર ઉપર છોડી દઈ પછી શાંતિથી બીજા ધણીની ખોજમાં ઊપડી જાય છે. આ લાવરીનો નગારા જેવો અવાજ તેના કદના પ્રમાણ-માં આશ્ચર્યજનક લાગે તેટલો મોટો હોય છે.

વરસાદી ઋતુમાં ખેતરો તેમ જ ઘાસની બીડોમાં રંગીન તેતરોના 'કાક કાક' એવા મોટા અવાજ સંભળાય છે. અને ત્યારે તે કોઈ ખડક પર કે ઝાડની ઉપર આસન જમાવી બેઠેલાં હોય છે. આ રંગીન તેતર સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતમાં મળે છે, જ્યારે કાળું તેતર કચ્છ તેમ જ ઉત્તર ગુજરાતમાં જોવા મળે છે.

કચ્છના રણમાં જંગી પ્રમાણમાં જોવામાં આવતા રાજહંસ વિશ્વમાં સહુથી મોટી સંખ્યામાં છે. અનુકૂળ એવો વરસાદ થતાં ઘણી વાર ગારા-માંથી બનાવેલા તેમના માળાનાં અઢી ફૂટ ઊંચા એવા બે લાખ જેટલાં બીબાં ત્યાં જોવા મળે છે. એ વેળાએ આ વિસ્તારમાંની તેમની સંખ્યા માની ન શકાય એટલી મોટી હોય છે. પરંતુ ત્યારે પાણીની સ્થિતિ અનુકૂળ હોય તો તેઓ બે વાર અને ઘણી વાર તો તેઓ ત્રણ ત્રણ વખત ઈંડાંનું સેવન કરે છે. આથી એ મોસમમાં નાનાં નાનાં પક્ષીઓ પાણીની સપાટી પર માઈલો સુધી પથરાયેલાં રહે છે અને એ બચ્ચાં જળ ઉપરનો અવિરત કોલાહલ ચાલુ રાખતાં હોય છે. કચ્છના રણમાંનું આ રાજહંસનગર વિશ્વનું સહુથી સુંદર એવું પક્ષીજગનું અનુપમ દૃશ્ય ખડું કરે છે, જે ગુજરાત માટે એક ગૌરવનો વિષય હોવા વિષે કોઈ શક નથી.

આ રણની વિશાળ ધરતી પર જ્યારે ખૂબ જ પાણી પડે અને ઘણા ટાપુઓ સર્જાય ત્યારે તે બીજી જાતનાં પક્ષી માટે પણ આદર્શ જનનસ્થાન બને છે. આમાં પનલોઆ અને ગુલાબી પેનાએ અહીં ભારતમાં પ્રથમ વાર ઈંડાં મૂક્યાં છે.

શિકારી જાતનાં વસવાટી પક્ષીઓમાં સુંદર બ્રાહ્મણી, અને નાની કાળી પાંખોવાળી સમડીઓનો સમાવેશ થાય છે. તે ઉપરાંત બહુ-સંખ્ય પીળચટ્ટા, શ્વેત આંખવાળા બાજ, અને ટૂંકાં આંગળાંવાળાં

ગરુડો પણ તેમાં આવી જાય છે. મારુફ આરના જંગલોમાં વળી કલગીવાળા બાજ જેવા ગરુડ તેમ જ સર્પ-ગરુડ મળી આવે છે. આમાં સર્પ તેમ જ ટૂંકા આંગળાંવાળાં ગરુડનો ખોરાક મહદ્અંશે સાપનો હોય છે. વગડાઉ શકરામાં આપણે ત્યાં તો સફેદ મોટા કદનો શકરો થાય છે, જેનું લાલમાથાવાળા ગતરા નામ પડેલ છે. શાહી શકરો ઊડવામાં ભારે ગતિ ધરાવે છે અને તે માઉન્ટ આબુ, ગિરનાર તેમ જ ગુજરાતના અનુકૂળ ટેકરાળ પ્રદેશોમાં મળે છે. વળી ભારતીય શકરો તો આપણ સહુને સુવિદિત જ છે.

સામાન્ય કાળા પેટવાળું ધોમડી અને મોટાંક નાની ધોમડી નાના ટાપુઓ પર તેમ જ રેતાળકાંઠા પર માળા બનાવે છે. આ ઉપરાંત કરચલા અને નદી ટીંગોડી અહીં કાયમ મળે છે. રેતાળ રણ ગોંધળો અને કાળી પાંખવાળા પણ સામાન્યતઃ મળી આવે છે. વિચિત્ર એવું ભારતીય તરનારું પક્ષી તેની મોટી લાલ ચાંચ વડે પાણી કાપે છે. એ નર્મદાતટે પર બાંધે છે.

આપણા રાજ્યમાં કબૂતર સામાન્યતઃ સર્વત્ર નજરે પડે છે. કારણ કે, સ્થાનિક વસ્તી તેની તરફ અનુકંપા ધરાવે છે. રાતા હોલા, કાંઠાવાળાં કબૂતર અને નાનકડાં બદામી કબૂતર આપણે ત્યાં જોવા મળે છે. સુંદર લીલાં મણિસમાન રંગવાળાં કબૂતર તાપી સુધીના દક્ષિણ ગુજરાતમાં થાય છે. ટપકાંવાળાં કબૂતર પણ રાજ્યમાં છે, પરંતુ કચ્છ અને સૌરાષ્ટ્રના અમુક ભાગોમાં એ જણાતાં નથી. કબૂતરો કેવળ શિયાળાના આગંતુકો હોય છે.

સામાન્ય એવાં ભારતીય તેતર અને જંગલી દેશી છાપો અહીં થાય છે. પરંતુ, દેશી છાપો સારા જંગલવિસ્તારોમાં મળે છે. એ તમામને સાવ સ્પષ્ટ એવો અવાજ છે. એટલે એમની પિછાન માટે એ ચાવીરૂપ વસ્તુ છે. ગુજરાતનાં ભેજવાળાં જંગલોમાં જંગલી ઘુવડના કોઉ કોઉ અવાજ આવે છે. જ્યારે ઘુવડ, મોટાં શિંગવાળું ઘુવડ તેમ જ ટપકાંવાળું નાનું ઘુવડ રાજ્યભરમાં બધે મળે છે. આ ઘુવડ આપણાં કેટલાંક ઉપયોગી પક્ષીઓમાંનાં એક છે, જે ઉંદરો તેમ જ ખેતરોમાં પડેલ કોળનો નાશ કરે છે. ગુજરાત માટે વિશિષ્ટ એવી પક્ષીની પેટા-જાતમાં કૃષ્ણકુમારસિંહજીના રેતીના ચંડોળનો સમાવેશ થાય છે, જે હજી સુધી તો એકલા ભાવનગરમાં જ જોવા મળે છે, જોકે રાજ્યના બીજા ભાગોમાં સામાન્ય રેતીનાં ચંડોળ તો હોય છે.

તાર જેવી પૂંછવાળી ચકલી અને આલ્પાઇન અબાબીલો જેવાં ચકલી અને અબાબીલો પણ અહીં થાય છે. આમાં કલગીવાળી વૃક્ષની અબાબીલો ગીરનાં જંગલોમાં અને વધુ વૃક્ષોવાળા અન્ય વિસ્તારમાં મળી આવે છે.

ગાયક પક્ષીઓમાં શમા આપણે ત્યાં ડાંગનાં જંગલોમાં છે અને કસ્તૂરો પણ ત્યાં, તેમ જ માઉન્ટ આબુ અને નજીકના અન્ય પહાડ વિસ્તારોમાં મળે છે. આ સિવાય દાયડ તો વધુ સૂકા પ્રદેશો સિવાય રાજ્યભરમાં જોવા મળે છે.

ચંડોળની ફ્રિન્કલીન અને કલગીવાળા અને નાના અવકાશી ચંડોળ જેવી અન્ય જાતો તેમ જ રાતી પાંખવાળાં ઝાડીનાં ચંડોળ આકાશને સુમધુર ગાનથી ભરી દે છે. આ ચંડોળોમાં અન્યની હૂબહૂ નકલ કરી ટહુકો કરવાની વૃત્તિ અને શક્તિ વિકસેલી છે. એટલે ઘણી વાર કેટલાંક પક્ષીની જાતોના અવાજની નકલ કરતાં ચંડોળ આપણને આશ્ચર્યમાં મૂકે છે. આ નામી ગાયક પક્ષીઓ ઉપરાંત આપણે ત્યાં બીજાં ઘણાં આકર્ષક બોલી અને સંગીતમય અવાજ ધરાવતાં પક્ષીઓ છે. માઉન્ટ આબુમાં તેમ જ ગુજરાતના ટેકરાળ પ્રદેશમાં થતા પીળી હડપચી ધરાવતા પીળકનું સંગીત તેમ જ સુવર્ણરંગી પીળકની સંવાદિ બોલી અને બુલબુલની મીઠી હલક આપણે જાણીએ છીએ.

માનવીમાં જેમ સ્નાનગૃહમાં ગાવાની વૃત્તિ કે ટેવ હોય છે તેમ પક્ષીઓ પણ ઋતુકાળમાં ગાયક બની જાય છે અને ત્યારે બધાં જ પક્ષી એકધારા કર્કશ છતાંય આનંદી અવાજે સંગીત આલાપતાં હોય છે.

ત્રાવણકોર-કોચીનને બાદ કરતાં કેવળ એક ગુજરાત રાજ્ય પાસે જ તેના વિસ્તારનાં પક્ષીને લગતાં શાસ્ત્રીય પુસ્તકો છે. જેમાં ડૉ. સલીમઅલીના 'Birds of Cutch' અને ગુજરાતના જાણીતા પક્ષીવિદ ધર્મકુમારસિંહજીનું 'Birds of Saurashtra' પુસ્તકોનો સમાવેશ થાય છે. હવે ભવિષ્યમાં આ પુસ્તકોની ગુજરાતી આવૃત્તિઓ પ્રાપ્ય બને એવી આપણે જરૂર અપેક્ષા રાખીએ.

આગળ જણાવ્યું તેમ ગુજરાતનાં પક્ષીજીવનનું લક્ષણ તેમને પાળી શકાય છે, તે છે. એટલે ભૂતકાળની જેમ આપણે ભવિષ્યમાં પણ આપણી પક્ષીસમૃદ્ધિનું રક્ષણ કરવાની દિશામાં પ્રયાસો કરીશું એવી જરૂર આશા રાખીએ, જેથી કરી આપણા આ રાજ્યની સમૃદ્ધિ અને વિવિધ એવી એ સમૃદ્ધિમાંથી આર્થિક પ્રાપ્તિ તેમ જ કુદરતી સૌંદર્યનો આસ્વાદ માણીએ.

(મૂળ અંગ્રેજી ઉપરથી અનુવાદ)

# ઋતુમાન

ડૉ. બી. એન. દેસાઈ.
(નિવૃત્ત નિયામક
પ્રાદેશિક નભોવિદ્યાકેન્દ્ર, કોલાબા, મુંબઈ.)

ગુજરાતમાં વર્ષને ઋતુ પ્રમાણે નીચે મુજબ વહેંચી શકાય :

(૧) નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી શિયાળો.
(૨) માર્ચથી મે સુધી ઉનાળો
(૩) જૂનથી સપ્ટેમ્બર સુધી નૈર્ઋત્ય તરફથી આવતું ચોમાસુ અને
(૪) ઑક્ટોબર મહિનો-ઋતુ પરિવર્તન અંગેનો ગાળો.

શિયાળો

સામાન્ય રીતે આ ઋતુ દરમિયાન આકાશ ચોખ્ખું હોય છે અને ઉત્તર તરફના ઠંડા સૂકા વાયરા વાય છે; પશ્ચિમ તરફથી પૂર્વતરફ ઉત્તર ભારતમાં થઈને, તોફાન પસાર થાય છે; જેને લીધે આકાશ વાદળાંઓથી ઘેરાય છે અને કયારેક તો પાકને ફાયદાકારક એવો હળવો ભયંકર પવન ફૂંકાય છે. જાન્યુઆરી એ શીતતમ મહિનો છે. આકૃતિ




આકૃતિ ૧

૧માં જાન્યુઆરી માસનું વધારેમાં વધારે (ઉપરના અંક) અને ઓછામાં ઓછું (નીચેના અંક) દૈનિક શીતોષ્ણતામાપ, આઈસોબાર્સ, (સમુદ્ર સપાટીએ રાખેલાં દબાણવાળાં કેન્દ્રોમાંથી પસાર થતી કાલ્પનિક રેખા); સરખા વાયુની દિશાઓ (વાયુશરના અંતે કલાકની માઈલમાં સરેરાશ ગતિની સાથે) અને ઓછામાં ઓછું અને વધારેમાં વધારે શીતોષ્ણતામાપ દર્શાવતી—આઈસોથર્મ્સ (સરખાં શીતોષ્ણતાવાળાં કેન્દ્રોમાંથી પસાર થતી કાલ્પનિક રેખા) રેખાઓ દર્શાવવામાં આવેલ છે.

દેશના વાયવ્ય ભાગમાં ઊંચું દબાણ હોવાના કારણે હવા, (ઉત્તર તરફના ગોળાર્ધના) ભારે દબાણવાળા કેન્દ્રની આસપાસ ઘડિયાળના કાંટાની દિશાએ ઘૂમ્યા કરે છે. દિવસના મોટા ભાગ દરમિયાન પવનની દિશા ઉત્તર અને પૂર્વ વચ્ચેની રહ્યા કરે છે, પરંતુ સામુદ્રિક લહરોના પરિણામે બપોરથી માંડીને સાંજ સુધી કિનારાની પટ્ટી પર પશ્ચિમના વાયરા ફૂંકાય છે.

પાકને નુકસાન પહોંચાડતું ધૂમિલ વાતાવરણ થઈ જાય છે. ત્યારે ઉત્તરના પ્રદેશોમાં શિયાળામાં કોઈ કોઈ દિવસોએ ઓછામાં ઓછું શીતોષ્ણતામાપ ૪૦ ફે. કે તેથી પણ ઓછું થઈ જાય છે. કયારેક વરસાદ પણ પડી જાય છે. મહાગુજરાતની કોંકણ તરફની પટ્ટી પર તો કોઈ કોઈ વર્ષે નવેમ્બર માસમાં અરબીસમુદ્રમાં થતાં તોફાનોને કારણે તો ખાસ કરીને ૧૯૦૫ના જાન્યુઆરીમાં, ૧૯૨૯ના જાન્યુ-ફેબ્રુઆરીમાં અને ૧૯૩૫ના જાન્યુઆરીમાં બન્યું હતું તે મુજબ, પશ્ચિમના પવનોના તોફાનને કારણે કાતીલ ઠંડીનું મોજું ફરી વળે ત્યારે જ બને છે. નવેમ્બર-ડિસેમ્બરમાં ઝાકળ પડે છે. આવું ઝાકળ કાળીકરાળ જમીનના પાકને ફાયદો કરે છે.

ઉનાળો

માર્ચ મહિનામાં ઉનાળો બેસતાં જ ધીમેધીમે ઉષ્ણતા વધવા લાગે છે. મહાગુજરાત અને આજુબાજુના પ્રદેશોમાં સિંધના રણ તરફના વાયરા ફૂંકાવાના કારણે ગરમીનું મોજું ફરી વળે છે, તેથી ત્યાં, અને ખાસકરીને ઉત્તરના પ્રદેશોમાં; એપ્રિલથી જૂન માસ સુધીમાં વધારેમાં વધારે ઉષ્ણતા ૧૧૦ ફે. કે તેથી પણ વધારે અંશ પર પહોંચે છે. આકૃતિ ૨ આ ઋતુની દૃષ્ટિએ વિશિષ્ટ એવા મે માસના દબાણ, પવન અને ઉષ્ણતા અંગેની માહિતી આપે છે.

ફૂંકાતા પવનની દિશા મુખ્યત્વે પશ્ચિમી હોય છે. સામુદ્રિક લહરીઓના કારણે કિનારાના પ્રદેશો ભયંકર ગરમીથી બચી જાય છે. કેટલાક પ્રદેશોમાં અંદરના ભાગમાં સાંજના કેટલીક વાર ગાજવીજ સાથે તોફાન થાય છે. સૂસવાટભર્યા પવનવાળું અને રેડી નાંખી જતું અરબી સમુદ્રનું વાવાઝોડું તો મહાગુજરાતના કિનારે કોઈક જ વાર પહોંચે છે.

દક્ષિણના પ્રદેશોથી શરૂ થયેલાં નૈઋત્યનાં ઝાપટાંઓ પહોંચે ત્યાં સુધી એટલે કે, જૂન માસના લગભગ મધ્યભાગ સુધી ઉનાળો રહે છે. આકૃતિ ૩માં, જુલાઈ માસનાં દબાણ, પવન અને ઉષ્ણતા અંગેની સમજણ આપવામાં આવી છે.

દેશના વાયવ્ય ખૂણામાં હવાનું દબાણ હલકું રહે છે અને તેથી નૈઋત્યના પવનો મહાગુજરાત પર ફૂંકાય છે. (ગોળાર્ધના ઉત્તરભાગમાં હલકા દબાણની આસપાસ હવા ઘડિયાળના કાંટાની ઊલટી દિશામાં વહે છે.)

મહાગુજરાતમાં વર્ષનો ૯૦ % થી ૯૫ % વરસાદ ચોમાસા દરમિયાન જ પડે છે અને તેમાંનો ઘણોખરો બંગાળાના ઉપસાગરના ઉત્તર તરફના હલકા દબાણથી થતા પશ્ચિમ કે વાયવ્ય તરફના ફેરફાર સાથે સંકળાયેલ છે. મહાગુજરાતમાં ટેકરીઓની હારમાળાઓ નહીં હોવાના કારણે ચોમાસા દરમિયાન પણ કોંકણ પ્રદેશમાં પડે છે તેવો નિયમિત વરસાદ પડતો નથી. જુલાઈમાં હમેશાં વધારેમાં વધારે વરસાદ પડે છે. મહાગુજરાતની સમસ્ત પ્રજાના કલ્યાણઅર્થે વરસાદ અત્યંત




આકૃતિ ૨




આકૃતિ ૩




આકૃતિ ૪

અગત્યનો હોઈ, તે વિષયક કેટલીક વિગતોની ચર્ચા કરવાનું અહીં ધાર્યું છે. આકૃતિ ૪માં જુદી જુદી વેધશાળાઓ દ્વારા મહાગુજરાતના ખરેખરા વાર્ષિક વરસાદની માહિતી આપી છે; ઉપરાંત આઈસોહાઈટ્સ એટલે કે સમાંતર વર્ષાકેન્દ્રોમાંથી પસાર થતી કાલ્પનિક રેખાઓ પણ આપવામાં આવી છે. એ દૃષ્ટિએ નીચેના મુદ્દાઓ નોંધપાત્ર બની રહે છે.

(૧) ઉત્તર તરફના કિનારાઓ પર વરસાદનું પ્રમાણ ઘટે છે. દક્ષિણથી ઉત્તર તરફ વર્ષાપ્રવાહનું ઊંડાણ ઘટતું જાય છે તેને લીધે આમ બને છે.

(૨) કિનારાની પટ્ટી પર પશ્ચિમે ભરૂચ સુધી આંતરે આંતરે વરસાદનું પ્રમાણ વધતું જાય છે ને પછીથી ફરીને ઘટવા લાગે છે. પશ્ચિમઘાટના છેક ઉત્તરના ભાગની અને સાતપુડાની હારમાળાના છેક પશ્ચિમ તરફના અંતની અસર, આ માટે કારણરૂપ બને છે. તેની પવનાભિમુખ દિશાને ઊલટી દિશા કરતાં વધારે વરસાદ મળે છે.

(૩) વડોદરાની પૂર્વે આવેલા છોટાઉદેપુર અને બારિયા પ્રદેશમાં વરસાદનું પ્રમાણ વધારે છે. સાતપુડા અને વિંધ્ય પર્વતની હારમાળાના પશ્ચિમાંતની અસર તેમ જ બંગાળાના ઉપસાગરમાંથી ઉદ્‌ભવ પામતાં ઉપર્યુક્ત હલકાં દબાણના વર્તુળથી આ પ્રદેશોનું સામિપ્ય, એવી બેવડી સામૂહિક અસર આના માટે જવાબદાર કહી શકાય.

(૪) અરવલ્લી પર્વતની દક્ષિણાંત અસરને લીધે આબુ પ્રદેશમાં વરસાદનું પ્રમાણ વધારે છે.

(૫) જૂનાગઢની આસપાસ મધ્યસૌરાષ્ટ્રમાં વરસાદનું પ્રમાણ વિશેષ હોવાનું કારણ ગિરનાર પર્વતની અસર છે.

(૬) ભરૂચ-ડીસા લાઈનથી પશ્ચિમ તરફ વરસાદનું પ્રમાણ ઘટતું જાય છે. દ્વારકા અને કચ્છના પશ્ચિમ પ્રદેશમાં તો વરસાદનું પ્રમાણ ઘણું જ ઓછું છે. આ બધા જ પ્રદેશ પર વર્ષા-પ્રવાહનું છીછરાપણું અને પૂર્વના પ્રદેશો કરતાં પશ્ચિમના પ્રદેશમાં બંગાળાના ઉપસાગરમાંથી ઉદ્‌ભવ પામતા હલકા દબાણની, સરખામણીએ ઓછી અસર; આ બે હકીકતને આના માટે જવાબદાર ગણી શકાય.

પશ્ચિમ અને ઉત્તરના પ્રદેશોથી શરૂ થઈને સપ્ટેમ્બર માસના પ્રારંભમાં મહાગુજરાતમાં ચોમાસું હટવા લાગે છે જોકે છેક ઑક્ટોબરના અંત સુધી ઝાપટાં પડે છે ખરાં. આકાશમાં વાદળાંઓ તૂટવાની સાથે જ ઉષ્ણતાંશ વધે છે અને ઑક્ટોબરમાં તેની બીજી પરાકાષ્ઠા પહોંચે છે. ઑક્ટોબર દરમિયાનની દબાણ, પવન અને ઉષ્ણતાંશની સ્થિતિ આકૃતિ ૫ બતાવશે.




આકૃતિ ૫

### વરસોવરસની વરસાદની વધઘટ:

બંગાળાના ઉપસાગરમાંથી ઉદ્‌ભવતા દબાણની સ્થિતિ પર મહાગુજરાતનો વરસાદ નિર્ભર હોઈ, તેની વરસોવરસની વધઘટનો આંક ઘણેખરો એને લીધે છે. સામાન્ય રીતે ચોમાસું જામે ત્યારે અથવા તો મહાગુજરાતમાંથી કે નજીકથી દબાણનું મોજું પસાર થાય ત્યારે જ ભારે વરસાદ પડે છે. ઈ. સ. ૧૮૭૭, ૧૮૯૯, ૧૯૦૧, ૧૯૦૫, ૧૯૧૧, ૧૯૧૫,૧૯૧૮, ૧૯૨૩, ૧૯૩૯, ૧૯૪૭, ૧૯૪૮ અને ૧૯૫૧નાં વરસો દરમિયાન મહાગુજરાત સમસ્તમાં અથવા તો તેના મોટા ભાગમાં દુષ્કાળની સ્થિતિ પ્રવર્તી હતી. આખાયે મહાગુજરાતમાં બે ક્રમિક વર્ષોએ દુષ્કાળની સ્થિતિ પ્રવર્તી હોય એમ, વરસોવરસના વરસાદનું નિરીક્ષણ કરતાં જણાતું નથી. માત્ર કેટલાક પ્રદેશો; ખાસ કરીને સૌરાષ્ટ્રનો ઉત્તર કિનારો, કચ્છ અને બનાસકાંઠા જિલ્લામાં બે ક્રમિક વર્ષોએ પણ દુષ્કાળની સ્થિતિ સર્જાઈ હતી. વરસોવરસના વરસાદના નિરીક્ષના અભ્યાસથી મહાગુજરાતમાં છેલ્લાં ૭૫ વરસ દરમિયાન વરસાદનું પ્રમાણ વ્યવસ્થિત રીતે વધ્યું છે કે ઘટ્યું છે તેવું ખાત્રીપૂર્વક કહી શકાય તેમ નથી. આનું કારણ એ છે કે વરસાદનું જેના પરથી અનુમાન તારવવાનું હોય છે તે ભેજવાળા પવનો, માત્ર મહાગુજરાતની કે ભારતવર્ષની જ પરિસ્થિતિની અસર હેઠળના નથી. એ પવનો તો આજુબાજુના ઠીક ઠીક વિસ્તારની તેમજ ભારતથી દૂરની પરિસ્થિતિની અસર તળેના પણ છે.

### વાવાઝોડાં અને હલકું દબાણ:

ઉપર કહ્યું છે તે પ્રમાણે બંગાળાના ઉપસાગરમાંથી ઉદ્‌ભવતું અને પશ્ચિમ તેમ જ વાયવ્ય ખૂણા તરફ આગળ વધતું દબાણ ચાતુર્માસની મહાગુજરાતની આબોહવા પર ખાસ્સી અસર કરે છે. અરબી સમુદ્રમાંથી ઉદ્‌ભવતાં આવાં કેટલાંક દબાણો અને વાવાઝોડાં મહા

ગુજરાતના કિનારા તરફ ધસી જાય છે અને મહાગુજરાતનો કિનારો ઓળંગતાં કે નૈૠત્ય ખૂણા તરફ પહોંચતાં આબોહવા પર અસર પહોંચાડે છે અને ક્યારેક સમસ્ત મહાગુજરાતમાં એપ્રિલ, મે, જૂન (સંભવતઃ જુલાઈ અને સપ્ટેમ્બર) અને ઑક્ટોબર–નવેમ્બરમાં કાં તો ભારે વરસાદ અથવા જોરદાર પવન મૂકતા જાય છે. એપ્રિલ અને મે માસ કરતાં આવા દાખલા જૂન, ઑક્ટોબર અને નવેમ્બરમાં વિશેષ બન્યા છે.

**આબોહવાનો ફેરફાર:**

આબોહવાનાં વર્તુળો હોવાની એક માન્યતા ચાલે છે. સન્સ્પૉટ વર્તુળની સમાંતર એવાં ૧૧ વરસનાં વર્તુળો તેમ જ બ્રૂકનરનાં ૩૩ થી ૩૫ વરસનાં વર્તુળો ખૂબ જાણીતાં છે. વેધશાળાઓના વાયવીય અભ્યાસથી એમ જણાય છે કે મહાગુજરાતની આબોહવામાં છેલ્લાં પંચોતેરથી સો વર્ષના ગાળામાં કોઈ નિયમિત અને વ્યવસ્થિત ફેરફાર થતો રહ્યો નથી.

અહીં બીજો પ્રશ્ન વિચારવો ઘટે તે એ છે કે જો ૧૦૦ વર્ષના ગાળા દરમિયાન ગુજરાતની આબોહવામાં ફેરફાર ન નોંધાયો હોય તો ૧,૦૦૦ વર્ષનો ગાળો આવા ફેરફારોની નોંધ કરે છે? વરસાદની દૃષ્ટિએ એમ કરી શકાય કે વરસાદ પડવાના કારણભૂત એવાં તત્ત્વોમાં કશો જ વાયવીય ફેરફાર નહીં થયો હોઈ, છેલ્લાં સો વર્ષના ગાળાનો વરસાદ ગુજરાતમાં લગભગ સરખો જ હોવો જોઈએ. પ્રમાણભૂત મુસાફરોનાં વર્ણનો પરથી જણાય છે તેમ અગાઉના વખતમાં જ્યારે સૌરાષ્ટ્રનો પ્રદેશ મુખ્યભૂમિ સાથે સંલગ્ન ન હતો ત્યારે સિંધુની એક શાખા ખંભાતના અખાતને મળતી હતી. આ પ્રમાણે સિંધુના પ્રવાહના બદલાવાની સાથે મહાગુજરાતની આબોહવામાં પણ ફેરફાર થયો હોય તેવી સંભાવના પ્રતિ આ વાત પ્રેરે તેવી છે. જંગલના ગાઢ વિસ્તારોને લીધે ભૂમિની નજીકના હવાના સ્તરોનું ઉષ્ણતામાન તથા ભેજત્વ આજે છે તે કરતાં કંઈક જુદું જ હોવાની સંભાવના પણ કરી શકાય ખરી—કદાચ હિમપાત વારંવાર ન થતો હોય અને ગરમીનાં—મોજાં પણ આવાં ભયંકર ન હોત. ઓછી ગતિના જલસરણ અને ઓછાં બાષ્પિભવનના કારણે જમીનનો ભેજ ઘટવાની ગતિ સંભવતઃ વિશેષ હોઈ શકે. પરંતુ આ બધાં જ ઘટકોની મહાગુજરાતના શિયાળુ અને ચોમાસાના વરસાદ પર ગણનાપાત્ર અસર સંભવતી નથી.

બીજા અહીં વિચારવાના પ્રશ્નો એ છે કે સિંધની સક્કર બૅરેજથી અને કચ્છના રણના વધવાથી મહાગુજરાતની આબોહવા પર કશી અસર પડી છે? સક્કર બૅરેજ અંગે એમ કરી શકાય કે જમીનની નજીકના હવાના સ્તરનાં દબાણ અને સ્થાનિક ઉષ્ણતામાન પર તેની અસર થાય—હીમપાત તેમ જ ગરમીનાં મોજાંની અતિશયતાને તે ગાળી નાખે, ને પરિણામે વિશેષ ભેજમાં પાકતા પાકનો ઉગાવો શક્ય બને. સિંધ અગર તો આજુબાજુના વિસ્તારના વરસાદ પર સક્કરબૅરેજથી કશી જ અસર નહીં થાય. કચ્છના રણનો ફેલાવો ધુમ્મસ ઊંચું ઉષ્ણતામાન, વેરાનતા, હવામાં રજકણો ઇત્યાદિનો ત્યાં અને આજુબાજુના પ્રદેશમાં વધારો કરશે; પણ તેની વરસાદ પર અસર નહીં પડે; હવામાં ધૂળનાં રજકણો ધીમે ધીમે બેસી જવાથી જમીનની ફળદ્રૂપતા પર પણ કદાચ અસર કરે.

સેંકડો નહીં પણ હજારો વર્ષોનો ગાળો ગણીએ તો તુર્કી અને મધ્યચીનથી માંડીને એશિયાના આ પટામાં એવા ભયંકર વાયવીય ફેરફારો થયા છે કે જે ગુજરાતના શિયાળુ અને ચોમાસાના વરસાદ પર પણ અસર કરે—કદાચ તેને બદલી પણ નાંખે. પરંતુ આજથી માંડીને માત્ર થોડી પેઢીઓની ગણત્રીએ મહાગુજરાતની આબોહવામાં ફેરફારનો કોઈ પુરાવો નથી. મનુષ્યને સહજ જણાતા એવા કેટલાક ફેરફારો ઘણી વખત રીતિફેર, જીવન ધોરણ અને બનાવની જાણની સહજોપલબ્ધિને આભારી હોય છે. વાણુવિદ્યાના તત્ત્વની દૃષ્ટિએ આવા કોઈ ખરેખરા ફેરફારને ટેકો નથી. (મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)



# સૂકા પ્રદેશો

એ. એમ. ત્રિવેદી, આર. કે. શાહ અને જે. સી. વોરા
(અધ્યાપકો, રસાયણ વિભાગ ગુજરાત યુનિ૦ અમદાવાદ)

સ્વાતંત્ર્ય મળ્યા પછીથી આખોય દેશ જનસામાન્યનું જીવનધોરણ વધારવામાં તેમ જ રચનાત્મક કાર્યોમાં લાગી ગયો છે. આની સિદ્ધિ અર્થે આપણે પંચવર્ષીય યોજનાઓને અપનાવી છે. એ મુજબ ઈ. સ. ૧૯૬૧માં બીજી પંચવર્ષીય યોજના પૂરી થતાં આપણી ત્રીજી યોજનાનો તરત જ આરંભ થઈ જશે. આ યોજનાઓ અમલી બન્યા છતાંયે આપણે હજી અન્નોત્પાદનમાં પછાત છીએ ને તેથી પરદેશમાંથી લાખો ટન અનાજ આયાત કરવું પડે છે. ગુજરાત પણ આમાં અપવાદ નથી. આપણી અનાજની વાર્ષિક જરૂરિયાત આશરે ૩.૪ મિલિયન ટનની છે, જ્યારે વાર્ષિક ઉત્પાદન લગભગ ૧.૯ મિલિયન ટનનું છે. પરિણામે કુલ્લે ૧.૫ મિલિયન ટનની આપણને વાર્ષિક ખાધ પડે છે, જે બીના ખરેખર દુ:ખદ છે. જો આપણે પ્રજા-સમસ્તનું જીવનધોરણ ઊંચું લાવવું હશે તો કૃષિ ઉત્પાદનની ભૂમિકા તરફ ધ્યાન આપવાની આપણી પ્રથમ ફરજ બની રહેશે. અનાજનું ઉત્પાદન ઓછું હોવાનાં અનેક કારણો આપવામાં આવે છે. તેમાંથી રોકડિયા પાકથી ઉત્પાદકને થતો વિશેષ લાભ, શહેરો તરફ લોકોનું સ્થળાંતર, મોટા કોઠારોનો અભાવ અને સિંચાઈની તંગી ઇત્યાદિ જેવાં કારણોને આજની પરિસ્થિતિનાં જવાબદાર કારણો ગણાવી શકાય.

આપણે ત્યાં ઓછું અન્નોત્પાદન શાથી થાય છે તે અંગેનાં ઘટક-તત્ત્વોની અહીં શાસ્ત્રીય વિચારણા કરીશું. જગતના સૂકા અથવા તો અર્ધ-સૂકા એવા વિભાગમાં ઉત્તર ગુજરાત તેમ જ મધ્ય ગુજરાતના પણ કેટલાક પ્રદેશોનો સમાવેશ થાય છે. સૂકા પ્રદેશોમાં મેઘ વરસવા કરતાં બાષ્પીભવનની ક્રિયા ઝડપી હોવાને કારણે આવા વિભાગોની જમીનમાં ક્ષારો એકત્રિત થતા જાય છે. આવી જમીનમાં પાણી પણ એટલું ઉપર હોય છે કે જમીનના ઉપરના પડમાં રહેલા ક્ષારો સહિત તેની સપાટી કેશાકર્ષણ (Suiface teurnon)ને લીધે સહેજ ઊંચી આવી જાય છે. અને પછી તેનું બાષ્પીભવન થાય છે. ક્ષારોનો પથરાટમાત્ર તેના ઉદ્‌ભવસ્થાનોમાં જ થાય તેવું અનિવાર્ય નથી. પાણીનું વહેણ ઊંચાણવાળા ભાગ તરફથી નીચાણવાળા ભાગ તરફ હોવાનું એટલે; સ્વાભાવિક રીતે જ નીચાણવાળા ભાગોમાં ક્ષારોનો પથરાટ થશે. કોઈ પણ વિભાગમાં ક્ષારોના પથરાટની એક ત્રીજી શકયતા પણ છે. હવામાં રહેલાં સોડિયમ ક્લોરાઈડ (મીઠા)નાં રજકણો પણ જે તે પ્રદેશમાં ક્ષારોના પથરાટને મદદ કરે છે. હોલૅન્ડ અને ક્રિશ્ચિએ[1] તો રજપૂતાનાના ક્ષારોના પથરાટની પાછળ આવાં વાયવીય રજકણોને જ જવાબદાર ગણાવ્યાં છે. ક્ષારોનો પથરાટ ક્ષારવાળી કે આલ્કલી જમીન બનાવે જ તેવું નથી. ક્ષારવાળી આલ્કલી જમીનના વિકાસ અંગે તો તેના પેટાવિભાગનાં પાણી પસાર ન થઈ શકે તેવા થરોનું અસ્તિત્વ પણ જરૂરી બને છે. દુનિયાની અરધી કરતાં પણ વિશેષ જમીન સૂકા અથવા અર્ધ-સૂકા વિભાગ નીચે આવી જાય છે.

ક્ષારવાળી જમીનનો પ્રશ્ન એ આંતરરાષ્ટ્રીય અગત્યતા ધરાવતો પ્રશ્ન છે. યુનેસ્કો તો આવી જમીન ખેડાણ યોગ્ય કેમ બની શકે તે માટેના અભ્યાસ પરત્વે ખાસ ધ્યાન આપી રહેલ છે. આ પ્રકારના અભ્યાસની પ્રથમ રશિયાથી શરૂઆત થઈ ને પછીથી તો અમેરિકાના સંસ્થાનો તેમ જ નેધરલૅન્ડની જેમ આખી દુનિયાએ તેને વધાવી લીધેલ.

ક્ષારવાળી આલ્કલી જમીનનો પ્રશ્ન હજી બદલાતી ભૂમિકાની અવસ્થામાં છે. ક્ષારવાળી જમીનનો વિકાસ નીચેની રીતે થઈ રહ્યો છે. આની પ્રથમ ભૂમિકામાં ઓગળી જાય તેવ ક્ષારોનો પથરાટ કરવામાં આવે છે અને આ રીતે તૈયાર થયેલી જમીનને 'સોલન ચૉક' કહે છે. બીજી ભૂમિકાએ આ જમીનનાં તત્ત્વો સોડિયમ આયન્સની સાથે ઝડપથી ચુસાઈ જતાં જણાય છે. સામાન્ય જમીન કૅલ્શિયમ મિશ્રિત તત્ત્વોની બનેલી હોય છે, તેની સોડિયમ ક્લોરાઈડ (મીઠા) સાથે નીચે પ્રમાણેની રાસાયણિક પ્રક્રિયા થાય છે.



$$(Ca - x + 2\ NaCL = Na_2 - x + CaCL_2)$$

જેમાં સોડિયમ આયનનું વિશેષ પ્રમાણ છે તેવી આ પ્રકારની જમીન 'સોલોનેઝ' તરીકે ઓળખાય છે. ત્રીજી ભૂમિકાએ, ઓગળી શકે તેવા ક્ષારો દૂર થાય છે. ને આ રીતે તૈયાર થયેલી જમીનને 'સોલોડી' કહેવામાં આવે છે. (ઉપર વર્ણવવામાં આવેલું ક્ષારવાળી જમીનનું વર્ગીકરણ રશિયન પદ્ધતિ મુજબનું છે.) આ જમીન ધીરે-ધીરે આમ્લયુક્ત (Acidic) બનતી જાય છે. ગુજરાતમાં આ પ્રકારની જમીન ભાગ્યે જ જોવા મળે. અમેરિકન વર્ગીકરણ પણ વત્તાઓછા અંશે કંઈક આવું જ છે. નીચે તેની વિગત આપવામાં આવે છે.

ક્ષારવાળી જમીન આમ તો અનાલ્કલી (આલ્કલી વગરની) એવી જમીન છે. તેમાં છોડના ઉગાવાને નડી શકે તેટલા પ્રમાણમાં ઓગળી શકે તેવા ક્ષારો રહેલા હોય છે. આમાં ચોસક્રિયાની વિદ્યુતવાહકતા (૨૫° સૅ૦ એ) દર સેન્ટિમિટરે ચાર મી. મ્હો. કરતાં પણ વધારે હોય છે. આવી જમીનમાં બદલી શકાય તેવું સોડિયમનું પ્રમાણ તો ૧૫ ટકાથી પણ ઓછું હોય છે. ક્ષારવાળી આલ્કલી જમીનમાં બદલી શકાય તેવા સોડિયમનું પ્રમાણ ૧૫ ટકાથી વિશેષ હોય છે અને ચોસક્રિયાની વિદ્યુતવાહકતા પણ દર સેન્ટિમિટરે ચાર મી.મ્હો થી વધારે હોય છે. આ બંને પ્રકારની જમીનનું આમ્લત્વ PH હમેશાં ૮.૫ થી ઓછું હોય છે. ક્ષારહીન આલ્કલી જમીનમાં બદલી શકાય તેવા સોડિયમનું પ્રમાણ ૧૫ ટકાથી વિશેષ હોય છે. આમ્લત્વ PH પણ ૮.૫ કરતાં વિશેષ હોય છે. પણ ચોસક્રિયાની

વિદ્યુતવાહકતા દર સેન્ટિમિટરે (Per CM)ચાર મી. મ્હો. થી ઓછી હોય છે. (PH આમ્લતાંશ નિર્દેશક છે. જો આ આમ્લતાંશ ૭ થી ઓછું હોય તો જમીન આમ્લક ગણાય છે ને ૭ થી વિશેષ હોય તો તે આલ્કલાઈન જમીનને સૂચવે છે.) જેમ વિદ્યુતવાહકતા વધારે તેમ ક્ષારનું પ્રમાણ વધારે હોવાનું. મી. મ્હો.એ વાહકતાનું એકમ છે.

હવે આપણે ગુજરાતના સૂકા અને અર્ધ-સૂકા વિભાગોની વિચારણા હાથ ધરીશું. અહીં શરૂઆતમાં જ ભારપૂર્વક જણાવવું જોઈએ કે આપણે જેને કચ્છના નાના રણથી ઓળખીએ છીએ તે પટ્ટી માત્ર રેતીના પથરાટની હોવા કરતાંયે વિશેષત: તો ક્ષારના પથરાટવાળી છે. કચ્છના નાના રણમાં ઉપરનો થર ખૂબ જ કઠણ છે. અને બહુકોણાળ એવી ફાટની ભાતથી તેકીર (takyr)ના વિશેષ નામે ઓળખાતી એવી રચના બનાવે છે. (જુઓ આકૃતિ ૧) આમ આપણે જેને રેતીના રણથી ઓળખીએ છીએ તે ખરેખર તો પડતર એવી ક્ષારવાળી જમીન છે. તો વળી ઘણુંખરું કચ્છના મહારણમાં અને રાજસ્થાનના રણના કેટલાક ભાગમાં રેતીનો પથરાટ જોવા મળે છે.



આકૃતિ ૧

હવે આપણે ગુજરાતની ક્ષારવાળી જમીનમાં કારણભૂત એવા કેટલાંક તત્ત્વોની વિચારણા કરીએ.

આકૃતિ ૨

પાછળની આકૃતિ ૨ ગુજરાતનાં રાજકોટ, ભૂજ, અમદાવાદ અને ડીસા નામક ચાર શહેરોના ઈ. સ. ૧૮૯૦ થી ૧૯૪૮ સુધીના વરસાદની વિગત આપે છે. આમાં સરેરાશ વરસાદ ઓછો છે એટલું જ નહીં પણ વરસાદની વરસોવરસની ને મહિનાઓની વધઘટ પણ ઘણી મોટી છે. કોઠો ૧ સિંધ, રાજસ્થાન ને ગુજરાતના વરસાદની વધઘટ દર્શાવે છે. વધઘટને સમજાવતું સમીકરણ આ પ્રમાણે આપવામાં આવે છે. $V = \frac{d}{R} \times 100$ આમાં R સરેરાશ વરસાદને નિર્દેશે છે ને d ફેરફાર (deviation).

કોઠો નં. ૧

સિંધ, પશ્ચિમ રાજસ્થાન અને ગુજરાતમાં સરેરાશ માસવાર વરસાદ (R) અને તેની ટકાવારી પ્રમાણેની વધઘટ (V).

| પ્રદેશ | જૂન | | જુલાઈ | | ઑગષ્ટ | | સપ્ટેમ્બર | |
|---|---|---|---|---|---|---|---|---|
| | R. | V. | R. | V. | R. | V. | R. | V. |
| સિંધ | ૦.૪ | ૧૬૧ | ૨.૪ | ૧૦૧ | ૧.૭ | ૧૧૪ | ૦.૫ | ૧૯૮ |
| પશ્ચિમ રાજસ્થાન | ૧.૧ | ૯૬ | ૩.૪ | ૫૯ | ૩.૯ | ૭૯ | ૧.૪ | ૧૪૬ |
| ગુજરાત | ૫.૩ | ૬૨ | ૧૩.૧ | ૪૭ | ૭.૯ | ૫૯ | ૫.૨ | ૭૪ |

વળી આ પ્રદેશનું ઉષ્ણતામાન ખૂબ જ ઊંચું રહે છે. ઉષ્ણતામાન અને વરસાદ સંયુક્ત રીતે કોઈ પણ પ્રદેશનાં હવામાન પર મુખ્યત્વે અસરકારક બળો છે. આ વાતની સમજણ વરસાદ, ઉષ્ણતામાન તથા ભેજની સાથે સંબંધ ધરાવનાર લૅંગ્સ ફેક્ટર,[2] એન. એસ. મેયર્સ ક્વોશન્ટ[3] ઇત્યાદિ દ્વારા જુદા જુદા સ્વરૂપે આપવામાં આવી છે. કોઠો નં. ૨ ગુજરાતનાં પસંદ કરેલાં કેન્દ્રોનાં લૅંગ્સ ફેક્ટર તથા મેયર્સ ક્વોશન્ટને નિર્દેશે છે.

કોઠો નં. ૨

ગુજરાતનાં પસંદ કરેલાં કેન્દ્રોમાં લૅંગ્સ ફેક્ટર અને એન. એસ. મેયર્સ ક્વોશન્ટ વર્ણવતો કોઠો

| ક્રમાંક | કેન્દ્ર | ભેજને લગતા (ઓછામાં ઓછા વાર્ષિક) %. | મી.મી. (M.M.)માં ઓછામાં ઓછું વાર્ષિક વરાળનું દબાણ | મી.મી. (M.M.)માં ઓછામાં ઓછો વાર્ષિક વરસાદ | સેં.મી. માં ઓછામાં ઓછું ઉષ્ણતામાન | લૅંગ્સફેક્ટર અ/બ/ ∠ ૫૦ની સૂકામાં ગણતરી | એન. એસ. ક્વોશન્ટ (૮૨૦૦ સૂકું) અથવા અર્ધ-સૂકું |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | અમદાવાદ | ૪૮.૦ | ૧૩.૬૩ | ૭૪૧ | ૨૮.૧ | ૨૬.૩ | ૧૦૪ |
| ૨. | વડોદરા | ૫૫.૫ | ૧૫.૨૮ | ૯૩૨ | ૨૬.૫ | ૩૫.૧ | ૧૩૭ |
| ૩. | ભાવનગર | ૪૮.૫ | ૧૪.૧૭ | ૫૬૧ | ૨૭.૩ | ૨૦.૫ | ૭૫ |
| ૪. | ભૂજ | ૪૯.૫ | ૧૩.૭૮ | ૩૪૬ | ૨૬.૪ | ૧૩.૧ | ૪૯ |
| ૫. | ડીસા | ૪૫.૫ | ૧૨.૩૭ | ૬૧૩ | ૨૭.૦ | ૨૨.૬ | ૯૧ |
| ૬. | દાહોદ | — | — | ૭૧૫ | ૨૬.૧ | ૨૭.૩ | — |
| ૭. | દ્વારકા | ૭૨.૫ | ૧૮.૫૫ | ૩૫૪ | ૨૫.૯ | ૧૩.૬ | ૬૮ |
| ૮. | જામનગર | — | — | ૪૭૧ | ૨૫.૯ | ૧૮.૧ | — |
| ૯. | રાજકોટ | ૪૯.૫ | ૧૩.૦૧ | ૬૩૦ | ૨૬.૪ | ૨૩.૮ | ૯૫ |
| ૧૦. | સુરત | ૬૦.૦ | ૧૭.૨૮ | ૧૦૫૮ | ૨૬.૦ | ૪૦.૭ | ૧૫૩ |
| ૧૧. | વેરાવળ | ૭૪.૦ | ૨૦.૨૫ | ૪૯૪ | ૨૫.૭ | ૧૯.૨ | ૯૮ |
| ૧૨. | માઉન્ટ આબુ | ૫૨.૫ | ૯.૭૪ | ૧૫૬૩ | ૨૦.૪ | ૭૬.૬ | ૩૩૮ |

આપણી જમીનનો વધારે ને વધારે ભાગ ક્ષારયુક્ત થતો જાય છે. ને કચ્છના રણનો વિસ્તાર વધતો જાય છે એવી આપણા ઘણા લોકોમાં માન્યતા પ્રવર્તે છે. સને ૧૯૫૧ ના નવેમ્બરમાં ગુજરાત યુનિવર્સિટીએ ડૉ. રામનાથનના અધ્યક્ષપણા હેઠળ કચ્છના રણના વિસ્તારનો અભ્યાસ કરીને તેની ઉન્નતિનો માર્ગ સૂચવવા નિષ્ણાતોની એક સમિતિ નીમી હતી. ડૉ. રામનાથનના સૂચનથી આ પ્રશ્નનાં કેટલાંક રાસાયણિક પાસાંને વિગતે તપાસવાનું નક્કી થયું હતું. આનો આર્થિક બોજો શરૂઆતમાં ગુજરાત યુનિવર્સિટી અને પછીથી નવી દિલ્હીના વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધનની કાઉન્સિલે ઉપાડી લીધો હતો. પ્રારંભમાં કચ્છના નાના રણના વિસ્તારને જમીનના ક્ષારત્વની તેમ જ પાણી પુરવઠાની એમ બે દૃષ્ટિએ તપાસાયો હતો. આ પછીથી ભાલ-નળકાંઠાની તપાસ હાથ ધરાઈ. હાલમાં ખંભાત નજીક તથા સુરત અને નવસારી જિલ્લામાં જમીનના ક્ષાર અંગેની તપાસ આગળ વધી રહી છે.

આજ સુધીમાં તપાસાયેલા મુખ્ય મુખ્ય ક્ષારયુક્ત વિભાગો નીચે પ્રમાણે છે:

(૧) હારીજ—સમી પ્રદેશ
(૨) રાધનપુર—ગોછનાથ પ્રદેશ
(૩) સાંતલપુર—ગ્રામદી પ્રદેશ
(૪) પીપરાળા—આદેસર પ્રદેશ
(૫) ધંધુકા—ધોલેરા પ્રદેશ
(૬) ધંધુકા—પટના પ્રદેશ
(૭) સુરેન્દ્રનગર—નળ સરોવર પ્રદેશ

ઉપરાંત નીચેના ક્ષારયુક્ત વિભાગોની તપાસ હાથ ધરવાનું નક્કી થયું છે:

(૧) ખંભાત નજીકના કિનારાની જમીન
(૨) ડુમસ—ભીમપુરા પ્રદેશ
(૩) કરાડી—મટવાડ પ્રદેશ
(૪) છાપર—કલંથા પ્રદેશ

નકશો ૧

નકશો નં. ૧ પ્રદેશો દર્શાવે છે. કોઠો નં. ૩ તપાસાયેલા વિસ્તારની જમીનના પૃથક્કરણની વિગતો આપે છે.

કોઠો નં. ૩

જમીનનાં રાસાયણિક લક્ષણો

| નમૂનો નં. | EC x $10^3$ at ૨૫° સેં. | PH આમ્લત્વ | Na as % T.E.C. | નોંધ |
|---|---|---|---|---|
| **(૧) હારીજ-સમી વિસ્તાર:** | | | | |
| ૩૩ | અ ૦.૨ | ૮.૪ | — | |
| | બ ૩.૮ | ૮.૨ | ૨૧ | |
| | ક ૪.૫ | — | ૪૩ | ઘણી ખરી જમીન સેલીનઆલ્કલી છે. |
| ૩ | અ ૮.૪ | ૮.૩ | ૫૮ | |
| | બ ૫.૬ | ૮.૨ | ૩૫ | |
| | ક ૬.૦ | ૮.૨ | ૬૧ | |
| **(૨) રાધનપુર-ગોછનાથ વિસ્તાર:** | | | | |
| ૨૨ | અ ૦.૨ | ૭.૬ | ૫ | ઘણીખરી જમીન |
| | બ ૦.૨ | ૭.૬ | ૪ | સામાન્ય છે. |
| | ક ૦.૨ | ૭.૬ | ૬ | |
| **(૩) સાંતલપુર-ગ્રામદી વિસ્તાર:** | | | | |
| ૪૧ | અ ૯.૫ | ૮.૪ | ૨૯ | |
| | બ ૬.૬ | ૮.૪ | ૩ | |
| | ક ૯.૫ | ૮.૨ | ૭ | ચિરોડીનું પ્રમાણ |
| ૪૬ | અ ૫.૯ | ૮.૪ | ૬૨ | વિશેષ |
| | બ ૩.૬ | ૮.૨ | ૪૧ | |
| | ક ૨.૫ | ૮.૨ | ૩૧ | |
| **(૪) પીપરાળા-આદેસર વિસ્તાર:** | | | | |
| | અ ૪.૩ | ૮.૩ | ૧૦ | એક ફૂટ નીચે |
| | બ ૧૪.૨ | ૮.૨ | ૭ | ચિરોડીનું પ્રમાણ |
| | ક ૧૮.૭ | ૮.૩ | ૧૦ | |
| ૫૬ | અ ૨૯.૩ | ૮.૨ | ૬૦ | |
| | બ ૨૨.૨ | ૮.૨ | ૭ | |
| | ક ૨૧.૨ | ૮.૧ | ૦.૨૫ | |
| **(૫) ધંધુકા-ધોલેરા વિસ્તાર:** | | | | |
| ૧૩૨ | અ ૪૬.૯ | ૮.૪ | ૬૯ | લગભગ ૬૦% કાંપ |
| | બ ૩૫.૮ | ૮.૪ | ૬૦ | અને ઝીણી રેતી |
| | ક ૨૬.૬ | ૮.૫ | ૯૦ | |
| ૧૩૪ | અ ૫.૪ | ૮.૮ | ૫૨ | |
| | બ ૧૦.૩ | ૮.૬ | ૪૩ | |
| | ક ૧૫.૨ | ૮.૬ | ૭૬ | |
| **(૬) ધંધુકા-પટના વિસ્તાર** | | | | |
| ૧૨૫ | અ ૩૭.૩ | ૧૦.૧ | ૯૫ | લગભગ ૫૫% કેલ્શિયમ |
| | બ ૨.૧ | ૧૦.૧ | ૬૬ | કાર્બોનેટ |
| | ક ૩.૨ | ૧૦.૧ | ૬૩ | |
| ૨૧૩ | અ ૪.૮ | ૮.૮ | ૯૩ | Exct. સોડિયમ ઘણું જ |
| | બ ૧.૧ | ૮.૯ | ૮૪ | |
| **(૭) સુરેન્દ્રનગર-નળસરોવર વિસ્તાર** | | | | |
| ૨૩૨ | અ ૦.૬ | ૮.૧ | ૧૬ | કેટલાક વિસ્તારોમાં જાડી રેતીનું |
| | બ ૦.૫ | ૮.૩ | ૧૮ | ખૂબ જ મોટું પ્રમાણ |
| | ક ૦.૬ | ૮.૧ | ૧૯ | (લગભગ ૭૪%) |
| ૨૩૪ | અ ૯૪.૪ | ૮.૨ | ૭૭ | |
| | બ ૪૨.૯ | ૮.૧ | ૫૬ | |
| | ક ૩૧.૩ | ૮.૧ | ૫૪ | |

સમગ્ર પ્રદેશને ભૂમિ દ્વારા મળતા પાણીની વ્યવસ્થાને નીચે પ્રમાણે વહેંચી શકાય.




ભૂગર્ભ-જલ વિસ્તાર

પ્રકરણ

(૧) નદીઓ :

બનાસ, રૂપેણ અને સરસ્વતીનું કચ્છના નાના રણની આજુબાજુ પાણી ળે, ભોગાવો, લીંકા, ઓમકાર અને ઉતવાલીનું ભાલ-નળકાંઠાને મળે તથા ાબરમતી, ખારી તેમ જ મોહરનું અમદાવાદ-મહેમદાવાદ પ્રદેશને પાણી ળે.

(૨) વીરડાઓ :

૫" થી ૧૦" ઊંડાઈના આવા છાછરકૂવાઓ અથવા વીરડાઓ નદીના ટમાં ગાળવામાં આવે છે અને સ્થાનિક પ્રજા તેનાં પાણીનો પીવામાં ઉપયોગ કરે છે (જુઓ આકૃતિ ૩). આવા વીરડાઓમાં પાણીનું પ્રમાણ મર્યાદિત હોય છે ને તેથી વારંવાર આવા નવા વીરડાઓ ગાળવાના રહે છે.



આકૃતિ ૩

(૩) કૂવાઓ :

લગભગ ૪૦'ની ઊંડાઈના કૂવાઓ વાડી-ખેતરમાં ખેડૂતો ગાળે છે અને સિંચાઈમાં તેનાં પાણીનો ઉપયોગ કરે છે. ગુજરાતમાં લગભગ ૧૬,૦૦૦ કૂવાઓ હોવાનો અડસટ્ટો મુકાયો છે.

(૪) પાતાળ કૂવાઓ :

ખાસ કરીને વિશેષ પ્રમાણમાં સૂકા પ્રદેશમાં ઉપર કથિત બધાં જ સાધનો મર્યાદિત પ્રમાણમાં પાણી પૂરું પાડી શકે છે. આથી સરકારી અને અર્ધ-સરકારી સંસ્થાઓએ રૂ. ૮,૦૦૦ થી ૧૦,૦૦૦ની કિંમતે તૈયાર થતા પાતાળ કૂવાઓ શારવાના પ્રયત્નો કર્યા છે. કમનસીબે રાધનપુર વિસ્તાર અને ભાલ-નળકાંઠા પ્રદેશમાં કરેલા આવા પ્રયાસોમાં ખારું પાણી નીકળે છે, જે સિંચાઈ માટે ઉપયોગી થતું નથી. વળી કેટલાક કૂવાઓની તો ટૂંકા ગાળામાં સરવાણી જ બંધ થઈ જાય છે. (આકૃતિ ૪) સોનાર (રાધનપુર જિલ્લામાં)ના કૂવામાંથી ઊભરાતા ખારા પાણીને દર્શાવે છે ને (આકૃતિ ૫)માં વરણા (રાધનપુર જિલ્લામાં)ના ડૂકતા પાણીવાળો કૂવો દર્શાવવામાં આવ્યો છે.



આકૃતિ ૪

(૫) તળાવડાં :

વરસાદનું પાણી સંગ્રહી રાખવા અંગે આવાં તળાવડાં ગાળવામાં આવે છે કે જે પીવાનું પાણી પૂરું પાડનાર તરીકે ખૂબ અગત્યનાં બની રહે છે.



આકૃતિ ૫

સૂકા અને અર્ધ-સૂકા વિભાગોમાં આવાં ઘણાંખરાં તળાવડાં ઉનાળાની શરૂઆતમાં જ સૂકાઈ જાય છે. (જુઓ આકૃતિ ૬)



આકૃતિ ૬

સિંચાઈની દૃષ્ટિએ કૂવાઓનું પાણી ચકાસતાં ૩૦.૫% ઉત્તમ માલુમ પડ્યું છે, ૧૫.૬% પાણીનો ઉપયોગ શંકાસ્પદ જણાયો છે અને ૫૩.૯% તો વાપર માટે અયોગ્ય જણાયું છે. તળાવનાં પાણીની વાત કરીએ તો ૬૬.૭ % ઉત્તમ માલૂમ પડે છે, ૧૦.૪%નો વપરાશ શંકાસ્પદ જણાય છે ને ૨૨.૯% પાણી અયોગ્ય જણાય છે. તે જ રીતે પાતાળ કૂવાઓનાં પાણીના ૧૩.૬% શંકાસ્પદ અને ૭૩.૬% વપરાશ અંગે અયોગ્ય જણાય છે. સમગ્રપણે પાણી વપરાશનો જથ્થો તપાસતાં લગભગ ૫૦% જેટલો અયોગ્ય હોવાનો સંભવ રહે છે. અલબત્ત આમાં ઉપર કહેલાં સાતે પાણી સંગ્રાહકોનો સમાવેશ થઈ જાય છે. (ઉપરાંત અમદાવાદ-ધોળકા, અમદાવાદ-થલતેજ-સિલત, અમદાવાદ-વીરમગામ, અમદાવાદ-મહેમદાવાદ-કપડવંજ અને અમદાવાદ-પ્રાંતિજનો પણ સમાવેશ થાય છે.) આ વિસ્તારને લાગેવળગે છે ત્યાં સુધી હવે વધારે પ્રમાણમાં નમૂનાઓની ચિકિત્સા મૂળ કરતાં જુદાં લક્ષણોનું પરિણામ આણે એમ માનવાને ભાગ્યે જ કારણ મળે છે. ઊલટું, વિજાપુર જેવા કેટલાક પ્રદેશોમાં તો બોરિંગ જ વધારે માફક આવતાં જણાય છે.

જુદા જુદા વિસ્તારોની જમીનો

(૧) હારીજ – સમી વિસ્તાર :

કેટલીક નિયત જગ્યાએ ક્ષારમિશ્રિત અને બાકીની સામાન્ય જમીન એક જ વિસ્તારમાં આવેલ છે જ્યાં પાણી ૨૦′ની ઊંડાઈએ નીકળે છે ને ખારું હોય છે. (આકૃતિ ૭ પાસે પાસે આવેલી ક્ષારયુક્ત અને ક્ષારહીન સપાટીને નિર્દેશે છે.)



આકૃતિ ૭

(૨) રાધનપુર—ગોછનાથ વિસ્તાર :

આ વિસ્તારમાં થઈને બનાસ નદી વહેતી હોવાને કારણે કેટલાંક નિયત સ્થળોએ જ ખારાશ જામેલી છે. જમીનમાં રહેલા ક્ષારોના જોરને ઘટાડવા માટે બનાસનું પાણી એ એક પ્રખર બળ છે. પાણીની સપાટી લગભગ ૧૦′-૧૫′-ની ઊંડાઈએ છે.

(૩) સાંતલપુર-ગ્રામદી વિસ્તાર :

પાણીની ૪′–૫′ ઊંડી સપાટીવાળો આ વિસ્તાર તદ્દન સૂકો છે. જિપ્સમ અને કેલ્શિયમ કાર્બોનેટનું ઠીક ઠીક પ્રમાણ ધરાવતી એવી ક્ષારયુક્ત જમીન તેમાં આવેલી છે. આ મિશ્ર જમીનમાં સોડિયમનું પ્રમાણ કદી ઊંચું જતું નથી.

(૪) પીપરાળા—આદેસર વિસ્તાર :

પાણીની સપાટી ખૂબ ઊંચી છે (૪′ – ૫′). જિપ્સમનું વિશેષ પ્રમાણ એ આ જમીનની વિશિષ્ટતા છે. દરિયાનાં ઘૂસી જતાં પાણીને જો અટકાવવામાં આવે તો આ જમીન સહેલાઈથી સુધરી શકે તેવી છે.



* $Na_2-x+CaSo_4=Ca-x+Na_2So_4$

(૫) ધંધુકા—ધોલેરા વિસ્તાર :

આ વિસ્તારમાં કાંપવાળાં સીધાં મેદાનો આવેલાં છે. મોટી ભરતી વખતે આ મેદાનો પર છેક ધોલેરા સુધી દરિયાનાં પાણી ફરી વળે છે. જમીનના બંધારણમાં ૩૦ થી ૬૦% જેટલું સોડિયમનું પ્રમાણ છે. પાણી પણ ઘણુંખરું ખારું જ મળે છે. આના વિકાસ અંગેની કોઈ પણ યોજનામાં દરિયાનાં ઘૂસી જતાં પાણીને અટકાવવાં એ પાયાનું કામ બની રહેશે.

(૬) ધંધુકા—પટના વિસ્તાર :

પાણીની સપાટી ઊંચી છે. (પટના નજીક લગભગ ૪′) આ વિસ્તારમાં કેલ્શિયમ કાર્બોનેટનાં ખૂબ પ્રમાણવાળાં, કાંપનાં બનેલાં, સીધાં મેદાનો આવેલાં છે. સોડિયમનું બાહુલ્ય એ પટનાની જમીનનું લક્ષણ છે ને લગભગ ૩૦ ચોરસ માઈલના સળંગ વિસ્તારમાં સોડિયમ કાર્બોનેટનો જથ્થો રહેલો છે. કેલ્શિયમ કાર્બોનેટ ઓગળી શકતો નહિ હોવાને લીધે આવી જમીનને સલ્ફ્યુરિક ઍસિડનો સહારો જરૂરી બને છે.



* $CaCo+H_2So_4=CaSo_4+H_3G+Co_2$

(૭) સુરેન્દ્રનગર—નળ સરોવર વિસ્તાર :

એકધારાપણાનો અભાવ એ આ વિસ્તારનું લક્ષણ ગણાવું જોઈએ. તેમાં રેતીનું પ્રમાણ ખૂબ જ છે ને સરખામણીમાં ક્ષારની સપાટી નીચી છે. લેક-નળ આ પ્રદેશની વિશેષતાને નિર્દેશે છે. ધીરે ધીરે આ વિસ્તારમાંથી ક્ષારોનું પ્રમાણ ઘટતું જતું હોય તેમ માનવાને કારણ મળે છે.

ખારાનાં મૂળ અને સામાન્ય નોંધ

ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ તેમ જ ઐતિહાસિક રીતે જોતાં પણ ગુજરાતનો આ વિસ્તાર આજે છે તેના કરતાં વિશેષ ફળદ્રુપ હતો. એક સમયે કચ્છના નાના તેમ જ મોટા રણમાં થઈને સિંધુ નદીની પશ્ચિમની શાખા વહેતી હતી. ઈ. સ. ૧૮૦૨માં તો સિંધુનાં પાણીને રણમાં પ્રવેશતાં રોકવા માટે સિંધમાં બંધો બાંધવામાં આવ્યા હોવાનું પણ જાણવા મળે છે. રણ પોતે પણ સમુદ્રનો ઊપસી આવેલો એક ભાગ જ છે. ગુજરાતના ગણનાપાત્ર ભાગમાં

સમુદ્રનાં પાણીથી થતા ક્ષારો માટે આ પ્રદેશમાં ભૂતકાળમાં અને આજે પણ વારંવાર અને મોટા પાયા પર થતા ધરતીકંપ જવાબદાર છે. આ પ્રદેશમાં વિશેષત: ખારાશ માટે દરિયાનાં પાણી જવાબદાર છે, તે રાસાયણિક પૃથક્કરણે સ્પષ્ટપણે બતાવી આપ્યું છે. હજી આજે પણ પીપરાળા, ધોલેરા, ખંભાત અને ઘણુંખરું સુરતની આસપાસના કિનારે દરિયાનાં પાણીની અસર મોજૂદ છે.

### જમીનની સુધારણા

ગુજરાતે પોતાના અન્ન-ખાદ્યના પ્રશ્નને ઉકેલવો હશે તો આ ખારાશથી બગડતી જમીનની સુધારણા તેના માટે આવશ્યક બની રહેશે. ગુજરાતની સરકાર પણ આ પ્રશ્નની ગંભીરતાથી પૂરી વાકેફ છે. ખાર-જમીનનો 'ધારો અમલી બનાવીને ડચ નિષ્ણાતોના સહકારથી ખાર-જમીનની સુધારણાનો પ્રશ્ન હાથ ધરવામાં આવ્યો છે. શરૂઆતમાં તો અઢાર લાખ રૂપિયાના અંદાજી ખર્ચે સવાઈ નગર (ભાવનગર પાસેનું) નજીકની આવી ૬,૦૦૦ એકરની જમીનની સુધારણા હાથ ધરાશે. માર્ગદર્શક થઈ પડે તેવી આ યોજનાને જો સફળતા વરશે તો એક કરોડ અને એંશી હજાર રૂપિયાના અંદાજી ખર્ચે ભાલ-નળકાંઠાની સાઠ હજાર એકર આવી જમીનને પણ આ જ યોજનાનો લાભ મળશે. જમીનમાંના નુકસાનરૂપ એવા ક્ષારોને તાજા પાણીએ સાફ કરી નાખવાનો આ યોજનામાં સમાવેશ થયો છે. અને આથી કરીને નદીનાં પૂરને સંઘરવા માટે એક રાક્ષસી સંગ્રાહક ઊભું કરવામાં આવ્યું છે. આમાં બદ્ધ એવી જમીનમાં પાણીની નીક મૂકીને નુકસાનકારક ક્ષારોને યોગ્ય મોરીઓ વાટે બહાર કાઢી નાખવાની વ્યવસ્થા છે.

જમીન-સુધારણાની પદ્ધતિમાં ખાસ કરીને નીચેની બાબતોનો સમાવેશ થાય છે:

(અ) દરિયાનાં ધૂસી જતાં પાણીને અટકાવવાં.

(બ) ખાસ ઊભાં કરેલાં સંગ્રાહકોમાંનાં તાજાં પાણીથી જમીનમાંના નુકસાનકારક ક્ષારોને ધોઈ નાખવા.

(ક) પમ્પિંગ અથવા તો યોગ્ય એવી બીજી કોઈ પણ પદ્ધતિ વડે પાણીની સપાટીને નીચી લઈ જવી. જમીન-સુધારણાની કોઈ પણ યોજનામાં આ એક અત્યંત અગત્યનું પાસું છે, તે ભુલાવું જોઈએ નહિ.

આ પ્રમાણે સિંચાઈ એ જમીનને કસપૂરક છે તેમ અત્યંત નિચોવી લેનાર પણ છે જ. મોરીની જો બરાબર વ્યવસ્થા ન હોય તો આ કૃત્રિમ સિંચાઈ બીજી રીતે ફળદ્રુપ એવી જમીનને પણ અનુત્પાદક જમીનમાં પલટી નાખે એ સંભવને નકારી શકાય નહિ. ઉત્પાદક જમીનના મોટા વિસ્તારોમાં આવી કૃત્રિમ સિંચાઈઓના કારણે જ્યાં આલ્કલીનો પથરાટ વધ્યો છે એવા ભારત, પાકિસ્તાન અને ઇજિપ્તના દેશો માટે આ ખૂબ જ ગંભીર પ્રશ્ન બની રહે છે. પાકિસ્તાનના પંજાબ વિસ્તારમાં દર વરસે લગભગ ૩૦,૦૦૦ એકર જમીન આ કારણે પડતર થતી રહેતી હોવાનો એક અડસટ્ટો છે. કૅલિફોર્નિયાના કેટલાક વિસ્તારની સિંચાઈવાળી જમીનની પણ આ જ દશા છે.

જમીનમાં રહેલા બિનજરૂરી ક્ષારોને હઠાવે એવા રોપાઓનો ઉછેર એ જમીન-સુધારણાનું એક અગત્યનું પાસું છે. આવા રોપાઓ જમીનના ઉપલા પડના નુકસાનકારક ક્ષારોને નાબૂદ કરીને માટીનાં રજકણોને વહી જતાં અટકાવશે (જુઓ આકૃતિ નં. ૮). પાકની ફેરબદલી, જમીનને પડતર રાખવી



આકૃતિ ૮

વગેરે પણ જમીન-સુધારણા અંગેનાં આનુષંગિક એવાં પગથિયાં છે.' ક્ષારવાળી જમીન અનિવાર્યપણે ફળદ્રુપ તેમ જ રોપાઓને ઊગવામાં મદદ કરે તેવાં તત્ત્વોથી સભર હોય છે. એ મુદ્દો આવી જમીનની વાત વખતે નોંધપાત્ર બનવો જોઈએ. આમાંથી માત્ર ખારાશને દૂર કરવામાં આવે તો આવી જમીનમાંથી આપણે પાકને વાઢતાં થાકીએ.

કુદરતમાં ફેરબદલા થયા જ કરે છે. ફળદ્રુપ જમીન ખારવાળી બની જતી જણાય છે તો ખારી જમીન પણ ફળદ્રુપ નથી બનતી જ તેવું નથી. કોઈ પણ પ્રદેશનાં જલ-સાધનો તથા ભૂ-લક્ષણોનો અવિરત અભ્યાસ એ ખૂબ અગત્યનો વિષય છે. આપણે કૃત્રિમ સિંચાઈથી જ્યારે કુદરતને પણ બદલવા પ્રવૃત્ત થઈએ છીએ ત્યારે ખાર-નાબૂદીની આ ક્રિયાથી આપણી ફળદ્રુપ જમીનને કંઈ નુકસાન તો નથી થતું ને તે પ્રતિ પણ સજાગ રહેવું જોઈએ. આપણે જ્યારે જમીન-સુધારણા પાછળ લાખો રૂપિયા ખર્ચવા બેઠા છીએ તો તે અંગેનાં સંશોધન અર્થે પણ તેમાંથી અમુક હિસ્સો આપવો જોઈએ. વિદેશોના નિષ્ણાતોની મદદ અને વિદેશી સહાય મળે તે ઇચ્છનીય છે, પણ આખરે આપણા પ્રશ્નોની ગૂંચ તો આપણે જ ઉકેલવી પડશે.

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)

# પહાડો, નદીઓ અને યાત્રાધામો

શ્રી શિવશંકર શુક્લ
(મજૂર મહાજન, અમદાવાદ)

## અ. પર્વતો

તળગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની પ્રાકૃતિક રચનામાં થોડુંઘણું અંતર છે. ઉત્તર ગુજરાત અને પૂર્વ ગુજરાતની સરહદ પર્વતીય છે અને તે હારમાળા અખંડ રીતે ગુજરાતની નથી, પણ અરવલ્લી, વિંધ્ય, સાતપૂડા અને સહ્યાદ્રિની શાખાઓ છે. સૌરાષ્ટ્રમાં નૈર્ઋત્યથી ઈશાન અને પૂર્વથી પશ્ચિમ એમ બે ગિરિમાળાઓ લગભગ સમાંતર પથરાયેલી છે. લોકો કલ્પી લે છે એવું કચ્છમાં રેતીનું રણ નથી પણ ખારોપાટ છે અને તેમાં ત્રણ પર્વતમાળાઓ વિસ્તરેલી છે.

(૧)

અરવલ્લી, આરાવલિ યા આડાવલા એ મોટે ભાગે રાજસ્થાનમાં પથરાયેલો છે, પણ આબુ આગળ તે ગુજરાતમાં પ્રવેશ કરી આમતેમ ફંટાતો ફંટાતો છેક પાવાગઢ આગળ વિંધ્યમાં ભળી જાય છે. અરવલ્લી ભારતનો પ્રાચીનતમ પર્વત છે. ધરતીકંપને લીધે સાગર ખસી જઈ તે પૃથ્વીના પેટાળમાંથી ઊપસી આવ્યો છે. અરબી સમુદ્રના ભીતરમાં દસ હજાર ફૂટ ઊંચી એક પર્વતમાળા છે. તે અને અરવલ્લી એક કાળે જોડાયેલા હતા.

આબુ એ અરવલ્લીનું ૫,૬૦૦ ફૂટ ઊંચું — ઊંચામાં ઊંચું શિખર છે. હિમાલય અને નીલગિરિ વચ્ચેના પર્વતોમાં પણ તે સૌથી ઉત્તુંગ છે. પણ રાજ્યપુનર્રચના પછી ભૌગોલિક રીતે તે રાજસ્થાનમાં ગણાય છે. છતાં દર વર્ષે ઉનાળામાં ત્યાં સહેલગાહે ને આરામ માટે ગુજરાતીઓ જ વધુ પ્રમાણમાં જાય છે.

આબુ ઉપરથી સામે દક્ષિણે જે પર્વતમાળા દેખાય છે તે આરાસુરની છે. તેમાં આબુરોડ સ્ટેશનથી ૧૪ માઈલ દૂર અંબાજી માતાનું સ્થાનક છે. આજે તો ત્યાંથી ગુજરાતની ઉત્તર સરહદ શરૂ થાય છે. આ આરાસુરના પર્વતો પણ બે ફાંટા પડી ગુજરાતમાં પ્રવેશે છે. અંબાજી પાસે કોટેશ્વર આગળથી ગુજરાતની પવિત્ર કુમારિકા નદી સરસ્વતી ઊગમ પામે છે. આ સ્થાન અત્યંત રળિયામણું છે. ત્યાંથી અંબાજી પાછા આવતાં કુંભારિયાનાં વિમળમંત્રીએ બંધાવેલાં જૈન મંદિરો, દેલવાડાનાં દેરાંની માફક આરસપહાણની કળાનું સુભગ દર્શન કરાવે છે. ત્યાં જ્વાળામુખી હતો તે અત્યારે તો શાંત પડી ગયો છે. અંબાજી પાસેનો ગબ્બરનો ડુંગર માતાજીના સ્થાનક તરીકે અત્યંત પવિત્ર ગણાય છે.

મહેસાણાથી વીસનગર બાજુએ તારંગા હિલનું સ્થાનક છે. તારંગાનો ડુંગર બહુ ઊંચો નથી. પરંતુ જૈનોના જાત્રાધામ તરીકે તે પ્રખ્યાત છે. એમ કહેવાય છે કે બૌદ્ધોની તારાદેવીના નામ પરથી તેનું તારંગા નામ પડ્યું છે. અત્યારે પણ ત્યાં તારણ માતાનું મંદિર છે. તે ઉપરનાં જૈનમંદિરો દર્શનીય છે.

અરવલ્લીની પર્વતમાળા ૨,૦૦૦ ફૂટથી પણ ઊંચી ચડે છે. પણ આરાસુર આગળથી જે ફાંટો દાંતા, ખેડબ્રહ્મા, ઈડર અને શામળાજી બાજુ જાય છે તે ડુંગરાઓ બહુ ઊંચા નથી. ૫૦૦ ફૂટ તો બહુ થઈ ગયા. તે હારમાળામાં ઈડરનો ડુંગર અને તે ઉપર આવેલો ગઢ ઇતિહાસપ્રસિદ્ધ છે. ગુજરાતના એક લગ્નગીતમાં તે અમર થઈ ચૂક્યો છે. શામળાજીની આસપાસથી તો બૌદ્ધ કાળના અવશેષો સારા પ્રમાણમાં મળ્યા છે.

ત્યાંથી આપણે છેક પાવાગઢ તરફ પહોંચી જઈએ. પંચમહાલ જિલ્લાના ગોધરાથી ૨૫ માઈલ અને વડોદરાથી ૨૯ માઈલને અંતરે પાવાગઢનો ડુંગર આવેલો છે. તેના પર પ્રાચીન કિલ્લો અને કાળિકા માતાનું મંદિર છે. તે ઇતિહાસપ્રસિદ્ધ સ્થાન છે. તેનો ઘેરાવો આશરે ૨૬ માઈલ અને ઊંચાઈ ૨,૫૦૦ ફૂટ છે. તેને હવા ખાવાનું સ્થાન બનાવવા માટે પ્રયત્ન ચાલી રહ્યા છે. આ પણ જ્વાળામુખી પર્વત હોય એમ મનાય છે.

પાવાગઢને જોડાયેલી જે ડુંગરીઓની હાર શિવરાજપુર અને પાણી સુધી વિસ્તરેલી છે તેમાં ઘણા મોટા પ્રમાણમાં મેંગેનીઝ રહેલું છે. અને તે ગુજરાતની સમૃદ્ધિ વધારનાર બહુ મહત્ત્વનું ખનિજ છે.

ત્યાંથી પછી વિંધ્ય સાથે સંલગ્ન થતી ડુંગરીઓ શરૂ થાય છે અને તે છોટાઉદેપુરથી આગળ ઊંચી થતી નર્મદાના જમણા કિનારે વિંધ્યની મુખ્ય હરોળમાં ભળી જાય છે. આ વિંધ્યની ધારો રતનમાળથી પાવાગઢ સુધી આવેલી છે. આમાં આઠસોથી બારસો ફૂટ ઊંચાઈની ટેકરીઓ છે.

નર્મદાને ડાબે કિનારે અને તેથી પછી આગળ નર્મદા અને તાપીના વહેણની વચ્ચે સાતપૂડા આવેલો છે. તેમાં ખાસ કરીને રાજપીપળાના ડુંગરો ૧૨ માઈલના ઘેરાવાના છે. તેમાં જે સલિયા દેવનું શિખર છે તે સમુદ્રની સપાટીથી ૨,૦૦૦ ફૂટ ઊંચું છે.

તાપી ઓળંગ્યા પછી જે પર્વતો આવે છે તે સહ્યાદ્રિ પર્વતની શાખાઓ છે. ગુજરાતના અગ્નિકોણ ઉપરથી તે શરૂ થાય છે. ગુજરાતના બીજા કોઈ પણ પર્વતો કરતાં સહ્યાદ્રિ ઉપર વરસાદ ઘણો પડે છે અને તેથી ત્યાં ઘાડાં જંગલો અને અનેક નદીઓનાં મૂળ છે. આ હારમાળામાં સહ્યાદ્રિના ઊંચામાં ઊંચાં શિખરોમાંનું એક, સાલેરમુલેરના કિલ્લાવાળું, આવેલું છે. પારનેરાની ટેકરી પણ સહ્યાદ્રિનો જ ભાગ ગણાય.

(૨)

કાઠિયાવાડમાં આમ તો ખડકો અને ટેકરીઓ ઘણે ઠેકાણે ફેલાયેલાં છે. પણ જેને ડુંગરો કહી શકીએ તેવી હારમાળા બે છે. ઉત્તર તરફની (મધ્યમાં

આવેલી) જે ગિરિમાળા છે તે નૈર્ઋત્યથી ઈશાનમાં જાય છે અને તે આશરે દોઢસો માઈલ લાંબી છે. અને તેમાં ઈશાનમાં આવેલા પંચાળ પ્રદેશમાં ચોટીલો પર્વત આવેલો છે. તે ૧,૧૭૦ ફૂટ ઊંચો છે. પોરબંદરથી ૧૮ માઈલને અંતરે આવેલો બરડો પર્વત ૩૦ માઈલના ઘેરાવામાં પથરાયેલો છે અને તેનું વેણુ નામનું શિખર ૨,૦૫૦ ફૂટ ઊંચું છે. જેઠવાઓની પ્રાચીન રાજધાની ઘુમલીના અવશેષો ત્યાં જોવા મળે છે. ત્યાં ઘણી વનસ્પતિઓ થાય છે અને તેમનું સંશોધન કરી વનસ્પતિશાસ્ત્રી સ્વ. શ્રી જયકૃષ્ણ ઇંદ્રજીએ મોટો ગ્રંથ લખ્યો છે. ચોટીલા ને બરડાની આસપાસના પ્રદેશમાં ઢોરઉછેરનો ધંધો સારો ચાલે છે. ગોપ, આલેક અને આભપરાનાં શિખરો પણ તેમાં છે.

આ પર્વતમાળાની દક્ષિણે જે હાર આવેલી છે તે પૂર્વથી પશ્ચિમ તરફ જાય છે અને તેની લંબાઈ સો માઈલની છે. આ હારમાળામાં ગુજરાતનો સૌથી ઊંચો પહાડ ગિરનાર આવેલો છે. તેની ઊંચાઈ ૩,૬૬૦ ફૂટ અને લંબાઈ ૧૫ માઈલ અને પહોળાઈ ૪ માઈલની છે. પ્રાચીન કાળમાં તે ઉજ્જયંત કે રૈવતાચળને નામે ઓળખાતો હતો. તે સૌરાષ્ટ્રમાં જૂનાગઢ શહેરથી આશરે ૧૦ માઈલના અંતર ઉપર આવેલો છે. તેનું સૌથી ઊંચું શિખર ગુરુ દત્તાત્રેય છે. ત્યાં દત્તપાદુકા છે અને ઘણા લોકો ત્યાં દર્શન ને પૂજન માટે જાય છે. વળી ગોરખનાથ, અંબામાતા, કાળકા માતા, ઓઘડનાં શિખરો પણ છે.

તે પહાડ ઉપર જૈનમંદિરો પણ આવેલાં છે. તળેટીથી ચડવા માટે પગથિયાં છે અને ચડાવ તેમ જ ઉતાર બહુ જ કઠણ છે. ઉપર વનરાજી પણ સારા પ્રમાણમાં છે. સામે જમિયલશા પીરનો ડુંગર પણ દેખાય છે. ગિરનાર અત્યંત પવિત્ર સ્થળ મનાય છે અને હિંદભરમાંથી જાત્રાળુ આવે છે. તળેટીમાં દામોદર કુંડ, સુદર્શન તળાવ, રુદ્રદામન અને અશોકના શિલાલેખો પ્રાચીન સમયની યાદ આપે છે.

આ પર્વતમાળાને અડીને ગીરનું જંગલ આવેલું છે. તે ડુંગરાળ પ્રદેશ પણ છે. તેમાં સિંહ થાય છે. આ ગીરપ્રદેશ ૪૦ માઈલ લાંબો ને ૨૦ માઈલ પહોળો છે. આ પ્રદેશની પૂર્વમાં વાળાક નામના પ્રદેશમાં તેના જ જેવો જે ભાગ આવેલો છે તે 'વાળાક ગીર'ને નામે ઓળખાય છે.

પાલીતાણા, શેત્રુંજો અગર શેત્રુંજય પર્વત ઉપર આવેલું છે. તે પર્વત ૧૯૭૦ ફૂટ ઊંચો છે. તે જૈન લોકોના યાત્રાના પવિત્ર ધામ તરીકે અત્યંત સુપ્રસિદ્ધ છે અને દેશભરમાંથી જૈનો ત્યાં યાત્રાએ જાય છે.

તળાજા, લોર અને સાણાના ડુંગરો બૌદ્ધકાલીન ગુફાઓ માટે જાણીતા છે. શિહોર પાસેનો ડુંગર ૯૦૦ ફૂટ અને ધોરાજી પાસેનો ઓસમનો ડુંગર ૧,૦૦૦ ફૂટ ઊંચો છે.

ધંધુકાના રાણપુર શહેરની પશ્ચિમમાં થોડે છેટે જે નાની ટેકરીઓની હાર છે તે ચોટીલા પર્વતને મળી જાય છે.

(૩)

કચ્છમાં છૂટાછવાયા ઘણા ડુંગરો છે. પણ મુખ્ય ત્રણ ધારો છે. ઉત્તર ધાર પચ્છમ, ખદીર ને પ્રાંજળમાં થઈને જાય છે. તેમાં સાયપરો, ભાંજડો, મક્કી, પાંચમવાળો, ધોળો, નીલવો, મોસાણિયો વગેરે ડુંગરો આવેલા છે. તેમાં કાળો પર્વત ૧,૪૩૪ ફૂટ ઊંચો છે અને તે કચ્છ અને સિંધની હદ બને છે.

મધ્યમ ધારમાં જેગીકા ભીરુ, કીરો, ઝારો, હલાર અને કરંસના ડુંગરો આવેલા છે.

દક્ષિણ ધાર પશ્ચિમમાં ગઢ આગળથી શરૂ થઈ રોહા પાસે આવે છે. તેમાં રોહાનો ડુંગર, ધબવો, માડવાલકી, ખાત્રોડ વગેરે ડુંગરો આવેલા છે.

એક વખતનો જ્વાળામુખી પર્વત ધીણોધાર ૧,૦૦૦ ફૂટ ઊંચો છે. પચ્છમમાં આવેલા ડુંગરો ૧,૪૦૦ ફૂટ ઊંચા છે. કચ્છના ડુંગરો વનસ્પતિ વિનાના છે.

આમ સામાન્ય રીતે કચ્છને રેતીનું રણ કલ્પનાર, તે ખારોપાટ અને ત્રણ ત્રણ પર્વતમાળાવાળો પ્રદેશ છે એમ જાણી આશ્ચર્ય પામશે.

ગુજરાતમાં જે પર્વતો છે તે પ્રાચીન સાહિત્યમાં અર્બુદ, વિંધ્ય, ઋક્ષ, સહ્ય, ઉજ્જયંત, રૈવત, શત્રુંજય એ નામોથી જાણીતા છે અને ભૂગોળ ને સાહિત્યમાં તે રીતે તેમનાં વર્ણનો મળે છે.

### આ. નદીઓ

(૧)

આપણે ઉત્તર ગુજરાતથી શરૂ કરીએ તો બનાસ એ રાજસ્થાન અને ગુજરાતની સરહદ બને છે. સિરોહીના સિરણવાના પહાડમાંથી નીકળી આબુના ચરણ પખાળતી તે ગુજરાતની એક વખતની રાજધાની ચંદ્રાવતીની બાજુમાં થઈ ડીસા ને રાધનપુરને પોતાનું પાણી પાઈ રણમાં વિલીન થાય છે.

અંબાજી પાસેના કોટેશ્વર પાસેથી ઊગમ પામેલી સરસ્વતી માતૃગયા સિદ્ધપુર અને ગુજરાતની પ્રસિદ્ધ મધ્યકાલીન રાજધાની પાટણ પાસેથી વહેતી રણને મળે છે.

બનાસ, સરસ્વતી અને રૂપેણ એ ત્રણેય આ રીતે કુંવારકા નદીઓ છે. માતાનું શ્રાદ્ધ સિદ્ધપુરમાં થતું હોઈ, તે હિંદુઓનું પવિત્ર તીર્થ બન્યું છે.

ત્યાર પછી આપણે દક્ષિણમાં વળીએ એટલે સાબરમતી નદીનું કુટુંબ ફેલાયેલું નજરે પડે છે. સાબરમતી ગુજરાતની ચોથી મોટી નદી છે અને તે સારેમાં ગુજરાતમાં અખંડ વહેનાર તો તે એકલી જ છે. ઉદેપુર પાસેના ઢેબર સરોવરમાંથી નીકળી તે આગળ વધે છે. તેને અનેક નાની નાની નદીઓ મળે છે. પણ ત્યાં સુધી તો તે માત્ર સાબર જ કહેવાય છે. પણ બનૈયા પાસે જ્યારે તે પહેલી જ એક મોટી નદી હાથમતીને મળે છે ત્યારે તેનું નામ સાબરમતી થઈ જાય છે. પછી તે અમદાવાદ પાસે આવે છે. દધીચિ અને ગાંધીજીના નિવાસસ્થાન અહીં હતાં તેથી તો એ નદી જગપ્રસિદ્ધ બને છે. અને અમદાવાદનું માહાત્મ્ય તેની મિલો ને વાણિજ્યને લીધે તેમ જ આ બંને મહામુભાવોના નિવાસસ્થાન તરીકે પણ વધ્યું છે. ત્યાંથી પછી દક્ષિણમાં વહી વૌઠા પાસે તે આવતાં, સપ્તસંગમ રચાય છે. વાત્રક નદી છેક ડુંગરપુરની હદમાંથી વહેતી પોતાની સાથે માઝમ, મેશ્વો અને શેઢીને લેતી આવી છે — પોતામાં સમાવીને — અને સાબરમતી, હાથમતી ને રઢુ પાસે ભળી ગયેલી ખારીને લેતી આવી હોય છે. આમ એ સાતે નદીઓ ભેગી થાય છે. વૌઠા પાસે કાર્તિકી પૂર્ણિમાએ મોટો મેળો ભરાય છે. અહીંથી સાબરમતી પછી વડગામ પાસે ખંભાતના અખાતને મળે છે.

આ સાતે નદીઓ તથા તેમને મળનારી બીજી અનેક જે ડુંગરોમાથી ઊગમ પામી છે તે બધી અરવલ્લીની દીકરીઓ છે એટલે બનાસથી તે ચોકની સપ્તસરિતાઓના સંગમ સુધીનાં પાણી અરવલ્લીનાં છે

પછી મહી નદી અને એનો પરિવાર આવે છે મધ્ય ભારતના અમઝરા પાસે એક મોટા તળાવમાંથી ઊગમ પામી મહી પહેલાં તો ઉત્તરવાહિની બને છે અને ત્યાં એક ડુંગરી એનો પ્રવાહ થંભાવી દેતા એ દક્ષિણમા વળે છે અને કડાણા પાસે એ ગુજરાતમાં પ્રવેશે છે કડાણા પાસે એને ભાદર મળે છે અને નહેરોની રચના માટે આ સ્થાન બહુ યોગ્ય ગણાયું છે મહી રાજનદી ગણાય છે ગુજરાતમા તેના કિનારાની વિશિષ્ટ સંસ્કૃતિની રચના થયેલી છે ગુજરાતમાં આશરે ૨૦૦ માઈલ વહી તે ખંભાત અને કાવી વચ્ચે સાગર સંગમ પામે છે મહીને ગુજરાતમાં મળનારી મોટી નદીઓમાં ભાદર, અનાસ, પાનમ, મશેરી વગેરે છે અનાસ તો લગભગ મહીના મૂળ પાસે થોડા માઈલ ઉપર જ ઊગમ પામી હોય છે પરંતુ તે સીધી પશ્ચિમ તરફ દોડે છે પાનમ વિંધ્યના રતનમાળમાંથી નીકળી દેવગઢબારિયા ને લુણાવાડા પાસે વહેતી વહેતી મહીને મળે છે

ત્યાંથી પછી વિશ્વામિત્રી (ઢાઢરમાં મળી), ઢાઢર વગેરે કેટલીક નાની નદીઓ પાવાગઢ પાસેથી નીકળી સ્વતંત્ર રીતે દરિયાને મળે છે

ત્યાર પછી નર્મદામૈયાનો વિસ્તાર આવે છે આમ તો એ ગુજરાતની સૌથી મોટી નદી ગણાય પરંતુ અમરકંટકમાંથી નીકળી તે આઠસો માઈલ મધ્યપ્રદેશ ને માળવામાં વહી, હાફેશ્વર આગળ ગુજરાતમા પ્રવેશે છે ત્યાંથી તે છેક સુરપાણેશ્વર સુધી વિંધ્ય ને સાતપૂડાની નેળમાંથી વહી આવે છે સુરપાણેશ્વર આગળ તેને દેવનદી મળે છે ત્યાંથી મોખડીના ઘાટ આગળનો ધોધ, હરણફાળ, ગરુડેશ્વર, તિલકવાડા થઈ તે ચાણોદ પાસે આવે છે ત્યાં તેને ઓર નદી મળી ચાણોદને ગુજરાતનું પ્રયાગ બનાવે છે ચાણોદ કરનાળી પ્રાચીન તીર્થો છે અને સંસ્કૃત વિદ્યાને માટે આજે પણ જાણીતાં છે ત્યાંથી વ્યાસ, અનસૂયા, નારેશ્વર થઈ નર્મદા કબીરવડ અને શુક્લતીર્થ પાસે આવી પહોંચે છે નદીના રેતાળ પટમાં ફેલાયેલો કબીરવડ સુપ્રસિદ્ધ છે શુક્લતીર્થ અત્યંત પવિત્ર સ્થાન ગણાય છે ત્યાંથી પછી ભરૂચ આવતા તો આ નદી ઘણી મોટી થઈ જાય છે ભારતના પ્રાચીન બંદરોમાંનું એક આ ભૃગુકચ્છ પણ હતું આજે તો અહીં નાના મછવાઓથી વેપાર ચાલે છે ભરૂચ છોડયા પછી દસબાર માઈલ વહી આ નદી સાગરમા લય પામે છે નર્મદાને હાંબે કાંઠ મળનારી એક ગણનાપાત્ર, રાજપીપળા પાસેથી વહી આવતી નદી કરજણ છે

પછી આપણે દક્ષિણમાં વળી, તાપી સુધી પહોંચતા સ્વતંત્ર રીતે દરિયાને મળનાર નદી એક કીમ જ આવે છે તે બહુ મોટી નદી નથી

તાપી બેતલા પાસેથી સાતપૂડા પર્વતમાથી નીકળી ઘણુંખરું મધ્યપ્રદેશ ને ખાનદેશમા ચાલી કાકરાપારની ઉપવાસમાં થોડા માઈલ ઉપર ગુજરાતમા દાખલ થાય છે તાપી સૂર્યપુત્રી કહેવાય છે તાપી ઉપર સુરત અને રાંદેર એ બે મુખ્ય શહેરો ગુજરાતમાં આવેલાં છે અશ્વિનીકુમારના આરાથી લગભગ આઠદસ માઈલનો વળાંક લઈ તાપી સુરતને ઘસાઈ થોડુંક વહી સમુદ્રમાં વિલીન થઈ જાય છે પહેલાં સુરત મોટું બંદર હતું પણ નદીનો કાંપ જામવાથી તે પુરાઈ ગયું છે

તાપી છોડયા પછી છેક દમણગંગા સુધીની બધી ૪૪ નદીઓ સહ્યાદ્રિમાંથી નીકળે છે તે નદીઓ ૭૦થી ૮૦ માઈલ લાંબી છે ને બારેમાસ વહે છે મીંઢોળા, પૂર્ણા, અંબિકા, વાંકી, ઓરંગા, વાપી, પાર, કોલક અને દમણગંગા એ મુખ્ય નદીઓ છે છેક સમુદ્ર પાસે તેના પર જે ગામો આવેલાં છે તે નાનાંનાનાં બારાં પણ બન્યાં છે

ઉત્તરમાં બનાસ, પૂર્વમાં અનાસ અને દક્ષિણમાં દમણગંગા ગુજરાતની પ્રાકૃતિક હદ બને છે

(૨)

હવે આપણે સૌરાષ્ટ્ર તરફ વળીએ ચોટીલામાથી નીકળેલી ભોગાવો-વઢવાણ ને લીમડીની સાવ સૂકી નદીઓ છે ભાલમાં ઓમકાર, નીલકા, ઉતાવળી, ભાદર, ગોમા એ બધી નાની નાની નદીઓ છે

પાલીતાણા પાસેની શેત્રુંજી નદી કાઠિયાવાડની મુખ્ય નદીઓમાંની એક છે તે ગીરમાંથી નીકળી તળાજા પાસે ખંભાતના અખાતને મળે છે તે ૧૦૦ માઈલ લાંબી છે આમ તો સૌરાષ્ટ્રમા નાનીમોટી ૯૨ નદીઓ છે પણ તેમાં ચોટીલામાંથી નીકળી નવીબંદર પાસે સાગરસંગમ સાધનાર ભાદર એક જ ૧૨૦ માઈલ લાંબી, સૌથી મોટી નદી છે એક તો સૌરાષ્ટ્રમા ઝાઝો વરસાદ નહિ ચોટીલામાંથી એટલે મધ્ય સૌરાષ્ટ્રમાથી જે નદીઓ નીકળી ઉત્તરવાહિની બની તે બધી કચ્છના રણને મળીને જાય પાણી બારેમાસ ન પણ રહે. આજી, મચ્છુ, બ્રાહ્મણી વગેરે આ ઉત્તરવાહિની નદીઓ છે મચ્છુનું પાત્ર તો ખડકાળ છે એટલે તેમાં પાણી સમાઈ રહે છે

ગિરનાર અને ગીરમાંથી જે નદીઓ ઊગમ પામે છે તે પૈકી ઓઝત, કાબ, સુરેખા, સોમત, શિંગવડો, હિરણ, કપિલા ને સરસ્વતી, પાણીથી ભરેલી હોય છે તેમાં સોમનાથ પાસે ત્રિવેણી બની સાગરસંગમ સાધતી સરસ્વતી અત્યંત પવિત્ર તીર્થ છે શ્રીકૃષ્ણ ભગવાનનો અગ્નિસંસ્કાર ત્યાં થયેલો. મિયાણી અને કોયલા વચ્ચેની ખાડી જેવી વરતુ નદી પણ યાત્રા સ્થાન બને છે દ્વારિકાની ગોમતી તો બિચારી નાનકડી નદી છે તેને નદી કહેવી કે ખાડી એ સવાલ પણ થઈ પડે બાબરિયાવાડમાં ધાતરવડી રાજુલા પાસે અને માલણ મહુવા પાસે સાગરમાં ભળે છે

ભાદર અને સુખભાદર બંને જસદણ પાસે મદાવની ટેકરીમાથી નીકળે છે તેમા સુખભાદર પૂર્વમા નાગનેશ આગળ થઈ ગોમાને રાણપુર આગળ સમાવી લઈ આગળ ખંભાતના અખાતને મળે છે બીજી નાની તો ફ ફુ, બ્રાહ્મણી, ઘોડાદ્રી, ગોંડલી, નાગમતી, રંગમતી, દેમાઈ, મિનસર, ઊંડ, રઘોળી વગેરે અનેક નદીઓ છે

(૩)

કચ્છમાં બહુ નદીઓ નથી છે તે પણ બહુ નાની છે ઉત્તરવાહિની થનાર રણમાં વિલીન થાય છે અને એ સિવાયની દિશાઓમાં જનાર સાગરસંગમ સાધે છે

કચ્છમા ૧૫ ઇંચ સુધી વરસાદ થાય છે અને તેથી નદીઓમા પાણી ભર્યાંભાદર્યાં રહેતાં નથી. ખારી નદી ભૂજ શહેર પાસે થઈ ૩૦ માઈલ વહી ઉત્તરમાં રણને મળે છે બીજી બે માધ અને તરા ૨૦ માઈલ

વહી કચ્છના અખાતને મળે છે. રુદ્રમાતા નદી ઉપર બંધ બાંધી નહેર કાઢવામાં આવી છે. કચ્છમાં આ એક જ નહેરયોજના થઈ શકી છે.

ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છની નદીઓ પર બંધ બાંધી તેમાંથી નહેર વાટે ખેતીને પાણી પહોંચાડવા તથા વીજળી તૈયાર કરવા માટેની યોજનાઓ પહેલી તથા બીજી પંચવર્ષીય યોજનાઓમાં વિચારાઈ હતી — તેમાંની કેટલીક કામ કરતી થઈ ગઈ છે અને કેટલીક હજુ હવે શરૂ થશે.

ગુજરાત

| | | | |
|---|---|---|---|
| ૧. મહી ૧—૨ | વણાકબોરી | ૬. નર્મદા | નવાગામ |
| ૨. તાપી | કાકરાપાર | ૭. હાથમતી | |
| | , ઉકાઈ | ૮. સાબરમતી | ફત્તેહવાડી |
| ૩. બનાસ | દાંતીવાડા | ૯. કરડ | |
| ૪. સરસ્વતી | | ૧૦. ખાન | પાટાડુંગરી |
| ૫. મેશ્વો | શામળાજી | ૧૧. ખારી | |

સૌરાષ્ટ્ર

| | |
|---|---|
| ૧. રંગોલા | ૯. આજી |
| ૨. મચ્છુ ૧—૨ | ૧૦. માલણ |
| ૩. બ્રાહ્મણી | ૧૧. ભોગાવો ૧—૨ |
| ૪. સિસોઈ | ૧૨. ઓઝત |
| ૫. ઘી | ૧૩. શેત્રુંજી |
| ૬. પુના | ૧૪. ડેમી |
| ૭. સૂરજવડી | ૧૫. ઘેલો |
| ૮. મોજ | ૧૬. ભાદર |

કચ્છ

૧. રુદ્રમાતા

નર્મદા એ પાણીથી ભરપૂર નદી છે અને તેમાંથી હાઈલેવલ કૅનાલ કાઢી તેનાં પાણી છેક કચ્છ સુધી લઈ જવાની વિચારણા થઈ છે. વળી નર્મદા અને તાપીનાં પાણી વીજળી ઉત્પન્ન કરવા માટે પણ વપરાશે.

આમ ગુજરાતની નદીઓનાં પાણીનું નિયંત્રણ કરી તેનો ખેતી માટે તેમ જ વીજળી ઉત્પાદન માટે ઉપયોગ થઈ રહ્યો છે અને થશે.

## ૬. તીર્થો

### લોથલ

સિંધુખીણની સંસ્કૃતિના જે અવશેષો મોહન-જો-દડો અને હરપ્પામાં હાથ લાગ્યા તેને પરિણામે ઇતિહાસના એક અંધારા યુગ પરથી પડદો ઊંચકાઈ ગયો. વિભાજન થતાં તે સ્થાનો પાકિસ્તાનમાં ગયાં. સંશોધન કરતાં એ જ સંસ્કૃતિના પ્રતીકરૂપ બીજાં કેટલાંક સ્થાનો ભારતમાં જડી આવ્યાં તેમાં અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાનું લોથલ એ સૌથી મોખરે અને વધુ મહત્ત્વનું છે. આ પ્રાચીન બંદર સાબરમતીના મુખ આગળ હતું. ઇતિહાસ અને સંસ્કૃતિમાં રસ લેનાર સૌને માટે પ્રાચીન લોથલ આધુનિક યાત્રાધામ બની રહ્યું છે.

તેની જ પાસે ગુંદીમાં સંતબાલજી સર્વોદયના પ્રયોગો કરી રહ્યા છે. ધોળકા જૂની વિરાટનગરી ગણાય છે. સોલંકી યુગના અનેક અવશેષો ત્યાં સાંપડે છે. ત્યાંથી થોડા માઈલ પર આવેલું વૌઠા સપ્તસરિતાઓનું સંગમ-સ્થાન છે. દર કાર્તિકી પૂનમે ત્યાં મોટો મેળો ભરાય છે.

### દ્વારિકા, ગિરનાર, સોમનાથ

લોથલ લાટ ને સૌરાષ્ટ્રના મિલન સ્થાને આવેલું છે. પાંચ હજાર વર્ષનો ઐતિહાસિક પડદો ઉપાડી લેતાં મહાભારત યુગનાં દ્વારિકા, ગિરનાર અને સોમનાથ આપણી દૃષ્ટિએ પડે છે. ગિરનાર અને સોમનાથ તો શ્રીકૃષ્ણના યુગથીયે પહેલાંનાં ધામો છે.

દ્વારિકા શ્રીકૃષ્ણની રાજધાની હતું. આદ્ય શંકરાચાર્યની પશ્ચિમામ્નાયની શારદાપીઠ પણ ત્યાં છે. દ્વારકા અને બેટ દ્વારકા હિંદુઓનું પવિત્રતમ તીર્થોમાંનું એક છે. તે મોક્ષપુરી ગણાય છે. ત્યાંનો દરિયા-કિનારો એ પણ કુદરતપ્રેમી માટે એક આકર્ષણ છે.

દ્વારિકા પાસેનું મીઠાપુરનું સોડા કેમિકલ અને દ્વારિકાનું સિમેન્ટનું કારખાનું ધાર્મિક યાત્રી માટે પણ જોવા જેવાં સ્થાનો છે.

દ્વારિકાથી ગિરનાર, સીધા જવા કરતાં ભાટિયાં સ્ટેશને ઊતરી, પહેલાં કૃષ્ણ તેમ જ વિક્રમની કુળદેવી હરસિદ્ધ માતાએ થઈને જઈએ. તે સ્થાન છેક દરિયાકિનારે વરતુ નદી સાગરસંગમ સાધે છે, ત્યાં એક ટેકરી પાસે છે.

વરતુ હોડીમાં ઓળંગી સામે કિનારે મિયાણી પહોંચીએ. મિયાણી એ ચાવડાઓની જૂની રાજધાની. ત્યાંથી બસમાં પોરબંદર જવાય — પોરબંદર કૃષ્ણસખા સુદામાનું જેવું વતન તેવું ગાંધીજીનું જન્મસ્થાન. એ બે રીતે તે જગપ્રસિદ્ધ છે. ત્યાં સુદામા મંદિર અને ગાંધીજીના જન્મસ્થાન કીર્તિમંદિરનાં દર્શન કરીએ. દરિયાકિનારે ફરીએ કે આર્ય કન્યા વિદ્યાલય જોઈએ. એ બધું એક દિવસમાં પતી જાય.

ત્યાંથી સીધી બસ જૂનાગઢ લઈ જાય. દૂર દૂરથી ગિરનાર પણ દેખાવા માંડે. ગિરનાર એ દત્તાત્રેય, અંબાજી, નાથ સંપ્રદાય તેમ જ જૈનોનું અખિલ ભારતીય યાત્રાસ્થાન — વળતાં જૂનાગઢનાં સુદર્શન તળાવ, દામોદર કુંડ અને અશોકનો શિલાલેખ આપણને ઇતિહાસની ઝાંખી કરાવે. ગુજરાતના ભક્તકવિ નરસિંહ મહેતા આ જૂનાગઢમાં જ થઈ ગયા. તેમનો ચોરો ત્યાં છે. ગિરનાર સાથે જોડાયેલા ગીરપ્રદેશમાં સિંહનાં ને તુલસીશ્યામના યાત્રાધામનાં દર્શન તો કરવાં જ રહ્યાં.

જૂનાગઢથી રેલગાડીમાં વેરાવળ જઈએ. વેરાવળ બંદર છે. તેનાથી માઈલ ઉપર ભાલકા તીર્થ છે. ત્યાં શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ થયો હતો. ત્યાંથી ઘોડાગાડીમાં છેક સોમનાથ જવાય. એકદમ દરિયાને અડીને સોમનાથ મહાદેવનું મંદિર આવેલું છે. સોમનાથ દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું એક છે. પ્રભાસ-પાટણ પવિત્ર તેમ જ ઐતિહાસિક સ્થાન છે. ત્યાંથી થોડે દૂર સરસ્વતી નદી સાગરને મળે છે. અને એ નદી આગળ ઉપર એક નદીને તો લેતી આવી હોય છે. બીજી થોડા ઉપલાણમાં તેને મળે છે. ત્યાં જે સ્થાને શ્રીકૃષ્ણનો અગ્નિસંસ્કાર થયો હતો તે ઠેકાણે આજે એક પીપળો બતાવવામાં આવે છે. સ્થાન ઘણું શાંત ને રમણીય છે. આ સરસ્વતી અને સિદ્ધપુર પાસેની કુંવારકા સરસ્વતી એ બે ભિન્ન નદીઓ છે.

### નર્મદા કિનારે

સોમનાથનાં દર્શન થતાં પાશુપતમતના પ્રવર્તક નકુલીશ મને યાદ આવે છે. ડભોઈ પાસે કારવણ અને જૂનું કાયાવરોહણ એ તેમનું જન્મ-

સ્થાન હતું રંગાવ નદી પર આવેલા કારવણ અને તેની પાસેના લિંગસ્થલી ગામમાંથી આ પ્રાચીન સંભારણા આજે સહેજે આંખે ચડે છે

પણ ત્યાંથી આપણે મિયાગામ થઈ ભરૂચ જઈએ તે પહેલા ડભોઈનો કિલ્લો અને હીરાભાગોળવાળો અર્વાચીન રાજપૂત યુગનો દરવાજો જોઈ લઈએ. સ્થાપત્યનો એ એક સુંદર નમૂનો ગણાય છે

ભરૂચ કૃષ્ણાવતાર પહેલાનું બંદર છે ભૃગુ ત્યાં થઈ ગયા બૌદ્ધ ને જૈન સાહિત્યમાં તેનો ઉલ્લેખ મળે છે બલિએ કર્યા હતા તે દશાશ્વમેધ યજ્ઞના સંભારણા અહીં તેમ જ શુક્લતીર્થમાં તેમના ઘાટના નામ સાથે જોડાયેલા છે

નર્મદા ગુજરાતમા પ્રવેશે, ત્યારથી સુરપાણેશ્વર, ગરુડેશ્વર અને પછી ચાણોદ કરનાળી સુધી આપણે આવી પહોચીએ તે પહેલા સુરપાણનો કે મોખડીનો ધોધ જોયા વગર કેમ ચાલે? ચાણોદ એટલે ગુજરાતનું પ્રયાગરાજ—ત્યાંથી સાગર બાજુ જતાં ગંગનાથ, વ્યાસ, અનસૂયા, નારેશ્વર વટાવીએ એટલે કબીરવડ આપણને દર્શનાર્થે આમંત્રે શુક્લ તીર્થમાં તો આરોગ્યધામ તરીકે પણ વ્યવસ્થા થવા માંડી છે

પાવાગઢ

પછી વિચાર થાય છે કે ગુજરાતમા બે મહાન માતૃપીઠો છે તે કદાચ શ્રીકૃષ્ણ પહેલાંના કાળનાયે કેમ ન હોય? આરાસુરમાં અંબાજી અને પાવાગઢમાં કાલિકા ઉત્તર ગુજરાતમાં છેક ટોચે આરાસુર ત્યાં આ માતૃપીઠ છે ગુજરાતનું આ એક મહાન યાત્રાધામ છે

તેવી જ રીતે વડોદરાથી બસમાં જવાય તે પાવાગઢ કાલિકા માતાની પીઠ છે અને માતૃભક્ત માટે તે મહાન યાત્રાધામ છે ત્યાં હવે આરોગ્ય કેન્દ્ર રચવાની પણ વ્યવસ્થા થઈ રહી છે

સિદ્ધપુર

કુંવારકા સરસ્વતીને કિનારે આવેલું સિદ્ધપુર માતૃગયા છે માતાનું શ્રાદ્ધ કરવા માટે ભારતભરમાંથી લોકો ત્યાં આવે છે આ સરસ્વતીને કિનારે મહાભારત રચાયું અને કપિલ, દેવહુતિ અહીં જ થઈ ગયા. રુદ્રમાળ એ સોલંકી વંશના સ્થાપત્યનો એક ઉત્કૃષ્ટ નમૂનો અહીં છે

ખેડબ્રહ્મા-શામળાજી

ઉત્તર ગુજરાતની એક બીજી ટોચે રાજસ્થાન મેવાડની હદ ઉપર આ બે યાત્રાધામો આવેલાં છે ગુજરાતમાં બ્રહ્માનું મંદિર ખેડબ્રહ્મામાં છે શામળાજી પાસે ખોદકામ કરતાં પ્રાચીન નગરના—હરિશ્ચંદ્રપુરીના અવશેષો હાથ લાગ્યા છે અહીં વિષ્ણુની મૂર્તિ છે

ખેડબ્રહ્માની પાસે જ ઈડર છે એનો ગઢ ઐતિહાસિક છે અને ગુજરાતના લોકજીવનમાં ઈડરનું નામ લોકગીતો દ્વારા પણ વણાઈ ગયેલું છે કલોલ પાસે બહુચરાજી પણ ગુજરાતનું એક યાત્રાધામ છે

તારંગા ને પાલીતાણા (શેત્રુંજય)

મહેસાણા સ્ટેશનથી તારંગાની જુદી રેલવે આપણને મળે છે ત્યાંથી તારંગા જવાય છે ને ડુંગર પર જૈનોનું યાત્રાસ્થાન છે તેવી રીતે સૌરાષ્ટ્રમાં પાલીતાણા પાસે શેત્રુંજય ડુંગર ઉપર પણ જૈનોનું મોટું તીર્થધામ છે તે બન્ને સ્થાનો સૌંદર્યધામો તરીકે પણ પ્રસિદ્ધ છે

ડાકોર

આણંદ-ગોધરા લાઈન પર આવેલું ડાકોર એ ગુજરાતનું એક મોટું તીર્થસ્થાન છે ત્યાં બોડાણાએ દ્વારિકાથી આણેલા રણછોડરાય (શ્રી કૃષ્ણ)ની મૂર્તિ પધરાવી મોટું મંદિર બનાવેલું છે દર પૂર્ણિમાએ મેળો ભરાય છે સારાયે ભારતમાંથી યાત્રીઓ આવે છે

નારાયણ સરોવર

કચ્છમાં નારાયણ સરોવરની યાત્રા પણ અખિલ ભારતીય યાત્રાધામ તરીકે થાય છે ત્યાં સરોવર ઉપરાંત મંદિરો ને ધર્મશાળાઓ પણ છે કચ્છમાં અન્ય દેવસ્થાનો પણ છે કોટેશ્વર, માતાનો મઢ, અબડાસાની પંચતીર્થી, અંજારમાં જેસલ તોરલની સમાધિ.

વડતાલ-ગઢડા

સ્વામીનારાયણનાં મુખ્ય મથક ગઢડા, વડતાલ અને અમદાવાદમાં છે યાત્રાના સ્થાન તરીકે તેમ જ સ્થાપત્યની દૃષ્ટિએ તે દર્શનીય છે

કુતેશ્વર મહાદેવ

દક્ષિણ ગુજરાતમાં આવેલા કુતેશ્વર મહાદેવ ગુજરાતની તે બાજુની સીમા ઉપર આવેલા છે

ટંકારા

ઋષિ દયાનંદ સરસ્વતીનું જન્મસ્થાન ટંકારા—સૌરાષ્ટ્રમાં મોરબી પાસે આવેલું છે

ગરમ પાણીના કુંડ

કાઠિયાવાડમાં ગીરમા તુલસીશ્યામ ખેડા જિલ્લામાં કપડવંજ પાસે લસુંદ્રા પંચમહાલમા ગોધરા પાસે ટૂવા સાબરકાંઠામાં હરસોલમાં અને વાંસદા પાસે ઉનાઈના ગરમ પાણીના ઝરા મુખ્ય છે તે સિવાય પણ કેટલેક ઠેકાણે આવા ઝરા છે

સૌંદર્યધામો

અંબાજી પાસે કોટેશ્વર, પાલનપુર પાસેનું બાલારામ સેવાલિયા પાસેનું ગળતેશ્વર, વેરાવળ પાસેનું ચોરવાડ ભાવનગર પાસે તળાજા ને ગોપનાથ, લુણાવાડા પાસે ડેઝર, વલસાડ પાસેનું તીથલ અને વિલ્સન ટેકરીઓ, ઉભરાટ, હજીરા, અંકલેશ્વરથી રાજપીપળા જતાં આવતું સારું હિલસ્ટેશન ને સૌંદર્યધામ બને એવું માલસામોટ, ભાવનગર પાસેનું હાથબ, કચ્છ જતાં મહોદનાં સ્થળો વગેરે અનેક સૌંદર્યધામો ગુજરાતમા છે અને જો બરાબર તપાસ કરવામાં આવે તો અનેક નવાં જડી રહે તેમ છે

આમ સ્થાનોની દૃષ્ટિએ લોથલથી લુણેજ, વ્યક્તિઓની દૃષ્ટિએ કૃષ્ણથી ગાંધીજી સુધીનો સમય ગુજરાતનાં ઐતિહાસિક તેમ જ ભૌગોલિક પરિબળો તેમજ સ્થાયી રચનાનો લાંબો પટ બન્યો છે

# સાગર કિનારો

શ્રી હસમુખરાય ઓઝા
(મુખ્ય અધિકારી, બંદરખાતું, ગુજરાત સરકાર)

ગુજરાતનો સાગર કિનારો લગભગ ૧,૦૦૦ માઈલનો છે, જે હિંદના કિનારાનો ૩૦ ટકા થાય છે. હિંદના સાગર કિનારામાં પૂર્વ વિભાગ (બંગાળનો અખાત વગેરે) કરતાં પશ્ચિમ વિભાગનો (અરબી સમુદ્ર તરફનો) કિનારો ઓછા તોફાની હવામાનવાળો અને કિનારા ઉપરના ઓછા રેતીપ્રવાહ વાળો છે. પશ્ચિમ કિનારામાં પણ તેનો ઉત્તર વિભાગ બંદરો બાંધવા તથા વિકસાવવા માટે આકર્ષક છે. ઘણા જૂના કાળથી આ હકીકત જાણીતી હોવી જોઈએ. આપણે ઈતિહાસમાં દ્વારકા, ખંભાત, ઘોઘા, સુરત, ભરૂચ વગેરે બંદરોની જાહોજલાલી વિષે વાંચીએ ત્યારે થાય છે કે આ કિનારાની સુયોગ્યતા વિષે આપણા પૂર્વજોને વ્યવહારુ ખ્યાલ ઘણા લાંબા સમય ઉપર આવેલો. આપણને જાણવા મળે છે કે મોહેન-જો-દડોના પણ સમય પહેલાં લોથલમાં — ધંધુકા પાસે આવેલું અત્યારનું એક નાનું ગામડું — પાણી મારફત વ્યવહાર માટે જરૂરી ધક્કા બાંધવામાં આવેલા હતા.

ગુજરાતના વિશાળ અને અનુકૂળ સાગરકાંઠા ઉપર હાલ કામ કરતાં ૫૧ (એકાવન) બંદરો છે, જે પૈકી અમુક બંદરો મોટા પ્રમાણમાં વિકાસ-સાધ્ય છે. આ ઉપરાંત વ્યાપારની જરૂરિયાત મુજબ ભવિષ્યમાં નવાં બંદરી બારાંઓ સ્થાપિત કરી શકાય તેવાં અનુકૂળ સ્થળો પણ છે.

કંડલા એ ગુજરાતનું મોટું બંદર છે. દેશનાં તેવાં બીજાં મોટાં બંદરોની જેમ હિંદી સરકારના આધિક અંકુશ હેઠળનું તે બંદર છે. કંડલા બંદર ઉપરાંત ગુજરાત રાજ્યમાં પચાસ બંદરો ગુજરાત રાજ્ય સરકારની દેખરેખ હેઠળ છે. શાસન સરળતા માટે આ પચાસ બંદરો નીચે મુજબ આઠ વિભાગમાં વહેંચાયાં છે.

| ક્રમ વિભાગનું નામ | મધ્યમકક્ષાનાં બંદરો | નાનાં બંદરો |
|---|---|---|
| ૧. માંડવી | ૧. માંડવી | ૧. લખપત ૨. કોટેશ્વર ૩. જખઉ (જખૌ) ૪. મુંદ્રા |
| ૨. બેડી | ૧. બેડી (રોઝી સહિત) ૨. નવલખી | ૧. જોડિયા ૨. સિક્કા ૩. સલાયા ૪. પિંડારા |
| ૩. ઓખા | ૧. ઓખા | ૧. બેટ ૨. દ્વારકા (રૂપેન) |
| ૪. પોરબંદર | ૧. પોરબંદર | ૧. લામ્બા ૨. મિયાણી ૩. માધવપુર |
| ૫. વેરાવળ | ૧. વેરાવળ | ૧. શીલ ૨. માંગરોળ ૩. સુત્રાપાડા ૪. કોડીનાર (મૂળ દ્વારકા) ૫. કોટડા ૬. માધવાડ ૭. નવાબંદર |
| ૬. મહુવા | — | ૧. સીમર ૨. રાજપરા ૩. જાફરાબાદ ૪. રાજુલા ૫. મહુવા |
| ૭. ભાવનગર | ૧. ભાવનગર | ૧. તળાજા ૨. ઘોઘા ૩. ધોલેરા |
| ૮. ભરૂચ | ૧. ભરૂચ | ૧. ખંભાત ૨. કાવી ૩. ટંકારી ૪. દહેજ ૫. ભગવા ૬. સુરત ૭. ઓંજલ ૮. વાસણી-બોરસી ૯. બીલીમોરા ૧૦. વલસાડ ૧૧. ઉમર-સાડી ૧૨. કોલક ૧૩. મરોલી ૧૪. ઉમરગાંવ |

પ્રથમ પંચવર્ષીય યોજનાના સમયમાં અને બીજી પંચવર્ષીય યોજનાનાં પહેલાં ચાર વર્ષમાં વ્યાપાર-વહેવારનું પ્રમાણ તેમ જ કેપિટલ ખર્ચ પાછળ મૂડીનું રોકાણ આ બંદરોએ કેટલું થયું તે જાણવું રસદાયક થશે. તેથી તે દર્શાવતા આંકડા નીચે આપ્યા છે. પહેલી અને બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન અંદાજે થનાર કૅપિટલ ખર્ચ પાછળનું પ્રમાણ નીચે દર્શાવેલ છે:

| બંદરનું નામ | વ્યાપાર વ્યવહાર ૧૯૫૯–૬૦ | બંદરોના વિકાસ પાછળ થયેલ કેપિટલ ખર્ચ ૧–૪–'૫૧થી ૩૧–૩–'૬૦ | ૧–૪–૫૧થી ૩૧–૩'–૬૧ સુધીમાં થવાનું અંદાજી કેપિટલ ખર્ચ |
|---|---|---|---|
| ૧. કંડલા | ૧૧,૨૩,૫૧૬ | ૧૫,૧૯,૯૨,૪૭૬ | ૧૭,૯૨,૭૦,૬૮૦ |
| ૨. નવલખી | ૧,૦૩,૯૯૦ | ૨૦,૬૨,૯૦૨ | ૨૦,૬૨,૯૦૨ |
| ૩. બેડી | ૩,૫૧,૧૬૪ | ૬૪,૦૪,૯૩૭ | ૭૨,૩૯,૩૩૭ |
| ૪. ઓખા | ૪,૫૬,૩૯૪ | ૩૬,૭૪,૨૯૪ | ૫૬,૩૮,૨૯૪ |
| ૫. પોરબંદર | ૧,૨૪,૧૨૦ | ૫૬,૫૨,૫૨૩ | ૬૫ ૫૮,૦૨૩ |
| ૬. વેરાવળ | ૨,૧૪,૯૪૧ | ૩૭,૩૫,૬૭૮ | ૫૭,૬૫,૦૭૮ |
| ૭. ભાવનગર | ૨,૮૭,૧૭૯ | ૧,૩૯,૫૬,૯૭૮ | ૧,૮૭ ૧૮,૧૭૮ |
| ૮. ભરૂચ | ૩૮,૪૭૦ | ૪,૦૨,૪૯૯ | ૬,૩૫,૪૯૯ |
| ૯. બીજાં બંદરો | ૫,૨૨,૬૫૭ | ૪૨,૧૩.૩૯૦ | ૫૬,૮૫,૪૩૦ |
| કુલ | ૩૨,૨૨,૪૩૧ | ૧૯,૨૦,૯૫,૫૧૦ | ૨૩,૧૫,૭૩,૪૨૧ |

જુદાં જુદાં બંદરોના દરિયાઈ વ્યાપારનું વસ્તુ-વર્ગીકરણ સૂચિત છે. તે ઉપરાંત પરદેશી અને કાંઠાના વ્યાપારનું, તેમ જ સ્ટીમર અને દેશી વહાણો મુજબનું વર્ગીકરણ વ્યાપારની દૃષ્ટિએ ઉપયોગી હોઈ નીચે આપવામાં આવ્યું છે.

૧૯૫૯–૧૯૬૦ વર્ષ દરમ્યાન જુદા જુદા બંદરો પર થયેલ મહત્વની વસ્તુઓની હેરફેર બતાવતું પત્રક — નં ૧.

| ક્રમ બંદર | ખનિજ તેલ જથ્થામા | મીઠું જથ્થામા | લોઢાની કાચી ધાતુ જથ્થામા | અનાજ જથ્થામા | સીમેન્ટ | પરચુરણ વ્યાપાર |
|---|---|---|---|---|---|---|
| ૧. કંડલા | ૫,૮૦ ૪૦૮ | ૫૬ ૭૫૭ | ૧,૬૧ ૩૨૧ | ૧,૮૦,૫૭૮ | — | ૧,૦૯,૪૫૨ |
| ૨. નવલખી | ૨૪ ૯૩૦ | ૭૮,૧૭૦ | — | — | — | ૯૬૦ |
| ૩. બેડી | — | ૧,/૮.૬૬૦ | — | — | — | ૧,૫૨.૫૦૪ |
| ૪ ઓખા | ૧,૫૫ ૦૬૨ | — | — | | ૧,૬૪,૦૨૪ | ૧,૩૭.૩૦૮ |
| ૫ પોરબંદર | — | ૧૪ ૬૭૦ | — | — | — | ૧,૦૯ ૪૫૦ |
| ૬. વેરાવળ | — | — | — | — | — | ૨,૧૪,/૪૧ |
| ૭ ભાવનગર | — | ૭૬,૦૪૯ | — | ૨૩,૬૩૨ | — | ૧,૮૭,૪૯૮ |
| ૮ ભરૂચ | — | — | — | — | — | ૩૮,૪૭૦ |
| ૯ બીજાં બધા બંદરો | — | ૧,૩૦,૮૧૬ | — | — | ૨,૦૦,૩૯૮ | ૧,૮૧,૪૪૩ |

સઢથી ચાલતાં વહાણો અને સ્ટીમર મારફત થયેલા તેમ જ કિનારાનો અને વિદેશ સાથેનો ૧૯૫૯-૬૦ના વર્ષ દરમ્યાનનો વ્યાપાર બતાવતુ પત્રક નં ૨

| બંદર | સઢથી ચાલતા વહાણો | સ્ટિમર | કુલ | કિનારાનો (Coasatal) | વિદેશ સાથેનો (Foreign) |
|---|---|---|---|---|---|
| ૧ કંડલા | ૪૭,૬૬૦ | ૧૦,૭૫,૮૪૭ | ૧૧,૨૩,૫૧૬ | ૧૧,૨૩,૫૧૬ | |
| ૨. નવલખી | ૨૫,૧૧૩ | ૭૮,૯૭૭ | ૧,૦૩,૯૯૦ | ૫૨,૬૧૪ | ૫૧,૩૭૬ |
| ૩ બેડી | ૩૨,૬૬૫ | ૩,૧૮,૪૮૯ | ૩,૫૧,૧૬૪ | ૭૪,૧૬૫ | ૨,૭૬,૯૯૯ |
| ૪ ઓખા | ૨૪,૧૭૮ | ૪,૩૨,૨૧૬ | ૪,૫૬,૩૯૪ | ૨,/૮,૯૦૬ | ૧,૫૭,૪૮૮ |
| ૫ પોરબંદર | ૭૫,૧૩૬ | ૪૮,૯૮૫ | ૧,૨૪,૧૨૦ | ૯૦,૪૩૬ | ૩૩,૬૮૪ |
| ૬. વેરાવળ | ૧,૫૪,૯૫૩ | ૧,૮૯,૬૯૬ | ૨,૧૪,૯૪૧ | ૧,૬૩,/૮૯ | ૫૦,૬૫૨ |
| ૭ ભાવનગર | ૯૭,૪૮૦ | ૧,/૯,૬૯૯ | ૨,૮૭,૧૭૯ | ૧,૮૨,૧૯૩ | ૧,૦૪,૮૪૬ |
| ૮ ભરૂચ | ૩૮,૪૭૦ | — | ૩૮,૪૭૦ | ૩૮,૪૭૦ | — |
| ૯ બીજા બધા બંદરો | ૧,૯૫,૫૪૧ | ૩,૨૭,૧૧૬ | ૫,૨૨,૬૫૭ | ૩,૪૫,૨૩૧ | ૧,૭૭,૪૨૬ |
| કુલ | ૬,૯૧,૨૦૫ | ૨૫,૩૧,૨૨૬ | ૩૨,૨૨,૪૩૧ | | |

કંડલા એક આધુનિક બંદર છે અને ત્યાં ૨,૭૦૦ ફૂટનો ૩૨ ફૂટ પાણીવાળો ધક્કો બાંધવામાં આવ્યો છે આ ઉપરાંત તેલવાહક જહાજો માટે જેટી અને ખાડીમા કામ કરવા ઉપયોગી બાંધવાની સગવડો (મુરિંગ) આપવામાં આવ્યા છે જરૂરી ક્રેન, માલ રાખવા માટેના ગોદામો, રેલવેના પાટા અને અને મોટર વાહન માટેના રસ્તાનો પૂરતો પ્રબંધ કરવામા આવ્યો છે દેશી વહાણો માટે અલાયદી સગવડ કરવામા આવી છે અને ત્યા થાપડાઓમાથી ભારે વજનદાર માલ ઉતારવા માટે ૬૦ ટનની યાંત્રિક સગવડ આપવામા આવી છે

ગુજરાત રાજ્ય હસ્તકના બંદરોમાં ભાવનગર તથા ઓખા ઉપર જહાજો કિનારે ધક્કા ઉપર લાંગરી શકે છે અને બારે માસ કામ કરી શકે છે નવલખી, જામનગર અને સિક્કા એ બારમાસિક બંદરો છે, જ્યારે માંડવી, પોરબંદર, વેરાવળ અને ભરૂચ એ ચોમાસાના ચાર મહિના સિવાય ઉપયોગી બંદરો છે આ રાજ્યનાં બંદરો ઉપર ૪૦ ટગ અને લોંચ, ૯,૭૦૦ ટન માલ સમાઈ શકે તેટલા થાપડા, ૫૨ ક્રેન ઈત્યાદિ સામગ્રી આપવામા આવી છે આ ઉપરાંત ૪,૧૫,૨૧૬ ચોરસ ફૂટનાં ટ્રાન્સિટ ગોદામો અને ૧૪,૧૬,૧૬૦ ચોરસ ફૂટનાં સ્ટોરેજ ગોદામો પણ બાંધવામાં આવેલ છે આ બંદરો ઉપરના કુલ વ્યાપારના ત્રીજા ભાગનો વ્યાપાર દેશી વહાણો દ્વારા ચાલે છે

ગુજરાતના બંદરો ઉપરથી લગભગ ૩૨ લાખ ટનનો વેપાર ચાલે છે આખા દેશનો કુલ દરિયાઈ વ્યાપાર ૩૫૦ લાખ ટન છે ગુજરાતનો દરિયાઈ કિનારો દેશના કિનારાનો ૩૦ ટકા છે જ્યારે તેનો વ્યાપાર દસ ટકાથી પણ ઓછો છે અને ગુજરાત કોઈ મૂળભૂત પછાત મુલક નથી ગુજરાતમાં ફળદ્રુપતા, ખનિજસંપત્તિ, જનસંપત્તિ અને બુદ્ધિ છે તેનો દરિયાઈ વ્યાપાર સમતોલપણે ન વિકસવાનાં કોઈ કારણ નથી. ઊલટું બીજા કેટલાયે પ્રદેશોની સરખામણીમાં તેને દરિયાઈ વ્યાપાર માટે ખાસ કુદરતી સગવડો છે, અને આ કારણે તેનો વ્યાપાર અત્યાર કરતાં અનેકગણો થવાને કુદરતી શક્યતાઓ છે

ગુજરાતનો દરિયાઈ વ્યાપાર ઓછો છે અને દેશના કિનારાની ટકાવારી પ્રમાણે કોઈ પણ હિસાબે તેનો વ્યાપાર વધારવો, એવું કહેવાનો મારો આશય નથી આ આંકડા આપવાનો એટલો જ હેતુ છે કે, શક્તિસંપન્ન એવા આ મુલકનો દરિયાઈ વ્યાપાર દેશની આધુનિક પ્રગતિ પ્રમાણે ઘણો વધ્યા વિના રહે નહિ તેવો છે કેટલીક સગવડોને અભાવે તથા જૂની રાજનીતિને કારણે જે વ્યાપાર બીજેથી ચલાવવામાં આવે છે તે વ્યાપાર જ્યારે આર્થિક દૃષ્ટિએ સુગમ અને કુદરતી સમૂહોમાં વહેંચાઈ જશે, ત્યારે ગુજરાતના બંદરોને આજ છે તે કરતાં અનેકગણો વધારે વ્યાપાર હાથ ધરવો પડશે અને ત્યારે આપણને આપણી સગવડો તથા ખામીઓનો ખ્યાલ આવશે ગુજરાતના બંદરોની માલ હેરફેર કરવાની આજની શક્તિ લગભગ ૩૫ લાખ ટનની કહી શકાય રેલવેની તેમ જ બીજી થોડી સગવડો આપવાથી તે શક્તિ વધારીને ૪૫ લાખ ટનની કરી શકાય પરંતુ ગુજરાતે તો ૧૦૦ લાખ ટનની શક્તિ ધરાવતાં બંદરો માટે વિચારવું પડશે અને આ કારણે, હાલ કરતાં લગભગ બમણી શક્તિ પ્રાપ્ત કરવી પડશે બંદરોની રચના અને તેનો આટલો વિકાસ આપણે પ્રાપ્ત કરશું તે દરમ્યાન ગુજરાતનો એટલો વિકાસ થયો હશે કે, એ બમણી શક્તિ અધૂરી અને અપૂર્ણ લાગે!

જે ઝડપથી વ્યાપાર વધ્યે જાય છે તે ઝડપના પ્રમાણમાં સગવડો ઊભી કરતાં વધારે સમય લાગે છે અને અત્યારનો વ્યવહારનો બંદોબસ્ત અપૂર્ણ જણાયો છે દાખલા તરીકે લોખંડની કાચી ધાતુની નિકાસમાં પુષ્કળ વધારો કોણે અગાઉથી જોઈ રાખેલો હતો? આપણે આવતાં ચાર વર્ષમા ૨૦૦ લાખ ટન અનાજની સ્ટીમરોને ખાલી કરવી પડશે એ શું અગાઉથી જોઈ શક્યા હતા? અને તે માટે યોજનામાં બંદોબસ્ત પણ કરેલ છે? પૂરતી બંદરી સગવડ ન હોવાને પરિણામે સ્ટીમરોનું રોકાણ થાય અને તે અંગે વધારે ખર્ચ થાય તેમ જ ભાડાના નૂરમાં વધારો થાય, તેના કરતા અગાઉથી થોડુ ખર્ચ કરી બંદરી સગવડો વધારવી આપણા હિતમાં છે

૩,૫૦૦ માઈલના કિનારા ઉપર આપણે ત્યાં ૬ મોટા બંદરો અને ૧૮ મધ્ય કક્ષાના બંદરો છે અલબત્ત ગુજરાતમા એક મહા બંદર કંડલા છે અને આઠ મધ્યમ કક્ષાના બંદરો છે પરંતુ એમ જણાય છે કે કિનારા ઉપર ૨૦૦થી ૨૫૦ માઈલના અંતરે અનુકૂળ દરિયાઈ સ્થિતિના આધારે, વર્ષના બધા દિવસો કામ કરી શકે અને વધારે ઊંડાણવાળા પાણીની જરૂરિયાત માગતી સ્ટીમરો કાંઠે સીધી લાંગરી શકે, તેવા સારાં વિકસિત બંદરોની આપણને જરૂર છે, — પછી તે મહાબંદરો તરીકે ઓળખાય કે મધ્યમ કક્ષાનાં બંદરો તરીકે ઓળખાય તે મહત્ત્વનું નથી

(મૂળ અંગ્રેજી ઉપરથી અનુવાદ)

# પ્રાચીન અવશેષોની શોધખોળ

ડૉ. બી. સુબ્બારાવ
(અધ્યક્ષ, પુરાતત્ત્વ વિભાગ, મ. સ. યુનિ., વડોદરા)

આ સદીમાં ઈ. સ. ૧૯૫૧ થી ૧૯૬૦નો ગાળો ગુજરાતના પુરાતત્ત્વની શોધખોળમાં મહત્ત્વનો બન્યો છે. એનો યશ ત્રણ વિભાગોને ફાળે જાય છે. એક તો ભારત સરકારે વડોદરાને વડું મથક બનાવીને ગુજરાત અને દક્ષિણ રાજસ્થાનને આવરી લેતા એક નવા વિભાગની રચના કરી. બીજું, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીમાં ૧૯૫૦માં પુરાતત્ત્વ વિભાગની રચના કરવામાં આવી. અને ત્રીજું અગાઉની સૌરાષ્ટ્ર સરકારે, એ ૧૯૪૭માં અસ્તિત્વમાં આવી ત્યારથી જે પુરાતત્ત્વ ખાતાની રચના કરેલી, તે ખાતું તે પછીના દ્વિભાષી મુંબઈ રાજ્ય દ્વારા હવે ગુજરાત રાજ્યને વારસામાં મળ્યું છે. આ ત્રણે વિભાગોની પ્રવૃત્તિઓનો હેવાલ આપતાં પહેલા ઈ. સ. ૧૯૫૦ પહેલાં થયેલાં અન્વેષણો અને ખોદકામોનો ખ્યાલ આપવો જરૂરી છે. ગુજરાતમાં થયેલી પુરાતત્ત્વ-પ્રવૃત્તિઓનો બરાબર ખ્યાલ મળી શકે એ માટે છેલ્લાં પચાસ કે સાઠ વર્ષમાં થયેલી તમામ પ્રવૃત્તિઓનો હેવાલ ક્રમબંધ આપવો ઠીક ગણાશે.

મનુષ્ય લખતાં શીખ્યા ત્યારે માનવ-ઈતિહાસનો એક ખૂબ મહત્ત્વનો સીમાસ્તંભ તે ઓળંગી શક્યો. લખાણ દ્વારા તે પોતાની સાંસ્કૃતિક અને બૌદ્ધિક સિદ્ધિઓને લેખબદ્ધ કરીને પોતાની અનુગામી પેઢીઓને આપી શક્યો. લખાણના આરંભના પહેલાંના કાળને પ્રાગ-ઐતિહાસિક (Pre-historic) યુગ ગણવામાં ગણવામાં આવે છે. ભારતના બીજા પ્રદેશોની માફક ગુજરાતમાં પણ ઐતિહાસિક યુગ મૌર્ય શાસનથી શરૂ થાય છે. મહાન અશોકના વિખ્યાત શિલાલેખો ગિરનારના ખડકમાં કોતરાયેલા છે. તે પહેલાં પ્રાચીન આનર્ત (ઉત્તર ગુજરાત), સૌરાષ્ટ્ર અને ભૃગુકચ્છમાં વસેલા યાદવો અને વૈદિકકાળના બીજા લોકોની પ્રવૃત્તિઓના અસ્પષ્ટ હેવાલો પુરાણોમાં મળે છે. એ પૌરાણિક હેવાલોની માહિતી જરા શંકાસ્પદ રહે છે, પરંતુ તે છતાંય એ હેવાલો ઐતિહાસિક યુગની સાથે સાંકળવામાં આપણને મદદગાર બને છે. એટલે એ કાળને આપણે આદ્ય-ઐતિહાસિક (Proto-historic) યુગ કહીએ છીએ. પુરાતત્ત્વવિદ્યાનું કાર્યક્ષેત્ર અને પદ્ધતિ મર્યાદિત હોઈને પૌરાણિક યુગના ભૌતિક અવશેષોની ઓળખ શક્ય નથી. છતાંય છેલ્લા દશકામાં એવા પુરાવા મળી રહ્યા છે કે સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતના કિનારા ઉપરના વિસ્તારોમાં ખૂબ સંસ્કૃત લોકો વસતા હશે. એ લોકો સિંધુ-પ્રદેશની નગર સંસ્કૃતિનાં કેન્દ્રો—મોહેન-જો-દડો અને હરપ્પા—માં મળે છે તેવાં મુદ્રાઓ અને મુદ્રાંકો પરના લખાણો ધરાવતા. એ લખાણો આપણે ઉકેલી શકતા નથી એટલે એ અવશેષોને પણ આપણે આદ્ય-ઐતિહાસિક (Proto-historic) યુગનાં ગણીશું. આ પહેલાં કહ્યું તેમ ચંદ્રગુપ્ત મૌર્યે ગુજરાત જીત્યું ત્યારથી ગુજરાતમાં ઐતિહાસિક યુગ શરૂ થયો. તે પછી ગુજરાતના ઈતિહાસવિદોને સાહિત્યિક અને પુરાતત્ત્વને લગતી વિવિધ સાધન-સામગ્રી મળી રહે છે. પુરાતત્ત્વીય અન્વેષણ અને ખોદકામના આધારે આપણે અહીં ગુજરાતનો ઈતિહાસ જોઈએ.

(૧) પ્રાગૈતિહાસિક (Pre-historic) યુગ
(૨) આદ્યઐતિહાસિક (Proto-historic) યુગ
(૩) ઐતિહાસિક (Historic) યુગ

### પ્રાગૈતિહાસિક યુગ

ગુજરાતમાં પ્રાગૈતિહાસિક યુગની શરૂઆત સાબરમતી, મહી, ઓરસંગ અને નર્મદાને કાંઠે પહેલ વહેલા દેખા દેતા પ્રાચીન માનવીથી થાય છે. આ નદીઓના કાંપમાં છેલ્લાં અઢી લાખ વર્ષમાં થયેલા હવામાનના ફેરફારોનો ઈતિહાસ જળવાયેલો પડ્યો છે. એ નદીઓના કાંઠા ઉપર વસતા માનવોના અવશેષો પણ ત્યાંથી આપણને મળે છે. એ માનવ નદીમાંના પથ્થરોનાં હથિયાર બનાવતો અને કંદમૂળ ઉખાડીને ખાતો તથા શિકાર કરતો. ગઈ સદીના છેલ્લા દશકામાં વડોદરા રાજ્યની ભૂસ્તર તપાસ દરમ્યાન, સાબરમતીના પ્રદેશમાં વસતા એ પ્રાચીન માનવના અવશેષોનો અભ્યાસ પહેલવહેલો રોબર્ટ બ્રૂસ ફૂટે કર્યો. તે પછી સાબરમતી અને મહી પ્રદેશનો ખૂબ પદ્ધતિસરનો અભ્યાસ ડૉ. સાંકળિયાએ કર્યો. પથ્થર યુગના એ માનવનાં ઓજારોને ભૂસ્તર વિદ્યાના પ્લીસ્ટોસીન નામે પાછલા યુગની આબોહવા સાથે સાંકળવાનો પ્રયાસ ડૉ. એફ. ઈ. ઝેનરે મહી પ્રદેશનો વધુ અભ્યાસ લેખકે પોતે પણ કરેલો છે.

આ બધા અભ્યાસે બતાવ્યું છે કે હીમયુગમાં ગુજરાતમાં આબોહવામાં ઘણાં પરિવર્તન થતાં રહેલાં. ભેજવાળી આબોહવાથી લઈને અર્ધ-સૂકી આબોહવા સુધીના પ્રકારો એમાં બદલાયેલા. નકશામાં બતાવ્યા પ્રમાણે ગુજરાતની નદીઓ એવો ચોક્કસ પુરાવો પૂરો પાડે છે કે ગુજરાતમાં હાલની આબોહવા સ્થાપિત થઈ તે પહેલાં ઓછામાં ઓછા બે ગાળા ભેજવાળી આબોહવાના હશે, જેની વચ્ચે વચ્ચે સૂકી આબોહવાના ગાળા હતા. ભેજવાળી આબોહવાના પહેલા ગાળામાં જ ગુજરાતમાં માનવીની હસ્તી હશે એવો ચોક્કસ પુરાવો આપણને મળે છે. આ ગાળાને પ્રાચીન પાષાણયુગ કહે છે. એ માનવોના અસ્તિત્વનો એક જ પુરાવો, નદીઓના ભાઠામાં મળી આવતાં અણઘડ પથ્થરના સ્વરૂપનાં ઓજારો છે. એમાં ભાંગેલા પથ્થરમાંથી બનાવેલી અણઘડ ફરશીઓ અને પથ્થરની અણીદાર

કુહાડીઓનો સમાવેશ થાય છે. વળી એનાથી થોડો વધુ વિકાસ દર્શાવતાં ઓજારો પણ મળ્યાં છે. એમાં મોટી વાંકીચૂકી ધારવાળી કુહાડીઓથી લઈને સરસ સીધી ધારવાળી પથ્થરની કુહાડીઓ પણ મળે છે. મોટા પાનાંવાળાં ઓજારો પણ મળ્યાં છે. એ ઓજારો કેટલાં વર્ષો પહેલાંનાં હશે એ અત્યારને તબક્કે કહેવું શક્ય નથી, પણ પ્રોફેસર ઝેનરે એ ઓજારો અઢી લાખ વર્ષ પહેલાંનાં હોવાની ધારણા પ્રકાર લક્ષણ, આબોહવા અને બીજા આધારે, બાંધી છે.

એ બાદ એક ખાલી ગાળો આવી જાય છે કે જે દરમિયાન કોઈ નદીના પ્રદેશમાં માનવવસવાટનાં ચિહ્નો મળતાં નથી. વળી પાછાં એ ચિહ્નો ત્રીજા ભેજવાળા તબક્કામાં મળે છે. ગુજરાતમાં પથ્થર-યુગનો એ પછીનો તબક્કો શરૂ થાય છે. એ યુગના લોકો સરસ દાણાદાર પથ્થરનાં નાનાં નાના ઓજારો બનાવતા હોવાના એવા પુરાવા મળ્યા છે. એ ઓજારો સૂક્ષ્મ-પાષાણો (Microlithics) તરીકે ઓળખાય છે. અત્યાર સુધીમાં સાબરમતીના પ્રદેશમાં એવાં વીસ સ્થળો મળ્યાં છે. મહેસાણા જિલ્લામાં લાંઘણજ ગામે નમૂનારૂપ સ્થાન મળ્યું છે. ગુજરાતમાં બીજા સૂકા ગાળામાં પવનથી રેતી ઊડીને જે ટેકરીઓ બનેલી છે તેમાંની એકમાંથી આઠ માનવ હાડપિંજરો મળી આવ્યાં છે. ઉત્તર ગુજરાતના હાલના ભૂપૃષ્ઠની રચના આ ગાળામાં થયેલી છે. રેતીના એ ટેકરાઓ ઉપર તે પછીના ભેજવાળા ગાળામાં વનસ્પતિ ઊગેલી. સૂક્ષ્મ પાષાણ યુગના લોકો હવામાન સાનુકૂળ બન્યા પછી પાછા અવ્યા હશે એમ લાગે છે. એમનાં ઓજારોને 'ભૌમિક ઓજારો' કહી શકાય, કેમ કે એ ઓજારોના આકાર, બીજના ચંદ્ર જેવા, ત્રિકોણાકાર વગેરે પ્રકારના હતા. બીજાં ઓજારોમાં કેટલાંક ગોળાકાર રકાબી જેવાં અને મોચીઓ વાપરે છે તેવાં ઓજારો મળેલાં છે. ઓજારો ઘણા પહેલાંના સમયનાં છે અને હાડપિંજરો ખવાઈ ગયેલાં છે. મધ્ય ગુજરાતમાં મહી-પ્રદેશમાં એવાં ત્રીસ સ્થળ મળ્યાં છે. મહીને મળતી મેશ્વો નદીમાંથી ઘણો રસસ્પદ પુરાવો મળી આવ્યો છે. આ નદીના કાંઠા ઉપર, અમરાપુર અને કરચલા ખાતે બે સ્થળોએ કારખાનાંઓ હશે એમ લાગે છે. વડોદરા શહેરમાં વિશ્વામિત્રીને કાંઠે કરવામાં આવેલા ખોદકામમાં સૂક્ષ્મ પાષાણયુગના લોકોની સમૃદ્ધ વસ્તુઓ મળી આવી છે. પ્રાચીન ઐતિહાસિક યુગની વસ્તુઓ કરતાં એ સાવ જુદી પડેલી છે. વડોદરાની અગ્નિએ વીસેક માઈલ દૂર કરજણની આસપાસ આઠ સૂક્ષ્મ પાષાણ સ્થળો અમારા ધ્યાન પર આવ્યાં છે. નર્મદાના ખીણ પ્રદેશમાં ડૉ. ર. ના. મહેતાએ આ વિશિષ્ટ સૂક્ષ્મ પાષાણ ઉદ્યોગની ત્રીસ જગ્યાઓ શોધી કાઢી છે.

સૌરાષ્ટ્રમાં અમરેલી જિલ્લામાં શ્રી ફૂટે એવાં અનેક સ્થળો શોધેલાં પણ એ પછી એની કોઈ વધુ તપાસ થઈ નથી.

ગુજરાતમાં આ સૂક્ષ્મ પાષાણયુગમાં મહત્ત્વના લોકો ચારેકોર ફેલાયેલા હતા એમ આપણે જોઈ શકીએ છીએ, પણ તે યુગ ચોક્કસ કેટલાં વર્ષ પહેલાંનો હતો એ નક્કી કરતો કોઈ પુરાવો મળતો નથી. લાંઘણજ ખાતે મળી આવેલા પ્રાણી-અવશેષોનો ડૉ. ઝેનરે અભ્યાસ કરેલો. એમાં એમ જણાયું હતું કે એક પણ પ્રાણી, પાળવામાં આવતાં પ્રાણીઓના જૂથનું નથી. હાલ વધુ તપાસ ચાલી રહી છે. આ તળાવોના કિનારા ઉપર રહેતી શિકાર કરતી જાતિઓ ત્યાં પાણી પીવા આવતાં ગાય, હરણ, ભેંસ અને નીલગાય જેવાં પ્રાણીઓનો શિકાર કરતી. એવાં પ્રાણીઓનાં હાડકાં ખોદકામ દરમ્યાન મોટા પ્રમાણમાં મળી આવ્યાં છે. સૌથી વધુ રસપ્રદ તો એ છે કે એમાં ગેંડાનાં હાડકાં પણ છે. હાલ તો એ પ્રાણી માત્ર આસામમાં જ મળે છે. આ ઉપરથી એક વાત પુરવાર થાય છે કે ગુજરાતની આબોહવા તે વખતે વધુ વરસાદવાળી અને જંગલોને વધુ અનુકૂળ હશે.

### આદ્ય ઐતિહાસિક યુગ

છેલ્લાં થોડાંક વર્ષમાં, ભારતીય પુરાતત્ત્વમાં ગુજરાત એકદમ ધ્યાન ખેંચતું થઈ ગયું છે, કેમ કે સૌરાષ્ટ્રમાં હડપ્પા સંસ્કૃતિ દર્શાવતી અનેક જગાઓ મળી આવી અને નર્મદા અને તાપી નદીઓના પ્રદેશોમાં પણ કેટલાંક સ્થળો મળી આવ્યાં છે. અમદાવાદ જિલ્લામાં આવેલું લોથલ એવું એક મહત્ત્વનું સ્થળ છે. ગુજરાતનો લાંબો દરિયાકિનારો અને ખંભાતના સૂરક્ષિત અખાતે સિંધુ પ્રદેશની સંસ્કૃતિ ગુજરાતમાં વિકસાવવામાં મદદ કરી છે. છેલ્લાં દસ વર્ષમાં શ્રી એસ. આર. રાવે લોથલ અને રંગપુર, અને ડૉ. બી. એ. સુબ્બારાવે અને શ્રી પી. પી. પંડ્યાએ સોમનાથ, લાખાબાવળ અને અમરા શોધેલાં. શ્રી પંડ્યાએ રોઝડીની જગ્યા પણ શોધેલી.

લોથલ ખંભાતના અખાત નજીક, અમદાવાદ જિલ્લામાં સરગવાળા નજીક આવેલું છે. 'લોથલ'નો અર્થ છે મરેલાઓનો ટીંબો. સૌરાષ્ટ્રમાં વસતા હરપ્પીઓનું આ વેપારી કેન્દ્ર હતું. એ ગામ આઠથી દસ ફૂટ ઊંચા, કાચી ઈંટોથી બાંધેલા પડથાળ ઉપર બાંધવામાં આવેલું છે. ગામ પાંચ વિભાગોમાં વહેંચાયેલું છે. ખોદકામ કરનારના કહેવા પ્રમાણે એના દક્ષિણ વિભાગમાં ગામનો વડો રહેતો હતો. એનું ઘર મોટું હતું અને એમાં કેટલાંય ખંડો હતા ગામની મધ્યમાં બજાર આવેલું છે, એની બન્ને બાજુએ મકાનો છે. શરૂઆતમાં બાંધવામાં આવેલાં ઘરો ખૂબ ધ્યાનપૂર્વક સીધી હરોળમાં બાંધવામાં આવેલાં છે. સિંધુ-ખીણ પ્રદેશનાં શહેરોમાં પાણીના નિકાલની જે વિશિષ્ટ પદ્ધતિ હતી તે અહીં પણ છે. દરેક ઘરના પાણીના નિકાલ માટે ખાનગી ગટરો અહીં માલૂમ પડી છે.

લોથલમાં મળી આવેલું સૌથી મહત્ત્વનું બાંધકામ છે એક ગોદી. ૭૧૦ ફૂટ લાંબી અને ૧૨૦ ફૂટ પહોળી એ ગોદી છે. એના પાણીના પ્રવેશ દ્વારની પાસે એક નાની દીવાલ છે, અને એમ લાગે છે કે ભરતી દરમ્યાન વહાણો ત્યાં આવતાં હશે. હડપ્પાની સંસ્કૃતિનું આ પહેલું મોટું દરિયાઈ સ્થળ મળ્યું છે અને ભારતના પ્રાચીન દરિયાઈ વેપાર ઉપર ઘણો પ્રકાશ નાખે છે.

એ સ્થળેથી ઝવેરીઓ, કુંભારો, કંસારા અને નકશીકામ કરનારાઓની કળા દર્શાવતા કેટલાયે નાના નમૂના મળ્યા છે. જે સિંધુ-ખીણ

પ્રદેશની એ મહાન નગર સંસ્કૃતિમાં અને પાકિસ્તાનમાં આવેલાં મોહન જો-ડેરો અને હડપ્પાના વિખ્યાત શહેરોમાં વિકસેલી ઉચ્ચ કોટિની કલાપરંપરાઓ દર્શાવે છે

લોથલમાં મળી આવેલી બીજી એક રસપ્રદ વસ્તુ એનું કબ્રસ્તાન છે મુડદા દાટવાની કેટલીક રસપ્રદ પદ્ધતિઓ ત્યા હશે, એમ લાગે છે એક કબરમા પુરુષ અને સ્ત્રી સાથે પોઢેલા છે એ ઉપરથી કેટલાક એમ સૂચવે છે કે તે તે કાળે સતીનો રિવાજ હશે પણ એ નિર્ણય બાંધતા પહેલા વધુ પુરાવો મળવો જરૂરી છે ત્યાથી મળી આવેલી કેટલીક વસ્તુઓ એમ પણ સૂચવે છે કે પશ્ચિમ એશિયા સાથે એ લોકોને સંપર્ક હશે, પણ ઈ સ પૂ ૨૫૦૦ થી ૧૫૦૦ના ગુજરાતના કિનારા પરના આ વેપારમથકનું સપૂર્ણ ચિત્ર ઉપસાવવા માટે હજી ઠીક ઠીક પ્રમાણમાં તુલનાત્મક અભ્યાસ કરવો જરૂરી છે

ભારતમા ઊતરી આવેલા નવા સ્થળાંતરીઓ—આર્યોએ ઉત્તર અને વાયવ્ય ભારતમા પરિવર્તનો કર્યાં, પણ ગુજરાત અને સૌરાષ્ટ્રમા હડપ્પા સંસ્કૃતિના લોકોનું જીવન પૂર્વવત ચાલુ રહ્યુ હતું શ્રી એમ એસ વત્સ, ડૉ જે એમ ધૂર્ય અને ડૉ એચ ડી સાંકળિયાએ રગપુર ખાતે કરેલા ખોદકામે એ વાત સાબિત કરી છે શ્રી એસ આર. રાવે છેલ્લું ખોદકામ મોટા પાયા ઉપર કરાવ્યું છે અને એ ખોદકામ બતાવે છે કે ધીમે ધીમે એ વસાહત નાના નાના ગામડાના રૂપની બનતી જાય છે અને છતાય માટીકામની અને બીજી કળાઓ એ સ્થળે જળવાઈ રહે છે સાંસ્કૃતિક અભ્યાસ માટે આ સાતત્ય ઘણુ મહત્ત્વનું છે હવે આપણે જાણીએ છીએ કે પહેલાં ધારવામાં આવતું હતું તેમ આ ઉપખંડમા સંસ્કૃતિ ભૂંસાઈ નહોતી ગઈ પરંતુ એ સંસ્કૃતિના લોકો અને સંસ્કૃતિનાં ઘણાં તત્ત્વો સૌરાષ્ટ્રના સસ્કૃતિપ્રવાહના નીચલા થરમા ભળેલા છે

રગપુર, અમરા, લાખાબાવળ અને રોઝડીએ આપણને સૌરાષ્ટ્રની ઉત્તર-હડપ્પીય સંસ્કૃતિનું ચિત્ર આપ્યું છે એમાંનું સૌથી મહત્ત્વનું સ્થળ પ્રાચીન સોમનાથ કે પૌરાણિક પ્રભાસ છે વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીએ, અને રાજ્યે આ સ્થળે કરેલા ખોદકામે આપણને ઈ સ. પૂર્વે ૧૨૦૦થી ઈ સ. પછી ૭૦૦ સુધીના જીવનનો ખ્યાલ આપેલો છે વળી લોથલ અને રગપુર સાથેની કડીઓ પણ એ ખોદકામે મેળવી આપી છે

સોમનાથમાં મળેલો બીજો મહત્ત્વનો સીમાસ્તંભ છે મૌર્ય કાળ. નસીબજોગે મૌર્યકાળમાં લોહયુગની શરૂઆત અને ગંગાના ખીણ પ્રદેશના વિશિષ્ટ માટીનાં વાસણ કુસણનાં લક્ષણ નક્કી થયાં છે સોમનાથનો છેલ્લો તબક્કો જાણીતા ક્ષત્રપ અને મૈત્રક યુગ સાથેની કડીઓ પૂરી પાડે છે

### ઈતિહાસનો પ્રારંભિક કાળ

ઈતિહાસકારને લેખિત સાધનસામગ્રી મળતી થાય ત્યારથી પ્રાગ્-ઐતિહાસિક કાળ પૂરો થાય છે અને ઈતિહાસનો આરભ થાય છે પરંતુ કમનસીબે ગુજરાતનો પ્રારંભિક ઈતિહાસ ઈ સ.ની સાતમી સદી સુધી દંતકથાઓ રૂપી ધુમ્મસમા રહે છે, જોકે વચ્ચે વચ્ચે કેટલાક ઉજ્જ્વળ ધાબા પણ મળી આવે છે આપણે આ અસ્પષ્ટ રાજકીય ઈતિહાસનો ઉલ્લેખ કર્યા વિના પુરાતત્ત્વવિદ્યાને આધારે ગુજરાતના સાંસ્કૃતિક ઈતિહાસનું નિરૂપણ ચાલુ રાખીએ

ઈ પૂર્વે ૫૦૦ થી ગગા ખીણ પ્રદેશમાં વિશિષ્ટ માટીની વસ્તુઓ દેખા દે છે ત્યારથી ભારતીય પુરાતત્ત્વમા એકતાનું દર્શન શરૂ થાય છે માટીની એ વસ્તુઓ ચળકતી પૉલિશવાળી છે અને એમા ખૂબ પ્રચલિત રગ કાળો કે ભૂખરો છે પજાબથી બંગાળ, મધ્યભારત અને ઉત્તર મહારાષ્ટ્ર સુધી સારાયે ઉત્તર ભારતમાં એ પ્રસરેલી છે અત્યાર સુધીમા એવી વસ્તુઓ લકુલીશ સપ્રદાયના વિખ્યાત કેન્દ્ર ટીંબરવા અને સોમ-નાથ ખાતે ડૉ ર. ના મહેતાને મળી છે ટીંબરવા ખાતે નાના પાયા પર કરવામાં આવેલા ખોદકામમાં એક નોંધપાત્ર વસ્તુ એ જણાઈ છે કે ત્યાંથી મળેલી માટીની વસ્તુઓ મધ્યભારત અને દક્ષિણ ભારત માથી મળી આવેલી માટીની વિશિષ્ટ વસ્તુઓની સાથે સકળાયેલી છે માટીનાં એ વાસણોની અંદરનું પૉલિશ કાળું છે અને બહારનું લાલ છે એના ઉપરથી એમ લાગે છે કે માટીનાં વાસણો ઊંધા પકવવામાં આવતા હશે ભરૂચ ખાતે શ્રી કે વી સુંદરરાજને કરાવેલા ખોદકામમાંથી આની સીધી સાબિતી મળી છે

હવે આપણે ગુજરાતના સાસ્કૃતિક ઈતિહાસના જે તબક્કાઓનું સારુ સશોધન થયેલું છે તે તબક્કાઓ જોઈએ પશ્ચિમ એશિયા સાથેના વેપારનો ઉલ્લેખ આપણે કર્યો છે ઈસ્વીસનની શરૂઆતમાં ભારત અને ભૂમધ્ય પ્રદેશ વચ્ચે મોટા પાયા ઉપર વેપાર થતો હતો

એ વેપારને રોમનો અને પાર્થિયનો વચ્ચેનાં સતત યુદ્ધોથી વેગ મળેલો પરિણામે કેટલોક વેપાર સિંધુ તટ પ્રદેશ મારફતે પણ થતો વળી એ સમયની રાજકીય પરિસ્થિતિ પણ અનુકૂળ હતી. તે સમયે કુશાન સામ્રાજ્ય સારાયે વાયવ્ય ભારત તથા મધ્ય એશિયા ઉપર પથરાયેલું હતું અને એશિયા અને ચીન વચ્ચેના માર્ગો એણે આવરી લીધેલા. એ બધાની સમગ્ર અસરને પરિણામે ભારત અને ભૂમધ્ય પ્રદેશની વચ્ચેનો વેપાર વિકસેલો એક અનામી ખારવાએ હિંદી મહા સાગરનો ભોમિયો પેરિપ્લસ લખેલો છે ટૉલેમી જેવા મહાન લેખકોએ ભારત અને ભૂમધ્ય પ્રદેશ વચ્ચેના વેપારનો ઉલ્લેખ કર્યો છે ટૉલેમીએ ગુજરાતના કિનારા ઉપરના અનેક બંદરોનો ઉલ્લેખ કરેલો છે એમાં Bordexima (પોરબંદર), Mongolosson (માગરોળ), Ashtavapra (વલભી નજીકનું હસ્તવપ્ર), Barygazo (ભરૂચ), Kamane (કામરેજ) અને Navasaripa (નવસારી) વગેરેનો સમાવેશ થાય છે પેરિપ્લસમાં લખ્યું છે કે ભરૂચ પશ્ચિમએશિયા સાથેના વેપારનું મુખ્ય બજાર હતું વળી ભૂમધ્ય પ્રદેશમાંથી પીવાનો દારૂ, ચિનાઈ માટીની વસ્તુઓ, અત્તરો, ત્રાંબા અને પિત્તળનાં વાસણો આયાત થતાં અને એના બદલામાં કાપડ અને તેજાના ભરૂચ બંદરેથી ચડતાં.

કોઈ એવો પ્રશ્ન પૂછે કે એ વિસ્તૃત વેપારનો કોઈ ભૌતિક પુરાવો છે ખરો? એના જવાબમાં કહી શકાય કે, હા, છે આપણા

સદ્‌ભાગ્યે ભારતના જુદા જુદા ભાગોમાંથી એના પુષ્કળ પુરાવા મળી રહે છે. રોમન સિક્કાઓ, શિલ્પકૃતિઓ, કોતરેલાં રત્નો, મુગટો વગેરે મળ્યાં છે. વળી વધુમાં ઉત્તમ કૃતિઓના, માટીકામના આબેહૂબ નમૂના પણ મળી આવ્યા છે એ વધુ અગત્યનું છે. પુરાતત્ત્વશાસ્ત્રીની બાળપોથી માટીકામની વસ્તુઓ છે. એના ઉપરથી એ ક્રમબદ્ધ ઇતિહાસ ઉખેળી શકે છે. ભારતમાં અનેક સ્થળેથી માટીકામની રોમન વસ્તુઓ મળી છે. એ વસ્તુઓ કાં તો આયાત કરવામાં આવેલી છે કે કાં તો મૂળ ઉપ-રથી નકલ કરી બનાવવામાં આવેલી છે. ઈ. સ.ની પહેલી ચાર સદીઓ દરમ્યાન ભારતમાં બનતી માટી કામની વસ્તુઓ ઉપર રોમની અસર હતી એ દર્શાવતા પુષ્કળ પુરાવા હવે આપણી પાસે છે. ગુજરાતમાં પણ લગભગ એકસો સ્થળોએ રોમન સેમિયન વાસણો જેવાં જ વાસણો અને માટીની વસ્તુઓ મળી આવેલી છે. ભૌગોલિક રીતે ગુજરાત એ પ્રદેશની પાસે હતું એ કારણ પણ એમાં હશે.

છેલ્લાં ચાર વર્ષમાં મળેલાં આ વાસણકૂસણને પરિણામે ગુજરાત અને કાઠિયાવાડમાં આવેલાં અનેક ઐતિહાસિક સ્થાનોની વધુ શોધખોળ અને એનો કાળ નક્કી કરવાનું સુગમ થયું છે. મ. સ. યુનિવર્સિટીના પુરાતત્ત્વ વિભાગે વડોદરા, વડનગર, સોમનાથ, શામળાજી અને ટીંબરવા ખાતે કરેલાં ખોદકામ, તથા ભારત સરકારે અમરેલી ખાતે અને એક વખતની સૌરાષ્ટ્ર સરકારે વસઈ ખાતે કરેલા ખોદકામને પરિણામે માટીનાં એ વાસણકૂસણ ઈ. સ.ની પહેલી ત્રણ સદીનાં હશે એમ નક્કી કરવામાં આવ્યું છે. આ પ્રકારની માટીની વસ્તુઓ અને એની નકલો અને સ્થાનિક નકલો ભારતમાં અનેક સ્થળોએ મળી આવી છે. (જુઓ પરિશિષ્ટ). એટલે એ વસ્તુઓનું માત્ર ગુજરાતને મહત્ત્વ છે એમ નથી; ભારતીય પુરાતત્ત્વમાં પણ એનો ફાળો મહત્ત્વનો છે, કેમ કે એ પરથી સારાયે ભારતીય ઉપખંડમાં આવેલાં પ્રાચીન ઐતિહાસિક સ્થળો સાથેની કડી મળી આવે છે.

ગુજરાતમાં આ સિવાય પણ બીજી કેટલીક ઉત્તમ પ્રાચીન વસ્તુઓ મળી આવી છે. સુરત જિલ્લામાં નાગધ્રામાંથી એક રોમન સિક્કો, વડોદરામાંથી કામદેવની આકૃતિવાળો એક કાંસાનો હાથો, કરજણમાંથી ઊપસેલા કોતરકામવાળો મણકો, અને વડનગરમાંથી અંદરથી કોતરેલો નકલી મણકો વગેરે મળી આવેલું છે.

સમૃદ્ધિના એ મહાન યુગ દરમ્યાન લગભગ ચાર સદીઓ સુધી ગુજરાત ક્ષત્રપોના શાસન નીચે હતું. તે બાદ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે એ જીતી લીધું. સદ્‌ભાગ્યે મહાન ક્ષત્રપવંશનો ઇતિહાસ કોતરેલા અનેક લેખો અને સિક્કાઓ ઉપરથી મળી આવે છે. એના ઉપરથી તે સમયના રાજકીય ઇતિહાસની કલ્પના પણ બાંધી શકાય છે. એ સમયના એક એવા લેખમાં, સૌરાષ્ટ્રના પ્રાચીન પાટનગર તરીકે ગિરનાર (ગિરિ-નગરનો)નો અને એના મહાન રાજવી રુદ્રદામાનો ઉલ્લેખ છે. રુદ્રદામાએ મૌર્ય-યુગમાં બાંધવામાં આવેલા એક બંધની મરામત કરાવેલી. નહપાનના એક લેખમાં સોમનાથ કે પ્રભાસપાટણની પવિત્ર તીર્થયાત્રાનો ઉલ્લેખ છે. તાજેતરમાં કરવામાં આવેલા ખોદકામે ક્ષત્રપ-યુગનાં આ અને બીજાં ગામો ઉપર વધુ પ્રકાશ પાડયો છે. સૌરાષ્ટ્ર સરકારને ગિરનાર નજીક ઈંટવા ખાતેથી બૌદ્ધ મઠોની વસાહતો મળી આવી છે. સોમનાથનું મંદિર ક્ષત્રપ-યુગમાં હતું એવો પુરાવો નથી મળતો, પરંતુ સોમનાથ ગામ તે વખતે હતું એવો ચોક્કસ પુરાવો મળ્યો છે, અને રોમન યુગ સાથે સંકળાયેલાં લાલ પોલિશવાળાં વાસણ-કૂસણ મળે છે. એમ જણાય છે કે મધ્ય સૌરાષ્ટ્રમાં તેલી અને વડી નદીઓના સંગમસ્થાને, હાલના અમરેલી ગામની ઉત્તરે એક મોટું શહેર કે ગામ આવેલું હતું (એનું નામ મેળવી શકાયું નથી). ભારત સરકારના પુરાતત્ત્વ ખાતાએ ત્યાં વિશાળ પાયા ઉપર ખોદકામ કર્યું છે. એ ઉપરથી એમ જણાયું છે કે ભૂમધ્ય-પ્રદેશ સાથેના વેપારનું એ એક સૌથી મહત્ત્વનું કેન્દ્ર હતું. રોમન પદ્ધતિવાળાં માટીનાં વાસણ-કૂસણ આ સ્થળેથી ઘણી મોટી સંખ્યામાં મળ્યાં છે. સૌરાષ્ટ્ર સરકારે જામનગરથી ૧૧ માઈલ દૂર વસઈ અને બેડી ખાતે કરેલા ખોદ-કામમાં આ યુગની બીજી બે વસાહતો મળી આવી છે.

પ્રાચીન આનર્ત વિસ્તારમાં હાલના ઉત્તર ગુજરાત અને રાજ-પૂતાનાના ભાગો આવી જાય છે.

એ યુગનું એક સૌથી મહત્ત્વનું શહેર આનર્તપુર – આનંદપુર હતું. એ શહેર તે આજનું વડનગર. એ એક સૌથી પ્રાચીન બ્રાહ્મણ કે આર્ય વસાહત હશે. વડોદરા યુનિવર્સિટીએ ત્યાં કરેલા ખોદકામ ઉપરથી એમ લાગે છે કે એ શહેર ઈ.સ. પૂર્વે પહેલી સદીમાં એક કુદરતી સરોવરને કાંઠે વસેલું. એમાં શરૂમાં આવી વસેલા લોકો ઠીક ઠીક પ્રમાણમાં આગળ વધેલા હતા, અને તેઓએ પકવેલી ઈંટોનાં સરસ, સુઘડ મકાનો બાંધેલાં. પરંતુ ક્ષત્રપ-યુગમાં એ શહેર આબાદીને શિખરે હતું. એ યુગની વસ્તુઓ અને બાંધકામ હાલ શર્મિષ્ઠા સરોવર તરીકે ઓળખાતા સરોવરની ચારેકોર એક ચોરસ માઈલના વિસ્તારમાં પથરાયેલી મળી આવે છે. એ શહેર ઉપર ક્ષત્રપોના આધિપત્ય નીચેનું કોઈ શક્તિશાળી શાસન હશે એમ લાગે છે. ક્ષત્રપોનું ચલણ ત્રાંબા અને ચાંદીનું હતું, જ્યારે આ શહેરનું પોતાનું આગવું સીસાનું ચલણ પણ હતું.

એથી નીચે દક્ષિણમાં જઈએ તો હાલનું વડોદરા પણ ક્ષત્રપ-યુગના એક પ્રાચીન સમૃદ્ધ ગામમાંથી વિકસેલું છે એ ચોક્કસ. વિશ્વા-મિત્રીના કાંઠા ઉપર એ જૂનું ગામ હશે. એ યુગની ઈંટોની કેટલીય ઇમારતોના અવશેષો ઠેર ઠેર પથરાયેલા મળે છે. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીએ કરેલાં ખોદકામમાંથી એવો વધુ પુરાવો મળ્યો છે કે ભૂમધ્ય-પ્રદેશની સાથે ગુજરાતનો વેપાર હશે. માટીની બે ઉત્તમ મુદ્રાઓ અને કાંસાનો એક હાથો મળ્યો છે. એ હાથા ઉપર કામદેવની આકૃતિ કોતરેલી છે. મધ્યભારતમાં આવેલા ઉજ્જૈન અને નર્મદાના મુખ નજીક આવેલા ભરૂચ કે પ્રાચીન ભૃગુ-કચ્છ વચ્ચેના પ્રાચીન ધોરીમાર્ગની ઉપર વડોદરા આવેલું છે.

ગુજરાતમાં શિવધર્મની પાશુપત શાખાનું બીજું એક પ્રાચીન કેન્દ્ર હતું હાલનું કાયાવરોહણ. કારવણ તરીકે ઓળખાતું એ ગામ વડોદરાથી

વીસ માઈલ દૂર આવેલું છે એ સ્થળેથી પ્રાચીન વસ્તુઓનો મોટો સંગ્રહ મળી આવ્યો છે ઈ સ પૂર્વે ચોથી સદીથી લઈને છેક મુસ્લિમ યુગ સુધીના સિક્કાઓ ત્યાંથી મળ્યા છે તે ઉપરાંત લાલ પૉલિશનાં અનેક વાસણકૂસણ અને ભૂમધ્ય પ્રદેશમાંથી આયાત કરવામાં આવેલો એક કોતરેલો સુંદર મણકો મળ્યો છે આ સમૃદ્ધ સ્થળનું હજી વધુ ખોદકામ જરૂરી છે એની પડોશમાં આવેલા એક બીજા નાના સ્થળ ટીંબરવામાંથી પણ પ્રાચીન ઐતિહાસિક વાસણો મળ્યાં છે હવે છેલ્લે આપણે ટોલેમીએ જેનો ઉલ્લેખ કરેલો છે તે કામણે કે કામરેજ જઈએ અહીંયાં પણ એક વખતની વડોદરા સરકાર પ્રાયોગિક ખોદકામ કરેલાં એમાંથી એમ સાબિત થયું કે એ મહત્ત્વનું સ્થળ તાપીના કિનારે વસેલું હશે તાપીને કિનારે થોડેક દૂર નીચલેવાસ હાલનું વરિયાવ છે ભારતીય સાહિત્યમાં એ સ્થળ વરિયાવી પટ્ટણ તરીકે ઓળખાતું હતું ત્યાં કરવામા આવેલા પ્રાયોગિક ખોદકામમાંથી લાલ પૉલિશનાં વાસણકૂસણ મળ્યાં છે

પ્રાચીન ઐતિહાસિક કે ક્ષત્રપ યુગના ગુજરાતમાં જૂના ગામોનું અસ્તિત્વ આ ખોદકામોએ પુરવાર કરી આપ્યું છે જમીનની સપાટી ઉપરથી મળેલાં સિક્કા અને માટી કામની વસ્તુઓનો પુરાવો ધ્યાનમાં લઈએ તો પ્રાચીન ઐતિહાસિક ગુજરાતમાં વસતિ ક્યાં ક્યાં વસેલી હતી તે દર્શાવતાં બીજા ત્રીસ નામ ઉમેરી શકીએ ક્ષત્રપ યુગના ગુજરાતના આ અવશેષોનું વર્ણન બંધ કરતા પહેલા એક ભૌગોલિક નિરીક્ષણ અહીં કરી લઉં આ સ્થળો પ્રમાણમા થોડાં અને દૂર દૂરનાં છે અને એમ લાગે છે ક એ સ્થળો વચ્ચે વ્યવહાર હશે. એ બધા સ્થળો કિનારા ઉપર ક વિંધ્ય, અરવલ્લી કે સાતપુડા પર્વતોની તળેટીના ડુંગરાળ પ્રદેશમાં પ્રાચીન જગ્યોની સામે આવના સાંકડા ખાંચાઓમા આવેલાં છે

ધાર્મિક સ્થાપત્યના નમૂના બહુ નથી મળ્યા સાન, તળાજા, ઉપર કોટ, અને ખાપરાકોડિયા ખાતે બૌદ્ધ અને જૈન ગુફાઓ છે

શામળાજી ખાતેનો બૌદ્ધ સ્તૂપ અને વિહાર

સાબરકાંઠા જિલ્લામાં, ભીલોડા તાલુકામાં આવેલા શામળાજી ખાતે, વડોદરા યુનિવર્સિટીએ ડૉ સુબ્બારાવની દોરવણી હેઠળ કરેલા ખોદકામમાં આ વર્ષે એક બૌદ્ધ સ્તૂપ અને વિહાર મળી આવ્યાં છે મેશ્વો નદી ગુજરાતના મેદાનમાં જ્યાંથી ઊતરી આવે છે એ મોટા કોતરની પૂર્વ બાજુએ એક મોટી બૌદ્ધ વસાહત મળી છે એ વસાહત કિલ્લેબંધ ગામ શામળાજી ઉપર આધારિત હશે. ગુજરાતના ક્ષત્રપ શાસકો પોતાની સાથે ગાંધાર કલા અને સ્થાપત્યપ્રણાલી લાવેલા.

એ બૌદ્ધ સ્તૂપમાં ઉપર ઘુમ્મટ છે એ નક્કર ઈંટનો બનેલો છે સિંધમા મીરપુર ખસ અને પાકિસ્તાનમાં મોહરા મોરાડુ મોરાડુ (તક્ષિલા)-માંના વિખ્યાત સ્તૂપો સાથે એ સ્તૂપ મળતો આવે છે નીચલા પડાળમાં બાર સ્તંભ છે એ સ્તંભોના ટેક એક સુશોભિત ઝરૂખો છે એની ટોચે કાપેલી ઈંટો આગળ ઝૂલની બેસાડેલી છે વિહારના ગર્ભદ્વારની સામે સ્તંભોની વચ્ચે આવેલી દસ જગાઓ છે એ પડાળ ખોદી કાઢવામાં આવ્યો ત્યારે ધ્યાનમુદ્રામા હોય તેવી, માટી અને રેતીના મિશ્રણમાંથી બનાવવામા આવેલી ભગવાન બુદ્ધની ૧૬ મૂર્તિઓ મળી આવી છે એ મૂર્તિઓ ૨ ફૂટ ઊંચી અને ૧૪ ઈંચ પહોળી છે મૂર્તિના પોશાક અને બેઠકમાં થોડોક ફેર છે પરંતુ એમ કહી શકાય કે ગાંધાર કળાના છેલ્લા તબક્કામાં એ બનાવવામા આવી હશે (ઈ સ ૩૦૦ થી ૪૦૦ના ગાળામાં)

સાથે આવેલા વિહારમા વચ્ચે ખુલ્લી જગા અને એની ચારેકોર ખંડોની ચાર હાર આવેલી છે એ સ્થળે કુલ ૩૬ ખંડો છે છેક દક્ષિણના છેડે મંદિર છે મઠના બે તબક્કા દેખાય છે શરૂઆતનો મઠ કદાચ પૂરના પાણીથી નુકસાન પામ્યો હશે, કેમ કે એની બહારની દીવાલ ઘણી પાતળી છે બીજા તબક્કામા મઠનો પગથાળ ઊંચો બાંધવામાં આવેલો છે અને મઠવાસીઓના રક્ષણ માટે પહોળી દીવાલ બાંધવામાં આવેલી છે

એ સ્થળેથી ખોદકામમાં ચાંદીના ચૌદ સિક્કા મળ્યા છે પરંતુ માત્ર બે જ રાજવીઓને ચોક્કસ ઓળખી શકાયા છે એમાંનો એક છે ક્ષત્રપ રાજવી વિશ્વસેન ઈ સ ૨૯૩થી ૩૦૫ સુધી એનું શાસન હતું બીજો રાજા છે મૈત્રક વંશનો સ્થાપક શર્વ ભટ્ટારક ઈ સ પાંચસોના અરસામાં તેનું શાસન હતું

## મધ્યકાલીન ઈતિહાસનો પ્રારંભકાળ

મધ્યકાલીન ઈતિહાસના પ્રારંભકાળમાં ગુજરાતમાં રાજકીય ઊથલ પાથલો થતી હશે. વલભીના મૈત્રકો, સૌરાષ્ટ્રમાં ગુપ્તોનું અને ઉત્તર ગુજરાતમાં ચાવડાઓનું સ્થાન લેતા હતા પૂર્વ ગુજરાતના કેટલાક ભાગો માળવાના પરમારોના હાથમાં હતા અને દક્ષિણ ગુજરાતમાં ચાલુક્યો અને રાષ્ટ્રકૂટો વારંવાર ઘૂસી આવતા હતા.

એ યુગનાં ઘણાં થોડાં સ્મારકો હાલ મળે છે એમાં મહત્ત્વના ગણાય તેવા સ્મારકોમાં ગોપ, ઘૂમલી અને વડનગર, પાવાગઢ અને ગળતેશ્વર ખાતેના મંદિરો અને સરોત્રા ખાતેના કપિલેશ્વર મહાદેવનું મંદિર ગણાય આ યુગની અનેક શિલ્પકૃતિઓ ગુજરાતના બધા ભાગોમાંથી મળી છે એ યુગની શિલ્પકૃતિઓનો એક સૌથી સરસ સંગ્રહ આકોટામાંથી અકસ્માત મળ્યો છે કાંસાની એ જૈન મૂર્તિઓ ઈ સ ૬૦૦ અને ૧૦૦૦ ની વચ્ચેના ગાળાની છે અને હાલ એ વડોદરાના સંગ્રહસ્થાનમાં છે પશ્ચિમ ભારતના ધાતુના ઘડતરની અને શિલ્પકળા ઉપર એ કૃતિઓ પ્રકાશ નાખે છે

એ યુગની ભૌતિક સંસ્કૃતિની બીજી બાજુઓની હજી યોગ્ય તપાસ નથી થઈ તાજેતરનાં વર્ષોમાં યુનિવર્સિટીના પુરાતત્ત્વ ખાતાએ શરૂઆત કરી છે વડોદરા, ટીંબરવા અને વડનગરમાંથી માટીકામના મહત્ત્વના નમૂના મળ્યા છે એ નમૂના ઉત્તર અને દક્ષિણ ગુજરાત માંથી મળ્યા છે ગુજરાતના પુરાતત્ત્વના આ તબક્કાનું હજી વધુ સ્થળોએ વિગતવાર સંશોધન કરવાની જરૂર છે

# પ્રાચીન સ્થાપત્ય અને શિલ્પ

ડૉ. રમણલાલ મહેતા
(અધ્યાપક, ભારતીય પ્રાચીન સંસ્કૃતિ, મ૦સ૦ યુનિવર્સિટી, વડોદરા.)

ભૌગોલિક દૃષ્ટિએ રાજસ્થાનનું રણ, માળવાના પશ્ચિમના પર્વતના પ્રદેશો તથા અરવલ્લીની ગિરિમાળા તથા પશ્ચિમઘાટના પર્વતો અને અરબી સમુદ્રથી ઘેરાયેલો ભૂપ્રદેશ એક વિશિષ્ઠ એકમ બને છે. આ એકમનાં સૌરાષ્ટ્ર, આનર્ત, લાટ અને કચ્છ જેવાં પ્રાચીન નામો પ્રચલિત હતાં, તેનો મધ્યકાળમાં લોપ થઈને ગુજરાત અને સૌરાષ્ટ બે નામો સચવાઈ રહ્યાં છે. કચ્છ પણ પ્રાચીનકાળથી સચવાયેલું સમુદ્રકિનારાના પ્રદેશનું સૂચક નામ છે. ગુજરાતમાં આ અંગો એની વિશિષ્ટ ભૌગોલિક તથા રાજકીય પરિસ્થિતિને લીધે તેનાં વિશિષ્ટ નામો ધારણ કરતાં આવ્યાં છે. ગુજરાતની અંદર આ ત્રણ પ્રદેશોની ભૌગોલિક ભિન્નતા છે, પરંતુ એ ત્રણેના એકબીજા સાથેના સંબંધો ખૂબ ઘનિષ્ઠ હોવાને લીધે એ તમામ એકમોએ સંપૂર્ણ એકતા સર્જી ગુજરાતની વિશિષ્ટ સ્થાપત્ય અને શિલ્પની પદ્ધતિ વિકસાવી છે.

ગુજરાતના સ્થાપત્યના ઇતિહાસની શરૂઆત આજના જ્ઞાનની પરિસ્થિતિમાં ગુજરાતમાં સિંધુ નદીની સંસ્કૃતિની ખીલણના અવતરણ બાદ, કરવામાં આવે છે. તે પહેલાંની ગુજરાતની સ્થાપત્યશૈલીના અવશેષો અદ્યાપિ શોધાયા નથી. સિંધુ નદીની સંસ્કૃતિના અહીંના અવશેષો સિંધના અવશેષોની સરખામણીમાં નાના છે. પરંતુ ત્યાંની સરખામણીમાં રહી શકે એવાં ઊંચા ચોતરા પર વ્યવસ્થિત ગટર યોજના-વાળાં મકાનો, તેમ જ વિશિષ્ટ ઉપયોગમાં આવતાં બાંધકામો અહીં નજરે પડે છે. આ અવશેષોમાં કોઈ ભવ્ય મહાલય કે મંદિરના ભગ્નાવ-શેષો હજુ સુધી મળ્યા નથી, પરંતુ અહીંથી મળતા અવશેષોમાં દેખાતી આશરે ૭૨૦ ફૂટ લાંબી અને ૧૨૫ ફૂટ પહોળી ઇમારત જેવડી મોટી ઇમારત હજુ સુધી ભારતનાં બીજાં સ્થળોએથી શોધાવાની બાકી છે. બીજાં મકાનો વગેરેના સ્થાપત્યાવશેષો તત્કાલીન સ્થપતિઓએ તે સમાજને જરૂરી એવાં મકાનો, કિલ્લા વગેરેની બાંધણીમાં પૂર્ણ કુશળતા પ્રાપ્ત કરી હતી એમ દર્શાવે છે.

આ યુગના બાંધકામમાં કાચી અને પાકી ઇંટો વપરાયેલી છે. તેની ગોઠવણીમાં સામાન્ય રીતે એક આડો થર અને બીજો ઊભો થર લેવામાં આવતો હતો એમ સૂચવે છે. ચણતર માટે માટી વપરાતી. આ ઉપરાંત લાકડાંનો આ મકાનોમાં કોઈ ઉપયોગ થતો હોય તોપણ તેના કોઈ અવશેષો મળ્યા નથી એટલે લાકડાના ઉપયોગથી આ મકાનોનો દેખાવ કેવો થતો હશે એ કલ્પનાનો વિષય છે.

આ યુગની વસાહતો પછીના યુગોનાં સામાન્ય મકાનો બાંધવામાં માટી, કાચી અને પાકી ઈંટો તથા લાકડાનો ઉપયોગ સર્વસામાન્ય રીતે નજરે પડે છે. નદીકાંઠાનાં ગામોમાં કે પથ્થરો સહેલાઈથી મળતા હોય એવા પ્રદેશોમાં પથ્થરનાં મકાનોનાં બાંધકામો નજરે પડે છે. પરંતુ તેના ચણતર માટે માટીનો ઉપયોગ સર્વસામાન્ય રહ્યો છે. સામાન્યત: પથ્થરોની ઇમારતોમાં મંદિરો, મસ્જિદો, કિલ્લાઓ, જલાશયો વગેરે ગણાવી શકાય. આ ઇમારતો ખૂબ સુશોભિત અને સ્થાપત્યના નમૂનાઓ તરીકે ઓળખાવી શકાય એવી હોય છે.

પથ્થરની ઇમારતોમાં મુખ્યત્વે બે પ્રકારો નજરે પડે છે: (૧) ખડકોમાંથી કોતરી કાઢેલી ઇમારતો તથા (૨) બાંધેલી ઇમારતો.

ખડકોમાંથી કોતરી કાઢેલાં મંદિરો, ચૈત્યો, વિહારો, સ્તૂપો વગેરે તૈયાર કરવાની કળા ભારતમાં ઈ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દીથી નજરે પડે છે. તે પહેલાં કુદરતી ગુફાઓમાં માણસો વસવાટ કરતા હોવાના ઘણા પુરાવાઓ જુદે જુદે સ્થળેથી પ્રાપ્ત થયેલા હોઈ ભારતની કેટલીક કુદરતી ગુફાઓ પણ પ્રાચીનકાળથી ઉપયોગમાં આવતી, પરંતુ પર્વતો-માંથી આખી ઇમારતનો અંદરનો તેમ જ બહારનો ભાગ કોતરી કાઢવાની પદ્ધતિ પ્રમાણમાં નવી છે.

ખડકોમાં ગુફાઓ કોતરવા માટે પશ્ચિમ ભારતમાં ટ્રેપના ખડકોનો ઉપયોગ ખૂબ થયો છે. આ પ્રકારના ખડકો સૌરાષ્ટ્રમાં સારા પ્રમાણમાં છે અને તેથી આ પ્રકારની ગુફાઓ સૌરાષ્ટ્રમાં મળી આવી છે.

જૂનાગઢમાં બાવાપ્યારાને નામે ઓળખાતી ગુફાઓના સમૂહનો મોટો ભાગ તદ્દન સાદા ચોરસ કે લંબચોરસ ઓરડાઓવાળો છે. જ્યારે તે ગુફાઓ પૈકી બહુ થોડી ગુફાઓની બહાર ઓસરી હોય છે. એ ગુફાઓ પર ચૈત્ય-ગવાક્ષોનાં શિલ્પો છે. અહીંના સ્તંભોની રચના પણ તત્કાલીન પશ્ચિમ ભારતના નહપાનના નાસિકના વિહારને મળતી છે. તેમ જ બીજા સ્તંભો ઇલોરાની રામેશ્વર ગુફા તેમ જ ભારહુતના સ્તંભોને મળતા આવે છે. આ ગુફામાં મળી આવેલાં કોતરકામો જૈન પારિભાષિક શબ્દપ્રયોગને લીધે તે જૈન ગુફાઓ હોવાનું અનુમાન છે. આ ગુફાઓ ક્યારે કોતરવામાં આવી હતી એ માટે સ્પષ્ટ પુરાવાઓ નથી પરંતુ તે ઈ. સ. પૂર્વે બીજા સૈકા પછી અને ઈ. સ.ના ત્રીજા સૈકાના

અંત સુધીમાં કોતરાઈ રહી હોવાનું તેની પાસેથી મળતા માટીનાં વાસણો વગેરેના પુરાવા પરથી અનુમાન થાય છે

આ ઉપરાંત ઉપરકોટ પર બે મજલાની ગુફા છે તેને નીચેને તળિયે આશરે ૧૧ ફૂટનો ચોરસ કુંડ છે અને તેની ત્રણ બાજુએ છતવાળી ઓશરી છે તેની પાસે મોટો છ થાંભલાવાળો ઓરડો છે ઓસરીની નીચેની બાકીની જગ્યાએ દીવાલ સાથે પથ્થરની પાટલીઓ છે તે જુદા જુદા ભાગોમાં વહેંચી નાખવામાં આવી છે અને તેની પર સ્થાપત્યનાં સુશોભનો છે સ્થાપત્યના ચૈત્ય ગવાક્ષો તથા વેદિકા જેવાં સુશોભનો વગેરને ધ્યાનમા લેતા આ ગુફાઓની રચના કઈ સદીમાં થઈ તથા કયા સપ્રદાય માટે તૈયાર કરવામાં આવી હતી વગેરે મુદ્દાઓ સ્પષ્ટ નથી પરતુ તે જૈન અથવા બૌદ્ધ સપ્રદાય માટે તૈયાર કરવામાં આવી હોવાનો સંભવ વધારે છે તેની રચના કદાચ ઈ સ ની શરૂઆતથી છઠ્ઠી સાતમી સદી સુધીમાં કકડે કકડે થઈ હોય તો નવાઈ નહિ! જૂનાગઢની માફક તળાજા પાસે આશરે ત્રીસેક ગુફાઓ જોવામાં આવે છે પરતુ તે પૈકી ૭૫'×૬૭ ૫'×૧૭ ૫' કદનો એક ભીમમંડપ પ્રસિદ્ધ છે તેની અદર ઓરડીઓ વગેરે કોઈ ભાગો નથી, તેમ જ ઓશરી અને ઓરડાને છૂટી પાડતી ભીંત પણ નથી એવી છતને ચાર ચોખંડા થાંભલાનો ટેકો હતો પરનુ તે સ્તંભો તૂટી ગયા હતા તેની બહાર મોટાં ચૈત્ય-ગવાક્ષ અને વેદિકાઓનાં સુશોભનો છે આ ચૈત્ય ગવાક્ષના મુખ્ય અર્ધગોળની અંદર ત્રણ ચાપવાળી કોતરણી છે અને ઉપના અર્ધગોળની નીચે પાટડી અને બે સ્તભો દેખાય છે આ જાતની ત્રણ ચાપવાળાં સુશોભનો ગાધાર અને કાશ્મીર તરફ મળે છે અને તે ગાંધાર શૈલીનાં લક્ષણોનાં સૂચક છે

અહીં ટેકરી પર એક તૂટલું ચૈત્ય છે તેની છત સપાટ છે અને તેનો મધ્યભાગ તૂટી ગયેલો છે તેની પરનાં ચૈત્ય-ગવાક્ષો, તોરણ તથા વેદિકાનાં સુશોભનો સારાં એવા પ્રાચીન હોય એમ દર્શાવે છે

સાણા પાસે પણ આશરે સાઠેક ગુફાઓ છે અને તેમાથી સૌથી મોટી ગુફા એભલ મંડપ જેવી છે તેની પાસે ચૈત્ય ગુફા છે તેની પાછલી બાજૂ અર્ધગોળ છે ત્યાં સાદો સ્તૂપ છે ભીમ ચોરીને નામે ઓળખાતી ગુફાને મોટી ઓશરી છે અને તેની કુભી તથા શીર્ષ પર કળશોની આકૃતિઓ છે આ આકૃતિઓ નહપાનના નાશિકના વિહારના સ્તંભ સાથે સરખાવી શકાય એમ છે ઢાંક પાસે જીજુરી ઝર નામે ઓળખાતી નાની ખીણમા કેટલીક ગુફાઓ અને જૈન શિલ્પો છે

સદ્ગત પી પી. પંડ્યાને તાજેતરમાં મધ્ય સૌરાષ્ટ્રમાં ખંભાલીડા ગામ પાસે ગુફાઓ મળી આવી હતી એ ગુફાની બહાર મોટાં સુંદર શિલ્પો છે અને એ રીતે સૌરાષ્ટ્રમાંથી મળેલી ગુફાઓમાં એ પોતાની વિશિષ્ટ છાપ પાડે છે સૌરાષ્ટ્ર બહાર ગુજરાતમાં ખાસ ગુફાઓ દેખાતી નથી અને મંદાપુર જેવી જગ્યાએ મળેલી ગુફાઓમાં કંઈ વિશેષ નોંધવા જેવું નથી. ગુજરાતમાં મળતી ગુફાઓ બૌદ્ધ ધર્મની છે કે જૈન ધર્મની એ હકીકત પણ ખાસ સ્પષ્ટ થતી નથી. ગુજરાતમાં બૌદ્ધ ધર્મની સરખામણીમાં જૈન ધર્મની અસર વિશેષ હોવાને કારણે આ ગુફાઓ પૈકી ઘણી જૈન ધર્મની હોય તો તેમા આશ્ચર્ય જેવુ નથી ગુજરાતના આ સ્થાપત્ય પ્રકારને ભારતના બીજા ભાગો સાથે સરખાવતા તે તેની ભવ્યતા કે શિલ્પસમૃદ્ધિથી પ્રેક્ષકને કદાચ આંજી ન નાખે પરતુ તત્કાલીન સ્થાપત્યપ્રણાલીનો અહીં ઉપયોગ થતો હતો એ હકીકત અહીં નિશ્ચિત સ્વરૂપે દર્શાવે છે

પથ્થરની ઈમારતોનો બીજો પ્રકાર બાંધેલાં મંદિરોનો છે ગુજરાતમાં બંધાયેલાં મંદિરો તેમ જ પથ્થરની ઈમારતોના બાંધકામમા કોઈ પણ જાતનું ચણતર કે સિમેન્ટ વગેરે વપરાયાં નથી મદિરોનાં તમામ અગો પથ્થરો પર પથ્થરો ગોઠવીને તૈયાર કરવામાં આવ્યા છે આ પથ્થરોને એક-બીજા સાથે જોડવા માટે નરમાદા-સાંધા તથા કેટલીક વાર ધાતુના ચાપડાઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે પથ્થરો મોટે ભાગે રતિયા અથવા ખરતા પથ્થરો કે આરસપહાણના હોય છે મંદિરોનો ઇતિહાસ તપાસતા માલૂમ પડે છે કે ગુજરાતનાં ઘણાંખરાં જૂના મંદિરો સૌરાષ્ટ્ર તેમ જ પૂર્વ ગુજરાત વગેરે ભાગોમાં દેખાય છે, જ્યારે સોલંકી યુગના મંદિરોનો મોટો ભાગ ઉત્તર ગુજરાતમા દેખાય છે પ્રાચીન મંદિરોનું અસ્તિત્વ આ ભાગોમાં સચવાઈ રહેવાનું કારણ આ પ્રદેશો પર મુસલમાનોની પ્રમાણમાં ઓછી રાજકીય સત્તા વગેરે ગણાવી શકાય બાંધેલાં મદિરોમાં કદાચ સૌથી જૂનું મંદિર ગોપનું ગણાય. તે ૨૩ ફૂટ ઊંચું છે તેનો અંદરનો ભાગ ચોરસ છે તથા દીવાલ બે ફૂટ જાડી છે આ દીવાલ ૧૭ ફૂટ સુધી સીધી ઊંચી બાંધેલી છે અને ત્યાંથી તેનું શિખર શરૂ થાય છે આખી દીવાલ પર કોઈ પણ જાતનું સુશોભન નથી. પરતુ તેની પર હારબંધ કાણાંઓ છે તે પાટડાઓ ગોઠવવા માટે તૈયાર કર્યાં હશે. આ મંદિર બહાર બે ચોક છે અંદરનો ચોક કદાચ પ્રદક્ષિણામાર્ગ હોવાનો સંભવ છે પરતુ તેની દીવાલ વગેરે તદ્દન ભંગાર હાલતમાં છે તેનો નીચેનો ભાગ ગોખ વડે સુશોભિત કરવામાં આવ્યો હતો. દરેક બાજુએ એક ગોળ કેન્દ્રમાં અને બન્ને ખૂણાઓ પાસે એક એક ગોખ રાખ્યો છે ગોખની અંદર કદાચ મૂર્તિઓ રાખવામાં આવતી હશે

બહારના ચોકની ભીંત થોડી નીચેથી બાંધવામાં આવી છે તેનો પૂર્વનો ભાગ સારી હાલતમાં છે અને તેનું સુશોભન કદાચ અંદરના ચોકની દીવાલ જેવું હશે.

આ મંદિરનું છાપરુ દાદર જેવું બાંધવામાં આવ્યુ છે તેનો અંદરનો ભાગ પોલો છે અને બહાર પગથિયાની માફક ઘૂમટ સાંકડો થતો જાય છે અને તેના ત્રણ સ્પષ્ટ ભાગ છે નીચેના ભાગમા દરેક બાજુ પર બે ચૈત્ય-ગવાક્ષો છે, અને બીજા ભાગ પર વચ્ચે એક ચૈત્ય-ગવાક્ષ છે અને ટોચ એક પથ્થરથી ઢંકાયેલી છે આ ચૈત્ય-ગવાક્ષોમા દેવોની પ્રતિમાઓ હતી. તેમાંના પશ્ચિમમાં એકમાં ગણપતિની મૂર્તિ છે અને ઉત્તરના ગવાક્ષમાં બીજા એક દેવ છે

આ મંદિરનો સ્થાપત્ય પ્રકાર વિશિષ્ટ પ્રકારનો છે તેની સરખામણી કાશ્મીરનાં મંદિરો સાથે તેમ જ આં ભાગના પ્રદેશના પ્રાચીન મંદિરો સાથે કરવામાં આવે છે આંધાર શૈલીની એની પર અસર હોવાનો અભિપ્રાય

ડૉ. સાંકળિયાએ દર્શાવ્યો છે. ગુજરાતમાં આ શૈલીની અસરો હતી તેના મજબૂત પુરાવાઓ શામળાજીનાં શિલ્પો તથા સ્તૂપોમાં પ્રાપ્ત થતા હોવાથી આ અસર ગોપના મંદિરમાં હોવાની શકયતા, કાશ્મીરની અસરના પ્રમાણમાં વધારે ગણાય. ગુજરાતનાં હયાતી ધરાવતાં મંદિરો પૈકી આ મંદિર, તેની રચનાને લીધે સૌથી પ્રાચીન હોય એમ લાગે છે. તેને ઈ. સ.ની પાંચમી સદીથી છઠ્ઠી સદીમાં મૂકવામાં આવે છે. જો આ તારીખો સ્વીકારીએ તો ગુજરાત અને સૌરાષ્ટ્રમાં આ યુગમાં એક વિશિષ્ટ શૈલી ગુપ્તોના યુગમાં હતી એમ ગણાય.

આ મંદિરની પછી કલસાર જેવાં પ્રાચીન શૈલીને અનુસરતાં મંદિરોની ગણના કરવી યોગ્ય છે. કલસારનાં નાનાં મંદિરની રચનાશૈલી તેર કે ચેઝરાલાના મંદિર છે. તે શૈલીનું ગુજરાતમાં અસ્તિત્વ હોવાની એક સારી સાબિતી પ્રાપ્ત થઈ છે. કલસાર જેવી શૈલી ઉપલક દૃષ્ટિએ દર્શાવતું મંદિર રોડામાં છે.

તદુપરાંત સૌરાષ્ટ્રમાં વીસાવાડા, બીલેશ્વર, સૂત્રપાડા થાણ (જૂનું મંદિર) કદવાર, કિંકરખેડા, સોન કંસારી, પાસ્તર જેવાં સ્થળોએ આવેલાં મંદિરો બે વિભાગમાં વહેંચી કાઢવામાં આવે છે. (૧) વીસાવાડા—થાન અને (૨) કદવાર—પાસ્તર.

આ તમામ મંદિરોનાં દર્શનો (કદવાર બાદ કરતાં) સરખાવતાં જણાય છે કે તેમાં બે ચોકની વચ્ચે ચોરસ કે લંબચોરસ ગર્ભગૃહો છે. આ લંબચોરસ ગર્ભગૃહોમાંથી વખત જતાં 'ગૂઢમંડપ' બન્યાં અને અંદરનો ચોક પ્રદક્ષિણામાર્ગ બન્યો.

વીસાવાડા જેવાં મંદિરોના ચોકની દીવાલો તૂટી ગઈ છે. બીલેશ્વર અને સૂત્રપાડાની દીવાલો તદ્દન સાદી છે અને તેના નીચેના થરો પણ તદ્દન સાદા છે. થાનમાં પણ તે અસ્તિત્વમાં હતી કે કેમ તે જણાતું નથી પરંતુ, તેના વિશિષ્ટદર્શનથી એવી ભીંતો અને ચોક હોવાની કલ્પના થઈ શકે છે.

મંદિરની ભીંતો પણ તદ્દન સાદી છે. અને થાન સિવાય બીજી જગ્યાએ ગોખ પણ નથી, થાનમાં ત્રણ આડા-થર (Moulding) છે, તેમાંની નીચેના પર પહોળા પાનની આકૃતિ છે, તેની ઉપર સીધો થર છે, તેની પર 'કળશ' જેવું સુશોભન છે. તે ઉપર ચૈત્યગવાક્ષોથી સુશોભિત અંગ છે.

મંદિરની જંઘા પર દરેક દિશા પર એક ગોખ છે. દક્ષિણના ગોખમાં ગણપતિ છે, ઉત્તરમાં મકરપર ગંગા છે અને પશ્ચિમમાં વરાહ છે. આ ગોખ પર ચૈત્યગવાક્ષનું સુશોભન છે. તે ત્રિકોણાકાર પગથિયાંવાળી રચના દર્શાવે છે. આ મંદિરોની વિગતવાર તારીખો માટે હવે નવેસરથી વિચારણા કરવાની જરૂર ઊભી થઈ છે. પરંતુ તે સોલંકીયુગ પહેલાનાં છે એ બાબતની શંકાને સ્થાન નથી.

આ મંદિરોના સ્તંભો સૂત્રપાડા અને કિંકરખેડા સિવાય બીજે કોઈ સ્થળે ખાસ સચવાયા નથી. કિંકરખેડાના મોટા ચોરસ સ્તંભોને કુંભી નથી પણ તેનું શરૂ પોખરાચાવું છે.

આ મંદિરોનાં શિખરો પ્રમાણમાં સાદાં ત્રણચાર પગથિયાંવાળાં અને મોટાં ચૈત્યગવાક્ષોવાળાં છે અને તેની ટોચ પર આમલક છે. વીસાવાડાના શિખર પર ચાર પગથિયાં છે. બીલેશ્વર પર તેના કરતાં વધારે છે. સૂત્રપાડામાં ચૈત્ય-ગવાક્ષની ઉપર આમલક છે. ચૈત્યગવાક્ષોનાં સુશોભનોમાં પણ વિકાસ દેખાય છે. એક ચૈત્યગવાક્ષને બદલે ત્રણનો સમૂહ થાય છે અને ત્યાર બાદ તેની જાળીદાર રચના વધતી જ જાય છે.

આ બધાં મંદિરોમાં કદવારનું મંદિર જુદી જાતનું છે. તે ચોરસને બદલે લંબચોરસ છે અને તેની બહારની બાજુની બારી એક તરફ ખુલે છે અને બન્ને બાજુ પર ઉપરથી બંધ દરવાજા છે. છ થાંભલા મંદિરની છતને ટેકો આપે છે. હાલ આ મંદિર વરાહના મંદિર તરીકે ઓળખાય છે. પરંતુ તે કદાચ કઝીન્સના જણાવ્યા મુજબ દશાવતારનું મંદિર હોય તો નવાઈ નહિ. મંદિરની બારસાખ જુદાં જુદાં હીરાભાત, ગોળાકાર વગેરે સુશોભનોથી સુશોભિત છે. એની પર બેઠેલા વિષ્ણુ તથા બારસાખના ઉપલા ભાગ પર ગણપતિની પ્રતિમા છે. નીચે બન્ને બાજુ પર ગંગા અને યમુનાની મૂર્તિઓ ખંડિત હાલતમાં છે. બારસાખની ઉપરના ભાગમાં સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ચંદ્ર, કળશ વગેરે છે. આ દરેક તખ્તી પર શિખર અને ચૈત્યગવાક્ષો છે.

આ મંદિરો સાથે સરખાવી શકાય એવાં મંદિરો પોરબંદર પાસે, બરડાના ડુંગરો પાસે સોન કંસારી, પાસ્તર વગેરેનાં છે. તેમનાં શિખરો ઉપલાં મંદિરો કરતાં થોડાં જુદાં છે. સોન કંસારીનું શિખર ધીરે ધીરે નાનું થતું જાય છે અને આખરે તેની ઉપર એકાદ ફૂટનું ચોરસ બાકું રહે છે. તેને એક પથ્થરથી ઢાંકી દેવામાં આવ્યું છે. તેની વચ્ચેના ભાગ પર ચૈત્યગવાક્ષનું સુશોભન છે.

સૌરાષ્ટ્રનાં આ મંદિરોની સાથે પૂર્વ ગુજરાતમાં આવેલાં રોડાનાં મંદિરો, વડનગરનાં પ્રાચીન મંદિરો વગેરે પણ પૂર્વ-ચાલુક્ય યુગનાં છે. આ મંદિરો પર કોઈ પણ જાતના લેખો નથી તેથી તેની ચોક્કસ તારીખો નક્કી થઈ શકતી નથી. પરંતુ તેની રચના અને સુશોભનો જોતાં તે સાતમીથી નવમી સદીનાં ગણી શકાય એવાં છે.

આ તમામ મંદિરો પણ સૌરાષ્ટ્રનાં મંદિરોની માફક કોઈ પણ જાતના ચણતર સિવાય તૈયાર કરવામાં આવ્યાં છે. રોડાનાં સાત મંદિરો પૈકી એક મંદિર સિવાયનાં બીજાં બધાં મંદિરો નાનાં છે. તેનાં અંગોમાં ગર્ભગૃહ અને તેની બહાર અર્ધમંડપ છે. દરેક મંદિરની દીવાલો એક કે બે ખાંચા દર્શાવે છે. અને તેથી તે રથ, પ્રતિરથ વગેરેમાં વહેંચાઈ જાય છે. પરંતુ તેમાંના એક મંદિરની ભીંતો તદ્દન સપાટ છે. આવી સપાટ ભીંતોથી, સૂત્રપાડા કે બીલેશ્વર, કે સાંચીનાં ગુપ્તમંદિરોની સાથે, આ મંદિરોને સરખાવી શકાય છે. આ મંદિરનું શિખર ઘણુંખરું તૂટી ગયું છે, તેથી તે કેવા પ્રકારનું હશે તે કલ્પનાનો વિષય છે.

મંદિરનાં છાપરાં અને શિખરોની સરખામણી પણ સૌરાષ્ટ્ર અને રાજસ્થાન તથા બીજાં સ્થળોનાં મંદિરો સાથે થઈ શકે એવી છે. રોડાના

એક મંદિરનું છાપરુ, તેર, ચેઝરાલા કે કલસારનાં મંદિરના જેવું છે પરંતુ આ છાપરુ તેમના કરતાં વધારે સુશોભિત છે આ મંદિરોના થોડા વળાંક લેતા શિખરો, ઉત્તર ભારતનાં શિખરોની શૈલીનાં છે અને તેને ધુમલી, પાસ્તર, મિયાણી, વઢવાણ, તેમ જ ઓસિયા, બડોલી, અને મહાકુટેશ્વરના સંગમેશ્વરના મંદિર સાથે તથા આહીવલ્લીના મંદિરો સાથે સરખાવાય એવા છે

આ મંદિરની જગતી પર ભારી આડા થરો જોવામા આવે છે આ ભારી થરો વડનગરનાં આમથેર માતાના અને શીતલામાતાનાં મંદિરો સાથે સરખાવી શકાય છે તેમ જ આ મંદિરની પંચશાખા બારસાખો વેલ, પાન, અને દેવોની મૂર્તિઓ, પંખીઓ વગેરેથી ખૂબ સુશોભિત કરેલી છે

ગુજરાતના ચૌલુક્ય સમય પહેલાના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ મંદિરોનો ખૂબ વિગતવાર અભ્યાસ થવાની ઘણી જરૂર છે કારણ કે નવેસર અભ્યાસ પહેલા, નવા અધ્યયનોથી ઉત્પન્ન થયેલો કાળક્રમ, કળા વગેરેના પ્રશ્નોનો સહેલાઈથી ઉકેલ આવે એમ નથી

ગુજરાતનાં ચૌલુક્ય સમયના મંદિરોનું વર્ણન કરતા પહેલા અહીંથી મળતા બાંધેલા સ્તૂપો, વિહારોની વિગતો જોઈ લઈએ

ગુજરાતમા બૌદ્ધ ધર્મનો પ્રચાર હતો એમ ચીની મુસાફર હ્યુએન ત્સાંગ, તથા વલભીના તામ્રપત્રો, રાષ્ટ્રકૂટોના તામ્રપત્રો વગેરેનો અભ્યાસ કરતા સ્પષ્ટ થાય છે પરંતુ સ્પષ્ટ બૌદ્ધોના ગણાય એવા અવશેષોનું પ્રમાણ ગુજરાત-સૌરાષ્ટ્રમા ઘણું ઓછું છે જૂનાગઢ પાસે ભગવાન લાલ ઇન્દ્રજીએ સ્તૂપના અવશેષો મેળવ્યા હતા, ત્યાર બાદ ગુજરાતમાંથી બીજા સ્તૂપોના અવશેષો મળ્યા ન હતા તાજેતરમાં સાબરકાંઠા જિલ્લાના દેવની મોરી ગામની પાસે એક ઈંટોરી સ્તૂપના અવશેષો મળી આવ્યા છે એની પીઠિકા પર નાની થાંભલીઓ, શરૂ તથા ઈંટોના આડા થરોનાં સુશોભનો છે પીઠિકાની ટોચ પર સુંદર કોતરણીવાળી ઈંટો આ સ્તૂપને સુશોભિત કરવામાં ઘણો ફાળો આપે છે તેની ઉપર પ્રદક્ષિણાપથ છે આ પ્રદક્ષિણાપથ પર ચઢવાનો દાદર હજુ સુધી શોધાયો નથી પ્રદક્ષિણા માર્ગની અંદરની બાજુની ભીંત ચૈત્યગવાક્ષોવાળા ગોખમાં બુદ્ધની બેઠેલી પ્રતિમાઓ સુશોભનાર્થે મૂકેલા ગવાક્ષો, અને નીચેની માફક સુશોભિત ઈંટો વડે શણગારેલી હતી અને તેની ઉપર સ્તૂપનો ખંડ ગોઠવવામાં આવ્યો હતો આ ખંડનો ઉપલો ભાગ તૂટી ગયો હતો તેથી વેદિકા, છત્રાવલી વગેરે કઈ હાલતમાં હશે તેની કોઈ પ્રકારની માહિતી આપણને મળતી નથી. આ સ્તૂપ આશરે ૮૫'×૮૫'ના કદનો અને હાલની પરિસ્થિતિમા ૩૭' ઊંચાઈવાળો છે તેની મૂળ ઊંચાઈ આના કરતાં ઘણી વધારે હોય એમ લાગતું નથી. કદાચ વેદિકા વગેરે સાથે તે પચાસેક ફૂટની ઊંચાઈવાળો હોય અને તેની છત્રાવલી થોડી વધાર ઊંચી હોવાનો સંભવ છે

આ સ્તૂપમાં વપરાયેલી સુશોભનવાળી ઈંટો તથા મૂર્તિઓ વગેરેના અવલોકન પરથી સ્પષ્ટ થાય છે કે તેના કેટલાક અંગો મીરપુર ખાસના સ્તૂપનાં અંગો સાથે સરખાવી શકાય એમ છે અહીંથી મળેલી પકવેલી માટીની બુદ્ધ પ્રતિમાઓ ભારતમાંથી પ્રાપ્ત થયેલી મૂર્તિઓમા સૌથી મોટા કદની છે આ સ્તૂપની પાસે એક નાનો ગોળ સ્તૂપ પણ નજરે પડે છે આ સ્થળે વધુ કામકાજ બાકી છે એટલે અહીંની આખી બૌદ્ધ વસાહતો કેવા પ્રકારની હતી એ કહેવું મુશ્કેલ છે

આ સ્તૂપની પાસે સાધુઓને રહેવાને માટે એક વિહાર બાંધવામાં આવ્યો છે આ વિહારનો થોડો ભાગ ખોદવામાં આવ્યો છે, તે પરથી લાગે છે કે અહીં વચ્ચે મોટા ચોકની આજુબાજુ ઓરડીઓ બાંધવામાં આવી હતી આ નાની ઓરડીઓ જોતાં એમ લાગે છે કે એ સ્તૂપની દરેક બાજુએ આઠ ઓરડીઓ હશે તેનું પ્રવેશદ્વાર સ્તૂપ તરફના ભાગમાં છે એટલે એ તરફ થોડી ઓછી ઓરડીઓ હોવાનો સંભવ છે એક ઓરડીમાં પથ્થરની ફરસબંધી છે, જ્યારે બીજા ભાગોમા ઈંટોની ફરસબંધી છે ચોકમાંથી પાણી વહી જવાને માટે મોરીની રચના કરવામાં આવી છે વિહારની ઓરડીમા પ્રવેશ કરવા માટે એક દરવાજાવાળાં બારણાં હોવાનો સંભવ લાગે છે તેનું છાપરુ કેવું હશે એ કહી શકાય એમ નથી પરંતુ તેની પર એક બાજુએ બે કાણાંવાળા સપાટ નળિયાં નાખવામાં આવતાં હોય એમ જણાય છે મકાનના બાંધકામમાં લાકડાનો ઉપયોગ થતો હોય એમ ત્યાંથી મળેલા અસંખ્ય ખીલાઓ પરથી જણાય છે

આવો ઈંટોની ફરસબંધીવાળો વિહાર ઈંટવા ટેકરી પર જૂનાગઢ પાસે મળી આવ્યો છે આ વિહારની સામાન્ય રચના દેવની મોરીના વિહાર જેવી છે તેથી ગુજરાતમા બૌદ્ધ વિહારોની રચના લગભગ એકસરખી હતી એમ લાગે છે ભારતના બીજા ભાગોમાં દેખાતા વિહારોની રચનાનો એક પ્રકાર આવી રચનાને મળતો આવે છે આ બન્ને વિહારો ક્ષત્રપ યુગના હોવાનો પૂરતો સંભવ છે

આવી ઇમારતોમાં બાંધકામ માત્ર ઈંટો અને માટી વડે કરવામાં આવ્યુ છે જ્યારે બૌદ્ધ મૂર્તિઓ પરથી સ્તૂપો પરની મૂર્તિઓ રંગવામાં આવતી હોય એમ સ્પષ્ટ થાય છે ગુજરાતમાં આ યુગનાં આવાં મકાનો પૈકી, વડોદરામા ખોદી કાઢવામાં આવેલું એક મકાન ૪૦' પહોળું અને ૭૦' લાંબુ હોવાનું જણાય છે

વડનગરમાં આ યુગનું ઓસરી અને ત્રણ ઓરડાવાળુ મકાન શોધી કાઢવામાં આવ્યુ હતું આ ઉપરાંત ગોળ તલદર્શનવાળાં મકાનો પણ ગુજરાતના ઉત્ખનનમાંથી પ્રાપ્ત થયાં છે, તે પરથી જણાય છે કે જરૂર પ્રમાણેની રચના અહીંના સ્થપતિઓ કરતા હતા અને તેમાં તેઓ પોતાના વિચારો તથા ભારતમાં પ્રચલિત વિચારોનો ઉપયોગ કરતા.

ચૌલુક્ય યુગના સ્થાપત્યનો વિચાર કરતાં તે યુગનાં મંદિરો, તોરણો કિલ્લાઓ, વાવ, તળાવ, કૂવાઓ વગેરે આપણું લક્ષ ખેંચે છે ચૌલુક્ય યુગ તે ગુજરાતના ઇતિહાસ અને સંસ્કૃતિના વિકાસ તથા ઉત્તેજન માટેનો સુવર્ણયુગ છે અને તે યુગનાં સચવાયેલા અવશેષોમાં કેટલુક વૈવિધ્ય જોવામાં આવે છે છતાં આ યુગનાં સ્થાપત્યના ઘણા અંશો જેવા કે સામાન્ય લોકોનાં મકાનો, રાજમહેલો, મહોલ્લાઓ અને નગરો માટે આપણી માહિતી ઘણી ઓછી છે અને તેમાં વધારો કરવા માટ ઉત્ખનનની અને વધુ અભ્યાસની ઘણી જરૂર છે

ચૌલુક્ય યુગનાં મંદિરોના બેત્રણ પ્રકારો દેખાય છે. પ્રાચીન ચૌલુક્ય મંદિરોમાં સુણક સંડેર, રુહાવી, દેલમાળ, કસરા, ધિણોજ, વાલમ, ખંઢોસણ વગેરે સંખ્યાબંધ સ્થળોએથી ઉત્તર ગુજરાતમાંથી મળતાં મંદિરો તેમ જ સૌરાષ્ટ્રમાં આવેલાં પરબડી, ચૌબારી વગેરે સ્થળોનાં મંદિરો ગણાવી શકાય. કચ્છના કોટાઈનાં મંદિરો ચૌલુક્ય કાળની શરૂઆતનાં હોવાનો સંભવ છે. આ મંદિરો પ્રમાણમાં નાનાં છે. આ યુગનાં આ નાનાં મંદિરો ગર્ભગૃહ, સભામંડપ અને અર્ધમંડપવાળાં હોય છે. તેનું તલદર્શન લંબચોરસ હોવા છતાં તેની ભીંતો પર રથ, પ્રતિરથ, પાણીનાર વગેરેના ખાંચાઓને લીધે ઘણી ખાંચોવાળાં દેખાય છે. આ દેખાવથી તે પ્રાચીન મંદિરોથી જુદાં પડે છે.

આ મંદિરોના અર્ધમંડપનું છાપરું ચાર થાંભલા પર ઊભું કરેલું હોય છે. તેનો મંડપ ચોરસ કે લંબચોરસ હોય છે. તેની ઉપરનો ઘૂમટ અને તેની છત સોળ થાંભલા વડે અધ્ધર રાખવામાં આવે છે. એના આઠ થાંભલા ઘૂમટને ધારણ કરે છે, જ્યારે બાકીના થાંભલાઓ છતને તેના સ્થાન પર સાચવી રાખે છે. મંદિરનો ઘૂમટ આઠ થાંભલા પર હોય છે. આ દાદરીનો ઘૂમટ ઘણી વાર ખૂબ સુશોભિત કરેલો હોય છે અને તેના કેન્દ્ર-ઝુમ્મર જેવો પથ્થર લટકતો હોય છે. આ પથ્થર ઘૂમટને મજબૂત અને વ્યવસ્થિત રાખવામાં મદદ કરે છે. આ ઘૂમટ પર અપ્સરાઓ વાજિંત્રો સાથે કે જુદી જુદી અંગભંગી દર્શાવતી ઊભેલી હોય છે. આ મંદિરોના સ્તંભો, કુંભી અને શરાં સાથે હોય છે અને તે ખૂબ સુંદર રીતે કોતરેલાં હોય છે. તેની ઉપર દેવી, અપ્સરા, ફૂલવેલ, ગ્રાસમુખ વગેરેની આકૃતિ હોય છે.

મંદિરનું ગર્ભગૃહ પ્રમાણમાં નાનું અને સાદું હોય છે. તેમાં થાંભલાનો અભાવ હોય છે અને મુખ્ય પૂજાની મૂર્તિ હોય છે. મંદિરની બારસાખ પણ સુશોભિત હોય છે પરંતુ તેનાં સુશોભનો ગતયુગ કરતાં વધારે સારાં નથી.

મંદિરોનો બહારનો ભાગ મંડોવર અને શિખર, પ્રાગ્-ચૌલુક્ય યુગ કરતાં જુદો છે. તેના મંડોવરના જગતી, જંઘા વગેરે છત સુધીના ભાગો ખીચોખીચ કોતરેલા હોય છે. અને તે કોતરણીનાં જુદાં જુદાં વિશિષ્ટ નામો થરંભો, કેવલી વગેરે હોય છે. આ ઉપરાંત મંદિરની નીચેના ભાગ પર આડી પટ્ટીઓમાં હાથી, ગ્રાસ, માણસો, દેવો વગેરેની કોતરણી હોય છે. તેને ગજથર, નરથર, ગ્રાસપટ્ટી વગેરે નામોએ ઓળખવામાં આવે છે. આ મંદિરોની જગતી અથવા બેઠક કે ઓટલાની ઉપરની ભીંતને જંઘા કહેવામાં આવે છે. આ ભાગ પર દિગ્પાલો, અપ્સરાઓ, સાધુઓ વગેરેની આકૃતિઓ હોય છે. આ સ્થળનું શિલ્પ જગતીના શિલ્પની સરખામણીમાં વધારે સારું હોય છે. અહીં દેવો, દેવી કે અપ્સરાની મૂર્તિઓ ગોખમાં મૂકવામાં આવે છે. આ ગોખની બાજુઓ ચોખંડા કે ગોળ સુશોભિત સ્તંભોવાળી હોય છે અને તેની ઉપર ચૈત્ય-ગવાક્ષોનાં સ્વરૂપો પરથી વિકસેલી જાળીદાર રચના જોવામાં આવે છે. આ જંઘાની ઉપર છાધ હોય છે. ગર્ભગૃહ પરના મુખ્ય શિખરની નાની નાની પ્રતિકૃતિઓ—ઉરુશૃંગો હોય છે. મંદિરની દીવાલના ખાંચાઓ સાથે આ ઉરુશૃંગોની સંખ્યા મેળ ખાતી હોય છે. મુખ્ય શિખરની ટોચ પર આમલક અથવા મોટો કોતરેલો સપાટ પથ્થર હોય છે અને તેની પર ઘટ મૂકવામાં આવે છે. મંડપનું શિખર ગર્ભગૃહના શિખરની સરખામણીમાં સપાટ અને નીચું હોય છે. જૂના ઉપર ઊભી પહેલ પાડેલા નાના પથ્થરોની રચના હોય છે અને તે જલધારા માટે તૈયાર કરી હોય એવો ખ્યાલ આપે છે વળી તે પગથિયાંની માફક ગોઠવેલાં હોય છે. શિખરની રચના ઊંચાઈસૂચક હોય છે, જ્યારે મંડપના શિખરની રચના ત્રિકોણાકાર હોય છે.

આવી વિશિષ્ટ રચના ધરાવતાં ચૌલુક્ય કાળનાં મંદિરો પૈકી ઘણાં આજે અર્ધભગ્ન હાલતમાં છે. આ મંદિરોની રચનાનું વૈવિધ્ય પણ ઘણું છે. વીરમગામમાં માનસર તળાવ પર આવેલા મંદિરના સભા-મંડપની બે બાજુ પર બે ગર્ભગૃહો છે, જ્યારે કસરામાં સચવાયેલા મંદિરના સભામંડપની ત્રણ બાજુ પર ત્રણ ગર્ભગૃહો છે. પરબડીમાં પણ આવું જ ત્રણ ગર્ભગૃહોવાળું મંદિર છે.

ઉપર વર્ણવેલી વિશિષ્ટ રચના ઉપરાંત ચૌલુક્યયુગમાં બીજી મંદિરોની રચનાની પદ્ધતિ દેખાય છે. મધ્ય ગુજરાતમાં ટીંબરવાનું લકુલીશનું મંદિર પ્રાચીન રોડા તથા વડનગરનાં મંદિરની સુશોભન શૈલી દર્શાવે છે. પરંતુ તેનાં શિખરની રચના ચૌલુક્ય શૈલીને મળતી આવે છે. પાવા-ગઢ પર આવેલું શંકરનું મંદિર પણ આવું જ સુશોભિત મંદિર છે.

ગુજરાતની કલાની સમૃદ્ધિ ઉપર દર્શાવેલી રચનાવાળાં નાનાં મંદિરો-ને લીધે પ્રસિદ્ધ થઈ નથી. પરંતુ, ગુજરાતને ભારતીય સ્થાપત્યમાં સ્થાન અપાવનાર મોઢેરા, રુદ્રમાળ તથા દેલવાડાનાં વિમલવસહી, લૂણ-વસહી, ખરતરવસહી તથા ગિરનાર અને શેત્રુંજા પરનાં જૈન મંદિરો વગેરે મોટાં મંદિરો છે. આ મંદિરોમાં રુદ્રમાળનો ઘણોખરો ભાગ નાશ પામ્યો છે, મોઢેરાના મંદિરનું શિખર તૂટી ગયું છે અને દેલવાડાનાં દેરાંઓમાં તથા ગિરનાર અને શેત્રુંજામાં ઘણો જીર્ણોદ્ધાર થયો છે. આવી પરિસ્થિતિ હોવા છતાં, આ મંદિરો તેની રચના, તેના સ્થાન, આયોજન અને સુશોભન વડે પોતાનું વૈશિષ્ટ્ય ધરાવે છે.

મોઢેરાનું સૂર્યમંદિર ગામની પશ્ચિમે પૂર્વાભિમુખ ઊભું છે. ઊંચા ટેકરા પર રામકુંડના કિનારા પર બંધાયેલા આ મંદિરની પાસે છૂટો સભા-મંડપ છે. તેમ જ એ મંદિરનો પોતાનો સભામંડપ, પ્રદક્ષિણામાર્ગ અને હાલ ઊંડું ગર્ભગૃહ છે. હાલના ગર્ભગૃહની ઉપર મંદિરના પ્રદક્ષિણા-માર્ગની સપાટી પર એકાદ માળ હોવાની કલ્પના કરવામાં આવી છે. આ ૧૧' ચોરસ ગર્ભગૃહની આજુબાજુ છાપરાવાળો પ્રદક્ષિણામાર્ગ છે. ગર્ભગૃહની આજુબાજુ પ્રદક્ષિણામાર્ગ રાખવાની પ્રાચીન પ્રણાલિકા અહીં સચવાયેલી છે, એટલું જ નહિ પણ તારંગા જેવાં પાછલા યુગનાં મંદિરોમાં પણ આ પ્રણાલિકા ચાલુ રહેલી છે.

મંદિરના ગર્ભગૃહમાં સુશોભનોનો અભાવ છે. પરંતુ, બહારના ભાગમાં પ્રચુર પ્રમાણમાં સુશોભનો હોઈ આ મંદિર ચૌલુક્ય શૈલીનાં તમામ લક્ષણો જગતીથી જંઘા અને શિખર સુધીનાં દર્શાવે છે. મોઢેરા-

ના સૂર્યમંદિરની રચના ઈ. સ.ની અગિયારમા સદીની પ્રથમ પચીસીમાં પૂર્ણ થઈ હોય એમ ત્યાંના એક શિલાલેખ પરથી જણાય છે.

મોઢેરાના સૂર્યમંદિરની પૂર્વમાં એક મોટો ૫૧'.૯" ૨૫'.૮" સભામંડપ અથવા રંગમંડપ એક સમચોરસ છે અને તેની ચારે બાજુએથી ખુલ્લો છે. ચારે બાજુથી મંડપમાં દાખલ થવાનાં પગથિયાં છે અને આ આખોયે મંડપ શિલ્પોથી અત્યંત સુશોભિત બનાવવામાં આવ્યો છે. તેનું ત્રિકોણાકાર દાદરીના ઘુમ્મટવાળું છાપરું તૂટી પડ્યું છે. અહીંના સ્તંભો પરની ટેકીથી ઘુમ્મટ વધારે ઊંચો બનાવ્યો છે અને તેના અર્ધમંડપમાં ઝૂલતી કમાનો બનાવેલી છે. આ કમાનો મકરમુખમાંથી નીકળીને અર્ધગોળ સ્વરૂપ ધારણ કરે છે અને તેની અંદરના ભાગમાં નાના અર્ધગોળની અંદર ગોળાકાર કમળ વગેરે કોતરેલાં છે.

મોઢેરાના સ્તંભોની વિવિધતા તેના કદ, ટેકી, કુંભીઓ અને શરાંને લીધે ખૂબ આકર્ષક હોય છે. તેની ઉપર નૃત્યાંગનાઓ, ઘટ, પલ્લવો તથા ફૂલવેલની ભાત, ગ્રાસપટ્ટી વગેરે સુશોભનો શરૂ પરના મકર, કીચક વગેરે કોતરણીને લીધે નવા નવા ઘાટ ધારણ કરતા આ સ્તંભો જોનારને મુગ્ધ કરી નાખે છે. આ સભામંડપ તદ્દન છૂટો છે અને કદાચ સૂર્યમંદિર બંધાયા પછી તૈયાર થયો હોય તો નવાઈ નહિ.

મોઢેરા સિવાય સૂર્યનાં મંદિરો પૈકી સોમનાથ પાસેનું તથા થાન પાસેનું પ્રખ્યાત છે. પરંતુ સ્થાપત્યની નજરે તે કદાચ મોઢેરા જેટલાં જુનાં હોય એમ લાગતું નથી.

મોટાં મંદિરોના બીજા દાખલારૂપ સિદ્ધપુરનો રુદ્રમાળ તદ્દન ભગ્નાવસ્થામાં છે. તે મૂળરાજે બાંધ્યો હતો અને સિદ્ધરાજે તે સમરાવ્યો હતો એવી કિંવદંતી પ્રચલિત છે. તેનો દેખાવ કેવો હતો તે આજે કહી શકાય એમ નથી. પરંતુ તેના ચાર સ્તંભ પરનો દરવાજો અને પૂર્વ તરફના દરવાજાના થાંભલા વગેરે પરથી તેની ભવ્યતાનો કંઈક ખ્યાલ આવે છે. તેના ભગ્નાવશેષો જેવાં મંદિરો તથા તેના ઘણા ભાગો આજે સિદ્ધપુરની મસ્જિદમાં વપરાયેલા છે.

આવાં મોટાં મંદિરોમાં વિજાપુર તાલુકાના આસોડા ગામે મોટું શિવાલય છે તેની આજુબાજુ ચાર નાનાં મંદિર હોઈને ચૌલુક્ય યુગના સ્થાપત્યનો સારો નમૂનો પૂરો પાડે છે. આવાં નાનામોટાં અનેક મંદિરો ઉત્તર ગુજરાતમાં જોવામાં આવે છે.

મંદિરની સાથે વિશિષ્ટ રચના ધરાવતાં મંદિરના પ્રવેશદ્વાર તરીકે ઉપયોગમાં આવતાં તોરણોનું સ્થાપત્ય ગુજરાતમાં ઘણું જોવામાં આવે છે. તોરણો બે સ્તંભો અથવા ચાર સ્તંભો પર ઊભાં કરવામાં આવતાં. તોરણો બે સ્તંભો પર હોય ત્યારે અથવા ચાર સ્તંભ પર હોય ત્યારે પણ મકાનની માફક ચણતર સિવાય તૈયાર કરવામાં આવતાં. આવાં તોરણો પ્રવેશદ્વાર હતાં એમ મોઢેરા, વાલમ વગેરે સ્થળોના અભ્યાસ પરથી જણાય છે. પરંતુ, વડનગરનાં તોરણોનો આવો ઉપયોગ હશે કે કેમ એ શંકાસ્પદ છે.

ગુજરાતનાં તોરણોમાં સૌથી નાજુક તથા સૌંદર્યવાન તોરણ હરિશ્ચંદ્રની ચોરીને નામે ઓળખાતા આશરે આઠમી નવમી સદીમાં મુકાએ એવા મંદિરના પ્રવેશદ્વારનું તોરણ છે. તે બે સ્તંભો પર ઊભું કરેલું છે. સ્તંભોની કુંભી કણીદાર છે અને સ્તંભો ચોરસ તથા કણીવાળા છે. સ્તંભો પર દેવી, દાતા વગેરેનાં શિલ્પો, પૂર્ણકુંભ તથા ફૂલવેલની કોતરણી છે. તોરણના પાટડા સાથે બે વળાંકવાળી મનોહર કમાન બનાવવામાં આવી છે.

આ તોરણ પછી ચૌલુક્યકાળમાં વડનગરનાં મહાકાય તોરણો તથા કપડવંજ, પીલુદ્રા, મોઢેરા, વાલમ, આસોડા વગેરે સ્થળોએ આવાં તોરણો દેખાય છે. આ તોરણોના સ્તંભો મંદિરના સ્તંભોની સરખામણીમાં મોટા હોય છે. પરંતુ તેની રચના અને મંદિરના સ્તંભોની રચનામાં કોઈ મહત્ત્વનો ભેદ નથી. તોરણોને નામે ઓળખાતી બધી જ રચનાઓ પ્રવેશદ્વાર તરીકે હોય એમ લાગતું નથી. ખાસ કરીને વડનગરનાં મોટાં તોરણો જે રીતે ઓટલા પર ઊભાં કર્યાં છે તે જોતાં તે દરવાજા માટે હશે કે બીજા કોઈ ઉપયોગમાં આવતાં હશે એ પ્રશ્ન છે.

પરંતુ આવાં તોરણો સાથેનાં મંદિરો ન હોવા છતાં આખા વિશ્વમાં આરસપહાણમાં કરેલાં મનોરમ કોતરકામ માટે પ્રખ્યાત દેલવાડાનાં વિમળવસહી અને લૂણવસહી નામે ઓળખાતાં જૈન મંદિરો ચૌલુક્ય યુગની રચના ઘણા પ્રમાણમાં સાચવી રાખે છે. મૂળ અગિયારમી અને તેરમી સદીમાં બનેલાં આ મંદિરોમાં વારંવાર ફેરફારો થયા હોવા છતાં આજે પણ વિમળવસહીનો નવચોકી મંડપ તથા ભમતી અને બાવન જિનાલયો પ્રેક્ષકને જોતાં બરાબર મુગ્ધ કરી નાખે છે. નવચોકીના ઘુમ્મટનાં કાચના ઝુમ્મરનાં સુશોભનો તેમ જ છત પરનાં અનેક શિલ્પોનાં ભારતીય કળા-વિવેચકોએ ભારોભાર વખાણ કર્યાં છે. ચૌલુક્યશૈલીની આ રચનાઓએ મોઢેરા અને રુદ્રમાળની સાથે ગુજરાતની ચૌલુક્યકલાને જગપ્રસિદ્ધ કરવામાં ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે.

ચૌલુક્ય યુગમાં શરૂ થયેલી આ સ્થાપત્યકલા, ચૌલુક્ય યુગ પછી ગુજરાતમાં કેટલાક નવા અંશો ભેળવતી આજ સુધી ચાલુ રહી છે. પરંતુ, ગુજરાત બહાર રાજસ્થાન, હિમાચલ પ્રદેશ તરફ અને બીજી બાજુ કાશી સુધી આ શૈલીની અસરો ફેલાયેલી છે.

ગુજરાતના મધ્યકાલીન સ્થાપત્યની બીજી વિશિષ્ટ રચના જલાશયોની છે. ગુજરાત ભારે વરસાદવાળો પ્રદેશ નથી અને અહીં ચોમાસું વ્યવસ્થિત નથી તેથી જ્યારે ચોમાસું નિષ્ફળ જાય ત્યારે પાણીની તકલીફ ન પડે એટલા માટે જલાશયોની જરૂર છે. તદુપરાંત અહીંની ગરમીમાં મુસાફરોને જોઈતું પાણી મેળવવા માટે પણ અગવડ ન પડે માટે વિશિષ્ટ જલાશયોની રચના થઈ છે. આ રીતે બંધાયેલાં જલાશયોમાં તળાવો તથા પાણી સુધી પગથિયાં દ્વારા પહોંચી શકાય એવાં વાવ, કૂવા અને કુંડો ઘણી જગ્યાએ જોવામાં આવે છે.

કદાચ સિંધુ નદીની સંસ્કૃતિના અવતરણ સમયથી ગુજરાતમાં તળાવો બંધાતાં આવ્યાં હોય એમ લાગે છે.

ચંદ્રગુપ્ત મૌર્યે બાંધેલું અને અશોકે સુશોભિત કરેલું સુદર્શન, રુદ્રદામનના વખતમાં તથા સ્કંદગુપ્તના વખતમાં પાળ તૂટવાથી દુર્દર્શન બની જતાં તેની પર તે વખતના રાજાઓ તથા અહીંના અધિકારીઓએ કરેલા જીર્ણોદ્ધારની આશરે સાતસો વર્ષની ગાથા ગિરનારની પાસેના શિલાલેખોમાં સચવાયેલી છે. મધ્યકાલીન તળાવો આપણને વધારે મળતાં નથી. પરંતુ ચૌલુક્ય યુગનું સહસ્રલિંગ, ધોળકાનું મીનળ તળાવ તથા વીરમગામનું મુનસર વગેરે પ્રખ્યાત તળાવો છે. વડનગરનું શર્મિષ્ઠા અથવા સમેળા તળાવ પણ આવું તળાવ છે. સહસ્રલિંગ તો સંપૂર્ણ નાશ પામી ગયું છે. પરંતુ ધોળકાનું મીનળ તળાવ બહારથી પાણી આવવાના માર્ગ પાસેના રુદ્રકૂપ અને ત્યાંથી કાઢેલી પનાલી અને તેની મારફતે તળાવમાં દાખલ થતા પાણીના સ્થળને લીધે આ યુગમાં તળાવ કાંપથી ભરાઈ ન જાય તે માટે રાખેલી સાવચેતી દર્શાવે છે. સમેળા તળાવનો નાગધરો પણ આવી જ કાંપ ઠરવાની જગ્યા છે. અહીં તળાવની વચ્ચે મોટો ટેકરો છે એને લીધે તળાવમાં આવતાં પાણીનો વેગ તૂટી જાય અને તેથી પાળોને નુકસાન ન થાય એવી વિશિષ્ટ રચના છે. ધોળકાના તળાવ પર વચ્ચે જવા માટે બાંધેલો પુલ તેની રચનાને લીધે ઘણો રમ્ય છે. માનસરની પાળ પરનાં અનેક મંદિરોને લીધે આ તળાવો મનોહર છે.

ચૌલુક્ય યુગમાં તળાવો બાંધવાની પ્રણાલિકા મુસલમાન સુલતાનોએ ચાલુ રાખી. તેમના વખતમાં અમદાવાદનું કાંકરિયા, પાટણનું ખાન સરોવર વગેરે સુંદર જલાશયો બંધાયાં. આ જલાશયો બાંધવાની પ્રવૃત્તિ મરાઠાઓએ સાચવી રાખી હોય એમ તેમના યુગમાં બંધાયેલાં વિવિધ તળાવોના બાંધકામની પ્રવૃત્તિઓ પરથી જણાય છે.

તળાવો ઉપરાંત ગુજરાતમાં વાવો પુષ્કળ પ્રમાણમાં મળે છે. વાવની રચના લંબચોરસ હોઈ તેની એક બાજુ ગોળાકાર હોય છે. આ ગોળાકાર બાજુ પર કૂવો હોય છે અને કૂવાના પાણી સુધી પહોંચવા માટે સીધાં પગથિયાં હોય છે. થોડાં પગથિયાં ઊતરીને મોટા પડથાર ઉપર જવાય છે. આમ એક પછી એક પગથિયાંની હારમાળા અને પડથાર વટાવીને પાણી સુધી જવાય છે. આ આખી રચનાની બંને બાજુ ઈંટ અથવા પથ્થરની ચણેલી ભીંતથી રક્ષાયેલી હોય છે અને બાજુઓ ધસી ન પડે એટલા માટે થાંભલા અને પાટડા વડે માળખું તૈયાર કરેલું હોય છે. આ રીતે તૈયાર થયેલી વાવો મુસાફરોને પાણી પીવાની ઘણી અનુકૂળતા આપે છે. તેના કૂવાનાં પાણીથી પાસે હવાડો ભરવાની સગવડ હોય છે, જેથી ત્યાં પશુઓને પાણી મળે છે.

આ પ્રકારની વાવો ઘણી હોય છે. કેટલીક વાવ લંબચોરસ રચનાને બદલે કાટખૂણિયા રચના દર્શાવે છે. જૂની વાવો હંમેશાં કાટખૂણિયા થાંભલા અને પાટડાની રચના દર્શાવે છે, જ્યારે મુસલમાન યુગ પછી તૈયાર થયેલી વાવો સામાન્યતઃ કમાનોની રચના દર્શાવે છે. દાદા હરિની વાવ કે અડાલજની વાવ જેવી મોટી વાવમાં પાણીની પાસે બેસવા માટે ઝરૂખા જેવી રચના તથા ત્યાં ઊતરવા માટે એક કરતાં વધારે દાદરો પણ મૂકે છે. આમ ગુજરાતની વિવિધ ઘાટની વાવો જલાશયોનું વિશિષ્ટ ઉદાહરણ છે. ગુજરાતની વાવોની સરખામણીમાં ભારતના બીજા ભાગોમાં વાવની સમૃદ્ધિ કદાચ ઓછી હશે.

વાવ ઉપરાંત આરામગાહોમાં ભમરિયા કૂવા બાંધવામાં આવતા. આવા કૂવાઓના એક પ્રકારમાં કૂવાની ભીંતની સાથે ગોળાકાર ઊતરતાં પગથિયાં બાંધેલાં હોય છે, જ્યારે બીજા પ્રકારમાં વચ્ચે કૂવો હોય છે તેની આજુબાજુ ઓરડાઓ બનાવેલા હોય છે. આ ઓરડામાં ચારે તરફથી ફરવાનાં બારણાં નથી. તેમાં ઊતરવાના દાદરો વગેરેની વ્યવસ્થાથી આ પ્રકારનું સ્થાપત્ય ઘણું સગવડપૂર્ણ બને છે. ખાસ કરીને ઉનાળાની ગરમીમાં આ જાતની વચ્ચે કૂવાવાળી ઇમારતો પ્રમાણમાં સારી એવી ઠંડક આપે છે.

આ જાતની પાણીની સપાટી સુધી પહોંચી શકાય એવી રચના કુંડોમાં જોવામાં આવે છે. કુંડમાં ચારે તરફથી પગથિયાંઓ મૂકીને નીચે ઊતરવાની વ્યવસ્થા કરવામાં આવે છે. આ પગથિયાંની રચના જુદે જુદે સ્થળે જુદી જુદી હોય છે. કુંડનું સ્થાપત્ય ખૂબ લાલિત્યપૂર્ણ હોય છે. તેમાં વાવની માફક કૂવો હોતો નથી. કુંડને પ્રમાણમાં નાનું પરંતુ ઊંડું તળાવ કહીએ તો ચાલે. મોઢેરા, રોડા, વડનગર, સોજિત્રા, કતારગામ વગેરે સ્થળોએ વિવિધ ઘાટના કુંડો છે. મંદિરો પાસેના ઘણા કુંડો દક્ષિણ ભારતનાં મોટાં મંદિરો પાસેના ચોતરફ બાંધેલાં સરોવરોનો ખ્યાલ આપે છે.

ગુજરાતની જલાશયની સ્થાપત્યરચના ઉપરાંત પ્રાચીન કિલ્લાઓ, ડભોઈ, ઝિંઝુવાડા, ઘુમલી વગેરે સ્થળોએ જોવામાં આવે છે. તે યુગની ચતુરંગ સેનાનાં આક્રમણો સામે આ કિલ્લાઓ સારું રક્ષણ આપતા હશે. ડભોઈના કિલ્લાની ચાર ભાગોળો તેની પરના મનોહર શિલ્પને લીધે જગમશહૂર છે. ઘણાખરા સારા કિલ્લાના દરવાજાઓમાં બે-ચાર કોઠા હોય છે અને તે બધા કોઠા તૂટે નહીં ત્યાં સુધી દુશ્મન દાખલ ન થઈ શકે એવી રચના હોય છે. પાવાગઢના બુઢિયા દરવાજાની રચના સંરક્ષણની નજરે ઘણી મજબૂત હતી. આ કિલ્લાઓએ ગુજરાતને તેની સરહદો સાચવવામાં ઘણી મદદ કરી છે. મધ્યકાળમાં બંધાયેલા કિલ્લાઓનાં નિશાન ગુજરાતમાં ઠેરઠેર જોવામાં આવે છે. પાટણ, અમદાવાદ, સોમનાથ, ભરૂચ, સુરત, ઈડર, વડોદરા, ચાંપાનેર જેવાં મધ્યકાલીન નગરો મજબૂત કિલ્લાઓથી રક્ષાયેલાં છે અને આ શહેરો પૈકી કેટલાંકના કિલ્લાની ભીંતો આજે પણ ઊભી છે. જ્યારે બીજાં કેટલાંક સ્થળોએ માત્ર દરવાજાઓ અને ભીંતોની જગ્યાએ તૈયાર થયેલા રસ્તાઓ પ્રાચીન કિલ્લાઓનો ખ્યાલ આપે છે.

ગુજરાતના ચૌલુક્ય યુગના રાજમહેલોનું અસ્તિત્વ આજે જોવા મળતું નથી અને તેના કરતાં વધારે પ્રાચીન કાળનું આ પ્રકારનું સ્થાપત્ય આજે સંપૂર્ણ રીતે નાશ પામી ગયું છે. ઉત્ખનન સિવાય આ સ્થાપત્યની શોધને માટે બીજો કોઈ માર્ગ નથી. મુસલમાન યુગની ભદ્ર જેવી ઇમારત અમદાવાદમાં છે. પરંતુ એકંદરે આ યુગના મહેલોનું પ્રમાણ ઘણું ઓછું છે. ગુજરાતના મુસલમાન યુગના અવશેષોમાં સૌથી પ્રચુર પ્રમાણમાં મસ્જિદો, મકબરાઓ વગેરે નજરે પડે છે. તેની વિશાળતા,

ભવ્યતા અને તેમાં ચૌલુક્ય યુગના કલાસંસ્કારો તથા તેનો ઈસ્લામના કાનૂનો સાચવીને થયેલો ઉપયોગ હેરત પમાડે એવો છે. અમદાવાદ, ધોળકા, પાટણ, ચાંપાનેર વગેરે અનેક સ્થળોએ આ બેનમૂન ઇમારતો મુસલમાન સુલતાનોની જાહોજલાલી અને કલાપ્રેમ દર્શાવતી ઊભી છે. મોગલકાળમાં ગુજરાતમાં અમદાવાદ, વડોદરા, સુરત વગેરે સ્થળોએ બંધાયેલી ઇમારતો તે યુગની સ્થાનિક સ્થાપત્યશૈલીનાં ઉદાહરણો આપતી અદ્યાપિ વિદ્યમાન છે.

## શિલ્પ

ગુજરાતનાં શિલ્પોનો પ્રથમ યુગ તામ્ર કાળના લોથલમાંથી મળેલી મુદ્રાઓ તથા માટીકામનાં પશુઓ વગેરેની આકૃતિથી શરૂ થતો દેખાય છે. આ યુગની મુદ્રાઓ તથા માટીકામના નમૂનાઓ સિંધુ નદીની ખીણમાંથી પ્રાપ્ત થતા અવશેષો સાથે સરખાવી શકાય એવા છે. એક માનવમસ્તક તથા એક ઇજિપ્તના મમીની પ્રતિકૃતિ હોય એવી નાની માટીની પ્રતિમા આ યુગમાં સિંધુ નદીની વસ્તુઓ કરતાં જુદા જ પ્રકારની શિલ્પાકૃતિ દર્શાવે છે. સમગ્ર રીતે સિંધુ નદીની સંસ્કૃતિમાંથી પ્રાપ્ત થતી વસ્તુઓ સાથે સામ્ય ધરાવતી વસ્તુઓ સાથે મળતી આ વસ્તુઓનો કાળક્રમ ખાસ નિશ્ચિત થયો નથી. પરંતુ કલા સરખામણી પરથી આ વસ્તુઓ ઈ. સ.ની પ્રથમ સહસ્રાબ્દીની આજુબાજુ હોવાની સૂચના આપે છે.

આ શિલ્પોનો યુગ વટાવીને ઐતિહાસિક યુગમાં આવતાં આપણને મૌર્ય યુગ કે તેના સમકાલીન યુગનાં ખાસ શિલ્પો મળ્યાં નથી. ટીંબરવાના ઉત્ખનનમાંથી મળેલી માટીની બે પ્રતિમાઓ અને સોમનાથમાંથી મળેલી આ પ્રતિમાઓ મથુરા તરફની સૌથી જૂની આ પ્રકારની પ્રતિમાઓ સાથે સરખાવી શકાય એમ છે.' આ ઉપરાંત ઉત્તર પ્રદેશમાં એન. બી. પી.ને નામે ઓળખાતા અને મૌર્ય યુગ કરતાં પ્રાચીન યુગની શરૂ થઈને મૌર્યકાળ પછી થોડી સદી સુધી ચાલુ રહેલાં સુંદર ચળકાટવાળાં, અસ્તરવાળાં માટીનાં વાસણો પણ ગુજરાતમાં ટીંબરવા તથા સોમનાથના ઉત્ખનનમાંથી મળ્યાં છે અને જો જૂનાગઢમાં યોગ્ય તપાસ હાથ ધરવામાં આવે તો ત્યાંથી પણ આવા પ્રકારની વસ્તુઓ મળવાનો સંભવ છે. આ યુગના અવશેષ તરીકે હીરાનંદ શાસ્ત્રીએ વસઈથી દ્વારકા જવાને રસ્તે મળેલો મોટો ખાયણો ગણાવ્યો છે.

જૂનાગઢમાં મૌર્યકાળનું તક્ષણકાર્ય પથ્થરની શિલાએ સાચવ્યું છે. આ શિલા પર વ્યવસ્થિત અને મરોડદાર, સુરેખ બ્રાહ્મી લિપિમાં આલેખાયેલાં અશોકનાં શાસનો આ સ્થળ પર મૌર્ય અસર દર્શાવે છે. એ જ શિલા પર ઈ. સ. ૧૫૦માં રુદ્રદામને પોતાના લેખમાં નોંધ્યું છે કે અહીં સુદર્શન તળાવ પર ચંદ્રગુપ્ત મૌર્યના વૈશ્ય અધિકારી પુષ્યગુપ્તે બંધ બાંધ્યો અને અશોકના યવન અધિકારી તુષાસ્ફે તેની પરનાં ગરનાળાં, નહેરો વગેરેથી તળાવને અલંકૃત કર્યું. આ ઇમારત નામશેષ થઈ ગઈ છે. એટલે મૌર્યકાળની કળાના બીજા અવશેષો માટેની શોધ ચાલુ રાખવાની જરૂર છે.

અનુ મૌર્ય યુગમાંના કેટલાક અવશેષો વડોદરા તરફથી મળ્યા છે. ઈ. સ. પૂર્વે પહેલા અથવા બીજા સૈકાના મનાય એવા કેટલાક અક્ષરો ભીમનાથ મહાદેવના દરવાજાની ફરસબંધી પર કોતરાયેલા છે. આ સંજ્ઞાઓ જૂના 'ય' અક્ષરો સૂચવે છે. આ ભીમનાથ મહાદેવ પ્રાચીન અકોટક નગરની ઉત્તર બાજુ પર એક તળાવને કિનારે આવેલું સ્થાનક છે. તેની પર ઘણા જીર્ણોદ્ધારો થયા છે. પરંતુ ત્યાંથી મળતી બીજી મૂર્તિઓ પણ આ પ્રાચીન દેવસ્થાન હોવાની અગત્યની માહિતી પૂરી પાડે છે.

જૂનાગઢમાં 'બાવા પ્યારા'ના મઠને નામે ઓળખાતી જગ્યામાં ખડકોમાંથી કોતરી કાઢેલી જૂની ગુફાઓ છે. તેના ઉપરના ભાગમાં ચૈત્યગવાક્ષની આકૃતિઓ મળે છે. આ ગુફાઓ પરનાં માંગલિક ચિહ્નો બૌદ્ધ, જૈન તેમ જ હિંદુઓમાં પ્રચલિત હતાં તેથી ગુફાઓ કયા સંપ્રદાયની છે એ કહેવું મુશ્કેલ છે પરંતુ જૂનાગઢ મ્યુઝિયમમાંનો એક લેખ એક ઠેકાણે 'केवल ज्ञान सम्प्राप्तानां' જેવા શબ્દો દર્શાવે છે. આ શિલાલેખ આ ગુફાઓ પાસેનો હોય તો તેના લખાણની લાક્ષણિકતા ધ્યાનમાં લેતાં આ ગુફાઓ જૈન સંપ્રદાયની હશે એ માનવાને મજબૂત કારણ મળે છે.

જૂનાગઢમાં ઉપરકોટની બે-મજલી ગુફાઓ પર ચૈત્ય-ગવાક્ષો કોતરેલાં છે. મથાળા પર સિંહોની બેઠી આકૃતિઓ અને તેની પર અનેક દેહભંગીઓમાં ઊભેલી સ્ત્રીઓની મૂર્તિઓ જીર્ણ થઈ ગઈ છે. આ ગુફાઓમાં લાંબો સમય વસવાટ રહ્યો હશે અને ત્યાં જુદે જુદે સમયે કોતરકામ થયું હશે પરંતુ આ ગુફાઓની સાફસૂફી કરતાં અહીંથી ક્ષત્રપ રાજા રુદ્રસેન બીજાનો સિક્કો ઈ. સ. ૩૪૮–૭૮, પકવેલી માટીની આકૃતિઓ, માટીના પદકો, યક્ષમૂર્તિ તેમ જ મણકાઓ વગેરે મળ્યાં છે. ખાપરા કોડિયાને નામે ઓળખાતી ગુફાઓના થાંભલા પાસેના પોખરાઓ પર સંમિશ્રિત જાનવરો વગેરેનાં શિલ્પો છે. આ પ્રકાર મથુરા તરફ પ્રચારમાં હતો.

તળાજાની ગુફાઓમાં 'એભલ મંડપ' જેવી ગુફાઓ પર વિશિષ્ટ આકૃતિ ધરાવતાં ચૈત્ય-ગવાક્ષો કોતરેલાં છે જેની કોતરણી ભારતના બીજા ભાગોમાંથી ઈ. સ.ની પહેલી કે બીજી સદીની આસપાસની કોતરણી સાથે સરખાવી શકાય એમ છે. ઈ. સ.ની શરૂઆતની પાંચેક સદી સુધીના યુગના શિલ્પાવશેષો પ્રમાણમાં થોડા છે. આ ક્ષત્રપ યુગના રોમન અસર નીચે બનતાં માટીનાં વાસણોના અનેક અવશેષો ગુજરાતમાંથી મળ્યા છે. તેમાં ખાસ કરીને અમરેલીમાંથી મળેલાં વાસણો પરની માટીની આકૃતિઓ ધ્યાન ખેંચે છે. તદુપરાંત આ અસર નીચે ગુજરાતમાંથી પ્રાપ્ત થયેલા અવશેષોમાં કારવણમાંથી મળેલો અકીકનો કેમીઓ, અકોટામાંથી કાંસાના વાસણનો હોડી પર બેઠેલા કામદેવની આકૃતિવાળો હાથો તેમ જ અહીંથી ઘોડાઓ તથા નારંકિત માટીની મુદ્રાઓ, વડનગરની એક માનવાકૃતિવાળી માટીની મુદ્રાઓ વગેરે ગણાવી શકાય. આ શિલ્પોની બનાવટ સ્પષ્ટ રીતે અભારતીય લાગે છે અને તેને તત્કાલીન રોમન વસ્તુઓ સાથે સરખાવી શકાય એમ છે.

વડનગર તથા વડોદરા જેવાં સ્થળોએથી મળેલી નાગકન્યા, તથા દેવીઓ અને પશુઓની પથ્થર કે માટીની નાની મોટી મૂર્તિઓ

તત્કાલીન શિલ્પપ્રકારનો ખ્યાલ આપે છે. આ યુગના વિશિષ્ટ શિલ્પોના નમૂનાઓ ગુજરાતમાં સાબરકાંઠા જિલ્લાના ભિલોડા તાલુકાના શામળાજી વિભાગમાંથી ઘણા મળી આવ્યા છે. તે પૈકી સૌથી વધુ ધ્યાન ખેંચે એવી 'દેવની મોરી' પાસેથી મળી આવેલા સ્તૂપને સુશોભિત કરતી પ્રતિમાઓ, કમાનો, ફૂલવેલ તથા ભૌમિતિક આકૃતિવાળી માટીની ઈંટો વગેરે છે. અહીંની તમામ કલા માટીની છે. આ પકવેલી માટીની કરુણામય, સ્મિત કરતી બુદ્ધની મૂર્તિઓ તેની વસ્ત્રભૂષા પરથી તેમ જ એક મૂર્તિના મસ્તક પરથી પંજાબ, સિંધ અને ગાંધાર શૈલી સાથે સંપર્ક રાખતી હોય એમ દેખાય છે, જ્યારે કેટલાક અંશો તત્કાલીન મથુરા શૈલી પરથી વિકસેલા લાગે છે. વેલ અને વનસ્પતિની આકૃતિઓની વિશિષ્ટ રચના પણ આપણને મીરપુર ખાસ તથા ગાંધારની શૈલીનો આભાસ આપે છે. આ શિલ્પો અને તેની રચના સુરેખ અને સંપૂર્ણ હોઈ તેના કલાકારોની કલાભક્તિને માટે માન ઉત્પન્ન કરે છે.

ગુજરાતમાં બૌદ્ધ ધર્મના અસ્તિત્વના ઘણા સાહિત્યિક તથા તામ્રપત્રાદિના પુરાવાઓ હોવા છતાં, આવા સ્પષ્ટ બૌદ્ધ અવશેષો ઘણા મળતા નથી પરંતુ જૂનાગઢ પાસેના ગઢ બોરિયાદ સ્તૂપનું ઉત્ખનન કરવામાં આવ્યું હતું અને તે ઉપરાંત તાજેતરમાં સ્વ. શ્રી પુરુષોત્તમ પંડ્યાએ ખંભાલીડાની ગુફાઓ પરથી શોધી કાઢેલી આકૃતિઓ તથા ગોહિલવાડ ટીંબાના ખોદકામમાંથી મળેલી બુદ્ધ અને બોધિસત્ત્વની મૂર્તિઓ તથા તારંગામાંથી 'તોરણા માતા'ને નામે ઓળખાતી તારાની મૂર્તિ વગેરે બૌદ્ધ ધર્મના પારખી શકાય એવા અવશેષો છે અને તે પરથી ગુજરાતમાં બૌદ્ધ ધર્મ લાંબો વખત ટકી રહ્યો હતો એમ કલ્પના કરવાને આ જુદાં જુદાં શિલ્પોના ઘડતર અને કળાપ્રણાલીને લીધે તૈયાર થતો કાલક્રમ પ્રેરે છે.

જો બૌદ્ધ ધર્મના અસ્તિત્વના મૂર્તિમંત પુરાવાઓ પ્રમાણમાં થોડા હોય તો તેની ખોટ ગુજરાતમાંથી મળેલાં અનેક જૈન શિલ્પોએ પૂરી પાડી છે. આ શિલ્પોના અધ્યયનમાં વડોદરા પાસે અકોટામાંથી પ્રાપ્ત થયેલાં જૈન ધાતુશિલ્પો અત્યંત મહત્ત્વનાં છે. આદિનાથ, પાર્શ્વનાથ વગેરે તીર્થંકરોની પ્રતિમાઓ, યક્ષ, યક્ષિણી અને શ્રાવક તથા શ્રાવિકાનાં નાનાં શિલ્પો, ચામરધારિણી, ધૂપદાન, ઘંટ, ફેરી, ચૌમુખ વગેરેનો સમૂહ ગુજરાતના પાંચમા સૈકાથી દશ કે અગિયારમા સૈકા સુધીના કલાપ્રવાહનો સારો ખ્યાલ આપે છે. આ ધાતુશિલ્પો તેના ઘડતર, તેની પરના ભાવો અને શિલ્પોની સપ્રમાણતા વગેરેને માટે ભારતની કલામાં ગુજરાતને ગૌરવભર્યું પદ અપાવી શકે એમ છે.

આ મૂર્તિસંગ્રહ એક જ સ્થળેથી મળ્યો છે. પરંતુ આ યુગની જૈન મૂર્તિઓ ગુજરાતમાં ઠેરઠેર વીખરાયેલી પડી છે. રાજસ્થાનમાંથી પ્રાપ્ત થતી મૂર્તિઓ સાથે ગુજરાતમાંથી મળેલી મૂર્તિઓ સરખાવવામાં આવે તો તત્કાલીન પશ્ચિમ ભારતમાં આ પ્રકારનાં સુંદર ધાતુશિલ્પો તૈયાર કરતી એક આખી પ્રણાલિકા નજરે પડે છે. અને એ પ્રણાલિકાની શરૂઆત છેક પાંચમી સદી કે તેના થોડા સમય પહેલાંથી જોઈ શકીએ છીએ. આ ધાતુશિલ્પોનું ઘડતર ગુજરાતને તેનું વિશિષ્ટ સ્થાન અપાવે છે. બંગાળમાં પાલવંશથી શરૂ થયેલી ધાતુશિલ્પપ્રણાલી અને દક્ષિણ ભારતની પલ્લવોના કાળથી સવિશેષ પ્રચારમાં આવતી અને ચોળ તથા ત્યાર બાદ અસ્તિત્વ ધરાવતી ધાતુશિલ્પપ્રણાલીની સાથે પશ્ચિમ ભારતની પ્રણાલિકા ઊભી રહી શકે એમ છે. આ ધાતુશિલ્પની પ્રણાલિકા ગુજરાતે સૈકાઓ વર્ષો સુધી સાચવી રાખી એ હકીકત જુદી જુદી જૈન મૂર્તિઓ પર લખેલા લેખો જોવાથી સ્પષ્ટ થાય છે. આ સૈકાઓ વર્ષોમાં વિસ્તરતી ધાતુશિલ્પોની પ્રણાલિકામાં કલાકારે યુગે યુગે પલટાતી સંસ્કાર અને કલાભાવના સાચવી રાખી છે. આ શિલ્પોની પાછળના કે પીઠિકાના લેખોને બળે જેટલો વ્યવસ્થિત કલા-ઇતિહાસ આપી શકાય છે તેટલો બીજાં સાધનોની મદદથી આ ઇતિહાસ તૈયાર કરવો કઠિન છે.

ગુજરાતમાં ગાંધાર, મથુરા વગેરે શૈલીઓની અસર ઉપર્યુક્ત શામળાજીના બૌદ્ધ સ્તૂપનાં શિલ્પોમાં સ્પષ્ટ થાય છે તો તેની અસર પથ્થરનાં શિલ્પોમાં પણ દેખાય છે. ગુજરાતનાં પ્રાગ્-ચૌલુક્યકાલીન શિલ્પોનો એક બેનમૂન સંગ્રહ જૂના ઈડર રાજ્યમાં શામળાજી, દેવની મોરી, ટીંટોઈ વગેરે પ્રદેશોમાંથી કરવામાં આવ્યો છે. વડોદરા મ્યુઝિયમમાં સુરક્ષિત આ શિલ્પ-સંગ્રહની એક માતૃકા 'ચામુંડા'ના હાથમાં કપાયેલું અસુર મસ્તક ગાંધારછાયા ખૂબ સ્પષ્ટ રીતે દર્શાવે છે. આ શિલ્પસંગ્રહની બીજી મૂર્તિઓમાં શામળાજીના શિવ, (વીરભદ્ર) કુમાર, દ્વારપાલ, વિષ્ણુ તથા માતૃકાઓ તેની સુરેખ અંગરચના, સૌષ્ઠવપૂર્ણ બલવાન શરીર, આછાં આભરણો, મનોરમ વસ્ત્ર તથા ભારી કેશભાર અને કેશગુંફન વગેરેને લીધે ખૂબ આકર્ષક છે. ભૂરાશ પડતા લીલા સીસ્ટના પથ્થરોમાંથી કોતરેલી આ મૂર્તિઓ પૂર્વ ગુજરાતની લાક્ષણિક કૃતિઓ છે. ભિલોડા તાલુકાના ડુંગરોમાં આ પથ્થર મળી આવે છે અને એ પ્રકારના પથ્થરોનો ઉપયોગ ગાંધાર શૈલીમાં ઘણો થયો છે. આ સીસ્ટના પથ્થરો અરવલ્લી ગિરિમાળામાંથી મળતા હોવાથી ડુંગરપુર, વાંસવાડા વગેરે પ્રદેશોમાંથી પ્રાપ્ત થાય છે અને તેથી આ તમામ સ્થળોએ આ પ્રકારની શિલાઓમાંથી મૂર્તિઓ ઘડવાની પ્રણાલિકા જોવામાં આવે છે.

ઈડરની આ શિલ્પ પ્રણાલીની સમકાલીન ગુજરાતમાં શિલ્પસમૃદ્ધિની મહુડીની સુંદર માતૃકાની પ્રતિમા તેમ જ વલભીમાંથી મળેલી કેશિનિષૂદનની પ્રતિમા, વડનગરમાંથી મળેલાં માતૃકા, ચામરધારિણી વગેરેનાં શિલ્પો, આકોટાની જીવંત સ્વામીની મૂર્તિ, કારવણમાંથી મળેલી મહિષાસુરમર્દિની અને એક મસ્તક, ડીસા પાસેની માતૃકાઓ, વલભીની મહિષમર્દિની વગેરે ગણાવી શકાય. આ યુગમાં ગુજરાતમાં શિલ્પકલા સુવિકસિત હતી અને તત્કાલીન યુગની ઉત્તરપ્રદેશ તથા બીજા પ્રદેશની ગુપ્તકલાનાં અને તેની પછીના કાળનાં શિલ્પોની હરોળમાં પોતાનું સારું સ્થાન સાચવી શકે છે અને આધુનિક વિવેચકોએ અખિલ ભારતીય શિલ્પોના ઇતિહાસમાં ગુજરાતમાંથી છેલ્લા બે એક દાયકાઓમાં શોધાયેલી આ યુગની મૂર્તિઓ પૈકી કેટલીકના નમૂનાઓ મૂકવાની શરૂઆત કરી છે. આ યુગમાં કારવણ વગેરે સ્થળોએથી પણ અનેક નમૂનાઓ મળે છે.

ગુજરાતનાં આ શિલ્પોની શૈલીમાંથી ક્રમશઃ ચૌલુક્ય (સોલંકી) યુગની શિલ્પપ્રણાલીનો વિકાસ થતો સ્પષ્ટ દેખાય છે. ખાસ કરીને મોઢેરાના સૂર્યમંદિરનાં શિલ્પોનું વિગતવાર અવલોકન કરવામાં આવે તો આગલા યુગની મનોહર ચામરધારિણી તથા દ્વારપાળો જેવાં શિલ્પો પરથી વિકસતાં સ્વરૂપો સ્પષ્ટ થાય છે. આ યુગમાં પાછલા યુગનાં આભૂષણો, કેશભાર, દેહાંકન વગેરે ક્રમશઃ બદલાઈને ચૌલુક્ય (સોલંકી) યુગની વિશિષ્ટ શૈલીનું નિર્માણ થાય છે.

સોલંકી શૈલીનાં ઘણાં મંદિરો ઉત્તર ગુજરાતમાં અદ્યાપિ ઊભાં છે અને તેની પરનાં શિલ્પો તે યુગની વિશિષ્ટ શૈલી દર્શાવે છે. શરૂઆતમાં સપ્રમાણમાં અને યોગ્ય ભાવવાળી શિલ્પો ધીમે ધીમે ધડ કરતાં લાંબા પાતળા પગ ભાવહીનતામાં પરિણમે છે, વિવિધતાની દૃષ્ટિએ આ શિલ્પોમાં ઘણી હકીકતો દેખાય છે, પરંતુ તે શિલ્પોમાં કોઈ વિશેષ વ્યક્તિત્વનો ભાસ થતો નથી. આ શિલ્પો ખીચોખીચ આભૂષણોથી અલંકૃત છે પરંતુ ક્વચિત્ જરૂર પ્રમાણે એ આભૂષણોનું પ્રમાણ ઓછું પણ હોય છે. પાછલા યુગની સરખામણીમાં સોલંકી યુગનાં શિલ્પોની વિપુલતા ઘણી મોટી છે. વિષયની દૃષ્ટિએ આ યુગનાં શિલ્પોમાં હિંદુ અને જૈન દેવદેવીઓ નજરે પડે છે. બૌદ્ધ શિલ્પોનો આ યુગમાં સદંતર અભાવ હોય એમ લાગે છે. આ મંદિરોના નરથર વિભાગમાં તત્કાલીન સમાજની અનેક પ્રવૃત્તિઓ—શિકાર, મુસાફરી, યુદ્ધો, કુસ્તી, ધાર્મિક વાર્તાલાપ, નૃત્ય ગીત, વાદન તથા કામશાસ્ત્રનાં દૃષ્ટાંતો જેવાં અનેક શિલ્પો વગેરે દેખા દે છે. આ યુગમાં શિલ્પઘડતરનો ખૂબ વિકાસ થયો અને તેથી તે જથ્થાબંધ બનાવવામાં આવતાં હોય એમ તેના વિપુલ પ્રમાણ, એકસરખાં આલેખન વગેરે પરથી દેખાય છે. તેરમી સદી આવતાં એ શિલ્પો જાણે કે જીવંત વસ્તુઓના અભ્યાસ પરથી બનવાને બદલે ચાલુ ઢાળાના નમૂનાઓની પ્રતિકૃતિઓ તૈયાર થતી હોય તેવાં, પ્રમાણમાં નિષ્પ્રાણ, શિલ્પોમાં પરિણમે છે. મોઢેરા, સિદ્ધપુર, દેલવાડા તથા બીજાં અનેક મંદિરો, ડભોઈ, કપડવંજ વગેરે સ્થળે આ શિલ્પો દેખાય છે.

સોલંકી યુગમાં વિકસિત શૈલીને તેરમી સદીના અંત ભાગમાં રાજ્યાશ્રય મળતો બંધ થઈ જાય છે અને તેથી આ યુગની શૈલી ગુજરાત બહાર મેવાડ વગેરે પ્રદેશોમાં ફેલાઈ અને રાણા કુંભાના યુગમાં મેવાડને સુશોભિત કરવામાં એણે સારો ફાળો આપ્યો છે. તદુપરાંત ગુજરાતનાં હિંદુ રાજ્યોમાં પણ એ કલા સચવાઈ રહી છે.

આ કલાને રાજ્યાશ્રય મળતો બંધ થયો પરંતુ ગુજરાતમાં મધ્યયુગમાં વ્યાપારને કારણે સારો ધનવાન મધ્યમ વર્ગ અસ્તિત્વ ધરાવતો હતો. તેણે આ કલાને પોષણ આપ્યું. આથી ગુજરાતના કલાકારોને મધ્યકાલીન અનેક ઘરસુશોભનો, ઘરમંદિરો વગેરેમાં તથા અરવલ્લી, કાઠિયાવાડ, કચ્છ, દેલવાડા, કુંભારિયા, રાણપુર, ગિરનાર વગેરે યાત્રાનાં દુર્ગમ સ્થાનોમાં આશ્રય મળ્યો અને તે સ્થળોનાં વિખ્યાત મંદિરોમાં ગુજરાતના શિલ્પીઓએ પોતાની કલાના આગવાપણાના પ્રભાવો સાચવી રાખ્યા અને જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે એ મંદિરોનો જીર્ણોદ્ધાર કરવામાં પોતાની કલા વાપરી ચાલુ રાખી.

આ પ્રકારનાં મંદિરો તથા ખાનગી મકાનોનાં સુશોભનોમાં લાકડાનાં શિલ્પોમાં આ કલા સચવાઈ રહી હોય એમ લાગે છે. આવાં લાકડાનાં શિલ્પો ગુજરાતનાં મોટાં ગામોમાં ઠેર ઠેર દેખાય છે. વડોદરા મ્યુઝિયમમાં સંગ્રહાયેલા કાષ્ઠદ્વારો તથા કાષ્ઠમંડપ વગેરે આ યુગનાં શિલ્પોના સારા નમૂના છે. એ નમૂનાઓમાં જૂનાં કોતરકામનો પ્રવાહ નજરે પડે છે, પરંતુ તે ઊતરતી પંક્તિનો અને શિલ્પોથી ચિકાર છે. દરેક રૂપની કાર્યસાધક રચના ભુલાઈ ગઈ છે અને દરેક વસ્તુ આભૂષણો અને ઝીણાં કોતરકામથી સુશોભિત છે. પરિણામે સ્તંભ અને પાટડીને વ્યવસ્થિત રાખનાર કુંભી અને એકબીજા પર મૂકેલા નાના ઝરૂખાનું સ્વરૂપ ધારણ કરે છે. આ ઝરૂખામાં કોઈ વ્યક્તિઓ દેખાતી નથી. પરંતુ તેને બદલે મોટે ભાગે પાસાદાર પુષ્પો દેખાય છે. આ મધ્યકાલીન રૂપો મુસલમાન કોતરણી સાથે ભળેલાં જોવામાં આવે છે. આ વખતનાં માનવ શિલ્પો નાજુક અને સુંદર છે પણ શરીરની સપ્રમાણતા કે આભૂષણોનો ઘાટ કલાકારોએ બરાબર સમજીને ઉપસાવ્યાં નથી. દાખલા તરીકે મધ્યકાલીન યુગનાં વર્તુળોના થરવાળા મુકુટો દેખાય છે પણ તે નોકદાર ટોપીને મળતા હોય છે અથવા પંદરમી અને સોળમી સદીનાં ગુજરાતનાં ચિત્રોમાં દેખા દેતા રાજ્યચિહ્નને મળતા આવે છે.

આમ ગુજરાતની પ્રાચીન શિલ્પકલા મધ્યયુગમાં સચવાઈ રહી હતી પરંતુ તેમાં તેરમી સદી પછી કલાકારોને રાજ્યાશ્રય આપનાર મુસલમાન સુલતાનોએ શિલ્પમાં ઘણાં નવાં તત્ત્વો વિકસાવ્યાં. આ તત્ત્વોમાં મુખ્યત્વે માનવ તેમ જાનવરોની સૃષ્ટિનો અભાવ તથા વેલબુટ્ટા, ભૌમિતિક આકૃતિઓ વગેરેનો ખૂબ વિકાસ છે. આ શિલ્પ સુશોભનો ગુજરાતની મસ્જિદો અને મકબરા તથા બીજાં ઇસ્લામી સ્થાપત્યોમાં જોવામાં આવે છે. આ સુશોભનો જાળીઓ, સ્તંભો, ભીંતો અને છત પર દેખાય છે. એનું વૈવિધ્ય અને કોતરણીની સુરેખતા ખૂબ સંયમી અને આકર્ષક છે. આ રીતે કોતરાયેલી જાળીઓ પૈકી અમદાવાદની સીદી સૈયદની મસ્જિદની રેતીના પથ્થરમાં કોતરેલી જાળી જગપ્રસિદ્ધ છે. તેની સુંદર કોતરણીને પરિણામે ઘણા વિવેચકો તેને રેતીના પથ્થરને બદલે આરસપહાણમાં તૈયાર કરી હોય એવા અભિપ્રાય આપે છે. આ સુરેખ કોતરણી અને વૃક્ષો અને વેલોની બેનમૂન કોતરણીની સરખામણીમાં મોગલ કાળનાં શાહજહાનના યુગનાં રંગબેરંગી સુશોભનો કોતરણીની દૃષ્ટિએ કંઈક ઊતરતી કક્ષાનાં લાગે છે. ગુજરાતની પ્રણાલિકાબદ્ધ શિલ્પશૈલીમાં પણ નવીન તત્ત્વો દાખલ થાય છે. એ તત્ત્વો મૂર્તિઓ અને માનવ-શિલ્પોના પોશાક અને આભૂષણોમાં નજરે પડે છે. તદુપરાંત સાંકળ પરથી લટકતાં વિવિધાકૃતિવાળાં વાસણો, મિનારાકૃતિ અને ચોરસ ભાત તથા વિશિષ્ટ આકારનાં પાંદડાં વગેરે ભિન્ન ભિન્ન આકૃતિઓની શિલ્પપ્રણાલી ગુજરાતમાં દાખલ થઈને મધ્યકાલીન શિલ્પોને સમૃદ્ધ કરે છે. દેવોની સૃષ્ટિમાં પાંખોવાળી પરીઓ અને મુસલમાન પદ્ધતિનાં પહેરવેશો તેમ જ છેક છેલ્લે મરાઠી પદ્ધતિના પોશાકોવાળાં શિલ્પો આધુનિક પદ્ધતિ દાખલ થાય તે પહેલાંનાં લાકડાનાં શિલ્પોમાં ગુજરાતમાં જોવામાં આવે છે.

પિત્તળ અને અષ્ટધાતુની મૂર્તિઓનું ઘડતર પણ ગુજરાતમાં ચાલુ રહ્યું હતું અને તેના અસંખ્ય નમૂનાઓ મળે છે. આ અષ્ટ ધાતુનાં શિલ્પો દક્ષિણ ભારતમાં મળતાં શિલ્પોની સરખામણીમાં ઘણાં નાનાં છે. તેના વિષયોમાં જુદાં જુદાં દેવદેવીઓની મૂર્તિઓ, દીપલક્ષ્મીઓ, સાંકળો, તે પરની પૂતળીઓ, ઘૂઘરા, જાનવરોના ઘાટના દીવાઓ વગેરે ઉપસ્કરણો ગુજરાતના શિલ્પના નમૂનાઓ સમૃદ્ધ કરે છે. આ ધાતુ-પ્રતિમાઓ પૈકી કેટલીક પર લખાણો અને તારીખો આપેલી છે તે પરથી આ શિલ્પશૈલીનું અધ્યયન સહેલાઈથી થઈ શકે છે.

આ યુગના ગુજરાતનાં શિલ્પ અને સ્થાપત્યની અસરો ગુજરાત બહાર રાજસ્થાન, મહારાષ્ટ્ર અને હિમાચલ પ્રદેશના અવશેષોમાં વરતાય છે. કારણ કે મુસલમાન આક્રમણ બાદ અનેક કારણોને લીધે ગુજરાતી કલાકારો સ્થળાંતર કરીને દેશના જુદા જુદા ભાગોમાં વસ્યા હતા અને એ રીતે ભારતના ઘણા ભાગો સાથે ગુજરાતે સીધો સંપર્ક સાધ્યો હતો.

ઉપરની ગુજરાતનાં સ્થાપત્ય અને શિલ્પના પ્રાચીન અને મધ્ય-કાલીન અવશેષોની આછી રૂપરેખા આ સ્થળે ચાલી આવેલી ભવ્ય કલાસંસ્કારની ધારાનો પરિચય આપશે.

ગુજરાતની આ કલાસાધનાએ સમગ્ર ભારતની આ પ્રકારની પ્રવૃત્તિ સાથે સુસંગત રહી, ભારતીય કળાના એક અંગ તરીકે મહત્ત્વનો ફાળો આપ્યો છે.



# પ્રાચીન મૂર્તિવિધાનની પરંપરા

કનૈયાલાલ ભાઈશંકર દવે
(પાટણ)

**ઉપક્રમ**

પ્રતીકોપાસનાની સાથે પ્રતિમાનો જન્મ થયો. ભારતવર્ષમાં જ્યારે કેવળ યોગમાર્ગ દ્વારા ઈશ્વરપ્રણિધાનની પ્રક્રિયાઓ માનવ સમાજે સ્વીકારેલી, ત્યારે તો હૃદયસ્થિત પરમાત્માનો સાક્ષાત્કાર સહસારમાં થતો. ક્રમે ક્રમે તેના અધિકારીઓનો અમુક જ વર્ગ જેવા કે સંન્યાસી, બ્રહ્મચારી, વિરક્ત અને વૈરાગી જેવા સંસારની કામનાઓ તથા વિષયોથી દૂર રહેનારાઓ જ તે માર્ગમાં અવિરત ચાલુ રહી શક્યા. આથી બાકીનો સમાજ ઈશ્વરોપાસનાના બીજા માર્ગો શોધવા માંડયો. તેઓને નવીન માર્ગો બનાવનારા, દોરનારા, પ્રકાંડ પંડિતો પણ મળી ગયા. ત્યાર બાદ વેદપ્રણીત યજ્ઞસંસ્થાનું અસ્તિત્વ સ્વીકારતાં અગ્નિપૂજાએ મુખ્ય સ્થાન પ્રાપ્ત કર્યું. છતાં જ્ઞાન, ભક્તિ અને કર્મકાંડના ત્રણ સોપાનો પ્રભુના પરમપદને પ્રાપ્ત કરવા મુખ્ય ગણાયાં. કર્મકાંડમાં યજ્ઞસંસ્થાનો આશ્રય લઈ, ત્યાગભાવનાના સિદ્ધાંત ઉપર સર્વસ્વ પ્રભુચરણે સમર્પી લોકોએ પ્રભુનાં દર્શન કરવાના પ્રયત્નો આદર્યા. તેના વડે જ પ્રભુના દર્શનનો તલસાટ જાગતાં ભક્તિનો પ્રાદુર્ભાવ થયો. ઈશ્વરની અનન્ય ભક્તિ સંસારની પ્રપંચજાળમાંથી મુક્તિ આપનારી સમજાઈ. તેમાંથી પ્રભુનાં સાકાર અને નિરાકાર સ્વરૂપો કલ્પાયાં. ગીતામાં જણાવ્યા પ્રમાણે નિરાકાર ભક્તિની ક્લિષ્ટતા ભાવિક મનુષ્યોને વધુ કષ્ટકારક લાગી.[1] આથી સર્વસામાન્ય જનસ્વભાવમાં સાકાર પ્રતીકોપાસનાનાં મૂળ નંખાયાં.

સાકાર મૂર્તિઓની કલ્પના ક્યારથી અસ્તિત્વમાં આવી તેનો કાલનિર્ણય આપવાનું મુશ્કેલ છે. કારણ વેદકાળથી ઈશ્વરનું સાકાર વર્ણન વેદ, ઉપનિષદો, પ્રાતિશાખ્યો અને ગૃહ્ય તેમ જ શ્રૌત સૂત્રોમાં નોંધાયું છે. વેદમાં અગ્નિ, સૂર્ય, ઈંદ્ર, ઉષા, ભારતી, ઈડા, બ્રહ્મણસ્પતિ, સોમ વગેરેનાં વર્ણનો સુંદર રીતે આલેખાયેલાં છે.[2] આ બધી સ્તુતિઓ-સૂક્તો તે તે દેવોની સાકારતા રજૂ કરે છે. આમ પ્રતીકોપાસનાની ઐતિહાસિકતા વેદકાળ સુધી લઈ જઈ શકાય તેમ છે. પાણિનિ વ્યાકરણ, કલિંગના શિલાલેખો, પતંજલિનું મહાભાષ્ય, માનવ ધર્મસૂત્ર જેવા સૂત્રગ્રંથો, પ્રાચીન શિલાલેખો, અનેક સ્મૃતિગ્રંથો, જાતક કથાઓ અને મહાભારત ઉપરથી પ્રતિમાપૂજા ઈ. સ. પૂર્વે પાંચસો છસો વર્ષો અગાઉના કાળમાં પ્રચલિત હતી એમ ચોક્કસ લાગે છે. પ્રતીકોપાસનામાંથી મૂર્તિઓના વિવિધ ભેદો અને પ્રભેદો, સંપ્રદાયો પ્રમાણે સર્જાયા. આમ એકેશ્વરવાદમાંથી પ્રભુનાં સેંકડો નહિ પરંતુ હજારો પ્રતીકો અસ્તિત્વમાં આવતાં તેનાં વિવિધ વિધિવિધાનોની પરંપરા ચાલુ થઈ. નવા નવા ગ્રંથો તેના માટે રચાયા, અને સમયે સમયે ભિન્ન ભિન્ન રુચિ પ્રમાણે તેમાં ફેરફારો થવા લાગ્યા. તેટલું જ નહિ પણ કેટલાંક મૂર્તિ શિલ્પોમાં સાંપ્રદાયિક અને પ્રાંતીય ગુણધર્મો ઉમેરાતાં, પ્રતિમા શિલ્પોમાં કેટલીક વિશિષ્ટતાઓ ઊપસી આવી. મૂર્તિપૂજાની શાસ્ત્રીય પૂજાપદ્ધતિ શરૂ થતાં ફક્ત તેના ઉપાસનાના ગ્રંથો જ રચાયા તેમ નહિ, પરંતુ પ્રતિમાલક્ષણો વ્યક્ત કરતાં મૂર્તિવિધાનનાં સ્વતંત્ર પ્રકરણો તેમ જ ગ્રંથોનું સર્જન થવા લાગ્યું. પુરાણ ગ્રંથોમાંથી આવાં પુષ્કળ પ્રકરણો મળી આવે છે. તદ્ઉપરાંત શિલ્પવિજ્ઞાનની અંદર પ્રતિમાવિધાન એક સ્વતંત્ર વિષય મનાયો. પ્રતિમાવિજ્ઞાનના સેંકડો ગ્રંથો ભારતમાંથી આજે પ્રાપ્ત થાય છે. આ બધા ગ્રંથોમાં મૂર્તિવિન્યાસ, કલા, ઘડતર, શાસ્ત્રોક્ત વિધાન પ્રમાણેનું વર્ણન, રસ, દૃષ્ટિ, અંગોપાંગોની પ્રમાણતા, માન, અને વિધિનિષેધોની સપ્રમાણ માહિતી રજૂ કરેલી હોય છે. દક્ષિણ ભારતમાં આગમો અને પંચરાત્ર સંહિતાઓમાં મૂર્તિવિધાન અને મૂર્તિપૂજાની અનન્ય હકીકતો સંઘરાઈ છે. જૈન, અને બૌદ્ધ સંપ્રદાયના પણ તેવા કેટલાક સ્વતંત્ર ગ્રંથો પ્રાચીનકાળથી લખાયા છે. આમ ભારતની ધર્મત્રિવેણી—બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ સંપ્રદાયમાં પ્રચલિત પ્રતીકોપાસના ઈ. સ. પૂર્વેથી આધુનિક યુગ પર્યંત ખૂબ ફૂલીફાલી છે.

**ગુજરાતમાં પ્રતીકોપાસના**

ભારતના પ્રાંતે પ્રાંતમાં હિંદુસમાજે, ઈશ્વરોપાસના નિમિત્તે સ્વીકારેલ મૂર્તિપૂજા, ગુજરાતમાં પણ ખૂબ વિસ્તાર પામી. ગુજરાતે ગુજરાત નામ ધારણ કર્યું ન હતું ત્યારે પશ્ચિમ ભારતનો આ વિભાગ આનર્ત તરીકે ઓળખાતો.[3] પુરાણોએ મનુના પૌત્ર આનર્ત રાજાનો પ્રદેશ તે આનર્ત એમ ઘટાવી સારાયે પશ્ચિમ હિંદને આનર્ત નામ આપેલું. ત્યાર બાદ આ પ્રાંત ત્રણ વિભાગમાં વહેંચાયો, અને તેના આનર્ત, સૌરાષ્ટ્ર અને લાટ જુદાં જુદાં નામો, તે તે વિભાગ પ્રમાણે પડયાં. ક્ષત્રપ રુદ્રદામનના ગિરનાર શિલાલેખ (ઈ. સ. ૧૫૦)માં આનર્ત તેમ જ સુરાષ્ટ્રના જુદા જુદા ઉલ્લેખો છે.[4] આથી ઈ. સ.ની શરૂઆતથી ગુજરાતનો

---

૧. ગીતા, અ. ૧૨, શ્લોક ૫.
૨. હિસ્ટરી ઓફ ધર્મશાસ્ત્ર. ભાગ પી. વી. કાણે. પ્રકરણ ૨૦.
૩. મહાભારત, વનપર્વ, ૧૪-૧૪
૪. ઇન્ડિયન ઍન્ટિક્વેરી, વૉ. ૭. પા. ૨૬.

ઉત્તર વિભાગ આનર્ત નામથી ઓળખાતો. તેટલું જ નહિ પણ સમગ્ર પશ્ચિમ હિંદ વિવિધ વિભાગોમાં વહેંચાયો હતો. ત્યાર બાદ ગુજરાત નામ અસ્તિત્વમાં આવતાં આ બધા વિભાગો તેમાં સમાઈ ગયા, અને સારોયે પશ્ચિમ હિંદ, ગુજરાત સ્વરૂપે હિંદના અવિભાજ્ય અંગ તરીકે ગણાયો. આ સમગ્ર વિભાગના ધર્મ, સંસ્કાર અને સંસ્કૃતિ એક જ સ્વરૂપે વિકાસ પામતાં, કેટલેક સ્થળે પ્રાદેશિક વૈવિધ્ય સામાન્ય સ્વરૂપમાં જોવા મળે છે. ધર્મ, કલા, સાહિત્ય, સંગીત, શિલ્પ વગેરેમાં ગુજરાતે અનેક વિશિષ્ટ સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોવાનું તે દરેકનો આમૂલાગ્ર પરિચય સાધતાં જોવા મળે છે. આ પૈકી ગુજરાતમાં મૂર્તિકલાએ અદ્યતન વિકાસ કરતાં, તેણે જે વૈશિષ્ટ્ય પ્રાપ્ત કર્યું છે, તેનો સામાન્ય પરિચય કરાવવાનો અત્રે પ્રયત્ન કર્યો છે.

ગુજરાતમાં મૂર્તિપૂજા ક્યારે દાખલ થઈ, તેની ચોકસ તવારીખ આપી શકાય તેમ નથી. કારણ ઐતિહાસિક પુરાવાઓના અભાવે તેનો કાલનિર્ણય આપવાનું મુશ્કેલ છે. પશ્ચિમ ભારતને અનુલક્ષી પુરાણોમાં જે હકીકતો મળે છે તેમાં સ્કંદ, ભાગવત અને પદ્મપુરાણ મુખ્ય છે. સ્કંદના નાગર, કૌમારિકા, રેવા અને પ્રભાસખંડમાં ગુજરાતમાં આવેલ દેવમંદિરો, તીર્થો, કુંડો, કૂવાઓ, વાપિકા (વાવો) અને આશ્રમોનાં વર્ણનો દરેકની આખ્યાયિકાઓ સાથે આપેલ છે. તેવી જ રીતે ભાગવત અને પદ્મપુરાણમાંથી પણ તેવી કેટલીક હકીકતો પ્રાપ્ત થાય છે. પુરાણોમાંથી પ્રાપ્ત થતા દેવતાયતનોના ઉલ્લેખો ગુજરાતમાં મૂર્તિપૂજાના પ્રચારની સાક્ષી પૂરે છે. પુરાણોનો રચનાકાળ વિદ્વાનોના મતે ઈ. સ. પૂર્વે પહેલી સદીથી આરંભી સાતમા સૈકા સુધીનો મનાય છે.[૫] સ્કંદપુરાણ માટે પણ આ ગ્રંથ છઠ્ઠા સૈકાથી અર્વાચીન નથી તેવો મત પ્રદર્શિત કરેલો. આમ ઈ. સ.ની શરૂઆતથી સાતમા સૈકા સુધીમાં, ગુજરાતમાં મૂર્તિપૂજા અને પ્રતિમાઓનો પ્રચાર સર્વસામાન્ય બની ચૂકયો હતો. ગુપ્તકાળમાં ગુજરાતે તે શૈલીની મૂર્તિકલાને અપનાવતાં પ્રતિમાવિધાનમાં અપૂર્વ વિકાસ સાધ્યો હતો. ગુપ્તકાળનું સૌથી પ્રાચીન વિષ્ણુમંદિર ગિરનાર પાસે આવેલું હતું. તે સ્કંદગુપ્તના સૂબા પર્ણદત્તના સમયમાં તેના પુત્ર ચક્રપાલિતે ઈ. સ. ૪૫૭માં બંધાવી તેમાં ચક્રભૃત ભગવાન વિષ્ણુની પ્રતિમા સ્થાપી હોવાનું ત્યાંનો ખડકલેખ કહે છે.[૬] આ મંદિરનો આજે પત્તો નથી. પણ તે હાલના દામોદર મંદિર પાસે આવ્યું હતું એમ બૉમ્બે ગૅઝેટિયરમાં જેમ્સ કૅમ્પબેલે નોંધ્યુ છે. ગુપ્તકાલીન કોઈ મંદિરો આજે ગુજરાતમાંથી મળતાં નથી, પરંતુ તે કાળનાં કેટલાંક અભિનવ મૂર્તિશિલ્પો મળ્યાં છે.

### ગુપ્તકાલીન પ્રતિમાઓ

મૂર્તિકલાના વિવિધ પ્રકારોમાં ગુપ્તકાલીન કલા મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ગુપ્તકાલ એ ભારતનો સર્વશ્રેષ્ઠ સુવર્ણયુગ હતો. સાહિત્ય અને કલાનો સર્વતોમુખી વિકાસ સારાયે ભારતમાં આ યુગમાં થયો. રાજપ્રજા ઉભયના સંસ્કારી વાતાવરણને લઈ અદ્યતન સાહિત્યની સાથે સાથે મૂર્તિકલાનો સુભગ સંયોગ આ સમયમાં થયો હોવાનું તત્કાલીન શિલ્પો, પ્રતિમાઓ, મંદિરો, રેખાંકનો, ચિત્રો ઉપરથી જાણવા મળે છે. સાહિત્યની અવર્ણનીય કલ્પનાઓને પ્રજા સમક્ષ રજૂ કરતી અદ્‌ભુત કલા આ યુગના શિલ્પીઓએ સર્જી ભારતમાં નૂતન કલાસંપ્રદાય શરૂ કર્યો. તત્કાલીન મંદિરો, પ્રતિમાઓ કે ચિત્રો જુઓ તો તે દરેકમાંથી અદ્‌ભુત ભાવસંયોજન, લાવણ્ય, કોમળતા, ઓજસ્વિતા, મૃદુતા અને કુદરતી કલાના સાક્ષાત્કારો આ બધાં શિલ્પો તેમ જ અવશેષોમાંથી આપણને જોવા મળે છે. ગુપ્તકલાનો સર્વતોમુખી વિકાસ ભારતભરમાં પ્રચાર પામ્યો, તેમાં ગુજરાતે પણ તેનાં કેટલાંક તત્ત્વો અને સિદ્ધાંતો ઝીલી તે કલાને અદ્યતન રીતે અપનાવવા પ્રયત્ન કર્યો છે. ગુપ્તકાલીન મૂર્તિકલાના ઉદ્‌ગમ પહેલાં ગુજરાતમાં શિલ્પકલાનો જે પ્રચાર વહેતો હતો, જેની પ્રસિદ્ધિ સારાયે ભારતમાં ફેલાઈ હોવાનું, તિબેટિયન ઇતિહાસકાર લામા તારાનાથે લખેલ ઇતિહાસ પરથી જાણવા મળે છે. તેણે આ કલાને "પશ્ચિમ ભારતીય કલા"નું અભિધાન આપી તેને ખૂબ બિરદાવી છે. આથી ગુપ્તકલાના પ્રચાર પહેલાં ગુજરાતે પોતાની સ્વતંત્ર કલા ઉપજાવી તેમાં અપૂર્વ વિકાસ સાધ્યો હોવાનું પુરવાર કર્યું છે. આ કલાની પ્રતિષ્ઠા કરનારા આચાર્યો કોણ હતા, તેની આનુપૂર્વી રજૂ કરવા પૂરતાં પ્રમાણો મળ્યાં નથી. પણ મરુદેશમાં થઈ ગયેલા આચાર્ય શાર્ઙ્ગધર તે પૈકીના એક હતા. તે આશરે ઈ. સ. ૫૦૦ના અરસામાં થયા હોવાનું શ્રી. ડૉ. ઉમાકાંત શાહે અનુમાન્યું છે.[૭] આ કલાના કેટલાક નમૂનાઓમાં વડોદરામાંથી પ્રાપ્ત સંવત ૭૪૪ની ધાતુપ્રતિમા, કપૂરાઈથી પ્રાપ્ત શિવપાર્વતીની મૂર્તિ, લાટમાં આવેલ કારવણનાં શિલ્પો શાર્ઙ્ગધરની શૈલીનાં હોવાનું જણાય છે. આ ઉપરાંત વસંતગઢ, વલભી, શામળાજી, રોડા વગેરે સ્થળોએથી પણ આ શૈલીનાં કેટલાંક મૂર્તિશિલ્પો મળ્યાં છે. તેવી જ રીતે વડોદરા પાસે અકોટામાંથી પ્રાપ્ત ધાતુપ્રતિમાઓના સંગ્રહમાંથી પણ આવાં પ્રતિમાશિલ્પો જોવા મળેલ છે. ગુપ્તકાળમાં પ્રચલિત ગુજરાતનાં આવાં મૂર્તિશિલ્પોનો યત્કિંચિત્ પરિચય અહીં રજૂ કરવાનું વિચાર્યું છે.

શૈવ સંપ્રદાયનાં ગુપ્તકાલીન પ્રતિમાશિલ્પોમાં, કેટલાંક અનન્ય પ્રતીકો ગુજરાતમાંથી મળી આવેલ છે. આવાં શિલ્પોમાં શામળાજીથી પ્રાપ્ત વીરભદ્રની પ્રતિમા મુખ્ય છે. સપ્તમાતૃકાઓના પટમાં વીરભદ્રને ખાસ સ્થાન આપવામાં આવતું. શામળાજીની મૂર્તિ તો સ્વતંત્ર પ્રતિમા છે. તેમાં વીરભદ્ર વીરોચિત ભાવભંગીમાં નંદીને અઢેલી ઊભા રહેલ, હાથમાં ત્રિશૂળ, અને જટામુકુટ ગુપ્તકાલીન મુકુટની પ્રતીતિ આપે છે. આ મૂર્તિના ચાર હાથ પૈકી બે ખંડિત છે. ગળામાં એકાવળી હાર, હાથ ઉપર બાજુબંધ, કાનમાં પત્ર કુંડળ, નંદીની ઘૂઘરમાળ અને માથા ઉપરનો આડબંધ એવો સુંદર રીતે વ્યક્ત કરેલ છે, જેને જોતાં તેના કલાકાર પ્રત્યે સન્માનની લાગણી ઉત્પન્ન થાય છે. આ શિલ્પનો સમય છઠ્ઠી સદીનો અનુમાન્યો છે. આથી પણ કમનીય શિલ્પ વડોદરાથી પાંચ માઈલ દૂર કપૂરાઈથી મળ્યું છે. તે છે તો ખંડિત પણ તેનો કલાવિન્યાસ જોતાં, ગુજરાતની સર્વશ્રેષ્ઠ મૂર્તિઓમાં સર્વોચ્ચ પદનું

૫. પૌરાણિક રાઇટ્સ ઍન્ડ રેકર્ડ્સ બાય હઝરા.
૬. ગુજરાતના ઐતિહાસિક શિલાલેખો. ભા. ૧.
૭. બૉમ્બે ગૅઝેટિયર વૉ. ૧, ભા. ૧, પા. ૭૦

અધિકારી બને છે. તેમાં ઉમામાહેશ્વર લલિત ત્રિભંગમાં બંને સાથે ઊભાં હોઈ પાર્વતીશિવને આલિંગન આપતાં જણાવ્યાં છે. વૃક્ષને વેલી જેમ વળગી રહે તે પ્રમાણે પાર્વતી શિવમાં સમાઈ જતાં બતાવી, શિવપાર્વતીના કલામય અલંકારો તેને વધુ સૌંદર્ય સમર્પે છે. ગુપ્તકાલીન કલાને અનુરૂપ આ મૂર્તિશિલ્પ તેની અનન્યતા પુરવાર કરે છે. અકોટકમાંથી પ્રાપ્ત ભૈરવની પ્રતિમા જે વડોદરા મ્યુઝિયમમાં મૂકેલ છે, તે યોગ્ય વિધાન પ્રમાણેની બનાવી હોવા ઉપરાંત, તેના બે ભયંકર દાંત અને કપાલમાલાને લઈ ભીષણતા વ્યક્ત કરે છે. આ મૂર્તિનો સમય ઈ. સ.ની છઠ્ઠી સદીનો આંકેલ છે. વડોદરા મ્યુઝિયમમાં પાટણથી મળેલ શિલ્પો મૂક્યાં છે, તેમાં યોગીશ્વર શિવની એક પ્રતિમા છે જેનો સમય આઠમી સદીના ઉત્તરાર્ધનો ગણાયો છે. આ સિવાય શિવની ઊભી, બેઠી કે આલિંગન આપતી કેટલીક પ્રતિમાઓ કદવાર, વાવડ અને શામળાજીથી મળી છે. શામળાજીની શિવપ્રતિમામાં શિવ વૃષભને અઢેલી ઊભા, જમણા હાથમાં ત્રિશૂળ, સુંદર જટામુકુટ, તેમાં શશિકલા, ધોતિયું પહેરી ઉપર વ્યાઘ્રચર્મ ઓઢેલું, અને સામાન્ય અલંકારો જણાવ્યા હોઈને પણ છઠ્ઠી સદીનું શિલ્પ મનાય છે. વાવડની ઉમામાહેશ્વરની મૂર્તિમાં પાર્વતીમહાદેવના ઉત્સંગમાં બેઠેલાં, શિવના મુખ ઉપર જાણે મુગ્ધ થતાં હોય તેમ જોતાં, મહાદેવનો અપૂર્વ જટામુકુટ વગેરે જોતાં તે ગુપ્તોત્તરકાલીન પ્રતિમાશિલ્પ હોવાનું લાગે છે.

ગુજરાતમાં મુખલિંગોનો પ્રચાર વધુ વિકસ્યો હોવાનું જણાતું નથી. કેટલાંક મુખલિંગો મળ્યાં છે પણ બીજા પ્રાંતોના મુકાબલે તો તેની સંખ્યા અલ્પ જ ગણાય. મુખલિંગોનો પ્રચાર ભાર શિવો અને નાગર રાજાઓના સમયમાં થયો. ખેડબ્રહ્મામાંથી એક મુખલિંગ મળ્યું છે. જે વડોદરા મ્યુઝિયમમાં મૂકેલ છે. આનું કલાવિધાન જોતાં તે ચોથા સૈકાનું હોવું જોઈએ એમ કલાના મર્મજ્ઞ વિદ્વાનો માને છે. શામળાજીના એક શિવમંદિરમાં મુખલિંગ પ્રતિષ્ઠિત છે. તેનો જટાકલાપ અને અલંકારો જોતાં ગુપ્તકાલીન કલાવિન્યાસનો આભાસ આમાંથી મળે છે. શિવલિંગના મોટા નમૂના વલભી આસપાસના પ્રદેશમાંથી મળ્યા છે; જે સિદ્ધેશ્વર, બુદ્ધેશ્વર, પ્રગટનાથ, અને ભીડભંજન વગેરે શિવમંદિરોમાંથી જોઈ શકાય છે. કારવણના પ્રાચીન શિલ્પોમાં એક પાંચ ફૂટ શિવલિંગ છે. આ સિવાય લકુલીશની ઊર્ધ્વમોક્ષ પ્રતિમા કોતરેલ બીજાં પણ શિવલિંગો ત્યાંથી મળ્યાં છે. શિવપાર્વતીનું એક શિલ્પ ઈડર પ્રદેશમાંથી મળેલ છે, જેમાં ગુપ્તકલાની અસર દેખાય છે. આવું જ એક કલાત્મક શિલ્પ કારવણમાંથી મળ્યું છે, જે ઈડરની પ્રતિમા કરતાં વધુ કલાન્વિત અને ઉત્કૃષ્ટતા રજૂ કરે છે. આ સિવાય કોટયર્કની પાર્વતીની પ્રતિમા, ટીંટોઈના નૃત્ત ગણપતિ અને પાર્વતી, શામળાજીની ચામુંડા, અને ભીલડી સ્વરૂપે પાર્વતી, કાર્તિકેય, તેમ જ કપૂરાઈથી મળેલ કાર્તિકેયની મૂર્તિ મૈત્રકકાલીન પ્રતિમાઓના રમ્ય નમૂનાઓ છે. ઈડર પ્રદેશમાં આવેલ રોડાના એક પ્રાચીન મંદિરની દ્વારશાખામાંથી પ્રાપ્ત અર્ધનારીશ્વર અને હરિહરનાં મૂર્તિશિલ્પો ગુપ્તકાળની મૂર્તિકલાનાં રમ્ય પ્રતીકો છે. તે મૂર્તિઓ કદમાં નાની હોવા છતાં તેની ભંગી, અલંકાર, વસ્ત્રોની રચના અને મુખ ઉપરના ભાવ જોતાં તે મૂર્તિવિધાનના કુશળ આચાર્યે સર્જ્યાં હોવાનું સૂચવે છે. આ પ્રતિમાઓ આઠમા સૈકાથી અર્વાચીન તો નથી જ.

વૈષ્ણવ પ્રતિમાઓમાં અનંતશયનથી ઓળખાતા વિશ્વરૂપ વિષ્ણુનાં બે સ્વરૂપો આ કાળનાં ગણાવી શકાય. આ બંને પ્રતિમાઓ આજે શામળાજીના એક મંદિરની ભીંતમાં ચોડેલી છે. તેમાં ભગવાન વિષ્ણુને ચાર મુખ, આઠ હાથ, દરેક હાથમાં શંખ, ચક્ર, વગેરે આયુધો, નીચે શેષનું વાહન, તેના ઉપર વીરાસન વાળી બેઠેલા, અને તેની પાછળ વિષ્ણુના ૨૪ અવતારોનાં વિવિધ સ્વરૂપો, જાણે આ પ્રતિમામાંથી બહાર નીકળતાં હોય તેમ જણાવેલ છે. ગુજરાતમાંથી પ્રાપ્ત વિષ્ણુનું આ એક અદ્ભુત સ્વરૂપ ગુપ્તોત્તર કાળનું મનાતું હોઈ મૈત્રકકાલીન લાગે છે. આવી જ એક પ્રતિમા કઠલાલથી મળી છે. કાઠિયાવાડમાં કદવારનું પ્રાચીન વરાહમંદિર છે. તેમાંથી વિષ્ણુનાં જુદાં જુદાં સ્વરૂપો મળ્યાં છે. તે પૈકી વિષ્ણુ અર્ધપર્યંકાસનમાં, ત્રિવિક્રમસ્વરૂપે, લક્ષ્મીનારાયણ, અને દશાવતારની પ્રતિમાઓ મુખ્ય છે. આ બધાં કરતાં મંદિરની મુખ્ય વરાહમૂર્તિ, મોઢું વરાહનું, અને શરીર મનુષ્યના જેવું બનાવેલું છે. વરાહ પ્રતિમાઓમાં બે મુખ્ય ભેદો છે. એક નૃવરાહ અને બીજા આદિવરાહ. કદવારની પ્રતિમા નૃવરાહની છે. ગુજરાતમાંથી મળતી આવી મૂર્તિઓમાં આ પ્રતિમા એક અનન્ય મૂર્તિશિલ્પ છે. થાનના મંદિર બહાર પછીતમાં ગોખલાની અંદર આવી એક નાની મૂર્તિ આ કાળની છે, તે વીરવેશવાળી અને ઉક્ત વિધાનપૂર્વક બનાવેલી છે. આ સમયનું એક ખંડિત શિલ્પ કેશી દાનવનો સંહાર કરતા શ્રીકૃષ્ણનું છે. આમાં શ્રીકૃષ્ણનું મુખ નષ્ટ થયું હોવા છતાં, તેનો કલાવિન્યાસ, અલંકારો અને વેશભૂષા જોતાં તે મૈત્રકકાલીન હોવાનું સૂચવે છે. આ સિવાય ચતુર્ભુજ વિષ્ણુનાં થોડાંક સ્વરૂપો આ સમયનાં મળ્યાં છે. જેમાંથી ગુપ્તકાલીન મુકુટબંધ, અલંકારો અને સુડોળ મુખોની ઝાંખી થાય છે.

રાજકોટના વૉટસન મ્યુઝિયમમાં મૂકેલ સૂર્યમૂર્તિ ઉત્તર મૈત્રકકાલની છે. કદવારમાંથી સૂર્યની ઉત્કટીકાસનયુક્ત પદ્મપીઠ ઉપર બેઠેલી મૂર્તિ કલાવિન્યાસની દૃષ્ટિએ અનુપમ કહી શકાય. દેવી પ્રતિમાઓમાં મહિષાસુર મર્દિનીની વલભીપુરથી મળેલ પ્રતિમા આ સમયની ગણાવી શકાય. શામળાજીથી પ્રાપ્ત સપ્તમાતૃકાઓ પૈકી બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વારાહી, ઐન્દ્રી, અને ચામુંડાનાં શિલ્પો કેટલીક અભિવ્યંજનાઓ મૂર્તિકલામાં રજૂ કરે છે. સાત પૈકી ફક્ત વૈષ્ણવી મૂર્તિ મળી નથી પણ કદાચ ખોદકામ કરતાં મળી આવવા સંભવ છે. કારવણમાંથી કૌમારીનું સુંદર શિલ્પ આ કાળનું મળ્યું છે, જેમાંથી નૃત્યની આબેહૂબ ભંગીનું નિદર્શન થાય છે. કોટયર્ક અને શામળાજીમાંથી માતા અને શિશુનાં શિલ્પો મળ્યાં છે, જેના મુખ ઉપરથી બાળક પ્રત્યેનું વાત્સલ્ય પ્રકટ થાય છે. ગુપ્તકાલીન કલાવિધાનને અનુરૂપ, ગુજરાતનાં આ અને બીજાં નાનાંમોટાં અનેક શિલ્પો ગુપ્તકાળે મૂર્તિકલાનો વિકાસ ગુજરાતમાં સારો એવો સાધ્યો હોવાની પ્રતીતિ આપે છે. ત્યાર બાદ મૈત્રકકાળમાં પણ ઉત્તરોત્તર તેનો વિકાસ અને પ્રચાર ચાલુ જ રહ્યો, જે ચૌલુક્ય-

કાળમાં સર્વોચ્ચતાના શિખરે આરૂઢ થતાં, તે કાળની સેંકડો રમ્ય પ્રતિમાઓ આજે ગુજરાતમાંથી પ્રાપ્ત થાય છે.

## સંયુક્ત પ્રતિમાઓ

ગુજરાતની મૂર્તિકલામાં બે ત્રણ કે ચાર દેવોનાં સંયુક્ત સ્વરૂપો ખાસ ધ્યાન ખેંચે છે. ભારતના બીજા પ્રાંતોમાંથી આવી પ્રતિમાઓ મળે છે. પણ સંખ્યાની દૃષ્ટિએ ગુજરાતમાંથી આવાં વધુ કલાશિલ્પો મળતાં હોવાથી, ગુજરાતના મૂર્તિવિધાનમાં તેનો સારો એવો પ્રચાર ફેલાયો હોવાનું જાણી શકાય છે. આવી મૂર્તિઓમાં અર્ધનારીશ્વર, હરિહર, હરિહર પિતામહ, હરિહર પિતામહાર્ક, તેમ જ વિષ્ણુનાં વિવિધ સ્વરૂપો મુખ્ય છે. ગુજરાતમાંથી હરિહરની પ્રતિમાઓ ઘણી જ થોડી મળી છે. આગળ જણાવેલ રોડા ગામના પ્રાચીન મંદિરની દ્વારશાખમાંથી પ્રાપ્ત પ્રતિમા ગુજરાતની તેવી મૂર્તિઓમાં એક વિરલ નમૂનો છે. આ સિવાય વીસનગરમાં હરિહરરાયજીનું સ્વતંત્ર મંદિર છે, જેની પ્રતિમા દસમા-અગિયારમા સૈકાથી અર્વાચીન તો નથી જ. રૂપમંડન, રૂપાવતાર, અપરાજિતપૃચ્છા, મત્સ્યપુરાણ વગેરે માન્ય ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે તેમાં દક્ષિણાર્ધ શિવ અને વામાર્ધમાં વિષ્ણુનું સંયુક્ત સ્વરૂપ બનાવેલ છે. શિવ અને વિષ્ણુનાં આયુધો, અલંકારો, કેશકલાપ, વાહન અને પાર્શ્વદોની કલ્પના તે તે અંગ પાસે રજૂ કરી, કલાકારે વિધાનોક્ત કલાવિન્યાસ બનાવવામાં પૂરતી ચીવટ રાખી હોવાનું સમજાય છે. આવી જ બીજી પ્રતિમા ગુજરાતની દક્ષિણ સરહદ ઉપર આવેલ સોપારાની છે. કલાવિધાન ઉપરથી તે વીસનગરની મૂર્તિ કરતાં પ્રાચીન લાગે છે. હરિહરની ઉપાસના ભારતમાં એક કાળે ખૂબ ફૂલીફાલી હતી, તેટલું જ નહિ પણ બૃહદ ભારતના કંબોડિયા સુધી તે સંપ્રદાય પ્રસર્યો હતો. ભારતના દરેક પ્રાંતમાંથી હરિહરની પ્રતિમાઓ મળે છે. પરંતુ, તેના કરતાં તેનાં કમનીય શિલ્પો કંબોડિયામાંથી મોટી સંખ્યામાં મળ્યાં છે. કારણ ઈ. સ.ના આઠમા-નવમા સૈકામાં, મહેન્દ્રવર્મનના રાજ્યકાળે તે રાજસન્માનિત સંપ્રદાય હોવાથી, તેની ઉપાસના જોરશોરથી ચાલી, અને તેને લઈ હરિહરનાં ઘણાં જ મંદિરો તે સમયે બનેલાં. આવું જ બીજું સ્વરૂપ અર્ધનારીશ્વરનું છે. અર્ધનારીશ્વરની એક નાની મૂર્તિ, આગળ જણાવેલ ઈડરના રોડા ગામમાં હરિહરની સાથે દ્વારશાખના એક વિમાનમાં કંડારેલી છે. આ સિવાય એક કાષ્ઠની સુંદર પ્રતિમા પાટણથી મળેલી. જે આજે મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં છે. પાષાણ શિલ્પ કરતાં કાષ્ઠની આ પ્રતિમામાંથી અપૂર્વ સૌંદર્ય નીતરતું જણાય છે.

સંયુક્ત પ્રતિમાઓમાં ત્રિમૂર્તિની પ્રતિમા કલાશિલ્પની દૃષ્ટિએ નવું જ પ્રસ્થાન છે. આમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એમ ત્રણે દેવોનું સંયોજન એક જ પ્રતિમામાં નિરૂપવાનો પ્રયત્ન કરેલો હોય છે. મૂર્તિશાસ્ત્રકારોએ તેને 'હરિહરપિતામહ' તરીકે જણાવતાં ત્રણ મુખ, હાથ છ અને દરેકમાં તે ત્રણે દેવોને અનુરૂપ આયુધો કે ઉપકરણો મૂકવામાં આવ્યાં હોય છે. વિશેષમાં તેના પગ પાસે તે ત્રણે દેવોનાં વાહનો પણ બનાવી યોગ્ય વિધાન રજૂ કરવાનો પ્રયત્ન કરેલો જોવામાં આવે છે. ભારતમાં ત્રિમૂર્તિનો પ્રચાર પૂર્વકાળથી ઊતરી આવ્યો છે. ઈ. સ.ના છઠ્ઠા સૈકામાં રચાયેલ મૃચ્છકટિક નાટકમાંથી ત્રિમૂર્તિની નોંધ મળે છે.[૮] ગુજરાત કાઠિયાવાડમાંથી આવી કેટલીક પ્રતિમાઓ મળી છે; તેમાં ઊંઝા, થાન અને આબુ વગેરે સ્થળોએથી પ્રાપ્ત મૂર્તિઓ મુખ્ય છે. ઊંઝા અને થાનની આવી મૂર્તિઓ વિષ્ણુપ્રમુખ હોવાથી મધ્યમાં વિષ્ણુ ગરુડ ઉપર બેઠેલા વ્યક્ત કર્યા છે, જ્યારે બંને બાજુ બ્રહ્મા અને શિવનાં મુખો બનાવતાં તેના હાથમાં તેને યોગ્ય ઉપકરણો અને વાહનો તેમાંથી જોવા મળે છે. આબુના દેવાંગણની સ્થાનની પ્રતિમા શિવપ્રમુખ હોઈ તેમાં મધ્યમાં શિવને કંડાર્યા છે. શિવનાં મુખ્ય લિંગોમાં પણ આવાં એકમુખવાળાં કેટલાંક પ્રાચીન મુખલિંગો મળ્યાં છે, જેની નોંધ આગળ આપી ગયા છીએ. વડનગર પાસે બાણગંગાના સ્થાનમાંથી તેમ જ સિદ્ધપુર પાસે ભલકાવાડામાં ચતુર્મુખ શિવલિંગો છે, જે પ્રાચીન લાગતાં નથી.

ચોથું આવું સ્વરૂપ 'હરિહર પિતામહાર્ક'નું છે. કેટલાક ગ્રંથકારો તેને 'બ્રહ્માન જનાર્દનાર્ક' નામ પણ આપે છે. આમાં ત્રણ દેવો ઉપરાંત સૂર્યના સ્વરૂપને સંયોજિત કરેલ હોય છે. તેમાં ચાર મુખ અને આઠ હાથ બતાવેલા હોય છે. રૂપાવતાર, દીપાર્ણવ અને અપરાજિતપૃચ્છામાંથી તેનાં વિધાનો મળે છે. હરિહર પિતામહની પ્રતિમામાં ત્રણે દેવોનાં જેમ આયુધો, ઉપકરણો અને વાહનો હોય છે તેવી જ રીતે આ મૂર્તિમાં આ ત્રણ ઉપરાંત ચોથા સૂર્યનાં ઉપકરણો તરીકે કમલપુષ્પ તેના દંડ સાથે રજૂ કરવામાં આવે છે. ગુજરાતમાંથી આવાં બેત્રણ સ્વરૂપો મળી આવ્યાં છે. તે પૈકી પાટણ અને દેલમાલની મૂર્તિઓ મુખ્ય છે. આ બંનેમાં સૂર્ય મધ્ય ભાગે જણાવતાં તેમના પગે ઈરાની વેશભૂષા જેવા હોલબૂટ બતાવેલ છે. ચાણસ્મા તાલુકાના દેલમાલ ગામમાં, લીંબજા માતાના મંદિરની બહારની બાજુ એક ગોખલામાં આવી બેઠી પ્રતિમા મૂકેલી છે. તેમાં સૂર્યને ગરુડ ઉપર બેઠેલા જણાવી, આગળના બે હાથમાં કમળ મૂકેલાં જણાય છે. જ્યારે પાટણની પ્રતિમા ઊભી છે. તેમાં મધ્યભાગે સૂર્યને ઉદીચ્યવેશવાળા બનાવી પગ નીચે સાત ઘોડા વ્યક્ત કરેલ છે. આ બંને પ્રતિમાઓ મધ્યકાલીન મૂર્તિકલાનાં અનન્ય પ્રતીકો છે એમ કહેવામાં જરાયે અતિશયોકિત નહિ ગણાય. આ સિવાય ઢાંક અને સિદ્ધપુરમાંથી આવી પ્રતિમાઓ મળી હોવાનું શ્રી. ડૉ. હસમુખલાલ સાંકળિયાએ જણાવ્યું છે. ગુજરાતની વિશિષ્ટ કલાકૃતિઓમાં આ પ્રતિમાઓ અનન્ય છે.

વૈષ્ણવપ્રતિમાવિધાનમાં ચતુર્મુખ વિષ્ણુમૂર્તિઓ બનાવવાનું રૂપખંડન, રૂપમંડન, અગ્નિપુરાણ અને વિષ્ણુ ધર્મોત્તમમાં જણાવેલ છે. આ દરેકમાં વિષ્ણુનાં ચાર મુખની કલ્પના કરતાં મધ્યમાં એક અને બે બાજુ બે એમ ત્રણ મોઢાં બતાવેલ હોય છે. જ્યારે ચોથું મુખ પાછળ હોવાથી વ્યક્ત કરવામાં આવતું નથી. તેમાં મધ્યભાગે પુરુષનું, ડાબી બાજુ વરાહ અને જમણી બાજુ નૃસિંહનાં મુખો બનાવવામાં આવે છે. આવી મૂર્તિઓના ચાર પ્રકારો છે. વિષ્ણુને ચાર હાથ

---

૮. મૃચ્છકટિક નાટક અં. ૬



૬

બનાવી તેમાં અનુક્રમે શંખ, ચક્ર, ગદા, પદ્મ મૂકવાનું શાસ્ત્રકારો જણાવે છે. પરંતુ આવી ચતુર્મુખ પ્રતિમાઓમાં આઠ, બાર, સોળ અને વીસ હાથ બતાવી તેમાં વિવિધ આયુધો રજૂ કરતાં, તેનાં અનુક્રમે ત્રૈલોક્ય-મોહન, અનંત, વૈકુંઠ અને વિશ્વરૂપ નામો આપેલ છે. આવાં સ્વરૂપો ભારતમાંથી અલ્પસ્વલ્પ સંખ્યામાં મળે છે. જ્યારે ગુજરાતમાંથી આવી સેંકડો પ્રતિમાઓ મળતી હોવાને કારણે મધ્યકાળમાં ચતુર્મુખ વિષ્ણુ પ્રતિમાઓ બનાવવાનો પ્રચાર ઠીક ઠીક ફેલાયો હોવાનું સમજાય છે. તેમાંય ઉત્તર ગુજરાતમાંથી તો સંખ્યાબંધ આવાં સ્વરૂપો મળી આવે છે. સિદ્ધપુર, મહેસાણા, બાલારામ, કંપુર, કઠલાલ, રંગપુર, વડોદરા, પાટણ, સંડેર અને બીજાં અનેક ગામોમાંથી આવી મૂર્તિઓ મળી આવી છે.

### અનન્ય મૂર્તિશિલ્પો

ગુજરાતમાંથી કેટલીક એવી પ્રતિમાઓ પણ મળી આવી છે, જે ભારતના બીજા પ્રાંતોમાંથી મળતી નથી. આવી મૂર્તિઓમાં ગોપાલ-સુંદરીની મૂર્તિ મુખ્ય છે. અર્ધનારીશ્વર—શિવપાર્વતીના સંયુક્ત સ્વરૂપ જેવી, ગોપાલસુંદરીની મૂર્તિ સુરતમાંથી મળી છે. તેમાં અર્ધભાગે વિષ્ણુ, અને બીજા અર્ધાંગમાં લક્ષ્મીનું સ્વરૂપ બનાવવામાં આવે છે. આ પણ તેવી જ એક પ્રતિમા છે જેમાં લક્ષ્મીનારાયણ યા તો શ્રી અને વિષ્ણુનું સંયુક્ત સ્વરૂપ વ્યક્ત કરતાં, મુખ્ય પ્રતિમાના પગ પાસે બંને બાજુ લક્ષ્મી અને વિષ્ણુનાં નાનાં નાનાં સ્વરૂપો મૂકેલ છે. તંત્રશાસ્ત્રમાં ગોપાલ-સુંદરીની ઉપાસના, હંસવિલાસ, મેરુતંત્ર વગેરે તંત્રગ્રંથોમાં આપેલી છે. આ પ્રતિમા તેમાં જણાવેલ વિધાન પ્રમાણેની કોઈ તંત્રશાસ્ત્રના ઉપાસકે બનાવી હોવાનું સમજાય છે. આવી જ બીજી પ્રતિમા બહુરૂપ સદાશિવની છે. મુંબઈમાં પરેલ વિસ્તારમાં ગોલંજી હિલનું ખોદકામ કરતાં આવી એક મૂર્તિ મળી છે. આ મૂર્તિમાં મધ્યભાગે ઉપરાઉપરી ત્રણ પ્રતિમાઓ અને બન્ને બાજુ પડખે કુલ ચાર ચાર એટલે આઠ, બધી મળી ૧૧ મૂર્તિઓ તેમાંથી મળે છે. રુદ્રનાં અગિયાર સ્વરૂપો જણાવતી આ પ્રતિમા ગુજરાત રાજ્યની બહાર મુંબઈમાંથી મળી હોવા છતાં તેની વેશભૂષા ગુજરાતની મૂર્તિકલાને અનુરૂપ હોવાથી, ગુપ્તકાલીન કલાની અસરો તેમાંથી સ્પષ્ટ તરી આવે છે. આ પ્રતિમાનું સર્જન ગુજરાતના પશ્ચિમ ભારતીય કલાના કલાકારોએ કર્યું હોવાનું સમજાય છે. પાટણના એક શિવમંદિરમાં શિવની ચાર મુખ અને આઠ હાથ ધરાવતી પ્રતિમા મળી છે. આ સિવાય વિહાર પાસે વેરગામના એક મંદિરમાંથી પણ શિવનું આવું અનન્ય મૂર્તિશિલ્પ ચાર કરતાં વધુ હાથ ધરાવતું મળ્યું છે. જે ગુજરાતના વિશિષ્ટ મૂર્તિવિધાનની પ્રતીતિ કરાવે છે. મહુડી પાસે, કોટ્યર્કમાંથી પ્રાપ્ત ધાતુપ્રતિમાઓ ઈ. સ.ના ચોથા-પાંચમા સૈકાની મનાય છે. પાટણમાં મહાલક્ષ્મી માતાજીના મંદિરની જગત્સ્વામી-થી ઓળખાતી સૂર્ય અને રન્નાદેવીની કાષ્ઠમૂર્તિઓ ગુજરાતની અપૂર્વ કલાસમૃદ્ધિનો અણમોલ વારસો છે. આ પ્રતિમાઓ ચંપાના કાષ્ઠમાંથી બનાવી હોવાનું કહેવાય છે. જગત્સ્વામી—સૂર્યની મૂર્તિ આશરે ૪ ફૂટ ઊંચી હોઈ તેનું કલાવિધાન, ઉદીચ્યવેશ, પગમાં હોલબૂટ, માથા પાછળનું પ્રભામંડળ અને હાથમાં પકડેલાં કમળો, તેની કમનીયતા રજૂ કરતા ભાવ અને કલાની દૃષ્ટિએ ઘણું ઘણું કહી જાય છે. આથી અર્ધો ફૂટ નીચી રન્નાદેવીની કાષ્ઠપ્રતિમા ત્યાં મૂકેલી છે. આ બંને પ્રતિમાઓની કલા બારમા-તેરમા સૈકા જેટલી પ્રાચીન લાગે છે. તેરમા સૈકામાં આ પ્રતિમાઓ મહાલક્ષ્મીની પ્રતિમાઓ સાથે શ્રીમાળથી પાટણમાં લાવ્યા હોવાનું કહેવાય છે. શ્રીમાળપુરાણમાં મહાલક્ષ્મી તેરમા સૈકામાં પાટણ પધારશે તેવી ભવિષ્યવાણી સૂચવી છે. આથી આ કાષ્ઠપ્રતિમાઓ પણ તે વખતે પાટણ આવી હતી એમ લાગે છે. ગુજરાતમાંથી આ સિવાય ગણપતિ, બ્રહ્મા, શિવ, કાર્તિકેય, દેવીઓ, વિષ્ણુના વિવિધ ભેદો વગેરેની હજારો મૂર્તિઓ મળે છે. તેમાંથી વિશિષ્ટ અને અનન્ય કલાવિન્યાસ રજૂ કરતી પ્રાચીન પ્રતિમાઓનો આછો ઘેરો ખ્યાલ અહીં રજૂ કરવાનો સામાન્ય પ્રયત્ન કર્યો છે. ભારતમાંથી બ્રહ્માની પૂજા-ઉપાસના આજે સદંતર બંધ થઈ છે. પરંતુ એક કાળે ગુજરાતમાં તેનો સારો એવો પ્રચાર ફેલાયો હોવાનું પ્રાપ્ત મંદિરો અને પ્રતિમાઓના આધારે જાણી શકાય છે. ગુજરાતમાંથી બ્રહ્માની ઊભી, બેઠી કે સાવિત્રી સાથેની સંખ્યાબંધ પ્રતિમાઓ મળી છે, તેમાં ખેડબ્રહ્મા, નગરા, દેલમાલ, પાટણ, વડનગર, કામરેજ વગેરે સ્થળોએથી પ્રાપ્ત મૂર્તિઓ કલાવિધાનની દૃષ્ટિએ મનોરમ ગણી શકાય. ગુજરાતમાં બ્રહ્માનાં સ્વતંત્ર મંદિરો પણ હતાં. ખેડબ્રહ્મા-માં તેમનું ભવ્ય મંદિર આજે વિદ્યમાન છે. આ સિવાય દેલમાલ, વડનગર, ખંભાત પાસે નગરા અને દક્ષિણ ગુજરાતના કામરેજમાં તેમનાં સ્વતંત્ર મંદિરો હોવાની ભાળ મળે છે. આમ હિંદુ મૂર્તિઓ અને તેના કલાવિધાનમાં ગુજરાતે વિશિષ્ટ પરંપરાઓ પ્રાચીન કાળથી ઉપજાવી હોવાનું આપણે જોઈ શકીએ છીએ.

### જૈન પ્રતિમાઓ

જૈન પ્રતિમાવિધાનમાં તીર્થંકરોની મૂર્તિઓ મુખ્ય છે. તીર્થંકરોની બધી પ્રતિમાઓ કલાવિધાનની દૃષ્ટિએ એકસરખી જ હોય છે, પરંતુ દરેકનાં લાંછનો ઉપરથી તે કયા તીર્થંકરની છે તે જાણવા મળે છે. ગુજરાતમાંથી પ્રાપ્ત જૈન પ્રતિમાઓમાં, કેટલીક ગુપ્તકાળની અને થોડીક મૈત્રક યુગની પણ મળી છે. મહુડી—કોટ્યર્કમાંથી પ્રાપ્ત ધાતુમૂર્તિઓ આશરે ચોથા-પાંચમા સૈકા જેટલી પ્રાચીન ગણાવી શકાય. ઢાંકની પહેલી ગુફામાં બેસાડેલી જૈન પ્રતિમાઓ અતિ પ્રાચીન યુગની છે. તેમાં લાંછનો નહિ હોવાથી તે કયા તીર્થંકરની હશે તે જાણવા સાધન નથી. ગુપ્ત-કાળ પૂર્વે તીર્થંકરોની પ્રતિમાઓમાં લાંછન મૂકવાનો પ્રચાર ન હતો. તેટલું જ નહિ પણ બનતા સુધી તેવી મૂર્તિઓ નિર્વસ્ત્ર બનાવવામાં આવતી. ઉપર જણાવેલ પ્રતિમાઓ તેવા જ સ્વરૂપની છે. વલભીમાંથી મળેલ પાંચ કાંસ્ય પ્રતિમાઓ, મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં છે, જે મૈત્રકકાલીન હોવાનું તેની પાછળ કોતરેલા અક્ષરો ઉપરથી જાણવા મળે છે. વડોદરા પાસે અંકોટક—આકોટાના ખોદકામમાંથી મળેલ જૈન ધાતુપ્રતિમાઓમાં, આદિનાથ અને જીવંતસ્વામીની મૂર્તિઓ પ્રાચીન યુગની છે. આદિનાથની પ્રતિમા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના કાળની હોવાનું ડૉ. ઉમાકાંત શાહે તેના કલાવિધાન ઉપરથી અનુમાન્યું

# પ્રાગૈતિહાસિક યુગ

ડૉ. એચ. ડી. સાંકળિયા
(અધ્યાપક: ડેક્કન કૉલેજ, પૂના).

લગભગ ઈ. સ. ૧૯૪૦ સુધી એમ માનવામાં આવતું હતું કે, ગુજરાતને પણ, મહારાષ્ટ્ર અને ભારતના બીજા અનેક પ્રદેશોની જેમ પ્રાગૈતિહાસિક ભૂતકાળ નથી. જોકે પુરાણોમાં યાદવોએ સૌરાષ્ટ્રમાં વાસ કર્યાની વાતો આવતી હતી. બૌદ્ધકાળના શરૂઆતના સાહિત્યમાં પણ એવો એક ઉલ્લેખ છે કે સૌવીર (સિંધ)ના એક રાજાએ પોતાના રાજ્યમાંથી નાસી જઈને ભરૂચમાં આશ્રય લીધો હતો. ઈ. સ. ૧૮૯૩-માં ડૉ. બ્રુસ ફૂટે તે સમયના વિદ્વાનોને જણાવ્યું હતું કે, અમદાવાદમાં સાબરમતીના ઉત્તર પ્રદેશમાં પ્રાગૈતિહાસિક માનવનાં પથ્થરનાં ઓજારો મળી આવે છે. જોકે હવે ગુજરાતના પ્રાગૈતિહાસિક કાળ માટે બે મત નથી. પણ એ માટે ભારત સરકારનો પુરાતત્વ વિભાગ, પૂનાની ડેક્કન કૉલેજની અનુસ્નાતક અને સંશોધન સંસ્થા, ગુજરાત સંશોધન મંડળ, મુંબઈ યુનિવર્સિટી અને વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીનો આપણે આભાર માનવો જોઈએ.

માનવવિકાસના તબક્કાઓ

બે લાખ વર્ષ પહેલાં ગુજરાતમાં માનવજીવન કેવું હતું તેની વિશાળ રૂપરેખા મળી શકે છે. જંગલી અને અસભ્ય અવસ્થામાંથી અહીં માણસે કેવી રીતે પ્રગતિ કરી તેનો આછોપાતળો ખ્યાલ હવે સુલભ બન્યો છે; જોકે તેની વિગતવાર ઝાંખી કરાવવાનું હજી મુશ્કેલ છે. અરે એની પણ પ્રતીતિ થઈ શકે એમ છે પણ હજુ સુધી તે માટે પૂરતું કાર્ય થયું નથી અને ગુજરાતમાંથી તે અંગે યોગ્ય પ્રોત્સાહન મળ્યું નથી. ગુજરાતના પ્રાગૈતિહાસિક માનવજીવનને સામાન્ય રીતે પાંચ તબક્કાઓમાં વહેંચી શકાય.

(૧) પહેલો યુગ: પાષાણ યુગની શરૂઆતનો. એ સમયે મનુષ્ય ખોરાક મેળવવા આમતેમ ભટકતો અને ઘણુંખરું તે શાકાહારી હતો.

(૨) બીજો યુગ: પાષાણ યુગનો મધ્યકાળ. આ કાળમાં માણસની ખોરાક માટેની શોધ ચાલુ જ હતી અને તે શિકારી પણ બન્યો હતો.

(૩) ત્રીજો યુગ: પાષાણ યુગનો ઉત્તરકાળ. આ કાળમાં પણ ખોરાકની શોધ ચાલુ જ રહી. તે શિકારી પણ રહ્યો. આ કાળમાં મનુષ્ય કદાચ અનાજ ઉત્પન્ન કરવાનું શીખ્યો અને તે ગુફાઓમાં આશ્રય લેતો થયો.

(૪) ચોથો યુગ: કાંસા યુગ. આ કાળમાં વધુ સંસ્કારી લોકો સૌરાષ્ટ્ર અને ગુજરાતના પશ્ચિમ કિનારા ઉપર ઊતરી આવ્યા. તેમને નગર જીવનનો ખ્યાલ હતો પણ લોખંડથી તેઓ માહિતગાર ન હતા.

(૫) પાંચમો યુગ: ત્રાંબાનો યુગ અને પાષાણ યુગ. તે સમયે લોકો સૌરાષ્ટ્રના વિવિધ ભાગોમાં ફેલાયા અને ગ્રામજીવનની શરૂઆત થઈ. એમ માનવામાં આવે છે કે આ કાળમાં પૂર્વ નગર સંસ્કૃતિનો નાશ થયો.

**પ્રથમ યુગ:** પાષાણયુગની શરૂઆત. ડૉ. બ્રુસ ફૂટે જે સૂચનો મૂક્યાં હતાં તેને આધારે, સાબરમતીના ઉત્તરભાગમાં હડોલથી દક્ષિણમાં દેલવાડ સુધી પ્રાગૈતિહાસિક ગુજરાતનું પ્રથમ સંશોધન શરૂ થયું. લગભગ સો માઈલના વિસ્તારમાં આ સંશોધન કરવામાં આવ્યું. પાછળથી ડેક્કન કૉલેજે ત્રણ-ચાર કારણોસર આ કાર્ય ચાલુ રાખ્યું અને એમાં એને મુંબઈ યુનિવર્સિટીનો સારો એવો સહકાર મળ્યો. આ તપાસ દરમ્યાન કેટલાંક પ્રાચીન સ્થળોની માહિતી મળી. સાબરમતીના પ્રદેશમાં આવેલાં આ મુખ્ય સ્થળો નીચે પ્રમાણે છે: વલસાણા, હાલોલ, પેઢમાલી અને ગોધરા. ઓછાં મહત્ત્વનાં સ્થળોમાં કુંડેરા, આગલોદ, હીરાપુર, કોટ અને વરસોરા છે. હીરાપુર, પેઢમાલી અને વલસાણાના અવશેષો ઉપરથી એમ લાગે છે કે પહેલાં સાબરમતી નદીનો તટપ્રદેશ ઘણો વિશાળ હતો. અત્યારના નદીના સમતળ કરતાં કદાચ તે ત્રીસ ફૂટ ઊંચો પણ હશે એમ માનવાને કારણો મળી આવે છે. ગુજરાતના પ્રથમકાળના માણસો સાબરમતીના માણસો તરીકે જાણીતા હતા. તે સમયની આબોહવા ખૂબ વર્ષાવાળી હતી. જોકે ગુજરાતના ભૂપૃષ્ઠના ઘડતર સમયે જેટલો વરસાદ હતો તેટલો વરસાદ આ કાળમાં ન હતો. તે સમયના લોકો ચકમક જેવા પથ્થરનાં ઓજારો બનાવતા. એમાં તેઓ વિવિધ આકારપ્રકારની કુહાડીઓ, ફરશીઓ, પાનાં વગેરે ઓજારો બનાવતા. પથ્થરનાં આ ઓજારો જોતાં લાગે છે કે આ લોકો ઓજારો બનાવવાની કલાથી અજ્ઞાત ન હતા. તો એમ પણ કહી શકાય એમ નથી કે, તેઓ ગુજરાતમાં જ આવીને આ કલા શીખ્યા. આ અવશેષોમાંથી કેટલાંક અણઘડ ઓજારો લાગે છે જ્યારે બીજાં કેટલાંક તો નિપુણ હાથે ઘડાયેલાં લાગે છે. એમાંનાં કેટલાંક તો ભારત, આફ્રિકા, ઈજિપ્ત અને પશ્ચિમ યુરોપનાં ઓજારોની બરોબરી કરે એવાં લાગે છે. આ ઓજારો ઉપરથી એમ લાગે છે કે તે કાળનો મનુષ્ય મૂળિયાં ખોદી કાઢતો હશે અને મોટા પાનાની કુહાડી વડે ઝાડનાં થડ કાપતો હશે. એ ઉપરથી આપણે એમ પણ નિર્ણય તારવી શકીએ કે તે સમયે માણસ શાકાહારી હશે. જોકે તે

સમયની પ્રાણીસૃષ્ટિની ચોક્કસ માહિતી મળતી નથી. નર્મદા અને ગોદાવરીના ખીણપ્રદેશમાંથી હાથી, ભેંશ, બળદ વગેરે પ્રાણીઓના જે અવશેષો મળ્યા છે તે ઉપરથી એમ માની શકાય કે તે સમયે પણ આ પ્રાણીઓની હસ્તી ગુજરાતમાં હશે.

આદિમાનવની હસ્તીના જે અવશેષો મળ્યા છે તે ફક્ત ઉત્તર ગુજરાતમાંથી જ મળી આવ્યા નથી. બહાદરપુર પાસે ઓરસંગના ખીણપ્રદેશમાંથી પણ આવાં ઓજારો મળી આવ્યાં છે. આ ઓજારો ચકમકના અને એવા પથ્થરોમાંથી બનાવેલાં છે. આ ઓજારોના આકાર-પ્રકાર ઘણા સુશોભિત છે અને એમાંનાં કેટલાંક તો ધારદાર છે. એ ઉપરથી એમ લાગે છે કે તે કાળના માણસ પાસે હાથ-કુહાડી અને પાનાં કરતાં પણ વધારે સારા પ્રકારનાં ઓજારો હતાં. કમનસીબે આ પ્રદેશના ભૂસ્તર ઘડતરમાંથી આવા પુરાવા નથી મળતા તેથી ગુજરાતમાં આદિ પાષાણયુગના માનવની પ્રગતિ અંગે વધારે કહેવું શક્ય નથી.

એ જ રીતે રાજપીપળા પાસેથી ચકમક જેવા કાળા પથ્થરનાં ઓજારો મળી આવ્યાં છે. વડોદરા નજીક મહીનાં કોતરોમાંથી પણ આવાં ઓજારો મળી આવ્યાં છે. આમ સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાત સિવાય આખા ગુજરાતમાંથી એવા પુરાવા મળે છે કે પાષાણયુગની શરૂઆતમાં આ પ્રદેશમાં માનવજીવન હતું. ભૂસ્તર વિદ્યાની ગણતરીથી તીસ હજાર વર્ષ પહેલાં પૃથ્વી ઉપર પાષાણયુગ પ્રવર્તતો હતો.

### મધ્ય પાષાણયુગ

આ યુગ પછી ગુજરાતની આબોહવા સૂકી થતી ગઈ. કાંપના જાડા સ્તરોમાં કાંકરીના જે પથ્થરો મળી આવે છે એના ઉપરથી એમ નિર્દેશન થાય છે કે ગુજરાતની આબોહવા પાછળથી સૂકી થતી ગઈ. કાંપના આ સ્તરોનો ઉપરનો ભાગ રતૂમડો દેખાય છે. તે ઉપરથી એમ માની શકાય કે સૂકી આબોહવાના કાળ પછી વર્ષાનો એક ગાળો આવી ગયો હશે. અત્યાર સુધી આ સ્તરોમાંથી કંઈ ઓજારો મળી આવ્યાં નથી. કપડવંજ પાસેની મહોર નદી અને સૌરાષ્ટ્રની ભાદર નદી પાસેથી જુદી જ જાતના પથ્થરો મળી આવ્યા છે. આ ક્ષેત્રમાં હજી ઝાઝું સંશોધન થયું નથી એટલે વધુ વિગતો આપવાનું મુશ્કેલ છે. પણ મહારાષ્ટ્ર અને ભારતના બીજા ભાગોમાંથી પણ આ જ પ્રકારનાં પથ્થરનાં ઓજારો મળી આવ્યાં છે એ ઉપરથી એટલું તો કહી શકાય કે, આ કાળનો માનવ તીર અને ભાલા જેવાં પથ્થરનાં સાધનોનો ઉપયોગ કરતો હશે. બીજા એક પ્રકારના પથ્થરના ઓજારથી માણસ આ અસ્રોને અણીદાર પણ બનાવતો. આ ઉપરથી એમ ફલિત થાય છે કે, આ કાળનો માણસ દૂરથી પ્રાણીઓનો શિકાર કરતો હશે અને કંદમૂળ કે ફળ કરતાં તે શિકારના ભક્ષ ઉપર વધારે આધાર રાખતો હશે.

### ઉત્તર પાષાણયુગ

પાષાણ યુગના આ કાળના પુરાવાઓની ડૉ. બ્રુસ ફૂટે નોંધ લીધી છે. તેમણે જણાવ્યું છે કે સમસ્ત ઉત્તર ગુજરાતની રેતાળ જમીનમાં પથ્થરનાં નાનાં નાનાં સંખ્યાબંધ ઓજારો મળી આવે છે. ગુજરાતની પ્રથમ સંશોધન ટુકડીએ આ અંગે વ્યાપક તપાસ કરી ન હતી ત્યાં સુધી એના ઉપરથી કંઈ નિર્ણય તારવી શકાયો ન હતો. આ સંશોધકોએ હીરાપુર અને વિજાપુર તાલુકામાં ખોદકામ કરીને વધુ પુરાવાઓ પૂરા પાડચા હતા. આ જગ્યાઓએ પાછળથી ડેક્કન કૉલેજ અને છેલ્લે છેલ્લે વડોદરાના મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયે વધુ સંશોધન કર્યું. આ સંશોધન ઉપરથી પાષાણ યુગના તે કાળના માનવ જીવનના પુરાવાઓ મળી આવ્યા. એમ લાગે છે કે વર્ષાકાળ પછી દેશ ફરીથી પાછો સૂકી આબોહવાના કાળમાંથી પસાર થયો. એ દરમ્યાન ગુજરાતના પ્રદેશ ઉપર સાબરમતીનો ખૂબ કાંપ ઠલવાયો. આ પછીથી આ પ્રદેશ ઉપર જોરદાર પવન ફૂંકાયો એનાથી જમીન ઉપર રેતી ફરી વળી અને કેટલાંક સ્થળોએ તો ટીંબા ઊભા થયા. આ પછીથી આછી વર્ષાનો કાળ આવ્યો હોય એમ લાગે છે. આ કાળમાં માણસ ઘણુંખરું શિકાર ઉપર જીવતો હતો. આછી વર્ષાના કાળમાં માનવોએ ઉત્તર ગુજરાતમાં અને મધ્ય ગુજરાતમાં રેતીના ટીંબાઓમાં વાસ કર્યો. આ ટીંબાઓમાં જે સરોવરો સર્જાયાં હતાં, તેમાંથી માણસને વર્ષના નવ મહિના પાણી મળી રહેતું. હાલના સમય કરતાં એ કાળ વધુ વર્ષાનો હતો તેથી દેશમાં ઘીચો-ઘીચ વનસ્પતિ પથરાઈ ગઈ હતી અને એમાં ગેંડા જેવાં પ્રાણીઓ જીવી શકતાં. આ સંજોગોમાં ટીંબાઓમાં રહેતો માનવ શિકાર ઉપર ગુજારો કરતો, માછલાં પણ પકડતો. કદાચ ખૂબ અણઘડ રીતે અનાજ પણ પકવતો હશે, પણ તેના કોઈ નક્કર પુરાવા મળતા નથી. તે સમયે માણસ મોટે ભાગે શિકારી હતો અને ઘેટાં, બકરાં, ગાય, ડુક્કર, ગેંડાના માંસ ઉપર ગુજારો કરતો. તે સમયે માણસ માછલાં પકડતો અને પંખીઓ પણ પાળતો. તે આ બધાં પશુ-પક્ષીઓનો ગંજ ખડકતો અને પછી તેમનો વધ કરવામાં આવતો. આ પછીથી હાડકાં દૂર કરી તેમને ઉપયોગમાં લેવામાં આવતાં. જોકે તે કાળના માણસને તેની આ બધી પ્રવૃત્તિ નાનકડાં હથિયારો અને ઓજારોની મદદથી કરવી પડતી. લાંઘણજ, હીરાપુર કે બીજાં જે જે સ્થળોએ ખોદકામ થયું છે ત્યાંથી આવાં કેટલાંય ઓજારો મળી આવ્યાં છે.

આ ઓજારો અકીક, સ્ફટીક, ચકમક, લાલ પથ્થર એવા અનેક-વિધ પથ્થરોમાંથી બનાવવામાં આવેલાં છે. વિવિધ આકારપ્રકારનાં આ ઓજારોનાં પાનાંઓ અને બ્લેડો પણ ભાતભાતની હોય છે. કેટલાંક ઓજારો તો પાસાદાર પથ્થરનાં હોય છે. કેટલાંક સ્થળોએથી બેસણીવાળા અને ગોળમટોળ મણકા પણ મળી આવ્યા છે એ ઉપરથી એમ લાગે છે કે એ કાળે ઘરેણાંનો પણ ઉપયોગ થતો હશે. ત્યાંથી ઘરેણાં જેવી છીપલીઓ પણ મળી આવી છે. છીપલીઓના અવશેષો ઉપરથી એમ કહી શકાય કે, તેમને પશ્ચિમના કિનારાવાળા પ્રદેશનો પણ સંપર્ક હશે.

મનુષ્ય શિકારી તો બન્યો પણ પ્રાથમિક અવસ્થામાં તો તે શિકાર કરેલાં પશુ-પંખીઓને ઘરના કાટમાળની સાથે જ ભોંયમાં ભંડારી દેતો. અત્યાર સુધીમાં આ પ્રદેશમાંથી આ કાળનાં લગભગ બાર હાડપિંજરો મળી આવ્યાં છે. આ બધાં ખૂબ વળેલાં છે. એના ઉપરથી એમ કલ્પના કરી શકાય કે, આ લોકો પ્રમાણમાં ઊંચા હતા, તેમના પગ

પાતળા પણ માથાં લાંબાં નળિયા જેવાં હતાં; અને તેમના હોઠ પણ જાડા અને આગળ ઝૂકેલા હતા. આ સમયના લોકોનાં શારીરિક લક્ષણો ઇજિપ્તના હેમેટિક લોકોને મળતાં આવે છે. આ સમયના અવશેષોમાં મનુષ્યના હાડપિંજર સાથે કૂતરાંનાં પણ હાડપિંજરો મળી આવ્યાં છે. એ ઉપરથી એમ લાગે છે કે તેઓ કૂતરાં પાળતા હશે. આ યુગના ઉત્તરકાળમાં માટીનાં વાસણો પણ વપરાતાં હશે એમ લાગે છે. એ કાળનાં માટીનાં વાસણો લાલ કે આછા પીળા રંગે રંગાયેલાં માલૂમ પડે છે અને તેના ઉપર ચિત્રો પણ દોરેલાં હોય છે. તદ્ઉપરાંત કલાક-શીશીને મળતા ગોળાકાર પથ્થરો પણ મળી આવ્યા છે.

આ બધા ઉપરથી એમ લાગે છે કે, એ કાળનો માનવ, નીઓલિથિક માનવ કરતાં વધુ સંસ્કૃત હશે.

કાંસા અને ત્રાંબાનો યુગ :

ગુજરાતનું માનવજીવન કયા કયા તબક્કામાં વધુ સુસંસ્કૃત અવસ્થામાં આવ્યું તેના કંઈ દસ્તાવેજી પુરાવાઓ હજુ સુલભ બન્યા નથી. જોકે રંગપુર ખાતે જે અવશેષો મળે છે તે ઉપરથી લાગે છે કે નગરજીવનની અવસ્થાએ પહોંચેલા લોકો સિંધમાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા તે પહેલાં આ લોક પાષાણયુગના ઉત્તરકાળમાં હતા. પંડિત માધવસ્વરૂપવત અને ડેક્કન કૉલેજના પ્રોફેસર ઘુર્યેના મત પ્રમાણે અને ભારત સરકારના પુરાતત્ત્વ વિભાગનાં સંશોધનો ઉપરથી લાગે છે કે કદાચ ઈસવી સન બે હજાર વર્ષ પૂર્વે સિંધની સંસ્કૃતિ સૌરાષ્ટ્રમાંપ્રવેશી હશે. એક સમયે એમ માનવામાં આવતું હતું કે, સિંધના સુસંસ્કૃત લોકો કિનારા ઉપર વસ્યા હતા. પણ સિંધુની સંસ્કૃતિના અવશેષો ફક્ત કિનારા ઉપરથી જ મળી આવે છે એમ નથી, છેક રાજકોટ પાસેથી પણ એવા અવશેષો મળી આવે છે. એ ઉપરથી એમ લાગે છે કે સિંધુની સંસ્કૃતિ પ્રદેશની છેક અંદરના ભાગો સુધી પ્રસરી હતી. સૌરાષ્ટ્રમાં સિંધુની સંસ્કૃતિની પ્રતીતિ કરાવતા અવશેષો વીસ સ્થળોએથી મળી આવ્યા છે. આ ઉપરાંત ભરૂચ અને સુરત નજીકનાં બે-ત્રણ સ્થળોએથી પણ આ સંસ્કૃતિના અવશેષો પ્રાપ્ત થયા છે. આ ઉપરથી એમ લાગે છે કે સિંધુની સંસ્કૃતિ પશ્ચિમ કિનારા સુધી પણ પ્રસરેલી. કદાચ સિંધુની સંસ્કૃતિના લોકો નૌકાવિદ્યાના જાણકાર હશે. એ પ્રવૃત્તિદ્વારા તેઓ પ્રથમ સૌરાષ્ટ્રમાં આવ્યા હશે અને પાછળથી દક્ષિણ ગુજરાત સુધી પણ પહોંચ્યા હશે. અત્યાર સુધીમાં ગુજરાતમાં અમદાવાદ જિલ્લામાં ફક્ત લોથલ ખાતે જ મોટા પાયા ઉપર ખોદકામ કરીને આ સંશોધન આગળ ધપાવવામાં આવ્યું છે. લોથલ એ કંઈ ગામનું નામ નથી પણ એક ટેકરાનું નામ છે.

લોથલ ખાતે સિંધુ કે હરપ્પાની સંસ્કૃતિની જે ઝાંખી થાય છે તેનું વિગતવાર વર્ણન કરવાની જરૂર નથી. કારણ કે, સિંધ અને પંજાબમાં હરપ્પા અને મોહન-જો-ડેરોનાં વિખ્યાત સ્થળોએ જે નગરજીવનની ઝાંખી થાય છે એના જેવા જ નગરજીવનના અવશેષો લોથલમાંથી મળી આવ્યા છે. આ બે સ્થળોનાં નગરોની જેમ કાંપના કાંગરાઓની ઉપર આ નગર પણ બાંધવામાં આવ્યું હતું, જેથી વર્ષોવર્ષ આવતાં પૂરથી તેનું સંરક્ષણ થાય. એમાં માર્ગોની સુંદર વ્યવસ્થા દેખાય છે. માર્ગોની બંને બાજુઓએ, મોહન-જો-ડેરોનાં નગરોની જેમ જ ઈંટોના પાળાઓ હોય છે. ત્યાં સુંદર સ્નાનગૃહો અને પાણીના નિકાલની યોગ્ય વ્યવસ્થા નજરે ચડે છે. લોથલમાંથી માટીનાં વાસણો, મુદ્રાઓ, ઘરેણાંઓ, રમકડાં અને તાંબાનાં જે ઓજારો મળી આવ્યાં છે તે બરોબર મોહન-જો-ડેરોમાંથી મળી આવેલા અવશેષો જેવાં જ છે. જોકે અહીં ગોદી કે ગોદીના ધક્કાનો પણ ભાસ થાય છે એ એક નવી જ વસ્તુ છે. જો ત્યાં ગોદીનો ધક્કો હોય તો એમ કલ્પના કરી શકાય કે, એક કાળે ત્યાંથી ભોગાવા નદીની એક શાખા વહેતી હશે અને વર્ષના અમુક મહિનાઓમાં એમાં હોડીઓ અને વહાણો ફરી શકતાં હશે. મોહન-જો-ડેરોમાં જેમ એક જ જગાએ બે જણ સંગાથે દફનાવ્યા હોય એવા અવશેષો મળ્યા છે, એમ લોથલમાં પણ મળી આવ્યા છે. જોકે એ ઉપરથી આપણે સતી થવાના રિવાજનો વિચાર ન કરી શકીએ; કારણ કે, સતી થવાના રિવાજમાં કોઈ કાળે બે જણને એકસાથે દફનાવવામાં આવતાં હોય એમ જાણવા મળતું નથી. એમાં તો પતિના મૃત્યુ પછી પત્ની ચિતામાં ઝંપલાવતી અને પોતાના દેહને ભસ્મીભૂત કરી નાખતી. એમ લાગે છે કે આ સંશોધકો ખાસ કરીને સતીનો અર્થ સમજ્યા નથી અને તેથી તેમણે સંગાથે થયેલા દફનને જોઈને સતી થવાનો રિવાજ પ્રચલિત હશે એમ માની લીધું છે. રંગપુર ખાતે પૂરું ખોદકામ થયું નથી પણ જે કંઈ ખોદકામ થયું છે એ ઉપરથી એમ પ્રતીતિ થાય છે કે ત્યાં સિંધુની સંસ્કૃતિ પ્રસરી હશે. પણ રંગપુરના અવશેષો સિંધુની સંસ્કૃતિના અવશેષો કરતાં ભિન્ન પ્રકારના છે. એ ઉપરથી એમ લાગે છે કે ત્યાં સિંધુની સંસ્કૃતિ ઉપરાંત બીજાં પરિબળો પણ આવ્યાં હશે અને સિંધુની સંસ્કૃતિ ધીમે ધીમે અન્ય સંસ્કૃતિમાં પરિણમી હશે. ત્યાંનાં મકાનો હરપ્પા જેવાં ઈંટોનાં જ નથી. ત્યાં ગારાનાં પણ મકાનો થયાં હોય એમ લાગે છે. ત્યાંનાં માટીનાં વાસણો પણ સિંધુની સંસ્કૃતિના લોકોનાં વાસણો કરતાં જુદા આકાર-પ્રકારનાં માલૂમ પડે છે. અહીંથી મળી આવેલાં માટીનાં વાસણો વધારે પાતળાં છે અને તેના ઉપરનો આછો રતૂમડો રંગ વધારે ચકચકિત છે. એ જ રીતે, આખા સૌરાષ્ટ્ર ઉપર (દા. ત. સોમનાથ, આમરા અને લાખાબાવલ ખાતે) વિવિધ પરિબળોનો ખ્યાલ આવે છે. ત્યાં તો લોથલ અને રંગપુર બંનેથી ભિન્ન પ્રકારનાં વાસણો મળી આવે છે. જોકે મકાનો તો ગારાનાં લાગે છે. એના ઉપરથી એમ નિર્ણય તારવી શકાય કે, આ લોકો નગરવાસી નહિ હોય પણ ગામડાંઓમાં રહેતા હશે. મુખ્યત્વે તેઓ ખેતી ઉપર નિભાવ કરતા હશે. તેઓ તાંબાનાં અને પથ્થરનાં સાધનોનો ઉપયોગ કરતા. આમ, સૌરાષ્ટ્રમાં એક વિચિત્ર ઘટનાની પ્રતીતિ થાય છે કે, માણસે નગરજીવનનો ત્યાગ કર્યો અને ગ્રામસંસ્કૃતિની શરૂઆત થઈ. એના ઉપરથી એમ નિર્દેશન થાય છે કે લોથલ, રંગપુર અને ઈસવી સન બે હજાર વર્ષ પૂર્વેના સૌરાષ્ટ્રના લોકોની રહેણીકરણી કરતાં કોઈ ભિન્ન પ્રકારનાં પરિબળો ગતિમાન થઈ ગયાં હતાં. આ લોકો કોણ હતા તેના કંઈ નિશ્ચિત પુરાવાઓ મળતા નથી પણ જો કલ્પના જ કરીએ તો એમ કહી શકીએ કે આ નૂતન પરિબળોમાં કેટલાક આર્યનો

અને યાદવો જેવા ભળતી આર્યન જાતિના લોકો હતા, જેમણે પાછળથી દ્વારકા અને સૌરાષ્ટ્રનાં બીજાં સ્થળોમાં વાસ કર્યો હતો.

ટૂંકમાં ગુજરાતના પ્રાગૈતિહાસિક કાળનો આ ખ્યાલ છે. પણ હજુ તેનું વધુ વ્યાપક દર્શન કરવાની આવશ્યકતા છે. ગુજરાત વિશ્વ-વિદ્યાલય અને એવી બીજી સંસ્થાઓ આ કામ ઉપાડી લઈને રંગપુર, રોઝડી અને સોમનાથ જેવાં સ્થળોએ વધુ સંશોધન કરશે ત્યારે આ કાળનું વધુ વ્યાપક દર્શન થઈ શકશે. મધ્યપ્રદેશમાં નવદાતોલીમાં જેમ સંપૂર્ણ ખોદકામ થયું છે એવી રીતે આ સ્થળોનો પણ પૂરો અભ્યાસ કરવામાં ન આવે ત્યાં સુધી ગુજરાતની પ્રજાના એ પ્રાગૈતિહાસિક કાળનો ચોક્કસ ખ્યાલ આવવો મુશ્કેલ છે અને ગુજરાતના લોકો કોણ હતા તે કહેવું અશક્ય છે.

(મૂળ અંગ્રેજી ઉપરથી અનુવાદ)



# પ્રાચીન યુગ

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી
(અધ્યાપક-સંશોધક
લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, અમદાવાદ).

## પૌરાણિક કાલ

પુરાતન અવશેષોના આધારે જાણવા મળતા પ્રાગૈતિહાસિક કાલ પછી, એ ઉપરાંત લિખિત અને ઉત્કીર્ણ આધારો પરથી નિરૂપાતો ઐતિહાસિક કાલ શરૂ થાય છે, ત્યારે એના આરંભિક કાલને લગતી માહિતી મુખ્યતઃ પુરાણી અનુશ્રુતિઓમાંથી મળે છે. આ આરંભિક કાલને પૌરાણિક કાલ કહે છે.

હાલ જેને ગુજરાત કહે છે તે પ્રદેશનો પૌરાણિક ઇતિહાસ મનુ વૈવસ્વતના પુત્ર શર્યાતિના સમયથી શરૂ થાય છે. શર્યાતિની પુત્રી સુકન્યાને ભૃગુકુલના ચ્યવન વેરે પરણાવી હતી. શાર્યાત અને ચ્યવાનનો ઉલ્લેખ વેદસાહિત્યમાં આવે છે.

શર્યાતિ રાજાને આનર્ત નામે પુત્ર હતો અને એના નામ પરથી આ પ્રદેશ આનર્ત નામે ઓળખાયો એવી અનુશ્રુતિ છે. આનર્તનો પુત્ર રેવત હતો. એના સમયમાં આનર્ત દેશની રાજધાની કુશસ્થલી હતી. એ પરથી આનર્તમાં સુરાષ્ટ્રનો સમાવેશ થતો હોવાનું સ્પષ્ટ થાય છે. રેવતના વંશજ રેવના નામ પરથી 'રેવા' નામ પડ્યું મનાય છે. રેવત કે રૈવતોના નામ પરથી 'રૈવતક' ગિરિ નામ પડ્યું ગણાય. રૈવતોની રાજધાનીનો પુણ્યજન નામે રાક્ષસોએ નાશ કર્યો.

આ અરસામાં મથુરાનાં યાદવકુળ મથુરા ત્યજી સુરાષ્ટ્રના પશ્ચિમ તટે આવ્યાં. અન્ધક-વૃષ્ણિ કુલના ઉગ્રસેન, સમુદ્રવિજય અને કૃષ્ણ વાસુદેવ એમાં મુખ્ય હતા. યાદવોએ કુશસ્થલીના પ્રાચીન દુર્ગને સમરાવી અજેય બનાવ્યો. પશ્ચિમ ભારતના બારારૂપ નવી નગરી 'દ્વારકા' નામે ઓળખાઈ. રૈવત વંશના કકુદ્મીએ પોતાની કન્યા બલરામ વાસુદેવ વેરે પરણાવી. વસુદેવના મોટાભાઈ સમુદ્રવિજયના પુત્ર અરિષ્ટનેમિએ ઉગ્રસેનની પુત્રી રાજમતીને પરણવા જતાં લગ્નપ્રસંગે ભોજન માટે થતી પશુહિંસાથી દુભાઈ થઈ દીક્ષા લીધી અને રૈવતક ઉપર કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરી. કૃષ્ણ વાસુદેવે વિદર્ભ, અવંતિ, કોશલ, કેકય, મદ્ર વગેરે દેશોની રાજકન્યાઓને પરણી એ રાજ્યો સાથે સુરાષ્ટ્રના યાદવકુળનો સંબંધ બાંધ્યો. કુંતી પૃથા દ્વારા કુરુકુલના પાંડુ સાથે વસુદેવકુલને નિકટ સંબંધ હતો, તે અર્જુન-સુભદ્રાના લગ્ન દ્વારા વધુ ગાઢ બન્યો. ઉષા-અનિરુદ્ધના પ્રણય નિમિત્તે કૃષ્ણ વાસુદેવને શોણિતપુર પર આક્રમણ કરી પોતાના પૌત્રને કેદ કરનાર બાણાસુરને વશ કરવો પડ્યો. એવી રીતે બલરામે કૃષ્ણપુત્ર સાંબ સાથે દુર્યોધનની પુત્રી લક્ષ્મણાને પરણવા દેવાની આનાકાની કરનાર કૌરવોને વશ કર્યા. કૃષ્ણે મગધરાજ જરાસંધનો વધ કરવામાં ભીમને પ્રેરણા આપી, ચેદિરાજ શિશુપાલનો વધ કર્યો, સૌભ દેશના સાલ્વ રાજાનો તેમ જ કરુષરાજ દંતવક્ત્ર જેવ પ્રતિસ્પર્ધીઓનો વધ કર્યો. કુરુકુલના આંતરિક વિગ્રહમાંથી ઉદ્‌ભવેલા ભારત યુદ્ધમાં બલરામે ક્ષેત્રસંન્યાસ લીધો અને કૃષ્ણે પાંડવોના પક્ષમાં રહેવા છતાં શસ્ત્રસંન્યાસ અપનાવ્યો. આ હતી સુરાષ્ટ્રના યાદવોની રાજનીતિ. પરંતુ આખરે યાદવકુળના પુરુષો મદિરાથી મત્ત થઈ આપસ-આપસમાં લડી માર્યા ગયા. દ્વારકા પર સમુદ્રનાં પાણી ફરી વળ્યાં. યાદવાસ્થલીમાં અનિરુદ્ધનો પુત્ર વજ્ર એકલો બચેલો, તેનો અર્જુને મથુરામાં અભિષેક કરાવ્યો. સુરાષ્ટ્રમાં આનર્તો, રૈવતો અને યાદવો નામશેષ બન્યા. સૌરાષ્ટ્ર-કચ્છના મૈત્રક, ચૂડાસમા, જાડેજા વગેરે રાજકુલો પોતાને યાદવકુલ સાથે સાંકળે છે. યાદવકુલોમાં ગણરાજ્યોનું તંત્ર પ્રવર્તતું.

સમય જતાં 'આનર્ત' એ નામ સુરાષ્ટ્રથી અલગ એવા ઉત્તર ગુજરાતના અર્થમાં પ્રયોજાયું. એનું પાટનગર આનર્તપુર, નગર અથવા આનંદપુરના નામે પણ ઓળખાયું. નગરના બ્રાહ્મણો 'નાગર' નામે ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરમાં અગ્રે રહ્યા. ક્યારેક આનર્તપુરની આસપાસનો નાનો પ્રદેશ જ 'આનર્ત' કહેવાતો.

આ આનર્તની પશ્ચિમે અને પૂર્વે આવેલા પ્રદેશ અનુક્રમે 'સારસ્વત' અને 'માહેય' તરીકે ઓળખાતા. એની ઉત્તરે અર્બુદ દેશ હતો અને દક્ષિણે ભારુકચ્છ. ખેટકની દક્ષિણે આવેલું મહીનગર પશ્ચિમ ભારતનું તામ્રલિપ્તિ ગણાયું, પરંતુ નર્મદાતીરે આવેલું ભરુકચ્છ (ભરૂચ) ભારતનું જગમશહૂર બંદર હતું. ભારુકચ્છ દેશની દક્ષિણે આનતરનર્મદ દેશ હતો. એની દક્ષિણે શૂર્પારક—નાસિક્ય દેશ હતો. પશ્ચિમે સુરાષ્ટ્રમાં પ્રભાસ, વલભી અને સિંહપુર જેવાં દેશપ્રસિદ્ધ નગર હતાં. પ્રભાસ, રૈવતક (ગિરનાર) અને પુંડરીક (શત્રુંજય)નાં તીર્થધામ હતાં. કચ્છમાં શંખપુર જેવાં ધામ હતાં.

ભગવાન બુદ્ધ પરિનિર્વાણ પામ્યા એ અરસામાં (ઈ. પૂ. ૪૮૩) સિંહપુરના નિર્વાસિત રાજપુત્ર વિજયે સપરિવાર સુપારા (સોપારા) થઈને સફર કરી ભારતની દક્ષિણે આવેલા દ્વીપમાં સંસ્થાન વસાવ્યું, ત્યારથી એ દ્વીપ 'સિંહલ' નામે ઓળખાયો. સિંહલી લોકોના એ દેશ (સિલોન) સાથેનો સુરાષ્ટ્રનો સાંસ્કૃતિક સંબંધ 'લંકાની લાડી અને ઘોઘાનો વર' એ ગુજરાતી કહેવતમાં જળવાઈ રહ્યો છે. કચ્છ, સૌરાષ્ટ્ર અને તળગુજરાતના દરિયાકાંઠા પાસે વસતી ગુજરાતી પ્રજા પ્રાચીન કાળથી દેશવિદેશ સાથેના દરિયાઈ વ્યવહારમાં મોખરે રહી છે.

મગધના મૌર્યોના શાસન નીચે

સિકંદરની સવારી સમયે આ પ્રદેશની રાજકીય સ્થિતિ શી હતી એ વિશે કંઈ માહિતી મળતી નથી, પરંતુ ચંદ્રગુપ્ત મૌર્યે મગધમાં નંદવંશની સત્તા ઉથલાવી પાડીને ભારતના ઘણા પ્રદેશોમાં પોતાના સામ્રાજ્યનું આધિપત્ય જમાવ્યું ત્યારે આ પ્રદેશ પણ મગધના એ સામ્રાજ્યના શાસન નીચે આવ્યો હતો. ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં (લગભગ ઈ. પૂ. ૩૨૨-૨૯૮) અહીં રાષ્ટ્રિય તરીકે પુષ્યગુપ્ત નામે વૈશ્ય હતો. રાષ્ટ્રિયનું વડું મથક ઉજ્જયંત (ગિરનાર)ની તળેટીમાં વસેલું ગિરનગર હતું. પુષ્યગુપ્તની સૂબાગીરી દરમ્યાન ગિરિનગર પાસે સુદર્શન તળાવનો સેતુ (બંધ) બંધાયો. અશોક મૌર્યના રાષ્ટ્રિય તુષાસ્ફ નામે યવનરાજની સૂબાગીરી દરમ્યાન સુદર્શનમાંથી નહેરો કાઢવામાં આવી. આ જળાશય પૌર તેમ જ જાનપદ જનોને ઘણું ઉપયોગી નીવડ્યું. 'દેવોના પ્રિય' અશોકે ધર્મલિખીરૂપે બહાર પાડેલાં ચૌદ શાસનોની એક નકલ આ જળાશય પાસે ખડક પર કોતરાવી. (લગ. ઈ. પૂ. ૨૬૦). સુરાષ્ટ્રમાં રાજન્યગણ અને ક્ષત્રિયશ્રેણીનો ઉલ્લેખ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંયે આવે છે.

અશોકના વંશજોના સમયમાં મૌર્ય સામ્રાજ્યના ભાગલા પડ્યા ત્યારે સુરાષ્ટ્ર પ્રાંત ઉજ્જયિની (ઉજ્જન)માં રહી રાજ્ય કરતા સંપ્રતિ મૌર્યના શાસન નીચે મુકાયો. ઘણાં પ્રાચીન જિનબિંબો અને જિન-ચૈત્યો આ પરમ આર્હત રાજાએ કરાવ્યાં મનાય છે.

ગિરિનગર પાસે શ્રમણો માટે શૈલગૃહ તૈયાર કરાયાં.

બાલ્હીક–યવનોના શાસન નીચે

સિકંદરના સામ્રાજ્યના એશિયાઈ મુલકો પર સેલુકવંશની રાજસત્તા પ્રવર્તતી, તેમાં આગળ જતાં બાલ્હીક (બલ્ખ) દેશના યવનો (ગ્રીકો) સેલુક રાજાથી સ્વતંત્ર થયા અને એમાંના દિમિત્ર (દત્તમિત્ર) નામે રાજાએ ભારત પર ચડાઈ કરી સિકંદર કરતાંયે ઘણા વધુ પ્રદેશ જીતી લીધા.

આ બાલ્હીક-યવન કુલની સત્તા સુરાષ્ટ્ર ને ભારુકચ્છ વગેરે પ્રદેશો પર પણ પ્રસરી. મીનન્દર (મિલિન્દ-મીનેન્દ્ર) અને અપલદત્ત રાજાના દ્રમ્મ (સિક્કા) અહીં ચલણી બન્યા. આ 'દ્રમ્મ' ગુજરાતીમાં 'દામ' રૂપે જળવાયો છે.

જૈન આચાર્યો

ઉજ્જયિનીના જુલમી રાજા ગર્દભિલ્લને પદભ્રષ્ટ કરવા જૈન કાલકાચાર્ય પારસદેશ(ઈરાન)થી સુરાષ્ટ્ર થઈને શકોને તેડી લાવ્યા, ત્યારે ભરુકચ્છમાં બલમિત્ર-ભાનુમિત્ર સત્તા પર હતા. એમના ભાણેજ બલભાનુએ કાલકાચાર્ય પાસે દીક્ષા લીધી.

ગર્દભિલ્લના પુત્ર વિક્રમાદિત્યે શકોને હરાવી કાઢી મૂક્યા અને ઉજ્જનમાં માલવગણ સંવત શરૂ થયો.

આ અરસામાં કાલકાચાર્ય ઉપરાંત ખપુટાચાર્ય, પાદલિપ્તસૂરિ, નાગાર્જુન અને વજ્રદેવસૂરિ જેવા જૈન શ્રમણોએ ભરુકચ્છ, તારાપુર (તારંગા), શત્રુંજય, પાદલિપ્તપુર (પાલીતાણા), મધુમતી (મહુવા) વગેરે સ્થળોએ જૈન ધર્મને વધુ લોકપ્રિય કર્યો.

રોમન સામ્રાજ્ય સાથે વેપાર

માલવગણ સંવતના આરંભિક શતકો દરમ્યાન ભારતે રોમન સામ્રાજ્ય સાથે દરિયાઈ વેપારનો સીધો સંબંધ બાંધ્યો ત્યારે અનેક મોટાં બંદરો ધરાવતા આ પ્રદેશે પણ એમાં પોતાનો ફાળો આપેલો એવું અંકોટ્ટક (આકોટા, વડોદરા પાસે) જેવાં સ્થળોએ મળતી રોમન કલા-કૃતિઓ તેમ જ રોમન દ્રમ્મો પરથી સૂચિત થાય છે.

શક ક્ષત્રપોનું શાસન

માલવગણ કાલ શરૂ થયે ૧૩૫ વર્ષ થતાં ઉજ્જનમાં પાછું શકોનું શાસન જામ્યું. આ શકો એમના પૂર્વ અધિકાર પરથી 'ક્ષત્રપ' (સૂબા) કહેવાતા. ક્ષહરાત કુલના ક્ષત્રપ રાજાઓમાં ભૂમક અને નહપાનના સિક્કા મળે છે. એ સિક્કાને 'કાર્ષાપણ' કહેતા. એમાં બાલ્હીક–યવનોના સિક્કાની જેમ એક બાજુ પર રાજાના મોંની આકૃતિ કોતરવામાં આવતી અને સિક્કા પડાવનાર રાજાનું નામ ગ્રીક ભાષામાં તેમ જ પ્રાકૃત-સંસ્કૃત ભાષામાં આપવામાં આવતું.

નહપાનની સત્તા નાસિક-શૂર્પારક-ભરુકચ્છથી માંડીને માલવ-સુરાષ્ટ્ર-પુષ્કર સુધી પ્રવર્તતી. જૈન સાહિત્યમાં જણાવેલો રાજા નભોવાહન એ નહપાન હોય, તો એની રાજધાની ભરુકચ્છમાં હતી. નહપાનના જમાઈ ઉષવદાતે ભરુકચ્છ, પ્રભાસ અને અન્ય તીર્થધામોમાં અનેક ધર્મકાર્ય કર્યાં. એના શિલાલેખોમાં (શક) વર્ષ ૪૧ થી ૪૬ (ઈ. સ. ૧૧૯ થી ૧૨૪)ની મિતિ આપેલી છે.

ક્ષહરાત ક્ષત્રપ વંશની રાજસત્તાનો સાતવાહન કુળના ગૌતમીપુત્ર શાતકર્ણિએ નાશ કરી એ રાજ્યના દક્ષિણ પ્રદેશ જીતી લીધા, ત્યારે એના ઉત્તર પ્રદેશો પર કાર્દમક કુલના ક્ષત્રપોની રાજસત્તા જામી. આ રાજકુલનો સ્થાપક ચષ્ટન હતો, જેના (શક) વર્ષ ૫૨(ઈ. સ. ૧૩૦)ના લેખ મળ્યા છે. એના પૌત્ર રાજા મહાક્ષત્રપ રુદ્રદામા પહેલાની સત્તા આકર (પૂર્વ માલવ), અવંતિ, અનૂપ (માહિષ્મતી), આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર (સાબરકાંઠા), મરુ (મારવાડ), કચ્છ, સિંધુ (સિંધ), સૌવીર, કુકુર, અપરાન્ત અને નિષાદ પર અર્થાત્ નર્મદાતટે આવેલા અનૂપદેશથી માંડીને દક્ષિણ પંજાબને સ્પર્શતા અપરાન્ત સુધી પ્રસરી હતી. આ રાજવંશની રાજધાની ઉજ્જયિની હતી. રુદ્રદામાના સમયમાં આનર્ત-સુરાષ્ટ્રનો વહીવટ સુવિશાખ નામે પહ્લવ કરતો. એની સૂબાગીરી દરમ્યાન (શક) વર્ષ ૭૨ (ઈ. સ. ૧૫૦)માં અતિવૃષ્ટિથી નદીઓમાં પૂર આવતાં ગિરિનગરના સુદર્શનનો બંધ તૂટી ગયો, તે ઉજ્જનના સચિવોની આનાકાની છતાં જલદી સમરાવવામાં આવ્યો. આને લગતો લેખ જૂનાગઢ પાસે અશોકના લેખવાળા ખડક પર કોતરેલો છે.

ચષ્ટનના કુળમાં રુદ્રદામા પછી અનેક રાજાઓ થયા. આગળ જતાં તેઓ પોતાના સિક્કાઓ પર પોતાના અને પિતાના નામ ઉપરાંત વર્ષ પણ આપવા લાગ્યા. ચષ્ટનના કુલ પછી એની સાથે સંબંધ ધરા-

વતાં બીજાં કુલ ક્રમશઃ સત્તારૂઢ થયાં. આ સિક્કાઓ મહાક્ષત્રપો તેમ જ ક્ષત્રપો પડાવતા, જેમની વચ્ચે રાજા અને ઉપરાજ કે યુવરાજ જેવો સંબંધ રહેતો. એમના સિક્કા (શક) વર્ષ ૩૧૦ કે ૩૧૨ (ઈ. સ. ૩૮૮ કે ૩૯૦) સુધીના મળ્યા છે.

લગભગ ઈ. સ. ૧૩૦ થી ૩૯૦ સુધી પ્રવર્તેલા એમના શાસન દરમ્યાન અહીં પ્રાકૃત તેમ જ સંસ્કૃત ભાષા અને સાહિત્યને ઉત્તેજન મળ્યું; આ પ્રદેશમાં શક સંવત પ્રચલિત થયો; કારવણ (ડભોઈ પાસે)માં લકુલીશે પાશુપત ધર્મ પ્રવર્તાવ્યો, જે સુરાષ્ટ્ર, માલવ વગેરે દેશોમાં પ્રસર્યો; જૂનાગઢ અને શામળાજી પાસે શાક્ય વિહાર બંધાયા; શ્રમણો માટે શૈલગૃહ કોતરાયાં; અને વલભીપુરીમાં નાગાર્જુન સૂરિની અધ્યક્ષતા નીચે જૈન આગમોની વાચના તૈયાર થઈ, જે વલભી કે નાગાર્જુનીય વાચના તરીકે જાણીતી છે. ધર્મ, સાહિત્ય અને કલામાં ગણનાપાત્ર ફાળો આપનાર આ લાંબા પ્રાચીનકાળનો સાંસ્કૃતિક ઇતિહાસ ઉજ્જ્વલ છે.

### મગધના ગુપ્ત સમ્રાટોના શાસન નીચે

મગધના ગુપ્તકુલના પરાક્રમાંક સમુદ્રગુપ્તે ભારતનાં ઘણાં રાજ્યો પર વિજય મેળવ્યો. એના પુત્ર ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે માલવ, આનર્ત, સુરાષ્ટ્ર વગેરે પ્રદેશ જીતી લીધા. લગભગ છ શતક બાદ આ પ્રદેશ ફરી વાર મગધ સામ્રાજ્યનો પ્રાંત બન્યો.

શક ક્ષત્રપોના શાસન દરમ્યાન ત્રણ શતકો સુધી પ્રવર્તેલા શક સંવતને બદલે અહીં હવે ગુપ્ત સંવત પ્રચલિત થયો, જેનો આરંભ શક સંવત ૨૪૧(વિક્રમ સંવત ૩૭૬)માં થયો ગણાતો. પરંતુ ગુપ્ત સામ્રાજ્યમાં ચાંદીના સિક્કા પ્રચલિત નહોતા છતાં આ પ્રદેશમાં લાંબા કાલથી રહેલું ચાંદીના સિક્કાનું ચલણ આ પ્રાંત માટે ગુપ્ત સમ્રાટોએ ચાલુ રાખ્યું. રાજાની મુખાકૃતિ અને વર્ષના આંકડાવાળા ચાંદીના આ કાર્ષાપણ મયૂર-લાંછનથી અંકિત છે. કુમારગુપ્ત મહેન્દ્રાદિત્યના ચાંદીના સિક્કા ગુજરાતનાં અનેક સ્થળોએ સંખ્યાબંધ મળે છે. સ્કંદગુપ્ત ક્રમાદિત્યના પણ ઘણા સિક્કા મળે છે. આ સમ્રાટો પરમ ભાગવત હતા. એમના સમયમાં અહીં ભાગવત ધર્મને વધુ ઉત્તેજન મળ્યું.

સ્કંદગુપ્તે સુરાષ્ટ્રના સૂબા તરીકે પર્ણદત્ત નામે અધિકારીની નિમણૂક કરી હતી. એણે ગિરિનગરના નગરપાલક તરીકે પોતાના લાયક પુત્ર ચક્રપાલિતને નીમ્યો હતો. એના વહીવટ દરમ્યાન ગુપ્ત સંવત ૧૩૬(ઈ. સ. ૪૫૫)માં ગિરિનગરના સુદર્શન તટાકનો સેતુ નદીના પૂરને લઈને ફરી તૂટી ગયો, તેને જલદી સમરાવવામાં આવ્યો. ચક્રપાલિતે ગુ. સં. ૧૩૮(ઈ. સ. ૪૫૭)માં ત્યાં ચક્રધારી વિષ્ણુનું ઉત્તુંગ દેવાલય બંધાવ્યું.

સ્કંદગુપ્તના મૃત્યુ પછી ગુપ્ત સમ્રાટોની સત્તા નબળી પડતાં, કેટલાક પ્રાંત સ્વતંત્ર થવા લાગ્યા, જેમાં ગુજરાતનો પણ સમાવેશ થાય છે. આમ મગધના સામ્રાજ્યનું આધિપત્ય આ વખતે ફક્ત પોણી સદી સુધી જ ટક્યું.

### સ્થાનિક રાજસત્તાનો ઉદય

સ્કંદગુપ્તના મૃત્યુ બાદ ગુપ્ત સામ્રાજ્યની સત્તા શિથિલ થતાં ભટાર્ક નામે સેનાપતિએ સુરાષ્ટ્રમાં પોતાની રાજસત્તા સ્થાપી (લગ. ઈ. સ. ૪૭૦). આ સાથે ત્યાં રહેલી મગધના ગુપ્ત સામ્રાજ્યની સૂબાગીરી લુપ્ત થઈ.

સૌરાષ્ટ્રમાં મોડામાં મોડું ચંદ્રગુપ્ત મૌર્યના સમયથી છેક સ્કંદગુપ્તના સમય સુધી અર્થાત્ છેલ્લા લગભગ આઠ શતક દરમ્યાન કોઈ ને કોઈ બહારના સામ્રાજ્યનું શાસન પ્રવર્તતું હતું. સેનાપતિ ભટાર્કે સુરાષ્ટ્રમાં રાજસત્તા સ્થાપી, ત્યારે ત્યાં ઘણા લાંબા સમયે પરચક્ર શાસનને સ્થાને સ્થાનિક રાજસત્તાનું શાસન સ્થપાયું.

### વલભીમાં મૈત્રક રાજ્યની સ્થાપના

સેનાપતિ ભટાર્ક મૈત્રક કુલનો હતો. મૈત્રકો માહેશ્વર હતા; પરાક્રમોમાં પ્રતાપી હતા. બીજી સદીમાં દક્ષિણ ગુજરાતના કારવણમાં અવતરેલા ભગવાન લકુલીશના એક પટ્ટશિષ્ય મિત્રે સ્થાપેલી શાખાના મૈત્રો અને આ વીર માહેશ્વર મૈત્રકો એક હોવા સંભવે છે. શરૂઆતમાં બ્રાહ્મણો સાત્વતોની જેમ મૈત્રો—મૈત્રકોને પણ વ્રાત્ય ગણતા. પરંતુ સમય જતાં આ પરાક્રમી પુરુષોની ગણના ક્ષત્રિય તરીકે થવા લાગી. આગળ જતાં સત્તારૂઢ થયેલા મૈત્રકો સાત્વતોની જેમ યાદવકુલના ક્ષત્રિય ગણાયા.

છેક મૌર્યકાલથી સુરાષ્ટ્રનું વડું મથક ગિરિનગર હતું, પરંતુ સેનાપતિ ભટાર્કે પોતાની રાજધાની તરીકે એને બદલે વલભીપુરની પસંદગી કરી. વલભી એ પૂર્વ-સુરાષ્ટ્રના સમુદ્રતટ પર આવેલી પ્રાચીન નગરી હતી. ત્યાંથી હસ્તવપ્ર (હાથબ) તેમ જ અખાતને સામે કિનારે આવેલું ભરુકચ્છ (ભરૂચ) દરિયાઈ માર્ગે નજીક પડતું.

સેનાપતિ ભટાર્કે સ્થાનિક સૈન્યોની મદદથી ત્યાં રાજસત્તા સ્થાપી, પરંતુ મગધના કહેવાતા સમ્રાટના નામનું શાસન માન્ય રાખી, પોતે રાજપદવી ધારણ નહિ કરતાં, પોતાના સેનાપતિપદથી સંતોષ માન્યો.

સેનાપતિ ભટાર્ક પછી એનો જ્યેષ્ઠ પુત્ર ધરસેન સત્તારૂઢ થયો. પિતાની જેમ એણે પણ સેનાપતિપદ ચાલુ રાખ્યું. સેનાપતિ ધરસેનનો ઉત્તરાધિકાર એના અનુજ (નાના ભાઈ) દ્રોણસિંહને પ્રાપ્ત થયો, ત્યારે એના પરમ સ્વામીએ એના રાજ્યાભિષેકને માન્યતા આપી (લગ. ઈ. સ. ૫૦૦). ત્યારથી મૈત્રક શાસકો મહાસામંતથી માંડીને મહારાજ સુધીનાં મહાબિરુદ ધારણ કરી પોતાને નામે રાજશાસન ફરમાવતા થયા. મૈત્રક રાજાઓએ પોતાની રાજમુદ્રાના લાંછન તરીકે કુલધર્મના પ્રતીકરૂપ નંદી-વૃષભની પસંદગી કરી અને એમાં હંમેશ માટે વંશસ્થાપક શ્રી ભટાર્કનું નામ કોતરાવ્યું. 'શ્રી શર્વ ભટ્ટારક' નામવાળા ચાંદીના સિક્કા મૈત્રક રાજાઓએ પડાવેલા કે ચાલુ રાખેલા લાગે છે, તેમાં શૈવધર્મનું બીજું પ્રતીક ત્રિશૂલ કેન્દ્ર સ્થાને રહેલું છે.

### મૈત્રક રાજ્યનો અભ્યુદય

દ્રોણસિંહ પછી એનો અનુજ ધ્રુવસેન અને એના પછી એનો અનુજ ધરપટ્ટ ગાદીએ આવ્યો. મૈત્રકોનો કુલધર્મ માહેશ્વર હતો, છતાં તેઓ ઇતર ધર્મસંપ્રદાયો તરફ પણ સદ્ભાવ ધરાવતા. ધ્રુવસેન પરમ ભાગવત હતો અને ધરપટ્ટ પરમ આદિત્ય-ભક્ત. સેનાપતિ ભટાર્કે પોતાના નામનો એક બૌદ્ધ વિહાર બંધાવ્યો હતો. મહારાજ

દ્રોણસિંહે ભગવતી પાંડુરા-આર્યા નામે બૌદ્ધ દેવીના દેવાલયને ભૂમિદાન દીધું હતું, મહારાજ ધ્રુવસેનની ભાણેજ દુદ્દાએ બૌદ્ધ ધર્મ અંગીકાર કરી વલભીમાં એક મહાવિહાર બંધાવ્યો હતો અને ધ્રુવસેને બૌદ્ધ વિહારોને ભૂમિદાન દીધાં.

મૈત્રકોની રાજ્યસત્તા સમસ્ત સુરાષ્ટ્ર ઉપરાંત ઉત્તર ગુજરાત તેમજ મધ્ય ગુજરાત પર પણ પ્રવર્તતી. આનંદપુર (વડનગર) અને નગરક-(ખંભાત પાસેનું નગરા)ના બ્રાહ્મણોને પણ મૈત્રક રાજાઓ પાસેથી ભૂમિદાનનો લાભ મળતો.

પશ્ચિમ સુરાષ્ટ્રમાં ગારુલક નામે એક સ્થાનિક વંશ હતો, તેના પર મૈત્રકોનું આધિપત્ય પ્રવર્તતું.

મૈત્રક રાજાઓ જૈન ધર્મ તરફ પણ અનુરાગ ધરાવતા. આગમ ગ્રંથોની સંશોધિત વાચના વલભીમાં તૈયાર થઈ હતી. ધ્રુવસેન રાજાના પુત્રમરણ પ્રસંગે રાજાના આશ્વાસન અર્થે આનંદપુરમાં સભા સમક્ષ કલ્પસૂત્રનો પાઠ કરવામાં આવેલો.

મહારાજા ધરપટ્ટનો પુત્ર મહારાજા ગુહસેન એ મૈત્રક વંશનો મહાન રાજવી ગણાયો. એના પુત્ર ધરસેન બીજાએ લગભગ ૨૫ વર્ષ (આશરે ઈ. સ. ૫૭૦ થી ૫૯૫) રાજ્ય કર્યું અને એ દરમિયાન બ્રાહ્મણોને તેમ જ બૌદ્ધ વિહારોને અનેક ભૂમિદાન દીધાં.

ધરસેન બીજાનો પુત્ર શીલાદિત્ય પહેલો ભારે પરાક્રમી હતો. માલવ-રાજે કનોજના રાજા ગ્રહવર્માને મારી નાખ્યો અને રાજ્યવર્ધને માલવ-રાજની સેનાને જીતી લીધી, ત્યારે મૈત્રકનરેશ શીલાદિત્યે માલવક (પશ્ચિમ માલવા) પર સત્તા જમાવી. ત્યારથી મૈત્રક રાજ્યમાં છેક માલવક સુધીના પ્રદેશોનો ઉમેરો થયો. આનંદપુર-ખેટક અને માલવકની વચ્ચે આવેલા સૂર્યાપુર અને શિવ ભાગપુર (શિવરાજપુર) વિષય(જિલ્લા)નો એમાં સમાવેશ થતો. મૈત્રકોની સત્તા કચ્છથી ઉજ્જયિની સુધી વિસ્તરી. આ ઉપરાંત દક્ષિણમાં વિંધ્ય અને સહ્ય વચ્ચેના પ્રદેશમાં શીલાદિત્યના પુત્ર દેરભટના શાસન નીચે મૈત્રકોની એક અલગ શાખા સ્થપાઈ.

આ રાજા ધર્મ તરફ ભારે અનુરાગ ધરાવતો. આથી એ 'ધર્માદિત્ય' એવા બીજા નામે ઓળખાતો. એ પરમ માહેશ્વર હતો; બ્રાહ્મણોને તેમ જ દેવાલયોને ભૂમિદાન દેતો. ઉપરાંત, બૌદ્ધ વિહાર બંધાવતો અને વિહારોનેય ભૂમિદાન દેતો. દર વર્ષે એ 'મોક્ષપરિષદ' ભરતો અને તમામ પ્રકારનાં દ્રવ્ય' દાનમાં દેતો. પશ્ચિમ ભારતની શિલ્પશૈલીનો પ્રવર્તક શાર્ઙ્ગધર આ શીલાદિત્ય ધર્માદિત્યના દરબારમાં થયો લાગે છે.

શીલાદિત્યે પોતાના ઉત્તરાધિકારી તરીકે, પોતાને દેરભટ નામે પુત્ર હોવા છતાં, પોતાના અનુજ ખરગ્રહની પસંદગી કરી. ઈ. સ. ૬૧૬માં એણે ઉજ્જયિનીમાં વિજયછાવણી નાખી હતી. એના નાના પુત્ર ધ્રુવસેન-બાલાદિત્યનો ઉત્તરાપથના ચક્રવર્તી હર્ષદેવે પરાજય કર્યો, ત્યારે નાંદીપુરીના ગુર્જર રાજા દદ્દ બીજાએ એનું રક્ષણ કર્યું. આખરે હર્ષદેવે આ મૈત્રકરાજાને પોતાનો જમાઈ બનાવ્યો અને પોતાના સામંતોમાં અગ્રિમ સ્થાન આપ્યું. આથી વલભીપતિ ધ્રુવસેન ઉત્તર ભારતના રાજમંડલમાં ગણનાપાત્ર નામના ધરાવતો.

ચીની મહાશ્રમણ યુઅન શ્વાંગે માલવની મુલાકાત લીધી, ત્યારે ત્યાં, અગાઉ થયેલા શીલાદિત્ય ધર્માદિત્યની યશોગાથા નોંધી હતી. એણે વલભીની મુલાકાત લીધી (ઈ. સ. ૬૪૦), ત્યારે ત્યાં ધ્રુવસેન રાજા કરતો હતો. શીલાદિત્યની જેમ ધ્રુવસેન પણ દર વર્ષે 'મોક્ષપરિષદ' ભરતો એવું એ નોંધે છે. યુઅન શ્વાંગની હાજરીમાં હર્ષદેવે પ્રયાગમાં છઠ્ઠી પંચવાર્ષિક પરિષદ ભરી ત્યારે ત્યાં વલભીપતિ ધ્રુવસેને હાજરી આપી હતી (ઈ. સ. ૬૪૩). આ રાજા પાણિનીય તંત્રમાં તેમ જ રાજ્યતંત્રમાં વિશારદ હતો.

ધ્રુવસેન બાલાદિત્ય પછી એનો પુત્ર ધરસેન ચોથો ગાદીએ આવ્યો. એ હર્ષદેવનો દૌહિત્ર થતો હતો. એ ઉત્તરાપથના અપુત્ર ચક્રવર્તીનો ઉત્તરાધિકારી થઈ શક્યો નહિ, પરંતુ પશ્ચિમ ભારતમાં ચક્રવર્તીની પદવી પામ્યો. પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર જેવાં આધિપતિક બિરુદો ધારણ કરનાર એ પહેલો મૈત્રક રાજા હતો. ઈ. સ. ૬૪૮માં એણે ભરુકચ્છમાં વિજયછાવણી નાખી હતી. પૂર્વમાં છેક માળવા સુધી સત્તા પ્રસારનાર મૈત્રકોની સત્તા દક્ષિણ ગુજરાતના આ પ્રદેશ પર આટલી મોડી પ્રસરી જણાય છે. ધરસેન ચક્રવર્તી અપુત્ર હોઈ, ખરગ્રહની શાખા અટકી પડી અને વલભીની ગાદીનો વારસો પાછો ખરગ્રહના અગ્રજ (મોટાભાઈ) શીલાદિત્યની શાખાને મળ્યો.

શીલાદિત્યનો પુત્ર દેરભટ અને એના પછી એનો જ્યેષ્ઠ પુત્ર શીલાદિત્ય બીજો વિંધ્ય સહ્ય પ્રદેશ પર અલગ સત્તા ધરાવતા હતા. ધરસેન ચક્રવર્તીએ પોતાના ઉત્તરાધિકારી તરીકે દેરભટના કનિષ્ઠ પુત્ર ધ્રુવસેન ત્રીજાની પસંદગી કરી. ધ્રુવસેન ત્રીજા પછી એનો અગ્રજ ખરગ્રહ બીજો ગાદીએ આવ્યો અને એના પછી એના અગ્રજ શીલાદિત્ય બીજાનો પુત્ર શીલાદિત્ય ત્રીજો. આ રાજાએ છેવટમાં ધરસેન ચક્રવર્તીના સમયનાં આધિપતિક બિરુદો ધારણ કર્યાં, જે એના સર્વ અનુગામીઓએ ચાલુ રાખ્યાં. મૈત્રક વંશના આ સર્વ ઉત્તરકાલીન રાજાઓ એ આધિપતિક બિરુદોથી નવાજાતા 'શ્રી બપ્પ'ને અંજલિ અર્પતા. આ બપ્પ એ રાજ્યનો વડો ધર્મગુરુ હોય એવું જણાય છે.

હવે દરેક રાજપુત્ર રાજા થતાં 'શીલાદિત્ય' નામ ધારણ કરતો.

શીલાદિત્ય ચોથાના સમયમાં ભરુકચ્છ વિષય (જિલ્લો) નાંદીપુરીના ગુર્જર રાજાએ જીતી લીધો.

શીલાદિત્ય પાંચમાના સમયમાં સિંધના આરબ સૂબા જુનૈદે સુરાષ્ટ્ર પર હુમલો કર્યો. વલભીપતિએ નાંદીપુરીના ગુર્જર રાજા જયભટ ચોથાની મદદથી આરબોને વલભીમાં શિકસ્ત આપી. શીલાદિત્ય પાંચમા કે છઠ્ઠાના સમયમાં સિંધમાંથી ચાલ્યા આવેલા જયદ્રથ નામે રાજકુલને પશ્ચિમ સુરાષ્ટ્રમાં આશ્રય આપવામાં આવ્યો. આ સૈન્ધવ કુલના રાજાઓ મૈત્રકોના સામંત તરીકે પશ્ચિમ સુરાષ્ટ્ર પર સત્તા ધરાવતા. એમની રાજધાની બરટક(બરડા)ની તળેટીમાં આવેલી ભૂમિલિકા (ઘૂમલી) હતી. 'જેઠવા' નામ આ 'જયદ્રથ' માંથી વ્યુત્પન્ન થયું ગણાય છે.

શીલાદિત્ય સાતમાએ ઈ. સ. ૭૬૬માં આનંદપુરમાં વિજય-છાવણી નાખી હતી. વલભીના મૈત્રક રાજાઓના સોએક તામ્રપત્ર-લેખ મળ્યા છે. એમાં એમણે કરેલાં ભૂમિદાનોને લગતાં રાજશાસન કોતરેલાં છે. આ બધાં દાનશાસનોની મિતિ વલભી સંવતમાં આપવામાં આવી છે. વલભી સંવત એ કોઈ નવો સંવત નહોતો, પરંતુ ગુપ્તવંશના શાસન દરમ્યાન સુરાષ્ટ્રમાં પ્રચલિત થયેલા ગુપ્ત સંવતનું એક જરાક સુધારેલું રૂપાંતર છે. ગુપ્ત સંવતનાં વર્ષ ચૈત્રાદિ હતાં, તેને બદલે આમાં કાર્તિકાદિ વર્ષ ગણવામાં આવતાં. આથી વલભી સંવતનું વર્ષ ગુપ્ત સંવતના વર્ષ કરતાં પાંચ માસ વહેલું શરૂ થતું. એના માસ પૂર્ણિમાન્ત હતા. આ સંવતનો આરંભ વિક્રમ સંવત ૩૭૫ (ઈ. સ. ૩૧૮–૧૯)થી થયેલો ગણાતો. અહીં અગાઉ ક્ષત્રપકાલ દરમ્યાન શક સંવત અને હવે મૈત્રક રાજ્યમાં વલભી સંવત પ્રચલિત હતો. દક્ષિણ ગુજરાતમાં કલચુરિ સંવત પ્રવર્તતો. વિક્રમ સંવત હજી અહીં પ્રયોજાયો નહોતો.

શીલાદિત્ય સાતમો એ મૈત્રક વંશનો છેલ્લો જ્ઞાત રાજા છે. વ. સં. ૪૪૭(ઈ. સ. ૭૬૬)ના દાનશાસન પછી થોડાં વર્ષમાં વલભીના આ રાજકુલનો લય થયો. આ લય રાજાના જુલમથી રુષ્ટ થયેલા રંક કાકૂ નામે સ્થાનિક શ્રેષ્ઠીની પ્રેરણાથી વલભી પર થયેલા સિંધના અરબોના હુમલાને લઈને થયો જણાય છે. સામાન્યતઃ આ બનાવને હિ. સ. ૧૬૦ (ઈ. સ. ૭૭૬)માં થયેલા આરબ હુમલા સાથે સાંકળવામાં આવે છે, પરંતુ એની વિગતો જોતાં એ શંકાસ્પદ જણાય છે. જૈન પ્રબંધોમાં જળવાયેલી અનુશ્રુતિને આધારે આ કરુણ ઘટના વિ. સં. ૮૪૫ પ્રદેશો (ઈ. સ. ૭૮૮)માં બની હોવાનું જણાય છે. આમ ગુજરાતના ઘણા ભાગ પર લગભગ ત્રણ શતકોના લાંબા કાળ લગી પ્રસરેલી વલભીના મૈત્રકોની રાજસત્તાનો આવો ઓચિંતો અંત આવ્યો.

#### દક્ષિણ ગુજરાતનાં સમકાલીન રાજ્ય

મૈત્રકકાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં અનેક રાજસત્તાઓ નજરે પડે છે. એના દક્ષિણ ભાગમાં ગુપ્તકાલના અંત સમયે ત્રૈકૂટક નામે રાજવંશ સત્તા ધરાવતો હતો. ત્રૈકૂટકોનું મૂળસ્થાન અપરાન્ત દેશની અંદર આવેલો ત્રિકૂટ પર્વત હોવા સંભવે છે. એમની સત્તા તાપીથી કન્હેરી (મુંબઈ પાસે) સુધી પ્રવર્તતી હોવાનું જાણવા મળે છે. ઈ. સ. ૫૦૦ના અરસામાં વાકાટક નરેશ હરિષેણે ત્રિકૂટ તેમ જ લાટ દેશ પર આધિપત્ય જમાવ્યું. છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં લાટ પર કટચ્ચુરિ (કલચુરિ) વંશની સત્તા પ્રવર્તતી. એ વંશનો બુદ્ધરાજ ભરુકચ્છ વિષય પર સત્તા ધરાવતો (ઈ. સ. ૬૦૯). એણે આનંદપુર (વડનગર) સુધી વિજય-કૂચ કરી હતી. આ વંશની સત્તા એ પછી થોડા જ વખતમાં અસ્ત પામી.

આ અરસામાં ઉત્તર લાટમાં આવેલી નાંદીપુરી(નાંદોદ)માં ગુર્જરનૃપતિવંશની સત્તા સ્થપાઈ. આ વંશનો સ્થાપક સામંત દદ્દ એ એ સમયે આબુની ઉત્તરે આવેલા ગુર્જરદેશના પ્રતીહાર વંશના સ્થાપક હરિશ્ચંદ્રનો પુત્ર દદ્દ હોવા સંભવે છે. આ વંશના દદ્દ બીજા–પ્રશાંતરાગે હર્ષથી પરાભવ પામેલા વલભીપતિને શરણ આપીને ભારે યશ પ્રાપ્ત કર્યો હતો. શરૂઆતના આ રાજાઓ આદિત્યભક્ત હતા. દદ્દ ત્રીજાએ–બાહુસહાયે–ભરુકચ્છ વિષય કબજે કર્યો, જે અગાઉ મૈત્રકોની સત્તા નીચે હતો. આ રાજા અને એના વંશજો માહેશ્વર હતા. જયભટ ચોથાએ વલભીપુરમાં તાજિકો(અરબો)ની સેનાનો પરાભવ કર્યો હતો. આ બનાવ ઈ. સ. ૭૩૫ પહેલાં બન્યો. આ પછી થોડા જ વખતમાં નાંદીપુરીના આ ગુર્જરવંશની સત્તા અસ્ત પામી. આ વંશની સત્તા નાંદીપુરી વિષય, ભરુકચ્છ વિષય, અક્રૂરેશ્વર (અંકલેશ્વર) વિષય અને સંગમખેટક (સંખેડા) વિષય પર પ્રસરી હતી. એમના રાજ્યમાં કલચુરિ સંવત પ્રચલિત હતો.

ઈ. સ. ૭૫૦ના અરસામાં અક્રૂરેશ્વર વિષય ઉપર ચાહમાન કુલના રાજા ભર્તૃવડ્ઢ બીજાની સત્તા નજરે પડે છે. એના પિતાનું નામ ધૂભટ હતું. મૈત્રક વંશનો શીલાદિત્ય સાતમો જે પણ ધ્રુભટ કહેવાતો તે આ ચાહમાન ધૂભટનો દૌહિત્ર હોવા સંભવે છે. ભર્તૃવડ્ઢના રાજ્યકાલ દરમ્યાન સિંધના આરબ હાકેમ હિશામે આ પ્રદેશમાં આવેલા ગંધાર બંદર ઉપર હુમલો કર્યો ને ત્યાં એક મસ્જિદ બંધાવી, જે ગુજરાતમાં બંધાયેલી પહેલી મસ્જિદ જણાય છે. ભર્તૃવડ્ઢના મૃત્યુ પછી ઉત્તર લાટનો પ્રદેશ રાષ્ટ્રકૂટોની સત્તા નીચે ચાલ્યો ગયો.

આ સમય દરમ્યાન દક્ષિણ લાટમાં પણ વારાફરતી અનેક રાજસત્તાઓ સ્થપાઈ હતી. ત્યાં કટચ્ચુરિ સત્તાનો અસ્ત થયો તે પછી સેંદ્રક નામે વંશ સત્તા પર આવ્યો. એ વંશના રાજા નિકુંભ–અલ્લશક્તિનો લેખ ક. સં. ૪૦૬(ઈ. સ. ૬૫૫)નો છે. એણે દાનમાં આપેલું ગામ ત્રેયણ્ણ(બારડોલી પાસેનું તેન)ની પાસે આવેલું હતું. આ પછી થોડા વખતમાં અહીં ચાલુક્યોની સત્તા જામી.

દક્ષિણના ચાલુક્ય વંશનો પુલકેશી બીજો ઉત્તર ભારતના ચક્રવર્તી હર્ષના પ્રતિસ્પર્ધી તરીકે જાણીતો છે. એના અનુગામી વિક્રમાદિત્યે દક્ષિણ લાટ પર સત્તા પ્રસારી, એ પ્રદેશનો વહીવટ પોતાના અનુજ જયસિંહવર્મને સોંપ્યો. લાટની આ ચાલુક્ય શાખાની રાજધાની નવસારિકા (નવસારી) હતી. ધરાશ્રય જયસિંહવર્માના લેખોમાં યુવરાજ શ્રયાશ્રય શીલાદિત્યનો ઉલ્લેખ આવે છે (ઈ. સ. ૬૭૦થી ૬૯૨), પરંતુ એ યુવરાજ પિતાની પહેલાં મૃત્યુ પામ્યો લાગે છે. ધરાશ્રય જયસિંહવર્મા પછી એનો નાનો પુત્ર અવનિજનાશ્રય પુલકેશી ગાદીએ આવ્યો. એના દાનપત્ર(ઈ. સ. ૭૩૫)માં આ રાજાએ સૈંધવ, કચ્છ, સૌરાષ્ટ્ર, ચાવોટક, મૌર્ય, ગુર્જર ઇત્યાદિ રાજ્યોને જીતી દક્ષિણાપથ સર કરવા આવેલા તાજિક (આરબ) સૈન્યને પોતે નવસારિકામાં ભારે પરાજય કર્યો હોવાનું પરાક્રમ વર્ણવવામાં આવ્યું છે. એના આ પરાક્રમની કદરમાં ચાલુક્યનરેશ વિજયાદિત્યે એને ચાર બિરુદ અર્પણ કર્યાં–दक्षिणापथसाधारण, चलुक्किकुलालंकार, पृथ्वीवल्लभ ને अनिवर्तितनिवर्तयिता (પાછા નહિ હઠનારને પાછા હઠાવનાર). આ વંશના રાજ્યમાં કાર્મણેય (કામરેજ) આહાર(તાલુકા)નો સમાવેશ થતો.

નવસારિકાના ચાલુક્યોની સત્તા દક્ષિણના રાષ્ટ્રકૂટોએ પડાવી લીધી. રાષ્ટ્રકૂટ કુલના ઇંદ્રરાજે ખેટક મંડલમાં ચાલુક્ય રાજપુત્રી

ભવનાગાનું હરણ કરી એની સાથે રાક્ષસવિવાહ કર્યો હતો. સામાન્યતઃ આ ખેટકને ગુજરાતનું ખેડા માનીને આ બનાવને રાષ્ટ્રકૂટોના ગુજરાત પરના પ્રથમ વિજયી આક્રમણ તરીકે ગણાવવામાં આવે છે, પરંતુ એ સમયની રાજકીય સ્થિતિનો વિગતવાર વિચાર કરતાં આ ખેટક દક્ષિણનું કોઈ ખેટક હોવું જોઈએ એવું માલૂમ પડે છે. ગુજરાત પર રાષ્ટ્રકૂટોનું પહેલું આક્રમણ ઇંદ્રરાજના નહિ પણ એના પુત્ર દંતિદુર્ગના સમયમાં થયું જણાય છે. આ રાજાએ રેવા અને મહી પ્રદેશ જીતીને છેક ઉજ્જયિની સુધી વિજયકૂચ કરી હતી. એના આક્રમણથી નવસારિકાના ચાલુક્યોની તેમ જ નાંદીપુરીના ગુર્જરોની સત્તાનો અંત આવ્યો લાગે છે. આ પછી દંતિદુર્ગના પિતરાઈ ગોવિંદરાજનો પુત્ર કર્કરાજ દક્ષિણ લાટમાં સત્તા ધરાવતો થયો (ઈ. સ. ૭૫૭થી ૭૮૮). હર્ષપુર (હરસોલ)ના મહાસામંત ચંદ્રાદિત્યે પણ એનું આધિપત્ય સ્વીકાર્યું હતું. કર્કરાજ ત્યારે ખેટક (ખેડા)માં રહી રાજ્ય કરતો. ચંદ્રાદિત્યના દાનશાસનની મિતિ વલભી સંવત ૪૭૦ (ઈ. સ. ૭૮૮) આપેલી છે, જે વર્ષે વલભીના મૈત્રકકુલનો નાશ થયો હતો.

આગળ જતાં રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ત્રીજાએ લાટને નવેસર જીતી લઈ એનો વહીવટ પોતાના અનુજ ઇંદ્રરાજને સોંપ્યો (લગભગ ઈ. સ. ૮૦૮), ત્યારથી લાટમાં રાષ્ટ્રકૂટોની અલગ શાખા સત્તા ધરાવતી થઈ.

દક્ષિણ ગુજરાતમાં રાષ્ટ્રકૂટોની સત્તા પ્રવર્તી તે પહેલાં ત્યાં આ કાલ દરમ્યાન કલચુરિ સંવતની કાલગણના પ્રચલિત હતી. આ સંવત પશ્ચિમ ભારતના આભીર રાજાઓએ ચાલુ કર્યો ગણાય છે. એનો આરંભ ઈ. સ. ૨૪૯–૫૦ના અરસામાં થયો જણાય છે. દક્ષિણના રાષ્ટ્રકૂટોનું શાસન આ પ્રદેશમાં પ્રસરતાં અહીં એને બદલે શક સંવત વપરાવા લાગ્યો. વિક્રમ સંવતનો ઉપયોગ તો ઉત્તરના ગુર્જર–પ્રતિહારોના આધિપત્યની અસરથી છેક આઠમી સદીમાં શરૂ થયો.

આમ આ દરમ્યાન દક્ષિણ ગુજરાતના ઉત્તર ભાગમાં ગુર્જરો વગેરેની અને દક્ષિણ ભાગમાં ચાલુક્યો વગેરેની સત્તા પ્રવર્તતી. પરંતુ સમગ્ર ગુજરાતની દૃષ્ટિએ જોઈએ તો આ સમયે સૌથી વધુ વિસ્તૃત અને પ્રબળ સત્તા વલભીના મૈત્રકોની હોઈ ગુજરાતના ઇતિહાસમાં ત્રણ શતકોના આ લાંબા ઉજ્જ્વલ કાલને મૈત્રકકાલ કહેવામાં આવે છે.

### મૈત્રકકાલીન સંસ્કૃતિ

મૈત્રકકાલની રાજકીય તથા સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ વિશે જે વિવિધ માહિતી મળે છે તે પરથી એ કાલની સંસ્કૃતિનો ઠીક ઠીક ખ્યાલ આવે છે.

સમાજવ્યવસ્થામાં વર્ણાશ્રમપદ્ધતિ માટે આદર રહેતો. રાજધર્મમાં મનુ આદિની સ્મૃતિઓને મહત્ત્વ અપાતું. ધર્મભાવનામાં કૃતયુગના આદર્શને અને સ્વર્ગપ્રાપ્તિના ધ્યેયને લક્ષમાં રાખી યજ્ઞયાગ, દેવપૂજા, દાન, પૂર્તધર્મ ઇત્યાદિ દ્વારા પુણ્યોપાર્જન કરવાનો મહિમા ગણાતો.

બ્રાહ્મણોની વસ્તી વલભી, સિંહપુર, ગિરિનગર, ખેટક, નગરક, આનંદપુર, દશપુર, જંબુસર, ભરુકચ્છ અને નવસારિકા જેવાં નગરોમાં વિશેષ રહેતી. એ ત્રિવિદ્યા કે ચતુર્વિદ્યા ગ્રહણ કરી તે તે સ્થળના ત્રૈવિદ્યોની કે ચાતુર્વિદ્યોની પર્ષદના સામાન્ય (Fellow) બનતા. દરેક બ્રાહ્મણ પોતપોતાની પરંપરાગત વેદશાખાનો સ્વાધ્યાય કરતો. એમાં અહીં ઋગ્વેદની બહ્વૃચ શાખા, કૃષ્ણ યજુર્વેદની મૈત્રાયણીય અને તૈત્તિરીય શાખા, શુક્લ યજુર્વેદની વાજસનેયી શાખા, સામવેદની છંદોગ શાખા અને અથર્વવેદની આથર્વણશાખા વિશેષ પ્રચલિત હતી. બ્રાહ્મણોનાં ગોત્રોમાં કાણ્વ, ગૌતમ, ભારદ્વાજ, શાણ્ડિલ્ય, માનવ, વાસિષ્ઠ, શૌનક, શાર્કરાક્ષિ, કૌણ્ડિન્ય, લૌગાક્ષિ, પારાશર, છાંદોગ્ય, કૌશિક ઇત્યાદિ અનેક ગોત્રોનો ઉલ્લેખ આવે છે. બ્રાહ્મણો પંચ મહાયજ્ઞો અને અગ્નિહોત્રની ક્રિયાઓ નિયમિત કરતા અને એના નિર્વાહ માટે રાજાઓ એમને ભૂમિદાન દેતા. બ્રાહ્મણો પુરોહિત, અધ્વર્યુ કે દીક્ષિત, ગણક, ઉપાધ્યાય ઇત્યાદિની વૃત્તિ અનુસરતા.

દેવાલયો, વિહારો અને આશ્રમોને મકાનોના સંરક્ષણ તેમ જ પૂજાદિના નિર્વાહ માટે ભૂમિદાન વગેરે દાન મળતાં.

પૌરાણિક સંપ્રદાયોમાં માહેશ્વર ધર્મ સહુથી વધુ પ્રચલિત હતો. માહેશ્વર મૈત્રકોના શાસન દરમ્યાન વલભીપુર તેમ જ સોમેશ્વરપત્તન (સોમનાથ પાટણ) એ પાશુપત સંપ્રદાયનાં મહાન કેન્દ્ર હતાં. ભાગવત સંપ્રદાયને અહીં ગુપ્ત શાસન દરમ્યાન ઉત્તેજન મળેલું. આ કાલ દરમ્યાન પણ ત્રૈકૂટકો અને ચાલુક્યો જેવાં રાજકુલ આ સંપ્રદાય પાળતાં. સુરાષ્ટ્રમાં શ્રીકૃષ્ણની દ્વારકાનો મહિમા ચાલુ હતો અને કદવાર જેવાં સ્થળોએ વિષ્ણુનાં મોટાં મંદિર બંધાતાં.

નાંદીપુરીના ગુર્જરો આદિત્યભક્ત હતા. કાવી પાસે જયાદિત્યનું મંદિર હતું. સુરાષ્ટ્રમાં પણ અનેક સૂર્યમંદિર બંધાયાં.

બૌદ્ધ ધર્મને ક્ષત્રપોની જેમ મૈત્રકો પણ ઘણું ઉત્તેજન આપતા. વલભીથી થોડે દૂર અર્હત અચલે એક વિહાર બંધાવ્યો હતો, જેમાં રહી અસંગ–વસુબંધુના શિષ્ય સ્થિરમતિ – ગુણમતિએ અનેક ગ્રંથ લખ્યા હતા. મૈત્રકોના રાજકુલનાં સ્ત્રી-પુરુષો તેમ જ ત્યાંના આચાર્યો, અધિકારીઓ, વણિજકો વગેરે પણ નવા વિહારો બાંધવામાં તેમ જ એનું ભરણપોષણ કરવામાં ઘણો ફાળો આપતાં. વિહારોને અપાતાં ભૂમિદાન ચારે દિશામાંથી આવતા તેમ જ કાયમ વસતા અઢારેય નિકાયોના ભિક્ષુસંઘને કે ભિક્ષુણીસંઘને અપાતાં. ક્વચિત્ કોઈ દાન મહાયાનિક સંઘને અપાતું. વલભી, આનંદપુર અને માલવમાં હીનયાન વધારે પ્રચલિત હતો, જ્યારે સુરાષ્ટ્ર અને ભરુકચ્છમાં મહાયાનનો વધારે મહિમા હતો. વલભી, આનંદપુર અને માલવમાં સમ્મિતીય નિકાયનો વિશેષ પ્રચાર હતો; સુરાષ્ટ્ર અને ભરુકચ્છમાં સ્થવિર નિકાયનો. યુઅન શ્વાંગ ભરુકચ્છ દેશમાં દસેક, માલવ દેશમાં સેંકડો, ખેટક દેશમાં સોએક, આનંદપુર દેશમાં દસેક અને સૌરાષ્ટ્રમાં પચાસેક વિહાર હોવાનું જણાવે છે. એમાં એકંદરે ત્રીસ હજારથી વધુ ભિક્ષુ રહેતા હતા. વલભીમાં દુડ્ડાવિહારની આસપાસ ભિક્ષુઓનું તેમ જ યક્ષશૂરવિહારની આસપાસ ભિક્ષુણીઓનું

એક વિહારમંડલ રચાયું હતું. વિહારને અપાતા ભૂમિદાનમાંથી ભિક્ષુઓના ચીવર, પિંડપાત ને ભૈષજ્ય માટે, ભગવાન બુદ્ધ કે બુદ્ધોની પૂજા માટે અને વિહારોની જાળવણી માટે જોગવાઈ કરવામાં આવતી.

મૈત્રકકાલ દરમ્યાન અહીં જૈનધર્મને પણ ઉત્તેજન મળતું. અગાઉ થયેલી માથુરી વાચનાને આધારે નાગાર્જુનીયવલભી વાચનાનાં પાઠાંતર નોંધીને દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વલભીમાં જૈન આગમોની સંશોધિત વાચના તૈયાર કરી, જે શ્વેતાંબર જૈનોમાં અદ્યપર્યંત પ્રચલિત છે. ભાષ્યકાર જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, ચૂર્ણિકાર જિનદાસગણિ મહત્તર અને વૃત્તિકાર હરિભદ્રસૂરિના ગ્રંથ આ કાલ દરમ્યાન લખાયા. સંઘદાસગણિ વાચકનું 'વસુદેવહિંડી' તેમ જ જિનસેનસૂરિનું 'હરિવંશપુરાણ' પણ આ સમયે રચાયું. મૈત્રક કાલનાં રાજકુલોએ આ ધર્મને ઓછું ઉત્તેજન આપ્યું લાગે છે. વલભીપતિ શીલાદિત્યે ધનેશ્વરસૂરિની પ્રેરણાથી શત્રુંજયાદિ તીર્થોનો ઉદ્ધાર કરાવ્યો કહેવાય છે, પરંતુ એવો ઉલ્લેખ કરતું 'શત્રુંજય-માહાત્મ્ય' પ્રક્ષિપ્ત લાગે છે. વલભીનો નાશ થવાની તૈયારી હતી ત્યારે ત્યાંની જૈન પ્રતિમાઓ બીજાં સ્થળોએ ખસેડાઈ અને શ્રાવકોનો સંઘ વર્ધમાનસૂરિની સાથે મોઢેરપુર ચાલ્યો ગયો. આ ઉપરાંત પ્રભાસ, કાશહ્રદ (કાસિન્દ્રા) અને હારીજ વગેરે બીજાં અનેક તીર્થધામ હતાં.

એ સમયે પ્રાથમિક શિક્ષણમાં લિપિવિદ્યા અને અંકવિદ્યા શીખવાતી. ત્યાર પછી શબ્દવિદ્યા શીખવાતી. એમાં પાણિનિસૂત્ર, ધાતુપાઠ, ત્રણ ખિલ અને કાશિકાવૃત્તિનું શિક્ષણ અપાતું. આગળ જતાં એમાં પતંજલિના ભાષ્યનો તેમ જ ભર્તૃહરિના ગ્રંથનો અભ્યાસ થતો. શબ્દવિદ્યાની સાથે સાહિત્યવિદ્યાયે શિખાતી. આ પછી શિલ્પવિદ્યા, જ્યોતિષવિદ્યા ને ચિકિત્સાવિદ્યાનું અને છેવટે ન્યાયવિદ્યાનું તેમ જ અભિધર્મવિદ્યાનું શિક્ષણ અપાતું. બ્રાહ્મણો વેદવેદાંગનું, બૌદ્ધો ત્રિપિટકોનું અને જૈનો આગમોનું અધ્યયન કરતા. ધર્મશાસ્ત્રમાં રામાયણ–મહાભારત ઉપરાંત સ્મૃતિઓ અને પુરાણોનુંયે મહત્ત્વ ગણાતું.

આ પ્રદેશના લોકો એકંદરે સુશિક્ષિત અને સંસ્કારી હતા. એમની ભાષા શુદ્ધ અને વિશદ હતી. એમનું શિક્ષણ વિશાળ અને અગાધ હતું. યુઆન શ્વાંગ વિદ્વત્તા માટે ભારતમાં મગધ અને માલવની પ્રશંસા કરે છે. ઇ ત્સિંગ ભારતનાં વિખ્યાત વિદ્યાપીઠમાં નાલંદા-વિદ્યાપીઠની સાથે વલભી વિદ્યાપીઠને ગણાવે છે. ઉચ્ચ શિક્ષણ માટે આ વિદ્યાપીઠોમાં પ્રવેશ મેળવવા માટે આકરી પરીક્ષા આપવી પડતી. ને જેમને ત્યાંના શિક્ષણનો લાભ મળતો, તે વિવાદમાં ઉચ્ચ શ્રેણી પામી ખ્યાતનામ બનતા અને રાજસભામાં પોતાની મેધાવિતા દર્શાવી ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરતા. વલભી વિદ્યાપીઠ ભારતના પ્રાચીન કથાસાહિત્યમાંયે વિદ્યાધામ તરીકે ઉલ્લિખિત છે. આ વિદ્યાપીઠનાં મકાનો અને ત્યાંના ગ્રંથભંડારો આજે નામશેષ રહ્યા છે.

લલિત સાહિત્યની કૃતિઓમાં ભટ્ટિકાવ્ય (કવિ ભટ્ટિએ રચેલું 'રાવણવધ') એક નવા પ્રકારનું મહાકાવ્ય છે, કેમ કે એમાં કથાવસ્તુના તાણાની સાથે શબ્દશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રનાં ઉદાહરણોના વાણા વણીને બેવડો હેતુ પ્રયોજાયો છે. આ મહાકાવ્ય વલભીમાં ધરસેન રાજાના સમયમાં રચાયું હતું. વસુદેવચરિતને આવરી લેતું 'હરિવંશપુરાણ' જિનસેનસૂરિએ વર્ધમાનપુર (વઢવાણ)માં શક સંવત ૭૦૫ (ઈ. સ. ૭૮૩)માં રચ્યું હતું. એ પણ રઘુવંશના જેવું સર્ગબદ્ધ મહાકાવ્ય છે.

મૈત્રકકાલનાં દાનશાસનો સંસ્કૃત સાહિત્યની ઉચ્ચ ગદ્ય શૈલીમાં લખાયાં છે. એમાંની વિગતો પરથી એ સમયના રાજ્યતંત્ર વિશે ઠીક હકીકત જાણવા મળે છે, ખાસ કરીને રાજા, અધિકારીઓ, વહીવટી વિભાગો, જમીનનાં માપ અને મહેસૂલના પ્રકારો વિશે. વળી એ પરથી ભૂમિદાનને લગતાં રાજશાસનોના લખાણ વિશે તેમ જ દાન લેનારને દસ્તાવેજરૂપે અપાતાં, એ લખાણ કોતરેલાં તામ્રપત્રોની પદ્ધતિ વિશે સ્પષ્ટ ખ્યાલ મળે છે. યુદ્ધતંત્રમાં સેનાના વિવિધ પ્રકારોની તેમ જ ધનુર્વિદ્યાની અને વિવિધ અસ્ત્રશસ્ત્રોની માહિતી મળે છે.

વેપારવણજ તેમ જ વહાણવટામાં સુરાષ્ટ્ર અને લાટની પ્રજા મોખરે રહેતી. વલભીમાં દૂર દેશાવરની વિરલ અને અમૂલ્ય ચીજો જમા થતી. ત્યાં કરોડપતિનાં સોએક ઘર હતાં. કથાસાહિત્યમાં પણ વલભી, મધુમતી (મહુવા), ખેટક વગેરે સ્થળોના વાણિજ્યનો ઉલ્લેખ આવે છે.

શીલાદિત્યના આશ્રિત શાર્ઙ્ગધરની પશ્ચિમી શૈલી શામળાજીની શિલ્પકૃતિઓમાં ઉદાહૃત થઈ છે. આમ ગુજરાતના ઇતિહાસમાં મૈત્રકકાલ આર્થિક, વાણિજ્યિક, શૈક્ષણિક, સાહિત્યિક, ધાર્મિક અને સાંસ્કૃતિક ક્ષેત્રમાં ઉજ્જ્વલ પ્રકરણ પૂરું પાડે છે.

પ્રતીહારો અને રાષ્ટ્રકૂટોની ભીંસમાં

ગુજરાતના ઘણા ભાગ પર સત્તા ધરાવતા મૈત્રક રાજ્યનો અંત આવતાં, ઉત્તરમાંથી પ્રતીહાર વંશના રાજાઓએ અને દક્ષિણમાંથી રાષ્ટ્રકૂટ વંશના રાજાઓએ આ પ્રદેશ પર પોતપોતાની સત્તા પ્રસારવા દોડધામ કરવા માંડી. એ બંને વંશોએ આની શરૂઆત તો મૈત્રકકાલના અંતભાગ દરમ્યાન કરી દીધેલી હતી. રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગે ઈ. સ. ૭૫૦ સુધીમાં મહી અને રેવા વચ્ચેનો પ્રદેશ જીતી લીધો હતો અને દક્ષિણ લાટમાં સત્તા ધરાવતા કર્કરાજે ઈ. સ. ૭૮૮માં પોતાની સત્તા ખેટક વિષય સુધી પ્રસારી હતી, જ્યારે ઈ. સ. ૭૫૦માં ઉત્તર લાટ પર રાજ્ય કરતા ચાહમાન કુલ પર પ્રતીહાર રાજા નાગભટ પહેલાનું આધિપત્ય પ્રવર્તતું હતું.

પ્રતીહાર–રાષ્ટ્રકૂટ સ્પર્ધાને મૈત્રક રાજ્યના નાશ પછી વેગ મળ્યો. ઈ. સ. ૭૮૩માં અવન્તિમાં પ્રતીહાર વત્સરાજની અને દક્ષિણમાં રાષ્ટ્રકૂટ શ્રીવલ્લભ(ગોવિંદ બીજો કે ધ્રુવ ધારાવર્ષ)ની સત્તા પ્રવર્તતી હતી. ધ્રુવરાજે ઉત્તર ભારત પરના આક્રમણ સમયે વત્સરાજનો ભારે પરાભવ કર્યો. ધ્રુવરાજના અનુગામી ગોવિંદરાજ ત્રીજાએ ગુર્જર તેમ જ માલવના પ્રતીહાર રાજાઓને હરાવ્યા અને લાટ પ્રદેશ જીતી લઈ ત્યાં પોતાના અનુજ ઇંદ્રરાજ દ્વારા અલગ શાખાની સત્તા સ્થાપી (લગ. ઈ. સ. ૮૦૦). વત્સરાજના અનુગામી નાગભટ બીજાએ

(ઈ સ ૮૦૮-૮૩૪) કાન્યકુબ્જ (કનોજ) કબજે કરી આનર્ત્ત સુધી આણ વર્તાવી. જૈન સાહિત્યમા એને આમ અથવા નાગાવલોક કહ્યો છે અને બપ્પભટ્ટિ સૂરિની પ્રેરણાથી એણે શત્રુંજય અને ઉજ્જયન્ત (ગિરનાર)ની યાત્રા કરી હોવાનુ જાણવા મળે છે

સ્થાનિક અનુશ્રુતિ અનુસાર (બના કાળમા આવેલા) પચાસરમાં જયશિખરી નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને કાન્યકુબ્જના રાજા ભૂવડે એના પર ચડાઈ કરી મારી નાખ્યો અને એની સગર્ભા વિધવાને સં. ૭૫૨(ઈ સ. ૬૯૬)માં વનરાજ નામે પુત્ર જન્મ્યો પરંતુ આ સમયે કનોજના કોઈ રાજાએ પંચાસર પર ચડાઈ કરી હોવાનું સંભવતું નથી સાતમી–આઠમી સદીની રાજકીય સ્થિતિના પૂર્વાપર સંબંધ તપાસી શ્રી ક મા મુનશીએ આ ઘટનાનો સમય સો સવાસો વર્ષ મોડો મૂકી પંચાસરના ચાવડા રાજાનો નાશ કરનાર રાજા કનોજના પ્રતીહાર નરેશ આમ–નાગાવલોક હોવાનું પ્રતિપાદિત કર્યું છે સમયાન્વયની દૃષ્ટિએ આ મત સુગ્રાહ્ય લાગે છે અનુશ્રુતિમા જણાવેલી મિતિ અને સંભવિત મિતિ વચ્ચે રહેલા તફાવતો વર્ષ જેટલા ફેર પરથી, આ લેખકે બીજી કેટલીક અનુશ્રુતિઓમા બન્યું છે તેમ આ અનુશ્રુતિમાં પણ સંવતનો ગોટાળો થયો હોવાનું ધારીને આ વર્ષને વિક્રમ સંવતને બદલે શક સંવત માનવાનું સૂચન રજૂ કર્યું છે આ અનુસાર પંચાસરના નાશની આ ઘટના શક વર્ષ ૭૫૧ (ઈ સ ૮૨૯)માં બની ગણાય.

અનુશ્રુતિ અનુસાર વનરાજે પચાસ વર્ષની વયે 'અણહિલ્લપુર' નામે નગર વસાવી, ત્યા સ ૮૦૨ (ઈ સ. ૭૪૬)માં પોતાનું રાજ્ય સ્થાપ્યુ ગણાય છે, પરંતુ ઉપર જણાવેલા મત મુજબ આ બનાવ શક વર્ષ ૮૦૨ (ઈ સ. ૮૮૦)માં બન્યો ગણાય એ સમયે કનોજમાં આમનો પૌત્ર ભોજ રાજ્ય કરતો હતો અને એની આણ સૌરાષ્ટ્રમા પ્રસરી હતી (ઈ સ ૮૪૦-૮૯૦) આ રાજા મિહિર તથા આદિવરાહ પણ કહેવાતો.

આ સમય દરમ્યાન લાટના રાષ્ટ્રકૂટ રાજાઓએ પણ પોતાની સત્તા પ્રસારવા માંડી ઇંદ્રરાજ પછી એનો પુત્ર કર્ક સુવર્ણવર્ષ અને ગોવિંદ પ્રભૂતવર્ષ લાટમંડલ પર રાજ્ય કરતા કર્કનાં દાનપત્રો (ઈ સ ૮૧૨-૮૨૪)માં લાટમંડલનુ પાટનગર ખેટક (ખેડા) હોવાનું જણાય છે તેમ જ એમા મહી–નર્મદા વચ્ચેના પ્રદેશ, જેમા અંકોટ્ટક ચોરાસીનો અને ભરુકચ્છ વિષયનો સમાવેશ થતો, ઉપરાંત માહિષક (મહીસા) વિભાગ અને નાગસારિકા (નવસારી) વિભાગ પણ અંતર્ગત હતા. અંકોટ્ટક એ હાલ વડોદરા પાસે આવેલું આકોટા ગામ છે, જ્યાથી પ્રાચીન કાસ્ય કૃતિઓના સુંદર નમૂના મળ્યા છે વડપદ્રક (વડોદરા) એ અંકોટ્ટક નગરની પૂર્વે આવેલું નાનું ગામ હતું, જે વલભીના એક બ્રાહ્મણને દાનમા આપવામાં આવ્યું નાગસારિકા વિભાગમાનુ દાન ત્યાની એક જૈન વસતિકાને અપાયું હતું ગોવિંદના દાનપત્રો (ઈ સ. ૮૧૩-૮૨૭)મા વડોદરા અને કાવી પાસેની ભૂમિનો ઉલ્લેખ આવે છે એક દાન બદરસિદ્ધિ(બોરસદ)ના બ્રાહ્મણને દીધુ છે અને એક કાપિકા (કાવી) વિભાગના કોટિપુરમાં આવેલા જયાદિત્ય નામે સૂર્યના મંદિરને. રાષ્ટ્રકૂટોનાં રાજશાસનોની મિતિ શક સંવતમાં આપવામાં આવતી. અપવાદત સુરાષ્ટ્રને લગતા એક દાનપત્રમાં ત્યાના પ્રચલિત વલભી સવત નજરે પડે છે વલભી સવત ૫૦૦ (ઈ સ ૮૧૮-૧૯)ના એ દાનપત્રમા પાલિત્તાણક(પાલીતાણા)નો ઉલ્લેખ આવે છે એ સમયે ગોવિંદરાજે સુરાષ્ટ્રમા સત્તા પ્રસારી હશે પરંતુ પછી થોડા વખતમાં ત્યા પ્રતીહારોની આણ જામી જણાય છે

કર્ક સુવર્ણવર્ષના પુત્ર ધ્રુવ ધારાવર્ષે બદરસિદ્ધિના એક બ્રાહ્મણને કાશહ્રદ (કાસદ્રા) વિભાગમાથી દાન દીધુ (ઈ સ ૮૩૫) આ રાજાને દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજા સાથે સંઘર્ષ થતા, લાટ મંડલ પર દક્ષિણના સૈન્યનું આક્રમણ થયુ અને ધ્રુવરાજ લડતા માર્યો ગયો

ધ્રુવ ધારાવર્ષના પૌત્ર ધ્રુવ ધારાવર્ષ બીજાએ દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાનો સામનો કરવા ઉપરાંત પ્રતીહાર નરેશ મિહિરભોજના સૈન્યને પાછું હઠાવ્યુ એના દાનપત્ર(ઈ સ ૮૬૭-૮૮૪)મા મહી-નર્મદા પ્રદેશ ઉપરાંત તાપીની દક્ષિણે આવેલા કર્માન્તપુર (કામરેજ) વિભાગનો સમાવેશ થતો, જેમાં કાપિત્થતીર્થના એક બૌદ્ધ વિહારનો ઉલ્લેખ આવે છે કૃષ્ણ અકાલવર્ષનું દાનપત્ર (ઈ સ ૮૮૮) અંકુલેશ્વર(અંકલેશ્વર)માંથી અપાયું છે એમા જણાવેલી ભૂમિ વરિઆવિ (સુરત પાસેનું વરિયાવ) વિભાગમા આવી હતી આ પછી થોડા વખતમાં લાટના આ રાષ્ટ્રકૂટ રાજ્યનો લય થયો લાગે છે

આ અરસામા પ્રતીહારોનું આધિપત્ય સૌરાષ્ટ્રમા દૃઢ થયું હતું સૌરાષ્ટ્રમંડલના દક્ષિણ વિભાગમા સત્તા ધરાવતું ચાલુક્ય રાજકુલ પ્રતીહાર વંશના આધિપત્ય નીચે હતું એનુ ભોજદેવના ઉત્તરાધિકારી મહેન્દ્રાયુધ–મહેન્દ્રપાલના સમયના બલવર્માના અને અવનિવર્મા બીજાના દાનપત્ર (ઈ સ ૮૯૩ અને ૯૦૦) પરથી સ્પષ્ટ થાય છે એવી રીતે વર્ધમાન(વઢવાણ)ની આસપાસ આવેલા અડ્ડણક (હડાલા) પ્રદેશમાં રાજ્ય કરતા ચાપવંશે પણ પ્રતીહારોનું આધિપત્ય અંગિકાર કર્યું હતું એનું મહીપાલના સમયમાં ધરણીવરાહે કરેલા દાનશાસન (ઈ સ ૯૧૪) પરથી માલૂમ પડે છે

મહેન્દ્રપાલે લાટના રાષ્ટ્રકૂટોની સત્તાનું ઉન્મૂલન કરી ખેટક મડલ કબજે કર્યું લાગે છે જે મહીપાલના સમયમાં દક્ષિણના કૃષ્ણ અકાલવર્ષના સામંત ધવલપ્પ રાષ્ટ્રકૂટોને પાછું મેળવી આપ્યુ આ મડલ ધવલપ્પના શાસન નીચે મુકાયું ઈ સ ૯૧૦માં ત્યા કૃષ્ણ અકાલવર્ષના આધિપત્ય નીચે ધવલપ્પના પુત્ર પ્રચંડ-અક્કુકની સત્તા પ્રવર્તતી ખેટક તેમ જ કાશહ્રદ વિભાગને આવરી લેતો આ વિભાગ ૭૫૦ ગામોનો હતો ને એનુ વડુ મથક હર્ષપુર (હરસોલ) હતું કર્પટવાણિજ્ય (કપડવણજ) ચોરાસી એનો પેટાવિભાગ હતો

કૃષ્ણ અકાલવર્ષના ઉત્તરાધિકારી ઇન્દ્ર નિત્યવર્ષે કનોજ પર ચડાઈ કરી પ્રતીહારનરેશ મહીપાલનો પરાજય કર્યો ઈ સ ૯૧૫માં ઇન્દ્રરાજે પોતાના પટ્ટબંધ પ્રસંગે લાટદેશના કમ્માણિજ્જ (કામરેજ) પાસેના બે ગામોનુ દાન દીધુ પરંતુ એ એકબે વર્ષમા અકાળ મૃત્યુ પામ્યો

ને મહીપાલે ગુમાવેલી કીર્તિ પાછી મેળવી. પરંતુ આ પછી પ્રતીહારોની આણ અહીં ઝાઝો વખત ટકી નહિ.

ઇન્દ્ર-નિત્યવર્ષનો પુત્ર ગોવિંદ ચોથો પણ લાટદેશ પર સત્તા ધરાવતો, જેમાં ખેટકમંડલનો સમાવેશ થતો (ઈ. સ. ૯૩૦). આ પછી થોડે વર્ષમાં ખેટક-મંડલ પર માળવાના પરમાર રાજા સીયક બીજાની સત્તા પ્રવર્તી, એમ એના ઈ. સ. ૯૪૯ના મોહડવાસક (મોડાસા) વિષયને લગતાં દાનપત્રો પરથી માલૂમ પડે છે. એમાં એણે ગોવિંદ ચોથાના અનુગામી અમોઘવર્ષ ત્રીજાના પુત્ર કૃષ્ણ અકાલવર્ષના આધિપત્યનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. આ કૃષ્ણના અનુજ ખોટ્ટિગના સમયમાં પરમાર સીયકે આ આધિપત્ય ફગાવી દીધું (ઈ. સ. ૯૭૩), ત્યારથી ગુજરાતમાં રાષ્ટ્રકૂટોની રહીસહી સત્તા લુપ્ત થઈ.

## સમકાલીન સ્થાનિક રાજ્યો

મૈત્રકકાલ પછીના આ દોઢસો વર્ષના ગાળામાં અહીં અનેક સ્થાનિક રાજસત્તાઓ પ્રવર્તી. સૌરાષ્ટ્રના પશ્ચિમ ભાગમાં જયદ્રથ સૈન્ધવોની સત્તા લગભગ ઈ. સ. ૯૨૦ સુધી ચાલુ રહી. એમના લેખોમાં સોમેશ્વર (સોમનાથ), ગોમૂત્રિકા (ગોમટા) અને ભિલ્લમાલ (ભીનમાળ)નો ઉલ્લેખ આવે છે. આગળ જતાં આ પ્રદેશ જ્યેષ્ઠુક નામે ઓળખાય છે એ પરથી ત્યાં જેઠવાઓની સત્તા પ્રવર્તી ગણાય.

ઉનામાંથી મળેલાં બલવર્મા અને અવનિવર્મા બીજાનાં દાનપત્રો પરથી દક્ષિણ સૌરાષ્ટ્રમાં ચાલુક્યકુલની સત્તા વિશે માહિતી મળે છે. આ સત્તા મૈત્રકકાલના અંતના અરસામાં કલ્લને હાથે સ્થપાઈ. એના પૌત્ર બાહુકધવલે પાલ નરેશ ધર્મપાલનો તેમ જ રાષ્ટ્રકૂટ સૈન્યનો પરાજય કરી પ્રતીહાર નરેશને મદદ કરેલી. એના પૌત્ર બલવર્માએ હૂણોને વશ કર્યા. એના પુત્ર અવનિવર્મા બીજાએ ચાપકુલના ધરણીવરાહને હરાવ્યો. આ બંને રાજાઓએ કણવીરિકાને તટે આવેલા તરુણાદિત્ય નામે સૂર્યના મંદિરને નક્ષીસપુર ચોરાસીમાં ગામોનું દાન દીધું (ઈ. સ. ૮૯૩; ૯૦૦).

ઉત્તર સૌરાષ્ટ્રમાં ચાપકુલની સત્તા પ્રવર્તતી. ૭૮૩માં વઢવાણમાં જે જયવરાહ રાજ્ય કરતો હતો તે આ કુલનો હોવા સંભવે છે. વિક્રમાર્કના પુત્ર અડ્ડકના નામ પરથી આ પ્રદેશ 'અડ્ડક' કહેવાયો. એના પૌત્ર ધરણીવરાહે ઈ. સ. ૯૧૪માં એક શૈવ આચાર્યને વિદ્યાધન તરીકે ગામનું દાન કર્યું.

પૂર્વ સૌરાષ્ટ્રમાં વલભીમાં વાળાઓની સત્તા સ્થપાઈ, જેમનું મૂળ વતન વલભી (વળા) હોવાનું જણાય છે. વાળાઓની એક બીજી શાખા વામનસ્થલી(વંથળી)માં સ્થપાઈ. આગળ જતાં આ શાખાની સત્તા ચુડાસમાઓએ લઈ લીધી.

કચ્છમાં જાડેજા કુલ સત્તા ધરાવતું.

ઉત્તર ગુજરાતના હર્ષપુર (હરસોલ) વિભાગમાં મૈત્રકકાલના અંતભાગમાં ચંદ્રાદિત્ય નામે સામંતની સત્તા પ્રવર્તતી. ત્યાર પછી નવમા શતક દરમ્યાન ત્યાં શી સ્થિતિ હતી એ વિશે કંઈ માહિતી મળી નથી. ઈ. સ. ૯૦૦ના અરસામાં ત્યાં ધવલપ્પ નામે કર્ણાટકી બ્રહ્મક્ષત્ર કુલની સત્તા સ્થપાઈ. એનો પુત્ર પ્રચંડ-અકુક હર્ષપુર-કાશહ્રદ-ખેટક વિભાગ પર સત્તા ધરાવતો (ઈ. સ. ૯૧૦).

## અણહિલવપત્તનના ચાવડાઓ

કાન્યકુબ્જના પંચોળીને મારીને એની પાસેથી ખંડણીની રકમ પડાવી લઈ વનરાજ ચાવડાએ જૂના લાખારામ પાસે અણહિલવપત્તન નામે નવું નગર વસાવી ત્યાં પોતાની સત્તા સ્થાપી. વનરાજ પચાસ વર્ષની વયે ગાદીએ બેઠો અને એણે સાઠ વર્ષ રાજ્ય કર્યું એમ અનુશ્રુતિ જણાવે છે, પરંતુ અગાઉ જણાવ્યા મુજબ આ અનુશ્રુતિમાં કાલગણનાની હકીકત ઘણી અશ્રદ્ધેય છે. વનરાજે પાટણમાં દેરાસર બંધાવી એમાં પંચાસરના પાર્શ્વનાથની મૂર્તિ પધરાવી. અગાઉ જણાવ્યા મુજબ વનરાજનો રાજ્યાભિષેક વિ. સં. ૮૦૨ને બદલે શ. સં. ૮૦૨ (ઈ. સ. ૮૮૦)માં થયો ગણીએ, તો કનોજનો ભૂવડ એ પ્રતીહાર નરેશ મિહિરભોજ હોઈ શકે.

વનરાજ પછી એનો પુત્ર યોગરાજ ગાદીએ આવ્યો. એણે ચાવડાઓ ચોરટા હોવાનું કલંક ભૂંસી નાખવા પ્રયત્ન કર્યો. યોગરાજ પછી કેટલીક જગાએ પાંચ અને કેટલીક જગ્યાએ છ રાજા જણાવ્યા છે, પરંતુ એની વિગતોમાં ઘણો ફેર રહેલો છે. રાજ્યાભિષેકની મિતિઓ પણ ભાગ્યે જ શ્રદ્ધેય ઠરે છે. આ રાજવંશનો કુલ શાસનકાલ ૧૯૬ વર્ષનો કહેલો છે, પરંતુ એની ઉપલી મર્યાદા સંવતના ગોટાળાને હિસાબે ૧૩૪ વર્ષ મોડી મૂકીએ, તો આ આખોય શાસનકાલ ૬૨ વર્ષનો માનવો રહ્યો. તો પછી એમાં વનરાજનો રાજ્યકાલ ઘણો ઓછો હોવો જોઈએ. ચાવડા કુલની રાજસત્તા વિ. સં. ૯૯૮ (ઈ. સ. ૯૪૨)માં લુપ્ત થઈ એ નિશ્ચિત છે. સામંતસિંહ ચાવડાને લગતી દંતકથામાં ચાવડાઓ યાદવોની જેમ મદિરાપાનના વ્યસની ગણાતા એવો ધ્વનિ નીકળે છે, પરંતુ લીલાદેવી–રાજિ વિશેની હકીકત ભાગ્યે જ શ્રદ્ધેય ગણાય છે. લગભગ બસો વર્ષ જેટલો લાંબો કાલ આરોપેલા ચાવડા વંશનો એકેય શિલાલેખ કે તામ્રપત્રલેખ મળ્યો નથી. પ્રતીહારો અને રાષ્ટ્રકૂટોની ભીંસમાં ચાવડાઓનું રાજ્ય પણ ઉત્તર ગુજરાતના મર્યાદિત ભાગમાં સીમિત હતું. આમ દંતકથાઓને આધારે અગાઉ આંકયા કરતાં, આ રાજ્ય સમય તેમ જ સ્થળ એ બંનેના વિસ્તારની દૃષ્ટિએ ગુજરાતના ઇતિહાસમાં ઘણું ઓછું મહત્ત્વ ધરાવે છે, છતાં ગુજરાતના ભાવી મહાન રાજ્યની રાજધાની એ એનો ચિરંજીવ વારસો છે.

## તત્કાલીન સંસ્કૃતિ

આ અનુ-મૈત્રક કાલ દરમ્યાન ધર્મ અને સાહિત્યના ક્ષેત્રમાં ઠીક પ્રગતિ થઈ. દક્ષિણ ગુજરાતમાં જયાદિત્યનું અને સૌરાષ્ટ્રમાં તરુણાદિત્યનું સૂર્યમંદિર રાજ્યાશ્રય પામતું. સોમેશ્વર (સોમનાથ) તીર્થ અને મહેશ્વરાચાર્ય જેવા આચાર્યનો ઉલ્લેખ શૈવધર્મનો વિકાસ સૂચવે છે. જગદ્ગુરુ શંકરાચાર્યે પોતાના દિગ્વિજય દરમ્યાન અહીંના ઇતર સંપ્રદાયોને વિવાદમાં હરાવી દ્વારકામાં પશ્ચિમધામનો મઠ સ્થાપ્યો તે આ કાલ

દરમ્યાન. આ ઉપરાંત વિષ્ણુ, ગણેશ, માતૃકાઓ વગેરે અન્ય દેવદેવીઓનાં મંદિરોનો તેમ જ નન્ન-મઠ જેવા મઠોનો ઉલ્લેખ આવે છે. બૌદ્ધ ધર્મની બાબતમાં માત્ર કામરેજ પાસેના કાંપિલ્યતીર્થના વિહારનો ઉલ્લેખ મળે છે, જ્યારે જૈન ધર્મ વિશે વિપુલ માહિતી ઉપલબ્ધ છે. વલભી, ઢાંક, શત્રુંજય-પાલીતાણા, ઉજ્જયન્ત (ગિરનાર), પંચાસર, પાટણ ને નવસારી જેવાં સ્થળો; બપ્પભટ્ટિ, નાગાર્જુન, શીલાંકસૂરિ–શીલગુણસૂરિ જેવા વિદ્વાનો અને હરિષેણ-કૃત બૃહત્કથાકોશ જેવી કૃતિઓનો સંબંધ આ કાલ સાથે રહેલો છે. સુરાષ્ટ્રના લોકો અપભ્રંશની છાંટવાળું સંસ્કૃત સારી પેઠે બોલી જાણતા, જ્યારે લાટના લોકો સુંદર પ્રાકૃત બોલતા. લાટ લોકોની હાસ્યપ્રધાન શૈલી સાહિત્યમાં લાટી કે લાટીય રીતિ તરીકે રૂઢ થઈ અને અલંકારોમાં લાટાનુપ્રાસનો સમાવેશ થયો. પ્રતીહાર નરેશ મહેન્દ્રપાલના ગુરુ રાજશેખરે લાટની અંગનાના લાલિત્યની અનેક ઠેકાણે પ્રસંશા કરી છે અને પોતાની નાટિકાઓની નાયિકાઓને પણ લાટની રાજકન્યાઓ કલ્પી છે.

રાષ્ટ્રકૂટ રાજાઓ તુલાપુરુષ અને હિરણ્યગર્ભના સમારંભ યોજી ભારે સંપત્તિદાન કરતા. એ કાલના દ્રમ્મમાં સ્થાનિક રાજવંશના સિક્કા ભાગ્યે જ મળે છે; સસાની અને ગધૈયા સિક્કા વધુ પ્રચલિત હતા. બંદરોમાં સ્તંભપુર (ખંભાત) મહત્ત્વ પામ્યું. સંગીતમાં ખંભાયતી અને બિલાવલ જેવા રાગ અહીંનાં ખંભાત અને વેરાવલ જેવાં સ્થળો• પરથી રૂઢ થયા.

જ્ઞાતિઓમાં નાગર બ્રાહ્મણ, વાળા અને વાલભ કાયસ્થ જેવી જ્ઞાતિઓ પ્રચલિત થઈ. કર્ણાટકમાંથી ચાલુકય અને બ્રહ્મવક જેવાં કુલ અહીં આવી વસવા લાગ્યાં. આરબોના ત્રાસથી ઈરાન તજી આવેલા જરથોસ્તીઓ દીવ અને સંજાન બંદરે ઊતરી આ પ્રદેશમાં વસ્યા એ બનાવ માત્ર પારસીઓના જ નહિ ગુજરાતનાયે ઇતિહાસમાં મહત્ત્વનો ગણાય. આ બનાવ આઠમી કે નવમી સદી કરતાં દસમી સદીના પૂર્વાર્ધમાં બન્યો હોય એ વધુ સંભવિત છે. તો સંજાનમાં એમને આશ્રય દેનાર રાજા ઉત્તર કોંકણનો શિલાહાર રાજા ગણાય; આગળ જતાં ત્યાંથી તેઓ દક્ષિણ ગુજરાતમાં આવી વસ્યા.

આ સમયે અહીં ગુપ્ત-વલભી અને શક સંવત વધુ પ્રચલિત હતા, પરંતુ પ્રતીહારોની અસરથી હવે વિક્રમ સંવત પણ વપરાવા લાગ્યો. એવી રીતે લિપિમાં મૈત્રક કાલ સુધી દક્ષિણી મરોડ પ્રચલિત હતા, જ્યારે હવે એ ઉપરાંત ઉત્તરી મરોડ પણ દાખલ થયો.

આ કાલના સ્થાપત્યમાં પાટણ, કારવણ, શામળાજી, કદવાર, રોડા, કોટાઈ વગેરે સ્થળે કેટલાક ભગ્નાવશેષ મળે છે. સૂર્ય, વિષ્ણુ, ભૈરવ, કાર્તિકેય, શિવપાર્વતી, અગ્નિ, કુબેર, યમ ઇત્યાદિ દેવદેવીઓનાં શિલ્પ ઠેકઠેકાણે મળે છે. તારંગા, પાટણ, શત્રુંજય, ગિરનાર અને આબુમાં અનેક જૈન પ્રતિમાઓ મળી છે. તારંગા જૈન તીર્થ થયું તે અગાઉ બૌદ્ધ તીર્થ હતું, જેના અવશેષ હજી તારણમાતા મંદિર પાસેના ધારણમાતા મંદિરમાં રહેલી તારાની પ્રતિમારૂપે મોજૂદ છે. ખંભાત પાસેના નગરામાં બુદ્ધપ્રતિમા મળી છે. નગરા પાસે આવેલું તારાપુર પણ બૌદ્ધ તારાનું તીર્થ હોવાનું જણાય છે.

### સોલંકી રાજ્યની સ્થાપના

વિ. સં. ૯૯૮(ઈ. સ. ૯૪૨)માં ચૌલુક્ય (સોલંકી) કુલના મૂલરાજે વનરાજ ચાવડાના વંશજ પાસેથી અણહિલપાટક આસપાસનો પ્રદેશ જીતી લઈ ત્યાં ચાવડાને બદલે સોલંકી વંશની રાજસત્તા સ્થાપી એ બનાવ ગુજરાતના ઇતિહાસમાં ઘણું મહત્ત્વ ધરાવે છે, કેમ કે આ રાજવંશે ગુજરાતના રાજકીય તેમ જ સાંસ્કૃતિક ઘડતરમાં ઘણો ફાળો આપ્યો છે. મૂલરાજનો પિતા રાજિ મૂળ દક્ષિણના ચૌલુક્યકુલનો હતો, પણ કનોજના પ્રતીહાર સામ્રાજ્યના મહાસામંત તરીકે એ સમયની ગુર્જરભૂમિમાં રાજસત્તા ધરાવતો હતો. પ્રતીહાર નરેશ મહીપાલના ઉત્તરાધિકારી મહેન્દ્રપાલ બીજાના સમયમાં રાજિના પુત્ર મૂલરાજે ગુર્જરભૂમિની દક્ષિણે નવું રાજ્ય સ્થાપ્યું તે પ્રાય: પ્રતીહારોના આધિપત્યથી સ્વતંત્ર થવા માટે હશે.

### 'ગુજરાત' નામનો આરંભ

મૈત્રકકાલ દરમ્યાન 'ગુર્જરદેશ' કે 'ગુર્જરભૂમિ' એ આબુની ઉત્તરે આવેલા પ્રદેશનું નામ હતું. ગુર્જરદેશના પ્રતીહાર રાજ્યનો વિસ્તાર થતો ગયો અને ગુર્જરદેશના રાજાઓ ઉજ્જન અને કનોજમાં રાજ્ય કરતા થયા, તોયે એ 'ગુર્જરેશ્વર' કહેવાતા. નવમી સદીમાં ગુર્જરભૂમિ 'ગુર્જરત્રા' કે 'ગુજ્જરત્તા' કહેવાઈ. આ સંસ્કૃત-પ્રાકૃત રૂપ વસ્તુત: 'ગુર્જ'માં અરબીનો નારીજાતિના બહુવચનનો 'આત' પ્રત્યય લાગતાં થયેલા 'ગુજ્રાત' શબ્દ પરથી વ્યુત્પન્ન થયું જણાય છે.

કનોજના પ્રતીહાર નરેશોની જેમ મૂલરાજ પણ 'ગુર્જરેશ' કહેવાતો. સમય જતાં આ ગુર્જરેશ્વરોના શાસન નીચેનો પ્રદેશ 'ગુર્જરમંડલ'–'ગુર્જરદેશ'–ગુજ્જરત્તા કહેવાતો થયો અને રાજસ્થાનમાં ગુર્જરોની સત્તા લુપ્ત થતાં ત્યાં એ નામનો પ્રયોગ લુપ્ત થતો ગયો. પરિણામે 'ગુજ્જરત્તા'–'ગુર્જરત્રા' એ નામ આબુની ઉત્તરે આવેલા મરુદેશને બદલે આબુની દક્ષિણે આવેલા આ પ્રદેશ માટે પ્રયોજાયું. એ પરથી આ પ્રદેશ 'ગુજરાત' નામે ઓળખાય છે. આમ આ પ્રદેશને એનું આ ચાલુ નામ સોલંકીકાલમાં મળ્યું.

### સોલંકી રાજ્યનો અભ્યુદય

મૂલરાજ શરૂઆતમાં સારસ્વતમંડલ અને સૈન્યપુરમંડલ પર સત્તા ધરાવતો. સારસ્વતમંડલ એ અણહિલપાટક પાસેનો સરસ્વતી નદીનો પ્રદેશ અને સત્યપુરમંડલ એ મરુદેશમાં આવેલા, સત્યપુર (સાંચોર) આસપાસનો પ્રદેશ હતો. મોહડવાસક (મોડાસા) પ્રદેશ સમેતનું ખેટકમંડલ છેક ભોજના સમય સુધી માલવાના પરમાર રાજાઓની સત્તા નીચે હતું. લાટમાં હવે રાષ્ટ્રકૂટોની સત્તાનો નાશ કરનાર ચાલુક્ય રાજા તૈલપના બારપ્પ નામે ચાલુક્ય સામંતની સત્તા જામી હતી. મૂલરાજને આ બારપ્પ સાથે તેમ જ શાકંભર (સાંભર)ના ચોહાણ રાજા વિગ્રહરાજ સાથે વિગ્રહ થયો. મૂલરાજે સૌરાષ્ટ્રના રાજા ગ્રહરિપુને

અને કચ્છના રાજા લાખાને હાર આપી, આબુના પરમાર રાજા ધરણીવરાહ પર આણ વર્તાવી ને સ્વતંત્ર રાજાને યોગ્ય મહાબિરુદ ધારણ કર્યાં. મૂલરાજે પાટણમાં, મંડલીમાં અને શ્રીસ્થલ (સિદ્ધપુર)માં કેટલાંક દેવાલય બંધાવ્યાં, જેમાં રુદ્રમહાલયનો સમાવેશ થાય છે. મૂલરાજે ઉદીચ્ય બ્રાહ્મણોને તેડાવી અહીં વસાવ્યા. મૂલરાજના પુત્ર *અને પૌત્રોના સમયમાં માલવ અને લાટ સાથેનો વિગ્રહ ચાલુ રહ્યો.

ભીમદેવ પહેલાના સમયમાં (ઈ. સ. ૧૦૨૨–૧૦૪૬) મહમૂદ ગઝનવીએ ગુજરાત પર ચડાઈ કરી, અણહિલપાટક અને મોઢેરાને માર્ગે સોમનાથ પર હલ્લો કરી ત્યાંના ભવ્ય મંદિરનો અને લિંગનો નાશ કર્યો. આ હલ્લા દરમ્યાન કોઈ સલામત સ્થળે ભરાઈ રહેલા ભીમદેવે થોડા જ વખતમાં સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. ભીમદેવે આબુના પરમાર રાજાને તેમ જ નડૂલના ચૌહાણ રાજાને વશ કર્યા, માળવાના રાજા ભોજના છેલ્લા દિવસોમાં પૂર્વ દિશામાં પોતાની સત્તા વિસ્તારી. ભીમદેવના દંડનાયક વિમલે આબુ ઉપર વિમલ-વસતિ નામે આદિદેવ-પ્રાસાદ બંધાવ્યો. મોઢેરાનું સૂર્યમંદિર બંધાયું. રાણી ઉદયમતીએ પાટણમાં વાવ બંધાવી, જે હાલ 'રાણીની વાવ' કહેવાય છે. ભીમદેવે આ ઉપરાંત બકુલાદેવી નામે વારાંગનાને પોતાની રાણી બનાવી. ભીમદેવનાં દાનપત્રોમાં સારસ્વતમંડલ ઉપરાંત કચ્છમંડલનીયે ભૂમિના દાનની નોંધ આવે છે.

કર્ણદેવ (૧૦૬૪–૧૦૯૪) માલવ સાથેના યુદ્ધમાં ફાવ્યો નહિ, પણ આશાપલ્લીના ભીલ સરદારને હરાવી ત્યાં કર્ણાવતી નગરી વસાવી અને લાટ દેશ જીતી લઈ સોલંકી રાજ્યને દક્ષિણમાં છેક નાગસારિકા (નવસારી) વિષય સુધી વિસ્તાર્યું. એણે એક જૈન વસતિકાને પણ ભૂમિદાન દીધું. ગોઆના કદંબકુલની રાજકન્યા મીનલદેવી પાટણ આવી કર્ણદેવને પરણી એ ઘટના આ ત્રૈલોક્યમલ્લની મહત્તા સૂચવે છે. કાશ્મીરના કવિ બિલ્હણે આ રાજા વિશે 'કર્ણસુંદરી' નામે નાટિકા લખી.

સિદ્ધરાજ તરીકે સુપ્રસિદ્ધ થયેલા જયસિંહના (ઈ. સ. ૧૦૯૪–૧૧૪૩) સમયમાં ગુજરાતનો સુવર્ણકાલ શરૂ થયો. ત્રૈલોક્યમલ્લ કર્ણદેવનો આ પુત્ર 'ત્રિભુવનગંડ' કહેવાતો. વળી એ 'સિદ્ધ ચક્રવર્તી' કહેવાયો. બાબરિયાવાડ બાજુના અજેય અને ભેદી ગણાતા બર્બરકને વશ કરી એ 'બર્બરકજિષ્ણુ' બન્યો. સોરઠ પર ચડાઈ કરી ત્યાંના રાજા ખેંગારને કેદ કર્યો અને ત્યાં સજ્જન મંત્રી દંડાધિપતિ નીમ્યો, જેણે ગિરનાર પર નેમિનાથનું નવું મંદિર બંધાવ્યું. માતા મીનલદેવીના આગ્રહથી જયસિંહે સોમનાથનો ભારે મુંડકવેરો રદ કર્યો. વળી માળવા પર ચડાઈ કરી ત્યાંના રાજા યશોવર્માને કેદ કરી એને પાટણમાં આણ્યો અને ત્યાં મહાદેવ નામે દંડાધિપ નીમ્યો. માળવાની સાથે મેવાડ, ડુંગરપુર અને વાંસવાડાના પ્રદેશ પણ એની સત્તા નીચે આવ્યા. આમ સિદ્ધરાજે * સોલંકી રાજ્યને હાલના ગુજરાત કરતાંયે વધુ વિસ્તૃત બનાવ્યું. જયસિંહની આ સિદ્ધિની યાદગીરીમાં સિંહ સંવત શરૂ થયો (વિ. સં. ૧૧૭૦). 'અવંતીનાથ' તરીકે કીર્તિ પામીને સિદ્ધરાજ જયસિંહે ભોજરાજનો ગ્રંથભંડાર પાટણ આણ્યો અને હેમચંદ્રાચાર્યને 'સિદ્ધહૈમ' જેવો વ્યાકરણ-ગ્રંથ રચવા પ્રેરણા આપી. તેમ જ શ્રીપાલ, વાગ્ભટ ઇત્યાદિ અનેક વિદ્વાનોને ઉત્તેજન આપી વિદ્યોપાસનાના ક્ષેત્રમાંયે ગુજરાતને નામના અપાવી. સિદ્ધરાજની રાજસભામાં શ્વેતાંબર દેવસૂરિએ વાદવિવાદમાં દિગંબર કુમુદચંદ્રનો પરાજય કર્યો. ખંભાતમાં મુસલમાનોને કનડગત થતાં, જાતે તપાસ કરી એમને ન્યાય આપ્યો. પાટણના સહસ્રલિંગ સરોવરને અને સિદ્ધપુરના રુદ્રમહાલયને એણે ભવ્ય સ્વરૂપ આપ્યું. આ ઉપરાંત અનેક મંદિર, કિલ્લાઓ અને તળાવ બંધાવ્યાં. એ જૈન ધર્મને પણ ઉત્તેજન આપતો.

ગુજરાતના રાજકીય તેમ જ સાંસ્કૃતિક વિકાસમાં અમૂલ્ય ફાળો આપનાર સિદ્ધરાજ જયસિંહ અનેક અદ્ભુત લોકકથાઓના નાયક તરીકે નામાંકિત છે, પરંતુ એમાં રાણકદેવી તથા જસમા ઓડણને લગતી કર્ણકથાઓ કપોલકલ્પિત ગણાય છે. એના સમયથી ગુજરાતમાં એક પ્રકારની એકતા અને અસ્મિતા ઊભી થઈ.

અપુત્ર સિદ્ધરાજ પછી ભીમદેવની રાણી બકુલાદેવીનો વંશજ કુમારપાલ (૧૧૪૩–૧૧૭૪) ગાદીએ આવ્યો. શાકંભરીના ચૌહાણ રાજા અર્ણોરાજ પર ચડાઈમાં વિજય મેળવ્યો એ એનું ખાસ પરાક્રમ ગણાતું. માળવામાં સત્તા જમાવી બેઠેલ બલ્લાલને મારીને આખા માળવાને તાબે કર્યું; કોંકણના રાજા મલ્લિકાર્જુન પર આક્રમણ કરી એની સેનાએ એને મારી નાખ્યો. કુમારપાલના લેખોમાં એને પરંપરા અનુસાર 'ઉમાપતિવરલબ્ધપ્રસાદ' કહ્યો છે, જ્યારે જૈન સાહિત્યમાં એને 'પરમ-આર્હત' કહ્યો છે. એના ઉપર હેમચંદ્રાચાર્યની ઘણી અસર હતી; અને એને જૈનધર્મ તરફ ઘણો અનુરાગ હતો. પોતે માંસ-મદ્યાદિનો ત્યાગ કરી રાજ્યમાં અમારિઘોષણા કરી પ્રાણીહિંસાનો નિષેધ ફરમાવ્યો. વળી રુદતીવિત્ત ગણાતા અપુત્રિકાધનને જપ્ત કરવાનું રદ કર્યું. જૈનતીર્થોની યાત્રા કરી દેરાસર બંધાવ્યાં. કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યની ધાર્મિક તથા સાહિત્યિક પ્રવૃત્તિને ઉત્તેજન આપ્યું. આ ઉપરાંત એ શૈવ ધર્મને પણ ઉત્તેજન આપતો. નાગર બ્રાહ્મણોના આનંદપુર (વડનગર)ને ફરતો દુર્ગ બંધાવ્યો. તેમ જ સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. સિદ્ધરાજની જેમ કુમારપાલે પણ ગુજરાતના રાજકીય તથા સાંસ્કૃતિક વિકાસમાં અમૂલ્ય ફાળો આપ્યો.

કુમારપાલનો ઉત્તરાધિકારી અજયપાલ હતો. સપાદલક્ષના રાજા સોમેશ્વર(જે સિદ્ધરાજનો દૌહિત્ર હતો અને જેનો પુત્ર પૃથ્વીરાજ ચૌહાણ જાણીતો છે)ને અજયપાલે કર દેતો કર્યો એ એનું વિશિષ્ટ પરાક્રમ ગણાતું. એના સમયમાં પરમાર સામંત પ્રહ્લાદને પ્રહ્લાદનપુર (પાલનપુર) વસાવ્યું. અજયપાલના રાજ્યમાં શૈવધર્મને વધુ ઉત્તેજન મળ્યું. એના પુત્ર બાલ મૂલરાજે મહમદ ઘોરીના હુમલાને પાછો હઠાવ્યો (ઈ. સ. ૧૧૭૮) એ સિદ્ધિ સિદ્ધરાજ-કુમારપાલના સમયના રાજતંત્રની સંગીનતા સૂચવે છે. ભીમદેવ બીજાએ ૬૪ વર્ષ જેટલો લાંબો વખત (૧૧૭૮–૧૨૪૨) રાજ્ય કર્યું. એના સમયમાં મહમદ ઘોરીના સૂબા કુતુબુદ્દીન ઐબકે બે વાર ગુજરાત પર ચડાઈ કરી પાટણને

લૂંટ્યું. માળવા, મેવાડ અને મારવાડના સામંતો સ્વતંત્ર થતા ગયા. આગળ જતાં તળગુજરાતમાંયે એની સત્તા નબળી પડી. એ પોતાને અભિનવ સિદ્ધરાજ અને સપ્તમ ચક્રવર્તી કહેવરાવતો, પરંતુ ધવલક્ક (ધોળકા)નો માંડલિક લવણપ્રસાદ રાજ્યતંત્રમાં સર્વેશ્વર બન્યો હતો. લવણપ્રસાદ અને એના યુવરાજ વીરધવલે ગુજરાતના રાજકીય સંરક્ષણમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. એમના મંત્રી વસ્તુપાલ-તેજપાલે ગુજરાતની વિદ્યાકલાના સાંસ્કૃતિક વિકાસમાં ચિરંજીવ ફાળો આપ્યો છે. લવણપ્રસાદ અને વીરધવલના મૃત્યુ પછી એમની જગા વીરધવલના પુત્ર વીસલદેવે સંભાળી. ભીમદેવના ઉત્તરાધિકારી ત્રિભુવનપાલની પછી એ પાટણનો મહારાજા બન્યો (ઈ. સ. ૧૨૪૪).

### વાઘેલા સોલંકીઓ

કુમારપાલના માસા ધવલનો પુત્ર અર્ણોરાજ ચૌલુક્ય (સોલંકી) કુલનો હતો. કુમારપાલે એની સેવાથી પ્રસન્ન થઈ એને અણહિલપાટક પાસે આવેલું વ્યાઘ્રપલ્લી (વાઘેલા) નામે ગામ આપ્યું હતું. અર્ણોરાજે ભીમદેવ બીજાને ગાદી અપાવવામાં સક્રિય ભાગ ભજવ્યો હતો. એનો પુત્ર લવણપ્રસાદ વાઘેલના સામંતમાંથી ધવલક્ક(ધોળકા)નો મહામંડલેશ્વર-રાણક (રાણો) બન્યો અને ભીમદેવ પાસેથી સર્વેશ્વરનો અધિકાર પામ્યો. લવણપ્રસાદ અને એના પુત્ર વીરધવલ પાટણના સોલંકી રાજ્યના સંરક્ષણ તેમ જ સંચાલનમાં મુખ્ય ભાગ ભજવતા, પરંતુ અણહિલપાટકના મહારાજાધિરાજ તરીકે ભીમદેવનું સ્થાન નિભાવતા. સૌરાષ્ટ્ર, મારવાડ અને લાટ સાથે વિગ્રહ કરી એમણે ગુજરાતની રાજસત્તા ટકાવી રાખી હતી. વીરધવલના પુત્ર વીસલદેવે પણ ધવલક્કના મહામંડલેશ્વર-રાણક તરીકે કારકિર્દી શરૂ કરી હતી. પરંતુ ત્રિભુવનપાલના મૃત્યુ પછી, પ્રાયઃ એનો કોઈ સીધો ઉત્તરાધિકારી ન હોતાં, વીસલદેવે અણહિલપાટકના મહારાજાધિરાજની પદવી ધારણ કરી. ગુર્જરત્રાના સોલંકીઓની જગ્યાએ વાઘેલા સોલંકીઓનું શાસન સ્થપાયું.

વીસલદેવના રાજ્યારોહણ સમયે (ઈ. સ. ૧૨૪૪) વસ્તુપાલની હયાતી બાદ તેજપાલ મહામાત્ય પદે હતો. વીસલદેવે માલવા પર ચઢાઈ કરી ધારાનો ધ્વંસ કર્યો. ગણપતિ વ્યાસે આ વિશે 'ધારાધ્વંસ' નામે નાટક લખ્યું. દેવગિરિના યાદવ રાજા સિંઘણને તો એણે પોતે ધોળકાનો મહામંડલેશ્વર હતો ત્યારે હરાવેલો. હવે એણે મેવાડના રાજા તેજસિંહને પણ હરાવ્યો. વળી કર્ણાટકની રાજ્યલક્ષ્મી લીધી. પિતા વીરધવલના સમયમાં નવા બંધાયેલા, દર્ભાવતી(ડભોઈ)ના દુર્ગમાં આવેલા વૈદ્યનાથ મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. સોમેશ્વરની યાત્રા કરી ત્યાંના વિદ્વાન કવિ નાનકને દાન દીધાં. ચૌલુક્ય કુલની રાજ્યશ્રીનો ઉદ્ધાર કરનાર (૧૨૪૪–૧૨૬૨) વીસલદેવ 'અભિનવ સિદ્ધરાજ' અને 'અપર અર્જુન' કહેવાયો.

વીસલદેવ પછી એનો ભત્રીજો અર્જુનદેવ ગાદીએ આવ્યો. એના સમયમાં સોમનાથ દેવપત્તનમાં મુસલમાનોને ધર્મસ્થાન બાંધવા અને નિભાવવાની મંજૂરી મળી. આ લેખની મિતિ હિજરી, વિક્રમ, વલભી અને સિંહ એ ચાર સંવતોમાં આપી છે. અર્જુનદેવના પુત્ર સારંગદેવે માલવરાજ ગોગને તેમ જ યાદવ રાજા રામચંદ્રને હરાવ્યો. એના એક દંડાધિપે તુરુષ્કોના હુમલાને પાછો હઠાવ્યો. સારંગદેવના પછી એનો ભત્રીજો કર્ણદેવ ગાદીએ આવ્યો (ઈ. સ. ૧૨૯૬). એના મહામાત્ય માધવે રાજાના જુલમથી ત્રાસીને અલાઉદ્દીન ખલજીની સેનાને ગુજરાત પર આક્રમણ કરવા તેડી આણી. કર્ણદેવ પાટણ છોડી ચાલ્યો ગયો (૧૨૯૯) અને થોડા વખતમાં ગુજરાતમાં દિલ્હીના ખલજી સુલતાનની હાકેમી સ્થપાઈ. ત્રણસો વર્ષે સોલંકી રાજ્યનો આવો ઓચિંતો કરુણ અંત આવ્યો. ગુજરાત પર ફરી પાછું પરચક્ર-શાસન સ્થપાયું ને તે પણ ઇસ્લામી સુલતાનોનું.

### ગુજરાતનો સુવર્ણકાલ

સોલંકીકાલ એ ગુજરાતના ઇતિહાસનો સુવર્ણકાલ છે. હાલના ગુજરાતથીયે વધારે વિસ્તાર ધરાવતા સોલંકી રાજ્યમાં મૈત્રકકાલ કરતાંયે વધુ વિકસિત રાજ્યતંત્ર નજરે પડે છે. મૈત્રકકાલના વિષય–આહાર–પથક જેવા વહીવટી વિભાગોને બદલે મંડલ–પથકના વહીવટી વિભાગ પ્રચલિત થયા. સારસ્વતમંડલ, ખેટકમંડલ, લાટમંડલ, સૌરાષ્ટ્રમંડલ, કચ્છમંડલ, દધિપદ્રમંડલ, અવન્તિમંડલ, મેદપાટમંડલ ને સત્યપુરમંડલ જેવા મુખ્ય વિભાગ હતા. જુદાં જુદાં કરણો (ખાતાં) માટે મહામાત્યો નિમાતા. પ્રાદેશિક વહીવટ માટે મહામંડલેશ્વર, દંડનાયક, પંચકુલ વગેરે અધિકારી નિમાતા. કુંભાર, સોની, માળી, ચમાર વગેરે ધંધાદારી વર્ગોની શ્રેણીઓ હતી. એ સમયના લેખોમાં અને ગ્રંથોમાં નિષ્ક, દ્રમ્મ, વિંશતિક, રૂપક, કાકિણી, પણ, વરાટક જેવા સિક્કાઓના ઉલ્લેખ આવે છે. પરંતુ એના નમૂના ભાગ્યે જ મળે છે.

ધર્મના ક્ષેત્રમાં શૈવધર્મ તેમ જ જૈનધર્મની પ્રવૃત્તિઓ પુરજોશમાં વિકસી. રાજાઓએ, અધિકારીઓએ અને ધનિકોએ અનેક મોટાં દેવાલય અને ચૈત્યાલય બંધાવ્યાં. પ્રભાસમાં વિદ્વાન મહંતો અને પંડિતો રહેતા. શિવ, વિષ્ણુ, સૂર્ય, શક્તિ ઇત્યાદિ દેવદેવીઓની ઉપાસના થતી. નવરાત્રિ, દિવાળી, કાર્તિકી એકાદશી, ચાતુર્માસી, રથયાત્રા ઇત્યાદિ વ્રતો ને તહેવારો પળાતા. મૂલરાજથી માંડીને ઘણા સોલંકી રાજાઓ જૈન ધર્મને ઉત્તેજન આપતા. હેમચંદ્રના ગુરુ દેવચંદ્રસૂરિએ કર્ણાટકના દિગંબર સૂરિ કુમુદચંદ્રને વાદવિવાદમાં પરાજિત કર્યા એ ઘટના અહીં રહેલું શ્વેતાંબરોનું પ્રાબલ્ય દર્શાવે છે. રાજા કુમારપાલે અને હેમચંદ્રાચાર્યે જૈન ધર્મના વિકાસમાં અમૂલ્ય ફાળો આપેલો છે. મંત્રી વસ્તુપાલ-તેજપાલનો ફાળો પણ ઘણો મહત્ત્વનો છે. જૈન ધર્મના આ પ્રસારે ગુજરાતમાં અહિંસાની ભાવના ખીલવવામાં ઠીકઠીક ફાળો આપ્યો ગણાય છે. છતાં આ પ્રસારે સોલંકી રાજ્યની લશ્કરી પ્રવૃત્તિઓને કંઈ ક્ષતિ પહોંચાડી જણાતી નથી. હિંદુ અને જૈન ધર્મના અનુયાયીઓ એકંદરે મેળથી રહી જાણતા. સાંપ્રદાયિક ઘર્ષણના પ્રસંગો ક્વચિત જ પડતા. ગુજરાતની પ્રજામાં રહેલી સહિષ્ણુતા અને ધરછોડવૃત્તિના ઘડતરમાં વેપારીવૃત્તિ ઉપરાંત જૈન ધર્મના સ્યાદ્વાદનોયે ફાળો રહેલો જણાય છે.

જ્ઞાતિઓમાં નાગર, ઔદીચ્ય, મોઢ, રાયકવાલ, પોરવાડ, શ્રીમાળી વગેરેના ઉલ્લેખ આવે છે.

સિદ્ધરાજ અને કુમારપાલના સમયમાં હેમચંદ્રાચાર્યે અને લવણપ્રસાદ-વીરધવલના સમયમાં વસ્તુપાલે વિદ્યા અને સાહિત્યના ક્ષેત્રમાં ગુજરાતને ગૌરવ અપાવ્યું. એ અગાઉ સુરાચાર્ય, નવાંગી ટીકાકાર અભયદેવસૂરિ, શાંતિસૂરિ અને દેવસૂરિ જેવા અનેક વિદ્વાનો થયા. તર્કવિદ્યા, દર્શન, સાહિત્ય, કાવ્યશાસ્ત્ર અને શબ્દશાસ્ત્રનું ખેડાણ ખૂબ થતું. સિદ્ધરાજ જયસિંહના સમયમાં દેવબોધ, શ્રીપાલ, ભાવ બૃહસ્પતિ, વર્ધમાનસૂરિ, વાગ્ભટ અને માણિક્યચંદ્ર જેવા અનેક વિદ્વાનોએ વિદ્યાનો વિકાસ સાધ્યો. હેમચંદ્રાચાર્યની લેખનપ્રવૃત્તિ સિદ્ધરાજની પ્રેરણાથી સિદ્ધ-હેમ શબ્દાનુશાસન નામે વ્યાકરણ-ગ્રંથથી શરૂ થઈ, જે તૈયાર કરવા માટે કાશ્મીરના શારદાપીઠમાંથી આઠ શબ્દશાસ્ત્રોના ગ્રંથ મંગાવવામાં આવ્યા હતા. ભોજવ્યાકરણની સ્પર્ધામાં લખાયેલા આ ગ્રંથે ગુજરાતને વિદ્યાના ક્ષેત્રમાંયે આગળ જતાં માળવાની હરોળમાં સ્થાન આપ્યું. અભિધાનચિંતામણિ નામે નામસંગ્રહ, દેશીનામમાલા વગેરે શબ્દકોશ તૈયાર કર્યા. કુમારપાલના સમયમાં છંદોનુશાસન અને કાવ્યાનુશાસન લખ્યાં. પ્રમાણમીમાંસા અને યોગશાસ્ત્ર લખ્યાં. ભટ્ટિકાવ્યની ઢબે કથાવસ્તુ અને શાસ્ત્ર-ઉદાહરણોના તાણાવાણા વણી સંસ્કૃત-પ્રાકૃતમાં 'દ્વયાશ્રય' નામે મહાકાવ્ય રચ્યું. આ ઉપરાંત ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતની તેમ જ વીતરાગસ્તુતિઓની રચના કરી. આટલા વિવિધ વિષયોના વિદ્વાન હેમચંદ્રાચાર્ય 'કલિકાલ સર્વજ્ઞ' કહેવાયા. એમના રામચંદ્ર જેવા શિષ્યોએ નાટકો તથા 'નાટ્યદર્પણ' જેવા ગ્રંથોનો ફાળો આપ્યો. આચાર્ય મલયગિરિએ કેટલાક આગમ ગ્રંથો પર ટીકા લખી. 'કૂર્ચાલ (દાઢીવાળા) સરસ્વતી' વસ્તુપાલે 'નરનારાયણાનંદ' નામે મહાકાવ્ય રચ્યું તેમ જ સોમેશ્વર, અરિસિંહ, બાલચંદ્ર, અમરચંદ્ર, જયસિંહસૂરિ, હરિહર, નાનક, ઇત્યાદિ અનેક વિદ્વાનોને ઉત્તેજન આપ્યું, જેમણે કીર્તિકૌમુદી, સુકૃતસંકીર્તન, વસંતવિલાસ ને સુરથોત્સવ જેવાં મહાકાવ્યો; ઉલ્લાસરાઘવ, દૂતાંગદ, હમ્મીરમદમર્દન ને અનર્ઘરાઘવ જેવાં નાટકો, અનેક પ્રશસ્તિ-સ્તોત્ર-સૂક્તિઓ, પ્રબંધો અને શાસ્ત્રગ્રંથોનો વિપુલ ફાળો આપ્યો.

ગુર્જર અપભ્રંશ ભાષા તેમ જ નાગરી લિપિ આ સમયે પ્રચલિત થયાં, જેના પરથી હાલની ગુજરાતી ભાષા અને લિપિ ઘડાઈ. વિક્રમ સંવત પણ ગુજરાતમાં આ સમયે પ્રચલિત થયો. એનાં વર્ષ વલભી સંવતની જેમ કાર્તિકાદિ ગણાયાં અને એ કાર્તિકાદિ વર્ષવાળો વિક્રમ સંવત ત્યારથી ગુજરાતનો મુખ્ય સંવત બન્યો. સૌરાષ્ટ્રમાં રહેલો વલભી સંવત લુપ્ત થતો ગયો. સિદ્ધરાજ જયસિંહની સિદ્ધિની યાદગીરીમાં સિંહ સંવત શરૂ થયો, પરંતુ એ લાંબો સમય ચાલ્યો નહિ.

સોલંકીકાલની શિલ્પકૃતિઓમાં પ્રભાસનું સોમનાથ મંદિર, મોઢેરાનું સૂર્યમંદિર ને સિદ્ધપુરનો રુદ્રમહાલય જેવાં મહામંદિરો; આબુ, ગિરનાર, શત્રુંજય અને તારંગાનાં ભવ્ય દેરાસરો; વડનગરનાં તોરણો જેવાં તોરણો; ડભોઈ-ઝિંઝુવાડાના દુર્ગો જેવા દુર્ગો; સહસ્રલિંગ જેવાં સરોવરો; રાણીની વાવ જેવી વાવો તથા ઠેકઠેકાણે મળતી વિવિધ સુંદર પ્રતિમાઓ ઇત્યાદિ અનેકાનેક કૃતિઓ દર્શનીય છે. આમ સોલંકીકાલ અનેક રીતે સુવર્ણકાલ છે.

# મધ્ય-યુગ

ડૉ. છોટુભાઈ નાયક
(અધ્યાપક, ભો. જે. અધ્યયન સંશોધન વિદ્યાભવન,
અમદાવાદ)

## મુસલમાન સત્તાનો ઉદય

ગુજરાતમાં વાઘેલા વંશના કર્ણદેવનું રાજ્ય ચાલતું હતું ત્યારે દિલ્હીના સુલતાન અલાઉદ્દીને ઈ. સ. ૧૨૯૭ની શરૂઆતમાં ઉલુગખાન નામના એક સરદારના હાથ નીચે ફોજ મોકલી અને ગુજરાત મુસલમાનોની લૂંટથી તારાજ થયું.[૧] આને પરિણામે ગુર્જર રજપૂતોના રાજ્યનો સૂર્ય હમેશ માટે અસ્ત થયો અને ઈ. સ. ૧૩૦૦માં અણહિલવાડમાં મુસલમાન સત્તાનો ઉદય થયો.[૨]

એ અગાઉ ઈ. સ. સાતમી અને આઠમી સદીમાં જુનૈદ,[૩] હિશામ બિન ઉમર તગલબી[૪] વગેરે અરબ મુસલમાનોએ ગુજરાત ઉપર ચઢાઈ કરી જીત મેળવી હતી; પરંતુ તેઓ પગ બાંધી રાજ્ય કરવા અહીં લાંબો સમય રહ્યા ન હતા; કારણ કે તેમના સંજોગો પ્રતિકૂળ હતા.

ભારત ઉપર ઈરાન તરફથી મુસલમાનોના હુમલાની શરૂઆત થઈ તે સમયે ઉત્તર ભારતમાં ગુર્જર, પરિહાર, ચૌહાણ, ચૌલુક્ય (સોલંકી), તુંવર, રાઠોડ, ચંદેલ, વાઘેલા અને બુંદેલ એ નવ રજપૂત રાજ્યવંશોના વંશજો રાજ્ય કરતા હતા. તેઓના દિમાગમાં કુળાભિમાનની મોટાઈ ધૂસેલી હતી; તેથી ઉત્તર ભારતમાં એકમેકથી સ્વતંત્ર એવાં આ રજપૂત રાજ્યો વચ્ચે સંગઠન ન હતું. આને પરિણામે ભારતના વાયવ્ય ખૂણામાંથી આક્રમણકારોને પ્રવેશ કરવાનો અને પછીથી રાજ્ય જમાવવાનો લાગ મળ્યો.

ગુજરાતમાં એ સમયે સોલંકી વંશના ભીમદેવ પહેલાનો રાજ્ય અમલ હતો. એ અરસામાં (ઈ. સ. ૧૦૨૫) મહમૂદ ગઝનવીએ અને મૂળરાજ બીજાના સમયમાં (ઈ. સ. ૧૧૭૭) શિહાબુદ્દીન ગોરીએ અને ભીમદેવ બીજા (ભોળા ભીમ)ના સમયમાં (ઈ. સ. ૧૧૯૪ તેમ જ ૧૧૯૬)[૫] શિહાબુદ્દીન ગોરીના સરદાર કુત્બુદ્દીન અયબેકે વાદળની જેમ ચઢી આવી બને તેટલું નુકસાન કર્યું અને તેઓ પાછા વંટોળિયાની જેમ નીકળી ગયા.

## અરબો અને ઈરાનીઓ

અરબો અને ઈરાનીઓનો ગુજરાત સાથેનો પ્રથમ સંબંધ મજકૂર આક્રમણોથી નહિ, પરંતુ વેપારથી જોડાયો હતો. એ સમય અગાઉ લાંબા કાળથી મુસલમાન અરબોનો ગુજરાતમાં જથ્થાબંધ વસવાટ મોટી સંખ્યામાં થવા માંડયો હતો. અને તેઓ ઘણી સારી સંખ્યામાં કિનારાના ભાગોમાં વેપાર અર્થે સ્થાનિક લોકો સાથે સુલેહસંપથી રહેતા હતા. હિંદુ રાજાઓ તરફથી કોઈ પણ દખલ વગર તેઓ જાહેર રીતે પોતાની ધાર્મિક ક્રિયાઓ કરી શકતા હતા અને તેમની આંતર વ્યવસ્થા તે પોતે જ કરતા હતા.[૬]

## પારસીઓનું આગમન

એ સમય દરમિયાન બીજી કોમ જે ગુજરાતમાં આવી તે ઝરથોસ્તી લોહી ધરાવતી પારસીઓની હતી. આમ તો તેઓ ઈરાનના અખાતથી માંડી થાણાના કિનારા સુધી દરિયાઈ વેપાર કરતા હતા. ઈ. સ. ૬૫૧માં અરબોએ સંપૂર્ણ રીતે ઈરાન ઉપર ફતેહ હાંસલ કરી ત્યારથી વેપારી પારસીઓ ભારતમાંથી પોતાને વતન ગયા નહિ અને કેટલાંક કુટુંબો રફતે રફતે વહાણમાં બેસી વતન છોડી ગુજરાતની ભૂમિ

---

૧. અમીર ખુસ્રો—દવલરાની વ ખિઝ્રખાન, પૃ. ૬૪ (અલીગઢ) (ફારસી)

૨. ઈ. સ. ૧૨૯૮માં ગુજરાતના હિંદુ રાજ્યનો અંત આવ્યો એમ મનાય છે, પરંતુ અહીંનો રીતસરનો મુસલમાની વહીવટ અલપખાન દિલ્હીથી સૂબેદાર તરીકે આવ્યો ત્યારથી એટલે કે ઈ. સ. ૧૩૦૦ થી શરૂ થયો હતો.

૩. મૌલાના સૈયદ સુલેમાન નદ્વી—અરબોંકી જહાઝરાની આઝમગઢ (ઉર્દૂ)

૪. બલાઝરી—ફુતુહુલ્બુલ્દાન (અરબી)

(મૌલાના સૈયદ સુલેમાન નદ્વી—અરબો હિંદ કે તઅલ્લુકાત, પૃ. ૧૭ના આધારે)

૫. ઈબ્ને અસીર—કામિલુત્તવારીખ અનુસાર શિહાબુદ્દીને કુત્બુદ્દીનને જણાવ્યું કે વાર્ષિક ખંડણી લેવાની શરતે ભીમદેવ સાથે સંધિ કરવી. કુત્બુદ્દીને તેમ કર્યું અને પછી તે દિલ્હી પહોંચ્યો.

૬. ઇસ્તખ્રી (ઈ. સ. ૯૫૧માં ભારતમાં મુસાફરી કરી)—કિતાબુલ્અકાલીમ, પૃ. ૧૭૩ (પ્રેસ—મિસર); ઈબ્ને હોકલ બગદાદી (ઈ. સ. ૯૭૭માં લખેલું સફરનામું)— અશ્કાલુલ્બિલાદ, પૃ. ૨૩૩ (લીડન).

ઉપર આશ્રય લેવા ઈ. સ. ૭૭૧માં[1] દીવ બંદરે ઊતર્યાં અને ધીમે ધીમે બારમી સદીના અંત સુધીમાં સંજાણ, નવસારી, વરિયાવ, ભરૂચ, અંકલેશ્વર અને ખંભાત સુધી પ્રસરી ગયા. તે પછી તેઓએ સુરતમાં વસવાટ કર્યો. તેઓ ખેતી, દારૂતાડીનું વેચાણ, વિશિષ્ટ પ્રકારનું વણાટકામ, વહાણ બાંધવાનું કામ, દલાલી અને વ્યાજવટાવનો ધંધો કરતા હતા. તેમનું જોઈને સ્થાનિક લોકો પણ એ ધંધા અપનાવતા થયા.

### મુસલમાન સૂફીઓ, ફકીરો અને દરવેશો

એ જ સમય દરમિયાન મુસલમાન સૂફીઓ, ફકીરો અને દરવેશો અરબસ્તાન તથા ઈરાનમાંથી ભારતના અન્ય સ્થળોએ તેમ જ ગુજરાતમાં આવીને વસ્યા હતા. તેમની ત્યાગવૃત્તિ, ઉચ્ચ ચારિત્ર્ય અને ભક્તિમય જીવનને લઈને તેઓ પોતાના મઝહબના પ્રચાર-કાર્યમાં કામયાબ રહ્યા હતા. તે ઉપરાંત સોલંકી સમય (ઈ. સ. ૯૪૨–૧૨૪૨)ના ખરેખરા મધ્યાહ્‌ન કાળે[2] પણ મુસલમાન વેપારીઓને તથા પ્રચારકોને મસ્જિદો બાંધીને કોઈ પણ જાતની અડચણ વિના રાજ્યમાં રહેવા દેવાની સહિષ્ણુતા રાજાઓએ દાખવી હતી.

### ગુજરાતના નાઝિમો

ગુજરાત પોતાની હકૂમત નીચે આવ્યા પછી અલાઉદ્દીને અલપખાનને[3] ગુજરાતના નાઝિમ તરીકે નીમી મોકલ્યો હતો. તે પછી એક પછી બીજો એમ નાઝિમો દિલ્હીના સુલતાનો તરફથી લગભગ એક સદી પર્યંત આવતા રહ્યા.

### ગુજરાતમાં સ્વતંત્ર સલ્તનત

ઈ. સ. ૧૩૯૮માં તૈમૂર લંગે ચઢી આવી દિલ્હી લૂંટ્યું અને હાહાકાર વર્તાવ્યો તેથી સલ્તનતની જે બચેલી સત્તા હતી તે પણ માટી ભેગી મળી ગઈ. તેના ગયા પછી પાંગળી બનેલી સત્તાને લઈને દેશમાં અંધાધૂંધી અને અવ્યવસ્થા વ્યાપ્યાં. સૂબાઓના હાકેમો આ તકનો લાભ લઈ સ્વતંત્ર રાજ્યકર્તા થઈ બેઠા. ગુજરાતનો નાઝિમ ઝફરખાન જે ઈ. સ. ૧૩૯૦માં નિમાયો હતો, તેણે ગુજરાતમાં પ્રવર્તેલી અશાંતિ દૂર કરી પાટણમાં સ્વતંત્ર સલ્તનત સ્થાપી. પરિણામે ગુજરાત અને દિલ્હી વચ્ચેનો સંબંધ તૂટ્યો. હવે તેના પુત્ર તાતારખાનને દિલ્હી છતી લઈ રાજ્ય વિસ્તૃત કરવાની હોંશ થઈ. ઝફરખાને તેને સમજાવ્યો છતાં તે એકનો બે થયો નહિ. બાપ પાસેથી હકૂમતની લગામ ઈ. સ. ૧૪૦૩માં પોતાના હાથમાં લઈ[4] તેણે મોહમ્મદશાહ ખિતાબ ધારણ કર્યો. તે અતિશય શરાબી હોવાથી તખ્તનશીન થયા બાદ લગભગ બે મહિનામાં જ હૃદયના રોગથી મરણ પામ્યો. તે પછી અમીર ઉમરાવો અને અન્ય પ્રતિષ્ઠિત હિતુચ્છુઓની વિનંતીને[5] વશ થઈ ઈ. સ. ૧૪૦૭માં ઝફરખાને મુઝફ્ફરશાહ[6] ખિતાબ ધારણ કરી હકૂમતનું કામ પોતાને હસ્તક લીધું. ઈ. સ. ૧૪૧૦માં બીમારીને લઈને શાસન કરવામાં અશક્તિમાન થવાથી પોતાના પૌત્ર (એટલે કે તાતારખાનના પુત્ર) અહમદશાહને તખ્તનશીન કરી તે નિવૃત્ત થયો. તે પછી એક પછી બીજો એમ સુલતાનો ગુજરાતમાં હકૂમત ચલાવતા રહ્યા. સુલતાન બહાદુરશાહ (ઈ. સ. ૧૫૨૬–૩૬)ને પરદેશી લોકો ઉપર ભાવ પેદા થયો અને સ્થાનિક લોકોની કદર ઓછી થઈ. દીવ એ સુલતાનના સમયમાં ગયું. એ કાળથી જ ગુજરાતની સલ્તનતની પડતીનાં બી રોપાયાં અને તેના ફણગા મહમૂદશાહ ત્રીજાના સમય(ઈ. સ. ૧૫૩૬–૫૪)માં દેખાવા લાગ્યા. અહમદશાહ ત્રીજાના રાજ્યકાળ (ઈ. સ. ૧૫૫૪–૬૦)માં એક સલ્તનત તરીકેનું ગુજરાતનું ઐક્ય તૂટવા લાગ્યું. વસ્તુતઃ તેનો અમલ તે તેના અમીરોનો જ અમલ હતો. રાજ્યમાં લશ્કરની દોડાદોડ સિવાય કંઈ જ નજરે પડતું ન હતું. એ વખતે દમણ પોર્ટુગીઝોને હાથ ગયું અને સુલતાનપુર અને નંદરબાર પરગણાં ખાનદેશમાં ગયાં. છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહના રાજ્યકાળના અંતભાગમાં તેની નબળાઈનો લાભ લઈ અમીરોએ સલ્તનતના ભાગ પાડી વહેંચી લીધા; પરંતુ તેઓમાં પણ કુસંપ હતો.

### ગુજરાતમાં મોગલ સત્તા

એ સમયે મોગલ બાદશાહ અકબરના દિલમાં ગુજરાતને પોતાની સલ્તનતમાં સમાવી લેવાની મહત્ત્વાકાંક્ષા જાગી હતી; તેથી ઈ'તિ-

---

૧. કિસ્સએ સંજાન, પૃ. ૭૫, ૧૮૫

૨. જેમ કે સિદ્ધરાજ જયસિંહના સમયમાં શેખ અહમદ ઈરફાની નામનો શાફેઈ પંથનો એક સંત મક્કાથી આવી અણહિલવાડ પાટણમાં રહ્યો હતો (અલી મોહમ્મદખાન – મિર્આતે અહમદી, ખાતિમહ, પૃ. ૧૦૮ ફારસી). એવા તો ઘણા પ્રચારક ગુજરાતમાં આવી વસ્યા હતા. (મિર્આતે અહમદી – ખાતિમહ, પૃ. ૨૪)

૩. આ અલપખાન અલાઉદ્દીનનો સાળો હતો. ઉલુગખાન અલાઉદ્દીનનો ભાઈ થતો હતો. મિર્આતે અહમદી, તારીખે ફરિશ્તહ વગેરે ઈતિહાસોમાં એ બંને વ્યક્તિને એક જ તરીકે માનવાની ભૂલ કરવામાં આવેલી છે. મરહૂમ મૌલાના અબૂ ઝફર નદ્‌વીએ 'ગુજરાતનો પહેલો સૂબો' એ વિષય ઉપર એક લેખ 'પુરાતત્ત્વ' પુસ્તક ૪માં (પૃ. ૨૫૩–૨૬૨) અને આચાર્યશ્રી. જિનવિજયજીએ 'ઉલુગખાન અને અલપખાન' એ વિષય ઉપર એક લેખ એ જ અંકમાં (પૃ. ૨૬૩–૨૭૫) લખી એ બાબત સાબિત કરી છે.

૪. મિર્આતે સિકંદરી (સિકંદર ઇબ્ને મોહમ્મદ મન્જ્હૂ કૃત)માં જણાવવામાં આવ્યું છે કે મુઝફ્ફરશાહે અશાવલમાં પોતાના પુત્ર તાતારખાનને ગાદીએ બેસાડ્યો અને પોતે નિવૃત્ત થયો, પરંતુ પાછળથી તે જ પુસ્તકમાં જણાવવામાં આવ્યું છે કે ગુજરાતના લોકો એવું કહે છે કે ખોટા સલાહકારોના ચઢવવાથી તાતરખાને બાપને કેદ કરી (પૃ. ૨૦) રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. અન્ય ઈતિહાસોમાં કેદ કર્યાની વાતને સમર્થન મળે છે.

૫. નિઝામુદ્દીન અહમદ – તબકાતે અકબરી, ભા. ૩, પૃ. ૯૨–૯૩ (ફારસી)

૬. એ ઈતિહાસમાં મુઝફ્ફરશાહ પહેલાના નામે ઓળખાય છે.

માદખાન ગુજરાતીના[1] બોલાવવાથી તેણે આવી ગુજરાત ઈ. સ. ૧૫૭૨માં જીત્યું અને ખાલસા કર્યું. તે પછી મુઝફ્ફરશાહ રખડતું જીવન ગુજારતો રહ્યો. આખરે અકબરના સિપાઈઓએ તેને પકડયો. તેને દરબારમાં લઈ જતા હતા ત્યારે[2] કુદરતી હાજતે જવાના બહાને એક ખૂણામાં જઈ તેણે ઈ. સ. ૧૫૯૧માં આપઘાત કર્યો.[3] એ સમયે બળવાખોર તત્ત્વ સૌરાષ્ટ્રમાં પહોંચ્યું હતું અને ત્યાંના બળવાખોર તત્ત્વને મળ્યું હતું; જૂનાગઢમાં અમીનખાન ગોરીની સત્તા સર્વોપરી હતી; જામનગર અને કચ્છના રાજાઓ તથા રજપૂત ઠાકોરો જે તરફ લાભ જણાય તેને ટેકો આપતા હતા. અકબરે એ સિવાયના ભાગની વ્યવસ્થા ચોકસાઈપૂર્વક કરી હતી. અમદાવાદથી દોરીસંચાર ચાલતો હતો.

અકબર પછી જહાંગીર, શાહજહાં, ઔરંગઝેબ વગેરે બાર બાદશાહો થયા તે દરમિયાન ગુજરાતમાં તેઓ તરફથી સૂબેદારો આવતા રહેતા હતા. તેઓમાં શાહજહાં અને ઔરંગઝેબ પણ તેમની શાહઝાદગી દરમિયાન સૂબેદાર તરીકે ગુજરાતમાં કામ કરી ગયા હતા.

**મરાઠાઓનો પગપેસારો**

મોગલ સત્તા ઉત્તરોત્તર નબળી પડતી ગઈ તેમ તેમ મરાઠાઓએ ગુજરાતમાં વધારે ને વધારે પગપેસારો કર્યો. આખરે ત્રીજા પેશ્વા બાલાજીના ભાઈ રઘુનાથરાવ અને ગાયકવાડ દામાજીરાવ બીજાના સંયુક્ત સૈન્યે અમદાવાદ લીધું અને મોગલોની રહીસહી સત્તાનો અંત આણી ઈ. સ. ૧૭૫૭માં[4] મરાઠાનો ભગવો ઝંડો ફરકાવ્યો. ગુજરાતના મોગલ સૂબેદાર જવાંમર્દખાન બાબી બીજાને રાધનપુર અને તેની આસપાસનાં પરગણાંની જાગીર આપી તેમણે મરાઠાઓની સત્તા ગુજરાતમાં સ્થાપી. બાલાસીનોર, સુરત, ખંભાત, ભરૂચ વગેરે જગ્યાઓના નાના મોગલ ફોજદારો આ દરમિયાન અંધાધૂંધીનો લાભ લઈ સ્વતંત્ર નવાબો થયા. એ રીતે શેરખાન બાબીએ પોતાની સ્વતંત્ર સત્તા જૂનાગઢમાં સ્થાપી.[5]

આમ મોગલ સત્તા ગુજરાતમાં તૂટી ગઈ. છતાં અમદાવાદ અને અન્ય સ્થળોની ટંકશાળોમાં દિલ્હીના મોગલ શહેનશાહના નામના સિક્કા પડાતા રહ્યા હતા.

ખલ્જી પછી તગલક બાદશાહોના અમલમાં ગુજરાત આવ્યું ત્યારે તેમની હકૂમત દક્ષિણે થાણા પર્યંત, ઉત્તરે ધોળકા અને ધંધુકાથી માંડી સમુદ્રના કિનારે સોમનાથ પર્યંત, પૂર્વમાં સિરોહી, મેવાડ, ખાનદેશ અને નાસિકના જિલ્લામાં અને પશ્ચિમમાં ઝાલાવાડ અને સોરઠમાં હતી.[6] કચ્છ અને સૌરાષ્ટ્રનો મોટો ભાગ ખલ્જી અને તગલક બાદશાહોની હકૂમતની બહાર હતો.

ગુજરાતની આવક નિઝામુલ્‌મુલ્ક જૂના બહાદુર તુર્ક (ઈ. સ. ૧૩૪૫–૧૩૬૨)ના સમયમાં બે કરોડ ટંકાની[7] હતી. તેના બંને ઉત્તરાધિકારીઓ ઝફરખાન (ઈ. સ. ૧૩૬૨–૬૯) અને દરિયાખાનના રાજ્ય અમલમાં (ઈ. સ. ૧૩૬૯–૭૯) તે કાયમ રહી.[8]

છેલ્લો નાઝિમ ઝફરખાન જે ભાગ ઉપર હકૂમત કરતો હતો તે ભાગ ઘણો જ નાનો હતો. એક તરફ ઝાલોર અને સિરોહીનાં સ્વતંત્ર રાજ્યો હતાં. ઈડરના રાજાના તાબામાં પહાડની પશ્ચિમનો ભાગ હતો અને તેનો બાકીનો ભાગ ભીલ અને કોળીઓના કબજામાં હતો. ત્યાં કેટલાક રજપૂત ઠાકોરોનાં નાનાં રાજ્યો હતાં. કાઠિયાવાડનો દ્વીપકલ્પ કેટલીક હિંદુ જાતિઓના હાથમાં હતો, જેઓએ જુદે જુદે સમયે કચ્છ અને સિંધમાંથી આવીને વસવાટ કર્યો હતો. પૂર્વમાં ચાંપાનેરનો કિલ્લો એક રાજાના તાબામાં હતો.[9]

**સુલતાનોના સમયમાં વહીવટ**

ગુજરાતના સુલતાનોના સમયમાં વહીવટ માટે સલ્તનત પચીસ ભાગમાં વહેંચાયેલી હતી. એ ભાગો સરકાર કહેવાતા. તે નીચે મુજબની હતી[10] :—

મધ્ય ભાગમાં :— (૧) નહ્‌રવાલા[11] (પટ્ટણ) (૨) અમદાવાદ (૩) ગોધરા (૪) ચાંપાનેર (૫) વડોદરા (૬) ભરૂચ (૭) નાદોત (૮) સુરત.

ઉત્તર દિશામાં :— (૧) જોધપુર (૨) ઝાલોર (૩) નાગોર (૪) સિરોહી.

અગ્નિ ખૂણામાં : — (૧) નંદરબાર (૨) બાગલાણ (૩) રામનગર ઉર્ફે ધરમપુર.

ઈશાન ખૂણામાં : — (૧) ડુંગરપુર (૨) વાંસવાડા.

દક્ષિણ દિશામાં : — (૧) દંડરાજપુર (જંજીરા) (૨) મુંબઈ (૩) બસીન[12] (૪) દમણ.

---

૧. અબુલ્‌ફઝ્‌લ — આઈને અકબરી, ભા. ૩. પૃ. ૭ (ફારસી)
૨. સિકંદર ઇબ્ને મોહમ્મદ મન્જુ — મિર્‌આતે સિકંદરી, પૃ. ૩૮૭ (ફારસી)
૩. અબુલ્‌ફઝ્‌લ — ઇન્શા, પૃ. ૯ (ફારસી)
૪. શેખ ગુલામ મોહમ્મદ—મિર્‌આતે મુસ્તફાબાદ, પૃ. ૨૫૨ (ઉર્દૂ)
૫. શેખ ગુલામ મોહમ્મદ — મિર્‌આતે મુસ્તફાબાદ, પૃ. ૨૮૫ (ઉર્દૂ)
૬. શમ્સ સિરાજ અફીફ તારીખે-ફીરોઝશાહી (ફારસી)
૭. સિક્કાનું નામ છે. તેની કિંમત વારંવાર બદલાતી રહી હતી.
૮. શમ્સ સિરાજ અફીફ-તારીખે ફીરોઝશાહી, પૃ. ૨૨૧ (કલકત્તા) (ફારસી)
૯. Mount Stuart Elphinstone — The History of India
૧૦. શેખ ગુલામ મોહમ્મદ — મુકમ્મલ ઇસ્લામી તારીખે ગુજરાત, પૃ. ૧૩૮ (ઉર્દૂ)
૧૧. ફારસી ઈતિહાસોમાં અણહિલવાડ પાટણ માટે એ નામ લખવામાં આવ્યું છે.
૧૨. વસઈ

પશ્ચિમ દિશામાં :— (૧) સોમનાથ (૨) સોરઠ (૩) નવાનગર.

વાયવ્ય ખૂણામાં :— (૧) કચ્છ.

ઉપરની પચીસ સરકારની આવક તે સમયે લગભગ છ કરોડ રૂપિયાની હતી. અહમદનગર, બીજાપુર, બિરાર,[૧] ગોવળકોંડા અને બુરહાનપુરની ખંડણી એક કરોડ પચીસ લાખ રૂપિયા જેટલી લગભગ થતી.

તે ઉપરાંત પચીસ બંદર ગુજરાતની હદમાં પશ્ચિમ કિનારા ઉપર હતાં અને ઈરાની અખાત અને અરબી સમુદ્રમાં છવ્વીસ બંદર આવેલાં હતાં. એ બધાંની આવક લગભગ પોણા પાંચ કરોડ રૂપિયાની થતી, જે ગુજરાતના સુલતાનોના ખજાનામાં જતી. કુલ આવકનો આંકડો બાર કરોડ પર્યંત પહોંચતો.[૨]

મોગલ બાદશાહ અકબરે ગુજરાતની વ્યવસ્થા કરી, ત્યારે તેણે તેને નવ સરકારમાં વહેંચ્યો, જે નીચે મુજબની હતી[૩] :—

(૧) અમદાવાદ (૨) પટ્ટણ (૩) નાદોત (૪) બરોદા (૫) ભરૂચ (૬) ચાંપાનેર (૭) સુરત (૮) ગોધરા (૯) સોરઠ. એમાં બધાં મળી ૧૯૮ પરગણાં અને તેર બંદરો હતાં.

એની આવક તેના સમયમાં ૪૩,૬૮,૨૨,૩૦૧ દામ[૪] હતી અને તે ઉપરાંત બંદરોની આવક હતી, જે ૧,૬૨,૦૨૨ મહમૂદી[૫] જેટલી હતી.

મોગલવંશની પડતીના કાળમાં ઈ. સ. ૧૭૫૨માં મરાઠાઓએ પેદા કરેલી અવ્યવસ્થાને લઈને મહેસૂલી ખાતાનાં ચોપડાં વ્યવસ્થિત રીતે મેળવી શકાતાં ન હતાં. તેથી તે સમયનાં દફતરોમાંથી જે કંઈ નીકળ્યું તે મિરૂઆતે અહમદીના કર્તાએ ખાતિમહમાં[૬] આપ્યું છે. તેમાં સરકારનાં નામો નીચે પ્રમાણે તેણે જણાવ્યાં છે[૭] :—

(૧) અમદાવાદ (૨) પટ્ટણ (૩) બરોદા (૪) ભરૂચ (૫) ચાંપાનેર (૬) નાદોત (૭) ગોધરા (૮) સોરઠ (૯) ઈસ્લામનગર યા નવાનગર (૧૦) સુરત.

છ સરકારમાં જમીનદારો હતા. તેઓ તેમની જાગીરના માલિક હતા. નાઝિમો તેમની પાસેથી ખંડણી લેતા. એ સરકારો નીચે પ્રમાણેની હતી.[૮] :—

(૧) ડુંગરપુર (૨) વાંસવાડા (૩) સૂંઠ (૪) સિરોહી (૫) સુલેમાન નગર[૯] (૬) રામનગર.

એ સમયની ગુજરાતની આવક મિરૂઆતે અહમદીના ખાતિમહમાં વિગતવાર આપવામાં આવેલી છે. વહીવટ માટે નાઝિમોને ગુજરાતના સુલતાનો તરફથી ફરમાનો અને સૂચનો મળ્યા કરતાં; પરંતુ તેઓની બદલી વારંવાર થયા કરતી તેથી કોઈનો અમલ સારી રીતે જામતો નહિ. તે સમય દરમિયાન સંખ્યાબંધ જમીનદારો, ઠાકોરો અને રાજાઓ હતા. તેમાંના કેટલાક ખંડણી ભરનારા હતા. શક્તિશાળી નાઝિમ આવતો તો ખંડણી ભરાતી, નહિ તો તે વસૂલ થતી નહિ અને તેઓ લડવા તૈયાર થઈ જતા.[૧૦]

અન્ય ધર્મો તરફ નાઝિમોના વલણનો આધાર ખાસ કરીને તેના અંગત સ્વભાવ ઉપર હતો. માનીતા થવા માટે તેઓ વિવિધ રીતો અજમાવતા અને ઈસ્લામનો પ્રચાર કરવા પ્રયત્નો કરતા. તેમાંના કેટલાકે બળજબરીનો પણ ઉપયોગ કર્યો હતો અને મંદિરોને સ્થાને મસ્જિદો ચણાઈ હતી.

નાઝિમોમાંથી અલપખાન (ઈ. સ. ૧૩૦૦–૧૩૧૬), મલેક દીનાર ઝફરખાન (ઈ. સ. ૧૩૧૮-૧૩૧૯), મલેક તાજુદ્દીન તુર્ક જાફર (ઈ. સ. ૧૩૨૦–૧૩૨૪), નિઝામુલમુલ્ક જૂના બહાદુર તુર્ક (ઈ. સ. ૧૩૫૧–૧૩૬૨), ઝફરખાન બીજો (ઈ. સ. ૧૩૬૯–૧૩૭૬) અને ફર્હતુલ્મુલ્ક (ઈ. સ. ૧૩૮૦–૧૩૮૭)ને સ્થાનિક પ્રજા પ્રત્યે સહાનુભૂતિ હતી અને તેમણે સુલેહશાંતિ જાળવી રાખવા કેટલેક અંશે પ્રયત્નો કર્યા હતા. તેમણે જૈન લોકોને તેમનાં ભાંગી-તૂટી ગયેલાં મંદિરો મરામત કરવા દીધાં હતાં અને નવાં બાંધવા પણ દીધાં હતાં. ફર્હતુલ્મુલ્કને દેશી વેપારીઓ પ્રત્યે એટલી બધી હમદર્દી હતી કે, પરદેશી વેપારીઓએ કેન્દ્ર સરકારને એ બાબતમાં ફરિયાદ પણ કરી હતી. અને તેને પરિણામે તેને પાછો દિલ્હી બોલાવી લેવામાં આવ્યો હતો. આ એકસો વર્ષ ગુજરાતના જનસમૂહને માટે એકંદર રીતે ઘણાં આકરાં હતાં. પરધર્મી અને ભિન્ન સંસ્કૃતિથી પોષાયેલી હકૂમતને અનુકૂળ થવા માટે બેશુમાર મુશ્કેલીઓનો સામનો કરવો પડતો. છતાં ગુજરાતીઓએ વિવેકબુદ્ધિ અને વ્યવહારકુશળતાને લઈને પોતાની મૂળ સંસ્કૃતિ મોટે અંશે સાચવી રાખી.

### અમદાવાદ શહેરની સ્થાપના

મુસલમાન સલ્તનત દરમિયાન મુઝફ્ફરશાહ (ઈ. સ. ૧૪૦૭–૧૪૧૦), અહમદશાહ (ઈ. સ. ૧૪૧૦–૧૪૪૨),[૧૧] અને કુત્બુદ્દીન (ઈ. સ. ૧૪૫૧–૧૪૫૭)[૧૨] સુધીનો સમય બળવા સમાવી, રાજ્યમાં વૃદ્ધિ કરી સ્થિરતા સ્થાપવામાં ગયો. એમાંના અહમદશાહે રાજ્યવ્યવસ્થામાં સરળતા રહે તેમ કરવા અમદાવાદ શહેરની સ્થાપના કરી તેને પાયતખ્ત બનાવ્યું. તેણે બંધાવેલાં મકાનોમાં પાટનગરની શોભારૂપ ભારતના

---

૧. વરાડ
૨. શેખ ગુલામ મોહમ્મદ—મિરૂઆતે મોહમ્મદી, પૃ. ૧૩૯
૩. અબુલ્ફઝ્લ—આઈને અકબરી, ભા. ૧, પૃ. ૪૯૩–૫૦૫ (ફારસી)
૪. સિક્કાનું નામ. રૂપિયાના ચાળીસમા ભાગની કિંમતનો (લુગાતે સઈદી)
૫. ચાંદીના સિક્કાનું નામ. અંગ્રેજી સાડા આઠ પેન્સ જેટલી કિંમતનો. (Steingass—Persian-English Dictionary)
૬. પરિશિષ્ટ
૭. અલી મોહમ્મદખાન—ખાતિમએ મિરૂઆતે અહમદી, પૃ. ૧૮૮-૨૨૪
૮. અલી મોહમદખાન—ખાતિમએ મિરૂઆતે અહમદી, પૃ. ૨૨૪-૨૨૮ (ફારસી)
૯. કચ્છ
૧૦. શ્રીધર વ્યાસ—રણમલ્લછંદ
૧૧. નિઝામુદ્દીન અહમદ—તબકાતે અકબરી, ભા. ૩, પૃ. ૧૨૪ (ફારસી)
૧૨. અબ્દુલ્લાહ મોહમ્મદ બિન ઉમર અલ્‌મક્કી ઉર્ફે હાજી દબીર ઝફરુલ્‌વાલેહ બે મુઝફ્ફર વ આલેહ, ભા. ૧, પૃ. ૧૪ (અરબી)

મુસલમાન સ્થાપત્યમાં પ્રથમ પંક્તિમાં બેસી શકે એવી જુમા મસ્જિદ,[1] તેની સામે તેનો રોજો (જે 'બાદશાહનો હજીરો' નામે ઓળખાય છે), તેની સામે તેની રાણીઓનો રોજો (જે 'રાણીનો હજીરો' કહેવાય છે), અને ત્રણ દરવાજાનો સમાવેશ થાય છે. તે ફોજમાં હિંદુઓની ભરતી કરનાર પ્રથમ ગુજરાતી બાદશાહ હતો, એટલું જ નહિ, તેણે તેમના ઉપર વિશ્વાસ મૂકી તેમને ઊંચા હોદ્દા આપ્યા. ગુજરાતમાં તોપનો ઉપયોગ કરનાર એ પ્રથમ બાદશાહ હતો.[2] તેનો દરિયાઈ કાફલો પણ મજબૂત હતો. તેનો પુત્ર મોહમ્મદશાહ બીજો (ઈ. સ. ૧૪૪૨–૧૪૫૧) ઘણો જ ઉદાર હોવાથી ઝર-બક્ષ[3] કહેવાતો. તેનો પુત્ર કુત્બુદ્દીન અહમદશાહ (બીજા) (ઈ. સ. ૧૪૫૧–૧૪૫૮)એ અમદાવાદમાં આવેલું કાંકરિયું તળાવ[4] અને તેની અંદર નગીનાવાડી[5] નામે ઓળખાતો બાગ તૈયાર કરાવ્યાં હતાં અને તે સાથે તળાવના કિનારા ઉપર[6] એક મહેલ પણ બંધાવ્યો હતો, જે ઘટામંડળ કહેવાતો. સુલતાન મહમૂદશાહ બેગડાનો સમય (ઈ. સ. ૧૪૫૮–૧૫૧૧) ગુજરાતની સંપત્તિ અને સમૃદ્ધિ બાબતમાં ઉત્તમ ગણાય છે. તેના રાજ્યકાળમાં અમદાવાદની વસ્તી ઘણી જ વધી ગઈ હતી. તેણે અમદાવાદની આસપાસ શહેરપનાહ કરાવી હતી. અમદાવાદની પ્રથમ પંક્તિની સુંદર ગણાતી મસ્જિદોમાં મીરઝાપુરમાં આવેલી રાણી રૂપવતી યા રૂપમંજરીની મસ્જિદ તેના સમયમાં બંધાઈ હતી. તેના લાંબા રાજ્યસમય દરમિયાન સ્થાપત્યને પુષ્કળ વેગ મળ્યો હતો. તે પછી તેના પુત્ર મુઝફ્ફરશાહ બીજા (હલીમ) (ઈ. સ. ૧૫૧૧–૧૫૨૫) અને તેના પુત્ર બહાદુરશાહ (ઈ. સ. ૧૫૨૫–૧૫૩૬)ના અમલ સુધી ગુજરાતની સંપત્તિ અને સમૃદ્ધિ વૃદ્ધિ પામતાં જ રહ્યાં. તે પછી થોડાં વરસ બાદ ગુજરાતની સલ્તનતનો અંત આવ્યો.

### સુલતાનોના સમયમાં સ્થાપત્ય અને કળા

સુલતાનોના સમયમાં સ્થાપત્યે ભારત અને ભારતની બહારના સ્થાપત્ય અને કળામાં રસ ધરાવતા લોકોને આકર્ષ્યા છે. એ સ્થાપત્યમાં કિલ્લા, મસ્જિદ, ઘુમ્મટ, વાવો અને મિનારાનો સમાવેશ થાય છે. તેમાં મુસલમાન સંસ્કૃતિને પોષનારાં તત્ત્વોનું પ્રમાણ વિશેષ છે અને હિંદુ અને મુસલમાન કારીગરીનું મિશ્રણ છે; કારણ કે, બાંધકામ કરનારા હિંદુ કારીગરો મુસલમાન ઉસ્તાદ કારીગરોની દોરવણી નીચે કામ કરતા. તેમાં મોટે ભાગે તો મસ્જિદોને લગતું કામ હતું.[7] અમદાવાદમાં આવેલી શેખ સીદી સઈદની ઈ. સ. ૧૫૭૨–૭૩માં બંધાવેલી મસ્જિદની પશ્ચિમની દીવાલમાં બે ફૂલવેલ અને વનસ્પતિની કારીગરીવાળી બારીઓની કળાની ખ્યાતિ ભારતમાં જ નહિ પણ સ્થાપત્યકળામાં રસ લેતા જગતભરના લોકોમાં પ્રસરેલી છે. મિનારો એ ગુજરાતના સ્થાપત્યની વિશેષતા છે. તેમાં ચમત્કારિક વિશેષતા હાલતા મિનારાની છે.[8] એક મિનારાને હલાવતાં બીજો એની મેળે ગતિમાન થાય છે અને તેની કંઈ પણ અસર બંને વચ્ચે આવેલી અગાશી ઉપર જણાતી નથી.

સુલતાનોના સમયમાં ગુજરાતમાં દરેક રીતે પ્રગતિ થતી રહી હતી. બાદશાહોએ અમદાવાદ, સુલતાનપુર,[9] અહમદનગર, મહમૂદાબાદ[10] (આજનું મહેમદાવાદ), મુઝફ્ફરાબાદ, જીતપુર[11] વગેરે સ્થળો વસાવ્યાં. અહમદશાહે અમદાવાદ વસાવ્યું ત્યારે ત્યાં દરેક જગ્યાએ એટલા પહોળા રસ્તા બંધાવ્યા હતા કે, દસ ગાડી આસાનીથી એકીસાથે તે ઉપરથી પસાર થઈ શકતી.[12] મહમૂદશાહ પહેલાના સમય (ઈ. સ. ૧૪૫૮–૧૫૧૧)માં એક મોટો રસ્તો પાટણથી વડોદરા સુધીનો તૈયાર કરવામાં આવ્યો હતો. તેની બંને બાજુએ છાંયડા માટે ઝાડો રોપવામાં આવ્યાં હતાં. મહમૂદશાહ ત્રીજાના રાજ્યકાળ (ઈ. સ. ૧૫૩૬–૧૫૫૪)માં અમદાવાદથી મહેમદાવાદ પર્યંત એક સડક તૈયાર કરવામાં આવી હતી. તેની બંને બાજુએ દુકાનો એવી રીતે બાંધવામાં આવી હતી[13] કે, બંને શહેરો વધતાં અંતે જોડાઈ જાય. સુલતાનોના સમય દરમિયાન ખેતી માટે મોટી સંખ્યામાં તળાવો ખોદાતાં, બાગો તૈયાર થતા. ઈરાન અને ખુરાસાનથી કારીગરો બોલાવી કુવારા અને ઝરા બનાવવામાં આવતા. પથ્થર વડે વિશાળ અને ઊંડાં તળાવ બંધાવી તેમાં બેટ તૈયાર કરવામાં આવતા અને તેમાં એક બાગ અને મકાન બંધાવવામાં આવતાં. જે ફળફૂલ ગુજરાતમાં ન હતાં, તે દૂરદૂરનાં સ્થળોએથી મંગાવવામાં આવતાં. કેરી, અંજીર, કેળાં, સંતરાં, અંગૂર, અનાર, કમરક, ફાલસા, નાળિયેર, જાંબુ, બદામ, આમળાં, ગુલાબ, સેવંતી, ચંપો, ચમેલી, મોગરો, જૂઈ, કેતકી, કેવડા વગેરેમાંનું જે અહીં ન થતું

---

૧. Percy Browne – Indian Architecture of the Islamic Period, p. 48

૨. કહેવાય છે કે પ્રથમ એ શસ્ત્રની શોધ અરબ લોકોએ સ્પેનમાં ઈસ્વી અગિયારમી સદીમાં કરી હતી. ભારતમાં સૌથી પ્રથમ એ અલાઉદ્દીન ખલ્જીના સમયમાં આવી હતી અને ધીમે ધીમે આખા દેશમાં એનો પ્રચાર થયો હતો.

૩. સોનું બક્ષનાર

૪. હોઝે કુત્બી (કુત્બુદ્દીને બંધાવેલો હોજ)–સિકંદર ઇબ્ને મોહમ્મદ મન્જહૂ –મિરૂઆતે સિકંદરી, પૃ. ૬૧

૫. ફારસીમાં 'બાગે નગીનહ' છે. 'નગીનહ'નો અર્થ 'વીંટી' થાય છે. કાંકરિયા સરોવરરૂપી વીંટીનું આ બાગ નંગ ગણાતું.

૬. ઉનાળામાં તળાવનું પાણી સુકાઈ જાય માટે અગિયાર માઈલ દૂર સુધી મહી નદી પર્યંત એક નહેર ખોદાવી તળાવ સાથે જોડી દેવામાં આવી હતી. (શેખ ગુલામ મોહમ્મદ–મિરૂઆતે મોહમ્મદી, પૃ. ૭૩)

૭. The Cambridge History of India, Vol. III.

૮. H. Cousins – Arch. Antiquities of Western India, pp. 63-64

૯. સુલતાન અહમદશાહે પોતાના પુત્ર મોહમ્મદશાહના જન્મસ્થળ નંદરબાર નજીક સુલતાનપુર વસાવ્યું હતું.

૧૦. મહમૂદશાહ બેગડો ચોમાસું ચાંપાનેરમાં, ઉનાળો અમદાવાદમાં અને શિયાળો જૂનાગઢમાં ગાળતો.

૧૧. એ મુઝફ્ફરશાહ પહેલાએ પાટણ પાસે વસાવ્યું હતું.

૧૨. મોહમ્મદ કાસિમ ફરિશ્તહ–તારીખે ફરિશ્તહ, ભા. ૪, પૃ. ૩૫૧, હૈદરાબાદ (ફારસી)

૧૩. અમીન રાઝી–હફ્ત ઇક્લીમ, પૃ. ૮૭ (કલકત્તા), (ફારસી)

તે અને જે થતું તેના ઉમદા પ્રકાર દૂરદૂરનાં સ્થળોએથી મંગાવી બાગોમાં ઉગાડતા. એક એવો જમાનો હતો જ્યારે ઊંચા પ્રકારની દ્રાક્ષ ગુજરાતમાં થતી નહિ, ત્યારે ઉમદા જાતનું બી મંગાવી તેની ખેતી કરવા ઉત્તેજન અપાતું. ફળાઉ ઝાડ ઉગાડનારને ઇનામો આપવામાં આવતાં.[1] આવાં કાર્યો કરવામાં મહમૂદશાહ પહેલાએ અને મુઝફ્ફરશાહ હલીમે ઘણો જ રસ લીધો હતો. આઠેના બાહુલ્યને લઈને તેમના સમયમાં અમદાવાદ શહેરમાં ફરતાં દિલ બાગ બાગ થઈ જતું. મુઝફ્ફરશાહના સમયમાં ખેતીનું પ્રમાણ એટલું બધું વધી ગયું હતું કે, પશુઓ માટે ચરવા બીડ પણ રહ્યાં ન હતાં. આથી ચરાઈ માટે બીડ રાખવાની ખાસ વ્યવસ્થા કરવી પડી હતી.

### હુન્નરઉદ્યોગ

મુસલમાન સુલતાનોએ હુન્નરઉદ્યોગને ઉત્તેજન આપવા ઘણા પ્રયત્નો કર્યા હતા. અમદાવાદમાં પથ્થરનું કોતરકામ, જરીકામ, કારચોબી, સુખડ અને હાથીદાંત ઉપર ઉત્તમ કારીગરી, કિનખાબ, મખમલ, સુકરાત, ઇલાયચો, અતલસ, ઉમદા પ્રકારનો કાગળ વગેરેનાં કારખાનાંઓ કામ કરતાં થયાં હતાં.[2] તેમાં યોગ્ય સુધારો કરવા પરદેશોમાંથી કારીગરો બોલાવવામાં આવતા. મોગલ બાદશાહ હુમાયૂને સુલતાન બહાદુરશાહના જાડી મખમલ ઉપર જરીકામ કરેલા તંબુ જોયા ત્યારે તે બોલ્યો કે, "આ સામાન સમુદ્રની માલિકી ભોગવનાર સરકારનો છે."[3] ગુજરાતની કારીગરીની પ્રશંસા પરદેશોમાં પણ થતી. અને ઈરાન, તૂરાન, મિસર, સિરિયા વગેરે દેશોમાં અમદાવાદ એ માટે પ્રસિદ્ધ થયું.[4]

### મુસલમાન સંતો

મુસલમાન સંતો ગુજરાતમાં ઠેકઠેકાણે પ્રસરી ગયા હતા. જ્યાં ઇચ્છે ત્યાં તેમને વજીફા મળતા અને સુલતાનો અને અમીરો તરફથી તેમને પુષ્કળ ભેટો મળતી. સંતોના પ્રભાવને પરિણામે ઘણાં સુંદર કાર્યો પણ થતાં હતાં. છતાં કોઈ કોઈ સુલતાનોએ રાજકીય અને એવાં જ અન્ય કારણોથી પ્રેરાઈને ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવા માટે પોતાના અધિકારોનો અયોગ્ય ઉપકાર કર્યો હોય એવાં પણ એ સમય દરમિયાનનાં દૃષ્ટાંતો મળે છે.[5]

હિંદુઓને ફોજી, મહેસૂલી તેમ જ અન્ય મહત્ત્વનાં ખાતાંમાં ઊંચા હોદ્દા મળતા. સુરતમાં આવેલા ઐતિહાસિક યાદગાર ગોપીપુરાનો વસાવનાર અને ગોપી તળાવનો બંધાવનાર મલેક ગોપી (મૃ. ઈ. સ. ૧૫૧૫)[1] સુલતાન મહમૂદશાહ બેગડાના રાજ્યકાળના પાછલા ભાગમાં વઝીરપદ પર્યંત પહોંચ્યો હતો અને સુલતાન મુઝફ્ફરશાહ બીજાના રાજ્યકાળના શરૂઆતનાં બે-ત્રણ વરસ પર્યંત એ પદ ઉપર ચાલુ રહ્યો હતો.[7]

### દરિયાઈ લશ્કર કાફલો

ગુજરાતમાં સૌથી પ્રથમ દરિયાઈ લશ્કર કાફલો તૈયાર કરાવનાર અહમદશાહ પહેલો (ઈ. સ. ૧૪૧૦–૧૪૪૨) હતો. ખંભાતનું બંદર એ માટે કેન્દ્ર સ્થળ બનાવવામાં આવ્યું હતું. મહમૂદશાહ બેગડા(ઈ. સ. ૧૪૫૮–૧૫૧૫)એ દરિયાઈ કાફલાને ઘણો જ મજબૂત બનાવ્યો હતો. જહાજો તૈયાર કરવા માટે તેણે પણ ખંભાત બંદર જ નક્કી ઠરાવ્યું હતું. એ જ બાદશાહના સમયમાં લશ્કર જહાજો ઉપર તોપ ચઢાવવામાં આવી હતી. બહાદુરશાહ(ઈ. સ. ૧૫૨૬–૧૫૩૬)ના સમયમાં જહાજો બનાવવાનાં કારખાનાં ઘોઘા, ખંભાત અને સુરતમાં મોટા પ્રમાણમાં થયાં. ઇરાકી અને અરબ વગેરે પરદેશી મુસલમાન લોકોની સહાયથી સુરત બંદર આબાદ થયું હતું. તે પછી ખંભાતનો અખાત મોટા જુવાળથી પુરાઈ ગયો અને વહાણોને મુશ્કેલી પડવા માંડી. વસઈથી સિંધ સુધીના કિનારા ઉપર દીવ સર્વથી વિશેષ સગવડભરેલું બંદર હતું. તેથી મીર બહ્રનું એ મુખ્ય મથક બન્યું હતું. આથી તવંગર પરદેશી વેપારીઓ ત્યાં આવીને વસ્યા હતા. મહમૂદશાહ ત્રીજાના સમયમાં દીવ પોર્ટુગીઝો પાસેથી પાછું લેવા માટે જે જંગી તૈયારી કરવામાં આવી હતી તે માટે જહાજો ખાસ કરીને ગુજરાતમાં જ તૈયાર કરવામાં આવ્યાં હતાં. સલ્તનતના સમય દરમિયાન દરિયાઈ વેપાર ઘણો વધ્યો હતો; પરંતુ સોળમી સદીની શરૂઆતથી ચાંચિયાઓને વશ કરવા દરિયાઈ લશ્કરો રાખવાની ગોઠવણ થઈ. વેપારીઓ પણ પોતાનાં જહાજોમાં તેમનો સામનો કરવા તૈયારી રાખતા. સુલતાનોના કાળમાં છેલ્લાં લગભગ સાડત્રીસ વરસ બાદ કરતાં ગુજરાતે તે સમયની દુનિયામાં રાજસત્તા અને વેપારની બાબતમાં નામના મેળવી હતી.

### સુલતાનોની સહિષ્ણુતા

અકબરે ગુજરાત ઉપર જીત મેળવી તે પછી રાજદરબારમાં અને સમસ્ત દેશમાં હિંદુ-મુસલમાનો વચ્ચે સંબંધ વધ્યા. નવો મંગળકારી યુગ મંડાવાનું આ એક ચિહ્ન હતું. જાત્રાળુઓ ટોળામાં ને ટોળામાં સોમનાથ અને પાલીતાણા વગેરે તીર્થધામોએ જવા માંડયા. અકબરે અને જહાંગીરે વૈષ્ણવ ધર્મગુરુઓનું ફળદ્રૂપ જમીન અને ખિતાબો આપી બહુમાન કર્યું. હીરવિજયસૂરિ, ભાનુચંદ્ર, સિદ્ધિચંદ્ર, પદ્મસુંદર વગેરે જૈનોને પાલીતાણા, ગિરનાર વગેરે સ્થાનો માટે દેણગી મળી.

---

૧. મૌલાના હકીમ સૈયદ અબ્દુલ્હય—તારીખે ગુજરાત, પૃ. ૨૦ (ઉર્દૂ)

૨. મૌલાના હકીમ સૈયદ અબ્દુલ્હય—તારીખે ગુજરાત, પૃ. ૨૧ (ઉર્દૂ).
ખાતિમએ મિરૂઆતે અહમદી (અલી મોહમ્મદખાન કૃત)માં જણાવવામાં આવ્યું છે કે, એક સમયે અમદાવાદમાં આવેલા ઉસમાનપુરામાં દસ હજાર મકાનો ફક્ત કારીગરોનાં હતાં.

૩. સિકંદર ઇબ્ને મોહમ્મદ મન્જ્હૂ—મિરૂઆતે સિકંદરી, પૃ. ૨૪૭ (ફારસી).

૪. અલી મોહમ્મદ ખાન—મિરૂઆતે અહમદી, ખાતિમહ, પૃ. ૭ (ફારસી).

૫. સિકંદર ઇબ્ને મોહમ્મદ મન્જ્હૂ—મિરૂઆતે સિકંદરી, પૃ. ૩૦-૩૨ (ફારસી)

૬. Prof. M. S. Commissariat—Studies in the History of Gujarat, P. 101

૭. સિકંદર ઇબ્ને મોહમ્મદ મન્જ્હૂ—મિરૂઆતે સિકંદરી, પૃ. ૧૮૦ (ફારસી.).

ગુજરાતના સુલતાનોના જમાનામાં મુઝફ્ફરશાહ બીજા જેવો સહિષ્ણુતા ધરાવનાર બાદશાહ જજિયાવેરો નાબૂદ કરી શક્યો ન હતો, તે હીરવિજયસૂરિની વિનંતિથી અકબરે નાબૂદ કર્યો.

ઈ. સ. ૧૫૭૨માં અકબરે ગુજરાત જીત્યું તે પછી ખંભાત, વડોદરા, ભરૂચ અને સુરતમાં પોર્ટુગીઝો તેને તાબે આવ્યા. ઈ. સ. ૧૫૭૬માં તેણે ટોડરમલને ગુજરાતમાં જમાબંધીની તપાસ અને વ્યવસ્થા માટે અમદાવાદ જવા ફરમાવ્યું. તેણે બે વરસ ગુજરાતમાં રહી એ કામ પૂરું કર્યું. અકબરે રેશમના હુન્નરનો પરિશ્રમપૂર્વક અભ્યાસ કર્યો હતો અને ચીન અને અન્ય દેશોમાંથી કારીગોરો બોલાવી ભારતમાં અન્ય સ્થળો ઉપરાંત અમદાવાદમાં પણ મોટાં મોટાં કારખાનાંઓ ચાલુ કર્યાં હતાં.

જહાંગીરના સમયમાં ઈ. સ. ૧૬૧૧માં ઈસ્ટ ઇંડિયા કંપનીનાં વહાણો સુરતમાં વેપાર કરવા આવ્યાં.

જહાંગીર ઈ. સ. ૧૬૧૭માં[૧] ગુજરાતમાં આવ્યો. તેણે શાહજહાંને માંડૂથી બોલાવ્યો. તે બંને ખંભાત પહોંચ્યા. ત્યાં સમુદ્ર કિનારે આવેલા 'બાગે સુલતાન અહમદ'માં[૨] દસબાર દિવસ તેમણે મુકામ રાખ્યો અને સમુદ્રની સહેલ કરી. ત્યાં જહાંગીરે બાજરીની ખીચડીની મજા માણી.

### આજનું શાહીબાગ

શાહજાદો હતો ત્યારે શાહજહાં ગુજરાતમાં સૂબેદાર તરીકે રહ્યો હતો. ત્યારે તેણે ઈ. સ. ૧૬૨૨માં એક મોટી હવેલી અને એક મોટો બાગ બંધાવ્યાં, જે ભાગ આજે શાહીબાગ નામે ઓળખાય છે. તે વખતે અહીંની કારીગરીવાળી ચીજો જોઈ તેણે એક શાહી કારખાનાની સ્થાપના કરી. દિલ્હીમાં લાલ કિલ્લો અને તખ્તે તાઉસ તૈયાર થયાં; ત્યાર પછી ઈ. સ. ૧૬૩૪માં દરબાર ભરાયો ત્યારે જરીભરતવાળો શામિયાનો એક લાખ રૂપિયાની કિંમતનો તે કારખાનામાં તૈયાર કરવામાં આવ્યો હતો. તેમાં મખમલના સાયબાન અને થાંભલા ઉપર સોના-ચાંદીની તસવીરો અને કોતરકામ અમદાવાદના કારીગરોએ હેરત પામડે એવાં તૈયાર કર્યાં હતાં.[૩]

### ઔરંગઝેબની દૃષ્ટિએ ગુજરાત

ઔરંગઝેબનો જન્મ આ જ ભૂમિ ઉપર થયો હતો, તેથી તેની દૃષ્ટિએ ગુજરાતનું ઘણું મહત્ત્વ હતું. વળી તે ઈ. સ. ૧૬૪૨–૪૪માં સૂબેદાર તરીકે રહ્યો હતો, તેથી પણ એક પ્રકારનું આકર્ષણ તેને માટે હતું. આથી તેણે શાહજાદા મોહમ્મદ આઝમ ઉપર એક પત્ર લખ્યો હતો. તેમાં ઉલ્લેખ કર્યો છે કે: "ગુજરાત હિંદુસ્તાનનું આભૂષણ છે."[૪] આમ લખવાનું કારણ એ હતું કે, તેના સમયમાં શાહી અને સરકારી ફરમાઈશનો અમલ અહીંથી જ થતો હતો. તેણે એમ પણ લખ્યું છે કે, "ગુજરાત સિપાઈઓની ખાણ છે."[૫]

મોગલ બાદશાહો તરફથી બધા મળી ૫૯ સૂબેદારો ગુજરાતમાં આવ્યા હતા. અકબરની ડહાપણ તથા કુનેહભરી રાજનીતિનો પડઘો પ્રતિશબ્દ ફક્ત મિર્ઝા અઝીઝ કોકા, અબ્દુર્રહીમ ખાનેખાનાન તથા દારા શિકોહની સુબાકારી સૂબાગીરીમાં પડેલો જોઈ શકાય છે. એઓમાં પણ ગુજરાતીઓ માટે વિશેષ હિતેચ્છુ અને શુભેચ્છક તે યુગનો કહ્યું[૬], અકબરનાં નવ રત્નોમાંનો એક, હિંદી સાહિત્યનો રહીમ અબ્દુર્રહીમ ખાનેખાનાન હતો, જેણે ગુજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહ ઉપર મેળવેલ જીતની યાદગાર તરીકે સરખેજમાં 'બાગે ફત્હ'[૭] તૈયાર કરાવ્યો હતો, જે તે સમયે આકર્ષક સ્થાપત્યમાં લેખાતો; તે વિશે અબ્દુલ્બાકી નેહાવંદીએ ઈ. સ. ૧૬૧૭માં કહ્યું છે કે[૮]:—

> नगूयम कि ऊँनै विहिश्त अस्त लेकिन
> विहिश्त अस्त अन्दर सरायै मुकर्रर ।

[હું એમ કહેતો નથી કે એ સ્વર્ગ જ છે; પરંતુ એ બીજી દુનિયામાં સ્વર્ગ છે.]

ફકીર અને ભિખારીઓ માટે જાહેર હમામ બંધાવનાર અબ્દુર્રહીમ ખાનેખાનાન ગુજરાતમાં પ્રથમ હતો. તે ઉપરાંત મુશાયરાની શરૂઆત ગુજરાતમાં કરનાર એ હતો.

ઈ. સ. ૧૬૧૭માં અહીંની કારીગરી જોઈ જહાંગીર વિસ્મય પામ્યો હતો. એક બનાવ એવો બન્યો હતો કે, ખાનેખાનાનની દીકરી ખૈરુન્નિસાએ સરખેજના મજકૂર 'બાગે ફત્હ'માં તેને આમંત્ર્યો. તે સમયે પાનખર ઋતુ ચાલતી હતી. તેણે કાગળ અને મીણવડે બનાવટી ફળ-ફૂલો લગાવી બાગને એવો તો વસંતના જેવો ખીલેલો બનાવી દીધો હતો કે જહાંગીર દિંગ થયો અને હાથ લગાડી જોવા લાગ્યો ત્યારે તેને હકીકતની જાણ થઈ.[૯]

મોગલ બાદશાહોને પ્રજા પ્રત્યે ઘણી જ સહાનુભૂતિ હતી. ઈ. સ. ૧૬૨૯માં કાળ પડયો ત્યારે શાહજહાંએ ફરમાન બહાર પાડી લંગર-ખાનાં ખોલાવ્યાં. અને તે વખતે અમદાવાદમાં વિશેષ નુકસાન થયું

---

૧. જહાંગીર—તુઝુકે જહાંગીરી, પૃ. ૨૧૬ (ફારસી)
૨. સુલતાન અહમદે (ઈ. સ. ૧૪૧૦-૧૪૪૨) એ તૈયાર કરાવ્યો હતો.
મિરૂઆતે અહમદી, ભા. ૧, પૃ. ૨૦૧ (ફારસી); મિરૂઆતે મોહમ્મદી, પૃ. ૧૬૬ (ઉર્દૂ)
મોતમદખાન-ઈકબાલનામએ જહાંગીરી, પૃ. ૧૦૬ (ફારસી)
૩. મૌલાના હકીમ સૈયદ અબ્દુલ્હય—યાદે અય્યામ, પૃ. ૨૩ (ઉર્દૂ)
૪. રુક્આતે આલમગીરી—(ફારસી)
૫. " " "
૬. રામચંદ્ર શુક્લ—હિંદી સાહિત્યકા ઈતિહાસ, પૃ. ૨૨૦
૭. જે ભાગ આજે ફતેહવાડી નામે ઓળખાય છે.
૮. મઆસિરે રહીમી, ભા. ૨, પૃ. ૬૦૮ (ફારસી)
૯. અલી મોહમ્મદ ખાન—મિરૂઆતે અહમદી, ભા. ૨, પૃ. ૧૯૨–૧૯૩ (ફારસી)

સૂબો ગાયકવાડ નામની હવેલીમાં રહેતો. પેશ્વાએ શેલુકર નામના સેનાપતિને ગાયકવાડની હવેલી છીની લેવા મોકલ્યો હતો. આ સેનાપતિ જુલમી અને અત્યાચારી હતો. તેણે પ્રજાને ખૂબ સતાવી હતી. ૧૭૯૮માં ગાયકવાડના સરદાર શિવરામ ગારદીએ આ શેલુકરને હરાવ્યો જેના પરિણામે પેશ્વાને ગુજરાતના ખંડણી ઉઘરાવવાના પોતાના હક્ક ગાયકવાડને આપવા પડ્યા. શેલુકર નાચગાન અને તમાશાનો શોખીન હતો તેથી તે હાર્યો. એ પરથી કહેવત પડી કે "હાથમાં દંડે, બગલમાં મોઈ, હવેલી લેતાં ગુજરાત ખોઈ." આ જ સમયમાં મરાઠા વિગ્રહો થતા હતા અને કંપની સરકારે પોતાની સહાયકારી યોજનાની જાળ દેશી રાજ્યોમાં અને મરાઠા રાજકારણમાં ફેલાવવા માંડી હતી. ૧૮૦૨માં વડોદરાના ગાયકવાડ રાજા મલ્હારરાવે આ યોજના સ્વીકારી અને અંગ્રેજોને સુરતની આસપાસના પ્રદેશો આપ્યા. વડોદરામાં અંગ્રેજ રેસિડેન્ટ રાખવાનું કબૂલ કર્યું, એ પ્રમાણે મેજર વોકર વડોદરામાં આવનાર પ્રથમ બ્રિટિશ રેસિડેન્ટ હતો. આ મેજર વોકરનો હિસ્સો વડોદરા રાજ્યના રાજકારણમાં અને કાઠિયાવાડની ખંડણી ઉઘરાવવા બાબતમાં મહત્ત્વનો છે. ૧૮૦૫માં ગાયકવાડે બીજો કરાર કરી સહાયકારી યોજનાનો વધુ લાભ લીધો અને સુરતની ચોથ તથા ખેડા જેવા મહત્ત્વના પ્રદેશો અંગ્રેજોને આપ્યા. ૧૮૦૩માં કંપની સરકારે ભરૂચ શહેર જે સિંધિયાના તાબામાં હતું તે પણ લીધું.

કાઠિયાવાડ (સૌરાષ્ટ્ર)માં ગાયકવાડ તેમ જ પેશ્વાનો ખંડણીનો હક્ક હતો. આ સમયમાં સૌરાષ્ટ્રમાં હાલાર, મચ્છુકાંઠા, ઝાલાવાડ, ગોહિલવાડ, બાબરિયાવાડ, સોરઠ, ઓખામંડળ જેવા પ્રદેશો હતા. ત્યાં નાના મોટા ઠાકોરોની (રાજાઓની) સત્તા હતી. લગભગ ૨૯૨ કરતાં વધારેની સંખ્યામાં ત્યાં નાનાંમોટાં દેશી રાજ્યો હતાં. તેમની વચ્ચે કુસંપ હતો અને વારંવાર ઘર્ષણ ચાલ્યા કરતું. ખંડણીની રકમ ઉઘરાવવા માટે મરાઠાઓએ કોઈ નિશ્ચિત પ્રમાણ નક્કી કર્યું ન હતું એટલું જ નહિ પણ ખંડણીની વસૂલાત નિયમિત રીતે કરવા માટે કોઈ કાયમી વ્યવસ્થા પણ તેઓ કરી શક્યા નહિ. ત્યાં લૂંટ કરનાર, ઢોરની ચોરી કરનાર તથા બહારવટિયાગીરી કરનાર વર્ગો હતા. તેથી ખંડણી વસૂલ લેવા માટે મરાઠાઓએ હંમેશા લશ્કરને સાથે લઈને જવું પડતું. આવી લશ્કરી ચઢાઈઓને 'મુલકગીરી'ના નામથી ઓળખાવવામાં આવતી. કંપની સરકારે ગાયકવાડ તેમ જ પેશ્વાનો પક્ષ લઈ સૌરાષ્ટ્રમાં ખંડણીની વસૂલાતના કાર્યમાં મદદ કરવાના બહાને પગપેસારો કરવા માંડ્યો. પેશ્વાએ લશ્કરી મદદના બદલામાં પ્રથમ કાઠિયાવાડની ખંડણી અંગ્રેજોને આપી હતી. જ્યારે ૧૮૧૯માં પેશ્વાની સત્તાનો અંત આવ્યો ત્યારે ગુજરાતના પણ હક્ક સોંપી દીધા. ૧૮૧૭-૧૮માં ગાયકવાડ સાથે કરાર કરી અંગ્રેજોએ લશ્કરી મદદના બદલામાં અમદાવાદના હક્ક તથા બીજાં મહત્ત્વનાં સ્થળો મેળવ્યાં. આમ ૧૮૨૮માં અંગ્રેજોના હાથમાં ગુજરાતનો લગભગ તમામ રાજ્યકારભાર આવી ગયો.

કચ્છમાં પણ મુસ્લિમ સત્તા સ્થપાઈ હતી. મોગલ સમ્રાટનો અમદાવાદ ખાતેનો સૂબો કચ્છમાંથી ખંડણી ઉઘરાવી લાવતો. કચ્છમાં નાનાં રાજ્યો હતાં. ત્યાં જાડેજા વંશના રાવ શ્રી ખેંગારજી પહેલાએ પોતાની સત્તા વધારી અને ૧૫૪૯માં ભૂજની સ્થાપના કચ્છની રાજધાની તરીકે કરી. એ પછીથી થયેલા રાજાઓએ કચ્છનું ઉત્તરોત્તર એકીકરણ કરવાનો પ્રયત્ન કર્યો હતો. અને સાથે સાથે કચ્છનો વિકાસ પણ થતો ગયો. કચ્છની સાથે બ્રિટિશ ઈસ્ટ ઈંડિયા કંપની સરકારનો પહેલવહેલો સંબંધ ૧૮૧૫થી સ્થપાયો અને મિત્રાચારીભર્યા સંબંધો શરૂ થયા. વહીવટી તંત્રમાં અવ્યવસ્થા અને નબળાઈ આવવાથી પ્રજાજનોની વિનંતીથી કંપની સરકારે ૧૮૧૮ના અરસામાં ત્યાં દરમિયાનગીરી કરી ત્યાંના રાવ (રાજા) દેશળજી સગીર વયના હોવાથી, રિજન્સી કાઉન્સિલ નીમી અને બ્રિટિશ રેસિડેન્ટ રાખવાની શરૂઆત કરી. એ પછીથી કચ્છમાં કંપની અને બ્રિટિશ સરકારનો કાબૂ છેક સુધી રહ્યો હતો.

બ્રિટિશ શાસન કાળ (૧૮૧૯) થી ગાંધીજીના આગમન (૧૯૧૫) સુધી

૧૮૧૯માં ગુજરાતમાં મરાઠાઓની સત્તાનો અંત આવ્યો અને કંપની સરકારની સત્તા સર્વોપરી બની. ગાયકવાડનું રાજ્ય અંગ્રેજોના તાબાના રાજ્ય જેવું બન્યું હતું. છતાં ત્યાંના મહારાજા અને બ્રિટિશ રેસિડેન્ટ વચ્ચે કેટલીક વાર ઝઘડા થતા. ૧૮૭૦માં ગાદીએ આવેલ મહારાજા મલ્હારરાવનો સમય ધ્યાન ખેંચે તેવો છે. મલ્હારરાવના સંબંધો બ્રિટિશ રેસિડેન્ટ કર્નલ ફેરે સાથે બગડવાથી તેણે મહારાજા વિરુદ્ધ રિપોર્ટ કરેલા હતા. ઝઘડો નિવારવા માટે વડોદરા રાજ્ય મુંબઈ સરકાર પાસેથી લઈને કલકત્તા સરકારના હાથ નીચે મુકાયું અને કર્નલ ફેરની બદલી થઈ. એવામાં કર્નલ ફેરેએ મહારાજા પર પોતાને ઝેર આપી મારી નાખવાનો આક્ષેપ કર્યો જે પરથી તપાસ માટે ગ્વાલિયરના મહારાજા જયાજીરાવ સિંધિયા, જયપુરના રાજા રામસિંગ, રાજા સર દિનકરરાવ એવા ત્રણ હિંદી સભ્યો તથા ત્રણ અંગ્રેજી સભ્યોનું બનેલું કમિશન નિમાયું. તપાસ અંતે અંગ્રેજી સભ્યોએ મલ્હારરાવને દોષિત ઠરાવ્યો જ્યારે હિંદી સભ્યોએ ફક્ત બે હલકા પ્રકારના ગુના માટે દોષિત ઠરાવ્યો. પરિણામે બ્રિટિશ સરકારે મલ્હારરાવની રાજ્યકારભાર ચલાવવાની બિનઆવડત અને ગેરલાયકાત ઠરાવી પદભ્રષ્ટ કરી, ૧૮૭૫માં કેદ કરી, મદ્રાસ લઈ જઈ નજરકેદમાં રાખ્યો. આ પ્રકરણનો વધુ ઊંડાણપૂર્વક અભ્યાસ કરવા જેવો છે જેમાંથી નવા મુદ્દા મળી આવે તેવું છે. ૧૮૭૫માં સયાજીરાવ ત્રીજા ગાદીએ આવ્યા પણ તે સગીર હોવાથી રાજ્યકારભાર દીવાન રાજા સર ટી. માધવરાવે શરૂઆતમાં ચલાવ્યો. તેમણે ઘણી કાર્યદક્ષતાપૂર્વક રાજ્યભરમાં કેળવણી, વસૂલાતી, બાંધકામ ઈત્યાદિ ક્ષેત્રોમાં સુધારા કર્યા અને પ્રજાકલ્યાણનાં અનેક કામો કર્યાં. સયાજીરાવે ૧૮૮૧માં રાજ્યકારભાર હાથમાં લઈ રાજ્યનો સર્વાંગી વિકાસ કરવાના પ્રયત્નો શરૂ કર્યા. અત્રે સયાજીરાવ મહારાજાના કાર્યનું મૂલ્યાંકન કરવું અઘરું છે. પણ એટલું તો જોઈ શકાય છે કે તેમના મૃત્યુ (૧૯૩૯) સુધીમાં તેમણે રાજ્યમાં અનેક પ્રકારના નોંધપાત્ર ફેરફાર અને સુધારા કર્યા, રાજ્યને હિંદભરમાં નમૂનેદાર રાજ્ય બનાવ્યું અને વડોદરા રાજ્યની ખ્યાતિ ઈંગ્લૅંડ જેવા યુરોપીય દેશોમાં ફેલાવી હતી. એમના પછી આવેલ પ્રતાપસિંહ મહારાજાએ રાજ્યનું વિલીનીકરણ (૧૯૪૯) થયું સુધી રાજ્ય કર્યું.

## અંગ્રેજી કેળવણીનો આરંભ

સૌરાષ્ટ્રમાં ૧૮૨૪માં બ્રિટિશ વહીવટી તંત્ર વ્યવસ્થિત રીતે સ્થપાવાનું શરૂ થયું અને ત્યાં પ્રવર્તતી અરાજકતા અને અવ્યવસ્થા ધીમે ધીમે દૂર કરવામાં આવી. ૧૮૬૩માં કર્નલ કિટિંજે સૌરાષ્ટ્રના નાનામોટા રાજાઓને, ઠાકોરોને તથા ભાયાતોને પોતાના દરજ્જા પ્રમાણે સાત વર્ગમાં વહેંચી નાખી દીવાની અને ફોજદારી અધિકારો આપ્યા હતા. આ સમયમાં બ્રિટિશ સરકારે સૌરાષ્ટ્રમાં, કચ્છમાં તથા ગુજરાતમાં પાલનપુર, વડોદરા, મહીકાંઠા, રેવાકાંઠા, ખંભાત, નારુકોટ તેમ જ ધરમપુર, વાંસદા અને સચીન રાજ્યોમાં વહીવટ માટે એજન્સીની પદ્ધતિ દાખલ કરી દીધી હતી.

૧૮૫૭ના વિપ્લવની અસર ગુજરાતમાં થાય એ પહેલાં ત્યાં સાંસ્કૃતિક ક્રાંતિ શરૂ થઈ ચૂકી હતી. ૧૮૨૬ થી ૧૮૫૭ સુધીમાં શિક્ષણ, સાહિત્ય અને સમાજક્ષેત્રે પ્રગતિ અને સુધારા થયા હતા. જોકે આ પ્રકારનો સાંસ્કૃતિક ફેરફાર ૧૮૮૫ સુધી તેમ જ તેની આગળના સમયને સ્પર્શ કરે છે. ૧૮૨૬માં સુરત, ભરૂચ, અમદાવાદ, ખેડા, નડિયાદ વગેરે સ્થળોએ પ્રાથમિક શાળાઓ શરૂ થઈ. ૧૮૪૨માં સુરતમાં, ૧૮૪૬માં અમદાવાદમાં તથા ૧૮૫૬માં ખેડા અને નડિયાદમાં અંગ્રેજી શાળાઓ સ્થપાઈ. વડોદરા, ભાવનગર, જૂનાગઢ, નવાનગર વગેરે શહેરોમાં પણ ગુજરાતી અને અંગ્રેજી શાળાઓ ઉઘાડવામાં આવી. અમદાવાદમાં ૧૮૫૧માં પ્રથમ વાર કન્યાશાળા તથા ૧૮૭૧માં શિક્ષિકાઓ માટે 'ફિમેલ ટ્રેનિંગ કોલેજ'ની સ્થાપના થઈ. ૧૮૫૭માં પણ ત્યાં 'ગુજરાત ટ્રેનિંગ કોલેજ' (પ્રેમચંદ રાયચંદ) શરૂ થયેલી. સૌરાષ્ટ્ર માટે રાજકોટ અને વડોદરા રાજ્ય માટે વડોદરામાં પણ આવી શાળાઓ શરૂ કરવામાં આવી. બી. એ. સુધીના શિક્ષણ માટે અમદાવાદમાં સ્વતંત્ર કોલેજની (ગુજરાત) વિધિસર સ્થાપના ૧૮૮૭માં થઈ હતી. ૧૮૭૦માં રાજકોટમાં રાજાઓના કુંવરો માટે રાજકુમાર કોલેજની સ્થાપના થઈ હતી. સુરતમાં ૧૮૨૪માં 'નેટિવ લાઇબ્રેરી' (હાલની એન્ડ્રુઝ લાઇબ્રેરી સાથે સંલગ્ન છે) સ્થપાઈ અને અમદાવાદમાં પણ આવી લાઇબ્રેરી ૧૮૫૭ પહેલાં સ્થપાઈ હતી. અમદાવાદમાં ૧૮૪૮માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (ગુજરાત વિદ્યાસભા) સ્થપાઈ અને 'બુદ્ધિપ્રકાશ' માસિક છપાતું થયું હતું. સુરતમાં ૧૮૪૪માં 'માનવ ધર્મ સભા' સ્થપાઈ જેમાં ધર્મસુધારક અને સમાજસુધારક એવા દુર્ગારામ મહેતા આગળ પડતા હતા. સમાજક્ષેત્રે કેટલીક સુધારા થયા હતા. આ સમયમાં સતીની પ્રથા નાબૂદ કરાઈ, વિધવાવિવાહ ધારો પસાર કરાયો અને ગુલામી વેપારની પ્રથા કાયદાથી બંધ કરવામાં આવી હતી. ધાર્મિક ક્ષેત્રે શૈવ, સ્વામીનારાયણ અને પુષ્ટિમાર્ગી સંપ્રદાયો જનસમાજમાં પોતાનો પ્રભાવ પ્રબળતાથી જમાવી રહ્યા હતા. સાહિત્યક્ષેત્રે મહીપતરામ, નવલરામ, નંદશંકર, કરસનદાસ મૂળજી, નર્મદ, દલપતરામ જેવા સાહિત્યકારો આ ક્ષેત્રમાં પ્રવેશ કરી રહ્યા હતા. ભક્તકવિ દયારામના મૃત્યુથી (૧૮૫૨) પ્રાચીન કવિઓનો યુગ ગુજરાતમાં પૂરો થયો હતો. ૧૮૫૭ પહેલાં બ્રિટિશ સત્તા સામે પ્રજાની લડત પણ જોવા મળે છે. સુરતમાં ૧૮૪૪માં મીઠાવેરો નંખાયો ત્યારે તેના વિરોધમાં હુલ્લડો થયાં હતાં પણ તે દાબી દેવામાં આવ્યાં હતાં. ૧૮૪૮માં ત્યાં સરકારે નવાં તોલમાપ દાખલ કર્યાં જેનો વિરોધ થયો અને મોટી હડતાલ પાડવામાં આવી હતી. પરિણામે સરકારને જૂનાં તોલમાપ ચાલુ રાખવાં પડ્યાં. ૧૮૩૫માં મહીકાંઠામાં પણ સરકાર સામે સશસ્ત્ર વિરોધ થયો હતો.

## રાજકીય ક્રાંતિનો આરંભ

૧૮૫૭માં ગુજરાતમાં વિપ્લવની અસર સામાન્ય રીતે જોતાં વધુ થયેલી જણાતી નથી. વડોદરાના મહારાજા ખંડેરાવ ગાયકવાડ અંગ્રેજોને પૂરેપૂરા વફાદાર રહ્યા હતા. આમ છતાં ગુજરાતમાં ઉત્તર અને પૂર્વ સરહદ પર—આબુ અને પંચમહાલના પ્રદેશોમાં અસર જણાતી હતી. ગુજરાતમાં નાંદોદ (રાજપીપળા), દાહોદ, પાલા, જાંબુઘોડા, ગોધરા, સંતરામપુર, ડભોઇ, ચાંપ, પ્રતાપપુર, અનગઢ, ખાનપુર વગેરે સ્થળોએ અસર દેખાતી હતી. અમદાવાદ, વડોદરા, સુરત, ભરૂચ સહિત બધી મસ્જિદોમાં દિલ્હીના બાદશાહના વિજય માટે બંદગીઓ થતી. દાહોદમાં બંડખોરોએ જુલાઈ ૧૮૫૭માં છ દિવસ માટે અમલ ચલાવ્યો. જુલાઈ અને સપ્ટેમ્બરમાં અમદાવાદમાં સૈનિકોએ માથું ઊંચું કર્યું પણ તે નિષ્ફળ ગયા. ખેડામાં આણંદના મુખી ગરબડ હરિદાસે પોતાના સાથીઓને ભેગા કરી અંગ્રેજી ફોજને હેરાન કરેલી હતી. તેમણે વડોદરા અને અમદાવાદના ગુપ્ત કાર્યકરો સાથે પણ વાટાઘાટો ચલાવી હતી. વડોદરામાં પણ નાગરિકો અને લશ્કરમાં હિલચાલ દેખાતી. અમદાવાદમાં સૈનિક ટુકડી હારી ગયાના સમાચાર ફેલાતાં સર્વત્ર નિરાશા વ્યાપી, ઉત્સાહ મંદ પડી ગયો અને વળતાં પાણી શરૂ થયાં. સપ્ટેમ્બર માસમાં અંગ્રેજોએ દિલ્હીમાં કાબૂ જમાવ્યો અને ઑક્ટોબરથી ગુજરાતભરમાં ન્યાયનાં ખૂન ઊભાં કરી તોપને ગોળે ઉડાવી દેવા જેવી ભયંકર શિક્ષાઓ શરૂ કરવામાં આવી, શસ્ત્રો ઝૂંટવી લેવાયાં, સખતાઈ અને દમનનો કોરડો ચારે બાજુ વીંઝાઈ રહ્યો. ડિસેમ્બર ૧૮૫૮માં વિપ્લવના સેનાપતિ તાત્યા ટોપેએ પંચમહાલમાં પ્રવેશ કર્યો પણ તેમાં તે અંતે ફાવ્યો નહિ. ૧૮૫૯માં દ્વારકા પાસે ઓખામંડળમાં પણ વાઘેરોએ રમખાણ મચાવેલું પરંતુ અંગ્રેજ ફોજ સામે તે ટકી શક્યા નહિ. ગુજરાતમાં કુશળ નેતાગીરી, તેમ જ ફાટફૂટ, સંગઠનનો અભાવ ઇત્યાદિ કારણોને લીધે વિપ્લવ નિષ્ફળ ગયો.

## સામાજિક ક્રાંતિનો નવો યુગ

ગુજરાતમાં રાજકીય આંદોલન કરતાં સાંસ્કૃતિક પ્રગતિએ ૧૮૫૭ પછી મહત્ત્વનો ભાગ ૧૯મી સદીના અંત સુધીમાં ભજવ્યો પણ વીસમી સદીની શરૂઆતથી ગુજરાત રાષ્ટ્રીય ચળવળમાં હંમેશ મહત્ત્વનો ભાગ ભજવતું રહ્યું હતું. ૧૮૭૮માં સુરતમાં આવકવેરા અને પરવાના વેરા વિરુદ્ધ પ્રજાએ વિરોધ કરેલો તેમાં હડતાલો પડી હતી. તેમાં પત્રકાર ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ જેવા નેતાઓ આગળ પડતા હતા. તેમની સામેનો મુકદ્દમો એ વખતે બૅરિસ્ટર થયેલા ફીરોજશાહ મહેતાએ ચલાવ્યો હતો અને તેમને નિર્દોષ ઠરાવી છોડાવ્યા હતા. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં પંડિત શ્રીમન્નથુરામ શર્મા, મણિલાલ નભુભાઈ દ્વિવેદી, સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ (કલાપી) કેશવ હર્ષદ ધ્રુવ, ડૉ. ત્રિભુવનદાસ ગજ્જર (વિજ્ઞાનવેત્તા), સર રમણભાઈ નીલકંઠ, દી. બ.

હોવાથી શાહી ખજાનામાંથી પચાસ હજાર રૂપિયા વેપારીઓને બહારથી અનાજ મંગાવવા અપાવ્યા.

### મોગલોના સમયમાં સુરત

મોગલ સમય દરમિયાન સુરત ભારતમાં મોટામાં મોટું બંદર હતું. ખંભાત અને ભરૂચ પુરાવા માંડવાથી સુરતની ચડતી થઈ. દુનિયાના વેપારીઓ ત્યાં આવતા. એ અમદાવાદના સૂબાના હાથ નીચે હતું છતાં એ માટે અકબરે મુત્સદ્દી[1]ની ખાસ ગોઠવણ કરી હતી. અહીંથી ભારતના દરેક ભાગમાં ધોરી રસ્તા ફંટાતા હતા અને ગાડાં, ઊંટ, આખલા વગેરે ઉપર લાદેલો માલ સુરત આવતો હતો. અહીંથી વહાણો કોંકણ, મલબાર, સિલોનદ્વીપ, ઈરાન, અરબસ્તાન અને આફ્રિકા તથા રાતા સમુદ્રનાં બંદરો અને પેગુ વગેરે તથા જાવા અને સુમાત્રાના આચીન બંદરે આવજા કરતાં.[2] ફર્રુખસિયરના સમય (ઈ. સ. ૧૭૧૩–૧૭૧૯) સુધી સુરત શહેરની આબાદી ટોચે હતી. વેપાર માટે દેશદેશાવરના લોકો શહેરમાં આવતા અને રહેતા. મક્કાની જાત્રાએ જનારા સેંકડો મુસલમાનો અહીં થઈને જતા અને તેથી તે 'બાબુલ્‌મક્કા' (મક્કાનો દરવાજો) અને 'બંદર મુબારક' (પવિત્ર બંદર) કહેવાતું.

### કેળવણીનો બંદોબસ્ત

એ સમય અગાઉ દુનિયાના કોઈ દેશમાં રાજ્ય તરફથી પ્રજાની રીતસરની કેળવણીનો બંદોબસ્ત ન હતો. મોગલ સમ્રાટોએ એ ખોટ પૂરવા માટે આખા સામ્રાજ્યમાં હજારો વિદ્વાન પંડિતો અને મૌલવીઓને પાઠશાળા અને મક્તબો શરૂ કરવા અને ટકાવી રાખવા જમીનો અને જાગીરો બક્ષિસ આપી હતી. ગુજરાતમાં પણ એવા લાભો મળ્યા હતા.

મોગલ બાદશાહોએ વ્યક્તિઓ અને મંદિરોને જાગીર આપ્યાનાં દૃષ્ટાંતો મોજૂદ છે; જેમ કે અમદાવાદમાં આવેલા અસારવામાં ત્રીસ વીઘાં જમીન કૂવા સાથે વર્ધમાન, પંજૂ, સતીદાસ (શાંતિદાસ) અને સુંદરદાસ અને તેના પુત્રોને આપવાનું શાહજહાંએ ફરમાન મોકલ્યું હતું.[3]

આ રીતે મોગલ સમય દરમિયાન ગુજરાત આબાદ હતું; લોકોમાં શાંતિ હતી. બાદશાહોને પણ ગુજરાત માટે કોઈ ને કોઈ રીતે આકર્ષણ રહ્યું હતું; તેથી અહીંની પ્રજા પ્રત્યે તેમની હમદર્દી હતી.

### ફારસી ભાષા

ઈ. સ. ૧૫૮૨માં અકબરના મહેસૂલી વઝીર ટોડરમલે ફારસી ભાષાને દફતરી ભાષા બનાવી ત્યારથી માંડીને ફારસી દરબારી એટલે કે, રાજભાષા રહી; પરંતુ મુસલમાન શાસકો તે અગાઉથી પણ ફરમાનો, પત્રવ્યવહાર અને અદાલતના કાર્યમાં એ ભાષાનો ઉપયોગ કરતા. ઈ. સ. ૧૮૨૯માં નક્કી થયું કે, ફારસીને બદલે અંગ્રેજીને દફતરી તેમ જ અદાલતની ભાષા બનાવવી. આનો અમલ તુરત ન થયો; પરંતુ આખરે ઈ. સ. ૧૮૪૪માં ફારસીએ પોતાનું સ્થાન ગુમાવ્યું અને અંગ્રેજીએ પોતાનું સ્થાન જમાવ્યું.

આ રીતે મધ્યકાલીન સમયમાં ગુજરાતમાં મુસલમાની હકૂમત રહી તેનાં ચિહ્નો, સ્થાપત્ય, રાજ્યવ્યવસ્થા, કચેરી, રહેણીકરણી, ભાષા, સાહિત્ય વગેરેમાં આજપર્યંત મોજૂદ છે.

---

૧. રાજ્યનો અમલદાર.

૨. ગુજરાત સર્વસંગ્રહ, પૃ. ૨૫૭.

3. Imperial Mughal Farmans in Gujarat (Plate III) by Khan Bahadur M. S. Commissariat (ફારસી)



# આધુનિક યુગ

શ્રી રમેશકાન્ત પરીખ
(અધ્યાપક, એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)

## મરાઠી સત્તાના પતન સુધી (૧૮૧૮)

મોગલયુગ દરમિયાન ગુજરાત પર દિલ્હીથી મોકલાતા સૂબાઓ રાજ્ય કરતા હતા. મોગલ સામ્રાજ્ય જ્યારે તેની અવનતિના માર્ગે પડી ચૂક્યું હતું ત્યારે મહારાષ્ટ્રના પ્રદેશમાં મરાઠાઓ પોતાના બળથી આગળ આવી રહ્યા હતા. ગુજરાતમાં મરાઠાઓનો પ્રથમ પ્રવેશ શિવાજીએ ઈ. સ. ૧૬૬૪માં જ્યારે સુરત લૂંટ્યું ત્યારથી ગણી શકાય. મરાઠાઓ આવ્યા પહેલાં ગુજરાતમાં યુરોપીય પ્રજાએ વેપાર માટે પોતાની વેપારી કોઠીઓ નાખી વસવાટ શરૂ કર્યો હતો. પ્રથમ આવનાર પોર્ટુગીઝ પ્રજા હતી. તેમણે ૧૫૧૦માં ગોવા જીતી લઈ ત્યાંથી ગુજરાત અને કાઠિયાવાડના દરિયાકાંઠે પોતાનાં થાણાં સ્થાપવાનો પ્રયત્ન કર્યો. ૧૫૩૧માં દીવ તરફ આક્રમણ કરતાં રસ્તે તારાપુર, વલસાડ, સુરત પર હુમલા કરેલા હતા. વસાઈ, થાણા અને દમણ પણ તેમના આક્રમણનો ભોગ બનતાં. પોર્ટુગીઝોએ ગુજરાતના નબળા બનેલા તેમ જ અંદરોઅંદર ઝઘડતા મુસ્લિમ સૂબાઓની બિનઆવડતનો લાભ લીધો. ૧૫૩૮માં દીવમાં તેમણે કેટલાક પ્રદેશો સાથે કાયમી સ્થાન મેળવ્યું અને વસાઈમાં પણ પ્રવેશ કર્યો. ૧૫૫૯માં તેઓએ દમણ લીધું અને બીજે ઠેકાણે પણ તેમણે ઠીક ઠીક લાભ મેળવ્યા. પછીથી આવેલ ડચ અને અંગ્રેજ પ્રજા સાથે તેમજ મરાઠાઓની સાથે તેમને ઘર્ષણમાં આવવું પડ્યું. અને પરિણામે ગુજરાતમાં તેઓ દીવ અને દમણ એ બે થાણાં પોતાના કબજામાં રાખી શકયા જે આજ સુધી તેમના કબજા નીચે છે. ડચ વેપારીઓની કોઠી સુરતમાં હતી પરંતુ તેમનો વેપાર ગુજરાતમાં બિનમહત્ત્વનો હતો. પૂર્વના દેશોમાં ફ્રેંચ પ્રજાએ વેપાર માટે જ્યારે આવવાનું શરૂ કર્યું ત્યારે તેઓ બીજી પ્રજાઓ કરતાં મોડા પડેલા હતા તેથી અહીં સારી જમાવટ કરી શકયા નહિ. અંગ્રેજોએ (ઈસ્ટ ઇંડિયા કંપનીએ) ૧૬૧૨માં વેપાર માટે સુરતમાં કોઠી સ્થાપી અને ૧૬૧૮માં મોગલ સમ્રાટ જહાંગીર પાસેથી સર ટૉમસ રોએ કેટલાક લાભ સાથે અંગ્રેજો માટે વેપારનો પરવાનો મેળવ્યો. અંગ્રેજો તેમના હરીફ પોર્ટુગીઝો સાથે લડતા અને તેમના વેપારને નુકસાન કરતા. અંગ્રેજોના આવ્યા પછી સુરતનો વેપાર વધ્યો અને તે સમૃદ્ધ બન્યું. તે અંગ્રેજોની પૂર્વના દેશમાંની વસાહતોમાં મુખ્ય વેપારી કેન્દ્ર તરીકે ઓળખાવા લાગ્યું હતું. ૧૬૫૭માં સુરતને પોતાની મુખ્ય 'પ્રેસિડેન્સી' તરીકે ઓળખાવ્યું હતું. ૧૬૬૭માં ઈસ્ટ ઇંડિયા કંપનીએ મુંબઈ ટાપુ મેળવ્યા પછી કંપનીનું વડું મથક મુંબઈ ખાતે ફેરવી નાખવામાં આવ્યું. આ પ્રમાણે જ્યારે અંગ્રેજો ગુજરાતમાં વેપાર વધારતા હતા ત્યારે શિવાજીની સત્તા વધી રહી હતી અને આ સમયમાં સુરત પર તેણે ત્રણ વાર લૂંટ ચલાવી હતી. શિવાજીના સમયથી મરાઠાઓ ગુજરાતમાં પ્રથમ વાર આવ્યા અને ધીમે ધીમે તેમણે ગુજરાતમાં પગપેસારો કરવા માંડયો.

ખરી રીતે જોતાં ૧૭૫૩થી ૧૮૧૮ સુધી ગુજરાત અને કાઠિયાવાડ પર મરાઠાઓની સત્તા વિશેષ હતી. એ સમયથી ચોથ અને સરદેશમુખી નિયમિત રીતે ઉઘરાવવાની શરૂ કરવામાં આવી હતી. સર્વોપરી સત્તા પેશ્વાની ગણાતી અને તેઓ પોતાના સૂબાઓ દ્વારા વહીવટ ચલાવતા. ઇતિહાસ જોતાં જણાશે કે ગુજરાતમાં મરાઠાઓની કાયમી સત્તા જો કયાંય સ્થપાઈ હોય તો તે વડોદરામાં હતી. ૧૮મી સદીની શરૂઆતમાં પેશ્વા બાલાજી વિશ્વનાથે ગુજરાત અને કાઠિયાવાડની ખંડણી ઉઘરાવવાનું કામ ખંડેરાવ દાભાડે નામના સેનાપતિને સોંપેલું હતું. દામાજી ગાયકવાડ નામે એક સરદાર પણ ખંડેરાવ દાભાડે સાથે હતો. દામાજી ગાયકવાડે બાલાપુરની લડાઈમાં પોતાનું પરાક્રમ બતાવ્યું જેથી તેને છત્રપતિ શાહુરાજાએ 'શમશેર બહાદુર'નો ખિતાબ આપી લશ્કરમાં નાયબ સેનાપતિનો હોદ્દો આપ્યો. દામાજીના અનુગામી પિલાજીરાવે સોનગઢ થાણું સ્થાપી દક્ષિણ ગુજરાત પર હલ્લા કરવાનું શરૂ કર્યું. બીજી બાજુએ પેશ્વા તરફથી મોકલાયેલ કંતાજી કદમ બાંડે નામના સેનાપતિ સાથે તે ઘર્ષણમાં આવ્યો. તેમણે અંદરોઅંદર સમાધાન કર્યું. પિલાજીરાવે મહી નદીથી દક્ષિણનો તથા પેશ્વાએ તેની ઉત્તરનો ભાગ ખંડણી માટે અમુક પ્રદેશો સિવાય વહેંચી લીધો. ૧૭૩૧માં વડોદરા શહેર જે મુસ્લિમ સૂબાના હાથમાં હતું તે ગાયકવાડ દામાજીરાવના સમયમાં જીતી લેવાયું અને તે વડોદરા રાજ્યનું મુંબઈ રાજ્યમાં વિલીનીકરણ થતાં સુધી ગાયકવાડના રાજ્યની રાજધાની તરીકે રહ્યું. આ સમયમાં મરાઠા સરદારો અને મુસ્લિમ સૂબાઓ વચ્ચે ખૂબ ઘર્ષણ થતાં. તેનો લાભ અંગ્રેજોએ (મુંબઈ ખાતેના ઈસ્ટ ઇંડિયા કંપનીના અમલદારોએ) ઉઠાવ્યો. ૧૭૫૯માં તેમણે સુરતનો વહીવટ લીધો. ૧૭૭૨માં ભરૂચ શહેર તાબે કર્યું જેમાં મરાઠાઓના ખંડણી માટેના કેટલાક હકો કબૂલ રાખ્યા. અંગ્રેજોએ પેશ્વા અને ગાયકવાડના હકો અંગે જે ઘર્ષણ ચાલ્યા કરતું તેમાં દરમિયાનગીરી કરી મરાઠાઓના ગુજરાત અને કાઠિયાવાડમાં ખંડણીના હકો ઓછા કરવાની નીતિ અખત્યાર કરી હતી. આ સમયમાં અમદાવાદમાં પેશ્વાનો સૂબો પોતાના કર્મચારીઓ સાથે ભદ્રના કિલ્લામાં રહેતો જ્યારે ગાયકવાડનો

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, ગોવર્ધનરામ ત્રિપાઠી, નરસિંહરાવ દિવેટિયા મહાત્મા ગાંધી, કસ્તૂરબા ગાંધી, વલ્લભભાઈ પટેલ, ઠક્કરબાપા, બળવંતરાય ઠાકોર, આચાર્ય આનંદશંકર ધ્રુવ, વિઠ્ઠલભાઈ પટેલ, ધારાશાસ્ત્રી ભૂલાભાઈ દેસાઈ, શ્રી રવિશંકર મહારાજ જેવા અનેક સમાજ-સેવકો, સાહિત્યસ્વામીઓ, આચાર્યો અને પંડિતોએ પોતાની કારકિર્દી શરૂ કરી હતી અને વીસમી સદીમાં તેમણે પોતાની સેવાઓ આપી હતી. સ્વામી દયાનંદ સરસ્વતી ગુજરાત અને સૌરાષ્ટ્રમાં આર્યસમાજની શાખાઓ સ્થાપવાનો પ્રયત્ન કરતા હતા. આ સમયે સ્થપાયેલ થિયૉસૉફિકલ સોસાયટીના કાર્યની અસર દેખાતી હતી. સાક્ષર મણિલાલ નભુભાઈ આ સંસ્થાના સભ્ય અને પ્રશંસક હતા. ધાર્મિક ક્ષેત્રે દુર્ગારામ મહેતા, ભોળાનાથ સારાભાઈ, મહીપતરામ, લાલશંકર વગેરે વિદ્વાનોની તથા શ્રીમન્નૃસિંહાચાર્ય અને શ્રીમન્નથુરામ શર્માની સેવાઓ નોંધપાત્ર હતી. ઉદ્યોગક્ષેત્રે અમદાવાદમાં શ્રી રણછોડલાલે પહેલવહેલી સૂતર કાપડની મિલ ૧૮૫૯માં કાઢી હતી. એ પછીથી આ ઉદ્યોગ ખીલ્યો હતો. ૧૮૬૯માં સુએઝ નહેર ખુલ્લી મુકાયા બાદ દેશમાં વેપાર ધમધોકાર વધ્યો હતો. ૧૮૭૫માં હિંદમાં સ્વદેશી ચીજો વાપરવા તથા દેશી કારીગરીને ઉત્તેજન આપવા જુદે જુદે સ્થળે હિલચાલ શરૂ થઈ હતી. અમદાવાદમાં દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈના ઉપદેશથી સ્વદેશ ઉદ્યોગ વર્ધક મંડળી સ્થપાયેલી. રાજકોટમાં પણ હરગોવિંદદાસ કાંટાવાળા આ કાર્યમાં પ્રવૃત્ત થયા હતા. પણ પ્રજાને આ બધું સમજવાની વાર હતી. ૧૮૭૪માં નવસારીમાં પારસી સ્ત્રીઓએ રેંટિયા અને હાથકંતામણના સૂતરની કસ્તી માટે સત્યાગ્રહ કરેલો હતો. ૧૮૮૫માં હિંદી રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)ની સ્થાપના થઈ. તેમાં આ પ્રદેશના બે મહાન પારસીઓ ફીરોજશાહ મહેતા તથા દાદાભાઈ નવરોજજીએ કૉંગ્રેસના શરૂઆતના સમયમાં મહત્ત્વનો ભાગ લીધો હતો. હવે ગુજરાતનો બુદ્ધિશાળીવર્ગ રાષ્ટ્રીય હિતોને સમજતો થયો હતો. કચ્છના વતની અને ભારતીય ક્રાન્તિકાર તરીકે ભારતની બહારના પ્રદેશોમાં ખ્યાતિ મેળવનાર શ્યામજી કૃષ્ણ વર્માએ આ સદીના અંતે ઇંગ્લૅંડમાં જઈ વસવાટ કરેલો. ત્યાં 'ઇંડિયા હાઉસ'ની સ્થાપના કરી અને 'સોશિયોલૉજિસ્ટ' નામનું ક્રાંતિકારી પત્ર ચલાવ્યું હતું. ૧૯૦૨માં કૉંગ્રેસનું અધિવેશન અમદાવાદમાં ભરાયું હતું. ૧૯૦૫માં બંગભંગ ચળવળની અસર અને સ્વદેશી માલ વાપરવાની ચળવળ અમદાવાદ અને બીજાં સ્થળોએ જણાતી હતી. ઉગ્ર રાષ્ટ્રવાદનાં તત્ત્વો હવે ફેલાવાનાં શરૂ થયાં હતાં. ૧૯૦૭માં સુરતમાં કૉંગ્રેસનું ઐતિહાસિક અધિવેશન ભરાયું જેમાં ઉદ્દામવાદી અને વિનીતવાદી એવા બે પક્ષો પૂર્ણ સ્વરૂપે બહાર પડ્યા અને કૉંગ્રેસની એકતા જોખમાઈ. ગાંધીજીએ આ સમયે દક્ષિણ આફ્રિકામાં હિંદી લોકો માટે સેવાકાર્ય શરૂ કર્યું હતું અને ત્યાંની સરકારની હિંદીઓની વિરોધી નીતિ સામે સત્યાગ્રહની લડત ચલાવી હતી. તેઓ ૧૯૧૫માં હિંદ પાછા ફર્યા અને દેશકાર્ય શરૂ કર્યું.

**ગાંધીજીના આગમન (૧૯૧૫)થી સ્વતંત્રતા મળતાં સુધી (૧૯૪૭)**

**ગાંધીયુગ**

હિંદમાં આવ્યા પછી ગાંધીજીએ પોતાના અવિરત કાર્યથી દેશમાં મહાન ક્રાંતિ સર્જી. તેમના મૃત્યુ સુધીનો સમય ભારતના ઇતિહાસમાં વિશિષ્ટ સમય તરીકે સ્થાન લે છે. ગુજરાત માટે તેમ જ આખા દેશ માટે આ સમય ખૂબ મહત્ત્વનો હતો. આ સમયનો ગુજરાતનો ઇતિહાસ એ રાષ્ટ્રીય ઇતિહાસ સાથે સંકળાયેલો છે અને આ સમયનો રાષ્ટ્રીય ઇતિહાસ એ ગાંધીજીની આત્મકથા છે એમ કહીએ તો વધારે પડતું ન ગણાય. ગુજરાતના નવઘડતર માટે ગાંધીજી પહેલાં રાજકીય અને સામાજિક ક્ષેત્રમાં વિચારક અને સુધારક એવા શ્રી રણજિતરામ વાવાભાઈ મહેતાએ પ્રયત્નો કરેલા. નવા યુગનાં આંદોલનો તે સમજ્યા હતા, તેઓ પ્રજાતંત્ર અને પ્રજાસ્વાતંત્ર્યમાં માનનારા હતા. 'ગુજરાતની અસ્મિતા' એ તેમનો પ્રિય વિષય હતો. તેઓ સાહિત્ય, ઇતિહાસ, સંશોધન જેવા વિષયોમાં રસ ધરાવતા હતા. ૧૯૧૭માં તેમનું અકાળ અવસાન થવાથી ગુજરાતે તેમની કીમતી સેવાનો લાભ ગુમાવ્યો. એક બાજુએ ૧૯૧૪માં પ્રથમ વિશ્વયુદ્ધ શરૂ થયું હતું ત્યારે દેશમાં સ્વરાજની ચળવળ ચાલી રહી હતી. ગુજરાતમાં સુરત, અમદાવાદ જેવાં સ્થળોએ પ્રાંતિક પરિષદ અને હોમરૂલ જેવી સંસ્થાઓ કામ કરતી થઈ હતી. સાથે સાથે કેળવણીના ક્ષેત્રમાં ચરોતર એજ્યુકેશન સોસાયટી તથા ભાવનગરમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન જેવી સંસ્થાઓ સ્થપાઈ હતી. ગાંધીજીએ અમદાવાદમાં સાબરમતી કાંઠે આશ્રમ સ્થાપી સેવાકાર્ય શરૂ કર્યું હતું. પ્રજાને જાગ્રત રાખવા અને પોતાના વિચાર તેમને પહોંચાડવા તેમ જ પ્રજાને રાજકીય પરિસ્થિતિ સમજાવવા એક મુખપત્રની જરૂર તેમને જણાતી હતી. તેવામાં મુંબઈમાંના કાર્યકર્તાઓએ 'યંગ ઇંડિયા'નું સંપાદન ગાંધીજીને સોંપ્યું પણ તે અંગ્રેજીમાં નીકળતું હોવાથી ગુજરાતની પ્રજાને માતૃભાષા–ગુજરાતી–દ્વારા પોતાનો સંદેશો પહોંચાડવાની ઇચ્છા હતી તેથી તેમના સમાગમમાં સતત રહેતા ઉત્સાહી કાર્યકર શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની ઇચ્છાથી તેઓ પોતે જે 'નવજીવન' નામનું માસિક ચલાવતા, તેનું તંત્રીપદ ગાંધીજીએ ખુશીથી સ્વીકારી લીધું અને તે પત્રને અઠવાડિકમાં ફેરવી નાખ્યું. અસહકારની ચળવળમાં આ મુખપત્રે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

**મજૂર ચળવળનો આરંભ**

૧૯૧૮માં અમદાવાદમાં મજૂર સત્યાગ્રહ થયો. તેનાં મૂળ અમદાવાદમાં ફાટી નીકળેલા પ્લેગના રોગમાં હતાં. રોગ ફાટી નીકળવાથી બહારગામ જતા મિલમજૂરોને રોકવા મિલ માલિકોએ 'પ્લેગ બોનસ' આપ્યું પણ રોગ અટકી જતાં તે બંધ કરાયું. એ વખતે મોંઘવારી વધી, મજૂરોએ પગાર વધારો માગ્યો અને ચળવળ શરૂ થઈ. મજૂરોનું સંગઠન કરનાર તથા તેમનાં હિત જોનાર શ્રી અનસૂયાબહેન તથા ગાંધીજીએ મજૂરો અને મિલમાલિકો વચ્ચે સમાધાન માટે પ્રયાસ કર્યા પરંતુ છેવટે ગાંધીજીને અન્નત્યાગ — સત્યાગ્રહ — કરવો પડ્યો. પરિણામે સુખદ સમાધાન થયું અને લડત બંધ પડી. ૧૯૧૯માં ખેડા જિલ્લામાં અતિવૃષ્ટિના કારણે પાક નિષ્ફળ જવાથી મહેસૂલ ભરવાના પ્રશ્ન બાબત સરકારની કડકાઈ અને જીદનો સામનો કરવામાં આવ્યો. ગાંધીજીએ આ વખતે બિહારમાંથી આવીને મક્કમતાપૂર્વક પ્રજાને લડત આપવા જણાવેલું. ગાંધીજીના માર્ગદર્શન નીચે સત્યાગ્રહવાળા માર્ગથી ત્યાંની પ્રજાની જીત થઈ અને સરકારને નમતું આપવું પડ્યું.

હિંદી સરકારની દમનનીતિ તથા 'રૉલેટ ઍક્ટ' જેવા કાયદાઓ અને અમૃતસર ખાતેના ભયંકર હત્યાકાંડથી દેશમાં વિરોધનો વંટોળ જાગ્યો હતો. ગાંધીજીએ ૧૯૨૦માં અસહકારની અહિંસામય લડત ઉપાડી અને આખા દેશને સંગઠિત કરવાનો પ્રથમ વાર પ્રયત્ન કર્યો. આ સમયે તેમણે ઉચ્ચ કેળવણી માટે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી અને આ વખતે ગુજરાત પ્રાંતિક સમિતિની પણ રચના થઈ હતી. ગાંધીજી પાસે આ રીતે તેમના આદર્શો અને સિદ્ધાંતો પ્રમાણે કામ કરનાર સત્યાગ્રહ આશ્રમ, ગૂજરાત વિદ્યાપીઠ, 'નવજીવન' અને પ્રાંતિક સમિતિ એવી સંસ્થાઓ હતી અને એ દ્વારા રાષ્ટ્રોદ્ધારનું કાર્ય ત્વરિત ગતિએ ચાલવા લાગ્યું હતું. અસહકારની લડતે ગુજરાત સહિત આખા રાષ્ટ્રમાં નવું બળ પ્રેર્યું હતું. ગુજરાતમાં સત્યાગ્રહવાળો એક બનાવ બન્યો. એ હતો બોરસદનો સત્યાગ્રહ. જે તા. ૨-૧૨-૧૯૨૩ થી તા. ૮-૧-૧૯૨૪ સુધી ચાલ્યો હતો. બોરસદ તાલુકામાં ૧૯૨૧-૨૨માં બહારવટિયાઓનો ત્રાસ વધી પડવાથી ત્યાં વ્યવસ્થા માટે સરકારે ખાસ પોલીસ દળ ઊભું કર્યું અને તેનો ખર્ચ પ્રજા પાસેથી કર દ્વારા લેવાનું નક્કી કર્યું. આ અન્યાયી કર સામે ઝુંબેશ શરૂ થઈ. તેના માર્ગદર્શકોમાં વલ્લભભાઈ પટેલ, દરબાર સાહેબ, અબ્બાસ સાહેબ વગેરે આગેવાનો હતા. સરકારને આ અન્યાયી કર પાછો ખેંચવાની ફરજ પડી હતી. બોરસદના સત્યાગ્રહ જેવી શિસ્તબદ્ધ, શાંત અને એકસંપી લડત આ રાષ્ટ્રના ઇતિહાસમાં બીજી જોવા મળતી નથી. ગાંધીજી જેલમાં હોવાથી સીધી યા આડકતરી રીતે તેમનું માર્ગદર્શન સત્યાગ્રહીઓને મળ્યું ન હતું છતાં શાંતિથી અને મક્કમતાથી આ લડત ચાલી હતી.

૧૯૨૨ પછી ગાંધીજીએ અસહકારની લડત અમુક કારણસર પાછી ખેંચી લીધી તેવામાં સરકારે તેમને પકડયા અને જેલમાં પૂર્યા. જેલમાંથી બહાર આવ્યા બાદ પોતે રાજકારણમાંથી નિવૃત્ત થયા. ખાદી પ્રચાર અને અસ્પૃશ્યતા નિવારણના કાર્યમાં લગભગ ૧૯૨૯ સુધી પ્રવૃત્ત રહ્યા. આ ગાળામાં કોમવાદનું ઝેર વ્યાપી ગયું હતું. હિંદુ-મુસ્લિમ વચ્ચે દુશ્મનાવટ શરૂ થઈ હતી અને તેમની વચ્ચે હુલ્લડો અને તોફાનો થયા કરતાં હતાં. કૉંગ્રેસમાં સ્વરાજ પક્ષ સ્થાપ્યો હતો અને તેણે સારું કામ કર્યું હતું. સૌરાષ્ટ્રની સ્થિતિ જોતાં ત્યાંની પ્રજા ગુજરાતની પ્રજા કરતાં વધુ દુઃખી હતી. જામનગર, રાજકોટ, કચ્છ, જૂનાગઢ, વાંકાનેર, મોરબી જેવાં મોટાં રાજ્યો પ્રગતિશીલ અને કાર્યક્ષમ ગણાતાં. રાજાઓ પાસે પ્રજાની માગણી સુધારા માટેની હતી. ગોંડળ, રાજકોટ, જામનગર જેવાં રાજ્યોમાં ચળવળ દેખાતી પણ રાજાઓનું વલણ બ્રિટિશ સરકાર પ્રત્યે વફાદારીનું હોવાથી તેઓ ક્રાંતિકારો પ્રત્યે સખતાઈ બતાવતા હતા અને કૉંગ્રેસી કાર્યકર્તાઓ પ્રત્યે તેમજ સત્યાગ્રહ જેવી ચળવળો પ્રત્યે તેઓ તિરસ્કારથી જોતા હતા. આ પ્રદેશમાં જાણીતા એવા સાહિત્યકાર ઝવેરચંદ મેઘાણી જેઓ રાષ્ટ્રશાયર તરીકે ઓળખાયા હતા તેમનો ફાળો નોંધપાત્ર છે. ૧૯૨૮માં સુરત જિલ્લામાં બારડોલી તાલુકામાં જમીન મહેસૂલમાં વધારો કરવામાં આવતાં પ્રજાએ વિરોધી ચળવળ ઉપાડી જેમાં કલ્યાણજી-ભાઈ, અબ્બાસ સાહેબ વગેરે નેતાઓ તેનું સંચાલન કરતા હતા. વલ્લભભાઈ પટેલ તે ચળવળમાં જોડાયા અને પોતાના કાર્યથી લડતના તેઓ સાચા 'સરદાર' બની ગયા અને રાષ્ટ્રના નેતા બન્યા. ગાંધીજીનો પણ આ લડતને સંપૂર્ણ ટેકો હતો. આ લડતના સત્યાગ્ર દિનની ઉજવણી આખા દેશમાં થયેલી હતી. અંતમાં સરકારને નમતું મૂકવું પડયું હતું. આ લડતથી પ્રજાને સરકાર સામે લડત ચલાવવાનું પ્રેરક બળ મળ્યું હતું.

**ક્રાંતિનો બીજો તબક્કો**

હવે રાષ્ટ્રીય ધોરણે ઇતિહાસનાં વહેણ બદલાતાં હતાં. સાઇમન કમિશનનો વિરોધ કર્યો, અસહકારની ચળવળમાં ભાગ લીધો, સરકારની દમનનીતિનો વિરોધ કર્યો, કોમી હુલ્લડો થયાં, ગોળમેજી પરિષદોમાં રસ લીધો અને ૧૯૩૫ના નવા કાયદા હેઠળ થયેલી ચૂંટણીઓમાં ગુજરાતે ભાગ લીધો હતો. ગુજરાતનો સાક્ષર વર્ગ પણ આમાં સામેલ હતો. ગુજરાતમાં સ્ત્રીસ્વાતંત્ર્યના ઇતિહાસની શરૂઆત ગાંધીજીના સમયથી શરૂ થયેલી ગણી શકાય તેમ છે. આ સમયનાં બે નારીરત્નો તે લેડી શ્રી વિદ્યાગૌરી નીલકંઠ અને શ્રી શારદાબહેન મહેતા. તેઓ ગ્રૅજ્યુએટ થનાર પ્રથમ મહિલાઓ હતી. તેઓએ સ્ત્રીઓને કેળવણી લેતી કરવામાં, સામાજિક સુધારા કરવામાં અને સ્ત્રીઓના ગૃહ-જીવનમાં અનેક પરિવર્તનો લાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. તેમના સંચાલન હેઠળ સ્ત્રી-ઉદ્ધારક અને વિકાસ માટે ક્લબો, મંડળો, મહિલા સમાજ સંસ્થાઓ મુંબઈ, અમદાવાદ, સુરત વગેરે શહેરોમાં સ્થપાયાં હતાં. અમદાવાદમાં મજૂર ચળવળનો પાયો નાખનાર શ્રી અનસૂયાબહેન સારાભાઈનો ફાળો પણ નોંધપાત્ર છે. મજૂરોનું હિત જોનાર તેઓ પ્રથમ હતાં. તેમણે મજૂર સંગઠન કરી મજૂર સત્યાગ્રહમાં મહત્ત્વનો ભાગ લીધો હતો. એ પછી ગુજરાતમાં શિક્ષિત મહિલાઓએ રાજકીય ચળવળમાં ભાગ લઈ ગુજરાતના નવઘડતરમાં ફાળો આપ્યો હતો.

૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું. બ્રિટિશ સરકારે પ્રજાનો મત જોયા વગર હિંદને તેમાં દાખલ કર્યું અને ફરી રાજકીય આંદોલને ઉગ્ર સ્વરૂપ પકડયું. ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ કર્યો. ગુજરાતમાં આ આંદોલન સારી રીતે ચાલ્યું. જેલો રાજકીય કેદીઓથી ઊભરાઈ ગઈ. શ્રી રવિશંકર મહારાજ અને શ્રી બબલભાઈ જેવા સમાજસેવકો અને વિદ્વાનોએ જેલોને જીવંત વિદ્યાપીઠ બનાવી દીધી હતી. સૌરાષ્ટ્રમાં રાજકોટમાં સત્યાગ્રહની લડત ચાલી પણ તેમાં ગાંધીજીને જે અનુભવો થયા તે પરથી તેમણે આ પ્રદેશને ગંદા રાજકીય વાતાવરણવાળો અને કાવતરાંવાળો ગણાવ્યો હતો. ૧૯૪૨નું 'હિંદ છોડો' પ્રચંડ આંદોલન શરૂ થયું ત્યારે ગુજરાતે તેમાં પોતાનો હિસ્સો ઘણી તત્પરતાથી નોંધાવ્યો હતો. અડાસ ગામે થયેલો વિદ્યાર્થીઓ પરનો ગોળીબાર, અમદાવાદમાં શહીદ થયેલા ઉમાભાઈ કડિયા અને કિનારીવાળાનાં નામો તથા બીજે થયેલા આવા પ્રકારના બનાવો તે રોમાંચક પ્રસંગોની યાદ આપે છે. અમદાવાદની હડતાલ પણ ધ્યાન ખેંચે તેવી હતી. આ પછીથી રાજકીય બનાવો ઝડપભેર બનતા ગયા. વિશ્વયુદ્ધ બંધ પડયું. હિંદને સ્વતંત્ર કરવા માટેનાં ચક્રો ગતિમાન બન્યાં, કૅબિનેટ મિશને હિંદની મુલાકાત લીધી, સને ૧૯૪૭માં ૧૫મી ઑગસ્ટે હિંદના ભાગલા કરી સ્વતંત્રતા આપવામાં આવી. દેશી રાજ્યોનો પ્રશ્ન સરદાર વલ્લભભાઈએ કુનેહપૂર્વક ઉકેલ્યો જેના પરિણામે ગુજરાત અને સૌરાષ્ટ્રમાં દેશી રાજ્યોનું વિલીનીકરણ કરાયું. ગુજરાતનો પ્રદેશ મુંબઈ રાજ્યમાં ભળ્યો, સૌરાષ્ટ્રને અલગ રાજ્ય બનાવાયું જ્યારે કચ્છ ભારત સરકારના વહીવટ નીચે મૂકવામાં આવ્યું.

# શાસન-વ્યવસ્થાનો વિકાસ

શ્રી. કેશવલાલ કામદાર
(નિવૃત્ત અધ્યાપક, ભૂતપૂર્વ વડોદરા કોલેજ, વડોદરા)

ઈ. સ. ૧૨૯૮માં અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ ઉલુધખાન અને નસરતખાને કરણ વાઘેલાને હરાવીને તેની સમૃદ્ધ રાજધાની પાટણને લૂંટી લીધું ત્યારે ગુજરાતના ઈતિહાસમાં એક નવું જ પ્રકરણ ઊઘડ્યું, અને ૧૪મી સદીને અંતે મુસ્લિમ સૂબાઓ તેમના અધિપતિ દિલ્હીના સુલતાનોથી સ્વતંત્ર થયા ત્યારે એક નવી જ સંસ્કારિતાનો પ્રારંભ થયો. ફરી એક વાર ગુજરાત પ્રાદેશિક અને દરિયાઈ આધિપત્યની બાબતમાં હિંદનું આગેવાન રાજ્ય બન્યું. દરિયાઈ આધિપત્ય તેણે ઈજિપ્ત અને તુર્કસ્તાનના રાજ્યકર્તાઓના સહકારથી સાધ્યું અને દરિયાઈ સાર્વભૌમત્વમાં પોર્ટુગીઝો સાથે તે સ્પર્ધા કરવા લાગ્યું. તેની સંપત્તિએ ઈ. સ. ૧૨૯૮થી ૧૪૧૧ સુધી દિલ્હીની સલ્તનતને સમૃદ્ધ બનાવી હતી, તે હવે આ મુલકમાં નવાં શહેરો અને બંદરો સ્થાપવા અને તેને સુંદર બનાવવામાં મદદરૂપ થવા લાગી. ફરી એક વાર ગુજરાતે માળવા, ચિતોડ અને ખાનદેશ ઉપર તેમ જ થોડો સમય અહમદનગર પર સર્વોપરી સત્તા જમાવી, તથા યુરોપિયનોને, ખાસ કરીને પોર્ટુગીઝોને, હિંદ પર આક્રમણ કરતા અટકાવ્યા. ઈજિપ્ત, ઈરાક, તુર્કસ્તાન અને ઈરાનની કળા તથા સંસ્કૃતિનો તેણે સંગ્રહ કર્યો. અને તે તેણે નવાં સ્વરૂપ અને શૈલીમાં પછીથી મોગલ વિજેતાઓને સુપરત કરી. તેના સુલતાનોએ દેશના અને મધ્ય પૂર્વના દેશોના વિદ્વાનોને આશ્રય આપ્યો. મહેદવી સંપ્રદાયનો વિકાસ ગુજરાતમાં થયો અને તેના આગેવાનોએ અકબરના સમયમાં દીને ઈલાહી સંપ્રદાય અને તેની યોજનાને આકાર આપ્યો. મુસ્લિમ સુલતાનો અને સંતોએ ધર્માન્તરની પ્રવૃત્તિ ચલાવી, જેણે ગુજરાતની વસ્તીના માળખામાં મોટા ફેરફાર કર્યા. તેમાંથી મોમણા, પીરાણા, મોલેસલામ રાજપૂતો, વહોરા અને ખોજા જેવી નવી કોમો ઉદ્ભવી, જેમણે શહેરો તેમ જ ગ્રામવિસ્તારમાં મુસ્લિમ વસ્તીનું પ્રમાણ વધાર્યું. રાજપૂતોનો વિશ્વાસ અને વફાદારી જીતવા સુલતાનોએ લશ્કરી ભોગવટાહકવાળી વાંટાપદ્ધતિની યુક્તિ રચી. જાડેજા રાજપૂતોએ સિંધમાંથી કચ્છ અને કાઠિયાવાડમાં સ્થળાંતર કર્યું અને ત્યાં, ખાસ કરીને હાલારમાં, રાજકર્તા તરીકે વસવાટ કર્યો તે પણ આ સુલતાનોના સમયમાં. આ નવા રહીશો અને વાંટાદારોએ અકબરનાં સૈન્યોનો મક્કમ સામનો કર્યો. તુર્કી, અરબી અને ફારસી ભાષાના શબ્દો અપનાવીને આ સમયમાં ગુજરાતી ભાષા સમૃદ્ધ બની. મુસ્લિમ રાજ્યવહીવટની પદ્ધતિ દિલ્હીથી મેળવવામાં આવી હતી. પણ તેની ભૂમિકા મુખ્યત્વે ઈજિપ્તની હતી. ઉર્દૂએ તેનો પ્રથમ આકાર ગુજરાતમાં લીધો. દીવ અને દમણમાં પોર્ટુગીઝો સાથે સંપર્ક થતાં પણ ભાષા સમૃદ્ધ બની. ગુજરાતના સુલતાનોએ સ્થાનિક રાજપૂતો સાથે મોગલ સમ્રાટો અને દક્ષિણ હિંદના બ્રાહ્મણી વંશના રાજકર્તાઓ કરતાં ઘણા વધુ પ્રમાણમાં લગ્નસંબંધો બાંધ્યા. ઘણે ભાગે ગુજરાતના સુલતાનોની આ ખાસિયત તરફ ભારતીય ઈતિહાસના અભ્યાસીઓનું ધ્યાન ખેંચાયું નથી. સાચે જ આવાં લગ્નને પરિણામે જન્મતાં સંતાનોને રાજ્યગાદીના હકદાર ગણવામાં નહોતાં આવતાં, જ્યારે દિલ્હીના મોગલો આ બાબતમાં વધારે ઉદાર હતા.

ગુજરાતના આ નવા શાસકોએ પરદેશીઓ—મુખ્યત્વે ઈસ્લામનો અંગીકાર કરનારા તુર્કો—ની સહાયથી કિલ્લાઓ બાંધ્યા અને બંદરો ખીલવ્યાં. રાજપૂતોથી અજાણ્યું અને જાણીનું થતાં તેમના તિરસ્કારને પાત્ર થયેલું નવું શસ્ત્ર—તોપ તેઓ તેમની સાથે લાવ્યા. ભરૂચ અને ખંભાતનું મહત્ત્વ ઘટ્યું અને તેમનું સ્થાન સુરત તથા મુંબઈએ લીધું. ગુજરાતમાં પ્રથમ રામાનુજના અને પછી વલ્લભાચાર્યના સંપ્રદાયની લોકપ્રિયતાને માટે પણ આ સમય જાણીતો છે. પુષ્ટિમાર્ગે જૈન કોમમાંથી ઘણાને ધર્મપરિવર્તન કરાવ્યું અને હિંદુ ધર્મના ભક્તિમાર્ગને કલાત્મક સ્વરૂપ આપ્યું. "તેમણે એક મહાન મુક્તિદાયક અસર ઊભી કરી. . . . સનાતની બ્રાહ્મણ ધ્રૂજતો ધ્રૂજતો પોતાના ધર્મના સંકુચિત વાડામાંથી બહાર આવ્યો અને તેમની માન્યતાઓથી મુગ્ધ થઈ તેમના આદર્શવાદની આરાધના કરવા લાગ્યો" (શ્રી કનૈયાલાલ મા. મુનશી, 'ગુજરાત ઍન્ડ ઈટ્સ લિટરેચર', પૃષ્ઠ ૧૧૫). "વૈષ્ણવોના સંગીત, તેમની રાસલીલાઓ તેમ જ તેમના રસલક્ષી સાહિત્યે લોકો સમક્ષ આનંદનો એક નવો જ પ્રદેશ ખુલ્લો મૂકી દીધો" (શ્રી ક. મા. મુનશી, એજન, પૃ. ૧૩૬). જેમણે મૂર્તિપૂજા વિરુદ્ધ પ્રચાર કર્યો હતો અને જેમના શિષ્યોને ગુજરાત, સૌરાષ્ટ્ર, માળવા, રાજસ્થાન, પંજાબ અને ઉત્તર પ્રદેશમાં ઘણા અનુયાયીઓ મળ્યા હતા એવા લોંકાશાની આગેવાની નીચે પંદરમી સદીને અંતે જૈન શ્વેતામ્બર સંપ્રદાયમાં તડાં પડ્યાં, જૈનોએ, ખાસ કરીને શ્વેતામ્બર સાધુઓએ દિલ્હીના અને પછીથી અમદાવાદના રાજદરબારો સાથે સંપર્ક વધાર્યો. ચારે બાજુ પજવણી અને ધર્માન્તરની પ્રવૃત્તિ ફેલાયેલી હતી ત્યારે તેમણે જ્ઞાન અને સંસ્કારિતાનો પ્રદીપ સળગતો રાખ્યો. બ્રાહ્મણો કરતાં જૈન સાધુઓને એક વધુ લાભ હતો. તેમના ઉપર કૌટુંબિક જીવન અને સામાજિક બંધનનો બોજો નહોતો. તેઓએ સતત પ્રવૃત્તિ જારી રાખી. રાજકીય આફતોથી સલામત રહેલા આ જૈન સાધુઓએ તેમની અને બ્રાહ્મણ સંસ્કારિતાને સંરક્ષી. તેમને

આશ્રય આપનાર, તેમનાં પૂજાસ્થાન અને જ્ઞાનકેન્દ્રો—ઉપાશ્રય અને દેરાસરની પવિત્રતાને જાળવવાને તેમના અનુયાયીઓ પૂરતા સમૃદ્ધ હતા. પંજાબથી દક્ષિણ હિંદ સુધી તેઓ પ્રવાસ કરતા અને તેથી તેમની દૃષ્ટિ વિશાળ હતી. ઉદ્યાન અને માર્ગરચના, નગરયોજના, સંરક્ષણ તેમ જ બાંધકામ કળાને મુસ્લિમ વહીવટકર્તાઓ તરફથી નવું જ પ્રોત્સાહન મળ્યું. જેનું વેચાણક્ષેત્ર સમગ્ર હિંદમાં હતું તે કાગળ બનાવવાની રીતનો ગુજરાતને પરિચય થયો. કાગળના વપરાશથી ચિત્રકળાનો વિકાસ થયો, જેણે મોગલોના આશ્રય નીચે સર્વોચ્ચ કક્ષા પ્રાપ્ત કરી, તેમ જ રંગ અને રેખા વડે તેને બિનહરીફ સૌંદર્ય આપવાને જૈનો તથા વૈષ્ણવોને શક્તિમાન બનાવ્યા. ક્રમભાગ્યે મુસ્લિમ સમયમાં હિંદુ અને જૈન સ્થાપત્યકળાની કક્ષા નીચી ગઈ, પણ ગુજરાતમાં મુસ્લિમ શાસન દરમિયાન હેરત પમાડે તેવી નવી, મિશ્રિત સ્થાપત્યપદ્ધતિ પુષ્પોની આકૃતિઓમાં અને મસ્જિદોમાં વિકસી. વેપાર પરનો અંકુશ હિંદુઓને ખસેડીને મુસ્લિમોએ અને તેમને ખસેડીને ૧૪૯૮ પછી પોર્ટુગીઝોએ મેળવ્યો. એ યાદ રાખવું જરૂરી છે કે જેના રાજપૂત રાજાઓએ ઈડર, પાવાગઢ, નાંદોદ, જૂનાગઢ વગેરે પર આક્રમણ કરનારાઓનો મક્કમ સામનો કર્યો હતો તે પહેલાં ગુજરાતમાં ક્યારેય પણ સંપૂર્ણ મુસ્લિમ વિજય નહોતો થયો. રાજપૂત રાજાઓને મન હિંદુ ધર્મ અને સંસ્કૃતિ યુદ્ધ કરીને સંરક્ષવા યોગ્ય હતાં. આ અસમાન સ્પર્ધાના અસ્થિર અને અંત વિનાના સ્વરૂપને લીધે, આ સંયુક્ત મોરચાને મુશ્કેલ અને અશક્ય બનાવનાર સમાજનું મધ્યકાલીન અને રૂઢિચુસ્ત બંધારણ ગુપ્ત વેશમાં રહેલ આશીર્વાદ સમાન હતું. છતાં ગુજરાત ઉપરની અલાઉદ્દીનની ચઢાઈ જ્વાલામુખીના મહાન ધડાકા કે મોટા ખળભળાટ જેવી હતી. તેણે ગુજરાતની સમાજવ્યવસ્થાને પાયામાંથી હચમચાવી નાખી હતી. 'સાહિત્યદર્પણ'ના સુપ્રસિદ્ધ લેખક, કલિંગના યુદ્ધ અને જાહેર સલામતી ખાતાના મંત્રી તેમ જ લગભગ સમકાલીન વિશ્વનાથે અલાઉ-ઉદ્દીન ખીલજી વિશે ભારપૂર્વક લખ્યું છે કે "શત્રુ અથવા મિત્ર કોઈને પણ તે આશ્રય આપતો નહીં," તેવો ઉલ્લેખ કક્કસૂરિએ તેમના સંસ્કૃત કાવ્ય 'નાભિનન્દનોદ્ધાર પ્રબંધ'માં કરેલો છે. આશ્ચર્યની બિના તો એ છે કે મુસ્લિમ આક્રમણોએ આદિવાસીઓ ઉપર ખાસ અસર કરી નથી. ગુજરાતની વસ્તીમાં આદિવાસી તત્ત્વ મોટા પ્રમાણમાં રહેલું છે, તેનો આથી ખુલાસો મળી જાય છે.

ગુજરાતમાં મુસ્લિમ રાજ્ય પુરોગામી વલ્લભી અને સોલંકી રાજ્ય—જેઓ ૩૦૦ કરતાં વધુ વર્ષો સુધી રહ્યાં હતાં—ની સરખામણીમાં અલ્પજીવી હતું. ગુજરાતની સ્વતંત્ર રાજનીતિનો કદી પણ વિકાસ થયો નથી, એવો ભૂલભરેલો અભિપ્રાય ભારતીય ઇતિહાસના વિદ્વાન અભ્યાસીઓ ઘણી વાર ધરાવે છે અને રજૂ કરે છે, તેને આ હકીકત ખોટો સાબિત કરે છે. ભારતીય વિદ્યા ભવન પ્રકાશિત અને કનૈયાલાલ મા. મુનશી સંપાદિત ગ્રંથમાળાના ભારતીય ઇતિહાસના આ સમય પરના છેલ્લા પુસ્તકમાં જેમનો તુર્કી કે મામલુકી રાજાઓ તરીકે નિર્દેશ કરવામાં આવ્યો છે તેઓ સમકાલીન નોંધોમાં અહમદશાહ ગુજરાતી, મહમૂદશાહ ગુજરાતી, મુઝફ્ફરશાહ ગુજરાતી, બહાદુરશાહ ગુજરાતી વગેરે તરીકે જાણીતા હતા. તેમના છેલ્લા પ્રતિનિધિ મુઝફ્ફરશાહ ત્રીજાને ઈ. સ. ૧૫૭૩માં અકબરે હરાવ્યો હતો અને તેનું રાજ્ય જીતી લીધું હતું, જોકે ત્યાર પછી તુરત તો મોગલોને શાંતિ અનુભવવા મળી નહોતી. અકબરનાં સૈન્યોને સુલતાન મુઝફ્ફર ત્રીજા, જામનગરના જામ, ખુમાણ કાઠીઓ અને જૂનાગઢના ઘોરીઓ જેવા મક્કમ સામનો તથા યુદ્ધ કરનારા મળ્યા હતા.

ગુજરાતમાં મોગલોની સર્વોપરી સત્તા એ યુગમાં હિંદના કોઈ પણ ભાગમાં શક્ય એટલી સંપૂર્ણ હતી. અકબર અને જહાંગીરની શાસન-પદ્ધતિ ઉદાર અને કલ્યાણકારી હતી. લશ્કરી ભોગવટાહકવાળી વાંટા-પદ્ધતિને નાબૂદ કરવામાં આવી. સલ્તનતનાં યુદ્ધોમાં લશ્કરી સહાય મોકલનાર સ્થાનિક રાજપૂત રાજાઓનાં રાજ્યમાં અકબર, જહાંગીર અને ખરું જોતાં શાહજહાન મુશ્કેલી ઊભી કરતા નહોતા. જામનગર આ બાબતમાં અપવાદરૂપ હતું.

ઈ. સ. ૧૭૬૧ સુધી મોગલોએ એકચક્રે રાજ્ય કર્યું. તુર્કોની સર્વોપરી સત્તા કરતાં મોગલોની સર્વોપરી સત્તા વધુ સીધી અસર કરનારી હતી. સમ્રાટ અથવા તેનો પ્રતિનિધિ સૂબો ગાદી વારસાના અને સરહદના ઝઘડાઓનો નિકાલ કરતા હતા. રાજાઓ ખંડણી ભરતા, એટલું જ નહિ પણ સ્થાનિક વફાદારીભર્યા વર્તનની ખાતરી માટે તેમને ભાવિ ગાદીપતિને દિલ્હી રાખવો પડતો. હકીકત તરીકે ગુજરાતના રાજાઓએ સામ્રાજ્યની રાજનીતિમાં રાજસ્થાનના રાજાઓ કરતાં ઓછા મહત્ત્વનો ભાગ ભજવ્યો. મોગલોની ધાર્મિક સહિષ્ણુતાની અને બિન-મુસ્લિમો પરના જજિયા તથા બીજા તિરસ્કારપાત્ર કરની નાબૂદીની નીતિએ ગુજરાતના હિંદુઓમાં, મુસ્લિમોના આક્રમણ પછી તેમણે અનુભવી નહોતી એવી, અસાધારણ એકતા અને સંગઠનની ભાવના ઉત્પન્ન કરી. આ નવી પરિસ્થિતિનો તેમણે, ખાસ કરીને જૈનોએ લાભ ઉઠાવ્યો. અકબરના તથા સિક્રી અને આગ્રામાં જહાંગીરના દરબારોમાં, કાશ્મીરમાં તેમ જ દૂર કાબુલમાં ઉભરાયેલા જૈન શ્વેતામ્બર સાધુઓની સંખ્યાથી કોઈને પણ આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી. તેઓ શાહજાદાઓને ઉપદેશ આપતા. તેમાંના કેટલાકે, હીરવિજય-સૂરિ, ભાનુચંદ્ર ઉપાધ્યાય, સિદ્ધીશચંદ્ર, વિજયસેનસૂરિ વગેરેએ બાદશાહો અને બેગમ નૂરજહાં સાથે પણ મૈત્રીભર્યો સંબંધ બાંધ્યો હતો. તેમાંના ઘણાખરા ગુજરાતના હતા. આ સંપર્કે પરદેશી શાસનની સખતાઈને જરા હળવી બનાવી તેમ જ ગુજરાતીઓના દિલમાં સામ્રાજ્યની નાગરિકતાની ભાવના જન્માવી. આ ઉદારતાને થોડે અંશે શાહજહાંએ અને સંપૂર્ણ અંશે જામનગર અને હળવદને જીતીને તેમને ઇસ્લામનગર-બાદ અને મહમૂદનગર નામ આપનાર ઔરંગઝેબે ઉલટાવી નાખી. તેમની નીતિ પણ એની એ જ—રાજસ્થાન અને દક્ષિણ હિંદની જેમ ગુજરાત પર સર્વોપરી મોગલ સત્તા સ્થાપવાની હતી. તે સફળ થઈ નહિ. અમદાવાદનાં બાદશાહી દફતરો પરથી લખાયેલી તેમ જ અમદાવાદના મુલકી વહીવટમાં ઔરંગઝેબની ખોટી દખલની વિસ્તૃત માહિતી આપતી 'મિરાતે અહમદી' વાંચતાં જણાઈ આવે છે કે મોગલ રાજનીતિની અસર આખાયે ગુજરાત ઉપર વરતાતી હતી.

'મોગલાઈ શાંતિ' એ કાળમાં શક્ય એટલી સંપૂર્ણ હતી. ગાયકવાડ અને સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળે રહેલા પેશવાના પ્રતિનિધિઓ મારફત પોતાની સર્વોપરી સત્તા સ્થાપવાના પ્રયત્ન કરનાર મરાઠાઓએ મોગલોની આ રાજ્યવ્યવસ્થાને છિન્નભિન્ન કરી નાખી, જોકે એક સમયે ઉત્તર ગુજરાત, પછીથી સુરત અને ભરૂચ અંગ્રેજોના હાથમાં ગયાં તેમ જોધપુરના રાઠોડોના હાથમાં જશે એમ લાગતું હતું. મરાઠા વહીવટે વડોદરામાં, કાઠિયાવાડમાં અમરેલીમાં, ખેડામાં અને અમદાવાદમાં, તેમને ગાયકવાડ અથવા પેશવાએ હજમ કર્યા પછી, કાનૂની અને વહીવટી વ્યવસ્થા માટે 'યાદીઓ'ના સ્વરૂપની હિંદુ રાજ્યપદ્ધતિ સ્થાપી. આ પદ્ધતિ શિવાજીએ નીતિશાસ્ત્રો અનુસાર રાયગઢમાં રચેલ અષ્ટપ્રધાન મંડળના અગત્યના સભ્ય અને મરાઠા રાજ્યના સર્વોચ્ચ ન્યાયાધિકારી પંડિત રાવની આજ્ઞાથી પૂનામાં ઘડાયેલી રાજ્ય-પદ્ધતિની ઢબની હતી. ગુજરાત અને કાઠિયાવાડમાં અંગ્રેજો દાખલ થયા ત્યારે આ સિવાયની કોઈ વહીવટી કે કાનૂની પદ્ધતિ નહોતી.[1]

મોગલોના અનુગામીઓ તરીકે મરાઠાઓએ ગુજરાતમાં સરદારોની રાજ્યસત્તા અને ગાદીવારસાની તકરારો દરમિયાન વહીવટ સંભાળવા પ્રતિનિધિઓ નીમીને સાર્વભૌમત્વના હક ચલાવવા પ્રયત્ન કર્યો. ગાદીવારસાની તકરારોનો નિકાલ લાવવાના હકની પણ તેમણે માગણી કરી. ખાસ કરીને ગોંડલ અને ધ્રાંગધ્રામાં આવા બનાવ બન્યા.[2]

ઘણે ભાગે 'વૉકર-કરાર' વખતે ગુજરાત અને કાઠિયાવાડમાં રાજ્યવ્યવસ્થા અદૃશ્ય થવાની તૈયારીમાં હતી, માત્ર નાનકડો બ્રિટિશ પ્રદેશ તેમાં અપવાદરૂપ હતો. સંપૂર્ણ અંધાધૂંધીમાંથી ૧૮૦૭માં અમલમાં મુકાયેલા વૉકર-કરાર નીચે ધીમે ધીમે વ્યવસ્થા ફેલાઈ. આ કરાર વિચિત્ર, ગૂંચવણભર્યા, અમલમાં મૂકવામાં મુશ્કેલ અને ભયથી ભરેલા હતા. છતાં તેમાં સલામતી અને શાંતિની સ્થાપનાની ખાતરી રહેલી હોવાથી લોકોના માનસને તે અનુકૂળ થઈ પડયા. લગભગ ૬૦ વર્ષ —૧૮૬૭માં કાઠિયાવાડમાં બ્રિટિશ રાજનીતિએ ચોક્કસ સ્વરૂપ લીધું ત્યાં સુધી પોલિટિકલ એજન્સીએ અંધકારમાં ફાંફાં માર્યાં. મુંબઈની અને હિંદની સરકારે સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇંડિયા-ઇન-કાઉન્સિલની સંમતિથી દેશી રાજ્યોના સાત વર્ગોની તેમ જ બાકીની સરહદ અને સત્તા ધરાવતી એજન્સીની રચના કરી. અત્યાર સુધી એજન્સી રાજાઓ, ગરાસિયા, જિવાઈદારો, કારભારીઓ અને વકીલોના ભટકતા થાણા જેવી હતી તેમાં આથી ફેરફાર થયો. આ નવી રાજ્યવ્યવસ્થાએ ગુજરાત અને કાઠિયાવાડને સમાન કાયદાઓ અને તેની પરિભાષા આપ્યાં. રજવાડાંઓએ જિલ્લાઓની ઢબને અનુસરીને પોતાના વહી-વટમાં સુધારા કર્યા. એજન્સીએ સામાન્ય વહીવટી નોકરીઓ ઊભી કરી અને તેને લીધે બ્રિટિશ અમલદારોના હાથ નીચે તાલીમ પામેલા કર્મચારીઓ તૈયાર થયા, જેઓ પ્રામાણિક અને કુશળ હતા. દેશી રાજ્યોને તેમાંથી રાજ્યતંત્ર ચલાવવા માટે કર્મચારીઓ મળ્યા. દેશી રાજાઓને બ્રિટિશ સર્વોપરી સત્તાનું ભાન ડગલે ને પગલે થતું હતું. ગાદીવારસાની તકરારોનો નિકાલ ઝડપથી થતો હતો. સ્થાનિક બંડ-બખેડા કે તોફાનો વિરલ થઈ ગયાં હતાં. બહારવટાને દાબી દેવામાં આવ્યું હતું. સમાન લાભકારક શિક્ષણપદ્ધતિ અમલમાં મૂકવામાં આવી હતી. દુષ્કાળનો યોગ્ય સામનો કરવામાં આવતો. વ્યવહારના માર્ગોના વિકાસે સત્તાના વિકાસને વેગ આપ્યો, જેને પૂર્ણ થતાં ૧૮૬૬ થી ૧૯૪૭ સુધીનાં ૮૦ વર્ષ લાગ્યાં. પોતાના વેપારવાણિજ્ય તથા આખાયે દેશના હિતને ખાતર બ્રિટિશ સરકાર પોતાની રાજનીતિનું અબાધિત અને વિરોધહીન સ્વરૂપ જાળવવા સજાગ હતી.[3]

દેશી રાજ્યોનાં છેવટનાં વર્ષોમાં જ્યાં જવાબદાર રાજ્યતંત્ર આપવાની દિશામાં પ્રયોગો થયા હતા એવા વડોદરા અને ભાવનગરની અનુક્રમે એકવ્યક્તિ-સંચાલિત તથા રાજ્યના અંકુશ નીચેના અમલદારો સંચાલિત ઉજ્જ્વળ, કલ્યાણકારી અને યોજનાબદ્ધ રાજ્યવ્યવસ્થાથી ગુજરાત અને કાઠિયાવાડમાં બંધારણીય ભાવનાના વિકાસને સહાય મળી. રાજકોટમાં લાખાજીરાજના રાજ્ય દરમિયાન થોડાક સમય માટે કરવામાં આવેલા ને ઓછા જાણીતા થયેલા કાર્યરત લોકશાહીના પ્રયોગોનો પણ અહીં ઉલ્લેખ કરવો જોઈએ.

જાતજાતની વિરોધી સત્તાઓ અને સરહદોને કારણે ગુજરાતમાં રાજકીય અને આર્થિક એકતા સિદ્ધ કરવામાં મંદતા આવી હતી. બ્રિટિશ સરકાર પુરાણી રજવાડાશાહીનું રક્ષણ કરવાની નીતિની ખાતરી આપી ચૂકી હતી. આ નીતિ કસમયની થઈ ચૂકી હતી. 'રાજવી મંડળ' પણ આ અરાજકતામાંથી વ્યવસ્થા ઉત્પન્ન કરવામાં નિષ્ફળ ગયું. તેની મરજી હોત તો બ્રિટિશ સત્તા વચ્ચે પડીને આ પરિસ્થિતિમાંથી

---

૧. ઈસ્ટ ઇંડિયા કંપની સાથેના ગાયકવાડના સંબંધો પરના તેના રસિક પુસ્તકમાં વૉલેસ નોંધે છે કે અંગ્રેજો તેમની અનુકૂળતા પ્રમાણે વડોદરાના રાજવીઓને સ્વતંત્ર સત્તાધીશ કે ખંડિયા રાજાઓ ગણતા અને તેમની સાથે તેવું વર્તન રાખતા.

૨. વડોદરા રાજ્યમાં, ખાસ કરીને સયાજીરાવ બીજાના અમલ દરમ્યાન, બંધારણીય વર્તનની ભાવના, ઘણું કરીને નજીકમાં અંગ્રેજોની આ પ્રકારની નીતિની અસરને લીધે, વિકસી હતી એમ લાગે છે. જેના કુટુંબે હાલારમાં આવેલા ગોંડલ, રાજકોટ, મેંગણી વગેરે રાજ્યના શરાફ તરીકે કામ કર્યું હતું એવા ગોંડલ-ધોરાજીના શરાફ ચાંપશી કામદારની લેણદેણની પતાવટ કરી આપવાની માગણીને સયાજી-રાવે નકારી કાઢી હતી.

૩. ગુજરાત અને કાઠિયાવાડમાં બ્રિટિશ સત્તાએ ખંડણી ન ભરવાની કે બીજી કોઈ કસૂર માટે કોઈ રાજ્યને ખાલસા કરવાની તકનો લાભ લીધો નહોતો. ધંધુકા, ઘોઘા અને રાણપુર પરગણામાં આવેલા ભાવનગર રાજ્યનાં ૧૧૬ ગામોને ખાલસા કરવાની તક અમદાવાદના કલેક્ટર માટે ઊભી થવા પામી હતી. પણ સહાનુભૂતિભરી બ્રિટિશ નીતિ અને તે વખતના (૧૮૫૩–૫૪) ભાવનગર રાજ્યના દીવાન ગૌરીશંકર ઓઝા (ગગા ઓઝા)ની કુનેહને પરિણામે આ ગામો રાજ્યને પાછાં સોંપી દેવામાં આવ્યાં હતાં. એ યાદ રાખવું જરૂરી છે કે આ વર્ષે લૉર્ડ ડેલહાઉસીનો સામ્રાજ્યવાદી વહીવટ ટોચે પહોંચ્યો હતો.

કંઈક ઉકેલ લાવી શકી હોત. પણ તેઓને તેમના પ્રદેશમાં રાષ્ટ્રીય ચળવળનો ભય હતો. આ રાજનીતિના બચાવ માટે કોઈ કટોકટીની જરૂર હતી. પ્રથમ વિશ્વયુદ્ધ અને મુખ્યત્વે બીજું વિશ્વયુદ્ધ થઈ થતાં જ તે આવી પહોંચી. ત્યાર બાદ પોલિટિકલ એજન્સીઓ દિલ્હીના કાબૂ નીચે ચાલી ગઈ.

ગાંધીજીએ એક વાર કહ્યું કે રાજાઓ અંદરથી સુધરવાં જોઈએ, નહિ તો તેમનું ભાવિ સારું નથી. રાજવીઓ આ ભવિષ્યવાણીને સમજી શક્યા નહિ. તેમણે તેમાંથી એવો અર્થ કાઢ્યો કે રાજ્યોનું ભાવિ સારું નથી એટલે રાજવીઓનું ભાવિ સારું નથી. ખરેખર, આ તેમની ભૂલ હતી. સલ્તનતની રાજનીતિમાં તેઓ ભાગ ભજવે એવી લોર્ડ મેયો અને કર્ઝનની ઇચ્છા હતી. પણ તે ફોગટ હતી અને આ સમયની બ્રિટિશ રાજ્યવ્યવસ્થામાં તે બર આવવી મુશ્કેલ હતી.[૪] સાઈમન કમિશનની સમવાય તંત્રની યોજનાએ સ્વરૂપ ધારણ કર્યું નહીં, કરી શકી નહિ. વડોદરામાં અને દેશી રાજ્યોની બીજી રાજધાનીઓમાં કાયમની એવી સર્વોપરી સત્તાની, આંતરરાષ્ટ્રીય કાયદાની, સનંદો, સંધિઓ તથા કરારોની તેમણે મોટી મોટી વાતો કરી. તેને ફેંકી દેવાને મહાન કટોકટીની જરૂર હતી. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન તે આવી. ગાંધીજીએ તેને ફેંકી દીધી. જૂનાગઢ અને હૈદ્રાબાદના મહાન બનાવોએ ભારતસંઘ વિરોધી રાજવીઓને તેમ જ તેમના કલ્પનાશક્તિવિહોણા સ્વાર્થી પ્રધાનો અને સલાહકારોને પ્રતીતિ કરાવી કે મોટાં એકમોમાં એકત્રીકરણ એ જ માત્ર તેમનાં કુટુંબોને સર્વનાશમાંથી ઉગારવાનો ઈલાજ છે. રાજવી મંડળના ભુક્કા ઊડી ગયા, એટલું જ નહિ પણ પુરાણી રાજ્ય વ્યવસ્થા છિન્નભિન્ન થઈ ગઈ. ભારત સંઘે બધાંને સમાવી લીધાં. ગુજરાતે એકત્રીકરણ, જોડાણ, દ્વિભાષી રાજ્યરચના એવા સર્વ કોઈ પ્રયોગો એક પછી એક કર્યા.

છેવટે રાજકીય, વહીવટી અને બંધારણીય રીતે ભૂતકાળમાં કદી પણ નહોતી એવી એકતા તેણે પ્રાપ્ત કરી. નર્મદનું સ્વપ્ન સિદ્ધ થયું છે. અત્યાર સુધી જે સાહિત્યિક પ્રયોગ હતો તે રાજકીય સત્ય બન્યું. પણ ભારતની જેમ ગુજરાતના અસ્તિત્વમાં સુસંવાદિતાની ભાવના રહેલી નથી. આર્થિક આયોજન ભૌતિક સગવડો લાવી શકે, પણ જે માત્ર શિક્ષણ અને સાહિત્યના સુયોજિત જોરદાર પ્રવાહોથી આવી શકે તેમ જ પ્રજ્ઞાશીલ વિભૂતિઓના માર્ગદર્શન નીચે ચાલતા પ્રયત્નોથી જ જે સિદ્ધ થઈ શકે એવી સુસંવાદિતાની ખાતરી તેની પાસેથી ન રાખી શકાય. એવી ઉત્સાહપૂર્વક આશા રાખવામાં આવે છે કે ગુજરાતનાં સંતાનો ગમે તેવી પરિસ્થિતિને પહોંચી વળશે અને યુગના પડકારને ઝીલશે.

(Devalopment of policy નામના અંગ્રેજી લેખનો અનુવાદ)

---

૪. ભૂતકાળની વડોદરા રેસિડેન્સીના કાગળોના બંડલમાં વીંટાળેલો એક ખાનગી દસ્તાવેજ એક વાર મારા વાંચવામાં આવ્યો હતો. નજીકમાં ચાલી રહેલી જવાબદાર રાજ્યતંત્ર અને સ્વતંત્રતાની વધતી જતી ચળવળનો જોરદાર સામનો કરવા માટે સચીન, ખંભાત, જૂનાગઢ અને બીજાં મુસ્લિમ રાજ્યો તેમ જ જામનગર, મોરબી, પોરબંદર વગેરે હિંદુ રાજ્યોનો સંઘ રચવા માટેની રાજકીય ખાતાના બ્રિટિશ અમલદારોની વિચારણા અંગેની તેમાં માહિતી હતી.



# પ્રાચીન પાટનગરો

ડૉ. પ્રિયબાળા શાહ
(અધ્યાપક, એચ. કે. આર્ટ્સકૉલેજ, અમદાવાદ)

પ્રાચીન ભૂગોળ પ્રમાણે આપણા પ્રાંતનું નામ ગુજરાત પડતા પહેલાં ઘણા પ્રાચીન સમયથી એના ઉત્તર ભાગનું નામ હતું આનર્ત, પશ્ચિમ ભાગનું સૌરાષ્ટ્ર અને દક્ષિણ ભાગનું લાટ. પ્રાચીન આનર્ત, સૌરાષ્ટ્ર અને લાટ—આ ત્રણેએ મળી બનાવ્યું ગુજરાત. ત્યાર પછી પણ ગુજરાતની સરહદમાં થયેલા ફેરફારો તે માત્ર રાજકીય ક્રાંતિને લગતા ફેરફારો જ કહી શકાય.

વૈદિક સમયથી એટલે કે આપણા પ્રાંતનું નામ ગુજરાત પડયું તે પહેલાં ઘણી સદીઓથી ગુજરાતની ભૂમિના કિનારાનો ભાગ જાણીતો હતો. દ્વારકા, પ્રભાસ, ભરૂચ, વલભી અને તે પછી સોપારા અને સ્કંભતીર્થ (ખંભાત) વગેરે ભારતનાં પ્રસિદ્ધ બંદરો હતાં. ગુજરાતના સાંસ્કારિક જીવનમાં જે વિશેષતા છે તેનો પાયો વૈદિક સમયથી એટલે કે આદ્ય-ઐતિહાસિક સમયથી શરૂ થાય છે.

**પૌરાણિક પાટનગર:**

**દ્વારકા**

દ્વારકા એ આપણા પ્રાગૈતિહાસિક સમયનું પાટનગર છે અને મહાગુજરાતનાં પાટનગરોની પંક્તિમાં સર્વપ્રથમ છે. દ્વારકાપુરી સારા ભારતભરમાં જાણીતી છે. ભારતની પવિત્ર નગરીઓમાંની તે એક છે. ભગવાન શ્રીકૃષ્ણની એ દ્વારકા. આ દ્વારકાનું વર્ણન શ્રીમદ્ભાગવત પ્રમાણે જેવા જેવું છે. ભગવાન શ્રીકૃષ્ણે બાર યોજનના ઘેરાવાવાળી નગરી સમુદ્ર વચ્ચે બાંધી હતી, જેની શિલ્પકળા અદ્ભુત હતી. તે નગરીની અંદર અને બહાર અનેક બગીચાઓ હતા, જેમાં ગગનસ્પર્શી અટારીઓ, સુવર્ણકળશો અને સ્વચ્છ અગાશીઓવાળા નવ લાખ પ્રાસાદો હતા. પણ આજની દ્વારકાપુરીમાં આમાંનું કાંઈ દેખાતું નથી. ત્યારે શ્રીકૃષ્ણની દ્વારકા કઈ? આ એક મહત્ત્વનો પ્રશ્ન છે. છતાં એટલું તો ચોક્કસ છે કે દ્વારવતી—દ્વારકા એ ગુજરાતનું પહેલું સંસ્કારકેન્દ્ર.

**ઐતિહાસિક પાટનગર:**

દ્વારકા તો પૌરાણિક રાજધાની. પણ ઐતિહાસિક સાધન સામગ્રીનો વિચાર કરીએ તો પહેલી બે રાજધાનીઓ સુરાષ્ટ્રમાં ગિરિનગર અને વલભી નજરે પડે છે. ત્યાર પછી આબુની દિશામાં ભિલ્લમાલ—ભિન્નમાલ—શ્રીમાલ. આનર્ત-સુરાષ્ટ્રને ગુર્જરત્રા ગુજરાત બનાવનાર આ નગર છે. ત્યાર બાદ આનર્ત દેશની અથવા ગુર્જર દેશની મુખ્ય રાજધાની તે અણહિલપુર પટ્ટણ. વાઘેલાના સમયમાં લવણપ્રસાદના પુત્ર વીરધવલે ધોળકામાં રાજધાની કરી. અને મુસલમાનોના સમયમાં અમદાવાદ બન્યું પાટનગર. અંગ્રેજોના સમયમાં ગુજરાત બન્યું મુંબઈ ઇલાકાનો એક ભાગ અને તા. ૧લી મે ૧૯૬૦ને દિવસે ગુજરાત બન્યું સ્વતંત્ર ભારતનું એક ઘટક રાજ્ય. આ છે આપણા ગુજરાતનાં પાટનગરોનો ઇતિહાસ. તેને વિસ્તારથી જોઈએ.

**જૂનાગઢ**

ઐતિહાસિક યુગની શરૂઆતથી જ જૂનાગઢ સૌરાષ્ટ્રનું પાટનગર હતું. આખા મહાગુજરાતનું પહેલું ઐતિહાસિક પાટનગર જૂનાગઢને ગણી શકાય. એ પહેલાંનું પાટનગર દ્વારકા. સાધારણ રીતે તે પ્રાગૈતિહાસિકયુગનું ગણાય. હાલના આ જૂનાગઢનું પ્રાચીન ઐતિહાસિક નામ ગિરિનગર છે. આ ગિરિનગરે લગભગ સાતસો વર્ષ સુધી આપણા ભૂમિવિભાગના પાટનગરનું સ્થાન ભોગવ્યું છે. આટલા લાંબા સમય સુધી અવિચ્છિન્ન પાટનગર રહ્યું હોય એવું બીજું કોઈ શહેર ભારતમાં ભાગ્યે જ જડશે.

સૌરાષ્ટ્રમાં જૂનાગઢની પૂર્વે એકાદ માઈલ પર ગિરનારની તળેટી પાસે ખડકનો એક અવશેષ છે. આ ખડકને કવિ નાનાલાલે પોતાના 'ગિરનારના ચરણે' કાવ્યમાં "શૈલકણ" કહ્યો છે. આ શૈલકણમાં કવિવરે પ્રભુનું ઇતિહાસવાણી દર્શન કર્યું. આ રીતે આ શિલા ઇતિહાસની અદ્વિતીય શિલા છે.

"ઇતિહાસવાણી લીધ દર્શન ત્યાં પ્રભુનું." આ શિલા ઉપર કોતરાયા છે ત્રણ સમ્રાટોના શિલાલેખો: દેવાનાં પ્રિય પ્રિયદર્શી મહારાજ અશોક મૌર્ય, મહાપ્રતાપી ક્ષત્રપ રુદ્રદામા અને ગુપ્ત સમ્રાટ્ સ્કંદગુપ્ત—આ રીતે સાત સૈકાથી પણ અધિક કાળ ઉપર આ શિલા પ્રકાશ પાડે છે. મહાક્ષત્રપ રુદ્રદામાના લેખમાં મૌર્યવંશના ચંદ્રગુપ્ત અને અશોકનાં નામોનો ઉલ્લેખ છે. આ ઉલ્લેખ પરથી સમજી શકાય છે કે ઈ. સ. પૂ. ચોથા સૈકામાં પાટલિપુત્રના ચંદ્રગુપ્ત મૌર્યની આણ આ પ્રદેશ ઉપર હતી. આ શિલાના સાન્નિધ્યમાં સેતુબંધ કરી જળાશયબાંધી પશ્ચિમ ભારતની પ્રજાનું હિતચિંતન કર્યું. આ રીતે રુદ્રદામાના લેખ ઉપરથી ઐતિહાસિક વિગત સમજાય છે કે સમ્રાટ્ ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં વૈશ્ય પુષ્યગુપ્ત સૌરાષ્ટ્રનો સૂબો હતો. એણે આ સુદર્શન તળાવ ગિરનારની—ઉર્જયત્ પર્વતની તળેટીમાં બંધાવ્યું. અને નગરજનોને વિહાર માટે કે યાત્રાળુઓને સ્નાન માટે ઉપયોગમાં

આવે એવી ભાવના સાથે જળાશય બંધાવ્યું. વધારામાં આ લેખ પરથી જાણી શકાય છે કે ચંદ્રગુપ્ત પછી મૌર્ય વંશને શોભાવનાર જગપ્રસિદ્ધ સમ્રાટ અશોક ગાદીએ આવ્યો. તેના સમયમાં યવનરાજ તુષાસ્ફ સૌરાષ્ટ્રનો સૂબો હતો અને એણે આ તળાવને નહેરોથી જોડીને ખેતીને લાયક બનાવ્યું.

આ શિલા ઉપરના ભારતના મહાન રાજાઓના ત્રણે લેખોનું મહત્ત્વ એકલા ગુજરાતના ઇતિહાસ માટે નહિ પરંતુ આખા ભારતના ઇતિહાસમાં ઘણું મહત્ત્વનું છે. સમ્રાટ અશોકના ધર્મલિપિના લેખો પશ્ચિમ ભારતમાં ગિરનાર અને સોપારામાં છે અને પશ્ચિમ વિભાગનું પાટનગર એ સમયે ગિરિનગર અને દક્ષિણનું સોપારા એમ મનાતું. મૌર્ય અશોકના રાજ્યમાં ગિરિનગરનું મહત્ત્વ ઘણું હોવું જોઈએ કે જેથી પ્રિયદર્શી રાજાએ પોતાની ધમ્મલિપિ ત્યાંના ખડક પર કોતરાવી. આ ધમ્મલિપિ આપણને તે વખતની ગુજરાતની સંસ્કારિતાનો ખ્યાલ આપે છે. અને તે જ ધર્મની આજ્ઞાઓ ગુજરાતના લોકજીવનમાં વારસા રૂપે ઊતરી આવી છે. ગુજરાતમાં સહિષ્ણુતા અને અહિંસાના પાયા તે સમયથી નંખાયા છે.

આ શિલા ઉપર બીજો મહત્ત્વનો લેખ ક્ષત્રપવંશના રુદ્રદામાનો છે. રુદ્રદામાનો સમય ઈ. સ. ૧૫૦ છે. આ લેખમાં સુદર્શન તળાવની વિશેષ વિગત આપેલી છે. શક સંવત ૭૨ (ઈ. સ. ૧૫૦)ના વર્ષમાં ગિરિનગરમાં અતિવૃષ્ટિ થઈ. અને તેને પરિણામે આ પ્રદેશ સમુદ્ર જેવો થઈ ગયો. ઊર્જયત્ ગિરિમાંથી નીકળતી નદીઓ—પલાશિની, સુવર્ણસિકતા વગેરે—નાં ભારે પૂરથી સુદર્શન તળાવની પાળ અને બંધ તૂટી ગયાં અને તળાવ ફાટ્યું. ભયંકર વાવાઝોડાને પરિણામે વૃક્ષો, મકાનો વગેરેનો નાશ થઈ ગયો. પાણી ન રહેવાથી સુદર્શન તળાવ દુર્દર્શન બની ગયું. ૪૨૦ હાથ લાંબો, ૪૨૦ હાથ પહોળો અને ૭૫ હાથ ઊંડો ખાડો થઈ ગયો. આને સમરાવવાનું કાર્ય રાજ્યના મતિ-સચિવોને અશક્ય લાગ્યું. આથી પ્રજામાં હાહાકાર થઈ ગયો. સુરાષ્ટ્રના પહ્લવ સુવિશાખે સેતુને ફરી બાંધવાનું બીડું ઝડપ્યું અને તે કામ પૂર્ણ કર્યું. નવો બંધ જૂના કરતાં ત્રેવડો મજબૂત અને ત્રેવડો મોટો બાંધવામાં આવ્યો. અને તે પાછળ અઢળક દ્રવ્ય ખર્ચવામાં આવ્યું. છતાં પણ પ્રજા પાસેથી કોઈ પણ જાતનો વેરો લેવામાં આવ્યો નહિ કે વેઠ કરાવવામાં આવી નહિ. કામ તાકીદે પૂરું કરવામાં આવ્યું અને સુદર્શન તળાવ સુદર્શનતર કરવામાં આવ્યું.

ગુપ્તોના સમયમાં પણ ગુજરાતની રાજધાની ગિરિનગરમાં જ રહી તે આપણને ઊર્જયત્‌ની એ શિલા ઉપરનો ત્રીજો લેખ સ્કંદગુપ્તનો કહે છે. આ લેખનું નિમિત્ત પણ અતિવૃષ્ટિ અને સુદર્શનનો નાશ અને તેના પુનરુદ્ધાર અંગેનો છે. આ શિલાલેખનું નામ 'સુદર્શનતટાક સંસ્કાર ગ્રંથરચના' છે. તે ૩૯ શ્લોકોનો સંસ્કૃતમાં લખેલો લેખ છે. મહારાજ સ્કન્દગુપ્તના સમયનો ઈ. સ. ૪૫૬નો લેખ જણાવે છે કે પર્ણદત્ત નામના સૂબાને સુરાષ્ટ્રના અધિકાર ઉપર નીમવામાં આવ્યો હતો. પર્ણદત્તે તેના પુત્ર ચક્રપાલિતને નગરરક્ષાનું કામ સોંપ્યું. એ વખતે રુદ્રદામાએ બંધાવેલો સુદર્શન સરોવરનો બંધ પલાશિની, સિકતા વગેરે નદીઓમાં ફરી પાછું મોટું પૂર આવવાથી તૂટી ગયો. માત્ર બે મહિનામાં જ ૧૦૦ હાથ લાંબો, ૬૮ હાથ પહોળો, સાત મથોડાં ઊંચો બંધ તૈયાર કરવામાં આવ્યો. આમ ચક્રપાલિતે દુર્દર્શ થઈ ગયેલા સુદર્શન તળાવને ફરી પાછું સાચા અર્થમાં સુદર્શન બનાવ્યું. તે સમયનું હિલ્લોળતું સરોવર આજે ક્યાં છે તેની પણ કોઈને ખબર નથી. તેની તપાસ—શોધ જ્યારે થાય ત્યારે ખરી! આ ચક્રપાલિતે ત્યાં વિષ્ણુનું મંદિર બંધાવ્યાનો પણ લેખમાં ઉલ્લેખ છે.

આ રીતે પ્રાચીન સમયમાં પણ એવી સમજ હતી કે જ્યાં નદીઓ મોટી ન હોય, વરસાદ ઉપર આધાર રખાય નહિ, ત્યાં 'જળાશયો' કુદરતી કે કૃત્રિમ આવશ્યક બને છે. આ રીતે ગુજરાતના ઇતિહાસમાં સરોવરની પરંપરા દેખાય છે અને તેથી જ એક ઇતિહાસરસિકે ગુજરાતની સંસ્કૃતિને 'સરોવર સંસ્કૃતિ'* કહી છે.

આમ પ્રાગૈતિહાસિક સમયનાં દ્વારકા વગેરે સ્થળો ન ગણીએ તો મૌર્યો, ક્ષત્રપો અને ગુપ્તોના સમયમાં ગુજરાતની રાજધાની લાંબા સમય સુધી સૌરાષ્ટ્રમાં ગિરિનગર અથવા જૂનાગઢમાં રહી હતી. આ ઐતિહાસિક સમયનું ગુજરાતનું પહેલું પાટનગર.

વલભી

ગુપ્ત સામ્રાજ્ય પછી વલભીના રાજાઓએ સૈકડો વર્ષથી ચાલુ રહેલા ગિરિનગરના પાટનગરને છોડીને વલભી પસંદ કર્યું. વલભીના રાજકર્તાઓ મૈત્રક વંશના છે. આ મૈત્રકો કોણ અને પહેલાંના રાજ-કર્તાઓએ પ્રાંતની રાજધાની તરીકે ગિરિનગર (જૂનાગઢ)ને કેમ પસંદ કર્યું અને વલભીના રાજકર્તાઓએ સૈકડો વર્ષથી ચાલુ એવી રાજધાની કેમ છોડી દીધી એ આપણા ગુજરાતના ઇતિહાસનો મોટો કોયડો છે.

ક્ષત્રપો અને ગુપ્તોનો ઇતિહાસ જેમ સિક્કાઓ ઉપરથી તારવવામાં આવ્યો છે તેમ વલભી રાજાઓનો ઇતિહાસ એમનાં તામ્રપત્રો ઉપરથી મળે છે. તેમની રાજ્યવ્યવસ્થાનો સમગ્ર ખ્યાલ આ તામ્રપત્રો આપે છે. વલભી તે વખતે ભારતનું એક સંસ્કારકેન્દ્ર ગણાતું. એ સમયે ધર્મની સહિષ્ણુતા અને ઉદારતા ઘણી હતી. રાજધર્મ શૈવ હોવા છતાં એ ધર્મને દાન કે પોષણ મળ્યાના બહુ ઉલ્લેખો મળ્યા નથી પણ ઇતર ધર્મોને દાન મળ્યાના ઉલ્લેખો મળે છે. વલભી વાણિજ્ય અને વિદ્યાનું એક ભવ્ય કેન્દ્ર હતું. હિંદુ અને જૈન તેમ જ બૌદ્ધ સિદ્ધાન્તોનું પણ એ કેન્દ્ર હતું. ચીની મુસાફર ઇત્સિંગ ચીનનાં-વિશ્વવિદ્યાલય સાથે સરખાવી શકાય તેવાં હિંદમાં માત્ર નાલંદા અને વલભી એમ બે વિશ્વવિદ્યાલયો ગણાવે છે. બૌદ્ધ યાત્રી હ્યુએનસંગ પોતાની પ્રવાસનોંધમાં લખે છે કે "વલભીના લોકો ઘણા બુદ્ધિશાળી છે. ભાષા બહુ શુદ્ધ છે અને લોકો વિદ્યાસંપન્ન

* જુઓ 'ગુજરાતની રાજધાનીઓ' (પૃ. ૭૦)—શ્રી રસિકલાલ પરીખ.

છે. બ્રાહ્મણ અને બૌદ્ધ બન્ને ધર્મો પ્રચલિત છે. વસ્તી ઘણી ગીચ છે અને એક સો ઉપર ઘર તો કરોડપતિઓનાં છે. દૂર દૂર દેશની તેમ જ પરદેશની વસ્તુઓની અહીં મોટી વખારો છે. બૌદ્ધોના સો ઉપર સંઘારામ અને બ્રાહ્મણ દેવોનાં સેંકડો દેવાલયો છે." આ રીતે વલભી સ્વતંત્ર ગુજરાતની રાજધાની હતું. ધર્મ, વિદ્યા, કલા, વાણિજ્યનું મોટું મથક હતું. આનર્ત–સૌરાષ્ટ્રનું એ સંસ્કારકેન્દ્ર. આજે તેના અવશેષો પણ મળતા નથી. તેને શોધવા માટે પુરાતત્ત્વ ખાતા તરફથી જોઈએ તેવો પ્રયત્ન પણ થયો નથી.

ભિન્નમાલ

આનર્ત–સુરાષ્ટ્રના પ્રદેશને ગુજરાત નામ ક્યારથી મળ્યું એની આપણે વિગત જોવાની અહીં જરૂર નથી. પણ એટલું તો ચોક્કસ છે કે ગુર્જર જાતિ પરથી આ પ્રદેશને ગુર્જરદેશ કે ગુજરાત નામ આપવામાં આવ્યું છે. ગુર્જર રાજવંશીઓના તામ્રપત્રો નર્મદા, મહી અને કોઈક વાર તાપી અને ખેડા સુધીના વિસ્તારમાંથી મળ્યા છે. ચીની મુસાફર હ્યુએનસંગ વલભીની ઉત્તરે ગુર્જરદેશ હતો અને તેની રાજધાની ભિન્નમાલ હતી તેમ નોંધે છે. વધારામાં તે જણાવે છે કે "એ દેશની વસ્તી ગીચ હતી, લોકો ધનવાન હતા, દેશ સુરાષ્ટ્રના જેવો હતો, રાજા ક્ષત્રિયકુલનો હતો અને એ સમયે માત્ર વીસ વર્ષની વયનો, બુદ્ધિશાળી અને હિંમતવાન હતો; ધર્મ મોટે ભાગે નાસ્તિકો (બૌદ્ધ ધર્મને ન માનનારાઓ–હિંદુઓ)નો હતો; થોડા બૌદ્ધધર્મી હીનયાનને માનનારા હતા. એક સંઘારામ હતો, જેમાં લગભગ ૧૦૦ શ્રમણો રહેતા. અનેક દેવમંદિરો હતાં, જેમાં જુદા જુદા ધર્મના લોક પૂજા કરે છે."

આ ભિન્નમાલ હિંદુ સંસ્કૃતિનું કેન્દ્ર હતું. આ ભિન્નમાલનાં નામો યુગે યુગે બદલાતાં રહ્યાં છે. શ્રીમાલ સત્યયુગનું, તે પછી ત્રેતાયુગનું પુષ્પમાલ, દ્વાપરયુગનું રત્નમાલ અને કલિયુગમાં ભિન્નમાલ કે ભિલ્લમાલ. આ ભિન્નમાલમાં જગત્‌સ્વામી સૂર્યનું મંદિર ઘણું પ્રાચીન મનાય છે.

આ શ્રીમાલને માટે એક શ્રીમાલપુરાણ લખાયેલું છે. શ્રીમાલનગરના વિદ્યાભ્યાસંગનું વર્ણન શ્રીમાલપુરાણમાંથી મળે છે. તેમાં એક હજાર બ્રહ્મશાળાઓ અને ચાર હજાર મઠો હતા અને તેમાં વિદ્યાની સર્વ શાખાઓ શીખવાતી.

શ્રીમાલ કે ભિન્નમાલે સંસ્કૃત સાહિત્યના એક મહાકાવ્યને જન્મ આપેલો એ એની સંસ્કૃતિના કેન્દ્રની એક નિશાની છે. એ જ અરસામાં બ્રહ્મગુપ્તે ખગોળશાસ્ત્રનો બ્રહ્મસ્ફુટ સિદ્ધાન્ત નામનો ગ્રંથ રચ્યો. આ ભિન્નમાલ જૈનવિદ્યાનું પણ કેન્દ્ર હતું. પ્રસિદ્ધ જૈનાચાર્ય હરિભદ્રસૂરિની સાહિત્ય પ્રવૃત્તિનું આ કેન્દ્ર. ઉદ્યોતનસૂરિએ કુવલયમાલાનો ગ્રંથ પણ અહીં રચેલો. આ શ્રીમાલની પ્રજા શ્રીમાળી કહેવાતી હશે અને તે નામ ગુજરાતના બ્રાહ્મણો, વૈશ્યો અને કારીગરોએ સ્વીકારેલું છે.

શ્રીમાલમાંથી શ્રી ક્યારે અને કેવી રીતે અણહિલપુર ચાલી ગઈ તેની પૌરાણિક કથા પણ શ્રીમાલપુરાણમાંથી મળી રહે છે. આ કથાને આધારે 'કલિયુગમાં લક્ષ્મીજીના ક્ષેત્રમાં ગૌતમઋષિ જૈન ધર્મનો પ્રચાર કરશે અને સ્વધર્મથી ભ્રષ્ટ થએલા માણસો તે ધર્મ આચરશે. અને કલિયુગ આવ્યો એમ જાણી લક્ષ્મી ગમન કરશે અને ગુજરાતમાં આવી પાટણમાં વાસ કરશે. એમના ગયા પછી શ્રીમાલ શૂન્ય થશે અને કલિયુગમાં તેનું નામ ભિન્નમાલ થશે.'

આ રીતે વિ. સં. ૧૨૦૩ વૈશાખ સુદિ આઠમને દિવસે શ્રીમાલની શ્રી ગુર્જરખંડમાં પાટણ ગયાં. અર્થાત્ કે આ સમયથી શ્રીમાલ તદ્દન ઝાંખું પડી ગયું હશે અને અણહિલપુર પાટણની શ્રી તે ભિલ્લમાલ કે શ્રીમાલની શ્રી છે એમ માનવામાં આવે છે અને ત્યાર પછી પાટણની સમૃદ્ધિ દિનપ્રતિદિન વધવા લાગી. આ શ્રીમાલનગરી અત્યારે વેરાન છે. ત્યાં 'ભિનમાલ' નામનું ગામડું છે. અહીં જો પુરાતત્ત્વખાતું ખોદકામ હાથ ધરે તો ઐતિહાસિક સામગ્રી વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થાય એમાં નવાઈ નથી. બોમ્બે ગેઝેટિયરમાં જેક્સનનો એક વિસ્તૃત લેખ ભિન્નમાલ વિશે છે. તેમાં તેણે ભિન્નમાલના યક્ષકૂપનું વર્ણન કરેલું છે. આ યક્ષનું શિલ્પ એલિફન્ટાની પદ્ધતિનું છે તેમ જણાવે છે.

અણહિલવાડ પાટણ

ગુજરાત ગુજરાત બન્યું ભિન્નમાલ–શ્રીમાલની જાતિઓથી અને સમૃદ્ધિથી. આ બધો વારસો ખીલી ઊઠ્યો ચાલુક્યો કે સોલંકીઓના યુગમાં અને ગુજરાત બન્યું ગુરુઓ ગુજ્જરદેશો. આ ગરવો ગુર્જરદેશ બનાવનાર સોલંકીઓની રાજધાની હતી અણહિલપુર પાટણ આ અણહિલપુરને સાર્વભૌમ નગરો જેવાં કે ગિરિનગર, વલભી અને ભિન્નમાલ કે શ્રીમાલ જેવી રાજધાનીઓની 'શ્રી'ની પરંપરાનો વારસો મળેલો હતો. ગુજરાત નામ પ્રચારમાં આવ્યું તે સમયથી એનું પ્રથમ રીતસરનું પાટનગર તો અણહિલવાડ પાટણ ગણી શકાય. સરસ્વતીતીરે આવેલા લક્ખારામ (લક્ષારામ) નામના ગામની જગાએ ચાવડા વંશના વનરાજદેવે અણહિલ નામના ભરવાડના નામ ઉપરથી અણહિલવાડ પત્તન વસાવ્યું. અને વનરાજે અણહિલપુરને પોતાની રાજધાની બનાવી. આ સ્થાન ઈ. સ. ૭૨૦ થી ઈ. સ. ૧૨૯૭ સુધી અને મુસ્લિમ અમલમાં ઈ. સ. ૧૪૦૩ સુધી ગુજરાતની રાજધાની રહ્યું. આમ સમગ્ર ૬૮૩ વર્ષ અણહિલપુર ગુજરાતની રાજધાની રહ્યું. ગુજરાતની ઐતિહાસિક રાજધાનીઓનો વિચાર કરતાં આપણને અણહિલપુર પાટણ જ પહેલું મનમાં આવે; કારણ એ વખતથી હાલના ગુજરાતને ગુજરાત નામ મળવાની શરૂઆત થાય છે. એ વખતથી આજના ગુજરાતી સમાજનો પાયો જે રીતે બંધાયો હતો તેના ઉપર સંસ્કારિતા રચાવા લાગી. એ વખતથી ગુજરાતની હદમાં પાટનગર હોય એવા ગુજરાતી મહારાજાની શરૂઆત પણ થાય છે. મધ્યકાલીન ગુજરાતનો સુવર્ણયુગ પણ એ સમયથી શરૂ થાય છે.

સોલંકીઓએ પાટણને સમૃદ્ધ બનાવ્યું. તેનો પાયો નાંખ્યો મૂળરાજ સોલંકીએ અને તેને વિકસાવ્યું અને પૂર્ણતાએ પહોંચાડ્યું સિદ્ધરાજ

જયસિંહ અને કુમારપાલે. ગુજરાતનું સ્થાપત્ય જે વિશિષ્ટ શૈલી ધરાવે છે તેની શરૂઆત કરવાનું માન મળે છે મૂળરાજને. મૂળરાજે પોતાના દાદા મુંજાલદેવને નામે તેમ જ પોતાના નામે ઘણાં શૈવમંદિરો બંધાવ્યાં. આ બધાંના અવશેષો આજે જોવા મળતા નથી. છતાં પણ સિદ્ધપુરમાં મૂળરાજે બંધાવેલા રુદ્રમહાલયનો એક અવશેષ તે સમયની સ્થાપત્યકળા અને સમૃદ્ધિની સાક્ષી પૂરે છે. મૂળરાજે આરંભેલો અને સિદ્ધરાજે પૂર્ણતાએ પહોંચાડેલો આ રુદ્રમહાલય પ્રાસાદ. તે કેવો હતો – "એમાં ૧૬૦૦ થાંભલાઓ હતા, માણેક અને મોતીઓથી જડેલી અઢાર હજાર મૂર્તિઓ બેસાડેલી હતી. ૩૦ હજાર સોનાના કળશો અને ૧૭૦૦ ધજાઓ ઊડતી હતી. ૫૬ લાખ તો ઘોડાઓ અને અનેક હાથીઓ ઝૂલતા હતા. સવાલાખ કોતરેલી જાળીઓ હતી. શિવના કૈલાસ સરખો રુદ્રમાળ શોભતો હતો. તેમાં જડેલાં રત્નો અને હીરાઓ છેટેથી દીપમાળા પેઠે ઝગમગતા હતા. મેરુ પર્વત પેઠે રુદ્રમાળ સોને મઢેલો હતો. એનાં દ્વાર રત્નજડિત હતાં." આ હતી રુદ્રમહાલયની સમૃદ્ધિ અને તે સમયના રાજાઓની ભક્તિ, કલારુચિ અને સંપત્તિ.'

'સંવત નવ નવાણુંએ, મૂળદેવ મહારાજ,
મૂળદેવ કુળ ચાવડે, પામ્યો પાટણરાજ.
સંવત દશ વર્ષ સાડત્રીસો, માઘ દ્વિતીયા ગુરુવાર;
રુદ્રમાળ આરંભિયો, ખરચત દ્રવ્ય અપાર.
રુદ્રમાળ શુભ આદર્યો, મૂળદેવ મહારાજ;
વરસ બોહોત વીતી ગયે, રહ્યો અધૂરો કાજ.
તા પીછેં સધરો ભયો, સોલંકી કુલ આપ;
રુદ્રમાળ પૂરણ કિયો, કરી પ્રતિષ્ઠા થાપ.
સિદ્ધરાજ જયસિંઘને, રુદ્રકે પ્રાસાદ પર;
ચૌદ કોડ મહોર ખર્ચ, કાગદે ચડાઈ હે.
મોહોર તાણું માપું કર્યું, સોલ રૂપૈએ એક;
રુદ્રમાલ કરને વાવરી, કવિજન કિયો વિવેક.*

અદ્‌ભુત અલંકારોથી ભરેલા ઉત્તમ શિલ્પસ્થાપત્યથી આજે ગુજરાત જાણીતું છે. ભીમદેવના સમયમાં તેને ખૂબ ઉત્તેજન મળ્યું હોય એમ જણાય છે. ઈંટો અને લાકડાને બદલે પથ્થરનાં મંદિરો બાંધવાનો રિવાજ આ સમયમાં પ્રચલિત થયો હોય એમ લાગે છે. મોઢેરાનું સૂર્યમંદિર અને રાણીવાવ આ સમયમાં બંધાયાં હતાં.

આ સમયે અણહિલવાડ પાટણ ભારતનાં વિદ્યાસંસ્કારનાં મુખ્ય કેન્દ્રોમાંનું એક ગણાતું. વિદ્યાની દરેક શાખાના જૈન અને બ્રાહ્મણ વિદ્વાનો ગુજરાતમાં આવવા લાગ્યા. આ સમયમાં થઈ ગયા કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય. જેમની વિદ્વત્તાનો લાભ મળ્યો સિદ્ધરાજ અને કુમારપાલને. તે બંનેના રાજ્ય દરમ્યાન વિદ્યાસંસ્કારને ઉત્તેજન મળ્યું. ગુજરાતમાં સ્થાપત્યની પેઠે સાહિત્ય પણ ખીલ્યું. સિદ્ધરાજ ગુજરાતના રાજ્યને સામ્રાજ્ય બનાવવા માટે અનેક વિજયોથી પ્રસિદ્ધ છે તેના કરતાં પણ તે ગુજરાતમાં થયેલાં બાંધકામો માટે પ્રસિદ્ધ છે. એણે બંધાવ્યાં વાવ, કૂવા, તળાવો અને મંદિરો. સિદ્ધરાજ માટે કહેવાય છે:

महालयो महायात्रा महास्थानं महासरः ।
यत्कृतं सिद्धराजेन क्रियते तन्न केनचित् ।।

સિદ્ધરાજનું મહાલય એટલે રુદ્રમહાલય. તેની મહાયાત્રા એટલે પગપાળા કરેલી સોમનાથની યાત્રા. મહાસર એટલે સહસ્રલિંગ. મહાસ્થાન એટલે તેણે બંધાવેલા વિદ્યામઠો અને દાનશાળાઓ. સિદ્ધરાજ પોતાના શિલ્પ અને સંસ્કારમાં 'મહા' વિશેષણથી ઓળખાય છે.

સિદ્ધરાજનું બંધાવેલું સહસ્રલિંગ તળાવ કેવું હતું કે જે તળાવથી એની કીર્તિ અમર થઈ ગઈ છે? આ સરોવરને સેંકડો દેવાલયોથી શણગારીને, સરસ્વતી નદીને એમાં વાળીને શહેરના લોકોને તેમ જ ખેતીના કામ માટે પણ ઉપયોગમાં આવે તેવું એ ગુજરાતનું વિશાળ સરોવર હતું.

"ફરતાં વિષ્ણુ-હરનાં, મંદિરે સર જ્યાં ભર્યું;
પૃથ્વી – કુંડલવત્ શોભે, જાણે મોતી – શરે ભર્યું.
ઊંડું તળાવ શોભે જ્યાં ખીલેલાં કમળો થકી;
ખેલતી જળદેવીનાં, જાણે હોય મુખો નકી.
જેમાં છાયા શિવાગાર, દીવીઓની પડે ઘણી;
શોભે શ્રી નિધિ પાતાળ, સર્પ-શીર્ષ-મણિ તણી.
જે તળાવ-તટે શોભે, ઊંચો ઉજ્વળ રીખવત્;
કીર્તિસ્તંભ વ્યોમગંગાનાં પડતા પ્રવાહવત્.
શિવાલય – સમૂહે આ, છે સરોવર શોભિત;
ને શોભે તે પુર પણ, રાજહંસે વિભૂષિત."

સરોવરના કિનારે મંદિરો હતાં. આ મંદિરો કલાધામો હતાં. આજુબાજુ ઉપવનો અને ઉદ્યાનો હતાં. નગરજનોની તે વિહારભૂમિ અને અણહિલપુરનું મોટામાં મોટું ગૌરવ હતું.

સિદ્ધરાજના મહારાજ્યને કુમારપાલે અનેક રીતે વિકસાવી અલંકૃત કર્યું. સિદ્ધરાજ કરતાં કુમારપાલનો ફાળો ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં મહત્ત્વનો છે. ગુજરાતની સંસ્કારિતાનાં વિશિષ્ટ લક્ષણોમાં અહિંસાપરાયણતા, ધર્મસહિષ્ણુતાનો વારસો કુમારપાલે આપેલો છે.

કુમારપાલ પછી એનો ભત્રીજો અજયપાલ ગાદીએ આવ્યો. અજયપાલને જૈન ધર્મ તરફ બિલકુલ પક્ષપાત ન હતો. અજયપાલ પછી એનો પુત્ર બાળ મૂળરાજ ગાદીએ આવ્યો. તેના ટૂંકા રાજ્યકાળમાં ખાસ મહત્ત્વનો બનાવ મહંમદ ઘોરીની ગુજરાત પરની ચડાઈ. આ લડાઈમાં ગુજરાતનો વિજય થયો અને મુસલમાન લશ્કરને ખૂબ ખુવારીથી પાછા હઠવું પડ્યું. બાળ મૂળરાજે ઉત્તર હિંદથી આવતા મુસલમાન વિજેતાને હરાવ્યો એ એક મહત્ત્વની ઐતિહાસિક બીના

* ગુજરાતનાં તીર્થસ્થાનો (પૃ. ૬૧). લે. દુર્ગાશંકર શાસ્ત્રી.

ગણાય. અને એ ઉપરથી સિદ્ધરાજ તથા કુમારપાલની લશ્કરી વ્યવસ્થા કેટલી સંપૂર્ણ હશે તેનો ખ્યાલ આવે છે. મૂળરાજ પછી તેનો ભાઈ ભીમદેવ ગાદીએ આવ્યો. આ સમયે ગુજરાતે સુલતાન કુતુબુદ્દીનને હાથે હાર ખાધી. ભીમદેવે લગભગ ૬૩ વર્ષ રાજ્ય કર્યું. સિદ્ધરાજ અને કુમારપાલની સબળ રાજ્યવ્યવસ્થાના પ્રતાપે એનો અમલ ઠીક રહ્યો. પરંતુ પાછળથી તે નામનો જ રાજા હતો. તેના રાજ્યના પાછલા સમયમાં તેના સામંત લવણપ્રસાદ વાઘેલાની સત્તા ખૂબ વધી ગઈ હતી. વ્યાઘ્રપલ્લી જેવા એક નાના ગામના ધણી લવણપ્રસાદે એ સમયે ધોળકામાં રાજધાની કરી ખંભાત સુધીનો ભાગ પોતાને હસ્તક કર્યો હતો. લવણપ્રસાદ પોતાને ભીમદેવનો મહામંડલિક કહેતો. વિ. સં. ૧૨૯૮માં ભીમદેવ મૃત્યુ પામ્યો છતાં ગુજરાત ઉપર લવણપ્રસાદ અને તેના પુત્ર વીરધવલની સત્તા હતી. ભીમદેવના સમયમાં જ ગુજરાતની મહારાજ્યની કળા ઊતરવા માંડી છતાં પણ ભીમદેવનાં તામ્રપત્રોમાં એનું બિરુદ 'અભિનવ સિદ્ધરાજ' નજરે પડે છે.

ભીમદેવે પોતે જ લવણપ્રસાદ વાઘેલાને 'સર્વેશ્વર'પદ આપ્યું હતું. એનો પુત્ર વીરધવલ ધોળકામાં રાજધાની કરીને રહેતો હતો. આ પિતાપુત્રે ભીમદેવની હયાતીમાં જ પોતાના પ્રસિદ્ધ મંત્રીઓ વસ્તુપાલ અને તેજપાલની સહાયથી ગુજરાતની સમૃદ્ધિ જાળવી રાખવા પ્રયત્ન કર્યો.

આ વાઘેલા વંશમાં જો કોઈ સમર્થ અને ચિરસ્મરણીય હોય તો તે વસ્તુપાલ અને તેજપાલ. આ બંને પોરવાડ ભાઈઓ વિદ્વાનો અને સંસ્કારને પોષનારા હતા. વળી બંને રાજનીતિજ્ઞ અને યોદ્ધા હતા. એમણે ગુજરાતમાં અનેક સ્થળોએ મંદિરો બંધાવ્યાં છે. પણ એમની કીર્તિ હંમેશને માટે વધારે તેવું કાર્ય તો આબુ ઉપરના એમણે બંધાવેલાં આરસનાં દેલવાડાનાં દેહરાં. આ દેહરાં ગુજરાતનું ગૌરવ આખી દુનિયામાં આજે પણ વધારી રહ્યાં છે. આ મંદિરો ગુજરાતની શિલ્પકલા ઘણા ઊંચા પ્રકારની હતી તે સાબિત કરવા પૂરતાં છે. શિલ્પ અને સ્થાપત્યનો કલાવિવેચક કહે છે કે "એની કારીગરી એટલી તો નાજુક છે અને અલંકાર રુચિકર છે કે એવું બીજું કોઈ પણ આનાથી ચઢે તેવું સ્થાન ભાગ્યે જ જોવા મળે." ટૂંકમાં આબુનાં મંદિરોનો કોઈ અલંકાર અસ્થાને નથી લાગતો.

શિલ્પસ્થાપત્ય એ માણસની સંસ્કૃતિનું પ્રતિબિંબ છે. તેનું આપણે અવલોકન કર્યું.

વસ્તુપાલ અને તેજપાલે ગુજરાતના છિન્નભિન્ન થઈ જતા રાજ્યને ફરી પાછું એકઆણ નીચે મૂક્યું. એના ઉદાર રાજમંત્રે અને દાનવીરતાએ ગુજરાતને સમૃદ્ધિશાળી અને કલાવિભૂષિત કર્યું. કર્ણ વાઘેલાએ કરેલા પ્રજાદ્રોહના મહાપાતકથી ગુજરાત ગયું અલાઉદ્દીન ખિલજીના હાથમાં. દિલ્હીના સૂબાઓના હાથ તળેનું ગુજરાત મુહમ્મદશાહ સુલતાનના સમયમાં બન્યું સ્વતંત્ર રાજ્ય અને પાટનગર બન્યું અમદાવાદ.

અમદાવાદ

સ્વતંત્ર ગુજરાતી બાદશાહતનો મૂળપુરુષ અને સ્થાપક મુઝફ્ફરશાહ હતો. પહેલો સ્વતંત્ર બાદશાહ—નામનો—પણ—તેનો પુત્ર મુહમ્મદશાહ થયો. છતાં પણ ગુજરાતની સ્વતંત્ર બાદશાહતનો વંશકર્તા તો અહમદશાહ જ. તે ઈ. સ. ૧૪૧૧ના જાન્યુઆરીની દસમી તારીખે ગાદીએ આવ્યો ત્યારે તેનું વય માત્ર ઓગણીસ વર્ષનું હતું. તે ગાદીએ આવ્યો કે તરત જ બીજા મુસલમાન અમીરોએ અહમદશાહ સામે બળવો કર્યો. આ બળવો શાંત કરીને અહમદશાહ આશાવલમાં આવ્યો. અહીંનાં હવાપાણી તેને પસંદ પડ્યાં. તેથી તેણે ગુજરાતના આજના પાટનગર અમદાવાદનો પાયો નાંખ્યો. આ અમદાવાદ પ્રાચીન આશાપલ્લી અને કર્ણાવતીના નવીન સંસ્કરણરૂપે તૈયાર થયું. આ અમદાવાદની જગાએ જૂનું આશાવલ હતું. પરંતુ પાટણથી ગુજરાતના બધા ભાગ સૌરાષ્ટ્ર, માળવા, દક્ષિણ વગેરે સ્થળોએ વહીવટી અમલ કરવો મુશ્કેલ હતો. કદાચ આ અગવડ ધ્યાનમાં લઈને અમહદશાહે આશાવલની બાજુમાં પોતાની મરજી મુજબ કિલ્લો અને મોટી મસ્જિદ બાંધીને એ જગ્યાને નવું નામ આપ્યું અને પાટણથી રાજધાની અમદાવાદ ફેરવાઈ. અહીં વસ્તી વધી. કિલ્લાના બુરજ અમદાવાદ શહેરના ભૂષણ જેવા ઊભા કર્યા. પાટણ, ખંભાત, સોમનાથ વગેરેની પેઠે આશાવલ પણ એક સમયે ગુજરાતની સંસ્કારિતાનું કેન્દ્ર હશે. આ સંસ્કારિતાનો વારસો જુદા જુદા સ્વરૂપમાં સાડા-પાંચસો વર્ષથી આજના મહાગુજરાતના પાટનગર અને સંસ્કારકેન્દ્ર અમદાવાદને મળ્યો છે. એક કવિએ* ખંભાત અને પાટણને કાનનાં બે કુંડળ તરીકે ગણાવી, અમદાવાદને ગુર્જરરાજલક્ષ્મીનું સુંદર મુખ કહ્યું છે.

ગુજરાતનો છેલ્લો સુલતાન મુઝફ્ફર ત્રીજો. તેને ઘણો સમય અકબર સામે લડવું પડ્યું. છતાં ગુજરાતમાંથી સ્વતંત્ર મુસલમાન સલ્તનતનો આ વર્ષથી સત્તાવાર રીતે અંત આવ્યો.

આ છે આપણાં પ્રાચીન, મધ્યકાલીન પાટનગરોની ચઢતીપડતીની કથની.

---

* જુઓ હીરસૌભાગ્ય મહાકાવ્ય.

# લોકો

શ્રી. વાય. વી. એસ. નાથ
(સમાજશાસ્ત્ર વિભાગ, મ. સ. યુનિ૦, વડોદરા)

ઉત્તરે આબુ પર્વત, દક્ષિણે દમણગંગા નદી, પશ્ચિમમાં કચ્છનું રણ અને પૂર્વમાં સહ્યાદ્રિ અને સાતપુડા પર્વતોની વચ્ચે આવેલા પશ્ચિમના કિનારા અને તેને અડીને જમીનની મુખ્ય પટ્ટીના પ્રદેશનો સાંસ્કૃતિક ગુજરાત બનેલો છે. તેમાં કચ્છ, સમગ્ર કાઠિયાવાડ અને ઉત્તર અને દક્ષિણ ગુજરાત તરીકે ઓળખાતા વિસ્તારોનો સમાવેશ થાય છે.[૧] તેનું કુલ ક્ષેત્રફળ ૬૪,૦૫૩ ચોરસમાઈલ છે.

૧૯૪૧માં ગુજરાતની કુલ વસ્તી ૧,૩૩,૧૦,૦૦૦ હતી, તેમાંથી ૬૮,૬૧,૦૦૦ પુરુષો અને ૬૪,૪૯,૦૦૦ સ્ત્રીઓ હતી. વસ્તીની સરેરાશ ગીચતા દર ચોરસમાઈલે ૨૦૮ની હતી. ગુજરાતના વિસ્તારોની વસ્તીના વિગતવાર આંકડાઓની બારીકાઈથી ચકાસણી કરીએ તો જણાય છે કે વસ્તી ઘણી અસમતોલ રીતે પથરાયેલી છે.[૨] ગુજરાતના સૂકા, જંગલોથી સમૃદ્ધ પર્વતોવાળા અને ચઢઉતાર વિસ્તારોની વસ્તીની ગીચતા ઘણી ઓછી છે. દાખલા તરીકે, રાજપીપળા અને રાધનપુરમાં દર ચોરસમાઈલે વસ્તીની ગીચતા અનુક્રમે ૬૧ અને ૫૯ છે. કચ્છના સૂકા વિસ્તારમાં વસતિની ગીચતા દર ચોરસમાઈલે માત્ર ૬૧ છે. પરંતુ, મધ્ય અને દક્ષિણ ગુજરાતનાં સમૃદ્ધ અને ફળદ્રૂપ મેદાનો અને નદીના ખીણ વિસ્તારોમાં વસ્તીની ગીચતા ઘણી વધારે છે. ખેડા અને સુરત જિલ્લાની વસ્તીની ગીચતા અનુક્રમે ૫૫૯ અને ૫૯૦ છે. આ વિસ્તારના બાકીના ભાગમાં વસ્તીની ગીચતા ૧૮૦ અને ૩૫૦ની વચ્ચેની છે. ઉત્તર ગુજરાતમાં સહેજ ઓછી છે. આ પરથી એમ જણાય છે, કે ૭૬ ટકા વસ્તી ગામડાંમાં અને બાકીની વસતિ શહેરોમાં રહે છે.[૩]

વળી, આ વસ્તીનાં ત્રણ જુદાં તત્ત્વો સ્પષ્ટ તરી આવે છે. પૂર્વ અને દક્ષિણના પહાડી વિસ્તારો તથા સૌરાષ્ટ્રમાં આદિવાસી પ્રજાનું પ્રમાણ ઘણું વધારે છે. ૧૯૪૧માં આદિવાસીઓની ૧૩ જાતિઓની કુલ વસ્તી ૧૧,૧૩,૩૦૩ (કુલ વસ્તીના લગભગ ૯ ટકા) હતી.[૪] આ આંકડામાં કોળી, તડવી, વસાવા ભીલ અને વાઘેરનો સમાવેશ થતો નથી. આ જાતિઓ હિંદુઓ અને આદિવાસી જાતિ વચ્ચેની છે. કેટલાક વિસ્તારમાં તેઓ ઘણા પછાત અને આદિવાસી છે, જ્યારે બીજા કેટલાક વિસ્તારમાં તેઓ ઘણા પ્રગતિશીલ અને લગભગ હિંદુ જેવા છે. ભીલની વસ્તી સૌથી વધારે છે. તડવી અને વસાવા ભીલને બાદ કરતાં એકલા ગુજરાતમાં જ તેમની વસતિ ૪ લાખ ૭૫ હજારની છે. આ સિવાય, દૂબળાઓની વસ્તી ૧,૮૦૪૭૧ ધોડિયાની વસ્તી ૧૪૦,૯૬૬ અને નાયકડાની વસ્તી ૧,૧૬,૦૭૩ની છે.

હિંદુઓથી ઈતર મુસ્લિમ, પારસી, તથા ભંગી, ભાડેલા, ચમાર, રાઠોડ જેવી અસ્પૃશ્ય જાતિઓની વસ્તી પણ મોટા પ્રમાણમાં છે. પારસીઓ ઈરાનના 'ફાર્સ' જિલ્લામાંથી ઊતરી આવેલા ઝોરોસ્ટ્રિયન નિર્વાસિતોના વંશજો છે. ૧,૩૦૦ વર્ષ પહેલાં મુસ્લિમોએ આક્રમણ કર્યું તે અગાઉ તેઓ નાસી છૂટ્યા હતા. આજે તેઓ મુખ્યત્વે કરીને સુરત અને નવસારી જિલ્લાઓમાં વસે છે. મુસ્લિમોના પણ ઘણા સંપ્રદાયો છે. તેઓ અંદરોઅંદર રોટી-બેટી વ્યવહાર કરતા નથી. તેમાંના મોટા ભાગના લોકોએ તો ધર્માંતર કરેલું છે. ખોજા અને સુન્ની વહોરા સૌથી ઊંચા ગણાય છે. જ્યારે ભાડેલા, સુમરા અને ઘાંચી નીચા ગણાય છે. ખોજા અને વહોરા અમુક વિસ્તારમાં જ કેન્દ્રિત થયા છે. તેઓ ખેતી અને જાતજાતના વેપારધંધામાં પડેલા છે. તેમાંના હલકી જ્ઞાતિના ખેડૂતો છે. ખાસ કરીને શહેરો અને ગામડાંમાં તેઓ ચામડાં અને સફાઈનું કામ કરે છે. તેઓ ગુજરાતભરમાં પથરાયેલા છે અને મુખ્ય વસ્તીની નજીક રહે છે.

ગુજરાતની મોટા ભાગની વસ્તી હિંદુઓની છે. હિંદુઓમાં અનેક જ્ઞાતિઓ અને પેટા-જ્ઞાતિઓ છે. શ્રી કનૈયાલાલ મુનશી લખે છે કે ૧૯૦૧માં હિંદુઓની ૩૧૫ જ્ઞાતિઓ હતી, જે પરસ્પર ભોજન અને લગ્નવ્યવહાર રાખતી ન હતી. કેટલીક જ્ઞાતિઓ અમુક જ વિસ્તારમાં કેન્દ્રિત થયેલી હતી, જ્યારે બીજી કેટલીક જ્ઞાતિઓ ગણ્યાંગાંઠ્યાં કુટુંબોની બનેલી હતી. તેઓ જ્ઞાતિ તરીકે ભૂંસાઈ જતી હતી.[૫] વાણિયા જેવી વેપારી જ્ઞાતિઓ આખા ગુજરાતમાં પથરાયેલી છે, જ્યારે બીજી કેટલીક જ્ઞાતિઓ અમુક જિલ્લાઓમાં કેન્દ્રિત થયેલી છે. દા. બ્રાહ્મણોમાં અનાવિલો મહદ્અંશે સુરત અને નવસારી જિલ્લાઓમાં રહે છે. મોઢ અને ઔદીચ્ય બ્રાહ્મણો મધ્ય ગુજરાત અને સૌરાષ્ટ્રમાં રહે છે.

---

૧. ગુજરાત રિસર્ચ સોસાયટીએ કરેલી વ્યાખ્યા મુજબનું 'ગુજરાત' થાય છે. J. G. R. S. Vol. IX, No. 3, P. I.

૨. "Statistical Abstract of Maha Gujarat", Loc. Cit. Table I નિર્દેશ કર્યો ના હોય તો ૧૯૪૧ના આંકડાઓ સમજવા.

૩. Loc. Cit. Table II.

૪. Loc. Cit. Table IV.

૫. ક. મા. મુનશી. "Gujarat and Its Literature", (Bombay Longmans, 1935) P. X.

પાટીદારો ચરોતરમાં તથા કાઠી, જાડેજા અને બ્રહ્મક્ષત્રીઓ મોટા ભાગે સૌરાષ્ટ્રમાં વસે છે.

ગુજરાતના બધા લોકો ગુજરાતી (શૌરસેની અપભ્રંશ) અગર તેને લગતી ભાષા બોલે છે. લોકોની બોલીની દૃષ્ટિએ ગુજરાતને ત્રણ ભાગોમાં વહેંચી શકાય. (૧) કચ્છી બોલી બોલતો કચ્છ વિસ્તાર નીચાણવાળો અને સૂકો પ્રદેશ છે. ત્યાં વાર્ષિક ૧૫ ઇંચથી ઓછો વરસાદ પડે છે. કચ્છના લોકો મજબૂત, ગણતરીબાજ, સાહસિક અને વેપારધંધામાં કુશળ છે.[૬] (૨) કાઠિયાવાડી બોલી બોલતા સૌરાષ્ટ્રમાં કાઠિયાવાડનો દ્વીપકલ્પ આવેલો છે. મધ્યમાં તે ઉચ્ચ પ્રદેશ છે. પરંતુ, દરિયાકિનારાનાં સાંકડાં મેદાનો તરફ ઢળતો છે. ત્યાં વરસાદ ૨૦ થી ૪૦ ઇંચ પડે છે. જંગલોની સમૃદ્ધિ સારી છે, વેરાવળ, પોરબંદર અને ઘોઘાનાં સારાં બંદરો છે. સૌરાષ્ટ્રની પ્રજા મજબૂત અને આદરસત્કારશીલ છે. સાગર અને શૂરવીરતાની લાંબી પ્રણાલિકાવાળા આ લોકો પાસે રોમાંચક અને ભક્તિમય લોકકથાઓનો ભંડોળ છે. (૩) ગુજરાતનો કિનારો; તેના ઉત્તર વિભાગના બે પેટા-વિભાગ પડે છે. આબુ પર્વત અને મહી નદી વચ્ચેનો ઉત્તર ગુજરાતનો સૂકો પ્રદેશ ધીમે ધીમે રાજસ્થાનના રણમાં ભળી જાય છે. ત્યાં ૧૫-૨૦ ઇંચ વરસાદ પડે છે. લોકો સરળ, શ્યામ અને વિશેષ વ્યવહારદક્ષ છે. તેઓ અર્વાચીન ગુજરાતી ભાષા બોલે છે. પરંતુ, ઉત્તરમાં રાજસ્થાનીની અસર સ્પષ્ટ રીતે વર્તાય છે. મધ્ય ગુજરાત અને દક્ષિણ ગુજરાતનાં ફળદ્રુપ મેદાનોના લોકો નરમ અને મોજીલા છે. તેઓ ઉલ્લાસી અને ભદ્ર છે.[૭] ધીમે ધીમે ઉત્તર કોંકણ સાથે ભળી જતા દક્ષિણ ગુજરાત તરફ જઈએ તો તેમની ભાષા, પહેરવેશ અને રીતભાતમાં દક્ષિણી અને દ્રાવિડિયનની સ્પષ્ટ અસર દેખાય છે.

સૌરાષ્ટ્રના ઉચ્ચપ્રદેશ તથા પૂર્વ અને દક્ષિણના સરહદી વિસ્તારના ચોથા વિભાગની લગભગ સઘળી વસ્તી આદિવાસીઓની છે. ચઢ-ઉતારવાળા આ વિસ્તારમાં પણ જંગલો સારા પ્રમાણમાં છે. સાંસ્કૃતિક દૃષ્ટિએ ખૂબ જ પછાત આ લોકો અભણ પરંતુ સરળ અને મજબૂત બાંધાના છે. તેમની ભાષા કેટલીક વાર (દક્ષિણમાં) મરાઠી સાથે અને (ઉત્તર અને ઉત્તરપૂર્વમાં) રાજસ્થાની સાથે ભળતી આવે છે. આ કારણે જ ગુજરાત અને તેનાં પાડોશી રાજ્યો વચ્ચે સરહદના આ વિસ્તાર માટે દલીલબાજી થાય છે. દક્ષિણમાં ડાંગ અને ઉત્તરમાં આબુ તેનાં ઉદાહરણો છે. પરસ્પર વિરોધી પુરાવાઓ રજૂ કરી ભાષાવિદો ચર્ચામાં ઊતરી પડે છે ત્યારે પરિસ્થિતિ વધુ ગૂંચવણભરી બને છે.[૮]

ગુજરાતના નૃવંશ પર પડેલી ભૌગોલિક અસરનો પણ અત્રે ટૂંકમાં વિચાર કરવો જોઈએ. ગુજરાતના લાંબા દરિયાકિનારે કેટલાક સાનુકૂળ લંગરવાડાઓ છે. વળી, પૂર્વ આફ્રિકા અને એશિયાના વ્યાપારી અને સાંસ્કૃતિક પ્રદેશોની નજીક આવેલું હોવાથી ગુજરાતમાં આ લોકોની અવરજવર તથા આ પ્રદેશો સાથેના વ્યાપારી અને સાંસ્કૃતિક સંબંધો લાંબા સમયથી ચાલુ છે. પ્રાચીન સમયમાં ગુજરાતની સાગર પ્રવૃત્તિઓ અત્યંત વિસ્તૃત હતી. છેક ઈ. સ. પૂ. છઠ્ઠી સદીથી પોરબંદર, માંગરોળ અને વેરાવળ જાણીતાં બંદરો હતાં. વળી, ગુજરાતના ચાલુક્ય અને વાઘેલા રાજાઓએ (૯૬૧-૧૨૯૭) ઘોઘા અને ખંભાત બંદરે વહાણોના કાફલા રાખેલા.[૯]

વળી, ગુજરાત એના પાડોશી રાજ્યો સાથે પ્રાચીન સમયથી પાંચ જમીન માર્ગોએ સંકળાયેલું હતું. ઉત્તરમાં ગુજરાતને રાજપૂતાના થઈને સિંધ અને પંજાબ સાથે સાંકળતો માર્ગ ખૂબ જ મહત્ત્વનો હતો. પ્રાચીન સમયથી આ માર્ગ ખૂબ ઉપયોગી રહ્યો છે. રાજપૂતાનાનો મોટો ભાગ આજે રણ હોવા છતાંય પ્રાગૈતિહાસિક સમયમાં આ પ્રદેશમાં સમૃદ્ધ વસાહતો હતી. બિકાનેરમાં તાજેતરમાં કરેલા ખોદકામ પરથી જણાયું છે કે સિંધુ નદીની ખીણની સંસ્કૃતિ અહીં સુધી વિસ્તરેલી હતી. તેમ જ ગંગા નદીની ખીણ અને ઉત્તર ગુજરાત સાથે તેનો સંપર્ક હતો. પ્રાગૈતિહાસિક કાળમાં પંજાબ અને દક્ષિણ ભારતના પથ્થર યુગની સંસ્કૃતિઓનું અહીં મિલનસ્થાન હતું.[૧૦] મહી નદીની ખીણમાં એક જ યુગ અને સંસ્કૃતિનાં પ્રાગૈતિહાસિક સ્થળો તથા સોનના પથ્થરોનાં હથિયારો સાથે દક્ષિણના પથ્થરયુગના છરાઓ અને એબેવિલિયો એકયુલિયન (Abbevillio – Acheulian) ની હાથ કુહાડીઓ મળવાથી અનુમાન થાય છે કે, મહી નદીની ખીણ આ બે સંસ્કૃતિઓનું મિલનસ્થાન હોવી જ જોઈએ.[૧૧] કદાચ આ જ માર્ગે સૌથી પ્રથમ શક અને હૂણો (ઈ. સ. પૂ. ૨૦૦) અને તેમની પછી ગૂર્જરો મોટા પાયા પર આવ્યા હશે.

પૂર્વમાં ગુજરાત, માળવા અને ગંગાના મેદાન સાથે જોડાયેલું હતું. ઈડર, ખેડબ્રહ્મા, હરસોલ અને શામળાજીમાંથી પસાર થતી હાથમતીના ઉપરવાસ અને મેશ્વો નદીના ઉત્તરના માર્ગનો મૌર્ય, ગુપ્ત અને સોલંકીઓએ ઝાઝો ઉપયોગ કર્યો હતો. તાપી અને નર્મદાના જળમાર્ગનો મોટો ભાગ સાતપુડાના જંગલવાળા પર્વતોમાં આવેલો હોવાથી તેનો ઝાઝો ઉપયોગ થયો નહિ હોય.

ઈશાનમાં સૂર્પારક (સોપારા)નો માર્ગ દાહોદ-રતલામ થઈને પસાર થાય છે. તેની સાથે ઉત્તર કોંકણના કિનારે જૂનો પથ્થરનો માર્ગ સંકળાયેલો છે. દક્ષિણ અને ગંગાના મેદાનના બે માર્ગો સોપારા ખાતે સંકળાયેલા છે. ચાલુક્ય અને રાષ્ટ્રકૂટોએ આ રસ્તે આક્રમણ કર્યું હોવાનું

૬. Gh. Cit. P. 9.

૭. Ibid.

૮. જુઓ ટી. એન. દવે, 'ખાનદેશના આહીરો અને તેમની ભાષા', (સમીક્ષા) J. G. R. S. Vol. X, No. 4, P. 287.

૯. શ્રી મુનશી, Gf. Cit., P. 5.

૧૦. V. D. Krishnaswamy. "Stone Age in India", "Ancient India", No. 3, 1948.

૧૧. B. Subba Rao. "Archaeological Explorations in the Mahi Valley." Journal M. S. University, Baroda, Vol. I, No. i, 1952.

જણાય છે. આમ, ઉત્તરમાં રાજપૂતાના થઈને સિંધ અને પંજાબમાંથી પૂર્વમાં માળવા અને ગંગાના મેદાનમાંથી અને દક્ષિણમાં દખ્ખણમાંથી લોકો આવતા, અને તેમની સાથે ગુજરાતનો સાંસ્કૃતિક સંપર્ક રહ્યો હતો. આ ઉપરાંત, દરિયાઈ માર્ગે તો આ સંપર્ક ચાલુ જ હતો.[૧૨]

આમ છતાંય, એક રીતે ગુજરાત બાકીના ભારતથી અળગું પડી ગયું હતું. ઉત્તર તથા ઉત્તરપૂર્વમાં (ઈશાન) કચ્છ અને રાજસ્થાનનાં રણ અસરકારક અવરોધરૂપ છે. વચ્ચે વચ્ચે થોડીક જગ્યાઓ બાદ કરતાં સહ્યાદ્રિ અને સાતપૂડાના પર્વતો અનેક ટેકરીઓની હારોળથી અરવલ્લી પર્વતો સાથે સંકળાયેલા છે. આ પર્વતો પૂર્વ અને દખ્ખણમાંથી લોકોની મોટા પાયા પરની હેરફેર અટકાવે છે. રાજકીય આક્રમણો તથા વધુ શક્તિશાળી જાતિઓની ચઢાઈથી અવારનવાર દક્ષિણ તરફ આવતા પંજાબ અને સિંધના લોકોને ગુજરાત અને ખાસ કરીને કાઠિયાવાડે વત્તાઓછા અંશે આશ્રય આપ્યો છે.[૧૩] આ લોકો સફળતાપૂર્વક રણની પાછળ નાસી છૂટ્યા અને ત્યાં વસવાટ કર્યો. તેથી ગુજરાતની વસ્તીમાં આમાંની કેટલીક જાતિઓ ભળી ગઈ છે.

શરૂઆતમાં લોકોએ કરેલા દેશાંતર વિષે કોઈ ચોક્કસ માહિતી મળતી નથી. જે કંઈ થોડી માહિતી છે તે પુરાણો અને કૃત્રિમ ઈતિહાસ સાથે ભળી ગઈ છે. એટલું તો ચોક્કસ છે કે, તામ્રપાષાણ-યુગ દરમ્યાન પશ્ચિમના દરિયાકિનારે વિશાળ માથાવાળા બિન-મોંગોલિયન લોકો વસતા હતા. તેમાં લાંબા માથાવાળા પ્લેટિરીન (Plattyrrhine) પણ હતા. સૌથી પ્રથમ ઇન્ડો-ગ્રીક્સ (યવન) લોકોએ ઐતિહાસિક હિજરત કરી. રુદ્રદામન ૧નો (૧૪૩–૧૫૮) શિલાલેખ કહે છે કે, અશોક મૌર્યે પોતાના પ્રતિનિધિ યવન તુશાપ દ્વારા સૌરાષ્ટ્ર પર રાજ્ય કર્યું. ગિરનાર પર્વત પર તેનાં આજ્ઞાપત્રો હજીય દેખાય છે (ઈ. સ. પૂર્વે ૨૪૦). આ કાળથી કે મધ્ય એશિયાના શાક લોકોએ મોટું આક્રમણ કર્યું ત્યાં સુધી ઇન્ડો-ગ્રીકે ગુજરાતમાં રાજ્ય કર્યું. રુદ્રદામન પહેલાના સમયમાં ઉત્તર કોંકણ સહિત સમગ્ર ઉત્તર ભારતમાં તેમની સત્તા પથરાયેલી હતી. આ સમયે હૂણ અને સ્કીથિયન જાતિઓ કેટલીય વાર આવી. તેમાંથી કેટલાક ગુજરાતમાં વસ્યા. શાક લોકોએ ૨૬૫ વર્ષ (૧૨૫-૩૯૦) સુધી રાજ્ય કર્યું. આ કાળના અંતે, ચંદ્રગુપ્ત બીજાએ તેમને હાંકી કાઢ્યા ત્યારે શાક લોકો મોટી સંખ્યામાં ગુજરાતમાં જ વસ્યા. હટન[૧૪] કહે છે કે, તેઓ લાંબા માથાવાળા હતા. પરંતુ, વસ્તી પર અસર કરે તેટલી મોટી સંખ્યામાં તેઓ હતા કે કેમ તે શંકાશીલ છે.

ત્યાર બાદ, પંજાબમાંથી, મોટી સંખ્યામાં, ગુર્જરો આવ્યા અને ઉત્તર તથા પૂર્વ ગુજરાતમાં વસ્યા (૪૦૦–૫૦૦). પાછળથી પૂર્વમાંથી ગુર્જરો આવી ગુજરાતમાં પ્રવેશ્યા. ગુજરાતમાં આવી વસનારાઓમાં તેઓ પ્રથમ હતા. ગુર્જર પ્રતિહારના સમય દરમ્યાન આ ભૂમિ ગુર્જર-મંડળ અગર 'ગુર્જરત્રા'-તરીકે ઓળખાવા લાગી. તેમની પછી કાઠી અને જાડેજા આવ્યા. કાઠી ૭૫૦–૯૦૦ અને જાડેજા ૧૩૦૦–૧૫૦૦માં આવ્યા. તેઓ પણ અહીંની વસતિ સાથે ભળી ગયા.

ઉત્તરના તોખેરિયન ભાષા બોલતા લોકોએ વેદકાળમાં ભારત પર આક્રમણ કર્યું હતું. તેઓ ડિકસનો (noidics) સાથે સંકળાયેલા હતા. તેઓ લાંબા માથાં, વિશાળ ખોપરી, લાંબાં મોઢાં અને સુદૃઢ જડબાંવાળાં હતા. તેમના શરીર પર પ્રમાણમાં રંગદ્રવ્યનો અભાવ હતો. તેઓ બીજા કૃતયુગ દરમ્યાન ભારત આવ્યા હશે. પરંતુ, તેમની વણજાર તો છેક અર્વાચીન સમય સુધી ચાલુ રહી છે.[૧૫]

ચાલુક્ય, રાષ્ટ્રકુટ અને સોલંકી વંશ (૬૧૦–૯૭૦) દરમ્યાન, દખ્ખણી-કન્નડની મહત્ત્વની અસર થઈ છે. છેવટે, ૧૦૦૦થી ૧૫૦૦ વચ્ચે અફઘાન, તુર્ક અને મોગલોએ આક્રમણ કર્યાં. છેક ઈ. સ. પૂર્વે ૭મી સદીથી દરિયાકિનારે આરબ અને તુર્કી વસાહતો સ્થપાઈ છે.

ગુજરાતમાં આવેલી આ કેટલીક જાતિઓના મહત્ત્વની સમીક્ષા કરવામાં એક ખામી એ રહે છે કે તેમની સંખ્યા અને પ્રકાર વિષે ઝાઝું જાણવા મળતું નથી. પરંતુ, એટલું કહી શકાય કે, કેટલીક જાતિઓ આવી અને ગુજરાતના લોકો સાથે ભળી ગઈ.

૧૯૩૧ની વસતિગણતરી દરમ્યાન શ્રી ગુહાએ જાતિઓ વિષે કરેલી તપાસમાં ગુજરાતી પ્રજાની કેટલીક રસપ્રદ બાબતો બહાર આવી હતી.[૧૬] ગુજરાતની પ્રજાના પ્રતિનિધિ તરીકે નાગર બ્રાહ્મણ, ઔદીચ્ય બ્રાહ્મણ, કાઠી, વાણિયા-જૈન, બ્રહ્મક્ષત્રિય અને પાટીદાર એ છ જ જ્ઞાતિઓ ગણવામાં આવતી હતી. આદિવાસીઓ અને અંત્યજ લોકોની અવગણના કરવામાં આવતી હતી.

આ જ્ઞાતિઓની જાતીય સામાનતા સરખાવતાં જણાય છે કે, એકલા પાટીદારો સિવાય, ઈતર જ્ઞાતિઓ વચ્ચે નિકટનું સામ્ય છે. પાટીદારોનું પણ ઔદીચ્ય બ્રાહ્મણ સાથે આછું સામ્ય તો છે. નાગર બ્રાહ્મણ અને વાણિયા-જૈન વચ્ચે ખૂબ નિકટનું સામ્ય છે. જ્યારે, કાઠી અને નાગર બ્રાહ્મણ વચ્ચે, કાઠી અને બ્રહ્મક્ષત્રિય વચ્ચે તથા ઔદીચ્ય બ્રાહ્મણ અને વાણિયા જૈન વચ્ચે સાધારણ નિકટનું સામ્ય છે. નાગર બ્રાહ્મણ અને બ્રહ્મક્ષત્રિય તથા કાઠી અને વાણિયા-જૈન વચ્ચે પણ મહત્ત્વનું સામ્ય છે. એકંદરે એમણે જણાવ્યું કે, નાગર બ્રાહ્મણ અને બીજાઓ વચ્ચે ચામડીના રંગનું નોંધપાત્ર વૈષમ્ય હોવા છતાંય, ગુજરાતની મુખ્ય જ્ઞાતિઓ વચ્ચે એકરૂપતા છે.

---

૧૨. Subba Rao. 1953. Loc. Cit.

૧૩. Ibid.

૧૪. Hutton, J. H. "Census of India, 1931". Vol. I, Pt. I, P. 497.

૧૫. ભગવાનલાલ ઇન્દ્રજી મુંબઈ ગેઝેટ (૧૮૮૦, પુ. ૧ Pt. I)

૧૬. Guha B. S. "Racial Affinities of the Peoples of India". Census of India, 1931, New Delhi, 1933. Vol. I, P. III, P. XXVIII.

શ્રી. ગુહા વધુમાં જણાવે છે કે, એકંદરે ગુજરાતની જ્ઞાતિઓ કન્નડ અને મહારાષ્ટ્રના બ્રાહ્મણો સાથે નિકટનું સામ્ય ધરાવે છે. ચિત્રાલ અને બંગાળની સાથે મહત્ત્વનું સામ્ય ધરાવે છે. ગુજરાતના નાગરો કન્નડ બ્રાહ્મણો (૯.૪૮ ± ૦.૨૭), દાસસ્થ બ્રાહ્મણો (૮.૫૪ ± ૦.૧૬) અને બંગાળના કાયસ્થ બ્રાહ્મણો (૧૦.૪૬ ± ૦.૧૭) સાથે સારું સામ્ય ધરાવે છે. કાઠી બંગાળના કાયસ્થ (૧૧.૦૬ ± ૦.૧૭) અને ચિત્રાલના 'ખો' (૧૧.૭૫ ± ૦.૩૧) સાથે નિકટનું સામ્ય ધરાવે છે. જૈન વાણિયાઓ ગૌર બ્રાહ્મણો, ચિત્પાવન બ્રાહ્મણો, મરાઠા અને બંગાળના કાયસ્થ સાથે નિકટનું સામ્ય ધરાવે છે.[17]

શ્રી ગુહાના મત મુજબ, ગુજરાતની વસ્તીમાં પહોળા-માથાનાં બે તત્ત્વો છે. સાધારણ ઊંચાઈ, નીચું, પહોળું અને પાછળથી ચપટું માથું, ગોળ મોં તથા આગળ પડતું નાક એ આલ્પાઈન જાતિનાં લક્ષણો નાગર બ્રાહ્મણોમાં દેખાય છે. ઊંચો બાંધો, પાછળથી ચપટું માથું અને બહિર્ગોળ નાક એ ડિનારિક જાતિનાં લક્ષણો ગુજરાતભરમાં દેખાય છે. આ બંને તત્ત્વો, ઠીંગણો બાંધો, લાંબું માથું, વિશાળ મોં વગેરે લક્ષણો ગુજરાતની આદિવાસી પ્રજામાં મોટા પ્રમાણમાં ભળેલાં દેખાય છે. ૧૮ ઉપલા થરમાં વિશાળ માથાનાં તત્ત્વો સાથે ભળવાથી મધ્યમ કદની ખોપરી અને ચીબા નાકનો આકાર ધારણ કરે છે.

૧૯૪૯માં પ્રો. ડી. એન. મજમુદાર અને તેના સાથીઓએ ગુજરાતના જુદા જુદા ૨૬ જાતિસમૂહોમાંથી ૩૯૦૦ માણસોનાં માપ લઈને અને ૩,૦૦૦ માણસોનાં લોહીને તપાસીને ગુજરાતની જાતિઓ અંગે વિસ્તૃત તપાસ કરી હતી. જાતિ અને લોહીના પૃથક્કરણની તપાસ કરી હતી. તેમના મતાનુસાર ગુજરાતની વિવિધ જ્ઞાતિઓને પાંચ મુખ્ય સમૂહમાં વહેંચી શકાય. એક છેડે ભીલ, ભંગી અને બીજાઓ છે, જ્યારે બીજા છેડે પારસી, ભાટિયા, ભાડેલા અને બીજાઓ છે. આ સમૂહો નીચે મુજબ છે:

૧. ભીલ, ભંગી અને અન્ય પછાત જાતિઓનો પ્રથમ સમૂહ. તેમના સી. આર. એલ (C. R. L) વચ્ચે ઝાઝો તફાવત નથી.

૨. કોળી, કારીગર, ઈતર પરચૂરણ જ્ઞાતિસમૂહ '૧' અને માછી-ખારવાઓનો બીજો સમૂહ એકબીજાથી ખાસ જુદો નથી. કોળી, કારીગર અને ઈતર પરચૂરણ જ્ઞાતિસમૂહ '૧'ને ઉપરના પ્રથમ સમૂહના પેટાસમૂહ તરીકે ગણી શકાય. માછી અને ખારવા દૂરના હોવા છતાંય, સામાન્ય સામ્યને કારણે આ સમૂહમાં આવે છે.

૩. પાટીદાર, સુન્ની-વહોરા, લુહાણા, ખોજા, મેમણ, રજપૂત, નાગરો, ઔદીચ્ય બ્રાહ્મણ અને ઓસવાળ જૈનોનો ત્રીજો સમૂહ. આ સમૂહ બીજા સમૂહને કંઈક મળતો આવે છે છતાં પ્રથમ બે પછાત જાતિઓના સમૂહથી ઘણી બાબતોમાં વૈષમ્ય ધરાવે છે. પાટીદાર, સુન્ની-વહોરા, લુહાણા, નાગર બ્રાહ્મણ અને ઔદીચ્ય બ્રાહ્મણોનો એક પેટાસમૂહ પરસ્પર ખૂબ જ સામ્ય ધરાવે છે. ખોજા અને મેમણો એકરૂપતા ધરાવે છે, પણ મુખ્ય સમૂહની ઈતર જાતિઓ સાથે તે ઓછું સામ્ય ધરાવે છે. તેથી તેમનો એક પેટાસમૂહ બને છે. પરસ્પર કે બીજા સમૂહો સાથે ઝાઝું સામ્ય ન હોવા છતાંય, રજપૂત અને ઓસવાળ જૈનો બે ખંડિત જોડીઓ '(Discrete) Sets', તરીકે વર્તે છે. એવી જ રીતે, પરચૂરણ જ્ઞાતિ સમૂહ-૨ ખોજા અને મેમણ સાથે ખૂબ જ વૈષમ્ય ધરાવે છે. પરંતુ, પાંચ જૂથના પ્રથમ પેટાસમૂહ સાથે સામ્ય ધરાવે છે. રજપૂતો અને ઓસવાળ-જૈનો એકબીજા સાથે સંકળાયા હોવા છતાંય હેતુપૂર્વક અલગ રહ્યા છે.

ચોથો સમૂહ રબારી, મેર, વાઘેર અને મિયાણાનો બનેલો છે. આ સમૂહ કેવળ દેખાવના સામ્યને લીધે એક ગણેલો છે. તેમાં મેર અને વાઘેર એકબીજા સાથે ખૂબ જ નિકટતા ધરાવે છે. બીજા બે પરસ્પર કરતાં મેર અને વાઘેરો સાથે વધુ નિકટતા ધરાવે છે. આ સમૂહ પ્રથમ બે કરતાં નવ જ્ઞાતિઓના ત્રીજા સમૂહ સાથે વધુ નિકટતા ધરાવે છે. ભાડેલા, ભાટિયા અને પારસીઓનો પાંચમો સમૂહ છે. ભાડેલા અને ભાટિયા ખૂબ જ સામ્ય ધરાવે છે. ભાટિયા અને પારસીઓ વચ્ચે વધુ સામ્ય છે, પરંતુ, ભાડેલા અને પારસીઓ વચ્ચે સામ્ય ઓછું છે. શ્રી મજમુદાર અને શ્રી સેન જણાવે છે કે, મિયાણા ભાડેલા તથા ભાટિયા સાથે ઝાઝું સામ્ય ધરાવે છે, જ્યારે પારસીઓ સાથે સામ્ય ધરાવતા નથી. તેઓ એમ પણ અનુમાન કરે છે કે, છેલ્લા બે સમૂહો વચ્ચે સામ્ય છે અને તેમની વચ્ચે મિયાણા છે.

આ પરથી જણાશે કે, આદિવાસી જાતિઓ ગુજરાતની વસ્તીના ઉપલા થરથી સાવ જુદી પડે છે. વળી, મુસલમાનો સમાજના ઉપલા થરની સાથે વધુ સંકળાયેલા છે. શ્રી મજમુદાર અને શ્રી સેન જણાવે છે કે આ જાતિઓની ચોક્કસ અને અચોક્કસ ખાસિયતો પરથી જણાય છે કે ખોજાઓ લુહાણા સાથે, મિયાણા અને ભાડેલા ભાટિયા અને પારસીઓ સાથે તથા મેર અને રજપૂતો મુસ્લિમો સાથે સામ્ય ધરાવે છે. સામાન્ય રીતે તેમનું સંશોધન શ્રી ગુહાના સંશોધનથી વિરુદ્ધ નથી. જાતિઓની બે મહત્ત્વની ખાસિયતો જુદી પડે છે. પારસી, નાગર-બ્રાહ્મણ, ભાટિયા, ભાડેલા, રબારી અને મિયાણાઓ પહોળા માથા-વાળા (બ્રાચિસેફાલિક લેપ્ટોરીન – Brachycephalic leptorrine) છે. જ્યારે ભીલ,

17. Op. Cit. P. lviii.

18. Guha B. S. "Racial Elements in the Popula- tions". Oxford Pamphlets on Indian Affairs No. 22, Bombay 1944.

19. Majumdar D. N. & Sen A. R. "The Anthro- lometric Status of the Tribes and Castes of Maha Gujerat". J. G. R. S., Vol. XI, No. 3, P. 149.

ભંગી, કોળી, દૂબળા, નાયકડા અને માછી-ખારવાઓ દીર્ઘશીર્ષ (ડૉલિકોસેફાલિક મેસોરીન – Dolicocephalic Mesorrhine) જૂથના છે. બાકીની વસ્તી વચગાળાના સમૂહમાં આવે છે. વિશિષ્ટ ગુણો સહેલાઈથી ઓળખાઈ આવે છે. પરંતુ, વચગાળાના સમૂહો એકબીજા સાથે એટલી નિકટતા ધરાવે છે કે વત્તાઓછા અંશે જાતિની એકરૂપતા પેદા થાય છે અને આખા ગુજરાતને મધ્યશીર્ષ જૂથનો (મિસોસેફાલસ Mesocephalous) પ્રદેશ ગણી શકાય.

રક્તપૃથક્કરણશાસ્ત્રના પુરાવાઓ[21] માનવદેહ માપનના પુરાવાઓને સારા પ્રમાણમાં ટેકો, આપે છે. વિવિધ સામાજિક જૂથોમાં સારા પ્રમાણમાં વિષમરૂપતા છે. કદાચ, ગુજરાતનાં વિવિધ જૂથોના મિશ્રણને કારણે આમ બન્યું હશે. પરંતુ, કેટલાક જૂથોનો સમૂહ અગાઉના જોયેલા સમૂહ જેવો છે. મેર, વાઘેર, રબારી વગેરે ઉચ્ચ વર્ણ અને પારસીઓથી સાવ અલગ પડી ગયા છે. ખોજા અને લુહાણા એક જાતના લોહીજૂથના છે. ઔદીચ્ય બ્રાહ્મણો, નાગર બ્રાહ્મણ, ભાટિયા, મેર, મિયાણા અને પાટીદારો પી. વેલ્યુ બાબતમાં નિકટતા ધરાવે છે. પી. વેલ્યુની બાબતમાં પારસીઓ પણ ઉચ્ચ જ્ઞાતિના જેવો રક્તગુણનો દરજ્જો ધરાવે છે. બે તપાસોના પરિણામોને સરખાવતાં તેમના પરસ્પરના સંબંધો વિશે પુરતી માહિતી મળી રહે છે.

ગુજરાતની આરોગ્યવિષયક તપાસમાં પણ બી. એમ. આર. (basal metabolic Rate) પ્રમાણે કેટલાક સામાજિક જૂથોનું વર્ગીકરણ કરતાં જણાયું હતું કે, પારસી, ભાડેલા, ભાટિયા, અને લુહાણા સૌથી ઊંચા આવે છે. ઔદીચ્ય બ્રાહ્મણ, નાગરબ્રાહ્મણ, ઓશવાળ જૈન, રાજપૂત, અને કણબી પાટીદાર વચગાળામાં આવે છે. કોળી, કારીગર, પરચૂરણ જાતિઓ, માછી-ખારવા, અને ભંગી છેક નીચા આવે છે.[22]

આ પરથી મુખ્ય સૂચન એ થાય છે કે ગુજરાતની વસ્તીમાં વિષમરૂપતાનું કંઈક તત્ત્વ છે. પરંતુ, કેટલાક પુરાવાઓ પરથી જણાય છે કે, વચગાળાનાં જૂથો (જે વસ્તીનો મોટો ભાગ છે) એકબીજાને એટલાં મળતાં આવે છે કે તેમાં વત્તાઓછા અંશે એકરૂપતા આવે છે. ભારતના અન્ય ભાગોમાં પણ આવી વિસ્તૃત તપાસ થઈ છે, અને કેટલીક તપાસ થાય છે. તેના પરથી પૂરતી માહિતી મળશે ત્યારે આંતર-પ્રદેશની જાતિઓના સંબંધનો અભ્યાસ રસપ્રદ થઈ પડશે.

(Peoples of Gujarat નામના મૂળ અંગ્રેજી લેખનો અનુવાદ)

21. D. N. Majumdar & K. Kishan. Serological Status of Castes and Tribes of Cultural Gujarat", J. G. R. S. Vol. X, No. 1, P. 12-13.
22. Majumdar & S. Bahadur. "A Compearative Study of Height and Weight of Castes and Tribes in Gujarat. J. G. R. S., Vol. XI, No. 3, P. 167.



# નૃવંશીય વિશ્લેષણ

શ્રી. પોપટલાલ શાહ
(ગુજરાત સંશોધન મંડળ, મુંબઈ)

હવે પ્રજાસત્તાક ભારત, ગુજરાતીભાષી પ્રજાને સ્વતંત્ર રાજકીય દરજ્જો ધરાવતી ગણે છે અને તેના સંસ્કાર વારસાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આ તબક્કે ગુજરાત સંશોધન મંડળે છેલ્લાં બાવીસ વર્ષથી ગુજરાતના માનવ વંશના ઈતિહાસનું સંશોધન કરવાનો જે પ્રયાસ કર્યો છે તેની મહત્તા વિશેષ વધી જાય છે.

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના પ્રદેશોમાં આ અંગે ગમે તે ખ્યાલો પ્રવર્તતા હોય, સ્થાનિક વિસ્તારોમાં બોલાતી ભાષાઓ અને બોલીઓમાં ગમે તે વિવિધતા હોય, દેશને ૪૦૦ રજવાડાંઓમાં વહેંચી નાખતા શાસનના વારસા રૂપ આ પ્રદેશની ગમે તે રાજકીય સરહદો હોય પણ ગુજરાતનું નામ પડતાં આ પ્રદેશના શિક્ષિત વર્ગમાં એક નવો જ ભાવ જાગે છે. નિશ્ચિત ભૌગોલિક, ઐતિહાસિક, રાજકીય અને સાંસ્કારિક સરહદો વચ્ચે સમાયેલા આ પ્રદેશના ભાવિ અંગે નવી જ તમન્ના જાગે છે. વસ્તીગણતરી, આંકડાવાર માહિતી, જમીનની માપણી મોજણી, ભાષાકીય અને શૈક્ષણિક તપાસ માટેના ગુજરાતના વિવિધ. વિભાગોને માટે હજી નિશ્ચિત માહિતી એકઠી કરવાની બાકી છે. આ પ્રદેશના લોકોના વંશ-વારસાના ઈતિહાસની પૂરી વિગતો પણ હજી સુલભ નથી. ગુજરાત સંશોધન સંસ્થાએ ૧૯૪૭માં 'મહાગુજરાતની સાંસ્કારિક એકતા'નો ચિતાર આપતું અંકપત્ર રજૂ કર્યું. એક સેવાભાવી સંસ્થા તરીકે તેણે આંકડાવાર બાર પરિશિષ્ટો તૈયાર કર્યાં. અત્યારના નવા સંજોગોમાં આ પરિશિષ્ટોની ચકાસણી ફરીથી કરવાની જરૂર છે.

ગુજરાતની બાહ્ય સરહદો સિંધ, રાજસ્થાન, ખાનદેશ, થાણા જિલ્લો મુંબઈ શહેરને સ્પર્શે છે. બીજી બાજુ અરબી સમુદ્ર, ખંભાતનો અખાત, સૌરાષ્ટ્રનો કિનારો, કચ્છનું રણ અને અખાત તેની સરહદો છે.

ગુજરાતના વિવિધ પ્રદેશોમાં ગુજરાતીને મળતી આવતી વિવિધ બોલીઓ બોલાય છે. આદિવાસી ભીલોની બોલીની, દૂબળી, ગામતી, ચોધરી, નાયકી, ઢોડિયા અને કોંકણી બોલીઓ ઉપર સારી એવી અસર પડી છે. જ્યારે બીજી બાજુ ગુજરાતની અન્ય બોલીઓ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં રૂઢ છે. એમાં કચ્છી, ગોહિલવાડી, ઝાલાવાડી, સોરઠી, ચરોતરી, સુરતી એવી બોલીઓનો સમાવેશ થાય છે. ગુજરાતમાં વિવિધ નાતજાતના લોકો વસે છે. એમાં રાજપૂતો, સિસોદિયા, પરમાર, ચાલુક્ય, સોલંકી, જાડેજા, બ્રાહ્મણો, નાગરો અને વૈષ્ણવો છે. બ્રાહ્મણોમાં ઔદીચ્ય, ખેડાવાળ, શ્રીમાળી એમ અનેક જ્ઞાતિઓ છે. નાગરો પાંચ પ્રકારના છે, વૈષ્ણવોમાં મેવાડા, મારવાડી, પોરવાડ, લાડ, શ્રીમાળી, ભાટિયા, લુહાણા એમ વિવિધ જાતિઓ છે. આમ ગુજરાતમાં ભાતભાતની જ્ઞાતિઓ છે અને તેના વંશ-વારસાનો અને સામાજિક પ્રશ્નોનો ઊંડો અભ્યાસ જરૂરી છે.' ગુજરાતમાં ભિન્ન ભિન્ન જ્ઞાતિના અને જાતિઓના લોકો વસે છે એ માટે ગુજરાતના વિસ્તૃત કિનારાને એક રીતે કારણભૂત માનવામાં આવે છે. ગુજરાતનો કિનારો લગભગ ૧,૧૦૦ માઈલ જેટલો લાંબો હોવાથી દરિયાપારના કેટલાય દેશોનો તેને વિધવિધ સ્થળે સંપર્ક રહેતો અને એ દેશોની ગુજરાતની નાત-જાતના ઘડતર ઉપર અસર પડતી હતી. ગુજરાતને ઈરાન, અરબસ્તાન, આફ્રિકા, એબિસિનિયા, ઝાંઝીબાર, માડાગાસ્કર વગેરે દેશો સાથે સંપર્ક હતો. બીજી બાજુ સિલોન, મલાયા, જાવા, સુમાત્રા, કંબોડિયા જેવા દેશો સાથે પણ તેને સંબંધ હતો. સૌરાષ્ટ્રના કિનારા ઉપર દ્વારકા, જામનગર, સોમનાથ, વેરાવળ અને ભાવનગર, ત્રીજી બાજુ ખંભાત, ભરૂચ, સુરત, ઉમરગામ અને માહીમ, મુંબઈ, થાણા અને કલ્યાણ સુધીનાં સ્થળો ઉપર વિદેશોની અસર પડતી હતી. ગુજરાતના નાત-જાતના ઘડતર ઉપર પ્રાચીન કાળથી આ વિદેશી અવરજવરની ઘેરી અસર પડી હતી.

ગુજરાતને વિશાળ દરિયાકિનારો છે. તેની જમીન ફળદ્રુપ છે અને લોકો ઉદ્યમી છે. આ બધાં પરિબળોને પરિણામે અહીંની પ્રજા આદિકાળથી વેપારી બની છે અને સ્વભાવે લોકો સાહસિક રહ્યા છે. મહાન વિદ્વાન અને સંશોધક ડૉ. ભગવાનલાલ ઈન્દ્રજીએ લગભગ ૬૦ વર્ષ પહેલાં લખ્યું હતું કે, "ગુજરાતની તળભૂમિની સમૃદ્ધિએ, સાબરમતી, મહી, નર્મદા અને તાપી નદીઓના આશીર્વાદ સમી ફળદ્રુપતાએ અને સૌરાષ્ટ્રની માયાળુતાએ ઈતિહાસના આદિકાળથી મનુષ્યોને આ ભૂમિ તરફ આકર્ષ્યા છે. કેટલાકે આ આકર્ષણથી આ ભૂમિમાં આશ્રય લીધો તો કેટલાકે તેના ઉપર વિજય મેળવ્યો. આમ ગુજરાતનું આકર્ષણ તો હંમેશ માટે રહ્યું છે.

"પુરાણોમાંથી ઉલ્લેખ મળે છે તે પ્રમાણે ઈ. સ. પૂર્વે ૧૫૦૦ થી ૫૦૦ વર્ષની વચ્ચેના કાળમાં આ ભૂમિ ઉપર યાદવો આવ્યા. ઘણુંખરું તેઓ દરિયા માર્ગે આવ્યા હશે. ઈ. સ. પૂર્વે ૩૦૦ થી ઈ. સ. ૧૦૦ સુધીમાં ગ્રીક, બેક્ટ્રિયન્સ એમ ટોળીઓ ઊતરતી રહી. ઈ. સ. ૬૦૦ થી ૮૦૦ની વચ્ચેના ગાળામાં પારસીઓ આ ભૂમિમાં આશ્રય શોધતા આવ્યા, અને એમની પાછળ આરબો આવ્યા. ઈ. સ. ૯૦૦ થી ૧૨૦૦ની વચ્ચે આ પ્રદેશ ઉપર સંગાનિયન ચાંચિયાઓ આવ્યા. ઈ. સ.

૧૨૫૦થી ૧૩૦૦ની વચ્ચે ઈરાનમાંથી નાસી છૂટેલા પારસીઓ અને નવાયત મુસલમાનો આવ્યા. ઈ. સ. ૧૫૦૦થી ૧૬૦૦ની વચ્ચે ફિરંગીઓ અને તેમના હરીફ તુર્કો ગુજરાત ઉપર ચઢી આવ્યા. ઈ. સ. ૧૬૦૦ થી ૧૭૦૦ના ગાળામાં ઈરાનના અખાતના ચાંચિયાઓ અને આરબો આ ભૂમિ ઉપર ઊતરી આવ્યા હતા. ઈ. સ. ૧૫૦૦થી ૧૮૦૦ની વચ્ચે આફ્રિકનો, આરબો અને ઈરાનીઓની વસાહતો આ પ્રદેશમાં થઈ હતી. ઈ. સ. ૧૬૦૦થી ૧૭૫૦ની વચ્ચેના કાળમાં આર્મેનિયનો, ડચ અને ફ્રેંચ વેપારીઓ ગુજરાતમાં વેપાર માટે આવ્યા. ઈ. સ. ૧૭૫૦ પછી ગુજરાતમાં અંગ્રેજોનાં પગરણ થયાં.

"ઈ. સ. પૂર્વે ૨૦૦થી ઈ. સ. ૫૦૦ની વચ્ચે જમીનરસ્તે ઉત્તરમાંથી સીથિયનો અને હૂણો આવ્યા. ઈ. સ. ૪૦૦થી ૬૦૦ની વચ્ચે ગુર્જરો આવ્યા. ઈ. સ. ૭૫૦થી ૯૦૦ના ગાળામાં જાડેજા અને કાઠીઓ દાખલ થયા. ઈ. સ. ૧૦૦૦થી ૧૫૦૦ના ગાળામાં ગુજરાત ઉપર ઉત્તરમાંથી અફઘાનો, તુર્કો અને મુગલોનાં આક્રમણો થયાં, અને ઈ. સ. ૧૩૦૦ થી ૧૫૦૦ની વચ્ચે વળી પાછાં જાડેજા અને કાઠીઓનાં ટોળાંઓએ આ ભૂમિમાં આવીને વાસ કર્યો.

પ્રાગૈતિહાસિક કાળથી છેક ઈ. સ. ૧૧૦૦ અને ૧૨૦૦ સુધી ગુજરાતના ઈશાન ભાગમાંથી આર્યોનો પ્રવાહ આવ્યા જ કરતો હતો. ખાસ કરીને એમાં ઉત્તરના ઔદીચ્ય બ્રાહ્મણોએ ગુજરાતમાં વાસ કર્યો. તેરમી સદીથી તુર્કો, અફઘાનો અને મોગલોનાં ધાડાં આવતાં રહ્યાં.

ગુજરાતની પૂર્વમાંથી ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પહેલાં મૌર્યો આવ્યા. કાળા સમુદ્રના ઈશાન ભાગમાં વસતા આદિવાસીઓ સીથિયન ક્ષત્રિયોનાં ટોળાં ઈ. સ. પૂર્વે ૧૦૦થી ૩૦૦ સુધીમાં આવ્યાં. ઈ. સ. ૩૦૦માં ગુપ્તો આવ્યા. ઈ. સ. ૪૦૦થી ૬૦૦ના ગાળામાં ગુર્જરો આવ્યા. ઈ. સ. ૧૫૩૦માં મુગલો આવ્યા. ઈ. સ. ૧૬૬૦થી ૧૭૬૦ સુધીમાં મરાઠાઓ આવ્યા; અને ૧૭૮૦માં અંગ્રેજો આવ્યા.

આ પ્રમાણે ગુજરાતમાં બહારથી જે જે નાતો, જાતો, ટોળીઓ કે જુદા જુદા ધર્મ કે રાષ્ટ્રના લોકો આવ્યા તે દરેકની ગુજરાતની પ્રજા ઉપર અસર પડી. ઉદાહરણ તરીકે યાદવો લઈએ. ઈ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષ પહેલાં મહાભારતના કાળમાં યાદવો આ પ્રદેશમાં આવ્યા હતા. તે સમયે ગુજરાત અને પશ્ચિમ ભારત, મધ્ય આર્યાવર્તની સીમાની બહાર ગણાતો. તે સમયે આ દૂર દૂરનાં સ્થળોએ જઈ આવનાર માણસને પ્રાયશ્ચિત્ત કરવું પડતું. તદુપરાંત દૂર દૂર આવેલાં આ સ્થળોના પ્રવાસમાં પણ ઘણાં જોખમો અને ભયસ્થાનો રહેલાં હતાં. યાદવો ઠીંગણા અને શ્યામ હતા. ઐતિહાસિક કૃષ્ણ તેમના નેતા હતા. હિંદુ સંસ્કૃતિના ધામ મથુરામાંથી કૃષ્ણ અને તેમના યાદવો આવ્યા હતા અને દ્વારકામાં વસ્યા હતા. તેમના આગમન પહેલાં આ પ્રદેશ આનર્ત નામે ઓળખાતો હતો; અને રેવત પર્વતવાળા પ્રદેશ ઉપર રૈવત નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રેવતી નામે એક કન્યા હતી. રૈવત રાજા પોતાની કન્યાના લગ્ન માટે સલાહ લેવા બ્રહ્માની પાસે ગયા હતા; તે સમયે યાદવોએ રૈવત રાજાના દેશને કબજે કર્યો. બ્રહ્માએ રૈવત રાજાને કૃષ્ણના ભાઈ બલરામ સાથે રેવતીનાં લગ્ન કરવાની સલાહ આપી. કન્યા ઘણી ઊંચી હતી જ્યારે યાદવકુળનો વર ઠીંગણો હતો. દંતકથામાં તો એમ આવે છે કે આથી બળદેવના શાસ્ત્રોક્ત શસ્ત્ર હળથી કન્યાનું માથું દબાવીને તેની ઊંચાઈ ઓછી કરવામાં આવી હતી. ભાગવત પુરાણમાં પણ યાદવોની ઓછી ઊંચાઈનો ઉલ્લેખ આવે છે. એમાં રાજા મુચકુંદ, ચિરનિદ્રામાંથી જાગે છે ત્યારે તેની આસપાસ મથુરાના ઠીંગણા યાદવોને જોઈને આશ્ચર્ય પામે છે. મથુરાના યાદવોની દ્વારકા તરફના અવરજવરના રસ્તા ઉપર કેટલીય દુશ્મન ટોળીઓ વસેલી હતી. મથુરાથી પંજાબ અને સિંધનો માર્ગ સલામત હતો, જ્યારે રાજસ્થાન અને માળવામાંથી જતો દ્વારકા અને મથુરા વચ્ચેનો માર્ગ ખતરનાક ગણાતો. એના ઉપર આહીરોની નામચીન ટોળીઓ ફરતી. રાજા કૃષ્ણે પ્રભાસ પાટણમાં દેહ છોડયો ત્યાર પછી તેમની રાણીઓને લઈને પાછા જતાં સિત્તેર વર્ષના અર્જુનના રસાલાને માર્ગમાં આ લોકોએ લૂંટયો હતો.

યાદવ વંશના રાજાઓએ, દ્વારકા, જૂનાગઢ, સોમનાથ પાટણ, મધ્યગુજરાત અને પાછળ પાછળથી દક્ષિણ ગુજરાત ઉપર રાજ્ય કર્યું હતું. કેટલાંક યાદવકુટુંબો અહીંથી નીકળીને ઔરંગાબાદ નજીક દેવગિરિ જઈ વસ્યાં હતાં. એક કાળે અલાઉદ્દીન ખીલજીના ત્રાસથી નાસી છૂટેલા રાજા કરણ વાઘેલાને આ યાદવોએ આશ્રય આપ્યો હતો.

ભારતના પ્રાચીન લોકોના જીવનનો ખ્યાલ આપતા સંખ્યાબંધ ઉલ્લેખો સુલભ છે. એના ઉપરથી ઘણી મહત્ત્વની ઐતિહાસિક માહિતી મળી આવે છે. યાદવો અને આહીરો હજી પણ જોવા મળે છે. સંસ્કૃત સાહિત્યમાં તેમના જે ઉલ્લેખો આવે છે તે તેમના વંશ-વારસાનો અભ્યાસ કરવામાં ઘણા મદદરૂપ નીવડે એમ છે.'

પંજાબમાંથી ગુર્જરો જ્યાં સુધી આ પ્રદેશોમાં આવ્યા ન હતા ત્યાં સુધી આ પ્રદેશ ગુજરાત નામે ઓળખાતો નહિ. આ ગુર્જરો હૂણની એક પેટા જાતિ હતી એમ માનવામાં આવે છે. પ્રાચીનકાળમાં આનર્ત, સૌરાષ્ટ્ર, લાટ અને અપરાન્ત નામે જાણીતા થયેલા પ્રદેશો લગભગ છઠ્ઠી સદીની આસપાસમાં 'ગુજરાત, ગુર્જરોના દેશને નામે ઓળખાવા લાગ્યા. તે સમયે પણ ગુજરાતના પ્રદેશ ઉપર હૂણ લોકો ઊતરી આવ્યા. છેક ઉત્તરમાંથી કાશ્મીર થઈને આ લોકો ગુજરાતમાં આવ્યા હોય એમ લાગે છે. આ હૂણ લોકોનાં એંધાણ મધ્ય એશિયા અને હાલના તુર્કીમાં પણ મળી આવે છે. કાશ્મીર અને મધ્ય એશિયામાંથી આવતાં આ લોકો કઝ્ઝાર, ગુર્જર એમ વિવિધ નામે ઓળખાયા. શ્રી કે. એમ. મુનશીએ સંશોધન કર્યું છે કે કાશ્મીરમાં ભાઈસરહના ગુર્જર રબારીઓનાં લોકગીતો અને પુરાણાં ગુજરાતી ગીતોની ભાષા વચ્ચે સામ્ય છે.

ઈ. સ. ૧૯૪૭માં દેશનું વિભાજન થયું તે પહેલાં પંજાબમાં ગુજરાતનું ગામ (ગુજરાનવાલા) અને ગુજરાત જિલ્લો મહત્ત્વનાં ગણાતાં. ઉર્દૂમાં આ સ્થળના રાજાઓ ઉપર 'ગુજરાતના શાહ રાજાઓ' વિષે પુસ્તક લખાયું છે એમાંથી ગુર્જરો વિષે ઘણી મહત્ત્વની

ઐતિહાસિક માહિતી મળી આવે છે. અત્યારના' જોધપુર નજીકના ભિન્નમાલ અને શ્રીમાળ પાસે ગુર્જરોના કેટલાક અવશેષો મળી આવ્યા છે તે ગુર્જર ટોળીઓની દક્ષિણ તરફની યાત્રાનાં વિરામસ્થાનોની ઉપયોગી માહિતી આપે છે.

કનોજના રાજાઓના સંપર્કમાંથી પણ આ પ્રદેશ માટે 'ગુર્જર દેશ' શબ્દ વપરાયો હોય એમ લાગે છે. ગુર્જરોનું શાસન, ગુજરાતથી કનોજ સુધી પ્રસરેલું હતું. અગાઉ લાટ અને આનર્ત નામે પ્રચલિત બનેલા પ્રદેશો પાછળથી સાહિત્યમાં ગુર્જર દેશના નામે જાણીતા બન્યા.

આ પ્રમાણે ગુજરાતની ઐતિહાસિક માહિતીનું ટૂંકમાં વર્ણન કર્યા પછી ગુજરાત ઉપર શાસન કરી જનાર વિવિધ વંશોના રાજકીય ઇતિહાસમાં ડૂબકી મારવાની કંઈ જરૂર રહેતી નથી પણ ગુજરાત ઉપર રાજ્ય કરી જનાર જુદાં જુદાં જૂથોએ ગુજરાતની પ્રજાને જે જોમ આપ્યું છે અને તેના લોકોને જે વૈવિધ્ય આપ્યું છે તેના ઉપર આપણે એક દૃષ્ટિપાત કરીશું. હૂણો, મૈત્રો, મેરો અને ગુર્જરો સાતમી અને આઠમી સદીમાં લાંબા કાળ સુધી સત્તા ઉપર રહ્યા હતા. ચીનના ઇતિહાસવેત્તા હ્યુએનત્સાંગ (ઈ. સ. ૬૧૨થી ૬૬૬) અને સિંધના આરબ ઇતિહાસવેત્તાઓએ આ શાસનકાળનાં વર્ણનો કર્યાં છે. ઈ. સ. ૭૨૦થી ૯૫૬ વચ્ચે આ પ્રદેશ ઉપર ચાવડાઓનું શાસન સ્થપાયું અને તેમણે અણહિલવાડ પાટણનો પાયો નાખ્યો. ઉત્તરોત્તર ચાવડાઓ લોકપ્રિય બનતા ગયા. આ કાળથી ગુજરાતના દસ્તાવેજી ઇતિહાસની શરૂઆત થઈ કહી શકાય. ઈ. સ. ૯૬૦થી ૧૨૪૨ વચ્ચે ચાલુક્ય રાજાઓએ ગુજરાત ઉપર રાજ્ય કર્યું અને તેમણે ગુજરાતની ખ્યાતિ વધારી. તેના પ્રતાપી રાજાઓ મૂળરાજ, ભીમ, સિદ્ધરાજ જયસિંહ (૧૦૯૪–૧૧૪૩) અને કુમારપાળ (૧૧૪૩–૧૧૭૪) વિચક્ષણ વહીવટકર્તાઓ હતા. કુમારપાળે આબુ નજીકનાં દેલવાડાનાં વિખ્યાત મંદિરો બંધાવ્યાં હતાં. આ શાસનકાળ દરમ્યાન કલિકાલસર્વજ્ઞ જૈનમુનિ હેમચંદ્રસૂરિ (૧૦૮૯–૧૧૭૩) થઈ ગયા. એક વૈયાકરણી તરીકે તેમણે ગુજરાતની ખ્યાતિ વધારી. તેમણે કાશ્મીરમાંથી કેટલીક હસ્તપ્રતો મેળવી. દેશ્ય ભાષા, બોલીઓ અને મુખ્ય ભાષા વચ્ચેનો ભેદ સમજી તેનો અભ્યાસ કર્યો.

જૈન વિદ્વત્તા, જૈન મંદિરો અને સ્થાપત્ય તેમજ જૈન ધર્મની સાદાઈ અને સંયમે ગુજરાતી સાહિત્યમાં વૈવિધ્ય આણ્યું અને ગુજરાતના સંસ્કારવારસાને હૃદયની વિશાળતા અર્પી.

ઈ. સ. ૭૧૦ અને ૭૧૫ની વચ્ચે દેશમાં મુસલમાનો પ્રવેશ્યા અને પ્રજામાં એક નવું જ તત્ત્વ ઉમેરાયું. મહંમદ ગિઝનીની ચડાઈઓથી શરૂ કરીને મુસલમાનોનાં જે આક્રમણો થયાં તેનાથી હિંદુ સત્તા નબળી પડતી ગઈ. એ જ ગાળામાં માહીમનો રાજા બિંબસાર દમણ અને તારાપુર થઈને ગુજરાત ઉપર આવ્યો ત્યારે સુરત જિલ્લામાં અસંખ્ય માણસોનાં લોહી રેડાયાં. નવસારી નજીક જૈન રાજા કુમારપાળ સોલંકીનાં વંશજોનો સિપેહસાર રાજા મલીકાર્જુનનાં સૈન્યો સામે ભેટો થયો. વલસાડ પાસે મલીકાર્જુન હાર્યો અને મરાયો.

તેરમી સદીમાં થોડાક મહાદેવ કોળીઓ સાથે કોળીઓના અને વર્લીઓના કેટલાક મુખીઓ સુરત જિલ્લામાં આવ્યા અને લગભગ ૨૨ દુર્ગો ઉપર તેમણે શાસન સ્થાપ્યું. ઈ. સ. ૧૨૯૭થી ૧૪૦૩ના મુસલમાન યુગમાં પણ આ મુખીઓના શાસનને આંચ ન આવી. તે સમયે અમદાવાદમાં (૧૪૦૩ થી ૧૫૭૩) સુલતાનનું રાજ્ય હતું. ઈ. સ. ૧૫૭૩ થી ૧૫૭૮ની વચ્ચેના ગાળામાં આ પ્રદેશ ઉપર મુગલોનો સૂબો રાજ્ય કરતો હતો. ઈ. સ. ૧૭૬૦થી ૧૮૧૯ સુધી મરાઠાઓની બોલબાલા રહી. પણ બહારના આ શાસકોને આ પ્રદેશો મેળવવામાં ઝાઝો રસ હતો નહિ. જ્યાં સુધી આ પ્રદેશોના મુખીઓ માથા ભારે થઈને તેમને પરેશાન ન કરે ત્યાં સુધી તેમના ઉપર વિજય મેળવી શાસન સ્થાપવાની કે આદિવાસીઓની સ્થિતિ સુધારવાની આ શાસકોને જરૂર ન હતી અને એવો સમય પણ તેમની પાસે ન હતો. જ્યારે પીંઢારા જેવા લૂંટારાઓની ટોળીઓએ આ પ્રદેશની પ્રજાને રંજાડવા માંડી ત્યારે મહંમદ બેગડાના સૈનિકોએ પારડીમાં બગવાડા, વલસાડમાં પારનેર અને ધર્મપુરના કિલ્લાઓ કબજે કર્યા. ઈ. સ. ૧૫૩૮માં પોર્ટુગીઝો પશ્ચિમ ભારતમાં આવ્યા. તેઓ મહત્ત્વાકાંક્ષી હતા તેથી તેમણે પારનેરનાં જંગલો અને દમણ ઉપર કબજો જમાવ્યો.

મરાઠા સત્તાના ઉદયે, ગુજરાતના શાંત આર્થિક ગ્રામજીવનમાં ખલેલ પહોંચાડી. ઈ. સ. ૧૬૬૪માં ૪૦૦૦ અશ્વોના દળ સાથે જવાર અને ધર્મપુર થઈને શિવાજીએ કૂચ કરી અને સુરત લૂંટીને તે પાછા ગયા. કેટલાંક વર્ષો સુધી તો આ પ્રદેશ ઉપર નિયમિત દર વર્ષે મરાઠાઓના દરોડાઓ પડતા રહ્યા. આ ત્રાસથી બચવા માટે મુસલમાન સુલતાનોએ સુરતના રક્ષણ માટે મજબૂત ગઢ બાંધ્યો. ૧૭૧૯માં સોનગઢ એક વખત આદિવાસીઓના હાથમાં આવ્યો હતો પણ છેવટે તે મરાઠાઓના હાથમાં પડયો.

જ્યારે અંગ્રેજોએ ૧૮૧૭માં સુરત જિલ્લા ઉપર કબજો મેળવ્યો ત્યારે દેશમાં ખૂબ અવ્યવસ્થા હતી. દેસાઈઓ ખેડૂતો પાસેથી જમીનમહેસૂલ ઉઘરાવતા અને જમીનની ઊપજ વધારવામાં તેમને કંઈ રસ ન હતો. લોકો ગરીબાઈમાં સડતા હતા અને ગામડાંઓ ઉજ્જડ પડયાં હતાં. જે આદિવાસીઓ પાસે ધનુષ્યબાણ અને બીજાં શસ્ત્રો હતાં તેઓ ગામડાંઓ ઉપર ચઢી આવતા અને લૂંટફાટ ચલાવતા. પીંઢારા અને એવી બીજી જાતિઓ વારંવાર લૂંટફાટ ચલાવતી હતી અને એકદમ તેનો અંત લાવવાનું મુશ્કેલ હતું. જમીનમહેસૂલની નિશ્ચિત આકણી થઈ, જમીનમહેસૂલ ઉઘરાવવાની પ્રથા નક્કી થઈ અને સ્થિર કાર્યક્ષમ સરકારની સ્થાપના થઈ ત્યારે ગામડાંઓમાં નવજીવન આવ્યું અને શાંત જીવન શરૂ થયું. આદિવાસીઓને પણ શાંતિથી જીવન જીવવાની તક મળી.

ગુજરાતના વંશ-વારસાના ઇતિહાસ ઉપર જે ભૌગોલિક અને પરિસ્થિતિ વિષયક પરિબળોની અસર થઈ છે તેનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે છે :

૧. ગુજરાતના વિશાળ દરિયાકિનારાથી દરિયાખેડુઓ અને વેપારીઓને ઘણું પ્રોત્સાહન મળ્યું.

૨. મધ્ય ગુજરાતની કાળી ફળદ્રુપ જમીનમાં મબલખ પાક ઊતરતો. એને લીધે ગુજરાતને 'ભારતના બગીચા'નું ઉપનામ મળ્યું.

૩. ડાંગ, પંચમહાલ અને ગિરનારનાં જંગલો મર્યાદિત છે અને ખેતીને હાનિકારક નથી.

૪. પહાડી પ્રદેશ સિવાય અન્ય સ્થળોએ સામાન્ય રીતે ૩૦ ઇંચનો વરસાદ પડે છે.

૫. શિયાળાની બે મહિનાની ગુલાબી ઠંડી સિવાય વર્ષના અન્ય દિવસોમાં સમશીતોષ્ણ આબોહવા રહે છે. આ પ્રદેશમાં હિમ કે ભારે વરસાદનો ત્રાસ નથી.

આ પરિબળોને લીધે અન્ય લોકો ગુજરાતથી આકર્ષાયા અને તેમણે તેના ઉપર ચડાઈઓ કરી અને આ પ્રદેશને જીત્યો પણ ખરો. તેમની પાછળ તેમના અનુયાયીઓ ચાલ્યા આવ્યા અને આમ ગુજરાતમાં બહારના લોકો આવીને વસ્યા. ગુજરાતના લોકો વેપાર અર્થે દૂર દેશાવર જતા, દરિયો ખેડતા અને એમાંથી કેટલાક તો સ્ત્રીઓ અને ગુલામો સાથે પાછા પણ ફરતા અને તેથી દેશમાં અનેક જાતિઓ અને ઉપજાતિઓની સ્થાપના અને સમૃદ્ધિ થઈ.

સત્તરમી સદીમાં સંસ્કૃતમાં પ્રવાસવર્ણનો કરનાર વેંકટગિરિ જેવા લેખકે ગુજરાતીઓની લાંબી વેપારયાત્રાઓનો ઉલ્લેખ કર્યો છે. અત્યારે પણ ગુજરાતના લોકો વેપાર અર્થે જગતના જુદા જુદા પ્રદેશોમાં વસેલા છે. દક્ષિણ આફ્રિકામાં વસેલા ભારતીયો અને ખાસ કરીને ગુજરાતીઓ મહાત્મા ગાંધીની સત્યાગ્રહ ચળવળ જેવાં રાજકીય આંદોલનો માટે જવાબદાર છે. અત્યારના કાળમાં પણ દક્ષિણ આફ્રિકા અને બીજા અનેક દેશોમાં જઈ વસેલા ગુજરાતીઓ સારું એવું ધન કમાયા છે. તેઓ સ્વદેશ પાછા ફરતાં તેમની અને તેમના નોકરિયાતોની આબાદીની અને રહેણીકરણીની પણ સમાજ ઉપર અસર પડી છે.

ગુજરાતની પ્રજાના ઉત્પત્તિશાસ્ત્રનો વિચાર કરવા માટે ગુજરાતની વસ્તીનો ખ્યાલ હોવો જરૂરી છે. ગુજરાતની રાજકીય સરહદો અંગે અનિશ્ચિતતા હોવાથી અને ગુજરાતમાં વસતી વિવિધ જ્ઞાતિઓ, આદિવાસીઓ અને પછાત વર્ગો અંગે આંકડાવાર માહિતી એકઠી કરવાની ભારત સરકારની નીતિમાં પણ અનિશ્ચિતતા હોવાથી ૧૯૪૭ સુધી તો કંઈ વિગતવાર માહિતી સુલભ નથી બની. ૧૯૪૭માં ગુજરાત સંશોધન મંડળે સાંસ્કારિક હેતુઓથી પ્રેરાઈને આંકડાવાર માહિતી આપતું પત્રક 'મહાગુજરાત' તૈયાર કર્યું (ગુજરાત સંશોધન મંડળનું સામયિક, જુલાઈ ૧૯૪૭). આમ ગુજરાત સંશોધન મંડળે સકળ ગુજરાતીભાષી લોકોની જિલ્લાવાર ગણતરી કરવાનો પ્રથમ પ્રયાસ કર્યો. એની વિશાળ રૂપરેખા આ પ્રમાણે છે:

| વર્ષ | ચોરસ માઈલ | આદિવાસીઓની વસ્તી | દર ચો. માઈલે વસ્તીની ગીચતા |
|---|---|---|---|
| મહાગુજરાત | | | |
| ૧૯૪૧ | ૬૨,૫૭૦ | ૧,૩૧,૧૦,૦૦૦ | ૨૦૮ |
| નવગુજરાત રાજ્ય | | | |
| ૧૯૬૦ | ૭૨,૧૩૪ | ૧,૬૨,૬૨,૧૩૫ | ૨૨૫ |

આશરે સિત્તેર હજાર ચો. માઈલના સારાય પ્રદેશમાં એ વર્ષની વસ્તીનું હિંદુ, મુસલમાન, પારસી એ રીતનું વર્ગીકરણ સુલભ નથી. એ જ રીતે વસ્તીમાં બ્રાહ્મણો, વૈશ્યો, કણબી, ક્ષત્રિયો, રજપૂતો અને પાટીદારોનું નિશ્ચિત પ્રમાણ કેટલું છે એ કહેવું પણ અશક્ય છે. પણ સામાન્ય રીતે એમ અંદાજ બાંધી શકાય છે કે વસ્તીમાં ૫.૬ ટકા બ્રાહ્મણો, ૬ ટકા વૈશ્યો અને વેપારીઓ, અને ૫ ટકા રજપૂતો હતા. જ્ઞાતિઓમાં પણ સંખ્યાબંધ પેટા જ્ઞાતિઓ છે. દા. ત. ૧૯૩૧ના વડોદરા રાજ્યના વસ્તીપત્રક પ્રમાણે બ્રાહ્મણોમાં નહિ નહિ તો પણ સો પ્રકારના બ્રાહ્મણો હતા, ૮૪ પ્રકારના વણિકો હતા. આપણે વડોદરા રાજ્યને પ્રતીક તરીકે ગણીએ તો ત્યાં ૧૯૩૧ની વસ્તી ગણતરી સમયે લગભગ ૨૦ ટકા પાટીદારો, ૨૦ ટકા બારૈયા, ૧૩ ટકા રાનીપરજ, ૬ ટકા વણિકો અને ૭ ટકા મુસલમાનો હતા. જોકે ખ્રિસ્તીઓના પ્રમાણ વિષેની માહિતી એટલી વિશ્વસનીય નથી. નવા ગુજરાતમાં જિલ્લાવાર અને પ્રદેશવાર ધોરણે આ બધા આંકડાઓને પ્રમાણભૂત બનાવવા પડશે અને એમ કરતાં કેટલાંક વર્ષો લાગશે.

### સામાજિક વર્ગીકરણ

સમાજવાદી ઢબની સમાજરચનાને આધારે રચાયેલા કલ્યાણ રાજ્યમાં વસ્તીના વર્ગીકરણની ચોક્કસ યોજના હોવી જોઈએ. આમ તો જ્ઞાતિપ્રથાને સત્તાવાર રીતે રદ કરવામાં આવી છે, પણ શોષણવિહોણા, વર્ગભેદ વિનાના સમાજને સિદ્ધ કરવા માટે અમુક પછાત વર્ગોને રક્ષણ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. દેશમાં આ વર્ગો જુદા જુદા નામે ઓળખાય છે અને વહીવટીય સરળતા માટે એમનું વર્ગીકરણ કરવામાં આવ્યું છે.

| | લાખ |
|---|---|
| ગાંધીજી જેને હરિજન તરીકે ઓળખતા તે અનુસૂચિત જ્ઞાતિઓ | ૧૧.૫૦ |
| સરકારે જે આદિવાસી લોકોને અનુસૂચિત જાતિઓ ગણ્યા છે તે | ૨૧.૫૦ |
| મોચી, ઘાંચી, ગોલા, કોળી, બાવા, જોગી, ઓડ અને બારેજા જેવા સામાજિક દૃષ્ટિએ પછાત ગણાતા લોકો | ૩૦.૦૦ |
| | ૬૩.૦૦ |

આ ૬૩ લાખ લોકો એટલે નવા ગુજરાત રાજ્યની વસ્તીનો ૪૦ ટકા ભાગ પછાત છે. તેમના રક્ષણ માટે ખાસ ખાતાંઓ રાખવામાં આવે છે અને તે ખાસ પ્રધાનોને સુપરત કરવામાં આવે છે.

ભારત સરકારે સામાજિક રાહત આપવા માટે ૧૯૫૫માં જે સંખ્યા-બંધ જ્ઞાતિઓ અને જાતિઓ પસંદ કરી આમાં ૮૧૮ વર્ગીકૃત જ્ઞાતિઓ હતી, ૩૦૪ વર્ગીકૃત આદિવાસીઓ હતા, અને ૧૪૨૬ પછાત વર્ગો હતા. ૧૯૫૫માં પછાત વર્ગો માટેના મંડળનો જે હેવાલ બહાર પડયો એમાં આ અંગે જે વિવિધ નામો આપવામાં આવ્યાં છે તેને હજી નિશ્ચિત ન ગણી શકાય. આ વર્ગો માટે ખાસ વહીવટીય વ્યવસ્થા હોવી જોઈએ કે નહિ તે ઘણું મહત્ત્વનું છે. આ વર્ગોના લોકોને શાળામાં ફી વગર પ્રવેશ મળે કે જમીન અંગે કેટલીક છૂટછાટો મળે કે ચૂંટણીમાં ખાસ અધિકારો મળે એ પહેલાં એ વર્ગોની પૂરી ચકાસણી થવી જોઈએ અને કઈ વ્યક્તિ કયા વર્ગની છે તેનો નિશ્ચિત ખ્યાલ બાંધવો જોઈએ. પછાત વર્ગો માટેના મંડળના એક સભ્ય તરીકે ૧૯૫૫માં મેં એવું સૂચન કર્યું હતું કે જે લોકો સામાજિક અને આર્થિક રીતે પછાત હોય તેમને જ વિશિષ્ટ અધિકારો અને સગવડો મળવાં જોઈએ. આ માટે જન્મ, જ્ઞાતિનું ધોરણ રાખવું ન જોઈએ પણ આવકનું ધોરણ નજરમાં રાખવું જોઈએ. જે લોકોની આવક વર્ષે દિવસે ૮૦૦ રૂપિયા કરતાં પણ ઓછી હોય તેમને આર્થિક રાહતના અધિકારી ગણવા જોઈએ.

**વંશવાર વર્ગીકરણ**

માનવવંશશાસ્ત્રીઓ માનવજાતના બિનરાજકીય અને શાસ્ત્રીય વર્ગીકરણ માટે ઊંચાઈ, જાડાઈ, માથું, નાક વગેરેના આકાર પ્રકાર ઉપર વધારે આધાર રાખે છે. કોઈ પણ જાતિનાં શારીરિક લક્ષણો ઉપરથી પણ તેના વંશ વારસા અંગે વિશ્વસનીય માહિતી મળી શકે છે.

ગુજરાતની વસ્તીના વંશવેલાની અને જ્ઞાતિ-જાતિની આંકડાવાર માહિતી અપૂર્ણ છે. વળી વારંવાર આવી માહિતી એકત્રિત પણ કરવામાં આવતી નથી. ૧૮૯૭ માં રિસ્લેની કરેલી શરીરમાપનની મોજણી અને ૧૯૩૧ની વસ્તીગણતરી સંબંધે ડૉ. ગુહાની આંકડાવાર માહિતી સુલભ છે પણ તે વ્યાપક અને પૂરતી નથી. ગુજરાત સંશોધન મંડળના ઉપક્રમે ૧૯૪૧માં અને ૧૯૪૩માં ડૉ. એન. એમ. મજમુદારે ખાસ પસંદ કરેલાં ૨૪ જાતિ-જૂથોના માણસોની શરીરમાપન, રક્તશોધન અને સ્વાસ્થ્યની દૃષ્ટિએ ઉપયોગી માહિતી આખા ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી પર્યટન કર્યા પછી મેળવી હતી.

**માનવમાપનવિદ્યાની દૃષ્ટિએ વર્ગીકરણ**

આ અંગે ૨૪ જાતિઓનાં મસ્તકીય ચિહ્નોનું બારીકાઈપૂર્વક નિરીક્ષણ કરવામાં આવ્યું અને તેમાં ભીલોથી માંડીને ભાટેલા સુધીનાં લાક્ષણિક ચિહ્નોમાં ૭૧.૬૧૨થી ૮૩.૭૫૯ સુધીનો તફાવત રહ્યો. પારસીઓનો આ મસ્તકીય અંક ૮૨.૪૭૨ હતો, ભાટિયાનો ૮૨.૯૦૮, મિયાણા (મુસલમાનો) ૮૨.૪૭૫ ખોજા, ૭૯.૯૫૩, મેમણ ૭૯.૯૫૩ અને સુન્ની વહોરા ૭૯.૯૧૨; લોહાણામાંથી ઘણા લોકો મુસલમાનો થતા અને તેમનો મસ્તકીય આંક ૭૯.૪૫૪ હતો. ખોજા, મેમણ અને સુન્ની વહોરાઓનો પણ મસ્તકીય આંક લગભગ આની આસપાસમાં હતો. ફક્ત મિયાણાઓનો મસ્તકીય આંક ઘણો ઊંચો હતો. એ રીતે પારસી, ભાટિયા અને મિયાણા બધાનો મસ્તકીય આંક ૮૦ ઉપરનો હતો. જો આપણે મસ્તકીય આંક ઉપરથી પ્રમાણભૂત જૂથો પાડવા માગીએ તો એમાં લાંબા ચહેરાવાળા, મધ્યમસરના ચહેરાવાળા અને પહોળા ચહેરાવાળા એમ વર્ગીકરણ થઈ શકે. ભીલો અને એવા આદિવાસીઓ લાંબા ચહેરાવાળા વર્ગમાં આવી જાય. ભાટિયા, પારસી, ભાટેલા, રબારી અને મિયાણા પહોળા ચહેરાવાળા જૂથમાં આવી જાય, અને બાકીના બધાને મધ્યમ કદના ચહેરાવાળા વર્ગમાં મૂકી શકાય. આ વર્ગીકરણને ધ્યાનમાં લેતાં લાગે છે કે ગુજરાત મધ્યમ કદના ચહેરાવાળાઓનો પ્રાન્ત છે. ૧૯૩૧ની વસ્તીગણતરીવાળા નકશામાં ગુહાની માપણી મોજણી અનુસાર આ પ્રદેશ પહોળા ચહેરાવાળાઓના વર્ગમાં પડે છે, તે આપણી પાસેની અદ્યતન ઉપલબ્ધ માહિતી સાથે સુસંગત નથી. ઔદીચ્ય અને અન્ય બ્રાહ્મણોનો મસ્તકીય આંક ૭૭.૯૬૯ છે. નાગરોનો એ આંક ૭૯.૫૮૯ છે. આમ નાગરો ઔદીચ્ય કરતાં વધારે પહોળા માથાવાળા ઠરે છે. કારીગરો ઘણુંખરું સમાજના નીચલા સ્તરોમાંથી આવતા હોય છે અને એમના મસ્તકીય આંક પ્રમાણે તેઓ લાંબા ચહેરાવાળા વર્ગમાં પડે છે. મહાગુજરાતનો પ્રદેશ આમ તો મધ્યમ કદના ચહેરાવાળાઓનો પ્રદેશ લાગે છે. તો સામાન્ય રીતે એમ કલ્પના કરી શકાય કે પારસી, નાગર બ્રાહ્મણો, ભાટિયા, રબારી અને મિયાણા જેવા પહોળા ચહેરાવાળાઓના વર્ગ અને ભીલ, ભંગી, કોળી, દૂબળા, નાયક, મોચી અને ખારવા જેવા નીચલા સ્તરના લાંબા ચહેરાવાળાઓના વર્ગના સંમિશ્રણ રૂપ વચલા વર્ગોના એટલે કે મધ્યમ કદના ચહેરાવાળી પ્રજા થઈ હશે. આ વર્ગમાં ગુજરાતની મોટા ભાગની પ્રજાનો સમાવેશ થાય છે.

ગુજરાતના ઉચ્ચ ગણાતા વર્ગો (જેમાં આપણે પારસીઓ અને ઉચ્ચ વર્ગમાંથી ધર્માન્તર કરેલા મુસલમાનોને પણ ગણી શકીએ) મૂળ પહોળા ચહેરાવાળાઓ છે. એ રીતે નીચલા સ્તરના લોકો અને આદિવાસીઓ મૂળ લાંબા ચહેરાવાળા વર્ગના છે. પ્રજાનો મોટો ભાગ વચલા વર્ગમાં આવે છે. એમાંથી કેટલાકમાં પહોળા ચહેરાવાળા વર્ગોનાં લક્ષણોનું પ્રાધાન્ય છે, તો કેટલાકમાં લાંબા ચહેરાવાળા વર્ગનાં લક્ષણોનું પ્રાધાન્ય છે. આમ મધ્યમ વર્ગમાં પણ કેટલાક આ કે પેલા વર્ગોની વધુ નજીક હોય છે.

**રક્તવિજ્ઞાનની દૃષ્ટિએ વર્ગીકરણ**

તાજેતરમાં માનવમાપનની વિદ્યાને આ દિશામાં રક્તવિજ્ઞાનનો પણ સહારો મળી ગયો છે. રક્તના અનેકવિધ પ્રકારો, તેના વિવિધ કણો અને દરેકના ગુણધર્મો એ બધાનો માનવવંશ અંગે માહિતી મેળવવામાં ઠીક ઠીક ઉપયોગ કરવામાં આવે છે.

૧. મનુષ્યના રક્તસમૂહનો પ્રકાર તેની ગર્ભાવસ્થામાંથી જ નક્કી થયો હોય છે અને તેનાં લક્ષણો જીવનભર કાયમ રહે છે.

૨. તેના વંશવારસાની વ્યવસ્થા સ્પષ્ટતાપૂર્વક સમજાય તેવી હોય છે.

૩. રક્તનાં સમૂહોમાં 'જૂની' લક્ષણો વિશિષ્ટ અને વ્યક્તિગત હોય છે તેથી નિરીક્ષણમાં કે ગણતરીમાં ગોથું ખાઈ જવાનો ખાસ ભય

હોતો નથી અને થોડીએક વ્યક્તિની રક્તપાસણીથી આખી વસાહતોના ગુણોનો ખ્યાલ આવી શકે છે.

૪. વિવિધ પ્રજાઓનાં રક્તનાં લક્ષણોમાં નોંધપાત્ર ફેરફારો હોય છે તેથી થોડીક સો વ્યક્તિઓના રક્ત અભ્યાસ ઉપરથી ઉપયોગી અંદાજ બાંધી શકાય.

૫. રક્તસમૂહો અને 'જીન'ના જે પ્રકારો છે અને તેના જે ગુણધર્મો છે તેના ઉપર વય, રંગ અને એવાં અન્ય પરિબળોની નોંધપાત્ર અસર થતી નથી. જોકે એ દરેક પરિબળની અસર પડે છે ખરી પણ તે આપણા વર્ગીકરણના ધ્યેયમાં બાધક નીવડે તેવી હોતી નથી.

૬. રક્તસમૂહના અને 'જીન'ના પ્રકાર હંમેશાં તેના વંશ-વારસાના રંગસૂત્ર કે રંગતંતુનું નિદર્શન કરે છે.

૭. આ રીતની ચકાસણી કરવાની રીતરસમ પ્રમાણમાં સરળ છે અને તે માટે વધારે વિશિષ્ટ અને કીમતી સાધનોની પણ જરૂર પડતી નથી.

૮. રક્તના પ્રકારોની માહિતીને આધારે મનુષ્યોનું વિવિધ જાતિ-ઓમાં વર્ગીકરણ કરવાનું શક્ય બન્યું છે.

૯. હાલ રક્તવિજ્ઞાનનો અભ્યાસ ફક્ત તબીબો કે વિશિષ્ટ વિજ્ઞાનીઓ માટે જ મર્યાદિત નથી રહ્યો. ધારાશાસ્ત્રી, માનવવંશ અભ્યાસી અને એવા અન્ય અન્વેષકો માટે રક્તવિજ્ઞાનનો અભ્યાસ આવશ્યક બન્યો છે. જગતભરમાં વિવિધ ક્ષેત્રની સંખ્યાબંધ વ્યક્તિઓ ઉત્સાહપૂર્વક રક્તવિજ્ઞાનનો અભ્યાસ કરે છે.

### ભારતમાં રક્તવિષયક કાર્ય

ભારતના ઉપખંડમાં અનેક જાતિઓનું સંમિશ્રણ થયેલું છે તેથી આવા અભ્યાસની અહીં સુંદર તક છે.

દક્ષિણ ભારતના આદિવાસીઓમાં આ દિશામાં કાર્ય કરવા ન્યૂફીલ્ડ સંશોધન સંસ્થા અને વીનર ગ્રેન ફાઉન્ડેશને ઘણી ઉત્સાહજનક તકો પૂરી પાડી છે. બિહાર અને દક્ષિણ ભારતના આદિવાસીઓમાં આ પ્રકારનું કાર્ય કરવા માટે તાજેતરમાં ફ્રોય અને કૌન્ડી આવ્યા હતા. પણ આ કાર્ય એટલું વિશાળ છે કે થોડાક વિદેશી કાર્યકરોના આવા થોડાક પ્રયાસોથી તે સિદ્ધ નહિ થઈ શકે. રક્તના વિવરણ અંગે જગતના અન્ય ભાગોમાં થયેલા કાર્યની સરખામણીમાં ઘણું અલ્પ કાર્ય થયું છે. તે પોરાન્ટના પુસ્તક ઉપરથી જણાય છે.

### ગુજરાતમાં રક્તવાર વર્ગીકરણ

(અ) ગુજરાતમાં ABO રક્ત ગ્રુપમાં સારું એવું કામ થયેલું છે. ગુજરાત સંશોધન મંડળના આમંત્રણને માન આપીને ૧૯૪૬માં સૌથી પહેલાં ડૉ. મજમુદારે આ કાર્ય હાથ ધર્યું. આ અંગે કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ૨૨ જાતિઓ અને આદિવાસીઓના રક્તના ૩૦૦૦ નમૂનાઓ ભેગા કરવામાં આવ્યા હતા અને તેનું ધ્યાનપૂર્વક અવલોકન કરવામાં આવ્યું હતું. એના ઉપરથી એમ તારતમ્ય નીકળ્યું કે,

(૧) ખોજા અને લુહાણાના રક્તમાં સામ્ય છે.

(૨) જ્યારે ઔદીચ્ય બ્રાહ્મણો, નાગર બ્રાહ્મણો, ભાટિયા, મેર અને મિયાણા તેમ જ કણબી પાટીદારનું અલગ જૂથ બને છે.

(૩) એ રીતે પારસી અને ઉચ્ચ વર્ગના લોકોમાં રક્તનો સરખો અણુસાર છે.

(૪) રબારી, વાઘરી અને અન્ય આદિવાસીઓનું પણ એ રીતે અલગ જૂથ છે. રક્તના A, B, O અને AB ગ્રુપ તથા P, Q અને R ફ્રીક્વન્સીના અભ્યાસ ઉપરથી આ નિર્ણયો તારવવામાં આવ્યા હતા.

શ્રી સંઘવી અને ખાંડોલકરે ABO, A1, A2, MN, P અને RHO(−D) રક્તજૂથોનો તેમ જ P.T.C. કસોટીનો અભ્યાસ કરીને વધુ વિગતવાર કાર્ય કર્યું. પણ એમાં ફક્ત એક જ ગુજરાતી જૂથનો અભ્યાસ થયો હતો અને એ હતા વડનગરા નાગર બ્રાહ્મણો.

(બ) ૧૯૫૪ના ઑક્ટોબરમાં ગુજરાત સંશોધન મંડળે ગુજરાતનાં અમુક જૂથોમાં જ્યાં જ્ઞાતિવિવાહ પ્રચલિત છે, તેમના વંશ-વારસા અને રક્તના બંધારણનો વ્યાપક અભ્યાસ કર્યો. એમાં ખાસ કરીને (૧) કપોળ વાણિયા (૨) સૌરાષ્ટ્રના ભંગી હરિજનો (૩) લેઉઆ પાટીદાર (૪) કચ્છી લોહાણા (૫) ઔદીચ્ય બ્રાહ્મણો (૬) તલવિયા દૂબળાનાં અમુક જૂથોનો અભ્યાસ કરવામાં આવ્યો હતો. આ તપાસમાં રક્તના ABO, A1, A2, MN, RH વગેરે અન્ય લક્ષણોનો અભ્યાસ કરવામાં આવ્યો હતો. આ અભ્યાસને અંતે જે નિર્ણયો તારવવામાં આવ્યા એમાં નીચે પ્રમાણેના કેટલાક મહત્ત્વના નિર્ણયો છે:

(૧) ગુજરાતના લોકો અને ઉત્તર ભારતના લોકો વચ્ચે ABO ગ્રુપમાં વધારે સામ્ય છે.

(૨) કચ્છી લોહાણાઓમાં અંદર અંદર $X^2$ (Chi)$^2$ વચ્ચેનો તફાવત ૮૬૦૦૩ સુધી માલૂમ પડયો છે. આ દિશામાં વધુ કાર્ય કરીને આ નિર્ણયોનું સમર્થન થાય છે કે નહિ તે તપાસવાની આવશ્યકતા છે.

(૩) કચ્છી ઔદીચ્ય બ્રાહ્મણો અને લેઉઆ પાટીદારો વચ્ચે વંશવારસાનાં લક્ષણોમાં વધુ સામ્ય છે. એ જ રીતે કચ્છી લોહાણા અને તલવિયા દૂબળાઓનાં લક્ષણોમાં પણ સામ્ય છે. જ્યારે કપોળ વાણિયા અને સૌરાષ્ટ્રના ભંગી હરિજનોનાં લક્ષણોમાં ઓછામાં ઓછું સામ્ય છે.

### આદિવાસીઓનું રક્તવિજ્ઞાનની દૃષ્ટિએ વર્ગીકરણ

ગુજરાત સંશોધન મંડળના આશ્રયે શ્રી જી. એન. વ્યાસે વધુ સંશોધન કર્યું. એમાં ગુજરાતના આદિવાસીઓના રક્તકણોના અમુક પ્રકારમાં મહત્ત્વની શોધખોળ થઈ. એમાંય અનાવિલ બ્રાહ્મણો, લેઉઆ પાટીદાર અને મરાઠાઓમાં એક પણ વ્યક્તિના રક્તમાં સિકલ (Sickle) પ્રકારનો કણ મળી આવ્યો ન હતો, જ્યારે તલવિયા દૂબળા, નાયકા અને ગામીતોમાં અનુક્રમે ૧૫.૩૩ ટકા, ૨૨.૨૨ ટકા અને ૩૩.૯૮ ટકા જેટલું એ કણોનું પ્રમાણ માલૂમ પડયું હતું.

ત્યાર પછી હ્યુમન વેરિયેશન યુનિટ, અને ઈન્ડિયન કેન્સર રિસર્ચ સેન્ટરે ડૉ. એલ. ડી. સંઘવીની સહાયથી સુરત જિલ્લાના નાઈકોના વંશ-વારસા અને લોહીના બંધારણ અંગેની ઉપયોગી માહિતી પ્રસિદ્ધ કરી. એનાં પરિણામો ઉપરથી નાયકાઓ અને નાયકડાઓની જાતિ વચ્ચે ગાઢ સામ્ય હોવાની પ્રતીતિ થાય છે. જ્યારે MN રક્તગ્રૂપમાં ઘણા મહત્ત્વના ભેદભાવો માલૂમ પડે છે એ મહત્ત્વના છે.

આમ માનવમાપન, રક્તઘટકો અને વંશ-વારસાનાં લક્ષણો અંગે વધુ સંશોધન કરવાનું ઈષ્ટ છે. જોકે મસ્તકનો આકાર કેવો છે અને સામાજિક અને માનવઉત્પત્તિશાસ્ત્રની દૃષ્ટિએ જુદાં જુદાં ગણાતાં જૂથો છેવટે તો એકબીજાના ઘણા સાન્નિધ્યમાં છે એની સાબિતી આપવામાં આ પરિણામો એટલાં ઉપયોગી ન પણ નીવડે. એમ પણ બને કે માનવમાપનવિદ્યાના અને રક્તવિજ્ઞાનના અભ્યાસ ઉપરથી તારવવામાં આવેલાં લક્ષણો ફક્ત ભાષાકીય જૂથો પૂરતાં મર્યાદિત ન પણ નીકળે. એમ પણ લાગે છે કે ભાષાકીય એકતા એ તો ફક્ત તાત્કાલિક આવિર્ભાવ છે અને શારીરિક તેમ જ વંશવારસાનાં લક્ષણો કે સામાજિક અને મનોવૈજ્ઞાનિક વર્તન, ભાષાકીય વર્ગીકરણને વળગી નથી રહેતાં તોપણ આ દિશામાં થયેલું સંશોધન ફળદાયી નીવડશે એમાં કોઈ શંકા નથી. આ પ્રદેશમાં અત્યારે શાળાઓ, શિક્ષણસંસ્થાઓ અને વિશ્વવિદ્યાલયોની સંખ્યા વધતી જાય છે. તેનાથી વધુ સંશોધન સંસ્થાઓ સ્થપાવાની અને વધુ સંશોધક વિદ્વાનો પણ મળી આવવાના. જો માનવસ્વભાવનાં મૂળભૂત લક્ષણોને સંશોધનની નેમ બનાવવામાં આવશે તો રાષ્ટ્રની એકતા વધુ ગાઢ બનશે. આ આદર્શ નજરમાં રાખી સંશોધનને આગળ ધપાવવામાં આવશે તો ફક્ત શારીરિક, રક્ત વિષયક અને ભાષાકીય લક્ષણોનું જ પ્રાધાન્ય ન રહેતાં, દેશનાં નૈતિક અને આધ્યાત્મિક પરિબળો પણ ગણનાપાત્ર ઠરશે અને પ્રશંસનીય બનશે, અને એમ થતાં દેશના પ્રાદેશિક વૈવિધ્યમાં પણ અતૂટ એકતાની ઝાંખી થશે.

(The people of Gujarat-An Anthropological Analysis નામના મૂળ અંગ્રેજી લેખનો અનુવાદ)

# સાંસ્કૃતિક દર્શન

શ્રી ડોલરરાય માંકડ
( નિવૃત્ત આચાર્ય, દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય, અલિયાબાડા )
શ્રી પુરુષોત્તમ ભટ્ટ
( અધ્યાપક, દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય, અલિયાબાડા )

ભારતના પશ્ચિમ કિનારાના આ પ્રદેશનાં નામ અને સીમા વારંવાર બદલાતાં રહ્યાં છે. અત્યારે ગુજરાતના રાજ્ય તરીકે ઓળખાતા આ પ્રદેશમાં સૌરાષ્ટ્ર, કચ્છ તેમજ મહી, તાપી, નર્મદા પરના કેટલાક અને આબુ સુધીના પ્રદેશોનો સમાવેશ થાય છે. ભારતના નંદનવનના નામે ઓળખાતો આ પ્રદેશ દરિયાથી ક્યાંય સો માઈલથી વધારે દૂર નથી. તેથી તેનો પરદેશ સાથેનો સંપર્ક યુગોથી સતત રહ્યા કર્યો છે. અને કેટલીય જાતિઓએ આ વિસ્તારને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું છે. એટલે સ્વાભાવિક જ અહીં અનેક પ્રકારની કોમો અને પ્રજાઓ વસે છે. સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાત મળી બનતો આ પ્રદેશ ત્રિમૂર્તિ જેવો છે. તેમાં સૌરાષ્ટ્ર ને કચ્છ તો અઢળક ખનિજસંપત્તિ, પ્રાગૈતિહાસિક અવશેષો, નૃવંશશાસ્ત્રીના અભ્યાસને પ્રેરક જાતિઓ, સ્થાપત્યના વિશિષ્ટ નમૂનાઓ, લોકસાહિત્ય વગેરેની અપાર સમૃદ્ધિથી ભરેલા છે.

પ્રાગૈતિહાસિક કાળથી ગુજરાત એક યા બીજી રીતે મહત્ત્વનો ભાગ ભજવતું આવ્યું છે. કૃષ્ણની જન્મભૂમિ મથુરા પણ કર્મભૂમિ તો ગુજરાત જ. અર્જુન જેવા વીરની આ પ્રેમભૂમિ. અહીંથી એને સુભદ્રાનો પરિચય થયો. ગુજરાત-સૌરાષ્ટ્રનો ભાગ મનુના પુત્ર શર્યાતિને મળ્યો. તેના વંશમાં આનર્તે આ ભાગને આનર્ત નામ આપ્યું અને કુશસ્થલીમાં રાજ્યગાદી ભોગવી. પછી રૈવતકકુમીના સમયમાં પુણ્યજન રાક્ષસોએ આ રાજધાનીનો નાશ કર્યો. યાદવોએ તેમનો નાશ કર્યો. રૈવતે પોતાની પુત્રી રેવતી યાદવશ્રેષ્ઠ બળરામને પરણાવી. મહાભારતના યુદ્ધમાં યાદવસૈન્ય પણ લડ્યું હતું. આનર્ત પછી ગુજરાતને અપરાન્ત પણ કહેતા. સૌરાષ્ટ્ર સુરાષ્ટ્ર તરીકે જાણીતું હતું. પુરાણોમાં ગુજરાતનાં તીર્થોના અનેક ઉલ્લેખો પણ છે.

ઐતિહાસિક રીતે પણ ગુજરાતે લોથલ અને રોઝડીમાંથી હરપ્પા સંસ્કૃતિના સમકાલીન અવશેષો આપી લોથલને ભારતના સૌથી પ્રાચીન નગરનું બિરુદ અપાવ્યું છે. ગુજરાતમાંથી — ખાસ કરીને સૌરાષ્ટ્રમાંથી હરપ્પા સંસ્કૃતિને સમકાલીન લગભગ ૭૫ સ્થળો નોંધાયાં છે, જે પરથી એ સંસ્કૃતિનો ગુજરાતમાં કેવો વિસ્તાર અને પ્રચાર હશે તેનો ખ્યાલ આવી શકે તેમ છે. વળી પ્રસ્તરયુગના અવશેષો પણ લાંઘણજ, પેઠામલી, જેવી જગ્યાએથી પ્રાપ્ત થયેલા છે. એટલે ગુજરાતનો ભારતના ઈતિહાસમાં છેક પ્રસ્તરયુગથી ફાળો નોંધાય છે.

ગુજરાતના ગિરિનગર જેટલું પાટલિપુત્ર સિવાય બીજું કોઈ નગર સાતસો વર્ષ જેટલા ગાળા સુધી પાટનગર તરીકે રહ્યું લાગતું નથી. જૂનાગઢ પાસે ગિરનારની તળેટીમાંના ત્રણ લેખો ગુજરાતના — ભારતના મહાન રાજવંશોની અપ્રાપ્ય માહિતી પૂરી પાડે છે. ગિરનારમાંના એ ત્રણ શિલાલેખોમાં સર્વપ્રથમ દેવાનાંપ્રિય પ્રિયદર્શી રાજા અશોક મૌર્યનો શિલાલેખ — તેણે કોતરાવેલાં ચૌદ ધર્મશાસનો — છે. બીજો છે ક્ષત્રપ રાજા ચષ્ટનના પૌત્ર રુદ્રદામનનો, અને ત્રીજો લેખ છે હૂણોને હરાવનાર ગુપ્ત સમ્રાટ મહારાજાધિરાજ સ્કંદગુપ્તનો. અશોક મૌર્યની રાજ્યવ્યવસ્થા વિષે આપણે મોટે ભાગે તેના અભિલેખોમાંથી માહિતી એકઠી કરવી પડે છે. પણ ગિરનાર પરના બીજા — રુદ્રદામનના લેખમાં તો અશોકની અને તેના પિતામહ ચંદ્રગુપ્ત મૌર્યની — બંનેની રાજ્યવ્યવસ્થાના પુરાવાની નોંધ મળે છે. બીજો અને ત્રીજો અભિલેખ ગિરનાર ( ગિરિનગર ) પાસેના સુદર્શન તળાવને સમરાવવા અંગેનો છે. તેમાં રુદ્રદામને તેના લેખમાં ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં આ તળાવ તેના રાષ્ટ્રીય વૈશ્ય પુષ્યગુપ્તે કરાવ્યું હતું અને અશોક મૌર્યની વતી યવનરાજ તુષાસ્ફે એને પ્રણાલી વગેરેથી સુશોભિત કર્યું હતું. આમ ગુજરાતમાં પહેલાંના રાજાઓનાં સુકૃત્યોની નોંધ પણ પ્રાપ્ત થાય છે. ક્ષત્રપો પરદેશી હતા. પણ ગુજરાતમાં સ્થિર થતાં તેમણે ય પ્રજાની ભાષા અને ધર્મ બંને અપનાવ્યાં. રુદ્રદામન અને તેના અનુગામી રાજાઓ શક હોવા છતાં મોટા ભાગનાએ પોતાનાં નામ સંસ્કૃત રાખ્યાં છે ને રાજભાષા તરીકે પણ સંસ્કૃતને સ્વીકારી. આમ અહીં આવી વસનારી બધી જ પ્રજા, પછી તે શાસક હોય કે શાસિત સૌએ આ પ્રદેશની જીવનપદ્ધતિને ભારોભાર અપનાવી લીધી છે.

ગુજરાતમાં ગુપ્ત વંશ તો માત્ર સિત્તેર વર્ષ જ ચાલ્યો. પણ ગુપ્તકાલીન અભ્યુદયની અસર તેમના સ્થાને આવનાર મૈત્રકોને પણ થઈ છે. હમણાં હમણાં જ સૌરાષ્ટ્ર ગુજરાતમાંથી આશરે ૩૦-૩૨ જેટલાં પ્રાક્‌સોલંકી યુગનાં — મોટા ભાગનાં મૈત્રકકાલીન મંદિરો શોધી કાઢવામાં આવ્યાં છે. તે ભારતના સ્થાપત્યના ઈતિહાસમાં અગત્યની સામગ્રી પૂરી પાડે છે. મૈત્રકોએ પણ ધર્મભાવનાનાં વિવિધ પાસાંને ઉત્તેજન આપ્યું. સૂર્યપૂજાનો પ્રચાર આ સમયથી વધુ થયો. સૂર્યનાં ઘણાં મંદિરો ગુજરાતમાં છે. સૂર્યપૂજાનો ગુજરાતમાં પ્રચાર કરવાનો યશ પુરાણો સામ્બને આપે છે. હજીય ગુજરાતમાં રાંદલની — સૂર્યપત્નીની — પૂજા થાય છે.

મૈત્રકો પછી ચાવડા, રાષ્ટ્રકૂટો પ્રતિહારો સૌ આવ્યા. અને આ ધરતીનાં ધાવણ ધાવી અહીંના બની રહ્યા. ચાવડાઓ પછી સોલંકીઓ

—ચાલુક્યો આવ્યા. તેમણે તો ગુજરાતની અસ્મિતાને ભારતમાં મહત્ત્વનું સ્થાન અપાવી, ગૌરવ વધાર્યું. સોલંકીઓએ ગુજરાતના વેપારને, વહાણવટાને ને રાજકીય તાકાતને વધારી મૂક્યાં. સાથે સાથે જૈન ધર્મ, અહિંસાનું વાતાવરણ પણ ગુજરાતમાં જ જામ્યું. ગુજરાત જેવી હિંસાવિરોધી ભાવના બીજે ક્યાંયથી જડે નહીં. અબ્રાહ્મણ કોમ પણ બ્રાહ્મણ કોમ જેટલી જ અહિંસક બની.

સોલંકીઓના અનુગામી વાઘેલાઓએ તો ગુજરાતની શિલ્પ-સ્થાપત્યની સમૃદ્ધિમાં અભૂતપૂર્વ ફાળો આપ્યો. સોલંકી યુગનું પથ્થરમાં કંડારેલ મોઢેરાનું સૂર્યમંદિર, અને વાઘેલા યુગનાં આબુનાં દેલવાડાનાં આરસમાં કોતરેલાં જૈન મંદિરો આ યુગની કલાસિદ્ધિના નમૂના છે.

મુસલમાનો પણ આ ધરતીમાં આવી અહીંના બની ગયા. આટઆટલાં રાજ્યો બદલાયાં, ગુજરાતમાં અનેક પ્રજાઓ આવી સ્થિર થઈ અને અહીંની પ્રજાઓની સાથે દૂધમાં સાકરની જેમ ભળી ગઈ. ગુજરાતમાં છેલ્લે છેલ્લે પારસી કોમ આવી તે પણ અહીં ભળી ગઈ તે સુવિદિત છે.

સાહિત્ય

ગુજરાતે પ્રાચીન કાળથી સાહિત્યપ્રવૃત્તિને એક યા બીજી રીતે ઉત્તેજન આપ્યું જ છે. પ્રાશ્રમણ ભગવાન મહાવીરના મૃત્યુ બાદ તેમનાં શાસ્ત્રોનો નિશ્ચય કરવામાં ઉપદેશોની બે વાચનાઓ થઈ હતી. એક મથુરામાં અને બીજી વલભીમાં. પહેલી માથુરી વાચના તરીકે જાણીતી છે જ્યારે બીજીને વલભી વાચના કહેવામાં આવે છે. હરિવંશ તેમ જ ભટ્ટીકાવ્ય—રાવણવધનું મહાકાવ્ય મૈત્રક યુગે આપ્યાં, જ્યારે શિશુપાલ વધ જેવું મહાકાવ્ય રચનાર માઘ પણ ગુજરાતે જ આપ્યો. સોલંકી યુગમાં તો ગુજરાતે અનેક વિદ્વાનો અને ભિન્ન ભિન્ન સાહિત્ય પણ આપ્યું. સમરાંગણસૂત્રધાર પછીનો સ્થાપત્યનો શિષ્ટ ગ્રંથ અપરાજિતપૃચ્છા ગુજરાતમાં લખાયેલો લાગે છે. કવિકુલશિરોમણિ શ્રી હેમચંદ્રાચાર્યે સિદ્ધહેમ શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન વગેરે વ્યાકરણ ગ્રંથો લખ્યા તેમ જ સંસ્કૃત ને પ્રાકૃત દ્વયાશ્રય જેવાં ઐતિહાસિક મહાકાવ્યો પણ લખ્યાં. વસ્તુપાળ અને તેજપાળનું તો આખું સાહિત્યમંડળ હતું. તેમણે પણ અનેક ઐતિહાસિક તેમ જ સામાજિક માહિતી પ્રાપ્ત થાય તેવા ગ્રંથો, સુંદર નાટકો વગેરે લખ્યાં. સોલંકી યુગ જેટલું સાહિત્ય ભારતમાં એકીસાથે કદાચ કોઈ પ્રાચીન યુગમાં નહીં લખાયું હોય. સાહિત્યની આ પરંપરા અને ગુજરાતની સ્વાભાવિક સંરક્ષણવૃત્તિને પરિણામે જ આપણે જૈન ગ્રંથભંડારોમાંથી અપ્રાપ્ય કેટલાયે ગ્રંથોની હસ્તપ્રતો પ્રાપ્ત કરી શકીએ છીએ. ગુજરાતના જૈન સાધુઓના વિદ્યાવ્યાસંગની આ સાબિતી છે. પાટણ, ખંભાત વગેરેના જૈન ગ્રંથભંડારો એ માટે સુવિખ્યાત છે.

ગુજરાતની સ્વભાવવિશેષતા, જીવન પ્રત્યેની નિષ્ઠા એક ગંભીર-દર્શનની હોય તેમ લાગે છે. તેની પરંપરા આ યુગમાં પૂ. ગાંધીજીએ અને સ્વ. કિશોરલાલ મશરૂવાળાએ સાચવી છે. અસ્મિતા બતાવવાનું કાર્ય શ્રી ક. મા. મુનશીએ એમની ઐતિહાસિક નવલકથાઓ દ્વારા કર્યું છે. વળી ભિન્ન ભિન્ન કોમોએ પણ ગુજરાતના સાહિત્યવિકાસમાં ફાળો આપ્યો છે. ખબરદાર, મલબારી જેવા પારસીઓ, શેખઆદમ આબુવાલા, 'શયદા' જેવા મુસ્લિમ લેખકોએ પણ ગુજરાતી ભાષા ને સાહિત્યના વિકાસમાં પોતાનો હિસ્સો નોંધાવ્યો છે. તો કાકા કાલેલકર જેવા પરપ્રાન્તના લેખકોએ પણ તેને મઠારીને સંસ્કારો આપ્યા છે. એટલું જ નહીં પણ વર્તમાન યુગમાં ગુજરાતી સાહિત્ય ભારતના બીજા પ્રાન્તોથી ઊતરે એવું પણ નથી. ગેય કાવ્યો, સુંદર નાટકો તેમ જ વર્તમાન યુગના પ્રશ્નોમાં ગુજરાતના સાહિત્યનો આગવો ફાળો કહી શકાય. ગુજરાતની કાવ્યસરિતાને સ્વ. નાનાલાલ, ઉમાશંકર જોશી, સુન્દરમ્, રાજેન્દ્ર શાહ, બાલમુકુન્દ દવે વગેરેએ કલ્લોલવતી કરી આપી છે. તેમ જ રાષ્ટ્રશાયર લોકકવિ સ્વ. ઝવેરચંદ મેઘાણીએ સૌરાષ્ટ્રનાં લોકગીતો ને ભાવસંપત્તિને પુનર્જીવિત કરી ગુજરાતના લુપ્ત થતા જતા લોકસાહિત્યને મોખરાનું સ્થાન આપ્યું છે. સ્વ. મહાદેવભાઈની ડાયરી તો એ પ્રકારનું વિશિષ્ટ અદ્વિતીય સાહિત્ય કહી શકાય.

ધર્મ

અનેક સંપ્રદાયો, માન્યતાઓ, અને ધર્મવૈવિધ્ય એ ગુજરાતનું લક્ષણ છે. તેનું કારણ અનેક જાતિઓનું આગમન અને મિશ્રણ ગણી શકાય. અહીં સૂર્યપૂજા, વિષ્ણુપૂજા, શિવપૂજા, મહાવીરપૂજા, પીરપૂજા અને એવાં અનેક દેવદેવીઓ કે વીરપુરુષોની પૂજા સામાન્ય છે. અને એ દ્વારા અશોક જેવા મહાન રાજાએ ઉપદેશેલી સર્વધર્મ-સહિષ્ણુતાનો સચોટ પુરાવો અહીં મળે છે. જૈન ધર્મ, બૌદ્ધ ધર્મને કારણે આવેલી અહિંસા ને ક્ષમાવૃત્તિ ગુજરાતની પ્રજામાં દેખાય છે. મૈત્રક રાજાઓ પરમમાહેશ્વર હોવા છતાં તેમના કુટુંબના માણસો વિહાર બંધાવતા. વલ્લભાચાર્ય જેમણે પુષ્ટિમાર્ગ સ્થાપ્યો તેમનો જન્મ આન્ધ્રના બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો ને મોસાળ વિજયનગર હતું. તેમણે ધર્મપ્રચાર દક્ષિણ તેમ જ વ્રજમાં કર્યો. પણ અત્યારે એ પુષ્ટિ સંપ્રદાયનો પ્રચાર ગુજરાતમાં વધારે છે. તેવી જ રીતે સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રચારક સહજાનંદ સ્વામીનું મૂળ સ્થાન અયોધ્યા, પણ તેમણે ધર્મપ્રચાર ગુજરાતમાં કર્યો. તેમની મુખ્ય પીઠ પણ વડતાલમાં છે. અને તેમનું કાર્યક્ષેત્ર સૌરાષ્ટ્રમાં હતું. અત્યારે પણ ગુજરાતમાં સ્વામીનારાયણ સંપ્રદાયનો પ્રચાર અસાધારણ છે. અર્થાત્ ગુજરાતે કોઈ પણ હિતકર વસ્તુને પરાઈ માની નથી અને તેનો સમજપૂર્વક સ્વીકાર કર્યો છે.

પ્રાચીન કાળ તરફ પાછું જોઈએ તો ગુજરાતમાં અહિંસક સંસ્કૃતિનાં બીજ વાવનાર જૈન ધર્મના તેવીસમા તીર્થંકર નેમિનાથ ગુજરાતમાં થયા હતા.

જેમ ધર્મની સહિષ્ણુતા અહીં વ્યાપક હતી, તેમ ધર્મોનું વ્યાપક શિક્ષણ પણ ગુજરાતમાં અપાતું એમ વલભી વિદ્યાપીઠ અંગેની હ્યુએનત્સાંગની નોંધ પરથી જાણવા મળે છે. કહે છે કે આ વિદ્યાપીઠ નાલંદા જેવી જ મોટી હતી. અહીં અનેક વિદ્યાર્થીઓ આવતા અને સાધારણ રીતે બે ત્રણ વર્ષ સુધી ભણતા.

ગુજરાતે એક બાજુ જ્યારે બહારનાં શ્રેયસ્કર તત્ત્વો સ્વીકાર્યાં ત્યારે કૃષ્ણભક્તિમાં સૂરદાસ જેવું જ સ્થાન પામનાર નરસૈંયો—ભક્ત

હરિનો — આવ્યો. ઉચ્ચ નાગર કુળમાં જન્મેલા આ સંતે ગુજરાતને તેની કૃષ્ણભક્તિથી ઘેલું કર્યું ને રાષ્ટ્રપિતા ગાંધીજીને પણ વૈષ્ણવ-ભક્તની વ્યાખ્યાથી પ્રભાવિત કર્યા. મીરાંબાઈ આમ મેવાડનાં પણ, ગુજરાતે તેમનાં ઘણાં ભક્તિગીતો અપનાવી લીધાં. કબીર જેવો જ આખાબોલો અને બ્રહ્મનિષ્ઠ અક્ષયદાસ — અખો એ ગુજરાતની ધાર્મિક ક્ષેત્રને એક મોટી દેન છે. કૃષ્ણભક્તિમાં મીરાંની સરસાઈ કરે એવો પરમ કૃષ્ણભક્ત દયારામ પણ ગુજરાતમાં થયો.

કલા

ગુજરાતે પોતાની આગવી શિલ્પકળા કે સ્થાપત્ય કળા ઉપજાવી નથી. પણ ભારતની એ બંને કળામાં ગુજરાતે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ બતાવ્યું છે. અહીં છેક ઈ. સ.ની પાંચમી સદીના ગોપના મંદિરથી શરૂ કરી સ્થાપત્યના સુર્વણ યુગ સુધીની સ્થાપત્યશૈલીનો શૃંખલાબદ્ધ ઈતિહાસ પ્રાપ્ત થાય છે. ગુજરાતના પ્રાક્સોલંકી કાળના સ્થાપત્યમાં ચૈત્યવાતાયનનું સ્થાન આગવું જ છે. એટલું જ નહીં પણ હમણાં શોધી કઢાયેલાં આ યુગનાં અનેક મંદિરો આ શૈલીનો ક્રમિક વિકાસ બતાવે છે. સ્થાપત્યમાં જે મંદિરનું શિખર ગજપૃષ્ઠ જેવું હોય તેને વલભી કહેવામાં આવે છે. સ્થાપત્યમાં શૈલી ને રજૂ-આતની દૃષ્ટિએ ભારતનાં બીજાં મંદિરોની હરોળમાં ઊભાં રહી શકે તેવાં મોઢેરાનું સૂર્યમંદિર, સિદ્ધપુરનો રુદ્રમહાલય, ઘુમલીનું નવલખી મંદિર, સેજકપુરનું નવલખી મંદિર વગેરે મુખ્ય છે. સોમનાથના શિવાલયના ભગ્નાવશેષો જે અત્યારે ત્યાંના સંગ્રહાલયમાં સુવ્યવસ્થિત ગોઠવવામાં આવ્યા છે, તે ગુજરાતનાં સ્થાપત્ય અને શિલ્પની શ્રેષ્ઠ-તાની પ્રતીતિ કરાવે તેવા છે. હમણાં જ વડોદરા યુનિવર્સિટીના ઉપક્રમે ખોદકામ કરી સાફ કરવામાં આવેલ શામળાજી પાસેના દેવની મોરી નામના ગામમાંથી પ્રાપ્ત સ્તૂપ ક્ષત્રપ યુગનો હોવાનું મનાય છે. તેની આખીય રચના પકવેલી માટીમાં છે. ભગવાન બુદ્ધની મૂર્તિ લો કે સ્તૂપના સ્તંભ લો કે પછી તેનું સુશોભન લો બધું જ પકવેલી માટીનું. આ મૂર્તિઓ તેમ જ સુશોભનમાં ગાંધાર શૈલીની અસર દેખાય છે. આમ ગુજરાત પાસે છેક ક્ષત્રપ કાળથી માંડીને સ્થાપત્યના નમૂના છે. ગુજરાતમાં સ્થાપત્ય પર ગ્રંથ પણ લખાતા તેની પ્રતીતિ અપરાજિત-પૃચ્છા કરાવે છે. મંદસોરના લેખમાં પણ લાટના રેશમ વણનારાએ મંદિર કર્યાની વાત આવે છે. આ ઉપરાંત ગુજરાતની કળા ઠેઠ બોરોબુદુર સુધી પહોંચી છે. દ્વારિકાનું રુક્મિણિમંદિર તેમ જ ત્રિવિક્રમનું મંદિર બારમી-તેરમી સદીની સ્થાપત્યશૈલીનો સુંદર પરિચય કરાવે છે.

ગુજરાતમાંથી લગભગ મોટા ભાગના દેવોની મૂર્તિઓ મળે છે. તેમાં મોઢેરાના સૂર્યમંદિરની તેમ જ સોમનાથના ભગ્ન મંદિરની મૂર્તિઓની ભાવાભિવ્યક્તિ તેમ જ રજૂઆત ઉત્તમ છે. શિલ્પ પણ સ્થાપત્યને અનુષંગી હોય તેના નમૂના પણ ક્ષત્રપ યુગથી પ્રાપ્ત થાય છે. છેલ્લે છેલ્લે આ મરતી કળાને સોમનાથના મંદિરની પુનર્રચના દ્વારા ગુજરાતે જીવંત કરી છે. શત્રુંજય જેવું મંદિરનું નગર પણ ગુજરાતની વિશિષ્ટતા જ છે. પ્રાચીન સ્થાપત્યના સુંદર નમૂનાઓમાં ડભોઈનો કિલ્લો, વડનગર અને કપડવંજનું તોરણ પણ ઉમેરી શકાય. વર્તમાન યુગમાં પણ પ્રાચીન સ્થાપત્યના સંસ્કાર જાળવનાર અને સોમનાથનો મહામેરુપ્રાસાદ બાંધનાર શ્રી પ્રભાશંકર સોમપુરા ગુજરાતે આપ્યા છે તો બીજી બાજુ આધુનિકતમ સ્થાપત્યશાસ્ત્રીઓમાં નામ નોંધાવી શકે તેવા શ્રી વીરેન્દ્રરાય મહેતા, શ્રી બાલકૃષ્ણ દોશી, ને શ્રી અરવિંદ તલાટી જેવા ઉત્તમ સ્થપતિઓ પણ આપ્યા છે.

ગુજરાતના વ્યાપારી ગણાતા માનસે ભારતની ચિત્રકળાની પરંપરા શ્રેષ્ઠતમ રીતે સાચવી છે. ઈ. સ. ની અગિયારમી સદીથી તે મોગલ શૈલી ને રાજપૂત શૈલીની સાથે સાથે ગુજરાતની એ વિશિષ્ટ ચિત્રકલાના નમૂના જૈન ગ્રંથોમાં જોવા મળે છે. અંજતામાં જેનો સુવર્ણયુગ હતો તેની પરંપરાનું પ્રમાણ ઈલોરામાંનાં કેટલાંક ચિત્રોમાં મળે છે. ત્યાંથી ગુજરાતમાં આવી વિકસેલી આ કળા ગ્રંથસ્થ થવાથી જ જળવાઈ રહી છે અને આખાયે દેશની સાંસ્કૃતિક મૂડી બની છે. કલ્પસૂત્રનાં ચિત્રોમાંથી વ્યક્ત થતી શૈલી, રંગયોજના, સુશોભનો, ચિત્રકળાની વિશિષ્ટતાના પ્રતીક સમાં હજીય આપણને પ્રેરણા આપે તેમ છે. પાછળના યુગમાંથી પણ ગ્રંથોમાં તેમ જ ભીંતો પર ચિતરાવ-વાની પદ્ધતિને કારણે આપણને ચિત્રકલાની કેટલીક સ્થાનિક શૈલીનો પરિચય મળે છે. જેમ કે સિહોરનાં ભિત્તિચિત્રો, તથા ગ્રંથસ્થ ચિત્રો. અત્યારે પણ ગુજરાતના ચિત્રકારોએ ભારતના ચિત્રકારો સાથે સ્થાન પ્રાપ્ત કર્યું છે. દા. ત. જગન્નાથ અહિવાસી, શ્રી યજ્ઞેશ શુક્લ, કલાગુરુ રવિશંકર રાવળ, શ્રી કનુ દેસાઈ, શ્રી સોમાલાલ શાહ, શ્રી ખોડીદાસ પરમાર વગેરે. તેમાં શ્રી ખોડીદાસનાં ચિત્રોમાં ગુજરાત-સૌરાષ્ટ્રના લોકજીવનનો ને લોકશૈલીનો આગવો પરિચય પ્રાપ્ત થાય છે. શ્રી શાંતિ શાહ, શ્રી દશરથ પટેલ ને શ્રી જેરામ પટેલ (મ. સ. યુનિવર્સિટીના ફાઈન આર્ટ્સ વિભાગના વ્યવહારુ કળાના રીડર) જેવા કલાકારોએ પરદેશ ખેડી ગુજરાતને આધુનિકતાથી સમૃદ્ધ પણ કર્યું છે.

સંગીતમાં પણ ગુજરાતે પોતાનો ફાળો નોંધાવ્યો જ છે. સંગીતના પરિચિત રાગોમાં પ્રાદેશિક નામો જોવા મળે છે. સંગીતરત્નાકર ગુજરાતની સીમામાં આવતાં ગુર્જરી, વેલાવલી (બિલાવલ), ત્રવણ, સૌવિરી, ખંભાયતી (ખંભાવતી), આહિરી, ને લાટી એવાં નામો ગણાવે છે. કહેવાય છે કે બિલાવલ એ વેરાવળ પરથી બન્યો છે. ઉપરાંત સોરઠી વગેરેથી આપણે પરિચિત છીએ જ. પંડિત ઓમકારનાથ ઠાકુર જેવા મહાન સંગીતજ્ઞ પણ ગુજરાતે આપ્યા છે. તેમ જ શ્રી બલવંત ભટ્ટ અને અમુભાઈ દોશી જેવા પણ. ખંભાત પરથી રાગ ખંભાવતી બન્યો હશે? સંગીતમાં વેદગાન ને તેમાંય સામગાન કરનાર બહુ જ થોડા વિદ્વાનોમાં પડધરીના શાસ્ત્રી શ્રી રેવાશંકર બેચરભાઈ ત્રિવેદીનું સ્થાન અગત્યનું છે.

નૃત્ય, નાટયમાં ગુજરાતનો સવિશેષ હિસ્સો છે. અત્યારે દેશભરમાં વખણાતા ગુજરાતના રાસ, રાસડા, ગરબી અને લોકનૃત્યો, ગુજરાતની પ્રાચીન યુગથી પરંપરિત સંપત્તિ છે. કહેવાય છે કે બાણાસુરની પુત્રી અને કૃષ્ણપૌત્ર અનિરુદ્ધની પત્ની ઉષાએ લાસ્ય (દ્વારકાની ગોપીઓને) શીખવ્યું ને તેમણે ભિન્ન ભિન્ન જનપદોની સ્ત્રીઓને શીખવ્યું. મૈત્રક-કાલીન બાઘની ગુફાઓમાં હલ્લીસક પ્રકારના નૃત્યના બે નમૂના આલેખિત

જોવા મળે છે. તેમાં એક પુરુષ નર્તકની ચારે બાજુ સ્ત્રીઓ હાથમાં દાંડિયા અને મંજિરા લઈ ફરતી જોવા મળે છે. ને ફરતાં ફરતાં પોતાના વાદ્ય વડે નર્તકના નૃત્યને અનુરૂપ તાલ આપે છે. મણિપુરી અને સૌરાષ્ટ્રના આ નર્તનમાં સામ્ય પણ જણાય છે. ભારતના બીજા પ્રાન્તોમાંય રાસના ભિન્ન ભિન્ન પ્રકારો છે જ પણ ગરબાને માથે લઈને ગીત સાથે ફરવાનો રિવાજ તો અહીં જ છે. રાસ લખવાનો એક યુગ ગુજરાતમાં પ્રચલિત હતો. આશરે તેરમીથી માંડી અઢારમી સદી સુધીમાં ગુજરાતમાં ઘણા રાસ લખાયા છે. પણ તે મોટે ભાગે જૈન કવિઓએ. નરસિંહ મહેતાથી રાસની સરવાણી એકધારી વહી રહી છે. સત્તરમી સદીમાં એટલે કે ૧૬૮૦માં જામનગરના શ્રીકંઠ કવિએ પોતાના 'રસકૌમુદી' અને નાટ્યસર્વસ્વદીપિકામાં લાસ્ય નર્તનનો ઉદ્ભવ સૌરાષ્ટ્રમાં થયાનું આલેખેલું છે.[1] માથે ગરબો—ગર્ભદીપ લઈને ફરવાની રીત ગુજરાતની જ વિશેષતા છે. આ ઉપરાંત અહીં મટકી નૃત્ય, ટીપ્પણી નૃત્ય, તેમજ કોળીઓનાં રાસનૃત્ય જેવાં અનેક પ્રકારનાં લોકનૃત્યો પણ પ્રચલિત છે.

નાટકોમાં પણ ધંધાદારી નાટકો ગુજરાતમાં પારસીઓએ શરૂ કરેલાં. તે છેક ઇંગ્લૅન્ડ જઈ રાણી વિક્ટોરિયાને બતાવેલાં પણ ખરાં. અત્યારે ગુજરાતમાં અવેતન નાટ્યપ્રવૃત્તિ સૌથી વધારે મહત્ત્વનું કામ કરે છે. અને તેને ઊજવાળતા શ્રી ચંદ્રવદન મહેતા જેવા ધ્યેયનિષ્ઠ નાટ્યકારો તથા જયશંકર 'સુંદરી' જેવા અભિનેતાઓ ગુજરાતે ભારતને આપ્યા છે.

**વહાણવટું :** આગળ કહેવાયું તેમ ગુજરાતનો કોઈ પણ ભાગ સમુદ્રકિનારાથી ૧૦૦ માઈલ કરતાં વધારે દૂર નથી. તેને લઈને સ્વાભાવિક રીતે ગુજરાતમાં વહાણવટાનો અને સમુદ્રયાત્રાનો મહિમા રહ્યો છે. પ્રાચીન યુગમાં ગુજરાતનાં સમુદ્રતટ પરનાં બંદરોથી ભારત બહારના ઘણા દેશો સાથે વેપાર થતો. દ્વારિકા (બારકિ—પેરિપ્લસ પ્રમાણે), પ્રભાસ, ખંભાત, વલભી, ભરૂચ (બારીગાઝા—પેરિપ્લસ પ્રમાણે), સોપારા (શૂર્પાર) વગેરે પ્રાચીન યુગનાં ઘણાં બંદરો હતાં. અત્યારે પણ બેટ, અને હાલારનો દરિયાકાંઠો, ભાવનગર તેમ જ કરાંચીની ખોટ પૂરે તેવું કંડલા બંદર ગુજરાતમાં જ છે. એક વખત સુરત બંદરે ચોર્યાસી બંદરના વાવટા ઊડતા હતા અને ગુજરાતનો રાજા 'સમુદ્રનો રાજા' કહેવાતો. ગુજરાતનું નૌકાદળ બળવાન ગણાતું. એનાં બંદરોમાં મોટાંનાનાં વહાણો લાંગરી શકાતાં ને બનતાં. ઘોઘા બંદરના ખલાસીઓ ઉત્તમ પ્રકારના હતા. અત્યારે પણ ગુજરાતનો સમુદ્રકાંઠો દરિયાખેડુ નાવિકો અને સમુદ્રસુંદરી મત્સ્યગંધાઓથી પૂર્ણ છે. આ કારણે ગુજરાતને અનેક દેશોનો સંપર્ક થયો છે. અનેક સંસ્કૃતિઓ જોવા અને સમજવા મળી છે. અનેક પ્રકારની માનવજાતિઓ સાથે ગુજરાત સંપર્કમાં આવ્યું છે. ને આ સંપર્કે ગુજરાતની ભાષા, સંસ્કારિતા તેમ જ રહેણીકરણી અને સ્વભાવ પર અસર કરી છે અને ગુજરાતની પ્રજાનું વિશિષ્ટ પ્રકારનું ઘડતર ઘડવામાં ઘણો જ અગત્યનો ફાળો પણ આપ્યો છે. અત્યારે પણ દિવાળીના દિવસોમાં શારદાપૂજન સમયે ગુજરાતના વેપારીઓ 'રત્નાકર સાગરની મહેર હોજો' લખે છે. આને લીધે જ ગુજરાતે ભારત બહાર ભારતની સંસ્કૃતિનો પ્રચાર પણ કર્યો છે. કહેવાય છે કે સિંહલ—લંકા વસાવનાર સિંહપુર—સિહોરનો કુમાર વિજય હતો. અત્યારે પણ વેરાવળ વગેરે બંદરોમાં સારાં વહાણો બાંધી શકે તેવા કારીગરો છે.

### સંસ્કારો

દરિયાના સાન્નિધ્યને કારણે ને વહાણવટાની આવડતને લીધે સ્વાભાવિક રીતે જ ગુજરાતનો વેપાર પરદેશો સાથે વધ્યો છે. તેની ગુજરાતની પ્રજા પર સાંસ્કૃતિક અસર પણ ઠીક ઠીક પડી છે. એને કારણે સામા માણસને સમજવાની ને દુરાગ્રહી ન બનવાની ટેવ પડી ગઈ છે. ધીરજ અને ગણતરી પરંપરાગત બની ગઈ છે. મન ઉદાર બન્યું છે અને કઠિનાઈનો સામનો સમજણપૂર્વક કરવાની ફાવટ આવી ગઈ છે. તેમ જ હઠાગ્રહને બદલે શાંત સમાધાન કરવાની વૃત્તિ પ્રબળતર બની છે. બીજી રીતે જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ તેમ જ વૈષ્ણવ ભક્તિ સંપ્રદાયોના કારણે ઉપરની વૃત્તિઓની મદદથી પ્રજામાં સ્વાભાવિક અહિંસા—સામાને નુકસાન ન કરવાની વૃત્તિ ગળથૂથીમાં મળી છે. એમ કહી શકાય કે ભારતભરમાં ગુજરાત જ એક એવો પ્રદેશ છે જ્યાં પ્રાણીહિંસા પ્રત્યે તીવ્ર વિરોધ હોય અને જેનો ઉચ્ચવર્ગ સંપૂર્ણતયા શાકાહારી હોય. આ જ ગળથૂથીના પ્રભાવે ગુજરાતને ગાંધીજી જેવા અહિંસાના પરમ ઉપાસક પ્રાપ્ત થયા. અને દયાનંદ સરસ્વતી જેવા વીર પણ પ્રાપ્ત થયા. તેમને ઝેર દેવાયું ત્યારે તે દેનારને મદદ કરી ભગાડી શકયા કે જેથી તેને કોઈ ઈજા ન કરે કે પકડે નહિ એવું આચરી બતાવનાર ઉદાર સહિષ્ણુ પેદા થયા.

ગુજરાતની સંસ્કારિતાનો ખ્યાલ બારમી સદી પહેલાં પણ ગુજરાત વિવેકબૃહસ્પતિ કહેવાતું તે પરથી આવી શકે છે. નાભિનંદનોદ્ધાર પ્રબંધ સંસ્કારિતાનું આમ વર્ણન કરે છે: ઉપકાર, સદાચાર, અને પ્રિય આલાપ એ વિવેકબૃહસ્પતિનાં લક્ષણો છે. પરદેશી અરબી ઇતિહાસકારોએ પણ ગુજરાતીઓ માટે નોંધ્યું છે કે આ દેશમાં ધનવાનના પુત્રોને પણ નોકરોની માફક કામ કરવો પડતો. આંખમાં સુરમો આંજવો, પાન ખાઈ હોઠ લાલ કરવા, વગેરે મોજશોખમાં કાચી ઉંમરના છોકરાને પડવા દેવામાં આવતા નહિ. એ વાત આજે પણ સાચી છે. કારણ કે છોકરો નાનો હોય ત્યારથી દુકાને બેસાડવાની પ્રથા યથાવત્ ચાલુ છે. ઘણા માણસોના સંસર્ગને કારણે વિવેક એટલે કે સારું ખોટું પારખવાની શક્તિ સાથે સહનશક્તિ ને લાગણીવશતાથી પર થવાની કેળવણી મળે છે. વાસ્તવિકતાને પારખી તેને વળગવાની કે યથોચિત કરવાની ટેવ પડે છે. તેથી જ ગુજરાતને ગુજરાતીઓએ નંદનવન બનાવ્યું તે કુદરતની કૃપાથી નહિ પણ પોતાના શ્રમ અને બુદ્ધિથી જ. વિવેક ચૂકે તે વેપારી નહિ તે ગુણ અત્યારે પણ ગુજરાતની પ્રજા બતાવે છે ને બતાવતી આવી છે. તેમ જ સમજાવટથી કામ લેવાની ટેવ પણ આ સંસ્કારોને પરિણામે જ પ્રાપ્ત થઈ છે.

---

[1] આપણી લોકસંસ્કૃતિ—જયમલ્લ પરમાર, પૃ. ૮૫

સંસ્કારોની આવી કોમળતાને લીધે જ ઉગ્રતાનો ગુજરાતે વિરોધ કરી કોમળતા તરફ અને સાત્ત્વિકતા તરફ દૃષ્ટિ ફેરવી છે. તેથી જ દેવને પણ ઉગ્રરૂપે ન પૂજતાં મહાકાલીમાંથી ભદ્રકાલી બની, ઉગ્ર પાશુપતમતે સમય જતાં અહીં શિવત્વ ધારણ કર્યું. તેમ જ જૈન ધર્મ અને પુષ્ટી-માર્ગ તેની સ્વાભાવિક અહિંસા ને કોમળતાને કારણે જ ગુજરાતમાં પ્રચલિત થઈ વ્યાપક બની શકયા છે. આમ ગુજરાતના સંસ્કારમાં વિવેક, કોમળતા, સહિષ્ણુતા, ઉદારતા અને અહિંસા પ્રસરેલાં છે.

## ખનિજ સંપત્તિ

ગુજરાત — ખાસ કરીને સૌરાષ્ટ્રની ધરતી ખડકાળ છે. તેનું પ્રાચીન નામ પણ સુરાષ્ટ્ર છે. અહીં અનેક પ્રકારનાં ખનિજો છે. ગુજરાતમાં લિગનાઈટ, બોકસાઈટ, આરસ, તેલ વગેરે પ્રાપ્ત થાય છે. ખંભાત પાસે લુણેજ, વડોદરા પાસે વડસર વગેરે સ્થળોએથી તેલ પ્રાપ્ત થયું છે તે ગુજરાતની ખનિજસમૃદ્ધિનું દ્યોતક છે. ગુજરાતના આર્થિક વિકાસમાં પણ હવે અગત્યનો ફાળો આપી શકે એવી કેટલીય ખનિજસંપત્તિ હજી ગુજરાતની ધરતીના પેટાળમાં સુષુપ્ત પડી છે.

## કારીગરી

જેવી ગુજરાતની ખનિજ અને કળા તેમ જ સંસ્કારની સંપત્તિ છે તેવી જ કળા અને રસિકતાની દૃષ્ટિએ તેમ જ આર્થિક દૃષ્ટિએ ઘણી ઉપયોગી એવી ગુજરાતની હાથકારીગરી પણ છે. ગુજરાત-સૌરાષ્ટ્રની ગૃહસજાવટ ભારતભરમાં આગવું વ્યક્તિત્વ ધરાવે છે. બીજા પ્રાન્તોના સજ્જનોએ ગુજરાતના ગૃહસ્થજીવન વિશે મનોરમ હકીકતો લખી છે. સોલંકી યુગના સુવર્ણયુગ દરમ્યાન ગુજરાતે જે વિકાસ સાધ્યો, જે સમૃદ્ધિ પ્રાપ્ત કરી ને જે સંસ્કાર મેળવ્યા તેની સરવાણી સતત વહ્યા જ કરી છે. અણહિલપુર પાટણ તે સમયના જગતનું બજાર હતું. લાટના રેશમ વણનારાઓનો ઉલ્લેખ તો મંદસોરના લેખમાં છે. પાટણમાં મશરૂ અને પટોળાંનો ઉદ્યોગ વિકસ્યો તેણે જે કક્ષા પ્રાપ્ત કરી તેને પરંપરાએ સાચવી રાખી. અને તેની વણાટ અને છપાઈનો જે અદ્ભુત ચમત્કાર બતાવ્યો હતો, તેને લીધે અત્યારે પણ વિદેશોમાં એ પટોળાંની માગ છે. એ પટોળાંની જેમ જામનગર, જેતપુર, ભૂજ, માંડવી વગેરે વિસ્તારોએ બાંધણીનો ઉદ્યોગ વિકસાવ્યો છે. બાંધણીની પરંપરિત શૈલીએ, હાથી, પૂતળી, ચોપાટ વગેરેની જે સુંદર ડિઝાઈનો આપી છે તે માટે પણ ભારતનો હસ્તઉદ્યોગ ગૌરવ લઈ શકે છે. કપડા પરની છપાઈ ઉપરાંત સમય મળે તો કપડા પર ભરતગૂંથણ કરવું એ ગુજરાતની સ્ત્રીઓનો વ્યવસાય થઈ પડયો છે. ભરતગૂંથણના રેશમભરત, આરીભરત, આભલાભરત જેવા ભાગ છે. સ્ત્રીઓ ગૃહશણગાર માટે અને ખાસ તો લગ્ન પછી સાસરે પોતાનું નવું ઘર શણગારવા માટે લગ્ન પહેલાંથી નમૂના તૈયાર કરે. તેમાં ઓછાડ, ચાકળા, ગાલમશૂરિયાં અને ગૃહ-શણગારની અનેક વસ્તુઓ આવે. લાલ કે ભૂરા — કે લીલા કે કાળા પાનકોરાના કાપડ પર પોપટ, મોર, ચોપાટ અને એવાં અનેક પરંપરા-પ્રાપ્ત સુશોભનો તેની વિશિષ્ટ શૈલીમાં આલેખી તેમાં રંગબેરંગી દોરાઓ વડે ભરતકામ કરવામાં આવે. આ ભરતકામ મોટે ભાગે કુંવારી કન્યા પોતાના લગ્નની પૂર્વતૈયારી રૂપે કરે. અને લગ્ન સમયે પોતે પહેરી પોતાની કળાનિષ્ઠા, સિદ્ધિ વગેરે વ્યક્ત કરી શકે. લગ્ન પછી પણ તેની આ સિદ્ધિનો તે ઉપયોગ કરે જ ને તેનું કાર્યક્ષેત્ર પોતાના સાથી બળદોની ઝૂલ સુધી પહોંચે. એમ આખું ઘર કળાના નમૂનાઓનું પ્રદર્શન બની જાય. વળી એમાં આભલા પણ ગૂંથે. તેમાં પડતું પ્રતિબિંબ કેવી સુંદર વ્યંજના વ્યક્ત કરે? કાઠી, કણબી, સતવારા જેવી અનેક કોમોમાં આ રિવાજ પડેલો છે. ને કચ્છના બન્ની વિસ્તારની મતવા જેવી કોમોના ભરતગૂંથણના નમૂના ગુજરાતની ગૂંથણકળાની અદ્ભુત સિદ્ધિ છે. ઉપરાંત મોતીકામ એ અહીંની બીજી વિશેષતા છે. પરદેશ સાથેના વ્યવહારનું પરિણામ છે. ઇટાલીથી આવતાં એ મોતીમાં જે સુંદર તોરણો પછીતબારી, ચાકળા, લગ્નનાં નાળિયેર, ઘોડિયાં, ઘૂઘરા, બળદની શિગડિયું, — કદીક ઝૂલ, પંખા વગેરે ગૂંથાય છે તેની કળા અને સુશોભનોની જોડ ભારતભરમાંથી મળવી દુર્લભ છે. આભલાં કયાંથી આવતાં હશે? જહાંગીરના સમયમાં ભારતભરમાં કાચનાં ત્રણ કારખાનાં હતાં. તેમાંનું એક કપડવણજમાં હતું. ત્યાં આ કાચ બનતા અને આજે પણ ત્યાં બંગડીઓ અને આભલાંના કાચ બને છે.

હિંડોળો ગુજરાતની પ્રજાનું અંગ ગણાય તેવો છે. તેની સાંકળોમાં પૂતળીઓ, મોર, ફૂલ, પાસાદાર મણકા બનતા. આ ઉદ્યોગ સિહોર, વિસનગર, નડિયાદ વગેરે સ્થળોએ ચાલતો. આજે પણ સિહોરમાં ત્રાંબા પિત્તળનાં વાસણોનો ધંધો ધમધોકાર ચાલે છે. દીવીઓ, લોટા, પૂજાપાની પેટી વગેરે વિવિધ પ્રકારના નમૂના બનતા. હજીય આ ધંધો પુનર્જીવિત થઈ શકે તેમ છે અને તેને માટે યોગ્ય કારીગરો પણ ત્યાં છે.

લાકડાની કોતરણી ને લાકડા પરનું લાખકામ ગુજરાત-સૌરાષ્ટ્રની વિશેષતા છે. સોમનાથ પાટણમાંથી સાડાત્રણસો વર્ષ જેટલું જૂનું લાકડાની કોતરણીનું કામ શાસ્ત્ર પ્રમાણે કરેલું મળે છે. તેમાં પ્રમાણમંજરી નામના ગ્રંથમાં વર્ણિત બધા જ નિયમોનું પાલન કરેલું છે. અને બારસાખ, ટોડલાં વગેરે પણ તે અનુસાર બનાવી સુશોભિત કર્યાં છે. પાટણનું કોતરકામ પણ જાણીતું છે. સંખેડા અને ધોરાજીનું લાખકામ આખા ભારતમાં પ્રખ્યાત છે. સંખેડામાં બનતા ફર્નિચરની માગ અત્યારે પણ પરદેશ અને ભારતમાં વિશેષ છે. બાજઠ, ખાટલા વગેરેને સુંદર રીતે બનાવવામાં આવતા. મહુવાનું લાકડાનાં રમકડાંનું કામ ઉત્તમ હોઈ પરદેશ નિકાસ પણ ખૂબ થાય છે. આ ઉપરાંત રમકડાંમાં ફળફળાદિ બનાવવાની કળામાં જે સાદૃશ્ય પેદા કરવાની શક્તિ છે તે ભારતમાં અજોડ છે.

ઉપરાંત કચ્છમાં ચાંદીકામ બહુ સારું થાય છે. તે ઉપરાંત મીના-કારી ને મીનામાં પૉર્ટ્રેટ કરવાની કળા કચ્છ ને રાજકોટની વિશિષ્ટતા છે. આ ઉદ્યોગને ઉત્તેજન આપવામાં આવે તો જગતભરમાં તે ઉત્તમ નમૂના પૂરા પાડી શકે તેમ છે. બહુરંગી મીનાકારી સુંદર કરવામાં આવે છે.

આદ્યઐતિહાસિક યુગમાં ગુજરાતમાં અનેક જાતિઓ આવ્યા જ કરી છે. વાયવ્ય સરહદમાંથી આવતા હુમલાને પરિણામે સિંધ વગેરે બાજુથી લોકો સલામતી ખાતર ગુજરાત સૌરાષ્ટ્ર તરફ વળ્યા અને અનેક જાતિઓને ગુજરાત સૌરાષ્ટ્રની ધરતીએ સંઘરી. એક પછી એક અનેક જાતિઓ આવી. તેમણે બીજી જાતિઓ સાથે કદીક સંબંધ બાંધ્યો તો કદીક પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખી અલગ રહ્યા. આજે આ પ્રદેશમાં આશરે બસો કરતાંય વધુ જાતિઓ રહે છે. નૃવંશશાસ્ત્રની દૃષ્ટિએ એ જાતિઓનો અભ્યાસ ભારતમાં આવેલી અનેક જાતિઓ જેવી કે શકો, હૂણો, કુષાણો વગેરેના સંસર્ગ અને અહીંના વસવાટની ખાતરી કરી આપે છે. અશોક મૌર્યનો ગુજરાતનો સૂબો યવનરાજ તુષાસ્ફ યવન હતો. ક્ષત્રપો શકો હતા. પાછળના સમયમાં પણ સિંધમાંથી અનેક જાતિઓ આવ્યા જ કરી છે. મુસલમાનો અને છેવટે પારસીઓ પણ અહીં જ સ્થિર થઈ શક્યા. આમ અત્યારની આહિર, ભરવાડ, મેર, સતવારા, મનવા, કોળી અને એવી બીજી સેંકડો કોમો આવાં જાતિઓના સ્થળાંતરો અને સંમિશ્રણના પુરાવા રૂપે જોવા મળે છે. એ રીતે ગુજરાત એટલો ભિન્ન ભિન્ન જાતિઓનો ઇતિહાસ — છતાં આવું સરસ વ્યક્તિત્વ બીજે ક્યાંય જોવા નહિ મળે એ રીતે વૈવિધ્યમાં વ્યક્ત થતું ગુજરાતનું ઐક્યપૂર્ણ વ્યક્તિત્વ ભારતમાં અજોડ છે.

# સામાજિક જીવન

ડૉ. મંજુલાલ મજમુદાર
(સાંસ્કૃતિક કાળગણના વિભાગ, મ. સ. યુનિ૦ વડોદરા)

મધ્યકાલીન ગુજરાતી સમાજ અનેકાનેક જાતિ, વર્ણ અને સંસ્કારોના સંમિશ્રણમાંથી અસ્તિત્વમાં આવ્યો છે એ હકીકત છે. આર્યોનાં બે ટોળાંમાંથી એક સપ્તસિંધુના પ્રદેશમાં સ્થાયી રહ્યું, અને બીજું (જેમાં હૈહયો, શાર્યાતો, ભૃગુઓ વગેરે હતા)—ગુજરાતના કેટલાક ભાગોમાં વસ્યું હોય એમ મનાય છે. તે સમયે ગુજરાતમાં અનાર્યો—દસ્યુઓ, અસુરો અને નાગો રહેતા હતા. તેમણે બહારથી આવનાર આર્યો સાથે લગ્ન-સંબંધો જોડયા. તે ઉપરાંત પ્રાચીન કાળથી ગુજરાત પ્રદેશમાં આદિવાસીઓ પણ રહેતા હતા. 'પણિઓ' (પરદેશી વ્યાપારીઓ)ની વ્યાપારી વૃત્તિ, શહેરો બાંધવાની પ્રવૃત્તિ અને સમુદ્ર-યાનની બળવાન વૃત્તિ, તેમના ગુજરાતના સાગરકાંઠાના વસવાટની સાથે સમાજજીવનમાં પ્રવેશી.

#### વ્યવહારકુશળ વ્યાપારીઓ

તે પછી બેક્ટ્રિયનો—ગ્રીકો, હૂણો, દ્રાવિડો વગેરે અનેક પ્રજાસમૂહોનાં સંમિશ્રણો ગુજરાતની ભૂમિ ઉપર થયાં. પરિણામે એ સૌનાં સ્વભાવ-લક્ષણો ગુજરાતી સમાજમાં વરતાવા લાગ્યાં. પ્રજાઓનાં પરિભ્રમણોએ ગુજરાતી સમાજને રંગબેરંગી બનાવી દીધો. એટલે જાતિમિશ્રણ અને જાતિભ્રમણોએ આપણા ગુજરાતી સ્વભાવને ઘડયો છે. તેને પરિણામે, અનુભવથી ઘડાઈને, નમ્ર અને વ્યવહારકુશળ થતાં ગુજરાતીને આવડયું છે. તેમ જ આ જ કારણથી તેનામાં, સ્વપ્રાંતાભિમાન, બીજાને મુકાબલે, બહુ ઓછું રહેવા પામ્યું છે.

#### દ્રવ્યલક્ષી પ્રજા

આવી રીતે ઘડાયેલા ગુજરાતને માથે આક્ષેપ ચાલ્યો આવે છે કે ગુજરાતીઓ મોટે ભાગે દ્રવ્યલક્ષી પ્રજા છે. પરંતુ આને દોષ ગણવામાં આવે તો તે ગુણોથી અમિશ્ર નથી. ગુજરાતના દ્રવ્ય-લક્ષિત્વથી તેનાં બંદરો ઉપર ઘણી વાર પરદેશી હકૂમત રહી છે, તો તે જ લક્ષણથી તેનો આંતર પ્રદેશ જુલમી અધિકારથી બચી પણ ગયો છે.

#### મુદ્રા-વ્યાપારમાં અગ્રેસરો

ગુજરાતના દ્રવ્યલક્ષિત્વની સારી છાપ રાષ્ટ્રતંત્ર અને તેના કારભાર ઉપર પણ પડયા વગર રહી નથી એ ભૂલવા સરખું નથી. જેમ આજના જમાનામાં મોટાં મોટાં રાષ્ટ્રોનો વ્યવહાર શરાફી પેઢીઓ, બૅન્કો અને કરોડાધિપતિઓ ઉપર નભે છે તેમ ગુજરાતના રાજ્યોનો વ્યવહાર તેના મોટા મોટા વેપારીઓ ઉપર નભતો હતો. 'મુદ્રા વ્યાપાર' શબ્દથી આ વસ્તુનો નિર્દેશ શિલાલેખોમાં કરવામાં આવ્યો છે.

#### મધ્યકાલના ઇતિહાસમાં

મધ્યકાલીન ગુજરાતમાં વસ્તુપાલ-તેજપાલ, પેથડશાહ, શાંતિદાસ ઝવેરી તથા પેશ્વાઈના વખતમાં પૂનામાં પહેલી ટંકશાળ ચલાવનાર દુલ્લભ શેઠ અને કંપની સરકારના વખતમાં સુરતથી મુંબઈમાં આવીને રહેલા આત્મારામ ભૂખણ, ત્રવાડી, વગેરે શરાફોની પેઢીઓએ નોંધપાત્ર સેવા બજાવેલી છે.

#### લોકવાર્તાના વ્યાપારી રાજાઓ

ગુજરાતી લોકવાર્તાના સાહિત્યમાં વેપારીઓને 'રાજાઓ' તરીકે ઓળખાવેલા છે. તેમના કુમારો વ્યાપારમાં કમાયેલી લક્ષ્મીથી ભરપૂર વહાણો લઈને પરદેશથી આવતા ત્યારે રાજા પણ તેમનું સન્માન કરતા. ઘણી વાર રાજાની કુંવરીને વૈશ્ય પ્રધાનના વ્યાપારી પુત્રને પરણાવવામાં નાનમ ગણાતી નહિ. જાણીતી 'સત્યનારાયણની વ્રતકથા'માં સાધુ વાણિયો અને તેનો જમાઈ ખૂબ સમૃદ્ધિ મેળવીને વહાણ દ્વારા જ દેશમાં આવેલા વર્ણવ્યા છે.

#### પરદેશી વ્યાપારીઓ પ્રત્યેનો વર્તાવ

ગુજરાત, સૌરાષ્ટ્રના પ્રદેશો વેપારી પ્રજાના પ્રદેશો છે. એનાં બંદરો સાથે વેપાર કરવા આવનાર પરદેશીઓ અને પરધર્મીઓ કોઈ પણ હેલોહરકત વગર, પોતપોતાનો ધર્મ તથા આચાર પાળી શકે તે માટે જોગવાઈઓ કરી આપવામાં આવતી હતી. માંગરોળ તથા ખંભાતનાં બંદરો ઉપર મુસલમાનો માટે મસ્જિદો પણ બાંધી આપવામાં આવી હતી એવી લેખી નોંધ મળી આવે છે.

#### ધર્મમત-સહિષ્ણુતા

ગુજરાતમાં ધર્મમત-સહિષ્ણુતા સોલંકી સમયમાં પ્રવર્તતી હોવાના સચોટ દાખલા ઇતિહાસમાંથી મળે છે. અગિયારમા અને બારમા સૈકામાં દક્ષિણમાં વૈષ્ણવોની શૈવ રાજાઓ દ્વારા કનડગત થઈ હોવાના દાખલા મળે છે. પણ ગુજરાતમાં એવા દાખલા નથી. અલબત્ત, શ્વેતામ્બર અને દિગમ્બર જૈનો વચ્ચે તથા બ્રાહ્મણો અને જૈનો વચ્ચે વાગ્યુદ્ધો તથા પરસ્પરની નિંદા થયેલી છે. પણ એથી આગળ કાંઈ નહિ; અને રાજાઓ તથા મંત્રીઓએ તો સર્વ ધર્મ તરફ સમભાવ રાખ્યો છે.

#### પારસીઓ

એટલું જ નહિ પણ ઈ. સ. ૯૩૬માં મુસ્લિમ કનડગતને લીધે ઈરાનથી દક્ષિણ ગુજરાતમાં ભાગી આવેલા પારસીઓને ગુજરાતના પડોશી કોંકણના શિલાહાર રાજાએ આશ્રય આપ્યો. અને એ કાંઠાના ગુજરાતીઓ તરીકે અગિયારસો વર્ષથી પારસીઓ જીવે છે. સિદ્ધરાજના સમયમાં ખંભાતની મસ્જિદને આ અગ્નિપૂજકોએ કાફિરો દ્વારા બાળી મુકાવી અને એ દંગામાં એંસી મુસ્લિમો માર્યા ગયેલા. આની ફરિયાદ સિદ્ધરાજ પાસે પહોંચતા, તે રાજાએ જાતે તપાસ કરી, વાત સાચી ઠરતાં, બ્રાહ્મણો તથા અગ્નિપૂજકોના મુખ્ય નેતાઓનો યોગ્ય દંડ કર્યો અને પ્રજાપાલનની સમભાવભરી વ્યવસ્થા અમલમાં મુકાઈ.

#### ધાર્મિક સમભાવ : મંદિરો, મસ્જિદો

વાઘેલા રાજ્યકાળમાં વસ્તુપાલ-તેજપાલે જૈન અને બ્રાહ્મણ ધર્મનાં સ્થાનો ઊભાં કર્યાં હતાં, તે સાથે મસ્જિદો પણ બંધાવી હતી એમ તેમના ચરિત્રલેખકો જણાવે છે. કચ્છ-ભદ્રેશ્વરના જગડુશાએ પણ મસ્જિદો બંધાવેલી. પરંતુ ધાર્મિક સમભાવનો સૌથી સરસ દાખલો તો વેરાવળના સં. ૧૩૨૦ના લેખમાં છે. અર્જુનદેવના મહામાત્ય રાણક શ્રીમાલદેવ હતા ત્યારે સોમનાથના પાશુપતાચાર્ય ગંડશ્રી પરવીર અને ત્યાંના આગેવાન મહાજનો પાસેથી હરમુઝ (ઈરાની હોરમઝ)ના કાંઠાના અમીર રૂકનુદ્દીનના રાજ્યના નાખુદા પીરોઝે સોમનાથ દેવના નગરની બહારના ભાગમાં એક મસ્જિદ બાંધવા માટે જમીનનો એક ટુકડો, બધા હક્કો સાથે ખરીદી લીધો હતો. તે ઉપર પીરોઝે મસ્જિદ બાંધી અને એનાં ધૂપ, દીપ, તેલ, કુરાનપાઠ વગેરે માટે, તથા ચાલુ દુરસ્તી ખર્ચ માટે ધઉલેશ્વરદેવની માલિકીની બે માળના ઘરવાળી એક મોટી વાડી, બે હાટ તથા એક ઘાણી ખરીદી લઈ તેની ઊપજ મસ્જિદ માટે વાપરવા આપી દીધી. તે ઉપરાંત શિયાપંથી વહાણવટીઓના ઉત્સવ માટે અમુક રકમ ઠરાવી આપી, જેનો વહીવટ પ્રભાસપાટણના મુસ્લિમો કરે, અને કાંઈ રકમ વધે તો મક્કા અને મદીના મોકલે. મુસલમાન વહાણવટીઓની સાથેનો હિંદુ ધર્માચાર્યોનો મીઠો સંબંધ અહીં સ્પષ્ટ જણાય છે.

#### 'મહાજન' કે 'પંચ'નું બળ

ગુજરાતમાં એક બીજી વિશિષ્ટતા ધ્યાન ખેંચે તેવી છે. કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં નોંધ્યા પ્રમાણે, સૌરાષ્ટ્રની પ્રજા વ્યાપાર તથા શસ્ત્રો ઉપર જીવનારી હતી. યાદવોનાં વૃષ્ણી અને અંધક કુલોના સમયથી 'ગણરાજ્યો'નું અસ્તિત્વ પશ્ચિમ હિંદમાં હતું. ધીમે ધીમે સામ્રાજ્યવાદનું આક્રમણ થવા લાગ્યું અને મૌર્યો, ક્ષત્રપો, ગુપ્તો વગેરેના સમયમાં ગણરાજ્યોનું રાજ્યત્વ ગયું; છતાં એક સંગઠિત 'ગણ' તરીકે વર્તવાની સમૂહ શક્તિ તેમનામાં લુપ્ત થઈ શકી નહિ. તેથી જ વર્ણવાર, પ્રદેશવાર, ધર્મવાર અને વ્યવસાય પરત્વે, 'મહાજનો'નું આંતરિક રાજ્ય પરસ્પર માટે એક અને અભેદ્ય રીતે ચાલ્યા જ કર્યું. આજે પણ 'મહાજન' કે 'પંચ'નું બળ રાજકીય સત્તાની સરખામણીમાં હજી તૂટ્યું નથી.

આ દૃષ્ટિએ મધ્યકાલીન ગુજરાતમાં જે સમાજનો કોઈ ભાગ વધારે પ્રભાવશાળી અને કાર્યક્ષમ તથા સંગઠિત શક્તિશાળી હોય તો તે આવાં જુદાં જુદાં 'મહાજનો' છે.

#### જમીનદાર અને ગરીબના વર્ગ

હિંદના બીજા પ્રાંતોમાં મુખ્યત્વે આખો સમાજ બે વિભાગમાં વહેંચાયેલો નજરે પડે છે. એક મોટો જમીનદાર સરદાર અને બાબુસાહેબનો દબદબાવાળો વર્ગ, તો બીજી તરફ શૂદ્ર વર્ગ, સેવકોનો વર્ગ. એક તરફ અમીર વર્ગ તો બીજી તરફ ફકીર વર્ગ. ત્યાં મધ્યમ વર્ગનું સ્થાન માત્ર બંનેની દયા ઉપર જીવનાર તરીકે જ રહ્યું છે. બંગાળમાં, રાજસ્થાનમાં, મહારાષ્ટ્રમાં મધ્યમવર્ગનું સ્થાન આવા પ્રકારનું છે.

#### ગુજરાતનો મધ્યમ વર્ગ

ત્યારે ગુજરાતનો મધ્યમ વર્ગ સ્વાશ્રયી છે, આપકમાઉ છે, ગરીબ છે છતાં સ્વમાની છે. ગુજરાતમાં અનેક વાર રાજ્યક્રાંતિઓ થવા છતાં, થોડા થોડા સમયના અંતરે, મધ્યમ વર્ગ પાછો પોતપોતાને કામે લાગી જતો. કોણ રાજ્ય કરે છે તેની તેમને બહુ પરવા પણ રહેતી નહોતી. માત્ર તેમનો વ્યાપાર નિર્બાધિતપણે ચાલ્યા કરે એવી હકૂમતને જ તેઓ મહત્ત્વ આપતા. મહાજનનું બળ એટલું અસરકારક ગણાતું કે રાજા પણ તેમની આમન્યા તોડી શકતો નહિ. મોટા વિરોધ અને મતભેદને પ્રસંગે, નગરનું મહાજન આખી વસ્તીની હિજરતની ધમકી રાજાને આપી શકતું; અને રાજાને એની મર્યાદાનું ભાન કરાવતું.

#### ગુજરાતમાં રાજાનું સ્થાન

એક રીતે રાજા પણ પ્રજાના રક્ષણ માટે નિભાવાતો એવો પ્રજાનો રક્ષણહાર તથા ગૌબ્રાહ્મણપ્રતિપાળ એવો મોટો, પૂજ્ય છતાં, સાચા અર્થમાં 'સેવક' ગણાતો હતો. લોકશાહીનાં મૂળ આ પ્રકારની મધ્યકાલીન ગુજરાતની સમાજવ્યવસ્થામાં જોઈ શકાય છે. તેથી જ ગુજરાત-સૌરાષ્ટ્રના રાજ્યવ્યવહારમાં, તેના સમાજજીવનમાં તથા તેની સંસ્કારિતામાં, 'મહાજન મંડળો' અને 'નગરશેઠો'એ અગત્યનું સ્થાન સાચવ્યું છે.

#### મધ્યમ વર્ગ સાહિત્યસર્જનનો પોષક

આ પ્રકારનો ખાધેપીધે સુખી, સંસ્કારી, સંયમી સાથે વિલાસી અને ભાતભાતના વૈભવોનો સંયમિત ઉપભોગ કરનારો મધ્યમ વર્ગ જ સાહિત્ય, સંગીત, કલા અને ધર્મનો પોષક હોય એમાં આશ્ચર્ય નથી. ગુજરાતી સાહિત્યમાં, વલભીપુરમાં મૈત્રક રાજા વીરસેનના રાજ્યકાળમાં આશ્રય પામેલો, 'રાવણવધ' અથવા 'ભટ્ટીકાવ્ય' રચનાર ભટ્ટી કવિ, શ્રીમાળ (ભિન્નમાળ)માં 'શિશુપાલવધ' રચનાર શ્રીમાળી કવિ માઘ, પ્રતિહાર વંશના મહેન્દ્રપાળ અને મહીપાલના રાજ્યમાં સન્માનિત કવિ રાજશેખર, સિદ્ધરાજ-કુમારપાળના રાજ્યમાં સન્માનિત કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય અને અનેક કાવ્ય-નાટકના રચનાર રાજપુરોહિત સોમેશ્વરદેવ સિવાય બીજા કોઈ સાહિત્યકારોને ગુજરાતમાં રાજ્યાશ્રય મળ્યાનું જાણવામાં નથી. વસ્તુપાલ-તેજપાલ જેવા રાજ્યમંત્રીઓએ તથા એવા બીજા શ્રેષ્ઠીઓએ, સેનાપતિઓ, નગરપતિઓ વગેરેએ જ

સંસ્કૃતિના સંસ્કારોને સમાજના નીચલા થર સુધી પહોંચતા કરવાની સેવા ઉપાડી લીધી, હતી. કવિ પ્રેમાનંદને નંદરબારના દેસાઈ મહેતા શંકરદાસે (અત્યાર સુધી મનાતું હતું તેમ નંદરબારના ઠાકોરે નહિ) તેમના આખ્યાન-સાહિત્યને ખીલવવામાં સારી આર્થિક સહાય આપી હતી અને તે માટેની અનુકૂળતા સુલભ બનાવી હતી. શામળભટ્ટને એક ઠીક ઠીક કહીએ તેવા સામાન્ય જમીનદાર રખીદાસે તેમની વાર્તાઓને રસભેર સાંભળી તેમને પોતાના અંતેવાસી બનાવ્યા હતા.

### મધ્યમ વર્ગ: ચિત્રકલાનો પોષક

જેવું સાહિત્યમાં હતું એવું જ લલિતકલાઓ — ખાસ કરીને ચિત્ર-કલામાં — પોથીનાં ચિત્રોમાં મધ્યમ વર્ગનું જ પ્રોત્સાહન તથા પ્રેરણા ગુજરાતમાં સુલભ હતાં. એટલે જ ગુજરાતી ચિત્રકલા રાજ્યાશ્રિત હતી નહિ, પરંતુ મોટે ભાગે શ્રીમંત મધ્યમ વર્ગના જૈનો તથા ભાવિક હિંદુઓ દ્વારા પોષાઈ હતી. એ જ પ્રમાણે શિલ્પ સ્થાપત્યમાં પણ ગુર્જરેશ્વરના મંત્રીઓ વસ્તુપાલ-તેજપાલે આબુ દેલવાડાની જે શિલ્પ-સમૃદ્ધિ ખડી કરાવી, તેઓ પણ તે ગુજરાતી સમાજમાં ઉપલા મધ્યમ વર્ગના જ હતા. આમ ગુજરાતમાં આ પ્રકારની લોકશૈલીને જે ઉત્તેજન મળ્યું તેને રાજ્યાશ્રયથી વિકસેલી શિષ્ટકલા સાથે સરખા-વવાની ભૂલ કદી ન થવી જોઈએ.

### ગુજરાતનું લોકાશ્રિત સંગીત

ગુજરાતનું સંગીત—ખાસ કરીને રાસ, ગરબા, ગરબી, ભજન, પદ એ પણ મોટે ભાગે લોકભોગ્ય અને લોકાશ્રિત એવું દેશી સંગીત જ છે. 'માર્ગી' — શાસ્ત્રીય સંગીતના કેટલાક વિશિષ્ટ રાગોને ગુજરાતનાં કેટલાંક સ્થળો ઉપરથી ઓળખાવવામાં આવે છે ખરા, — જેમ કે, ખંભાયતી, બિલાવલ (વેરાવલ), મારુ, ગુર્જરી, વગેરે; છતાં ગુજરાતી સંગીત મોટે ભાગે 'લોકસંગીત' જ છે.

### વિદ્યાસેવનમાં ઉદાસીન ગુજરાતીઓ

મધ્યકાલીન ગુજરાતનો વિદ્યાસેવક સર્વ સોલંકીઓ અને વાઘેલા-ઓના સમયમાં વિદ્યાવ્યાસંગી રહ્યો હશે, પરંતુ તે પછીના સમયમાં, વિદ્યાનું સેવન મોટા પ્રમાણમાં અથવા તો ઉચ્ચ કક્ષાએ થયું જણાતું નથી. 'વિદ્યા ખાતર વિદ્યાનું સેવન' ગુજરાતમાં અલ્પ — અત્યલ્પ થયેલું જણાય છે. યજ્ઞ-યજ્ઞાદિ કરનાર બ્રાહ્મણો તથા ઉપાશ્રયોમાં વિદ્યાનું સેવન કરનાર જૈન યતિઓએ જ્ઞાનની જ્યોતને ઝાંખી થતી અટકાવવામાં સારી સેવા બજાવી છે; એ કબૂલ કરવા છતાં તેમની ઉપાસના બહુ વ્યાપક ગણી શકાય તેવી નહોતી.

### ગુજરાતમાં સંસ્કૃતનો પ્રચાર

સંસ્કૃત સાહિત્યનું અવતરણ ગુજરાતમાં ઘણું વહેલું થયું હતું. સંસ્કૃતમાં જે પહેલો લાંબો લેખ આ દેશમાં કોતરેલો મળ્યો છે તે, જૂનાગઢની ગિરનારની અશોકવાળી શિલા ઉપરનો, ક્ષત્રપ રાજા રુદ્રદામાનો ઈ. સ. ૧૫૦નો લેખ છે. આ લેખમાં 'શબ્દાર્થવિદ્યા' અથવા વ્યાકરણ વિદ્યાનો ઉલ્લેખ છે. તે પછી ભટ્ટી અને માઘ જેવા સંસ્કૃત કવિઓ થઈ ગયા છે ખરા. પછી ઈ. સ.ના બારમા શતકમાં હેમચંદ્રાચાર્ય અને તેમના શિષ્યોની સાહિત્યકૃતિઓથી અને તેરમા શતકમાં સોમેશ્વરદેવ, અરિસિંહ, નાનાભટ્ટ વગેરે વસ્તુપાલ-તેજપાલના આશ્રિત કવિઓની કૃતિઓ દ્વારા, ગુજરાતે સંસ્કૃત સાહિત્યમાં ફાળો આપ્યો છે. પહેલા વર્ગનાં નહિ પરંતુ બીજા ત્રીજા વર્ગનાં કાવ્યો અને નાટકો ગુજરાતમાં ઠીક સંખ્યામાં રચાયાં છે. તે પછી સંસ્કૃત વિદ્યાનું ગાઢ પરિશીલન ઘટી ગયું. જોકે સંસ્કૃત-રચનાનો નાનો પ્રવાહ છેક ગયા સૈકા સુધી ચાલ્યો છે.

### વિદ્યાવ્યાસંગમાં પાછળ રહેલું ગુજરાત

છતાં સ્વીકારવું પડે છે કે ગુજરાતીઓનો વિદ્યાનો વ્યાસંગ મહારાષ્ટ્ર, બંગાળ કે દ્રવિડના પંડિતો સાથે સરખાવતાં નબળો જ કહેવો પડે એવો છે. મહારાષ્ટ્રમાં તો જે 'માધુકરી પ્રથા'એ ગરીબ બ્રાહ્મણ બટુઓને વિદ્યાર્થી અવસ્થામાં નિર્વાહનું સાધન સૈકાઓ સુધી આપ્યું છે તે જ એ પ્રાંતનો વિદ્યાપ્રેમ દર્શાવે છે. ત્યારે ફક્ત પુરાણની કથા વાંચી, પોતાનો પાટલો સાચવી શકે એથી વધારે સંસ્કૃત ભણ-નારા બ્રાહ્મણો ગુજરાતમાં કોઈક જ નીકળ્યા છે. સંસ્કૃત મહાકાવ્યોમાંથી એકબે અને થોડું વ્યાકરણ 'કૌમુદી' કે 'સારસ્વત' એટલાથી જ સંતોષ માનતા. કાશી જઈને વધારે ભણનારા તો વિરલ જ. વળી કાશીમાં શાસ્ત્રી અને શ્રેષ્ઠ અધ્યાપક તરીકે મહારાષ્ટ્રીઓ અને બંગાળી-ઓની, ગઈ કાલ સુધી જે પ્રખ્યાતિ જોવામાં આવી છે તેવું, કોઈ ગુજરાતીએ પોતાનું નામ કાશીમાં કાઢ્યું જાણવામાં નથી. આ હકીકત વિદ્યાવ્યાસંગમાં ગુજરાતીઓની ન્યૂનતા સચોટ રીતે બતાવે છે.

### ધર્મ-મતાન્તરો પ્રત્યે ગુજરાતનો સમભાવ

બીજી રીતે જોઈએ તો, ગુજરાતમાં બ્રાહ્મણોનું વિદ્યાબળ ઓછું હોવાથી આપણા લોકોમાં ધર્મનું ખૂની ઝનૂન પણ ઘણું ઓછું જોવામાં આવ્યું છે. બ્રાહ્મણ-અબ્રાહ્મણના ઝઘડાથી ગુજરાત પર રહી શક્યું છે અને ધર્મભાવનામાં પરસ્પર મત-સહિષ્ણુતાનો ગુણ તેમનામાં વધારે જોવામાં આવે છે. વિક્રમ સંવત ૧૧૮૧ માં સિદ્ધરાજની સભામાં દિગમ્બર જૈન મતની હાર થઈ અને એકલા શ્વેતાંબરનું જોર રહ્યું. ત્યારે બીજી તરફથી શૈવ રાજાઓના આશ્રયથી સ્વધર્મનો પ્રચાર કરતા જૈન આચાર્યોએ શૈવ વૈષ્ણવ મત સાથે વ્યવહારુ ડહાપણથી સમાધાન-વૃત્તિ રાખી. એ કાળ પછીથી આજ સુધી જૈનો અને શૈવ વૈષ્ણવોએ ગુજરાતમાં સલાહ-સંપથી રહેવાનું ચાલુ રાખ્યું છે.

મધ્યકાળમાં શૈવ રાજાની સેવા જૈન મંત્રીઓએ કરી છે અને તેણે દાન વગેરેનો લાભ જૈન ઉપરાંત બ્રાહ્મણ સંસ્થાઓને તથા બ્રાહ્મણ વિદ્વાનો અને કવિઓને આપ્યો છે. કેવળ મતાંતર-સહિષ્ણુતા જ નહિ, પણ મતાંતરો પ્રતિ સમભાવનું જે ઊંચું ધોરણ મૌર્ય અશોકે આરંભ્યું હતું અને જેને ગુપ્તોએ અને વલ્લભીના મૈત્રકોએ અપનાવી લીધું હતું તે ગુજરાતના રાજાઓએ અને જૈન-બ્રાહ્મણ મંત્રીઓએ મધ્યકાલીન જમાનામાં પણ જાળવી રાખ્યું હતું.

### જૈન ધર્મનો ગુજરાતના ઘડતરમાં ફાળો

જૈન ધર્મે ગુજરાતની સંસ્કૃતિના વિકાસમાં મૂલ્યવાન ફાળો આપ્યો છે, તેમ આ મધ્યકાલીન સમયમાં જ ગુજરાતના સંસ્કૃત સાહિત્યની, અપભ્રંશ સાહિત્યની અને જૂની ગુજરાતીના સાહિત્યની જૈનોએ ઘણી સેવા કરી છે. વળી ગ્રંથો લખી લખાવીને તથા 'ભંડારો' સ્થાપીને વિદ્યાને જીવંત રાખવાનું કાર્ય તેમણે કર્યું છે. જૈન અને જૈનેતર વિદ્યાવિષયક અનેક ગ્રંથો બીજે ક્યાંય નથી સચવાયા તે જૈન ભંડારોમાં સચવાઈ રહેલા મળ્યા છે. પછી જૈન મંદિરો બંધાવીને તથા પુસ્તકોને સચિત્ર કરવાની પ્રથાને ઘણો આશ્રય આપીને, સ્થાપત્ય, મૂર્તિવિધાન તથા ચિત્રકલાને જૈનોએ સારું ઉત્તેજન આપ્યું છે. અહિંસા અને જીવદયાના આચારને વ્યાપક બનાવવામાં પણ જૈનોનો અગ્રગણ્ય ફાળો છે. મંદિરોની સ્થાપના, મૂર્તિઓનાં સ્તવન, અર્ચન, વ્રત, ઉપવાસો, ધાર્મિક ઉત્સવો, વરઘોડા અને તીર્થયાત્રાઓ વગેરે વિષયોમાં વૈષ્ણવ-ધર્મની અને જૈનધર્મની સમાન પ્રવૃત્તિ ચાલતી હતી, તેથી તે જોવાથી જનસમાજ ઉપર બન્ને ધર્મોની સાંસ્કારિક અસરમાં ભાગ્યે જ ભેદ દેખાય છે; એટલું જ નહિ પણ સામાજિક જીવનમાં પણ એક જ જ્ઞાતિમાં વૈષ્ણવ કુટુંબો અને જૈન કુટુંબો હોય છે અને તેઓ પરસ્પર બેટી-વ્યવહાર કરવામાં પણ બાધ ગણતાં નથી.

### જૈન–વૈષ્ણવ આચારનો સમન્વય

ટૂંકમાં, ગુજરાતમાં ભારતીય સંસ્કારોને વિશિષ્ટ વલણ અર્થાત્ ગુજરાતી વ્યક્તિત્વ આપવામાં જો કોઈ સંસ્કારોએ વધારે પ્રાબલ્ય દર્શાવ્યું હોય તો તે જૈન ધર્મ અને વૈષ્ણવ ધર્મ, જેના અનુયાયીઓના જીવનવ્યવહારથી સાધારણ રીતે ગુજરાતની સમસ્ત હિંદુ વસ્તી રંગાયેલી છે. અહિંસા, દુરાગ્રહનો અભાવ, બાંધછોડની સમાધાનવૃત્તિ અને દાનવૃત્તિ જેવા સંસ્કારો, મોટે ભાગે આ બે સંપ્રદાયોથી અને વેપારીવૃત્તિથી પોષાઈને ગુજરાતી સ્વભાવના સ્થાયી લક્ષણરૂપ બન્યા છે.

### ગુજરાતીપણાનાં લક્ષણો

ગુજરાતની વિશિષ્ટ સંસ્કારિતાનો અનુભવ ગુજરાતના અર્થલક્ષી સ્વભાવમાં, તેના વિનયશાળી ચારિત્ર્યમાં, તેના સર્વવ્યાપી ઉદારભાવમાં, તેની નમ્ર ધર્મશીલતામાં અને તેના બધા સાથે મેળથી રહેવાના ગુણમાં અનુભવી શકાય તેમ છે. ગુજરાતની સંસ્કારિતા તેથી જ એકદમ પ્રાંતિક, સ્થાનિક કે સંકુચિત નથી. ગુજરાતની સંસ્કારિતામાં બ્રાહ્મણત્વ છે, ક્ષત્રિયત્વ છે, વૈશ્યત્વ છે; તેમાં શૂદ્રભાવ પણ છે. તેમાં ભારતીય તત્ત્વ છે એટલું જ નહિ પરંતુ તેમાં વિશ્વબંધુત્વના ગુણો પણ રહેલા છે.

ભાષાવાર પ્રાંતરચનાને પરિણામે, એક જ ભાષા બોલતા ગુજરાતીઓ એક પ્રાદેશિક શાસન નીચે તા. ૧લી મે, ૧૯૬૦ થી, તેના રાજકીય ઇતિહાસમાં પહેલી જ વાર આવ્યા છે. છતાં ગુજરાત પોતાને ભારતના અંગ તરીકે ગણવામાં ખૂબ ગૌરવ લે છે. ગુજરાત કદીયે પ્રાંતવાદી રહ્યું નથી. એ તો હંમેશા માને છે કે

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત."

# આદિવાસીઓ અને પછાતવર્ગ

શ્રી. લક્ષ્મીદાસ શ્રીકાન્ત
(પછાત અને અનુસૂચિત જાતિઓના કમિશ્નર, ભારત સરકાર)

'પછાત' અને 'જંગલી' શબ્દો ન્યૂનતાદર્શક શબ્દો છે અને જંગલી શબ્દ તો ગાળનો પર્યાય થઈ ગયો છે. સમાજમાં પછાત અને જંગલી વિશેષણો શોભાસ્પદ તો નથી જ; પરંતુ આજથી બે દાયકા ઉપર ગઈ પેઢીમાં પછાત ગણાતી કેટલીક કોમો પોતાને રજપૂત ગણાવતી. કારણ કે પછાત શબ્દને લાંછન ગણી તેને નાપસંદ કરતી હતી. તે દશા આજે બદલાઈ છે અને પછાતપણાને લઈને સરકાર તરફથી જે લાભો અને સવલતો મળે છે તેની પાછળ કેટલીક સાધારણ સુખી કોમો પછાત કોમોની યાદીમાં દાખલ થઈ જવા તનતોડ પ્રયત્ન અને પડાપડી કરે છે. આ પરિસ્થિતિ ચાલુ રહે અને પછાતપણું લાભદાયક બની રહે તો તેને પરિણામે પછાતપણાની આવરદા લંબાય અને તેનો કાયમ રહેવાનો સંભવ વધે. આજે આ લાલબત્તી ધરવાની ઘણી જ જરૂર છે; જોકે કેટલીક કોમો અને જાતિઓ દેશની પ્રગતિ સાથે દોડી શકતી નથી અને પાછળ લંગડાતી લંગડાતી ચાલે છે તેમને માટે ખાસ સગવડો કરવાની જરૂર રહે છે. અસ્પૃશ્યતાના લક્ષણથી જુદી પડતી હરિજન કોમો અને જીવનની ભિન્ન ભાત પાડતી આદિવાસી જાતિઓ માટે હજીયે ખાસ પ્રયત્નો કરવાની જરૂર ભાસે છે.

સંવિધાનમાં પછાત વર્ગ માટે ખાસ કલમો નોંધવામાં આવી છે. જેની સંખ્યા આશરે ૨૦ની થવા જાય છે. મૂળભૂત હક્કો (Fundamental Rights) અને રાજનીતિ નિર્દેશક સિદ્ધાન્તો (Directive Principles of the State Policy)ના પ્રકરણોમાંયે જે કેટલીક અગત્યની કલમો છે તેને આધારે પછાતપણાની ચર્ચા અવારનવાર થાય છે. આમાંની થોડીક કલમો વિચારવા જેવી છે; કે જેથી સંવિધાનના ઘડવૈયાની આ કલમો દાખલ કરવામાં શી કલ્પના હતી તેની આછી ઝાંખી થઈ શકે. દાખલા તરીકે; કલમ ૧૫ અને કલમ ૧૭માં નાગરીકો પૈકી પછાતવર્ગ (Backward class of citizens)નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને અસ્પૃશ્યતા કાયદાથી દૂર કરવાની ઘોષણા છે. કલમ ૪૬માં રાજનીતિ નિર્દેશક સિદ્ધાન્તના મથાળા હેઠળ, પછાત વર્ગની નીચે પ્રમાણેની વ્યાખ્યા કરવાનો પ્રયત્ન થયો છે.

"જનતાના નબળા વર્ગના કેળવણીવિષયક અને આર્થિક હક્કોનું ખાસ કાળજીપૂર્વક જતન કરશે અને ખાસ કરીને અનુસૂચિત જ્ઞાતિઓ અને જાતિઓ (Scheduled Castes and Scheduled Tribes)ના હક્કોનું; અને તેમને સામાજિક અન્યાય અને હરેક પ્રકારના શોષણમાંથી બચાવશે."

આખાયે સંવિધાનમાં જ્ઞાતિ (Castes) શબ્દ વપરાયો નથી. માત્ર અનુસૂચિત જ્ઞાતિ (Scheduled Castes) હરિજનો માટે તેનો ઉપયોગ થયો છે. પછાત જ્ઞાતિઓનો નામનિર્દેશ નથી. પણ કલમ ૩૪૦માં સામાજિક અને કેળવણીની દૃષ્ટિએ પછાતવર્ગ (Backward Class)નો નિર્દેશ સ્પષ્ટ છે.

મધ્યસ્થ સંસદમાં અને રાજ્યની ધારાસભાઓમાં હરિજન અને આદિવાસીઓની વસતિ અનુસાર અલાયદી બેઠકો રાખવામાં આવી છે.

આ બધી કલમોનો યોગ્ય અમલ થાય છે તેની તપાસ કરીને તે સંબંધી વાર્ષિક અહેવાલ રાષ્ટ્રપતિ સમક્ષ અને તેમના દ્વારા સંસદ પાસે રજૂ કરવા માટે એક ખાસ અમલદારની નિમણૂક કલમ ૩૩૮ અનુસાર થયેલી છે. જેને કમિશનર કહેવામાં આવે છે. (Commissioner for Scheduled Castes and Scheduled Tribes) કલમો ૩૩૯ તથા ૩૪૦ મુજબ ઉપર જણાવેલા પછાત વર્ગ માટે એક આયોગ (Commission) નીમવાની તજવીજ છે. કલમ ૩૪૧-૩૪૨માં હરિજન અને આદિવાસીઓની (અનુસૂચિત જ્ઞાતિઓ અને જાતિઓની) યાદી સંસદ બહાલી આપે, ત્યાર પછી રાષ્ટ્રપતિ બહાર પાડે એવી સૂચના છે. આ યાદીમાં સંસદની પરવાનગી વિના ફેરફાર થઈ શકે નહીં. કલમ ૨૭૫ ઘણી અગત્યની છે કે જેમાં આદિવાસી ક્ષેત્રો (Scheduled Areas) જ્યાં આદિવાસી સંખ્યા સારા પ્રમાણમાં છે તેની તથા આદિવાસીઓની કલ્યાણ યોજના માટે ભારત સરકારે દરવર્ષે ગ્રાન્ટ આપવા માટે રકમો અલાયદી કાઢવાની સૂચના છે.

આ રીતે સરવાળે સંવિધાનનો હેતુ અને લક્ષ્ય દેશના નબળા અંગ તરફ વિશેષ ધ્યાન આપવાની અને તેને બની શકે તેટલી મદદ કરીને બીજાં અંગો અડોઅડ લાવવાની ભાવના છે. અન્ત્યોદયની ભાવનાની કાંઈક આછી કલ્પનારેખા દોરવામાં આવી છે. આ કલમોમાં જ્યાં સુધી સુધારાવધારા થયા નથી અને સંવિધાન પ્રમાણે તેનો કડક અમલ થઈ સમાજના નબળા અંગને બીજાની હરોળમાં લાવવામાં આવ્યો નથી ત્યાં સુધી સંવિધાનમાં રજૂ થયેલા ભેદભાવો ચાલુ રહેવાના અને તે ધોરણે કલ્યાણ યોજનાઓ ઘડવાની એ નિઃશંક છે.

વળી દસ વર્ષની અવધિ જે કલમો માટે રાખવામાં આવી હતી, (કલમ ૩૩૪) તે અવધિ પૂરી થતાં બીજાં દસ વર્ષ લંબાવવામાં

આવી. એટલે સને ૧૯૭૦ સુધી ધારાસભાઓમાં હરિજન અને આદિ-વાસીઓ માટે અલાયદી બેઠકો ચાલુ રાખવામાં આવી છે. દેશ અને રાજ્યનું ધ્યેય જ્ઞાતિ અને વર્ગવિહીન સમાજ (Casteless and Classless Society) રચવાનું છે એ ભૂલાવું જોઈએ નહિ પરંતુ આજની પરિસ્થિતિ અને રાજકીય બળોને લીધે જ્ઞાતિ-જાતિના ભેદ-ભાવોને માન આપવું પડે છે, તે શોચનીય છે. પણ ભવિષ્યમાં અનુસૂચિત જ્ઞાતિ અને જાતિઓની યાદી ટૂંકાવવી પડશે. જોકે અનેક પ્રાદેશિક સર-કારોને, રાજ્યોને, આ રુચિકર નથી એનો પુરાવો સંવિધાનની કલમ ૩૪૦ પ્રમાણેનું જે આયોગ (કમિશન) નીમાયું તેની કામગીરી અને તેનાં સૂચનોનું જે પરિણામ આવ્યું તેના ઉપરથી સ્પષ્ટ થશે.

શ્રી. કાકાસાહેબ કાલેલકરની અધ્યક્ષતા હેઠળ તા. ૨૯મી જાનેવારી ૧૯૫૩ના રોજ અગિયાર સભ્યોનું પછાતવર્ગ આયોગ—(કમિશન) નીમવામાં આવ્યું. અને તેને નીચે જણાવ્યા પ્રમાણેનું કામ સુપરત થયું:—

(૧) હરિજન અને આદિવાસી સિવાયના સામાજિક અને કેળ-વણીની દૃષ્ટિએ પછાતવર્ગમાં ગણવાલાયકોની યાદી તૈયાર કરવામાં એક માપદંડ શોધી કાઢવો અને તે પ્રમાણે પછાત વર્ગની યાદી બનાવી તે ક્યાં વસે છે, તે પ્રદેશો અને તેની વસતિની સંખ્યા જણાવવી.

(૨) આવા પછાતવર્ગની સ્થિતિની તપાસ કરવી અને મુશ્કેલીઓ રજૂ કરવી.

(૩) તેના નિવારણના ઉપાયો સૂચવવા.

આ આયોગનો અહેવાલ બે વર્ષને અંતે સન ૧૯૫૫ની તા. ૩૧મી માર્ચે રજૂ કરવામાં આવ્યો. આ અહેવાલની ભલામણો અને સૂચનો વિષે ભારત સરકારે એક ટૂંકી નોંધ સંસદ સમક્ષ રજૂ કરીને સંતોષ માન્યો. અહેવાલની ચર્ચા હજી સુધી સંસદમાં થઈ નથી એ હિસાબે બે વર્ષના પ્રવાસ અને મહેનતને અંતે ઘડવામાં આવેલો અહે-વાલ ભૂલી જવાયો છે. અને પછાતવર્ગ કોને કહેવો તેનો માપદંડ હજી સુધી સાંપડ્યો નથી. ત્યાં સુધી જુદાં જુદાં રાજ્યોએ જુદાં જુદાં ધોરણ સ્વીકારી પછાતવર્ગની જે યાદીઓ બનાવી છે તે કાયમ છે અને ભારત સરકાર માન્ય યાદી હજી તૈયાર થઈ શકી નથી. શ્રી. કાકા-સાહેબ કાલેલકરે અથાગ પરિશ્રમ કરવા છતાં પોતાની પ્રાસ્તાવિક નોંધ[1]માં જે નિરાશાના ઉદ્‌ગારો કાઢ્યા છે તે આ નિષ્ફળતાનું સૂચક છે.

"આનાથી મને સખ્ત આઘાત લાગ્યો અને હું નિર્ણય ઉપર આવ્યો કે જે દૂષણોનો સામનો કરવાના જે ઉપાયો અમે સૂચવ્યા છે તે દૂષણો કરતાં પણ વધુ ખરાબ છે."

* * *

"અમારા પ્રયાસોની અંતઘડીએ આ દુઃખદ પ્રતીતિ મને થઈ. આયોગમાં વહેતા મતપ્રવાહને હું ખાળી શક્યો નહિ અને છેવટે નાખુશી છતાંયે જ્ઞાતિના પાયા ઉપર ઉપાયો સૂચવવાના વધુમતીના નિર્ણય સાથે સંમત થયો. જ્યારે અહેવાલનું છેવટનું સ્વરૂપ ઘડાઈ ગયું ત્યાં હું નવી દિશાઓ વિચારવા લાગ્યો કે, પછાતપણું જ્ઞાતિ સિવાયની બીજી ભૂમિકા ઉપર કલ્પી શકાય છે. પણ આ વિચારણાને લીધે મારા સાથીઓમાં મારે વિષે શંકા ઊભી કરવાનો ડર હતો અને આયોગની ભલામણોને છેવટની ઘડીએ ઠોકરે મારવાનો સંભવ હતો."

* * *

આવું પરિણામ આવવા છતાંયે આ પછાતવર્ગના આયોગનો અહે-વાલ, પછાતવર્ગનો ઇતિહાસ, સામાજિક સમીક્ષા અને તે જટિલ પ્રશ્નની અનેક બાજુઓ તેના અભ્યાસીને સારી સામગ્રી પૂરી પાડે છે. મુ. શ્રી. કાકાસાહેબે પોતાની આલંકારિક ભાષામાં પછાતપણું સાપેક્ષ છે તે બતાવવા નીચે મુજબની કવિતા સમી સૂત્રાવલી રજૂ કરી છે.

| પછાત | અણપછાત |
|---|---|
| ૧. સ્ત્રી | પુરુષ |
| ૨. ગામડિયો | શહેરી |
| ૩. હાથપગ હલાવી રોટલો રળતો | મજૂરોની દેખરેખ રાખનો |
| ૪. જમીનવિહોણો | જમીનદાર |
| ૫. ટાઢતડકામાં કામ કરતો | ખુરશી ઉપર બેસી આરામથી કામ કરતો. |
| ૬. મજૂર | કારીગર |
| ૭. મૂડી વિનાનો | પૂંજીપતિ |
| ૮. કારકુન | અધિકારી |
| ૯. નોકરી કરનાર | ઉપલા દરજ્જાનો સરકારી અમલદાર. |

અહેવાલમાં પછાતવર્ગની ઇત્યાદિની જે વ્યાખ્યા આપવામાં આવી છે તે નીચે પ્રમાણેની છે:—

૧. હિંદુ સમાજમાં રૂઢિ અનુસાર જે જ્ઞાતિઓ હલકી ગણાઈ છે.

૨. જે જ્ઞાતિ યા કોમનો મોટો ભાગ નિરક્ષર અથવા શિક્ષણ વંચિત છે તે જ્ઞાતિ યા કોમ.

૩. સરકારી નોકરીમાં જે જ્ઞાતિનું પ્રતિનિધિત્વ નથી તે.

૪. ધંધો-ઉદ્યોગ-વ્યાપારનાં ક્ષેત્રોમાં જેનું પ્રતિનિધિત્વ નથી તે.

સામાન્ય અર્થમાં ગણાતા પછાતવર્ગના ત્રણ મુખ્ય વિભાગો પાડી શકાય:— (૧) હરિજન. અનુસૂચિત જ્ઞાતિઓ (અસ્પૃશ્યતાનું લક્ષણ). (૨) આદિવાસી અનુસૂચિત જાતિ (જીવનની જુદી ભાત). (૩) અન્ય (બાકી અવશેષ રહેલા) પછાતવર્ગ. (Other Backward Classes) છેવટનાની વ્યાખ્યા જડતી નથી પણ દાખલા તરીકે (ક). વિમુક્ત જાતિઓ—ગુનેગાર કોમો Ex-Criminal Tribes. (ખ) ભટકતી

[1] પછાતવર્ગ આયોગનો અહેવાલ પા-૬ (Vi) ફકરો ૨૧–૨૨ અનુક્રમે.

જાતિઓ. Nomadic Tribes. (ગ) નવબુદ્ધ થયેલા હરિજનો, મુંબઈ સરકારે અખત્યાર કરેલી નીતિ અનુસાર.

આખા હિંદમાં હરિજનોની કુલ્લે ૮૧૮ જ્ઞાતિઓની વસતી પાંચ કરોડની થવા જાય છે. ( ૫,૨૧,૪૬,૧૭૫)

આદિવાસીઓની કુલ્લે ૩૦૪ જાતિઓની વસતી બે કરોડની થવા જાય છે. (૧,૯૧,૧૬,૪૯૮) અન્ય પછાત વર્ગોની કુલ્લે ૧૪૨૬ જાતિઓની વસતી સાત કરોડની થવા જાય છે. (ચોક્કસ આંકડા મળતા નથી.) પરંતુ શ્રી. કાકા કાલેલકરના અહેવાલમાં સૂચવેલી પછાતવર્ગની જ્ઞાતિઓની સંખ્યા ૨૩૯૯ જેટલી છે. અને તેમાંની માત્ર ૯૧૩ જ્ઞાતિઓની વસતી અગિયાર કરોડ થવા જાય છે. (૧૧,૫૧,૦૦,૦૦૦) એટલે અહેવાલની સૂચના માન્ય રાખીએ તો હિંદની કુલ વસતીના પચાસ ટકાથી વધુ વસતીને પછાત ગણવાનો પ્રસંગ ઊભો થાય. પણ આવા મોટા સમુદાયને કેટલી અને કયા પ્રકારની સહાય આપી શકાય એ એક વિષમ સમસ્યા ખડી થાય છે.

જૂના મુંબઈ રાજ્યે દલિત અને આદિવાસી જાતિઓની સ્થિતિ તપાસવા માટે મિ. સ્ટાર્ટ નામના અમલદારના પ્રમુખપણા હેઠળ એક સમિતિ નીમી, જેનો અહેવાલ સને ૧૯૩૦માં બહાર પાડવામાં આવ્યો. જેમાં પૂ. સ્વ. ઠક્કરબાપા તથા ડૉ. આંબેડકરજી સભ્ય હતા. આ અહેવાલની સૂચના અનુસાર સને ૧૯૩૩માં મુંબઈ રાજ્યે 'પછાતવર્ગ-ખાતા'ની શરૂઆત કરી. આ અરસામાં પછાતવર્ગનું શાસ્ત્રીય વર્ગીકરણ ન હતું. હરિજનોને-દલિત કોમ તરીકે ઓળખાવામાં આવતી હતી અને આદિવાસીઓનો પ્રશ્ન ખાસ કોઈએ છેડયો ન હતો. પૂ. શ્રી. ઠક્કરબાપાએ આ પ્રશ્ન હાથમાં લીધો અને તેનો ઉકેલ લાવવા માટે સ્વ. શ્રી. બાળાસાહેબ ખેર અને શ્રી. મોરારજીભાઈના કૉંગ્રેસ મંત્રીમંડળે એક અમલદાર મિ. સિમીંગ્ટનની ખાસ નિમણૂક કરી. મિ. સિમીંગ્ટને મુંબઈ પ્રાન્તના આદિવાસી ભાગોમાં ખૂબ પ્રવાસ કરી સને ૧૯૩૯માં એક ઉપયોગી અહેવાલ રજૂ કર્યો. આ અહેવાલની એક ક્રાંતિકારી સૂચના ભૂલી શકાય એમ નથી કે આદિવાસીઓને દારૂ-તાડીના નશાની બૂરી આદતમાંથી છોડાવવાનો એકમાત્ર ઉપાય તાડના ઝાડનો નાશ કરવો એ છે — પરશુરામની પૃથ્વી નક્ષત્રિય કરવાની પ્રતિજ્ઞા જેવી — આ સૂચના એક અંગ્રેજ આઈ. સી. એસ. અમલદારે કરવાની હિંમત સને ૧૯૩૯-માં બતાવી! જૂના મુંબઈ રાજ્યે આ વાત સ્વીકારી અને સારી આમદાનીના ભોગે દારૂનિષેધની નીતિનો અમલ કરી હિંદમાં પ્રથમ દાખલો બેસાડયો. દ્વિભાષી મુંબઈ રાજ્યે અને મહારાષ્ટ્ર અને ગુજરાતના નવાં રાજ્યોએ આ નીતિ ચાલુ રાખી છે. સ્વરાજ્ય મળ્યા બાદ પછાતવર્ગ વિષે ઠીક ઠીક વિચારણા થઈ છે અને નીચે મુજબનું શાસ્ત્રીય વર્ગીકરણ કરવામાં આવ્યું છે: (૧) હરિજન (અસ્પૃશ્યતાની દૃષ્ટિએ), (૨) આદિવાસીઓ (જીવનની જુદી ભાત) (૩) અન્ય પછાતવર્ગ. સંવિધાનમાં આજ વર્ગીકરણ અનુસરવામાં આવ્યું છે.

પછાતવર્ગોમાં સૌથી પ્રથમ સ્થાન હરિજનોનું છે અને તે યોગ્ય જ છે. અસ્પૃશ્યતા રૂપ સામાજિક કલંકથી લજ્જિત આ અંગને માનવતાની દૃષ્ટિથી સદીઓથી અન્યાય થતો આવ્યો છે. આ કલંક દૂર કરવાના ભગીરથ પ્રયત્નો ગયા ગાંધીયુગમાં થયા અને તેનો વેગ આજના યોજના યુગમાં કાંઈક ધીરો થયો છે. જોકે સંવિધાનના નિર્દેશન પ્રમાણે અસ્પૃશ્યતા એક ગુનો ગણવામાં આવ્યો છે. અને તેને અનુલક્ષીને ભારત સરકાર તેમ જ અન્ય પ્રાંતીય સરકારોએ કાયદા ઘડયા છે અને સજા પણ થાય છે. પણ માત્ર કાનૂનથી આ કામ થઈ શકે એમ નથી. આ વિષયમાં ગાંધીયુગમાં જે રીતે લોકમત કેળવાયો તેવી જ રીતે લોકમાનસ બદલાય અને એક રીતે સામાજિક ક્રાંતિ થાય તો જ અસ્પૃશ્યતા નામશેષ થશે. આદિવાસી અને અન્ય પછાત વર્ગો કરતાં હરિજનોની સ્થિતિ કફોડી છે. અને તેટલી જ તે સમસ્યા જટિલ છે. ભગવાન બુદ્ધના સમયથી અને તે પહેલાંથી પણ આ બદી ચાલી આવી છે. અને તેને પ્રતાપે ભારતમાતાને કપાળે જે કલંક ચોંટેલું છે તે વહેલામાં વહેલી તકે ભૂંસી નાંખવું જોઈએ. જેથી આફ્રિકાની વર્ણભેદ નીતિનો આપણે સચોટ રીતે સામનો કરી શકીએ. ચૂંટણી, મતગણતરી અને અધિકાર પાછળની દોડાદોડીમાં આ પ્રશ્ન એટલો મહત્ત્વનો અને તાત્કાલિક જણાતો નથી એ શોચનીય પરિસ્થિતિ છે.

વર્ષો સુધી દીર્ઘદૃષ્ટિવાળા અને રાષ્ટ્રપ્રેમી સદ્‌ગત મહારાજ શ્રી. સયાજીરાવની છત્રછાયામાં રહેવા છતાંયે ગુજરાતનો મહેસાણા જિલ્લો અસ્પૃશ્યતા રૂપી મેલ હજીયે ધોઈ શકયો નથી. બીજા જિલ્લાઓમાં ખૂણેખાંચરે અસ્પૃશ્યતાની ડાકણ દેખાય છે. સૌરાષ્ટ્રમાંથી આ રોગ ઘણેઅંશે ઓછો થઈ ગયો છે. સુરત જિલ્લામાં સૌથી ઓછી અસ્પૃશ્યતા છે, જ્યારે કચ્છમાં તેના અવશેષ બાકી છે. અજ્ઞાનના અંધકારમાં વર્ષો સુધી રહેલા કચ્છમાં સ્વામીનારાયણ સંપ્રદાયના ખેડૂતો પોતાનાં બાળકોને આભડછેટની બીકે સરકારી શાળામાં મોકલતા નથી અને જુદી શાળાઓ ચલાવે છે. ભંગીભાઈઓની સ્થિતિમાં હજી બહુ ફેર પડયો નથી. પગાર વધારવામાં આવ્યો હશે અને મકાન બાંધવામાં આવ્યાં હશે, પરંતુ નાનીમોટી મ્યુનિસિપાલિટીઓમાં — સુધરાઈઓમાં ભંગી કામની ગંદી પ્રથા તે કોમને માથે જન્મજન્માંતરથી લદાયેલી છે તે હળવી થઈ લાગતી નથી અને ત્યાં સુધી નવગુજરાતમાં સંપૂર્ણ માનવતાનાં દર્શન દોહ્યલાં છે. બુદ્ધિશાળી અને અગ્રણી ગણાતા લોકપ્રતિનિધિઓવાળી સુધરાઈઓ પોતાના સેવાભાવી અને વફાદાર ભંગી નોકરો તરફ જોઈએ તેવું અને તેટલું ધ્યાન આપતી નથી અને મોટી કોરપોરેશનો પણ પોતાના દર વર્ષે વધતા અંદાજપત્રમાં પણ ભંગીઓની સગવડ માટે જે પ્રથમ સ્થાન આપવું જોઈએ તે આપતાં નથી અને પાછળથી ગંદી વસ્તીનાં રહેઠાણ Slam clearance સુધારવાની યોજના ઘડે છે અને ભારત સરકાર પાસે ગ્રાન્ટની માંગણી કરે છે. હરિજનોના એકનિષ્ઠ સેવક સ્વ. શ્રી. બર્વેજી (પશ્ચિમ ખાનદેશ) એ આ વિષયના અગત્યનાં સૂચનો પોતાના અહેવાલમાં કરેલાં છે તેનો અમલ કરવામાં ગુજરાત રાજ્ય ઢીલ નહિ કરે એવી આશા રાખીએ. સદ્‌ભાગ્યે ભંગીઓના આજીવન દિલોજાન દોસ્ત તપસ્વી શ્રી. અપ્પાસાહેબ પટવર્ધને સુરત જિલ્લાના વ્યારા ગામે ભંગીમુક્તિ અને ભંગીકષ્ટમુક્તિના આદર્શો અમલમાં લાવવા એક તાલીમ વિદ્યાલય શરૂ

કરેલું છે તેનો પૂરેપૂરો લાભ ગુજરાતની તમામ સુધરાઈઓ ઉઠાવે એવી વ્યવસ્થા ગુજરાત રાજ્યે કરવી જરૂરી છે. શ્રી. પટવર્ધનજીએ અનેક પ્રયોગો કરીને સફળતા મેળવી છે. તેમના માર્ગદર્શનથી ગુજરાત રાજ્યને અનહદ લાભ થશે અને પૂ. ગાંધીજીના સાબરમતી આશ્રમના સીમાડે આવી વસેલા રાજ્યના ધુરંધરો આ દિશામાં ત્વરિત પગલાં માંડશે તો ભંગી કોમની સ્થિતિ એક દાયકામાં બદલાઈ જશે અને શહેર અને કસ્બાના આરોગ્યમાં ઘણો જ ફરક દેખાશે. અસ્પૃશ્યતા-નિવારણના કામ માટે હરિજન સેવકસંઘ, દલિત સેવકસંઘ એવી બિન-સરકારી અને બિન-રાજકીય સંસ્થાઓ સાથે મળી સંપીને હરિજનોનો તથા અન્ય સ્વયંસેવકોનો સાથ લઈ સઘન યોજના મારફત અથાગ પરિશ્રમ વેઠી કાર્ય કરશે તો અસ્પૃશ્યતારૂપી કલંક જરૂર દૂર થશે અને આવા કાર્ય માટે ગુજરાત સરકાર આર્થિક અને નૈતિક ટેકો જરૂર આપશે. હરિજન સેવકસંઘે હરિજન પ્રચારકો વધુ પ્રમાણમાં તૈયાર કરવા જોઈએ અને તેણે પહેલાના સ્વરૂપમાં ફેરફાર કરવો જોઈએ. સૌએ મળીને ભંગી ભાઈઓની સ્થિતિ સુધારવા સામાજિક ક્રાંતિના સૂરો જગાવવા જોઈએ અને તે પછી ભંગી ભાઈઓમાં પણ જમાનાથી જડ ઘાલેલી 'ગરાકી' જેવી રૂઢિના નાશનો શંખધ્વનિ ફૂંકવો જોઈએ. આપણા દેશમાં રાજકીય અને આર્થિક ક્રાંતિ કરતાં સામાજિક ક્રાંતિની વધુ જરૂર છે. પણ તે એટલી જ અઘરી વસ્તુ છે, એની શાખ ઇતિહાસ પૂરી પાડે છે.

ગુજરાતના આદિવાસી-વન્ય જાતિઓની અવસ્થા હિંદના બીજા પ્રદેશોમાં વસતા—જેવા કે (૧) આસામ, (૨) ઓરિસ્સા, (૩) બિહાર, (૪) કે મધ્ય પ્રદેશમાં રહેતા આદિવાસીઓ જેવી નથી. ગુજરાતના ભીલો (જેમાં સાબરકાંઠા-બનાસકાંઠાના ભીલ-ગરાસિયાનો સમાવેશ કરી શકાય) નાયકા, દુબળા, કૌંકણા વ. જાતિઓ અન્ય વસતિ સાથે અમુક અંશે ભળી ગયા છે. ડાંગના ભીલો માવચી, કૌંકણા, વાર્લી વ. બહારના સમાજના સમાગમમાં આવ્યા છે. જોકે પોતાની ભાષા કેટલેક સ્થળોએ કાયમ રાખી છે. જ્યારે બીજાઓએ પડોશીની ભાષા અપનાવી લીધી છે. પોતાની જૂની રૂઢીઓ રીતરિવાજો છોડતા જાય છે. તે સાથે સાથે પોતાની જમાનાજૂની ખાસિયતો અને અમૂલ્ય ગુણો અને જમીનો ગુમાવી બેઠા છે. તેથી તેઓ રંક અને બિચારા-બાપડા બની ગયા છે અને બીજાઓની દયા ઉપર જીવવાની સ્થિતિ ઊભી થયેલી છે. આદિવાસી તમામ ભાઈઓના કેટલાક મોંઘેરા ગુણો આ પ્રમાણે છે:

(૧) સત્યપ્રિયતા-સરળતા, (૨) મર્દાનગી અને સહનશીલતા, (૩) ઓછી જરૂરિયાતો અને નિસર્ગનો પ્રેમ, (૪) સ્ત્રી-પુરુષોનો સરખો દરજ્જો, (૫) નિર્દોષ આનંદપ્રિયતા (નૃત્યો અને તહેવારો ધીમે ધીમે ભૂંસાતા જાય છે.) રસ્તાઓ અને બસ જેવાં વાહન દ્વારા શોષણના અનેક માર્ગો ખુલ્લા થયા છે. અને તેનો સામનો કરવાની શક્તિ હજી પૂરા પ્રમાણમાં આદિવાસીઓમાં આવી નથી. શિક્ષણનો લાભ લઈ આદિવાસીની નવી પેઢી જે તૈયાર થઈ રહી છે તેનામાં ઉપર જણાવેલા ગુણો નામશેષ ન થાય તેની પૂરતી કાળજી લેવી જોઈએ. નશાબાજી અને સ્ત્રીઓના ઝઘડામાં દેવાદાર થતા આદિવાસીઓ સારી જમીન ગુમાવી બેઠા છે અને તેમને જર્યા-જંગલ અને ડુંગરાળ પ્રદેશમાં ધકેલી દેવામાં આવ્યા ત્યાં પણ તેઓ સુખેથી રોટલો ખાઈ શકે એવો પ્રબંધ થવો જોઈએ. દારૂબંધીની નીતિથી તેમની આર્થિક દશા જરૂર સુધરશે પણ તેમના શોષણના માર્ગો બંધ કરવામાં આવે અને તેમનું જીર્ણ અને વસૂલ થયેલું દેવું માફ કરી સરળ રીતે ધીરધારનું તંત્ર ઊભું કરવામાં આવે તો આદિવાસી જલદી સુખી થઈ શકશે. દૂબળાઓ (હળપતિ)ને ઘર બંધાવી તેને કરજમુક્ત કરી ધણિયાપાની પદ્ધતિમાંથી મુક્ત કરવાના ઉપાયો તાકીદે લેવાવા જોઈએ.

સૌરાષ્ટ્રના આલેચ, ગીર અને બરડાનાં જંગલોમાં વસતા રબારી, ચારણ—માલધારીઓ ઝાલાવાડના પઢાર, સૌરાષ્ટ્રના સીદી વ. જાતિઓને આદિવાસી ગણવામાં આવ્યા છે અને તેમને માટે કલ્યાણ યોજનાઓ પણ બનાવેલી છે. માલધારીઓનો પ્રશ્ન જટિલ છે તેટલો જ મહત્ત્વનો છે. કચ્છના કોળી, પારધી અને વાઘરીને આદિવાસી વિભાગમાં મૂકવામાં આવ્યા છે. સૌરાષ્ટ્ર અને કચ્છમાં આવી આદિવાસી વસાહતોને અનુસૂચિત આદિવાસી ક્ષેત્રો તરીકે (Scheduled Areas) માન્ય કરવી રહી. સંવિધાનની કલમ ૨૪૪ (૧) ના પરિશિષ્ટ ૫ અનુસાર આદિવાસીની ગાઢ વસતિના પ્રદેશોને અનુસૂચિત આદિવાસી ક્ષેત્રો (Scheduled Areas) તરીકે જાહેર કરવામાં આવ્યા છે. નીચે જણાવેલા જિલ્લાઓમાં આવાં ક્ષેત્રો જાહેર થયેલાં છે. (૧) સુરત, (૨) ડાંગ, (૩) ભરૂચ, (૪) વડોદરા, (૫) પંચમહાલ, (૬) સાબરકાંઠા અને નીચેના વધુ પ્રદેશો અનુસૂચિત આદિવાસી ક્ષેત્રો તરીકે જાહેર થવા જોઈએ. (૧) બનાસકાંઠાનો દાંતા અને હમીરગઢ પ્રદેશ, (૨) સૌરાષ્ટ્રના આલેચ, ગીર અને રણને લાગેલો બરડાનો પ્રદેશ, (૩) કચ્છમાં ખદીર અને બાવડાનો પ્રદેશ. શ્રીયુત ઢેબરભાઈની સરદારી હેઠળ જે આયોગ (Commission) નિમાયું છે તેને આ ભલામણો કરવાની તક મળશે. આવા અનુસૂચિત આદિવાસી ક્ષેત્રોમાં સઘન અને વિવિધલક્ષી વિકાસ ઘટક યોજનાઓનો અમલ થઈ શકે. દેશી રાજ્યોના તાબામાં આવેલા આવા પ્રદેશોમાં ઘણું નબળું કલ્યાણ કામ થયું છે કારણ કે, તે રાજ્યોને દારૂની આવકમાંથી રાજકારભાર ચલાવવો હતો તેથી આદિવાસીઓનું કલ્યાણ વિચાર્યું જ ન હતું.

ગુનેગાર ગણાતી જાતિઓને હવે વિમુક્ત જાતિઓ અથવા ડિનોટિફાઈડ કોમ્યુનિટીઝ (Denotified Communites) તરીકે ઓળખવામાં આવે છે. આખી કોમ યા જાતિને કપાળે ગુનેગારનો ઇલ્કાબ લગાડવો એ વ્યાજબી નથી. અને અંગ્રેજી રાજ્યના જમાનામાં આવી જાતિઓના માણસોને તારની વાડની અંદર રાખવામાં આવતા હતા અને રોજ-બ-રોજ પોલીસ તેમની હાજરી લેતી હતી. આ બંધનમાંથી તેમને મુક્ત કરવામાં આવી. એટલે તેમનું નામ વિમુક્ત જાતિઓ રાખવામાં આવ્યું. આવી સાંસી, કંજર વ. નામની કોમોની સંખ્યા ઉત્તરપ્રદેશમાં ઘણી છે. આપણે ત્યાં અમદાવાદની છારા કોમ જાણીતી છે. નાના ગુના-ચોરીચપાટીની ટેવ વંશપરંપરાથી પડેલી હોય છે. તેને નિર્મૂળ

કરવાનું કામ સહેલું નથી. આ કોમનાં નાનાં પાંચ-છ વર્ષનાં બાળકોને તેમનાં માબાપોથી દૂર લઈ જઈ આશ્રમની સંસ્કારની તાલીમ આપવી જોઈએ અને તેમનાં માબાપોને પ્રામાણિક પણે કરતાં શીખવવું જોઈએ. અને ધંધે લગાડવા જોઈએ. બીજી ભટકતી (nomedic) કોમો છે, જેઓને એક ઠેકાણે વસાવવી જોઈએ. દ્વિભાષી મુંબઈ સરકારે આવી કોમોની એક યાદી બનાવી છે અને તે માટેની યોજનાઓ પણ ઘડી છે.

દ્વિભાષી મુંબઈ રાજ્યે પછાત વર્ગની યાદી જ્ઞાતિના ધોરણે ન કરતાં આર્થિક સ્થિતિનું નવું ધોરણ દાખલ કર્યું હતું, અને જેની વાર્ષિક આમદાની રૂ. ૧૨૦૦)ની નીચે છે તેને અન્ય પછાત વર્ગમાં ગણી શિક્ષણમાં ફી માફી વ.ની સવલતો આપવામાં આવી હતી. આજે નવા બનેલા મહારાષ્ટ્ર અને ગુજરાતનાં રાજ્યોમાં આ નવું ધોરણ ચાલુ રાખવામાં આવ્યું છે. પછાત કોમોનું વર્ગીકરણ જ્ઞાતિના ધોરણે ન કરવું અને તે રીતે જ્ઞાતિનો ખ્યાલ ધીમે ધીમે ભૂંસાઈ જાય એવી પરિસ્થિતિ ઊભી કરવા માટે બે જ રસ્તા છે (૧) આર્થિક સ્થિતિ લક્ષમાં રાખી મદદ કરવી, (૨) ગુણ વિશેષ ધ્યાનમાં રાખી મદદ કરવી. આવતા સને ૧૯૬૧માં તૈયાર થનાર વસતીપત્રકમાં હરિજન અને આદિવાસી સિવાયના અન્ય પછાત વર્ગની કોમો માટે અલાયદો કોઠો રાખવો નહિ એવો હુકમ થયો છે. પરંતુ વિમુક્ત જાતિઓ અને ભટકતી જાતિઓ માટેના વસતીના આંકડા મેળવવા માટે આ બંને વર્ગની કોમો માટે કોઠા રાખવાની આવશ્યકતા તો રહેશે જ અને એટલો સુધારો વટહુકમમાં કરવો પડશે. કેળવણી અને શિક્ષણનું પ્રમાણ અને ફેલાવો જેમ જેમ વધે છે તેમ તેમ જ્ઞાતિસંસ્થા ભૂંસાતી જાય છે પણ હજુયે ગામડાંઓમાં અને શહેરોમાં પણ જ્ઞાતિસંસ્થા જીવતી છે એના દાખલાઓ થોકબંધ મળે છે. સને ૧૯૭૦ સુધી હરિજન અને આદિવાસીઓની જ્ઞાતિ અને જાતિઓની યાદીઓ, સંવિધાનમાં તે પ્રકારની જોગવાઈ કાયમ છે ત્યાં સુધી, ચાલુ રાખવી જ પડશે. પછાતવર્ગોના સામાન્ય પ્રશ્નોની ભૂમિકા આપણે જોઈ ગયા. હવે ગુજરાતના હરિજન અને આદિવાસીઓની વસતી અને આદિવાસી અનુસૂચિત ક્ષેત્રો અને તે અંગેની કલ્યાણ યોજનાઓનો વિચાર કરીશું. દ્વિતીય પંચવર્ષીય યોજનામાં તે અંગે કેટલી રકમ મુકરર કરવામાં આવી હતી અને કેટલી ખર્ચાઈ તેમ જ કેટલી સીલક છે તેની માહિતી તૃતીય પંચવર્ષીય યોજના ઘડવામાં સહાયરૂપ થાય તેથી તેનું દિગ્દર્શન સંક્ષેપમાં કરવું જરૂરી છે:—

નવીન ગુજરાત રાજ્યના સત્તર (૧૭) જિલ્લાઓની કુલ્લે વસતી આશરે એક કરોડ બાસઠ લાખની છે. (૧,૬૨,૨૯,૭૯૧). તેમાં હરિજનોની સંખ્યા આશરે દસ લાખની (૯,૮૨,૯૬૪) અને આદિવાસીઓની સંખ્યા આશરે એકવીસ લાખની (૨૧,૫૨,૨૮૭), અન્ય પછાત વર્ગની (કે જેમાં ભટકતી કોમોનો પણ સમાવેશ થાય છે) કોમોની સંખ્યા ચોક્કસ તારવી શકાય તેમ નથી. છતાં મારી માહિતી પ્રમાણે તેમની વસતી મહારાષ્ટ્રમાં આશરે ૨૫,૬૫,૨૩૯ અને ગુજરાતમાં આશરે ૪૦,૬૧,૭૩૦ની છે.

ઉપર જણાવેલ સંખ્યામાં મહારાષ્ટ્રના થાણા જિલ્લાના ઉમરગાંવ તાલુકાના અને પશ્ચિમ ખાનદેશના નવાપુર અને નંદરબાર તાલુકાનાં ૨૦૬ ગામો કે જેનો ગુજરાતમાં સમાવેશ કરવામાં આવ્યો છે તેમાંનાં ૧૮૬ ગામોની વસતીની સંખ્યા આવી જાય છે.

ગુજરાતને ભાગે પછાત વર્ગોના કામનો જે બોજો આવી પડેલો છે તેનો બે દૃષ્ટિએથી વિચાર થઈ શકે:

(૧) આખા હિંદની હરિજન અને આદિવાસી વસતી સાથે ગુજરાતની હરિજન અને આદિવાસી વસતીનું પ્રમાણ સરખાવવું.

(૨) ગુજરાતની કુલ વસતીની સરખામણીમાં ત્યાંના હરિજન અને આદિવાસીઓનું વસતીનું પ્રમાણ.

બીજી દૃષ્ટિ મને વધુ મહત્ત્વની લાગે છે. કારણ કે, રાજ્યની પ્રગતિના ચક્રની ગતિ તે રાજ્યની પછાત વર્ગની કોમો ઓછી વધતી કરી શકે છે. આ બંને દૃષ્ટિએ ગુજરાત અને મહારાષ્ટ્રનાં પ્રમાણો નીચે પ્રમાણેના જણાશે:—

| | કુલ વસતી (લાખમાં) | હરિજન આશરે લાખમાં | આદિવાસી આશરે લાખમાં |
|---|---|---|---|
| ૧. હિંદ | ૪,૦૦૦ | ૫૦૦ | ૨૦૦ |
| ૨. ગુજરાત | ૧૬૨ | ૧૦ | ૨૨ |
| ૩. મહારાષ્ટ્ર | ૩૧૨ | ૪૧ | ૧૫ |

ટકાવારી

| | હરિજન | | આદિવાસી | |
|---|---|---|---|---|
| | દેશની કુલ હરિજન વસતી સાથેનું પ્રમાણ | રાજ્યની કુલ વસતી સાથેનું પ્રમાણ | દેશની કુલ; આ. વસતી સાથેનું પ્રમાણ | રાજ્યની કુલ વસતી સાથેનું પ્રમાણ |
| ગુજરાત | ૨.૦ | ૬.૧ | ૧૧.૦ | ૧૩.૧ |
| મહારાષ્ટ્ર | ૮.૨ | ૧૩.૫ | ૭.૫ | ૪.૮ |

આ જ રીતનો થોડો ફરક નીચેનાં રાજ્યોમાં માલૂમ પડે છે.

ઉપર મુજબની ટકાવારી

| | | |
|---|---|---|
| ૧. આસામ | ૭.૮૨ | ૧૯.૪૮ |
| ૨. ઓરિસ્સા | ૧૩.૩૬ | ૨૦.૫૫ |
| ૩. મણિપુર | ૦.૮૬ | ૩૩.૬૩ |
| ૪. ત્રિપુરા | ૦.૮૫ | ૩૦.૦૯ |

આવી ત્રેવડી ટકાવારીની ગણતરી જરૂરી છે કારણ કે, ખાસ કરીને આદિવાસીઓની કલ્યાણ યોજના માટે ભારત સરકાર બધાં રાજ્યોને સંગીન રકમ ગ્રાન્ટ તરીકે આપે છે અને તેનું ધોરણ ઉપર દર્શાવેલા વસતીના આંકડા ઉપર નિર્ભર છે.

સંવિધાનની કલમ ૨૭૫ અનુસાર આદિવાસીઓ અને આદિવાસી અનુસૂચિત ક્ષેત્રોના વિકાસ માટે ભારત સરકારે દર વર્ષે અમુક રકમ

અલાયદી કાઢવી જોઈએ એવો આદેશ છે, જ્યારે હરિજન વ. પછાત વર્ગ માટે આવો સ્પષ્ટ નિર્દેશ સંવિધાનમાં ક્યાંયે નથી; તેથી હરિજનોની કલ્યાણ યોજના માટે ભારત સરકાર તરફથી ગ્રાન્ટની રકમ ઓછી છે. સમાજના નબળા અંગ તરીકે હરિજન અને પછાત વગેરેને આર્થિક મદદ ભારત સરકારે કરવી જોઈએ એવો સામાન્ય ઉલ્લેખ છે.

સને ૧૯૫૩ સુધી હરિજનનાં કલ્યાણ કામો માટે ગ્રાન્ટ અપાતી નહોતી. પરંતુ, અસ્પૃશ્યતાનિવારણના પ્રચારના બહાના હેઠળ ગ્રાન્ટ આપવાની શરૂઆત કરવી જોઈએ અને માત્ર અસ્પૃશ્યતાનિવારણ માટે જ નહિ પણ, અન્ય કલ્યાણ યોજનાઓ માટે પણ ભારત સરકાર ગ્રાન્ટ આપે છે. હરિજન કલ્યાણની મુખ્ય જવાબદારી યોગ્ય રીતે રાજ્યોને શિરે છે. ખરી રીતે જે રાજ્યે આજ સુધી પછાતવર્ગો—હરિજનો અને આદિવાસીઓ જેવા માટે બહુ જ ઓછું કાર્ય કર્યું છે તેના પ્રાયશ્ચિત-રૂપે સમાજના આવા ઉપેક્ષિત અંગ માટે અનેકગણું વધુ કાર્ય કરવું જોઈએ અને ભારત સરકાર તરફથી મળતી ઉદાર ગ્રાન્ટ તો એક વધારાની આર્થિક મદદ તરીકે ગણાવી જોઈએ. છેલ્લા દસ વર્ષના મારા અનુભવથી હું એ માન્યતા ધરાવતો થયો છું કે, ઘણાંખરાં રાજ્યો પછાતવર્ગ માટેની કલ્યાણ યોજનાઓ માટે ભારત સરકાર તરફથી મળતી ગ્રાન્ટ ઉપર આધાર રાખીને કામ કરે છે. જોકે ચાલુ ખર્ચાનો બોજો (Committed Expenditure) રાજ્યોને ભોગવવો પડે છે.

અસ્પૃશ્યતાનિવારણ ઉપરાંત મકાનો, કૂવાઓ, જમીનો ઉપર વસવાટ, શિષ્યવૃત્તિઓ, છાત્રાવાસો આવાં કામો માટે ગ્રાન્ટ આપવામાં આવે છે. કૂવાના વિષયમાં હવે હરિજનવાસમાં જુદા કૂવાઓનો પ્રબંધ કરવામાં આવે છે. જ્યારે રહેવાના મકાનો તો જુદાં હરિજન વાસમાં જ ઊભાં કરવામાં આવે છે. ગામડાં, શહેર અને કસ્બામાં ઢેડવાડો એટલે હરિજનવાસ સૌથી વધુ ગંદી જગ્યાએ હોય છે. ઉજળિયાત મહોલ્લામાં હરિજન વસી શકતો નથી. આ ધૃણાસ્પદ વાયુમંડળ જલદીથી દૂર કરવાની જરૂર છે. ખેતી ઉપયોગી પડતર જમીનો હજી પણ જમીનવિહોણા હરિજનોને આપવામાં આવતી નથી અને બીજાઓને આપવામાં આવે છે. એટલે હરિજનની બીજા વર્ગ ઉપરની પરતંત્રતા કાયમ રહે છે અને તેટલે અંશે તેઓ દબાયેલા રહેવાના જ. ચામડા ઉતરડવાનો, કમાવાનો અને રંગનાર ચામડિયા, ડબગર અને ચમાર અને મોચીનો ધંધો વધુ વ્યવસ્થિત ધોરણે મૂકવાની જરૂર છે. ગામ અને શહેરથી દૂર ચામડાં ધોવા માટે પાણીના કૂંડ બનાવરાવી આપવા જોઈએ. બાવળ, આવળ વ. ઝાડની છાલ સસ્તે ભાવે મેળવી આપવી જોઈએ. ગુજરાતની કાચી સામગ્રીરૂપી સંપત્તિમાંથી તૈયાર માલ ગુજરાતમાં જ બનીને બહાર જાય એવી વ્યવસ્થા થવી જોઈએ. વણાટ ઉદ્યોગને તો ઠીક ઠીક સહાય મળી રહે છે. પણ હાથકંતામણને હજી પ્રોત્સાહનની જરૂર છે. ગુજરાતનો જે દાવો હોય કે, પછાતવર્ગની મોટી વસતી છે તો તે વર્ગની ગરીબાઈ અને બેકારી દૂર કરવા અંબરચરખાને યોગ્ય સ્થાન મળવું જોઈએ. ઘણાં વર્ષો સુધી નોકરી વ્યાપાર—કોન્ટ્રેક્ટ વ. ક્ષેત્રોમાં હરિજન તરફ પક્ષપાત કરવામાં આવશે તો યોગ્ય પ્રાયશ્ચિત રૂપ નીવડશે અને આપણા લઘુ બંધુ હરિજનોને આપણી હરોળમાં લાવવાની સુંદર તક મળશે તેમજ સમાજને વળગેલો પછાતપણાનો રોગ નાબૂદ થશે.

આદિવાસીઓની સમસ્યા જુદા પ્રકારની છે. સદીઓથી આદિવાસીઓ ઉપેક્ષિત રહેલા છે અને શહેર અને ગામડાંથી દૂર જંગલ અને ડુંગરાળ પ્રદેશોમાં વસેલા છે. આ રીતે સમાજથી અળગા થયેલા માલૂમ પડે છે અને નાગરિકોની સામાન્ય સગવડોથી વંચિત છે. તેના પરિણામે તેમના જીવનનું ઘડતર પણ નિરાળા પ્રકારનું છે. ઇતિહાસમાં અમુક પ્રદેશોમાં આદિવાસીઓનાં રાજ્યો હતાં. તે બધાં ભૂંસાઈ ગયાં અને તેઓને ઊજળી અને આગળ પડેલી કોમોએ જંગલ અને ડુંગરોની સોડમાં ધકેલી દીધા. તેથી તેઓએ સારી જમીનો ગુમાવી દીધી છે. ગુજરાતમાં આદિવાસીઓનાં અનુસૂચિત ક્ષેત્રો જ્યાં આદિવાસીઓની વસતી વધુ ગાઢ છે તે હું ઉપર જણાવી ગયો તેમ ડાંગ, સુરત, ભરૂચ, પંચમહાલ, વડોદરા અને સાબરકાંઠા જિલ્લાઓમાં છે. તેમાં શ્રી. ઢેબરભાઈના આદિવાસી કમિશન-આયોગ યોગ્ય ઉમેરો કરીને બનાસકાંઠાનો દાંતા અને હમીરપુરનો ભાગ અને આબુની પડખે રહેલા ગરાસિયા ભીલોના પ્રદેશનો સમાવેશ કરશે એવી આશા રાખીએ. એવા જ પ્રદેશો સૌરાષ્ટ્ર અને કચ્છમાં પણ નિર્માણ કરવા પડશે. 'બહુવિધ' (સઘન) યોજના (multipurpose Tribal Block) નો આવા પ્રદેશોમાં પ્રથમ અમલ થશે. આ યોજના વિકાસ ઘટક જેવી છે પણ તેને સઘન યોજનાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. ૨૦૦ ચોરસ માઈલના આદિવાસી વિસ્તારમાં પચ્ચીસથી ત્રીસ હજારની વસતી માટે તૃતીય પંચવર્ષીય યોજનામાં બાવીસ લાખ રૂપિયાની જોગવાઈ થશે એવો અંદાજ છે અને ત્યાર બાદ ચતુર્થ પંચવર્ષીય યોજનામાં બીજા દસ લાખ ઉમેરી વિકાસ કરવાનો ઇરાદો છે. આજે ગુજરાતમાં આવી માત્ર ત્રણ યોજના છે તે વધારી ૧૦ થી ૧૨ કરવામાં આવશે. ખેતીની જમીન સુધારણા, પાળા, પીયતની સગવડ, બિયારણ, આશ્રમશાળાઓ અને સહકારી મંડળીઓનો આમાં સમાવેશ છે. આદિવાસીઓ માટે આશ્રમશાળાઓનો પ્રયોગ સફળ થયો ગણી શકાય. ગુજરાતમાં સેવાભાવી સંસ્થાઓ અને કાર્યકર્તાઓની સંખ્યા સારા પ્રમાણમાં છે એટલે આશ્રમશાળા ફળીભૂત થવાનો પૂરો સંભવ છે. આદિવાસી ક્ષેત્રોમાં આશ્રમશાળામાં તાલીમ લેતી ભાવિ પેઢી સંસ્કાર સાથેના શિક્ષણની નિર્મળ પ્રેરણા લઈને નીકળશે તો તેમાંથી આદિવાસી માટેની સાચી નેતાગીરી ઊભી કરી શકાશે. સામાન્ય વસતીગૃહના મુકાબલામાં સંસ્કારી અને સેવાભાવી સંસ્થા અને સેવકોની છત્રછાયામાં ચાલતી આશ્રમશાળાઓ સારો પાક લણી શકશે. જેમાંથી ગ્રામસેવકો તેમ જ આગળ કૉલેજમાં અભ્યાસ કરનાર યોગ્ય વિદ્યાર્થીઓ તૈયાર થશે. આદિવાસી બાળાઓ માટે સાથે સાથે જ આશ્રમશાળાઓ શરૂ કરવી પડશે. આદિવાસી સમાજમાં સ્ત્રી અને પુરુષોનાં જીવન એકીસાથે અડોઅડ વિકસે છે તેથી અન્ય સમાજમાં બહેનો પાછળ પડી ગયેલી છે તેવું બનવા ન પામે તેની પૂરતી કાળજી લેવી જોઈએ.

જંગલ અને તેની પેદાશ આદિવાસીને પ્રાણ સમાં પ્યારાં છે. સ્વ. બાળાસાહેબ ખેર અને શ્રી. મોરારજીભાઈએ દ્વિભાષી મુંબઈ રાજ્યમાં

જંગલ ખાતાની જુની પુરાણી નીતિમાં મૂળભૂત ફેરફાર કરીને 'જંગલ મજદૂર સહકારી મંડળી'ને જન્મ આપ્યો અને આજે તેના પ્રતાપે કેટલેક ઠેકાણે જંગલો કૉન્ટ્રાક્ટરોને બદલે સહકારી મંડળીઓને આપવામાં આવે છે અને તેથી આદિવાસીઓનાં જીવન ઉજ્જ્વલ બન્યાં છે. સહકારી સમવાયતંત્ર (Co-operative Common wealth) એ આપણું ધ્યેય છે. અને કદાચ શરૂ શરૂમાં સહકારી મંડળીઓમાંથી કેટલીક મંડળીઓનો કારભાર ઠીક ચાલતો ન હોય તો પણ કોન્ટ્રૅક્ટરોની સરખામણીમાં સહકારી મંડળીઓને વધુ ઉત્તેજન મળવું જોઈએ. આમાં જંગલ ખાતાના અમલદારો અને તેમના દોસ્ત કોન્ટ્રૅક્ટરો કરતાં જંગલનો વધુ લાભ આદિવાસીઓને છે અને જંગલોનું રક્ષણ આદિવાસીઓના સહકાર વિના થઈ શકવાનું નથી. આજે આદિવાસીઓને મન જંગલખાતું સૌથી મોટામાં મોટો દુશ્મન થઈ પડ્યું છે. તે પરિસ્થિતિ તુરત બદલાવી જોઈએ અને જંગલની માત્ર આમદાની કરતાં જંગલોની સોડમાં રહી તેના સુખ:દુખ સહેતા આદિવાસીઓના જીવનનો, તેના કલ્યાણ અને સુખનો વધુ વિચાર કરવો જોઈએ. સારાયે હિંદમાં આવી જંગલ સહકારી (આદિવાસી) મજદૂર મંડળીઓ કાઢી તેને નિભાવવાની પહેલ મુંબઈ સરકારે કરેલી છે. તે જ રીતે ગુજરાત રાજ્ય તેની જંગલખાતાની ચાલુ નીતિમાં ફેરફાર નહિ કરે અને જંગલ ખાતાને આદિવાસીઓના દોસ્ત બનાવામાં ક્રાંતિકારી પગલાં ભરશે એવી આશા રાખીએ.

ડાંગ જિલ્લાના આદિવાસીઓને પીવાના પાણીની તંગી છે તે દૂર કરવી જોઈએ અને ખેડવા લાયક જમીન ઓછી હોવાથી ત્યાં જંગલની મજૂરી પૂરી પાડી તેમની કમાણી વધારી આપવી પડશે. ૮૦ ઈંચ જેટલો વરસાદ પડે છે પણ 'Water water everywhere but not a drop to drink' એવી ત્યાંની પરિસ્થિતિ છે. સુરત જિલ્લામાં ધરમપુર-વાંસદામાં ખેતીની સુધારણાનો મોટો અવકાશ છે. પારડીમાં એકહથ્થુ જમીન ધરાવતા બેથડુ જમીનદારોના ગણોતિયાઓને જમીનના માલિક બનાવવા પડશે. સુરતના હળપતિ-દૂબળાને સ્વતંત્ર મકાનો બનાવરાવી આપી રહીસહી ધણિયાપાની બદીમાંથી છોડાવવા પડશે. નાનછળ-ઉમ્મરપાડા વિભાગ હજી વિકસાવવો બાકી છે. ભરૂચ જિલ્લામાં દેડિયાપાડા, સાગબારા ગામો અને વડોદરા જિલ્લામાં છોટાઉદેપુર-નસવાડી તરફનો પ્રદેશ ખીલવવો જોઈએ. સૌરાષ્ટ્રમાં અલેચ, ગીર અને બરડા જેવા પ્રદેશો અને કચ્છના આદિવાસીઓની વસતીવાળા પ્રદેશો તરફ પણ ધ્યાન આપવું જોઈએ.

આદિવાસીઓની જમીન હલકા દરજ્જાની હોવાથી તેમની ખેતી પ્રાથમિક દશામાં છે. વળી તેમાં તેઓના માથે ન ઊંચકી શકાય એવો દેવાનો વર્ષોથી વધાવેલો અસહ્ય બોજો છે. ઉનાળાના ચાર માસ તો તેમને શાહુકાર લેણદારોની દયા ઉપર રહેવું પડે છે. કેટલાકે તો દેવાના બોજાને લઈને સારી જમીનો ગુમાવી છે. જ્યાં સુધી આ દેવાનો અઘટિત બોજો તેમના માથેથી નહિ ઊતરે ત્યાં સુધી આર્થિક ઉન્નતિનો માર્ગ કપરો છે. વળી દર વર્ષે ચોમાસા પહેલાં તેમને ખાદ્ય બીની જરૂર પડે છે. એટલે ભારત સરકારે દરેક રાજ્યને સૂચન કર્યું છે કે, આદિવાસીઓનું ત્રણ વર્ષનું દેવું માફ કરવું. પણ તેથી કાયમી લાભ થતો નથી. દેવાની રકમ માફ થાય યા ઓછી થાય તે સાથે સાથે તેમની જરૂરિયાત પૂરતી રકમ તેને યોગ્ય વ્યાજે અને રીતે મળતી રહે એવી સહકારી મંડળીઓ દ્વારા વ્યવસ્થા કરવી જોઈએ. જંગલના કોન્ટ્રૅક્ટરો અદૃશ્ય થવાનો પૂરેપૂરો સંભવ છે. પણ વ્યાજ ખાનાર લેણદારો ઓછા થવાની એટલી જ જરૂર છે. વળી હરિજન અને આદિવાસીઓ પાસે એટલી પૂંજી યા જામીનગીરી નથી કે, શાહુકારના હાથમાંથી બચીને સહકારી મંડળીનો આશરો લે. તેમની પાસે ઈશ્વરે બક્ષેલાં મજબૂત હાથ-કાંડાં છે. પણ તેના ઉપર આપણને વિશ્વાસ બેસતો નથી. આનો સફળ પ્રયોગ પંચમહાલ જિલ્લાના ભીલ સેવામંડળે કરી બતાવ્યો છે તે ઉપરથી આદિવાસીઓને મુશ્કેલીના સમયમાં ધીરધારની યોજના વિચારી શકાય.

તૃતીય પંચવર્ષીય યોજનાનો ઢાંચો આજે રચાઈ રહ્યો છે. તેની આજ્યી વિચારણા કરવી જોઈએ. દ્વિતીય પંચવર્ષીય યોજનામાં આખા હિંદના પછાતવર્ગો માટે રૂ. એકાણું કરોડની જોગવાઈ કરવામાં આવી હતી; તેને પાછળથી ઘટાડી રૂ. એંસી કરોડની કરવામાં આવી હતી. પણ મારી ધારણા પ્રમાણે આમાંથી કુલ ખર્ચ સાઠ કરોડથી વધુ થવાનો સંભવ ઓછો છે. આ હિસાબે તૃતીય પંચવર્ષીય યોજના માટે એકંદર રૂ. સો કરોડ રાખવામાં આવ્યા છે. તે રકમ કદાચ વધારવામાં આવે. તેની પછાત વર્ગોના મુખ્ય ત્રણ વિભાગો માટે નીચે મુજબ ફાળવણી કરવામાં આવી છે.

| | (કેન્દ્રીય) સો ટકા ગ્રાંટ કરોડમાં | | (પ્રાંતીય) પચાસ ટકા ગ્રાંટ કરોડમાં | કુલ કરોડ |
|---|---|---|---|---|
| ૧. હરિજનો માટે | ૧૦ | + | ૨૨ | ૩૨ |
| ૨. આદિવાસીઓ માટે | ૨૮ | + | ૩૧ | ૫૯ |
| ૩. વિમુક્તજાતિ વ. અન્ય પછાત કોમો માટે | ૨ | + | ૭ | ૯ |
| | | | કુલ | ૧૦૦ |

દ્વિતીય પંચવર્ષીય યોજનાના આંકડા સાથે સરખાવતાં નીચેનું ચિત્ર ખડું થાય છે.

| | દ્વિતીય પંચવર્ષીય યોજના (કુલ્લે કરોડ રૂ.માં) | તૃતીય પંચવર્ષીય યોજના (કુલ્લે કરોડ રૂ.માં) |
|---|---|---|
| હરિજનો માટે | ૨૭ | ૩૨ |
| આદિવાસી માટે | ૪૩ | ૫૯ |
| વિમુક્ત જાતિ તથા અન્ય પછાત વર્ગ | ૯ | ૯ |
| | કુલ્લે કરોડ રૂ. ૭૯ | કુલ્લે કરોડ રૂ. ૧૦૦ |

તૃતીય પંચવર્ષીય યોજનામાં જે રકમો ગુજરાત અને મહારાષ્ટ્રનાં જુદાં જુદાં રાજ્યો માટે નક્કી કરવામાં આવી છે તેની સરખામણી નીચેના કોષ્ટકથી થઈ શકશે.

| | જૂનું મુંબઈ રાજ્ય (૧૯૫૬ પછીનું) | | ગુજરાત | | મહારાષ્ટ્ર | |
|---|---|---|---|---|---|---|
| | બીજી પંચવર્ષીય યોજનાનો પહેલાં ચાર વર્ષનો ખર્ચ લાખ રૂ.માં | ૧૯૬૦-૬૧ના વર્ષ માટે રાખેલી રકમ લાખ રૂ. માં | ૧૯૬૦-૬૧ના ખર્ચ માટેની રાખેલી રકમ લાખ રૂ. માં | ત્રીજી પંચવર્ષીય યોજના માટે રાખેલી રકમ લાખ રૂ. માં | ૧૯૬૦-૬૧ના ખર્ચ માટે રાખેલી રકમ લાખ રૂ. માં | ત્રીજી પંચવર્ષીય યોજના માટે રાખેલી રકમ લાખ રૂ.માં |
| હરિજનો માટે | ૧૪૧.૪૧ | ૮૨.૯૩ | ૨૧.૪૯* | ૭૬ | ૪૨.૮૭* | ૧૦૪ |
| આદિવાસીઓ માટે | ૨૩૭.૮૭ | ૧૨૭.૨૭ | ૫૫.૪૫+ | ૩૭૭ | ૬૭.૧૦ | ૩૫૩ |
| વિમુક્ત જાતિઓ માટે | ૧૭.૮૪ | ૮.૬૦ | ૩.૧૦÷ | ૧૯ | ૩.૫૫÷ | ૧૮ |
| અન્ય પછાત વર્ગો માટે (જેમાં ભટકતી જાતિઓનો સમાવેશ થાય છે.) | ૭૫.૨૯ | ૩૩.૧૭ | ૧૨.૬૪ | ૨૮ | ૨૦.૫૨ | ૨૫ |
| કુલ | ૪૭૨.૪૦ | ૨૫૧.૯૭ | ૯૨.૬૮ | ૫૦૦ | ૧૩૪.૦૪ | ૫૦૦ |

પછાત વર્ગોના ત્રણ વિભાગના વસતિના આંકડા ઉપર જણાવી ગયો છું, છતાં એ સરખાવવા ફરીથી નીચે મુજબ જણાવું છું.

| | હરિજન | આદિવાસી | અન્ય પછાત | કુલ્લે પછાત વર્ગની વસ્તી |
|---|---|---|---|---|
| ગુજરાત | ૧૦ લાખ | ૨૨ લાખ | ૪૧ લાખ | ૭૩ લાખ |
| મહારાષ્ટ્ર | ૪૧ લાખ | ૧૫ લાખ | ૨૩ લાખ | ૭૯ લાખ |

તૃતીય પંચવર્ષીય યોજનામાં આર્થિક વિકાસ ઉપર વધુ ભાર મુકાયો છે. કેળવણી માટે આજ સુધી બંને પંચવર્ષીય યોજનાઓમાં સારી રકમ ખર્ચાઈ છે અને તેનો સારો લાભ લેવાયો છે. પ્રગતિ સંતોષકારક છે. સહકારી મંડળીઓ દ્વારા આર્થિક સ્થિતિ સુધારી શકાય. ગુજરાતમાં સદ્‌ભાગ્યે સારા વિશ્વાસુ સેવકો અને કાર્યકર્તાઓની સંખ્યા અન્ય રાજ્યોના મુકાબલામાં સારી છે. એટલે જેમ જૂના સૌરાષ્ટ્ર રાજ્યમાં તમામ રચનાત્મક પ્રવૃત્તિઓ ચલાવવા માટે કાયદાથી એક રચનાત્મક સમિતિનું નિર્માણ થયું હતું અને જેની મારફત અનેક યોજનાઓનો અમલ કરવામાં આવ્યો હતો તેવી કંઈક વ્યવસ્થા ગુજરાતે વિચારવી રહી. આમ થાય તો કાર્યનો વેગ વધે અને પ્રજાનો સાચો સહકાર મેળવી શકાય અને નહિ વપરાયેલી રકમો પાછી વાળવાનો વખત ન આવે. આવા બોર્ડ યા સમિતિ માટે પ્રજા અને રાજ્યનો એકબીજામાં સંપૂર્ણ વિશ્વાસ હોવો જરૂરી છે. તો જ મતો મેળવવાની તાણાતાણી ટાળી શકાય અને ગરીબ વર્ગોનું કલ્યાણકામ સાચી દિશામાં અને યોગ્ય રીતે ઝડપથી આગળ ધપે અને પક્ષાપક્ષીથી સ્વતંત્ર ભૂમિકા સર્જી શકાય.

વ્યાપાર ઉદ્યોગના વિકાસ અને વિસ્તાર સાથે ગુજરાતે માનવઘડતરમાં પોતાની કામગીરીનો ફાળો નોંધાવવો પડશે. કારણ કે, પૂ. ગાંધીજી, સ્વામી દયાનંદ સરસ્વતી અને પૂ. શ્રી. ઠક્કરબાપા જેવાં નરરત્નો તેણે પેદા કર્યાં છે. એ રીતે ગુજરાતમાં હજી સાધુસંતોની પરંપરા ચાલુ છે. ગુજરાતના દૂબળા, નાયક, ભંગીઓ આશાની મીટ માંડી જોઈ રહ્યા છે કે સ્વરાજ્યની ઉષ્મા તેમને ક્યારે મળશે? અંત્યોદયની દૃષ્ટિએ ગુજરાતમાં કામ નહિ થાય તો બીજે તેનો ક્યાં સંભવ છે? આવતાં પાંચ વર્ષમાં ગુજરાતે આનો ઉત્તર આપવો પડશે કે, પૂ. ગાંધીજીના ચીંધેલા માર્ગે વહાણ તરે છે કે ઉદ્યોગીકરણના વમળ અને તોફાનોમાં સંડોવાય છે. શ્રી. રવિશંકર મહારાજને પુણ્યહાથે જે રાજ્યનાં મંગળાચરણ થયાં છે તે ગરવી ગુજરાત ગરીબોની દીનદલિતોની ધા જરૂર સાંભળશે એવો વિશ્વાસ છે.

જય જય ગરવી ગુજરાત.

* આ રકમ માત્ર જે યોજનાઓના ખર્ચની ૫૦ ટકા રકમ ગ્રાન્ટ તરીકે મધ્યસ્થ સરકાર આપે છે તેની જ છે. જે યોજના માટે પૂરો ખર્ચ અપાય છે તેની રકમ કુલ્લે રૂ. ૯.૫૯ લાખ હજી ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યો વચ્ચે વહેંચવામાં આવી નથી. ૫૦ ટકા ગ્રાન્ટ અપાય છે તે યોજનાઓ માટે પણ હજી ૮.૯૮ લાખ રૂ. ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યો વચ્ચે વહેંચવાના બાકી છે.

+ આદિવાસીઓની કલ્યાણ યોજના માટેની રકમના રૂ. ૪.૭૩ લાખ હજી ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યો વચ્ચે વહેંચવાના બાકી છે.

÷ વિમુક્ત જાતિઓની કલ્યાણ યોજના માટેની રકમના રૂ. ૧.૮૪ લાખ હજી ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યો વચ્ચે વહેંચવાના બાકી છે.

★

# આદિવાસીઓ અને પછાત જાતિઓ

શ્રી. ડાહ્યાભાઈ નાયક
(ભીલ સેવામંડળ, દાહોદ)

પૂજ્ય ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમમાં અસ્પૃશ્યતાનિવારણ અને હરિજનસેવા, આદિવાસીઓની સેવા અને એવા બીજા આર્થિક, સામાજિક અને શૈક્ષણિક ક્ષેત્રે પછાત રહેલા લોકોની સેવાને અગત્યનું સ્થાન આપવામાં આવ્યું હતું. શરૂઆતમાં અગિયારવિધ રચનાત્મક કાર્યક્રમમાં આદિવાસી અને પછાત વર્ગોની સેવાને સ્થાન ન હતું. પૂજ્ય ઠક્કરબાપા અસ્પૃશ્યતાનિવારણ કાર્ય અને હરિજનસેવાના જૂના જોગી હતા, તેમણે સને ૧૯૨૨થી આદિવાસીઓની સેવાનું કામ ઉપાડ્યું અને એમને લાગ્યું કે ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમમાં આદિવાસીઓની સેવાને સ્થાન મળે તો.એ પ્રશ્ન અખિલ ભારતીય સપાટી ઉપર મૂકી શકાય અને દેશનું ધ્યાન એ કામ પ્રત્યે ખેંચી શકાય. એમની વિનંતીથી રચનાત્મક કાર્યક્રમમાં આદિવાસી સેવાને સ્થાન મળ્યું. ઊંચ અને નીચ, ગરીબ અને તવંગરના ભેદ વિનાના સર્વોદય સમાજની સ્થાપના કરવાનો ગાંધીજીનો આદર્શ હતો. આ આદર્શને અનુલક્ષીને સમાજવાદી સમાજરચના જેમાં જ્ઞાતિ કે કોમના ભેદ ન હોય, વર્ગ વર્ગના ભેદ ન હોય એવી સમાજરચના સ્થાપવાનો રાષ્ટ્રે સંકલ્પ કર્યો છે.

આ દેશમાં હરિજનો, આદિવાસીઓ અને પછાત જાતિઓની વસ્તી કુલ વસ્તીના આશરે ૩૫ ટકા જેટલી છે. આટલી વિશાળ જનતાને જાતિભેદને કારણે જ્યાં સુધી સમાજમાં હલકી ગણવામાં આવે, તેમના પ્રત્યે સામાજિક અન્યાય કરવામાં આવે, ત્યાં સુધી રાષ્ટ્રનો સર્વાંગી વિકાસ થવો અશક્ય છે. તેથી જ રાષ્ટ્રપિતા પૂ. ગાંધીજીએ પ્રજાની સમગ્ર શક્તિ વધારવાને અને સમાજમાંથી ઊંચ-નીચના ભેદ મિટાવવાને અસ્પૃશ્યતાનિવારણ, હિંદુ-મુસ્લિમ ઐક્ય વગેરે કાર્યક્રમો સ્વતંત્રતા મેળવવાની શરત રૂપે મૂક્યા હતા. હિંદને સ્વતંત્રતા મળતાં તેના રાજ્યબંધારણમાં સમાજનાં નબળાં અંગોને – ખાસ કરીને હરિજનો અને આદિવાસીઓને – શૈક્ષણિક અને આર્થિક ક્ષેત્રે સમાજનાં બીજાં અંગોની સમાન કક્ષાએ લઈ જવાનો અને તેમને સર્વ પ્રકારના શોષણથી મુક્ત કરવાનો અને સામાજિક અન્યાયની સામે રક્ષણ આપવાનો રાજ્યને આદેશ આપવામાં આવ્યો છે; એટલું જ નહિ પણ ધર્મ, જાતિ કે કોમને કારણે કોઈ પણ નાગરિક પ્રતિ ભેદભાવ રાખવામાં આવશે નહિ એવો કોલ આપવામાં આવ્યો છે.

હિંદના રાજ્યબંધારણમાં આપેલા આદેશ પ્રમાણે હરિજનો, આદિવાસીઓ અને પછાત વર્ગોમાં દરેક રાજ્યમાં કલ્યાણકામ થઈ રહ્યું છે, એ સંતોષની વાત છે. પણ સમાજજીવનમાં જ્ઞાતિભેદ, ઊંચનીચના ભેદ વગેરે અનિષ્ટોએ જે ઊંડાં મૂળ નાખ્યાં છે તેને સંપૂર્ણ રીતે ઉખેડી નાખતાં હજી પણ સમય લાગશે. ઊંચનીચની ભાવના સમાજના જીવનમાં કેટલી ઊંડી પ્રસરી ગઈ છે તેનો ખ્યાલ તો હરિજનોમાં પણ કોમ કોમ વચ્ચે જે ઊંચનીચની ભાવના રૂઢ થઈ છે તે ઉપરથી આવે છે. આદિવાસીઓમાં પણ આ ભેદો છે. પહેલિયા નામની આદિવાસી જાતિ ભીલ કરતાં પોતાને ઊંચી માને છે, અને ભીલ રાવળ કરતાં પોતાને ઊંચો માને છે. આજે પણ આ પરિસ્થિતિ છે. આ ભેદો દૂર કરવા કેટલા બધા મૂગા સેવકોએ કેટલી સેવા અને તપશ્ચર્યા કરવી પડશે?

હરિજનો, આદિવાસીઓ, વિમુક્ત જાતિઓ (Ex Criminal Tribes) અને અન્ય પછાત વર્ગો (Other Backward Classes) એમ પછાત વર્ગોના ચાર વિભાગ કરવામાં આવ્યા છે. સ્વતંત્રતા મળ્યા પહેલાં ઘણી ભટકતી જાતિઓને અને બીજી કેટલીક જાતિઓને તેમની ગુનાહિત પ્રકૃતિઓને કારણે ગુનેગાર જાતિઓ (Criminal Tribes)ને નામે ઓળખવામાં આવતી હતી. સ્વતંત્રતા મળ્યા પછી એ બધી જાતિઓને ગુનેગાર જાતિના કલંકિત નામથી મુક્ત કરવામાં આવી એટલે તે જાતિઓને હવે વિમુક્ત જાતિઓને (Ex Criminal Tribes) નામે ઓળખવામાં આવે છે. કેટલાંક રાજ્યોમાં અધિસૂચિત જાતિઓ (Denotified Tribes)ના નામે ઓળખવામાં આવે છે. વિમુક્ત (Ex Criminal) શબ્દ એ જાતિઓ ગુનેગાર જાતિઓ હતી તેનું આપણને ભાન કરાવે છે. આવા શબ્દપ્રયોગોને બદલે આ' જાતિઓનું સ્વમાન વધે, તેમની પ્રતિષ્ઠા સમાજમાં વધે એવા શબ્દપ્રયોગ વાપરવા જોઈએ.

ગુજરાતમાં જેમને પછાત વર્ગોમાં ગણવામાં આવ્યા છે તેમની વસ્તી ઘણી મોટી છે. ગુજરાતની કુલ એક કરોડ એકસઠ લાખની વસ્તીમાં ત્રેસઠ લાખ ઉપરાંત પછાત વર્ગોની વસ્તી છે. તે પૈકી આદિવાસીઓ આશરે એકવીસ લાખ અને હરિજનો આશરે સાડા-બાર લાખ છે. વિમુક્ત જાતિઓ અને અન્ય પછાત વર્ગોની વસ્તી આશરે ત્રીસ લાખ જેટલી છે. જો ગુજરાતનો આટલો મોટો જન-સમુદાય આર્થિક અને શૈક્ષણિક ક્ષેત્રે પછાત હોય તો ગુજરાતને કઈ રીતે સમૃદ્ધ અને વિકાસ પામેલો પ્રદેશ કહી શકાય?

આદિવાસીઓ સુરત, ભરૂચ, વડોદરા, પંચમહાલ, સાબરકાંઠા અને બનાસકાંઠામાં છે. સૌરાષ્ટ્ર, કચ્છ, અમદાવાદ, મહેસાણા અને

ખેડા જિલ્લામાં તેમની વસ્તી ઘણી જૂજ અને છૂટી છવાઈ છે. દાંતા તાલુકામાં પથરાયેલ ડુંગરોની હારમાળાથી શરૂ થઈ પોશીના ખેડબ્રહ્મા અને વિજયનગર તરફ થઈ દક્ષિણ તરફ નીચે ઊતરી પંચ-મહાલની ઉત્તર અને પૂર્વ સીમાને આવરી દક્ષિણે આવેલ નાન-છલના વિભાગમાંથી પસાર થઈ સુરત જિલ્લાના માંડવી તાલુકાથી આગળ વધી, વાંસદા, ધરમપુર અને ડાંગ સુધી પહોંચતી પટ્ટીનો ડુંગરાળ અને જંગલવાળો પ્રદેશ આદિવાસીઓનું રહેઠાણ છે. સપાટ અને ફળદ્રુપ પ્રદેશોમાંથી એમને દૂર જંગલો અને ડુંગરોમાં હાંકી કાઢવામાં આવ્યા એ ઐતિહાસિક હકીકતનો આ પુરાવો છે. સુરત, ભરૂચ અને વડોદરાના સપાટ પ્રદેશના કેટલાક ભાગોમાં તેઓ રહે છે પણ તેમની જમીન બીજાઓની પાસે ચાલી ગઈ છે અને કેવળ ખેતમજૂરો તરીકે કામ કરે છે. આદિવાસીઓની સૌથી વધારે વસ્તી સુરત જિલ્લામાં છે. એ જિલ્લામાં તેઓ આઠ લાખ બ્યાસી હજાર છે. પંચમહાલમાં તેઓ ચાર લાખ સિત્તેર હજાર છે. ભરૂચમાં બે લાખ ત્રેસઠ હજાર, વડોદરામાં બે લાખ એકત્રીસ હજાર અને ડાંગમાં તેઓ બેતાલીસ હજાર છે. પણ ડાંગમાં તેની કુલ વસ્તીના ૯૦ ટકા આદિવાસીઓ છે. અન્ય પછાત જાતિઓની કુલ ત્રીસેક લાખ જેટલી વસ્તીમાં ૧૫ લાખ ફક્ત સૌરાષ્ટ્રમાં છે. આદિવાસીઓની મુખ્ય જાતિઓ ભીલ, ચોધરા, હળપતિ, ધોડિયા, વરાવા, કોંકણા, ગામીત, પટેલિયા, રાઠવા, નાયક વગેરે છે. બજાણિયા, સલાટ, રાવળ, સરાણિયા, રબારી, બાવા, ભરવાડ, ઓડ, ડબગર, ખારવા, ગારુડી, મોચી (સૌરાષ્ટ્ર) વગેરે જાતિઓને પછાત ગણવામાં આવી છે. ડફેર, સંધી, મિયાણા, સાંસી, વાઘરી, વાઘેર, છારા વગેરે કોમોને વિમુક્ત જાતિ તરીકે ઓળખ-વામાં આવે છે. સમાજમાં આ જાતિઓને હલકી ગણવામાં આવી તેથી અને સમાજના બંધનોને લીધે તેઓ શૈક્ષણિક અને આર્થિક ક્ષેત્રે પછાત રહ્યા છે. એમને ગઈ કાલ સુધી હડધૂત કર્યા હતા તેથી તેઓ લઘુતાગ્રંથિનો ભોગ થઈ પડ્યા છે.

ગુજરાતના આદિવાસીઓનો મુખ્ય ધંધો ખેતીનો અને ખેત-મજૂરીનો છે. જંગલમાં રહેનાર આદિવાસી જંગલની પેદાશ જેવી કે લાખ, ગુંદર, ડોળી, આમળાં, ટીમરુપાન વગેરે ચીજો ભેગી કરી વેચવાનું, જંગલનાં ઝાડ કાપવાનું કે કોલસા પાડવાનું અને જંગલની પેદાશ ગાડાં મારફત વહેવાનું કામ ખેતીના સહાયક ધંધા તરીકે કરે છે. ગૃહઉદ્યોગ તરીકે વાંસમાંથી ટોપલા ટોપલી બનાવવાનું કામ કેટલાક આદિવાસીઓ કરે છે. કેટલાક શણના રેસામાંથી દોરડાં બનાવવાનું કામ કરે છે. તેઓ મરઘાં પાળે છે; પણ મરઘાંની ઓલાદ હલકા પ્રકારની હોઈ તેનું આર્થિક વળતર બહુ ઓછું મળે છે. સુરતના હળપતિઓ, ભરૂચના સપાટ ભાગમાં રહેતા ભીલો અને પંચમહાલના નાયકાઓ કેવળ ખેતીની મજૂરી ઉપર નિર્ભર છે. તેમની સ્થિતિ અન્ય આદિવાસીઓ કરતાં પણ ખરાબ છે.

થોડાં વર્ષો પહેલાં પશ્ચિમના માનવવંશશાસ્ત્રીઓ અને એમનું અનુકરણ કરનારા આપણા માનવવંશશાસ્ત્રીઓ અને સમાજસેવકો વચ્ચે આદિવાસીઓમાં કામ કરવાની પદ્ધતિ વિશે મતભેદ હતો. જોકે આજે એ મતભેદ મોટે ભાગે રહ્યો નથી. જે આદિવાસીઓ આધુનિક સંસ્કૃતિની અસર નીચે આવ્યા નથી અને જેઓ હજી પણ તેમનું મૂળ જીવન જીવે છે તેમનો વિકાસ તેમના જ વાતાવરણમાં સાવધાનીથી કરવો જોઈએ અને આધુનિક સંસ્કૃતિની અસરથી તેમને દૂર રાખવા જેથી તેમની સંસ્કૃતિ ને તેમનું સામાજિક જીવન જળવાઈ રહે. સમાજસેવકો જેના અગ્રણી પૂજ્ય ઠક્કરબાપા ગણાય તેમનો અભિપ્રાય એ છે કે તેમને તેમની સંસ્કૃતિનાં લક્ષણો સાચવી શિક્ષણ આપવું, તેમનામાં જડ ઘાલી બેઠેલ વહેમો દૂર થાય તે માટે જ્ઞાનનો ફેલાવો કરવો, તેમની આર્થિક સ્થિતિની સુધારણા કરવી, મદ્યનિષેધનો પ્રચાર કરવો અને હિંદના વિશાળ સમાજના તેઓ એક તંદુરસ્ત અંગ બની રાષ્ટ્રને અને સમાજને સમૃદ્ધ બનાવે તેવી રીતે તેમની શક્તિ કેળવવી.

નીચે જણાવેલ મુદ્દાઓ ધ્યાનમાં રાખી આદિવાસીઓનો આર્થિક અને શૈક્ષણિક વિકાસ કરવા પગલાં લેવાં જોઈએ:

(૧) તેમની શક્તિ અને બુદ્ધિ વડે તેઓ પોતાનો વિકાસ કરે. તેમની ઉપર કાંઈ પણ લાદવું ન જોઈએ. તેમની સંસ્કૃતિ અને કલાને ઉત્તેજન આપવું જોઈએ.

(૨) જંગલમાંના તેમના હક્કોનું રક્ષણ થવું જોઈએ.

(૩) તેમનામાંથી શક્તિશાળી કાર્યકર્તાઓ તૈયાર કરવા જોઈએ જે તેમના વિકાસના કાર્યમાં ફાળો આપી શકે.

આદિવાસીઓના પ્રશ્નો ક્રમવાર નીચે પ્રમાણે છે:

(૧) આર્થિક સ્થિતિની સુધારણા.

(૨) નિરક્ષરતા અને અજ્ઞાનતા નિવારણ શિક્ષણ.

(૩) વૈદકીય સારવાર અને આરોગ્ય.

(૪) વાહનવ્યવહારના માર્ગો.

મોટા ભાગના આદિવાસીઓ વત્તાઓછા પ્રમાણમાં જમીન ધારણ કરે છે. પણ એ જમીન ડુંગરાળ પ્રદેશમાં હોવાથી ફળદ્રુપતામાં હલકી હોઈ તેની ઊપજશક્તિ ઓછી છે. ઉપરાંત જમીન ધારણ કરનારાઓમાંથી ૫૦ ટકા જેટલા તો પાંચ એકરથી પણ ઓછી જમીન ધારણ કરે છે. એમની આર્થિક સ્થિતિ સુધારવાને નિષેધાત્મક અને રચનાત્મક કાર્યક્રમો જે અમલમાં આવ્યા છે, તે કેટલે અંશે સફળ નીવડ્યા છે, તેની કંઈક સમાલોચના કરીએ.

એમનું શોષણ ત્રણ પ્રકારે થઈ રહ્યું હતું: દારૂ, શાહુકાર અને જંગલનો ઇજારદાર.

મદ્યનિષેધની સરકારની નીતિએ આદિવાસીઓની આર્થિક સુધારણામાં મોટો ફાળો આપ્યો છે. એટલું જ નહિ પણ તેમના કૌટુંબિક જીવનને સમૃદ્ધ કર્યું છે. મદ્યનિષેધની નીતિની કેટલાક લોકો ટીકા કરે છે, પણ તેઓને આદિવાસી પ્રદેશમાં આવીને આદિવાસીઓના સામાજિક જીવનમાં અને તેમની આર્થિક સ્થિતિમાં થયેલા મોટા ફેરફારનો અભ્યાસ કરવાને હું આમંત્રણ આપું છું.

શાહુકારનું શોષણ અટકાવવાને રચનાત્મક બાજુએ સહકારી પ્રવૃત્તિ છે; ને નિષેધાત્મક બાજુએ શાહુકાર નિયમન ધારાનો અને ઋણ રાહતધારાનો અમલ કરવામાં આવ્યો તે છે. શાહુકાર નિયમન ધારાથી શાહુકારો ઉપર કંઈક અંશે અંકુશ આવ્યો છે. સહકારી પ્રવૃત્તિ પછાત વિસ્તારોમાં આગેકૂચ કરી રહી છે. પણ હજી ધિરાણને ખેતીની પેદાશના વિક્રય સાથે તેમ જ આદિવાસી ખેડૂતોને જોઈતી જીવનની જરૂરિયાતની સાથે સાંકળી લેવામાં આવ્યું નથી. પરિણામે જીવનની જરૂરિયાતો મેળવવામાં અને પોતાની ખેતીની પેદાશનો વિક્રય કરવામાં તેઓ બહુધા છેતરાય છે અને વેપારી કે શાહુકારના શોષણનો ભોગ બને છે. જે વિસ્તારો અનુસૂચિત વિસ્તારો (Scheduled Areas) તરીકે જાહેર કરવામાં આવ્યા છે તેમાં શાહુકારના ધિરાણ ઉપર વિશેષ કડક નિયંત્રણ થવું જોઈએ અને તેમની ખેતીની તેમ જ જંગલની પેદાશના વિક્રયની વ્યવસ્થા સહકારી ધોરણે થવી જોઈએ એટલું જ નહિ પણ તેમની જીવનની જરૂરિયાતો પણ સહકારી ધોરણે પૂરી પાડવાને યોગ્ય તંત્ર ઊભું કરવું જોઈએ.

ગુજરાતમાં જંગલ મજૂર સહકારી મંડળીઓએ જંગલના ઇજારદારોનું મોટે ભાગે સ્થાન લઈ લીધું છે, એ આનંદની વાત છે. આદિવાસીઓનું જે નૈતિક ને આર્થિક શોષણ થઈ રહ્યું હતું તેમાંથી તેઓ મુક્ત થયા છે. ગુજરાતની જંગલ મજૂર મંડળીઓનું કામ બધી રીતે સંતોષકારક રીતે ચાલી રહ્યું છે, જોકે એમાં કોઈક અપવાદ હોય એ તદ્દન સ્વાભાવિક છે. વળી કેટલાંક રાજ્યો આ અખતરો ગુજરાત રાજ્યને ધોરણે પોતાના રાજ્યમાં શરૂ કરવાની વિચારણા કરી રહ્યાં છે, તે જ ગુજરાતમાં થઈ રહેલા કાર્યની સફળતાનો પુરાવો છે.

આદિવાસી વિસ્તારોમાં ત્રણ વિવિધલક્ષી વિકાસ ઘટકો (Multi purpose Development Blocks) કામ કરી રહ્યા છે. મધ્યસ્થ સરકારની યોજના પ્રમાણે દરેક ઘટકનો વિસ્તાર ૨૦૦ ચો. માઈલ સુધીનો અને તેની વસ્તી ૨૫ થી ૩૦ હજારની હોવી જોઈએ. દરેક ઘટક માટે ૨૭ લાખ રૂપિયાની જોગવાઈ છે ને પાંચ વર્ષની તેની મર્યાદા છે.

પોશીના (સાબરકાંઠા), સુખસર (સંતરામપુર) અને ધરમપુર એમ ત્રણ ઘટકોનું કામ ચાલી રહ્યું છે. પહેલા બે ઘટકોનું કામ સંતોષકારક ગણાય છે. ખેતીના વિકાસને પ્રાધાન્ય આપ્યું છે. પણ એનો લાભ જે ખેડૂતો પાસે જમીન ઓછી છે તેને મળતો નથી. પરિણામે આદિવાસીઓમાં જે આર્થિક રીતે નીચે છે તે જ્યાંનો ત્યાં જ છે. એવા ખેડૂતોને તગાવી મળી શકતી નથી કે સહકારી મંડળીમાંથી પણ કરજે પૂરતાં નાણાં મળી શકતાં નથી. જે કાંઈ થોડી રકમ તેમને મળે તેનો ઉપયોગ જે માટે ધિરાણ કરવામાં આવ્યું હોય તે કામમાં જ થતો નથી. આને બદલે સામાન્ય વિકાસ ઘટક કે વિવિધલક્ષી વિકાસ ઘટકમાં એવી જોગવાઈ થવી જોઈએ કે જેથી નીચેનો થર ઊંચે આવવાને શક્તિ મેળવી શકે. જેને કૂવા માટે તગાવી મળે છે તે મદદ પણ મેળવી શકે છે. જ્યારે જેને તગાવી ન મળે તે ખેડૂત કૂવો કરી પોતાની જમીનને પીયત હેઠળ લાવી શકે નહિ, એટલે સાધનવાળા ખેડૂતને જ આ લાભ મળે છે. આમાં ધરમૂળનો ફેરફાર થાય એટલે કે સાધનવાળા ખેડૂતને મદદ (subsidy) આપવાનું બંધ કરવું જોઈએ અને નાના ખેડૂતોને તેની ચાલુ ઉત્પાદન શક્તિનો અને કૂવા કે જમીનસુધારણાથી ઉત્પાદન શક્તિમાં કેટલો વધારો થશે તેનો અંદાજ લઈ તેને કરજે નાણાં આપવાં જોઈએ તેમ જ તેને મદદ (subsidy) આપવી જોઈએ. આજે કોઈ પણ આયોજન વિના ગમે તે ખેડૂતને જમીનસુધારણા માટે લોન આપવામાં આવે છે તેને બદલે દરેક પંચાયત પોતાના ગામની ખેતીના વિકાસની યોજના ઘડે અને એ યોજના પ્રમાણે તેને મદદ કે લોન મળે તો જ તે ગામનો સર્વાંગી વિકાસ થશે. નહિ તો જેની પાસે છે તે વિશેષ સાધનસંપન્ન થશે અને જેની પાસે નથી અથવા જૂજ છે તેની સ્થિતિમાં ખાસ ફરક પડશે નહિ. અંત્યોદય તરફ દૃષ્ટિ ફેરવવી પડશે.

આદિવાસી વિસ્તારોમાં જમીન પહાડી અને ઊંચીનીચી હોવાથી જમીનનું સતત ધોવાણ થઈ રહ્યું છે. તેની ફળદ્રુપતા ઓછી છે. ધોવાણ અટકાવી તેની ફળદ્રુપતા વધારવાને પાળા બાંધવાનું કામ તથા ટેકરી પરની જમીનમાં ઉત્તલન (Terracing) કરવાનું કામ જરૂરનું છે. આ કામ કેટલાક વિસ્તારોમાં થોડુંઘણું ચાલી રહ્યું છે પણ તેની ઝડપ અને વિસ્તરણ વધારવાની જરૂર છે.

આદિવાસીઓ જંગલોમાં અને પહાડીઓમાં રહેતા હોવાથી જંગલની પેદાશ ઉપરના તેમના કેટલાક હક્કો જે અનાદિ કાળથી તેઓ ભોગવતા આવ્યા હતા તે પૈકી મોટા ભાગના હક્કો બ્રિટિશ સરકારે જંગલના રક્ષણ માટે જે નીતિ નક્કી કરી તેને લીધે નાબૂદ થયા. પરિણામે તેમને મુશ્કેલીમાં જીવન વિતાવવું પડે છે. ઝૂંપડાં બાંધવા માટે કે દુરસ્ત કરવા માટે હલકા પ્રકારનો જે કાટમાળ જોઈએ, ખેતીનાં ઓજારો માટે જે લાકડું જોઈએ તે તેમને જંગલના ઇજારદારો કે જંગલ મજૂર સહકારી મંડળી પાસેથી બજારભાવે ખરીદ કરવું પડે છે. ઇજારદારો કે જંગલ મજૂર સહકારી મંડળીના ભંડારો રેલવે સ્ટેશન પાસે હોય છે, ત્યાં તેમને જવું પડે છે અને બજારભાવે તે માલ લેવો પડે છે એટલું જ નહિ પણ વહેરામણીનું બેવડું ખર્ચ ભોગવવું પડે છે. સૂકાં લાકડાં વીણી તે માથાભારીથી ઘર વપરાશ માટે લઈ જવાની તેમ જ તે વેચવાની પણ છૂટ છે. પણ હવે એવાં સૂકાં લાકડાં મળતાં નથી એટલે બળતણનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે અને તેને અભાવે કીમતી છાણ બાળવું પડે છે. પરિણામ એ આવ્યું છે કે જંગલમાં રહેનાર આદિવાસી જંગલની નીતિ પ્રત્યે અસંતોષની લાગણી અનુભવે છે અને જંગલખાતું આદિવાસીને પોતાનો મિત્ર લેખતું નથી. આવી અરસપરસ અવિશ્વાસની લાગણીને લીધે, જંગલમાં રહેનાર આદિવાસીની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવા અંગે જંગલખાતાએ જે નિષેધાત્મક નીતિ અખત્યાર કરી છે તેને લીધે ગેરકાયદે ઝાડો કપાય છે અને જંગલનો અવિચારી નાશ થઈ રહ્યો છે. આનો લાભ ઇજારદારો સારી રીતે ઉઠાવે છે અને છેવટે શોષવું પડે છે આદિવાસીઓને. જંગલખાતાની નિષેધાત્મક નીતિમાં ધરમૂળનો ફેરફાર કરવાનો સમય પાકી ગયો છે અને રચનાત્મક નીતિ અપનાવી આદિવાસીને જંગલનો

મિત્ર બનાવવો જોઈએ. એને ખેતીના ઓજાર માટે જોઈતું લાકડું, ઝૂંપડાં માટે જોઈતો કાટમાળ જંગલમાંથી સસ્તી કિંમતે — એની આર્થિક સ્થિતિને પોષાય તેટલી કિંમતે—આપવાની વ્યવસ્થા ઊભી કરવી જોઈએ. આવી વ્યવસ્થા કરવામાં આવે તો પોતાની જરૂરિયાત પૂરી કરવાને ગેરકાયદે પ્રવૃત્તિનો તેને આશરો લેવાની ફરજ પડે છે તેને બદલે તેને જંગલ ઉછેરવામાં આનંદ પડશે. નવાં જંગલો ઉછેરવામાં જંગલખાતાએ તેને સહભાગી બનાવવો પડશે, એટલે કે નવાં ઊછરતાં જંગલોમાંથી તેને ઘાસ કાપવાનો હક્ક આપવામાં આવશે તો જંગલ પ્રતિ મમત્વ પેદા થશે. જંગલ પ્રતિ ઉપેક્ષિત વૃત્તિ અને જંગલખાતા પ્રતિ અણગમો છે તે દૂર થવાં જોઈએ.

ઉપર જે હકીકત આપી છે તે જોતાં જણાશે કે આદિવાસીઓ અને અન્ય પછાત વર્ગના લોકોની આર્થિક સ્થિતિની સુધારણા માટે સક્રિય પગલાં લેવાઈ રહ્યાં છે.

શિક્ષણના ક્ષેત્રમાં પણ પ્રગતિનો આંક સંતોષકારક લેખાય. આજે એક પણ ગામ આદિવાસી વિસ્તારોમાં એવું નથી કે જે પ્રાથમિક શાળાથી વંચિત હોય. ગુજરાતમાં આદિવાસી અને પછાત જાતિઓમાં કામ કરનારી અને પ્રતિષ્ઠિત જૂની સંસ્થાઓ જેવી કે ભીલ સેવા મંડળ-દાહોદ અને રાનીપરજ સેવા સમિતિ—વેડછી વર્ષોથી શિક્ષણનું કામ કરે છે. આશ્રમી કેળવણીની આ સંસ્થાઓ પુરસ્કર્તા છે. પૂ. ઠક્કરબાપાએ અને તેમના સાથીઓએ સને ૧૯૨૨માં આશ્રમો સ્થાપી ભીલ બાળકોને કેળવણી આપી તેમનામાં સંસ્કારનું સિંચન કરી તેમનામાંથી કાર્યકર્તાઓનું જૂથ ઊભું કર્યું છે. તેવી રીતે શ્રી જુગતરામભાઈએ અને એમના સાથીઓએ સુરત જિલ્લાના બારડોલી અને માંડવી તાલુકામાં આશ્રમો સ્થાપી આદિવાસીઓમાંથી કાર્યકર્તાઓ તૈયાર કર્યા છે. આ અખતરાના ફળસ્વરૂપે મુંબઈ રાજ્યની સરકારે સને ૧૯૫૩–૫૪માં આદિવાસીઓમાં સામાજિક કામ કરનારી સંસ્થાઓ મારફત આશ્રમશાળાઓ ચલાવવાની નીતિ સ્વીકારી. ગુજરાત રાજ્યમાં આશરે ત્રીસ જેટલી આશ્રમશાળાઓ છે, જેમાં બાળકો અને બાળાઓને બુનિયાદી શિક્ષણ આપવામાં આવે છે. આ બધી આશ્રમશાળાઓ ભીલસેવા મંડળ, રાનીપરજ સેવા સમિતિ, કસ્તૂરબા સેવાશ્રમ, મરોલી, પછાત વર્ગ સેવા મંડળ વડોદરા વ. સંસ્થાઓ ચલાવે છે. આનાં પરિણામો ટૂંકા સમયમાં પણ સારાં આવ્યાં છે. ઉત્તર બુનિયાદી શિક્ષણ માટે દરેક જિલ્લામાં એક એક આશ્રમશાળા શરૂ કરવાની હવે જરૂરિયાત ઊભી થઈ છે.

આ ઉપરાંત આદિવાસી અને પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટે મોટી સંખ્યામાં છાત્રાવાસો ઉપર જણાવેલ સંસ્થાઓ સરકારી મદદ મેળવી ચલાવે છે. જિલ્લા શાળામંડળો પણ આવા છાત્રાવાસો ચલાવે છે. માધ્યમિક કેળવણી લેતા વિદ્યાર્થીઓ છાત્રાવાસોનો ઠીક લાભ લે છે. માધ્યમિક કેળવણી લેતા વિદ્યાર્થીઓનું પ્રમાણ ઠીક ઠીક વધી રહ્યું છે એટલે આદિવાસી વિસ્તારોના દરેક તાલુકાના મુખ્ય મથકે પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટે એક એક છાત્રાલય હોવું જોઈએ. એટલું કબૂલ કરવું જોઈએ કે ઉચ્ચ શિક્ષણ (કૉલેજનું શિક્ષણ) લેતા આદિવાસી વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી ઓછી છે. એનાં કેટલાંક કારણો છે. મુખ્ય કારણ તો એ છે કે શહેરોમાં ઉચ્ચ શિક્ષણની સગવડ હોય છે, એમાં આદિવાસી અને પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટે ખાસ સગવડો નથી.

મેલેરિયા અને એવા ચેપી રોગો નાબૂદ થયા છે. જેનો સારો લાભ આદિવાસીઓ, પછાતજાતિઓ ને ગરીબ લોકોને મળ્યો છે. જો કે ચોખ્ખા પીવાના પાણીના કૂવાઓ આદિવાસી વિસ્તારોમાં હજી પણ ગામેગામ થયા નથી. એટલે લોકોને નદીનાળાં અને વહેળાનું પાણી પીવું પડે છે. ઉનાળામાં જ્યારે નદીઓ, કોતરો વગેરે સુકાઈ જાય છે, ત્યારે પીવાના પાણીની ઘણી જ હાડમારી વેઠવી પડે છે. હજી પણ એવાં ગામો છે, કે જ્યાંના લોકોને માઈલ માઈલ દૂરથી પીવાનું પાણી લાવવું પડે છે.

આદિવાસી વિસ્તારો (Scheduled Areas)માં રસ્તાઓ છેલ્લાં દસ વર્ષમાં ઠીક ઠીક થયા છે. છતાં પણ હજી પણ કેટલાક વિસ્તારો એવા છે કે જ્યાં રસ્તાઓ બહુ જ ઓછા છે.

આદિવાસી વિસ્તારોમાં વૈદકીય મદદ આપવા માટેનાં દવાખાનાં પૂરતા પ્રમાણમાં નથી અને તેનું એક જ કારણ છે કે દાક્તરો વાહનવ્યવહાર વિનાના અને આધુનિક સુખસગવડ વિનાના પછાત વિસ્તારોમાં જવા ઇચ્છતા નથી, પરિણામે ઘણાં સરકારી મદદ મળતાં વૈદકીય કેન્દ્રો (Subsidized Medical Centres) દાક્તરોને અભાવે આવા વિસ્તારોમાં ચાલતાં નથી. આવાં સહાયક કેન્દ્રો (Subsidised Centres)ને બદલે સરકારે ચોથા વર્ગનાં દવાખાનાં શરૂ કરવાં જોઈએ અને સરકારી નોકરીમાં કામ કરતા દાક્તરોને નિદાન એક વર્ષ ફરજિયાત આ વિસ્તારમાં મૂકવાનો નિયમ કરવો જોઈએ. તો વૈદકીય રાહત જે આજે અપૂરતી છે, તેમાં ઘણો સુધારો થાય.

ભટકતી જાતિઓ અને વિમુક્ત જાતિઓની સ્થિતિની સુધારણા માટે પણ ઠીક ઠીક પ્રયત્નો થઈ રહ્યા છે. અમદાવાદના છારાઓને ગુનાહિત પ્રવૃત્તિમાંથી મુક્ત કરવા, તેમનામાં કેળવણીનો પ્રચાર કરવા અને તેમનો પુનર્વસવાટ કરવા સ્વ. અર્જુનભાઈ લાલાએ જે પ્રયત્ન કર્યો તે નોંધપાત્ર ગણાય. એના પરિણામે એ કોમ સારે માર્ગે વળી છે. વિમુક્ત જાતિ અને ભટકતી જાતિઓ માટે આશ્રમશાળાની યોજના અમલમાં મૂકવામાં આવી છે. આ યોજનાના પરિપાક રૂપે એ જાતિઓમાંથી કાર્યકર્તાઓ તૈયાર થશે એવી આશા સેવવામાં આવે છે.

આદિવાસીઓમાંથી કાર્યકર્તાઓ ઠીક પ્રમાણમાં તૈયાર થયા છે. રાનીપરજ સેવા સમિતિ અને ભીલ સેવા મંડળ જેવી સંસ્થાઓ કાર્યકર્તાઓ તૈયાર કરવા માટે યોગ્ય પ્રયત્નો લે છે. આ સંસ્થાઓના વહીવટમાં આદિવાસી કાર્યકર્તાઓ અગત્યનો ભાગ લે છે. આશ્રમો, આશ્રમશાળાઓ પણ તેઓ ચલાવે છે. જંગલ સહકારી મંડળીઓના અટપટા વહીવટી તંત્રમાં તેમ જ તેના હિસાબી કામકાજમાં તેઓ કુશળતા પ્રાપ્ત કરી રહ્યા છે. કેટલીક મંડળીઓનો તમામ વહીવટ તેઓએ સફળતાપૂર્વક સંભાળી લીધો છે. છતાં આ દિશામાં ઘણું કામ બાકી રહ્યું છે.

આદિવાસીઓમાંથી આજીવન ભેખધારી સેવકો નીકળવા જોઈએ. એવા થોડાક આજીવન સેવકો છે પણ કામની જે વિશાળતા છે તે જોતાં તેઓની સંખ્યા ઓછી છે. આદિવાસીઓમાંથી સ્ત્રી કાર્યકર્તાઓ પણ તૈયાર થઈ રહ્યા છે. જોકે તેની સંખ્યા અલ્પ છે. સંતોષની વાત તો એ છે કે મધ્યસ્થ સમાજ કલ્યાણ બોર્ડ અને ગુજરાત રાજ્ય સમાજ કલ્યાણ બોર્ડ તરફથી ભીલ સેવા મંડળ મારફત આદિવાસી બહેનોને સમાજસેવિકાની તાલીમ આપવાને એક કેન્દ્ર દાહોદમાં શરૂ કરવામાં આવ્યું છે. આશા રાખવામાં આવે છે કે આ કેન્દ્રમાંથી આદિવાસી બહેનો તાલીમ લઈ આદિવાસી વિસ્તારોમાં સમાજસેવિકા તરીકે કામ કરશે અને એક મોટી ઊણપ પૂરી પાડશે.

આદિવાસીઓની સંસ્કૃતિ, કલા, નૃત્ય, સંગીત, લોકગીતો અને લોકકથાઓનો વિકાસ થાય તે જરૂરનું છે. અહીંના રીતરિવાજોના અભ્યાસ માટે, લોકગીતો અને લોકકથાઓના સંશોધન અભ્યાસ માટે, લોકનૃત્ય અને કલાના વિકાસ માટે ગુજરાતની વિદ્યાપીઠોમાંથી એકાદ વિદ્યાપીઠ એક સંશોધક સંસ્થા ( Research Institute ) સ્થાપે એ ઇચ્છવા જોગ છે. આવી સંસ્થાઓ મધ્યપ્રદેશ, બિહારમાં કામ કરી રહી છે. ગુજરાતની આદિવાસી કોમો, પછાત જાતિઓ અને ભટકતી જાતિઓના અભ્યાસ અર્થે એક સંસ્થા અનિવાર્ય થઈ પડી છે. એમનો અભ્યાસ અને એમનું સંશોધન સરકારને અને સમાજસેવકોને તેમની કામની પદ્ધતિમાં ઉપયોગી થઈ પડશે. ગુજરાતની સરકાર અને વિદ્યાપીઠો આનો વિચાર કરે એવી આશા સેવવી અયોગ્ય નથી.

આદિવાસીઓ અને પછાત જાતિઓના પ્રશ્નો હલ થઈ રહ્યા છે. ગયાં દસ વર્ષમાં એમની સ્થિતિમાં સંતોષ લઈ શકાય એવી સુધારણા થઈ છે. હવે પછીનાં પાંચ દસ વર્ષમાં તેઓ સમાજનાં બીજાં આગળ પડતાં અંગોની હરોળમાં આવી દેશની ભૌતિક અને નૈતિક સમૃદ્ધિ વધારવા પોતાનો ફાળો આપશે એવી આશા વધારે પડતી નથી. પૂ. ગાંધીજીનું સર્વોદય સમાજનું સ્વપ્ન મૂર્તિમંત કરવા સૌ એમણે ચીંધેલ માર્ગે જવાનો નિષ્ઠાપૂર્વક પ્રયત્ન કરે એ જ અભ્યર્થના.



# જંગલ વિસ્તારોનાં રહેવાસીઓ

શ્રી બહાદુરભાઈ પટેલ
(નાયબપ્રધાન, ગુજરાત સરકાર)

ઈમારતો બાંધવા અને ઘરના દીવાનખાનાની શોભાના ફર્નિચર માટે આપણે લાકડાં ખરીદીએ છીએ, બજારમાંથી મીઠું મધ લાવીએ છીએ, ગાંધીની દુકાનેથી હરડાં, બેડાં, ગૂગળ જેવાં વસાણાં લઈએ છીએ. બજારમાં વેચાતાં રાયણ, કરમદાં અને આંબળાના રસવંતાં ફળો ખાઈએ છીએ. વૈદોને ત્યાં અનેક પ્રકારની ઔષધીય વનસ્પતિ વપરાતી હોય છે, તે સઘળું ક્યાંથી અને કેમ આવે છે તેનો આપણે ઓછો વિચાર કરીએ છીએ. આપણામાંના કેટલાક એટલું જાણતા હોય છે કે તે સઘળું જંગલમાંથી આવે છે. પણ જંગલમાંથી આ બધું એકઠું થઈ આપણા ઉપયોગ માટે બજારમાં કેવી રીતે આવે છે? તે લાવનાર કોણ છે? ક્યાંથી આવે છે? તે લાવનારને શું શ્રમ પડે છે? તેઓ ક્યાં રહે છે? કેવી રીતે રહે છે? તેના વિચાર આપણા મનમાં ઓછા આવે છે.

ધરતીમાંથી ધાન પકવનારો ખેડૂત, પૃથ્વીના આંતરડાં ચૂંથી કોલસા, પથ્થર, ધાતુ વગેરે ખનિજો બહાર કાઢનાર ખાણિયા, સાગરની લક્ષ્મી અને સંપત્તિ દરિયો ખેડીને લાવનારા દરિયાખેડૂનો જેમ વર્ગ છે તેવી જ રીતે જંગલની સંપત્તિ એકઠી કરી સમાજને આપનારો એક જુદો જ વર્ગ છે.

ખેડૂતો ટાઢ, તડકો અને મોસમી માર સહન કરી ધાન પકવે છે; ખાણિયાઓ ધરતીના ઊંડા પેટાળમાં તેમના દિવસો પસાર કરી કુદરતે સર્જેલી આ સૃષ્ટિથી વિખૂટા પડી જાય છે; દરિયો ખેડનાર, મોતને મુઠ્ઠીમાં રાખી સાગરની સંપત્તિ લાવે છે; તેવી જ રીતે જંગલમાં વસતો વર્ગ પણ એટલી જ મુશ્કેલી ભોગવી, હિંસક પશુઓ અને કઠોર કુદરતની સામે આકરા જીવનસંગ્રામ ખેલી જંગલની સંપત્તિ લોકોને આપતો હોય છે; પરંતુ આપણાથી તેઓ દૂર જંગલમાં રહેતા હોવાથી તેમને વિષે આપણે ઘણું ઓછું જાણતા હોઈએ છીએ.

### ગુજરાતમાં જંગલ વિસ્તાર

ગુજરાતના જુદા જુદા ભાગોમાં જંગલો ઠીક પ્રમાણમાં આવેલાં છે. તેનો વિસ્તાર ૩૧,૨૬,૪૦૦ ચોરસ એકરનો છે. આ રીતે ગુજરાતના કુલ ભૌગોલિક પ્રદેશના ૮.૪ ટકા ભાગમાં જંગલો છે. આ જંગલો મુખ્યત્વે ડાંગ, જૂનાગઢ, પંચમહાલ, વડોદરા, સુરત અને સાબરકાંઠા જિલ્લામાં વિશેષ છે. ગુજરાતના ઈશાન ખૂણાથી અગ્નિ ખૂણા સુધી આવેલો ઉચ્ચપ્રદેશ જંગલોથી ભરપૂર છે. આબુ, આરાસુર, પાવિકાઘાટ, અરવલ્લીના ડુંગરો, વિંધ્ય અને સાતપૂડાની શાખારૂપ પહાડો જંગલોથી આચ્છાદિત છે. ડાંગ અને સુરત જિલ્લાનાં જંગલો પણ ઘણાં સમૃદ્ધ છે. તેવી જ રીતે સૌરાષ્ટ્રમાં ગીરનું ગીચ જંગલ છે, તે ઉપરાંત તે પ્રદેશમાં બરડો, આલેચ, દલાસા, અને ઠાંગાનાં જંગલોનો પણ ઉલ્લેખ કરી શકાય તેવાં છે. કચ્છમાં મોટા રણ અને મુખ્ય પ્રદેશની વચ્ચે આવેલો બન્નીનો ઉચ્ચપ્રદેશ જ્યાં સારામાં સારું ઘાસ ઊગે છે અને ઉત્તમ કોટિની ઓલાદનું પશુધન થાય છે અને જ્યાં બારેમાસ મીઠું પાણી મળતું રહે છે તેવો બીડનો અર્ધજંગલ જેવો વિસ્તાર છે.

### જંગલની પેદાશ

ગુજરાતનાં આ સઘળાં જંગલોમાંથી ઇમારતી લાકડું, કોલસા, ગુંદર, લાખ, ગૂગળ, કાથો, કંદમૂળ, દોરડા વણવાના રેસા, મધ, મીણ, મહુડામાંથી ડોળિયા જેવાં અખાદ્ય તેલો, અનેક પ્રકારની ઔષધિ અને પશુઓ માટે ઘાસચારો મળે છે. આથી જંગલોની આ સંપત્તિ દ્વારા જીવન-નિર્વાહ મેળવવા માટે ઘણા લોકો ત્યાં રહેતા હોય છે.

### રાનીપરજ લોકો

જંગલમાં વસતા આ લોકોને આપણે "રાનીપરજ" તરીકે ઓળખીએ છીએ. આવી રાનીપરજની વસતિ આપણા ગુજરાતમાં ઠીક ઠીક છે. "રાન" એટલે જંગલ અને "પરજ" એટલે પ્રજા. આ રીતે "રાનીપરજ" એટલે જંગલમાં વસતી પ્રજા. આ લોકોનો મોટો ભાગ વાને કાળો હોવાથી તેઓ "કાળીપરજ" તરીકે પણ ઓળખાય છે. અત્યારના પ્રચલિત અર્થમાં આપણે આ લોકોને "આદિવાસી" તરીકે પણ ઓળખીએ છીએ.

જંગલમાં વસતા આ "રાનીપરજ" અથવા "કાળીપરજ" લોકોની ઘણી વન્ય જાતિઓ ગુજરાતમાં જોવામાં આવે છે. સૌરાષ્ટ્ર અને કચ્છનાં જંગલોમાં જે જાતિઓ વસે છે તેમાંની લગભગ સઘળી જાતિઓ નવા જમાનાની હવાની અસર નીચે આવેલી હોવાથી આ જાતિઓને આપણે ખરેખર વન્ય જાતિ અથવા આદિવાસીની કક્ષામાં નહિ મૂકી શકીએ. આ પ્રદેશમાં ચારણ, ભરવાડ, મેર જેવી માલધારી કોમો જંગલોમાં વસે છે અને પશુપાલનનો ધંધો કરી દૂધ, ઘી વગેરે વેચી તેમનો જીવન-નિર્વાહ કરે છે. સૌરાષ્ટ્રના ગીરનાં જંગલોમાં આફ્રિકાના એબીસિનિયા પ્રદેશમાં વસતી હબસી-સીદીને મળતી ધ્યાન ખેંચે તેવી એક જાતિ વસવાટ કરી રહી છે. આ જાતિ તેમનાં નૃત્યો અને બીજી ખાસિયતોથી ધ્યાન ખેંચે તેવી છે. પરંતુ તેનો પણ વન્ય જાતિઓમાં સમાવેશ ન થઈ શકે.

તળગુજરાતનાં જંગલોમાં ભીલ, ગામીત, ચોધરા, ધોડિયા, દૂબળા, ધાનકા, માંગ, નાયકડા વગેરે ઘણી વન્ય જાતિઓ વસે છે. તે સઘળામાં ભીલની વિશેષ વસતિ છે. તેમાંનો મોટો ભાગ તો જંગલોના આંતરિક ભાગમાં વસતો હોવાથી પ્રમાણમાં ઘણો પછાત છે. આ વન્ય જાતિઓ મુખ્યત્વે ઉત્તરમાં આબુ, દાંતા, અમીરગઢ અને સાબરકાંઠાથી માંડી દક્ષિણમાં સુરત અને ડાંગ વિસ્તાર સુધી વસે છે.

આદિવાસીઓની ડાંગ જિલ્લામાં ૮૩.૩૫ ટકા, સુરત જિલ્લામાં ૪૬.૭૪ ટકા, સાબરકાંઠામાં ૧૦.૪૪ ટકા, અને બનાસકાંઠામાં ૫.૧ ટકા, પંચમહાલમાં ૪૦.૪૭ ટકા, ભરૂચમાં ૩૭.૨૮ ટકા, અને વડોદરા જિલ્લામાં ૧૭.૪૮ ટકા છે. ૧૯૫૧ની વસતી ગણતરી અનુસાર આવી આદિવાસીઓની (શિડ્યુલ્ડ ટ્રાઈબ્સ) તળગુજરાતમાં ૨૦,૬૪,૫૨૨ની વસતિ ગણવામાં આવી હતી.

ગુજરાતના જંગલોમાં વસતી આ વન્ય જાતિઓના લોકોનું જીવન ઘણું જ વૈવિધ્યભર્યું છે અને તેમના સામાજિક રીતરિવાજ, આર્થિક જીવન, નૃત્યો અને ગીતો વગેરે જાણવા જેવું હોય છે.

### વન્ય જાતિઓની વસાહત

આ આદિવાસી લોકો જંગલ અને પહાડોમાં એક સમૂહમાં ન રહેતાં છૂટાછવાયા તેમના ખેતર અથવા ડુંગરની ટોચ ઉપર ઝૂંપડાં બાંધીને અથવા નાની સરખી વસાહત કરીને રહેતા હોય છે. જેને આપણે ગામ કહી શકીએ તેવાં ગામો તો હોતાં જ નથી. જંગલના લાકડાંમાંથી માંડવા કે કૂબા જેવું બનાવીને રહેતા હોય છે. તેના પર ઘાસ કે પાંદડાં છાઈ લે છે. કોઈ જૂજ આદિવાસી છાપરા પર નળિયાં નાંખે છે. ઝૂંપડીમાં રાચરચીલું નામનું હોય છે. ઘરમાં સૂવા માટે સાદડી કે ખાટલો, ઘંટી, ખાણી, ઓઢવાની ગોદડી, માટીનાં વાસણો એ એનું રાચરચીલું હોય છે. ખેતીનાં ઓજારો ગાય, ભેંસ, બકરી જેવાં પશુ બહુ થોડાં રાખે છે. ઘરમાં કૂકડાં, મરઘાં, ઘેટાં વગેરે રાખે છે.

### વ્યવસાય

આ લોકોનો મુખ્ય વ્યવસાય ખેતીનો છે. તેમની ખેતી પુરાણી પદ્ધતિની હોવાથી ઉત્પાદન ઘણું નજીવું હોય છે. જીવનની જરૂરિયાત ઘણી ઓછી એટલે ખેતીની તેઓ માવજત કરતા નથી. ખેતી સિવાય તેમની આવકનું બીજું સાધન છે જંગલની પેદાશ. કોલસાના ઇજારદારો પાસે કોલસા પાડવા મજૂરીએ રહેતા હોય છે. અથવા જંગલની પેદાશ એકઠી કરતા હોય છે. જંગલની એકઠી કરેલી વસ્તુઓ આ આદિવાસીઓ પાસેથી વેપારીઓ નજીવા ભાવે લઈને સારા પ્રમાણમાં આવક કરતા હોય છે.

ખેતી અને જંગલની પેદાશ સિવાય બીજા ઉદ્યોગો આદિવાસી ભાગ્યે જ કરતા હોય છે. સુથાર, લુહાર, કુંભાર, કડિયા, દરજી જેવાં કામો એક પણ આદિવાસી કરતા નથી. મકાન બાંધવું હોય તો જાતે બાંધી લે. ખેતીનાં ઓજારોમાં હળ કે કોદાળી સિવાય બીજું સાધન હોતું નથી એટલે કડિયા કે લુહારની તેમને ભાગ્યે જ જરૂર પડે છે. ઘરમાં વાસણ પણ ઓછાં એટલે આવા કારીગરોની તેમને જરૂર રહેતી નથી.

### આકરો જીવનસંગ્રામ

જંગલની સંપત્તિ એકઠી કરનાર આ લોકોનો જીવનસંગ્રામ ઘણો આકરો હોય છે. તેમના ધંધામાં કાળા હાડની મજૂરી હોય છે. ઘરેથી તેઓ વહેલા નીકળી પડતા હોય છે. તડકો થતાં સુધી ઝાડ કાપે અથવા જંગલની ચીજો એકઠી કરે. તડકો તપવા માંડે અને કામ કરવું મુશ્કેલ પડે એટલે માલ એકઠો કરી, ભારા અથવા પોટલાં બાંધી ઇજારદાર અથવા વેપારીઓને વેચી આવે. જંગલમાં દીપડા, વરુ જેવાં વન્ય પ્રાણીઓ અને જીવોનો તેમને પરિચય કરવો પડે. ગીર જેવાં જંગલોમાં તો સિંહનો પણ સામનો કરવો પડે. ઉનાળામાં ડુંગરા તપે અને માથે ભારના બોજા લઈને ઊતરવા, ચોમાસુ આવે અને ભીના ડુંગર તેમ જ બિહામણા જંગલમાં લપસણી કેડીઓ પર માથે બોજ લાદી માર્ગ કાપવા પડતા હોય છે. નાનાં ધાવણાં બાળકો હોય તો તેમને સાથે લઈ જવાં પડે અથવા ઈશ્વરને ભરોસે તેમના રહેઠાણ પર મૂકતાં જવાં પડે. ઈશ્વરે સર્જેલી ભરીભરી વનસૃષ્ટિ, ઋતુએ ઋતુએ બદલાતું ડુંગરા અને જંગલોનું કરાળ અને સૌમ્ય સ્વરૂપ આ સઘળું તેમને નિહાળવા મળે છે પણ જ્યાં જીવનસંગ્રામ આકરો હોય ત્યાં આ સૌંદર્ય માણવા જેટલું તેમનું માનસ અનુરૂપ હોતું નથી એટલે તેઓ કુદરતની મીઠાશ અનુભવી શકતા નથી.

### આદિવાસીઓના પ્રાણ: નૃત્યો અને ગીતો

જીવનસંગ્રામ આકરો હોવા છતાં તેઓ કેટલાક પ્રકારના મનોરંજન દ્વારા તેમના જીવનમાં બીજી રીતે આનંદ લઈ શકતા હોય છે. ગીત અને નૃત્યો આદિવાસીઓના પ્રાણ છે. ગાણું એ તેમનો ખોરાક અને નૃત્ય એ તેમનો જીવનરસ છે. ખેડબ્રહ્મા તરફની વન્ય જાતિઓનાં નૃત્યો જુઓ કે, સંતરામપુર તરફના જંગલના આદિવાસીઓનાં ગીતો સાંભળો અથવા તો ગીરના સીદીઓનું "શિકાર" નૃત્ય જુઓ તો આ વાતની ખાતરી થશે. તેમનું આ મનોરંજન નિષ્ક્રિય હોતું નથી. આદિવાસી પોતે જ મનોરંજનનું પાત્ર બની સક્રિય રીતે નૃત્ય અથવા ગાણામાં જોડાઈને આનંદ લેતો હોય છે. તેમનામાં મોટા ભાગના લોકોની ઝૂંપડીમાંથી ઢોલની દાંડી પડી અને તેના પડઘા સાંભળી આદિવાસીના પ્રાણ જાગી ઊઠવાના.

પુરુષો ગળે ઢોલ નાંખી, ફેંટાના પગ સુધી લટકતા છોગામાં નૃત્ય કરતો હોય અને સાથે સ્ત્રીઓ આંગળીઓમાં ઘૂઘરીવાળી વીંટીઓ પહેરી, કાંડે ફૂમતાવાળાં મોડિયાં, કાનમાં ફૂલો, છૂટી રંગબેરંગી રેશમી ઓઢણીના ફરફરતા છેડાના હિલોળે તેઓનું મિશ્ર નૃત્ય ચાલતું હોય અને ડુંગરાઓની ગાળીઓમાં અથવા સપાટ જંગલોમાં રાત્રિની નીરવ શાંતિની વચ્ચે ઢોલના ઘેરા અવાજમાં તરલ ગતિએ તેઓ નૃત્ય કરતાં હોય ત્યારે તેનો અજબ કેફ અનુભવતાં હોય છે.

તેમનાં ગાણાં પણ સ્થિતિસ્થાપક હોય છે. નૃત્યગીત ગવાતાં જાય અને જોડાતાં જાય. ઊર્મિ આવી તે મુજબ સ્ફૂર્યું તે ગવાતું જાય. કોઈ ભીલની બહાદુરી જાણવામાં આવી કે, કોઈએ આદિવાસી સ્ત્રીની લાજ લૂંટી કે કોઈ સિપાઈએ તેમને સતાવ્યા અને ભીલના ટોળાએ તેને નસાડયા કે કોઈનો પ્રેમકિસ્સો જાણવામાં આવ્યો અથવા જંગલના

જાનવરોએ કોઈ યુવાનને ફાડી ખાધો તે પ્રસંગો યાદ આવે તેમ જોડાતા જાય અને ગવાતા જાય, ગીતો પણ બંધિયાર નહીં.

ગમે તેવાં દુઃખદર્દો અને આફતો તેઓ નૃત્યો અને ગીતોથી વિસરી શકે છે. નૃત્ય સિવાય તેમનું બીજું મનોરંજન કેટલેક સ્થળે ભવાઈ હોય છે, પણ નૃત્ય જેટલું તેનું મહત્ત્વ નથી.

નૃત્યો સામાન્ય રીતે હોળી કે એવા તેમના તહેવારો પ્રસંગે અથવા મોસમ પૂરી થયા પછી વિશેષ ચાલતાં હોય છે. નૃત્યો માટે તેમના પોશાક જુદા જ હોય છે. સ્ત્રીઓ ખાસ કરીને રંગબેરંગી પોશાકમાં સજાવટ વિશેષ કરતી હોય છે.

**મેળાઓ**

જંગલ અને ડુંગરના એકલવાયા જીવનમાં મેળાઓ પણ તેમના જીવનમાં પ્રાણ રેડતા હોય છે. ખેડબ્રહ્મા તરફનાં જંગલોમાં "હાલો ગોમતીજીને મેળે જઈએ"નું ગીત ગવાતું હોય કે રાજપીપળા તરફનાં જંગલોમાં "આવી આવી માનવ વણઝાર, હાલો મેળે જઈએ"ની ગીતપંક્તિઓ સાંભળીને આદિવાસીના પ્રાણ મેળે જવા માટે નાચી ઊઠતા હોય છે. ઘરડાં, જુવાન, સ્ત્રી, પુરુષો, બાળકો સૌ કોઈ મેળો માણવા જતાં હોય છે. સ્ત્રીઓ અને પુરુષો મેળાનાં અને બીજા રોમાંચક પ્રસંગોનાં ગીતો જૂથમાં ગાતાં ગાતાં દૂરદૂરથી મેળામાં ઠલવાતાં હોય છે. તેમને જોઈતી જીવનજરૂરિયાતની વસ્તુઓ, કપડાં, વાસણ, મોજ-શોખની વસ્તુઓ તેઓ મેળામાંથી ખરીદતાં હોય છે. દૂર વસતા સંબંધી-ઓ અરસપરસને મેળામાં મળી શકે છે અને નવા પરિચયો કેળવી શકે. યુવાન પાત્રો તેમનાં ઇચ્છિત લગ્નો મેળામાં ગોઠવી શકતાં હોય છે. કેટલેક સ્થળે મેળામાં પશુઓ પણ વેચાવા આવતાં હોય અને જરૂરિયાત મુજબ લોકો ત્યાંથી ખરીદતા હોય છે.

**અરસપરસનો સંપર્ક**

જંગલ અને ડુંગરમાં દૂર દૂર છૂટાછવાયા વસતા આ લોકો એક-બીજા સાથે તેમનો સંપર્ક કેવી રીતે જાળવી રાખતા હશે તેની ઘડીભર નવાઈ લાગે. સંપર્ક જાળવી રાખવાનું તેમનું એક મોટું સાધન મેળા છે. ઉપરાંત તેમની બીજી રીત એકબીજાને ત્યાં મહેમાનગતિ માણવા જવાની હોય છે. તેઓ મહેમાનગતિ માણવાનો ભારે શોખ ધરાવતા હોય છે. કોઈ કોઈ સ્થળે મોસમ જાય અને સ્ત્રીપુરુષો સજોડલે કુટુંબી-ઓમાં મહેમાનગતિ માણવા નીકળી પડે. કુંવારી કન્યાઓ અને કુંવારા છોકરા ખાસ કરીને મેળા અને મહેમાનગતિએ જાય ત્યારે રેશમી કપડાંનો પોશાક પહેરી, ચહેરા ઉપર ગુલાબી રંગનાં ટપકાં કરી, હોઠ ગુલાબી રંગે રંગી, આંખમાં ભરચક કાજળ આંજી, હાથનીં બેઉ હથેળીઓમાં સ્ત્રીઓ ગુલાબી રંગ લગાવીને આમ પૂરો શણગાર સજીને નીકળી પડતાં હોય છે.

કુદરતી આફત, ભય કે કોઈ આકસ્મિક પ્રસંગે મદદ માટે ઘણી વખત તેઓ એકઠા થઈ જતાં હોય છે. આમ પ્રદેશના સઘળા આદિવાસીઓને તાત્કાલિક એકઠા કરવા હોય તો ઢોલની દાંડી પીટવામાં આવતી હોય છે. આવે પ્રસંગે તેઓ ઢોલ વિશિષ્ટ પ્રકારે વગાડે એટલે તેની સંજ્ઞા સમજી જઈ એક ઝૂંપડીથી ઢોલની દાંડી પડી એટલે નજીકના ઝૂંપડે સાંભળનાર તે ઝીલી લઈ પોતાનો ઢોલ પીટે, આમ હારબંધ એક ઝૂંપડેથી દાંડી પીટતાં આખા પ્રદેશમાં સંદેશો પહોંચી જાય. રાત્રે ઢોલ પડયો હોય અને પરોઢિયામાં તો આસપાસના પ્રદેશમાંથી હજારો માણસો એકઠા થઈ જાય. આવી રીતે એકઠા થવા માટે તેમની બીજી પણ રીત છે. મુખી સંદેશો લઈ કેટલાક ખેપિયા આજુબાજુના ગામે મોકલે. તે તે ગામોએથી બીજા ખેપિયા તેના નજીકના પ્રદેશમાં ફરી વળે. આમ કડીબદ્ધ ધાર્યાં સ્થળોએ સંદેશો પહોંચી વળે. આફત, ભય કે આકસ્મિક પ્રસંગે તાત્કાલિક એકઠા થવાની રીતો પ્રદેશની અનુ-કૂળતા અનુસાર તેમણે યોજી કાઢી હોય છે.

**આદિવાસી સમાજમાં સ્ત્રીઓનું સ્થાન**

આદિવાસી કુટુંબોમાં સ્ત્રીઓનું વર્ચસ્વ ઘણું હોય છે. ભીલ પુરુષ તેની સ્ત્રીને પૂછયા વિના ડગ ન ભરે. તેની સલાહ મળે તો જ કામ કરે. બજાર ખરીદવા કે કંઈ કામે જવું હોય તો સજોડલે નીકળે. બજાર કે મેળામાં જ્યાં જુઓ ત્યાં સ્ત્રી અને પુરુષો સાથે ફરતાં દેખાય. પુરુષો કામમાં સ્ત્રીઓને મદદ કરે.

આદિવાસીઓમાં આટલું સ્ત્રીસન્માન છતાં તેમનામાં એક પત્ની-વ્રત જેવું નહિ. એકથી વધુ સ્ત્રીઓ પરણે. પ્રથમ પરણેતરનું સ્થાન પત્ની તરીકે અને બીજી રખાત તરીકે ગણાય. તેમનામાં પત્ની એક પતિથી છૂટાછેડા લઈ બીજો પતિ કરી શકે. પતિ પણ બીજી પત્ની કરી શકે.

**ખાનપાન**

ખાનપાનમાં "સુધરેલા" સમાજની વાનીઓને તેઓ ઓળખતાં નથી. અનેક પ્રકારનાં મિષ્ટાનો, વઘાર અને જાતજાતના મસાલાવાળા શાકપાનની બનાવટ તેઓ જાણતાં હોતાં નથી. તેમના ખોરાકમાં મકાઈ, બંટી, નાગલી, કોદરા કે એવાં હલકાં ધાન્યનો ઉપયોગ કરતાં હોય છે. ઘઉંનો ઉપયોગ મોસમ પ્રસંગે કોઈક જ કરતા હોય છે. તે સિવાય ઘેંસ, ડોયું કે રાબડી બનાવીને અથવા મકાઈ કે ચણાની ઘૂઘરી બનાવીને ખાય. કોઈ પ્રસંગે અડદની દાળ કે ખાટિયું બનાવે. લીલોતરી મળે તો તેનું શાક અથવા તો જંગલમાંથી મળતી કુંવાડ, કૂબો, ઢેબરી, જરખડી, દોડા વગેરે જાતની ભાજીઓ બનાવે. ભાજી ન મળે તો સરગવો, આંબલી વગેરે ઝાડનાં પાન બાફીને ચલાવી લે. બાફેલી ભાજીમાં તરતનું વાટેલું મરચું, હળદર અને મીઠું છાંટી દે. ભીલ અને બીજી કોમો તો અનાજ સાથે મહુડાનાં ફૂલ રાંધીને ઘણા જ સ્વાદથી ખાતાં હોય છે. લગ્ન કે તહેવાર પ્રસંગે કંઈક મિષ્ટાન્ન તૈયાર કરે પણ તે તેઓ જાણતા હોય તે પ્રકારનું કરે.

તેમનો મોટો ભાગ માંસાહારી ખરો. ગાય, ભેંસ વગેરે ઢોરનું માંસ ન વાપરે. ઘેટાં, બકરાં, મરઘાં, માછલાં અને શિકારનાં હરણ, સસલાં વગેરેનું માંસ વાપરે. કાથોડા ભીલ વાંદરાનો શિકાર કરી ખોરાકમાં વાપરે.

દારૂ તો જંગલના વાસીઓનું પ્રિય પીણું છે. સામાન્ય દારૂ ન મળે તો મહુડા અને એવી બીજી ચીજોના દારૂ ગાળીને પણ વાપરે. લગ્ન, તહેવાર કે મેળાના પ્રસંગે મન મૂકીને દારૂનો ઉપયોગ કરે. દારૂપીના

કારણે હવે ઓછો થઈ ગયો છે પરંતુ ચાનું નવું લફરું જંગલની આ પ્રજાને વળગતું જાય છે. સાથે તમાકુ પણ આવી છે.

ધર્મ

રાનીપરજના મોટા ભાગના લોકો બહુ જૂજ સંખ્યા બાદ કરતાં હિંદુ છે. પણ તેમાંના કેટલાકને તો તેઓ હિંદુ છે તેનો ખ્યાલ પણ હોતો નથી. તેમને ધર્મનું ખાસ અવલંબન હોતું નથી. અદૃશ્ય શક્તિથી તેઓ ઘણા ડરતા હોય છે અને તેથી વહેમોને પોષતા હોય છે. આથી તેઓ સીમડીઆ દેવ, બાળાપીઠોરો, દેવલી માડી, કાળો કકડ એમ જુદાં જુદાં દેવદેવીઓને પ્રાદેશિક રૂઢિ અનુસાર પૂજતાં હોય છે. અને તેમનામાં શ્રદ્ધા રાખતાં હોય છે. ભીલોમાં ખોડિયાર માતા, નાયકડામાં ભવાની માતા, અને દૂબળાઓમાં કાળકા માતાની સેવાપૂજા થતી હોય છે. ગીરમાં વસતા સીદીઓ બાબા ઘોરને માનતા હોય છે. હવે નવી દુનિયાની હવાથી તેઓમાંથી પ્રચલિત વહેમો દૂર થતા જાય છે. જડ તથા અદૃશ્ય શક્તિમાંથી આસ્થા ઓછી થતી જાય છે. પંચમહાલ અને સાબરકાંઠાના પ્રદેશમાં ખ્રિસ્તી પાદરીઓએ કરેલા પગપેસારાને કારણે કેટલાકે ઈસાઈ ધર્મ પણ અંગીકાર કર્યો છે પરંતુ તેની સંખ્યા ઘણી નજીવી છે.

ભાષા

આ વન્ય જાતિઓ જે ભાષા બોલે છે તે તેમની અસલ ભાષા નથી. ગુજરાતથી ભિન્ન એવી ભાષા બહુ થોડા બોલતા હોય છે. મોટા ભાગના લોકો ગુજરાતીની અસરવાળી પ્રાદેશિક ભાષા બોલતા હોય છે. સૌરાષ્ટ્ર અને કચ્છનાં જંગલોમાં વસતી જાતિઓ ગુજરાતી અને કચ્છીનો ઉપયોગ કરતી હોય છે. ડાંગમાં ડાંગી ભાષા વપરાતી હોય છે.

આ જાતિઓમાં શિક્ષણ નથી એમ કહીએ તો ચાલે.

કેટલીક વિશિષ્ટતાઓ

આદિવાસીઓ ગરીબ અને અજ્ઞાની છતાં તેમના જીવનમાં કેટલીક ધ્યાન ખેંચે એવી ખાસિયતો જોવામાં આવે છે.

તેઓ એકંદર પ્રેમાળ અને આદરસત્કાર કરી જાણનારા હોય છે. એમને આંગણે મહેમાન આવે તેથી તેઓ ઘણા ખુશી થતા હોય છે. આંગણે કોઈ જાય તો પતિપત્ની બેઉ સજોડલે ઝૂંપડા બહાર આવી તેનો સત્કાર કરશે. ગમે તેવા ગરીબ ભીલને ઝૂંપડે માણસ જઈ ચડે તો જરા પણ સંકોચ વિના તેની સમક્ષ ફળો ધરશે અને આગંતુક જો આદિવાસી હશે તો તેને મકાઈનો રોટલો ધરશે. જતી વખતે આવજો કહી સ્ત્રી અને પુરુષ બેઉ સાથે આવી પ્રેમભરી વિદાય આપશે. પતિ ઘેર ન હોય તો ભીલ સ્ત્રી અથવા સમજણો બાળક હસતે ચહેરે આવકાર આપશે. રસ્તે જતાં કોઈ મારગ ભૂલ્યો હોય અને આસપાસના માણસોને પૂછશે અને સહાય માગશે તો જવાના સ્થળે મૂકી આવશે.

આદિવાસી ભીલ જૂઠું કદી બોલશે નહિ. ચોરી પણ નહિ કરે, કોઈનું પચાવી પાડવાની દાનત પણ નહિ રાખે. છૂટાછવાયા એકલા રહેવા છતાં અરસપરસને સહકાર આપવાની સામૂહિક ભાવના તેમનામાં પ્રબળ હોય છે. રોગચાળો આવે અને કોઈનાં ઘેટાંબકરાં મરી જાય તો સૌ એક એક કાઢી આપે અને એ રીતે મદદ કરે. એકબીજાની ઉપર આફત આવે, કોઈ જંગલી પશુ-પ્રાણીનો ભય આવી પડે ત્યારે તેઓ એકઠા થઈ મદદે દોડી જાય. કોઈ ભીલ પાસે ખાવા અનાજ ન હોય તો પોતાની પાસેથી કાઢી આપે.

આ વન્ય જાતિઓ અપરિગ્રહી પણ હોય છે. નાણાં કે વસ્તુનો સંગ્રહ કરવાનું તો તે લોકો સમજતા જ નથી. તેમની જીવનજરૂરિયાતો ઘણી ઓછી હોય છે. જીવન જીવવા ખાવા અને પહેરવા જોગ કપડાં સિવાય તેમની વિશેષ જરૂરિયાતો હોતી નથી. જીવનની જરૂરિયાત ઓછી હોવાથી તેઓ વધુ શ્રમ પણ કરતા નથી. તેમની પાસે આવતી કાલ પૂરતું ખાવાનું હોય તો પરમ દિવસનો વધુ વિચાર કરતા નથી. વ્યવહારમાં નાણાંનો ઉપયોગ તેઓ ભાગ્યે જ કરતા હોય છે. ચીજને બદલે ચીજ લેવાનું તેમને વધુ અનુકૂળ પડતું હોય છે. જંગલના છેક આંતરિક ભાગનાં આદિવાસીઓને તો નાણાંનું શું કરવું તે જ મોટો વિચાર થઈ પડતો હોય છે. જીવનમાં નાણાંનું મૂલ્ય હજુ તેમને આકર્ષતું નથી. કારણ કે, તેમની જીવનની જરૂરિયાત ઘણી ઓછી હોય છે. તેમનો અપરિગ્રહી સ્વભાવ નાણાં માટે શ્રમ તરફ ઉદાસીનતા પેદા કરે છે.

આ વન્ય જાતિઓના મોટા ભાગના લોકો સૌંદર્યના ઉપાસક હોય છે. મોસમ પ્રમાણે તેઓ ફૂલના શણગાર સજતા હોય છે. નૃત્ય કે લગ્ન જેવા પ્રસંગોએ પુરુષો કાનમાં અને ગળામાં ફૂલોનો શણગાર કરતા હોય છે. ઘાસ અને ફૂલનાં ઝુમખાં બનાવીને પહેરતા હોય છે. આ ફૂલો એવાં હોય છે કે ત્રણ-ચાર દિવસ સુધી કરમાતાં નથી. સ્ત્રીઓ માથાના વાળનો અંબોડો ન વાળતાં ચોટલો ગૂંથી ફૂલના શણગાર સજે. ફૂલોનું આભૂષણ બનાવી કાનમાં નાંખે. બનાસકાંઠાના આંબામહુડા બાજુની આદિવાસી કન્યાઓ તો સૌંદર્યની ઘણી ઉપાસક હોય છે. તેઓ વાંસની કુમળી ટસરની "પીરપલી" બનાવી કાનમાં પહેરી અને ગળામાં ફૂલની સુંદર માળાઓ નાંખી તેમના દેહને શણગારતી હોય છે.

આદિવાસીની વધુ ખાસિયતો

કોઈ કચેરી, કોર્ટના કામે બહાર જવાનું હોય તો પુરુષો દસબારના જૂથમાં જ જાય. જંગલ પ્રદેશ બહાર એકલો આદિવાસી ન નીકળે.

ડુંગરાળ પ્રદેશ અને જંગલોમાં રસ્તાના અભાવે વાહનવ્યવહાર ન હોવાથી જ્યાં જવું હોય ત્યાં ચાલીને જ જતા હોય છે. ખૂણ લોકની માફક આદિવાસીઓ ઘણો લાંબો પંથ કાપી શકે છે. સામાન્ય રીતે દિવસમાં ૩૦ થી ૪૦ માઈલ ચાલી નાંખવું એ તો તેમને મન રમત વાત હોય છે.

જંગલના રસ્તાઓ તેમાં વસતાં પશુ અને પક્ષીઓ, તેની ઔષધિ અને વનસ્પતિ વગેરેનું તેમને સારું એવું જ્ઞાન હોય છે. જંગલના આંતરિક ભાગમાં વસતા આ લોકો અદ્યતન જમાનાની કસોટીએ કદાચ પછાત ગણાય પણ જેટલા વર્તુળમાં તેમને જીવન વ્યતીત કરવાનું હોય છે તેટલા વર્તુળનું તેમને પાકું જ્ઞાન હોય છે.

### આરોગ્ય

કુદરતની વચ્ચે વસતી આ પ્રજાનું આરોગ્ય સંપૂર્ણપણે સારું હોય એમ ઘડીભર માનવા મન લલચાય. પરંતુ તેમના કેટલાક સામાજિક રીતરિવાજો, ખાનપાન અને તબીબી સારવારની સગવડના અભાવે કેટલીક વન્યજાતિઓને અપવાદરૂપ ગણતાં મોટા ભાગના લોકોનું આરોગ્ય સંતોષકારક ન કહી શકાય.

### આર્થિક પરિસ્થિતિ

સામાન્ય રીતે આ વન્ય જાતિઓની આર્થિક હાલત ઘણી જ નબળી હોય છે. તેમની જીવન જરૂરિયાત ઓછી હોવા છતાં તેઓ મોટેભાગે કરજદાર હોય છે. લગભગ દરેક આદિવાસી વસાહતની આસ-પાસ એકાદ વેપારી હોય છે. તેઓ આદિવાસીઓની જીવન જરૂરિયાતની વસ્તુઓ પૂરી પાડતા હોય છે. આદિવાસીઓ આ વસ્તુઓ નાણાંથી ન ખરીદતાં જંગલ અથવા ખેતીની પેદાશ આપીને ચીજો લેતા હોય છે. વેપારી અડસટ્ટે તેની કિંમત આંકી તેમને બદલામાં ચીજ આપતા હોય છે. આ રીતે ભાવ, વસ્તુ અને વજન બેઉમાં આ લોકોને માર પડતો હોય છે.

આદિવાસીઓના પાકનું વેચાણ પણ આ વેપારીઓ મારફત થતું હોય છે. લગ્ન, વરાખરા, બળદ લેવા કે નાણાભીડ પ્રસંગે આ વેપારી-ઓ મોસમ વખતે દોઢી કે બમણી રકમ પાછી વાળવાની શરતે તેમને રોકડ નાણાં ધીરતાં હોય છે. મોસમ સમયે વેપારીઓ તેમના લેણા પેટે લગભગ સઘળો પાક લઈ જતા હોય છે. આમ ધીરધારમાં પણ અનેક રીતે તેઓ લૂંટાતા હોય છે.

જંગલની જડીબુટ્ટી જેવી મૂસળી મોટા શહેરોમાં ૮ થી ૧૨ રૂ. રતલના ભાવે વેચાય. વેપારીઓ તેને મીઠાની ભારોભાર આ લોકો પાસેથી ખરીદે. મીઠું બે આને રતલ એટલે મૂસળીના બે આના આ આદિવાસીઓને મળે. મધ મોટા શહેરોમાં બેથી અઢી રૂપિયે રતલ મળે. અભણ અને અજ્ઞાની આ લોકો પાસેથી વેપારીઓ ૬ થી ૮ આને રતલના ભાવે ખરીદી મોટા શહેરોમાં ઊંચા ભાવ ઉપજાવે. ચીજોના આવા ભાવ આદિવાસી જાણે નહિ. આમ આદિવાસી દરેક રીતે છેત-રાતો હોય છે.

આદિવાસીઓ કોઈ વસ્તુનો સંગ્રહ કરે નહિ. જંગલમાંથી એકઠું કરે અથવા પકવે એટલું વેચી મારે અને જરૂર પડયે લેવા જાય. આદિ-વાસી એક વાર વેપારીની દુકાને ચડયો એટલે કાયમનો દેવાદાર બની રહે છે. મોટા ભાગના આદિવાસીઓનું આ રીતે શોષણ થતું હોય છે.

### આદિવાસીઓ માટે રાજ્યના પ્રયાસો

જંગલમાં વસતા આ લોકોની સામાજિક અને આર્થિક હાલત સુધારવા માટે રાજ્ય તરફથી પ્રયાસો ચાલી રહ્યા છે. જંગલ વિસ્તારમાં આદિવાસી વસ્તીવાળા ભાગો સંતરામપુર, ખેડબ્રહ્મા, ધરમપુર વગેરે સ્થળે વિવિધલક્ષી વિકાસ ઘટકો કામ કરી રહ્યા છે. તે દ્વારા અને રાજ્યના ચાલુ તંત્ર દ્વારા પણ તેમને આગળ લાવવા પ્રયાસો થઈ રહ્યા છે.

જંગલની પેદાશ મેળવવા માટે રાજ્યના જંગલ ખાતાઓ તરફથી દર વરસે ઇજારા આપવામાં આવતા હોય છે. આ ઇજારદારોને બદલે જંગલના શ્રમજીવીઓ સહકારી ધોરણે મંડળી રચીને ઇજારા લેવા તૈયાર થતા હોય તો તેને પ્રથમ પસંદગી આપવાની નીતિ સરકારે નક્કી કરી છે. જંગલના લોકો મંડળી દ્વારા કામ કરતા થાય તો તેમની આર્થિક સ્થિતિ સુધરે તે માટે આવી મંડળીઓ રચવામાં આવી રહી છે. સરકાર જંગલ અંગેની આવી મંડળીઓને કેટલીક સગવડો પણ આપે છે.

# આદિવાસીઓ – કેટલીક સમસ્યાઓ

શ્રી પુષ્કર ચંદરવાકર
(આચાર્ય, આર. પી. આર્ટ્સ કૉલેજ, ખંભાત)

અનેક જાતિઓ અને પ્રજાઓથી ઊભરાતો ભારત દેશ છે. ભૂતકાળમાં અનેક જાતિઓ બહારથી આવી અને આ દેશમાં સ્થિર થઈ. જાતિઓના સ્થળાંતરના નકશાઓ હવે તો સ્વરાજ્ય આવ્યા પછી કોઈક અભ્યાસુએ તૈયાર કરવા જ પડશે. અને તેવા નકશા પર નજર નાખીશું ત્યારે જ ખબર પડશે કે અન્યના દેશોમાંથી કઈ જાતિઓ આવી અને તે સૌ જાતિઓએ આ દેશમાં આવીને ક્યારે ક્યારે અને ક્યાં ક્યાં સ્થળાંતર કર્યું? અને પરિણામે, તેમના આવા પ્રકારના દબાણથી અહીંના મૂળ વતનીઓએ ક્યાં ક્યાં સ્થળાંતર કર્યું. તે પણ જાણવા મળશે. જીવનભરના સંશોધન માટે આ કામ કોઈ સંશોધન માટે પૂરતું થઈ પડે.

પણ એટલું કહી શકાય તેમ છે કે લગભગ ચાલીસ કરોડે પહોંચેલી વસ્તીમાં બે કરોડ આદિવાસીઓ આ દેશમાં છે. અને દોઢ કરોડ ગુજરાતીઓમાં લગભગ વીસ લાખ જેટલા આદિવાસીઓ ગુજરાતમાં આજે છે, તેમાં આદિવાસીઓની સૌથી વધુ વસ્તી ડાંગમાં છે. ડાંગના આદિવાસીઓ હજુ તેમની બધી જ વિશેષતા જાળવીને જીવી રહ્યા છે. તેમની ભાષાકીય વિશેષતા સૌથી વધુ જળવાઈ રહી છે. જે જે પ્રદેશોમાં ભણેલા અને સંસ્કૃત (?) લોકો ઓછા પહોંચ્યા છે, ત્યાંના આદિવાસીના જીવન પર કૃત્રિમતાનો ઓપ ઓછો ચડયો છે. વળી અંગ્રેજોના શાસનકાળમાં આ પ્રદેશ 'છૂટો પાડી દીધેલ વિસ્તાર' તરીકે જાહેર કરીને આ પ્રદેશના આદિવાસીઓના જૂના 'સંસ્કાર'ને સાચવી રાખવાની સરકાર તરફથી તરફદારી થતી, અને તેથી આદિવાસીઓના સંસ્કૃતિનાં અનેક વળાં ત્યાં જોવા મળે છે. પશુપૂજા, વૃક્ષપૂજા; આ બધું ડાંગમાં હરતાંફરતાં અને ઘૂમતાં જોવા મળવાનું. પણ ડાંગને સ્પર્શી પડેલ સુરત જિલ્લામાં પણ આદિવાસીઓની વસ્તીની ટકાવારી ઠીક ઠીક છે. સુરત જિલ્લામાં દૂબળા, નાયકા, ધાનકા જેવી જાતિઓ વસે છે. તેમનો આંક – જિલ્લાની વસ્તીનો લગભગ ૪૬.૭૪નો છે. પંચમહાલ જિલ્લામાં ૪૦.૯૬ ટકા આદિવાસીઓ છે. વડોદરા જિલ્લામાં ૧૭.૪૮ ટકા ને સાબરકાંઠામાં ૧૦.૪૪ ટકા છે. બનાસકાંઠામાં આદિવાસીઓ છે, પણ ઈ. સ. ૧૯૪૧ના વસ્તીગણતરી વખતે વિશેષે નાની ઠકરાતવાળાં દેશી રાજ્યો હતાં. તેથી વસતીગણતરી વખતે તેમણે આવા આંકડા ભેગા કરવાની ખેવના રાખી ન હતી. પણ સાબરકાંઠા અને વડોદરા જિલ્લાના જે આંકડાઓ આપ્યા છે તે સહેજ ભ્રામક લાગે છે. ત્યાં આથી વિશેષ આદિવાસીઓની વસ્તી છે. તદુપરાંત કચ્છ અને સૌરાષ્ટ્રમાં પણ ભીલોની વસ્તી છે. વળી સૌરાષ્ટ્રના સાગરકિનારે જે કોળીઓ છે તેઓ પણ સૌરાષ્ટ્રના આદિવાસીઓ જ છે. સ્કંદપુરાણમાં તેમના ઉલ્લેખો મળે છે. કૌલ નામની જાતિ જે નૌકાયાનમાં અતિનિપુણ હતી, તે જ આ કોળીઓ. આથી વીસ લાખની વસ્તી આદિવાસીઓની છે, તેવી ગણતરી પણ ભ્રામક છે. ગુજરાતમાં તેમની જનસંખ્યા આથી વિશેષ હશે. છેલ્લી બે વસ્તીગણતરીમાં આ જાતિઓના આંકડા મેળવવાનાં કોઈ ખાનાંઓ પત્રકમાં ન હતાં, અને પરિણામે ઈ. સ. ૧૯૫૧ની વસ્તીગણતરી દ્વારા તેમના કોઈ આંકડાઓ મળતા પણ નથી. વળી જે લોકોના હાથમાં વસતિગણતરીનાં સૂત્રો આવા પ્રદેશમાં સોંપવામાં આવે છે, તેઓ અતિ ચીવટથી અને કર્તવ્યનિષ્ઠાથી આ કામ પાર ઉતારે તો તેમના સાચા આંકડાઓ ( Accurate figures ) મળે. આ તબક્કે તેમના સાચા આંકડાઓ મેળવવા જરૂરી પણ છે. કેમ કે સામાન્યતઃ નૃવંશશાસ્ત્રીઓની એવી માન્યતા છે કે ગુજરાતમાં દર પાંચ માથે એક માથું તેમનું છે. અને ભૂતકાળમાં, છેલ્લાં બે હજાર વર્ષમાં બહારથી આવનાર જાતિઓએ તેમને દબાવવા માટે અનેક પ્રયત્નો કર્યા છે. તેના કારણે આજે તો તે જાતિઓ સરકારી તંત્ર, કાયદા અને શસ્ત્ર સામે ચગદાઈને જીવે છે, તેમના અજ્ઞાનના કારણે. પણ હમણાં જ શ્રી કાકાસાહેબ કાલેલકરે કહ્યું છે: "એમને આપણે અજ્ઞાન રાખીએ જ શા માટે? ને અજ્ઞાન એ કાંઈ સલામત વસ્તુ નથી. અજ્ઞાન પર વિશ્વાસ રાખીને ચાલી ન શકાય. લોકો આજે સુશિક્ષિત થયા છે કે નહિ તે શંકાનો વિષય છે. પણ તેઓ જાગ્રત થયા છે એટલે માણસને સૂતેલો રાખી શકાય, પણ એને સુષુપ્ત કરી દેવો એ સહેલું નથી." આ કથન પણ અત્રે ખ્યાલમાં રાખવા જેવું છે. હમણાં જાણવા મળ્યું છે કે આ વર્ષે થનારી વસ્તીગણતરીમાં વર્ગીકૃત જાતિઓ અને આદિવાસીઓના આંકડા એકત્ર કરવાનું સરકાર વિચારી રહેલ છે. જો તેમ કરશે, તો સરકારે આ શાસ્ત્રના અભ્યાસીઓની દરકાર લઈને એક મહત્ત્વનું કામ કરી આપ્યું એમ ગણાશે. બાકી આજે જે આંકડાઓ પ્રજા આગળ મૂકવામાં આવે છે તે તો ઈ. સ. ૧૯૩૧ની વસ્તીગણતરીના આંકડાઓ છે. એટલે ગુજરાતના આદિવાસીઓ માટે પ્રથમ મહત્ત્વનું સંશોધન તો તેના આંકડાઓ મેળવવા અંગેનું છે. વળી કઈ કઈ જાતિ-

ઓને આ વર્ગમાં મૂકવી તે પણ નક્કી કરવું જોઈએ. અર્થાત્ ગુજરાતની જાતિઓનું સત્વરે વર્ગીકરણ કરવું જોઈએ. નળ સરોવરના કોંઠા પર વસતા છથી સાત હજારની સંખ્યામાં પઢારો છે. તેઓ પણ આદિવાસીઓમાં જ લેખાવા જોઈએ. ત્યારે આ કામ ગુજરાતના આદિવાસીઓનું હિંદુકરણ (Hindunisation of tribes) થાય તે પહેલાં તેમનું વર્ગીકરણનું કામ પૂરું થવું જોઈએ. ગુજરાતના નવા રાજ્યમાં આ અંગેનું એક સંશોધન ખાતું સરકારે ઊભું કરવું જોઈશે. અલબત્ત આજે સરકારોમાં તેમના હિતરક્ષા માટે સમાજ કલ્યાણ ખાતું ઊભું કરવામાં આવ્યું જ છે, પણ તે ખાતું આ લોકોના સર્વદેશીય અને સર્વાંગી વિકાસની કોઈ યોજના વિચારી શકતું નથી તેથી ગુજરાત રાજ્યને આવા જુદા ખાતા માટે અત્રે ભલામણ કરીએ તો તે અસ્થાને નથી.

આદિવાસીઓનો પ્રશ્ન માત્ર ગુજરાત રાજ્યમાં છે તેવું કોઈ જ નથી. આ પ્રશ્ન આજે ભારતના દરેક રાજ્યમાં છે. દક્ષિણમાં માયસોર, કેરાલા, મદ્રાસ, આંધ્ર, મહારાષ્ટ્ર જેવાં રાજ્યોમાં પણ જુદા જુદા આદિવાસીઓ છે. જ્યારે મધ્ય પ્રદેશમાં બૈગા, મુંડ, મુરિયા જેવા આદિવાસીઓ-ભૂતકાલીન ગૌરવ ધરાવતા આદિવાસી ભૂમિજનો છે. તેમની તો અનેક મહત્ત્વાકાંક્ષાઓ છે. હમણાં જ અંગ્રેજી પત્ર દ્વારા, મધ્ય પ્રદેશમાં આવી જાતિના વડાઓએ સમાંતર સરકાર રચવાની મહત્ત્વાકાંક્ષાને મૂર્ત રૂપ આપવાનો પ્રયત્ન કરેલો, તે જાણવા મળ્યું છે. તો ગુજરાત અને રાજસ્થાનની સરહદ પર વસતા ભીલોનો ઇતિહાસ પણ અતિ ગૌરવવાળો છે. બંગાળ બિહારમાં સાન્થાલ જાતિ પણ અતિ પ્રબળ અને ગૌરવભરી જાતિ છે. આસામ તો આદિવાસીઓની ભૂમિ છે. યુક્ત પ્રાંતમાં તેહરી-ગઢવાલમાં આદિવાસીઓ વસ્યા છે. આમ, લગભગ બધાં જ રાજ્યોમાં આદિવાસીઓ છે. અને તેમના નાનામોટા પ્રશ્નો છેલ્લાં તેર વર્ષમાં કેન્દ્ર સરકારને તેમ જ પ્રાંતીય સરકારને વિચારવા પડ્યા છે. તેમાં નાગાઓના પ્રશ્નો સૌથી મોખરે છે. ને નાગાજાતિએ તો નાગભૂમિનું રાજ્ય કેન્દ્ર સરકાર પાસેથી લીધું પણ ખરું. જેમ આફ્રિકામાં આદિવાસીઓ જાગી ગયા છે, અને પરદેશી સત્તા અને શાસન સામે તેમણે બળવો પોકાર્યો છે, નાગભૂમિમાં તેને કાંઈક મળતું બન્યું છે.

ત્યારે આદિવાસીઓની જ્યારે રાજકીય મહત્ત્વાકાંક્ષાઓ જાગે છે, ત્યારે તેઓ અલગ રાજ્ય સુધીની હદે પહોંચે છે. આવું બન્યું આફ્રિકામાં, અને આ દેશમાં. આમ બનવાનાં કારણોમાં ઊંડા ઊતરવાની જરૂર છે. એક તો આદિવાસીઓનું આજ દિન સુધી પુષ્કળ શોષણ થયું છે. વેપારી, જંગલના ઠેકાદાર, જમીનદાર, અમલદાર અને રાજકીય પક્ષોએ જ્યારે જ્યારે તેમના શોષણની તક દીઠી ત્યારે ત્યારે તેમને છોડ્યા નથી, અને આના કારણે તેમને ભણેલ વર્ગ પ્રત્યે એક પ્રકારની સૂગ ચોક્કસ જન્મી છે. વળી સ્વરાજ પછી બધું જ તંત્ર એકાકાર થયું અને પરિણામે આદિવાસીઓની ,સંસ્કૃતિને બાધક તેવા કાયદાઓ અને વટહુકમો બહાર પડ્યા છે, જેના કારણે આદિવાસી વર્ગ ઘવાયો છે અને આથી કરીને જે દિવસે તેમની માનસિક ચેતના જાગશે, ત્યારે તેઓ અલગતાવાદ સ્વીકારશે. તેમની સંસ્કૃતિનો નાશ કર્યાં અને કેવી રીતે થઈ રહ્યો છે, તેનો દાખલો ટાંકું. હમણાં ગુજરાતમાં ગુજરાત યુનિવર્સિટીમાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાની જોરદાર ઝુંબેશ ચાલે છે અને તેને પરિપૂર્ણ કરવા માટે એક પક્ષ કટિબદ્ધ થયો છે, અને સામે એક વર્ગ ઉંદરની રીતિએ અંગ્રેજીને ટકાવવા માટે મેદાને પડ્યો છે. આમ ત્યાં ગ્રજગ્રાહ ચાલે છે અને તે કાળમાં બાળકની જે અવદશા ભણતરમાં થવી જોઈએ, તે છેલ્લા દાયકામાં થઈ રહી છે. આ હકીકતને જાણવા છતાં માતૃભાષા દ્વારા જ શિક્ષણ બાળકને મળવું જોઈએ, એમ કહેનારો વર્ગ, આ હકીકત નથી જાણતો, કે સુરતનાં જંગલોમાં જે શાળાઓ ચાલે છે, તેમાં ભણનાર વર્ગની પાસે સ્નેહરશ્મિ અને ઉમાશંકર જોશીની બાનીમાં ને કલમ વડે લખાયેલ પ્રાથમિક શાળાનાં પાઠ્યપુસ્તકો ભણવાં પડે છે. પેલો સિદ્ધાંત– માતૃભાષા દ્વારા શિક્ષણનો, ક્યાં ગયો? ઈ. સ. ૧૯૫૬માં ઊનઈ બંધના કામકાજનો પ્રારંભ થયો છે કે નહિ તે જોવા તાપી પર જવાનું થયું ને એક નાનકડા કૂબામાં પ્રાથમિક શાળા જંગલમાં ચાલતી દીઠી ને તેમાં પેસી ગયો, તો આદિવાસી બાળકના હાથમાં ઇતિહાસ દીઠો. તેમાં પાટણનું નામ આવે. તે બાળકને તે ઇતિહાસમાં રસ એટલો કે પાટણની ભૌગોલિક સ્થિતિ પર તેણે જે ઉત્તર આપ્યો, તે સાંભળી એમ થયું કે આવા પાઠ્યપુસ્તકો એમનાં શિક્ષણમાંથી બાતલ કરવાં જોઈએ. કહેવાનું તાત્પર્ય એ છે કે બાળકને ન'તો ઇતિહાસમાં રસ તેમ ન'તી આવડતી શુદ્ધ ગુજરાતી ભાષા. તો આવા બાળકોને પ્રથમિક કક્ષાના ભણતરમાં તેમની માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું અને માધ્યમિક કક્ષાએ પહોંચે, ત્યારે ગુજરાતી ભાષાનું જ્ઞાન કરાવવું જરૂરી લાગે છે.

અત્યારે આ કથન સાવ અજુગતું લાગે, પણ તેની અસર આ આદિવાસીઓના ચિત્ત પર મોટી છે. જેમ ભારતીય રાષ્ટ્રપ્રેમી માણસને અંગ્રેજીમાં વાત કરતાં આજે સૂગ ચઢે છે તેવું ડાંગના જંગલમાં આદિવાસીઓને અધિકૃત ગુજરાતીમાં સૂગ ચઢતી જોઈ છે. ત્યારે ગુજરાતના આદિવાસીઓના પ્રશ્નોમાં તેમની બોલીનો પ્રશ્ન હોય તેવું લાગે છે. વળી બાળકનો પણ આ રીતનો ઉછેર તેને જરાક મૂંઝવે છે. તેના માટે અધિકૃત ગુજરાતી ભાષા (Stardard Gujarati) માનસિક વિમાસણ છે. તેના ચિત્ત પર, આથી, વિષમ આઘાતની અસર થાય છે. આમ, તે સાંસ્કૃતિક વિષમતા વચ્ચે જીવતો હોય છે. આવાં ક્ષુદ્ર ભાસતાં કારણોમાંથી તે અનુભવે છે ચેતનાહીન દશા (Loss of Nerve). તેમાંથી ગુજરાતના અદિવાસીઓને મુક્ત કરવા જોઈએ. તેમના બાળકો માટે પાઠ્યપુસ્તકો તો જોઈએ જ, તે દશા અને સ્થતિને ટાળી શકાય. ઇતિહાસ જેવો વિષય તેમને તેમની બોલીમાં શીખવવો જોઈએ અને અખિલ ભારતીય ધોરણે તેમના માટે દેવનાગરી લિપિનું સૂચન મેં અન્યત્ર કર્યું છે, અને તે લિપિમાં તેમને તેમની જ વાતો, લોકગીતો અને લોકકથાઓ પઢાવવાં જોઈએ, તેમના જ પૂર્વજોનો ઇતિહાસ ભણાવવો જોઈએ. સાથોસાથ તેમના સંસ્કારને મળતા હોય તેવા સંસ્કારની અન્ય વનજાતિઓનો તેમની બોલીમાં છપાયેલ પુસ્તકો દ્વારા પરિચય કરાવવો જોઈએ. તેમનામાં પણ રામાયણ અને મહાભારતની કથાઓ છે. તે કથાઓનું તેમને પાન કરાવવું જોઈએ.

આટલું તેમના માટે કર્યે પણ તેમના માટે ઘણું કર્યાનો ભાવ અનુભવી નહિ શકાય.

તેમની બોલી અને તેમાંથી જન્મતાં પ્રશ્નોનો ઉકેલ કર્યા પછી તેમનાં સ્વાસ્થ્ય અને આરોગ્યની પણ વિચારણા કરવી પડશે.

સુરત જિલ્લાના પ્રવાસમાં હતો. આકાખોલની પાંજરાપોળથી રાત્રે લગભગ દશ વાગ્યે ગાલ્લું જોડીને અમે નીકળ્યા, ત્યારે અમને તરધેશ્વરના રસ્તે ઉઘાડા બદને ત્રણચાર ભીલો મળ્યા, અમે તેમને ઠંડી હોવાથી પ્રશ્ન પૂછયો: 'તમે ઉઘાડા ડિલે છો, તો તમને ઠંડી નથી લાગતી?'

'લાગે તો છે, પણ અમે તેનો ઉપાય જાણીએ છીએ!'

એટલું બોલીને તેઓ જાણે કશી જ ઠંડી નથી વાતી તેમ ચાલ્યા ગયા. મારી સાથેના જોડીદારોને મેં પૂછયું. તેમણે ઉત્તર આપ્યો: 'પીધેલા હતા!' અને તેમની સાથેની વાતોમાં જાણવા મળ્યું કે અત્યારે આ ભીલો સીમનું રખું કરવા ગયા, અને તેઓ આખી રાત આમ નગ્નદેહે — કેડએ લંગોટી વીંટી હતી, આખી રાત કાઢી નાખશે, કેમ કે તેમણે શરીરમાં કૃત્રિમ ગરમી પેદા કરી હતી.

પણ આ ઉત્તરેય અધૂરો લાગે છે. સુરત જિલ્લાના ભીલોમાં અને બનાસકાંઠાના આદિવાસીઓમાં ઘૂમતાં એ તો જાણવા મળ્યું છે કે, તેમની ગરીબી આદર્શ છે, ને તેના કારણે તેઓ પૂરતા પૈસા વસ્રમાં નાખી શકતા નથી. સાગબારાના એક ભીલ કુટુંબની સાથે વાતોમાં જાણવા મળ્યું હતું કે આ દશેરાએ કપડાંની એક જોડ લીધી તે આવતી દશેરાએ કપડાંની બીજી જોડ સ્રી માટે લેવાશે. આ સ્થિતિમાં શિયાળાની ગરમી માટે જુદાં જુદાં કપડાં, ઉનાળાના માટે જુદાં કપડાં, શિક્ષિત અને વિશેષ કમાતા વર્ગને આવું ખર્ચ પાલવી શકે. ભીલ જેની વાર્ષિક આમદાની ભાગ્યે જ પાંચસો રૂપિયા હશે, તેને આ ખર્ચ કયાંથી પાલવી શકે? અને જો આ આમદાની આટલી ભવ્ય હોય, તો તેઓ પૌષ્ટિક ખોરાક મેળવી પણ કયાંથી શકે? આથી તેમનું સ્વાસ્થ્ય કાયમ નબળું રહ્યું છે પણ તેમના ખોરાકની સમતુલા જાળવવા માટે ઈંડાં, માંસ અને માછલીને સ્થાન આપ્યું છે. તેમના ખોરાકમાં દૂધ, ઘી કે માખણને સહેજ પણ સ્થાન નથી, તેમને ઘી બનાવતાં આવડતું નથી, પરિણામે ચરબી વગરનો તેમનો ખોરાક છે, પણ તે પદાર્થો તેમને ઈંડાં, માંસ અને માછલીમાંથી મળી રહે છે. આજે તેમના ખોરાક માટે ઠીક ઠીક ચર્ચા ચાલે છે. તેમના ખોરાકમાં ફેરફાર કરવા જોઈએ, તેવો એક મત ચાલે છે. પણ તેમના ખોરાકની સમતુલા જાળવી, તેમના સ્વાસ્થ્યને તંદુરસ્ત રાખે, અને જીવન પૂર્ણ જીવી શકાય તેવા પ્રકારનો ખોરાક બનવો જોઈએ. તેમના ખોરાકને પૂર્ણ બનાવવા માટે સંશોધન થવું જોઈએ, પ્રયોગો થવા જોઈએ, તેમની જરૂરતો અને ટેવોને નજરમાં રાખીને અને પછી જ તેમના ખોરાક માટેનો ખ્યાલ તેમને આપવો જોઈએ.

તો જ્યારે તેમનું સ્વાસ્થ્ય લથડે ત્યારે તેમનામાં દવા લેવાની ટેવ ઓછી છે. તેઓ શરદીમાં દારૂ લેવાય, તેવું જ્ઞાન ધરાવે છે. સોનગઢ વ્યારાનાં જંગલોમાં વસતા આદિવાસીઓ વચ્ચે ઘૂમતાં જાણવા મળ્યું કે ફ્લ્યુ જેવા તાવમાં દારૂ લેવો જોઈએ અને તે દરદી તે જ દવા વાપરે છે, એમ તેણે કહ્યું, પણ બનાસકાંઠાના ભીલો વચ્ચે રહેલ ત્યારે જાણવા મળ્યું કે ઊથલો ખાતા તાવથી પીડાતા એક ભીલ દરદીએ કંટાળીને છેવટે માતાની બાધા રાખી ને બાધામાં માતા આગળ બકરો વધેરવાની બાધા રાખી અને તે પ્રમાણે બકરો વધેરાયો, ને તેણે તેની શેય લીધી અને પરિણામે તેણે તેનો જાન ખોયો.

આથી વહેમોથી ભરેલી માન્યતાને કારણે, તેમનું સ્વાસ્થ્ય બગડે ત્યારે તેમણે દવા લેવાની ટેવ પાડવી જોઈએ, અને માતા ભૂવાના વહેમમાં સપડાયા વિના તેઓ માંદા પડે ત્યારે દવા લેવાની જરૂર છે, તેવી તેમને સમજણ આપવી પડશે. તેમની ગરીબાઈ આદર્શ છે, તેથી તેમને મફત દવાઓ મળે, અથવા જૂજ કિંમતે દવા મળે તેવી વ્યવસ્થા થાય તેની કાળજી લેવાવી જોઈએ. તેમની વચ્ચે તેમની આર્થિક અને માનસિક સ્થિતિ સમજે તેવા દાક્તરો કે વૈદ્યો મુકાવા જોઈએ. તેમની સંસ્કૃતિને સમજનાર જો વૈદ્યો કે દાક્તર આવીને બેસશે, તો તો તે આદર્શ વૈદ્ય કે દાક્તર બની શકશે.

આ બધી જાતિઓ વહેમોમાં અને જૂની ચાલુ ઘરેડોમાં અને વારસામાં મળેલા સંસ્કારમાં જીવતી જાતિઓ છે. તેના પરિણામે તેમની આર્થિક આબાદી થઈ શકતી નથી. તેમની ખેતીની રીતિ પણ આવા જ વહેમ પર નિર્ભર છે. તેઓ માને છે કે ધરતી માતા છે અને ધરતી માતાની છાતી પર હળના ચીલા ન પાડી શકાય. મા, તેથી, દુ:ખી થાય, માટે તેઓ 'ઝુમિંગ' પ્રકારની ખેતી કરે છે. તેઓ વ્યવસ્થિત-પણે ખેતી કરતા નથી. ખેતરને ખેડતા નથી. પણ ચોમાસામાં ઊગી નીકળેલ અનાજના છોડવાઓને તેઓ કાપી નાખે છે, પછીથી તેઓ ખેતરમાં અગ્નિ ચાંપે છે અને વરસાદમાં, છેવટે, ખેતરો સાફ થાય છે અને એ સાફસૂફી પછી ખેતરમાં ઊભા રહીને દાણા રેલાવે છે અને કુદરતની ઇચ્છા પ્રમાણે પાછીથી દાણા ફૂટી નીકળે છે. આના કારણે તેમની ખેતી વ્યવસ્થિત થઈ શકી નથી અને આથી ખેતી તેમને માટે ઉત્પાદક ધંધો બન્યો નથી. તો ખેતી માટેની તેમની અજ્ઞાનતાને દૂર કરવાનો પ્રયત્ન સતત કરવો જોઈએ. તેમની આર્થિક ગરીબાઈને દૂર કરવા માટે તેમને ગૃહઉદ્યોગો અને ઉપધંધાઓ આપવા જોઈએ. વળી તેમનું અર્થતંત્ર સ્વાયત્ત અને સ્વતંત્ર રહેવું જોઈએ. જંગલોમાંથી ઉત્પન્ન થતાં લાકડાંના ઉદ્યોગો તેમને શિખવાડવા જોઈએ. વળી તેમને મરઘાં બતકાંના ઉછેરનો ધંધો પણ શિખવાડવો જોઈએ. તેઓ જંગલોમાં વસે છે. નાનીમોટી નદીઓ જંગલમાં આવેલી છે, તેથી તેમને ઢોરઉછેરમાં બહુ મુશ્કેલી નહિ પડે. આથી તેમને ઢોરઉછેર પણ શીખવવા જોઈએ, અને તેમાંથી ઘી જેવાં ઉત્પન્ન લાવનારા ધંધાઓ શિખવાડવા જોઈએ. તેમ જ ઉપ-ધંધાઓમાં મધ ભેગું કરવાનો, લાકડાંની મજૂરી, અને કોલસા બનાવવાના ધંધાઓ શીખવવા જોઈએ. આની સહકારી મંડળીઓ થવી જોઈએ, જેથી કરીને તેમના શોષણનો અંત આવે!

વળી તેમને જે માલ બજારમાંથી ખરીદવો પડે છે, તેમાં પણ તેમનું જબરું શોષણ થઈ રહ્યું છે. આ શોષણનો પણ અંત આવવો જોઈએ. આના માટે પણ સહકારી હાટો ખુલ્લાં મૂકવાં જોઈએ, જેથી કરીને મોટા નફા લઈને આપવાની નીતિને તજે. વળી જંગલવાળા વિસ્તારમાં હાટ લઈને બેઠેલ વેપારી વિનિમય પદ્ધતિ અપનાવીને હાટ ચલાવતો હોય છે. ગુંદર, મધ, ચામડાં જેવી ચીજોના બદલામાં તેલ, મરચું, મીઠું જેવી ચીજો ભીલો ખરીદતા હોય છે. આમાં આદિવાસી બંને તરફથી લૂંટાતો હોય છે તેની વિવિધલક્ષી સહકારી મંડળીઓ સ્થપાવી જોઈએ, જેથી આ શોષણનો પણ અંત આવે.

છેલ્લે તેમનું વહીવટી તંત્ર પણ બદલાવું જોઈએ. આજ દિવસ સુધી આ બધા પ્રદેશો દેશી રાજ્યોની સરહદમાં હતા. ડાંગ જેવા પ્રદેશો ગવર્નર-જનરલની સત્તા નીચે હતા. તેમના માટે પણ ખાસ અમલદારો નીમવામાં આવતા હતા. વળી તેઓ આદિવાસીઓના કાયદામાં, તેમના જીવનમાં ખાસ રસ લેનારા હતા. ડબ્યુ. જી. આર્ચરે સાંથલ પ્રદેશમાં વર્ષો સુધી કમિશ્નર તરીકે નોકરી કરી. અને નોકરીના અંતે તેઓ સાંથલસંસ્કૃતિ અને જાતિ પર બોલી શકે તેવા વિદ્વાન બની બેઠા. ડાંગ ખાતે ઈ. સ. ૧૯૪૭માં જે અમલદાર હતા, તેની પેટ ભરીને આજે ડાંગના આદિવાસીઓ વાતો કરી રહ્યા છે. આથી આ પ્રદેશોના પ્રજાજનોને સમજી શકે, તેમના પ્રશ્નોને સહાનુભૂતિથી જોઈ શકે તેવા અમલદારો મુકાવા જોઈએ.

વળી દેવગઢ બારિયાના આદિવાસીઓમાં ફરતાં જાણવા મળ્યું કે આજે આ જાતિઓની પર સરકાર તરફથી નહિ, પણ ખાનગી રાહે ઠીક ઠીક બોજો આવી પડ્યો છે. અને તેમાં આસ કરીને અમલદારોની ખાણીપીણીનો. જંગલમાં અમલદારો જાય છે. તેમના માટે મરઘાં, ઈંડાં, ઘી અને માછલાંની વ્યવસ્થા આ આદિવાસીઓએ સમજીને કરવાની હોય છે. જૂનાં રાજ્યોમાં બાપજી, અને જંગલખાતાના અમલદાર બેને જ તેઓ ઓળખતા. હવે જંગલખાતું, મહેસૂલી ખાતું, જકાત ખાતું અને ફોજદારીખાતું; આમ ચાર ખાતાંના કોઈ કોઈ અમલદારો તેમની પાસેથી ઉપર ગણાવેલ ચીજોની અપેક્ષા – આ તો જૂજ છે, રાખે છે. આથી વિશેષ અપેક્ષામાં બીજી ચીજો પણ આદિવાસીઓ ગણાવે છે.

તો આદિવાસી વિસ્તારમાં પ્રવર્તતી આ પરિસ્થિતિનો પણ ગુજરાત રાજ્યમાં અંત આવે, તેવું ઇચ્છીએ, જેથી આદિવાસીઓના જીવન-સંઘર્ષો ઘટે.

આથી એમ ન માનના કે સરકારો કે કેન્દ્ર સરકાર કશુંય કરી નથી રહેલ. કેન્દ્ર સરકારે પ્રથમ પંચવર્ષીય યોજનામાં તેમના કલ્યાણાર્થે રૂ. ૩૯ કરોડ મંજૂર કર્યા હતા, તે વધારીને હમણાં રૂ. ૧૦૦ કરોડ મંજૂર કર્યા છે. આ રકમ યોગ્ય સમયે યોગ્ય રીતે વપરાય, તે જરૂરી છે. બાકી રૂ. ૩૯ કરોડમાંથી પ્રથમ પંચવર્ષીય યોજનામાંથી રૂ. ૨૬ કરોડ વપરાયા હોવાનું જાણમાં છે. બીજી પંચવર્ષીય યોજનામાં કેન્દ્ર સરકારે રૂ. ૯૧ કરોડ મંજૂર કર્યા હતા. તેમાંથી પ્રથમ ત્રણ વર્ષમાં રૂ. ૩૯ કરોડ વપરાયા હોવાનું જાણવા મળે છે. ઈ. સ. ૧૯૫૮–૫૯માં કેન્દ્ર સરકારે આદિવાસીઓ માટે રૂ. ૧૪ કરોડ મંજૂર કર્યા હતા, તેમાંથી માત્ર પાંચ કરોડ રૂપિયા વપરાયા હોવાનું જાણવા મળે છે.

આ બધી આંકડાની રમતમાંથી એટલું તારવી શકાય કે જે રકમો કેન્દ્ર સરકારે મંજૂર કરી હતી. તેટલી રકમો વપરાણી નથી, તેનું શું કારણ? એ રકમ વપરાય, તો જ તેમનો ઉદ્ધાર થાય તેવુંય નથી. હમણાં પંજાબની સરકારે આદિવાસીઓના કુટુંબ માટે આવકની ટોચ-મર્યાદા મૂકી છે. આદિવાસીઓના પ્રત્યેક કુટુંબની આમદાની રૂ. ૧૦૦ એક સોની હોવી જોઈએ. તેથી ઓછી હોય તો સરકાર તેમને મદદ કરશે. આ જાહેરાત પણ યોગ્ય ભાસતી નથી. આ રીતે પણ તેમનો ઉત્કર્ષ ન થઈ શકે. આથી તેમનામાં પ્રમાદ વધશે અને આદિવાસીઓ વિલાસી અને આળસુ બનશે.

આથી અત્ર ડૉ. વેરિયર એલ્વીનના પ્રમુખપદે નીમવામાં આવેલ સમિતિના અહેવાલમાંથી કેટલાક વિચારણીય મુદ્દાઓ પરત્વે ધ્યાન ખેંચવું જરૂરી લાગે છે, તેઓ લખે છે: "એક મહાન દેશના નાગરિકો તરીકે પોતાના સ્થાનની વધતી જતી જાગૃતિ અને સમગ્ર ભારત સાથે એકીકરણની એક નવી જ ભાવના આદિવાસીઓમાં જોવા મળે છે. આદિવાસીઓમાં રહેલી બહારની દુનિયા વિશેની શંકા અને અશ્રદ્ધા સરકારના હેતુઓ વિષેના સંશયો અને બહારના માનવીના ભયથી પોતાની જ દુનિયામાં ડૂબી રહેવાની વૃત્તિ આદિવાસીઓમાંથી અદૃશ્ય થઈ ગઈ છે, અથવા ઝડપભેર અદૃશ્ય થતી જાય છે.

સાનુકૂળ માનસિક વાતાવરણ સર્જ્યા વિના પોતાના પ્રદેશના વિકાસમાં આદિવાસીઓને સાચો રસ લેતા કરવાનું કામ મુશ્કેલ હતું. કેટલેક સ્થળે તેમને પોતાની જમીનની માલિકીની ચિંતા હતી. તો કેટલેક સ્થળે જંગલખાતા અને તેના નિયમો સાથે થતી અથડામણો હતી. તો કેટલેક સ્થળે રાજદ્વારી પ્રવૃત્તિઓ તેમને સરકાર વિરોધી વલણ અપનાવવા પ્રેરતી હતી. અમે એક એવા જ્ઞાતિવિહીન, વર્ગવિહીન અને આદિ-વાસીવિહીન સમાજની કલ્પના કરીએ છીએ, જેમાં પ્રત્યેક અથવા નાગરિકોનું મંડળ પોતાનો વિશિષ્ટ ફાળો આપી રહે પરંતુ કોઈ પણ આદિવાસી કૃત્રિમ ભેદોથી વિભક્ત બનેલો નહિ હોય. અમે એ દિવસની રાહ જોઈએ છીએ, જ્યારે આદિવાસી શબ્દ વાપરવાની જ જરૂર નહિ રહે.

સમગ્ર આદિવાસી વિસ્તારનો ખંડવાર નહીં પરંતુ અખંડપ્રદેશ મળીને વિકાસ સાધવો જોઈએ."

# ભિનગુજરાતીઓ

શ્રી. આર. એમ. ત્રિવેદી
(વસ્તી ગણતરી નિયામક, ગુજરાત સરકાર, અમદાવાદ)

આ વિષય પર વિચાર કરતાં પ્રશ્ન એ ઉદ્ભવે છે કે 'ગુજરાત' અને 'ગુજરાતીઓ' કોને કહેવાં? કારણ કે, અત્યારના ગુજરાત કરતાં પહેલાંનું ગુજરાત ભિન્ન હતું, જેની સીમા બે જુદા જુદા અર્થમાં ઉદ્દિષ્ટ થતી હતી, જેવા કે (૧) પ્રાદેશિક અને (૨) ભાષાકીય. પ્રથમ અર્થમાં આબુ પર્વત અને દમણગંગા નદી વચ્ચેના પ્રદેશનો તેમાં સમાવેશ થતો હતો, જ્યારે બીજા અર્થમાં જ્યાં ગુજરાતી ભાષા બોલાતી તે પ્રદેશ ગુજરાત તરીકે ઓળખાતો. ભાષાકીય દૃષ્ટિએ ગુજરાતની સીમા ઉત્તરમાં શિરોહી અને મારવાડ, પશ્ચિમમાં અત્યારે પાકિસ્તાનમાં આવેલા થર-પારકરના જિલ્લા, કચ્છ અને સૌરાષ્ટ્ર અને ત્યાંથી નીચે દક્ષિણમાં છેવટ થાણા જિલ્લાને બૃહદ્ મુંબઈના દ્વિભાષી પ્રદેશ સુધી લંબાઈને સાંકડી બની જતી પટ્ટી સુધી તેમ જ પૂર્વમાં અરવલ્લીની ટેકરીઓથી ધરમપુર સુધી વિસ્તરેલી હતી. ગુજરાતની ભૌગોલિક સીમામાં વખતોવખત પરિવર્તન થયા કર્યાં છે. રાજપૂતાનામાં આવેલ 'ગૂર્જર' નામના સાધારણ નાના પ્રદેશમાંથી 'ગૂર્જર દેશ', 'ગૂર્જર ભૂમિ' અથવા 'ગૂર્જરત્રા' અને છેવટ સિદ્ધરાજ જયસિંહ અણહિલપુર પાટણને રાજધાની બનાવીને રાજ્ય કરતો હતો તે સમયે રૂપાન્તર પામેલા 'ગુજરાત'માં તેનો વિસ્તાર થતો ગયો છે.

ગુજરાતના ઉદ્ભવ અંગે ભૂતકાળમાં બે સિદ્ધાંત રજૂ થયા છે. ભારતના તેમ જ પરદેશના સુવિખ્યાત વિદ્વાનોએ જાતિની સાથે સંબંધ ધરાવતો એવો સિદ્ધાંત રજૂ કર્યો છે કે ગૂર્જર નામની વિદેશી જાતિ ઉત્તરમાંથી ભારતમાં ઊતરી આવીને રાજપૂતાનામાં સ્થિર થઈ અને તેને વતન બનાવીને રહી. આ ગૂર્જરોની જાતિ ઉપરથી 'ગુજરાત' નામ અસ્તિત્વમાં આવ્યું. વર્ષો સુધી આ મત અબાધિત રહ્યો છે. ગૂર્જરોના આ સ્થળાંતરનો સમય ઈ. સ. ૪૫૦નો જણાવવામાં આવે છે, જ્યારે હૂણોએ આ દેશ પર આક્રમણ કર્યું હતું. અત્યારે ગુજરાત અને સૌરાષ્ટ્ર તરીકે ઓળખાતા પ્રદેશમાં સ્થળાંતર કરવાના સમય દરમિયાન જ્યાં આ વિદેશી જાતિ એકત્રિત થઈને સ્થિર થઈ હતી તે પંજાબમાં આવેલા ગુજરાનવાલા, ગુજરાત અને ગૂર્જરખાન જેવાં સ્થળો આ સિદ્ધાંતને ટેકો આપે છે. ઉત્તર ભારતના અન્ય ભાગોમાં પણ ગૂર્જરો મળી આવે છે. આ ઉપરથી એવી દલીલ કરવામાં આવે છે કે 'ગૂર્જર' શબ્દ ઉત્તરમાંથી ઊતરી આવેલી એ નામની વિદેશી જાતિ તેમ જ તેમાં સમાવિષ્ટ થયેલા લોકો અને તેમના રાજ્યકર્તાઓને લાગુ પડે છે.

સ્થળાંતરના આ સિદ્ધાંતની સામે કેટલાક વિદ્વાનોએ એટલો જ પ્રતીતિજનક અને સ્વીકારી શકાય એવો સિદ્ધાંત ભારપૂર્વક રજૂ કર્યો છે. જાતિની સાથે સંબંધ ધરાવતા સિદ્ધાંતનું ખંડન કરીને તેમણે જણાવ્યું છે કે "'ગૂર્જર' શબ્દ કોઈ રાજાની જાતિને લાગુ પડતો હોય એમ માની લેવું ન જોઈએ. હકૂમત નીચેના પ્રદેશના નામ ઉપરથી જ રાજા એ નામે ઓળખાતો હતો. શિલાલેખોનો અને અન્ય નોંધોનો નિર્દેશ કરીને આ સિદ્ધાંતનું પ્રતિપાદન કરતાં શ્રી ક. મા. મુનશી જણાવે છે કે:

"અત્યારના મારવાડની નજીકનો અને મેવાડના કેટલાક ભાગોનો પ્રદેશ છઠ્ઠી સદી પછીથી ગૂર્જર, ગુજ્જર અથવા ગૂર્જરત્રા કહેવાતો. મારવાડમાંથી આવેલા પ્રતિહાર રાજાઓની હકૂમત દરમ્યાન આ પ્રદેશોમાં બોલાતી સામાન્ય ભાષા ગૂર્જર અપભ્રંશ હતી. આ ભાષા બોલનારા ને આ પ્રદેશમાં વસનારા લોકો 'ગૂર્જરો' કહેવાતા; અને દેશના અન્ય ભાગોમાં જ્યારે તેઓએ સ્થળાંતર કર્યું ત્યારે જે પ્રદેશમાંથી તેઓ આવ્યા હતા તેના નામ ઉપરથી 'ગૂર્જરો' તરીકે ઓળખાવા લાગ્યા."૧

આ રીતે 'ગૂર્જર' એ કોઈ વિદેશી જાતિનું નહિ, પણ ગૂર્જરોની વતનભૂમિનું નામ હતું અને આ ભૂમિના પરાક્રમી વીરોએ દેશના જુદા જુદા ભાગોમાં જઈને પોતાનાં પરાક્રમોનો પરિચય આપ્યો તેને લીધે તેઓ વિખ્યાત થયા અને તેમની વતનભૂમિના નામ ઉપરથી 'ગૂર્જરો' તરીકે ઓળખાવા લાગ્યા.

સુપ્રસિદ્ધ વિદ્વાનોએ રજૂ કરેલા આ બે સિદ્ધાંતમાંથી કયા સિદ્ધાંતમાં ઐતિહાસિક સત્ય સમાયેલું છે તે કહેવું અશક્ય છે. કમભાગ્યે આ દેશના ભૂતકાળનો આધારભૂત ઇતિહાસ નથી, તેથી આમ બનવું સ્વાભાવિક છે, અને આ અંગે જે કાંઈ અનુમાનો તારવવામાં આવે તે માટે પરદેશી મુસાફરોની તેમ જ સાહિત્યિક અને શિલાલેખોની પ્રાપ્ય નોંધોની મર્યાદિત સાધનસામગ્રી ઉપર આધાર રાખવો પડે તેમ છે. સાચી હકીકત આ બે અભિપ્રાયના વચ્ચેની પણ હોય. 'ગુજરાત' નામનું સાચું કારણ ગમે તે હોય, પણ એ તો હકીકત છે કે એક સમયે રાજપૂતાનામાં 'ગૂર્જર' નામે ઓળખાતું સ્થળ કે એ નામનો પ્રદેશ આવેલો હતો અને ત્યાંના વીર યોદ્ધાઓએ માત્ર ઉત્તરના જ નહિ પણ

૧ 'Glory that was Gurjara Desa', પૃ. ૧૯૯

દક્ષિણના ઘણા મોટા વિસ્તાર ઉપર પોતાની હકૂમત જમાવી હતી. આ ઉપરથી જ્યાં તેમણે ૪૦૦ સદીથી વધુ સમય સુધી રાજ્ય કર્યું હતું તે દેશ સ્વાભાવિક ક્રમે 'ગુર્જર' 'ગુર્જરભૂમિ' અથવા 'ગુર્જરદેશ' તરીકે ઓળખાવા લાગ્યો હતો અને તેમાં રાજપૂતાના, ગુજરાત અને માળવાનો સમાવેશ થતો હતો. મોટે ભાગે જેના લોકોની માતૃભાષા ગુજરાતી છે એવા અત્યારના ગુજરાત કરતાં તે જુદો હતો. ગુજરાત તરીકે ઓળખાતા આ રાજ્યની સીમામાં પરિવર્તન થયાં હતાં અને નાનાં નાનાં સંખ્યાબંધ ગુર્જર રાજ્યોમાં તે વિભક્ત થયું હતું, તેમ છતાં એટલું તો નિશ્ચિત છે કે ઈ. સ. ૫૫૦ પછીથી લગભગ ૭–૮ સદી કરતાં વધુ સમય સુધી તેમની વચ્ચે સમાન સંસ્કાર-પરંપરા અને જીવનપદ્ધતિની વિશિષ્ટતાઓ ઉત્પન્ન થયેલી અસાધારણ સંવાદિતા સતત જળવાઈ રહી હતી અને ત્યાંના લોકોના જીવનમાં તે ઊતરી ચૂકી હતી. આ હકીકત શ્રી મુનશીના 'ગ્લોરી ધેટ વોઝ ગુર્જર દેશ' માંના નીચેના અવતરણ દ્વારા વધુ સ્પષ્ટ થશે:

"લોહી, પરંપરા અને તેમના મૂળ વતન ગુર્જરદેશ તરફની ભક્તિથી ચાર ક્ષત્રિય જાતિઓ જોડાયેલી હતી. ઈ. સ. ૫૫૦થી ૧૩૦૦ દરમ્યાન આ ચાર ક્ષત્રિય જાતિઓ અપ્રતિમ સાહસ અને રાજકીય મહત્ત્વાકાંક્ષાની એકગાંઠે સતત બંધાયેલી હતી. આ જાતિઓના અધિપતિઓનાં યુદ્ધો અંદરોઅંદરની સરસાઈ માટેનાં હતાં અને એક યા બીજો અધિપતિ અબાધિત આધિપત્ય મેળવતો ત્યારે જ તે બંધ થતાં. ઈ. સ. ૭૪૦થી ૯૪૦ દરમ્યાન પ્રતિહારોનાં, ઈ. સ. ૯૪૦ થી ૧૦૫૫ દરમિયાન પરમારોનાં અને ઈ. સ. ૧૧૦૦થી ૧૨૫૦ દરમ્યાન ચૌલુક્યોનાં આવાં યુદ્ધો ચાલ્યા કર્યાં હતાં. જગતના અન્ય ભાગોમાં સામંતશાહીના સમયમાં આવા બનાવ અસાધારણ નહોતા. આ મહત્ત્વનું સત્ય સમજ્યા વગર આ સમયનો ગુર્જરદેશનો ઇતિહાસ સાચી રીતે સમજાય તેમ નથી."

"આવા ઇતિહાસની સાથે સંબંધ ધરાવતાં સાતસો પચાસ વર્ષોમાંથી ચારસો પાંસઠ વર્ષ દરમિયાન પ્રતિનિધિત્વ ધરાવતું એક ગુર્જર રાજ્ય હતું, જેનામાં સમય પૂરતાં સત્તા, બળ અને ગુર્જરદેશની એકતા કેન્દ્રિત થયાં હતાં."[૨]

વખતોવખત ગુર્જરદેશની ચડતીપડતી થયા કરી છે. એક સમયે સૌરાષ્ટ્ર અને કચ્છ સિવાયનો મહી નદીની ઉત્તરનો અને આબુથી દક્ષિણનો પ્રદેશ ગુજરાત તરીકે ઓળખાતો હતો, તો એક સમયે તેના પરાક્રમી રાજ્યકર્તાઓએ ઉત્તરમાં વારાણસી સુધી, પશ્ચિમમાં સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી, દક્ષિણમાં દ્રવિડ સુધી અને પૂર્વમાં માળવા સુધી સત્તા જમાવીને તેનું સામ્રાજ્ય વિકસાવ્યું હતું. પણ ભારતના અન્ય વિભાગોની જેમ સ્વાર્થવૃત્તિનું તે ભોગ થઈ પડ્યું અને તેના સેનાનાયકોને સ્વતંત્રતા મેળવવાની અને સ્વતંત્ર રાજકર્તા બનવાની ઇચ્છા થઈ. પરિણામ એ આવ્યું કે જુદા જુદા રાજકર્તાઓના રાજ્યકાળ દરમિયાન તેમનાં પરાક્રમ અને રાજનીતિ અનુસાર ગુજરાતની સીમામાં પરિવર્તન થતાં રહ્યાં. અત્યારે ગુજરાત તરીકે ઓળખાતા દેશની રાજકીય સરહદમાં આ રીતે વખતોવખત ફેરફાર થયા હતા. તેમ છતાં તેના લોકોમાં સદીઓ સુધી સમાન સંસ્કાર અને પ્રણાલિકાને કારણે મૂળભૂત એકતા જળવાઈ રહી હતી. તાજેતરમાં જેનું અલગ રાજ્ય ઉદ્ભવ પામ્યું છે તે પ્રદેશ આમ સમયની કસોટીમાંથી પસાર થયેલો ને સુસંવાદી પ્રદેશ છે. આ રાજ્યની સરહદોનું ઘણું યોગ્ય વર્ણન કવિ નર્મદાશંકરના નીચેના શબ્દોમાં થયેલું છે:

"જય જય ગરવી ગુજરાત!
ઉત્તરમાં અંબામાત,
પૂરવમાં કાળિમાત,
છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ.

• • •

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,

• • •

ને અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જેસંગ;
જય જય ગરવી ગુજરાત!"

કવિના અભિપ્રાય અનુસાર ગુજરાતની સરહદ ઉત્તરમાં આબુ પર્વતથી પૂર્વમાં પાવાગઢ, પશ્ચિમમાં સોમનાથ અને દ્વારકા, તેમ જ દક્ષિણમાં કુંતેશ્વર મહાદેવ સુધીની છે. આથી જણાશે કે, અત્યારના ગુજરાત રાજ્યની ભૌગોલિક સીમાઓની આગાહી કવિએ વર્ષો પૂર્વે નોંધપાત્ર ચોકસાઈથી કરી છે. કવિએ કરેલા તાપી, નર્મદા અને મહી નદીના તેમ જ તેની લાંબી સમુદ્રપટ્ટીના ઉલ્લેખો તેના પ્રથમ રાજ્યકર્તા સિદ્ધરાજ જયસિંહના રાજ્યકાળથી માંડીને અત્યાર સુધીની ગુજરાતની એકતા અને સંવાદિતાની સાક્ષી પૂરે છે.

અત્યારે ઓળખાતા ગુજરાતનો, અને તેની સીમામાં કયા પ્રદેશોનો સમાવેશ કરી શકાય તેનો નિર્ણય તેમાં વસતા લોકોની માતૃભાષાના ધોરણે મુખ્યત્વે કરી શકાય તેમ છે. આ સુસંગઠિત અને સુસંવાદી પ્રદેશમાં જેઓ વસે છે અને જેમની માતૃભાષા ગુજરાતી છે એવા બધા જ લોકો ૧૯૬૦ના મેની ૧લી તારીખે જેનું ઉદ્ઘાટન થયું છે એવા અલગ ગુજરાત રાજ્યમાં એકત્રિત થયા છે. જ્યાંના લોકોની માતૃભાષા ગુજરાતી છે. ઉત્તર અને દક્ષિણ ગુજરાત તરીકે ઓળખાતા પ્રદેશનો તેમ જ અગાઉના વડોદરા રાજ્ય અને કચ્છ-સૌરાષ્ટ્રનો તેમાં સમાવેશ થાય છે.

---

૨. જુઓ 'Glory that was Gurjara Desa', પૃ. ૧૩

દેશના પંદરમા રાજ્યનું સ્વરૂપ પામેલ આજના ગુજરાતનો પ્રદેશ ભારતના પશ્ચિમ કિનારે, ૨૦.૧ થી ૨૪.૭ ડિગ્રી ઉત્તર અક્ષાંશ અને ૬૮.૪ થી ૭૪.૪ ડિગ્રી પૂર્વ રેખાંશ વચ્ચે આવેલો છે. તેની પશ્ચિમે અરબી સમુદ્ર, ઉત્તર અને પૂર્વમાં રાજસ્થાન, દક્ષિણ-પૂર્વમાં મધ્ય પ્રદેશ અને દક્ષિણે મહારાષ્ટ્ર આવેલાં છે. રાજ્યના પ્રદેશમાં બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા અને તાપી જેવી મોટી નદીઓ તેમ જ મચ્છુ, ભાદર, શેત્રુંજી, દમણગંગા વગેરે નાની નદીઓ આવેલી છે.

અત્યારના રચાયેલા આ રાજ્યનું કુલ ક્ષેત્રફળ ૭૨,૧૩૭ ચોરસ માઈલ છે, જેના ભાગ સાબરકાંઠા, બનાસકાંઠા, મહેસાણા, અમદાવાદ, ખેડા, પંચમહાલ, વડોદરા, ભરૂચ, સુરત, ડાંગ, જામનગર, રાજકોટ, સુરેન્દ્રનગર, ભાવનગર, જૂનાગઢ, કચ્છ અને અમરેલી એ ૧૭ જિલ્લાઓમાં પાડવામાં આવ્યા છે. ૧૯૫૧ની વસ્તીગણતરી મુજબ તેમાં કુલ વસ્તી ૧,૬૨,૬૨,૧૩૫ માણસોની છે, જેમાં ૮૩,૩૨,૨૦૧ પુરુષ અને ૭૯,૨૯,૯૩૪ સ્ત્રીઓ છે. દેશના ઈતિહાસમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરનાર આ સુસંવાદી પ્રદેશમાં એક સામાન્ય જીવનદૃષ્ટિ, એક સામાન્ય સામાજિક-સાંસ્કારિક પરંપરા તેમ જ એક સામાન્ય ભાષા અને સાહિત્ય ધરાવતા લોકો વસે છે. તાજેતરમાં જેનું અલગ રાજ્ય ઉદ્‌ભવ પામ્યું છે તે ગુજરાતના એકમે એક જ સામાજિક તંત્ર નીચે સદીઓ પસાર કરી છે. આ દેશના અન્ય પ્રદેશોની જેમ આ પ્રદેશ પણ, ભારતના ઈતિહાસને જેણે દીર્ઘ કાળ સુધી અસર કરી છે તે, જાતિઓના સંમિશ્રણ અને સંયોગની સતત ચાલી આવેલી પ્રક્રિયાને આધીન રહેલો છે. ઉત્તરમાંથી સતત ધસારા કરીને આવેલી વિદેશી જાતિઓ આ દેશમાં — જેના ઉપર તેમણે આક્રમણ કર્યું હતું તે દેશને વતન બનાવીને રહી હતી અને તેના સંસ્કાર અને રિવાજોને અપનાવીને, તેમાં મિશ્રિત થઈને તેનું એક અવિભાજ્ય અંગ બની ગઈ હતી. ઈતિહાસના આરંભથી જ આ પ્રક્રિયાએ ગુજરાતને પણ અસર કરી છે. ગુજરાતના વિકાસ અને ઈતિહાસ પર સંમિશ્રણની આ પ્રક્રિયાએ અસર કરી છે, તેણે ગુજરાતી ભાષાની સંક્રાંતિ અને વિકાસ ઉપર પણ અસર કરી છે. આ કારણથી ગુજરાત જેમની માતૃભાષા ગુજરાતી છે એવા લોકોનો જ દેશ છે એમ કહેવું મુશ્કેલ છે. ગુજરાતી ભાષાના સારા એવા મિશ્રણવાળી કચ્છી, ભીલી, ડાંગી અને મારવાડી બોલનારા લોકો ગુજરાતી ભાષા પણ તેમની બોલીઓના જેટલી જ સ્વાભાવિકતા ને સહેલાઈથી બોલે છે, અને તેમ છતાં તેને પોતાની માતૃભાષા ગણાવતા નથી. તેથી ગુજરાતમાં વસતા બિન-ગુજરાતીઓને શોધવાના હેતુ માટે, આ પ્રદેશના લોકોની માતૃભાષા માત્ર ગુજરાતી હોવી જોઈએ એ ધોરણને કદી પણ સ્વીકારી શકાય નહિ. ઉર્દૂ અને ગુજરાતીના મિશ્રણવાળી ભાષા બોલનારા મુસ્લિમોને વ્યવહારમાં માત્ર ગુજરાતીનો ઉપયોગ કરનાર લોકો કરતાં ઓછા ગુજરાતી ન કહી શકાય. કચ્છી બોલનારા કચ્છી લોકોને પણ બિન-ગુજરાતી ન કહી શકાય. આ દૃષ્ટિબિંદુથી વિચાર કરતાં ગુજરાતીઓ કોને ગણવા તેનો નિર્ણય કરવાનું મુખ્ય ધોરણ એવું રહેશે કે, ગુજરાતી બોલનારા લોકોને ગુજરાતી ગણવા. જેમનું વતન ગુજરાત નથી તેવા લોકોને ગુજરાત રાજ્યમાંના બિન-ગુજરાતીઓ ગણવાના રહેશે અને આ દેશની રાષ્ટ્રીયતા જેમણે મેળવી નથી તેમને પરદેશી ગણવાના રહેશે.

ગુજરાતનું અલગ રાજ્ય થોડાક માસ અગાઉ અસ્તિત્વમાં આવ્યું હોવાથી અત્યારના ગુજરાત રાજ્યમાં સમાવિષ્ટ થયેલ વિસ્તાર અંગેના જૂના આધારભૂત આંકડાઓ મળી શકતા નથી. મુંબઈ રાજ્ય, સૌરાષ્ટ્ર અને કચ્છના વસ્તીગણતરીના રિપોર્ટમાંથી તે મેળવવા પડે છે અને ગુજરાતના ૧૭ જિલ્લાઓના જિલ્લાવાર આંકડાઓ એકઠા કરીને ઉપયોગમાં લઈ શકાય છે. તેમ છતાં, મુંબઈ રાજ્યનાં આ ભેગા આંકડાઓ — જેમાં અત્યારના ગુજરાત રાજ્યના નહિ પણ અગાઉના મુંબઈ રાજ્યના જિલ્લાઓની વસ્તી-ગણતરીના આંકડાઓ ઉપરથી આ ફેરફારયુક્ત સ્થિતિનું સાચું માપ કાઢી શકાશે નહિ અને તેથી સાચી પરિસ્થિતિ બહાર આવશે નહિ. પણ તેથી જેમનો જન્મ ગુજરાત રાજ્યપ્રદેશમાં અથવા તો તેના જિલ્લાઓમાં થયો નથી એવા બિન-ગુજરાતીઓનું પ્રમાણ શોધી કાઢવાના હેતુ માટે તેમનો ઉપયોગ કરવામાં બાધ આવતો નથી. જન્મસ્થાન અનુસાર તેવા લોકોની સંખ્યા અને ટકાવારી નીચેના કોષ્ટકમાં દર્શાવવામાં આવેલ છે.

| | જન્મસ્થાન | જનસંખ્યા | ટકા |
|---|---|---|---|
| (અ) | વસ્તીગણતરીના રાજ્યમાં | ૧,૫૩,૮૦,૭૯૪ | ૯૫.૨૪ |
| | (૧) વસ્તીગણતરીના જિલ્લાઓમાં | ૧,૪૫,૮૯,૪૦૩ | ૯૦.૩૪ |
| | (૨) બીજા જિલ્લાઓમાં | ૭,૯૧,૩૯૧ | ૪.૯૦ |
| (બ) | વસ્તીગણતરીના રાજ્ય સિવાયનાં ભારતનાં રાજ્યોમાં | ૬,૦૨,૫૭૪ | ૩.૭૩ |
| | (૧) વસ્તીગણતરીના રાજ્યની નજીકનાં રાજ્યોમાં | ૫,૧૫,૬૩૦ | ૩.૧૯ |
| | (૨) બીજાં રાજ્યોમાં | ૮૦,૯૯૬ | ૦.૫૦ |
| | (૩) ભારતમાં અન્ય સ્થળે | ૫,૯૪૮ | ૦.૪૦ |
| | કુલ | ૧,૫૯,૮૩,૩૬૮ | ૯૮.૯૭ |

આ કોષ્ટક ઉપરથી જણાશે કે, કુલ લગભગ ૧ કરોડ અને ૬૩ લાખ લોકોમાંથી ૧ કરોડ અને ૫૪ લાખ-જેટલા એટલે કે ૯૫ ટકા લોકો વસ્તીગણતરીના રાજ્યમાં જન્મેલા છે. તેમાંથી ૧ કરોડ અને ૪૬ લાખ અથવા ૯૦ ટકા લોકો વસ્તીગણતરીના જિલ્લાઓમાં અને

લગભગ ૮ લાખ અથવા ૫ ટકા લોકો બીજા જિલ્લાઓમાં જન્મેલા છે. લગભગ ૬ લાખ અથવા ૪ ટકા લોકો વસ્તીગણતરીના રાજ્ય સિવાયનાં ભારતનાં રાજ્યોમાં અને ૩ ટકા લોકો તેની નજીકનાં રાજ્યોમાં જન્મેલાં છે. આની સામે વિદેશોની રાષ્ટ્રીયતા ધરાવતા લોકોનું વર્ગીકરણ નીચે મુજબ છે:—

| દેશ | લોકોની સંખ્યા |
|---|---|
| (૧) ભારત સિવાયના એશિયાના દેશો (યુ. એસ. એસ. આર. સાથે સાથે) | ૧,૫૫,૧૨૦ |
| (૨) યુરોપના દેશો (યુ. એસ. એસ. આર. સિવાય) | ૫૨૫ |
| (૩) આફ્રિકાના દેશો | ૯૮૩૧ |
| (૪) અમેરિકાના દેશો | ૧૧૪ |
| (૫) ઓસ્ટ્રેલિયાના દેશો | ૭૮ |

ગુજરાતમાં વસતા આ કુલ ૧,૬૫,૬૬૮ વિદેશીઓમાંથી ૧,૫૫,૦૦૦ ભારત સિવાયના એશિયાના દેશોની રાષ્ટ્રીયતા ધરાવે છે, જેમાંથી ૧,૪૯,૦૦૦ પાકિસ્તાનમાંથી, ૨,૭૪૪ બર્મામાંથી અને ૧,૮૬૫ નેપાળમાંથી આવેલા છે. યુરોપના દેશોની રાષ્ટ્રીયતા ધરાવતા કુલ ૫૨૫ વિદેશીઓમાંથી ૧૩૭ યુનાઇટેડ કિંગ્ડમ અને ઉત્તર આયર્લેન્ડમાં જન્મેલા છે. આફ્રિકામાં જન્મેલાની સંખ્યા ૯,૮૩૧ની છે. આફ્રિકામાં વેપારધંધો કરતા ગુજરાતી કુટુંબોમાં એ બધા જન્મેલા છે.

માતૃભાષા બોલનારાની સંખ્યા પણ આ જ હકીકત દર્શાવે છે:—

| માતૃભાષા | બોલનારની સંખ્યા |
|---|---|
| ગુજરાતી | ૧,૫૧,૫૩,૨૨૦ |
| ભીલી | ૩૧,૬૨૫ |
| રાજસ્થાની | ૧,૦૭,૦૩૫ |
| ઉર્દૂ | ૩,૯૫,૦૩૨ |
| હિંદુસ્તાની | ૭,૧૯૫ |
| સિંધી | ૧,૦૭,૯૩૮ |

આ આંકડાઓ ઉપરથી જણાઈ આવશે કે, ૧ કરોડ અને ૬૩ લાખની કુલ વસ્તીમાંથી જેમની માતૃભાષા ગુજરાતી છે એવા લોકોની સંખ્યા ૧ કરોડ અને ૫૨ લાખની અથવા રાજ્યની કુલ વસ્તીના ૯૩ ટકા છે. જેમની માતૃભાષા ગુજરાતી સિવાયની ભાષા છે એવા લોકોની કુલ સંખ્યા લગભગ ૧૧ લાખ એટલે ફક્ત ૭ ટકા છે. તેમાં ઉર્દૂ, સિંધી અને હિંદુસ્તાની એ ત્રણે માતૃભાષાવાળાઓની સંખ્યા ૬.૫ લાખ અથવા ૪ ટકા છે. તેમ જ રાજ્યના સરહદના જિલ્લાઓમાં ગુજરાતીના સારા એવા મિશ્રણવાળી ભીલી અને રાજસ્થાની બોલી બોલનારની સંખ્યા ૧,૩૮,૬૬૦ની છે. ઉપર જેવું છે તેમ તેઓ ગુજરાતી ભાષા પણ તેમની બોલીના જેટલી જ સ્વાભાવિકતા ને સરળતાથી બોલે છે. આ બંને ભાષા બોલનારા તેઓ ૬.૫ લાખ અથવા ૪ ટકા હોવાનો દાવો રજૂ કરે છે. જેમની માતૃભાષા અન્ય ભારતીય કે વિદેશી ભાષા છે એવા બાકીના લોકોની સંખ્યા ૪.૫ લાખ અથવા ૩ ટકા છે. ગુજરાતમાં વસતા લોકો આ આંકડાઓ દર્શાવે છે તેના કરતાં વધારે ઠરેલ અને સંપીલા છે.

(Gujarat and non-Gujaratis નામના અંગ્રેજી લેખનો અનુવાદ)

# વિદેશમાં ગુજરાતીઓ

યતિવર્ય શ્રી. હેમચંદ્ર
(વડોદરા)

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી
ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત . . . !

ધર્મપ્રચાર નિમિત્તે મારે અનેક વાર સમસ્ત ભારતમાં તેમ જ વિદેશમાં જવાનો પ્રસંગ પડયો છે અને ગુજરાતીભાષી હોઈને મને વિશેષતઃ ગુજરાતી સમાજના પરિચયમાં આવવાનો અવસર મળ્યો છે. પરદેશમાં વસતા ગુજરાતીઓ અંગે હું જ્યારે વિચાર કરું છું તો છેક ઈ. સ. ૧૯૪૦થી લઈને આજ સુધી એટલે કે, લગભગ વીસ વર્ષો દરમ્યાન, મારે બદલતા ગુજરાતી જીવનનાં પાસાં જોવાં પડયાં છે.

ગુજરાત બહાર વસતા ગુજરાતીઓને હું મુખ્યત્વે બે વિભાગમાં વહેંચી શકું છું. એક તો ગુજરાત બહાર હિંદના ખૂણે ખૂણે પહોંચેલો ગુજરાતી સમાજ અને બીજો હિંદના કિનારાઓ મૂકી, સાગર ખેડીને પરદેશમાં વસતો ગુજરાતી સમાજ. . . !

મારા અનુભવમાં આવેલો ગુજરાતી સમાજ મોટે ભાગે હિંદુ કે જૈન સમાજ છે. ગુજરાતી તરીકે જોકે પારસીઓ, મુસલમાનો અને ઈસાઈઓ પણ મહાગુજરાતમાં વસે છે; તેમ પરદેશમાં પણ તેઓ પથરાયેલા છે, પણ તેમના પરિચયમાં આવવાનું મારે ઓછું બન્યું છે. એટલે તેમનો સંપૂર્ણ પરિચય આપી શકું એ સંભવ નથી.

મને જો પૂછવામાં આવે કે, ગુજરાતીઓએ ભારતના સમાજમાં શો ફાળો આપ્યો તો હું બે જ વાક્યોમાં જવાબ આપીશ કે વેપારનું ગણિત અને ઘરની સુઘડતા. આ બે ગુજરાતી જીવનના સિદ્ધાંતો એટલી સ્પષ્ટતાએ તરી આવે છે કે જ્યાં જ્યાં આપણો ગુજરાતી ગયો છે ત્યાં ત્યાં તેણે ઉપરની બે વસ્તુઓની છાપ ત્યાંના સમાજ ઉપર જરૂર મૂકી છે. વેપાર શું છે? તેનું ગણિત શું છે એ તેમણે હિંદ બહાર જઈને ત્યાંના લોકોને શીખવ્યું છે એટલું જ નહિ, પરંતુ તેમણે સારા વેપારીઓ તરીકે નામના કાઢી છે એ નિ:શંક છે. સાથે જ ભારતની બીજી કોમોની અપેક્ષાએ વેપાર અંગે ગુજરાતીઓ જેટલો લોકોનો વિશ્વાસ સંપાદન કરી શકયા છે તેટલો વિશ્વાસ બીજી કોમો મેળવી શકી નથી. આ રીતે ફક્ત તેમણે પરદેશમાં જ નહિ પણ ભારતના ખૂણે ખૂણે જઈને તે પ્રદેશનો વેપાર જ કર્યો નથી પણ ખીલવ્યો છે, વિકસાવ્યો છે અને મહાન વેપારી તરીકે નામના કાઢી છે. આ તો થઈ પુરુષ સમાજની વાત!

હવે સ્ત્રીસમાજ તરફ આવીએ તો 'આદર્શ ગુજરાતણનું ઘર -સુઘડ' એ કહેવત પ્રમાણે પરદેશમાં જઈને પણ ગુજરાતી ગૃહિણી તરીકે એ જ પરિપાટી ચાલુ રાખી છે. અને ગુજરાતી પુરુષ સમાજે જ્યારે સારા વેપારી તરીકે નામના કાઢી છે ત્યારે ગુજરાતી નારીસમાજે સુંદર, સુસજ્જ અને સુઘડ ઘરો રાખીને બીજી ઘણી કોમોને તેમનું અનુકરણ કરતાં શિખવાડયું છે. સુંદર, સ્વચ્છ અને સુઘડ રીતે ઘરને રાખવામાં ગુજરાતણોને જે કળા તેની અસ્મિતા સાથે મળેલી અને વરેલી છે તે ભાગ્યે જ બીજી કોમોમાં જોવામાં આવે છે. મારા વિશાળ પ્રવાસના પરિચયમાં હું એટલું તો ચોક્કસ તારવી શકયો છું કે, ભારતની બીજી કોમોમાં જ્યાં આવી સુઘડતા કે સજાવટ ઘર અંગે જોવામાં આવે છે ત્યાં જરૂર કોઈક ગુજરાતી કુટુંબ સાથેનો તેમનો પરિચય હોવો જોઈએ.

ગુજરાતીઓની વેપાર ખેડવાની અને ખીલવવાની ભાવનાએ તેમને ગુજરાતથી દૂર દૂર જવા પ્રેર્યા. કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના કિનારાઓ દૂર થયા, સીમાડાઓ દૂર થયા અને નવી સીમાઓ, નવા પ્રદેશો અને પરદેશોમાં નવાં નવાં નાનાં નાનાં ગુજરાતો રચાતાં ચાલ્યાં. આને હું 'નાનાં ગુજરાત' એટલા માટે કહું છું કે, તેમણે પરદેશમાં જઈને પણ પોતાની અલગ સંસ્કૃતિ અને અસ્મિતાને જાળવી રાખી.

પરદેશમાં વસતા ગુજરાતી સમાજનો પરિચય મારો ત્રણ કાળમાં વહેંચાયેલો છે. એક તો ભાગલા પહેલાંના ગુજરાતી સમાજનો પરિચય છે. જે હિંદની પશ્ચિમે આવેલા સિંધ-કરાંચીમાં વસતા ગુજરાતી સમાજનો છે. આ વર્ગ અને કાળના ગુજરાતી સમાજની વાત હું સર્વપ્રથમ કરી દઉં, કારણ કે, ભાગલા બાદ, જે ગુજરાતી સમાજનો મને ત્યાં પરિચય થયેલો તે ત્યાં નથી. જેમને કરાંચી જોવાનો અગાઉ અવસર મળ્યો છે તેમણે એટલું તો જરૂર અનુભવ્યું હશે કે, કરાંચીના સંપૂર્ણ જીવન ઉપર એક પ્રકારની ગુજરાતી છાપ હતી. આજે પણ પાકિસ્તાન થયા બાદ કરાંચીની એક અલગ પ્રકારની રચના, લોકો અને શહેર અંગે જોવા મળે છે; એનું કારણ તો એટલું જ જણાવી શકાય કે જેમ ત્યાંથી હિંદુ-ગુજરાતી સમાજ હિજરત કરીને આવ્યો તેમ ગુજરાતનો મુસ્લિમ-સમાજ મોટે ભાગે ત્યાં ગયો. આશ્ચર્યની વાત એ છે કે, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાંથી મોટે પાયે મુસલમાનોએ કરાંચીમાં જ જઈને વસવાટ કર્યો અને એ રીતે ગુજરાતની અલગ પ્રકારની છાપ ત્યાંના જીવન ઉપર કાયમ રહી છે.

હવે હું ગુજરાત બહાર હિંદમાં વસતા ગુજરાતી સમાજ ઉપર આવું છું. આવા ગુજરાતીઓમાં બે પ્રકારના ગુજરાતીઓ છે. એક

તો જેમણે કાયમ માટે બીજા પ્રાંતમાં વસવાટ કર્યો છે અને ત્યાંથી છેલ્લી કેટલી પેઢીઓથી તેઓ મહાગુજરાત તરફ ગયા નથી. યુ. પી.નાં ગામડાંઓ અને નગરોમાં મળી આવતા નાગર બ્રાહ્મણનાં કુટુંબો તેમ જ દક્ષિણના મદ્રાસમાં 'તંજાઉત' તરીકે ઓળખાતા બ્રાહ્મણોનો તેમાં સમાવેશ કરી શકાય. મદ્રાસ પ્રાંત તરફ એક રખડતી–વણજારાની કોમ પણ જોવામાં આવે છે, જેમનો ઉદ્‌ગમ ગુજરાત-ઉદેપુરની સીમા ઉપર રહેતા ભીલોમાંથી થયેલો છે, તેમની ભાષા ઉપરથી એકદા ગુજરાતમાં વસતી કોમ હોવી જોઈએ એમ જાણી શકાય છે. યુ. પી., બંગાળ, ઓરિસ્સા, મદ્રાસ અને મધ્ય પ્રદેશ–વરાડમાં વસેલા ગુજરાતીઓમાં ઘણાએ ત્યાં કાયમ વસવાટ કર્યો છે અને તેમના ઉપર તે તે પ્રાંતની થોડીઘણી અસર જોવામાં આવે છે.

આ પછીના જે ગુજરાતીઓ છે તેઓ વેપાર અર્થે ઉપર જણાવેલ પ્રાંતો તેમ જ અન્ય પ્રાંતોમાં પહોંચેલા છે. સામાન્ય રીતે પૂર્વમાં મને કલકત્તા, ઝરિયા, ધનબાદ તેમ જ આસપાસના પ્રદેશમાં વસતા ગુજરાતી સમાજનો પરિચય થયો છે. દક્ષિણમાં મદ્રાસ, બેંગલોર, કાલીકટ, કોચીન, મદુરા વગેરેના સમાજનો પરિચય થયો છે અને મધ્ય પ્રદેશનાં ઘણાં ગામોના ગુજરાતી સમાજનો પરિચય થયેલ છે. એમ તો આપણી રાજધાની દિલ્હીમાં પણ ગુજરાતીઓ છે અને ક્યારેક એવો પણ હું પ્રશ્ન પૂછી બેસું છું કે, એવો કયો પ્રાંત હશે જ્યાં એક પણ ગુજરાતી નહિ હોય!

આ તરફ વસેલા ગુજરાતીઓ વેપારઅર્થે અને ત્યાર બાદ ત્યાં પેઢીઓ થતાં નોકરી અંગે આવેલા છે. એટલે વેપાર ઉપર તેમની સારી પકડ હોવાની સાથે તેમણે તે પ્રદેશનો વેપાર ખીલવી તેના ઉદ્યોગોનો વિકાસ કર્યો છે. આપણે લોખંડ સાથે તાતાનું નામ અને તે સાથે જમશેદપુરને જોડી શકીએ છીએ. એ જ રીતે ધનબાદની કોલસાની ખાણો, મધ્ય પ્રદેશનો રસકસનો વેપાર, મદ્રાસનો ચાંદી-સોનાનો તેમ જ સુતરનો વેપાર, એ બધા સાથે ગુજરાતીઓને સાંકળી શકીએ છીએ.

વેપાર ખીલવવાની સાથે એક વસ્તુ મેં મોટે ભાગે ગુજરાતીઓમાં જોઈ છે તે એ કે, તેમણે જે પ્રાંતમાં વસવાટ કર્યો છે અને જો ત્યાં ગુજરાતી ૧૦૦ માણસોથી વધુ વસ્તી થઈ છે તો તે સ્થળે તેમણે પોતાનો સમાજ સ્થાપ્યો છે, કેળવણી મંડળો ઊભાં કર્યાં છે અને દવાખાનાંઓ પણ શરૂ કરેલ છે. તે ઉપરાંત ધર્મસ્થાનકોને ઊભાં કરવામાં પણ તેમનો સારો સાથ રહેલો છે.

ટૂંકમાં તેમણે ત્યાં જઈને ગુજરાત ભણી અસહાય બનીને નજર નાખી નથી. તેમણે પોતાની જરૂરિયાતો ત્યાં જ પૂરી પાડી છે. એટલે જ ફક્ત હિંદમાં જ નહિ, પણ બ્રહ્મદેશમાં, આફ્રિકામાં કે મલાયામાં દરેક સ્થળે મેં ગુજરાતી સંસ્થાઓને સુચારુરૂપે કામ કરતી જોઈ છે, જે વેપારી ગુજરાતીના વેપારનું સુંદર ઉદાહરણ રજૂ કરે છે. કરાંચી, કલકત્તા, મદ્રાસ, રંગૂન, નૈરોબી કે મોંબાસાથી પણ પત્રો ગુજરાતીમાં નીકળી શકે એ વાત જ ઘણું કહી જાય છે.

કલકત્તા, મદ્રાસ કે દિલ્હી જેવાં શહેરોમાં જે નાનો ગુજરાતી સમાજ છે તેની અપેક્ષાએ આપણે જો ત્યાંની ગુજરાતી સંસ્થાઓનો વિચાર કરીશું તો તેની સંખ્યા, પ્રમાણમાં મોટી અને વિવિધ લક્ષોને પૂરી પાડનારી નજરે પડે છે. કરાંચી, કલકત્તા અને મદ્રાસ ખાતે ગુજરાતી સાહિત્યના ઘણા સેવકોને પણ મેં જોયા છે.

હવે હિંદ બહાર વસતા ગુજરાતીઓનો પરિચય હું બે પ્રકારે આપીશ; અને તેના પણ બે કાળ વિભાગ પાડી નાખીશ! ગુજરાતની વસ્તીનો એક નોંધપાત્ર ભાગ છેલ્લી બે સદી કે તેથી પણ વધુ સમયથી એડન-આફ્રિકા તરફ જઈને વસ્યો છે. આફ્રિકા બે વાર જવાનું મને સૌભાગ્ય સાંપડયું છે. એક વાર તો હિંદ આઝાદ થયું તે અગાઉ અને બીજી વાર હિંદ આઝાદ થયા બાદ! એડન-ઈથિયોપિયા, પૂર્વ આફ્રિકા અને દક્ષિણ આફ્રિકામાં ગુજરાતીઓ સારી સંખ્યામાં વસેલા છે. દક્ષિણ આફ્રિકાની રંગભેદની સમસ્ત હિંદીઓને લાગુ પડતી નીતિ અંગે તો આપણે જાણીએ છીએ પણ પૂર્વ આફ્રિકામાં હું અગાઉ ગયેલો ત્યારે મેં સુખદ સ્થિતિ જોયેલી, એટલું જ નહિ મેં આપણા ગુજરાતીઓને ત્યાંના વહીવટમાં ભાગ લેતા પણ જોયેલા. ઝાંઝીબારના નવાબોને ત્યાં આપણા ગુજરાતી દીવાનો હતા એમ ત્યાંનો ઇતિહાસ કહે છે. ત્યાં આપણો સારો એવો ગુજરાતી સમાજ છે અને તેમણે ત્યાંના વેપારમાં સારો એવો ભાગ લીધો છે. ત્યાં પણ તેમણે સંસ્થાઓ ઊભી કરી છે અને તે સંસ્થાઓ સારું કામ બજાવી રહેલ છે. પહેલી વાર હું આફ્રિકા ગયો ત્યારે (ઇમિગ્રેશન) પરદેશવાસ અંગેના કાયદાઓ કડક ન હતા. તેમ જ નાણાકીય અંકુશો હળવા હોઈને ગુજરાતીઓને મેં ત્યાં સ્થિર મને વસવાટ કરતા જોયા હતા.

ભારતની આઝાદી સાથે પરદેશમાં વસતા આપણા ગુજરાતીઓની સ્થિતિ વધુ ને વધુ કફોડી બની રહી છે એમ હું જણાવું તો અતિશયોક્તિ નહિ કરું. બીજી વાર હું જ્યારે પૂર્વ-આફ્રિકા તરફ ગયો ત્યારે મને એ પરિસ્થિતિનાં દર્શન થયાં. સમગ્ર એશિયા અને આફ્રિકા ખંડમાં સ્વતંત્રતાની જે લહેર ફેલાયેલી તેનો પરિચય મને પૂર્વ આફ્રિકા ખાતે થયેલો. આઝાદી મેળવતી ત્યાંની પ્રજા દરેકને પરદેશી ગણે, અને તેમાં હિંદીઓ પણ આવી જાય અને ગુજરાતીઓને બાકાત ન રાખી શકાય એ સ્વાભાવિક છે. જ્યારે આઝાદીની લડાઈ ચાલતી હોય ત્યારે અશાંત વાતાવરણ હોય અને તેમાં વેપાર ક્યાંથી થઈ શકે?

તે ઉપરાંત પરદેશ-વસવાટના કાયદાઓ કડક બન્યા છે. એટલે સુધી કે, પોતાની પરણેતરને પણ લઈ જવા અંગે પણ અંકુશો છે. એ ઉપરાંત એક કાળે "વહાણ ભરીને લઈ આવતો ગુજરાતી!" એ કલ્પના આજે શક્ય નથી. એ પરદેશમાં કમાઈ શકે છે પણ ત્યાંથી લાવી શકતો નથી. એટલે આફ્રિકા ખાતેના આજના ગુજરાતી સમાજ માટે એક મોટો પ્રશ્ન એ છે કે તેણે કાયમ માટે ત્યાંના થઈને રહેવું અથવા હિંદ આવી જવું?

એવી જ પરિસ્થિતિ મેં બર્માના આપણા ગુજરાતી સમાજમાં નિહાળી છે. સિંગાપુર-મલાયા, ઇન્ડોનેશિયા, કોલંબો બધે એ પ્રશ્ન તો ઊભો જ છે. ગુજરાતીઓનો પૂર્વ સુધીનો ફેલાવો ત્યાં સુધી મેં જોયો છે. એની આગળ હોંગકોંગ અને જાપાનમાં પણ થોડાંક ગુજરાતી કુટુંબોના પરિચયમાં હું આવ્યો છું પણ જેને ગુજરાતી સમાજ કહી

શકાય એવું નથી. સિંગાપુર, મલાયા તેમ જ ઇન્ડોનેશિયામાં અલગ ગુજરાતી સમાજ છે પણ તેઓ ઇન્ડિયન-બ્રધરહુડમાં એટલે કે, હિંદી તરીકે આવી જાય છે.

આમ છતાં જ્યાં જ્યાં મેં ગુજરાતીઓની વધુ વસ્તી જોઈ છે ત્યાં ત્યાં તેમનો નાનો સમાજ અલગ રીતે જોયો છે. મને એવું પણ લાગ્યું છે કે જેમ જેમ તેઓ ગુજરાતથી દૂર દૂર થતા ગયા છે તેમ તેમ તેમના પ્રાંતના અને ધર્મના સીમાડાઓ મટતા ગયા છે. તેઓ કેવળ ગુજરાતી રહી ગયા છે, કદાચ આજે તેઓ ગુજરાતમાં આવીને જુએ તો તેમને આશ્ચર્ય થશે કે તેમના ગુજરાતમાં ઘણાં પરિવર્તનો આવી ગયાં છે. પણ, મદ્રાસમાં, રંગૂનમાં કે ઠેઠ ઝાંઝીબારમાં કોઈ ગુજરાતણને સહેજ ઘૂમટો તાણીને જતી જુઓ તો આશ્ચર્ય ન પામશો. કારણ કે, પરદેશે તેમને જ્યાં એકતા આપી છે ત્યાં તેમને પોતાની જૂની સંસ્કારિતાને જાળવી રાખવાની વિચિત્ર પ્રકારની ધૂન પણ આપી છે. કયારેક હું પણ એ વિચારું છું કે, નવા ગુજરાતનાં જે દર્શન કરી રહ્યો છું તેનાથી કેટલું ભિન્ન પરદેશમાં જઈને વસેલ જૂના ગુજરાતનું દર્શન થાય છે!

અને, પરદેશમાં જઈને વસેલ એ જૂના ગુજરાતનું દર્શન ઘણી રીતે આહ્‌લાદદાયક છે. એક તો તેમાં કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતની એકતાનાં દર્શન થાય છે! ગુજરાતી અસ્મિતાને ટકાવી રાખવાની ભાવના અખંડ જોવામાં આવે છે. ગુજરાતના વેપારની પ્રામાણિકતાની જૂની પણ ભવ્ય રેખાઓ નજરે ચડે છે. એટલું જ નહિ, તે એક સમૃદ્ધ, સુખી અને સાધનસંપન્ન મહાગુજરાતનું ચિત્ર પણ રજૂ કરે છે! મહાગુજરાતે એ સાધવાનું છે.

મેં આવાં ગુજરાતો આફ્રિકામાં જોયાં છે, રંગૂનમાં જોયાં છે, મલાયામાં જોયાં છે અને કયારેક એક દિવાસ્વપ્ન જેમ સમૃદ્ધ ગુજરાતની મારી કલ્પનાને તે જગાડે છે.

કયારેક એવું પણ થાય છે કે, પોતાના બનાવેલ એ 'ગુજરાત'ને (પરદેશ) મૂકીને તેઓ ખરેખર ગુજરાતમાં આવે તો શું તેમને લાભદાયક નીવડશે . . . ! કારણ કે હવે પરદેશની સીમાઓ તેમને પરદેશી રૂપે સ્વીકારવા માગતી નથી. . . . !

પરદેશમાં વસતા સુખી ગુજરાતી સમાજના દુ:ખદ ભવિષ્યનો એ પ્રશ્ન છે અને તેનું નિરાકરણ એક દિવસે કર્યા વગર નહિ ચાલે!

આપણા ગુજરાત સામેના અનેક પ્રશ્નોમાંનો આ પણ એક પ્રશ્ન છે. અને ગુજરાતી જનતા તેમ જ શાસનતંત્ર તે અંગે યોગ્ય અને શકય બધું કરી છૂટશે એ પણ મને શ્રદ્ધા છે.



# પૂર્વ આફ્રિકામાં ગુજરાતીઓ

શ્રી. મોહનભાઈ પટેલ
(આચાર્ય, દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય, અલિયાબાડા)

પૂર્વ આફ્રિકામાં ગુજરાતીઓની વસ્તી ઠીક ઠીક છે. થોડો અત્યુક્તિ-દોષ વહોરીને એમ પણ કહી શકાય કે, ગુજરાતીઓએ ગુજરાતથી અઢી-ત્રણ હજાર માઈલ દૂરના પ્રદેશમાં અભિનવ ગુજરાત વસાવ્યું છે. ત્યાંનાં કેટલાંક શહેરોમાં તો આપણે ગુજરાતમાં જ ફરતા હોઈએ એવું લાગે. ફેર માત્ર એટલો કે, આપણા દેશમાં અકિંચનતાનો સ્પર્શ જણાય, ને ત્યાં વિપુલતાનો હૂંફાળો સ્પર્શ વર્તાય. પૂર્વ આફ્રિકામાં લગભગ તમામ ક્ષેત્રોમાં આપણને ગુજરાતી મળવાનો જ. ક્ષુદ્રમાં ક્ષુદ્ર સામાજિક સ્થિતિથી માંડીને મહત્તમમાં મહત્તમ સ્થિતિ સુધીના તમામ સ્તરોએ તમને ગુજરાતીઓ મળવાના. શિક્ષણ, મેડિસિન, એન્જિનિયરિંગ, સરકારી કચેરીઓ, વકીલાત, ધારાસભા, . . . તમામ સ્થળે ને ક્ષેત્રે ગુજરાતીઓની કીર્તિની સૌરભ વાતાવરણમાં જણાય છે. સુથારી, કડિયાકામ, મજૂરી જેવાં કામોમાં પણ ગુજરાતીઓની કુશળતા અને વ્યવહારદક્ષતા પણ પૂર્વ આફ્રિકામાં સફળ નીવડ્યાં છે. આમ પૂર્વ આફ્રિકાની સમૃદ્ધિ અને વિકાસમાં ગુજરાતીઓનું કાર્ય અનન્ય છે એટલું તો કોઈ પણ દેશના પ્રવાસીને લાગ્યા વિના રહેતું નથી.

આપણા આ પરદેશ વેઠતા ભાઈઓ ત્યાં કેમ રહેતા હશે ને શું કરતા હશે તે વિષે આપણને અહીં રહ્યાં રહ્યાં કુતૂહલ થાય એ સ્વાભાવિક છે. પૂર્વ આફ્રિકામાં મુખ્ય સ્થળોના ટૂંકા પ્રવાસ ઉપરથી ગુજરાતીઓનું સંપૂર્ણ ચિત્ર તો ન જ આપી શકાય, કેવળ એની રૂપરેખા જ શક્ય છે.

અહીંથી ત્યાં જનાર પ્રવાસીને પૂર્વ આફ્રિકાના ગુજરાતીઓના સ્વભાવનું એક પાસું બહુ પ્રબળ અને ઉત્કટ રૂપે જોવા મળે છે, અને તે એમની અતિથિશીલતા. ત્યાંના ગુજરાતીઓના જેવું આતિથ્ય કદાચ વિશ્વના કોઈ પ્રદેશમાં તમને જોવા નહિ મળે. એમની અતિથિભાવનાને નાત, જાત કે ધર્મના કશાય ભેદો અંતરાયરૂપ નીવડતા નથી. એમની આ અતિથિશીલતા વ્યાપક અને સંતર્પક છે. ગમે તેવી સાધારણ સ્થિતિનો ગુજરાતી હશે, તોયે એનો અતિથિસત્કાર ઊણો કે અધૂરો નહિ હોય. એમ લાગે કે અતિથિસત્કાર એ એમનો પ્રિય શોખ છે! ગુજરાત આમેય અતિથિસત્કાર માટે જાણીતો છે જ, પરંતુ પૂર્વ આફ્રિકામાંના પેલા 'અભિનવ ગુજરાત'માં અતિથિસત્કાર મહોરીપાંગર્યો છે.

અતિથિશીલતા ત્યાં આમ કેમ મહોરીપાંગરી હશે એનાં કારણોમાં અહીં ઊતરવું પ્રસ્તુત નથી. પણ માનવજીવનની આ ઉત્કટ અને ઉદાર ભાવનાની પ્રફુલ્લતા વધારે ને વધારે પ્રબળ બને એ જ વરદાન ઈશ્વર આપો એ અભ્યર્થના. એ ગુજરાતીઓ જ્યારે પોતાના વતનમાં આવે છે, ત્યારે એમની અતિથિશીલતાનો શતાંશ પણે એ નથી જોતા ત્યારે એ લોકો ખૂબ નિરાશ થઈ જાય છે.

ગુજરાતીઓના સ્વભાવનો બીજો અંશ તે એમની ઉદારતા. અહીંથી ફંડફાળા કરવા જનારા સેંકડો,—ના, હજારોને એ લોકો હંમેશાં કંઈક ને કંઈક આપે જ છે. પણ આપણેય મીઠા ઝાડનાં મૂળ કાઢવા બેઠા છીએ. સોનાનાં ઈંડાં આપતી મરઘીને જ આપણે કેમ જાણે પૂરી કરવા માગતા હોઈએ! ત્યાંના ગુજરાતીઓની કમાણીનો અનર્ગળ પૈસો આપણા દેશમાં આવ્યો છે, અને ગુજરાતની સાધનસંપન્નતામાં ઉમેરો કર્યો છે. મથુરાવૃંદાવન કે હરદ્વારમાંથી ચોબાઓ ને બ્રાહ્મણો જઈને એમની પાસેથી 'ધર્મશાળા' બાંધવા દાન લઈ આવે છે; 'ગૌશાળા'નું નામ દઈને કેટલાય ત્યાંથી દાન લઈ આવ્યા છે, ને એમ સાંભળ્યું છે કે અહીં ગાય તો નહિ પણ બાંડી બકરીય લાવ્યા ન હોય! પરણાવવા લાયક કન્યાનો બાપ ત્યાં જઈને કન્યા પરણાવવા પૈસા લઈ આવે છે. ને એમનેય ઠીક ઠીક પૈસા મળે છે. જેમ કુંવરબાઈનું મામેરું શામળિયે પૂર્યું તેમ જ ત્યાંના ગુજરાતીઓ આવી કેટલીયે 'કુંવરબાઈઓ'નાં મામેરાં પૂરતા હશે! શિક્ષણ અને સંસ્કારની કેટલીય પ્રવૃત્તિઓ પૂર્વ આફ્રિકાના પૈસાથી ફૂલીફાલી છે. આપણે ત્યાં ગામડે ગામડે જે નાનાંમોટાં વિકાસનાં કામો થયાં છે, ને જેના વડે ગુજરાતનું મોં ઊજળું દેખાય છે તેવાં કેટલાંય કામોમાં પૂર્વ આફ્રિકાના ગુજરાતીઓનો પ્રત્યક્ષ કે પરોક્ષ ફાળો છે. ગરવી ગુજરાતના એ પનોતા પુત્રો પરદેશ વેઠે છે ને પોતાની માતૃભૂમિની પ્રતિષ્ઠા નિરંતર અગ્ર સ્થાને કરે છે. એમની શ્રીમંતાઈ ખરેખર સાર્થકની બને છે.

ત્યાં પણ ગુજરાતીની ધર્મવૃત્તિ પાંગરતી રહી છે. મોમ્બાસા, કંપાલા જેવાં મોટાં શહેરોમાં તો ગુજરાતીઓએ ખૂબ સુંદર મંદિરો બંધાવ્યાં છે; અને એ મંદિરોને સુવ્યવસ્થિત પણ રાખે છે. કેટલાય શ્રદ્ધાળુ ગુજરાતીઓ મંદિરોમાં નિયમિત ભક્તિકીર્તન માટે જાય છે અને ધર્મને પોતાના જીવનનાં પણ સ્ફુટ થવા દે છે. એ દેશમાં એકાદશી ઉપવાસ આદિ વ્રતોને ધર્મભાવનાથી અનુસરતાં આપણાં ગુજરાતી ભાઈબહેનોને જોઈએ છીએ ત્યારે આનંદ થાય છે. કેટલાકે, જેમ અહીં તેમ ત્યાં પણ, ધર્મને સજ્જનતાના ઉપરણા તરીકે જ સ્વીકાર્યો હોય એવાં ઉદાહરણો પણ મળે. પરંતુ એવા અપવાદો એકઠા કરીને કાંઈ નિયમો ન જ ઘડાય! જે ગુણ છે તે તો તલમાત્ર હશે તો પણ

એની ગુરુતા અસાધારણ હોય છે. ને જેમ અણુમાં અપરિમેય શક્તિઓ ભરી પડી હોય છે તેમ જ ગુણમાં પણ છે. એનો વિકાસ ધીમો પણ દૃઢ હોય છે. ગુજરાતીઓની ધર્મભાવના પ્રબળ છે તેથી તો અહીંથી ત્યાં ગયેલા ગૌશાળાના સંચાલકો, બ્રાહ્મણ-પુરોહિતો, તીર્થગોરો ને સાધુસંતો પણ તૃપ્ત થઈને આવે છે.

કેળવણી એ એમનો મૂંઝવતો પ્રશ્ન છે. ભારતીય સંસ્કારો સાથે, ત્યાંની વિદેશી આબોહવામાં શ્વાસોચ્છ્વાસ લેતાં ગુજરાતીઓનાં બાળકો-નું અનુસંધાન કરાવી આપે એવી કેળવણીની સંસ્થાઓ ત્યાં નથી. એ લોકો પૈસો ખરચવા તૈયાર છે, પણ એમનાં બાળકોને શિક્ષણ અને સંસ્કાર મળે એવી સંસ્થાઓની ત્યાં ખરેખરી ઊણપ છે. માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓની ત્યાં જરૂર છે. નૈરોબી અને કંપાલાની કૉલેજોની વ્યવસ્થા અપૂરતી જ છે. જે શ્રીમંતો છે એ તો પોતાનાં બાળકોને ઇંગ્લૅંડ ભણવા માટે સહેલાઈથી મૂકી શકે છે; પણ સાધારણ સ્થિતિના ગુજરાતીઓની સંખ્યા પણ ત્યાં કાંઈ ઓછી નથી. એમને ખરી મુશ્કેલી છે. પૂર્વપ્રાથમિક શિક્ષણના ક્ષેત્રે ત્યાં ઠીક કામ ચાલે છે, ને ગુજરાતમાં પણ નથી થતું એવું શિક્ષણકાર્ય કરનારા નિષ્ણાતો ત્યાં છે. કેળવણીની સાથે જ અનુસ્યૂત થઈને રહેવી જોઈએ એવી કેટલીક સાંસ્કારિક પ્રવૃત્તિઓ પણ ત્યાં ચાલે છે. કંપાલામાં યુથલીગ સુંદર કામ કરે છે. રોજ સાંજના ૧૨૫–૧૫૦ જેટલાં ગુજરાતી બાળકો લાઠી, લેઝીમ, ડમ્બેલ્સથી રમતાં જોઈને ખરેખર આનંદ થાય છે. થિયૉસૉફિકલ લૉજ, અરવિંદ અભ્યાસવર્તુળ જેવી પ્રવૃત્તિઓ પણ પાંગરવા લાગી છે. નૈરોબી, કંપાલા, મોમ્બાસા જેવાં સ્થળોએ સાહિત્યસભાઓ પણ ચાલે છે. પરિસ્થિતિઓના સંઘર્ષ વચ્ચે પણ ત્યાંનું પત્રકારત્વ વિકસતું જાય છે. લોકશિક્ષણ અને સંસ્કાર તરફ ત્યાંના પત્રકારો દૃષ્ટિ રાખીને આગળ વધશે તો પત્રકારત્વ માટે ત્યાં ખૂબ સરસ અવકાશ છે.

વ્યાપારજગતમાં તો ગુજરાતીની નિપુણતા જગતે સ્વીકારેલી જ છે. એ નિપુણતાનાં સત્ફળ આપણને પૂર્વ આફ્રિકામાં સ્થળે સ્થળે દેખાય છે. નાનાં નાનાં ગામડાંઓમાં પણ ગુજરાતી વેપારી નાની હાટડી માંડીને બેઠો હોય છે. ઉદ્યોગોનો વિકાસ પણ ગુજરાતીઓએ સિદ્ધ કર્યો છે. આ વેપારથી કેટલાક ગુજરાતીઓ શ્રીમંત થયા છે, પણ પૂર્વ આફ્રિકાનો પણ ચહેરોમહોરો એમણે બદલી નાખ્યો છે. પૂર્વ આફ્રિકામાં આજે જે ઉજ્જ્વળતા છે તેમાં પણ આપણા ભાઈઓનો ફાળો મહત્ત્વનો છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ થતી નથી.

પોતાના વ્યવસાયમાંથી જે કમાણી ગુજરાતીઓને થાય છે, તેમાંથી પુષ્કળ પૈસો ધર્માદા ફંડફાળાઓમાં, બ્રાહ્મણ-પુરોહિતોમાં તો જાય છે જ તે ઉપરાંત પણ સેંકડો ગુજરાતીઓ ત્યાં એવા છે જે આફ્રિકનોનાં બાળકોને ભણાવે છે, ભણવા માટે પરદેશ પણ મોકલે છે. આફ્રિકનોના ઉત્કર્ષ પ્રત્યે હવે તેમની દૃષ્ટિ ઊઘડી છે એ બંને દેશો વચ્ચેની મૈત્રીના ઉપચય માટે એક શુભ ચિહ્ન લેખાય. કેટલાય ગુજરાતીઓ તો આફ્રિકનોને આવી સહાય કરે છે તે વિષે કશો ઊહાપોહ પણ કરતા નથી.

પૂર્વ આફ્રિકાના ગુજરાતીઓની રહેણીકરણી ઉપર પશ્ચિમની ઘણી ઊંડી છાપ છે. ત્યાંની આબોહવા પણ એને માટે કારણભૂત હશે. પણ સૌથી મોટું કારણ તો અંગ્રેજો પ્રત્યે મુગ્ધ દૃષ્ટિથી જોવાની આપણી ટેવ જેમ અહીં આજેય ઘણી વાર દેખાય છે તેમ ત્યાં સાર્વત્રિક જણાય છે. રહેવામાં સુઘડતા આવી ગઈ છે. અને પશ્ચિમના અનુકરણે બળાત્કારે પણ ગુજરાતીઓના જીવનને આવરી લીધું છે. ત્યાંનો શ્રીમંત ગુજરાતી, એનાં બાળકો વગેરે પણ મહદ્અંશે આંખ ઇંગ્લૅંડ તરફ જ રાખે છે. પણ સદ્‌ભાગ્યે આર્યસંસ્કારોને ત્યાં પણ ગુજરાતણોએ જાળવ્યા છે. રહેણીકરણીમાં ક્યારેક પૂર્વ અને પશ્ચિમનું સુભગ મિલન જણાય છે. ત્યાં એ એટલું તો સુખદ લાગે છે! પણ જ્યાં 'ઇન્ડિયા' પ્રત્યે સૂગ બતાવાય છે ત્યાં ત્યાં આ આબોહવા ગૂંગળાવનારી પણ છે. અંગ્રેજો-એ વિશ્વમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું અને પોતાનો ઘણો વિસ્તાર વધાર્યો, તોયે તે 'અંગ્રેજ' મટ્યા નહિ, એ ઘટના આપણા દેશના નાગરિકોએ પણ વિચારવા જેવી નથી?

પૂર્વ આફ્રિકાના ગુજરાતીઓમાં બીજો એક આકર્ષક ગુણ છે તે તેનું ઉદ્યોગીપણું. સવારથી સાંજ સુધી એ એટલો કામમાં હોય છે કે એને અન્ય કશુંય કરવાનો અવકાશ રહેતો નથી. ત્યાં ગુજરાતીઓ પુષ્કળ કામ કરે છે. એમના પ્રમાણમાં આપણે અહીં વધારે આળસુ છીએ અને તોયે કામના કલાકો ઓછા કેમ થાય એની જ વેતરણમાં ફરીએ છીએ. દેશાવર ભોગવતા આપણા એ ભાઈઓ પાસેથી વધારે કામ કરવાનો કીમિયો હાથ કરી લેવા જેવો છે.

વિદેશમાં વસતા આ ગુજરાતીઓની એક-બે વાતો મને ગમી નથી. અને તે અહીંથી દૂર ગયા પછી, ક્ષિતિજોનો વિસ્તાર આંબ્યા પછી પણ નાતજાતના વાડાઓમાંથી બહાર આવવાને બદલે કાંઈક વધારે સંકુચિતતા આ બાબતમાં સેવાતી જાય છે એમ મને લાગ્યું. મારી આ છાપ ખોટી પડે એવું હું અંતઃકરણથી ઇચ્છું છું ને તેમ થાય તો મને અનહદ આનંદ થાય એટલું કહી રાખું છું. બીજી વાત એ કે આફ્રિકા ઉપર પ્રકૃતિનો કૃપાકટાક્ષ વરસી રહ્યો છે. ત્યાંની વનસ્પતિ, ત્યાંનાં પ્રાણીઓ, ત્યાંનાં પક્ષીઓ એ બધાંથી એ દેશ એટલો તો સમૃદ્ધ છે કે આ અનર્ગળ સમૃદ્ધિ જાણે ક્યારેય ખૂટવાની નથી. આપણા ગુજરાતી ભાઈઓએ આ બધામાં શૈક્ષણિક રસ જેટલો લેવો જોઈએ તેટલો લીધો નથી. હમણાં હમણાંમાં કેટલાક ભાઈઓએ ભાષાનો, સમાજજીવનની દૃષ્ટિએ આફ્રિકાની જુદી જુદી જાતિઓનો, એમનાં લોકગીતોનો અભ્યાસ કરવા માંડ્યો છે ખરો, ને તેનાં શુભ પરિણામો પણ આવશે એવી શ્રદ્ધા પણ વ્યક્ત કરું છું. બાલશિક્ષણ અંગે પણ આપણા ગુજરાતીઓ સુંદર પ્રયોગો કરી રહ્યા છે.

આમ, વિદેશમાં વસતાં આપણાં ગુજરાતી ભાઈબહેનો આપણા દેશની કીર્તિને ઉજાળી રહ્યાં છે. એમના જીવનનાં વિધવિધ પાસાંઓ વડે તે પૂર્વ આફ્રિકામાંના 'અભિનવ ગુજરાત'ને ઝળકાવી રહ્યાં છે. નર્મદે ગુજરાત અને ગુજરાતીને ઓળખ્યા છે ને તેથી જ એણે ગાયું છે —

ઊંચી તુજ સુંદર જાત . . . .
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી પ્રેમ શૌર્ય અંકિત . . . .

ગરવી ગુજરાતનો જય એમણે ત્યાં પણ ગજવ્યો છે. આપણાં એ ભાંડુઓનું યોગક્ષેમ ઈશ્વર સાચવે એવી અભ્યર્થના.

# વેશભૂષા, કેશભૂષા અને અલંકારો

કુ. પદ્માબેન ફડિયા
(અધ્યાપિકા, વા. ઉ. મહિલા પાઠશાળા, અમદાવાદ)

ચોળી, ચણિયો, પાટલીનો ઘેર
સેંથે સાળુની સોનેરી મેર;
છેડે આભઝરી ઉરભાર
વચિત વદનનો વદન ઉભાર;
એમ આપેને નિજ અવલેર
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;

•

આર્ય સુન્દરી! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;
ભાલ કુમકુમ, કર કંકણ સાર,
સ્નેહના સજ્યા તેજ શણગાર.

—નાનાલાલ

છેક પ્રાચીન સમયથી ગુજરાત પ્રદેશની સૌંદર્યદૃષ્ટિ વિકાસ પામી છે. એ સૌંદર્યદૃષ્ટિનાં પ્રતિબિંબ પ્રજાજીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પડ્યાં છે. ગુજરાતનાં પ્રાચીન ભીંતચિત્રોમાં, હસ્તપ્રતોના કલાવૈભવમાં, મંદિરોનાં શિલ્પમાં એમ વિવિધ સ્થળે આપણને એ સૌંદર્યદૃષ્ટિનાં દર્શન થાય છે.

આ પ્રદેશનાં બીજાં કલાક્ષેત્રોમાં ગુજરાતનું વ્યક્તિત્વ જેટલું સુસ્પષ્ટ સ્વરૂપે અંકાયેલું છે તેથી ઘણા વધુ સ્પષ્ટ સ્વરૂપે તે વસ્ત્રપરિધાનની કલામાં અંકાયેલું છે. તેનો જે ઐતિહાસિક વિકાસ થયો છે તે આપણા સાંસ્કારિક વિકાસના ઇતિહાસને સમજવામાં ખૂબ ઉપયોગી થાય એવો છે.

### સાંસ્કૃતિક વારસો

ગુજરાત જે પ્રદેશમાં છે એ પ્રદેશમાં પ્રાગૈતિહાસિક કાળથી સંસ્કૃતિ વિકસી હતી એમ સિદ્ધ થઈ ગયું છે અને વધુ ને વધુ પ્રમાણમાં સિદ્ધ થતું જાય છે. ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીના સંશોધનથી શરૂ કરીને આજ સુધીમાં જે સંશોધન થયું છે તેણે બતાવ્યું છે કે મોહન-જો-ડેરો અને હડપ્પાની સંસ્કૃતિના કાળમાં ગુજરાતમાં સંસ્કૃતિ હતી. એવી માન્યતા હવે તો લગભગ દૃઢ થતી જાય છે. એ જ સમયથી વસ્ત્રનો ઉપયોગ આ પ્રદેશમાં થતો હતો એમ બતાવતાં પ્રમાણો રંગપુર, લોથલ અને નર્મદા ખીણનાં સંશોધનમાં મળ્યાં છે. પ્રાચીન સાહિત્યમાં તો તેને વિષે ઉલ્લેખો હતા જ. પુરાણોમાં, કલ્પસૂત્રમાં અને પ્રાચીન ગ્રંથભંડારોમાં મળેલી ચિત્રસામગ્રીમાં એ સમયની વસ્ત્રપરિધાનની કલા વિષે જે માહિતી મળે છે એ માહિતીનું પુરાતત્ત્વના સંશોધને સમર્થન કર્યું છે.

આ બધી સામગ્રી નિર્વિવાદ રીતે બતાવે છે કે પશ્ચિમ ભારતના આ પ્રદેશમાં વસ્ત્રપરિધાનની કલા વિશિષ્ટ વિકાસ પામી હતી. ડૉ. મોતીચંદ્રકૃત 'જૈન મિનિયેચર પેઇન્ટિંગ્ઝ ફ્રૉમ વેસ્ટર્ન ઇંડિયા'માં જે સામગ્રી છે તેમાં આ કલાનો સ્પષ્ટ પરિચય મળે છે. (જુઓ ચિત્ર ૧) વિશિષ્ટ રીતે ગુજરાતની કહેવાય એવો વિકાસ એ કલાનો થયો નથી. રાજસ્થાન, માળવા અને ગુજરાતના પ્રદેશોમાં લગભગ સર્વસામાન્ય એવો એ વિકાસ છે. એ સમયની જે વસ્ત્રપરિધાન કલા છે તે સ્પષ્ટ પ્રાદેશિક સ્વરૂપ તો લગભગ એક હજાર વર્ષ પૂર્વે પામી છે. પ્રાદેશિક સંસ્કારનું વ્યક્તિત્વ પ્રગટ એ માટે જે ભૂમિકા જરૂરી છે એવી ભૂમિકા તે પહેલાં હતી નહિ. ભૌગોલિક એકમ, રાજકીય સંગઠન, આર્થિક સહકાર અને એ બધાને પોષે અને વ્યવહારને સરલ બનાવે એવી ભાષા વિકાસ પામી ત્યારે જ પ્રાદેશિક વ્યક્તિત્વ વિકાસ પામે છે. ભારતના લગભગ બધા પ્રદેશોમાં પ્રાદેશિક સંસ્કારનું વ્યક્તિત્વ ઇ. સ.ના પહેલા સહસ્રકના અંતે પ્રગટ્યું છે. એવું જ ગુજરાતમાં થયું છે. એટલે જેને આપણે ગુજરાતી સંસ્કાર કહીએ એ સંસ્કાર તો મૂળરાજ સોલંકીએ શાસનતંત્ર હાથમાં લીધું અને સોલંકી વંશનો આરંભ કર્યો એ સમયથી પ્રગટ્યું છે. આમ છે તોયે એની પુરોગામી પરિસ્થિતિમાંથી ઘણાં તત્ત્વો નવા સંસ્કારમાં સચવાયાં છે. એટલે ગુજરાતી વસ્ત્રપરિધાનના વિકાસના અભ્યાસ માટે એ પૂર્વે જે પરિસ્થિતિ હતી તેનું થોડું અવલોકન તો કરવું જ જોઈએ.

### પ્રાચીન ચિત્રકલામાં

એને માટેનું સાધન પ્રાચીન ચિત્રકલામાં મળી રહે છે. એ ચિત્રકલામાં વસ્ત્રપરિધાનનો ખ્યાલ આપે એવાં થોડાં ચિત્રોનું આપણે અવલોકન કરીએ.

આ સમયનાં જે ચિત્રો મળે છે તે મહદ્ અંશે ધાર્મિક સ્વરૂપનાં છે. દેવદેવીઓનાં અને ધર્મગ્રંથોની કથાઓનાં એ ચિત્રો છે. તાડપત્રો ઉપર, વસ્ત્ર ઉપર, મંદિરોની દીવાલો ઉપર એમ વિવિધ રીતે એ ચિત્રો સચવાયાં છે. શિલ્પમાં પણ એ ચિત્રો મળે છે. આ ચિત્રો બતાવે છે કે વસ્ત્રનો ઉપયોગ પુરુષ માટે ઘણો મર્યાદિત હતો. એ કટિથી ઉપરના ભાગ ઉપર કોઈ વસ્ત્રનું પરિધાન કરતો નહિ. એક ઉપવસ્ત્ર ઉપરના શરીરને ઢાંકવા માટે એ રાખતો. પણ એવું ઉપવસ્ત્ર પણ બધા પુરુષો રાખતા નહિ. સ્ત્રીઓ વસ્ત્રનો ઉપયોગ કંઈક વિશેષ કરતી. પણ પાછળના સમયમાં જેવો વિપુલ ઉપયોગ વસ્ત્રનો થયો છે, તેવો એ સમયે થયો નથી. સ્ત્રી આખા અંગને વસ્ત્રમાં ઢાંકતી નથી. એ કટિપ્રદેશથી નીચેના ભાગને ઢાંકે છે. ઉપર એ માત્ર સ્તનપ્રદેશને ઉત્તરીયથી બાંધે

છે. તેના ઉપર ઓઢણી જેવું નાનું વસ્ત્ર એ ઉપયોગમાં લે છે. પણ એ એના વક્ષ:સ્થલને ઢાંકવા નહિ પણ મસ્તકને ઢાંકવા માટે જ.

વસ્ત્રનો આટલો મર્યાદિત ઉપયોગ છે એવા એ સમયમાં સૌંદર્ય વધારવા માટે બીજી દિશાઓમાં વિશેષ લક્ષ આપવામાં આવે છે. લાંબા કેશની વૈવિધ્યપૂર્ણ સજાવટની કલા તરફ એ વખતે તો ઘણું લક્ષ આપવામાં આવતું હતું. એ કળા પાછળ ઘણો સમય આપવામાં આવતો. એ કલામાં નિષ્ણાત એવી સ્ત્રીઓનું મહત્ત્વ ત્યારે ઘણું હતું, આ કલા માટે અનેક સામગ્રી શોધાઈ હતી. તેલ, રસાયણ, સુગંધ, ધૂપ, પુષ્પ, વેણી એવી ઘણી સૌન્દર્ય અને સુગંધમય સામગ્રીનો ઉપયોગ તેમાં થતો હતો. કેશગુંફનની આ કલાનું મહત્ત્વ એટલું બધું હતું કે તેનું વૈવિધ્ય બતાવતાં અનેક ચિત્રો પ્રાચીન ચિત્રસામગ્રીમાં મળે છે. તેના ઉપરથી કેશગુંફનના વિવિધ પ્રકારોનો આપણને પરિચય મળે છે. એ સમયે જે વિવિધ પ્રકારો વિકાસ પામ્યા એ બધાનાં તત્ત્વો પછી સચવાંઈ રહ્યાં છે.

કેશગુંફનનું જેવું માહાત્મ્ય હતું તેવું જ શરીરનાં ખુલ્લાં રહેતાં અંગોને સજાવવાનું હતું. રંગ, પત્રલેખન, મેંદી, અંજન, તિલક ઇત્યાદિ સામગ્રી દ્વારા તો સૌન્દર્ય વધારવાનો પ્રયાસ થતો જ, પણ શરીર ઉપર કાયમી ચિત્ર આલેખન થાય એવાં છૂંદણાં વગેરે શૃંગારકલામાં વિકાસ પામ્યાં હતાં.

વસ્ત્ર અને અંગસજાવટ ઉપરાંત અલંકારનો ઉપયોગ પણ એ કાળમાં થતો હતો એમ આપણે આ ચિત્રસામગ્રીને આધારે જોઈ શકીએ છીએ. કાન, નાક, હાથ, કંઠ, પગ ઇત્યાદિના અલંકારો અવનવા સ્વરૂપે એ વખતે વિકાસ પામતા હતા. એમાંનાં ઘણાં સ્વરૂપોનો લોપ પણ થઈ ગયો છે, પણ ચિત્રમાંથી આપણને એના જે ઘાટ વગેરે જોવા મળે છે તેના ઉપરથી તેને પુનર્જીવન આપવા જેવું છે એમ લાગે છે.

**સોલંકી યુગની વેશભૂષા**

સોલંકી યુગના ગુજરાતનું સમૃદ્ધ ચિત્ર આપણને મળે છે. એ સમયની સાહિત્યસામગ્રી, ચિત્રસામગ્રી, શિલ્પસામગ્રી અને તેવી બીજી ઘણી સામગ્રી સચવાઈ છે. એટલે એ સમયની અને તે પછીના સમયની વેશભૂષા વિષે આપણે વધુ વિગતથી માહિતી મેળવી શકીએ છીએ. આપણા વિષયની દૃષ્ટિએ આ સમયની અને તે પછીના સમયની માહિતી વધુ પ્રસ્તુત છે, કારણ કે ગુજરાતનું ગુજરાત લેખે વ્યક્તિત્વ એ સમયે જ આવિષ્કાર પામ્યું છે.

સોલંકી યુગથી આપણા સંસ્કારનાં સ્વરૂપો બે વિભાગમાં વહેંચાવા લાગ્યાં છે. એક સ્વરૂપ નાગરિક સંસ્કારનું છે. અને બીજું ગ્રામીણ સંસ્કારનું છે. તત્ત્વત: તો આ બન્ને સ્વરૂપો એક જ છે, અને તેમાં શુદ્ધ સ્વરૂપ નાગરિક છે. કોઈ પણ સંસ્કૃતિનો યથાર્થ ખ્યાલ મેળવવો હોય તો એ સંસ્કૃતિના નાગરિક સ્વરૂપને જ આધારપાત્ર લેખવું જોઈએ એવો સંસ્કૃતિશાસ્ત્રનો સિદ્ધાંત સ્થાપિત થઈ ગયો છે.

સોલંકી યુગના ગુજરાતની વેશભૂષા પરિપૂર્ણ ગુજરાતીપણાને પામી છે એમ કહી શકાય. એનું જે શુદ્ધ સ્વરૂપ છે એ સ્વરૂપ આપણી ભૌગોલિક, ઐતિહાસિક, સામાજિક અને સાંસ્કારિક વિશિષ્ટતાનો પરિપાક છે. પરિસ્થિતિમાં પરિવર્તન થાય તેની સાથે તેમાં પણ પરિવર્તન થાય એ સ્વાભાવિક છે. પણ વ્યક્તિત્વ જેમ પરિવર્તનશીલ છે તેમ તેમાં સાતત્યનો પણ અપરિહાર્ય અંશ છે એ ન ભૂલવું જોઈએ. સોલંકી યુગની શુદ્ધ વેશભૂષાનું સાતત્ય સચવાય એ સ્વરૂપની ગુજરાતી વેશભૂષા આદર્શરૂપ લેખાય.

સોલંકી યુગમાં જે વેશભૂષા હતી તેનું વર્ણન હેમચંદ્રાચાર્યના 'દ્વયાશ્રય' મહાકાવ્યમાં મળે છે. આજે જે ગુજરાતી વસ્ત્રકળા આંતરરાષ્ટ્રીય પ્રસિદ્ધિ પામી છે તેનું મૂળ સોલંકી યુગમાં છે. પાટણનાં પટોળાંની કળા અનુકરણીય બની ગઈ છે. એની નકલ કોઈ કરી શકતું નથી. એ કળા સોલંકી યુગનો પરિપાક છે. પટ્ટણી સ્ત્રી પટોળાંઓનો જ વ્યાપક ઉપયોગ કરતી અને આજે ગુજરાતી ઢબની સાડી તરીકે જેને આપણે ઓળખીએ છીએ એ ઢબથી જ એ તે પહેરતી. એક ભેદ અવશ્ય હતો. આજે પાલવ જેટલો ઊંચો રખાય છે તેટલો જ તે સમયે રખાતો નહિ, પરંતુ એ વેળાએ તો છેક ઢીંચણ સુધી પહોંચે એટલો નીચો રાખવામાં આવતો અને તેના ઉપર છપાઈની, ભરતની કે કસબની સુંદર કલાકૃતિનું આલેખન થતું. સાડી સૂતર, રેશમ અને શણની બનતી. રેશમ ગુજરાતમાં મોટા પ્રમાણમાં ઉત્પન્ન થતું નહિ પણ કાશી અને કાશ્મીરથી એની આયાત થતી. વળી તેનો ઉપયોગ નગરોમાં તો વિપુલ પ્રમાણમાં થતો. પવિત્ર ધાર્મિક પ્રસંગોએ રેશમનાં વસ્ત્રો જ ઉપયોગમાં લઈ શકાય એવી માન્યતા હતી. માથું સાડીથી ઢાંકવાનો રિવાજ એ સમયે હતો અને એ રીતે લગભગ આખું માથું ઢંકાતું એમ જૈન ભંડારોમાંથી મળેલી એ સમયની હસ્તપ્રતોમાંનાં ચિત્રો બતાવે છે.

સાડી સિવાયનું વસ્ત્રાભૂષણ રાજસ્થાની સંસ્કારના વારસારૂપ હતું. એટલે ટૂંકી અને તસતસતી ચોળી એ સમયે સ્ત્રીઓ પહેરતી. એક જ રંગની ચોળી કોઈ પણ ચિત્રમાં કે કોઈ પણ વર્ણનમાં આપણને મળતી નથી. વિવિધ રંગોના કાપડના ટુકડાઓ તેમાં યોજાતા અને તેની કસ, તેની બાંયની કિનાર અથવા કમખાની નીચેની કિનાર કે કંઠો વળી જુદા રંગનો અને મહદ્ અંશે કસબથી ભરેલો બનાવવામાં આવતો. કેટલાંક ચિત્રોમાં આ ચોળી ઉપર ભરતકામ નજરે પડે છે. પશુઓ, પક્ષીઓ અને પુષ્પલતાઓની આકૃતિઓ એમાં હોય છે.

નાગરિક સ્ત્રીમાં સામાન્યત: આ સ્વરૂપની સાડી હતી અને આ સ્વરૂપની ચોળી હતી, પણ વાનપ્રસ્થ કક્ષાએ પહોંચેલી સ્ત્રીઓ, સાધ્વીઓ વગેરેના પોશાકમાં સ્વચ્છતા સાથે સાદાઈનું તત્ત્વ આવી જતું. સાધ્વીઓ તો શ્વેત વસ્ત્રો જ પહેરતી અને સાદાઈને અનુસરતી. બીજી સ્ત્રીઓ પણ રંગવૈવિધ્યથી અને બીજી સજાવટથી દૂર રહેતી.

નાની બાળકીઓ માટે પણ ચોળી ચણિયાનો પોશાક હતો. એ ચોળી ચણિયામાં કલાનું સ્થાન સવિશેષ હતું. એનાં જે ચિત્રો આપણે જોઈએ છીએ અને જે વર્ણનો આપણે વાંચીએ છીએ એ બતાવે છે કે આ પોશાકની કારીગરીને વિકસાવતો કારીગરોનો એક આખો વર્ગ હતો. પાટણમાં ચણિયાનું આખું એક બજાર હતું. એમાં જે વૈવિધ્ય હતું એ ગુજરાતની કલાદૃષ્ટિનો યથાર્થ પરિચય આપે છે.

### કેશભૂષા

કેશભૂષા તરફ પણ એ સમયે ઘણું લક્ષ આપવામાં આવતું હતું. રાજદરબારોમાં અને મહાજન મંદિરોમાં કેશભૂષામાં નિષ્ણાત એવી દાસીઓનું સન્માન્ય સ્થાન હતું. સંસ્કૃત સાહિત્યમાં જેમ રાણીવાસમાં કેશગુંફન તરફ અપાતા લક્ષની ચિત્રાત્મક વાત આવે છે તેમ સોલંકી યુગના પ્રબંધોમાં પણ એનાં વર્ણનો આવે છે. એક વિસ્મય પમાડે એવી ઘટના એ છે કે યુવતીઓ આખા અંબોડા લેવાને બદલે વાળને ગૂંથીને પગની પાની સુધી પહોંચાડે એ અતિસામાન્ય શૃંગાર હતો. એ પછીના કાળમાં આ પદ્ધતિનો લોપ થઈ ગયો એટલે છૂટી સેર એ અર્વાચીન યુગનો જ વિકાસ છે એમ આપણે સામાન્ય રીતે માનતા થયા છીએ.

કેશગુંફન માટે અને કેશભૂષા માટે વિવિધ પ્રકારનાં દ્રવ્યોનો ઉપયોગ આ સમયે પણ થતો રહ્યો છે.

મુખમુદ્રા અને બીજાં અંગોને કલાત્મક રીતે સજાવવાના જે પ્રકારો સોલંકી યુગ પહેલાં આપણે જોઈએ છીએ એ આ કાળે જોતા નથી. એના પ્રકાર અને પ્રમાણમાં પરિવર્તન આવ્યું છે. પુષ્પનો જેટલો ઉપયોગ પહેલાં હતો એટલો આ સમયે સામાન્ય જીવનવ્યવહારમાં રહ્યો નથી. ઉત્સવોના પ્રસંગે અવશ્ય પુષ્પોનો વિશેષ ઉપયોગ થતો આપણે જોઈએ છીએ. લગ્નોનાં જે વર્ણનો મળે છે તેમાં તો વરવધૂ બન્નેને પુષ્પથી લગભગ ઢાંકી દેવામાં આવે એટલો બધો પુષ્પોનો ઉપયોગ થતો એમ દેખાય છે. સામાન્યતઃ એવો ઉપયોગ ઓછો હતો. વેણી પણ એ સમયની ગુજરાતી સ્ત્રી ધારણ કરતી નહિ. અંબોડામાં અને મસ્તક ઉપર છૂટાં પુષ્પો ગૂંથવાનો રિવાજ પ્રચલિત હતો.

અલંકારો ત્યારે વિપુલ પ્રમાણમાં વપરાતા. અલંકારમાત્રનું એક લક્ષણ મધુર ધ્વનિ પ્રગટાવવાનું હતું. આ ધ્વનિ વિવિધ અલંકારમાંથી, વિવિધ સ્વરૂપના અને વિવિધ તીવ્રતાવાળા નીકળતા હતા. એટલે સ્ત્રીનું હલનચલન થાય ત્યારે મધુર સંગીત પ્રગટતું હોય એવી ભવ્ય અસર થાય. અલંકારોનું સ્વરૂપ એ સમયે જે ઘડાયું એ લગભગ ૨૦મી સદીના આરંભના પહેલા દાયકા સુધી તો લગભગ એમ ને એમ રહ્યું હતું. એક પરિવર્તન થયું હતું. ઝણકારનું તત્ત્વ લગભગ દૂર થઈ ગયું હતું. કારણ કે ઇસ્લામના શાસના સમયમાં સ્ત્રી આકર્ષક બને અને લક્ષ ખેંચે એ અયોગ્ય લેખાયું હતું.

### પુરુષોની વેશભૂષા

પુરુષોનો એ સમયનો પોશાક સાવ સરળ હતો. હીરકોરી ધોતિયાં ઉપર શરીરને ઢાંકતી શાલ અથવા બીજું ઉપવસ્ત્ર તે સમયે પુરુષો પહેરતા એમાં કળાનું તત્ત્વ એ શાલમાં સારા પ્રમાણમાં વ્યક્ત થતું. સોલંકી યુગ પૂર્વેના જમાનામાં ઉપવસ્ત્ર છૂટું રહેતું. આ સમયે એ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલું રહે એ માટે ભેટનો અને કંદોરાનો ઉપયોગ થતો. પુરુષો પણ સ્ત્રીઓની જેમ અલંકારો સજતા. કાન, કંઠ, હાથ, આંગળીઓ, પગ, કમરમાં પુરુષો અનેક પ્રકારના વિવિધ અલંકારો પહેરતા. સ્ત્રી અને પુરુષના અલંકારો વચ્ચે મુખ્ય ભેદ એ હતો કે પુરુષના અલંકારો ઝણકાર વગરના હતા. બીજો ભેદ એ હતો કે પુરુષ નાકમાં કોઈ અલંકાર પહેરતા નહિ. કેશગુંફનમાં પુરુષો સ્ત્રીઓ જેટલું લક્ષ ન આપતા તોયે એમાં તૈલસિંચન કરવું પડે ને તેની માવજત કરવી પડે એટલા ખભા સુધી પહોંચતા વાળ રાખતા. કાનની આગળ લાંબાં કાનસિયાં વધવા દેતા અને મૂછને પણ મોટી અને ભરાવદાર બનાવીને વળ આપી શકાય એવી રાખતા અને બાજુમાં થોભિયા ઊગાડતા.

### ગ્રામીણ વેશભૂષા

આ નાગરિક વેશભૂષાની વાત થઈ. ગ્રામીણ વેશભૂષા કંઈક જુદી હતી. નાગરિક અને ગ્રામીણ સ્ત્રીઓના પહેરવેશ વચ્ચે મુખ્ય ભેદ હતો. સ્ત્રીઓ, નગરમાં જે સ્વરૂપની વેશભૂષા સજતી એવી ગ્રામ સ્ત્રીઓ પહેરતી ન હતી. ગ્રામજીવનમાં શ્રમ જરૂરી હોય છે એટલે શ્રમજીવનને અનુરૂપ ભેદ પડતો. કલાતત્ત્વો પણ કંઈક જુદા સ્વરૂપનાં રહેતાં, પણ ગ્રામસ્ત્રીના પોશાકમાં વિશિષ્ટ કલાતત્ત્વ તો હતું જ.

વ્યવસાયને અનુસરીને, કોમને અનુસરીને અને આર્થિક પરિસ્થિતિને જોઈને જે ભેદો વિવિધ પ્રકારના લોકોમાં આ પછીના જમાનામાં પ્રગટ્યા એવા આ જમાનામાં ન હતા.

ગુજરાતની વેશભૂષા ઉપર મોટી અસર કરનાર બનાવ ગુજરાતમાં ૧૩મા શતકના અંતે બન્યો. ગુજરાતના સ્વતંત્ર રાજ્યનો અંત આવ્યો. ગુજરાતમાં દિલ્હીના ખીલજી સુલતાનનું શાસન સ્થપાયું. એ શાસનના કાળમાં કલાવિકાસ શક્ય રહ્યો નહિ. ગુજરાતી વેશભૂષામાંથી સૌન્દર્ય અને ઉલ્લાસ ચાલ્યાં ગયાં. પુરુષના પોશાકમાં પણ પરિવર્તન આવ્યું. એ પરિવર્તન મૂળભૂત હતું. એ સમયપર્યન્ત પુરુષના પોશાકમાં સીવેલાં વસ્ત્રોનો ભાગ્યે જ ઉપયોગ થયો હશે. ઇસ્લામી શાસન સ્થપાયા પછી પુરુષો સીવેલાં વસ્ત્રો પહેરતા થયા. ઉજળિયાત કોમો સિવાયના લોકોમાં તો શાસકોની વેશભૂષાની ઘણી અસર થઈ. ધોતિયાનું સ્થાન સુરવાલ, ચોરણા ઇત્યાદિએ લીધું. પહેરણ, અંગરખાં વગેરે પણ વપરાવા લાગ્યાં. આમ થયું ત્યારેયે શાસકોના પોશાકનું સંપૂર્ણ અનુકરણ તો થતું ન જ હતું. શાસકોના પોશાકની અસરથી અહીં નવા સ્વરૂપનો પોશાક પ્રગટવા લાગ્યો હતો.

સ્ત્રીઓના પોશાક ઉપર આ પરિસ્થિતિની ઘણી જ વિપરીત અસર થઈ. સ્ત્રીનું સૌંદર્ય ન દેખાય એ માટે પૂરી કાળજી રાખવાની જરૂર એ સમયે ઊભી થઈ હતી. ઘૂમટાએ સ્વરૂપ પકડયું હતું, અલંકાર ન દેખાય એવા અને ધ્યાન પણ ન ખેંચે એવા થતા જતા હતા. ઝંકાર ન થાય એવાં નક્કર કડાં અને એવા બીજા અલંકારો આ સમયે વિકાસ પામ્યા. ભરત, ગૂંથણ વગેરે પણ કરમાવા લાગ્યાં. કેશભૂષા તદ્દન સાદી બનવા લાગી.

આ પરિસ્થિતિ લગભગ સવાસો વર્ષ સુધી ચાલુ રહી. તે પછી ઇસ્લામી શાસન તો રહ્યું જ પણ એ દિલ્હીનું કે પરદેશી શાસન ન રહ્યું. એ ગુજરાતની સ્વતંત્ર સલ્તનત બની. સુલતાનો પોતાને ગુજરાતી કહેવડાવવામાં ગૌરવ લેતા. તેઓ ગુજરાતી પોશાક ધારણ કરતા. એમના જનાનખાનામાં ગુજરાતી સ્ત્રીઓ હતી. આવાં બધાં કારણોએ ગુજરાતી વેશભૂષા ફરીને નવપલ્લવિત થવા લાગી. એને અંગેની કલાઓ પુનર્જીવન પામવા લાગી. ગુજરાતનાં ઘણાં ક્ષેત્રોમાં આ સમય દરમિયાન જ અવનવી કલાઓનો વિકાસ થયો છે. ગુજરાતનાં ઘણાં સ્થળોનાં વસ્ત્ર છાપવાના, રંગાટના, અલંકાર સાધનોના

ઉદ્યોગોનો વિકાસ આ કાળમાં જ થયો છે. અનેક નાનાં નાનાં દેશ-રાજ્યો એ સમયમાં સ્થપાયાં હતાં. એ રજવાડાંઓની રાજધાનીઓમાં આવા ઉદ્યોગને ઉત્તેજન મળ્યું હતું. ઉત્તર ગુજરાતનાં વડનગર, વિસનગર, પેથાપુર, માણસા વગેરે કેન્દ્રોમાં, અમદાવાદ અને સુરત જેવાં નગરોમાં, ભરૂચ, સાબરકાંઠાની અને ખેડા જિલ્લાના કેટલાક પ્રદેશોમાં, જામનગર, માંગરોળ, પોરબંદર ઇત્યાદિ સ્થળોમાં અને કચ્છનાં બંદરી નગરોમાં આ સ્વરૂપના જે ઉદ્યોગો વિકાસ પામ્યા હતા તેનો આરંભ મહદ્ અંશે આ કાળમાં થયો છે.

સોળમી યુગમાં વેશભૂષામાં જે મુખ્ય સ્વરૂપો ઘડાયાં હતાં એ સ્વરૂપો પુનર્જીવન પામ્યાં એટલું જ નહિ પણ એમાં વિપુલ વૈવિધ્ય આ કાળમાં આવ્યું. ગુજરાતનું છપાઈ અને રંગાટીનું કામ ભારતભરમાં નહિ પણ દેશવિદેશમાં પ્રતિષ્ઠા પામ્યું તે પણ આ કાળમાં જ. એ સમયમાં અહીં જે અરબી, યુરોપીય અને બીજા પ્રવાસીઓ આવ્યા છે તેમણે ગુજરાતની વેશભૂષાની અને બીજી અલંકારકલાની ભારે પ્રશંસા કરી છે.

આ રીતે જે વિકાસ થયો તેને પરિણામે પ્રગટેલી વિશિષ્ટ ગુજરાતી વેશભૂષા તેમ જ બીજી અલંકારની કલાનો પરિચય મધ્યયુગી સાહિત્ય-માંથી મળે છે. તેમાં સૌથી વધુ તાદૃશ પ્રેમાનંદનાં આખ્યાનોનું નિરૂપણ છે. એ આખ્યાનોમાંથી એ સમયના પુરુષ તેમ જ સ્ત્રીની સજાવટનો પરિચય આપતાં અવતરણો અહીં આપીએ.

કુંવરબાઈના મામેરામાં એ લખે છે:

ચૌદ લોક તણો મહારાજ રે, મહેતા માટે થયા બજાજ રે.
વાઘો શોભે કેસરછાંટે રે, બાંધી પાઘડી અવળે આંટે રે;
કાને કુંડળ હીરે જડિયાં રે, નેત્ર પ્રસન્ન શ્રવણે અડિયાં રે;
એક લેખણ કાને ખોસી રે, ધર્યું નામ દામોદર દોશી રે;
ઝીણા જામા ને પટકા ભારે રે,— હરિ દ્વારે દ્વારે પધારે રે.
ખાંધે પછેડી ઓઢી નાખે રે, બેઉ છેડા સાથ્યા છે હાથે રે;
વીંટી વેઢિયાં કર-આંગળીએ રે,

• • •

સાડી મોજાં પહેર્યાં શામળિયે રે;
પ્રભુ પૂછે કમળા રાણીરે, સભા મોહી જોઈ શેઠાણી રે.
ભલું ભાલ, ભ્રમર રૂડી છાજે રે, રત્નજડિત રાખડી રાજે રે,
વિશાળ લોચન ચંચળ ચાલે રે, કે શું ખંજન પડિયાં જાળે રે।
છે અધર બિંબ પરવાળી રે, ઉપર ઝળકે વેસર વાળી રે;
બાજુબંધ ગલુબંધ ભાળ રે નવસર હાર તે ઝાકઝમાળ રે;
કટિ ઘમકે ક્ષુદ્ર ઘંટાળી રે, પહેરણ ચંપકવર્ણી સાડી રે;
ઝમકે ઝાંઝર ઉજ્જ્વળ પાયે રે, વીંછુવા અણવટ બહુ વાગે રે;
જડાવ ચૂડો કંકણ ખળકાવે રે,— માયા મહેતી રૂપે આવે રે.

કુંવરબાઈના સીમંત વેળાએ દામોદર દોશીએ પહેરામણી આપી તે વિષે પ્રેમાનંદ ગુજરાતની વેશભૂષા વિષે લખતા કહે છે:

ચોરસજી ને દામણ મહોલે પામ્યા અપાર હેતાં જી;
હેમજી મેઘજી મહેતાને મળી પ્રીત ઘેલી જી.
કમાન કોને, પામરી પટકા, માપ ન જાયે કહિયા જી;
કોને મુગટ, કોને પીતાંબર કોને શેલાં ઉજ્વળ જી.
મલિયા, ધોતિયા, અગરખી કોને, કોને પટ્ટુ હાર જી;
ગુલબંધ, પાઘડીઓ, ઓઢણ કોને ઝાકઝમાળ જી;
પાયજામા, નીમા, પછેડી, જામા, અંગરખા અંગ જી;—

• • •

બાજુબંધ બેરખા અતિસુંદર, વેઢ, વીંટીઓ છાપ જી;
દુગદુગી, માળા, ને માદળિયાં, મોતીનું નહિ માપ જી;
કોને કંઠેરા ને કંઠી પહેરેલી, કોને સાંકળી માળ જી.
કનાકડી ને કાને કુંડળ જડાવ ઝાકઝમાળ જી.

• • •

પિયર સહીને આપી મૂક્યાં વસ્ત્ર નાના ભાત જી.
અંબાવહુને અતિલાણી સાડી, સુંદર વહુને સાળુ જી;
ગોરે અંગે સુંદર શોભે માથે કાપડું કસુંબી જી.
છબીલી વહુને છાયલ ભારે, ભાત ને રાતી ગોટી જી;
કોડવહુને કચનેર આપી, પ્રેમવહુને પટોળી જી;
રામકુંવરને, કૃષ્ણકુંવરને આપ્યાં ભારે પટ જી;
છેલવહુને છીંટ જ આપી, નાની વહુને નાટજી;
પાનવહુને પીતાંબર આપ્યું, તારે મચ્છીપાઈજી,
રૂપકુંવરને રાતો સાળુ દેવકુંવર દરિયાઈ જી;
રામકુંવરને સોનેરી સાળુ, ગુણકુંવરને ઘરચોળું જી;
વહાલીવહુને, લાડકવહુને, વાલવહુને પટોળું જી;
જામદાનિ, જ્યોત, છીંટ, જમના જાતની વહુએ જી;
ઘરચોળાં, ચોળી ને ઘરસાડી પહેરી ઊભા સૌએ જી.
માનબાઈ ને વેલવહુ ને રંભાવતી ને રૈયાં જી.
જૂનાં કાઢીને નવાં પહેરે, લેઈ મૂકી છેલાં જી.

• • •

મજીઠિયા મશરૂના કમખા ગજ્જે ભરીને ફૂલે જી.
પાટ, પિતાંબર, અતલસ, અંબર, ચોપે રંગે ચીર જી;
સાડી, જરકસી ને ઓઢણીઓ, વાણે નવરંગ ધીર જી.
કેસરછાંટના પોલા સાળુ, ફરતી કસબી કોર જી;
ચંદ્રકળા ને મોરની શોભે, દરિયાઈમાં દોર જી;
અતલસ પાંચપટા નવરંગી, આભૂષણ અપાર જી:
જડાવ-વીંટી સુંદર શોભે, તેજ તણો નહિ પાર જી.
કોને અકોટી, કોને ચોટી, સણુબંધ બહુ મૂલજી;
કોને ભમરી, કોને સેંથો ત્રસેરિયાં શીશફૂલ જી.

પ્રેમાનંદના કાળ સુધીમાં ગુજરાતી વેશભૂષાનું અને અલંકારોનું વૈવિધ્ય પરિપૂર્ણ રીતે વિકસી ગયું હતું. પુરુષોના વેશપરિધાનમાં જુદા જુદા વર્ગો, વ્યવસાયો અને કોમોમાં ભેદ વિકાસ પામ્યા હતા. સૌથી વધુ લક્ષ ખેંચે એવો ભેદ પ્રાદેશિક હતો. ગુજરાતના જુદા જુદા વિભાગોમાં

જે જુદા જુદા સ્વરૂપની પાઘડી વિકાસ પામી તે આ સ્વતંત્ર સલ્તનતના અને મોગલ શાસનના કાળમાં વિકાસ પામી છે. સુરતી, વડોદરાની બાબાશાહી, અમદાવાદી, પટ્ટણી, ઝાલાવાડી, ભાવનગરી, હાલારી, જૂનાગઢી, મોરબીશાહી અને કચ્છની પાઘડીઓનું જે વૈવિધ્ય છે એવું વૈવિધ્ય ભારતના બીજા કોઈ પ્રદેશમાં અથવા દુનિયામાં પણ મળવું અસંભવિત છે. (જુઓ ચિત્ર ૨)

સ્ત્રીઓના પોશાકમાં કે અલંકારોમાં આવું થયું નથી. એમનો નાગરિક પોશાક ગુજરાતમાં સર્વવ્યાપી રહ્યો છે. ગ્રામીણ પોશાક પણ મહદ્ અંશે સર્વવ્યાપી રહ્યો છે. એક અપવાદ છે. કેટલીક કોમોએ પોતાનો વિશિષ્ટ પોશાક વિકસાવ્યો છે. એ ગુજરાતી પોશાક નથી. મેમણોનો પોશાક પંજાબથી આવ્યો છે, મિયાણા અને એવી કેટલીક કોમોના પોશાક ઉપર ઈરાની અસર છે. પણ એ અપવાદ છે. બીજો અપવાદ આદિવાસી પ્રજાનો છે. પણ આદિવાસી પ્રજા ઉપર પ્રાદેશિક સંસ્કારની અસર પડે ત્યારે તો આદિવાસી લેખેનું એનું સ્વરૂપ પરિવર્તન પામે. એટલે એમના પોશાકની કે એમના અલંકારોની વિસ્તૃત ગણના આપણે કરતા નથી. માત્ર ગુજરાતી વેશભૂષા અને અલંકારોની વર્તમાન પરિસ્થિતિની રજૂઆત કરીએ ત્યારે તેને વિષે ટૂંકું નિરૂપણ કરીશું.

પ્રેમાનંદ પછીનો કાળ ફરીને અંધકારનો કાળ આવે છે. મોગલ-શાસન તૂટ્યું, મરાઠા શાસન આવ્યું અને તે સ્થિર થાય તે પહેલાં તો બ્રિટિશ શાસન આવ્યું.

**પશ્ચિમની અસર**

બ્રિટિશ શાસનની સ્થાપનાથી ગુજરાતના ઇતિહાસના અર્વાચીન કાળની શરૂઆત થાય છે. બ્રિટિશ શાસન ઈ. સ. ૧૮૧૮માં આવ્યું. તે પછી નવી કેળવણી અને નવી સામાજિક પરિસ્થિતિ વિકસવા લાગી. પણ આ બધાની અસર વ્યાપક બને એવી ભૂમિકા તો ઔદ્યોગિક ક્રાંતિનો આરંભ થયો ત્યારે જ રચાઈ. ઈ. સ. ૧૮૫૩માં રેલવે આવી અને ૧૯મા શતકના અંત સુધીમાં ગુજરાતમાં તેનો ઠીક ઠીક વિસ્તાર થયો. ત્યાર પછી ગુજરાતની અસ્મિતાનો જન્મ થયો. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં આ રીતે ગુજરાતીઓનું ગુજરાતીપણું સ્પષ્ટ આકાર ધારણ કરતું હતું.

અસ્મિતાના વિકાસના આ યુગમાં જેમ પ્રાદેશિક સંસ્કારનું વ્યક્તિત્વ પ્રગટતું હતું તેમ વિદેશી અસર પણ આવવા લાગી હતી. ગુજરાતી વેશભૂષા ઉપર અને ગુજરાતની સૌન્દર્યદૃષ્ટિ ઉપર તેની ભારે વિપરીત અસર થઈ છે. ગુજરાતી પુરુષના પોશાકના નાગરિક સ્વરૂપ ઉપર આની અસામાન્ય અસર થઈ છે. મૂળ સ્વરૂપ લગભગ નાશ પામ્યું છે. હવે એ ક્ષેત્રે તો મૂળ સ્વરૂપ તરફ જવાની શકયતા જ રહી નથી એમ કહીએ તો ચાલે. પાઘડી ટકી રહી હતી. ઉપવસ્ત્રના અવશેષરૂપ ખેસ રહ્યો હતો. એ ખેસમાં કસબ અને ભરતની કલા ટકી હતી. એ સિવાય તો લાંબો કોટ અંગરખાનું સ્થાન લેવા લાગ્યો હતો. ધોતિયાનું સ્થાન ક્રમે ક્રમે પાટલૂન લઈ રહ્યું હતું. યુનિવર્સિટીઓની સ્થાપના થઈ અને સંસ્કૃતનો અભ્યાસ વધ્યો ત્યાર પછી પ્રાચીન પૂર્વ અને અર્વાચીન પશ્ચિમનો સમન્વય કરવાની જે નવી દૃષ્ટિ આવી તેને પરિણામે પોશાકમાં ગુજરાતિતાનું તત્ત્વ પુનઃ સ્થાપિત થવા લાગ્યું હતું. પણ ત્યાં વિશ્વયુદ્ધ આવ્યું અને ગાંધીજીની અસર આવી. એને પરિણામે તો મહાન પરિવર્તન થઈ ગયું.

આ કાળમાં સ્ત્રીઓના પોશાકમાં જે પરિવર્તનો થયાં તે આટલાં તાત્ત્વિક ન હતાં. પાંચ વારની સાડી રહી હતી. ત્રણ વારનો ચણિયો રહ્યો હતો. પણ ચોળી વિદાય લઈ રહી હતી. એને સ્થાને પરિવર્તનો ઉપર પરિવર્તનો થતાં જતાં હતાં. સાડી પહેરવાની ઢબ ઉપર એ કાળમાં પણ અસર થતી હતી. પણ ગુજરાતી ઢબ વિલીન થઈ જાય એ સ્વરૂપની કોઈ અસર વ્યાપક બની શકી ન હતી.

**ગાંધીયુગની અસર**

હવે આપણે ગાંધીયુગ અને આજના સમયની વેશભૂષાનું અવલોકન કરીએ.

ગાંધીજીની દૃષ્ટિ સાદાઈની હતી. દરિદ્રનારાયણની ઉપાસના કરતા એ મહાત્માની દૃષ્ટિ જનસામાન્ય સમજે એ શકય ન હતું. ગાંધીજીની પોતાની દૃષ્ટિ કલાવિમુખ ન હતી. ગુજરાતમાં લગભગ બધી જ કલાનું પુનર્જીવન ગાંધીસ્પર્શે થયું છે એ હકીકત આપણે ન વીસરીએ. ગુજરાતી વેશભૂષા શુદ્ધ ગુજરાતી રહે અને કલાત્મક બને તેની સામે ગાંધીજીનો વિરોધ ન હોય. પણ ગાંધીજીને મુખ્ય લક્ષ તો સ્વાતંત્ર્ય-સંગ્રામ તરફ આપવાનું હતું. પરિણામે પ્રસંગોપાત કલાના પ્રશ્નો વિષેના વિચારો રજૂ કરવા સિવાય એ પોતે એ દિશામાં ધ્યાન આપી શક્યા નહિ. એમના વિચારોનું યથાર્થ અનુકરણ ન થઈ શકયું તોયે ગુજરાતીપણું વિકસાવવામાં એમની અસર નિ:સંદેહ પડી છે.

ગુજરાતી વેશભૂષાના ક્ષેત્રે ગાંધીજીની ઉપકારક અસર નકારાત્મક રીતે પડી છે એમ કહી શકાય. જે વિદેશી અનુકરણનો પ્રવાહ વ્યાપક બનતો હતો તે ગાંધીજીની અસરથી થંભી ગયો. ગુજરાતમાં વિદેશી વેશભૂષાનો પ્રચાર થતો અટકી ગયો. રાષ્ટ્રીય વેશભૂષા સજવામાં પ્રજા ગૌરવ લેતી થઈ. ઉત્સવોમાં અને એવા પ્રસંગોએ વેશભૂષામાં અને અલંકારોમાં ગાંધીજી પોતે પણ ઊંડો રસ લેતા. ગૃહઉદ્યોગ અને ગ્રામોદ્યોગ સજીવન કરીને ગાંધીજીએ આપણી કેટલી બધી કલાને સાચવી છે? વેશભૂષાના ક્ષેત્રની જો વાત કરીએ તો આપણા દેશી રંગ અને રંગાટી વિષે તલસ્પર્શી સંશોધન કરવાનું કામ ગાંધીજીએ દેશના સર્વ-શ્રેષ્ઠ રસાયણશાસ્ત્રી પ્રફુલ્લચંદ્ર રાય પાસે કરાવ્યું હતું. એ સંશોધનમાં ગુજરાતની રંગકલા વિષે સારો એવો અભ્યાસ થયો હતો અને ખાદીના ઉદ્યોગ સાથે એ રંગકામને જોડીને ગુજરાતી છપાઈ તેમ જ રંગની કળાને ઉત્તેજન અપાયું હતું.

સ્ત્રીઓની વેશભૂષા પરત્વે તો ગાંધીજીની અસર સવિશેષ થઈ છે. સોલંકી યુગના અંત પછી ગુજરાતની સ્ત્રી બેડીમાં પડી હતી. એ સ્ત્રીને ગાંધીજીએ મુક્ત કરી. હજારોની સંખ્યામાં સ્ત્રીઓ રાષ્ટ્રીય આંદોલનમાં આવી, મુક્ત થયેલી આ સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જ ગુજરાતી વેશભૂષાને પુનર્જીવન આપવાના કારણરૂપ બની. સ્ત્રીઓની અનેક સંસ્થાઓ ઊભી થઈ. ગરબા, નૃત્ય વગેરે પ્રચાર પામવા માંડ્યાં. અચેતન રંગભૂમિ

# ગુજરાત-સૌરાષ્ટ્રનું પાઘડી વૈવિધ્ય



હાલારી



ચરોતરી



મોરબી



કાઠિયાવાડી



અમદાવાદી



અમદાવાદી



અમદાવાદી

(ચિત્ર ૨)



અંગરખું



કેડિયું



મોજડી

(ચિત્ર ૩)

વિકસાવા માંડી. એ બધાએ મળીને ગુજરાતી વેશભૂષાનાં શુદ્ધ સ્વરૂપોને પુનઃ પ્રતિષ્ઠા આપી.

ગાંધીજીની આ વ્યાપક અસર જો એમ ને એમ ટકી રહી હોત તો આજે ગુજરાતી વેશભૂષાના ક્ષેત્રે સંતોષપ્રદ પ્રગતિ થઈ હોત.

પણ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ, જે નવી અસરો આવી તેને પરિણામે અને બીજા વિશ્વયુદ્ધમાં વિકસેલા સંસ્કારસંકરને પરિણામે ગાંધીજીની પાવક અસર તત્કાળ પૂરતી અસરકારક રહી નહિ. લગભગ દોઢ દાયકા જેટલા સમય સુધી આપણા સંસ્કારનું આ ગ્રહણ ચાલ્યું. એ સમય દરમિયાન આંતરરાષ્ટ્રીયતાને નામે આપણા સંસ્કારનું ઉન્મૂલન થતું રહ્યું.

ગુજરાતી પુરુષની વેશભૂષાનું કોઈ ચોક્કસ ધોરણ ટકી રહ્યું નહીં. ગાંધીજીના અનુયાયીઓ પણ આ ઝંઝાવાતના ભોગ બન્યા હતા. ખાદી તેઓ પહેરતા હતા, પણ વેશભૂષાનું સ્વરૂપ ગુજરાતીપણું જાળવતું ન હતું. ગાંધીજીના અનુયાયી ન હતા એવા લોકો ઉપર તો યુરોપીય સિપાઈઓનાં અહીં ઊતરેલાં ધાડાંઓની ભારે અનિષ્ટ અસર પડી હતી. એમનો વેશ મોટા પ્રમાણમાં યુરોપીય વેશનું અનુકરણ કરતો થઈ ગયો હતો.

સ્ત્રીઓ ઉપર પણ આ પરિસ્થિતિની અસર પડી નથી એમ ન કહી શકાય. બીજા પ્રદેશોમાં જેવી વ્યાપક અસર સ્ત્રીઓ પર પડી એવી અહીં પડી ન હતી. પણ કાપડના પ્રકાર અને તેવી બીજી બાબતોમાં તો ઘણી અસર પડી હતી. ગુજરાતી ચોળી, કબજો, કમખો કે એના અનુગામી એવાં બ્લાઉઝ ટકી શક્યાં નહિ. બ્લાઉઝમાં ફૅશનોની પરંપરા એવી તો ચાલી કે જેથી ગુજરાતનું વ્યક્તિત્વ એમાં સ્પષ્ટ સ્વરૂપે ટકી શકે જ નહિ.

બાળકોના પોશાકમાંથી તો ગુજરાતિતાનું તત્ત્વ સાવ લુપ્ત થઈ ગયું. કેશભૂષામાંયે ભારે અંધાધૂંધી ચાલી. તેમાં પણ અસર વિદેશી સામયિકોમાં આવતાં ચિત્રોની થતી હતી. આપણા મધ્યકાલીન કે પ્રાચીન વારસામાં આ ક્ષેત્રે જે સૌંદર્યપૂર્ણ વૈવિધ્ય હતું તેના તરફ દુર્લક્ષ થયું.

અલંકારો પણ જૂના ઘાટ તજીને નવા પશ્ચિમના ઘાટને અનુસરતા થતા ચાલ્યા.

આ સમયમાં જે પરિવર્તનો થયાં તેને વિષે આપણે કંઈક ઝીણવટથી અવલોકન કરીને સ્વાતંત્ર્ય પછીના કાળમાં અસ્મિતાનો જે પુનરુદય થઈ રહ્યો છે તેમાં ગુજરાતી વેશભૂષાની પુનઃપ્રતિષ્ઠા કઈ દિશાએ જઈ રહી છે એ જોઈને ગુજરાતી પુરુષ અને સવિશેષ તો ગુજરાતી સ્ત્રીની વેશભૂષાનું શુદ્ધ સ્વરૂપ કેવું છે તેનું નિરૂપણ કરીશું.

આ દૃષ્ટિએ આપણે પહેલા વિશ્વયુદ્ધ પછીના સમયથી આજ સુધીની પરિસ્થિતિનું અવલોકન કરવાનું છે. આ સમયમાં ગુજરાતી વેશભૂષામાં ફેરફારો થતા રહ્યા છે. આજે છે તે આવતી કાલે નથી અને આવતી કાલે છે તે ત્રીજે દિવસે રહેશે નહિ એવી રીતે કૂદકે ને ભૂસકે ફૅશન આગળ વધતી રહે છે. આ ફૅશનો પાછળ અનુકરણની પરંપરા ચાલી આવે છે. આંતરરાષ્ટ્રીય અસરનું આ પરિણામ છે એ વિશે મતભેદ નથી જ. તેની અસરમાં આખોયે જનસમાજ આવી ગયો છે. પરિણામ એ આવ્યું છે કે ગુજરાતી ઘરનું રસોડું પણ ગુજરાતી રહ્યું નથી. એ ઘરની ઓસરી પણ હવે ઓસરી રહી નથી. ગુજરાતની નારીનો જાણે હવે લોપ થતો જાય છે. એ વાતનું જ્યારે લોકોને ભાન થયું ત્યારે તેઓ સળવળ્યા અને માત્ર ગુજરાતી લોકઢાળોના ગરબા દ્વારા તેમણે ગરવી ગુજરાતને ખોવાઈ ગયેલા હીરાની જેમ શોધવા માંડી. ત્યારે ગુજરાતણ ગ્રામસી બનવાનું પસંદ કરવા લાગી. એ ગ્રામસીનું ખમીર, એ યૌવન, એનો પ્રતિભાવંત પોશાક, શરીર સાથે જડાઈ રહેતાં ઘરેણાં, એની મતવાલી ચાલ અને એનું જીવન એ સૌ સ્વીકારવા આજની ગુજરાતણ તૈયાર થઈ છે. પરંતુ ગુજરાતણ ગુજરાતની વેશભૂષા, કેશભૂષા અને અલંકારોને હજી પણ યથાર્થ રીતે અપનાવી શકી નથી. સાથે સાથે ગુજરાતી સ્ત્રીમાં સાહજિક છે એવા લજ્જા, સંયમ, માધુર્ય અને ગાંભીર્ય જેવાં લક્ષણોને પ્રદર્શિત કરવાની કલા પણ એ વીસરી ગઈ છે.

**મેંદી**

વેશભૂષા, કેશભૂષા અને અલંકારોમાં આ સમયમાં થયેલાં પરિવર્તનોનું અવલોકન આપણે કરીએ તો આ વિધાનો સ્પષ્ટ રીતે સમજાય. આપણે એ અવલોકન નખશિખ કરીશું.

સૌ પ્રથમ આપણે નખ અને પગની આંગળીઓ વિષે વાત કરીએ. એક જમાનો એવો હતો કે ગુજરાતી સ્ત્રીઓ પગની પાની પણ દેખાડતી નહિ. એ પરિસ્થિતિમાં મેંદીનું મહત્ત્વ ઘટી ગયું હતું. મેંદી ગંદી ચીજ ગણાતી. મેંદીવાળા હાથથી ભોજન કરવું પણ અસભ્ય ગણાતું. છતાંય જૈન અને વાણિયા જેવી કોમોમાં મેંદી મૂકવાની પ્રથા ટકી રહી હતી. આ બન્ને કોમો લગ્ન, સીમંત કે વ્રત જેવા ઉત્સવ પ્રસંગે હાથપગે મેંદી મૂકતી. મુસલમાન અને વહોરા લોકોમાં આ પ્રથા હજુ પણ પ્રચલિત રહી છે. મેંદી ભરેલા હાથ અને નખ સૌભાગ્યના પ્રતીકરૂપ ગણાતા.

મેંદી જતાં બંગાળના અળતાએ વિશેષ જોર પકડ્યું અને મેંદીનું સ્થાન અળતાએ લીધું. નૃત્ય, ગરબા, રાસ વગેરે પ્રસંગે અળતો વાપરવામાં આવતો. આજે પણ એ પ્રથા ચાલુ છે. ક્યારેક નાની બાળાઓ અળતો ન હોય તો પોઈનાં લાલ બીજથી હાથપગ રંગતી. આ પરિસ્થિતિમાં પરિવર્તન આવી રહ્યું છે અને તેથી જ આજે લોકોને મેંદીનું રહસ્ય સમજાયું છે. મેંદીની હરીફાઈઓ થાય છે. ચોમાસાના ચાર માસમાં તો ઘેર ઘેર ચકલે ચકલે નાનીમોટી તમામ સ્ત્રીઓ પરિણીત-અપરિણીત સૌ મેંદી મૂકે છે. એમાં ગુજરાતની વિશિષ્ટતા તો નાશ પામી છે. પહેલાં હથેળીમાં પાંચ ટપકાં અને પાંચે આંગળીઓના વેઢા પર મેંદી મૂકતી. તેમાં નખને પણ મેંદી લગાડતી. તેમ જ પગની પાની અને આખા પગની આંગળીઓ પર જ મેંદી લગાડવામાં આવતી. એમાં પાતળી રેખા અંકાતી; તે પણ આજે તો નાશ પામી છે. હાથમાં મેંદીની ચૂંદડી પાડવામાં આવતી તે અને મીણનાં ગરમ ટપકાં હાથમાં પાડી મેંદી મૂકવાની તેમ જ આખોયે હાથ મેંદીભર્યો કરવાની પ્રથા આજે રહી નથી. હવે તો ફૂલવેલની આકૃતિઓ, આડાંઅવળાં ત્રિશૂળ કરવાની અનેક રીતો, હથેળીના એક ખૂણે

મેંદીની ડિઝાઈનો, આંગળીઓ ઉપર ટપકાં અને લીટી તેમ જ વેલ-વેલપાંદડીની આકૃતિઓ અને હથેળીના પાછલા ભાગમાં પણ ડિઝાઈનો મૂકવાની રીત દાખલ થઈ છે. પગમાં પણ તળિયે નહિ પરંતુ પાતળી સળીથી ચારે કોર ને વચમાં એવી સુંદર આકૃતિઓ રચાય છે. આજના સમયની દૃષ્ટિએ જોતાં તો મેંદીનું મહત્ત્વ ઘણું વધી ગયું છે એ આરોગ્ય અને સંસ્કારદૃષ્ટિએ શુભ ચિહ્‌ન છે. (જુઓ ચિત્ર ૪)

આજે હાથપગના નખ રંગવા માટે ક્યુટેક્સનો ઉપયોગ પણ ખૂબ જ વધી ગયો છે. તેમાં લાલ, જામલી, આછો ગુલાબી રંગ વિશેષ વપરાય છે. અંગ્રેજી પદ્ધતિને અનુસરીને આજની કેટલીક યુવતીઓ અણીદાર નખો રાખે છે, અને તે ડાબા હાથના જ. એવા નખના ઉપરના ભાગને એ રંગે છે ને બાકીનો ભાગ ખુલ્લો રાખે છે. સંસ્કૃત સાહિત્યમાં સ્ત્રીઓના નખના સૌંદર્યનું જે વર્ણન છે તેની સાપેક્ષતાએ આજની યુવતીઓની કૃત્રિમ નખસજાવટ આરોગ્યની દૃષ્ટિએ અહિતકર છે, અને સૌંદર્યવર્ધક નથી.

### આભૂષણ

ઘૂંટીએ પહેલાં કલ્લાં, કડાં, ઝાંઝર, સાંકળાં પહેરાતાં, તેનો જમાનો લગભગ ચાલ્યો ગયો છે. રૂમઝૂમ રણકાર કરવો હવે જાણે કોઈને ગમતો નથી, ઝાંઝર બેડીરૂપ લાગે છે. અને તેમાંયે આજે જે કલ્લાં, કડાં વગેરે સવા શેરનાં બે જ હોય એવાં કલ્લાં તો રહ્યાં જ નથી. તોયે હવે ઝાંઝર પહેરવાનો શોખ ચાલુ થવા માંડયો છે. એ પ્રથા ગુજરાતની સંસ્કારી દૃષ્ટિએ નહિ પણ પગમાં ઝાંઝર પહેરીએ છીએ તેથી સુંદર લાગે છે એવી માન્યતાથી, રણકારની દૃષ્ટિએ નહિ પણ સૌંદર્યની દૃષ્ટિએ. આજે ઉત્સવ પ્રસંગે સ્ત્રીઓ ઝાંઝર પહેરે છે. પગનાં પગપાન તો જોવા મળતાં જ નથી. જૂનાં ઘરોમાં જૂનાં ઘરેણાં તરીકે તેને સંઘરી રાખવામાં આવે છે. પગની આંગળીઓમાં પહેરાતાં વેઢ, અણવટ વીંછિયા, માછલી વગેરે તો ગાંધીયુગમાં સદંતર વિદાય થઈ ગયાં હતાં. ત્યાર પછીયે ઘણા સમય સુધી એનું નામનિશાન દેખાતું ન હતું. હવે થોડા જ સમયથી ગુજરાતણ બહેનો પગમાં નાની હલકી રૂપાની માછલીઓ કે કડલો કે વેઢ પગના અંગૂઠાની જોડની આંગળીમાં પહેરતાં શીખી છે.

હવે કેડના કંદોરા તરફ દૃષ્ટિ કરીએ. કંદોરા તો ગુજરાતણ પહેરતી જ નહિ, પણ ચાવીઓનો ઝૂમખો કેડ પર સાડીમાં ખોસતી. ગાંધીજીના પછીના યુગમાં તેનું મહત્ત્વ ખૂબ વધી ગયું અને તે એટલે સુધી કે કમરે ચાવીનો ઝૂમખો બાંધ્યા વગરની ગુજરાતણ ભાગ્યે જ જોવા મળે.

હાથનાં ઘરેણાંમાં સૌ પ્રથમ વીંટી લઈએ. વીંટીમાં અકીકના પથ્થર, કાશ્મીર અને કલકત્તામાં મળતાં કથ્થાઈ કે લાલ પીળા અને સફેદ પથ્થરોનું ખૂબ મૂલ્ય હતું. એની ચોખંડી, ત્રિકોણ, ષટ્કોણ કે ગોળ વીંટીઓ બનાવવામાં આવતી. સોનાનું મૂલ્ય ઓછું અંકાતું. ખરાં મોતીનું મૂલ્ય વધતું જતું હતું. મોતીનાં અપાર ઘરેણાં ઘડાવાતાં. એમાં મોતીની વીંટી અથવા બંગડીઓ થતી. એ પછીના સમયમાં સોનાનું અસ્તિત્વ વધતું ગયું. સોનું સંઘર્યું સારું. સોનાનો ભાવ જેમ તેજ થતો ગયો, મોતીનું મૂલ્ય ઓછું અંકાવા લાગ્યું ત્યારે સોનાની વીંટીઓ, હાથમાં પહેરવાનાં સોનાનાં કડાં અને સોનાના થોડા ઘૂઘરીવાળાં થવા લાગ્યાં. પછી બંગડી જેવી ગોળ વીંટીઓ આવી. એ વીંટીની વચ્ચે નંગ, કીડિયાં કે મીનો પુરાતો. ત્યાર બાદ મીનો ઘસાય છે એમ જાણી હવે પાછી ઘરેણાંના સેટ મુજબ સોનાની વીંટીઓ થવા લાગી. એમાં નામ, ઘડિયાળ વાળી વીંટીઓની શરૂઆત થઈ. આજે હવે ઈમિટેશન નંગની વીંટી થવા લાગી છે. તે પહેલાં લાખની વીંટીઓએ જોર પકડયું હતું. એક જ મોટા હીરાની ગોળ, ચોખંડી વીંટી, ત્રણ હીરાની સેટિંગવાળી વીંટી અને કેટલીક વીંટીઓ તો બેય તરફ જુદા જુદા રંગની હોવાથી વેશભૂષાના રંગ અનુસાર એનો ઉપયોગ થઈ શકે છે. સાડીના રંગની જેમ એ વીંટીમાં બે રંગ હોય તો એનો અંદરનો રંગ સાડીના રંગને મળતો આવે એ રીતે પહેરાય છે. આજે વીંટીનો ઉપયોગ ઘણો જ વધી ગયો છે. મોટે ભાગે પુરુષની આંગળીઓમાં બે વીંટી તો હોય જ. અને સ્ત્રીના બન્ને હાથમાં એક એક વીંટી પહેરેલી દેખાય છે. ખુદ કોલેજમાં ભણતી છોકરીઓ પણ હવે તો નાજુક વીંટી દ્વારા પોતાનો હાથ શોભાવવાની આકાંક્ષા રાખે છે. ખોટી વીંટીઓનો ઉપયોગ હવે ઓછો થયો છે.

હાથપાન વચમાં તો અદૃશ્ય થઈ ગયાં હતાં, પણ હવે એ નવા સ્વરૂપે દાખલ થયાં છે. સ્ત્રીઓને હવે સોને મઢાવું ગમે છે. પણ આ હાથપાન ક્યારેક લગ્નપ્રસંગે જ જોવા મળે છે.

### કરકંકણ

બંગડીઓમાં ધરમૂળ ફેરફારો યોજાતા રહ્યા છે. પહેલાં તો સૌભાગ્યવંતી ગુજરાતણ સોનાની એક એક બંગડી સાથે કાચની બંગડી નાખતી જ. ગાંધીજીના યુગે મોટો પલટો આણ્યો. હાથમાં બંગડી જ નહિ એવી સ્થિતિ આવી. મોટા ઠૂંઠા વૃક્ષ જેવા ગુજરાતણના હાથ એ સમયે લાગતા. પણ ગુજરાતણનો એ સંયમ બહુ સમય સુધી ટકયો નહિ. હાથમાં મોટા જાડા પાટલા પહેરાવા લાગ્યા. તે જાતજાતના અને ભાતભાતના હતા. એ પાટલા ચાહે લાખના, કચકડાના કે મોતીના હોય. આ પ્રથાએ એટલે તો જોર પકડયું કે ગુજરાતણોના હાથમાં પાટલા સિવાય કાંઈ જ દેખાય નહિ. મુસલમાનો જેવા પાટલા, બંધબેસતા કચકડાના બ્રેસલેટ, કચકડાના જાડા, સોનેરી રૂપેરી, હાથીદાંતના મોકા જેવા પાટલા અસ્તિત્વ પામ્યા. એ પછી કંગન આવ્યાં. આ કંગનોનાં નામ ચિત્રપટો ઉપરથી પડવા લાગ્યાં. જેમ કે ધૂપછાંવ, ભારતજ્યોતિ, કિસ્મત વગેરે. ત્યાર પછી બંગડીઓમાં પણ આ નામો પ્રચલિત રહ્યાં છે. એટલું જ નહિ પણ પાટલાઓમાં પણ 'અખંડ સૌભાગ્યવતી' આ અને આવાં બીજાં નામો લખાતાં, જે ગુજરાતણો હોંશે હોંશે પહેરતી. પહેલાં તો કંગનો સોનાનાં હતાં. પછી મોટાં મોતીનાં કંકણો આવ્યાં. મોતીની પાટલીઓ આવી, ઝીણાં મોતીની રંગબેરંગી પાટલીઓ આવી, તે જ અરસામાં સિંહ, વાઘ કે હાથીના મોઢિયાવાળા કાચનાં, હાથીદાંતનાં કંગનો આવ્યાં. પ્લાસ્ટિક ચૂડીઓ આવી. હાથીદાંતની ચૂડીઓ અને તેની અનેક પ્રકારની નવી રીતો અસ્તિત્વમાં આવી. આ પછી છેલ્લા થોડા સમયથી પ્લાસ્ટિક કે હાથીદાંતની રંગબેરંગી લાલ, પીળી, લીલી, કથ્થાઈ, જામલી બંગડીઓ આવી. એમાં છૂટી છૂટી માછલીઓ, છૂટી છૂટી ઘૂઘરીઓ કે છૂટાં છૂટાં ફૂલ મૂકવામાં આવતાં. આ પ્રથા

આજ સુધી ચાલુ રહી છે. તે સસ્તી છે અને લગ્નપ્રસંગે પહેરાય એવી બને છે. આ જ સમય દરમિયાન હાથીદાંતની ગોળ ચૂડીઓમાં નીચે વરખ મૂકી ઉપર સોનાની ડિઝાઈનવાળો ચૂડો અસ્તિત્વમાં આવ્યો. તેમ જ જડતરનાં ઘરેણાંનું કામ વધ્યું. લોકો જડતરનાં કંગન સવિશેષ પહેરવા લાગ્યા. પણ એ તો પ્રસંગે જ પહેરાય એટલે મીનાની બંગડીઓ, કીડિયાની પાટલીઓ પ્રમાણમાં ખૂબ પહેરાવા લાગી. ફરી આજે સોનાની પાતળી બંગડીઓ અને પાટલીઓ આવી છે. ઘરમાં કે બહાર એ પહેરાય છે. કાચની બંગડીઓમાં તો મુંબઈમાં તો રૂપિયે સો ગોળવા મળતા. તેનો પ્રચાર ગુજરાતભરમાં ખૂબ હતો. જાતજાતની બંગડીઓ બન્ને હાથે જુદા જુદા રંગની પહેરાતી. એક હાથમાં લાલ તો બીજા હાથમાં લીલી એમ પહેરાતી. તે પહેલાં એક એક હાથમાં બાર બાર કે એથીયે વધુ એક રંગની બંગડીઓ પહેરાતી. આજે સાડી કે બ્લાઉઝના રંગ પ્રમાણે હલકી ભારે એવા જ રંગની બંગડીઓ પહેરાય છે. પણ સાથે સાથે કેટલીયે બહેનો એક હાથે ગામડાંની સ્ત્રીઓ જેવી અનેકવિધ રંગની જુદી જુદી અનેક બંગડી કે પાટલા પહેરે છે. આ બધું ફેશનની દૃષ્ટિએ થાય છે. સૌ-ભાગ્યની દૃષ્ટિ તો ઘણી જ ઓછી છે. ડાબે હાથે ઘડિયાળ ને જમણો હાથ ખાલી અથવા એક કે અનેક બંગડીઓ પહેરે છે. આજુબાજુ સોનાની અને વચ્ચે કાચની ચાર પાંચ બંગડીઓ પણ પહેરે છે.

બાજુબંધ કે કડાં કે લૉકેટની પ્રથાનો સદંતર લોપ તો નથી થઈ ગયો પણ સુધરેલી ગુજરાતણો હવે કડાં પહેરતી નથી.

અંગ્રેજી અસરને પરિણામે પહેલાં તો સૌભાગ્યવતી સ્ત્રી ઠીક અડવી રાખતી. એને એ પણ બંધન લાગતું પણ ગાંધીજીના યુગ પછી જે વિદેશી અસર વધી તેમાં તો સોનાનો બારીક અછોડો પહેરવા લાગી. એ અરસામાં રોલ્ડગોલ્ડની કારીગરી બહુ જ બનતી. એમાં અવનવા ઘાટ થતા. વસ્તુઓ સસ્તી મળતી. ગુજરાતણો એવાં જૂઠાં ઘરેણાં વસાવવા લાગી. એનો સમય ખૂબ લાંબો ચાલ્યો. ગળામાં પાતળી સેર સિવાય તેઓ કંઈ જ પહેરતી નહિ. પણ પછી એમાં પણ અનેક ફેરફાર થવા લાગ્યા. અછોડામાં ચકતું, પેન્ડલ વગેરે નંખાવા લાગ્યાં. અછોડા સામાન્યતઃ સ્તનપ્રદેશ સુધી ન પહોંચે એટલા ટૂંકા થતા. પણ પછી તો છેક સ્તનપ્રદેશની વચ્ચે રહે એવા અછોડા થવા લાગ્યા. ત્યાર પછી તો ગળાની ભીંસોભીંસ રહે એવી હાંસડી કે હાર, જડતરના હાર, મોતીના હાર પ્રચલિત થયા. સાથે સાથે સૌભાગ્યવતી નારી પહેરે એવી કાળી કીડિયાસેર આવી. સોનાની કંઠીઓ, મોતીની કંઠીઓ, સોનાની સાંકળી, સોનાની મગમાળા વગેરે ફરીને નવજીવન પામી. આજે મોટાં મોતીની માળા ખૂબ પ્રચલિત બની છે. તે ઉપરાંત કાળાં પીળાં, લીલાં લાલ કીડિયાંની આઠ આઠ દસ દસ સેરની માળાઓની કંઠીને વચમાં જુદી જુદી જાતના ચાંદલિયા અથવા મંગળસૂત્ર આવ્યાં છે. ગળાને બંધ બેસે એવી આ માળાઓ હોય છે. આ પ્રકારના કંઠના અલંકારો તો ગ્રામજીવી અને પછાત ગણાતી કોમોમાં જ પહેલાં તો પ્રચલિત હતાં. હવે સંસ્કારી ગણાતી ગુજરાતણો પણ તેને અપનાવવા લાગી છે. કેટલીક બહેનો તો આવા અલંકારો હાથે બનાવે છે. સામાન્ય ઉત્સવોમાં એ પહેરાય છે. લગ્ન જેવા સમારંભોમાં જતી વેળા પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે. મંગળસૂત્ર હવે ખૂબ જ પ્રચલિત થયું છે. જડતરનાં મોતીનાં કે સોનાનાં આવાં મંગળસૂત્રોનો હવે સારો વપરાશ થવા લાગ્યો છે સાથે સાથે ખોટા હીરાનો હાર પણ અસ્તિત્વમાં આવ્યો છે કે જે આખાયે ગળાને શોભા આપે છે. ગળાના અલંકારોમાં તેમ જ વીંટીમાં દેવદેવીઓની તસવીરો તો પહેલાં પણ હતી. પરંતુ નવા યુગમાં જે નવી શ્રદ્ધાઓ આવી છે તેને પરિણામે શ્રી અરવિંદ, શ્રી માતાજી, સાંઈબાબા વગેરેની તસવીરોનો પ્રચાર આ અલંકારોમાં વધ્યો છે.

નાકની નથ તો હવે લગભગ નાશ પામી છે. એ સૌભાગ્યપ્રતીક કે સૌંદર્યપ્રતીક લેખાવાને બદલે જાણે બંધનનું પ્રતીક હોય એવી માન્યતા પ્રચલિત બની છે. એ સોનાની કે મોતીની કે હીરાની હોય પણ આજે ગુજરાતણો નાક વીંધાવતી જ નથી ત્યાં એનું મહત્ત્વ શું! પહેલાં તો કુંવારી બાળા પણ જો નાકમાં ચૂની ન પહેરે તો તે અનિષ્ટ કે અપશુકન લેખાતું. ફેશન તરીકે વાળીનો જમાનો વચ્ચે આવ્યો હતો. એ વાળી કોઈ મોટા પ્રસંગે પહેરાતી. આજે જૂના જમાનાના સંસ્કાર-વાળી સ્ત્રીઓ ચૂની પહેરે છે.

**સૌભાગ્ય ચિહ્નો**

સૌભાગ્યવતી ગુજરાતણો કાનમાં મોતીનાં ચોકડાં, ત્રિખૂણિયાં કે હીરાના કાપ પહેરતી. એ તેને પલ્લામાં કે કન્યાદાનમાં મળતાં. લટકતાં એરિંગ તે વેળા ન હતાં. અંગ્રેજી અસરને પરિણામે લટકતાં એરિંગ આવ્યાં. એ એરિંગ છેક ખભાને અડે એટલા લાંબા હતાં. રૂપાના એરિંગને સોનેથી રસાવી દેવામાં આવતાં. નાની નાની ગુજરાતી બાલિકાઓ એ પહેરતી. એમાં કમળની ભાત કે, મસ્જિદના ઘૂમટ જેવી ડિઝાઈનો આવતી. અકીકના પથ્થરનાં એરિંગ આવ્યાં. ત્યાર બાદ રૂપાની અવનવી બટન જેવી બુટ્ટીઓ આવી. હિંદુસ્તાનની આકૃતિવાળી બુટ્ટીઓ પણ પહેરવામાં આવતી. અને તેની વચ્ચે 'હિંદ' એ શબ્દ લખવામાં આવતો. એ પછી 'ડુલ' અસ્તિત્વમાં આવ્યાં. ડુલનાં ઝુમણ જૈનોમાં ખૂબ પ્રચલિત હતાં. જૈન સ્ત્રીઓ પર ઘરેણાંની અસર હતી. તેમણે જ ખરી રીતે ગુજરાતણનું સ્વરૂપ સાચવી રાખ્યું હતું. એ ડુલ મોતીનાં બનતાં. એના છત્ર જેવા આકારમાં નીચે તોરણની સેરોની જેમ મોતીની સેરો બંધાતી. એ ગયાં ને સોનામાં અનેક પ્રકારની આકૃતિઓ આવી. મોતીમાં પણ અવનવી ડિઝાઈનો આવી. મોતી અને હીરામાં તો સાતડા જેવા, કાનના આકાર જેવા, માછલી કે મગર કે પંખીના જેવાં કર્ણફૂલ થવા લાગ્યાં. પછી હીરામાં પણ અવનવી આકૃતિઓ આવી. સોનાનાં ઘરેણાંના સેટ પ્રમાણે બુટ્ટીઓની ડિઝાઈનો આવી. પણ એમાં ઝારણ બહુ થતું હોવાથી એ પ્રથા ટકી નહિ ને એને બદલે સાદાં એરિંગ બનવા લાગ્યાં. ત્યાર બાદ કડીઓ—ગોળ—તિલક આકારની ચંબુ આકારની આવી. એ બન્ને તરફ લાલ લીલા રંગની રહેતી કે ગુજરાતી લાલ સાડી હોય તો લીંબ ભાગની બુટ્ટી આગળ આવે એ રીતે પહેરાતી. બનાવટી કડીઓ તો ખૂબ પ્રમાણમાં વપરાવા લાગી. મોતીના ઝૂમખાવાળી એ કડીઓ આજે પણ પહેરાય છે. સોનાની મોટી વીંટી જેવી મોટી કડીઓ પણ આજે વપરાય છે. આ બધું થતાં થતાં

તો જડતરની બુટ્ટીઓએ સ્થાન લેવા માંડયું સોનાની રસેલી બુટ્ટીઓ થવા લાગી. સસ્તામાં સસ્તી મળવાથી ઘેર ઘેર એની વપરાશ વધવા લાગી. જડતરની બુટ્ટીઓમાં અનેક ડિઝાઈનો વપરાય છે પણ આજે આભુનાં રૂપાનાં ઘરેણાંનો મોહ ગુજરાતણોમાં ઠીક વધ્યો છે. હવે સોનાનાં કર્ણફૂલ મળે છે ને કાનિયા પણ બને છે. આ ઘરેણાં રંગોત્સવ સમયે પહેરાય છે. મોતીની સેર કાનની બૂટમાં ઘાલીને વાળમાં બંધાય છે.

માથામાં દામણીનું મહત્ત્વ વચમાં હતું. બન્ને લમણા પર ચોકડીની મોતીની સેર અને સેંથામાં સેર નંખાતી. પણ એ દામણી જાણે દેવીઓનું આભૂષણ છે એટલે એ ચાલી ગઈ. અને ટીકાંએ જોર પકડયું. પટેલની જ્ઞાતિઓમાં નવવધૂ પાસે ટીકો હોય જ. રબારણો તેમ જ મારવાડણો પાસે સોનારૂપાનાં બોરિયાં હોય જ. ગુજરાતણો આનો ઉપયોગ કરતી ન હતી. પણ આજે પ્રસંગોમાં તેનો ઉપયોગ થાય છે.

ઘરેણાં કે અલંકારોમાં આમ જાણે પળે પળે પરિવર્તન થયા જ કરે છે. પરંતુ એમાં ગુજરાતનું શુદ્ધ સ્વરૂપ ક્યાંયે દેખાતું નથી.

કેશભૂષા તરફ નજર નાખતાં તો જાણે એનો એક આખોયે ઇતિહાસ લખી શકાય. સમાજ અને સંસ્કૃતિ પ્રમાણે એનો પ્રવાહ બદલાયા જ કરે છે. અને લાગે છે કે એ નવીનતાઓ બદલાતી રહેવાની જ. જ્યાં સુધી સૌંદર્યની સાચી સમજ તેમ જ રસદૃષ્ટિ પૂરેપૂરી આપણામાં નહિ આવે ત્યાં સુધી આવી કલાઓના પરપોટાઓ ફૂલ્યા જ કરવાના ને ફૂટતા રહેવાના.

નવા ખ્યાલો

એક સમય એવો આવી ગયો કે જે વેળા કેશભૂષાને કોઈ પણ જાતનું મહત્ત્વ આપવામાં આવતું ન હતું. એટલે કે આજથી લગભગ પચાસ વર્ષ પહેલાં સ્ત્રીઓ ઘરકામમાં દટાઈ રહેતી તે બબ્બે દિવસ સુધી માથું ઓળતી નહિ, અને જ્યારે ઓળતી ત્યારે તાણીને ગાંઠ અંબોડો વાળી દેતી પાછળ વાળના છેડાનો વધેલો ભાગ એમ ને એમ છૂટો રાખતી, અથવા તો દોરાથી ગૂંથી લઈ એ ગાંઠ અંબોડાને વીંટી લેતી. એ વેળા સેંથો સીધો ને વાળ લમણા પરથી સીધા ઓળાતા. કાનની પાછળથી લઈ જવામાં આવતા. આ કેશભૂષામાં તેલનું મહત્ત્વ રહેતું. પછી તો માથામાં ચીપિયા, પીનો, રૂપા કે સોનાની પીનો કે બક્કલો નાખવામાં આવતાં. તે પછીના યુગમાં વાળનો ચોટલો તાણીને બંધાતો અથવા તો મૂળ પાસે ગોળ ફરતો દોરો બાંધીને વાળ ગૂંથી લેવામાં આવતા. એ પ્રથા ચાલી ગઈ ને પછી કાન પર વાળ સીધા લેવામાં આવતા તેમ જ ગરદનથી નીચે વાળને ઓળીને ગૂંથવામાં આવતા. મોટી બહેનો અંબોડો લેતી અથવા તો જલેબી જેવો ગોળ અંબોડો લેતી. ગાંધીજીની સાદાઈની અસરે વાળના સૌંદર્ય તરફ દુર્લક્ષ અપાયું અને પછી તો અંગ્રેજીની જબ્બર અસરે બૉબ્ડ હેરની પ્રથા શરૂ થઈ. નાની મોટી સૌ કોઈ વાળ કપાવવા લાગી. કાં તો ખભા સુધી ઝૂલતા અથવા તો ગરદનથી ઠેક ઠીક ઊંચે વાળ રાખવામાં આવતા. આ અંગ્રેજી પદ્ધતિ હતી. એવી રીતે વાળ કપાવનાર વ્યક્તિ સુધરેલી અને સંસ્કારી ગણાય છે.

પરંતુ પછી તો વાળનું સૌંદર્ય ગુજરાતને અને ગુજરાતણોને સમજાતું ગયું. એટલે લોકો ફરી વાળની માવજત કરવા લાગ્યા. સીધો સેંથો અને ઊભું માથું અથવા ગુચ્છાવાળું માથું ઓળવાનો રિવાજ પ્રચલિત થયો. એ પ્રથા ચાલી ગઈ ને કાન પર પટિયાં પાડી શકાય એવું માથું ઓળવાનો અખતરો યોજાયો. આ પદ્ધતિ લાંબો કાળ ચાલી. પણ પછી સિનેમાની અસર પ્રમાણે કાન પર વાંકા કાનસિયાં થવા માંડયાં, કાન પર વાળ ઓળાતા બંધ થયા. કાન ખુલ્લા રખાતા, વાળ વાંકડિયા ઓળાતા. આ બધી અસર ચિત્રપટોની છે. આજે તો કેટલીયે બહેનો લમણા આગળથી વાળ કપાવે છે ને વાંકડિયા જુલફાંની જેમ કપાળ કે લમણાની ઉપર છૂટાછવાયાં ઊડતાં વાદળોની જેમ લહેરાવે છે. ગોળ ગોળ પેંડા જેવા કરી તે કપાળ અને લમણાંને ઢાંકી દે છે. આ સમયે વાંકી સેંથીનો મહિમા વધવા લાગ્યો; સીધી સેંથી ગામડિયા જેવી લાગે છે એમ માનીને સ્ત્રીઓ ફરી વાંકી સેંથી રાખતી થઈ. અત્યાર સુધી તો સ્ત્રીઓ અંબોડો કે વેણીમાં ધ્યાન આપતી હતી. જુદા જુદા પ્રકારના અંબોડા લેતી. તેથી જ કેશભૂષામાં પણ એક પ્રકારની ફેશન વધવા માંડી છે. આજથી લગભગ બે કે ત્રણ દાયકા પહેલાં જે એક સેર લેવાતી, અંબોડો ગૂંથાતો તેમાં હવે એક જ સેરમાં કાળાં ફૂમતાં ગૂંથવામાં આવતાં. વાળ નાના હોય તોપણ એની એવી ગૂંથણ પદ્ધતિના પરિણામે વાળ મોટા જ લાગે. આ ફૂમતાં ઘણી વાર નિતંબથી નીચે અથવા ઢીંચણની બરોબર આવી શકે એ રીતે ગૂંથાતા. એ રેશમ, ઊન કે રંગબેરંગી ઊનનાં ફૂમતાંનો પ્રચાર ચાલુ થયો. એ ગયાં ને કસબનાં ફૂમતાં આવ્યાં તેમ જ રૂપાની ઘૂઘરીઓનાં ફૂમતાં ગૂંથાવા લાગ્યાં. એટલું જ નહિ પણ બો પટ્ટીને છેડે રૂપાની ઘૂઘરીઓ મુકાવા લાગી. એને સોનેથી રસાવવા માંડી. આ ફૂમતાંનો જમાનો ગયો ને બો પટ્ટીઓ આવી. એ પણ ભાતભાતના રંગની, જેવી જોઈએ તેવી પ્લાસ્ટિકની, રેશમની કિનારની, થપ્પાની વગેરે જાતજાતની બો પટ્ટીઓનો ઉપયોગ થવા લાગ્યો. પરંતુ મોટી વયની બહેનો વાળ ટૂંકા હોય, શરીર મસ્ત હોય ને તેઓ બો પટ્ટી નાખે તો સારું ન લાગે એટલા ખાતર અનેકવિધ પ્રકારના અંબોડાની શરૂઆત થઈ. તેમાંયે ગોળ ડોનેટનો પ્રચાર જોરથી થવા લાગ્યો અને સાથે સાથે ઊનની ચોટી તેમ જ જાળીઓનો વિકાસ થયો. ડોનેટને વાળમાં નાખી એની મૂળમાં બરોબર બંધબેસતી કરી, વાળના બે વિભાગ કરી, ડાબી જમણી બાજુએથી ડોનેટ પર વીંટીને અંબોડો લેવાતો, અથવા તો એને મસ્તકની પાછળ થોડા વાળની નીચે ઢાંકી દઈ કેશભૂષા સજાવામાં આવતી. આ અંબોડામાં સફેદ કે કાળાં કીડિયાં મોતીની જાળી, જાડી મોટી જાળી તેમ જ એક તારની ઝીણી જાળી નંખાતી. થોડો વખત સુધી આ પ્રયોગ ચાલ્યો પરંતુ વાળને જાણે કેદી બનાવી દીધા હોય એવું ગુજરાતણોને લાગતાં ને ચિત્રપટની અસર પડતાં વાળ જેમ બને તેમ ઢીલા ઓળાવા લાગ્યા. વાળનું સૌન્દર્ય તેને ખુલ્લા રાખવામાં છે. અને હવે છૂટા વાળનો વળતો અંબોડો પ્રચલિત બન્યો છે. જ્યારે જ્યારે બહાર જવું હોય કે સારો ઉત્સવ, લગ્નપ્રસંગ હોય ત્યારે વાળને ધોઈને કોરા વાળની સેરો કે અંબોડો લઈ એમાં જાતજાતની વેણીઓ નાખવા માંડી. એમાં જાઈ, જૂઈ, ચાંદની, બોરસલી, મધુમાલતી, રાતરાણી, ગુલાબ, ચાંદનીની કળીઓ વગેરેની રંગબેરંગી વેણીઓ અને

ક્યારેક તો ફૂલ-પાંદડાની વેણીઓ ખૂબ જ પ્રકારમાં પ્રચાર પામી. આ અરસામાં વેણીઓની હરીફાઈ અનેક સંસ્થાઓમાં થવા લાગી. પણ તે પહેલાં તો એક સેરમાં છેક વાળના મૂળથી અર્ધાઅર્ધ સુધી વેણી નંખાતી, નાની બાલિકાઓ ફૂલની વેણીનો ગુચ્છો જમણી બાજુના વાળના મૂળમાં નાખતી, અને આજે તો હવે આ વેણીનો પ્રવાહ એટલો વધી ગયો છે કે બહેનો એક જ અંબોડામાં બે કે ત્રણ ડોનેટ નાખે ને પંખાઆકારનો, સર્પાકારનો, ક્રોસ લાઈનનો, એમ જાતજાતના અંબોડા લે છે ને તેમાં ક્યારેક નીચે તો ક્યારેક બાજુ પર તો ક્યારેક ડોનેટની સંખ્યા-મુજબ ત્રણ ત્રણ વેણી તો ક્યારેક ક્રોસમાં અથવા નીચે ત્રણ ત્રણ સેરો લટકતી હોય એવી વેણીનું અસ્તિત્વ વધ્યું. વાળ નાના હોવાને કારણે સેર કે અંબોડામાં બનાવટી વાળનો ઉપયોગ વધ્યો. પરંતુ જેઓ વાળ ન નાખતા તેઓ કૂકડાવાળો ચોટલો ગૂંથતા.

અંબોડાની વચ્ચે રૂપાના ચાક નંખાતા. એ પછી લાખના ચાક આવ્યા. ડાકોરમાં અને આબુમાં લાખના ચાક મળતા. એ પછી ચાંદનીની કળીઓને પૂંઠા પર જાત જાતની રીતે ગોઠવી સીવીને એના ચાક બનાવવામાં અવતા. આજે એનું સ્થાન ગુલાબના ફૂલે લીધું છે ને સાથે સાથે રૂપાની સેરવાળાં ઘરેણાંએ લીધું છે. કેટલીક બહેનો તેને સોને રસાવે છે.

રૂપાની પિન અને બક્કલોનું સ્થાન આજે બો પીને લીધું છે. પહેલાં કાળી, પછી સફેદ અને હવે વરખની રંગબેરંગી પીનો આવે છે. વચ્ચેના સમયમાં સેરની છેડે બો બંધાતી ત્યાં હવે ગોળ, ચોખંડી, લાંબી બક્કલો પહેરાવવા લાગી. અને ત્યાં તેનું સ્થાન રૂપાની બે સેરની ઘૂઘરીવાળી પટીએ લીધું છે. સેરને બાંધી દેવામાં શોભા નથી પણ તેને છૂટી રાખવામાં સૌંદર્ય છે એમ આજની ગુજરાતણો માને છે.

પણ કમનસીબી એ છે કે ગુજરાતણો વાળનું સૌંદર્ય સાચવવા માગે છે તેને માટે તેઓ પૂરતી સંભાળ લેતી નથી. વાળમાં સુગંધિત દ્રવ્યો નંખાતાં નથી. જે પહેલાં દરરોજ માથામાં તેલ ઘસવામાં આવતું તે પણ તેઓ ઘસતી નથી, અને કોરા વાળ સારા લાગે છે એમ માનતી થઈ છે. પરિણામે વાળ ઊતરતા જ જાય છે અને બનાવટી સૌંદર્ય મેળવવા માટે અનેક પ્રકારની યુક્તિઓ અજમાવવી પડે છે.

**બિંદી**

જેને આપણે ચાંદલો કહીએ છીએ તે ગુજરાતણોનું સૌભાગ્યનું પ્રતીક છે. ચાંદલો પહેલાં તો લાલ ગુંદિયા કંકુનો અથવા કોરા કંકુનો થતો. પૂર્ણ ચંદ્ર જેવો ચાંદલો દરેક ગુજરાતણ કરતી. ચાંદલામાં કોઈ પણ પ્રકારની કલા ન હતી. બરાબર કપાળની મધ્યમાં એ થતો. પણ જે કાળે ગુજરાતમાં નૃત્યકલાએ ફરીને પગરણ માંડયાં ત્યારે જુદી જુદી જાતના ચાંદલા અસ્તિત્વમાં આવ્યા. તેમાં લાલ કંકુનો ગોળ ચાંદલો ને તેની આજુબાજુ સોનેરી-રૂપેરી અબરખ, ઓક વગેરે લગાડાતાં. તે પછી ચાંદલામાં અનેક નવી નવી ડિઝાઈનો આવી. દીવા-સળીની સળીથી કે અંબોડામાં ખોસાતા ચીપિયાથી ત્રિશૂળ આકારનો, ગોળ ગોળ મીંડાની ઉતરડનો અને લાંબી રેખાઓ કે ફૂલોનો ચાંદલો થતો. ચાંદલામાં પણ અનેક પ્રકારની વિવિધતા આવી. જ્યારે ઊભાં માથાં હોળવાનો પ્રચાર થયો ત્યારે ગુજરાતની કુમારિકાઓ ચાંદલો કરતી જ નહિ. ત્યાર બાદ ચાંદલામાં ડિઝાઈનો નાશ પામી. પણ અનેક પ્રકારની રંગબેરંગી કેરી, ચંદ્ર, સૂરજ, માછલી વગેરે આકૃતિઓની ટીલડીઓ અસ્તિત્વમાં આવી. એ પછી પૂનાનું શ્યામગુલાબી કંકુ અને ગુંદરિયા કંકુનો ખૂબ પ્રચાર થયો. જામનગરી કંકુ વખણાવા લાગ્યું. આ સાથે એક ભારે પરિવર્તન તો એ થયું કે, ચાંદલાની ડિઝાઈનો નાશ પામી. તેને બદલે અનેક રંગોના ચાંદલા થવા લાગ્યા. તેમાં જાંબલી, લાલ, વાદળી, ગળીનો રંગ, કાળો વગેરે રંગના ચાંદલા થવા લાગ્યા. આમ કાજળનો ચાંદલો થવા લાગ્યો. ઉપર મોટો લાલ ચાંદલો નીચે કાજળની નાનકડી બિંદી. એટલું જ નહિ પણ કેટલીક બહેનો તો કાજળનો કાળો ચાંદલો કરતી. આજે શ્યામગુલાબી કંકુનો ખૂબ જ પ્રચાર છે.

ચાંદલો પણ મુખાકૃતિને અનુસરીને થવા લાગ્યો. છે. લાંબા મુખ પર લાંબો ને ગોળ મુખ પર નાનો ચાંદલો થાય છે. કોઈ બહેનો બે ભ્રમરની વચ્ચે નાનકડી બિંદી કરે છે તો કોઈ કપાળની વચ્ચે કરે છે. આ રીત બીજે પણ ચાલે છે.

વિધવા સ્રીઓ કેસર કે ચંદનનો ચાંદલો કરે છે. કેમ કે, એ ધર્મ કે પ્રભુભક્તિનું પ્રતીક ગણાય છે.

**કાજળ**

ગુજરાતણ આંખમાં અંજન તો આંજતી પણ આજે પરદેશી દૃષ્ટિએ અંજન આંજવામાં લાંબી રેખાનો ઉપયોગ કરવામાં આવે છે. તેને માટે વપરાતી પેન્સિલો આવે છે. પણ એ કાંઈ સારીયે આંખને ચમક આપે નહિ. કાજળ પહેલાં તો ઘેર બનાવાતું. તેમાં કોડિયામાં દિવેલ, રૂમાં અજમો ભરી એની વાટ, દીવો સળગાવી તેની ઉપર કાંસાની થાળીમાં પાણી મૂકવાનું ને કલાકેક પછી પરેલી મેશને વાડકીમાં લઈ લેવી એ મેંશમાં ચીમડો અને ગાયના ઘીમાં કાળવી, તેમાં બરાસ નાખી તેને તૈયાર કરવામાં આવે છે.

હોઠ પર ગુજરાતણો કદીયે લિપસ્ટિક લગાડતી જ નહિ. પ્રાચીન કાળમાં પણ એ ન હતું. આજે જે પરિવર્તન થઈ રહ્યું છે તેમાં ગુજરાતણ શું હતી તેનો ખ્યાલ ભાગ્યે જ આવી શકે. ગુજરાતણ, ગુજરાતણ રહી નથી કે નથી એ આખીયે પરિવર્તન પામી ગઈ. માત્ર એણે પહેરવેશ ગુજરાતી રાખ્યો છે, એ વેશ પણ એને રાખવો પડયો છે. એનું કારણ એના શરીરનો બાંધો ભારેખમ, બેઠા ઘાટનો ને મલપતી ગભીર ચાલનો હોવાથી એ પહેરવેશ બદલે એ તેને શોભે જ નહિ.

આજે હોંઠ પર તો ભરપૂર આછીઘેરી લિપસ્ટિક લગાડવામાં આવે છે.

દૂંદણાંનો રિવાજ ચાલ્યો ગયો છે, પણ ક્યારેક કાળું ટપકું કરીને મુખની શોભા વધારવામાં આવે છે. લગ્નપ્રસંગે કે ઉત્સવવેળા કરવામાં આવે છે.

ગુજરાતણો લાલ મજીઠથી દાંત રંગતી હતી. હવે એ પ્રથા તો ક્યાંયે ભૂંસાઈ ગઈ છે.

બ્લાઉઝની ફેશન તો રોજ-રોજ બદલાય છે. એક જમાનામાં કમખો, ચોળી ને કાપડું પહેરાતાં. ગાંધીયુગમાં પેટ ન દેખાય ને છેક કમરથી નીચે જાય એવી લાંબી બાંયવાળાં બ્લાઉઝ આવ્યાં. એટલું જ નહિ પણ મારવાડી જેવા કબજા કે જે નીચેથી કાપ મુકાયેલ બંડી જેવા ને ગોટ મૂકેલા બ્લાઉઝ આવ્યાં. એ પછી પારસી ફેશન આવી. તેમાં બાંયનું મહત્ત્વ વધ્યું. કાગડા બાંય, બગલબાંય, પફબાંયો થવા લાગી. એ બાંયનો ઉપયોગ જેમ ઓછો થતો ગયો ને રબારી તથા મારવાડી ભરતનાં બ્લાઉઝ આવ્યાં. તેમાં ગળાનો કંઠો ભરેલો ને પાછળથી પીઠમાં નવી જાતના ભરત ભરાતાં. ત્યાર પછી સાદી બાંય આવી. ને ગળાની ફેશન વધવા લાગી, તેમાં પાછળ બટનનાં બ્લાઉઝ આવ્યાં. બટનને બદલે આંકડા મુકાવા લાગ્યા. આજે પણ આંકડાનો જ પ્રચાર ચાલે છે. આજે તો વી, ચોખંડા, ગોળ, બંધગળાના કે ઊભી સ્ટૅન્ડ પટ્ટીના બ્લાઉઝ આવ્યાં. ત્યાર પછી કપડામાં નવીનતા આવી. મોતીભરેલાં કપડાં, હૅન્ડલૂમ ને ગઢવાલના કબજા થવા લાગ્યા.

આજે ફરી ઊંચી બાંય આવી છે. કાં તો બગલબાંય અથવા તો મોટી બહેનોની ઊંચી ખમીસ બાંય. બૉમ્બે ગળું આજે પ્રચલિત છે.

સાડી પરત્વે નજર કરતાં, સાડી પહેલાં પાંચ વારની પહેરાતી. એ પટોળાં, બાંધણી કે બનારસી સાડીઓ હતી. ગાંધીયુગમાં ખાદીનું મહત્ત્વ વધ્યું, સાદાઈ આવી. એ પછી પરદેશી કપડાંની અસર ખૂબ વધી. આફ્રિકાનું નાઇલોન, રૂબિયા વગેરેનો પાર ન રહ્યો. સાત સાત રૂપિયાની બેંગ્લોરી સાડી આવ્યાથી ગુજરાતણો ઘરમાં પણ સાડીમાં જ્યોર્જેટ ને રેશમી વસ્રોનો ઉપયોગ કરવા લાગી. એ અરસામાં મિલની સાડી વધવા લાગી. એ સાડીઓ પહેરવાની રીતમાં કમર પાછળ નિતંબ પાસે અનેક ચપટીઓ લેવાતી તેમ જ બાજુ પરના ભાગમાં પણ ચપટીઓ ખોસાતી. પેટ આગળની પાટલીનું બહુ મહત્ત્વ નહોતું. લાંબો છેડો નખાતો ને ખોસેલો છેડાનો ભાગ પણ લાંબો રખાતો. પછી તો એ લાંબો છેડો ને ખોસેલો છેડો બંને ટૂંકા થતા ગયા. પાછળ જે ચપટીઓ ને કમર પાસે પણ જે ચપટીઓ લેવાતી તે ઓછી થતી ગઈ. આગળની પાટલીનો ઘેર વધ્યો, અને તેથી પાંચ વારને બદલે છ વારની સાડી અસ્તિત્વમાં આવી. ઊંચી એડીની ચંપલો પહેરવાથી સાડી સારી પેઠે નીચી પહેરાય છે. સાડી પહેરવાની રીત આજે ઘણી સુંદર છે. નાજુક કમર અને કોમળ દેહને પૂરેપૂરી રીતે સજાવવામાં આવે છે. ખભા પરનો છેડો સજાવટપૂર્ણ નંખાય છે; આધેડ વયની બહેનો એ છેડાથી જમણા હાથને ઢાંકેલો રાખે છે. આટલી ટાપટીપથી સાડી પહેરવા છતાં તે પેલી ગુજરાતણની ગંભીરતા લાવી શકતી નથી. ઊલટું આછકલાઈ લાગે છે. બ્લાઉઝ બૉઓર્લેસ પહેરાય છે. ગુજરાતણનો જે અસલ પોશાક હતો તે સીધો છતાંય સંયમી અને જાજરમાન હતો. આ બધાં પરિવર્તનો વચ્ચે ગુજરાતી સાડી ટકી રહી છે એ એક શુભ ચિહ્ન છે.

પુરુષોની વેશભૂષામાં પણ પરિવર્તન થતાં જ રહ્યાં છે. પહેલાં લાંબો કોટ, ધોતી ને કાળી ટોપી હતાં. પછી હાફકોટ ને ધોતી આવ્યાં, બંધ ને પહેરણ આવ્યાં ને છેવટે વિદેશી પોશાક આવ્યો. બજારો બરત-જંતરા જભ્ભા આવ્યા. સફેદ ટોપી પછી ઉઘાડું માથું આવ્યું. જાતજાતની ડિઝાઈનોવાળાં બુશકોટ ને તેનાં અનેક સ્વરૂપો આવ્યાં છે. આવી રીતે નાનાં બાળકોના પોશાકમાં પણ પરિવર્તન થતાં રહ્યાં છે. શરીરના વિકાસને મુક્ત રાખે એવા આપણા જૂના પોશાકને બદલે એ વિકાસ રૂંધે એવા સ્વરૂપના પોશાક સ્રીઓ તેમ જ પુરુષો માટે જેમ આવ્યા છે તેમ બાળકો માટે પણ આવ્યા છે.

આપણે સંસ્કારી ગણાતા વર્ગોના ગુજરાતીઓની વેશભૂષા ઇત્યાદિની ચર્ચા કરી. ગુજરાતના પ્રદેશમાં તેની ત્રણ બાજુ ઉપરના જંગલ--તેમ જ ડુંગરના વિસ્તારોમાં જે પ્રજા વસે છે તે પછાત પ્રજા વિષે આપણે ચર્ચા કરી નથી. ગુજરાતી વેશભૂષા ઇત્યાદિની ચર્ચામાં તેને વિષે સવિસ્તર નિરૂપણ કરવાનું પ્રસ્તુત ન લેખાય. કારણ કે, પ્રાદેશિક સંસ્કારની અસર એમના ઉપર સુસ્પષ્ટરૂપે આવી હોતી નથી. પણ ગુજરાત વિષે વાત કરીએ છીએ ત્યારે ભૌગોલિક દૃષ્ટિએ જે પ્રદેશ ગુજરાતમાં છે અને જેની પ્રજા ગુજરાતના સંસ્કાર સાથે જ સંકળાયેલી છે તેમને વિષે ટૂંકું નિરૂપણ કરવામાં ઔચિત્ય લેખાશે.

આ પ્રજા ઉત્તર ગુજરાતથી દક્ષિણ ગુજરાત સુધી પથરાયેલી છે તોપે એમના સંસ્કારમાં એકવાક્યતાનું તત્ત્વ છે. જુદી જુદી જાતના ભીલ હોય તોયે સામાન્યતઃ એમની વચ્ચે ખૂબ સામ્ય છે.

પુરુષો સામાન્ય રીતે પહેરવેશમાં લંગોટી પહેરે છે. બહાર નીકળે ત્યારે ખભાથી સાથળ સુધી પછેડી વીંટાળી લે છે. માથા ઉપર મોટાં બાબરાં રાખે છે. કોઈ ચોક્કસ આકૃતિ વિનાનો ફેંટો માથા પર બાંધે છે. એમના રાજાઓ લાલ ફેંટા બાંધે છે.

સ્રીઓ રંગીન કપડાં પહેરે છે. મોટે ભાગે એ ભૂરા રંગનાં હોય છે. માત્ર ઓઢણું લાલ રંગનું અને દાણાદાર ભાતવાળું હોય છે. કપડાંની કિનારની છાપ ગુજરાતમાં હોય છે તેવી જ હોય છે. જમણી બાજુના ખભા ઉપર ઓઢણાનો છેડો રાખે છે. માથા પર ઓઢણીને બાંધી દે છે.

અલંકારોમાં ગળામાં સિક્કાઓનો હાર, નાકમાં વાળી, કાનમાં ફૂલ જેવું ઘરેણું, હાથમાં કલ્લી, પગમાં કાંબી, માથાના ચોટલામાં પોપટ-પટ્ટીઓ. આ બધાં ઘરેણાં રાજસ્થાનની ભીલ સ્રીઓ પહેરે છે તેવાં છે. ઘરેણાંથી અંગને ઢાંકી દેવું એ મારવાડી સ્રીઓની વિશિષ્ટતા છે. એ બાજુથી અહીંયાં સુધી વસતી આ પ્રજાએ એ પ્રથા ચાલુ રાખી હોય એ સ્વાભાવિક છે. એમના અલંકારો ચાંદીના અથવા તો ત્રાંબાના કે લાકડાના હોય છે. લાલ દાણાની માળા કે કોડિયાંની કોડીઓ એ એમની વિશેષતા છે.

સ્રીઓ છાતીએ અને પેટે છૂંદણાં છૂંદાવે છે, નાકમાં વેઢ પહેરે છે.

આમ આ પ્રજાની વેશભૂષા ઇત્યાદિમાં વૈવિધ્યનો અભાવ છે. લગભગ એક જ સ્વરૂપનું દશ્ય સર્વત્ર જોવા મળે છે.

• • •

ગુજરાતની વેશભૂષા, કેશભૂષા અને અલંકારો વિષે આપણે વિહંગાવલોકન કર્યું. એક હજાર વર્ષના તેના ઇતિહાસમાં પરિવર્તનો સ્વાભાવિક

રીતે જ થતાં રહ્યાં છે. પુરુષની વેશભૂષા ઉપર તો સમયપ્રવાહની પ્રગાઢ અસર થઈ છે. પણ સંસ્કારરક્ષાનું કર્તવ્ય માત્ર ગુજરાતમાં જ નહિ પણ સર્વત્ર સ્ત્રી બજાવતી રહી છે. ગુજરાતણે પણ આ કર્તવ્ય પૂરી નિષ્ઠાથી અને પૂરા સામર્થ્યથી બજાવ્યું છે.

પુરુષની વેશભૂષામાં વિશિષ્ટ રીતે ગુજરાતી લેખાય એવું લક્ષણ મર્યાદિત છે. પાઘડી, અંગરખું અને મોજડી (જૂઓ ચિત્ર ૩) એ ત્રણ વિશિષ્ટ સ્વરૂપનાં ગુજરાતી વેશપરિધાન છે. એ પણ ટકી શક્યાં નથી. કલાદૃષ્ટિએ તેમ જ ઉપયોગિતાની દૃષ્ટિએ જો આ બધામાં સત્ત્વ હોત તો એ કોઈ ને કોઈ સ્વરૂપે ટક્યાં હોત.

સ્ત્રીનાં વેશભૂષા, કેશભૂષા અને અલંકારોમાં સાતત્ય સચવાયું છે. એટલું જ નહિ પણ એનાં જે તાત્ત્વિક લક્ષણો છે એ તો ગુજરાતણને આજ પર્યંત આકર્ષતાં રહ્યાં છે. એવા સમયો આવતા જ રહ્યા છે કે જ્યારે નવી હવા અસરકારક બની હોય પણ એ પછી ફરી ફરીને ગુજરાતી સ્ત્રી તેની સૌંદર્યદૃષ્ટિની અસ્મિતા પ્રસ્થાપિત કરતી રહી છે. પરિણામે ગુજરાતણનું આદર્શ બાહ્યસ્વરૂપ શું એની કલ્પના કરવામાં ઈ. સ.ના દસમા શતકથી શરૂ કરીને આજ પર્યંત જે જે કવિઓએ કરી છે તેમાં સામ્ય વર્તાયા વિના રહેતું નથી.

આર્ય સંસ્કૃતિ સ્ત્રીનું પ્રથમ દર્શન તેની મુખમુદ્રાથી નહિ પણ પાદયુગ્મથી કરે છે. રામાયણમાં લક્ષ્મણને જ્યારે સીતાનાં વસ્ત્રાભૂષણો બતાવવામાં આવ્યાં ત્યારે તેણે જે જવાબ આપ્યો હતો તે આર્યમાનસનું પ્રતિબિંબ છે. લક્ષ્મણે કહ્યું હતું:

नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले।
नूपुरं त्वभिजानामि नित्यं पादाभिवन्दनात्॥

આપણે પણ ગુજરાતણનું અવલોકન પાદદર્શનથી શરૂ કરીશું.

ગુજરાતણનો પગ પડે છે ને મધુર પદધ્વનિ સંભળાય છે. એ કર્ણમધુર સ્વર તેના ચરણાલંકારોમાંથી આવે છે. એ અલંકારો અણવટ, વીછુવા અને ઝાંઝર છે. (જૂઓ ચિત્ર ૪) રજતરંગી ઝણઝણતા આ અલંકારો તરફ દૃષ્ટિ જાય છે ત્યાં ગુજરાતણની સૌંદર્યદૃષ્ટિ નયનમનોહર રચના મૂકી દે છે. અલંકારનો રજતરંગ, શરીરનો ત્વચા રંગ અને મેંદીનો વિશિષ્ટ ખૂલતો લાલ રંગ ત્યાં એકત્ર મળીને સુંદર ત્રિરંગી રચના કરે છે અને કવિઓએ ગાયેલી ચરણકમલની ઉપમાને સાર્થક કરે છે. કટિપ્રદેશે નાનો પણ કલાત્મક ચાવીનો ઝૂમખો સાડીમાં શોભે છે. સંસ્કૃતિના કેન્દ્રશા ગૃહની અધિષ્ઠાત્રી, ગૃહિણી એ છે તેનું એ પ્રતીક છે.

હાથના અલંકારો સુવર્ણમૌક્તિક અને રત્નોથી જડિત ત્રિવેણી સંગમ રચે છે. હાથની અંગુલિઓથી બાંય સુધી અલંકારોનું વૈવિધ્ય પથરાયું છે. હાથપાન, કંકણ, ચૂડી અને કડું આવા અલંકારો મુખ્ય છે. તેમાં જેમ સૌંદર્યની ભાવના છે તેમ સૌભાગ્યની તેમ જ સ્વાસ્થ્યની પણ ભાવના સમાયેલી છે. પ્રકૃતિ સાથેનું તાદાત્મ્ય જેમ પગે મેંદી મૂકીને ગુજરાતણ સાધે છે તેમ હાથમાં પણ એ કલાત્મક રીતે મેંદી મૂકે છે. (જૂઓ ચિત્ર ૫).

કંઠના અલંકારોમાં ઘણું વૈવિધ્ય છે. મંગળસૂત્રનું મહત્ત્વ છે જ પણ શોભા આપતું તત્ત્વ તો કંઠનાં અનેક આભરણો છે. ગુજરાતણના ઘાટને સૌથી વધુ અનુરૂપ તો કંઠને ગોળાકારે મઢતી પહોળી ઝીણી નકશીવાળી હાંસડી છે.

મુખમુદ્રાને મઢતી નાકમાં હીરાની નથ, કાને કર્ણફૂલ શોભે છે. ત્યાંયે રંગવૈવિધ્ય વિપુલ છે. નૈસર્ગિક રીતે આંખ, પાંપણ, ઓષ્ઠદ્વય રંગપૂરણી કરે જ છે. તેમાંયે આંખ તો માત્ર મુખમુદ્રાને જ નહિ પણ સમગ્ર વ્યક્તિત્વનું પ્રતિબિંબ બની રહે એવા ભાવ દર્શાવે છે. આ છે તોયે ગુજરાતણ ભાલે સૌભાગ્યતિલક અને કપોલે છૂંદણાં રચીને રંગવૈવિધ્ય લાવે છે. આંખનું અંજન રંગ લાવે છે તેથીયે અધિક તો આંખમાં એક વિશિષ્ટ પ્રકારનું તેજ સીંચે છે.

ગુજરાતણનું શીશ તો એને મન સૌથી વધુ મહત્ત્વનું છે. કેશભૂષા ઉપર અને તેની માવજત ઉપર તેણે જે લક્ષ આપ્યું છે તે અસામાન્ય છે. વિવિધ સ્વરૂપની તેની કેશભૂષામાં સૌથી વધુ ગરવું સ્વરૂપ અંબોડાનું છે. એ અંબોડા ઉપર ચાંદીનો કે સોનાનો ચાક શોભે છે, પણ સામાન્યતઃ એ સ્વજન સિવાય અન્યની નજરે ચડતો નથી. કેશભૂષામાં પુષ્પને પણ ગુજરાતણ સ્થાન આપે છે.

વેશભૂષામાં સંપૂર્ણ રીતે ગુજરાતી એવી સાડી છે. પણ તેના વિશિષ્ટ રંગો, તેની વિશિષ્ટ ભાત અને તેની વિશિષ્ટ સજાવટને પરિણામે ગુજરાતી સાડીને અનેક નામો મળ્યાં છે: પટોળું, બાંધણી, ઘાટ, શેલું, ઘરચોળું ઇત્યાદિ. એ પહેરવાની ઢબ પણ વિશિષ્ટ ગુજરાતી છે અને સૌંદર્યદૃષ્ટિએ તો અદ્વિતીય દેખાય છે. ચોળી પાંચ કે છ કિનખાબના રંગબેરંગી ટુકડાની બનાવેલી હોય છે, એની સિલાઈ અને બાંય પણ કંઈક જુદી જ હોય છે. મર્યાદાને એ પૂરી સાચવે છે તોયે સ્વાસ્થ્યદૃષ્ટિએ પણ એ ઉપકારક છે.

આવી ગુજરાતણની વેશભૂષા સૌંદર્યદૃષ્ટિએ કામણ કરનારી છે, અને સંસ્કારદૃષ્ટિએ મર્યાદા, લજ્જા અને ભાવનું સંરક્ષણ અને સંગોપન કરનારી છે. ગુજરાતની આ વેશભૂષા, કેશભૂષા અને અલંકારોની પુનઃપ્રતિષ્ઠા થઈ રહી છે એટલે એ પૂર્ણ વિકસિત સ્વરૂપે ખીલે ને માતા ભારતીનાં સંતાનો વચ્ચે મહિમાવંતુ સ્થાન ભવિષ્યમાં પામે એવી શ્રદ્ધા રાખીએ.

★

ઝમકે ઝાંઝર ઉજ્જવલ પાયે રે, વીંછુવા અણવટ બહુ વાજે રે !



(ચિત્ર ૪)

મેંદી રંગ લાગ્યો રે . . .



(ચિત્ર ૫)

# લોક ઉત્સવો

કુ. સુધાબહેન દેસાઈ
(આચાર્ય, નાથીબાઈ ઠાકરસી મહિલા કૉલેજ, વડોદરા)

લોકોને ઉત્સવો ગમે છે. એક ગુર્જર લેખકે સાચું જ કહ્યું છે કે, "જે પ્રજાને જીવનમાં વિશ્વાસ છે, શાંતિમાં વિશ્વાસ છે, માનવતામાં વિશ્વાસ છે તે જ ઉત્સવો ઊજવે છે." જીવનની સાથે સાથે જ મૃત્યુ જોડાયલું છે. સુખની સાથે દુઃખ સંકળાયલું છે; પરંતુ ચારે બાજુ વીંટળાયલી વિટંબણાઓ અને સંકડામણોની સામે થઈ અને ખુદ મૃત્યુની સામેય આહ્વાન માનવી ફેંકે છે તે એની ઉલ્લાસ અને આનંદની શક્તિ વડે–માનવના ઉત્સવોમાં જ માનવનું જોમ નજરે પડે છે. તેથી તો ભારતીય સંસ્કૃતિમાં આનંદને પરમ દિવ્ય અને ઉત્કૃષ્ટ તત્ત્વ ગણ્યું છે.

ઉત્સવો દરેકને ગમે છે. બાળક-યુવાન-વૃદ્ધ-સ્ત્રી-પુરુષ સર્વને ઉત્સવ પ્રિય છે. શાળા મહાશાળાઓ, બેંકો, સરકારી સંસ્થાઓ અને 'ઇન્કમટેક્સ' કચેરીઓ પણ પોતાના વાર્ષિકોત્સવો ઊજવે છે. માણસનું જીવન ઉત્સવોથી ભરપૂર હોય છે.

જન્મ, લગ્ન અને મૃત્યુનાય ઉત્સવો ઊજવાય છે. યાદગાર પ્રસંગોના ઉત્સવો થાય છે. દેવ-દેવીઓ નિમિત્તે ધાર્મિક ઉત્સવો અને ઋતુપલટાને આવરી લઈને પ્રકૃતિ ઉત્સવો રચાય છે.

ભારત અનેક પ્રજાનો દેશ છે. એ દેશમાં વિવિધ વેશ છે–વિવિધ વાણી છે. પરંતુ 'સુજલા', 'સુફલા' એ ભૂમિની વિવિધ-રંગી પ્રજા છે તો ઉત્સવઘેલી. દેશની પ્રકૃતિ વિધવિધ ઉલ્લાસે રંગાય છે. દેશની પ્રજા પણ એ અનેકરંગી ઉલ્લાસ ઝીલે છે અને માનવ-સુહાગનો ઢોળ ચઢાવી એને ઉત્સવોમાં બહેલાવે છે. સમગ્ર ભારતી આમ ઉત્સવિકા છે. ગુર્જર-ભારતી એનું જ એક અંગ છે. એટલે એ અંગ ઉત્સવવિહોણું શાનું રહે?

ગુજરાતના પોતાના લોક ઉત્સવો છે. ગુર્જર પ્રજા એ માત્ર ગણતરી કરતી પ્રજા નથી. એ પણ જીવનના રંગ માણે છે અને ઉલ્લાસનો વહેળો વહેવરાવે છે. . . .અને શા માટે ન વહેવરાવે? ભારતની નાની પ્રતિકૃતિ શી ગુજરાત! જે જે ભારત પાસે છે તે બધુંય ગુજરાત પાસે છે–એને એક પાસ સાગરનાં ગર્જન સંભળાય છે, એની પાસે રેતીના સાગર સમું રણ પડ્યું છે જેના સૂસવતા વાયરાની કારમી ભીષણતાથી ગુજરાતીના કાન ટેવાઈ ગયા છે. એની પાસે રૈવતક જેવા ગંભીર અને કરાળ, પાવાગઢ જેવા અદ્ભુત-રમ્ય અને ધર્માલયમાં પરિવર્તન પામેલા શત્રુંજય જેવા પર્વતો છે. નર્મદા, તાપી, પૂર્ણા અને મહી જેવી લોક-માતાઓ એને હીર પાય છે. સરસ્વતી તો એને આંગણે વહે છે. એનાં જંગલોમાં આજેય વનરાજની ગર્જના સંભળાય છે, એનાં ધાન્યક્ષેત્રો અને વાડીઓ મબલખ પાક આપે છે. એની ધરતી અવનવાં ખનિજ દ્રવ્યોના ફુવારા ઉરાડે છે–એ ગુજરાતને વળી એની અસ્મિતા મળી છે. એના ઉત્સવો કાં અધૂરા રહે?

બાળકજન્મના, નામકરણવિધિના, યજ્ઞોપવીતના, લગ્નના–એવા તો કંઈ કંઈ ઉત્સવો કુટુંબ લેખે અને જ્ઞાતિ લેખે ઊજવાય છે. હજીય આ બધા પ્રસંગો આપણામાં સામાજિક મહત્ત્વના પ્રસંગો ગણાતા હોઈ એ નિમિત્તે ઘણા સામાજિક અંશો એમાં સચવાયલા હોય છે–એ રીતે આવા ઉત્સવો વ્યક્તિગત કે નર્યા કૌટુંબિક અવસરો બનવાને બદલે વધારે વ્યાપક બને છે. લગ્ન–જનોઈ કે જન્મ પ્રસંગે ગોઠવાતા, ગરબા–રાસ–ગાન–ઉજાણી–સમૂહભોજન એ પણ ઉત્સવોના જ પ્રકારો કહી શકાય છતાં એ પ્રસંગોને જરા બાજુએ મૂકી ગુજરાતના વધુ વ્યાપક ઉત્સવોની નોંધ લઈએ.

### ઋતુ ઋતુના ધર્મમિશ્રિત ઉત્સવો

#### વર્ષારંભ (બેસતું વર્ષ)

આખા વર્ષચક્રનો ક્યાસ કાઢીએ તો કાર્તિક સુદ પડવો એ નવા વર્ષનો પહેલો દિવસ. બેસતું વર્ષ ગુજરાતમાં આનંદ અને ઉલ્લાસથી ઊજવાય છે. એ સપરમે દહાડે વહેલી સવારે ફૂલ-તોરણોથી દ્વાર વિભૂષિત કરી, સર્વ રાજા જેવું 'સબરસ' (મીઠું) શુકનના પ્રતીક તરીકે લઈ દિવસ શરૂ થાય છે. પેલી ઉત્સવઘેલી ગુજરાતણ ગાય છે:

"શેરી વળાવી સજ્જ કરું, ઘેર આવોને
મોતીડે પૂરું ચોક–મારે ઘેર આવોને. . ."

આંગણાં સ્વચ્છ અને શોભીતાં કરી ગુજરાત એને આંગણે જગતને નોતરે છે. વર્ષારંભનો આ સંસ્કારી વિનય કેવો ઉજ્જ્વલ લાગે છે! દિવસ દરમ્યાન સારાં વસ્ત્રો પહેરી સ્નેહીસંબંધીઓને, પરિચિતોને મળવું, રૂબરૂ ન મળાય તો ટપાલથી સુશોભિત અભિનંદનો મોકલવાં, જૂના ઉદ્વેગ, વિમાસણોને તજી દેવાં, સવારે આંગણે રંગોળી પૂરી, રાત્રે દીવડા અને આતશબાજીથી પ્રકાશના છંટકાવ કરી નવા વર્ષને પૂરા ઉત્સવ અને ઉમળકાથી સત્કારવાનો આખા દિવસનો ઉત્સવ સરસ રીતે ઊજવાય છે. ભાઈબીજના પર્વને વણી લેતો આ વર્ષારંભનો ઉત્સવ લાભપાંચમ અને દેવદિવાળી સુધી ચાલે છે.

માગશર માસનું મહત્ત્વ તો શ્રીકૃષ્ણે ગીતામાં માસાનાં માર્ગ-શીર્ષોઽહમ્ કહીને કર્યું છે." અત્યંત પ્રાચીન કાળમાં માગશર મહિને

વર્ષારંભ થતો.'* તે માસમાં એકાદશી વગેરે પર્વો ઊજવાય છે અને લોકો વ્રત અને યમ-નિયમમિશ્રિત ઉત્સવો કરે છે.

માગશર પૂરો થતાં પોષ મહિનો આવે છે અને મકરસંક્રાંતિનું અવનવું પર્વ લાવે છે. શ્રી કાકાસાહેબ કાલેલકરે યોગ્ય જ કહ્યું છે, "મકર-સંક્રાંતિ એ દિવસનો રાત્રિ ઉપરનો વિજય, તડકાનો ટાઢ ઉપરનો વિજય, પ્રવૃત્તિનો નિદ્રા ઉપરનો વિજય સૂચવે છે. અષાઢ મહિનાથી દીર્ઘ-તમા રાત્રિનો વિજય થતો હતો, દહાડે દહાડે પ્રવૃત્તિ ઓછી થતી હતી, . . . મહાત્મા સવિતા (સૂર્ય) જાણે દક્ષિણમાં બંદીવાસમાં જ પડી ગયા—એ ક્યારે છૂટશે? . . . આપત્તિને પણ અંત હોય છે. સૂર્યનું દક્ષિણ તરફનું સંક્રમણ પૂરું થયું અને ઉત્તરાયણની શરૂઆત થઈ. સવિતાનાં કિરણો વધારે ને વધારે ફેલાવા લાગ્યાં. . . . રાત્રિના સામ્રાજ્યનો ક્ષય શરૂ થયો. . . . મહાત્મા સવિતા દક્ષિણ દિશાના બંધનમાંથી હવે જરૂર મુક્ત થવાના એવી ખાતરી થવા લાગી. બસ, એ જ ભાવિ મુક્તિનો આનંદ તે મકર સંક્રમણ."* જીવનદાતા સૂર્યનો આ વિજયોત્સવ તો સારી રીતે ઊજવવો જ જોઈએ. અને ગુજરાત તો મકરસંક્રાંતિનું પર્વ વિલક્ષણ રીતે જ ઊજવે છે. સંક્રાંતને દહાડે વડોદરા, અમદાવાદ કે ભરૂચ-સુરત જેવાં ગીચ વસ્તીવાળાં શહેરોમાં જાઓ તો સવારથી શેરીઓ સૂમસામ! જાણે ભારે હડતાલ પડી! પણ નીચે શેરીઓ જોતા તમે ક્યાં સુધી રહો કારણ આપોઆપ તમારી ડોક ઉપરના અવાજે ઊંચી જ થઈ ગઈ હોય અને તરત જ સમજાય કે આખુંય નગર એની અગાશીઓ પર જઈને બેઠું છે. ઉતરાણની મઝા તો ગુજરાતમાં જ. કલ્પનાના રંગ જેવા રંગબેરંગી અને મનના તરંગ જેવા સરરર—સરરર સરકતા સેંકડો-હજારો કનકવા આકાશે ચગ્યા હોય. જાણે ધોળે દહાડે નક્ષત્રો આભમાં આવ્યાં! કકડાવી મૂકતી ઠંડીની કે સૂરજનીય શી ગુંજાશ છે કે ઉલ્લાસને હિલોળે ચઢેલા એ માનવમહેરામણના પતંગ હોડલાને કાંઈ કરી શકે? આબાલવૃદ્ધ સહુ 'ચગાઓ', 'ઢીલ છોડો', 'પેચ લડાઓ', 'કાપો'—'ખેંચો' . . . ના દેકારામાં પડ્યાં હોય. પિતા-પુત્ર બન્નેનું મમત્વ એમના ઠમકતા ચઢતા, બઢતા કનકવામાં જ કેન્દ્રિત થયું હોય—વર્ષોનું વય-અંતર ભુલાઈ જાય—પતંગ ઉડાવવાની રમત મસ્તીમાં મોટાંનાનાં ભેદભાવ ભૂલી ચકચૂર થઈ ગયાં હોય. સ્ત્રીઓ પણ શાની રસોડામાં પુરાઈ રહે? આગલે દિવસે અને આગલી રાત્રે પુરુષોએ દોરને માંજો પાઈ કસ્યો હોય ત્યારે સ્ત્રીઓએ બીજા દિવસ માટે રસોઈ કરી લીધી હોય. એ પણ જે રાંધ્યું હોય તે લઈને અગાશીએ જ ચઢે. શરદ પૂનમની દૂધપૌંઆની ઉજાણી અગાશીમાં થાય ને સમજાય પણ ભર-ઠંડીમાં અને ભરતડકે ઉતરાણની આ ઉજાણી તો ઉત્સવઘેલાં ગુજરાતી-ઓ જ માણી શકે!

ઉતરાણનો ઉત્સાહ હજી તો ઊતર્યો ન હોય ત્યાં શંકર-મહાદેવની જાનની ઉજવાવતો માઘ મહિનો આવે છે અને ગુજરાતના એક કવિએ રચેલી કાવ્યપંક્તિઓ યાદ આવે:

"શિયાળો વીત્યો ને વીત્યા ઠંડીના ચમકાર ગુલાબી,
શીતળતાને શોષી લેતી તડકામાં તીખપ કાંઈ આવી!
લાવી તે સુન્દરતા છાની
વસંત તો નવરંગ મજાની!"

માઘ સુદ પાંચમને આપણે વસંતપંચમી કહીએ છીએ.

"વસંતપંચમી એટલે ઋતુરાજની પધરામણી" "વસંતપંચમી એ કુદરતનું યૌવન છે. જેની રહેણી કુદરતથી વિખૂટી થઈ નથી, કુદરતને રંગે જે રંગાય છે તે વસંતનું આગમન વગર કહ્યે અનુભવે છે. . . વસંત જ્યારે આવે છે ત્યારે યૌવનના ઉન્માદ સાથે આવે છે. . . . વસંતપંચમીનો ઓચ્છવ . . . કવિઓએ અને ગાયકોએ, તરુણોએ અને રસિકોએ . . . ગોઠવ્યો છે, કોયલે તેને નોતર્યો છે અને ફૂલોએ તેને વધાવ્યો છે—વસંત એટલે પક્ષીઓનું ગાન, આમ્રમંજરીની સુગંધ, શુભ્ર અભ્રોની વિવિધતા અને પવનની ચંચળતા. . .વસંતમાં કુદરત આપણને રસની રેલ આપે છે."

કુદરત વસંતોત્સવ ઊજવે અને માણસ કાંઈ ઓછો જ બેસી રહે? કુદરત કેસૂડાં ખીલવે તો માણસ એના શણગાર પણ સજે અને એની રંગચકચૂર પાંદડીઓને પાણીમાં બોળી રંગ ઘોળે અને રંગની લહાણ કરે અને કરાવે. કુદરતના રંગમાં અંતરના રંગ ભેળવી એના છંટકાવ કરે—ભીંજાય અને ભીંજવે—વાતાવરણમાં વધતા જતા તાપમાં હોળીના રંગ રમવાની મઝા તો રમનાર જ સમજી શકે! હોલિકોત્સવ એટલે શીત ઉપર ઉષ્માનો વિજય. શિયાળો જાય અને વસંતની ઉષ્મા વાતાવરણમાં ફેલાય. મોટી તાપણીઓ સળગાવી વર્ષ માટે છેલ્લી તાપણી કરી ઠંડીને વિદાય આપવાનો આ ઉત્સવ કહી શકાય. ઠંડીના રોગોને રાક્ષસનું પ્રતીક કલ્પી તે દિવસે તેને નસાડવામાં આવે છે. હોળીની સાથે ભક્તવીર પ્રહ્લાદની યાદ આવી જ જાય છે. અસુર-સુર સમન્વયના ભણકારા આ મહાપર્વમાંથી વાગે છે અને આજે પણ સમન્વયની ભાવનાને જાગ્રત કરે છે—ઊંચનીચના ભેદ આ ઉત્સવ ટાળી નાખે છે. જીવનની કૃત્રિમતા, વધારે પડતી ડાહ્યાઈ (Prudency)ને એક દિવસ પૂરતી બાજુએ મૂકી સર્વ જન કુદરત સાથે એકરસ બની રસ-રંગમાં તરબોળ બને છે. હોળી ઉત્સવ એટલે યૌવનનો—ઉલ્લાસનો—ઉત્સવ. આંબાના મોર ઊડતા હોય, નાના નાના મરવાઓની ઢગલીઓ બજારમાં મુકાતી હોય, ધાણીચણા ફાકતાં બાળકો નગારી પર દાતણ ટીપી કિલકારીઓ મચાવતાં હોય, કિશોરો લાકડાં ભેગાં કરતાં હોળી-કર માગતાં હોય, સાંજ પડ્યે દેદીપ્યમાન હોળી ઠેર ઠેર પ્રગટાવી વાતાવરણમાં એક અવનવો હવન પ્રગટ્યો હોય અને હવાને વિશુદ્ધ કરતો ધૂપ ફેલાતો હોય, પૂજા થતી હોય, પ્રદક્ષિણાઓ ફરાતી હોય, પવિત્રતા, ઉષ્મા અને શુદ્ધિનું વાતાવરણ જામ્યું હોય એવામાં વળી ગુર્જરવાસી મારવાડી-ઓના ડફનાદ અને હોળીગીતો એક બાજુ ગાજતાં હોય ત્યારની મોજ અનેરી હોય છે. . . .દક્ષિણ ગુજરાતના દૂબળા ખાસ કરીને હોળીના આ તહેવારને ખૂબ મોજથી ઊજવે છે. સ્ત્રીઓ જેવા વેશ પહેરી દાંડિયા

* 'જીવતા તહેવારો', શ્રી 'કાકા કાલેલકર' આવૃત્તિ પાંચમી, પાન ૨૮.

(જાય દંડૂકા) હાથમાં લઈ તેઓ રમે છે. તેઓ ઘેરૈયાઓને ગવડાવનારાઓ ઉત્સાહ આપે છે, પાણી ચડાવે છે અને મોટી મોટી ટોળીમાં રંગબેરંગી ચિત્રવિચિત્ર વેશધારી ઘેરૈયાઓ અને હાથમાં મોરપીચ્છની ઝૂડીઓ કુદાવતા એમાંના જ નાયકો ઠેર ઠેર ફરે છે. નાચગાનની રમઝટ જામે છે અને એમ હોળી ઊજવાય છે.

ઉલ્લાસ અને ઉત્સાહ પ્રેરતો આ રંગભર્યો હોલિકોત્સવ ઉજવાવતો ફાગણ પૂરો થતામાં તો શાલિવાહન રામ અને વર્ધમાન મહાવીર તથા મહાબલી હનુમતનું શુભ સ્મરણ કરાવતો તીખો ચૈત્ર માસ આવે. ઓત્રા-ચિત્રાના તાપ તો જાણીતા જ છે. એવા તાપમાં કાંઈ પણ પ્રવૃત્તિ વધારે પડતી જ લાગે છે. છતાં ચૈત્રમાં રામનવમી તથા મહાવીર જયંતી આવે છે. જૈન ધર્મમાં સાદાઈ અને દેહદમનને વધુ મહત્ત્વ અપાતું હોવાથી તે ધર્મને લગતા ઉત્સવો ઓછા પ્રમાણમાં હોય છે. છતાં મહાવીર જયંતીને દિવસે સુંદર વસ્રો સજી, પ્રફુલ્લ મને જૈન સ્રી-પુરુષો દર્શન માટે દેરાસરે જાય છે. ત્યાં પૂજન ઉપાસના થાય છે. ચાર-ચાર મહાપુરુષોને યાદ કરાવતો ચૈત્ર માસ ખરેખર આનંદદાયક છે. વળી ચૈત્રી પૂર્ણિમાના મેળા પણ ઘણે ઠેકાણે ભરાય છે અને તેની સાથે આનંદ ઉત્સવ હોય જ.

વૈશાખ પણ તપતો તપાવતો મહિનો. છતાં તેમાં શંકરાચાર્ય અને બુદ્ધ જેવી મહાન વ્યક્તિઓની જયંતીઓ આવે છે. તથા અક્ષયતૃતીયા—અખાત્રીજનું પર્વ પણ આ જ માસમાં લાવે છે, જ્યારથી ખેડૂતોનું વર્ષ બેસે છે. બુદ્ધની વિચારસરણીમાં સાદાઈ અને આડંબરરહિતતા છે. છતાં બૌદ્ધ ધર્મ વડે ગીત-નૃત્ય-ઉત્સવોને ઘણું પ્રોત્સાહન મળ્યું છે એ નોંધપાત્ર છે.

જેઠ મહિનામાં તો સ્રીઓનો માનીતો વટ-સાવિત્રીનો વ્રત-ઉત્સવ આવે. સ્રીશક્તિનો ઉત્તમ દૃષ્ટાંત આપતી મહાસતી સાવિત્રીના ચરિત્રને યાદ કરી તે દિવસે ઘણી મોટી સંખ્યામાં સ્રીઓ વડની પૂજા કરે છે.

ફાગણની હોળીથી શરૂ થયેલો તાપ જેઠ સુધી આકરો બનતો ચાલે પણ પછી તો અનેક પર્વો-વ્રતો અને ઉત્સવો લઈને આવતી મંગલ વર્ષાઋતુ બેસે. એ શરૂ થતાં જ આષાઢાં ઘન ઊલટે—વાતાવરણ આખુંય પલટાઈ જાય. આપણા જેવા ગરમ આબોહવાવાળા અને ખેતીપ્રધાન દેશમાં તો વર્ષાનું આગમન જ એક મોટો ઉત્સવ ગણી શકાય—આષાઢી મહાએકાદશીથી જ વ્રતોની શરૂઆત થાય. આષાઢમાં જ ગુરુપૂર્ણિમા આવે અને ગુરુ પ્રત્યેના આદરભાવ અને માનસહિતનો ઉત્સવ ઊજવાય. આપણે ત્યાં ગુરુનો મહિમા બહુ ભારે છે. ગુરુપૂર્ણિમા નિમિત્તે વ્રત મિશ્રિત ઉત્સવ ઊજવાય છે.

વળી આ જ મહિનામાં કન્યાઓનું ગૌરી વ્રત આવે છે. નાની નાની છોકરીઓ પાર્વતીની નિષ્ઠાથી પાંચ દિવસ મીઠું છોડી દે છે. નાની નાની ટોપલીઓમાં જવારા વાવી-ઉગાડી પ્રકૃતિનું પૂજન કરે છે. શિવ-પાર્વતીનું પૂજન કરે છે અને આવું કઠિન વ્રત સહ્ય બને તે માટે સમાજે તેનો ઉત્સવ બનાવી દીધો છે. નાની બાળાઓ એ વ્રતના દિવસોમાં મેંદીથી હાથ રંગે, વાળ સરસ ઓળે, સારાં કપડાં પહેરી ગરબા ગાય, રમતો રમે, ગીતો ગાય, જાગરણ કરે. મોટી સ્રીઓ પણ શંકર-પાર્વતીનું વ્રત કરી અલૂણા કરે છે. અષાઢમાં આભની વાદળીઓ અને વીજળીઓ સાથે હોડ માંડતી તેમના જેવી જ કુમારિકાઓ વ્રત-ઉત્સાહના તેજથી દીપતી 'ગોરમા'નાં ગાણાં ગાતી વ્રત ઊજવે છે. ગુજરાતમાં ગોર્યોનું વ્રત ઘણા જ ઉત્સાહથી ઊજવાય છે.

જતા અષાઢનું ઉત્સવ સ્વરૂપ સૌથી વધારે સ્પષ્ટ તો એના છેલ્લા દિવસ—દિવાસાને દહાડે દેખાય છે.

આપણે ત્યાં પૂર્ણિમાની સાથે અમાવસ્યાનાય ઉત્સવો હોય છે એ ખરેખર નોંધપાત્ર છે. દિવાસો (અષાઢ વદ અમાસ) એ હોળીની જેમ લગભગ સર્વભોગ્ય—લોકભોગ્ય તહેવાર છે. સામાન્ય લોકો અને ગ્રામજનતા પણ આ તહેવાર ઊલટથી ઊજવે છે.

ખાસક રીતે દક્ષિણ ગુજરાતના દૂબળા જાતિના લોકો એક વિશિષ્ટ પ્રકારે આ ઉત્સવ ઊજવે છે. ગણપતિ, તાજિયા કે ઉત્તર પ્રદેશની રામલીલા (જેમાં રાવણ, હનુમાન રાક્ષસો વગેરેના મોટા મોટા આકારો કાગળના બનાવવામાં આવે છે અને સરઘસ જેવું કાઢી લઈ જવાય છે) એના જેવું જ આ ઉત્સવમાં કરવામાં આવે છે. દૂબળા જાતિના લોકો એમના માનીતા 'દિહાવા' (દિવાસા)ના દિવસે કપડાં—ચીંથરાંમાંથી જીવતા માણસના કદના મોટા ઢીંગલા બનાવે છે. એની ખાસિયત એ કે ઢીંગલાના (pose) દેખાવ ક્રિયાસૂચક અને વિવિધ પ્રકારની ક્રિયામાં હોય છે. પણ એક ખાસિયત એ કે 'ઢીંગલો' હોય હંમેશાં સાહેબશાહી. ટોપો (Hat) કોટ પાટલૂન, ટાઈ પહેરેલો હોય, મોંમાં વળી ચિરૂટ કે સિગરેટ પણ ખોસેલી હોય—એવા 'સાહેબશાઈ' ઢીંગલાને ત્રણ ચારની સંખ્યામાં સરઘસ આકારે લઈ દૂબળાઓ ફરે—નાચકૂદ કરે, ગાણાં ગાય અને બૈરાં પુરુષ બધાં એમાં હોય. પારસીઓ પણ એમાં ઉત્સાહભેર ભાગ લે છે એ સરઘસ નદીકિનારે જાય, ત્યાં મેળામાં ફેરવાઈ જાય વળી નાચ-ગાન થાય અને પછી 'ઢીંગલા'નું વિસર્જન કરવામાં આવે. કદાચ વર્તમાન યુગમાં ગાંધીજી તથા અન્ય નેતાઓ દ્વારા અમલમાં મુકાયલા 'હિંદ છોડો' (Quit India) ના-માનીતા સૂત્રનો સરળ, નિખાલસ, કટાક્ષમય એવો આ ગ્રામ્યપ્રકાર ગ્રામવાસીઓએ ઢીંગલા ડુબાડવાના ઉત્સવ દ્વારા આપણને આપ્યો હોય! ભરૂચમાં પણ આવા ઢીંગલાઓનું માહાત્મ્ય હોય છે. ત્યાં તો જંગલા-ઢીંગલા કરતાંય મહાકાય ભીમ બનાવવામાં આવે છે.

વીજળીઓ ચમકાવતો, ગર્જનાઓ કરતો તોફાની અષાઢ માસ વિદાય લે અને એની જગ્યાએ આવે સોહામણો શ્રાવણ માસ. શ્રાવણ એટલે તો વ્રત ઉત્સવોનો જ માસ . . . કુદરતશ્રી પાંગરી હોય, લીલીછમ ધરતી બની ગઈ હોય, અષાઢના ઉત્પાત શમી જઈ વર્ષા વધુ રમણીય થઈ ગઈ હોય અને ઝરમરિયા મેઘ વરસી શ્રાવણના સરવડાં થતાં હોય. એ પવિત્ર માસમાં તો સોમવારનું ઘણું જ માહાત્મ્ય ગણાય. ઘરમાં ઉત્સાહ મંદિરોમાંય ઉત્સાહ . . .

શ્રાવણ સુદ પાંચમે આર્યનાગ જાતિઓના સમન્વયને અમર બનાવતી નાગપંચમી આવે. નાગની પૂજા ઘેર ઘેર થાય. બીજે દિવસે ભાત-

વર્ષારંભ થતો.'* તે માસમાં એકાદશી વગેરે પર્વો ઊજવાય છે અને લોકો વ્રત અને યમ-નિયમમિશ્રિત ઉત્સવો કરે છે.

માગશર પૂરો થતાં પોષ મહિનો આવે છે અને મકરસંક્રાંતિનું અવનવું પર્વ લાવે છે. શ્રી કાકાસાહેબ કાલેલકરે યોગ્ય જ કહ્યું છે, "મકર-સંક્રાંતિ એ દિવસનો રાત્રિ ઉપરનો વિજય, તડકાનો ટાઢ ઉપરનો વિજય, પ્રવૃત્તિનો નિદ્રા ઉપરનો વિજય સૂચવે છે. અષાઢ મહિનાથી દીર્ઘ-તમા રાત્રિનો વિજય થતો હતો, દહાડે દહાડે પ્રવૃત્તિ ઓછી થતી હતી, . . . મહાત્મા સવિતા (સૂર્ય) જાણે દક્ષિણમાં બંદીવાસમાં જ પડી ગયા—એ ક્યારે છૂટશે? . . . આપત્તિને પણ અંત હોય છે. સૂર્યનું દક્ષિણ તરફનું સંક્રમણ પૂરું થયું અને ઉત્તરાયણની શરૂઆત થઈ. સવિતાનાં કિરણો વધારે ને વધારે ફેલાવા લાગ્યાં. . . . રાત્રિના સામ્રાજ્યનો ક્ષય શરૂ થયો. . . . મહાત્મા સવિતા દક્ષિણ દિશાના બંધનમાંથી હવે જરૂર મુક્ત થવાના એવી ખાતરી થવા લાગી. બસ, એ જ ભાવિ મુક્તિનો આનંદ તે મકર સંક્રમણ."* જીવનદાતા સૂર્યનો આ વિજયોત્સવ તો સારી રીતે ઊજવવો જ જોઈએ. અને ગુજરાત તો મકરસંક્રાંતિનું પર્વ વિલક્ષણ રીતે જ ઊજવે છે. સંક્રાંતને દહાડે વડોદરા, અમદાવાદ કે ભરૂચ-સુરત જેવાં ગીચ વસ્તીવાળાં શહેરોમાં જાઓ તો સવારથી શેરીઓ સૂમસામ! જાણે ભારે હડતાલ પડી! પણ નીચે શેરીઓ જોતા તમે ક્યાં સુધી રહો કારણ આપોઆપ તમારી ડોક ઉપરના અવાજે ઊંચી જ થઈ ગઈ હોય અને તરત જ સમજાય કે આખુંય નગર એની અગાશીઓ પર જઈને બેઠું છે. ઉતરાણની મઝા તો ગુજરાતમાં જ. કલ્પનાના રંગ જેવા રંગબેરંગી અને મનના તરંગ જેવા સરૂર્—સરૂર્ સરકતા સેંકડો—હજારો કનકવા આકાશે ચગ્યા હોય. જાણે ધોળે દહાડે નક્ષત્રો આભમાં આવ્યાં! કકડાવી મૂકતી ઠંડીની કે સૂરજનીય શી ગુંજાશ છે કે ઉલ્લાસને હિલોળે ચઢેલા એ માનવમહેરામણના પતંગ હોડલાને કાંઈ કરી શકે? આબાલવૃદ્ધ સહુ 'ચગાઓ', 'સેલ છોડો', 'પેચ લડાઓ', 'કાપો'—'ખેંચો' . . . ના દેકારામાં પડ્યાં હોય. પિતા-પુત્ર બન્નેનું મમત્વ એમના દમકતા ચઢતા, બઢતા કનકવામાં જ કેન્દ્રિત થયું હોય—વર્ષોનું વય-અંતર ભુલાઈ જાય—પતંગ ઉડાવવાની રમત મસ્તીમાં મોટાંનાનાં ભેદભાવ ભૂલી ચકચૂર થઈ ગયાં હોય. સ્ત્રીઓ પણ શાની રસોડામાં પુરાઈ રહે? આગલે દિવસે અને આગલી રાત્રે પુરુષોએ દોરને માંજો પાઈ કસ્યો હોય ત્યારે સ્ત્રીઓએ બીજા દિવસ માટે રસોઈ કરી લીધી હોય. એ પણ જે રાંધ્યું હોય તે લઈને અગાશીએ જ ચડે. શરદ પૂનમની દૂધપૌંવાની ઉજાણી અગાશીમાં થાય ને સમજાય પણ ભર-ઠંડીમાં અને ભરતડકે ઉતરાણની આ ઉજાણી તો ઉત્સવઘેલાં ગુજરાતી-ઓ જ માણી શકે!

ઉતરાણનો ઉન્માદ હજી તો ઊતર્યો ન હોય ત્યાં શંકર-મહાદેવની જયંતી ઉજવાવતો માહ મહિનો આવે છે અને ગુજરાતના એક કવિએ રચેલી કાવ્યપંક્તિઓ યાદ આવે:

"શિયાળો વીત્યો ને વીત્યા ઠંડીના ચમકાર ગુલાબી,
શીતળતાને શોષી લેતી તડકામાં તીખપ કાંઈ આવી!
લાવી તે સુન્દરતા છાની
વસંત તો નવરંગ મજાની!"

માઘ સુદ પાંચમને આપણે વસંતપંચમી કહીએ છીએ.

"વસંતપંચમી એટલે ઋતુરાજની પધરામણી" "વસંતપંચમી એ કુદરતનું યૌવન છે. જેની રહેણી કુદરતથી વિખૂટી થઈ નથી, કુદરતને રંગે જે રંગાય છે તે વસંતનું આગમન વગર કહ્યે અનુભવે છે. . . વસંત જ્યારે આવે છે ત્યારે યૌવનના ઉન્માદ સાથે આવે છે. . . . વસંતપંચમીનો ઓચ્છવ . . . કવિઓએ અને ગાયકોએ, તરુણોએ અને રસિકોએ . . . ગોઠવ્યો છે, કોયલે તેને નોતર્યો છે અને ફૂલોએ તેને વધાવ્યો છે—વસંત એટલે પક્ષીઓનું ગાન, આમ્રમંજરીની સુગંધ, શુભ્ર અભ્રોની વિવિધતા અને પવનની ચંચળતા. . .વસંતમાં કુદરત આપણને રસની રેલ આપે છે."

કુદરત વસંતોત્સવ ઊજવે અને માણસ કાંઈ ઓછો જ બેસી રહે? કુદરત કેસૂડાં ખીલવે તો માણસ એના શણગાર પણ સજે અને એની રંગચકચૂર પાંદડીઓને પાણીમાં બોળી રંગ ઘોળે અને રંગની લહાણ કરે અને કરાવે. કુદરતના રંગમાં અંતરના રંગ ભેળવી એના છંટકાવ કરે—ભીંજાય અને ભીંજવે—વાતાવરણમાં વધતા જતા તાપમાં હોળીના રંગ રમવાની મઝા તો રમનાર જ સમજી શકે! હોલિકોત્સવ એટલે શીત ઉપર ઉષ્માનો વિજય. શિયાળો જાય અને વસંતની ઉષ્મા વાતાવરણમાં ફેલાય. મોટી તાપણીઓ સળગાવી વર્ષ માટે છેલ્લી તાપણી કરી ઠંડીને વિદાય આપવાનો આ ઉત્સવ કહી શકાય. ઠંડીના રોગોને રાક્ષસનું પ્રતીક કલ્પી તે દિવસે તેને નસાડવામાં આવે છે. હોળીની સાથે ભક્તવીર પ્રહ્લાદની યાદ આવી જ જાય છે. અસુર-સુર સમન્વયના ભણકારા આ મહાપર્વમાંથી વાગે છે અને આજે પણ સમન્વયની ભાવનાને જાગ્રત કરે છે—ઊંચનીચના ભેદ આ ઉત્સવ ટાળી નાખે છે. જીવનની કૃત્રિમતા, વધારે પડતી હાવકાઈ (Prudency)ને એક દિવસ પૂરતી બાજુએ મૂકી સર્વ જન કુદરત સાથે એકરસ બની રસ-રંગમાં તરબોળ બને છે. હોળી ઉત્સવ એટલે યૌવનનો—ઉલ્લાસનો—ઉત્સવ. આંબાના મોર ઊડતા હોય, નાના નાના મરવાઓની ઢગલીઓ બજારમાં મુકાતી હોય, ધાણીચણા ફાકતાં બાળકો નગારી પર દાતણ ટીપી કિલકારીઓ મચાવતાં હોય, કિશોરો લાકડાં ભેગાં કરતાં હોળી-કર માગતાં હોય, સાંજ પડ્યે દેદીપ્યમાન હોળી ઠેર ઠેર પ્રગટાવી વાતાવરણમાં એક અવનવો હવન પ્રગટ્યો હોય અને હવાને વિશુદ્ધ કરતો ધૂપ ફેલાતો હોય, પૂજા થતી હોય, પ્રદક્ષિણાઓ ફરાતી હોય, પવિત્રતા, ઉષ્મા અને શુદ્ધિનું વાતાવરણ જામ્યું હોય એવામાં વળી ગુર્જરવાસી મારવાડી-ઓના ડફનાદ અને હોળીગીતો એક બાજુ ગાજતાં હોય ત્યારની મોજ અનેરી હોય છે. . . .દક્ષિણ ગુજરાતના દૂબળા ખાસ કરીને હોળીના આ તહેવારને ખૂબ મોજથી ઊજવે છે. સ્ત્રીઓ જોવા વેશ પહેરી દાંડિયા

* 'જીવતા તહેવારો', શ્રી 'કાકા કાલેલકર' આવૃત્તિ પાંચમી, પાન ૨૮.

(જય દંડકા) હાથમાં લઈ તેઓ રમે છે. તેઓ ઘેરૈયાઓને ગવડાવ-નારાઓ ઉત્સાહ આપે છે, પાણી ચડાવે છે અને મોટી મોટી ટોળીમાં રંગબેરંગી ચિત્રવિચિત્ર વેશધારી ઘેરૈયાઓ અને હાથમાં મોરપીંછની ઝૂડીઓ ફુદાવતા એમાંના જ નાચકો ઠેર ઠેર ફરે છે. નાચગાનની રમઝટ જામે છે અને એમ હોળી ઊજવાય છે.

ઉલ્લાસ અને ઉત્સાહ પ્રેરતો આ રંગભર્યો હોળિકોત્સવ ઊજવાવતો ફાગણ પૂરો થતાંમાં તો શાલિવાહન રામ અને વર્ધમાન મહાવીર તથા મહાબલી હનુમાનનું શુભ સ્મરણ કરાવતો તીખો ચૈત્ર માસ આવે. ઓત્રા-ચિત્રાના તાપ તો જાણીતા જ છે. એવા તાપમાં કાંઈ પણ પ્રવૃત્તિ વધારે પડતી જ લાગે છે. છતાં ચૈત્રમાં રામનવમી તથા મહાવીર જયંતી આવે છે. જૈન ધર્મમાં સાદાઈ અને દેહદમનને વધુ મહત્ત્વ અપાતું હોવાથી તે ધર્મને લગતા ઉત્સવો ઓછા પ્રમાણમાં હોય છે. છતાં મહાવીર જયંતીને દિવસે સુંદર વસ્ત્રો સજી, પ્રફુલ્લ મને જૈન સ્ત્રી-પુરુષો દર્શન માટે દેરાસરે જાય છે. ત્યાં પૂજન ઉપાસના થાય છે. ચાર-ચાર મહાપુરુષોને યાદ કરાવતો ચૈત્ર માસ ખરેખર આનંદદાયક છે. વળી ચૈત્રી પૂર્ણિમાના મેળા પણ ઘણે ઠેકાણે ભરાય છે અને તેની સાથે આનંદ ઉત્સવ હોય જ.

વૈશાખ પણ તપતો તપાવતો મહિનો. છતાં તેમાં શંકરાચાર્ય અને બુદ્ધ જેવી મહાન વ્યક્તિઓની જયંતીઓ આવે છે. તથા અક્ષયતૃતીયા — અખાત્રીજનું પર્વ પણ આ જ માસમાં આવે છે, જ્યારથી ખેડૂતોનું વર્ષ બેસે છે. બુદ્ધની વિચારસરણીમાં સાદાઈ અને આડંબરરહિતતા છે. છતાં બૌદ્ધ ધર્મ વડે ગીત-નૃત્ય-ઉત્સવોને ઘણું પ્રોત્સાહન મળ્યું છે એ નોંધપાત્ર છે.

જેઠ મહિનામાં તો સ્ત્રીઓનો માનીતો વટસાવિત્રીનો વ્રત-ઉત્સવ આવે. સ્ત્રીશક્તિનો ઉત્તમ દૃષ્ટાંત આપતી મહાસતી સાવિત્રીના ચરિત્રને યાદ કરી તે દિવસે ઘણી મોટી સંખ્યામાં સ્ત્રીઓ વડની પૂજા કરે છે.

ફાગણની હોળીથી શરૂ થયેલો તાપ જેઠ સુધી આકરો બનતો ચાલે પણ પછી તો અનેક પર્વો-વ્રતો અને ઉત્સવો લઈને આવતી મંગલ વર્ષાઋતુ બેસે. એ શરૂ થતાં જ અષાઢી ઘન ઊલટે — વાતાવરણ આખુંય પલટાઈ જાય. આપણા જેવા ગરમ આબોહવાવાળા અને ખેતીપ્રધાન દેશમાં તો વર્ષાનું આગમન જ એક મોટો ઉત્સવ ગણી શકાય — અષાઢી મહાએકાદશીથી જ વ્રતોની શરૂઆત થાય. અષાઢમાં જ ગુરુપૂર્ણિમા આવે અને ગુરુ પ્રત્યેના આદરભાવ અને માનસહિતનો ઉત્સવ ઊજવાય. આપણે ત્યાં ગુરુનો મહિમા બહુ ભારે છે. ગુરુપૂર્ણિમા નિમિત્તે વ્રત મિશ્રિત ઉત્સવ ઊજવાય છે.

વળી આ જ મહિનામાં કન્યાઓનું ગૌરી વ્રત આવે છે. નાની નાની છોકરીઓ પાર્વતીની નિષ્ઠાથી પાંચ દિવસ મીઠું છોડી દે છે. નાની નાની ટોપલીઓમાં જવારા વાવી-ઉગાડી પ્રકૃતિનું પૂજન કરે છે. શિવ-પાર્વતીનું પૂજન કરે છે અને આવું કઠિન વ્રત સહ્ય બને તે માટે સમાજે તેનો ઉત્સવ બનાવી દીધો છે. નાની બાળાઓ એ વ્રતના દિવસોમાં મેંદીથી હાથ રંગે, વાળ સરસ ઓળે, સારાં કપડાં પહેરી ગરબા ગાય, રમતો રમે, ગીતો ગાય, જાગરણ કરે. મોટી સ્ત્રીઓ પણ શંકર-પાર્વતીનું વ્રત કરી અલૂણા કરે છે. અષાઢમાં આભની વાદળીઓ અને વીજળીઓ સાથે હોડ માંડતી તેમના જેવી જ કુમારિકાઓ વ્રત-ઉત્સાહના તેજથી દીપતી 'ગોરમા'નાં ગાણાં ગાતી વ્રત ઊજવે છે. ગુજરાતમાં ગોર્યોનું વ્રત ઘણા જ ઉત્સાહથી ઊજવાય છે.

જતા અષાઢનું ઉત્સવ સ્વરૂપ સૌથી વધારે સ્પષ્ટ તો એના છેલ્લા દિવસ — દિવાસાને દહાડે દેખાય છે.

આપણે ત્યાં પૂર્ણિમાની સાથે અમાવસ્યાનાય ઉત્સવો હોય છે એ ખરેખર નોંધપાત્ર છે. દિવાસો (અષાઢ વદ અમાસ) એ હોળીની જેમ લગભગ સર્વભોગ્ય-લોકભોગ્ય તહેવાર છે. સામાન્ય લોકો અને ગ્રામજનતા પણ આ તહેવાર ઊલટથી ઊજવે છે.

ખાસ કરીને દક્ષિણ ગુજરાતના દૂબળા જાતિના લોકો એક વિશિષ્ટ પ્રકારે આ ઉત્સવ ઊજવે છે. ગણપતિ, તાજિયા કે ઉત્તર પ્રદેશની રામલીલા (જેમાં રાવણ, હનુમાન રાક્ષસો વગેરેના મોટા મોટા આકારો કાગળના બનાવવામાં આવે છે અને સરઘસ જેવું કાઢી લઈ જવાય છે) એના જેવું જ આ ઉત્સવમાં કરવામાં આવે છે. દૂબળા જાતિના લોકો એમના માનીતા 'દિહાવા' (દિવાસા)ના દિવસે કપડાં-ચીંથરાંમાંથી જીવતા માણસના કદના મોટા ઢીંગલા બનાવે છે. એની ખાસિયત એ કે ઢીંગલાના (pose) દેખાવ ક્રિયાસૂચક અને વિવિધ પ્રકારની ક્રિયામાં હોય છે. પણ એક ખાસિયત એ કે 'ઢીંગલો' હોય હંમેશાં સાહેબશાહી. ટોપો (Hat) કોટ પાટલૂન, ટાઈ પહેરેલો હોય, મોંમાં વળી ચિરૂટ કે સિગરેટ પણ ખોસેલી હોય — એવા 'સાહેબશાહી' ઢીંગલાને ત્રણ-ચારની સંખ્યામાં સરઘસ આકારે લઈ દૂબળાઓ ફરે — નાચકૂદ કરે, ગાણાં ગાય અને બૈરાં પુરુષ બધાં એમાં હોય. પારસીઓ પણ એમાં ઉત્સાહભેર ભાગ લે છે એ સરઘસ નદીકિનારે જાય, ત્યાં મેળામાં ફેરવાઈ જાય વળી નાચ-ગાન થાય અને પછી 'ઢીંગલા'નું વિસર્જન કરવામાં આવે. કદાચ વર્તમાન યુગમાં ગાંધીજી તથા અન્ય નેતાઓ દ્વારા અમલમાં મુકાયેલા 'હિંદ છોડો' (Quit India) ના માનીતા સૂત્રનો સરળ, નિખાલસ, કટાક્ષમય એવો આ ગ્રામ્યપ્રકાર ગ્રામવાસીઓએ ઢીંગલા ડુબાડવાના ઉત્સવ દ્વારા આપણને આપ્યો હોય! ભરૂચમાં પણ આવા ઢીંગલાઓનું માહાત્મ્ય હોય છે. ત્યાં તો જંગલા-ઢીંગલા કરતાંય મહાકાય ભીમ બનાવવામાં આવે છે.

વીજળીઓ ચમકાવતો, ગર્જનાઓ કરતો તોફાની અષાઢ માસ વિદાય લે અને એની જગ્યાએ આવે સોહામણો શ્રાવણ માસ. શ્રાવણ એટલે તો વ્રત ઉત્સવોનો જ માસ . . . કુદરતશ્રી પાંગરી હોય, લીલીછમ ધરતી બની ગઈ હોય, અષાઢના ઉત્પાત શમી જઈ વર્ષા વધુ રમણીય થઈ ગઈ હોય અને ઝરમરિયા મેઘ વરસી શ્રાવણના સરવડાં થતાં હોય. એ પવિત્ર માસમાં તો સોમવારનું ઘણું જ માહાત્મ્ય ગણાય. ઘરમાં ઉત્સાહ મંદિરોમાંય ઉત્સાહ . . .

શ્રાવણ સુદ પાંચમે આર્યનાગ જાતિઓના સમન્વયને અમર બનાવતી નાગપંચમી આવે. નાગની પૂજા ઘેર ઘેર થાય. બીજે દિવસે ભાત-

ભાતની રસોઈ બનાવવાનો દિવસ. ઘેર ઘેર જાણે નાના નાના અન્નકૂટ રચાય. ત્રીજે દિવસે તો ટાઢી શિયળ-શીતળા સપ્તમી. સ્ત્રી-ગૃહિણી બારેય માસ રસોડામાં પુરાઈ કુટુંબને ખવડાવે અને પોષણ આપે તો એક દિવસ તો એને આરામ મળવો જોઈએને? શીતળા સપ્તમીને દિવસે ઘરમાં ચૂલો સળગે જ નહિ. ખાવાનું પણ ઠંડું—આ ત્રણેય દિવસો ખાસ કરીને સ્ત્રીઓ માટે મહત્ત્વના છે. એમાં પૂજન થાય, ભેગાં મળીને જે તે વ્રતના માહાત્મ્યની વાર્તાઓ મંડાય અને એમ નાનામોટા પ્રસંગોથી રોજિંદા જીવનની ઘરેડમાં કાંઈ કાંઈ રસ ઉત્પન્ન થાય તેવી વ્યવસ્થા લોકસમાજ કરી જ લે છે.

આ જ મહિનામાં જે પૂર્ણિમા આવે છે તે ખૂબ મહત્ત્વની છે. એની સાથે અનોખા ઉત્સવો જોડાયેલા છે. એ દિવસ 'શ્રાવણી'ના હુલામણા નામે ઓળખાય છે. એને નાળિયેરી પૂર્ણિમા, બળેવ, રાખી પૂનમ, રક્ષા પૂનમ વગેરે નામોએ પણ ઓળખાવવામાં આવે છે.

દરિયાખેડુ પ્રજા માટે દરિયાનું ખેડાણ ઋતુ અનુસાર આ દિવસથી શક્ય બને છે. નાંગરેલી હોડીઓ અને જહાજોને તે દિવસથી દરિયામાં વહેવડાવી શકાય છે. ગુજરાતમાં કાંઠા વિભાગના ખારવાઓ તે દિવસે કુટુંબકબીલા સાથે દરિયે જઈ, દરિયાદેવની તેમ જ હોડીની પૂજા કરી હોડીના મઢોરા ઉપર નાળિયેર વધેરી દરિયાને ચઢાવે છે. બધા હોડીઓમાં બેસીને પાસેના કોઈ બેટ ઉપર જાય ત્યાં નાચગાન અને ઉત્સવ થાય.

આ દિવસ જેમ દરિયાખેડુઓ માટે છે તે જ પ્રમાણે બ્રાહ્મણોનું પણ મહત્ત્વનું પર્વ છે. જૂના કાળમાં આ દિવસ વિદ્યાધ્યયન અને દીક્ષા માટે મુકરર કરેલો હતો. પછીથી તે દિવસે જનોઈ બદલવી, સ્નાનાદિથી શુદ્ધ થઈ ધાર્મિક વિધિઓ કરવી વગેરે થાય છે. વળી રાખડી પૂનમ તરીકે ઓળખાતા દિવસે બહેન ભાઈને તેના રક્ષણાર્થે રક્ષા (રાખડી) બાંધે છે. બ્રાહ્મણેતર લોકો પણ ખાસ કરીને ભાઈબહેનના રક્ષાબંધનના વિધિને ખૂબ મહત્ત્વ આપે છે અને તે દિવસને હોંસે હોંસે ઊજવે છે. બળેવને દિવસે પરસ્પર શ્રદ્ધા અને લાગણીનો સરસ ઉત્સવ રચાય છે. ભાઈબહેન અંગેનાં આવાં વિશિષ્ટ પર્વ ઉત્સવો એ ખરેખર ભારતની અને ગુજરાતની વિશેષતા કહી શકાય.

આ જ માસના બીજા પખવાડિયામાં આવે જન્માષ્ટમી અગર ગોકુળઅષ્ટમી—ભારતે સદીઓથી માનપૂર્વક સ્મરણમાં રાખેલી કેટલીક વ્યક્તિઓમાંના એક તે શ્રીકૃષ્ણ. ભારતીય સંસ્કૃતિમાં એ અદ્ભુત વ્યક્તિનો ઘણો મોટો ફાળો છે. એ મહાન વિભૂતિએ દ્વારકામાં વસવાટ કર્યો હતો અને ત્યાંના તેઓ રાજા હતા. આમ કૃષ્ણનો સંબંધ ગુજરાત સૌરાષ્ટ્ર સાથે દૃઢ રીતે સંકળાયેલો છે. લોકહૈયે ગમી ગયેલો નાયક લોકસ્મૃતિમાં હંમેશ રમી રહે છે. અને તેમાંય રાજકારણ, ગીત, નૃત્ય, કલા, ચિંતન એમ વિવિધ ક્ષેત્રે જેની અમર છાપ છે તેવા આ મહાપુરુષની જન્મજયંતી ઊજવાય અને એમની સ્મૃતિ સચવાય એ સ્વાભાવિક જ છે. જન્માષ્ટમીના દિવસે ઉપવાસ કરવામાં આવે છે અગર ફળાહાર માત્ર લેવાય છે. રાત્રે તો ઘેર ઘેર પુત્રજન્મની ખુશાલી પ્રસરી રહે છે. ઘરમાં તેમ જ મંદિરોમાં લોકોની ઠઠ જામે છે. પારણામાં બાર વાગ્યે રાત્રે વર્ષે ને વર્ષે લોકસ્મૃતિમાં જન્મ પામતા કૃષ્ણ ઝૂલે છે. એની આજુબાજુ ઉત્સાહભર્યો ઉત્સવ રચાય છે. હાલરડાં અને કૃષ્ણના જીવનને લગતાં ગીતો ગવાય છે. પ્રસૂતાને ખવડાવાય એવી જ ચીજોનો પ્રસાદ પંચાજીરી-પંજરી વહેંચાય છે અને કૃષ્ણપક્ષની કાળી મેઘલી રાત્રેય ચોતરફ ઓચ્છવ થાય છે.

આ દિવસ અંગેનો કેટલાક સ્થળોના વાઘરી જાતિના લોકોમાં એક વિશિષ્ટ જાતનો ઉત્સવ ઊજવાય છે. વડોદરાના એક વિભાગ જેવું જ બની ગયેલું નવાપરું ગામ આનું ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડે છે.

વાઘરી લોકો તે દિવસને 'કાનુડો' કહે છે અને તેઓ પોતાના વાસમાં એક બે સ્થાનકે તોરણ દીવાથી શણગારી કામડાનાં નાનાં મંદિર બનાવી, કાગળનાં ફૂલવેલથી શણગારી તેમાં માટીની રંગીન કૃષ્ણમૂર્તિઓ પધરાવે છે. અષ્ટમીની આગલી રાતે આમ મૂર્તિ પધરાવી આઠમીની આગલી રાતે, આઠમને દિવસે અને તે આખી રાતે ખૂબ ગાયન-નૃત્ય આદરે છે. ભવાઈ રમે છે—જાતજાતના વેશ કાઢે છે. ભજનો ગાય કે ગરબા ગવાવે છે. અને બીજે દિવસે સાંજે પેલાં નાનાં મંદિરો સહિત 'કાનુડા'ની મૂર્તિઓ માથે ઉપાડી સરઘસ જેવું કાઢી નીકળે છે. એમાં પણ વિવિધ વેશો કાઢવામાં આવે છે. સુંદર વસ્ત્રાભૂષણથી સજ્જ સ્ત્રીઓ પુરુષો નાચતાં, ગાતાં, ગરબા રમતાં આગળ વધે છે અને પાસેના તળાવમાં કૃષ્ણમૂર્તિનું વિસર્જન કરે છે આ ઉત્સવ ખૂબ આનંદ ઉલ્લાસથી ઊજવાય છે.

ભાદરવા મહિનાના પહેલા જ સપ્તાહમાં પ્રારંભના દેવ, મંગલ કારી ગણેશ-જયંતી આવે છે. ગણેશ ચતુર્થીનો ઉત્સવ મહારાષ્ટ્ર જેટલો ઉત્કટતાથી ગુજરાતમાં નથી ઊજવાતો છતાં દક્ષિણ ગુજરાતના મહારાષ્ટ્ર સાથેના સંપર્કને લીધે અને હજી અઈ કાલ સુધીના મુંબઈના ગુજરાતમાં હોવાને લીધે ગણેશોત્સવ ગુજરાતમાં પણ ઠીક ઠીક ઊજવાય છે. ગણેશસ્થાપન, ભજન-કીર્તન, સંગીતના જલસા, નાટક, વ્યાખ્યાન-માળાઓ વગેરે અનેક કાર્યક્રમો ગણેશ ઉત્સવ નિમિત્તે થાય છે.

આ ઉપરાંત ઋષિપંચમી અથવા સામાપાંચમને નામે ઓળખાતું પર્વ આવે છે જ્યારે ખેડયા વિના ઉગાડેલું અનાજ ખાવાનો મહિમા ગણાય છે. એ રીતે કૃષિ યુગનીય પહેલાંની માનવસંસ્કૃતિને એક દિવસ માટે પણ યાદ કરવામાં આવે છે. શહેરોમાં આ દિવસનો ઝાઝો મહિમા નથી પણ ગ્રામવિસ્તારોમાં સામાપાંચમના મેળાઓ ભરાય છે અને ગીતનૃત્યથી રસીને સામાપાંચમ ઊજવાય છે.

આ જ મહિનામાં જૈનોનું મહાપર્વ 'પર્યુષણ' આવે છે. આ પર્વ વ્રત અને ઉત્સવ બન્ને તત્ત્વોથી સમ્મિલિત છે. દેવસ્થાનોમાં પૂજન-અર્ચન થાય છે—વ્યાખ્યાનો થાય છે. મહત્ત્વના વરઘોડા (યાત્રા-સરઘસ જેવું) નીકળે છે. ઉપવાસ દ્વારા વ્રતનું પાલન થાય છે. કેટલાક આઠ-દસ દિવસના સખત ઉપવાસ કરે છે જેમનું મહત્ત્વ કરી તેમના સન્માન ઉત્સવો કરવામાં આવે છે. દેરાસરોમાં વિવિધરંગી પૂજનવિધિઓ પણ કરવામાં આવે છે. સ્તવન-કીર્તન-ભાવના વગેરે દ્વારા સંગીતને પણ આ વ્રત ઉત્સવોમાં સ્થાન મળે છે. આમ સખત

તપ અને ઉત્સવના આનંદને પોતામાં સમાવી લેતા પજુસણના ઉત્સવ સાથે ભાદરવો મહિનો પૂરો થાય છે.

પછી આવે છે વર્ષનો છેલ્લો માસ — આસો — અશ્વિન. શ્રાવણની જેમ આસો પણ આખોય પર્વ-ઉત્સવનો જ ખાસ છે. આસો બેસતા જ નવરાત્ર — નોરતાંનો મહાવ્રત ઉત્સવ શરૂ થઈ જાય છે. માસના પહેલા નવ દિવસ શક્તિ — પ્રકૃતિની વિધિપૂર્વકની ઉપાસના થાય છે. ખેતરોની હરિયાળી સાથે સ્પર્ધા કરતી ઘરઆંગણે કરેલ નોરતાં — સ્થાપનની જવારાની હરિયાળી પ્રકૃતિની ચમત્કૃતિ અને શક્તિ બતાવે છે અને જોનારને નત મસ્તકે એ અદ્‌ભુત રસનું પાન કરાવડાવે છે.... દિવસ તો પૂજન-વિધિમાં જાય પણ રાત્રે તો આખાય ગુજરાતનું વાતાવરણ જાણે પલટાઈ જાય. સ્ત્રીઓ અને પુરુષો પણ ગુજરાતના પ્રસિદ્ધ ગરબા રમવા નીકળી પડે. ભણેલા અને અભણ, નાનાં મોટાં સર્વ આ ગરબાઓમાં ભાગ લે. યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ પણ આ ગરબાઓના કાર્યક્રમમાં ઊલટભેર ભાગ લે છે. બંગાળમાં પૂજા (ગૌરી પૂજા) ઉત્સવનો મહિમા ખૂબ હોય છે. પણ ગુજરાતમાં તે કાંઈ ઓછો નથી. તેમાંય પ્રકાશના ફુવારા ઝરાવતી ગરબા—મટકીઓ માથે લઈને ગરબા ગાવા અને રમવા નીકળી પડતી ગુર્જરીઓ માથે નક્ષત્રભર્યા બ્રહ્માંડ-ઘટને લઈને રમતી આદ્યશક્તિ મહામાયાનો જ ખ્યાલ આપે છે. ગીત-નૃત્ય-પ્રકાશ-ગૌરવનું આવું સુમિલન અન્ય કોઈ લોકનૃત્યમાં મળતું નથી.

શ્રી રામચંદ્રના વિજયોત્સવની યાદ અપાવતી વિજયાદશમીના ઉત્સવથી નવરાતનો ઉત્સવ સંપૂર્ણ થાય છે.

પણ હજી નોરતાંના ગરબાના નાદ શમ્યા નથી તોય ઉત્સવઘેલી ગુજરાતણો ક્યાં જંપીને બેસે કે બેસવા દે તેમ છે? રાતનાં અજવાળાં વધારે ને વધારે ઊજળાં થતાં જાય તેમ તેમ ગુર્જરીના કંઠ ગહેકી ઊઠે:

"આસો માસો શરદપૂનમની રાત જો
ચાંદલિયો ઊગ્યો છે સખી મારા ચોકમાં રે લોલ!"

આખી સૃષ્ટિને માટે ચંદ્રને ઊગવું હોય તો ઊગે અને ન ઊગવું હોય તો ન ઊગે પણ શરદપૂર્ણિમાને દિવસે તો ગુજરાતણને ઘેર ઘેર એના ચોકમાં જ ચાંદલિયો ઊગે છે. આવી ખુમારી સાથે વર્ષની ઉજ્જ્વલમાં ઉજ્જ્વલ ચાંદનીનો ઉત્સવ ગુજરાત ઊજવે છે. મીઠા દૂધપૌંવાની ઉજાણી ચાલતી હોય, અગાસીઓ અને ઉદ્યાનોમાં ઉત્સવિયાઓની ઠઠ જામી હોય, શ્વેતવસ્ત્રધારી અંગનાઓ રાસ ચગાવતી હોય અને એમ ચંદ્રના રજત અજવાળાંને વધામણાં દેવાનો ઉત્સવ ઊજવાય. શ્રી કાલેલકરે સાચું જ કહ્યું છે કે, "શરદ પૂનમ (માણેકઠારી પૂનમ) એ કુદરતનું કાવ્ય અનુભવવાનો દિવસ છે".

આવાં ઊજળાં અજવાળાં ઓસરે એ તો દુ:ખદાયક બને. અને છતાં એ ઓસરે તો ખરાં જ કારણ ચંદ્રની પૂર્ણકળા તો માત્ર મહિનામાં એક જ દિવસ રહે. શરદ પૂનમનાં અજવાળાં ઓસરતાં ઓસરતાંય પાંચ દિવસ ઝિલાય છે. અને પછી એના ઓસરવાનું દુ:ખ ન લાગે માટે એ પછી આવતાં અમાસનાં અંધારાંનોય એવો જ હોંસીલો ઉત્સવ રચાય છે. શરદ પૂનમને વિદાય આપી ગુજરાત દિવાળીના અંધકારને વધાવવાની તૈયારીમાં પડે છે. ભલા અંધકાર ન હોય તો અજવાળાનું મૂલ શું? એટલે જ વર્ષના અંતને પૂર્ણ ભભકાથી ઊજવવામાં આવે છે. ઘરના અને મનના મેલ ધોઈ ઝાપટીને દૂર કરવામાં આવે છે. જતા વર્ષને અને આવતા વર્ષને સરખું માન આપવામાં આવે છે. મલિનતાનો નાશ કરી ઘર અને મન ચોખ્ખાં કરવામાં આવે છે. આભના રંગ આંગણે ઊતર્યા હોય એમ શેરી-રસ્તા રંગાવલિથી શોભીતા થાય છે. રાત્રે જાણે આભનાં નક્ષત્ર નીચે ઊતર્યાં હોય એમ સેંકડો દીવડા ઝળહળી ઊઠે છે. ધનતેરશથી તે દિવાળીના મંગલ દિવસો, લક્ષ્મીપૂજન, શક્તિપૂજન, પ્રકાશપૂજનની એક લાંબી ઉત્સવપરંપરા થઈ જાય છે.





# લોકગીતો

શ્રી જયમલ્લ પરમાર
(સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમી, રાજકોટ)

ગુજરાતનાં લોકગીતોનાં સગડ સામવેદ સુધી નીકળે છે. સામગાનના જે ચાર પ્રકાર આપેલા છે એમાંના એક આર્ચિક ગાનના બે વિભાગ છે. એક ગ્રામ અને બીજો આરણ્ય. જેને ઊહ અને ઊહ્ય પણ કહે છે. આ ગ્રામ તે ગ્રામમાં ગવાતું ગાન અને આરણ્ય તે અરણ્યોમાં ગવાતું ગાન.

આમ સંગીત ને સંપૂર્ણપણે ધાર્મિક સ્તવનોનું સંગીત છે. એમાંનું જે આરણ્ય ગાન તે આજે ગુજરાતમાં માતાજીનાં સ્તવનોમાં ડાકલાં સાથે રાવળ લોકો ગાય છે. એને 'આરણ્યું' કહેવામાં આવે છે. ડાકલું એ પણ વેદકાલીન વાદ્ય 'ડુક્કુલી' જ છે.

એ જ રીતે ગુજરાતમાં માતાજીની સરજુનો લોકગીતોનો એક પ્રકાર ગવાય છે. ખાસ કરીને રબારી લોકો આ સરજુ ગાય છે. આ સરજુ પણ સામગાનની ઘણી નજદીક હોવાનું સંગીતજ્ઞો કહે છે. ગુજરાતના રાજકોટ જિલ્લાના પડધરી તાલુકામાં એક વયોવૃદ્ધ શાસ્ત્રી રેવાશંકર રહે છે. અખિલ હિંદ રેડિયો ઘરના સંગીત નિયામક શ્રી ઠાકુર જયદેવસિંહ હિંદમાં જ્યાં જ્યાં સામગાન ગવાય છે તેનો અભ્યાસ કર્યા બાદ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે રેવાશંકર શાસ્ત્રી સામગાનને સાચી રીતે રજૂ કરે છે. આ ઠાકુર શ્રી જયદેવ સિંહે સરજુ પણ સાંભળી અને સામગાનની ઘણી નજદીક હોવાનો અભિપ્રાય આપેલો.

સાઠથી સિત્તેર વર્ષ પહેલાં વિદ્વાન સંગીતજ્ઞ સ્વ. શ્રી ગણપતરામ બર્વેએ આ સરજુ સાંભળીને લખ્યું છે કે "સામિક ગાનના પાદપૂરક ક્ષેપક અક્ષરો પાદની મધ્યમાં અને અંતમાં 'હૌ', 'હા' આ સરજુમાં પણ મને સાંભળવા મળ્યા છે." સંભવ છે કે મહાભારતના શાંતિપર્વમાં શુકજન્મ વખતે ગાન કરતા ગાંધર્વો કે જેમનાં નામ 'હાહા' અને 'હુહુ' આપેલ છે તે પણ સામગાન કરતા હોવાને કારણે જ અપાયેલાં હોય. ગાંધર્વો સામગાનના બન્ને પ્રકારો ગાતા.

ગુજરાતનાં લોકગીતો ભાવપ્રધાન છે. એ ભાવ ધ્વનિ દ્વારા જ વિશેષ વ્યક્ત થાય છે. અને ગુજરાતનાં આ લોકગીતોના સ્વરો અને શબ્દો પણ ઘણી વાર અતિ પ્રાચીન હોવાના પુરાવા મળે છે.

ખાયણાં

દક્ષિણ ગુજરાતનાં 'ખાયણાં' એ પણ એટલો જ પુરાણો વૈદિક પ્રકાર છે. એ વૈદિક પ્રકારમાં તો ધાન ફૂટતાં સાંબેલાના તાલ, લય, સ્વર અને નૃત્યના પ્રકારનાં વર્ણનો આવે છે. એ જ ખાયણાં પ્રકારાંતરે સ્વરભેદે ગુજરાતમાં આજે પણ ગવાય છે.

ખાંડણિયાં ખાંડું ને ખખડે હાથનાં કંકણ
મોટા ઘરનાં ઢાંકણ
કે . . . . . બહેન સાસરે.

ખાંડણિયાં ખાંડતાં ખખડે હાથની ચૂડી
મહીઅરેથી ચૂડી
વીરાજી મોકલે.

ખાંડું વધું ને ધમોધમ રે વાગે
ભરેલાં ઘર ગાજે
લખેશરી બાપનાં.

ધાન ખાંડતાં ખાંડતાં ત્રણ ત્રણ નાજુક પંક્તિઓનાં જોડકણાં, કંકણ વડે રણઝણતા બે સુકોમળ હાથ, ધમકારે ધમકારે તાલ અને તાલે તાલે શબ્દ દ્વારા અંતઃકરણના બોજ હળવા કરે, હૃદયની વેદના ઠાલવી કાઢે અને વિનોદોને મોકળા મૂકે. લોકગીતોની આ વિલક્ષણ રચના આજેય એટલી પ્રચલિત છે. અહીં विजयिका માં આપેલ શ્લોક ઉલ્લેખનીય છે :—

सुमापितेन गीतेन युवतीना च लीलया ।
मनो न भिद्यते यस्य स योगी ह्यथवा पशुः ॥

હાલરડાં

રામજન્મ વખતે ગાંધર્વો ગાન કરે છે. ગાંધર્વો બન્ને પ્રકારનાં ગીતો ગાતા. ગ્રામ અને આરણ્ય.

કૃષ્ણજન્મ વખતે ગોપીઓ ગીત ગાતી ગાતી આવે છે તે કેવાં ગીતો હતાં એનો તાળો આજે નથી મળતો. પણ હાલરડાંનો જ એ પ્રકાર હોવા વિષે શંકા નથી. હાલરડાં તો બધા જ પ્રદેશોમાં ગવાય છે. સંસ્કૃત હાલરડાં પણ મળી આવે છે. ત્યારે ગુજરાતમાં ગવાતાં હાલરડાં બહુધા કૃષ્ણ પ્રધાન—બાલ કનૈયા પ્રધાન છે.

હિંદુ માતા પોતાના બાળકમાં કનૈયાનું જ સ્વરૂપ જુએ છે. કૃષ્ણની બાળલીલા મા હોંશે હોંશે ગાય છે. અને ખેલના, કૂદના, તોફાન

મચાવતા પોતાના બાળકને ભર્યાભર્યા વાત્સલ્યે મારો 'લાલ' મારો 'કાનુડો', 'મારો કનૈયો' કહીને ખેંચીને ગોદમાં લે છે.

બહેન પણ પોતાના ભાઈને હેતના ઉમળકામાં ગાય છે:—

એક નાનું સરીખડું બાળ રે મા!
" આવ્યું છે આપણે આંગણિયે.

એને નમેલી પ્રાછત જાય રે મા!
આવ્યું છે આપણે આંગણિયે.

ભારે જુસ્સિદાર છે લોકકાવ્યોના એ પ્રથમાંકુરો. નાનાં નવલાં અને કૂણાં કૂણાં કાવ્યોનાં ઝરણાં ફૂટે છે. હાલરડાં દ્વારા જ મા પોતાના બાળકમાં સ્નેહના રસો સીંચે છે. અને સ્નેહપાન કરાવતાં કરાવતાં ઘરઆંગણેનાં પશુપ્રાણીનો પરિચય કરાવતાં કરાવતાં આકાશના નવલખ તારા અને ગ્રહોનો પરિચય કરાવે છે. સમગ્ર પ્રકૃતિને આવરી લે છે. બાળક મોટું થતાં થતાં તો આંગણાંનો, સીમનો અને કુટુંબનો પરિચય પામી જાય છે. અને પછી તો ધૂંટણિયા ભર પડીને પાપા પગલી માંડતું થાય છે ત્યાં તો હાલરડાંની જોડાજોડ બાલગીતોનો પ્રવાહ બંધાઈ જાય છે.

અહીં સંગીત, નૃત્ય અને કવિતાનો રસસંગમ થાય છે. સમગ્ર કુટુંબ અને શેરી-ગલી એ વાત્સલ્ય ભાવે ઝબકોળાય છે.

પાપા પગલી, ધૂળની ઢગલી
ઢગલીમાં ડેલડ, જુએ મારી બેનડ.

બાળક ડગલાં ભરતું થાય:

ડગમગ ડગમગ ડગલાં ભરતાં
હરજી મંદિર આવ્યા

પગમાં હાક જશોદા માએ
ગોકુળમાંય ચલાવ્યાં

ઘેઈ ઘેઈ ચરણ ભરોને કાન
ધેવું મુક્તાફળ ને પાન

ધીમે ધીમે પણ ડગલે ડગલે બાળક આગળ વધે અને જોડાજોડ બાળગીતો વડે એ જ્ઞાનસરિતામાં સ્નાન કરતો જાય. દેડકાં આવે, મોર પોપટ આવે, પશુઓ આવે, વરસાદ આવે, વોરો આવે અને પછી તો કિશોરાવસ્થાના પ્રાંગણ સુધી રમતાં રમતાં આસપાસની સૃષ્ટિનો પરિચય આમ અવ્યક્તભાવે, પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે મેળવતો જાય. એવાં બાળકોનો ઉછેર સંસ્કાર સભર હોય છે.

એ બાલગીતોના કેટકેટલા પ્રકાર? હાલરડાં, કુદણિયાં, નાચણિયાં, બેઠા બેઠા રમવાનાં, ધમાલ ગોટા, ઋતુઓનાં, પક્ષીઓનાં, ઉખાણાંનાં, વાર્તાઓનાં, વ્રતોનાં, નવરાતના ગરબાનાં અને છેવટ રાસડા સુધીનાં. ભાઈલાનાં ગીતો જુદાં, બહેનીનાં ગીતો જુદાં. હાલરડાંની અગોચર અસર આપણી તવારીખમાં પડેલ છે. ઋતુધ્વજ રાજાની રાણી મદાલસા વૈરાગ્યમાં ગળીને સંસારની ક્ષણભંગુરતાનાં હાલરડાં પોતાના બાળકને ગાય છે:—

त्वमसि तात शुद्धबुद्ध निरंजन
भवमाया वर्जित ज्ञाता
भवस्वप्नं च मोहनिद्रां त्यज
मदालसाह सुतं माता

એનાં ૭ બાળકો યુવાવસ્થાએ પહોંચતાં ભગવાં - પહેરીને ચાલી નીકળ્યાં. સાતમા બાળકના હાલરડાની દોરી રાણીએ ખેંચતાં રાજાએ હાથ ઝાલીને રાણીને કહ્યું "મારું સિંહાસન ખાલી રહેશે." ગુજરાતમાં ગોપીચંદ અને ભર્તુહરિનાં ગીતો એ જ પ્રકારનાં અતિપ્રચલિત છે. જેમાં માતા મેનાવતી પોતાના બાળ રાજા ગોપીચંદને ગાય છે:—

નહિ રે વાદલડી ને નહિ રે વીજળડી
ઓચિંતાં નીર કયાંથી આવ્યાં રે!
ભરથરી!

ગીતોમાં સારી પેઠે પાઠાંતર છે. પણ એક મદાલસા અને મેનાવતીનાં ગીતોનો એક જ છે.

દુહા અને સાખીઓ

સંસ્કૃત પછી ગુજરાતનાં લોકગીતોનો તાગડો પાછો પ્રાકૃત અપભ્રંશમાં સંધાય છે. ૧૧–૧૨ અને ૧૩મી સદીના જૈનગ્રંથોમાંથી ગુજરાતી વિદ્વત્તાના કુલભૂષણ શ્રી હેમચંદ્રાચાર્યના હૈમ વ્યાકરણમાં ભાષાના પ્રકારો બતાવતાં આજનાં લોકગીતની કડીનો અપભ્રંશમાં ઉલ્લેખ છે:

વાયસુ ઉડ્ડાવન્તિઅએ, પિઉ દિટ્ઠઉ સહસ ત્તિ,
અદ્ધા વલયા મહિહિ ગય, અદ્ધા ફુટ્ટ તડ ત્તિ.

આ દૃષ્ટાંત તો અપભ્રંશ પ્રાકૃતની લોકવાણીમાંથી લીધેલું છે. એટલે એનું મૂળ રૂપ જે હોય તે પણ ૧૧મી સદી પહેલાંની લોકવાણીનું તો એ અવશ્ય હોવું જોઈએ. ૧૨૦૦–૧૫૦૦ વર્ષથી કંઠોપકંઠ અનેક ઊર્મિઓથી પુષ્ટ બનતી અનેકવિધ રૂપે ને રસે રસાતી એ લોકવાણી ચાલી જ આવે છે. એ જ દુહાનું આજનું પ્રચલિત રૂપ જોઈએ.

કાગ ઉડાવણ ધણ ખડી, પિયુ આયો ભડક્ક;
આધી ચૂડી કાગ ગલ, આધી ગઈ તડક્ક.

ભાવનું આટલું રસાળ ઉદ્દીપન શિષ્ટ કવિતામાં પણ સહેજે નહિ મળે. આષાઢના પ્રથમ દિવસે રામાદ્રિના શાપિત વિરહી યક્ષનો હાથ એ જ રીતે ઊંચો થઈ નીચો ગયો હશે, ને સોના કેરું વલય દૂબળા હાથમાંથી સરી પડયું હશે.

મેઘદૂતને યાદ કરાવતા આવા દુહા અને સાખીઓ લોકવાણીમાં અસંખ્ય છે. ખાયણાં ત્રણ ચરણનાં આમ જોડકણાં, જ્યારે દુહા તો

સંપૂર્ણ કાવ્યસ્વરૂપ. સુભાષિત અને મુક્તકોનું સ્વરૂપ. મિતાક્ષરી, સંક્ષિપ્ત, સુઘટ, સારગર્ભિત સચોટ અને સુગેય. કાવ્યનો સ્ફૂર્તિદાયી પરિશીલન કરાવનારો લોકગીતોનો પ્રકાર.

સાયર લેરું થોડિયું, મુંજા ઘટમાં ઘણેરિયું;
હકરી તડ ન પોગિયું, ત્યાં તો દુજી ઉપડિયું.

સાગરથીયે વધુ લહેરો મારા હૃદયમાં ઊપડે છે. હજી એક કિનારે નથી પહોંચી ત્યાં તો એક ઉપર બીજી એમ લહેરોના ઓઘ ઊમટે છે.

ગાલ્રિયું ગૂઢેરથ જ્યું, વધીને વડ થિયું;
ચંગા માડુએ ન પૂછિયું, દલજી દલમાં રિયું.

મનની રહસ્યમય, મર્માળી વાતો હૈયામાં ને હૈયામાં સંઘરાઈ રહેતાં વધીને વડ જેવી થઈ ગઈ છે. કોઈ મનવેધુ પૂછનારો મળ્યો નહિ અને મૂરખને કહી નહિ.

આ દુહાઓનાં ૨૫-૫૦ કે ૭૫ના ઝૂમખાં વાટે પ્રેમ, શૌર્ય, ભક્તિ, શક્તિ, સૌંદર્ય અને આદરઆતિથ્ય તથા ખાનદાનીની અદ્‌ભુત રસે રસેલી કથાઓ કહેવાઈ છે.

એવો જ ગુજરાતી લોકગીતોનો બીજો અનુપમ પ્રકાર તે સાખીઓ. ૧૬મી ને ૧૭મી સદીના જૈન રાસોમાંથી સહેજે હાથ આવે છે. શ્રી ઋષભદેવના કુમારપાળ રાસામાં સામેરીની સાખીઓ મળી આવે છે. ગુજરાતી લોકગીતોમાં આ સામેરીની સાખીઓ ઉચ્ચ કોટિના પ્રેમ શૌર્ય અને વેદનાને વ્યક્ત કરતા પ્રકારો માંહેનો એક પ્રકાર ગણાય છે. શ્રી ઋષભદેવ સામેરીની સાખી ટાંકી છે :

સામેરી સુલખ્ખણી, ચડી તે રાવલ ચઉ કિ,
હું તુમ પૂછું રે પંડિતા, સૂલિ ભલી કઈ સોકિ?

પ્રાકૃત અપભ્રંશનું આ પણ અતિ પ્રાચીન ઉદાહરણ છે. જે ગુજરાતમાં સીધે સીધું ગવાય છે:

સામેરી સુલખણી, ચડી તે રાવલ ચોક;
હું તુમ પૂછું પંડિતા, શૂળી ભલી કે શોક?

સામેરીની ઘણી સાખીઓ ગુજરાતમાં ગવાય છે. એમાંથી એક જ લઈએ :

સામેરી સોનારજી, ઓલાણી મ ફૂંક;
અરથ ન આવે આપણે, એને મનથી વિસારી મૂક.

હે જીતવા! ઓલવાઈ ગયેલી આગને, ઠરી ગયેલા દેવતાને હવે સોનાર-સોનીની જેમ ફૂંકવાનું છોડી દે. હવે ફૂંકીશ તો એકલી રાખ જ ઊડશે. આપણા અરથમાંથી જે ગયું એને મનમાંથી જ કાઢી મૂક.

ભવાઈ ગીતો

આપણે ૧૬મી ને ૧૭મી સદીમાં આવી ગયા પણ ૧૬મી સદીમાં પદ્ધતિસર લખાયેલા લોક ભવાઈના સાહિત્યનો ઉલ્લેખ કરવો જ રહ્યો. ઠાકર અસાઈત અથવા આશારામ ઠાકરે ૩૬૦ ભવાઈ વેશ લખ્યા. એ બધા જ લોકનાટ્યનું સ્વરૂપ છે. આ ભવાઈમાં આવતાં ગીતોમાં અર્ધાઅર્ધ લોકગીતો છે. બાકીના વેશકારોએ જોડેલાં છે. દુહા, સાખીઓ, છંદ, ભજનો, રાસડા, ગરબી વગેરેનો ભવાઈમાં સમાવેશ થાય છે.

ચારણીગીતો

છંદની વાત કરીએ છીએ ત્યારે લોકગીતોમાં સમાવિષ્ટ થતાં ચારણી ગીતો થોડો ઉલ્લેખ માગી લે છે. આ છંદો પ્રથમથી જ પ્રાકૃત અપભ્રંશ, ડિંગળી, રાજસ્થાની ડિંગળી અને છેવટ ગુજરાતી ડિંગળીને ગુજરાતની બોલીઓમાં ચારણ કવિઓ અને કવયિત્રી થકી ઊતરી આવેલ છે.

લોકગીતોમાં આવેલી ચારણી ઝડઝમક, લયમાધુર્ય અને લાટાનુપ્રાસે લોકગીતોને વધુ સમૃદ્ધ બનાવ્યાં છે. આજે પણ લોકગીતોમાં બાવન જેટલા છંદો પ્રચલિત છે. અને દુહા સાહિત્યમાં ચારણ-કવિઓનો ઘણો મોટો ફાળો છે. લોકગીતોમાં ચારણી રચનાનો ફાળો જુદી જ વિવેચના માગી લે છે. વળી ચારણેતર લોકકવિઓએ જ્યાં દુહા છંદની ઉપાસના કરી છે ત્યાં પણ રચના તો ચારણી જ રહી છે.

ખાયણાં, હાલરડાં

દુહા, સાખીનો ઉલ્લેખ આપણે કરી ગયા. એ જ રીતે છંદનો. હવે ભજનો વિષે વિચાર કરીએ. ભજનો એટલે સંતોની વાણી. લોકજીવનના જાતિ અને સદાચારની આધારશિલા. સામવેદ, ઋગ્વેદનાં ભજનોમાંથી એ ઊતરેલ છે. જેમાં સ્વરની સાધના વિશેષ ભળેલ છે. આજના શાસ્ત્રીય સંગીતનું મૂળ પણ સામવેદનાં એ ભજનોમાં જ પડેલું છે.

સંતવાણી, ભજનો

ભજનોમાં પણ બહુ ઊંડા ન ઊતરતાં જોઈએ તો મધ્યયુગની સાધનાધારા જ ભાષાભેદે ને પ્રાંતભેદે ભજનોમાં-સંતવાણીમાં ઝિલાતી આવી છે. બધા જ પ્રકારની વાણીનો સ્રોત તો એક જ છે. ૧૪મા સૈકામાં દ્રવિડ સંતો, કવિઓની પરંપરા ગુજરાતમાં ઊતરી તે પહેલાં ગુજરાતમાં માર્ગી પંથનાં ભજનો ગવાતાં હતાં. આ માર્ગી પંથ, મહાપંથ અથવા તો એના મૂળમાં જઈએ તો શાક્ત પંથ કહેવાય છે. આ શાક્તોનું ગુજરાતીકરણ તે જ માર્ગી પંથ.

ગુજરાતમાં ઘણા સંપ્રદાયોનાં ભજનો ગવાય છે. ઘણા સંતો ભક્તોની રચનાઓ ગવાય છે પણ એમાંનો મોટો ભાગ તો માર્ગી પંથની વાણીનો જ છે. પછી પરંપરા નાથ સંપ્રદાયની હોય કે કબીર પંથની હોય. માર્ગી પંથની પ્રબળ અસરથી ભાગ્યે જ કોઈ સંપ્રદાય એના શુદ્ધ સ્વરૂપે લોકજીવનમાં અને ભજનોમાં ટકી શક્યો છે.

પાંચ પીરો પાવક, હડબુ, રામદે, ગોગવદે ને જેસલ પીરના ફાંટા પણ માર્ગી સંપ્રદાયની જ શાખાપ્રશાખાઓ છે. આમ ગુજરાતમાં સાંપ્રદાયિક અસરો તળે મહાપંથ, નાથપંથ અને કબીર પંથનાં ભજનો ગવાય છે. જ્યારે એ જ કાળે પ્રબળ વૈષ્ણવી અસર તળે મીરાં અને નરસિંહની પ્રેમલક્ષણા ભક્તિએ ચમત્કાર સર્જ્યો અને એણે ત્રણેય કથના સંતો ભક્તો ને કવિઓની વાણીને પ્રેમલક્ષણા ભક્તિરસે રસી

લીધા. દ્વૈત અદ્વૈતના ભેદ ભુલાયા. અભેદની ઉપાસનામાં પણ પ્રેમલક્ષણા ભક્તિનો રંગ.

વૈષ્ણવ સંપ્રદાયની શાખા સમા સ્વામીનારાયણ સંપ્રદાયનાં ભજનો પણ છેલ્લા સૈકામાં આચારધર્મોનો આધાર બની રહેલ છે.

ભજનોની સંખ્યા હજારોમાં ગણી શકાય. જેમાં ગોરખ, મછેન્દર; ગોપીચંદ, ભરથરી; તુલસીદાસ, નરસિંહ, મીરાં; દયારામ, અખો, ભોજો ને ધીરો; નિષ્કુળાનંદ ને બ્રહ્માનંદ; કબીર, ભાણ, ખીમ, રવિ, મોરાર, ત્રિકમ, ભીમ, જીવણ ને દાસી; મેકરણ કાપડી ને સંત દેવીદાસ; સતીભક્તોમાં અમરબાઈ, લોયણ, લીરલ, સોનાંદે દાખણ દે; તોળલદે, રૂપાંદે, નેતલદે, આઈ પૂનાદે ને ગંગાસતિ વગેરે; પછી દલાયણ, ધરમદાસ, લખમો માળી, લખીરામ, દેવાયત, મૂળદાસ, જેસલ, જેઠીરામ, રાજ અમર, પીઠો, સંત પીપાજી, કુંભણ, વેલોબાવો, ભવાનીદાસ, 'અખોજી, આંબો છઠ્ઠો, કવિ સામરો, સાંસતિયો, સાધુ સુરા, નારણદાસ, ડુંગરપરી, તોળલપરી, ખીમરો કોટવાળ, મેઘધારુ, સરવણ કાપડી વગેરે વગેરે. જ્યારે મુસ્લિમ સાંઈ ભજનિકોમાં નૂર સતાગર, કતીબશા, કાજી મામદશા, હીરલશા ને મીઠો વગેરે. આમ સેંકડો સંતો ભક્તોમાંથી અહીં તો થોડાં નામ ખ્યાલ આપવા પૂરતાં જ આપ્યાં છે.

ત્યારે એ ભજનોની વાણીના પ્રકારોમાં જોઈએ તો સંધ્યા આરતી, ગણપતિનાં ભજનો, સાખીઓ, આરાધ, આગમ, ખ્યાલ, કટારી, આંબો, બારમાસી, સાવજું, સરજુ, આરણ્યું, સોળા, ચાબખા, કીર્તન, પદ, કાફી વગેરે વગેરે કંઈક પ્રકારો છે. વિસ્તારભયથી અહીં ભજનોનાં દૃષ્ટાંતો છોડી દીધાં છે. ભજનો એ કવિતા રચવા માટે સર્જાયેલાં નથી. એ તો આતમ અનુભવની વાણી છે. એમાંથી ઘણાંને કાવ્ય વિવેચનની આકરી કસોટીએ કસી જોઈએ તો પણ એમાંથી કાવ્યરચનાની દૃષ્ટિએ ઉચ્ચ કોટિનાં કાવ્યો પણ મળી આવશે. ગુજરાતનો આદિ કવિ નરસિંહ મહેતા ઉપરાંત એમાં ગુજરાતના નામખ્યાત કવિઓનો પણ સમાવેશ થાય છે. જેમની વાણી છેવટ ભક્તિ-સુધામાં–અમીરસમાં વિરમી હોય તેવાં ભજનોનું વૈપુલ્ય જોતાં એને સંતો ભક્તોએ ભક્તિસુધા સાગર કહેલ છે, અને એકતારાને એટલા માટે જ 'રામસાગર' કહ્યો છે. ગુજરાતની રૂપાળી રાત બે રીતે સોહામણી બને છે. ભક્તિભાવ ભર્યાં ભજનોથી અને બહેનોના મુક્ત મને ખેલાતા ગવાતા રાસ ગરબાથી.

ગરબા અને ગરબી

હવે ગુજરાતના પ્રસિદ્ધ ગરબા ગરબીને ટૂંકમાં જોઈએ. ગરબી કે ગરબો એ શબ્દ ગર્ભમાંથી અપભ્રંશ થયેલો છે. આ ગર્ભદીપનો ઉત્સવ તે નવરાત્રિના તહેવારો. આ નવરાત્રિ એટલે શક્તિ ઉપાસનાના નવ દિવસ. આર્યો ગુજરાતમાં ઊતર્યા તે પહેલાં પણ ગુજરાતના આદિ-વાસીઓ, અનાર્યો કે અસુરો આદ્યશક્તિ મહામાયાની ઉપાસના કરતા. શાક્ત પંથ અને મહાપંથ કે માર્ગી પંથ એનો જ એક ફાંટો છે.

વૈદિક સંસ્કૃતિમાં પણ કુંભ શુકનવંતો મનાતો આવ્યો છે. યજ્ઞ વખતે માથે પાણી ભરેલ કુંભ સાથે ગ્રામનારીઓ ગાતી ગાતી, તાલ દેતી દેતી નૃત્ય કરતી હોવાના ઘણા ઉલ્લેખો છે.

प्रेष्याः मंशास्त्रि पूर्णकुम्भास्तिऽन्त्रोवमाः पद्दुत्तमाः
इमं पियाद मुद्कुम्भं च त्रिःप्रदक्षिणं परिव्रजामः
दक्षिणं पाणिभि दक्षिगाग् तघ्न् आजघ्नानां एहि
एवा इदं मधु इदं मधु इति वदरवः ॥

(ઐતરેય આરણ્યક)

સુર અસુરની સંસ્કૃતિઓના સમન્વયમાંથી ઊતરી આવેલ આ ગરબો કે ગરબીનાં લાલિત્યભર્યાં ને જોમવંતાં ગીતનૃત્યો એ તો ગુજરાતની સુંદરીઓનો ભારતભરમાં વિરલ એવો ગીતનૃત્ય પ્રકાર છે. પણ માતાજીની ગરબીઓ તો પુરુષો પણ ગાય છે. ગરબી અને ગરબાનાં ગીતનૃત્યોની સામગ્રીઓ એક બે નહિ પણ અનેક ગ્રંથો ભરાય તેટલી છે.

આજે ગરબા, ગરબી, રાસ, રાસડા વગેરેના ભેદ ટળતા જાય છે, શહેરોમાં ખાસ કરીને. ગામડાંઓમાં હજી એ ભેદ ક્યાંક ક્યાંક જળવાય છે. વલ્લભ મેવાડાની અને દયારામની ગરબીઓ ખૂબ ગવાય છે. પછી એમાં રાસગીતો પણ ભળ્યાં છે. ઉપાસનાગીતો ગૌણ બનતાં જાય છે. ગરબીનું વાતાવરણ, ગરબી કે ગરબાનાં ગીતો, એનું ચલન, ગાંભીર્ય વગેરે જુદાં જ હતાં. આજે રાસ નૃત્યોને ગરબા પાર્ટી કહેવામાં આવે છે. ગુજરાતના ઉત્તર દક્ષિણ વગેરે વિભાગમાં ગરબા ને ગરબી સ્ત્રીઓ ગાય છે, જ્યારે પશ્ચિમ વિભાગમાં ગરબી પુરુષો ગાય છે ને ગરબા સ્ત્રીઓ ગાય છે, વિસ્તારભયથી અહીં પણ દૃષ્ટાંતો છોડી દીધાં છે.

વ્રતગીતો

સમસ્ત માનવજાતિએ દેવસૃષ્ટિની કલ્પના કરી, જે પોતાનાં સુખ દુઃખ સાંભળે. આશાઆકાંક્ષાઓની જેની સાથે મન મેલીને વાતો થઈ શકે, જે પ્રેરણા આપે ને બળ પૂરે એવી. જે તે દિવસોની એવી કલ્યાણકારી ભાવનામાંથી વ્રતોનો જન્મ થયો. વ્રતોમાંથી ગીતોનો જન્મ થયો. વરસના ૩૬૫ દિવસોમાં પણ અનેક વ્રતો: એવરત, ગોર્યમા, વીરપસલી, શીતળા મા, નોળી નોમ, નાગ પંચમી, ધ્રો આઠમ, પુરુષોત્તમ માસ, ચાંદરડાનું વ્રત, તુલસીવ્રત, પોષી પૂનમ, આંબરડું, ફોફરડું, મોળાકત અહલીપહલી, રાણી રનાદેનાં વ્રત, શંકરપારવતીનાં વ્રત, ફૂલ કાજળીનાં વ્રત, કોયલનાં વ્રત, એવાં તો અનેકાનેક અને એક એક વ્રતનાં અનેક ગીતો. માત્ર એક જ દૃષ્ટાંત લઈએ કે ગુર્જર ગ્રામકન્યાની આ વ્રત પાછળની સંસારની મંગળકામના કઈ હતી?

ગોવિંદજી રે તમે આરી દેજો આરી દેજો
ઓકડિયે બે બેન્યું દેજો
આણે પરિણાયે વીરોજી દેજો
રાંધણિયે વવારુ દેજો
પિરસણે માતાજી દેજો
પાટલે જમવા બાપ દેજો
ભેળો જમવા ભતરીજો દેજો

## લોકગીતોનો સંસ્કાર

સંસ્કૃતિ સંસ્કૃતિ સૌ કહ્યા કરે છે એ ગુજરાતનાં લોકગીતો છેવટ સાંસ્કૃતિક પરંપરામાંથી મનોરંજનનાં—સભાસમારંભો અને બેઘડી દિલબહેલાવવાના કાર્યક્રમો બની રહ્યાં છે. કોઈ સમજવા થોભતું નથી. એટલે કોઈ સમજાવવા થોભતું નથી કે લોકગીતો એ કાંઈ નવરાશની વેળા આનંદ આવે તો ઘડીક આનંદ લઈ નાખવાનું સિનેમા જેવું સાધન નથી.

લોકજીવનની સંસ્કૃતિની દૃષ્ટિએ મૂલવીએ તોપણ ગુજરાતના લોકજીવનને તાપી, નર્મદા અને મહીના રસાળ પ્રદેશે લાલિત્ય અને નાજુકતા અર્પ્યાં છે. કચ્છ સૌરાષ્ટ્રની ડુંગરમાળા અને એની ખીણોમાંથી ખળખળ ધારે વહેતી નદીઓએ પ્રેમ શૌર્યને પોખ્યાં છે અને એ બધાં જ રામસીતા અને કૃષ્ણરાધાની ઉપાસનાના આછા ધાગાથી બંધાયેલાં મર્યાદાશીલ છે. ગુજરાતના લોકસમાજના ઉદ્યમ ધંધાઓ પણ એ કારણે સંગીતનાં વિદ્યાલયો બની ગયેલ. જીવનની જટિલતાને હળવી બનાવવા લાગણીઓના આવેગોમાંથી નિર્ઝરેલી સંઘોર્મિઓ એટલે ગુજરાતનાં લોકગીતો.

એમ જ શા માટે? સુખ અને દુઃખ, આશા ને નિરાશા, આનંદ ને ઉલ્લાસની ડુંગરમાળમાંથી પ્રગટેલી એ તો લોક ભાગીરથી છે. પંખી ટહુક્યા વગર રહે તો ગુજરાતી લોકસમાજ ગાયા વગર રહે. કપડાં સીવતો દરજી, જોડા સીવતો મોચી, ચાક ઉપર માટીના પિંડે ઘાટ ઉતારતો કુંભાર, ઘાણીએ બેઠેલો ઘાંચી, કપડાં ધોતો ધોબી, કોસ હાંકતો કોસિયો, ગાડું હાંકતો ગાડાખેડુ, ઢોર ચારતો માલધારી, રેંટિયો ફેરવતી ડોશી, ઊન કતરતો ભરવાડ, પાણી પાતો પાણોતિયો, એમ ઉદ્યમે ઉદ્યમે થાક વિસારે પાડવા એણે ઉદ્યમને તાલબદ્ધ કર્યો. તાલેતાલે સૂર પુરાવ્યો ને સૂરે સૂરે શબ્દો બાંધ્યા. એણે શબ્દો બાંધ્યા અને એના વડે પોતે પણ બંધાયો.

અહીં લોકગીતોનો અંતઃસ્રોત નામાચરણવાળાં ગીતોનો જુદો પડે છે. ચારણી રચના, ભજનો, છંદો, કથા, આખ્યાન, રામલીલા, રાસલીલા ભવાઈ વગેરેથી અહીં લોકગીતો જુદાં પડે છે. એ બધાં ગીતો કે ગીતકથાઓ દૃશ્ય અને શ્રાવ્ય છે, જેમાં થોડા કે ઝાઝા માણસોનો સમૂહ એકઠો થાય છે, જેમાં એક અથવા થોડા ગાય છે ને નાચે છે ને બીજા જુએ સાંભળે છે, અથવા એક કે થોડા ગાય છે ને બીજા ઝીલે છે. શાસ્ત્રીય સંગીતે જેનું વર્ગીકરણ કર્યું છે એમાં ઉપર ઉલ્લેખેલા વિષયોનો 'દેશી' પદ્ધતિમાં સમાવેશ કરી શકાય. ત્યારે આપણે જેને બુનિયાદી તોર પર લોકગીતો કહીએ છીએ તે કોઈ સમૂહને રીઝવવા દેખાડવા કે સંભળાવવા માટે નથી ગવાતાં. એ ગીતો તો આત્મનિમગ્ન છે.

### રાસ ને રાસડા

હજી આગળ વધીને કહીએ કે રાસ કે રાસડા જે ગામડાંઓમાં લેવાતા કે હજી ક્યાંક ક્યાંક લેવાય છે તે પણ કોઈને રીઝવવા માટે નહિ પણ નિજાનંદ માટેના હોય છે. પછી રાસ લેનારા પુરુષોની સંખ્યા ભલે ૨૫–૫૦ની હોય અને સ્ત્રીઓની સંખ્યા ભલે ૧૦–૨૦ની હોય. એ ગીતો તો નિજાનંદની મસ્તી છે.

ગરવી ગુજરાતણો જે આ રાસડા લઈ રહી છે અને ક્યાંક ક્યાંક સ્ત્રીઓ અને પુરુષો સાથે રાસ લઈ રહેલ છે તે પણ જીવન સમસ્તને મન મૂકીને ગાઈ નાખી જીવનને હળવાં ફૂલ બનાવવાનો એક અણમોલ વારસો છે. જીવન સમસ્તના વ્યવહારનો એક પણ પ્રસંગ એવો નથી કે જેના આઘાત પ્રત્યાઘાતો, ઊર્મિ આવેગો, પ્રેમ ને શૌર્ય, શક્તિ ને સૌંદર્ય, દુઃખ અને વેદના રાસ રાસડાના પ્રમત્ત ઝૂલે ન ઝૂલ્યાં હોય.

દાદા તે દીકરી વઢિયાર નો દેજો જો

•

નાગર ઊભા રે રંગ રસિયા

•

વા વાયા ને વાદળ ઊમટ્યાં

•

છેલ છોગાળો હોય તો મૂલવે

•

શેરી વળાવી સજ કરું

•

દીકરો ને વહુ પધરાવો જી

•

છલકાતું આવે બેડલું

•

વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં

•

મારી નવ દીકરી પાતળી પરમાર્ણ

•

રાધાજીનાં ઊંચાં મંદિર નીચાં માળિયાં

•

લવિંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યાં જો!

•

કુંકેકમળમાં રામ રમે

•

મોર બોલે મધુરી રાત રે, નીંદરા નાવે રે

•

રમતાં ઝલાણી સોનલ ગરાસણી

•

આવશે રે કાંઈ ચોમાસાના દા'ડા

•

સોનલા ઇંઢોણી રૂપાં બેડલું

•

રામે તે સરવર ખોદિયાં

•

એવાં એવાં ઊર્મિગીતો, ઋતુગીતો, બાલગીતો ભક્તિગીતો, સંસારગીતો, મર્મગીતો ને કથાગીતોમાં રાસ રાસડા ઝિલાય છે અને

હજારો નવાં ગીતો રચાયાં હોવા છતાં લોકગીતોની મીઠાશ, મધુરતાનાં આકર્ષણો લગીરે ઓછાં નથી થયાં. એમાં જેટલી સરળતા, સુગમતા, રોચકતા અને સંવેદન છે એટલાં નવાં ગીતોમાં હજાર હજાર પ્રયત્નો છતાં સમૂહ ઝીલે, સમૂહ ગાય અને ગાતાં ગાતાં સંવેદનશીલ બની મસ્ત બની નાચી ઊઠે એવાં એ સમૂહ ગાન બની શકતાં નથી.

લોકગીતો એ સંઘજીવનનો પરિપાક છે. એના સર્જનહારો એક નહિ પણ અનેક હોય છે. ઘાટ પકડતાં પકડતાં છેવટ એમાં એવું સંવેદન ઘૂંટાય છે કે એમાંથી સાર્વજનિકતાનું સમાનસંવેદન–સમસંવેદન પેદા થાય છે. કોઈ એક કવિએ ઉત્તમોત્તમ રચના કરી એમ જગત કહે છતાં લોકો એને એના એ સ્વરૂપે કદાપિ નહિ સ્વીકારે. એ તો હજાર હજાર હૈયાંમાં આળોટીને હજાર હજાર કંઠેથી ચગાઈ ગવાઈને પછી જ લોકગીત બનશે. વ્યક્તિની ઉત્તમોત્તમ રચનાનો અહં પણ ત્યાં ચાલી શકતો નથી.

લોકગીતોમાં રૂપાંતરો

આપણાં લોકગીતોમાં કવિ તાનસેનનાં ગીતો પણ ગુજરાતી બનીને રાસડે ઘૂમે છે ને તુલસીદાસનાં કાવ્યોનાં રૂડાં રસીલાં ગુજરાતીકરણ થઈને ભાંગતી રાતે મસ્ત બનીને પ્રલંબ ઢાળે ગવાય છે. તાનસેનનું ગુજરાતી ગીત લઈએ:

જોબના કેની વાટેં ગ્યો
ટુંકો કોઈ પગં પગા
હાથમાં લકડી દેઈ ગ્યો
ચલત રે ડગં ડગા
મુખમેંસે દાંત પડંગિયા
બોલતે હૈં ફૂગં ફૂગા—જોબના કેની વાટેં ગ્યો

હવે તુલસીદાસનું લઈએ—

'કહાંકે પથિકવા, કહાંકે ગમનવા'

એ મૂળ ગીત છે હવે એનું ગુજરાતીકરણ જોઈએ—

હું તુંને પૂછું મારી બેની રે સોહાગણ રે
તું તો મને કહી સમજાવ,
કિયા રે મુલકનાં રે બેની તમે રે વતાવડાં
કિયારે મુલક તમે જાઓરે-સોહાગણ
સુંદરી રે સોહાગણ . . . સુંદરી—

ગુજરાતી ઢાળમાં ઉપલાં બન્ને ગીતો અજબ માધુર્ય પેદા કરે છે. આવાં તો અસંખ્યગીતોનું અસલના રૂપ રસ અને રંગથી ચઢે એવું ભાવવાહી ને મસ્ત ગુજરાતીકરણ થયેલું છે. શોધાતાં સ્વીકારવાની ના પાડીએ કે આ તો મૂળ જ ગુજરાતી મૌલિક જ હોઈ શકે. એ કોઈ રૂપાંતર ન જ હોઈ શકે, એટલું આત્મસાત્ કરવાની તાકાત ગુજરાતી લોકગીતોમાં એટલે કે લોકજીવનમાં પડી જ છે.

અને રાસડામાંથી કેટલાંક ગીતોનાં મૂળ ૧૬મી ૧૭મી સદી સુધી તો સળંગ મળી આવે છે. સૌરાષ્ટ્રમાં એક રૂપાળી બાનો રાસડો ગવાય છે કે:

સોનલા વરણી બાની ચેહ બળે રે
રૂપલા વરણી ઊડે છે કાંઈ ધુંસ રે

હવે દક્ષિણ ગુજરાતમાં ચોધરા લોકોનું ગીત જોઈએ

ભાઈની સોનલા કેરી ચિહા સીંચાઈ
ભાઈની રૂપલા કેરી કાયા બળે

હવે શ્રી ઋષભદેવ રચિત કુમારપાળ રાસાનું ગીત જોઈએ

સોના વરણી રે ચહઈ બલઈ, રૂપાવરણી ધૂહ રે
કુંકુમવરણી રે દેહડી, અગની પરજાલીઅ તેહ રે.

ગુજરાતની સંસ્કારલક્ષ્મીએ લોકગીતોમાં પોતાનાં અણડગ આસન જમાવ્યાં છે એમાંથી કયા લોકગીતના પ્રકારને સ્થાન આપવું ને કયાને ન આપવું?

નાવિકોનાં ગીતો

સાત હજાર વર્ષની તો ગણાવી શકાય એવી ગુજરાતની સાગર સંસ્કૃતિ. આ સાગરખેડુઓનું જીવન કાવ્ય, સાહિત્ય અને કળાનું પ્રેરક બળ છે. સંક્ષોભ પ્રગટાવે, મર્માઘાતો કરે, અદ્‌ભુત ઘટનાઓની નીચે, વહાણ સંકેરે ઊપડે ત્યારથી સંવેદનો શરૂ થાય. ગુજરાતનો એક હજાર માઈલનો સાગરકાંઠો: આ ધરતીના આદિવાસીઓ જ ગુજરાતના ખલાસી કહો—ખારવા કહો—નાવિકો કહો કે માછીમાર કહો. સાગર માથે ચાસ પાડનારા એ સાગરજાયાના સમગ્ર કુટુંબ કબીલા ઉપર નવીન સંગ્રામના કરડા ચાસ પડતા હોય છે. દિશાશૂન્ય દશા, રોટલાના ઉચાટ, અંધાધુંધ આપત્તિઓ અને ખારવણોના ચીર વિયોગની કંદન કથાઓ:

જોબનિયાં મારાં નાકુંની નથડી મેલી
જોબનિયાં કાલ્ય આવતાં રે'શે
જોબનિયાં મારાં મલબારી પંથમાં ચાલ્યાં
જોબનિયાં કાલ આવતાં રે'શે.

આશ્વાસન લેતા રહેવા છતાં વરસ જેવડો દિવસ બને અને દસકા જેવડાં વરસ નીવડે.

સાગરની લક્ષ્મી દેશને સમૃદ્ધિછોળોથી છલકાવે, સાગરનું સૌંદર્ય કવિઓ અને કળાકારોને ઊર્મિઓની લહરો પ્રગટાવે, પણ સાગરખેડુઓની પત્નીઓ અને માતાઓને તો સાગર સંગીતમાં કાળની ખંજરીઓ બોલતી સંભળાય છે.

સખી પાકી રે આંબા કેરી સાખ
ઉપર સૂડા આટકે રે
એવી સવરે ધોળે આંબાસાખ
અમે તો ધોળીએ વખડાં રે—

રજૂઆત કરે છે. પણ સામગ્રપણે દેશીનું જે સંગીત છે ને આગળ ઉલ્લેખ કર્યો તેમ ચોકસ વાગ્ગેયકારોએ રચેલું અને સમૂહનું મન રંજન કરવા ગવાયેલું તે જ દેશી સંગીત છે. લોકગીતો ઉપર શાસ્ત્રીય સંગીતના બન્ને પ્રકારોની અસરો જરૂર પડી હશે પણ લોકસંગીત શાસ્ત્રીય સંગીતની બન્ને પદ્ધતિઓથી નિરાળું છે.

અધૂરા અભ્યાસવાળા એમ કહે છે કે લોકગીતોમાં અંતરા જ નથી હોતા પણ તે અલ્પાંશે સાચું છે. થોડાં ગીતો એવાં જરૂર છે. પણ બાકીનાં લોકગીતો સ્થાયી અંતરાની પૂરી રચનાવાળાં છે.

સામાન્ય રીતે ગુજરાતનાં લોકગીતો સારંગરાગ પ્રધાન હોવાનું કહેવાય છે. રાસગરબા અને લગ્નગીતો સારંગ પ્રધાન છે. પણ સામગ્રપણે જોઈએ તો કાફીની અસર વિશેષ છે. સારંગ પ્રધાન ગીતોમાં પણ કોમળ ધૈવતને લઈને લોકગીતો બિન્દ્રાબની મધુરતા રેલાવે છે. દુહા ને પરજના ઢાળમાં કિરવાણીની અસર દેખાશે. મૂળ મેઘરાગ ક્યારેક પૂર્ણરૂપે દેખા દેશે. કેદારો લોકગીતોએ જ સાચી રીતે સાચવ્યો છે.

લોકસંગીતનો મૂળ આધાર ગાંધાર નિષાદ અને મધ્યમ હોવાનું હજી સુધી દેખાયું છે. એમાં ૧૩-૯-૭ શ્રુતિઓની રચના છુપાયેલી છે જ. અને ઉત્તમ લોકગીતોના ગાયક જ્યારે શ્રુતિ ઉપર રોકાય છે ત્યારે આ અતિપરિશ્રમે સાધ્ય બનતી લોકગાયકની સ્વાભાવિક સિદ્ધિથી શાસ્ત્રીય સંગીતના કદરદાન ગાયકો પણ હેરત પામે છે. લોકગીતોમાં પ્રભાતનાં ઘંટીગીતોમાં ક્યારેક પહાડીની છાંટ દેખાય છે તો પ્રભાતિયાંમાં બિલાવલની.

રાસમાં આવતા ટપ્પામાં ભુપાલીનું સ્વરૂપ દેખાય છે તો દ્રુતમાં ગવાતાં પ્રભાતિયાંમાં અહિર ભૈરવનું. વિલંબિત કેરબામાં ગવાતાં આધરણીનાં ગીતોમાં મધ્યમનો કરુણ ભાવ વિલસે છે. કેટલાંક લગ્નગીતોમાં પીલુની છાયા ષડજ પંચમ ભાવ પેદા કરે છે. દ્રુતનાં ગાણામાં બેસીને ગવાતાં કોળીઓનાં લગ્નગીતોમાં જિલ્લા કાફીની છાયામાં ઠુમરીભાવ મસ્તી ચઢાવે એવા હોય છે.

આટલા રાગો ઉપરાંત માંડ, મારુ, ધનાશ્રી, ભીમપલાસી, બિહાગ વગેરે રાગોની પ્રગટ છાયા લોકગીતોમાં દેખાશે. લોકગીતોમાં કેરવા, ધમાર, મિતાલ, હીંચ, દાદરા ને દીપચંદી જેવા તાલો હોય છે. પણ એમાં સૌથી વધુ મજા દીપચંદીની જ હોય છે. અને મસ્તી ચગાવણ તાલોમાં કેરવા હીંચ ને ધમાર. લોકગીતોના તાલોમાં ઠેકની મજા આવે છે ત્યારે અણજાણ તબલચી ગમે તેવો તાલપ્રવીણ હોય તોપણ ગોથાં ખાય છે.

લોકવાદ્યો

લોકોનાં કેટલાંક વાદ્યો તો શાસ્ત્રીય સંગીતનાં જ વાદ્યો છે. તાર વાદ્યોમાં મુખચંગ, એકતારો, સારંગી, સંતાર, સુંદરી, જંતર, રાવણહથ્થો વગેરે.

સુષિરવાદ્યોમાં પાવો, મોરલી, બંસી, કંઠવાંસ, કાની, શરણાઈ, શીંગી, શંખ, ભૂંગળ વગેરે.

ઘન વાદ્યોમાં કરતાલ, ઝાંઝ, કાંસિયાં, મંજીરા, પડઘમ, રામપાતર, ઘૂઘરા, થાળ, ઝાલર વગેરે.

ચર્મવાદ્યોમાં ડાક, ડમરુ, રવાબ, ગુદ, પખવાજ, તબલાં, ઢોલ, તાંસાં, ઢોલક, ખંજરી, ડફ, નગારું, નોબત, ઘટ અગર ઘડો વગેરે.

લોકગીતોની ગાયક જાતિઓમાં રાવળ, વાદી, જોગી, નાગબાવા, ચારણ, બ્રાહ્મણ, સાધુ, ભરવાડ, ભાટ, ભોજક, કાઠી, મીર, લંઘા વગેરે છે.

## પ્રદેશ પ્રદેશનું વૈવિધ્ય

આ બધાં લોકગીતો ગુજરાતના જુદા જુદા વિભાગોમાં ભૌગોલિક ભેદે અને બોલીભેદે જુદા જુદા ઢાળોમાં ગવાય છે અને શબ્દરચના ફરવાને કારણે ઘણાં રૂપાંતર પાઠાંતરોમાં ગવાય છે.

એકના એક ગીતને બ્રાહ્મણ, ક્ષત્રિય, ભીલ, ચારણ, વાણિયા, મેર, આયર, કોળી વગેરે જુદા જુદા ભાવથી અને જુદા જુદા ઢાળથી ગાય છે. દરેક જ્ઞાતિઓની ખાસિયતોથી ભાવ, અલંકાર, ઉપમાઓ અને રૂપકો ફરે છે.

સુરતના ચોધરા, સોનગઢ વ્યારાના હળપતિઓ એક રીતે ગાય છે તો પંચમહાલના ભીલો થોડા ફેરફાર સાથે ગાય છે. એનાં એ ગીતો કચ્છમાં બીજી રીતે ગવાય છે તો સૌરાષ્ટ્રમાં ત્રીજી રીતે. પણ ગુજરાતની આ એકતાનું વૈવિધ્ય અનેરું અને નિરનિરાળું સૌંદર્ય પેદા કરે છે. આજે ગુજરાતના આદિવાસીઓ અને ગ્રામવાસીઓનાં લોકગીતો અને એનું સંગીત ઘણાં નજદીક આવી ગયાં છે. ગુજરાતની સરહદોની અસરો પણ આ લોકજીવન ઉપર અને એના ગીત-સંગીત-નૃત્ય ઉપર પડ્યા જ કરે છે. પણ ગુજરાતના સાગરકાંઠાના ખારવાઓની બોલી, ઉચ્ચાર, ભાવ અને સ્વરોમાં ઘણું સામ્ય હોય છે.

## લોકગીતોના રસભાવ

આ રીતે ગુજરાતનાં લોકગીતોને વીરત્વભરી ઘટનાઓએ પ્રેમ, શૌર્યનાં વારિ સીંચ્યાં છે. લડાયક કોમો, માલધારી કોમો અને નાવિકોના જીવનવિગ્રહોથી દુઃખો સામે પ્રતિકાર કરવાનાં જોમ પ્રગટાવ્યાં છે, વિજોગ અને વિરહનાં ઉરસંવેદનો આપ્યાં છે. અસાધારણ ઋતુઓએ ભાવ વૈવિધ્ય અર્પ્યાં છે, વિયોગ પછીના સંયોગોએ અને દિલાવરીએ રસઆનંદ આપ્યા છે. ત્યારે સંતવાણીએ નીતિ, આચાર અને પ્રેમલક્ષણા ભક્તિનો રંગ ચડાવ્યો છે. કથા આખ્યાનોએ ભાવ ગાંભીર્ય આપેલ છે. ચારણી રચનાએ જોમ અને પ્રબળતા આપેલ છે, તો ભવાઈએ મુક્ત મનની મસ્તી આપેલ છે, ગુજરાતનાં લોકગીતો એ માત્ર ગુજરાતનો જ નહિ પણ ભારતવર્ષનો સંસ્કાર સમૃદ્ધ અણમોલ વારસો છે.

# સંગીત

શ્રી. હરકાન્ત શુક્લ
(સચિવ, વિધાનસભા, ગુજરાત રાજ્ય)

ગુજરાત બહાર બીજા પ્રદેશોમાં એક એવી માન્યતા પ્રચલિત છે કે ગુજરાતીઓને સાહિત્ય, સંગીત કે કલાની કાંઈ જ પડી નથી. ગુજરાત સંગીત-શૂન્ય છે, ગુજરાતીઓ માત્ર પૈસો ભેગો કરી જાણે છે, પણ પૈસાનો ઉપભોગ કેમ કરવો તે જાણતા નથી. એટલે ગુજરાતીઓમાં જોઈએ તેવી સૌંદર્યદૃષ્ટિ નથી.

### અર્થપ્રાપ્તિની કલા

આજે મહારાષ્ટ્ર, બંગાળ અને દક્ષિણમાં સંગીત માટે જે જાગૃતિ જોવામાં આવે છે તેવી લોકજાગૃતિનો ગુજરાતમાં અભાવ છે તેમ કહીએ તો અસ્થાને નહિ ગણાય. સ્વભાવે ગુજરાતીઓ વાણિજ્ય વૃત્તિના છે, તે સામે બહુ કહેવા જેવું નથી. ગુજરાતીઓનું જીવન આ વૃત્તિઓથી રંગાયેલું રહે છે. સવારથી ઊઠીને સાંજ સુધી વ્યાપારી ગડમથલમાં ગૂંચવાયેલ ગુજરાતને ઇંગ્લૅંડની જેમ 'પ્રોવિન્સ ઑફ શૉપ કીપર્સ' કોઈ કહે તો નવાઈ નહિ. બીજા ઘણા કરતાં હિંદમાં ગુજરાતીઓ પૈસા કમાવાની કલામાં હોશિયાર છે. હિંદનો ભાગ્યે જ કોઈ પ્રદેશ એવો હશે કે જ્યાં ગુજરાતીઓએ વ્યાપાર માટે પોતાનો વસવાટ નહિ કર્યો હોય. આમ અર્થપ્રાપ્તિની કલામાં ગુજરાતી ચઢી જાય છે તેમ કહીએ તો ખોટું નહિ ગણાય. જે પ્રદેશને હજાર માઈલથી પણ લાંબા સાગરકિનારાની કુદરતે ભેટ કરી હોય, જે પશ્ચિમી દુનિયા સાથેના વ્યાપારનું નાકું ગણાતો હોય, ત્યાં વ્યાપારસમૃદ્ધિ કુદરતી રીતે ફાલવાય તેમાં કોઈનો દોષ ન ગણાય. આ સમૃદ્ધિની સાથે ગુજરાતને રસાળ ધરતી અને મહેનતુ માણસો મળ્યા, એટલે સ્વાભાવિક રીતે ગુજરાતીઓ વ્યાપારી અને સાહસિક બન્યા છે. પણ ગુજરાત સમૃદ્ધ છે તે કીર્તિને લઈને ગુજરાતને જેટલું સહન કરવું પડ્યું છે તેટલું વખતે હિંદના બીજા કોઈ પણ ભાગે સહન નહિ કર્યું હોય. મહમદ ઘોરીથી માંડીને દિલ્હીના ઘણા સુલતાનોએ ગુજરાતને હિંદનો કુબેર ભંડાર માનીને લૂંટવામાં કચાશ પણ રાખી નથી. જ્યારે જ્યારે દિલ્હીને તિજોરીમાં તૂટ પડતી ત્યારે તેનું દબાણ ગુજરાત પર આવતું તે ઐતિહાસિક હકીકત છે.

### પ્રાચીન કલારસિકતા

ગુજરાતને પ્રથમથી જ કલા અને સંગીત-શૂન્ય માનવો તે એના ઇતિહાસનું અજ્ઞાન દર્શાવવા બરોબર છે. તેનો પ્રાચીન ઇતિહાસ તપાસીશું તો માલૂમ પડે છે કે ગુજરાત સંગીત અને કલાશૂન્ય ન હતો. સંગીત, સાહિત્ય અને કલાની કદર રાખવામાં ગુજરાતીઓને બીજા કરતાં પાછળ માનવાને કશું કારણ નથી. એથી ઊલટું પુરાવો તપાસીશું તો માલૂમ પડે છે કે સંગીત અને કલાના ઉત્તેજન માટે ગુજરાતે ઘણું ધન ખર્ચ્યું છે. સંગીતકારો અને કલાકારો ગુજરાતમાં અવતર્યા નથી એવું નથી. પ્રાચીનકાળમાં વલ્લભીના મૈત્રક રાજા ગુહસેન અને ધ્રુવસેન (બીજો) સંગીતકલાના પરમ ભક્તો હતા એટલું જ નહિ, કુશળ સંગીતકારો પણ હતા. જૂનાગઢનો ખેંગાર ત્રીજો નાદવેદનો ઉદ્ધારક હતો તે વાત જૂનાગઢનો શિલાલેખ હજુ પુરવાર કરે છે. પ્રાચીન ગુજરાતના ગૌરવરૂપ શ્રીમદ હેમચંદ્રના પાટણને 'વાઙ્મય સદ્મ' એટલે સરસ્વતીના મંદિરની ઉપમા આપવામાં આવે છે. કહેવાય છે કે આ નગરની નારીઓનું સંગીતજ્ઞાન ઉર્વશીને પણ શરમાવે તેવું હતું. શ્રીકૃષ્ણના નિવાસસ્થાન તરીકે પંકાયેલ દ્વારિકા, ગિરનાર, સોમનાથના પથ્થરો અને ખંડિયેરો, અશોકનો શિલાલેખ, વલ્લભીપુર તથા જૂનાગઢના અવશેષો આજે પણ ગુજરાતની પ્રાચીન કલાની જાહોજલાલીનાં યશોગાન ગાય છે. રુદ્રમાળ, આબુ અને શત્રુંજયનાં દેવાલયો, મોઢેરાનું સૂર્યમંદિર તથા ડભોઈની હીરા ભાગોળ ગુજરાતનાં સ્થાપત્ય-સૌન્દર્યનાં જીવંત પ્રતીકો રૂપે આજે પણ મોજૂદ છે. 'વસંતવિલાસ'નાં ગ્રંથચિત્રો, શિહોર તથા પાંડરશિંગાનાં ભીંતચિત્રો આજે પણ પુરવાર કરે છે કે ગુજરાતને ચિત્રકલામાં પણ સ્વયં સંપ્રદાય હતો. આમ ઝીણવટથી જોશું તો પ્રાચીન ગુજરાતે હિંદનાં કલા-ગૌરવ અને કલા-સંસ્કૃતિમાં ઘણો જ ઉત્તમ કોટિનો ફાળો આપેલ છે.

### ગુજરાતનો ફાળો

તેમાંયે સંગીતમાં તો ભારતવર્ષમાં પ્રસિદ્ધિ પામેલા મહાન પુરુષોને પેદા કરવાનું બહુમાન ગુજરાતને ફાળે જાય છે. જૂનાગઢવાસી ભક્તકવિ નરસિંહ મહેતા માત્ર કવિ ન હતા, પ્રથમ પંક્તિના સંગીતકાર પણ હતા., કેદાર રાગ ગીરો મૂકવાની તથા સંગીતમય ભજનોની ધૂનની વાતો કોણ નથી જાણતું? તાનસેનની બરોબરી કરે તેવા મહાન સંગીતકાર બૈજુ બાવરા ચાંપાનેરના રહીશ હતા એટલે ગુજરાતી હતા તે વાતની ઘણાને ખબર નહિ હોય! દીપક રાગથી દાહ પામેલા તાનસેનને ગુજરાતમાં વડનગરની તાનારીરી નામની પનિહારીએ મલ્હાર રાગ ગાઈ તેનો દાહ શમાવ્યાની દંતકથા આજ સુધી પ્રચલિત છે. ઈ. સ.ના બારમા શતકમાં ગુજરાતના સોમનાથ ભટ્ટે સંસ્કૃતમાં સંગીત પર ગ્રંથ રચેલો છે,

એટલા પછીએ ખારવણો મછવાના ઓવણાં માથે ન નાખે:

લાવો રે લાવો ભાઈ!
લાવો રે જવાનની ટોળી
બંદર તો નાખે રે તોપ
પૈસો જુમાઉ છે
રે જુમાઉ છે, રૂમાલ છે
રેશમી રૂમાલ છે
છેકે અજવે ઘડિયાળ છે
જોરે જોરે જેમનિયાં
જે હુલ્યાનિયો જોર ના કરે
એની ભેરી બીજો કરે
પૈસો જુમાઉ છે—

સાત સાત હજાર વર્ષની સાગર તવારીખ આ નાવિકોનાં ગીતોમાં માતાઓના છાતીફાટ મરસિયાઓથી, મોજાંઓના મારથી, કોડભરી ખારવણોનાં હૈયાફાટ ધ્રુસકાઓથી, ખારવાઓની વીરત્વ કથાઓથી અને સાગર સફરની અદ્‌ભુત ઘટનાઓથી કંડારેલ છે. માંડવી મુન્દ્રાથી માંડીને શૂર્પારક — સોપારા સુધી એના અવશેષો પથરાયેલા પડ્યા છે. ગુજરાતના લલિત વાઙ્મય માટે સૈકાઓ વર્ષો સુધી ન ખૂટે એટલું અખૂટ સાહિત્યધન આ નાવિકોનાં ગીતોમાં પડ્યું છે.

લોકનૃત્યો

સાગર સંસ્કૃતિની ઝાલર માથે ટકોરા દઈને ચારેક હજાર વર્ષ પહેલાં ગુજરાતની આ ભૂમિ ઉપર ભ્રમણશીલ પ્રજાઓમાંથી ગોપ સંસ્કૃતિનો ઉદય થયો. એ ગોપ બાળોમાંથી દ્વારિકા અને પ્રભાસના સાગર કાંઠે ત્રણ ગ્રામની રચના સુધી રાસ ખેલાય છે. એ છે યાદવ ગોપ-લોકોની જળક્રીડાનું છાલિક્યગાન અને આશ્રારિત નૃત્ય. છેવટ દ્વારિકામાં ઉષાનું લાસ્ય, સાત્વતી શૈલીનું હલ્લીસક અને વૃષ્ણી શૈલીના રાસક સાથે અર્જુનનાં ગાંધર્વ ગાન અને નૃત્ય તથા કૃષ્ણની નૃત્યગાનની કળાઓનો સમન્વય થાય છે. એમાંથી ગુજરાતની નારીઓ એ શીખે છે. ગુજરાતમાંથી એ નૃત્ય ભારતનાં જનપદોમાં જાય છે.

એ હલ્લીસક પછી લાસક અને લાસકમાંથી રાસક એટલે કે ત્રણ તાલી, એકતાલી અને વિવિધ પ્રકારના દાંડિયાના રાસ જન્મે છે. જે આજની ગુજરાતની સમૃદ્ધ લોકકળા રૂપે સર્વત્ર આદરપાત્ર બની રહેલ છે. ગોકુળવન સિવાય ગુજરાતના દાંડિયા રાસની જોડ બીજે નહિ મળે. આસામમાં પણ નહિ.

આ રીતે ગુજરાતનાં લોકગીતોમાંથી ગરબી, ગરબા, રાસ, રાસડા, ગ્રામનારી નૃત્યો જેવાં કે ટીપણી વગેરે આકાર લે છે. મટકી, હમચી, ધમાર, ટીંટોડો વગેરે નાના મોટા અનેક લોકનૃત્યના પ્રકારોનાં સ્વરૂપો બંધાય છે. ત્યારે આદિવાસીઓ અને ગ્રામવાસીઓમાં જેટલો સંસ્કાર-ભેદ એટલો જ એનાં નૃત્યો અને ગીતોમાં ફરક રહે છે. આદિવાસી-ઓમાં નૃત્યવૈવિધ્ય છે જ્યારે ગ્રામવાસીઓમાં ગીતવૈવિધ્ય છે. ગ્રામવાસીઓનું નૃત્ય બહુધા એકાકારે છે જ્યારે આદિવાસીઓ વિવિધ આકારે નર્તન કરે છે.

જુદા જુદા ગીત પ્રકારોની માત્ર નોંધ જ લેવી રહી છે. ભારતભરમાં ગુજરાતનાં લગ્નગીતો જેટલું વૈપુલ્ય, સ્વરમાધુર્ય, કાવ્યમય રચના અને અનુપમ ભાવશક્તિના ભાગ્યે જ બીજે હશે. રાજસ્થાન અને માળવા તો સહિયર સંસ્કૃતિ ગણાય. કેટલાંક ગીતોનું મૂળ સ્વરૂપ પણ એક છતાં ગુજરાતનાં ગીતોએ જે સુમધુરતા અને લાલિત્ય પકડ્યું છે, જે રસોદ્દીપન અને લાલિત્ય ધારણ કર્યાં છે, તેવાં જ રાજસ્થાન કે માળવામાં પણ ભાગ્યે જ જડશે. જેવું શબ્દ અને ભાવવૈવિધ્ય તેવું જ સુમધુર સ્વર વૈવિધ્ય. આ અભિપ્રાય મહારાષ્ટ્રના વિદ્વાન સંગીતજ્ઞો સ્વ. શ્રી ગણપતરાવ બર્વે અને સ્વ. શ્રી નારાયણ મોરેશ્વર ખરેના છે.

લગ્નગીતો

લગ્નગીતોનો પ્રધાન ધ્વનિ છે દાંપત્યની ઊર્મિઓ જાગ્રત કરવાનો. પણ પ્રકારો જોઈએ તો સંવનનથી માંડીને ગૃહ પરિશુદ્ધિના, દેવ માંગલ્યના, સગાંવહાલાંને નિમંત્રવાના, કૌટુંબિક સ્નેહ ગ્રંથિના, કન્યાના પ્રેમ ઔત્સુક્યના, પિયર વિજોગના, વરઘોડા-ફૂલેકાના, શણગારના, ખાનપાન, વિનોદ, અપત્યપ્રેમ ને પ્રકૃતિના આદર સત્કારના, સમસ્ત ગ્રામજનોમાંથી સ્નેહ મમતાની હૂંફ મેળવવાના અને છેવટ મંગલ કામનાના.

સંવનન: દૂધે તે ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ—

•

પ્રણય: લાંબી તે લાંબી સરવરિયાની પાળ

•

પસંદગી: કુંવરી ચડી રે કમાડ સુંદર વરને નીરખવા

•

કુંકુમપત્રિકા: પહેલો પહેલો લાખણ વાણુ કાગળ મોકલે

•

આછો વિનોદ: દીકરી દેજો તું કોણ, જમાઈ કેજો તું કોણ?

•

નિમંત્રણ: લીલીપીળી પાંખનો ભમરલો રે

•

પ્રભાતગીત: સૂરજ ઊગ્યો રે કેવડિયાની ફણશે

•

સંકેત: સીમાડીએ કેમ આવ્યો વર લાડડા

•

સ્નેહઊર્મિ: આવે આવે રે વાસુદેવનો નંદ

•

આગમન: ઊંચા ઊંચા રે દાદા ગઢ રે ચણાવ્યા

•

પોંખણાં: સીતાને તોરણ રામ પધાર્યા

•

વિદાય:    દાદાને આંગણે આંબલો, આંબલો ઘોર ગંભીર જો

પછી તો ગૃહસંસાર, સંસારના દુઃખ, વાંઝિયા મેણાં ને રન્નાદેનાં તોર છે.

સીમંત:    લીંપ્યું ગૂંપ્યું તે મારું આંગણું

•

માર્મિક વિનોદ: કેમ કરી કોયલ એ વન વાસ્યાં

•

વાત્સલ્ય:    તમે મારા દેવના દીધેલ છો

આવાં અસંખ્ય લગ્ન ગીતો. લગ્નની પ્રાથમિક તૈયારીથી માંડીને ઉકરડી ઉખાડવા સુધીનાં અને વસમી વિદાયથી માંડીને જીવન સાફલ્ય સુધીનાં. એમાંથી થોડાંની અહીં અહીં લીટી માત્ર ખ્યાલ આપવા પૂરતી જ આપી છે. મંગળ કામના, કાવ્યભરી કલ્પના, સ્નિગ્ધ સરલ ભાવ અને ભાવનું પૂર્ણ રૂપ પ્રગટાવે એવી સુમધુર સ્વર રચના. શું ઇતિહાસમાં કે શું રસ સાહિત્યમાં પણ લગ્ન ગીતોનું સ્થાન ઉવેખી ન શકાય તેવું છે.

### પ્રકૃતિપરાયણ લોકજીવન

આ બધા પછી ગુજરાતનું લોકજીવન પ્રકૃતિ પરાયણ છે. સાગર, પહાડ, નદીઓ, વન ઉપવન અને સીમ જંગલમાં જ લોક સમાજનો વસવાટ રહેલો. એટલે પશુ, પંખી, નદીનાળાં, ડુંગર દેરી, ઝાડપાન આસમાન અને સાગરજીવન સાથેના વ્યવહારથી પ્રકૃતિનાં અસંખ્ય ગીતો નીપજ્યાં છે.

ગુજરાતનું લોકજીવન આ રીતે વહેલી સવારનાં ઘંટીનાં ગીતોથી માંડીને ભાંગતી રાતનાં ભજનો સુધી અને ત્યાંથી પાછાં પ્રભાતનાં પ્રભુસ્મરણ સુધી સળંગ સંગીતમય છે. જ્યાં જ્યાં જીવન ત્યાં ત્યાં સંગીત અને લોકગીતોનું એવું સાહિત્ય સકળ વ્યવસાયોની સાથોસાથ રમતો, પર્વો, લગ્નમરણ અને છેવટ આધ્યાત્મિક આશ્વાસનના તાણાવાણામાં વણાયેલું છે.

### લોકગીતોના પ્રકારો

કહેવતો, ઉખાણાં, આખ્યાનો, કથા, અધરણી, હાલરડાં, બાળગીતો, વ્રત જોડકણાં, વ્રતગીતો, લગ્નગીતો, દાંપત્ય જીવન, જીવન વૈષમ્ય, સાંસારિક આપદાઓ, સાગરજીવન, ગોપજીવન, ક્ષાત્રજીવન, કૃષિજીવન અને એને આનુષંગિક ઘટનાઓમાંથી ઊપજતાં સંવેદનો, રાસ રાસડા, ગરબા, ગરબી; પછી વિલાપ ગીતો જેમાં આગ્ર, મરસિયા, રાજિયા, છાજિયાં ને છેવટે શ્રદ્ધાભક્તિનો આધાર, દુહા, છંદ ને સોરઠા ચોપાઈમાં ચાલતી વાર્તાઓ અને ભજનો, સ્તવનો, પદો, કિર્તનો, પ્રભાતિયાં, પ્રશસ્તિ, રામાવાળા, ચંદ્રાવળા વગેરે મુખ્ય મુખ્ય વિષયોના અનેક પ્રકારોમાં ગુજરાતનાં લોકગીતો લહેરાય છે. ભાષાભેદે કે બોલીભેદે ક્યાંક એને હાલેરાં કહે, ઝેરિયાં કહે, લાવણી કહે ને મેવલાનાં ગીતો કહે. મરસિયાને મુસલમાનોમાં 'માતમ કૂટવા' કહે. ગીતોના કરુણ પ્રકારને અહીં વિસ્તાર ભયથી છોડેલ છે. એ જ રીતે ઋતુગીતોને પશુપક્ષી તથા વસ્ત્રાલંકારને રંગરૂપનાં ગીતો કહે છે.

### લાલિત્ય અને નર્તન

લોકજીવનમાં નગરજીવન કરતાં લાલિત્ય ઉપજાવનારાં બળો વિશેષ પ્રમાણમાં છે. એથી લોકગીતોમાં રસવૈવિધ્ય વિશેષ છે. વળી લાલિત્યના મૂળ ધન સમાં આ લોકગીતોનો રસોલ્લાસ સાર્વજનિક હોવાથી સમગ્ર લોકજીવનની આનંદવૃત્તિતાને કારણે સદાય નવપલ્લવિત રહ્યા કર્યો છે. લાગણીઓ કલાદેહ ધારણ કરી શકે એવું મોકળું મેદાન લોકગીતોને મળ્યું છે. અને એટલા પછી પણ લોકગીતોએ કાવ્યનો અસાધારણ સંયમ અને વિવેક જાળવ્યાં છે.

લોકગીતોમાં રહેલ નર્તન જુદો જ અવકાશ માગી લે છે. પણ લોકગીતોમાં રહેલ નર્તન મનોરંજન માટેનું કે તમાશા માટેનું હતું નહિ એટલે કાર્યક્રમોના ચોગઠામાં બેસાડવા જતાં એમાંની એકધારાપણાથી પ્રેક્ષકો કંટાળે તેવું બને છે. લોકનર્તનનો હેતુ પણ લોકગીતોની જેમ નિજાનંદનો જ હતો. તમાશાનો નહિ જ.

### લોકગીતોનું સંગીત

લોકગીતોમાં સંગીત એ પણ એટલો જ ગહન અને જુદો જ અભ્યાસ માગી લે છે. ગુજરાતનાં લોકગીતોનું સંગીત સંગીતની જેમ આરોહનું નહિ પણ અવરોહનું સંગીત છે. ઊર્મિની મુક્ત અભિવ્યક્તિ એ જ લોકજીવનનો આનંદ છે એટલે મુક્ત કંઠે પૂરા શ્વાસ ને પૂરા સ્વર ભરીને લલકારે છે. એટલે પહાડ પરથી જળની ધારાઓ વહેતી હોય એમ ઊછળતાં, કૂદતાં ઝરણાંઓની જેમ ઉપરથી નીચે આવે છે.

શાસ્ત્રીય સંગીતમાં પહોરો જાળવવાનું એમ ઋતુઓ પ્રમાણેના જ લોકગીતોના ઢાળો છે. પદ્ધતિથી વિમુખ એટલું લોકગીતોથી વિમુખ અને સમય પ્રમાણેના ગવાતા ઢાળોમાં જે તે સમયના શાસ્ત્રીય રાગોનો પણ આભાસ થશે. લોકગીતોમાં શ્રુતિઓ પરંપરાગત ને સહજ સાધ્ય છે. લોકગીતો સ્વર પ્રધાન નહિ પણ ભાવ પ્રધાન છે. એટલે ટૂંકા સ્વરમાં લાલિત્ય આણવા કાકુસ્વરોનો ઉપયોગ સ્વાભાવિકપણે જ વિકસ્યો છે.

લોકગીતોમાં પછી કરુણ રસ હોય કે શૃંગાર, વીરરસ હોય કે ભક્તિરસ પણ એનું માધ્યમ ધર્મભાવના છે. એટલે એના શબ્દો કે સ્વરો કદી ઉચ્છૃંખલ નથી બનતા. લોકગીતોના સ્વરોની પ્રવૃત્તિ ઉત્સાહક ખરી પણ ઉત્તેજક નથી. કઠોર પ્રકૃતિના ઢાળો કદાચ મળશે જ નહિ. વધુ ભાગે કોમળ પ્રકૃતિના ઢાળ. એ કારણે લોકગીતો વિશેષ મધુર લાગે છે.

એમ કહેવાય છે કે વાદ્યોની શોધ પછી આરોહનું સંગીત શરૂ થયું છે. ત્યારે લોકગીતોને પણ પોતાનાં નાનકડાં ને મર્યાદાવાળાં વાદ્યો છે જ. તંતુ વાદ્યોમાં એકતારો, સંતાર, સુંદરી, રાવણહથ્થો, જંતર વગેરે છે જ. છતાં વાદ્યોની શરૂઆત આરોહથી કરે પણ ગાય ત્યારે અવરોહથી. સુષિરમાં શરણાઈ તીવ્ર સ્વરોવાળી હોવા છતાં એ કારણે મોહક બનેલ છે.

લોકગીતોનું સંગીત એ દેશી સંગીત છે જ નહિ. શાસ્ત્રીય સંગીતના વિદ્વાનો પણ માર્ગી અને દેશીની ભુલભુલામણીમાં પડ્યા છે. પ્રાચીન ગ્રંથો પણ માર્ગી અને દેશી અંગે વિવાદાસ્પદ અને વિસંવાદી

જે આજે પણ માન્ય છે. ગુર્જરી ટોડી, સૌરાષ્ટ્રિક અને વેલાવેલી એટલે બિલાવલ વગેરે રાગિણીઓ અને રાગો એ ભારતના શિષ્ટ સંગીતને ગુજરાતની અણમોલ ભેટ છે.

### દેશી રાજ્યોનો ફાળો

દિલ્હીના સુલતાનોની ધનલાલસાએ ગુજરાતને રગદોળવામાં કંઈ જ કચાશ રાખી નહિ. સોલંકી અને વાઘેલા વંશનાં પ્રાચીન કલા-ગૌરવ અને જાહોજલાલી ક્યારનાંય નષ્ટપ્રાય થઈ ગયાં. મોગલ સમયમાં ગુજરાતને થોડો પોરો મળ્યો અને મૃત થયેલ કલા-વૈભવ કંઈક અંશે પાછો પ્રાપ્ત પણ થયો. સુલતાનોના સમયમાં ગુજરાતની સ્થાપત્ય-કલાને જેટલું ઉત્તેજન મળ્યું તેટલું સંગીતને મળ્યું નહિ. મોગલ સત્તાનો અંત આવતાં-ની સાથે ગુજરાતમાં ફરી પાછો અસ્થિર કાળ ઊભો થયો. છેક ૧૮૨૦ સુધી આ રાજકીય ઊથલપાથલો ચાલુ રહી. આ ઊથલપાથલ દરમિયાન ગુજરાતે પોતાનાં શરીર અને આત્મા માંડ માંડ સાચવી રાખ્યાં. અમદાવાદ, સુરત અને ખંભાત જે ગુજરાતની સમૃદ્ધિનાં કેન્દ્રો હતાં તે ભાંગીને ભુક્કો થઈ ગયાં. બ્રિટિશ લોકો આવ્યા ત્યાં સુધીના ગાળામાં ગુજરાત રાજકીય તથા સાંસ્કૃતિક દૃષ્ટિએ તદ્દન છિન્નભિન્ન થઈ ગયું હતું. આ છિન્નભિન્ન દશા એ ગુજરાતની અરસિકતાનું કારણ હોવાનું માનવામાં આવે છે. બ્રિટિશ લોકોને હિંદના સંસ્કારઘડતરમાં તો રસ હતો જ નહિ. જે કાંઈ ગુજરાતમાં સચવાઈ રહ્યું તે દેશી રાજ્યોમાં સાધારણતઃ કલા અને કલાકારો તેમ જ પંડિતોને આશ્રય આપવાની આરૂઢ થયેલી પ્રણાલિકાઓના પરિણામે. દેશી રાજ્યોનું રૂઢિચુસ્તપણું આ રીતે થોડુંક ગુજરાતના પ્રજાજીવનમાં ઉપકારક બન્યું છે. ઉપરાંત બ્રિટિશ હકૂમત હેઠળના પ્રદેશોમાં પ્રજાનું જેટલી ઝડપથી આધુનીકરણ થયું તેટલું દેશી રાજ્યોમાં થયું નહિ. પરિણામે બ્રિટિશ હકૂમત હેઠળના પ્રદેશો બીજી રીતે આગળ પડતા થયા, જ્યારે સાંસ્કૃતિક દૃષ્ટિએ તે પછાત રહ્યા. ગુજરાતમાં રહ્યાંસહ્યાં રાજ્યોએ જે કંઈ સાચવ્યું, તેમાં સૌથી મોટો ફાળો હોય તો વડોદરા, ભાવનગર, જામનગર, જૂનાગઢ, ધરમપુર, વાંસદા વગેરે રાજ્યોનો ગણી શકાય. વડોદરા રાજ્યના સદ્ગત મહારાજા સયાજીરાવના વખતમાં વડોદરા રાજ્યના ઉચ્ચ કોટિના સંગીતકારોને રોકયા એટલું જ નહિ, પણ એ બધાને રાજદરબારના આભૂષણ તરીકે રાખવાને બદલે તે બધાને પ્રજા વચ્ચે મૂકી દીધા અને રાજ્યમાં પ્રજા માટે સંગીતશાળાની સ્થાપના કરી અને ત્યાં લોકોને મફત સંગીત શીખવવા માટે મૌલાબક્ષ અને ફૈયાઝખાન જેવા ઉત્તમ કોટિના સંગીતકારોને રોકયા. એટલું જ નહિ, પણ હિંદી સંગીતનું વાદ્યવૃંદ બનાવીને જાહેર ઉદ્યાનોમાં તેમના કાર્યક્રમો ગોઠવ્યા. વડોદરા રાજ્યે પાડેલી આ સંગીતપ્રણાલિકા આજે પણ જીવંત છે. જ્યાં નાની એવી એક સંગીતશાળા હતી ત્યાં આજે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી નીચે સંગીત, નૃત્ય અને નાટ્યની એક સુંદર કૉલેજ ચાલે છે, જેમાં ગુજરાતનાં સેંકડો વિદ્યાર્થીઓ દર વર્ષે તેનો લાભ લે છે. વડોદરા પછી બીજું સ્થાન આવે છે ભાવનગરનું. ભાવનગરના મહારાજા ભાવસિંહજી અને તેમના વડીલોએ હિંદના ઉચ્ચ કોટિના સંગીતકારો જેવા કે ચંદ્રપ્રભા, બીનકાર રહીમખાન તથા 'સંગીત કલાધર'ના નામાંકિત કર્તા ડાહ્યાલાલ શિવરામ જેવા સંગીતશાસ્ત્રીઓને સ્થાન આપ્યું. જામનગરમાં વિભા જામના વખતમાં સંગીતકારો અને પંડિતોને રાજ્યાશ્રય આપવાની પ્રણાલી જાડેજા વંશ જેટલી પ્રાચીન છે. આદિત્યરામ વ્યાસ જેવા ઘણા પંડિતો અને સંગીતશાસ્ત્રીઓ જામનગરમાં થઈ ગયા અને 'સંગીતાદિત્ય' જેવા ઉત્તમ કોટિના સંગીત ઉપરના ગ્રંથની ભેટ આપી છે. ખાંસાહેબ અબ્દુલ કરીમખાં યુવાવસ્થામાં જૂનાગઢ રાજ્યમાં નોકરી કરતા હતા; અને તે વખતે અનેક ગાયકો તથા ગાયિકાઓ જૂનાગઢ રાજ્યમાં આશ્રિત હતાં. આધુનિક કાળમાં આવીએ છીએ ત્યારે 'ઇંડિયન મ્યુઝિક' જેવા અંગ્રેજીમાં લખાયેલ ઉત્તમ કોટિના પુસ્તકના કર્તા ભવાનરાવ પિંગળે વઢવાણ રાજ્ય તથા લડાળા દરબારના આશ્રિત હતા. માસ્તર મનહર બર્વેના પિતા ગણપતરામ બર્વે અને પંડિત ગોવિંદ-પ્રસાદ બન્ને રાજકોટની રાજકુમાર કૉલેજમાં સંગીતશિક્ષકો હતા. ધરમપુર અને વાંસદા રાજ્યોએ વાડીલાલ પંડિત અને બીજા સંગીત-કારોને પોષણ આપ્યું. ધરમપુરના સ્વ. મહારાજા વિજયદેવજીએ તો અંગ્રેજીમાં સંગીત ઉપર મોટો ગ્રંથ પણ લખ્યો છે. ઘણાને ખ્યાલ નહિ હોય કે વિચિત્રવીણાના ઉત્પાદક અમદાવાદના સુપ્રસિદ્ધ સંગીતજ્ઞ શેઠ શ્રી જેસિંગભાઈ હતા. આ સિવાય સુરત, ભરૂચ, વડોદરા, ભાવનગર, જામનગર, રાજકોટ વગેરે શહેરોમાં એવાં ઘણાં કુટુંબો હતાં જેનો સંગીત-શોખ હજુ પેઢી દરપેઢી થયાં ચાલ્યો આવે છે. આ ઉપરાંત ગુજરાતમાં નાયક, ભોજક, તરગાળા, ગાંધર્વ, મીર, લંઘા વગેરે સંગીત અને નાટ્ય કલા ઉપર જ નિર્વાહ ચલાવતી કોમો જોવામાં આવે છે. આ બધી કોમોએ પરંપરાગત કલા અને તેના સંસ્કારોને સાચવી રાખવામાં ન ભુલાય તેવો મોટો ફાળો આપ્યો છે. આ બધું બતાવી આપે છે કે ગુજરાત સંગીત-શૂન્ય ન હતું. ગુજરાતમાં સંગીત પ્રત્યે જે ઉદાસીનતા આવી છે તે તો છેલ્લાં દોઢસો વર્ષનો એટલે બ્રિટિશ કાળનો વારસો છે.

### આધુનિક ગુજરાતનું સંગીત

પણ, આ તો ગુજરાતના સંગીતનો પૂર્વ ઇતિહાસ થયો. કોઈ કહેશે કે, આધુનિક ગુજરાતનું શું? આધુનિક ગુજરાતમાં સંગીત ત્રણ સ્વરૂપે જોવામાં આવે છે. લોકસંગીત, નાટ્યસંગીત અને શિષ્ટસંગીત. સંગીતના બધા પ્રકારોમાં ગુજરાત તેના લોકસંગીતમાં ઘણું જ સમૃદ્ધ છે. ગુજરાતનું લોકસંગીત હજુ પણ સૌરાષ્ટ્રમાં મૂળ અવસ્થામાં જળવાઈ રહ્યું છે. દુહા, ભજન, સરજે, ગરબા, રાસ વગેરે આ સંગીતના પ્રકારો છે. લોકસંગીતને જાળવી રાખનાર ચારણ કોમ સૌરાષ્ટ્રમાં આજે પણ અસ્તિત્વ ધરાવે છે. આજે પણ ખેતરમાંથી કામ કરી ઘેર પાછો ફરતો ખેડૂત દુહા લલકારતો જોવામાં આવે છે. ગામડામાં રાત્રે જીવન-નો થાક ઉતારવા માટે તંબૂરા અને કાંસિયાં લઈ હજુ પણ ભજન-મંડળીઓ ગીતોની રમઝટ બોલાવે છે. હજુ પણ હાથમાં રાવણહથ્થો લઈ બાવો ઘર ઘર લોકસંગીતની રસલહાણ પીરસતો હોય છે. લોક-સંગીતમાં પણ રાસ અને ગરબાઓ તો ગુજરાતની વિશિષ્ટતા છે. આ ગરબા તે લાસ્ય નૃત્યનો જ એક પ્રકાર છે અને તેનો ઉલ્લેખ 'સંગીત રત્નાકર'ના સાતમા અધ્યાયના સાતમા શ્લોકમાં થયેલો જોવામાં

આવે છે. આજે ગુજરાત પાસે કવિશ્રી દુલા કાગ અને ગઢવી મેરુભા જેવા ઉત્તમ કોટિના લોકસંગીતકારો છે. લોકજીવન સાથે વણાઈ ગયેલાં લોકગીતોમાં હાલરડાં, દાંડીનાં ગીતો, લગ્નગીતો, પ્રભાતિયાં, માછીમારોનાં ગીતો, નાવિકોનાં ગીતો, પનિહારીનાં ગીતો, લોકોત્સવનાં ગીતો તથા મરશિયા વગેરેનો સમાવેશ થાય છે. ઘણાં વર્ષો પૂર્વે સંગીતાચાર્ય પંડિત વિષ્ણુ દિગંબરે જ્યારે રાજકોટની મુલાકાત લીધી ત્યારે સૌરાષ્ટ્રમાં મરી ગયેલાં માણસો પાછળ થતી–સંગીતની દૃષ્ટિએ બેસૂર લાગતી–રોકકળને બદલે સંગીતમય મરશિયા સાંભળીને તાજુબ થઈ ગયા હતા.

### નાટ્યસંગીત

નાટ્યસંગીત એ ગુજરાતના સંગીતનો બીજો પ્રકાર છે. ગુજરાતનું નાટ્યસંગીત એ લોકસંગીત અને શિષ્ટસંગીત વચ્ચેનો અંકોડો છે. મહારાષ્ટ્ર તથા બંગાળ જેવા સંગીતપ્રેમી પ્રદેશોના પ્રમાણમાં સરખાવશું તો ગુજરાતના નાટ્યસંગીતનો એવી રીતે વિકાસ થયેલો છે કે આ સંગીત માત્ર શહેરોની આમજનતા માટે સરજાયું હોય તેમ લાગે છે. ગુજરાતની રંગભૂમિ લગભગ ૧૮૫૦માં ઉદ્ભવ પામી છે, જે કાળ ગુજરાતીઓ માટે સંસ્કારિતાની દૃષ્ટિએ ઘણો અવનતિકાળ ગણી શકાય. ગુજરાતનું નાટ્યસંગીત મહારાષ્ટ્રની જેમ શિષ્ટસંગીતની બરોબરી કરી શકે તેવું ન થયું. કારણ કે, શિષ્ટસંગીતમાં રસ લઈ સમજી શકે તેવી જનતાનો અભાવ હતો. તેમ તે લોકસંગીતની પણ બરોબરી કરી શક્યું નહિ. ગ્રામજનતાના સંગીતમાં શહેરોમાં જન્મેલી અને શહેરોમાં ફરતી નાટકમંડળીઓને રસ જાગ્યો નહિ. લોકસંગીતના કોઈ ઢાળો લીધા; પણ એવા વિકૃત રૂપે રજૂ કર્યા કે તેમાં લોકસંગીતનો આત્મા રહ્યો નહિ.

### શિષ્ટસંગીત

હવે ત્રીજો ભાગ રહ્યો છે, શિષ્ટસંગીતનો. ગુજરાતના સંગીતમાં શિષ્ટસંગીત ત્રીજું અને સહુથી મહત્ત્વનું સ્વરૂપ છે. શિષ્ટસંગીતમાં ગુજરાત ઠીક ઠીક પાછળ છે, તેમ કહીએ તો અતિશયોક્તિ ભરેલું નહિ ગણાય. ગુજરાતીઓને સ્વભાવતઃ જેટલો નૃત્યોમાં રસ છે, તેટલો સંગીતમાં નથી. કારણ કે, નૃત્ય તો ગુજરાતનો શ્રીકૃષ્ણના સમયથી મળેલો પરંપરાગત વારસો છે. અગાઉ શિષ્ટસંગીત સાંભળવાનો અમુક ગણ્યાગાંઠ્યા રાજા-મહારાજાઓ, અમીર-ઉમરાવો અને શ્રીમંતોનો જ ઇજારો હતો. એટલે ગુજરાતની સામાન્ય જનતાને શિષ્ટસંગીતનો સંપર્ક ભાગ્યે જ થતો. ગુજરાતની લોકજનતા શિષ્ટસંગીતથી અનભિજ્ઞ રહેલ છે. એક એવી પણ માન્યતા પ્રચલિત હતી કે, સંગીત એ તો હલકા લોકોનો ધંધો છે. અને સંગીત શીખવાથી માણસ ફંદી બની જાય છે. આ માન્યતા તદ્દન અસ્થાને ન હતી. કારણ કે, તે વખતના ઘણા ગવૈયાઓનાં ચારિત્ર્યો અને સ્વભાવો એવાં ચિત્રવિચિત્ર હતાં કે સાધારણ જનતાને તેમના પ્રત્યે માનભરી લાગણી ન થતી.

### પુનરુત્થાન

ગુજરાતમાં સંગીતનો પુનરુત્થાનકાળ શરૂ થાય છે, મહાત્મા ગાંધીજીના આગમન પછી. ગુજરાતની લોકજનતામાં શિષ્ટસંગીત ફેલાવવાનો પ્રથમ પ્રયાસ મહાત્મા ગાંધીજીના આશ્રમવાસીઓએ કરેલ છે, જેમાં પંડિત નારાયણ મોરેશ્વર ખરે અને પ્રો. પાઠકનો મોટો ફાળો છે. ભજનસંગીત દ્વારા શિષ્ટસંગીતને લોકપ્રિય બનાવવાનો આ એક સાચો રાહ તેમણે લીધો અને રાષ્ટ્રીય મહાસભાની બેઠકનું મંગલાચરણ સુંદર ભજનસંગીતથી થવા લાગ્યું. આજે પણ પ્રાર્થના વખતે જે સુમધુર સંગીત સાંભળવા મળે છે તે તેમણે પાડેલી પ્રથાનું પરિણામ છે. પંડિત વિષ્ણુ દિગંબરજીના નામાંકિત શિષ્યોમાંના ખરે-ફાટકની જોડી ઉપરાંત વ્યાસ ભાઈઓ એટલે નારાયણરાવ વ્યાસ તથા શંકરરાવ વ્યાસે પોતાના સંગીતજીવનની કારકિર્દીની શરૂઆત અમદાવાદમાં કરી. શિષ્ટસંગીતના જલસા પણ થવા લાગ્યા. ગ્રામોફોન રેકર્ડઝ દ્વારા ગુજરાતમાં શિષ્ટસંગીતનો આસ્તે આસ્તે પ્રચાર પણ થવા માંડ્યો; પરંતુ તે વખતે બોલતી ફિલ્મોનો યુગ આવ્યો અને ફિલ્મીસંગીતના ઊછળતા પૂરે આ પુનરુત્થાન યુગમાં જે કંઈ સક્રિય પ્રયત્નો થયા હતા તે નષ્ટપ્રાય જેવા બનાવી દીધા. ફિલ્મીયુગ પછી તરત જ રેડિયોયુગ શરૂ થયો ત્યારે ફરી પાછું શિષ્ટસંગીત ગુંજતું થયું; અને જેઓ હજારો રૂપિયા આપવા છતાં ગાતા નહિ તેઓ રેડિયો ઉપર ગાવા લાગ્યા. આ બધાનું પરિણામ એ આવ્યું કે, ગુજરાતની શિષ્ટ જનતામાં સંગીત પ્રત્યે માન થવા લાગ્યું અને આજે જોઈએ છીએ તો ગુજરાતમાં સંગીતને શિક્ષણ તરીકે સારું સ્થાન મળવા લાગ્યું.

### શિષ્ટ સંગીતકારો :

ગુજરાતે શિષ્ટસંગીત પ્રત્યે અક્ષમ્ય ઉદાસીનતા સેવેલ છે, તે વાત નિર્વિવાદ છે. છતાં પણ આજે ગુજરાતમાં ખોળવા જઈશું તો હિંદના મશહૂર સંગીતકારોની પંક્તિમાં પ્રથમ સ્થાન લઈ શકે તેવા સંગીતકારો મળી શકે તેમ છે. આજે ગુજરાત પાસે સંગીત મહોદય પંડિત ઓમકારનાથ ઠાકુર જેવા અજોડ સંગીતકાર અને સંગીતશાસ્ત્રી છે. આ સિવાય ઇંદોરના પ્રસિદ્ધ બંદેઅલીખાનના ઘરાણાવાળા ગુલામકાદર તથા લોકપ્રિય સંગીતકાર માસ્તર વસંતના નામથી તો ભાગ્યે જ કોઈ અપરિચિત હશે. નવયુવાન શિષ્ટ સંગીતકારોમાં ગોંડળના શ્રી. શિવકુમાર શુક્લ, ભાવનગરના શ્રી. યશવંત પુરોહિત, વડોદરાના શ્રી. રજનીકાંત દેસાઈ, જસદણના શેઠ શ્રી ગુલામઅલી, ગોંડળના શ્રી તુલસીદાસ, કાંતિલાલ પાટણવાલા વગેરે સારા સંગીતજ્ઞો છે, જેઓ પાસેથી ઘણા ઊજળા ભવિષ્યની આશા સેવવામાં આવે છે. પંડિત ભાતખંડેના પ્રસિદ્ધ થયેલાં સંગીતનાં પુસ્તકોમાં છેવટના કેટલાક ભાગોમાં સ્વરલેખન પણ સ્વ. પંડિત ભાતખંડેના પટ્ટશિષ્ય શ્રી વાડીલાલ શાસ્ત્રીએ કરી આપેલ હતું એમ કહેવાય છે. ગુજરાતી ભાગોના સંપાદક પણ તેઓ જ હતા. ગુજરાત શિષ્ટસંગીત પ્રત્યે બેદરકાર નથી તે બતાવવા માટે ગુજરાત પાસે ગુજરાતી ભાષામાં જ સંગીતશાસ્ત્ર ઉપર લખાયેલ લગભગ અઢાર જેટલા સપ્રમાણ ગ્રંથો છે, જેમાં ભાવનગરવાળા ડાહ્યાલાલ શિવરામ, વાંકાનેરવાળા શ્રી નથુરામ સુંદરજી, શ્રી જટાશંકર ઓઝા તથા શ્રી આદિત્યરામ વ્યાસનાં પ્રકાશનો હયાત છે. પંડિત ઓમકારનાથજીનો સંગીતશાસ્ત્ર ઉપરનો અજોડ ગ્રંથ એ ગુજરાત માટે ખરેખર ગૌરવનો વિષય છે.

ગુજરાતમાં સંગીતનો રીતસરનો અભ્યાસક્રમ દાખલ કરનારી યુનિવર્સિટી હોય તો તે માત્ર વડોદરા યુનિવર્સિટી છે; અને ત્યાં સયાજીરાવ સંગીત, નૃત્ય અને નાટ્યકલાની કૉલેજ સુંદર કામગીરી બજાવી રહેલ છે. આ ઉપરાંત બીજી યુનિવર્સિટીઓએ સંગીતશિક્ષણ બાબતમાં કોઈ સક્રિય રસ લીધો નથી અને સંગીત પ્રત્યે જોઈએ તેટલું કાળજીભર્યું વલણ લીધું નથી તે ખરેખર દુઃખદ બીના છે. બીજી ઘણી નાની-મોટી સંગીત સંસ્થાઓ ચાલે છે; જે હજુ પ્રાથમિક અવસ્થામાં છે. ગુજરાતને આજે જ્યારે હવે પોતાનું અલગ રાજ્ય પ્રાપ્ત થયું છે, અને જ્યારે ગુજરાત પાસે પોતાની લાક્ષણિક લોકસંસ્કૃતિનો બહુમૂલ્ય વારસો પડેલો છે ત્યારે એ બધાનો શાસ્ત્રીય અભ્યાસ કરી પદ્ધતિસરનું જ્ઞાન આપે એવી એક આગવી સંસ્થાની ખાસ જરૂર છે. ગુજરાત પાસે પંડિત ઓમકારનાથજી, શિવકુમાર શુક્લ અને યશવંત પુરોહિત જેવા ખ્યાતનામ સંગીતકારો છે, જેમાંના ઘણાખરા ગુજરાત બહાર વસ્યા છે. આ બધાને ગુજરાત સેવા આપવા માટે શું આકર્ષી ન શકે?

ગુજરાતમાં ભૌતિક સમૃદ્ધિની દૃષ્ટિએ જ્યારે ખૂબ વિકાસ પામે તેવાં ચિહ્નો નજરે ચડે છે ત્યારે સાથે સાથે તેની કલા અને સંસ્કૃતિનો પણ એટલો જ વિકાસ થાય તેમ આપણે સહુ પ્રાર્થીએ.

# નૃત્યો

શ્રીમતી ઈલાક્ષી ઠાકોર
(સંચાલિકા, નૃત્યભારતી
અમદાવાદ)

કોઈ પણ દેશ એવો નહિ હોય જ્યાં નૃત્ય થતું ન હોય. નૃત્ય એ સીધી અને સચોટ ભાષા છે, જે જન્મથી જ બધા જાણતા હોય છે. જ્યારે આનંદ અને ઊર્મિનો અતિરેક થાય છે ત્યારે શરીરમાં રહેલી ઊર્મિઓ અને લાગણીઓ તાલબદ્ધ રીતે બહાર નીકળવા મથે છે. એટલે કે, શરીરનું હલનચલન તાલબદ્ધ રીતે થતું હોવાને કારણે નૃત્યનું સર્જન થતું હોય છે. ઊર્મિઓ કે લાગણીઓ કોઈ પણ પ્રકારની હોઈ શકે. દુઃખ, સુખ, ગુસ્સો, ભક્તિ ઇત્યાદિ અનેક લાગણીઓ નર્તન દ્વારા વ્યક્ત થતી હોય છે.

શરૂઆતમાં મનુષ્ય જ્યારે પ્રાણીઅવસ્થામાં હતો ત્યારે તેની પાસે ઊર્મિઓ તથા લાગણીઓ વ્યક્ત કરવા માત્ર વાણી હતી; પરંતુ શબ્દો જેવું કંઈ ન હતું. જીવનની બધી લાગણીઓ સંજ્ઞાઓ દ્વારા અગર તો પશુપંખીના જેવા અવાજ દ્વારા વ્યક્ત કરતો. એ સિવાય તેની પાસે લાગણીઓ કે ઊર્મિઓ ઠાલવવા બીજા કોઈ પ્રકારનું સાધન તે સમયે તેની પાસે ન હતું. દા. ત. બોલવા માટે શબ્દ નહોતા, ચીતરવા માટે પીંછી નહોતી, ગાવા માટે સૂર નહોતા.—એટલે તે પોતાની ઊર્મિઓ, લાગણીઓ કે વેદના કોઈ પણ રીતે બહાર કાઢવા પ્રયત્ન કરે એમાં નવાઈ નહિ. આવી રીતે તેણે પોતાના અંગનો ઉપયોગ કરી શરીરના હલનચલન દ્વારા ઊર્મિઓ અને લાગણીઓ વ્યક્ત કરવા માંડી.

જેમ જેમ તેને સાધનો મળતાં ગયાં તેમ તેમ નૃત્યમાં પણ સુધારાવધારા થતા ગયા. આજે દુનિયાના બધા ભાગમાં નૃત્યને ત્રણ પ્રકારમાં વહેંચી નાખવામાં આવ્યાં છે. જેવાં કે, આદિવાસી, લોકનૃત્ય અને શાસ્ત્રીય નૃત્ય.

દુનિયાનાં બધાં નૃત્યોની સરખામણી કરતાં એટલું જરૂર જણાય છે કે, ધર્મ દુનિયાના દરેક ભાગના નૃત્ય જોડે સંકળાયેલો છે. પછી ભલે તે નૃત્ય શાસ્ત્રીય હોય, લોકનૃત્ય હોય કે આદિવાસીનૃત્ય હોય.

લોકનૃત્ય એ આદિવાસીનૃત્યમાંથી સુધારાવધારા કરી સુધરેલી પ્રજાએ અપનાવી ઘડી કાઢેલું નૃત્ય છે. લોકનૃત્ય શીખવા માટે કોઈ પણ જાતની ખાસ તાલીમ લેવી પડતી નથી. એ તો જોઈ જોઈને જ લોકો વારસાગત કરતા આવ્યા હોય છે. લોકનૃત્યમાં સમૂહમાં ભેગા થઈ બધાં એકસરખી ક્રિયા કરવા પ્રયત્ન કરે છે. લોકનૃત્ય શરીરના સાદા હલનચલનથી અને પ્રાકૃતિક જોમ તથા જોશથી ઘડાયેલું હોય છે.

ભારત અનેક પ્રદેશોનો બનેલો દેશ છે. જેટલા તેમાં પ્રદેશ છે લગભગ તેટલાં તેનાં નૃત્યો છે. કાશ્મીરથી માંડી કન્યાકુમારી તથા સૌરાષ્ટ્રથી માંડી આસામ સુધી પ્રસરેલા પ્રદેશોમાં વિવિધ પ્રકારનાં લોકનૃત્યનો સમાવેશ થાય છે. જેવો પ્રદેશ અને જેવું વાતાવરણ તેવી જ અસરો ત્યાંના લોકનૃત્યમાં પડેલી જણાય છે.

સાધારણ રીતે લોકનૃત્યમાં તાળીઓ આવે છે. કોઈ ઠેકાણે ગોળાકારમાં તો કોઈ ઠેકાણે અર્ધ ગોળાકારમાં—ક્યાંક વળી બબ્બેની હરોળમાં તો ક્યાંક એકની હરોળમાં—ક્યાંક પુરુષો અને સ્ત્રીઓ ભેગાં મળી નૃત્ય કરતાં હોય છે, ત્યારે કોઈ જગ્યાએ સ્ત્રી-પુરુષો જુદાં જુદાં. કોઈ વાર નૃત્યની સાથે ગીત ગાતાં જઈ નૃત્ય કરતાં હોય છે. જ્યારે કોઈ જગ્યાએ ઢોલના તાલ પર નૃત્ય થતું હોય છે. બધાં લોકનૃત્યોમાં એક પ્રકારનું સામ્ય હોવા છતાં પણ ભાષા, રીતરિવાજ, પોશાક અને કુદરતી વાતાવરણ વગેરેની ભિન્ન ભિન્ન અસરોને લીધે દરેક પ્રદેશનું નૃત્ય વિવિધ સંગીત અને વિવિધ પ્રકારમાં આપણા દેશમાં નજરે પડે છે.

આજે ગુજરાતમાં કોઈને ગુજરાતના લોકનૃત્ય વિષે પ્રશ્ન પૂછીશું તો તે ગરબા, રાસ, ગરબી અને વધુમાં કદાચ ટિપ્પણી-નૃત્ય વિષે કહી શકશે. કદાચ ગોફગૂંથન વિષે આછો ખ્યાલ આપી શકશે. પરંતુ આ સિવાય કેટલાંય વિવિધ પ્રકારનાં લોકનૃત્યનો સંગ્રહ ગુજરાતની ભૂમિમાં ભર્યો પડ્યો છે.

ભારતના ઘણાબધા પ્રદેશોમાં તે તે પ્રદેશોનાં આગવાં શાસ્ત્રીય નૃત્યો વિકાસ પામી રૂઢ થયાં છે. દા. ત. તામિલનાડનું ભરત નાટ્યમ્, કુર્વંજી, અને ભાગવતમેલા નાટક; કેરેલાનું કથકલી, કૃષ્ણાટ્ટમ્, થુલ્લાલ, મોહિનીઆટ્ટમ્, પાઠકમ્, ચાતિયાર કુથ ઇત્યાદિ; સરૈકલાનું છાઉનૃત્ય; આંધ્રનું કૂચિપૂડી ઓરિસાનું ઓડીસી; ઇત્યાદિ. જ્યારે ગુજરાતમાં કોઈ પણ શાસ્ત્રીયનૃત્યનું નામ સાંભળવા મળ્યું નથી. સિવાય કે, લોકનૃત્ય. એની પાછળ શું કારણ હશે?

ઈતિહાસની દૃષ્ટિએ વિચાર કરતાં જણાય છે કે, બહારનાં આક્રમણોને લીધે તેમ જ ગુજરાતની પ્રજા બહારથી આવી વસેલ જાતિઓમાંથી બનેલ હોવાથી તેમ જ તેમાં સતત ઉમેરો થતો રહ્યો હોવાને લીધે તેને સ્થિર થઈને નૃત્યસંગીત જેવી કલાને વિકસાવવા સમય મળ્યો

નથી. ઉપરાંત ગુજરાતમાં સૌથી મોટી અસર જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મની હતી તેને કારણે ગુજરાતને આ કલાઓ વિકસાવવાની તક પણ મળી ન હતી તેમ કહી શકાય. મુખ્યત્વે જૈન ધર્મની અસર ગાઢી હતી. જૈન ધર્મમાં શિલ્પકલા અને ચિત્રકલાને બાદ કરતાં સંગીત અને નૃત્ય જેવી કલાઓને માનભર્યું સ્થાન મળ્યું ન હતું. કદાચ એ કલાઓને નીચી કક્ષાની માની તિરસ્કારી પણ હોય.

કૃષ્ણ અને યાદવોના સમયથી દ્વારકાથી આગળ સૌરાષ્ટ્રમાં નૃત્યની શરૂઆત થઈ અને પછી આગળ વધ્યું, ફેલાયું. તે સમયે પંજાબ, દિલ્હી, મથુરામાં તો નૃત્ય હતું. પણ સૌરાષ્ટ્રમાં ત્યાર બાદ આવેલું. ઈસ્વીસનની ચોથી સદીથી અગિયારમી સદી સુધી સોમનાથના મંદિરમાં ૩૦૦ નૃત્યકાર દેવદાસીઓ હતી, જે જુદા જુદા દક્ષિણના રાજાઓ તરફથી મંદિરને અર્પણ થયેલી હતી. આ વિષેનો ઉલ્લેખ 'તવારીખ ઈ-અલ્ફી' નામના ઐતિહાસિક ગ્રંથમાંથી મળે છે. સિદ્ધરાજ અને તેના પિતા કર્ણદેવ શિવભક્ત હતા એટલે નૃત્યકલાને તે અરસામાં કંઈ નુકસાન પહોંચ્યું ન હતું. કુમારપાળના સમયમાં નાટ્યકલા, શિલ્પકલા, ચિત્રકલા વગેરેને પ્રોત્સાહન મળેલું, પણ નૃત્યસંગીતને કોઈ પણ જાતનું મહત્ત્વ અપાયાનું જણાતું નથી. ૧૨૯૮માં અલ્લાઉદ્દીન ખીલજીના આવ્યા બાદ ગુજરાતના રાજકારણમાં ખુનામરકી શરૂ થઈ. આ રીતે ગુજરાતમાં નૃત્યકલા કે સંગીતકલાને ઇતિહાસમાં કોઈ પણ જગ્યાએ યોગ્ય પ્રોત્સાહન મળ્યું નહિ. એટલે શાસ્ત્રીય નૃત્યને તો સ્થાન મળવું જ અશક્ય હતું. પરિણામે આવળનાં ઝાડ ઊગી નીકળે તેમ ગુજરાતમાં જોવામાં આવતું લોકનૃત્ય નૈસર્ગિક કારણે જીવી ગયું. તેમાં પણ ગ્રામપ્રજાનું જીવન વણાઈ ગયેલ હોવાથી ગામડાંઓમાં સચવાયું.

દ્વારકાના શ્રીકૃષ્ણના પૌત્ર અનિરુદ્ધે આસામમાં આવેલા શોણિતપુરના રાજા બાણાસુરની કન્યા ઉષાનું હરણ કરી તેની સાથે લગ્ન કર્યું હતું. એ રીતે ભારતના છેક પૂર્વના પ્રદેશને છેક પશ્ચિમના પ્રદેશ સાથે સાંસ્કૃતિક સંબંધ બંધાયો હતો. સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ આ લગ્ન ફળદાયી નીવડ્યું. ઉષા પાર્વતી પાસેથી લાસ્યનર્તનની શિક્ષા પામી હતી, એટલે તેણે દ્વારકામાં આવી એ નર્તન ત્યાંની ગોપકન્યાઓને શીખવ્યું હતું અને ત્યાંથી તે અન્ય પ્રદેશોમાં વિસ્તાર પામ્યું હતું. એમ નાટ્યશાસ્ત્રના પ્રણેતા ભરત મુનિથી માંડી 'સંગીત રત્નાકરના' કર્તા શાર્ઙ્ગદેવ પછીના લેખકો પણ કહે છે. મહાભારતના કાળથી તે છેક સોળમી સદીના શ્રીકંઠ કવિના સમય સુધી સૌરાષ્ટ્ર લાસ્યનર્તન માટે વિખ્યાત હતું એમ લાગે છે. લાસ્યોત્તમા ગુર્જરી નારીનું વર્ણન કરતાં આ કવિ કહે છે:

"नातामुक्तिमनोहरा किल नटी लास्योत्तमा गुर्जरी ।"

આ આપણું લાસ્યનર્તન ક્યારે અને કેમ વિલીન થયું તેનું સંશોધન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં અગત્યનો ફાળો નોંધાવશે.

મણિપુર અને સૌરાષ્ટ્ર વચ્ચે આધુનિક કાળમાં પણ કંઈક સંબંધ નજરે પડે છે. મણિપુરી સ્ત્રીઓ કથ્થઈ રંગની 'મેખલા' પહેરે છે. સૌરાષ્ટ્રની આહીર સ્ત્રીઓ પણ આવા રંગનું અને મણિપુરી મેખલાને મળતી ઢબે કપડું પહેરે છે. મણિપુરી વેશભૂષામાં વપરાતાં દર્પણો અને ગુજરાતમાં વપરાતાં દર્પણો અને આભલાંમાં પણ સામ્ય ડોકિયાં કરતું દેખાય છે.

નરક ચતુર્દશીને દિવસે નરકાસુરનો વધ કરી ૧૬,૦૦૦ સ્ત્રીઓને શ્રીકૃષ્ણ લઈ આવ્યા હતા, જે કારણે સૌરાષ્ટ્ર અને મણિપુર બાજુની વેશભૂષા મળતી હોવાનું પણ મનાય છે. એવી જ રીતે આસામના નૃત્યની છાંટ પણ સૌરાષ્ટ્રના નૃત્યને ઊંડી હોય.

હાલાર, ઝાલાવાડ અને ઉત્તર ગુજરાતનો ભાગ આનર્ત દેશ નામે જાણીતો છે. જે શબ્દ નૃત્ ધાતુ પરથી લેવાયો હોવાનું મનાય છે. સૌરાષ્ટ્રના ગોહિલવાડ અને ઝાલાવાડ એ જ સાચું સોરઠ અને આનર્ત પ્રદેશ—ત્યાર બાદ આખું સૌરાષ્ટ્ર થયું.

### રાસ

સૌરાષ્ટ્રમાં ગરબા, ગરબી, રાસ, રાસડા ગુજરાતના પ્રકારોને મળતાં છે. રાસના બે પ્રકાર હતા. હલ્લિસક રાસ અને દંડ રાસ. અત્યારે માત્ર રહ્યો છે દાંડિયા રાસ.—સૌ પ્રથમ આવી જાતના રાસો સ્ત્રી-પુરુષો સાથે કરતાં હશે. કારણ કૃષ્ણની લીલાના રાસો ગોપ અને ગોપીઓ ભેગાં મળીને કરતાં અને ગીતો કૃષ્ણને લગતાં ગાતાં. પણ મુસ્લિમ કાળમાં મુસ્લિમોની બીકને લઈને સ્ત્રીઓ તે કરતી અટકી ગઈ અને રાસમાંથી સદંતર છુપાઈ ગઈ હોય. મુસલમાન કાળમાં લાજ કાઢવાનો રિવાજ દાખલ થયો તે ઘણું સૂચક છે. સૌરાષ્ટ્રમાં ૧૪મી કે ૧૫મી સદીથી નરસિંહ ભગત, મીરાં વગેરે જેવાંની અસરને લીધે વૈષ્ણવધર્મના સંસ્કારે કૃષ્ણના રાસને સજીવ કરવા પ્રેર્યા.

સૌરાષ્ટ્રમાં સૌથી વધુ અને મહત્ત્વનું નૃત્ય રાસ ગણાય છે, જે દાંડિયા સહિત થાય છે. જેવી જાતનું વર્ણન કૃષ્ણની લીલા માટે કરવામાં આવ્યું છે તેવું આબેહૂબ વર્ણન આ રાસમાં દૃષ્ટિગોચર થાય છે. વર્તમાન કાળમાં ફરીથી સ્ત્રી અને પુરુષો સાથે મળી રાસ રમવા પ્રેરાઈ રહ્યાં છે, એ એક આનંદની વાત છે. સૌરાષ્ટ્રમાં શરદપૂર્ણિમા રાસ માટે ખૂબ મહત્ત્વનો દિવસ ગણાય છે. તે સિવાય નવરાત્રિ, રંગપંચમી, જેવા દિવસો તો છે જ. આ નૃત્ય ગોળાકારમાં થતું હોય છે. નર્તનકારોના બંને હાથમાં દાંડિયા હોય છે. આ દાંડિયા જોડીઓ જોડીઓ સાથે તાલબદ્ધ રીતે ઠોકી—કોઈ વાર જોડી બદલી અથવા તો જુદી જુદી જોડીઓની અદલાબદલી કરી ગોળ ફરતાં જઈ નૃત્ય કરતા હોય છે. સાથે સમૂહમાં કૃષ્ણના રાસને લગતા વર્ણનવાળું ગીત ગાતા હોય છે. આ રાસ સાથે વાજિંત્રોમાં ઢોલ અથવા તબલાં અને મોટા મંજીરા તથા શરણાઈનો ઉપયોગ થતો હોય છે.

### ગોફગૂંથન

આ પણ સૌરાષ્ટ્રનું જાણીતું નૃત્ય છે. રાસ જેવું, છતાં જુદા પ્રકારનું. આ નૃત્યમાં રંગીન કાપડની પટ્ટીઓ કે જાડી દોરીઓ છત ઉપરની કોઈ એક કડીમાંથી પસાર કરી ગુચ્છામાં બાંધી દે છે અને

એનો એક એક છેડો નીચે સમૂહમાં ગોળ ઊભેલા નૃત્યકારો હાથમાં પકડી રાખે છે અને એના બીજા હાથમાં દાંડિયો પકડી વેલ આકારમાં એક અંદર અને એક બહારથી જઈ ગોળ ફરતાં ફરતાં નૃત્ય કરતાં હોય છે. દાંડિયારાસની જેમ જોડીજોડીમાં દાંડિયા હલાવીને ઠોકતાં હોય છે. આ નૃત્યમાં હલનચલન એ પ્રકારનું થાય છે કે, ઉપર રહેલી દોરીઓની સુંદર ગૂંથણી બંધાય છે. ફરી પાછા જે દિશામાં ફરતા હોય છે તેનાથી ઊંધી દિશામાં વળી, ગૂંથણી છોડતા એ જ રીતે નૃત્ય કરતા હોય છે. નૃત્યના અંતમાં ગૂંથણી છોડી નૃત્યનો પૂર્ણાંત લાવે છે. આ નૃત્ય સાથે કૃષ્ણને લગતું ગીત ગાતા હોય છે.

ગૂંથણી એ આ નૃત્યનું મુખ્ય અંગ બને છે. એની સુંદર રંગબેરંગી ગૂંથણી અને છૂટતી ગૂંથણી બંને નૃત્ય સાથે ખૂબ જ આકર્ષક લાગે છે. આ નૃત્ય પુરુષો કરતા હોય છે. રાસની જેમ અહીં પણ સ્ત્રીઓ મુસ્લિમ કાળમાં બાકાત થઈ હશે. અત્યારે તો કોઈ વાર સ્ત્રીઓ પણ આ નૃત્ય કરતી નજરે પડે છે.

### રાસડા

રાસડા એ ગરબા જેવો જ એક પ્રકાર હોય છે પણ તેમાં ગવાતો વિષય માતા કે કોઈ દેવને ઉદ્દેશીને નથી હોતો પણ સામાન્ય સામાજિક વિષયને લઈ ગીત રચાયું હોય છે અને તે ગીત સ્ત્રીઓ ગાતી-નૃત્ય કરતી હોય છે. એક ગવડાવે ને બધાં ઝીલે. નૃત્યમાં સ્ત્રીઓ ગોળ ફરતી જઈ તાળીઓ અને ચપટીઓ વગાડતી જુદી જુદી રીતે આકારો કરતી નૃત્ય કરતી હોય છે.

### ટિપ્પણી નૃત્ય

આ નૃત્ય શ્રમજીવી વર્ગના જીવન સાથે સંકળાયેલાં જોવા મળે છે. આ નૃત્ય સૌરાષ્ટ્રના ચોરવાડની કોળી સ્ત્રીઓ કરે છે. ચોરવાડ સોમનાથ પાસે દરિયાકિનારે આવેલું સ્થળ છે. આ કોળીઓ મુખ્યત્વે મજૂરીનું કામ કરે છે. જ્યાં કોઈ પણ ઘર ચણાતું હોય ત્યાં જમીન પર છો બેસાડવા માટે ટિપ્પણીથી ટીપતાં હોય છે. 'ટિપ્પણી' એક લાકડી હોય છે. એની નીચેના છેડા પર વજનવાળો ચોરસ અગર ગોળાકાર લાકડાનો કકડો લગાડેલો હોય છે. આને ગુજરાતમાં 'ધરાઓ' નામે લોકો ઓળખે છે. મજૂર સ્ત્રીઓ આ નૃત્ય કરતી વખતે ઢોલની સાથે સાથે ગાઈ તાલબદ્ધ રીતે પોતાની ટિપ્પણી પછાડતી નૃત્ય કરતી હોય છે. કોઈ વાર બે હરોળમાં રહી અને કોઈ વાર વર્તુળમાં ઊભી રહી એકબીજા સાથે ઠોકીને પણ કરતી હોય છે. ચોરવાડના ભાઈશ્રી રાયચુરાને આ નૃત્યને ગુજરાતની જનતા પાસે મૂકવાનો યશ મળે છે. અત્યારે ઘણા સુધારાવધારા એમાં દાખલ થયા છે.



ટિપ્પણી નૃત્ય

### પઢારનૃત્ય

પઢાર નૃત્યને જ સૌરાષ્ટ્રના સાચા અને મૂળ નૃત્યનો પ્રકાર ગણાવી શકાય. પઢાર એ સૌરાષ્ટ્રની માછીમાર જેવી કોળીની આદિ જાતિ છે. ભાલ પ્રદેશમાં આવેલા નળકાંઠા વિસ્તારમાં આ પ્રજા રહે છે. દરિયામાં જ્યારે ભરતી આવે છે, ત્યારે નળકાંઠો પાણીથી ભરપૂર થઈ જતો. કાંઠે માછલી પકડનારી પ્રજા તે પઢાર. આ લોકોના નૃત્યમાં દરિયાકાંઠે વસનારાઓની જિંદગીની અસરો અને વાતાવરણ જોવા મળે છે: દા. ત. હલેસાં મારવાં, દરિયાનાં મોજાં પ્રસરવાં ઈત્યાદિ.

આ લોકો હાથમાં મંજીરા લઈ ગોળાકારમાં નૃત્ય કરતા હોય છે. કોઈ વાર બે પગ પહોળા કરી બેસી હલેસાં મારતાં હોય એવો ભાસ કરે છે. કોઈ વાર અડધા ઘૂંટણ પર ઊભા રહી મંજીરા વગાડતાં નૃત્ય કરતા હોય છે. વળી, કેટલીક વાર માથા પર ઊંધા ઊભા રહી પગેથી મંજીરા વગાડતા હોય છે. કેટલીક વાર ફૂલોની આકૃતિઓ પણ નૃત્ય દ્વારા બનાવતા હોય છે. આ નૃત્ય પુરુષો કરે છે. સાથે સમૂહમાં ગાતા પણ હોય છે. સાથમાં વાજિંત્રોમાં એકતારો, તબલાં, બગલિયું અને મોટા મંજીરાઓ વગાડતા હોય છે. આ નૃત્ય દિલ્હીમાં પ્રજાસત્તાક દિનના ઉત્સવના પ્રસંગમાં ખૂબ પ્રશંસાપાત્ર બનેલું. (જુઓ પાન ૨૧૪)

### સીદી નૃત્ય

આ એક આશ્ચર્ય થાય એવી જાતનું નૃત્ય છે. આ સીદી મૂળ આફ્રિકાના છે. મુઝફ્ફર ત્રીજાએ ૧૬મી સદીમાં આ લોકોને આફ્રિકાથી બોલાવેલા. સૌરાષ્ટ્રમાં જંબૂર ગામમાં ૫૦૦થી ૭૦૦ સીદીની વસ્તી છે. આ જંબૂર ગામ ગિરનારના જંગલમાં આવેલું છે. એ ગામ સૌરાષ્ટ્રના નાના આફ્રિકા નામે પણ ઓળખાય છે. આ નૃત્યમાં સીદીઓ વર્તુળ બનાવે છે અને વર્તુળની વચમાં એક સીદી આવી નૃત્ય કરે છે. નૃત્ય કરતો સીદી પોતે જ એક નાનું ઢોલક વગાડે છે. કૂદકા અને શરીરના વળાંકો લઈ એ નૃત્ય કરે છે. તેના ઢોલકાની ધમાલ આફ્રિકા ખડું કરી દે છે. આ સીદીઓ મેલડીમાતાને અને દેવદેવીને માને છે અને મુસ્લિમ છે.

### ગરબો

ગુર્જરપ્રજા પંજાબથી આવી. અજમેરની આસપાસ આ પ્રજાએ વસવાટ કર્યો. ઉત્તર ગુજરાતથી અમદાવાદ સુધી ગુજરાતને રાજસ્થાનની સંસ્કૃતિની અસર જણાય છે. ગુજરાતને રાજસ્થાને ગરબા નૃત્યની ભેટ આપી — કારણ માતા કે શક્તિની પૂજાનું વધુ જોર પર્વતો પર હોય છે. એટલે શક્તિદેવીની માનતાની શરૂઆત ગુજરાતમાં રાજસ્થાનને કારણે થઈ.

'ગરબો' એ દેવીની માનતા રૂપે નવ દિવસનો અખંડ દીવો હોય છે. આ દીવાને છિદ્રોવાળી માટલીમાં પેટાવવામાં આવે છે. દીવાને ઓલવાઈ ન જાય તે રીતે સુરક્ષિત ગોઠવવામાં આવ્યો હોય છે. આ માટલી અને તેમાં પ્રગટાવેલો દીવો એ જ 'ગરબો'. અને આ ગરબાને લઈને સ્ત્રીઓ ગીતો ગાઈ નૃત્ય કરતી એ જ સાચો ગરબો. આ ગરબો એ શક્તિની નિશાની છે. આમ સૌ પ્રથમ ગરબાની શરૂઆત થઈ.

આ 'ગરબો' માથા પર ઈંઢોણીના આધાર પર રાખી સ્ત્રીઓ સમૂહમાં ગોળાકારમાં રહી હાથ અડકાડ્યા વગર બે હાથે તાળી અને ચપટીનો ઉપયોગ કરતી નૃત્ય કરતી. સમય જતાં માથા પરનો ગરબો વર્તુળની વચ્ચે મુકાવા લાગ્યો અને તેની આસપાસ સ્ત્રીઓ તાળી અને ચપટીઓથી વિવિધ રચનાઓ કરતી ગરબા ગાવા લાગી.

આ ગરબાનાં ગીતો દેવીને ઉદ્દેશીને બનાવેલાં હોય છે. જેમાં દેવીની પ્રશંસા કરવામાં આવેલી હોય છે. બહુચરમાતા, અંબામાતા, કાળકામાતા, વગેરેને લગતા ગરબા ગુજરાતમાં ઠેરઠેર જોવા મળે છે.

આમ સાચા ગરબાની શરૂઆત થઈ પણ વખત જતાં, વિષય પણ બદલાયા. જેમાં સામાજિક, ઋતુ, કૃષ્ણ વગેરે અનેક વિષયો પર રચેલાં ગીતો પર આવું નૃત્ય તાળી અને ચપટીથી થવા લાગ્યું. વખત જતાં તાળી અને ચપટીની જગ્યાએ અનેક સાધનો વપરાવા લાગ્યાં. દા. ત. ખંજરી, મંજિરા, દીવાની થાળ, બોઘરણાં વગેરે અનેક જુદી જુદી વસ્તુનો ઉપયોગ કરી સ્ત્રીઓ આ નૃત્ય કરતી થઈ અને આને પણ બધાં ગરબા નામે ઓળખવા લાગ્યાં. આ બધાં નૃત્યનું રૂપાંતર મૂળ 'ગરબાનૃત્ય'માંથી થયું હોવાથી તે 'ગરબા' નામે ઓળખાય છે.

અત્યારે ખાસ કરીને ગરબાનૃત્ય નવરાત્રિના દિવસોમાં સારાય ગુજરાતમાં શેરીએ શેરીએ જોવા મળે છે. તે ઉપરાંત શરદપૂર્ણિમા, ગૌરીવ્રત કે શિવપાર્વતીના વ્રતના તહેવારોએ પણ જોવા મળે છે. ગરબાનાં ગીતોના ઢાળ ઘણુંખરું પીલુ, સારંગ કે કાફી રાગોને મળતા આવતા હોય છે. ગુજરાતનું ખૂબ જ જાણીતું નૃત્ય એ ગરબાનૃત્ય છે.

### ગરબી

ગરબીની શરૂઆત દયારામે કરી. દયારામે કૃષ્ણને ઉદ્દેશીને ગરબીની રચનાઓ કરેલી. માતાની ગરબી રચનાર ૧૦૦ વર્ષ પહેલાં વલ્લભ નામે કવિ થઈ ગયો. ગરબીઓમાં દેવ અને દેવીનાં વખાણ રચાયેલાં હોય છે. ગરબી એ પુરુષોનું નૃત્ય છે. સાદાં પગલાં અને તાળીઓથી સમૂહમાં ગીત ગાઈ ગોળ વર્તુળમાં રહી પુરુષો આ નૃત્ય કરતા હોય છે.

### ભવાઈ

ગુજરાતમાં નવરાત્રિના પ્રસંગમાં ભજવાતી ભવાઈમાં પણ કેટલાંક નૃત્યોનાં સ્વરૂપો જોવા મળે છે. મૂળ ભવાઈ રાજસ્થાનમાંથી આવી છે. રાજસ્થાનમાં આખી ભવાઈ નૃત્યમાં જ થાય છે. જ્યારે ગુજરાતમાં મોટા ભાગનું ભવાઈનું રૂપાંતર નાટ્યરૂપમાં થાય છે. તેમ છતાંય અસલ વસ્તુઓ તરી આવતી તેમાં જરૂર દેખાય છે.

ઝંડા ઝૂલણના વેશમાં બાદશાહ સુજાનીના પ્રવેશ સમયે ખૂબ સુંદર રીતે તેના આગમનની ક્રિયા નૃત્યના રૂપમાં બતાવતા હોય છે. બાદશાહ સુજાની ઠેલનો ઠેલનો આવતો હોય છે અને વાણિયણ બાઈ હાથમાં મશાલ લઈ તેને બોલાવી લાવતી હોય છે. અડધે સુધી આવી ગયા બાદ બાદશાહ સુજાની રિસાઈ ગયો હોય તેમ પાછો જતો રહે છે. આટલો પ્રસંગ ફરી ફરી બે-ચાર વખત કરતાં હોય છે. આ ક્રિયા નૃત્યના સુંદર લહકામાં થતી હોય છે. આ નૃત્યાભિનય મશાલના આછા પ્રકાશમાં સુંદર દૃશ્યમય અને નૃત્યમય ભવાઈમાં જોવા મળે છે.

એવી જ રીતે ભવાઈમાં વાઘરણના વેશમાં વાઘરણના જુદા જુદા પ્રકારો નૃત્યાભિનયમાં જોવા મળે છે.

મોઢામાં બે હુક્કા રાખી ગોળ ગોળ ફરતા નૃત્ય કરતા નૃત્યકારનો પ્રસંગ પણ ભવાઈમાં જોવા મળે છે. આ હુક્કામાં દેવતા ભરેલો હોય છે છતાં પણ તે ગોળ ગોળ ફેરવી સરકસ જેવા પ્રયોગો પણ નૃત્યમાં બતાવતા હોય છે.

કેટલીક વાર એવા જ સરકસ જેવા પ્રયોગ ભવાઈમાં મોઢામાં સાતઆઠ દોરીઓનો ગુચ્છો રાખી ગોળ ગોળ ખૂબ ઝડપથી નૃત્ય કરતાં ફરતાં ફરતાં ગોફની માફક દોરીઓ ગૂંથી દઈ ગૂંથણી ઉકેલી લઈ નૃત્યનો પ્રયોગ પણ કરતા હોય છે.

પનિહારી વેશમાં માથે આકદસ બેડાં ઉપરાઉપરી મૂકી પાણીની ગતિની જેમ ચાલી નૃત્ય કરતી, જમીન પર બેસી પગના અંગૂઠાથી કપાળ પર ચાંદલો કરે છે. આવું નૃત્યનું રૂપ પણ ભવાઈમાં જોવા મળે છે.

આ ઉપરાંત વચ્ચે વચ્ચે "તા તા થૈ થૈ . . . " જેવા નૃત્યના શબ્દ સાથે થતા નૃત્યનું થોડુંક અંગ ભવાઈઓમાં જોવા મળે છે.

ભવાઈ કરનારી ખાસ ધંધાદારી મંડળીઓ હોય છે. તે મંડળીઓ ગામડે ગામડે જઈ વેશો ભજવતી હોય છે. ભવાઈ પુરુષો જ ભજવે છે અને તેમાં આવતા સ્ત્રીઓના વેશ પણ પુરુષો જ કરતા હોય છે. આ ભવાઈઓ કરનારી એક કોમ છે અને તે 'નાયક' કે 'તરગાળા' નામે ગુજરાતમાં ઓળખાય છે.

### હાલીનૃત્ય

સુરત જિલ્લામાં આ નૃત્ય ખાસ કરીને જોવા મળે છે. આ નૃત્ય દૂબળા જાતિના લોકો કરે છે. નૃત્યમાં જુદી જુદી વાર્તાના પ્રસંગ હોય છે. આ નૃત્યમાં બે ટુકડીઓ હોય છે. તે ગોળ ગોળ ફરતી નૃત્ય કરતી હોય છે. એક સ્ત્રી અને એક પુરુષ એવી ગોઠવણીમાં એકબીજાની કમ્મરે હાથ રાખી નૃત્ય કરતાં હોય છે. સાથમાં ઢોલ અને થાળીઓ વગાડતા હોય છે. કોઈ વાર પુંગીનો અથવા ભૂંગળીને થાળી પર રાખી નવી જ જાતનો સૂર કાઢી સાથ આપવામાં આવતો હોય છે. પુરુષો માથા પર સફેદ ફેંટો બાંધે છે અને કછોટો મારેલું ધોતિયું પહેરે છે. બાકીનું શરીર ખુલ્લું રાખેલું હોય છે. જ્યારે સ્ત્રીઓ રંગબેરંગી સાડીઓ કછોટામાં પહેરે છે. આ નૃત્યમાંનો એકાદ એવો

ભૂવાનો પ્રસંગ વિશ્વવિખ્યાત નૃત્યકાર શ્રી ઉદયશંકરે પોતાના નૃત્યમાં લીધેલો.

### ભીલનૃત્ય

પંચમહાલના ભીલનૃત્ય પણ જાણીતાં છે, જે એક આદિવાસી નૃત્યના પ્રકાર છે. દાહોદ બાજુ ખાસ કરીને આ નૃત્ય જોવા મળે છે. આ નૃત્યમાં યુદ્ધ બતાવતા હોય છે. નૃત્યમાં પ્રેમ પ્રસંગમાંથી લડાઈ ઉત્પન્ન થતો પ્રસંગ બતાવવામાં આવે છે. જેમાં અંતે યુદ્ધ હોય છે. આ નૃત્યમાં તલવારથી યુદ્ધ કરતા હોય એવો નૃત્યાભિનયનો ભાસ થાય છે. યુદ્ધ એ તેનો મુખ્ય પ્રસંગ હોય છે. નૃત્યમાં ચિચિયારી પણ પાડતા હોય છે. આ નૃત્ય પુરુષો કરતા હોય છે. તેઓ માથે ધોળો ફેંટો અને કાળી બંડી પહેરે છે. કોઈ વાર કાળી બુકાની મોઢા પર બાંધે છે. આમાંનો એક પ્રસંગ પણ શ્રી ઉદયશંકરે પોતાના ભીલનૃત્યમાં લીધેલો.

ગઈ શરદપૂર્ણિમાએ વડોદરા રેડિયોએ ઉત્સવમાં કેટલાક નૃત્યો બતાવેલાં. તેમાં ભીલનૃત્ય જેવું જ એક નૃત્ય વાંસદા તાલુકાના આદિવાસીઓ પાસે કરાવેલું, જેમાં નૃત્યકારો તીર, ભાલાં, ધનુષ વગેરે જેવાં લડાયક સાધનો રાખી નૃત્ય કરતા હતા. તેમાં શૌર્ય અને ઝનૂનનો ભાવ સ્પષ્ટ દેખાતો હતો. નૃત્યકારો જોરજોરથી કૂદકાઓ મારતા નૃત્ય કરતા હતા. સાથમાં મોટા મંજીરા, પુંગી વાદ્ય તરીકે હતાં. ઢોલનો ઉપયોગ એમાં ન હતો પણ તેની જગ્યાએ લાંબી લાકડીઓ વગાડતા હતા, આ વાદ્યકારો બાજુમાં ઊભા રહી વગાડતા. આ નૃત્ય પણ પુરુષો જ કરે છે. સાથે જોરજોરથી ચિચિયારી અને અવાજો કરે છે.

### આગવાનૃત્ય

તે જ સમયે નર્મદા કાંઠાનું આગવાનૃત્ય પણ જોવા મળેલું. જેમાં પુરુષો લાંબી લાકડીઓ પર ઘૂઘરા બાંધી લાકડીઓનો એક છેડો હાથમાં રાખી નૃત્ય કરતા હતા. આ ધાર્મિક નૃત્ય છે. શિયાળામાં ભરૂચ જિલ્લામાં ક્યારેક જોવા મળે છે.

### કેટલાક પ્રકારો

સાથે સાગરના ખેડુઓનું નૃત્ય પણ જોયેલું. જેમાં પુરુષ નૃત્યકારો ગાઈને વાંકા વળી વળી નૃત્ય કરતા. એમાં એક લાંબું સફેદ કપડું થોડે થોડે અંતરે મૂઠીમાં પકડી દઈ નૃત્ય કરતા કરતા ખૂબ વારે માછલી પકડતા હોય એ રીતે એ ધોળા કપડાંને પહોળું કરી ઝાટકા મારી નૃત્ય કરતાં જાળ બિછાવવાની કલ્પના આપતા હતા.

ધોળકા તાલુકાના સિયળ ગામના પઢારનું નૃત્ય પણ આ પ્રસંગે જોવા મળેલું. જેમાં હાથમાં દાંડિયા જેવી લાકડીઓ રાખી પુરુષો ગાઈને નૃત્ય કરતા હતા. પણ આ નૃત્યમાં વપરાતી લાકડીનો અડધો ભાગ ધાતુનો અને અડધો ભાગ લાકડાનો હોવાથી બે જાતના જુદા જુદા અવાજો કાઢી એકબીજા જોડે ઠોકી આ લોકો નૃત્ય કરતા હતા. વચ્ચે વચ્ચે ગાતા ગાતા બૂમો પણ મારતા હતાં. વાદ્યમાં ઢોલ, એકતારો હતાં.

આ ઉપરાંત અચાનક વડોદરામાં કરોળિયા પોળમાં જાગરણ નિમિત્તે કોઈ એક ધાર્મિક પ્રસંગે કેટલીક સ્ત્રીઓ ગરબા કરવા આવેલી. ગરબા કર્યા બાદ એક નવું જ નૃત્ય કરેલું જેમાં દહીંની મટકી માથા પર ઈંઢોણીના આધારે ઓઢણી વગર હાથ પકડીને એક સ્ત્રી નર્તન કરતી હતી. જ્યારે નૃત્ય ખૂબ જોરમાં થવા લાગ્યું ત્યારે કૃષ્ણ સાથે એક સ્ત્રીએ આવી તેની માટલી ફોડી નાખી અને બીજી અનેક સ્ત્રીઓએ ટોળામાં આવી દહીંની લૂંટાલૂંટ કરી મૂકી. કૃષ્ણના પ્રસંગનું આ નૃત્યમાં સ્પષ્ટ દૃશ્ય દેખાતું હતું. આ નૃત્યનું નામ તો ખબર નથી પણ દહીંનૃત્ય કહેતા હશે એવું પાછળથી જાણવા મળેલું.

### માંડવી નૃત્ય

અમદાવાદમાં નીચલી કોમોમાં અને ઠાકરડાઓમાં માથા પર મટાડ કે માંડવી રાખી ગરબા જેવું નૃત્ય સ્ત્રીઓ કરતી હોય છે. સ્ત્રીઓ બધી અડધા ગોળાકારમાં ફરતી હોય છે અને એની વચમાં એક સ્ત્રી માથે મટાડ કે માંડવી રાખી ઢોલી સાથે ઘૂમતી નૃત્ય કરતી હોય છે. આવી જાતનું માંડવી નૃત્ય નવરાત્રિના દિવસોમાં જોવા મળે છે.

### જાગ નૃત્ય

મટાડ કે માંડવી જેવું જ બીજું નૃત્ય 'જાગનૃત્ય' પણ છે, જેમાં માથે નાના નાના માંડવી આકારના જાગ લઈ અડધા ગોળાકારમાં સ્ત્રીઓ ફરતી હોય છે. કેટલીક વાર આ જાગમાં વાવેલા જ્વારા પણ હોય છે. અને વચ્ચે ઢોલી હોય છે. આ નૃત્ય પણ નવરાત્રિના દિવસોમાં જોવા મળે છે.

### રૂમાલ નૃત્ય

અમદાવાદમાં વસતી પઠાન કોમમાં એક પ્રસંગે રૂમાલનૃત્ય અચાનક જોવા મળેલું. જે હિમાલય તરફ થતા નૃત્યને મળતું આવે છે. આ નૃત્યમાં પુરુષો રંગબેરંગી રૂમાલો બંને હાથમાં રાખી ગોળાકારમાં જુદી જુદી ક્રિયાઈનો કરી હલાવતા નૃત્ય કરતા હોય છે. શ્રી શાંતિવર્ધને પણ આવો એક પ્રકાર પોતાની મંડળીમાં કરાવેલો.

### માછલી નૃત્ય

અમદાવાદ એલિસબ્રિજ વિસ્તારના કોચરબ ગામના હરિજન વિસ્તારમાં એકાદ પ્રસંગે અચાનક આ નૃત્ય જોવા મળી ગયેલું. આ નૃત્યમાં ગરબા આકારે ગોળાકારમાં છોકરીઓ ફરતી નૃત્ય કરતી હોય છે અને પોતાના હાથથી માછલીઓના જુદા જુદા આકારો બતાવતી હોય છે.

આવી જાતના કેટલાય નૃત્યોના પ્રકારો ગુજરાત પ્રદેશમાં સમાયેલા હશે, જે વિષે આપણે અજાણ પણ હોઈએ. પરંતુ સંશોધન કરવાથી બીજા આવા ઘણા નૃત્યના પ્રકારો જરૂર મળી આવે. હવે તો સૌ કોઈ આ વિષયમાં રસ લેતું થયું છે એટલે સમય જતાં ઘણી માહિતી બહાર આવશે એમ આશા રાખીએ, તો અસ્થાને નહિ ગણાય.

---

# રંગભૂમિનાં સો વર્ષ

શ્રી. ચંદ્રવદન મહેતા
(અધ્યાપક, લલિતકળા વિદ્યાશાખા, મ. સ. યુનિ. વડોદરા)

ગુજરાતી રંગભૂમિનો ઇતિહાસ લગભગ સો કે એથી જરા વધારે વર્ષોનો છે, એમ કહીએ તો બરાબર ગણાય.

ગુજરાતમાં રંગભૂમિની પ્રવૃત્તિકથા સોથી કંઈક થોડાં વધુ વર્ષો પર પથરાયેલી છે. ચોક્કસ સાલ કહીએ તો ઈ. સ. ૧૯૫૨માં ગુજરાતી નાટક તખ્તાની શતાબ્દી અનેક સ્થળોએ ઊજવાઈ હતી. ટૂંકમાં પરિસ્થિતિનો સાર કાઢીએ તો ઈ. સ. ૧૮૦૦ પહેલાં દેશમાં ભાગ્યે જ શાંતિ હતી. પરદેશી જાતિઓ પછી મરાઠાઓ અને મુસલમાનોએ થોડે થોડે તબક્કે દેશને લૂંટ્યો હતો. ધાર્મિક હુમલાઓ જોકે પ્રમાણમાં ઓછા હતા, પરંતુ રાજકીય હેતુ જ આ હુમલાઓનું કારણ હતું, અને તે પણ ગુજરાત લીલો બાગ ગણાય એટલે. લોકોને શાંતિમય જીવન ગુજારી સાંસ્કારિક પ્રવૃત્તિઓ શરૂ કરવા માટે ભેળા થવાની તક ભાગ્યે જ મળતી. પ્રાચીન કાળથી મૂલ્યવાન વારસા તરીકે મળેલ કેટલાંક કલાત્મક સ્વરૂપોને જાળવવાં—સાચવવાં અને સલામત રાખવાનું પણ મુશ્કેલ બન્યું હતું. જીવન અરક્ષિત હતું, અને લોકો અશાંત હતા; છતાં તેમને હંમેશાં આનંદપ્રમોદ ગમતાં, તે ઇધરઉધર મળી રહેતાં પરંતુ તે મુખ્યત્વે અલ્પજીવી અને હાથ ચાટીને પેટ ભરવા જેવાં જ હતાં. મેળાઓ મોટી સંખ્યામાં થતા, જેમાં ઘણી વાર નટપૂતળીનું નૃત્ય મુખ્ય આકર્ષણ જમાવતું હતું. ઓછેવત્તે અંશે આ રમકડાંના ખેલનું અણવિકસિત સ્વરૂપ જ હતું. એનું પ્રમાણ નાનું અને પીઠિકા મર્યાદિત હતાં છતાં; પણ તેમાં ઘણી વિકાસની શક્યતાઓ હતી, જેમાં ખાસ તો વસ્તુના પ્રતિનિધાન માટે વેશભૂષાનું પ્રદર્શન અને ઠઠ્ઠામશ્કરીનો અંશ વિશેષ હતો. ગુજરાતના વેદાંતી કવિ અખાએ તેના કટાક્ષોમાં આનો ઉલ્લેખ કઠપૂતળી તરીકે કર્યો છે, કારણ કે એ પૂતળાં લાકડામાંથી બનાવવામાં આવતાં.

### ભવાઈ વેશ

ભવૈયાઓની ફરતી ટુકડીઓ પ્રાચીન નૃત્યનાટકોના નમૂના રૂપે ભવાઈ કરતી. ક્યારેક તેમનાં અનુકરણો ખૂબ પ્રાણવાન થતાં, પણ પાછળથી તે બીભત્સ અને બેહૂદાં, અશ્લીલ અને નમાલાં બનતાં ગયાં.

ભવાઈ, સંસ્કૃત 'ભાવ'માંથી જન્મેલી, અને પ્રવેશમાંથી નીપજેલ વેશ. એમાં સામાન્ય રીતે લોકોના સમાજજીવનની ઘટનાઓનું નિરૂપણ મુખ્યત્વે કટાક્ષ, હાસ્ય અને ફારસના લહણ-ઓકથી થતું. આ વેશો એક પછી એક, વચ્ચે થોડા વિરામ સાથે હારમાળામાં ભજવાતા, અને રાતભર ચાલતા. આ ભજવણી, ખુલ્લી જગામાં, ચોકમાં, ગામની ભાગોળે, કૂવા, નદી કે મંદિરની નજીક થતી. તેમાં લોકનાટકનાં બધાં તત્ત્વો હતાં, અભિનય, નૃત્ય અને સંગીત શિષ્ટ પ્રણાલીનાં સંસ્મરણોનાં સૂચક રૂપ જણાતાં. નાટ્યશાસ્ત્રના સિદ્ધાંતોની યાદ આપે એવું તેનું વસ્તુ રૂઢિગત સૂત્રધાર રંગલા દ્વારા રજૂ થતું, અને વાતાવરણ જમાવતું. યોગ્ય અને ઘણી વાર શીઘ્ર પદ્યકડીઓ અને ટુચકાઓ તે સંગીતની સહાયથી કહેતો. ભવાઈ કોઈ એક માતાની—દેવીની—પૂજા આરતીથી શરૂ થઈ ક્રમે ક્રમે સારી તાલીમબદ્ધ ભજવણી સ્વરૂપે અને ક્યારેક તો તે આંગિક અને વાચિક અભિનય પર અસાધારણ અને પૂર્ણ પ્રભુત્વ દાખવતી વિકાસને પામતી.

આ ભજવનારાઓનાં જૂથ ઉત્તર ગુજરાતમાંથી આવતાં વળી અભિનયની કળા એમને પેઢી દર પેઢી શીખવવામાં આવતી. આ. ટુકડીઓ એકથી બીજે સ્થળે, ખાસ કરીને, ચોમાસા પછી જતી અને દરેક રાતે વેતનનો કરાર કરીને અથવા તો તાત્કાલિક ઉઘરાણું કરી લઈને વેશ ભજવતી.

### ભવાઈની તાલીમ

કેટલાક વેશોની પરંપરા પાંચસો વર્ષ જૂની હોવાનું જાણવા મળે છે. તેના સંગીતસાજે તાલ અને રાગનાં સંયોજનોમાં સારી સિદ્ધિ પ્રાપ્ત કરી હોવાનું દેખાય છે. સ્ત્રીઓનો પાઠ પુરુષો લાલિત્ય અને છટાથી કરતા દાખલા નોંધાયા છે. બહુધા કઠણ અને મહેનતુ માગે તેવી તાલીમની તેમની પદ્ધતિ હતી. તેમને અભિનયમાં સંગીતની પ્રાથમિક ગણાય તેવી, નૃત્યની ભૂમિકાની અને અવાજની તાલીમ આપવામાં આવતી. છેલ્લી સદીના અંત ભાગ દરમિયાન આ ભવાઈનું ઘણું—પૂરું અધઃપતન થયું અને એમાંના મોટા ભાગના ભજવનારાઓ, નવી ઊભી થયેલી પારસી નાટક કંપનીઓ અને ગુજરાતી નાટક મંડળીઓમાં રોટલો કમાવા સામેલ થઈ ગયા.

ભવાઈનાં જે થોડાં લખાણો છપાયેલ મળે છે, તે સારી કવિતાના પુરાવા આપે છે, પરંતુ સદીના પાછલા ગાળા દરમિયાન મૂળ ભુલાઈ ગયું અથવા ખોટી રીતે યાદ રહ્યું અથવા તો તેને સ્થાને અશ્લીલ અને ભૂંડાં રૂપાંતરો દાખલ થઈ ગયાં.

ગમે તેમ, ભવાઈએ લોકજીવનમાં મહત્ત્વનું સ્થાન લીધું હતું; પરંતુ તે પરિપૂર્ણ રીતે વિકાસ પામેલું નાટકનું કે રંગભૂમિનું સ્વરૂપ

ન હતું. ભારતના નાટ્યશાસ્ત્રનું અધઃપતન થયું હતું. તેની વાચના ભુલાઈ ગઈ હતી. અથવા ખોટી રીતે યાદ રહી હતી. પરિણામે તેમાં ઘણા ફેરફારો થઈ ચૂક્યા હતા. અસ્થિર અને અસલામત સમયને કારણે પુસ્તકાલયોને તાળાં દેવાયાં હતાં. દુષ્પ્રાપ્ય પુસ્તકો સંતાડી રાખવામાં આવ્યાં હતાં અને લોકો માટે તે અપ્રાપ્ય બન્યાં હતાં.

## પશ્ચિમની અસર

૧૯મી સદીના પ્રારંભમાં ખાસ કરીને કેળવણી અને સામાજિક ક્ષેત્રનાં ઘણાં નવાં તત્ત્વો દાખલ થયાં. કેળવણી મંડળીઓ સ્થપાઈ, અને નવી કેળવણીના પ્રભાવક પરિણામો સહેજે દેખાવા લાગ્યાં. આ સદીની અધવચના ગાળામાં ઇંગ્લૅંડથી નટોની પ્રવાસી મંડળીઓ આવીને દેશના પશ્ચિમ વિભાગ અને ખાસ કરીને મુંબઈ અને બીજાં મોટાં શહેરોમાં ખેલ કરતી. તેમાંની કેટલીક મંડળીઓએ તો પાકી બાંધણીની નાટકશાળાઓ પણ ઊભી કરવા જેટલું સાહસ કર્યું હતું. ઇંગ્લૅંડ સિવાય થોડા ઇટાલિયન અને ફ્રેંચ કલાકારોએ પણ આ દેશની મુલાકાત લીધી હતી. ઓપેરાઓ પણ ભજવાતી. નવાં સ્વરૂપો રજૂ થતાં ગયાં અને લોકોની નજરે ચડવા લાગ્યાં; છતાં લોકોને તો નાટકો જ ગમતાં. નવી કેળવણી પામેલાઓનું મન શેક્સપિયરની કૃતિઓએ આકર્ષ્યું હતું. જ્યારે તેનાં નાટકો ભજવાવા માંડ્યાં ત્યારે, લોકરુચિ ઉપર એથી ભારે અસર થઈ. સમતોલ શૈલી, સરસ વસ્તુગૂંથણી અને પ્રેરક ભાષા ઇત્યાદિ એમાં ઘણું નવું નવું હતું. તેમાં પ્રેક્ષકોને આકર્ષક એવી 'જીવન ધબકારવાળી અને નાટ્યાત્મક વસ્તુ ઘટનાઓ હતી. રંગભભકનાં મિશ્રણોથી ખાસ નોંધપાત્ર બને એવી વેશભૂષા, કશુંક વીરતાપૂર્ણ, ક્યારેક હાસ્ય મજાક અને વિનોદથી હળવું બનાવનું કરુણ—ઘેરું કરુણ એવાં દૃશ્યો તલવારો અને બખ્તર સાજ ઇત્યાદિથી એ બધું ચિત્રાત્મક બનતું, તથા રાજાઓ અને વિદૂષકથી ઠાઠઠેરાવાળું એવું એમાં ઘણું હતું. આ બધા વચ્ચે માર્દવભરી ચંચળ નારી એનાં નખરાં કરતી, કામણગારો અભિનય કરતી અને કદીક ગૌરવ અને અદાથી રંગભૂમિ સર કરતી, એ બધું પ્રેક્ષકોનાં દિલ જીતી લેવા પૂરતું બસ હતું. ભાષા કાવ્યાત્મક, પ્રવાહી અને સરળ હતી; વાક્યરચના વેગથી વહેતી અને ભભકભરી હતી. લોકસમૂહને આકર્ષવા, તેમનાં હૃદય અને લાગણીને સ્પર્શવા, રંગભૂમિનું આ કંઈક જુદું રૂપ હતું. સૌ કોઈને લાગ્યું કે કશુંક રંગભૂમિને પગભર કરવા, ઉત્સાહ વધારવા, પ્રાચીનને પુનર્જીવિત કરવા, નવાં સ્વરૂપો વિકસાવવા અને અનેક દૃષ્ટિકોણોને આવિર્ભૂત કરવા મોંઘેરી તક પ્રાપ્ત થઈ રહી હતી.

## પારસીઓનું આગમન

આજે માત્ર લાખેકની વસ્તીની નાનકડી પારસી પ્રજા, જે મોટાં સાહસો માટે હંમેશાં તૈયાર રહેતી, તેને ફાળે આ પુનર્જીવનનો યશ જાય છે. દુઃખમય દિવસોને લીધે ઈરાનથી સ્થળાંતર કરી, પ્રારંભનાં કાર્ય ઉપાડવા તેઓ ગુજરાતમાં આવ્યા અને સ્થિર થયા. મુંબઈમાં એક નવવિકાસ પામેલ વસાહત ઊભી કરી. અહીં તેમની શક્તિઓ વિકાસ સાધવા વધારેમાં વધારે તકો મળે એમ હતું. આ જાતિ કુનેહવાળી અને વિનયશાળી સિદ્ધ થઈ. એમનામાં કલ્પનાશક્તિ તેમ જ ધીરજ હતાં. તેમને અસ્તિત્વ ટકાવવા ઝઝૂમવાનું હતું. તેમને કશા પૂર્વગ્રહો ન હતા. બ્રિટિશરો સાથેનો તેમનો સંબંધ જ ઘણી દિશામાં સિદ્ધિદાયક થાય તેમ કુદરતી રીતે જ બંધાયો. ગુજરાતીમાં છપાતું પહેલું વર્તમાનપત્ર તેમણે પ્રગટ કર્યું. તેમને વિનોદી સામયિક સંપર્કો ગમતા. તેમણે કલાજગતને ઉત્તેજન આપ્યું. જુદા જુદા આશયોથી તેમણે અનેક ક્લબો સ્થાપી, જેમાંની કેટલીક તો વિવિધ આદર્શ-આશયો બર કરવા જ કાઢવામાં આવી હતી.

આ ક્લબોએ ચર્ચાઓ અને વિચારવિનિમય માટે યોગ્ય વાતાવરણ અને ભૂમિકા પૂરાં પાડ્યાં. સાથે સાથે તેણે વ્યક્તિઓને આકર્ષ્યા. ક્લબો સ્થાપવાનું, વિકસાવવાનું કામ ઝડપી બન્યું. તેમાંની કેટલીક મંડળીઓ તો જાતિભેદ વિનાની હતી. નાટકનો વિકાસ સાધવાના ચોક્કસ હેતુથી કેટલીક ક્લબો વ્યવસ્થિત રીતે સ્થપાઈ હતી. અહીં તેઓ તાલીમ માટે અને મુદ્દાઓની વિગતોની ચર્ચા માટે મળતા. મુંબઈમાં અને સુરતમાં આવી ક્લબો, નાટકમંડળીના નામે ઓળખાતી, તેનાં દફતરનોંધ હજી પ્રાપ્ય છે. નાટક ભજવવાના જ મુખ્ય આશયથી સ્થપાયેલી અનેક મંડળીઓ પૈકી 'ધી એમેચ્યોર ડ્રામેટિક ક્લબ', 'ધી પારસી નાટકમંડળી', 'ધી પારસી સ્ટેજ પ્લેયર્સ', 'ધી જેન્ટલમેન એમેચ્યોર્સ', 'ધી ઓરિયેન્ટલ નાટક મંડળી', 'ધી પાર્શિયન ઝોરોસ્ટ્રીઅન નાટક મંડળી' 'ધી બેરોનેટ', 'ધી આલ્બર્ટ', 'ધી શેક્સપિયર', 'ધી વોલ-ન્ટિયર્સ', 'ધી વિક્ટોરિયા ', 'ધી હિંદી', 'ધી એલ્ફિન્સ્ટન', 'ધી ઓરિજીનલ ', 'ધી વિક્ટોરિયા ઓપેરા'—જેવાં નામો રસપ્રદ અને નોંધપાત્ર છે. આ બધું ઈ. સ. ૧૮૫૦ના ગાળામાં અને તેની પહેલાં બન્યું. તે કાળે સ્વરાજ્યના પિતામહ જેવા મુરબ્બી એવા દાદાભાઈ નવરોજજી અને સર દિનશા વાચ્છા જેવા પ્રસિદ્ધ રાજપુરુષોએ આ નવા સાહસમાં સાથ આપ્યો, એ એક નોંધપાત્ર અને રસમય હકીકત જ ગણાવી જોઈએ.

ઈ. સ. ૧૮૫૦ અને ૧૮૬૦ વચ્ચે મુંબઈ અને સુરતમાં મુખ્યત્વે પારસીઓએ ઘણાં નાટકો ભજવ્યાં હતાં. મનોરંજનના મુખ્ય આશયથી તેઓ કટાક્ષિકા કે ફારસ ભજવતા[1]. ઈ. સ. ૧૮૬૦ સુધીમાં રંગભૂમિએ પોતાનું અસ્તિત્વ સ્થાપી દીધું અને નાટક અહીં સ્થિર થયું. ઇંગ્લૅંડ અને ઑસ્ટ્રેલિયાની ફરતી નાટક કંપનીઓની આવજા વધતી જતી હતી. તેનાથી વૈવિધ્ય અને ઉત્સાહ મળતાં અને એક સાચી વિકાસપોષક હરીફાઈ ઊભી કરવાના બળ તરીકે એમણે કાર્ય કર્યું. પુસ્તકો સંખ્યાબંધ મળવા માંડ્યાં. સાહિત્યિક માધ્યમવાળાં અને ધાર્મિક વસ્તુવાળાં ભાષાંતરો અને રૂપાંતરો વધતાં ગયાં અને નવા સાહિત્યના ઉદયકાળની શરૂઆત થતી હોય તેવું સૌ કોઈને લાગવા માંડ્યું.

---

૧. ડૉ. ધનજીભાઈ પટેલ : 'પારસી નાટકની તવારીખ'

આ નવા પ્રકારની સાહિત્ય દૃષ્ટિએ ઊંડાં મૂળ નખ્યાં અને એની ભારે અસર પ્રત્યક્ષ થવા માંડી ત્યારે ગુજરાતી રંગભૂમિનું ભાવિ કેખુશરૂ કાબરાજી ઘડી રહ્યા હતા. તેઓ એક સર્વતોમુખી પ્રતિભાવાળા, મોટા સમાજસુધારક અને સાહસિક કેળવણીકાર હતા. એમણે દિગ્દર્શન કર્યું, ક્યારેક નટ બની અભિનય કર્યો, છાપાનું સંપાદન કર્યું, સંગીત શીખ્યા અને પુરસ્કાર્યું, નાટકકંપની શરૂ કરી અને કળાકારોની પ્રવૃત્તિને પ્રોત્સાહન આપ્યું. શિષ્ટ ભારતીય સંગીત વિષે તેમણે ઘણાં ભાષણો આપ્યાં-અને તેને પુનઃપ્રતિષ્ઠિત કરવા ઘણા પ્રયત્નો કર્યા, તેમજ તેને પ્રતિષ્ઠાપૂર્વકનું સ્થાન આપ્યું.

કાબરાજી પર્શિયન સાહિત્યના ખંતીલા અભ્યાસી હતા. ઘણા પારસી લેખકોએ પર્શિયન સાહિત્ય; ખાસ કરીને શાહનામામાંથી કેટલીક ઘટનાઓનું નાટ્યરૂપાંતર કરેલું. રુસ્તમ અને સોહરાબ એ બંને ભડવીરો રંગભૂમિના નાયક તરીકે ખૂબ જ પસંદગી પામતા. કાબરાજીએ એ મહાકાવ્યમાંથી ઈ. સ. ૧૮૬૯માં 'બેજન-મનીજેહ' અને 'ફરેદુન' એ બે સારાં નાટકો લખ્યાં. શાહનામા ઉપરાંત તેમણે શેરિડન અને તેના સમકાલીનોની કૃતિઓમાંથી પોતાના નાટક માટે વસ્તુઓ લીધી. તેમણે રામાયણમાંથી 'લવ અને કુશ'નું વસ્તુ પસંદ કરી તેની ઉપર પોતાનો હાથ અજમાવ્યો. તે ઉદારમતવાળા, શીખવાની જિજ્ઞાસાવાળા હોઈ, કદી પણ ચૂકતા નહિ.

### શિષ્ટ નાટ્યસાહિત્ય

કુદરતી રીતે જ ગુજરાતી ભાષા સમૃદ્ધ અને રંગછટાવાળી બનતી હતી. આ પ્રારંભની પ્રયોગદશાની રંગભૂમિ હતી. મુંબઈમાં જ્યારે કાબરાજી આ ઉપયોગી સેવા બજાવી રહ્યા હતા ત્યારે એક બીજી પ્રતિભાશાળી વ્યક્તિ મોખરે આવી; તે રણછોડભાઈ ઉદયરામ. તેઓ ઈ. સ. ૧૮૬૪માં મુંબઈ ગયા અને વીસ વર્ષ ત્યાં રહ્યા. તેમનો જન્મ ખેડા જિલ્લામાં કાબરાજીના જન્મના બેએક વર્ષ પહેલાં ઈ. સ. ૧૮૩૭માં થયેલો, પણ કાબરાજીએ પ્રારંભિક કામ શરૂ કર્યું ત્યારે તેઓ મુંબઈ ગયેલા. રણછોડભાઈ અભ્યાસી હતા, સાચા સંસ્કૃતજ્ઞ હતા અને નાટ્યશાસ્ત્રનો પ્રભુત્વપૂર્વક તેમણે અભ્યાસ કરેલો. તેમણે ગુજરાતમાં ભવાઈ જોયેલી અને તેનાથી ત્રાસ્યા હતા. કાવ્યશાસ્ત્ર, વ્યાકરણ, વેદ, અર્થશાસ્ત્ર, ઇતિહાસ અને ઉપલબ્ધ યુરોપીય સાહિત્યના તેઓ અભ્યાસી હતા. જ્યારે કાબરાજીને લાગ્યું કે રંગભૂમિની પ્રવૃત્તિ નવો ઘાટ માગતી હતી અને તેનાં મૂળ આ ધરતીમાં ઊંડાં નંખાવાં જોઈએ, ત્યારે નવી રંગભૂમિ શરૂ થઈ. જે કંઈ રજૂ થતું હતું તે પ્રાણહીન ખોખું હતું અને જીવન-ધબકાર વિનાનાં એનાં વસ્તુ હતાં તે સંજોગોમાં કાબરાજી અને રણછોડભાઈ બે મિત્રો બન્યા એ એક ભારે સદ્‌ભાગ્યસૂચક હકીકત બની. અને સાચી દિશામાં તેમણે કાર્ય આરંભ્યું. ચોગમ ઉત્સાહ અને આવેગ જણાતાં હતાં અને લોકો તે સ્વીકારવા તૈયાર હતા. રણછોડભાઈની શક્તિશાળી કલમ કામે લાગી અને એણે નવાં નાટકો સર્જ્યાં. તેઓ શિષ્ટ સાહિત્યમાં તરબોળ હતા, લોકની નાડ તેઓ પારખી શક્યા હતા અને એવાં નાટકો આપ્યાં કે જે તરત જ લોકાદર પામ્યાં. સુશીલ હિંદી યુવાન પત્ની, જેનાં લગ્ન એક અસંસ્કારી જંગલી (પુરુષ) સાથે થયેલાં તેના દુઃખને નિરૂપતા તેમના કરુણાંત નાટકે 'લલિતા દુઃખદર્શક', જબ્બર આંદોલન ઊભું કરેલું. પાત્રો જીવનમાંથી, મધ્યમ વર્ગના જીવનમાંથી સર્જાયેલાં હોઈ જીવંત બન્યાં હતાં અને તેથી હૃદયસ્પર્શી પણ બન્યાં હતાં. તેમનું બીજું લોકપ્રિય નાટક 'હરિશ્ચંદ્ર' હતું. પારસીઓએ પોતાની રીતે તે ભજવ્યું. પાછળથી તેનું હિંદીમાં ભાષાંતર અને રૂપાંતર કરાવી, તેમાં મુનશીઓમાંના એક આગા હશ્રે પ્રાણવાન શાયરી ઉમેરી. હિંદનાં બધાં મોટાં શહેરોમાં અને દેશ બહાર પણ તે ભજવવામાં આવેલ. આમ છતાંય ઈ. સ. ૧૮૬૨માં પહેલું મુદ્રણ પામેલ ગુજરાતી ઉપલબ્ધ નાટક નગીનદાસ તુલજારામ મારફતિયા લિખિત હતું. તે હતું 'ગુલાબ'. જોકે તે કદી ભજવાયું ન હતું, તેમ છતાં તે સરસ નાટ્યાત્મક પ્રસંગો અને કૌતુકપ્રિય (રોમૅન્ટિક) ઘટનાઓથી ભરેલું સુવાચ્ય નાટક છે.

જ્ઞાનની તૃષા પૂરેપૂરી રીતે સંતોષાઈ ન હતી. અંગ્રેજી અસર અને સર્જનની સાથોસાથ સંસ્કૃત ગ્રંથોને પુનઃપ્રતિષ્ઠા આપવાની પ્રવૃત્તિ પણ વધતી જતી હતી. શકુંતલા અને ઉત્તરરામચરિત અને તેવાં બીજાં શિષ્ટ નાટકોનાં ભાષાંતરો પ્રાપ્ય હતાં એટલું જ નહિ પણ હવે ગુજરાતમાં નાટ્યશાસ્ત્રને ઉતારવાના પણ પ્રયત્ન થયા. તેમાં કવિ નાથુરામનો અનુવાદ સંસ્કૃત શ્લોકો અને નાટ્યશાસ્ત્રને મુખ્યત્વે વળગીને કરવામાં આવ્યો છે તે નોંધપાત્ર છે. રણછોડભાઈનું 'નાટ્યપ્રકાશ' એવી બીજી સારી કૃતિ હતી. નર્મદ અને નગીનદાસે સંસ્કૃત શિષ્ટ કૃતિઓની પ્રેરણા પામી તેમનાં પહેલાં નાટકો 'કૃષ્ણકુમારી-વિજય' અને 'ગુલાબ' પ્રગટ કર્યાં. પ્રાચીન પ્રણાલિકા સંપૂર્ણપણે ન તો લુપ્ત થઈ હતી કે ભુલાઈ ગઈ હતી. એમાં કેટલાંક નવાં તત્ત્વો જરૂર દાખલ થતાં જતાં હતાં.

સૌરાષ્ટ્રમાં શંકરલાલ મહેશ્વર અને વડોદરામાં મૂળશંકર યાજ્ઞિકે કેટલીક પ્રાચીન પ્રણાલિકા સાથે સંવાદ જાળવ્યો; છતાં નવા વિષયોને ખેડતાં સંસ્કૃત નાટકો લખ્યાં. તેમની કૃતિઓ "બાનીના લયવાળી, અભિવ્યક્તિની સુંદરતાવાળી અને દૃશ્યની સરસ પસંદગીવાળી"[૧] બની છે. પરદેશી અસરો છતાં અને ઈરાની છાંટ હોવા છતાં ગુજરાતી નાટક અત્યાર સુધી તો ઓછેવત્તે અંશે સંસ્કૃત ઢાળાનુંજ રહ્યું છે.

### લોકપ્રિયતા માટે સ્પર્ધા

નવાં નાટકો માટે નવી રંગભૂમિની જરૂર હતી. નાટક ભજવાવું જ જોઈએ અને તેથી સગવડભર્યા અને માફક આવે એવા તખતાની તેની માગ રહેતી. પારસીઓ સાહસિક, પ્રયોગશીલ અને હમેશાં શોધકવૃત્તિ વાળા હતા. રંગભૂમિની માગ ખૂબ જ વધતી જતી હતી. જે હૉલ જૂના થઈ ગયા હતા તે વપરાતા પણ ન હતા. ઘણાં થિયેટરો ખાસ કરીને મુંબઈમાં બંધાતાં હતાં અને તેમની માગ વધવા માંડી હતી. તેમાં બાલીવાલા, ખટાઉ મુખ્ય હતા, એમની સાથે દાદીબા થુથી, આપુ

---

૧. મણિલાલ નભુભાઈ

અને ખંભાતા ભજવતા. તેમના એક સાથીદાર મોદીને હિંદુસ્તાન ભરમાં જાત માહિતીના અનેક થિયેટરો બાંધી ઈતિહાસ સર્જ્યો.

આ થિયેટરોની રચના બાબુમાં એક જ જાતની હતી. અમદાવાદ, વડોદરા અને સુરતમાં બંધાતા થિયેટરોની બાંધણી મુંબઈમાં હતાં તેની નકલ હતી. અને તેમાંના કેટલાક તો ચોમાસામાં ગેરલાભકર્તા પતરાંના છાપરાંવાળાં હતાં. અવાજ બરાબર વિસ્તરી શ્રોતાઓને શ્રવણ સુગમ થાય એ શાસ્ત્ર ત્યારે તદ્દન અજાણ્યું હતું.

જેમ તેમ પણ, પારસી કંપનીએ નાટક ભજવવામાં સારી સિદ્ધિ મેળવી હતી. આભાસ, સ્ટંટ, પ્રવેશોની ફેરફારી, આકસ્મિક ઘટનાઓ અને ઝડપી ફેરફારો વગેરે માટે તેમની કલ્પનામાં આવી શકે તેવી બધી કરામતોનો તેઓએ ઉપયોગ કર્યો હતો. પૂરેપૂરી ભ્રમણા જાળવવા માટે યાંત્રિક યોજના ગોઠવવામાં આવતી. અગ્નિ, સ્વર્ગીય વ્યક્તિઓના પ્રવેશ, જીવંત વ્યક્તિઓનાં દહન વગેરે દૃશ્યો પૂરેપૂરી સ્વાભાવિકતા પૂર્વક ગોઠવવામાં આવતાં. એક એવો પણ સમય આવ્યો કે જ્યારે યુક્તિવાળા દૃશ્યો (ટ્રિકસીન) ગોઠવવા અંગે બધી કંપનીઓ વચ્ચે જબરી હરીફાઈ ચાલતી અને બધું જ ધ્યાન નાટકના મુખ્ય તત્ત્વને ભોગે આ કહેવાતા 'ટ્રિકસીન' ગોઠવવાના ધંધા પર કેન્દ્રિત થતું.

મુંબઈમાં ઈ. સ. ૧૮૭૧માં ઉર્દૂ નાટક ભજવવાનો પારસીઓનો દાવો છે. કામાવતીની વાર્તા પર મંડાયેલ એદલજી ખોરી કૃત અને બેરામજી મર્ઝબાને હિંદુસ્તાનીમાં ભાષાંતર કરેલ "સોનાના મૂલની ખુરશેદ" નામનો નાટક વિક્ટોરિયા થિયેટરમાં વિક્ટોરિયા મંડળીએ ભજવ્યો હતો.[1] આ પ્રયોગ ઘણો સફળ થયો અને ઘણાઓએ તેનું અનુકરણ કર્યું. 'નળ દમયંતી' નામનો નાટક મુંબઈમાં ક્રાફર્ડ માર્કેટ સામે એક નાનકડા થિયેટરમાં ભજવાયો હતો. આના ખેલ પર દરોડો પડ્યો અને તે એટલે સુધી કે હિંદુ સ્ત્રીઓ પોતાનાં નાનાં બાળકો સાથે પણ જોવા જતી. આ બાળકો ખેલમાં ખલેલ ન પહોંચાડે તે માટે વ્યવસ્થાપકોએ નાનાં પારણાં અને પથારીઓની બાળકો માટે વ્યવસ્થા કરેલી, જ્યાં તેઓ તેમનાં બાળકો દ્વારપાળની — 'ડોરકીપર'ની — દેખભાળ નીચે મૂકી આવતાં.

ઈ. સ. ૧૮૬૫ અને ૧૮૭૫ વચ્ચે અનેક ગુજરાતી કંપનીઓ નાટકો ભજવતી. તેમને યોગ્ય ભૂમિકાએ સ્થાપવામાં રણછોડભાઈનો ફાળો મુખ્ય છે. તેમની પ્રવૃત્તિ પારસીઓના પ્રયત્નોની હારોહાર હતી. ઈ. સ. ૧૮૬૫ પછીથી 'બાણાસુર', 'નળ દમયંતી', 'મદાલસા', 'હરિશ્ચંદ્ર' અને 'લલિતા દુ:ખદર્શક'—એ નાટકોને સારો ટેકો મળતો હતો. સામાન્ય ગુજરાતી શિક્ષકોના એક જૂથે રણછોડભાઈના નેતૃત્વ નીચે પહેલું સાહસ કર્યું. આ પ્રયત્નને સર મંગળદાસ અને દી. બા. મણિભાઈ જશભાઈએ સહકાર આપેલો. ઈ. સ. ૧૮૭૮માં ગુજરાતી નાટક મંડળી શરૂ કરવા માટે રણછોડભાઈ જ જવાબદાર હતા.

### નટોની ભરતી

આની સાથોસાથ સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ફરતી મંડળીઓને સ્થિર અને સ્થાયી મંડળીઓ બનાવવાના પ્રયત્નો ચાલતા હતા. વાઘજીભાઈએ તેમના ભાઈ મૂળજીભાઈની સહાયથી ઈ. સ. ૧૮૭૮માં 'આર્ય સુબોધ મંડળી' મોરબીમાં શરૂ કર્યાનો પુરાવો મળે છે. નરભેરામે પણ એક જૂથ ઊભું કરી આ દિશામાં પ્રયાસ કર્યાનું જણાય છે.

વાઘજી અને મૂળજી એ બે ભાઈઓ પછી ત્ર્યંબક ત્રિવેદી અને ત્ર્યંબક રાવળે પ્રયત્નો કર્યા છે. તેમને મળેલી મોટી રજવાડાંની મદદથી તેમણે તેમની મંડળી શરૂ કરી. 'વાંકાનેર', 'મોરબી' અને 'આર્ય સુબોધ' કંપનીઓએ ઉજ્જ્વળ કામ કર્યો હતો. નવી નવી કંપનીઓ શરૂ કરવા માટે આ એક સોનેરી તક હતી. કેટલાક કુશળ ભવૈયાઓએ તેમની તાકાત અને તાલીમથી મેળવાયેલી આવડત અને પૈસો મેળવવા માટેની આ બધી તકોનો લાભ લીધો. પારસી પ્રારંભકોને પણ જુવાન છોકરાઓને નોકરીમાં લેવા માટે ઉત્તર ગુજરાત તરફ જવું પડ્યું. અમૃત કેશવ, માસ્ટર મોહન અને બાલગંધર્વના[2] ગુરુ જયશંકર આ પ્રકારનાં નોંધપાત્ર ઉદાહરણ છે. ઉત્તર ગુજરાતની અમુક કોમને આવી કુદરતી બક્ષિસ હતી અને તેઓ તેમના જુવાનોના ફાયદા અર્થે તેમને તાલીમ આપતા. આ જાતિઓ પૈકી નાયક, ભોજક, અને મીર ઉત્તમ કોમ ગણાતી હતી. સદીના અંત ભાગમાં નાટ્યપ્રવૃત્તિ તેની ઉચ્ચ કક્ષાએ પહોંચી હતી અને દરેક જેટલી કંપનીઓ તે વખતે સારી રીતે પૈસા કમાતી હતી. ત્યારે હમેશાં કંઈ ને કંઈ ફેરફારો તો થતા જ રહેતા. સામાન્ય દ્વેષ અને ઝઘડાઓને લીધે મુખ્ય કંપનીમાંથી બીજી કંપનીઓ ઊભી થતી. કેટલીક કંપનીઓમાં હમેશાં ફેરફારો થયા જ કરતા, છતાંય બધી જ જીવતી—સારી રીતે જીવતી—ટકતી હતી. આ દરમ્યાન જાણીતા દિગ્દર્શક તરીકે ખૂબ જ આગળ પડતી વ્યક્તિ—શિક્ષિત બધાં નાટકો લખનાર ડાહ્યાભાઈ ધોળશાજીએ (ઈ. સ. ૧૮૬૭–૧૯૦૨) મેદાન સર કર્યું. દુર્ભાગ્યે તે ૩૫ વર્ષની જુવાન વયે મૃત્યુ પામ્યા, પણ તેની જિંદગી ટૂંકી છતાં અતિ મહત્ત્વની હતી. જાતે અભ્યાસી કવિ અને શિષ્ટ કૃતિઓથી સમૃદ્ધ અને શક્તિદત્ત હોઈ આ ક્ષેત્રે તેમણે ઊંડાં મૂળ નાખ્યાં. તે પોતાના લોકોને બરાબર પૂરી ચીવટથી પિછાણતા હતા અને મોચી અને દરજી સોની અને માળી, ઠગ અને સાધુઓના પ્રતિનિધિ રૂપ પાત્રો પકડી પોતાની કૃતિમાં રજૂ કરતા. એમના લખાણમાં પણ શેક્સપિયરની અસર તો ખરી. 'અશ્રુમતી' નાટકમાં તે ભારે વાદવિવાદ પોકારે છે. ઈ. સ. ૧૮૯૩માં તે ગુજરાતમાં, અમદાવાદમાં પહેલું થિયેટર બાંધે છે. ખૂનના એક કાવતરામાંથી તે ઘવાયા છતાં ઊગરે છે. દુષ્કાળ અને પ્લેગના રાહત કાર્ય માટે તે એક લાખ રૂપિયાનું દાન કરે છે અને જુવાન વયે મૃત્યુ પામે છે. મોટા ભાગનાં તેમનાં લખાણો સંસ્કૃત સાહિત્યના ધારાની છાપ ધારણ કરે છે.[3]

---

૧. ખંભાતા: 'નાટકી અનુભવ'

૨. આત્મકથા—બાલગંધર્વ.

૩. જયંતી દલાલ.

નાટ્ય લેખકો

૧૮૯૦માં ઘણી વહેલી સ્થપાયેલી દેશી નાટક સમાજના એ માલિક થયા. સૈકાના આરંભમાં કંપનીએ વિવિધ નાટકો દ્વારા ઘણી સફળતાઓ પ્રાપ્ત કરી હતી. તેમનું આ કાર્ય સમયોચિત હતું. દેશી નાટકનું પ્રદાન (અર્પણ) સંગીન, રચનાત્મક અને દીર્ઘકાલીન હતું.

ડાહ્યાભાઈ પછી મુલાણી, વિભાકર, ફૂલચંદ, પ્રભુલાલ, બ્રહ્મભટ્ટ અને જામને કલમ કસી. વિભાકરે એની કૃતિઓને રાજકીય વળાંક આપ્યો. એ ફેરફાર આવકારદાયક હોવા છતાં, અલ્પજીવી નીવડયો. જામને પરંપરા જાળવીને સમય પ્રમાણે મર્યાદિત રહેવાનો અને રજૂઆતમાં સુધારણા કરવાનો પ્રયત્ન કર્યો, પણ એ નિષ્ફળ નીવડયો. ઈ. સ. ૧૯૨૦ સુધીમાં ઓછામાં ઓછી ૩૦૦ ઉપરાંત નાટકમંડળીઓ એક યા બીજી રીતે જામી ગઈ હતી; એમાંની મોટા ભાગની તો અલ્પ સમય માટે જ હતી. ઈ. સ. ૧૯૨૫ પછી એમનામાં સડો પેઠો અને એમાંની ઘણીખરી લોપ ભેગી થઈ પડી; ઈ. સ. ૧૯૫૦ સુધીમાં ભાગ્યે જ અડધો ડઝન જેટલી કંપનીઓ પોતાનું અસ્તિત્વ ટકાવી શકી હતી.

તેમના વિનાશનાં કારણો ઘણાં હતાં, એક બાજુ યુવાન અવેતનિક—શોખીન કલાકારો નવા પ્રયોગો, નવીન દૃષ્ટિબિંદુઓ અને ટૂંકાં વાસ્તવિક કથાવસ્તુ લઈને આગળ ધપતા હતા. કમભાગ્યે લેખકો થોડા હતા, પરંતુ તેઓ અસંખ્ય સુધારક અને પ્રસંગોપાત્ત ક્રાંતિકારી નવીન ઉકેલવાળા કોયડાઓની સતત શોધમાં હતા. પ્રાચીન પરંપરાગત કૃત્રિમતાઓને છોડીને તેઓ નવીન પંથે વળતા હતા. રજૂઆતની બાબતમાં તેઓ સ્પષ્ટ અને કુદરતી વલણવાળા હતા. સજાવટમાં સાદાઈ હતી, પ્રકાશ-યોજના સુધારી હતી, મેક-અપમાં પણ ધરખમ ફેરફાર થયો હતો, અને અવાજ પણ સુસંવાદી બનાવ્યો હતો. બીજી બાજુ પરંપરાને વળગી રહેનારાઓએ ફેરફારને નકાર્યો; કદાચ એમને માટે એમ કરવું મુશ્કેલ હતું. અત્યાર સુધી સ્ત્રીઓને બદલે પુરુષો પાઠ ભજવતા, એને સ્થાને નવા આગંતુકો એમને સ્થાને સ્ત્રીઓ લઈ આવ્યા. અને નાટ્યકૃતિઓ સરળતાથી ઉપલબ્ધ થતી હતી. મૂલ્યાંકનો પણ ઝડપથી — અતિ ઝડપથી બદલાતાં હતાં. ઈબ્સન અને મોલિયરનો પરિચય થતો જતો હતો. વિષય વસ્તુમાં નહિ તો ગીતો અને શૈલીમાં ટાગોરની અસર ઝિલાતી હતી. 'ધંધાધારીઓ'ને દોષિત ઠરાવનારાઓએ ઘણી દિશામાં ઘણી મોટી સિદ્ધિ મેળવી. તેમના પ્રયત્નો ઝાંખા અને અનિયમિત હતા. સ્વચ્છતા અને ચોક્કસતાનો એમાં અભાવ હતો. કાયમી બાંધ્યા મકાનનો લાભ એમને મળ્યો નહોતો, અને એટલા માટે નિયમિત તાલીમ એમને મળતી નહોતી.

દયાજનક સંસ્મરણો

નાટ્યકૃતિઓની પ્રતોનો મુદ્દો એ ગુજરાતની રંગભૂમિના ઇતિહાસનું એક દુ:ખદ પ્રકરણ છે. ઘણીખરી નાટક મંડળીઓ કોઈ ને કોઈ માલિકીની હતી. તે માલિક નર્યો વેપારી જ હતો; એમાંનો ભાગ્યે જ કોઈ નાટ્યલેખક કે દિગ્દર્શક હશે. એમાં અપવાદો હતા, પણ બહુ ઓછા. નાટ્યકૃતિના કાયદેસરના હક્કો લેખકના નહોતા, તેમ જ ભજવણી સમયે એ કૃતિઓ છપાતી નહોતી—એ સ્થિતિ દયાજનક અને શરમજનક ગણાય. અર્ધી સદી પછી આજે પણ, એમાંની ઘણીખરી નાટ્યમંડળીઓનું અસ્તિત્વ કોઈ પણ સ્વરૂપે ન હોવા છતાં, સેંકડો નાટ્યકૃતિઓ સંપૂર્ણપણે ઉપલબ્ધ થતી નથી. એમાંની કેટલીક કાં ખોવાઈ ગઈ હશે કે નાશ પામી હશે. એ સાચું કે કેટલીક કૃતિઓ પૂરેપૂરી તૈયાર થઈ રહે ત્યારે એકથી વધુ વ્યક્તિઓનું એ સર્જન બની હોય. મોટે ભાગે ગાયનો (ગીતો) બીજા જ કોઈએ લખ્યાં હોય અને એ વાત ખાસ છાની રાખવામાં આવતી. આ બધી બાબતો દુ:ખદ સંભારણાં જ મૂકતી ગઈ છે. હાલ જૂની નાટ્યપ્રતોને મેળવીને એમને છાપવાના થોડા ઘણા પ્રયત્નો થઈ રહ્યા છે, પણ એ રડતીનાં આંસુ લૂછવા જેવી વાત છે.

આપણે એ પ્રશ્નોનો વિચાર કરીએ છીએ તો પ્રતોના વિષય વસ્તુની પણ તપાસ કરીએ. એને માટે મહાકાવ્યો, શાહનામા, મહાભારત અને રામાયણનો, અન્ય પૌરાણિક કથાઓ સાથે, આશ્રય લેવાયો છે. ફલક તો વિશાળ અને વિવિધતાભર્યું હતું. મહાકાવ્યોની સાથે શેક્સપિયરની કૃતિઓ પણ પ્રેરણા અને કમાણીનું મુખ્ય અવલંબન હતું. ભક્તિરસનું વર્ચસ્વ હતું. શૃંગાર પુરબહારમાં હતો અને તે ગ્રાહ્ય હતો. ઇતિહાસની પણ સારી પેઠે રજૂઆત થતી હતી. સામાજિક પ્રશ્નો પણ વિગતે ચર્ચાતા હતા, પણ રાજકીય વસ્તુ, પ્રમાણમાં, ઓછું દેખાતું હતું. બ્રિટિશ સંપર્ક રંગભૂમિના વિકાસમાં એકમાત્ર ૧૮૭૩ના થિયેટર ઍક્ટના અપવાદ સિવાય ઘણી સહાય કરી હતી. આ કાયદાએ સ્વદેશા-ભિમાનની ભાવનાને તેમ જ રાષ્ટ્રીય રંગભૂમિને સંપૂર્ણપણે દફનાવી દીધી.[1]

પરંતુ આરંભના સમય દરમ્યાન તો શ્રીકૃષ્ણ જ રંગભૂમિના પ્રિયપાત્ર રહ્યા છે. એમનાં પરાક્રમોવાળું અને ભક્તિભરપૂર વાર્તા વસ્તુ જન-સમાજને આકર્ષતું હતું. એમનું વાર્તા-વસ્તુ, આસપાસ ગોઠવાતાં ગાયનો અને એની રજૂઆત ખૂબ લોકપ્રિય બનતી. પ્રેક્ષકગણને ગામડાનો કૂવો અને પીપળાના ઝાડને રજૂ કરતાં દૃશ્યો આહ્‌લાદક લાગતાં. કૃષ્ણકથાએ સમૂહનૃત્ય અને સમૂહગાનને પ્રેરણા આપી. આ સ્થળે ગુજરાતનું જીવન યોગ્ય રજૂઆત પામ્યું અને એની હૂબહૂ રજૂઆતમાં નટોએ પણ અનન્ય સિદ્ધિ પ્રાપ્ત કરી.

વિવિધ રીતે પરદેશી અસરો પડવા છતાં ગુજરાતી નાટકનું કાઠું સદાય સંસ્કૃત ઢબનું રહ્યું છે એની નોંધ લેવી રસપ્રદ છે. શેક્સપિયર અને અન્ય અસરો પડવા છતાં, સો વર્ષના પટમાં ભજવાયેલાં બસો ઉપરાંત નાટકોમાં, પ્રકટ રીતે તો અડધો ડઝન જેટલાં નાટકો પણ કરુણ અંતવાળાં નથી. એમાં જુદાં પ્રહસનો ગોઠવી દેવામાં આવતાં, અને પાછળથી મુખ્ય કથાપ્રવાહ સાથે એમને ભેળવી દેવાતાં. પરંતુ નાટકના સાદ્યન્ત ચણતરમાં તો ભરતાચાર્યનું જ અનુસરણ થતું. શેક્સપિયરને ઉત્તમ રીતે કે કનિષ્ઠ રીતે પૌરસ્ત્ય આકાર જ આપવામાં

૧. ડૉ. હરિપ્રસાદ દેસાઈ ૧૯૫૮, રંગભૂમિ પરિષદ

આવતો, અને સંસ્કૃત નાટકનું પગેરું એમાં શોધી શકાતું. ગુજરાતી નાટક એ ઘણાં તત્ત્વોનું મિશ્રણ છે, ભક્તિ/ભાંડના અને ફેરાવેશાઓએ એને દોરવણી આપી છે, બીજાઓએ એનું અનુસરણ કર્યું છે અને એમાં બહારની અનેક અસરોને એકરૂપ કરી દીધી છે. પરંતુ એનું મૂળભૂત હાડું તો સંસ્કૃત નાટકનું જ રહ્યું છે.

ધંધાદારીઓનો સારો જમાનો હતો. તેમનો ઉત્તમ સમય ઈ. સ. ૧૮૭૭થી ૧૯૧૫નો હતો. તેમના આરંભના પ્રયત્નો, એ સંજોગો જોતાં, ખૂબ ઊંચી કોટીના હતા, મહાકાવ્યકાળની સારી પેઠે નજીકના હતા. એમની પોતાની રીતે, એ સમયના અગ્રેસરો નિઃશંક હતા. એમનું કાર્ય કાળની કસોટીમાં ઠીક ઠીક વિજયી નીવડ્યું છે. એ કૃતિઓમાં કવિતાની સુંદર છાંટ છે. એકાદ નાટક હજારથી પણ વિશેષ વખત ભજવાયું એમ નોંધાયું છે. એ વસ્તુને આપણે સાબિતી તરીકે ધરી શકીએ એમ છીએ. નાટકની ભજવણી એકાદ શહેરમાં નહિ પણ અનેક નાનાં શહેરો અને કેટલીક વાર તો નાનાં ગામડાંમાં સફળ નીવડતી. અભિનય તો ઉત્તમ હતો. એમાં તો ગુજરાતે મોટા નટ ધુરંધરો આપ્યા છે, માત્ર હિંદ કે બર્મામાં જ એમની ખ્યાતિ પ્રસરી છે એમ નહિ, પણ યુરોપિયન વિવેચકોએ પણ એમની સિદ્ધિઓની નોંધ લીધી છે. અમૃત કેશવ નાયકે તો નામ કાઢ્યું છે. કલકત્તા અને લખનૌના પ્રેક્ષકોને એ સદાય મંત્રમુગ્ધ કરતા. વલ્લભ નાયક, માસ્ટર મોહન, બાલીવાલા, ખટાઉ અને જયશંકરે કરાંચીથી રંગૂન અને લાહોરથી મદ્રાસ સુધી સમગ્ર દેશમાં નામના મેળવી છે. રંગભૂમિના એક અંગ જેવા સંગીતને કદી દેશવટો અપાયો નહોતો. નવી રચનાઓ નવતા અને ઉત્સાહપૂર્વક રચાતી હતી અને એની ભૂમિકા હંમેશાં શિષ્ટ સાહિત્યની રહેતી. સંગીત-નાયક વાડીલાલ નાયકે અસંખ્ય ગાયનોને લાલિત્યભર્યા સ્વરોમાં રૂપાંતરિત કરેલાં જાણીતાં છે. એમના નામનું આજે પણ સમગ્ર હિંદના શિષ્ટ સંગીતકારોમાં અદબપૂર્વક સ્મરણ થાય છે. તખ્તાની પાછળ કાર્ય કરનાર પણ અસંખ્ય માણસો હતાં. તેઓ તેમની કામગીરી સંપૂર્ણ રીતે જાણતા હોવાથી ઓછામાં ઓછા પ્રયત્ને અને યોગ્ય ખર્ચથી કોઈ પણ પ્રકારનાં દૃશ્યો રંગભૂમિ પર યોજી શકતા. એ યાદ રાખવું જોઈએ કે એ સમયે અત્યારની વીજળી પ્રકાશની સગવડ સરળતાથી ઉપલબ્ધ થતી નહોતી, તેમ છતાં તેઓ પોતાની રીતે પોતાના ક્ષેત્રમાં ન હોય તેની પ્રતીતિ કરાવવામાં ગજબની સિદ્ધિઓ મેળવતા — મેળવી હતી.

૨૦૦ ધંધાદારી કંપનીઓમાંથી માત્ર થોડીક જ અસ્તિત્વ ટકાવી શકી એ સ્થિતિ દયાજનક છે. પરંતુ ભાવિ આશાસ્પદ છે. બનવું આવું છે કે જૂનું પલટાય છે, અને નવું આત્મવિશ્વાસપૂર્વક પોતાનો દાવો નોંધાવવા તત્પર હોય છે. રંગભૂમિને પુનર્જીવન આપવાની ભૂખ સંભળાય છે. લોકોને આનંદપ્રમોદ જોઈએ છે. જૂની મંડળીઓ અદૃશ્ય થઈ ગઈ છે, પણ નવી સારી સંખ્યામાં આકાર લઈ રહી છે. સમાજના જુદા જુદા વર્ગોમાંથી માણસો નાટક તરફ વળી રહ્યા છે, જૂના પૂર્વગ્રહો ઝપાટાબંધ દૂર થઈ રહ્યા છે અને નાત કે ધર્મના ભેદથી અળગા થઈને કંઈક કરી નાખવાની વૃત્તિથી યુવાન સ્ત્રી-પુરુષો આગળ આવી રહ્યાં છે. નાટ્યકલાના અભ્યાસ માટે નિયમિત વર્ગો ચાલે છે. રિપોર્ટરિ (repertoire)નું ક્ષેત્ર પહેલાંની જેમ વિસ્તૃત કરવામાં આવી રહ્યું છે.

નાટક, યુરોપિયન લેખકનું હોય કે અમેરિકન લેખકનું, તેમાં ક્રિયાનું તત્ત્વ સારું હોય તો નાટ્ય દિગ્દર્શક તે માટે ખૂબ શ્રમ લે છે. શેક્સપિયરથી શૉ સુધી જ એમની દૃષ્ટિ ફરતી નથી, પણ ટેનેસી વિલિયમ્સ, વિલિયમ આર્ચર, સાર્ત્ર અને આર્થર મિલર જેવા લેખકો તરફ પણ તેઓ હાથ લંબાવે છે. એ શુભચિહ્ન છે, કે જૂના નિષ્ણાતોની જેમ, ફરીથી તેમનામાં નાટક માટે તરસ જાગી છે, અને વાસ્તવિક કાર્ય તેમ તક પરિસ્થિતિની તેમને જરૂર છે. આ સમયમાંથી પાર ઊતર્યા બાદ રંગભૂમિનો છોડ અવશ્ય ઉદ્‌ભવશે — વિકાસ પામશે, ત્યાં સુધી સારાં રંગભવનો બાંધવાની જરૂર પણ વધશે અને લોકો દિગ્દર્શકોને તેમની જરૂરિયાતો પૂરી પાડશે.

દરમિયાનમાં, વિશાળ પાયા પર ગુજરાતની જૂની પરંપરાગત કલાને, ખાસ કરીને જૂના લોકનાટ્ય ભવાઈને પુનર્જીવિત કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે. નવાનવા નાટ્યવિષયો વિચારાઈ રહ્યા છે, અને આ બધા સત્પ્રયત્નોમાંથી નક્કર અને દીર્ઘકાળ સુધી અસર ઉપજાવી શકે એવું કંઈક ઉદ્‌ભવશે અને નવી રંગભૂમિ ફરી એક વાર સ્થપાશે તેમજ પોતાનાં મૂળિયાં દૃઢ રીતે નાખીને જોરદાર રીતે પોતાનો વિકાસ સાધશે. જેથી અનેકને એમાંથી પ્રેરણા મળતી રહેશે.

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)

*



# રંગભૂમિ

શ્રી. હરકાંત શુક્લ
(સચિવ, વિધાનસભા, ગુજરાત રાજ્ય)

સામાન્ય રીતે એવી માન્યતા પ્રચલિત છે કે, ગુજરાતની રંગભૂમિને માત્ર સો જેટલાં વર્ષ થયાં છે. પણ આ તો આધુનિક રંગભૂમિની વાત છે. સો વર્ષ પહેલાં ગુજરાતને ગામડે ગામડે હાલતીચાલતી રંગભૂમિ જેવાં ભવાઈ નામનાં લોકનાટકો થતાં. પણ આ બધાંની પહેલાં સંસ્કૃત નાટકો ગુજરાતમાં લખાયાં છે અને ભજવાયાં છે એવા અનેક દાખલાઓ છે. પ્રાચીન ગુજરાતમાં વલ્લભી કાળ એ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસનું ઉજ્જ્વળ પ્રકરણ ગણાય છે. ચોથા સૈકાથી સાતમા સૈકા સુધી બિહારનું નાલંદા અને સૌરાષ્ટ્રનું વલ્લભી એ હિંદનાં બે મહાન વિશ્વવિદ્યાલયો ગણાતાં અને દૂરદૂરના દેશોમાંથી વિદ્યાર્થીઓ, ભિખ્ખુઓ, શ્રમણો અને બ્રાહ્મણો વિદ્યાપ્રાપ્તિ માટે આવતા. વલ્લભીના મૈત્રક રાજાઓમાં ગુહસેન અને ધ્રુવસેન ઘણા સમર્થ પંડિતો, કવિઓ અને નાટ્યકારો ગણાતા. વલ્લભીનાં ત્રણસો વર્ષનો કાળ એ પ્રાચીન સાહિત્ય અને તત્ત્વચિંતન માટે ઘણો ઉપયોગી અને સમૃદ્ધ સમય ગણાય છે.

### શ્રીમાળ

વલ્લભી પછી સંસ્કૃત સાહિત્યનો સૂર્ય ગુજરાતના કંઠે આવેલા શ્રીમાળ ઉપર પ્રકાશવા માંડયો. ગુર્જરો ગુજરાતમાં આવ્યા ત્યારે તેમની પ્રથમ રાજધાની શ્રીમાળ હતી. સમય જતાં શ્રીમાળ એ પશ્ચિમ હિંદનું વિદ્યાનગર બની ગયું અને હજારો વિદ્યાર્થીઓ ત્યાં અભ્યાસ કરવા માટે આવતા. સંસ્કૃત સાહિત્યમાં સુપ્રસિદ્ધ થયેલ મહાકવિ માઘ શ્રીમાળના હતા.

### અણહિલપુર

દસમી શતાબ્દીમાં મૂળરાજ સોલંકીએ ઉત્તર ગુજરાત જીતી લઈને અણહિલપુરને રાજધાની બનાવી, જે પાટણ તરીકે ઓળખાયું. દસમી શતાબ્દીથી શરૂ થયેલો ત્રણસો વર્ષનો ચાલુક્ય કાળ એ ગુજરાતમાં સુવર્ણકાળ ગણી શકાય, જે વખતે ગુજરાતની સમૃદ્ધિ, સાહિત્ય, કાવ્ય, શિલ્પ, સ્થાપત્ય અને નાટ્યકલા ટોચે પહોંચેલાં હતાં. ચાલુક્ય વંશની સ્થાપના કરનારા મૂળરાજ સોલંકીએ સાહિત્યકારો, કવિઓ અને પંડિતોને ઉત્તરાપથમાંથી બોલાવી ગુજરાતમાં વસાવ્યા અને ગુજરાતી સાહિત્યધરતી સમૃદ્ધ બનાવી. મૂળરાજના પૌત્ર સિદ્ધરાજ જયસિંહના વખતમાં ગુજરાતનો સર્વદેશીય ઉત્કર્ષ થયો અને ઉજ્જૈન અને ધારાનગરીની પડતી થતાં હિંદમાં અણહિલપુર પાટણ પાંડિત્ય, સાહિત્ય અને કલાનું આશ્રયસ્થાન બની ગયું. આ પછી ગુજરાતમાં સાહિત્ય તથા કલાને સમૃદ્ધ બનાવવામાં રાજા કુમારપાળ અને જૈન મુનિ શ્રી હેમચંદ્રાચાર્યનો મોટો ફાળો છે.

### સંસ્કૃત નાટકો અને નાટિકાઓ

અણહિલપુરમાં સંસ્કૃત નાટકો લખાતાં, એટલું જ નહિ, પણ ભજવાતાં પણ ખરાં. એ નાટકો જોવા સેંકડો માણસો ભેગાં થતાં. આ બતાવે છે કે એ બધાં માત્ર પ્રાકૃત જ નહિ, પરંતુ સંસ્કૃત ભાષા પણ સમજતાં હશે. આ નાટકો ઘણે ભાગે રાજા અગર અમાત્યના હુકમથી અગર ધનિક વેપારીઓ મારફત રાજપ્રાસાદો, દેવમંદિરો અગર તો વિદ્યાશાળાઓમાં ભજવાતાં. સિદ્ધરાજના પિતા કરણ સોલંકીના વખતમાં કાશ્મીરના જાણીતા કવિ બિલ્હણે અણહિલપુર રહી 'કર્ણસુંદરી' નામનું કાવ્ય લખ્યું અને તેના ઉપરથી જે નાટ્યાંતર થયું તે આદિનાથ મંદિરમાં ભજવવામાં આવ્યું હતું. હેમચંદ્રાચાર્યના શિષ્ય દેવચંદે લખેલ 'ચંદ્રલેખા વિજય પ્રકરણ' નામનું નાટક કુમારપાળના દરબારમાં ભજવવામાં આવ્યું હતું. પ્રહ્‌લાદનદેવ રચિત 'પાર્થ પરાક્રમ વ્યાયોગ' અચલેશ્વરની સ્થાપના વખતે ભજવાયું. વિજયપાળ નામના નાટ્યકારે 'દ્રૌપદી સ્વયંવર' નામનું સંસ્કૃત નાટક ભીમદેવના રાજમહેલમાં વસંતોત્સવ વખતે ભજવ્યું હતું. રાજા અજયપાળના અમાત્ય યશપાલે લખેલ 'મોહરાજ પરાજય' નામનું નાટક બનાસકાંઠામાં આવેલ થરાદ ગામે ભજવાયું હતું. ઈ. સ. ૧૨૦૦માં રામભદ્રનું 'પ્રબુદ્ધ રોહિણેય' નામનું નાટક યશોધર અને અજયપાળ નામના ધનિક વેપારી તરફથી ઝાલોર નામના ગામમાં ભજવાયું હતું.

### ધોળકા

અણહિલપુર યુગનો અસ્ત થયા પછી અણહિલપુરનો રાજ્ય અને સાહિત્યવૈભવ ધોળકા ચાલ્યો જાય છે. ધોળકાના રાણા વીરધવલ વાઘેલાના બે અમાત્યો વસ્તુપાળ અને તેજપાળના પ્રયત્નોને અંગે ધોળકા સંસ્કૃત નાટકો અને સાહિત્યનું કેન્દ્ર બની જાય છે. આ વખતમાં થઈ ગયેલ જાણીતા નાટ્યકાર કવિ સોમેશ્વરનું નામ સંસ્કૃત સાહિત્યમાં ખૂબ જાણીતું છે. સોમેશ્વરનું 'ઉલ્લાઘરાઘવ' નામનું અષ્ટાંકી નાટક હજુ પણ પ્રસિદ્ધ છે. આ ઉપરાંત ગુજરાતમાં એકાંકી સંસ્કૃત નાટકો પણ લખાયાં છે, જેમાં સુભટનું 'દૂતાંગત' તથા બાલચંદ્રનું 'કરુણાવજ્રયુદ્ધ' જાણીતાં છે. આ સમયમાં જયસિંહસૂરિ નામના નાટ્યકારે

'હમીરમદમર્દન' નામનું પાંચ અંકી સંસ્કૃત નાટક લખ્યું હતું, જેમાં સિંધના રાજા હમીરને વીરધવલે વસ્તુપાળ તેજપાળની હોશિયારી વડે કેવી રીતે હરાવ્યો તેનું વર્ણન છે. ઈ. સ. ૧૪૫૯માં ચાંપાનેરમાં ગંગાધરે 'ગંગદાસપ્રતાપવિલાસ' નામનું નાટક લખ્યું હતું અને પાવાગઢના પ્રખ્યાત કાલી મંદિરમાં તે ભજવાયું હતું.

જામનગર

ઈ. સ. ૧૨૯૮માં મુસ્લિમ સત્તાનો ઉદય થતાં ગુજરાતની સંસ્કૃત નાટ્યકલાનો સૂર્ય લગભગ અસ્ત થાય છે અને પાંડિત્ય અને વિદ્વત્તાનો પુનર્જન્મ સૌરાષ્ટ્રમાં ઈ. સ. ૧૫૪૦માં સ્થાપેલ નવાનગર રાજ્યની રાજધાની જામનગરમાં થાય છે. સોળમી શતાબ્દીમાં જામસતાજી તરીકે જાણીતા થયેલ જામનગરના રાજવીના વખતમાં શ્રીકંઠ કવિએ 'રસકૌમુદી' નામનો નાટ્યકલા તથા સંગીતશાસ્ત્ર ઉપર લખેલો ગ્રંથ હજુ પણ ઉપલબ્ધ છે.

આધુનિક કાળમાં ગુજરાતમાં સંસ્કૃત નાટકોના લેખક તરીકે મોરબીના શીઘ્રકવિ મહામહોપાધ્યાય શંકરલાલ મહેશ્વરનું નામ ખૂબ જાણીતું છે. તેઓએ લખેલ ઘણાં સંસ્કૃત નાટકોમાંનું એક 'સાવિત્રી ચરિત્ર' નામના નાટક ઉપરથી ગુજરાતી ભાષાંતર કરી મોરબી આર્યસુબોધ નાટકમંડળીએ 'સત્યવાન સાવિત્રી' નામનું નાટક ભજવ્યું હતું અને એ ગુજરાતભરમાં ખૂબ જ લોકપ્રિય થયું હતું. ગુજરાતની સંસ્કૃત રંગભૂમિ ચૌદમી શતાબ્દીમાં લગભગ અસ્ત થઈ ગઈ. સંસ્કૃત નાટકોના અસ્તકાળ પછીના અંધારયુગમાં નાટ્યકલાનો દીવડો કોઈએ જલતો રાખ્યો હોય તો તે ગુજરાતના લોકનાટ્યકારોએ રાખ્યો હતો તેમ કહી શકાય.

લોકનાટ્ય — ભવાઈ

ભવાઈ એ ગુજરાતનું પ્રાચીન લોકનાટ્ય સ્વરૂપ છે. ભવાઈ એ શબ્દ ભાવવાહી શબ્દ ઉપરથી આવે છે તેમ માની શકાય. ભવાઈ પહેલાં પ્રાચીન લોકનૃત્ય હતું પણ સિદ્ધપુરના અસાઈત ઠાકર નામના એક બ્રાહ્મણે ભવાઈમાં ગીતો, સંવાદો અને અભિનય દાખલ કરી તેને નાટ્ય સ્વરૂપ આપ્યું. છેલ્લાં ચારસોથી પાંચસો વર્ષ થયાં આ સ્વરૂપ ગુજરાતમાં અસ્તિત્વમાં આવ્યું હોવાનું કહેવાય છે. આ લોકનાટ્યનો વ્યવસાય કરનારી ગુજરાતમાં એક ખાસ કોમ છે, જેને તરગાળા તરીકે ઓળખવામાં આવે છે. આ કોમે ગુજરાતી રંગભૂમિને ઘણા નામચીન નટો આપ્યા છે અને ગુજરાતી રંગભૂમિના વાચિક અને આંગિક અભિનય ઉપર એણે ઠીક ઠીક છાપ પાડી છે. ભવાઈના પ્રયોગો ખાસ કરીને આસો અને ચૈત્ર મહિનામાં માતાજીના મંદિર સામે અગર તો ચોરા પાસે ભજવાય છે. અસાઈત ઠાકરે સેંકડોની સંખ્યામાં ભવાઈને માટે વેશો લખ્યા હતા, જેમાંથી આજે જૂઠણ, છેલબટાઉ, કાનગોપી, લાડકો, જસમાઓડણ, વગેરે પચીસથી ત્રીસ જેટલા પ્રચલિત છે. ભવાઈનું મુખ્ય વાદ્ય લાંબાં ભૂંગળાંઓ હોય છે, જેના સ્વરો અને તાલ આખાયે પ્રયોગમાં આવતાં નૃત્ય અને સંગીતની પશ્ચાદ્ભૂમિકા બની જાય છે. ભવાઈ કરનારાની ટોળીમાં અમુક પાત્રો અને કામ કરનારાઓના નામો હોય છે, જેમ કે ભૂંગળિયો, કાંચળિયો, મશકચે, વેશગોર વગેરે. અને તે બધાને પોતાનાં કામો પ્રમાણે ગામડાંઓમાંથી જે ઉત્પન્ન થાય તેમાંથી ભાગ મળે છે. આજે મોટે ભાગે ઉત્તર ગુજરાત એ ભવાઈની મંડળીઓનું ઘરાણું ગણાય છે અને ત્યાં રહ્યાસહ્યા તરગાળા કોમના ભવાઈ કલાકારોએ હજુ સુધી આ લોકકલાના આત્માને સાચવી રાખ્યો છે. ગામડાંઓમાં ફરતી ભવાઈ મંડળીઓ ગ્રામજનતાને રીઝવતી અને મનોરંજન આપતી. પરંતુ સમય જતાં એમાં દાખલ થયેલ અશ્લીલ તત્ત્વોને લઈને ભવાઈ પ્રત્યે શિક્ષિત અને શહેરી સમાજને સૂગ ચડવા માંડી અને એ રીતે ભવાઈની કલાની ઠીક ઠીક ઉપેક્ષા કરવામાં આવી. આજે તો એ નષ્ટપ્રાય બની ગયેલ કલાને સાચવવી હોય તો થોડાઘણા રહેલા કલાકારોને રાજ્ય તરફથી પ્રોત્સાહન આપવું જોઈએ અને નાટ્યકલાની સંસ્થાઓએ નવા વેશો દાખલ કરી તેને જિવાડવા માટે સક્રિય પ્રયત્નો કરવા જોઈએ. આ દિશામાં આધુનિક ગુજરાતી નાટ્યકારોમાંથી કોઈએ પ્રયોગો કર્યા હોય તો તે ચંદ્રવદન મહેતા અને જશવંત ઠાકર છે.

ગુજરાતની રંગભૂમિ

ગુજરાતની પ્રચલિત રંગભૂમિને અસ્તિત્વમાં આવ્યે સો ઉપરાંત વર્ષ થયાં હોવાનું જણાવવામાં આવે છે. આ રંગભૂમિનો ઉદ્ભવ બ્રિટિશ કાળ દરમિયાન થયો છે, એટલે આજની ગુજરાતી રંગભૂમિ એ પ્રાચીન સંસ્કૃત રંગભૂમિની ઉત્ક્રાંતિનું સીધું પરિણામ નથી. સંસ્કૃત રંગભૂમિ અને આધુનિક ગુજરાતી રંગભૂમિ વચ્ચે લગભગ છસો વર્ષની એક ઊંડા અંતરની ખાઈ પડેલી છે. બીજી તરફથી ગુજરાતી રંગભૂમિનાં મૂળ 'ભવાઈ'માં પણ પડયાં નથી. કારણ કે, ભવાઈનો જે પ્રકાર, જે સાહિત્ય અને જે ઢાંચો છે, તેનો ગુજરાતી રંગભૂમિમાં સદંતર અભાવ જોવામાં આવે છે. ગુજરાતની આધુનિક રંગભૂમિનો જન્મ ઈ. સ. ૧૮૫૩માં પશ્ચિમ હિંદની અલબેલી નગરી મુંબઈમાં થયો છે. મુંબઈ એટલે અંગ્રેજો, પારસીઓ, મહારાષ્ટ્રીઓ, કાનડીઓ અને ઉત્તર હિંદવાસીઓની સંસ્કારિતાના આંતરપ્રવાહોનું કેન્દ્ર. ગુજરાતની રંગભૂમિ ઉપર મહારાષ્ટ્રની રંગભૂમિ અને મહારાષ્ટ્રની રંગભૂમિ ઉપર અંગ્રેજી રંગભૂમિની ઠીક ઠીક અસર થયેલ છે.

પારસી રંગભૂમિ

ગુજરાતની રંગભૂમિની શરૂઆત ઈ. સ. ૧૮૫૩માં કેટલાક સાહસિક પારસી ભાઈઓના હાથે થઈ છે, જેમાં દેશભક્ત દાદાભાઈ નવરોજીનું પણ નામ આવે છે. ૧૮૫૩માં પહેલી નાટકમંડળી મુંબઈમાં ઊભી થઈ હતી, તેનું નામ 'પારસી નાટક મંડળી' હતું. જેમાં નાટકકાર તરીકે કેખશરૂ કાબરાજીનું નામ ખૂબ જાણીતું હતું. આ પછી ૧૮૫૩–૧૮૬૯ના સમયમાં વીસ જેટલી નાટકમંડળીઓ ઊભી થઈ અને આ બધીના સંસ્થાપકો મુંબઈના ઘણાખરા પારસીઓ જ હતા, જેમાં ફરદુનજી દલાલ, કેખશરૂ કાબરાજી, કુંવરજી સોરાબજી, એદલજી ખોરી, દાદાભાઈ પટેલ, દાદાભાઈ ધુણી, નસરવાનજી ખાનસાહેબ, વિનાયક જગન્નાથ શંકરશેટ, ડૉ. ભાઉદાજી, નાબાભાઈ રાણીના, મંગળ-

દાસ નથુભાઈ, બાપુજી ત્રિલોકેકર, મનસુખરામ ત્રિપાઠી અને રણછોડ-ભાઈ ઉદયરામ હતા. પારસી મંડળીઓમાં ઝોરોસ્ટ્રિયન નાટક મંડળી, એલ્ફિન્સ્ટન નાટક મંડળી, વિક્ટોરિયા નાટક મંડળી, આલ્ફ્રેડ નાટક મંડળી તથા એમ્પ્રેસ નાટક મંડળી વગેરે હતી. પારસી નટોમાં ખુરશેદજી બાલીવાલા, સોરાબજી ઓગરા, તથા સોરાબજી કાત્રકનાં નામો જાણીતાં છે. નાટકો બધાં પારસી ગુજરાતીમાં લખાતાં અને વિષયો શાહનામા, અરેબિયન નાઈટ્સ અને યુરોપીય નાટ્યકારોની કૃતિઓમાંથી પસંદ થતાં. આમાંની કેટલીક પારસી નાટક મંડળીઓએ ઉર્દૂ ભાષામાં પણ નાટકો ભજવવાની શરૂઆત કરી અને કેટલીક કંપનીઓ તો આખા ઉત્તર હિંદમાં અને હિંદ બહાર પણ જઈ આવી હતી.

### ગુજરાતી રંગભૂમિ

આ વખતે મુંબઈની ગુજરાતી રંગભૂમિને રણછોડભાઈ ઉદયરામનો સાથ મળ્યો. અને ઈ. સ. ૧૮૬૦ની આસપાસ ગુજરાતી રંગભૂમિની વ્યવસ્થિત સ્થાપના થઈ. રણછોડભાઈ ઉદયરામને ગુજરાતી રંગભૂમિના આદ્યપિતા ગણી શકાય. રણછોડભાઈ ઉદયરામે લગભગ સોએક જેટલાં નાટકો લખ્યાં છે, જેમાં 'હરિશ્ચંદ્ર', 'નળ-દમયંતી', 'લલિતા-દુઃખદર્શક', 'મદાલસા' વગેરે શિષ્ટ નાટકો એ જમાનામાં ખૂબ જ લોકપ્રિય બન્યાં હતાં. ઈ. સ. ૧૮૭૮માં મુંબઈની કેટલીક પ્રાથમિક શાળાઓના શિક્ષકોએ એકઠા મળીને રણછોડભાઈ ઉદયરામના સાથ વડે ગુજરાતી નાટક મંડળીની સ્થાપના કરી, જે પછીથી મુંબઈ ગુજરાતી નાટક મંડળી તરીકે જાણીતી થઈ. એ મંડળીઓનાં નાટકો આપણે જોઈશું તો આપણને જણાય છે કે, આ નાટ્યપ્રવૃત્તિ શિક્ષિત માણસોના હાથમાં હતી, એટલું જ નહિ પણ સંસ્કાર-શિક્ષણ એ એમનો મુખ્ય હેતુ હતો. નાટકો દ્વારા લોકરુચિ કેળવવાનો અને લોકોને તંદુરસ્ત મનોરંજન આપવાનો રણછોડભાઈ અને તેમના સાથીદારોએ એક પ્રશસ્ત પ્રયત્ન કર્યો હતો.

### સૌરાષ્ટ્ર-ગુજરાતનો ફાળો

નાટ્યપ્રવૃત્તિ તળ ગુજરાતમાં ક્યારે શરૂ થઈ એના ઇતિહાસનાં મૂળ શોધવામાં આવે તો તેનું પગેરું હળવદ સુધી જાય છે. હળવદના વિદ્વાન બ્રાહ્મણોએ સંસ્કૃત નાટકોનાં અમુક દૃશ્યો ભજવવા માટે પહેલ કરી હોવાનું કહેવાય છે. એ દૃશ્યો સમાજના બધા ભાગને સુલભ બને તેટલા માટે ગુજરાતીમાં ભાષાંતર કરીને આ પ્રયોગો રજૂ કર્યા અને આમ થયા પછી ધીરે ધીરે આ પ્રવૃત્તિએ નાની એવી નાટક કંપનીનું સ્વરૂપ ધારણ કર્યું. આ પ્રવૃત્તિમાંથી છેવટે ઈ. સ. ૧૮૭૮માં મોરબીના વાઘજી આશારામ અને મૂળજી આશારામ નામના બે ભાઈઓ તથા વાંકાનેરના નાના અને મોટા ત્ર્યંબકે ગુજરાતમાં રંગભૂમિની પ્રવૃત્તિના વિકાસમાં નવો ઝોક આપ્યો. હળવદ, ધ્રાંગધ્રા, મોરબી અને વાંકાનેર એ સૌરાષ્ટ્રની નાટ્યપ્રવૃત્તિનાં કેન્દ્રો બન્યાં અને આજ સુધી આ વિભાગ તરફથી ગુજરાતી રંગભૂમિને ઉચ્ચ કોટિના નાટ્યલેખકો, નટો કે અભિનયકારો મળતા આવ્યા છે. જ્યારે મોરબી અને વાંકાનેરની મંડળીઓની સૌરાષ્ટ્રમાં બોલબાલા હતી, તે વખતે ઈ. સ. ૧૮૯૯માં અમદાવાદમાં ડાહ્યાભાઈ ધોળશાજીએ દેશી નાટક સમાજ સ્થાપીને નાટ્યપ્રવૃત્તિને ગુજરાતમાં કેન્દ્રિત બનાવી. સ્વ. ડાહ્યાભાઈ ઉચ્ચ કોટિના સાહિત્યકાર, નાટ્યકાર અને કવિ હતા તથા રણછોડભાઈએ નાટકો દ્વારા શિક્ષણ અને સંસ્કાર આપવાનો જે ઉદ્દેશ જાહેર કર્યો હતો, તેને ડાહ્યાભાઈ ધોળશાજીએ ઠીક ઠીક પ્રમાણમાં વેગ આપ્યો. ડાહ્યાભાઈનું 'અશ્રુમતી' નાટક મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ ભજવ્યું અને એ ગુજરાતભરમાં અને મુંબઈમાં ખૂબ જ વખણાયું.

### સાહિત્યકારોનો સાથ

ગુજરાતી રંગભૂમિના ઉદયકાળમાં શરૂઆતનાં ઘણાં વર્ષો સુધી ગુજરાતને સિદ્ધહસ્ત સાહિત્યકારોનો સાથ મળ્યો. રણછોડરાય ઉદયરામ ઉપરાંત મણિલાલ નભુભાઈ દ્વિવેદી, કાન્ત, ઝવેરીલાલ ઉમિયાશંકર, નથુરામ સુંદરજી, ગોવર્ધનરામ ત્રિપાઠી, આનંદશંકર ધ્રુવ વગેરે વિદ્વાનોએ આ પ્રવૃત્તિમાં ઘણો સહકાર આપ્યો અને રંગભૂમિની ઉત્તમ પ્રણાલિકાઓ જાળવી રાખી.

### ગુજરાતના નાટ્યકારો

શરૂઆતમાં નાટકો લખનાર નાટ્યકારો ઉચ્ચ કોટિના સાહિત્યકારો હતા. પણ તેઓ અને નાટક કંપનીના માલિકો જેઓનું દૃષ્ટિબિંદુ માત્ર વ્યાપાર અને દ્રવ્યોપાર્જન હતું, તેમની વચ્ચેનો સંબંધ લાંબો સમય સુધી ચાલ્યો નહિ. કંપનીઓના માલિકોની નાટ્યસાહિત્ય કે નાટ્યકલા કરતાં ટિકિટબારી ઉપર વધારે નજર હતી. એટલે લોકરુચિને ઘડવાને બદલે લોકરુચિ પાસે તેઓ ધીરે ધીરે ઘસડાવા માંડ્યા. લોકરુચિને અનુકૂળ થાય તેવાં નાટકો લખવાની શરૂઆત થઈ, છતાં પણ મૂળશંકર મુલાણી, ફૂલચંદ શાહ, પ્રભુલાલ દ્વિવેદી અને રઘુનાથ બ્રહ્મભટ વગેરે નાટ્યકારોએ ગુજરાતી રંગભૂમિના સંસ્કાર-શિક્ષણના ઉદ્દેશો સાચવી રાખ્યા. મુંબઈ ગુજરાતી નાટક મંડળી તથા ડાહ્યાભાઈ ધોળશાજીની દેશી નાટક સમાજ પછી અનેક નાનીમોટી નાટક મંડળીઓ ગુજરાતમાં છેલ્લાં સો વર્ષમાં અસ્તિત્વમાં આવી. આ બધામાં મુંબઈ ગુજરાતી નાટક મંડળી, મોરબી આર્યસુબોધ નાટક મંડળી, વાંકાનેર આર્યવર્ધક નાટક મંડળી, પાલીતાણા ભક્તિ-પ્રદર્શક નાટક મંડળી, હિંદ નાટક સમાજ, આર્યનૈતિક, વિદ્યાવિનોદ, રૉયલ નાટક મંડળી, લક્ષ્મીકાંત નાટક સમાજ વગેરે ઘણી લોકપ્રિય બની અને લાંબો વખત ટકી શકી. આ બધી નાટ્ય પ્રવૃત્તિમાં ગુજરાતની તરગાળા, નાયક, ભોજક, ગાંધર્વ, તથા સૌરાષ્ટ્રની મીર, લંઘા વગેરે કોમોનો નટો તરીકેનો મોટો ફાળો છે. અત્યાર સુધીમાં ગુજરાતી રંગભૂમિ ઉપર ત્રણેક હજાર જેટલા નાના મોટા નટો આવ્યા છે, જેમાં અમૃત કેશવ નાયક, જયશંકર ભોજક, બાપુલાલ, મોહન લાલા, માસ્તર મોહન વગેરે જાણીતા છે. ૧૯૦૦ પછી થયેલા નાટ્યકારોમાં મૂળશંકર મુલાણી, છોટાલાલ રૂખદેવ, ફૂલચંદ શાહ, હરિહર દીવાના, વિજયશંકર કાલિદાસ, નારાયણ વિસનજી ઠક્કુર, પ્રભુલાલ દ્વિવેદી, મણિલાલ પાગલ, રઘુનાથ બ્રહ્મભટ્ટ, કવિ વૈરાટી, જમન, ત્રાપજકર, પ્રફુલ્લ દેસાઈ, દામુ

સાગાણી વગેરે ધંધાદારી રંગભૂમિના ઉલ્લેખનીય નાટ્યકારો ગણી શકાય. ૧૯૨૦ પછી નાટકોનો સાહિત્યકારો સાથેનો સંબંધ તૂટતો ગયો અને 'નાટ્ય એક કલા છે અને સાહિત્યનો તે ઉત્તમ કોટિનો વિભાગ છે એ વાત વિસારે પડી. ભુમભરાડા પાડીને થિયેટરો ગજાવવાની બેતબાજીઓ, જોરદાર અભિનય, કૃત્રિમ ચેષ્ટાઓ અને ધમાચકડી અને ધમપછાડાવાળા ટેબ્લો વગેરેથી ગુજરાતની રસવૃત્તિ જુદા રંગે રંગાવા લાગી.

## ગુજરાતી રંગભૂમિનું પુનરુત્થાન

આ નાટકનો સાહિત્ય તથા કલા વચ્ચેના વૈમનસ્યનો સહુથી પહેલો ખ્યાલ આવ્યો મુંબઈના બૅરિસ્ટર શ્રી નરસિંહ વિભાકરને (૧૮૮૮–૧૯૨૫). એ વખતની રંગભૂમિને અધોગતિમાંથી ઉપર લાવવા માટે એમણે ઠીક ઠીક પ્રયત્નો કર્યા. દાખલો બેસાડવા માટે સાહિત્ય અને તખ્તાલાયકી માટે ઉચ્ચ ગણી શકાય એવાં નાટકો તેમણે આપ્યાં. જેમાં 'સ્નેહ સરિતા', 'સુધાચંદ્ર', 'મધુબંસરી', 'મેઘમાલિની' અને 'આબજેનાં બંધન' વગેરે સારી રીતે ભજવાયાં એટલું જ નહિ, પણ ગુજરાતની ધંધાદારી રંગભૂમિને નવી દૃષ્ટિ અને નવો ઝોક આપતાં ગયાં.

## અવૈતનિક રંગભૂમિ

વિભાકરના અવસાન પછી ગુજરાતી રંગભૂમિને આધુનિક દૃષ્ટિ આપવાનું કામ કનૈયાલાલ મુનશી અને ચંદ્રવદન મહેતાએ કર્યું છે. રંગભૂમિ ઉપર એમનાં નાટકોને સ્થાન આપવાનું કામ અવેતન કલાકારોએ કર્યું છે. આ રીતે લગભગ ૧૯૨૫થી અવેતન રંગભૂમિની શરૂઆત ગુજરાતમાં થાય છે. મુનશી અને ચંદ્રવદને પોતાની રીતે ગુજરાતનાં અવેતન મંડળોને તખ્તાલાયક નાટકો, આપ્યાં છે અને એ બંનેની આધુનિક રંગભૂમિ ઉપર ન ભૂંસી શકાય એવી છાપ છે. કનૈયાલાલ મુનશીએ ગુજરાતની રંગભૂમિને ૧૫–૧૬ જેટલાં નાટકો આપ્યાં છે, જ્યારે ચંદ્રવદને લગભગ ૪૦ જેટલાં પ્રયોગશીલ નાટકો લખ્યાં છે, જેમાંનાં ઘણાંખરાં ભજવાયાં છે. ગુજરાતી રંગભૂમિને તેની જૂની ઘરેડમાંથી બહાર લાવવા તથા નવું દૃષ્ટિબિંદુ આપવા આ બંને નાટ્યલેખકોએ અથાગ મહેનત કરી છે. આ પછી તો ગુજરાતમાં ઘણા નાટ્યકારો થયા, જેમાં રમણલાલ દેસાઈ, ઉમાશંકર જોશી, કૃષ્ણલાલ શ્રીધરાણી, ગુણવંતરાય આચાર્ય, ગુલાબદાસ બ્રોકર, ચૂનીલાલ મડિયા, જયંતિ દલાલ, જસવંત ઠાકર, ઝવેરચંદ મેઘાણી, દુર્ગેશ શુક્લ, ધનસુખલાલ મહેતા, નંદકુમાર પાઠક, પન્નાલાલ પટેલ, પ્રાગજી ડોસા, બટુભાઈ ઉમરવાડિયા, ભગવાનદાસ ભુખણવાલા, યશવંત પંડ્યા, શિવકુમાર જોશી વગેરેનાં નામો ગુજરાતના આધુનિક નાટ્યકારો તરીકે સુપ્રસિદ્ધ છે.

## ગુજરાતનું નાટ્યસંગીત

ગુજરાતની રંગભૂમિ અને મહારાષ્ટ્રી રંગભૂમિ—એ બંને લગભગ સાથે ઉદ્‌ભવ્યાં છે. છતાં પણ સંગીતની બાબતમાં જેટલું મહારાષ્ટ્રની રંગભૂમિ કરી શકેલ છે, તેટલું ગુજરાતની રંગભૂમિ કરી શકેલ નથી, એ નિર્વિવાદ છે. બ્રિટિશ કાળ દરમિયાન ગુજરાતમાં આવેલ બુઠ્ઠાપણાનું આમાં પ્રતિબિંબ પડે છે. ગુજરાતની રંગભૂમિની શરૂઆતમાં સાદાં અને સરળ ભજનો જેવાં ગીતો આપવામાં આવતાં અને એ રાગધારી ચીજો તરીકે ગવાતાં. શરૂ શરૂમાં રાજા ભર્તૃહરિ, સુરદાસ, કબીરવિજય, કંસવધ વગેરે નાટકોનાં ગીતો જનતાની જીભે ચડી જાય તેવા સરળ શબ્દો અને સ્વરવાળાં છે. મહારાષ્ટ્રની નાટક મંડળીઓ ઉચ્ચ કોટિના ઉસ્તાદો રાખી શિષ્ટ સંગીતનો મરાઠીમાં જે અનુવાદ કરવામાં આવ્યો છે, તેવો અનુવાદ સંગીતની દૃષ્ટિએ ગુજરાતી રંગભૂમિ ઉપર થયો નથી. હમીરજી ઉસ્તાદ અને પંડિત વાડીલાલ ગુજરાતી રંગભૂમિના ઉચ્ચ કોટિના સ્વરનિયોજકો ગણાય છે, છતાં પણ ગણનાપાત્ર સંગીત તેમનાં ગીતોમાંથી મળતું નથી તે નિર્વિવાદ છે. ૧૯૨૦ પછી જેમ ગુજરાતી રંગભૂમિનો સાહિત્ય સાથેનો સંબંધ તૂટ્યો તેવી જ રીતે ગુજરાતી રંગભૂમિનો શિષ્ટ સંગીત સાથેનો સંબંધ પણ તૂટી ગયો. ૧૯૨૦ પછીથી તો શિષ્ટ સંગીતની જે થોડીઘણી છાંટ હતી તે પણ નાટ્યસંગીતમાંથી નષ્ટ થઈ. આ કાળમાં જે જાતનાં સંગીત અને નૃત્યનો હ્રાસ આવ્યો છે, તેને આધુનિક ગુજરાત સદંતર ભૂલી જઈને જ ન્યાય આપી શકે તેમ કહીએ તો અન્યાય થયો નહિ ગણાય.

## આધુનિક રંગભૂમિ

ગુજરાતનાં અવૈતનિક મંડળોમાં નાટ્યકલાના વિકાસ માટે કોઈ જગ્યાએ સક્રિય પ્રયત્નો થયા હોય તો તે મુંબઈમાં થયા છે. કૉલેજોમાં થતાં નાટકો એ તો વર્ષમાં એક વખત થતી પ્રવૃત્તિનો પરિપાક હતો અને આગળના વખતમાં પણ કોઈ પણ કૉલેજમાં પદ્ધતિસરનું નાટ્યશિક્ષણ અપાતું નહિ તે હકીકત છે. આમ હોવા છતાં અમદાવાદ, મુંબઈ, સુરત, વડોદરા તથા ભાવનગરની કૉલેજોમાં આ પ્રવૃત્તિ ઠીક ઠીક વિકસવા માંડી. મુંબઈ અને અમદાવાદમાં આ પ્રવૃત્તિએ સક્રિય સ્વરૂપ લીધું અને ઇપ્ટા તથા નટમંડળ જેવી સંસ્થાઓએ પ્રજા પાસે નવું દૃષ્ટિબિંદુ અને નવી ઢબના પ્રયોગો રજૂ કર્યા. ઇપ્ટા તૂટી પડતાં છેવટે મુંબઈમાં ઇંડિયન નૅશનલ થિયેટર નામની સંસ્થાનો ઉદ્‌ભવ થયો. અવૈતનિક રંગભૂમિને સતત અને સ્થિર સ્વરૂપ આપવાનું કોઈએ સબળ કામ કર્યું હોય તો તે ઇંડિયન નૅશનલ થિયેટર છે. આ ઉપરાંત મુંબઈની રંગભૂમિ ઇત્યાદિ ઘણી નાની નાની સંસ્થાઓ છે જેઓએ રસપૂર્વક આ પ્રવૃત્તિ ખીલવવા માંડી છે. અમદાવાદમાં સ્વ. માવલંકરજીના પ્રયાસોથી અસ્તિત્વમાં આવેલ નટમંડળે ઘણું જોસભેર કામ ઉપાડ્યું. દિના પાઠક તથા જયશંકર સુંદરીના સહકાર્યથી 'મેનાગુર્જરી' નામના નાટકની રજૂઆત કરી અને અવૈતનિક રંગભૂમિને નવી યશકલગી અપાવી. વડોદરામાં મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના સંચાલન હેઠળ સંગીત, નૃત્ય અને નાટ્યની એક કૉલેજ શરૂ થઈ, જેમાં ચંદ્રવદન મહેતા તથા જસવંત ઠાકર જેવા સિદ્ધહસ્ત લેખકો અને નાટ્યકારોની પ્રોફેસરો તરીકે વરણી કરવામાં આવી અને વડોદરામાં નાટ્યપ્રવૃત્તિને નવું ઓજસ અને નવું ઉત્તેજન મળ્યું. ઉપરાંત નાટ્યકલાની શાસ્ત્રીય તાલીમ માટે નવી દિશાઓ ઊઘડી. મુંબઈ, અમદાવાદ ઉપરાંત

સુરત, ભાવનગર, રાજકોટ અને બીજાં નાનાં સ્થળોએ પણ નાટય પ્રવૃત્તિ જોસભેર શરૂ થઈ. જૂના સૌરાષ્ટ્ર રાજ્યે તો સંગીત નાટક અકાદમીની સ્થાપના કરી અને નાટય, સંગીત અને નૃત્યના વ્યવસ્થિત શિક્ષણ માટે પ્રબંધ કર્યો. બીજી તરફ મુંબઈ રાજ્યે નાટય મહોત્સવો યોજી અવેતન કલા તથા કલાકારોને સારું ઉત્તેજન આપ્યું અને નાટકોના વિકાસ માટે મનોરંજન ઉપરનો કર પણ નાબૂદ કર્યો.

આજે ગુજરાતમાં 'દેશી નાટક સમાજ' અને 'લક્ષ્મીકાંત નાટક સમાજ'એ જૂની રંગભૂમિના અવશેષો રૂપે હજુ અસ્તિત્વમાં છે, તેને ટકાવી રાખવા માટે જોશે પ્રયત્નો કર્યા છે, તે ધન્યવાદને પાત્ર છે. પરંતુ જ્યાં સુધી આધુનિક યુગને, આધુનિક જમાનાને અને માણસના સામાજિક જીવનને આ પ્રવૃત્તિ બંધબેસતી નહિ થાય ત્યાં સુધી એ લાંબો કાળ ટકી શકે એવું લાગતું નથી. હિંદુસ્તાનમાં બોલતી ફિલ્મ આવ્યા પછી ગુજરાતની નાટય પ્રવૃત્તિ ભાંગી ગયેલ છે. આજે બંગાળ સિવાય ઘણેખરે ઠેકાણે નાટય પ્રવૃત્તિ મરવા પડી છે. યુરોપમાં આવું બન્યું નથી. કારણ કે જે જાતનું મનોરંજન ત્યાં પીરસાય છે અને જે જાતની રજૂઆત ત્યાંની રંગભૂમિ કરી શકે છે તેને પરિણામે જે આનંદ સજીવ રૂપે ત્યાંની રંગભૂમિ પરથી મળે છે તે સિનેમા કદાપિ આપી શકતું નથી. એટલે યુરોપીય રંગભૂમિનું સ્થાન જેવું ને તેવું રહેલું છે. નાટયકલાને જો સાચી રીતે વિકસાવવી હશે તો બહુ મોટાં નહિ, પણ નાનાં નાનાં નાટયઘરો બાંધવામાં આવે અને સસ્તા દરે અવેતનિક મંડળોને મળે તેવો પ્રબંધ રાજ્ય તરફથી થવો જોઈએ.

નાટયકલા એ એક એવી કલા છે કે જે થોડોઘણો રાજ્યાશ્રય ન હોય તો તે લાંબો વખત ટકી શકતી નથી. ધંધો કરવા કે કમાવાના હેતુથી જ્યારે જ્યારે સાહસિક વેપારીએ નાટયપ્રવૃત્તિમાં ઝુકાવ્યું છે ત્યારે કાં તો તે તારાજ થયો છે અને કાં તો નાટય પ્રવૃત્તિ તારાજ થઈ છે. સમાજશિક્ષણ માટે નાટક એ ઘણું જ અસરકારક સાધન છે તે વાત ધ્યાનમાં રાખી સરકાર કેટલીક વિકાસ પ્રવૃત્તિઓને વેગ આપવા માટે પણ આનો ઉપયોગ કરી શકે છે. રાજ્યાશ્રય એ ગૌણ વસ્તુ ગણીએ તોપણ તેમાં ભાગ લેનારા જ્યાં સુધી શિક્ષિત સમાજ અને શિક્ષણ સંસ્થાઓ નહિ હોય ત્યાં સુધી સમાજમાં શિક્ષણ અને સંસ્કાર જે નાટય કલાનું કામ છે, એ સરી શકશે નહિ. બધી કલામાં નાટયકલા એ પ્રજાના બધા થરોને મનોરંજન અને શિક્ષણ આપી શકે છે એ હેતુ ધ્યાનમાં રાખી બીજા કોઈ કરતાં શિક્ષકો, પ્રોફેસરો અને વિદ્યાર્થીઓએ આ બાબતમાં હામ ભીડવી પડશે. સાથે સાથે રંગભૂમિને પ્રાંતીય ભાષાના વાડામાં ગૂંગળાવી મારવાને બદલે રાષ્ટ્રભાષામાં જ નાટકો આપવાનો જો પ્રયત્ન થાય તો ખાતરી છે કે આખા ભારતને આવરી લે એવી એક સંયોજિત નાટકકલા પણ આપણે ઉપજાવી શકીશું.



# ધર્મો

શ્રી. ગોવિંદલાલ ભટ્ટ
(નિયામક, રામાયણ વિભાગ, પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા)

## ગુજરાત: ધર્મની ભૂમિ

ગુજરાત ઘણો પ્રાચીન દેશ છે. લાંબી સમુદ્રની પટ્ટીને લીધે તેણે જગતની બીજી પ્રજાઓ સાથે વેપાર કરેલો છે. પુરાતત્ત્વ ખાતાના ખોદકામને પરિણામે રંગપુર અને લોથલ સુધી સિંધુ સંસ્કૃતિનાં ચિહ્નો-અવશેષો આજે આપણને જોવા મળે છે. દ્વારકામાં કૃષ્ણનો નિવાસ હોવાથી-અને કૃષ્ણ એ તત્ત્વજ્ઞાનીઓનો રાજા, યોગેશ્વર હોવાથી-ગુજરાતની મહત્તા મહાભારતકાળથી વધી છે. ગુજરાત ધર્મની ભૂમિ તરીકે પ્રસિદ્ધ થયું છે, ધર્મોનું સંગ્રહસ્થાન બન્યું છે.

### વૈદિક ધર્મ

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર (અને અસચ્છૂદ્ર) એ સમાજના ચાર વર્ણો સંસ્કારની દૃષ્ટિએ જુદે જુદે સ્થાને ઊભા રહેલા હતા. બ્રાહ્મણો વૈદિક ધર્મને અનુસરી કર્મકાંડ પ્રમાણે યજ્ઞો કરતા હતા, જ્ઞાનકાંડને અનુસરી બ્રહ્મનું ચિંતન કરતા હતા. બ્રાહ્મણ-સમાજને માટે, અને ક્ષત્રિય અને વૈશ્ય-સમાજને માટે પણ, વૈદિક ધર્મ સારું કાર્ય કરતો હતો. રાજાઓ વૈદિક યજ્ઞો કરતા હતા, વિદ્વાન બ્રાહ્મણોનું પૂજન કરતા હતા, અને તે રીતે પ્રજામાં સંસ્કૃતિની જ્યોતિ પ્રદીપ્ત રાખતા હતા. જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ એ ત્રણ માર્ગોથી પ્રજાને આધ્યાત્મિક સંતોષ મળતો હતો.

### વૈદિક ધર્મનો વિકાસ

બ્રાહ્મણો સામાન્ય રીતે જ્ઞાનમાર્ગને અને કર્મમાર્ગને અનુસરે છે. તેઓ શિવના ઉપાસક હોય છે અને શૈવધર્મને અનુસરે છે. શ્રીશંકરાચાર્યના સંપ્રદાયના અનુયાયીઓ હોય છે. શ્રીશંકરાચાર્યે દ્વારકામાં શારદાપીઠની સ્થાપના કરી પોતાના શિષ્ય સુરેશ્વરને પીઠ ઉપર બેસાડવાથી બ્રાહ્મણોને અદ્વૈત વેદાંતનો સારો લાભ મળ્યો છે. સામાન્ય રીતે ક્ષત્રિયો અને વૈશ્યો ભાગવત ધર્મને અનુસરનારા હોય છે, વિષ્ણુ અને તેના અવતારોની—ખાસ કરીને રામ અને કૃષ્ણની—ભક્તિ કરનારા હોય છે. ચંદ્રગુપ્ત મૌર્ય, ગુપ્તો અને મૈત્રક રાજાઓ પરમ માહેશ્વર હતા. આ પ્રમાણે ગુજરાતમાં બે મુખ્ય ધર્મો—શૈવ અને વૈષ્ણવ—પ્રચારમાં આવેલા છે. વળી વૈષ્ણવ ધર્મની જુદી જુદી શાખાઓ જોવામાં આવે છે, દા. ત. રામાનુજાચાર્ય અને રામાનંદના સંપ્રદાયો, છતાં સમાજનો મોટો ભાગ—ખાસ કરીને વૈશ્યો, વેપારીઓ—શ્રી વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગના અનુયાયીઓ બન્યા છે. આચારની શુદ્ધિનો આગ્રહ રાખી શ્રીસહજાનંદ મહારાજે સમાજના નીચલા થરનો ઉદ્ધાર કર્યો છે. વૈષ્ણવ ધર્મની મૂળ પવિત્રતાને ફરીથી જીવતી કરી છે. આજે ગુજરાતમાં પુષ્ટિમાર્ગથી બીજે નંબરે જ સ્વામીનારાયણ ધર્મ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. સૂર્ય, ગણપતિ અને દત્તાત્રેયની ઉપાસના આજે પ્રચલિત છે. તેનાં મંદિરો છે. શક્તિની ઉપાસના પણ ચાલુ છે અને બહુ લોકપ્રિય બનેલી છે. કાલિકા, અંબાજી અને બહુચરાજીની પૂજાનો ગુજરાતમાં સારો પ્રચાર થયેલો છે. કારવણની લકુલીશની મૂર્તિ પાશુપતદર્શનની સૂચક છે. આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતી ગુજરાતના છે. થિયૉસૉફી અને પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિઓ પણ સમાજને બહુ ઉપકારક થયેલી છે. શ્રી નૃસિંહાચાર્યજી અને શ્રી નથુરામ શર્માના સેવકો પણ આજે છે.

### બૌદ્ધધર્મ

ગુજરાત એ જૈનોનું સ્થાન છે. આજે જૈન ધર્મ ગુજરાતમાં બળવાન છે, સર્વ સ્થાને પ્રચાર પામેલો છે. બૌદ્ધ ધર્મના અનુયાયીઓ અને સાધુઓ ગુજરાતમાં ઘણા હતા. કાળક્રમે ભારતમાંથી બૌદ્ધ સંપ્રદાયનો નાશ થતાં ગુજરાતમાંથી બૌદ્ધ લોકો તિરોહિત થઈ ગયા. બૌદ્ધોના વિહારો, તેમની ગુફાઓ અને અશોકનો ગિરનાર ઉપરનો શિલાલેખ એટલું જ આજે બૌદ્ધ સંપ્રદાયના અવશેષો તરીકે આપણને મળે છે; કોઈ બૌદ્ધ અનુયાયીનાં (બુદ્ધ સોસાયટીના સભ્યો સિવાય) દર્શન થતાં નથી. અર્થાત્ ગુજરાતમાં આજે બૌદ્ધ સંપ્રદાય નથી.

પ્રાર્થના સમાજની સ્થાપના સરદાર ભોળાનાથ સારાભાઈએ ઈ. સ. ૧૮૭૧માં અમદાવાદમાં કરી છે.

### કૃષ્ણની ભૂમિ

ભગવાન કૃષ્ણે જ્યારથી ગીતાનો ઉપદેશ કર્યો ત્યારથી ગુજરાતમાં વૈષ્ણવ ધર્મ સ્વાભાવિક રીતે પ્રચલિત થયેલો છે અને કાળક્રમે બળવાન બનેલો છે. વાસ્તવિક રીતે તો કૃષ્ણ એ ગુજરાતનો આત્મા છે; અને જેમ વિષ્ણુના ચરણારવિંદમાંથી ગંગાનો પ્રવાહ વહે છે તેમ કૃષ્ણના મુખારવિંદમાંથી અધ્યાત્મવિદ્યાની સરિતા વહી રહી છે. અધ્યાત્મવિદ્યા એ તો કૃષ્ણની વિભૂતિ છે. મૌર્ય, શુંગ, ગુપ્ત, મૈત્રક અને સોલંકી વંશના રાજાઓના સમય સુધી શૈવ અને ભાગવત ધર્મો ગુજરાતમાં પ્રચારમાં રહેલા છે. કાર્તિકેયની ભક્તિ ગુજરાતમાં પ્રચલિત હતી. ગુપ્ત, મૈત્રક અને ચાલુક્ય રાજાઓનાં દાનપત્રો રાજાઓની ધાર્મિક ઉદારતા

પરમતસહિષ્ણુતા દર્શાવે છે. રાજાઓ પરમ માહેશ્વર અને પરમ ભાગવત તરીકે ઓળખાય છે. સર્વધર્મસમભાવની દૃષ્ટિને લીધે ગુજરાતમાં ઘણા ધર્મો સાથે સાથે પ્રચાર પામ્યા છે.

કર્મકાંડ

કઠ અને મૈત્રાયણી શાખાના અનુયાયીઓ, સામવેદ અને અથર્વ-વેદના બ્રાહ્મણો ફક્ત ગુજરાતમાં જ છે. માધ્યંદિન શાખાના—શુક્લ યજુર્વેદના, મહર્ષિ યાજ્ઞવલ્કયના—અનુયાયીઓ પણ સારા પ્રમાણમાં જોવામાં આવે છે. તેથી ગુજરાતમાં કર્મકાંડ જીવતો રહ્યો છે. ઋગ્વેદી બ્રાહ્મણો પણ ગુજરાતમાં જોવામાં આવે છે.

તીર્થસ્થાનો

ગુજરાતનાં તીર્થસ્થાનો ધર્મોનો સાચો ખ્યાલ આપી શકે છે. પૂજાને માટે જુદા જુદા દેવોનાં મંદિરો બાંધવામાં આવેલાં છે. એકલા નર્મદાના તીર ઉપર અસંખ્ય શિવાલયો જોવામાં આવે છે. ધ્યાનના શ્લોકો પ્રમાણે દેવોની અને દેવીઓની મૂર્તિઓ ઘડી તેમની પ્રતિષ્ઠા કરવામાં આવે છે. હિંદુઓનો સામાન્ય ધર્મ ઇષ્ટાપૂર્ત—યજ્ઞ કરવા અને કૂવો, તળાવ, મંદિરો વગેરે બંધાવવાં—હોવાથી કુદરતી રીતે અસંખ્ય દેવાલયો અસ્તિત્વમાં આવેલાં છે. ભૃગુપુર, સોમનાથ, માતૃગયા, સિદ્ધપુર, દ્વારકાપુરી, ડાકોર, મોઢેરા, ખેડબ્રહ્મા, શામળાજી, અંબિકા, કાલિકા અને બહુચરાજી, ગિરનાર, ગઢડા અને વડતાલ, શ્રી વલ્લભાચાર્ય અને શ્રી વિઠ્ઠલનાથજીની અનેક બેઠકો—આ બધાં સ્થાનોમાં આજે પણ પૂજાનો પ્રવાહ ચાલુ રહ્યો છે. આ તીર્થોની યાત્રા કરવા ભારતના જુદા જુદા ભાગોમાંથી દર વર્ષે અસંખ્ય માણસો આવે છે. અને દેશની ખરી એકતા કેટલી બધી દૃઢ છે એનો ખ્યાલ આ યાત્રાઓ ઉપરથી સહેલાઈથી આવી શકે છે. યાત્રાને નિમિત્તે ગુજરાતે દેશના જુદા જુદા ભાગોની પ્રજાને આકર્ષી છે.

સાંખ્યદર્શન

સાંખ્યમતના સ્થાપનાર કપિલ મુનિ સિદ્ધપુરમાં હતા. આજે ત્યાં તેમનો આશ્રમ જોવામાં આવે છે. ભરૂચ જિલ્લામાં ખંભાતના અખાત ઉપર કાવી ગામ છે તે પહેલાં બંદર હતું. ત્યાં કપિલ બ્રાહ્મણો વસેલા છે. આ ઉપરથી જણાય છે કે ગુજરાતમાં સાંખ્ય સંપ્રદાય પ્રવર્તેલો છે. ભાગવતમાં (સ્કંધ ૩) કપિલ મુનિનું વર્ણન છે. તેમાં તે દેવહૂતિને સાંખ્યમતનો ઉપદેશ આપે છે. પાશુપતમતની માફક સાંખ્યમતનો પણ પ્રચાર ગુજરાતમાં થયેલો છે. મૈત્રકોનાં દાનપત્રો અને ચીની યાત્રાળુ હ્યુએન્-ત્સંગની નોંધ ઉપરથી જણાય છે કે વલભીપુરમાં વૈદિક ધર્મના અનુયાયીઓ ઉપરાંત જૈનો અને બૌદ્ધો પણ સારા પ્રમાણમાં રહેતા હતા. હ્યુએન્-ત્સંગે વલભીપુરમાં બૌદ્ધધર્મની હીનયાન શાખાના હજારો ભિક્ષુઓ જોયા હતા. ગુહસેનના એક દાનલેખ ઉપરથી પણ જણાય છે કે હિનયાનના અઢાર પ્રભેદ ત્યાં પ્રવર્તતા હતા. ગુણમતિ અને સ્થિરમતિ નામના બોધિસત્ત્વો વલભીમાં રહેતા હતા. સ્થિરમતિએ તો પ્રખ્યાત ગ્રંથકાર વસુબંધુના ગ્રંથ ઉપર ટીકા તથા મહાયાન પંથના—યોગાચાર મતના—બીજા સ્વતંત્ર લેખો પણ લખ્યા છે. એમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાંતો શાંકરવેદાંતને એટલા બધા મળતા આવે છે કે બ્રાહ્મણ અને બૌદ્ધ વિજ્ઞાનવાદનો પરસ્પર સંબંધ હોવો જોઈએ એમ લાગે છે. વિજ્ઞાનવાદની વિચારધારાઓ વિષ્ણુ અને ભાગવત જેવાં પુરાણોમાં સ્પષ્ટ જોવામાં આવે છે. વેદાંતમાં વિજ્ઞાનવાદે પ્રવેશ કર્યો છે અને તેનો લાભ વેદાન્તે સારી રીતે ઉઠાવ્યો છે. અસંગ, વસુબંધુ અને સ્થિરમતિ એ ત્રણ મહાન વિજ્ઞાનવાદી આચાર્યોમાંથી એક—સ્થિરમતિ—તો ગુજરાતનું રત્ન છે એ હકીકત ગુજરાતનું ગૌરવ વધારનારી છે.

જૈનધર્મ

આ જ સમયમાં—ઈ. સ. પાંચમા સૈકાના મધ્યમાં—વલભીપુરમાં જૈનસંઘ મળ્યો અને ત્યાં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ નામના આચાર્યે જૈન સિદ્ધાંતોને પુસ્તકારૂઢ કર્યા, અને તે સર્વત્ર માન્ય થયા. તેથી એ આચાર્યશ્રી કેટલા બધા વિદ્વાન અને પ્રતિષ્ઠિત હશે તેનો ખ્યાલ આવે છે. ખેદની વાત એ છે કે આચાર્યશ્રીના અને તેમના શિષ્યોના રચેલા ગ્રંથો આજે આપણને મળતા નથી. મલ્લવાદી અને સિદ્ધસેન દિવાકર જેવા જૈન પંડિતો તો જૈન ધર્મના આધારસ્તંભો છે, અને તેઓ ગુજરાતનું ધન છે. મૈત્રક કાલના ઉદય સમયે ગુજરાતમાં જૈન ધર્મ બૌદ્ધ ધર્મની માફક—કદાચ એથીયે અધિક—પ્રચલિત હતો. સુરાષ્ટ્રમાં જૈન ધર્મનો પ્રચાર બાવીસમા તીર્થંકર નેમિનાથના સમયથી થયો ગણાય છે. આ પ્રચાર મૌર્યવંશના જૈન રાજા સંપ્રતિના સમયમાં વધુ વેગ પામ્યો હશે. એ પછી ક્ષત્રપોના સમયમાં પણ જૈન ધર્મને સારો આશ્રય મળતો હતો. ઉજ્જયન્ત રૈવતક (ગિરનાર), વિમલગિરિ—શત્રુંજય તીર્થ, મધુમતી (મહુવા), ભરુકચ્છનું અશ્વાવબોધ તીર્થ, પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી નાગાર્જુને સ્થાપેલું સેઢી નદી પરનું સ્તમ્ભનક (થામણા) તીર્થ, કચ્છનું શંખપુર તીર્થ (જે અરિષ્ટનેમિ સ્વામીના ચરિત સાથે જોડાયેલું છે.) ઇત્યાદિ અનેક જૈનતીર્થો ખ્યાતિ પામ્યાં હતાં. વિક્રમ સંવતના ચોથા શતકમાં આર્ય નાગાર્જુને વલભીમાં તૈયાર કરેલી જૈન આગમની વાચના તેમ જ સ્કન્દિલાચાર્યની માથુરી વાચના સાથે એ વલભી વાચનાને સરખાવીને વિ. સં. ૫૧૦ કે ૫૨૩માં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે વલભીમાં તૈયાર કરેલી એનાં પાઠાન્તરોની નોંધ સાથેની સર્વમાન્ય આગમ વાચના પરથી વલભીમાં જૈન ધર્મ છેક ગુપ્તકાળના અંત સુધી ઘણો પ્રચલિત રહ્યો જણાય છે.

આ ઐતિહાસિક બાબતોમાં દેવસેનસૂરિનાં પુસ્તકો મહત્ત્વનાં છે. તેના ઉપરથી જણાય છે કે, વિ. સં. ૧૩૬માં વલભીમાં શ્વેતાંબર સંપ્રદાય ઉત્પન્ન થયેલો છે, અને વિ. સં. ૧૩૯માં કંબલિક (વસ્ત્ર ધારણ કરનાર) સંપ્રદાય ઉત્પન્ન થયેલો છે. નાગાર્જુન (વિ. સં. ૩૫૭–૩૭૦), મલ્લવાદી (વિ. સં. ૪૧૪) અને દેવર્દ્ધિગણિ (વિ. સં. ૫૧૦–૫૨૩)ની પ્રવૃત્તિઓ પરથી સુરાષ્ટ્રમાં જૈન ધર્મનો વિકાસ છેક ગુપ્તકાલના અંત સુધી ચાલુ રહ્યો હોય એમ લાગે છે. પ્રાગ્-મૈત્રક કાલમાં આટલો બધો વિકાસ પામેલા જૈન ધર્મના પ્રચાર વિષે મૈત્રકકાલમાં ઘણી ઓછી માહિતી મળે છે. જે વલભીપુર જૈન ધર્મના મહાકેન્દ્ર તરીકે સૈકાઓથી પ્રસિદ્ધિ પામ્યું હતું તે હવે સ્વતંત્ર રાજ્યનું પાટનગર બન્યું હતું. તેથી ત્યાં જૈન ધર્મ પહેલાંના કરતાં પણ વધારે બળવાન બને એમ

આશ્રય રખાય પણ તે પ્રમાણે બન્યું હોય એમ જણાતું નથી. વલભીના મૈત્રક રાજાઓ પોતે મોટે ભાગે પરમ માહેશ્વર હતા, છતાં તેઓ અન્ય સંપ્રદાયો પ્રતિ ઘણો આદરભાવ દર્શાવતા હતા, અને બૌદ્ધ વિહારોનેય અનેક ભૂમિદાન દેતા હતા. પણ એમાંના કોઈ રાજાએ જૈનોના કોઈ સ્થાનકને કંઈ ભૂમિદાન દીધું હોવાનો એકેય લેખ મળતો નથી. સેનાપતિ ભટાર્કના સમયથી બૌદ્ધ ધર્મ તરફ ઢળેલા વલભીના મૈત્રક રાજાઓ જૈન ધર્મથી દૂર રહ્યા હોય એવો સંભવ છે.

### જૈનતીર્થો

મૈત્રકકાલમાં શત્રુંજય અને વલભી ઉપરાંત બીજાં અનેક સ્થાનોએ જૈનકેન્દ્ર સ્થપાયાં હતાં; ને વલભીનું કેન્દ્ર તૂટી પડતાં ત્યાંના શ્રાવકો મોઢેરામાં વસ્યા. આગળ સાહિત્યમાં સિદ્ધસેન દિવાકર ને મલ્લવાદીસૂરિની પરંપરા ચાલુ રાખે તેવા બે-ત્રણ મહાન વિદ્વાન આ કાલ દરમિયાન થયા. છઠ્ઠી સદીમાં થયેલા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ એ સર્વતંત્રસમન્વયનું પ્રતિપાદન આગમવાદી તરીકે જૈન શાસ્ત્રમાં અનુપમ સ્થાન ધરાવે છે. જૈન ધર્મના ઘણા મહત્ત્વના ગ્રંથો આ યુગમાં રચાયા છે. દિગંબર લેખકો પણ થયા છે. અને તેમણે પોતાના ધર્મનું કેટલુંક સાહિત્ય ઊભું કર્યું છે. મૈત્રકકાળમાં ઘણાં જૈન તીર્થધામો સ્થપાયાં છે. વસ્તુતઃ વલભી એ જૈન ધર્મનું પ્રાચીન તીર્થ હતું; અને ત્યાં આદિદેવ, ચંદ્રપ્રભુ, પાર્શ્વનાથ ને વીરની પ્રતિમા પ્રતિષ્ઠિત થઈ હતી. આદિદેવ એ પહેલા તીર્થંકર ઋષભદેવ છે, ચંદ્રપ્રભ એ આઠમા તીર્થંકર છે ને વીર એ ચોવીસમા તીર્થંકર મહાવીર વર્ધમાન છે. વલભીથી આદિદેવની પ્રતિમા કાશહૃદ, ચંદ્રપ્રભુની પ્રભાસ, પાર્શ્વનાથની હારિજ ને મહાવીરની શ્રીમાલ મોકલવામાં આવી હતી. શત્રુંજય એ ઋષભદેવનું પ્રસિદ્ધ તીર્થ હતું ને ત્યાં એ ઉપરાંત બીજા તીર્થંકર અજિતનાથની ને સોળમા તીર્થંકર શાંતિનાથનીયે પ્રતિમા હતી. રૈવતક (ગિરનાર) ગિરિ પર ત્યાં દીક્ષા, કેવલ ને નિર્વાણ પામેલા બાવીસમા તીર્થંકર નેમિનાથનું તીર્થ હતું, સ્તંભનક એ તેવીસમા તીર્થંકર પાર્શ્વનાથનું તીર્થ હતું, ને ભરુકચ્છ વીસમા તીર્થંકર મુનિસુવ્રતનું તીર્થ હતું. મોઢેરામાં મહાવીર સ્વામીનું તીર્થ હતું. વર્ધમાનપુરમાં પાર્શ્વનાથ ને શાંતિનાથનાં દેરાસર હતાં. વિવિધતીર્થકલ્પમાં જણાવેલાં ગુજરાતનાં અન્ય જૈન તીર્થોમાં તારણ (તારંગા)માં બીજા તીર્થંકર અજિતનાથનું, દર્ભપુરમાં સાતમા તીર્થંકર સુપાર્શ્વનાથનું, સિંહપુરમાં તેરમા તીર્થંકર વિમલનાથનું, દ્વારવતીમાં ચૌદમા તીર્થંકર અનંત સ્વામીનું, શંખપુર અને સ્તંભતીર્થમાં નેમિનાથનું, ને ખેટક ને વાયડમાં મહાવીર સ્વામીનું તીર્થ હોવાની માહિતી આપે છે. આ ગ્રંથ ચૌદમી સદીમાં રચાયેલો છે, પરંતુ એમાં જણાવેલી ઘણી વિગત અતિ પ્રાચીન હોઈ એમાં જણાવેલાં, આ તીર્થોમાંનાં ઘણાં તીર્થો મૈત્રકકાલ જેટલાં પ્રાચીન હોવા સંભવ છે. વલભીભંગના પ્રબંધમાં તીર્થંકરો ઉપરાંત અંબા ને ક્ષેત્રપાલની મૂર્તિનો ઉલ્લેખ આવે છે. વલ્લભીમાંની અંબાની મૂર્તિ ચંદ્રપ્રભુની મૂર્તિની સાથે પ્રભાસ ગયેલી. ઉજ્જયંત (ગિરનાર) પર એ કાલે અંબિકાનું સ્થાન મહત્ત્વનું ગણાતું હતું. આ કાલની પ્રતિમાઓમાં પણ મોટે ભાગે તીર્થંકરોની ને ક્વચિત્ અંબિકાની જ પ્રતિમાઓ મળી છે.

વલભીનાં તામ્રપત્રો ઉપરથી એ સમયની ધાર્મિક ઉદારતા અને સહિષ્ણુતાના પણ ઘણા પુરાવા મળે છે. વલભી રાજાઓનો રાજધર્મ શૈવ હતો એમ સ્પષ્ટ જણાય છે. આમ છતાં કેટલાક રાજાઓ અન્ય દેવોના ભક્ત હોય એમ જણાય છે. વૈષ્ણવ ધર્મ પણ સારા પ્રમાણમાં પ્રચલિત હોય એમ હર્ષવર્ધનના વૈષ્ણવ ધર્મથી અને ત્રૈકૂટકોના એ ધર્મના સેવનથી સ્પષ્ટ થાય છે. જૈન ધર્મનું જોર એ સમયે ગુજરાતમાં સંપૂર્ણ જામ્યું હતું અને વલભી રાજ્યની શરૂઆતની લગભગમાં જ દેવર્દ્ધિગણિએ જૈન સાધુઓની પરિષદ વલભીનગરમાં (ભાવનગર પાસે) ચર્ચા માટે બોલાવી હતી એવો ઉલ્લેખ છે. વલભીનો એક રાજા ધર્મપટ્ટ અથવા ધર્મપટુ પરમાદિત્ય સૂર્યનો ભક્ત હતો, અને સૂર્યપૂજા એ પાછી પણ ગુજરાતમાં પ્રચલિત હતી, એ સૂર્યનાં મંદિરોના આજે પણ જે અવશેષો છે તે ઉપરથી માલૂમ પડે છે. મોઢેરાના પ્રાચીન સૂર્યમંદિર ઉપરાંત વડોદરામાં પણ એક કલામય સૂર્યમંદિર છે, અને સામે વાવ છે. આનું પુરાતત્ત્વ ખાતું રક્ષણ કરે છે. સૂર્યની પૂજા ગુજરાતમાં એક વખત વધારે વ્યાપક હતી એમ માનવાને લેખો અને પુરાણોના ઉલ્લેખો ઉપરથી કારણ મળે છે. કાર્તિકેયની પૂજાની બાબત આપણે પહેલાં જોઈ છે. એક વાત સાચી કે, ગુજરાતનો મુખ્ય રાજધર્મ તો ઘણા પ્રાચીન સમયથી શૈવ ધર્મ જ હતો, વલભીના સમયમાં પણ એ જ ધર્મ રાજધર્મ હતો. બૌદ્ધ ધર્મ પણ એ સમયે ગુજરાતમાં સારા પ્રમાણમાં પ્રચલિત હતો એ યુવાંગચંગ ચીનીના ઉલ્લેખોથી માલૂમ પડે છે. ખંભાત અને કાઠિયાવાડને કિનારે બૌદ્ધ મૂર્તિઓ મળી છે, અને બૌદ્ધ વિહારોના પણ ઘણા ઉલ્લેખો મળે છે. એ સમયે મંદિરો લાકડાનાં અને ઈંટોનાં બંધાતાં હતાં. ગુફાઓનાં મંદિરો પણ મળે છે. પથ્થરનાં મંદિરો સોલંકી સમય સુધી થતાં ન હતાં.

### વલભીનું વિદ્યાપીઠ

વલભીનગર વિદ્યા અને સંસ્કારનું પણ એ સમયે ભારતવર્ષમાં એક મોટું કેન્દ્ર હતું, અને અખિલ ભારતમાં ગણી શકાય એવું વિશ્વવિદ્યાલય પણ વલભીમાં હતું. વલભીના રાજાઓ પોતે વિદ્વાન અને સંસ્કારી હતા અને વિદ્વાનોને ઉત્તેજન આપતા હતા. સોમદેવના કથાસરિત્સાગર નામના ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કે, ઉત્તર હિંદના અંતર્વેદી જેવા પવિત્ર સ્થળમાં રહેનાર વિષ્ણુદત્ત નામનો માણસ વિદ્યા પ્રાપ્ત કરવા વલભી જાય છે, ભટ્ટિકાવ્ય (અથવા રાવણવધ) વલભીમાં જ રચાયેલું છે. ચીની મુસાફર ઇત્સિંગ લખે છે કે ચીનના વિશ્વવિદ્યાલય સાથે સરખાવી શકાય એવાં હિંદમાં માત્ર બિહારમાં નાલંદા અને વલભી એમ બે વિશ્વવિદ્યાલયો હતાં. ધર્મમાં ઉદારતા સાથે સમાજમાં પણ એ સમયે બહુ સંકુચિતપણું આવ્યું હોય એમ જણાતું નથી. આનંદપુર (વડનગર)ના બ્રાહ્મણોનો બ્રાહ્મણો તરીકે ઉલ્લેખ છે. ભૌગોલિક સ્થળો ઉપરથી જ્ઞાતિઓ એ સમયમાં થઈ હોય એવા આધાર મળતા નથી. વર્ણવ્યવસ્થા તો પ્રાચીન સમયથી ચાલી આવે છે, પરંતુ એમાં નાના ભાગલા પડ્યા ન હતા.

### ગુજરાતમાં વધુ જાતિઓનું ભ્રમણ

ઘણા દેશોના ઇતિહાસમાં ભ્રમણયુગો તો આવ્યા હશે, પરંતુ ગુજરાતના ઇતિહાસમાં જેટલા ભ્રમણયુગો આવ્યા છે એટલા અને એવા ભ્રમણયુગો કોઈ દેશના ઇતિહાસમાં ભાગ્યે જ આવ્યા હશે. પંજાબમાંથી ઘણાં પરદેશી આક્રમણો હિંદમાં આવ્યાં છે, પણ પંજાબમાં આર્ય જાતિની મોટી વસ્તી મોટે ભાગે કાયમ રહી છે, પછી ધર્મે તે જાતિઓ આજે હિંદુ હોય કે અન્યધર્મી હોય. એ જ પ્રમાણે વધતા-ઓછા પ્રમાણમાં બીજા વિભાગોમાં અને દેશોમાં થયું છે. પરંતુ ગુજરાતમાં જાતિઓની જેટલી વિવિધતા છે, તેટલી ભાગ્યે બીજી કોઈ જગ્યાએ હશે. પછી ભલે ગુજરાતમાં હિંદુ ધર્મ પાળનારા વધારે હોય.

### ભ્રમણનું કારણ

આમ થવાનું કારણ વિચિત્ર છે. ગુજરાતની ભૂમિએ ઘણા ભ્રમણયુગો જોયા છે. ઘણી જાતિઓને ગુજરાતે આશ્રય આપ્યો છે. ઘણી જાતિઓ ગુજરાતમાં આવી છે, વસી છે અને પ્રજામાં મળીને ઓતપ્રોત થઈ ગઈ છે. ઘણી જાતિઓ ગુજરાતમાં થઈને જમીન કે દરિયામાર્ગે બીજા દેશોમાં જતી રહી છે; ઘણી દેશાવરોમાંથી આવીને ગુજરાતમાં વસી છે, અથવા તો ગુજરાતમાં થઈને ભારતમાં પ્રસરી છે. દરિયા કિનારાને લીધે અને વેપારના પ્રાધાન્યને લીધે અનેક દેશાવરોની સાથે આવજા અને આપલેના ગાઢ સંબંધને લીધે ગુજરાતે આ સ્થિતિ ભોગવી છે. એ જ કારણને લીધે રાજ્યોના ત્રાસથી નાઠેલા લોકોએ પણ ગુજરાત મારફતે આવજા કરી છે.

### પ્રાગૈતિહાસિક ભ્રમણો

આવો સૌથી પહેલો ભ્રમણયુગ પ્રાગૈતિહાસિક સમયની પણ પૂર્વે વૈદિક સમયમાં દેવો અને અસુરોનો સંગ્રામ—આર્યો અને અસુરોનાં યુદ્ધો—વખતે થયો છે. સિંધુ અને સરસ્વતીનાં મુખો આ ભૂમિમાં હોવાથી અને અસુરોનાં મોટાં થાણાં પણ ત્યાં જ હોવાથી હારેલા અસુરો હિંદના બીજા ભાગોમાંથી આ તરફ આવતા ગયા અને દક્ષિણમાં અને સમુદ્રના દ્વીપોમાં ચાલ્યા ગયા. રહ્યા તે આર્ય સંસ્કૃતિમાં સમાઈ ગયા. પ્રાગૈતિહાસિક સમયની છતાં યાદવ જાતિ તો ઐતિહાસિક છે. અને આ જાતિ—પછી તે ગમે તે મહાજાતિની પેટા જાતિ હોય—ગુજરાતમાં બહારથી જ આવી છે, ગુજરાતમાં વસી છે, ગુજરાતની કેટલીક રાજપૂત નાની જાતિઓનું મૂળ બની છે, અને શત્રુઓનાં આક્રમણોથી દક્ષિણમાં જઈને પણ વસી છે. આ બીજો ભ્રમણયુગ કહી શકાય.

### ત્રીજો અને ચોથો ભ્રમણ યુગ

આ પછીના લાંબા અંધકારયુગમાં પણ આવાં ભ્રમણો થયાં હશે. તેને માટે અનુમાન કે કલ્પનાને પણ સ્થાન નથી. વળી વેપારી કોમો પરદેશથી આવીને વસી હશે કે આવીને ચાલી ગઈ હશે. આભીરો, બર્બરો વગેરે જાતિઓ આજે સૌરાષ્ટ્રની કેટલીક કેટલીક જાતિઓનું પ્રાચીન મૂળ હશે. જે ગ્રીકોને લીધે હિંદની નૈઋત્ય દિશામાં પૌરાણિકોને યવન-દેશ ગણવો પડ્યો તે યવનો દેશ કરીને વસ્યા પછી બધા પાછા નહિ ગયા હોય. આ બધી જાતિઓને માટે પૌરાણિક યુગમાં વૈષ્ણવ ધર્મની યોજના કરીને તેમને ભારતના મૂળ સમાજમાં ભેળવી દેવાનો સ્તુત્ય પ્રયાસ કરવામાં આવ્યો છે. ભાગવતધર્મની આ સેવા અપૂર્વ છે. ભાગવત પુરાણ (૨. ૪. ૧૮) કહે છે કે—

> किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा
> आभीरकङ्का यवनाः खसादयः ।
> येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः
> शुध्यन्ति तस्मै प्रभविष्णवे नमः ॥

કિરાત, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, આભીર, કંક, ખસ—શક, સીથિયન, યવનો—યુનાનવાસીઓ અને બીજા પણ જે પાપમાર્ગે જનારા હતા તે બધા જે ભગવાનના ભક્તોનો આશ્રય કરવાથી શુદ્ધ થતા હતા તે ભગવાન વિષ્ણુને નમસ્કાર હો! આ પ્રમાણે શક, ક્ષત્રપો, ઈરાની પહેલવીઓ વગેરે ઈ. સ.ની શરૂઆતમાં આવ્યા અને પશ્ચિમ હિંદમાં પ્રસરી ગયા. કેટલાક દક્ષિણમાં પણ ગયા. આ બધાની અવર-જવરનું મુખ્ય સ્થાન ગુજરાતની ભૂમિ બની હતી એ એમના ઇતિહાસ ઉપરથી જણાય છે. આ લોકો પણ એ સમયમાં ભ્રમણ કરી ગુજરાત અને બીજા ભાગોમાં હિંદુ સમાજમાં સમાઈ ગયા છે. ક્ષત્રપોથી વલભી રાજ્યના ગાળાને આપણે ત્રીજો ભ્રમણયુગ કહી શકીએ. આ સમય પછી પણ ઘણી સદીઓ સુધી ભ્રમણો ચાલુ રહ્યાં હતાં. ગુર્જરો પોતે જ પરદેશથી આવેલી જાતિ છે અને એના ઉપરથી જ આખા વિભાગને ગુજરાત નામ મળ્યું છે. આ જાતિ હિંદુસ્તાનની બહારથી આવી ભિન્નમાલ, ભરૂચ, કનોજ વગેરે જગ્યાઓએ રાજ્ય કરી આનર્ત, સુરાષ્ટ્ર અને લાટની ભૂમિને પોતાનું નામ આપી આજે ક્યાં અદૃશ્ય થઈ ગઈ તે હજી સુધી સ્પષ્ટ થયું નથી. એ ભૂમિ ઉપર સોલંકીઓનું રાજ્ય સ્થપાયું ત્યાં સુધીના સમયને ચોથો ભ્રમણયુગ કહી શકીએ.

### પારસી ધર્મ

આ ભ્રમણયુગમાં એક મહત્ત્વનો અને ગુજરાતને શોભા આપનારો એક મોટો બનાવ એ બન્યો કે, પારસી જાતિ ઈરાનથી ગુજરાતમાં આવી અને ગુજરાતમાં સારો આશ્રય મળવાથી સો ટકા ગુજરાતી બની ગઈ. ઈરાનના મહાન પેગંબર જરથોસ્તે પવિત્રતાનો અને સૂર્ય અને અગ્નિની પૂજાનો જે ધર્મ ઉપદેશ્યો તે જરથોસ્તી ધર્મ અથવા પારસી ધર્મ કહેવાય છે. આ ધર્મને લગતાં મૂળ પુસ્તકો ચાર ભાષામાં છે: અવસ્તા, પહેલવી, પાઝંદ અને ફારસી. તેમાં અવસ્તાનાં પુસ્તકો સૌથી જૂનાં છે. એ પુસ્તકો સાધારણ રીતે 'ઝંદ અવસ્તા'ના નામથી ઓળખાય છે. અવસ્તા ભાષા અને વેદની સંસ્કૃત ભાષા વચ્ચે બહુ સરખાપણું છે. તે ઉપરથી વિદ્વાનો અનુમાન કરે છે કે, હિંદીઓ અને ઈરાનીઓ ઘણો વખત સાથે રહેલા હોવા જોઈએ. અથો જરથુસની પહેલાં હિંદી અને ઈરાની આર્યોનો ધર્મ મૂળ એક જ હતો. જૈન ધર્મનાં ત્રણ રત્નોની માફક આ ધર્મમાં પણ ત્રણ રત્નો છે: વિચારની પવિત્રતા, વાણીની પવિત્રતા અને

ક્રિયાની પવિત્રતા. ધોળો રંગ પવિત્રતાનો સૂચક છે, તેથી પારસીઓ ધોળાં વસ્ત્રો જ પહેરે છે. ઉદ્યોગ કરવો, ખેતી કરવી, સ્વચ્છ રહેવું વગેરે જનહિતનાં તથા સામાન્ય તંદુરસ્તીનાં કાર્યો પણ, પ્રભુભક્તિ ઉપરાંત, અહુરમઝ્દના ધર્મનો જ ભાગ છે. આ કારણથી જરથોસ્તી ધર્મમાં સંન્યાસની સંસ્થા છે જ નહિ. વળી, આ ધર્મમાં ખેતીવાડીનો મહિમા ખાસ કરીને વર્ણવ્યો છે, ગાયમાતાની સેવા ઉપદેશી છે, અને અનાજની વાવણી કરવી એ કામને ધર્મની વૃદ્ધિ કરવા બરાબર ગણ્યું છે. મનુષ્યને પ્રકાશમય પરમાત્માનું દર્શન ખાસ કરીને 'ખોરદાદ' (સૂર્ય) અને આતશ (અગ્નિ)માં થાય છે. માટે સાંજ-સવાર નદી કે દરિયાકાંઠે જઈ સૂર્યની ઉપાસના કરવી તથા અગ્નિને નિત્ય બળતો રાખી એની પૂજા કરવી એમ જરથોસ્તી ધર્મનો મુખ્ય વિધિ છે. હિંદુસ્તાનમાં આવી વસેલા પારસીઓ જરથોસ્તી ધર્મ પાળે છે. તે ઉપરાંત ઈરાનમાં એ ધર્મના અનુયાયીઓની કેટલીક વસ્તી છે. એ ધર્મના બે પંથ છે: કદમી અને શહેનશાહી.

#### પારસીઓનું ગુજરાતમાં આગમન

ઈરાનનો છેલ્લો પારસી બાદશાહ યઝદઝર્દ ઈ. સ. ૬૪૧માં હાવંદની લડાઈમાં હાર્યો અને માર્યો ગયો અને ઈરાન મુસલમાનોના તાબામાં ગયું. ત્યાર પછી ઈ. સ. ૬૯૭માં પારસીઓ ઈરાનમાંથી નાસીને છેવટે હિંદુસ્તાનમાં આવ્યા અને પોતાનો ધર્મ સાથે લાવ્યા. પવિત્ર અગ્નિ—આતશ બહેરામ—ને પણ તેઓ જોડે લાવ્યા હતા. પ્રથમ તેઓ સૌરાષ્ટ્રના દીવ બંદરે ઊતર્યા, અને ઓગણીસ વર્ષ પછી દરિયાઈ માર્ગે દક્ષિણ ગુજરાતમાં સંજાણ ગયા. તેથી કેટલાક પારસીઓની અટક 'સંજાણા' પડેલી છે. ત્યાંના રાણાએ કેટલીક શરતો સાથે તેમને આશ્રય આપ્યો. ઈ. સ. ૧૩૫૦માં અલાઉદ્દીન ખીલજીએ સંજાણ ઉપર ચડાઈ કરી ત્યારે રાણા તરફથી પારસીઓ સારી રીતે લડ્યા હતા. આખરે હાર થવાથી તેઓ નાસીને વાંસદા, નવસારી એમ વેરાઈ ગયા. ઉદવાડામાં તેમણે મોટી અગિયારી તથા ઈરાનથી સાથે લાવેલો પવિત્ર અગ્નિ (આતશ બહેરામ) રાખેલો છે. તેથી ઉદવાડા પારસીઓનું તીર્થ ગણાય છે. ઉદવાડા દક્ષિણ ગુજરાતમાં વલસાડથી દસ માઈલ દક્ષિણે છે.

#### પારસીઓની દેશસેવા

પારસીઓની વસ્તી લગભગ સવા લાખ છે. તેઓ પોતાની જાતિની પવિત્રતા જાળવવા બહુ કાળજી રાખે છે. તેમનો મોટો ભાગ મુંબઈમાં રહે છે, છતાં વલસાડ, ઉદવાડા, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, ભાવનગર વગેરે સ્થળોએ પણ તેમની સારી વસ્તી છે. તેઓ દયાળુ, ઉદાર અને વિનોદી છે, બીજાઓને અનુકૂળ થઈ જવાની કળા સારી રીતે જાણે છે. તેઓ દાનેશ્વરી છે. શ્રી જમશેદજી ટાટા અને શ્રી કાવસજી જહાંગીર જેવા દાનેશ્વરીઓએ ઘણી ઉદારતાથી, નાતજાતના ભેદ વિના, મોટી સખાવતો કરી છે અને ઈશ્વરે આપેલા દ્રવ્યનો કેવી રીતે જનકલ્યાણમાં ઉપયોગ કરવો એ જગતને દર્શાવ્યું છે. હુન્નર અને વિજ્ઞાનમાં કેટલાક પારસી ભાઈઓએ અપૂર્વ પ્રગતિ કરી છે. સર જીવણજી જમશેદજી મોદી, પ્રો. લોઢીવાલા, ન્યાયમૂર્તિ વાડિયા, શ્રી. બી. જે. વાડિયા, પ્રો. પી. એ. વાડિયા જેવા વિદ્વાનો ભારતને શોભારૂપ છે. આટલું જ નહિ પણ આપણા દેશના સ્વાતંત્ર્યયુદ્ધના પ્રથમ સેનાધિપતિ ડૉ. દાદાભાઈ નવરોજી જ છે. તેઓ હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે ત્રણ વાર ચૂંટાયા હતા (ઈ. સ. ૧૮૮૬, ૧૮૯૩ અને ૧૯૦૬). આ ભારતના દાદા ગુજરાતનું ધન છે. શ્રી ફિરોજશાહ મહેતા અને શ્રી દિનશા વાચ્છા જેવા મહાન પારસી બંધુઓ પણ અનુક્રમે ઈ. સ. ૧૮૯૦માં અને ૧૯૦૧માં રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે ચૂંટાયા હતા. આજે પણ ગુજરાતમાં પારસી ધર્મ ચેતનવંતો છે.

#### ચાવડા અને સોલંકી વંશ: ગુજરાત

ગુજરાતમાં ચાવડા વંશનું શાસન શરૂ થતાં વનરાજે ઈ. સ. ૭૪૬માં ઉત્તર ગુજરાતમાં પાટણની રાજ્યાની કરી. ઈ. સ. ૯૬૧ સુધી તેના વંશે રાજ્ય કર્યું. આ રાજાઓ શૈવધર્મના હતા. પ્રજા પણ શૈવધર્મી હતી. ઈ. સ. ૯૬૧માં મૂળરાજના વખતમાં ચાલુક્યોએ (સોલંકીઓએ) ગુજરાતમાં ગાદી સ્થાપી ત્યારથી પશ્ચિમ ભારતનો ભાગ 'ગુજરાત' નામે ઓળખાવા લાગ્યો. કુમારપાળ સિવાયના આ રાજાઓ શિવના ઉપાસક હતા, પણ તેમના દરબારમાં જૈનોનું ઘણું જોર હતું. સિદ્ધરાજ જયસિંહ (ઈ. સ. ૧૦૯૩–૧૧૪૩) ગુજરાતનો મુખ્ય રાજા થયો. તેણે સિદ્ધપુરમાં રુદ્રમાળનું શિવાલય બંધાવ્યું, પાટણમાં સહસ્રલિંગ તળાવ ખોદાવ્યું, કરો માફ કર્યા અને ન્યાયથી રાજ્ય કર્યું. યજ્ઞમાં ઉત્તરમાંથી વિદ્વાન બ્રાહ્મણોને (ઔદીચ્ય બ્રાહ્મણોને) તેણે નિમંત્રણ આપી બોલાવ્યા. આ બ્રાહ્મણો પછી અહીં જ રહી ગયા. તેના ભત્રીજા કુમારપાળે ધંધુકાના જૈન આચાર્ય કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રના ઉપદેશથી જૈનધર્મનો અંગીકાર કર્યો (ઈ. સ. ૧૧૪૩–૭૩). પછીથી ગુજરાતમાં જૈન ધર્મનો પ્રચાર ઘણા પ્રમાણમાં થવા લાગ્યો. હેમચંદ્રાચાર્યે ઘણા વિષયો ઉપર ગ્રંથો લખ્યા, અને જૈન સાહિત્ય સમૃદ્ધ બન્યું. પાટણ અને ખંભાતના જૈન ભંડારોમાં પોથીઓનો સારો સંગ્રહ કરવામાં આવ્યો. ઈ. સ. ૧૨૮૬માં ગુજરાતમાં વાઘેલા વંશનું રાજ્ય થયું. સોલંકી કાળમાં વિમળશાહે અને વાઘેલા કાળમાં વસ્તુપાળે તથા તેજપાળે આબુ ઉપર દેલવાડાનાં ભવ્ય જૈન દેરાસરો બંધાવ્યાં. જૈન ધર્મનું બળ ઘણું વધી ગયું. ઘણા જૈન વિદ્વાનોએ સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં અનેક વિષયો ઉપર ગ્રંથો લખ્યા. ત્રણસો વર્ષના ગાળામાં જ્યારે ભારતના બીજા ભાગોમાં નિષ્ક્રિયતા હતી ત્યારે ગુજરાતમાં ભવ્ય અને વિપુલ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્ય રચાયું છે, તેમાં જૈન ધર્મના અને અન્ય ધર્મના ગ્રંથો ઘણા છે. આ દૃષ્ટિએ ચાલુક્ય શાસનનો સમય ગુજરાતના ઇતિહાસમાં સુવર્ણયુગ તરીકે ઓળખાવી શકાય એમ છે.

#### સોમનાથનું પતન અને મુસલમાનોનો ગુજરાતમાં પ્રવેશ

બાર જ્યોતિર્લિંગોમાંનું એક જ્યોતિર્લિંગ સૌરાષ્ટ્રમાં સોમનાથ વેરાવળ પાસે સમુદ્રતટે અતિગૌરવવંતું સ્થાન ભોગવતું હતું. તેનો મહિમા અને સમૃદ્ધિ સાંભળીને ઈ. સ. ૧૦૨૪માં સુલતાન મહમૂદ ગઝનવીએ

ગુજરાત ઉપર ચઢાઈ કરી. ઈ. સ. ૧૦૨૫ના જાન્યુઆરીની ત્રીસમી તારીખ ને ગુરુવારે તે સોમનાથ પહોંચ્યો. મહમૂદે સોમનાથનું મંદિર તોડ્યું અને શિવલિંગના ટુકડા કર્યા અને લૂંટ પણ કરી. આ સોમનાથનું મંદિર લાકડાનું હતું એમ કહેવાય છે. તેને છપ્પન થાંભલા હતા. શિવલિંગ પાંચ હાથ ઊંચું હતું (તાંજોરના બૃહદીશ્વરના જેવું) અને તેનો ઘેરાવો ત્રણ હાથનો હતો. અંધારા ગર્ભગૃહમાં આ લિંગ આવેલું હતું. થાંભલા રત્નજડિત હતા. રત્નજડિત દીપમાલાઓ સતત ચાલુ હતી. બસો મણ સોનાની સાંકળોમાં ઘંટ લગાડેલા હતા. સોના-રૂપાની મૂર્તિઓ અને રત્નજડિત મુખવટા તિજોરીમાં હતા. મહમૂદને વીસ લાખ દીનારનો માલ મંદિરમાંથી મળ્યો. સોમનાથનું ભવ્ય મંદિર હમણાં બાંધવામાં આવ્યું છે અને ઈ. સ. ૧૯૫૧માં રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદજીના વરદ હસ્તે સોમનાથના લિંગની ફરીથી પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

### ગુજરાતનો છેલ્લો રાજા કર્ણદેવ વાઘેલો

વિ. સં. ૧૩૫૩ના પાછલા ભાગમાં કર્ણદેવ ગુજરાતનો રાજા થયો. એણે માત્ર ત્રણ વર્ષ જ રાજ્ય કર્યું. એના સમયનું સરસ વર્ણન પદ્મનાભ કવિએ કાન્હડદે પ્રબંધમાં કરેલું છે. કર્ણે સત્તાના મદમાં પોતાના મહાઅમાત્ય માધવનું અપમાન કર્યું અને એના ભાઈ કેશવને મારી નાખીને એની સ્ત્રીનું હરણ કર્યું. આથી માધવને કુદરતી રીતે ઘણો ક્રોધ થયો અને એણે પ્રતિજ્ઞા લીધી કે મુસલમાનોને ગુજરાતમાં લઈને આવું ત્યારે જ ગુજરાતનું અન્ન ખાઈશ. તેણે દિલ્હીથી અલ્લાઉદ્દીન ખીલજીની મદદ મેળવી અને મુસલમાનોએ ગુજરાત કબજે કર્યું. ગુજરાતમાં મુસલમાનોનો આ બીજો પ્રવેશ થયો. કર્ણરાજા દક્ષિણમાં નાસી ગયો અને તેની સાથે ગુજરાતમાં હિંદુ રાજ્યનો અંત આવ્યો.

### ઈસ્લામ

મુસલમાનો ગુજરાતમાં આવ્યા અને વસ્યા એટલે ગુજરાતમાં ઈસ્લામ ધર્મનો પ્રવેશ થયો. પરમાત્માને શરણે જઈ તેને પોતાનું સર્વ અર્પણ કરી તેની કૃપા ઉપર જ જીવવું. એ ઈસ્લામનો મુખ્ય સિદ્ધાંત છે. આ ધર્મના બે ભાગ છે શિયા અને સુન્ની. મહમદ પેગંબર ઉપરાંત તેમના જમાઈ અલીને માનવા એ મત શિયાઓનો છે, જ્યારે એકલા પેગંબર સાહેબને જ માનવા એ મત સુન્નીઓનો છે. ગુજરાતમાં સુન્ની મુસલમાનોની વસ્તી વધારે છે. રોજ અલ્લાહની પાંચ વાર પ્રાર્થના કરવી, દાન કરવું, ઉપવાસ કરવા, માળા ફેરવવી વગેરે હિંદુ ધર્મના જેવા જ સિદ્ધાંતો છે. મુસ્લિમ ભાઈઓ મૂર્તિને પૂજતા નથી, મૂર્તિપૂજાના કટ્ટર વિરોધી છે, પણ મક્કાની મસ્જિદમાં આવેલા પવિત્ર પથ્થર તરફ મોઢું રાખી પ્રાર્થના કરે છે. સૂફીધર્મ પણ ગુજરાતમાં જોવામાં આવે છે. વડોદરાના સંગીતસમ્રાટ શ્રી મૌલાબક્ષ સાહેબના દૌહિત્રો યુરોપમાં સૂફી ધર્મના આચાર્યો બન્યા છે. આજે આ ધર્મનું કેન્દ્ર હોલૅન્ડમાં છે, અને ગાદી ઉપર પીર-ઓ-મુર્શીદ-મઝફરખાન સાહેબ છે. ઈસ્લામ એક જ ઈશ્વરને માનનારો છે. તેના સમાગમથી હિંદુ ધર્મ ઉપર કેટલીક અસર થઈ છે. ભક્તિમાર્ગ—ભાગવતમાર્ગ—અને ઈસ્લામ બહુ પાસે પાસે છે. ગુજરાતમાં મુસલમાન શાસનને લીધે સુંદર મસ્જિદો બંધાઈ છે અને ઉત્તમ સ્થાપત્યના નમૂનાઓ જોવામાં આવે છે.

### પુષ્ટિમાર્ગ અને હિંદુ ધર્મનું પુનર્જીવન

ગુજરાતમાં ધર્મની દૃષ્ટિએ પંદરમું શતક બહુ મહત્ત્વનું છે. પરમ ભક્ત નરસિંહ મહેતા અને મીરાંબાઈ આ જ સમયમાં ભક્તિમાર્ગના મુખ્ય અનુયાયીઓ જોવામાં આવે છે. દિલ્હીના મોગલ શાસનથી હિંદુ પ્રજા ઘણી પીડાવા લાગી, હિંદુ ધર્મને બહુ આંચ લાગી અને વટાળ પદ્ધતિના જોરથી હિંદુઓને મુસલમાન ધર્મ સ્વીકારવો પડતો. આ કેર સામે મહારાષ્ટ્રના કેસરી શિવાજી મહારાજે મોગલો ઉપર ચઢાઈ કરી, તેમને હરાવી મરાઠા રાજ્ય સ્થાપ્યું અને હિંદુ ધર્મને પુનર્જીવિત કર્યો. કાળક્રમે મરાઠાસત્તા અને મોગલસત્તા નાશ પામી અને અંગ્રેજો રંગભૂમિ ઉપર આવ્યા. બીજી બાજુ પંદરમા સૈકામાં શ્રી વલ્લભાચાર્યે (ઈ. સ. ૧૪૭૯–૧૫૩૧) પુષ્ટિમાર્ગની—ભગવાનની કૃપાના—સંપ્રદાયની (પુષ્ટિ એટલે પરમાત્માની કૃપા) સ્થાપના કરી, ભાગવત પુરાણનું મહત્ત્વ વધાર્યું અને અનેક જીવાત્માઓનો ઉદ્ધાર કર્યો. તેમણે ત્રણ વાર ભારતની પદયાત્રા કરી. તેમના ૮૪ વૈષ્ણવો પ્રસિદ્ધ છે. આ વૈષ્ણવોમાં ગોધરાના નાગજીભાઈ સાઠોદરા નાગર (આપણા સુપ્રસિદ્ધ પંડિત કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પૂર્વજ), ભાઈલાલ કોઠારી, (અમદાવાદ) રાણા વ્યાસ (ગોધરા) વગેરેનાં નામો જોવામાં આવે છે. જ્યાં શ્રી વલ્લભાચાર્યજી રહ્યા અને ભાગવતની સપ્તાહ કરી ત્યાં બેઠકની સ્થાપના કરવામાં આવી છે. સુરત, ભરુચ, ગોધરા, નરોડા, ખેરાળુ, સિદ્ધપુર, મોરબી, નવાનગર, ખંભાળિયા, પિંડતારક, મૂલગોમતી, દ્વારકા, ગોપી તળાવ, બેટ-શંખદ્વાર, જૂનાગઢ—દામોદર કુંડ, રેવતીકુંડ, પ્રભાસ-પાટણ—દેહોત્સર્ગ, ગુપ્તપ્રયાગ, માધવપુર-ઘેડ અને લગડી તથા કચ્છમાં નારાયણ સરોવર—આ બધાં સ્થળોએ શ્રી વલ્લભાચાર્યજીની બેઠકો છે.

શ્રીવલ્લભાચાર્યજીના દ્વિતીય પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી (ગુસાંઈજી) છ વાર ગુજરાતમાં પધાર્યા હતા. તેમના ૨૫૨ વૈષ્ણવોમાં અનેક અગ્રણી વૈષ્ણવો ગુજરાતના હતા. શ્રી ગુસાંઈજીના સમયમાં તો સમસ્ત ગુજરાતમાં બ્રાહ્મણોથી લઈ સત-શૂદ્રો સુધીનાં અનેક કુટુંબો વૈષ્ણવ હતાં. ગુજરાતના રાજવીઓએ પણ આ ધર્મનો સ્વીકાર કર્યો છે અને આજે પણ તે પરંપરા ચાલુ છે. શ્રી ગોકુલનાથજી અને શ્રી હરિરાયજીએ પણ ગુજરાતમાં આવીને પ્રજાને લાભ આપ્યો છે. ગુજરાતમાં તેમની કેટલીક બેઠકો છે. ખેડૂતોમાં બેઉ પ્રકારના કણબી પાટીદારો અને વેપારીઓ, લુહાણા અને ભાટિયા કોમ—આ બધાઓએ વૈષ્ણવ-ધર્મનો સ્વીકાર કર્યો હતો. ગુજરાતમાં પુષ્ટિમાર્ગનાં ઘણાં મંદિરો છે. આજે આ ધર્મ ગુજરાતમાં બહુ બળવાન છે.

### બીજા ધર્મો

આ સિવાય રામાનુજાચાર્ય અને રામાનંદના સંપ્રદાયનાં મંદિરો પણ સમસ્ત ગુજરાતમાં જોવામાં આવે છે. સંત કબીરનો સંપ્રદાય પણ

ગુજરાતમાં છે. કબીર સંપ્રદાયનાં મંદિરો ગુજરાતમાં ઘણે સ્થળે જોઈએ છીએ. ગુજરાતમાં શ્રી સહજાનંદજી મહારાજે સ્વામીનારાયણ ધર્મની સ્થાપના કરી. તેમણે તત્ત્વજ્ઞાન શ્રી રામાનુજાચાર્યના — વિશિષ્ટાદ્વૈત — વેદાંતમાંથી લીધું અને વ્રત, ઉત્સવો, વગેરે શ્રી વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગમાંથી લીધાં. તેમનો સંપ્રદાય ઉદ્ધવ સંપ્રદાય કહેવામાં આવે છે. તેમનાં મુખ્ય ધામ ગઢડા અને વડતાલ છે. આ ધર્મે પ્રજાની સારી સેવા બજાવી છે. પછાત કોમના માણસોનો ઉદ્ધાર કર્યો છે. ધાર્મિક ક્ષેત્રમાં પવિત્રતાનું વાતાવરણ ઊભું કર્યું છે. અવધૂતોનો પણ સંપ્રદાય ગુજરાતમાં ચાલે છે.

### ખ્રિસ્તી ધર્મ

વલંદાઓ, પોર્ટુગીઝો, ફ્રેંચો અને અંગ્રેજો વેપારને અંગે હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે ખ્રિસ્તી ધર્મનો ભારતમાં પ્રવેશ થયો. પરમાત્માની પ્રાર્થના અને માનવસેવા એ બે મુખ્ય બાબતો ખ્રિસ્તી ધર્મમાં જોવામાં આવે છે. આજે ગુજરાતમાં મિશનો તરફથી આણંદ, ગોધરા અને નડિયાદ જેવાં સ્થળોમાં કાર્યાલયો સ્થાપવામાં આવેલાં છે. ખાસ કરીને સમાજના પાછલા ભાગના માણસોને શિક્ષણ અને ઔષધોપચારનો લાભ મળે છે. તેથી તેઓએ ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરેલો છે. ખ્રિસ્તી પાદરીઓએ સમાજસેવા સારી કરી છે.

### અર્વાચીન યુગ

ઈ. સ. ૧૮૩૭માં વિક્ટોરિયા ઇંગ્લૅંડમાં ગાદીએ આવ્યાં, ૧૮૫૭માં બળવો — સ્વાતંત્ર્યયુદ્ધ — થયો, ત્રણ વિદ્યાપીઠો સ્થપાઈ અને અંગ્રેજી શિક્ષણ આપવામાં આવ્યું. અંગ્રેજી શિક્ષણ લેનારાઓના ધાર્મિક વિચારો ફરતા ગયા, સુધારાનો પ્રવાહ વહેવા લાગ્યો, સ્વાતંત્ર્યની ભાવના પ્રકટ થઈ (મૅકોલેએ ધાર્યું હતું તે પ્રમાણે), આર્યસમાજ (ઈ. સ. ૧૮૭૫) અને પ્રાર્થનાસમાજની (ઈ. સ. ૧૮૫૧માં) સ્થાપના થઈ. આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતી ટંકારાના (સૌરાષ્ટ્રના), અને પ્રાર્થનાસમાજની સ્થાપના કરનાર અમદાવાદના સરદાર શ્રી ભોળાનાથ સારાભાઈ. આ ઉપરાંત ગુજરાતમાં કેટલાક અદ્વિતીય ધાર્મિક પંડિતો પણ થયા છે. બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ (નડિયાદ, ઈ. સ. ૧૮૫૮–૧૮૯૮), શ્રી. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ (વડોદરા, ૧૮૬૭–૧૯૩૦), મહામહોપાધ્યાય તર્કવાચસ્પતિ બદરીનાથ ત્ર્યંબકનાથ શાસ્ત્રી, (વડોદરા), મહામહોપાધ્યાય શંકરલાલ મહેશ્વર શાસ્ત્રી (મોરબી), મહામહોપાધ્યાય શ્રી હાથીભાઈ શાસ્ત્રી (નવાનગર), વેદાંતકેસરી શ્રી પંડિત છોટુ મહારાજ (વડોદરા), કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી (સુરત), ડૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ (અમદાવાદ), શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા (અમદાવાદ), પ્રિ. જેઠાલાલ જેક્રીશનદાસ ક્રણિયા (ભાવનગર), પ્રો. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી (ભરૂચ), (૧૮૭૩–૧૯૩૫), પંડિત સુખલાલજી (અમદાવાદ), મુનિ પુણ્યવિજયજી (અમદાવાદ), મુનિ જિનવિજયજી (હાલ જોધપુર) વગેરે વિશિષ્ટ વ્યક્તિઓ ગુજરાતના ધાર્મિક ક્ષેત્રમાં સુપ્રસિદ્ધ છે.

### ઉપસંહાર

આ પ્રમાણે ગુજરાત હજારો વર્ષથી અનેક ધર્મોની ભૂમિ બનેલી છે. પ્રજામાં ઉદારતા અને સહિષ્ણુતા રહેલી છે. અને આ સૈકામાં મહાત્મા ગાંધીજીને લીધે ગુજરાતનું ગૌરવ વધ્યું છે. ગાંધીજી પ્રથમ ભક્ત હતા અને પછી બીજું બધું હતા. તેમણે બધાય ધર્મોનો સમન્વય કરીને પોતાનું જીવન ઘડ્યું હતું અને આશ્રમ સ્થાપી અને પદયાત્રાઓ કરીને અનેક વ્યક્તિઓને પ્રેરણા આપી હતી. ગુજરાતની હવા આ રીતે ધર્મોથી રંગાયેલી છે. આ તેની વિશિષ્ટતા છે. ઈ. સ. ૧૯૪૭ની ૧૫મી ઑગસ્ટે ભારત દેશ સ્વતંત્ર બન્યો છે. તેથી ગાંધીજીના આદર્શો પ્રમાણે દેશને ઘડવાનો શુભ અવસર બધાંને મળ્યો છે. એક વિચાર આવે છે કે, ગાંધીજીનો જે આશ્રમ અમદાવાદમાં ચાલતો હતો અને ચાલે છે, તેના જેવા બીજા આશ્રમો ઘણાં સ્થળોમાં સ્થપાય તો સારું, જેથી હવા શુદ્ધ થાય અને લોકોને પ્રેરણા મળતી રહે. સ્વ. સયાજીરાવ ગાયકવાડે ધર્મોના તુલનાત્મક અભ્યાસ માટે અનેક વાર સંસ્થાઓ કાઢી હતી. તે પ્રમાણે એક સંસ્થા ગુજરાતમાં અને દેશના અન્ય ભાગોમાં ચલાવવાની ખાસ જરૂર છે. જેથી સર્વધર્મસમભાવની ભાવનાને પોષણ મળે.

# આધ્યાત્મિકતા

શ્રી. અંબુભાઈ પુરાણી
( અરવિંદ આશ્રમ, પોંડીચેરી )

"પ્રત્યેક પ્રજા એક શક્તિ છે, માનવજાતિમાં સમુત્ક્રાંતિ પામી રહેલા આત્માની પ્રત્યેક પ્રજા શકિત છે; અને એ પોતે જે તત્ત્વને પોતાનામાં મૂર્ત કરતી હોય છે તેના વડે જ તે જીવન ધારણ કરે છે. ભારતની પ્રજા ભારત શક્તિનું મૂર્ત સ્વરૂપ છે—એક મહાન આધ્યાત્મિક આદર્શની જીવંત શક્તિ છે અને એ આદર્શ પ્રત્યેની વફાદારી જ એનું જીવન છે."[1]

આધ્યાત્મિકતા એટલે શું?

આમ તો ગુજરાત—કચ્છ અને સૌરાષ્ટ્ર સહિત—પોતાની વેપારી પ્રતિભા માટે જાણીતો છે તોપણ ગુજરાતની નસોમાં ભારત સમગ્રની આધ્યાત્મિકતાનો પ્રવાહ પણ પ્રબળપણે વહેતો રહ્યો છે. શુદ્ધ આધ્યાત્મિક ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાનથી જુદી વસ્તુ છે જોકે એ ત્રણેય આધ્યાત્મિકતા પોષે એવાં તત્ત્વો પૂરાં પાડે છે. આધ્યાત્મિકતા એટલે કોઈ અમુક 'વાદ'નો કે જીવનની કોઈ વિશિષ્ટ ફિલસૂફીનો બૌદ્ધિક સ્વીકાર નથી. આધ્યાત્મિકતા જીવન જીવવાની એક રીત છે જેમાં કોઈ આંતરિક પૂર્ણતાના પ્રતિબિંબરૂપે વ્યક્તિગત અને સામૂહિક જીવનની પુનર્ઘટના કરવાના રીતસર, વ્યવહારુ પ્રયત્નો માનવ કરે છે.

અમુક સંસ્કૃતિ આધ્યાત્મિક છે કે નહિ એનો નિર્ણય કરવો હોય તો એ સંસ્કૃતિ પાસે આ પ્રશ્નોના કેવા ઉત્તર છે તે ઉપરથી થઈ શકે: "શું મનુષ્ય વ્યક્તિ તરીકે કેવળ માનસિક ચેતના જ છે? સામૂહિક એને ગણો તો, સદા પરિવર્તનશીલ ક્ષણભંગુર વ્યક્તિઓના સરવાળાનું બનેલું એવું સામૂહિક અને સતત સક્રિય મન તે છે? કે પછી મનથી પર એવી કોઈ વસ્તુ છે જેણે પ્રકૃતિ દ્વારા દેહ ધારણ કર્યો છે અને પોતાને ઓળખવાને, પોતાની ચેતનાનો વિસ્તાર કરવાને, આત્મજ્ઞાનના સંપૂર્ણ પ્રકાશમાં વિકાસ પામવાને તથા અંતરની કોઈ દિવ્ય પૂર્ણતા પ્રાપ્ત કરવાને વ્યાકુળ એવો એક આત્મા છે, પ્રભુનો સ્ફુલિંગ છે?"[2]

આધ્યાત્મિકતા માનવને એનાં મન અને પ્રાણ કરતાં કોઈ વિશેષ તત્ત્વરૂપે જુએ છે, એના મનની અને પ્રાણની પ્રકૃતિથી પર એવી વિશુદ્ધ દિવ્ય ચેતનાને પ્રાપ્ત કરવાની અભીપ્સા સેવે છે અને ક્ષુદ્રતા અને નિમ્નપ્રકૃતિનાં બંધનમાંથી છૂટીને સર્વે માનવમાં પ્રચ્છન્ન રહેલી દિવ્ય વાસ્તવિકતા પ્રત્યે ઊર્ધ્વમાં ગતિ કરવાની પ્રેરણા તે માનવને આપે છે.

જગતની બીજી સંસ્કૃતિઓમાં પણ એ જાતના આધ્યાત્મિક વિચારો અને આદર્શો જોવામાં આવે એ બનવા જોગ છે; પરંતુ ભારત સિવાયની બીજી કોઈ સંસ્કૃતિએ લોકજીવનનાં સક્રિય, પ્રેરણાત્મક અને કેન્દ્રસ્થ તત્ત્વો તરીકે સમગ્ર ઇતિહાસના પટમાં તેમનું અનુશીલન કરેલું નથી.

ભારતીય ઇતિહાસમાં આધ્યાત્મિકતા

ભારતના રાષ્ટ્રીય જીવનમાં આધ્યાત્મિકતાએ જે અગત્યનો ભાગ ભજવ્યો છે તેની સાક્ષી ભારતના ઇતિહાસમાં પૂરતા પ્રમાણમાં જોવા મળે છે. ભારતના ઇતિહાસનો આરંભ વેદોથી થાય છે તથા તેની પાછળ તુર્ત જ ઉપનિષદનો કાળ આવે છે; પ્રારંભના એ બન્ને યુગોમાં ભારતની માનવતા આધ્યાત્મિક સત્યની ખોજ માટેના સક્રિય પ્રયત્નમાં લાગેલી જણાય છે. ત્યાર પછી ગીતા, મહાભારત, રામાયણનાં મહાકાવ્યો અને પુરાણો આદિ યુગના આધ્યાત્મિક સંદેશને વધતી જતી જનતાના છેક નીચલા થર સુધી ઘેરઘેર પહોંચાડે છે. પરિણામે સત્યના કે આત્માના સાદને વશ વર્તીને સિંહાસનોનો ત્યાગ કરનારા રાજાઓ ભારતના ઇતિહાસમાં જ જોવા મળે છે; આધ્યાત્મિક સંપત્તિવાળા ઋષિઓ સામ્રાજ્યોના સલાહકાર અને પ્રજાજીવનના ઘડવૈયા તરીકે કાર્ય કરતા ભારતના ઇતિહાસમાં મળે છે; અહીં આ દેશમાં જ રાજતંત્ર ચલાવનાર જનક જેવો નૃપતિ આધ્યાત્મિક જીવનમાં ઉચ્ચ કોટિનો બ્રહ્મજ્ઞ અને અનેકોનો ગુરુ ગણાય છે; આપણા દેશમાં જ સર્વાંગી પૂર્ણ જીવનના અનિવાર્ય અંગ તરીકે વાનપ્રસ્થનો આદર્શ સ્વીકારાયો છે. સમગ્ર દેશમાં ઠેર ઠેર આશ્રમો પથરાયલા હતા અને આજે પણ હજારો લોકો આધ્યાત્મિક જીવનનું અનુશીલન કરે છે.

ભારતના ઇતિહાસના ઘડતરમાં આધ્યાત્મિકતાએ જે સર્જનાત્મક ભાગ ભજવ્યો છે તે રજપૂત, મરાઠા, અને શીખ જેવા પુનરુત્થા-

1. 'ફાઉન્ડેશન્સ ઑફ ઇન્ડિયન કલ્ચર,' શ્રી અરવિંદ
2. શ્રી અરવિંદ (એજન)

સ્થાનના પ્રયાસોમાં આપણે જોઈ શકીએ છીએ. સ્વતંત્રતાના આગમનની પૂર્વે જે રાષ્ટ્રીય સંસ્કૃતિની જાગૃતિ થઈ હતી તથા નવસર્જનના પ્રયત્નો જે પ્રમાણે થયા હતા તે જમાનામાં પણ તેના નેતાઓમાં આપણને એ જ આધ્યાત્મિકતાની વેગવાન પ્રેરણા કાર્ય કરતી જણાય છે: દયાનંદ સરસ્વતી, રાજા રામમોહન રાય, રામકૃષ્ણ પરમહંસ, રવીન્દ્રનાથ ટાગોર વગેરે તેનાં ઉદાહરણ છે. રાજનૈતિક ક્ષેત્રે પણ રાષ્ટ્રીય પક્ષની સ્થાપના કરનારા નેતાઓમાંના ઘણા કેવળ રાજકીય પુરુષો ન હતા. પરંતુ આધ્યાત્મિકતાનું અનુશીલન કરનારા સાચા કર્મયોગીઓ પણ હતા. અશ્વિનીકુમાર દત્ત, સી. આર. દાસ, બિપિનચંદ્ર પાલ, શ્રી અરવિંદ ઇત્યાદિ ઉચ્ચ આધ્યાત્મિકતાથી રંગાયેલા હતા. તે વખતના મવાળ પક્ષના બુદ્ધિશાળી નેતાઓ હિંદને એક નિર્બળ, અસંગઠિત, એકતા અને રાષ્ટ્રીય અસ્મિતા વિનાના દેશ તરીકે જોતા હતા. તે વખતે હિંદ બાહ્ય સ્વરૂપે ખરેખર એવો હતો પણ ખરો. પરંતુ રાષ્ટ્રીય પક્ષના નેતાઓ ભારતને એવો જોતા ન હતા: વર્તમાન વાસ્તવિકતા કરતાં ભાવિ શક્યતા એમને વધારે સાચી અને આકર્ષક દેખાતી હતી. એમને તો આધ્યાત્મિક શક્યતાઓથી સભર એવી ભારત માતાનાં દર્શન અંતરમાં થતાં હતાં: તેઓ જોતા હતા ભારત-શક્તિને એક સમર્થ, મુક્ત દેવીરૂપે,—પોતાનાં બાળકોને એક તાંતણે બાંધતી અને માનવજાતિના ઉત્થાનમાં પોતાનું જીવનકાર્ય સાધવા તૈયારી કરી રહેલી એક દેવી રૂપે. એ ભારત માતાની રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે ગમે તેવો સ્વાર્થત્યાગ કરવાને—પોતાનો જાન કુરબાન કરવાને તેઓ તત્પર હતા.

હવે તો ભારત સ્વતંત્ર થઈ ગયો છે એટલે એની સંસ્કૃતિ ઉપરનાં ભયનાં વાદળો વિખેરાઈ ગયાં હોવાં જોઈએ એવી આશા આપણે સકારણ સેવીએ. પરંતુ એ આશા સાચી નીવડી નથી. ઊલટું, ભારતની સંસ્કૃતિ આજે વધારે જોખમમાં છે. અલબત્ત, એમાં ભયભીત થવા જેવું કાંઈ નથી. પરંતુ સાવચેત થવાની જરૂર છે. ભારત જેવી જીવંત આધ્યાત્મિક સંસ્કૃતિ પોતાની સામે ડગલે ને પગલે જીવનની સમસ્યાઓ અને પ્રશ્નો ઉપસ્થિત થાય તેમની સામે બાથ ભીડવાને અને તેમનો ઉકેલ લાવવાને કાબેલ હોવી જોઈએ. આપણી સંસ્કૃતિ પાસે આજે જે પ્રશ્ન ઉપસ્થિત થયો છે તે આ છે: માનવજાતિનું ભાવિ શેમાં સલામત છે?—પ્રતિષ્ઠિત ભૌતિક વિજ્ઞાનના આધાર ઉપર સ્થાપિત સંસ્કૃતિનો સ્વીકાર કરવામાં, કે પછી માનવની મૌલિક દિવ્યતાનો અને વ્યક્તિના અને સમષ્ટિના જીવનમાં એ દિવ્યતાના વિકાસની શક્યતાનો સ્વીકાર કરવા ઉપર મીટ માંડતી સંસ્કૃતિમાં.

કેટલીક વાર સમગ્ર માનવજાતિની એક વિશ્વ-સંસ્કૃતિ હોવી જોઈએ એવો વિચાર રજૂ કરવામાં આવે છે. માની લઈએ કે એવી સર્વસ્વીકૃત વિશ્વ-સંસ્કૃતિ ઇષ્ટ છે તો—પણ એને માટેના સંજોગો આજે તૈયાર છે કે કેમ એ વિવાદાસ્પદ છે. અને એવો આદર્શ—ગમે તેટલો આજથી દૂર હોય તેને —સ્વીકારીએ તો પણ આ પ્રશ્ન તો વિચારવાનો રહે છે: જીવનનું જે આધ્યાત્મિક દર્શન ભારતની સંસ્કૃતિમાં છે તે માનવની પૂર્ણતાના આદર્શની સિદ્ધિમાં એક મૂળભૂત અને તેથી અનિવાર્યતત્ત્વ છે કે નહિ? આના અનુસંધાનમાં સંસ્કૃતિના ધ્યેય વિશે શ્રી અરવિંદ કહે છે તે વિચાર પ્રેરક છે: "પાર્થિવ ચેતનામાં દિવ્યતાની સ્થાપના કરવી—જીવનમાં સત્યયુગ પ્રગટાવવો, એ સંસ્કૃતિનું જીવંત ધ્યેય છે."[3] એ મહાન આદર્શને સિદ્ધ કરવામાં ભારતનું આધ્યાત્મિક દર્શન મહત્ત્વનો ફાળો આપી શકે તેમ છે.

આમ કહેવાનો અર્થ એવો નથી કે પશ્ચિમની સંસ્કૃતિમાં માનવ-જીવનની પૂર્ણતા માટે જરૂરી એવાં તત્ત્વો નથી. વ્યક્તિનું મહત્ત્વ, સમષ્ટિ જીવનનું સંગઠન, બુદ્ધિ વડે વ્યવહારનું સંચાલન ઇત્યાદિ એનાં ઉત્તમ તત્ત્વો છે. પરંતુ આજે તો એ સંસ્કૃતિ માનવના બીજા ઉત્તમ અંશોના વિકાસને હાનિ પહોંચે એ પ્રકારનું પ્રાણની વૃત્તિઓનું —એના 'કામનામય પુરુષ'નું લાલન કરે છે. અત્યારે તો એ સંસ્કૃતિ મુખ્યત્વે અર્થકેન્દ્રિત બની ગઈ છે અને તેથી વ્યાપાર વૃત્તિ પ્રધાન અને ઉપયોગિતાના ધોરણવાળી છે; જડવાદ તરફ એનો પ્રબળ ઝોક છે.

પરંતુ આજના ભારતને એકાંતવાસ કે અતડાપણું પાલવે તેમ નથી—તે ઇચ્છે તોપણ શક્ય નથી. આજની આપણી જરૂર નવીન વસ્તુઓને આત્મસાત્ કરે એવી સર્જક શક્તિ, મૌલિક ચિંતન—પ્રચલિત ઘરેડ અને ચીલાઓમાંથી બહાર જઈને વિચાર કરી શકે એવી ચિંતન શક્તિ, અને ત્રીજી વસ્તુ, શ્રીઅરવિંદના શબ્દોમાં, "અંતરના ઊંડાણમાંથી ભારતના આત્માની અભિવ્યક્તિ."

જ્યારે ભારત સ્વતંત્ર ન હતો ત્યારે તેનો આત્મા, આજે કરી શકે છે તેના કરતાં ઘણા વધારે પ્રમાણમાં, અંતરના ઊંડાણમાંથી સાચી પ્રેરણા મેળવી શકતો હતો. તેની ગુલામીની અવસ્થામાં તેણે અહિંસાનું શસ્ત્ર ઉત્પન્ન કરીને જગતને આપ્યું. એ શસ્ત્ર ગુજરાતે આપ્યું. અર્થાત્ રાજકીય સ્વતંત્રતા સર કરવામાં ભારતે બીજી પ્રજાઓની નકલ ન કરી તેને પરિણામે રાજકારણમાં એક નવી પ્રક્રિયાનો ફાળો તે આપી શક્યો. પરંતુ સ્વતંત્રતા મળ્યા પછી આપણા નેતાઓ વધારે ને વધારે પ્રમાણમાં બહિર્મુખ દૃષ્ટિવાળા બન્યા છે. આપણા નેતાઓનું ચિંતન બીજાઓને પગલે ચાલે છે. ઘણો સમય નેતાઓ બહાર દૃષ્ટિ કરતા હોય છે. રાષ્ટ્રીય જીવનના સમગ્ર ક્ષેત્રમાં ભાગ્યે બે કે ત્રણ પ્રવૃત્તિઓ હશે જેને માટે એમ થાય કે એમનામાં આંતર-જીવનમાંથી ઉદ્‌ભવતી ભારતની આધ્યાત્મિકતાનો ધબકાર છે. વિનોબા ભાવેની ભૂદાન પ્રવૃત્તિ આ દૃષ્ટિએ સૌથી વધારે ધ્યાન ખેંચે તેવી છે.

### ગુજરાતમાં આધ્યાત્મિકતા

ભારતનાં બીજાં રાજ્યોની પેઠે ગુજરાતની નસોમાં પણ આધ્યાત્મિકતાનું વહેણ સતત વહેતું આવ્યું છે. કરજણનો લકુલીશ શૈવમત, બાર જ્યોતિર્લિંગમાંનું એક સોમનાથ અને શ્રીકૃષ્ણની રાજધાની દ્વારકા ભૂતકાળમાં લીન થયાં ગણાય. છતાં, આજે પણ દ્વારકા અને ડાકોર વૈષ્ણવ ધર્મનાં અને જીર્ણોદ્ધાર પામેલું સોમનાથ, શુક્લતીર્થ વગેરે શૈવધર્મનાં યાત્રાધામ આજે પણ છે. જ્યારે ઇતિહાસનો યુગ

3 'ફાઉન્ડેશન્સ ઑફ ઇન્ડિયન કલ્ચર', શ્રી અરવિંદ

શરૂ થાય છે ત્યારે .ગુજરાતમાં વૈષ્ણવ, શૈવ અને જૈન ત્રણે ધર્મોના પ્રવાહો નજરે પડે છે. વર્તમાન ગુજરાતી સાહિત્યનો આરંભ આધ્યાત્મિકતાને જીવનમાં ઉતારનાર બે પ્રખર વ્યક્તિઓથી—નરસિંહ મહેતા અને મીરાંબાઈથી—થાય છે, ગુજરાતમાં યોગીઓની અને સાધુસંતોની પરંપરા સતત ચાલુ રહેલી છે અને તેમણે લોકજીવન ઉપર ઊંડી અસર કરેલી છે. કબીરપંથની, સ્વામીનારાયણ પંથની સ્થાપના કરનાર સ્વામી સહજાનંદની, સંતરામ તથા શ્રીમન્ નૃસિંહાચાર્યની પ્રવૃત્તિઓ આમાં મોખરે મૂકી શકાય. ગુજરાતના પ્રત્યેક જિલ્લામાં આધ્યાત્મિક વ્યક્તિ વસે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી: કોરલના સ્વ. આત્માનંદ, માલસરના સ્વ. માધવદાસ, ચાંદોદના સ્વ. બ્રહ્માનંદ, ગોધરાના સ્વ. બાપુ એ બધાની સ્મૃતિ હજી જીવતી છે.

ગુજરાતી સાહિત્યનો આરંભ નરસિંહ મહેતા અને મીરાંબાઈના આધ્યાત્મિક સ્વરથી થયો તે આદિસ્વર દયારામ, નર્મદાશંકર, ભોળાનાથ, નરસિંહરાવ, ગોવર્ધનરામ, નાનાલાલ વગેરે ગત પેઢીના અર્વાચીન સાહિત્યસ્વામીઓના જીવનમાં અને તેમની કૃતિઓમાં ચાલુ રહેલો છે. વિદ્યમાન કવિઓમાં પણ સુંદરજી બેટાઈ, પૂજાલાલ, સુંદરમ્, રાજેન્દ્ર શાહ વગેરે કવિઓનાં કાવ્યોમાં તે સૂર આગળ પડતો છે.

ગુજરાતના મહાજનોમાં અગ્રણી એવા સ્વામી દયાનંદ સરસ્વતી અને મહાત્મા ગાંધી એ બન્ને ભારતવ્યાપી જ નહિ પરંતુ દુનિયાના સર્વ દેશો પર અસર કરનારી પ્રવૃત્તિઓના પુરસ્કર્તા તરીકે જુદા તરી આવે છે. એ બન્નેની પ્રવૃત્તિના પાયામાં આધ્યાત્મિકતા આગળ પડતું તત્ત્વ છે, પહેલામાં ધાર્મિકતા તરીકે અને બીજામાં નૈતિક આદર્શવાદ રૂપે તે પ્રગટે છે. આર્યસમાજ એક વ્યાપક ધાર્મિક આંદોલન છે જ્યારે આજના ગુજરાતમાં મહાત્માજીના આદર્શના પ્રતિનિધિ રવિશંકર મહારાજ અને એમના સાથીઓ છે.

આમ પરોક્ષ રીતે કાર્ય કરી રહેલા આધ્યાત્મિક પ્રવાહો ઉપરાંત સમગ્ર ભારતની વર્તમાન આધ્યાત્મિક પ્રવૃત્તિઓની સીધેસીધી અસર પણ ગુજરાતમાં કાર્ય કરી રહી છે અને લોકજીવનને ઘડતી રહી છે. રામકૃષ્ણ મિશન, થિયૉસૉફિકલ સોસાયટી, લાઈફ ડિવાઈન સોસાયટી, સંસ્થા તરીકે તથા આપણા ગુજરાતી સ્વામી અદ્વૈતાનંદ, તથા માધવતીર્થ, શ્રી ચૂનીલાલ ભગત (મોટા) વગેરે વ્યક્તિ તરીકે ગુજરાતમાં આધ્યાત્મિક જીવનનું અનુશીલન કરે છે અને આધ્યાત્મિકતાનો પ્રચાર કરે છે. વળી ભારતવિખ્યાત એવી વ્યક્તિઓ પૈકી સ્વામી રામદાસ તથા આનંદમયી મા ગુજરાતને આંગણે આવીને ઘણાંઓને આધ્યાત્મિક જીવનની પ્રેરણા, દોરવણી અને મદદ આપે છે. શ્રી અરવિંદની વધતી જતી અસર છેલ્લાં ત્રીસ વર્ષમાં ગુજરાતી સાહિત્યમાં જોઈ શકાય છે તથા જુદાં જુદાં શહેરોમાં અને ગામડાંઓમાં ત્રીસ-ચાલીસ સાધના-કેન્દ્રો ચાલે છે તે પણ જીવન ઘડવામાં પોતાની સક્રિય અસર કરે છે.

ગુજરાત પાસે સ્વતંત્ર જીવનનું નવસર્જન આધ્યાત્મિકતાના પાયા ઉપર કરવા માટે ઉત્તમ માનવસામગ્રી પડી છે. એ તકને નવગુજરાત ઝડપી લઈ શકે તેમ છે.



# સંગ્રહાલયો

શ્રી બી. એલ. માંકડ
(નિયામક, મ્યૂઝિયમ, વડોદરા)
શ્રી વી. એચ. બેડેકર
(અધ્યક્ષ, મ્યૂઝિયોલૉજી વિભાગ, મ. સ. યુનિ. વડોદરા)

ગુજરાતનાં સંગ્રહસ્થાનોની માહિતી આપતાં પહેલાં હિંદભરમાં સંગ્રહસ્થાનોની ઉત્પત્તિ તથા વિકાસના અભ્યાસની સંક્ષિપ્ત રૂપરેખા, અન્ય દેશોની સરખામણીમાં હિંદમાં સંગ્રહસ્થાનોની સંખ્યા ઓછી હોવાનાં કારણો તથા સ્વાતંત્ર્યની પ્રાપ્તિ પછી કેન્દ્ર સરકારે સંગ્રહસ્થાનોની ઉન્નતિ તથા વિકાસ માટે આપેલા નોંધપાત્ર ફાળા વિષે ટૂંકી માહિતી આપવી આવશ્યક છે.

### હિંદમાં સંગ્રહસ્થાનો ઓછાં હોવાનાં કારણો

કોઈ પણ દેશોનાં સંગ્રહસ્થાનોની સંખ્યાને દેશની સાંસ્કૃતિક કક્ષા માપવાની પારાશીશી ગણવામાં આવે છે. આ દૃષ્ટિથી જોતાં યુરોપ, અમેરિકા જેવા પ્રગતિશીલ દેશોની સરખામણીમાં હિંદનું સાંસ્કૃતિક સ્થાન ઘણું નીચું આવે. કારણ કે, જ્યારે હિંદમાં લગભગ દર ચોત્રીસ લાખ માણસ દીઠ એક સંગ્રહસ્થાન છે, ત્યારે અમેરિકામાં એકાણું હજાર માણસો દીઠ તથા યુરોપના દેશોમાં આડત્રીસ હજારથી શરૂ કરી નેવું હજાર માણસ દીઠ એક સંગ્રહસ્થાન છે.* પરંતુ હિંદની સંસ્કૃતિ ઘણી જૂની તથા ઉત્તમ પ્રકારની છે તે વાત હવે તો અનેક રીતે સિદ્ધ થઈ ચૂકી છે. તેથી હિંદમાં સંગ્રહસ્થાનો ઓછાં હોવા માટે ઐતિહાસિક, આબોહવાને લગતાં અગર એવાં બીજાં કારણો જવાબદાર છે એમ માની શકાય.

### સંગ્રહસ્થાનોની ઉત્પત્તિ અને વિકાસ

બંગાળની રૉયલ એશિયાટિક સોસાયટીએ પોતાનો પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ કલકત્તામાં એક યોગ્ય મકાનમાં પ્રદર્શિત કરવાનો નિર્ણય કરતાં સને ૧૭૯૬માં હિંદનું પહેલું સંગ્રહસ્થાન સ્થપાયેલું. આનો અર્થ એવો થાય છે કે લંડનમાં બ્રિટિશ મ્યૂઝિયમની સ્થાપના પછી ચાળીસ વર્ષની અંદર હિંદમાં મ્યૂઝિયમની સ્થાપના થઈ. ૧૭૯૬થી ૧૮૫૭ સુધીમાં બીજાં અગિયાર સંગ્રહસ્થાનો થયાં. ત્યાર પછી સિપાઈઓના બળવાને લીધે આ પ્રવૃત્તિ મંદ પડી. ફરી પાછા ૧૮૬૩થી ૧૮૭૫ સુધીમાં લખનૌ, નાગપુર, મથુરા, બેંગલોર જેવાં અગત્યનાં સંગ્રહસ્થાનો થયાં, ત્યાર પછી છેક ૧૮૮૭માં મહારાણી વિક્ટોરિયાની જ્યુબિલીના સમય સુધીમાં સંગ્રહસ્થાનોની ઉત્પત્તિ મંદ થઈ ગઈ હતી.

ઉપરોક્ત જ્યુબિલી ઉત્સવ પ્રસંગે જયપુર, ભોપાલ, ત્રિચૂર, પૂના, વડોદરા, રાજકોટ, ભાવનગર વગેરે સ્થળોએ સંગ્રહસ્થાનો સ્થપાયાં. આ પ્રમાણે સને ૧૯૦૦ પહેલાં હિંદમાં છવ્વીસ સંગ્રહસ્થાનો હતાં. વીસમી સદીની શરૂઆતમાં વાઈસરૉય લૉર્ડ કર્ઝનની પ્રેરણાથી પુરાતત્ત્વોનાં ઘણાં સંગ્રહસ્થાનો ઊભાં થયાં, જેમાં જોધપુર, ગ્વાલિયર, ખજુરાહો, બિજાપુર, આગ્રા, દિલ્હી વગેરે સ્થળોનો સમાવેશ થાય છે. ૧૯૧૧માં હિંદનાં મ્યૂઝિયમોની પ્રથમ યાદી પ્રસિદ્ધ થઈ જેમાં ૩૯ સંગ્રહસ્થાનો નોંધાયાં. ૧૯૧૪-ની આસપાસ તથા ૧૯૨૫થી ૧૯૩૫ સુધીમાં હિંદનાં ઘણાંખરાં મોટાં શહેરોમાં સંગ્રહસ્થાનો થયાં. ૧૯૩૫માં હિંદનાં સંગ્રહસ્થાનની સંખ્યા ૧૦૫ હતી. ૧૯૩૫ થી ૧૯૪૭ સુધીમાં ઔંધ, અંબર, અલ્વર, કોલ્હાપુર, જામનગર, ધારવાડ તથા પૂનાની ડેક્કન કૉલેજમાં સંગ્રહસ્થાનો થયાં. ૧૯૪૭માં હિંદના ભાગલા પડતાં કેટલાંક સંગ્રહસ્થાનો પાકિસ્તાનમાં ગયાં. પરંતુ તે પછી રાષ્ટ્રીય ભાવનાનો પ્રખર જુવાળ જાગ્યો તેને પરિણામે કેટલાંક અગત્યનાં સંગ્રહસ્થાનો રચાયાં.

આ પૈકી દિલ્હીનું રાષ્ટ્રીય સંગ્રહસ્થાન, તથા નૅશનલ ગૅલરી ઑફ મૉડર્ન આર્ટ તથા મદ્રાસની નૅશનલ આર્ટ ગૅલેરી, અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશનનું મ્યૂઝિયમ, સૌરાષ્ટ્રમાં અમરેલીનું આધુનિક બાળ મ્યૂઝિયમ અગત્યનું સ્થાન ધરાવે છે.

### મ્યૂઝિયમોની સુધારણામાં કેન્દ્ર સરકારનો ફાળો

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી હિંદમાં રાષ્ટ્રીય ભાવના વધારે જાગ્રત થતાં સાંસ્કૃતિક વસ્તુઓનું મૂલ્ય સમજાવા લાગ્યું અને સાંસ્કૃતિક કેન્દ્રો તરીકે મ્યૂઝિયમોનો વિકાસ સાધવાની આવશ્યકતા પણ સમજાઈ. અત્યાર સુધી મ્યૂઝિયમો ફક્ત વસ્તુસંગ્રહ કરતાં હતાં, પણ વસ્તુઓની સંભાળ, સંરક્ષણ તથા યોગ્ય રીતે પ્રદર્શન કરી શિક્ષણાત્મક પ્રવૃત્તિઓ કરતાં નહિ તથા ખાસ સાહિત્ય પણ પ્રગટ કરતાં નહિ. આ વસ્તુસ્થિતિ નિવારવા માટે કેન્દ્ર સરકારે ૧૫–૪–૧૯૫૫ના રોજ મ્યૂઝિયમોના વિકાસનો પ્રશ્ન ચર્ચવા દિલ્હીમાં એક પરિષદ બોલાવી. આ પરિષદે કેટલાંક અગત્યનાં સૂચનો કર્યાં અને મ્યૂઝિયમોનાં મકાનોની સુધારણા કે સમારકામને પહેલી પસંદગી આપવા નક્કી કર્યું. વળી,

* આ આંકડાઓ ૧૯૩૬માં પ્રસિદ્ધ થયેલા હિંદના મ્યૂઝિયમને લગતા શ્રી મરખામ તથા શ્રી હરગ્રીવ્ઝના જાણીતા હેવાલમાંથી લેવામાં આવ્યા છે. છતાં છેલ્લાં ચોવીસ વર્ષમાં હિંદમાં થયેલો વસતિવધારો તથા નવા મ્યૂઝિયમોની સંખ્યા ધ્યાનમાં લેતાં હિંદ માટેના આંકડામાં વાસ્તવિક ફરક પડશે નહિ. જ્યારે બીજા દેશોમાં તો આ ગાળામાં ઘણાં નવાં મ્યૂઝિયમો થયાં હોઈ અહીં જે તફાવત બતાવ્યો છે તે ઘણો વધી જશે.

પ્રદર્શનખંડો તથા સ્ટોરો પૂરતી સંખ્યામાં હોવાની, વસ્તુસંગ્રહ વધારવાની તથા મ્યૂઝિયમ સંબંધી ખાસ તલીમ આપવાની આવશ્યકતાની નોંધ લીધી. તે પછી દેશના પ્રત્યેક મ્યૂઝિયમની જરૂરિયાતો નક્કી કરી તેની સુધારણા માટે નક્કર યોજના રજૂ કરવા નિષ્ણાતોની સમિતિ નીમવામાં આવી અને આ સમિતિની ભલામણોને આકાર આપવા માટે કેન્દ્ર સરકારને મદદ કરવા મ્યૂઝિયમો અંગેનું મધ્યસ્થ સલાહકાર મંડળ (Central Advisory Board of Museums) સ્થપાઈ. આ બોર્ડની (Standing Committee)એ મ્યૂઝિયમોના સ્ટાફને વહીવટી તથા વૈજ્ઞાનિક તાલીમ આપવા માટે બે અલગ ટૂંકા અભ્યાસક્રમો તરત શરૂ કરવા સૂચવતાં અનુક્રમે મુંબઈ તથા દિલ્હીમાં આવા અભ્યાસક્રમો શરૂ થયા.

બીજી પંચવર્ષીય યોજનાનાં છેલ્લાં બે વર્ષ દરમ્યાન મ્યુઝિયમોની સુધારણા માટે બે કરોડ રૂપિયાની માતબર રકમ ખર્ચવાનો નિર્ણય કેન્દ્ર સરકારે લીધો છે.

આ રકમમાંથી મ્યૂઝિયમોનાં મકાનોની સુધારણા તથા સમારકામ માટે અને મ્યૂઝિયમોને લગતું સાહિત્ય પ્રસિદ્ધ કરવા માટે દેશનાં જે મ્યૂઝિયમો નક્કર યોજના રજૂ કરી શકે તેને મદદ આપવામાં આવે છે. દેશનાં મ્યૂઝિયમો એકબીજાના સંગ્રહ, પ્રગતિ તથા પ્રવૃત્તિઓથી માહિતગાર થાય તે માટે વૈજ્ઞાનિક સંશોધન તથા સાંસ્કૃતિક બાબતોની ministry પ્રતિવર્ષ 'ઇન્ડિયન મ્યૂઝિયમ રિવ્યૂ' પ્રસિદ્ધ કરે છે.

ગુજરાતનાં મ્યૂઝિયમો

ગુજરાત રાજ્યનું એક વિશિષ્ટ લક્ષણ એ છે કે, બીજાં રાજ્યોની સરખામણીમાં આ રાજ્યમાં વસ્તી તથા ક્ષેત્રફળના પ્રમાણમાં વધારે સંખ્યામાં મ્યૂઝિયમો કેન્દ્રિત થયાં છે. વળી આ રાજ્યમાં મ્યૂઝિયમો વિવિધ પ્રકારનાં છે.

ગુજરાતના રાજ્યનાં એકંદર ૧૯ મ્યૂઝિયમોમાં રાજ્યનું મુખ્ય મ્યૂઝિયમ—વડોદરા મ્યૂઝિયમ એન્ડ પિક્ચર ગૅલેરી—આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવે છે. સને ૧૮૯૪માં તેની સ્થાપના થયા પછી કૈ. મહારાજા સયાજીરાવ ત્રીજાના પૌરસ્ત્ય તેમ જ પાશ્ચાત્ય કલા, ઇતિહાસ તથા પુરાતત્ત્વ તરફ અભિરુચિ તથા ઊંડા રસને લીધે આ મ્યૂઝિયમે ઉત્તરોત્તર વિકાસ તથા પ્રગતિ સાધ્યાં છે. ૧૯૪૩માં તત્કાલીન મુંબઈ રાજ્યમાં તે વખતના નિયામક ડૉ. ગોએત્સે દસ વર્ષની સતત મહેનતના પરિણામે કલા તથા ઇતિહાસને લગતા વિભાગોની આધુનિક પદ્ધતિ પ્રમાણે પુનર્રચના પૂરી કર્યા પછી તેઓ નિવૃત્ત થતાં તેમના અનુગામી નિયામક શ્રી વી. એલ. દેવકરે વિજ્ઞાનના વિભાગોની પુનર્રચનાનું કાર્ય હાથ પર લીધું હતું, જે હાલ નવા ગુજરાત રાજ્યની રાહબરી નીચે ચાલી રહ્યું છે અને તેને માટે જરૂરી નવા મકાનની યોજના પણ રાજ્ય સરકારની વિચારણા હેઠળ છે.

આ મ્યૂઝિયમનો યુરોપિયન તૈલચિત્રોનો સંગ્રહ એશિયાભરમાં અજોડ છે અને નિષ્ણાતોના મત પ્રમાણે તેની હાલની કિંમત બે કરોડ રૂપિયાની થાય છે. આ સંગ્રહમાં ફ્લૅન્સ, સરલેલી, રોમ્મી, રેનોલ્ડ, સ્ટૂપ, પોટર, મીલે, પુસાં, પીઆઝેતા, સિગ્નારોલી, ઝરબરાન, લૉરેન્સ, ઝોફાની, ટર્નર, અને બીજા સુવિખ્યાત ચિત્રકારોનાં મૌલિક ચિત્રો છે.

આ મ્યૂઝિયમમાં હિંદના પ્રાગૈતિહાસિક કાળના, મૌર્ય, શુંગ, કુષાન, ગાંધાર, ગુપ્ત કલાના, મધ્યકાલીન વંશો જેવા કે, પાલ, સેન, રાષ્ટ્રકૂટ, પ્રતિહાર, સોલંકી સમયની કલા તથા ઇતિહાસને લગતા નમૂનાઓ ઉપરાંત હિંદની આધુનિક તથા ઔદ્યોગિક કલા, ચિત્રકલા વગેરેના વિભાગો છે. વળી ચીન, જાપાન, ઈજિપ્ત, નેપાળ, તિબેટ, ઇન્ડોનેશિયા, ઇરાક, ઈરાન, ગ્રીસ, રોમ તથા મધ્યકાલીન યુરોપીય સંસ્કૃતિ અને કલાના અલગ વિભાગો છે. આવા અલગ વિભાગો હિંદનાં અન્ય મ્યૂઝિયમોમાં જોવા મળતા નથી.

વિજ્ઞાન વિભાગોમાં હિંદી તથા વિદેશી પ્રાણીવિભાગ, ભૂસ્તરશાસ્ત્ર વિભાગ તથા માનવજાતિશાસ્ત્રના વિભાગો છે, જેમાંનો આફ્રિકા, આંદામાન વગેરેની પછાત કોમોના પહેરવેશ તથા આયુધોનો સંગ્રહ હાલ દુષ્પ્રાપ્ય છે.

આ મ્યુઝિયમના પુસ્તકાલયમાં કલા, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે વિષયોને લગતાં લગભગ બાર હજાર પુસ્તકો તથા સામયિકો છે. જેમાંનાં કેટલાંક મહત્ત્વનાં પુસ્તકો હાલ અન્યત્ર ઉપલબ્ધ નથી. મ્યૂઝિયમ પ્રતિવર્ષ એક કલામય સંશોધનાત્મક બુલેટિન પ્રસિદ્ધ કરે છે. તેના બદલામાં દુનિયાભરના દેશોમાંથી અગત્યનાં પુસ્તકો તથા સામયિકો આવે છે. મ. સ. યુનિવર્સિટીની જુદી જુદી ફેકલ્ટીના વિદ્યાર્થીઓ, સ્થાનિક તેમ જ બહારના સંશોધકો આ પુસ્તકાલયનો સારો લાભ ઉઠાવે છે. આ ઉપરાંત વડોદરા મ્યૂઝિયમ બાલપ્રેક્ષકો, નિરક્ષર પ્રેક્ષકો વગેરેને ચક્ષુગમ્ય તથા અન્ય પ્રકારનું શિક્ષણ આપવાની પ્રવૃત્તિ કરી રહ્યું છે. બાળકો તથા વિદ્યાર્થીઓ માટે ખાસ પ્રદર્શનો યોજવામાં આવે છે. મ્યૂઝિયમના વિભાગોમાં તેના સંગ્રહ વિશે સંક્ષિપ્ત માહિતી આપવામાં આવે છે. તથા સંશોધકો અને વિદ્યાર્થીઓને મ્યૂઝિમની અગત્યની વસ્તુઓનો ખાસ અભ્યાસ કરવાની સગવડ તથા જરૂર પડે તો વસ્તુની નોંધ આલેખન વગેરે કરી લેવાની પણ સગવડ આપવામાં આવે છે. આવી પ્રવૃત્તિઓમાં મદદ થાય તે માટે રાજ્યની સરકારે હાલમાં કલા વિભાગ માટે એક ગાઈડ લૅક્ચરરની નિમણૂક કરી છે ને વિજ્ઞાન વિભાગ માટે આવી જગ્યા ભવિષ્યમાં થશે તેવી આશા રાખવામાં આવે છે. મ્યૂઝિયમના વ્યાખ્યાનગૃહમાં શાળાનાં બાળકોને શિક્ષણાત્મક ફિલ્મો બતાવવામાં આવે છે ને મ્યૂઝિયમને લગતા વિષય ઉપર નિષ્ણાતોનાં જાહેર ભાષણો પણ યોજવામાં આવે છે.

મ. સ. યુનિવર્સિટી મ્યૂઝિયમને લગતી તાલીમ આપવા માટે મ્યૂઝિયોલૉજી ડિપાર્ટમેન્ટ ચલાવે છે. આ સંસ્થાના વિદ્યાર્થીઓને પ્રયોગસિદ્ધ તાલીમ આપવા માટે દરેક પ્રકારનો સહકાર મ્યૂઝિયમ તરફથી આપવામાં આવે છે.

ગુજરાતનાં બાકીનાં મ્યૂઝિયમો પૈકી ત્રણ વિજ્ઞાનનાં, બે પુરાતત્ત્વનાં, એક ઔદ્યોગિક, એક સ્મારક તરીકે રચાયેલું અને અગિયાર વિવિધલક્ષી મ્યૂઝિયમો છે.

## વડોદરા સંગ્રહાલય



વડોદરા સંગ્રહાલયના મકાનનો અગ્રભાગ



મ્યૂઝિયોલોજી ખાતાની પ્રયોગશાળામાં પત્થરની મૂર્તિ શાસ્ત્રીય પદ્ધતિથી સાફ કરવાનું અપાઈ રહેલું શિક્ષણ



મ્યૂઝિયોલોજી કર્મશાળામાં ઢાળ કાઢવાની પદ્ધતિનો પ્રયોગ બતાવવામાં આવે છે

## વિવિધ લક્ષીય મ્યૂઝિયમો

### ૧. મ્યુનિસિપલ મ્યૂઝિયમ, અમદાવાદ

૧૧–૧–૧૯૫૭ના રોજ આ મ્યૂઝિયમ સ્થાપવામાં આવ્યું. મ્યૂઝિયમના મકાનના ખાસ પ્રદર્શનખંડો તાજેતરમાં જ તૈયાર થયા હોઈ વસ્તુઓની ગોઠવણીનું કામ ચાલુ છે. આ મ્યૂઝિયમમાં પ્રાણીવિભાગ, પ્રાચીન ઇમારતોને લગતો વિભાગ તથા માનવશાસ્ત્ર વિભાગ એમ ત્રણ વિભાગો રહેશે.

ઉપરાંત ખાસ પ્રદર્શનવિભાગ, પુસ્તકાલય, સભાખંડ, કર્મશાળા, ઉપાહારગૃહ તથા નાટ્યગૃહનો પણ સમાવેશ થશે. હાલમાં આંતરરાષ્ટ્રીય પ્રદર્શનો યોજવામાં આવે છે.

### ૨. શેઠ ભોળાભાઈ જેસિંગભાઈ ઇન્સ્ટિટ્યૂટ ઑફ લર્નિંગ ઍન્ડ રિસર્ચનું મ્યૂઝિયમ, અમદાવાદ:—

આ મ્યૂઝિયમ હજુ અલગ સંસ્થા તરીકે કામ કરવા લાગ્યું નથી. ઉપરોક્ત સંસ્થા પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ કરે છે. જે મ્યૂઝિયમનું કેન્દ્ર બનશે. હસ્તલિખિત પ્રતો, તામ્રપત્રો, ચિત્રો, સિક્કાઓ, તથા પુરાણા અવશેષો ( fossils ) નો સંગ્રહ થઈ રહ્યો છે. વહીવટ ઉપરોક્ત ઇન્સ્ટિટ્યૂટ હસ્તક ચાલે છે.

### ૩. શ્રી. ગિરધરભાઈ બાળસંગ્રહાલય, અમરેલી

સને ૧૯૩૪માં અમરેલીના ગોહિલવાડ ટીંબામાંથી પોતે એકત્રિત કરેલ પુરાતન સંગ્રહ શ્રી પ્રતાપરાય મહેતાએ અમરેલીના સાર્વજનિક પુસ્તકાલયમાં પ્રદર્શિત કર્યો. કેટલાંક વર્ષો પછી અમરેલીમાં એક સ્થાનિક મ્યૂઝિયમ સ્થાપવાની પહેલી પ્રેરણા મુંબઈ રાજ્યના તત્કાલીન નાણા-પ્રધાન માનનીય ડૉ. જીવરાજ મહેતાએ કરી અને હિંદમાં બાળસંગ્રહાલયની પ્રવૃત્તિમાં અગ્રેસર શ્રી પ્રતાપરાય મહેતાએ આ પ્રેરણા ઝીલી લીધી. તેથી શ્રી પ્રતાપરાય મહેતાના સદ્‌ગત પિતા શ્રી ગિરધરભાઈનું નામ આ સંગ્રહાલય સાથે સાંકળવામાં આવ્યું છે. મુંબઈ રાજ્યે રંગ-મહાલનું મકાન મ્યૂઝિયમના ઉપયોગ માટે આપ્યું અને વડોદરા મ્યૂઝિયમના તે વખતના નિયામક શ્રી દેવકરને આ મ્યૂઝિયમની યોજના તથા ગોઠવણી કરવાનું કામ સોંપ્યું. ૧૯૫૫માં મુંબઈ રાજ્યના માનનીય મુખ્ય પ્રધાન શ્રી મોરારજીભાઈના વરદ હસ્તે મ્યૂઝિયમનું ઉદ્‌ઘાટન થયું. છેલ્લાં પાંચ વરસમાં આ મ્યૂઝિયમ અમરેલી તથા આજુબાજુના પ્રદેશોમાં બાળકો માટે અગત્યના શિક્ષણકેન્દ્ર તરીકે પુરવાર થઈ ચૂક્યું છે. તેમાં (૧) અમરેલીની પ્રાચીન વસ્તુઓ, (૨) કલા અને પુરાતત્ત્વો, (૩) માનવજાતિ શાસ્ત્ર, (૪) પ્રાણીવિભાગ, (૫) વાહન વિભાગ, (૬) વિજ્ઞાન વિભાગ, (૭) વાર્તા વિભાગ, (૮) આંતરરાષ્ટ્રીય વિભાગ, (૯) મત્સ્યગૃહ એ પ્રમાણે વિભાગો છે. મ્યૂઝિયમની વસ્તુઓ બાળકો તથા પ્રેક્ષકોને સમજાવવામાં આવે છે તથા બાળકોને વસ્તુઓ વિષે સાદી જ્ઞાનાત્મક વાતો કહેવામાં આવે છે. ફિલ્મ-શો તથા ભાષણોની યોજના છે. નાનું પુસ્તકાલય પણ છે. વહીવટ અમરેલી મ્યુનિસિપાલિટી ચલાવે છે.

### ૪. બાર્ટન મ્યૂઝિયમ, ભાવનગર

સને ૧૮૯૫માં બાર્ટન પુસ્તકાલયના મકાનમાં શરૂ થયેલા આ મ્યૂઝિયમનો વહીવટ હાલ ગાંધીસ્મૃતિ ટ્રસ્ટના હસ્તક છે. તેમાં શિલ્પ, શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, હસ્તલિખિત પત્રો, વલભીપુરની પ્રાચીન ઈંટો તથા માટીનાં વાસણના અવશેષો, ધાતુની મૂર્તિઓ, સિહોરના ભીંતચિત્રોની નકલો, તૈલચિત્રો તથા હાથ-કારીગરીની સ્થાનિક વસ્તુઓ અને ખેતીનાં ઓજારોનો સંગ્રહ છે.

પ્રેક્ષકોને વસ્તુઓની સમજ આપવા ઉપરાંત ક્યુરેટર શાળાઓ તથા મહાશાળામાં પ્રસંગોપાત્ત ભાષણો આપે છે.

### ૫. કચ્છ મ્યૂઝિયમ, ભૂજ

સને ૧૮૭૭માં સ્થપાયેલું આ મ્યૂઝિયમ ગુજરાતનું સૌથી પ્રથમ મ્યૂઝિયમ છે. કચ્છના મહારાવો કલા-કારીગરીને પ્રોત્સાહન આપતા હોવાથી ઉત્તમ કારીગીરીની ચારેક હજાર વસ્તુઓનો સંગ્રહ તેમણે એકઠો કરી આ સંગ્રહસ્થાન ખોલ્યું. આ સંગ્રહમાં મુખ્યત્વે સ્થાનિક કારીગરી બતાવતી ચાંદીની વસ્તુઓ, ભરતકામ, મીનાકારી, લડાઈનાં હથિયારો, શિલ્પો, સિક્કાઓ તથા ખનિજો છે.

શાળાનાં બાળકોને વિભાગો સમજાવવામાં આવે છે. સ્થાનિક આર્ટ સ્કૂલના વિદ્યાર્થીઓને આલેખન કરવાની સગવડ આપવામાં આવે છે. સ્થાનિક કારીગરો ઘરેણાંના વિવિધ નમૂના તથા તેના ઉપરના નકશી કામનો અભ્યાસ કરવા આવે છે. પ્રદર્શનો યોજવામાં આવે છે. વહીવટ ગુજરાત રાજ્ય ચલાવે છે.

### ૬. લેડી વિલ્સન મ્યૂઝિયમ, ધરમપુર

બીજા દેશોની કારીગીરીની હરીફાઈ કરવા પોતાની પ્રજાને પ્રોત્સાહન આપવાના ઉદ્દેશથી સને ૧૯૨૮માં ધરમપુરના મહારાજાએ આ મ્યૂઝિયમ સ્થાપ્યું. તેથી સ્વાભાવિક રીતે આ મ્યૂઝિયમમાં વિદેશી વસ્તુઓ વધારે પ્રમાણમાં છે. આ મ્યૂઝિયમમાં નીચે પ્રમાણે વિભાગો છે:

(૧) ઉદ્યોગ અને ખેતીવાડી, (૨) પ્રાણી વિભાગ, (૩) ભૂસ્તરશાસ્ત્ર, (૪) પુરાતત્ત્વ, (૫) આભૂષણો તથા પહેરવેશ, (૬) વાજિંત્રો, (૭) ચિત્રો, (૮) જંગલસંબંધી વસ્તુઓ, (૯) હથિયાર.

આ મ્યૂઝિયમ પછાત કોમોના વિભાગમાં આવેલું હોઈ તેમાં મૂળભૂત ફેરફારો કરી તેને માનવશાસ્ત્રને લગતું મ્યૂઝિયમ બનાવી તેની સાથે પછાત કોમોને લગતું સંશોધન કરતી સંસ્થા પણ સ્થાપવાની યોજના રજૂ થઈ છે. આ મ્યૂઝિયમનો વહીવટ ગુજરાત રાજ્ય ચલાવે છે.

### ૭. મ્યૂઝિયમ ઑફ ઍન્ટીક્વિટિઝ, જામનગર

લાખોટો નામના મકાનમાં સને ૧૯૪૬માં તે વખતના નવાનગર રાજ્યે આ મ્યૂઝિયમની સ્થાપના કરી હતી. તેમાં મુખ્યત્વે શિલ્પ, શિલાલેખો, સિક્કાઓ, હસ્તલિખિત પ્રતો તથા પ્રાગ્-ઐતિહાસિક અવશેષો છે. પરંતુ નાના પ્રમાણમાં હુન્નરઉદ્યોગ, ભૂસ્તરવિદ્યા તથા પશુ-પક્ષીઓના નમૂનાઓ પણ છે, વળી તાજેતરમાં જૂનાગઢથી આવતી

વિવિધ રમકડાંઓ તથા પશુપક્ષીના નમૂનાઓની મદદથી બાલવિભાગ પણ શરૂ કરવામાં આવ્યો છે. પુસ્તકાલય તથા વ્યાખ્યાનગૃહ છે અને પ્રેક્ષકોને સમજાવવાની તથા શાળાઓમાં ભાષણ આપવાની પ્રવૃત્તિ ક્યુરેટર કરે છે. વહીવટ ગુજરાત રાજ્ય હસ્તક છે.

૮. જૂનાગઢ મ્યુઝિયમ

સને ૧૯૦૧માં શરૂ થયેલું આ મ્યુઝિયમ પ્રાચીન વસ્તુઓનો બહુમૂલ્ય સંગ્રહ ધરાવે છે. જૂનાગઢનો અશોકનો શિલાલેખ તથા સને ૧૯૪૯માં ઈંટવા ટેકરીમાંથી મળેલા પ્રાચીન અવશેષો પણ મ્યુઝિયમમાં રાખવામાં આવ્યા છે. પુરાતત્ત્વો ઉપરાંત કલા તથા હુન્નર, ભૂસ્તરવિદ્યા તથા પ્રાણીવિદ્યાના વિભાગો છે.

બાળકો તથા કૉલેજના વિદ્યાર્થીઓને ક્યુરેટર મ્યુઝિયમના વિભાગો સમજાવે છે તથા સ્થાનિક શિક્ષણસંસ્થાઓ અવારનવાર મુલાકાતે આવી મ્યુઝિયમનો લાભ ઉઠાવે છે. મ્યુઝિયમનો વહીવટ ગુજરાત રાજ્ય ચલાવે છે.

૯. વૉટસન મ્યુઝિયમ, રાજકોટ

કર્નલ જૉન વૉટસન ૧૮૮૬થી ૧૮૮૯ સુધી કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ હતા અને કાઠિયાવાડના ઈતિહાસમાં ઘણો રસ ધરાવતા હતા તથા પ્રાચીન વસ્તુઓના શોખીન હતા. તેમની યાદ જાળવવા માટે કાઠિયાવાડનાં કેટલાંક રાજ્યોએ પ્રાચીન વસ્તુઓનો બહુમૂલ્ય સંગ્રહ આ મ્યુઝિયમને ભેટ આપી તેનું નામ વૉટસન મ્યુઝિયમ રાખ્યું. હાલ આ મ્યુઝિયમનો વહીવટ ગુજરાત રાજ્ય ચલાવે છે.

નવી ગોઠવણી વખતે આ મ્યુઝિયમને પુરાતત્ત્વ, ભૂસ્તરવિદ્યા, કલા, હુન્નરઉદ્યોગ તથા પ્રાણીવિદ્યાના મુખ્ય વિભાગમાં વિસ્તારવામાં આવ્યું છે. ઉપરાંત ખેતીવાડી, શરીરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, ભૂગોળ વિદ્યા તથા પરચૂરણ વિદેશી નવાઈ પમાડે તેવી વસ્તુઓના નાના વિભાગો છે.

આ સંસ્થાના નાના પુસ્તકાલયમાં કેન્દ્રના પુરાતત્ત્વ ખાતાના કેટલાક જૂના દુષ્પ્રાપ્ય હેવાલો તથા ઘણી રસપ્રદ હસ્તલિખિત પ્રતો છે. સ્થાનિક શાળાઓ તથા કૉલેજો મ્યુઝિયમમાં સારો રસ ધરાવે છે અને ક્યુરેટર બાળકો તથા પ્રેક્ષકોને વિભાગોની સમજ આપે છે.

૧૦. સરદાર વલ્લભભાઈ પટેલ મ્યુઝિયમ, સુરત

પહેલાં વિન્ચેસ્ટર મ્યુઝિયમ તરીકે ઓળખાતું આ મ્યુઝિયમ ૧૮૯૦માં સુરતના કલેક્ટરે બાળકોને નકશાઓ, આલેખનો, ચિત્રો વગેરેની મદદથી જુદા જુદા વિષયો શીખવી તેમની શોધક બુદ્ધિનો વિકાસ કરવાના ધ્યેયથી શરૂ કર્યું હતું.

આસિસ્ટંટ કલેક્ટર મિ. વિન્ચેસ્ટરે સુરત શહેરમાં ઘણી સુધારણા કરી હોઈ તેમનું નામ મ્યુઝિયમ સાથે સંકળાયેલું હતું.

સને ૧૯૫૨માં સુરત મ્યુનિસિપાલિટીએ યોજેલા શતાબ્દી ઉત્સવ પ્રસંગના પ્રદર્શનમાંથી મ્યુઝિયમના વિકાસને નવીન ઉત્સાહ અને વેગ મળ્યાં. મ્યુઝિયમ બરાબર ગોઠવી પ્રાચીન ચિત્રો, શિલ્પો, ભૂસ્તરશાસ્ત્રના નમૂનાઓ, વાજિંત્રો, હથિયારો તથા સુંદર કલામય પૂતળીઓનો સંગ્રહ ઉમેરવામાં આવ્યો. સને ૧૯૫૬માં એક લાખ રૂપિયાના ખર્ચે નવું મકાન બાંધવામાં આવ્યું. હાલમાં આ મ્યુઝિયમમાં પીછવાઈઓ, રાજપૂત, મોગલ તથા જૈન ચિત્રો, કાચ તથા લાકડાનાં ફલક પર દોરેલાં ચિત્રો, શિલ્પો, વસ્ત્રો, તામ્રપત્રો તથા હથીયારોના સંગ્રહ ઉપરાંત એક નાનો પ્રાણીવિભાગ પણ છે.

પ્રેક્ષકો માગણી કરે તો ક્યુરેટર વસ્તુસંગ્રહ સમજાવે છે. શાળાનાં બાળકો, હજારોની સંખ્યામાં આવે છે. આ મ્યુઝિયમનો વહીવટ સુરત બરો મ્યુનિસિપાલિટી ચલાવે છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી મ્યુઝિયમનું નામ સરદાર વલ્લભભાઈ મ્યુઝિયમ રાખવામાં આવ્યું છે.

૧૧. આર્ટ અને આર્કિયોલૉજી મ્યુઝિયમ, વલ્લભ વિદ્યાનગર

વલ્લભ વિદ્યાનગરના આર્કિયોલૉજીકલ ઇન્સ્ટિટ્યૂટનું આ મ્યુઝિયમ ગુજરાતના પ્રદેશોમાં પુરાતત્ત્વોને લગતી શોધખોળ કરતાં મળેલા સંગ્રહમાંથી ઉપસ્થિત થયું છે. ખાસ કરીને મધ્ય ગુજરાતનો સંગ્રહ, શ્રી ભાઈલાલભાઈ ડી. પટેલ, શ્રી ભીખાભાઈ કે. પટેલ તથા શ્રી એ. વી. પંડ્યાના પુરાતત્ત્વના રસને આભારી છે. ધાતુની મૂર્તિઓ તથા અન્ય પુરાતન વસ્તુસંગ્રહ પારસી સ્કૉલર ડૉ. યુધીએ ભેટ આપ્યો છે.

પ્રાગ્-ઐતિહાસિક અવશેષો, શિલ્પો, સિક્કાઓ, લાકડાનું કોતરકામ વગેરે મ્યુઝિયમના સંગ્રહમાં છે. ઉપરાંત પશ્ચિમ હિંદની સ્થળરચના (topography) તથા ગુજરાતનાં મકાનોની બાંધણીના પ્રકાર, શિલ્પકલા, ચિત્રકલા વગેરે દર્શાવતા મોટા નકશાઓ તથા આલેખનો છે. આ બધાની મદદથી યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ પ્રદર્શિત વસ્તુઓનો સરળતાથી અભ્યાસ કરી શકે છે. ઇન્સ્ટિટ્યૂટ 'ઑફ આર્કિયોલૉજીના એક અંગ તરીકે ચરોતર વિદ્યામંડળ આ મ્યુઝિયમનો વહીવટ ચલાવે છે.

## પુરાતત્ત્વનાં મ્યુઝિયમો

૧. મ. સ. યુનિવર્સિટીના આર્કિયોલૉજી ખાતાનું મ્યુઝિયમ, વડોદરા

સને ૧૯૫૦માં પુરાતત્ત્વ ખાતાની સાથે જ આ મ્યુઝિયમ અસ્તિત્વમાં આવ્યું. ગુજરાતના તથા નર્મદાની ખીણના પુરાતત્ત્વના અવશેષો, ખાતાએ કરેલાં ખોદકામોમાંથી તથા ખોદકામોને યોગ્ય સ્થળોની તલાશ કરતાં મળી આવેલા અવશેષો અને મેલ્બોર્નના ઇન્સ્ટિટ્યૂટ ઑફ આર્કિયોલૉજી તરફથી વિનિમયમાં મળેલા અવશેષો તેના સંગ્રહમાં છે. મ્યુઝિયમનો ઉદ્દેશ ખોદકામોમાંથી મળતા અવશેષોને સુરક્ષિત રાખવાનો તથા પુરાતત્ત્વના શિક્ષણમાં મદદરૂપ થાય તેવો દેશી તેમ જ વિદેશી સંગ્રહ એકઠો કરવાનો છે.

૨. પ્રભાસ-પાટણ મ્યુઝિયમ

૧૭ માર્ચ, ૧૯૫૧ના રોજ આ મ્યુઝિયમ ખુલ્લું મૂકવામાં આવ્યું. તેમાં આજુબાજુના પ્રદેશોની પુરાતન વસ્તુઓ તથા શિલાલેખોનો સંગ્રહ છે. સૈકાઓ પહેલાં જે સ્થળે પ્રભાસ પાટણનું પ્રાચીન શહેર

વસેલું હતું તે સ્થળો જેવાં કે, પ્રાચીન સોમનાથ, શિવનો ટીંબો તથા નગરપુરનો ટીંબોમાં થયેલા ખોદકામ વખતે મળેલા માટીના વાસણના અવશેષો પણ છે. શાળા તથા કોલેજના વિદ્યાર્થીઓ મ્યુઝિયમ જોવા આવે છે.

## વિજ્ઞાનને લગતાં મ્યુઝિયમો

**૧. બી. જે. મેડિકલ કૉલેજનું શરીરશાસ્ત્ર, રોગનિદાનશાસ્ત્ર, ઔષધક્રિયાશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, તથા વ્યાવહારિકઔષધશાસ્ત્રનું મ્યુઝિયમ, અમદાવાદ**

સને ૧૯૪૬માં શરૂ થયેલા આ મ્યુઝિયમના વિભાગો હજુ વિકાસ સાધી રહ્યા છે. મહાશાળાના ઉપરોક્ત પાંચ મુખ્ય ખાતાં પૈકી દરેકને પોતાનું મ્યુઝિયમ છે. જેમાં તે તે ખાતાના વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદરૂપ થાય તેવા નમૂના રાખવામાં આવ્યા છે. ગુજરાત રાજ્યની બી. જે. મેડિકલ કોલેજ આ મ્યુઝિયમનો વહીવટ ચલાવે છે.

**૨. વડોદરા બરો મ્યુનિસિપાલિટીનું હેલ્થ મ્યુઝિયમ**

સને ૧૯૫૩માં સયાજી બાગના વ્હાઈટ પેવેલિયનમાં વડોદરા મ્યુનિસિપાલિટીએ આ મ્યુઝિયમ શરૂ કર્યું. તેમાં મુખ્યત્વે તંદુરસ્તી તથા આરોગ્યશાસ્ત્રને લગતા નમૂના છે. સ્વાસ્થ્યકર હવાઉજાસવાળા ગામડાં તથા હવાઉજાસ વિનાના ગામડાના નમૂનાઓ, આરોગ્યની દૃષ્ટિએ આદર્શ વાવ, કૂવા, તળાવો, જાજરૂ તથા ગટર યોજનાના નમૂના, શહેરમાં પાણી-પુરવઠાની પદ્ધતિ દર્શાવતા નમૂના, શરીરના જુદા જુદા ભાગોની રચના સમજાવતાં ચિત્રો તેના સંગ્રહમાં છે. પ્રખ્યાત વૈદો, શસ્ત્રવૈદો તથા અન્ય વૈજ્ઞાનિકોના ફોટા દર્શાવતો વિભાગ પણ છે.

આરોગ્યની જાળવણી વિષે વાર્તાલાપ આપવામાં આવે છે તથા દર અઠવાડિયે આરોગ્યને લગતી ફિલ્મો બતાવવામાં આવે છે. વહીવટ વડોદરા બરો મ્યુનિસિપાલિટી હસ્તક છે.

**૩. મેડિકલ કૉલેજનું મ્યુઝિયમ, વડોદરા**

સને ૧૯૪૯માં મેડિકલ કોલેજની સાથે શરીરશાસ્ત્ર, ઔષધ ક્રિયા શાસ્ત્ર, રોગ નિદાન શાસ્ત્ર, તથા રોધક ઔષધિ શાસ્ત્રનાં મ્યુઝિયમો અસ્તિત્વમાં આવ્યાં છે. જે તે ખાતાંને લગતા વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદરૂપ થાય તેવા નમૂનાઓ આ સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યા છે. વહીવટ ગુજરાત રાજ્યની વડોદરા મેડિકલ કોલેજ હસ્તક છે.

## ઔદ્યોગિક મ્યુઝિયમ

**૧. કેલિકો મ્યુઝિયમ ઑફ ટેક્સ્ટાઈલ્સ, અમદાવાદ**

સને ૧૯૪૯માં શ્રી ગૌતમ સારાભાઈએ આ મ્યુઝિયમની સ્થાપના કરી. બીજા દેશોના આગળ પડતા મ્યુઝિયમોનાં મકાનો ઉપરથી આ મ્યુઝિયમના મકાનની રચના થઈ છે. વાયુ-અનુકૂલિત તથા સૂર્યના પ્રકાશથી સ્વતંત્ર તેવી કૃત્રિમ પ્રકાશની વ્યવસ્થાવાળું હિંદભરમાં આ પ્રથમ જ મ્યુઝિયમ છે. તેમાં હિંદી વસ્ત્રો તથા પહેરવેશો આકર્ષક રીતે ગોઠવવામાં આવ્યા છે. વસ્ત્રની છેલ્લામાં છેલ્લી ઢબની વિવિધ પ્રકારની ભાત ઉપર વિશેષ લક્ષ આપવામાં આવ્યું છે. મનુષ્ય વસ્ત્ર પહેરતાં શીખ્યો ત્યારથી છેક આધુનિક સમય સુધી કાંતણ, વણાટકામ, વગેરેમાં કેવી રીતે પ્રગતિ થઈ છે તે દર્શાવવામાં આવ્યું છે. આ મ્યુઝિયમનો વહીવટ કેલિકો મિલના નિયામક ચલાવે છે.

## સ્મારક સંગ્રહાલય

**૧. ગાંધી સ્મારક સંગ્રહાલય, સાબરમતી**

મહાત્માજીની પુનિત યાદગીરીના સ્મારક તરીકે ગાંધી સ્મારક નિધિએ સને ૧૯૪૯માં હિંદમાં ચાર સ્થળોએ મ્યુઝિયમોની સ્થાપના કરી. આ મ્યુઝિયમોનો ઉદ્દેશ ગાંધીજીને લગતી લેખિત હકીકતો તથા યાદગીરીની વસ્તુઓ સાચવવાનો, તેમના વિષે તેમણે પોતે લખેલાં પુસ્તકો, પત્રો, ચિત્રો, ફોટાઓ એકત્રિત કરવાનો, તથા ગાંધીયુગના સાહિત્યનો સંચય કરવાનો છે. આ મ્યુઝિયમમાં મહાત્માજીનો ચરખો, તેમણે સીવેલું ખમીસ, તેઓ વાપરતા હતા તે ઢાળિયું ટેબલ અને તેવી બીજી વસ્તુંઓ છે. જ્યાં મહાત્માજી બાર વર્ષ રહ્યા તે હૃદયકુંજ નામના મકાનમાં તેઓશ્રીની જિંદગીનું સંપૂર્ણપણે આલેખન કરતા ફોટોગ્રાફની ચિત્રશાળા રચવામાં આવી છે.

મહાત્માજીનું જીવન તથા આદર્શોનું સંપૂર્ણ જ્ઞાન ભારતવાસીઓને આપવાનો આ મ્યુઝિયમનો ઉદ્દેશ છે. વહીવટ ગાંધી સ્મારક નિધિ ચલાવે છે.

આ ઓગણીસ મ્યુઝિયમો ઉપરાંત ૧૯-૫-૧૯૫૯ના રોજ કેન્દ્ર સરકારના વૈજ્ઞાનિક સંશોધન અને સાંસ્કૃતિક બાબતોના માનનીય પ્રધાન શ્રી હુમાયુન કબીરના વરદ હસ્તે ધોળકા તાલુકાના સરગવાળા ગામ પાસે લોથલ ટેકરીનાં ખોદકામોમાંથી મળેલા અવશેષો સાચવવા માટેના મ્યુઝિયમના મકાનનું ખાતમુહૂર્ત થયું છે. આ મ્યુઝિયમ ગુજરાતની પ્રાચીન સંસ્કૃતિના અભ્યાસ માટે અગત્યનું ગણાશે. કારણકે, પંજાબના હરપ્પન સંસ્કૃતિના મુખ્ય વિસ્તારો પાકિસ્તાનમાં ચાલ્યા ગયા પછી આ સંસ્કૃતિના વિસ્તારનું અગત્યનું સ્થાન લોથલનો ટેકરો પૂરું પાડે છે.

**મ્યુઝિયમોની વિદ્યા અંગેનું શિક્ષણ**

જેમ જેમ મ્યુઝિયમોનું શિક્ષણ-વિષયક મૂલ્ય સમજાતું ગયું તેમ તેમ તેમાંની કીમતી વસ્તુઓની સંભાળ, સંરક્ષણ તથા તેમને પ્રદર્શિત કરવાની પદ્ધતિ અંગેની શાસ્ત્રીય તાલીમની જરૂરિયાત જણાવા લાગી. મ. સ. યુનિવર્સિટીએ આ પ્રકારની તાલીમ શરૂ કરીને આ બાબતમાં અગ્રેસર સંસ્થા હોવાનો યશ પ્રાપ્ત કર્યો છે. ૧૯૫૨માં આ યુનિવર્સિટીએ અનુસ્નાતક વિદ્યાર્થીઓને મ્યુઝિયમને લગતી તમામ પ્રકારની તાલીમ આપવા માટે એક અલગ ખાતું ખોલ્યું. આ અભ્યાસક્રમને લગતી યોજના વડોદરા મ્યુઝિયમના તે વખતના નિયામક શ્રી દેવકરે રજૂ કરી હતી. આમ મ્યુઝિયમોની પ્રગતિમાં સક્રિય ફાળો આપવાનો યશ તત્કાલીન ઉપકુલપતિ શ્રીમતી હંસાબહેન મહેતા તથા શ્રી દેવકરની દીર્ઘદૃષ્ટિ તથા પ્રગતિશીલ વિચારશ્રેણીને આભારી છે. શ્રી દેવકર ખાતાના વડા

થતાં તેમની શક્તિશાળી દોરવણી, ભૂતપૂર્વ ઉપકુલપતિ શ્રીમતી હંસાબહેન મહેતા તથા હાલના ઉપકુલપતિ ડૉ. જ્યોતીન્દ્ર મહેતાનાં રસ, સહાનુભૂતિ તથા મદદથી આ ખાતાએ ફક્ત આઠ વર્ષની કારકિર્દીમાં નોંધપાત્ર પ્રગતિ કરી છે.

વડોદરા મ્યૂઝિયમ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતી સંસ્થા છે અને પુરાતત્ત્વ, પૂર્વ તથા પશ્ચિમના દેશોની સંસ્કૃતિ, વિજ્ઞાન, ઔદ્યોગિક કલા, લલિતકલા વગેરેનો બહુમૂલ્ય સંગ્રહ ધરાવે છે. આવી આ સંસ્થાનો સંપૂર્ણ સહકાર મ્યૂઝિઓલૉજી ખાતાને સાંપડ્યો છે અને મ્યૂઝિયમના જુદા જુદા વિભાગોની પુનર્રચના, પ્રદર્શન, સંરક્ષણ વગેરે કાર્યોની પ્રયોગસિદ્ધ તાલીમ વિદ્યાર્થીઓને આપવામાં આવે છે.

જૂની પ્રણાલિકાના ક્યુરેટરો પુરાતત્ત્વ સંગ્રહ તથા સંશોધનને વધુ મહત્ત્વ આપે છે. તેથી મ્યૂઝિયમના જુદા જુદા વિભાગોનો એકધારી રીતે વિકાસ થતો નથી એવી માન્યતા પ્રવર્તે છે. તેથી ચક્ષુગમ્ય શિક્ષણ તથા તેવી બીજી શિક્ષણાત્મક પ્રવૃત્તિઓ પર વધારે લક્ષ આપતો અભ્યાસક્રમ જ આધુનિક મ્યૂઝિયમોની જરૂરિયાતો પૂરી પાડી શકે. મ. સ. યુનિવર્સિટીનો અભ્યાસક્રમ મ્યૂઝિયમની લાક્ષણિક તાલીમ જેવી કે, વસ્તુઓની સંભાળ તથા સંરક્ષણ, તેમનો સંગ્રહ કરવાની તથા યોગ્ય રીતે પ્રદર્શિત કરવાની પદ્ધતિઓ, જુદી જુદી કક્ષાના પ્રેક્ષકોને સમજ આપવાની કળા, પ્રદર્શનોની યોજના વગેરે વિષયોને આવરી લે છે અને સાથે સાથે મ્યૂઝિયમ સાથે સંકળાયેલા સામાન્ય વિષયો જેવા કે, પુરાતત્ત્વ, ઇતિહાસ, ભૂસ્તરશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, લલિતકલા વગેરેનું પ્રાથમિક જ્ઞાન પણ વિદ્યાર્થીઓને આપે છે. આ બધું જોતાં મ્યૂઝિયમોના ક્ષેત્રમાં કાર્યકુશળ કાર્યકરો પૂરા પાડવા માટે આ અભ્યાસક્રમ સફળ થશે. આ અભ્યાસક્રમને અત્યારનું આખરી સ્વરૂપ આપવામાં મ. સ. યુનિવર્સિટીને હિંદના તથા વિદેશોના નામાંકિત મ્યૂઝિયમ નિષ્ણાતોની કીમતી સલાહ સાંપડી છે.

તાજેતરમાં યુનિવર્સિટી ગ્રાન્ટ કમિશને મ. સ. યુનિવર્સિટીને મ્યૂઝિયોલૉજીના અભ્યાસના વિકાસ માટે એક યોગ્ય કેન્દ્ર તરીકે માન્ય કરી છે અને કમિશન તરફથી મળતી મળતી ઉદાર ગ્રાન્ટને લીધે આ સંસ્થા મ્યૂઝિયમોને લગતા વિશિષ્ટ સંશોધન કાર્ય તથા આધુનિક પદ્ધતિથી મ્યૂઝિયોલૉજીનું શિક્ષણ આપવા માટે જોઈતાં છેલ્લી ઢબનાં સાધનો વસાવવા ભાગ્યશાળી બની છે.

સંસ્થાની પ્રવૃત્તિઓ

(૧) સંગ્રહકલા : સંશોધન તથા શિક્ષણાત્મક પ્રવૃત્તિઓનો આધાર મ્યૂઝિયમના વસ્તુસંગ્રહ પર રહેલો હોઈ વિદ્યાર્થીઓને કલા, પુરાતત્ત્વ તથા પશુપક્ષીઓના નમૂનાઓ કેવી રીતે સંગ્રહિત કરવા તેની તાલીમ આપવામાં આવે છે. આ વિશે વર્ગમાં વિવેચનાત્મક જ્ઞાન આપવા ઉપરાંત આવી વસ્તુઓ ઉપલબ્ધ હોય તેવાં સ્થળોએ પર્યટનો યોજી આવો સંગ્રહ કરવાની પદ્ધતિઓ તથા તેમાં રહેલી મુશ્કેલીઓ સમજાવવામાં આવે છે. પ્રયોગશાળાને પ્રયોગ તથા સંશોધનકાર્યમાં ઉપયોગી વસ્તુઓથી સમૃદ્ધ કરવામાં પણ આવાં પર્યટનો મદદરૂપ થઈ પડે છે.

(૨) સંભાળ તથા સંરક્ષણ કાર્ય : સામાન્ય માન્યતા એવી છે કે મ્યૂઝિયમના કબાટમાં વસ્તુ મુકાઈ ગઈ એટલે સુરક્ષિત થઈ. પણ આ ખરું નથી. મ્યૂઝિયમની વસ્તુઓની સંભાળ તથા સંરક્ષણનો વિષય એક ચિત્તાકર્ષક અભ્યાસક્રમ પૂરો પાડે છે. કારણ કે, અનેકવિધ પ્રયોગો તથા સંશોધનથી વસ્તુઓના સંરક્ષણની નવી નવી તથા વધુ અસરકારક પદ્ધતિઓ મળી આવવા સંભવ છે. મ્યૂઝિયમોમાં રહેલી અનેક પ્રકારની વસ્તુઓની સંભાળ રાખવામાં મ્યૂઝિયમ નિષ્ણાતના સમગ્ર જ્ઞાન, ચાતુર્ય તથા શોધક બુદ્ધિની કસોટી થાય છે. અને આ વિશિષ્ટ કાર્ય હાથ લઈ શકે તેવી યોગ્ય તાલીમ પામેલા માણસોની હિંદમાં મોટી ખોટ છે. મ્યૂઝિયમની પ્રાણીજન્ય (organic) તેમ જ નિષ્પ્રાણિક (inorganic) વસ્તુઓ હવામાનના ફેરફારોને લીધે, રાસાયણિક અસરોને લીધે તથા જીવજંતુ, ઉધઈ વગેરેની અસરથી ધીમે ધીમે નાશ પામતી હોય છે તેથી આ વિનાશનો પ્રતિકાર કરવાની જરૂર છે.

આ વિષય ઉપર આ અભ્યાસક્રમમાં ઘણું લક્ષ આપવામાં આવ્યું છે. સાધનસંપન્ન પ્રયોગશાળામાં છેલ્લામાં છેલ્લી ઢબે વસ્તુઓના સંરક્ષણની તાલીમ વિદ્યાર્થીઓને આપવામાં આવે છે. ખાસ કરીને હિંદની આબોહવાથી ઉપસ્થિત થતા કૂટ પ્રશ્નો ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે અને આ દિશામાં ઘણું સંશોધન પણ થઈ ચૂક્યું છે.

(૩) ચર્મવિદ્યા (Taxidermy): અઢારમી સદીના ઉત્તરાર્ધ તથા ઓગણીસમી સદી દરમ્યાન પ્રાણીશાસ્ત્ર વિદ્યામાં અનેક ક્ષેત્રે થયેલી પ્રગતિએ દુનિયાના બધા દેશોનાં પ્રાણીઓના જીવનના અભ્યાસમાં ઘણો રસ જગાડ્યો છે. પશુ તથા પક્ષીની ચામડીને સુયોગ્ય રીતે સંરક્ષિત રાખવાના ખાસ જ્ઞાનના અભાવને લીધે તથા આવી ચામડીઓમાં મસાલા ભરીને તે પક્ષીઓનો યોગ્ય આકાર આપી તેના મૂળ સ્વરૂપમાં બેસાડવાની પદ્ધતિના અજ્ઞાનને લીધે પશુપક્ષીની ઘણી જાતોના અભ્યાસ તથા વર્ણનની પ્રાપ્તિમાં રુકાવટ થઈ રહી હતી. હવે આ વિષયમાં નવી નવી પદ્ધતિઓનું સંશોધન થયું છે અને તેથી જુદા જુદા દેશોના પશુપક્ષીઓના નમૂના અભ્યાસ માટે ઉપલબ્ધ થઈ શકે છે. હિંદમાં અનેક પ્રકારનાં પશુપક્ષીઓ મોટી સંખ્યામાં હોવા છતાં ઉપરોક્ત જ્ઞાનના અભાવે હિંદનાં — મ્યૂઝિયમોમાં તેમના નમૂનાઓનું પ્રતિનિધિત્વ બહુ ઓછું છે. અને તેથી લંડનના મ્યૂઝિયમ ઍસોસિયેશનના સેક્રેટરી શ્રી મરખામ લખે છે કે ટૅક્સિડર્મીની કલા હિંદના દ્વીપકલ્પમાં પ્રવેશી શકી નથી તે વાંચીને આપણને આશ્ચર્ય થતું નથી. છતાં હવે હિંદમાં માઈસોરની વાન ઇન્જન્સની કંપની જેવી સુપ્રસિદ્ધ સંસ્થા આ કાર્ય કરે છે તે ગૌરવ લેવા જેવું છે.

પક્ષીઓ તથા નાનાં પશુઓને આબેહૂબ આકૃતિમાં બેસાડવાની અને તેમની ચામડીને કેળવવાની તાલીમ આપવા ઉપરાંત માછલીઓ,

પેઠે ચાલતા પ્રાણીઓના નમૂના તૈયાર કરવાની તથા તેમના રંગોની જાળવણી માટેની નવીન પદ્ધતિઓ શોધવાનું કાર્ય પણ આ ખાતામાં થઈ રહ્યું છે.

(૪) બીબાં તથા ઢાળ પાડવાનું ખાતું: (Modelling and Casting department) – મ્યુઝિયમમાં મૂળ વસ્તુઓ ઉપરાંત દુષ્પ્રાપ્ય તથા બહુમૂલ્ય વસ્તુઓની પ્લાસ્ટર, મીણ વગેરેની બનાવેલી પ્રતિકૃતિઓ દર્શાવવાની પદ્ધતિ બહુ લોકપ્રિય થતી જાય છે. કારણ કે, આવી પ્રતિકૃતિઓની મદદથી પશુપક્ષીઓની શારીરિક રચના, તેમની ક્રિયાઓ વગેરે સમજી શકાય છે તથા નાનાં પ્રાણીઓના સૂક્ષ્મદર્શક યંત્રથી જોઈ શકાય તેવા ભાગોનો અભ્યાસ પણ મોટો નમૂનો બનાવવાથી થઈ શકે છે. જુદા જુદા પ્રાણીઓ પોતાનાં રહેઠાણોમાં કેવી રીતે રહે છે તેનો તાદૃશ ખ્યાલ આપતા દૃશ્યને 'ડાયરોમા' કહેવામાં આવે છે. તેમાં તો આવી પ્રતિકૃતિઓ વિના ચલાવી શકાય નહિ તેથી આ ખાતામાં વિદ્યાર્થીઓને જુદા જુદા પ્રકારની વસ્તુઓની પ્રતિકૃતિઓ બનાવવાની પદ્ધતિઓ શીખવવામાં આવે છે. અહીં ચાલતા સંશોધન કાર્યને લીધે પ્લાસ્ટર, મીણ, જીલેટીન, પ્લાસ્ટીસીન વગેરે માધ્યમમાં પ્રતિકૃતિઓ બનાવવાની નવી નવી રીતિઓ મળી આવી છે. આ ઉપરાંત શિલ્પ, માટીકામ તથા કલા કે પુરાતત્ત્વના તૂટેલા નમૂનાઓનું સમારકામ કરી બાકીનો ભાગ આબેહૂબ તૈયાર કરવાનું જ્ઞાન પણ આપવામાં આવે છે.

(૫) વસ્તુઓની ગોઠવણી: ગોઠવણીની જૂની ઢબનો તથા આધુનિક પદ્ધતિનો અભ્યાસ દરેક વિદ્યાર્થી વ્યક્તિગત રીતે કરી શકે તેવો પ્રબંધ કરવામાં આવ્યો છે. પ્રદર્શન પદ્ધતિ ઉપર ચક્ષુગમ્ય શિક્ષણની સફળતાનો આધાર રહે છે. તેથી આ પદ્ધતિનું મહત્ત્વ વધી ગયું છે. વસ્તુની પશ્ચાત્ કે પૂર્વ ભૂમિકામાં વસ્તુનો ઉઠાવ દીપી નીકળે અગર તો તેનો ઈતિહાસ સમજી શકાય અગર તો તેને લગતું નૈસર્ગિક વાતાવરણ ઊભું થાય તેવાં ચિત્રો દોરી ને ઉપકરણો વાપરી વસ્તુ પ્રદર્શિત કરવાથી પ્રેક્ષકોને તે સહેલાઈથી સમજાય છે. વળી વસ્તુની વર્ણનપત્રિકા કેમ બનાવવી, ચક્ષુગમ્ય શિક્ષણમાં મદદ થાય તે માટે તેની સાથે કેવાં ચિત્રો તથા નકશાઓ રાખવા તે પણ સમજાવવામાં આવે છે. વિવિધ પ્રકારના કબાટો, ફલકો, બેસણીઓ વગેરેનો ઉપયોગ, યોગ્ય પ્રમાણમાં પ્રકાશ આવે તેવી રચનાઓ સમજાવી વસ્તુઓની સમતુલા તથા સંયોજન સાચવતી સુયોગ્ય ગોઠવણીના મૂળ તત્ત્વો સમજાવવામાં આવે છે. છૂટા પાડી સહેલાઈથી ઊંચકીને શાળાઓમાં લઈ જઈ વિદ્યાર્થીઓને સમજાવી શકાય તેવા ડાયરોમા બનાવવાની તાલીમ આપવામાં આવે છે.

ઉપર વર્ણવ્યા મુજબ ગુજરાત રાજ્યમાં સારી સંખ્યામાં મ્યુઝિયમો છે તથા મ્યુઝિયમ સંબંધી વિશિષ્ટ તાલીમનું કેન્દ્ર પણ ગુજરાતમાં છે. વળી, ગુજરાત રાજ્યના રાજ્યપાલ માનનીય શ્રી મેંહદી નવાઝ જંગ, મુખ્ય પ્રધાન માનનીય ડૉ. જીવરાજ મહેતા તથા શિક્ષણ પ્રધાન માનનીય શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈ મ્યુઝિયમોના વિકાસમાં ખાસ રસ ધરાવે છે. તેથી ખાસ કરીને ગુજરાતનાં નાનાં મ્યુઝિયમો સર્વાંગી વિકાસ સાધી શકે તેવી કોઈ યોજના નજીકના ભવિષ્યમાં થશે તેવી આશા અસ્થાને નહિ ગણાય.



## સમાજકાર્ય

ડૉ. અમ્મુ એમ. મજુમદાર
(ડીન, સમાજસેવા વિદ્યાશાખા
મ. સ. યુનિવર્સિટી, વડોદરા)

આજના જમાનામાં સામાજિક સેવાને જરૂરતવાળા માણસોને મદદ કરવાના વિજ્ઞાન અને કળા તરીકે ગણવામાં આવે છે. પછી ભલે આ જરૂર ખોરાક, કપડાં, ઘર, શિક્ષણ, વેતન, ધંધારોજગાર કે સ્નેહનાં બંધનોના સ્વરૂપની હોય. પ્રત્યેક સમાજમાં કોઈ ને કોઈ સંસ્થા મારફત આ કાર્ય થતું હતું. આપણા જ દેશની વાત કરીએ તો કહી શકીએ કે, આપણે ત્યાં કુટુંબ અને નાતજાત તરફથી જરૂરિયાતવાળા માણસોની જરૂર સંતોષવામાં મદદ થતી હતી. વળી પરસ્પર સહાયક સંસ્થાઓ, સેવાભાવી સંસ્થાઓ, સામાજિક સુધારકો અને પરગજુ માણસો પણ આ પ્રકારની સહાય કરતા હતા.

નવા સર્જાયેલા ગુજરાત રાજ્યમાં સામાજિક સુખાકારી અને સામાજિક સેવાની પ્રવૃત્તિઓને વેગ આપે એવાં બે સ્પષ્ટ લક્ષણો જોવામાં આવે છે.

પ્રથમ તો આપણે ત્યાં ભૂતકાળમાં ખૂબ શક્તિશાળી નેતાઓ હતા અને આજેય એવા નેતાઓ છે. બીજું આપણી પ્રજા સામાજિક સેવાની વિચારસરણીમાં જે પરિવર્તન થાય છે એને આવકારે છે તેમ જ એને ત્વરિત સ્વીકારે છે. પ્રજામાં માનવ દૃષ્ટિકોણ ઉગાડવામાં રાજ્યના શક્તિશાળી નેતાઓ સફળ થયા છે અને આ રીતે પ્રજાને માનવ-કલ્યાણની પ્રવૃત્તિઓ હાથ ધરવાની પ્રેરણા આપી છે.

લોકોને ફક્ત મદદ જ પૂરી પાડવા માટે, આજે કલ્યાણકારી પગલાંઓ લેવામાં આવતાં નથી, પરંતુ માનવપ્રતિષ્ઠા અને માનવ-મૂલ્યોને સ્વીકારવાના કાર્યક્રમોમાં લોકોનો ટેકો અને લોકોની મદદ મેળવવાનો એનો હેતુ છે. રાજકીય, આર્થિક, સામાજિક, ધાર્મિક, સાંસ્કૃતિક વગેરે અનેક પરિબળો સુખાકારીના કાર્યક્રમો ઘડવામાં અસર કરે છે, જોકે વખતોવખત ભિન્નભિન્ન વ્યક્તિઓની પ્રેરણા, માર્ગદર્શન અને આગેવાનીને લીધે જ આ પરિબળો ગતિશીલ બન્યાં હતાં.

મહાત્મા ગાંધીજી, મહાનમાં મહાન સામાજિક કાર્યકર હતા અને આપણા યુગના આવા એક નેતા હતા. તેઓનો જન્મ ગુજરાત રાજ્યમાં થયો હતો. તેઓ આપણા રાષ્ટ્રની આઝાદીના માત્ર ઘડવૈયા જ નહોતા. પરંતુ એક મહાન ચિંતક અને સમાજસુધારક પણ હતા. તેમની રાજકીય પ્રવૃત્તિ પ્રચંડ ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે એ કહેવું અસ્થાને છે, પરંતુ આ તો તેમના જીવનનું એક પાસું થયું. તેમનો રચનાત્મક કાર્યક્રમ, તેમની મહત્તાનું પ્રમુખ તત્ત્વ છે. આ રચનાત્મક કાર્યક્રમનું ધ્યેય, હિંદુસ્તાનના આર્થિક અને સામાજિક માળખામાં આમૂલક પરિવર્તન લાવવાનું હતું. તેઓએ સમગ્ર જીવન, માનવ અને સમાજની સેવા અર્થે વિતાવ્યું હતું. તેમ જ પોતાના અનુયાયીઓમાં સ્વાર્પણ અને સેવાની ભાવના ખીલવી હતી. ગાંધીજીના, પ્રજાની સુખાકારી અંગેના વિચારો દર્શાવવા માટે, અને સર્વોદય—સર્વનું કલ્યાણ થાઓ—એ શબ્દનો ઉપયોગ થવા માંડ્યો. આથી તેઓએ સૌનું વધુમાં વધુ ભલું થાય એ માટે કાર્ય કર્યું. આ કાર્યને તેઓ વ્યક્તિ અને સમષ્ટિના જીવનની સઘળી પ્રવૃત્તિઓને આવરી લેતા અંતિમ ધ્યેય ગણતા હતા. સમાજ-સુધારણા અને સમાજકલ્યાણની તેમની પ્રવૃત્તિઓ, તેમના જીવનનું એક અવિભાજ્ય અંગ બની ગઈ હતી.

ભારતના જીવનમાં ગાંધીજીએ પ્રવેશ કર્યો તે પહેલાં સામાજિક સુખાકારી અંગેનું માળખું કામચલાઉ સ્વરૂપનું હતું. પરંતુ એમના આગમનની સાથે આ માળખું, સામાજિક સેવાઓ અને સંસ્થાઓના રૂપમાં વધુ વ્યવસ્થિત સ્વરૂપ ગ્રહણ કરવા માંડ્યું. વ્યક્તિઓ અને જૂથોને સંતોષ આપે એ જાતનું જીવનધોરણ અને આરોગ્ય પ્રાપ્ત કરવામાં સહાય કરવાનો એનો ઉદ્દેશ હતો.

ગાંધીજીએ ઘણા આશ્રમોની સ્થાપના કરી હતી. આ આશ્રમોને, સામાજિક કાર્યકરોને તાલીમ પૂરી પાડવા માટેનાં કેન્દ્રો તરીકે અને યુનિવર્સિટીનાં રહેઠાણો, પરંતુ જોકે ભારતીય પરિસ્થિતિને અનુરૂપ એમાં આવશ્યક સુધારાવધારા સાથેનાં રહેઠાણો તરીકે, એ બે દૃષ્ટિએ જોઈ શકાય. દક્ષિણ આફ્રિકામાં, ડરબનમાંના ફિનિક્સ આશ્રમમાં સફળતા મળી, એથી પ્રેરાઈને ગાંધીજીએ, ૧૯૧૫માં અમદાવાદમાં સાબરમતી ખાતે સત્યાગ્રહ આશ્રમ શરૂ કર્યો. આશ્રમનો એકેએક સભ્ય એક જ રસોડે જમે અને એક જ કુટુંબના સભ્ય તરીકે રહેવાનો પ્રયાસ કરે, એ પ્રકારના જીવનનો આદર્શ અને તેનો અમલ સાબરમતી આશ્રમમાં જોઈ શકાય છે. જુદી જુદી જ્ઞાતિના માણસોને ભેગા મળીને અને એક જ્ઞાતિનો માણસ બીજી જ્ઞાતિના માણસ સાથે જમી શકે નહિ એવી સખત મનાઈ હોવા છતાં, આ બધા માણસોને એકસાથે જમતા કર્યા, એ ખરેખર એક મહાન સિદ્ધિ હતી.

ગાંધીજીની અસર અને તેમણે પૂરી પાડેલી તાલીમને લીધે તેમ જ અહિંસા અને સ્વાર્પણના તેમના આદર્શોને લીધે, ઊંડો દેશપ્રેમ અને પ્રજા-પ્રેમ ધરાવતા અત્યંત શક્તિશાળી સામાજિક કાર્યકરો ઊભા થયા છે. ગુજરાત રાજ્યના હાલના કેટલાક નેતાઓ ગાંધીજીના ગાઢ

અનુયાયીઓ છે અને તેઓ ગાંધીજીના આદર્શોનો અમલ ચાલુ રાખી રહ્યા છે.

સામાજિક દૂષણો નિર્મૂળ કરવા માટે અને જરૂરતવાળા તેમ જ નિરાધાર માણસોને મદદ કરવા માટે, ચાલુ શતાબ્દીના આરંભથી ગુજરાતની પ્રજાએ જે માનવસેવાનાં કામો શરૂ કર્યાં છે, એમાં એની શક્તિની પ્રતીતિ થાય છે.

છેલ્લાં સાઠ વરસોમાં અનેક કલ્યાણકારી સંસ્થાઓનો જન્મ થયો છે. એમાંની મોટા ભાગની સંસ્થાઓ સ્ત્રીઓ અને બાળકોની સેવા માટેની તેમ જ શારીરિક, માનસિક અને સામાજિક ખોડખાંપણવાળા લોકો માટેની છે.

સામાજિક સુખાકારી શબ્દનો ઉપયોગ, અમુક ચોક્કસ પ્રવૃત્તિઓ સૂચવવા માટે જ નહિ પરંતુ કેટલીક વખત 'સામાજિક નીતિ' દર્શાવવા માટે પણ થાય છે. કેટલાક દેશોમાં 'સામાજિક નીતિ'ની જવાબદારી મુખ્યત્વે કરીને રાજ્યની ગણવામાં આવે છે. આ નીતિનો અર્થ, સમગ્ર પ્રજા, અમુક જાતનું સામાજિક અને આર્થિક જીવન-ધોરણ પ્રાપ્ત કરે અને એ ધોરણ ટકી રહે એ માટે સરકારે પગલાં લેવાં જોઈએ એવો કરવામાં આવે છે. આથી સામાજિક સુખાકારીનો આ ઉદ્દેશ પાર પાડવા માટે સરકાર જે પગલાં લે છે, એ સાધારણ રીતે આરોગ્ય, કેળવણી, કામદારક્ષેત્ર વગેરે બાબતોને આવરી લે છે. પરિણામે સામાજિક સેવાની તાલીમ કઈ પ્રવૃત્તિઓ માટે આવશ્યક છે, એ નક્કી કરવાનો પ્રશ્ન અટળ રીતે ગૂંચવાડાભર્યો બને છે.[1]

સામાજિક સેવાના કાર્યને આગળ ધપાવવા માટે, માનવ કલ્યાણનાં સઘળાં પાસાંઓને આવરી લેતી કલ્યાણકારી સંસ્થાઓ ઊભી કરવાની બાબત એક અતિ મહત્ત્વની બાબત છે. અનાથ અને નિરાધાર બાળકોને રાખવા માટે અને એમને શિક્ષણ પૂરું પાડવા માટે, ૧૯૦૦માં મહાજન અનંત બાલાશ્રમની સ્થાપના કરવામાં આવી હતી. એ પછી ૧૯૦૩માં જામનગરમાં શ્રી આનંદબર અનાથાલય અને ૧૯૦૭માં શ્રી કાઠિયાવાડ નિરાશ્રિત બાલાશ્રમની સ્થાપના કરવામાં આવી હતી.

એ પછી ૧૯૧૨માં સુરતમાં અશક્તાશ્રમ શરૂ કરવામાં આવ્યો હતો એમાં નિરાધાર અને અશક્ત માણસોને મફત રહેવા-જમવાનું, કપડાંલત્તાં તેમ જ તબીબી મદદ આપવામાં આવે છે. આ સંસ્થા આમજનતાને સર્જિકલ અને તબીબી સહાય કરે છે અને ગરીબોને આ સહાય મફત પૂરી પાડે છે.

સ્ત્રીઓની કલ્યાણકારી પ્રવૃત્તિઓ કરતી કેટલીક નોંધપાત્ર સંસ્થાઓનાં નામ આ પ્રમાણે છે: વડોદરાનું સ્ત્રીઓ માટેનું ચિમનાબાઈ ઉદ્યોગગૃહ. નામદાર ચિમનાબાઈ મહારાણીએ ૧૯૧૪માં આ ગૃહની સ્થાપના કરી હતી. અમદાવાદનો જ્યોતિસંઘ શ્રીમતી મૃદુલા સારાભાઈએ ૧૯૩૪માં સ્થાપ્યો હતો. આ બે સંસ્થાઓમાંથી પહેલી સંસ્થા, જરૂરતવાળી બહેનોને કામકારીગરીના ક્ષેત્રમાં તાલીમ આપવાનું કામ કરે છે ત્યારે બીજી સંસ્થા, સ્ત્રીઓને તાલીમ કેન્દ્ર, સંચાલન વિભાગ, જાહેરપ્રવૃત્તિઓ અને સીવણવર્ગો વગેરે જુદા જુદા વિભાગોમાં તાલીમ પૂરી પાડીને તેમના સર્વાંગી વિકાસ સાધવાના કાર્યને પ્રોત્સાહન આપે છે. વઢવાણ શહેરમાં ૧૯૪૫માં શ્રીમતી પુષ્પાબહેન મહેતાએ વિકાસ વિદ્યાલય શરૂ કર્યું છે. આ વિદ્યાલય દુ:ખી સ્ત્રીઓના દુ:ખનાં કારણોનો અભ્યાસ કરે છે અને એનું પૃથક્કરણ કરે છે.

જૂનાગઢમાં ૧૯૪૮માં વિકાસગૃહ શરૂ કરવામાં આવ્યું છે. આ ગૃહમાં નિરાશ્રિત અને નિરાધાર બહેનોને આશરો આપવામાં આવે છે. તાલીમ પૂરી પાડવામાં આવે છે અને કેળવણી આપવામાં આવે છે.

આ ગાળામાં, અપંગ માણસોને ફરીથી થાળે પાડવા માટેની સગવડો પૂરી પાડવા સરકારે પણ પ્રયાસો કર્યા છે, અને આ રીતે ઐચ્છિક પ્રયાસોને એનો ટેકો મળ્યો છે. ૧૯૦૮માં મૂંગા-બહેરાની શાળા ખોલવામાં આવી હતી. એને મુંબઈની સરકાર અને લોકલ બોર્ડ્ઝ તરફથી ગ્રાન્ટ્સ-ઇન-એઇડ અને જાહેર દાન મળ્યાં. વડોદરા રાજ્યના મરહૂમ મહારાજા સયાજીરાવ ગાયકવાડના પ્રયાસોથી, ઉત્તર ગુજરાતમાં મહેસાણા ખાતે ૧૯૧૧માં અંધ અને બહેરાની શાળા શરૂ કરવામાં આવી હતી. આ શાળાનો ઉદ્દેશ, અંધ અને બહેરાં બાળકોને નેતરકામ શિખવાડીને સ્વાશ્રયી બનાવવાનો છે.

૧૯૫૦માં ખેડા જિલ્લામાં ગુજરાતના અંધ માણસોની રાહત અને આરોગ્ય માટેના સંઘની રચના કરવામાં આવી હતી. હરતીફરતી આંખની, દાંતની અને તબીબી છાવણીઓ મારફત ગામડાંઓમાં સર્જિકલ અને તબીબી મદદ પહોંચાડવા માટે અને પ્રજાને આરોગ્ય તથા આંખના રોગો અંગે શિક્ષણ પૂરું પાડવા માટે આ સંઘ રચવામાં આવ્યો હતો.

૧૯૫૧માં રાનીપરજ સેવા સભા રચવામાં આવી હતી. મુંબઈ રાજ્યમાં અને ખાસ કરીને ગુજરાત વિસ્તારમાં રહેતા રાનીપરજ લોકોની સેવા માટે આ સભા રચવામાં આવી હતી. આ સભાનો ઉદ્દેશ પછાત વર્ગના લોકોને મદદ કરવાનો અને કેળવણી, આરોગ્ય, સ્વચ્છતા, સામાજિક સુખાકારી અને આર્થિક સુખાકારી વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓ મારફત, અનાથ હરિજનોને મદદ કરવાનો છે.

ગુજરાત રાજ્યની રચના પછી, સામાજિક કાર્ય માટેની ભારતીય પરિષદની ગુજરાત રાજ્યની શાખા ખોલવામાં આવી છે. ઑગસ્ટમાં આ શાખા ખોલવામાં આવી અને હાલ રાજ્યમાં બાળકલ્યાણની પ્રવૃત્તિઓ વિકસાવવાના માર્ગો શોધી કાઢવાના કાર્યમાં અનેક ઉત્સાહી કાર્યકરો દિલથી લાગી ગયા છે.

માનવ-કલ્યાણની સેવાના ક્ષેત્રમાં કામ કરતી જે વિવિધ સંસ્થાઓ છે, એ બધી સંસ્થાનો, આ પ્રકારના એક લેખમાં ઉલ્લેખ કરવાનું શક્ય નથી એટલે માનવ પરિતાપ દૂર કરવામાં અને માનવોની જરૂરિ-

---

૧. યુનાઇટેડ નેશન્સ: ટ્રેઈનિંગ ફૉર સોશિયલ વર્ક, ઍન ઇન્ટર નૅશનલ સર્વે (ન્યૂયૉર્ક, લેઇક સસેક્સ) યુનાઇટેડ નૅશન્સ ડિપાર્ટમેન્ટ ઑફ સોશિયલ સર્વે, ૧૯૫૯, પાનું ૬.

વાતોને પહોંચી વળવામાં ખાનગી અને સરકાર એમ બંને પક્ષની શી શી ફરજો છે અને એ પાર પાડવા માટે હાલ શાં શાં કાર્યો થાય છે એની ઝાંખી કરાવવાનો અહીં પ્રયાસ કરવામાં આવ્યો છે.

ગુજરાત રાજ્યની સરકારે સામાજિક સુખાકારી માટેનો અલગ વિભાગ ખોલ્યો એ સાથેસાથ શુભ એંધાણરૂપ છે. આ વિભાગ માનવીની જરૂરિયાતોના પ્રતિબંધક અને સક્રિય—એમ બંને પાસાંઓ તરફ એનું લક્ષ કેન્દ્રિત કરશે એવી આશા રાખવામાં આવે છે.

સમગ્ર જગતનો સામાજિક સેવાનો ઇતિહાસ સાબિત કરી બતાવે છે કે, પહેલ કરવાની વૃત્તિ મનુષ્યને મહાન ધ્યેયનિષ્ઠ બનાવે છે.

જ્યારે સામાજિક સેવાનું કાર્ય એક વ્યવસ્થિત રૂપ ધારણ કરે છે ત્યારે, એ સેવાના અમલ માટે જરૂરી કર્મચારીઓના શિક્ષણનો અને તાલીમનો પ્રશ્ન મહત્ત્વનો બને છે. સેવાકાર્ય કરવામાં કરુણાની ભાવના એક મહત્ત્વની અસ્કયામત છે. પરંતુ જ્યારે સુખાકારીના કાર્યક્રમો અમલમાં મૂકવા માટે જાહેર નાણાંનો ઉપયોગ થાય છે ત્યારે એનો બરાબર હિસાબ આપવામાં આવે, એ પ્રમુખ બાબત બની જાય છે; પરિણામે આ કાર્યક્રમો અમલમાં મૂકવા માટે યોગ્ય લાયકાત ધરાવતા માણસોની ભરતી કરવાનું આવશ્યક બને છે.

આજે ભારતમાં સામાજિક સુખાકારીના કાર્યમાં અંડર-ગ્રેજ્યુએટ અને ગ્રેજ્યુએટ કક્ષાએ કેળવણી આપવામાં આવે છે. વડોદરાની એમ. એસ. યુનિવર્સિટીના સામાજિક કાર્ય વિભાગમાં, આ વિષયના વિદ્યાર્થીઓને ગ્રેજ્યુએટ ધોરણે ધંધાદારી તાલીમ આપવામાં આવે છે.

સામાજિક કાર્યના વ્યવસાયનું મૂળ બંધુત્વની ભાવનામાં રહેલું છે. સાથોસાથ એમાં બીજાઓને મદદરૂપ થવાની ઇચ્છા પણ રહેલી હોય છે. સામાજિક વિજ્ઞાનના અભ્યાસે, સામાજિક પ્રશ્નો તરફના સમગ્ર દૃષ્ટિબિંદુમાં પરિવર્તન લાવવામાં મદદ કરી છે. વિજ્ઞાનની પ્રગતિને લઈને, વૈજ્ઞાનિક સિદ્ધાંતોએ, જડ ઘાલી ગયેલી માન્યતાઓની જગાએ, નવું નવું જાણવાની વૃત્તિ પ્રગટ કરી છે. એનાથી, સજા કરવાને બદલે, થાળે પાડવાની વાત ઉપર અને ઉપચારને બદલે કોઈ પણ પ્રકારનો રોગ જ થાય નહિ એ વાત ઉપર વજન મૂકવામાં આવે છે.

સામાજિક સુખાકારી અને સમાજસેવાના ક્ષેત્રમાં અત્યારે જે પ્રવાહો જોવા મળે છે એનાથી, નવા રાજ્યની સામે જે મહત્ત્વનો પ્રશ્ન ઊભો થયો છે તે એ છે કે સામાજિક સુખાકારીના ક્ષેત્રમાં સરકાર તેમ જ પ્રજા કેટલી સિદ્ધિ મેળવી શકે તેમ છે અને સમાજ-સેવાની પ્રવૃત્તિઓ કોણ કરશે. આ કસોટીભરી પરિસ્થિતિ છે અને આ કસોટીનાં પરિણામ ભાવિ ઉપર ઘેરી અસર કરશે. આવા સંજોગોમાં, કેળવાયેલા સામાજિક કાર્યકરોએ, આપણી પ્રજાની લાગણી અને વિચાર-સરણીના માર્ગોમાં યોજનાપુરઃસર પરિવર્તન લાવવા માટેના એજન્ટો તરીકે મહત્ત્વનો ભાગ ભજવવાનો છે.

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)

# સમાજસુધારા આંદોલન

શ્રી રતુભાઈ પરીખ
(અધ્યાપક, સમાજ વિદ્યાભવન ગુજરાત યુનિ. અમદાવાદ.)

"આ કેસમાં પ્રતિવાદી અને તેમના સાક્ષીઓ જે સિદ્ધાંતનું પ્રતિપાદન કરી રહ્યા છે તે ટૂંકમાં આ પ્રમાણે છે: નૈતિક રીતે જે અનિષ્ટ છે તે ધાર્મિક રીતે સત્ય ન હોઈ શકે. સમાજના ઉત્કર્ષ તથા માનવતાના હિત ખાતર, ધર્મના નામે અને ઓઠા હેઠળ પ્રચલિત થયેલા પણ સનાતન અને નિર્વિકાર સત્ય સાથે સાવ અસંગત અને નીતિના મૂળભૂત પાયાને છેદનારા રીતરિવાજોને જાહેરમાં વખોડી તેનો વિરોધ કરવો જોઈએ."

હિંદુઓના વલ્લભ સંપ્રદાયના વૈષ્ણવ આચાર્ય જદુનાથજી મહારાજે સામાજિક કાર્યકર અને પત્રકાર કરસનદાસ મૂળજી સામે માંડેલા બદનક્ષી કેસમાં ચુકાદો આપતાં મુંબઈની સર્વોચ્ચ અદાલતના ન્યાયમૂર્તિ સર જોસેફ આર્નોલ્ડે[1] ઉપર્યુક્ત ટીકા કરી હતી. આ કેસ ૧૮૬૨માં થયો હતો.

મુંબઈથી પ્રસિદ્ધ થતા 'સત્યપ્રકાશ' નામના ગુજરાતી સાપ્તાહિકમાં 'હિંદુનો અસલ ધરમ અને હાલનાં પાખંડી મતો'[2] નામે લેખ પ્રસિદ્ધ થયો હતો. આ લેખને કારણે 'મહારાજ લાયબેલ કેસ' થયો હતો. 'સત્યપ્રકાશ'ના તંત્રી કરસનદાસ મૂળજીએ એ લેખમાં લખ્યું હતું કે 'સમર્પણ'ના બહાના હેઠળ મહારાજે પોતાના ભાવિકોની વહુ-દીકરીઓ સાથે અનીતિ આચરી રહ્યા છે. શાસ્ત્રોના ખોટા અને મન ફાવે તેવા અર્થ ઘટાવી પ્રજાને છેતરવી એ વલ્લભ સંપ્રદાયના મહારાજો માટે વ્યાજબી નથી. ભાવિકોના ભક્તિ ભાવનો ગેરલાભ ઉઠાવવાની આ રીત મહારાજોએ છોડી દેવી જોઈએ.

જદુનાથજી મહારાજ સુરત અને મુંબઈની ગાદીએ હતા. સમગ્ર પશ્ચિમ ભારતમાં તેમના ઘણા અનુયાયીઓ હતા. મહારાજના મત પ્રમાણે 'સત્યપ્રકાશ'માં પ્રસિદ્ધ થયેલો આખો લેખ અને કરસનદાસની ટીકાઓ પાયા વિનાની અને બદનક્ષી ભરી હતી. તેમણે 'સત્યપ્રકાશ' સાપ્તાહિકના તંત્રી કરસનદાસ અને મુદ્રક નાનાભાઈ રુસ્તમજી નામના પારસી સદ્‌ગૃહસ્થ સામે બદનક્ષીની ફરિયાદ માંડી અને નુકસાની પેટે રૂ. ૫૦,૦૦૦નો દાવો માંડ્યો.

મહારાજનો દાવો ખર્ચ સાથે કાઢી નાખવામાં આવ્યો. ન્યાયની અદાલતમાં—અને તે પણ, અંગ્રેજ ન્યાયમૂર્તિઓની બનેલી—આવો વિજય મળતાં તત્કાલીન 'સુધારાવાળા'ઓને[3] પોતાની સુધારક પ્રવૃત્તિ માટે ભારે પ્રોત્સાહન મળ્યું. કરસનદાસ અને તેમના સાથીઓમાં ડૉ. ભાઉદાજી, જાણીતા ગુજરાતી કવિ નર્મદાશંકર વગેરે હતા. તે બધા તે વખતના સુધારકો ગણાતા હતા.

"કરસનદાસ અને બીજાઓએ કરેલા કાર્યનું સારું પરિણામ આવશે. તેમની ધીરજ અને સંગતિનો બદલો મળશે. તેમના શબ્દો અને ઉદાહરણથી જેમને વિચાર કરતા કરી મૂક્યા છે તેમની સંખ્યા ધીમે ધીમે વધતી જશે."[4]

આ શબ્દોમાં ન્યાયમૂર્તિએ વ્યક્ત કરેલી આશાએ એ વખતના 'સુધારાવાળાઓ'ને પ્રેરણા આપી.

૧૮૬૨માં આ ઘટના બની. તે સમયે ઘર ઘાલી બેઠેલી ધાર્મિક રૂઢિઓ અને તેના પાયાઓ તાર્કિક કસોટીએ ચઢયા હતા. પ્રજાના દૃષ્ટિબિંદુમાં ફેરફાર કરવા માગતા કેટલાક ગુજરાતીઓ આ રૂઢિઓ સામે જેહાદ જગાડી રહ્યા હતા. કદાચ પહેલી જ વાર તે સમયના પ્રચલિત પ્રશ્નો પરના વાદવિવાદે આટલા મોટા પાયા પર કાનૂની ઝઘડાનું સ્વરૂપ સ્વરૂપ પકડ્યું હશે: બનવાજોગ છે કે પહેલી જ વાર સુધારાવાળાઓની વિચારધારાને અદાલતી ચુકાદાનું પીઠબળ મળ્યું હોય!

---

૧. નીલકંઠ મહીપતરામ રૂપરામ: 'ઉત્તમ કપોલ': કરસનદાસ મૂળજીની જીવનકથા (૧૮૭૭) પા. ૭૫.

૨. 'સત્યપ્રકાશ' (મુંબઈ) ૨૦-૧૦-૧૮૬૦ 'સમાજસુધારાનું રેખાદર્શન' લે. નવલરામ જે. ત્રિવેદી. પા. ૬૧.

૩. સમાજમાં 'સુધારો' દાખલ કરવા માંગતા હતા તેઓ સુધારાવાળા તરીકે ઓળખાતા હતા. ગુજરાતી ભાષામાં આ શબ્દ પારસી પત્રકારોએ દાખલ કર્યો હતો. શરૂઆતમાં તેનો ચોક્કસ સંબંધ ન હતો. પરંતુ, સમય જતાં સુધારો એટલે સામાજિક સુધારો એવો ચોક્કસ અર્થ થયો. સામાજિક સુધારકો 'સુધારાવાળા' તરીકે ઓળખાવા લાગ્યા.

૪. નીલકંઠ મહીપતરામ રૂપરામ: 'ઉત્તમ કપોલ'—કરસનદાસ મૂળજીની જીવનકથા (૧૮૭૭) પા. ૭૬

૫. નીલકંઠ મહીપતરામ રૂપરામ: 'મહેતાજી દુર્ગારામ મંછારામ ચારિત્ર'. મહેતાજીનો અર્થ માનનીય શિક્ષક થતો હતો. સુરતમાં દુર્ગારામનું ઘણું માન હતું. તેમની વિદ્વત્તા, સ્વસ્થતા અને અન્ય ગુણોને કારણે લોકો તેમને 'મહેતાજી' કહેતા હતા. તેઓ લોકોને અંગ્રેજીનું શિક્ષણ લેવાની સલાહ આપતા હતા. નંદશંકર તુળજાશંકર મહેતા, મહીપતરામ રૂપરામ અને પ્રો. ગ્રીનના સંપર્કમાં આવ્યા હતા.

જોકે ગુજરાતની પ્રજાના જીવનમાં રહેલી અસંગતિઓ બતાવવાના પ્રયાસો તો છેક ૧૮૪૯ની સાલથી થતા આવ્યા છે. સુરતના દુર્ગારામ મહેતાજીએ તે સમયે પ્રચલિત કેટલીક માન્યતાઓ અને રૂઢિઓને પડકારી હતી. પ્રજામત કેળવવા માટે દુર્ગારામે સુરતમાં 'માનવ ધર્મસભા'[૬] નામના મંડળની સ્થાપના પણ કરી હતી. 'માનવધર્મસભા'નો આદર્શ હતો:

"સાચા માનવધર્મનો પ્રજામાં ફેલાવો કરવો. ન્યાતજાતના ભેદભાવ નાબૂદ કરવા, વિધવા વિવાહને ઉત્તેજન આપવું અને કેટલીક માન્યતાઓ અને રૂઢિઓ કેવળ વહેમ છે એની લોકોને ખાતરી કરાવવી."

દુર્ગારામ જંતરમંતર અને મેલીવિદ્યાના આકરા ટીકાકાર હતા. તેઓ કહેતા, "આપણા સમાજમાં કેવળ આ એક જ ભૂત નથી. બીજાં પણ કેટલાંક ધતિંગો છે જે આપણા જીવનમાં જાણેઅજાણે — કેટલાંક તો વળી ધર્મના ઓઠા હેઠળ — ઘર ઘાલી બેઠાં છે." અસ્પૃશ્યતાનો દાખલો ટાંકી તેઓ કહેતા, "સાચો ધર્મ માણસ માણસ વચ્ચેના ભેદભાવને નભાવી જ ન શકે."

દુર્ગારામનાં આવાં વચનોથી તેમનાં સગાં અને જ્ઞાતિજનો ખૂબ જ છેડાઈ પડયાં હતાં. તેઓ દુર્ગારામને સમજાવતા, 'તમારા જેવા આબરૂદાર માણસને આવા વિચારો છાજતા નથી.' તે વખતે વિધવાવિવાહની સખ્ત મનાઈ હતી. દુર્ગારામે વિધવાના પુનર્લગ્નની હિમાયત કરી ત્યારે તો લોકોના ગુસ્સાનો પાર ના રહ્યો.

દૈવયોગે દુર્ગારામની પત્નીનું અવસાન થતાં તેઓ વિધુર બન્યા. માનવ ધર્મ સભાના તેમના મિત્રો અને બીજાઓએ અપેક્ષા રાખેલી કે દુર્ગારામ વિધવા સાથે લગ્ન કરીને દાખલો બેસાડશે. પરંતુ, વિધવા વિવાહના ખ્યાલ માત્ર સામે સમાજમાં એટલો જબ્બર વિરોધ હતો કે દુર્ગારામ તેનો મુકાબલો કરી ન શક્યા. તેમને એક કુંવારિકાની સાથે લગ્ન કરવું પડયું. દુર્ગારામની આ 'પીછેહઠ'થી પ્રચલિત રીતરિવાજો અને રૂઢિઓમાં સુધારો કરવા મથતા સુધારકો જરા નાઉમેદ બન્યા હતા. અલબત્ત, દુર્ગારામની એ 'પીછેહઠ' હતી. પરંતુ, ૧૮૪૦ના એ જમાનામાં વિધવાવિવાહ સામે સમાજના જબ્બર વિરોધને કારણે તેમની પીછેહઠ અનિવાર્ય અને તેથી ક્ષમ્ય પણ ગણી શકાય.

તમારી માન્યતાઓ ખોટી છે. તમારા રીતરિવાજો અને રૂઢિઓમાં દેશ-કાળને અનુસરીને ફેરફાર કરવો જોઈએ, એમ હિંમતપૂર્વક સ્પષ્ટ શબ્દોમાં લોકોને કહી શકે તેવા સુધારકો તે સમયે પેદા થયા ન હતા. લોકોના વિરોધ વંટોળનો મુકાબલો કરી સુધારાને આચરણમાં મૂકવા માટે હજી વર્ષો લાગે તેમ હતાં.

ગુજરાતીના પ્રસિદ્ધ કવિ નર્મદાશંકરે ૧૮૬૬માં સમાજના વિરોધની ઉપેક્ષા કરી. 'વીર નર્મદે' એક વિધવાને આશ્રય આપ્યો. મુંબઈ, સુરત અને બીજે રહેતા તેમનાં સગાંસંબંધીઓ છેડાઈ પડયાં. નર્મદના 'કુકૃત્ય'[૭] માટે તેને ન્યાત બહાર મૂકી તેનો બહિષ્કાર કરવામાં આવ્યો. પરંતુ, જે વિચારોનો તે પહેલેથી પ્રચાર કરતો હતો તેમાં નર્મદ મક્કમ રહ્યો. ૧૮૬૦માં નર્મદે વલ્લભ સંપ્રદાયના વૈષ્ણવ આચાર્ય જદુનાથજી મહારાજને પડકાર ફેંક્યો હતો. શાસ્ત્રોને આધારે સ્ત્રીઓની સ્થિતિ અને ખાસ કરીને વિધવા વિવાહના પ્રશ્ન પર જાહેર ચર્ચા યોજવા નર્મદે વૈષ્ણવ આચાર્યને આહ્વાન કર્યું હતું.[૮]

આવી જાહેર ચર્ચા મુંબઈમાં યોજાઈ પણ ખરી. તેમાં નર્મદે સુધારાવાળાઓનો કેસ રજૂ કર્યો અને જદુનાથજી મહારાજે વિરોધી મંતવ્યો રજૂ કર્યાં. આ ચર્ચા અધૂરી રહી પણ તેના ઘણા દૂરગામી પ્રત્યાઘાતો પડયા. સૌથી પ્રથમ તો લોકોને એમ લાગવા માંડ્યું કે સંજોગો પલટાતાં આપણી માન્યતાઓ અને રીતરિવાજોમાં ફેરફાર કરવાની જરૂર છે. કેટલાંક સામાજિક બંધનોની ફેર સમીક્ષા કરવી શક્ય અને જરૂરી છે. બીજું, ધર્મશાસ્ત્રોના અર્થ ઘટાવવા વિષે નર્મદે જાહેરમાં અને હિંમતપૂર્વક શરૂ કરેલા વિવાદને કારણે ગુજરાતી સાપ્તાહિક 'સત્યપ્રકાશ'માં 'હિંદુનો સાચો ધરમ અને હાલનાં પાખંડી મતો'[૯] નામનો લેખ પ્રસિદ્ધ થવાની ભૂમિકા રચાઈ હતી. અને એ લેખની પ્રસિદ્ધિને પરિણામે તો 'મહારાજ લાયબેલ કેસ' થયો હતો.

નર્મદે સુધારાઓ માટે ભારે જુસ્સો બતાવ્યો. ૧૮૫૧થી બે દાયકાઓ કરતાંય વધુ સમયમાં તેના સંખ્યાબંધ લેખો, ભાષણો અને કવિતામાં તેણે સુધારાના વિચારો ફેલાવ્યા. તેણે ગુજરાતીઓને સલાહ આપી કે સ્ત્રીઓને શિક્ષણ આપો, કેટલીક રૂઢિઓ અને વિધવાવિવાહ માટેનું દૃષ્ટિબિંદુ ફેરવો, છોકરીઓને દૂધપીતી કરવાની પ્રથાનો અંત આણો, દહેજ આપવાની પ્રથા ખોટી છે વગેરે. જાહેરમાં સામુદાયિક રીતે કૂટવાના કુરિવાજને તેણે સખ્ત શબ્દોમાં વખોડી કાઢ્યો. તેણે લખ્યું, કે "બહારના લોકો આવો જંગલી રિવાજ જુએ તો તે આપણે માટે શું ધારે? આવી બેહૂદી રૂઢિનો આપણે ક્યારે ત્યાગ કરીશું? આપણે શું આપણું જીવન સુધારવાના નથી:"[૧૦]

---

૬. દિનમણિશંકર શાસ્ત્રી, દાદોબા પાંડુરંગ (૧૮૪૨માં સુરતમાં શરૂ થયેલી પ્રથમ અંગ્રેજી શાળાના તેઓ હેડમાસ્તર હતા), દલપતરામ માસ્તર અને દામોદરદાસ આ મંડળના સભ્યો હતા.

૭. દવે નર્મદાશંકર લાલશંકર: 'મારી હકીકત' ભાગ ૨, પા. ૧૨૧.

૮. દવે નર્મદાશંકર લાલશંકર: 'મારી હકીકત' ભા. ૧, પા. ૭૨

૯. નર્મદ અને જદુનાથજી મહારાજ વચ્ચે જાહેર ચર્ચા થયા પછીની છાપાંઓમાં સંખ્યાબંધ લેખો પ્રસિદ્ધ થયા. તેમાં એક પક્ષે મહારાજ અને તેમના ટેકેદારો તથા સુધારાવાળાઓ સામસામા આક્ષેપો કરતા હતા. આ વાદવિવાદના પરિણામે આ લેખ લખાયો હતો.

૧૦. 'નર્મગદ્ય': નર્મદાશંકર દવે, સં. મહીપતરામ રૂપરામ પા. ૧૨૮.

સુધારારૂપી દીપકના[૧૧] તેજથી જીવનની કેટલીક બાજુઓ નાણી જોઈ સમાજમાં પરિવર્તન લાવવું જોઈએ એવી નર્મદે હાકલ કરી.

નર્મદ માનતો કે છેક ૧૮૫૦ની સાલથી આવું પરિવર્તન લાવવાની પ્રબળ ઈચ્છા તો લોકોમાં હતી જ. તેણે લખ્યું કે,[૧૨] "૧૮૫૧થી ગુજરાતની પ્રજાના મનમાં દ્વિધા ઉપસ્થિત થઈ હતી. તત્કાલીન કેટલાક પ્રશ્નો અંગે સુધારાના અને રૂઢિચુસ્તતાના વિચારોના વાદવિવાદના કારણે આ દ્વિધા પેદા થઈ હતી. ૧૮૫૧માં બુદ્ધિવર્ધક સભાની[૧૩] સ્થાપના થઈ ત્યારથી આ સ્થિતિ સર્જાઈ હતી. મુંબઈથી પ્રસિદ્ધ થતા 'સત્ય-પ્રકાશે' આ દ્વિધાને વેગ આપ્યો હતો."

નર્મદને ખાતરી હતી કે સુધારાના અને રૂઢિચુસ્તતાના વિચારો વચ્ચેના સંઘર્ષથી સર્જાયેલી આ દ્વિધાભરી સ્થિતિ કેવળ મુંબઈમાં જ ન હતી. તેણે લખ્યું કે "સુધારાવાળાઓની પ્રવૃત્તિઓના સમાચાર ગુજરાતના અન્ય વિસ્તારોમાં પણ ફેલાય છે. એ વિસ્તારના લોકો પણ સુધારા પરની ચર્ચામાં ઉલટથી રસ લે છે. લોકોના વિચારો તથા વર્તનમાં પણ ઠીક ઠીક ફેરફાર થયો છે. લોકો ગેરવાજબી અંકુશોની અવગણના કરી રહ્યા છે. તેઓ ઇંગ્લેંડ જેટલે દૂર પ્રવાસ કરવાની હિંમત કરી રહ્યા છે. ગુજરાતની પ્રજાએ અજ્ઞાનને દેશવટો આપવાની હામ ભીડી છે. અને તેઓ તેમના દૃષ્ટિબિંદુમાં ફેરફાર કરવાની હાકલ ઝીલી રહ્યા છે." નર્મદને આ બધી બાબતોનો સંતોષ તો હતો પરંતુ, તેણે કલ્પેલી પરિસ્થિતિ સાથે તુલના કરતાં તેણે બેધડક કહ્યું: "ગુજરાતી પ્રજા યુરોપના વિદ્વાનોની તોલે નહિ પહોંચી શકે. અલબત્ત, તેમના ઉત્સાહનાં મીઠાં ફળ આવશે ખરાં.[૧૪]"

નર્મદે જે 'સુધારાના દીપક'નો ઉલ્લેખ કર્યો તે માત્ર મુંબઈ અને સુરત પૂરતો જ મર્યાદિત ન હતો. આ દીપકનું 'તેજ' ભરૂચ, વડોદરા, નડિયાદ, અમદાવાદ, રાજકોટ, જૂનાગઢ, લીંબડી, ભાવનગર અને અન્ય વિસ્તારોમાં પણ પ્રસરતું જતું હતું. આ બધે ઠેકાણે સુધારાવાળાઓએ પ્રચલિત માન્યતાઓ અને રૂઢિઓ સામે પડકાર ફેંક્યો હતો અને પોકાર ઉઠાવ્યો હતો કે બધી જૂની માન્યતાઓ અને રૂઢિઓ સમય સાથે સુસંગત ના હોવાથી પ્રજાજીવનમાં સુધારો કરવો અનિવાર્ય હતો.

અમદાવાદમાં દલપતરામે[૧૫] પોતાની કવિતાઓ અને નિબંધોમાં બાળલગ્નની ઠેકડી ઉડાવી, મરણ પાછળ થતા વરાઓની ટીકા કરી, સ્ત્રીઓ પર મૂકેલાં બંધનોનો વિરોધ કર્યો અને દેશાટન પરનો પ્રતિબંધ દૂર કરવા ખાસ આગ્રહ કર્યો કેમ કે ૧૮૬૦ના એ જમાનામાં દેશાટનની સખ્ત મનાઈ હતી. કરસનદાસ મૂળજી ઇંગ્લેંડ ગયેલા તેથી તેમને ન્યાત બહાર મૂકેલા.[૧૬] 'સાગર ઓળંગી' ઇંગ્લેંડ જવા માટે સુરતના મહીપતરામ રૂપરામની પણ એ જ દશા થયેલી. 'વિદેશગમનના પાપ'ના[૧૭] પ્રાયશ્ચિત્ત તરીકે 'શુદ્ધિ ક્રિયા' કર્યા બાદ જ તેમને જ્ઞાતિમાં દાખલ કરવામાં આવેલા. નર્મદની જેમ દલપતરામે પણ ઇંગ્લેંડ જેવા દેશોમાં પ્રવાસ કરવાથી થતા લાભ લોકોને સમજાવવા માંડ્યા.[૧૮]

જૂનાગઢમાં મણિશંકર કિકાણી[૧૯] સુધારાવાળાઓનું કામ કરતા હતા. દેશાટનની શિક્ષારૂપે ન્યાત બહાર મૂકવામાં આવેલા મહીપતરામ રૂપરામની સાથે જમવા માટે ભોળાનાથ સારાભાઈને[૨૦] ન્યાત બહાર મૂકવામાં આવ્યા ત્યારે મણિશંકર તેમની પડખે રહ્યા હતા.

વડોદરામાં સુધારાનો પ્રચાર કરતા હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાને[૨૧] પણ વિરોધનો મુકાબલો કરવો પડ્યો હતો.

આમ ગુજરાતમાં ઘણે સ્થળે કેટલાક ઉત્સાહી સુધારકો એક યા બીજી માન્યતા કે રૂઢિઓ સામે પ્રહારો કરી રહ્યા હતા. આ સુધારકોની

---

૧૧. 'નર્મ કાવ્ય', ભા. ૧ અને ૨.

૧૨. 'નર્મગદ્ય', પા. ૬૪.

૧૩. 'નર્મગદ્ય' પા. ૬૫. આ મંડળની સ્થાપના મુંબઈમાં થઈ હતી. તાત્કાલીન સામાજિક પ્રશ્નો વિષે છાપાંઓનું વાચન અને વિચારપ્રેરક ચોપાનિયાની પ્રસિદ્ધિ એ તેની પ્રવૃત્તિઓ હતી.

૧૪. 'નર્મગદ્ય' પા. ૬૬–૬૭.

૧૫. કવિ ન્હાનાલાલ દલપતરામ: પ્રેમભક્તિ ગ્રંથમાળા: 'કવીશ્વર દલપતરામ', ભા. ૧ અને ૨.

૧૬. નીલકંઠ મહીપતરામ રૂપરામ: 'ઉત્તમ કપોલ' કરસનદાસ મૂળજીની જીવનકથા (૧૮૭૭) પા. ૩૯. કરસનદાસે (૧૮૬૬)માં પોતાનાં પ્રવાસ સંસ્મરણો લખ્યાં છે. તેમાં તેમણે વિક્ટોરિયાના સમયના ઇંગ્લંડના જીવનની પ્રત્યેક બાજુનું ખૂબ જ પદ્ધતિસર વર્ણન કર્યું છે. અંગ્રેજો અને ગુજરાતીઓના જીવનની સરખામણી કરી તેમણે અંગ્રેજો જેવી આબાદી મેળવવા ગુજરાતીઓને પોતાનું જીવન સુધારવાની સલાહ આપી છે.

૧૭. મહેતા ભાનુશંકર એન.: મહીપતરામ. પિતાની ઉત્તરક્રિયા કરવા માટે મહીપતરામે ન્યાતબહાર મૂકયાની શિક્ષા રદ કરવાની વિનંતી કરી હતી. ન્યાતમાં 'દાખલ' થવા પાછળનું આ રહસ્ય તેમણે જાહેર કર્યું ત્યારે ફરીથી તેમને ન્યાત બહાર મૂકવામાં આવ્યા હતા.

૧૮. કવિ ન્હાનાલાલ દલપતરામ: પ્રેમભક્તિ ગ્રંથમાળા: 'કવીશ્વર દલપતરામ', ભાગ ૧ અને ૨; કવિ દલપતરામ: 'ગુજરાતી હિંદુઓની સ્થિતિ વિષે': 'બુદ્ધિવર્ધક' પૃ. ૧૦ (૧૮૬૫)

૧૯. સ્ત્રીશિક્ષણ અને દેશાટન જેવા કેટલાક પ્રશ્નો પર તેઓ સુધારાવાળાને ટેકો આપતા હતા. સુપંથ પ્રવર્તક મંડળની તેમણે સ્થાપના કરી હતી. 'સૌરાષ્ટ્ર દર્પણ'માં સુધારાવાદ વિષે તેઓ તાર્કિક લખાણો લખતા હતા. સૌરાષ્ટ્રમાં આ સામયિક ખૂબ પ્રચલિત હતું.

૨૦. ગુજરાતના જુદા જુદા ભાગોના સુધારકો વચ્ચે તેઓ મહીપતરામની જેમ કડીરૂપ હતા. ૧૮૭૯માં તેઓ થિયૉસૉફીના આગેવાન મૅડમ બ્લાવત્સ્કીને મળ્યા હતા.

૨૧. તેઓ મહીપતરામ રૂપરામના નિકટના અંતેવાસી—લગભગ શિષ્ય જેવા હતા.

નામાવલી જોતાં, મુખ્ય વ્યક્તિઓમાં રણછોડલાલ છોટાલાલ, બેચરદાસ લશ્કરી, 'લોકહિતવાદી' તરીકે જાણીતા થયેલા મહારાષ્ટ્રીયન સદ્‌ગૃહસ્થ ગોપાળ હરિ દેશમુખ (તેઓ ન્યાયમૂર્તિ તરીકે અમદાવાદમાં કેટલાંક વર્ષો રહ્યા હતા), લાલશંકર ઉમિયાશંકર, નવલરામ, અંબાલાલ સાકરલાલ, કવિવર રવીન્દ્રનાથ ટાગોરના મોટા ભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર (તેઓ પણ અમદાવાદમાં રહ્યા હતા), નંદશંકર તુળજારામ, રણછોડલાલ ઉદયરામ, મનસુખરામ સૂર્યરામ, ઝવેરીલાલ ઉમિયાશંકર, અને ખેડાના ડેપ્યુટી કલેક્ટર તરીકે કામ કરતા મહારાષ્ટ્રીયન સદ્‌ગૃહસ્થ શંકર પાંડુરંગ પંડિત હતા.

ઉપરનાં શબ્દચિત્રો પરથી, ગુજરાતની કેટલીક એવી વ્યક્તિઓના વિચારો અને પ્રવૃત્તિઓનો ખ્યાલ આવશે કે જે ન્યાયમૂર્તિ સર જેરોફ આર્નોલ્ડના મત પ્રમાણે તેમની 'ધીરજ અને સંગતિ' માટે જાણીતી હતી. વળી, આ શબ્દચિત્રો પરથી તત્કાલીન ગુજરાતના લોકજીવનનો પણ આછો ખ્યાલ બાંધી શકાય. આ ચિત્રણના આધારે કેટલાંક અનુમાનો તારવી શકાય. એક તો ૧૯મી સદીની ગુજરાતી પ્રજાના કેટલાક વર્ગોમાં અમુક માન્યતાઓ અને રૂઢિઓ પ્રચલિત હતી. અમુક હદની આગળ, ખાસ કરીને દેશાટન કરવાની મનાઈ હતી. જંતરમંતર, ભૂતપ્રેત અને મેલીવિદ્યામાં લોકો માનતા હતા. મરણ પાછળ જાહેરમાં સામુદાયિક રીતે કૂટવાનો કુરિવાજ હતો. સમર્પણના નામે ધાર્મિક આચાર્યોને સ્ત્રીઓ સમર્પિત કરવાનો ચાલ હતો. અસ્પૃશ્યતા હતી, સ્ત્રીઓને શિક્ષણથી વંચિત રાખવામાં આવતી, છોકરીઓને દૂધપીતી કરવામાં આવતી અને વળી દહેજ, બાળલગ્ન અને વિધવા વિવાહની મનાઈના ચાલ ઘર ઘાલી બેઠા હતા.

આ બધી માન્યતાઓ અને રૂઢિઓ—બીજા શબ્દોમાં કહીએ તો સંસ્કૃતિનાં વિવિધ લક્ષણો —કૌટુંબિક, ધાર્મિક, આર્થિક અને અન્ય સંસ્થાઓ સાથે વિવિધ રીતે સંકળાયેલી હોઈ તેમનાં આનુષંગિક મૂલ્યોની દ્યોતક પણ છે. અને તેમનું મુખ્ય કાર્ય તો વિવિધ જૂથોનો સમાજમાં નાનોમોટો દરજ્જો—મોભો—ટકાવી રાખવાનું છે. ઉદાહરણાર્થ પહેરામણી. એનાથી વ્યક્તિનો સામાજિક અને આર્થિક મોભો જળવાતો અને ઊંચો પણ ચડતો હતો. બાળલગ્નથી પણ કુટુંબના સામાજિક દરજ્જામાં વધારો થતો હતો. ધાર્મિક આચાર્યને બાળકો અને પત્ની સમર્પણ કરવાની રૂઢિથી વ્યક્તિનો ધાર્મિક વિધિ સંબંધી અને સામાજિક દરજ્જો વધતો હતો. દેશાટન કરવાથી વ્યક્તિનો ધાર્મિક વિધિ સંબંધી અને સામાજિક દરજ્જો ઘટતો હતો પરંતુ, શુદ્ધિ ક્રિયાથી ફરી પાછો એ દરજ્જો પ્રાપ્ત થઈ શકતો હતો. જેમાં વિધવા-વિવાહની છૂટ હતી તે જ્ઞાતિ કરતાં જેમાં વિધવાવિવાહની બંધી હોય તે જ્ઞાતિ ઊંચી ગણાતી હતી. આમ માન્યતાઓ અને રૂઢિઓ તથા તેની સાથે સંકળાયેલી સામાજિક સંસ્થાઓ અને મૂલ્યોની વ્યક્તિના મોભા પર અસર થતી હતી.

આ માન્યતાઓ અને રૂઢિઓના પાલનની ચુસ્તતાંમાં જે તે સ્થળ પ્રમાણે વધઘટ હતી જ. દક્ષિણ ગુજરાતમાં અમુક રૂઢિઓનું ચુસ્ત પાલન થતું જ્યારે ઉત્તર ગુજરાતમાં તેમ બનતું નહિ. સૌરાષ્ટ્રમાં જે માન્યતાઓનો સખ્ત વિરોધ થતો હતો તે મધ્ય ગુજરાતમાં ખચકાતા મને પણ સહી લેવાતી હતી. જ્ઞાતિ જ્ઞાતિએ પણ આવા ફેરફારો નજરે પડતા હતા. અન્ય જ્ઞાતિઓ કરતાં રાજપૂતો અને પાટીદારોમાં—ખાસ કરીને કડવા પાટીદારોમાં છોકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ વધુ પ્રચલિત હતો. આચાર્યને સ્ત્રીઓના સમર્પણની રૂઢિ અન્ય જ્ઞાતિઓ કરતાં અમુક એક જ જ્ઞાતિમાં વિશેષ હતી. આમ છતાંય, ૧૯મી સદીના ગુજરાતનું એકંદર સામાજિક ચિત્ર ઉપર જણાવેલ માન્યતાઓ અને રૂઢિઓનું પચરંગીપણું રજૂ કરે છે. કેટલીક રૂઢિઓ ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમાં પ્રચલિત હતી, જ્યારે બીજી કેટલીક રૂઢિઓ ઓછાવત્તા પ્રમાણમાં બીજી જ્ઞાતિઓમાં પ્રચલિત હતી.

આ પરથી બીજું અનુમાન એ તારવી શકાય કે સમાજની તત્કાલીન પરિસ્થિતિથી ગુજરાતના કેટલાક વિસ્તારોમાં કેટલીક વ્યક્તિઓની અકળામણ વધતી જતી હતી. તેમના દૃષ્ટિબિંદુમાં ફેરફાર થતો હતો. તેઓ માનતા હતા કે આ માન્યતાઓ અને રૂઢિઓ વ્યર્થ, પછાત, અનિષ્ટ, અમાનુષી અને જંગલી છે. પ્રજા સમક્ષ સારા જીવનના આદર્શનું ચિત્ર રજૂ કરી તેઓ સુધારા દાખલ કરવા માગતા હતા.

સમાજજીવનમાં સુધારા દાખલ કરવાના પ્રયત્ન કરતા ઉત્સાહી સુધારકોની જીવનકથાઓ પરથી જણાય છે કે તેઓ ઉચ્ચ ગણાતી જ્ઞાતિના હતા[૨૨] અને ખાસ તો શહેરી વિસ્તારના રહેવાસી હતા. શિક્ષણનો લાભ મેળવવા તેઓ સદ્‌ભાગી બન્યા હતા. તેમના કુટુંબના મોભાને લીધે તેમ જ તેમણે મેળવેલા શિક્ષણને લીધે તેઓ કેટલાક બ્રિટિશ અમલદારો, વેપારીઓ અને ખ્રિસ્તી મિશનરીઓના સંપર્કમાં આવ્યા હતા. વળી, રાજ્યતંત્રમાં પણ તેમને મોભાનું સ્થાન મળ્યું હતું.

તેમનાં લખાણો અને પ્રવૃત્તિઓ પરથી જણાય છે કે તેમનામાં સામાજિક જાગૃતિ આવી હતી. તેઓ તત્કાલીન ધોરણો પ્રત્યે ઉદાસીન રહી શકે તેમ ન હતું. આ ધોરણોનું ખંડન કરવાની—જરૂર પડે તો તેની સામે બળવો કરીને પણ તેમનો સામનો કરવાની—તેમની નેમ હતી. નવું કરવાની—સુધારો કરવાની તેમની પ્રબળ ઉત્કંઠા હતી. ચિંતન અને ચોકસાઈ કરવાની વૃત્તિ કેળવી તેમણે પ્રચલિત માન્યતાઓ અને રૂઢિઓને પડકારી, કારણ કે તેઓ તેમાં સુધારો કરવા માગતા હતા. આથી તેઓએ 'બુદ્ધિવર્ધક સભા' 'બુદ્ધિપ્રકાશ' અને 'બુદ્ધિવર્ધક સામયિક' શરૂ કર્યું. 'બુદ્ધિ'ને તેમણે માર્ગદર્શન માટે અંતિમ ગણી.

સુધારકોના જીવન અને પ્રવૃત્તિઓની આ બધી વિશિષ્ટતાઓ પરથી જણાઈ આવે છે કે ૧૯મી સદીમાં ગુજરાતમાં 'નવા બુદ્ધિવાદી'-

૨૨. ઘણાખરા નાગર બ્રાહ્મણ હતા. કેટલાક બ્રાહ્મણ, વાણિયા અને બ્રહ્મક્ષત્રિય હતા.

ઓનો[23] વર્ગ ઊભો થયો. હતો. આ અરસામાં બ્રિટિશરો ભારતમાં પ્રસરી રહ્યા હતા. દેશના અન્ય ભાગોની જેમ ગુજરાતમાં પણ બ્રિટિશ અમલદારો, વેપારીઓ અને ખ્રિસ્તી મિશનરીઓ[24] પથરાઈ રહ્યા હતા. પશ્ચિમના આ લોકોની વિચારસરણી અને તાલીમનાં બીજ ૧૯મી સદીના યુરોપિયન — ખાસ કરીને બ્રિટિશ સંસ્કૃતિમાં[25] રોપાયાં હોવાથી અહીંની પ્રજાની માન્યતાઓ અને રૂઢિઓ તેમના પોતાના જીવનનાં દૃષ્ટિબિંદુ સાથે તેમને અસંગત જણાઈ. આ માન્યતાઓ અને રૂઢિઓ પ્રત્યેનો તેમનો અણગમો તેમણે જાહેર કરવા માંડયો હોવાથી તેઓ બધી રૂઢિઓને 'અનિષ્ટ' તરીકે ગણાવતા હતા.

દુર્ગારામ, કરસનદાસ મૂળજી, નર્મદ, મહીપતરામ, દલપતરામ અને બીજા કેટલાક ગુજરાતીઓને બ્રિટિશરોના આ અણગમાની જાણ થવા લાગી તેઓ પોતે અને તેમના ગુજરાતી બંધુઓ જીવનના કેટલાક રીતરિવાજોને ચુસ્ત રીતે વળગી રહેતા હતા તેની બ્રિટિશરો ટીકા કરતા હતા અને દયા, પણ ખાતા હતા. આથી તેમને અકળામણ થવા લાગી. તેમને માટે 'આદર્શરૂપ'[26] બનતા જતા આ બ્રિટિશરોના જીવન પરત્વેનાં આગવાં મૂલ્યો નિહાળીને તેમની મૂંઝવણ ઓર વધી ગઈ.

આ વિદેશીઓની સંસ્કૃતિમાં સુધારકોએ ઊંડો રસ લેવા માંડયો. સર ટી. સી. હોપ અને એ. કે ફાર્બસ[27] જેવા અંગ્રેજ મિત્રો, પ્રો. ગ્રીન[28] જેવા ઉત્સાહી શિક્ષકો અને ખ્રિસ્તી મિશનરીઓએ ગુજરાતના આ 'બુદ્ધિવાદી'ઓ સમક્ષ પશ્ચિમની સંસ્કૃતિના આદર્શો અને વિચારો રજૂ કર્યા ત્યારે તો તેઓ ઘણા અંજાઈ ગયા. પશ્ચિમની સંસ્કૃતિ સાથે

---

૨૩. બુદ્ધિજીવી વર્ગના પ્રકાર અને લક્ષણો વિષેની રસિક ચર્ચા માટે કાર્લના 'Sociology of Culture'ના નિબંધો સરખાવો. તે સમયે ગુજરાતી બુદ્ધિજીવીના ગુણોના સવિસ્તાર વર્ણન માટે જુઓ 'વિદ્વાન કોને કહેવો?' બુદ્ધિપ્રકાશ, પુ. ૨૩, અંક ૧: (૧૮૭૬) પા. ૫.

૧૯મી સદીના પોતાના પુરોગામી સાથે તત્કાલીન બુદ્ધિજીવીઓની સરખામણીનો અભ્યાસ રસિક થઈ પડશે. તે વખતના ભારતના બુદ્ધિજીવીઓ વિષે સવિસ્તર અને વિચારપ્રેરક ચર્ચા માટે જુઓ:

(૧) શીલ્સ એડવર્ડ 'Economic Development and Cultural change' બુદ્ધિજીવી, પ્રજામત અને આર્થિક વિકાસ પુ. ૬. અંક ૧, ઑક્ટોબર ૧૯૫૭.

(૨) રે શિવનારાયણ 'Decline of the Indian Intelectual' in 'Quest' અંક ૧૯, ઑક્ટોબર–ડિસેમ્બર ૧૯૫૮.

(૩) દેસાઈ આ. પી. 'The New Elite' in 'The Economic weekly' Special number પુ. ૧૧, અંક ૨૮, ૨૯ અને ૩૦ જુલાઈ ૧૯૫૯.

(૪) શિલ્સ એડવર્ડ: 'The Culture of the Indian intellectuals', in 'Quest' અંક ૨૪ અને ૨૫ જાન્યુ.–માર્ચ ૧૯૬૦ અને એપ્રિલ–જૂન ૧૯૬૦.

(૫) સેન વિનોદ: 'The Indian Intellectual Reply to Shils' in 'Quest' અંક ૨૬, જુલાઈ સપ્ટેમ્બર, '૬૦.

૨૪. ૧૮૩૨ સુધીમાં અમદાવાદ, મુંબઈ, દમણ, દીવ, ખેડા અને સુરતમાં ખ્રિસ્તી મિશનો સ્થપાયાં હતાં. રોમન કૅથોલિક મિશન સદી ઉપરાંતથી દીવ અને દમણમાં કામ કરતું હતું. ધી લંડન મિશનરી સોસાયટી, ધી બાપ્ટિસ્ટ મિશનરી સોસાયટી, ધી અમેરિકન બોર્ડ ઑફ મિશન્સ, ધી ચર્ચ મિશનરી સોસાયટી અને ધી સ્કૉટિશ મિશનરી સોસાયટી જેવાં અન્ય મિશનો જુદા જુદા વિસ્તારોમાં કામ કરતાં હતાં. આ જુદા જુદા મિશનરીઓના કામના વિગતવાર અહેવાલ કે. ઈંગમે આપ્યો છે. 'Reforms in India: 1793-1833: An account of the work of Christian Missionaries on behalf of Social Reform' ૧૯૫૬.

૨૫. સ્પીઅર પર્સીવલ: India Pakistan & the west (બીજી અવૃત્તિ ૧૯૫૨) પ્રો. સ્પીઅરે ઉપયોગીતાવાદી તત્ત્વજ્ઞાન અને ખ્રિસ્તી ધર્મની તાલીમ પામેલા બ્રિટિશ અમલદારો અને ખ્રિસ્તી મિશનરીઓનું પૃથક્કરણ કર્યું છે. Organisation & Welfare પ્રકરણ ૧૦.

૨૬. પશ્ચિમના ધોરણથી પ્રજાના વર્તનની તુલના કરવાની રૂઢિ થઈ પડી હતી. તે સમયે પ્રસિદ્ધ થતા પ્રત્યેક સામયિક અને પુસ્તકમાં પશ્ચિમના લોકોનો ઉલ્લેખ આવતો હતો. 'બુદ્ધિ પ્રકાશ' પુ. ૧૯ પા. ૭૩ અને ૧૩૩.

૨૭. એલેકઝાન્ડર કિન્લૉક ફાર્બસ ઘણા ગુજરાતીઓના મિત્ર હતા. ગુજરાતી ભાષા પર તેમનો કાબૂ પણ સારો હતો. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના તેઓ સ્થાપક હતા. ગુજરાત સભાના તેઓ પ્રથમ પ્રમુખ હતા. પોતાની વિદ્વત્તા અને વિદ્યાને ઉત્તેજન આપવાની વૃત્તિને કારણે રાજા ભોજ સાથે તેમની સરખામણી થતી હતી. તે વખતે પ્રચલિત થયેલી પંક્તિઓમાં કહેવાતું હતું કે "ફાર્બસ સિવાય ગુજરાત સજીવન થયું ના હોત." (સ્વ. એ. કે. ફાર્બસનાં સંસ્મરણો. લે. ત્રિપાઠી મનસુખરામ સૂર્યરામ પા. ૭).

૨૮. પ્રો. ગ્રીન સુરતમાં પ્રથમ શરૂ થયેલી અંગ્રેજી શાળાના હેડમાસ્તર હતા. નંદશંકર તુ. મહેતાના તેઓ શિક્ષક હતા. નંદશંકરે એક વખતે કહેલું કે તેમણે (પ્રો. ગ્રીને) પોતાના વિદ્યાર્થીઓને અંગ્રેજી સાહિત્યની ખૂબીઓ શીખવેલી. ૧૮૫૭ના બળવાને ટેકો આપતું પુસ્તક તેમણે ૧૮૫૭માં લખ્યું હતું. તે માટે મુંબઈના અંગ્રેજોએ તેમનો બહિષ્કાર કર્યો હતો. ('નંદશંકર ચરિત્ર' લે. વિનાયક એન. મહેતા. ૧૯૧૬).

તેમનો પરિચય વધતાં તેમના મનમાં દ્વિધા ઊભી થઈ. સદીઓ જૂની માન્યતાઓ અને રૂઢિઓની સાર્થકતાને તેમણે પડકારી. એથીય આગળ વધીને તેમના અંગ્રેજ મિત્રોની જેમ તેઓ પણ તેની ટીકા કરવા લાગ્યા. તેઓ પણ આ માન્યતાઓ અને રૂઢિઓને 'અનિષ્ટ' ગણાવી વખોડવા લાગ્યા. પશ્ચિમની સંસ્કૃતિનો તેમનો અભ્યાસ જેમ જેમ વધતો ગયો તેમ તેમ તેમના વિચારો અને કલ્પના સતેજ બન્યાં. ખાસ કરીને તેમણે પશ્ચિમના ઇતિહાસનો[29] અભ્યાસ કર્યો ત્યારે એક નવા જ જીવનની તેમને ઝાંખી થવા માંડી. પોતાના દેશબંધુઓએ પણ આવું જીવન જીવવું જોઈએ એમ તેમને લાગ્યું. એક રીતે પશ્ચિમની સંસ્કૃતિ ઘણી બાબતોમાં તેમની આદર્શ બની ગઈ અને તેથી જ 'બીજાઓને બેહૂદી લાગે તેવી રૂઢિઓ' ફગાવી દેવા નર્મદ અને દલપતરામે ગુજરાતીઓને આગ્રહ કર્યો[30] તેમણે કહ્યું કે પશ્ચિમના લોકો કેવું સુખ અને આબાદી ભોગવે છે[31] તે જુઓ અને યુરોપિયનોના જેવી વિદ્વત્તા પ્રાપ્ત કરવા ભારે પરિશ્રમ કરો.[32] આ બધા બુદ્ધિવાદીઓ પશ્ચિમની સંસ્કૃતિથી પ્રભાવિત થયા હતા. એટલે પોતાના દેશી ભાઈઓએ તેમાંથી પ્રેરણા મેળવવી જોઈએ એમ તેઓ માનતા હતા. તેમની પર 'પાશ્ચાત્ય સંસ્કૃતીકરણ'[33]ની અસર પડવા માંડી હતી. આ બુદ્ધિવાદીઓ દ્વારા સામાજિક સુધારાના આંદોલન સ્વરૂપે 'પાશ્ચાત્ય સંસ્કૃતીકરણ'ની પ્રક્રિયા અભિવ્યક્ત થવી શરૂ થઈ હતી.

પરંતુ, સામાજિક' સુધારાના આ આંદોલનનો ઉદ્દેશ ગુજરાતી સમાજમાં પ્રચલિત માન્યતાઓ અને રૂઢિઓમાં જ ફેરફાર કરવાનો હતો. જ્ઞાતિના વાડાઓ, સમાજતંત્ર અને તેનાં આનુષંગિક મૂલ્યો પ્રત્યે તેમનું ધ્યાન ખેંચાયું ન હતું. તેમનાં આંદોલનો, અનિષ્ટના મૂળ કરતાં બાહ્ય ચિહ્નોને વધુ સ્પર્શતાં હતાં. સુધારકો જાણે કે વસ્તુને બદલે તેના પડછાયાને સ્પર્શવાનો પ્રયાસ કરતા હતા! જડ અને શ્રેણીબદ્ધ ક્રમવાળા સમાજતંત્રના માળખામાં સુધારો કરવાનો તેમણે ભાગ્યે જ પ્રયાસ કર્યો. એ સમાજતંત્ર તો તેમણે હતું તેમનું તેમ જ રહેવા દીધું.

આજે આ આંદોલનોને પેદા થયે લગભગ એક સદીનો સમય વહી ગયો છે. છતાં થોડાક નજીવા ફેરફારો બાદ કરતાં ગુજરાતનું એ સમયનું સમાજતંત્ર હજી એવું ને એવું છે અને એવા સમાજતંત્રને નભાવવામાં કારગત નીવડતાં રિવાજો અને રૂઢિઓ પણ ખાસ પરિવર્તન વિના હજુ પણ ચાલુ રહે તેમાં શી નવાઈ?

(મૂળ અંગ્રેજી લેખ પરથી અનુવાદ)

---

૨૯. યુરોપના ઇતિહાસના અભ્યાસથી કેટલાક સુધારકો એટલા બધા પ્રભાવિત થયા હતા કે તેઓ પોતાના નિબંધમાં તેના દાખલાઓ ટાંકતા હતા. નર્મદ અને બીજાઓએ ગુજરાતીમાં યુરોપનો ઇતિહાસ પણ લખ્યો છે.

૩૦. 'નર્મગદ્ય', પા. ૧૨૮. નર્મદે લખ્યું હતું, "સ્ત્રીઓના રોવા કૂટવાનો આ ફોટો યુરોપિયનોને મોકલવવામાં આવે તો તેઓ આપણી દયા ખાય."

૩૧. કવિ દલપતરામ ડાહ્યાભાઈ 'દલપત કાવ્ય'

૩૨. 'નર્મગદ્ય', પા. ૬૭.

૩૩. શ્રી નિવાસ એમ. એન. 'Society in India'માં પ્રસિદ્ધ થયેલો લેખ: Sanskritisation and Westernisation સં. ઐયપન એ. અને બાળરત્નમ્ એલ. કે. ૧૯૫૬ પા. ૮૪.

## સમાજકલ્યાણ

શ્રીમતી પુષ્પાબહેન મહેતા
(અધ્યક્ષ, સમાજકલ્યાણ બોર્ડ, ગુજરાત રાજ્ય)

ભારતે સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી રાષ્ટ્રઘડતરની ભારે જવાબદારી પ્રજા પર આવી. સ્વતંત્રતા મેળવવા માટે જે શક્તિ અને સામર્થ્યની જરૂર પડે છે તેથી વધુ શક્તિ અને સામર્થ્ય રાષ્ટ્રને ઘડવા માટે—સ્થિર કરવા માટે—તેના વિકાસ માટે જરૂરી બને છે. જગતના ઇતિહાસમાં અને તેમાં પણ છેલ્લી બે સદી દરમિયાન જે જે રાષ્ટ્રે સ્વતંત્રતા મેળવી છે તેને પોતાના વિકાસ માટે ભગીરથ પ્રયત્ન કરવા પડયા છે. કોઈક વાર એવું પણ બને છે કે યુદ્ધો લડી વિજય મેળવીને પ્રજા સ્થિર ને સ્થિત ન બનતાં આંતરકલહમાં અટવાઈ જાય છે અને રાષ્ટ્રનો વિકાસ રૂંધાય છે.

ભારતની પરિસ્થિતિ જુદી રહી છે. ભારતના સદ્‌ભાગ્યે, રાષ્ટ્રપિતા ગાંધીજીની અનોખી રાજ્યનીતિએ પ્રજાનું ઘડતર જુદું જ કર્યું. સત્ય અને અહિંસા તેમ જ ત્યાગ ને બલિદાને સ્વતંત્રતાનો પથ ઊજળો રાખ્યો.

સમાજનો ઉપરનો થર—અમુક વિસ્તાર કે લોકો આ અસરથી મુક્ત રહ્યા પણ સમાજજીવન પર સમગ્ર રીતે બહુ અસર ન પડી. અજ્ઞાનતા, નિરક્ષરતા અને અંધશ્રદ્ધાથી પીડાતો સમાજ તેવો જ રહ્યો. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, જ્ઞાતિબંધન, અસ્પૃશ્યતા, શૂદ્ર અને સ્ત્રીઓ પ્રતિનો વર્તાવ હતો તેવો જ રહ્યો. વિશાળ રાષ્ટ્રની કરોડોની પ્રજાનાં વિચાર, વાણી અને વર્તન રાષ્ટ્રના સૂત્રધારોને ચિંતા કરાવે એવાં હતાં. ભારતની સંસ્કૃતિના ભવ્ય વારસા સાથે અજ્ઞાન અને વહેમથી પીડાતા સમાજની ચિંતા પણ કરવી પડે એ પરિસ્થિતિ હતી. રાષ્ટ્રની નસેનસમાં નિરક્ષરતા, અજ્ઞાન અને ગરીબીનું વ્યાપક ઝેર પ્રસર્યું હતું એ ઉતારવાનું હતું.

રાષ્ટ્રના નવનિર્માણ કાળે ભૂતકાળની પૂર્વભૂમિકા સમજવી રહી. જ્યાં સુધી પૂર્વ ઇતિહાસ સમજાય નહિ ત્યાં સુધી પ્રગતિ સમજવી કઠણ છે. પ્રાચીન યુગની ગૌરવપૂર્ણ કથાઓ, મધ્ય યુગની તથા પાછલા સૈકાની પરિસ્થિતિમાંથી ઉપસ્થિત થયેલાં પરિબળો અને પ્રશ્નો સમજી તેને દૂર કરી નૂતન સમાજ રચનાનો માર્ગ વિચારવો રહ્યો.

### સમાજ જાગૃતિનો પ્રારંભ

સામાજિક ક્ષેત્રે કવિ નર્મદ, દુર્ગારામ મહેતાજી, કરસનદાસ મૂળજી વગેરેએ બંડ પોકાર્યું. પાખંડી, વહેમી, રૂઢિગ્રસ્ત માનસ અને જ્ઞાતિબંધન સામે બળવો પોકાર્યો. તેમણે ઘણું સહન કર્યું, ખૂબ હેરાન થયા. પણ સમાજમાં એક સ્થાયી અને સબળ અસર મૂકતા ગયા કે સમાજને રૂંધતાં બળો સામે બંડ થાય—બોલી શકાય. વ્યક્તિને બોલવાનો—સત્ય કહેવાનો અધિકાર છે એ પરિસ્થિતિ સર્જાઈ.

ગુજરાતની સામાજિક પ્રવૃત્તિ નર્મદના સમયથી શરૂ થઈ. અનિષ્ટોનો સામનો કરવો, અંધશ્રદ્ધાને ઉખેડી નાખવી, સમાજને સત્ય પરિસ્થિતિ સમજાવવી એ સામાજિક કાર્યકરનું કર્તવ્ય છે, પણ સામાજિક કામનો માર્ગ અસ્પષ્ટ અને મુશ્કેલ છે. કયા કામને કેવું સ્વરૂપ આપવું એ સ્પષ્ટતા હોતી નથી. પણ સમય જતાં જ્યારે એ કામની અગત્ય સમજાય છે ત્યારે પ્રશ્નનું મહત્ત્વ સમજાય છે, સામાજિક કાર્યકરનું વર્તન સમજાય છે. એ સમયના બંડખોરનું મંતવ્ય પાછળથી જ પ્રશંસા પામ્યું. તેમણે સામાજિક બંડખોરોને પ્રેરણા આપી.

દયાનંદ સરસ્વતીના આર્યસમાજની સ્થાપનાં સાથે બંગાળમાં બ્રહ્મોસમાજ સ્થપાયો અને તેનું અન્ય સ્વરૂપ એ ગુજરાતનો પ્રાર્થના-સમાજ. સામાજિક ક્ષેત્રે તેણે પણ ઘણી સેવા આપી છે.

પ્રથમ કસોટી મહીપતરામ નીલકંઠના પરદેશગમનથી શરૂ થઈ. આજે નહિ સમજાય પણ એ સમયે 'જ્ઞાતિબહાર' જવું એ કપરો પ્રશ્ન હતો.

ગુજરાતની સંસ્થાઓમાં મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ એ સીમાચિહ્ન છે. પાશવી લોકોના હાથમાં ફસાયેલી માતાઓની પરેશાની એ સમયે હદ વગરની હતી. ઘણુંખરું તો આવી સ્ત્રીઓને ઝેર આપવામાં આવતું. અથવા બને તો તીર્થસ્થાને લઈ જઈને બાળકની હત્યા થતી અથવા સ્ત્રીનું મૃત્યુ થતું. આવી માતાઓને અને બાળકોને બચાવી લેવા માટે સંસ્થા શરૂ થઈ. આ પ્રશ્ન એ સમયે સમાજ-કલ્યાણનો પ્રશ્ન નહોતો પણ સામાજિક ક્રાન્તિ હતી. આજે પણ આવી સંસ્થાઓ માટે સમાજનો એક વર્ગ ગણગણે છે. અનીતિને ઉત્તેજન મળે છે. આ બધું શરૂ કરનારને એ સમયે કેટલી ધીરજ અને કસોટીમાંથી પસાર થવું પડયું હશે!

સમાજનું ઘડતર થઈ રહ્યું હતું. ધીમે ધીમે જાગૃતિ આવતી હતી. શિક્ષણ વધતું જતું હતું પણ એ પાછળ જેમ અને જોશ નહોતાં. નર્મદના 'યાહોમ'નો મુદ્રાલેખ સૌને ગમ્યો પણ અપનાવવાની તૈયારી નહોતી. 'ધીરે ધીરે સુધારાનો સાર' દલપતરામની ડાહી શિખામણ સૌને ગમી. ધોધમાર વરસાદ જેવી નર્મદ, દુર્ગારામ અને કરસનદાસ વગેરેની વાણી ઠંડી પડી પણ એની અસર રહી. યુવાન વર્ગ જાગ્યો.

ગુજરાતમાં શિક્ષણ વધ્યું. શાળાઓ વધી, કન્યાશાળાઓમાં સારી સંખ્યામાં કન્યાઓ ભણતી થઈ. કૉલેજમાં પણ પૂ. વિદ્યાબહેન તથા પૂ. શારદાબહેન જેવાએ ભણીને ઉચ્ચ શિક્ષણની મહત્તા સમજાવી. ઘણાં

માસિકો, ચર્ચાસભાઓ, મંડળો સ્થપાયાં પણ સમાજમાં પ્રવર્તતા બળોની સામે થવાની, સમાજકલ્યાણને વ્યાપક સ્વરૂપ આપવાની પળ હજી આવી નહોતી.

નૂતન યુગ: ગાંધી યુગ

યુગે યુગે સમય આવ્યે કોઈ ને કોઈ સમાજનાં દુઃખોને દૂર કરવા જન્મે છે, એ યુગપુરુષ છે, દ્રષ્ટા છે—આર્ષદ્રષ્ટા છે. સૂતેલાને જગાડે છે, ઊંઘિલાને ઢંઢોળે છે અને જગતામાં પ્રાણ પૂરે છે. જગતને—સંસારને એ પ્રેરણા આપે છે. એનાં કથન અને કવન યુગો સુધી ભુલાતાં નથી. એવા એક યુગપુરુષે ભારતને ઢંઢોળ્યું. ગુજરાતમાં પ્રાણ પૂર્યા અને સમાજને નવું ચેતન આપ્યું. ગાંધીજી ગુજરાતે આપ્યા—ગાંધીજીએ પોતાનું કાર્ય ગુજરાતમાંથી શરૂ કર્યું. સ્વરાજ્ય, સ્વતંત્રતાની, સમાજના અનિષ્ટો જેવાં કે હરિજનો, મજૂરો અને સ્ત્રીઓની દુર્દશા દૂર કરવા માટે આજીવન પ્રયત્નો કર્યા. સંસારે ન જોયેલું જોયું, ન સાંભળેલું સાંભળ્યું અને ન આચરેલું આચરવાની દીક્ષા લીધી. રાષ્ટ્રમાં નવો પ્રાણ, નવી આશા પ્રગટી.

૧૯૨૧થી રાષ્ટ્ર જાગ્યું. પૂ. ગાંધીજીએ હરિજનો માટે ઉપવાસ કર્યા, મજૂરો પર થતા જુલમો સામે અનશન આદર્યું અને આદિવાસી—દબાયેલા શોષિત સમાજના માટે ચિંતન કર્યું. ૧૯૩૦ની લડતમાં સ્ત્રીઓને અગ્રસ્થાન આપી તેને ચાર દીવાલમાંથી બહાર કાઢી અને રાજકીય ક્ષેત્રે તેને પ્રથમ પ્રવેશ આપ્યો.

માનવકલ્યાણ

પાણીનાં તળાવો, રસ્તાઓ, પાણીના બંધો, ધર્મશાળા, વિસામા આજે પણ તૂટ્યાફૂટ્યા અથવા સારી હાલતમાં જોવામાં આવે છે. મુસાફરખાનાં, ધર્મશાળા અને સદાવ્રતો પણ પ્રચલિત હતાં, અને છે. માંદા માટે દવાખાનાં અને એવી સગવડ પણ માનવકલ્યાણ—સમાજકલ્યાણના માર્ગે જનશક્તિની વળેલી ભાવના છે.

ઉપરની પ્રચલિત પ્રથાઓ તો યુગો જૂની છે. સમાજના કલ્યાણની એ પથદર્શિકા છે. જીવનસંગ્રામ વધતો ગયો, જીવનપથ નિરાળો બન્યો. સમાજકલ્યાણનું લક્ષ જુદું થયું.

અનાથાશ્રમો, અનાથ વિદ્યાર્થીગૃહો, અપંગાશ્રમો અને અશક્તાશ્રમોની પ્રથા પણ ચાલી જ આવે છે. આ બધાની પાછળ દયા હતી, માનવતા હતી; પણ પ્રશ્ન પરત્વે ઊંડી વિચારસરણી થોડી હતી. ચાલુ પરિસ્થિતિનો ઉકેલ હોય એટલું કામ થતું.

મિશનરીઓ આવ્યા. પશ્ચિમની વિચારસરણી પૂર્વની દયા સાથે ભળી અને હોસ્પિટલો, દવાખાનાં-પ્રસૂતિગૃહો શરૂ થયાં. એ સાથે સાથે અનાથાશ્રમો અને એવી રાહત આપતી સંસ્થાઓનું પ્રમાણ વધ્યું. સમાજને પોતાની ફરજ સમજાવા માંડી અને સંસ્થાઓ, આશ્રમો અને સમાજજીવનને જરૂરી કાર્યો શરૂ થયાં.

આ જીવન જરૂરિયાતનાં કામો—સમાજને તથા રાષ્ટ્રને ગૂંગળાવતાં કામો પર રાષ્ટ્રનું લક્ષ કેન્દ્રિત થયું. સમાજે પીડેલા હરિજનોનો પ્રશ્ન પ્રથમ પૂ. ગાંધીજીએ ઉપાડ્યો અને તેમાંથી હરિજન સેવક સંઘની સ્થાપના થઈ. હરિજનો માટે પાણીના કૂવા, રહેવા માટે ઘર અને સૌથી વધુ તેના માનવ તરીકેના અધિકાર સ્વીકારાવવા માટે રાષ્ટ્રવ્યાપી આંદોલન શરૂ થયું. રાજકારણમાં અને સમાજજીવનમાં એણે પ્રાણ પૂર્યા. હરિજનને અડકવું, તેની સાથે વ્યવહાર રાખવો એ સમાજકલ્યાણ કરતાં ક્રાંતિ વિશેષ હતી. આવું પગલું ભરતાં ત્યારે યુવાનો ગૌરવથી કહેતા, 'અમે હરિજનો સાથે ભોજન લીધું છે, કોઈની બીક અમને લાગતી નથી.'

ગુજરાતમાં હરિજનોના ઉત્થાનની પ્રવૃત્તિ વિકસી છે. હરિજન સેવક સંઘ દ્વારા છાત્રાલયો, છાત્રવૃત્તિ, શિક્ષણસંસ્થાઓ અને સમાજકલ્યાણની અન્ય પ્રવૃત્તિ ચાલે છે. મુખ્યત્વે એક જ કૂવે પાણી ભરવું, મંદિરપ્રવેશ અને ઔદ્યોગિક સહાય વગેરે છે. હરિજન પ્રવૃત્તિ એ આગવી પ્રવૃત્તિ તરીકે વિકસી રહી છે.

આદિવાસીની સેવાની પ્રવૃત્તિને પૂ. ઠક્કરબાપાએ વેગ આપ્યો. જંગલમાં અને ડુંગરોમાં વસતા આદિવાસીઓની આર્થિક અને સામાજિક સ્થિતિ સુધારવાની પ્રવૃત્તિ શરૂ થઈ, એની સુંદર પ્રગતિ થઈ રહી છે. ગુજરાતની પૂર્વની સરહદ પર છેક અરવલ્લીની પર્વતમાળાથી ડાંગનાં અને વાંસદાનાં જંગલ સુધીની પટ્ટીમાં આદિવાસીઓ પથરાયેલા છે. તેમના માટે ભીલ સેવા મંડળ, રાનીપરજ સેવાસંઘ અને દક્ષિણ ગુજરાત કેળવણી મંડળ ઠીક ઠીક કામ કરી રહ્યાં છે. આશ્રમશાળાઓ, છાત્રાલયો અને જંગલ સહકારી મંડળીઓ દ્વારા કામને વેગ મળી રહ્યો છે.

કેટલીક સંસ્થાઓ

૧૯૩૦ની લડત પછીથી જે સ્ત્રીઓ ઘરબહારની પ્રવૃત્તિમાં રસ લેતી થઈ હતી અને જેમને સમાજનું સુષુપ્ત અંગ જાગ્રત કર્યું હતું તેમણે સ્ત્રીઓના ઉત્થાન અને જાગૃતિનું કામ હાથ પર લીધું. વ્યવસ્થિત રીતે સામાજિક પ્રશ્નની પરિસ્થિતિનો ઉકેલ લાવવાની દૃષ્ટિએ ૧૯૩૪થી સ્ત્રીપ્રવૃત્તિની જુદી જ દૃષ્ટિથી શરૂઆત થઈ. 'આર્થિક સ્વાવલંબન વિના સ્ત્રી પાંગળી રહેશે' એ સૂત્ર અપનાવીને સ્ત્રીઓની પ્રવૃત્તિને વિકસાવવાનો પ્રયત્ન થયો. વ્યક્તિ વિકાસ, સ્વનિર્ણયનો અધિકાર અને સ્ત્રીનું ગૃહ અને સમાજમાં સમાન સ્થાન એ મુખ્ય ઉદ્દેશો એ પ્રવૃત્તિના હતા. અમદાવાદમાં શ્રી મૃદુલાબહેન સારાભાઈએ જ્યોતિસંઘની શરૂઆત ઉપરના ઉદ્દેશો દૃષ્ટિસમક્ષ રાખીને કરી. પૂ. ગાંધીજીની પ્રેરણા અને આશીર્વાદ મળ્યાં.

૧૯૩૪ની શરૂ થયેલી પ્રવૃત્તિ વેગીલી હતી, પણ વ્યાપક ન હતી. સૌને ગમતું હતું કે, સ્ત્રી સ્વાવલંબી થાય પણ એ સ્વીકારવું કઠણ હતું. સ્ત્રી ઘરબહાર જાય તો ઘરનું શું? ઘર તૂટશે, સમાજરચના છિન્નભિન્ન થઈ જશે. અનેક વ્યક્તિઓએ મૂંગો અને જાહેર વિરોધ કર્યો. પણ સમય વહેતા સ્વીકારાયું કે, સ્ત્રીજીવનની આવશ્યકતા એ તેનું આર્થિક સ્વાવલંબન છે.

સ્ત્રી એ વ્યક્તિ છે, વ્યક્તિ તરીકેનો સમાજે તેનો સ્વીકાર કરવો જોઈએ એ કડવું સત્ય સમાજ પાસે સ્વીકારાવવું રહ્યું. એ જ રીતે અનાથ બાળક એ રાષ્ટ્રની સંપત્તિ છે. રાજ્ય અને સમાજ બંનેની જવાબદારી તેના પાલનપોષણ અને શિક્ષણની છે. આ બંને પ્રશ્નો સમાજ પાસે રજૂ થયા. નિરાધાર સમાજે તિરસ્કારેલી અને સમાજે જેને અનીતિમાન કહી અથવા ધુતકારી કાઢી હોય એવી સ્ત્રીઓને શિક્ષણ દ્વારા ઉદ્યોગ શીખીને ફરીથી સમાજમાં પુનઃસ્થાપિત કરવાની—સ્ત્રીને વ્યક્તિ તરીકે સ્વીકારવાની—પ્રવૃત્તિ ૧૯૩૭થી વ્યવસ્થિત શરૂ થઈ. આમ સ્ત્રીઓ અને બાળકો માટે વિકાસગૃહની શરૂઆત અમદાવાદમાં થઈ. આજે કલ્પી પણ ન શકાય એવી પરિસ્થિતિ એ સમયે એટલે ૧૯૩૭-માં હતી. જેના રક્ષણ માટે દીવાલ હોય નહિ, જ્યાં સ્ત્રીઓને બંધન હોય નહિ, સ્વનિર્ણયનો અધિકાર હોય એ સ્વીકારાવવું અઘરું હતું. એ સ્વીકારવા માટે થોડાં વર્ષોની જરૂર પડી. સમાજે છેવટે કડવું સત્ય અપનાવ્યું અને સંસ્થાની ઉપયોગિતા સ્વીકારાઈ.

સમયના વહન સાથે સમાજે સ્વીકાર્યું કે, સ્ત્રી સમાજનું એક અંગ છે. તેને સ્વનિર્ણયનો અધિકાર છે. આર્થિક સ્વાવલંબન એ આવશ્યક છે. સમાજે વિરોધને બદલે સહકાર અને સાથ આપવા માંડ્યો.

૧૯૩૭ થી ૧૯૪૭ના સમય દરમ્યાન સમાજમાં જાગૃતિ આવી. પણ એ સમય રાજકીય મંથનનો હતો. દરેકનું લક્ષ સ્વતંત્રતા હાંસલ કરવા તરફ હતું. છતાં પણ સંસ્થાઓ વધતી ગઈ. સમાજના પ્રશ્નો તરફ લક્ષ દોરાતું ગયું.

૧૯૪૪-૪૫માં ઘણી સામાજિક પ્રવૃત્તિઓ શરૂ થઈ. અનાથાશ્રમોનું એકીકરણ કરવું, સ્ત્રીમંડળ અને સમાજિક સંસ્થાઓનું સંગઠન અને જરૂર હોય ત્યાં સંસ્થાઓ શરૂ કરવી, એ મુખ્ય પ્રવૃત્તિ રહી.

સૌરાષ્ટ્રમાં ૧૯૪૫ સુધી થોડીક સંસ્થાઓ રાજકોટ તથા ભાવનગરમાં ચાલતી હતી. એ બાદ કરતાં રાજ્યો સંચાલિત અનાથાશ્રમો જેવી સંસ્થાઓ ચાલતી. પણ સ્ત્રીપ્રવૃત્તિ અથવા અન્ય સામાજિક પ્રવૃત્તિ નહિવત્ ચાલતી. ૧૯૪૫થી સૌરાષ્ટ્રમાં સામાજિક કાર્ય પ્રશ્નોના ઉકેલની દૃષ્ટિએ શરૂ થયું. ૧૯૪૪થી ૧૯૪૭ સુધીમાં ઘણાં સ્ત્રીમંડળો શરૂ થયાં. ઘણા કાર્યકરો પણ કામમાં જોડાયા. થોડી મોટી સંસ્થાઓ પણ શરૂ થઈ. જેમાં પ્રગતિગૃહ હળવદ, વિકાસ વિદ્યાલય વઢવાણ અને વિકાસગૃહ રાજકોટ મુખ્ય છે.

૧૯૪૭થી રાષ્ટ્રની કાયા પલટાઈ. સ્વતંત્રતા મળી. રાષ્ટ્રે કલ્પેલી પરિસ્થિતિ આવી. પણ એ આનંદને સખત આંચકો દેશના ભાગલાએ સર્જેલી પરિસ્થિતિને લીધે લાગ્યો. નિર્વાસિતોનું કાર્ય સૌથી વિશેષ મહત્ત્વનું હતું અને ઘણાંખરાં અન્ય કાર્ય છોડી નિર્વાસિતોના કામમાં જોડાયા. સમાજે ન કલ્પેલી એ પરિસ્થિતિ હતી. છતાં અથાગ પરિશ્રમથી એ પ્રશ્ન હળવો કરવા પ્રયત્ન થયા.

૧૯૪૮થી રાષ્ટ્રે વ્યવસ્થિત સામાજિક કામ માટે વિચારણા શરૂ કરી અને આયોજનપંચે યોજનાઓ તૈયાર કરવા માંડી. જરૂરી એવાં બધાં જ સમાજ ઉત્થાનનાં કાર્યો હાથ ધરાયાં.

૧૯૪૮થી ૧૯૫૧ સુધી ક્રમિક વિકાસ થતો ગયો. રાજ્ય અને સમાજે મળીને અગત્યનાં કાર્યો, જેવાં કે પછાતવર્ગો અને હરિજનો અને આદિવાસીઓ પર વિશેષ લક્ષ આપી વ્યવસ્થિત યોજના દ્વારા તેના પ્રશ્નો ઉકેલવાની શરૂઆત કરી. સામાજિક કાર્ય કરતી સંસ્થાઓને આર્થિક સહાય આપવાનું ધોરણ થોડું ઉદાર કર્યું.

૧૯૫૧ પછી વધુ વિચારણા વ્યાપક કાર્ય માટે થઈ અને કઈ રીતે સમાજની અજ્ઞાનતા દૂર થાય એ વિચારાયું. કલ્યાણરાજ્યના માર્ગો વિચારવાની શરૂઆત થઈ. રાજ્યે માન્ય રાખેલી પ્રવૃત્તિઓ વેગીલી બની—બનવા માંડી. ૧૯૫૩માં સમાજકલ્યાણને વધુ વ્યાપક બનાવવા —ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકોના પ્રશ્નો વધુ ધ્યાન માગતા હતા તે ઉકેલવા—માટે કેન્દ્રીય સમાજકલ્યાણ બોર્ડની સ્થાપના કરી.

૧૯૫૩માં એક સમિતિ નિમાઈ અને તેણે પ્રવાસ કરી, કાર્યકરોને મળી સમાજના કાર્ય પરત્વે મંતવ્ય રજૂ કર્યું. પરિણામે પ્રત્યેક રાજ્યમાં સમાજકલ્યાણ બોર્ડની રચના થઈ.

૧૯૫૩ સુધી સ્ત્રીઓ અને બાળકોના કામની પ્રગતિ, શહેરો તથા મોટાં ગામો સુધી થઈ હતી. ગામડાંમાં કાર્ય થઈ શક્યું નહોતું. ૧૯૫૪ થી ગુજરાતનાં ગામડાંમાં સ્ત્રીઓ અને બાળકો માટે કામ શરૂ થયું. પ્રૌઢશિક્ષણ, સમાજશિક્ષણ અને આરોગ્યસેવા એ મુખ્ય કાર્ય છે. ખાસ કરીને 'આરોગ્યસેવા' આશીર્વાદરૂપ નીવડી છે. દૂર દૂરનાં ગામડાંમાં દાઈ અને મિડવાઈફ જાય, સ્ત્રીઓનાં દરદો, બાળકોની માવજત વગેરે તરફ ધ્યાન અપાવું શરૂ થયું. એ નવીન પરિસ્થિતિ હતી. એ જ રીતે રાતના સ્ત્રીઓ આવે, ભણે, કન્યાઓ ભણવા માટે નિયમિત મળે અને ઉદ્યોગ શીખવા-જાણવા એકઠી થાય એ પણ નવી જ પરિસ્થિતિ હતી. બાળકો માટે તો નવી જ દિશા હતી. શહેર અને ગામોનાં બાળકો માટે બાલમંદિરની સગવડ હતી પણ નાનાં ગામડાંનાં બાળકો માટે બાલવાડીની સગવડ સૌને ગમી અને આવકારી. બાલવાડીનું મૂલ્યાંકન ગામડામાં ઘણું છે. માતપિતા દિવસભર ઘરની બહાર મજૂરી કરતાં હોય અને બાળકો રખડતાં હોય. આ બાળકો જ્યારે સ્વચ્છ બને છે, થોડું શીખે છે અને વ્યવસ્થિત રહેતાં શીખે છે ત્યારે ગામડામાં પણ પ્રગતિ થઈ રહી છે એવું દેખાય છે.

સમાજકલ્યાણ બોર્ડ અને વિકાસ યોજનાઓ દ્વારા સમાજકલ્યાણનો સંદેશો ગામડે ગામડે પહોંચી ગયો છે. મહિલા મંડળો, બાલવાડીઓ, અને આરોગ્ય સેવાનાં કામ એ ભલે રાજ્ય સંચાલિત હોય, કે પ્રજાસંચાલિત કે બોર્ડસંચાલિત, પણ રાષ્ટ્રનાં ઊછરતાં બાળકો આજે બાલવાડીઓમાં થોડું પણ શીખે છે એ એમના માટે સાચી પ્રગતિ છે.

આજે લગભગ ૩,૦૦૦ ગામડાંમાં સમાજકલ્યાણ બોર્ડ દ્વારા બાલવાડી અને સ્ત્રીઓની પ્રવૃત્તિ ચાલે છે. જનતાને રસ છે. સામાજિક પ્રવૃત્તિ ને પ્રગતિ ગમે છે. પણ ગુજરાતની પ્રજાનું પૂરું લક્ષ હજી આ પ્રવૃત્તિ પર કેન્દ્રિત થયું નથી. એ ચિંતાનો પ્રશ્ન છે. ગામડાંઓમાં અને ગામડાંના સંપર્કમાં રહેતા કાર્યકરો અને જવાબદાર વ્યક્તિઓએ એ સંદેશો હજી પૂરતો પહોંચાડ્યો નથી કે, સ્ત્રીઓ ને બાળકોના કલ્યાણ ને પ્રગતિ સાથે રાષ્ટ્રની કલ્યાણપ્રવૃત્તિ સંકળાયેલી છે. જેટલું લક્ષ અન્ય પ્રશ્નો પર અપાય છે એટલું જ લક્ષ આ પ્રવૃત્તિ પર અપાય એ જરૂરી છે.

ગુજરાતના થોડાક અટપટા પ્રશ્નોમાં અને વિશેષત: સામાજિક પ્રશ્નોમાં લોહીનો વેપાર એ પણ ઉપેક્ષા કરવા જેવો પ્રશ્ન નથી. ૧૯૫૫માં લેડી રામરાવ સમિતિ કેન્દ્રીય સમાજકલ્યાણ બોર્ડે નીમી હતી. તેનાં સૂચન પરથી દરેક જિલ્લામાં રક્ષણ માગતાં નૈતિક પતનના ભયમાં મુકાયેલાં સ્ત્રીઓ અને પુરુષો માટે ગૃહ હોવું જોઈએ એ સિદ્ધાંત રાજ્યે સ્વીકાર્યો છે અને એ યોજના નીચે ગુજરાત રાજ્યમાં ચાર સ્ત્રીઓ માટે અને ચાર પુરુષો માટે આવાં ગૃહો ચાલે છે. આ ઉપરાંત વધુ સમય સુધી રાખીને તૈયાર કરવા પડતા હોય એવાં સ્ત્રીઓ અને પુરુષોનાં બે ગૃહો રાજ્ય કક્ષાનાં પણ ચાલે છે. જ્યાં જરૂરી સમય સુધી તેમને રાખી ઉદ્યોગ શીખવી, સમાજમાં પુનઃસ્થાપિત કરવાનો પ્રયત્ન થાય છે.

સમાજકલ્યાણની આ પ્રવૃત્તિથી હજી સમાજનો મોટો વર્ગ માહિતગાર નથી. રાજ્યના ખર્ચે પતન પહેલાં બચાવીને સાથ આપતી ચાર પુરુષોની સંસ્થા ભૂજ, ભાવનગર, હિંમતનગર, ગોધરામાં ચાલે છે અને રાજ્યકક્ષાનું ગૃહ જૂનાગઢમાં ચાલે છે. એ જ રીતે સ્ત્રીઓ માટે જામનગર, વઢવાણ, પાલણપુર અને સુરતમાં ગૃહો ચાલે છે અને રાજ્યકક્ષાનું ગૃહ વડોદરામાં ચાલે છે. આ પ્રવૃત્તિની વ્યવસ્થા અને પ્રશ્નોના ઉકેલ માટે હજી ઘણા સુધારાવધારાનો અવકાશ છે પણ જે પ્રવૃત્તિ શરૂ થઈ છે એ પ્રશ્નો ઉકેલવામાં સહાયભૂત બનશે. 'પડતાં પહેલાં બચે' એ દૃષ્ટિએ ચલાવવામાં આવતી સંસ્થાઓને વધુ વ્યવસ્થિત કરવાની અને એ પ્રશ્નો પર લક્ષ કેન્દ્રિત કરવાની સમાજની જવાબદારી છે.

લોહીનો વેપાર અટકાવવા માટે રાજ્ય તરફથી ઉપરની સંસ્થાઓ શરૂ થઈ છે. અન્ય સંસ્થાઓ તો ચાલતી જ હતી જેમાં વિકાસગૃહ અમદાવાદ, મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ અમદાવાદ, વિકાસગૃહ રાજકોટ, વિકાસ વિદ્યાલય વઢવાણ, શિશુમંગળ જૂનાગઢ, વિકાસગૃહ ભૂજ વગેરે છે. સ્ત્રી જ્યાં સુધી સમાજમાં સ્થિર ન થાય ત્યાં સુધી રાખવાની વ્યવસ્થા સહિતની સંસ્થાઓ છે. આ સંસ્થાઓ માત્ર રાહત નહિ પણ શિક્ષણ તથા ઉદ્યોગ શીખવી પગભર ન થાય ત્યાં સુધીની જવાબદારી ભોગવતી સંસ્થાઓ છે. સ્ત્રીઓ તથા કન્યાઓ અને બાળકો માટેની વ્યવસ્થા બધી જ સંસ્થામાં છે. કુમારો માટે આવી સંસ્થા બાલગ્રામ, શિશુમંગળ સંચાલિત જૂનાગઢમાં ચાલે છે તેમાં કુમારોને રાખી તેના પ્રશ્નો સમજવા—તેને શિક્ષણ આપી સારા નાગરિક બનાવવાની વ્યવસ્થા છે.

સમાજમાં જે અનેક પ્રશ્નો ઉકેલવાના છે એમાં પ્રૌઢ સ્ત્રીઓને શિક્ષિત કરવાનો પ્રશ્ન છે. સંસ્થાઓમાં વર્ષોથી આ પ્રશ્ન ઉકલે છે પણ કેન્દ્રીય 'સ્ત્રી શિક્ષણ સમિતિ'ના ઉપક્રમે શાળાંતના વર્ગો શરૂ થયા છે. ત્યક્તા, વિધવા અથવા જેને કુટુંબના ઉપાર્જનમાં સાથ આપવાની જરૂર છે એવી સ્ત્રીઓને છાત્રવૃત્તિ આપી ત્રણ વર્ષ રાષ્ટ્રના કોઈ પણ કાર્યમાં સેવા આપવાની બાંહેધરી સાથે શિક્ષણ આપવાની પણ પ્રવૃત્તિ ચાલે છે. ગુજરાતમાં અત્યારે આવાં લગભગ ૨૫ કેન્દ્રો સંસ્થાઓ દ્વારા ચાલે છે. જેમાં લગભગ ૬૫૦ સ્ત્રીઓ શિક્ષણ લઈ રહી છે જે ૧૯૬૧ના અંતમાં તૈયાર થશે. ગ્રામસેવિકા, શિક્ષિકા અથવા મીડવાઈફ અથવા કોઈ પણ એવાં કાર્યમાં એ જોડાઈ શકશે.

સમાજકલ્યાણના કાર્યમાં ગ્રામસેવાનો સંદેશો કસ્તૂરબા નિધિએ આપ્યો. તાલીમ બદલ ગ્રામસેવિકાઓ ગામડાંમાં જાય અને ગામડાંના પ્રશ્નો સમજી ગામડાંની સેવા કરે એ પણ સ્ત્રીઓની પૂ. ગાંધીજીના આદેશ અનુસાર ગ્રામસેવાની દીક્ષા આપતું કસ્તૂરબા વિદ્યાલય ગુજરાતમાં સ્થપાયું અને ગુજરાતની ગ્રામસેવિકાની તાલીમ ત્યાંથી અપાઈ રહી છે. ગામડાના પ્રશ્નો સમજવા એ અઘરું છે, પણ સૌથી અઘરું તો ગામડામાં એક સ્થાને બેસીને ગામડાનું કામ કરવું એ છે. એ શક્તિ વિદ્યાલયમાં શીખેલી સ્ત્રીઓ કેળવે છે અને સમાજકલ્યાણનાં અઘરાં અને કસોટીમય કામને સફળ બનાવવા રાષ્ટ્રોત્થાનના કામમાં લાગી ગઈ છે. રાષ્ટ્રીય ફંડો ઘણાં થયાં છે પણ કસ્તૂરબા નિધિએ જે વિશેષ કાર્ય હાથ પર લીધું છે એથી રાષ્ટ્રના પ્રશ્નોમાં પ્રેરણા મળી છે.

આધારભૂત કહી શકાય એટલી વિગતો અત્યારે ચાલતી સંસ્થાઓની પ્રવૃત્તિ પરત્વે આપી છે:

| | |
|---|---|
| મહિલામંડળો | ૧૦૫ |
| મોટા અનાથાશ્રમો | ૫ |
| વિશિષ્ટ સંસ્થાઓ—જે સંસ્થાઓ વર્ષોથી સમાજકલ્યાણનું કામ કરે છે તે | ૨૧ |
| વિવિધલક્ષી કાર્ય કરતી સંસ્થાઓ | ૧૫ |
| અપંગ-અંધ-બહેરાં-મૂંગાં માટે કાર્ય કરતી સંસ્થાઓ | ૧૦ |
| બાલવાડીઓ—બાલમંદિરો | ૧૨૦ |
| માત્ર સ્ત્રીઓ અને બાળકોને વૈદકીય રાહત આપતી સંસ્થાઓ | ૧૨૫ |
| | ૪૦૧ |

આ દર્શાવેલી સંસ્થાઓનું વર્ગીકરણ પૂરતું નથી. બાલવાડી અને બાલમંદિરો જેમને કોઈ જ ગ્રાંટ મળતી નથી અથવા જેઓ ગ્રાંટ મેળવવા ઇચ્છતાં નથી, અથવા મ્યુનિસિપાલિટી કે ગ્રામપંચાયતો ચલાવે છે, રાજ્યહસ્તુ ચાલે છે એવાંનો સમાવેશ આ યાદીમાં નથી. આ ઉપરાંત શિક્ષણ સંસ્થાઓની પણ ગણતરી કરી નથી.

ઉપરની યાદી પરથી લાગશે કે, સમાજકલ્યાણની પ્રવૃત્તિ કેટલી પ્રસરતી જાય છે. સૌથી વધુ ફૂલગૂંથણી સંસ્થાઓની હોય તો તે ખેડા જિલ્લામાં છે. લોકફાળાથી—સહાયતાથી ચાલતી પ્રવૃત્તિથી જિલ્લાનું વાતાવરણ ધમધમતું લાગે છે.

ગુજરાતમાં વિકાસ યોજના અને સમાજકલ્યાણ બોર્ડ દ્વારા ચાલતું કામ કંઈક નીચે પ્રમાણે ચાલે છે:

| | |
|---|---|
| વિવિધલક્ષી ગ્રામસેવા કેન્દ્રો | ૩૨૫ |
| આરોગ્ય સેવાનાં કેન્દ્રો | ૩૦૦ |
| ઉદ્યોગશિક્ષણ કેન્દ્રો | ૭૫ |
| | ૭૦૦ |

ઉપરની પ્રવૃત્તિ માત્ર ૭૦૦ ગામડાંમાં જ થાય છે. આ ગામડાંનાં પેટાકેન્દ્રો ગણીએ તો ૩,૦૦૦ જેટલાં ગામડાંમાં કામ થઈ રહ્યું છે.

સર્વોદય યોજના તથા સઘનક્ષેત્ર યોજના, તેમ જ રચનાત્મક કાર્ય દ્વારા થતી સમાજકલ્યાણની પ્રવૃત્તિ તેમ જ નશાબંધી મંડળ અને પછાત વર્ગનાં સંસ્કાર કેન્દ્રોની પ્રવૃત્તિ પણ ઠીક ઠીક વિકસી રહી છે.

# નશાબંધી

શ્રી મનુભાઈ પટેલ
(મંત્રી, ગુજરાત નશાબંધી મંડળ, ગુજરાત રાજ્ય)

દારૂબંધીનો કાયદાથી અમલ થયો ત્યારે ગુજરાત રાજ્યનું સ્વતંત્ર એકમ નહોતું. પરંતુ આજના ગુજરાત રાજ્યના વિસ્તારમાં ત્રણ વહીવટી એકમો રાજ્યશાસન ચલાવતાં હતાં. મુંબઈ રાજ્યનું વહીવટી એકમ, સૌરાષ્ટ્ર રાજ્યનું વહીવટી એકમ અને મધ્યસ્થ શાસન હેઠળનું કચ્છનું વહીવટી એકમ—પરંતુ સદ્‌ભાગ્યે દારૂબંધીની બાબતમાં ત્રણે એકમો દારૂબંધીનાં ચુસ્ત હિમાયતી હતાં અને દેશભરમાં આગ્રહપૂર્વક કાયદાથી દારૂબંધીનો અમલ કરનાર મુંબઈ રાજ્યને પગલે ચાલતાં હતાં. ગુજરાત રાજ્યની સ્થાપના થતાં અગાઉ ત્રણે એકમો મુંબઈ રાજ્યમાં વિલીન થઈ એક વહીવટી તંત્ર હેઠળ આવી ગયાં હતાં. તેથી ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છના બધા જિલ્લાઓમાં દારૂબંધીના કાયદાની સમાનતા ,ગુજરાત રાજ્યની રચના પૂર્વે અમલમાં આવી ગઈ હતી. એટલે ગુજરાત રાજ્ય જ્યારે અસ્તિત્વમાં આવ્યું ત્યારે દારૂબંધી અંગેની કોઈ સ્વતંત્ર નીતિ ઘડવાનો પ્રશ્ન નહોતો, પરંતુ મુંબઈ રાજ્યની દારૂબંધી નીતિના વારસાનો કડકપણે અમલ કરવાનો હતો અને કાયદામાં રહી ગયેલી ઊણપો દૂર કરી તેનો તંત્ર મારફત યોગ્ય અમલ કરવાનો હતો. ગુજરાત રાજ્યના વડા પ્રધાન ડૉ. જીવરાજ મહેતાએ ગુજરાત રાજ્યની રચના થયા પૂર્વે એક માસ અગાઉ દારૂબંધી સપ્તાહના ઉદ્‌ઘાટન પ્રસંગે ગુજરાત રાજ્યની દારૂબંધીની નીતિમાં શ્રદ્ધા જાહેર કરી હતી અને આર્થિક સંકડામણ ને બીજી ગમે તે મુશ્કેલીઓ આવે છતાં દારૂબંધીના કાયદાનો કડકપણે અમલ કરવાની સરકારની નીતિની જાહેરાત કરી હતી એટલે ગુજરાત રાજ્યની દારૂબંધી અંગેની સ્વતંત્ર નીતિની હવે શરૂઆત થાય છે. ખરું જોતાં ભારતના બંધારણની ૪૭મી કલમ પ્રમાણે હવે કોઈ રાજ્યની સ્વતંત્ર નીતિ રહેતી નથી. બંધારણમાં આદેશાત્મક સિદ્ધાંતોમાં દારૂબંધીના કાર્યક્રમનો સમાવેશ થવાથી તે રાષ્ટ્રીય નીતિ બની જાય છે. પરંતુ દારૂબંધીના કાર્યક્રમ અંગે મક્કમતા અને ઝડપથી અમલ કરવાનું રાજ્યો ઉપર છોડવામાં આવ્યું છે. તે અર્થમાં ગુજરાત માટે સ્વતંત્ર કાર્યક્રમ બને છે. તેથી ગુજરાતમાં સ્વતંત્રતા પહેલાંના લોકોના આંદોલન મારફત અને સ્વતંત્રતા બાદ કાયદા દ્વારા દારૂબંધીના કાર્યક્રમોને મળેલી સફળતાના આધારે આપણે તપાસીશું.

### કેટલાક અંતરાયો

ગુજરાત રાજ્યને વિશાળ સાગરકાંઠો અને રાજસ્થાન, મધ્યભારત, તથા મહારાષ્ટ્ર રાજ્યોની સરહદો તથા પાકિસ્તાન અને પોર્ટુગલ સંસ્થાનની આંતરરાષ્ટ્રીય સરહદો સ્પર્શે છે. રાજસ્થાનની સરહદ બનાસકાંઠા, સાબરકાંઠા અને પંચમહાલ જિલ્લાને અડકે છે. મધ્યભારતની સરહદ પંચમહાલ અને વડોદરા જિલ્લાને અડકે છે. મહારાષ્ટ્રની સરહદ સુરત જિલ્લાને અડકે છે. જ્યારે પાકિસ્તાનનું રણ કચ્છના રણને અને બનાસકાંઠા જિલ્લાને અડકે છે. પોર્ટુગલ સંસ્થાનના દમણ સુરત જિલ્લાને અને દીવ અમરેલી જિલ્લાના કોડીનાર તાલુકાને સ્પર્શે છે. તેથી પાડોશી રાજ્યોની દારૂબંધીની ઢીલી નીતિની ગુજરાતની સરહદો ઉપર અસર પડયા કરે છે અને દાણચોરી વગેરેની શક્યતાઓ રહ્યા કરે તે સ્વાભાવિક છે. તેથી ગુજરાતમાં દારૂબંધીની સંપૂર્ણ સફળતા માટે બે માર્ગો છે: (૧) પાડોશી રાજ્યો સંપૂર્ણ દારૂબંધીનો અમલ કરે અને (૨) ગુજરાત રાજ્યનું પોલીસતંત્ર સરહદો ઉપર કડક જાપ્તો રાખે. આ બંને અમલમાં આવે તોપણ થોડી છટકબારી રહી જવાની. તેનો લોકઆંદોલન મારફત સામનો કરવો જોઈએ. જેનો અત્યારે અભાવ દેખાય છે.

સ્વરાજ્ય નહોતું મળ્યું ત્યારે લોકઆંદોલન સબળ હતું અને દારૂબંધીની તરફેણમાં જાગ્રત જનમત હતો. છતાં કાયદાથી બંધી ન હોવાને કારણે પીઠાં બંધ થઈ શકતાં નહોતાં. તેથી સ્વાભાવિક રીતે લોકો પીવા તરફ ઢળી પડતા. હવે કાયદાથી બંધી થઈ છે અને સહેલાઈથી પીવા મળતો નથી, ત્યારે જનમત બેદરકાર બન્યો છે. તેથી કાયદેસર બંધી હોવા છતાં ચોરીછૂપીથી ગાળવા, વેચવાની પ્રવૃત્તિ ચાલ્યા કરે છે. અને કાયદો નડે નહીં તેવાં કેફી પીણાં બજારમાં દેખા દે છે. પરંતુ આનો ઉકેલ કાયદાનો કડકપણે તંત્ર મારફત અમલ અને જનમતનો તેને સતત ટેકો મળે, તે છે.

### દારૂનું અર્થતંત્ર

ગુજરાતમાં દારૂ પીવાને કદી સામાજિક પ્રતિષ્ઠા મળી નથી. દારૂડિયાને સમાજમાં હલકો માન્યો છે. અને રાજ્યે કદી તેને આવકનું સાધન ગણ્યું નહોતું. પરંતુ બ્રિટિશ લોકોના આવ્યા પછી, તેમના સામાજિક રીતરિવાજો અને જીવનની પદ્ધતિએ ભારતીય સમાજ ઉપર અસર પાડી. અંગ્રેજી કેળવણી અને સંસ્કૃતિએ હિંદીઓનો અંગ્રેજો સાથે સંપર્ક ગાઢ બનાવ્યો. ગણ્યાગાંઠયા ભણેલા હિંદીઓએ અંગ્રેજો સાથે હળવામળવા, દારૂ પીવો શરૂ કર્યો. અને પછી-તો ભદ્રસમાજમાં ભળવા માટેનું દારૂ એક સાધન ગણાવા લાગ્યું. ત્યારથી દારૂ જે સમાજમાં દૈત્ય ગણાતો તેને સ્થાન મળવા લાગ્યું. ધીમે ધીમે તે ગરીબવર્ગમાં

પણ ફેલાયો. અને તેમના સામાજિક રીતરિવાજોમાં સ્થાન પામવા માંડયો. અંગ્રેજ સરકારે તેને આવકનું સાધન ગણ્યું અને દારૂથી થતા નૈતિક અધઃપતનને રોકવાને બદલે આવક વધારવા દારૂને ઉત્તેજન આપવા માંડયું. દારૂની આદત ધીમે ધીમે કેટલી વધી તે પરદેશી દારૂની આયાત ઉપરથી જણાશે. ભારતમાં જે વિલાયતી દારૂ ૧૮૭૫-'૭૬માં સાત લાખ ગેલન આયાત થતો હતો તે ૧૯૦૪-'૫માં વધીને ૧૩ લાખ ગેલન થયો. અને ૧૯૨૭-'૨૮માં વધીને ૬૨ લાખ ગેલન થયો. દેશની આબકારી આવક જે ૧૮૬૧માં બે કરોડ રૂપિયા હતી તે ૧૯૩૭-માં વધીને ૭૫ કરોડ રૂપિયા થઈ હતી. વહીવટી વ્યવસ્થા અને ધારાકીય જોગવાઈઓ દારૂના ઉપયોગને અટકાવવાને બદલે આવકની સહી-સલામતી તરફ વધુ ધ્યાન આપતી. આવી પડતી દશામાં સદ્‌ભાગ્યે ભારતની સાંસ્કૃતિક જાગૃતિ મદદે આવી અને સુધારકોએ દારૂ સામે જેહાદ જગાવી. અખિલ ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસે છેક ૧૮૮૫થી લગભગ દર વર્ષે સરકારને દારૂની બદી ઉપર અંકુશ મૂકવા વિનંતી કરતા ઠરાવો કર્યા હતા. અને ઇંગ્લેંડની પાર્લમેન્ટમાં પણ ભારતની આબકારી નીતિની ટીકા કરતા ઠરાવો રજૂ થતા હતા.

૧૯૨૧માં મુંબઈ રાજ્યની લેજિસ્લેટીવ કાઉન્સિલે ડૉ. દાદચંદજીનો સંપૂર્ણ દારૂબંધીનો ઠરાવ માન્ય રાખ્યો હતો અને ૧૯૨૨માં સરકારે આ પ્રશ્નમાં ઊંડા જવા એક સમિતિની રચના કરી હતી. આ સમિતિએ સંપૂર્ણ દારૂબંધીની ભલામણ કરી હતી અને ૧૯૨૫ની ૧૨મી ફેબ્રુઆરીના રોજ મુંબઈ સરકારે સંપૂર્ણ દારૂબંધી કરવાની નીતિની જાહેરાત કરી હતી.

રાજકીયક્ષેત્રે મહાત્મા ગાંધી, કેશવચંદ્ર સેન, લોકમાન્ય ટિળક અને ગોપાળકૃષ્ણ ગોખલે જેવાએ દારૂ સામે અવાજ ઉઠાવ્યો. ગાંધીજીએ તો દારૂના પીઠાં ઉપર પિકેટિંગ કરવા સુધીની પ્રવૃત્તિ આદરી. ૧૯૨૫માં મધ્યસ્થ ધારાસભાએ દારૂબંધીની ભલામણ કરતો ઠરાવ પસાર કર્યો હતો અને ભારત સ્વતંત્ર થાય ત્યારે તેનું બંધારણ કેવું ઘડવું તેના ઉપર વિચાર કરવા માટે ૧૯૨૮ના ડિસેમ્બરના કલકત્તામાં એક સર્વ-પક્ષીય પરિષદ મળી હતી. તેણે બંધારણમાં દારૂબંધીની કલમ દાખલ કરી હતી. ૧૯૩૧માં અખિલ ભારતીય કૉંગ્રેસે સંપૂર્ણ દારૂબંધીની કલમનો બંધારણમાં સમાવેશ કરવા અંગેનો ઠરાવ કર્યો હતો.

ઉપરની ભાવના રાષ્ટ્રીય જીવનમાં વણાઈ ગઈ હતી તેવા સંજોગો-માં જ્યારે ૧૯૩૭માં પ્રાંતિક સ્વરાજ્ય આવ્યું ત્યારે મુંબઈ સરકારે ત્રણ વર્ષમાં સંપૂર્ણ દારૂબંધી કરવાનું હિંમતભર્યું પગલું લીધું. અને મુંબઈ રાજ્યના બીજા ભાગો સાથે ગુજરાતમાં પણ તેની શરૂઆત અમદાવાદ શહેર અને તેને ફરતા પાંચ માઈલના વિસ્તારમાં તથા સુરત જિલ્લાના બારડોલી તાલુકામાં અને ભરૂચ જિલ્લાના બે તાલુકાઓથી કરી. ૧૯૩૯માં અમદાવાદ જિલ્લાના દસક્રોઈ તાલુકામાં, અને સુરત જિલ્લાના વાલોડ મહાલમાં દારૂબંધીનો અમલ કર્યો. આ અમલની અસર સમજવા મુંબઈ સરકારે શ્રી. નંદાજીના પ્રમુખપણા હેઠળ એક સંશોધન સલાહકાર સમિતિની રચના કરી. આ સમિતિએ તેની તપાસ દરમ્યાન નોંધ્યું છે કે, દારૂબંધીને લીધે નીચલી કોમોનું સામાજિક અને આર્થિક જીવન સુધર્યું છે. મકાન માલિકો તરફથી જુબાનીઓ પરથી હતી કે, પહેલા કરતાં મકાનભાડાં નિયમિત મળે છે, પાછલાં દેવાં જલદી ભરાય છે અને હવે બાકી રહેતાં નથી. પઠાણો પાસેથી લોકો વ્યાજે નાણાં ઉછીનાં નહોતા લેતા એવી દારૂબંધીના અમલ પછી પઠાણોની ફરિયાદો આવવા લાગી.

પ્રગતિશીલ યોજના

સંપૂર્ણ દારૂબંધી બાકીના ઘણા વિસ્તારોમાં દાખલ કરી શકાઈ હોત. પરંતુ એટલામાં જ દારૂબંધી કાયદાની કલમ ૧૪-બ સામે હાઈકોર્ટમાં પડકાર થયો. આ કલમ મુખ્યત્વે આબકારી જકાત અને પરવાના માટેની છે તેથી તેનો ઉપયોગ દારૂની આયાત, સંગ્રહ કે વેચાણ ઉપર પ્રતિબંધ મૂકવામાં ન કરી શકાય એ દલીલ હતી. જુદી જુદી અદાલતોએ જુદા જુદા અભિપ્રાયો આપ્યા. પરિણામે પરદેશી દારૂની આયાત ઉપરનું નિયંત્રણ બિનઅસરકાર બની ગયું. તેટલામાં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. અને કૉંગ્રેસ સરકારે રાજીનામાં આપ્યાં. તેની જગ્યાએ સલાહકાર સમિતિની રચના થઈ. જેણે દારૂબંધીની બાબતમાં ઢીલી નીતિ અપનાવી; પરિણામે કૉંગ્રેસ સરકારે શરૂ કરેલી દારૂબંધી લગભગ નામશેષ થઈ ગઈ. તે છેક ૧૯૪૬માં કૉંગ્રેસે સત્તા ધારણ કરી ત્યાં સુધી નહિવત્ રહી. ફરીથી કૉંગ્રેસ સરકારે ૧૯૪૭થી, દારૂબંધીનો કાર્યક્રમ અપનાવ્યો અને દર વર્ષે ૨૫ ટકાનો કાપ મૂકી ચાર વર્ષમાં સંપૂર્ણ દારૂબંધીની યોજના અમલમાં મૂકી. તે મુજબ:

(૧) ૧૯૪૭-'૪૮માં અઠવાડિયામાં બે દિવસ દારૂની દુકાનો બંધ રાખવી. ૧૯૪૮-'૪૯માં ત્રણ દિવસ અને ૧૯૪૯-'૫૦માં પાંચ દિવસ બંધ રાખવાનું નક્કી થયું.

(૨) ૧૯૪૭-'૪૮, ૧૯૪૮-'૪૯ અને ૧૯૪૯-'૫૦માં દારૂની દુકાનો વધુ ને વધુ બંધ કરવાનું નક્કી થયું.

(૩) દેશી દારૂની કેફી તાકાત ઘટાડી તદ્દન મોળો બનાવી દીધો.

(૪) વિલાયતી દારૂની સંગ્રહની મુદત ઓછી કરવામાં આવી.

(૫) દારૂ ઉપરની જકાત વધારવામાં આવી.

(૬) સ્પિરીટનો પીવામાં ઉપયોગ કરનારને શિક્ષા દાખલ થઈ.

(૭) આબકારી ગુનાઓની શિક્ષા વધારવામાં આવી.

ગુજરાતમાં આ બધા તબક્કાઓનો અમલ થયો.

સને ૧૯૪૭માં શરૂ કરેલો પ્રગતિશીલ દારૂબંધીનો કાયદો ૧૯૫૦માં સંપૂર્ણ બની ગયો અને ગુજરાત દારૂની દૃષ્ટિએ સૂકો વિસ્તાર બન્યો. પરદેશી મુલાકાતીઓ માટેની પરમિટો, આરોગ્યના કારણે મળતી પરમીટ, આકસ્મિક સંજોગો માટેની પરમિટ વગર દારૂ રાખવો કે પીવો એ શિક્ષાને પાત્ર થયો. ૧૯૪૯નો દારૂબંધીનો કાયદો ૧૯૫૨માં અને ૧૯૫૪-માં સુધર્યો. અને તેમાં રહેલી ખામીઓ દૂર થઈ ગઈ. આજે ગુજરાતમાં પણ મુંબઈ રાજ્યનો દારૂબંધીનો કાયદો અસ્તિત્વમાં છે અને

ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છના ઓગણીસ જિલ્લાઓમાં સંપૂર્ણ દારૂબંધી પ્રવર્તે છતાં દારૂબંધીના કાયદાનો ભંગ નથી થતો એમ નથી. તેવા ભંગ માટે કાયદામાં શિક્ષાની જોગવાઈ છે. છતાં ભંગ થાય છે. ત્યાં કાયદાની મર્યાદા છે અને પ્રજાકીય પ્રયાસોની જરૂર છે. સદ્ભાગ્યે આ દિશામાં લોકમત જાગ્રત કરવાનું કામ નશાબંધી મંડળ કરી રહ્યું છે. બિનસરકારી ધોરણે ચાલતી આ એક રચનાત્મક સંસ્થા છે અને ગુજરાતના તમામ જિલ્લાઓમાં પ્રજાકીય સંસ્થાઓ, સામાજિક કાર્યકરો તથા સાધુસંતો અને રચનાત્મક સંસ્થાઓને દારૂબંધીના કાર્યક્રમમાં પ્રવૃત્ત કરવાનું કામ કરે છે. ઉપરાંત દારૂની લતમાં ફસાયેલા લોકોને સમજાવી વ્યસન છોડાવવાની પ્રવૃત્તિ પણ કરે છે. આ રીતે કાયદાની મર્યાદાને પૂરક બનવાનું સફળ કામ ચાલી રહ્યું છે.

ઉપરાંત સરકાર તરફથી રાજ્ય કક્ષાનું દારૂબંધી સલાહકાર બોર્ડ પણ અસ્તિત્વમાં છે. તેનું કામ રાજ્યને દારૂબંધીના કાર્યક્રમના અમલ પરત્વે સલાહસૂચન અને દોરવણી આપવાનું છે. રાજ્યની કક્ષાએ બોર્ડ કામ કરે છે. જ્યારે જિલ્લા કક્ષાએ જિલ્લા વિકાસ મંડળની દારૂબંધી પેટા-સમિતિ હોય છે. ગુજરાતના દરેક જિલ્લામાં આવી પેટા-સમિતિઓ કામ કરે છે. દરેક ગ્રામપંચાયતમાં પણ દારૂબંધીની પેટાસમિતિઓની જોગવાઈ છે. પરંતુ બધે જ તે સફળ રીતે રચી શકાઈ નથી.

દારૂની બદીમાં ફસાયેલા વિસ્તારો માટે સરકાર તરફથી સંસ્કારકેન્દ્રો ચાલે છે. અમદાવાદ જિલ્લામાં ૩ સંસ્કારકેન્દ્રો, વડોદરા જિલ્લામાં ૭, ભરૂચ જિલ્લામાં ૪, મહેસાણા જિલ્લામાં ૩, ખેડા જિલ્લામાં ૪, સાબરકાંઠા જિલ્લામાં ૪, પંચમહાલ જિલ્લામાં ૫, સુરત જિલ્લામાં ૧૨ અને ડાંગ જિલ્લામાં ૬ સંસ્કારકેન્દ્રો ચાલે છે.

આ ઉપરાંત દરેક જિલ્લામાં મનોરંજન કાર્યક્રમો, ભજનો, કથા-કીર્તન વગેરે કાર્યક્રમો પણ ચાલે છે.

આ બધી પૂરક પ્રવૃત્તિઓ ચાલતી હોવા છતાં દારૂબંધીના સંપૂર્ણ અમલની રુકાવટ કરનારા કેટલાક મુદ્દાઓ છે. જેનો ઇલાજ વિચારવો જોઈએ. રુકાવટ કરનારા મુદ્દાઓ નીચે પ્રમાણે છે:

(૧) વહીવટી

(૨) આર્થિક

(૩) સામાજિક

(૪) બીજા પરચૂરણ.

વહીવટી મુશ્કેલીઓ:

(૧) દારૂ બનાવવાની સરળ પદ્ધતિ અને બનાવટ માટેનો કાચો સામાન સહેલાઈથી મળવો.

(૨) અમલ માટેના તંત્રમાં અપૂરતાં માણસો.

(૩) પોલીસતંત્ર માટે જરૂર કરતાં ઓછાં વાહનો.

(૪) પડોશી રાજ્યો, દરિયા કિનારો, અને પરરાષ્ટ્રમાંથી દાણચોરી મારફત આવતો દારૂ.

(૫) છૂટાછવાયા તાડીના ઝાડની પરિસ્થિતિને લીધે ગેરકાયદે તાડ છેદવાને કાબૂમાં લેવામાં પડતી મુશ્કેલીઓ.

(૬) વિશ્વાસલાયક પંચ અને બીજા સાક્ષીઓનો પૂરતી સંખ્યામાં અભાવ.

(૭) દારૂબંધીના કેસોમાં મેજિસ્ટ્રેટોનું ઢીલું વલણ.

(૮) કેસોમાં થતા વિલંબને કારણે ધક્કાથી કંટાળતાં પંચો અને તેથી સાક્ષીઓને ફોડવાનો મળતો અવકાશ.

આર્થિક મુશ્કેલીઓ:

(૧) સર્વસામાન્ય બેકારી.

(૨) પૂર્વે દારૂના ધંધામાં રોકાયેલા લોકોની બેકારી.

(૩) પ્રતિબંધિત ચીજોના લલચાવનારા ઊંચા ભાવ.

(૪) ગેરકાયદે ચાલતી પ્રવૃત્તિમાં અને દાણચોરીના ધંધામાં સહેલાઈથી મળતા પૈસા.

(૫) જીવનધોરણના ઊંચા આંકને પહોંચી વળવાની અશક્તિ.

સામાજિક મુશ્કેલીઓ:

(૧) પ્રજાના મહત્ત્વના વર્ગો તરફનું દારૂબંધી પ્રત્યેનું ઉદાસીન વલણ.

(૨) ભણેલા વર્ગનું વલણ: દારૂબંધીનો ગુનો તે સમાજ સામેનો ગુનો છે એવા વલણનો અભાવ.

(૩) દારૂબંધીના ગુનેગારોનો જ્ઞાતિઓ તરફથી વિરોધ ન થતાં નભાવી લેવાની વૃત્તિ.

(૪) કેટલીક જ્ઞાતિઓમાં ધાર્મિક કે સામાજિક રિવાજના બહાના હેઠળ દારૂને મળતું ઉત્તેજન.

પરચૂરણ મુશ્કેલીઓ:

(૧) રાજ્ય વિધાનસભાની મર્યાદિત સત્તા: વિધાનસભા કડક કાયદો કરી શકતી નથી, કારણ કે, સ્ટેટ લિસ્ટની વસ્તુ છે. કડક કાયદો કરવા જાય તો યુનિયન લિસ્ટ જોડે અથડામણમાં અવાય.

(૨) બંધારણ હેઠળના પ્રાથમિક હક્કો.

(૩) ટિંક્ચર્સ: કાયદાની વિચક્ષણતાને કારણે ટિંક્ચર્સ ઉપર પ્રતિબંધ મૂકી શકાતો નથી અને હોટલ, પાનની દુકાન કે ગલ્લા ઉપર તે છૂટથી વેચાય છે.

(૪) ઉત્તર પ્રદેશ, બંગાળ, ભોપાળ, રાજસ્થાન અને મધ્ય પ્રદેશમાંથી આવતી સ્પિરિટની બનાવટો ઉપર પ્રતિબંધ મૂકી શકાતો નથી.

(૫) દારૂબંધીનું ઠંડું, પ્રકાશમાં નહીં લાવનારું, બેઠું કામ હોવાથી જાહેર સેવકોનું તે તરફ ઓછું આકર્ષણ.

(૬) નબળું પ્રચારતંત્ર અને અપૂરતાં પ્રચારનાં સાધનો.

(૭) કેટલાંક અંગ્રેજી છાપાંઓ મારફત દારૂબંધીના કાર્યક્રમને સતત ઉતારી પાડવાની ચાલતી પ્રવૃત્તિ.

ઉપરની તમામ મુશ્કેલીઓનું નિવારણ કરવું કોઈ પણ રાજ્ય સરકાર માટે અઘરું નથી. તે માટેનો જરૂરી આગ્રહ હોય તો કરી શકાય. ગુજરાત રાજ્યમાં આવો આગ્રહ રાખી શકાય તેમ છે. કારણ કે, સરકાર અને પ્રજા માટે જરૂરી એવું અનુકૂળ વાતાવરણ ગાંધીજીની પ્રવૃત્તિએ સરજી આપ્યું છે. વળી ગુજરાત રાજ્યની રચનાપૂર્વે દારૂબંધીના અમલથી પ્રજાને જ ફાયદો થયો છે તે પણ સ્પષ્ટ છે. પ્લાનિંગ કમિશનની દારૂબંધી તપાસ સમિતિ આગળથી શ્રી ખંડુભાઈ દેસાઈએ જે જુબાની આપી હતી તે સફળતાનું સુંદર ચિત્ર રજૂ કરે છે.

"ઔદ્યોગિક વિસ્તારોમાં દારૂબંધીથી થયેલા ફાયદા વિષે હું વિશ્વાસપૂર્વક કહી શકું તેમ છું. કારણ કે, દારૂબંધી પૂર્વે લગભગ મજૂરોમાંથી ૩૦ ટકા લોકો દારૂ પીતા હતા. તેમાંથી ૮ થી ૧૦ ટકા તો સજ્જડ દારૂડિયા હતા. એટલે મજૂરના દરેક કુટુંબમાં એકાદ સભ્ય તો દારૂડિયો હતો જ. તેથી મારામારીના અને તોફાનના બનાવો કાયમ બન્યા કરતા અને તેમાંથી પોલીસ પૈસા પડાવતી. આ રીતે મજૂરની આવકના ૩૦ થી ૩૩ ટકા પૈસા દારૂ પાછળ બરબાદ થઈ જતા તે બચી ગયા છે. તથા કાયદો અને વ્યવસ્થા જાળવવા પાછળની મહેનત અને ખર્ચ પણ ઘટયો છે. દારૂબંધીના અમલ પૂર્વે અમદાવાદ શહેરની વસ્તી હતી તે કરતાં આજે બેવડી થઈ છે. છતાં કાયદો-વ્યવસ્થાનું વહીવટી તંત્ર પહેલાં જેટલું જ નાનું રાખી શકાયું છે અને પ્રમાણમાં સુલેહશાંતિ વધુ સચવાય છે.

"ગેરકાયદે દારૂ ગાળવા, વેચવાની પ્રવૃત્તિ દારૂબંધી પહેલાં પણ હતી. આજે તેનો દારૂબંધીની નીતિમાં નહિ માનનારાઓ તરફથી જોરશોરથી પ્રચાર થાય છે. પીનારામાંથી ૮૦ ટકા લોકોએ દારૂબંધીને કારણે દારૂ છોડયો છે. બાકીના ૨૦ ટકા ગેરકાયદેસર દુરુપયોગ કરતા હોય તો સરકારે કડક હાથે તે દાબી દેવો જોઈએ. સરકારી તંત્રનું તે કામ છે."

આ બધી મુશ્કેલીઓ છતાં ગુજરાતમાં દારૂબંધી સફળ કરવાનો કૉંગ્રેસનો નિરધાર છે. અને પ્રજાકીય સંસ્થાઓનો પુરુષાર્થ છે. સરકાર દારૂબંધીની નીતિનો જેટલો કડક રીતે અમલ કરી શકશે તેટલો સહકાર સાંપડી રહેશે તેમાં શંકા નથી.

પરંતુ જ્યાં સુધી પાડોશી રાજ્યો સંપૂર્ણ દારૂબંધી દાખલ ન કરે ત્યાં સુધી કોઈ પણ રાજ્ય એકલે હાથે સફળતા પ્રાપ્ત નહિ કરી શકે. કારણ કે, સરહદોમાંથી ગેરકાયદેસરનો દારૂ ઘૂસ્યા કરવાનો. આ માટે એકમાત્ર ઈલાજ છે કે, દારૂબંધીનો કાયદો કરવાની સત્તા રાજ્ય પાસેથી લઈને મધ્યસ્થ સરકારે જાતે કાયદો કરવો જોઈએ. અને દરેક રાજ્યે તેનો અમલ કરવો જોઈએ. ભારતના બંધારણમાં સ્થાન પામેલી આ રાષ્ટ્રીય પ્રવૃત્તિ પાર પાડવાની જવાબદારી પણ કેન્દ્ર સરકારની બનવી જોઈએ. એ થતાં સુધી કેટલાક રાજ્યોએ આગ્રહપૂર્વક દારૂબંધીના કાર્યક્રમનો ધાર્મિક શ્રદ્ધાપૂર્વક અમલ કરવો રહ્યો. આવી શ્રદ્ધા ગુજરાત રાજ્યની હોવાથી ગુજરાતમાં દારૂબંધીનો સફળ અમલ કરી બતાવાશે તો ભારતનાં બીજાં રાજ્યને દોરવણી મળશે. કારણ કે, દારૂની આવક જતી કરીને વિકાસપ્રવૃત્તિઓ રૂંધવા સામે ઘણાં રાજ્યો દલીલ કરતાં હોય છે. ગુજરાત ખાધવાળું રાજ્ય છે. છતાં દારૂની આવકની લાલચમાં પડયા વગર પોતાની વિકાસપ્રવૃત્તિઓ ચલાવવાની હિંમત બતાવશે તેમાંથી બીજાં રાજ્યો ધડો લઈ શકશે.

# જેલ સુધારણા

શ્રીમતી કમળાબહેન પટેલ
(નાયબ પ્રધાન, ગુજરાત રાજ્ય)

જેલ શબ્દ સાંભળતાં આપણા મનમાં એક વિશિષ્ટ પ્રકારનું ભય-મિશ્રિત ચિત્ર ખડું થાય છે. કાળની કિતાબ તપાસીએ તો જેલ અથવા કારાવાસની સજા ઘણા જૂના કાળથી ચાલી આવે છે. રામાયણ અને મહાભારતમાં પણ કારાવાસની સજાનો એક યા બીજી રીતે ઉલ્લેખ મળે છે.

અનાદિ કાળથી ગુના થતા આવ્યા છે અને ગુના કરનાર વ્યક્તિ-ઓ તરફ સમાજ કાંઈક જુદી જ દૃષ્ટિથી જોતો આવ્યો છે. એટલું જ નહિ પરંતુ તેમનાં કાર્યોને વાર્તા, નાટકો વગેરે દ્વારા વણી લેવાનો પ્રયત્ન લગભગ બધા યુગના લેખકોએ કરેલો જણાય છે. પ્રત્યેક દેશના સાહિત્યમાં આ સર્વ પ્રકાર નજરે પડે છે. રોજિંદાં છાપાંઓ પણ ગુના અંગેના સમાચાર તેમના રોજના કૉલમમાં આપતાં હોય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, મનુષ્યની વર્તણૂકમાં સમાજ ઊંડો રસ ધરાવે છે એટલું કહેવું પર્યાપ્ત નથી. પરંતુ માનવીની અસાધારણ વર્તણૂકમાં વ્યક્તિઓ વધારે રસ ધરાવે છે. ગુનેગારની વર્તણૂક પણ કાંઈક આવી અસાધારણ હોવાથી તેનું વર્તન સમાજે માન્ય કરેલાં ધોરણોથી કાંઈક જુદું હોવાથી લોકો આવી વાતોમાં રસ લે છે, અસ્વસ્થતા અનુભવે છે, કાંઈક અંશે તેને ભયમિશ્રિત લાગણીથી જુએ છે.

## જેલોની ઉત્પત્તિ

ગુનેગારોનું અસામાજિક વર્તન ડામવા માટે પ્રત્યેક સમાજે કાંઈક જોગવાઈ કરેલી જણાય છે. ગુનાની શિક્ષારૂપે ઓછીવત્તી જેલ અને ક્વચિત્ દેહાંત દંડ ફરમાવવામાં આવે છે. શાસ્ત્રીય અર્થમાં જેલનો અર્થ 'પાંજરું' થાય છે અને ન્યાયની કારવાઈ પૂરી ન થાય ત્યાં સુધી ગુનેગારને રાખવાની જગા તે જેલ એમ સમજવામાં આવે છે, પરંતુ વર્તમાન સમયમાં જેલ એક એવું સ્થાન અથવા જગા છે કે જ્યાં ગુનેગારોને સુધારવા માટે રાખવામાં આવે છે. આ પ્રકારની જેલનું અસ્તિત્વ ઈ. સ. ૧૫૯૭થી જણાય છે, પરંતુ સામાન્ય અર્થમાં જેલ તે પહેલાં પણ વાસ્તવ-જગતમાં એક યા બીજા સ્વરૂપમાં નજરે પડે છે. હિંદુ ધર્મમાં જેમની ગણના ભગવાનના અવતાર તરીકે થાય છે તે ગીતાગાયક શ્રીકૃષ્ણનો જન્મ જેલમાં થયો હતો. નાનામોટા રાજવીઓએ એકબીજાના પ્રદેશ પર ચડાઈ કરીને પ્રતિસ્પર્ધીને કેદ કર્યાના કે રાજ્ય મેળવવાની પિપાસાને પરિણામે ભાવિ અને પ્રતિસ્પર્ધી રાજવીઓએ પુરોગામીને કેદ કરીને ગાદી મેળવ્યાના ઐતિહાસિક દાખલાઓ આપીને અહીં લંબાણમાં ઊતરવાનો અવકાશ નથી. છેલ્લે ભારતમાં રાષ્ટ્રીય ચળવળના પ્રણેતાઓએ સ્વેચ્છાએ જેલવાસ અપનાવ્યાની કહાણી આપણા સૌના મનમાં તાજી જ છે.

## જેલનાં સર્જનો

સ્વેચ્છાએ સ્વીકાર કરેલ જેલવાસીઓને લોખંડી સળિયા પાછળ ચિંતન કરવાની પ્રેરણા મળી છે, તક મળી છે. અંધારી કોટડીમાં પણ કવિતાનાં, તાત્ત્વિક ચર્ચાનાં અને સાહિત્યનાં કમળ ખીલી ઊઠયાં છે. જગતના મહાપુરુષોએ પોતાના બુદ્ધિવૈભવ અને કલ્પનાચાતુર્યનો પરિચય કારાવાસ દરમિયાન કરાવ્યો છે. કારાગૃહની અંધારી કોટડીમાં જગતના મહાન ફિલસૂફ સૉક્રેટીસને તત્ત્વચિંતન કરવાનો આનંદ મળ્યો હતો. વૉલ્ટર રૅલેને 'જગતનો ઈતિહાસ', જૉન બનિયનને 'પિલગ્રીમ્સ પ્રોગ્રેસ', લોકમાન્ય તિલકને 'ગીતારહસ્ય', અને પંડિત જવાહરલાલ નેહરુને 'ડિસ્કવરી ઑફ ઈન્ડિયા' અને સાને ગુરુજીને 'શ્યામચી આઈ' જેવાં પુસ્તકો લખવાની પ્રેરણા તેમ જ અવકાશ મળ્યાં હતાં. 'ક્રાઈમ ઍન્ડ પનિશમેન્ટ'ના લેખક ડૉસ્ટોવસ્કીને માનવતાનું વિરાટ દર્શન જેલમાં જ થયું હતું. અલીપુરની જેલમાં જ યોગી શ્રીઅરવિંદને પહેલો ઈશ્વરી સાક્ષાત્કાર થયો હતો. આપણા રાષ્ટ્રપિતા પૂ. ગાંધીજીને પણ જેલમાં જ વિચારવાનો અને લખવાનો સમય મળ્યો હતો. દુનિયાના ઈતિહાસમાં આવાં તો અનેક ઉદાહરણો મળી આવે છે. ઉપરની હકીકત રાજકીય આંદોલનમાં સીધી યા આડકતરી રીતે ભાગ લેનાર વ્યક્તિઓના જેલનિવાસ અંગે છે. આ વ્યક્તિઓનું સમાજ બહુમાન કરે છે એટલું જ નહિ પણ તેમનાં નામ ઈતિહાસમાં સોનેરી અક્ષરે લખાયાં છે.

સામાન્ય અર્થમાં કાંઈ પણ ન કરવાનું કાર્ય આપણે કરીએ છીએ ત્યારે 'મારો ગુનો થઈ ગયો', એમ આપણે કહીએ છીએ. આ અર્થમાં ગુનો નીતિમત્તાનાં ધોરણો સાથે સંકળાયેલો છે, પરંતુ ગુનાની કાનૂની વ્યાખ્યા જુદી પડે છે. રાજ્યના કાયદાની વિરુદ્ધ કાંઈ પણ કાર્ય કરવામાં આવે તેને ગુનો ગણવામાં આવે છે. ટૂંકમાં ગુનો કાયદા સાથે સંબંધિત છે. દા. ત. મુંબઈ રાજ્યમાં દારૂબંધીના કાયદા પહેલાં દારૂ પીવો તે ગુનો ગણાતો ન હતો, પરંતુ દારૂબંધીના કાયદાના પસાર થયા પછી દારૂ પીવો તે ગુનો ગણાય છે, અને તેવી વ્યક્તિ કાયદાને આધીન શિક્ષાને પાત્ર ઠરે છે. આવો જ બીજો દાખલો દ્વિપત્ની પ્રતિબંધ અંગેનો છે. અત્રે કાયદાનો વિસ્તૃત અર્થ સમજવો જરૂરી છે

અને તે અર્થમાં આદિ સમાજના રિવાજ, પ્રણાલી, રૂઢિને પણ તે સમાજના કાયદારૂપ ગણી 'ગુનો' નક્કી કરવામાં આવે છે તે હકીકતનો ઉલ્લેખ માત્ર જ કરીશું.

બુદ્ધના સમય પહેલાંના હિંદમાં જેલો ખૂબ જ ભયંકર જગા હતી એમ કહીએ તો કોઈ પણ રીતે અતિશયોક્તિ થતી નથી. કેદીઓને સાંકળ બાંધી ખૂબ વજનદાર ભાર ખેંચવાનું જણાવવામાં આવતું અને ફટકા મારવાની સજા સામાન્ય હતી. ઓગણીસમી સદી સુધી આ પ્રકારની પરિસ્થિતિમાં ખાસ ફેરફાર જણાતો નથી. જેલના શિસ્ત અંગેના નિયમો ખૂબ જ કડક હતા અને કેદીઓ માટે તેનું પાલન કરવાનું કાર્ય ખૂબ જ કઠિન હતું. ખૂબ જ મજબૂત અને ઊંચી દીવાલોવાળા જેલનિવાસોમાં મૃત્યુનું પ્રમાણ દર હજારે સો જેટલું હતું તે હકીકત જેલની કારમી કહાણીની દ્યોતક છે.

ગુજરાત રાજ્યની જેલો

ગુજરાત રાજ્યની જેલોની કારવાઈનો લંબાણ ખ્યાલ મેળવતાં પહેલાં ભારતમાં જુદી જુદી જેલસમિતિઓની ભલામણોને પરિણામે જેલોમાં કેટલાક ફેરફાર થયા હતા તેનો ટૂંકમાં પરિચય મેળવવો જરૂરી છે. વિસ્તૃત રીતે સૌ પ્રથમ ઈ. સ. ૧૮૩૬માં જેલસુધારણાનો પ્રશ્ન હાથ ધરવામાં આવ્યો તે પહેલાં પણ ઈ. સ. ૧૮૩૨માં નિમાયેલી જેલસુધારણા સમિતિએ કેદીઓ પાસે જાહેર રસ્તા બંધાવવાના કાર્યને અયોગ્ય ઠરાવ્યું હતું.

સન ૧૮૩૬–૩૮માં લૉર્ડ મૅકૉલે સમિતિએ જેલોમાં સુખાકારીની સામાન્ય પરિસ્થિતિ, અનાજ, કપડાં વગેરે પરત્વે સંતોષ દર્શાવ્યો હતો. પરંતુ તે અહેવાલમાં યોગ્ય વસવાટની અને જેલોની અંદર પૂરતા કામકાજની જોગવાઈ ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો.

૧૮૮૮–૮૯માં નિમાયેલ સમિતિએ આંતરિક વહીવટના ક્ષેત્રે તપાસ કરી અને ૧૮૯૨ની સમિતિએ જેલના ગુના અને સજાઓ વિષે દરખાસ્તો તૈયાર કરી.

૧૯૧૯–૨૦માં નિમાયેલી સમિતિએ જેલવહીવટની પદ્ધતિની કાર્યક્ષમતા પર ભાર મૂકયો. તેમાં નીચેની બાબતો મુખ્ય હતી:

૧. નિષ્ણાત દેખભાળ
૨. યોગ્ય પસંદગીવાળા અને પગારદાર કર્મચારીઓ
૩. કેદીઓનું યોગ્ય વર્ગીકરણ અને અલગ રાખવાની વ્યવસ્થા
૪. છૂટા થતા કેદીઓને મદદ
૫. સુધારણાની અસરનો તાગ
૬. જેલવાસ અટકાવવાનાં તથા ટૂંકાવવાનાં પગલાં.

અસહકારની ચળવળ વખતે આપણા કેટલાય દેશનેતાઓ જેલમાં ગયા. તેમણે પોતે પણ કેટલીય મુસીબતો અનુભવી. ઉપરાંત અન્ય કેદીઓની સ્થિતિ પણ નિહાળી, જેને પરિણામે ઈ. સ. ૧૯૩૭માં પ્રથમવાર અને ફરી વાર ૧૯૪૬માં જ્યારે કૉંગ્રેસ પ્રધાનમંડળ મુંબઈમાં સત્તા પર આવ્યું ત્યારે તેણે જેલમાં ઘણા સુધારાઓ દાખલ કર્યા.

ગુજરાત રાજ્યની વિવિધ પ્રકારની જેલોનું વ્યાપક રીતે નીચે પ્રમાણે વર્ગીકરણ કરવામાં આવ્યું છે:

૧. મધ્યવર્તી જેલો (સૅન્ટ્રલ પ્રિઝન)
૨. જિલ્લાની જેલો (ડિસ્ટ્રિક્ટ પ્રિઝન)
૩. ખાસ પ્રકારની જેલ
૪. મુખ્ય મથકની પેટા જેલો (વર્ગ બીજો અને ત્રીજો).

ઉપલા પ્રકારનાં કારાગૃહોનું તંત્ર રાજ્યના કારાગૃહખાતાના સંચાલન હેઠળ છે. જ્યારે નાનાં પોલીસ લૉકઅપ અને સિવિલ જેલોની દેખભાળ પોલીસખાતું અને ન્યાયખાતું સંભાળે છે.

જેલોમાં અપાતી તાલીમ વધુમાં વધુ અસરકારક બનાવવાની અને જેલસુધારણાની જુદી જુદી પ્રવૃત્તિઓને યોગ્ય રીતે અમલમાં મૂકવાની દૃષ્ટિએ જેલોનું અને કેદીઓનું વર્ગીકરણ કરવામાં આવેલ છે. વર્ગીકરણ યોજના મુજબની ગુજરાતી જેલોની વિગતવાર માહિતી નીચે પ્રમાણે છે:—

મધ્યવર્તી કારાગૃહ

અ. અમદાવાદ મધ્યવર્તી કારાગૃહ

૧. પહેલી વખતનો ગુનો કરનાર, બે વર્ષ અને તેથી વધુ સજાના સર્વ લાંબી સજાવાળા કેદીઓ.
૨. અમદાવાદ અને વડોદરા જિલ્લાના ત્રણ મહિના અને ઓછી સજાના ટૂંકી સજાવાળા કેદીઓ.
૩. જેમને સજા નથી લાગી અને જેમની વિરુદ્ધ કાયદેસર કામ ચાલી રહ્યું છે તેવા જિલ્લાના કાચા કામના અંડરટ્રાયલ કેદીઓ.
૪. માનસિક રીતે પીડિત કેદીઓ. છતાં જેમને ગાંડા (lunatic) નથી ગણવામાં આવ્યા તે.

બ. વડોદરા મધ્યવર્તી કારાગૃહ

૧. સઘળા રીઢા (habitual) ગુનેગાર.
૨. જિલ્લાના અંડરટ્રાયલ કેદીઓ.
૩. એક મહિનાથી વધુ સજાવાળી સઘળી સ્ત્રી-કેદીઓ.

જિલ્લાની જેલો

અ. રાજકોટ અને ભાવનગર ડિસ્ટ્રિક્ટ જેલો

૧. ત્રણ મહિના અને તેની ઉપરનાં બે વર્ષ સુધીની સજાના પહેલી વખતના ગુનેગાર.
૨. અંડરટ્રાયલ કેદીઓ.
૩. ત્રણ મહિનાથી નીચેની સજાવાળી સ્ત્રી-કેદીઓ.

ખાસ પ્રકારની જેલો

અ. જૂનાગઢની જેલ:

૧. ૧૬ થી ૨૩ વર્ષની ઉંમરના સઘળા કિશોર કેદીઓ.
૨. અંડરટ્રાયલ કેદીઓ.
૩. ત્રણ મહિનાથી નીચેના ટૂંકી સજાવાળા પહેલી વખતના ગુનેગાર.

બ. ભૂજ સ્પેશિયલ જેલ

૧. રીઢા અને બીજી જેલોમાં ખરાબ રીતે વર્તણૂક બતાવેલ તેમ જ બીજા કેદીઓ ઉપર ખરાબ છાપ પાડનાર કેદીઓ.

મુખ્ય મથકની પેટા-જેલો

(બીજા અને ત્રીજા વર્ગની)

(૧) સુરત, (૨) નવસારી, (૩) ભરૂચ, (૪) રાજપીપળા, (૫) છોટાઉદેપુર, (૬) ગોધરા, (૭) દેવગઢબારિયા, (૮) નડિયાદ, (૯) મહેસાણા, (૧૦) પાલનપુર, (૧૧) હિંમતનગર, (૧૨) સુરેન્દ્રનગર, (૧૩) જામનગર, (૧૪) ગોંડલ, (૧૫) મોરબી, (૧૬) અમરેલી, (૧૭) પોરબંદરમાં આ પ્રકારની જેલો છે.

બીજા વર્ગની પેટા જેલોમાં છ મહિનાની સજા સુધીના પહેલી વખતના ગુનેગારો અને જિલ્લાના અંડરટ્રાયલ કેદીઓને તથા ત્રીજા વર્ગની પેટા જેલોમાં મહિનાથી નીચેની સજાવાળા પહેલી વખતના ગુનેગારો અને જિલ્લાના અંડરટ્રાયલ કેદીઓને રાખવામાં આવે છે.

આ રીતે જોઈશું તો માલૂમ પડશે કે, કેદીઓનું સંસ્થાવાર વર્ગીકરણ કાનૂની અને વહીવટીધોરણે, વયજૂથ, ગુનાની નોંધણી, જાતિ, માનસિક ખાસિયતો વગેરે લક્ષમાં રાખી કરવામાં આવેલ છે. આ વર્ગીકરણ પાછળ જેલઅધિકારીઓ વ્યક્તિગત કેદીના માનસનો અભ્યાસ કરે અને સુધારાત્મક પગલાં લેવામાં મદદરૂપ થાય તે છે. અનેક મુશ્કેલીઓ છતાં સુયોજિત ધોરણે આને લગતાં શકય પગલાં લેવા જેલતંત્ર બધા પ્રયાસો કરે છે

રહેઠાણની ગોઠવણ

કેદીઓની હાલની રહેઠાણની ગોઠવણમાં ૪૦ કે તેથી વધુ કેદીઓને રાખવા માટે મોટી બૅરેકોનો ઉપયોગ થાય છે. સેલ્સનો ઉપયોગ ચોક્કસ સંજોગોમાં કરવામાં આવે છે. એકલા રહેવા માગતા કેદીઓને જો સેલ પ્રાપ્ય હોય તો તેનો લાભ અપાય છે.

નિત્ય કાર્યક્રમ

સવારના ૫-૧૫થી કેદીઓનો કાર્યક્રમ શરૂ થાય છે જેમાં બેરેક તથા કોટડીઓ ખોલવી, કેદીઓની ગણતરી, સ્નાનાદિ નિત્યકર્મ, કાંજી, કામની વહેંચણી, ઉદ્યોગ, બપોરનું જમણ, આરામ, સાંજનો ઉદ્યોગ, રમતગમત, સાંજનું જમણ, શૌચ ઇ. ગણતરી, શિક્ષણવર્ગો વર્તમાનપત્રો તથા ઇતર પુસ્તકોનું વાચન, ફુરસદનો ઉદ્યોગ વગેરે કાર્યક્રમ પછી પ્રાર્થના કરી દિનચર્યા ૯-૩૦ વાગ્યે પૂરી થાય છે.

જેલ-મજૂરી

અગાઉના જમાનામાં જેલની મજૂરી શિક્ષાત્મક વર્તનના પ્રતીકરૂપે ગણાતી. સખત મજૂરીની સજા પામેલા કેદીઓ પાસે અત્યંત સખત અને અમાનુષી મજૂરી કરાવવામાં આવતી. ચક્કી પીસવી, ઘાણીએ જોડાઈ તેલ કાઢવું, કોસ ખેંચવો વગેરે કાર્યોથી માનવતા તથા સ્વમાનની લાગણી ઘવાતી. આ બાબત ધ્યાનમાં લઈને વિચારણાપૂર્વક અમાનુષી સખત મજૂરી જેલમાંથી કાઢી નાખવામાં આવી છે. કેદીને માનવતાભર્યો વર્તાવ મળવો જોઈએ અને તેના સ્વમાનની રક્ષા થવી જોઈએ. કેદીએ જેલમાં કામ તો કરવું જ જોઈએ પણ તે કામ શિક્ષાત્મક કે હેતુ રહિતને બદલે સુધારાત્મક હોવું જોઈએ. આ રીતે જેલની મજૂરીની પ્રવૃત્તિ સહેતુક અને સમાજને લાભદાયી બનતાં શિક્ષાત્મકમાંથી સુધારાત્મક બની ગઈ છે. કેદીઓ પાસે કરાવવામાં આવતાં કામ તેમની શારીરિક અને માનસિક શક્તિ અનુસાર હોય છે.

સાધારણ રીતે જોતાં કેદીઓ ઉદ્યોગવાળાં મોટાં શહેરોમાંથી અથવા તો ખેતીવાડી પર નભતાં ગામડાંઓના વિસ્તારમાંથી આવે છે. એટલે જેલમાં કામના બે વિભાગ પાડી શકાય.

અ. ઔદ્યોગિક, બ. ખેતીસંબંધક.

ઔદ્યોગિક તાલીમ

જેલમાંથી કેદીઓ છૂટા થતાં ઉપયોગી અને ફળદાયક કામકાજ મેળવી શકે તે નજરે આધુનિક જેલમાં ઔદ્યોગિક તાલીમનું સુબદ્ધ આયોજન કરવામાં આવે છે. નીચેના ઉદ્યોગોની જેલમાં જોગવાઈ કરવામાં આવી છે:

વણાટકામ: યાંત્રિક સાળો અને હાથસાળો પર ખાટલાની પાટી, ટુવાલો, કામળા, નાડીઓ, કેદીઓના પોશાક અંગેનું કાપડ, નેપકિન, ટેબલક્લોથ, લુછણિયાં, રંગીન ચાદરો, ઇસ્પિતાલો અને સ્ટેશનરી ખાતાંઓ માટેનું કાપડ, સાદી તથા નકશીદાર શેતરંજીઓ, ગાલીચા વગેરે.

દરજીકામ: સરકારી ખાતાંઓ જેવાં કે, જેલ, પોલીસ, આબકારી તથા જંગલ ખાતાંઓના ગણવેશ.

સુથારીકામ: સરકારી ખાતાંઓ તથા જાહેર પ્રજા માટે ખુરશી, ટેબલ, ઘોડા, સ્ટૂલ, ટિપોય, તેમ જ રાચરચીલું બનાવવામાં આવે છે.

સાબુ: પોલીસ અને તબીબી ખાતાંઓને આપવા તેમ જ કેદીઓ અને જાહેર પ્રજાને વેચવા માટે ધોવાના અને કાર્બોલિક સાબુ મોટા પ્રમાણમાં બનાવવામાં આવે છે.

આ સિવાય જેલમાં લુહારકામ, ધોબીકામ, બીડી વાળવાનું કામ, કુંભારકામ, ચર્મકામ, નેતરકામ, કાથીકામ વગેરે ઉદ્યોગો પણ ચાલે છે.

મોટી જેલોમાં અમુક બેથી ત્રણ મુખ્ય ઉદ્યોગો રાખી બીજા શકય નાના ઉદ્યોગો રાખવામાં આવે છે કે જેથી સરકારના ઉત્પાદનના હિતને લક્ષ્યમાં રાખી કેદીઓને દરેક પ્રકારની ઔદ્યોગિક તાલીમ આપી શકાય અને સંસ્થાઓ સ્વાશ્રયી થવામાં સફળ થાય.

છેલ્લા થોડા વખતથી ગુજરાતની જેલોમાં અંબર ચરખાના કાર્યને સારો વેગ મળ્યો છે. અંબર ચરખા પરિશ્રમાલયો તથા વિદ્યાલય, ઉદ્યોગ અને ફુરસદના સમયમાં ચલાવવામાં આવે છે. ગુજરાતની જેલોને ખાદી કાપડ માટે કપાસ ઉગાડવાથી માંડી સૂતર કાંતવાનું અને કપડું વણી તૈયાર થાય ત્યાં સુધીની સંપૂર્ણ રીતે સ્વાશ્રયી એકમ બનાવવાનું ધ્યેય ટૂંક સમયમાં પ્રાપ્ત થાય એવી આશાએ આ કાર્યક્રમને વેગથી આગળ ધપાવવામાં આવી રહ્યો છે.

વળી યાંત્રિક ઉદ્યોગો વધારી જેલોને પોતાના ખર્ચના નિભાવ માટે સંપૂર્ણ રીતે સ્વાશ્રયી બનાવાય એ વિચારણા હેઠળ કુંભારકામ, છાપકામ વગેરે ગ્રામોદ્યોગના વિકાસની શક્યતાઓ પણ વિચારી રહ્યા છે. ધાતુ ગાળવાનાં કારખાનાં (ફાઉન્ડ્રી), યાંત્રિક સુથારકામ (પાવર કારપેન્ટ્રી) દાખલ કરવાનું પણ વિચારણા હેઠળ છે.

ખેતીની તાલીમ

ગ્રામપ્રદેશમાંથી આવતા કેદીઓ માટે ખેતીની તાલીમ આવશ્યક છે. ખેતીની વ્યવસ્થિત તાલીમ આપવા માટે જેલોમાં જેલના બગીચા, તેમ જ ખેતીની જમીનો વગેરે પર રોકેલા કેદીઓના કાર્યનું નિરીક્ષણ કરવા સારુ ખેતીવાડી સ્નાતક કે કામદારોને મોટી જેલો ઉપર રોકવામાં આવે છે. સરકારની એવી નીતિ છે કે જેલમાં દાખલ થતો કેદી સુધારેલી ખેતીનું સાધારણ જ્ઞાન મેળવીને બહાર પડે. આ દિશામાં જેલો શક્ય બને ત્યાં સુધી શાકભાજી માટે સંપૂર્ણ અને અનાજ માટે થોડેઘણે અંશે જરૂર સ્વાશ્રયી બની શકે, તેને માટે કાર્યદક્ષ કર્મચારી તેમ જ જમીન અને પાણીનો પ્રબંધ કરવાનું અત્યારથી જ લક્ષમાં લેવાવું જોઈએ.

જેલમાં અપાતી ઔદ્યોગિક તાલીમ વિષે આગળ કહેવાઈ ગયું હવે આપણે અન્ય તાલીમો સંબંધી કંઈક વિચાર કરીએ:

વ્યાયામ અને રમતો

તંદુરસ્ત મનનું ધામ તંદુરસ્ત શરીરમાં સંભવી શકે. અથવા તો સુંદર સુદૃઢ શરીરરૂપી મંદિરમાં પવિત્ર પરમેશ્વરરૂપી આત્મા વસી શકે. કેદીઓ શરીરે નીરોગી રહે અને શિસ્તબદ્ધ જીવન તરફ વળે એ આશયે તેમને રોજ ફરજિયાત અડધો કલાક શારીરિક શિક્ષણ આપવામાં આવે છે.

જે કેદીઓ જેલમાં સદ્‌વર્તાવ બતાવે અને તેમનામાં જેલસત્તાવાળાઓ વિશ્વાસ મૂકી શકે તેવી ચાલચલગત દેખાડે તેમને જેલનિયમો હળવા કરી જેલની દીવાલોની બહાર ખુલ્લા ચોગાનમાં રમતો રમવા લઈ જવામાં આવે છે. આવી ખુલ્લી જગ્યામાં તેમને શારીરિક તાલીમ પણ આપવામાં આવે છે. જેલ બહારનાં સંખ્યાબંધ કામદાર કેન્દ્રો, કોલેજો, વ્યાયામશાળાઓ ઇત્યાદિની ટુકડીઓ જેલ કારાવાસીઓ સાથે સ્પર્ધાત્મક, મૈત્રીભાવવાળી હરીફાઈઓ રમવા માટે વખતોવખત જેલની મુલાકાત લે છે.

વિશ્વાસ કેળવવા તેમ જ જવાબદારીના પગલારૂપે, લાંબી સજાવાળા ચૂંટેલા કેદીઓની ટુકડીઓને વારંવાર શહેરોમાં યોજાતી સ્પર્ધા માટે ઓછી સલામતી હેઠળ, જેલોની બહાર પાંચથી સાત માઈલ દૂર જવાની છૂટ આપવામાં આવે છે. આ તાલીમથી કેદીઓમાં આત્મસંયમની ભાવના, વિશ્વાસ, જવાબદારી અને સ્વૈચ્છિક આત્મશિસ્ત કેળવાય છે. આવી રમતગમત અને શારીરિક પ્રવૃત્તિઓથી કારાવાસ પાછળની શુષ્કતા તૂટે છે એટલું જ નહિ પણ ગુનાહિત માનસની સારવારના દૃષ્ટિબિંદુથી પણ આવી તાલીમ મહત્ત્વનો ભાગ ભજવે છે.

રમતગમતમાં કેદીઓ જેટલી સ્પર્ધામાં ઊતર્યા છે તેમાંથી લગભગ ૨/૩ ભાગની હરીફાઈઓ જીતી ગયા છે એ હકીકત અર્થસૂચક છે કે, સમાજવિરોધી અને ગુનાહિત વૃત્તિ તરફ દોરી જતી આક્રમક શક્તિને જો યોગ્ય રીતે દોરવામાં આવે અને નિયંત્રિત કરવામાં આવે તો તે એટલી જ સફળતાથી ઉપયોગી કાર્યો પણ કરી શકે. આ રીતે તેમને રચનાત્મક બાજુએ વાળી શકાય.

શિક્ષણ

અક્ષરજ્ઞાન એ જેલજીવનના નિયમિત કાર્યક્રમનો એક અગત્યનો ભાગ છે. સઘળા પ્રૌઢ નિરક્ષર કેદીઓને દરરોજ સાંજના એક કલાક ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. શૈક્ષણિક કાર્યક્રમનો અમલ વ્યવસ્થિત થાય એ માટે પગારદાર શિક્ષકો રાખવામાં આવ્યા છે. વળી નિયમિત પરીક્ષાઓ પણ યોજાય છે. જુદી જુદી ભાષાઓમાં ચોથા ધોરણ સુધીના વર્ગો ચલાવવામાં આવે છે. અને ઉચ્ચ પરીક્ષા માટે તૈયારી કરવા ઇચ્છતા વ્યક્તિગત કેદીને પરીક્ષા માટે પેરોલ ઉપર છોડવા સુધ્ધાંતની સઘળી સગવડ આપવામાં આવે છે. શૈક્ષણિક ખાતાના નિરીક્ષકો તરફથી લેવાતી નિયમિત પરીક્ષાઓમાં પસાર થતા વિદ્યાર્થીઓના કેદી શિક્ષકોને ખાસ શૈક્ષણિક ગ્રાંટ આપવામાં આવે છે.

કેદીઓના સામાન્ય શિક્ષણમાં રેડિયો, પસંદ કરાયેલાં દસ્તાવેજી ચલચિત્રો તેમ જ પુસ્તકાલયોનો ઉપયોગ કરવામાં આવે છે. દરેક કેદીને બે ધાર્મિક પુસ્તકો અને દશ અન્ય સારાં પુસ્તકો પોતાની પાસે રાખવામાં દેવામાં આવે છે. ઉપરાંત અમુક પ્રકારનાં વર્તમાનપત્રો પણ એમના લાભ માટે મંગાવવામાં આવે છે.

નીતિશિક્ષણ

કેદીઓના જીવનની આધ્યાત્મિક દૃષ્ટિ ઉપર પૂરતું ધ્યાન અપાય છે કારણ તે જ સાચી સુધારાત્મક પદ્ધતિનું ખાસ મહત્ત્વનું અંગ છે.

પ્રભાતમાં પ્રાર્થના તેમ જ દર અઠવાડિયે નૈતિક ઉપદેશ અને વ્યાખ્યાનો નિયુક્ત કરેલા પ્રવક્તાઓ તરફથી અપાય છે. વળી અગ્રણી રચનાત્મક, તેમ જ સામાજિક કાર્યકર્તાઓને કેદીઓને સંબોધવા માટે નિમંત્રણ આપવામાં આવે છે. કારાવાસીઓના ચારિત્ર્યઘડતરમાં ધાર્મિક અને નૈતિક શિક્ષણના અગ્રણી વ્યક્તિઓના વાર્તાલાપો તેમના નૈતિક ઉત્કર્ષમાં ખૂબ જ મહત્ત્વનું મૂલ્ય ધરાવે છે તે નિ:શંક છે.

કામનું વેતન, ઇનામ અને શિક્ષા

પહેલાંના જમાનામાં કેદીઓને પોતાના કામ માટે મહેનતાણું આપવામાં આવતું નહોતું. હવે તેમને સોંપેલું કામ મુકરર સમયમાં કરે તો વેતન આપવામાં આવે છે. આથી કેદી જેલમાં પણ પોતાની નાની નાની જરૂરિયાત પૂરી કરી શકે છે. મેળવેલ વેતનમાંથી અમુક હિસ્સો કેદીઓએ બચાવી રાખવો પડે છે, જે રકમ છૂટતી વખતે તેમને ઉપયોગી થઈ પડે છે. વળી કેદી ઇચ્છે તો સજા ભોગવતાં ભોગવતાં પણ પોતાનાં સ્નેહીજનોને મદદ મોકલી શકે છે. વેતન આપવાની પદ્ધતિમાં કેદીને જેલજીવનમાં તેની નાની પણ મૂળભૂત અને ખરી જરૂરિયાતને તેની પોતાના પરસેવાની નાનકડી કમાઈમાંથી મેળવી આપવાની, તેમ જ

તે દ્વારા તેનામાં સ્વાભિમાન અને આત્મવિશ્વાસ જગાડવાની વિચાર-શ્રેણી મુખ્યત્વે ભાગ ભજવે છે.

### કેન્ટીન

અનુભવે સિદ્ધ થયું છે કે જેલમાં કેન્ટીનની આવશ્યકતા છે. આજે કેન્ટીનમાં મળતી ચીજો મેળવવા માટે પહેલાં કેદીઓ ગેર-કાયદેસર રીતિઓ અપનાવી સતત સફળ અને નિષ્ફળ પ્રયત્ન કરતા અને તે દ્વારા પોતાનું નૈતિક ધોરણ ગુમાવતા. નાના નાના ગુનાઓ વધતા અને તેની કેદીના માનસ ઉપર અસર થતી. કેન્ટીન કેદીઓને ચા, નાસ્તો પૂરો પાડે છે. કેન્ટીનમાં ખોરાક સ્વચ્છ અને આરોગ્યવર્ધક હોય તે ઉપર પૂરતું લક્ષ આપવામાં આવે છે તેમ જ એશઆરામની ચીજો વેચવામાં આવતી નથી. ખોરાકની ચીજો ઉપરાંત કેન્ટીનમાં શારીરિક સ્વચ્છતા માટેનાં જરૂરી સાધનો જેવાં કે સાબુ, દંતમંજન, ગળી, કાંસકા, ચંપલ, બીડી, થેલી વગેરે પણ વેચાય છે.

### કેદની મુદતમાં માફી

કેદનો મુખ્ય ઉદ્દેશ કેદીઓ સુધરે એટલા માટે તેમના પ્રત્યે ચોક્કસ પ્રકારનો વર્તાવ રાખવાનો છે. વહેલા છૂટવાની આશાએ કેદીઓને જેલમાં પોતાનું વર્તન સુધારવા માટે ઘણું સારું પ્રોત્સાહન મળે છે. સારી ચાલચલગત બદલ તેમ જ જેલના નિયમોનું સારી રીતે પાલન કરવા બદલ કેદીઓને એમની સજામાં અમુક નિયમો આધીન માફી આપવામાં આવે છે. ઉપરાંત શિસ્તપાલન, સુંદર કાર્યશક્તિ, રમતગમતો તેમ જ રચનાત્મક કાર્યક્રમોમાં ભાગ લેનાર કેદીઓને વધુ ઉદાર ધોરણે માફી આપવામાં આવે છે.

વેતન, કેન્ટીન અને માફીનો નિર્દેશ કરતાં કરતાં અહીં એક અગત્યની વસ્તુની ચોખવટ ઉપયોગી થઈ પડશે. સમાજના શિક્ષિત પણ અજાણ વર્ગમાં કોઈક વખત એમ કહેવાય છે કે જેલોમાં આવી છૂટછાટ આપવાથી જેલજીવનનો ભય દૂર થઈ જાય છે, જેનાથી ગુનાનું પ્રમાણ વધે છે. પરંતુ આ હકીકત સત્યથી વેગળી છે. કારણ ટૂંકી મુદતવાળા કેદીઓને આ છૂટછાટો આપવામાં આવતી નથી. વળી આ ત્રણે પ્રકારની છૂટછાટનો ઉપયોગ કેદીઓની વ્યક્તિગત લાયકાત ઉપર અવલંબે છે.

### પેરોલ અને ફર્લો

અગાઉ લાંબી સજાવાળા કેદીઓને વર્ષો સુધી જેલમાં સતત જકડાઈ રહેવાથી કુટુંબજીવનનો સુખનો કે બહારની દુનિયાના સંપર્કનો લાભ મળી શકતો નહિ જેની લાંબી સજાવાળા કેદીઓના મન ઉપર માઠી અસર થતી.

વ્યક્તિગત ગુનેગારને તેના છુટકારા પછી સમાજમાં ફરીથી રહેવા લાયક બનાવવાનો જેલ તંત્રનો ઉદ્દેશ સ્વીકૃત થયા પછી એ પણ જરૂરી છે કે કેદીને એમ ના લાગવું જોઈએ કે તે સમાજની ભૂમિકામાંથી તદ્દન દૂર ફેંકાઈ ગયો છે. તેથી તેની લાંબી કેદ દરમિયાન જો થોડા વખત પણ તેને સગાંવહાલાં સાથે રહેવા દેવામાં આવે તો આ ઉદ્દેશ પાર પડી શકે.

પેરોલ: નિયમ પ્રમાણે કેદીને તેના કુટુંબનું તદ્દન નજીકનું સગું અર્થાત્ મા, બાપ, પતિ, પત્ની અથવા બાળકોની માંદગી કે મૃત્યુ જેવી મહાન આપત્તિ વખતે યોગ્ય તપાસ કરી અમુક દિવસની પેરોલ ઉપર છોડવામાં આવે છે, જેની પાછળ માનવતાની દૃષ્ટિ છે.

ફર્લો: કેદીની સજાની મુદત અનુસાર વર્ષમાં એક વખત કે દર બે વર્ષે એક વખત ચૌદ દિવસ માટે ફરલોની રજા ઉપર સુધારાત્મક દૃષ્ટિએ છોડવામાં આવે છે. આ ગાળામાં તેઓ પોતાનાં કુટુંબવ્યવહાર માટે કંઈક વ્યવસ્થા કરી શકે છે, અને દુનિયાનો સંપર્ક સાધે છે.

પેરોલનો લાભ કોઈ પણ સજાવાળા સારી ચાલચલગતવાળા કેદીને મળે છે, જ્યારે ફરલોની છૂટીનો લાભ લૂંટ કે ધાડના ગુનામાં સંડોવાયેલા તથા રીઢા ગુનેગારને આપવામાં આવતો નથી. આ સગવડનો સારો લાભ કેદીઓ ઉઠાવે છે અને લગભગ ૯૮.૫ ટકા કેદીઓમાં રાખેલો વિશ્વાસ સફળ થયો છે.

### મુલાકાતો અને પત્રવ્યવહાર

સુધારણાની નીતિ અપનાવ્યા બાદ મુલાકાતો અને પત્રવ્યવહારમાં પણ સારા પ્રમાણમાં છૂટછાટ આપવામાં આવે છે. કેદીઓ પહેલાં કરતાં સગાં સ્નેહી તેમ જ મિત્રોને વધુ પત્ર લખી શકે છે, બહારથી ગમે તેટલા આવતા પત્રો મેળવી શકે છે. આમ પત્રથી કેદી બહારની દુનિયાનો સંપર્ક સાધી શકે છે જેની અસર તેના માનસ પર પડે છે.

### આહાર, દવા અને સ્વચ્છતા

કેદીઓને સાદો પણ સ્વચ્છ અને આરોગ્યપ્રદ ખોરાક આપવામાં આવે છે. ડૉક્ટરની સલાહ પ્રમાણે બીમાર કેદીઓને અમુક ખોરાક, પેટંટ દવાઓ અને કપડાંલત્તાં એમના ખર્ચે લેવા દેવામાં આવે છે. અમુક સંજોગોમાં સરકારી ખર્ચે પણ દવા, ફળ તેમ જ જીવન જરૂરિયાતની વસ્તુઓ પૂરી પાડવામાં આવે છે. શારીરિક તપાસ માટે ડૉક્ટર, કંપાઉન્ડર અને નર્સ વગેરે રાખવામાં આવ્યાં છે. સ્વચ્છતા માટે સાબુ, સોડાખાર, દંતમંજન વગેરે સરકાર તરફથી આપવામાં આવે છે.

શિક્ષા: જેલમાં બધા જ કેદીઓ સારા નથી હોતા એટલે કોઈક વખત શિક્ષાનો પણ ઉપયોગ કરવો પડે છે. જોકે પહેલાંની જેમ ગૂણપાટનાં કપડાં આપવાની સજાઓ તો નાબૂદ કરવામાં આવી છે. હાથકડી, બેડી વગેરે સજાઓ મર્યાદિત કરવામાં આવી છે. છતાં વિકૃત માનસ ધરાવતા તેમ જ રીઢા ગુનેગારો, જેઓ શાંત અને શિસ્તમય વાતાવરણનો ભંગ કરે છે તેઓને ખાસ પ્રકારની જેલમાં રાખવામાં આવે છે કે જ્યાં માનવતાભર્યો વર્તાવ રાખવા છતાં મર્યાદિત સગવડો અને કડક શિસ્ત પાલન હોય છે.

પંચાયતો: જેલ સુધારણાના મહત્ત્વના અંગ તરીકે જેલના કેદીઓની બનેલી પંચાયતની સ્થાપના છે. આ પંચાયત રસોઈઘર, ઉપાહારગૃહ વગેરે ખાતાં ઉપર દેખભાળ રાખે છે અને કેદીઓની સામાન્ય ફરિયાદ જેલ સત્તાધીશોના ધ્યાન પર લાવે છે. જેલની મુદત ઓછી કરવા અંગે વિચારણા કરવા માટે સલાહકાર બોર્ડની રચના કરવામાં

આવી છે જેથી લાંબી મુદતના કેદીઓને કરવામાં આવેલી આકરી સજા કેદીઓ પોતાના જેલ વસવાટ દરમિયાન સારા વર્તન રૂપી પ્રાયશ્ચિત્તથી ઘટાડી શકે. અદાલતો ગુનાની ગંભીરતાનો પૂરતો ખ્યાલ રાખીને સજા કરે છે. પરંતુ કેદીની ભવિષ્યની સારી ચાલચલગત, નવું જીવન શરૂ કરવાની તૈયારી અને પરિવર્તનના સંજોગો કોર્ટ ખાસ રીતે ધ્યાનમાં લઈ ન શકે. સલાહકાર બોર્ડ રીઢા કેદીઓ ન હોય તેવા અને જેમની સજા પાંચ વર્ષ કરતાં વધુ મુદતની હોય તેમની ચકાસણી કરી કેદીને વહેલી મુક્તિ અપાવવા સરકારને ભલામણ કરે તો તેની ઉપર સરકાર યોગ્ય વિચાર કરી પગલાં ભરે છે.

અંબર ચરખાની પ્રવૃત્તિ

ઉપરની વસ્તુઓ જોતાં અત્યારે જેલોમાં ધરખમ સુધારાઓ થઈ રહ્યા છે. છતાં હજી વધારે સુધારાની શક્યતાઓ પણ એટલી જ રહેલી છે. આના અનુસંધાનમાં હાલમાં જેલમાં શરૂ થયેલી અંબર ચરખાની પ્રવૃત્તિની વિશેષ માહિતી અસ્થાને નહિ ગણાય. જેલમાં પરવડા ચક ચાલુ હતાં. અંબર ચરખાના પ્રથમ પરિશ્રમાલયની શરૂઆત તા. ૮–૧૨–૧૯૫૭થી થઈ હતી. અત્યાર સુધીમાં ૧૩ પરિશ્રમાલયો ચાલ્યાં જેમાં ૧૧૧ ભાઈઓએ તેનો લાભ લીધો. હાલ ૮૨ ચરખા ચાલુ છે અને ચાલુ પરિશ્રમાલયમાં ૨૨ ભાઈ લાભ લઈ રહ્યા છે.

તા. ૧૫–૯–'૫૯થી જેલમાં ઉદ્યોગ તરીકે અંબર સ્વીકારાતાં સુધી બધું સૂતર ગુજરાત ખાદી ગ્રામોદ્યોગ મંડળ ખરીદી લેતું હતું. હવે બધું સૂતર જેલમાં જ વણવાની વ્યવસ્થા થઈ ગઈ છે. અને જેલના બધા જ કેદીઓને ખાદીનાં જ કપડાં આપવા માટે વર્ષની અંદર પચીસ હજાર વાર ખાદી ઉત્પન્ન કરવાનો નિર્ણય થયો છે. ૨૦ ટેક-અપ-મોશનની સાળ વસાવવામાં આવી છે. જુલાઈ ૧૯૬૦ સુધીમાં ૬૯૦૭ વાર ખાદી વણાઈ છે.

અંબર વિદ્યાલયમાં ઉત્તીર્ણ થયેલા કેદી શિક્ષકોને જેલનાં પરિશ્રમાલયોમાં તા. ૩૦–૧૧–૧૯૬૦ સુધી સેન્ટ્રીય તાલીમ અપાશે. પછી જુદી જુદી જેલોમાં તેઓ શિક્ષક તરીકે અંબરનું કામ વિકસાવશે.

અમદાવાદ સેન્ટ્રલ જેલમાં તાજેતરમાં 'બ્રેઈલ લિપિ'નો અભ્યાસક્રમ અમુક કેદી ભાઈઓએ શીખી લીધો છે અને કેટલાક કેદીઓએ અંધજનો માટે 'બ્રેઈલ લિપિ'માં હસ્તપ્રતો તૈયાર કરી છે. આ લિપિનું લખાણ આમ તો ઘણું જ મોંઘું થઈ પડે છે પણ જેલના કેદીઓએ આ લિપિ શીખી હસ્તપ્રતો તૈયાર કરવા માંડી તેથી તેમાં કંઈક રાહત રહે છે.

અંબરની માફક જેલમાં બીજા ગૃહ ઉદ્યોગો પર પણ ધ્યાન આપવા માંડ્યું છે. કેદીઓને જેલોની અંદર ધંધા રોજગારીની અને બીજી અનેક તાલીમ એમને છૂટયા પછી જીવનમાં મદદરૂપ થાય છે એ દૃષ્ટિએ આપવામાં આવે છે, છતાં દેશની અત્યારની પરિસ્થિતિનો વિચાર કરતાં જેલમુક્ત કેદીઓ તાલીમના બળે જ સ્વયં થાળે પડી જાય'એ શક્યતા ઘણી ઓછી છે. જેલમાંથી મુક્ત થયેલા કેદીઓને તેમને છુટકારા પછી ધંધો રોજગાર અને બીજી મદદ કરવાનું કામ હજી પ્રાથમિક અવસ્થામાં છે. આ માટે જો કોઈ બિનસરકારી સંસ્થા થોડું પણ કામ કરી રહી હોય તો તે એક માત્ર અમદાવાદ મુક્ત બંદીવાન સહાયક મંડળ છે. આ દિશામાં સરકાર અને સમાજ બન્નેએ ભેગા થઈ કંઈક મક્કમ પગલાં લેવાં પડશે.

જેલમાંથી મુક્ત થયેલ માનવીને સાધારણ માનવી તરીકે અપનાવી લઈ તેને જીવનમાં થાળે પાડવાનું કામ સમાજના પોતાના હિતમાં છે એ રીતની અગત્યની દિશામાં લોકમત કેળવવાનું અને જાગ્રત રાખવાનું કામ જેટલું કઠિન છે તેટલું જ જરૂરી પણ છે. આ દિશામાં વધુ વ્યવસ્થિત અને સક્રિય પગલાંની જેટલી જરૂરિયાત છે તેટલો અવકાશ પણ છે એ સ્વીકારવું રહ્યું.

જેલસુધારણા

સમયપટમાં શિક્ષાના સિદ્ધાંતો અને શિક્ષા કરવાની રીતો બદલાતી જણાય છે. ગુનાને અંગે શિક્ષા કરવા પાછળ ૧. સમાજરક્ષણની દૃષ્ટિ, ૨. બદલો વાળવાનો હેતુ, ૩. પ્રાયશ્ચિત્તનો હેતુ, ૪. ગુના અટકાવવાનો હેતુ અને ૫. સુધારણાની દૃષ્ટિ જણાય છે. આધુનિક સમયમાં છેલ્લી બે બાબતોનું સંમિશ્રણ જણાય છે, તેમ છતાં ગુનેગારની સુધારણા તરફનો ઝોક વધતો જાય છે.

જેલ સુધારણાની વિચારણા કરતા પહેલાં ગુનાના કારણો અને ગુનેગાર અંગે ટૂંકમાં વિચાર કરવો જરૂરી છે. ગુનાનાં વિવિધ કારણોને મુખ્યત્વે (અ) આર્થિક, (બ) સામાજિક અને (ક) માનસિક એમ ત્રણ વિસ્તૃત વિભાગમાં વહેંચી શકાય.

જેલમાં જનાર માનવી આર્થિક, સામાજિક અને તેને લગતી અન્ય સમસ્યાઓથી ઘેરાઈ જઈ મગજનું સમતોલપણું ગુમાવી ચોરી, લૂંટ, ધાડ કે ખૂન જેવા ગુના કરી બેસે છે. ઘણી વાર ગુનો કરતી વખતે તેનાં શાં પરિણામ આવશે તેનો તેને વિચાર સરખો પણ હોતો નથી. તેના સંજોગ તેને આવો ગુનો કરવા પ્રેરતા યા દબાણ કરતા હોય છે. અલબત્ત, આમ જોઈએ તો દરેક ગુનો સમાજવિરોધી ગણી શકાય. પરંતુ સમાજ જે નીતિના પાયે રચાયેલો હોય એ નીતિ કેટલે અંશે ન્યાયાવલંબી છે તે પણ એક વિવાદાસ્પદ બાબત છે.

ગુનેગારો જન્મતા નથી

મોટા ભાગના ગુનેગારો સમાજવિરોધી કાર્ય કરવા એટલા માટે પ્રવૃત્ત થાય છે કે સમાજે તેને અમુક ચીજોનો ઉપયોગ કરવાની અનુમતિ આપવાનો ઇન્કાર કરી દીધો હોય છે. આ ચીજોનો ઉપયોગ મનુષ્યના જન્મસિદ્ધ અધિકારની અંદર આવે છે. સમાજમાં પ્રત્યેક વ્યક્તિનો તેની સંપત્તિ પરનો અધિકાર સુનિશ્ચિત છે; પરંતુ પ્રત્યેક નાગરિકના જીવવાના અધિકારને સમાજ પ્રમાણમાં કાયમી સલામતી નથી અર્પી શકતો. સમાજ જો પોતાના સામાજિક અને આર્થિક તંત્રને માનવજીવનની મૂળભૂત આવશ્યકતાઓને અનુરૂપ ન બનાવતાં તે પ્રત્યે ઉદાસીનતા સેવે, આંખમીંચામણાં કર્યે રાખે તો એમાંથી વ્યક્તિગત, સામુદાયિક અને માનસિક સંઘર્ષની સ્થિતિ ઉત્પન્ન થાય તેમ જ તેમાંથી સમાજ અને તેની સ્વીકારાયેલી વ્યવસ્થાને નુકસાનરૂપ મનોવૃત્તિ પણ જન્મ્યા વિના ન રહે. ટૂંકમાં -'ગુનેગારો જન્મતા નથી પણ બને છે' એ સત્ય આપણે વિસારવું જોઈએ નહિ.

## સજા નહિ માનસિક સારવાર

આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે સમાજે ગુનેગારને શિક્ષા કરવાનો વિચાર કરતાં પહેલાં ગુનો અટકાવવા માટે યોગ્ય પગલાં લેવાં જોઈએ. જેથી સામાન્ય સંજોગોમાં કોઈ પણ વ્યક્તિ પરિસ્થિતિને આધીન બનીને ગુનો કરવા પ્રેરાય નહિ. આ પ્રકારની સમાજની વિઘટિત પરિસ્થિતિને દૂર કરવા માટે ઘણાં આર્થિક સામાજિક પગલાં જરૂરી બને છે. એ બધાંનો અત્રે વિસ્તાર કરવો શક્ય નથી, પરંતુ એટલું કહેવું જોઈએ કે, વ્યક્તિને તેની મૂળભૂત જરૂરિયાતો લભ્ય બને એવી સમાજરચનાનું ધ્યેય કેન્દ્રસ્થ રહેવું જોઈએ. બીજા તબક્કે જે કોઈ વ્યક્તિએ ગુનો કર્યો હોય તેને વ્યક્તિગત પ્રશ્ન સમજીને છોડી નહિ દેતાં તેના ઉત્કર્ષ માટેનાં પગલાં લેવાં જોઈએ. શિક્ષા અંગે આધુનિક ખ્યાલ એવો છે કે ગુનેગારને શિક્ષા કરવાની પાછળ વેર લેવાનો નહિ પરંતુ તે વ્યક્તિને સુધારવાનો હેતુ હોવો જોઈએ. ગુનેગારને એવી જાતની શિક્ષા થવી જોઈએ કે જેથી તે ફરીથી સમાજવિરોધી કાર્ય કરે નહિ અને આ રીતે તેની સુધારણા કરવી હોય તો શિક્ષાના રૂઢ અર્થને બદલે 'સારવાર' એવો અર્થ સમજવો જોઈએ. જેમ રોગથી પીડાતી કોઈ પણ વ્યક્તિને દાક્તરી સારવાર ઇત્યાદિથી તેને તંદુરસ્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તેવી જ રીતે ગુનેગાર પણ સામાજિક તેમ જ આર્થિક સંજોગો અને માનસિક વૃત્તિના રોગોનો ભોગ બને છે એટલું લક્ષમાં લઈ તેના એ રોગને યોગ્ય સારવારથી દૂર કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. આ સંબંધમાં પૂ. બાપુજીએ એક સ્થળે જણાવ્યું છે કે, "ગુનેગારો પ્રત્યે ઇસ્પિતાલના દર્દીઓ પ્રત્યે રખાય છે તેવો વર્તાવ રાખવો જોઈએ અને આવા દર્દીઓની સારવાર અને ઇલાજ માટે દાખલ કરતી ઇસ્પિતાલો જેવી જેલો હોવી જોઈએ." આ મતને આધુનિક માનવતાવાદીઓ, માનસશાસ્ત્રીઓ, સમાજશાસ્ત્રીઓ અને અપરાધશાસ્ત્રીઓનો ટેકો છે.

## સ્વતંત્રતા: જન્મસિદ્ધ હક્ક

છેલ્લે, આના અનુસંધાનમાં જેલમાં સગવડની મર્યાદા અને દેહાંતદંડની સજાના વિવાદાસ્પદ પ્રશ્નોનો ટૂંકમાં વિચાર કરીશું. જેલમાં વધતી જતી સગવડને કેટલાક લોકો ગુનેગારને જેલમાં આકર્ષવાના સબળ કારણરૂપ જેલ બની જશે એવો ભય સેવે છે. આના પ્રત્યુત્તરમાં એટલું જ કહી શકાય કે વ્યક્તિસ્વાતંત્ર્યની મહત્તા સમજતા જતા આધુનિક સમયમાં તે અંગે કોઈ પણ જાતની ભયકારક બીક રાખવાની જરૂર નથી. આપણામાંના ઘણાને જીવનની બધી જ જરૂરિયાતો પૂરી પાડવામાં આવે તોપણ જેલ જેવા સ્થાનમાં રહેવાને બદલે વાસ્તવ જીવનમાં મુશ્કેલી વેઠીને પણ સ્વતંત્ર રહેવું ગમશે એમ કહેવું યથાર્થ લાગે છે. વર્તમાન સમયમાં આગળ વધતા અને વિકસિત વિચારસરણી ધરાવતા કેટલાક દેશમાં દેહાંત દંડની પ્રથા નાબૂદ કરવામાં આવી છે. ભારતમાં હજી સુધી દેહાંતદંડની સજા અસ્તિત્વ ધરાવે છે. દેહાંતદંડની સજા રદ કરવાથી ખૂન જેવા ઘાતકી ગુનાનું પ્રમાણ વધશે એવો ભય દેહાંતદંડની સજા ચાલુ રહે એમ ઇચ્છતા લોકો ધરાવે છે, પરંતુ જે દેશમાં દેહાંતદંડની સજા રદ કરવામાં આવી છે ત્યાં આવા પ્રકારના ગુનાનું પ્રમાણ વધ્યું નથી. એટલું જ નહિ કેટલેક ઠેકાણે તે પ્રમાણ ઘટ્યું છે એ હકીકત ઊંડો વિચાર માગી લે છે. જેમ અસાધ્ય રોગોથી પીડાતા દર્દીને મારી ન નાખતાં તેને શક્ય તે રીતે તંદુરસ્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે તેવી જ રીતે ખૂન કરનાર ગુનેગારને પણ દેહાંતદંડની શિક્ષા કરી આ વિશ્વ પરથી દૂર ધકેલી ન દેતાં શક્ય તે પ્રયત્નો કરી તેને સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ. ટૂંકમાં વાસ્તવિકતા અને માનવતાના ધોરણ ઉપર શાસ્ત્રીય રીતે વિચારણા કરીને શિક્ષાનો પ્રકાર નક્કી કરવો જોઈએ.

પ્રતિકૂળ પરિસ્થિતિ ગુનાહિત માનસને કેળવવામાં મુખ્યત્વે જવાબદાર હોય છે. શારીરિક, શૈક્ષણિક, નૈતિક અને ઔદ્યોગિક તાલીમ જેલમાં કેદીઓને હમણાં અપાય છે. પરંતુ એમાં વખતના વહેવા સાથે સુધારણાની આવશ્યકતાઓ રહે છે.

કોઈ પણ તંત્રનો આધાર આખરી સ્વરૂપે તો તંત્રવાહકો ઉપર જ રહે છે. રોજ-બ-રોજનો વહીવટ કર્મચારીઓની આવડત, નિષ્ઠા, શ્રદ્ધા અને ભાવના પર જ મોટે ભાગે અવલંબે છે. જેલ કર્મચારી તરીકે લેખાતા માણસને એમના ભણતર કે ઉપાધિના કારણે નહિ પરંતુ એમની કાર્યક્ષેત્ર માટેની યોગ્યતા ઉપર જ લઈ શકાય. ગુનાશાસ્ત્ર આજે એક ખાસ વૈજ્ઞાનિક વિષય થઈ પડયો છે. આથી એને માટે ખાસ તાલીમ આપવી જરૂરી છે. ગુજરાત રાજ્યમાં જેલ કર્મચારીઓને તાલીમ આપવાની હમણાં કોઈ જ સંસ્થા અસ્તિત્વમાં નથી. એટલે એ દિશામાં સરકારે વિચાર કરવો પડશે. હમણાં તો એ અંગે મુંબઈના ટાટા ઇન્સ્ટિટ્યૂટ ઑફ સોશિયલ સાયન્સીસમાં અમુક અધિકારીઓને તાલીમ માટે મોકલવામાં આવે છે.

ગુજરાતની જેલો અત્યારે મોટે ભાગે વધુમાં વધુ સલામતી સંસ્થાઓ જ (Maximum Security institutions) છે. મધ્યમ સલામતી અને ઓછામાં ઓછી સલામતી (medium and minimum Security institutions) ની એટલે કે ખુલ્લી જેલોની સંસ્થાઓ યોગ્ય વખતે ઊભી કરવી પડશે. ચાર દીવાલો વચ્ચે રહેલા બધા જ કેદીઓમાં અમુક સારા કેદીઓ ઉપર પણ નકારાત્મક નિયમો લાગુ પાડવા પડે છે. વિશ્વાસ, આત્મસંયમ અને સ્વશિસ્તના ગુણો જવાબદારી દ્વારા જ કેળવી શકાય. જેના માટે ચૂંટેલા સારા કેદીઓને અપાતી કેળવણી શક્ય તેટલા મુક્ત વાતાવરણમાં એટલે કે ખુલ્લી જેલોની સંસ્થાઓમાં આપી શકાય.

આપણી જેલોના લગભગ ૭૦ ટકા કેદીઓ છ મહિનાથી ઓછી સજાવાળા હોય છે. જેલતંત્ર આવા કેદીઓને સુધારી ન જ શકે એ સ્વાભાવિક છે. વધારામાં તે સમાજને તદ્દન નિરુપયોગી અને આર્થિક રીતે નુકસાનકારક છે. ટૂંકી સજાવાળાઓને જેલમાં ન મોકલતાં કોઈ સંસ્થાની કે સંસ્થા બહારની તાલીમ આપી સારા માર્ગે વાળી લેવા તે એક મહત્ત્વનો પ્રશ્ન છે. બીજો પ્રશ્ન વયમર્યાદાનો છે. ૨૨ થી ૩૦ વર્ષની વયના અને ૨૨થી નીચેની વયના ગુનેગારો સૌથી વધુ અપરાધો કરનારની પંક્તિમાં આવે છે. સમાજસેવકો માટે આ પ્રમાણે યુવાન

વયના અપરાધીઓના ગુના પાછળનાં કારણો અને તેને દૂર કરવાની શક્યતાઓ અંગે સંશોધન કરવાનું વિશાળ ક્ષેત્ર છે.

સામાજિક અને આર્થિક કારણો જ મુખ્યત્વે માણસને ગુનો કરવા પ્રેરે છે અને તે કારણે ઊંડા મનોમંથન પછી ગુનાઓને ઓછા કરવાનું અને નષ્ટ કરવા માટેનું વાતાવરણ સર્જવાનું અને દરેક પ્રકારના યોગ્ય પ્રયાસ કરવાનું કાર્ય પણ અનિવાર્ય રીતે સમાજ ઉપર જ અવલંબે છે. છૂટેલા કેદીને સ્વીકારી અપનાવી લેવાની સમાજની તૈયારી ઉપર જ જેલમાં આપેલી તાલીમની સફળતા યા નિષ્ફળતાનો આધાર રહે છે. છૂટેલા કેદીઓને જે પ્રકારની તાલીમ મળી હોય એ તાલીમ એમને જેલ-માંથી છૂટયા પછી રોજગાર મેળવવામાં અમુક હદે મદદરૂપ થઈ શકે તો જ એ લીધેલ તાલીમનો ઉપયોગ થયો કહેવાય. પરંતુ દેશનું બેકારીનું વિપુલ પ્રમાણ જોતાં જેલમુક્ત કેદીઓ તાલીમના બળે સ્વયં થાળે પડે એ શક્યતા ઘણી ઓછી છે. આ દિશામાં અમદાવાદ મુક્ત બંદીવાન સહાયક મંડળી ઠીક ઠીક કામ કરી રહી છે. છતાં છૂટેલ કેદીઓને સહાય કરી એમને થાળે પાડવા એ કામ સમાજના હિતમાં જ છે. આથી એ તરફ લોકમત કેળવવો ખાસ જરૂરી છે.

યુગની જરૂરિયાત

ગુજરાત રાજ્યમાં હાલ ગુનેગારોને જેલમુક્ત કર્યા પછી તેની અમુક સમય સુધી દેખભાળ રાખનારી કોઈ સંસ્થા નથી. આવી સંસ્થા પરદેશમાં ઘણું મહત્ત્વનું કાર્ય કરે છે. જેલમુક્ત વ્યક્તિની હિલચાલ પર આડકતરી રીતે નજર રાખી ગુનેગાર ફરીથી ગુનો કરવાને ન પ્રેરાય તે જોવાનો પ્રયત્ન કરવામાં આવે એવી જાગ્રત સંસ્થાઓની સ્થાપના તેમ જ ગુનેગારોની સમાજશાસ્ત્રીય તથા માનસશાસ્ત્રીય દૃષ્ટિકોણથી યોગ્ય ચિકિત્સા કરવા માટેની (clinical laboratory) સંસ્થાની સ્થાપના એ અનિવાર્ય જરૂરિયાત ગણાવી જોઈએ.

મહિલા કેદીઓને દરેક જેલમાં જુદા વિભાગમાં રાખવામાં આવે છે. પુરુષ અને સ્ત્રી કેદીઓનું પ્રમાણ દેશમાં ૨૭:૧નું છે. જે પાશ્ચાત્ય દેશો કરતાં ઘણું જ ઓછું છે. સ્ત્રી કેદીઓના ગુનાઓ પણ વિશિષ્ટ પ્રકારના હોય છે. જેવા કે નાની ચોરીઓ, બાળહત્યા અને પ્રણયત્રિકોણના કારણે ઉદ્ભવતા ગુનાઓ.

મહિલા કેદીઓને તાલીમમાં સીવણ, ભરતગૂંથણ, દાયણનું કામ, નર્સિંગ અને માતૃશાસ્ત્રની કેળવણી આપવી ખાસ જરૂરી છે. વળી મહિલા કેદીઓને પાંચ વર્ષ સુધીનાં બાળકોને સાથે રાખવાની છૂટ છે. એટલે પ્રયત્ન કરવામાં આવે તો મહિલા વિભાગમાં બાળઉછેર ગૃહો એક ઉપયોગી અંગ બની રહે.

ગુજરાત રાજ્યમાં સ્ત્રી-કેદીઓ માટે એક સ્વતંત્ર જેલની ખાસ આવશ્યકતા છે. કારણ પુરુષજેલની અંદર જ એક જુદા વિભાગમાં રાખવામાં આવતી સ્ત્રીકેદીઓને યોગ્ય તાલીમ તેમ જ બીજા રચનાત્મક કાર્યક્રમો ગોઠવવામાં ઘણી મુશ્કેલીઓ રહેલી છે. જેથી તેમની પ્રગતિ અને પ્રવૃત્તિ બંને રૂંધાય છે. આજના તબક્કે કોઈ સમાજશાસ્ત્રી કે માનસશાસ્ત્રી સહૃદયી જાણકાર કર્મચારી, કે સ્ત્રી કાર્યકરને માટે ગુજરાત રાજ્યની મહિલા કેદીઓને નવું જીવન આપવાને મહેનત કરવાનો અવકાશ રહેલ છે.

## પુનર્વસવાટ

શ્રીમતી ઊર્મિલાબહેન ભટ્ટ
(નાયબપ્રધાન, ગુજરાત રાજ્ય)

દેશના ૧૯૪૭માં ભાગલા પડ્યા ત્યારે ભારત અને પાકિસ્તાનની વસતીનું મોટા પાયા પર સ્થળાંતર થયું હતું. પાકિસ્તાનમાંથી સ્થળાંતર કરીને માનવીઓની ઘણી મોટી સંખ્યા ભારતમાં આવેલી. વતન અને નિવાસસ્થાન છોડીને આવેલા આ નિર્વાસિતોને ભારતનાં જુદાં જુદાં રાજ્યોમાં સમાવી લેવામાં આવ્યા છે.

આ નિર્વાસિતોના પુનર્વસવાવટનું કાર્ય ભારત અને તેના જુદાં જુદાં રાજ્યો માટે એક મોટી સમસ્યા થઈ પડી હતી. ભારત હજી તો પરદેશી સત્તાની ધૂંસરીમાંથી સ્વતંત્ર થયું હતું. દેશનું રાજકીય વાતાવરણ પણ તે વખતે ભાગલાને કારણે ડામાડોળ અને સંક્ષુબ્ધ હતું. કોમી લાગણીઓ ઉશ્કેરાયેલી હતી, ભાગલાને પરિણામે ઉદ્‌ભવતી લશ્કરી, નાણાંકીય એમ અનેક વહીવટી આંટીઘૂંટીઓ અને પ્રશ્નો હજી બેઉ દેશને ઉકેલવાના હતા, દેશનું અર્થતંત્ર પણ મોટી સંખ્યામાં આવેલાં આ માનવીઓને સરળતાથી સમાવી શકે તેમ ન હતું. શહેરો પણ વસ્તીથી ઊભરાતાં હતાં અને દેશની ખેતી લાયક જમીન પણ વધુ માણસોને સમાવી શકે તેમ ન હતી. આવી પરિસ્થિતિની વચ્ચે તેમની મોટા ભાગની મિલકત પાકિસ્તાનમાં છોડી અને પેઢી-દર-પેઢીનાં વતન છોડી અને નિર્વાસિતોને ફરજિયાત સ્થળાંતર કરવું પડેલું એટલે તેઓ પણ કોઈ જુદો જ મિજાજ લઈને આવેલા. એટલે દેશના વહીવટી સૂત્રધારો અને આગેવાનોને માટે નિર્વાસિતોનો પ્રશ્ન ખરેખર એક મુશ્કેલ કોયડો થઈ પડ્યો હતો.

### નિર્વાસિતોના પ્રશ્નો

આ નિર્વાસિતોને થાળે પાડવા—તેમનો પુનર્વસવાટ કરવો, તેમને વ્યવસાય આપવો, તેમનાં વૃદ્ધો, અશક્ત, ત્યજાયેલાં અને વિધવાઓ વગેરેની સારસંભાળ માટે જોગવાઈ કરવી, પાકિસ્તાનમાં રહી ગયેલી તેમની સ્થાવર અને જંગમ મિલકતો અંગેનો નિકાલ કરવો, બળજબરીથી ઉઠાંતરી કરી લઈ જવામાં આવેલી સ્ત્રીઓ અને બાળકોને પાછાં મેળવવાં એવા એવા અનેક પ્રશ્નો દેશનો જબરો પુરુષાર્થ, સમય, શક્તિ અને અઢળક નાણું માગી લે તેવું કાર્ય હતું. કોઈ પણ ભલભલા આગળ વધેલા દેશની પણ કસોટી કરે તેવો નિર્વાસિતોનો આકરો સવાલ હતો અને તેમાં ભારત તો પરદેશી સત્તાથી વરસોના શોષણ પછી આર્થિક રીતે નબળો પડી ગયેલો દેશ અને વહીવટી તંત્રનો ઓછો અનુભવ ધરાવતા તેના રાષ્ટ્રીય આગેવાનો માટે તો ખરેખર મોટી સમસ્યા હતી. નિર્વાસિતોનો આ જટીલ પ્રશ્ન સ્વતંત્ર ભારત કઈ રીતે ઉકેલે છે તે દુનિયાના બીજા દેશો મીટ માંડીને જોઈ રહ્યા હતા. પરંતુ બાર વરસના ગાળા પછી બીજા દેશોએ અને આપણે જોયું છે કે નિર્વાસિતોનો આ પ્રશ્ન સંતોષકારક રીતે ઉકેલાઈ ગયો છે. હવે તે સમસ્યા રહી નથી. લગભગ સઘળા નિર્વાસિતોને રહેવા માટે આશરો મળી ગયો છે. તેમનાં બાળકોના શિક્ષણનો પ્રબંધ થયો છે. પાકિસ્તાનમાં રહી ગયેલી તેમની સ્થાવર-જંગમ મિલકત અંગેના પ્રશ્નો ઉકેલાતા જાય છે. તેમાંનો મોટો ભાગ વ્યવસાયમાં લાગી જઈ, દેશના બીજા નાગરિકો સાથે ભળી જઈ ભારતના સ્વતંત્ર નાગરિક તરીકે સ્થિર બની રહેવા લાગ્યો છે.

ભારત અને પાકિસ્તાનમાં થયેલું માનવીઓનું આવું સ્થળાંતર કંઈ નવું નથી. આવાં સ્થળાંતરો ધાર્મિક, રાજકીય કે આર્થિક કારણે થતાં હોય છે. આવાં સ્થળાંતરો કેટલીક વાર મોટા પાયા ઉપર તો કોઈ વાર નાના પાયા પર થતાં હોય છે. ભૂતકાળમાં ગ્રીસ, તુર્કી અને બીજા દેશોમાં મોટા પાયા પર વસતીના સ્થળાંતરો થયાં છે પરંતુ ભારતમાં ૧૯૪૭ના ભાગલા પ્રસંગે થયેલાં સ્થળાંતરની તોલે કોઈ ન આવે. ઇતિહાસમાં અજોડ એવું વસતિનું આ સ્થળાંતર હતું.

માત્ર માનવી જગતમાં જ નહિ પણ પશુ, પક્ષી, વનસ્પતિ સૃષ્ટિમાં પણ આવાં સ્થળાંતરો થતાં જ હોય છે. યુરલ પર્વત ઓળંગી ખિસકોલીઓનું મોટું ટોળું સ્થળાંતર કરીને રશિયામાં ગયેલું. અઢીસો વરસ પહેલાં ભારતમાંથી ભૂરા ઉંદરો નીકળી અને યુરોપમાં પથરાઈ ગયેલા. આ ઉંદરોનું મોટું ટોળું ઈરાનમાં થઈને યુરોપમાં ગયેલું અને તેણે યુરોપના કાળા ઉંદરોની હસ્તી નાબૂદ કરી નાંખી અને તેમન જમાવટ કરી છે. આપણા ગુજરાત રાજ્યમાં ૧૮૫૯-૬૦ની સાલમ સિંહોનું જૂથ બરડા પર્વતમાંથી સ્થળાંતર કરીને ગિરનારમાં સદાને માટે જઈ વસેલું અને બરડો પર્વત અને તેનું રાન આજે સિંહની વસ્તી વિનાનું છે. પક્ષીઓના મોસમી સ્થળાંતરો તો આપણે સૌ જાણીએ છીએ.

### વિશ્વનો અજોડ બનાવ

દુનિયાના ઇતિહાસમાં અજોડ એવા માનવીઓના આ સ્થળાંતરનું મહત્ત્વ અને તેની અસરો સામાન્ય જનસમાજના મન ઉપર બહુ વસી નથી; પણ આ સ્થળાંતરનો ભારત અને તેના રાજ્યોના વહીવટ ઉપર મોટો બોજો પડ્યો હતો. નિર્વાસિતોના પ્રશ્નની આપણા રાજકીય, આર્થિક અને સામાજિક જીવન ઉપર મોટી અસર પડી છે.

સ્થળાંતર કરીને ભારતમાં આવેલા નિર્વાસિતોની સંખ્યા પશ્ચિમ પાકિસ્તાનમાંથી ૪૭.૪૦ લાખ અને પૂર્વ પાકિસ્તાનમાંથી ૪૧.૧૭ લાખ મળી કુલ ૮૮.૫૭ લાખની હતી. આ નિર્વાસિતો તેમની સ્વયં-ઇચ્છાથી ભારતમાં આવેલા નહીં પણ ભાગલાને પરિણામે ફરજિયાત રીતે તેમને સ્થળાંતર કરવું પડેલું એટલે તેમના પુનર્વસવાટની નૈતિક ફરજ ભારત સરકારની થઈ પડી હતી. આથી દેશમાં આવેલાં આ નિર્વાસિતોને રાજ્યના જુદા જુદા ભાગમાં તે તે રાજ્યની આર્થિક સ્થિતિ વિસ્તાર, વસતિ વગેરે બાબતો લક્ષમાં લઈ ફાળવી દેવામાં આવ્યા હતા અને તેમના પુનર્વસવાટ માટે જુદી જુદી યોજનાઓ કરી અને રાજ્ય સરકાર દ્વારા અમલમાં મૂકવામાં આવી હતી.

આ યોજનાઓ અનુસાર બાર વર્ષના ગાળા પછી મોટા ભાગના નિર્વાસિતો ભારતના લગભગ દરેક રાજ્યમાં સ્થિર બની ગયા છે તેમ ગુજરાતમાં પણ પગભર થઈ ગયા છે.

સમગ્ર ગુજરાતમાં ૧૯૫૧ની વસતિ ગણતરી અનુસાર નીચે મુજબ ૧,૫૬,૬૭૭ નિર્વાસિતો આવ્યાની ગણતરી છે:

| પ્રદેશ | પુરુષો | સ્રીઓ | કુલ |
|---|---|---|---|
| ગુજરાત | ૪૫,૫૬૧ | ૩૯,૩૩૦ | ૮૪,૮૯૧ |
| સૌરાષ્ટ્ર | ૩૧,૩૦૨ | ૨૮,૪૮૫ | ૫૯,૭૮૭ |
| કચ્છ | ૬,૪૩૨ | ૫,૫૬૭ | ૧૧.૯૯૯ |
| કુલ | ૮૩,૨૯૫ | ૭૩,૩૮૨ | ૧,૫૬,૬૭૭ |

ગુજરાતમાં આવેલા નિર્વાસિતો મોટા ભાગના પશ્ચિમ પાકિસ્તાન એટલે કે સિંધ અને પંજાબમાંથી આવેલા છે. પૂર્વ પાકિસ્તાનમાંથી તો જૂજ આંગળીના વેઢે ગણી શકાય તેટલી જ વ્યક્તિઓ અહીં આવેલી છે.

ઉપરના આંકડા જોતાં જણાશે કે આવેલા નિર્વાસિતોમાં સ્રીઓનું પ્રમાણ પુરુષો કરતાં ઓછું છે. સિંધ અને પંજાબમાં પણ ભારતનાં બીજાં રાજ્યોની માફક સ્રી વસ્તીનું પ્રમાણ ઓછું હતું તેનું મુખ્ય કારણ છે.

ગુજરાતમાં આવેલા આ નિર્વાસિતો રાજ્યના દૂર દૂરના ખૂણે દરેક જિલ્લામાં વસી ગયેલા છે અને તેઓ કેટલેક અંશે ગુજરાતની ભાષા પણ અપનાવવા લાગ્યા છે. તેમની પ્રાદેશિક ભાષાના વિશિષ્ટ ઉચ્ચારણ સાથે ગુજરાતી બોલતો માણસ સાંભળતાં જ પરખાઈ આવે કે તે નિર્વાસિત હશે. ગુજરાતનાં મોટાં શહેરો, ગ્રામ વિસ્તાર, થરાદ અને સૂઈ જેવા ગુજરાતના સરહદના પ્રદેશ, બનાસકાંઠાનાં જંગલ વિસ્તારનાં ગામો, દરિયા કિનારાનાં બંદરો કે કચ્છના રણપ્રદેશનાં ગામોમાં નિર્વાસિતોનાં એક અથવા વિશેષ કુટુંબો વસેલાં જોવા મળશે. ગુજરાતમાં આવેલા આ નિર્વાસિતોનો વસવાટ જોઈએ તો અમદાવાદ, જૂનાગઢ, વડોદરા અને રાજકોટ જિલ્લામાં તેનું પ્રમાણ વિશેષ છે. ગુજરાતમાં વસેલા નિર્વાસિતોની જિલ્લાવાર સંખ્યા તો નીચે મુજબ છે:

| જિલ્લો | પુરુષો | સ્રીઓ | કુલ |
|---|---|---|---|
| ૧. બનાસકાંઠા | ૨ ૯૭૩ | ૨,૭૮૫ | ૫,૭૫૮ |
| ૨. સાબરકાંઠા | ૨૯૪ | ૨૫૮ | ૫૫૨ |
| ૩. મહેસાણા | ૪,૦૩૮ | ૩,૪૪૩ | ૭,૪૮૧ |
| ૪. અમદાવાદ | ૨૨,૩૬૧ | ૧૯,૩૧૪ | ૪૧,૬૭૫ |
| ૫. ખેડા | ૧,૫૪૧ | ૧,૦૪૧ | ૨,૫૮૨ |
| ૬. પંચમહાલ | ૨,૩૧૮ | ૧,૮૬૦ | ૪,૧૭૮ |
| ૭. વડોદરા | ૭,૬૪૨ | ૬,૮૩૪ | ૧૪,૪૭૬ |
| ૮. ભરૂચ | ૩૬૪ | ૨૭૮ | ૬૪૨ |
| ૯. સુરત | ૩,૪૯૮ | ૩,૧૦૯ | ૬,૬૦૭ |
| ૧૦. અમરેલી | ૫૩૨ | ૪૧૮ | ૯૫૦ |
| ૧૧. જામનગર | ૪,૧૨૭ | ૩,૭૮૯ | ૭,૯૧૬ |
| ૧૨. રાજકોટ | ૭,૫૮૮ | ૭,૨૭૧ | ૧૪,૮૫૯ |
| ૧૩. સુરેન્દ્રનગર | ૧,૨૦૩ | ૧,૧૩૧ | ૨,૩૩૪ |
| ૧૪. ભાવનગર | ૪,૩૭૩ | ૩,૮૧૩ | ૮,૧૮૬ |
| ૧૫. જૂનાગઢ | ૧૪,૦૧૧ | ૧૨,૪૮૧ | ૨૬,૪૯૨ |
| ૧૬. કચ્છ | ૬,૪૩૨ | ૫,૫૬૭ | ૧૧,૯૯૯ |
| કુલ | ૮૩,૨૯૫ | ૭૩,૩૮૨ | ૧,૫૬,૬૭૭ |

સિંધ અને પંજાબમાંથી આવેલા આ નિર્વાસિતો મુખ્યત્વે શહેરી વિસ્તારોમાંથી આવેલા છે એટલે તેમાંના બહુ જ થોડા જમીન ધરાવનારા ખેડૂતો હતા. આથી તેમાંનો બહુ જૂજ ભાગ ખેતીના વ્યવસાયમાં પડયો છે. વળી ખેતી લાયક પડતર જમીન પણ ગુજરાતમાં છે નહિ એટલે તેમને ખેતીમાં વસાવવાનું રાજ્યને માટે ઘણું જ મુશ્કેલ કાર્ય હતું. ગુજરાતમાં માત્ર ૪.૯૬ ટકા એટલે કે ૧,૫૬,૬૭૭ નિર્વાસિતોમાંથી માત્ર ૭,૭૭૯ વ્યક્તિઓ જ ખેતીની આવકતમાંથી તેમનો નિર્વાહ મેળવે છે. તેમાંનો મોટો ભાગ ૯૫.૦૪ ટકા એટલે કે ૧,૪૮,૮૯૮ માણસો ખેતી સિવાયના અન્ય વ્યવસાયમાંથી તેમની આજીવિકા મેળવતા હોય છે. ગુજરાતમાં સ્થિર થઈને વસવાટ કરી અને જુદા જુદા ધંધામાં પડેલા નિર્વાસિતોનો ખ્યાલ નીચેના આંકડાઓ ઉપરથી આવી શકશે:

વિવિધ વ્યવસાયોમાં

ગુજરાતમાં ૮૪,૮૯૧, સૌરાષ્ટ્રમાં ૫૯,૭૮૭ અને કચ્છમાં ૧૧,૯૯૯ મળી કુલ ૧,૫૬,૬૭૭ નિર્વાસિતોની સંખ્યા હતી.

નિર્વાસિતોની કુલ ૧,૫૬,૬૭૭ની સંખ્યામાંથી ગુજરાતમાં ૪,૯૮૬, સૌરાષ્ટ્રમાં ૧,૦૬૮ અને કચ્છમાં ૧,૭૨૫ મળી કુલ ૭,૭૭૯ નિર્વાસિતો ખેતીના ધંધામાંથી તેમની આજીવિકા સમગ્ર ગુજરાતમાં મેળવતા હતા. બીજી રીતે કહીએ તો તે પ્રદેશમાં અનુક્રમે ૫.૮૭, ૧.૭૮, અને ૧૪.૩૮ ટકા તે તે પ્રદેશમાં અને ૪.૯૬ ટકા સમગ્ર ગુજરાતમાં ખેતીમાંથી તેમની આજીવિકા મેળવતા હતા.

ખેતી સિવાય અન્ય વ્યવસાયમાંથી આજીવિકા મેળવનારની ગુજરાતમાં ૭૯,૯૦૫ (૯૪.૧૩ ટકા), સૌરાષ્ટ્રમાં ૫૮.૭૨૦ (૯૮.૨૨ ટકા),

કચ્છમાં ૧૦,૨૭૩ ( ૮૫.૬૨ ટકા ) મળી કુલ ૧,૪૮,૮૯૮ ( ૯૫.૦૪ ), ટકાની સંખ્યા હતી.

ખેતી સિવાયના અન્ય વ્યવસાયો વિગતવાર જોઈએ તો ઈતર ઉત્પાદન, વ્યાપાર, ટ્રાન્સપોર્ટ અને નોકરી અને પરચૂરણ ધંધાઓનો ઉલ્લેખ કરી શકાય. તેના વિગતવાર આંકડા નીચે મુજબ છે:

ખેતી સિવાયના અન્ય ઉત્પાદનમાં ગુજરાતમાં ૧૨,૯૭૭ ( ૧૫.૨૯ ટકા ), સૌરાષ્ટ્રમાં ૮,૬૮૯ ( ૧૪.૫૩ ટકા ), કચ્છમાં ૨,૭૦૦ ( ૨૨.૫૦ ટકા ) મળી સમગ્ર ગુજરાતમાં ૨૪,૩૬૬ ( ૧૫.૫૫ ટકા )ની સંખ્યા હતી.

વ્યાપારમાંથી આજીવિકા મેળવનારની સંખ્યા ગુજરાતમાં ૩૬,૦૯૩ ( ૪૨.૫૨ ટકા ), સૌરાષ્ટ્રમાં ૩૦,૪૨૫ ( ૫૦.૮૯ ટકા ), કચ્છમાં ૧,૫૪૨ ( ૧૨.૮૫ ટકા ) એમ મળી સમગ્ર ગુજરાતની કુલ સંખ્યા ૬૮,૦૬૦ ( ૪૩.૪૪ ટકા ) હતી.

ટ્રાન્સપોર્ટમાં ગુજરાતમાં ૩,૩૧૨ ( ૩.૯૦ ટકા ), સૌરાષ્ટ્રમાં ૧,૪૩૮ ( ૨.૪૧ ટકા ), કચ્છમાં ૩૭૦ ( ૩.૦૮ ટકા ) મળી સમગ્ર ગુજરાતમાં કુલ ૫,૧૨૦ ( ૩.૨૭ ટકા ) હતા.

નોકરી અને બીજા અન્ય પરચૂરણ ધંધામાં પડેલા નિર્વાસિતો ગુજરાતમાં ૨૭,૫૨૩ ( ૩૪.૪૨ ટકા ), સૌરાષ્ટ્રમાં ૧૮,૧૬૮ ( ૩૩.૩૯ ટકા ), કચ્છમાં ૫,૬૬૧ ( ૪૭.૧૯ ટકા ) મળી ગુજરાતમાં ૫૧,૩૫૨ ( ૩૨.૭૮ ટકા ) હતા.

આ આંકડા જોતાં જણાશે કે ગુજરાતમાં આવેલા નિર્વાસિતોનો મોટો ભાગ વ્યાપાર ધંધા અને નોકરીમાં વિશેષ સ્થિર થયો છે. વ્યાપારમાં પણ તેમની સાહસિકતા ધ્યાન ખેંચે એવી છે. વ્યાપારમાં વિશેષમાં સિંધી અને વાહનવ્યવહારમાં શીખ અને પંજાબી વધારે જોવા મળે છે. ખેતીના વ્યવસાયમાં બહુ જૂજ નિર્વાસિતો પડેલા હોવાથી સામાન્ય રીતે તેમાંના ગ્રામ વિસ્તારમાં ઓછા વસેલા છે. અને શહેરોમાં વિશેષ સ્થિર થયા છે. નીચેના આંકડાઓ ઉપરથી તેઓ શહેરી અને ગ્રામ વિસ્તારમાં કયા પ્રમાણમાં વસ્યા છે તે જણાઈ આવશે. કચ્છમાં શહેરોની સંખ્યા જૂજ હોવાથી ત્યાં ગ્રામવિસ્તારમાં વસેલા નિર્વાસિતોની સંખ્યા બીજા પ્રદેશો કરતાં જરા વિશેષ છે.

| પ્રદેશ | ગ્રામ વિસ્તારમાં વસતા નિર્વાસિતના ટકા | શહેરી વિસ્તારમાં વસતા નિર્વાસિતના ટકા |
|---|---|---|
| ગુજરાત | ૧૯ | ૮૧ |
| સૌરાષ્ટ્ર | ૫ | ૯૫ |
| કચ્છ | ૪૭ | ૫૩ |

આવેલા નિર્વાસિતોમાં ખાસ ધ્યાન ખેંચે તેવી હકીકત તેમનામાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ વધુ જોવામાં આવ્યું છે. ખાસ કરીને નિર્વાસિત સ્ત્રીઓનું અક્ષરજ્ઞાનનું પ્રમાણ સ્થાનિક સ્ત્રીઓના પ્રમાણ કરતાં કેટલેક સ્થળે બમણું કે ત્રણ ઘણું પણ જોવામાં આવ્યું છે. નીચેના આંકડા તેમના અક્ષરજ્ઞાનનો ખ્યાલ આપશે.

| પ્રદેશ | નિર્વાસિતોના અક્ષરજ્ઞાનનું પ્રમાણ | | | ગુજરાતમાં અક્ષર જ્ઞાનનું પ્રમાણ | | |
|---|---|---|---|---|---|---|
| | પુરુષો | સ્ત્રીઓ | કુલ | પુરુષો | સ્ત્રીઓ | કુલ |
| ગુજરાત | ૫૭ | ૨૭ | ૪૩ | ૩૫ | ૧૫ | ૨૫ |
| સૌરાષ્ટ્ર | ૫૩ | ૨૭ | ૪૧ | ૨૬ | ૧૦ | ૧૮ |
| કચ્છ | ૪૯ | ૨૧ | ૩૬ | ૪૨ | ૧૯ | ૩૦ |

ભારતના જુદા જ પ્રદેશમાંથી આવીને આ રીતે દાઢેક લાખ જેટલા નિર્વાસિતો ગુજરાતમાં સ્થિર થયા છે. બહારથી આવેલી જાતિઓ કે લોકો સ્થિર બનવાના પ્રસંગો ગુજરાત માટે નવા નથી. બહુ નજીકનો પ્રસંગ પારસીઓનો છે. ધર્મને કારણે ઈરાન છોડીને તેઓ અહીં આવીને વસ્યા હતા અને આજે ગુજરાતી બની ગયા છે. ગુજરાતના ઈતિહાસમાં મધ્યકાળમાં પંજાબ અને સિંધમાંથી કાઠી તથા જાટ, રાજસ્થાનમાંથી ચારણ અને ગોહેલ, એવી જાતિઓ ઉપરાંત મુસલમાનો અને બીજી જાતિઓ જુદે જુદે સમયે ગુજરાતમાં આવીને વસી છે. દૂરના ભૂતકાળમાં હૂણ, ગ્રીક, સિથિયન, ગુર્જર વગેરે જાતિઓ ગુજરાતમાં આવી અને વસીને અહીંના જનસમુદાય સાથે ભળી ગયેલી છે. તેમાંની કેટલીક વિજેતા તરીકે જૂથમાં આવેલી તો કેટલીક રાજકીય, આર્થિક કે સામાજિક દબાણને કારણે આવેલી. બ્રાહ્મણોને તો ગુજરાતના રાજવી મૂળરાજ સોલંકીએ ઉત્તર હિંદમાંથી ગુજરાતના સંસ્કાર ધર્મમાં વધારો કરવા બોલાવેલા. આમ જુદી જુદી જાતિઓ, કોમો ગુજરાતમાં આવીને વસેલી છે અને તેના લોકજીવન સાથે ભળી જઈને એક સમાજ તરીકે રહે છે. ગુજરાતની આદિવાસી જાતિને બાદ કરતાં ગુજરાતનો લગભગ સઘળો લોકસમાજ ગુજરાત બહારથી સ્થળાંતર કરીને આવેલો છે.

બે જાતિઓ અથવા સંસ્કૃતિઓનો સંગમ થાય ત્યારે તે બેઉ વચ્ચે શરૂઆતમાં અથડામણ ઊભી થાય છે અને એકને બીજી સંસ્કૃતિ કે જાતિ ગળી જવા અથવા તો હાંકી કાઢવા પ્રયત્ન કરે છે. તેમ જો ના બને તો અરસપરસ સમાધાન અને સમન્વય કરીને રહે છે. આ સમન્વયમાં આગંતુક જાતિ પ્રબળ હોય તો તેના કેટલાક સંસ્કાર સામાજિક જીવન વગેરેની અસર સ્થાનિક પ્રજા ઉપર પાડે છે. અને જો જાતિ નાની હોય તો સ્થાનિક રહેવાસીઓનું જીવન તેઓ અપનાવી લે છે. ગુજરાતમાં વસતી જુદી જુદી જાતિઓના જીવન સમન્વયને કારણે ગુજરાતનું સામાજિક જીવન ઘણું સમૃદ્ધ અને વૈવિધ્યવાળું બન્યું છે.

વીસમી સદીના મધ્ય ભાગમાં (૧૯૪૭–૪૮) નિર્વાસિતો પણ ગુજરાતમાં આવ્યા. તેઓ મુખ્યત્વે સિંધ અને પંજાબમાંથી આવ્યા છે. તેમાં પણ ખાસ કરીને સિંધીની સંખ્યા વિશેષ છે. આ સિંધી અને પંજાબીઓની આગવી સંસ્કૃતિ, ભાષા અને ધર્મ હતાં, તેમના સામાજિક રીતરિવાજો અને જીવન પ્રણાલિકા હતાં આ બધું તેમની સાથે લઈને તેઓ આવેલા છે. તેમાંનો બહુ જ થોડો ભાગ ઉપલા થરમાંથી આવેલો છે. મોટો ભાગ તો સમાજના મધ્યમ વર્ગ અથવા તેનાથી નીચેના થરમાંથી આવેલો છે.

## નિર્વાસિતોનો ફાળો

નિર્વાસિતો ગુજરાતમાં આવી અહીંના નાગરિક બની સ્થિર થતા જાય છે. સવા દાયકા પછી આપણે તેના ખમીરનો જુદો જુદો પરિચય પણ જોઈ શકીએ છીએ. માંગરોળની 'શારદા ગ્રામ'ની સંસ્થા, અલિયાબાડાનું દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય, રાજકોટમાં વીરાણી વિદ્યાલયનું સંચાલન, પોરબંદરનું નૂતન વિદ્યાલય એ સઘળું પાકિસ્તાનમાંથી આવી સ્થિર બનેલા નિર્વાસિતોનું જ સર્જન છે. પત્રકારત્વના ક્ષેત્રે પણ દૈનિક પત્રના સ્વરૂપે નીકળતું રાજકોટનું "નૂતન સૌરાષ્ટ્ર" એ પણ તેમનું જ સાહસ છે. અલબત્ત આ બધાં સાહસો શુદ્ધ નિર્વાસિતોનાં નથી પણ જેમનાં સ્થાપિત હિતો ગુજરાતમાંથી બંધ પડયાં અને પચીસ-પચાસ કે તેથી પણ વિશેષ વરસ થયાં સિંધ કે પંજાબના વતની બની ગયેલા ગુજરાતીનાં છે પણ એ વાત વીસરવી ન જોઈએ કે તેઓ નિર્વાસિત બનીને અહીં આવેલા હતા.

સિંધી અને પંજાબી નિર્વાસિતો એકરસ થઈને ગુજરાતી સમાજ સાથે તરત જ ભળી ન શકે એ સ્વાભાવિક છે પરંતુ આપણે તેમનું ખમીર પણ જુદા જુદા ક્ષેત્રે જોઈ શકીએ છીએ. ગમે તેવા કપરા, કઠિન અને પ્રતિકૂળ સંજોગોમાં તેઓ મુકાયેલા હતા છતાં તેમાંનો એક પણ માણસ રસ્તે ભીખ માગતો જોવામાં આવ્યો નથી. કોઈ ને કોઈ પ્રકારનો વ્યવસાય અપનાવીને દરેક કુટુંબ તેમનો આર્થિક કોયડો ઉકેલવા પુરુષાર્થ કરતા જોવામાં આવ્યા છે. વ્યાપારના ક્ષેત્રે પણ તેમનું ખમીર જોઈ શકાય છે. થોડે નફે બહોળો વેપાર ખેડવાની તેમની રીત ગુજરાતી વેપારીઓને ધડો આપે તેવી છે. અમદાવાદમાં કાપડનું બજાર તો આ નિર્વાસિતોએ હાથ ધર્યું હોય એવું લાગે છે. તેની બે કાપડ માર્કેટ જોતાં વ્યાપારિક ક્ષેત્રે તેમણે કેટલાં ઊંડાં મૂળ નાખ્યાં છે તે જોઈ શકાય છે. તેવી જ રીતે બીજાં શહેરોમાં કાપડ અને બીજા ઉદ્યોગોમાં તેઓ પડેલા છે. તે સિવાય બરફ અને બિસ્કિટનાં કારખાનાં ને જુદા જુદા ઉદ્યોગોમાં પણ તેઓએ પગપેસારો કરી ગુજરાતમાં તેમનાં મૂળ સ્થિર કરતાં જાય છે. ધાર્મિક કે સામાજિક ક્ષેત્રે જોઈએ તો ભાવનગર શહેરમાં વસતી નિર્વાસિતોની નાની સરખી વસ્તી, દશેરાને દિવસે "રાવણ વધ"ની તેમની ધાર્મિક રૂઢિ જાળવી રાખી તે પ્રસંગે ૩૦ થી ૪૦ હજાર જેટલા શહેરીઓને એકઠા કરી અને આકર્ષતી હોય છે. તે શહેરમાં નિર્વાસિતોનો "રાવણ વધ"નો પ્રસંગ એ જાણે ત્યાંના શહેરીઓનો જ વાર્ષિક પ્રસંગ હોય તેટલા ઉત્સાહથી તે જોવા સ્ત્રીઓ અને પુરુષો ઊભરાતાં હોય છે. તેઓએ અહીંની ભાષા પણ કેટલેક અંશે અપનાવી છે અને હવે તો તેમની ઊગતી પેઢી આજની કોલેજો અને માધ્યમિક શાળાઓ દ્વારા શિક્ષણ લઈને ગુજરાતી સમાજની વચ્ચે રહીને બહાર આવવા લાગી છે.

## પુનર્વસવાટ અને રાહતનાં કાર્યો

ગુજરાતમાં પગભર થયેલા આ નિર્વાસિતોનો પુનર્વસવાટ કરવા પાછળ દેશને સારો એવો પુરુષાર્થ કરવો પડયો છે અને આર્થિક બોજ ઉપાડવો પડયો છે.

ભારતમાં આવેલા આ નિર્વાસિતોમાં દરેક પ્રકારના લોકો હતા. શારીરિક રીતે સશક્ત અને શ્રીમંત કુટુંબો પણ હતાં. ગરીબ, નિરાધાર અને શરીરે અપંગ વર્ગ પણ હતો. તે સૌને રાજકીય ભાગલાને પરિણામે પાકિસ્તાન છોડી ફરજિયાત સ્થળાંતર કરવું પડેલું એટલે તેમને થાળે પાડવાની, તેમના પુનર્વસવાટની નૈતિક ફરજ ભારત સરકારની થઈ પડી હતી અને તે અનુસાર નિર્વાસિતોનું કામ બે ભાગોમાં વહેંચાયું હતું. એક તો રાહતનું અને બીજું પુનર્વસવાટનું.

ભારત સરકારે ઘણી યોજનાઓ રાજ્ય સરકાર દ્વારા નાણાં આપીને અમલમાં મૂકી હતી. તેમાંની એક યોજના નિરાધાર, ત્યજાયેલાં, વિધવા સ્ત્રીઓ, વૃદ્ધો અને અપંગોને રાહત આપવાનું હતું. આ કામ માટે નિર્વાસિત ગૃહો સ્થાપી તેમને રાખવામાં આવ્યાં છે.

ગુજરાતમાં નિર્વાસિતો માટે રાહત કામ કરતાં ચાર નિવાસ ગૃહો ૧. કસ્તૂરબા સેવાલય, સરદાર નગર વસાહત, અમદાવાદ. ૨. પુરુષાર્થ ગૃહ, બાંટવા ૩. પુરુષાર્થ ગૃહ, કુતિયાણા અને ૪. આદિપુર આશ્રમ, ગાંધીધામ (કચ્છ) માં ચાલી રહેલ છે. આ ચારે સંસ્થાઓ ભારત સરકારની આર્થિક સહાયથી શરૂ કરવામાં આવી છે.

૧. કસ્તૂરબા સેવાલય: આ સંસ્થાનું સંચાલન કસ્તૂરબા સ્મારક નિધિ તરફથી કરવામાં આવે છે. સેવાલયમાં વસતી દરેક વ્યક્તિ દીઠ માસિક રૂ. ૨૫ની સહાય ભારત સરકાર તરફથી નિયત કરેલા નિયમ મુજબ આપવામાં આવે છે. આ સંસ્થામાં વસતા નિર્વાસિતોને માટે ખાધા ખોરાક, પોશાક વગેરેનો ખર્ચ આ સહાયમાંથી કરવામાં આવે છે.

૨. પુરુષાર્થગૃહ—બાંટવા: સૌરાષ્ટ્રમાં નિર્વાસિતોની રાહત માટેની આ મોટામાં મોટી સંસ્થા હતી. ૧૯૫૯ના મે માસ અગાઉ આ ગૃહનું સંચાલન સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ દ્વારા થતું હતું, પરંતુ હવે તેનું સંચાલન ગુજરાત રાજ્યના સમાજ કલ્યાણ ખાતા દ્વારા થાય છે. આ સંસ્થાને પણ કસ્તૂરબા સેવાલયના ધોરણે આર્થિક સહાય આપવામાં આવે છે.

૩. પુરુષાર્થગૃહ—કુતિયાણા: આ સંસ્થા માત્ર પૂર્વ પાકિસ્તાનમાંથી આવેલા નિર્વાસિતો માટે જ શરૂ કરવામાં આવી છે અને તેનું નિયમન પશ્ચિમ બંગાળના પુનર્વસવાટ ખાતા દ્વારા થાય છે. આ ગૃહનું સંચાલન મે, ૧૯૫૯ પહેલાં સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ દ્વારા થતું હતું. ઉપરોક્ત સંસ્થાઓને ધોરણે આ સંસ્થાને પણ આર્થિક સહાય આપવામાં આવે છે.

૪. આદિપુર આશ્રમ: આ આશ્રમ નિર્વાસિત વૃદ્ધ, અપંગ અને નિરાધાર સ્ત્રીઓ અને બાળકો માટે શરૂ કરવામાં આવેલું છે. તેનું સંચાલન ગાંધીધામની સિંધુ રિસેટલમેન્ટ કોરપોરેશન દ્વારા થાય છે. પણ તેના ઉપર આખરી નિયમન રાજ્ય સરકારનું છે. આ આશ્રમને પણ ઉપરના ધોરણે આર્થિક સહાય આપવામાં આવે છે.

અત્યાર સુધી આ ચારે સંસ્થાએ યોગ્ય નિર્વાસિતોને રાખી અને રાહત કાર્ય કર્યું છે અને હજી પણ તેનું કાર્ય ચાલુ છે. આ પ્રકારના રાહત કાર્ય ઉપરાંત જે નિરાધાર અને અશક્ત નિર્વાસિતો આ સંસ્થાઓની બહાર રહેતા હોય તેમને રૂ. ૧૫ની માસિક સહાય આપવામાં આવે છે. આ સિવાય ક્ષયના બીમાર દર્દીઓને પણ આર્થિક સહાય આપવામાં આવે છે.

આ રાહત કાર્યની સાથોસાથ બીજું કાર્ય નિર્વાસિતોના પુનર્વસવાટનું હતું. નિર્વાસિતોને રહેવા માટે આશરો, કામધંધા માટે મૂડી, તેમને નોકરીએ ચડાવવાનું, હુન્નરઉદ્યોગ શીખવી કામે લગાડવાનું અને તેમનાં બાળકોને શિક્ષણની જોગવાઈ કરવાનું વગેરે કાર્ય હતું.

વસવાટ

પાકિસ્તાનથી આવેલા નિર્વાસિતો માટે કપરામાં કપરો પ્રશ્ન હતો તેમને રહેવા માટેનાં મકાનોનો. શહેરો અને ગામડાંઓમાં પણ મકાનોની તંગી પ્રવર્તતી હતી તેમાં આટલી મોટી સંખ્યા આવતાં પ્રશ્ન વધુ તીવ્ર બની ગયો હતો. આ સંજોગોમાં નિર્વાસિતોને મકાન બાંધવા માટે રાજ્યોને લોન આપવાનું ભારત સરકારે નક્કી કર્યું અને તે મુજબ રાજ્ય સરકારોએ જાહેર બાંધકામ ખાતા અને હાઉસિંગ બોર્ડ દ્વારા જુદા જુદા સ્થળે મકાન બાંધી આ પ્રશ્નને હળવો કર્યો છે. મકાનો બાંધવાની આ યોજના અનુસાર ગુજરાત રાજ્યમાં નિર્વાસિતોની વસાહતો અને નાનાં નગરો ઊભાં થયાં છે જેમાં ઉલ્લેખ કરી શકાય તેવા અમદાવાદના સરદાર નગર વસાહત, વડોદરા, રાંદેર, સુરત, ભાવનગર, રાજકોટ, જામનગર, પાલીતાણા, નવસારી, બિલીમોરા વગેરે સ્થળોએ આ વસાહતો ઊભી કરવામાં આવી છે. આ વસાહતોમાં ઠીક ઠીક મોટી સંખ્યામાં નિર્વાસિતોનો સમાવેશ થઈ શકયા છે. આ સઘળી વસાહતોનો વહીવટ રાજ્ય સરકારનાં ખાતાંઓ દ્વારા થાય છે. સુધરાઈ જેવી સ્થાનિક સંસ્થાઓએ પણ મકાનોનો પ્રશ્ન ઉકેલવામાં ક્યાંક ક્યાંક સહાય આપી છે.

લોન

નિર્વાસિતો નાના ઉદ્યોગો અને ખેતીમાં પડી તેમનો નિર્વાહ કરતા થાય તે માટે કેબિનો બાંધવા, ખેતીનાં સાધનો ખરીદવા છૂટથી નાની લોનો આપવામાં આવી હતી. આ લોનો ભારત સરકાર તરફથી રાજ્ય સરકાર દ્વારા નિર્વાસિતોને આપવામાં આવી હતી. નિર્વાસિતોની આર્થિક સ્થિતિ જોઈએ તેવી ન સુધરતાં અને તેમાંના કેટલાક પગભર થયેલા ન હતા એટલે રૂ. ૩૦૦થી નીચેની રકમની લોન માંડી વાળી તેમને રાહત આપવામાં આવેલી.

શરૂઆતમાં પરચૂરણ વ્યાપાર કરવા માટે પણ લોન આપવામાં આવી હતી પરંતુ આ યોજના પાછળથી બંધ કરી અને જે નિર્વાસિતો વ્યાપાર ધંધો કરવા માગતા હોય તેમને પાકિસ્તાનમાં રહી ગયેલી તેમની મિલકત પેટે લોન આપવાનું અને પાછળથી તેનો દાવો મળતાં તે પેટે સરભર કરવાની યોજના અમલમાં મૂકી છે.

ઔદ્યોગિક તાલીમ

નિર્વાસિતો ઔદ્યોગિક તાલીમ મેળવી અને પગભર થાય તે માટે તેમને આવા પ્રકારની તાલીમ આપવા માટે અમદાવાદ, મોરબી અને રાજકોટ ખાતે ઔદ્યોગિક તાલીમ સંસ્થાઓ શરૂ કરવામાં આવી છે.

નાના ગૃહઉદ્યોગો માટે આર્થિક સહાય

નિર્વાસિતોની વસાહતોમાં રહેનારાઓને કામધંધો અને રોજી મળે તે માટે આવી વસાહતોમાં કોઈ નિર્વાસિત મધ્યમ કે નાના ગૃહઉદ્યોગો શરૂ કરવા માગતા હોય તેમને આર્થિક સહાય આપવાની યોજના અમલમાં મૂકી છે.

કેળવણીની સંસ્થાઓને સહાય

નિર્વાસિતો માટેની શિક્ષણ સંસ્થાઓનાં મકાનો બાંધવા, તે અંગે સાહિત્યો અને સાધનો ખરીદવા માટે સહાય આપવાની યોજના અમલમાં મૂકવામાં આવી છે. ધંધાદારી અને ઔદ્યોગિક શિક્ષણ માટે ગરીબ નિર્વાસિત વિદ્યાર્થીઓને પણ સહાય આપવામાં આવે છે.

આ રીતે જુદી જુદી યોજનાઓ અમલમાં મૂકીને નિર્વાસિતોની સમસ્યા ભારત અને રાજ્ય સરકારના અરસપરસના સહકારથી ઉકેલવામાં આવી છે.



# અમેરિકામાં વસતા ગુજરાતીઓ

શ્રી. રામુ પંડિત
(અધ્યાપક, અર્થશાસ્ત્ર વિભાગ, મ. સ. યુનિ. વડોદરા)

ઘરઆંગણે રૂઢિગત ને ભાષાકીય ભેદભાવોને કારણે એકબીજાથી કાંઈક વિમુખ રહેતા ને કોક વાર ઝઘડી પણ બેસતા બંગાળી, બિહારી, શીખ, ગુજરાતી, મરાઠી, મદ્રાસી વગેરે લોકો હિંદનો કિનારો છોડતાંવેંત પ્રાંતીય અસ્મિતાને જરા વેગળી મૂકી રાષ્ટ્રીય અસ્મિતાના ઉપાસક બની જાય એ સ્વાભાવિક ગણાવું જોઈએ. હિંદ બહાર હિંદની પ્રતિષ્ઠા વધારનારી (કે ઘટાડનારી) કોઈ પણ પ્રવૃત્તિ કરનારને હિંદી તરીકે ઓળખવામાં આવશે, ગુજરાતી, બંગાળી કે મદ્રાસી તરીકે નહીં. એ દૃષ્ટિએ જોતાં અમેરિકામાં વસતા ગુજરાતીઓ અમેરિકનોને મન પ્રથમ હિંદી છે, પછી એ જે પ્રાંતના હોય તે.

ઇચ્છીએ ન ઇચ્છીએ તોપણ પ્રાંતીય અસ્મિતાથી કોઈ મુક્ત રહી શકતું નથી. અમેરિકનોમાં પણ આ અસ્મિતા પૂરતી વિકસેલી છે. ટેક્સસ રાજ્યના વતનીઓ વિષે તો મશ્કરીમાં એમ કહેવાય છે પણ ખરું કે એ પહેલાં ટેક્સન છે, પછી અમેરિકન. અમેરિકાના પૂર્વ કિનારે રહેનારા લોકો પોતાની સાંસ્કૃતિક પ્રણાલીઓ વિષે એટલા મગરૂર હોય છે કે પશ્ચિમ કિનારાના લોકો સામે જોઈને જરા નાકનું ટેરવું ચડાવે છે; આમ છતાં પ્રાંતીય અસ્મિતા અંગેનું પ્રમાણભાન અમેરિકનો કદી ગુમાવતા નથી. આવી પ્રાંતીય અસ્મિતાની વાતો અંતે તો હળવું વાતાવરણ સર્જવા માટે જ કરવામાં આવે છે.

ગુજરાતી પ્રજાની વિશિષ્ટતા એવી છે કે એ જે પ્રદેશમાં જાય એ પ્રદેશની પ્રજા સાથે ઝટ એકરસ થઈ જાય. અમેરિકામાં વસતી ગુજરાતી પ્રજા વિષે આ વિધાન કેટલું સાચું છે એ ચોક્કસ કહી શકાય નહિ; આમ છતાં ગુજરાતીઓની વસ્તી અમેરિકામાં છેલ્લા દાયકામાં વધી છે એમાં શંકા નહીં. મુખ્યત્વે ત્રણ પ્રકારના ગુજરાતીઓ આજે અમેરિકામાં વસે છે—વિદ્યાર્થીઓ, ત્યાં સ્થાયી થયેલાઓ ને નાગરિકપદ મેળવેલાઓ. આ ત્રણેયની કુલ સંખ્યા ૪,૦૦૦ થી વધારે નહિ હોય.

ગુજરાત પાસે અઢળક પૈસો છે આથી ઘણાં માબાપ પોતાના દીકરાઓને પરદેશ ભણવા મોકલી શકે છે એવી માન્યતા અમેરિકામાં વસતા બિનગુજરાતીઓમાં ઠીક ઠીક પ્રચલિત છે. મિલમાલિકોના અને અન્ય પૈસાદારોના દીકરા અમુક અમુક યુનિવર્સિટીમાં એટલી મોટી સંખ્યામાં છે અને એવું બેફામ ખર્ચ કરે છે કે આવી માન્યતાને સ્વાભાવિક રીતે સમર્થન પણ મળે છે; પરંતુ અમેરિકા ખાતે ભણનારા ગુજરાતીઓમાંથી ૭૫–૮૦ ટકા વિદ્યાર્થીઓ એવા જ છે કે જે માબાપ કે મિત્રોની મદદ વડે થોડી રકમ અહીંતહીંથી ઉછીની લઈને ભણવા ગયા છે. આ વિદ્યાર્થીઓ મુખ્યત્વે મધ્યમ વર્ગના હોવાથી ઠીક ઠીક મજૂરી કરીને પોતાની મહત્ત્વાકાંક્ષા પાર પાડે છે. આવા ગુજરાતીઓને પોતાનું શિક્ષણ ને પોતાની પ્રતિષ્ઠા ખૂબ વહાલાં હોય છે; આથી હિંદની પ્રતિષ્ઠા વધે એવી પ્રવૃત્તિઓમાં પણ એ ઉત્સાહપૂર્વક ભાગ લે છે; આમ છતાં સામાન્ય ગુજરાતી યુવકનો અંગ્રેજી ભાષા પરનો કાબૂ સામાન્ય ઉત્તર કે દક્ષિણ હિંદુસ્તાની કે બંગાળી કરતાં ઓછો હોય છે; આથી વાદવિવાદમાં કે જાહેર પ્રવચનોમાં ઊંડી છાપ પાડી શકે એવા ગુજરાતી વિદ્યાર્થીઓ બીજા પ્રદેશના વિદ્યાર્થીઓની સરખામણીમાં ઓછા છે.

ગુજરાતી માબાપ પુત્રના શિક્ષણ પાછળ જેટલું મૂડી રોકાણ કરવા તૈયાર હોય છે એટલું પુત્રીના શિક્ષણ પાછળ કરવા તૈયાર નથી હોતાં. પરિણામે અન્ય પ્રદેશની યુવતીઓ જેટલી સંખ્યામાં અમેરિકા વધુ અભ્યાસાર્થે આવે છે એટલી સંખ્યામાં ગુજરાતી યુવતીઓ નથી આવતી. આ ગાબડું પૂરવામાં ગુજરાતી યુવકે જે ધગશ બતાવી છે એવી બીજા કોઈ પ્રદેશના યુવકે નથી બતાવી. જોખમ ખેડીને પણ સપત્ની અમેરિકા અભ્યાસાર્થે જનાર ગુજરાતી વિદ્યાર્થીઓ વધતા જાય છે. છેલ્લાં પાંચેક વર્ષમાં તો અમેરિકા ગયેલા ગુજરાતી યુવાનોએ પોતાની પ્રેયસીને યેનકેન પ્રકારેણ ત્યાં બોલાવી લગ્ન કર્યાં હોય ને ઘર ચલાવતાં ચલાવતાં અભ્યાસ પૂરો કર્યો હોય એવા કિસ્સા પણ ઘણા નોંધાયા છે. ગુજરાતી માબાપે માત્ર દીકરીના ઉચ્ચ શિક્ષણના શોખને પૂરો પાડવા માટે એને અમેરિકા મોકલી હોય એવા દાખલા તો આંગળીને વેઢે ગણાય એટલા જ છે. અન્ય પ્રાંતોની છોકરીઓ કરતાં ગુજરાતી છોકરીની વિશિષ્ટતા એ ગણી શકાય કે ઘણીખરી ગુજરાતી છોકરીઓને ઘરકામ, રસોઈ વગેરે આવડતું હોય છે. કાંઈ સાંસ્કૃતિક કાર્યક્રમ રજૂ કરવો હોય તો પણ ગરબા ને રાસ કોઈપણ ગુજરાતી છોકરીને ન આવડતા હોય એવું ન બને. આથી સાંસ્કૃતિક વિનિમયમાં અમેરિકામાં વસતી ગુજરાતણોનો ફાળો મોટો છે એમ કહેવું એ અતિશયોક્તિ નથી.

કોઈ પણ અમેરિકન યુનિવર્સિટીમાં ગુજરાતી વિદ્યાર્થીઓનું પ્રમાણ અન્ય પ્રદેશોના વિદ્યાર્થીઓ જેટલું જ હોય તો એકબીજા સાથે હળીમળીને રહેવાની વૃત્તિ સ્વાભાવિક બને છે; પરંતુ બન્યું છે એવું કે અમુક અમુક યુનિવર્સિટીમાં ગુજરાતી વિદ્યાર્થીઓનું પ્રમાણ અન્ય પ્રદેશોના વિદ્યાર્થીઓ કરતાં ઘણું વધારે—ઊડીને આંખે વળગે એટલું

વધારે—છે (દા. ત. મિશિગન, ન્યૂયૉર્ક, ફિલાડેલ્ફિયા, કેલિફોર્નિયા); આવાં સ્થળોએ ગુજરાતીઓની જબરી જૂથબંધી જામે છે. સાંજે ફરવા નીકળે તો જાણે અમદાવાદના પ્રીતમનગરમાં કે મુંબાઈના શાન્તાક્રુજ વિલેપાર્લેમાં લટાર મારવા નીકળ્યા હોય એવું લાગે. ગુજરાતીમાં જ વાતો થાય, ગુજરાતી ખાણું ખવાય ને ગુજરાતીની સાથે જ ભાઈબંધી બંધાય. કવિ ખબરદારે વર્ષો પહેલાં ગાયું હતું: "જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં સદાકાળ ગુજરાત". આધુનિક કવિએ એવું કાંઈક ગાવાની જરૂર છે કે જે આપણી પ્રજાને આ પ્રકારના ગુજરાતીવાદના ભયસ્થાનો વિષે સજાગ કરે. ગુજરાતીઓ દૂધમાં સાકર ભળી જાય એમ અન્ય ભાષાભાષી પ્રજા સાથે ભળી જવા માટે પ્રતિષ્ઠા ભોગવતા હતા. એ જ ગુજરાતીઓ સામે વાડાબંધીના આક્ષેપો થાય છે. મહાગુજરાતની ચળવળે પણ ગુજરાતીઓમાં એક પ્રકારની અસહિષ્ણુતાની ભાવના જન્માવવામાં ભાગ ભજવ્યો છે. રખે એમ માની લેવામાં આવે કે બધા ગુજરાતી વિદ્યાર્થીઓને એક અક્ષે મૂંડવાનો આ યત્ન છે. આ સમસ્યા વિષે સજાગ ગુજરાતી વિદ્યાર્થીઓ અમેરિકામાં ઠીક ઠીક સંખ્યામાં છે ને આંતરભારતીની ભાવનાને લક્ષમાં રાખીને એ વાડાબંધી તોડવા યત્નશીલ પણ રહે છે; પરંતુ આવા વિદ્યાર્થીઓની સંખ્યા પ્રમાણમાં કેટલી?

પાંચ દસ વર્ષ અમેરિકામાં રહ્યા પછી ત્યાંના જીવનની ગતિથી રીઢા થઈ જનારં ગુજરાતીઓની સંખ્યા પણ ધીમે ધીમે વધતી જાય છે. "ઘેર પાછા જવામાં આર્થિક અસલામતી છે", "૪૦૦–૫૦૦ રૂપિયાની નોકરી મળવી પણ મુશ્કેલ છે એવું ફલાણાએ સ્વાનુભવે લખ્યું છે," "જરા લાંબું રોકાઈને દેવું ચૂકવી દેવું છે", "ઘરનું સંભાળી લે એવા ભાઈઓ છે તો પાછા જવાની શી ઉતાવળ છે?", "રૂઢિચુસ્ત કુટુંબમાં ક્યાં પાછું ગોઠવાવું?", "સોશિયલ ડાન્સિંગ ને ડ્રિંક્સ માટે ઇંડિયામાં સ્કોપ શું?" "હિંદમાં યાર ક્યાં અહીંની માફક બને છે?" "પરદેશમાં રહીને પણ દેશની સેવા ક્યાં નથી થતી?" વ. વ. સાચીખોટી દલીલો કરીને ઘેર પાછા આવવાનું ટાળતા અથવા લંબાવતા ગુજરાતીઓ પ્રમાણમાં ઠીક ઠીક છે. પચીસ વટાવી ગયા હોય ને પરણવાની ખૂબ તાલાવેલી લાગી હોય તો હાથમાં આવી તે અમેરિકન છોકરીને પરણી બેસનારા પણ ગુજરાતીઓ ત્યાં છે. ખાનદાન કુટુંબની સુશિક્ષિત ને સંસ્કારી અમેરિકન યુવતીને પરણવાની તક પામતા ગુજરાતીઓ (કે અન્ય હિંદીઓ) ખૂબ ઓછા છે; આમ છતાં એટલું કબૂલવું ઘટે કે આવું લગ્ન કરી બેસવાની વૃત્તિ પંજાબી કે બંગાળીઓના પ્રમાણમાં ગુજરાતીઓમાં ખૂબ ઓછી છે. અમેરિકન યુવતીને હિંદમાં નિભાવવાનું કામ હિંદનું જીવનધોરણ જોતાં અત્યંત દુષ્કર છે. અમેરિકન છોકરીને પરણીને હિંદ સાથે લાવેલા અનેક ગુજરાતીઓમાંથી બેત્રણ જ એવા છે કે જેમની પત્ની ગુજરાતી સંસ્કૃતિ સાથે કાંઈક તાદાત્મ્ય સાધીને અહીં રહી શકી છે. બાકીની છોકરીઓ કાં તો અમેરિકા એકલી પાછી ગઈ છે, કાં તો પતિને ખેંચી ગઈ છે. આનો અર્થ એવો નથી કે અમેરિકન યુવતી ગુજરાતી યુવતી કરતાં ઊતરતી છે કે ચારિત્ર્યમાં હલકી છે. અમેરિકામાં સ્ત્રી-સ્વાતંત્ર્ય પુષ્કળ છે, દરેક ક્ષેત્રમાં સ્ત્રી પુરુષની સમોવડી છે ને ગરીબમાં ગરીબ કુટુંબમાં જન્મી હોય તોપણ જીવનની અમુક સુવિધાઓ—જેવી કે ત્રણેક રૂમવાળું ફર્નિચરવાળું ઘર, રેફ્રિજરેટર, કાર, ટેલિફોન, કપડાં ધોવાનું ને કચરો કાઢવાનું મશીન, પૌષ્ટિક માંસાહારી ખોરાક, ફળફળાદિ વગેરેથી એ ટેવાયેલી હોય છે; આ બધી જ સુવિધાઓ આપણા દેશમાં ઉચ્ચ મધ્યમવર્ગને જ પોસાય છે; આથી એ ગમે તેટલી માનસિક તૈયારી સાથે હિંદ આવે તોપણ આ જીવનપદ્ધતિનું વાસ્તવિક દર્શન એને અસહ્ય લાગે છે.

અમેરિકામાં સ્થાયી થનારો ગુજરાતી વિદ્યાર્થીઓનો એક વર્ગ આર્થિક મહેચ્છાઓથી દોરવાયેલો છે. ઇજનેરીની ઉપાધિ ધરાવતો ગુજરાતી વિદ્યાર્થી અમેરિકામાં કોઈ પણ કારખાનામાં ૫૦૦ ડૉલર તો સહેલાઈથી કમાઈ શકે છે. વળી ઇજનેરોની માગ અમેરિકામાં હાલ પુષ્કળ હોવાથી ગમે તે દેશના વિદ્યાર્થીને અમેરિકામાં કાયમી વસવાટનો પરવાનો (Permanant residentship) મેળવવો અઘરો નથી. આથી એને એમ થાય છે કે મહિને ૨૦૦ ડૉલર બચાવીશ તોપણ બાર મહિને લગભગ ૧૦,૦૦૦ રૂપિયા બચશે. પાંચેક વરસ પછી એ રકમ વધીને ૫૦,૦૦૦ રૂપિયા થશે. તો પછી શા માટે ઉતાવળ કરી પાછા ફરવું? વાસ્તવિક રીતે આટલી રકમ બચતી નથી કારણ કે આવક સાથે ખર્ચ વધે છે. વળી કુટુંબ સાથે ત્યાં રહેનારના ૫૦૦ ડૉલર તો ક્યાં ચટણી થઈ જાય છે એ પણ ખબર પડતી નથી. યુનિવર્સિટીમાં ભણતો હોય ત્યાં સુધી તો એને નવરાશના કલાકો માટે કાંઈ ને કાંઈ પ્રવૃત્તિ મળી રહે છે; પરંતુ યુનિવર્સિટી છોડયા પછી ને ધંધે વળગ્યા પછી એના સંપર્કો ખૂબ જ ઘટી જાય છે; આથી સાંજ ક્યાં પસાર કરવી એ કોયડો એને મૂંઝવે છે. અમેરિકન સમાજ સાથે ઉપરછલ્લો સંપર્ક એ કેળવી શકે પરંતુ એ સમાજના એક અંગ બનવા એ તૈયાર નથી કારણ કે એની ધાર્મિક ને સાંસ્કૃતિક રીતરસમો જુદી છે. પરિણામે એ ભૌતિક રીતે સુખી હોવા છતાં, સારું દૂધ-માખણ ને ફળફળાદિ ખાતો ને કુટુંબને ખવડાવતો હોવા છતાં પોતે આ સમાજમાં ઠીક બંધબેસતો નથી એવું એને લાગ્યા કરે છે. ગુજરાતી કુટુંબગાંઠ ખૂબ મજબૂત હોવાને કારણે અમેરિકામાં દીકરો લાખ્ખો રૂપિયા કમાતો હોય તોપણ ઘેર નથી માટે નકામો એવી સતત ટકોરને કારણે પણ એ દુઃખી હોય છે ને પરદેશમાં વસવાથી પોતે દેશને કોઈ રીતે મદદરૂપ નથી નીવડતો એ લાગણી એને હંમેશાં પીડે છે. આ બધા વિચારોથી મુક્તિ મેળવવા એ અન્ય ગુજરાતી કુટુંબોનું શરણું શોધે છે, પરંતુ જે સુખ માટે એ તલસે છે એ એને પ્રાપ્ત નથી થતું એ નિઃશંક છે.

અમેરિકામાં વસતા ગુજરાતીઓનો ત્રીજો વર્ગ ત્યાં નાગરિકપદ મેળવીને રહેલાઓનો છે. આવા લોકો ભાષાએ ને સંસ્કારે ગુજરાતી જ છે, પરંતુ નાગરિકપદ એમણે સ્વેચ્છાએ છોડેલું છે. એમનો ગુજરાત કે હિંદ પ્રત્યેનો અનુરાગ એથી ઓછો થયો છે એવું કાંઈ નથી; પરંતુ નાગરિક બનવાથી એમને જે હક્કો પ્રાપ્ત થાય એ માત્ર કાયમી વસવાટનો પરવાનો મેળવવાથી ન થાય એ સ્વાભાવિક છે. કેટલાક ગુજરાતીઓ ત્યાં વર્ષોથી રહેતા હોવા છતાં હજુ અમેરિકન નાગરિકપદ લેતાં ખચકાય છે.

અમેરિકામાં સ્થળાંતર કરી સ્થિર થનાર હિંદીઓમાં ગુજરાતીઓ સૌથી છેલ્લા છે. ૩૦-૪૦ વરસ ઉપર થોડાક સુરતીઓ ત્યાં ગયેલા; પરંતુ સૌથી મોટી સંખ્યામાં તો પંજાબીઓ અમેરિકા પહોંચી ગયેલા. આજે પણ કેલિફોર્નિયામાં પંજાબી ખેડૂતો—મુખ્યત્વે શીખ—ની મોટી વસાહત છે ને એક ગુરુદ્વારાપણ નિભાવે છે. ખેતી સાથે સંકળાયેલા કોઈ ગુજરાતી જોવામાં આવ્યા નથી, પશ્ચિમ કિનારે સાનફ્રાંસિસ્કોમાં પચીસ-ત્રીસ ગુજરાતી કુટુંબો વેપાર-ધંધાર્થે રહે છે ને એમાંના ઘણા-ખરા ત્યાંનું નાગરિકપદ ભોગવે છે. પૂર્વ કિનારે ન્યૂયોર્કમાં પણ થોડા ગુજરાતીઓ ધંધાર્થે પેઢીઓ નિભાવે છે. ને હિંદી મસાલા—અથાણાં વગેરેનો વેપાર કરે છે. થોડા રડ્યાખડ્યા ગુજરાતીઓ ઇજનેર તરીકે કે વિજ્ઞાનક્ષેત્રે સંશોધન સહાયક તરીકે નોકરી કરે છે. ગુજરાતી પ્રજામાં મુખ્યત્વે પારસીઓનું સ્થળાંતર વધ્યું છે. છેલ્લાં પાંચેક વર્ષમાં અમેરિકામાં સ્થાયી થનારા ને નાગરિકપદ માટે યત્ન કરનારાઓમાં પારસીઓનું પ્રમાણ કંઈક ધ્યાન ખેંચે એવું છે. સાથે સાથે હિંદી સંસ્કૃતિ કે રાજકારણની યોગ્ય કદર કરાવવાનો પ્રયત્ન પારસીઓ ખૂબ જ નિષ્ઠાથી કરે છે એ નોંધવું ઘટે.

અમેરિકન નાગરિકપદ મેળવનાર ગુજરાતીઓની સામાજિક સમસ્યાઓ ખૂબ જ જટિલ છે. પોતે ઊંચી જાતિના છે એ સભાનતા એમનામાં એટલી છે કે ગોરા અમેરિકનો સાથે હળવાભળવામાં એ જેટલું ગૌરવ અનુભવે છે એટલું હબસી, સ્પૅનિશ કે ચીની, જાપાની પ્રજા સાથે ભળવામાં નથી અનુભવતા. અમેરિકામાં પોતાનાં દીકરા-દીકરી ઊછરે, ભણે ને મોટાં થાય એમ એમને માટે વર કે વહુ શોધવાનો પ્રશ્ન ઊભો થાય જ. ગુજરાતીઓની ચામડી ઘઉંવર્ણી એટલે કે સ્પૅનિશ પ્રજાને મળતી હોય છે. આમ છતાં તેમની ઇચ્છા પોતાના ઘરમાં સ્પૅનિશ કે હબસી વહુ (કે જમાઈ) જોવાની લેશમાત્ર નથી હોતી. ટૂંકમાં બાળકો પરણવાની ઉંમરનાં થાય ત્યારે જ માબાપને લાગે છે કે પોતે અમેરિકન નાગરિક બનવામાં કાંઈક ભૂલ કરી છે. અમેરિકામાં જ ઊછરેલી ગુજરાતી છોકરી ગુજરાતમાં પાછી આવી પરણી શકે અને ગુજરાતી કુટુંબમાં ટેવાઈ શકે એ અસંભવ છે; આથી એને માટે તો કોઈ અમેરિકન છોકરો જ શોધવો રહ્યો. અમેરિકન ગોરાં માબાપ પોતાનો દીકરો કોઈ ઘઉંવર્ણી કે કાળી હિંદી છોકરી સાથે પરણે એ પણ શી રીતે પસંદ કરે? આથી ગુજરાતી પ્રજાએ અમેરિકામાં સ્થિર થવું હશે તો રંગ કે જાતિ વિષેના પૂર્વગ્રહોથી મુક્ત થયા વિના છૂટકો નથી. આજે તો ગુજરાતીઓ ને અન્ય હિંદીઓ અમેરિકામાં એક બીજાની હૂંફે ટકે છે, એકબીજા સાથે રોટી વ્યવહાર કરી સામાજિક સંબંધોનો સંતોષ મેળવે છે ને ક્યારેક કોઈ નામાંકિત હિંદી અમેરિકાની મુલાકાતે આવે તો એનું ભાવભીનું સ્વાગત કરી સંતોષ માને છે, અવારનવાર એ હિંદનાં રાષ્ટ્રીય પર્વો ઊજવે છે ને કોઈ વાર રેલ કે દુષ્કાળ આવે તો યથાશક્તિ ફાળો મોકલી રાષ્ટ્ર પ્રત્યેની ફરજ બજાવ્યાનો સંતોષ માણે છે, આમ છતાં એક હકીકત દીવા જેવી સ્પષ્ટ છે કે યુરોપની અમેરિકામાં આવીને વસેલી પ્રજા અમેરિકન સંસ્કૃતિ સાથે એકરસ થઈ ગઈ છે, ગુજરાતી ને અન્ય પ્રાંતોની હિંદી પ્રજા હૃદયના ઊંડાણમાં પણ પોતાની ૧૫,૦૦૦ માઈલ દૂર પડેલી સંસ્કૃતિને છાતી સરસી ચાંપી રાખે છે. અમેરિકન સંસ્કૃતિને એ અપનાવે છે ખરી પરંતુ પોતાની સંસ્કૃતિ સાથે એને એકરસ નથી થવા દેતી.

ગુજરાતી હોવા વિષેનું ગૌરવ પરદેશમાં વસતા દરેક ગુજરાતીને હૈયે પણ હોવું જોઈએ પણ રાષ્ટ્રીય અસ્મિતાને અવરોધક નીવડતી કોઈ પ્રાંતીય અસ્મિતાથી એ પીડાતો ન હોવો જોઈએ. અમેરિકામાં વસતા એક ગુજરાતી યુગલે પોતાને ઘેર એક સુશિક્ષિત બંગાળીને જમવા નોતર્યો હતો. પૂરણપોળી, કઢી, શાક, ભાત, ચટણી, પકોડી વગેરે વાનગીઓ જોઈને બંગાળી મહાશય ખૂબ જ આનંદ પામ્યા. વાતવાતમાં ગુજરાતી ગૃહિણીએ કહ્યું કે પૂરણપોળી મૂળ મહારાષ્ટ્રી વાનગી પરંતુ કોણ જાણે કેમ એ જાણે ગુજરાતની જ હોય એટલી એ ગુજરાતમાં પ્રચલિત બની છે. અધૂરો કોળિયો થાળીમાં પાછો મૂકી બંગાળી મહાશય બોલી ઊઠ્યા: "ન બને બહેન, એવું કદી ન બને. આ વાનગી મૂળ મહારાષ્ટ્રની પણ નથી કે ગુજરાતની પણ નથી, એ તો અમારા બંગાળની છે."

"સંભવ છે કે એ બંગાળની હશે, મારી કદાચ ભૂલ થતી હોય" એમ પેલાં ગુજરાતી બહેને નમતું જોખ્યું એટલે બંગાળી મહાશયે પોતાનું બાકીનું ભોજન નિરાંતે પતાવ્યું. ગુજરાતી પ્રજા અમેરિકામાં વસતી હોય કે બીજે ક્યાંય, પરંતુ આવા પ્રશ્નને પ્રાણપ્રશ્ન ગણી એના ઉપર યુદ્ધ કરવા નહિ બેસી જાય ત્યાં સુધી એ ગમે તેને વહાલી થઈ પડશે.

# ભાષાનો ઉદ્ભવ અને વિકાસ

ડૉ. ભોગીલાલ સાંડેસરા
(અધ્યક્ષ, ગુજરાતી વિભાગ મ. સ. યુનિ. વડોદરા.)

ગુજરાત પ્રદેશ એ તળ ગુજરાત તથા સૌરાષ્ટ્ર અને કચ્છનો બનેલો છે. કચ્છ અને સૌરાષ્ટ્ર એ નામો પ્રાચીન છે, પણ બાકીના પ્રદેશના જુદા જુદા ભાગો જુદા જુદા સમયે આનર્ત, લાટ આદિ નામોએ ઓળખાતા હતા. આ પ્રદેશમાં આવીને વસેલી ગુર્જર જાતિ સાથે સંબંધ ધરાવતાં गुर्जरत्रा, गुज्जरत्ता, गुर्जरात, गुर्जरदेश આદિ નામો સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યમાં તથા શિલાલેખો આદિમાં મળે છે. પણ ગુજરાત એવું નામ તો સં. ૯૯૭માં પાટણની રાજગાદી ઉપર મૂળરાજ સોલંકીના ચૌલુક્ય અથવા સોલંકી વંશની સ્થાપના થયા પછી પ્રચારમાં આવ્યું હતું. ગુજરાતની ભાષા તે ગુજરાતી. વિક્રમના અગિયારમાં સૈકા આસપાસ આ પ્રદેશને 'ગુજરાત' નામ મળ્યા પછી એની ભાષાને 'ગુજરાતી' નામ પ્રાપ્ત થાય એ સ્વાભાવિક છે. એથી એ સમયની લોકબોલીમાં 'ગુજરાતી' નામ હોય એ તદ્દન સંભવિત છે. પણ જૂના સાહિત્યમાં તો તેને માટે 'અપભ્રષ્ટગિરા' (નરસિંહ મહેતો), 'પ્રાકૃત' (પદ્મનાભ અને અખો), 'અપભ્રંશ' અને 'ગુર્જર ભાષા' (ભાલણ) એવાં નામ મળ્યાં છે. વિક્રમના અઢારમા સૈકાના ઉત્તરાર્ધમાં રચાયેલા પ્રેમાનંદના 'નાગદમણ'માં અને ઈ. સ. ૧૭૩૧ (સં. ૧૭૮૭)માં લા કોઝે નામે એક જર્મનની નોંધપોથીમાંથી ગુજરાત પ્રદેશની ભાષા માટે પહેલી વાર 'ગુજરાતી' નામ વપરાયેલું મળે છે.

ગુજરાતી ભાષાના ઇતિહાસનો વિચાર કરતાં આપણે આજુની ઉત્તરે આવેલા પ્રદેશ તરફ પણ નજર કરવી પડશે. ઈ. સ.ની પંદરમી સદીમાં અમદાવાદમાં ગુજરાતી સલ્તનત સ્થપાઈ ત્યાં સુધી અથવા કહો કે લગભગ સોળમી સદી સુધીમાં ગુજરાત અને પશ્ચિમ રાજસ્થાનની ભાષા – સામાન્ય બોલીભેદો બાદ કરતાં – એક હતી; અને આથી જ, જેને સામાન્યત: ગુજરાતમાં 'જૂની ગુજરાતી' તરીકે ઓળખવામાં આવે છે. તે ભાષાને ડૉ. ટેસીટરીએ 'જૂની પશ્ચિમ રાજસ્થાની' (Old Western Rajastani) નામ આપ્યું છે. ગુજરાત અને મારવાડ એ બન્ને પ્રદેશોની સર્વ સામાન્ય પ્રાચીન ભાષાનો અર્થ વ્યક્ત કરવા માટે શ્રી ઉમાશંકર જોશીએ એ ભાષાને 'મારુગુર્જર' કહી છે.

ગુજરાત અને લાટના લોકોની ભાષાનો સૌથી જૂનો ઉલ્લેખ, ઈ. સ. ૭૭૮માં રચાયેલા, ઉદ્યોતનસૂરિના પ્રાકૃત કથાગ્રન્થ 'કુવલયમાલા'માંથી મળે છે. એમાં એક પ્રવાસી ભારતના જુદા જુદા પ્રદેશોના લોકોની બોલીનું વર્ણન કરતાં ગુજરાત અને લાટ પ્રદેશના લોકો વિષે એક એક ગાથા કહે છે. એ ગાથાઓ આ પ્રમાણે છે:

घणलोणियपुट्ठंगे धम्मपरे संधिविग्गहे णिउणे ।
ण उरे भल्लउं भणिरे अह पेच्छइ गुज्जरे अवरे ॥

(પુષ્કળ માખણવાળો ખોરાક ખાવાથી પુષ્ટ શરીરવાળા, ધાર્મિક, સંધિવિગ્રહમાં નિપુણ અને 'ણ ઉરે ભલ્લઉ' એવું બોલનારા ગુર્જરોને પછી તેણે જોયા.)

ण्हाओलित्तविलित्ते कयसीमंते सोहियंगत्ते ।
'अम्हं काउं तुम्हं' भणिरे अह पेच्छइ लाडे ॥

(સ્નાન કર્યા પછી વિલેપન કરનારા, માથે સેંથો પાડનારા, સુશોભિત ગાત્રવાળા, અને 'અમ્હં કાઉં તુમ્હં' એવું બોલનારા લાટવાસીઓને પછી તેણે જોયા.)

આ અતિસંક્ષિપ્ત ઉલ્લેખો પરથી તે તે પ્રદેશની તે સમયની ભાષા વિષે નિશ્ચિતપણે કંઈ કહેવું મુશ્કેલ છે, પણ તે પ્રદેશમાં પ્રચલિત અપભ્રંશ તે છે એટલું તો નિ:શંક છે.

અવન્તિનાથ ભોજદેવે ઈ. સ. ૧૦૦૦ આસપાસ રચેલા અલંકાર ગ્રંથ 'સરસ્વતીકંઠાભરણ'માં કહ્યું છે કે ગુર્જરો પોતાના જ અપભ્રંશથી સંતોષ પામે છે. બીજાથી નહીં, એ પણ ગુજરાતની ભાષાકીય લાક્ષણિકતા ઉપર કંઈક પ્રકાશ પાડે છે.

अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ।

એક પ્રાકૃત વૈયાકરણ માર્કંડેયે (ઈ. સ. ૧૪૫૦) અપભ્રંશના સત્તાવીસ પ્રકારોની નોંધ લેતાં 'ગૌર્જરી નામે' પ્રકારનો પણ ઉલ્લેખ કર્યો છે. આ બધા ઉપરથી સહેજે ફલિત થાય છે કે મારુગુર્જર ભાષા આ પ્રદેશમાં પ્રચલિત અપભ્રંશના એક પ્રકારવિશેષ ઉપરથી વ્યુત્પન્ન થઈ છે.

ગુજરાતી એ ભારતીય આર્યકુળની એક મુખ્ય ભાષા હોઈ, અન્ય ભગિની-ભાષાઓની જેમ, સંસ્કૃતમાંથી પ્રાકૃત અને અપભ્રંશ દ્વારા આમ ઊતરી આવી છે. 'અપભ્રંશ'નો વાચ્યાર્થ તો છે 'વિકૃત થયેલી અથવા ભ્રંશ પામેલી ભાષા', પણ વિક્રમના દશમા સૈકા આસપાસ તે ઉત્તર અને પશ્ચિમ ભારતની માન્ય સાહિત્યભાષા બની ચૂકેલી હતી. ગુજરાતના ચૌલુક્ય રાજાઓ સિદ્ધરાજ અને કુમારપાળના દરબારમાં થયેલા મહાન વિદ્વાન આચાર્ય હેમચન્દ્ર (ઈ. સ. ૧૦૮૭-૧૧૭૪) પોતાના પ્રાકૃત વ્યાકરણમાં અપભ્રંશનું વ્યાકરણ પણ વિસ્તારથી આપ્યું છે. અને તત્કાલીન લોકસાહિત્ય અને લિખિત સાહિત્યમાંથી પુષ્કળ કાવ્યાત્મક

અવતરણો આપ્યાં છે. આ અવતરણો ગુજરાતીના પ્રાચીનતમ સાહિત્યના નમૂનાઓ છે એમ ખુશીથી કહી શકાય.

હેમચન્દ્રના સમયથી આજ સુધીના ગુજરાતી ભાષાના વિકાસને શ્રી કેશવલાલ ધ્રુવે ત્રણ ભૂમિકાઓમાં વહેંચ્યો છે, અને સામાન્ય વાચકને ભાષાના ઇતિહાસનો કાલાનુક્રમ સમજાવવા માટે તે પર્યાપ્ત છે. બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનમાં તેઓ કહે છે: "વાસ્તવિક રીતે ગુજરાતી ભાષાના ત્રણ યુગ છે. ઈસવી સનના દસમા-અગિયારમા શતકથી ચૌદમા શતક સુધી પહેલો યુગ, પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો બીજો, અને તે પછીનાં શતકોનો ત્રીજો. પહેલા યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી નામ આપવું ઘટે છે. બીજા યુગની ગુજરાતી જે સામાન્ય રીતે હાલમાં જૂની ગુજરાતીના નામથી ઓળખાય છે, તેને મધ્યકાલીન ગુજરાતી કહેવી યોગ્ય છે. ત્રીજા યુગની ગુજરાતીને અર્વાચીન ગુજરાતી કહેવામાં મતભેદ હોય જ નહિ."

આમ ગુજરાતી ભાષાનો ઇતિહાસ આશરે એક હજાર વર્ષનો છે. એનું શબ્દભંડોળ મુખ્યત્વે સંસ્કૃત તત્સમ અને તદ્ભવ શબ્દોનું છે, પણ ઐતિહાસિક અને સામાજિક કારણોને લીધે તથા ગુજરાતના લાંબા સમુદ્રકિનારાના કારણે થયેલા પરદેશી સંપર્કોને કારણે ફારસી-અરબી-તુર્કી, પોર્ટુગીઝ, અંગ્રેજી આદિ ભાષાઓમાંથી તથા પ્રસંગોપાત્ત દક્ષિણની દ્રાવિડી ભાષાઓમાંથી પણ તેણે શબ્દો સ્વીકાર્યા છે. 'દેશ્ય' તરીકે ઓળખાતા, અજાણ્યા મૂળના સેંકડો ગુજરાતી શબ્દો અનેક પ્રજાઓ અને વિભિન્ન સંસ્કારિતાઓના સંપર્કો વ્યક્ત કરે છે. પણ શબ્દભંડોળમાં વ્યક્ત થતા આ બધા સંપર્કોએ ગુજરાતી ભાષાના અંતરંગ ઉપર ઝાઝી અસર કરી નથી. ગુજરાતી ભાષાને એનું બંધારણ સંસ્કૃત તરફથી, પ્રાકૃત અને અપભ્રંશ દ્વારા પ્રાપ્ત થયું છે. એ બંધારણ અર્વાચીન ગુજરાતીના આરંભકાળ સુધીમાં નિશ્ચિત રૂપ પામી ચૂક્યું હતું. એની વિગતો ચર્ચવાનો અવકાશ આ સંક્ષિપ્ત લેખમાં નથી.

છેલ્લાં એક હજાર વર્ષ દરમિયાન ગુજરાતી ભાષામાં વિપુલ સાહિત્ય લખાયું છે તથા એક જીવંત અને ચેતનભરી સાહિત્યભાષા તરીકે આજ સુધી તે વહેતી અને વિકસતી આવી છે. ગુજરાતીની જૂની હસ્તપ્રતોની સમૃદ્ધિ અત્યંત વિશાળ છે અને સુપ્રસિદ્ધ ભાષાતત્ત્વવિદ ડૉ. આર. એલ. ટર્નરના શબ્દોમાં કહીએ તો, તમામ ભારતીય આર્ય ભાષાઓમાંથી એક માત્ર સિંહાલી જ આ બાબતમાં ગુજરાતીની બરાબરી કરી શકે એમ છે. ગુજરાતીનો આ સાહિત્યરાશિ અન્ય ભગિની ભાષાઓના ઉદ્ભવ અને વિકાસનો તુલનાત્મક અભ્યાસ કરવા માટે પણ અતિશય મૂલ્યવાન છે.

૫.

# ગુજરાતી ભાષાનો કુળક્રમ

શ્રી હરિવલ્લભ ભાયાણી
(અધ્યાપક, ભારતીય વિદ્યાભવન, મુંબઈ)

## ભાષાનું વ્યક્તિત્વ

આપણે ગુજરાતી ભાષાની વાત કરીએ છીએ ત્યારે આપણા મનમાં બીજી ભાષાઓથી ભિન્ન હોય એવી એક ભાષાનો ખ્યાલ હોય છે. ભિન્ન એટલે પોતાના આગવા સ્વરૂપથી, અલાયદા વ્યક્તિત્વથી બીજી ભાષાઓથી જુદી પડી આવતી. ગુજરાતીને આ વ્યક્તિત્વ ક્યારથી મળ્યું? એ પહેલાંથી જ સિદ્ધ હતું?

આપણે જાણીએ છીએ કે ભાષાનો ઉદ્‌ભવ ને અસ્તિત્વ સમાજને કારણે છે. પરિણામે ભાષાનું વ્યક્તિત્વ તેના સમાજના વ્યક્તિત્વ ઉપર નિર્ભર હોય છે. વ્યક્તિના વ્યક્તિત્વ જેટલું કોઈ સામાજિક જૂથનું વ્યક્તિત્વ સુરેખ ને નિર્ભિળપણે અલગ તારવી શકાય તેવું નથી હોતું એ ખરું, પણ સ્પષ્ટ-અસ્પષ્ટ રૂપમાં આપણે તેને ઓળખતા હોઈએ છીએ એ પણ એટલું જ ખરું. વાણિયો ને સોની, સુરતી ને અમદાવાદી, હિંદુ ને મુસ્લિમ વગેરેની લોકજીભે તારવી આપેલી ખાસિયતો સૌને જાણીતી છે.

સામાજિક જૂથના વ્યક્તિત્વનો પાયો તેની રહેણીકરણીની વિશિષ્ટતામાં હોય છે. એક જૂથ અને બીજા જૂથ વચ્ચે પહેરવેશ, રીતરિવાજ, ખાનપાન, બોલી, માનસિક વલણો વગેરે જેવી બાબતોમાં ઉઘાડો ફરક હોય છે,—ને ફરક પણ આજકાલનો નહિ, પણ પરંપરાથી બંધાતો આવેલો. દરેક સમાજનાં જૂથોને સાંધનારી કડીઓ તે બીજી કોઈ નહિ, પણ આવી સમાન સાંસ્કૃતિક વિશિષ્ટતાઓ જ છે. સમયે સમયે પ્રવર્તેલાં ઐતિહાસિક, ભૌગોલિક ને આર્થિક પરિબળોથી એ વિશિષ્ટતાઓ ઉદ્‌ભવે છે, ને જૂથભાવનાના પ્રકટ ભાન સાથે પોષાતી જાય છે. આ રીતે બંધાતા સામાજિક વ્યક્તિત્વમાં ભાષા એ સૌથી ઉપર તરી આવતું ભેદક લક્ષણ બને છે.

આ દૃષ્ટિએ સમજી શકાશે કે ગુજરાતી સમાજનું અને તેના અનુષંગે ગુજરાતી ભાષાનું વ્યક્તિત્વ સમયના પ્રવાહ સાથે ઉત્તરોત્તર સિદ્ધ થતું આવ્યું હોઈ—સંપર્કની માત્રા ઓછી થતી ગઈ, તેમ ક્રમે ક્રમે જ ગુજરાત પ્રદેશના લોકો બીજા પ્રદેશના લોકોથી રહેણીકરણીમાં જુદા પડતા ગયા હોય, અને ગુજરાતી સમાજ અને ભાષાનું આગવું વ્યક્તિત્વ વિકસ્યું હોય.

પણ અહીં આપણે વિષયને મર્યાદિત દૃષ્ટિએ તપાસવાનો હોવાથી માત્ર ભાષાકીય વિકાસની જ વાત કરીશું અને ગુજરાતીનો ઉદ્‌ગમ અને વિકાસ કેટલેક અંશે અન્ય ઉત્તર ભારતીય ભાષાઓ સાથે નિકટપણે સંકળાયેલો હોવાથી, સ્પષ્ટ ચિત્ર ઉપસાવવા માટે તેમને અલગ રૂપે નહિ પણ સમગ્રના સંદર્ભમાં જ જોવાનો રહેશે.

## આર્યોની ભાષા

ઈસવી સન પૂર્વે બારસો-તેરસો વરસના અરસામાં જ્યારે આર્યોએ ભારતમાં પ્રવેશ કર્યો, ત્યારે ભારતમાં જુદાં જુદાં ત્રણેક કુળની ભાષા બોલતા લોકો વસેલા હતા. ઉત્તર-પૂર્વ અને પૂર્વ સરહદ પર ચીની-તિબત્તી બોલીઓ, મધ્ય ભારતની મુણ્ડા બોલીઓ અને દક્ષિણ ભારતની દ્રાવિડી બોલીઓ. દ્રાવિડીભાષી લોકો તે વેળા ઉત્તર ભારતમાં પણ અમુક અંશે વસેલા હતા. હડપ્પા-સંસ્કૃતિ (સિંધુ સંસ્કૃતિ)ના લોકોની ભાષા દ્રાવિડી હતી કે બીજી કોઈ તેનો નિર્ણય હજી થઈ શક્યો નથી. ગુજરાતીનું મૂળ ત્રીજી પેઢીએ આ આર્યોની ભાષામાં રહેલું છે.

બધા આર્યો એકસાથે ભારતમાં ન આવ્યા હોય, પણ જુદે જુદે સમયે અમુક અમુક ટોળીઓના જથ્થા આવતા રહ્યા હોય એ સમજી શકાય તેમ છે. એટલે આર્યોની ભાષા સાવ એકરૂપ હોવા કરતાં વધતો-ઓછો બોલીભેદ ધરાવતી હોવાનો ઘણો સંભવ. અને બીજી રીતે પણ તે માટે થોડાક પુરાવા પાછળથી મળે છે.

ભારતમાં આવેલા આદિમ આર્યોમાં સામાજિક ભેદ અનુસાર જુદા જુદા સ્તરનાં ત્રણ ભાષાસ્વરૂપ પ્રચલિત હતાં. દેવતાનાં સ્તોત્રો કે સૂક્તો તથા અન્ય ધાર્મિક કાવ્યો રચવા માટે બ્રાહ્મણો—પુરોહિતો એક ખાસ (ને મુકાબલે પ્રાચીન) ભાષાસ્વરૂપ વાપરતા. ઋગ્વેદની ભાષા એ એનો જળવાઈ રહેલો નમૂનો છે. આ ઉપરાંત બ્રાહ્મણો તથા અન્ય ઉચ્ચ વર્ગોમાં શિષ્ટ વ્યવહાર અને અધ્યયન-અધ્યાપન માટે એક એવું ભાષા-સ્વરૂપ વપરાતું જે સૂક્તોની ભાષાથી વધુ આગળ વધેલું, વધુ અર્વાચીન, હતું. આ બે સિવાય ત્રીજું ભાષા સ્વરૂપ જનતામાં નિત્યના વ્યવહાર માટે વપરાતું, જે ઉપર્યુક્ત બીજા સ્વરૂપથી પણ વધુ પરિવર્તન પામેલું હતું. આમાંનું બીજું સ્વરૂપ પછીથી 'સંસ્કૃત' ભાષા તરીકે સ્થિર થાય છે અને ત્રીજું સ્વરૂપ શતાબ્દીઓ પછી શૌરસેની પ્રાકૃતની આધારશિલા બને છે.

## પ્રાચીન બોલીઓ

ભાષાનું સાહિત્યિક સ્વરૂપ બંધિયાર બનતું જાય છે. બોલચાલનું સ્વરૂપ જ પરિવર્તિત રહે છે. તે અનુસાર સમય જતાં આર્યો પંજાબ ને ગંગાયમુનાના દોઆબમાં થઈને પૂર્વ તરફ બિહાર સુધી વિસ્તર્યા, તેમ

તેમ તેમની બોલીઓમાં પ્રાદેશિક ભેદો સ્પષ્ટ સ્વરૂપ પકડતા ગયા. બ્રાહ્મણ ગ્રંથોમાં ઉદીચ્ય (ઉત્તરનો), મધ્યદેશીય (એટલે હાલના મધ્ય પ્રદેશનો નહિ, પણ ગંગાયમુના દોઆબનો) ને પ્રાચ્ય (પૂર્વનો) એવા ભાષાભેદોના ઉલ્લેખ છે. ઈ. સ. પૂર્વે છઠ્ઠી-પાંચમી શતાબ્દીમાં મધ્યદેશીય ભાષાના શિષ્ટ વ્યવહારમાં વપરાતા રૂઢ સ્વરૂપને નિયમબદ્ધ કરવાના પ્રયત્નો થાય છે. તેવા પ્રયત્નો પાણિનિના વ્યાકરણમાં અંતિમ કક્ષા સિદ્ધ કરે છે, અને ઉપર કહ્યું તેમ 'સંસ્કૃત' નામે એ ભાષાપ્રકાર મધ્યદેશના સાંસ્કારિક વર્ચસ્વને કારણે, વધુ ને વધુ પ્રચાર પામતો રહી સર્વકાલીન ગૌરવનો ભાગી બને છે.

તે જ અરસામાં પૂર્વના પ્રદેશની જનતાની બોલીઓને પણ પોતાના ઉપદેશ માટે અપનાવીને બુદ્ધ અને મહાવીર તેને ગૌરવ અપાવે છે. પૂર્વની એ માગધીની જેમ મધ્યદેશની, ઉત્તરની તથા પશ્ચિમની જનબોલીઓ પણ આગવા સ્વરૂપે વિકસી રહી હતી. ત્યારથી ભારતીય-આર્ય ભાષાઓની બીજી ભૂમિકા—'પ્રાકૃત' ભૂમિકા આરંભાય છે. ઈસવી સન પૂર્વે ત્રીજી શતાબ્દીમાં અશોકના શિલાલેખોની ભાષામાં આપણને તત્કાલીન બોલીઓનું સ્થૂળ ચિત્ર જોવા મળે છે. તેમાં પ્રકટ રીતે પૂર્વ, પશ્ચિમ અને ઉત્તરની બોલીઓ તારવી શકાય છે. ગિરનારના અશોક લેખની ભાષાનાં કોઈ કોઈ લક્ષણો પશ્ચિમ અને મધ્યપ્રદેશની ભાષામાં ઉત્તરોત્તર ક્રમે જળવાતાં રહી ગુજરાતી સુધી ઊતરી આવ્યા છે.

સમયના વહેવા સાથે પ્રાદેશિક વિશિષ્ટતાઓને વધુ ને વધુ સ્પષ્ટ આકાર મળતો જાય છે. ઈસવી ત્રીજી ચોથી શતાબ્દીની ભાષા વિષયક પરિસ્થિતિનો કાંઈક ખ્યાલ આપણને ભરત નાટ્યશાસ્ત્ર ઉપરથી મળે છે. નાટકના ઉપયોગની દૃષ્ટિએ તેમાં ગણાવેલી સાત બોલીઓ તે માગધી ને પ્રાચ્યા (પૂર્વની), શૌરસેની (મધ્યની), આવન્તી (મધ્ય ને પશ્ચિમની મિશ્ર), અર્ધમાગધી (પૂર્વ ને મધ્યની મિશ્ર), બાલ્હીકી (ઉત્તરની) ને દાક્ષિણાત્યા (દક્ષિણ-પશ્ચિમની). આ ઉપરાંત આભીર, ચાંડાલ, વગેરેની જાતિવિશિષ્ટ બોલીઓ અને હિમાલય, સિંધુ, અર્બુદ વગેરે પ્રદેશના બોલીભેદોની પણ અછડતી નોંધ આપી છે.

### અપભ્રંશ

પાંચમી–છઠ્ઠી શતાબ્દીના અરસામાં પશ્ચિમ કાંઠાની અને મધ્યપ્રદેશની લોકબોલીઓના આંશિક મિશ્રણવાળી એક નવી સાહિત્યભાષા વિકસી. એ ભાષા તે અપભ્રંશ. આ અપભ્રંશ ભાષામાં વલભીનો મૈત્રક રાજા ગુહસેન કાવ્યો રચતો એવો ઉલ્લેખ છે. મૈત્રકોનું વલભી વૈદિક, જૈન અને બૌદ્ધ ધર્મનું તથા વિદ્યાનું કેન્દ્ર હતું. દેવર્ધિગણિ, ભર્તૃસ્થિરમતિ, ગુણમતિ વગેરે અનેક આચાર્યો ને કવિઓ ત્યાં થઈ ગયા. રાજસ્થાન પ્રદેશમાં પણ બ્રહ્મગુપ્ત, હરિભદ્ર, ઉદ્યોતન વગેરે પ્રખર વિદ્વાનો થયા. તે સમયનાં રાજસ્થાન, ગુજરાત ને માળવામાં સંસ્કૃત, મહારાષ્ટ્રી, અર્ધમાગધી, પાલિ ને અપભ્રંશનું અધ્યયન-અધ્યાપન રસપૂર્વક થતું. નવમી શતાબ્દી સુધીમાં અપભ્રંશનું સાહિત્યભાષા લેખે વર્ચસ્વ પર્યાપ્ત થઈ ગયું. પશ્ચિમના અને મધ્ય ભારતના સંખ્યાબંધ જૈન કવિઓએ શતાબ્દીઓ સુધી અપભ્રંશમાં સાહિત્યનિર્માણ કર્યું છે. નવમી શતાબ્દીનો રાજશેખર પશ્ચિમ તરફનો (ગુજરાત, રાજપૂતાના વગેરે) પ્રદેશ અપભ્રંશ કવિઓનું ખાસ સ્થાન હોવાનું સૂચિત કરે છે.

### પ્રાચીન હિંદી–ગુજરાતી

પ્રાકૃત વ્યાકરણકારોમાં સાહિત્યિક ઉપયોગ માટે પ્રારંભમાં ચાર મુખ્ય પ્રાકૃતો ગણાવવાની એક પરંપરા હતી. શૌરસેની, માગધી, મહારાષ્ટ્રી ને પૈશાચી. પછીથી આમાં અપભ્રંશને પણ ભેળવતા. પણ બોલીઓના વિકાસની દૃષ્ટિએ જોઈએ તો સાતમી આઠમી શતાબ્દી લગભગ સિંધ-પંજાબની બોલીઓનું જૂથ તથા પહાડી બોલીઓનું જૂથ પશ્ચિમ અને મધ્યના શૌરસેની બોલી જૂથથી અલગ પડી ગયું માની શકાય અને આગળ જતાં દશમી શતાબ્દી સુધીમાં શૌરસેની જૂથ પણ મધ્યમ ને પશ્ચિમી બે શાખામાં ફંટાયું—એ શાખાઓ હિંદી જૂથ અને રાજસ્થાની-માલવી-ગુજરાતી જૂથ તરીકે આપણને જાણીતી છે. આઠમી શતાબ્દીમાં થયેલા ઉદ્યોતનસૂરિ પ્રાકૃત કથાગ્રંથ 'કુવલયમાલા'માં મધ્યદેશ, ટક્ક (પંજાબ); સિંધુ, મરુ, માલવ, ગુર્જર, ને લાટના વેપારીઓની બોલીઓ જુદી જુદી હોવાનો નિર્દેશ કરે છે. પણ એ નિર્દેશ 'બાર ગાઉએ બોલી બદલાય' એવા અર્થના બોલીભેદને અનુલક્ષીને હોય એ ઘણું સંભવિત છે. બારમી શતાબ્દીમાં થયેલા હેમચંદ્રે પોતાના સિદ્ધહેમ વ્યાકરણમાં જે કેટલાંક અપભ્રંશ પદ્ય ઉદ્ધૃત કર્યાં છે, તેમાં મળતો અપભ્રંશ પ્રકાર સ્વયંભૂ (નવમી શતાબ્દી લગભગ) પુષ્પદંત (દશમી શતાબ્દી)ના ઉચ્ચ અપભ્રંશની તુલનાએ અર્વાચીન હોવા ઉપરાંત, તેનું ખાસ મહત્ત્વ તો એ રીતે છે કે એ એક સંક્રમણ ભૂમિકા રજૂ કરતો જણાય છે. તેમાં પ્રથમાની ઉકારાંત ને આકારાંત રૂપો (ગુજરાતી 'ઘોડઉ'—'ઘોડો', હિંદી 'ઘોડા') મકાર અવિકૃત ને મકારનો વકાર (ગુજરાતી 'નામ', હિંદી 'નાવँ') વકારની જાળવણી ને વકારનો લોપ (ગુજ. 'દીવો', હિન્દી 'દિયા') 'ઇઉ'વાળાં તેમ જ 'ઇ'વાળાં સંબંધક ભૂતકૃદંતો ('ગુજ. 'કરિઉ', હિન્દી 'કરિ') વગેરે જેવાં લક્ષણો સાથોસાથ મળે છે, જે પાછળથી રાજસ્થાન-ગુજરાતી અને હિંદી બોલીઓ માટે લાક્ષણિક બની જાય છે. હેમચંદ્રનાં ઉદાહરણોમાં અપાયેલા માલવપતિ મુંજ રચિત અપભ્રંશ દુહાઓ તથા ચૌલુક્ય કાળની પાટણ અને ધારા વચ્ચેની સાહિત્યિક તથા વિદ્યાનુરાગની સ્પર્ધા આ દૃષ્ટિએ સૂચક છે. ને તેવી જ સૂચક છે હિંદી ને ગુજરાતી-મારવાડી વચ્ચેની અનેક દેશ્ય ને તળપદા શબ્દોની, રૂપોની ને રૂઢોક્તિઓની સમાનતા—જે સમાનતા ઉપર કહ્યા અપભ્રંશના સમાન વારસાને જ આભારી છે.

અપભ્રંશનો પ્રભાવ—અપભ્રંશરંગી શબ્દો, લક્ષણો ને રૂઢિપ્રયોગો તો પંદરમી-સોળમી શતાબ્દી સુધી આપણે ત્યાં સાહિત્યક્ષેત્રે વપરાતાં રહે છે, પણ બારમી શતાબ્દીથી રાજસ્થાન-ગુજરાત-માલવ પ્રદેશની તળપદી બોલીઓની સ્પષ્ટ છાપ ધરાવતી ભાષામાં સાહિત્ય મળે છે. દશમી શતાબ્દી પછી ઉત્તર-ભારતીય બોલીઓની જે નવી—

ત્રીજી ભૂમિકા મંડાય છે, તેની એ હકીકત દ્યોતક છે. ઉક્ત સમગ્ર પ્રદેશની ભાષા સાહિત્યિક પ્રયોજન પૂરતી એકરૂપ ગણી શકાય તેમ હતું. નરસિંહ, ભાલણ, ગણપતિ વગેરે જેવા જેમ આપણા તળ ગુજરાતના સાહિત્યકાર તેમ 'કાન્હડદે પ્રબંધ'નો કર્તા પદ્મનાભ, મીરાં વગેરે જેવા આપણા જ તળ રાજપૂતાનાના સાહિત્યકાર અને ગુજરાતીના જૈન રાસાકારોને ગદ્યકારોમાંથી અનેકે ગુજરાતમાં રહીને તો અનેકે રાજપૂતાનામાં રહીને પોતાની લેખનપ્રવૃત્તિ કરી હોવાનું જાણીતું છે.

### રાજસ્થાની, માલવી ને ગુજરાતી

ચૌદમી શતાબ્દી પછીથી રાજસ્થાની-ગુજરાતી માલવી જૂથના બે ફાંટા પડે છે: એક તરફ જયપુરી ને બીજી તરફ ગુજરાતી-મારવાડી-માલવી. આ બીજો ફાંટો પંદરમી શતાબ્દી લગભગ જુદી જુદી ત્રણ શાખામાં વિભક્ત થવા લાગે છે. એ શાખાઓ તે મારવાડી, માળવી ને ગુજરાતી. નપુંસકલિંગની જાળવણી અને બીજાં કેટલાંક લક્ષણો જોતાં અર્વાચીન ગુજરાતી વધુ અંશે પૂર્વપરંપરાને વળગી રહી હોવાનું કહી શકાય. બીજું એ કે પશ્ચિમ રાજપૂતાના અને ઉત્તર ગુજરાતનો ઘણોખરો પ્રદેશ સંયુક્ત રીતે આઠમીથી અગિયારમી શતાબ્દી વચ્ચે 'ગુજ્જરત્તા' કે 'ગુર્જરત્રા' નામે જાણીતો હતો. એટલે એ પ્રદેશમાં સમાનપણે પ્રચલિત ભાષાને 'જૂની પશ્ચિમ રાજસ્થાની' કે 'મારુ-ગુર્જર' એવે નવે નામે ઓળખવા કરતાં 'પ્રાચીન ગુર્જર' કહેવી વધુ યોગ્ય લાગે છે. પણ ખરા સ્વરૂપને લક્ષમાં રાખીએ તો નામનું એવું કોઈ મહત્ત્વ નથી.

### ગુજરાતી અને ગુર્જરો

'ગુજરાતી' નામના મૂળમાં 'ગુજરાત' એ પ્રાદેશિક સંજ્ઞા છે. 'ગુજરાત'નું પ્રાચીન રૂપ હતું 'ગુજ્જરત્તા' (સંસ્કૃત બનાવેલું રૂપ 'ગુર્જરત્રા' કે 'ગૂર્જરત્રા'), ને એનો અર્થ હતો 'ગુર્જર લોકો', 'ગુર્જર લોકોનો સમૂહ' અને પછી 'ગુર્જરોના અધિકાર નીચેનો પ્રદેશ'. મૂળે પરદેશી જણાતા ગુર્જરો (કે 'ગૂર્જરો') સાતમી શતાબ્દી સુધીમાં તો આર્ય પ્રજામાં એટલા ભળીને એકરૂપ થઈ ગયેલા કે તેમના મૂળ વિશે કશો ઉલ્લેખ તેઓ નથી કરતા. પણ જ્યારે જ્યારે કોઈ પણ પરદેશી જૂથ સમયાન્તરે બીજા ભિન્ન ભાષાભાષી મોટા જૂથમાં ભળી જાય છે અને પોતાની ભાષા અને રહેણીકરણી તજી દઈ ક્રમે કરીને બીજાં અપનાવે છે, ત્યારે ત્યારે ત્યજી દીધેલી ભાષાને રહેણી કરણી પોતાની વધતી ઓછી છાપ મૂકી ગયા વિના રહેતી નથી. તદનુસાર પ્રાચીન ગુર્જરોની મૂળ ભાષા પણ અત્રત્ય ભાષા પર પોતાના થોડાક સંસ્કાર મૂક્યા વિના ન જ રહી હોય. ગુજરાતી શબ્દભંડોળમાં રહેલા દેશ્ય શબ્દોમાંથી જે અંશ ઇતર ઉત્તર ભારતીય ભાષાઓમાં નથી મળતો —ગુજરાતીનો જ લાક્ષણિક અંશ છે, તેને અમુક અંશે ગુર્જરોની મૂળ ભાષા સાથે ઠીક ઠીક લેવાદેવા હોય એમ માનવું વધારે પડતું નથી.

### અપભ્રંશ ને ગુજરાતીનો ભેદ

પ્રાચીન ગુર્જરભાષાને તેની પૂર્વભૂમિકાથી જુદી પાડતાં લક્ષણો વ્યવહારદૃષ્ટિએ નીચે પ્રમાણે આપી શકાય:

ધ્વનિવિકાસના વિષયમાં, (૧) પૂર્વ ભૂમિકામાં આરંભાયેલું દીર્ઘ વ્યંજનોને હ્રસ્વ કરવાનું (અનુસ્વારનો અનુનાસિક કરવાનું) અને સાથોસાથ પૂર્વવર્તી હ્રસ્વ સ્વર દીર્ઘ કરવાનું વલણ હવે ઠરીને ઠામ થાય છે. સત્ત જેવા ઉચ્ચારને સ્થાને સાત જેવો ઉચ્ચાર સંભળાતો થાય છે. બીજી પણ ઘણી નવ્ય ભારતીય-આર્ય ભાષાઓ માટે આ વલણ લાક્ષણિક છે. ખુલ્લા અક્ષરો બોલવાની આ ખાસિયતથી પ્રાચીન ગુજરાતી વગેરેમાં, સંસ્કૃતમાં હતા તેવા સ્વરાન્તર્ગત એકવડા સ્પર્શ વ્યંજનો ફરી પ્રચારમાં આવે છે અને પરિણામે સંસ્કૃત શબ્દોને તેમના અવિકૃત રૂપમાં અપનાવવાનું શક્ય બને છે. આગલી ભૂમિકામાં સ્વીકૃત સંસ્કૃત્ય શબ્દો અમુક ધ્વનિ વિકાર સાથે જ વાપરી શકાતા. બીજાં ધ્વનિ વલણોમાં (૨) અમુક ધ્વનિસંદર્ભમાં કે રૂપસંદર્ભમાં હકાર ને વકારનો લોપ. (૩) અંત્ય ઉકારનો અકાર. (૪) સંપર્કમાં રહેલા સ્વરોનો સંકોચ, એ ગણાવી શકાય. રૂપવિકાસના વિષયમાં, આગળના વિભક્તિતંત્રની વિચ્છિન્નતા, અનુગોનો વધતો જતો વપરાશ, સહાયક અને કૃદંત-મૂલક કાળોની રચના, અને કર્મણિ પ્રત્યય વગેરે જેવા નવતર પ્રયોગો લાક્ષણિક રીતે ધ્યાન ખેંચે છે. શબ્દભંડોળમાં અનેક નવતર શબ્દોના ભરણા ઉપરાંત રવાનુકારી અને દ્વિરુક્ત ઘડતરના શબ્દોનું પ્રમાણ ઘણું વધી જાય છે.

### ગુજરાતી ભાષાનું ઘડતર

પ્રાચીન સમયથી જ ગુજરાત અનેક પરદેશી જાતિઓના વધતા ઓછા ને આછાગાઢા સંપર્કમાં રહ્યું છે. દરિયાકાંઠાના અને વાણિજ્ય-પ્રિય હોવાને કારણે ગુજરાતીઓની ભાષામાં અન્યાન્ય ભાષાઓમાંથી સામગ્રીની આયાત થતી રહી હોય એ સમજી શકાય તેમ છે. દશમી શતાબ્દી સુધીમાં ગ્રીકો, શક-ક્ષત્રપો, હૂણો, ગુર્જરો જેવી વિદેશી જાતિઓ સ્થળાંતર કરીને ગુજરાતમાં આવી અને કેટલીક જાતિઓએ રાજકીય વર્ચસ્વ પ્રાપ્ત કર્યું. તેમની બોલીઓમાંથી કેટલીક સામગ્રી અપનાવીને ગુજરાતની લોકભાષા સમૃદ્ધ બનતી રહી. પછીના સમયમાં મુસ્લિમો દ્વારા ગુજરાતી ઉપર ફારસી-અરબીનો ઘણો દૂરગામી પ્રભાવ પડ્યો અને ખાસ કરીને ગુજરાતી શબ્દભંડોળને આ સંપર્કથી ઘણી અસર પહોંચી. હિંદી ને મરાઠી ને ફિરંગી અસરોએ પણ આ જ દિશામાં કામ કર્યું. પણ અંગ્રેજીના સંપર્કથી ગુજરાતીની કાયાપલટ થઈ ગઈ. વિચારની સાથોસાથ વાક્યના ઢાળા ને લઢણો ધરમૂળથી પલટાઈ ગયાં ને બુદ્ધિ ને તર્કના ભારને ઝીલતું ગદ્ય વિકસ્યું.

બીજી દૃષ્ટિએ, ઈસવી સનના આરંભથી અહીંના લોકો યથાપ્રાપ્ત સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ ને દેશી ભાષામાં સાહિત્યપ્રવૃત્તિ કરતા રહ્યા હોવાથી તેમની ભાષાને સંસ્કારનું પોષણ સતત મળ્યા કર્યું છે અને વ્યાવહારિક ઉપરાંત સાંસ્કારિક જીવનની સૂક્ષ્મ અને અનેકવિધ આવશ્યકતાઓને પહોંચી વળવાની ક્ષમતા તે ખીલવતી રહી છે. એ ભૂલવાનું નથી કે અત્યારની ગુજરાતી માત્ર અત્યારની નથી. તેની પાછળ હેમચંદ્રની, નરસિંહ ને પ્રેમાનંદની, ગોવર્ધનરામ ને ગાંધીજીની ગુજરાતીની ઉન્નત અને પ્રબળ પરંપરા છે, અને એ પરંપરાને જાળવવાનો ને દીપાવવાનો ભાર અત્યારના સંસ્કારપ્રેમી વર્ગને શિરે છે.

# લોકબોલીઓ

ડૉ. ભાનુપ્રસાદ ચોકસી
(અધ્યાપક, આર્ટ્સ કૉલેજ, વલ્લભવિદ્યાનગર આણંદ)

કોઈ એક પ્રદેશના સમગ્ર વિસ્તારમાં સમજાતી, એના વિશિષ્ટ સમાજમાં અને સાહિત્યમાં પ્રયોજાતી તથા એના સરકારી કામકાજોમાં માન્ય થયેલી એવી વાણી મારફતે વ્યક્ત થતી વિચારવિનિમયની સાંકળને 'ભાષા' કહી શકાય. પરંતુ એ ભાષા જે પ્રદેશમાં પ્રયોજાતી હોય તે પ્રદેશના કોઈ એક ભૌગોલિક વિસ્તારમાં અથવા તે પ્રદેશની કોઈ એક કોમમાં (અ) જ્યારે એ જ ભાષાના ધ્વનિસ્વરૂપોમાં અને વ્યાકરણનાં સ્વરૂપોમાં કેટલાંક ઉચ્ચારણભેદ પ્રવર્તતાં માલૂમ પડે, (આ) શબ્દભંડોળ, રૂઢિપ્રયોગો, કહેવતો વગેરે પ્રયોજવામાં થોડીક ભિન્નતા માલૂમ પડે (ઇ) અને આ બધા ઉપરાંત એવા ભૌગોલિક વિસ્તારની જનતામાં કે તે ભાષાપ્રદેશની કોઈ એક કોમમાં પોતાના વિશિષ્ટ વાણીસ્વરૂપ સંબંધે જ્યારે 'અસ્મિતા' નજરે પડે, ત્યારે તેવા વાણીસ્વરૂપને 'બોલી' કહેવામાં આવે છે.

આવી પ્રાદેશિક બોલીઓ કોઈ પણ ભાષાપ્રદેશના અમુક અમુક ચોક્કસ વિસ્તારોમાં પ્રયોજાતી હોય છે. ગુજરાતીમાં કહેવત છે કે "બાર ગાઉએ બોલી બદલાય." જોકે બાર ગાઉનું અંતર કાપતાં બોલીનો સમગ્ર વિસ્તાર નોખો પડી આવે એમ તો નથી બનતું. પરંતુ એટલું અંતર ઓળંગતાં બોલીનાં કેટલાંક વ્યાકરણસ્વરૂપો અને શબ્દભંડોળ, થોડાક રૂઢિપ્રયોગો અને કોકાદાં ધ્વનિસ્વરૂપોમાં ભેદ પ્રવર્તતો હોય એમ જણાય છે. જેમ કે, આણંદની દક્ષિણે બાર ગાઉ ઓળંગીએ તો વાકળ પ્રદેશની બોલીનાં, ત્યાંથી વળી દક્ષિણ તરફ બાર ગાઉ ચાલીએ તો કાનમની બોલીનાં, ત્યાંથી વળી દક્ષિણે જેમ જેમ અંતર કાપીએ તેમ તેમ ભરૂચી બોલીનાં અને ત્યાંથી દક્ષિણે આગળ વધતાં સુરતી બોલીનાં લક્ષણો ધીરે ધીરે માલૂમ પડતાં જાય છે.

વળી પ્રાદેશિક બોલીઓની જેમ પારસી, વહોરા, મુસલમાનો વગેરે કોમોની બોલીઓ પણ ગુજરાતમાં પ્રવર્તે છે. અમુક કોમની વ્યક્તિ ગુજરાતમાં કે ગુજરાતની બહાર ગમે ત્યાં રહેતી હોય, પરંતુ પોતાની કોમી બોલીની લાક્ષણિકતાઓ તે વ્યક્તિમાં અચૂક માલૂમ પડે છે. કારણ કે બચપણથી જ પોતાના કુટુંબમાં કે પોતાના સમાજમાં પ્રયોજાતી પોતાની કોમની લાક્ષણિકતાઓને તેણે ગ્રહણ કરેલી હોય છે. દા. ત. ગુજરાતનો કોઈ પણ મુસ્લિમ સામાન્યતઃ પોતાના વ્યવહારમાં થોડાઘણા ફારસી-અરબી શબ્દોનો, હિન્દીના આભાસ આપતા વ્યાકરણનો તથા 'ળ' ને સ્થાને 'લ'ના ઉચ્ચારણનો પ્રયોગ કરે છે.

આ સાથે આપણે ત્રણ વસ્તુ યાદ રાખવી જોઈએ. (અ) પ્રથમ એ કે ભાષા અને બોલી, એ બે ભિન્ન વસ્તુઓ નથી. માત્ર એટલું જ કે શિષ્ટમાન્ય ભાષા સાહિત્ય તથા સરકારમાં પ્રયોજાય છે અને બોલી એ જ ભાષાવિસ્તારના અમુક પ્રદેશ કે કોમમાં થોડા થોડા પ્રભેદથી પ્રયોજવામાં આવે છે. (આ) બીજું એ કે બોલીની લાક્ષણિકતાઓ શિક્ષિત કરતાં અશિક્ષિત જનતામાં વધારે માલૂમ પડી આવે છે. જે વિસ્તારની પ્રજા જેટલી અશિક્ષિત અને વ્યવહારનાં સાધનોથી વંચિત હોય, તેટલી તે વિસ્તારની બોલીને લાક્ષણિકતાઓ વધારે હોય છે. દાખલા તરીકે ચરોતરની બોલીની લાક્ષણિકતાઓ આણંદ કરતાં ત્યાંથી ચાર માઈલ દૂર આવેલા બાકરોલ નામનો ગામમાં અને તેના કરતાં પણ વધારે બાકરોલથી સવા માઈલ દૂર આવેલા રામપુરામાં વધારે જણાઈ આવે છે. કેમ કે રામપુરા શિક્ષણ અને વ્યવહારનાં સાધનોથી ખૂબ અલગ પડી ગયેલું ગામડું છે. (ઇ) છેલ્લે, કોઈ પણ બોલીનો અભ્યાસ ઐતિહાસિક અને વર્ણનાત્મક, એમ બે રીતે થાય છે. અત્યાર સુધીમાં ગુજરાતમાં માત્ર ચરોતરની બોલીનો વર્ણનાત્મક અભ્યાસ થયો છે. બીજી બોલીઓ વિષે માત્ર છૂટકછૂટક લેખ લખાયા છે.

ગુજરાતમાં પ્રાદેશિક દૃષ્ટિએ પહાડી અને મેદાની; એમ બે વિભાગો પાડી શકાય. તેમાંથી પહાડી વિભાગમાં પ્રયોજાતી બોલીઓ વિષે કશું જ પ્રમાણભૂત કહી શકાય એમ નથી. ગુજરાતનો સમગ્ર પહાડી વિસ્તાર અર્વાચીન શિક્ષણ, સંસ્કાર અને વ્યવહારથી તદ્દન અલગ પડી ગયેલો છે. હજી આ વિસ્તારની જનતા પ્રત્યે આપણો સમાજ કે સરકારનું પૂરતું ધ્યાન જ નથી ખેંચાયું એમ કહીએ તો ચાલે. તેથી આ વિસ્તારની જનતાને પણ 'આદિવાસી' અથવા 'ભીલ' તરીકે ઓળખવામાં આવે છે. સર જ્યૉર્જ એ. ગ્રિયર્સનના ભારતીય-ભાષા-સમીક્ષાનો ગ્રંથ નવમાના ભાગ બીજામાં કુલ બાવીસ ભીલી બોલીઓના નમૂના આપવામાં આવ્યા છે.

(૧) ઈડરનો પ્રદેશ, (૨) મેવાડ—ખડક તાલુકો, (૩) મેવાડ-કોટડા, (૪) પંચમહાલ-ઝાલોદ, (૫) ઝાબુઆ રાજ્ય, (૬) છોટાઉદેપુર-રાઠવી, (૭) છોટાઉદેપુર-બારેલ, (૮) પંચમહાલની ચારણી, (૯) રાજ-પીપળાની ભીલી, (૧૦) લુણાવાડાની નાયકડી બોલી, (૧૧) જાંબુઘોડાની નાયકડી બોલી, (૧૨) પંચમહાલ-હાલોલ તાલુકાની નાયકડી બોલી, (૧૩) સુરત જિલ્લાની નાયકડી બોલી, (૧૪) નવસારીની રાણી બોલી, (૧૫) નવસારીની ચોધરી બોલી, (૧૬) સુરત જિલ્લાની ઓલપાડની ચોધરી બોલી, (૧૭) સુરત જિલ્લાની ચોધરી બોલી, (૧૮) નવસારીની ગામટડી બોલી, (૧૯) સુરતની ધોડિયા બોલી, (૨૦) પૂર્વમાં નિમાડ;

જિલ્લાની બોલી, (૨૧) નિમાડ જિલ્લાની ખાનદેશી (૨૨) ડાંગ પ્રદેશન ડાંગી.

ગુજરાતી ભાષાની આ ભીલી બોલીઓનું સ્થાન એક બાજુથી ગુજરાતી અને બીજી બાજુથી મારવાડી, મેવાડી અને માળવી બોલીઓની વચમાં આવેલું છે.' ઈ. સ. ૯૦૦ થી ૧૧૦૦ની વચમાં આરંભાયેલી પશ્ચિમ રાજસ્થાની કે મારુ-ગુર્જર ભાષામાંથી ચૌદમા સૈકામાં જયપુરી છૂટી પડેલી અને બાકી રહેલા ગુજરાતી મારવાડી-માળવી જૂથમાંથી પંદરમા સૈકામાં એક બાજુએ મારવાડી તથા માળવી અને બીજી બાજુએ ગુજરાતી છૂટાં પડેલાં. ત્યાર બાદ ગુજરાતીએ સ્વતંત્ર રીતે વિકાસ કરવા માંડતાં 'ભાષા'નું બિરુદ પ્રાપ્ત કર્યું. ઈ.સ.ના ચૌદમાથી સોળમા સૈકાના આ કાળ દરમિયાન ભીલી જનતાનો રાજસ્થાન કરતાં ગુજરાત સાથે વધારે ગાઢ વ્યવહાર રહેલો જે હજી સુધી પણ ચાલુ જ રહ્યો છે. આ કારણથી ભીલી બોલીઓ ગુજરાતી ભાષાના અંગ રૂપે ચાલુ રહી છે.

તદુપરાંત આ ભીલી બોલીઓ ગુજરાતી ભાષાના તાત્ત્વિક બંધારણ સાથે વધારે મેળ ધરાવે છે. ગુજરાતના ઉત્તર-પૂર્વ વિભાગની ભીલી બોલીઓની એક બાજુએ મહેસાણા, સાબરકાંઠા અને પંચમહાલ જિલ્લાની પટણી તથા ચરોતરી બોલીઓ વિસ્તરેલી છે. જ્યારે તેની બીજી બાજુએ રાજસ્થાનની મેવાડી અને માળવી બોલીઓ પ્રસરેલી છે. ગુજરાતના દક્ષિણ-પૂર્વ વિભાગની ભીલી બોલીઓની એક બાજુએ વડોદરા, ભરૂચ, અને સુરત વિસ્તારોની બોલીઓ આવેલી છે, જ્યારે તેની બીજી બાજુએ રાજસ્થાનની નિમાડી બોલી તથા ખાનદેશી (આહિરાણી) આવેલી છે.

'ગુજરાતના મેદાની વિસ્તારમાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ; એમ ત્રણ પ્રદેશો આવેલાં છે. આ પ્રદેશોની સુરતી, ચરોતરી, પટણી (ઉત્તર ગુજરાતી), ઝાલાવાડી, ગોહિલવાડી, સોરઠી, હાલારી અને કચ્છી એમ આઠ મુખ્ય બોલીઓ છે. આ ઉપરાંત ભરૂચ, કાનમ, વાકળ, પંચમહાલ, સાબરકાંઠા, થરાદ, ભાલ, બાબરિયાવાડ વગેરે વિસ્તારોમાં પણ ઉચ્ચારણ, રૂઢિપ્રયોગો, શબ્દભંડોળ વગેરેની દૃષ્ટિએ થોડો થોડો તફાવત માલૂમ પડી આવે છે.

આપણે અહીં ગુજરાતની મુખ્ય બોલીઓનાં શિષ્ટમાન્ય ગુજરાતી ભાષાની અપેક્ષાએ આગળ તરી આવતાં લક્ષણો જોઈએ.

### સુરતી બોલી

(૧) શબ્દના અનાદિ સ્થાનમાં આવેલા 'ઢ'ને સ્થાને 'હડ' ઉચ્ચારાય છે. જેમ કે, કઢી > કહડી; વઢવું > વહડવું; દાઢી > દહાડી; વગેરે. (૨) 'નાખ' ધાતુનાં બધાં રૂપોમાં આદિ 'ન'ને સ્થાને 'લ'નું ઉચ્ચારણ. જેમ કે, કાઢી નાખ > કહાડી લાખ; મારી નાખ્યા > મારી લાખ્યા વગેરે. (૩) બહુધા દંત્યને સ્થાને મૂર્ધન્ય ઉચ્ચારણો. જેમ કે, તે > ટે; તમારું > ટમારું; નથ > નઠી; દુકાળ > ડુકાલ; દીધું > ડીઢું વગેરે. જોકે કેટલીક વેળા મૂર્ધન્યનાં દંત્ય ઉચ્ચારણો પણ થાય છે. (૪) શબ્દના કોઈ પણ સ્થાનમાં આવેલા 'શ' અને 'સ'ને સ્થાને સર્વત્ર અઘોષ 'હ' ઉચ્ચારાય છે. જેમ કે, સીતા > હીતા; સસરો > હહરો; માણસ > માણહ; શીશી > હીહી; શું > હું વગેરે. (૫) કેટલાક શબ્દોમાં આદિ કે અંત્ય સ્થાનમાં આવેલા 'હ'ને સ્થાને સ્વરનું ઉચ્ચારણ. જેમ કે, નહિ > નઈ > ની; હતો > ઉતો; હવે > અવે; હશે > ઓહે; હું > ઉં, વગેરે. (૬) દાડમ, બારી, પાડ વગેરે શબ્દોના ઉચ્ચારણમાં સામાન્ય રીતે 'હ' શ્રુતિનો અભાવ. (૭) શબ્દમાંના 'ળ'નું ત્રિવિધ ઉચ્ચારણ. જેમ કે, દળવું > દરવું. દલવું, દળવું. જોકે બહુધા 'ળ'ને સ્થાને 'લ' અને ક્વચિત 'ર' ઉચ્ચારાય છે. (૮) સાહાય્યકારક ક્રિયાપદ 'છે'નો અંત્ય સ્વર ઘસાઈને 'છ' બને છે, અને તે છું, છીએ, છો, છે; એ સઘળાં રૂપોને સ્થાને ઉચ્ચારાય છે. જેમ કે, ઉં લખું છ. અમે લખિયે છ; ટું લખે છ, ટમે લખો છ, ટે લખે છ; વગેરે. (૯) મુખ્ય ક્રિયાપદના ચાલુ ભૂતકાળના રૂપમાં 'છે'નું રૂપ પ્રયોજવાથી ચાલુ વર્તમાનનું રૂપ બને છે. જેમ કે, હું જાઉં છું > ઉં જતો છું; હું આવું છું > ઉં આવતો છું; વગેરે. (૧૦) સંશયાર્થ ભૂતકાળનાં રૂપોમાંના અંત્ય 'અ'ને સ્થાને 'એ' ઉચ્ચારાય છે. જેમ કે, હું જાત–ઉં જાતે; હું ખાત > ઉં ખાતે; તું કરત > ટું કરતે; વગેરે. (૧૧) ભૂતકૃદંતનાં રૂપોમાં આવેલાં વ્યંજન પછી 'ય'ને સ્થાને, 'ય' પછી સ્વરશ્રુતિ અને અંતે વ્યંજન આવે છે. જેમ કે, ચાલ્યો > ચાયલો; આપ્યો > આયપો; સમાર્યું > હમાયરું; વગેરે. જો કે આ રૂપો ચાઈલો, આયવો, હમાઈરું; એક વિકલ્પે પણ ઉચ્ચારાય છે. (૧૨) દ્વિતીય ભૂતકૃદંતનાં રૂપો વિશિષ્ટ રીતે ઉચ્ચારાય છે. જેમ કે, ખાધેલું > ખાધ્લું; ગયેલો > ગયલો; થયેલું > થય્લું વગેરે. (૧૩) ભવિષ્યકાળનાં રૂપોમાં અંત્ય 'શ'ને સ્થાને 'હ' ઉચ્ચારાય છે. જેમ કે, તમે જશો > ટમે જહો; હું કરીશ > ઉં કરીહ; અમે ખાઈશું > અમે ખાહું; વગેરે. જોકે આ રૂપોના વિકલ્પ તરીકે પહેલા પુરુષમાં અમે જવાં, ઉં કરાં, અમે ખાવાં; પણ પ્રયોજવામાં આવે છે. (૧૪) જો વિદેશીય શબ્દો ના હોય તો શબ્દના આદિ સ્થાનમાં 'ય'ને સ્થાને 'જે' ઉચ્ચારાય છે. જેમ કે, યશ > જહ; યમુના > જમના; યજ્ઞ > જગન, વગેરે. (૧૫) શબ્દના અંત્ય સ્થાનમાં આવેલા 'ણ'ની પૂર્વે 'ર' કે 'ળ' આવેલો હોય તો કેટલીક વેળા સારૂપ્ય ઉચ્ચારણો થાય છે. જેમ કે, પારણું, પાણ્ણું; બારણી > બણ્ણી; સાવરણી > હાવણ્ણી; વગેરે ઉચ્ચારણો પણ થાય છે (૧૬) આ ઉપરાંત ગયો > ગિયો; રહ્યો > રિયો; ક્યાં > કહાં; નાનો > ન્હાલ્લો, પલાળવું > પિલાળવું; સોમવાર > હોમવાર; પોરબંદર > પોરેબંદર; શું > હું; વગેરે ઉચ્ચારણો અને છોકરો > પોયરો; પૈસો > હવાકો વગેરે શબ્દપ્રયોગો તથા ખાઓને > ખાઓની; ચાલને > ચાલની; બોલની > બોલની! વગેરે લક્ષણોથી સુરતી બોલી તુરત પરખાઈ આવે છે.

### ચરોતરી બોલી

(૧) શબ્દમાંના 'આ' પછી તુરત જ અનુનાસિક અથવા અનુસ્વાર આવતાં 'ઑ' ઉચ્ચારણ થાય છે. જેમ કે, રામ > રૉમ; પાણી > પૉણી; કાન > કૉન; પાંચ > પૉંચ; વગેરે. (૨) શબ્દમાંની 'ઇ' પછી તુરત જ અનુનાસિક કે અનુસ્વાર આવતાં 'ઍ' ઉચ્ચારણ થાય છે. જેમ કે, છીણી > છેણી; નીક > નેંક; છીન > છેંન; લીમડો > લેમડો; વીંટી > વેંટી; વગેરે. (૩) શબ્દમાંના ક, ખ, ગ કે ઘ પછી તુરત જ ઇ, એ, ઍ કે ય આવતાં તેનાં અનુક્રમે ચ, છ, જ, કે ઝ ઉચ્ચારાય છે. જેમ કે, કોકી > કાચી; કેટલા > ચેટલા; ખેડવું > છેડવું;

ખીલી > છીલી; ગેરુ > જેરુ; ગિલ્લી > જિલ્લી; ઘી > ઝી; ઘેટું > ઝેટું; વગેરે. (૪) કેટલાક સંજોગોમાં ચ, છ, જ, ઝનાં સ્પર્શસંઘર્ષી ઉચ્ચારણો થાય છે. જેમ કે, ચેવડો > ત્સેવડો; છીંકણી > થ્સીકણિ; જેટલું > દ્જેટલું; ઝેર > દ્ઝેર વગેરે. (૫) શબ્દના અનાદિ સ્થાનમાં આવેલા 'ઢ'ને સ્થાને 'હ્ડ્' ઉચ્ચારાય છે. જેમ કે, કઢી > ક્હડી; વઢવું > વ્હડવું; વગેરે. (૬) જો વિદેશીય શબ્દો ના હોય તો શબ્દોના આદિસ્થાનમાં 'ય'ને સ્થાને 'જ' ઉચ્ચારાય છે. જેમ કે, યશ > જશ; યમુના > જમના; યશોદા > જસોદા; વગેરે. (૭) શબ્દના આદિસ્થાનમાં આવેલા 'વ' 'વો' પછી તુરત જ 'ઓ' કે 'ઑ' આવે તો, અથવા આ અનુસ્વાર કે આ અનુનાસિક આવે, તો તેનું 'ઓ' ઉચ્ચારણ થાય છે. જેમ કે, વહોરો > બ્હોરો; વાંદરો > ઑંદરો; વાણિયો > ઑણિયો; વગેરે. (૮) શબ્દમાં રહેલા 'સ'ને સ્થાને સામાન્ય રીતે અઘોષ 'હ' ઉચ્ચારાય છે. જેમ કે સાસુ > હાહુ; સારું > હારું વગેરે. (૯) શબ્દમાં રહેલો અઘોષ 'હ' ઘોષ 'હ' તરીકે ઉચ્ચારાય છે. જેમ કે, હવે > હવે; હમણાં > હ્મણાં; હલકો > હ્લકો વગેરે. (૧૦) શબ્દમાંનાં 'ળ'ને સ્થાને સર્વત્ર 'ર' ઉચ્ચારાય છે. જેમ કે, મળવું > મરવું; (દા.ત. શાહેબ તમે હારું થયું કે રસ્તામાં જ મરિ જ્યા, નકર હું તમારે તાં મરવા જ આવતો'તો.) (૧૧) શબ્દના અનાદિ સ્થાનમાં આવેલા 'ડ'નું મૂર્ધન્ય ઉચ્ચારણ થાય છે. બીજા પ્રદેશોની જેમ તાડિત ઉચ્ચારણ થતું નથી. જેમ કે દોડવું > દોડવુ; વડી > વડિ; વગેરે. (૧૨) શબ્દના અંત્ય સ્થાનમાં રહેલો અનુસ્વાર ઉચ્ચારાતો નથી. જેમ કે, હું શું લખું છું? > હુ શું લખુ છુ?; ચંચળ બહેન જમતાં તે ઉતાવળે ઊઠી ગયાં > ચંચર બ્હેન જમતાંતાં તે ઊઠિ જ્યાં; વગેરે. (૧૩) આજ્ઞાર્થક બીજો પુરુષ એકવચનનાં રૂપોમાં તથા બીજા અનેક શબ્દોમાં 'ય' શ્રુતિનો વ્યાપક ઉપયોગ થાય છે. જેમ કે, હીંડ > હેંડ્ય; મેલ > મેલ્ય; કર > કર્ય; કાળકા > કારક્યા, વાટકો > વાડક્યો; વગેરે. (૧૪) 'હ' શ્રુતિ વ્યાપક રીતે પ્રયોજાય છે. જેમ કે, દાડમ > દહાડ્યમ:, મગર > મ્હગર; બળદિયો > બરધ્યો; તેં મોટો શો પાડ કર્યો? > ત્હેં મ્હોટો શ્યો પ્હાડ કર્યો?; વગેરે. (૧૫) ચરોતરના વિવૃત્ત 'ઍ' તથા 'ઑ' ઉચ્ચારણો શિષ્ટમાન્ય છે. તેથી ઘોડો > ઘૅાડો (ભાલપ્રદેશ); સોમવાર > હોમવાર તથા પોરબંદર > પૉરબંદર (સુરત વિસ્તાર); ચોપડી > ચૉપડી (હાલાર વિસ્તાર); જેવાં ઉચ્ચારણો અહીં માલૂમ પડતાં નથી. (૧૬) બહુધા નામનું બહુવચન કરવા માટે 'ઑ' પ્રત્યય લગાડાય છે. જેમ કે, હાથ > હાથોં; પગ > પગાં; ગુરુ > ગુરોં: માણસ > માણહાં; વગેરે. (૧૭) વાક્ય પ્રયોજતી વેળાએ નારી જાતિ કે નાન્યતર જાતિના વિશેષ્ય સાથે વિશેષણ, ભૂતકૃદંત અને સર્વનામ; બહુવચનમાં પ્રયોજાય છે. જેમ કે, "ગયોં વરહોંમાં હમારોં શેતરોંનિ બધિયોય શેરડિયો પેલોં હાહરોં વાઘરિયોંએ કાચિયો નૂ કાચિયો ને ઉભિયો નૂ ઉભિયો બ્હાડિયો-તિયો." (૧૮) પહેલો અને બીજો પુરુષ એકવચનનાં રૂપો સરખાં પ્રયોજાય છે. જેમ કે, તું શું લખે છે > તુ શું લખુ છુ?

(૧૯) સાહાય્યકારક ક્રિયાપદ 'છે'નો અંત્ય સ્વર ઘસાઈને પશ્ચાત વર્ગ (બારૈયા, વાઘરી વગેરે) માં 'હ' બને છે, અને તે છું, છીએ, છો, છે; એ સઘળાં રૂપોને સ્થાને ઉચ્ચારાય છે. જેમ કે, હું લખાહ, અમે લખીએહ, તુ લખહ, તમે લખોહ, એ લખેહ; વગેરે (૨૦) ચાલુ ભૂતકાળનાં રૂપો પ્રયોજતી વેળાએ, સાહાય્યકારક ક્રિયાપદના ભૂતકાળના રૂપ 'હતો' માંનો આદિ 'હ' લોપાય છે. જેમ કે, જતો હતો > જતો'તો; ખાતી હતી > ખાતી'તી; રમતું હતું > રમતું'તું; વગેરે. (૨૧) મૂર્ધન્ય 'ષ'ને પશ્ચાત વર્ગમાં 'ખ' ઉચ્ચારાય છે. જેમ કે, ષડ્‌રિપુ > ખડરિપુ; રુષિ > રુખિ; વગેરે. પરંતુ બહુધા 'ષ'ને સ્થાને તાલવ્ય 'શ' ઉચ્ચારાય છે. જેમ કે, પુષ્કળ > પુશ્કળ; સંતોષ > સંતોશ; વગેરે. (૨૨) શબ્દના મધ્યસ્થાનમાં 'અ'કારાંત 'હ'પછી 'ડ' અથવા 'લ' આવે. તો તેનો 'ય' અથવા 'ઈ' થાય છે. જેમ કે, દોરડી > દોયડી/દોઈડી; સાવરણી > હાવયણી/હાવઈણી; વગેરે. (૨૩) આ ઉપરાંત ગયો > જ્યો; બહેન > બ્હેન; વાપર > વાવર; વગેરે ઉચ્ચારણો; સામાન્ય વાતચીતમાં મારું બેટું, મારુ હારુ વગેરે વિચારટેકણો; વાક્યપ્રયોગોમાં જાતિપરિવર્તન (જેમ કે, પેલો વાઘરી શું કરવાનો હતો? > પેલુ વાઘરુ શુ કરવાનુ હતુ?); આફ્રિકામાં રહેવાથી પાટીદારોમાં પ્રયોજાતા સ્વાહિલી શબ્દો (જેમ કે, ફગિયો=પૂંજો; સાની=થાળી; સફૂરિયું=તપેલી;) વગેરેથી, ચરોતરી બોલી તુરત પરખાઈ આવે છે.

### પટ્ટણી બોલી

પટ્ટણી અથવા ઉત્તર ગુજરાતની બોલીમાં, ચરોતરની બોલીમાં પ્રયોજાતી નંબર ૧ થી ૬, ૮, ૯, ૧૦, ૧૭, ૨૦, ૨૧ અને ૨૨; એ તેર લાક્ષણિકતાઓનો સમાવેશ ઓછેવત્તે અંશે થાય છે. આ ઉપરાંત નીચે જણાવેલી લાક્ષણિકતાઓ હાલની પટણી બોલીમાં (અને પ્રાચીન ગુજરાતી ભાષાની સાહિત્ય કૃતિઓમાં પણ) માલૂમ પડી આવે છે.

(૧) ક્રિયાપદનાં ચાલુ વર્તમાનનાં ત્રીજો પુરુષ બહુ વચનનાં રૂપોમાં અનુસ્વારનો પ્રક્ષેપ થાય છે. જેમ કે, ખાય છે > ખાય ત્સં, આવે છે > આવ ત્સં, જાય છે > જઈ ત્સં, જાઈ ત્સં; વગેરે. પરંતુ એકવચનનાં રૂપોમાં અનુસ્વાર લોપાય છે. જેમ કે, ખાય ત્સ, આવત્સ, જયત્સ વગેરે. (૨) ભવિષ્યકાળનાં રૂપોમાંના અંત્ય 'શ'નો સંપૂર્ણ લોપ થવાથી, પ્રથમ પુરુષ એકવચનનાં ભવિષ્યકાળનાં રૂપો તરીકે, ક્રિયાપદનાં સાદા ભૂતકાળનાં રૂપો પ્રયોજાય છે. જેમ કે, હું કરીશ > હું કર્યો; હું બોલીશ > હું બોલ્યો; હું જઈશ > હું જ્યો; વગેરે. (૩) ભવિષ્યકાળના ત્રીજા પુરુષનાં રૂપોમાં અંત્ય 'એ'ને સ્થાને 'ઇ' ઉચ્ચારાય છે. જેમ કે, જશે > જશિ; ખાશે > ખાશિ; દોડશે > દોડશિ; વગેરે. (૪) સપ્તમી વિભક્તિના સ્થળવાચક પ્રત્યય તરીકે 'ઇ' પ્રયોજાય છે. જેમ કે, નિશાળે > નેહાળિ; પોળે > પોળિ; આશ્રમે > આશ્રમિ; વગેરે. (૫) કર્તાના અર્થમાં ત્રીજી વિભક્તિના પ્રત્યય તરીકે 'ઇ' કે 'ઈં' પ્રયોજાય છે. જેમ કે, બાપે > બાપિ; માએ > માઈં; દાદાએ > દાદાઈં; વગેરે (૬) દર્શક સર્વનામમાંના 'એ'ને સ્થાને 'ઇ' ઉચ્ચારાતો હોવાથી એનો > ઇનો; એને > ઇને; એની > ઇની વગેરે રૂપો પ્રયોજાય છે. (૭) 'મેં' અને 'તેં'; એ બે સર્વનામોને સ્થાને 'મિ' અને 'તિ' વ્યાપક રીતે પ્રયોજાય છે. જેમ કે, તિ એવું કિધું એટલે મિ ખાધુ નહીં. (૮) આ ઉપરાંત બહેન > બુન,

હવે > હવં, કોણ > કુણ, ને > ન, ભોંય > ભુંઇ, વગેરે ઉચ્ચારણો, સામાન્ય વાતચીતમાં મારુ બેટુ, દિયોર વગેરે વિચારટેકણો, એમ > ઇમ અવયનો સાર્વત્રિક પ્રયોગ, આંઈ કણ્ય, આં કણ્યાં, વગેરે અવ્યયો અને રિયા, ગ્યા, થ્યા વગેરે ભૂતકૃદંતોના વપરાશથી ઉત્તર ગુજરાતનો માણસ તુરત પરખાઈ આવે છે

સૌરાષ્ટ્રની બોલી

નીચેની વિશિષ્ટતાઓ સૌરાષ્ટ્રમા સર્વત્ર પ્રયોજાવામાં આવે છે

(૧) વિચારટેકણ માટે વાકયારંભે ઘણી વેળા 'ઇ' મૂકવામાં આવે છે જેમ કે, ઇ ભાઈ ઇમ નો ચાલ (૨) દર્શક સર્વનામ 'એ'ને સ્થાને 'ઇ' ઉચ્ચારાય છે અને તે પરથી 'એનો', 'એમ' વગેરેનાં 'ઇનો', 'ઇમ' વગેરે રૂપો ઉચ્ચારાય છે (૩) 'ચ' અને 'છ' ને સ્થાનેબહુધા 'સ' ઉચ્ચારવામાં આવે છે જેમ કે, ચપક > સંપક, ચિઠ્ઠી > સિઠ્ઠિ, છાસ > સાસ, છે > સે, વગેરે (૪) 'સ'ને સ્થાને બહુધા અઘોષ 'હ' ઉચ્ચારાય છે જેમ કે, સાસુ > હાહુ, સારુંકું > હારુ, વગેરે. (૫) તળ ગુજરાતની જેમ શબ્દના અનાદિ સ્થાનમાં આવેલા 'ઢ'ને સ્થાને 'હ્ ડ' કદીય ઉચ્ચારાતો નથી તેથી કઢી > કહડિ ન થતા 'કઢી' ઉચ્ચારણ જ થાય છે (૬) શબ્દમાંનો મધ્ય 'હ' લોપાય છે જેમ કે, દહાડો > દાડો, બહેન > બેન, મ્હારુ > મારુ, વહુ > વઉ, વગેરે (૭) શબ્દમાંનો 'ળ' ઝાલાવાડ, ભાલ, ગોહિલવાડ અને ગિરનારની પૂર્વ બાજુના ભાગમાં સ્પષ્ટ રીતે બોલાય છે પરતુ સોરઠ અને હાલારમાં 'ળ'ને સ્થાને 'ર' ઉચ્ચારાય છે જોકે ગૂંચવણ ઊભી થાય તો 'લ' ઉચ્ચારાય છે જેમ કે, મળવું > મલવું (૮) સમગ્ર સૌરાષ્ટ્રમાં અનુસ્વાર કે અનુનાસિકનાં ઉચ્ચારણ બહુ સ્પષ્ટ રીતે થાય છે ઘણી વેળા તો ઉચ્ચારણમાં અનુસ્વાર કે અનુનાસિકનો પ્રક્ષેપ પણ થાય છે જેમ કે, છીએ > છિયેં, જ્યારે > જયેં, ત્યારે > તયેં, ગાડો > ગાણ્ડો, દાંડી > દાણ્ડી, વગેરે. (૯) સૌરાષ્ટ્રમાં સર્વત્ર સંગીતાત્મક આઘાત (pitch accent) જણાય છે સૌરાષ્ટ્રનો કોઈ પણ માણસ તેની વાતચીતમાં, આ સંગીતાત્મક આઘાત એવી લાક્ષણિક રીતે પ્રયોજે છે કે તે તળ ગુજરાતના માણસથી તુરત જ નોખો જણાઈ આવે છે (જોકે સૌરાષ્ટ્રના માણસને તળ ગુજરાતના માણસની વાતચીતમાં પણ સંગીતાત્મક આઘાત રહેલો જણાય એ શક્ય છે) (૧૦) નામનું બહુવચન કરવા માટે સામાન્ય રીતે 'ઉ' કે 'ઉં' પ્રત્યય લગાડાય છે જેમ કે, બાઈઓ > બાઇયુ, બાઈયું, ગાય > ગાયુ, ગાયું વગેરે. (૧૧) કર્મણિ ભૂતકૃદંતના પ્રત્યય તરીકે 'યું'ને સ્થાને 'ણ' પ્રયોજાય છે જેમ કે, બોલાયું > બોલાણુ, લખાયું > લખાણુ, વગેરે (૧૨) ભવિષ્યકાળ પહેલો પુરુષ બહુવચનમા રૂપોનો વિશિષ્ટ પ્રયોગ જેમ કે, કરીશું > કરશું, જઈશુ > જાશું, લઈશું > લેશું, વગેરે (૧૩) આજ્ઞાર્થક બીજો પુરુષ એક વચનનાં રૂપો પ્રયોજતી વેળા 'ય' શ્રુતિનો ઉપયોગ થાય છે જેમ કે, કર > કર્ય, વગેરે. (૧૪) સહાયકારક ક્રિયાપદ છે > સે, અને તેના પ્રથમ બહુવચનના 'છીએ' રૂપનું છિયે > સૈયે ઉચ્ચારણ થાય છે (૧૫) કેટલાંક ક્રિયાપદો વિશિષ્ટ રીતે ઉચ્ચારાય છે જેમકે, થવું > થાવુ, જવું > જાવું (૧૬) તળ ગુજરાતમાં પ્રયોજાતા જેમ, પાછળ, આગળ, બધા, ત્યારે, જ્યારે, ક્યારે, સાથે, આ વેળા, ના, માટે, પેલું, એ અવ્યયોને સ્થાને અનુક્રમે ઘોડે, વાંહે, મોર, સંધા કે હંધા, તરેં, જરેં, કરેં, અગાઉ, નાં, હાટુ, ઓલું, ઓનું, એ અવયો પ્રયોજાવામા આવે છે (૧૭) આ ઉપરાંત 'આપવું' 'ચાલવું' અને 'કહેવું' ક્રિયાપદોને સ્થાને 'દેવું' 'હાલવું' અને 'બરકવું' ક્રિયાપદો પ્રયોજાય છે જેમ, તેમ, કેમ એ અવ્યયો જિમ, તિમ, કિમ, એમ ઉચ્ચારાય છે, 'દોડવું' ક્રિયાપદનું 'ધોડવું' ઉચ્ચારણ થાય છે, 'દાદા' અને 'મા'ના બાપ માટે 'અદા' તથા 'નાના' શબ્દો પ્રયોજાય છે, ત્રણ અક્ષરના અકારાંત શબ્દમાંનો વચલો વ્યંજન પણ જો અકારાંત હોય, તો તેનું બહુવચન કરતી વેળાએ વચલા વ્યંજન સાથેનો સ્વર લોપાય છે જેમ કે, નાટક > નાટ્કો, બેઠક > બેઠ્કો, ફાનસો > ફાન્સો, વગેરે.

સૌરાષ્ટ્રની બોલીની આ વિશિષ્ટતાઓ ઉપરાંત સોરઠીમા નીચેની વિશિષ્ટતાઓ પ્રવર્તે છે

(૧) નામના બહુવચનનો પ્રત્યય 'આ' છે જેમ કે, નામ > નામાં, રજપૂત > રજપૂતા, વગેરે. (૨) વિવૃત 'એ' તથા 'ઓ' ઘસાતો પ્રયોગ છે જેમ કે, ચોપડી–ચોપડી (૩) 'શ' ને સ્થાને બહુધા 'સ' ઉચ્ચારાય છે જેમ કે, શિવરાત્રિ > સવરાત્ય, શું > સું, વગેરે. (૪) ત્યાં, કેવી, થયું એ શબ્દોના ન્યાં, કિવિ, થ્યું ઉચ્ચારણો થાય છે (૫) 'ય' શ્રુતિ વિશેષપણે પ્રયોજાય છે જેમ કે, ઘેર > ઘેરય, કાલ > કાલ્ય, (૬) વાક્ય પ્રયોજતી વેળાએ વિશેષ્ય સાથે વિશેષણ, ભૂતકૃદંત અને સર્વનામ બહુવચનમાં પ્રયોજાય છે જેમ કે, બધી બાઈઓ ગઈ હતી > બધિયુંય બાઈયુ ગઈયું હતિયું

હાલારમાં સોરઠી બોલીની નંબર ૫ અને ૬ની લાક્ષણિકતાઓ પ્રયોજાય છે તદુપરાંત 'ત્યા' અવ્યયનુ 'ઉંઆ' ઉચ્ચારણ, એ બોલીનું વિશિષ્ટ લક્ષણ છે

ગોહિલવાડીમાં 'શ'ને સ્થાને 'હ' વિશેષપણે બોલાય છે જેમ કે, શાક > હાક, શી ખબર > હી ખબર વગેરે

ઝાલાવાડીમાં કેમ, છોકરી, બતાવી, એમ, વગેરેના કમ, સોકરી, બતાવી, ઇમ, વગેરે ઉચ્ચારણો નોંધપાત્ર છે

ભાલમાં નથી, ઘોડો, સાદ કર, આપી દે, વગેરેના નત્થી/નથ્ય, ધોડો, હા કર, દઈ દો, વગેરે ઉચ્ચારણો અને પ્રયોગો નોંધપાત્ર છે

કાનમના વિસ્તારમાં નીચેના લક્ષણો આગળ પડતાં છે (૧) 'ણ'ને સ્થાને 'ન' ઉચ્ચારાય છે જેમ કે, વાણિયો > વાનિયો, બ્રાહ્મણ > બ્હામન, વગેરે (૨) 'ળ'ને સ્થાને 'ડ' ઉચ્ચારાય છે જેમ કે, વળી > વડી, હોળી > હોડી, મળવુ > મડવું, વગેરે. (૩) શબ્દના આદિ સ્થાનમાં આવેલ 'હ'ને સ્થાને સ્વર ઉચ્ચારાય છે જેમ કે હશે > અશે, હસ્યા > અઈસા, વગેરે. (૪) સુરતી બોલીની જેમ, ભૂતકૃદંતના ચાલ્યો > ચાઈલો, આપ્યો > આયપો વગેર જેવાં રૂપો થાય છે (૫) વળી ક્યા > કાં, શું > હુ, કેમ > કમ એ ઉચ્ચારણો, તથા મહત્ત્વદર્શક 'પણ'ને સ્થાને 'રે'નો પ્રયોગ [જેમ કે, હુ રે (પણ) જવાનો] આગળ તરી આવતી વિશિષ્ટતાઓ છે

ડાંગ જિલ્લાની બોલીમાં આહિરાણીની થોડીક છાંટ છે. કચ્છી ઉપર સિંધીની સામાન્ય અસર છે.

પારસી કોમની બોલી: સુરતી બોલીની જેના ઉપર વધારે અસર વર્તાય છે, એવી ગુજરાતની પારસી કોમની બોલીની લાક્ષણિકતાઓ નીચે પ્રમાણે છે:

(૧) શબ્દમાંના અનાદિ 'ડ'ને સ્થાને 'ર' ઉચ્ચારાય છે. જેમ કે, માંડવો > માંરવો; કડું > કરું; વગેરે. (૨) શબ્દમાંના 'ળ'ને સ્થાને 'લ' બોલાય છે. જેમ કે, આગળ > આગલ. (૩) શબ્દમાંના 'ણ'ને સ્થાને 'ન' બોલાય છે. જેમ કે, પણ > પન, વાણિયો > વાનિયો. (૪) શબ્દમાં આવેલા 'સ'ને સ્થાને 'હ' ઉચ્ચારાતો નથી. આ લાક્ષણિકતા નોંધપાત્ર છે. (૫) અનુસ્વાર કે અનુનાસિકનાં સ્પષ્ટ ઉચ્ચારણ થાય છે. (૬) પારસીઓ મૂર્ધન્ય ઉચ્ચારણોને સ્થાને બહુધા દંત્ય ઉચ્ચારણો કરે છે, (૭) ભવિષ્યકાળનાં પહેલો પુરુષ એકવચન અને બહુવચનનાં રૂપોમાંના 'શ'ને સ્થાને 'સ' ઉચ્ચારાય છે. જેમ કે, હું આવીશ > હું આવસ, અમે જઈશું > અમે જવસ. (૮) ભૂતકૃદંતનાં રૂપો પ્રયોજતી વેળા અંતે 'ઈયો' પ્રત્યય લગાડે છે. જેમ કે, બોલ્યો > બોલિયો; ચાલ્યો > ચાલિયો (૯) 'છે' સાહાય્યકારક ક્રિયાપદનો અંત્ય સ્વર ઘસાઈને 'છ' અને/અથવા 'ચ' બને છે. જેમ કે, હું આવું છ. આવુંચ (જુઓ સુરતી બોલીનો નંબર ૮) (૧૦) સુરતી બોલીની લાક્ષણિકતા નંબર ૧૦ પ્રમાણે સંશયાર્થ ભૂતકાળનાં હું જતે, અમે ખાતે વગેરે રૂપો થાય છે. (૧૧) વિચારટેકણ માટે વાક્યની શરૂઆતમાં ઘણી વેળા 'આય' પ્રયોજાય છે. જેમ કે, આય તેવન કાંથી આવિયા? (૧૨) મહત્ત્વદર્શક 'પણ'ને સ્થાને 'બી' પ્રયોજાય છે. જેમ કે, હું બી આવસ. (૧૩) વિશ્લેષ સારી પેઠે વર્તાય છે. જેમ કે, સ્પષ્ટ > સપ્‌સટ્‌; સ્ટીમર > સટીમર; વગેરે. (૧૪) આ ઉપરાંત પારસીઓ એઓ, તેઓ, તે (નારી જાતિ), એ સર્વનામોને સ્થાને એવન, તેવન, તેણી શબ્દો પ્રયોજે છે; હશે, હજુ, હમણાં, તને એ શબ્દોના હોશે, હજુંન, હ્‌વરાં, તુને એમ ઉચ્ચારણો કરે છે. ફારસી શબ્દભંડોળોનો બહોળો ઉપયોગ કરે છે; અને કડવું > કવરું જેવો વર્ણ-વ્યત્યય પણ પ્રયોજે છે. (૧૫) આ બોલીમાં સારૂપ્યના દાખલા પણ મળે છે. જેમ કે, બરણી > બણ્ણી, પારણું > પાણ્ણું વગેરે. (જુઓ સુરતી બોલીની વિશિષ્ટતા નંબર ૧૫).

વહોરા કોમની બોલીમાં ફારસી શબ્દો વધારે પ્રયોજાય છે. (अ) (૧) મેં વાં ગયો થો (मैं वहाँ गया था) (૨) વો બતલા (वह बता) (૩) ઘરેસી દુકાન ગયો (घरसे दुकान गया). (૪) કિતનાક લોગો આયા? (कितने लोग आये?) (૫) કાંઈ બિસરા ખરાબ છે? (क्या दूसरा खराब है?) (૬) બરા અપનાચાચા કાં ગિયા? (अपने सब कहाँ गये?) (૭) મેં તમને લિખ્યુ. (मैंने तुम्हें लिखा) (૮) તમારું પાકીટ મિલ્યુ. (तुम्हारा पाकिट मिला) (૯) મેં સરફુદીનથી વાત કીધી. (मैंने सरफुद्दीनसे बात की), વગેરે વાક્યોમાં હિંદીની અસર સ્પષ્ટપણે વર્તાઈ આવે છે. (आ) ભૂતકૃદંતનો વિશિષ્ટ પ્રયોગ જેમ કે, પકડ્યો > પકડો; ચડ્યો > ચડો. (इ) દંત્યના મૂર્ધન્ય અને મૂર્ધન્યના દંત્ય ઉચ્ચારણો કરવામાં કેટલીક વેળા ગોટાળો થાય છે. જેમ કે, ગપાટા < ગપાતા, તપેલી > ટપેલી; ઠગ > થગ; ઠગલો > ધગલો; બધા > બડા; થયા > ઠિયા; દેખવું > ડેખવું. (ई) 'ણ' અને 'ળ'નો અનુક્રમે 'ન' અને 'લ' ઉચ્ચારણો થાય છે. જેમ કે, દાતણ > દાતન, આગળ > આગલ. (उ) શબ્દના અનાદિ સ્થાનમાં રહેલા 'ડ'નો 'ર' અને 'ઢ'નો 'હ્‌ર' થાય છે. જેમ કે, દડો > દરો; દાઢી > દહ્‌રી; (ऊ) 'હું' સર્વનામના વપરાશમાં ગરબડ થાય છે. જેમ કે, મેં કહ્યું હતું > હુંએ કિડુંતું; નહીં તો હું આપતે > નહીં તો મેં આપતે. (ए) આ ઉપરાંત તેઓ ઘણી વેળા 'શ'ને સ્થાને 'સ' ઉચ્ચારે છે (જેમ કે, શું > સું); શબ્દમાં જો પ્રથમ અક્ષર જોડાક્ષર હોય તો તેની આગળ 'ઇ'નો સ્વરાગમ કરે છે. (જેમ કે, સ્કૂલ > ઇસ્કોલ, સ્ટવ > ઇસ્ટવ); નથી, ક્યારે, કોણે, ક્યાં શબ્દોના અનુક્રમે નત્થી, કારે, કોએ, કાં ઉચ્ચારણો કરે છે. (ऐ) તેઓ સુરતી બોલીની લાક્ષણિકતાઓ નંબર ૮ અને ૧૫ પ્રયોજે છે.

આ ઉપરાંત ગુજરાતમાં મુસલમાનો, ઘાંચી, ગોલા, હરિજનો, વાઘરી, પાટીદારો, મેમણો, દૂબળા, નાયકા, ઠાકરડા, મેર કાઠી, મિયાણા, ખોજા, વગેરે કોમો ઉચ્ચારણો, વ્યાકરણનાં રૂપો, શબ્દભંડોળ, રૂઢિપ્રયોગો વગેરે પ્રયોજવામાં પોતાની આગવી વિશિષ્ટતાઓ પ્રયોજે છે. પરંતુ આ અંગેનો વિસ્તૃત અભ્યાસ હજી થયો નથી.

સમગ્ર ગુજરાતમાં મૂર્ધન્ય ષ ઉચ્ચારાતો નથી; વિશ્લેષ, વર્ણ-વ્યત્યય, સારૂપ્ય વગેરે લક્ષણો પ્રવર્તે છે; દીર્ઘ 'ઈ' કે 'ઊ'નાં ઉચ્ચારણો હવે ઘસાતાં ચાલ્યાં છે, અને આદિ 'ય'ને સ્થાને 'જ' બોલાય છે.

આપણે એટલું યાદ રાખીએ કે બે બોલીઓ બોલનારા કે બે ભાષા પ્રયોજનારા માણસો કદી ઝઘડતા નથી. પછી ભલે તેઓ અભણ હોય કે અજાણ્યા પ્રદેશોના હોય. ઊલટામાં એવા માણસો ખૂબ આનંદ-પૂર્વક હળેમળે છે. કારણ કે ભાષા કે બોલી તો બે માનવીઓ વચ્ચે મેળ સાધે છે. જો ભાષા કે બોલી માટે તકરાર થાય તો માનવું કે એ ભાષા અથવા બોલીની તકરાર નથી, પણ એ બહાના હેઠળ છુપાયેલા માનવીના દુર્ગુણની જ તકરાર છે.

નોંધ: આ લેખની સામગ્રીમાં શ્રી કે. કા. શાસ્ત્રીએ સંપાદિત કરેલા સર જ્યોર્જ ગ્રિયર્સનના 'ભારતીય-ભાષા-સમીક્ષા'ના ગ્રંથ નવમાના બીજા ભાગનો, શ્રી. ટી. એન. દવેના 'The Languages of Maha Gujarat'નો અને શ્રી. ઇન્દ્રવદન અ. દવેના 'ઉત્તર ગુજરાતની બોલી' વિષેના લેખનો ઉપયોગ કર્યો છે. એ બદલ એ સર્વનો હું હાર્દિક આભાર માનું છું.



# ભાષા અને તેની બોલીઓ

ડૉ. પ્રબોધ પંડિત
(ગુજરાતી ભાષા સાહિત્ય ભવન, ગુજરાત યુનિ., અમદાવાદ)

## ૧. ભાષા અને બોલી

ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ 'ભાષા' અને 'બોલી' બંને શબ્દો પર્યાયવાચક છે. જ્યારે ભાષાશાસ્ત્રી આ શબ્દોનો ઉપયોગ કરે છે ત્યારે એક ભાષાસમાજના વાગ્ભેદોની પ્રકૃતિ તથા એવા ભેદોનું પ્રમાણ જ તેની આંખ સામે હોય છે; સામાન્ય વપરાશમાં આ શબ્દોનો આગવો દરજ્જો છે. ત્યાં તેને ભાષાકીય વપરાશનાં પગથિયાં તરીકે ગણવામાં આવે છે; એમાં બોલી હલકી, કઢંગી અને અશાસ્ત્રીય તથા ભાષા ઉચ્ચ, સંસ્કારયુક્ત તથા શાસ્ત્રીય મનાય છે. ક્યારેક (આજના ભાષાકીય જાગૃતિના સમયમાં) તો બોલીઓને જુદી જ દુનિયાની ને અજાયબીયુક્ત હોય તેમ ગણવામાં આવે છે. ભાષાશાસ્ત્રી ભાષાસમાજના વાગ્ભેદો પ્રતિના આવા ઊર્મિલ વલણથી સહેજે દોરવાતો નથી. એ તો 'ભાષા' અને 'બોલી'ના પૃથક્કરણમાં એક જ માનદંડ રાખે છે.

બોલી કરતાં ભાષા ઉચ્ચ છે એ માન્યતાને ભાષાસમાજમાં પ્રવર્તતું વાગ્રૂપોનું પ્રતિષ્ઠાસૂચક વલણ ટેકો આપે છે. પ્રત્યેક ભાષાસમાજમાં કોઈ ને કોઈ અંશે વાગ્ભિન્નત્વના વિસ્તારો પ્રવર્તતા જ હોય છે. આમાંના કોઈ એકની વાગ્રીતિ (હમેશાં કાં તો રાજધાની, સત્તા ધરાવતું, કે ધર્મ, સંસ્કૃતિ વા વેપારનું કેન્દ્ર હોય તેવાં સ્થળની) બીજા વિસ્તારોનાં વાગ્રૂપોના ભોગે વિકસતી જાય છે. એવાં કેન્દ્રોના મહત્ત્વથી વિકસિત થયેલાં આવાં વાગ્રૂપો પછીથી તો સ્થાનિક વાગ્રૂપોની સરખામણીએ ખૂબ ઊંચી નજરે જોવાય છે. ગુજરાતી બોલીઓમાંનું દૃષ્ટાંત આ વાતને સહેલાઈથી સમજાવશે 'આપવું' એ અર્થમાં આપણે ત્યાં 'આપવુ' 'આલવું' (ગુજરાતનો ઉત્તર વિસ્તાર) અને 'દેવું' (સૌરાષ્ટ્ર) એવાં ત્રણ ક્રિયાપદો પ્રચલિત છે પણ તેમાં 'આલવું' અને 'દેવું'ની સરખામણીએ 'આપવું' રૂપ પ્રતિષ્ઠિત ગણાય છે ધીમેધીમે 'આપવું' રૂપ, 'આલવું' અને 'દેવું' વિસ્તારમાં પગપેસારો કરીને સ્થાનિક રૂપોને હાંકી કાઢતું જણાય છે. એ જ રીતે 'ચાલવું' વિ. 'હેંડવું', હાલવું'; 'રેડવું' વિ. 'નામવું'; 'લોટો' વિ. કળશો ઇત્યાદિમાં પણ બને છે. રાજકીય કે વ્યાપારના સ્થળ વિસ્તારનું વાગ્રૂપ પ્રતિષ્ઠિત બને છે. આવા જે વિસ્તારનું રૂપ બીજાં પ્રચલિત સ્થાનિક રૂપોને હડસેલીને ખૂબ મોભાદાર બની જાય છે, તે વિસ્તાર ભાષાકીય દૃષ્ટિએ ભાષાકેન્દ્ર વિસ્તાર તરીકે ઓળખાય છે. આ રીતે આસપાસની બોલીઓ પર કોઈ એક બોલી કાબૂ જમાવે છે ને 'ભાષા'નું સ્થાન મેળવે છે. રૂપોનાં પ્રતિષ્ઠિતત્વની આ પ્રક્રિયા કોઈ પણ ભાષાસમાજમાં હમેશાં ચાલુ જ હોય છે ને આના લીધે જ ભાષકોના મનમાં 'ઊંચું' ને 'હલકું'નો ભાવ ઊભો થાય છે. એક રીતે કહીએ તો આપણા ભાષાસમાજનો પ્રત્યેક ભાષક જ્યારે ગ્રામવિસ્તાર છોડીને શહેર વિસ્તારમાં જાય અથવા તો આપણી શાળામાં જતો થાય ત્યારથી દ્વિભાષી બનતો હોય છે. આ રસાકસી—ભાષાકીય રૂપોની પ્રતિષ્ઠા સૂચકતાની—માંથી ઘણા ન ઉવેખી શકાય તેવા પ્રશ્નો ઊભા થાય છે. આવા પ્રશ્નોનો અભ્યાસ, ભાષાની અજાયબીઓના સંગ્રહમાં પરિણમતા બોલીઓ તરફના વર્ણનાત્મક અને ઊર્મિલ વલણ કરતાં વિશેષ ઉપયોગી નીવડવાનો પૂરો સંભવ છે.

## ૨. ભાષા અને બોલીરૂપે ગુજરાતી

ગુજરાતીની ભાષા તરીકે ગણના થવાની પાછળના ઐતિહાસિક વિકાસનાં વિભિન્ન પાસાંઓને, તથા જુદી જુદી બોલીઓને ટાળીને ગુજરાતી ભાષાના પાયામાંની વિશેષ બોલીને તપાસતાં પહેલાં, આપણે બે પાસાંને બરાબર જોવાં પડશે. આમાંનું પહેલું, તે ભારતીય-આર્ય કુળની બોલી તરીકે ગુજરાતીનું સ્થાન, અને બીજું, આ બોલીએ અન્ય બોલીઓને દબાવી દઈને ભાષા તરીકેનો મોભો મેળવ્યો તેની પ્રક્રિયા આથી, આપણે ગુજરાતીને પ્રથમ તો બોલી તરીકે જોઈશું અને પછીથી ભાષા તરીકે. 'ભાષા' અને 'બોલી' એ શાસ્ત્રીય શબ્દોના અર્થઘટનનું સ્વાભાવિક એવું આ પરિણામ છે.

## ૩. પ્રાચીન આર્ય ભાષાસમાજનું ક્રમિક વિભાજન

આજે જે જુદા જુદા ભાષાસમાજો[૧] (પાદટીપમાં દર્શાવ્યા મુજબના) દેખાય છે તે, ભારતમાં લગભગ ઈ. સ. ૧૦૦૦ વર્ષ પૂર્વે આવેલા વૈદિક આર્યોના એક જ ભાષાસમાજના છે. આજની ભારતીય-આર્ય બોલીઓ આ ભાષાસમાજના ક્રમિક વિભાજનનું પરિણામ છે.

---

૧. ભારતીય આર્ય કુળની બીજી મુખ્ય બોલીઓ આ પ્રમાણે છે: આસામી, અવધી, બંગાળી, ભીલી, હિંદી, ઉર્દૂ, કચ્છી, કાશ્મીરી, કોંકણી, લહન્દા, ભોજપુરી, મગહી, મૈથિલી, મરાઠી, ઊડિયા, પહાડી, (આ નેપાળ પાસેના હિમાલયના ખીણ વિસ્તારથી માંડીને સીમલાના પહાડી પ્રદેશ ને કુલુખીણ સુધીના પ્રદેશને સમાવતી પૂર્વ પહાડી, મધ્ય પહાડી અને પશ્ચિમ પહાડી એવી ત્રણ મુખ્ય પેટા બોલીને સમાવે છે), પંજાબી, રાજસ્થાની, સિંધી અને સિંહાલી.

બોલીઓના અને તુલનાત્મક અભ્યાસના પાયામાં રહેલા એક ભાષાશાસ્ત્રીય તર્કને આપણે પ્રારંભથી જ ધ્યાનમાં રાખવો જોઈએ. કોઈ પણ ભાષાસમાજ કદીયે એકસરખો તો હોઈ શકે જ નહિ. પ્રદેશે પ્રદેશે સમાજના વ્યવહારની ઘનતા વધતીઓછી હોય છે. જે પ્રદેશોનો અરસપરસનો વ્યવહાર વિશેષ ત્યાં વાગ્રૂપોનું સમત્વ પણ વિશેષ ને જે વિસ્તારોનો વ્યવહાર ઓછો છે તેમાં આવાં રૂપોનું સમત્વ ઓછું જ હોવાનું. આ રીતે કોઈ પણ ભાષાસમાજ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ તો તેના વ્યવહારની ઘનતા અનુસાર વિભાજિત છે. બોલીભેદોના થોડા થોડા તફાવતોથી આ વિભાજન શરૂ થાય છે. એવા ખાસ વપરાશના વિભાગોના નિદર્શનથી આવો પ્રત્યેક ફેરફાર ભાષાસમાજના નકશા પર દર્શાવી શકાય છે. ઉ. ત. પ્રાચીન આર્ય ભાષા સમાજમાં વિકસિત આવો જૂનામાંનો એક તફાવત તે स्, श् અને ष् ના ઉચ્ચારણ અંગેનો છે. પૂર્વ વિસ્તારમાં આ ત્રણેનો ઉચ્ચાર ष् થતો અને પશ્ચિમમાં આ ત્રણે સૂથી જ ઉચ્ચરિત બનતા. વળી વાયવ્ય કોણમાં (ઘણુંખરું) श् અને स् કે श् અને ष् વચ્ચેનો તફાવત જળવાઈ રહ્યો હતો. આવી એકરેખા મગધ (કલિંગ સમેતનું) ને ગંગા-જમનાના દોઆબથી છૂટું દર્શાવીને જૂના પૂર્વ તથા મધ્યદેશની સીમા દ્વારા નકશા પર દોરી શકાય. તો બીજી રેખા જૂના ઈશાન અને મધ્યપ્રદેશનો વિસ્તાર આપી કુરુપાંચાલને દોઆબથી છૂટું બતાવીને દોરી શકાય. હુમલાઓ કરી કરીને વિસ્તાર સાધતા જતા આર્યોના ભાષાસમાજના તફાવતોની રેખાને આપણે આ રીતે દોરી શકીએ. આથી ઈશાન, મધ્ય અને પૂર્વ એવા ત્રણ વિભાગો પડી જતા જણાય છે.

એક બોલીવિસ્તાર બીજા બોલીવિસ્તારથી માત્ર એકાદ એવી ભેદરેખાથી જુદો નથી દર્શાવી શકાતો, આવી રેખાઓના સમૂહથી જ આમ બની શકે છે તે મુદ્દો નોંધપાત્ર છે. બોલીઓના વિસ્તાર, આથી, આવી ભેદરેખાઓના સંખ્યાબળ ઉપર આધાર રાખે છે. ભિન્ન થતાં જતાં ભાષાકીય લક્ષણોના સમૂહોથી બોલીઓની સીમારેખાઓ આંકી શકાય છે. આથી, આપણે અહીં પ્રાચીન આર્ય વાગ્વિસ્તારનું ધીમે ધીમે વિભાજન થઈને જુદી જુદી બોલીઓમાં વહેંચાવાનું બન્યું તે અંગેનાં ભાષાકીય લક્ષણોને તપાસીશું.

૪. પ્રાથમિક ભૂમિકામાં ત્રણ મોટા બોલી વિસ્તાર

વિભાજનની પ્રક્રિયા—ને પુનર્પ્રક્રિયા—હમેશાં ચાલુ જ હોય છે તેને લીધે આ પ્રશ્નની ગૂંચવણ વધે છે. પણ ઇતિહાસવિદે આની કાળગણતરીથી આ પ્રશ્નનો ઉકેલ આણવાનો છે. સતત એવાં ચાળણ અને સરખામણી દ્વારા તે વિભાજનની પ્રક્રિયા કહી બતાવશે પણ આનું પરિણામ તો પ્રાયોગિક જ હોવાનું. આસપાસની બોલીઓમાંથી—વખતો-વખત થતાં આદાનપ્રદાન, વસ્તીઓનાં સ્થળાંતર, અને પ્રતિષ્ઠાસૂચક ભાષાઓના સ્વાંગપલટાઓથી આ પ્રશ્નની ગૂંચવણ વધે છે. આપણે આજની ભારતીય-આર્ય ભાષાઓને ધ્યાનથી જોતાં જોતાં આગળ ચાલીશું. આમાં સરખાં રૂપોની સરખામણી, જુદાં રૂપોનો તફાવત અને આ જ રૂપોની કાલગણના, અગાઉના વિભાજનને નક્કી કરવામાં મદદરૂપ થશે. જેમ જેમ વિભાજન વધારે જૂનું તેમ તેમ તેને ઓળખવાનું કામ વધારે મુશ્કેલ; કેમ કે તેમાં બીજાં કેટલાંય પેટા વિભાજનોનો સમાવેશ થયો હોય છે. આર્ય વાગ્વિસ્તારનું જૂનામાં જૂનું વિભાજન ઉત્તર, મધ્ય અને પૂર્વ એ ત્રણ મોટા વિભાગોમાં થાય છે. પૂર્વાંત તો વહેલો પણ છૂટો પડ્યો હોત પણ તેમાં કેટલાંક એવાં લક્ષણો પણ છે જેના વડે ઉત્તર વિસ્તારથી મધ્યપૂર્વના વિસ્તારને જુદો પાડી શકાય. પૂર્વાંતને અન્ય વિસ્તારથી ऋનો इમાં થતો વિકાસ, र ને બદલે लનો વધતો જતો ઉપયોગ, —र्त—નો મૂર્ધન્ય—ट માં થતો વિકાસ, તથા श, स અને ष એ ત્રણે ઉષ્મવર્ણોનો એક જ श થઈ જવો ઇત્યાદિ લક્ષણોથી જુદો પાડી શકાય તેનું મૂર્ધન્યત્વ આર્યોના સીમાડાઓના વસાહતી વિસ્તારમાંથી ખાસ કરીને ઉત્તર અને દક્ષિણના છેડેથી પણ શરૂ થયું હોય. વચ્ચેનો વિસ્તાર વધારે રૂઢિરક્ષક રહ્યો છે અને ત્યાં પરિવર્તનનું પ્રમાણ આથી ધીમું છે. પૂર્વ વિસ્તાર તો વહેલો જ જુદો પડ્યો હોવા છતાં મધ્ય વિસ્તાર સાથે કેટલાંક સામાન્ય લક્ષણો બતાવે છે. સ્વરાન્તર્ગત —म्—નો સ્વારાન્તર્ગત સાનુનાસિક —वँ—ઉષ્મવર્ણો સાથે અનુનાસિકવાળાં યુગ્મો—ष्म्,—स्म्—,નો અનુનાસિક સાથે મહાપ્રાણવાળાં યુગ્મ—म्ह्—માં વિકાસ અને —क्ष નો क्खમાં વિકાસ ઇત્યાદિ આમાંનાં મુખ્ય મુખ્ય લક્ષણો છે. ઉત્તર તરફનો (ને ઈશાન પણ) આર્ય વાગ્વિસ્તાર કેટલાંક ખાસ લક્ષણોને લીધે મધ્ય-પૂર્વના વિભાગથી બહુ સ્પષ્ટ રીતે જુદો પડી જાય છે. આમાંનું એક વિશેષ લક્ષણ તે અનુનાસિક + અઘોષ વ્યંજનોનું યુગ્મ અનુનાસિક + ઘોષ વ્યંજનના યુગ્મમાં બદલાય છે તે છે. આ—રીતે ङ्क—,—ञ्च—,—ण्ट्—,—न्त्—, અને —म्प— જેવાં યુગ્મો—ङ्ग्—,—ञ्ज्—,—ण्ड—न्द् અને म्ब्—,માં પલટાય છે.[2]

---

૨. આ ફેરફારનાં કેટલાંક દૃષ્ટાંતો નીચે મુજબ છે:

સં: शृङ्खल; સિંધી: संघर; પંજાબી: संगल; નેપાળી: साङलो; ગુજરાતી: મરાઠી: साकळ.

સં.: वम्श; સિંધી: वञ्झु; પંજાબી: वञ्झ; ગુજરાતી: वांस; હિંદી: बांस.

સં.: पञ्चाशत्; સિંધી: पञ्जह; હિંદી: ગુજરાતી: पचास.

સં.: दन्तः કાશ્મીરી: दन्द; પંજાબી: दन्द; સિંધી: दन्दु; આસામી: બંગાળી: હિંદી: ગુજરાતી: दाँत; ઊડિયા: दान्त; મરાઠી: दत; સિંહલી: दत.

સં.: हेमन्त; પંજાબી: हिन्द; કાશ્મીરી: वन्द.

મુખ્ય મુખ્ય ભારતીય-આર્ય ભાષાઓ

પૂર્વ તરફનાં ભાષા-જૂથોનું વિભાજન




આકૃતિ ૧

મધ્યપ્રદેશને દક્ષિણ (અને અગ્નિકોણ પણ) છેડે પણ જુદાં લક્ષણો વિકસતાં જતાં હતાં. ને આમાંનાં કેટલાંક મધ્ય વિસ્તાર કરતાં ઉત્તર સાથે સામ્ય ધરાવતાં હતાં. આવાં લક્ષણોમાં–ક્ષ્–માંથી–ચ્છ્–તરફ ગતિ, –ત્વ–ના વ્યંજન યુગ્મનું–ત્ત્–(–ત્વ્–પ્પ્–)માં પરિણમે છે એવા મધ્ય અને પૂર્વ વિસ્તારથી ભિન્ન પરિવર્તિત)માં પરિવર્તન વગેરે છે. આ રીતે આપણને મુખ્ય મોટા ત્રણ બોલીવિસ્તારો આપતી ભાષા-શાસ્ત્રીય તફાવતની આ જૂની રેખાઓ છે.[૩] ક્રમ પ્રમાણે ઘણું ખરું આ ત્રણે ઉદીચ્ય, મધ્યદેશ અને પ્રાચ્ય એ રીતે ઓળખાય છે. આમાંની દરેકનું પછીના કાળમાં પુનર્વિભાજન થાય છે.

## ૫. પૂર્વ તરફનાં ભાષા જૂથોનું વિભાજન

આ પ્રમાણે પાટલિપુત્ર અને મગધ જેનું કેન્દ્રસ્થાન છે તેવું આ પશ્ચિમનું જૂથ, પૂર્વની, પશ્ચિમની અને મધ્યની એમ ત્રણ શાખાઓમાં વહેંચાઈ જાય છે. આગળ જતાં પૂર્વમગધની શાખામાંથી બંગાળી, આસામી અને ઊડિયા, પશ્ચિમની શાખાથી ભોજપુરિયા અને નાગ-પુરિયા તથા મધ્યની શાખાથી મગધી અને મૈથિલી વિકસી. પૂર્વમાં તો ઘણુંખરું બુદ્ધ અને મહાવીરના સમયમાં વિભાજન થયું હશે. આ વિભાજન થયા બાદ મગધ જૂથમાં પછીથી કેટલાંક લક્ષણો વિકસે છે. ભૂતકાળના અર્થમાં –ल्–નો ઉપયોગ, ભવિષ્યકાળ માટે –ब्– સકર્મક ક્રિયાપદના ભૂતકાળમાં કર્તરિ રચનાનો ઉપયોગ (ઉત્તર અને પશ્ચિમમાં બીજે બધે કર્મણિ પ્રયોગને વાપર હતો) ઇત્યાદિ આમાંના

---

સં. : पन्थम्; સિંધી : पन्धु; પંજાબી : पन्ध्; હિંદી : ગુજરાતી : पन्थ्.

સં. : कण्टकः; સિંધી : काण्डो; કાશ્મીરી कोण्डु; નેપાળી : कोरो; હિન્દી : ગુજરાતી : कोंटो.

સં. : कम्पते; સિંધી : પંજાબી : कम्ब–; નેપાળી : काम्–; કાશ્મીરી : कंप्; ગુજરાતી : હિંદી : कॉप–.

૩. કેટલાંક વાયવ્ય અને નૈર્ઋત્યમાં–છ્–વિકાસનાં તથા પૂર્વ તેમજ મધ્ય વિસ્તારમાં–ख्–વિકાસનાં દૃષ્ટાંતો.

સં. : अक्षः 'ધરી' ઊડિયા ' ओख; હિંદી : आँख; ગુજરાતી : आँस.

સં. : अक्षि; કાશ્મીરી : अछि; સિલ્હી : अस; હિંદી : ગુજરાતી : आँख्; ઊડિયા : आखि; બંગાળી . आँखि.

સંસ્કૃત क्षुर–જેવા શબ્દોમાં ઠીક ઠીક સેળભેળ પણ થઈ છે. આનો વિકાસ સર્વત્ર छ्–માં થાય છે. (छुरी), વળી क्षार–નો વિકાસ खार् અને छार् બંનેમાં થાય છે. તે જ રીતે कक्ष પણ काखू અને कच्छ–માં વિકસે છે.

મુખ્ય મુખ્ય લક્ષણો છે.[૪] ઉપરાંત ધ્વનિ વિષયક નોંધપાત્ર એવાં કેટલાંક લક્ષણો પણ અમાં વિકસ્યાં છે. મધ્યનિમ્ન સ્વર અ નું પૃષ્ઠ નિમ્ન સ્વર ઑમાં પરિણમવું એ આમાંનું મુખ્ય લક્ષણ છે. (જૂઓ 'ઓરિજીન એન્ડ ડેવલપમેન્ટ ઑફ ધી બેંગાલી લેંગ્વેજ.' §. ૫૨). ઉત્તર (અને ઉત્તર-પૂર્વ જૂથ) જૂથ પછીથી; પંજાબી, લહન્દા, સિંધી, કચ્છી, કાશ્મીરી અને પહાડી (જેમાં પૂર્વ, મધ્ય તથા પશ્ચિમ પહાડીનો પણ સમાવેશ છે)માં વિકસે છે. આગળ જતાં ઉત્તરના આ જૂથમાં એક બીજું નોંધપાત્ર લક્ષણ પણ વિકસે છે. આ લક્ષણ તે—હ્રસ્વસ્વર + વ્યંજન યુગ્મ બીજે બધે દીર્ઘ સ્વર+એકવડિયા વ્યંજનમાં વિકસે છે. જ્યારે ઉત્તરના જૂથમાં સ્વરોનું હ્રસ્વત્વ-દીર્ઘત્વ બદલાતું નથી તે છે.[૫] આ કાળે પંજાબી-લહન્દા જૂથ સિંધીથી જૂદું પડે છે. પંજાબી-લહન્દામાં સ્વરનું દીર્ઘત્વ પણ નથી થતું ને વ્યંજનનું એકવડાપણું પણ નથી સધાતું જ્યારે સિંધીમાં સ્વર તો હ્રસ્વ રહે છે પણ વ્યંજન એકવડો બની જાય છે. પહાડી બોલી આ જૂથની જ છે, પણ પહાડીના કેટલાક ભાષકો (ઉ. ત. પશ્ચિમ પહાડી એટલે કે નેપાળી) હિમાલયની ખીણ પ્રદેશમાં પૂર્વ તરફ વસતા જતા હોવાથી ને આમ બનવાથી ત્યાં ત્યાંના ભાષકોની અસર નીચે આવવાથી ઉત્તરજૂથની બાકીની ભાષાનાં લક્ષણો સાથે સામ્ય ધરાવતા નથી. (જૂઓ આર. એલ. ટર્નરની 'એ કમ્પેરેટિવ એન્ડ ઇટિમોલોજિકલ ડિક્શનરી ઑફ ધ નેપાલી લેંગ્વેજ' પૃ. ૧૩-૧૪)

### ૬. મધ્ય પ્રદેશમાં પ્રવિભાજન

ગંગા ને જમના નદી વચ્ચેના પ્રદેશમાં આર્યોનું સાંસ્કૃતિકકેન્દ્ર હતું. પૂર્વ અને ઉત્તર-ઉત્તરપશ્ચિમના વાગ્સમાજના જુદા પડ્યા પછીથી આ દોઆબના પ્રદેશની દક્ષિણે આવેલો પ્રદેશ જુદો પડ્યો. ખરેખર તો દક્ષિણ પશ્ચિમાન્ત છેડે ઉત્તરને જુદાં પાડતાં એવાં કેટલાંક ભાષાકીય લક્ષણો સમાન હતાં અને સ્વરાન્તર્ગત-ण्-ની રક્ષા જેવાં મોડેથી આવેલાં લક્ષણો (જે બીજે બધે ઉ. ત. હિંદીમાં તથા પૂર્વ છેડે-न-ની સાથે જ ભળી ગયેલ છે.) આ જૂથમાં સમાન રીતે ટક્યાં હોય તેમ માનવાને કારણ મળે છે. આ પ્રદેશમાંથી એક સમાજ સિંહલ-દ્વીપ-લંકા- તરફ સ્થળાંતર કરીને છૂટો પડે છે ને ત્યાં સિંહલી ભાષા તરીકે વિકસે છે. સંબંધક પ્રત્યય—उन्नु વાપરમાં આવવાથી પ્રવિભાજનને તેની અસર પહોંચે છે. (જૂની અપાદાનમાંથી વિકસિત થયેલાં—ઓન્તિ સાથે આને સાંકળી શકાય) (જૂઓ જુલ બ્લોક લા ફૉર્માસ્યો દ લા લાંગ મરાથે § ૧૯૧, § ૨૬૩). અને જેના પશ્ચિમ છેડે સોપારા તથા પૂર્વે વરાડ આવ્યું છે તેવા દક્ષિણ વિસ્તારમાં સ્વરાંતર્ગત વ્યંજનોનું પૂરું વિલીનીકરણ થાય છે (બીજે બધે આ હજી લોપની ભૂમિકાએ છે ને વિલીન તો પછીથી થાય છે.)—(જૂઓ આકૃતિ ૩.) આ વિસ્તારમાં પણ મૂર્ધન્ય વર્ણોનો ખાસ વપરાશ નજરે પડે છે. (દ્રાવીડી ભાષકો સાથેના તેમના ખાસ સંબંધને કારણે પણ આ હોવાનો સંભવ છે.) આ જૂથ આગળ જતાં મરાઠી અને કોંકણીમાં વિકસે છે. બાકીનો વિસ્તાર દક્ષિણ વિભાગના આ વિભાજનને ગુજરાતી, રાજસ્થાની ને ભીલીના વિભાજનથી અનુસરે છે. મધ્યના વિસ્તારથી ગુજરાતી-રાજસ્થાની-ભીલી વિસ્તારને છૂટા પાડતી ભાષાકીય રેખાઓને તપાસતાં, અંગવિસ્તાર પામેલાં નામો—પુલિંગ અને નપુંસકલિંગ—ના પ્રથમાનાં રૂપ એક પ્રદેશમાં—अउ અને—अंउ માં તેમ જ બીજા પ્રદેશ (કેન્દ્ર)માં आમાં વિકસ્યાં છે તો એ જ રીતે નામના બહુવચનના પ્રત્યયોનો વિકાસ પણ બંને પ્રદેશોમાં જુદો છે, જેમ કે જૂના ન-પુ. લિ.નું બહુવચન મધ્યવિસ્તારમાં બધાં જ નામોમાં વિકસ્યું જ્યારે જૂનું —अआ બાકીના વિસ્તારમાં આ તરીકે જ રહ્યું.

હજુ આ તબક્કા સુધી તો ગુજરાતી નામથી (અથવા ઉપર આપવામાં આવેલ પ્રાચીન ભારતીય આર્ય વાગ્વિસ્તારમાંથી—ધીમે ધીમે વિભાજિત થઈને વિકસેલી કોઈ પણ આર્ય ભાષાનું નામ) માત્ર ભાષાકીય ફેરફારની રેખાઓને ધીમે ધીમે દર્શાવતી એવી એક બોલી જ નિદર્શાય છે અને પ્રત્યેક પરિવર્તિત રૂપ બોલીના નકશા પર એક નવો જ વિસ્તાર સૂચવે છે. આમાંથી ક્રમિક રીતે જુદાં લક્ષણો દર્શાવતી કોઈ પણ એક બોલીને કોઈ એક ભાષાના અભિધાને નવાજવી તેમાં જોખમ રહેલું છે,—કંઈક ગેરરસ્તે દોરવે તેવું પણ છે. (સૌરાષ્ટ્ર સમેતના), ગુજરાતમાં આર્યોનો વસવાટ બહુ આગળ ન જતો હોય તોયે, અશોકના સમય જેટલો જૂનો

---

૪. સુનીતિકુમાર ચેટરજીના 'ઓરિજીન ઍન્ડ ડેવલપમેન્ટ ઑફ બેંગાલી લેંગ્વેજ' §. ૭૭માં આપેલા અંગ્રેજી વાક્ય '*I Read a book*'ને અહીં દૃષ્ટાંત તરીકે લીધું છે. આ પશ્ચિમ જૂથમાં કર્મણિ રચના અને પૂર્વમાં કર્તરિ રચના નિદર્શે.

| પૂર્વ | | પશ્ચિમ | | પૂર્વ | | પશ્ચિમ | |
|---|---|---|---|---|---|---|---|
| પૂર્વી હિંદી | मै पोथी पढ़ेउं | પશ્ચિમી હિંદી | मैं-ने पोथी पढ़्-ई | ભોજપુરીયા | हम् पोथी पढ़्लीं | ગુજરાતી | मैं पोथी वांच्-ई |
| મૈથિલી | हम् पोथी पढ़्लहुं | મરાઠી | मीं पोथी वांच-इलू-ई | બંગાળી | अमि पुथि पढ़िलाम् | સિંધી | मुं पोथी पढ़् ई मे |
| ઊડિયા | अम्हे पोथि पढ़िलुं | લહન્દી | मै पोथी पढ़्-ई-स् | | | | |

૫. પંજાબી-લહન્દા અને સિંધીમાં સ્વરોના કાલમાન સચવાયાનાં કેટલાંક દૃષ્ટાંતો નીચે આપવામાં આવ્યાં છે.

સં: तप्त- બંગાળી: ताता ઊડિયા: तातिला, હિંદી: ताता, ગુજરાતી: तातुं મરાઠી: तातवूणें પંજાબી-લહન્દા: तत्ता સિંધી: ततो.

સં.: वर्ति: આસામી-બંગાળી-ઊડિયા: बाटि, હિંદી: बाटि, (પરિધ) ગુજરાતી: बाट्को, મરાઠી: बाटि, પંજાબી: बट्टि, લહન્દા: बट्टा, સિંધી: वतो.

સં: चक्र આસામી: चाक्, બંગાળી: चाक्, હિંદી: चाक्, ગુજ.-મરાઠી: चाक्, પંજાબી: चक्क्, સિંધી: चकु.

સં.: व्याघ्र આસામી-બંગાળી: बाघ, ઊડિયા: बाघा, ગુજ. મરાઠી: वाघ्, હિંદી: बाघ, પંજાબી: बराघ्, સિંધિ: वाघु

સં. खाद्य બંગાળી: खाजा, ઊડિયા: खजा, હિંદી: खाजा, મરાઠી: खाजें, ગુજરાતી: खाजुं, પંજાબી: खाजा, સિંધી: खाजु.

ઉત્તર-પશ્ચિમ અને દક્ષિણ તરફનાં ભાષા-જૂથોનું વિભાજન

આકૃતિ ૩

છે. આથી આ પ્રદેશમાં આર્ય વાગ્વિસ્તારનું અસ્તિત્વ એ કાળ જેટલું જૂનું તો છે જ. ઉપરનું વર્ણન આર્ય વાગ્વિસ્તારનું બીજા પ્રદેશોથી થયેલું ક્રમિક વિભાજન નિર્દેશે છે. આ વિભાજનની પુનર્રચના અર્વાચીન આર્ય ભાષાઓના શબ્દભંડોળમાંના સરખા શબ્દોની સરખામણી પર અવલંબિત છે. આની સાથે આપવામાં આવેલો વિભાજનદર્શક નકશો ઉપર ઉપરથી લાગે છે તેવો સ્પષ્ટ અને સાદો નથી પણ આમાં તો પ્રાયોગિક ઘટના સમજાવવાનો જ ઉદ્દેશ છે. લોકોના ચાલુ આવરા-જાવરો. (ઉ. ત. પહાડી બોલીઓ બોલનાર લોકો તેમના ઈશાન તરફના પ્રદેશમાંથી હિમાલયની ખીણના પ્રદેશ તરફ જતા રહ્યા, પરિણામે મધ્ય વિસ્તારની અસર તળે આવ્યા. આ જ પ્રદેશવાળા થોડા લોકો તેમના ઉત્તર તરફના પ્રદેશમાંથી ઘણુંખરું ગુર્જર પ્રતિહારોના ઉત્કર્ષના સમયમાં ગુજરાત તરફ આવવાને પરિણામે સ્થાનિક ભારતીય આર્ય વાગ્રૂપની અસર પણ તેમાં ભળી.) એક ભાષામાંથી બીજી ભાષામાં સતત લેતીદેતી, એક રાજકીય કેન્દ્રના વાગ્રૂપનું અન્ય વિસ્તારોની બોલીઓ પરનું વર્ચસ્વ, અને બીજી આવી જ અનેક અનુમેય છતાં અકળ ઘટનાઓને લીધે આ ચિત્ર વધારે ઘેરું બને છે. આ સમય દરમિયાન અ-ભારતીય આર્ય વાગ્રૂપ (જે નકશામાં દર્શાવેલ નથી પણ તેનું અસ્તિત્વ જરૂર હતું. ઉ. ત. મધ્યભારતના મુંડાભાષી લોકો) પર આર્યભાષી લોકોએ ઘણી છાપ પાડી હતી.

૭. રાજસ્થાની, ભીલી અને ગુજરાતી બોલી વિસ્તારોનું વિભાજન

આ સમય સુધી કોઈ પણ અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓની પ્રાદેશિક સીમાઓની વાત ભાગ્યેજ થઈ શકે તેમ છે. એનું કારણ એ છે કે અહીં સુધી તો આપણે માત્ર મોટાં જૂથોને ઓળખવા જ શક્તિમાન હતા. આજની ભારતીય-આર્ય ભાષાઓના વિસ્તારમાં તો આપણને આમાંથી, પછીથી થયેલું બોલીઓનું વિભાજન લઈ જાય છે. આજે ગુજરાતી, મારવાડી, મેવાતી, માળવી, જયપુરી, ભીલી અને આવી બીજી બોલીઓનો જે વિસ્તાર છે તે મધ્યના ભાષાકીય વિસ્તારથી એક સમસ્ત જૂથ રૂપે જુદો તરી આવતો. આ બોલીઓનું વિભાજન પણ ક્રમિકરૂપે થયું છે અને આ વિભાજન પછીથી જ ગુજરાતી ભાષા તરીકેનો દરજ્જો મેળવે છે. જુદી પડ્યા પછીથી તે સ્વતંત્ર રીતે વિકસે છે અને પછીથી આગળ જતાં તેનું બોલીઓમાં વિભાજન થાય છે. (જૂઓ આકૃતિ ૪).

રાજસ્થાની, ભીલી અને ગુજરાતી ભાષાઓનું વિભાજન

આકૃતિ ૪

૮. ગુજરાતી વાગ્વિસ્તારની પ્રાદેશિક સીમા

આ પ્રદેશની બોલીઓને ઓળખવા અર્થે જો ભાષાકીય કોઈ લક્ષણ મદદરૂપ થતું હોય તો તે, આ પ્રદેશમાં થયેલો સંયુક્તાક્ષર અઇ અને અઉનો ભિન્ન ભિન્ન પ્રકારનો વિકાસ છે. આ બંને, રાજસ્થાની બોલીમાં સ્વરયુગ્મો જ રહે છે, ગુજરાતીમાં ઍ અને ઑ જેવા નિમ્ન (વિવૃત્ત) સ્વરોમાં પરિણમે છે અને ભીલી બોલીમાં તેનો અ અને ઓ જેવા ઉચ્ચ (સંવૃત) સ્વરોમાં વિકાસ થાય છે. જૂનાં સ્વરયુગ્મોની આ એ અને ઓની ખાસિયત સૌરાષ્ટ્રના વાયવ્ય પ્રદેશમાં ને વિશેષે તો હાલારમાં

નોંધપાત્ર છે. એ જ રીતે —ઌ્ની સાથે સહાયક અંગની પસંદગી ગુજરાતીને ભીલી અને રાજસ્થાની વિસ્તારથી જુદી પાડે છે. ગુજરાતીમાં -म्- સંબંધસૂચક સંકેતો ફરીને વપરાતા થયા (જો કે એના અવશેષ મારવાડી અને મેવાડીમાં છે.) જ્યારે ભીલી અને રાજસ્થાનીમાં આ સંબંધસૂચક સંકેત -र्- રહ્યા છે. આજુબાજુની બોલીઓથી ગુજરાતી છૂટી પડી તેને માંડ છસો સાતસો વર્ષ થયાં હશે. ગુજરાતીની પ્રાદેશિક સીમા લગભગ આ સમયથી ઓળખાવી શકાય. કચ્છના રણ અને અરવલ્લીની હારમાળા વાયવ્ય અને ઉત્તરની સીમા બતાવે છે. ઈશાન, પૂર્વ અને અગ્નિપ્રદેશ; પર્વતો તેમ જ ભીલના વસવાટવાળા ડુંગરા અને જંગલોથી ભરપૂર વિસ્તારોને લીધે છૂટો પડે છે. પશ્ચિમમાં તો દરિયાકિનારો જ કુદરતી સીમાબંધન છે.

૯. પ્રાચીન અને અર્વાચીન સમયમાં ગુજરાતની બોલીઓની પ્રતિષ્ઠાનાં ભિન્ન ભિન્ન કેન્દ્રો

આજના ગુજરાતનાં જુદાં જુદાં ભાષાકીય લક્ષણોની વહેંચણીને તપાસીએ તો આપણને એમ જણાય છે કે છેલ્લાં બે ત્રણ સૈકાથી આવો નવ્ય પરિવર્તન દાખવતો પ્રતિષ્ઠિત વિસ્તાર છે તે અમદાવાદની આસપાસનો રહ્યો છે. જ્યારે તેની અગાઉના ગાળામાં આ વિસ્તાર સૌરાષ્ટ્ર—દક્ષિણ સૌરાષ્ટ્ર રહ્યો છે. આમાંથી ફલિત એ થાય કે પહેલાનાં સમયમાં પ્રતિષ્ઠિત ભાષાનું માપ સૌરાષ્ટ્રની કોઈ એક બોલી પર નિર્ભર હતું. સૌરાષ્ટ્રની બોલીઓનાં બીજાં કેટલાંક રક્ષિત લક્ષણો નીચે આપવામાં આવ્યાં છે. સ્વરાન્તર્ગત ड અને ड़ ભેદક ઘટકો તરીકે સચવાયાં છે. આથી पाडी અને पाड़ीના સૌરાષ્ટ્રમાં જુદા અર્થો છે. पाडीનો અર્થ 'ભેંસ' અને पाड़ीનો 'જમીન પર પટકી' એવો અર્થ થાય છે. તળભૂમિની બોલીઓમાં આ ભેદકત્વ સચવાયું નથી. અંત્ય હ્રસ્વ इ સૌરાષ્ટ્રની કેટલીક બોલીઓમાં જળવાયો છે, જ્યારે તળભૂમિની બોલીઓમાં તેની જાળવણી થઈ નથી. આમ आव्य्, आंख्य्, दोइय्માં રહેલો અંત્ય य् કાર જૂના અંત્ય – इને જ સૂચવે છે. આના તળપ્રદેશનાં રૂપો—आव्, आंख्, दोह વગેરે જેવાં છે. એવી જ રીતે જૂનો અનુગ —आन (સંસ્કૃત दृश्यमान પ્રકારના) —आन જેવા કર્મણિ ભૂતકૃદંતમાં રૂપોમાં ટકે છે. દેખાણો, મરાણો ઇત્યાદિ તેનાં દૃષ્ટાંતો છે. જ્યારે તળ પ્રદેશમાં ભૂતાર્થ અનુગ—य्—ની સાથે નવા કર્મણિ અનુગ-आ—નો વાપર થાય છે. દેરાયો, મરાયો વગેરે તેનાં દૃષ્ટાંતો છે. સાદા નિર્દેશાર્થના રૂપાખ્યાનમાં આવતા પહેલા પુરુષ બ. વ. ના પ્રત્યયનું કર્મણિરૂપ હતું. આ ઘટના જૂની કર્મણિ રચનાના વપરાશના પરિણામરૂપે જ હોય તેમ જણાય છે. આમ अम्हेहि किरयइं 'અમારાથી કરાય છે' અર્થાત્ 'અમે કરીએ છીએ' એ રચના પછીની 'अम्हे करों' માં વિકસે છે. આ સૌરાષ્ટ્રની બોલીઓમાં જળવાઈ રહેલ છે, જ્યારે તળ પ્રદેશમાં પાછળથી બી. પુ. અને ત્રી. પુ. બહુવચનના સાદૃશ્યથી પહેલા પુરુષ બહુવચનનું રૂપ करी—एमा પરિવર્તન થાય છે. એ જ રીતે તૃતીયાના અનુગ—एંનું અનુનાસિકત્વ પણ સૌરાષ્ટ્રના નૈઋત્ય વિભાગની બોલીઓમાં જળવાય છે. ઉપરાંત શબ્દભંડોળ પણ સૌરાષ્ટ્રના જૂના સ્તરને નિર્દેશે છે. मांहि, मांय 'અંદર' જેવાં દૃષ્ટાંતો સૌરાષ્ટ્રમાં ખૂબ પ્રચલિત છે. જ્યારે પછીથી આ અર્થમાં આવેલું શબ્દ તે અંદર છે. (સંસ્કૃત अंतर—, માંના જે न्त—નું न्द्—માં પરિવર્તન થયું તે ઉત્તર તરફના જૂથને સૂચવે છે. સર૦ આ જ અર્થમાં પશ્ચિમ હિંદીમાં પ્રયોજાતો શબ્દ 'भितर' જેનો સંબંધ अभि-अंतर-સાથે છે). અહીં, આવાં ઘણાં દૃષ્ટાંતો ઉમેરી શકાય.

૧૦. જૂનાં પ્રતિષ્ઠા કેન્દ્ર તરીકે સૌરાષ્ટ્રની બોલીઓ.

સૌરાષ્ટ્ર પ્રદેશમાંથી કેટલાંક જૂનાં પરિવર્તનોએ સમસ્ત ગુજરાતી-ભાષી ભાષકો પર અસર કરી છે. આનો અર્થ એ થાય કે કોઈપણ એક કાળે, સૌરાષ્ટ્રની કોઈએક બોલી પ્રતિષ્ઠિત કે પ્રતિષ્ઠાસૂચક માપ ધરાવતી બોલી હશે. આમાંનું એક પરિવર્તન તે નામની રચનામાં પુ. ईउ અને ન. પુ. ईउं અનુગનો વપરાશ છે. કેટલાક અંત્ય ई વાળાં નામો પુ.માં પ્ર.એના પ્રત્યય અંત્ય -उ થી ને નપુ. અંત્ય—उं થી વિકસ્યાં જેમ કે पाणीનો વિકાસ पाणीउ; वाणी નો वाणीउमां અને પછીથી તો આ અંત્ય —ईउ ખુદ એક અનુગ બની ગયો ને બીજાં નામોની સાથે વિકસીને ખૂબ પ્રચલિત થઈ ગયો. જ્યારે પ્રથમા પુ. એ. વ.ના પ્રત્યયનું —ओमां અને નપુ. એ. વ. —उमां પરિવર્તન થયું ત્યારે આ અનુગ પુ. નામોમાં અંત્ય इओ उओ તરીકે (મૂળમાં જે અંત્ય —उ વાળાં નામ હતાં ત્યાં) અને નપુ.માં અંત્ય इउं તરીકે દેખાય છે. આ અનુગો દ્વારા તો બીજી ખૂબ રચનાઓ થવા લાગી. ચાલુ ગુજરાતીમાં આ અનુગોવાળાં કેટલાંયે નામ મળી આવશે. काण्—इओ (એક આંખવાળો), गठ्—इओ (શઠ), मींत्—इओ (ભંભુટિયો), धार-इउं (લાકડાના હાથવાળું એક હથિયાર), खोळ् इउं (શરીર, આત્માનું ઢાંકણ) વગેરે તેનાં થોડાં ઉદાહરણો છે. આની શરૂઆત સૌરાષ્ટ્રમાંથી થઈ હશે તેમ માનવાને અંત્ય —इउं કે इआ અનુગવાળા સૌરાષ્ટ્રમાંના શહેરને ગામડાંનાં નામો તેમજ સ્થળનામો કારણ આપે છે. સૌરાષ્ટમાં આવાં નામોનું પ્રમાણબાહુલ્ય, આ ઘટના સૌરાષ્ટ્રમાં ઊભી થઈ ને પછીથી ફેલાયેલી હોવાની શાખ પૂરે છે. સૌરાષ્ટ્રમાંના આવાં કેટલાંક સ્થળનામો નીચે આપવામાં આવ્યાં છે.

સોરઠ: રાતિયા, વાંકિયા, માળિયા, જાળિયા, લોદ્વા, બાંદ્વા, ખંડિયું.

મધ્ય સૌરાષ્ટ્ર: વવાણિયા, ખિજડિયા, પિપરિઆ, ભાડ્વા, કુહાડ્યું.

હાલાર: ભાટિયા ખંભાળિયા, જાળિયા, ખાખરિઉં, પીઠડિઉં

ઝાલાવાડ: કંથારિઆ, વિમળિઆ.

ગોહિલવાડ: લિલિઆ, ઝેઝિઆ, મહુવા, મંદ્વા. ઇત્યાદિ

જે સમયમાં અંત્ય —इउ, —इउ અને —इउं નવા અનુગો પ્રચારમાં આવ્યાં ત્યાર પછીથી જ આવાં સ્થળનામોની ઉત્પત્તિ સંભવે. આ સૌરાષ્ટ્રમાં ખૂબ પ્રમાણમાં છે તેનો અર્થ એ કે તેનો ઉદ્ભવ અને પ્રારંભિક વાપર સૌરાષ્ટ્રથી થયો હશે. ને પછીથી ગુજરાતીના બધા પ્રકારના

નામોમાં આનો ઉપયોગ, ગુજરાતના બીજા સમસ્ત વિસ્તારે આને અપનાવી લીધાના સૂચનરૂપ છે અને પ્રસ્તુત પરિવર્તિત બોલીને જ્યારે પ્રતિષ્ઠિત બોલી તરીકે અથવા તો પ્રતિષ્ઠાના માપને સૂચવતી બોલી તરીકે સ્વીકારી હોય ત્યારે જ આમ શક્ય બને.

## ૧૧. બોલીઓની વધતી જતી ભેદરેખાઓ અને ઉત્તર-મધ્ય ગુજરાતમાં પ્રતિષ્ઠા કેંદ્રોની પ્રસ્થાપના

તળવિસ્તારની બોલીઓને મુખ્યત્વે (ઘણુંખરું નદીઓ ના પડતી પડતા વિભાગો પ્રમાણે) ઉત્તર તરફની, જેમાં બનાસ અને સાબરમતી વચ્ચેના પ્રદેશનો સમાવેશ થાય છે; મધ્યની, જેમાં સાબરમતી અને નર્મદા વચ્ચેનો પ્રદેશ સમાઇ જાય છે; ને દક્ષિણની, જે નર્મદા અને તાપીની દક્ષિણ સીમાના બહારના વિસ્તારને સમાવે છે; આ પ્રમાણે વહેંચી શકાય છે. આમાંથી આપણે છેલ્લા બે-ત્રણ સૈકાથી નવાં ઉદ્ભવેલાં અને ગુજરાતીની ઉત્તર-મધ્ય બોલીઓની બઢતીના કારણે સમસ્ત ગુજરાતી વાગ્વિસ્તારમાં ફેલાયેલાં ઉત્તર તરફની બોલીનાં લક્ષણોને પહેલાં તપાસીશું.

સૌરાષ્ટ્રમાં અને તળવિસ્તારના છેક ઉત્તરના છેડાઓમાં વપરાતા બ. વ. ના જૂના અનુગને નામના બ. વ. નો નવો અનુગ –આ ખસેડવા લાગે છે. બ. વ.નો આ નવો અનુગ હજી હમણાંનો જ – લગભગ બે સૈકા જૂનો છે. તેની શરૂઆત ઘણુંખરું મધ્ય વિસ્તારમાંથી થઈ છે અને આજની શિષ્ટમાન્ય ગુજરાતીના બ. વ.ના અનુગ તરીકે સ્વીકારાયેલ છે. સૌરાષ્ટ્રનો જૂનો બ. વ.નો અનુગ ઙ (ઉ. ત. માઇઙ ભાઈઓ) ઘણુંખરું બીજા નામોનાં નપું. એ. વ.ના અનુગનો વિકાસ હતો અને ઉત્તર ગુજરાતનો –આં (ઉ. ત. ઘરાં ઘરો) બીજાં નામોનાં નપું. બ. વ. અનુગનો વિકાસ હતો. હવે –ઓ ઉત્તર તથા સૌરાષ્ટ્રમાં ફેલાતો જાય છે.

એવી જ રીતે જૂના કર્મણિ પ્રત્યયના અટકી જવાની સાથે જ સાદા નિર્દેશાર્થનું પ્ર. પુ. બ. વ. સૌરાષ્ટ્રમાં ચાલુ રહ્યું (ઉ. ત. કરીં છીં) અને જૂનું કર્તરિ રૂપ (ઉ. ત. કરાં, બોલાં સંસ્કૃત–આમઃ નો વિકાસ) ઉત્તરના (ખાસ કરીને બનાસકાંઠાના) વિસ્તારોમાં ચાલુ રહ્યું. પણ પ્રતિષ્ઠાસૂચક એવું રૂપ (ઉ. ત. કરી–એ) સાદૃશ્યજનક – એની સાથે તળભૂમિના બાકીના વિસ્તારમાં સામાન્ય બની ગયું. આ વાતમાંથી ફરીથી એ ફલિત થાય છે કે અર્વાચીન પરિવર્તન-વિસ્તારો તળપ્રદેશના ઉત્તર-મધ્યમ વિસ્તારો છે. બીજાં કેટલાંક વ્યાકરણીય તથા શબ્દભંડોળમાંથી ઊભાં થતાં લક્ષણો આ વિસ્તાર તે તળ પ્રદેશ જ હોય એમ પણ સૂચવે છે.

## ૧૨. બોલીઓનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો

સૌરાષ્ટ્ર અને તળપ્રદેશની બોલીઓનો આ પ્રમાણેનો સંબંધ જોયા પછી, હવે આપણે મુખ્ય મુખ્ય બોલીઓનાં વિશિષ્ટ લક્ષણોને અલગ રીતે તપાસીએ. હજી સુધી બોલીઓનો અભ્યાસ આ રીતે નહિ થયો હોવાના કારણે આપણે માત્ર છાપ પરથી તારવેલાં છૂટક એવાં ધ્વનિ વિષયક વિધાનો પર આધાર રાખવો પડશે.

હાલારી, બોલી તરીકે, (અમારી જાણકારી મુજબ) ઠીક ઠીક જૂના સમયથી છૂટી પડી છે અને તેમાં इ, ॲ, अ, आ, उ, ऑ, આ છ સ્વરોની વ્યવસ્થા પ્રવર્તે છે. કચ્છથી તે ઘણી જ નજીકની છે ને તેમાં કચ્છી સિંધી જૂથમાંથી ખૂબ આયાત થયેલી છે.

સોરઠ-ગોહિલવાડમાં ઉપરકથિત સ્વરો ઉપરાંત નિમ્ન સ્વરો ॲ, ऑ મળીને કુલ્લે આઠ સ્વરોની વ્યવસ્થા છે (આવું જ ગુજરાતીની અન્ય બોલીઓનું છે.) તાલવ્ય (ઘર્ષકો) કોટિના માત્ર બે ઘટકો છે. અઘોષ અલ્પપ્રાણ અને મહાપ્રાણ. આને લગતાં ઘોષ ઘટકોને બદલે ઘોષ ઘર્ષક झ् છે.

ઉત્તર ગુજરાતી (ખાસ કરીને મહી નદીની ઉત્તર તરફની) इ + અનુનાસિકત્વને બદલે વિવૃત્ત ॲं અને आ + અનુનાસિકત્વને બદલે વિવૃત્ત ऑं આપીને જુદી તરી આવે છે. मींत ને બદલે मॅंत અને घाम ને બદલે घॅंम આનાં ઉદાહરણો છે. બનાસકાંઠા અને સાબરકાંઠા જેવા ઉત્તરના છેડાઓના પ્રદેશોમાં આદિશ્રુતિમાં રહેલા –अ– (ખાસ કરીને એક શ્રુતિવાળા શબ્દોમાં)ને સ્થાને નિમ્ન (કે ઉચ્ચ) ऑ આવે છે. આ જ વિસ્તારમાં આપણે શિષ્ટમાન્ય એવા ઘોષ અલ્પપ્રાણ તથા મહાપ્રાણ તાલવ્ય સ્પર્શ સંઘર્ષીઓને ઘોષ તાલવ્ય સંઘર્ષી झ् થી ખસેડાતા જોઈએ છીએ. ઉ. ત. (जर् 'એક અનાજ'ને બદલે) झोर्. ઉત્તર તરફની બોલીઓનાં આ બંને લક્ષણો કેટલેક અંશે પડોશની ભીલી બોલીઓમાં પણ દેખાય છે ને ઘણુંખરું તો આનો ઉદ્ભવ કેન્દ્ર વિસ્તાર (focal area) ભીલી વિસ્તાર પણ હોય. અંત્ય નિમ્ન ॲ અને –अ– ભેગા થતાં જણાય છે. ખાસ કરીને સહાયકારક ક્રિયાપદોની રચનાઓમાં આ દેખાય છે (ઉ. ત. करॅ छॅ = कर छ). સૌરાષ્ટ્રની બોલીઓથી કંઈક વિશિષ્ટતા સૂચવનું ઉત્તર ગુજરાતી બોલીઓનું તત્ત્વ ह અને ङ વચ્ચેના ભેદકત્વનો અભાવ તે છે. ह् આદિ સ્થાનમાં જ આવે છે ને ङ સ્વરાન્તર્ગત આવે છે.

ગુજરાતના મધ્યવિસ્તારની બોલીઓ (ખાસ કરીને કેન્દ્રસ્થાન ખેડા જિલ્લાની ચરોતરી તરીકે ઓળખાય છે) દંત્ય અને તાલવ્ય સ્પર્શસંઘર્ષી વચ્ચેના ભેદકત્વથી (અથવા કદાચ તાલવ્ય સ્પર્શ સંઘર્ષીઓને ખસેડીને પણ), તેમ જ અગ્ર સ્વરોની પૂર્વેના કંઠ્ય સ્ફોટકોને તાલવ્ય બનાવીને જુદા પડી રહે છે (ઉ. ત. क्यांकी = कायी).

સામાન્ય રીતે ઉત્તરની બોલીઓમાં (નર્મદા નદીની ઉત્તરની) અંત્ય– –ઉં તથા –આં સ્વરોમાં રહેલું અનુનાસિકત્વ જતું રહે છે ને અંત્યસ્વર યુગ્મના - आइ"નું - अइ માં પરિવર્તન થાય છે. આ ઉપરાંત श् માંથી स् તથા स् માંથી ह् (અઘોષ) તરફ ગતિ થાય છે. આવાં દૃષ્ટાંતોમાં श् અને स् તે જૈનો તથા ભણેલાઓની અસરનું પરિણામ છે.

દક્ષિણ ગુજરાતી (ખાસ કરીને તાપી નદીની દક્ષિણની ને આ ઉપરાંત નર્મદા અને તાપી વચ્ચેના વિસ્તારની) श् અને स ને બદલે ह.

આપીને તથા દ્ (ખાસ કરીને અગ્રસ્થાની) ગુમાવીને બોલીઓથી અલગ ઊભી રહે છે. આમાં દંત્ય અને મૂર્ધન્ય ધ્વનિ વચ્ચેની અદલબદલ પણ નોંધપાત્ર છે. શિષ્ટમાન્ય બોલીના ભૂતકાળનો -ય્- (ઉ. ત. પુ યો, બોલ્યો, આ બોલીમાં અંગસ્વર સાથેની શ્રુતિ-ય્ તરીકે આવે છે જેમ કે પુચ્છો, બોય્લો વગેરે. સહાયકારક ભૂતકાળનો અગ્રવર્તી -ઉ- (હુતો = હતો) જળવાયો છે. આ પ્રાચીનતા સૂચક છે.

આ બોલીના કેટલાક વૈયાકરણી વિશેષ લક્ષણો નીચે પ્રમાણે છે. ચાલુ વર્તમાનની રચના, કરતો છે; ચાલુભૂતની રચના કરતો હતો પરથી ગોઠવાયેલી જણાય છે. પૂર્ણકૃદંતનો -એલ- જેમકે જમેલો; વિશેષણ તરીકે વપરાય છે.

૧૩. ઉપસંહાર

આ પ્રમાણે ગુજરાતીની પ્રાંતીય બોલીઓનું આ ટૂંકું બયાન છે. આમાં બીજી ઘણીયે સામાજિક અને ધંધાકીય બોલીઓનો ઉમેરો થઈ શકે. જ્ઞાતિ પરત્વે, ધંધા પરત્વે ઇત્યાદિ જૂથોની બોલીઓને પોતાનો ખાસ શબ્દભંડોળ હોય છે. આવાં જૂથો ઉપરિકથિત વિસ્તારમાં નજરે પડે છે. સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાતના કિનારા પરની મેર તેમ જ એવી જ બીજી ગ્રામ જાતિઓ, મધ્ય ગુજરાતની (ઉ. ત. બારૈયા) તેમ જ દક્ષિણ ગુજરાતની (ઉ. ત. દુબળા, ચોધરા વગેરે) જુદી જુદી પછાત જાતિઓ તથા પારસી અને ખોજા જેવી અન્ય જ્ઞાતિઓ તે આવાં કેટલાંક જૂથ છે. આ બધાં પોતાના પ્રદેશના બોલી લક્ષણથી જુદાં એવાં જ્ઞાતિમાં અંદરો અંદરના ખાસ શબ્દભંડોળ જેવાં વિશેષ લક્ષણથી જુદાં પડે છે. આવા ધંધાકીય શબ્દભંડોળના શબ્દકોશો થવા ખૂબ જરૂરી છે. ભારતીય-આર્ય ભાષાઓના સંબંધનો પ્રશ્ન ખૂબ ગૂંચવણભર્યો છે. પણ વાગ્વિસ્તારના ક્રમિક વિભાજનની દૃષ્ટિએ તેનો અભ્યાસ કરવામાં આવે તો એક સમાન પરંપરાને પાછે ભાષાઓના પરસ્પર સંબંધો સમજી શકાય. બોલીઓના વિભાજનને તથા ભાષાઓના વિકાસને યોગ્ય રીતે નહિ સમજવાના પરિણામે જ ક્વચિત્ ક્વચિત્ એક વાગ્વિસ્તાર ઉપર અન્ય વાગ્વિસ્તારના વર્ચસ્વની વાતો પ્રચલિત થતી હોય છે. ભારતીય-આર્ય ભાષાકુળમાં ગુજરાતીના સ્થાનને સમજવામાં આ ટૂંકું રેખાદર્શન મદદરૂપ થઈ પડશે એવી આશા રહે છે.

(મૂળ અંગ્રેજી લેખનો અનુવાદ)



# લિપિ

શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી
(અધ્યાપક-સંશોધક, લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, અમદાવાદ)

ભારતવર્ષની દેવનાગરી-બાલબોધ, બંગાળી–આસામી, ઉડિયા, ગુરુમુખી, કૈથી, મોડી, ગુજરાતી આદિ ભારત–આર્ય ભાષાપ્રકારની ભાષાઓને માટે ઉપયોગમાં આવતી લિપિઓ, દ્રવિડ પ્રદેશોની તામિળ તેળગુ મળાયળમ કન્નડ વગેરે ભાષાઓને માટે ઉપયોગમાં આવતી વિભિન્ન લિપિઓ, તિબેટ સિલોન બ્રહ્મદેશ સિયામ આદિ દેશોમાં પોતપોતાની ભાષાને માટે ઉપયોગમાં આવતી લિપિઓ કેવળ ભારતીય પ્રણાલીની છે એ વિષયમાં આજે કાંઈ પણ શંકા રહી નથી. સ્વ. પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ 'ભારતીય પ્રાચીન લિપિમાળા'ના સર્વમાન્ય ગ્રંથમાં મોટે ભાગે આ બધી લિપિઓની ઉત્પત્તિના વિષયમાં ઘણો પ્રકાશ પાડ્યો છે.

બ્રાહ્મી લિપિ અને ખરોષ્ઠી લિપિ આ બે લિપિ ભારતવર્ષમાં ઈ. સ. પૂર્વની બીજી-ત્રીજી સદીઓમાં વ્યાપક હતી. અશોકનાં ધર્મશાસન ભારતવર્ષના વિભિન્ન પ્રાંતોમાં કોતરાયેલાં મળે છે તેઓમાં ઉત્તર પ્રદેશમાં ખરોષ્ઠીનો અને બાકીના પ્રાંતોમાં બ્રાહ્મીનો ઉપયોગ થયો હતો. બ્રાહ્મી લિપિ ભારત-આર્ય આદિમ ભાષા—ઋગ્વેદની ભાષાનાં પ્રાય: બધાં ઉચ્ચારણોને લેખનમાં બતાવી શકાતી હતી. સ્વર બધા જુદા હોવા છતાં પણ જ્યારે વ્યંજનોમાં જોડવામાં આવતા હતા ત્યારે એનાં ખાસ ચિહ્નોથી બતાવવામાં આવતા હતા, આ બ્રાહ્મી લિપિની હંમેશાં વિશિષ્ટતા રહી હતી. આ જ કારણે બ્રાહ્મી લિપિમાંથી વિકસેલી બધી લિપિઓમાં આ જ પ્રણાલી આજ સુધી અવિચ્છિન્ન ચાલુ રહી છે. આનાથી લેખનમાં ઘણું લાઘવ મળ્યું છે.

અસંયુક્ત વ્યંજનો પોતપોતાના રૂપે પ્રયોજાતા હતા અને સ્વર-ચિહ્નો લગાડવા છતાં સ્વરૂપમાં વિકૃતિ પામતા નહોતા. સંયુક્ત વ્યંજનોના વિષયમાં પહેલો વ્યંજન ઉપર અને બીજો વ્યંજન નીચે લગાડવામાં આવતા હતા. આ કારણે સંયુક્ત વ્યંજનોની ઓળખ પણ સરળ હતી. બ્રાહ્મી લિપિમાં લેખનને કારણે પરિવર્તન શરૂ થયું અને ગુપ્ત કુટિલ દેવનાગરી તેમજ બીજી લિપિઓનો વિકાસ થયો ત્યારે સંયુક્તાક્ષરોમાં ક્વચિત્ મૂળ વ્યંજનસંકેતોથી ભિન્નતા જેવું દેખાવા લાગ્યું. આજ દેવનાગરીમાં 'श्र' 'क्ष' અને 'ज्ञ'નાં જે સ્વરૂપ મળે છે તે એનાં સારાં ઉદાહરણ છે. એમ તો એ 'शर' 'कष' અને 'जञ' છે, પરંતુ સ્વાભાવિક રૂપમાંથી આકાર મેળવી પ્રચલિત સ્વરૂપને વશ બન્યા છે. પરિસ્થિતિ એ આવી કે 'श्र' અને 'क्ष'ના ઉચ્ચારણમાં તો મૂળની ઉચ્ચારણશુદ્ધિ રહી (બેશક, ઉત્તરભારતવાળા માત્ર 'क्छ' બોલે છે), પરંતુ 'ज्ञ'ના ઉચ્ચારણમાં વિષમતા આવી પડી. કોઈ 'ग्य' જેવો ઉચ્ચાર કરે છે (ખાસ કરીને ઉત્તર ભારતવાળા), તો ગુજરાતી વગેરે ગળામાં 'ग्न' જેવો ઉચ્ચાર આવી રહ્યો. આ બંને ઉચ્ચાર શુદ્ધ નથી, કેમકે 'ज्+ञ्'ની ઉચ્ચારણ-સ્પષ્ટતા કોઈ રીતે રહી નથી. અક્ષરમાળામાં, સંયુક્તાક્ષર હોવા છતાં પણ છેલ્લે સ્વતંત્ર વર્ણોના રૂપમાં બતાવવાની પદ્ધતિ 'क्ष' અને 'ज्ञ'ને માટે ચાલુ રહી છે તેના મૂળમાં મૂળ ઉચ્ચારથી થયેલી ભિન્નતા પડી છે. અને આ સંયુક્તાક્ષરોનો ઉપયોગ, અન્ય સંયુક્તાક્ષરોની જેમ, સંસ્કૃત તત્સમ શબ્દોમાં જ મર્યાદિત છે.

અક્ષરમાળાના ક્રમમાં સ્વરોનાં હ્રસ્વ-દીર્ઘ રૂપ-સંધિસ્વર, અનુસ્વાર, વિસર્ગ, એના પછી વ્યંજનો કંઠ્ય વગેરે ઉચ્ચારણસ્થાનના ક્રમમાં—(એમાં પણ પહેલાં સ્પર્શ વ્યંજન, એના પછી અર્ધસ્વર કે અંતઃસ્થ, એના પછી ઉષ્માક્ષર આ ક્રમે) આવે છે. 'ळ' ઋગ્વેદમાં હતો. જરૂર એ વિભિન્ન બે ઉચ્ચારણ—અર્ધતાલવ્ય (=મૂર્ધન્યતર) 'ड़' અને જિહ્વામૂલીય 'ळ' ને માટે વપરાતો હતો. અર્થાત્ બે સ્વરોની વચ્ચે એકવડા 'ड'નું ઉચ્ચારણ હમેશાં 'ळ' થતું હતું. [એ રીતે 'ढ'નું ઉચ્ચારણ હંમેશા ढ ('ळह'ના પ્રકારનું લેખન) થતું હતું.] તો માત્ર 'इळा' શબ્દ ઋગ્વેદમાં જ્યાં જ્યાં પ્રયોજાતો હતો ત્યાં ત્યાં એમાં સ્પષ્ટ જિહ્વામૂલીય 'ळ' ઉચ્ચારાતો હતો. આ જિહ્વામૂલીય ઉચ્ચારણ દ્રવિડ કુળની ભાષાઓમાં બહુ સ્વાભાવિક છે. ગુજરાતી મારવાડી પંજાબી અને મરાઠી ભાષાઓમાં પણ એ બે સ્વરોની વચ્ચે આવેલા એકવડા 'ल' ને સ્થાને થાય છે. દ્રવિડ દેશોમાં દેવનાગરી લિપિમાં છપાયેલા અને છપાતા બે સ્વરોની વચ્ચે આવેલા 'ल'ને 'ळ'ના રૂપમાં છાપવામાં આવે છે; જરૂર, અત્યારે 'ल'નો પ્રચાર મુદ્રણમાં શરૂ થઈ ગયો છે.

સંસ્કૃત પાલિ પ્રાકૃત વગેરે ભાષાઓમાં બે સ્વરોની વચ્ચે આવેલા એકવડા 'ड' 'ढ'ના ઉચ્ચારણ હમેશાં 'ड़' 'ढ़'ના રૂપમાં હોવાં સંભવિત છે, તોપણ એને કોઈ વિશિષ્ટ નિશાનીથી અલગ પ્રકારે લખવામાં આવતા નહોતા. આ દિશામાં શરૂઆત થઈ ડિંગળ અને મારવાડી ભાષાઓના ગ્રંથોમાં, જેને ત્રણસોથી વધુ વર્ષ નથી થયાં; 'ङ'ના રૂપમાં એ લખાતો. દેવનાગરીમાં તો કંઠ્ય અનુનાસિક વ્યંજનનો આ સંકેત છે એ કારણે હિંદીમાં ઉર્દૂની નુક્તા-પદ્ધતિનો સમાદર થયે 'ड़' 'ढ़' સ્વીકૃત થયા. બેશક, ગુજરાતી લિપિમાં આ પદ્ધતિ માત્ર

ભાષાશાસ્ત્રવિષયક ગ્રંથોમાં ઉદાહરણરૂપે આપેલા શબ્દોમાં કોઈ કોઈ વિદ્વાન લખે છે.

ગુજરાતી લિપિ દેવનાગરીનો શુદ્ધ વિકાસ છે, પરંતુ દેવનાગરીના કયા ભેદનો આ વિકાસ છે એ સમજવા જેવી વાત છે. આજ દેવનાગરીના મુખ્ય ત્રણ પ્રકાર મુદ્રણમાં પ્રચલિત છે: (૧) હિંદી દેવનાગરી, (૨) મરાઠી બાળબોધ, અને (૩) જૈની દેવનાગરી. આમાંની ગુજરાત-મારવાડ-મેવાડમાં જૈની દેવનાગરી જૈની ગ્રંથો માટે પ્રયોજાતી હતી; એ પ્રદેશોમાં જૈનેતર ગ્રંથોને માટે બ્રાહ્મણી દેવનાગરીનો પ્રકાર, જૈની દેવનાગરીથી થોડું જ અંતર થોડા અક્ષરોમાં રાખતાં, ચાલુ હતો. એ પ્રદેશોની જૈની દેવનાગરી અને બ્રાહ્મણી દેવનાગરીનાં સ્વરૂપોમાંથી આજની ગુજરાતી લિપિનો વિકાસ થયો છે. એ જ કારણે ગુજરાતી વ્યંજનોમાં 'ખ' ('ष'નો જ વિકાસ), 'જ' 'ઝ' 'ભ' લ' 'શ' 'ળ' એવાં સ્વરૂપ વિકાસ પામ્યાં છે. 'ક' 'ચ' 'ણ' 'ફ' 'બ' ઉતાવળથી લખાતાં આવી મળ્યા છે.

સ્વરોના વિષયમાં પાંખડીવાળો 'ॺ'(= अ') આપણી પુરાણી મૂડી છે. બાળબોધ 'अ' એનો જ સંસ્કાર છે; ગુજરાતી 'અ' ઝડપને કારણે આવી રહ્યો છે, સ્વરૂપે જુદી વસ્તુ નથી. ગુજરાતી 'ઇ' 'ઈ' 'ઉ' સીધો વિકાસ છે, તો દીર્ઘ 'ઊ' ઝડપને કારણે આવી મળ્યો છે. 'ऋ' તો સંસ્કૃત તત્સમ શબ્દોને માટે જ મર્યાદિત છે અને ત્રણે પ્રકારની દેવનાગરીમાં લગભગ સમાન છે. ત્રણે પ્રકારની દેવનાગરીમાં 'ए' અને 'ऐ' સામાન્ય સ્વરૂપે લખાયે જતા હતા, તોપણ જૈન દેવનાગરીમાં 'अे' લખાવો પણ શરૂ થયો હતો. બ્રાહ્મીમાં તો સ્વર બધા જ પ્રાય: અલગ અલગ રૂપમાં હતા, પરંતુ દેવનાગરીમાં આવતા 'ओ' અને 'औ'ને 'अ'ની ઉપર –બાજુ ચિહ્નો કરી બતાવવાનું વ્યાપક બની ગયું. ગુજરાતીમાં આવતા 'ए' અને 'ऐ' પણ ગયા અને એનું સ્થાન 'એ' અને 'ઐ'એ લીધું.

પૂરા ટપકાથી 'અનુસ્વાર' અને સબિંદુ અર્ધચંદ્રથી 'અનુનાસિક' ઉચ્ચારણ બતાવવાનો હિંદીમાં રિવાજ છે. જૂની દેવનાગરીમાં તાંત્રિક અક્ષરોમાં સબિંદુ અર્ધચંદ્રનો પ્રયોગ સામાન્ય હતો. ગુજરાતી લિપિમાં, બંને અલગ અલગ ઉચ્ચારણ હોવા છતાં પણ, કેવળ બિંદુથી જ બતાવવામાં આવે છે. મરાઠી ભાષાને માટે પણ આ જ સ્થિતિ છે.

'વિસર્ગ'નો પ્રયોગ સંસ્કૃત તત્સમ શબ્દોમાં જ મર્યાદિત છે.

સંયુક્ત વ્યંજનોના લેખનમાં બ્રાહ્મીની ઉપર-નીચે લખવાની પદ્ધતિ પછીની લિપિઓમાં કાંઈક મર્યાદિત બની. કાનાવાળા વ્યંજનોના 'કાના-'નો લોપ અને પહેલો વ્યંજન પહેલાં અને બીજો વ્યંજન પૂરો પછી, એમ થવા લાગ્યું. કાના વિનાના વ્યંજન પહેલા આવે ત્યારે પછીના વ્યંજનની ઉપર લખવાનું ચાલુ રહ્યું. વ્યંજનોમાં 'ઠ' બાવીસસેં વર્ષથી અવિકૃત જ છે; એ જ રીતે, 'र' એકવડો બદલ્યો પણ, સંયુક્તાક્ષરના સ્વરૂપની સ્થિતિમાં કોઈ પરિવર્તન પામ્યો નહિ. બ્રાહ્મી લિપિમાં એનું રૂપ '|', હતું. જ્યારે સંયુક્તાક્ષરોમાં ર્ પહેલો હોય ત્યારે ઉપરનો ભાગ (રેફ) પછીના વ્યંજન ઉપર આવતો હતો, — આજ પણ આવે છે; તો જ્યારે પછીના વ્યંજન તરીકે આવતો હોય ત્યારે નીચેની ઊભી લીટી પહેલા વ્યંજનની નીચે કાપતી મૂકવામાં આવતી હતી. આજ પણ પ્રાય: એવી સ્થિતિ છે. ગુજરાતીમાં પણ એ જ સ્થિતિ ચાલુ રહી છે. બીજા સંયુક્તાક્ષરોના વિષયમાં ગુજરાતી લિપિમાં બે જાતની પરિસ્થિતિ છે: (૧) દેવનગરીનાં જ રૂપ સુરક્ષિત રાખ્યાં છે; (૨) પોતાની પદ્ધતિ બનાવી લીધી છે; જેમકે 'ક્ષ' 'ત્ત' 'ત્ર' 'દ્ગ' 'દ્દ' 'દ્ધ' 'દ્મ' 'દ્ય' 'દ્વ' 'દ્ર' 'દ્ર' 'શ્ચ' 'શ્ર' 'શ્ર' (સંયુક્તાક્ષરોના આરંભમાં 'શ' રૂપ ગુજરાતીમાં સામાન્ય છે: 'શ્લ' 'શ્વ') 'હ્ન' 'હ્ય' આ સંયુક્તાક્ષરોમાં દેવનાગરીની પરંપરા સુરક્ષિત છે, તો 'ક્ન' જેવો નવો યોગ; બાકી તો 'ટ્ટ' 'ટ્ઠ' 'ઠ્ઠ' 'ટ્ઠ' 'ઙ્ગ' 'ઙ્ન' 'ઙ્ક' 'ઙ્ઘ' એવી પ્રાચીન પદ્ધતિ નવા ઢંગમાં ચાલુ રાખી છે.

નીચેના કોઠામાં સંબંધિત લિપિઓનો ખ્યાલ આપવાનો એક પ્રયત્ન કરવામાં આવ્યો છે. એનાથી ગુજરાતી વિકાસમાં ક્યાં સમાનતા છે, ક્યાં વિભિન્નતા છે, એ વગેરે સમજવાનું સરળ થશે. તુલના પણ અહીં સરળ થાય માટે ૧. મરાઠી બાળબોધ, ૨. હિંદી દેવનાગરી, ૩. જૈની દેવનાગરી, ૪. ગુજરાતી, ૫. સૂચિત ગુજરાતી અને ૬. સૂચિત દેવનાગરી એવો ક્રમ રાખ્યો છે. (જુઓ સામે પાનું ૩૦૧)

સંયુક્તાક્ષરો વગેરેમાં જે વિશિષ્ટતા હતી તે બધી અહીં આપવામાં આવી નથી. પરંતુ એક વાત ધ્યાનમાં લેવા જેવી છે કે બારાખડી બનાવતી વેળા હ્રસ્વ ઉકાર જૈની દેવનાગરીમાં જમણી બાજુ 'रु'-માં છે તેવા પ્રકારથી લખવામાં આવતો હતો. 'ऊ' અને 'ऋ'ના નિશાન મોટે ભાગે વર્ણની નીચે આવતાં હતાં. જૈની દેવનાગરીમાં 'ઢ' અને 'ઝ'ના મરાઠી પ્રકારનું સ્વરૂપ પણ ક્યાંક ક્યાંક લખવામાં આવતું હતું.

સૌંદર્યની દષ્ટિએ જગતની કઈ લિપિ સુંદર છે એનો નિર્ણય કરવો વિકટ છે. દરેક ભાષાભાષીને પોતાની લિપિ સુંદર લાગે છે. 'સીદી ભાઈને મન પોતાનો દીકરો દુનિયાના દીકરાઓમાં સૌથી વધુ સુંદર હોય છે.' ભારતમાં વિભિન્ન લિપિઓ પ્રચલિત છે. ઘણાખરા પ્રદેશોમાં શિરોરેખાવાળી દેવનાગરી સંસ્કૃત ભાષાના ગ્રંથોને કારણે સુપરિચિત છે. ભારત-આર્ય કુળથી વિભિન્ન કુળની દ્રવિડી ભાષાવાળાઓને પણ સંસ્કૃત ભાષાના ધાર્મિક વગેરે સાહિત્યને કારણે દેવનાગરીનો ગણ્ય પ્રમાણમાં પરિચય છે. જૈની દેવનાગરીનો પ્રચાર ઘણો જ ઓછો થઈ ગયો છે—નહિ જેવો થઈ ગયો છે. જૈન ગ્રંથોમાં પણ આજ દેવનાગરી-બાળબોધનો જ પ્રચાર વ્યાપક થઈ ગયો છે. બાકી રહ્યા બે પ્રકાર (૧) હિંદી દેવનાગરી અને (૨) મરાઠી બાળબોધ. આજ પ્રાય: સર્વત્ર સંસ્કૃત-પાલિ-પ્રાકૃત-અપભ્રંશ ભાષાના ગ્રંથોનાં પ્રકાશનો મરાઠી બાળબોધ લિપિમાં થાય છે. બેઉ પ્રકારની દેવનાગરીમાં મરાઠી બાળબોધ લિપિ પોતાની ગોળાકારતાને કારણે પ્રભુત્વ પામી ગઈ છે; હિંદી દેવનાગરીમાં કોણાકાર છે તેથી એનું આકર્ષણ ઓછું થતું જાય છે.

| મરાઠી ઈં.નાં | હિંદી ઈં.નાં | જૈન ઈં.નાં | ગુજરાતી | સૂચિત ગુજ. | સૂચિત ઈં.નાં |
|---|---|---|---|---|---|
| अ | अ | अ | અ | अ | अ |
| इ | | इ | ઇ | अि | अि |
| ई | | ई | ઈ | अी | अी |
| उ | | उ | ઉ | अु | अु |
| ऊ | | ऊ | ઊ | अू | अू |
| ऋ | ऋ | ऋ | ઋ | अृ | अृ |
| ए | | | એ | अे | अे |
| ऐ | | | ઐ | अै | अै |
| ओ | | ओ | ઓ | ओ | ओ |
| औ | | औ | ઔ | औ | औ |
| क | | क | ક | क | क |
| ख | | | ખ | ખ | ખ |
| ग | | | ગ | ગ | ગ |
| घ | घ | घ | ઘ | ઘ | ઘ |
| ङ | | | ઙ | ઙ | ઙ |
| च | | च | ચ | च | च |
| छ | छ | छ | છ | છ | છ |
| ज | | ज | જ | ज | ज |
| झ | | झ | ઝ | झ | झ |
| ञ | | | ઞ | ञ | ञ |
| ट | | | ટ | ટ | ટ |
| ठ | | ठ | ઠ | ઠ | ઠ |
| ड | | ड | ડ | ડ | ડ |
| ढ | | | ઢ | ઢ | ઢ |
| ण | ण | ण | ણ | ण | ण |

| મરાઠી ઈં.નાં | હિંદી ઈં.નાં | જૈન ઈં.નાં | ગુજરાતી | સૂચિત ગુજ. | સૂચિત ઈં.નાં |
|---|---|---|---|---|---|
| त | | | ત | ત | त |
| थ | | थ | થ | થ | થ |
| द | | द | દ | द | द |
| ध | | ध | ધ | ધ | ધ |
| न | | | ન | न | न |
| प | | | પ | પ | પ |
| फ | | फ | ફ | फ | फ |
| ब | | ब | બ | બ | બ |
| भ | | भ | ભ | भ | भ |
| म | | | મ | મ | म |
| य | | | ય | ય | य |
| र | | | ર | ર | ર |
| ल | ल | ल | લ | લ | લ |
| व | | | વ | વ | વ |
| श | श | श | શ | શ | શ |
| ष | | | ષ | ष | ष |
| स | | | સ | સ | સ |
| ह | | ह | હ | હ | હ |
| ळ | | | ળ | ळ | ळ |
| क्ष | क्ष | क्ष | ક્ષ | क्ष | क्ष |
| ज्ञ | | ज्ञ | જ્ઞ | ज्ञ | ज्ञ |
| त्र | | | ત્ર | त्र | त्र |
| श्र | श्र | | શ્ર | श्र | श्र |
| ह्ल | | | હ્લ | ह्ल | ह्ल |
| ह्य | | | હ્ય | ह्य | ह्य |

કેન્દ્ર સરકારે ટાઈપરાઈટરો અને ટૅલિપ્રિન્ટરોને માટે હાલ જે સ્વરૂપનો નિરધાર કર્યો છે તે બેઉ દેવનાગરીઓના સમન્વયનો છે. 'ऱ' 'ऌ' 'ण' મરાઠી બાળબોધના છે, તો 'ल' હિંદી દેવનાગરીનો છે, જ્યારે 'श' અને 'ज्ञ' જૈની દેવનાગરીના છે. 'क्ष'નો ત્યાગ કરી દીધો છે, કેમકે 'क्ष' ના રૂપમાં એ લખવામાં આવશે.

આજ એક વાત ખૂબ નિશ્ચિત થઈ ગઈ છે. લેખનમાં દેવનાગરી લિપિનો ઉપયોગ કરતી વેળા શિક્ષિત સમાજ શિરોરેખાનો ઉપયોગ ઓછો કરે છે. ગુજરાતી લિપિનો વિકાસ પણ શિરોરેખા દૂર થઈ જવાને લીધે જ થયો છે. દેવનાગરી લિપિમાં પ્રત્યેક વર્ણ ઉપર રેખા કરવાનો રિવાજ છે: વર્ણ લખ્યો અને એના ઉપર રેખા દીધી—એ પદ્ધતિ છે. ગુજરાતી લિપિનો આરંભ થયો ત્યારે શરૂમાં તો પ્રત્યેક વર્ણ લખીને એના ઉપર રેખા કરવામાં આવતી હતી; પછી એવું થવા લાગ્યું કે પહેલાં પૂરી પંક્તિ માટે આખી લીટી દોરવામાં આવે ને નીચે આખી પંક્તિના વર્ણ લખાતા રહે. લિથો-છાપકામમાં પણ આ જ પદ્ધતિ હતી. જ્યારથી ટાઈપ-મુદ્રણ શરૂ થયું ત્યારથી શિરોરેખા વિનાના વર્ણ કોતરવામાં આવ્યા અને એ છપાવા લાગ્યા ત્યારથી લેખનમાં પણ આજની શિરોરેખા વિનાના ગુજરાતી વર્ણોનો પ્રચાર ચાલુ થયો. તોપણ લેખનમાં પુરાણી રીતથી આખી પંક્તિની લીટી દોરીને પછી એની નીચે વર્ણો લખવામાં આવે છે. આજ સુધી દેશી નામાના ચોપડાઓમાં આ પદ્ધતિ ચાલુ છે.

આજના ગુજરાતી વર્ણોનું સ્વરૂપ દેવનાગરી વર્ણોનું વિકસિત સ્વરૂપ જ છે એ વિષયમાં કોઈ સંદેહ આજ કોઈને નથી. અ ઈ ઈ ઉ ઊ એ એ ક ખ ચ જ ઝ ણ દ ફ બ લ શ ળ—આ વર્ણોમાં 'ઝ' 'લ' અને 'શ' જૈની દેવનાગરીના જ છે. 'ણ' જૈની અને હિંદી દેવનાગરીનો છે. નવા સુધારામાં 'અ'ની બારાખડી બનાવી લેવામાં આવતાં 'ઇ-ઈ, ઉ-ઊ'ની જરૂર નહિ રહે. તો ગુજરાતી લિપિને પોતાના તો 'ક' 'ખ' 'ચ' 'જ' 'દ' 'ફ' 'બ' અને 'ળ' આટલા જ વર્ણ રહે છે. જે પ્રમાણે ત્રણે દેવનાગરી લિપિઓને થોડુંઘણું છોડી દેવું પડ્યું છે અને એ ત્રણેના સમન્વયથી કેંદ્ર સરકારે એક સ્વરૂપ આપ્યું છે, તે પ્રમાણે ગુજરાતી લિપિમાં પણ પ્રચલિત દેવનાગરીની નજીક જવાને માટે થોડો પ્રયત્ન સમાદૃત બને તો ગુજરાતી લિપિને રાષ્ટ્રલિપિના લેખન-પ્રકાર સાથે એકરૂપ બનવાનું ભાગ્ય મળી જાય છે. મારા તરફથી ઉપરના કોષ્ઠકમાં છેલ્લું રૂપ એને માટે આપ્યું છે, જેનાથી ગુજરાતી વર્ણરૂપ દેવનાગરીની નિકટમાં આવી જાય છે.

ગમે તેટલો આગ્રહ હોય, લેખનમાં જરૂરી ઝડપને માટે શિરોરેખાનો ત્યાગ આજ પણ અનિવાર્ય બની ગયો છે. એ સમયે અકારની બારાખડી બનાવી લઈ 'અ' 'ક' 'ખ' 'ચ' 'ઝ' 'દ' 'ફ' 'લ' અને 'ળ'નું નાગરીકરણ કરી લેવામાં આવે તો ગુજરાતી લિપિ જ સમગ્ર ભારતની લેખન-લિપિ બની જાય એમાં કશો સંદેહ નથી. 'ख' થી બચવા માટે મારા તરફથી શિરોરેખાવાળો 'ખ' સૂચવવામાં આવ્યો હતો, જેનો સ્વીકાર શ્રી. કાકાસાહેબે દેવનાગરી માટે પોતાના મુદ્રણ-કાર્યમાં કરી લીધો જ છે. હિંદી 'ભ'માં ગુજરાતી 'ભ'કારની ભ્રાંતિ છે તેને દૂર કરવા માટે જૈની દેવનાગરીના શિરોરેખાવાળા 'ल'ને માટે મારા તરફથી સૂચના કરવામાં આવી હતી એનો સ્વીકાર અદ્યાપિ પર્યંત થયો નથી. પરસ્પર બાંધછોડ કરી નજદીક આવવાનું સરળ બની શકે છે. સમગ્ર ભારતની સમાન લિપિ બનવાથી એકબીજી ભાષાનો પરિચય પણ વધુ સરળ બની શકશે.

અંતમાં અહીં બે વાત કહેવા ચાહું છું: એક તો એ કે આજે આપણી પાસે ગુજરાતી ટાઈપરાઈટરોનાં જે યંત્રો છે તેઓમાં ગુજરાતી ભાષાને જોડણીશુદ્ધ ટાઈપ કરવાની પૂરી શક્તિ નથી. અહીં નીચે (૧)માં રૅમિંગ્ટન ગુજરાતી-ટાઈપ-રાઈટરની ચાવીઓ થોડા પરિવર્તન સાથે રજૂ કરું છું:

(૧) 'ક' 'ફ' અને 'ષ' ('ક્ષ' 'ઘ' 'ળ'નાં અર્ધસ્વરૂપ) નથી તે અહીં સ્થાન પરત્વે દાખલ કરવામાં આવ્યાં છે.
(૨) સંયુક્તાક્ષરોને માટે 'પાઈ' વિનાના વર્ણોની સાથે પાંખડિયા 'ય'ની જરૂર રહે છે; એ દાખલ કર્યો છે.
(૩) સ્વરહીન ખોડા વ્યંજનની નિશાની '્' (હલ્-ચિહ્ન) વર્ણની નીચે કરવા દાખલ કરી છે.
(૪) તત્સમ અંગ્રેજી શબ્દોમાં વિવૃત 'ઍ-ઑ' કરવાને માટે ઊલટી માત્રા અત્યંત જરૂરી છે; એને અહીં દાખલ કરવામાં આવી છે.
(૫) બિનજરૂરી વર્ણોને દૂર કર્યા છે. નાના 'ૐ'ને દૂર કર્યો છે. ચાલુ 'હ'ની નીચે હલ્-ચિહ્ન કરી લેવું.

બીજી વાત: ગુજરાત રાજ્યે દેવનાગરી લિપિમાં ગુજરાતી ભાષા લખવાનો નિશ્ચય કર્યો છે. એને માટે ચાવીઓનો પ્રકાર ગુજરાતી જરૂરિયાતનો હોવો અનિવાર્ય છે. આ જરૂરિયાતને પૂર્ણ કરવા શિરોરેખા વિનાના સંશુદ્ધ દેવનાગરી વર્ણોની ચાવીઓ પ્રાયઃ ગુજરાતી યંત્રોની પદ્ધતિ પ્રમાણે (૨)માં આપવામાં આવી છે. દેવનાગરી વર્ણોની વિશિષ્ટતાને અનુકૂળ થોડો ભેદ જરૂર છે. ગુજરાતી યંત્રોના અક્ષરોને તે તેના સ્થાન ઉપરથી દૂર કરી તે તે સ્થાન ઉપર બ્લૉકમાં બતાવ્યા પ્રમાણે આ નવા વર્ણો યંત્રોમાં લગાવી દેવાથી ઘણા થોડા ખર્ચમાં દેવનાગરી યંત્રો બની જશે.

આ બે ઉપરાંત બે બીજા પણ નમૂના અહીં આપવામાં આવે છે: (૩) આ નમૂનો દેવનાગરી અક્ષરોનું ગુજરાતીકરણ આપે છે. (૧) (૨) (૩) ત્રણે નમૂનાઓમાં સ્થાનસામ્ય છે જ. (૪) આ નમૂનો જૂના મુંબઈ રાજ્યની મા. શ્રી. જીવરાજ મહેતાના અધ્યક્ષપદે નિમાયેલી ભાષા-સમિતિના નિર્ણયોને અનુકૂળ બનીને તૈયાર કરવામાં આવ્યો છે. ઉક્ત સમિતિએ જે કેટલાક પૂર્ણ વ્યંજન જ રાખવાનો નિર્ણય આપ્યો હતો તેમાં મારા તરફથી એટલું પરિવર્તન કરવામાં આવ્યું છે કે આ વ્યંજનોને કાનો હટાવી અર્ધા જ આપવામાં આવ્યા છે. એ સિવાય સંયુક્તાક્ષરોમાં ઉપયોગી પાંખડિયો 'ય' સૂચવવામાં આવ્યો છે. આ

માટે મેં 'ए' અને અર્ધા 'ક'ને દૂર કર્યા છે. એ બેઉનું કાર્ય 'अ' અને ક્ર'થી સરળ થશે. [જુઓ લેખની નીચે આંક ૧ થી ૪ના બ્લૉક.]

ચારે નમૂના* જોવાથી માલૂમ પડશે કે જૂના મુંબઈ રાજ્યની માનનીય ભાષા-સમિતિનાં લગભગ બધાં સૂચનોનો મ સમાદર કર્યો છે. ચિહ્નોમાં (×) ચોકડી, (*) ફૂદડી, % / = " વગેરેનો સમાદર કર્યો છે. ચોથા નમૂનામાં દશાંશ ચિહ્નોનો પણ સ્વીકાર કર્યો છે. (૧) થી (૩) નમૂનાઓમાં (·) દશાંશ ચિહ્ન દાખલ કરી શકયો નથી. એક ફેરફાર કરી લેવામાં આવે—એટલે કે 'અ-अ'ની બારાખડી કરી લેવામાં આવે, તો 'इ' 'उ' 'ऋ' એ ત્રણનાં સ્થાન ખાલી પડે, જ્યાં જરૂરી ચિહ્નો દાખલ કરવામાં આવે.

ઉક્ત સમિતિએ હ્રસ્વ 'इ'ની 'અજજુ'નું પરિવર્તન ઇષ્ટ માન્યું છે. મેં ૧૯૩૬માં સૂચિત કર્યું હતું તે રૂપને આ નમૂનામાં દેવાનો પ્રયત્ન કર્યો છે. દીર્ઘ 'ई'ની 'અજજુ'થી એનો સ્વરૂપભેદ સ્પષ્ટ જોવામાં આવશે અને લખવામાં પણ એનાથી સુવિધા થશે.

આ મારો પ્રયત્ન ગુજરાતી લિપિના વિકાસનો અને ટાઇપરાઇટરોમાં સમયાનુસાર કરવાના પરિવર્તનનો ખ્યાલ આપવા માટે છે. આ વિષયના રસિયાઓને એ જરૂર પસંદ પડશે એવી મારી દૃઢ શ્રદ્ધા છે.

## અનુપૂર્તિ

આનંદની વાત છે કે કેંદ્ર સરકાર તરફથી દેવનાંગરી ટાઇપરાઈટરનું કી-બોર્ડ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ઘણી વિચારણા પછી આ કી-બોર્ડ નક્કી થયું છે. જરૂર આનંદની વાત છે, તોપણ આટલું સૂચવવું જરૂરી સમજું છું કે દેવનાગરી પ્રકારના ख ના સ્થાનમાં શિરોરેખાવાળો ડાબી બાજુ ઉપર વર્તુલવાળેલો 'ख' બનાવી લેવો જોઈએ, અને एने હટાવી એના સ્થાનમાં જોડાક્ષરોમાં કાના વિનાના વર્ણો પછી લાગતા પાંખડિયા 'घ'ને દાખલ કરવામાં આવે.

મૃત તેમજ અર્ધગતિવાળી ચાવીઓની ખાસ રચના ઉપરની યંત્રપદ્ધતિમાં સૂચિત કરવામાં આવી છે. દેવનાગરી યંત્ર ઉપર કામ કરનારાઓ ગુજરાતી યંત્ર ઉપર અને ગુજરાતી યંત્ર ઉપર કામ કરનારાઓ દેવનાગરી યંત્ર ઉપર વિનાતાલીમ કામ કરી શકે માટે ગુજરાતી સંકેતોની સ્થાન-રચના તેની તે રહે એ હેતુએ ગુજરાતી કી-બોર્ડ પણ અહીં જુદું આપવામાં આવ્યું છે. તફાવત થોડો જ છે. એની પછી ગુજરાતીની જેમ દેવનાગરી શિરોરેખા વિનાની સરળ બને એ માટે એનું પણ કી-બોર્ડ અહીં આપવામાં આવ્યું છે. [જુઓ નીચે આંક ૫ થી ૭ના બ્લૉક.]

[૧]

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ × ૦
ટ્રે ઇ ક્ષ , પ્ર શ્ર ટ ઠ ડ ઢ

ખ ધ ભ ચ ત થ ગ ય ક્ર ઉ ણ

બ ક મ ા ન જ વ છ ર સ

શ દ અ ખ દ ! લ ઈ શ્ર

# સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ

શ્રી. અનંતરાય રાવળ
(સંશોધન અધિકારી, ભાષાનિયામક વિભાગ, ગુજરાત રાજ્ય)

અત્યારનાં ગુજરાતમાં પોતાનાં પ્રાચીન નામ હાલ પણ જાળવી રાખતાં કચ્છ-સૌરાષ્ટ્ર અને જૂના સમયમાં જુદે જુદે સમયે આનર્ત, ગુર્જરત્રામંડલ, ગુર્જરદેશ, અનૂપ, લાટ અને શૂર્પારક નામથી ઓળખાયેલા પ્રદેશોનો સમાવેશ થઈ જાય છે. આ પ્રદેશને 'ગુજરાત' એવું નામ છસો વર્ષ પર મળ્યું છે. એ નામ તથા તેની પહેલાંનાં 'ગુર્જરત્રા' ને 'ગુર્જરદેશ' જેવાં નામ ગુર્જર જાતિ સાથે સંબંધ ધરાવે છે. શક કુળની એ જાતિ પાંચમા શતકના ઉત્તરાર્ધથી છઠ્ઠા શતકના પહેલા ચરણ સુધીમાં ભારતમાં પ્રવેશી દક્ષિણ પંજાબમાં થઈ રજપૂતાનામાં સ્થિર થઈ, ત્યાર બાદ નર્મદા સુધીના પ્રદેશમાં અને સૌરાષ્ટ્રમાં ફેલાઈ. હ્યુએનસંગે જોયેલું ભિન્નમાલ ગુર્જર-રાજ્ય હતું. ઉત્તરથી મુસલમાનોનાં આક્રમણ થવા માંડતાં દશમા શતકના મધ્ય ભાગમાં ગુર્જરોએ ભિન્નમાલ છોડી હાલના ઉત્તર ગુજરાતમાં વસવાટ આરંભ્યો. સોલંકી અને વાઘેલા રાજાઓને હાથે અને પછી મુસલમાન શાસકોને હાથે પશ્ચિમ અને દક્ષિણ ભણી જે સીમાવિસ્તાર થયો તેણે અત્યારનું ગુજરાત બનાવ્યું છે.

બધી ભાષાઓનાં નામ જેમ પ્રદેશવાચક હોય છે, તેમ ગુજરાતની ભાષા તે ગુજરાતી છે. એ ભાષા ઉત્તર અને મધ્ય ભારતની બધી પ્રદેશ-ભાષાઓની જેમ ભારતીય-આર્ય (Indo-Aryan) ભાષાની સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભૂમિકાઓ પછીની ભૂમિકાની ભાષા છે. એનું નજીકનું પૂર્વરૂપ તે પશ્ચિમ ભારતીય કે શૌરસેન અપભ્રંશ, જે વ્રજ અને રાજસ્થાનીનું પણ સમાન મૂળ છે. ૧૧મા શતકથી ૧૪મા શતક સુધીનો કાળ ગુજરાતી ભાષાની ગર્ભદશાનો, ૧૫મું શતક પ્રારંભકાળની ગુજરાતીનો અને ૧૬મું શતક મધ્યકાલીન ગુજરાતીનો કાળ કહેવાય. ૧૭મા શતકથી ગુજરાતી ભાષાની અર્વાચીન ભૂમિકા શરૂ થઈ ગણાય.

#### બીજી ભાષાઓની અસર

ગુજરાતીને આમ અપભ્રંશ, પ્રાકૃત અને સંસ્કૃત સાથે સંબંધ હોવાથી તેના શબ્દભંડોળમાં તત્સમ (સંસ્કૃતના જેવા) અને તદ્ભવ (સંસ્કૃતમાંથી ઊતરી આવેલા) શબ્દોનું પ્રમાણ મોટું હોય તે સ્વાભાવિક જ કહેવાય. તદ્ભવ શબ્દોની માફક જે પ્રાકૃત અપભ્રંશનો તથા પ્રદેશની મૂળ વસ્તી તથા ગુર્જરો જેવી બહારથી આવેલી જાતિઓનો વારસો ગણાય તેવા દેશ્ય શબ્દો પણ એમાં ઠીક પ્રમાણમાં છે. પરંતુ ગુજરાતી ભાષાના શબ્દભંડોળમાં અરબી-ફારસી શબ્દોનું પ્રમાણ પણ ઓછું નથી. ગુજરાત–સૌરાષ્ટ્રના દરિયાકાંઠા જોડે આરબ વેપારીઓ અને વહાણવટીઓનો સંબંધ મહમૂદ ગઝનીના સોમનાથ પરના આક્રમણનીય પહેલાં લાંબા સમયથી હતો. ૧૨૯૭માં અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત જીત્યું ત્યાર પછી તો લગભગ સાડા ચારસો વર્ષ લગી ગુજરાત મુસ્લિમ શાસન તળે રહ્યું. એ શાસનમાં રાજવહીવટની ભાષા ફારસી રહી. આની અસર લોકોની ભાષા પર થયા વિના રહે નહિ. ખબર, જરૂર, દુનિયા, સલાહ, નજર જેવા સંખ્યાબંધ અરબી શબ્દો અને હવા, જમીન, દરિયો, ગરીબ, તવંગર વગેરે જેવા સંખ્યાબંધ ફારસી શબ્દો ગુજરાતી ભાષાના ઘરના શબ્દો જેવા બની ગયા છે તેનું કારણ આ. ગુજરાતી ભાષાનાં ઉદ્ભવ અને ખિલવણી ગુજરાત પરના મુસલમાની શાસનકાળમાં જ થયાં હોઈ, અરબી-ફારસી શબ્દો ગુજરાતી ભાષામાં તેના પ્રારંભકાળથી જ વપરાવા માંડયા હતા. બીજા પણ વિદેશી શબ્દો ગુજરાતીએ અપનાવ્યા છે. પોર્ટુગીઝ થાણાં દીવ ને દમણ ગુજરાતમાં હોઈ પગાર, પલટણ, બટાટા, આફૂસ, ચાવી જેવા કેટલાક પોર્ટુગીઝ શબ્દો ગુજરાતી ભાષામાં પેસી ચલણી બની ગયા છે. અંગ્રેજી શાસનને કારણે રાજભાષા બનેલ અંગ્રેજી છેક આજ સુધી શિક્ષણની પણ બોધભાષા રહ્યાના ઇતિહાસે રૂમ, ટ્રેન, ટેબલ, પાસ, બૅંક, સ્ટેશન, ઑફિસ, કોર્ટ આદિ અનેક અંગ્રેજી શબ્દોને પણ ગુજરાતી ભાષામાં કાયમી પ્રવેશ કરાવી દીધો છે. ગુજરાતના ઇતિહાસે ગુજરાતી ભાષા પર આવી અસર કરી છે.

ગુજરાતી ભાષા-સાહિત્યનું મોટું સદ્ભાગ્ય એ છે કે ગુજરાતી ભાષાના પ્રત્યેક શતકના ક્રમિક વિકાસનો ખ્યાલ આપતી તેમ જ મધ્ય-કાળમાં વિકસેલા સાહિત્યપ્રકારોના અનેક નમૂના પૂરા પાડતી વિપુલ હસ્તપ્રત-સામગ્રી એની પાસે છે. તે સિદ્ધ કરે છે કે ગુજરાતીના થતા રહેલા વિકાસની સાથોસાથ થોકબંધ સાહિત્ય પણ રચાતું ગયું છે. ઈશુના ૧૨મા શતકથી સાહિત્યકૃતિઓ મુદ્રિત સ્વરૂપમાં ગયા શતકમાં પ્રગટ થવા લાગી ત્યાં સુધીના કાળનું સાહિત્ય તે મધ્યકાલીન સાહિત્ય અને ત્યાર પછીનું તે અર્વાચીન, એ રીતે ગુજરાતી સાહિત્ય બે વિભાગમાં વહેંચાઈ જાય છે.

#### પદ્યસાહિત્યથી આરંભ

મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય મોટે ભાગે પદ્યમાં જ લખાયું છે. ગદ્ય મધ્યકાળના ગુજરાતી સાહિત્યમાં સાવ નથી લખાયું એમ છેક નથી. સંસ્કૃત-પ્રાકૃત ધર્મ-ગ્રંથોના અનુવાદ, ભાષ્યરૂપ બાલાવબોધો તથા ટબાઓ, એમાંની તેમ સ્વતંત્ર દૃષ્ટાંત કથાઓમાં, 'પૃથ્વીચંદ્રચરિત્ર' તેમ જ પદ્યની માફક ગદ્યમાં પણ 'પંચદંડ', 'સિંહાસનબત્રીસી' વગેરે જેવી વાર્તાઓમાં ગદ્ય તે કાળે પ્રયોજાયું તો છે, પણ તેનું જથ્થાપ્રમાણ પદ્યને મુકાબલે ઘણું થોડું છે. દનિયાનાં ઘણાં સાહિત્યોમાં કવિતા જ

પ્રથમ લખાયેલી જણાઈ છે તેમ ગુજરાતી સાહિત્યમાં પણ બન્યું છે. તેનું એક કારણ સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ સાહિત્યપરંપરાનો એવો વારસો. મુદ્રણયંત્ર જ્યારે ગુજરાતમાં હતું નહિ અને સાહિત્યે કંઠેપકંઠ પ્રવાસ કરવાનો હતો ત્યારે યાદ કરી કંઠસ્થ કરવામાં ગદ્ય કરતાં પદ્ય જ વિશેષ સુવિધા આપે તેમ હતું, એ એ પરિસ્થિતિનું બીજું કારણ. પદ્યમાં પણ અક્ષરમેળ વૃત્તો કરતાં ઘણા મોટા પ્રમાણમાં લયમેળ અને માત્રામેળ રચનાઓ મધ્યકાળના ગુજરાતી સાહિત્યમાં પ્રયોજાયાં છે તે આ કારણથી.

### ધર્મ : માધ્યમ

મધ્યકાલીન સાહિત્યની એથીય વધુ ધ્યાન ખેંચતી વિશિષ્ટતા એ છે કે એનું વિષયવર્તુળ અર્વાચીનને મુકાબલે નાનું છે અને તેમાંય કેન્દ્રસ્થાને બહુધા ધર્મ હોય છે. પંદરમા શતક પહેલાંનું તેમ તે પછીનું જૈન સાધુઓને હાથે લખાયેલ સાહિત્ય ધાર્મિક જ છે. એમની ધર્મ-કથાઓ, રાસ-રાસા, પ્રબંધો, ચરિત્રો, બાલાવબોધો અને સજ્ઝાયો તો ખરાં જ, પણ એમના શૃંગારપ્રધાન ફાગુઓ અને 'પૃથ્વીચંદ્રચરિત્ર' જેવા સાહિત્યિક છટાવાળા વાગ્વિલાસ તથા 'નળદવદંતી રાસ' જેવી રસાત્મક પુરાણકથાઓ અને 'શીલવતીનો રાસ' જેવી વાર્તાઓ પણ અંતે તો ધર્મલક્ષી જ હોય છે. નેમિનાથ, બાહુબલિ અને સ્થૂલિભદ્ર જેવા ધર્મપુરુષોનાં તેમ વિમળમંત્રી, સમરસિંહ અને વસ્તુપાલ જેવા જૈન શાસનના આદર્શ સેવકો જેવા શ્રાવકોનાં ચરિત્રો લખવામાં જૈન સાધુઓની ધર્મનિષ્ઠા જ કામ કરતી હતી. જૈન ધર્મ સિવાય ગુજરાતમાં તે કાળે, જેમ અત્યારે પણ, સુપ્રતિષ્ઠિત ધર્મ તે હિંદુ ધર્મ. હિંદુ ધર્મની અનન્યસાધારણ વિશિષ્ટતા એ છે કે અધિકારભેદ અને પ્રકૃતિભેદ પ્રમાણે મૂર્તિપૂજાથી શરૂ કરી નિરાકાર નિર્ગુણ બ્રહ્મની ઉપાસના સુધીનાં, તેમ કર્મ, ભક્તિ, જ્ઞાન ને યોગ જેવાં વિવિધ સાધનનો તેમાં ઉદારભાવે સ્વીકાર છે. ઈશ્વર આપણે ત્યાં રામરૂપે, ગોપીજનવલ્લભ શ્રી કૃષ્ણરૂપે, શિવરૂપે, તેમ શક્તિરૂપે પણ ઉપાસાયો છે. જીવ જગત અને ઈશ્વરનું અદ્વૈત પ્રતિપાદિત કરતો વેદાંત સિદ્ધાંત પણ એટલો જ પ્રતિષ્ઠા પામ્યો છે. મધ્યકાલીન જૈનેતર ગુજરાતી કવિતામાં આનું યથાર્થ પ્રતિબિંબ પડ્યું છે. એમાં નરસિંહ મીરાં ને દયારામનાં પ્રેમલક્ષણા ભક્તિનાં ઉત્તમ પદો છે, ભક્ત ભગવાન અને ભક્તિનું ગૌરવ કરતાં ભાલણ પ્રેમાનંદ આદિનાં આખ્યાનો છે, શિવભક્તિનું સાહિત્ય છે, સપ્તશતીનાં અનુવાદો ને વલ્લભના ગરબાની શક્તિભક્તિની કવિતા છે, નરસિંહ, અખો, નરહરિ, પ્રીતમ આદિની વેદાંતી જ્ઞાનમાર્ગી કવિતાનો પ્રવાહ છે અને ગોરખ કબીર માર્ગી ને સ્વામીનારાયણ સંપ્રદાયના સંતોની ભજનવાણી પણ છે.

પારસીઓ અને મુસલમાનોના આગમન સાથે જરથોસ્તી ધર્મ તથા ઇસ્લામનો પ્રવેશ પણ ગુજરાતમાં મધ્યકાળમાં થયો છે. એ ધર્મના અનુયાયીઓ પણ મૂગા રહ્યા નથી. એમને હાથે મધ્યકાળમાં જે લખાયું છે તે એમની ધર્મભાવનાથી જ પ્રેરિત છે. પારસીઓએ તે કાળમાં પોતાના ધર્મગ્રંથોનાં ઝંદમાંથી સંસ્કૃતમાં ને પછી સંસ્કૃતમાંથી તે કાળની ગુજરાતીમાં ભાષાંતર કરેલ છે. તે જ રીતે નૂર સતાગર ને પીર સદરુદ્દીન જેવા ઇસ્લામી ઉપદેશકોના પ્રભાવથી ઇસ્લામી બનેલા હિંદુઓની ખોજા, મતિયા તથા વોરા જેવી કોમોએ પણ પોતાની ધાર્મિક કવિતા લખી છે. તેમનાં કવિઓએ જે પદો તથા ભજનો લખ્યાં છે તેમાં કબીર-નાનક જેવાની વાણીમાં છે તેવી નિર્ગુણ ભક્તિવાળો ઇસ્લામ અને ગુરશદ (= ગુરુ, પીર)નો મહિમા હોય છે, અને પરિભાષામાં તથા કાવ્યના બાહ્યાંગમાં હિંદુ ભજનવાણીની જ પ્રણાલિકાને તે અનુસરે છે. ગુજરાતમાં પ્રવેશેલા ત્રીજા વિદેશી ધર્મ ખ્રિસ્તી ધર્મે પણ ૧૯મા શતકના બીજા દાયકામાં તરજુમિયા ગુજરાતીમાં 'બાઇબલ'નું ભાષાંતર આપ્યું છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને ધર્મની પ્રદક્ષિણા કરવાનું જ ગમ્યું તેનું કારણ તેની રાજકીય-સામાજિક પાર્શ્વભૂમાં રહેલું છે. જ્યારથી ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યનો આરંભ ગણીએ છીએ એ ૧૧મા શતકથી ૧૩મા શતક સુધીનો સોલંકી અને વાઘેલાઓનો શાસનકાળ વીરતા, વેપાર, સમૃદ્ધિ, સાહિત્ય ને કલાની બાબતમાં ગુજરાતનો ઊજળો સમય હતો. એ કાળના સૌથી જૂના સાહિત્ય 'સિદ્ધહેમ'માંના અપભ્રંશ દુહામાં પ્રગટ થતી વીરતા, દેશભક્તિ, અને પ્રણયરસિકતા પ્રજાના પરાક્રમ અને ઉલ્લાસની નિશાની છે. ઈ. સ. ૧૨૯૭માં અલાઉદ્દીનની સેનાએ પાટણ લીધું ત્યારથી ગુજરાતની રાજકીય સ્વતંત્રતા ગઈ. સો વર્ષ લગી દિલ્હીના સૂબાઓએ, પછી ગુજરાતના સ્વતંત્ર સુલતાનોએ અને ત્યાર બાદ મુગલ સત્તાના પ્રતિનિધિઓએ એમના હાથમાં રહી ત્યાં સુધી ગુજરાત પર હકૂમત ચલાવી. મુસલમાન શાસકોમાં કેટલાક ધર્મઝનૂની હતા. મંદિરભંજન, ધર્માંતર અને માલમિલકતની લૂંટમાંથી બચવા હિંદુ વસ્તી સ્થળાંતર કરી પ્રદેશના ઊંડાણમાં વેરાઈ-ફેલાઈ ગઈ. રાજકીય સ્વાતંત્ર્ય પાછું મળે એવા સંજોગો ન હતા અને જીવનસંગ્રામ તે કાળે એવો ઉગ્ર બન્યો ન હતો કે શાંતિથી જીવનનિર્વાહ થઈ ન શકે. આથી પિતૃદત્ત વ્યવસાયથી શાંતિસંતોષે જીવન ગુજારતા લોકોને કંઈક ઊંચી મહત્ત્વાકાંક્ષા ઊગે તે ધર્મપાલનની. પરધર્મના આક્રમણ સામે આત્મરક્ષણની સાહજિક પ્રેરણાથી કાચબાની માફક જાત સંકોચી લઈ નાતો ને મહાજનોના વાડામાં ભરાઈ જઈ પોતાનાં વ્રતનિયમો, કથાશ્રવણ, ધાર્મિક પર્વોની તેમ સામાજિક અવસરોની ઉજવણી, તીર્થયાત્રાઓ તથા આચાર-વિચારની પરંપરાપ્રાપ્ત પ્રણાલિકાઓનું પાલન ચાલુ રાખી લોકોએ પોતાનું આંતર ચૈતન્ય ટકાવી રાખ્યું. મુસ્લિમ શાસકો પણ રાજકીય પ્રત્યાક્રમણ ન કરતી શાંતિપ્રિય પ્રજાને એની રીતે રહેવા દેવાનું શીખતા ગયા. ૧૧મા શતકથી જોર પકડવા માંડેલા અને ૧૬મા શતક સુધીમાં જ્વાળાની પેઠે દેશભરમાં ફેલાઈ ગયેલા વૈષ્ણવ ભક્તિમાર્ગે તેમ જ દેશભરમાં એ સમયાવધિમાં પ્રગટેલી સંતો અને ભક્તોની તેજસ્વી પરંપરાએ પણ ધર્મને પ્રજાનું તેમ તેના સાહિત્યનું ધારક-પ્રેરક બળ બનાવી દીધો.

### સંસ્કાર-પ્રદાનનું સાધન

આવા રાજકીય-સામાજિક સંજોગોમાં, સંસ્કૃતને હિંદુ રાજાઓના સમયમાં મળતો રાજ્યાશ્રય બંધ થતાં, સાહિત્ય લોકાશ્રયી બન્યું અને

એમ થતાં લોકોની ભાષા સાહિત્યનું વાહન બની. જૈન સાધુઓ, જેમણે સાંપ્રદાયિક સાહિત્ય ઉત્સાહથી શ્રાવકો અર્થે સરજવા માંડ્યું હતું, તેમણે લોકભાષાનો આશ્રય લીધો. વૈષ્ણવ ભક્તિમાર્ગ જેમાં જનતાનો ધર્મ બનવાની શક્તિ અને સૌવડ હતી તેને લીધે ભક્તિપુરાણ 'ભાગવત'નો અને 'રામાયણ' તથા 'મહાભારત'નો પ્રભાવ ને લોકપ્રિયતા વધતાં જતાં દેશી ભાષામાં એમનાં ભાષાંતરોની તથા એની કથાના શ્રવણની માંગ ઊભી થઈ. આ પરિસ્થિતિમાં કથાકારો અને પુરાણીઓએ સંસ્કૃત પોથીઓ હાથમાં રાખી તેના અનુવાદ રૂપે ગુજરાતીમાં કથા કહીને અને આખ્યાનકારોએ 'રામાયણ', 'મહાભારત' ને 'ભાગવત'માંથી વસ્તુ લઈ તેના પર ગાઈ શકાય તેવી દેશીઓમાં રચેલ સ્વતંત્ર આખ્યાનો રચીને અને લોકો સમક્ષ ગાઈ-પ્રચારીને લોકોને ભક્તિનો બોધ કરી તેમના ધર્મસંસ્કાર જાગ્રત રાખ્યા અને પોષ્યા-દૃઢાવ્યા. નરસિંહ ને મીરાં જેવાં સંતો પણ પદોમાં પોતાના હૃદયના ભક્તિભાવ ઠાલવતા હતા અને લોકહૃદયને ભક્તિભીનાં કરતાં હતાં. મધ્યકાલીન ગુજરાતી કવિઓએ આ રીતે પ્રજાના ધર્મસંસ્કાર-સંરક્ષકોનું કામ બજાવ્યું છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય મોટા પ્રમાણમાં ધર્મપ્રેરિત, ધર્મ-લક્ષી કે ધર્મરંગ્યું છે એ ખરું, પણ સંસારી રસનું સાહિત્ય એ કાળમાં છેક ન લખાયું હોય એમ નથી. 'નર્મદ પહેલાંના કાળનું પ્રથમ લક્ષણ પરભવનો પ્રેમ ને આ ભવની અરુચિ' એમ કહેતી વેળા વીર, કરુણ ને શૃંગારથી નીગળતા હેમચંદ્રોલ્લિખિત અપભ્રંશ દુહા, 'વસંતવિલાસ' જેવું જીવનનો ઉલ્લાસ દાખવતું શૃંગારી ફાગુકાવ્ય, 'સંદેશક રાસ' જેવી એક મુસ્લિમ કવિની વિપ્રલંભ શૃંગારની મેઘદૂતાનુસારી રચના, 'રણમલ્લ છંદ' અને 'કાન્હડદે પ્રબંધ' જેવાં ક્ષત્રિય વીરોનાં પરાક્રમ ગાતાં ઐતિહાસિક વીરકાવ્યો, ભાલણકૃત 'કાદંબરી'નો રસિક પદ્યાનુવાદ અને અસાઈત, નરપતિ, ગણપતિ, માધવ અને શામળ જેવા ઘણા કવિઓની માનવીઓનાં પ્રેમ, પરાક્રમ, કઠલાઈ, ભલાઈ, બૂરાઈ ઇ૦ રજૂ કરતી અદ્‌ભુતરસિક વાર્તાઓનું વિપુલ સાહિત્ય ભૂલી જવું જોઈતું નથી.

મધ્યકાળનું ગુજરાતી સાહિત્ય બહુધા પદ્યાશ્રયી હોઈને તે સાહિત્ય-સ્વરૂપોનું વૈવિધ્ય આજના ગદ્યસાહિત્ય જેટલું બતાવી ન શકે તે સ્વાભાવિક છે, તોપણ તેણે સરજેલા જુદા જુદા કાવ્યપ્રકારની વિવિધતા ઓછી નથી. નરસિંહ આદિ ભક્તિમાર્ગી વૈષ્ણવ કવિઓના ઉદય પહેલાંના અઢી શતકને પોતાની ફૂર્તીલી પ્રવૃત્તિથી ભરી દેતી જૈન કવિતાએ પ્રયોજેલા કાવ્યપ્રકારોમાં રાસ, ફાગુ, બારમાસી, કક્કો, વિવાહલો, પ્રબંધ અને વાર્તા મુખ્ય છે. ધવલ, ચચ્ચરી, સ્તવનો ને સઝ્ઝાયો પણ ઠીક સંખ્યામાં રચાયાં છે.

### ફાગુ અને રાસ

રાસ એટલે સુગેય કાવ્ય-પ્રબંધ. એની રચના પ્રથમ તો ટૂંકી ઊર્મિ-કાવ્ય જેવી, પણ સમય જતાં આખ્યાનપદ્ધતિની બની. એક જ બંધની સળંગ રચનાને બદલે કડવાં તથા ભાષા નામના નાના ખંડોમાં રાસ વિભક્ત થતા અને જુદા જુદા છંદોમાં લખાતા. એક છંદનું વિશેષનામ, માત્રામેળ જાતિઓનું સામાન્ય નામ, અને નર્તકીઓ તથા યુગલો વડે તાલ અને લયમાં ખેલાતું ગેય ઉપરૂપક, એ ત્રણે અર્થમાં જુદે જુદે સમયે પ્રયોજાયેલા રાસક શબ્દ ઉપરથી આ 'રાસ' શબ્દ આવ્યો મનાય છે. ઉપરૂપક તરીકે શ્રીકૃષ્ણની રાસક્રીડાવાળો જ એ પ્રકાર હોય તો તાળી ને દાંડિયાના તાલવાળાં આજનાં ગુજરાતી ગરબી-ગરબાઓનો એ પૂર્વજ. આ રાસનૃત્યમાં જેનું ગાન થાય તે રચના તે રાસ, એ રીતે 'રાસ' શબ્દ કાવ્યપ્રકાર માટે વપરાતો થયો. આ રચનાપ્રકાર ધર્મ-પુરુષો ને આદર્શ શ્રાવકોનાં ચરિત્રો, તીર્થકથાઓ, સ્તવનો અને ઉપદેશ માટે તેમ જ પાછળથી વાર્તાઓ માટે પણ પ્રયોજાતાં ગુજરાતને સારું એવું જૈન રાસ-સાહિત્ય મધ્યકાળમાં મળ્યું છે. રાસનું મહત્ત્વ આખ્યાનના જૈન પૂર્વરૂપ તરીકે અને તેના જનક નહિ તો પ્રેરક તરીકે ઘણું છે.

ફાગ-ફાગુ તે રાસનો જ એક પ્રકાર છે. વિસ્તારમાં તે નાનો છે તેથી તેમ જ એનો વિષય નાયક-નાયિકાનો શૃંગાર હોવાથી ઊર્મિતત્ત્વને અને રસાવિષ્કારને એમાં સારો અવકાશ મળતો. એમાં વસંત ઋતુનું પ્રકૃતિ સૌંદર્ય વર્ણવાય છે તેથી તેને ઋતુકાવ્ય કહી શકાય. વસંત-વૈભવને ઉદ્દીપન વિભાવ બનાવી પ્રેમી યુગલના વિપ્રલંભ-સંભોગ ઉભય શૃંગારનું નિરૂપણ તેમાં થતું હોઈ તેને શૃંગારકાવ્ય કે પ્રણયકાવ્ય પણ કહેવાય. જૈન સાધુઓને હાથે નેમિનાથ ને સ્થૂલિભદ્ર પર લખાયેલા ફાગુ સ્વાભાવિક રીતે જ આરંભના શૃંગારની પૂર્ણાહુતિ તપ ને ઉપશમથી કરે છે. જૈનેતર કવિઓએ પણ ફાગુકાવ્ય લખ્યાં છે. જેમાં શ્રી-કૃષ્ણવિષયક રચનાઓનો રસ ભક્તિરસ હોય છે અને 'વસંતવિલાસ' જેવા ફાગુમાં શુદ્ધ શૃંગાર હોય છે. જૈન-જૈનેતર ફાગુઓ મધ્યકાળના કવિજન સાહિત્યની સરસતાનો વિનિયોગ ધર્માર્થે કેવો કરી જાણતા તે બતાવે છે.

ઋતુકાવ્ય તથા પ્રણય-ભક્તિ-કાવ્યનો એવો જ પ્રકાર છે બારમાસી. એમાં બાર માસનું એટલે બધી ઋતુઓનું વર્ણન આવે. વર્ણન વિરહિણી નાયિકા કરતી હોય એટલે વિપ્રલંભ શૃંગારનું તત્ત્વ એમાં આવે. 'નેમિનાથ ચતુષ્પદિકા' (ઈ. સ. ૧૨૪૪) ગુજરાતી ભાષાનું પહેલું બારમાસી કાવ્ય કહેવાય. તે પછી જૈનેતર કવિઓએ એ કાવ્યપ્રકાર સારો ખીલવ્યો છે. એમાં ઘણામાં રાધાના કે ગોપીઓના કૃષ્ણવિરહના બાર માસનું વર્ણન હોય છે. નરસિંહ, પ્રેમાનંદ, રત્નેશ્વર, રત્નો, થોભણ, પ્રેમસખી ગિરધર ને દયારામે આવાં કાવ્ય લખ્યાં છે. આ સિવાય ભીલડીની, રામસીતાની, ગુરુની ને ખેડુની પણ બારમાસીઓ લખાઈ છે.

કક્કામાં 'અ'થી 'જ્ઞ' સુધીના અક્ષરો પર ચોપાઈ-દોહરામાં સુભાષિતો જેવી પંક્તિઓ લખાતી. જૈન સાધુઓને હાથે પ્રારંભાયેલો આ પ્રકાર પાછળથી જૈનેતર કવિઓને હાથે ઠીક ખેડાયો છે. ધીરા, પ્રીતમ ને જીવણદાસના જ્ઞાનકક્કા તથા 'ચંદ્રહાસાખ્યાન' (પ્રેમાનંદ)માંનો કક્કો એનાં ઉદાહરણ છે. વિવાહલ એ જૈન સાધુઓએ લખેલાં ગેય વર્ણનાત્મક ચરિતાત્મક કાવ્યો છે. દીક્ષા લેનાર તપસ્વીનાં સંયમસુંદરી સાથેનાં લગ્ન એમાં વર્ણવાય છે. ચચ્ચરી ને ધવલ (=ધોળ) ગેય પદોના પ્રકાર છે. એ બધા કરતાં પ્રબંધ જૈન કવિઓને હાથે વિશેષ લખાયા

છે. પ્રબંધ એટલે ઐતિહાસિક અને ચરિત્રાત્મક વસ્તુવાળું આખ્યાન-શૈલીનું એટલે કથાત્મક કાવ્ય. શુદ્ધ ઇતિહાસ તરીકે આ પ્રબંધોનું મૂલ્ય તેમાં દંતકથા તથા કવિકલ્પનાના પ્રમાણને લીધે ઓછું થાય છે. પણ સમકાલીન લોકજીવનની એમાં ઠીક ઝાંખી મળતી હોય છે. કુમારપાલ, વિમલ મંત્રી અને વસ્તુપાલ-તેજપાલનાં ચરિત્ર જૈન સાધુઓનો એક પ્રિય કવનવિષય બનેલો મધ્યકાળમાં દેખાય છે. રાસ, ચરિય (ચરિત્ર) અને પ્રબંધનો ભેદ બહુ કડક ન રહેવાને કારણે પાછળથી એ ત્રણે નામ એકબીજા માટે વપરાયાં છે, જે બતાવે છે કે આખ્યાનપદ્ધતિના કાવ્ય માટે 'રાસ' શબ્દ એક વ્યાપક સંજ્ઞા જૈનસાહિત્યમાં હતી.

લોકપ્રિય વાર્તા સાહિત્ય

પણ ઉપરના કાવ્યપ્રકારો કરતાં મધ્યકાળમાં વાર્તા વધારે લોકપ્રિય બનેલ છે. એના સર્જન ને સ્વરૂપનિર્માણમાં જૈનો પેઠે જૈનેતર કવિઓનો પણ સમાંતરે સરખો ફાળો છે. મોટા ભાગની વાર્તાઓ પદ્યમાં દોહરા-ચોપાઈમાં લખાતી અને વચમાં ક્યારેક ભાવોત્કટ પરિસ્થિતિઓના નિરૂપણ વેળા પદો પણ મુકાતાં. વસ્તુ ને બંધારણ પરત્વે મધ્યકાલીન વાર્તાઓમાં કેટલીક સ્વયંસંપૂર્ણ લાંબી વાર્તાઓ હતી (દા. ત. હંસાવલી, સદયવત્સકથા, માધુમાલતી, ચઉપઈ, નંદબત્રીસી, મદનમોહના, વગેરે), અને કેટલીક એક દોરે ગૂંથેલી વાર્તામાળાઓ હતી. (દા. ત. સિંહાસન બત્રીસી, વેતાળપચીસી, પંચદંડ, સૂડાબહોતેરી, ઇ૦). લાંબી સળંગ વાર્તામાંય આડકથાઓ કે દૃષ્ટાંતકથાઓ આવતી. ઘણી વાર નાયક-નાયિકાનાં દુઃખો કે સાહસોમાંથી જ વિવિધ વાર્તાઓનો રસ ઊભો કરવામાં આવતો. વાર્તાઓમાં નીતિ, વ્યવહારદક્ષતા, સદાચાર ઇ૦નો બોધ આપતાં સુભાષિતો અને બુદ્ધિવિનોદ જેવી સમસ્યાઓ આ મધ્યકાલીન વાર્તાઓની બોધકતા અને રંજકતા વધારતાં. વિષયની દૃષ્ટિએ મધ્યકાળની ઘણી વાર્તાઓ પ્રેમકથાઓ હતી. (દા. ત. હંસાઉલી, માધવાનલ-કામકંદલા, માધુમાલતી, કામાવતી, વગેરે). નાયકનાયિકાના પ્રેમોદય માટે ચક્ષુરાગ, સ્વપ્ન, સમસ્યા વગેરેથી કૌતુકમય પરિસ્થિતિઓ કલ્પાતી, અને પ્રેમોદય પછી વિઘ્નો ને આફતોથી એમના વિરહનું નિરૂપણ થઈ અંતે મિલનસુખથી આવી વાર્તાઓની પૂર્ણાહુતિ થતી. વિરહ ને આપત્તિના ગાળાનો ઉપયોગ એમનાં પરિભ્રમણ, સાહસ, ચતુરાઈ, પરોપકાર, ઇ૦ માટે તેમ જ વિપ્રલંભ શૃંગારના નિરૂપણથી એમના પ્રેમની ઉત્કટતાની અભિવ્યક્તિ માટે થતો. શૃંગાર પછી વીર અને અદ્‌ભુત એ બે રસ મધ્યકાલીન વાર્તાના પ્રિય રસ હતા. વીર વિક્રમનાં પરદુઃખભંજક પરાક્રમોની વાર્તામાળાઓ આ બે રસ સારા પ્રમાણમાં પૂરા પાડે છે. અદ્‌ભુત રસ માટે અનેક સિદ્ધિઓ, ચમત્કારો, દેવ દેવીઓ, પ્રેતો આદિના સંભવાસંભવની બહુ પરવા વિના પુરસ્કૃટથી ઉપયોગ થતો. શુકનઅપશુકન, મંત્રતંત્ર, કમળપૂજા, કાશીનું કરવત, સ્વપ્નાં — આ સર્વ સંબંધી પ્રચલિત ભોળી લોકમાન્યતાઓનો પણ આ વાર્તાઓ સારો ઉપયોગ કરતી. ઘણી વાર્તાઓનાં વસ્તુવળાં (motifs) જૂની વાર્તાપરંપરામાંથી આવતાં એટલે બનાવોનું સરખાપણું ઘણી વાર આવતું. જો કંઈ વિશિષ્ટતા આવતી તો કવિપ્રતિભા ને નિરૂપણશૈલીને લીધે આવતી. પણ મધ્યકાળના વાર્તાકારો કવિ પ્રતિભાની છાપ બહુ ઓછી બતાવતા નથી. એમનું પ્રધાન લક્ષ્ય વાર્તા હતું, કવિતા નહિ. એટલે એમ જ હોય. મધ્યકાળમાં આવું વાર્તાસાહિત્ય ચૌદમા શતકથી અઢારમા શતક સુધી જૈનો તેમ જ જૈનેતરોને હાથે પુષ્કળ લખાયું છે. જનહૃદયમાંના સનાતન શિશુને અદ્‌ભુતરસિક કલ્પનાકથાનો વાર્તારસ પાઈ, પાત્રોના પ્રેમ, સાહસ, ઇ૦ સાથે સમરસતા અનુભવાવી લોકોની અતૃપ્ત કે અપ્રયુક્ત રહેલી રસ-પરાક્રમ-વાસનાઓને એવા કલ્પનાભોગથી મોક્ષ કરાવી તેમના એકધારા જીવનમાં રસ પૂરવાની સેવા મધ્યકાલીન વાર્તાઓએ ઓછી બજાવી નહિ હોય.

પૌરાણિક કથાવસ્તુ

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનો એવો જ બીજો લોકપ્રિય કાવ્યપ્રકાર તે આખ્યાન. જૈનોના રાસ-રાસા એને માટે પ્રેરણારૂપ બન્યા હોય. બ્રાહ્મણવર્ગે પુરાણોમાંથી ભગવલ્લીલા અને ભક્તોની ચરિત્રકથાઓ માટે એનો ઉપયોગ કર્યો છે. જૈન રાસાઓની માફક ગેય ઢાળો એટલે દેશીઓમાં લખાયેલાં ને કડવાંમાં વહેંચાયેલાં આ આખ્યાનોનું વસ્તુ મોટે ભાગે રામાયણ, મહાભારત, ભાગવત આદિ ગ્રંથોમાંથી અને ક્યારેક નરસિંહ મહેતા જેવા લોકખ્યાત ભક્તોનાં જીવનમાંથી લેવામાં આવતું. વસ્તુ ને પાત્રો આમ પ્રસિદ્ધ હતાં એટલે એમના આલેખનમાં જ આખ્યાનકારોને પોતાની વિશિષ્ટતા બતાવવાની રહેતી. પ્રેમાનંદે 'રણયજ્ઞ'માં રાવણ-કુંભકર્ણને ભક્તો જેવા બનાવ્યા છે તો 'સુદામાચરિત્ર'માં ક્યારેક સુદામાને સામાન્ય બ્રાહ્મણ જેવો અને 'અભિમન્યુ આખ્યાન'માં શ્રીકૃષ્ણને ખલનાયક જેવા બનાવી દીધા છે. મધ્યકાલીન આખ્યાનો આ કારણે સ્વતંત્ર રચનાઓ બની રહેતાં. તેના લેખકો વસ્તુનું હાડપિંજર જ પુરાણોમાંથી લેતા, તેમાં લોહીમાંસ ને પ્રાણ પોતાના જમાનાનાં પૂરતા. જનમનરંજનની એમની વૃત્તિએ એમની પાસે આમ કરાવ્યું છે. પૌરાણિક પાત્રો આથી આખ્યાનકારોને હાથે સજીવ લોકગમ્ય ગુજરાતી પાત્રો બની જતાં, અલબત્ત તેમનું પૌરાણિક ગૌરવ ઘટી જઈ તે પ્રાકૃતતામાં સરી પડે એવો એનો ગેરલાભ પણ હતો. આખ્યાનનો કથાપટ મોટો હોવાથી તેમાં એકથી વધુ રસને અવકાશ મળતો. પંદરમા શતકથી પ્રારંભાયેલ આ કાવ્યપ્રકારે તે પછીનાં બે સૈકામાં ઉત્તરોત્તર વધુ વિકસી સત્તરમા શતકમાં પ્રેમાનંદ જેવો કવિ-કલાકાર પામી તેના વિકાસની ઊંચી ટોચ દેખાડી છે. વૈષ્ણવ ભક્તિમાર્ગે અને આખ્યાનો ગાઈ સંભળાવનારા કથાકારો અને માણભટ્ટોએ આ કાવ્યપ્રકારને લોકપ્રિય બનાવવામાં જબરો ફાળો આપ્યો છે. આપણા ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિના ઉત્તમ અંશોને મિત્ર માફક ઉપદેશ આપતી કથા-આખ્યાયિકો દ્વારા જનહૃદયમાં પ્રવેશાવવાની પુરાણોએ બજાવેલી સેવા જ આ આખ્યાનોએ મધ્યકાળમાં બજાવી પ્રજાના ધર્મસંસ્કાર જાગતા રાખ્યા છે.

રાસ, પ્રબંધ, વાર્તા ને આખ્યાન જેવી લાંબી કથાત્મક કાવ્યરચનાઓની જેમ ગુજરાતમાં મધ્યકાળમાં પદ-સાહિત્ય પણ પુષ્કળ લખાયું છે. નરસિંહ, મીરાં, ભીમ, ભાલણ, જનાર્દન, કેશવદાસ જેવા

કવિઓની કવિતા જેમ ૧૫-૧૬મા શતકમાં પદકવિતાનું ચલણ વિશેષ દેખાડે છે, તેમ શામળ પછીથી દયારામ સુધીના કવિઓ પણ બહુધા પદ-કવિઓ હતા. પદોમાં નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં તેમ સંખ્યાબંધ અન્ય પદો, મીરાંનાં ભક્તિગીતો, ધીરાની કાફીઓ, ભોજાના ચાબખા, આરતીઓ, હાલરડાં, ભજનો, ગરબીઓ એ સર્વનો સમાવેશ થાય. દયારામનાં ભક્તિગીતોને ગરબીઓ કહેવામાં આવી છે. એવાં પદો, તેની પહેલાંના શાંતિદાસ, પ્રીતમ, રાજે, રણછોડ, ગિરધર આદિ ઘણાનાં છે. અને ૧૯મા શતકના ભાલણની કેટલીક રચનાઓ પણ એવી છે. વિસ્તારમાં ટૂંકી ને ઊર્મિગીતનાં બધાં લક્ષણવાળી એ રચનાઓ શ્રીકૃષ્ણ-લીલાના ગાન માટે વિશેષ પ્રયોજાઈ છે. ગરબા એ ગરબીઓ કરતાં લાંબી, ક્યારેક કથાત્મક ને વર્ણનાત્મક રચનાઓ હોય છે અને નવરાત્રિમાં માતાજીની ઉપાસનાના દિવસોમાં ગવાય છે અને વલ્લભ મેવાડા જેવા માતાજીના ભક્તે એ રચ્યા ને લોકપ્રિય બનાવ્યા છે તેથી, તેનો સંબંધ શક્તિપૂજા સાથે વિશેષ દેખાય છે. ગરબી અને ગરબા રાસની પેઠે ચક્રાકાર ગતિમાં ફરતાં ફરતાં ગુજરાતમાં પુરુષો તેમ સ્ત્રીઓ વડે ગવાય છે. આવી રચનાઓ પણ મધ્યકાળનું વિશિષ્ટ અર્પણ ગણાય તેમ છે.

### પ્રાચીન ગુજરાતી કૃતિઓ

પંદરમા શતક સુધીના ગુજરાતી સાહિત્યની ગણનાપાત્ર કૃતિઓમાં હેમચંદ્રસૂરિએ પોતાના પ્રાકૃત વ્યાકરણમાં અપભ્રંશવિભાગમાં ટાંકેલા વીર-શૃંગાર-રસિક અને સુભાષિતાત્મક અપભ્રંશ દુહા, સાલિભદ્રસૂરિ કૃત 'ભરતેશ્વર-બાહુબલિ રાસ', 'બારમાસીકાવ્ય', 'નેમિનાથ ચતુષ્પદિકા', 'વસંતવિલાસ', ફાગુ, 'ત્રિભુવનદીપકપ્રબંધ'ની રૂપકકથા, 'હંસાઉલી' ને 'સદયવત્સચરિત'ની વાર્તાઓ, ઐતિહાસિક વીરકાવ્ય 'રણમલ્લ છંદ,' અને વિપ્રલંભ શૃંગારનું મુસ્લિમ કવિએ રચેલું 'સંદેશક રાસ' એટલી ખાસ ઉલ્લેખવા જેવી છે. પંદરમા તથા સોળમા શતકની સાહિત્યસમૃદ્ધિમાં નરસિંહ મહેતો અને મીરાંબાઈની પ્રેમલક્ષણા ભક્તિની કવિતા, પદ્મનાભ કૃત વીરકાવ્ય 'કાન્હડદે પ્રબંધ', ભાલણનાં 'કાદંબરી'નો સુંદર પદ્યાનુવાદ, 'નળાખ્યાન' તથા 'દશમસ્કંધ', નાકરનાં આખ્યાન, નળપતિ ને ગણપતિની અનુક્રમે 'નંદબત્રીશી' ને 'માધવાનલ–કામકંદલા'ની વાર્તાઓ જૈન કવિઓ કુશળલાભની મારુ-ઢોલા તથા માધવાનલ-કામકંદલાની અને નયનસુંદરની 'રૂપચંદકુંવર રાસ'ની વાર્તાઓ, નયસુંદરનો 'નળદમયંતી રાસ' તથા લાવણ્યસમય કૃત 'વિમલપ્રબંધ', એટલાંનો ઉલ્લેખ કરવો જોઈએ. એ પછીના સમયમાં નરહરિ અને અખાની વેદાંતકવિતા, અખાના છપ્પા, પ્રેમાનંદનાં આખ્યાનો, રત્નેશ્વરના અને રત્નાના મહિના, શામળની વાર્તાઓ, ચિદાનંદ સ્વામીની આરતીઓ, આગળના પરિચ્છેદમાં ઉલ્લેખેલા પદકવિઓની કવિતા, વલ્લભના ગરબા, કબીરપંથી સાધુઓની ભજનવાણી, દયારામની ગરબીઓ, અને સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓની ભક્તિ-વૈરાગ્યની કવિતા તથા 'વચનામૃત'નું ગદ્ય ઉલ્લેખપાત્ર ગણાય. મધ્યકાળનું ગુજરાતી સાહિત્ય કાવ્યપ્રકારો, કવનવિષય અને ચડઊતર શક્તિઓવાળા સંખ્યાબંધ કવિઓનું વૈવિધ્ય ઓછું બતાવાતું નથી. અત્યાર સુધીમાં મુદ્રિત થયેલા સાહિત્ય કરતાં હસ્તલિખિત પોથીઓમાં પડેલું મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય જથ્થામાં કેટલુંય વધારે છે.

શુદ્ધ કવિત્વની દૃષ્ટિએ જોઈએ તો મધ્યકાલના કવિવૃંદમાં પદો, આખ્યાનો, પ્રબંધો, વાર્તાઓ વગેરેના બધા લખનારા ઊંચા કવિઓ નથી. પદોમાં નરસિંહ મહેતા, મીરાંબાઈ અને દયારામની કવિપ્રતિભા બીજામાં ઓછી દેખાય છે. એવી જ રીતે આખ્યાનકારો તો ઘણા છે, પણ તેમાં સમર્થ કવિત્વ તો એકલો પ્રેમાનંદ જ દેખાડી શક્યો છે. વાર્તાકારોમાં શામળ અને જ્ઞાનાશ્રયી કવિઓમાં અખો સૌથી આગળ મુકાય તેવા છે, પણ કવિઓ તરીકે આગલાં ચાર નામની ભેગાં એમનાં નામ મુકાય નહિ. અલબત્ત, એકંદરે મધ્યમ પ્રકારનું કવિત્વ દેખાડતા કેટલાય કવિઓની કોઈ કોઈ છૂટક કૃતિઓ કવિતા લેખે આસ્વાદ્ય કોટિની બની છે એની ના નહિ. એકંદરે ગુજરાત એના મધ્યકાલીન સાહિત્ય માટે મગરૂબ બની શકે એવું છે.

### અર્વાચીન ગુજરાતી સાહિત્ય

ઈ. સ. ૧૮૫૦ પછીનું ગુજરાતી સાહિત્ય તે પહેલાંનાં આઠસો વર્ષના સાહિત્ય કરતાં તેના કવનવિષયમાં, કથનરીતિમાં, સાહિત્યપ્રકારોમાં અને તેના સર્જકોની જીવનદૃષ્ટિ તથા સાહિત્યભાવનામાં જુદી જ ભાત પાડે છે. જૂનું સાહિત્ય જૂજ અપવાદો સિવાય બહુધા ધાર્મિક હતું. અર્વાચીન સાહિત્યને ઇહજીવનમાં રસ છે. જૂના સાહિત્યમાં પ્રભુ પૂજાસ્થાને હતો, અર્વાચીન સાહિત્યમાં માનવીએ એ સ્થાન લીધું છે, અને એથી સાહિત્ય સંસારલક્ષી ને જીવનલક્ષી બન્યું છે. જૂના સાહિત્યમાં ગદ્યનો ઉપયોગ અતિ અલ્પ પ્રમાણમાં થયો છે, અર્વાચીન સાહિત્યે ગદ્યને પ્રતિષ્ઠા આપી નાટક, વાર્તા, નવલકથા, નિબંધ વગેરે નવા સાહિત્યપ્રકારો પણ દેખાડયા છે. સાહિત્ય એ ધર્મ-નીતિ-વૈરાગ્યાદિના બોધનું એક સાધન નથી પણ તેના પોતાના જ ખાતર ઉપાસવા જેવું સાધ્ય અને વાણીની આનંદલક્ષી કળા છે એ દૃષ્ટિ જે અર્વાચીન ગુજરાતી સાહિત્ય પાછળ કામ કરતી જણાય છે તે મધ્યકાળમાં પ્રવર્તતી ન હતી.

### પશ્ચિમની અસર

દેશમાં બ્રિટિશ હકૂમતે જે નવી હવા પેદા કરી તે આ ફેરફારને માટે જવાબદાર છે. વિજ્ઞાનની ભૌતિક સિદ્ધિઓ નિહાળી, એનો ઉપયોગ કરતા અંગ્રેજોના પ્રત્યક્ષ સંપર્કથી તેમ જ તેમણે આપવા માંડેલી કેળવણીથી થવા માંડેલા તેમના સાહિત્યના પરિચયથી આપણી પ્રજાને નવું જ દર્શન થયું અને તેના અવલોકનની બારી ઊઘડી ગઈ. પ્રમાદ અને નિષ્ક્રિયતાને ધર્મતત્ત્વજ્ઞાને ઉપદેશેલી આંતર નિવૃત્તિ માની બેઠેલી, અને કર્મસિદ્ધાંતમાંથી પુરુષાર્થને બદલે અકર્મણ્યતા અને નિર્વીર્ય પ્રારબ્ધપરાયણતા તથા અલ્પસંતુષ્ટતામાં ખૂંચી ગયેલી પ્રજાનાં બધિયાર જીવનજળ ફરી વહેતાં થયાં. તે પોતાના ભૌતિક જીવનને બહેતર બનાવવાની

અભિલાષુ અને નવા પ્રકાશની જિજ્ઞાસુ બની. નવસ્ફૂર્તિના ઉદયે શાળાઓ, પુસ્તકાલયો, મંડળીઓ ને સભાઓ, છાપખાનાં, વર્તમાનપત્રો, માસિકો, વેપારઉદ્યોગ, એ બધાથી વાતાવરણ ધમધમવા લાગ્યું. કલકત્તા, મુંબઈ અને મદ્રાસનાં વિશ્વવિદ્યાલયો પણ ૧૮૫૭માં સ્થપાયાં અને એમ ગુજરાતમાં નવયુગનો આરંભ થયો. અર્વાચીન ગુજરાતી સાહિત્ય આ નવી હવામાં જન્મ્યું છે.

## અંગ્રેજી કેળવણી

આ નવયુગીન સ્ફૂર્તિનાં વાહકો સાહિત્યને વેગ આપનાર પણ બન્યાં. મિશનરીઓની અને પછી સ્થપાયેલી સરકારી નિશાળોએ વ્યવસ્થિત શિક્ષણ આપી પ્રજાના ભૌતિક જ્ઞાનની સીમા વિસ્તારી. પાઠ્યપુસ્તકો દ્વારા ગદ્યના પ્રારંભિક ખેડાણમાં એનો ફાળો મળ્યો. નવી કેળવણી લેતા જુવાનિયાની મંડળીઓ (દા. ત. મુંબઈની 'બુદ્ધિવર્ધક સભા') સ્થપાઈ. તેમાં પ્રસંગોપાત્ત વંચાતાં ભાષણો દ્વારા, જાહેરાતો કરી મંગાવાતા ઇનામી નિબંધો દ્વારા, ઊભી થયેલી રંગભૂમિએ પ્રેરવા માંડેલા નાટ્યલેખન દ્વારા તેમ જ મુદ્રણયંત્રે છાપાં ને સામયિકો દ્વારા અને ગ્રંથપ્રકાશનની કરી આપેલી સુવિધા દ્વારા ગુજરાતી ગદ્યના ખેડાણને ઘણો વેગ મળ્યો. પણ અર્વાચીન ગુજરાતી સાહિત્યને પોષણ ને વેગ આપનાર તથા તેના સ્વરૂપનિર્માણ પર પણ અસર કરનારી મોટી ઘટના હતી મુંબઈ વિશ્વવિદ્યાલયની સ્થાપના. અંગ્રેજી ભાષા અને સાહિત્યના અભ્યાસ સાથે આ દેશની પુરાણ ભાષાઓ સંસ્કૃત અને ફારસીનો પણ અભ્યાસ વિદ્યાપીઠપદ્ધતિએ આરંભાતાં એ ત્રણે ભાષાઓના સાહિત્યના ચિત્ત પર પડેલા સંસ્કાર દૃઢ બની એ શિક્ષણ પામનાર વર્ગને સ્વભાષામાં એના ભાષાંતર અને અનુકરણની પ્રેરણા આપે એ સ્વાભાવિક જ હતું. સંસ્કૃત કાવ્યનાટકાદિના ગુજરાતી અનુવાદ તો એક એક કૃતિના એકથી વધુ સાહિત્યકારોને હાથે આજ સુધીમાં થયા છે. હાફીઝની ગઝલો ગુજરાતીમાં ઉતારવાનો બાલાશંકરે પ્રયત્ન કરેલો છે, અને અંગ્રેજી અને તેની મારફત યુરોપીય સાહિત્યકૃતિઓનો તેમ જ હિંદી, બંગાળી, મરાઠી આદિ હિંદમાંની ગુજરાતીની ભગિની ભાષાઓમાંથી સારી કૃતિઓનો સ્વાદ ગુજરાતને સંખ્યાબંધ અનુવાદકોએ અત્યાર સુધી ચખાડયા કર્યો છે.

અર્વાચીન ગુજરાતી સાહિત્યના સ્વતંત્ર સર્જન પર સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી સાહિત્યની અસર ઓછી નથી થઈ. મધ્યકાલીન ગુજરાતી કવિઓને મુકાબલે દલપતરામ અને નર્મદાશંકરે, અને એ બંનેને મુકાબલે નરસિંહરાવ, બાલાશંકર, મણિલાલ, 'કાન્ત', ગોવર્ધનરામ, હરિલાલ, ભીમરાવ, બલવંતરાય, કલાપી આદિ તેમના અનુગામીઓએ તેમ જ તેમના આજના અનુગામીઓએ કવિતામાં સંસ્કૃત અક્ષરમેળ વૃત્તોનો મોટા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે તે સંસ્કૃત કાવ્યસાહિત્યના પરિચય અને પરિશીલનનું પરિણામ છે. દલપતરામ—નર્મદાશંકર પછીના કવિઓની કાવ્યભાષા (Diction) તેમ જ પંડિતયુગના ગદ્યલેખકોનું ગદ્ય સંસ્કૃતમયતા વધુ પ્રમાણમાં દેખાડે છે. નવા યુગમાં ઘણું ઘણું શીખી શીખવવા — અભિવ્યક્ત કરવાનું હતું. એ પરિસ્થિતિમાં શબ્દો ખૂટે ત્યારે તેમ જ અનેક અંગ્રેજી શબ્દોના પર્યાયો યોજતી વેળા સંસ્કૃતનું શરણ ગ્રહવાની વૃત્તિ ને પ્રવૃત્તિ થાય તે સ્વાભાવિક જ હતું. પ્રારંભકાળના ગુજરાતી નાટક પર સંસ્કૃત નાટકની પડેલી અસર નાંદી-સૂત્રધાર, ભરતવાક્ય, વિદૂષક, પ્રવેશક, આદિની યોજનાથી, સંવાદ અને વચમાં મુકાતી શ્લોકબદ્ધ કવિતાથી તેમ અંકોની સંખ્યાથી સ્પષ્ટ દેખી શકાય છે. મણિલાલ દ્વિવેદીનું 'કાન્તા', રમણભાઈ નીલકંઠકૃત 'રાઈનો પર્વત', ચંદ્રવદન ચી. મહેતાકૃત 'શરિયાર' તેના બંધારણ અને કેટલીક આંતર સામગ્રીમાં સંસ્કૃત નાટકને જ અનુસરે છે. પ્રેમાનંદને નામે ચડેલાં ત્રણ નાટકો પણ સંસ્કૃત નાટ્યશાસ્ત્ર અને નાટકોનો કોઈ અર્વાચીન અભ્યાસી લખે તેવી રચનાઓ છે. સંસ્કૃત મહાકાવ્યોના આદર્શને અનુસરીને 'પૃથ્વીરાજરાસા' અને 'ઇન્દ્રજિતવધ કાવ્ય' જેવી કૃતિઓ લખાઈ છે એ પણ જાણીતું છે. કાવ્યરૂપ, રસ, અલંકાર આદિના અભ્યાસે અર્વાચીન ગુજરાતની કાવ્યભાવના પરિશુદ્ધ કરી છે અને સાહિત્યવિવેચનને પણ સારી મદદ કરી છે. સંસ્કૃતના અભ્યાસે વેદ, ઉપનિષદો, વેદાંત, દર્શનો, પુરાણો, આદિનો સીધો અને ઊંડો અભ્યાસ વધારતાં અર્વાચીનોની સ્વધર્મસમજ ચોખ્ખી બની પ્રારંભકાળના ઉચ્છેદક રૂપના પશ્ચિમાનુસારી સુધારા પ્રત્યેના મુગ્ધદશાના ખેંચાણમાંથી પૂર્વાભિમુખતા, સ્વસંસ્કૃતિનિષ્ઠા અને પછી ક્રમશઃ સમન્વય અને સમન્વયદર્શન આવ્યાં. ગોવર્ધનરામ ત્રિપાઠી, મણિલાલ દ્વિવેદી અને આનંદશંકર ધ્રુવ જેવા વિદ્વાનોનું પ્રેરણામૃત એ છે.

ફારસી ભાષાનો પરિચય તો ગુજરાતને ૧૪મા શતકથી થવા માંડ્યો હતો અને રણછોડજી દીવાન જેવાએ તો એ ભાષામાં પુસ્તક પણ લખેલ છે. ફારસી સાહિત્યના વ્યવસ્થિત અભ્યાસની તક યુનિવર્સિટીએ વધારી આપી. ફારસી, તેમ ઉર્દૂ કવિતાના આ કારણે વધેલા પરિચયનું ફળ ગુજરાતી કવિતામાં ઇરશાદમિયાંજી અને ઇંદ્રેશકરીમીની કવિતા અને ગઝલોરૂપે મળ્યું છે. બાલાશંકર, મણિલાલ, દેરાસરી, 'કલાપી', 'સાગર' આદિની ગઝલો તો જાણીતી છે જ, પણ ગોવર્ધનરામ, 'કાન્ત', ન્હાનાલાલ, બોટાદકર જેવા કવિઓએ પણ એવી ફારસી છંદની કવિતા લખી છે. એટલું જ નહિ, ગાંધીયુગમાં છેલ્લા અઢી દાયકામાં પણ ગઝલલેખકોનો એક અલાયદો વર્ગ ઊભો થયો છે ને મુશાયરાઓ દ્વારા પ્રતિષ્ઠા પામ્યો છે.

## પશ્ચિમના સાહિત્યનો ફાળો

અર્વાચીન ગુજરાતી સાહિત્ય પર સંસ્કૃત અને ફારસી સાહિત્યની થઈ છે તેના કરતાં વિશેષ અસર અંગ્રેજી સાહિત્યની થઈ છે. અંગ્રેજી કવિતાના અભ્યાસે તેનો રસાસ્વાદ યુનિવર્સિટી શિક્ષણ લેનારી પેઢીને એવો કરાવ્યો કે તેના સંસ્કાર સાથે બહાર નીકળ્યા પછી એવી કવિતા ગુજરાતીમાં લખવાનો પ્રયાસ તેને હાથે થવા લાગ્યો. નરસિંહરાવનો પ્રથમ કાવ્ય સંગ્રહ 'કુસુમમાળા' એનું ફળ ગણાય. સૉનેટના કાવ્ય પ્રકારને ગુજરાતીમાં ઉતારવાનો ને તેને લોકપ્રિય બનાવવાનો બલવંતરાય ઠાકોરનો સફળ પ્રયાસ, અંગ્રેજી કવિતાના 'બ્લૅન્ક વર્સ'ને ગુજરાતી

પદ્યરચનામાં ઉતારવાના ઠાકોર, કેશવલાલ ધ્રુવ, ન્હાનાલાલ ને ખબરદાર જેવાના પ્રયાસ અને ખંડકાવ્યમાં અંગ્રેજી પ્રસંગકાવ્યોની તથા મહાકાવ્યના પ્રયાસોમાં પશ્ચિમના એપિક (Epic)ના સ્વરૂપની દેખાતી થોડી અસર અંગ્રેજી કવિતાના અભ્યાસથી પ્રેરાયેલ છે. પ્રણયની કવિતા, પ્રકૃતિની કવિતા, દેશાભિમાનની કવિતા અને આત્મલક્ષી કવિતા જે ગુજરાતી ભાષામાં છેલ્લા શતકમાં વિપુલ પ્રમાણમાં લખાઈ છે તે પ્રભુ સિવાય પ્રણય, પ્રકૃતિ અને માનવીના અનેક ઐહિક ભાવાનુભવો અને એવા જ ગૌરવવાળા કવનવિષયો છે એ અંગ્રેજી કવિતાએ શીખવ્યું તેની અસર કહેવાય. અર્વાચીન ગુજરાતી ગદ્ય પર અંગ્રેજી ગદ્યની અસર ઓછી નથી. ગદ્ય ને સાહિત્ય પ્રતિષ્ઠામળી અને એ બહોળા પ્રમાણમાં ખેડાવા માંડયું ને ખીલ્યું તે છેલ્લા શતકમાં જ. નાટક, વાર્તા, નવલકથા, નિબંધ, નિબંધિકા, ચરિત્ર, આદિ ગદ્ય સાહિત્યપ્રકારો પણ અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં અંગ્રેજી સાહિત્યની અસરથી આયાત થયા છે. એ બધા સાહિત્ય પ્રકારોના ગુજરાતી નમૂના કલાવિધાનમાં પશ્ચિમના તે તે સાહિત્ય પ્રકારોનાં સ્વરૂપ અને કલાવિધાનને અનુસરે છે એ હકીકત જ એ સિદ્ધ કરી આપે છે. ગુજરાતી નાટક પર તેના પ્રારંભકાળમાં થોડીક તળપદા નાટયપ્રકાર ભવાઈની અને તેથી વિશેષ સંસ્કૃત નાટકની અસર હતી, પણ તેના ત્યાર પછીના આજ સુધીના એકાંકી નાટક સુધીના વિકાસમાં અંગ્રેજી અને પશ્ચિમનાં નાટકની અસર વિશેષ થઈ છે. સાહિત્ય વિવેચન જે ગુજરાતી સાહિત્યમાં અર્વાચીન યુગમાં જ શરૂ થયું છે તેમાં પણ સંસ્કૃત ટીકાકારોની વિવેચન પદ્ધતિની નહિ પણ પાશ્ચાત્ય સાહિત્યશાસ્ત્ર અને વિવેચન સિદ્ધાન્તોની અસર વિશેષ ઝિલાઈ છે. વાર્તા, નાટક, નવલકથા વગેરેનું કલાસ્વરૂપ જ પશ્ચિમનું, એટલે એનું વિવેચન પણ પાશ્ચાત્ય ધોરણે થાય એ સ્વાભાવિક હતું. અર્વાચીન ગુજરાતની કાવ્યભાવના, સાહિત્યદૃષ્ટિ તથા રસરુચિ ઘડવામાં પાશ્ચાત્ય સાહિત્યમીમાંસાનો ફાળો ઓછો ન ગણાય.

### નવતર પ્રયોગો

વિશ્વ વિદ્યાલયના શિક્ષણને પ્રતાપે સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી સાહિત્યની આવી અસર અર્વાચીન ગુજરાતી સાહિત્ય પર થઈ છે એ ખરું, પણ પુરોગામી સાહિત્યની પ્રણાલિકાથી એનો સાવ વિચ્છેદ થયો નથી. જૂનાં પદોનો પ્રવાહ દલપતરામની ગરબીઓ ને ધોળમાં, નર્મદનાં પદોમાં, ત્રિભુવન (મસ્ત કવિ)થી માંડી આજના કવિઓ સુધીના કવિઓનાં ભજનોમાં, ન્હાનાલાલ—બોટાદકરના રાસ ને ગીતોમાં, તથા લોકગીતોના ઢાળોના મેઘાણીએ કરેલા અનુસરણમાં, નવી રીતે પણ સતતવાહી રહ્યો છે. જૂની આખ્યાન પદ્ધતિનો પ્રયોગ દલપતરામને હાથે 'વેનચરિત્ર'માં તથા નરસિંહરાવને હાથે 'બુદ્ધ ચરિત'માં થયો છે. ન્હાનાલાલ કવિનો કાવ્યગ્રંથ 'હરિસંહિતા' સંસ્કૃત પુરાણ તથા મધ્યકાલીન ગુજરાતી આખ્યાનની શૈલીને અનુસરે છે. વિષય પરત્વે જૂની ભક્તિ કવિતાના પ્રવાહને દલપત, નર્મદ, ભોળાનાથ, નરસિંહરાવ, રમણભાઈ, કાન્ત, ન્હાનાલાલ, ખબરદાર, સુંદરમ્, પૂજાલાલ આદિ કવિઓએ પોતાની કાવ્યભાવનાને વફાદાર રહી ચાલુ રાખ્યો છે અને મધ્યકાલીન ભક્તિ-વૈરાગ્ય વેદાંતની કવિતા જેવી જ કવિતાનો પ્રવાહ એ જ શૈલીની પદ્યરચનાવાળો છોટમ, ઋષિરાય, સમારથા, શંકર મહારાજ ને દુલા કાગ જેવા ઘણા ભજનિક કવિઓને હાથે હજી સુધી ચાલુ રહ્યો છે. શામળની વ્યવહારની નીતિબોધક કવિતા જેવી કવિતા દલપતરામે લખી છે અને મહીપતરામે લોકવાર્તાના પ્રકારને પોતાની કથાઓમાંથી આડવાર્તાઓમાં જાણે અર્વાચીન યુગમાં થોડો વખત ચાલુ રાખવા જેવું કર્યું છે. પ્રારંભકાળનાં ગુજરાતી નાટકોએ થોડીક તળપદા નાટયપ્રકાર ભવાઈની અસર દેખાડેલી.

### પાશ્ચાત્ય સાહિત્યના પગલે પગલે

સંસ્કૃત, ફારસી, અંગ્રેજી અને પ્રદેશની પુરોગામી સાહિત્યની સંમિશ્ર અસર આમ અર્વાચીન ગુજરાતી સાહિત્ય પર થઈ છે. આ ત્રિવેણીસંગમ અર્વાચીન યુગના આરંભમાં ગુજરાતના જીવનમાં શરૂ થયેલા સંસ્કારના ત્રિવેણીસંગમની સાહિત્યકીય પ્રતિકૃતિ હતી. અંગ્રેજો અને તેમના સાહિત્યના સંપર્કથી આપણને પશ્ચિમની સંસ્કૃતિનો પરિચય થયો અને એની થવી જોઈતી અસર થઈ. એ સંસ્કૃતિનો મુકાબલો કરવા આપણી પાસે જે સંસ્કૃતિ હતી તે હતી પ્રાચીન શુદ્ધ ભારતીય સંસ્કૃતિની ગયેલા સાપના લિસોટા જેવી ઝાંખી નક્લ અને કેટલીક બાબતમાં તો વિડંબક વિકૃતિ. સંસ્કૃત સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના તથા આપણા મૂળ ધર્મગ્રંથોના અભ્યાસને લીધે પ્રાચીન ભારતના એ મૂળ સંસ્કાર જ્ઞાત થવા માંડયા હતા. ઝડપથી ધસી આવતી પશ્ચિમની સંસ્કૃતિની સામે પ્રતિકારક બળ તરીકે અથવા તેના નીરોગી પૂરક તરીકે મૂકી શકાય એવું કંઈ આપણી પાસે હોય તો તે હતી આપણી પ્રાચીન ભારતીય સંસ્કૃતિ. પરિણામે, અર્વાચીન યુગમાં ગુજરાતમાં, જેમ આખા દેશમાં, પાશ્ચાત્ય, અર્વાચીન ભારતીય અને પ્રાચીન ભારતીય સંસ્કારોનું સંઘટ્ટનને સંમિલન થયું. સંક્રાન્તિકાળના દૃષ્ટિમંત દેશભક્ત સાહિત્યસ્વામી ગોવર્ધનરામે આ ત્રિવેણીસંગમને આરે પોતાની મહાન કથા 'સરસ્વતીચંદ્ર' (૧૮૮૭–૧૯૦૧)નો સ્નાનકુંડ બાંધ્યો છે.

અર્વાચીન ગુજરાતી સાહિત્ય પરની આ અસરો બધી એકસરખી ચાલી નથી. હિંદમાં સંસ્કૃત અને ફારસી અત્યારે જીવન્ત ભાષાઓ નથી રહી. એની સાહિત્યકમાણીનું લગભગ પૂર્ણવિરામ આવી ગયું હોઈ નવો વિકાસ એમના સાહિત્યમાં થયો નથી. મોટે ભાગે જૂના વારસા તરીકે એમાંથી પ્રેરણા મેળવવાની રહી છે. મધ્યકાલીન ગુજરાતી કવિતાનાં હતાં તે પ્રેરકબળો અને તેનાં કાવ્યરૂપો એ બંને વાનાં બદલાયાં એટલે અર્વાચીન કવિતાને જૂની કવિતા પણ વિશેષ મદદ કરી શકે એમ ન હતું. આથી અંગ્રેજી સાહિત્યની અસર સિવાયની અન્ય ત્રણ સાહિત્યિક અસરો તેમણે કર્યું એટલું કામ કરી ક્રમશઃ ઘટતી ચાલી. જ્યારે અંગ્રેજી સાહિત્ય તો નિત્ય-વિકસતું સ્ફૂર્તિશીલ સાહિત્ય હોવાથી તેની, તેમ તેના દ્વારા પશ્ચિમની અન્ય ભાષાઓનાં સાહિત્યનોય પરિચય ધીમે ધીમે વધતો જતાં તેમની અસર અર્વાચીન ગુજરાતી સાહિત્ય પર ઉત્તરોત્તર વધતી ચાલી છે. પંડિતયુગના અવસાન પછી તો આવી અસરે વિશેષ ભાગ ભજવ્યો છે અને પાશ્ચાત્ય સાહિત્યની પ્રગતિ સાથે ગુજરાતી સાહિત્યે પોતાનો તાલ મેળવ્યો છે.

## સાહિત્યનું પ્રેરકબળ : સમાજસુધારો

આવી અસરો બતાવતા છેલ્લા અગિયાર દાયકાના અર્વાચીન ગુજરાતી સાહિત્યના ત્રણ મોટા વિભાગ પાડી શકાય તેમ છે. પહેલો વિભાગ તેનાં પ્રેરકબળ અને પ્રધાન લક્ષણને ખ્યાલમાં રાખીને સંસાર સુધારા યુગ નામથી, અને એ કાળના અગ્રણી અને પ્રભાવક અસર કરનારા સાહિત્યકારના નામથી એને ઓળખાવવો હોય તો નર્મદ યુગ, અથવા વધુ સારું તો એ કે દલપત-નર્મદ યુગ એવાં નામથી ઓળખાવી શકાય. ઈ. સ. ૧૮૫૦થી નર્મદના અવસાન (૧૮૮૬) સુધીનો કાળ એની સમય મર્યાદા ગણાય. પ્રજાજીવનમાં આવેલી સ્ફૂર્તિ અને જાગૃતિની હવામાં એ કાળનું સાહિત્ય લખાયું છે. ભૌતિક જીવન સુખી અને સમૃદ્ધ બનાવવાની અભિલાષા આપવા માંડેલી નવી કેળવણીએ ઊભી કરતાં રૂઢિજડતા, વહેમગ્રસ્તતા, નિરક્ષરતા, બાળલગ્ન, જ્ઞાતિબંધનો, સ્ત્રીઓનું ફરજિયાત વૈધવ્ય, સમુદ્રગમનનો પ્રતિબંધ, અને એવી બાબતો પ્રગતિરોધક જણાઈ અને એ વિષયમાં સુધારા કરવાનો પ્રબળ સંકલ્પ વાતાવરણને ભરી દેવા લાગ્યો હતો. આ યુગનું સાહિત્યસર્જન આ સંકલ્પ કે યુગસંદેશનું જ વાહન મોટા પ્રમાણમાં બનેલ છે. નર્મદ તો જેમ જીવનમાં સુધારાનો સેનાની બન્યો તેમ સાહિત્યમાં સુધારાનો કવિ બન્યો. દલપતરામ એમની શાંત અને ઠાવકી રીતે પણ બન્યા તો લોકશિક્ષણ અને સુધારાના જ કવિ. સુધારાનું બાઈબલ કહેવાયેલ 'નર્મકવિતા', દલપતરામકૃત 'વેન ચરિત્ર', નવલરામકૃત 'બાળલગ્ન ગરબાવલિ', મહીપતરામકૃત વાર્તા 'સાસુ વહુની લડાઈ', રણછોડભાઈનાં 'જયકુમારી વિજય'ને 'લલિતા દુઃખદર્શક' જેવાં નાટકો, આ સર્વ તે કાળના સાહિત્યકારોએ સુધારાના યુગધર્મની જ સેવા કરી છે એ બતાવી આપે છે. સુધારો જ જાણે સાહિત્યનું પ્રેરકબળ બન્યો હતો. લોકશિક્ષણનું વાહન કે માધ્યમ બનેલું આવું સાહિત્ય ઉદ્દેશલક્ષી વિશેષ અને કલાત્મક ઓછું બને એની નવાઈ નથી. આ યુગના સાહિત્યકારોમાં દલપતરામ જેવા કેટલાક અંગ્રેજી શિક્ષણ વિનાના, અને નર્મદ, નવલરામ આદિ જેવા કેટલાકે એ શિક્ષણ લીધેલું તે વિશ્વ વિદ્યાલયની પદવી મેળવવા જેટલું નહિ. એટલે આ ગાળાના લેખકો જેટલો ઉત્સાહ બતાવે છે તેટલું ઊંડાણ નહિ. સાહિત્યના નાટક, નવલકથા, આદિ પ્રકારો પર કલાવિધાનની દૃષ્ટિએ તેમનો હાથ બરાબર બેઠો નથી. સાહિત્યવિકાસની દૃષ્ટિએ દલપતરામની સુબોધક છંદશુદ્ધ સભારંજની કવિતા, નર્મદે લખેલી પ્રકૃતિ, પ્રણય અને દેશાભિમાનની કવિતા, નર્મદ નવલરામ ને મનસુખરામના નિબંધ, નર્મદ, નવલરામ અને નંદશંકરનું ગદ્ય, રણછોડભાઈ અને નવલરામનાં નાટક, નંદશંકરની 'કરણ ઘેલો' એ ગુજરાતની પહેલી ઐતિહાસિક નવલકથા, અને નવલરામનું સાહિત્યવિવેચન, એટલાં વાનાં આ યુગના સાહિત્ય સર્જનમાં ખાસ નોંધપાત્ર ગણાય. એટલી કમાણી સંસાર સુધારાયુગની નાની સિદ્ધિ નથી.

## સીમાસ્તંભ કૃતિઓ

અર્વાચીન ગુજરાતી સાહિત્યનો આ પછીનો યુગ તે પંડિતયુગ, અથવા એ યુગમાં મહાન સાહિત્યપ્રતિભા દાખવનારનું નામ યુગને આપવું હોય તો, ગોવર્ધનયુગ. આ યુગના સાહિત્યકારોમાંના ઘણા (હરિલાલ ને, કેશવલાલ ધ્રુવ, કાન્ત, રમણભાઈ, નરસિંહરાવ, આનંદશંકર, બળવંતરાય, મણિલાલ, આદિ) મુંબઈ વિશ્વવિદ્યાલયના પદવીધરો હતા. વિશ્વવિદ્યાલયના શિક્ષણની અસર મૂર્તરૂપે સાહિત્યમાં દેખાવા માંડી તે આ યુગમાં. વિશ્વવિદ્યાલયના શિક્ષણની સમાપ્તિ પછી પણ નિષ્ઠાપૂર્વક વાચનમનન પરાયણ વિદ્યાવ્યાસંગ જીવનભર ચાલુ રાખી પોતપોતાની રીતે વાઙ્મયસેવા કરી જનાર સરસ્વતી ભક્તો આ યુગને ઘણા મળ્યા છે. આ યુગના ચિંતનમાં આથી પાંડિત્ય, પ્રૌઢતા, ઊંડાણ, સૂક્ષ્મતા અને અને વ્યાપકતા આગલા યુગ કરતાં વધારે આવ્યાં; તેની કાવ્યભાવના અને કલાદૃષ્ટિ વિશેષ ખીલતાં તેના સાહિત્ય સર્જનમાં વિશેષ કલાયુક્તતા રસલક્ષિતા અને સાહિત્યિક મૂલ્યવત્તા આવ્યાં; અને કવિતા તથા ગદ્યની અંદર પ્રયોજાતી ભાષા વધારે શિષ્ટ, પ્રૌઢ, રસાન્વિત, ચોટદાર અને અર્થવાહી બની. ૧૮૮૬માં થયેલા નર્મદના અવસાન પછી ચાર જ વર્ષમાં 'કુસુમમાળા' એ નરસિંહરાવનો કાવ્યસંગ્રહ, 'સરસ્વતીચંદ્ર' એ ગોવર્ધનરામની નવલકથાનો પહેલો ભાગ 'કાન્ત'નાં ત્રણ પ્રસિદ્ધ ખંડકાવ્યો, ગોવર્ધનરામકૃત 'સ્નેહમુદ્રા', અને કેશવલાલ ધ્રુવનો 'મુદ્રારાક્ષસ'નો અનુવાદ 'મેળની મુદ્રિકા' બહાર પડ્યાં, એટલે નર્મદના અવસાન પછી પંડિતયુગના પ્રારંભની સમયમર્યાદા આંકી છે. બાકી આમાંના ઘણાનું લેખનકાર્ય ઈ. સ. ૧૮૮૦ની આસપાસથી શરૂ થઈ ગયું હતું. ગયા શતકના અંગ્રેજી રોમાન્ટિક કવિઓની અસર તળે લખાયેલી નરસિંહરાવ, 'કાન્ત', બલવંતરાય, 'કલાપી'ને ન્હાનાલાલ જેવાની કવિતા; મણિલાલ દ્વિવેદી અને કેશવલાલ ધ્રુવના સંસ્કૃત નાટકોના અનુવાદ; બાલાશંકર, મણિલાલ ને કલાપીની ગઝલો; સંક્રાન્તિકાળના પ્રશ્નો વિશાળ ફલકની કથામાં વાસ્તવ તેમ ભાવનાની ભૂમિકા પર રજૂ કરી પોતાની વિદ્વત્તા, દેશવત્સલતા, વિચારકતા અને સર્જકતાનું માનજનક દર્શન તેમાં કરાવનાર ગોવર્ધનરામ ત્રિપાઠીની ચાર ભાગમાં પથરાયેલી મહાકાય નવલકથા 'સરસ્વતીચંદ્ર'; 'કાન્ત'ની ટૂંકી વાર્તાની અને નાટકની કલા કવિતામાં દાખવતાં 'વસંતવિજય' આદિ ત્રણ અપૂર્વ ખંડકાવ્યો; સંસ્કૃત તેટલી જ શેક્સપીયરી નાટકની કલા દેખાડતાં મણિલાલ કૃત 'કાન્તા' અને રમણભાઈ કૃત 'રાઈનો પર્વત' એ નાટકો; મણિલાલના નિબંધ; મણિલાલ, રમણભાઈ, આનંદશંકર, ને નરસિંહરાવનું સાહિત્ય વિવેચન; મણિલાલ, રમણભાઈ ને આનંદશંકરનું ધર્મચિંતન; ભીમરાવ, દોલતરામ અને 'કલાપી'ના મહાકાવ્યના પ્રયાસો; ગોવર્ધનરામ, કેશવલાલ ધ્રુવ, મણિલાલ, રમણભાઈ, આનંદશંકર, આદિનું દરેકની વ્યક્તિગત વિશિષ્ટતાઓ અંકિત ગદ્ય; હાસ્યરસની ગુજરાતની એક યાદગાર કૃતિ 'ભદ્રંભદ્ર'; કેશવલાલ અને નરસિંહરાવનું ભાષાશાસ્ત્રવિષયક કાર્ય; સાહિત્યકારો અને ચિંતકો માટે એક ભવ્ય આદર્શ રજૂ કરતો ગોવર્ધનરામનો ચિંતનગ્રંથ 'સાક્ષરજીવન': આ સર્વ ગુજરાતી સાહિત્યના આ યુગને ઉજ્જ્વળ બનાવે છે. આ પંડિત યુગે ગઈ સદીના અંત સાથે પોતાની લીલા સંકેલી લીધી ન હતી. એણે એક સૈકામાંથી બીજામાં પદાર્પણ કર્યું એટલું જ. પંડિતયુગના નરસિંહરાવ દિવેટિયા, કેશવલાલ ધ્રુવ, બલવંતરાય ઠાકોર, રમણભાઈ નીલકંઠ,

આનંદશંકર ધ્રુવ, ન્હાનાલાલ, જેવા મહારથીઓ ત્યાર પછીના ગાંધી-યુગમાંય પોતાની રીતે પોતાનું કાર્ય કરતા રહ્યા હતા.

## ગાંધીયુગ

અર્વાચીન ગુજરાતી સાહિત્યનો એ ત્રીજો યુગ તે ગાંધીયુગ. એની શરૂઆત સાહિત્યક્ષેત્રે ૧૯૨૦ પછી થઈ ગણાય. ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી ભારતમાં ૧૯૧૫માં આવ્યા તે પછી થોડો વખત એ ચૂપ રહ્યા અને ૧૯૧૯થી 'નવજીવન' અને 'યંગ ઇંડિયા' શરૂ કરી તેમાં લખવા લાગ્યા. એમની પાસે જે સંદેશો હતો તે આખા દેશની જનતા સમજી શકે એવી ભાષામાં એમણે આપવો શરૂ કર્યો. ભાષા એમને મન વિચાર રજૂ કરવાનું એક સાધન જ હતું. એમણે આમ કરતાં પોતાની જે સાદી, સીધી, અનાડંબરી, સાત્ત્વિક અને છતાં ચોટદાર ગદ્યશૈલી જે ઊભી કરી અને 'કોશિયો સમજે તેને હું તો કવિતા કહું' એમ કહી જે પોતાની સાહિત્ય ભાવના રજૂ કરી, તેની અસરે સાહિત્યમાં ભાષાની સાદાઈ અને સાહિત્યની જીવનલક્ષિતા આવ્યાં, અને ભારેખમ સંસ્કૃત પ્રચુર પંડિતશૈલીની પ્રતિષ્ઠા ઘટી. ગાંધીજીની ગુજરાતી સાહિત્યની સીધી સેવા એમની ગદ્યશૈલી ઉપરાંત 'સત્યના પ્રયોગો' નામક એમની આત્મકથા છે. જોડણી એકધારી કરાવવાનું પણ શ્રેય એમને જ જાય. સાબરમતી આશ્રમના કાકા કાલેલકર, મહાદેવભાઈ દેસાઈ, કિશોરલાલ મશરૂવાળા આદિ જેવા એમના અંતેવાસીઓ તથા એમણે સ્થાપેલી ગૂજરાત વિદ્યાપીઠના રામનારાયણ પાઠક, રસિકલાલ પરીખ, પંડિત સુખલાલજી જેવા અધ્યાપકો અને 'સુંદરમ્', 'સ્નેહરશ્મિ', આદિ ત્યાંના સ્નાતકોની સેવા ગુજરાતી વાઙ્મયને મળી એ એમની પરોક્ષ સાહિત્યસેવા છે.

## ગાંધીસાહિત્યનો આદર્શ

ગાંધીજી પોતે અને તેમના સેનાનીપદ નીચે લડાયેલ સ્વાતંત્ર્ય સંગ્રામ કવિજનોને માટે મોટા કવનવિષય બન્યા છે. મુક્તિસંગ્રામમાંથી સ્ફુરતી યુયુત્સાની, સ્વાતંત્ર્યની, અહિંસાની, બલિદાનની ભાવના ગાંધીયુગના અનેક કવિઓએ ઉત્સાહથી ગાઈ છે. ગાંધીજીની જુદી જુદી સત્યાગ્રહ લડતોના ઇતિહાસ અન્ય દેશોના આઝાદી જંગના ઇતિહાસ અને જેલજીવનનું સાહિત્ય પણ ગાંધીજીના કાર્યને આભારી છે. દરિદ્રનારાયણની ને ગામડાંની સેવા પર ગાંધીજીએ ભાર મૂક્યો એટલે સાહિત્યકારોની સહાનુભૂતિનો પ્રદેશ વિશાળ બન્યો અને ગામડાનું તથા નીચલા બિન-ઉજળિયાતનો પ્રદેશ વિશાળ બન્યો અને ગામડાંનું તથા નીચલા બિન-ઉજળિયાત થરનાં માનવીઓનું સાહિત્યકારો વડે ત્યાર સુધી ઉપેક્ષિત રહેલું જીવન સાહિત્યનો વિષય બન્યું. સાહિત્યમાં જીવનવિગ્રહ અને વાસ્તવ જીવનના પ્રશ્નો નિરૂપાવા લાગ્યા અને વિષયનો વિસ્તાર ને નવીનતા આવતાં સાહિત્ય પ્રાણવાન બન્યું. ગાંધીજીની ગ્રામોદ્ધાર અને અસ્પૃશ્યતા નિવારણની પ્રવૃત્તિએ ઘણી ગ્રામ કથાઓ તથા અસ્પૃશ્યતા નિવારણને મદદ કરે એવી કથાઓ ને નાટકો સર્જાવ્યાં છે. ખેડૂત તથા મજૂરોનાં દુઃખસુખ તથા વેશ્યાજીવન પણ બાકી રહ્યાં નહિ. ગાંધીજીએ શીખવેલા માનવધર્મની અંદર સમાજવાદી વિચારસરણી પણ ભળી, જેણે કવિતા તથા વાર્તાસાહિત્યમાં દલિતોનાં જીવનને તથા ક્રાન્તિ ઝંખનાને વિષય બનાવ્યા. સાહિત્ય વાસ્તવલક્ષી બનવાનું એ પરિણામ હતું. ગાંધીજીએ જગાડેલી નવચેતનાને લીધે, તેમણે શિખવાડેલા જનતા પ્રેમને લીધે તેમ જ સ્વદેશી-ભાવનાને લીધે લોકસાહિત્યના સંશોધન-સંપાદનની પ્રવૃત્તિને ઘણો વેગ મળ્યો, જેમાં એ કામ માટેની દૃષ્ટિ શક્તિ તથા ખરા રસવાળા મેઘાણીએ પોતાનાં કંઠ, કલમ તથા તેના રસદર્શી વિવેચનથી સોરઠી લોકસાહિત્યને લોકપ્રિયતા ને પ્રતિષ્ઠા અપાવી તે ખાસ નોંધપાત્ર છે. રાષ્ટ્રીય તથા સાચી દિશાની કેળવણી અંગેની કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા આદિની તેમ જ દક્ષિણામૂર્તિ ભવનના કેળવણીકારોની વિચારણા તથા ગિજુભાઈ અને જુગતરામ જેવાનું બાળસાહિત્ય તથા બાળશિક્ષણને લગતી વિચારણા પણ ગાંધીજીએ ઊભી કરેલી હવાને આભારી છે.

## આરંભનું સાહિત્યસર્જન

પશ્ચિમના સાહિત્ય પર ઔદ્યોગિક ક્રાન્તિનાં પરિણામોએ, મનોવિજ્ઞાનની નવી શોધોએ તથા સમાજવાદે અસર કરી તેને જે સ્વરૂપ આપવા માંડ્યું હતું તેનો પ્રભાવ પણ ગાંધીયુગના અર્વાચીન સાહિત્ય પર પડ્યો છે તો આ યુગના સાહિત્યમાં લેખકોની કલાદૃષ્ટિ તેમ જ પ્રયોગશીલતા નર્મદયુગ તેમ પંડિતયુગના લેખકો કરતાં વધારે સતેજ રહ્યાં છે. નંદશંકરે 'કરણ ઘેલો'માં, મહીપતરામે 'વનરાજ ચાવડો' જેવી એમની ત્રણ કથાઓમાં અને ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'માં કેટલી બધી ઇતર સામગ્રી પણ ભરી છે! નવલકથા, વાર્તા ને નાટકમાં મૂળ વસ્તુને અનુપકારક એવું કશું ન આવવા દઈ મૂળ વસ્તુનું જ સુરેખ કલાવિધાન લક્ષ્યૈકાગ્ર દૃષ્ટિથી કરી કૃતિને સુશ્લિષ્ટ કલાકૃતિ બનાવવાના વલણનું પ્રથમ દર્શન પંડિતયુગ અને ગાંધીયુગ વચ્ચેના સાંધણરૂપ અને ગાંધીયુગમાં આજ સુધી લખતા રહેલા શ્રી કનૈયાલાલ મુનશીએ એમની પહેલી બે યશોદાયી નવલકથાઓ 'વેરની વસૂલાત' અને 'પાટણની પ્રભુતા'માં કરાવ્યું. એ વલણની સાથે કલા ખાતર કલાનું વલણ પણ અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં આવ્યું, જેનો ક્યારેક ક્યારેક પ્રતિકાર પણ ગાંધીયુગમાં થયો છે.

આ યુગમાં પંડિતયુગના બે મોટા કવિઓ ન્હાનાલાલ અને ઠાકોરની કાવ્યસેવા ચાલુ હતી. ન્હાનાલાલે પોતાનાં ઘણાં નાટકો, 'કુરુક્ષેત્ર' મહાકાવ્ય અને તે અધૂરું મૂકી ગયા એ 'હરિસંહિતા' પુરાણકાવ્ય આ સમયાવધિમાં લખ્યાં છે. એમની અસર પછીની પેઢીના કેટલાક કવિઓ પર તેમના પ્રારંભકાળમાં વત્તીઓછી પડી છે, ને રાસ ને ગીતો લખનારાં પર વિશેષ થઈ છે. પણ સાહિત્યિક દૃષ્ટિએ નોંધપાત્ર અસર ગાંધીયુગના કવિઓ પર બલવંતરાય ઠાકોરની પડી છે. ગેયતાને બદલે કવિતાની અગેયતા ને પાઠ્યતા પર, સળંગ અગેય પ્રવાહી પદ્યરચના પર, એને માટે અર્થાનુસારી યતિવાળા પૃથ્વી છંદ પર, કવિતાની ધરાસ્પર્શિતા પર અને કવિતામાં વિચાર પ્રાધાન્ય ને અર્થઘનતા પર ઠાકોરે જે ભાર મૂક્યો તેની અસર ગાંધીયુગના કવિઓ પર સારી

થઈ છે. પણ 'સુંદરમ્', ઉમાશંકર ને અન્ય આ યુગના કવિઓએ એ અસર તળે થોડાક આવ્યા હોવા ઉપરાંત પોતાની પ્રતિભાને વફાદાર રહી સ્વતંત્ર સર્જન વિપુલ પ્રમાણમાં કર્યું છે. આ યુગની ગુજરાતી કવિતા સંવેદના અને અભિવ્યક્તિનો વિસ્તાર વધારતી જઈ એવી પ્રગતિશીલ ને પ્રયોગશીલ રહી છે કે એને માટે ગુજરાતી સાહિત્યરસિકો મગરૂર થઈ શકે. પણ ગાંધીયુગે કવિતામાં જ નહિ, ગદ્યના વાર્તા, નવલકથા, નાટક, નિબંધિકા, ચરિત્ર, આત્મચરિત્ર, પ્રવાસવર્ણન, વિવેચન, હાસ્ય-સાહિત્ય, ભાષાશાસ્ત્ર, ઇતિહાસ-પુરાતત્ત્વ, પ્રાચીન મધ્યકાલીન કૃતિઓનું સંપાદન—એમ સર્જક પ્રતિભા અને શ્રમસાધ્ય વિદ્વત્તા માગી લેતા સર્વ વાઙ્મય પ્રકારોમાં પણ એવી સત્ત્વસમૃદ્ધિ બતાવી કે કૃતિઓ ને કર્તાઓની ચૂંટેલી યાદી પણ મોટી થવા જાય, જે પ્રયત્ન આવા લેખને પોસાય નહિ.

### વર્તમાનયુગની સાહિત્ય પર અસર

ગત વિશ્વયુદ્ધ અને રેશનિંગ, મોંઘવારી, કાળાં બજાર ઇ. તેનાં પરિણામો, ૧૯૪૨ની મરણિયા સ્વાતંત્ર્ય લડત, સરકારી દમન, ભારત બહાર આઝાદ હિંદ ફોજનાં પરાક્રમ, ૧૯૪૭ની સ્વાતંત્ર્ય પ્રાપ્તિ, દેશના ભાગલા ને તેનાં દુષ્પરિણામરૂપ હિંસા-દ્વેષ-લૂંટ-બળાત્કાર-ધર્માન્તર ઇ૦ બળોએ વર્તાવેલો કેર, સામુદાયિક હિજરત, ગાંધીજીની મનોવેદના, અંતિમ તપસ્યા ને અણધારી હત્યા, પંચવર્ષી યોજનાઓ, વિનોબાની ભૂદાનપ્રવૃત્તિ, લ્યુનિકસ્પુટનિકની અવકાશયાત્રા—આ સર્વ રોમાંચક ઘટનાઓ વચ્ચે જીવતા સાહિત્યકારો એના આઘાત-પ્રત્યાઘાતોથી મુક્ત રહી શકે એ શક્ય નથી. ગાંધીયુગના ગુજરાતી નવલકથા, વાર્તા, નાટક ને કવિતાએ ઓછાવધતા પ્રમાણમાં પોતાની રીતે આ ઘટનાઓ ને તેની હવાનું પ્રતિબિંબ પાડ્યું છે.

ગુજરાતી નવલકથા, વાર્તા ને નાટકમાં જીવ ને નવું લોહી લાવે એવું જે આ યુગમાં બન્યું છે તે છે 'સાપના ભારા'ને 'આગગાડી'એ પહેલાં દેખાડ્યું ને પછી વિશેષ અનુસર્યું તે બોલી (Dialect) નો વાર્તા-નાટકાદિમાં ઉપયોગ. બોલી સાહિત્યકૃતિઓમાં રજૂ થાય તે તેનાં બોલનારાંઓ અને તેમના ભૌગોલિક પ્રદેશ, વ્યક્તિગત ને સામાજિક જીવનવ્યવહાર, તેમ જ તેમનાં સ્વભાવ, સંસ્કાર, રહેણીકરણી ઇ૦ના નિરૂપણને પણ સાથે જ લેતી આવે ને? સર્જાતા સાહિત્યની આવી ખરી વાસ્તવદર્શિતા અને જીવનલક્ષિતાને જ જાણે મદદ કરવા આવતા હોય તેમ પન્નાલાલ પટેલ, ચૂનીલાલ મડિયા, ઈશ્વર પેટલીકર, પુષ્કર ચંદરવાકર જેવા ગામડાંમાં ઊછરેલા નવલોહિયા લેખકો ગુજરાતને આ કાળમાં મળ્યા છે. 'મળેલા જીવ', 'ઘૂઘવતાં પૂર', 'જનમટીપ'ને 'માનવીની ભવાઈ' જેવાં પુસ્તકોએ સાહિત્યરસિકો પર જે આકર્ષણ કર્યું તે આને લીધે.

### સાહિત્યમાં વિવિધતા અને વિપુલતા

ગાંધીયુગમાં ગુજરાતી સાહિત્યને બરકત ઘણી દેખાડી છે. પંડિતયુગમાં શરૂ થયેલ ન્હાનાલાલની ઊર્મિકવિતાએ મહાકાવ્ય અને પુરાણકાવ્યનાં ચઢાણ ચઢવા આ યુગમાં પ્રયત્ન કર્યો, અને પંડિતયુગના બલવંતરાય ઠાકોરનું કાવ્યસર્જન આ યુગમાં વર્ધિષ્ણુ અને જયિષ્ણુ બની નવી પેઢીનું પ્રેરણાદાતા બન્યું. સુંદરમ્, ઉમાશંકર, અને તેમના સંખ્યાબંધ સમકાલીન અને અનુગામી કવિઓએ ન્હાનાલાલ, 'કાન્ત', ઠાકોર અને ટાગોરની તેમ જ સમકાલીન પાશ્ચાત્ય કવિતાની અસર ઝીલવા ઉપરાંત સતત પ્રયોગશીલ રહી કવિકુળને વરેલી સનાતન સૌંદર્યઝંખનાને અને સંવાદ સાધનાને વફાદાર રહ્યા રહ્યા સામાજિક સભાનતા અને માનવધર્મી સંવેદનશીલતા પણ દાખવી જે કવિતા સરજી છે તે ગુજરાતી કવિતાને ભારતની જુદી જુદી ભાષાઓની કવિતા વચ્ચે ખૂબ ઊજળે મોંએ ઊભી રાખે એવી છે. નવલકથામાં નાટ્યાત્મક વાર્તાકલા અને તલસ્પર્શ રંજકતા સાથે જીવનનું પ્રતિબિમ્બન મુનશી, રમણલાલ, મેઘાણી, ચૂનીલાલ શાહ, અને બીજાઓની સામાજિક નવલકથાઓએ જે પ્રમાણમાં દેખાડ્યું છે તે, ઐતિહાસિક નવલકથાએ મુનશી, 'ધૂમકેતુ', ચૂનીલાલ શાહ, ગુણવંતરાય આચાર્ય, મેઘાણી ને 'દર્શક' જેવાની કૃતિઓમાં દેખાડેલ પાણી, તથા પન્નાલાલ પટેલ, ચૂનીલાલ મડિયા, ઈશ્વર પેટલીકર આદિ જેવા જનપદમાંથી આવતા નવલકથાકારોએ ગ્રામીણ લોકસમાજને તેમનાં ભૌગોલિક સામાજિક વ્યક્તિગત બાહ્ય વેષ્ટનો સાથે અને તેમનાં સુખદુઃખાદિ અને ભાવાનુભવોની સાચી છબી સાથે જે રીતે નવલકથાઓમાં ઉતારી ગુજરાતી નવલકથામાં નવું લોહી પૂર્યું છે તે, ગુજરાતી સાહિત્યની કમાણી, નવલકથાની બાબતમાં પણ ઘણી સારી છે એ બતાવે છે. વાર્તાનો ખરો વિકાસ તો ગાંધીયુગમાં જ થયો છે અને એમાં પણ ગુજરાતની કમાણી એવી જ ઊજળી છે. 'ધૂમકેતુ', 'દ્વિરેફ', ઉમાશંકર આદિથી માંડી આજના સુરેશ જોષી સુધીના કુશળ વાર્તાકારોએ ગુજરાતી વાર્તા મપાસાં અને ચેખોવની તથા આધુનિક પાશ્ચાત્ય વાર્તાકારોની વાર્તાકલાને અનુસરતી કેવી ખીલતી રહી છે તે બતાવી આપ્યું છે.

નાટકમાં સુધારાયુગે શરૂઆત કરી એટલું જ, સાહિત્યિક મૂલ્યવત્તા પંડિતયુગના મણિલાલ દ્વિવેદીનું 'કાન્તા' અને રમણભાઈ નીલકંઠનું 'રાઈનો પર્વત' એ બે નાટકોએ અને ન્હાનાલાલનાં ભાવ-પ્રધાન નાટકોએ જ બતાવી હતી. ૧૯૨૦ પછીના ચાર દાયકાએ ન્હાનાલાલનાં નાટકો ઉપરાંત મુનશી અને ચંદ્રવદન મહેતાનાં નાટકો તેમ જ બટુભાઈ ઉમરવાડિયા, ઉમાશંકર, જયંતી દલાલ, મડિયા, શિવકુમાર આદિનાં એકાંકીઓ દ્વારા ઠીક ઠીક છત બતાવી છે. એ પહેલાં વધી ગયેલું રંગભૂમિ અને સાહિત્યિક નાટકો વચ્ચેનું અંતર ઓછું કરવામાં આ નાટકોનો હિસ્સો ઓછો નથી. અવેતન રંગભૂમિ, રેડિયો તથા લોકશિક્ષણના મહત્ત્વના સાધન તરીકે તેમ જ કળા તરીકે સ્વરાજ સરકારે એને આપવા માંડેલું ઉત્તેજન ગુજરાતી નાટકના વિકાસને હજી વધુ મદદગાર થશે. એમ લાગે છે. ચરિત્રવાઙ્મયમાં દલપતરામના જમાનાનો ઇતિહાસ આપતા 'કવીશ્વર દલપતરામ'ના ભાગો; 'વીર નર્મદ', 'નરસૈયો ભક્ત હરિનો' અને 'શુક્રતારક' જેવી રસાત્મક સર્જકતાના અંશો દાખવતી ચરિત્રકૃતિઓ અને 'સ્મરણમુકુર' તથા 'રેખાચિત્રો' જેવા રેખાચિત્રસંગ્રહો; ચરિત્રનાયકની મહાનતાથી નહિ પણ તેની લખાવટથી તેમ જ સત્યનિષ્ઠાનાં તેમાં જળવાયેલાં અનુકરણીય ધોરણોથી

ગુજરાતી જ નહિ જગતની આત્મકથાઓમાં મહત્ત્વની ઠરતી 'સત્યના પ્રયોગો' એ ગાંધીજીની આત્મકથા; કાકા કાલેલકર, મુનશી; ધૂમકેતુ', ચંદ્રવદન મહેતા, રમણલાલ દેસાઈ, નાનાભાઈ ભટ, ઇંદુલાલ યાજ્ઞિક આદિની આત્મકથાઓ; 'નરસિંહરાવની રોજનીશી' તથા 'મહાદેવભાઈની ડાયરી' જેવી વાસરિકાઓ: આ સર્વ ગુજરાતી સાહિત્ય જીવનચરિત્રની બાબતમાં દૂબળું રહ્યું નથી એ બતાવી આપે છે. રસાત્મક પ્રવાસ-વર્ણનમાં કાકા કાલેલકરનાં હિમાલય, બ્રહ્મદેશ, પૂર્વ આફ્રિકા અને જાપાનના પ્રવાસનાં પુસ્તકો; રસાત્મક નિબંધોમાં કાકા કાલેલકરના તથા કિસનસિંહ ચાવડાના નિબંધો; ચિંતનાત્મક નિબંધોમાં કાલેલકર, ગાંધીજી, મશરૂવાળા આદિના નિબંધો ને લેખો; હળવા નિબંધોમાં રામનારાયણ 'પાઠક, જ્યોતીન્દ્ર દવે, વિજયરાય આદિના નિબંધોથી માંડી બકુલ જોશીપુરા સુધીના લેખકોના નિબંધો; આ સર્વ પણ નોંધપાત્ર ગણાય. સૌરાષ્ટ્રના લોકસાહિત્યનું સંખ્યાબંધ પુસ્તકો દ્વારા સ્વ. મેઘાણીએ કરેલ સંશોધન, સંપાદન અને રસપ્રકાશન તેમ જ ગિજુભાઈથી રમણલાલ સોની સુધીના અનેકોને હાથે ઢગલાબંધ લખાયેલ બાળસાહિત્ય ગાંધીયુગની જ નીપજ છે. રામનારાયણ પાઠક, વિજયરાય વૈદ્ય, વિશ્વનાથ ભટ્ટ, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને બીજાં કેટલાંક સારાં નામ સાહિત્યવિવેચનના ક્ષેત્રમાં આ યુગ ખાતે ગણાવી શકાય તેમ છે. ભારતીય તેમ જ પાશ્ચાત્ય સાહિત્ય મીમાંસાનો અભ્યાસ તથા વિનિયોગ એમનાં લખાણોમાં સ્પષ્ટ દેખી શકાય છે. જિનવિજયજી, પંડિત સુખલાલજી, દુર્ગાશંકર શાસ્ત્રી, રસિકલાલ પરીખ, રામલાલ મોદી, મધુસૂદન મોદી, કે. કા. શાસ્ત્રી, ભોગીલાલ સાંડેસરા, ઉમાશંકર જોષી આદિ તત્ત્વજ્ઞાન, ઇતિહાસ-પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, સંશોધન વગેરે જેવાં વિદ્વતા અને શ્રમ માગી લેતાં ક્ષેત્રોમાં તેજસ્વી કામ કરનાર વિદ્વાનો તેમ જ આગળ નિર્દેશ્યા તેવા વિવેચકો એ પણ સિદ્ધ કરે છે કે ગાંધીયુગમાં પંડિતયુગે પણ પોતાનું સાતત્ય દેખાડ્યું છે. ગુજરાતી ભાષાની જોડણી હવે લગભગ સુનિશ્ચિત ને એકધારી બની એ આ ગાળાની એક મોટી સિદ્ધિ ગણાવી જોઈએ.

ગુજરાતી સાહિત્યને છેલ્લાં સો વર્ષમાં આ કક્ષાએ પહોંચાડવામાં 'જેમનો પણ ફાળો ઓછો નથી એવાં સામયિકો 'જ્ઞાનસુધા' 'વસંત', 'સુંદરીસુબોધ', 'સાહિત્ય', 'વીસમી સદી', 'ગુજરાત', 'યુગ-ધર્મ', 'પ્રસ્થાન', 'કૌમુદી', 'કુમાર', 'બુદ્ધિપ્રકાશ', 'ઊર્મિ', 'સંસ્કૃતિ' અને તેમનાં લેખકમંડળોનેય અત્રે સંભારવાં જોઈએ. અઠવાડિકોમાં 'ગુજરાતી', 'નવજીવન', 'પ્રજાબંધુ', 'સૌરાષ્ટ્ર', ને 'ફૂલછાબ'ની સેવા પણ નોંધપાત્ર ગણાય. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યાસભા), ફોર્બ્સ ગુજરાતી સભા, ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાત સાહિત્ય સભા, સાહિત્ય સંસદ અને ગુજરાત વિદ્યાપીઠ જેવી સંસ્થાઓએ પોતાનો જે ફાળો ગુજરાતી રસાત્મક તેમ જ શાસ્ત્રીય વાઙ્મય ઉત્કર્ષમાં આપ્યો છે તે પણ ઉલ્લેખ માગી લે તેટલો છે.

ગાંધીયુગ ગાંધીજીના અવસાન પછી પણ ચાલુ છે એમ ભારતની તટસ્થતાની વિદેશનીતિ, પંચશીલનો એનો આગ્રહ, વિશ્વશાંતિ માટે પંડિત જવાહરલાલ પર મંડાતી દુનિયાની નજર, સર્વોદય અને ભૂદાન કાર્યકરોનો અને વિનોબાનો પુરુષાર્થ, એ બધાં વાનાં બતાવી આપે છે. આથી ગાંધીજીના અવસાન સાથે એમનો યુગ પૂરો થયો ગણવાની જરૂર નથી. તેમ છતાં સગવડની દૃષ્ટિએ છેક આધુનિક સમયને કશું બીજું નામ આપવાનું મન થાય તો તે સ્વરાજ્યયુગ એટલે સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછીનો યુગ કહેવાય. બાર તેર વર્ષના આ ગાળામાં ગુજરાતી સાહિત્યમાં નોંધપાત્ર ગણાય સમકાલીન કવિતા અને વાર્તામાં દેખાતી પશ્ચિમના તે તે સમકાલીન સાહિત્ય પ્રકારની અસર અને જૂની અભિરુચિને મૂંઝવે એવી પ્રયોગશીલતા. એના લખનારોમાંના કેટલાક તેજસ્વિતા અને આશાસ્પદતા દેખાડે છે. પણ એમની સિદ્ધિનું માપ કાઢવું અત્યારે વહેલું ગણાય. ગુજરાતના આધુનિક નવલોહિયા સાહિત્યસર્જકો પોતાની રીતે પ્રગતિશીલ છે એટલું જ અત્યારે તો કહીએ.

આઠસોથી વધુ વર્ષની ઉંમરના ગુજરાતી સાહિત્યનો આ સંક્ષિપ્ત પરિચય ભગીની ભાષાઓના વાચકોને તરત એ વાતની પ્રતીતિ કરાવશે કે, મધ્યકાલીન તેમ અર્વાચીન ગુજરાતી સાહિત્યની સામાજિક ભૂમિકા, તેનાં પ્રેરકબળો, તેનાં સાહિત્ય સ્વરૂપ ઇત્યાદિ તેમ જ તેના વિકાસનો ઇતિહાસ ભારતની બધી વર્તમાન ભાષાઓના સાહિત્ય જેવાં જ છે. કૃતિઓ અને કર્તાઓનાં નામો જ જુદાં, અને કોઈ અસર ક્યાંક મોડી થઈ જાય એટલું જ, બાકીની કથા બધી ભારતીય ભાષાઓના સાહિત્ય માટે મોટે ભાગે એક સરખી જ કહેવાની થાય એવું શાથી છે તે સમજવું અઘરું નથી.



# સાહિત્ય : સિંહાવલોકન

શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
(અધ્યાપક, એમ. ટી. બી. કૉલેજ સુરત)

મહાપુરુષોનાં નામથી ગુજરાતી સાહિત્યની બે પૂર્વ અને ઉત્તર સીમાઓ ગણવી હોય તો તે છે આચાર્ય હેમચંદ્ર (૧૦૮૯–૧૧૭૩) અને મહાત્મા ગાંધી (૧૮૬૯–૧૯૪૮). એ આઠસો વર્ષના સમયાવધિમાં ગુજરાતી ભાષા ઉદ્‌ભવી, વિકસી અને અર્વાચીન સ્વરૂપ પામી. ગુર્જર અપભ્રંશે સંસ્કૃતમાંથી વિશેષ પ્રમાણમાં શબ્દો લીધા. તેને ચાલુક્યોના સમયમાં પ્રતિષ્ઠા અને વિકાસ મળ્યાં. મુસ્લિમ સત્તા સ્થપાતાં ગુર્જર અપભ્રંશનો મુખ્ય પ્રવાહ ગુજરાતીરૂપે દેખાવા લાગ્યો; અને મારવાડી જુદી પડી ગઈ. ગુજરાતી ભાષાનું મધુર રૂપ બંધાયું; અને ગુજરાતી સાહિત્યે પણ વ્રજ ભાષાની સાંકળો તોડી આગવે પંથે પ્રમાણ આદર્યું. ઈ. સ. ૧૨૫૦થી ૧૬૫૦ સુધીમાં તો આ સંક્રમણ પૂર્ણ થાય છે. પ્રેમાનંદ (૧૬૩૬–૧૭૩૪)ના સમયથી ગુજરાતી ભાષાનું અર્વાચીન રૂપ બંધાઈ જાય છે. એના સાહિત્યની પણ વ્યક્તિતાવાળી કળા નરસિંહ અને ભાલણમાં શરૂ થઈ, અખો, પ્રેમાનંદ અને દયારામમાં પૂર્ણસ્વરૂપે ખીલે છે. ૧૮૪૦થી સાહિત્ય અને સંસ્કારની દૃષ્ટિએ ગુજરાતનો અર્વાચીન યુગ ગણીએ તો વિચાર, કલ્પના અને કલાસિદ્ધિના અનેક શિખરો દેખાય છે. નવી કવિતા અને નવું ગદ્ય, નવા છંદો અને પદ્યના નવા આકારો, ઊર્મિકાવ્ય, ખંડકાવ્ય, સૉનેટ, ચિંતનકાવ્ય, શોકકાવ્ય, ઓડ, ઉદ્‌બોધન કાવ્ય, નિબંધ, જીવનકથા, આત્મકથા, ડાયરી, પ્રવાસવર્ણન, વાર્તા, નવલકથા, નાટક વગેરે દેખાય છે; અને એમાં રસની હૃદયંગમતા તેમ જ ભાષાની વધતી જતી ખિલવટ અને શક્તિ ગુજરાતી સાહિત્યને ભારતીય સાહિત્યમાં ઊંચું સ્થાન અપાવે એવાં છે.

અર્વાચીનોમાંથી ગોવર્ધનરામ ને મણિલાલ, નાનાલાલ, ગાંધી ને મુનશીનાં જ માત્ર નામ લઈએ તોયે આપણા અર્વાચીન સાહિત્યના વૈવિધ્યની અને સિદ્ધિની કલ્પના થઈ શકશે.

### સમકાલીન સાહિત્યમાં સ્થાન

ભારતીય સાહિત્યોના પ્રવાહોને ઉચ્ચઅનુચ્ચ દૃષ્ટિએ જોવામાં સુભગતા નથી. કોઈ કોઈ ક્ષેત્રમાં ગુજરાતી સાહિત્ય બંગાળી અને મરાઠી સાહિત્યની પાછળ છે. સમયના વ્યાપમાં તો તમિળ સાહિત્યની પાછળ બધી જ ભારતીય ભાષાનાં સાહિત્ય છે. વળી એમાં વતનભક્તિનો અતિરેક દાખવવાની જરૂર નથી. બારમા તેરમા શતક પહેલાં ગુજરાતી કહી શકાય એવું ગુજરાતી સાહિત્ય નહોતું, પરંતુ એટલું તો દેખીતું છે કે ભારતીય સાહિત્યસંપત્તિઓમાં ગુજરાતી સાહિત્ય પણ સારી પ્રતિષ્ઠા અને ઊંડા અધ્યયનને યોગ્ય છે.

યુગોની સમયાવધિઓ આઘીપાછી કરવી પડે, નાની મોટી હોય, તથાપિ સર્વ ભારતીય સાહિત્યસંપત્તિઓમાં ભાતનાં, તરેહનાં, પ્રવાહનાં સમાન કે સંવાદી લક્ષણો જણાય છે. ભારતનો પ્રત્યેક ભાષકીય પ્રદેશ લગભગ સરખી રાજકીય દશાવીસીમાં થઈને પસાર થયો છે. પ્રત્યેક સાહિત્યમાં હિંદુ ધર્મના વ્યાપક અને બીજા ધર્મોના શોધક અને ચિકિત્સક સંસ્કાર પડયા છે. બધાએ સંસ્કૃત સાહિત્યમાંથી અને ભાષામાંથી યુગે યુગે પ્રેરણા લીધી છે. બધાના ઉપર મધ્યકાલીન સંતોની ભક્તિ અને પ્રપત્તિના માર્ગની સરખી છાપ પડી છે. બધા સાહિત્યપ્રવાહો ઉપર અંગ્રેજી કેળવણી, અંગ્રેજી સાહિત્ય, અંગ્રેજી વિચાર, અંગ્રેજી સંસ્થાઓ અને અંગ્રેજી રહેણીકરણીની અઢારમા-ઓગણીસમા સૈકાથી સમાન અને સુદૃઢ છાપ પડી છે. જાતીય પુનરુત્થાન, રાષ્ટ્રીય અસ્મિતા, રાજકીય સંક્ષોભ અને સ્વાતંત્ર્યની ભાવનાઓના પડઘા સકલ સાહિત્યમાં પડયા છે. એમ છતાં પ્રત્યેક પ્રદેશની ઇતિહાસસિદ્ધ સાંસ્કારિક વિશિષ્ટતા પ્રમાણે તેમ જ સાહિત્યકારના વ્યક્તિત્વ અનુસાર સાહિત્યસિદ્ધિઓમાં તફાવત જણાવાનો. દાખલા તરીકે, બૌદ્ધ અસર જેટલી બંગાળામાં દેખાય તેટલી મહારાષ્ટ્રમાં કે ગુજરાતમાં ન દેખાય; વૈષ્ણવ કે જૈન અસર જેટલી ગુજરાતમાં દેખાય તેટલી બીજે ન જણાય. મુસ્લિમ અસર ઉત્તરપ્રદેશ કે સિંધમાં વરતાય તેટલી તામિલ કે મરાઠી પ્રદેશમાં ન વરતાય. વળી વ્યક્તિત્વની દૃષ્ટિએ જોઈએ તોયે ગોવર્ધનરામ અને પ્રેમચંદ, નાનાલાલ અને ટાગોર, ટિળક અને ગાંધીજી જુદા જુદા તરી આવે છે. આ રીતે પણ સાહિત્યની વિશિષ્ટતાઓ ઉદ્‌ભવે છે. અને સર્વ કલાઓનું પ્રવર્તન વ્યક્તિ દ્વારા થતું હોવાથી એવી ભિન્નતાઓ પ્રગટે એ સ્વાભાવિક છે.

### પ્રાચીન ગુજરાતી સાહિત્ય

આચાર્ય હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણમાં અપભ્રંશનું વ્યાકરણ તેમણે ઉદાહરણો સહિત આપ્યું છે. એમાંના દુહામાં ગુજરાતીની આગાહી સ્પષ્ટ છે. સમકાલીન ભાષાનું પ્રતિબિંબ આ ભાષામાં પડતું હોવાને લીધે જ તેમણે એનું વિગતે વિવરણ કર્યું હશે. એક દુહો લઈએ :

"જીવિઉ કાસુ ન વલ્લહઉં
ધનુ પુણ કાસુ ન ઈટ્ઠુ
દોણ્ણિ વિ અવસરિ નિવડઆઈં
તિણસમ ગણઈ વિસિટ્ઠુ"

–જીવતર કોને વહાલું નથી? ધન કોને ઈષ્ટ નથી? પણ અવસર આવ્યે વિશિષ્ટ પુરુષો બંનેને તણખલા સમાન ગણે છે.

હેમચંદ્રથી આપણે ગુજરાતીમાં સંસ્કૃત–પ્રાકૃત વિદ્યાનો અને જૈન ધર્મનો પ્રભાવ જોઈએ છીએ, રામચંદ્ર, સોમેશ્વર, વસ્તુપાલ, તેજપાલ, જેવા સંસ્કૃતના પંડિતો જોઈએ છીએ. સંસ્કૃતમાં પ્રવેશ કરાવનાર વ્યાકરણકારો તથા મુગ્ધજનને ધર્મરહસ્ય સમજાવનાર બાલબોધના ગ્રંથો દેખાય છે. લોકની રસની તૃષા છિપાવનાર સાહિત્યસ્વરૂપો વિકસે છે. 'સ્થૂલિભદ્ર ફાગુ' (૧૩૩૪) અને 'વસંતવિલાસ' (આશરે ૧૩૫૦) જેવાં ફાગુ કાવ્યો, 'નેમિનાથ ચતુષ્પદિકા' (૧૨૬૯) જેવી બારમાસી, 'રેવંતગિરિરાસ' (૧૨૩૧) જેવા રાસ લખાય છે. રાસની સાથે ઐતિહાસિક પ્રબંધ પણ વિકાસ પામે છે, જેનું મનોરમ ઉદાહરણ પદ્મનાભનો 'કાન્હડદે પ્રબંધ' (૧૪૫૬) છે. આ ઐતિહાસિક કાવ્ય જૈન કૃતિ નથી, પણ સાહિત્યસ્વરૂપો અને સંસ્કારની જૈન અને અજૈનમાં એવી આપલે થઈ છે કે સર્વ સંસ્કારના સંઘાતને આપણે ગુજરાતી વિશિષ્ટતા કહી શકીએ. રાસની પ્રબંધ ઉપર, પ્રબંધની આખ્યાન ઉપર, જૈન ગીતની ભજન અને ગરબી ઉપર સ્વરૂપની દૃષ્ટિએ અસર પડી છે. પદ્મનાભનો 'કાન્હડદે પ્રબંધ' એ ભાષા-વિકાસની બંને દૃષ્ટિએ સીમાચિહ્ન છે. હવે વિશિષ્ટ રીતે હિંદુ (અજૈન) કહી શકાય એવો સંસ્કારપ્રભાવ શરૂ થાય છે. વલ્લભાચાર્ય પહેલાં પણ ભક્તિમાર્ગ રાજપૂતાના અને ગુજરાતમાં પ્રસર્યો હતો. મુસ્લિમ સત્તાથી થોડીક રાજકીય શાંતિ આવી પણ પ્રજાનું ગૌરવ હણાયું, અને આ ભક્તિ અને પ્રપત્તિનો માર્ગ તેણે લીધો. કવિઓ ભક્ત બન્યા અને તેમણે પ્રપત્તિ પ્રબોધી અથવા જગત જૂઠું છે એવો ઉપદેશ કર્યો. તથાપિ જીવનનો ઉલ્લાસ એમ હારી જાય એમ ન હતું. તેણે તો ભક્તિમાર્ગ દ્વારા પણ લાગણીઓને સંતોષી, પ્રગટ કરી, બહેકાવી કે સંસ્કારી. લોકના હૃદયરસને પારખનાર અને તેમની લાગણીઓને કલા દ્વારા તૃપ્ત કરનાર ભક્તકવિઓ અને આખ્યાન -કવિઓ મોટી સંખ્યામાં પાકયા. નરસિંહ (૧૪૧૪–૧૪૮૦), મીરાં, દયારામ (૧૭૭૭–૧૮૫૨), પ્રીતમદાસ, પ્રેમસખી વગેરેએ કૃષ્ણલીલા ગાઈ અને ગુજરાતી જીવનને સૌંદર્યની અદ્ભુત ભૂખરાળું, કૌતુકરાગી અને વાસ્તવિક જીવનમાં પણ સોહાગવંતું કર્યું. આમાં પણ નરસિંહ, મીરાં અને દયારામની કાવ્યસિદ્ધિ અપૂર્વ કહી શકાય. મીરાંની સુકુમારતા, દયારામનું લાવણ્ય અને નરસિંહનો ભાષાવૈભવ હવે ગુજરાતી ભાષાની ચિરંજીવ સંપત્તિ બન્યાં. એમની લાગણીની આર્દ્રતાએ અને કલ્પનાના તરંગે ભાષા તેમ જ જીવનમાં ઇન્દ્રધનુના રંગ પૂર્યા. એમનું કામ આખ્યાનકારો અને વાર્તાકારોએ પુષ્ટ કર્યું.

### આખ્યાન સાહિત્ય

ગુજરાતી આખ્યાન એ ભારતીય સાહિત્યનો અભિનવ અને મનોહર પ્રકાર છે. એ દ્વારા લોકને રામાયણ-મહાભારતની તેમ જ ભારતના અન્ય પ્રતિષ્ઠ ગ્રંથોની કેળવણી મળી. તેમનો બુદ્ધિ- વિકાસ તેમ જ હૃદયવિકાસ થયો. આખ્યાનની સંસ્થાએ ભારતીય સંસ્કૃતિની કેળવણીને સમગ્ર પ્રદેશમાં વ્યાપક બનાવી. ભાલણ આખ્યાન કાવ્યનો નિર્માતા હતો. તેનું 'કાદંબરી'નું અનુસર્જન ભારતીય સાહિત્યમાં અજોડ હશે. આખ્યાન સ્વરૂપને લોકપ્રિય કરનાર નાકર, વિષ્ણુદાસ ને વિશ્વનાથ પછી મહાન કવિ પ્રેમાનંદ (૧૬૩૬–૧૭૩૪) થયો. વાસ્તવિક ચિત્રણ અને સામાજિક જીવનના પ્રતિબિંબને આખ્યાન કવિતામાં સારો અવકાશ મળ્યો. આજે જે આનંદ વાર્તા અને નવલકથાથી મળે છે તે રસાનંદ આખ્યાન દ્વારા પ્રેમાનંદ આદિએ આપ્યો. અને એ સાહિત્યસ્વરૂપ વિનયનની કેળવણીનું વ્યાપક સાધન બન્યું. નરસિંહ અને દયારામે તેમ જ ભાલણ અને પ્રેમાનંદે ધાર્મિક સંસ્કારો જ પોષ્યા છે એમ નથી, ઈહજીવનને તેમણે જાણેઅજાણે રઢિયાળું બનાવ્યું છે. અંગ્રેજી કેળવણી શરૂ થઈ ત્યારે લોકને મુખે ભજનો, ગરબી, ગરબા, આખ્યાનો, છપ્પા, વાર્તા વગેરેના હજારો બોલ હતા. આખ્યાન જેવું જ પણ તેના કરતાં વિશેષ લૌકિક સાહિત્યસ્વરૂપ પદ્યવાર્તાનું હતું. તેનો પ્રવાહ પણ જૈન પ્રભાવના યુગથી વહેતો હતો. પદ્યવાર્તામાં ગુજરાતે સરળતામાં અજોડ એવા શામળ (૧૬૯૯–૧૭૬૯)ને ઉત્પન્ન કર્યો.

મધ્યકાલીન ગુજરાતી કવિઓએ કવિતામાં ચિંતન કર્યું છે; વાણીની કરડાકીથી પાખંડ અને દંભ ડામ્યાં છે; સત્યના પ્રકાશથી અસત્યનો પ્રતિકાર કર્યો છે; સમાજનાં દૂષણોને ઉઘાડાં પાડ્યાં છે; અને સાચી આત્મસિદ્ધિ અને બ્રહ્મોપાસના તરફ લોકને પ્રેર્યા છે. આવા કવિઓમાં અખો મુખ્ય છે. એને કાવ્યસૌંદર્યની બહુ પડી નથી, પણ એનું દર્શન એવું સચોટ, એનું જ્ઞાન એવું પાકું, એની બુદ્ધિ એવી સૂક્ષ્મ અને એની ભાષા એવી વેધક છે કે ગુજરાતી સાહિત્ય એના વિના પોચું જ રહી જાત.

નરસિંહ અને મીરાંનાં આરતભર્યાં અને માધુર્યભર્યાં ભજનો, ભાલણની 'કાદંબરી' અને વાત્સલ્યનાં પદ, અખાના છપ્પા ને 'અખેગીતા', પ્રેમાનંદનાં 'નળાખ્યાન', 'કુંવરબાઈનું મામેરું', 'સુદામા-ચરિત્ર', 'ઓખાહરણ', 'દશમસ્કંધ' વગેરે અમર વૃત્તાન્તકાવ્યો, સ્વામી નારાયણી કવિઓનાં શાન્ત રસનાં ભજનો અને દયારામની અટકે ઢળતી ગરબીઓ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની મોટી મિરાત છે.

આમ છતાં, એકંદરે સમગ્રપણે જોતાં ગુજરાતી મધ્યકાલીન સાહિત્યમાં બંધિયારપણું લાગે છે. કલાઘાટ હજી નાના છે, વિદ્યા-સંપત્તિમાં ઓછપ છે; ધાર્મિક પ્રણાલીઓના મહિમાનો દાબ છે; બુદ્ધિની પાંખ સ્વતંત્રપણે ઊડતી નથી; કલ્પનાવિલાસના પ્રદેશ મર્યાદિત છે; લોકરુચિ કંઈક પ્રાકૃત છે; પુરુષાર્થની વાટ અને અભિલાષાની હાળ ટૂંકી અને સાંકડી છે. અંગ્રેજી કેળવણી અને સંસ્કૃતિના સંપર્કને પ્રતાપે જીવનના બધા આગળા ઊઘડી જાય છે. પૂર્વપશ્ચિમના સંઘર્ષમાં આપણે કશું ખોતા નથી એમ નથી: થોડો વખત તો સ્વાભિમાન ને સદભિમાન પણ ખોઈએ છીએ, પણ નવું ઘણું પામીએ છીએ, જેમાં બુદ્ધિ અને કલ્પનાનું સ્વાતંત્ર્ય મુખ્ય છે. એ દ્વારા અસ્મિતા પાછી આવે છે અને રાજકીય સ્વાતંત્ર્યની અભિલાષા પણ પ્રગટે છે. પશ્ચિમથી સ્વતંત્ર થવાનું બળ પણ પશ્ચિમમાંથી જ આવે છે!

## અંગ્રેજી કેળવણીના પ્રતાપે

ઇંગ્લંડના અભ્યુદયના પ્રતાપમાં અને અંગ્રેજી કેળવણીના પ્રકાશમાં ગુજરાતે ૧૮૪૦ પછી પોતાની સામાજિક અને ધાર્મિક ન્યૂનતાઓ અને રૂઢિઓની દુર્બળતાનો જોઈ. ખાસ કરીને એને સર્વત્ર વહેમનું સામ્રાજ્ય લાગ્યું. નવું જ્ઞાન પ્રસરે અને એ અનુસાર ધાર્મિક અને સામાજિક જીવન સુધરે એ ધ્યેય મોખરે આવ્યું. એને માટે સાહિત્યકારોએ સબળ પ્રયત્ન કર્યા. દલપતરામે અને એમના સાથીઓએ સર્વમાન્ય શિષ્ટ ભાષા ઘડી અને સુઘડ પદ્યરચના આપી. નર્મદે 'નર્મકોશ' (૧૮૭૩) જેવા સાહિત્યના સહાયક ગ્રંથો રચ્યા, અને રાષ્ટ્રીયતાની ભાવના ખીલવવા પરાક્રમ કર્યું. નવલરામે શાંત સાક્ષર તરીકે સાહિત્ય, સુધારો, કેળવણી આદિ અંગોનો વિવેકપૂર્વક વિચાર કર્યો. નર્મદે અને નવલરામે ગુજરાતને સાહિત્યિક ગદ્ય આપ્યું. જોકે મધ્યકાલીન ગુજરાતીમાં કાવ્ય કહી શકાય એવું ગદ્ય સરજાયું હતું. અને વિવરણ અને વ્યાખ્યા રૂપનું ખપજોગું ગદ્ય પણ હતું. પણ એ ગદ્ય કે એ શૈલી હવે નિરર્થક હતી. નર્મદના ભાતભાતના પ્રયોગોમાં, દલપતની કવિતામાં, રણછોડભાઈ અને નવલરામનાં નાટકોમાં, નંદશંકરની 'કરણ-ઘેલો' નવલકથામાં, સંસારસુધારાની ભાવના જ પ્રવર્તે છે. આમાં સંપૂર્ણ કલાકૃતિ તરીકે થોડાંક કાવ્યો, એકએ નાટકો, અને ગુજરાતની પ્રથમ ઐતિહાસિક નવલકથા તરીકે 'કરણઘેલો' (૧૮૬૬) તરી આવે; પણ આ સમગ્ર સમયની બુદ્ધિને પ્રજ્ઞા કહી શકાય કે તેની શક્તિને પ્રતિભા કહી શકાય કે તેની વિદ્યાને પાંડિત્ય કહી શકાય તેમ નથી. છતાં હવે પછીના પંડિત યુગની (૧૮૮૫–૧૯૨૦) સરખામણીમાં એક વિશિષ્ટ તત્ત્વ નર્મદયુગના સાહિત્યિક વાતાવરણમાં હતું. તે હતું પૃથગ્જન સાથે સમાધાન. સાહિત્યકાર 'સાક્ષર' થયો નહોતો; જન સામાન્યથી અળગો પડ્યો નહોતો; તેને લોકજીવનના સર્વ સંસ્કારોમાં રસ હતો.

પોતાની સંપત્તિની આ જનતાથી અલગ ભાવની એક આનુષંગી ખામી સિવાય પંડિત યુગનું સાહિત્યસામર્થ્ય અજોડ હતું અને અદ્યાપિ રહ્યું છે. ૧૮૭૦ પછી પ્રાર્થનાસમાજ, આર્યસમાજે, તથા થિયૉસૉફીએ દેશનું સામાજિક-ધાર્મિક દૃષ્ટિબિંદુ સ્વસ્થ કર્યું. ૧૮૭૫થી રાજકીય અભિલાષાઓ જાગ્રત થઈ. યુનિવર્સિટીમાંના સંસ્કૃત શિક્ષણનો પરિપાક ૧૮૮૫ સર્વત્ર દેખાવા લાગ્યો. અંગ્રેજી કવિતા, બલકે અંગ્રેજી સાહિત્યનાં સર્વ સ્વરૂપો, ભારતની ભોંયમાં મૂળ નાખી શુદ્ધ ભારતીય સ્વરૂપે ફૂટવા માંડ્યાં.

નરસિંહરાવ (૧૮૫૯–૧૯૩૭), કાન્ત, કલાપી, નાનાલાલ (૧૮૭૭–૧૯૪૭), ખબરદાર, બલવંતરાય વગેરેએ અભિનવ છટાની મનોરમ કવિતા આપી. ઊર્મિકાવ્ય ઉપરાંત ખંડકાવ્ય, શોકકાવ્ય, સૉનેટ વગેરે સાહિત્યસ્વરૂપો દૃઢરેખ થયાં. નાનાલાલે મોતી જેવાં દીપ્તિમય નિતાન્ત-રમણીય ગીતો લખ્યાં, જેમાં ભાષાની બધી કમનીયતા અને ભૂતકાળની સર્વ સંસ્કારસૌરભ ઊતર્યાં. સૉનેટો, ભજનો અને ગીતોમાં કવિઓનું વિધવિધ ચિંતન અવતર્યું. સંસ્કૃતમાંથી સુંદર ભાષાન્તરો થયાં. ભાષા અને સાહિત્યનું મૂલ્યવાન સંશોધન આરંભાયું. સંસ્કૃત અને યુરોપી નાટકપરંપરાઓનો મેળ સાધતું રમણભાઈએ 'રાઈનો પર્વત' (૧૯૧૪) લખ્યું, જે રંગોચિત ગુજરાતી સાહિત્યિક નાટકોમાં ઉત્તમ ગણવા પાત્ર છે. મણિલાલ, ગોવર્ધનરામ, નરસિંહરાવ, કેશવલાલ, રમણભાઈ, આનંદશંકર, બલવંતરાય જેવા મહાન ગદ્યસર્જકો નીપજ્યા. મણિલાલનું ચિંતન, નરસિંહરાવ અને આનંદશંકરનું વિવેચન, ગોવર્ધન-રામ (૧૮૫૫–૧૯૦૭)ની નવલકથા 'સરસ્વતીચંદ્ર', નાનાલાલનાં 'જયા-જયંત', 'ઇન્દુકુમાર', અને 'વિશ્વગીતા' જેવાં અભિનવ પદ્યકલ્પ શૈલીમાં લખાયેલાં કાવ્યનાટકો આ યુગનું ઉત્તમોત્તમ અર્પણ છે. નાનાલાલની અલંકારખચિત, અભિનવપદાવલિ ને અભિનવ ઢાલનવાળી શૈલીથી એમની કૃતિઓમાં કૌતુકનો (Romanticism) રંગ મનભર ઢોળાયો છે. ગ્રંથમણિ 'સરસ્વતીચંદ્ર' ભારતીય સાહિત્યમાં લગભગ અદ્વિતીય કહી શકાય એવો ગ્રંથ છે. ચિરંજીવ પાત્રો, સ્વાભાવિક વ્યવહાર, આન્તરસંઘર્ષનાં આલેખન, અને સનાતન ભાવનાઓની એ ઉદાત્ત ને ભવ્ય શૈલીમાં લખાયેલી નવલકથા છે. ગુજરાતી જીવનની પરિચિતતાનું ધુમ્મસ ખસી તેનાં અપરિચિત સૌંદર્ય ને રંગ તેમાં પ્રગટ થાય છે. તેમ જ નવલકથામાં આકાર લઈ લોકોત્તર ભાવનાઓ જાણે વાસ્તવિક અને પ્રતીતિકર બને છે. 'સરસ્વતીચંદ્ર' વસ્તુતઃ આખી ઓગણીસમી સદીને આવરી લેતી ગુજરાતી જીવનની અને ભારતીય સંસ્કારિતા અને ભારતીય અભિલાષાની કથા છે. સાહિત્યનો આ યુગ, કંઈક અંશે જનસામાન્યથી અળગો પડેલો છતાં, જનકલ્યાણની જ ચિંતા કરે છે અને પુરુષાર્થના નવા માર્ગોને ફિલસૂફી કે સૌંદર્યની ભૂમિકા આપે છે. આ યુગના ઉત્તમોત્તમ દેશહિતચિંતક ગોવર્ધનરામ છે.

## રાજકીય બળ

૧૯૦૭થી ગુજરાતના વાતાવરણમાં નવાં રાષ્ટ્રીય ને રાજકીય બળો પ્રવર્તતાં જણાય છે. અંગ્રેજી સત્તા તરફ અસંતોષ વધે છે ને લોકનું હૃદય ઉદ્દામ રાજકારણ તરફ ઢળે છે. ૧૯૨૦થી ગાંધીજી દેશના પ્રાણતખ્તે વિરાજે છે અને રાષ્ટ્રની સકલ પ્રવૃત્તિઓ વ્યાપક અને જીવનાભિમુખ સ્વરૂપ લે છે. સાહિત્ય, કલા અને પાંડિત્યમાં ઓટ વરતાય છે ખરી; પણ ભારત દેશે આ યુગના જેવો ધ્યેયપરાયણ કાર્યશીલ પ્રજાકીય વ્યાપક પુરુષાર્થ ક્યારેય જોયો નહોતો. આ સમયની મુનશી અને રમણલાલની નવલકથાઓએ વધારે સરળ અને લોકભોગ્ય સ્વરૂપ સાધ્યું. મેઘાણી દ્વારા લોકસાહિત્યનો પ્રચાર થયો; તેનું મૂલ્ય બંધાયું અને સ્વીકારાયું. સાંસ્કારિક મહાપ્રવાહમાં ભળતું એ ઝરણું બન્યું. ગ્રામજન, ખેડૂત, મજૂર, અસ્પૃશ્ય વગેરે માટે અનુકંપાભીનું સાહિત્ય સરજાયું. દલિતોના ઉદ્ધાર માટે સમાજવાદની ભરતી આવી તેની અસર પણ લલિત સાહિત્ય ઉપર પડી. 'ધૂમકેતુ'ની વાર્તાઓમાં, ચંદ્રવદનના 'આગગાડી' નાટકમાં અને પન્નાલાલની નવલકથાઓમાં સામાન્ય ગ્રામજીવનનાં સૌંદર્ય અને કષ્ટ પ્રત્યક્ષ થાય છે. રમણલાલમાં નવલકથા, ધૂમકેતુ અને રામનારાયણમાં નવલિકા, દુરકાળ અને જ્યોતીન્દ્રમાં નિબંધ વિશિષ્ટ ઘાટ લે છે. વિજયરાય આદિના નિબંધોમાં વિવેચન પણ રસદર્શી, ચારુતાસંપન્ન અને સર્જનપ્રેરક થાય છે.

આ યુગની ભાવનાઓ તેમ જ પોતપોતાની સ્વકીય લાગણીઓ સુન્દરમે અને ઉમાશંકરે હૃદયંગમ કાવ્યોમાં ઉતારી છે. વર્તમાન યુગના એ અગ્રણી કવિઓ છે. ઉમાશંકર દ્વારા પશ્ચિમી સાહિત્યના સંસ્કારનું વહન સમન્વય ચિંતન ચાલુ રહ્યાં છે, તો સુન્દરમ્‌ની શૈલીમાં શ્રીઅરવિંદનું જીવનદર્શન સુંદરતા સજી ઊભરાતું વહ્યું છે.

## યુગની શૈલી

આ યુગના સત્ત્વરૂપ છે ગાંધીજી. તેમણે પોતાની સર્વતોભદ્ર અને કલ્યાણકારી પ્રવૃત્તિથી ગુજરાતી વાણીને નવો આકાર આપ્યો. એમને સર્વ વિષયની સૂક્ષ્મ વિચારણા કરવાની હતી અને સાદો નીતિબોધ, સૌ કોઈ સમજે એવો, આપવાનો હતો. એટલે એમની વાણીનું ધ્યેય સૌષ્ઠવ અને કાર્યક્ષમતા થયું. મહાત્મા વળી સર્વક્ષેત્રમાં મિશનરી રહ્યા એટલે તેમની વાણીમાં સાત્ત્વિક લાગણી અને નિષ્ઠાની સચોટતા ને રસમયતા પણ આવ્યાં. ક્ષુદ્ર ન થતી સાદાઈ, અને અટપટી ન થતી ગંભીરતા ગાંધીજીના સાહિત્યસર્જન કિંવા વાણીસંચયમાં છે. વિચાર ઉચ્ચાર અને આચારની સંગતિથી ગાંધીજીની વાણીમાં મોહક શબ્દાર્થ વિવેક, ત્રેવડ, સામંજસ્ય અને ચારુતા પ્રગટે છે. તેમનાં અસંખ્ય લખાણમાંથી તેમની 'આત્મકથા'ને આપણે વિશ્વસાહિત્યમાં સહેજે મૂકી શકીએ અને આત્મકથાના વિશ્વસાહિત્યમાં તો તેને મોખરે મૂકી શકાય, એવી વ્યક્તિના મહિમા ઉપરાંત તેની સાહિત્યિક ગુણવત્તા છે.

ગાંધીજીની આસપાસ જે વાણીના ઉપાસકો જનસેવકો તરીકે આવ્યા તેમાં પંડિતો, વિદ્વાનો, સાક્ષરો, ચિંતકો, કવિઓ હતા. એમાં સાહિત્યની દૃષ્ટિએ નિબંધકાર કાલેલકર, ફિલસૂફ મશરૂવાળા, ડાયરીકાર મહાદેવભાઈ, વિવેચક રામનારાયણ, પંડિત સુખલાલ વગેરેને મુખ્ય ગણવા જોઈએ. મહાદેવભાઈની ડાયરીનાં પુસ્તકો, મશરૂવાળાનું 'સમૂળી ક્રાન્તિ' અને 'દર્શક'ની નવલકથાઓ જેટલાં યુગદર્શક તેટલાં ચિંતક પોષક પુસ્તકો છે અને અર્વાચીન ભારતીય સાહિત્યનું ગૌરવ વધારે તેવાં છે.

## સ્વાતંત્ર્ય પછીની વાર્તા

સ્વાતંત્ર્ય પછી નવી કવિતામાં યુરોપી પ્રયોગશીલતા જણાય છે. ગદ્યમાં સત્ત્વની ઓછપ છે. વિવેચન પાતળું પણ ચટકદાર છે. નવલકથા, નવલિકા, અને નાટક ક્ષેત્રપસંદગી, નિરૂપણપદ્ધતિ અને વાસ્તવિકતામાં એકંદરે વધુ સમૃદ્ધ થતાં જણાય છે. સ્વાતંત્ર્યના લાભ અને લહાવા છતાં લોકમાનસમાં અજંપો અને ઉચાટ છે અને તેના પડઘા રોષ, તુચ્છકાર, હાસ્ય દુઃખ કે કટાક્ષરૂપે સાહિત્યમાં સંભળાય છે. શાળાઓ, કૉલેજો, યુનિવર્સિટીઓ ને રેડિયો દ્વારા શિક્ષણ અતિશય ફેલાયું છે. સંશોધનની ઘણી દિશાઓ સ્પષ્ટ થઈ છે, પણ કેળવાયેલાં સ્ત્રીપુરુષો યુનિવર્સિટીમાંથી કોઈ પુરુષાર્થની ભાવના લઈને નીકળતાં જણાતાં નથી, તેમ કેળવણીનું આંતરિક વિત્ત પણ વધ્યું નથી, જોકે સંશોધનની નવી અનુકૂળતાઓએ અનેક વિદ્યાર્થીઓને વિદ્યાક્ષેત્રે આકર્ષ્યા છે. કેળવણીની બધી પરિપાટીઓ, એકંદરે, ચંચળ અને શિથિલ થઈ ગઈ છે. પાશ્ચાત્ય સાહિત્યની અસર સંસ્કૃત સાહિત્યને મુકાબલે વધી છે ને વધતી જાય છે. વિચારો ને સંકલ્પોમાં સ્વાસ્થ્ય નથી. વાદોમાં ઈહસુખવાદ જ લોકપ્રિય છે. કામનું મહત્ત્વ અને માહાત્મ્ય, દંભ અને કામાચાર વધ્યાં છે. આન્તરપ્રાન્તીય સ્પર્ધા ને કલહ આગળ આવ્યાં છે, અને વિશ્વશાંતિની શક્યતા દર ગઈ છે. જીવનનાં સનાતન મૂલ્યોનાં શ્રદ્ધા નથી કિંવા તેને શોધમાં બાકી છે. ગાઢ અંધકારને અજવાળે એવાં થોડાં કિરણો નથી એમ નહિ, ભાવનાપ્રેર્યા જીવનસંગ્રામ ખેલતા વીરો નથી એમ નહિ, બધાં જ વૈષમ્યોને વિશાળ ઘુમ્મટમાં આવરી લે એવી ફિલસૂફી નથી એમ નહિ. એ સૌ જે પરિસ્થિતિ સર્જશે તેમાં ગુજરાતી નિબંધ, વિવેચન, જીવનકથા, કાવ્ય, નાટક, નવલિકા, નવલકથા વગેરે કલા સૌંદર્યને રહસ્યતાનાં નવાં શિખરો સર કરશે.



# વૃત્તપત્રો

શ્રી કપિલરાય મહેતા
(તંત્રી, 'ગુજરાત સમાચાર', અમદાવાદ.)

ગુજરાતનાં વૃત્તપત્રોના વિકાસનો ઇતિહાસ ભારતમાં અંગ્રેજી, બંગાળી, હિંદી કે તામિલ વૃત્તપત્રોના વિકાસ જેટલો જૂનો નથી. પ્રથમ ગુજરાતી વૃત્તપત્ર શરૂ થયે હજી ૧૩૮ વર્ષ જ થયાં છે અને ગુજરાતમાં તો પ્રથમ વૃત્તપત્ર શરૂ થયે હજી ૧૧૧ વર્ષ જ થયાં છે, છતાં એક સૈકાથી થોડા વધુ સમયના ગાળામાં ગુજરાતમાં વૃત્તપત્રોએ અન્ય ભાષાઓને મુકાબલે નોંધપાત્ર વિકાસ સાધ્યો છે અને આજે દેશમાં પ્રાદેશિક ભાષાઓની દૃષ્ટિએ ગુજરાતી બોલતી વસ્તીનું પ્રમાણ નાનું હોવા છતાં ગુજરાતી ભાષાનાં વૃત્તપત્રો વસ્તી-સંખ્યાના પ્રમાણમાં ફેલાવાની દૃષ્ટિએ તથા સંખ્યાની દૃષ્ટિએ ભારતમાં સહુને મોખરે છે એ જાણતાં સહેજે આશ્ચર્ય થાય એવું છે.

ગુજરાતી ભાષાનું સામર્થ્ય તો ૫૦૦ વર્ષ પહેલાંથી સિદ્ધ થયું છે. ગુજરાતના આદિકવિ નરસિંહ મહેતાએ પોતાનાં કાવ્યો અને પદોમાં ગહન તત્ત્વજ્ઞાનનું વાહન ગુજરાતી ભાષાને બનાવીને એ સામર્થ્ય સિદ્ધ કરેલું જ છે. પરંતુ ગુજરાતી ભાષા બીબાં દ્વારા છાપી શકાય, એ સ્થિતિ તો નરસિંહ મહેતા પછી ત્રણ સૈકા વીતી ગયા ત્યારે પણ નહોતી! ગુજરાતી બીબાં પહેલવહેલાં બનાવવાનું શ્રેય અંગ્રેજ મિશનરીઓને મળે છે. તેમની સહાયથી એક પારસી કારીગરે પ્રથમ બીબાં બનાવ્યાં અને મુંબઈથી પ્રગટ થતા 'બૉમ્બે કુરિયર' નામના અંગ્રેજી સાપ્તાહિકમાં ઈ. સ. ૧૭૯૭માં પહેલી જ વાર ગુજરાતી ભાષામાં એક જાહેરખબર છપાઈ. ગુજરાતી બીબાંનો આમ જન્મ થયો પણ ત્યાર પછીનાં દસ વરસ સુધી તેનો ઝાઝો વપરાશ થયો નહોતો,' 'બૉમ્બે કુરિયર' છાપખાનામાં કામ કરતા શ્રી જીજીભાઈ છાપગર નામના કારીગરે તેમના પારસી મિત્ર શ્રી ફરદુનજી મર્ઝબાનની સહાયથી બીબાં બનાવ્યાં અને ઈ. સ. ૧૮૧૨માં મુંબઈમાં પ્રથમ ગુજરાતી છાપખાનું શરૂ થયું. એ જ છાપખાનામાંથી ઈ. સ. ૧૮૨૨માં શ્રી મર્ઝબાને 'મુમબઈના શમાચાર' નામે સાપ્તાહિક પ્રગટ કર્યું. ગુજરાતી ભાષાનું એ આદ્ય વૃત્તપત્ર.

પરંતુ ગુજરાતમાં તો પ્રથમ ગુજરાતી શિલાછાપખાનું સુરતમાં થયું અને તે પછી અમદાવાદમાં શ્રી. બાજીભાઈ અમીચંદે શિલાછાપખાનું ઈ. સ. ૧૮૪૭માં કર્યું. તે અરસામાં જ અમદાવાદમાં શ્રી ફાર્બસ અને કવિ દલપતરામ ડાહ્યાભાઈના પ્રયાસથી 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' (આજની ગુજરાત વિદ્યાસભા)ની સ્થાપના થઈ હતી અને તે સંસ્થા તરફથી ઈ. સ. ૧૮૪૯માં ગુજરાતનું પ્રથમ, વૃત્તપત્ર 'વરતમાન' પ્રગટ થયું. ગુજરાતમાં વૃત્તપત્રોનું એ મંગલાચરણ હતું. ઈ. સ. ૧૮૫૧માં ખેડામાંથી 'ખેડા વર્તમાન' પ્રગટ થયું. એ બન્ને શિલાછાપ (લીથો) યંત્ર પર જ છપાતાં. ('ખેડા વર્તમાન' હજી પ્રગટ થાય છે.) ઈ. સ. ૧૮૬૦ પછી ગુજરાતી બીબાં ગોઠવી યંત્રો પર છાપખાનું શરૂ થયું અને ગુજરાતમાં વૃત્તપત્રો નીકળવા માંડ્યાં. ઈ. સ. ૧૮૭૧–૭૨ ના વર્ષના મુંબઈ ઇલાકાના વહીવટના સરકારી અહેવાલમાં એવો ઉલ્લેખ મળે છે કે એ વરસમાં "ગુજરાતી વૃત્તપત્રોની સંખ્યા ૨૬ની હતી." આમાંથી ૧૩ મુંબઈ શહેરમાંથી પ્રગટ થતાં, ૧૨ ગુજરાતમાંથી અને ૧ કરાંચીમાંથી. ગુજરાતનાં ૧૨ વૃત્તપત્રોમાં અમદાવાદમાં ૪, ખેડામાં ૨, સુરતમાં ૨ અને ભરૂચ, કપડવંજ, મહુધા અને રાજકોટમાં એકએક એમ વહેંચાયેલાં હતાં, હતાં. એ દસકામાં સુરતમાં સાપ્તાહિકો વધ્યાં અને કુલ પાંચ સાપ્તાહિકો પ્રગટ થતાં તેમાં 'ગુજરાત મિત્ર', 'દેશીમિત્ર', 'ગુજરાત દર્પણ' અને 'દાંડિયો' એ નામો તો જાણીતાં છે. મુંબઈમાં તે વખતે ૪ ગુજરાતી દૈનિકો પ્રગટ થયાં હતાં અને તે બધાં પારસી સંચાલકોનાં હતાં. પણ ગુજરાતમાં દૈનિક વૃત્તપત્ર ઓગણીસમી સદીમાં એક પણ પ્રગટ થયું નહોતું.

વૃત્તપત્રો પ્રગટ થવાં શરૂ થયાં એ અરસામાં માસિક કે સાપ્તાહિક પ્રગટ કરવું એ એક સાહસ જ હતું. ગ્રાહક સંખ્યા બહુ જ મર્યાદિત રહેતી, સમાચાર-વ્યવસ્થા કશી યોજના વિનાની અને ખૂબ જ મર્યાદિત રહેતી. વળી ગુજરાતી લિપિ બીબાંમાં ઊતરી તોપણ જોડાક્ષરો તૈયાર થયા નહોતા. તેથી 'મુમબઈના શમાચાર', 'વરતમાન' 'નીઉજ પૈપર' 'ઇંગરેજ,' 'કવારટરલી' વગેરે શબ્દો જોવા મળતા. એ રીતે બોલાતી અને હાથે લખાતી ભાષા કરતાં છપાતી ભાષા અશુદ્ધ હતી. ૧૮૬૦ પછી એમાં સુધારો થયો અને ૧૮૮૦ સુધીમાં ગુજરાતી વૃત્તપત્રોનો આરંભનો યુગ પૂરો થયો.

પત્રકારત્વના ઇતિહાસના અભ્યાસીઓ ગુજરાતી પત્રકારત્વના ત્રણ યુગ ગણાવે છે. ૧૮૧૨થી ૧૮૮૦નો આરંભ યુગ;' બીજો ૧૮૮૦થી ૧૯૨૦ નો સામાજિક સુધારા અને સાક્ષરયુગ ત્રીજો ૧૯૨૦ પછી ગાંધીયુગ. ભારતને સ્વતંત્રતા મળ્યા—પછી ૧૯૪૮ પછી—પત્રકારત્વનો નવો યુગ શરૂ થયો છે એમ કહેવું અતિશયોક્તિભર્યું નથી.

આરંભ યુગમાં ગુજરાતી વૃત્તપત્રોમાં સ્થાનિક સમાચાર, દેશાવરી, જહાજોની આવ-જાના સમાચાર, આયાતી વસ્તુઓના ભાવ, અમલદારોની ફેરબદલી, સરકારી હુકમોના સમાચાર અને થોડી જાહેર પ્રશ્નોની

ચર્ચા એટલું મુખ્યત્વે આવતું—પછી જિલ્લાના, સમાચાર અને ઈલાકાની તથા વડી સરકારોને અંગેના સમાચાર વગેરે પણ પ્રગટ થતું. ધીમે ધીમે સમાજસુધારા અંગેનાં લખાણોએ દેખા દીધી. પણ શરૂઆતમાં અંગત આક્ષેપો અને આજે અવિવેકી લાગે તેવાં લખાણો આવતાં. મુંબઈમાં ગુજરાતી સાપ્તાહિકો એકબીજા સામે કાદવ ઉછાળતાં. અમદાવાદમાં 'વરતમાન'માં કામ કરતા અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની કચેરીમાં નોકરી કરતા એક ભાઈએ 'સમશેર બહાદુર' સાપ્તાહિક પ્રગટ કર્યું અને 'વરતમાન' સાથે શાબ્દિક લડાઈ શરૂ કરેલી. એક વખતે "ઓ, મારા વરતમાન કાકા રે!" એમ લખીને પોક પણ મૂકેલી! સુરતમાં પણ એવું જ ચાલતું. આમ વૃત્તપત્રોના આરંભકાળમાં સ્વસ્થતા કે ઠરેલપણું દેખાતાં નહોતાં.

૧૮૮૦માં મુંબઈમાં 'ગુજરાતી' સાપ્તાહિકે નવી ભાત પાડી. શુદ્ધ જોડણીવાળી સંસ્કારી ભાષા એમાં છપાતી. સ્વસ્થતા અને ઠરેલપણું હતાં. સાપ્તાહિકમાં રજૂ થતાં લખાણોનું વિષયવૈવિધ્ય વધ્યું હતું અને વિષયની લખાવટ અને માવજતમાં પણ પ્રાસાદિકતા તેમ જ પ્રૌઢતા બન્ને આવ્યાં. ૧૮૮૫માં રાષ્ટ્રીય કૉંગ્રેસની સ્થાપના થઈ ત્યારે ગુજરાતી વૃત્તપત્રોએ એના અહેવાલ સંક્ષેપમાં પ્રગટ કર્યા હતા. તે પહેલાં રાજકીય બાબતો અંગે કશું જ છપાતું નહિ એમ ન કહેવાય. અમલદારોનાં કામો અને વર્તન અંગે ટીકાઓ થતી, પણ એ યુગ ઇંગ્લંડની પાર્લમેન્ટના સીધા શાસનનો, મહારાણી વિક્ટોરિયાનો, યુગ હતો અને વફાદારીની લાગણી વિશેષ હતી.

ઓગણીસમી સદીના અંતભાગમાં મુંબઈ અને ગુજરાતમાં થઈને ગુજરાતી વૃત્તપત્રો ૪૦ જેટલાં પ્રગટ થતાં હતાં, પણ પછી સંખ્યા ઘટતી ગઈ અને ગુણવત્તા સુધરતી ગઈ. મુંબઈમાં 'ગુજરાતી', અમદાવાદમાં 'પ્રજાબંધુ' અને 'ગુજરાતી પંચ' સુરતમાં 'ગુજરાત મિત્ર' વગેરેએ વૃત્તપત્રોનું ધોરણ ઊંચું સ્થાપ્યું અને ૧૯૦૭–૮માં ગુજરાતી વૃત્તપત્રોની સંખ્યા ૪૦ થી ઊતરીને ૧૭ જેટલી થઈ ગઈ તોપણ તેમનો ફેલાવો ૪૦ વૃત્તપત્રોનો હતો તે કરતાં વધારે હતો. ૧૯૧૭–૧૮માં ગુજરાતી દૈનિકો મુંબઈમાં પ્રગટ થતાં હતાં, પણ સાપ્તાહિક 'ગુજરાતી'નો ફેલાવો ૧૬૫૦૦ નકલ પર પહોંચ્યો હતો અને તે વખતના કોઈ પણ દૈનિક કરતાં પણ વધારે હતો. તેનું કારણ 'ગુજરાતી'નું ઠરેલપણું, સાહિત્યિક મૂલ્ય વગેરે અને ભાષા શુદ્ધ હતી તે હતાં. ૧૮૮૦થી ૧૯૨૦નાં ૪૦ વરસના આ યુગમાં ગુજરાતી વૃત્તપત્રોએ સમાજજીવનનું અંગ બની રહેવાનાં મૂળ નાખ્યાં, એ મૂળ ઊંડાં ગયાં અને ગાંધીયુગના પત્રકારત્વનો નવો યુગ, રાષ્ટ્રીય કૉંગ્રેસના પુનર્જીવન સાથે શરૂ થયો.

મહાત્મા ગાંધીજીએ ગુજરાતમાં આવી 'નવજીવન'ને સાપ્તાહિક બનાવી, પોતે પત્રકાર બની, વૃત્તપત્રોનો નવો આદર્શ રજૂ કર્યો. સાક્ષરી ભાષા, સાહિત્યિક લખાણો અને વિદ્વદ્‌ભોગ્ય લેખોને બદલે સીધી સાદી ભાષામાં પ્રજાકેળવણીનું કામ એમણે શરૂ કર્યું તેથી ગુજરાતી વૃત્તપત્રોમાં પણ ધીમી ક્રાંતિ થઈ. વળી રાજકીય જાગૃતિ વીસમી સદીના લગભગ આરંભકાળથી એટલી વધી હતી કે વૃત્તપત્રોએ એ તરફ વધુ લક્ષ આપ્યા વિના ચાલે તેમ નહોતું. ૧૯૦૨માં અમદાવાદમાં સર સુરેન્દ્રનાથ બૅનરજીના પ્રમુખપદે રાષ્ટ્રીય કૉંગ્રેસનું અધિવેશન મળ્યું હતું ત્યારે દી. બા. અંબાલાલ સાકરલાલનું સ્વાગત પ્રમુખ તરીકેનું અને સર સુરેન્દ્રનાથનું પ્રમુખ તરીકેનું ભાષણ અને કૉંગ્રેસના ઠરાવો 'પ્રજાબંધુ' અને 'ગુજરાતી પંચ' સાપ્તાહિકોમાં સવિસ્તર છપાયા હતા. ૧૮૮૫થી સ્થાનિક સ્વરાજ્યમાં પણ વધુ રસ જાગ્યો હતો તેથી તે અંગેનાં લખાણો, મ્યુનિસિપાલિટીના કામકાજના અહેવાલો અને તે અંગેની ચર્ચાઓને ઘણું સ્થાન મળતું. ૧૯૦૫–૬માં બંગભંગ વખતે પણ ગુજરાતી વૃત્તપત્રોએ રાષ્ટ્રની ઘવાયેલી લાગણી વ્યક્ત કરવામાં મણા નહોતી રાખી. સુરતની કૉંગ્રેસમાં જહાલ અને મવાલ પક્ષ વચ્ચેની મારામારીના અહેવાલો પણ બરોબર અપાયા હતા. એ પછી પહેલું મહાયુદ્ધ શરૂ થતાં તેના અહેવાલો પણ અંગ્રેજી દૈનિકોમાંથી તૈયાર કરીને વ્યવસ્થિત રીતે અપાતા હતા. રાજકારણ, અર્થકારણ, સમાજકારણ અને સાહિત્યના પ્રવાહોથી વાચકોને વાકેફ રાખવાની ફરજ વૃત્તપત્રો સમજતાં થયાં હતાં. સાધનો પણ સુધર્યાં હતાં એટલે મહાત્મા ગાંધીજી ગુજરાતમાં આવ્યા ત્યારે તેમને સહાયરૂપ થાય એવી ભૂમિકા ગુજરાતમાં તો લગભગ તૈયાર હતી. વૃત્તપત્રોને લોકસેવાના વિશાળ ક્ષેત્રની મહાત્મા ગાંધીજીએ ઝાંખી કરાવી એમ કહી શકાય.

ગુજરાતનાં વૃત્તપત્રોએ રાજકીય જાગૃતિમાં તે અરસામાં પણ મહત્ત્વનો ફાળો આપ્યો હતો. ટિળકયુગમાં અને શ્રીમતી એની બેસન્ટના હોમરૂલ લીગના આંદોલન દરમ્યાન ગુજરાતી વૃત્તપત્રોએ એની ભાવના ઝીલી હતી. પરંતુ મહાત્મા ગાંધીજીના આગમન પછી ગુજરાતી વૃત્તપત્રોએ રાષ્ટ્રીય જાગૃતિમાં વધુ ફાળો આપવો શરૂ કર્યો. થોડાક અપવાદ બાદ કરતાં ગુજરાતનાં વૃત્તપત્રોએ ગાંધીજીએ દેશને જે દોરવણી આપી તેનો પ્રચાર કરવામાં ઘણો કીમતી સાથ આપ્યો. ઓગણીસમી સદીમાં જેમ સમાજસુધારાની પ્રબળ ભાવનાવાળા આગેવાનોએ વૃત્તપત્રો શરૂ કર્યાં હતાં, તેમ વીસમી સદીના બીજા દસકા પછી રાષ્ટ્રવાદી ભાવનાવાળા આગેવાનોએ રાજકીય લોકજાગૃતિના મુખ્ય હેતુથી વૃત્તપત્રો પ્રગટ કરવા માંડ્યાં હતાં. ગુજરાત એમાં અપવાદરૂપ નહોતું. રાષ્ટ્રીય જાગૃતિના જુવાળની સાથે સાથે જ ગુજરાતમાં વૃત્તપત્રો વિકસ્યાં હતાં અને ૧૯૨૦ અને તે પછી, કેટલાક અપવાદ બાદ કરતાં ઘણાખરા જિલ્લાઓમાં રાજકીય આગેવાનોને હસ્તક જ વૃત્તપત્રો શરૂ થયાં હતાં અથવા ચાલુ વૃત્તપત્રોનું સંચાલન હાથમાં લેવાયું હતું. ૧૯૨૦થી ૧૯૪૭માં ભારત સ્વતંત્ર થયું ત્યાં સુધીના ગાળામાં મહાત્મા ગાંધીજી અને સરદારશ્રી વલ્લભભાઈની તેજસ્વી નેતાગીરી હેઠળના જાગ્રત અને સંગઠિત ગુજરાતમાં રાષ્ટ્રવાદની, અસહકારની, જોખમ ખેડવાની અને બલિદાનની ભાવના પ્રસારવામાં ગુજરાતી વૃત્તપત્રોનો ફાળો રાષ્ટ્રીય લડતોના ઇતિહાસમાં બીજી ભાષાઓની સરખામણીમાં વધુ નોંધપાત્ર રીતે લખાય તેવો

હતો એમ કહેવામાં અતિશયોક્તિ નથી. દાંડીના દરિયાકિનારેથી મહાત્મા ગાંધીજીએ 'પ્રજાબંધુ' ના તંત્રીને 'ગુજરાતે તો ગજબ કર્યો છે એ વાકયથી શરૂ થતો સંદેશો ૧૯૩૦ ના માર્ચની ૭મીએ સવારે લખાવ્યો ત્યારે, ગુજરાતની એ અવિસ્મરણીય જાગૃતિમાં ગુજરાતનાં વૃત્તપત્રોનો ફાળો અવશ્ય કદર પામ્યો હતો. ગુજરાતમાં ખેડા સત્યાગ્રહ, બારડોલી સત્યાગ્રહ વગેરે લડતો ગાંધીજીના નેતૃત્વ નીચે થઈ તે વખતે તેમ જ ચંપારણની લડત, જલિયાંવાલાની કતલ અને કાળા કાયદા (રોલેટ ઍક્ટ) સામેના આંદોલન વખતે પણ ગુજરાતનાં વૃત્તપત્રોએ જોખમ ખેડીને રાષ્ટ્રીય જાગૃતિના એ સીમાસ્તંભોને વધાવ્યા હતા.

મહાત્મા ગાંધીજીના રાજકીય કાર્યક્રમો જ માત્ર નહિ પણ સામાજિક અને આર્થિક કાર્યક્રમો, રચનાત્મક કાર્યક્રમો વગેરેમાં પણ ગુજરાતનાં વૃત્તપત્રોનો ફાળો ઘણો નોંધપાત્ર હતો. એ બધાનાં દૃષ્ટાંતો તો અનેક આપી શકાય પણ પ્રમાણમાં નાની ગણાય તેવી ઈતિહાસની વિગતો આપી અહીં લંબાણ કરવું ઉચિત નથી.

વૃત્તપત્રોના વિકાસ અને ધોરણનું મૂલ્યાંકન (૧) બીબાં અને મુદ્રણનાં સાધનો, (૨) ભાષા અને જોડણીશુદ્ધિ, (૩) માહિતી અને બીજી સામગ્રી, (૪) વિચાર અને લોકશિક્ષણ, તથા (૫) દેખાવ એમ વિવિધ દૃષ્ટિએ કરવું જોઈએ. સમગ્ર રીતે જોતાં ગુજરાતી વૃત્તપત્રોએ એ બધી દૃષ્ટિએ એક સૈકામાં જે વિકાસ સાધ્યો છે એ, સૈકાની તપસ્યા કે પ્રયાસ પછી હોવો જોઈએ તેવો ન હોવા છતાં, સંતોષકારક ગણાય તેવો તો છે. બીબાં અને મુદ્રણનાં સાધનોમાં ૧૮૧૨માં આરંભથી માંડી આજ સુધીમાં ક્રાંતિકારી પ્રગતિ થઈ છે. શિલાછાપથી ધીમે ધીમે આગળ વધી આજે ઘણાં ગુજરાતી વૃત્તપત્રો અત્યંત ઝડપી મુદ્રણકામ કરતાં 'સ્ટીરિયો રોટરી' યંત્રો પર છપાઈ પ્રગટ થાય છે. બીબાંમાં ઘણો સુધારો થયો છે. અક્ષરોનો મરોડ આંખને રોચક બન્યો છે. યાંત્રિક કંપોઝ શકય બન્યું છે, પણ લિપિની કેટલીક વિશિષ્ટ જરૂરિયાતોને કારણે ગુજરાતી લાઈનોટાઈપ યંત્ર હજી સુધી બનાવી શકાયું નથી, પરંતુ મોનોટાઈપ યંત્ર સુધી પ્રગતિ થઈ છે. દૈનિક વૃત્તપત્રોમાં ઝડપને કારણે જોડણીમાં તેમ જ શબ્દોમાં અનેક ભૂલો જતી રહે છે એ તો જુદી, પરંતુ યાંત્રિક કંપોઝની મર્યાદાઓને કારણે પણ શુદ્ધ જોડણીમાં ખામી રહે છે. લિપિ સુધારણાના પ્રયાસો ૫૦ વરસ થવા આવ્યાં છતાં હજી સફળ થયા નથી અને લિપિને સાચી જોડણી સાથે યાંત્રિક કંપોઝ માટે અનુકૂળ બનાવાઈ નથી. વૃત્તપત્રોનો ફેલાવો વધતો જવાનો છે તેથી યાંત્રિક કંપોઝ વિના ચાલવાનું નથી એટલે વિદ્વાનો અને કેળવણી-કારોએ લિપિ સુધારણાનું કામ જેમ બને તેમ વહેલું સિદ્ધ કરવું જરૂરી છે.

ગુજરાતી વૃત્તપત્રો દ્વારા છેલ્લાં ૫૦ વરસમાં ભાષાનું ખેડાણ પણ થયું છે. સ્વસ્થ, ગંભીર અને ચિંતનશીલ સાપ્તાહિક વૃત્ત-પત્રોના જમાનામાં ભાષા શુદ્ધ અને શૈલી ગંભીર હતી, ભાષાવૈભવ પણ હતો. પરંતુ દૈનિકો જેમ જેમ વિકસતાં ગયાં, રાજકીય, આર્થિક, સામાજિક, વૈજ્ઞાનિક વિષયોનું વૈવિધ્ય વધતું ગયું તેમ તેમ ભાષાનું ખેડાણ વધતું ગયું. ભાષાની ગુણવત્તા ઓછી થઈ હશે પણ અનેક પ્રકારના સમાચારોને ગુજરાતીમાં ઉતારવાના પ્રયાસને લીધે, રોજ વપરાતા શબ્દભંડોળમાં ઘણો વધારો થયો છે. નવા નવા શબ્દો, નવી નવી શૈલી અને નવી નવી કલમોના ઝબકારાઓએ વૃત્તપત્રોને સમૃદ્ધ બનાવ્યાં છે. ગાંધીજીએ પત્રકારત્વમાં પ્રવેશી ભાષા સરળ છતાં વેધક અને જોશીલી હોઈ શકે, સહેલા શબ્દોમાં પણ અર્થગંભીર લખાણો લાવી શકાય એ બતાવ્યું તેથી ગુજરાતી વૃત્તપત્રોની ભાષા પર ઘણી નોંધપાત્ર અસર થઈ છે. ભાષાની દૃષ્ટિએ થયેલા વિકાસમાં પત્રકારોનો જ મુખ્ય ફાળો છે એવું ન કહેવાય, વિદ્વાન સાહિત્યકારો, શિક્ષકો અને અધ્યાપકો, જાહેર જીવનમાં પડેલા સુશિક્ષિતો, શિક્ષણ સંસ્થાઓનો ગુજરાતી ભાષાની અભિવ્યંજનાશક્તિ વિકસાવવામાં મહત્ત્વનો ફાળો છે.

માહિતી અને વિચાર તેમ જ લોકશિક્ષણની બાબતમાં ગુજરાતી વૃત્તપત્રોનો વિકાસ સવિસ્તર આલેખવા માટે મોટો નિબંધ લખવો પડે. એક સૈકામાં એ ક્ષેત્રમાં ઘણું થયું છે અને ઘણું કરવાનું હજી બાકી છે. એમ બન્ને વિધાન કરી શકાય, સંદેશાવ્યવહારની સગવડો વધતાં દુનિયા એટલી નાની થઈ ગઈ છે કે થોડી મિનિટોમાં માહિતી દુનિયાને ખૂણેખૂણે પહોંચી શકે છે. ગુજરાતી દૈનિક વૃત્તપત્રોએ છેલ્લી પચ્ચીસીમાં સમાચારો પૂરા પાડવામાં ઘણો વિકાસ સાધ્યો છે. ટેલિ-પ્રિન્ટરો પર ધોધમાર ઊતરતા રહેતા સમાચારોમાંથી જેટલું જાણવા જેવું હોય તેટલું સંક્ષેપમાં આપી દેવાની કળા પણ ખીલી છે છતાં હજી તે સંપૂર્ણ વિકસી નથી. ઘડિયાળના કાંટા સામે જોઈને ઝડપથી અનુવાદો કરવાની ફરજ પડતી હોવાથી અને ગુજરાતી દૈનિક વૃત્તપત્રો ઉત્તમ કક્ષાના અનુવાદકોને આકર્ષી શકતાં નહિ હોવાથી ભાષાની કચાશ કે ક્લિષ્ટતા ઘણી વાર દેખાય છે. તત્ક્ષણ યોગ્ય પર્યાય ન જડવાથી અંગ્રેજી કે બીજા શબ્દો પણ વપરાઈ જાય છે, એ બધું છતાં સારાં દૈનિક વૃત્તપત્રો સમાચાર પૂરા પાડવાની બાબતમાં પહેલાં કરતાં ઘણાં આગળ વધ્યાં છે. સમાચારો મેળવવાની અને સચિત્ર કરવાની વ્યવસ્થા પહેલાં કરતાં સુધરી છે.

વાચકોની રુચિ બદલાતી રહી તેમ તેમ ચિંતનશીલ લખાણોનું વૃત્તપત્રોમાંનું પ્રમાણ ઘટ્યું છે એ કબૂલવું જ જોઈએ. કેટલાંક સાપ્તાહિકો અને કેટલાંક માસિકો ચિંતનશીલ અને વિચારપ્રેરક લખાણોનું પ્રમાણ જાળવી શકયાં હશે, પણ મોટે ભાગે વૃત્તપત્રો ગંભીર અને ચિંતનશીલ લેખો ઓછા આપે છે. દૈનિક વૃત્તપત્રોનું સાહિત્ય મોટે ભાગે દિન-જીવી હોય છે, બીજે અઠવાડિયે તો શું પણ બીજે ત્રીજે દિવસે દૈનિકોમાંનું સમાચાર સિવાયનું લેખ વિભાગોનું સાહિત્ય પણ ફરી વંચાતું નથી તેથી પણ અઠવાડિયું વિચાર કરવા રોકાવું પડે તેવાં લાંબાં લખાણો દૈનિકોમાં પ્રગટ થતાં નથી, થાય તો જોઈએ તેટલાં વ્યાપક રીતે વંચાતાં નથી.

લોકશિક્ષણના ક્ષેત્રમાં ગુજરાતી વૃત્તપત્રોનો ફાળો નોંધપાત્ર લેખાવો જોઈએ. રાજકારણ, અર્થકારણ, સમાજકારણ, વિજ્ઞાન વગેરેના સાંપ્રત પ્રશ્નો બાબતમાં વૃત્તપત્રો માહિતી પૂરી પાડી લોકશિક્ષણના એક અંગની તો સેવા કરે જ છે, પરંતુ લોકમત વ્યક્ત કરવામાં અને ઘડવામાં પણ ફાળો આપે છે. પ્રચારલક્ષી લખાણો કરતાં સાચી અને સંપૂર્ણ માહિતી તથા પ્રશ્નોની તુલનાત્મક વિચારણાથી જ સાચો અને સ્થિર લોકમત કેળવી શકાય. લોકશાહી રાજ્યમાં વૃત્તપત્રોએ એ પ્રકારની સમતોલ દૃષ્ટિ, અભ્યાસશીલતા અને પ્રશ્નોના હાર્દમાં ઊતરીને તેની બધી બાજુઓની સમીક્ષા કરવાની દૃષ્ટિ કેળવવી અનિવાર્ય છે. ગુજરાતી વૃત્તપત્રો એ જેટલી કેળવશે તેટલું તેમનું વજન વધશે.

ગુજરાતમાં દૈનિકોનો યુગ ગાંધીયુગ સાથે જ શરૂ થયો ગણાય. ઓગણીસમી સદીમાં કે વીસમી સદીના આરંભના વર્ષોમાં ગુજરાતમાં એક પણ દૈનિક વૃત્તપત્ર પ્રગટ થતું નહોતું. ૧૯૨૦ પછી ધીમે ધીમે દૈનિકો પ્રગટ થવાં શરૂ થયાં. ૧૯૩૦ થી ૧૯૪૦ના ગાળામાં સંખ્યાની તેમ જ ગુણવત્તાની દૃષ્ટિએ પણ ઘણો વિકાસ થયો. ભારત સ્વતંત્ર થયા પછી એ વિકાસ ચાલુ રહ્યો છે. સમાચાર-સાપ્તાહિકોનો યુગ ૧૯૪૦ થી જાય પછી આથમી ગયો હતો. પણ લોકજાગૃતિ અમુક કક્ષાએ પહોંચતાં ફરી સારી કક્ષાનાં સમાચાર સાપ્તાહિકો અને વિશિષ્ટ ક્ષેત્રોનાં સાપ્તાહિકોની માગ વધવા માંડી છે. વાચનભૂખ ઊઘડતાં માસિકો, ખાસ કરીને વાર્તામાસિકો અને ધાર્મિક વાચનનાં માસિકોની માગ ખૂબ વધી છે.

૧૯૫૦માં ગુજરાતમાં ૧૬ દૈનિક વૃત્તપત્રો હતાં અને ૪૦ જેટલાં સાપ્તાહિકો હતાં. ૧૯૫૯ના વર્ષને અંતે ગુજરાતમાં નાનાં મોટાં ૨૭ દૈનિકો હતાં. મુંબઈ સહિત કુલ ૩૬ ગુજરાતી દૈનિકો પ્રગટ થાય છે. ગુજરાતી ભાષાનાં વૃત્તપત્રોની સંખ્યા બીજી પ્રાદેશિક ભાષાઓનાં વૃત્તપત્રોની સાથે સરખાવીએ તો ગુજરાતી વૃત્તપત્રોની સંખ્યા અને ફેલાવો ગુજરાત ગૌરવ લઈ શકે તેવાં છે એ નીચેની માહિતી પરથી જણાશે. બધા આંકડા ૩૧–૧૨–'૫૯ના રોજ પૂરા થતા વર્ષના છે.

૩૧–૧૨–'૫૯નાદિને દેશનાં કુલ વૃત્તપત્રો :
(દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક, ત્રૈમાસિક અને વાર્ષિક સહિત ૭૬૫૧)

આમાં ભાષાવાર નીચે પ્રમાણે છે:

અંગ્રેજી – ૧૫૫૫; હિંદી – ૧૪૩૯; ઉર્દૂ – ૬૨૭; ગુજરાતી – ૫૨૨; બંગાળી – ૫૧૦; મરાઠી – ૪૦૧; તામિલ – ૩૬૧, તેલુગુ – ૨૪૧; કન્નડ – ૨૨૩; મલયાલમ – ૧૯૨; પંજાબી – ૧૨૭; ઊડિયા – ૭૮. આ ઉપરાંત બે ભાષાનાં ૭૬૭; અને અનેક ભાષાનાં ૪૬૭ એ આંકડા મહત્ત્વના છે.

આ આંકડા જોતાં ગુજરાતી વૃત્તપત્રો અને સામયિકો દેશમાં પ્રાદેશિક ભાષામાં ત્રીજા નંબરનું સ્થાન ધરાવે છે, પરંતુ ગુજરાતી ભાષા બોલતી વસ્તી તો હિંદી, બંગાળી, તામિલ, તેલુગુ, મરાઠી, પંજાબી અને કન્નડ કરતાં પણ ઓછી છે.

જૂના મુંબઈ રાજ્યમાં કુલ ૧૦૦ દૈનિકો પ્રગટ થતાં હતાં તેમાંથી ૩૬ તો ગુજરાતી દૈનિકો છે અને ૩૬ મરાઠી છે; જ્યારે બાકીનાં અંગ્રેજી, હિંદી, ઉર્દૂ, સિંધી, પંજાબી, કન્નડ અને તામિલ ભાષાનાં મળીને છે. જૂના મુંબઈ રાજ્યમાં વૃત્તપત્રો અને સામયિકો કુલ ૧૬૮૫ પ્રગટ થતાં તેમાં એક જ ભાષામાં સંખ્યાની દૃષ્ટિએ વધારેમાં વધારે ગુજરાતી ભાષામાં જ ૫૧૭ પ્રગટ થાય છે. મરાઠીમાં ૩૮૭, અંગ્રેજીમાં ૩૮૩, હિંદીમાં ૧૦૪, ઉર્દૂમાં ૪૯, વગેરે છે. આ પરથી એ સ્પષ્ટ થાય છે કે ગુજરાતી ભાષા બોલતી-વાંચતી વસ્તી ૧૭૦ લાખની જ હોવા છતાં સંખ્યાની દૃષ્ટિએ ગુજરાતી વૃત્તપત્રો અને સામયિકો વધુમાં વધુ પ્રગટ થાય છે.

ફેલાવાની દૃષ્ટિએ પણ ગુજરાતી વૃત્તપત્રો સારી સ્થિતિમાં છે. આખા દેશની દૃષ્ટિએ દૈનિક વૃત્તપત્રોના ફેલાવામાં અંગ્રેજી, હિંદી, તામિલ, મલયાલમ, મરાઠી, પછી ગુજરાતીનું સ્થાન છઠ્ઠું આવે છે. દૈનિકોનો કુલ ફેલાવો દેશમાં ૪૨ લાખ ૮૧ હજાર નકલોનો છે. તેમાં ગુજરાતી (૧૯૫૯ અધવચ) ૩ લાખ ૨૨ હજાર એટલે ૭.૫૨ ટકા છે. ગુજરાતી ભાષા બોલતી વસ્તી આખા દેશના બધા ભાગોમાં થઈને પણ ૫ ટકા કરતાં ઓછી છે એ જોતાં ૪॥ ટકા વસ્તીએ ૭॥ ટકા ફેલાવો એ ગુજરાતીભાષી પ્રજાની જાગૃતિનું ઘણું આશાસ્પદ ચિહ્ન છે. ૧૯૫૯ આખરે ગુજરાતી દૈનિકોનો ફેલાવો ૩,૬૯,૦૦૦ પર પહોંચ્યો હતો.

ગુજરાતી ભાષાનાં ૩૬ દૈનિકોમાંથી ગુજરાત રાજ્યમાં ૨૭ દૈનિકો પ્રગટ થાય છે. આ દૈનિકોમાં ૨૦ હજારથી ૫૦ હજાર સુધી ફેલાવો ધરાવતાં દૈનિકોના વર્ગમાં 'ગુજરાત સમાચાર', 'સંદેશ', 'જનસત્તા', અને 'જયહિંદ' એ ચાર ગુજરાતમાં છે જ્યારે 'મુંબઈ સમાચાર', 'જન્મભૂમિ' અને 'પ્રજાતંત્ર' એ ત્રણ મુંબઈમાં છે. કુલ ૩૬ ગુજરાતી દૈનિકોમાં આ સાતનો ફેલાવો ૧,૯૩,૫૦૦નો છે એટલે કે બાકીનાં બીજાં ૨૯ના કુલ ફેલાવા કરતાં પણ વધારે છે.

ગુજરાતી ભાષામાં મુંબઈ રાજ્યમાં ૩૬ 'અ' વર્ગનાં અને ૪ 'બ' વર્ગનાં (માર્કેટ રિપાર્ટ વગેરે) મળી ૪૦ દૈનિકો, ૧૨૪ સાપ્તાહિકો, ૬૬ પાક્ષિકો, ૨૫૭ માસિકો, ૨૮ ત્રૈમાસિકો અને છમાસિકો તથા ૨ વાર્ષિકો પ્રગટ થતાં હતાં. ગુજરાતી સાપ્તાહિકોનો ફેલાવો ૨,૯૭,૦૦૦, પાક્ષિકોનો ૬૫,૦૦૦ અને માસિકોનો ૪,૧૬,૦૦૦ હતો. સમગ્ર રીતે ગુજરાતી ભાષાનાં વૃત્તપત્રો અને સામયિકોમાં ૩૨૬નો કુલ ફેલાવો ૧૧,૫૯,૦૦૦ નકલોનો છે, અને ૧૯૬૦ના વર્ષમાં તેથી વધ્યો છે. ગુજરાતી દૈનિકોનો ફેલાવો અત્યારે ૩,૭૫,૦૦૦ નકલ કરતાં વધારે છે. ૨૯ દૈનિકો અને ૨૯૭ સામયિકોના ફેલાવાના આંકડા જ ઉપલબ્ધ છે.

જૂના મુંબઈ રાજ્ય વિસ્તારમાંથી ૫૧૭ ગુજરાતી વૃત્તપત્રો અને સામયિકો પ્રગટ થતાં હતાં તેમાં ગુજરાત રાજ્યમાંથી કેટલાંક પ્રગટ થાય છે તેના જુદા આંકડા મળી શકતા નથી. તદ્દન નજીવો ફેલાવો ધરાવતાં માર્કેટ રિપોર્ટ, જ્ઞાતિ માસિકો કે સંસ્થાઓનાં અને કૉલેજો-શાળાઓનાં મુખપત્રો" જેમની સંખ્યા ૨૦૦ જેટલી 'છે તે બાદ કરતાં બાકીનાં સામાન્ય રસનાં વૃત્તપત્રો અને સામયિકોનો ફેલાવો ભાષા અને વસ્તીની દૃષ્ટિએ આખા દેશમાં વધારેમાં વધારે છે.

દેશમાં દર લાખ માણસે પ્રગટ થતાં વૃત્તપત્રો અને સામયિકોમાં ગુજરાતી પ્રથમ નંબરે છે. દર લાખ ગુજરાતીભાષીએ ૩.૨ વૃત્તપત્રો અને સામયિકો પ્રગટ થાય છે અને દર હજાર માણસે ૭૧ નકલ વંચાય છે. આ બન્ને આંકડા દેશની બધી પ્રાદેશિક ભાષાઓમાં વધારેમાં વધારે છે. બીજી કોઈ ભાષામાં (અંગ્રેજી સિવાય) આટલા ટકા વૃત્તપત્રો અને સામયિકો નથી કે વાચન નથી. જુના મુંબઈ રાજ્યનું કેળવણી પ્રમાણ ૨૧ ટકા હતું; ગુજરાત રાજ્યનું ૨૦ ટકા ગણાય છે. એ હિસાબે લખી વાંચી શકે તેવા દર ૧૦૦ માણસે ગુજરાતી ૩૫ વૃત્તપત્રો કે સામયિકો ખરીદાય છે એ આખા દેશમાં સહુથી વધારે પ્રમાણ છે એ ગુજરાતે ગૌરવ લેવા જેવું ગણાય.

# વૃત્તવિવેચન

ડૉ. રતન રુસ્તમજી માર્શલ
(સુરત)

ગુજરાતનાં વર્તમાનપત્રોનો વિચાર કરતાં એક બાબત આપણું ખાસ લક્ષ ખેંચે છે. એના ગઈ કાલના અને આજનાં બધાં જ આગેવાન અને પ્રતિષ્ઠાવાળાં અખબારો ગુજરાતી ભાષાનાં છે. બિનગુજરાતી ભાષામાં આ વિસ્તારમાં વૃત્તપત્રો ખાસ બહાર પણ પડ્યાં નથી, જે ગણતરીનાં પડ્યાં હોય એણે પ્રજાનું ખાસ લક્ષ ખેંચ્યું નથી અને પ્રજા ઉપર ઊંડી અસર કરી નથી. કેટલાંક પત્રોને અંગ્રેજી નામ અપાયાં છતાંય એ ગુજરાતી ભાષાનાં પત્રો હતાં. એટલી વાત સાચી છે કે આપણું પત્રકારત્વ ગાંધીજીની અસર હેઠળ આવ્યું એ અગાઉનાં આગેવાન અખબારોમાં અંગ્રેજી વિભાગ આવતો ખરો. કેટલાકની તંત્રી-નોંધો અંગ્રેજીમાં આવતી. આ નોંધ અંગ્રેજીમાં આપવાનો આશય એ હતો કે તે સમયના અંગ્રેજ અમલદારો અને બીજા બિનગુજરાતી અમલદારો, જેઓ ગુજરાતી ભાષાથી પરિચિત ન હોય તેઓ, આ અંગ્રેજી કતારો વાંચે, તેમાં દર્શાવાયેલા વિચારોથી વિદિત થાય, પ્રજા-અવાજ પિછાને અને પ્રજાની મુશ્કેલી ઓછી કરવા કે તેને રાહત આપવામાં સહાય્ય થાય. ગુજરાતનાં કેટલાંક પત્રોની આવી અંગ્રેજી કતારોએ પ્રજાહિતમાં સારું પરિણામ નિપજાવ્યું હતું. ગાંધીયુગમાં અનેક અખબારોએ આવી અંગ્રેજી કતારો બંધ કરી અને હવે તે માત્ર મુંબઈનાં પારસી માલિકીનાં વર્તમાનપત્રોમાં જોવા મળે છે.

### આરંભનું વૃત્તપત્ર

ગુજરાતી વર્તમાનપત્રો શરૂ થયાં મુંબઈમાં, એનો શરૂઆતનો સારો વિકાસ થયો મુંબઈમાં, પણ એમ કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો ગુજરાતીઓએ. સુરતના ફરદુનજી મર્ઝબાને સન ૧૮૨૨માં 'મુમબઈના શમાચાર' મુંબઈમાં શરૂ કર્યું. એ આપણું સૌ પ્રથમ ગુજરાતી વૃત્તપત્ર. સીરામપોરવાળા ડૉ. માર્શમેન, ડૉ. કેરી અને વૉર્ડ નામના ખ્રિસ્તી મિશનરીઓએ તા. ૩૧–૫–૧૮૧૮ને દિને બંગાળી ભાષામાં 'સમાચાર દર્પણ' નામનું પત્ર કાઢ્યું. આ અખબાર શરૂ કરનાર ખ્રિસ્તીઓ. એ પછીથી બાબુરામ મોહનરાય તરફથી સંસાર-સુધારાની હિમાયત કરનારું, 'શ્રી મુમબઈના શમાચાર'ની થોડા જ માસ અગાઉ પ્રગટ થયેલું, 'સંગબાદ કૌમુદી' હિંદનું સૌ પ્રથમ દેશી વર્તમાનપત્ર છે. આમ પ્રથમ ભારતીય વૃત્તપત્ર પ્રગટ કરવાનું ગૌરવ ગુજરાતને ફાળે જતું નથી પણ ગુજરાત, ગુજરાતીઓ અને ગુજરાતી વૃત્તવિવેચન માટે એ સાચોસાચ ગૌરવનો વિષય છે કે બંગાળના 'સમાચાર દર્પણ' અને 'સંગબાદ કૌમુદી' હયાત નથી, ત્યારે ગુજરાતી ભાષાનું સૌ પ્રથમ અને ભારતવર્ષનું બીજું દેશી વર્તમાનપત્ર–શરૂનું 'શ્રી મુમબાઈના શમાચાર' અને આજનું 'મુંબઈ સમાચાર' આજેય હયાત છે અને પ્રજામાં સારો ફેલાવો ને અવાજ ધરાવે છે.

### પત્રકારત્વમાં પારસીઓની પહેલ

ફરદુનજી મર્ઝબાન સુરતના એટલે ગુજરાતી પત્રકારત્વના પિતા સુરતના—ગુજરાતના છે. આ ઉપરાંત ગુજરાતી પત્રકારત્વના બીજા અને ત્રીજા યુગ શરૂ કરનારા પણ ગુજરાતના છે. સન ૧૮૨૨માં 'શ્રી મુમબઈના શમાચાર' શરૂ થયું ત્યારથી તે સન ૧૮૮૦ સુધીનો પ્રથમ યુગ. ૧૮૮૦માં સુરતના ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના તંત્રીપદે મુંબઈમાં સાપ્તાહિક 'ગુજરાતી'નો ઉદ્‌ભવ થયો ત્યારથી તે સન ૧૯૧૯ સુધીનો બીજો યુગ અને સન ૧૯૧૯માં ગાંધીજીએ 'નવજીવન'નું સુકાન સંભાળ્યું ત્યારથી શરૂ થયો ત્રીજો તબક્કો.

ગુજરાત બહાર પત્રકારત્વના ક્ષેત્રે અનુપમ કાર્ય કરનારા અને પોતાના અવાજની અસર સમગ્ર દેશમાં જ નહીં પણ દેશ બહાર પણ સફળતાથી ફેલાવનારા કેટલાક પત્રકારો ગુજરાતે આપ્યા છે. એનું એક નોંધપાત્ર દૃષ્ટાંત સુરતના બહેરામજી મહેરવાનજી મલબારીનો છે. ગુજરાતી ભાષા ઉપર સારો કાબૂ ધરાવનાર આ પારસી સજ્જનના વિચારપત્રો અંગ્રેજી ભાષામાં પ્રગટ થતાં. એમનાં ધી ઇન્ડિયન સ્પેક્ટેટર (The Indian Spectator) અને ઇસ્ટ એન્ડ વેસ્ટ (East & West) પત્રોએ ખૂબ જ ખ્યાતિ પ્રાપ્ત કરી અને એમાં દુનિયાભરના વિદ્વાનો લેખો આપતા. આ દેશની પ્રજાની મુશ્કેલીઓ દૂર કરવામાં, તેની મુસીબતોની વાતો દેશવિદેશના વિચારશીલ વર્ગના કાન ઉપર નાખવામાં, સામાજિક ક્ષેત્રે સુધારાના પ્રસારની ગતિ વધારવામાં અને દેશપરદેશના વિચારકો અને વિદ્વાનોને હિંદની પ્રજા અને તેના પ્રશ્નોમાં રસ લેતા કરવામાં મલબારીના વિચારપત્રોએ આપેલો ફાળો અનુપમ હતો.

### વૃત્તપત્રોનો આરંભ

ફરદુનજીએ સન ૧૮૨૨માં 'શ્રી મુમબાઈના શમાચાર' શરૂ કરવા અગાઉ સન ૧૮૧૨માં મુંબઈમાં કોટની જૂની માર્કેટ સામે એક નાના મકાનમાં સૌ પ્રથમ ગુજરાતી છાપખાનું સ્થાપ્યું. એમાંથી એમણે સન ૧૮૧૪માં સંવત ૧૮૭૧નું સૌથી પહેલું ગુજરાતી પંચાંગ પ્રસિદ્ધ કર્યું, એમાંથી ૧૮૨૨માં મરેના અંગ્રેજી વ્યાકરણનો ગુજરાતી તરજુમો પ્રગટ કર્યો અને તા. ૧લી જુલાઈ ૧૮૨૨ને દિને એ જ છાપ-

ખાનામાંથી સૌ પ્રથમ ગુજરાતી સમાચારપત્ર 'શ્રી મુમબઈના સમાચાર' બહાર પાડ્યું. એ પછી કેટલાંક ગુજરાતી છાપખાનાંની સ્થાપના અને ગુજરાતી વર્તમાનપત્રો કે વિચારપત્રો શરૂ થયાં. તેના માલિકો કે સંચાલકો મોટે ભાગે પારસીઓ જ હતા. શરૂની સાલોમાં એ ક્ષેત્રમાં બિનપારસીઓ ભાગ્યે જ પ્રવેશતા હતા અને એની મોટી અસર ગુજરાતી ભાષા ઉપર થઈ. અશુદ્ધ, જોડણી વિનાની અને તરજુમિયા ભાષા છપાવા માંડી. 'મુમબઈ સમાચાર'ની પાછળ પાછળ 'જામે જમશેદ', 'મુંબઈના ચાબુક', 'સમાચાર દર્પણ' વગેરે પણ નીકળ્યાં અને પરિણામે વરસો સુધી એ દિશામાં કશો સુધારો ન થયો. પારસીઓને બોલવું તેવું લખવાની ટેવ છે તેના પડઘા પત્રોમાં પણ પડ્યા. ફારસી ભાષાના શબ્દોનો પણ છૂટથી પ્રયોગ થયો. દાદાભાઈ નવરોજીએ સન ૧૮૫૧માં 'રાસ્ત ગોફતાર' શરૂ કર્યું ત્યારે તેની ભાષા પણ ખાસ શુદ્ધ નહોતી, પરંતુ દાદાભાઈ ઈંગ્લંડ ગયા અને આ સાપ્તાહિકનું સુકાન કેખશરૂ નવરોજી કાબરાજીના હાથમાં આવ્યું ત્યારથી ભાષાની બાબતમાં સારો સુધારો પ્રથમ વાર જણાયો. પાલણજી બરજોરજી દેસાઈએ આ દિશામાં સરસ સંસ્કાર આપ્યો અને એમણે તો ફારસ શબ્દોના મૂળ ઉચ્ચાર સાચવવા સારુ અમુક અક્ષરો નીચે 'નુકતા' મૂકવાની પ્રથા જ શરૂ કરી.

પત્રમાંની ભાષાની શુદ્ધતા સાચવવા જે પ્રશંસાપાત્ર પ્રયાસ 'રાસ્ત ગોફતારે' કર્યો તેને કવિવીર નર્મદના નિબંધો અને તેના પાક્ષિક 'ડાંડિયો'થી સારો વેગ મળ્યો. ગુજરાતી ગદ્યનું હવે એકંદરે સારું ખેડાણ થવા લાગ્યું. નર્મદે ગુજરાતી ગદ્યને સ્વરૂપ આપ્યું, પણ 'ડાંડિયો' તેના કુશળ હાથોમાં લાંબો સમય સચવાયું નહીં અને આપણાં વૃત્તપત્રની ભાષાને તેની અવનવી શૈલીનો લાભ મળતો બંધ થયો.

ઈચ્છારામ સૂર્યરામ દેસાઈએ સુરતથી શરૂ કરેલ માસિક 'સ્વતંત્રતા'માં અઘરી ભાષા પીરસી હતી. એમાં એમણે સંસ્કૃત શબ્દોનો ભારોભાર ઉપયોગ કર્યો હતો. પરંતુ ૧૮૮૦માં એમણે મુંબઈથી 'ગુજરાતી' અઠવાડિક શરૂ કર્યું ત્યારે સરળ સાદી ભાષા આપવા કાળજી રાખી. ભાષાશુદ્ધિ જાળવવા એ અતિ ઉત્સુક હતા, પરંતુ 'ગુજરાતી'ના શરૂના અંકો પારસી માલિકીના છાપખાનામાં છપાતાથી તેમાં ઘણા ભાષાદોષ રહેતા. એ પત્રનું પોતાનું છાપખાનું થતાં ભાષાશુદ્ધિમાં 'ગુજરાતી' આદર્શ પત્ર થયું. પારસી પત્રોમાં જે તરજુમિયા ભાષા આવતી તેવી એમાં ન આવે એ માટે એમણે કાળજી કરી. આનો એક બીજો લાભ એ થયો કે ગુજરાતમાં શરૂ થયેલાં પત્રો મુંબઈના પારસી માલિકીના વર્તમાનપત્રોમાંથી સમાચારો ઉતારતા તેની ભાષા અને શૈલીની ખામીઓનું અનુકરણ કરતા થયેલા. તેમણે હવે મુંબઈના સમાચાર વગેરે મેળવવા માટે 'ગુજરાતી' તરફ લક્ષ દોડાવતાં, 'ગુજરાતી'માં આવતી ભાષા અને શૈલીનું અનુસરણ કર્યું.

વખતના વહેવા સાથે દેશમાં કેળવણીનું પ્રમાણ વધ્યું. કોલેજની કેળવણી પામેલો જુવાન વર્ગ વૃત્તવિવેચનના વ્યવસાયમાં પડતાં તેણે અઘરા અને સંસ્કૃત શબ્દોનો ઉપયોગ શરૂ કર્યો. વખત જતાં એવા શબ્દોનો વપરાશ વધ્યો. પ્રજામાં રાષ્ટ્રીય ચેતન આવતાં તેને ભારતી સંસ્કૃતિના ગૌરવનું ભાન થયું અને તેથી પણ સંસ્કૃત તરફ વળ્યું. આનું પરિણામ એ આવ્યું કે ઝાઝું ભણેલા નહીં એવા વર્ગને અને તેમાંય ગામડાંઓમાં વસનારને વર્તમાનપત્રો પરત્વે ખાસ આકર્ષણ ન થયું. આ ખોટું થયું.

### ગાંધીજીની દૃષ્ટિના પત્રકારત્વનો આરંભ

પણ ત્યાં ગાંધીજીએ 'નવજીવન' દ્વારા ૧૯૧૯માં પત્રકારત્વના ક્ષેત્રે પ્રવેશ કર્યો અને સ્થિતિ ફરી પલટાઈ. એમની માન્યતા હતી કે વૃત્તપત્ર કે વિચારપત્રની ભાષા શુદ્ધ હોવા ઉપરાંત સાદી, સીધી, સરળ અને અસરકારક હોવી જોઈએ. એનાં વાક્યો પણ ટૂંકાં રહેવાં જોઈએ. ગામડાંમાં વસતા, નામની કેળવણી પામેલા માનવીઓ છાપું વાંચતા થાય, સમજતા થાય, એમાં રસ લેતા થાય એવી ભાષા વર્તમાનપત્રની હોવી જોઈએ. એમણે એમની આ માન્યતાનુસાર અમલ કર્યો.

ગાંધીજી સાદી, સરળ ને નિખાલસ શૈલી દ્વારા ગ્રામવાસીઓના અંતર સુધી સહજતાથી પહોંચી ગયા ને અરસામાં 'સૌરાષ્ટ્રે' નવી જ શૈલી શરૂ કરી. દેશી રાજ્યોમાં પ્રજા પર પડતા સિતમો સામે જેહાદ ઉઠાવવાનું એનું ધ્યેય હતું. એને અનુરૂપ શૈલી એણે અપનાવી. એમાં વેગ, ઉત્સાહ, હૃદયસ્પર્શિતા હતાં. કેટલીક વેળા બાલિશપણું પણ જોવાનું અને ઘણી વેળા શબ્દોની વધારેપડતી રમત રમાતી. પત્રની નીતિને આ શૈલી અનુરૂપ હોઈ તેણે વાચક વર્ગનું ખૂબ સારું લક્ષ ખેંચ્યું અને પરિણામે તેની કાચીપાકી નકલ પણ ઘણી થઈ. આવી નકલ કરનારા એટલું ન સમજ્યા કે વાતાવરણમાં ગરમી હોય, કોઈ તકરારી પ્રશ્ન પ્રજામાં ખૂબ જોરશોરથી ચર્ચાઈ રહ્યો હોય, પરિસ્થિતિ તંગ બની હોય, તેવે સમયે આવી શૈલી વાચકના હૃદય પર અસર નિપજાવી જાય. બાકી, રોજરોજ લાગણીને કૃત્રિમ હડસેલા દેતા શબ્દોના ફુવારા ઊડતા જોઈને, કે કારણ અકારણ લોહીમાં કલમ બોળીને લખાતા હોય એવા શબ્દો વાંચી વાંચીને વાચક વર્ગ આખરે તો અકળાય છે અને વિચારશીલ વાચકવર્ગ તેને હસી કાઢે છે. એટલું જ નહીં એને પરિણામે શબ્દોની શક્તિ પણ ઘટી જાય છે.

વૃત્તપત્રોની ભાષા અને શૈલીની દૃષ્ટિએ ગાંધીજીએ જે માર્ગ ચીંધ્યો છે અને સફળતાપૂર્વક અમલમાં મૂકી બતાવ્યો છે એ જ માર્ગ ઉત્તમ છે એમાં વિવાદને સ્થાન નથી.

ગુજરાતની અખબારની સવારી શરૂ થઈ ત્યારે સમાચાર મેળવવાનાં સાધન જેમ ઓછાં હતાં તેમ પ્રજામાં કેળવણીનું પ્રમાણ નામનું હોઈ સમાચાર જાણવાની તાલાવેલી પણ નહોતી. ત્યારે સમાચારમાં વેપારી વર્ગને ઉપયોગી બને એવી ખબરો આપવાને કેટલાક પત્રો કાળજી રાખતા ખરાં. કેટલાક પત્રો તો એ માટે જ નીકળતાં. 'અખબારે સોદાગર' નામ એનું સૂચક છે. રાજકીય પ્રશ્નો પરત્વે ત્યારે ભારોભાર ઉદાસીનતા હતી. છાપાની કતારો જે એકમાત્ર બાબતની ચર્ચાથી

ભરાતી તે સામાજિક અને ધાર્મિક પ્રશ્નોની; પરંતુ આવી ચર્ચાનું ધોરણ ઘણું ઊતરતું હતું. એમાં એકમેક સામે અંગત આક્ષેપ થતા ને એકબીજાના કુટુંબની ખાનગી વાતો પણ જાહેરમાં મુકાતી. ટૂંકમાં, ચર્ચાને નામે ગાલીપ્રદાન જ થતું અને તકરારી પ્રશ્ન બાજુએ રહી જતો.

### સમાજસુધારાનું સાધન

આવી ચર્ચાનો ઝોક પણ મુખ્યત્વે કરીને જુનવાણી તરફેણમાં હતો. સુધારાની હિમાયત કરનાર સામે એમાં આકરા પ્રહાર થતા. સુધારકોનો અવાજ દબાઈ ન જાય એ માટે એમણેય પોતાનાં પ્રચારવાહન શરૂ કર્યાં. દાદાભાઈ નવરોજી, કરસનદાસ મૂળજી, કેખશરૂ કાબરાજી, કવિ નર્મદાશંકર, દુર્ગારામ મહેતાજી જેવા મહારથીઓએ ધર્મને નામે ચાલતાં ધતિંગો ઉઘાડાં પાડતાં, અર્થ વિનાના રિવાજો અને ક્રિયાકાંડોને તિલાંજલિ આપવા પ્રજાને શિખામણ આપતાં, રૂઢિપૂજકો ગરમ થઈ ગયા અને આ મહારથીઓ સામે જુનવાણી પત્રોમાં આકરા પ્રહાર કર્યા. કાબરાજીના 'રાસ્ત ગોફતાર' અને કરસનદાસના 'સત્ય પ્રકાશે' સુધારકોનું મંતવ્ય પ્રજા સમક્ષ મૂક્યું અને સુધારાના કાર્યને વેગ આપવા પ્રાણવાન પ્રયાસ કર્યા. પણ આવા છૂટાછવાયા પ્રયત્નો બાદ કરતાં પ્રારંભના યુગનું ગુજરાતી વૃત્તિવિવેચન સમાજસુધારાની દિશામાં સ્થિતિરક્ષક નીતિની હિમાયત કરનારું હતું.

ગુજરાતના પત્રકારત્વ અને વિલાયતના વૃત્તવિવેચન વિષે એક બાબત નોંધવા જેવી છે. ઇંગ્લંડનાં પ્રારંભનાં પત્રોની કતારો અહીં જેમ જુનવાણી ધાર્મિક કે સામાજિક વિષયોની લાંબી ચર્ચાથી નહોતી ભરાઈ. ત્યાં માર્ટિન લ્યૂથર જેવી વીર વ્યક્તિઓએ અંધ ધર્મશ્રદ્ધા અને કુરિવાજો સામે પડકાર કર્યા પછીથી વૃત્તવિવેચનનો ઉદ્ભવ થયો, જ્યારે આપણે ત્યાં વૃત્તપત્રો નીકળ્યાં એ જ અરસામાં કે તે પછી થોડો સમય રહીને સમાજસુધારાની પ્રવૃત્તિ શરૂ થઈ. સુધારકોના અવાજને ગૂંગળાવવા અને તેમની પ્રવૃત્તિને ઊગતી જ દાબી દેવા જુનવાણી પત્રોનો આશ્રય લેવાતાં, સુધારકોએ પોતાનાં પાક્ષિક અને સાપ્તાહિક સ્થાપ્યાં અને પરિણામે પત્રોમાં સામસામા શાબ્દિક જંગ જામ્યા. આ દરમિયાન જે અશિષ્ટ ભાષાનો ઉપયોગ થયો અને જે પ્રકારની ઝેરીલી ચર્ચા થઈ તે આપણા પ્રારંભના પત્રકારત્વ ઉપર ડાઘ સમાન છે.

સન ૧૮૮૦માં ઇચ્છારામ સૂર્યરામ દેસાઈનું સાપ્તાહિક 'ગુજરાતી' શરૂ થતાં ગુજરાતી પત્રકારત્વમાં એક નવો યુગ શરૂ થયો. હાલ સુધીનાં પત્રોનું ધ્યેય મર્યાદિત અર્થમાં સામાજિક હતું—સુધારા તરફ યા વિરુદ્ધ, પરંતુ 'ગુજરાતી'થી તે સ્પષ્ટપણે રાજકીય થવા માંડયું. બે વર્ષ પૂર્વે સુરતમાં તેની 'શારદા પૂજક મંડળી' વતી ઇચ્છારામે 'સ્વતંત્રતા' નામનું માસિક શરૂ કરેલું અને તેનું સંચાલન કરેલું. એમાં એમણે આજે માનવામાં પણ ન આવે એવી જોશીલી શૈલીમાં નીડરતાથી સ્વતંત્રતાની હિમાયતના લેખો લખ્યા હતા અને સત્તાધીશોનો ખોફ વહોર્યો હતો. 'ગુજરાતી'માં શરૂમાં એમણે આ દિશામાં સંયમથી કલમ ચલાવી. 'ગુજરાતી' પહેલાં કાબરાજી એમના 'રાસ્ત ગોફ્તાર'માં રાજકીય વિષયોની ચર્ચા કરતા હતા, પણ એમના રાજકીય વિચારો સાંકડા હતા. દાદાભાઈએ શરૂ કરેલ અખબારમાં આવા વિચાર પ્રકટ થયા એથી દાદાને દુઃખ થયું. સામાજિક ક્ષેત્રે, જુનવટવાદીઓની ખફા નજરનો ભોગ બનીને પણ હિંમતથી પ્રગતિવંત વિચારો દર્શાવે જનાર એ પત્રકારે રાજકીય ક્ષેત્રે સંકુચિત વિચારો દર્શાવ્યા. બીજી બાજુ ઇચ્છારામ દેસાઈએ 'ગુજરાતી' અઠવાડિકમાં ઉદ્દામ રાજકીય વિચારો સાથે સામાજિક ક્ષેત્રમાં એટલા જ પ્રમાણમાં સાંકડા વિચાર દર્શાવ્યા.

ગુજરાતી પત્રકારત્વનું આ એક અવનવું લક્ષણ છે કે કેટલાંક અગત્યનાં અખબારોએ રાજકારણમાં ઉદ્દામ વલણ અને સમાજસુધારામાં ઓછું વધતું સ્થિતિરક્ષક વલણ અખત્યાર કર્યું. દાખલા તરીકે 'ગુજરાતી', 'સાંજ વર્તમાન' અને શરૂનાં વર્ષોમાં 'પ્રજાબંધુ'. ઊલટ પક્ષે કેટલાક ઉદ્દામ સુધારક પત્રકારો રાજકારણમાં વિનીત રહ્યા એ પણ જાણીતું છે. કાબરાજી એનું બહુ સારું દૃષ્ટાંત છે. એ માનતા અને કહેતા કે રાજદ્વારી સુધારા પૂર્વે સંસારસુધારાની આવશ્યકતા છે અને સંસારસુધારો એ સઘળા રાજદ્વારી સુધારાનો મૂળ આધાર અને પાયો છે.

### વૃત્તપત્રોમાં વૈવિધ્ય

વર્તમાનપત્રોમાં સમાચારનું સ્થાન હવે ગૌણ રહ્યું નહોતું. કેળવણી ક્ષેત્રે થોડો સુધારો થયો હતો. રાજકીય વિષયોની ચર્ચા જાહેરમાં થવા માંડી હતી. આગગાડી અને ટપાલની સગવડ થવાને કારણે દેશભરના સમાચારો મેળવવાનું શક્ય બન્યું હતું. માનસિક વિકાસ સાથે વિવિધ દિશામાંના સમાચાર મેળવવાની પ્રજાની જિજ્ઞાસા વધી હતી. એ સંતોષવાને એ સમયનાં વર્તમાનપત્રોએ પોતાનાં સાધનસંજોગોના પ્રમાણમાં સારો પ્રયત્ન કર્યો. સમાચાર સાથે સાહિત્ય પરત્વે યે લક્ષ અપાવા માંડયું. વર્તમાનપત્રોમાં સાહિત્યની કતારો શરૂ થઈ. ભાષાશુદ્ધિ માટે આગ્રહી એવા લેખકો પાસે એ કતારોનાં સુકાન હોવા છતાં કામદારોની નિરક્ષરતા વગેરે કારણે ભાષાની શુદ્ધતા પરત્વે બીજા યુગના શરૂઆતનાં સાલોમાં સારું લક્ષ નહોતું આપી શકાયું, છતાં ત્યારે સાહિત્યની વૃદ્ધિ અને વિકાસ માટે વર્તમાનપત્રોની સાહિત્ય કતારો જ એકમાત્ર મહત્ત્વનું સાધન હતું. પ્રજામાં શિષ્ટ વાચન માટેની અભિરુચિ એ મારફતે જ થઈ. વૃત્તપત્રના આધાર વિના સાહિત્ય ટકી રહેવાની સ્થિતિ ત્રીજા તબક્કામાં આવી, પરંતુ એની શરૂઆત 'ગુજરાતી'ના યુગમાં થયેલી.

### પત્રકારત્વમાં ગાંધીયુગ

નર્મદ અને ઇચ્છારામે તેમનાં પાક્ષિક અને સાપ્તાહિક દ્વારા ગુજરાતીઓમાં સ્વદેશાભિમાન પ્રકટાવવા પ્રાણવાન અને પ્રશંસનીય પ્રયાસ કર્યા અને પ્રજાને રાજકીય વિષયોમાં રસ લેતી કરી, પણ આ મહત્ત્વના કાર્યને સંગીન વેગ મળ્યો ગાંધીયુગમાં. પત્રોને સારા પ્રમાણમાં મળેલ રાજકીય સ્વરૂપ એ આ યુગનું મહત્ત્વનું લક્ષણ છે.

'ગુજરાતી' જેવા પત્રને બાદ કરતાં બીજાં વર્તમાનપત્રો રાજકીય વિષયોની ચર્ચા કરતાં તે મન મનાવવાની રહેતી અને મોટે ભાગે તો પરદેશી સરકારને પંપાળનારી હતી. ૧૯૧૯માં ગાંધીજીએ 'નવજીવન'નું સુકાન સંભાળ્યું ત્યારથી આ દિશામાં મોટું પરિવર્તન આવ્યું. સાદી સરળ સુઘડ ભાષામાં, નિખાલસ શૈલીમાં, સાચી સ્વતંત્રતાની હિમાયત કરતા રાષ્ટ્રપિતાના લેખો એમાં પ્રગટ થયા. એની અસર એટલી પ્રબળ હતી કે અમદાવાદથી પ્રગટ થતા એ અનુપમ વિચારપત્રનું મુંબઈ અને ગુજરાતનાં બીજાં ઘણાં પત્રોએ અનુકરણ કર્યું. આ અખબારોએ સાથે મળીને પ્રગતિવંત રાજકીય વિચારોનો સારો પ્રચાર કર્યો.

આ યુગે રાજકીય ક્ષેત્રમાં જેમ પ્રગતિવંત વિચારો આપ્યા તેમ સામાજિક ક્ષેત્રે પણ આગળ વધેલા વિચાર આપ્યા. ધર્મને નામે ચાલતાં ધતિંગો, રિવાજોને નામે સમાજમાં પોષાતી બદીઓ, ન્યાતમાં વર્ણો પાડી કેટલાકને હલકા ગણી તેમને અન્યાય કરવાની પ્રથા, સ્ત્રીઓને થતા અન્યાય—એ સઘળાં દૂર કરવાને 'નવજીવન' અને તે પછી 'હરિજનબંધુ'એ સમર્થ પ્રયાસ કર્યા. આ કાર્યમાં બીજાં પત્રોએ પણ સારો સહકાર આપ્યો. કેટલાંક પત્રો જેમણે આગલાં વર્ષોમાં સામાજિક સુધારાની બાબતમાં ઝાઝો રસ નહોતો લીધો કે તેનો સ્પષ્ટપણે સામનો કર્યો હતો તેમણે પોતાની આગલી નીતિનો ત્યાગ કરી સામાજિક સુધારાની પ્રવૃત્તિને સમર્થન આપવા માંડ્યું. બીજા હાથ ઉપર થોડાંક પત્રો જેમણે ગાંધીજીના આઝાદીના અવાજને આવકાર્યો તેમણે, અંત્યજોદ્ધાર જેવી ચળવળથી ગભરાઈને તેનો વિરોધ કર્યો; અને આ દિશામાંના વિરોધને કારણે તેમના રાજકીય વિચારોનો સામનો તો ન કર્યો પણ તેને પુષ્ટિ આપવાનું અને તેનો પ્રચાર કરવાનું માંડી વાળ્યું.

### સમાચાર વૈવિધ્ય

ગાંધીયુગમાં ગુજરાતી પત્રકારત્વે એક નવી દિશામાં પગલાં માંડ્યાં અને તે દેશી રાજ્યોના પ્રશ્નોની ચર્ચામાં. વર્ષો ઉપર સુરતના 'ગુજરાતમિત્રે' તેના સબળ સુકાની દીનશાહ અરદેશર તાલિયારખાનની દોરવણીને કારણે આ દિશામાં સારું પ્રારંભિક કાર્ય કર્યું હતું. વડોદરા નરેશ મલ્હારરાવના રાજ્યઅમલની તેણે કરેલી ટીકા અને આ અમલ લૉર્ડ નૉર્થબ્રુકની સરકારના ધ્યાન ઉપર લાવવા માટે કરેલ પ્રચાર અને પ્રયત્ન ગુજરાતના પત્રકારત્વનું એક ઊજળું પૃષ્ઠ છે. 'ગુજરાતમિત્ર' જેવો આ વિરલ અપવાદ બાદ કરતાં ગુજરાતી વૃત્તપત્રો રાજસ્થાની પ્રશ્નોની ચર્ચામાં પડ્યાં નહોતાં અને કોઈક વાર તેની ચર્ચા થતી તો તે ઉપરટપકી, પરંતુ ગાંધીજીના પ્રચાર અને શિક્ષણને કારણે જે રાજકીય જાગૃતિ આવી એને લઈ દેશી રાજ્યોના સવાલોમાં ઊંડી નજર નાખવાની અને નિર્ભયપણે તેની ટીકાચર્ચા કરવાની પ્રણાલી શરૂ થઈ. એ જ મુખ્ય કાર્ય માટે 'સૌરાષ્ટ્ર' શરૂ થતાં ગુજરાતને રંગીન શૈલીનું અવનવું પત્રકારત્વ મળ્યું. એની શૈલીની ચર્ચા ઉપર થઈ ગઈ છે. અત્રે એટલું જ ઉમેરવાનું કે રજૂઆતની નવીન પદ્ધતિ, તળપદી ભાષાની છાંટ અને વિવેચનની નીડરતાની 'સૌરાષ્ટ્રે' શરૂ કરેલી પ્રણાલિકા ગુજરાતના પત્રકારત્વમાં અજોડ અને અનુપમ છે. રાજસ્થાની પ્રશ્નોની ચર્ચા એ પછી બીજાં પત્રોમાં પણ થઈ. 'જન્મભૂમિ'ની સ્થાપના મુંબઈમાં આ જ મુખ્ય હેતુથી થયેલી પરંતુ ગુજરાતના પત્રકારોને આ અગત્યની દિશામાં જવા પ્રેરનાર તો 'સૌરાષ્ટ્ર' જ હતું.

જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ક્રાન્તિપોષક વિચારો એ ગુજરાતના પત્રકારત્વના ત્રીજા યુગનું સૌથી વિશેષ લક્ષ ખેંચતું લક્ષણ છે. ગાંધીજીની અસરનું એ પરિણામ છે. એ અસર એટલી પ્રબળ અને વ્યાપક છે કે એ યુગને વિના સંકોચે ગાંધીયુગ કહી શકાય.

### વૃત્તપત્રોનાં બીજાં અંગો

લગભગ દોઢ-બે દસકાથી એમ લાગવા માંડ્યું છે કે ગુજરાતી વૃત્તવિવેચન ગાંધીશૈલીની વૃત્તપત્રની ઘાટીમાંથી સરકી ગયું છે. ભાષા, મથાળાં, સમાચારોની રજૂઆત, ચોકઠાનો શણગાર, જાહેરખબરની ગોઠવણી વગેરેમાં ઘણો ફેરફાર થયો છે. ગાંધીયુગનાં સાપ્તાહિકોએ એક વિશિષ્ટ ઘાટ અપનાવ્યો હતો. એની અસરમાંથી હાલનાં અઠવાડિકો સાવ મુક્ત થઈ ગયાં લાગે છે. છેલ્લાં પચીસ-પાંત્રીસ વર્ષ દરમિયાન નીકળેલાં ગુજરાતી સાપ્તાહિકોમાંનાં કેટલાંક આથમી ગયાં છે. કેટલાંક મરવાની આળસે જીવે છે. કેટલાંકને વર્તમાનપત્ર કહી શકાય એમ નથી. એવાં અનેક પત્રો સિનેમા રસિયાઓને કે વાર્તાવાચકોને ગમતી વાનગી પીરસે છે. એમાં સિનેસૃષ્ટિને સ્પર્શતી માહિતી ભરપટ્ટે અપાય છે ખરી, પરંતુ તેમ કરતાં મોટે ભાગે સિનેસંચાલકોની કૃપાદૃષ્ટિનો ખ્યાલ રખાયેલો જોવાય છે. બોલપટોની નિષ્પક્ષપાત કે શાસ્ત્રીય ચર્ચાનો એમાં અભાવ જોવાય છે. સિનેમા ઉપરાંત એમાં જે બીજી થોડી વાનગી પીરસાય છે જેવી કે, નવલિકા, તારા-સિતારાની ચાલ, જાતીય પ્રશ્નોની ચર્ચા, સવાલ-જવાબ, એની કક્ષા પણ સાવ ઊતરતી હોય છે. હાલહાલમાં કેટલાંક સાપ્તાહિકોમાં વેદાનો વિભાગ ઉમેરાયો છે અને એને જે લોકપ્રિયતા મળી રહી છે તેને લઈ તે દૈનિક અને સાપ્તાહિક બંને પ્રકારનાં પત્રોમાં દિનઊગ્યે વધુ પ્રમાણમાં દેખા દે છે.

### આજનું પત્રકારત્વ

છેલ્લા ત્રણ-સાડાત્રણ દાયકા દરમિયાન ગુજરાતના પત્રકારત્વે વિવિધ ક્ષેત્રે સારી પ્રગતિ કરી છે. છેલ્લામાં છેલ્લા સમાચારો તેમાં વહેલામાં વહેલી તકે પ્રગટ થાય છે. અગાઉ કરતાં થોડા વધુ પ્રમાણમાં ચિત્રો, છબીઓ અને ઉપહાસચિત્રો એમાં જોવાય છે. કેટલાંક પત્રો પોતાના 'બ્લૉક મેકિંગ પ્રોસેસ' પણ ધરાવતાં થયાં છે. આગેવાન પત્રોમાં નકશા અને આકૃતિઓ પણ જોવાય છે. સાહિત્ય પરત્વે એકંદરે સારું લક્ષ અપાય છે. હળવી વાનગી આપતી કતાર પણ ઘણાં પત્રોમાં નિયમિત પ્રગટ થતી જોવાય છે. સમૃદ્ધ અખબારોએ જુદા જુદા વિષયોને સ્પર્શતા લેખો લખવા તે તે વિષયના અભ્યાસીઓ કે નિષ્ણાતોની નિમણૂક કરી છે અને કેટલાંક પત્રો બહારના લેખકોને દામ આપીને તેમની પાસે લખાવે છે. અખબારોની કચેરીમાં

રહીને કામ કરતા પત્રકારોને હવે સારા દરમાયા મળે છે અને સમાજમાં તેમનો મરતબો પણ વધ્યો છે.

### પત્રકારત્વનું મહત્ત્વનું અંગ

જાહેરખબર પત્રકારત્વનું અગત્યનું અંગ છે. વર્તમાનપત્રો પ્રગટાવવાનું ખર્ચ હાલના સંજોગોમાં એટલું બધું વધી ગયું છે કે જે અખબારની જાહેરખબરની બાજુ સમૃદ્ધ ન હોય એ ગમે એટલું સારું વાચન આપવા છતાં લાંબો સમય ટકી ન શકે. પશ્ચિમના દેશોમાં જાહેરખબરની કલાએ બહુ સારો વિકાસ કર્યો છે અને પરિણામે ત્યાંનાં પત્રોના અને તેમાંય ત્યાંનાં સામયિકોનો ઉદ્ભવ સરસ બન્યો છે. જાહેરાતમાંથી પણ પ્રજાને સમાચાર મળે કે નવું જાણવાનું મળે અને ફાયદો થાય એવી વિગતો ત્યાં મળી રહે છે. વિશેષ મહત્ત્વની બાબત એ છે કે કોઈ જાહેરાતની બાબતમાં અતિશયોક્તિ જણાય કે પ્રજાને એ જાહેરાત આડે માર્ગે દોરવતી જણાય તો તે સામે અમેરિકા જેવા દેશમાં 'ફેડરલ ટ્રેડ કમિશન' પોકાર કરે છે અને પરિણામે જાહેરાત કરનાર ખોટી ડંફાસ મારતાં ડરે છે. અહીં આ સ્થિતિ નથી. આપણે ત્યાં સૌથી વધુ જગા સિનેમાની જાહેરખબરો રોકે છે. એ માટેનો દર પણ ઓછો હોય છે. એ ઉપરાંત મોટી જાહેરખબરો મુખ્યત્વે કરીને દવાઓ, ચાકુતીઓ, જડીબુટ્ટીઓ, સિગરેટ વગેરેને લગતી હોય છે. કેટલીક વેળા તે સભ્ય સમાજને ન ગમે એવાં ચિત્રો સાથે પણ છપાય છે.

આવી જાહેરાતોને બાદ કરતાં જાહેરાતની કલા આપણે ત્યાં દિનપ્રતિદિન ખીલતી જાય છે. મિલોની કાપડની રજૂઆત આજે સરસ રીતે થાય છે. ગુજરાતની ચિત્રકલા એ જાહેરખબરોમાં દેખાય છે. જાહેરાતની વિકસતી કલા આપણા કેટલાક ચિત્રકારોને રોજી આપવાનું સાધન પણ બની છે.

### કેટલાંક દૂષણો

ઉપર કહ્યું એમ ગુજરાતનું વૃત્તવિવેચન ગાંધીયુગની અસરમાંથી સરકી રહ્યું લાગે છે. ઘણી વેળા એમ માનવાને મન થાય છે કે, તે ચોથા યુગમાં—સ્વાતંત્ર્ય યુગમાં—પ્રવેશ્યું છે; અને એ સાથે કેટલાંક અનિચ્છનીય તત્ત્વો એમાં દેખાવા લાગ્યાં છે. બે લીટીના સામાન્ય સમાચારને બે લીટીનું મથાળું મારવાના, દમ-કસ વિનાના પણ સમાજમાં સનસનાટી મચાવે એવા સમાચારને ચોકઠાથી શણગારવાના, ખૂન, બળાત્કાર, મારામારી વગેરે જેવી બાબતોને મહત્ત્વ અને મહત્ત્વનું સ્થાન આપવાના દોષોએ આપણાં પત્રોની કતારોમાં ડોકિયાં કર્યાં છે. ખૂનને લગતા મુકદ્દમાઓ અને તેમાંય જેમાં કોઈ સ્ત્રી અને તેનો પ્રેમી સંડોવાયો હોય એવા ખટલાના મુકદ્દમાઓને પાનાં ને પાનાં ભરી પ્રસિદ્ધિ અપાય છે અને તેને લગતી છબીઓ છાપવામાં પણ ગૌરવ અનુભવાય છે. લાગણીઓ ઉપર વેપાર કરતું કૃત્રિમ રોમાંચકતાવાળું આવું પીળું પત્રકારત્વ છેલ્લા કેટલાક સમયથી—કદાચ દેશના બીજા ભાગો જેમ—આપણે ત્યાં પણ નજરે પડી રહ્યું છે.

ગાંધીજીની અસરને કારણે ગુજરાતનાં સાપ્તાહિકો ભેગાં દૈનિકોમાં પણ પ્રશંસનીય ભાષાશુદ્ધિ જોવાતી થયેલી તે સ્થિતિ પણ છેલ્લા થોડા સમયથી દૂર થયેલી લાગે છે અને એ દિશામાં દિનઊગ્યે વિશેષ બગાડો થતો રહ્યો છે. સારી રીતે લખાયેલા સમાચાર અને લેખો જોડણીના દોષોવાળી ભાષામાં છપાવા માંડ્યા છે. પત્રકારો અને લેખકો સાચી શુદ્ધ ભાષામાં લખે છે, પણ કાં તો અણઘડ કે બેદરકારકારી ગરોકામદારો છપાતી વેળા શુદ્ધતા જળવાય એ માટે કાળજી રાખતા નથી. ભાષાશુદ્ધિની દિશામાં આપણાં પત્રોએ જે સિદ્ધિ મેળવેલી તે આપણે ગુમાવી રહ્યા છીએ એ દુઃખની વાત છે.

વર્તમાનપત્રો મોટી શક્તિ છે. એ શક્તિનો સરસ પરચો દેશના સ્વાતંત્ર્યસંગ્રામ વેળા થયો છે. એક નોંધવા જેવી બાબત એ છે કે, ગુજરાતના કેટલાક આગેવાનો રાજકીય ચળવળની ઉગ્રતા ઓછી થતાં વૃત્તવિવેચનના વ્યવસાયમાં પડ્યા અને એ સ્થાનેથી પ્રજાની વિવિધ ક્ષેત્રે સુયોગ્ય દોરવણી કરવામાં સારો ફાળો આપ્યો. આવા ત્યાગી માણસો સાથેના સંબંધને પરિણામે કેટલાંક પત્રોની પ્રતિષ્ઠા વધી અને એ પત્રોનાં સ્થાન સ્થિર થયાં. આજે આપણી પાસે સારાં પત્રો છે, કેટલાંક પત્રો માટે ગુજરાત ગૌરવ અનુભવી શકે એમ છે અને છતાંય એટલી વાત સ્પષ્ટ છે કે, ગુજરાતમાં આજે એવો કોઈ પ્રખર પત્રકાર નથી જે પોતાના વ્યક્તિત્વથી પ્રજાને દોરી જાય કે જેનો અવાજ પ્રજાના અંતરમાં ઊંડી અસર ઉપજાવે.

વિશ્વના કેટલાક આગળ વધેલા દેશોમાં વર્તમાનપત્રો મોટી શક્તિ બન્યાં છે અને તેમના દેશના જીવનમાં તેમનો સાદ સંગીન અસર પાડે છે. આવાં પત્રો આપણે ત્યાં ગઈ કાલે હતાં, પણ આજે એવી સ્થિતિ નથી. સમાજના અમુક વર્ગમાં અમુક વૃત્તપત્રોનો વગવસીલો છે ખરો, પણ એ વર્ગ વિશાળ નથી અને દેશ કે પ્રાંત કે રાજ્યની સમગ્ર પ્રજાની સરખામણીમાં તો તે ઘણો નાનો છે. ગાંધીજીના અવસાન પછી ગણતરીની સાલોમાં તેમનાં અનુપમ પત્રો સંકેલી લેવાં પડ્યાં એ પણ—ખાસ કરી ગુજરાત માટે—દુઃખની બાબત જરૂર છે.

### વૃત્તપત્રોની આર્થિક મૂંઝવણ

આપણાં અહીંનાં આબાદ અને સમૃદ્ધ ગણાતાં અખબારોની આર્થિક સ્થિતિ વિલાયતનાં એવાં પત્રોની સરખામણીમાં વિસાત વિનાની છે. એટલી વાત સાચી છે કે પરદેશનાં પત્રોએ પોતાનું સ્વાતંત્ર્ય કોઈ આગેવાન રાજકીય પક્ષ કે હુન્નરઉદ્યોગની કોઈ વિશાળ પેઢીને ગીરવે મૂક્યું હોય છે અને એ પત્રો તેમનાં જ ગીતો ગાઈને સંતોષ માને છે. ગુજરાતના સદ્ભાગ્યે તેને આંગણે ગઈ કાલ સુધી એવી સ્થિતિ નહોતી. આપણાં પત્રો જો કોઈનાં પણ વાજિંત્રો બન્યાં હોય તો તે માત્ર કૉંગ્રેસનાં—હિંદી રાષ્ટ્રીય મહાસભાનાં. ગઈ કાલ સુધી દેશ ગુલામ હતો ત્યાં સુધી આમ તેનાં વાજિંત્ર બનવામાં નાણાકીય લાભ નહોતો અને સામી પરદેશી રાજકીય સત્તાની ઇતરાજી વહોરવાની, જેલયાત્રાને આમંત્રણ આપવાની, દંડો-અનામતો આપવા-ભરવા-જપ્ત થવાની ભીતિ હરપળે રહેતી. આમ છતાંય આપણા અનેક આત્મભોગી પત્રકારોએ દેશની મુક્તિ કાજે પ્રજાને કેળવવા અને પરદેશી શાસનકર્તાઓની શક્તિનો

સંહાર કરવા કમર કસી એ તેમના માટે આપણને ભારોભાર આદર અવશ્ય ઉપજાવે છે.

ગઈ કાલ સુધી આપણે ગર્વથી કહેતા હતા કે, આપણાં અખબારોએ પોતાની સ્વતંત્રતા વેચી નથી, કોઈની લાગવગની શેહમાં તણાયા વિના, આર્થિક લાભનો ઝાઝો વિચાર કર્યા વિના, સામાજિક, ધાર્મિક અને રાજકીય ક્ષેત્રે તેમણે પ્રજાને સુયોગ્ય દોરવણી આપી છે. આજે એ જ સ્થિતિ હોય એ માટે શંકા રહે છે. પોતાની હસ્તી કાયમ રાખવા માટે, આર્થિક સ્થિતિ સંગીન કરવા કાજે કે જાહેરમાં અને સત્તાધીશોમાં પોતાનો વગવસીલો વધારવાના વિચારે કોઈ પત્રો અમુક રાજકીય પક્ષોને પોષનારાં અને તેમની સામા ન થનારાં બન્યાં હોય એમ લાગે છે. ગુજરાતનાં વૃત્તપત્રો કોઈ પક્ષ કે પેઢી કે સત્તાનાં દાસ ન બને, કેવળ એક જ પક્ષની વાતોની રજૂઆત ન કરે, સૌ મહત્ત્વના પ્રશ્નોની તેના ગુણદોષ ઉપર નિષ્પક્ષ અને નિખાલસ ચર્ચા કરે—ગઈ કાલે આ દિશામાં જેમ અમલ કર્યો હતો તેમ કરવાનું ચાલુ રાખે—તો તેઓ ગુજરાતના પત્રકારત્વની પ્રસંશાપાત્ર પરંપરાને પુષ્ટિ આપશે અને પ્રજાને ઉપયોગી અને માર્ગદર્શક બનવાં ચાલુ રહેશે.

# ’૩૦ પછીની કવિતા

શ્રી ઉમાશંકર જોશી
(આચાર્ય, ગુજરાતી ભાષા સાહિત્ય વિભાગ,
ગુજરાત યુનિ., અમદાવાદ)

## ૧. સમાનુભૂતિના ફલકનો વિસ્તાર

છેલ્લાં પચીસ વરસની ગુજરાતી કવિતા વિશે વિચાર કરતાં પહેલો વિચાર એ આવે છે કે પહેલાં કરતાં આ પચ્ચીશીમાં કવિતાને માટે પ્રચારનાં સાધનો ખૂબ વધ્યાં છે. કવિતા, રચાયા પછી થોડા સમયમાં, ઘણાંઓ સુધી પહોંચી શકે એ સંભવિત બન્યું છે. આમાં કેળવણીનો વધતો જતો પ્રચાર, વર્તમાનપત્રોનો સહકાર, પાઠ્યપુસ્તકો દ્વારા બહોળા વિદ્યાર્થીસમુદાય સુધી નવી કવિતાનું પહોંચવું, કવિસંમેલનો-મુશાયરા અને બીજા સાંસ્કૃતિક મેળાવડા, રેડિયો દ્વારા થતી કવિતાની રજૂઆત—આ બધાએ નોંધપાત્ર ભાગ ભજવ્યો છે. આ પચ્ચીશી પહેલાંના કવિઓની —ઉત્તમ કવિઓની પણ—કવિતા આટલી સહેલાઈથી બહોળા વર્ગ સુધી પહોંચી શકે એવું ન હતું.

તો એમ માનવું કે કવિતા લોકપ્રિય થઈ છે? શું ખરેખર એવું તારણ કાઢી શકાય કે કવિતા લોકોના જીવનમાં એક મહત્ત્વના અંશરૂપ બની છે?

સહેજ વિરોધાભાસ જેવું લાગશે, પણ મને તો એમ લાગે છે કે અત્યારના સમયમાં એક પ્રજા તરીકે આપણે ઓછામાં ઓછી કવિતાથી ચલાવીએ છીએ. તમારી શેરીના કોઈ આરે આવેલા ગ્રેહીમાનો આ અંગે પરિચય કરી જોવા જેવો છે. આપણાં જૂનાં માણસોનું જીવન તપાસીશું તો દેખાશે કે તેમના જીવનમાં કવિતા ઠીક ઠીક મહત્ત્વનો ભાગ ભજવતી. પ્રેમાનંદનાં હૂંડી, મામેરું, સુદામાચરિત જેવાં આખ્યાનો અનેક વાર એમણે માણ્યાં હોય. એક પ્રકાશક પાસેથી સાંભળ્યું છે કે ચૈત્ર બેસે તે પહેલાં અમદાવાદમાંથી પ્રેમાનંદકૃત ઓખાહરણની નકલો મોટી સંખ્યામાં ગામડાંમાં ચાલી જાય છે. (કવિતાની લીટી પૂરી થતાં બાકીની જગા છોડી દેવાને બદલે ગદ્યપુસ્તકની જેમ સળંગ છાપેલી એવી જ એક પ્રત ઈડરના રામદ્વારામાં નાનપણમાં વાંચવા હું ભાગ્યશાળી થયેલો.) અનેક ગરબીગરબા, ભજનો, પ્રભાતિયાં, વ્રતકથાઓ, દુહા, કહેવત, ઉખાણાં આ, આપણા અભણ ગણાતાં ભાંડુઓને કંઠે હોય. જ્યારે, એમના પ્રમાણમાં, ભણેલા માણસોને કેટલી ઓછી કાવ્યપંક્તિઓ મોઢે હોય છે? જૂનાં માણસોની વાણીનું પોત અનેક વાર લોકોક્તિઓ અને રૂઢિપ્રયોગોથી ભાતીગળ અને સોહામણું જોવા મળે છે, જ્યારે આપણા જમાનાનાં માણસો વિશે એવું હિંમતભેર કહી નહિ શકાય. ટૂંકામાં, અભણ ગણાતાં માણસો જીવનમાં કવિતા વિના ચલાવી લેતાં નથી, પણ ભણેલા વર્ગે કવિતા વગર જીવવાની કળા હસ્તગત કરી હોય એવું દેખાય, ભાસ છે. ઉપરણેલાં માણસો મોટે ભાગે એક બાજુ જૂના શિષ્ટ સાહિત્યથી અને લોકસાહિત્યથી દૂર પડી ગયાં છે, તો બીજી બાજુ પોતાના જમાનાની સાચી સર્જક કવિતા કરતાંય વધુ તો કવિતાનો લેબાસ ધારણ કરેલી કૃતિઓનો એમને જ્યાં ને ત્યાં ભેટો થતો હોય છે.

વારંવાર કાને અથડાતાં સિનેમાગીતો અને એને મળતી રચનાઓનો જેની રુચિ ઉપર પ્રભાવ પડ્યો હોય અને છાપાં જેની ભાષા ઉપર છાપ પાડતાં હોય, તેવા વર્ગ સામે કવિતા કરવાની હોય ત્યારે કવિને માટે પણ કવિતાની ખોજ વધુ કપરી બને છે. છેલ્લાં સો વરસમાં આપણી ભાષાની આખી ઇમારતમાં પણ કેટલાંક પરિવર્તનો થતાં આવ્યાં છે, જેમાં સ્વાતંત્ર્યોત્તર કેળવણીભૂખ મોટો ભાગ ભજવ્યા વગર રહેશે નહિ. આ વસ્તુની પણ કાવ્યરચનાના પ્રશ્ન ઉપર અસર પડે એ સ્વાભાવિક છે. દા. ત. સંસ્કૃત છંદોનો વપરાશ છેલ્લાં સો વરસમાં હ્રાસ્યો એ ભલે; હવે એનાં વળતાં પાણી વરતાય (એ ઇષ્ટ છે કે નહિ તે પ્રશ્ન જુદો છે) તો તે, ઉપરનાં કારણો એમાં ભાગ ભજવે એને પરિણામે, અસંભવિત નથી.

કવિતા માટે ઉપરથી અનુકૂળ લાગતી, પણ વસ્તુતઃ એવી ન હોય એ જાતની પરિસ્થિતિમાં સમકાલીન કવિતા રચાઈ છે એટલો ઇશારો કર્યા પછી જ છેલ્લી પચ્ચીશીની કવિતાની કંઈક વાત કરીએ.

૧૯૩૦–’૩૧ પછીની કવિતાની વાત, એ વરસ પછી પચીસ વરસ પૂરાં થયાં એટલા માટે જ કરવાનું પ્રાપ્ત થતું નથી, પણ ’૩૦ના ગાળામાં ગુજરાતી કવિતામાં ઇતિહાસદૃષ્ટિએ તરત નજરે ચડે એવી સીમારેખા વરતાઈ આવે છે એટલા માટે.

‘સંસ્કૃતિ’ના ૧૦૧મા (મે ૧૯૫૫) અંકમાં આધુનિક વિદ્યમાન તેમ જ અવિદ્યમાન કવિઓની કૃતિઓ રજૂ કરતાં છેલ્લી પચ્ચીશીની કવિતાનાં વલણોનો નકશો આપવાનો પ્રસંગ આવ્યો હતો. આ “પચ્ચીશીની કવિતાની, બલકે એ પચ્ચીશીના સમગ્ર સાહિત્યની, સમાલોચના કરવાનું કેમ કોઈને મન થતું નહિ હોય? એક કવિતાની જ વાત કરીએ તો નાનાલાલ, ખબરદાર, બલવંતરાય એ સંસિદ્ધ કવિઓનું પણ કેટલુંક ગણનાપાત્ર ઉત્તમ સર્જન આ ગાળામાં થયું છે, તે ઉપરાંત કાવ્ય-વિષય અને છંદોદેહ એ બંને અંગે પ્રયોગો ચાલ્યા જ કર્યા છે. દલપત-નર્મદે અર્વાચીન ગુજરાતી કવિતાના દરવાજા ખોલી નાંખ્યા

હૃદયનું અભિસરણ જગતના કેવા અજાણ્યા દૂરતમ ખૂણા સુધી જોવા મળે છે! અને છંદ? શ્રી નિરંજન ભગત 'એકલો' (છંદોલય, ૧૯૪૯)માં પોતાના હૃદ્‌ગતને વધુ વતી અભ્યસ્ત ઉપજાતિ યોજે છે. દેશળજીને ઉપરની જેવી કૃતિઓમાં (એ કૃતિઓનો પરિચય સુકર બન્યો 'ઉત્તરાયન'નું પ્રકાશન થતાં ૧૯૫૪માં) અભ્યસ્ત ઉપજાતિની શક્યતાઓ ૧૯૩૧માં ઉપયોજવાનો પ્રસંગ આવ્યો છે. આ એક છંદલક્ષણની વાત કરીએ તો, એ બે ઉપરાંત પણ બીજાઓમાં, પોતપોતાની જરૂરિયાત પ્રમાણેનાં ઉપજાતિરૂપો યોજાયેલાં મળશે. બધાંની પાછળ કારણ એક જ છે: '૩૦ પછીની કવિતામાં, પ્રો. ઠાકોરે ચીંધેલી છંદોની પ્રવાહિતા મોકળી બનીને અનેક માર્ગે સર્જકપ્રતિભાને પ્રેરે છે, અને એને અભિવ્યક્તિની અપૂર્વ અનુકૂળતાઓ અર્પે છે. દલપત-નર્મદે સંસ્કૃત વૃત્તોને ગુજરાતી કવિતામાં પહેલી વાર ગંજાવર પાયા ઉપર તક આપી; ૧૯૩૦ પછીની પચ્ચીશીમાં પ્રો. ઠાકોરે બક્ષેલી પ્રવાહિતાના પ્રભાવ નીચે વૃત્તોને અભિવ્યક્તિના એક સાધન તરીકે વધુમાં વધુ ખીલવાની તક મળી. એ તકનો લાભ આ પચ્ચીશીના કવિઓએ મબલખ લીધો છે. વૃત્તોને માટે એ તક છેલ્લી જ તો ન હતી? — એ પ્રશ્નનો ઉત્તર ભવિષ્ય જ આપી શકે. છેલ્લી હોય તો પણ એની અસર તમામ છાંદસ રચનાઓ અને કહેવાતી (So-called) તેમ જ ખરેખરી અછાંદસ રચનાઓ ઉપર દીર્ઘજીવી રહેવાની.

* વિષયોની દૃષ્ટિએ દલપત-નર્મદ કાળ ઘણો લાંબો ભરી હતી, પણ તેઓ કવિતા બહુ સિદ્ધ ન કરી શક્યા, બલકે એમની કવિતાસિદ્ધિ નહિવત્ હતી. પાછળથી જે કવિતાસિદ્ધિ શક્ય બની તે સંકોચન પછી. ફરી ૧૯૩૦માં વિસ્તાર જોવા મળે છે, પણ શું તે કવિતાસિદ્ધિને ભોગે? જોવા જતાં કાવ્ય સિદ્ધ કરવાનો આશય મુખ્ય જણાય છે. કાવ્ય સિદ્ધ કરવાની એ મહત્ત્વાકાંક્ષા ફળી? કેટલે અંશે ફળી? આનો ઉત્તર શોધતી વેળાએ એક હકીકત ખાસ લક્ષમાં રાખવાની છે અને તે એ કે આ સમયમાં કવિના હૃદયભાવનું પ્રસરણ — અભિસરણ મોટા પ્રમાણમાં જોવા મળે છે પણ તેની સાથે સાથે તેની સહાનુભૂતિ પ્રૌઢ કવિઓમાં નક્કર અને ઈતિહાસપૂત પણ વરતાય છે. બલવંતરાયનું સૉનેટ 'નાથ હે' — ૨ (મ્હારાં સૉનેટ, ૧૪૧) અત્યારના જગતની બે છાવણીઓમાં વહેંચણીનું અને તાજી મુક્તિહવા માણતી એશિયાઈ પ્રજાઓની ભારતના પગમાં પગ મૂકીને ચાલવાની સાવચેતીભરી વિદેશનીતિનું જે વર્ણન કરે છે તે હિંદની સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીની '૫૬ સુધીની (પ્રો. ઠાકોરના મૃત્યુ પછીનાં પણ પાંચેક વરસ સુધીની) એશિયાઈ પરિસ્થિતિનું કેવું યથાર્થ ચિત્ર છે! ઈતિહાસપૂત બહોળી સહાનુભૂતિનું ઉત્તમ દૃષ્ટાંત બલવંતરાયનું 'યુરોપ: ૧૯૩૯' (મ્હારાં સૉનેટ, ૧૫૮) છે. સ્ટેલિનને જુદી રીતે જોવાની હિંમત ખ્રુશ્ચેવ આદિ ૧૯૫૬માં દાખવે છે. પ્રો. ઠાકોર સત્તર વરસ પહેલાં એનું નામ અને હિટલરનું નામ એક શ્વાસે બોલે છે, અને એકને રાહુ તો બીજાને કેતુ કહી નવાજે છે — એટલું જ નહિ, લાઓકુન શિલ્પના પ્રચંડ ભરડો લેતા બે વ્યાલના રૂપકનો આશ્રય લઈ બંનેના આતતાયીપણાને અને તેની ચૂડમાં પણ પૌરુષભેર ટકી રહેવા મથતા યુરોપને તાદૃશ કરે છે:

અન્‌હિટ્‌લરી અન્‌સ્ટૅલિની યુરપ થાય પાછું ક્યેં?
ગ્રસેલ અવ તો દીસે ઉભય રાહુ ને કેતુએ!
'મહાન લઘુ મધ્યમે સકલ રાષ્ટ્ર એ ખંડમાં
ભયે અગર શ્યામપિંગલ, અકંપ રીઢે હયે
તથાપિ નીરખું મથંત અતિધીટપે વિપદમાં.
અને સ્મરી રહું વિભીષણ તથાપિ સમુદાર તે
લયોકૂન-ત્રિમૂર્તિ-શિલ્પ, અતિકાય વ્યાલદ્વયે
ભરાવી ચૂડ, અંગ અંગ ક્ચરાય, ઝાળો ઝરે
કરાલ વિષ કેરી, તોય દૃઢ શૈલ શા પૌરુષે!

આ વાર્તાલાપોમાં મારો વિષય છે આ પચ્ચીશીમાં — આ પચ્ચીશીના વિશિષ્ટ સંજોગોમાં કવિતાની ખોજ. દુર્બોધતા, અગેયતા, આદિ નવીન કવિતા અંગેની મુશ્કેલીઓ વિષે કહેવા હું રોકાવાનો નથી. એવા બધા વિશે હવે આજે કાંઈ ભાગ્યે જ ઉમેરવાનું હોય. હવે પછી આપણે આ પચ્ચીશીનાં મંથનો અને પ્રયોગોનો પરિચય કરીશું અને તે પછી કવિતાસિદ્ધિની શોધનો આલેખ જોઈશું.

૨. મંથન અને પ્રયોગો

છેલ્લી પચ્ચીશીની કવિતામાં થયેલા પ્રયોગોનો અને એ પ્રયોગો પાછળ કેવાં કેવાં મંથન ચાલતાં હતાં તેનો કંઈક પરિચય આજે આપણે કરીશું.

પ્રયોગો વગર માણસને ચેન પડતું નથી. તેમાં કવિતા જેવી સર્જક કલાપ્રવૃત્તિ હોય તો પ્રયોગો થયા જ કરે એમાં શી નવાઈ? પોતાની તરત આગળના કવિઓએ જહેમતપૂર્વક ઉપજાવેલી શૈલી તે કોણ જાણે કેમ પણ પાછળથી આવતા કવિઓને ખાસ કામ આવતી લાગતી નથી. હા, ક્યારેક બહુ જૂના કવિઓની રીતિ ખપ લાગે છે ખરી. પણ ઘણુંખરું કવિઓને નવો ઉપક્રમ યોજવાનો રહે છે. એક કથાકાવ્યની જ વાત જોઈએ. દલપતરામને કથા કહેવી હતી:

"એક અડપલો છોકરો, જીવો જેનું નામ,
અતિશે કરતો અડપલાં, જઈ બેસે જે ઠામ."

દલપતરામને શામળશૈલી કામ લાગી શકી, જેમ પાછળથી ગોવર્ધનરામને ગોલ્ડસ્મિથના 'હર્મિટ'નો અનુવાદ આપવો હતો ત્યારે 'ઓખાહરણ'માંની પ્રેમાનંદશૈલી કામમાં આવી:

"જોગીરાજ, ઊભા રહો જરી,
મને વાટ બતાવોની ખરી."

પણ અપૂર્વ સર્જકશક્તિ કાવ્યમાં કથાનક યોજવા પ્રવૃત્ત થાય છે ત્યારે કાન્તનાં ખંડકાવ્યોનો મૌલિક પ્રયોગ આપણને મળે છે. કાન્તને અનુસરીને કલાપી કાવ્યમાં કથાનકો આપે છે પણ કલાપીની ભાવપ્રવણતા કાન્તશૈલીમાં ગદ્યાળુ વર્ણનભાગ માટે યોજાતા અનુષ્ટુપથી છૂટે છે અને એક જ સળંગ છંદમાં 'બિલ્વમંગળ' જેવું કથાનક-કાવ્ય આપે છે. નાનાલાલની સર્જકતા કથા માટે અપદ્યાગદ્ય પસંદ કરે છે :—

"ગુલછડી સમોવડી એક બાલિકા હતી."

બલવંતરાય 'મંગલાલાપ'માં અને 'એક તોડેલી ડાળ'ના આરંભમાં અને પછીથી 'રાજ્યાભિષેકની રાત'માં પ્રવાહી પૃથ્વી યોજે છે, જેનો ચંદ્રવદનના 'રતન' આદિમાં પણ આદર થતો જોઈ શકાય છે. છેલ્લી પચ્ચીશીમાં શાલિનીમિશ્ર પ્રવાહી ઉપજાતિએ કથાનક-કાવ્યો માટે સારું એવું કામ આપ્યું છે.

આમ એકલા કથાકાવ્યની રચનામાં જ કેવા કેવા ફેરફારો ઉત્તરોત્તર થતા આવે છે? અને સર્જકકવિને અનેકવિધ પ્રયોગ કરવાની તક પણ હોય છે. છેલ્લી પચ્ચીશીનું એક ઉત્તમ કથાકાવ્ય 'દશરથનો અંતકાળ' શ્રી ગણપત ભાવસારે ગેય ઢાળમાં રેલાવ્યું છે. પણ બલવંતરાયે ગુજરાતી કવિતાને આપેલી પ્રવાહિતાનો પ્રભાવ આવા છંદ ઉપર પણ પડ્યા વગર રહ્યો નથી:

> "તે દિન જે-દિનની કહું-વાત-હતો જરીક ગરમ,
> મેં ધાર્યું કે લાવ સરજુતટનું આપણું મૃગયા-વન
> જોઈ આવું જરી; મૃગલાં કેરો મળશે કોઈ શિકાર,
> કરીશ તો, નહિ તો બેસી સુણીશ અંતરના ધબકાર
> સરજુ કેરા; . . .
> આભનો અરધો પંથ પૂરો કરી પશ્ચિમે ઢળતો ચંદ,
> વનના છાંયડા પૂરવ દિશમાં ધસતા સૂંઘીને ગંધ
> ફૂટતાં ફૂલની; એવામાં સરજુતીર પે સ્હેજ અવાજ
> 'ભડ ભડ' કરી થયો અચાનક, ને મેં શિકારને કાજ
> ધનુષની પર તીર ચઢાવી કાન પે તાણી કમાન,
> મૃગલું ધારીને બાણ ફગાવ્યું, ને – અને – હાય રે રામ!"

રચનાની પ્રવાહિતા જોતાં આ કાવ્ય ૧૯૩૦ પહેલાં ભાગ્યે જ લખાઈ શક્યું હોત.

છેલ્લી પચ્ચીશીની કવિતાએ, બલવંતરાયની અસર નીચે છંદોને એક વાર પ્રવાહી કરી દીધા પછી કોઈ છંદ પ્રત્યે અણગમો દાખવ્યો નથી. વૃત્તો, ઢાળો, માત્રામેળ અને સંખ્યામેળ છંદો – અને તે પણ જરૂર પડે ત્યારે અભ્યસ્ત કે પરંપરિત રૂપમાં તેણે યોજ્યા છે.

રચનાના આ વિવિધ પ્રયોગો તરફ દોરી જનાર આંતર મંથનો શાં શાં હતાં? અથવા કેવાં મંથનોને પરિણામે કવિતા નવા નવા આકારો શોધતી હતી?

બલવંતરાયની કાવ્યવિવેચનાએ વિચારપ્રાધાન્યનો મહિમા કર્યો હતો. "હું તો વિચારપ્રધાન કવિતાને કવિતાસૃષ્ટિમાં દ્વિજોત્તમ જાતિની માનું છું," એમ એમણે 'આપણી કવિતાસમૃદ્ધિ', જેમાં આ પચ્ચીશીના અનેક કવિઓની રચનાઓ પણ તેમણે રજૂ કરી હતી, તેના પ્રવેશકમાં કહ્યું હતું અને એનો પ્રભાવ વધુ પડતો પણ પડે તો તે અસ્વાભાવિક ન હતું. કવિતામાત્ર લાગણીમાંથી તો નિર્માયેલી હોય, પણ એ નિર્મિતિની પ્રક્રિયામાં બુદ્ધિશક્તિનો હાથ છાનો ન રહ્યો હોય, ઉપરાંત લાગણીમાંની જ્યારે રસપર્યવસાયી કવિતાકૃતિ પરિણમી હોય ત્યારે તેમાં નરી લાગણી કરતાં કાંઈક ઘણુંબધું વિશેષ, કહો કે કોઈ અપૂર્વ દર્શન, મૂર્ત થયું હોય. પ્રો. બલવંતરાય ઠાકોર આ અર્થમાં જ વિચારપ્રાધાન્યનો આગ્રહ રાખતા એમ એમની વિચારણાને ન્યાય ખાતર કહેવું જોઈએ. ઉત્તમ કવિતાના લક્ષણ તરીકે એમણે નિર્દેશેલ વિચાર-પ્રાધાન્ય એ, મોટે ભાગે, આ પચ્ચીશીના કવિઓની પોતાની કવિતા સાધનામાંથી ઊભી થયેલી કોઈ ચીજ ન હતી, એમનાં પોતાનાં મંથનોની નીપજ ન હતી, હતી એક ઉછીની મળેલી ભાવના, જે કાવ્યરચનાઓને લૂખા વિચારોથી ભરીને કવિતા સિદ્ધ કર્યાનો સંતોષ માનવા પણ ઘણી વાર પ્રેરતી.

માનવતાવાદ અને પ્રગતિવાદ એ આ પચ્ચીશીના કવિઓનાં પોતાનાં મંથનોની પેદાશ ગણાય. છેલ્લી પચ્ચીશીમાં આપણો સમાજ જે મંથનોમાં પસાર થયો તે બધાંની વાત અહીં ઉદ્દિષ્ટ નથી. કવિતા રચતી વખતે પ્રત્યક્ષ રચનામાં જે મંથનોનો પ્રભાવ અનિવાર્યપણે પડે એની વાત જ અહીં પ્રસ્તુત છે. ગયે વખતે કહ્યું હતું કે ૧૯૩૦માં દલપત-નર્મદની યાદ આપે એવું કાવ્ય-વાતાવરણ થયું. દલપત-નર્મદ અનેક અનુભવોને કવિતારૂપ આપવા લલચાયા હતા, તેમ ૧૯૩૦માં પણ સમાજ કવિઓને અનેકવિધ કાવ્યસામગ્રી અર્પી રહ્યો હતો. વચલા સમયમાં પંડિતયુગે સમાજસ્થિતિ સામે પીઠ કરી હતી એમ છેક ન હતું. પણ ગોવર્ધનરામમાં અને તેમના પરિણામે નાનાલાલ-મુનશીમાં લગ્નસ્નેહ અને સ્નેહલગ્ન એ જ જાણે કે સામાજિક ગવેષણાનો પ્રધાન પ્રશ્ન થઈ પડ્યાં હતાં. ૧૯૩૦ સુધીમાં ગાંધીજીની ક્રાંતિકારી જીવનદૃષ્ટિ સમાજમાં ઠીક ઠીક પરિચિત થતી આવતી હતી. માનવતાવાદ એ એનું સ્વાભાવિક પરિણામ હતું. ૧૯૩૦ અને ખાસ તો ૧૯૩૨માં જેલોમાં યુવાનો માર્ક્સવાદ, સામ્યવાદ, સમાજવાદના વિચારોના પરિચયમાં પણ આવવા માંડ્યા. માનવતાવાદ નહિ પણ નરી સમાજદૃષ્ટિ પર મુસ્તાક એવો પ્રગતિવાદ—એ ૧૯૩૩ આસપાસ સર્જકોની જહરિયાતરૂપ બન્યો. હજી પ્રગતિવાદ નામ તો એને બેક વરસ રહીને મળવાનું હતું. ઉત્તર હિંદની ભાષાઓની કવિતાની વાત કરીએ તો પ્રગતિવાદ ગુજરાતી કવિતામાં કાંઈક વહેલો આવ્યો અને ગયો પણ વહેલો — ૧૯૪૦ પહેલાં.

આ માનવતાવાદ અને પ્રગતિવાદે ગુજરાતવાળા કવિઓમાં એક સ્વસ્થ સ્થિર બળ તરીકે ચાલુ કામ આપ્યું છે. એક જ શબ્દમાં એને સમાજાભિમુખતા કહી શકાય. એ વલણનાં દુષ્પરિણામ પણ આવ્યાં છે. પહેલાં તારા, ચંદ્ર, ઉષા, સંધ્યા, કોકિલ, કુંજ આદિ દ્વારા કવિતા સિદ્ધ થઈ જશે જ એમ મનાતું, તેમ હવે મિલમજૂર, ભિખારી, જનતા, શોષિતો આદિથી થઈ જશે એવું માનવા લાગ્યું. મને અત્યારે બીજો પણ એક વહેમ આવે છે. દલપત-નર્મદમાં સમાજાભિમુખતા કાવ્ય સુધી ક્વચિત જ પહોંચે છે એને બદલે ૧૯૩૦ પછી ઘણી વાર તે કાવ્ય સુધી તો પહોંચે છે, પણ હજી મુખ્યત્વે તે છે રોમૅન્ટિક – આરામની વલણ. એ એક નોંધપાત્ર વિરોધાભાસ છે કે વાસ્તવિકતાઓને કવિતામાં ઉતારવા કવિઓ પ્રેરાયા પણ એમનું વલણ મુખ્યત્વે રંગદર્શી—રોમૅન્ટિક જ રહ્યું. વાસ્તવ કાવ્યત્વને પામે, એને બદલે વાસ્તવનો વાવટો ઉગાડવા જેવું વિશેષ જોવા મળતું. બીજા શબ્દોમાં વાસ્તવિકતામાંથી વિષય લીધો છે એ તો તરત પ્રગટ થઈ જતું, પણ કાવ્યના અવયવે અવયવમાંથી—ભાવ-

પ્રતીકો, શબ્દો, લય, બધામાંથી—આ એક વાસ્તવરચના છે એવો રણકો જવલ્લે જ ઊઠવા પામતો. રચના રોમૅન્ટિક જ, વિશેષ તો, બની જતી. પ્રગતિવાદ અકાળે શમ્યો એમાં શું આશ્ચર્ય?

કવિઓ ૧૯૪૦ આસપાસ છડેચોક રોમૅન્ટિક—રંગદર્શી, સૌન્દર્યદર્શી રચના તરફ વળ્યા. ૧૯૩૯ના સપ્ટેમ્બરની ૧લીએ બીજા વિશ્વયુદ્ધનો આરંભ થયો ત્યારથી ૧૯૪૭ ઑગસ્ટમાં આપણી સ્વાતંત્ર્યપ્રાપ્તિ સુધી—૧૯૪૮માં થયેલી રાષ્ટ્રપિતાની હત્યા સુધી—ના ગાળામાં દેશમાં અને દુનિયામાં અનેક બનાવો બન્યા. બંગાળનો દુકાળ, કાળાબજાર, માપબંધી, અણુબૉમ્બ,—હૃદય હચમચાવી દે એવી એ ઘટનાઓ હતી. આ ગાળામાં નવા આવેલા કવિઓમાં સમાજાભિમુખતા વધવી જોઈતી હતી. પણ ઊલટું જ જોવા મળે છે. રાજેન્દ્ર શાહના કાવ્યસંગ્રહોમાં આ બનાવોનો અણસારો પણ જવલ્લે જ મળશે. આ સંદર્ભમાં અંગ્રેજ કવિ ઑડેને આપેલો ખુલાસો નોંધપાત્ર છે. એ કહે છે, દુનિયાના બધા મોટા બનાવો વિશે તો ભગવાન જ કાવ્ય રચી શકે. કવિ તો પોતાના જીવનમાં જે કાંઈ સાક્ષાત્ અનુભવવા પામ્યો હોય, એના પોતાના લોહીમાં જે કાંઈ ભળી ચૂક્યું હોય, તેનું જ કથન કરી શકે.

૧૯૪૮ પછી સમાજાભિમુખતા પાછી સળવળતી જોવા મળે છે. પણ હવે ૧૯૩૦ પછીની જેમ રંગદર્શી વલણ નહિ પણ સાચા વાસ્તવદર્શી વલણ તરફ ગતિ જોઈ શકાય છે. વાસ્તવ કાવ્યરૂપ ધરીને, કાવ્યમય બનીને, વ્યક્ત થવા મથે છે. શ્રી પ્રિયકાન્ત મણિયારનાં ઈશુ વિશેનાં બે કાવ્યો 'કંટકોનો તાજ' અને 'ખીલા' હજી લથડતાં જોવા મળે છે, પણ શ્રી હસમુખ પાઠકનું એ વિષયને લક્ષ્ય કરતું 'કોઈને કંઈ કહેવું છે?'—એ કાવ્ય સુધી પહોંચે છે. સમાજાભિમુખતાના આ ફરી આવેલા વલણે એક મોટી સેવા એ કરી છે કે આગલા દસકામાં જે મોટે ભાગે ખોટી ગીતપ્રવૃત્તિ ચાલી હતી તેને એણે આપોઆપ શરમિંદી બનાવી મૂકી છે, અથવા બનાવી મૂકવામાં છે.

બીજું એક મંથન આ આખીય પચ્ચીશીમાં કવિની કવિ તરીકે કોઈ શ્રદ્ધા હોવી જોઈએ—એને અંગેનું જોઈ શકાય. વચ્ચે એક ચર્ચા ચાલેલી અને કવિ નાનાલાલની જેમ 'દર્શન'ની શક્તિવાળા કવિ તરીકે શ્રી પૂજાલાલની ગણના થતી. કદાચ અત્યારે એ માન્યતા એવી પગભર નહિ હોય. શ્રદ્ધા માણસના અંતરમાંથી ઊગી નીકળી હોય એવી વરતાવી જોઈએ. ઉછીની શ્રદ્ધા એ વસ્તુતઃ શ્રદ્ધા જ નથી એ ધ્યાનમાં રહેવું જોઈએ. એ રીતે જોતાં, સામાન્ય રીતે જેને 'શ્રદ્ધા' કહેવામાં આવે છે તેનો અભાવ એ ક્યારેક માણસની સાચી શ્રદ્ધા હોઈ શકે. પ્રો. ઠાકોરના જે કાવ્યે છેલ્લી પચ્ચીશીના કાવ્યપ્રયોગો ઉપર સૌથી વધુ અસર કરી છે તે 'આરોહણ'માં એમનો આર્યસંસ્કૃતિ માટેનો અતિઆદર તેમ જ ઈશ્વરમાં આસ્થા જોવા મળે છે. પર્વતની ટૂંક ઉપર ઘંટ પવનથી હાલે છે ને કવિ કહે છે:

અહા, સ્વર મીઠો! ફરી! નગર આ શું ગંધર્વનું?
ફરી જ રણકો! અહો અનિલ, આવ રમ આ દિશે!
આહા મધુર ઘંટ મંદિર વિશે યદૃચ્છાનિલે
થતા મુખર, શો વિષાદ પ્રકટો તમે આ ઉરે!
સ્મર્યો શું પૂર્વજ મહાપ્રબલસત્ત્વ આર્યો તણો
ત્રિકાલજિત ધર્મ-ઘંટ રવ મિષ્ટ આ કેવલ?

. . .

ભલે પ્રલય ઊતરો! અથ નવૈવ મન્વંતરે!
—વસે તું નિજ રંગમાં, સકલ સૂત્ર તુજ હાથમાં!

એ જ કવિ અર્ધી સદી પછી 'ચોપાટીને બાંકડે'માં પ્રાચીન સંસ્કૃતિ માટેની આપણી ફૂલણશી વૃત્તિને ચાબખા મારે છે અને કદાચ આ વધુ શ્રદ્ધાજન્ય લાગે છે:—

ભર્યું મગજ બાકી આખું ગતકીર્તિ-વ્યામોહથી!
અવાસ્તવિક ભૂત મ્હાનમ ફુલાશ-વાતે નર્યું!
પુરાતન થયા તથૈવ વધુ ઊજળું ઊર્જિત
અલૌકિક અમાપ દિવ્યતમ, માનતા પૂજતા
બન્યા, બનવતા રહ્યા પિડિટનાર આખી પ્રજા.
અતાગ પડતી અહો! નયન ભીડી મંથિરમાં
ન બાહ્ય લગીર પ્રભા કદિ જણાય ઝંખાય વા.
બની પિહિતચક્ષ પ્રેક્ષિ પતિ અંધ ગાંધાર-જા,
ગ્રહંતી કર ભૂતનો વરી જ અંધતા આ પ્રજા.

આ કહેવાતી શ્રદ્ધામાંથી અશ્રદ્ધા તરફ, પણ ઉપર સૂચવ્યું તેમ કવિની પોતાની અંતર્ગત સાચી શ્રદ્ધા તરફ, ગતિ જુઓ; અને બીજીબાજુ 'કોણ ભગતની કરવી વાણી'માં ભગવાનને ખુલ્લો પત્ર લખનાર કવિ સુંદરમ્ ધીમે ધીમે શ્રદ્ધા તરફ વળે છે એ જુઓ. આ બધા વિશે વિચાર કરવા જતાં કદાચ એ પ્રશ્ન આગળ આવશે કે કવિને કાવ્ય સિદ્ધ કરવા ઉપરાંત બીજી કોઈ શ્રદ્ધાની, કવિ તરીકે, જરૂર ખરી? બીજી ગમે તેવી મોટી શ્રદ્ધા હોય, પણ કાવ્યરચનામાં કવિ કવિતાને પામવા માટે કટિબદ્ધ નહિ હોય, તો ભાગ્યે જ કશો ફાયદો થશે. પોતાની સમગ્ર કાવ્યસૃષ્ટિ એ જ કવિની શ્રદ્ધા. શેક્સ્પિયરની કાવ્યસૃષ્ટિની બહાર એની શ્રદ્ધાને શોધવાની જરૂર જ નથી, અને એ કાવ્યસૃષ્ટિનો અનુભવ તો ઈશુ જેવા સંતની શ્રદ્ધાની યાદ અપાવવા પૂરતો છે.

છેલ્લી પચ્ચીશીનાં મંથનોનો આછોતરો આલેખ હમણાં મેં આપ્યો. એને પરિણામે થયેલા થોડાક જ પ્રયોગોનો ઉલ્લેખ થઈ શક્યો છે, પણ હવે પછીના છેલ્લા વાર્તાલાપ 'કાવ્યસિદ્ધિની શોધમાં' વખતે કાવ્યરચના અંગેના પ્રયોગોની કાંઈક વધુ ઝીણવટભરી તપાસ કરવાની રહેશે.

### ૩. કાવ્યસિદ્ધિની શોધમાં

છેલ્લી પચ્ચીશીની કવિતા પોતે મેળવેલી કોઈ મોટી સિદ્ધિને લીધે એટલું બધું ધ્યાન ખેંચતી નથી. એકંદરે કલાપી, કાન્ત, નાનાલાલની કોટિના કવિઓ આ પચ્ચીશીમાં પાક્યા છે કે કેમ એ વિચારવા જેવું છે શ્રી. હિંમતલાલ અંજારિયાએ અગાઉના કવિઓની કૃતિઓમાંથી

એક સંગ્રહ 'કાવ્યમાધુર્ય' પ્રગટ કરેલો અને ૧૯૪૯માં નવી કવિતામાંથી 'કાવ્યસૌરભ' સંગ્રહ તૈયાર કર્યો. બંનેને સરખાવતાં 'કાવ્યમાધુર્ય'ની રસવત્તા તરત ધ્યાન ખેંચશે. પ્રો. ઠાકોર સંપાદિત 'આપણી કવિતાસમૃદ્ધિ'ને પણ સમૃદ્ધિ શી રીતે કહેવી? કોઈ કદાચ વધુ ચીવટથી નવી કવિતામાંથી વધુ માતબર સંગ્રહ તૈયાર કરે તોપણ એકંદર રસસિદ્ધિ અંગે પરિસ્થિતિમાં ફેર પડવાનો સંભવ ઝાઝો દેખાતો નથી. પણ છેલ્લી પચ્ચીશીની કૃતિઓ કવિઓએ કવિતાસિદ્ધિની શોધમાં જે મથામણ કરી છે, જે વિવિધ પ્રયોગો કર્યા છે, તેને લીધે અત્યંત નોંધપાત્ર છે. ભવિષ્યની કવિતાસિદ્ધિમાં આ પચ્ચીશીનો ફાળો સારો એવો હશે.

છેલ્લી પચ્ચીશીમાં એવા કવિઓ કયા છે જેમનું સર્વસ્વ — જેમનું ઉત્તમ તત્ત્વ કવિતા દ્વારા પ્રગટ થવા મથી રહ્યું હોય?

તરત જ પ્રો. ઠાકોર, સુંદરમ્, પચ્ચીશીના આરંભના શ્રીધરાણી, પતીલ, રામનારાયણ પાઠક, પ્રહ્લાદ પારેખ, હરિશ્ચંદ્ર, રાજેન્દ્ર આદિનું સ્મરણ થશે. પણ ઉપરનો જ સવાલ બીજી રીતે પૂછીએ: 'એવા કવિઓ કયા, જેઓ દર નવા રચાતા કાવ્યે અભિવ્યક્તિનો પ્રશ્ન પોતાને માટે તેમ જ સ્વભાષાને માટે ઉકેલતા આવતા હોય? ઉપર ગણાવેલા કેટલાક કવિઓની રચનાઓ રસસિદ્ધિની દૃષ્ટિએ ગણનાપાત્ર હશે તે છતાં તેમાંના બધા વિશે એમ નહિ કહી શકાય કે તે અભિવ્યક્તિનો પ્રશ્ન હરેક નવી કૃતિએ ઉકેલી રહેલ છે, જ્યારે બીજા કેટલાક વિશે એમ કહી શકાશે — એમની રચનાઓની એકંદર ગુણવત્તાની સ્થાપના થવાની હજી બાકી હોય તોપણ.

પ્રો. ઠાકોરે પ્રચારેલી શૈલીના આશ્રયે, એમાં યથેચ્છ નાનામોટા ફેરફારો કરી લઈને, કેટલાક કવિઓ સારી કવિતાસિદ્ધિ મેળવી શક્યા છે. ઉપર મેં શ્રી રામનારાયણ પાઠકનો ઉલ્લેખ કર્યો છે. શ્રી પાઠકમાં જે કંઈ કવિત્વ છે તેને માટે આ નવી રીતિ પૂરતી ઉપકારક હતી. આડવાતમાં કહું કે મને પોતાને એમની થોડીક પણ ઉત્તમ કવિતામાં એમના વ્યક્તિત્વની એક વિશેષ અભિવ્યક્તિ દેખાય છે. મૅથ્યુ આર્નોલ્ડની ગણના અભ્યાસીઓ વિવેચક કરતાં કવિમાં વિશેષ કરે છે એ આ સંદર્ભમાં નોંધવા જેવું છે. પ્રહ્લાદ પારેખનું પરિમિત કવિત્વ પ્રચલિત કાવ્યરીતિની મદદથી પૂર્ણપણે પ્રગટ થઈ શકે છે. સદ્‌ગત હરિશ્ચંદ્રમાં સર્જકતાનો વેગ જોવા મળે છે તેને માટે પણ પરિચિત કાવ્યરૂપો પર્યાપ્ત નીવડે છે. નાની ઉંમરે ગુજરી જતી બહેન અંગેના શોકોદ્‌ગારનું શ્રી હરિશ્ચંદ્રનું કાવ્ય રીતિની દૃષ્ટિએ ગમે ત્યારે લખાઈ શક્યું હોત. એ છે ગુજરાતી કવિતાનું એક અમૂલ્ય રત્ન:

> નિર્દોષ ને નિર્મળ આંખ તારી
> હતી હજી યૌવનથી અજાણ,
> કીધો હજી સાસરવાસ કાલે,
> શૃંગાર તેં પૂર્ણ ચિતા મહીં કર્યો!
>
> કૂંળી હજી દેહલતા ન પાંગરી,
> કૌમાર આછું ઊઘડ્યું, ન ઊઘડ્યું,
> ખોરી રહે જીવનચૂંદડી જરી,
> સરી પડી ત્યાં તુજ અંગથી એ!
>
> સંસારના સાગરના કિનારે
> ઊભા રહી અંજલિ એક લીધી,
> ખારું મીઠું એ સમજી શકે ત્યાં
> સરી પડયો પાય સમુદ્રની મહીં!
>
> છો કાળ આવે, શિશિરોય આવે,
> ને પુષ્પ કૂળાં દવમાં પ્રજાળે;
> સુકોમળી દેહકળી અરે અરે
> વસંતની ફૂંક મહીં ખરી પડી.

સાચી કવિત્વશક્તિવાળા રાજેન્દ્ર શાહની બાબતમાં પણ કદાચ ચાલુ કાવ્યરૂપો એમની કવિતાસિદ્ધિમાં વધુ કાર્યક્ષમ નીવડે છે. 'આયુષ્યના અવશેષે'ના હરિણીની વેદનમન્થર ગતિ જુઓ. જીવનની છેલ્લી અવધ વિતાવતા વતનમાં આવનારને મોટેરાં અને નાનેરાં, શેરીનાં બાળક અને શ્વાન, અને અવાવરુ ઘર કેવી રીતે આવકારે છે:

> ખબર પૂછતાં મોટેરાં જે જીવંત રહ્યાં જૂજ,
> નજર કરી લે કામે લાગી જતી વહુવારુઓ,
> કુતૂહલ થકી પ્રેર્યાં આવી વળ્યાં કંઈ બાળકો,
> ક્ષણ ભસી પછી શ્વાને સૂંઘી લીધા ચરણો મુજ.
>
> મુખથી ઊઘડયાં તાળાં, દ્વારે કર્યું જરી ક્રંદન,
> અચલ સ્થિતિમાં ગાત્રો જેનાં જડાઈ ગયાં હતાં;
> ભીતર થકી ત્યાં ભીની વાસી હવા તક લાધતાં
> ધસી રહી શી! કો પ્રેતે જાણે લહ્યું નિજ મોચન.

જ્યારે કેટલાક સર્જકો એવા છે જેઓ દરેક નવા પ્રયત્ને અભિવ્યક્તિનો પ્રશ્ન હલ કરવા મથે છે. જેનું ઉત્તમ કવિતા દ્વારા પ્રગટવા મથતું હોય અને જે પ્રત્યેક નવી રચનામાં અભિવ્યક્તિની ગુંજાયશો ખીલવવા મથતા હોય એવા કવિઓમાં છેલ્લી પચ્ચીશીમાં બલવંતરાય મુખ્ય છે. પતીલ વિશે પણ એમ કહી શકાય. વધુ કાવ્યશક્તિવાળા સુંદરમ્ પણ આ પ્રકારના કવિ છે. છેલ્લાં વરસોમાં અભિવ્યક્તિનો પ્રશ્ન ઉકેલવાની દિશામાં એમની કાવ્યરચનાઓની ગતિ હોય એવું સ્પષ્ટ દેખાતું નથી, પણ તે છતાં આવા શક્તિસંપન્ન કવિ ગમે ત્યારે અભિવ્યક્તિ સર કરે એ મધુર અકસ્માત માટે હમેશાં અવકાશ રહેવાનો. વધુ સભાનપણે અભિવ્યક્તિનો પ્રશ્ન છેડવાની પ્રક્રિયા છેલ્લી પચ્ચીશીના આરંભના એક સંસિદ્ધ કવિ શ્રીધરાણીની તાજેતરની કૃતિઓમાં કેવી પ્રગટ થાય છે એ જોતાં આખી ચર્ચા કદાચ વધુ વિશદ બનશે. શ્રીધરાણીની આરંભની કૃતિઓનાં ભાષા, લય, આયોજન વગેરેમાં એક નાજુક કલામયતા જોવા મળે છે. એ રચનાઓમાં મુખ્યત્વે હતું ઊર્મિ અને ભાવનાનું સૌંદર્ય. બાર વરસ અમેરિકામાં રહી, સમાજશાસ્ત્ર અને રાજકારણના વિષયોમાં રમમાણ રહી ફરી પાછા છેલ્લાં વરસોમાં એ કાવ્યરચના તરફ વળ્યા છે ત્યારે એમની રચનાનું

સ્વરૂપ કેટલું બદલાઈ ગયેલું લાગે છે! વિષય, છંદ, લય, ભાષા, ભાવપ્રતીકો — બધું જ બદલાઈ ગયું છે. ક્યાં પહેલાંની માદક લયવાળી પંક્તિઓ ?—

ઉચ્છ્વાસતો કાનન-મર્મર-ધ્વનિ
શરુ તરુનાં વન વીંધતો વહે;
વળી જતો મંજરીભાર વેરી
ઊંચા ઊંચા સાગ નીચા નમી રહે.

અને ક્યાં એમના આ વર્ષે જ લખાયેલા 'આઠમું દિલ્હી'ના પદ્યની નવી જ ઇબારત?—

ગઈ કાલ તણી ધૂળ ઊડે જમે,
ખાત હાડનું ખાઈ ખડ શક્તિ પામે.
નીલ ગાલીચો ન્હાનો ક્ષણમાં!
ભારતદર્શન એક જ કણમાં!
ભૂત-ખભા પર ચઢી ભાવિ ડોકિયાં કરતું,
મૂવું હતું તે કુતૂબ કૂદી બે વારા મરતું.

છંદ, લય, ભાષા, ભાવપ્રતીક બધું જ બદલાયું છે. કવિ બદલાયા છે માટે જ નહીં, વચગાળામાં જગત બદલાયું છે માટે, આપણે અતિધીમી ગોકળગાય ગતિએ ચાલતો સમાજ પણ બદલાયો છે માટે. શ્રીધરાણીને, અલબત્ત, એક મુશ્કેલી છે. વચગાળામાં એમના સહકાવ્યકર્તાઓએ જે કાંઈ પ્રયોગો કર્યા હોય તે સાથે એમનો સંપર્ક રહી શક્યો ન હતો. એ સહકાવ્યકર્તાઓ અને પછી આવેલા કવિઓમાંથી જેને જેને બદલાયેલી પરિસ્થિતિનું માપ ધ્યાનમાં આવ્યું હશે તેમને આજે શ્રી શ્રીધરાણીને કાવ્યરચનામાં અમૂંઝણ થતી હશે તેવી જ વેઠવી પડી હશે. તે બધાઓની જેમ જ શ્રીધરાણી પણ અહીં રહ્યા હોત અને ચાલુ લખતા હોત તોપણ 'આઠમું દિલ્હી'ની રચના સુધી ક્રમે ક્રમે એમને આવી પહોંચવાનું રહેત. છેલ્લી પચ્ચીશીના આરંભમાં જે લઢણ કવિઓને કાર્યક્ષમ લાગી હોય તે પચીસ વર્ષને અંતે ન પણ લાગે. બલકે સર્જકકવિ પોતાને ફાવી ગયેલી લઢણનું પુનરાવર્તન કર્યા કરે તો તેમાં એની સર્જકતા ક્યાં રહી? કૃતિએ કૃતિએ કવિ તરીકે એનો નવાવતાર થાય તો જ એ સર્જક સાચો.

નવી નવી કૃતિએ અભિવ્યક્તિનો પ્રશ્ન ઉકેલવાના પ્રયત્નો જોઈશું તો જણાશે કે એમાં ભાષા કદાચ સૌથી વધુ ભાગ ભજવે છે. ઉપરથી જોતાં છંદના ફેરફાર ધ્યાન ખેંચે છે. અનુકરણ કરનારાઓ છંદ અપનાવીને નવીનતા નિપજાવ્યાનો સંતોષ લેવા લલચાતા હોય છે. પણ કવિ નવી અભિવ્યક્તિ શોધતાં જે ભાષા દ્વારા નવાં ભાવપ્રતીકો યોજે છે તે આપોઆપ છંદનો ઘાટ ફેરવી દે છે. તેનો તે પરિચિત પ્રાચીન છંદ પણ જુદો જ ભાસે છે. નાનાલાલના 'પિતૃતર્પણ'ના અનુષ્ટુપ સાથે સુંદરમ્‌ના '૧૩-૭ની લોકલ'ના અનુષ્ટુપની અપૂર્વ કાર્યક્ષમતાવાળી નવીનતા સરખાવી જુઓ. ઉપજાતિ — શાલિનીમિશ્ર પ્રવાહી ઉપજાતિ—ની કેવી નવીન કાર્યસાધકતા છે તે પણ સ્વયંપ્રતીત છે. કવિતા જેમ જેમ જિવાતા જીવનમાંથી ભાવપ્રતીકો ઉપાડવા પ્રેરાય અને બોલચાલની ભાષાને યોજવા કરે, તેમ તેમ છંદોનું સ્વરૂપ બદલાવાનું. જૂના છંદો પણ આવું કામ આપી શકે, જેમ પ્રો. ઠાકોર, સુંદરમ્, રામનારાયણ પાઠક આદિમાં આપે છે. સુંદરમ્ 'અરે કે હમણાંનું આ હૃદયને થયું છે જ શું?'માં 'કે'માંના 'એ'નો બોલચાલની રીતે લઘુ ઉચ્ચાર કરી પૃથ્વીને કેવો ઘરેળુ બનાવી દે છે! શ્રી પાઠક 'ઉમામહેશ્વર'ના સંવાદમાં —

'રહો એ તો જાણ્યા, જગ મહીં બધે છેતરઈને
શીખ્યા છો આવીને, ઘરની ઘરુણી એક ઠગતાં.
બીજું તો જાણે કે ઠીક જ, વિષ પીધું કયમ કહો?

• • •

— મને મારા કંઠે મન થયું બસ્ એ રંગ ધરવા.

— એમાં બોલચાલની છટા, શિખરિણી જેવા સંસ્કૃત વૃત્ત દ્વારા પણ, કેવું ઘરગથ્થુ વાતાવરણ જમાવી શકે છે!

તો, કથયિતવ્યનાં સ્વરૂપ અને વેગ અને એને માટે યોજાતી ભાષા ઉપર છંદોદેહનો આધાર મુખ્યત્વે રહેશે. પ્રવાહી છંદરચનાને પગલે પગલે પરંપરિત હરિગીત સુંદરમ્-સ્વપ્નસ્થમાં, પરંપરિત મનહર ગુલાબી આદિ અન્યમાં, ડોકાયા હતા તે પાછળથી વધુ પ્રચલિત બન્યા, અને અપદ્યઅછાંદસ (!) રચના દ્વારા પણ કવિતા સિદ્ધ કરવાના પ્રયોગો આરંભાયા. સદીના આરંભની નાનાલાલની અછાંદસ રચના કરતાં આ પ્રયોગોનું સ્વરૂપ જુદું રહેવાનું. આ પ્રયોગો બિલકુલ અછાંદસ નહિ હોય. પંક્તિ કે પંક્તિસમૂહોમાં કોઈ ને કોઈ છંદનો અણસારો આવ્યા કરવાનો, માત્ર નિયત છંદરચનાથી થોડેક — યથેચ્છ — દૂર રહેવાનો પ્રયત્ન એમાં હોવાનો.

મારી એક પંક્તિ આપું તો તે નિર્વાહ્ય લેખાશે. 'છિન્નભિન્ન છું'માં બીજી જ પંક્તિ છે —

'નિશ્છંદ કવિતામાં ધબકવા કરતા લય સમો'

આમાં 'નિશ્છંદ કવિતામાં ધબકવા' સુધી હરિગીતનો લય છે. 'કરતા લય સમો'માં પણ હરિગીત પાછો હાથમાં આવી જાય, પણ આખી પંક્તિના લયને હરિગીતની પંક્તિના ચાલુ બીબાથી થોડેક દૂર રાખવાનો પ્રયત્ન વરતાય છે. મને લાગે છે કે જેને મુક્ત પદ્ય અથવા અછાંદસ રચના કહે છે તે વધુમાં વધુ અઘરી રચના છે. 'કવિતાના લયબદ્ધ છંદ જેવો તાજે — તડકો કડાક કોરો પ્હેરીને હું નીકળ્યો છું' ઉદ્ગારનાર શ્રી નલિન રાવળ પોતાની એક તાજી કૃતિમાં મેળવાળી 'અછાંદસ' રચના (એ છે પરંપરિત કવિત) સિદ્ધ કરી શકે છે.

દરેક નવી રચનામાં અભિવ્યક્તિના પ્રશ્નનો ઉકેલ હાથ ધરવાની વૃત્તિ શ્રી પ્રિયકાંત મણિયાર, શ્રી. હસમુખ પાઠક અને કંઈક સભાનપણે અભિજ્ઞતાપૂર્વક શ્રી નિરંજન ભગતમાં જોવા મળે છે. કવિતાસિદ્ધિની દિશામાં એ કેટલી કામયાબ નીવડે છે એ હવે પછીનાં વરસોમાં વધુ સ્પષ્ટ થશે.

પહેલા વાર્તાલાપમાં કહ્યું હતું તેમ ગુજરાતી ભાષા બોલનારાઓની કાવ્યકલારુચિ અને એમના મુખમાંની ભાષાનો કવિતારચનાની ઇમારત ઉપર ખૂબ પ્રભાવ પડશે. જેમનું ઉત્તમ કવિતા દ્વારા પ્રગટ થવા માગે છે તેમના પ્રયત્નો આ હકીકતની સ્વીકૃતિપૂર્વકના હશે. નિયત છંદોનો ઉપયોગ થતો છેક અટકે એ બનવા જોગ નથી, જરૂરી પણ નથી, માત્ર એ ઉપયોગ નવી માગ પ્રમાણેનો હશે.

છેલ્લી પચ્ચીશીમાં ભાવપ્રતીકોની ખોજ એ અભ્યાસનો રસિક વિષય છે. એની વિગતે તપાસ કરવા આપણે અત્યારે રોકાઈ શકીએ એમ નથી. કૌતુકરંગી – આસમાની – રોમૅન્ટિક વૃત્તિની પકડ કેમ ઝટ છૂટતી નથી, એ પણ આપણે ગઈ વખતે જોયું હતું. કુત્સિતના આવાહનમાં રાચનાર અતિવાસ્તવવાદ પાછળ પણ એ કૌતુકવૃત્તિ કેવી કામ કરી રહી હોય છે એ પણ એક નોંધપાત્ર ઘટના છે. "ગુજરાતી કવિતા નીરસ પ્રચારવેડા કે માંદલા સૌંદર્યવાદ અથવા કૃતક (pseudo) લોકગીતશાઈ કે કૃતક રહસ્યવાદી રચના અથવા ટાગોરે અર્વાચીન પાશ્ચાત્ય કવિતાના 'અઘોરપંથી' તરીકે ઓળખાવેલા વલણના વિઘ્નોથી અભિભૂત ન થતાં અભિવ્યક્તિની ખોજમાં નિર્ભય રૂપે આગળ વધીને નવી શક્તિ, નવી સિદ્ધિ, મેળવશે એવી એની એકંદર સજ્જતા જોતાં પ્રતીતિ થાય છે."*

* આ વાક્યો ઉપરાંત આ પેરાનાં બીજાં પણ 'સંસ્કૃતિ' અંક ૧૦૧(મે ૧૯૫૫)ની નોંધમાંથી ઉદ્ધૃત કરેલાં છે. —ઉ.

# ટૂંકી વાર્તા : એક વિહંગાવલોકન

શ્રી ચૂનીલાલ મડિયા
(મુંબઈ)

ટૂંકી વાર્તાનાં પગેરાં પંચતંત્ર, બૃહત્કથા, કથાસરિત્સાગર, સિંહાસનબત્રીસી કે વૈતાળપચીસી આદિ ભારતીય કથાભંડારોમાં શોધવાના જે પ્રયત્નો થાય છે એમાં સાચી યા ખોટી સ્વદેશીની ભાવના સંતોષાતી હશે. પણ પ્રામાણિકતા નથી સચવાતી. ભારતની અન્ય ભાષાઓની જેમ ગુજરાતીની અર્વાચીન ટૂંકી વાર્તા પણ સૉનેટ અને 'લિરિક'ની જેમ મૂળ વિદેશી આયાત છે, અને આ ભૂમિમાં એને પગભર થયાને હજી અડધી સદી હમણાં જ પૂરી થઈ છે.

## ટૂંકીવાર્તાનો આરંભકાળ

આજે આપણે જેને અર્વાચીન ટૂંકી વાર્તા તરીકે ઓળખીએ છીએ એનું સર્વપ્રથમ ખેડાણ કરવાનું માન વર્ષોથી સ્વ. 'મલયાનિલ' (કંચનલાલ વાસુદેવ મહેતા, ૧૮૯૨–૧૯૧૯)ને આપવામાં આવતું હતું. મલયાનિલકૃત વાર્તા 'ગોવાલણી'ને ગુજરાતી ભાષામાં ગોગોલકૃત 'ઑવરકોટ' ગણીને સાહિત્યના સહુ ઈતિહાસકારો આગળ વધતા. પણ મલયાનિલથી બે વર્ષ મોટેરા ધનસુખલાલ કૃ. મહેતાએ 'મલયાનિલ' કરતાંયે વહેલેરી ટૂંકી વાર્તાઓ લખવા માંડેલી એમ જણાયા બાદ ગુજરાતી સાહિત્યની સર્વ પ્રથમ ટૂંકી વાર્તાનો સગડ મેળવવાના પ્રયત્નો થયા. 'ગોવાલણી' વાર્તા ઈ. સ. ૧૯૧૮માં પ્રગટ થયેલી પણ ધનસુખલાલ મહેતાએ 'પ્રતિબિંબ અને છાયા' તથા 'ન્યાય' નામની નવી ઢબની વાર્તાઓ ૧૯૧૮ પહેલાં રચેલી, એ મતલબની માહિતી તાજેતરમાં અશોક હર્ષ અને ચાંપશી ઉદ્દેશીએ પ્રાપ્ત કરી છે. આ સાથે ખુદ ધનસુખલાલ મહેતા પાસેથી જ એવી માહિતી મળી છે કે સર્વપ્રથમ ગુજરાતી વાર્તા રચવાનો યશ તો ગુજરાતી જીવનનાં અનેક ક્ષેત્રોમાં અગ્રદૂત બની રહેનાર સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતાને જાય છે. પાશ્ચાત્ય ઢબની સર્વપ્રથમ સુંદર વાર્તા 'હીરા' નામે સ્વ. રણજિતરામે ઈ. સ. ૧૯૦૪માં લખેલી એમ ધનસુખલાલ મહેતા જણાવે છે.

## બોધપ્રધાન ટૂંકીવાર્તા

આ અગાઉ વાર્તાઓ નહોતી જ લખાતી એમ નહિ કહી શકાય. એમ તો કવિ દલપતરામે ઉપદેશપ્રધાન વાર્તાઓનો સંગ્રહ 'તાર્કિક બોધ' નામે છેક ઇ. સ. ૧૮૬૫માં આપેલો. એ અરસામાં 'ગુજરાત અને કાઠિયાવાડ દેશની વારતા' તથા 'ગુજરાત જનવાર્તા' નામક વાર્તાસંગ્રહો – બહુધા પ્રચલિત લોકકથાઓ અને કિંવદંતીઓના – પ્રગટ થયેલા. એના સંપાદકે ફરામજી બમનજી પટેલ હતા. અનેક લેખનપ્રકારો ઉપર બેધડક કલમ ચલાવનાર અને ગાંધીજીના વિલાયત વેળાના એક સુપરિચિત મિત્ર નારાયણ હેમચંદ્રે ખોરાક, પહેરવેશ આદિના પ્રયોગોની જોડાજોડ વાર્તાલેખનના પ્રયોગો પણ કરેલા. આ ઉપરાંત કેશવલાલ મોતીલાલ, રામમોહનરાય જસવંતરાય, 'મિસ્કીન', શ્રીવાસ્તવ, સાધુચરિત અમૃતલાલ પઢિયાર, મસ્તરામ પંડ્યા, હરખજી માસ્તર, મણિલાલ છબારામ ભટ્ટ, 'નારદ', ભોગીન્દ્રરાવ દીવેટિયા, રણજિતરામ વાવાભાઈ મહેતા, હાજીમહમ્મદ અને બીજાઓ પણ એ સમયના 'સુંદરીસુબોધ' 'વાર્તાવારિધિ', 'ચંદ્ર', 'સમાલોચક', 'સાહિત્ય', આદિ માસિકોમાં વાર્તાનું કાઠું ઘડવા મથી રહ્યા હતા. કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે આ આરંભકાલીન વાર્તાલેખનના પ્રયોગોમાં કલા કરતાં બોધનું પ્રમાણ વિશેષ હતું. ઉપદેશને બદલે કલાત્મકતા ઉપર ઝોક આપવાનો આગ્રહ માત્ર રણજિતરામ અને મલયાનિલ જ રાખતા હતા.

## મલયાનિલની ટૂંકીવાર્તા

એમ તો કનૈયાલાલ મુનશી અને ધનસુખલાલ મહેતા પણ મલયાનિલના સમકાલીનો હતા અને આ બન્ને લેખકોએ પછીથી અન્ય સાહિત્યપ્રકારો સાથે ટૂંકી વાર્તાનું પણ સારા પ્રમાણમાં ખેડાણ કર્યું છે. છતાં ૧૯૧૦ થી ૧૯૨૦ સુધીના દાયકા દરમિયાન ગુજરાતી વાર્તા પગભર થવા મથી રહી હતી ત્યારે એ સાહિત્યપ્રકાર ખેડવા માટે મલયાનિલ જેટલી સજ્જતા કદાચ બીજા કોઈ સમકાલીનમાં નહોતી દેખાતી. અલબત્ત, મલયાનિલની બધી જ વાર્તાઓમાં ગુણવત્તાનું ધોરણ એકસરખું જળવાઈ શક્યું નથી. (એક નવા સાહિત્ય છોડને પોતાની ભાષા-ભૂમિમાં રોપવા અને દૃઢમૂલ બનાવવા મથી રહેલા કોઈ પણ પ્રયોગવીરની કૃતિઓમાં આવી ઉચ્ચાવચ સપાટી ન હોય તો જ આશ્ચર્ય). છતાં 'ગોવાલણી' વાર્તામાં કર્તાએ નમૂનેદાર ટૂંકી વાર્તાના કલાવિધાનનું જે શિખર સર કર્યું એ તત્કાલીન ધોરણોએ ખરેખર ગર્વ પ્રેરે એવું હતું. મલયાનિલનું અકાળે અવસાન ન થયું હોત તો એમની ઘડાવા માંડેલી અને સ્થિર થઈ રહેલી કલમમાંથી ગુજરાતી ભાષાને ઘણી કલાસમૃદ્ધ વાર્તાઓ સાંપડી શકી હોત.

## ધૂમકેતુની વાર્તાઓ

વાર્તાક્ષેત્રે મલયાનિલ જે કામ અધૂરું મૂકી ગયા એ ધૂમકેતુ (ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી)એ પૂરું કર્યું. ગાંધીજી આફ્રિકાથી આવ્યા બાદ ગુજરાતમાં સ્થિર થયા અને રાષ્ટ્રોત્થાનની પ્રવૃત્તિઓને ગ્રામાભિમુખ બનાવવા માંડી એ જ અરસામાં ધૂમકેતુની કલાત્મક વાર્તાઓનો ફાલ ઊતરવા માંડેલો, અને એમાં પહેલી જ વાર ગામડાંની છબી ઝિલાવા

લાગેલી. વીસીના આરંભમાં લખાયેલી ધૂમકેતુની વાર્તાઓ એમાંના કથાવસ્તુ તેમ જ કલાવિધાનની બેવડી તાઝગીને કારણે અસાધારણ આકર્ષણનો વિષય બની રહેલ. ૧૯૨૬માં જ્યારે એ વાર્તાઓ 'તણખા' નામે ગ્રંથસ્થ થઈ ત્યારે ગુજરાતી વાર્તા સાહિત્યના વ્યવસ્થિત શ્રીગણેશ મંડાયા, એમ કહી શકાય. આ સંગ્રહમાં, હવે પછી ગુજરાતી વાર્તાસાહિત્યનાં વહેણો કઈ કઈ દિશાઓમાં વહેશે એનાં એંધાણો મોજૂદ હતાં. 'પોસ્ટ ઑફિસ' અને 'ભૈયાદાદા' જેવી વાતોમાં નાજૂક તેમ જ ઉત્કટ લાગણીમયતાની છાંટ હતી તો 'આત્માના આંસુ' જેવી, આમ્રપાલીનો જીવનકિસ્સો વણી લેતી રચનામાં કવિતાની કુમાશ હતી. 'ગોવિંદનું ખેતર' એ ધૂમકેતુની જ નહિ, સમસ્ત ગુજરાતી વાર્તા-સાહિત્યની એક માર્ગસૂચક કૃતિ છે. એ માર્ગસૂચકતા એ વાર્તાની ઉત્તમતાને કારણે નથી..(એનાથી ચડિયાતી વાર્તાઓ ખુદ ધૂમકેતુએ તેમ જ અન્ય વાર્તાકારોએ ઘણી લખી છે.) પણ પછીના દાયકાઓમાં વાર્તા તેમ જ નવલકથા ક્ષેત્રે ગ્રામજીવનનું આલેખન કરતી કૃતિઓનો જે મબલખ પાક ઉતર્યો એના આરંભિક અંકુરો ધૂમકેતુએ ગોવિંદના ખેતરમાં રોપેલા એમ કહી શકાય. દુનિયાના સર્વ વાર્તાકારો મૂળ ગોગોલના 'ઓવરકોટ'માંથી ઊતરી આવ્યા હોવાનું કહેવાય છે એમ ગુજરાતી સાહિત્યમાં પણ ગ્રામજીવનનું નિરૂપણ કરતી સઘળી કૃતિઓ મૂળ ગોવિંદના ખેતરમાં ઊગેલી એમ કહીએ તો એમાં બહુ અત્યુક્તિ નહિ ગણાય. આ વાર્તા વિષે બીજી પણ એક બાબત નોંધપાત્ર છે. અને તે એ કે ગાંધીજીએ 'ચાલો ગામડે'નું રીતસરનું એલાન આપ્યું અને ખેતરનો કોશિયો પણ સમજી શકે એવા સાહિત્યનો આગ્રહ વ્યક્ત કર્યો એ પહેલાં જ આ કૃતિ રચાઈ ગયેલી. વળી, ગુજરાતમાં ઔદ્યોગિક ક્રાન્તિના આરંભનાં જ નગરસંસ્કૃતિનાં કેટલાંક દૂષણો આલેખતી અને ગ્રામજીવનની 'કવિતા'ને રોમાંચક ઉઠાવ આપતી આવી વાર્તા રચાવા પામી એ પણ બહુ સૂચક ગણાય.

## બે સમકાલીન વાર્તાકારો

'તણખા'ના પ્રથમ ખંડનું પ્રકાશન ગુજરાતી સાહિત્યમાં અગાઉ થયેલા 'રાઈનો પર્વત' 'પૂર્વાલાપ' આદિ શકવર્તી પ્રકાશનોની કક્ષાનો એક યાદગાર બનાવ બની રહેલો. પછી તો 'તણખા'ના બીજા ત્રણ ભાગો પ્રગટ થયા, અને વાર્તાક્ષેત્રે ધૂમકેતુનું પ્રદાન ગુણવત્તા જેટલી જ ઈયત્તા પ્રાપ્ત કરી રહ્યું. ધૂમકેતુની સિદ્ધિ તથા પ્રસિદ્ધિથી પ્રેરાઈને એમના અનુકરણ કરનારાઓની સંખ્યા વધવા લાગી. હેમિંગ્વે અને સરોયાનની નકલ કરનારાઓ નીકળેલા, એમ ધૂમકેતુની ઢબે પણ ધૂમકેતુની પ્રતિભા વિના વાર્તા લખવાના ઘણા પ્રયત્નો થયેલા. પણ નાનાલાલનાં રાસ-ગીતોના અનુકરણમાં લોલ-લોલ' કરનારાઓને કશો લાભ થયેલો નહિ એમ ધૂમકેતુના નકલિયાઓ પણ 'આ માર્ગે હવે બીજા કોઈ લેખકો ન આવશો' એવી લાલ બત્તી ચીંધવા પૂરતી જ સાહિત્યસેવા કરી શક્યા.

રાષ્ટ્રીયજીવનમાં ઘણી વાર સાવ ભિન્નભિન્ન પ્રકૃતિ ને પ્રતિભા ધરાવનાર છતાં સરખી જ સમર્થ એવી બબ્બે વ્યક્તિઓ એકી સાથે અસ્તિત્વ ધરાવતી હોય છે. સાહિત્યક્ષેત્રે પણ ઘણી વાર એવું બને છે. ગેય અને અગેય લાગણીપ્રધાન અને ચિંતનપ્રધાન, કૌતુકપ્રેમી અને સૌષ્ઠવપ્રેમી એમ સાવ ભિન્ન ભિન્ન પ્રકારની કવિતા રચનારા ન્હાના-લાલ અને બ. ક. ઠાકોર એકી સાથે સર્જન કરતા હતા. વાર્તાક્ષેત્રે ધૂમકેતુ અને દ્વિરેફ (રામનારાયણ વિ. પાઠક)નું સહઅસ્તિત્વ પણ કાંઈક અંશે આ પ્રકારનો જ કિસ્સો ગણી શકાય. દ્વિરેફનું વાર્તાલેખન મુખ્યત્વે 'પ્રસ્થાન' માસિકના સંપાદનની આડ-નીપજ સમું હતું. ધૂમકેતુના વાર્તાસર્જન જેટલું એ વિપુલ પણ ન હતું. (નાના કદના ત્રણ સંગ્રહોમાં જ દ્વિરેફનું વાર્તાસર્જન સમાઈ જાય છે.) છતાં ગુણ-વત્તામાં એ એવું તો મૂલ્યવાન હતું કે દ્વિરેફની વાતો વિના ગુજરાતની વાર્તાસમૃદ્ધિ ઊણી રહી ગઈ હોત. વીસીના દાયકા દરમિયાન ધૂમકેતુ અને દ્વિરેફ એકબીજાના પૂરક, પૂર્તિરૂપ બની રહેલા. જીવનને નિહાળવાનું અને વાર્તામાં આલેખવાનું ધૂમકેતુનું વલણ લાગણીશીલ હતું, તો દ્વિરેફનું બુદ્ધિપૂત હતું. એક કૌતુકરાગી હતા તો બીજા સૌષ્ઠવપ્રેમી હતા. એકને માનવજીવનની સ્થૂલ, બાહ્ય ઘટનાઓ આલેખવાની કુશળતા સાંપડેલી, બીજાને માનવીના આંતર-મનની મનોઘટનાઓમાં વિશેષ રસ હતો. એકનો દૃષ્ટિકોણ ઉત્કટ લાગણીશીલ હતો, બીજાનું વલણ ઠંડુંગાર તર્કશુદ્ધ હતું. બન્ને કલાકારોને પોતપોતાની મર્યાદાઓ હોવા છતાં ગુર્જર વાર્તાસુંદરીને તેઓ કેયુરે ને કંકણે શણગારી શક્યા.

વીસીના એક જ દાયકામાં ગુજરાતી વાર્તા એટલું તો ગજું કાઢી ગઈ કે ઘણા પંડિતો અને વિદ્વાનો — વિવેચકોએ પણ એને ખેડવાયોગ્ય સાહિત્યપ્રકાર ગણ્યો. દ્વિરેફના જ એક સહકાર્યકર અને સહલેખક રસિકલાલ છોટાલાલ પરીખે પણ 'સંજય' ઉપનામ તળે કેટલીક ચુનંદી વાર્તાઓ લખી, જે 'જીવનનાં વહેણો' નામે ગ્રંથસ્થ થઈ. શુદ્ધ કવિતા સિવાય ઓછેરી કોઈ જ ચીજથી ન રીઝે એવા દુરારાધ્ય કવિ-સાક્ષર-વિવેચક બલવન્તરાય ક. ઠાકોરે પણ ટૂંકી વાર્તા ઉપર હાથ અજ-માવેલો. એમના વાર્તાસંગ્રહ 'દર્શનિયું'માંની મૌલિક તેમ જ અનૂદિત રચનાઓ આજને ધોરણે કલાત્મકતામાં ઘણી ઊણી ઊતરે છે, છતાં એક સાહિત્યસ્વરૂપ તરીકે ટૂંકી વાર્તાની ગુંજાશ વિદ્વદ્વર્ગમાં પણ સ્વીકૃતિ પામી રહી હતી એટલું તો આમાંથી ફલિત થાય જ છે.

## ટૂંકીવાર્તામાં પ્રયોગો

આ અરસામાં કનૈયાલાલ મુનશીએ પણ વાર્તાનું સંવનન કરી જોયેલું, અને 'શામળશાનો વિવાહ' જેવી વેધક કૃતિઓ રચેલી. પણ એમની જ એક વાર્તાનું શીર્ષક વાપરીને કહીએ તો, ટૂંકી વાર્તા તો મુનશી માટે બહુ બહુ તો 'કામચલાઉ ધર્મપત્ની' જ બની શકી કેમ કે એમની કાયમી ધર્મપત્ની તો નવલકથા જ રહેલી. મુનશી સંચાલિત સાહિત્યસંસદ અને 'ગુજરાત' માસિક એ જમાનામાં ગુજરાતી સર્જક ચેતનાનું કેન્દ્ર બની રહેલાં. એની અસર તળે ઘણીયે નવી નવી કલમો પાંગરવા લાગેલી. બટુભાઈ ઉમરવાડિયા અને ઇન્દુ-લાલ ક. યાજ્ઞિક સુદ્ધાંએ થોડો સમય ટૂંકી વાર્તાનું સેવન કરેલું.

પણ ધૂમકેતુ-દ્વિરેફ પછી ગુજરાતી વાર્તાને નવું પરિમાણ તો, બે આગ્રહી નૂતન કવિઓ વાર્તાલેખન તરફ વળ્યા ત્યારે જ સાંપડ્યું. ત્રીસીના આરંભમાં ઉમાશંકર જોશી અને સુંદરમ્ (ત્રિભુવનદાસ પુ. લુહાર) અનુક્રમે 'વાસુકિ' અને 'ત્રિશૂલ'ના ઉપનામો તળે વાર્તાઓ લખવા માંડયા. ઉમાશંકર કૃત 'શ્રાવણી મેળો' અને સુંદરમ્કૃત 'હિરાકણી અને બીજી વાતો' ત્રીસીના દાયકાની વાર્તાસમૃદ્ધિમાં મૂલ્યવાન ઉમેરા બની રહ્યા. ઉમાશંકરે ગુજરાતી ગદ્યની સઘળી ગુન્જાશનો કસ કાઢીને વાર્તામાં વાસ્તવદર્શનની એક નવી સપાટી સિદ્ધ કરી. ધૂમકેતુ અને દ્વિરેફનાં અનુકરણોમાં અટવાવા માંડેલ વાર્તાના વહેણને ઉમાશંકરે કથાના અંતરંગ તેમ જ બહિરંગની મૌલિકતા અને તાઝગી વડે એક નવી મોકળાશ આપી. ઉપરાંત એક જ ઘરેડના બીબામાં ઢળતી જતી વાર્તાઓમાં જે એકવિધતા આવવા માંડી હતી એને પણ ઉમાશંકરે આયોજન તેમ જ નિરૂપણના પુષ્કળ પ્રયોગો વડે ટાળી. સુંદરમ્ની વાર્તાઓમાં ઉમાશંકર જેટલું વૈવિધ્ય કે પ્રયોગશીલતા ન હોવા છતાં ગ્રામજીવન તથા નગરજીવનના આલેખનમાં એક નવી દૃષ્ટિની પ્રતીતિ કરાવી. ધૂમકેતુના ગામડાની રંગદર્શિતાને સ્થાને સુંદરમ્ના ગામડાની યથાર્થદર્શિતા વધારે સાચકલી લાગે છે.

આ યથાર્થદર્શિતાને ચીલે ચીલે જ પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, પુષ્કર ચંદરવાકર, પીતાંબર પટેલ, દેવશંકર મહેતા, 'સુહાસી,' તથા પ્રાદેશિકતાનું આલેખન કરનારા અન્ય વાર્તાકારો ચાલ્યા. ગુલાબદાસ બ્રોકર તથા કિસનસિંહ ચાવડાએ પણ નગરજીવનનાં ચિત્રો આલેખ્યાં. પણ યથાર્થદર્શી અને પ્રાદેશિક જૂથે ગ્રામજીવનનું જે આલેખન કર્યું એ એમની સિદ્ધિ સાથે મર્યાદા પણ બની રહ્યું. છતાં આ વર્ગના વાર્તાકારોમાં પેટલીકર અને પુષ્કર ચંદરવાકરને વ્યાપક લોકજીવનના પ્રત્યક્ષ સમ્પર્કની જે સુવિધા સાંપડી એને પરિણામે તેઓ પોતાની વાર્તાસૃષ્ટિમાં એકવિધતા ટાળી શક્યા. 'લોહીની સગાઈ'માં પેટલીકર યથાર્થદર્શનની એક નવી કલાત્મક સપાટી સાધી શક્યા. 'બાંધણી'માં પુષ્કર ચંદરવાકર એક વિલક્ષણ કથાવસ્તુને વાસ્તવિક માવજત આપી શક્યા છે.

આ 'પ્રાદેશિકતા'ને પરિણામે ગુજરાતના વિવિધ પ્રદેશોની પશ્ચાદ્ભૂ તથા લોકબોલીની વિશિષ્ટતાઓ પણ વાર્તામાં ઊતરી આવી. પન્નાલાલે ઈશાનિયા મુલક-માંડલી-ડુંગરપુર પંથકની બોલી જીવતી કરી. પેટલીકરે ચરોતરનાં ગામડાંનું યથાતથ આલેખન કર્યું. પીતાંબર પટેલે ઉત્તર ગુજરાતનો એક ખંડ વાર્તામાં ઉતાર્યો. પુષ્કરે ભાલ-નળકાંઠાના નપાણિયા મુલકની છબી ઝીલી. દેવશંકર મહેતાએ ઝાલાવાડનાં ગામડાંને જીવતાં કરી બતાવ્યાં. 'સુહાસી'એ સુરત પ્રદેશના હાળીઓનાં જીવનમાં ડોકિયું કરાવ્યું.

### વાર્તાસાહિત્યમાં પગપેસારો

ગુજરાતી વાર્તામાં ગ્રામજીવનના આ યથાર્થદર્શનની સાથે જ નગરજીવનના યથાર્થ નિરૂપણનો એક પ્રવાહ સમાન્તર વહી રહ્યો હતો. મુનશી સંચાલિત સામયિક 'ગુજરાત'ની જેમ જ રણછોડલાલ લોટવાળાના અખબાર 'હિંદુસ્તાન-પ્રજામિત્ર'માં પણ કેટલીક તેજસ્વી કલમો એકઠી થઈ હતી. ઇન્દુલાલ યાજ્ઞિક, છેલશંકર વ્યાસ, બકુલેશ, સીતારામ શર્મા, ખંડુભાઈ દેસાઈ, જિતુભાઈ મહેતા, રવિશંકર વિ. મહેતા, મસ્ત ફકીર, બચુબહેન લોટવાળા વગેરે અવારનવાર વાર્તાઓ લખીને ગુજરાતી વાર્તાનું એક નવું જ કાઠું ઘડી રહ્યાં હતાં. અત્રે એક ઐતિહાસિક મહત્ત્વની હકીકત નોંધવી જોઈએ કે ઇન્દુલાલ યાજ્ઞિકકૃત 'કુમારનાં સ્રી-રત્નોની પ્રકાશનસાલ અને 'તણખા' મંડળ ૧ની પ્રકાશનસાલ એક જ —૧૯૨૬—છે. આજે ઇન્દુલાલ વાર્તાકાર તરીકે ભુલાઈ ગયા છે. એ જ રીતે, 'વાતોનું વન' લખનાર બટુભાઈ ઉમરવાડિયાને પણ આજે વાર્તાકાર કરતાં વિશેષ તો એકાંકી લખનાર તરીકે જ યાદ કરવામાં આવે છે. સીતારામ શર્મા એક જમાનામાં જથ્થાબંધ વાર્તાઓ લખતા. 'કેળાંવાળી અને બીજી વાર્તાઓ' જેવી હળવી ને રમૂજપ્રેરક કૃતિઓ વડે મસ્તફકીરે એક નવો જ ચીલો પાડેલો, જે એમના અવસાન સાથે જ અવસાન પામ્યો લાગે છે, કેમ કે મસ્તફકીર પછી કોઈ જ લેખકે એવી વાર્તાઓ લખવાનો પ્રયત્ન નથી કર્યો.

આ જૂથના લેખકોમાંથી વાર્તાઓનું વધુમાં વધુ ખેડાણ બકુલેશ અને જિતુભાઈ મહેતાએ કર્યું છે. એમની વાર્તાઓએ નગરજીવનનો ખૂણેખૂણો અજવાળી આપ્યો છે. દ્વિરેફ અને ધૂમકેતુની જેમ બકુલેશ અને જિતુભાઈ પણ પરસ્પર પૂરક પ્રતિભા બની રહેલા. બકુલેશ પાસે જીવનને નિહાળવાનો એક ઉદ્દામ દૃષ્ટિકોણ હતો. જિતુભાઈની નજર નિર્ભેળ કવિની હતી. બન્નેએ સેંકડોની સંખ્યામાં વાર્તાઓ લખી, પણ બહુ જ થોડી ગ્રંથસ્થ થઈ શકી. બકુલેશકૃત 'કાદવનાં કંકુ'ની વાર્તાઓ નગરજીવનના પાછલી ગલી ને ગટર ઉપરાંત પણ ઘણાયે અંધારા ખૂણાને અજવાળી આપે છે. જિતુભાઈ મહેતાકૃત 'ખરતા તારા'માં એક કવિના 'આંખ અને કાનના અસલી અનુભવ'ની વાતો છે.

### વાર્તાસાહિત્યનું પ્રેરકબળ

ગુજરાતી વાર્તાનો વિકાસ આરંભથી જ કેટલાંક પ્રાણવાન સામયિકો અને અખબારો સાથે સંકળાયેલો છે. આરંભકાળે હાજીમહમદ અલારખિયા શિવજીનું 'વીસમી સદી' ગુજરાતી વાર્તાનું જનક બનેલું. પછીથી 'ગુજરાત' તથા 'હિંદુસ્તાન-પ્રજામિત્ર' આદિ મારફત એને પોષણ મળેલું. આવું જ પોષણ એ વેળા રાણપુરની 'સૌરાષ્ટ્ર' સંસ્થા મારફત પણ મળેલું. સૌરાષ્ટ્ર સંસ્થામાં અખબારનવીસોનું એક અનોખું મંડળ એકઠું થયેલું. આમાંના ઝવેરચંદ મેઘાણી, ગુણવંતરાય આચાર્ય, કકલભાઈ કોઠારી, રામુ ઠક્કર વગેરેએ અવારનવાર વાર્તાઓ લખેલી. પણ એમાં વધુમાં વધુ અર્પણ મેઘાણી અને ગુણવંતરાયનું ગણી શકાય. મેઘાણીએ આરંભમાં તો સામાજિક અનિષ્ટો સામે જેહાદ જગાવતી 'ચિતાના અંગારા' જેવી જોમવંતી છતાં પ્રચારલક્ષી વાર્તાઓ આપેલી. પણ એમની કલમ સતત વિકાસશીલ હતી તેથી છેલ્લા વાર્તાસંગ્રહ 'વિલોપન'માં તેઓ વાર્તાના અંતરંગ તથા બહિરંગ બન્નેમાં નવી સપાટીઓ સિદ્ધ કરી શકેલા. 'ચમનની વહુ' જેવી વાર્તા વાંચતાં એમ લાગે છે કે મેઘાણી અકાળે અવસાન ન પામ્યા હોત તો એ કલમમાંથી હજીયે વધારે કલાત્મક વાર્તાઓ નીપજી શકી હોત. ટૂંકી વાર્તામાં બહિરંગમાં

પણ આયોજન અને નિરૂપણના એક હજાર વિવિધ નમૂના ઉતારવાની મેઘાણીની મુરાદ હતી.

સ્નેહરશ્મિ ('ગાતા આસોપાલવ' વગેરે), સોપાન ('ઝાંઝવાનાં જળ' વગેરે), રમણલાલ વ. દેસાઈ ('ઝાકળ', 'પંકજ') વગેરેએ આ સમય-ગાળામાં સારું સર્જન કરેલું. ઉમેદભાઈ મણિયાર ('પાંખ વિનાનાં'), મુરલી ઠાકુર ('પરબનાં પાણી'), પ્રશાન્ત ('બળતાં પાણી'), અશોક હર્ષ ('સુષમા') વગેરેએ એકેક વાર્તાસંગ્રહ આપીને પણ ગુજરાતી વાર્તાસમૃદ્ધિમાં સારું વૈવિધ્ય ઉમેર્યું છે.

### નવલિકાક્ષેત્રે બહેનો

ગાંધીજીના આગમન બાદ ભારતભરમાં સ્ત્રીઓને જે સમકક્ષ સ્થાન પ્રાપ્ત થયું એનું એક સીધું પરિણામ સાહિત્યમાં દેખાયું. સાહિત્ય ક્ષિતિજે સંખ્યાબંધ લેખિકાઓનો ઉદય થયો, અને એમનો વધુમાં વધુ લાભ વાર્તાસાહિત્યને મળ્યો. આરંભમાં લીલાવતી મુનશીએ 'જીવનમાંથી જડેલી' નામે વાર્તાસંગ્રહ આપેલો. સુધારયુગમાં ગંગાબહેન પટેલ તથા જ્યોત્સ્ના શુક્લ સાહિત્યપ્રયાસ કરતાં. વિદ્યાગૌરી નીલકંઠે પણછૂટી છવાઈ વાર્તાઓ રચેલી. એ બાદ વિનોદિની નીલકંઠ અને લાભુબહેન મહેતાએ વ્યવસ્થિત વાર્તાલેખન કર્યું, અને અનુક્રમે 'શોધને અંતે' તથા 'દિલદરિયાવનાં મોતી' નામે વાર્તાસંગ્રહો આપ્યા. સાંસારિક સમસ્યાઓમાં નારીજીવનનું દૃષ્ટિબિંદુ સમજવામાં આ લેખિકાઓએ સારી સહાય કરી. જ્યોત્સ્ના ખંડેરિયા એક વાર્તા-સંગ્રહ આપીને વિરમી ગયાં છે. સૌદામિની મહેતા તથા સરોજિની મહેતાએ પણ એકેક વાર્તાસંગ્રહ આપ્યો છે.

સ્ત્રી-લેખિકાઓ માટે મુખ્ય પ્રશ્ન સામાજિક, સાંસારિક કે કૌટુંબિક નિરીક્ષણો અને સમસ્યાઓને કથાની સપાટીએ પહોંચાડવાનો રહે છે. એ પ્રશ્ન તાજેતરમાં કુંદનિકા કાપડિયા 'પ્રેમનાં આંસુ' વાર્તાસંગ્રહમાં ઉકેલી શક્યાં હતાં. એમને પગલે સરોજ પાઠક, ધીરજબહેન પારેખ નયના દવે, ધીરુબહેન પટેલ, જયન્તિકા પરમાર, સરલા જગમોહન અને અન્ય લેખિકાઓ આજે બહોળા પ્રમાણમાં વાર્તાઓનું ખેડાણ કરી રહી છે.

બકુલેશ-જિનુભાઈએ આરંભેલ નગરજીવનના યથાર્થદર્શનનું વહેણ જયંત ખત્રીમાં વધારે કલાત્મક અને વધારે પરિપક્વ સ્વરૂપમાં જોવા મળ્યું. 'ફોરાં' વાર્તા સંગ્રહમાં જયંત ખત્રી એક કુશળ વાર્તાકાર તરીકે રજૂ થયા. જયંત ખત્રીએ નગરજીવનનું જે યથાર્થદર્શન કરાવ્યું એવું જ દુર્ગેશ શુક્લ ગ્રામજીવનમાં કરાવી શક્યા તાજેતરમાં પ્રગટ થયેલો તેમનો સંકલિત વાર્તાસંગ્રહ 'સજીવન ઝરણાં' એક પાકટ હથોટીનો પરચો કરાવે છે.

### ટૂંકીવાર્તાના પ્રયોગવીર

'સૌરાષ્ટ્ર' 'હિંદુસ્તાન-પ્રજામિત્ર' વગેરેની જેમ અમદાવાદથી પ્રગટ થઈને એક દાયકામાં બંધ થઈ ગયું 'રેખા' માસિક પણ વાર્તા-સાહિત્યમાં કેટલીક તેજસ્વી લેખિનીઓનું પ્રદાન કરીને યાદગાર બની ગયું. ચાલીસીના ગાળામાં આ માસિકે જયંતી દલાલની વાર્તાઓ આપી. વાસ્તવમાં, આ વાર્તાઓ બકુલેશ-જિનુભાઈ-ખત્રીના યથાર્થદર્શનની પંગતમાં હતી, છતાં એ ત્રણેય કરતાં એક ડગલું આગેકદમ જતી હતી. 'ઉત્તરા' વાર્તાસંગ્રહથી શરૂ થયેલી અને 'આ ઘેર, પેલે ઘેર' સુધી વિસ્તરતી દલાલની કલમે વાર્તાના અંતરંગ તેમ જ બહિરંગમાં એટલા તો અખતરા કર્યા કે એમને ટૂંકી વાર્તાના પ્રયોગવીર જ કહેવા પડે. 'રેખા' માસિકે બીજી પણ ઘણી લેખિનીઓનું ઘડતર કરેલું. નીરુ દેસાઈકૃત વાર્તાસંગ્રહ 'ચરણરજ' આ સામયિકની જ નીપજ હતી. 'રેખા' સંચાલિત ગતિ ગ્રંથમાળાએ સુંદરમ્‌નો વાર્તાસંગ્રહ 'ખોલકી અને નાગરિકા' પ્રગટ કરેલો, એ ગુજરાતી વાર્તાસાહિત્યમાં યથાર્થદર્શનની દિશામાં વળી એક નવું જ સીમાચિહ્ન બની રહેલો. આજે જેને નવીન અને યથાર્થદર્શી વાર્તા તરીકે ઓળખવામાં આવે છે એનાં મૂળિયાં આ 'ખોલકી'માં રોપાયેલાં છે એમ કહી શકાય.

### ટૂંકી વાર્તાનું ભાવિ

૧૯૫૦થી ૧૯૬૦ના દાયકામાં ગુજરાતી વાર્તાનો ફલક ઘણો વિસ્તર્યો છે. એકીસાથે આટલી બધી કલમો આગલા કોઈ દાયકામાં જોવા મળી ન હતી. આમાં સુરેશ જોષીએ 'ગૃહપ્રવેશ' અને 'બીજી થોડીક' વડે વાર્તારસિકોનું સારું ધ્યાન ખેંચ્યું છે. આજની વાર્તા કિસ્સા કરતાં કલાત્મક માવજત ઉપર વધારે ધ્યાન આપતી જણાય છે. આજના વાર્તાકારને પણ સ્થૂલ ઘટના કરતાં મનોઘટનામાં વિશેષ રસ છે. સીધા કથનને બદલે રૂપક યા પ્રતીક મારફત રજૂઆત કરવામાં નવીન વાર્તા વધારે રાચે છે. આજે ગુજરાતી ભાષામાં કેવળ વાર્તાઓ જ પ્રગટ કરનારાં નાનામોટાં મળીને ડઝનેક જેટલાં માસિકો ચાલે છે. પરિણામે, વાર્તાઓનું લેખન પણ વિપુલ પ્રમાણમાં થઈ રહ્યું છે. ચાલુ દાયકામાં વેણીભાઈ પુરોહિત, સારંગ બારોટ, કુંદનિકા કાપડિયા, સરોજ પાઠક, રમણ પાઠક, ભગવતીકુમાર શર્મા, મોહનલાલ પટેલ, કેતન મુનશી, ધીરજબહેન પારેખ, ભગવત ભટ્ટ, ચંદુલાલ સેલારકા, શિવકુમાર જોષી, ચંદ્રકાન્ત બક્ષી, રમેશ જાની, છગનલાલ પરમાર, જસવંત મહેતા, જયન્ત પરમાર, વગેરે કલમો સ્થિર થઈ ચૂકી છે. બીજી ડઝનેક આશા-સ્પદ કલમો સ્થિર થવા મથી રહી છે. ટૂંકી વાર્તાને નવાં જ પરિમાણ બક્ષવા માટે સંખ્યાબંધ પ્રયોગવીરો મથામણ કરી રહ્યા છે. એક અત્યંત જીવન્ત અને પ્રાણવાન સાહિત્ય પ્રકાર તરીકે ગુજરાતી ટૂંકી વાર્તાનું ભાવિ બહુ ઊજળું છે.



# હિંદી સાહિત્યમાં ગુજરાતનું યોગદાન

શ્રી અંબાશંકર નાગર
(અધ્યાપક, હિંદી વિભાગ, મ. સ. યુનિ., વડોદરા)

ઉત્તરમાં આબુથી માંડી દક્ષિણમાં દમણગંગા સુધી અને પૂર્વમાં દાહોદથી માંડી પશ્ચિમમાં દ્વારકા સુધી વ્યાપ્ત ગુજરાતીભાષી પ્રદેશને ગુજરાત કહેવામાં આવે છે. ગુજરાત એક અહિંદીભાષી પ્રદેશ છે. એકદમ વિશ્વાસ તો ન બેસે કે અહિંદીભાષી પ્રદેશે હિંદી સાહિત્યના વિકાસમાં કોઈ પ્રકારે ફાળો આપ્યો હશે. પરંતુ શોધખોળથી માલૂમ પડ્યું છે કે આ પ્રદેશમાં પંદરમી સદીથી માંડીને આજ સુધીમાં હિંદીના ત્રણસોથી પણ વધારે કવિ થયા છે. આ કવિઓએ સ્વભાષા ગુજરાતીમાં રચનાઓ કરવાની સાથે સાથે હિંદી (અર્થાત્ ડિંગળ, વ્રજ, અવધી, ખડીબોલી આદિ)માં પણ રચનાઓ કરી છે. ગુજરાતના અંચલમાં આવૃત આ અજ્ઞાત અને ઉપેક્ષિત સાહિત્યસંપદાનું ઉદ્‌ઘાટન એ જ આ લેખનો ઉદ્દેશ છે.

સર ગ્રિયર્સને યોગ્ય જ કહ્યું હતું કે "હિંદી પ્રારંભથી જ એક આંતરભાષા તરીકે વિકાસ પામી હતી." સાંસ્કૃતિક, ધાર્મિક, રાજનૈતિક, વ્યાપારિક તથા સાહિત્યિક કારણોસર આ ભાષા ઉત્તરોત્તર સમૃદ્ધ તથા વ્યાપક બનતી ગઈ. આજથી પાંચ છ સદીઓ પહેલાં પણ ઉત્તરમાં બદરીવિશાલથી લઈને દક્ષિણમાં રામેશ્વર સુધી તથા પશ્ચિમમાં દ્વારકાથી લઈને પૂર્વમાં કમાખ્યા સુધી ભારતનાં બધાં તીર્થસ્થાનો અને સાંસ્કૃતિક કેન્દ્રો પર હિંદી ભાષા બોલાતી તથા સમજી શકાતી હતી. પ્રાચીન કાળમાં આસામ, બંગાળ, પંજાબ, મહારાષ્ટ્ર, દક્ષિણ ભારત અને ગુજરાત ઇત્યાદિ અહિંદીભાષી પ્રદેશોમાં હિંદી વ્યાપક તથા પ્રચલિત હોવાનાં પ્રમાણો હાલમાં થયેલી શોધખોળને પરિણામે સાંપડ્યાં છે. બંગાળના વિદ્યાપતિ, પંજાબના નાનક, મહારાષ્ટ્રના નામદેવ, ગુજરાતના અખો અને સુદૂર દક્ષિણ ભારતમાં ત્રાવણકોરના પદ્મનાભ વંચિપાલની હિંદી રચનાઓ આ ભાષાની તત્કાલીન વ્યાપકતા અને લોકપ્રિયતાનું પ્રમાણ છે.

એક તો હિંદીભાષી પ્રદેશથી નિકટવર્તી હોવાને કારણે, બીજું વલ્લભ સંપ્રદાય, સ્વામીનારાયણ સંપ્રદાય, સૂફી સંપ્રદાય, જૈન ધર્મ અને સંતમતના વ્યાપક પ્રભાવને લીધે તથા ત્રીજી બાજુ ગુજરાતના મુસલમાન બાદશાહો તથા રાજપૂત રાજાઓના હિંદીપ્રેમને કારણે ગુજરાતના અંચલમાં હિંદીને ફાલવા-ફૂલવાનો પર્યાપ્ત અવસર મળ્યો હતો.

અપભ્રંશોમાંથી ઉત્પન્ન હિંદીનું આદિ રૂપ પાટણનિવાસી હેમચંદ્રાચાર્ય કૃત 'સિદ્ધહેમ'માં અને વઢવાણના જૈનાચાર્ય મેરુતુંગકૃત 'પ્રબંધચિન્તામણિ'ના દોહામાં જોઈ શકાય છે. શ્રીધર કૃત 'રણમલ છંદ' અને પદ્મનાભ કૃત 'કાન્હડદે પ્રબંધ'માં ભાષાનું સ્વરૂપ વધારે સ્પષ્ટ થઈ જાય છે. પણ જેને આપણે અધિકારપૂર્વક હિંદી કહી શકીએ તેવી હિંદી (વ્રજભાષા)નાં દર્શન આપણને સૌથી પહેલાં પંદરમી સદીના ગુજરાતી કવિ ભાલણની રચનાઓમાં થાય છે.

અધ્યયનની સગવડ ખાતર પંદરમી સદીથી માંડીને આજ સુધીના ગુજરાતના અંચલમાંથી પ્રાપ્ત હિન્દી સાહિત્યને આપણે નીચે પ્રમાણે સાત વિભાગોમાં વહેંચી શકીએ :

૧. વૈષ્ણવ કવિઓની હિંદી કવિતા
૨. સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓની હિંદી કવિતા
૩. નિર્ગુણ સંત કવિઓની હિંદી કવિતા
૪. જૈનકવિઓની હિંદી કવિતા
૫. સૂફી કવિઓની હિંદી કવિતા
૬. રાજા અને રાજાશ્રિત કવિઓની હિંદી કવિતા
૭. આધુનિક યુગના કવિઓની હિંદી કવિતા

## ૧. વૈષ્ણવ કવિઓની હિંદી કવિતા

ગુજરાતમાં વૈષ્ણવ ભક્તિની પરંપરા બહુ પહેલેથી પ્રચલિત હતી. પરંતુ તેના પુનરુત્થાનનું વાસ્તવિક શ્રેય વલ્લભાચાર્ય તથા તેમના પુત્ર વિઠ્ઠલદાસજીને છે, જેમણે ગુજરાતમાં અનેક યાત્રાઓ કરી હતી અને ગુજરાતની જનતાને વલ્લભ સંપ્રદાય ભણી આકર્ષિત કરી હતી.

વ્રજભાષામાં રચના કરનાર વૈષ્ણવ કવિઓની પરંપરા ગુજરાતમાં ભાલણથી પ્રારંભ થાય છે. આ કવિએ રચેલ ગુજરાતી કાવ્ય 'ભાગવત દશમ સ્કંધ'માં પાંચ પદ વ્રજભાષાનાં પણ મળે છે. ભાલણના સમય બાબતમાં વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. ભાલણકૃત દ્વિતીય નળાખ્યાન પ્રમાણે કવિની હયાતી (સં. ૧૫૪૫ અર્થાત્ સન ૧૪૮૯) બહુમાન્ય છે. ભાલણની આ હયાતીની સાલ તથા તેમનાં પદોને જો પ્રમાણિક લેખવામાં આવે તો આ ગુજરાતી કવિ વ્રજભાષાના આદિ કવિ ગણાય અને તેમને સુરદાસથી યે પહેલાં વ્રજભાષામાં કાવ્ય રચના કરવાનું ગૌરવ પ્રાપ્ત થાય.

ભાલણ પછી પ્રભાસ પાટણનિવાસી કેશવરામ કાયસ્થ (ઈ. સ. ૧૫૩૬)ના ગુજરાતી ગ્રંથ 'કૃષ્ણલીલા કાવ્ય'ના ૧૪મા અને ૧૬મા સર્ગમાં વ્રજભાષાનાં સ્ફુટ પદો મળે છે. એમના પછી ગુજરાતના સુપ્રસિદ્ધ કવિ નરસિંહ મહેતા (ઈ. સ. ૧૫૦૦–૧૫૮૦)ની પણ

કેટલીક સ્ફુટ હિંદી રચનાઓ મળે છે, જેની પ્રમાણિકતા સંદિગ્ધ છે. રચનાશૈલીનું એક ઉદાહરણ દ્રષ્ટવ્ય છે—

पदार्या मोर कूकूरा पगले
डगमग करता मोहनजी पधार्या, पग भरता डगले ।।
लटपटि पाग्न लीलांबर सोहे, पीताम्बर बदले।
भाल तिलक झलमलता मोती, देखत मन हर ले ।।
साकरडो आंगण वीच वूठो ढिग वूठा ढीगले।
दूधां मेह वृठा नरसीघर, आंगणिये सघले ।।

આના પછી ગુજરાતના વૈષ્ણવ કવિઓની પરંપરામાં સુપ્રસિદ્ધ સંગીતજ્ઞ બૈજૂ બાવરાનો ઉલ્લેખ અનિવાર્ય લાગે છે. આ પ્રખ્યાત સંગીતજ્ઞનું મૂળ નામ બૈજનાથ હતું અને એ ગુજરાતના ચાંપાનેરના નિવાસી હતા. ગુજરાતના બાદશાહ બહાદુરશાહના દરબારમાં એમનો ખૂબ આદર હતો. ગાયક હોવાની સાથે સાથે તે ઉચ્ચ કોટિના ભક્ત અને કવિ પણ હતા.

આ કવિઓ ઉપરાંત અષ્ટછાપના સુપ્રસિદ્ધ કવિ કૃષ્ણદાસ અધિકારી અને કૃષ્ણની અનન્ય ઉપાસિકા મીરાંબાઈનાં નામોનો ઉલ્લેખ આ સંદર્ભમાં અનિવાર્ય લાગે છે. આ કવિઓના સંબંધમાં એટલું જ કહેવું પર્યાપ્ત થશે કે કૃષ્ણદાસ અધિકારી ગુજરાતના ચરોતર પ્રદેશના પાટીદાર હતા તથા મીરાંબાઈના જીવનનાં અંતિમ પંદર વર્ષ ગુજરાતમાં વ્યતીત થયાં હતાં. આ કવિઓની હિંદી રચનાઓ સુપરિચિત છે એટલે કંઈ વધારે કહેવાની આવશ્યકતા નથી.

તેમના પછી આ પરંપરામાં દ્વારકાના મુકુંદ ગુગલીએ ઈ. સ. ૧૬૫૨માં હિંદીમાં 'કબીર ચરિત'ની રચના કરી. સાહિત્યિક દૃષ્ટિથી આ રચનાનું અધિક મહત્ત્વ નથી. જૂનાગઢનિવાસી કવિ ત્રિકમદાસે (ઈ. સ. ૧૬૩૪–૧૬૯૯) 'ઠાકોરલીલા' અને 'રુકમણીહરણ' નામનાં પ્રબંધ કાવ્યો તથા લગભગ ૧૬૦ જેટલાં છૂટક પદોની રચના વ્રજભાષામાં કરી છે. કવિને ભાષા પર સારો અધિકાર હતો.

વૈષ્ણવ કવિઓની આ દીર્ઘ પરંપરામાં ગુજરાતમાં વ્રજભાષાના બીજા પણ અનેક સુકવિ થયા છે. પરંતુ આ કવિઓમાં ચાંદોદનિવાસી દયારામ (ઈ. સ. ૧૭૭૭–૧૮૫૩) નિર્વિવાદ સર્વશ્રેષ્ઠ તથા અપ્રતિમ છે. આ કવિના હૃદયમાં વ્રજભાષા માટે ઘણો અનુરાગ હતો. આ ગુજરાતી કવિએ વ્રજભાષામાં ૪૧ ગ્રંથ અને ૧૨,૦૦૦ છૂટાંછવાયાં પદોની રચના કરી છે. કવિ કૃષ્ણનો અનન્ય ભક્ત તથા પુષ્ટિમાર્ગનો અનન્ય અનુયાયી હતો. એના વ્રજભાષા ગ્રંથોમાં 'સતસૈયા' તથા 'રસિક રંજન' સર્વોત્કૃષ્ટ છે. 'સતસૈયા' 'બિહારી સતસાઈ' સાથે ટક્કર લઈ શકે તેવી રચના છે અને 'રસિકરંજન' પોતાના નામ પ્રમાણે રસિકોનું રંજન કરે એવી ૨૮૦ છંદોની અત્યંત સુંદર તથા રમણીય રચના છે. 'સતસૈયા'ની રચનાશૈલીની વાનગી જોઈએ—

चाहूं बसाये हृदयमें घरूं त्रिभंगी ध्यान।
तातें राख्यो कुटिल भुर होहि असीसीं म्यान।।
रसिक नैन नाराचकी अजब अनोखी रीत।
दुश्मनको परसे नहीं, मारे अपनो मीत।।

હવે 'રસિકરંજન'નું એક પદ જુઓ, જેમાં કવિએ વ્યાજસ્તુતિથી ભગવાનના ભક્તોનું સ્મરણ કર્યું છે અને ભગવાનની ભક્તવત્સલતા પર પ્રકાશ ફેંક્યો છે તથા સાથે સાથે કટાક્ષમાં મીઠો ઠપકો પણ આપ્યો છે.

पन्हैया बनावे तातें, रैदास राख्यौ पास।
नामा वस्त्र ब्योंते सीवे, कैसे बने त्यागनो।
सेनो नाभी क्षौर करे, सिदामा बनावे दाम।
धोबी धोय दे पुशाग, बने नहीं मांगनो।
नरहरि सोनो घड़ेनो, जनीदासी टहल करे।
पिंगला तो नाचे गावे, चाहिये अनुरागनो।
दयाराम ब्रह्माण्ड लहि, डरपो हो दीनानाथ।
श्रीमुख देखिहों नित्य, कछु नहि मांगनो।।

દયારામ પછી પણ ગુજરાતમાં વ્રજભાષાના અનેક સુકવિ થયા પરંતુ દયારામની પ્રતિભાના પ્રકાશમાં તે બધા ફીકા લાગે છે. દયારામના પરવર્તી વૈષ્ણવ કવિઓમાં શિહોર(ભાવનગર)નિવાસી હર્ષદાસ 'હરખાજી' મહેતા (જન્મ ઈ. સ. ૧૭૬૪) અને વડોદરાના નિકટવર્તી ગામના નિવાસી ગિરધર (ઈ. સ. ૧૬૮૯થી ૧૮૫૨), જૂનાગઢના સંગીતશાસ્ત્રી આદિત્યરામ (જન્મ ઈ. સ. ૧૮૧૯) અને જામનગરના મહારાજ રિડમલજીની રાજકુમારી જામસુતા પ્રતાપબાલા (જન્મ ઈ. સ. ૧૮૩૫)નાં નામ વિશેષ ઉલ્લેખનીય છે.

૨. સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓની હિંદી કવિતા

અઢારમી સદી પછી ગુજરાતમાં ધીરે ધીરે વલ્લભ સંપ્રદાયનો પ્રભાવ ક્ષીણ થતો ચાલ્યો. મહાપ્રભુઓ પ્રત્યે સાધારણ જનતાને હૃદયમાં જે શ્રદ્ધા હતી તે હવે ધીરે ધીરે લુપ્ત થઈ રહી હતી. જૈન સંપ્રદાય પરથી પહેલેથી જ સામાન્ય જનતાનો વિશ્વાસ ઊઠી ગયો હતો. અસ્પૃશ્યતા, અજ્ઞાન અને અંધવિશ્વાસનું સામ્રાજ્ય હતું. ચોરી, માંસ, મદિરા અને વ્યભિચાર આદિ વ્યસન ગુજરાતના નિમ્નવર્ગના લોકોની દિનચર્યાનું એક અંગ બની ગયું હતું. સમાજની આ સ્થિતિનો લાભ ઉઠાવીને વિભિન્ન સંપ્રદાયોના સંત, મહંત અને વૈરાગીઓ સમાજ ઉપર પોતાનો કાબૂ જમાવવાના પ્રયત્નોમાં લાગી ગયા હતા. કવિ બ્રહ્માનંદે તત્કાલીન પરિસ્થિતિનું વર્ણન પોતાની એક કવિતામાં કર્યું છે—

कोउक शीश जटा नख दीरघ, डोलत अग बघंबर धारे।
केश लुंचा अरू कान फटा काउ, घंट बजावत जंगम न्यारे।
कोउक वीरके बादु बहावन, कोउक दादु ही दादु पुकारे।
न्यामी अरू बनवासी कहे अरू, और उदासी गुरु मुख जावे।

આ જાતની પરિસ્થિતિમાં સહજાનંદસ્વામી (ઈ. સ. ૧૭૮૧–૧૮૨૦)ના સત્પ્રયત્નોથી ગુજરાતમાં તત્કાલીન આવશ્યકતાઓને અનુરૂપ સ્વામીનારાયણ સંપ્રદાયની વ્યવસ્થિત સ્થાપના થઈ. આ સંપ્રદાયે બધી જ સામાજિક અને ધાર્મિક કુરીતિઓ સામે મોરચો માંડ્યો.

સહજાનંદસ્વામીની પ્રેરણાથી આ સંપ્રદાયની અંતર્ગત સંસ્કૃત, ગુજરાતી અને હિંદીના અનેક સુકવિ થયા. આ કવિઓમાંથી હિંદીમાં

કવિતા કરનારાઓમાં પ્રમુખ કવિ મુક્તાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ, નિષ્કુલાનંદ, ભૂમાનંદ, દેવાનંદ, દયાનંદ અને મંજુકેશાનંદ છે. આ બધા કવિઓ સંગીતના જાણકાર હતા અને આ બધાય કવિઓએ હિંદીમાં નીતિ, વૈરાગ્ય અને કૃષ્ણભક્તિ વિષયક સરલ, સુમધુર અને બોધપ્રદ પદો રચ્યાં છે. વલ્લભાચાર્યના 'અષ્ટછાપ' કવિઓની માફક સહજાનંદના આ અહિંદીભાષી આઠ કવિઓ પણ ભક્તિભાવના અને કાવ્યપ્રતિભાની દૃષ્ટિએ વિશિષ્ટ મહત્ત્વ ધરાવે છે.

આ આઠ કવિઓમાં યે મુક્તાનંદ, બ્રહ્માનંદ અને પ્રેમાનંદની ત્રિપુટી બહુ જ પ્રખર તેમ જ પ્રતિભાશાળી છે. આ કવિઓમાં મુક્તાનંદ (ઈ. સ. ૧૭૬૧-૧૮૩૦) સહજાનંદસ્વામીના ગુરુભાઈ હતા. એમણે 'વિવેકચિંતામણિ' અને 'સત્સંગ શિરોમણિ' નામના બે ગ્રંથોની હિંદીમાં રચના કરી છે. એ પરમ નિષ્ઠાવાન કૃષ્ણભક્ત હતા. તેમની રચનાનું એક ઉદાહરણ જોઈએ —

छांड़िके घनश्याम, औरको धरुं जो ध्यान।
फाड़ डारो छाती मेरी, कठिन कुठार सों॥

સ્વામી બ્રહ્માનંદ (ઈ. સ. ૧૭૭૨–૧૮૩૨) આ સંપ્રદાયના સર્વશ્રેષ્ઠ કવિ છે. તેમનો જન્મ ડુંગરપુરના ખાંણ ગામમાં અને શિક્ષા-દીક્ષા ભૂજની વ્રજભાષા પાઠશાલામાં થઈ. એમનું નાનાપણનું નામ લાડુ બારોટ, યુવાનીનું નામ શ્રીરંગ અને ઉત્તરાવસ્થાનું નામ બ્રહ્માનંદ હતું. આ ત્રણે નામોથી એમણે કવિતા લખી છે. તેમને ગુજરાતી, મારવાડી, ચારણી અને વ્રજભાષાનું સારું એવું જ્ઞાન હતું. તે સંગીત અને પિંગળના પણ સારા જાણકાર હતા. હિંદીમાં તેમણે 'સંપ્રદાય પ્રદીપ', 'સુમતિ પ્રકાશ', 'ઉપદેશ ચિંતામણિ', 'વ્રજવિલાસ' અને સેંકડો સંગીતાત્મક પરચૂરણ પદોની રચના કરી છે. ભાવ અને ભાષાની દૃષ્ટિએ એમની રચનાઓ અત્યંત ઉત્કૃષ્ટ છે.

પ્રેમસખી નામથી પ્રખ્યાત ગઢડાનિવાસી પ્રેમાનંદસ્વામી (ઈ. સ. ૧૭૭૯–૧૮૪૫) મુખ્યત્વે તો સંગીતજ્ઞ હતા. એમની કવિતા બહુ જ સરલ તથા પ્રભાવપૂર્ણ છે. ભાવાભિવ્યક્તિ અને શબ્દયોજનાની દૃષ્ટિએ તે તદ્દન મીરાં જેવી છે. સંગીતાત્મકતાને લીધે તેમનાં પદ અત્યંત લોકપ્રિય બની ગયાં છે. ગાંધીજીની 'આશ્રમભજનાવલિ'માં તેમનાં વ્રજભાષાનાં ત્રણ પદ સંગ્રહિત છે. કહેવાય છે કે એમણે વ્રજભાષામાં સાત હજાર પદોની રચના કરી છે. એમની રચનાશૈલીનું એક ઉદાહરણ જોઈએ —

बैरन मोरी रे बाजी बासुरी
श्रवन सुनत मेरी सुध-बुध बिसरी,
नैना वहत है मेरे आसुरी ।

### ૩. નિર્ગુણ સંતોની હિંદી-કવિતા

વૈષ્ણવ ભક્તોની જેમ ગુજરાતના નિર્ગુણ મતાવલંબી સંતોએ પણ હિંદીમાં કવિતા રચી છે. ગુજરાતની સંતપરંપરા ઉત્તર ભારતની સંતપરંપરાની જ એક કડી છે. કબીરનું પોતાના પુત્ર સાથે ગુજરાતમાં આવવું અને ભૃગુકચ્છ (ભરૂચ)માં મુકામ કરવો પ્રસિદ્ધ છે. એ જ રીતે કબીરના સૌરાષ્ટ્ર-ગિરનાર પ્રવાસનો પણ ઉલ્લેખ મળે છે.

કબીરનું ગુજરાતમાં આવવું સંદિગ્ધ હોઈ શકે છે, પરંતુ મધ્યકાલીન કવિઓ પર કબીરનો જે પ્રભાવ પડ્યો છે તેનો કોઈ અસ્વીકાર કરી શકે તેમ નથી. ગુજરાતમાં કબીરપંથ ઉપરાંત દાદૂ, રામાનંદી, પ્રણામી વગેરે પંથોનું પણ પ્રચલન છે. આ બધા જ પંથોના અનુયાયી સંતોએ જનતાને સધ્ધુકડી વાણીમાં જ્ઞાન અને વૈરાગ્યનો ઉપદેશ દીધો છે. બધાય સંતોએ ભેદભાવ અને બાહ્યાચારોનું ખંડન કરીને જનતાને શીલ અને સદાચારનો ઉપદેશ આપ્યો છે. આ દૃષ્ટિએ જોતાં ગુજરાતના સંતો પણ તે જ જ્ઞાનવેલીનાં ફળ પ્રતીત થાય છે, જે વેલ સમસ્ત ઉત્તર ભારતમાં વ્યાપ્ત છે. આ જ્ઞાનવેલીનો એક છેડો પંજાબમાં મળે છે તો બીજો છેડો ગુજરાતમાં. એક છેડો બંગાળમાં તો બીજો ગુજરાતમાં. નાનક, નામદેવ, કબીર અને અખો આ જ જ્ઞાનવેલીનાં ફળ છે. જુદા જુદા પ્રાંતોના હોવા છતાં આ સંતો સંતપરંપરાની દૃષ્ટિએ એક જ સંસ્થાના પ્રતિનિધિઓ છે. ગુજરાતી સંતોની સુદીર્ઘ પરંપરામાં અખો, દાદૂ, પ્રાણનાથ, ભાણદાસ, રવિ, ખેમ, મોરાર, વિક્રમ, હોથી, જીવણ, પ્રીતમ, ધીરો, નિરાંત, ભોજો, મનોહર, છોટમ, દીનદરવેશ, અર્જુન, અનવર વગેરેનાં નામ વિશેષ ઉલ્લેખનીય છે. આ સંતો પૈકી પ્રસિદ્ધ સંત દાદૂ અને પ્રાણનાથ જન્મથી ગુજરાતી છે. દાદૂપંથીઓની માન્યતા પ્રમાણે દાદૂનો જન્મ અમદાવાદમાં ઈ. સ. ૧૫૪૫-માં થયો હતો. ધામી પંથના પ્રવર્તક સુપ્રસિદ્ધ સંત પ્રાણનાથનો જન્મ પણ ઈ. સ. ૧૬૧૯માં જામનગરમાં થયો હતો. આ સંતોની વાણીથી હિંદીભાષી પ્રજા સુપરિચિત છે.

ગુજરાતના સંતો પૈકી બ્રહ્મજ્ઞાની અખો (ઈ. સ. ૧૫૯૧ થી ૧૬૫૬) મોટા પ્રભાવશાળી સંત હતા. કબીરની જેમ એ પણ અક્ખડ, ફક્કડ અને મનમોજી હતા. કવિ કરતાં તે પોતાને જ્ઞાની કહેવડાવવું વધારે પસંદ કરતા. એમણે હિંદીમાં 'સંતપ્રિયા', 'બ્રહ્મલીલા', 'અવસ્થા-નિરૂપણ' અને 'એકલક્ષ રમણી' આ ચાર ગ્રંથો તથા છપ્પા, સોરઠા, સાખી, સબદ, જકડી, ઝૂલણા વગેરે પદોની રચના કરી છે. ગુજરાતના સંતોમાં એમનું વ્યક્તિત્વ અદ્વિતીય છે. આપણે તેમને ગુજરાતના કબીર પણ કહી શકીએ. તેમની રચના-શૈલીનું એક ઉદાહરણ જોઈએ —

अकल कला खेलत नर ज्ञानी।
जैसेहि नाव हिरे फिरे दसों दिश,
ध्रुव तारे पर रहत निशानी ॥ध्रुव॥

चलन बलन अवनी पर वाकी
मनकी सुरत अकाश ठहरानी।
तत्व-समास भयो है स्वतन्तर
जैसे हिम होत है पानी ॥अकल ॥१॥

छूपी आदि अन्त नहिं पायो
आवि न सकत जहां मन बानी॥
ता घर स्थिति भयी है जिनकी
कही न जात ऐसी अकथ कहानी ॥अकल॥२॥

अजब मेल अद्भुत अनुपम है
जाकू है पहिचान पुरानी ॥
गगनहि गेब भया नर बोले
ऐहि 'अखा' जानत कोओ ज्ञानी ॥अकल॥३॥

શેષ સંતોનો જીવનપરિચય અને તેમની વાણીનાં ઉદાહરણ પ્રસ્તુત કરવા આ લેખ કોઈ પણ પ્રકારે શક્ય નથી. અહીંયાં એટલું જ કહી હું સંતોષ માનીશ કે ગુજરાતના સંતોની હિંદી વાણી બહુ જ ગહન, ગંભીર અને બોધપ્રદ છે. ભાષા અને છંદ યોજનાની ભૂલોને લીધે આ રચનાઓમાં ભલે સાહિત્યિકતાનો અભાવ વર્તાય, પરંતુ લોક-કલ્યાણની દૃષ્ટિએ તેમની મહત્તા સર્વમાન્ય છે અને સદા અક્ષુણ્ણ રહેશે.

આ સંતોની એક વિશેષતા એ પણ છે કે આજથી સદીઓ પહેલાં ગામડે ગામડે અને ઘેરઘેર ફરીને અહિંદીભાષી પ્રદેશમાં હિંદીનો અહાલેક ગજાવ્યો હતો. હિંદીને પોતાની વાણીનું માધ્યમ બનાવીને ગુજરાતના આ સંત કવિઓએ તેના પ્રચાર અને પ્રસારમાં નિસ્સંદેહ અભૂતપૂર્વ ફાળો આપ્યો છે.

### ૪. જૈન કવિઓની હિંદી કવિતા

ગુજરાત જૈન ધર્મનું મુખ્ય મથક રહ્યું છે. બહુ જ પ્રાચીન સમયથી ગુજરાતમાં જૈન ધર્મ પ્રચલિત હોવાનાં પ્રમાણો મળે છે. ગુજરાતમાં જૈનોનાં અનેક તીર્થ અને સિદ્ધક્ષેત્ર છે. જૈન ધર્મના આ પ્રચાર અને પ્રસારને લીધે ગુજરાતમાં જૈન કવિઓને હાથે ૧૦મી-૧૭મી સદી સુધી અપભ્રંશમાં વિપુલ રચનાઓ થઈ છે. ૧૬મી સદી પછી જૈન કવિ-ઓએ વ્રજભાષા તથા ખડી બોલીમાં પણ અસાંપ્રદાયિક તથા બોધપ્રદ પદોની રચના કરી છે. આ કવિઓની કવિતામાં પણ તે જ મસ્તી અને પ્રેમ, તે જ અનાસક્તિ અને રૂઢિઓનો ત્યાગ, તે જ અંતર્મુખી પ્રવૃત્તિ, તે જ સંયમ, શીલ અને સદાચારનો ઉપદેશ છે જે જ્ઞાનમાર્ગી નિર્ગુણ સંતોએ આપ્યો છે.

ગુજરાતના હિંદીસેવી જૈન કવિઓમાં આનંદઘન, જ્ઞાનાનંદ, વિનયવિજય, યશોવિજય અને કિશનદાસ પ્રમુખ છે.

આનંદઘન (ઈ. સ. ૧૭મી સદીના) જૈન કવિ છે. 'આનંદ-ઘન-ચોવીસી' અને 'આનંદઘન-બહોતરી' તેમની સુપ્રસિદ્ધ રચનાઓ છે. એમણે વ્રજ અને મારવાડીમાં અત્યંત ભાવપૂર્ણ અને સંગીતાત્મક પદોની રચના કરી છે. એક ઉદાહરણ જોઈએ—

राम कहो रहमान कहो कोउ, कान कहो महादेव री।
पारसनाथ कहो कोउ ब्रह्मा, सकल ब्रह्म स्वयमेवरी ॥
भाजन-भेद कहावत नाना, अेक मृत्तिका रूप री।
तैसे खंड कल्पनारोपित, आप अखण्ड स्वरूप री।
निजपद रमे रामसो कहिये, रहम करे रहमान री।
करषे करम कानसो कहिये, महादेव निर्वाण री ॥
परसे रूप पारसको कहिये, ब्रह्म चीन्हे सो ब्रह्म री।
इहि विधि साधो आप 'आनन्दघन' चेतनमय निष्कर्म री।

આ રીતે કિસનદાસે (ઈ. સ. ૧૬૧૧) વ્રજભાષામાં 'કિસન-બાવની'ની રચના કરી છે. ભાષા તથા ભાવની દૃષ્ટિએ આ રચના ઘણી જ સુંદર છે. શાંતરસની આ રચનાનો મુખ્ય વિષય જ્ઞાનોપદેશ છે.

### ૫. સૂફી કવિઓની હિંદી કવિતા

ગુજરાતના મુસલમાન સૂફી સંતોને હાથે પણ હિંદીની થોડીઘણી સેવા થઈ છે. આ સંતોને લીધે ગુજરાતમાં ખડીબોલી (હિંદી)ની પરં-પરાના શ્રીગણેશ મંડાયા છે. ગુજરાતના ઉર્દૂ વિદ્વાન સ્વ. ઉર સાહેબનું કહેવું છે કે "એ ગુજરાતની જ સર્વોત્તમ પવિત્ર ભૂમિ હતી જ્યાં સર્વપ્રથમ ઉર્દૂ જબાનને 'અદબી તશકીલ' પ્રાપ્ત થઈ." પણ ગુજ-રાતના આ સૂફી કવિઓએ પોતાની ભાષાને કદી ઉર્દૂ નથી કહી. તેમણે પોતાની ભાષાને સદા 'હિંદવી', 'હિંદી' અથવા 'ગૂજરી' નામથી સંબોધન કર્યું છે.

ગુજરાતના સૂફી સંતોમાં શેખ બહાઉદ્દીન બાઝન (સન ૧૩૮૮-૧૫૦૬), કાઝી મહમૂદ દરિયાયી (મૃત્યુ સન ૧૫૩૫), શાહ અલીઝી ગામધની (મૃત્યુ ઈ. સ. ૧૫૬૬) તથા હજરત ખૂબમુહમ્મદ ચિશ્તી (ઈ. સ. ૧૬૧૩)નાં નામો ઉલ્લેખનીય છે.

આ કવિઓની કવિતામાં આપણને અમીર ખુસરોની ભાષાશૈલી જોવા મળે છે. શેખ બહાઉદ્દીન બાઝનની કવિતાનું એક ઉદાહરણ જોઈએ—

यूँ बाजन बाजे रे सिरदार छाजे
मंडल मनमें धमके, रबाब रंगमें झमके
सूफी सुन पर ठमके
यूँ बाजन बाजे रे सिरदार छाजे।

આ કવિઓની પછી ગુજરાતમાં ખડીબોલીની આ પરંપરા ઉર્દૂ કાવ્યપરંપરામાં વિલીન થઈ ગઈ. ગુજરાતમાં ઉર્દૂ શૈલીના પણ અનેક કવિ થયા છે. સાંભળ્યું છે કે તે કવિઓનું અધ્યયન ડૉ. મદની સાહેબે 'ગુજરાતકે ઉર્દૂ કવિ' નામની પોતાની પી. એચડી.ની થિસિસમાં કર્યું છે.

### ૬. રાજાઓ અને રાજ્યાશ્રિત કવિઓની હિંદી કવિતા

જેવી રીતે વૈષ્ણવ, સ્વામીનારાયણ, સંત, જૈન અને સૂફી સંપ્ર-દાયોએ ગુજરાતમાં હિંદી કવિતાને પોતાના આશ્રયમાં ઉછેરવાનો અવસર આપ્યો, તે જ રીતે ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના રાજાઓએ પણ હિંદીને આશ્રય આપીને તેની અભિવૃદ્ધિમાં પોતાનો ફાળો આપ્યો છે.

ગુજરાતના રાજાઓના હૃદયમાં હિંદીને માટે વિશેષ સન્માન હતું. તેમના દરબારોમાં હિંદી કવિઓનો વિશેષ આદર થતો. ડિંગળમાં રચના કરનાર ભાટચારણ તો પ્રત્યેક રાજાના દરબારમાં અનિવાર્ય રીતે રહેતા જ હતા. કચ્છના મહારાવ લખપતિજીએ (સન ૧૬૫૨-૧૬૬૧) ભૂજમાં વ્રજ ભાષાની એક પાઠશાળાની પણ સ્થાપના કરી હતી, જે તે દિવસોમાં તે જાતની ભારતભરમાં એક જ પાઠશાળા હતી.

ગુજરાતના રાજા મહારાજાઓના હિંદી પ્રેમનું આનાથી વધુ સારું જ્વલંત ઉદાહરણ બીજું શું હોય કે હિંદી કવિઓને આશ્રય આપવાની

અને હિંદી શીખવાની સગવડ કરી આપવાની સાથે સાથે પોતે પણ હિંદીમાં કવિતા કરતા હતા? રાજકોટના રાજકુમાર મહેરામણસિંહ, સૌરાષ્ટ્રના ઝાલા રાજા અમરસિંહ રણમલસિંહજી અને માનસિંહજી તથા કચ્છના મહારાવ લખપતિજીએ હિંદીમાં સુંદર કાવ્યોની રચના કરી છે. ગુજરાતનાં રાજકુટુંબો પૈકી કાકરેચી ઠકુરાની, હરીજીની ચાવડીજી અને જામસુતા પ્રતાપબાલાની પણ હિંદી રચનાઓ સાંપડી છે.

આ કવિઓ પૈકી રાજકોટના રાજકુમાર મહેરામણસિંહ કૃત 'પ્રવીણ-સાગર' જોઈને તો અચંબો જ પામી જવાય છે. ચોર્યાસી સર્ગોનું આ વિશાળકાય મહાકાવ્ય ચારણી, વ્રજ અને ખડીબોલી (હિંદી)માં લખવામાં આવ્યું છે. ગુજરાતનાં રાજકુટુંબોનો હિંદીમાં આ સૌથી મોટો ફાળો છે.

રાજાશ્રિત કવિઓ પૈકી ચારણ કવિઓએ ડિંગલમાં અનેક સુંદર પ્રબંધ કાવ્યોની રચના કરી છે, જેમાં હરદાસ મિશણ કૃત 'ભૃગીપુરાણ', 'જાલંધર પુરાણ' અને 'સભાપર્વ'; ઈસર બારોટ કૃત 'હરિરસ'; કુંભા ઝૂલા કૃત 'રુકમણી હરણ'; સાંયા ઝૂલા કૃત 'નાગદમન'; પાતાભાઈ કૃત 'જસવિલાસ'; લાંગીદાસ મહેડૂ કૃત 'એકાદશી મહાત્મ' અને વ્રજમલજી મેહડૂ કૃત 'વિભાવિલાસ' ઉલ્લેખનીય છે.

સાંયા ઝૂલાના નાગદમણમાંથી ચારણી-ડિંગલ ભાષાશૈલીની એક વાનગી જુઓ. સૂતા કાલિય નાગને જગાડીને તેને નાથવા માટે ઉદ્યત કૃષ્ણ પર દયા ખાઈને નાગણ કૃષ્ણને સંબોધન કરતી કહે છે—

कठां हूत आयो; अठे काज केहा।
गृहा भूलियो बापरा साप गेहा।
वहों कारे चम्पे, रही आव कावे,
असोवार देसी, दया मोर आवे।

हजारां मुखो जागमी नाग हेवां,
न हूलो न छंडे निरद्दार नेवां।

महाकाल षाली न को बाल माने
पढो घोकरी आज ही काल पाने।

પ્રબંધ ઉપરાંત ગુજરાતના ચારણોએ મુક્તક રચનાઓ પણ કરી છે. સૌરાષ્ટ્રના ચારણોના દોહાની પ્રશંસા 'સોરઠિયો દુહો ભલો' એમ કહી કરવામાં આવી છે. દોહા ગુજરાતી ચારણોનો પ્રિય છંદ છે. વીરોને વિલાસિતાની ઊંઘમાંથી ઝબકાવીને જગાડવા માટે ચારણોનાં તીક્ષ્ણ વાકચબાણ આ જ છંદમાં છૂટ્યાં છે. કેટલાક લોકોનું માનવું છે કે, સોરઠા અને સોરઠ રાગ પણ હિંદીભાષી પ્રદેશોને ગુજરાતની જ ભેટ છે.

સોરઠી દોહાઓનાં કેટલાંક અપ્રતિમ ઉદાહરણ આપણે જોઈએ—

जनम अकारथ ही गयो, भमु सिर लग्ग न मग्ग।
तीखा तुरी न माणिया, गोरी गले न लग्ग।

* * *

काग उडावण धण खडी, आयो पीव भड़क्क।
आधी चूडी काग गल, आधी भूय तड़क्क॥

* * *

धम धड़के मेडी हंसे खेलन लागी खाट।
सो सजणा भल आवियो, जेनी जोता वाट॥

पहेलो पहेरो रेनरो, दिवडा झाकम झोल।
पियु कटालो केवडो, धण्य ककुनी लोल॥

बीजो पहेरो रेनरो, बधिया नेह सनेह।
धण्य रयां परती व्हे रही, पियु अषाढ़ो मेह॥

त्रीजो पहेरो रेणरो, दिवडा माग भरे।
धण्य जीती पियु हारियो, राख्यो हार करे॥

चोथो पहेरो रेणरो, बोल्या कूकड़ काग।
धण संभाले कंचवो, पियु संभाले पाग॥

ચારણો સિવાય અન્ય કવિઓએ પણ રાજાશ્રયમાં રહીને વ્રજ ભાષામાં સુંદર કવિતાઓ રચી છે. એવા કવિઓમાં સોમતીર્થના પુષ્કર, કાશીનિવાસી ગુજરાતી કવિ ગંજન, અમદાવાદ નિવાસી, ઉદયપુરના મહારાણા જગતસિંહના આશ્રિત કવિ દલપતરાય બંસીધર, ઝાલાવાડના ઓધડ તથા અમદાવાદના કેવળરામ, આદિતરામ અને આત્મારામ કવીશ્વરનાં નામ વિશેષ ઉલ્લેખનીય છે.

૭. આધુનિક કવિઓની હિંદી કવિતા

આધુનિક યુગ કહેવામાં મારું તાત્પર્ય છેલ્લાં સો-સવાસો વર્ષોનું છે. મધ્યયુગીન કવિઓની જેમ આ યુગમાં પણ ગુજરાતી કવિઓએ સ્વભાષામાં રચનાઓ કરતાં કરતાં સાથે હિંદીમાં પણ કાવ્ય-રચનાઓ કરીને પરંપરાગત પ્રવાહને ગુજરાતમાં પ્રચલિત રાખ્યો છે. આવા કવિઓમાં દલપતરામ, નર્મદ, સવિતાનારાયણ, બાલાશંકર, નાનાલાલ, હીરાચંદ કાનજી અને ગોવિંદ ગિલ્લાભાઈ વગેરેનાં નામો ઉલ્લેખનીય છે. આ કવિઓ પૈકી દલપતરામ કૃત 'શ્રવણાખ્યાન' અને ગોવિંદ ગિલ્લાભાઈની વ્રજ ભજન રચનાઓ વિશેષ ઉલ્લેખનીય છે. ગુજરાતના વર્તમાન હિંદીસેવી કવિઓમાં 'વીરાયણ' મહાકાવ્યના કર્તા મૂલદાસ તથા 'ગાંધીબાવની'ના કર્તા દુલેરાય કરાણીનાં નામ વિશેષ ઉલ્લેખનીય છે.

કવિઓની સાથે સાથે આ યુગમાં ગદ્યલેખકો પણ થયા. ગુજરાતના ગદ્યલેખકોની પરંપરાના શ્રીગણેશ હિંદી ગદ્યના પ્રથમ ઉન્નાયક લલ્લુલાલ ગુજરાતીથી ગણાવા જોઈએ.

દયાનંદ સરસ્વતીથી માંડીને ગાંધીજી સુધી ગદ્યલેખનની આ પરંપરા પ્રચલિત રહી છે. સ્વ. મશરૂવાળા અને કાકાસાહેબ કાલેલકરે પણ હિંદીમાં ઘણું બધું લખ્યું છે. પંડિત સુખલાલજી તથા ઇન્દ્ર વસાવડાનું નામ ગુજરાતના હિંદી ગદ્ય લેખકોમાં ઉલ્લેખનીય છે.

હિંદી રાષ્ટ્રભાષા બની તે પછી તેના પ્રચાર અને પ્રસારમાં પણ ગુજરાતે મહત્ત્વપૂર્ણ ફાળો આપ્યો છે. પરંતુ તેનો ઉલ્લેખ અહીંયાં અપ્રાસંગિક ગણાય.

ઉપરના વિવરણથી એ સ્પષ્ટ થઈ જાય છે કે ગુજરાતના વિવિધ સંપ્રદાય અને રાજ્યોના આશ્રયમાં હિંદીને ફૂલવાફાલવાનો પર્યાપ્ત અવસર મળ્યો હતો. એના પરિણામરૂપે ૧૧મી સદીથી માંડીને આજ સુધી ગુજરાતમાં હિંદીના અનેક સુકવિ થયા. આવા હિંદીસેવી ગુજરાતી કવિઓની સંખ્યા ૩૦૦થી પણ વધારે હશે. આ કવિઓએ ડિંગલ, વ્રજ, અવધી અને ખડીબોલીમાં અનેક ગૌરવ-ગ્રંથોની રચના કરી છે. તે પૈકી 'પ્રવીણસાગર' અને 'વીરાયણ' જેવાં મહાકાવ્ય; 'કાન્હડદે પ્રબંધ', 'રણમલછંદ', 'નાગદમણ' અને 'શ્રવણાખ્યાન' જેવાં પ્રબંધ-કાવ્ય; તથા 'દયારામ સતસઈ', 'કિસાનબાવની' અને 'આનંદઘન બહોતરી' જેવાં મુક્તક કાવ્ય ઉલ્લેખનીય છે.

અહિંદીભાષી ગણવામાં આવેલ આ પ્રદેશની ગોદમાંથી ઉપલબ્ધ વિપુલ સાહિત્યસંપદા જોતાં એમ નિર્વિવાદ કહી શકાય કે હિંદી સાહિત્યને ગુજરાતે આપેલો આ ફાળો મૂક હોવા છતાં પણ મહાન છે.

(મૂળ હિંદી લેખનો અનુવાદ)

# ગુજરાતીમાં બંગાળી સાહિત્ય

શ્રી રમણલાલ સોની
(મોડાસા)

બંગાળીમાંથી ગુજરાતીમાં જેટલાં પુસ્તકો ઊતર્યાં છે એટલાં અંગ્રેજી સિવાય બીજી કોઈ ભાષામાંથી ઊતર્યાં નથી અને લોકપ્રિયતાની દૃષ્ટિએ જોઈએ તો બંગાળીમાંથી ગુજરાતીમાં ઊતરેલાં જેટલાં વંચાયાં છે અને વંચાય છે એટલાં બીજી કોઈ પણ ભાષામાંથી (અંગ્રેજીમાંથી સુધ્ધાં) ઊતરેલાં પુસ્તકો વંચાતાં નથી. આનું કારણ સમજવું અઘરું નથી. ભારતના બે સામસામા છેડે—પૂર્વ-પશ્ચિમે આવેલા ગુજરાત અને બંગાળ એ દેશોની પ્રજામાં હૃદયના ગુણની એકતા છે, ભાવની એકતા છે—બંગાળી પુસ્તકોમાં ભાવના અને લાગણીનો ઉદ્રેક પ્રધાનપણે જોવામાં આવે છે, જેણે ગુજરાતી વાચક વર્ગ પર પોતાની મજબૂત પકડ જમાવી છે. પરિણામે આજે બંગાળી પુસ્તકોના ગુજરાતી અનુવાદોની સંખ્યા વધતી જાય છે અને, ખાસ કરીને નવલકથાની બાબતમાં, એમ કહેવું ખોટું નહિ ગણાય કે ગુજરાતી નવલકથાઓના જેટલી — તેથી વધારે તો નહિ — જ ગુજરાતીમાં ઊતરેલી બંગાળી નવલકથાઓ આજે ગુજરાતમાં વંચાય છે.

બંગાળી પુસ્તકોને ગુજરાતીમાં ઉતારવાની પહેલી શરૂઆત કરી શ્રી નારાયણ હેમચંદ્રે. એ સાધુપુરુષ દેશવિદેશના પ્રવાસી હતા. તેમની જ્ઞાનપિપાસા જેવી પ્રબળ હતી, તેવી જ્ઞાનપ્રચારની તેમની ઝંખના પણ તીવ્ર હતી. તેમણે બંગાળીમાંથી પચાસેક પુસ્તકો ગુજરાતીમાં ઉતાર્યાં છે. પરંતુ ભાષાની કે અર્થની વિશદતાની તેમને પરવા નહોતી. તેથી શ્રી નગીનદાસ પારેખ કહે છે તેમ "તેમના અનુવાદો ઘણી વાર ખરબચડા અને દુર્બોધ બની જતા."

શ્રી નારાયણ હેમચંદ્રે કરેલા અનુવાદોમાં 'સીતા વનવાસ', 'આર્યકીર્તિ', 'ગંગા ગોવિંદસિંહ' 'બ્રાહ્મધર્મ', 'સદ્ધર્મસૂત્ર', 'ભારતમહિમા', 'વિષવૃક્ષ', 'અશ્રુમતી', 'પુરુવિક્રમ', 'સંન્યાસી' વગેરે નોંધપાત્ર છે.

પૂ. મહાત્માજીએ અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી, તે પછી ગુજરાત અને શાંતિનિકેતનનો સંબંધ વધારે નિકટનો અને વધારે ઘનિષ્ઠ થયો. આજથી સાડત્રીસ વર્ષ પહેલાં ગૂજરાત વિદ્યાપીઠે ભારતીય ભાષાઓના ચીતસરના અભ્યાસની જોગવાઈ કરી હતી. હજી ગુજરાત યુનિવર્સિટીમાં આપણે એ કરી શક્યા નથી. મહાત્માજી દ્વારા ઘણી ઘણી ભેટો દેશને અને ગુજરાતને મળી છે, તેમાં ગૂજરાત વિદ્યાપીઠ એક મોટી ને મહત્ત્વની ભેટ છે. એ વિદ્યાપીઠની સ્થાપના દ્વારા મહાત્માજીએ ગુજરાતી સાહિત્યને જબરો વેગ આપ્યો છે. બંગાળી સાહિત્યને એના શુદ્ધ રૂપમાં ગુજરાતીમાં ઉતારવાનો મોટો જશ જેને ફાળે જાય છે તે શ્રી નગીનદાસ પારેખ પણ એ ગૂજરાત વિદ્યાપીઠના જ સ્નાતક છે, અને વિદ્યાપીઠે જ તેમને શાંતિનિકેતન મોકલી બંગાળી ભાષાના તેમના અભ્યાસને પરિપક્વ કરવાની તક આપી હતી.

બંગાળી સાહિત્ય તરફ એકદમ જ સામાન્ય વાચક વર્ગનું ધ્યાન ખેંચાયું તે તો પૂજ્ય મહાદેવભાઈએ શરદબાબુની કૃતિઓ 'વિરાજ-વહુ', 'બિંદુર છેલે', 'શમેર સુમતિ' વગેરે કૃતિઓને ગુજરાતીમાં ઉતારી ત્યારે. એ પહેલાં પણ અનુવાદો તો થતા જ રહ્યા હતા. તે વખતે આ અનુવાદોનું ચાલક બળ આપણા દેશમાં વ્યાપેલી ધર્મ અને સમાજસુધારણાની પ્રવૃત્તિ હતું. એથી કરીને મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર, કેશવચંદ્ર સેન ('નવવિધાન'), ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર ('વિધવા-વિવાહ'), અશ્વિનીકુમાર દત્ત ('ભક્તિયોગ'), બંકિમચંદ્ર ('ધર્મતત્ત્વ', 'કૃષ્ણચરિત્ર' વગેરે) વગેરેના ગ્રંથો ગુજરાતીમાં ઊતર્યા. શ્રી રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, પાગલ હરનાથ, નાગ મહાશય, આનંદમયી માતા અને એમને લગતાં ઘણાં પુસ્તકો ગુજરાતીમાં આવ્યાં. આર્યધર્મ-નીતિ, વાલ્મીકિર જય, કૃષ્ણજીવન, અમિયનિમાઈ, રામાયણી કથા, મહાભારતમંજરી વગેરે પુસ્તકોને આમાં ગણાવી શકાય.

વિધવિધ પ્રકારનાં અસંખ્ય પુસ્તકો બંગાળીમાંથી ગુજરાતીમાં ઊતર્યાં છે તેની પૂરી નોંધ આપવાનું શક્ય નથી. પરંતુ એ તરફ જરા નજર ફેરવી લઈએ.

ઈતિહાસ-ગ્રંથોમાં સિપાહી યુદ્ધનો ઈતિહાસ, સિરાજદૌલા, મિર-કાસિમ, ફિરંગી વણિક, મહાન સમ્રાટ અકબર વગેરેને ગણાવી શકાય.

જીવનચરિત્રોમાં રાજા રામમોહન રાય, મહર્ષિ દેવેન્દ્રનાથની આત્મ-કથા, રવીન્દ્રનાથની જીવનસ્મૃતિ, છેલેબેલા, વિદ્યાસાગર ચરિત્ર, તાનસેન, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ વગેરે નોંધપાત્ર છે.

શ્રીઅરવિંદઘોષ કૃત કારાવાસની કહાણી, બારીન્દ્રની આત્મકથા, નિર્વાસિતેર આત્મકથા વગેરે એકકાળે ગુજરાતીમાં ખૂબ જ વંચાતી ચોપડીઓ છે.

બંગાળીમાંથી ઊતરેલા ચિંતનાત્મક ગ્રંથોની સંખ્યા પણ નાની અને ઓછી મહત્ત્વની નથી. રવીન્દ્રનાથ કૃત સમાજ, સ્વદેશ, સ્વદેશી સમાજ, શિક્ષા, ધર્મ, શાંતિનિકેતન, માનવધર્મ, સાહિત્ય, પ્રાચીન સાહિત્ય, પંચભૂતેર ડાયરી, ચારિઅધ્યાય ચિઠિ, ચરિત્રપૂજા, વિશ્વપરિચય, મહાત્મા ગાંધી, સભ્યતાર સંકટ તથા બીજા લેખકોનાં ભારત-શિલ્પ,

કાવ્યવિચાર, કાવ્યજિજ્ઞાસા, કાવ્યમીમાંસા, તીર્થંકર, તંત્રસાધના, મધ્યયુગની સાધનાધારા વગેરે.

કાવ્યોના અનુવાદ ઓછા થાય તે દેખીતું છે. રવીન્દ્રનાથ કૃત ગીતાંજલિના ગુજરાતીમાં આઠ અનુવાદો છે. રવીન્દ્રનાથના બીજા કાવ્ય-ગ્રંથ 'કથા ઓ કાહિની'ના ચાર અનુવાદો છે; શ્રી ઝવેરચંદ મેઘાણીએ રવીન્દ્રનાથનાં કેટલાંક કાવ્યોનો અનુવાદ 'રવીન્દ્રવીણા' નામે સંગ્રહ રૂપે પ્રગટ કર્યો છે, જે ખૂબ લોકપ્રિય નીવડયો છે તેની અહીં નોંધ લેવી જોઈએ.

નાટકો અને પ્રહસનોમાં પણ અનેક પુસ્તકો ગુજરાતીમાં ઊતર્યાં છે; જેમાં દ્વિજેન્દ્રલાલ રાય કૃત મેવાડપતન, શાહજહાં, રાણા પ્રતાપ, ભીષ્મ, સીતા, શરદબાબુની કૃતિઓનાં નાટ્યરૂપાંતરો વિજયા, વિરાજવહુ, ભૈરવી, ચંદ્રનાથ, રમા, બિંદુર છેલે; રવીન્દ્રનાથની કૃતિઓ— ડાકઘર, વિસર્જન, મુક્તધારા, મુકુટ, અચલાયતન, નટીર પૂજા, ગૃહપ્રવેશ, ચિરકુમારસભા, હાસ્યકૌતુક, વ્યંગકૌતુક, વૈકુંઠેર ખાતા, માલિની, શોધબોધ, રથેર રશિ, પ્રકૃતિર પ્રતિશોધ, રાજા, તાસેર દેશ, રાજા ઓ રાણી, ચંડાલિકા વગેરે છે.

નવલકથા—દરેક દેશમાં ખૂબ જ વંચાતો સાહિત્યપ્રકાર નવલકથા છે. એટલે સ્વાભાવિક રીતે જ નવલકથાઓની ઘણી મોટી સંખ્યા બંગાળીમાંથી ગુજરાતીમાં ઊતરી છે. બંકિમચંદ્ર, રવીન્દ્રનાથ અને શરદચંદ્રની તમામે તમામ કૃતિઓ ગુજરાતીમાં છે—કેટલીકના તો એક કરતાં વધારે અનુવાદ થયેલા છે. ઉપરાંત પ્રભાતકુમાર મુખોપાધ્યાય, નરેશચંદ્ર સેનગુપ્ત, ચારુચંદ્ર બંદોપાધ્યાય, સૌરીન્દ્રમોહન મુખો૦, રાખાલદાસ બંદો૦, શૈલજાનંદ મુખો૦, પ્રેમેન્દ્ર રાય, નારાયણ ભટાચાર્ય, વિભૂતિભૂષણ બંદો૦, તારાશંકર બંદો૦, માણિક બંદો૦, નિરૂપમા દેવી, અનુરૂપા દેવી, શાંતા દેવી, સીતાદેવી, સ્વર્ણકુમારી દેવી, પ્રભાવતી દેવી, હુમાયુન કબીર, પાંચકડી દે, પ્રબોધરંજન સેન, દેવેશ દાસ, અવનીન્દ્રનાથ ઠાકુર વગેરે લેખકોની સંખ્યાબંધ કૃતિઓ ગુજરાતીમાં ઊતરી છે.

બંગાળી સાહિત્ય વિષે ગુજરાતીમાં વિવેચનો પણ સારા પ્રમાણમાં લખાયાં છે. શ્રી નગીનદાસ પારેખે 'બંગાળી સાહિત્યનું વિહંગદર્શન' લખેલું છે. શ્રી બલવંતરાય ઠાકોર, રામનારાયણ પાઠક, નગીનદાસ પારેખ, ઝવેરચંદ મેઘાણી વગેરેએ ગુજરાતીમાં ઊતરેલા બંગાળી ગ્રંથોનાં (જેમાં કાવ્યોનો પણ સમાવેશ થાય છે) વિસ્તૃત વિવેચનો કરેલાં છે, જે ખૂબ નોંધપાત્ર છે.

આમ ઘણી મોટી સંખ્યામાં બંગાળીમાંથી ગ્રંથો ગુજરાતીમાં ઊતર્યા છે ને એ પ્રવૃત્તિ હજી ચાલુ છે. છતાં નવાઈની વાત એ છે કે મોટા પ્રમાણમાં વંચાતી બંગાળી નવલકથાઓ અને વાર્તાઓએ "આપણા વાચકવર્ગની રુચિને પોષી છે ખરી, પણ એ અનુવાદોએ આપણા વાર્તા અને નવલકથા-લેખકો ઉપર નજરે ચડે તેવો પ્રભાવ પાડયો નથી. કોઈએ એમાંના કોઈ લેખકનું અનુકરણ સુધ્ધાં કરવાનો પ્રયત્ન કર્યો નથી (શ્રી સ્નેહરશ્મિ કૃત 'તૂટેલા તાર' જેવા એકાદ અપવાદ સિવાય) કવિતામાં પણ આપણા કવિઓ રવીન્દ્રનાથના એવા પ્રભાવથી એકંદરે મુક્ત રહ્યા છે." શ્રી નગીનદાસના આ શબ્દો સાથે સંમત થઈ હું આ પ્રબંધ સમાપ્ત કરીશ.*

* સને ૧૯૫૭ના ડિસેમ્બરમાં અમદાવાદમાં મળેલા બંગાળી સાહિત્ય સંમેલનમાં શ્રી નગીનદાસ પારેખે કરેલા પ્રવચનનો આ લેખ લખવામાં, તેમની સંમતિથી ઉપયોગ કર્યો છે.



# છેલ્લા દશકાનું ગ્રંથપ્રકાશન

શ્રી દશરથલાલ શાહ
(કોપીરાઈટ વિભાગ, ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય, અમદાવાદ)

સામાન્ય રીતે ગુજરાતી ભાષાનું સ્થાન ભારતની આધુનિક ભાષાઓમાં દક્ષિણની ભાષાઓ બાદ કરતાં ચોથા નંબરનું છે. બંગાળી, હિંદી, મરાઠી ને ત્યાર બાદ ગુજરાતી તેની સમૃદ્ધિની દૃષ્ટિએ આવે છે. આપણી બીજી મોટા ભાગની ભાષાઓની જેમ ગુજરાતી પણ મૂળ સંસ્કૃતમાંથી જ ઊતરી આવેલી છે, એ રીતે એ પણ સંસ્કૃતની પુત્રી જ છે.

ઈસવી સનના દસમા સૈકાની આસપાસ આ બધી દેશી ભાષાઓ અપભ્રંશમાંથી ઉદ્‌ભવી. એ રીતે ગુજરાતી ભાષાનો ઈતિહાસ સામાન્યતઃ છેલ્લાં લગભગ હજાર વર્ષનો કહી શકાય, પરંતુ શરૂઆતનાં લગભગ પાંચસો, વર્ષની ગુજરાતીને આપણે જૂની ગુજરાતી તરીકે ઓળખીએ છીએ. આજની ગુજરાતી ભાષાનો ઈતિહાસ લગભગ છેલ્લાં પાંચસો વર્ષનો કહી શકાય, જે આજે કડીબદ્ધ રીતે સુપ્રાપ્ય છે.

લગભગ બધી જ ભાષાઓની જેમ ગુજરાતીમાં પણ શરૂઆતમાં પદ્યલખાણો જ ઉપલબ્ધ છે, જેમાંનાં ઘણાંખરાં ગ્રંથસ્થ થયાં છે ને કેટલાંક થતાં જાય છે. હજી પણ કેટલાક પુરાણા ગુજરાતી ગ્રંથો પુરાણો-પોથીઓ રૂપે હસ્તલિખિત પણ મળી આવે છે. ગુજરાતી છાપકામની શરૂઆત આજથી લગભગ સવાસો વર્ષ પૂર્વની જ છે ને એ રીતે સૌ પ્રથમ ગુજરાતીમાં મુદ્રિત પુસ્તક ૧૮૩૩ની સાલનું પ્રાપ્ય છે, જેનું નામ 'વિદ્યાસંગ્રહપોથી' છે અને જેમાં એક પણ જોડાક્ષર નથી અને જે પોર્ટુગીઝ સંસ્થાન દમણમાં છપાયેલું છે.

આ પછી ૧૮૬૭ની સાલમાં મુંબઈ સરકારે કોપીરાઈટ એક્ટ કર્યો અને તે અનુસાર ગુજરાતીમાં છપાતા નાનામોટા કોઈ પણ ગ્રંથ-પ્રકાશનની અમુક નકલો તેની પાસે સંગ્રહ થવા માંડી. આ રીતે ત્યારથી માંડીને તો આજ સુધીનાં ગુજરાતી પ્રકાશનો એકસાથે જોવા મળી શકે છે. આઝાદી આવ્યા પછી મુંબઈ સરકારે પ્રાદેશિક ધોરણે ગ્રંથાલયો મંજૂર કર્યાં ને તે રીતે ગુજરાતમાં પણ અમદાવાદમાં ગુજરાત રીજિયનલ લાઈબ્રેરી થઈ ને તેને સરકારે પોતાનો કોપીરાઈટ વિભાગ સોંપ્યો. ને પછી ૧૯૪૯થી તે કાયદામાં સુધારો કરીને દરેક મુદ્રક પોતાને ત્યાં છપાતાં જે તે પુસ્તક સીધાં પ્રાદેશિક ગ્રંથાલયને મોકલી આપે એમ કરવામાં આવ્યું છે. એ રીતે છેલ્લા દશકામાં ગુજરાતીનું ગ્રંથ-પ્રકાશન જાણવાને માટે સરળતા થઈ ને તે રીતે આ દશકામાં ૧૨,૦૧૭ જેટલાં પ્રકાશનો થયાં છે એમ જાણવા મળે છે. મુખ્યત્વે વિષયવાર ગ્રંથપ્રકાશન નીચે અનુસાર થતા જાય છે :

| વિષય | કુલ | ટકા |
|---|---|---|
| ૧. સાહિત્ય | ૪૦૮૪ | ૩૪ |
| ૨. કેળવણી | ૩૪૭૯ | ૨૯ |
| ૩. ધર્મ | ૧૯૨૬ | ૧૬ |
| ૪. વિજ્ઞાનો | ૬૯૧ | ૬ |
| ૫. સમાજશાસ્ત્ર | ૪૦૨ | ૩ |
| ૬. અર્થશાસ્ત્ર | ૩૬૨ | ૩ |
| ૭. ઈતિહાસ | ૩૦૧ | ૩ |
| ૮. તત્ત્વજ્ઞાન | ૨૨૦ | ૨ |
| ૯. ગાંધીસાહિત્ય | ૧૬૦ | ૧ |
| ૧૦. પરચૂરણ | ૩૯૨ | ૩ |
| કુલ | ૧૨૦૧૭ | ૧૦૦ |

સાહિત્ય

સામાન્ય રીતે કોઈ પણ ભાષામાં ગ્રંથપ્રકાશન પ્રવૃત્તિમાં સૌથી વિશેષ ફાળો સાહિત્યનો જ હોય છે. અહીં સાહિત્ય એટલે લલિત વાઙ્મય એ અર્થમાં લેવાનું છે. ઉપરોક્ત આંકડાઓ દર્શાવે છે એમ છેલ્લા દશકામાં કુલ ગ્રંથપ્રકાશનમાં લગભગ ત્રીજો ભાગ તો સાહિત્યનો જ છે. આ સાહિત્યનાં પ્રકાશનોમાં મુખ્યત્વે મૌલિક ગુજરાતી સર્જનો જ છે અને કેટલાંક અનુવાદ થયેલાં પ્રકાશનો છે. સંખ્યાની દૃષ્ટિએ કુલ ૪૦૮૪ સાહિત્યિક પ્રકાશનોમાં ૩૩૫૮ જેટલાં મૌલિક છે, જ્યારે ૭૨૬ અનુવાદિત છે. આ અનુવાદો પણ ખાસ કરીને અંગ્રેજી, સંસ્કૃત, બંગાળી, હિંદી, મરાઠી વગેરે ભાષાઓમાંથી થયેલા છે.

રૂપવિભાગની દૃષ્ટિએ સૌ પ્રથમ આપણે આગળ પણ જોયું તેમ સાહિત્યમાં હંમેશાં કોઈ પણ ભાષામાં કાવ્યની ઉત્પત્તિ જ પહેલી હોય છે, જોકે આંકડાની રીતે જોઈશું તો હવેના જમાનામાં સાહિત્ય-પ્રકારમાં સૌથી વિશેષ પ્રકાશનો વાર્તાનાં જ થતાં જાય છે. ૪૦૮૪ જેટલાં પ્રકાશનોમાં લગભગ ચોથો ભાગ એટલે કે, ૯૭૪ કાવ્યનાં છે.

છેલ્લા દશકામાં ઘણા નવા પ્રતિભાસંપન્ન કવિઓ ગુજરાતી સાહિત્યમાં ઉમેરાયા છે, જેમના કાવ્યસંગ્રહોએ સાહિત્ય રસિક જનતાનું ધ્યાન વિશેષ આકર્ષ્યું છે. આ કાવ્યોમાં નવા જમાનાને સ્પર્શતી અનેક ભાવનાઓ, માનવજીવનનાં અવનવાં સ્પંદનો તથા ઝડપથી આગળ વધતી દુનિયાને આલેખતી ઊર્મિઓ નજરે પડે છે; તો

સાથોસાથ પ્રાચીન ભાવનાઓને અનુરૂપ ભક્તિભાવથી ભરપૂર એવી રચનાઓ પણ સાવ સુકાઈ નથી ગઈ. આમ આઝાદી પછીનાં આ અગત્યનાં દશ વર્ષોમાં ભારતની ભાવનાઓએ જાણે કે અનેકવિધ રીતે કાવ્યમાં સાકાર રૂપ લીધું હોય, તેવું દર્શન આ કાવ્યો કરાવી જાય છે. તદુપરાંત આ દશકા દરમ્યાન વાલ્મીકિ કૃત રામાયણના કાંડવાર ગુજરાતી અનુવાદનું કાર્ય શ્રી હંસાબહેન મહેતાએ શરૂ કર્યું છે, તે પણ ધ્યાનપાત્ર છે.

નાટ્યસાહિત્ય

સાહિત્યવિકાસની રીતે કાવ્ય પછી નાટ્યસાહિત્યનો નંબર આવે છે. જોકે આ સાહિત્યપ્રકાર સંખ્યાની દૃષ્ટિએ ઓછો ખેડાય છે. છતાં ગુણવત્તાની રીતે દિવસે દિવસે તેમાં કંઈક વિકાસ થતો જતો હોય એવું જરૂર નજરે પડે છે. આ ગાળા દરમ્યાન ૩૧૦ જેટલાં આ વિષયનાં પ્રકાશનો આવ્યાં છે.

કાવ્યની જેમ નાટકોમાં પણ વિધવિધ વિષયો આવતા જાય છે, પરંતુ નાટ્યપ્રકાર શ્રાવ્ય તેમ જ દૃશ્ય બંને હોઈને સારાં ભજવી શકાય તેવાં સાદાં ને સરળ નાટકોની ખોટ હજી ગુજરાતી સાહિત્યમાં સાલે છે. નાટક માત્ર ઉદ્દેશહીન કે હાહાહીહી કરાવનારાં જ હોય, તો તેથી લોકો સમક્ષ તે રજૂ કરવાનો કંઈ અર્થ રહેતો નથી. છતાં બહુ ઓછી સંખ્યામાં પણ એવાં શિષ્ટ નાટકો મળતાં રહે છે એટલી સારી વાત છે. આ દશકામાં એકાંકીનો વિકાસ ઠીક ઠીક થયો છે એમ કહી શકાય. સાથે સાથે રેડિયોરૂપકો તેમ જ ગેયનાટકોનો ઉપયોગ પણ વધતો જાય છે. આ રીતે નાટ્યસાહિત્ય બધી રીતે ફૂલીફાલી રહ્યું છે.

વાર્તાસાહિત્ય

આ પછી ત્રીજો અને સૌથી વિશેષ પ્રચલિત પ્રકાર છે વાર્તાસાહિત્યનો. આ પ્રકાર વિષે તો કંઈ કહેવાપણું જ નથી એમ કહીએ તો ચાલે. ૪૦૮૪ જેટલાં સાહિત્યિક પ્રકાશનોમાં ૨૪૩૬ એટલે કે લગભગ ⅔ તો આ જાતનાં જ પુસ્તકો છે. આ પ્રકારમાં નવલકથા, નવલિકા, ટૂંકી વાર્તા એમ બધાંનો સમાવેશ થઈ જાય છે. આંકડાની દૃષ્ટિએ દર મહિને સરેરાશ ૨૦ જેટલાં પુસ્તકો આ પ્રકારનાં બહાર પડે છે. અલબત્ત એમાં લોકોની માગ પણ ભાગ ભજવતી હશે, છતાં લોકો આગળ શું પીરસવું ન પીરસવું તેનો વિવેક જો સાહિત્યકારો નહિ રાખે તો આમજનતાની નીતિમત્તાના ધોરણને સારી પેઠે ઉતારવામાં સિનેમા પછી આ વાર્તાસાહિત્ય જ છે અને તેને માટે તેઓ જવાબદાર છે, એમ મારું સ્પષ્ટ મંતવ્ય છે. સાહિત્યમાં વાસ્તવિકતાને નામે જો ગમે તેવું ગલીચ સાહિત્ય રજૂ કરી શકાતું હોય, તો તેને સાહિત્ય જ કહી શકાય કે કેમ તે જ મોટો પ્રશ્ન છે. કોઈકે આજકાલ પ્રગટ થતા વાર્તાસાહિત્યને 'ઘાસલેટિયા' સાહિત્યનું ઉપનામ આપ્યું છે, તે તદ્દન જ યથાર્થ લાગે છે. અલબત્ત બધું જ વાર્તાસાહિત્ય એવું હોય છે એવું કહેવાનો મારો ઉદ્દેશ નથી, પરંતુ સેંકડો મણના સાહિત્યમાં જો અધોળ જેટલું ઉચ્ચ સાહિત્ય હોય, તો બહેતર છે કે સાહિત્યસર્જન બંધ થઈ જાય. સાહિત્યનો ઉદ્દેશ સમાજને ઊંચે લઈ જવાનો છે, નહિ કે સમાજને બૂરાઈઓમાં રાચતો કરવાનો. હિંદી સાહિત્યનો મને વિશેષ પરિચય હોવાને કારણે હું કહી શકું કે એમાં શ્રી પ્રેમચંદજીના વાર્તાસાહિત્યને ઉચ્ચ કોટિનું ગણાવી શકાય. એમ જ ગુજરાતી સાહિત્યમાં પણ હશે, પરંતુ કોણ જાણે કેમ આ છેલ્લા દશકામાં વાર્તાસાહિત્યે અનેક વિષયો તથા પ્રકારો ખેડ્યા હોવા છતાં એકંદરે સમાજનું સત્યાનાશ વાળ્યું છે એમ નિઃશંક કહી શકાય.

આ મુખ્ય ત્રણ પ્રકારો સિવાયનાં સાહિત્યિક પ્રકાશનો ૩૬૪ થાય છે, જેમાં ઇતર ગદ્યસાહિત્ય, નિબંધો, વિવેચનો વગેરેનો સમાવેશ થાય છે. આપણે ત્યાં વિવેચનાત્મક સાહિત્યની ખૂબ ખોટ છે, છતાં વર્ષોવર્ષ તેમાં થોડોઘણો ઉમેરો થતો જ રહે છે તે ઇષ્ટ છે. નિબંધ સાહિત્ય પણ બહુ ઓછું ખેડાય છે, છતાં કાકાસાહેબ કાલેલકર જેવા સમર્થ વિદ્વાનને કારણે આ ખોટ ઓછી દેખાય છે.

આ રીતે આપણે સૌ પ્રથમ ગુજરાતી ગ્રંથપ્રકાશનોમાં સાહિત્યનો વિષય જોયો. એકંદરે આ વિષયે સારી એવી પ્રગતિ સાધી છે, એમ કહી શકાય. હવે તે પછીનો બીજો અગત્યનો વિષય કેળવણી લઈએ.

કેળવણી

આપણી સ્વતંત્રતા બાદ ભારતમાં જો કોઈ સૌથી વિશેષ મહત્ત્વનો પ્રશ્ન હોય તો તે કેળવણીનો હતો. ગાંધીજીએ તો ૧૯૩૭માં જ પાયાની કેળવણીની અમૂલ્ય ભેટ ભારતને ચરણે ધરી હતી. તેનો અમલ પણ કેટલાંક રાજ્યોમાં અંશતઃ શરૂ થયો હતો, છતાં પરદેશી રાજ્યને કારણે આપણે સંપૂર્ણ અમલ નહોતા કરી શકતા એવું બહાનું હતું, પરંતુ આઝાદી બાદ આજે આટલાં વર્ષે પણ કેળવણીની બાબતમાં આપણે ખરેખર એક તસુ પણ આગળ વધ્યા છીએ કે કેમ એ પ્રશ્ન છે, બલ્કે જૂની અંગ્રેજી ઢાંચાની કેળવણી જ વધુ ને વધુ મજબૂત કરતા જવાના પ્રયત્નો થતા હોય એવું અત્યારે તો દેખાય છે. જોકે ઉપરછલ્લા પ્રયત્નો કેટલાંક રાજ્યોમાં શરૂ થઈ ગયા છે. ને તેમની સરખામણીમાં મુંબઈ રાજ્યે કંઈક ઠીક ઠીક પ્રગતિ કરી હતી એમ કહી શકાય. કેળવણીમાં છેક પ્રાથમિકથી માંડીને ઉચ્ચ શિક્ષણ સુધી માતૃભાષા જ તેનું માધ્યમ હોઈ શકે એ સિદ્ધાંતસિદ્ધ વાત પણ આજે કેટલી ડખામાં પડી છે, તે જોઈ શકાય છે. છતાં પ્રગતિશીલ મુંબઈ રાજ્યે કેળવણીની દિશામાં કરેલા અગત્યના ફેરફારોના કારણે ગયા દશકામાં છેક ઉચ્ચ શિક્ષણ સુધીનાં ગુજરાતી ભાષામાં ઘણાખરા વિષયોનાં પુસ્તકો બહાર પડ્યાં છે, એ દૃષ્ટિએ શૈક્ષણિક પ્રકાશનોમાં ૩૪૭૯માં ૩૩૧૫ તો માત્ર પાઠ્યપુસ્તકો ને ગાઈડોનાં જ છે, એટલે કે લગભગ ૯૫ ટકા પુસ્તકો આ જાતનાં છે; બાકીનાં ૧૬૪ જેટલાં છે.

આ રીતે કેળવણીવિષયક પુસ્તકો ગયા દશકામાં સરકારી નવી નીતિને કારણે ખૂબ સંખ્યામાં દેખાય છે, પરંતુ તે માત્ર કદ વગેરે નિશ્ચિત થવાને કારણે જ છે એમ સામાન્યતઃ કહી શકાય.

ધર્મ

આપણે સૌ જાણીએ છીએ, એમ ભારતમાં ધર્મનું પ્રાધાન્ય અનાદિ કાળથી ચાલતું આવ્યું છે અને ચાલુ રહેશે એમ મારું

તો માનવું છે અને એ રીતે ધાર્મિક સાહિત્ય ભારતની બધી ભાષાઓમાં સારા એવા પ્રમાણમાં મળે છે. સંસ્કૃતના વૈદિક સાહિત્યથી માંડીને આજની આપણી ભારતીય ભાષાઓ સુધીના વિકાસક્રમમાં ધર્મે પણ એક અગત્યનો ભાગ ભજવ્યો છે.

ભારતે હંમેશાં પરધર્મોને આવકાર્યા છે ને તે રીતે બિનહિંદુઓની સંખ્યા પણ આ દેશમાં વિભાજન થયા પછી પણ કરોડોની છે, એ કારણે મુખ્યત્વે હિંદુ ધર્મનું સાહિત્યસર્જન થવા ઉપરાંત બીજા ધર્મોનું સાહિત્ય પણ વિપુલ રીતે પ્રકાશિત થયે જાય છે, ખાસ કરીને જ્યારે ભારત એક બિનસાંપ્રદાયિક રાજ્ય હોવાને કારણે આ દેશમાં ધાર્મિક સ્વતંત્રતા પાર વગરની છે અને તે રીતે જૈન, ખ્રિસ્તી, ઇસ્લામી, પારસી વગેરે ધર્મોનું સાહિત્ય દરેક ભારતીય ભાષામાં દિવસે દિવસે વધતું જ જાય છે.

આ રીતે ગુજરાતી પ્રકાશનોમાં પણ ગયા દશકામાં જે ૧૯૨૯ ધાર્મિક પ્રકાશનો બહાર પડ્યાં, તેમાં હિંદુ ૯૮૪, જૈન ૩૭૮, ખ્રિસ્તી ૨૧૮, ઇસ્લામી ૧૪૨ ને એ સિવાયનાં ઇતર ૨૦૪ છે. આ રીતે લગભગ ૫૦ ટકા જેટલાં તો હિંદુ ધર્મનાં જ પ્રકાશનો છે, જેમાં વૈષ્ણવ, શાક્ત; શૈવ, આર્યસમાજી વગેરે પ્રકાશનોનો પણ સમાવેશ થઈ જાય છે, જેના આંકડા નીકળી શક્યા નથી, નહિ તો વળી વધુ રસપ્રદ થઈ પડત.

પરંતુ આવા ધાર્મિક સાહિત્યમાં એક મોટી ઊણપ ભાષાની જણાય છે. મોટે ભાગે એવી અશુદ્ધ ગુજરાતી વપરાય છે કે અમુક પ્રકારનું શુદ્ધ જ વાંચવાને ટેવાયેલી આંખને આ બધું જ ખૂંચે છે. જોડણી કે વ્યાકરણશુદ્ધિ તો ક્યાંય દેખાય જ નહિ, અને તેમાંયે ખાસ કરીને બિનહિંદુ ધર્મસાહિત્યમાં.

### વિજ્ઞાનો

આપણે જાણીએ છીએ કે, આજનો જમાનો વિજ્ઞાનનો છે. આજે દુનિયા ભૌતિકશાસ્ત્રોમાં કૂદકે ને ભૂસકે આગળ વધી રહી છે. તે સમયમાં ભારત પણ તેનાથી કેમ અલિપ્ત રહી શકે? સ્વાધીનતા બાદ સર્વદેશીય વિકાસ સાધવાના પ્રમાણસ્વરૂપ પંચવર્ષીય યોજનાઓ શરૂ થઈ છે અને તે દ્વારા મુખ્યત્વે માનવીનો વિજ્ઞાન દ્વારા ભૌતિક વિકાસ સાધવાનો મહાભારત પ્રયત્ન સરકાર દ્વારા થઈ રહ્યો છે. અલબત્ત તે કેટલો યોગ્ય અને જરૂરી છે એ જુદી વાત થઈ. પરંતુ આ વિકાસને કારણે યાંત્રિક શક્તિઓ અહીં જ પેદા કરવાના હિસાબે અનેક જાતનું વૈજ્ઞાનિક સાહિત્ય અંગ્રેજીથી માંડીને બધી જ દેશી ભાષાઓમાં અલ્પ પ્રમાણમાં પણ પ્રગટ થવા માંડ્યું છે.

ગુજરાતીમાં પણ આવું વૈજ્ઞાનિક સાહિત્ય ઠીક ઠીક પ્રકાશિત થતું જાય છે. જોકે દેશી ભાષાઓમાં વિજ્ઞાનને ઉતારવામાં પરિભાષાની મુશ્કેલી રહે છે. છતાં-એકંદરે કેટલાયે એવા વિષયોની પરિભાષા ધીરે-ધીરે સ્થિર બની જાય છે અને આપણને આપણું કામકાજ ચલાવવા પૂરતું મદદગાર થઈ પડે એવું વૈજ્ઞાનિક ગ્રંથપ્રકાશન થતું જાય છે. જોકે હજી વિજ્ઞાનની કેટલીયે શાખાઓ ગુજરાતીમાં અલ્પવિકસિત જ છે, પરંતુ તે દિશામાં પ્રયત્નો શરૂ થઈ ગયા છે એ દૃષ્ટિએ ૫-૧૦ વર્ષે પણ જરૂરી સાહિત્ય પૂરું પડશે એમ લાગે છે.

એક વસ્તુ તરફ ધ્યાન આપવાની જરૂર છે કે, જ્યારે આવી વિદ્યાઓ ગુજરાતીમાં ઊતરવા માંડી છે, ત્યારે તેની પરિભાષા નાહક ભારેખમ ને જડ ન બની બેસે, તેની પૂરી કાળજી રાખવી ઘટે. જે તે વિષયના વૈજ્ઞાનિક તદ્વિદોએ પોતાના અંગ્રેજીના તે વિષયના જ્ઞાનને પોતાની ભાષામાં ઉતારતા જવું જોઈએ.

૬૯૧ જેટલાં વૈજ્ઞાનિક પ્રકાશનોમાં મુખ્યત્વે વૈદકનાં ૨૬૦, ઉપ-યુક્ત કળાનાં ૧૩૩, ઇજનેરીનાં ૮૬, ગણિતશાસ્ત્રનાં ૬૦, ખેતીવિષયક ૪૬ અને ઇતર ૧૦૬ છે. આ રીતે ૬ ટકા જેટલા વૈજ્ઞાનિક સાહિત્યમાં લગભગ ત્રીજો ભાગ તો વૈદકનાં પુસ્તકોનો જ છે. જેમાં આયુર્વેદ, હોમિયોપથી, નેચરોપથી વગેરેનાં પુસ્તકોનો પણ સમાવેશ થઈ જાય છે.

### સમાજશાસ્ત્ર

ભારતનું સામાજિક જીવન દુનિયાભરના સર્વ દેશોમાં કંઈક અનોખું જ તે રહ્યું છે, તે એ કારણે કે ભારતની સંસ્કૃતિ આજે શતાબ્દીઓ પછી પણ જીવંત છે અને તેથી જ ભારતનું સમાજશાસ્ત્ર સંસારભરને માટે એક માર્ગદર્શક સ્તંભ છે એમ કહીએ તો કંઈ અજુગતું નહિ ગણાય.

ભારતીય સમાજમાં પણ ગુજરાતી સમાજનું એક વિશિષ્ટ સ્થાન છે. ખાનપાન, પહેરવેશ, રહેણીકરણી, રીતરિવાજ વગેરે અનેક દૃષ્ટિએ ગુજરાતી પ્રજા બીજી બધી ભારતીય પ્રજાઓ કરતાં કંઈક જુદી જ તરી આવે છે. આ બધું ચિત્રણ મુખ્યત્વે ગુજરાતનું લોકસાહિત્ય અને ગ્રામસાહિત્ય તથા ન્યાતજાતનું સાહિત્ય પૂરું પાડે છે.

સમગ્ર ભારતીય સંસ્કૃતિની દૃષ્ટિએ ગુજરાતની સંસ્કૃતિ કંઈ અલગ નથી, છતાં ગુજરાતનું સમગ્ર લોકદર્શન તેનાં આ વિષયનાં પુસ્તકો દ્વારા આપણી સમક્ષ રજૂ થતું દૃષ્ટિગોચર થાય છે. સમાજશાસ્ત્રવિષયક પરભાષી ગ્રંથોના અનુવાદ પણ ગુજરાતીમાં હવે થવા લાગ્યા છે, ને તે રીતે ગુજરાતનો સમાજ એ બધા વચ્ચે ક્યાં છે, તેનું દર્શન પણ થઈ શકે છે. આ રીતે આ વિષયનાં પ્રકાશનોમાં, સંસ્કૃતિ, લોકસાહિત્ય, સ્ત્રીઓ, ગામડાં, જ્ઞાતિઓ વગેરે વિષયનાં પુસ્તકો જોવા મળે છે.

### અર્થશાસ્ત્ર

વિજ્ઞાનોના જેવું જ અર્થશાસ્ત્રનું કહી શકાય. ભારતનું અર્થશાસ્ત્ર પરદેશોના અર્થશાસ્ત્ર કરતાં જુદા પ્રકારનું છે, છતાં કેટલાક પરદેશી અર્થશાસ્ત્રને જ કાયમ અહીં લાગુ પાડતા જાય છે ને સરવાળે પાછા પડે છે. માત્ર આર્થિક પ્રગતિ એ જ જો જીવનનો, સમાજનો કે દેશનો હેતુ હોય; તો પછી માનવમન કે હૃદયને સ્પર્શે એવા પ્રશ્નો ગૌણ બની જાય છે, પણ વસ્તુતઃ એમ નથી. માણસ માત્ર રોટીથી નથી જીવતો અને રોટી પણ છેવટે માનવ માટે છે, માનવ રોટી માટે નથી, એટલે આખાયે અર્થશાસ્ત્રના મધ્યમાં કેન્દ્રસ્થાને માનવ

હોવો જોઈએ. એને બદલે આજે તો અર્થશાસ્ત્ર માત્ર આંકડાઓની ઇંદ્રજાળમાં ફસાઈ ગયું છે, ને તે રીતે ભારતને જાણે કે અમેરિકા બનાવી દેવાનું હોય, તેવી મોહજાળમાં સરકારી તંત્ર લાગી ગયું છે. આર્થિક પ્રગતિનો લાભ પણ છેવટે જો માનવ સાબૂત હશે તો જ છે એ વાતને હંમેશાં ધ્યાનમાં રાખવી જોઈએ.

અનેક નવા નવા કાયદાઓ, અનેક પ્રકારના કરવેરા અને છેવટે વેપારની અનેક રીતરસમો એ બધાથી ભરેલા અર્થશાસ્ત્રમાં માનવ ક્યાં છે તેને શોધી કાઢવાની જરૂર છે. આ બધી દૃષ્ટિઓ અર્થશાસ્ત્રમાં ધ્યાનમાં રાખીને તે વિષયોનાં પુસ્તકો ગુજરાતીમાં થતાં જાય કે, ઉતરતાં જાય તે અત્યંત આવશ્યક છે.

વિજ્ઞાનોની જેમ અર્થશાસ્ત્રવિષયક પુસ્તકોમાં પણ પરિભાષાનું ખૂબ જ ધ્યાન રાખવાની જરૂર છે. પ્રચલિત શબ્દોને આવકારતા જઈ નવા શબ્દોને ઉપયોગમાં લેતા જવાનું કામ ધીમે ધીમે પણ વ્યવસ્થિત રીતે ચલાવતા રહેવાની જરૂર છે. અર્થશાસ્ત્રની પરિભાષા પણ ગુજરાતીમાં મોટે ભાગે તૈયાર થઈ ચૂકી છે. હવે તો શિક્ષણક્ષેત્રોમાં તેમ જ વેપારી ને અન્ય ક્ષેત્રોમાં તેના વપરાશને જેમ બને તેમ વધુ વધારતાં જઈએ, તેમ તેમ જ આ વિષય વધુ લોકભોગ્ય થતો જશે.

ઇતિહાસ

ઇતિહાસના ગ્રંથોમાં હકીકતો, માહિતી ને વિગતો માટે પૂરી કાળજી રાખવી પડે છે, નહિ તો ઘણી વાર માહિતી-વિષયક આવા ગ્રંથો ગેરરસ્તે લઈ જનારા થઈ પડે છે. આપણા કરતાં પરદેશોમાં આવાં ઇતિહાસવિષયક પુસ્તકોમાં આવી બાબતો પર ખૂબ જ ધ્યાન અપાય છે ને તે કારણે તેવાં પુસ્તકો સપ્રમાણ આધારભૂત ગ્રંથો તરીકે દુનિયાભરમાં પંકાય છે.

આપણે ત્યાં આવા પ્રકારની દરકાર રાખતા આપણે થઈએ એ ઇચ્છનીય છે. ઇતિહાસવિષયક પુસ્તકો બધાંયે પ્રકાશનોમાં એક જુદી જ ભાત પાડનારાં હોવાં જોઈએ, કારણ કે ઇતિહાસ એટલે ભૂતકાળને આલેખતી તકતીઓ, તેમાં જે કાંઈ જોવા માગો તે તેના પ્રાકૃત સ્વરૂપમાં દૃશ્યમાન થાય છે.

આ રીતે સમજીએ તો સમગ્ર ગ્રંથપ્રકાશનમાં ઇતિહાસવિષયક ગ્રંથો ભલે માત્ર ત્રણ ટકા જ રહ્યા, છતાંયે એ લગભગ ત્રણસો જેટલાં પ્રકાશનો દેશ અને દુનિયાને આપણી ભાષામાં રજૂ કરનારાં એક પ્રકારનાં ઐતિહાસિક આલેખો સમાન જ થઈ પડે છે.

તત્ત્વજ્ઞાન

ગુજરાતી ભાષામાં આવા ગૂઢ વિષયને ચર્ચતાં પ્રકાશનો પ્રમાણમાં ઘણાં ઓછાં બહાર પડે છે. જોકે સામાન્ય રીતે ભારતીય તત્ત્વજ્ઞાન અભણ આમજનતામાં પણ એટલું બધું અણુએ અણુમાં વ્યાપ્ત થઈ ગયેલું હોવાથી પુસ્તકો દ્વારા ખાસ પીરસવાની કંઈ જરૂર લાગતી નહિ હોય, છતાંયે એવા વિષયનાં પુસ્તકો જો વધુ ને વધુ થતાં જાય તો એ શાસ્ત્ર પણ વધુ ચર્ચાને લાયક તેમ જ સુશિક્ષિત વર્ગને માટે અભ્યાસયોગ્ય એવી સામગ્રી પૂરી પાડી શકે. તત્ત્વજ્ઞાન-વિષયક ૨૨૦ જેટલાં પ્રકાશનો થયાં છે.

ગાંધી સાહિત્ય

આજે જ્યારે દુનિયાભરમાં ગાંધીસાહિત્યનો અભ્યાસ એક સ્વતંત્ર વિષય તરીકે દિવસે ને દિવસે વધતો જાય છે, ત્યારે આ વિષયનાં ઉપલબ્ધ પુસ્તકો જો સ્વતંત્ર રીતે મળી શકે તો તે ઇષ્ટ ગણાય, એ દૃષ્ટિએ આ વિષયનાં પુસ્તકો ઘણી જગાએ બીજા વિષયોથી અલગ એકસાથે જોવા મળી શકે છે.

ગાંધી-સાહિત્યમાં સામાન્ય રીતે ગાંધીજીનાં લખેલાં તથા તેમને વિષે લખાયેલાં પુસ્તકોનો સમાવેશ કરવામાં આવે છે. આમ તો ગાંધીજીએ લગભગ એકે વિષય એવો નહોતો રાખ્યો, કે જેના વિષે તેમણે કંઈ લખ્યું ન હોય. એ રીતે જોતાં ગાંધીસાહિત્યમાં પાછા લગભગ બધા વિષયો સમાઈ જાય છે.

ગાંધીજીના ગયા પછી ગાંધીસાહિત્યનું મહત્ત્વ દિનપ્રતિદિન વધતું જતું આપણે જોઈ રહ્યા છીએ, કારણ કે કોઈ પણ વિષય બાબત ગાંધીજીએ ક્યારે શું કહ્યું હતું, એ બાબત ઘણી વાર બહુ જ અગત્યની થઈ પડે છે. તે દૃષ્ટિએ ગાંધીજીનાં જુદા જુદા વિષયનાં લખાણો વિષયવાર એકત્ર કરી તેને પ્રગટ કરવાનું કામ પણ શરૂ થયું છે. બીજી બાજુથી ભારત સરકાર તરફથી પણ વ્યવસ્થિત રીતે ગાંધીસાહિત્ય પ્રકાશિત કરવાની યોજના મૂર્તસ્વરૂપ લેતી જાય છે. એ જ રીતે ગાંધીસ્મારક નિધિ તરફથી પણ આવું સાહિત્ય જેમ બને તેમ જલદી જુદી જુદી ભાષાઓમાં પ્રમાણભૂત રીતે જનતાને પ્રાપ્ત થઈ શકે, તેની પણ ગોઠવણો થઈ રહી છે. આ રીતે જોતાં ગાંધીસાહિત્યની માગ પણ લોકોમાં દેશપરદેશમાં વધતી જાય છે ને તે રીતે ગાંધી-સાહિત્ય વધુ ને વધુ પ્રમાણમાં યુવાનવર્ગમાં વંચાતું થાય ને માત્ર વંચાતું જ નહિ પણ તે પ્રમાણે અમલમાં મુકાતું જાય તો આ બધું લેખે લાગ્યું કહેવાય. ગુજરાતીમાં પણ દરેક વિષયનું ગાંધીસાહિત્ય આજે સુપ્રાપ્ય છે.

આમ તો સમગ્ર ગુજરાતી ગ્રંથપ્રકાશનમાં ગાંધીસાહિત્ય માત્ર એક ટકા જેટલું જ છે, છતાં તે આખા સમુદ્રમાં મીઠી વીરડી સમાન છે. ગયા દશકામાં ૧૬૦ જેટલાં ગાંધી સાહિત્યનાં પુસ્તકો બહાર પડ્યાં છે,

પરચૂરણ

ગુજરાતી ગ્રંથપ્રકાશનોના મુખ્ય મુખ્ય વિષયો વિષે ઉપર આવી ગયું. હવે ઇતર પ્રકાશનોમાં ભૂગોળનાં ૯૩, લલિતકલાનાં ૫૬, ભાષાશાસ્ત્રનાં ૬૨, કાયદાનાં ૪૪ અને ઇતર ૧૩૭ એમ કુલ ૩૯૨ પ્રકાશનો થાય છે. આ આંકડાઓ ઉપરથી સમજી શકાય છે કે આપણે ત્યાં ગુજરાતીમાં કાયદો, ભાષાશાસ્ત્ર, લલિતકળાઓ વગેરેનાં પુસ્તકો બહુ જ ઓછાં પ્રગટ થાય છે.

## ચરિત્રો

છેલ્લે રહે છે ચરિત્રો. સમગ્ર ગ્રંથપ્રકાશનપ્રવૃત્તિમાં જે કોઈ પ્રેરણાદાયી ગ્રંથો હોય તો તે ચરિત્રગ્રંથો છે. કોઈ પણ વિષયનાં મહાપુરુષોનાં ચરિત્રો સામાન્ય માનવીઓ માટે દીવાદાંડીરૂપ થઈ પડે છે. મારે મન તો ચરિત્રગ્રંથો એ રત્નોની ખાણ સમાન છે, જેમાંથી જેટલાં રત્નોને ઓળખતા જઈએ અને તેમના સદ્‌ગુણોને અપનાવતા જઈએ, તેટલા આપણા જીવનને ખૂબ જ ઉન્નતિકર કરી શકીએ છીએ. કેટલાયે સામાન્ય માનવીઓમાંથી થયેલા મહાપુરુષો સામાન્ય જનસમાજને માટે ખૂબ જ બોધદાયક થઈ પડે છે.

અનેક શોધકો, સાહિત્યકારો, સંતપુરુષો, કેળવણીકારો, દેશનેતાઓ, સમાજસેવકો વગેરે મહાપુરુષોનાં ચરિત્રો એટલાં બધાં માર્ગદર્શક થઈ પડે છે કે તેને કારણે આપણા જીવનને જરૂરી વળાંક મળતો જાય છે. માણસના પોતાનામાં જો કંઈ સત્ત્વ હોય, તો ચરિત્રવાચનથી અનહદ લાભ થાય છે. મહાપુરુષો પોતાનાં જીવન અનેક મુસીબતો અને આફતોમાંથી પસાર કરતાં કરતાં આગળ વધારે છે ને એ રીતે પોતાની પાછળ આવતા અનુયાયીઓ માટે દાખલારૂપ બનતા જાય છે. આ રીતે મહાપુરુષોનાં ચરિત્રો આપણા માટે અમૃતસમાન છે.

ગુજરાતી ભાષામાં પણ છેલ્લાં દસ વર્ષ દરમ્યાન કુલ પ્રકાશનોમાં ૧૨,૦૧૭માંથી ૭૦૪ જેટલાં ચરિત્રો પ્રકાશિત થયાં છે. આમ તો માત્ર ૬ ટકા જ કહેવાય, પરંતુ તે ખરેખર અર્ક સમાન હોય છે.

# સંસ્કારજ્યોત-કેળવણી

શ્રી રમણભાઈ ત્રિવેદી
(અધ્યાપક, એ. જી. ટીચર્સ કોલેજ, અમદાવાદ)

ગુજરાતના યોગી કવિ શ્રી સુંદરમે સુંદર હકીકત પોતાની વિશિષ્ટ શૈલીમાં મૂકી છે. : "ગુજરાત એ તો હિંદ અને જગત વચ્ચેના વ્યવહારનું વિશિષ્ટ મહાદ્વાર રહેલું છે, એટલું જ નહિ ગુજરાતની પોતાની સત્ત્વ-સમૃદ્ધિ એવી રહેલી છે કે જેમાંથી એણે જગતને ઉત્તમોત્તમ વસ્તુઓ આપી છે. જીવનનાં કેટલાંક ઉત્તમ દર્શનો ગુજરાતમાં પ્રકટયાં છે. કેટલીક સાધનાઓ ખાસ તો આજના યુગની, એને ત્યાં જ મંડાઈ છે. આમ ગુજરાત સિદ્ધો, તપસ્વીઓ, આર્ષદ્રષ્ટાઓ અને યોગીઓનો દેશ રહેલો. ભૌતિક ક્ષેત્રમાં, રાજકીય મુત્સદ્દીગીરીમાં, વ્યાપારવિદ્યામાં, વિજ્ઞાનમાં અને કળાનાં અને સૌન્દર્યનાં ક્ષેત્રોમાં, રસ અને ભક્તિના પ્રદેશોમાં, વીરતા અને ત્યાગની ન્યોછાવરીઓમાં ગુજરાતની ચેતના અને પ્રતિભાની ઝલક વિશિષ્ટ અને સમૃદ્ધ રહેલી છે." (દક્ષિણા–ફેબ્રુઆરી–એપ્રિલ ૧૯૬૦ પાન ૧૬૪)

આવા ભવ્ય ભૂતકાળની યશગાથાના વારસાથી ગુજરાતને માથે અનેકવિધ જવાબદારીઓ આવે છે. અત્યારના કાળે શ્રીઅરવિંદના શબ્દોમાં કહીએ તો 'અસંસ્કારી સંસ્કારિતા'નું અગર 'સંસ્કારી અસંસ્કારિતા'નું આવરણ કદાચ સમસ્ત દેશમાં છવાયું છે ત્યારે ગુજરાતીની જવાબદારી—ગુજરાતીના ઘડતરની જવાબદારી ઘણી બધી વધી ગઈ છે. ગુજરાતે એ ભૂલવું ન જોઈએ કે પૂજ્ય મહાત્માજીના નેતૃત્વ નીચે સંસ્કારની પગદંડી પર સાબરમતી આશ્રમમાંથી કૂચ શરૂ કરી હતી. આ કૂચમાં ગુજરાતનું જ્ઞાન, ગુજરાતની શક્તિ, ગુજરાતની ભક્તિ અને ગુજરાતનું તપ વગેરેનાં દર્શન હતાં. ચેતન ભરી દેનાર આ સંસ્કારી કૂચને થંભાવી દે તેવું કોઈ પણ 'સંસ્કારી અસંસ્કારિતા'નું આવરણ દૂર કરવાનો શ્રમ ગુજરાતીએ કરવો પડશે. ગુજરાતે આપેલ યુગપુરુષની જ્ઞાનજ્યોતને સતેજ રાખવાની જવાબદારી ગુજરાતીને શિર વિશેષ છે અને આ જ્યોત જલતી રાખવાનો પરિશ્રમ પ્રત્યેક ગુજરાતીએ ઉઠાવવાનો છે. જો અત્યારનાં પરિબળોનો એ ભોગ બનશે તો પ્રકટેલી સંસ્કારજ્યોતને નહિ સાચવવા બદલનો ઈતિહાસનો ઠપકો હંમેશને માટે ગુજરાતી વહોરી લેશે.

સંસ્કારજ્યોતના વારસાને સાચવવાનું જવાબદારીભર્યું કામ આજે સમાજનાં બીજાં ઘટકો કરતાં કેળવણીનું વિશેષ છે. કેળવણીનો મુખ્ય ઉદ્દેશ આ જ હોઈ શકે. ગુજરાતની કેળવણી પાંગરે અને ખીલે—ગુજરાતના ગામડે ગામડે વિદ્યાલયો સ્થપાય પરંતુ એ વિકાસ મૂળ ઉદ્દેશમાંથી જ થાય અને એની કાળજી સવિશેષ રખાશે એમ સૌ કોઈ ગુજરાતી ઇચ્છે. સંસ્કારજ્યોત જલતી રાખવી એ એક સાંસ્કૃતિક પ્રવૃત્તિ છે અને આ પ્રવૃત્તિમાં કેળવણીનાં બધાં જ પાસાનો સમાવેશ થાય છે. કેળવણીની આ સાંસ્કૃતિક પ્રવૃત્તિ દ્વારા આપણી લાગણીઓ, ભાવનાઓ, આપણા વિચારો અને આદર્શો પૂર્ણ કળાએ ખીલે અને ગુજરાતીને મળેલા સાચા વારસાને ટકાવી રાખવાની તાકાત નવા ગુજરાત રાજ્યની કેળવણી આપે. આ સાથે ગુજરાતની કેળવણીનો એક બીજો ઉદ્દેશ પણ ઉપસ્થિત થાય છે. સંસ્કારજ્યોતને જલતી રાખવાની પ્રવૃત્તિમાં ગુજરાતી—સાચા ગુજરાતીનું ઘડતર છે. અને કેળવણી દ્વારા આ રીતે ઘડાયેલ ગુજરાતી ખોટી ચિંતામાં નહિ પડે—ગુજરાત ખાધવાળું રાજ્ય છે, ગુજરાત, મુંબઈ જવાથી દીન થઈ ગયું છે, વગેરે ચિંતામાં ગુજરાતી પોતાની સ્વાભાવિક સાહસિકતા અને ખુમારી ગુમાવી દૈવવાદી બની બેસે. ગુજરાતી ખોટી ચિંતામાં પડી દૈવવાદી ન બની બેસે પરંતુ વાસ્તવિક પરિસ્થિતિનો સામનો કરી પોતાના શ્રમથી વિકાસને પંથે ડગ માંડતો થશે—આ એક બીજો ઉદ્દેશ ઊભો થાય છે. ગુજરાત રાજ્યના કેળવણીકારો, શિક્ષકો અને માબાપોએ આ ઉદ્દેશને સમજવાનો છે અને આ પ્રમાણે શાળા અને મહાશાળાની પ્રવૃત્તિઓ યોજવાની છે. માત્ર સંખ્યાબળનો આત્મ-સંતોષ લેવાનો નથી. જોકે સંખ્યા પણ પ્રગતિના વિકાસમાં જરૂરી છે. પરંતુ માત્ર સંખ્યા નહિ—પેલું પ્રેરકબળ વધતી જતી સંખ્યાનું પીઠબળ હોવું જોઈએ. ટૂંકમાં ગુજરાતીની ગુજરાતિતા જેનું ભૂતકાળે દર્શન કરાવ્યું છે—એ. જળવાઈ રહે અને સમસ્ત દેશના વિકાસમાં ગુજરાતિતાની તાકાત ઉમેરણરૂપે રહે—આ ગુજરાતની કેળવણીનો માપદંડ બની રહેશે.

કેળવણીના ઈતિહાસમાં પણ સમય પ્રમાણે વ્યવહારકુશળતા દાખવવી; અનુકૂળ થવું વગેરે ગુજરાતીનો સ્વભાવ ડોકિયાં કર્યા વિના રહ્યો નથી. યુગબળે જે પડકાર ફેંક્યો એ પડકાર પણ ગુજરાતે ઝીલ્યો છે. ઈ. સ. ૧૮૫૪ વુડ સાહેબના ખરીતા પછી અંગ્રેજી શાસનકાળ દરમ્યાન જે રીતે કેળવણીનું માળખું ઘડાયું, જે રીતે કેળવણીની નીતિ-રીતિ ઘડાઈ તેમાં પણ ગુજરાતે ઠીક ઠીક ફાળો આપ્યો છે. છેક ગામઠી નિશાળથી માંડી ઉચ્ચશિક્ષણ સુધી ગુજરાતે પોતાનો ફાળો આપ્યો છે—આપતું આવ્યું છે. વુડ સાહેબના ખરીતાના નિર્દેશ મુજબ કેળવણી એ રાજ્ય અને પ્રજાના સહકાર પર નિર્ભર રહે છે—એ સૂત્રને તાત્ત્વિક દૃષ્ટિથી પકડી સહકારની

પહેલમાં ગુજરાત હિંદના બીજા પ્રદેશોની સરખામણીમાં ઠીક ઠીક મોખરે હતું. લગભગ ઈ. સ. ૧૮૮૨ સુધી કેળવણીના બિનસરકારી ક્ષેત્રે પાદરીઓ જ મોખરે હતા. આ જવાબદારીની સ્વીકૃતિમાં પાદરીઓની વૃત્તિ માત્ર વટાળ જ હતી. કેળવણી વટાળપ્રવૃત્તિને વેગ આપવા પૂરતું સાધન હતું. પરંતુ શાસક વર્ગના સ્થાપિત હિતો જ્યારે જોખમાવા લાગ્યાં ત્યારે પાદરીઓની આ કહેવાતી કેળવણીવિષયક પ્રવૃત્તિ પર નિયંત્રણો મુકાયાં. બિન-સરકારી ક્ષેત્રે ખાનગી સાહસોને ઉત્તેજવાની વાત શરૂ થઈ. આ સમયે સાહસ જેના મૂળ સ્વભાવમાં છે—સંજોગો પ્રમાણે વર્તવાની જેનામાં કુનેહ છે—એ ગુજરાત પાંગળું કેમ પડે? કેળવણીમાં ખાનગી સાહસને જેમ મુંબઈમાં જગન્નાથ શંકર. શેટે વધાવી લેવા આગ્રહ કર્યો તે જ પ્રમાણે ગુજરાતના ગુજરાતીઓ પણ આગળ પડયા. ગુજરાતનાં શહેરોમાં અંગ્રેજી શાળાઓ સ્થપાઈ, એટલું જ નહિ પરંતુ કેળવણીના નવા પ્રવાહને અપનાવવાને તત્પર બનેલા ગુજરાતીએ કંઈક જુદો દાખલો પણ આપ્યો. ઈ. સ. ૧૮૮૯માં અંગ્રેજી શાળાનો ફીનો દર વધ્યો ત્યારે સુરતના શ્રી ચૂનીલાલ શાહે ઓછી ફીના દરવાળી અંગ્રેજી શાળા સ્થાપી. કેળવણીના નૂતન પ્રવાહને અપનાવવાની ગુજરાતની ઉત્સુકતા એ એક વિશિષ્ટતા છે. જે સમયે કેળવણી પાંગરતી ચાલી તે તે સમયે કેળવણીના વિકાસમાં મોખરે રહેવાની તક ઝડપી લેવામાં ગુજરાતી ચૂકયો નથી તેનું આ એક દૃષ્ટાંત માત્ર છે. આવું એક બીજું સુંદર દૃષ્ટાંત કન્યાકેળવણીના પ્રસારણમાં જોવા મળે છે. ઈ. સ. ૧૮૫૪ના સમય દરમ્યાન અમદાવાદના દાનવીર શ્રી રાવબહાદુર મગનભાઈ કરમચંદે રૂપિયા વીસ હજારનું દાન કન્યાશાળા માટે આપેલું. અમદાવાદની આ સખાવતનો ઉલ્લેખ ૧૮૫૪ના વુડ ખરીતામાં પણ જોવા મળે છે. આ રીતે કેળવણીમાં સતત પ્રયત્નશીલ અને કાર્યક્ષમ રહેવાના પ્રયાસોમાં ગુજરાતે પોતાની સંપત્તિનો નિખાલસતાથી ઉપયોગ કર્યો છે. અને હજી કરતું આવ્યું છે. તેનાં દૃષ્ટાંતો અત્યાર સુધીના વિકાસમાં જ મળી આવે છે. ઈ. સ. ૧૮૮૬માં ઓછે ખર્ચે મળી શકે એવા શુભ આશયથી અમદાવાદમાં જ અંગ્રેજી શાળા સ્થાપવામાં આવી હતી. ગુજરાતનો પૈસો યોગ્ય સમયે બહાર આવ્યો જ—અને આ ગુજરાતની સંસ્કારિતાનો આ પુરાવો છે. આવી સંસ્કારયાત્રામાં ગુજરાતના શ્રીમંતોની સાથે ગુજરાતના કેટલાક રાજવીરોએ પણ સહકાર આપ્યો છે. ઇતિહાસ પાસે આને માટે અનેક પુરાવા છે.

સાર્વત્રિક અને ફરજિયાત પ્રાથમિક કેળવણી, અસ્પૃશ્યતાનિવારણ, ગુજરાતી ભાષાનું ગૌરવ વગેરે સાંસ્કૃતિક પ્રવૃત્તિની શરૂઆત કરવાનો યશ વડોદરાના રાજવી સ્વ. શ્રી સયાજીરાવ ગાયકવાડને શિરે જાય છે. એમના પ્રયાસે તો ઈ. સ. ૧૯૧૦–૧૧માં શાહી વડી ધારાસભામાં શ્રી ગોખલેજીએ પ્રાથમિક શાળા વિષે બોલવાની હિંમત અને શ્રદ્ધા આપી. સૌરાષ્ટ્રના રાજવીઓએ પણ કેળવણીના પ્રસરણમાં ઠીક ઠીક ફાળો આપ્યો છે. અંગ્રેજી શાસનકાળ દરમ્યાન તે સમયના ચોકઠામાં અનેક મર્યાદાઓ હોવા છતાં ગુજરાતનો પ્રયાસ ચાલુ જ હતો. સંખ્યાની દૃષ્ટિએ તે સમયને જોતાં કેળવણીની સંસ્થાઓ ઓછી ન હતી. ટૂંકમાં રાજ્ય અને પ્રજાના સહકારના સૂત્રને અમલી બનાવવા, કેળવણીના ક્ષેત્રમાં હિંદીપણું લાવવા ગુજરાતે સારું એવું ખમીર બતાવ્યું હતું. કેળવણીમાં ખાનગી સાહસ (તે સમયની વેપારી વૃત્તિમાંથી જન્મેલ શબ્દ પ્રમાણે) ને સંપૂર્ણપણે અપનાવનાર ગુજરાત હતું. એ ગુજરાતી સ્વભાવની ખાસિયત છે. આજે પણ જ્યારે ગુજરાત રાજ્ય અલગ થયું છે ત્યારે માધ્યમિક અને ઉચ્ચ કેળવણીની ૯૦ ટકા જેટલી સંસ્થાઓ બિનસરકારી છે.

આ જ રીતે કેળવણીના મૂળ વિચારમાં પરિવર્તન આવ્યું. રાષ્ટ્રીય કેળવણીની ઝુંબેશ ઊપડી ત્યારે પણ પલટાતા વહેણની સાથે પ્રગતિશીલ ગુજરાતી માનસ જરાય પાછું ન પડયું. રાષ્ટ્રીય કેળવણીની ભાવનાના પ્રસારણ અંગેની પ્રથમ પરિષદ્ લગભગ ઈ. સ. ૧૯૧૬ના અરસામાં ગુજરાતમાં ભરાઈ હતી. આ પરિષદ પાછળ ગુજરાતનો અથાગ પરિશ્રમ હતો.

અંગ્રેજી શાસન દરમ્યાન કેળવણી કેવળ પ્રત્યાઘાતી રહી. કેળવણીના આ પ્રત્યાઘાતી વહેણને થંભાવી દેશની સાંસ્કૃતિક અસ્મિતા તરફ એ વહેણને વાળવા પ્રયત્ન શરૂ થયો. કેળવણી અને રાષ્ટ્રીયતાનું ચિંતન શરૂ થયું અને આવા સન્નિષ્ઠ ચિંતનના પરિપાક રૂપે સને ૧૯૨૦માં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. આ સ્થાપનાની સાથે જ કેળવણીના તત્ત્વજ્ઞાનનો અભ્યુદય થયો એમ કહી શકાય. રાષ્ટ્રને પોષક એવું ખમીર પેદા કરવું એ જ ઉમદા ધ્યેય આ પ્રયત્નની પાછળ હતું. ગુજરાતે આ વિચારસરણીનો અમલ કરી ખમીર બતાવવામાં કશી મણા ન રાખી આ તો ઇતિહાસ બોલે છે. સને ૧૯૨૦થી શરૂ થયેલ વિદ્યાપીઠે ગુજરાતને નહિ પરંતુ સમગ્ર દેશ સમક્ષ એક મહાન અને પવિત્ર હેતુની રજૂઆત કરી. આ ધ્યેયને ટૂંકમાં મૂકીએ તો—સ્વરાજ્યની પ્રાપ્તિને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરવાના છે. ('કેળવણી વડે ક્રાન્તિ', નિવેદન પાન ૪) ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપનાની સાથે જ કેળવણીનું તત્ત્વજ્ઞાન સ્પષ્ટ તરી આવ્યું. કેળવણીના તત્ત્વજ્ઞાનના સ્પષ્ટ મુદ્દાની રજૂઆત સને ૧૯૨૦ના ઑગસ્ટની આખરમાં અમદાવાદમાં મળેલી ચોથી ગુજરાત રાજકીય પરિષદે તેના ઠરાવમાં આ પ્રમાણે કરી હતી—(૧) આ પરિષદની એવી માન્યતા છે કે અંગ્રેજી સરકારે દાખલ કરેલી કેળવણીની રાજનીતિ અપણા દેશની સંસ્કૃતિ અને પરિસ્થિતિને પ્રતિકૂળ તેમ જ અવ્યાવહારિક નીવડી છે અને તેથી વિદ્યાર્થીઓને સ્વદેશાભિમાની, સ્વાશ્રયી, ચારિત્ર્યવાન હિંદીઓ બનાવવાની તાલીમ આપવાને સરકારથી સ્વતંત્ર ધોરણ પર રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ રચવાની જરૂરનો આ પરિષદ સ્વીકારે છે. (૨) ઉપરનો હેતુ ખાસ કરીને ગુજરાતમાં સિદ્ધ કરવા માટે રાષ્ટ્રીય ધોરણ પર શાળાઓ, મહાપાઠશાળાઓ, ઉદ્યોગશાળાઓ, ઉર્દૂ શાળાઓ, આયુર્વેદિક-આરોગ્ય શાળાઓ અને તે બધી સંસ્થાઓનો સમન્વય કરવાને ગુજરાત વિદ્યાપીઠ સ્થાપવાની આ પરિષદને જરૂર જણાય છે" ('કેળવણી વડે ક્રાંતિ', પાન ૪)

આ રીતે ગુજરાત વિદ્યાપીઠ દ્વારા પ્રસારિત કરેલા કેળવણીના સિદ્ધાંતનો અમલ કરી કેળવણી વડે ક્રાંતિ લાવવાનું પવિત્ર કાર્ય

[ગુજરાતે હાથ ધર્યું. સામાજિક ક્રાંતિ લાવવા કેળવણી કેવું પ્રબળ શસ્ત્ર છે તેનો નમૂનો ગુજરાતમાં શરૂ થયેલ આ પ્રવૃત્તિ પરથી સમજી શકાય છે. વેગવંત બનતા રાષ્ટ્રીય કેળવણીના સિદ્ધાંતોની અસર સમાજ પર પડ્યા વિના ન રહી. ટૂંટિયું વાળીને પડેલ સમાજમાં કંઈક ચેતન આવ્યું. "સર્વસામાન્ય જનતાને ઊંચે ચડાવવાનું શિક્ષણનું દૃષ્ટિબિંદુ" સ્પષ્ટ થતું ગયું. સન ૧૯૨૮માં નવેસરથી નક્કી કરેલા ધ્યેયમાં સ્પષ્ટતા કરતાં જણાવવામાં આવ્યું કે "ભારતવર્ષનો ઉત્કર્ષ શહેરો ઉપર નહિ પણ ગામડાંઓ ઉપર અવલંબે છે. તેથી વિદ્યાપીઠના મોટા ભાગના દ્રવ્યનો ઉપયોગ અને વિદ્યાપીઠના શિક્ષકોનો મુખ્ય ઉપયોગ ગામડાંમાં રાષ્ટ્ર-પોષક કેળવણીનો પ્રચાર કરવામાં થશે." ('કેળવણી વડે ક્રાંતિ' પાન ૨૪) આવા સંકલ્પના પરિણામે ગુજરાતમાં સાચી કેળવણી, તળપદા સંસ્કારની કેળવણી, પાયાની કેળવણીના આદર્શ નમૂનારૂપે કેટલીક સંસ્થાઓ જન્મી (૧) વલ્લભ વિદ્યાલય, બોચાસણ (૨) સ્વરાજ્ય આશ્રમ, વેડછી (૩) વિઠ્ઠલ કન્યા વિદ્યાલય, નડિયાદ.

આ રીતે રાષ્ટ્રીય કેળવણીના સિદ્ધાંતો પર, બ્રિટિશ અમલ દરમ્યાન સરકારી કેળવણીથી અલગ એવી રાષ્ટ્રીય કેળવણીની ચળવળમાં ગુજરાત પોતાની ભૂમિકા તૈયાર કરતું હતું. રાષ્ટ્રીય કેળવણીના પ્રચારથી ગુજ-રાતનાં ગામડાં પણ જાગ્રત થયાં. જોતજોતામાં રાજકારણ અને કેળવણીની નવી પ્રવૃત્તિ પણ સંકળાઈ ગઈ. કેળવણી અને રચનાત્મક કાર્યક્રમ એક કરતી કેટલીક સંસ્થાઓ જન્મી અને આજ પર્યંત એનું અલાયદું કાર્યક્ષેત્ર સંભાળી ગુજરાતના ઘડતરમાં નિષ્ઠાપૂર્વક ફાળો આપે જ જાય છે. ઉદાહરણ રૂપે (૧) સ્વરાજ્ય આશ્રમ, બારડોલી (૨) ગુંદી આશ્રમ, અમદાવાદ જિલ્લો; (૩) હરિજન આશ્રમ, અમદાવાદ; (૪) આશ્રમશાળા, દાહોદ (૫) હરિજન આશ્રમ, ગોધરા; (૬) લોક-ભારતી, સણોસરા; (૭) રાષ્ટ્રીય શાળા; રાજકોટ; (૮) કસ્તૂરબા આશ્રમ, મરોલી (૯) દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય, અલિયાબાડા (૧૦) શારદાગ્રામ, માંગરોળ. આ સંસ્થાઓ રાષ્ટ્રહિતના સર્વ ઉદ્દેશોને ધ્યાનમાં રાખી ચુસ્તપણે કેળવણીમાં ક્રાન્તિની તાકાતમાં અવિચળ શ્રદ્ધા રાખી કાર્ય કરે જાય છે. ભાવનગરમાં દક્ષિણામૂર્તિએ પણ કેળવણીની નવી ભાત પાડી અને આમ ગુજરાતે રાષ્ટ્રના મુક્તિજંગમાં ખમીર બતાવવાનું કેળવણીનું ધ્યેય સિદ્ધ કર્યું. ખરી રીતે તો નૂતન કેળવણીની હવા રાષ્ટ્ર-પિતા મહાત્માજીના પ્રવેશથી જ થઈ. ગુજરાતમાં કેળવણીના તત્ત્વ-જ્ઞાનની કેડી ત્યારથી જ શરૂ થઈ એમ કહીએ તોપણ ખોટું નથી. અત્યાર સુધી ચીલેચાલુ કેળવણીની પ્રણાલીને એક નવો ધક્કો અપાયો. સને ૧૯૩૮માં હરિપુરામાં કેળવણીના આદર્શોની ફરી એક વાર સ્પષ્ટતા કરાઈ અને કેળવણીનું તે પ્રમાણેનું આયોજન થયું. 'ભમતાં ભમતાં અમને લાધી રે કેડી' એવું કેળવણી માટે પણ ગુંજન કરી શકાય. ટૂંકમાં કેળવણીના પંચશીલની શરૂઆત ગુજરાત ખાતે ભરાયેલ હરિપુરાના કૉંગ્રેસ અધિવેશનમાં થઈ. આ પંચશીલ હતાં—(૧) સત્યનો આગ્રહ, (૨) શ્રમનો મહિમા, (૩) વ્રતનું પાલન, (૪) સર્વધર્મસમભાવ અને (૫) સ્વાવલંબન. આવા પવિત્ર આદર્શની ઘોષણા ગુજરાતમાં થઈ એ કદાચ ઐતિહાસિક અકસ્માત હોય પણ એ હકીકત છે.

આમ ભૂતકાળની દૃષ્ટિએ કેળવણીના પ્રવાહમાં કેળવણી માટેનું રાષ્ટ્રીય દૃષ્ટિએ ગુજરાતમાં આંદોલન શરૂ થયું. છતાં પણ અંગ્રેજી શાસનથી નિર્માણ થયેલ પરિસ્થિતિ તો ચાલુ જ હતી. માત્ર નવા વિચારો અને આદર્શોથી કેળવણીમાં પડેલ સર્વ કોઈને એક પ્રકારના માનસિક આંચકાનો અનુભવ થયો. રાષ્ટ્રીય ચળવળના પડકારને હર્ષથી વધાવી લઈ ગુજરાતની શાળા-કૉલેજો બીજા પ્રદેશોની માફક બંધ જ થઈ ગઈ હતી. વિદેશીની દોરવણી નીચે જે કેળવણી અપાય છે તેમાં કંઈક ખટકે તેવું છે એમ તો સૌ કોઈ વિચારતા થઈ ગયા. ગુજરાતની ભૂમિમાં કેટલીક સંસ્થાઓ દ્વારા પ્રસારિત થતા આદર્શોએ મૂલ્યોની યાદ આપી. જે પ્રદેશમાં પોતાનું ગૌરવ મૂલ્યો પર જ રચાયેલું હતું તે મૂલ્યો તરફ નિર્દેશ કરવામાં આવ્યો. મૂલ્યોનું પુનર્મૂલ્યાંકન થવા લાગ્યું. કેળ-વણીનાં મૂલ્યો અને વ્યવહારની સમીક્ષા પણ શરૂ થઈ અને આવી રીતે શરૂ કરાયેલી મૂલ્યોની વાત ફરીથી વિસારે ન પડે તે માટે ગુજ-રાત જન્મે છે તે દિને પૂ. મહારાજે પોતાના મંગલ પ્રવચનમાં યાદ આપી હતી.

આ મૂલ્યો અને ગુજરાતનું વર્તમાન જગત એ બંને વચ્ચે સમન્વય કેમ સધાય એ જોવાનું કાર્ય વળી પાછું કેળવણીકારોનું છે. જે પ્રમાણે પલટાતા યુગ સાથે ગુજરાતે તાકાત બતાવી ગુજરાતિતા સાચવી તે જ પ્રમાણે વર્તમાન જગતમાં પણ ગુજરાત મૂંઝાયા વિના—ગુજરાતને આર્થિક ખાધ છે, ગુજરાતે ભૌતિક વિકાસ માટે અનેક યાતનાઓ સહે-વાની છે. ગુજરાતની પ્રજાએ શ્રમ માટે પ્રત્યેક પળે કટિબદ્ધ રહેવાનું છે. ગુજરાતીએ પોતાના અંગત મતમતાંતરને અભરાઈએ ચડાવવાના છે. ગુજરાતી ગાંધીની ગુજરાતમાં રહે છે. આ બધા ખ્યાલો રાખીને ગુજ-રાતીએ પોતાની ફરજ અદા કરવાની છે. આ ફરજ અદા કરવાની તાલીમ આપવાનું કાર્ય કેળવણીની સંસ્થાને શિર છે. ગુજરાતના ભૌતિક વિકાસની ચાવી પણ કેળવણીકારો અને શિક્ષકોના હાથમાં છે. માત્ર વિકાસમાં રાચી જીવનનાં મૂલ્યો ભૂંસાઈ ન જાય એ જોવાની જવાબદારી પણ કેળવણીકારો અને શિક્ષકોની છે. ગુજરાતનો વિશિષ્ટ મિજાજ પણ ઓસરી ન જાય એ જોવાની જવાબદારી પણ સ્વતંત્ર ગુજરાતની કેળ-વણીની નીતિરીતિ પર આધાર રાખશે. ગુજરાતની કેળવણીનો મુખ્ય ઉદ્દેશ રહે છે કેળવણી દ્વારા ભૌતિક વિકાસની તાલીમ આપવી અને સાથે સાથે વિકાસની પ્રક્રિયા અને સ્વરૂપમાં કેટલાંક પાયાનાં સામાજિક મૂલ્યોનું રક્ષણ કરવું. આ પ્રક્રિયાના આવા સમન્વય દ્વારા જ ગુજરાતી હિંદનો સાચો નાગરિક થઈ શકશે.

ભૌતિક વિકાસ માટેની શુભ એંધાણીઓ તો થઈ રહી છે. આ એંધાણીથી ગુજરાતની સમૃદ્ધિની આશા બંધાઈ છે. તેલ, ગૅસ અને બીજી ખનિજસંપત્તિની ભાળથી ગુજરાતનો ભાગ્યોદય થયો છે. ગુજરાતની ધરતીએ પેટાળમાંથી સમૃદ્ધિ લાવે તેવી ખનિજસંપત્તિની ભેટ નવા રાજ્યને ધરી છે, ભૌતિક અને સાંસ્કૃતિક વિકાસની દૃષ્ટિએ જ ગુજ-રાત રાજ્યે કેળવણીનો મહામંત્ર રજૂ કર્યો છે. પ્રાથમિક અને ઉચ્ચ શિક્ષણના પાયામાં ચારિત્ર્ય, શ્રમ અને બુદ્ધિનો સમન્વય સાધવો. સમ-ન્વયની આ સાધનામાં ગુજરાતના પ્રત્યેક બાળકને અવકાશ મળે એવી

ાઈ કરવાનો પ્રગતિશીલ વિચાર ગુજરાત રાજ્યે કર્યો છે અને ી બનાવવા ઝડપી પગલાંનું સૂચન પણ કર્યું છે. ગુજરાત રાજ્યના મમાં હવે તો સામાન્ય ગુજરાતીને ઓછામાં ઓછી માધ્યમિક શાળાંત તી કેળવણી મળવી જોઈએ કે જેથી ગુજરાતના પ્રગતિશીલ અને મભર્યા વિકાસમાં એ ગુજરાતી ઉપયોગી થઈ પડે. અત્યારના ાજિક અને આર્થિક વિકાસની આ જરૂરિયાત છે. વળી ગરીબાઈ ોકશાહી રાજ્યમાં વ્યક્તિના વિકાસમાં બાધક ન રહે એવા હેતુથી રાત રાજ્યે કેળવણીમાં આર્થિક નિઃસહાયતાને દૂર કરવાની પ્રતિજ્ઞા લીધી આ ભગીરથ પ્રયત્ન શરૂ થઈ ચૂક્યો છે. આર્થિક દૃષ્ટિએ શિક્ષણ ભ બને એ હેતુથી પછાત વર્ગોને માટે પ્રથમ શરૂઆત રૂ. ૯૦૦ ની વાર્ષિક આવકવાળી વ્યક્તિઓનાં બાળકોને મફત કેળવણી આપ- ી જોગવાઈથી કરી. બીજું એક પગલું એવું ભરવામાં આવ્યું, કે જેનાથી ૧,૨૦૦ સુધીની વાર્ષિક આવકવાળા વાલીઓનાં બાળકોને માધ્યમિક ણ મફત મળે. આથી પણ વધુ એક પગલું ભરી એવો પ્રબંધ કર્યો રૂ. ૧,૮૦૦ની વાર્ષિક આવક અને ચાર બાળકોવાળાં માબાપોને ણ ૮ થી ૧૧ સુધી અર્ધી માફીની રાહત આપવી. આ રીતે તર અનુકૂળ કરવાની શરૂઆત ગુજરાતે કરી છે. ગુજરાતની સરકારે વણીના પ્રસારણમાં એક અતિ મહત્ત્વનું પગલું ભર્યું છે.

સરકારના પ્રયત્નોની સાથે સાથે જનતાના પ્રયાસો પણ જોવા રૂરી છે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં વિદેશી સરકારની હકૂમત ે પણ કેળવણીમાં પ્રજા અને રાજ્યના સહકારનો સ્વીકાર કરી કેળ- ણીમાં ફાળો આપવાનું મહત્ત્વનું કામ ઉપાડી લીધું હતું. સ્વાતંત્ર્ય- પ્તિ પછીનાં વર્ષોમાં પણ કેળવણીમાં પ્રજાના સહકારમાં જરા પણ ઓટ ાવી નથી. બલ્કે આજે સંપૂર્ણ વિકેન્દ્રીકરણના સિદ્ધાંતમાં કેળવણી ક્ષેત્રે હકાર અને મદદ આપવા પ્રજા જરાય પાછી નહિ પડે. આનો પુરાવો ળવણીના દરેક ક્ષેત્રે પ્રજાના શ્રમથી અને પ્રજાની સંપત્તિથી ઊભી થેલી સંસ્થાઓ છે. ઉચ્ચ શિક્ષણથી શરૂઆત કરીએ તો વિદ્યાપીઠોની થાપના પણ પ્રજાના સહકારનો આદર્શ નમૂનો પૂરો પાડે છે. હાલ જરાતમાં ત્રણ યુનિવર્સિટીઓ છે. ત્રણેય યુનિવર્સિટીઓ ગુજરાતની ી પર જ નિર્ભર છે. હજી પણ વિશેષ યુનિવર્સિટીઓ સ્થપાય અને ગુજરાતના બધા જ વિભાગનું પ્રતિનિધિત્વ સચવાય એવી આકાંક્ષાઓ ગુજરાતની પ્રજામાં છે જ.

ગુજરાતની હાલની યુનિવર્સિટીમાં સારું એવું વૈવિધ્ય છે. અત્યારના તબક્કે ગુજરાતને ભૌતિક વિકાસના તાલીમ માટે સાધનો પૂરાં પાડી શકે એવી તાકાત આ યુનિવર્સિટીઓમાં અપાતી જાય છે. વિષયનું વૈવિધ્ય સાચવીને ગુજરાતના વિકાસમાં સારા એવા યુવાન મદદનીશો મળી રહે એ હેતુને લક્ષમાં રાખી ઠીક ઠીક કાર્ય હાથ ધરાયું છે. ગુજરાત યુનિ- વર્સિટીની ખાસ કરીને એન્જિનિયરિંગ, કોમર્સ, મેડિસિન, ફાર્મસી ઉપરાંત એજ્યુકેશનની કોલેજો વિશેષ ધ્યાન ખેંચે છે. અનુસ્નાતક વર્ગોનું શિક્ષણ યુનિવર્સિટીની સીધી દેખરેખ નીચે છે જેમાં ગુજરાતી ભાષા અને સાહિત્યનો વિભાગ, સમાજવિદ્યા વિભાગ, મનોવિજ્ઞાન વિભાગ, ગણિતશાસ્ત્ર અને ફિઝિક્સ-કેમિસ્ટ્રી એવી વિજ્ઞાનની શાખાઓનો સમાવેશ થાય છે. અટીરા, ફિઝિકલ રીસર્ચ લૅબોરેટરી જેવી સંસ્થાઓ પણ સંશો- ધનના ક્ષેત્રે મહત્ત્વનો ફાળો આપી રહ્યાં છે. પ્રાચીન સાહિત્યના સંશોધન અંગે ભો. જે. ઇન્સ્ટિટ્યૂટ જેવી સંસ્થા પણ છે. મનોવિજ્ઞાનના પ્રયોગો માટે 'બી. એમ. ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયકૉલૉજી' નામની સંસ્થા પણ ઠીક ઠીક ફાળો આપી રહી છે. વળી સમાજસેવકના ઘડતર માટે 'મહાદેવ દેસાઈ સમાજસેવા વિદ્યાલય'ની પણ સ્થાપના થઈ છે. સંપત્તિનો સદુપ- યોગ પણ ઉચ્ચ કેળવણીના વિકાસ અર્થે સારો એવો થઈ રહ્યો છે. ભૂતકાળની આ પ્રણાલી સારી રીતે હજી પણ ચાલુ રહી છે.

વડોદરાની શ્રી મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પ્રયોગમાં ગુજરાતના જ્ઞાનપિપાસુ રાજવીનાં દર્શન થાય છે. તેમાં પણ વિજ્ઞાન, મેડિસિન, ટેકનોલૉજી, એજ્યુકેશન ઉપરાંત ફાઈન આર્ટ્સ, નૃત્ય, સંગીત અને ગૃહવિજ્ઞાન માટે અભ્યાસક્રમોની સ્નાતક અને અનુસ્નાતક કક્ષા સુધીની જોગવાઈ છે. સ્કૂલ ઑફ સોશિયલ વર્ક અને એજ્યુકેશનની શાખાઓ વિશિષ્ટ ભાત પાડે છે.

ગ્રામયુનિવર્સિટીની કલ્પનાવાળી આણંદ વલ્લભ વિદ્યાનગર યુનિ- વર્સિટીની સ્થાપના થઈ. આ યુનિવર્સિટી વડોદરા યુનિવર્સિટીની માફક રેસિડેન્શિયલ છે. વિદ્યાર્થીઓ ત્યાં જ રહી ભણે છે. ખેતીવાડી અને ઍન્જિનિયરિંગની શાખાઓ વિશેષ ધ્યાન ખેંચે છે.

ઉપરાંત ત્રણેય વિદ્યાપીઠો ગુજરાતની આકાંક્ષાઓ, અભિલાષાઓ અને સંપત્તિના સમન્વયના પરિપાક રૂપે જ છે.

આ ઉપરાંત ગાંધીજીએ ચીંધેલ કેળવણીના માર્ગ પર પ્રજ્ઞા સ્વયંભૂ બનાવવાના ભગીરથ પ્રયત્નો કરતી અમદાવાદની ગુજરાત વિદ્યાપીઠ ઉપરાંત ગ્રામવિદ્યાપીઠની અનોખી ભાત પાડતી સણોસરામાં લોકભારતી સંસ્થા છે. બુનિયાદી અને ઉત્તર બુનિયાદી શિક્ષણના સંપૂર્ણ પ્રયોગથી કેળવણીના નવનિર્માણમાં માર્ગદર્શક થઈ પડે તેમ છે.

આમ જોતાં ઉચ્ચશિક્ષણના ક્ષેત્રે પ્રજાનો ફાળો નાનોસૂનો ન કહેવાય. ગુજરાતની મૂડી, ગુજરાતનું ધન આ દિશામાં સારી રીતે વપરાઈ રહ્યું છે. સને ૧૯૬૦ના વર્ષમાં ગુજરાતમાં બીજી ૧૪ કૉલેજો નવી સ્થપાઈ. ગુજરાતનાં દાન અને સખાવતોનો આ પુરાવો છે. આમાંથી મોટા ભાગની કૉલેજો ગામડાંને સ્પર્શે છે.

ઉચ્ચશિક્ષણની માફક માધ્યમિક શિક્ષણક્ષેત્રે પણ સારી એવી પ્રગતિ થઈ છે. અત્યાર સુધી સુરત, અમદાવાદ, વડોદરા, ખેડા અને મહેસાણા જિલ્લાની સરખામણીમાં બનાસકાંઠા, સાબરકાંઠા અને પંચમહાલમાં માધ્યમિક શાળાનું પ્રમાણ ઓછું હતું. પરંતુ છેલ્લાં પાંચેક વર્ષથી પછાત કહેવાતા પ્રદેશમાં પણ માધ્યમિક શાળાનું પ્રમાણ સારું એવું વધ્યું છે. પ્રમાણ વધ્યું છે એનો અર્થ બિનસરકારી સંસ્થાઓ વધી છે. કચ્છને બાદ કરતાં સૌરાષ્ટ્રમાં પણ બિનસરકારી સંસ્થાનું પ્રમાણ વધતું ચાલ્યું છે. પ્રજાનો હિસ્સો આ ક્ષેત્રે વિશેષ છે.

લોકશાહી રાજ્યમાં વિદ્યાર્થીઓની કક્ષા, રસવૃત્તિ વગેરેને અનુકૂળ એવા અભ્યાસક્રમની જોગવાઈની આવશ્યકતા જણાતાં આ જ બિન-

સરકારી શાળાઓને અનેકાંગી અગર બહુલક્ષી શાળાઓમાં ફેરવવાની નવરચના બનાવી છે. અત્યારે ગુજરાતમાં લગભગ ત્રીસ જેટલી બહુ-લક્ષી શાળાઓ છે. અહીં જ આ પ્રશ્ન અટકતો નથી પરંતુ પચરંગી સમાજમાં વધારે અભ્યાસક્રમ અપનાવવા અને ગુજરાત રાજ્યના વૈવિધ્યવાળા આર્થિકતાના વિકાસમાં ઉપયોગી થઈ પડે તેવા કારીગરો, સુપરવાઇઝરો, ફોરમેનો, મિકેનિકો, સંશોધન કાર્યકરો અને આયોજકો તૈયાર કરવા સરકારે પણ માધ્યમિક શાળાઓનું ક્રમશઃ વિવિધલક્ષી વ્યવ-સાયી અને ટેકનિકલ શાળાઓમાં રૂપાંતર કરવાનું ધાર્યું છે. અત્યારના સમયે ગુજરાતમાં આવા અભ્યાસક્રમો પૂરા પાડતી શાળાઓને ટૂંકમાં આ રીતે વહેંચી શકાય:—

(૧) ટેક્નિકલ અને ટેકનિકલ એવી ટેકનિકલ હાઈસ્કૂલો. (૨) ટેકનિકલ વિષયો પૂરી પસંદ કરેલ સ્થાનિક ટેકનિકલ હાઈસ્કૂલોને મદદ આપતી શાળાઓ. (૩) વિવિધલક્ષી શાળાઓ. અહીં ખાસ ધ્યાન ખેંચે તેવી બે બાબતો છે કે. ગુજરાતની બધી જ વિવિધલક્ષી શાળાઓ બિન સરકારી છે. જોકે સરકાર સારા પ્રમાણમાં ગ્રાંટ આપે છે. ગુજરાતમાં બિન સરકારી ટેકનિકલ શાળાઓ પણ છે. હાલ ગુજ-રાતમાં ૪૩૮૧ વિદ્યાર્થીઓની સંખ્યાશક્તિવાળી ૨૧ ટેકનિકલ હાઈસ્કૂલો છે. ટેકનિકલ હાઈસ્કૂલો ઉપરાંત ઔદ્યોગિક તાલીમ અંગે ગુજરાતમાં આઠ કેન્દ્રો ખોલવામાં આવ્યાં છે. આ સંસ્થાઓનો ઉદ્દેશ માત્ર ઔદ્યો-ગિક તાલીમ આપવાનો છે. આ આઠેય સંસ્થાઓમાં હાલ લગભગ ૧૨૯૫ જેટલા વિદ્યાર્થીઓ તાલીમ લઈ રહ્યા છે. પરંતુ ગુજરાતના વિકાસનો વર્તારો જોતાં અને વિજ્ઞાન અને યંત્રવિદ્યાની ઝડપી પ્રગતિ જોતાં હજુ પણ વિશેષ કામ ઉપાડવાનો ગુજરાતની પ્રજાને મારે છે. માધ્યમિક શિક્ષણના ક્ષેત્રે એક બાબત કેળવણીમાં રસ ધરાવનાર સૌ કોઈનું ધ્યાન ખેંચે તેમ છે. માધ્યમિક શાળાની પુનર્ઘટનાની ઝુંબેશ કેન્દ્ર સરકાર દ્વારા શરૂ થઈ છે. આ કાર્ય માટે અગાઉ 'ઑલ ઇન્ડિયા કાઉન્સિલ ફોર સેકંડરી એજ્યુકેશન'ની સ્થાપના થઈ હતી. હાલ પુનર્ઘટનાનું કાર્ય ડિરેક્ટર ઑફ એક્સ્ટેન્શન પ્રોગ્રામ નામના કેળવણીખાતાના વિશિષ્ટ ભાગને સોંપવામાં આવ્યું છે. એક્સ્ટેન્શન પ્રોગ્રામના આશરે હાલ હિંદની લગભગ ૫૪ જેટલી માધ્યમિક શાળાઓ માટેની તાલીમી સંસ્થાઓ પોત-પોતાના વિસ્તારમાં પુનર્ઘટનાનું કાર્ય કરી રહી છે. પ્રત્યેક તાલીમી સંસ્થામાં એક્સ્ટેન્શન સર્વિસ વિભાગ એવી એક અલગ શાખા ખાસ નિયામકની દેખરેખ નીચે રાખવામાં આવી છે. આ વિભાગનો મુખ્ય કાર્યક્રમ અભ્યાસક્રમ, શિક્ષણપદ્ધતિ, પરીક્ષા વગેરે પ્રશ્નોને લગતાં પ્રાયો-ગિક કાર્યો હાથ ધરવાં, શિક્ષકો અને શાળાઓને ઉત્તેજન આપવાનું છે. સરકારીખાતું અને શાળાઓ, શાળાઓ અને તાલીમી સંસ્થાઓ વચ્ચેની એક કડી સમાન આ નવી શાખા (એક્સ્ટેન્શન સર્વિસ) વિભાગ કાર્ય કરી રહી છે. આવા પ્રાયોગિક ક્ષેત્રે ગુજરાતે એનો વ્યાવહારિક સ્વભાવ દાખવ્યો છે. ગુજરાતી માનસ માત્ર નફાતોટાના ખ્યાલમાં જ રાચે છે એવા ભ્રમનો પરદો ગુજરાતની પ્રયોગ કરતી શાળાઓએ દૂર કર્યો છે. હાલ સમસ્ત હિંદમાં માધ્યમિક શિક્ષણના પુનર્ઘટનાના કાર્યમાં પ્રયોગો હાથ ધરતી કુલ ૪૦ શાળાઓ છે. આમાંથી ૯ જેટલી શાળાઓ ગુજ-રાતમાં જ છે અને ૭ અમદાવાદમાં છે. આ પ્રયોગકાર્યમાં અને પુન-ર્ઘટનાના પ્રવાહમાં ગુજરાતમાં અમદાવાદ ખાતે અમદાવાદ એજ્યુકેશન સોસાયટી સંચાલિત એ. જી. ટીચર્સ કૉલેજ અને વડોદરા ખાતે મ. સ. યુનિવર્સિટીની ફેકલ્ટી ઑફ એજ્યુકેશન અને સાઇકૉલૉજીનો ફાળો સારો એવો છે.

પ્રાથમિક ક્ષેત્રનું ચિત્ર પણ ગુજરાત માટે નિરાશાજનક નથી. ૬ થી ૧૧ વર્ષની વયનાં બાળકો માટેનો સાર્વત્રિક ફરજિયાત કેળવણી-નો કાર્યક્રમ અમલી બની ચૂક્યો છે. આ પ્રકારની કેળવણીના પ્રચારમાં અગાઉના મુંબઈ રાજ્યની નીતિએ પણ સારો એવો ફાળો આપ્યો છે. ૫૦૦ થી વધારે વસ્તીવાળા દરેક ગામને શાળા આપવાનો પ્રબંધ અને તેથી ઓછી વસ્તીવાળાં ગામોને માટે સરકારે પ્રવાસી શિક્ષકવાળી શાળા અગર તો જૂથશાળા (Group schools) વગેરેની પણ યોજના કરી છે. મુંબઈ રાજ્યની નીતિ પ્રમાણે સામાન્ય રીતે ચાલુ પ્રાથમિક શાળાઓને પાયાની કેળવણીની કેડી પર મૂકવાનો પ્રારંભ થઈ ચૂક્યો છે. સૌરાષ્ટ્ર સહિત નવગુજરાતમાં મોટા પ્રમાણમાં આ કાર્ય હાથ ધરાયું છે. ત્યારે ક્રમમાં દર વર્ષે ૧૫ સામાન્ય શાળાઓને પાયાની કેળવણીની શાળાઓમાં ફેરવવાની યોજના થઈ છે.

અત્યારના તબક્કે ૧૯૫૧ની વસ્તી ગણતરીને ધ્યાનમાં લેતાં ૧૯૫૮ સુધીનો ગુજરાતની કેળવણીનો ચિતાર આ પ્રમાણે મૂકી શકાય.— (કોઠો જોતાં તે માલૂમ પડશે.)

ઉપરનો કોઠો ગુજરાતની કેળવણીના કદનો ખ્યાલ આપે છે. પરંતુ આ આંકડાની પાછળ ઘણું જોવાનું છે. શું સિદ્ધ કરવાનું રહે છે, ક્યાં સુધી જઈ શકાય છે, કેવી કેળવણી ગુજરાતમાં બાળકોને ખપ લાગશે વગેરેનો ખ્યાલ કરી આ કોઠામાં પ્રગતિની પુરવણી કરવાની રહે છે. કદનું પ્રમાણ ટકામાં જણાય છે. પરંતુ એથી હતાશ ન થતાં ગુજરાતની વ્યવહારકુશળતા અને પ્રગતિશીલ માનસમાં શ્રદ્ધા રાખી ગુજરાતે કદમ ઉઠાવવાનાં છે.

આ કદમ ઉઠાવતાં કેળવણીને એવો વ્યવહારુ વળાંક આપવાનો છે કે જેથી ગુજરાત શિક્ષિત બેકારોથી ન પીડાય. તે ઉપરાંત ગામડાંના ઝૂંપડાંની પ્રજાને ઉદ્યમશીલ બનાવવાની છે. એમનાં ઝૂંપડાં સુધી પહોંચે એવા ધંધાને ઉત્તેજન આપવાનું છે. અને આ રીતે ગ્રામીણ પ્રજા બેકાર કે અર્ધબેકાર ન રહે તે જોવાનું છે. ગામડાંના ખેડૂતવર્ગને બેઠો કરવાનો છે. ઔદ્યોગિક વિકાસની સાધનામાં તેને પુરાણી આદતોમાંથી મુક્ત કરવાનો છે. કેળવણીના આયોજનમાં પણ આ પ્રશ્ન મહત્ત્વનો બની જાય છે. તે ઉપરાંત વિકાસની સાધનામાં, કેળવણીના આયોજનમાં ગુજરાતના અત્યારના કેટલાક ઉદ્યોગોનો, જેવા કે વહાણ બાંધકામ ઉદ્યોગ, મત્સ્ય ઉદ્યોગ, મીઠાનો ઉદ્યોગ, નાના પાયાના ઉદ્યોગો જેવા કે, સાબુનાં કારખાનાં, દીવાસળી, પૉટરી, મીણ, શાહી, કાગળ, ફર્નિચર, ઊન વગેરેનો પણ ખ્યાલ રાખવાનો છે. ગુજરાતનો સાગરકાંઠો જોતાં નાવિકોની તાલીમના પ્રશ્નનો પણ સમાવેશ કરવો યોગ્ય છે અને આ બધાંની ઉપર ગુજરાતના ખનિજ સંપત્તિના વિકાસને ધ્યાનમાં લેવાનું એટલું જ અનિવાર્ય બની રહે છે.

ગુજરાતમાં દરેક જિલ્લામાં કેળવણીના બધા ક્ષેત્રે થયેલી પ્રગતિ દર્શાવતો કોઠો

| ક્રમાંક | જિલ્લો | ઉચ્ચ શિક્ષણ સંસ્થા | * વિદ્યાર્થી | મા. શિ. સંસ્થા | વિદ્યાર્થી | પ્રા. શિ. સંસ્થા | વિદ્યાર્થી | વિશિષ્ટ શિ. સંસ્થા | વિદ્યાર્થી | કુલ સંસ્થા | વિ. સંખ્યા | વસ્તી | ટકા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. | ડાંગ | — | — | ૧ | ૧૦૧ | ૯૧ | ૪૩૧૪ | ૧૧૧ | ૧૯૪૫ | ૨૦૩ | ૬૩૬૦ | ૪૭૨૮૨ | ૧૩.૪ |
| ૨. | સુરત | ૭ | ૪૩૮૮ | ૮૯ | ૩૩૬૮૦ | ૧૭૯૨ | ૨૬૦૭૬૨ | ૮૪૪ | ૧૬૬૫૮ | ૨૭૩૨ | ૩૧૫૪૮૯ | ૧૮૨૭૮૪૨ | ૧૭.૪ |
| ૩. | અમદાવાદ | ૨૩ | ૧૪૧૭૫ | ૧૦૧ | ૫૪૨૭૨ | ૧૨૦૬ | ૨૨૬૨૮૨ | ૬૦૧ | ૧૭૫૪૧ | ૧૯૩૮ | ૩૧૨૨૭૦ | ૧૬૮૫૬૩૦ | ૧૮.૫ |
| ૪. | સાબરકાંઠા | — | — | ૩૦ | ૫૭૩૮ | ૯૩૧ | ૮૮૩૩૫ | ૩૧૧ | ૮૪૩૫ | ૧૨૭૨ | ૧૦૨૫૦૮ | ૬૮૪૦૧૭ | ૧૫.૦ |
| ૫. | બનાસકાંઠા | — | — | ૧૪ | ૨૨૯૩ | ૧૧૧૧ | ૫૬૪૦૩ | ૨૮૧ | ૫૦૫૩ | ૧૪૦૬ | ૬૩૭૧૯ | ૬૯૬૩૬૭ | ૯.૧ |
| ૬. | મહેસાણા | ૧ | ૭૧૩ | ૮૫ | ૨૫૬૦૫ | ૧૨૪૮ | ૧૮૪૫૬૯ | ૭૯૯ | ૧૯૯૬૩ | ૨૧૩૩ | ૨૩૦૮૫૦ | ૧૪૭૧૬૬૨ | ૧૫.૭ |
| ૭. | ખેડા | ૭ | ૪૩૯૯ | ૯૭ | ૩૪૩૬૧ | ૧૪૪૦ | ૨૨૨૩૩૪ | ૬૧૫ | ૧૬૫૭૯ | ૨૧૫૯ | ૨૭૭૬૭૩ | ૧૬૧૨૪૨૬ | ૧૭.૨ |
| ૮. | પંચમહાલ | — | — | ૩૮ | ૯૭૭૨ | ૧૬૫૧ | ૧૨૬૨૨૪ | ૪૯૬ | ૧૬૪૦૨ | ૨૧૮૫ | ૧૫૨૩૯૮ | ૧૧૪૮૪૩૨ | ૧૩.૩ |
| ૯. | વડોદરા | ૧૫ | ૬૧૧૭ | ૭૪ | ૨૪૨૫૨ | ૧૧૩૫ | ૧૪૯૭૫૫ | ૩૭૧ | ૧૩૩૯૦ | ૧૫૯૫ | ૧૯૩૫૧૪ | ૧૧૯૪૭૪૬ | ૧૬.૨ |
| ૧૦. | ભરૂચ | ૮ | ૪૨૬ | ૨૬ | ૮૭૪૮ | ૯૩૭ | ૯૪૧૧૨ | ૪૭૯ | ૧૨૨૫૧ | ૧૪૪૫ | ૧૧૫૫૩૭ | ૭૦૬૦૩૫ | ૧૬.૪ |
| ૧૧. | અમરેલી | — | — | ૧૩ | ૨૬૮૭ | ૩૩૦ | ૩૬૯૭૭ | ૧૦૩ | ૩૬૬૮ | ૪૪૬ | ૪૩૩૭૨ | ૩૧૭૨૦૩ | ૧૩.૩ |
| ૧૨. | હાલાર | ૬ | ૯૨૩ | ૨૧ | ૭૮૪૨ | ૯૭૬ | ૫૬૩૨૮ | ૧૮૯ | ૪૬૬૭ | ૮૯૨ | ૬૯૭૬૦ | ૫૭૪૪૭૨ | ૧૨.૧ |
| ૧૩. | મધ્ય સૌરાષ્ટ્ર | ૪ | ૨૬૯૮ | ૫૨ | ૨૩૦૮૬ | ૧૦૭૦ | ૧૧૪૭૨૯ | ૨૭૦ | ૬૫૮૮ | ૧૩૯૬ | ૧૪૭૦૯૬ | ૧૦૪૫૬૭૫ | ૧૪.૧ |
| ૧૪. | ઝાલાવાડ | ૧ | ૩૪૧ | ૨૫ | ૯૨૬૫ | ૬૧૦ | ૪૭૫૮૪ | ૩૩૪ | ૯૧૮૨ | ૯૭૦ | ૬૬૩૭૨ | ૪૯૫૯૨૮ | ૧૩.૪ |
| ૧૫. | ગોહિલવાડ | ૪ | ૨૦૪૬ | ૩૫ | ૧૮૦૯૨ | ૧૦૯૧ | ૧૦૪૪૧૬ | ૫૮૨ | ૧૧૧૩૪ | ૧૭૧૨ | ૧૩૫૬૮૮ | ૧૦૨૦૧૩૦ | ૧૩.૩ |
| ૧૬. | સોરઠ | ૪ | ૯૦૩ | ૩૯ | ૧૫૩૭૫ | ૯૬૫ | ૮૦૪૯૮ | ૨૮૬ | ૬૧૩૧ | ૧૨૯૪ | ૧૦૨૯૦૭ | ૧૦૦૧૧૫૪ | ૧૦.૩ |
| ૧૭. | કચ્છ | ૧ | ૩૧૭ | ૨૮ | ૭૭૫૦ | ૫૨૩ | ૪૧૮૯૯ | ૨૧૭ | ૭૯૬૮ | ૭૬૯ | ૫૭૯૩૪ | ૫૬૭૬૦૬ | ૧૦.૨ |

નોંધ : આ આંકડા ઇ. સ. ૧૯૫૮ સુધીના છે.

# સ્ત્રીકેળવણી

શ્રીમતી ઇન્દુબહેન મહેતા
(આચાર્યા, લાલશંકર કૉલેજ ફૉર વિમેન, અમદાવાદ)

ગુજરાતમાં સ્ત્રીકેળવણીની પ્રગતિનો ઇતિહાસ તપાસીએ તો ૬૦–૬૫ વર્ષનો જ કહી શકાય. આપણા સામાજિક ઇતિહાસમાં સુધારાનો યુગ તો અંગ્રેજી રાજ્યના આગમન પછી જ આવ્યો ગણાય. એ કાળે ગુજરાતમાં સમાજસુધારકોનું એક મોટું ને જબરું જૂથ હતું. એ બધાએ સમાજની બધી ખરાબ રૂઢિઓ સામે ઝુંબેશ ઉઠાવી. સમાજમાં પ્રચલિત રીતરિવાજો, માન્યતાઓ, વહેમો વગેરે અનિષ્ટ તત્ત્વોને માટે સ્ત્રીઓની અજ્ઞાન દશા જ જવાબદાર હતી એવું સુધારકોને લાગ્યું અને એ બધાંને દૂર કરવાનો સ્ત્રીકેળવણી એ એક જ ઉપાય લાગ્યો. આથી એ કાળે સ્ત્રીકેળવણીને માટે સારા પ્રયત્નો થયા. જો સ્ત્રી કેળવાશે તો સમાજમાંથી ખોટા રિવાજો ને માન્યતાઓ આપોઆપ દૂર થશે, સ્ત્રીઓ જ એની સામે પોકાર ઉઠાવશે, એમ માની આ સુધારકોએ વિવિધ રીતિઓ દ્વારા સ્ત્રીશિક્ષણને ટેકો આપ્યો. દરેક સુધારકની વિશિષ્ટ રીતિ હતી.

આ સમય પહેલાંના સમયમાં એટલે વૈદિક કાળમાં સ્ત્રીઓનું સ્થાન ઘણું ઉચ્ચ હતું અને એ સ્ત્રીઓ શાસ્ત્રાર્થ કરવા જેટલી પણ બુદ્ધિ બતાવતી હતી એવી પ્રાચીન ગૌરવગાથા ગાયા કરવાથી શું ફાયદો? ત્યાર પછીના સમયમાં તો અનેક પ્રકારના રાજ્યશાસકોને પરિણામે સ્ત્રીઓની સ્થિતિ બહુ કફોડી થઈ. એને ઘરમાં જ પુરાઈ રહેવું પડ્યું. એટલે ઘર અને ઘરને લગતા પ્રશ્નો સિવાય એને કંઈ પણ વિચારવાનું રહ્યું જ નહિ. એટલે એનું કાર્ય માત્ર મનોરંજન અને વૈતરું કરવાનું જ રહ્યું. એની પાસે કેળવણી નહિ અને એને પરિણામે આર્થિક સ્વાતંત્ર્ય નહિ એટલે એને બધાનાં દબાયેલાં જ રહેવું પડે એ સ્વાભાવિક છે.

ગુજરાતમાં અંગ્રેજી રાજ્ય ૧૮૧૮માં આવ્યું અને ૧૮૨૬માં સરકારે નિશાળોની સ્થાપના કરી. ૧૮૪૦માં એક 'બોર્ડ ઑફ એજ્યુકેશન' સ્થાપ્યું. તે વખતે નર્મદાશંકરે કન્યાકેળવણી અને સમાજ-સુધારાનો જુવાળ ફેલાવ્યો. છતાં કન્યાકેળવણી કીડીને વેગે વધતી હતી.

અમદાવાદમાં પહેલવહેલી કન્યાશાળા સને ૧૮૪૯માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ સ્થાપી. તેનો આરંભ ફક્ત એક જ બાળાથી કર્યો. અને વર્ષ આખરે છની સંખ્યા થયેલી. વર્નાક્યુલર સોસાયટીની વિનંતિથી શેઠ હઠીસિંગ કેસરીસિંગનાં વિધવા પત્ની હરકોર શેઠાણીએ આ શાળાને પોતાના હસ્તક લીધી જે હજી કાળુપુર ટંકશાળામાં એક કમિટીના સંચાલન નીચે કામ કરી રહી છે. ત્યાર પછી સને ૧૮૫૦માં રા. બ. મગનભાઈ કરમચંદે ૨૦ હજાર રૂપિયા આપી છોકરીઓ માટે બે નિશાળો સ્થાપી. એમાં ૨૩ની સંખ્યાથી શરૂ કરેલી અને પાંચ વર્ષે લગભગ ૧૧૫ જેટલી સંખ્યા થયેલી. એ શાળા હજી રાયપુરમાં ચાલે છે.

એ જ અરસામાં ૧૮૫૨માં સુરતમાં પહેલી કન્યાશાળા નીકળી અને લગભગ થોડા સમયના ગાળામાં ગુજરાતમાં ઠેર ઠેર કન્યાશાળાઓ નીકળી.

સને ૧૮૫૯માં કવિ દલપતરામ બુદ્ધિવર્ધક સભા માટે મુંબઈ ગયા હતા. તે વખતે એ સભામાં કોઈ સ્ત્રીઓને ન જોતાં દુઃખ સાથે એમણે લખ્યું :

"સભા સમે શકે ન આવી નામદાર નારીઓ
ખૂણે પડી ખુએજ કામ બંધિમાં બિચારીઓ
ભણાવી ભાત ભાત તેની વેદના નિવારવી
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિવર્ધકે વધારવી."

એટલે સ્ત્રીકેળવણીની આવશ્યકતા વિષે એમણે એમની કવિતા દ્વારા ઉદ્ગાર કાઢ્યા હતા. એમના સમકાલીન નર્મદાશંકરે એમના એક લેખમાં લખ્યું છે કે "શું સ્ત્રીજાતમાં ભણવાની બુદ્ધિ નથી? સ્ત્રીઓને પ્રથમ કેળવવી તથા સ્વતંત્રતા આપવી અને પછી જોવું કે તેઓ પુરુષોના જેવો યશ મેળવી શકે કે નહિ?"

એ જ સમયમાં સુધારક તરીકે જાણીતા થયેલા સ્વ. નવલરામે પણ એમની ગરબાવલિ દ્વારા સ્ત્રીશિક્ષણને બોધ આપ્યો હતો. એ ગરબીઓ એ વખતે સ્ત્રીઓ બહુ હોંશથી ગાતી :

"મા મને નિશાળે મૂકજો પાય લાગું મા."
અને
"મારી વ્હાલી બહેન સો સુધી ગણતી જો
ભાવે 'ભૂ, પા' ભણતી જો."

આમ મધુરતાથી સ્ત્રીઓને શિક્ષણની પ્રેરણા આપેલી અને સ્ત્રીને સમાજમાં એનું સ્થાન બતાવવા તીખી અને કડક રીતિ પણ અપનાવેલી, જે એમની અતિ પરિચિત પંક્તિઓ દ્વારા આપણે સૌ જાણીએ છીએ.

"ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં ઘૂમે છે
બાઈનું ચિત્ત તો ચૂલામાંહ્ય,
ભાઈ તો સભામાં જઈ સુભાષણો આપે
બાઈ જઈ રાજવીઓ ગાય."

આવા કટાક્ષોથી સ્ત્રીશિક્ષણની સંસ્થાઓને થોડો વેગ મળ્યો. અને લગ્નજીવનને સફળ બનાવવાના હેતુથી કેટલીક સ્ત્રીઓએ કેળવણી લેવા માંડી.

૧૮૭૫માં મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રૅક્ટિસિંગ સ્કૂલની કન્યાશાળા ઉઘાડવામાં આવી. ૧૮૭૭માં અન્જુમને ઇસ્લામે મુસલમાન કન્યાઓ માટે શાળા ઉઘાડી.

આ પછી કન્યાશાળાઓની સંખ્યા વધતી ચાલી. મિશનરીઓ તરફથી આ સમયે છ કન્યાશાળાઓ સ્થાપવામાં આવી. જેમાં એક ઉર્દૂ કન્યાશાળાનો પણ સમાવેશ છે.

કાઠિયાવાડમાં પણ આની અસર સારી થઈ. ત્યાં કન્યાકેળવણીની શરૂઆત કરવાનો યશ તે સમયના પોલિટિકલ એજન્ટ કર્નલ લૅંગને ઘટે છે. એમણે પોતાના ખર્ચે રાજકોટમાં કન્યાશાળા ઉઘાડી હતી. જેને લૅંગ કન્યાશાળા કહેવામાં આવતી હતી. ત્યાર પછી એનું ખર્ચ રાજકોટના ઠાકોર બાવાજીરાજે ઉપાડી લીધું એટલે તેનું નામ બાવાજીરાજ કન્યાશાળા રાખવામાં આવ્યું. તે હજી પણ ચાલે છે. આ ઉપરાંત કાઠિયાવાડનાં ઘણાં શહેરોમાં કન્યાશાળાઓ ખોલવામાં આવી. ૧૮૮૧ અને ૧૮૮૨માં કાઠિયાવાડ એજન્સીના કેળવણીખાતાના તાબામાં ૨૨ કન્યાશાળાઓ હતી અને ખાનગી શાળાઓ ૩૦ જેટલી હતી.

શરૂઆતમાં કન્યાશાળાઓમાં પુરુષ શિક્ષકો ભણાવતા હતા તેથી સ્ત્રીશિક્ષણની પ્રગતિ ધીમી હતી. એટલે કન્યાશાળાઓને માટે શિક્ષિકાઓ તૈયાર કરવા સારુ ૧૮૮૬માં રાજકોટમાં બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ ઉઘાડી, જે અત્યારે પણ સારું કામ કરે છે.

હિંદના સ્ત્રીકેળવણીના ઇતિહાસ સાથે કુમારી મેરી કાર્પેન્ટરનું નામ સદાય જોડાયેલું રહે એવું કામ તેમણે કર્યું છે. એનો જન્મ ઇંગ્લંડમાં ૧૮૦૭માં થયેલો અને હિંદમાં ત્રણ ચાર વાર આવી ગયેલાં. ગુજરાતની પણ એમણે મુલાકાત લીધી હતી અને શિક્ષિકાઓને યોગ્ય તાલીમ મળે એ હેતુથી સરકાર પાસે 'ફીમેલ નૉર્મલ સ્કૂલ્સ' શરૂ કરાવી હતી. જોકે એમાંથી અત્યારે એક જ સંસ્થા અસ્તિત્વ ધરાવે છે તે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ.

અમદાવાદના શેઠ બેચરદાસ અંબાઈદાસ લશ્કરીએ પોતાની પુત્રી મહાલક્ષ્મીના સ્મરણાર્થે ફીમેલ ટ્રેનિંગ કૉલેજનું મકાન બાંધવા માટે સારી રકમનું દાન કર્યું અને એ રીતે એમની પુત્રીનું નામ આ સંસ્થા સાથે જોડાયું. અમદાવાદના શહેરીઓએ કન્યાઓને માટે અંગ્રેજી શિક્ષણની માગણી કરી એટલે એમાં અંગ્રેજી શિક્ષણનો સમાવેશ કર્યો. એ શાળાનો અમદાવાદની અત્યારની અગ્રગણ્ય બહેનોએ લાભ લીધો છે.

રા. બ. રણછોડલાલ છોટાલાલે ખાડિયામાં ૧૮૯૨માં કન્યાશાળા સ્થાપી, જે હજુ પણ પણ સારી રીતે કામ કરી રહી છે. ૧૮૯૦માં જૈન કન્યાઓ માટે જુદી કન્યાશાળા ખોલવામાં આવી અને એ ઉપરાંત કેટલીક કોમી કન્યાશાળાઓ પણ નીકળી. આ કેળવણીનું મોજું ગુજરાત-ભરમાં ફેલાયું. સુરતમાં રાયચંદ દીપચંદ કન્યાશાળા નીકળી. વડોદરાનો કેળવણીની બાબતમાં ઘણું આગળ હતું એટલે ત્યાં પણ કન્યાશાળાની પ્રવૃત્તિ સારી રીતે વિકસવા માંડી.

સ્ત્રી ઉન્નતિ અને ખાસ કરીને હિંદુ સમાજમાં વિધવાઓની કરુણ સ્થિતિ સુધારવા અને એમને સ્વાશ્રયી બનાવવાના હેતુથી શ્રી બાજીગૌરી, શ્રી શિવગૌરી અને શ્રી સુલોચનાબહેન દેસાઈએ વનિતા વિશ્રામોની યોજના કરી. એ ત્રણેના પ્રયાસથી અમદાવાદ, સુરત, મુંબઈ, રાજકોટ વગેરે સ્થળોએ વનિતા વિશ્રામો ખોલી આપીને દુ:ખી બહેનોને આશરો આપ્યો. એ બહેનોને ઉચ્ચ તથા માધ્યમિક કેળવણી લેવા માટે વ્યવસ્થા કરી. ૧૯૦૭માં શ્રી બાજીગૌરી તથા શ્રી શિવગૌરીએ સુરતમાં વનિતા વિશ્રામ ખોલ્યું અને હાલમાં ત્યાં બધા પ્રકારની બહેનો અભ્યાસ કરે છે. ત્યાર પછી શ્રી સુલોચનાબહેને અમદાવાદમાં આ સંસ્થા શરૂ કરી અને ૧૯૧૪માં શ્રી શારદાબહેન મહેતાની સલાહથી આ સંસ્થામાં મહિલા વિદ્યાલયની સ્થાપના કરી. એમાંથી અનેક બહેનો મહિલા પાઠશાળામાં ઉચ્ચ શિક્ષણ માટે જોડાવા લાગી.

આ રીતે સ્ત્રીકેળવણીમાં આ બહેનોનો અમૂલ્ય ફાળો નોંધાયો છે. એ કાળે વિધવા બહેનોને માટે આ સંસ્થાઓ આશીર્વાદ રૂપ હતી. એ સૌ દુ:ખી બહેનોને પોતાનું માતૃગૃહ લાગે એવો વર્તાવ આ સંસ્થાના સંચાલકોએ કર્યો હતો. આ વનિતા વિશ્રામો સ્ત્રીજીવનના વિકાસમાં એક અગત્યનું સીમાચિહ્ન ગણી શકાય.

આ બધા સ્તુત્ય પ્રયાસો છતાં સ્ત્રીકેળવણીનો વેગ કીડીનો જ ગણાય. બીજા દેશોની સરખામણીમાં આપણો દેશ પછાત લેખાય. જોકે ૧૯૦૧માં શ્રી વિદ્યાબહેન અને શ્રી શારદાબહેન ગુજરાતમાં પ્રથમ ગ્રૅજ્યુએટ થયાં એ ઘણી મોટી સિદ્ધિ ગણાય. કેટલી મુશ્કેલીઓ, હાડમારીઓ, સમાજનો વિરોધ અને પ્રતિકૂળતામાં આ બે બહેનોએ આ ઉપાધિ પ્રાપ્ત કરી છે એ તો એમનાં જીવનચરિત્રોમાંથી માલૂમ પડે છે. એમણે અનેક સંકટો વેઠીને ભવિષ્યની બહેનો માટે માર્ગ મોકળો કરી આપ્યો. એમની એ કાળની હિંમત અને શૌર્ય સ્તુત્ય ગણાય. એમને સામાજિક વિરોધી બળોનો સામનો કરવો પડ્યો. એમના પછી ઘણા લાંબા કાળ સુધી કોઈ બહેનોએ એટલું શિક્ષણ પ્રાપ્ત કર્યું નહોતું, એ જ બતાવે છે કે સમાજમાં સ્ત્રીકેળવણી માટે કેટલું પ્રતિકૂળ વાતાવરણ હતું. સ્ત્રીજીવનની પ્રગતિના ઇતિહાસમાં એ બન્ને બહેનોનાં નામ સોનેરી અક્ષરે લખાયાં છે.

સને ૧૯૧૬માં ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની સ્થાપના થઈ. જાપાનની સ્ત્રીઓની વિદ્યાપીઠ જોઈને મહર્ષિ કર્વેને એવી એક મહિલા વિદ્યાપીઠ ભારતવર્ષમાં કરવાનું સ્વપ્નું જાગ્યું. 'એ સ્વપ્ન મૂર્તિમંત કરવામાં એમને દાનેશ્વરી શેઠ સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસીની પંદર લાખની બાદશાહી સખાવત આશીર્વાદરૂપ નીવડી. એમનાં માતુશ્રી નાથીબાઈના નામ સાથે આ વિદ્યાપીઠને જોડવામાં આવી. સ્ત્રીઓને અનુકૂળ અભ્યાસક્રમ યોજી ગુજરાતની કેટલીક સંસ્થાઓ આ વિદ્યાપીઠ સાથે જોડાઈ. એ સમયે આચાર્યશ્રી આનંદશંકરભાઈએ ઉદ્ગાર કાઢ્યા હતા કે "સુંદર અને આશ્ચર્યકારક વિચાર! એ વખતે મુંબઈ ઇલાકાનાં મોટાં શહેરોમાં છોકરીઓ માટે માધ્યમિક શાળાઓ ન હતી ત્યાં સ્ત્રીઓ માટે વિદ્યાપીઠ!"

આટલા આશ્ચર્યની વચમાં આ વિદ્યાપીઠ સ્થપાઈ એટલું જ નહિ પણ આજ ૪૪ વર્ષથી એકધારી સ્ત્રીઉન્નતિની યોજનાઓ કર્યે જાય છે. અનેક પ્રકારની આર્થિક, સામાજિક વિટંબણાઓમાંથી પસાર થઈને આજે એ વિદ્યાપીઠ પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ સાબિત કરી ચૂકી છે.

અમદાવાદની 'શ્રી લાલશંકર કૉલેજ ફૉર વિમેન' મહિલા પાઠશાળા વર્ષોથી આ વિદ્યાપીઠ સાથે જોડાઈને કામ કરી રહી છે. આ કૉલેજની સ્થાપના ૧૯૨૦માં સર મનુભાઈ મહેતાને હાથે થઈ અને આજે ૪૦ વર્ષોથી ઉત્તરોત્તર પ્રગતિ સાધતી જ રહી છે. આ સંસ્થાએ પણ અનેક તડકીછાંયડી જોઈ છે. આજે એ સ્થિર પગલાં માંડી રહી છે. એ સંસ્થાને પણ શ્રી વિદ્યાબહેન, શ્રી શારદાબહેન, ડૉ. સુમન્ત મહેતા, શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક વગેરે પ્રતિષ્ઠિત વ્યક્તિઓનું માર્ગદર્શન મળ્યું છે. કેટલાયે સમય સુધી એનું સંચાલન પણ આ જ વ્યક્તિઓએ કર્યું હતું.

આ વિદ્યાપીઠની સ્થાપના થઈ ત્યારે ઘણાને પ્રશ્ન થયેલો કે સ્ત્રીઓ માટે જુદી વિદ્યાપીઠની શી જરૂર? એ વિચાર ઘણાને પ્રત્યાઘાતી લાગેલો. પણ સ્ત્રીઓને ઉપયોગી વિષયોની યોજના એમાં છે. સ્ત્રી-કેળવણીને વેગ આપવા માટે આ વિદ્યાપીઠ છે. સ્ત્રી અને પુરુષ બન્ને માનવી છતાં બન્નેની વિશિષ્ટતા છે. બન્નેના કાર્યપ્રદેશો નિરાળા છે એ હકીકત ધ્યાનમાં લઈને આ વિદ્યાપીઠની યોજના થઈ છે. જુદો અભ્યાસક્રમ માટે ઊતરતો અને હલકો એ માન્યતા ખોટી છે. બન્ને વચ્ચે સહકાર હોવો જોઈએ, સ્પર્ધા નહિ.

સ્ત્રીઓએ માત્ર વ્યવહારોપયોગી અને ખપજોગી કેળવણી આપવા માટે નહિ તેમ જ સ્ત્રીઓ માટે 'કરિયર' પૂરું પાડવાના હેતુથી નહિ પરંતુ તેમની વિશિષ્ટતાઓ ધ્યાનમાં રાખી સમાજમાં તેમનું કાર્યક્ષેત્ર અને સમાજવ્યવહારમાં તેમના સ્થાનને અનુકૂળ ઉચ્ચ સંસ્કાર અર્પનારી ખાસ કેળવણીની યોજના આ મહિલા વિદ્યાપીઠમાં કરવામાં આવી છે.

સ્ત્રીશિક્ષણની પ્રગતિ કરવી હોય તો શિક્ષણ માતૃભાષા દ્વારા જ આપવું જોઈએ અને અભ્યાસક્રમ સ્ત્રીઓના કાર્યને અનુકૂળ હોવો જોઈએ. આ વિદ્યાપીઠે આ બન્ને બાબતો ઉપર લક્ષ આપ્યું છે. અંગ્રેજી, ગણિત, ઈતિહાસ, ભૂગોળ, સંસ્કૃત જેવા બૌદ્ધિક વિષયોની સાથે સીવણ, સંગીત, ચિત્ર વગેરે લલિત કળાઓનો સમાવેશ થાય છે. આથી ઘણી બહેનોએ આ સંસ્થાનો લાભ લીધો છે. આ સંસ્થાની સ્નાતિકાઓએ અનેક ક્ષેત્રોમાં પોતાની શક્તિનો પરિચય કરાવ્યો છે. અત્યાર સુધીમાં આ સંસ્થાની લગભગ ૫૦૦ સ્નાતિકા બહેનો સંસ્થાના શિક્ષણનો લાભ સમાજને આપી રહી છે. સમાજસેવાના કાર્યમાં આ સંસ્થાની બહેનો હંમેશાં અગ્રસ્થાને છે. ઘણી બહેનો શિક્ષણના ક્ષેત્રમાં જવાબદારીભર્યા હોદ્દાઓ સંભાળે છે. સમાજસેવાની સંસ્થાનું સંચાલન કરે છે. પત્રકારત્વના ક્ષેત્રે મહત્ત્વનો ફાળો આપે છે. સરકારી દફતરો તથા સુધરાઈ જેવાં ક્ષેત્રે મહત્ત્વનું સ્થાન ધરાવે છે. સાહિત્યના ક્ષેત્રે યથાશક્તિ સેવા આપે છે. ઉપરાંત રાજકીય ક્ષેત્રે પણ પ્રધાનપદ જેવું મહત્ત્વનું સ્થાન સંભાળી સંસ્થાને ગૌરવ અપાવ્યું છે. આ બધી આ સંસ્થાની સિદ્ધિઓ છે.

આજે માધ્યમનો પ્રશ્ન ખૂબ જ ચર્ચાય છે ત્યારે આ સંસ્થાએ એ પ્રશ્ન કેટલાંયે વર્ષો પહેલાં ઉકેલી દીધો છે. અને શાંતપણે એ દિશામાં વર્ષોથી અધ્યાપન કાર્ય કરાવે છે.

સ્ત્રીશિક્ષણમાં અને સ્ત્રીઉન્નતિમાં આ સંસ્થાએ મહત્ત્વનો ફાળો આપ્યો છે એની નોંધ સ્ત્રીકેળવણીના ઈતિહાસમાં અવશ્ય આવવી જોઈએ. ગુજરાતમાં ઉચ્ચ સ્ત્રીશિક્ષણની હિમાયત કરનાર આ પ્રથમ સંસ્થા છે. જે સમયે ગુજરાતમાં સ્ત્રીશિક્ષણ નહિવત્ હતું ત્યારે સ્ત્રીઓના ઉચ્ચ શિક્ષણનો આરંભ આ સંસ્થાએ કર્યો છે.

અત્યારે તો સ્ત્રીશિક્ષણની દિશામાં બહુ જ પ્રગતિ થઈ રહી છે. અમદાવાદ શહેરમાં બીજી બે મહિલા કૉલેજો કાઢવી પડે, એ સ્ત્રીશિક્ષણની સિદ્ધિ દર્શાવે છે. પ્રકાશ કૉલેજ અને શેઠ બાલાભાઈ દામોદરદાસ મહિલા કૉલેજ સ્ત્રીપ્રગતિની સૂચક સંસ્થાઓ છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી સ્ત્રીજાગૃતિનાં ખૂબ આંદોલનો ચાલી રહ્યાં છે. પૂજ્ય ગાંધીજીએ સ્ત્રીઓ માટે ઘણાં ઉત્કૃષ્ટ વિચારો અને ભાવનાઓ આપી. સ્ત્રીઓને સમાજની રૂઢિનાં બંધનમાંથી મુક્તિ આપી. સ્ત્રીના જીવનમાંથી લાચારી જતી રહી છે. સમાનતા અને સ્વતંત્રતા માટે સ્ત્રીઓએ માથું ઊંચક્યું છે. એ સ્ત્રીશક્તિનો સાચો પરિચય કરાવનાર બે સંસ્થાઓ વિકાસગૃહ અને જ્યોતિસંઘે સ્ત્રીજીવનના પ્રશ્નોમાં સારું માર્ગદર્શન આપ્યું છે.

અત્યારે સ્ત્રીકેળવણી માટે પ્રચાર કરવાની જરા પણ જરૂર નથી. અનેક પ્રકારની શાળાઓ, કૉલેજો અને સ્ત્રીઓના વિકાસ અર્થે મંડળો આ દિશામાં સ્તુત્ય કાર્ય કરી રહ્યાં છે.

આજે સમાજઘડતરમાં અને રાષ્ટ્રઘડતરમાં સ્ત્રીઓ સક્રિય સાથ આપી રહી છે. અનેક પ્રકારના કાર્યની જવાબદારી લઈને બહેનોએ પોતાની લાયકાત પુરવાર કરી છે. 'ચૂલામાં ચિત્તવાળી' સ્ત્રી આજે અનેક ખાતાંઓ સંભાળી રહી છે અને રાજ્યઘડતરની વિવિધ યોજનાઓમાં સાથ આપવા ઉપરાંત નવી યોજનાઓ ઘડવાની પણ શક્તિ બતાવી રહી છે એ ખરેખર ગર્વ લેવા જેવી વાત છે. આપણા નવા રાજ્યના નવસર્જનમાં પોતાનો વિશિષ્ટ ફાળો આપીને ગુજરાતને ગૌરવ અપાવશે જ એની ખાતરી છે.

પરંતુ આ પ્રકારનો દીર્ઘદૃષ્ટિ વિનાનો કાર્યક્રમ કેમ યોજાયો તેનો સ્વાભાવિક રીતે વિચાર આવે, ત્યારે એ ન ભૂલવું જોઈએ કે, મુંબઈ પ્રાંતમાં ૧૯૩૯-૪૦માં બ્રિટિશ અમલ દરમિયાન જે પુસ્તકાલય વિકાસ સમિતિ નિમાઈ હતી તેની ભલામણો અનુસાર આ આખાય પ્રાંતની ગ્રંથાલય પ્રવૃત્તિ ચાલી રહી હતી અને ૧૯૪૭માં આઝાદી આવ્યા પછી પણ ચાલુ રહી અને હજી એ પ્રમાણે ચાલુ જ છે. આજથી દોઢેક દાયકા પહેલાં ગ્રંથાલય પ્રવૃત્તિમાં કામ કરતા કેટલાક નિષ્ણાતોનું એમ માનવું હતું કે, ગ્રંથાલયપ્રવૃત્તિ શરૂ કરવા માટે કાયદો નકામો છે, કર બિનજરૂરી છે અને ગ્રંથાલય પ્રવૃત્તિનો ઝડપીમાં ઝડપી વિકાસ, યોગ્ય લવાજમ ઉઘરાવતાં પુસ્તકાલયોને સરકારી મદદ આપવાથી જ થઈ શકે, કારણ કે આ પુસ્તકાલયોએ જ આ ક્ષેત્રમાં પહેલવહેલી સેવાઓ આપી છે અને આ રંગનાથન્ જેવા માણસો કે જે ગ્રંથાલય પ્રવૃત્તિ માટે કાયદો અને કરની વાતો કરે છે તે બુદ્ધિથી સાવ વેગળી છે અને અમારા આવા સરસ વિચારોનો મૂળથી વિરોધ કરે છે માટે તે સાવ જક્કી છે. આવા બધા વિચારોને પરિણામે તેમાંથી પરિસ્થિતિ એવી સર્જાઈ કે જેથી ગ્રંથાલય પ્રવૃત્તિ આડે પાટે ચડી ગઈ. પરંતુ બદલાયેલા સંજોગોથી મહારાષ્ટ્ર અને ગુજરાત નવી પ્રેરણા પામે એવી શક્યતા ખરી.

બંગાળ

હવે આપણે બંગાળ પ્રાંતમાં જે પદ્ધતિ અનુસાર રાજ્યની ગ્રંથાલય પ્રવૃત્તિ ચાલી રહી છે તે તપાસીએ. જોકે મુંબઈ પ્રાંત કરતાં બંગાળ પ્રાંતની ગ્રંથાલય પ્રવૃત્તિ કંઈક ઠીક છે છતાં તે અત્યારે પ્રગતિ કરી શકતી ન હોવાથી પીડા અનુભવી રહી છે. અત્યારનાં બંગાળ સરકાર સંચાલિત પુસ્તકાલયોમાં ભાવિ સફળ પ્રવૃત્તિનાં બીજ પડેલાં જણાય છે. પરંતુ આ પ્રવૃત્તિને આગળ વધારવા માટે કેટલાક સુધારાની અપેક્ષા છે. પ્રવૃત્તિના વિકાસ માટે વૈજ્ઞાનિક પદ્ધતિએ કાર્યો કરવાની અને સુગ્રથિત સહકાર સાધવાની જરૂર છે. આ પ્રવૃત્તિના સંચાલનનો દોર કેટલાક કલ્પનાશીલ માણસોના હાથમાં હોવા છતાં એમ કહેવું પડે છે કે તંત્ર અને વ્યવસ્થામાં સુધારાની આવશ્યકતા છે, જેથી વધુ સરસ અને સફળ પ્રવૃત્તિ ખીલી ઊઠે.

મદ્રાસ

હવે આપણે મદ્રાસ પ્રાંતની ગ્રંથાલયપ્રવૃત્તિ જોઈએ. આ પ્રાંતમાં જે પ્રકારે પુસ્તકાલય પ્રવૃત્તિ ચાલી રહી છે તે ઘણી સારી હોવા છતાં પૂરતો સંતોષ આપે તેવી છે, એમ ન કહી શકાય. આ આખીય પ્રવૃત્તિ કાયદા ઉપર રચાઈ છે અને નિયમ પ્રમાણે કર-વેરાથી નાણાકીય મદદ મેળવીને કામ કરી રહી છે. મૂળમાં તો આખીય યોજનાનું કર્તૃત્વ ડૉ. એસ. આર. રંગનાથનનું છે. તે છતાં કેટલાક અવરોધક તત્ત્વો આ પ્રવૃત્તિમાં ઘૂસી ગયાં છે, અને તે શ્રી રંગ-નાથનને આભારી છે, એમ માનવું વજૂદ વિનાનું ગણાય. પ્રવૃત્તિનો વિકાસ રૂંધવામાં આડે આવતી મુખ્ય વસ્તુ એ છે કે પિરામિડના આકારની આ પ્રવૃત્તિની ટોચ ઉપર જે પુસ્તકાલય મૂકવામાં આવ્યું છે તેનાં કાર્ય અને તેને સોંપવામાં આવેલી જવાબદારી યથાયોગ્ય નથી. મદ્રાસ પ્રાંતમાં ગ્રંથાલયપ્રવૃત્તિ સુગ્રથિત થઈ છે પરંતુ તે માથા વિનાના ધડ જેવી છે.

આ માટે ડૉ. એસ. આર. રંગનાથનને જવાબદાર ગણી શકાય? મધ્યસ્થ પુસ્તકાલય, રાજ્યગ્રંથપાલ, અને મધ્યસ્થપુસ્તકાલય વિકાસ સમિતિ આ ત્રણેય અસ્તિત્વમાં હોવા છતાં તેઓ તો માત્ર છાયા જેમ વર્તે છે, જાણે કે તેમનામાં નક્કર સત્ત્વનો અભાવ હોય. એમને કરવાનાં મહત્ત્વનાં કાર્યો ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન (Director of Public Insruction) ને સોંપાયાં છે, જે કાર્યો તુમારની પકડમાંથી છટકી શકતાં નથી. મદ્રાસ પ્રાંતની ગ્રંથાલય પ્રવૃત્તિ ઉપરથી ધડો લેવાનો એ છે કે રાજ્યમાં ગ્રંથાલય પ્રવૃત્તિનું સંચાલન કેન્દ્ર ક્યા સ્થાને ન હોવું જોઈએ. રાજ્યની ગ્રંથાલય પ્રવૃત્તિની ખામી પણ વિનાશક છે. જે પ્રાંતમાં ડૉ. રંગનાથન જેવી ગ્રંથાલયશાસ્ત્રવિશારદ વ્યક્તિ જન્મી છે, તે જ પ્રદેશમાં તાલીમ પામેલા નિષ્ણાત ગ્રંથપાલોની જરૂર અને અગત્ય સમજાતી નથી. મદ્રાસ પ્રાંતનાં કેટલાક જિલ્લા પુસ્ત-કાલયોમાં તાલીમ પામેલા કાર્યકરોની સારી એવી ખોટ છે. મદ્રાસ જેવા પ્રાંતમાં પણ હજુ એ નથી સમજાયું કે આધુનિક પુસ્તકાલયો માત્ર સિમેન્ટ-કૉંક્રીટનાં મકાનો અને ફરતી બસોથી શરૂ નથી થતાં પરંતુ પુસ્તકો અને યોગ્ય માણસોથી શરૂ થાય છે. આ બધી મદ્રાસ પ્રાંતની ગ્રંથાલય પ્રવૃત્તિની ઊણપો હોવા છતાં એમ કહેવું જોઈએ કે, આ પ્રાંતની પ્રવૃત્તિની જે પદ્ધતિ છે તે મુંબઈ અને બંગાળ પ્રાંતની પ્રવૃત્તિની પદ્ધતિ કરતાં વધુ સંગીન, વધુ શાસ્ત્રીય અને વધુ વ્યવસ્થિત હોવાથી ભાવિમાં મીઠાં ફળ આપી શકે તેમ છે, કારણ કે, મદ્રાસ પ્રાંત પોતાના મધ્યસ્થ પુસ્તકાલયમાં સુધારા કરીને, યોગ્ય તાલીમ પામેલા કાર્યકરો રાજ્યમાં પૂરા પાડીને, તેમ જ પુસ્તકાલય પ્રવૃત્તિના વહીવટી કેન્દ્રમાં ફેરફારો કરીને, પોતાની આ ઊણપો સુધારી શકે તેમ છે.

આ વર્ષે સ્થપાયેલા ગુજરાત રાજ્યની ગ્રંથાલય પ્રવૃત્તિ તેની શરૂઆતની પ્રવૃત્તિની જેમ ભારતમાં આગવું સ્થાન લઈ શકે—જે અશક્ય નથી—તેનો વિચાર યથાર્થ રીતે થાય એ લક્ષમાં રાખી કેટલાક મહત્ત્વના વિચારો ટૂંકમાં જણાવી દેવા આવશ્યક લાગે છે. આ વિચારો દર્શાવતાં પહેલાં એ જણાવી દઉં કે આ બધા વિચારો ડૉ. શ્રી એસ. આર. રંગનાથનના છે, કે જેમનું ભારતીય ગ્રંથાલયશાસ્ત્ર અને સેવાના પિતા તરીકે બહુમાન કરવામાં આવે છે. ડૉ. રંગનાથનનું સ્થાન ગ્રંથાલય-શાસ્ત્રમાં અદ્વિતીય છે, અને ગ્રંથાલય સેવામાં તેમનું સ્થાન આંતરરાષ્ટ્રીય છે તે આ ક્ષેત્રમાં કામ કરતી સૌ વ્યક્તિઓ માટે બિલકુલ અજાણ્યું નથી. છતાં તેમણે ઘણા પરિશ્રમથી તૈયાર કરેલું પુસ્તક તથા ઘણાં વર્ષોના અનુભવમાંથી જે જે કહ્યું છે તે બધું ભારતને ઉપયોગી થઈ શકે એમ છે. તેમણે પોતાના બધા વિચારોને અનુભવોની એરણ પર ચડાવીને જે લાઈબ્રેરી ડૅવેલપમેન્ટ પ્લાન(Library Development Plan) નામનું પુસ્તક લખ્યું છે તે ગ્રંથાલય પ્રવૃત્તિ માટેનો અનિવાર્ય ગ્રંથ છે.

આ ગ્રંથની એક કે બીજા કારણસર સદંતર ઉપેક્ષા કરવામાં આવી છે, જેને પરિણામે આજે પણ ભારતની ગ્રંથાલય પ્રવૃત્તિ બીજા દેશો કરતાં ઓછામાં ઓછી સો વર્ષ પાછળ છે. આ એક દુર્ઘટના છે. પરંતુ નવું સ્થપાયેલું ગુજરાત રાજ્ય આ અંગે પરમ સ્વસ્થતાથી, યોગ્ય વ્યક્તિઓની સલાહ માટે પોતાનાથી ઘટતું કરી આ પ્રવૃત્તિને એવી રીતે સંયોજે કે જેનો ધડો બીજા પ્રદેશો લઈ શકે. અને જ્યારે આખી રાષ્ટ્રવ્યાપી સંયોજના તૈયાર થાય ત્યારે તે બૃહદ યોજનામાં ગુજરાતની ગ્રંથાલય યોજનાની એક કાંકરી પણ ન ખરે એવી રીતે સમાઈ જાય. આ એક તરંગ નથી પણ નવા રચાયેલા ગુજરાતના કર્ણધારો ગ્રંથાલય પ્રવૃત્તિની અનિવાર્ય ઉપયોગિતા સમજશે જ એવી પ્રતીતિમાંથી જન્મેલી શ્રદ્ધા છે.

ગુજરાતમાં અને બીજા પ્રાંતોમાં ગ્રંથાલયપ્રવૃત્તિ માટે થયેલો પ્રયત્ન જોયા પછી, નવા ગુજરાત રાજ્યમાં ગ્રંથાલય પ્રવૃત્તિના ગણેશની પુનઃપ્રતિષ્ઠા થાય તે પહેલાં કેટલાક પાયાના પ્રશ્નો પહેલેથી વિચારાઈ જવા જોઈએ અને સાથે સાથે કેટલાક મૂળભૂત સિદ્ધાંતો પણ સ્વીકારાઈ જવા જોઈએ, જે નીચે પ્રમાણે છે:

(૧) ગ્રંથાલય પ્રવૃત્તિનો વિકાસ સંપૂર્ણ રીતે રાજ્ય દ્વારા જ થવો જોઈએ.

(૨) ગ્રંથાલય કાયદો થવો જોઈએ.

(૩) સ્વતંત્ર ગ્રંથાલયખાતું હોવું જોઈએ.

(૪) પુસ્તકાલયો અને ગ્રંથવિતરણ કેન્દ્ર સ્થપાવાં જોઈએ; જેવાં કે,

૧ વિશાળ પ્રાદેશિક પુસ્તકાલય.

૨ પ્રાંત પુસ્તકાલયો.

૩ તાલુકા કસબા પુસ્તકાલયો.

૪ ગ્રામપુસ્તકાલયો.

૫ ગ્રંથવિતરણ કેન્દ્રો.

(૫) કર્મચારીઓ ગ્રંથાલય શાસ્ત્રજ્ઞો હોવા જોઈએ.

હવે ઉપરના બધા મુદ્દાઓ વિગતવાર જોઈએ.

(૧) દરેક રાજ્ય પોતાના રાજ્યની જનતા શિક્ષણ પામેલી હોય, વિચારશીલ હોય, સંસ્કારી હોય, ભાવનાશીલ હોય, એમ ઇચ્છતું જ હોય છે.

શાળા-મહાશાળાઓમાં અપાતા શિક્ષણ ઉપરાંત માણસના ઘડતર માટે સ્વશિક્ષણની જરૂરિયાત છે. આ જરૂરિયાત ગ્રંથાલય પૂરી પાડે તે આજે સર્વસ્વીકૃત વિચાર અને હકીકત છે. રાજ્યવ્યાપી ગ્રંથાલય પ્રવૃત્તિ, આ વિચાર અને હકીકતને લક્ષમાં રાખીને શરૂ કરવી ઘટે.

આ પ્રવૃત્તિ શ્રીમંત વ્યક્તિઓના દાન ઉપર આધારિત હોય તે ઇચ્છનીય નથી. દાન હંમેશાં મળતું જ રહેશે એવી અપેક્ષાથી પ્રવૃત્તિ આદરવી એ નથી વ્યવહારુ માર્ગ કે નથી તે આદર્શ. એનાં પરિણામો કેવાં આવે છે તે આપણે જોયું છે, અને જાણ્યું છે. એટલે ટૂંકમાં ગ્રંથાલય પ્રવૃત્તિ, સંપૂર્ણ રીતે રાજ્યાધીન હોવી જોઈએ.

(૨) રાજ્યાધીન ગ્રંથાલય પ્રવૃત્તિને વેગ મળે, અને તેનો વિકાસ યોજના પ્રમાણે થતો રહે એટલા માટે ગ્રંથાલય કાયદો થવો જોઈએ. આટલાં વર્ષના અનુભવ અને પરિણામ ઉપરથી આપણને આજે કાયદાની અનિવાર્યતાનો અનુભવ થઈ ગયો છે. આ અનિવાર્યતાને એક કે બીજી રીતે જેટલી પાછળ ઠેલીશું તેટલી જ આ પ્રવૃત્તિ નબળી પડવાની અને પાંગળી રહેવાની. જો આ કાયદો વેળાસર ન કર્યો તો આપણા પછી આવતી ભાવિ પ્રજા એટલું જરૂર કહેશે કે આપણા રાજકીય પુરુષોએ સ્વશિક્ષણના ઉત્તમ સાધન જેવી ગ્રંથાલય પ્રવૃત્તિ માટે ઓરમાન હેત રાખ્યાં હતાં.

કાયદાનું સ્વરૂપ કેવું રહેવું જોઈએ તેનો વિચાર અહીં કરવો એમ વિચાર્યું નથી. માત્ર કાયદાની અનિવાર્યતા તરફ ધ્યાન દોર્યું છે.

કાયદાની અનિવાર્યતામાંથી બીજો પ્રશ્ન એ ઊભો થાય છે કે તો પછી આર્થિક બાબતમાં શું કરવું? આ પ્રશ્ન ઉપર વિચારો થયેલા છે. માત્ર ભારતમાં જ નહીં પરંતુ પરદેશમાં આ પ્રશ્ન હલ કરવા માટે ગ્રંથાલયવેરો નાખવામાં આવે છે. કોઈ પણ અનિવાર્ય પ્રવૃત્તિને સક્રિય (Dynamic) બનાવવી હોય, તો બીજા મધ્યમ માર્ગો આ પ્રવૃત્તિને પોષક ન નીવડતાં ઘણી વાર રોધક બની જવાનું જોખમ રહે છે. ગુજરાત રાજ્ય આ જોખમ નહીં વહોરે એવો ભરોસો રાખી શકાય.

(૩) ગુજરાત રાજ્યની ગ્રંથાલય પ્રવૃત્તિ કોઈ પણ સંજોગોમાં શિક્ષણ નિયામકના હાથ નીચે મુકાવી ન જોઈએ. આ પ્રવૃત્તિ રાજ્યના ગ્રંથાલયીના હાથ નીચે જ હોઈ શકે. આમ ગ્રંથાલય પ્રવૃત્તિ અને રાજ્યગ્રંથાલયી રાજ્યના શિક્ષણ સચિવની સીધી દેખરેખ નીચે કામ કરતાં થવાં જોઈએ.

જે રાજ્યોમાં દીર્ઘદૃષ્ટિને અભાવે કે બીજાં ન પારખી શકાય એવાં કારણોને લીધે આ પ્રમાણે નથી થયું તેનાં કેવાં પરિણામ આવે છે તે આપણે આગળ ઉપર જોઈ ગયા છીએ. શિક્ષણ નિયામકને પોતાના ખાતાનાં વિવિધ કાર્યોની જવાબદારી હોય જ છે, તેમાં વધારાનો બોજો એ ખાતા ઉપર નાખવો એ યોગ્ય કે બરાબર નથી. તે ઉપરાંત શિક્ષણનાં આ બંને ખાતાંની પ્રવૃત્તિનાં મંડાણ પણ વિશિષ્ટ પ્રકારે ભિન્ન ભિન્ન હેતુઓ ઉપર થયેલાં છે. શિક્ષણખાતું વ્યક્તિને નિયત શિક્ષણક્રમની તાલીમ દ્વારા આદર્શ નાગરિક ઘડવામાં મદદ કરે છે, જ્યારે ગ્રંથાલય ખાતું વ્યક્તિને સ્વશિક્ષણ દ્વારા તેના વ્યક્તિત્વને ખીલવવામાં તેનામાં આત્મશ્રદ્ધા કેળવે છે.

(૪) ગુજરાત રાજ્યની સ્થાપના હજુ હમણાં થઈ છે. આ રાજ્ય પાસે બીજાં પણ જનકલ્યાણકારી કાર્યો પડેલાં છે. આ કાર્યોની સાથે આ પ્રવૃત્તિ પણ એટલી જ અનિવાર્ય અને જનકલ્યાણકારી લાગવા છતાં આર્થિક રીતે સધ્ધર થવા મથતા રાજ્યે આ પ્રશ્નને બીજી રીતે વિચારવો જોઈએ. શરૂઆતથી લાંબી ફાળ ન ભરતાં નક્કી કરેલા તબક્કા પ્રમાણે ધીરે ધીરે કામ ઉપાડવું જોઈએ, જેથી ૫ કે ૧૦ વર્ષને અંતે રાજ્યની કોઈ પણ વ્યક્તિ ગ્રંથાલયસેવાથી વંચિત ન રહે.

## ગ્રંથાલય પ્રવૃત્તિ

શ્રી મોહનભાઈ પટેલ
(ગ્રંથપાલ: શેઠ મા. જે. પુસ્તકાલય, અમદાવાદ)

કોઈ પણ દેશની આખી પ્રજા કોઈ પણ પ્રકારના ભેદભાવ સિવાય સ્વશિક્ષણ મેળવતાં મેળવતાં પોતાના વ્યક્તિત્વનો વિકાસ સાધે અને એમ કરતાં કરતાં આદર્શ નાગરિકતા સિદ્ધ કરે એ તે દેશની ગ્રંથાલય પ્રવૃત્તિનો પરમ હેતુ છે. આ પ્રશ્ન જેવો દેશ સાથે સંકળાયેલો છે તેવો પ્રદેશ સાથે પણ સંકળાયેલો છે. એટલે નવા રચાયેલા ગુજરાત રાજ્ય પાસે ગ્રંથાલયપ્રવૃત્તિનો પ્રશ્ન આજે પડેલો છે. એ પ્રશ્ન કેવી રીતે હલ થાય છે તે તો હજુ વિચારવાનું બાકી છે પરંતુ તે પહેલાં આ પ્રવૃત્તિ ગુજરાતમાં કેવી રીતે શરૂ થઈ, વિકસી અને કયાં કારણોથી એમાં ઓટ આવી અને ભવિષ્યમાં આ પ્રવૃત્તિ કેવી રીતે વિકસાવવી તેનો કંઈક અણસારો કરવાનો આ લેખનો ઉદ્દેશ છે.

ભારતમાં આ પ્રવૃત્તિનો આરંભ થયો આ સદીના પહેલા દશકામાં. ગ્રંથાલય પ્રવૃત્તિ ભારતમાં તદ્દન નવી જ પ્રવૃત્તિ હતી. કેટલાક પ્રદેશોએ આ પ્રવૃત્તિને સ્વીકારી અને પોતાની રીતે આરંભી પણ ખરી. પરંતુ ભારતના કોઈ પ્રદેશ પાસે એવી વ્યક્તિ ન હતી કે જે આખા દેશને અનુલક્ષી આ અંગે વિચાર કરે. આખા દેશને લક્ષમાં રાખીને વિચાર કરવા કોઈની પાસે અનુભવ અને જ્ઞાન ન હતાં. આ જ્ઞાન અને અનુભવનો અભાવ તે સમયની દેશની રાજકીય પરિસ્થિતિને આભારી ગણી શકાય. પરિસ્થિતિના ભારની નીચે પણ, જો બીજ પડેલું હોય તો તેને બહાર આવ્યે જ છૂટકો. અનુકૂળતાના અભાવમાંથી વ્યક્તિઓ તૈયાર થાય છે, કામ હાથ ધરે છે અને પોતાની રીતે તેને વ્યવહારમાં ઉતારે છે. આવા પ્રકારનાં કાર્યો ઉપયોગી સાબિત થયે, સમાજ તેનો સ્વીકાર કરે છે, અપનાવે છે અને યથાશક્તિ પોતાનો ફાળો આપી તેને પોષે પણ છે. ગુજરાતની ગ્રંથાલય પ્રવૃત્તિ પણ કંઈક આવી જ રસિક રીતે અસ્તિત્વમાં આવી. આમ ગુજરાતે આ પ્રવૃત્તિ આદરી અને તે પણ ભારતમાં સૌથી પ્રથમ.

જૂનું વડોદરા રાજ્ય રાજકીય અને ભૌગોલિક રીતે જોતાં બ્રિટિશ ગુજરાતથી જુદું હતું છતાં સાંસ્કૃતિક રીતે બીજાં રાજ્યોની જેમ બૃહદ ગુજરાતનો એક ભાગ હતું. એટલે વડોદરા રાજ્યની ગ્રંથાલયપ્રવૃત્તિને ઐતિહાસિક દૃષ્ટિએ ગુજરાતની ગ્રંથાલયપ્રવૃત્તિ કહી શકાય. જેમ એક ખેતરમાં લીધેલા પાણીનો ભેજ બીજા ખેતરને લાગે છે તેમ આ પ્રવૃત્તિની બાબતમાં પણ થયું હતું.

ગુજરાતની ગ્રંથાલય પ્રવૃત્તિ શ્રી મોતીભાઈ અમીનના વ્યક્તિગત પ્રયાસથી જ્યારે થોડી થોડી વિકસી રહી હતી ત્યારે બીજી બાજુએ તે વખતના વડોદરા નરેશ સયાજીરાવ બીજા, પોતાના રાજ્યમાં ગ્રંથાલયપ્રવૃત્તિ કેમ વિકસાવવી એની મથામણમાં હતા. આમ વડોદરા રાજ્યમાં વ્યક્તિગત રીતે અને રાજ્યની ભૂમિકા ઉપર આ પ્રવૃત્તિ પ્રતિષ્ઠિત થવા મથી રહી હતી.

સ્વ. શ્રી મોતીભાઈ અમીન શિક્ષક હતા. શિક્ષકધર્મ શું છે તે તેઓ બરાબર સમજતા હતા. માત્ર વિદ્યાર્થીઓમાં જ તેમનો શિક્ષકધર્મ મર્યાદિત ન હતો. મર્યાદિત રહી શકે એવું તેમનું વ્યક્તિત્વ ન હતું. તેમના વ્યક્તિત્વનું એક પાસું શિક્ષકનું હતું અને બીજું હતું ગ્રંથાલય સેવાના પ્રણેતાનું. શિક્ષક તરીકે જ્યાં જ્યાં તેઓ ગયા હતા ત્યાં ત્યાં બધે કેટલાક મિત્રોને ભેગા કરતા, જ્ઞાનની ચર્ચા કરતા. ચર્ચામાંથી ગ્રંથોની ઉપયોગિતા ઉપર આવતા. થોડાઘણા રૂપિયા ઉઘરાવતા અને તેમાંથી નાનાં નાનાં પુસ્તકાલયો ઊભાં કરતા. આ બધાં પુસ્તકાલયો જે તે સ્થળનાં મિત્રમંડળ પુસ્તકાલયો તરીકે ઓળખાતાં. ગુજરાતની પુસ્તકાલયની પ્રવૃત્તિમાં આ મિત્રમંડળ પુસ્તકાલયોનું એક વિશિષ્ટ પ્રકારનું સ્થાન છે, જે આ ક્ષેત્રમાં કામ કરતી દરેક વ્યક્તિ સારી રીતે જાણે છે.

વડોદરા રાજ્યમાં આ વર્ષો દરમિયાન કેળવણી મફત અને ફરજિયાત થઈ ગયેલી હતી. શ્રીમંત સયાજીરાવ તેમની પ્રજાનાં શિક્ષણ, સંસ્કાર અને સુખાકારી માટે ઘણી-ચીવટ રાખતા. લોકો નવરાશને વખતે પુસ્તકો વાંચતા થાય એટલા માટે રાજ્ય તરફથી આ પ્રવૃત્તિ ચલાવતા હતા. પરંતુ આટલાથી તેમને સંતોષ ન હતો. ઈ. સ. ૧૯૧૦માં તેઓને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં જવાનું પ્રાપ્ત થયું. અમેરિકામાં સ્ત્રીઓ, પુરુષો, બાળકો, બધાંને પુસ્તકાલયમાં જતાં જોયાં. જુદાં જુદાં ગ્રંથાલયો જોયાં, જુદી જુદી પદ્ધતિઓ જોઈ અને તેમણે નક્કી કર્યું કે પોતાના રાજ્યમાં પણ આવી જ કોઈ યોજના હોવી જોઈએ. શ્રી વિલિયમ એલન્સ બોર્ડન નામના એક ગ્રંથાલય શાસ્ત્રવિશારદને મળ્યા. આ વ્યક્તિને તેમણે વડોદરા રાજ્યની ગ્રંથાલય પ્રવૃત્તિ માટે રોક્યા અને ગ્રંથાલય પ્રવૃત્તિનો વિકાસ સારી રીતે થાય એટલા માટે એક જુદું પુસ્તકાલય ખાતું પણ ખોલ્યું.

લગભગ આ જ અરસામાં શ્રી મોતીભાઈનું નામ તેમણે સ્થાપેલાં મિત્રમંડળ પુસ્તકાલયોને લીધે બધે જાણીતું થઈ ગયું હતું. પોતાના રાજ્યમાં આવી વ્યક્તિ કામ કરતી હોય અને શ્રીમંત પોતે ન જાણે તે કેમ બને? શ્રીમંત સયાજીરાવે શ્રી મોતીભાઈને, રાજ્યે આરંભેલી પ્રવૃત્તિમાં આસિસ્ટંટ ક્યુરેટર તરીકે બોલાવી લીધા. શ્રી મોતીભાઈના આ પ્રવૃત્તિમાં જોડાવાથી પ્રવૃત્તિ વધારે વેગવતી બની. ગ્રામપુસ્તકાલય

મંડળો, તાલુકા પુસ્તકાલય મંડળો અને પ્રાંત પુસ્તકાલય મંડળો વિકસવા લાગ્યાં. જ્યાં જ્યાં શાળા ત્યાં ત્યાં એક પુસ્તકાલયવાળો સિદ્ધાંત અમલી બનવા લાગ્યો. અને થોડાં જ વર્ષોમાં દેશના આ વિભાગની ગ્રંથાલય પ્રવૃત્તિ આખા દેશમાં જાણીતી થઈ. આ પ્રવૃત્તિના યશનો મોટો ભાગ શ્રી મોતીભાઈ અમીનને ફાળે જાય છે. શ્રી મોતીભાઈ અમીનને તેમના આ યશે ભારતની ગ્રંથાલય પ્રવૃત્તિના પિતામહ તરીકે સ્થાન અપાવ્યું છે, જે ગુજરાત માટે ગૌરવ લેવા જેવી વાત છે. પરંતુ આ પ્રવૃત્તિ પાછળ સર મનુભાઈ મહેતા જેવી પણ કેટલીક વ્યક્તિઓ હતી જેઓ આ પ્રવૃત્તિમાં કામ કરનારી વ્યક્તિને પરોક્ષ રીતે ઉત્સાહ અને પ્રેરણા આપ્યા કરતી હતી. સર મહેતા તે વખતે વડોદરા રાજ્યના દીવાન હતા. આવી વ્યક્તિઓની પ્રેરણા અને સહકારની કિંમત તો રાજ્યક્ષેત્રે કામ કરતી વ્યક્તિઓ જ સમજી શકે.

વડોદરા રાજ્યમાં જે વખતે આ પ્રમાણે ગ્રંથાલય પ્રવૃત્તિ ખીલી રહી હતી ત્યારે બીજી બાજુ બ્રિટિશ ગુજરાતમાં આ પ્રવૃત્તિ કેવી રીતે ચાલતી હતી એ પ્રશ્ન થાય ખરો. પરંતુ પ્રવૃત્તિ તરીકે વડોદરા રાજ્યમાં જે ચાલતું હતું તે પ્રકારનું બ્રિટિશ ગુજરાતમાં ન હતું. અલબત્ત પુસ્તકાલયો હતાં, બીજાં સ્થપાયે જતાં હતાં, પણ તેની પાસે કોઈ યોજના ન હતી કે સરકારી ફંડ ન હતું કે જેથી વડોદરાની રીતે આ પ્રવૃત્તિ ચાલી શકે. કદાચ તેની જરૂર પણ તે વખતની અંગ્રેજી સરકારને ન લાગી હોય. જોકે મુંબઈ સરકારે ૧૯૩૯–૪૦માં પુસ્તકાલય વિકાસ સમિતિ નીમી હતી ખરી અને તેને આધારે કેટલાંક સારાં પુસ્તકાલયો તે નભાવતી હતી અને કેટલાકને થોડાઘણા રૂપિયા પણ આપતી હતી. પરંતુ સરવાળે ગ્રંથાલય પ્રવૃત્તિ સક્રિય કે સફળ ન નીવડી. આ સમિતિના અહેવાલની થોડી ચર્ચા આગળ ઉપર કરવામાં આવશે.

ગુજરાતમાં આજે ગુજરાત પુસ્તકાલય મંડળ છે, વિભાગ પુસ્તકાલય મંડળો છે, કસબા તાલુકા પુસ્તકાલય મંડળો છે પરંતુ નાણાંને અભાવે આ મંડળો ખીલી શકતાં નથી. આ મંડળો પણ ગમે તે એક કે બીજા કારણસર પ્રવૃત્તિના વિકાસમાં મદદ કરી શક્યાં નથી તે એક હકીકત છે જેની નોંધ ઉપર જણાવેલી સમિતિના અહેવાલના ૧૭મા પાને લેવાયેલી છે. પુસ્તકાલય મંડળની કેટલીક મહત્ત્વની પ્રવૃત્તિઓ ધ્યાન ખેંચે એવી છે. તેમાં ગ્રંથપાલ તાલીમ વર્ગ, શિષ્ટ વાચન પરીક્ષાના વર્ગો સમાવી શકાય.

૧૯૪૭માં આઝાદી પછીનાં વર્ષોમાં વડોદરા, સૌરાષ્ટ્ર અને કચ્છ મુંબઈ રાજ્યમાં ભળ્યાં અને મુંબઈ રાજ્યની રીતે આખા ગુજરાતને ગ્રંથાલય પ્રવૃત્તિને માટે મદદ મળવા લાગી.

ગુજરાતની ગ્રંથાલય પ્રવૃત્તિ દરમ્યાન જૂનાં તેમ જ નવાં ઊભાં થયેલાં પુસ્તકાલયોની સંખ્યા જોતાં સ્પષ્ટ થાય છે કે શહેર કસબામાં મોટાં એવાં ૩૦૦ પુસ્તકાલયો છે. મહિલા અને બાળ-પુસ્તકાલયોની સંખ્યા બાર બાર જેટલી છે. ગ્રામપુસ્તકાલયોની સંખ્યા લગભગ ૩,૦૦૦ જેટલી છે. પરંતુ આ બધાં પુસ્તકાલયોમાં થઈને કુલ કેટલાં પુસ્તક વંચાય છે, કેવાં પુસ્તક વંચાય છે, લોકોનો ઉત્સાહ કેવો છે, વગેરે પુસ્તકાલય સેવાની બાબતના મહત્ત્વના પ્રશ્નો જાણવા માટે આપણી પાસે કોઈ સામગ્રી નથી, કે અત્યાર સુધી જે જે સમિતિઓ યોજાઈ તેના અહેવાલમાં આ અંગેનો આવો પ્રકારનો ઉલ્લેખ કરેલો પણ જણાતો નથી. ગ્રંથાલય સમિતિનો અહેવાલ જોતાં જણાશે કે એમાં કોઈ એવી સલાહ કે સૂચના નથી કે જે ગ્રંથાલય પ્રવૃત્તિને સમગ્ર રીતે આવરી લે, અને અક્ષરજ્ઞાન ધરાવતી દરેક વ્યક્તિને તેમને જોઈતું પુસ્તક મળી રહે, એ પ્રકારની કોઈ યોજના પણ દેખાતી નથી.

ભારતમાં ગ્રંથાલય પ્રવૃત્તિ જે ત્રણ પ્રાંતમાં વિકસી અથવા તો શરૂ કરવામાં આવી તેના ઢાંચાનો વિચાર કરીએ. આ વિકાસ બે જુદી જુદી પદ્ધતિ પ્રમાણે થયો છે. (૧) મુંબઈ પ્રાંત અને બંગાળ પ્રાંતમાં કાયદા કાનૂન વિના પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ સાધવાનો પ્રયત્ન થયો છે. (અહીં મુંબઈ પ્રાંત એટલે જૂનો મુંબઈ ઇલાકો: ગુજરાત, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, કચ્છ, એમ સમજવું.) (૨) મદ્રાસ પ્રાંતમાં ગ્રંથાલય પ્રવૃત્તિના પાયામાં કાયદો છે, જેના આધારે ત્યાંનાં સાર્વજનિક પુસ્તકાલયો, મધ્યસ્થ પુસ્તકાલય અને જિલ્લા પુસ્તકાલયો વિકાસ સાધી રહ્યાં છે.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે મુંબઈ પ્રાંતમાં અને બંગાળ પ્રાંતમાં, મદ્રાસ પ્રાંતથી તદ્દન જુદી રીતે ગ્રંથાલય પ્રવૃત્તિનો વિચાર કરવામાં આવ્યો છે. મુંબઈ અને બંગાળ પ્રાંતની ગ્રંથાલય પ્રવૃત્તિ વચ્ચે તફાવત એ છે કે બંગાળમાં કેટલાંક પુસ્તકાલયો રાજ્યસંચાલિત છે અને કેટલાંક પુસ્તકાલયોને રાજ્ય તરફથી આર્થિક મદદ મળે છે, જ્યારે મુંબઈ પ્રાંતમાં (સૌરાષ્ટ્ર અને વિદર્ભ સિવાય) માત્ર ખાનગી સાહસોથી ચાલી રહેલાં પુસ્તકાલયોને સરકારી મદદ મળતી હોય છે. હવે આ ત્રણેય પ્રાંતની ગ્રંથાલય પ્રવૃત્તિ જોઈએ:

**મુંબઈ**

મુંબઈ રાજ્યની ગ્રંથાલય પ્રવૃત્તિ માંદલી અને કસ વિનાની છે. સરકારી મદદથી ચાલતાં કહેવાતાં પુસ્તકાલયો એક સુગ્રથિત અને સુરેખ આકારવાળી દિનપ્રતિદિન પ્રગતિ કરતી ગ્રંથાલય પ્રવૃત્તિ ક્યારેય ઉપસાવી ન શકે. આ યોજનાનો ઢાંચો જ એવો છે. તેમાં સહકાર અને પ્રગતિને સ્થાન જ નથી. મુંબઈ પ્રાંતની નીતિ પ્રમાણે, સરકારી મદદથી ચાલતાં પુસ્તકાલયો સિવાયનાં રાજ્યસંચાલિત પુસ્તકાલયો ન હોવાથી, પ્રાંતમાં પુસ્તકાલય સેવા માટેનાં અગત્યનાં મૂળભૂત તત્ત્વોનો ઊગમ જ થયો નથી, કે જેથી એક દિવસ ગ્રંથાલય પ્રવૃત્તિ એક સહકારી, સુગ્રથિત, સુંદર યોજના તરીકે વિકસી શકે. દાખલા તરીકે મુંબઈ પ્રાંતનું મધ્યસ્થ પુસ્તકાલય એ રૉયલ એશિયાટિક સોસાયટીના પુસ્તકાલયનો એક ભાગ હોવાથી મધ્યસ્થ પુસ્તકાલયનાં સર્વ કાર્યોને પૂરતો ન્યાય આપી શકતું નથી. આવા પ્રકારનાં પુસ્તકાલયોમાં સરકારી નાણાં ઠીક ઠીક ખર્ચાતાં હોવા છતાં તે કેટલાં ફળદાયી છે તે વિચારવાનું છે. આ આખાય ઢાંચાની કરુણ ઘટના એ છે કે, આ પ્રકારે પુસ્તકાલય સેવાની પ્રવૃત્તિ ખીલવવાની વાત તો દૂર રહી પરંતુ તેનો ઊગમ પણ થતો નથી.

આ પ્રવૃત્તિનો પાયો એવો મજબૂત હોવો જોઈએ કે જેથી આ પાયા ઉપર રચાનારી ઇમારત મજબૂત બને. એટલા માટે પ્રાદેશિક મધ્યવર્તી પુસ્તકાલયની સ્થાપના સૌથી પ્રથમ થવી જોઈએ.

મધ્યવર્તી પુસ્તકાલયનાં વિવિધ કાર્યો કયાં કયાં હોવાં જોઈએ તેની સાથે સાથે તેના ભવનની રચના સંબંધી આછો તો આછો પણ ઉલ્લેખ કરી લઉં. મોટે ભાગે ભવનરચનાની બાબતમાં સ્થપતિ કે ઇજનેરો જ સરકારના સલાહકાર હોય છે, એ બરાબર નથી. આમાં એમની કળા કે કૌશલ ઉપર શંકા લાવવામાં આવે છે તેમ નથી, પણ જે કાર્યો માટે ભવનરચના થાય છે એનો ખ્યાલ તેમને આવેલો જ હોય તેમ માની ન લેવાય. એટલા માટે કાર્યોના વિભાગો અને તેની ઉપયોગિતાને ધ્યાનમાં રાખીને જ ગ્રંથાલયના મકાનનો પ્લાન થવો જોઈએ. ટૂંકમાં ગ્રંથાલયનિર્માણમાં સ્થપતિ, ઇજનેર અને રાજ્યગ્રંથાલયી એ ત્રણેયના સહકાર, વિચારવિનિમયની અપેક્ષા રહે છે. આજે ઘણાં ગ્રંથાલયોનાં મકાન બિલકુલ અવ્યવહારુ (Non functional) છે. ગ્રંથોના ઘોડાની હારો વચ્ચે ખાત કેટલો પહોળો હોવો જોઈએ, ખાતમાં બારીઓ કેવી હોવી જોઈએ, વગેરે વગેરે ઝીણી ઝીણી વિગતો ધ્યાન બહાર રહેવાથી ગ્રંથાલયના રોજિંદાં કાર્યોમાં પણ કેવી અરાજકતા અને મુશ્કેલીઓ ઊભી થાય છે, એ તો એમાં કામ કરતા કર્મચારીઓ અને ગ્રંથોનો ઉપયોગ કરવા આવતા વાચકો જ સમજી શકે છે. ગ્રંથાલયના મકાનનું પોતાનું પણ એક વ્યક્તિત્વ છે, પ્રતિભા છે, એ નષ્ટ ન થાય એ જોવાનું જોઈએ.

માટેની તૈયારી કરશે. કેન્દ્રીય વર્ગીકરણ અને સૂચીકરણથી દરેક ગ્રંથાલયમાં આ કાર્ય અંગે રોકવામાં આવતી વ્યક્તિનો ખર્ચ બચી જશે. તે ઉપરાંત વર્ગસંખ્યા અને સૂચીકરણમાં એકસરખાપણું આવશે. રાજ્યવ્યાપી જેટલાં ગ્રંથાલયો હશે એટલા દરેકના સૂચિપત્રોના સેટ તૈયાર કરવાના રહેશે, જેથી કોઈ પણ પુસ્તકાલયમાં કોઈ પણ પુસ્તકની માગણી કરી શકાય. આમ દરેક ગ્રંથાલય માટે ઘણા સૂચિસેટ તૈયાર કરવાના રહેશે.

૩. સંગ્રહ વિભાગમાં દરેક પુસ્તકની એકાધિક નકલો રાખવી જોઈએ. પ્રાંત અને તાલુકા પુસ્તકાલયોમાં, વર્ગીકૃત અને સૂચિકૃત ગ્રંથો અહીંથી જ મોકલી આપવા જોઈએ, જેથી કયાં કયાં પુસ્તકાલયોમાં કયાં કયાં પુસ્તકો છે તેની નોંધ રહે. તે ઉપરાંત જ્યાં જ્યાં પુસ્તકો મોકલવામાં આવે ત્યાં ત્યાં બધે પુસ્તકોના સૂચિસલેખો મોકલવા જોઈએ. ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં બધાં પુસ્તકોનો આ સમૃદ્ધ સંગ્રહ બીજા ગ્રંથાલયોને પૂરક તરીકે કામમાં લાગી શકશે. સાર્વજનિક પુસ્તકાલયના વિભાગ તરીકે આ સંગ્રહના ગ્રંથોને ઉપયોગમાં લેવાનાં હોય તો સંગ્રહમાંનાં કેટલાંક પુસ્તકોની નકલો આ વિભાગમાં રાખવી પડશે. જે સ્થળમાં મધ્યવર્તી પુસ્તકાલય આવેલું હોય તે સ્થળમાં જો બીજું સાર્વજનિક પુસ્તકાલય હોય તો આ વિભાગની આવશ્યકતા ઓછી રહે છે.

૪. વ્યવસ્થાપન વિભાગ (Administrative Branch) ઉપરનાં કાર્યોની દેખરેખ રાખતો હશે. દરેક વિભાગના દરેક કર્મચારીના દૈનિક કલાકોમાં કેટલું કામ થવું જોઈએ તેના આધારે નિરીક્ષણ, પરીક્ષણ અને સૂચનો વગેરે કાર્ય આ વિભાગમાં જ થતાં હશે. ટૂંકમાં દરેક કાર્ય માટે કેટલો સમય અને કેટલા કર્મચારીઓની જરૂર છે તેનાં ધોરણો નક્કી કરેલાં હોવાં જોઈએ.

પ્રાંત પુસ્તકાલયો અને તાલુકા પુસ્તકાલયોના મકાનોના નકશા વગેરેનાં ધોરણ પહેલેથી જ તૈયાર કરેલાં હોવાં જોઈએ. આ ગ્રંથાલયોમાં પ્રચલિત પુસ્તકો ઉપરાંત કેટલાક સંદર્ભ ગ્રંથો પણ હોવા જોઈએ. આ ગ્રંથાલયોમાંના ગ્રંથો માટે વર્ગકાર કે સૂચિકારની આવશ્યકતા નહીં રહે. કારણ કે આ કાર્યો શાસ્ત્રીય વિભાગમાં દર્શાવ્યા પ્રમાણે થતાં હશે. આ ગ્રંથાલયોમાં કામ કરતા કર્મચારીઓ વિશિષ્ટ તાલીમ પામેલા હોવા જોઈએ. તેમનું મુખ્ય કાર્ય વાચકોને ગ્રંથાલય તરફ કેમ આકર્ષવા એ જ હશે. ગ્રંથો વંચાયા વિના ન પડી રહે એ તેમને જોવાનું રહેશે. એટલે જુદી જુદી પ્રદર્શન પદ્ધતિઓ, તરકીબો, યોજવાની રહેશે. આ કાર્ય જેટલું ઉપર ઉપરથી દેખાય છે એટલું સહેલું નથી. વેચાણ નિષ્ણાત (Salesman)ની ગ્રંથવિતરણ નિપુણતા આવા કર્મચારીઓની યોગ્યતા તરીકે ગણાવવી જોઈએ. આ યોગ્યતા માટે ઉપર જણાવ્યું તેમ જુદા જ પ્રકારની તાલીમની આવશ્યકતા છે. આવી તાલીમ પામેલી વ્યક્તિઓની નિપુણતાનું માપ દરેક ગ્રંથાલયમાં, ગ્રંથોનું વાર્ષિક પરિક્રમણ કેટલું થાય છે અને કેટલા નવા સભ્યો થયા તેની ઉપર નિર્ધારિત કરવું જોઈએ. આમ કરવાથી કર્મચારીને ગ્રંથોના પરિક્રમણ બાબતમાં એક પ્રકારની ચીવટ રહેશે.

પરિક્રમણ માટે નવા નવા વિચારો કરવા, પ્રયોગો કરવા તે પ્રેરાશે.

ગ્રામપુસ્તકાલયો અને ગ્રંથવિતરણ કેન્દ્રોની બાબતમાં પણ . પ્રાંત પુસ્તકાલયો અને તાલુકા કસબા પુસ્તકાલયો પ્રમાણે રહેશે. કર્મચારીઓની અને ગ્રંથોની સંખ્યા બાબતમાં જ ફેર રહેશે.

(૫) ગ્રંથાલયશાસ્ત્રજ્ઞો રાજ્યની ગ્રંથાલય પ્રવૃત્તિના મૂલાધાર (Lever) તરીકે છે. મુખ્ય મુખ્ય કર્મચારીઓએ યોગ્યતા માટે ઓછામાં ઓછી અનુસ્નાતક થયા પછી ગ્રંથાલયશાસ્ત્રજ્ઞની એક વર્ષની તાલીમ મેળવેલી હોવી જોઈએ.

ગ્રંથાલયશાસ્ત્રજ્ઞ કર્મચારીઓ ઉપર હું વિશેષ ભાર મૂકવા માગું છું એ સહેતુક છે. ગ્રંથાલયશાસ્ત્રજ્ઞ હોય એવી વ્યક્તિઓ ગ્રંથાલય પ્રવૃત્તિમાં ઉપયોગી થઈ જ પડશે એમ માની લેવાની ભૂલ ન કરવી, કારણ કે આ વિશિષ્ટ જ્ઞાન ઉપરાંત તથા ગ્રંથાલયક્ષેત્રમાં કામ કરતી વ્યક્તિઓના વ્યક્તિત્વ ઉપરાંત બીજી પણ એક વસ્તુની અપેક્ષા રહે છે. તે છે આ પ્રવૃત્તિમાં તેમની એકનિષ્ઠા. આ નિષ્ઠાનો આધાર તો વ્યક્તિની આ પ્રવૃત્તિમાં અનન્ય શ્રદ્ધા છે કે નહીં તે ઉપર રહેવાનો. તેમાંય ખાસ કરીને જ્યારે પ્રવૃત્તિનો મોટા પાયા ઉપર આરંભ કરવો હોય ત્યારે આ પ્રવૃત્તિમાં સંકળાયલી વ્યક્તિઓના ચારિત્ર્ય અને આદર્શ ઉપર ખાસ ભાર મૂકવો જોઈએ. પ્રવૃત્તિ વેગીલી અને સક્રિય બનાવવી હોય તો તેના કાર્યકરો કર્મઠ અને સ્થિર શ્રદ્ધાળુ હોવા જોઈએ. આમાં બાંધછોડ કે ધરછોડ કરવામાં આવી તો પ્રવૃત્તિના પાયા કાચા રહેવાના અને તેની ઉપર રચાતી ઇમારત પણ એવી જ કાચી બંધાવાની. જેના પરિણામે કેટલાક સંજોગોમાં તાત્કાલિક અને કેટલાક સંજોગોમાં લાંબા ગાળે મુશ્કેલીઓ ઊભી થવાની. આને હું સાવધાનીના સૂર તરીકે ઉચ્ચારું છું, જેને કોઈ ધૃષ્ટતા ન ગણે.

ગુજરાત રાજ્ય ગ્રંથાલય પ્રવૃત્તિને કેવી રીતે વધાવે છે તેની ઉપર જ પ્રવૃત્તિના વિકાસનો બધો આધાર છે. આ પ્રસંગે ઇચ્છીએ કે, ગ્રંથાલયપ્રવૃત્તિ ગુજરાત રાજ્યમાં એવી ફાલેફૂલે કે જેનો ધડો બીજાં રાજ્યો લે. આના અનુસંધાનમાં ત્રણ વ્યક્તિઓના કથનનું સ્મરણ થાય છે. ૧. પહેલું સ્મરણ થાય છે ગ્રંથાલય પ્રવૃત્તિ અંગેના ડૉ. એસ. આર. રંગનાથનના એક અભિપ્રાયને યુનેસ્કો ગ્રંથાલયવિભાગના અધ્યક્ષ શ્રી એડવર્ડ જે. કાર્ટરે જે હાર્દિક અનુમોદન આપ્યું હતું તેનું. તેમાં શ્રી. કાર્ટરે કહ્યું હતું કે, "ભારતવર્ષે બીજા દેશોની જેમ ધીરે ધીરે ગ્રંથાલય પ્રવૃત્તિના વિકાસ માટે પ્રયત્નો કરવાના નથી, તેણે તો કેટલાંક પગથિયાં એકસાથે ટપી જવાં પડશે કારણ કે, તેણે આ પ્રવૃત્તિ ઘણી મોડી હાથ ધરી છે, એવો જે અભિપ્રાય તમે (ડૉ. રંગનાથન) ધરાવો છો તેની મારા ઉપર ઊંડી અસર પડી છે. ખરેખર તમારે તો કેટલાંક પગથિયાં ટપ્યે જ છૂટકો છે. તેમ કરવાથી કદાચ એમ બને કે તમે લોકો બધાયથી આગળ વધી જાઓ." આ લેખમાં આગળ ઉપર લાઈબ્રેરી ડેવેલપમેન્ટ પ્લાન (Library Development Plan) નામના જે પુસ્તકનો ઉલ્લેખ કર્યો છે તેના અનુસંધાનમાં ઉપરના શબ્દો શ્રી કાર્ટરે ઉચ્ચારેલા. (૨) બીજું સ્મરણ થાય છે, કલકત્તામાં ભારતના ઉદ્યોગોને ઉત્તેજન આપતાં શ્રી જવાહરલાલ નેહરુએ ઉચ્ચારેલાં પ્રેરક વચનોનું. ભારતવર્ષે ઉદ્યોગક્ષેત્રે જો પગભર થવું હશે તો ભારતવર્ષ ચાલતાં શીખે તે પહેલાં તેણે દોડવું પડશે. (India must run before she learns how to walk) ૩. ત્રીજું સ્મરણ થાય છે પુસ્તકાલય સહકારી સહાયક મંડળ લિ.ના રજત જયંતી મહોત્સવ વખતે ઈ. સ. ૧૯૪૯માં ડૉ. જીવરાજ મહેતાએ મોકલેલા શુભેચ્છાદર્શક સંદેશાનું. આ સંદેશાના છેલ્લા ફકરામાં જ્યાં "વડોદરા રાજ્ય" શબ્દો છે ત્યાં "ગુજરાત રાજ્ય" શબ્દ મૂકવાથી આજની ગુજરાત ગ્રંથાલય પ્રવૃત્તિને આ સંદેશો સવિશેષ લાગુ પડે એમ છે. તેમાં તેઓ જણાવે છે કે "વડોદરા રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ થયે ઘણો લાંબો વખત થયો હોવા છતાં હજી રાજ્યમાં માત્ર પચાસ ટકા ગામોમાં જ ગ્રંથાલયો સ્થપાયાં છે, એ નિરાશાજનક વાત છે. પુસ્તકાલય મંડળે આ બાબતમાં સક્રિય રસ લઈ, કોઈ યોજના ઘડી કાઢવાની જરૂર છે કે જેથી દર વર્ષે નિદાન ૨૦૦–૩૦૦ નવીન પુસ્તકાલયો સ્થપાઈ પાંચ વર્ષમાં રાજ્યનાં બધાં જ ગામો પુસ્તકાલયવાળાં થઈ જાય. સરકાર, પંચાયતો અને જનતાનો પૂરેપૂરો સહકાર હશે જ એની મને ખાતરી છે." આજે બદલાયેલા સંજોગોમાં સમસ્ત ગુજરાત માટે આ સંદેશો વિશેષ મહત્ત્વપૂર્ણ ગણાવો જોઈએ.

ત્રણેય વ્યક્તિઓના ભિન્ન ભિન્ન સ્થળે અને સમયે, ભિન્ન ભિન્ન સંદર્ભોમાં ઉચ્ચારેલા ઉદ્‌ગારો જેટલા દ્યોતક છે તેટલા જ માર્ગદર્શક છે. આ ઉદ્‌ગારોને વ્યવહારમાં સક્રિય કરવા માટે ગ્રંથાલય પ્રવૃત્તિમાં કામ કરતા કર્મચારીઓમાં અને તેમાં સાચો રસ ધરાવતી વ્યક્તિઓમાં કેટલી બધી શ્રદ્ધા જોઈએ? કેટલી બધી દીર્ઘદૃષ્ટિ જોઈએ? કેટલી બધી કર્મનિષ્ઠા જોઈએ? કેટલી બધી ધગશ જોઈએ?

ટૂંકમાં આ આખી પ્રવૃત્તિ રાજ્ય સરકારની ઉદારનીતિ અને ગ્રંથાલયશાસ્ત્રજ્ઞ કર્મચારીઓના આત્મસમર્પણ ઉપર જ આધાર રાખે છે. અંતમાં આપણે સૌ ઇચ્છીએ કે ગુજરાત રાજ્યની દરેક વ્યક્તિ, પછી તે ગુજરાતને ગમે તે ખૂણે હોય પણ ગ્રંથોનો ઉપયોગ કરતી થાઓ.



# સમાજશિક્ષણ

શ્રી કલ્યાણજી મહેતા
(માનદમંત્રી, ગુજરાત સમાજશિક્ષણ સમિતિ, સુરત)

## પ્રવૃત્તિનાં મંડાણ

ગુજરાતમાં સમાજશિક્ષણનાં મંડાણ તો ગાંધીજી દક્ષિણ આફ્રિકામાંથી આ દેશમાં પાછા આવીને સાબરમતી કાંઠે વસ્યા ત્યારથી થયાં.

અક્ષરજ્ઞાનવાળા માણસને સમાજશિક્ષણ લેવાનું સુગમ પડે છે, પરંતુ સમાજશિક્ષણ માટે અક્ષરજ્ઞાન અનિવાર્ય જ હોય એમ માનવું બરાબર નથી. ઘણી વાર ભણેલા અને પદવીધારીઓ આગગાડીના ડબ્બામાં સંતરાં, નારંગી કે કેળાંની છાલ નાખી તેને ગંદો કરી મૂકે છે, જ્યારે અભણ અને ગરીબ હરિજનની ઝૂંપડીમાં સ્વચ્છતાનાં ને કળાનાં દર્શન થઈ શકે છે. પરદેશી તંત્રને પરિણામે ભારતમાં ૧૯૩૭ સુધી નિરક્ષરતાનું પ્રમાણ સરકાર અને સમાજ બન્નેને શરમમાં નાખે એવું હતું; પરંતુ ૧૯૩૭માં મહાસભાએ પહેલી વાર પ્રધાનપદાં સ્વીકાર્યાં ત્યારથી લોકજાગૃતિમાં મોટો જુવાળ ચઢ્યો અને નિરક્ષરતા ટાળવાના પ્રયત્નો શરૂ થયા.

ગુજરાતનાં કેટલાંક જિલ્લા સ્કૂલબોર્ડોએ અને જિલ્લા લોકલ બોર્ડોએ આમાં રસ લીધો. સ્વયંસેવકો દ્વારા નિરક્ષરતાનિવારણના આંદોલનને ગતિ મળી.

## પ્રાંતિક પ્રૌઢશિક્ષણ બોર્ડ

સને ૧૯૩૮માં શ્રી બાળ ગંગાધર ખેર જેઓ મુંબઈ રાજ્યના પહેલા કૉંગ્રેસી પ્રધાનમંડળના મુખ્ય અને શિક્ષણ પ્રધાન હતા તેમણે મુંબઈ રાજ્ય માટે શ્રી ભાગવતના પ્રમુખપદે 'પ્રાંતિક પ્રૌઢશિક્ષણ બોર્ડ'ની રચના કરી અને ગુજરાત માટે એક પેટા સમિતિ શ્રી જુગતરામ દવેના અધ્યક્ષપદે રચવામાં આવી. શ્રી ભાગવત શ્રી જુગતરામભાઈ સાથે ગુજરાતભરમાં ફરી વળ્યા. જિલ્લાનાં મુખ્ય મુખ્ય સ્થળોએ શિક્ષણખાતાના અધિકારીઓ, સમાજસેવકો અને આ કલ્યાણકાર્યમાં રસ લેતી વ્યક્તિઓની સાથે ચર્ચાઓ કરી એક સુમંગલ આંદોલન ઊભું કર્યું. પ્રાથમિક શિક્ષકોએ અને સમાજસેવકોએ આ કામ ઉપાડી લીધું.

શ્રી ભાગવતની સમિતિએ કરેલાં સૂચનોને લક્ષમાં લઈ સરકારે નિરક્ષરતાનિવારણ માટે અભ્યાસક્રમ ઘડી કાઢ્યો. આ અભ્યાસક્રમ બે શ્રેણીઓમાં વહેંચાયેલો છે. પ્રથમ અને દ્વિતીય શ્રેણીમાં ઉત્તીર્ણ થનાર પ્રત્યેક પ્રૌઢદીઠ, આવા વર્ગો ચલાવનાર સમાજસેવકને, અનુક્રમે રૂ. ૪.૦૦ અને રૂ. ૫.૦૦નું વેતન આપવા નક્કી થયું. પ્રૌઢશિક્ષણના કાર્યકર્તાઓ માટે વેતનના બીજા નિયમો પણ વિકલ્પે ઘડવામાં આવ્યા જે અંગેનો લાભ પ્રત્યેક કાર્યકર્તાની ઇચ્છા ઉપર છોડવામાં આવ્યો.

વળી આવા વર્ગો ચલાવવા માટે સ્લેટ, પેન, નોટબુક, ફાનસ, ઘાસલેટ વગેરે સાધનો પૂરાં પાડવાની વ્યવસ્થા કરવામાં આવી. આવા કલ્યાણના કાર્યમાં કેટલાક જિલ્લા શાળા મંડળોએ આંદોલન ઊભું કરી ફાળો એકત્રિત કરી વેગ પૂર્યો. કેટલાક ઉત્સાહી શિક્ષકોએ વિનાવેતને શિક્ષણનું કામ ઉપાડી લીધું.

## ઓટ

૧૯૩૯ની સાલ આવી અને પૃથ્વી ઉપર મહાયુદ્ધનાં મંડાણ થયાં. મહાસભાના પ્રધાનોએ રાજીનામાં આપ્યાં અને સરકારે ખર્ચમાં કાપકૂપ મૂકવાથી આ પ્રવૃત્તિમાં ઓટ આવી ગઈ.

## ફરીથી જુવાળ અને ગુજરાત સમિતિની રચના

આ કામને ફરી ઝાપી વેગ મળ્યો કૉંગ્રેસ પ્રધાન મંડળે ફરીથી લગામ હાથમાં લીધી ત્યારે. પ્રાંતિક પ્રૌઢશિક્ષણ બોર્ડે એક જ મધ્યસ્થ સંસ્થાને બદલે પ્રાદેશિક ધોરણે મહારાષ્ટ્ર, ગુજરાત અને કર્ણાટકની ત્રણ જુદી જુદી સમિતિઓ રચવાની ભલામણ કરી. મુંબઈ શહેરની તો જુદી સમિતિ હતી જ.

સને ૧૯૪૬માં નડિયાદમાં ગુજરાત શિક્ષણ સંમેલન મળ્યું. તેણે કરેલા કેટલાક ઠરાવોના મુખ્ય પ્રધાન શ્રી બાળસાહેબ ખેર સમક્ષ રજૂઆત કરવા શ્રી નાનાભાઈ ભટ્ટ, શ્રી નરહરિ પરીખ અને શ્રી કલ્યાણજી મહેતાનું પ્રતિનિધિ મંડળ નીમ્યું. એ મુલાકાતમાં થયેલી ચર્ચાના પરિણામે ૧૯૪૭ના ઑક્ટોબર માસની ૨૭મી તારીખે શ્રી કનૈયાલાલ નાનાલાલ દેસાઈના અધ્યક્ષપદે પંદર સભ્યોની બનેલી ગુજરાત પ્રાદેશિક પ્રૌઢશિક્ષણ સમિતિ રચવામાં આવી. આ સમિતિના માનદ મંત્રી તરીકે શ્રી. કલ્યાણજી વિ. મહેતા અને અધિકારી મંત્રી તરીકે શ્રી દાદાભાઈ અમીનની નિમણૂક કરવામાં આવી. શ્રી દાદાભાઈ અમીન કેળવણીખાતાના અનુભવી અધિકારી હોવા ઉપરાંત સમાજસેવક પણ હતા એટલે આ સમિતિએ સમાજશિક્ષણ માટે જોરદાર પ્રચાર કરવાનું અને અમલમાં મૂકવાનું કામ પણ ઉપાડી લીધું. પ્રદેશ પૂરતું આવી સમિતિઓનું કાર્ય મર્યાદિત થતાં સ્થાનિક મુશ્કેલીઓ ઝટ સમજી તેનું નિવારણ કરવું, પ્રજામત કેળવવો, પ્રચાર કરવો વગેરે કામો સરળ અને સહજ બની ગયાં.

૧૯૪૯માં દેશી રાજ્યોના વિલીનીકરણથી સમિતિની સભ્યસંખ્યા ૧૫ થી વધારી ૨૦ કરવામાં આવી.

કાર્ય વધુ વેગવંતું બને, ગુજરાતના દૂર દૂરના ગ્રામવસ્તિારોમાં અને રાનીપ્રદેશમાં વસતી જનતામાં પણ એ કાર્ય અસરકારક બને તે માટે જિલ્લા ધોરણે જિલ્લા સમાજશિક્ષણ સમિતિઓની રચના કરવામાં આવી. આ સમિતિમાં મુખ્યત્વે જિલ્લા શાળામંડળમાંથી સભ્યો લેવામાં આવ્યા. જિલ્લાના ઉપશિક્ષણાધિકારી, શાસનાધિકારી મળી બાર સભ્યોની બનેલી સમિતિઓમાં શાસનાધિકારીને મંત્રીપદે નિયુક્ત કરવામાં આવ્યા. આ સમિતિઓની બેઠકમાં ગુજરાત પ્રદેશ સમાજશિક્ષણના બન્ને મંત્રી યા તો બેમાંથી એક હાજરી આપતા અને નવા માર્ગો કાઢવા, કાર્યનો વધુ વિકાસ શી રીતે થાય તે અંગે ચર્ચાઓ થતી અને મુશ્કેલીઓના નિવારણ માટે સ્થાનિક સંસ્થાઓ અને અમલદારોના સહકાર માટે વિચારણા થતી.

ગુજરાત પ્રદેશ સમાજશિક્ષણ સમિતિની પ્રથમ સભા અમદાવાદમાં ૧૯૪૮ના જાન્યુઆરી માસમાં બોલાવવામાં આવી. તેમાં જિલ્લા સમાજશિક્ષણ સમિતિઓની રચના સંબંધી, અંદાજપત્ર, પાઠ્યપુસ્તકો, પ્રચાર અને સામયિક વગેરે માટે નિર્ણયો લેવાયા અને પેટા સમિતિઓની રચના થઈ.

### તાલીમ વર્ગ

૧૯૪૮ના જાન્યુઆરી માસમાં અસ્તિત્વમાં આવેલી પ્રથમની સમિતિએ ૧૯૫૧ના માર્ચ સુધીમાં પોતાની ૯ બેઠકોમાં અગત્યના ઠરાવો પસાર કર્યા. સમાજશિક્ષણનું કાર્ય જેમ બને તેમ વધુ સંખ્યામાં કાર્યકર્તાઓ ઉપાડી લે તે માટે ઠરાવો થયા.

એક ઠરાવ દ્વારા ૧૯૪૯માં આ કાર્ય માટે ખાસ નિયુક્ત કરેલા અમલદારો માટે એક દશ દિવસનો તાલીમવર્ગ સુરત જિલ્લાના ગોડસંબા રાનીપરજ વિદ્યાલયમાં કાઢવામાં આવ્યો.

### પ્રૌઢશિક્ષણનું સમાજશિક્ષણમાં પરિવર્તન

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ભારતે પુખ્ત મતાધિકારનું ધોરણ સ્વીકાર્યું. આને પરિણામે દરેકે દરેક ભારતવાસીને દેશનો સાચો નાગરિક બનાવવાની અને તે માટે પ્રજા સમક્ષ નૂતન દૃષ્ટિ રજૂ કરવાની ફરજ ઊભી થઈ. આજ સુધી જનતાસમક્ષ કાર્યકર્તાઓ ફક્ત નિરક્ષરતાનિવારણના કામ પૂરતા જ જતા. હવે એકલા એ જ કાર્યથી સિદ્ધિ નહિ મળે એ ખાતરી થઈ ગઈ એટલે સમાજની આદર્શ વ્યક્તિઓનાં જીવન, આરોગ્ય, સ્વચ્છતા, રાજ્યતંત્ર અને તેમાંના ભિન્ન ભિન્ન વિભાગોની યોગ્ય સમજ, ગ્રામપંચાયતથી માંડી ભારતના બંધારણ સુધીનો ખ્યાલ, પ્રૌઢમતાધિકાર, મતની કિંમત, એની પવિત્રતા, સહકાર, ખેતી વિજ્ઞાન વગેરે અનેક વિષયોના સામાન્ય જ્ઞાનની પ્રૌઢોને જરૂર છે અને આ જરૂરિયાતોને પહોંચી વળવા અક્ષરજ્ઞાન પ્રથમ પગથિયું છે એ વાત સ્વીકારવામાં આવી. આને પરિણામે 'પ્રૌઢશિક્ષણ'ને 'સમાજશિક્ષણ'ના નામથી ઓળખવા નિર્ણય લેવાયો. આ નિર્ણયની સિદ્ધિ માટે બધા વિષયોનું મૂળભૂત જ્ઞાન આપી શકાય તેવા અભ્યાસક્રમને ઘડી કાઢવાનું અને તેને માટે ખાસ અમલદારો અને કાર્યકર્તાઓને તાલીમ આપવાનું, એ સંબંધી નાની નાની પુસ્તિકાઓ લખી પ્રસિદ્ધ કરવાનું વગેરે કામો હાથ ધરવામાં આવ્યાં.

### કેન્દ્રિત વિસ્તારો

પ્રાદેશિક સમિતિએ ગુજરાતમાં જુદા જુદા જિલ્લાઓમાં કેન્દ્રિત વિસ્તારો નક્કી કરી પ્રત્યેક કેન્દ્રિત વિસ્તાર એક ખાસ અમલદારની દેખરેખ નીચે મૂકવામાં આવ્યો. આ અમલદારો બિન-કેન્દ્રિત વિસ્તારો માટે પણ દોરવણી આપતા. સમાજશિક્ષણનું કાર્ય ખરેખર ખૂબ વેગથી ચાલવા લાગ્યું. વર્ગોની સંખ્યામાં અને પ્રૌઢોની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થતો રહ્યો અને કેટલીક જગાએ તો આ કાર્યને અસાધારણ સફળતા મળી. તે વખતે બ્રહ્મદેશની સરકારના કેળવણી ખાતાના વડા અને ગ્રામવિકાસ મંડળના વડા ગુજરાતની મુસાફરીએ આવ્યા હતા. માંડવી તાલુકાના વર્ગો એમણે જોયા, પ્રૌઢોને સ્વચ્છતા, ભણીને શું કરશો, આપણો રાષ્ટ્રધ્વજ વગેરે સંબંધી પૂછેલા પ્રશ્નોના પ્રૌઢોએ આપેલા ઉત્તરથી આ મુલાકાતીઓને ખૂબ સંતોષ સાથે આનંદ પણ થયો હતો. આ રીતે કાર્ય વેગવંતું ચાલી રહ્યું.

### બાળમાનસ નહિ: પ્રૌઢ માનસ

આ વર્ગો બાળકોના નહિ, પણ પ્રૌઢોના છે એ ખ્યાલમાં રહેવું જોઈએ. મોટી ઉંમરે અક્ષરજ્ઞાન અને ઈતર વિષયોનું સામાન્ય જ્ઞાન સંપાદન કરી ઘણા પુરુષો અને સ્ત્રીઓએ જીવનમાં નવો પ્રકાશ મેળવ્યો છે અને કેટલાકે પોતાની આજીવિકાનો માર્ગ પણ શોધી કાઢયો છે.

સમાજશિક્ષણનું કાર્ય પોતે કેવી રીતે અને સારી રીતે બજાવી શકે એ માટે કાર્યકર્તાઓનો તાલીમ વર્ગ દશ દિવસ માટેનો પોતપોતાના તાલુકાનાં અગત્યનાં સ્થળોએ સમાજશિક્ષણ માટેના ખાસ અમલદારો ચલાવતા. આવા વર્ગોમાં સમાજશિક્ષણ સમિતિના મંત્રી પણ એક કે બે દિવસ રહેતા, પ્રવચન કરતા, સંચાલન નિહાળતા. આવા વર્ગોમાં તાલીમ લેતા કાર્યકર્તાઓ ક્રિયાત્મક દૃષ્ટિથી આજુબાજુના વિસ્તારોમાં ચાલતા સમાજશિક્ષણ વર્ગોના સંચાલનનું નિરીક્ષણ કરતા.

કેવળ અભ્યાસ માટે જ સમાજશિક્ષણ વર્ગોમાં જઈએ છીએ અને ત્યાં આપણે વાંચવાલખવા સિવાય બીજું કાંઈ કામ કરવાનું નથી એ વિચાર લઈને પ્રૌઢોને વર્ગોમાં જવાનું કહેવું એ માનસશાસ્ત્રીય દૃષ્ટિએ બરોબર નથી અને જો એમ જ થાય તો વર્ગોમાં સારી હાજરીની ઓછપ જણાય. આથી આવા વર્ગોને સમાજ કેન્દ્રોમાં ફેરવી નાખવામાં આવ્યા છે કે જ્યાં વિકાસ માટે, જ્ઞાન માટે, વર્તમાનપત્રો અને પુસ્તકોના વાચન માટે, રમતગમત અને મનોરંજન તથા ભજનકીર્તન ઈત્યાદિ કાર્યક્રમો માટે જોઈતાં સાધનો મળી શકે. માનવીમાં રહેલી નૈસર્ગિક શક્તિઓને જો યોગ્ય વાતાવરણ મળે તો બહાર આવવા હંમેશ ઈચ્છા રહે છે. આમાં મનોરંજનના કાર્યક્રમો વિશિષ્ટ ભાગ ભજવી જાય છે. સમાજના અનિવાર્ય અંગરૂપ થઈ ગયેલી આપણા માણભટોની ગાગર અને મીઠા રણકાર આજ ભૂતકાળની વાત બની ગયા છે. તે સમયે લોકોના નૈતિક, ધાર્મિક અને સાંસ્કૃતિક ભાવોના ઉત્થાન માટે આવા

કાર્યક્રમો ખૂબ મોટો ભાગ ભજવે છે. આથી આ સમાજશિક્ષણ વર્ગોમાં નૃત્યપ્રયોગો, રાસ, ગરબા, ભજનમંડળીઓ, પ્રૌઢો માટે નવી ઢબના મેળાઓ, સંવાદો, નાટિકાઓ તથા શકય હોય ત્યાં ચલચિત્રદર્શનના કાર્યક્રમો યોજાય છે. દૂર દૂરના ગ્રામપ્રદેશમાં ચાલતા વર્ગો માટે ગ્રામોફોન અને રેકર્ડો પણ પહોંચાડવામાં આવી છે.

## 'લોકજીવન'નું ભાથું:

વળી પ્રૌઢોને રુચિકર અને તંદુરસ્ત સાહિત્ય સતત મળતું રહે તે માટે ૧૦૦૦ સમાજશિક્ષણ વર્ગોને 'લોકજીવન' પાક્ષિક પહોંચાડવાની વ્યવસ્થા થઈ છે. કાર્યકર્તાઓને માર્ગદર્શન મળે તે માટે ઇતર સામયિકો પણ શકય એટલી મર્યાદામાં રહીને પહોંચાડવાની વ્યવસ્થા થાય છે.

## પુસ્તક-પેટીઓ

આ ઉપરાંત પ્રૌઢો અક્ષરજ્ઞાન સંપાદન કરે એ પછી પાછા જો અક્ષર સંપર્ક ત્યજી દે તો નિરક્ષરતામાં ધકેલાઈ જવાનો ભય ઊભો જ હોય છે. આથી નવશિક્ષિત પ્રૌઢો પોતાનું જ્ઞાન ચાલુ રાખી શકે તે માટે ગુજરાત સમાજ શિક્ષણ સમિતિ પ્રત્યેક જિલ્લામાં ઉપશિક્ષણાધિકારી મારફતે પુસ્તકોની પેટીઓ મોકલવાની વ્યવસ્થા કરે છે. આવી પેટીઓ નાના કદની અને સહેલાઈથી એક જગાએથી બીજી જગાએ લઈ જવામાં સુગમ હોય છે. એ પેટી માટે તાળું પણ હોય છે અને દરેક પેટીમાં વિવિધ વિષયનાં સરેરાશ ૪૦ થી ૪૫ પુસ્તકોની જોગવાઈ કરેલી હોય છે. સને ૧૯૫૧ થી ૧૯૬૦ સુધીમાં સમિતિએ આવી ૩૮૦૦ પેટીઓની વહેંચણી કરી છે.

## પ્રૌઢો માટેનું સાહિત્ય

વળી યોગ્ય સાહિત્ય તૈયાર કરાવવા ગુજરાત સમાજશિક્ષણ સમિતિએ એક સાહિત્ય પેટા સમિતિની નિમણૂક કરી અને સમાજશિક્ષણના પ્રચાર માટે પુસ્તકો લખનારા લેખકોને આપવાની વળતરની રકમ નક્કી કરવાનું અને લખાણની પસંદગી કરવાનું કામ એને સુપરત કર્યું. આજ સુધીમાં સમિતિએ પરિશિષ્ટ ક્રમાં દર્શાવ્યા મુજબનાં ૧૬ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. જેમાંની 'ગ્રામભજનસંગ્રહ' જેવી પુસ્તિકા ખૂબ લોકપ્રિય નીવડી છે અને એની પાંચ પાંચ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ ચૂકી છે. ગુજરાત સમાજશિક્ષણ સમિતિ તરફથી ગુજરાત સાહિત્ય પરિષદને 'પાયાનો શબ્દકોશ' તૈયાર કરાવવા કોઈ વિદ્વાનની સેવા મેળવવા વિનંતી કરવામાં આવી જેના પરિણામે ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત વિદ્વાન શ્રી કે. કા. શાસ્ત્રીજીએ એ પુસ્તક તૈયાર કર્યું અને શ્રી જ્યોતીન્દ્ર દવેએ એની ચકાસણીનું કાર્ય કરી આપ્યું.

સમિતિ આ પ્રકાશનનું કાર્ય હાથ પર લઈ શકે એ માટે સરકાર તરફથી રૂ. ૩૦૦૦) ફાળવવામાં આવ્યા જેમાં સમિતિએ પોતાને હસ્તકના ફંડમાંથી એટલીજ બીજી રકમ ઉમેરી રૂ. ૬૦૦૦)નું પ્રકાશન ફંડ રચ્યું. જેમાંથી પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ ચાલી રહ્યું છે.

## નવશિક્ષિત સાહિત્ય નિર્માણ શિબિર

૧૯૫૭માં સુરત જિલ્લાના ઉભરાટ ગામે જાણીતા સાહિત્યકાર શ્રી રમણલાલ સોની અને શ્રી મનુભાઈ જોધાણીના સંચાલન હેઠળ એક નવશિક્ષિત સાહિત્ય નિર્માણ શિબિર યોજવામાં આવ્યો. આમાં વીસ લેખકોએ દોઢ માસના ગાળામાં પાંચ શ્રેણીમાં પુસ્તિકાઓ લખી. શિબિરના કાર્યમાં સમિતિના માનદ મંત્રીએ અને સમાજશિક્ષણ અધિકારીએ વખતોવખત હાજર રહી જરૂરી મદદ આપી હતી. આવો જ એક બીજો શિબિર ૧૯૬૦માં મરોલી મુકામે 'કલ્યાણ સહકારી ખેડૂત જિન'માં યોજાયો હતો. આ શિબિરમાં દશ લેખકોએ દશ દિવસમાં ત્રણ શ્રેણીની પુસ્તિકાઓ તૈયાર કરી હતી. ઉપર પૈકીની ઉભરાટની ત્રણ શ્રેણીની અને મરોલીની એક શ્રેણીની પુસ્તિકાઓ પ્રગટ થઈ ચૂકી છે. અને તે શ્રેણીઓ ઘણી લોકપ્રિય થઈ છે. સામયિકોએ પણ તેને આવકારી છે.

## સમાજશિક્ષણ દિન

કેળવણી ખાતાના ઠરાવ મુજબ પ્રતિવર્ષ સમગ્ર રાજ્યમાં ૧લી ડિસેમ્બરનો દિવસ 'સમાજશિક્ષણ દિન' તરીકે ઊજવવામાં આવે છે. એ દિવસે વહેલી સવારે પ્રભાતફેરી, સરઘસ, નિરક્ષરતાનિવારણના કાર્યનો પ્રારંભ, જાહેરસભા, નવશિક્ષિતો માટેનાં પુસ્તકોનું પ્રદર્શન વગેરે કાર્યક્રમો યોજાય છે. વળી એ દિવસે શાળાના શિક્ષકો અને બાળકો તેમ જ એ કાર્યમાં રસ લેતા અન્ય ઉત્સાહી સ્ત્રીપુરુષો મારફતે ફાળો ઉઘરાવવામાં આવે છે. આ રકમમાંથી સમાજશિક્ષણ ફંડ ઊભું કરવામાં આવ્યું છે જેમાંથી 'લોકજીવન,' તથા ઇતર સામયિકો, વર્ગોને કેરોસીન ગ્રાન્ટ, કાર્યકર્તાઓને બોનસ તેમ જ પ્રૌઢોને ઇનામ વગેરે આપવાની વ્યવસ્થા થયેલી છે.

## તંત્રમાં પરિવર્તન

પાછળથી સમાજશિક્ષણ માટેના ખાસ અમલદારોની જગાઓ કમી કરવામાં આવી અને તેમનું કામ તમામ જિલ્લાઓમાં ભાગ શિક્ષણાધિકારીઓને સોંપવામાં આવ્યું છે. આ કામની અગત્ય આ અધિકારીઓ સ્વીકારે તે માટે શ્રેણીવાર ઉત્તીર્ણ થનાર પ્રૌઢોની સંખ્યાનાં પ્રત્યેક ભાગશિક્ષણાધિકારી માટે લક્ષ્યાંકો નક્કી કરવામાં આવ્યા. આમાં કેટલાક ઉત્સાહી અધિકારીઓએ ખરેખર સુંદર કામગીરી બજાવી છે તેની નોંધ લીધા વગર ચાલે તેમ નથી.

## વિકાસ ઘટકોની પ્રવૃત્તિ

સામાજિક ઉત્કર્ષની યોજનાઓના સફળ અમલ માટે વિકાસ ઘટકો શરૂ કરવામાં આવ્યાં છે. આ ઘટક વિસ્તારોમાં સમાજશિક્ષણનું કામ ઘટક વિસ્તાર અધિકારીની દેખરેખ નીચે વિસ્તરણ અધિકારી અને મુખ્ય સેવિકાઓ કરે છે. આ કામગીરીમાં સમાજશિક્ષણ વર્ગો ઉઘાડવાનું, નોંધવાનું ને તપાસણીનું કામ આવી જાય છે. એ ઉપરાંત વર્ગોને સાધન પૂરાં પાડવાં, ગ્રાન્ટ આપવી, ભજનમંડળી, મહિલામંડળ, ખેડૂત મંડળી, પુસ્તકાલયો, પ્રવાસો, વગેરે પ્રવૃત્તિઓનું સંચાલન

પણ તેઓ જ કરે છે. સમાજશિક્ષણ અધિકારી વખતોવખત જુદા જુદા ઘટક વિસ્તારોની મુલાકાત લઈ યોગ્ય માર્ગદર્શન આપે છે.

### ગુજરાત સમિતિ

સામાન્ય રીતે દર ત્રણ વર્ષની મુદત માટે કાર્ય કરતી ગુજરાત સમાજશિક્ષણ અર્થે નિમાયેલી હાલમાં કામ કરતી આ ચોથી સમિતિ છે. અત્યાર સુધીમાં કુલ ચાર સમિતિઓએ પોતાની સેવા આપી છે. એ સમિતિઓમાં મુખ્યત્વે શ્રી કનૈયાલાલ નાનાલાલ દેસાઈ પ્રમુખ તરીકે, શ્રી કલ્યાણજી વિ. મહેતા માનદમંત્રી તરીકે અને સભ્યોમાં શ્રી બબલભાઈ મહેતા, શ્રી જુગતરામ દવે, શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ, શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુકલ, શ્રી પરીક્ષિતલાલ મજમુદાર, શ્રી ગુલામ રસૂલ કુરેશી, શ્રી ઠક્કરબાપા નાયક, શ્રી સૂરજમલ શાહ, શ્રી મગનભાઈ રણછોડભાઈ પટેલ, શ્રી લાલભાઈ નાણાવટી, શ્રી ડાહ્યાભાઈ મહેતા, શ્રી ભાઈલાલભાઈ કૉન્ટ્રાક્ટર, શ્રી ગંગારામ રાવળ વગેરેની સેવાની નોંધ લેતાં આનંદ થાય છે.

### બાર વર્ષનું પરિણામ

સને ૧૯૪૮–૪૯ થી સને ૧૯૫૯–૬૦ સુધીના બાર વર્ષના ગાળામાં ગુજરાતના મૂળના દશ જિલ્લાઓમાં સમાજશિક્ષણની પ્રગતિ નીચે આપેલા આંકડા ઉપરથી જોઈ શકાશે :–

| | |
|---|---|
| સમાજ શિક્ષણ વર્ગોની કુલ સંખ્યા : | |
| ૧. પહેલી શ્રેણી | ૧૫૯૬૨ |
| ૨. બીજી શ્રેણી | ૬૯૪૮ |
| વર્ગોમાં પ્રૌઢોની સંખ્યા : | |
| ૧. પહેલી શ્રેણી | ૩૩૭૪૯૨ |
| ૨. બીજી શ્રેણી | ૧૧૯૦૧૧ |
| પાસ થયેલ પ્રૌઢોની સંખ્યા : | |
| ૧. પહેલી શ્રેણી | ૨૪૭૩૮૦ |
| ૨. બીજી શ્રેણી | ૬૨૪૪૯ |

પાસ થનાર પ્રૌઢો પૈકી પહેલી શ્રેણીમાં કુલ ૩૨૪૯૨ અને બીજી શ્રેણીમાં કુલ ૮૪૦૨ મળી એકંદરે ૪૦,૮૯૪ સ્ત્રીઓએ અક્ષરજ્ઞાન મેળવ્યું છે.

સને ૧૯૫૯–૬૦ દરમિયાન ગુજરાત ભરમાં સાક્ષરતા ઝુંબેશ ચલાવવામાં આવી હતી. આ ઝુંબેશ ઘટક વિસ્તારો પુરતી મર્યાદિત હતી. એમાં કુલ ૧૨૧૦ સમાજશિક્ષણ વર્ગો ચલાવવામાં આવ્યા હતા જેમાં કુલ ૨૧૧૭૮ પ્રૌઢોએ અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.



# વિશ્વવિદ્યાલયો

## ૧. ગૂજરાત વિદ્યાપીઠ

શ્રી છોટુભાઈ પટેલ
(ગૂ. વિદ્યાપીઠ, અમદાવાદ)

ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના સ્વરાજ્યપ્રાપ્તિના આંદોલનના એક ભાગરૂપે મહાત્મા ગાંધીજીએ ઈ. સ. ૧૯૨૦માં કરી. વિદ્યાપીઠનો ધ્યાનમંત્ર 'सा विद्या या विमुक्तये' બન્યો. મહાત્મા ગાંધીજી તેના પ્રથમ કુલપતિ અને સરદાર વલ્લભભાઈ પટેલ તેના પ્રથમ કુલનાયક થયા. આજે ડૉ. રાજેન્દ્રપ્રસાદ કુલપતિ, શ્રી મોરારજી દેસાઈ કુલનાયક અને શ્રી મગનભાઈ દેસાઈ મહામાત્ર છે.

૧૯૩૦ સુધી વિદ્યાપીઠ સાહિત્ય, ઈતિહાસ, ગણિત, ફિલોસોફી, રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, વાણિજ્ય, કળા, સંગીત આદિ મહાવિદ્યાલયના અભ્યાસક્રમોનું શિક્ષણ આપતું હતું અને તેણે ૩૧૧ સ્નાતકો બહાર પાડ્યા હતા અને તે સ્નાતકોને રાજ્ય સરકાર દ્વારા સરકારી યુનિવર્સિટી-ઓની બી. એ.ની ઉપાધિની સમકક્ષ ગણવામાં આવ્યા હતા.

ત્યાર પછી ઈ. સ. ૧૯૪૭થી ફરી શ્રી મહાદેવ દેસાઈ સમાજ-સેવા મહાવિદ્યાલય શરૂ થયું છે. અત્યાર સુધી તેની મારફત ૧૭૪ સ્નાતકો બહાર પડ્યા છે. તેમને પણ રાજ્યની સરકારે તથા ગુજરાત યુનિવર્સિટીએ બી. એ.ની સમકક્ષ ગણ્યા છે.

સ્વાતંત્ર્ય માટેની રાષ્ટ્રીય લડતને કારણે સંસ્થાની પ્રવૃત્તિ ૧૯૩૦થી ૧૯૩૫ સુધી પહેલી વાર બંધ પડી હતી. અધ્યાપકો અને વિદ્યાર્થીઓ આ ચળવળમાં જોડાયા હતા અને સંસ્થાને ગેરકાયદેસર જાહેર કરવામાં આવી હતી. ૧૯૩૫માં જ્યારે સરકારે વિદ્યાપીઠ પાછી આપી ત્યારે ફરીથી તેની પ્રવૃત્તિઓ ચાલુ કરવામાં આવી.

એવી જ રીતે જ્યારે ૧૯૪૨ થી ૧૯૪૫ સુધી 'હિંદ છોડો'ની ચળવળ થઈ ત્યારે પહેલાંની માફક જ અધ્યાપકો અને વિદ્યાર્થીઓએ લડતમાં ઝંપલાવ્યું અને તેથી કરીને સંસ્થાની પ્રવૃત્તિઓ અટકી પડી.

૧૯૪૫ બાદ આ કાર્ય ફરી ચાલુ કરવામાં આવ્યું અને હાલમાં પ્રાથમિક શિક્ષણથી માંડીને તે મહાવિદ્યાલયના ઉચ્ચ શિક્ષણ સુધીનો તેનો વિકાસ કરવામાં આવ્યો છે.

વિદ્યાપીઠનું મુખ્ય ધ્યેય સ્વરાજ્યપ્રાપ્તિને માટે ચારિત્ર્યવાન, શક્તિશાળી, સુસંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકરો તૈયાર કરવાનું હતું. સ્વરાજ્યપ્રાપ્તિ પછી આ સંસ્થાનો હેતુ તે સ્વરાજ્યને કાયમી બનાવવાનો અને તેને માટે જનતામાં જાગૃતિ પેદા કરવાનો બની ગયો છે.

ભારતની સમૃદ્ધિનો આધાર ગામડાંઓની સમૃદ્ધિ પર જ છે. એટલા માટે ગામડાંઓને કેન્દ્રમાં રાખીને જ વિદ્યાપીઠ કેળવણીની તથા અન્ય પ્રવૃત્તિઓ કરે છે. શિક્ષણમાં જુદા જુદા વિષયોના અભ્યાસની સાથોસાથ હાથ-ઉદ્યોગને પણ અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે. વિદ્યાપીઠનો શરૂઆતથી જ એવો વિશ્વાસ રહ્યો છે કે, વિદ્યાર્થીઓને માતૃભાષાના માધ્યમથી કેળવણી આપવી જોઈએ. એથી કરીને એની સ્થાપનાથી જ એની કેળવણીનું માધ્યમ માતૃભાષા રહી છે. આની અસર ગુજરાતમાં સારી પડી છે.

આ જાતની રાષ્ટ્રીય કેળવણીથી ગુજરાતમાં અનેક નિષ્ઠાવાન કાર્ય-કરો તૈયાર થયા છે. આ કાર્યકરો રાષ્ટ્રીય સેવાનાં અલગ અલગ ક્ષેત્રોમાં કાર્ય કરી રહ્યા છે. કેળવણી, સાહિત્યસર્જન, પત્રકારત્વ, વેપાર-રોજગાર, ગ્રામસેવા, હરિજનસેવા અને એવાં બીજાં અનેક ક્ષેત્રોમાં વિદ્યાપીઠના સ્નાતકો આજે કામ કરી રહ્યા છે.

વિદ્યાપીઠમાં કેવળ વિદ્યાર્થીઓની સંખ્યાવૃદ્ધિ પર જોર આપ-વામાં આવતું નથી. સને ૧૯૨૪–૨૫ પછી વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી થઈ ગઈ. તે વખતના કુલપતિ મહાત્મા ગાંધીજીએ આ સંબંધી દોરવણી આપતાં કહેલું, "હું તો તમને ખાતરી આપું છું કે, વિદ્યાપીઠના ભાવિ વિશે મને લેશ માત્ર ચિંતા નથી. જો તમે તમારા કાર્યમાં સાવધાન રહેશો તો ભવિષ્ય ઉજ્જ્વલ જ છે. વિદ્યાપીઠ તો એક વિદ્યાર્થી હશે છતાં પોતાનું કામ કરશે જ અને એ એક વિદ્યાર્થી સારું હું કાશ્મીરમાં હોઈશ તો ત્યાંથી પણ–પદવી આપવા અહીં આવીશ." કુલપતિશ્રીના આ કથનાનુસાર વિદ્યાપીઠે હંમેશાં પોતાની નજર વિદ્યાર્થીઓના ગુણવિકાસ અને ચારિત્ર્ય પર રાખી છે, સંખ્યા પર નહિ.

હાલમાં વિદ્યાપીઠ દ્વારા નીચે મુજબ જુદી જુદી પ્રવૃત્તિઓ ચાલી રહી છે:

### કેળવણી

વિદ્યાપીઠમાં પહેલા ધોરણથી સ્નાતક સુધીના શિક્ષણની વ્યવસ્થા છે. કુમાર મંદિર, વિનય મંદિર અને મહાવિદ્યાલય એમ ત્રણ વિભાગોમાં આ શિક્ષણ વહેંચાયેલું છે.

### રાષ્ટ્રભાષા પ્રચાર

વિદ્યાપીઠની સ્થાપનાથી જ તેના અભ્યાસક્રમમાં રાષ્ટ્રભાષાનું સ્થાન મહત્ત્વપૂર્ણ રહ્યું છે. સ્વભાષાના માધ્યમની સાથે સાથે એક વિષય રૂપે રાષ્ટ્રભાષા (હિંદી-હિંદુસ્તાની)ના શિક્ષણનો પણ ખાસ આગ્રહ રાખવામાં આવ્યો છે. આગળ ઉપર સમય આવતાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં હિંદી પ્રચારનું કાર્ય પણ શરૂ કરી દીધું. વિદ્યાપીઠ તરફથી પહેલી, દૂસરી, તીસરી, વિનીત અને સેવક—એ પાંચ પરીક્ષાઓ લેવામાં આવે છે. ગુજરાતમાં નાનામાં નાના ગામમાં પણ વિદ્યાપીઠના હિંદી પ્રચારકો રાષ્ટ્રભાષાપ્રચારની સેવાનું કામ કરે છે.

### પ્રકાશન

વિદ્યાપીઠ એક પ્રકાશક સંસ્થા પણ છે. અત્યારે આજ સુધીમાં બધાં મળીને હિંદી, ગુજરાતી, અંગ્રેજી વગેરે ૨૭૫ જેટલાં પુસ્તકો પ્રકાશિત થઈ ચૂક્યાં છે. ગુજરાતી જોડણીકોશ, હિંદી-ગુજરાતી જોડણીકોશ વગેરે કોશ પણ વિદ્યાપીઠ તરફથી તૈયાર કરવામાં આવ્યા છે; કેટલાક બીજા કોશ તૈયાર થઈ રહ્યા છે. ગુજરાતને માટે હિંદી અને ગુજરાતીનાં પાઠ્યપુસ્તકો પણ વિદ્યાપીઠે તૈયાર કર્યાં છે, જે શાળાઓમાં ચાલી રહ્યાં છે.

### ગ્રંથાલય

ગુજરાત વિદ્યાપીઠનું ગ્રંથાલય આ સંસ્થાનું મુખ્ય આકર્ષણ છે. આ ગ્રંથાલયમાં બધાં મળીને ૧૩ ભાષાઓનાં લગભગ ૧,૦૯,૫૯૨ પુસ્તકો છે. ગ્રંથાલયના મકાનના નીચેના ભાગમાં મુંબઈ સરકારે સોંપેલો ગુજરાતી ભાષાનો કૉપીરાઈટ સંગ્રહ છે. આ ગ્રંથાલય ગુજરાતના વિદ્યાર્થીઓની ઘણી સેવા બજાવી રહ્યું છે. ગ્રંથાલય-વ્યવસ્થાની તાલીમ માટે ગ્રંથપાલ તાલીમ વર્ગ પણ વર્ષમાં એક વાર ચલાવવામાં આવે છે.

આ પ્રવૃત્તિઓ ઉપરાંત ખાદીકામ, ઉદ્યોગ તાલીમ વર્ગ, હિંદી શિક્ષકો માટે જુનિયર અને સિનિયર હિંદી શિક્ષક સનદ વર્ગ, બિનગુજરાતીઓ માટે ગુજરાતીની પરીક્ષાઓ વગેરે બીજી પ્રવૃત્તિઓ પણ ચાલે છે.

એ ઉપરાંત શિક્ષણ દ્વારા ગ્રામસેવાની દૃષ્ટિએ વિદ્યાપીઠ તરફથી પાયાની કેળવણીનાં કેન્દ્ર ચલાવવામાં આવે છે. એ મુખ્ય અને નવી ભાત પાડનારી પ્રવૃત્તિ છે. તે વિષે માહિતી નીચે પ્રમાણે છે:—

### વલ્લભ વિદ્યાલય, બોચાસણ

ખેડા જિલ્લામાં બોચાસણ મુકામે વિદ્યાપીઠે આ ગ્રામસેવા કેન્દ્ર સ્થાપ્યું છે. ત્યાં એક બુનિયાદી-શાળા ચાલે છે. ખાસ કરીને પછાત વર્ગોમાં કામ કરી શકે એવા ગ્રામસેવકો તૈયાર કરવાનો પણ આ સંસ્થાનો હેતુ છે. કાર્યકરોને સામાન્ય જ્ઞાન ઉપરાંત ખાદી, હાથવણાટ, ખેતી અને ગૌશાળાના વિષયોમાં પ્રાયોગિક તાલીમ આપવામાં આવે છે.

આ સંસ્થા જિલ્લા સ્કૂલબોર્ડ માટે બુનિયાદી કેળવણીના તાલીમ વર્ગો પણ ચલાવે છે. વિદ્યાલયની સાથે સ્વતંત્ર રીતે એક બાલવાડી અને એક નાનકડી આદર્શ ગૌશાળા તથા આજુબાજુનાં ગામડાંના લાભાર્થે એક દવાખાનું પણ ચલાવવામાં આવે છે.

### અંભેટી-સુખાલા

સુરત જિલ્લામાં અંભેટી-સુખાલાની આજુબાજુના આદિવાસી વિસ્તારમાં આદિમ જાતિનાં બાલક-બાલિકાઓ માટે વિદ્યાપીઠ એક આશ્રમશાળા ચલાવે છે.

આ ઉપરાંત કોચરબ સ્મારક આશ્રમ, ઉદ્યોગ મંદિર, ભલાડા અને ગ્રામવિદ્યાલય, દેથલી—આ ત્રણેય સંસ્થાઓને સંભાળવાનું કામ પણ વિદ્યાપીઠને હસ્તક છે.

આ પ્રમાણે વિદ્યાપીઠ રાષ્ટ્રીય કેળવણીના ઉત્કર્ષ માટે અને ગ્રામ-સેવા માટે કાર્યકરો તૈયાર કરવા માટે યથાશક્તિ કામ કરી રહ્યું છે. તેની ચાલીસ વર્ષની કામગીરી ઉપરથી જણાય છે કે, કેળવણીનું નવઘડતર કરવામાં તેણે મહત્ત્વનો ફાળો આપ્યો છે અને ગુજરાતને ચારિત્ર્યશીલ, કાર્યક્ષમ સેવકો આપ્યા છે. હાલ પણ એ જ દૃષ્ટિથી કામ કરે છે.

## ૨. ગુજરાત યુનિવર્સિટી

(રજિસ્ટ્રાર, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.)

યુનિવર્સિટી શિક્ષણના વિકેન્દ્રીકરણના પગલા રૂપે આ યુનિવર્સિટીની ગુજરાતીભાષી પ્રદેશની યુનિવર્સિટી તરીકે સ્થાપના થઈ હતી. આણંદ અને વડોદરાની યુનિવર્સિટીઓના વિસ્તારને બાદ કરતાં આ યુનિવર્સિટીનો વિસ્તાર હાલના ગુજરાત રાજ્યમાં સમગ્ર ગુજરાત સુધી વિસ્તરેલો છે.

મુંબઈ રાજ્યની સરકારે ગુજરાત યુનિવર્સિટી ધારો અમલમાં આણી તારીખ ૨૩ નવેમ્બર, ૧૯૫૦ના રોજ ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના કરી હતી, જેનો શિલારોપણ વિધિ સ્વર્ગસ્થ સરદાર વલ્લભ-ભાઈ પટેલના વરદ હસ્તે થયો હતો. ગુજરાત યુનિવર્સિટીએ ૧૯૫૦માં જ્યારે કામ શરૂ કર્યું ત્યારે તેની સાથે લગભગ ૨૧ જેટલી સંસ્થાઓ સંકળાયેલી હતી. જેની સામે આજે પાંચ અનુસ્નાતક શિક્ષણ આપતી માન્ય સંસ્થાઓ અને યુનિવર્સિટીના અનુસ્નાતક શિક્ષણનાં ચાર વિદ્યા-ભવનો સહિત એકંદર ૯૭ સંસ્થાઓ યુનિવર્સિટી સાથે સંકળાયેલી છે. આ સંસ્થાઓ અને કૉલેજોની યાદી આ સાથે સામેલ છે. ઉપરાંત ચાલુ વર્ષ દરમ્યાન લગભગ સત્તરેક નવી સંસ્થાઓની જોડાણ માટેની અરજીઓ વિચારણા હેઠળ છે.

હાલ જુદી જુદી આઠ વિદ્યાશાખામાં લગભગ પાંચેક હજાર વિદ્યાર્થિનીઓ સહિત આશરે ૩૨,૦૦૦ વિદ્યાર્થીઓ કૉલેજોમાં અભ્યાસ કરે છે. ઉપરાંત અંદાજે ૧૧,૦૦૦ વિદ્યાર્થીઓએ વિનયન વિદ્યાશાખાની બહારની (એક્સટર્નલ) પરીક્ષા માટે પરીક્ષાર્થીઓ તરીકે નોંધાવા માટે

અરજી કરી છે. ઉચ્ચ શિક્ષણ ખર્ચ જેમને પોષાતું ન હોય તેવા સેંકડો મુંબઈ રાજ્યના કે અન્યત્ર વસતા ગુજરાતીભાષી વિદ્યાર્થીઓને આ તક આશીર્વાદ સમાન નીવડી છે. આમ ગુજરાત યુનિવર્સિટીની સંસ્થાઓમાં તેમ જ બહારથી અભ્યાસ કરતા એકંદર વિદ્યાર્થીઓની સંખ્યા લગભગ ૪૩,૦૦૦ જેટલી છે.

સન ૧૯૫૫થી યુનિવર્સિટીએ તેના શિક્ષણના અને પરીક્ષાના માધ્યમ તરીકે ક્રમિક રીતે પ્રાદેશિક ભાષા ગુજરાતીને અપનાવેલ છે. યુનિવર્સિટીએ આ અંગેના તેના કાર્યક્રમમાં પદ્ધતિસરની પરિભાષા તૈયાર કરેલ છે.

વધુમાં યુનિવર્સિટી ૧૯૫૬થી અનુસ્નાતક અભ્યાસનું સંયોજન કરી તેના સીધા અંકુશ હેઠળ અને તેણે ધોરણસર માન્ય કરેલા અધ્યાપકો દ્વારા ધારાધોરણ પ્રમાણે સ્થપાયેલાં કુલ ૫૯ કેન્દ્રો પર આ અનુસ્નાતક અભ્યાસ અને સંશોધન ચાલે છે. આ કેન્દ્રો ઉપરાંત પાંચ માન્ય સંસ્થાઓમાં અને યુનિવર્સિટીના વિદ્યાભવનોમાં પણ અનુસ્નાતક શિક્ષણ અને સંશોધનનું કામ ચાલે છે.

કેવળ અભ્યાસ પૂરતું જ યુનિવર્સિટીનું કાર્યક્ષેત્ર મર્યાદિત રહે તો વિદ્યાર્થીઓનો વિકાસ એકાંગી જ બની જાય એ નિર્વિવાદ છે. રમતગમત, શારીરિક શિક્ષણ, અભ્યાસેતર વ્યાખ્યાનો, ચર્ચાસભાઓ, શિબિરો, શૈક્ષણિક ચલચિત્રો, પર્યટનો વગેરે પ્રવૃત્તિઓમાં પણ યુનિવર્સિટીએ નોંધપાત્ર કામગીરી બજાવી છે.

વિદ્યાર્થીકલ્યાણની બીજી પ્રવૃત્તિઓમાં આરોગ્ય કેન્દ્ર, વિદ્યાર્થીઓ માટેનું આરામગૃહ, તેમની શારીરિક તપાસ અને ગરીબ વિદ્યાર્થીઓને અપાતી મદદ વગેરે અનેકવિધ પ્રવૃત્તિઓ છે. અનુસ્નાતક અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે યુનિવર્સિટી છાત્રાલય છે જેમાં લગભગ ૧૬૦ છાત્રો છે.

યુનિવર્સિટીના ત્રણ પાંખોવાળા કાર્યાલયના મકાનમાં ગ્રંથાલયનો પણ સમાવેશ થાય છે. આ લાઇબ્રેરીમાં લગભગ ૬૨,૦૦૦ પુસ્તકો અને ૭૮૦ માસિકો વગેરે છે. તેમ જ યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન અને રાજ્ય સરકારની મદદથી સમાજવિદ્યા ભવન, મનોવિજ્ઞાનવિદ્યા ભવન, ગુજરાતી ભાષા-સાહિત્ય ભવન વગેરે માટે અલગ મકાનો બાંધવામાં આવેલાં છે. આ ભવનોમાં નીચેનાં વિષયોમાં માસ્ટરની અને/અથવા ડૉક્ટરેટની પદવી માટે શિક્ષણ-સંશોધનની જોગવાઈ કરવામાં આવી છે:

૧. અર્થશાસ્ત્ર, ૨. રાજનીતિશાસ્ત્ર, ૩. સમાજશાસ્ત્ર, ૪. આંકડાશાસ્ત્ર, ૫. ગણિતશાસ્ત્ર, ૬. તત્ત્વજ્ઞાન, ૭. મનોવિજ્ઞાન, ૮. ગુજરાતી, ૯. ભૌતિકવિજ્ઞાન, ૧૦. રસાયણવિજ્ઞાન. ૧૧. વનસ્પતિવિજ્ઞાન.

મધ્યસ્થ સરકારના કેળવણી ખાતાની યોજના દ્વારા ઓપનઍર થિયેટર અને સીંડર ટ્રૅક તેમ જ એક પેવેલિયનની પણ રચના કરવામાં આવી છે.

યુનિવર્સિટી વર્ષમાં ચાર વખત તેની સમાચારપત્રિકા (બુલેટિન) પ્રસિદ્ધ કરે છે, જેનું વાર્ષિક લવાજમ રૂ. ૪.૦૦ છે. ઉપરાંત વર્ષમાં બે વખત યુનિવર્સિટીનું જર્નલ 'વિદ્યા' પ્રસિદ્ધ કરે છે—જેમાં સંશોધનાત્મક લેખો પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેનું વાર્ષિક લવાજમ રૂ. ૫.૦૦ છે.

પરદેશ જવા ઇચ્છતા વિદ્યાર્થીઓને મદદગાર થવા માટે યુનિવર્સિટી ફૉરેન યુનિવર્સિટી ઇન્ફર્મેશન બ્યૂરોનું સંચાલન કરે છે.

બંધારણ.

યુનિવર્સિટીની સેનેટ એ યુનિવર્સિટીની મુખ્ય જવાબદાર સંસ્થા છે. યુનિવર્સિટી ધારામાં જણાવ્યા પ્રમાણેની બધી સત્તાનો ઉપયોગ તેને કરવાનો હોય છે.

૧૮ સભ્યોવાળી સિન્ડિકેટ એ અગ્રિમ કાર્યવાહક સત્તાશીલ મંડળ છે.

યુનિવર્સિટીની બીજી જવાબદાર સભા છે એકેડેમિક કાઉન્સિલ. તે કેળવણી વિષયક પ્રશ્નો જેવા કે, અભ્યાસક્રમો, પ્રવેશ અને પરીક્ષા અંગેનાં ધોરણો વગેરે અંગેના પ્રશ્નો હલ કરે છે.

યુનિવર્સિટીની આઠ વિદ્યાશાખાઓ છે અને ૪૪ અભ્યાસસમિતિઓ છે જે પોતપોતાના વિષયોના અભ્યાસક્રમો વગેરે તૈયાર કરવાનું કામ કરે છે.

## ૩. મહારાજા સયાજીરાવ વિદ્યાપીઠ, વડોદરા

(રજિસ્ટ્રાર, મ. સ. યુનિવર્સિટી, વડોદરા)

વડોદરા વિદ્યાપીઠ સ્થાપવાનો વિચાર ઈ. સ. ૧૯૦૯થી ભૂતપૂર્વ વડોદરા રાજ્યની સરકારે કર્યો હતો. કેટલીક યોજનાઓ પણ ઘડવામાં આવી હતી પણ કોઈનો અમલ થઈ શક્યો નહિ. ઈ. સ. ૧૯૨૫માં ફરી વડોદરાની અલગ વિદ્યાપીઠ સ્થાપવાની યોજના વિચારાઈ પણ તે અંગેની આર્થિક જવાબદારીઓ વિચારતાં તે યોજનાને સદ્‌ગત મહારાજા સર સયાજીરાવે પડતી મૂકી. એ સમયે મુંબઈ પ્રાંતમાં અલગ વિદ્યાપીઠ માટે વડોદરાની યોગ્ય તૈયારી નહોતી. પણ ઈ. સ. ૧૯૩૫ અને ૧૯૪૯ના ગાળામાં ઉચ્ચ શિક્ષણની નીચે જણાવેલી બીજી સંસ્થાઓ સ્થપાઈ:—

૧. સેકન્ડરી ટીચર્સ ટ્રેઈનિંગ કૉલેજ (માધ્યમિક શિક્ષકોની કેળવણી સંસ્થા)
૨. ધી પ્રતાપસિંહ કૉલેજ ઑફ કૉમર્સ
૩. ઍન્જિનિયરિંગ કૉલેજ
૪. મેડિકલ કૉલેજ.

શિક્ષણની દૃષ્ટિએ વિચારતાં, ફક્ત જુદી જુદી કૉલેજોને જોડતી અને પરીક્ષાઓ લેતી વિદ્યાપીઠને બદલે એક આવાસિક અને એક શિક્ષણ આપતી એક સ્થાનીય વિદ્યાપીઠ વડોદરામાં સ્થપાય એ વધારે ઇચ્છવાયોગ્ય હતું. એટલે ઈ. સ. ૧૯૪૭માં વડોદરા રાજ્યે વડોદરામાં વિદ્યાપીઠ સ્થાપવાની યોજના ઘડવા માટે એક સમિતિ નીમી. આ

સમયે વડોદરા તત્કાલીન પ્રચલિત લગભગ બધા પ્રકારની શિક્ષણસંસ્થાઓનું કેન્દ્ર થઈ ચૂક્યું હતું. એટલે આ સમિતિએ વડોદરામાં એક શિક્ષણપ્રધાન આશ્રમિક અથવા સ્થાનિક એવી વિદ્યાપીઠ સ્થાપવાની જોરદાર ભલામણ કરી. તા. ૩૦, એપ્રિલ ૧૯૪૯ના રોજ વડોદરા રાજ્યનું વિલીનીકરણ થયું તે પહેલાં, તે વખતની વડોદરા સરકારે મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરાની સ્થાપનાનો કાયદો પસાર કર્યો અને આ વિદ્યાપીઠ પહેલી મે, ૧૯૪૯થી અસ્તિત્વમાં આવી. શ્રીમતી હંસાબહેન મહેતા એનાં પહેલાં ઉપકુલપતિ નિમાયાં. એમણે ૩૦, એપ્રિલ, ૧૯૫૮ના રોજ આ પદ છોડયું અને તે તારીખથી ડૉ. જ્યોતીન્દ્ર માર્કંડરાય મહેતા ઉપકુલપતિ તરીકે ચાલુ છે.

શરૂમાં, આ વિદ્યાપીઠ નીચેની સંસ્થાઓથી શરૂ થઈ — (૧) વડોદરા આર્ટ્સ અને સાયન્સ કોલેજ, (૨) પ્રતાપસિંહ કોલેજ ઑફ કૉમર્સ ઍન્ડ ઇકોનૉમિક્સ, (૩) સેકન્ડરી ટીચર્સ ટ્રેઈનિંગ કોલેજ, (૪) કલાભવન ઍન્ડ એન્જિનિયરિંગ કોલેજ, (૫) મ્યૂઝિક કોલેજ (સંગીત મહાવિદ્યાલય), અને (૬) ઓરિએન્ટલ ઇન્સ્ટિટયૂટ (પ્રાચ્યવિદ્યા મંદિર). મેડિકલ કોલેજ અને વડોદરા સંસ્કૃત મહાવિદ્યાલય એ બે સંસ્થાઓ મુંબઈ સરકારના અંકુશ અને વહીવટ નીચે રહી હતી પણ, ઈ. સ. ૧૯૫૧માં સંસ્કૃત મહાવિદ્યાલયનો વહીવટ વડોદરા વિદ્યાપીઠને મળ્યો જ્યારે મેડિકલ કોલેજ હજુ પણ રાજ્ય સરકારની હકૂમતમાં છે. એનું કારણ એ છે કે સાર્વજનિક દવાખાનું અને દાક્તરી કોલેજ બેઉ એક જ વ્યવસ્થા અને અંકુશ નીચે હોવાં જરૂરી છે અને તે જાતની દેખરેખ રાખવી વિદ્યાપીઠ કરતાં રાજ્ય સરકારને વધારે અનુકૂળ રહે.

જૂન, ૧૯૫૦ સુધીમાં તો ઉપર ગણાવેલી સંસ્થાઓની પુનર્ઘટના કરી એના જુદા જુદા વિદ્યાવિભાગો (ફેકલ્ટીઝ)ની રચના કરવામાં આવી, જેમ કે, ફેકલ્ટી ઑફ આર્ટ્સ, ફેકલ્ટી ઑફ સાયન્સ વગેરે. વિનયન અને વાણિજ્ય પ્રથમ અને મધ્યમ અથવા દ્વિતીય કક્ષાના વર્ગોની એક અલગ સંસ્થા બનાવી જેને પ્રાવેશિક વિદ્યાલય (ઈન્ટરમિડિયેટ કોલેજ) તરીકે ઓળખાય છે. વિનયન, વિજ્ઞાન, શિક્ષણ અને માનસશાસ્ત્ર, વાણિજ્ય અને અર્થશાસ્ત્ર તથા ઇજનેરી વિદ્યાના વિદ્યાવિભાગો ઉપરાંત લલિતકલા, ગૃહવિજ્ઞાન અને સમાજસેવાના ત્રણ નવા વિદ્યાવિભાગો શરૂ કરવામાં આવ્યા. ભારતની ઘણીખરી વિદ્યાપીઠો જે ચીલાઓએ ચાલતી હતી તેમને જ અનુસરવાને બદલે આ નવા વિદ્યાવિભાગોની શરૂઆત કરી વિદ્યાપીઠશિક્ષણમાં અગત્યનો ઉમેરો કર્યો.

આ ત્રણ વિદ્યાવિભાગો વિષે અહીં થોડું વિવેચન અસ્થાને નહિ ગણાય. કેટલાકને શંકા રહેતી કે ગૃહવિજ્ઞાન એ વિશ્વવિદ્યાલયની કક્ષાએ શિક્ષણવિભાગ તરીકે ઉચિત હોઈ શકે કે કેમ? પણ ખાસ કરીને સન્નારીઓ માટે ગૃહવિજ્ઞાનની ઉચ્ચ કેળવણી કરતાં વધુ અગત્યની બીજી કઈ કેળવણી હોઈ શકે? અને તે પણ એ પ્રકારની કેળવણી કે જેમાં આહારવિજ્ઞાન, બાળઉછેર અને બાળકકેળવણી, કૌટુંબિક સંબંધો, ગૃહવ્યવસ્થા આદિનું શાસ્ત્રીય પદ્ધતિએ શિક્ષણ આપવામાં આવતું હોય, એવા ગૃહવિજ્ઞાનના શિક્ષણ કરતાં વધુ અગત્યનું બીજું કયું શિક્ષણ હોઈ શકે? સુખી અને સંતોષી સંસારનાં અંગો છે કુટુંબનો પૌષ્ટિક, વ્યવસ્થિત આહાર, સુવ્યવસ્થિત ગૃહસંભાળ અને બાળકની યોગ્ય સંભાળ. આ વિદ્યાવિભાગને જોડીને, એના આવશ્યક અંગ તરીકે ચેતન બાલવાડી નામની એક બાલઉછેર શાળા (નર્સરી સ્કૂલ) ચલાવવામાં આવે છે જ્યાં બાલઉછેરનું શિક્ષણ પણ આપી શકાય અને એ અંગેના પ્રશ્નોના ઉકેલ અંગે સંશોધન પણ કરી શકાય. વળી જૂન ૧૯૫૮થી ગૃહવિજ્ઞાન શાખા તરીકે એક ગ્રામસેવિકા શિક્ષણ કેન્દ્ર શરૂ કરવામાં આવ્યું છે. અત્યારે તેમાં પ્રતિ વર્ષ ૨૦ સેવિકાઓને શિક્ષણ આપી શકાય એટલી સગવડ થઈ ચૂકી છે. આ વિદ્યાવિભાગને ભારતભરમાં ગૃહવિજ્ઞાનના ઉચ્ચશિક્ષણના કેન્દ્ર તરીકે વિકસાવવા માટે અમેરિકાની ફોર્ડ સંસ્થાએ પાંચ લાખ પચીસ હજાર રૂપિયા જેટલી ઉદાર મદદ કરી છે જે જાહેર કરતાં હર્ષ થાય છે. આ મદદ ત્રણ વર્ષ માટે છે જે ગૃહવિજ્ઞાનના શિક્ષકો તૈયાર કરવામાં અને અનુસ્નાતક સંશોધન વિભાગ વિકસાવવામાં ખર્ચવામાં આવશે.

સમાજસેવા — સામાજિક કાર્યના વ્યવસાયી કાર્યકર્તાઓ તૈયાર કરવાની અગત્ય પર પૂરતો ભાર મૂકવામાં આવ્યો છે. આથી કંઈ સ્વેચ્છાએ સમાજસેવા કાર્ય કરનારાની સેવાઓની ઓછી કિંમત આંકવામાં આવે છે એવું નથી. પણ, સમાજસેવાનાં જુદાં જુદાં અંગો અથવા પાસાંઓ બાબત યોગ્ય શાસ્ત્રીય અને મનોવૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવવા માટે આવા કાર્યકર્તાઓને કોઈ પ્રકારની ઉચ્ચ શાસ્ત્રીય કેળવણી આપવાની ખાસ જરૂર છે. આવા શિક્ષણની આવશ્યકતા હવે દુનિયાભરમાં બધે સ્વીકારાતી જાય છે. ભારતમાં આજે જ્યારે જુદાં જુદાં ક્ષેત્રોમાં ઘણા ફેરફાર થવા માંડયા છે ત્યારે સમાજક્ષેત્રે ઘણી પુનર્રચના, પલટાતા સંયોગોને અનુરૂપ પુનર્ઘટના, બાંધછોડ આદિ અનિવાર્ય થઈ પડયાં છે. ભારતીય સરકારના સામૂહિક વિકાસ મંત્રી વિભાગની સહાય વડે, આ વિદ્યાપીઠ એક સામૂહિકશિક્ષણ વ્યવસ્થાપક કેળવણીકેન્દ્ર ચલાવે છે જે કેન્દ્ર સમાજકાર્ય — સમાજસેવા વિદ્યાવિભાગના અંગ તરીકે કાર્ય કરે છે. પાદરા શહેરને રસ્તે વડોદરાથી લગભગ આઠ માઈલ દૂર આ કેન્દ્ર છે, એમાં ચાલુ નોકરીમાંના સમાજશિક્ષણ વ્યવસ્થાપકોને કેળવણી અપાય છે, જેમને આ કેળવણી બાદ સમાજશિક્ષણ અને વિકાસઘટકોની વ્યવસ્થા સોંપવામાં આવે છે.

વિશ્વવિદ્યાલય એ વિદ્યાનું ધામ છે, જેમાં પ્રત્યેક વિદ્યાર્થીને પોતાના આખા વ્યક્તિત્વનો પૂરો અને સર્વાંગી સંઘટિત વિકાસ કરવાનો અવસર મળે છે. કેટલાક વિદ્યાર્થીઓને પ્રશિષ્ટસાહિત્ય કે ગણિત જેવા વિષયોનો શોખ ન હોય પણ તેમનાં મન કલા અને સર્જક પ્રવૃત્તિ તરફ ઢળેલાં હોય તેવાઓને પણ ઉચ્ચશિક્ષણનો લાભ ન મળે તે યોગ્ય નથી. એ દૃષ્ટિબિંદુથી વડોદરા વિદ્યાપીઠે ચિત્ર, શિલ્પ, વ્યવસાયાત્મક (applied) કલા, સંગીત, નૃત્ય અને નાટ્ય આદિનું શિક્ષણ આપતા લલિતકલા વિદ્યાવિભાગને શરૂ કરી વિકસાવ્યો છે.

પોલિટેક્નિકના નામથી ઓળખાતી એક નવી સંસ્થા જૂન ૧૯૫૭થી શરૂ કરવામાં આવી છે. આ સંસ્થા સિવિલ, મિકેનિકલ અને ઇલેક્ટ્રિકલ ઇજનેરી શિક્ષણની ભારતીય સરકારની વિકાસ યોજના હેઠળ, બીજી પંચવર્ષીય યોજનામાં, હસ્તીમાં આવી છે.

વિદ્યાપીઠમાં સાચી સંસ્કારવિદ્યાની (liberal education) કેળવણીનું મહત્ત્વ આ વિદ્યાપીઠ સ્વીકારે છે. શાળાની પરીક્ષામાં ઉત્તીર્ણ થતા

મોટા ભાગના વિદ્યાર્થીઓ સોળ વર્ષ કે તેથી કંઈક વધુ ઉંમરના જ હોય છે અને બૌદ્ધિક દૃષ્ટિએ એઓ અપક્વ હોય છે. એટલે આવા વિદ્યાર્થીઓને માટે પ્રાક્-વિદ્યાપીઠ (preuniversity) અથવા પ્રાવેશિક (Preparatory) વર્ગોમાં અને રીતસરના વિદ્યાપીઠ શિક્ષણના પ્રથમ વર્ષમાં જનરલ એજ્યુકેશન અથવા સર્વાંગી સામાન્યજ્ઞાન આપવાની યોજના ઘડવી વિદ્યાપીઠના સંચાલકોને આવશ્યક જણાઈ. એમને એમ પણ લાગ્યું કે, આ દેશની લોકશાહી વ્યવસ્થા અને વિશ્વમાં વિજ્ઞાન અને યંત્રવિદ્યા આદિમાં થતી ઝડપી આગેકૂચનો વિચાર કરતાં, વિદ્યાપીઠનો કોઈ પણ સ્નાતક કોઈ પણ વિદ્યાક્ષેત્રનો વિશિષ્ટ અભ્યાસ કરે તે પહેલાં એને ઓછામાં ઓછું એટલું અને એવું તો શિક્ષણ મળવું જ જોઈએ જેથી એ ભારતીય પ્રજાતંત્રના એક જવાબદાર અને સમજદાર નાગરિક તરીકે સારી રીતે જીવી શકે. આ જાતના સર્વાંગી અને સામાન્યશિક્ષણ (જનરલ એજ્યુકેશન)નો આ પ્રયાસ પ્રયોગાત્મક રૂપે છે પણ વિદ્યાપીઠના સંચાલકોને લાગે છે કે સમય જતાં એક ઉપયોગી અને વ્યાપક યોજના આ અંગે ઘડી શકાશે. યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાની ફોર્ડ સંસ્થાએ આ વિદ્યાપીઠને અહીં જનરલ એજ્યુકેશન કેન્દ્ર માટે ૪,૩૦,૦૦૦ ડૉલરની ઉદાર સહાય આપી છે.

ત્રણ વર્ષનો સ્નાતક શિક્ષણક્રમ શરૂ કરવામાં વડોદરા વિદ્યાપીઠે પહેલ કરી છે. વિદ્યાર્થીઓના વર્ગકામની જેમાં યોગ્ય નોંધો રખાય છે એ રીતની શિક્ષણપદ્ધતિ (ટ્યૂટોરિયલ સીસ્ટમ) ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. શિક્ષક અને શિષ્યનો પરસ્પર સીધો અને ઘનિષ્ઠ સંબંધ જાગે એ દૃષ્ટિએ આ પદ્ધતિ આવશ્યક લાગી છે.

જૂની પરીક્ષાપદ્ધતિમાં કેટલાક તાત્કાલિક સુધારાની અગત્ય આ વિદ્યાપીઠે સ્વીકારી છે. સહુ કોઈને એમ તો લાગે છે જ કે વિદ્યાપીઠની પરીક્ષાઓ વધુ સમજપૂર્વકની અને યુક્તિસંગત બને એવા કંઈક સુધારાવધારા આવશ્યક છે. ચાલુ પરીક્ષાપદ્ધતિમાં ખાસ કરીને પરીક્ષાના આગલા દિવસોમાં વિદ્યાર્થી ગોખણપટ્ટી કરી સફળતા મેળવી શકે છે અને જે લોકો પુછાયેલા સવાલોના ઉત્તર લખવામાં હોશિયાર હોય છે તે લોકો વધુ ફાવે છે. પણ આ વિદ્યાપીઠનું મંતવ્ય એવું છે કે આખા વર્ષ દરમિયાન વિદ્યાર્થીએ જે કાર્ય કર્યું, અભ્યાસ કર્યો, કે શિક્ષણ ગ્રહણ કરી બતાવ્યું તે સમગ્રના આધારે એની કિંમત અંકાવી જોઈએ. એટલે પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીના પરિણામની વિચારણામાં એના વર્ગકામ (ક્લાસ વર્ક)ને પણ અગત્ય અપાય છે અને આખા વર્ષના એ વિદ્યાર્થીના કાર્યની વ્યવસ્થિત નોંધ રખાય છે.

વિદ્યાપીઠે વિદ્યાર્થીઓને રહેવા માટે ઘણાં વસતિગૃહો બાંધ્યાં છે. આજ સુધીમાં પાંચ વસતિગૃહો વિદ્યાર્થી ભાઈઓ માટે તથા બે વસતિગૃહો વિદ્યાર્થીબહેનો માટે બંધાઈ ચૂક્યાં છે અને બીજાં ત્રણ વસતિગૃહોનું બાંધકામ ચાલે છે.

વિદ્યાર્થીસંઘ માટે એક સારી ઇમારત બાંધવામાં આવી છે અને વિદ્યાપીઠના વિદ્યાર્થીઓમાં સંઘજીવન અને સહકારને ઉત્તેજન મળે તે અંગે ખાસ પ્રયત્ન કરવામાં આવે છે.

ઈ. સ. ૧૯૫૨માં આ વિદ્યાપીઠે, પાટણમાં ઈ. સ. ૧૯૨૯થી ચાલતી શેઠ ઉજમશી પીતાંબરદાસ આયુર્વેદિક કૉલેજની વ્યવસ્થા પોતાના હસ્તક લીધી. એને હવે શેઠ ઉજમશી પીતાંબરદાસ આયુર્વેદિક રીસર્ચ યુનિટ (શેઠ ઉ. પી. વૈદ્યકીય સંશોધન એકમ) કહેવામાં આવે છે અને એને વડોદરાની મેડિકલ કૉલેજના મકાનમાં જ રાખવામાં આવ્યું છે. આ એકમ શરૂ કરવાનો ઉદ્દેશ આયુર્વેદશાસ્ત્રમાં સંશોધન કરવાનો છે. આ એકમનું એક વિશિષ્ટ પુસ્તકાલય છે, વનસ્પતિઓના તથા દવાઓના નમૂનાઓનું સંગ્રહાલય પણ બનાવવામાં આવ્યું છે, એક રસશાલા ચલાવવામાં આવે છે અને દવાખાનામાં રહીને તેમ જ દવાખાનાની બહાર ઘેર રહી વૈદ્યકીય ઉપચાર લેતા દર્દીઓના વિભાગ પણ રાખવામાં અવ્યા છે.

પ્રાચ્યવિદ્યા મંદિરમાંનો રામાયણ વિભાગ વાલ્મીકિ રામાયણની સંશોધિત અને સચિત્ર આવૃત્તિ તૈયાર કરી રહ્યો છે. બાલકાંડની સંશોધિત આવૃત્તિ પ્રસિદ્ધ પણ થઈ ગઈ છે.

પ્રાચ્યવિદ્યા મંદિરમાં ભારતીય સંસ્કૃતિના જુદાં જુદાં અંગો અંગે સંશોધન અને ગ્રંથપ્રકાશન પ્રવૃત્તિ ચાલે છે જે દેશપરદેશમાં સુવિખ્યાત છે. આ વિદ્યામંદિરમાં લગભગ પચીસ હજાર કીમતી હસ્તલિખિત ગ્રંથોનો મોટો સંગ્રહ છે. પ્રતિવર્ષ આવા ગ્રંથો ખરીદાય છે તેમ જ કેટલીક સંસ્થાઓ અને વ્યક્તિઓ તરફથી ભેટ પણ મળે છે.

વિદ્યાપીઠની પ્રકાશન પ્રવૃત્તિ પણ ઠીક ઠીક વેગપૂર્વક ચાલી રહી છે. વિદ્યાપીઠનું એક સામયિક 'જર્નલ ઑફ ધ એમ. એસ. યુનિવર્સિટી ઑફ બરોડા'માં તથા પ્રાચ્યવિદ્યામંદિરના 'જર્નલ ઑફ ધ ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ'માં સંશોધનપૂર્વકના શાસ્ત્રીય લેખો છપાય છે તેમ જ ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝ, પ્રાચીન ગુર્જર ગ્રંથમાળા, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી આર્કિયોલૉજી સિરીઝ, મ. સ. યુ. રીસર્ચ સિરીઝ, મ. સ. યુ. ઓરિએન્ટલ સિરીઝ ઉપરાંત શ્રી સયાજી સાહિત્યમાળા, શ્રી સયાજી બાલજ્ઞાનમાળા, શ્રી સયાજી ગ્રામવિકાસમાળા, માતુશ્રી જમનાબાઈ સ્મારક ગ્રંથમાળા, આદિમાં ગ્રંથો પ્રતિવર્ષ બહાર પડે છે. ઉપરાંત જુદા જુદા વિદ્યાવિભાગો તરફથી સંગીત, અર્થશાસ્ત્ર, અને વાણિજ્ય, રાજ્યનીતિ, શિક્ષણશાસ્ત્ર, આદિ વિષયક ગ્રંથો બહાર પડે છે.

શ્રીમતી હંસા મહેતા લાઈબ્રેરી નામથી ઓળખાતું, વિદ્યાપીઠનું એક કેન્દ્રિત મોટું સુંદર પુસ્તકાલય છે. એની ભવ્ય ઇમારત આગળના ભાગમાં આ વિદ્યાપીઠના લલિતકલા વિભાગે સિમેન્ટનો બનાવેલો શિલ્પફલક–શિલ્પપટ–છે. આ પુસ્તકાલયમાં પુસ્તકાલયવિજ્ઞાનના અનુસ્નાતક પ્રમાણપત્રના શિક્ષણવર્ગો પણ ચલાવાય છે. પુસ્તકાલયમાં એક લાખ કરતાં વધુ પુસ્તકો છે, ઉપરાંત સામયિકો વગેરે પણ છે. સવારના આઠથી રાત્રિના દશ સુધી રજાઓ સિવાયના તમામ દિવસોમાં આ પુસ્તકાલય ખુલ્લું રહે છે અને બીજા સત્રમાં તો તહેવારોની રજાઓમાં તથા રવિવારે પણ ખુલ્લું રહે છે, જેથી વિદ્યાર્થીઓને વાચનની અનુકૂળતા મળી રહે છે.

આ વિદ્યાપીઠને પોતાનું છાપખાનું—એમ. એસ. યુનિવર્સિટી પ્રેસ (મહારાજા સયાજીરાવ વિદ્યાપીઠ મુદ્રણાલય) છે જે વિદ્યાપીઠનું તમામ મુદ્રણકાર્ય કરે છે.

વિદ્યાપીઠ તરફથી વિદ્યાર્થીઓ અને શિક્ષકો માટે એક તરવાનો હોજ, તેમ જ હોડી હંકારવાનું શિક્ષણ આપતી નાવ-ગોષ્ઠી (Boating club) પણ ચાલે છે. શિક્ષણેતર બીજી રમતગમતો આદિ પ્રવૃત્તિઓમાં વિદ્યાર્થીઓ ઘણી ખુશીથી ભાગ લે છે. અને વિદ્યાર્થીસંઘ વિદ્યાર્થીઓની પોતાની આ પ્રવૃત્તિઓ પોતે જ સંભાળે છે. વિદ્યાપીઠના અધિકારીઓ પણ પ્રવૃત્તિઓને પોતાનો હાર્દિક સહકાર આપે છે અને એને પ્રેરણા, ઉત્તેજન પણ આપે છે.

વિદ્યાર્થીઓ અને શિક્ષકો જે જુદી જુદી સંશોધનપ્રવૃત્તિ હાથ ધરવા માગે તે સહુને વિદ્યાપીઠ ઉત્તેજન આપે છે. પ્રતિવર્ષ જુદી જુદી કોન્ફરન્સોમાં વિદ્યાપીઠના જુદા જુદા વિદ્યાવિભાગના શિક્ષકોને પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવે છે.

વડોદરા વિદ્યાપીઠે અગિયાર વર્ષ પૂરાં કર્યાં એટલે હજુ તો કિશોર અવસ્થામાં છે. આટલા થોડા સમયમાં પણ એ ભારતમાં તેમ જ અન્ય દેશોમાં પ્રસિદ્ધિ અને પ્રશંસા પામી છે. ઇંગ્લંડ, યુ. એસ. એ., રશિયા, સ્પેન, નૉર્વે અને બીજા દેશોમાંથી વિદ્યાર્થીઓ અહીં (Non-Collegiate) વિદ્યાર્થીઓ તરીકે આવે છે અને અમને શ્રદ્ધા છે કે જ્યારે તેઓ પોતાના દેશમાં પાછા જાય છે ત્યારે આ વિદ્યાપીઠમાંના તેમના વસવાટનાં ચિરસ્થાયી મીઠાં સ્મરણોનું ભાથું બાંધતા જાય છે.

(રજિસ્ટ્રાર, સ. વ. વિદ્યાપીઠ, વલ્લભ વિદ્યાનગર)

## ૪. સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ

શૈક્ષણિક પ્રવૃત્તિઓ, ગ્રામોદ્ધાર અને ગ્રામપુનર્રચનાના ત્રિભેટા સમા વલ્લભ વિદ્યાનગર મધ્યે સ્થપાયેલી સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ અર્વાચીન કાર્યપ્રણાલી અને ગ્રામવાતાવરણનું ક્વચિત્ દૃષ્ટિગોચર થતું સુભગ મિશ્રણ છે.

ભારતના જે લોખંડી પુરુષની પુનિત યાદમાં અને જેમના હાર્દિક આશીર્વાદથી ગ્રામવિસ્તારમાં આ નૂતન વિદ્યાકેન્દ્ર સ્થપાયું, તેમનું જ નામ આ વિદ્યાપીઠ સુયોગ્ય રીતે પામી છે. મધ્ય ગુજરાતની જનતામાં પ્રાચીન સંસ્કૃતિ તેમ જ જ્ઞાનવિજ્ઞાનના અર્વાચીન પ્રવાહો ફેલાવવાનું તેનું ધ્યેય છે.

વલ્લભ વિદ્યાનગરની શૈક્ષણિક તેમ જ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓની જનેતાસમ ચારુતર વિદ્યામંડળે, આ ગ્રામનગરનું આયોજન કર્યા બાદ, ઉચ્ચ શિક્ષણના વિકાસાર્થ મહાવિદ્યાલયો સ્થાપવાની શરૂઆત કરી અને આ શુભ શરૂઆત સ્વરૂપ વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય (આર્ટ્સ અને સાયન્સ કૉલેજ)ની સને ૧૯૪૭માં શરૂઆત થઈ. એ જ વરસે આ વિદ્યાપીઠના વિસ્તારમાં આવેલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ એગ્રીકલ્ચરે, ખેતીવાડીના ઉચ્ચ શિક્ષણાર્થે, શ્રી બંસીલાલ અમૃતલાલ કૃષિ મહાવિદ્યાલયનાં પણ મંગળાચરણ કર્યાં. બીજે જ વર્ષે અર્થાત્ સને ૧૯૪૮માં સરદારશ્રીની પ્રેરણાથી પ્રાપ્ત થયેલ બિરલા એજ્યુકેશન ટ્રસ્ટના રૂ. ૨૫ લાખના દાનથી શ્રી બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલય (ઇજનેરી કૉલેજ) અસ્તિત્વમાં આવ્યું. બે જ વર્ષ બાદ સને ૧૯૫૦માં ભીખાભાઈ જીવાભાઈ વાણિજ્ય મહાવિદ્યાલય (કૉમર્સ કૉલેજ)ની પણ સ્થાપના થતાં ઉચ્ચ શિક્ષણની મુખ્ય પાંચ શાખાઓના શિક્ષણની જોગવાઈ ખડી થઈ.

તત્કાલ પૂરતી પાયે કૉલેજો શરૂઆતમાં મુંબઈ ને તે પછી ગુજરાત યુનિવર્સિટી સાથે સંકળાયેલી હતી અને પ્રથમ બે ત્રણ વર્ષ ગુજરાત યુનિવર્સિટીનો અભ્યાસક્રમ અનુસરવામાં આવ્યો હતો, પણ રાષ્ટ્રભાષા હિંદી દ્વારા શિક્ષણ આપતી ગ્રામવિસ્તારની એક વિદ્યાપીઠની માગને પૂરી કરવા, રાષ્ટ્રીય એકતાના સ્તંભસમ સરદાર પટેલના જન્મદિન તા. ૩૧–૧૦–'૫૫ના રોજ મુંબઈ સરકારે સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ ધારો પસાર કર્યો. વિદ્યાપીઠનું પદ્ધતિસરનું કામકાજ તા. ૧૫–૧૨–'૫૬ થી શરૂ થતાં સને ૧૯૫૮ના પ્રથમ સત્રાંતે તેણે પોતાની સૌ પ્રથમ પરીક્ષાઓ લીધી. સેનેટ અને સિન્ડિકેટની બંધારણીય શરૂઆત સને ૧૯૫૬ના નવેમ્બરમાં થઈ.

કાયદાના ઉદ્દેશમાં જણાવ્યા મુજબ વિદ્યાપીઠના હેતુઓ નીચે પ્રમાણે છે:

"વિનયન, વિજ્ઞાન અને ઔદ્યોગિક શિક્ષણના ફલસ્વરૂપ ગ્રામ-સુધારણા અને પુનર્રચનાના કાર્યને વેગવંત બનાવતું જરૂરી અને દેવનાગરી લિપિમાં હિંદી ભાષાના માધ્યમ દ્વારા શિક્ષણ પરીક્ષણનું કાર્ય કરનારી વિદ્યાપીઠ ઊભી કરવાની જરૂરિયાત જણાતાં, આઝાદ ભારતના આ છઠ્ઠા વર્ષમાં વલ્લભ વિદ્યાનગર ખાતે ગ્રામભૂમિકામાં વિદ્યાપીઠ સ્થાપવાનો નિર્ણય થતાં આ 'સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ ધારો' પસાર કરવામાં આવે છે."

આ ગ્રામનગરના ઘડવૈયા અને વિદ્યાધામના સ્વપ્નદ્રષ્ટા શ્રી ભાઈલાલભાઈ પટેલની પ્રથમ ઉપકુલપતિ તરીકે નિમણૂક થઈ અને તેમને સહાય કરવા નીચેની સલાહકાર સમિતિ પણ નીમવામાં આવી: સર્વશ્રી ૧. સ્વ. ભીખાભાઈ કુબેરભાઈ પટેલ ૨. બાબુભાઈ જશભાઈ પટેલ ૩. એન. આર. ત્રિવેદી ૪. ડાહ્યાભાઈ વલ્લભભાઈ પટેલ ૫. એસ. બી. જુન્નરકર ૬. ડૉ. એમ. એસ. શાહ ૭. આર. કે અમીન ૮. શ્રી ગિરિશચંદ્ર દેસાઈ અને ૯. ઇન્દુમતી ચીમનલાલ શેઠ.

વિદ્યાપીઠનો પ્રથમ પદવીદાન સમારંભ ૧૩ જાન્યુઆરી ૧૯૫૯ના રોજ યોજાયો જ્યારે કુલ ૨૩૯ સ્નાતકોને ઉપાધિ અર્પણવિધિ તત્કાલીન કુલપતિ ને મુંબઈ રાજ્યના રાજ્યપાલ શ્રી શ્રીપ્રકાશના વરદ હસ્તે થયો હતો.

વિદ્યાપીઠનો બીજો વાર્ષિક પદવીદાન સમારંભ અને આ વિદ્યાધામના સર્જક શ્રી ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલને માનદ ડૉક્ટરેટની ઉપાધિનો વિશિષ્ટ અર્પણવિધિનો સંયુક્ત સમારંભ ૧૯૫૯ના નવેમ્બરની

क विद्यापीठनी कायदेसरनी अधिकृत समितिओमां सौ प्रथम सेनेट छे तेना क्षेत्रमां नीचेनी बाबतो मुख्य छे – १ अभ्यासक्रम शिक्षण तथा प्रायोगिक कार्य अंगेनां धाराधोरण घडवां २ नवी विद्याशाखाओने मंजूरी आपवी ने ते अर्थे जरूरी शिक्षकगण वगेरेने मंजूरी आपवी ३ डिप्लोमा तथा डिग्री प्रदान करवी, चंद्रको तथा अन्य शैक्षणिक उपाधि अर्पवां ४ युनिवर्सिटीना नियमो–स्टेच्युट घडवा, बदलवा के रद करवां ५ वार्षिक सरवैयुं अंदाजपत्रक तेम ज वार्षिक अहेवाल मंजूर करवो.

ख सिन्डिकेट आ विद्यापीठनी कार्यवाहक अने शैक्षणिक समिति छे तेना सभ्यो नीचे प्रमाणे छे १ उपकुलपति, २ राज्यना शिक्षण नियामक अथवा मददनीश नियामकनी कक्षाथी नीचेना नहि तेवा तेमना प्रतिनिधि, ३ थी ८ डिग्री कोलेजोना आचार्यो, ९ थी १० चारुतर विद्यामंडळना बे प्रतिनिधिओ ११ बिरला एज्युकेशन ट्रस्टना एक प्रतिनिधि, १२ ईन्स्टिट्यूट ओफ एग्रिकल्चरना एक प्रतिनिधि, १३ थी १५. सामान्य मतदार मंडळोमांथी सेनेटे चूंटेला त्रण सभ्यो. तेनां कार्योमां मुख्य छे १ विद्यापीठनी मिलकत तथा भंडोळनो वहीवट करवो २ विद्यापीठ वती ट्रस्ट, दान, चंद्रको वगेरेनो स्वीकार, प्रदान वगेरेनी गोठवण करवी. ३ विद्यापीठनां नाणां, हिसाब, तथा नाणाकीय रोकाणोनी देखभाळ राखवी. ४ वार्षिक कार्यवाही तथा हिसाब तैयार करवा.

ग फेकल्टीझ–विद्याशाखाओ ते ते शाखाना अभ्यासक्रम अंगेनी समितिओना सभ्यो तथा सेनेटे नीमेला फेलोनी बनेली होय छे तेमनुं कार्य सिन्डिकेट तथा अभ्यासक्रम समितिओए मोकलेली बाबतो पर विचारीने अभिप्राय आपवानुं अथवा अभ्यासक्रम समितिओने विचारणा तथा अभिप्रायार्थे अमुक बाबतो मोकलवानुं छे

घ अभ्यासक्रम समितिओ–दरेक विषयनी अभ्यासक्रम समिति ते ते विषयना विद्यापीठना तेम ज महाविद्यालयोना शिक्षकोनी बनेली होय छे तेमनुं कार्य अभ्यासक्रम घडवानुं पाठ्यपुस्तको नक्की करवानुं तथा परीक्षकोनां जूथ नक्की करवानुं छे

च अनुस्नातक अभ्यासक्रम समिति अनुस्नातक तथा संशोधनमां गूंथायेला विद्यार्थीओना प्रश्नो विचारे छे

विद्यापीठना अधिकारीओ नीचे प्रमाणे छे

| | | |
|---|---|---|
| १ उपकुलपति | | श्री बाबुभाई जशभाई पटेल |
| २ विनयन शाखाना डीन | | श्री एस. एम. वाडिया |
| ३ विज्ञान „ | „ | डॉ. आर. डी. पटेल |
| ४ वाणिज्य , | „ | प्रा आर. के अमीन |
| ५ ईजनेरी , | „ | आचार्य आर. एच. चोखावटिया |
| ६ कृषि „ | „ | डॉ. आर. एम. पटेल |
| ७ रजिस्टार (ऑफिग) | | श्री के. ए. अमीन |

विद्यापीठना अनुस्नातक वर्गो तथा मान्य महाविद्यालयोमां विद्यार्थीओ तथा शिक्षकनी संख्या नीचे प्रमाणे छे

| | शिक्षको | विद्यार्थीओ |
|---|---|---|
| १ नलिनी तथा अरविंद विनयन महाविद्यालय | २७ | ६९५ |
| २ विठ्ठलभाई पटेल महाविद्यालय | ८७ | १४१८ |
| ३ भीखाभाई जीवाभाई वाणिज्य महाविद्यालय | २१ | ८५२ |
| ४ बिरला विश्वकर्मा महाविद्यालय | ८४ | ८७२ |
| ५. बंसीलाल अमृतलाल कृषि महाविद्यालय | ४४ | ५८४ |
| ६ माध्यमिक शिक्षण महाविद्यालय | १० | ८७ |
| ७ विनयन शाखा अनुस्नातक वर्गो | १८ | ८६ |
| ८ विज्ञान शाखा अनुस्नातक वर्गो | ६ | ६३ |

# વિશ્વવિદ્યાલયોના વિદ્યાર્થીઓની સ્થિતિ

શ્રી દિનકરભાઈ વશી
(સમાજ વિદ્યાભવન, ગુજરાત યુનિ. અમદાવાદ)

કોઈ પણ પ્રજાના ઉચ્ચ કેળવણી લેનારા આજના યુવાનો નજીકના ભવિષ્યમાં દરેક ક્ષેત્રે તે પ્રજાના ઘડતરમાં અને વિકાસમાં અગત્યનો ભાગ ભજવશે. ગુજરાત માટે આમપ્રજા અને ઉચ્ચ કેળવણી લેનારા વર્ગ વચ્ચે સામાજિક રીતે કેટલું સામ્ય છે તે તપાસવાનો આ લેખનો હેતુ છે. તે માટે સામાન્ય પ્રજાના વસવાટનાં સ્થળો, ધંધા-રોજગાર, કેળવણી, આર્થિક સ્થિતિ વિષેના આંકડાઓ અને ઉચ્ચ કેળવણી લેનારા સંબંધીના આવા આંકડાઓ અત્રે રજૂ કરવામાં આવ્યા છે.

ગુજરાતમાં અને ભારતમાં વિદ્યાર્થી વર્ગના અમુક પ્રમાણો પ્રથમ તપાસીએ.

ગુજરાતની વસ્તી ભારતની કુલ વસતીના ૪.૫ ટકા છે; જ્યારે ગુજરાતમાં ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓ ભારતના એવા વિદ્યાર્થીઓના ૩.૮ ટકા છે; એટલે ગુજરાતમાં ઉચ્ચ કેળવણી લેનારનું પ્રમાણ ભારતની સરખામણીમાં ઓછું છે.

ભારતમાં તેમ જ ગુજરાતમાં જુદી જુદી વિદ્યાશાખાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા કોષ્ટક – ૧માં આપી છે. તે જોતાં

કોષ્ટક – ૧

જુદી જુદી વિદ્યાશાખાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ

| વિદ્યાશાખાં | ભારત સંખ્યા | ટકા | ગુજરાત સંખ્યા | ટકા |
|---|---|---|---|---|
| ચિંતન | ૩,૯૫,૬૭૨ | ૫૨.૦ | ૧૦,૫૧૭ | ૩૬.૧ |
| વિજ્ઞાન | ૨,૧૦,૦૩૯ | ૨૭.૬ | ૮,૭૩૯ | ૩૦.૦ |
| વાણિજ્ય | ૬૬,૬૭૪ | ૮.૮ | ૪,૩૧૦ | ૧૪.૮ |
| ઈજનેરી | ૨૧,૨૩૭ | ૨.૮ | ૨,૧૮૧ | ૭.૫ |
| દાક્તરી | ૨૩,૪૩૧ | ૩.૧ | ૧,૩૮૭ | ૪.૮ |
| કૃષિવિદ્યા | ૧૦,૩૮૯ | ૧.૩ | ૩૦૫ | ૧.૦ |
| કાયદાશાસ્ત્ર | ૨૦,૭૦૭ | ૨.૭ | ૧,૨૩૩ | ૪.૩ |
| શિક્ષણ | ૧૩,૦૦૦ | ૧.૭ | ૪૩૨ | ૧.૫ |
| | ૭,૬૧,૧૪૯ | ૧૦૦.૦ | ૨૯,૧૦૮ | ૧૦૦.૦ |

ચિંતન અને વિજ્ઞાન બાદ કરતાં બીજી (ધંધાકીય) વિદ્યાશાખાઓ જેવી કે વાણિજ્ય, દાક્તરી, ઈજનેરી, કાયદાશાસ્ત્રની વગેરેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ભારતમાં ૨૦ ટકા છે જ્યારે ગુજરાતમાં ૩૪ ટકા છે, એટલે ધંધાકીય જ્ઞાન લેવાનું ગુજરાત વધુ પસંદ કરે છે. એમાં કૃષિવિદ્યા અને શિક્ષણ વિદ્યાશાખાઓ માટે ગુજરાતના વિદ્યાર્થીઓમાં પ્રમાણ ઓછું છે.

ગુજરાતમાં ગુજરાત યુનિવર્સિટી સિવાય બે યુનિવર્સિટીઓ છે. વડોદરામાં મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી તેની કચેરીથી ૧૦ માઈલના વિસ્તાર માટે અને આણંદ નજીક વિદ્યાનગરમાં સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ તેની કચેરીથી ૫ માઈલના વિસ્તાર માટે. આ બે યુનિવર્સિટીમાં ગુજરાતના કુલ વિદ્યાર્થીઓના ૨૬ ટકા વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. આ બે યુનિવર્સિટીનાં સ્થળો અને તેમાં વિદ્યાર્થીઓનું પ્રમાણ જોતાં, એમ કહી શકાય કે ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ અને ગુજરાતમાં યુનિવર્સિટી કક્ષાએ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાં સામાજિક તથા આર્થિક સ્થિતિમાં ખાસ તફાવત નહિ હોય.

ગુજરાતમાં ગ્રામ-વિસ્તારમાં ૭૩ ટકા વસ્તી છે અને શહેરી વિસ્તારમાં ૨૭ ટકા છે.

ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીઓમાંના માત્ર ૧૪ ટકા ગ્રામ-વિસ્તારમાંથી અને ૮૨ ટકા શહેરી વિસ્તારમાંથી આવે છે. ૪ ટકા વિદ્યાર્થીઓ ગુજરાત બહારના છે. શહેરી વિસ્તાર પૈકી ૧૦ ટકા નાના કસબાઓમાંથી (૫ હજારથી ૨૦ હજાર સુધીની વસ્તીવાળા), ૩૦ ટકા મોટા કસબાઓમાંથી (૨૦ હજારથી ૧ લાખ સુધીની વસ્તીવાળા) અને ૪૨ ટકા શહેરોમાંથી (૧ લાખથી વધુ વસ્તીવાળાં) આવે છે.

આ ઉપરથી સ્પષ્ટ છે કે ગ્રામ-વિસ્તારમાંથી આવતા વિદ્યાર્થીઓનું પ્રમાણ જૂજ છે, જ્યારે શહેરોમાંથી એ પ્રમાણ ઘણું વધારે છે. ઉચ્ચ કેળવણી માટે ગુજરાતની બહારથી આવતા વિદ્યાર્થીઓનું પ્રમાણ પણ નજીવું છે. આ વિષેના આંકડાઓ કોષ્ટક ૨માં આપ્યા છે. કોષ્ટક ૩માં અભ્યાસનાં સ્થળોએ વિદ્યાર્થીઓના વસવાટ વિષે માહિતી આપી છે. તે ઉપરથી કહી શકાય કે લગભગ ૬૬ ટકા વિદ્યાર્થીઓ એમનાં માબાપ સાથે રહે છે; ૯ ટકા સગાસંબંધીઓ સાથે રહે છે; ૧૪ ટકા કૉલેજ છાત્રાલયોમાં, ૬ ટકા ખાનગી છાત્રાલયોમાં અને ૪ ટકાએ સ્વતંત્ર વ્યવસ્થા કરેલી છે.

કોષ્ટક—૨

ગ્રામ અને શહેરી વિસ્તારો પ્રમાણે ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ

| વિસ્તારની વસ્તી | કુલ સંખ્યા | ટકા | ફક્ત વિદ્યાર્થિની | ટકા |
|---|---|---|---|---|
| ૫,૦૦૦થી ઓછી | ૭૫૨ | ૧૪.૨ | ૭૩ | ૩.૫ |
| ૫,૦૦૦થી ૨૦,૦૦૦ | ૫૦૧ | ૯.૫ | ૯૨ | ૪.૪ |
| ૨૦,૦૦૦થી ૫૦,૦૦૦ | ૧૨૭૭ | ૨૪.૨ | ૫૪૪ | ૨૫.૯ |
| ૫૦,૦૦૦થી ૧,૦૦,૦૦૦ | ૨૯૦ | ૫.૫ | ૧૨૭ | ૬.૧ |
| ૧,૦૦,૦૦૦થી વધુ | ૨૨૫૯ | ૪૨.૮ | ૧૧૯૨ | ૫૬.૮ |
| ગુજરાત બહારના | ૧૯૯ | ૩.૮ | ૭૦ | ૩.૩ |
| | ૫૨૭૮ | ૧૦૦.૦ | ૨૦૯૮ | ૧૦૦.૦ |

કોષ્ટક—૩

અભ્યાસના સ્થળે ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીઓનો વસવાટ

| રહેઠાણ | કુલસંખ્યા | ટકા | ફક્ત વિદ્યાર્થિની | ટકા |
|---|---|---|---|---|
| માબાપ સાથે | ૩૪૯૭ | ૬૬.૩ | ૧૭૫૪ | ૮૩.૭ |
| સગાસંબંધી સાથે | ૪૭૦ | ૮.૯ | ૧૭૫ | ૮.૩ |
| કૉલેજ છાત્રાલય | ૭૫૨ | ૧૪.૨ | ૧૨૭ | ૬.૦ |
| ખાનગી છાત્રાલય | ૩૩૬ | ૬.૪ | ૨૯ | ૧.૪ |
| બીજી વ્યવસ્થા | ૨૨૩ | ૪.૨ | ૧૩ | ૦.૬ |
| | ૫૨૭૮ | ૧૦૦.૦ | ૨૦૯૮ | ૧૦૦.૦ |

આ આંકડાઓ ઉપરથી પણ કહી શકાય કે, ૩૪ ટકા વિદ્યાર્થીઓ કૉલેજની સગવડ નહિ હોય તેવાં સ્થળોએથી આવે છે, જેમાં ગામડાંમાંથી કે નાના કસબાઓમાંથી કે ગુજરાત બહારથી આવતા વિદ્યાર્થીઓનો સમાવેશ થાય છે.

વિદ્યાર્થીઓના વાલીના કુટુંબની આવક અનુસાર વહેંચણી કોષ્ટક ૪માં દર્શાવી છે. તે જોતાં ૧૯ ટકા કુટુંબોની વાર્ષિક આવક રૂ. ૧,૨૦૦થી ઓછી છે. ૫૦ ટકાની રૂ. ૨,૪૦૦થી ઓછી છે, ૬૮ ટકાની રૂ. ૩,૬૦૦થી ઓછી છે, ૮૪ ટકાની રૂ. ૬,૦૦૦થી ઓછી છે અને ૯૩ ટકાની રૂ. ૧૨,૦૦૦થી ઓછી છે.

કુટુંબોની સભ્ય સંખ્યા જોતાં ૮૨ ટકા કુટુંબોમાં ૪ થી ૯ સભ્યો છે, અને ૧૩ ટકા કુટુંબોમાં ૧૧ થી વધુ સંખ્યા છે. સરેરાશ સભ્ય સંખ્યા ૭.૨ છે.

કુટુંબની આવક અને સભ્યસંખ્યા જોતાં કહી શકાય કે, ૫૦ ટકા કુટુંબોની માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૩૩૩થી ઓછી છે. જ્યારે સરેરાશ માથાદીઠ આવક રૂ. ૪૭૬ છે. ગુજરાતની પ્રજાની માથાદીઠ

કોષ્ટક—૪

ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીના કુટુંબની આવક

| વાર્ષિક આવક | કુલસંખ્યા | ટકા | ફક્ત વિદ્યાર્થિની | ટકા |
|---|---|---|---|---|
| ૧૨૦૦થી ઓછી | ૯૮૭ | ૧૮.૭ | ૧૫૭ | ૭.૫ |
| ૧૨૦૦થી ૨૪૦૦ | ૧૬૩૭ | ૩૧.૦ | ૫૩૩ | ૨૫.૩ |
| ૨૪૦૦થી ૩૬૦૦ | ૯૪૪ | ૧૭.૯ | ૪૩૨ | ૨૦.૬ |
| ૩૬૦૦થી ૬૦૦૦ | ૮૫૧ | ૧૬.૧ | ૪૫૭ | ૨૧.૮ |
| ૬૦૦૦થી ૮૪૦૦ | ૧૯૦ | ૩.૬ | ૧૧૫ | ૫.૫ |
| ૮૪૦૦થી ૧૨૦૦૦ | ૨૭૨ | ૫.૨ | ૧૫૭ | ૭.૫ |
| ૧૨૦૦૦થી વધુ | ૨૧૧ | ૪.૦ | ૧૦૭ | ૫.૧ |
| માહિતી નહિ મળી | ૧૮૬ | ૩.૫ | ૧૪૦ | ૬.૭ |
| | ૫૨૭૮ | ૧૦૦.૦ | ૨૦૯૮ | ૧૦૦.૦ |

આવક રૂ. ૨૭૨ છે એટલે ગુજરાતનો વિદ્યાર્થી સામાન્ય પ્રજા કરતાં આર્થિક રીતે ઘણો ચઢિયાતો છે.

ગુજરાતના આશરે ૫૮.૯ ટકા લોકો એક યા બીજી રીતે ખેતીના ધંધામાંથી રોજી મેળવે છે; ૮.૪ ટકા વેપાર કરે છે અને ૩૩ ટકા બીજા ઉદ્યોગો કરે છે કે નોકરી કરે છે.

વિદ્યાર્થીઓના વાલીઓમાં ફક્ત ૧૬ ટકા ખેતીના ધંધામાંથી રોજી મેળવે છે. ૨૪ ટકા વેપાર કરે છે અને ૬૦ ટકા બીજા ઉદ્યોગોમાં કે નોકરીમાં જોડાયેલા છે.

કોષ્ટક—૫

ગુજરાતની પ્રજાના ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીઓના વાલીના ધંધારોજગાર

| ધંધો | ગુજરાતની પ્રજા | ગુજરાત યુનિ૦ના વિદ્યાર્થીઓના વાલી: કુલ વિદ્યાર્થીઓ | | ફક્ત વિદ્યાર્થિની | |
|---|---|---|---|---|---|
| | ટકા | સંખ્યા | ટકા | સંખ્યા | ટકા |
| ખેતી | ૫૭.૯ | ૬૩૪ | ૧૪ | ૭૮ | ૪ |
| વ્યાપાર | ૮.૪ | ૧૨૮૧ | ૨૬ | ૫૯૪ | ૩૦ |
| ઉત્પાદન યા બીજી નોકરી | ૩૩.૭ | ૨૯૫૦ | ૬૦ | ૧૨૫૮ | ૬૬ |
| | ૧૦૦.૦ | ૪૮૬૫ | ૧૦૦ | ૧૯૩૦ | ૧૦૦ |

આથી સ્પષ્ટ થાય છે કે પ્રજાનો મોટો વર્ગ જે ખેતીના ધંધામાં રોકાયેલો છે તેમાંથી વિદ્યાર્થીઓનું પ્રમાણ ઘણું ઓછું છે જ્યારે વેપાર-ધંધા અને નોકરિયાત વર્ગમાંથી વિદ્યાર્થીઓનું પ્રમાણ ઘણું વધારે છે.

ગુજરાતમાં ૧૧.૮ ટકા લોકોએ પ્રાથમિક કેળવણી લીધી છે, ૧.૮ ટકાએ માધ્યમિક અને ૧.૨ ટકા બીજા પ્રકારની અને માત્ર ૦.૨ ટકા (દર હજારે ૨)એ ઉચ્ચ કેળવણી મેળવી છે. ૮૫ ટકા લોકો અભણ છે.

વિદ્યાર્થીઓના વાલીઓમાં ૨૯ ટકા પ્રાથમિક કેળવણી પામેલા, ૩૯ ટકા માધ્યમિક, ૧૫ ટકા ઉચ્ચ કેળવણી પામેલા અને ૧૨ ટકાએ બીજું ધંધાકીય જ્ઞાન મેળવેલું છે. માત્ર ૫ ટકા અભણ છે.

ઉચ્ચ કેળવણી લેનાર વર્ગ માત્ર કેળવણી પામેલા વર્ગમાંથી જ આવે છે અને તેમાં પણ ઉચ્ચ કેળવણી પામેલાં કુટુંબોમાંથી વધુ સંખ્યામાં વિદ્યાર્થીઓ આવે છે.

વિદ્યાર્થીઓની જ્ઞાતિ અને લગ્ન વિષયક દરજ્જા વિષેનું કોષ્ટક આપ્યું નથી. તેમ જ એ સંબંધી ગુજરાતની પ્રજા વિષે પણ માહિતી નથી. છતાં વિદ્યાર્થી વિષે એ માહિતી પણ જાણવા જેવી છે.

વિદ્યાર્થીઓમાં ૨૬ ટકા બ્રાહ્મણ (બ્રાહ્મણ, અનાવિલ અને નાગરનો આમાં સમાવેશ થાય છે) જ્ઞાતિના છે; ૧૫ ટકા પાટીદાર છે, ૨૧ ટકા વણિક છે અને ૧૪ ટકા જૈન છે. ૪ ટકા મુસલમાન છે, ૫ ટકા શિડ્યુલ્ડ કાસ્ટ (હરિજન, કોળી અને બીજી પછાત કોમોનો આમાં સમાવેશ થાય છે) છે.

આ જોતાં આશરે ૭૬ ટકા વિદ્યાર્થીઓ બ્રાહ્મણ, પાટીદાર, વણિક અને જૈન એમ માત્ર ચાર જ્ઞાતિના છે. કૉલેજ કેળવણી મેળવનારાઓનો પોણો ભાગ આ ચાર જ્ઞાતિઓમાંથી આવે છે.

કુલ ૧૨ ટકા વિદ્યાર્થીઓ પરણેલા છે. પરણેલાઓની સંખ્યામાંથી ૨૧ ટકા બ્રાહ્મણ, ૩૫ ટકા પાટીદાર, ૮ ટકા વણિક અને ૫ ટકા જૈન છે.

બ્રાહ્મણો પૈકી ૧૦ ટકા પરણેલા છે, પાટીદારમાં ૩૦ ટકા, વણિક અને જૈનમાં ૫ ટકા અને મુસલમાનોમાં ૭ ટકા પરણેલા છે.

હવે ઉચ્ચ કેળવણી લેનારાઓમાં વિદ્યાર્થિનીનું પ્રમાણ ટૂંકમાં જોઈએ.

ઉચ્ચ કેળવણી લેનારા કુલ વિદ્યાર્થીઓમાં વિદ્યાર્થિનીનું પ્રમાણ ભારતમાં ૧૩.૯ ટકા છે અને ગુજરાતમાં એ પ્રમાણ ૧૩.૨ ટકા છે એટલે ઉચ્ચ કેળવણી લેનારાઓમાં સ્ત્રીઓનું પ્રમાણ ગુજરાતમાં ઓછું છે.

ગુજરાતમાં બન્ને જાતિઓનું પ્રમાણ જોતાં ૫૨.૪ ટકા પુરુષો અને ૪૭.૬ ટકા સ્ત્રીઓ છે. ઉચ્ચ કેળવણી લેનારાઓમાં આ પ્રમાણ જોતાં ૮૬.૮ ટકા વિદ્યાર્થીઓ અને ૧૩.૨ ટકા વિદ્યાર્થિનીઓ છે. કૉલેજના વિદ્યાર્થીઓ અમુક પ્રકારના પ્રજાના વર્ગમાંથી જ આવતા હોવા છતાં વિદ્યાર્થિનીનું પ્રમાણ ઘણું જ ઓછું છે.

વિદ્યાર્થિનીની સંખ્યા સંબંધી અહીં ચર્ચા કરી નથી. પણ આગળ આપેલાં કોષ્ટકો ઉપરથી જોઈ શકાશે કે, વધારે આવકવાળા, ઉચ્ચ કેળવણી પામેલા અને અમુક જ્ઞાતિ અને ધંધાવાળા કુટુંબોમાં વિદ્યાર્થિનીનું પ્રમાણ વિદ્યાર્થીઓથી ઘણું વધારે છે.*

લેખમાં દર્શાવેલા આંકડાઓ ઉપરથી નીચેના નિર્ણય પર આવી શકાય:

ગુજરાતની આમપ્રજા અને ઉચ્ચ કેળવણી લેનારા વર્ગ વચ્ચે સામાજિક અને આર્થિક રીતે (અને તેમાંથી પરિણમતી લાક્ષણિકતામાં) ભારે અસમાનતા છે.

શહેરી વિસ્તારમાં રહેતો, વધુ કેળવણી પામેલો, સારી આર્થિક સ્થિતિવાળો, અમુક ધંધા-રોજગારવાળો તથા અમુક જ્ઞાતિનો ગુજરાતની પ્રજાનો જે વર્ગ છે તેમાંથી જ ઉચ્ચ કેળવણી લેનારો વર્ગ આવે છે.

પ્રજાના પ્રશ્નો અને ઉકેલ કાઢવાની, તેમ જ તેને દોરવણી આપવાની ફરજ ઉચ્ચ કેળવણી લેનારા વર્ગની છે, તેમ જ સ્વાભાવિક રીતે પ્રજા એવી આશા રાખે. આ વર્ગનો ઉછેર સામાન્ય પ્રજાના ઉછેર કરતાં જુદા જ વાતાવરણમાં થયો છે, જેથી પ્રજાનું જીવન, જરૂરિયાત અને પ્રશ્નો સમજવા એ જ વર્ગ માટે મુશ્કેલ છે, એટલે તેના ઉકેલો લાવવાની વાત તો ઘણી દૂર રહે છે.

ગુજરાતની સ્ત્રીઓ (ગુજરાતની આશરે અડધી વસ્તી) જો ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રીઓ પાસે દોરવણીની આશા રાખે તો બે વચ્ચે રહેલી અસમાનતા જોતાં એમ કહી શકાય કે ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રીઓ માટે એ ફરજ બજાવવી વધુ મુશ્કેલ છે.

ગુજરાતમાં લોકશાહીના રક્ષણ માટે તેમ જ તેનાં સારાં ફળો માટે આ અસમાનતા દૂર થવી જરૂરી છે. ઉચ્ચ કેળવણી લેનારાઓની સંખ્યા વધતી રહે તે જરૂરી છે પણ પ્રજાના અમુક વર્ગમાંથી જ એ સંખ્યા વધતી રહે તો ખાસ લાભ ન થાય એટલું જ નહિ પણ હાનિ થવાનો સંભવ છે.

ઉચ્ચ કેળવણી કયા પ્રકારની આપવી એ અહીં ચર્ચાનો વિષય નથી પણ જે કોઈ પ્રકારની કેળવણી આપવાનું નક્કી કરવામાં આવે તે મેળવવાની દરેકને સમાન તક મળે તે દિશામાં વધુ પ્રયત્ન થવો જરૂરી છે.


આધાર ગ્રંથો

1. Report on "An Enquiry into Physical Norms of Gujarat University Students". By D. G. Vashi Under Publication by Gujarat University, Ahmedabad.

2. Hand Book of Basic Statistics of Gujarat State, 1960. Bureau of Economics & Statistics, Govt. of Bombay, Bombay.

3. Statistical Abstract, India (1955-56). Central Statistical Organisation, Cabinet Secretariat, Govt. of India.

4. Education in Universities in India — A Statistical Survey (1956-57) : Ministry of Education, Govt. of India.

# વ્યવસાયી અને વૈજ્ઞાનિક શિક્ષણ

શ્રી દા. અં. દેસાઈ
(નિયામક, ટેકનિકલ એજ્યુકેશન, ગુજરાત સરકાર, અમદાવાદ)

કોઈ પણ દેશની ઉન્નતિનો આધાર તે દેશમાંની ઉદ્યોગોની સ્થિતિ અને તેની ઉત્પાદનશક્તિ ઉપર છે. દેશ પોતાની જરૂરિયાતની ચીજ-વસ્તુઓનું ઉત્પાદન કરી શકે અને તે ઉપરાંત પોતાના દેશમાં પેદા થયેલ માલસામાન બહાર નિકાસ કરી શકે તે દેશ ઉત્તરોત્તર આગળ વધી છે ને પ્રગતિના પંથે જઈ શકે છે. આ માટે વધુ ને વધુ મોટા તેમ જ નાના ઉદ્યોગો જોઈએ. ઉદ્યોગોની ઉન્નતિ માટે પદ્ધતિસર તાલીમ પામેલા માણસો જોઈએ કે જેથી સારામાં સારી રીતે ઓછી કિંમતે વધુમાં વધુ ઉત્પાદન થઈ શકે. આવી તાલીમ માટે એન્જિનિયરિંગ કોલેજ, પોલિટેકનિક, ઇન્ડસ્ટ્રીયલ ટ્રેઈનિંગ ઇન્સ્ટિટ્યૂટ, ઇન્ડસ્ટ્રીયલ સ્કૂલ, ટેકનિકલ હાઈસ્કૂલ, એપ્રેન્ટીસ કોર્સ વગેરેની જરૂર છે.

ઉદ્યોગોમાં પ્લાનરો, મેનેજરો, ડિઝાઈનરો, એન્જિનિયરો વગેરેની જરૂર પડે છે. એન્જિનિયરિંગ કોલેજોમાંથી ડિગ્રી મેળવ્યા પછી જો તે વિષય અને વિભાગમાંથી સારો વ્યાવહારિક અનુભવ મેળવેલા માણસો આ કામ કરી શકે છે. પ્લાનિંગ, મશીનરીનું ઇરેક્શન, મશીનરી અંગેનું જ્ઞાન અને તેને અંગેની ગણતરી વગેરે બધું આવા માણસો કરી શકે છે. ગુજરાતમાં હાલ નીચે પ્રમાણે ચાર એન્જિનિયરિંગ કોલેજો છે જેમાંની પહેલી બે સરકારી એન્જિનિયરિંગ કોલેજો છે અને બીજી બે ખાનગી છે. આ કોલેજોની ડિગ્રી અભ્યાસક્રમની શક્તિ હાલ નીચે મુજબ છે.

| એન્જિનિયરિંગ કોલેજો | સિવિલ | મિકેનિકલ | ઇલેક્ટ્રિકલ | કુલ |
|---|---|---|---|---|
| ૧. લાલભાઈ દલપતભાઈ એન્જિનિયરિંગ કોલેજ, અમદાવાદ | ૧૫૦ | ૯૦ | ૬૦ | ૩૦૦ |
| ૨. લખધીરજી એન્જિનિયરિંગ કોલેજ, મોરબી | ૬૦ | ૨૦ | ૨૦ | ૧૦૦ |
| ૩. બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલય, વલ્લભવિદ્યાનગર | ૧૨૦ | ૬૦ | ૬૦ | ૨૪૦ |
| ૪. ફેકલ્ટી ઑફ ટેકનોલૉજી અને એન્જિનિયરિંગ, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા | ૧૨૦ | ૬૦ | ૬૦ | ૨૪૦ |
| કુલ | ૪૫૦ | ૨૩૦ | ૨૦૦ | ૮૮૦ |

વડોદરામાં ઉપરના કોર્સો ઉપરાંત ટેક્સ્ટાઈલ એન્જિનિયરિંગ, ટેક્સ્ટાઈલ ટેક્નોલૉજી અને આર્કિટેક્ચરના ડિગ્રી કોર્સ છે, જેમાં અનુક્રમે ૧૫, ૧૦, ૪૦ની શક્તિ છે. આ ઉપરાંત તેમાં સિવિલ, મિકેનિકલ ને ઇલેક્ટ્રિકલના પોસ્ટ ગ્રેજ્યુએટ ડિગ્રી કોર્સ ચાલે છે જેની શક્તિ ૩ની છે.

અમદાવાદમાં એલ. ડી. કોલેજમાં અત્યારે ઇલેક્ટ્રિકલ મશીન ડિઝાઈન માટેનો પોસ્ટ ગ્રેજ્યુએટ કોર્સ ચાલે છે, જે માટે રૂ. ૬.૦૨ લાખ ખર્ચવામાં આવ્યા છે અને જેની શક્તિ ૬ જગાની છે.

૧૨૦ છોકરાઓની શક્તિવાળી એક એન્જિનિયરિંગ કોલેજ શરુ કરવા માટે અંદાજે નીચે પ્રમાણે ખર્ચ થાય છે.

| નોન રીકરિંગ | (રૂ. લાખમાં) |
|---|---|
| (અ) જમીન (૧૦૦ એકર) | ૫.૦૦ |
| (બ) મકાનો | |
| ૧. એડમિનિસ્ટ્રેટિવ બિલ્ડિંગ ક્લાસરૂમ વગેરે | ૨૦.૦૦ |
| ૨. વર્કશોપ અને લેબોરેટરી | ૨૦.૦૦ |
| ૩. સ્ટાફ માટે રહેઠાણનાં મકાનો (પ્રિન્સિપાલ, રેક્ટર ને પટાવાળાઓ) | ૧.૨૫ |
| ૪. છોકરાઓ માટે હોસ્ટેલ (૫૦% વિદ્યાર્થીઓ માટે) | ૭.૨૦ |
| (ક) ઇક્વીપમેન્ટ અને ફર્નિચર | ૨૦.૦૦ |
| કુલ | ૫૩.૪૫ |
| રીકરિંગ | ૪.૦૦ |

**પોલિટેકનિક**

ઉદ્યોગોમાં નિરીક્ષકો, એન્જિનિયરો અને મશીનરી વગેરે ટેકનિકલ બાબતોની દોરવણી આપવા માટે પણ માણસો જોઈએ છે. પોલિટેકનિક સંસ્થાઓ કે જે એન્જિનિયરિંગનો ડિપ્લોમા આપે છે ને જેમાં સિદ્ધાંતના શિક્ષણ કરતાં વ્યવહારના શિક્ષણ પર વધુ ભાર મૂકવામાં આવે છે, તેમાં તાલીમ પામેલા માણસો અને પછીથી પ્રેક્ટિકલ જ્ઞાન લીધેલ માણસો આવા પ્રકારની જરૂરિયાત પૂરી પાડે છે. આવા ડિપ્લોમા મેળવેલ માણસો અનુભવ અને આવડતથી આગળ પણ વધી શકે ને ડિગ્રીની હરોળમાં પણ ઊભા રહી શકે. ડિપ્લોમા મેળવ્યા પછી

એ. એમ. આઈ. ઈ.ની ડિગ્રી મેળવવાથી લગભગ એન્જિનિયરિંગ ડિગ્રી જેટલી કિંમત થઈ શકે છે, જેનો અભ્યાસ ઘેર બેઠાં થઈ શકે ને ચાલુ નોકરીમાં પણ કરી શકાય. ડિગ્રીમાં દાખલ થવા માટે ઇન્ટર સાયન્સ પાસ કરેલ હોવું જોઈએ જ્યારે ડિપ્લોમામાં દાખલ થવા માટે એસ. એસ. સી. પાસ જોઈએ. ટેકનિકલ વિષયો લઈને જેમણે એસ. એસ. સી. પાસ કરેલ હોય ને જેમના ૪૫% અથવા તેથી વધુ ટકા માર્ક્સ હોય તેમને ડિપ્લોમા એન્જિનિયરિંગ કોર્સમાં તાત્કાલિક એડમિશન મળી જાય છે. વળી જેમણે એસ. એસ. સી.માં ટેકનિકલ વિષયો લીધા હોય અને ક્રેડિટ માર્ક્સ મળેલ હોય તેમને સીધા ડિપ્લોમાના બીજા વર્ષમાં દાખલ કરવામાં આવે છે. વળી સર્ટિફિકેટ એન્જિનિયરિંગ કોર્સ જેમણે પાસ કર્યો હોય અને એસ. એસ. સી. પાસ હોય તેમને પણ ડિપ્લોમાના એન્જિનિયરિંગ કોર્સમાં બીજા વર્ષમાં લેવામાં આવે છે. એન્જિનિયરિંગ ડિપ્લોમા આપતી પોલિટેકનિકો હાલ ગુજરાતમાં ૯ છે જેમાં ૧૪૧૦ વિદ્યાર્થીઓની સંખ્યા છે; જેમાંની ૭ સરકારી પોલિટેકનિક છે અને બે ખાનગી છે. ડિપ્લોમા એન્જિનિયરિંગની પરીક્ષા ગુજરાત રાજ્યના ટેકનિકલ બોર્ડ તરફથી લેવામાં આવે છે.

આવતા વર્ષે ૧૨૦ વિદ્યાર્થીઓની સંખ્યાશક્તિવાળી પોલિટેકનિક ભરૂચ ખાતે શરૂ થવાની વકી છે.

સિવિલ, મિકેનિકલ અને ઇલેક્ટ્રિકલ એન્જિનિયરિંગ કોર્સવાળી ૧૨૦ વિદ્યાર્થીઓની સંખ્યાવાળી એક પોલિટેકનિક શરૂ કરવાનો અંદાજી ખર્ચ નીચે પ્રમાણે છે :

| | (રૂ. લાખમાં) |
|---|---|
| નોન રીકરિંગ | |
| (અ) જમીન | ૧.૫૦ |
| (બ) મકાનો | |
| ૧. એડમિનિસ્ટ્રેટિવ મકાનો ક્લાસરૂમ વગેરે<br>૨. વર્કશોપ અને લૅબોરેટરી | ૧૪.૦૦ |
| ૩. સ્ટાફ માટે રહેઠાણનાં મકાનો (પ્રિન્સિપાલ, રેક્ટર અને નોકરો) | ૧.૩૦ |
| ૪. હૉસ્ટેલ (૫૦ ટકા વિદ્યાર્થીઓ માટે) | ૦.૪૦ |
| ૫. સાઇકલ સ્ટેન્ડ, એપ્રોચ રસ્તો વગેરે | ૧.૦૦ |
| (ક) ઇક્વીપમેન્ટ અને ફર્નિચર | ૧૧.૫૦ |
| કુલ નોન રીકરિંગ | ૩૬.૩૦ |
| દર વર્ષે રીકરિંગ | ૨.૫૨ |

ડિપ્લોમા કોર્સ એસ. એસ. સી. પછી ૩ વર્ષનો છે. એસ. એસ. સી.માં દર વર્ષે ઘણા વિદ્યાર્થીઓ પાસ થાય છે જેમાંના મોટા ભાગના આર્થિક દૃષ્ટિએ અગર બુદ્ધિની દૃષ્ટિએ આગળ અભ્યાસ કરી શકતા નથી. કેટલાક વિદ્યાર્થીઓ આ કારણે આગળનું ભણતર બંધ કરી દે છે. આવા ટેકનિકલ કોર્સ લેવાથી તેમને નોકરીની સરળતા મળે છે એટલું જ નહિ પરંતુ પોતે અનુભવ ને જ્ઞાનથી ઘણા આગળ પણ વધી શકે છે. દરેક જિલ્લામાં એક પોલિટેકનિક કરવી એ અત્યારે વિચારણા હેઠળ છે. એન્જિનિયરિંગ ડિપ્લોમા કોર્સ ઉપરાંત નીચે પ્રમાણેના ડિપ્લોમા કોર્સ પણ ગુજરાતમાં છે, જેની શક્તિ જે તે ઇન્સ્ટિટ્યૂટ સાથે લખેલી છે.

| | | | કુલ |
|---|---|---|---|
| ૧. આર. સી. ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ | ટેક્સટાઈલ મેન્યુફેક્ચર | ૩૦ | |
| | ટેક્સટાઈલ કેમિસ્ટ્રી | ૧૫ | ૪૫ |
| ૨. શ્રી એ. વી. પારેખ ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટ, રાજકોટ | રેડિયો એન્જિ. | ૨૦ | ૨૦ |
| ૩. ડૉ. એસ. અને એસ. એસ. ગાંધી કોલેજ ઑફ એન્જિ. ને ટેકનોલૉજી, સુરત | ઑટોમૉબાઈલ એન્જિ. | ૨૦ | ૨૦ |
| ૪. સર ભાવસિંહજી પોલિટેકનિક ઇન્સ્ટિટ્યૂટ, ભાવનગર | ઑટોમૉબાઈલ એન્જિ. | ૩૦ | |
| | ટેક્સટાઈલ મેન્યુફેક્ચર | ૩૦ | ૬૦ |
| ૫. ફેકલ્ટી ઑફ ટેકનોલૉજી અને એન્જિ. વડોદરા | ટેક્સટાઈલ કેમિસ્ટ્રી | ૪૦ | |
| | ટેક્સટાઈલ ટેકનોલૉજી | ૪૦ | ૮૦ |
| | | કુલ | ૨૨૫ |

સિવિલ એન્જિનિયરને પી. ડબલ્યુ. ડી. અને બીજાં બાંધકામ ખાતાંમાં, મિકેનિકલ એન્જિનિયરને મિલો, કારખાનાં, વર્કશૉપ વગેરેમાં, ઇલેક્ટ્રિકલ એન્જિનિયરને પાવરહાઉસ, ઇલેક્ટ્રિકલ કોન્ટ્રાક્ટર વગેરેમાં નોકરી મળી શકે છે. તેઓ પોતાનો સ્વતંત્ર ધંધો પણ કરી શકે છે. બિલ્ડિંગ કોન્ટ્રાક્ટર, મશીનરીના કોઈ પણ ભાગોનું ઉત્પાદન કરવાનું કારખાનું કે ઇલેક્ટ્રિકલ કોન્ટ્રાક્ટર અથવા ઇલેક્ટ્રિકલના માલસામાનનું કારખાનું નાખી શકે છે. ટેક્સટાઈલ મેન્યુફેક્ચર અને ટેક્સટાઈલ કેમિસ્ટ્રીવાળાને મિલોમાં નોકરી મળી શકે છે. રેડિયો એન્જિનિયરિંગવાળા પણ રેડિયો મેન્યુફેક્ચરિંગ કે તેવા ધંધામાં નોકરી મેળવી શકે છે અથવા પોતાનો રેડિયો રીપેરિંગ વગેરે ધંધો શરૂ કરી શકે છે. ઑટોમૉબાઈલવાળાને પણ ગૅરેજમાં, એસ. ટી.માં નોકરી મળી શકે છે તેમ જ ધંધો પણ શરૂ કરી શકે છે. ડિપ્લોમા એન્જિ.ના ત્રીજા વર્ગમાં જે વિદ્યાર્થીઓ ફર્સ્ટ ક્લાસ મેળવે છે તેમને ડિગ્રી એન્જિનિયરિંગમાં બીજા વર્ષમાં એડમિશન મળે છે.

આર. સી. ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટમાં આ ઉપરાંત મિકેનિકલ, ઇલેક્ટ્રિકલ અને ઑટોમૉબાઈલ એન્જિનિયરિંગના સર્ટિફિકેટ કોર્સ ચાલે છે જેમાં અનુક્રમે ૩૦, ૩૦ અને ૧૫ જગાઓ છે. વળી તેમાં હાયર સર્ટિફિકેટ કોર્સ ઇન કૉટન વીવિંગ અને કૉટન સ્પિનિંગના કોર્સ પણ છે જેમાં બંનેમાં ૨૦–૨૦ જગાઓ છે. ને ઉપરાંત વાયરમેન એપ્રેન્ટીસ અને ઇલેક્ટ્રિશિયન કોર્સ પણ ચાલે છે જેમાં ૨૫ અને ૧૦ જગાઓ અનુક્રમે છે. વડોદરામાં પણ ડ્રાઇંગ, વીવિંગ, વાયરમૅન, ટર્નર ને ફીટરના કોર્સ ચાલે છે, જેમાં અનુક્રમે ૧૦, ૧૦, ૧૦, ૩૦ ને ૩૦ જગાઓ છે. શ્રી એ. વી. પારેખ ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટ, રાજકોટમાં વાયરલેસ ટેલિગ્રાફી, રેડિયો સર્વિસિંગ ફુલટાઈમ ને પાર્ટટાઈમ, સિને-

પ્રોજેક્શન, ફીટર, ટર્નર, ઇલેક્ટ્રિશિયન, વાયરમૅન એપ્રેન્ટીસ ને લાઈન-મૅનના કોર્સ પણ ચાલે છે, જેમાં અનુક્રમે ૧૬, ૪૦, ૧૦, ૨૦, ૨૦, ૨૦, ૬૦ અને ૨૦ જગાઓ છે. ડૉ. એસ. ઍન્ડ એસ. એસ. ગાંધી કૉલેજ ઑફ એન્જિ. ને ટેકનોલૉજી, સુરતમાં મિકૅનિકલ એન્જિ. સર્ટિફિકેટ કોર્સ, સિવિલ ડ્રાફ્ટમૅન અને એસ્ટીમેટિંગ, મોટર મિકૅનિક, ટર્નર તથા ફીટરના કોર્સ ચાલે છે, જેમાં અનુક્રમે ૨૦, ૨૦, ૨૯, ૨૦, ૬ ને ૮ જગાઓ છે. સર ભાવસિંહજી પોલિટેકનિક ઇન્સ્ટિટ્યૂટ, ભાવનગરમાં ઑટોમોબાઈલ એન્જિનિયરિંગ સર્ટિફિકેટ કોર્સ, વીવિંગ સર્ટિફિકેટ, સ્પીનિંગ સર્ટિફિકેટ, ટર્નર, મોટર મિકૅનિક, ઇન્ટરનલ કમ્બશન એન્જિન મિકૅનિકલ, મશીનિસ્ટ, ફીટર, તથા વાયરમૅન એપ્રેન્ટિસના કોર્સ ચાલે છે જેમાં અનુક્રમે ૨૫, ૨૫, ૨૫, ૧૫, ૧૫, ૧૫, ૧૫, ૧૫ અને ૫૦ જગાઓ છે. આ ઉપરાંત કે. કે. પારેખ ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટ અમરેલીમાં વાયરમૅન એપ્રેન્ટિસ, ઇલેક્ટ્રિશન, રેડિયો સર્વિસિંગ, હૅન્ડ અને પાવરલુમ વીવિંગ, કાર્પેન્ટ્રી તેમ જ ટેલરિંગ ને કટિંગના કોર્સ ચાલે છે, જેમાં અનુક્રમે ૩૦, ૧૦, ૧૦, ૧૦, ૧૦ અને ૨૫ જગાઓ છે. વેર ઇન્ડસ્ટ્રિયલ ઇન્સ્ટિટ્યૂટ, ધરમપુર (જિલ્લો સુરત)માં હૅન્ડલુમ વીવિંગ અને કાર્પેન્ટ્રીના કોર્સ ચાલે છે જેમાં અનુક્રમે ૧૨ ને ૨૦ જગાઓ છે ને દરેક કોર્સ બે વર્ષનો છે.

### ઇન્ડસ્ટ્રિયઅલ ટ્રેઈનિંગ સેન્ટર

ઉદ્યોગોમાં જુદા જુદા ટ્રેડ માટે 'સ્કીલ્ડ વર્કર્સ'ની ખાસ જરૂર રહે છે. યોજનાપૂર્વકની તાલીમ પામેલા માણસોની જરૂર જુદા જુદા ઉદ્યોગોને ઘણી રહે છે. થોડું ભણેલા તેમ જ એસ. એસ. સી. પાસ થયેલાઓને ઓદ્યોગિક તાલીમ આપીને બેકારી નિવારવા માટે ક્રાફ્ટ્સમૅન ટ્રેઈનિંગ સેન્ટરો ખોલવામાં આવે છે. ઑલ ઇન્ડિયા ટ્રેડ સર્ટિફિકેશન બોર્ડ આવા સેન્ટરમાં ચાલતા એન્જિનિયરિંગ અને બીજા ટ્રેડ માટે સર્ટિફિકેટ આપે છે. આમાં ભણતા વિદ્યાર્થીઓના ૩૩⅓ ટકા વિદ્યાર્થીઓને માસિક ૨૫ રૂ.નું સ્ટીપેન્ડ આપવામાં આવે છે. સિલેક્શન કમિટી વિદ્યાર્થીઓનો ઇન્ટરવ્યૂ લઈ તેમને દાખલ કરે છે. પછી તેમનો ટ્રેડ ટેસ્ટ પણ લેવામાં આવે છે. વિદ્યાર્થીઓને સ્ટેશનરી તથા ઓજારો સેન્ટર તરફથી મફત આપવામાં આવે છે. મોટા ભાગના એન્જિનિયરિંગ ટ્રેડમાં વર્કશૉપ માટેનાં કપડાં પણ આપવામાં આવે છે. આવા સેન્ટરમાં દરેક કોર્સ ૧૮ મહિનાનો હોય છે. અને પછીથી છ મહિના ઇનપ્લાન્ટ ટ્રેઈનિંગ લેવાની હોય છે, જે માટે ટ્રાવેલિંગ એલાવન્સ પણ આપવામાં આવે છે. જે વિદ્યાર્થીઓ ટ્રેડ ટેસ્ટ પાસ કરે છે ને ઇનપ્લાન્ટ ટ્રેઈનિંગ પૂરી કરે છે તેમને નેશનલ ટ્રેડ સર્ટિફિકેટ આપવામાં આવે છે. ભણતી વખતે તેમને ટૂર પર પણ લઈ જવામાં આવે છે. રમતગમતનાં સાધનો, મફત દવા વગેરેની પણ જોગવાઈ કરવામાં આવે છે. આવા સેન્ટરમાં ભણવા માટે કંઈ ફી લેવામાં આવતી નથી. બધાં સાધનો મફત વાપરવા મળે છે. એક ઇન્ડસ્ટ્રિયલ ટ્રેઈનિંગ ઇન્સ્ટિટ્યૂટ સેન્ટર કાઢવા માટે અંદાજે નીચે મુજબની જરૂરિયાત છે.

(૧) જમીન — ૧૫ થી ૨૦ એકર

(૨) મકાનો

(અ) ઇન્સ્ટિટ્યૂટ માટે—મુખ્ય મકાન અને વર્કશૉપ સાથે પ્લીન્થ એરિયા એક સીટ દીઠ ૨૦૦ ચોરસફૂટ

(બ) હૉસ્ટેલ માટે—૫૦ ટકા વિદ્યાર્થીઓ માટે એક છોકરા દીઠ ૨૨૦ ચોરસફૂટ

(ક) સ્ટાફના ક્વાર્ટર્સ માટે—સરકારી ધોરણ મુજબ.

ઇન્ડસ્ટ્રિયલ ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યૂટમાં એસ. એસ. સી. પાસ પછીના કોર્સ ગુજરાતમાં હાલ નીચે પ્રમાણે છે:

ડ્રાફ્ટસમૅન સિવિલ, ડ્રાફ્ટસમૅન મિકૅનિકલ, ઇલેક્ટ્રિશિયન, અને સર્વેયર. પહેલા બે કોર્સ માટે એસ. એસ. સી. વિથ મૅથેમૅટિક્સ અને બાકીના બે માટે એસ. એસ. સી. વિથ મૅથેમૅટિક્સ તેમ જ સાયન્સ હોવા જોઈએ. ઉંમર ૧૬થી ૨૫. પછાતવર્ગ માટે ૨૮ સુધી.

૯ ધોરણ પાસવાળા માટે નીચેના કોર્સ છે. ઉંમર ૧૬ થી ૨૫, પછાતવર્ગ માટે ૨૮ વર્ષ.

ટેકનિકલ કોર્સ, સુથારી, ફીટર, લાઈનમૅન, વાયરમૅન, મશીનિસ્ટ, મોટર મિકૅનિક, મોલ્ડર, પૅટર્નમેકર, શીટમેટલ વર્કર, ટર્નર, વૉચ રીપેરર, વેલ્ડર (ઇલેક્ટ્રિક અને ગૅસ).

વોકેશનલ કોર્સ:

નીટિંગ વિથ હૅન્ડ ઍન્ડ મશીન (સ્ત્રીઓ માટે), ટેલરિંગ ઍન્ડ કટિંગ, મૅન્યુફેક્ચર ઑફ ફૂટવૅર.

ઇન્ડસ્ટ્રિયલ ટ્રેઈનિંગ સેન્ટરમાં જોડાવાથી કોઈ પણ એક ટ્રેડમાં તે અંગેનું પૂરેપૂરું જ્ઞાન (થિયરી તેમ જ પ્રૅક્ટિકલ) મળે છે અને ઘણો પ્રૅક્ટિકલ અનુભવ મળવાથી સારામાં સારો કારીગર અથવા સ્કીલ્ડ વર્કર બની શકે છે અને જે લોકો એસ. એસ. સી. સુધી પણ ન ભણી શકે તેમને પણ આવો કોર્સ પૂરો કરવાથી તરત જ સારી નોકરી મળી શકે છે. ડ્રાફ્ટસમૅનનો કોર્સ કરવાથી મિલો, કારખાનાં, ટેકનિકલ સ્કૂલો વગેરેમાં ડ્રાફ્ટસમૅનની નોકરી મળે છે. ઇલેક્ટ્રિશિયનનો કોર્સ કરવાથી મિલો, પાવરહાઉસ, કારખાનામાં નોકરી મળે છે અથવા પોતે ઘરનો ઇલેક્ટ્રિકલ કૉન્ટ્રાક્ટરનો ધંધો કરી શકે છે. કોઈ પણ ટ્રેડમાં અનુભવ લેવાથી કે પરીક્ષા પાસ કરવાથી જે તે ધંધામાં નોકરી તરત મળી શકે છે. આવા તાલીમ પામેલા માણસો માટે આર્થિક દૃષ્ટિએ તેમનું ભાવિ ઘણું જ ઉજ્જવળ છે. ગુજરાત રાજ્યમાં અત્યારે નીચે પ્રમાણેનાં ૮ ઇંડસ્ટ્રિયલ ટ્રેઈનિંગ સેન્ટરો છે.

આવતા વર્ષથી ગોંડલ અને દાહોદ ખાતે અનુક્રમે ૯૬ અને ૮૪ વિદ્યાર્થીઓની પ્રવેશશક્તિ ધરાવતાં ઇન્ડસ્ટ્રિયલ ટ્રેઈનિંગ ઇન્સ્ટિટ્યૂટ ખોલવાની દરખાસ્ત છે.

આવાં ઇન્સ્ટિટ્યૂટ મારફતે દેશને કુશળ કારીગરો કે જેની અત્યારે ખૂબ જરૂર છે તે મળી રહેશે ને રોજગારીનો પ્રશ્ન ઉકેલવામાં મદદરૂપ થઈ પડશે.

**ટેકનિકલ સેન્ટરો, મલ્ટીપર્પઝ હાઈસ્કૂલો અને ઇન્ડસ્ટ્રિયલ સ્કૂલો**

વિદ્યાર્થીઓને એકેડેમિક વિષયોની સાથે સાથે ટેકનિકલ વિષયોની થિયરી તેમ જ પ્રેક્ટિકલમાં તાલીમ મળે તે માટે ટેકનિકલ શિક્ષણ સેકન્ડરી સ્ટેજમાં દાખલ કરવામાં આવ્યું છે. ટેકનિકલ વિષયો લઈને મેટ્રિક પાસ થનારની કિંમત સાદા મેટ્રિક જેટલી તો હોય જ છે; તદુપરાંત જ્યાં આગળ ઔદ્યોગિક શિક્ષણની જરૂરિયાત હોય તેવી જગ્યાઓ માટે આવા વિદ્યાર્થીઓને પસંદગી આપવામાં આવે છે. ટેકનિકલ વિષયો લઈને પાસ થનારને પોલિટેકનિકમાં ડિપ્લોમા અને એન્જિનિયરિંગ કોર્સમાં જ૫ અથવા તેથી વધુ ટકા માર્ક્સ હોય તો તરત જ દાખલ કરવામાં આવે છે. ઇન્ડસ્ટ્રિયલ ટ્રેઈનિંગ ઇન્સ્ટિટ્યૂટના ટ્રેઈડ કોર્સો માટે પણ ટેકનિકલ વિષયો લઈને પાસ થનારને દાખલ થવા માટે પ્રથમ પસંદગી આપવામાં આવે છે. એન્જિનિયરિંગ કોલેજોના પ્રવેશ માટે પણ ટેકનિકલ વિષયો લઈને પાસ થનાર વિદ્યાર્થીઓને બીજી બધી રીતે બરાબર હોય તો પસંદગી આપવામાં આવે છે. ટેકનિકલ તાલીમ પામેલા માણસો દેશને મદદરૂપ થાય છે અને પોતે પણ સ્વમાનથી સારી રીતે જીવી શકે છે. આપણો દેશ કે જેમાં ભૂતકાળમાં તાજમહાલ બંધાયો કે જેની બાંધણીથી આજે પણ પરદેશીઓ અંજાઈ જાય છે, ડભોઈનો કિલ્લો, ગિરનાર ને આબુનાં જૈન દેરાસરો કે જેનું નકશીકામ ને શિલ્પકામ આજે પણ જગમશહૂર છે, મુઠ્ઠીમાં આખો તાકો સમાઈ જાય તેવી ઢાકાની મલમલ અને એવી કેટલીયે કળાકારીગીરી માટે મશહૂર છે, તેને બદલે આજે પોતાના વપરાશની ચીજો, ઉદ્યોગોમાં જોઈતી મશીનરીઓ બહારથી મંગાવવી પડે તે શરમની વાત ગણાય. આ વિચાર ઉપરથી ટેકનિકલ હાઈસ્કૂલનો જન્મ થયો. વળી બીજી વાત એ પણ કે, જે વિષયો આપણે સાંભળીને કે જોઈને જ શીખીએ તે ધીમે ધીમે ભુલાઈ જવાય. પરંતુ જે વિષયો માટે વ્યાવહારિક તાલીમ મળે, પ્રયોગો કરીએ, પોતે મહેનત કરીને શીખીએ તે વિષયો જલદી આવડે, મૂળભૂત સિદ્ધાંત સમજાય ને જલદીથી ભુલાય નહિ. આમ આર્થિક તેમ જ શૈક્ષણિક દૃષ્ટિએ ટેકનિકલ હાઈસ્કૂલનું મહત્ત્વ ઘણું જ છે.

ટેકનિકલ હાઈસ્કૂલમાં ટેકનિકલના ત્રણ વિષયો (૧) જ્યોમેટ્રિકલ અને મશીન ડ્રોઇંગ (૨) વર્કશોપ ટેકનોલોજી ગ્રેડ ૧ તેમ જ (૩) એલીમેન્ટ્સ ઑફ ઇલેક્ટ્રિકલ અને મિકેનિકલ એન્જિનિયરિંગ શીખવવામાં આવે છે. પ્રીઝમ, પિરામિડ, નળાકાર, શંકુ વગેરેને અમે તેમ મૂક્યા હોય તો તે કેવા દેખાય તેના દેખાવો દોરવાના, વિસ્તાર બનાવવો; મશીન ડ્રોઇંગમાં મશીનરીના જુદા જુદા ભાગોના એલીવેશન પ્લાન ને એન્ડ વ્યૂ દોરવા વગેરે શીખવવામાં આવે છે. આથી વિચાર કરવાની ને કલ્પનાની શક્તિ ખીલે છે. વર્કશોપ ટેકનોલોજીમાં સુથારી, મોલ્ડિંગ, લુહારી, ફીટિંગ તેમ જ ટર્નિંગ વિભાગોમાં વપરાતાં જુદાં જુદાં હથિયારો, ઓજારો, તેમની સંભાળ ને કાળજી; દરેક શોપમાં વપરાતાં સાધનો તથા મશીનરીનું વર્ણન, ઉપયોગ વગેરે સિદ્ધાંતમાં તેમ જ પ્રૅક્ટિકલ શીખવવામાં આવે છે. એલીમેન્ટ્સ ઑફ ઇલેક્ટ્રિકલ ને મિકેનિકલ એન્જિનિયરિંગમાં વાયરિંગ, જોઈન્ટિંગ, ઇલેક્ટ્રિકલ મશીનરીના સિદ્ધાંતો તેમ જ પ્રયોગો મિકેનિકલ લૅબમાં એન્જિનો, સ્ટીમ તથા મિકેનિક્સના પ્રયોગો તથા સિદ્ધાંતો વગેરે શીખવવામાં આવે છે. દેશમાં એકલી બુદ્ધિ કે મશીનરીથી વધુમાં વધુ કામ થતું નથી. આને માટે હાથની પણ જરૂર પડે છે ને ટેકનિકલ તાલીમ પામેલ માણસો આ ખોટ પૂરી પાડે છે. આ ઉપરાંત અંગ્રેજી, હિંદી, ગુજરાતી, ગણિત તથા વિજ્ઞાનના વિષયો પણ વિદ્યાર્થીઓને શીખવવાના હોય છે. ટેકનિકલ હાઈસ્કૂલ સેન્ટરો હોય ત્યાં સદરહુ વિષયો તેમાં ભાગ લેતી એકેડેમિક સ્કૂલોમાં શીખવવામાં આવે છે. મલ્ટીપર્પઝ સ્કૂલોમાં આ વિષયો પણ તેમાં જ શીખવવામાં આવે છે. ઇન્ડસ્ટ્રિયલ સ્કૂલોમાં સુથારી, લુહારી વગેરે શીખવવામાં આવે છે. ગુજરાતમાં ૧૮ સરકારી ટેકનિકલ હાઈસ્કૂલો, ૭ સરકારી (મલ્ટીપર્પઝ) વિવિધલક્ષી સ્કૂલો અને ૯ પ્રાઈવેટ ટેકનિકલ હાઈસ્કૂલો છે. ગવર્નમેન્ટ ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટ, કલોલમાં સિવિલ ડ્રાફ્ટ્સમૅનશિપ અને એસ્ટીમેટિંગનો બે વર્ષનો કોર્સ પણ ચાલે છે. આ ઉપરાંત અમદાવાદ (આર. સી. ટેકનિકલ), ગોધરા, કલોલ, કપડવંજ, પાટણ, અમરેલી, ભરૂચ વગેરે સ્થળે છ માસના કોર્સના પાર્ટટાઈમ વાયરમૅન એપ્રેન્ટિસ કોર્સ ચાલે છે. એ ઉપરાંત વડોદરા, પોરબંદર, અમદાવાદ વગેરે સ્થળે બીજી ખાનગી સંસ્થાઓમાં પણ સદરહુ કોર્સ ચાલે છે.

ગુજરાતમાં બીજા ડ્રાફ્ટ કોર્સ જેવા કે 'ટેલરિંગ કોર્સ ઇન વીમેન એન્ડ ચિલ્ડ્રન્સ ગાર્મેન્ટ્સ' વગેરે માટે ૭૫ વધારાની પ્રાઈવેટ સંસ્થાઓ છે, જેમાં ટેલરિંગની થિયરી અને પ્રૅક્ટિકલ શિખવાડવામાં આવે છે ને તેની પરીક્ષા ટેકનિકલ બૉર્ડ તરફથી લેવામાં આવે છે.

ટેકનિકલ હાઈસ્કૂલ (સેન્ટ્રલ વર્કશોપ) શરૂ કરવા માટે અંદાજે નીચે પ્રમાણે ખર્ચ થાય છે (જમીનની કિંમત ઉપરાંત).

નૉન રીકરિંગ

| | | |
|---|---|---|
| મકાનો | રૂ. | ૧,૨૫,૦૦૦.૦૦ |
| ઇક્વીપમેન્ટ | રૂ. | ૧,૨૫,૦૦૦.૦૦ |
| ફર્નિચર | રૂ. | ૮,૦૦૦.૦૦ |
| લાઇબ્રેરી | રૂ. | ૩,૦૦૦.૦૦ |
| | રૂ. | ૨,૬૧,૦૦૦.૦૦ |
| રીકરિંગ | રૂ. | ૩,૫૮૮૨.૦૦ દર વર્ષે |

પ્રાઈવેટ ટેકનિકલ હાઈસ્કૂલોનાં નોનરીકરિંગ રૂ. ૧,૭૦૦૦.૦૦ ખર્ચના ૬૦ ટકા મધ્યસ્થ સરકાર આપે છે ને ૪૦ ટકા તેમને ભોગવવાના હોય છે. તેમના રીકરિંગ ખર્ચમાં સ્ટેટ ગવર્નમેન્ટ ૫૦ ટકા સુધી બજેટ હોય તો ગ્રાન્ટ આપે છે.

**ભાવિ કાર્યક્રમ**

આમ અત્યાર સુધીની પ્રગતિ ઉત્સાહજનક હોવા છતાં સવાલ એ થાય છે કે આજના ઔદ્યોગિક જમાનામાં આપણી પાસે પૂરતી

માનવ શક્તિ છે? દેશના અને રાજ્યના પ્લાનિંગ ઉપર ટેકનિકલ માણસો કેળવવાની યોજનાઓના પ્લાનિંગનો આધાર છે. ટેકનિકલ શિક્ષણનો મુખ્ય હેતુ રાજ્યનાં ને દેશનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં નક્કી કરેલી પ્રવૃત્તિઓ માટે સરકારી અને ખાનગી ક્ષેત્રોમાં ટેકનિશિયનો પૂરા પાડવા એ છે. સમાજસેવા, ઉદ્યોગો, તંદુરસ્તી ખાતું, ટ્રાન્સપોર્ટ, કોમ્યુનિકેશન વગેરેમાં ટેકનિશિયનોની જરૂર પડે છે ને તે મળી રહે તે માટે ટેકનિકલ કેળવણીની જરૂર છે. વિજ્ઞાનની પ્રગતિ જોતાં આજના અણુયુગમાં આપણે હજી ઘણું કરવાનું બાકી છે. દેશના અર્થકારણની શક્તિ મોટે ભાગે ઇજનેરોની સંખ્યા અને ગુણવત્તા ઉપર અવલંબે છે એ નિર્વિવાદ છે. એન્જિનિયરિંગમાં રીસર્ચ કરવું, ટેકનિકલ શિક્ષકો માટે ટ્રેઈનિંગ કોર્સ કાઢવો, રાજ્યની જરૂરિયાત જોઈ બીજા પાર્ટ ટાઈમ કોર્સ શરૂ કરવા, છોકરીઓ માટે વોકેશનલ ટ્રેઈનિંગ કોર્સ શરૂ કરવા, સારા ટેકનિશિયનોને પરદેશ મોકલવા, મહિલા કલા મંદિરો ખોલવાં, વધુ પોલિટેકનિકો ખોલવી, વધુ ટેકનિકલ હાઈસ્કૂલો ખોલવી વગેરે ઘણું કરવાનું છે. આમાંની ઘણી જરૂરિયાતો વધારવા અને પૂરી પાડવાની નેમ પૂરી કરવા ગુજરાત રાજ્ય તેના ત્રીજા પ્લાનમાં અપેક્ષા રાખે છે. આત્મવિશ્વાસ, શ્રમ અને ધગશથી આપણે આગળ વધીએ અને દેશની જરૂરિયાતોને લક્ષમાં લઈને આગેકૂચ કરીએ.



# નઈ તાલીમ

શ્રી ચંદ્રકાન્ત ઉપાધ્યાય
(આચાર્ય, વિનય મંદિર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ)

બુનિયાદી તાલીમ ઘણાં ઘણાં નામે જાણીતી થઈ છે. કેટલાક એને નઈ તાલીમ કહે છે; કેટલાક એને વર્ધા કેળવણી તરીકે ઓળખે છે, કેટલાક વળી પાયાની કેળવણીના નામે એનાથી પરિચિત છે.

આ બધાં નામો એક જ ભાવનાના પર્યાયો છે. ભારતના ઘડતર તથા ઉત્થાન માટે જે તાલીમની જરૂર હતી એ તાલીમને ગાંધીજીએ શોધી એટલું જ નહિ પણ અહિંસામૂલક નીતિમાં માનનાર દેશ માટે એ કેળવણી મૂલાધાર છે એવી ભવિષ્યવાણી પણ એમણે ભાખી. એ કેળવણી નવા જીવનનું દર્શન કરાવનારી, નવાં મંડાણનાં તેમ જ નવાં મૂલ્યોનાં શ્રીગણેશ મંડાવનાર હતી. દેશ સમગ્રને એના દ્વારા સંજીવની મળશે એવું ગાંધીજી સમેત ઘણા લોકનેતાઓને લાગ્યું. પરિણામે એ કેળવણીને બધાએ વધાવી અને એને ભાતભાતનાં નામો આપીને ચલણમાં આણી.

**ક્રાંતિકારી તાલીમ**

આ તાલીમ, હકીકતમાં જોઈએ તો, બહુ ક્રાંતિકારી તાલીમ છે. આ તાલીમ જે અંગો દ્વારા આપવાની છે તે અંગો જોતાં આપણને જણાય છે કે કોક સમાજોપયોગી ઉત્પાદક ઉદ્યોગ આ કેળવણીનું માધ્યમ બને છે. આ કેળવણી, બાળકને કામ કરાવતાં કરાવતાં, એ કામની 'શા માટે', 'કેવી રીતે' બાજુઓ—'હાઉ અને વાય ઓફ ઈટ' બાજુઓ—ને વિષે માહિતી દેતાં દેતાં, આપવાની છે. ચાલુ ચીલાચલુ, પરંપરાગતિક અને જડ પદ્ધતિનો એમાં સમૂળો છેદ ઉડાડી દેવાયો છે. બાળકના પ્રત્યક્ષ જીવન સાથે જડાયેલ પ્રવૃત્તિઓ, વાતાવરણ, કુદરત ઈ૦ને લક્ષમાં લઈને, આ કેળવણી આપવાની છે. વળી આ તાલીમ ભારતની સંસ્કૃતિને પોષક હોઈને, બાળકને અહિંસક ગ્રામોદ્યોગી, સહકારમૂલક, સ્વાશ્રયી એવા લોકશાહી જીવન માટે એ તૈયાર કરે છે. મહાત્મા ગાંધીની અમૂલ્ય દેણગીરૂપ મનાયેલ આ કેળવણી વિષે ૧૯૩૭–૩૮ના અરસામાં દેશના બધા કેળવણીકારો વિચારતા થયા. પછી ધીમે ધીમે એ કેળવણીના સિદ્ધાંતને તથા એને અમલી સ્વરૂપ આપવાની વાતને કૉંગ્રેસે (૧૯૩૮) સ્વીકારી અને આજે એ કેળવણીના સિદ્ધાંતો પ્રમાણે, આખા રાષ્ટ્રની કાયાપલટ કરવા, સરકારી રાહે તથા બિનસરકારી રાહે, પ્રયત્નો શરૂ થયા છે.

**બિનસરકારી રાહ**

આપણા ગુજરાત રાજ્યમાં, બુનિયાદી ક્ષેત્રે સારી પેઠે કામ થયું છે. કેટલીક બિનસરકારી સંસ્થાએ તો આ કામ કરવાની એક ઝુંબેશ જ ઉપાડી છે એમ કહું તો તે અસ્થાને નથી.

ગુજરાત વિદ્યાપીઠ, વલ્લભવિદ્યાલય બોચાસણ, સ્વરાજ આશ્રમ વેડછી, કન્યા આશ્રમ મઢી, ગ્રામદક્ષિણામૂર્તિ આંબલા, જેવી સંસ્થાઓએ આ કામ પાછળ પોતાની બધી તાકાત અજમાવી છે. બુનિયાદી શિક્ષણને બરાબર ચકાસી જોનારી પ્રયોગશાળાઓની ઢબે આ સંસ્થાઓએ કામ શરૂ કર્યું. આને લીધે, બુનિયાદી શિક્ષણનું પ્રત્યક્ષ ચિત્ર લોકો સમક્ષ ખડું થયું. આ શિક્ષણ આપવામાં, ઉદ્યોગનું માધ્યમ એટલે શું, એને માટે કેવા સંજોગો તથા કેવા શિક્ષકો જોઈએ; ઉદ્યોગ મારફતે સ્વાવલંબન કેટલું થાય તથા એ કેટલું શક્ય છે; ઉદ્યોગ શીખતાં શીખતાં અક્ષરજ્ઞાનની માત્રા (બાળકમાં) વધે છે કે ઘટે છે, એવા અનેકવિધ પ્રશ્નોનો ઉકેલ શોધવાની અહીં કોશિશો થઈ અને એમ જરૂર કહી શકાય કે આ સંસ્થાઓએ એ પ્રશ્નોનો સારો ઉકેલ શોધ્યો છે. સ્વરાજ્ય ન હતું મળ્યું તે પહેલાંની સ્થિતિ અને આજની સ્થિતિ જોઈને જરૂર એમ કહી શકાય કે આ સંસ્થાઓએ મિશનરી ઢબથી આ (કેળવણીના) ક્ષેત્રમાં કામ કર્યું અને એનાં સુપરિણામો જનસમાજને બતલાવ્યાં. સ્વરાજ્ય મળ્યા બાદ પણ આ સંસ્થાઓ તો એ જ ક્ષેત્રમાં કામ કરી રહી છે અને બુનિયાદી શિક્ષણને આગળ ઉપર ઉત્તર-બુનિયાદી, (Secondary Stage) તેમ જ ઉત્તમબુનિયાદી (Higher Stage) કક્ષા સુધી કેવી રીતે લઈ જઈ શકાય, એની ગોઠવણી કરવા લાગી છે. સ્વરાજ્ય મળ્યા કેડે, ઘણાં ખાનગી આશ્રમો, સંસ્થાઓ નીકળ્યાં છે કે જેઓ ગુજરાતભરમાં બુનિયાદી શિક્ષણનો પ્રચાર કરે છે. શામળાજી આશ્રમ, પોશીના આશ્રમ, સાંઢાસાલ આશ્રમ, વાલોડ મહાલની કેટલીક સંસ્થા, ડાંગ આશ્રમ તેમ જ સૌરાષ્ટ્ર કચ્છની અનેક સંસ્થાઓની નામાવલિ મિશનરી ઢબે પ્રચાર કરનારાઓ પૈકી, ગણાવી શકાય. આ સંસ્થાઓએ મુખ્યત્વે કરીને ગ્રામવિસ્તારમાં કામ કરીને બુનિયાદી શિક્ષણના પ્રચારમાં સારો ફાળો આપ્યો છે અને સાથોસાથ સરકારના શિક્ષણવિષયક કામનેય વેગ આપ્યો છે.

**સરકારી રાહ**

બુનિયાદી શિક્ષણનો સૈદ્ધાંતિક રીતે સ્વીકાર કર્યા બાદ (૧૯૩૮) કૉંગ્રેસનાં પ્રધાનપદાં જે જે રાજ્યોમાં હતાં, ત્યાં ત્યાં બુનિયાદી શિક્ષણનું કામ સરકારે તરત શરૂ કર્યું. ગુજરાત રાજ્યમાં વાલોડ મહાલને સઘન વિસ્તાર ગણીને ત્યાં પ્રયોગ શરૂ કર્યો તથા સુરત જિલ્લાના કતારગામમાં શિક્ષકોને તાલીમ આપવા માટે એક અધ્યાપન મંદિર શરૂ (૧૯૩૯) કર્યું.

પછી, ક્રમશઃ એ કામમાં વેગ આવવા લાગ્યો. પરંતુ (૧૯૩૯)ના બીજા વિશ્વયુદ્ધને લીધે તથા (૧૯૪૨) કોંગ્રેસના જેલવાસને લીધે એ કામમાં ભારે ઓટ આવી. છતાં એટલું જરૂર કહી શકાય કે આ તાલીમના હાર્દને અંગ્રેજી રાજ્યસત્તા સમજી હતી ખરી, તેથી આ કામને એણે ગૂંગળાવીને મારી નાખ્યું નહિ.

સ્વરાજ્ય મળ્યા પછી, સરકારે પોતે આ દિશામાં ઘણી પ્રગતિ કરી છે. સંસ્થાગત અને તંત્રગત મર્યાદામાં રહી, સરકારે આ તાલીમ લોકગત કેવી રીતે થાય એ માટે પ્રામાણિક મહેનત શરૂ કરી દીધી છે. એના સીધા પરિણામરૂપે આજે આપણે જોઈ શકીએ છીએ કે રાજ્યમાં ઠેરઠેર પ્રાથમિક શાળાઓ (૧૫,૩૨૨) સ્થપાઈ છે. એ શાળાઓને બુનિયાદી ઢબે ચલાવવાનો આગ્રહ રખાય છે. એ શાળાઓને માટે યોગ્ય શિક્ષકોની જરૂરત ઊભી થતાં સરકારે ઘણાં અધ્યાપન મંદિરો (Training Colleges) સ્થાપ્યાં છે. એ અધ્યાપન મંદિરોમાં ફાઈનલ પાસ થયેલાં કે મૅટ્રિક—એસ. એસ. સી. પાસ થયેલાં શિક્ષક ભાઈ-બહેનોને એક-બે વર્ષની તાલીમ આપવામાં આવે છે. આજે ગુજરાત ભરમાં સરકારી તથા ખાનગી મળી આવાં ૬૬ અધ્યાપન મંદિરો ચાલે છે. એમાં લગભગ ૬,૦૦૦ ભાઈબહેનો તાલીમ લઈ રહ્યાં છે.

સ્નાતકો (ગ્રૅજ્યુએટો)ને તાલીમ આપવા માટે ગ્રૅજ્યુએટ બેઝિક ટ્રેઈનિંગ કેન્દ્રો સરકાર ચલાવે છે. હાલમાં રાજપીપળા અને માંગરોળ (સૌરાષ્ટ્ર) ખાતે આવાં કેન્દ્રો ચાલે છે. એ કેન્દ્રોમાં સ્નાતકો એક વર્ષ માટે તાલીમ લે છે અને તાલીમ લઈ રહ્યા બાદ, અધ્યાપન મંદિરોમાં અધ્યાપક તરીકે જોડાઈને યા શિક્ષણાધિકારી (Educational Inspectors)ના હાથતળે મદદનીશ નિરીક્ષક (A. D. E. I.) તરીકે રહી બુનિયાદી શિક્ષણના કાર્યમાં ફાળો આપે છે. આજે ઉપર્યુક્ત બંને કેન્દ્રોમાં લગભગ ૯૦ વિદ્યાર્થીઓ ભણે છે.

આમ સરકારે (મ્યુનિસિપાલિટી તથા જિલ્લા લોકલબોર્ડ દ્વારા) પોતાની ઢબે અને આશ્રમો જેવી સંસ્થાઓએ પોતાની ઢબે બુનિયાદી શિક્ષણનો પ્રચાર કર્યો. બંને વિભાગોએ પોતાની મર્યાદા તથા ખૂબી-ખામીઓને લીધે બુનિયાદી શિક્ષણ વિશે ભિન્ન ભિન્ન રીતે વિચાર્યું અને એથી એમની વિચારસરણીમાં નઈ તાલીમના અમુક અમુક તત્ત્વને પ્રાધાન્ય મળ્યું. કોકે એક અંગ પર ભાર મૂક્યો તો કોકે અન્ય અંગ પર. આથી થોડો મતભેદ ઊભો થયો.

છતાં પાયાગત એક વાત તો બધાએ સ્વીકારી કે, શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં બુનિયાદી તાલીમ સિદ્ધાંત-સંગીન છે; માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં અને અર્થશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં એ કાર્યક્ષમ છે. આમ જે મતભેદ ઊભો થયો તે તો સિદ્ધાંતભેદથી નહિ પણ હકીકત ભેદથી.

## કેટલાંક સંગીન દૃષ્ટાંતો

ગુજરાતમાં નઈ તાલીમના હાર્દને સમજનારા શિક્ષકોએ જ્યાં જ્યાં પ્રયત્નો કર્યા છે ત્યાં ત્યાં સરસ પરિણામ આવ્યું છે. એ શિક્ષણ લેનારાં બાળકોએ બધી બાબતોમાં સારી પ્રગતિ બતાવી છે.

આપણે ત્યાં સૂઝવાળા કાર્યકર્તાઓ હોવાને લીધે તથા નઈ તાલીમના હાર્દનું જેમને સ્પષ્ટ દર્શન છે એવા કેળવણીકારો હોવાને કારણે, આપણે આખા દેશને મુકાબલે નઈ તાલીમના અમલમાં સારી પ્રગતિ કરી છે. એ તાલીમ દ્વારા ગુજરાતની કાયાપલટ થઈ શકે એવી આશા આપણે રાખીએ એમાં બડાઈ હાંકવા જેવું ન ગણાય.

આમ, જ્યાં ઠોસ અને સંગીન કામ ધોરણપૂર્વક થયું છે તે પ્રેરણા-દાયી સંસ્થાઓનું હવે ટૂંકમાં વિવરણ આપણે કરીએ.

૧. ૧૯૨૨–૨૩થી ગુજરાતના સંસ્કાર કેન્દ્ર સમી ગુજરાત વિદ્યાપીઠમાં કેળવણી વિષયક અનેક પ્રયોગો થતા રહ્યા છે. બુનિયાદી તાલીમનો જ્યારથી જન્મ થયો ત્યારથી (એને વિષે) આ સંસ્થાએ લગન રાખીને, કામ આરંભ્યું છે. આ સંસ્થાએ બુનિયાદી શિક્ષણના હાર્દને બરાબર પિછાન્યું છે અને તેને અમલમાં મૂકવા આજ દિન સુધી પ્રયત્નો કર્યા છે. આજે ગુજરાત વિદ્યાપીઠમાં બુનિયાદી શિક્ષણ, ઉત્તર બુનિયાદી શિક્ષણ અને મહાવિદ્યાલયનું શિક્ષણ (આમ, પહેલા ધોરણથી સ્નાતક કક્ષા સુધીનું શિક્ષણ) અપાય છે, એ પ્રયોગોને આધારે કેટલાંક પરિણામો એવાં આવ્યાં છે કે જેને આજની યુનિવર્સિટીએ તથા સરકારે પણ આવકાર્યાં છે. માતૃભાષા દ્વારા ઉચ્ચ તેમ જ માધ્યમિક શિક્ષણ આપવું; માધ્યમિક કક્ષાથી (ધો. ૮થી) અંગ્રેજી વિષય શીખવવો; માધ્યમિક કક્ષાએ, અનેકવિધ શક્તિઓવાળાં બાળકોને વિવિધ ગ્રામઉદ્યોગો શિખવાડવા. એ અર્થમાં બહુહેતુક શાળાઓ Multipurpose School'નું તત્ત્વ દાખલ કરવું, કૉલેજ કક્ષાના વિદ્યાર્થીઓને પણ ઉદ્યોગકામ શીખવવું, હિંદી ભાષાને ફરજિયાત વિષય તરીકે રાખવી, આવા ક્રાંતિકારી ફેરફારો કરાવવાનું માન આ સંસ્થાને જાય છે. છેલ્લી પચ્ચીસી દરમિયાન આ પ્રયોગો એણે કર્યા અને એના ફળસ્વરૂપ, આપણે જોઈએ છીએ કે એસ. એસ. સી. બોર્ડ તેમ જ યુનિવર્સિટીઓએ એ સિદ્ધાંતોને હવે સ્વીકાર્યા છે.

આ સંસ્થા શહેરમાં આવેલી હોવાને લીધે એને કેટલીક (સ્વાભાવિક) સગવડ અગવડ બંને સહેવી પડે છે. આજુબાજુ શહેરી વાતાવરણ હોવા છતાં, આ સંસ્થા ગ્રામાભિમુખ વાતાવરણ જાળવી રાખી શકી છે. આ સંસ્થા દ્વારા બહાર પડેલા (૧૯૪૯–૫૦થી) સ્નાતકો આજે ગુજરાતના પ્રજાજીવનના ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવી રહ્યા છે. ડાંગથી માંડીને દાંતા સુધીના પ્રદેશમાં આ સ્નાતકોએ પોતાની સુવાસ ફેલાવી છે.

૨. આદિવાસી પ્રદેશમાં છેલ્લાં ૨૫–૩૦ વર્ષોથી એકધારી રીતે જ્ઞાન-પ્રદાન કરનાર વેડછી આશ્રમે નઈ તાલીમના વિકાસમાં ભારે મોટો ફાળો આપ્યો છે. એ પ્રદેશના લોકોની પરિસ્થિતિને ધ્યાનમાં લઈ, અહીંની કેળવણી ઘડવામાં અને પ્રસારવામાં આવી છે. અહીંના લંગોટિયા આદિવાસી માણસોને આ તાલીમ અમૃતસંજીવની જેવી થઈ પડી છે. આ આશ્રમને પ્રતાપે આજે બારડોલી તાલુકાના આ વિભાગમાં સેંકડો રેંટિયા ગુંજતા થયા છે, અનેક સહકારી મંડળીઓ રચાઈ છે અને અનેક આદિવાસી યુવાન-યુવતી ભણ્યાં છે. એમનું અજ્ઞાન અને દારિદ્ર્ય ફેડવામાં આ આશ્રમે મોટો ફાળો આપ્યો છે. આજે ત્યાં બાળવાડી,

બુનિયાદી શાળા, ઉત્તર બુનિયાદી શાળા, અધ્યાપન મંદિર ઇત્યાદિ અનેક કામો ચાલી રહ્યાં છે.

૩. ખેડા જિલ્લાની બારૈયા કોમને સંસ્કૃત કરવા અને કેળવવા માટે વલ્લભ વિદ્યાલય બોચાસણ ૨૦–૨૫ વર્ષ પહેલાં સ્થપાયું. માથાભારે, ચોરી-લૂંટફાટ કરનાર અને ઝનૂની એવી આ કોમના વિકાસ માટે આ સંસ્થાએ ખૂબ કામ કર્યું છે. બુનિયાદી શિક્ષણ આપીને આ સંસ્થાએ અહીંના લોકોનું હીર બહાર આણ્યું છે. સેંકડો યુવાનોએ આ સંસ્થામાં ભણીને પ્રગતિ કરી છે. અહીં આજે બુનિયાદી શાળા, ઉદ્યોગવર્ગ વગેરે ચાલી રહ્યાં છે.

૪. સૌરાષ્ટ્રમાં આંબલામાં વરસોથી શ્રી નાનાભાઈ ભટ્ટના માર્ગદર્શન હેઠળ બુનિયાદી શિક્ષણનો પ્રયોગ થઈ રહ્યો છે. એ શિક્ષણને પ્રતાપે આજે ત્યાં બુનિયાદી શાળાથી માંડીને ઉચ્ચ શિક્ષણ સુધીનો વિકાસ થયો છે. સણોસરામાં આવેલ 'લોકભારતી' દ્વારા દર વર્ષે ઘણા સ્નાતકો બહાર પડે છે અને સૌરાષ્ટ્રને ગામડે ગામડે આ સંસ્થાનો પયગામ પહોંચાડે છે.

૫. ભાવનગરજિલ્લા જેવા નપાણિયા વિસ્તારમાં ગુંદી આશ્રમ આવેલો છે. ત્યાં નઈ તાલીમનું કામ સારી રીતે વિકસી રહ્યું છે. ત્યાંના લોકો માટે આ સંસ્થાએ ઘણું કામ કર્યું છે. આજે ત્યાં બુનિયાદી તથા ઉત્તર બુનિયાદી શાળા તેમ જ અધ્યાપન મંદિર સારી રીતે ચાલી રહ્યાં છે.

આ દૃષ્ટાંતો ઉપરાંત બીજાં પણ અનેક ઉદાહરણો આપી શકાય એમ છે. આ દૃષ્ટાંતો એની એ જ વાત આપણા મન પર ઠસાવે છે કે જ્યાં બુનિયાદી શિક્ષણના હાર્દને સમજીને, ભાવનાશાળી શિક્ષકો દ્વારા કામ થયું છે ત્યાં સંગીન પરિણામ આવ્યું છે; તે ભાગની સાથે જ કાયાપલટ થઈ છે.

# આહાર અને પોષણ

ડૉ. એચ. એસ. ખંડેરિયા
(અમદાવાદ)

દરેક જીવંત શરીરને, તેના બંધારણ, વિકાસ અને કોષોની મરામત માટે ખોરાકની જરૂર પડે છે. માણસ જે કંઈ ખોરાક લે તે તેણે પચાવવાનો રહે છે. ખોરાકનું જ્યારે પાચન થાય ત્યારે તેમાંથી પોષક દ્રવ્ય બને છે અને તે સરળતાથી શરીરમાં ચુસાઈ જાય છે.

ખોરાકની જો આપણે વ્યાખ્યા આપવા બેસીએ તો તેની બે રીતે વ્યાખ્યા આપી શકાય કે તે એક લહેજતદાર ખાદ્ય પદાર્થ છે જે શરીરમાં જઈને અંદર સમાઈ જાય છે અને પછી કોષોના વ્યયને અટકાવી શકે છે કે અલ્પ કરી શકે છે. મુખ્યત્વે તો પાણી ખનીજ ક્ષારો, સાકર, સેન્દ્રિય ખાદ્યપદાર્થો જેવા કે પ્રોટીન, કાર્બોહાઈડ્રેટ્સ, ચરબી અને વિટામિનો, પોષક પદાર્થો તરીકે ગણાય છે. કોઈ પણ ખોરાકમાં કેટલું પોષણ છે તેનો આધાર તે કેટલી ગરમી ઉત્પન્ન કરી શકે છે તેના ઉપરથી નક્કી થાય છે. એને કેલરીના માપથી માપવામાં આવે છે.

એક કિલોગ્રામ જેટલા સ્વચ્છ પાણીને ૧૫૦ સેન્ટીગ્રેડથી ૧૬૦ સેન્ટીગ્રેડ સુધી ગરમ કરવા જેટલી ગરમી જોઈએ તેને એક કેલરી ગરમી કહેવામાં આવે છે.

### ખોરાકનું મૂલ્ય

ખોરાકની ત્રણ મુખ્ય વસ્તુઓ પ્રોટીન, કાર્બોહાઈડ્રેટ્સ, અને ચરબી. એ ત્રણેની શરીરને ટકાવવામાં જરૂર છે. ગરમી અને કાર્યશક્તિ માટે કાર્બોહાઈડ્રેટ્સ ખૂબ મહત્ત્વના છે. એ સ્વાદિષ્ટ અને સુલભ હોય છે. તદુપરાંત આર્થિક રીતે પણ પોષાઈ શકે એવા હોય છે. ખાસ કરીને શરીરના સ્નાયુઓ કાર્બોહાઈડ્રેટ્સમાંથી બળ મેળવે છે. ચરબી પ્રાણ-વાયુ સાથે ભળ્યા પછી ગરમી ઉત્પન્ન કરીને શરીરની ઉષ્મા ટકાવી રાખે છે. એ પણ સ્નાયુઓની કાર્યશક્તિ વધારે છે. શરીરના કોષોને ઘડવામાં અને જાળવવામાં પ્રોટીન ખૂબ આવશ્યક છે. એ શરીરમાં ઇન્ધનનું કામ આપે છે. આ ત્રણેય પદાર્થો અમુક મર્યાદામાં એકબીજાનું કાર્ય કરી શકે છે. જોકે પ્રોટીનને બદલે અન્ય ખોરાક ફક્ત અમુક મર્યાદા સુધી જ લઈ શકાય. શરીરના જે કોષો સતત ખરતા જાય છે અને દૂબળા પડતા જાય છે તેને નવા બનાવવા કે જોમ આપીને કામલાયક બનાવવામાં પ્રોટીન ખૂબ મહત્ત્વનું છે.

શરીરની જાળવણીમાં વિટામિનો પણ ખૂબ મહત્ત્વનાં છે. જો શરીરમાં એની ઊણપ રહી જાય, તો અનેક પ્રકારના રોગો દેખા દે છે.

તદુપરાંત કેલ્શિયમ, ફૉસ્ફરસ, સોડિયમ, લોહ એવા પદાર્થોની પણ શરીરના ઘડતરમાં જરૂર પડે છે; પણ ઘણા અલ્પ પ્રમાણમાં તેની જરૂર પડે છે. સામાન્ય ખોરાકમાંથી એટલા પ્રમાણમાં એ પદાર્થો મળી શકે છે.

### સંતુલિત ખોરાક

સંતુલિત ખોરાકમાં પ્રમાણ અને ગુણવત્તા બન્નેનું ધ્યાન રાખવાનું હોય છે. સંતુલિત ખોરાકમાંથી હમેશાં યોગ્ય પોષણ મળી રહે છે. પણ એમાં ઇંધન તરીકે વપરાતાં દ્રવ્યો, પ્રોટીન ખનીજ દ્રવ્યો અને વિટામિનો બધાનું પ્રમાણ જળવાવું જોઈએ. ભારતમાં સખત પરિશ્રમ કરતા માણસને સામાન્ય રીતે ૩૫૦૦ કેલરી જોઈએ. હળવું કામ કરનારને ૨૫૦૦ કેલરી પૂરતી છે. પણ બેઠાડુ જીવન ગાળનાર માટે તો બે હજાર કેલરી પણ પૂરતી થઈ પડે છે. સંતુલિત ખોરાકની બાબતમાં એ ધ્યાન રાખવાનું છે કે વધુ પડતો પોષક ખોરાક પણ શરીરને હાનિકારક નીવડે છે.

### સ્વાસ્થ્ય માટે ખોરાક

વિદેશોમાં સ્વાસ્થ્યપ્રદ ખોરાક કોને કહેવાય છે તેનો એક કોઠો સાથેના પાના ઉપર આપવામાં આવ્યો છે. અમેરિકાના ખોરાક અને પોષણ માટેના મંડળે તેમ જ તે અંગેની સંશોધન સમિતિએ જે ભલામણો કરી છે એ પ્રમાણે આ કોઠો તૈયાર કરવામાં આવેલો છે. જોકે આપણા દેશની અને અમેરિકાની આબોહવામાં ફરક છે. ત્યાંની આબોહવા ઠંડી છે એટલે ત્યાં વધારે ઇન્ધનશક્તિવાળો અને પ્રોટીનવાળો ખોરાક જરૂરી છે એ વાતની નોંધ લેવાની છે.

| | કૅલરી | પ્રોટીન (ગ્રામ) | કેલ્શિયમ (ગ્રામ) | લોહ (મી.ગ્રામ) | વિટામિન અ ર (આઈ.યુ.) | થિયેમિનલ (મી.ગ્રામ | રીબોફ્લેવિન (મી.ગ્રામ) | નિકો-ટિનિક ઍસિડ (મી.ગ્રામ) | એસ્કોર્બિક ઍસિડ (મી.ગ્રામ) | વિટામિન ડી (એ.યુ.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માણસ (૧૫૪ રતલ, ૭૦ કી. ગ્રા) બેઠાડુ | ૨,૪૦૦ | ૭૦ | ૧.૦ | ૧૨ | ૫,૦૦૦ | ૧.૨ | ૧.૮ | ૧૨ | ૭૫ | ૫ |
| સક્રિય | ૩,૦૦૦ | ૭૦ | ૧.૦ | ૧૫ | ૫,૦૦૦ | ૧.૫ | ૧.૮ | ૧૫ | ૭૫ | ૫ |
| સખત પરિશ્રમી | ૪,૫૦૦ | ૭૦ | ૧.૦ | ૧૨ | ૫,૦૦૦ | ૧.૮ | ૧.૮ | ૧૮ | ૭૫ | ૫ |
| સ્ત્રી (૧૨૩ રતલ, ૫૬ કી. ગ્રા.) | | | | | | | | | | |
| બેઠાડુ | ૨,૦૦૦ | ૬૦ | ૧.૦ | ૧૨ | ૫,૦૦૦ | ૧.૦ | ૧.૫ | ૧૦ | ૭૦ | ૫ |
| સામાન્ય રીતે સક્રિય | ૨,૪૦૦ | ૬૦ | ૧.૦ | ૧૨ | ૫,૦૦૦ | ૧.૨ | ૧.૫ | ૧૨ | ૭૦ | ૫ |
| ખૂબ સક્રિય | ૩,૦૦૦ | ૫૦ | ૧.૦ | ૧૨ | ૫,૦૦૦ | ૧.૫ | ૧.૫ | ૧૫ | ૭૦ | ૫ |
| સગર્ભા (પછીના દિવસો) | ૨,૪૦૦ | ૮૫ | ૧.૫ | ૧૫ | ૬.૦૦૦ | ૧.૫ | ૨.૫ | ૧૫ | ૧૦૦ | ૪૦૦ |
| ધાત્રી | ૩,૦૦૦ | ૧૦૦ | ૨.૦ | ૧૫ | ૮,૦૦૦ | ૧.૫ | ૩.૦ | ૧૫ | ૧૫૦ | ૪૦૦ |
| બાર વર્ષ સુધીનાં બાળકો એક વર્ષ સુધી | ૧૧૦/૨.૨ રતલ | ૩.૫/૨.૨ (૧. કી.ગ્રા) | ૧.૦ | ૬ | ૧,૫૦૦ | .૪ | .૬ | .૪ | ૩૦ | ૪૦૦ |
| ૧-૩ વર્ષ (૨૭ રતલ, ૧૨ કી.ગ્રા) | ૧,૨૦૦ | ૪૦ | ૧.૦ | ૭ | ૨,૦૦૦ | .૬ | .૯ | .૬ | ૩૫ | ૪૦૦ |
| ૪-૬ „ (૪૨ રતલ, ૧૯ કી.ગ્રા) | ૧,૬૦૦ | ૫૦ | ૧.૦ | ૮ | ૨,૫૦૦ | ૮ | ૧.૨ | ૮ | ૫૦ | ૪૦૦ |
| ૭-૯ „ (૫૮ રતલ, ૨૬ કી.ગ્રા) | ૨,૦૦૦ | ૬૦ | ૧.૦ | ૧૦ | ૩,૫૦૦ | ૧.૦ | ૧.૫ | ૧૦ | ૬૦ | ૪૦૦ |
| ૧૦-૧૨ „ (૭૮ રતલ, ૩૫ કી.ગ્રા) | ૨,૫૦૦ | ૭૦ | ૧.૨ | ૧૨ | ૪,૫૦૦ | ૧.૨ | ૧.૮ | ૧૨ | ૭૫ | ૪૦૦ |
| બાર વર્ષ ઉપરનાં બાળકો | | | | | | | | | | |
| છોકરીઓ ૧૩-૧૫ વર્ષ (૧૦૮ ર. ૪૯ કી.ગ્રા) | ૨,૬૦૦ | ૮૦ | ૧.૩ | ૧૫ | ૫,૦૦૦ | ૧.૩ | ૨.૦ | ૧૩ | ૮૦ | ૪૦૦ |
| ૧૬-૨૦ વર્ષ (૧૨૨ ર. ૫૫ કી.ગ્રા) | ૨,૪૦૦ | ૭૫ | ૧.૦ | ૧૫ | ૫,૦૦૦ | ૧.૨ | ૧.૮ | ૧૨ | ૮૦ | ૪૦૦ |
| છોકરાઓ ૧૩-૧૫ વર્ષ (૧૦૮ ર. ૪૯ કી.ગ્રા) | ૩,૨૦૦ | ૮૫ | ૧.૪ | ૧૫ | ૫,૦૦૦ | ૧.૫ | ૨.૦ | ૧૫ | ૯૦ | ૪૦૦ |
| ૧૬-૨૦ વર્ષ (૧૪૧ ર. ૬૪ કી.ગ્રા) | ૩,૮૦૦ | ૧૦૦ | ૧.૪ | ૧૫ | ૬,૦૦૦ | ૧.૭ | ૨.૫ | ૧૭ | ૧૦૦ | ૪૦૦ |

## ગુજરાતનો ખોરાક

ગુજરાતના ઘણાખરા લોકો શાકાહારી છે. જોકે તાજેતરનાં વર્ષોમાં કેટલાક એમના ખોરાકમાં ઈંડાં અને તેની બનાવટોનો સમાવેશ કરતા જાય છે. કમનસીબે આ રાજ્યના લોકોને પસંદગીનો ઝાઝો અવકાશ નથી. એ માટે આર્થિક કારણો, ખોરાકની દુર્લભતા, રૂઢિઓ, વહેમો અને ખોરાક તેમ જ સંસ્કાર અંગેના ખોટા ખ્યાલો જવાબદાર છે.

કુટુંબના ખોરાકની ગુણવત્તાનો મુખ્ય આધાર કુટુંબની આવક પર હોય છે. પૂર્વજોની રહેણીકરણી અને આહારવિહારની પ્રથા ઉપર પણ આનો આધાર રહે છે. કુટુંબની આવક વધે તોપણ સામાન્ય રીતે તેઓ આહારવિહારની રીતરસમમાં ફેરફાર કરતા નથી. એના ઉપરથી આપણે એમ માની શકીએ કે કાં તો તેઓ ખોરાકનાં મૂલ્યોથી અજાણ છે કે કાં તો તેઓ એમાં ફેરફાર કરવામાં માનતા નથી. સામાન્ય રીતે ત્રણ વિભાગોમાં કુટુંબોને વહેંચી શકાય:

૧. ઓછી આવકવાળા

૨. સામાન્ય આવકવાળો મધ્યમ વર્ગ

૩. વધારે આવકવાળો ઉચ્ચ વર્ગ

પ્રથમ વર્ગમાં ખોરાકની વ્યવસ્થા સામાન્ય રીતે નીચે પ્રમાણે રહે છે:

તેઓ બે વખત ભોજન લે છે અને સવારમાં ચાનો પ્યાલો પીએ છે.

બપોરના ભોજનમાં તેઓ સામાન્ય રીતે ૭ ઔંસ જેટલાં ઘઉં કે બાજરી લે છે.

સૌરાષ્ટ્રમાં બાજરી વધારે પ્રમાણમાં લેવાય છે.

દાળ કે શાક—૨ ઔંસ

છાશ — ૫ ઔંસ

સાંજનું ભોજન

ખીચડી (ચોખા અને મગની દાળનું પ્રમાણ ૧: ૧)

— ૪ ઔંસ

શાકભાજી — ૨ ઔંસ

આ ખોરાકમાંથી એકંદરે ૧૫૦૦થી ૨૦૦૦ કેલરી મળી શકે છે. ખાસ તો પ્રોટીન અને વિટામિનોની એમાં ઊણપ રહે છે.

**સામાન્ય આવકવાળો મધ્યમ વર્ગ**

ગુજરાત ખોરાક સંશોધન મંડળે એની ખોરાક વ્યવસ્થાનું નીચે પ્રમાણે નિરીક્ષણ કર્યું છે :

| | |
|---|---|
| ઘઉં | ૫.૧ ઔંસ |
| બાજરી | ૧.૫ „ |
| ચોખા | ૩.૭ „ |
| દાળ | ૧.૪૫ „ |
| ઘી | ૧.૨૮ „ |
| તેલ | ૧.૦૦ „ |
| ગોળ | ૦.૫૯ „ |
| સાકર | ૧.૦૨ „ |
| ફળો | ખાસ નહિ |
| લીલાં શાકભાજી અને કંદમૂળ | ૫.૫૭ ઔંસ |
| ભાજીપાલો | બહુ ઓછા પ્રમાણમાં |
| દૂધ | ૯.૪૫ ઔંસ |

ઉપરનો ખોરાક પૂરતો કે સંતુલિત નથી. સંતુલિત ખોરાક આ પ્રમાણે હોવો જોઈએ:

| | |
|---|---|
| ઘઉં | ૪ ઔંસ |
| બાજરી | ૪ „ |
| ચોખા | ૪ „ |
| કઠોળ | ૨ „ |
| ઘી | ૧ „ |
| તેલ | ½ „ |
| ગોળ | ½ „ |
| સાકર | ૧ „ |
| ફળો | ૩ „ |
| શાક | ૬ „ |
| ભાજીપાલો | ૬ „ |
| દૂધ | ૨૦ „ |

સામાન્ય ઠીક આવકવાળા મધ્યમવર્ગના કુટુંબ માટે આ સપ્રમાણ ખોરાક કહી શકાય.

આના ઉપરથી આપણને ખ્યાલ આવી શકે કે મધ્યમવર્ગ તેના ખોરાકને સંતુલિત બનાવવા તરફ ઉદાસીન છે. એમાં ઇંધન તરીકેનાં દ્રવ્યો પ્રોટીન, વિટામિનની ઊણપ રહી જાય છે. આ તત્ત્વો ખાસ કરીને લીલાં શાકભાજીમાંથી મળે છે અને રાંધવામાં તે નાશ પામે છે. ઉપર પ્રમાણે ખોરાકનો પ્રબંધ કરવાથી ૩૦થી ૪૦ ગ્રામ પ્રોટીન મળી શકે છે. ધનિક વર્ગના જે લોકોને આર્થિક ચિંતા નથી હોતી તેઓ સામાન્ય રીતે ચાર વખત ખોરાક લે છે. સવારના નાસ્તો, બપોરનું ભોજન, બપોરની ચા અને નાસ્તો, અને સાંજનું ભોજન. સામાન્ય રીતે ધનિક વર્ગના ખોરાકમાં ચરબીનું પ્રમાણ વધારે રહે છે. છાશ, તળેલા પદાર્થો વગેરે ચરબીથી સભર પદાર્થો તેઓ લે છે. જોકે તાજેતરમાં એવું સંશોધન થયું છે કે વધુ પડતી ચરબી હાનિકારક છે અને તેમાંથી ઘણા રોગો થાય છે. દા. ત. કોરોનરીનો હૃદયરોગ, મીઠી પેશાબનું દર્દ, મેદવૃદ્ધિ અને ભવિષ્યમાં ઘાતક નીવડે એવા રોગો પણ એમાંથી જન્મે છે.

**ગુજરાતમાં અસંતુલિત ખોરાકમાંથી જન્મતા રોગો**

ગુજરાતમાં સાધારણ રીતે બધા જ વર્ગના લોકોના ખોરાકમાં પ્રોટીનની અલ્પતા રહે છે. એનાથી થતા સામાન્ય રોગો આ પ્રમાણે છે:

અ (૧) પગે કે શરીરે સોજા ચડવા (૨) જલોદર (૩) લોહીનું પાણી થઈ જવું.

બ લોહીમાંથી લાલ કણોનું પ્રમાણ ઓછું થઈ જવું વગેરે. લોહના તત્ત્વ વિનાના ખોરાકથી સ્ત્રીઓને હાયપોક્રોમિક એનીમિયા નામનો રોગ થાય છે. એમાં અશક્તિ, થાક, શ્વાસ, સફેદ જીભ, સફેદ નખ અને પાછળથી તો સોજાનાં પણ ચિહ્નો દેખાય છે.

ક એવિટામિનોસિસ : વિટામિનની ખામીથી ઘણા રોગો થાય છે એમાં ખાસ કરીને (૧) પેલાગ્રા (૨) સ્કર્વી (૩) રીકેટ્સ, (૪) બેરીબેરી (૫) એરિબોફ્લેવિનોસિસ. ખાસ તો ગ્રામજનોમાં આ રોગો થાય છે અને એમાંય ખૂબ મોડેથી તેની ખબર પડે છે.

(૧) પેલાગ્રા: એ રોગ ફક્ત અનાજ ખાવાથી થાય છે, એ વાતને હવે પ્રયોગોમાં પણ સમર્થન મળી રહે છે; કારણ કે અનાજમાં ટ્રિપ્ટોફાન નામના એમિનોઍસિડની ખામી રહેલી છે. એમ માનવામાં આવે છે કે અનાજથી નીએસીનનો વિકાસ અટકી જાય છે અને નિયેસીન તો શરીરના કોષોના બંધારણ માટે ખૂબ મહત્ત્વનું છે. ટ્રિપ્ટોફાન આ ખામી દૂર કરવામાં એક અગત્યના પૂરક જેવું નીવડે છે. પેલાગ્રા, નિયેસીન, રિબોફ્લેવીન, પ્રોટીન વગેરેની ઊણપને લીધે થાય છે એ વાતના હવે વધુ ને વધુ પુરાવા મળતા જાય છે.

આ રોગનાં ચિહ્નો ચાર પ્રકારનાં છે : ક્યુટેનસ, મ્યુકોસલ, ઇન્ટેસ્ટીનલ અને નરવસ. ક્યુટેનસમાં શરીરના ખુલ્લા રહેતા ભાગ ઉપર કાળાં ચાંદાં પડી જાય છે. મ્યુકોસલમાં જીભ ઉપર ચાંદાં પડે છે. ઇન્ટેસ્ટીનલમાં આંતરડાના રોગો થાય છે. એમાં ખાસ તો અતિસારનું પ્રમાણ વધારે દેખાય છે. ચોથા પ્રકારમાં માનસતંત્ર ઉપર અસર થાય છે. એમાં બેચેની, ચિંતા, ચીડિયાપણું, તંદ્રા વગેરે ચિહ્નો દેખાય છે.

(૨) સ્કર્વી : વિટામિન સી ની ઊણપને લીધે થાય છે.

એ રોગ બાળકોને થાય છે ત્યારે મોંમાંથી લોહી પડે છે અને મોટાઓને થાય છે ત્યારે પેઢવાંઓ ફૂલી જાય છે અને લોહી ઝમે છે.

રીકેટ્સ: વિટામિન ડીની ઊણપથી થાય છે.

હાડકાંમાં કેલ્શિયમની ખામી એ માટે કારણભૂત હોય છે. એનાથી હાડકાં બેડોળ બની જાય છે. ખાસ કરીને ત્રણ વર્ષની અંદરનાં બાળકોમાં આ રોગ વધારે પ્રમાણમાં દેખાય છે. તેનાથી બાળકો ચીડિયાં થઈ જાય છે અને બેચેની લાગે છે. પાંસળીઓમાં કે અન્ય સ્થળોએ કેટલીક વાર ગાંઠો દેખાય છે.

(૪) બેરીબેરી : વિટામિન બી ૧ કે થિએમિનની ઊણપને લીધે થાય છે.

એમાં શરીરને સારો એવો ઘસારો પડે છે. જે લોકો મશીનથી છડેલા ચોખા ખાય છે તેમનામાં થિયેમિનની ખામી વધારે પ્રમાણમાં દેખાય છે.

(૫) એરીબોફ્લેવીનાસીસ : રિબોફ્લેવીનની ઊણપનો આ રોગ છે. એમાં હોઠ ફાટી જાય છે અને જીભનો રંગ ગુલાબી ન રહેતાં રાતોચોળ થઈ જાય છે.

સાર

ગુજરાતના ઘણાખરા લોકો શાકાહારી છે. સામાન્ય રીતે તેઓ બે વખત ભોજન લે છે. (ખાસ કરીને તો ઓછી આવકવાળા લોકો) અને ભોજનમાં ઘઉં બાજરીનું પ્રમાણ વધારે રહે છે. તેની સાથે ચોખા, શાકભાજી અને દાળ પણ પૂરક પદાર્થો તરીકે લેવાય છે. ગુજરાતના ખોરાકમાં ખાસ તો વિટામિન અને પ્રોટીનની ઊણપ રહી જાય છે.

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)

# ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીઓનું આરોગ્ય

ડૉ. કાંતિલાલ શાહ
(ચીફ મેડિકલ ઑફિસર, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ)

૧૯૫૩–૫૪ના વર્ષથી દર સાલ યુનિવર્સિટીમાં પ્રથમ વાર પ્રવેશતા વિદ્યાર્થીઓની તબીબી તપાસ કરવામાં આવે છે, અને એમનાં વજન, ઊંચાઈ, છાતીની પહોળાઈ વગેરે માપના આંકડા તથા વિદ્યાર્થીઓમાં જણાયેલી ખામીઓનો અહેવાલ યુનિવર્સિટી તરફથી દર વર્ષે બહાર પાડવામાં આવે છે.

ગુજરાત યુનિવર્સિટીનો વિસ્તાર ઘણો વિશાળ છે. પોરબંદરથી પેટલાદ અને વલસાડથી વિસનગર સુધીના પ્રદેશની અનેક કૉલેજો એની સાથે જોડાયેલી છે. કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીને શારીરિક તંદુરસ્તીની બાબતમાં ગુજરાતના યુવકવર્ગનો પ્રતિનિધિ માની લઈએ તો ખોટું નહિ. વળી આટલી મોટી સંખ્યામાં બીજી કોઈ તબીબી તપાસ થઈ હોય કે થતી હોય એવું જાણ્યું નથી. આથી ૧૯૫૫–૫૬ના અહેવાલમાં ૧૬ થી ૨૨ વર્ષના ગુજરાતી યુવકનાં વજન તથા ઊંચાઈ કેટલાં હોય છે તેના સરેરાશ આંકડા (ત્રણ વર્ષની સંખ્યા ભેગી કરીને) આપ્યા હતા અને સૂચવ્યું હતું કે આ આંકડાને આપણા ધોરણ તરીકે સ્વીકારવા. પરંતુ ત્યાર બાદ આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ વધારે વૈજ્ઞાનિક કહી શકાય એવી પદ્ધતિ મુજબ ૧૯૫૮–૫૯માં યુનિવર્સિટીના આંકડાશાસ્ત્રી પ્રો. વશીની દેખરેખ નીચે યુનિવર્સિટીની પ્રત્યેક કૉલેજના પ્રત્યેક વર્ષના વિદ્યાર્થીઓમાંથી અમુક પદ્ધતિ મુજબ થોડા થોડા ચૂંટી (અંગ્રેજીમાં જેને રૅન્ડમ સૅમ્પલિંગ કહે છે) તેમનાં વજન ઊંચાઈ વગેરે માપ ઉપરથી આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ ઉંમર પ્રમાણે ઊંચાઈ, વજન વગેરેના તેમ જ દરેક ઉંમરે ઊંચાઈ પ્રમાણે વજનનાં કોષ્ટકો તૈયાર કરવામાં આવ્યાં છે. પ્રો. વશીનો આખો રિપોર્ટ હાલ છપાઈ રહ્યો છે. તેમાંથી ઉંમરવાર વજન તથા ઊંચાઈનાં ધોરણો (નૉર્મ્સ) નીચે આપ્યાં છે. આ કોષ્ટક ઉપરથી સામાન્ય યુવક અગર યુવતીનું અમુક ઉંમરે કેટલું વજન તથા કેટલી ઊંચાઈ હોય તે જાણી શકાય છે.

ભાઈઓનાં વજન તથા ઊંચાઈ

| ઉંમર | ઊંચાઈ (ઇંચમાં) | વજન (રતલમાં) |
|---|---|---|
| ૧૭ | ૬૪.૭ | ૧૦૪.૨ |
| ૧૮ | ૬૪.૯ | ૧૦૫.૯ |
| ૧૯ | ૬૫.૦ | ૧૦૭.૭ |
| ૨૦ | ૬૫.૨ | ૧૦૯.૫ |
| ૨૧ | ૬૫.૩ | ૧૧૧.૨ |
| ૨૨ | ૬૫.૫ | ૧૧૩.૦ |
| ૨૩ | ૬૫.૬ | ૧૧૪.૭ |
| ૨૪ | ૬૫.૭ | ૧૧૬.૫ |
| ૨૫ | ૬૫.૯ | ૧૧૮.૩ |
| ૨૬ | ૬૬.૦ | ૧૨૦.૦ |

બહેનોનાં વજન તથા ઊંચાઈ

| ઉંમર | ઊંચાઈ (ઇંચમાં) | વજન (રતલમાં) |
|---|---|---|
| ૧૬ | ૬૦.૩ | ૯૧.૯ |
| ૧૭ | " | ૯૨.૬ |
| ૧૮ | " | ૯૩.૨ |
| ૧૯ | " | ૯૩.૮ |
| ૨૦ | " | ૯૪.૫ |
| ૨૧ | " | ૯૫.૧ |
| ૨૨ | " | ૯૫.૭ |
| ૨૩ | " | ૯૬.૪ |
| ૨૪ | " | ૯૭.૦ |

પ્રોફેસર વશીની તપાસમાં જે સરેરાશ વજન તથા ઊંચાઈ આવ્યાં તેના પરથી આ ધોરણો (નૉર્મ્સ) તેમણે બનાવ્યાં છે. આ માપ આદર્શ કે ઇષ્ટ માપ નથી, પરંતુ સામાન્ય તંદુરસ્તીવાળા યુવક કે યુવતીનાં માપ જાણવાં હોય તો તે આ બે કોષ્ટકો પરથી જાણી શકાશે.

આ ધોરણો ઉપરાંત વિદ્યાર્થીઓની આર્થિક સ્થિતિ, તેમની જ્ઞાતિ, તેમની ટેવો, તેમનાં માતાપિતાનું ભણતર વગેરે ઘણી વિવિધ બાબતો પ્રો. વશીના રિપોર્ટમાં છે. તેમાંની કેટલીક માહિતી એમના આ ગ્રંથમાં પ્રસિદ્ધ થયેલા લેખમાંથી પણ મળશે. આવી કેટલીક માહિતી મારા રિપોર્ટમાંથી પણ મળે છે. થોડીક નીચે આપી છે.

| | ભાઈઓ ટકા | બહેનો ટકા |
|---|---|---|
| ૧. પાન ખાનાર | ૯.૭ | ૦.૨૫ |
| ૨. ચશ્માં પહેરનાર | ૧૪.૬ | ૧૫.૦૩ |
| ૩. કાકડા કપાવ્યાં હોય તેવાં | ૭.૦ | ૮.૮ |
| ૪. મુદતિયા તાવમાંથી પસાર થયેલાં | ૧૬.૪ | ૧૨.૩ |

આ ઉપરાંત ડાબે હાથે કેટલા લખે છે એના આંકડા એક વર્ષે કાઢતાં માલૂમ પડ્યું હતું કે ૨.૨ ટકા યુવકો ડાબે હાથે લખનાર હોય છે. બહેનોને માટે આવી સરેરાશ કાઢી નથી. આ હકીકત પરથી એક સૂચના કરવાનું મન થાય છે કે જે જે નવી કૉલેજોમાં વિદ્યાર્થીઓ માટે એક હાથાવાળી ખુરશીઓ વપરાય છે (આ હાથા પર નોટબુક મૂકી વિદ્યાર્થી લખી શકે છે) તેમણે દરેક ક્લાસમાં બે ત્રણ ખુરશીઓ એવી રાખવી જોઈએ જેનો હાથો ડાબી બાજુ તરફ હોય જેથી ડાબોડી વિદ્યાર્થીને સુવિધા થાય.

વચમાં એક વખત કેટલા વિદ્યાર્થીઓની જીભ તોતડાય છે તે અંગે પણ માહિતી મેળવી હતી. આ માહિતીની તારવણી કરતાં જણાય છે

### વિવેચન

ખામીઓની દૃષ્ટિએ જોઈએ તો આપણાં યુવકયુવતીઓનું આરોગ્ય બહુ ચિંતાજનક કે ઊતરતી કોટિનું નથી. હૃદયરોગ કે બીજા ગંભીર પ્રકારના રોગ ખાસ જોવામાં આવતા નથી. ક્ષયના કેસો પણ જવલ્લે જોવા મળે છે. સંભવ છે કે શરૂઆતના કેસો અમારી તબીબી તપાસમાં ન પકડાતા હોય, તથાપિ અસંદિગ્ધ રીતે ક્ષય કહી શકાય એવા તો ત્રણ ચાર કેસ જ જોવામાં આવ્યા છે.

પરંતુ વજન અને ઊંચાઈ વગેરે શારીરિક માપની દૃષ્ટિએ જોતાં પ્રો. વશીના રિપોર્ટમાં આપણા વિદ્યાર્થીઓનાં આવાં ધોરણો નીચાં છે એ હકીકત સ્પષ્ટ થાય છે. એક પ્રશ્ન એમ પૂછી શકાય કે દીર્ઘાયુષ, રોગ સામે લડવાની શક્તિ, શારીરિક કાર્યક્ષમતા વગેરેને શરીરનાં વજન કે ઊંચાઈ સાથે સીધો સંબંધ છે ખરો? ના. તો પછી આપણા વિદ્યાર્થીઓ અંગે બહુ ફિકર કરવા જેવું રહેતું નથી. પરંતુ આપણી યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ બહાર ક્રિકેટ આદિ રમતો રમવા જાય છે કે ખેલકૂદની હરીફાઈઓમાં ભાગ લે છે તેમાં કોઈ ઠેકાણે પ્રથમ આવતા નથી. સામાન્ય રીતે એવું જણાય છે કે જે વિદ્યાર્થીઓનાં વજન તથા ઊંચાઈ સારાં હોય છે તે લોકો આવી હરીફાઈઓમાં ભાગ લેવા લાયક નીવડે છે અને વિજેતા પણ બને છે. દાખલા તરીકે ૧૯૫૯માં ત્રિવેન્દ્રમ મુકામે અખિલ ભારત ખેલકૂદ હરીફાઈ થઈ હતી તેમાં ભાગ લેનાર હરીફોની સરેરાશ ઊંચાઈ ૬૭.૫ ઇંચ હતી અને વજન ૧૪૨ રતલ હતું; અને વિજેતાઓની સરેરાશ ઊંચાઈ તો ૭૦ ઇંચ હતી, ત્યારે વજન ૧૪૯ રતલ હતું. એ ખરું કે આ હરીફાઈમાં પંજાબ, ઉત્તર પ્રદેશ વગેરે સ્થળોના હરીફો પણ હોય છે. તથાપિ ઊંચાઈ અને અમુક પ્રમાણમાં સારા વજનના લાભ દેખાય જ છે. જે લોકો એન. સી. સી.માં જોડાય છે તેમનાં વજન તથા ઊંચાઈ પણ એન. સી. સી.માં નહિ જોડાનાર વિદ્યાર્થીઓ કરતાં સારાં હોય છે. ભારતના લશ્કરી ખાતા તરફથી ૧૯૫૮માં આવી એક તપાસ થઈ હતી. તપાસમાં ભારતનાં લગભગ બધાં જ રાજ્યોમાંથી એન. સી. સી.માં જોડાયેલા તથા નહિ જોડાયેલા એવા વિદ્યાર્થીઓને નમૂના તરીકે લેવામાં આવ્યા હતા. આ તપાસ મુજબ એન. સી. સી.ના વિદ્યાર્થીઓનાં વજન તથા ઊંચાઈ પ્રત્યેક ઉંમરે નહિ જોડાયેલા વિદ્યાર્થીઓ કરતાં સારાં હતાં.

| | વજન | | ઊંચાઈ | |
|---|---|---|---|---|
| ઉંમર | એન. સી. સી. | ઇતર | એન. સી. સી. | ઇતર |
| ૧૬ | ૧૧૬.૮ | ૧૦૮.૯ | ૬૫.૭ | ૬૪.૪ |
| ૧૭ | ૧૧૭.૨ | ૧૦૯.૯ | ૬૫.૪ | ૬૪.૮ |
| ૧૮ | ૧૧૯.૧ | ૧૧૪.૦ | ૬૫.૯ | ૬૫.૬ |
| ૧૯ | ૧૨૦.૭ | ૧૧૭.૩ | ૬૬.૦ | ૬૫.૮ |
| ૨૦ | ૧૨૨.૫ | ૧૧૯.૮ | ૬૬.૧ | ૬૫.૯ |
| ૨૧ | ૧૨૪.૨ | ૧૨૦.૬ | ૬૬.૪ | ૬૫.૬ |
| ૨૨ | ૧૨૫.૨ | ૧૨૪.૯ | ૬૬.૫ | ૬૬.૧ |

### એક બે સૂચનો

તો પ્રશ્ન એ થાય છે કે આપણાં યુવકયુવતીઓનાં વજન તથા ઊંચાઈ વધારવા માટે શું કરી શકાય? એક વાત મારા ધ્યાનમાં એ આવી છે કે આપણે ત્યાં વિજ્ઞાન, ઇજનેરી, તબીબી વગેરે કોલેજોના વિદ્યાર્થીઓનો મોટો ભાગ ઘણા લાંબા સમય સુધી ઘર બહાર રહે છે—એટલે કે ઘેરથી જમીને નીકળે અને પાછા આવીને જમે તે વચ્ચે બહુ લાંબો ગાળો પડે છે. આ ગાળામાં વિદ્યાર્થીને પુષ્ટિકારક ખોરાક મળે એ બહુ અગત્યનું છે. જો મ્યુનિસિપાલિટી એવો પ્રબંધ કરી શકે કે દરેક કોલેજમાં છુટ્ટીના સમયમાં વિદ્યાર્થીને પાશ્ચુરાઈઝડ દૂધ કંઈક સસ્તી કિંમતે (બે આનાનું અર્ધો શેર) મળે તો ચા પીવાનું છોડી વિદ્યાર્થીઓ દૂર પર રહી શકે અને સારું પોષણ મેળવી શકે. જરૂર પડે તો કોલેજકેન્ટીનમાં ચા આપવાનું બંધ કરી શકાય. આ યોજના મ્યુનિસિપાલિટીને અનુકૂળ કે વ્યવહારુ ન લાગે તો બીજું સૂચન એ છે કે અમદાવાદ શહેરમાં બનતું બધું સેપરેટ દૂધ રાજ્ય સરકાર અગર મ્યુનિસિપાલિટી લઈ લે અને વિદ્યાર્થી આલમને પડતર ભાવે (બે આને શેર પડે એમ માનું છું) વેચે. સાંભળ્યું છે કે અમદાવાદમાં રોજનું ચાર હજાર મણ દૂધ પિલાય છે. આનો મુખ્ય ઉપયોગ દહીં બનાવીને વેચવામાં અથવા ભેંસના દૂધને ગાયનું દૂધ બનાવવામાં થાય છે. સરકાર અગર સુધરાઈ આ દૂધ લઈ લે તો અમદાવાદના પ્રત્યેક વિદ્યાર્થીને રોજનું એક શેર દૂધ મળી શકે અને એને સરસ પુષ્ટિકારક ખોરાક મળે.

બીજું સૂચન એ કરવાનું કે, વિદ્યાર્થીને યોગ્ય વ્યાયામ પૂરતા પ્રમાણમાં મળવો જોઈએ. આ માટે આપણી પાસે હાલ કોઈ સારો કાર્યક્રમ નથી. બધી કોલેજોમાં એન. સી. સી. ફરજિયાત કરીએ તો આ હેતુ પાર પડી શકે કે કેમ તે આ વિષયમાં રસ લેતા સૌને વિચારવા રજૂ કરું છું.



# અ. મ્યુ. પ્રા. શા.ના વિદ્યાર્થીઓનું આરોગ્ય

શ્રી એ. એસ. પટેલ
(શાસનાધિકારી, નગર પ્રાથમિક શિક્ષણ સમિતિ, અમદાવાદ)

અમદાવાદ શહેરની નગરપાલિકા હસ્તક શાળાસમિતિ છે. આ શાળાસમિતિ અમદાવાદ શહેરમાં આવેલી તમામ પ્રાથમિક શાળાઓનું સંચાલન કરે છે. પ્રાથમિક શાળાઓમાં ભણતાં લગભગ એક લાખ ઉપરાંત બાળકોની શારીરિક તપાસ અને તેમની સારવાર આ સમિતિ કરે છે. આ કાર્યને માટે આઠ ખાસ ડૉક્ટરોને રોકવામાં આવેલ છે. દરેક નિશાળમાં આ ડૉક્ટરો જાય છે. બાળકોને તપાસે છે અને રોગી લાગતા બાળકને શેઠ વા. સા. હૉસ્પિટલ ચિલ્ડ્રન ક્લિનિક તથા ચાઈલ્ડ વેલફેર પાલડી લઈ જવામાં આવે છે. બાળકોને લઈ જવા લાવવા માટે એક ખાસ બસની સગવડ કરવામાં આવી છે. ઉપર જણાવેલાં ક્લિનિકોમાં દરેક રોગના નિષ્ણાત ડૉક્ટરો બાળકોની વિશેષ તપાસ કરે છે. વાલીઓનો સંપર્ક સાધે છે અને યોગ્ય સારવાર કરવા ભલામણ કરે છે.

દરવર્ષ ચાલતી ઉપર મુજબની તપાસ ઉપર થીઅમદાવાદ શહેરનાં બાળકોમાં નીચેના રોગો વધુ પ્રમાણમાં જણાય છે.

(૧) આંખના રોગ તથા ખામીઓ: ખાસ કરીને કટાહર્લ કંજક્ટીવા—ઈટિસ અને નબળી આંખ—ઝેરોસીસ. આ રોગ થવાનાં ખાસ કારણો અપૂરતા તત્ત્વોવાળા ખોરાક, આંખની સ્વચ્છતા બાબતમાં બેદરકારી, આંખના રોગોને તાત્કાલિક સારવારનો અભાવ.

(૨) કાનના રોગ તથા ખામીઓ: તેમાં ખાસ કરીને કાનમાંથી પરુ જવું. આ રોગ બાળકને નાનપણથી થાય છે પણ માબાપ તેના દાંત આવે છે એવું માની ખાસ ઈલાજ ન કરાવતાં ચાલુ જ રહ્યા છે. વળી નહાતી વખતે બાળકના કાનમાં પાણી જાય છે અને તે વધારે પરુ થવામાં મદદ કરે છે.

(૩) નાક-ગળાનો રોગ તથા ખામીઓ: તેમાં ખાસ કરીને મોટા અને સૂજેલા કાકડા વધારે માલૂમ પડે છે. આનું મુખ્ય કારણ વધારે પડતી ચોકલેટ-પીપરમેન્ટ તેમ જ બરફના ગોળા આઈસફ્રૂટ વગેરે જે સહેલાઈથી બાળકને નિશાળની બહાર સસ્તા ભાવે મળી રહે છે, મુખ્યત્વે બાળકો આ વસ્તુ વધારે ખાય છે, તે છે. વળી માબાપો પણ મોં અને ગળું બરાબર સાફ રખાવવામાં કાળજી નથી રાખતાં એટલે કાકડા મોટા થતા જાય છે અને બાળકને વારંવાર શરદી-ઉધરસ થયા કરે છે.

(૪) દાંતના રોગ તથા ખામીઓ: આ વિભાગના ડેન્ટલ સર્જનના અભિપ્રાય મુજબ સરેરાશ દરેક બાળકના ૩-૩ દાંત સડેલા માલૂમ પડે છે. આનું મુખ્ય કારણ દાંતની સાફસૂફીમાં ક્ષતિ અને વધારે પડતી મીઠી વસ્તુઓ ખવડાવવાનો માબાપનો સ્નેહ.

(૫) ચામડીના રોગ તથા ખામીઓ: આ રોગો થોડીક સ્વચ્છતાની કાળજી રાખવામાં આવે તો સહેલાઈથી અટકાવી શકાય તેવા હોય છે. પણ અમને જણાવતાં દુઃખ થાય છે કે, સ્વચ્છતાનું ગમે તેટલું જ્ઞાન નિશાળમાં આપવામાં આવે તોપણ બાળકોના ઘરમાં પૂરી સ્વચ્છતા તરફ પૂરતું ધ્યાન અપાતું નથી. માથાની અંદર જૂ અને લીખ કેટલીક બાળાઓ અને બાળકોમાં જોવામાં આવે છે. આ બાબતમાં વાલીને બોલાવીને ખૂબ સમજાવવામાં પણ આવે છે. છતાં કોઈ કોઈ વાલીઓ તો અમને બધું કરાવવાની નવરાશ નથી તેવો રોકડો જવાબ આપે છે. એટલે તેમની સારવાર કરવાની ખૂબ ઇચ્છા હોવા છતાં થઈ શકતી નથી.

સુકતાન તથા તેનાં ચિહ્નો: આ રોગને અંગ્રેજીમાં રીકેટસ કહે છે અને તે મધ્યમ વર્ગના બાળકોમાં ખાસ કરીને માલૂમ પડે છે. પૂરતું દૂધ બાળકોને નાનપણથી ન મળે, જે વિટામિનવાળો ખોરાક તેમને મળવો જોઈએ તે ન મળે, માબાપો પણ પોતે નબળાં હોય અને રહેવાનું ઘર નાનું અને હવાઉજાસ વિનાનું હોય એટલે આ રોગ થાય એ સ્વાભાવિક છે. આ રોગ થયા પછી પણ જો માબાપો કાળજીપૂર્વક તેની સારવાર કરાવે તો ઘણો ફાયદો થાય.

મગજના રોગ તથા ખામી અને વાંચાની ખામી: આ રોગો થોડાં બાળકોમાં માલૂમ પડે છે અને તે બધા માનસશાસ્ત્રના કહેવા મુજબ થોડાઘણા વારસારૂપે અને થોડાઘણા આસપાસના વાતાવરણને લીધે છે. આ રોગવાળાં બાળકોને સિવિલ હૉસ્પિટલમાં ચાલતા ચાઈલ્ડ વેલ ગાઈડ ક્લિનિકમાં મોકલવામાં આવે છે. પણ વાલીઓને આ ઘણું મુશ્કેલ પડતું હોવાથી સારવાર અધૂરી રહે છે.

ઉપરની બાબતો ધ્યાનમાં લેતાં માલૂમ પડે છે કે બાળકોની તંદુરસ્તી સરેરાશ ઘણી જ ઓછી અને નીચી કક્ષાની છે. ચિલ્ડ્રન સ્પેશિયાલિસ્ટના કહેવા મુજબ તે અધૂરાં તત્ત્વોવાળા ખોરાકને લીધે છે. સુકતાન અને આંખના રોગો વિટામિન એ અને ડીના અભાવે છે. જો આ બાળકોને એક ટંકનો ખોરાક બપોરે રિસેસમાં આપવામાં આવે અને સાથે સાથે વિટામિન એ અને ડીની ગોળીઓ પૂરી પાડવામાં આવે, બાળકોની સ્વચ્છતા અને પોષણનું પ્રાથમિક જ્ઞાન આપવામાં આવે તો આ બાળકોની તંદુરસ્તી ચોક્કસ સુધારી શકાય. નીચલા ધોરણમાં શાળાઓનાં બાળકોને છેલ્લાં થોડાંક વર્ષથી મ્યુનિ. મફત દૂધ આપવાની વ્યવસ્થા કરે છે તેને લીધે બાળકોનાં વજન અને ઊંચાઈ

વધેલાં માલૂમ પડ્યાં છે. પણ આ દૂધ હજી વધારે પ્રમાણમાં અને દરેક ધોરણના બાળકોને મળે તો ખરેખર લાભ થાય. શાળાની બહાર લારીઓમાં જે અસ્વચ્છ ખોરાક—જેવો કે, બરફના ગોળા, આઇસફ્રૂટ, આંબોળિયાં, સેવ; ફાફડા, ગાંઠિયા, ખાંડના પદાર્થની પીપરમેન્ટ અને ચોકલેટ વગેરે—મળે છે તે બાળકોની તંદુરસ્તીને હાનિકર્તા છે. માટે આવી લારીઓ શાળાની આગળપાછળ ન ઊભી રહે તેવો પ્રબંધ જો કરવામાં આવે તો બાળકોની તંદુરસ્તીમાં મદદરૂપ બને.

સને ૧૯૫૮–૫૯ના મેડિકલ રિપોર્ટ મુજબ શાળામાં ભણતાં બાળકોને થતા રોગોનું વર્ગીકરણ નીચે મુજબ છે:

મેડિકલ રિપોર્ટ

વિદ્યાર્થીઓની પ્રાથમિક શારીરિક, તપાસ ૧૯૫૮–૫૯. બાળકોમાં તપાસ દરમ્યાન જણાયેલ રોગોની અસર, રોગસૂચક ચિહ્ન તથા ખામીઓનું ચૌદ વિભાગમાં વર્ગીકરણ કરવામાં આવેલ છે અને તે વિગત બાળકોની સંખ્યા સાથે નીચે દર્શાવવામાં આવેલ છે.

| | | રોગ અસર રોગસૂચક ચિહ્ન અસર ખામીઓથી પીડતાં બાળકોની સંખ્યા | | | |
|---|---|---|---|---|---|
| અ. નં. | વિભાગ | છોકરા | છોકરીઓ | કુલ | ટકા |
| ૧. | આંખના રોગો તથા ખામીઓ | ૧૩૩૫ | ૪૭૩ | ૧૮૦૮ | ૪.૩૩ |
| ૨. | કાનના રોગો તથા ખામીઓ | ૨૮૫ | ૧૩૭ | ૪૨૨ | ૧.૧૪ |
| ૩. | નાક-ગળાના રોગો તથા ખામીઓ | ૨૬૯ | ૧૮૩૩ | ૨૧૦૨ | ૫.૬૯ |
| ૪. | દાંતના રોગ તથા ખામીઓ | ૧૧૪૬ | ૫૭૪ | ૧૭૨૦ | ૪.૬૩ |
| ૫. | હૃદય તથા રુધિરાભિસરણ તંત્રના રોગ તથા ખામીઓ | ૪૨૩ | ૯૧ | ૫૧૪ | ૧.૩૯ |
| ૬. | શ્વસનતંત્રના રોગ તથા ખામીઓ | ૨૦૩ | ૧૫૬ | ૩૫૯ | ૦.૯૬ |
| ૭. | મજ્જાતંત્રના રોગ તથા ખામીઓ | ૨૭૯ | ૨૧૭ | ૪૯૬ | ૧.૩૪ |
| ૮. | ચામડીના રોગ તથા ખામીઓ | ૧૬૮ | ૧૦૪ | ૨૭૨ | ૦.૭૩ |
| ૯. | મગજના રોગ તથા ખામીઓ | ૮૯ | ૬૬ | ૧૫૫ | ૦.૪૨ |
| ૧૦. | વાચાની ખામીઓ | ૬૨ | ૩૭ | ૯૯ | ૦.૨૬ |
| ૧૧. | સુકતાન તથા ચિહ્નો | ૨૧૪ | ૭૩ | ૨૮૭ | ૦.૭૭ |
| ૧૨. | યકૃત બરોળના રોગ તથા ખામીઓ | ૨૫૧ | ૯૫ | ૩૪૬ | ૦.૯૩ |
| ૧૩. | ખોડ-ખામીઓ | ૫૯ | ૨૨ | ૮૧ | ૦.૨૧ |
| ૧૪. | અન્ય રોગો | ૨૪૨ | ૧૬૯ | ૪૧૧ | ૧.૧૧ |



# તબીબી શિક્ષણ અને તબીબી સગવડો

ડૉ. જી. બી. માંકડ
અને
ડૉ. આર. એચ. પટેલ
(અમદાવાદ)

સમગ્ર ભારતની જેમ ગુજરાતમાં પણ, આધુનિક અથવા તો વિલાયતી, આયુર્વેદિક, યુનાની, બાયોકેમિક અને હોમિયોપથી તબીબી પદ્ધતિઓ પ્રચલિત છે. આ બધી પદ્ધતિઓમાંથી, આધુનિક અથવા તો વિલાયતી અને આયુર્વેદિક તબીબી પદ્ધતિઓમાં શિક્ષણ આપવા માટેની સંસ્થાઓ હસ્તી ધરાવે છે; એથી આ બંને પદ્ધતિઓથી આમપ્રજા વધુ જ્ઞાત છે. ભારતની યુનિવર્સિટીઓમાં એકમાત્ર વિલાયતી પદ્ધતિને, અત્યાર સુધી ફેકલ્ટીનો દરજ્જો મળેલો હતો; જોકે હમણાં હમણાં આયુર્વેદિક પદ્ધતિને પણ આ દિશામાં સ્વીકૃતિ ઉપલબ્ધ થવા માંડી છે. ગુજરાત યુનિવર્સિટીએ, આયુર્વેદિક તબીબી પદ્ધતિ માટેની ફેકલ્ટી સ્થાપી છે અને વડોદરાની એમ. એસ. યુનિવર્સિટી સાથે ઉજમશી પીતામ્બર આયુર્વેદ સંશોધન નામે એક એકમ સંકળાયેલો છે. ગુજરાતમાં ત્રણ મેડિકલ કોલેજો છે; આ ત્રણે કોલેજો તાજેતરનાં વરસોમાં જ ખોલવામાં આવી છે. એક અમદાવાદમાં છે. એ ૧૯૪૬માં શરૂ કરવામાં આવી હતી. બીજી વડોદરામાં ૧૯૪૯માં અને ત્રીજી જામનગરમાં ૧૯૫૫માં ખોલવામાં આવેલી છે. ૧૯૪૬ પહેલાં આવી એક જ શિક્ષણસંસ્થા બી. જે. મેડિકલ સ્કૂલ હતી. એનો લાભ આખા ગુજરાતને અને કચ્છ સહિત સૌરાષ્ટ્રને મળતો હતો. આ સંસ્થા મુંબઈની કોલેજ ઑફ ફિઝીશિયન્સ ઍન્ડ સર્જન્સ સાથે જોડાયેલી હતી. તે વખતે અત્યારનું ગુજરાત રાજ્ય અને કચ્છ, એ વખતના મુંબઈ પ્રાંતના ભાગો હતા. અત્યારે આજે ત્રણ કોલેજો છે એમાં મેડિસિન અને સર્જરીના સ્નાતકો માટેની પૂરી તાલીમ પાડવામાં આવે છે. અમદાવાદની બી. જે. મેડિકલ કોલેજ અને જામનગરની એમ. પી. કોલેજ ગુજરાત યુનિવર્સિટી સાથે અને વડોદરાની કોલેજ, વડોદરાની એમ. એસ. યુનિવર્સિટી સાથે જોડાયેલી છે.

હવે ભારતમાં આધુનિક પ્રથા અનુસાર તબીબી શિક્ષણ એમ. બી. બી. એસ.થી ઓછું રહ્યું નથી અને ભૂતપૂર્વમાં હતું તેમ લાઈસન્સિયેટનો અભ્યાસક્રમ પૂરો પાડે એવી એક પણ સંસ્થા નથી. દેશમાં તબીબી જ્ઞાન ધરાવતા માણસોની ખેંચને લીધે, લાઈસન્સિયેટનો અભ્યાસક્રમ નાબૂદ કરવામાં આવ્યો એ બરોબર છે કે કેમ એ વિશે જાતજાતના અભિપ્રાયો પ્રવર્તે છે. આપણા દેશની ઘણા મોટા ભાગની વસ્તી ગ્રામવિસ્તારોમાં વસે છે; એથી જો માત્ર તબીબી સ્નાતકો (એમ. બી. બી. એસ.) ઉપર જ, ગામડાંઓમાં તબીબી સગવડો પહોંચાડવાનો આધાર રાખવામાં આવતો હોય તો એ સગવડો ગામડાંઓમાં પહોંચતાં ઘણો સમય લાગશે.

આઝાદી પહેલાં, આયુર્વેદમાં શિક્ષણ પૂરું પાડે એવી કોઈ ખાસ સંસ્થા અસ્તિત્વમાં નહોતી. વડોદરા રાજ્ય — જે સર્વ ક્ષેત્રોમાં 'સુધારા' દાખલ કરવામાં મોખરે રહ્યું છે — એ રાજ્યે, ૧૯૨૨માં પાટણ ખાતે ઉજમશી પીતામ્બર આયુર્વેદિક મહાવિદ્યાલયની સ્થાપના કરી હતી. આ સંસ્થામાં ચાર વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરી, સફળ થતા ઉમેદવારોને વડોદરા રાજ્ય તરફથી આયુર્વેદનો ડિપ્લોમા આપવામાં આવતો. ઓગણીસો ચાલીસની શરૂઆતમાં આ સંસ્થા, ભારતીય તબીબી પદ્ધતિના મંડળ — બોર્ડ ઑફ ઇન્ડિયન સીસ્ટમ ઑફ મેડિસિન સાથે જોડાયેલી હતી. આ અભ્યાસક્રમ લેતા વિદ્યાર્થીને, આયુર્વેદ તેમ જ આધુનિક કે વિલાયતી તબીબી પદ્ધતિના વિષયો પણ શીખવા પડતા. પરંતુ આ અભ્યાસક્રમ કરીને જે વિદ્યાર્થી બહાર પડતો એ, આ બેમાંથી એકે તબીબી પદ્ધતિનો નિષ્ણાત બનતો નહોતો. જોકે એ આ બન્ને પદ્ધતિઓ પોતે જાણે છે એવો દાવો કરતો; પરંતુ એ માત્ર ઍલોપેથિક પદ્ધતિની જ પ્રેક્ટિસ કરતો. આ કોલેજની સ્થાપના, સખાવતનાં નાણાંથી કરવામાં આવી હતી અને વડોદરા રાજ્ય એનું સંચાલન કરતું હતું. છેવટે ૧૯૪૯માં એ બંધ કરવામાં આવી હતી અને એનું ભંડોળ તથા રાજ્યે આપેલાં નાણાં, વડોદરા યુનિવર્સિટીને સુપરત કરી દેવામાં આવ્યાં અને વડોદરા યુનિવર્સિટીએ, ઉપર જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે આયુર્વેદિક સંશોધન યુ. પી. વિભાગ શરૂ કર્યો.

બ્રિટિશ રાજ્ય દરમિયાન જામનગર રાજ્યે આયુર્વેદને ઊંચે લાવવાના અને આયુર્વેદના શિક્ષણના ક્ષેત્રમાં અતિશય સફળ પ્રયાસો કર્યા હતા. જામનગરમાં ગુલાબકુંવરબા આયુર્વેદિક સંસ્થાના આશ્રયે આયુર્વેદ મહાવિદ્યાલય ચાલે છે. આ વિદ્યાલય ગુજરાત યુનિવર્સિટી સાથે સંકળાયેલું છે. એમાં દર વરસે ચાળીસ વિદ્યાર્થીઓને પ્રવેશ આપવામાં આવે છે. આ સંસ્થામાં સાડા ચાર વર્ષનો અભ્યાસક્રમ છે. ગુજરાત યુનિવર્સિટીના એમ. બી. બી. એસ.ના સ્નાતન અભ્યાસક્રમની જેમ, બી ગ્રુપ સાથે ઇન્ટર સાયન્સ પાસ થયેલા વિદ્યાર્થીઓને આ સંસ્થામાં પ્રવેશ આપવામાં આવે છે. આ સંસ્થામાં વિદ્યાર્થીઓ, આયુર્વેદમાં તાલીમ લીધેલા ફિઝિશિયનોની લાયકાત પ્રાપ્ત કરે છે અને તેઓ યુનિવર્સિટીના બી. એ. એમ. એસ. (એટલે કે બેચલર ઑફ આયુર્વેદિક મેડિસિન ઍન્ડ સર્જરી) બને છે.

જામનગર, આયુર્વેદમાં અનુસ્નાતક તાલીમ પૂરી પાડવા માટેનું કેન્દ્ર છે. શિક્ષણના હેતુઓ માટે કર્મચારી, સાધનસરંજામ, મકાન

વગેરે અંગેનો ખર્ચ મધ્યસ્થ સરકાર આપે છે. એની સાથે અડતાળીસ બિછાનાની ઇસ્પિતાલ છે; જ્યાં વિદ્યાર્થીઓને પ્રેક્ટિકલ ટ્રેઇનિંગ મળે છે. આ ઇસ્પિતાલનો ખર્ચ ગુજરાત સરકાર આપે છે. આ ખર્ચ પાંચ લાખ રૂપિયાનો થવાનો સંભવ છે.

છેલ્લાં કેટલાંક વરસોમાં આયુર્વેદ માટેની તાલીમ આપવાની સંસ્થાઓ નડિયાદ અને ઉત્તરસંડામાં ખોલવામાં આવી છે. બી ગ્રુપ સાથે ઇન્ટર સાયન્સ થયેલા સાઠ વિદ્યાર્થીઓને આ સંસ્થામાં દાખલ કરવામાં આવે છે. એમાં સાડા ચાર વર્ષના અભ્યાસક્રમ પછી પરીક્ષામાં પાસ થાય તો વિદ્યાર્થીઓને, જી. એફ. એ. એમ. (ગ્રેજ્યુએટ ઓફ ધી ફેકલ્ટી ઓફ આયુર્વેદિક મેડિસિન) કહેવામાં આવે છે. આ દરેક સંસ્થા સાથે જે ઇસ્પિતાલો સંકળાયેલી છે, એ દરેકમાં સાઠ, સાઠ બિછાનાંની સગવડ છે. ૧૯૫૦થી સુરતમાં ઓ. એન. આયુર્વેદ મહાવિદ્યાલય ચાલે છે. એમાં પણ જી. એફ. એ. એમ. સારુ આયુર્વેદના વિદ્યાર્થીઓને તાલીમ આપવામાં આવે છે. આ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને વૈદકીય શિક્ષણ આપવા માટે, એની સાથે પણ સાઠ બિછાનાંની સગવડવાળી ઇસ્પિતાલ છે.

આયુર્વેદના શિક્ષણમાં અને આયુર્વેદની પ્રેક્ટિસ કરવામાં શુદ્ધ આયુર્વેદનો એક વિભાગ છે. એમાં વિલાયતી આધુનિક તબીબી વિજ્ઞાન જરાયે આવતું નથી. અમદાવાદની સિવિલ હૉસ્પિટલમાં વીસ ઇન્ડોર દર્દીઓ માટેનો એક વૉર્ડ છે, જેઓએ આયુર્વેદનું શિક્ષણ આપતી કોઈ પણ કૉલેજ કે યુનિવર્સિટીમાં કે કોઈ સંસ્થામાં માત્ર આયુર્વેદને જ લગતું શિક્ષણ લીધું હોય, અથવા પોતાના ગુરુ પાસેથી માત્ર આયુર્વેદનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય, એવા આયુર્વેદિક ફિઝિશિયનો આ વૉર્ડમાંના દર્દીઓની આયુર્વેદની પદ્ધતિસર તપાસ કરે છે અને એમની સારવાર કરે છે. શરીરરચનાશાસ્ત્ર, શરીરવિદ્યા, ઔષધિવિજ્ઞાન અને તબીબી વિજ્ઞાનના બીજા વિષયોનું જ્ઞાન, આયુર્વેદના પુરાણા ગ્રંથોમાંથી મેળવેલું છે. વીસ બિછાનાંનો આ વૉર્ડ, સિવિલ હૉસ્પિટલમાં ૧૯૫૮માં શરૂ કરવામાં આવ્યો છે અને એમાં, આયુર્વેદને લગતું સંશોધન કરવામાં આવે છે તેમ જ વિદ્યાર્થીઓને શિક્ષણ પૂરું પાડવામાં આવે છે. આ વૉર્ડમાં, વિલાયતી આધુનિક તબીબી પદ્ધતિનાં અંગો જેમ કે એક્સરે, ઈ. સી. જી., બાયોકેમિસ્ટ્રી વગેરેને કોઈ જાતનું સ્થાન નથી. શુદ્ધ આયુર્વેદના આ અભ્યાસક્રમમાં દર વરસે ફક્ત ૧૫ વિદ્યાર્થીઓનો જ લેવામાં આવે છે. આ જ પ્રમાણે જામનગરમાં ૫૦ બિછાનાંની સગવડવાળું એક શુદ્ધ આયુર્વેદ સંશોધન એકમ ચાલે છે.

ગુજરાત રાજ્યમાં રજિસ્ટર્ડ આયુર્વેદિક પ્રેક્ટિશનરોની સંખ્યા લગભગ ૫૦૦૦ની છે.

આ પ્રાંત દેશી વૈદક પદ્ધતિ, વિશેષે કરીને આયુર્વેદ, પ્રત્યે હંમેશાં ઢળતો રહ્યો છે. ગુજરાત અને સૌરાષ્ટ્રમાં જુદાં જુદાં અનેક નાનાં રજવાડાં હોવાથી, સામાન્ય શિક્ષણના ક્ષેત્રમાં જોકે બહુ પ્રગતિ થઈ નહોતી તેમ છતાં આ બન્ને વિસ્તારોએ આયુર્વેદના જૂના ગ્રંથોને આધારે કાર્ય કરતા, પ્રખ્યાત વૈદોની પરંપરા ઊભી કરી છે. દવા બનાવવામાં તેઓ જે ફૉર્મ્યુલાનો ઉપયોગ કરે છે એ એમના બાપદાદાના જમાનાથી ચાલી આવે છે અને એમાં દરેકનું ધોરણ અલગ અલગ રહે છે.

વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ ગણીએ તો એમાં ઔષધિના ગુણધર્મનું પુષ્કળ પ્રમાણ લાગે છે પરંતુ એ બનાવવાની રીત, આધુનિક તબીબી વિજ્ઞાનની સાથે સરખાવતાં ઉપર ટપકે તો બહુ વિચિત્ર લાગે. આ દવા બનાવવામાં યંત્રોનો ઉપયોગ કરવામાં આવતો નથી પરંતુ હાથે વાટીને વગેરે પ્રક્રિયાઓ કરીને એ બનાવવામાં આવે છે. માનવ શરીરરચના અને જીવનની ક્રિયાઓ સંબંધમાં કેટલાક વૈદો જે જ્ઞાન ધરાવે છે એ આશ્ચર્યચકિત કરે તેવું છે. વિશેષમાં આ વૈદોને, પ્રયોગશાળાઓ, પ્રયોગો, માઈક્રોસ્કોપ કે આધુનિક સાધનસરંજામ વગેરે કશાનો લાભ મળ્યો નથી; છતાં એમનું આ પ્રકારનું જ્ઞાન ખરેખર આશ્ચર્ય પમાડે એવું કહી શકાય. જ્યારે આજના તબીબી વિદ્યાર્થીને તો તબીબી કૉલેજમાં આ પ્રકારની તમામ સગવડો મળે છે. તેથી તેવું જ્ઞાન મેળવતા તેને મુશ્કેલી ન પડે તે દેખીતું છે.

નવા ગુજરાત રાજ્યમાં, અમદાવાદ, વડોદરા અને જામનગર ખાતે આવેલી ત્રણે મેડિકલ કૉલેજો સાથે હૉસ્પિટલો છે. આ ત્રણે હૉસ્પિટલો, અંડર ગ્રૅજ્યુએટ અને પોસ્ટ ગ્રૅજ્યુએટ વિદ્યાર્થીઓને તબીબી શિક્ષણ પૂરું પાડે છે. હાલની આર્થિક પરિસ્થિતિમાં જે કંઈ સારાં એક્સરેનાં સાધનો અને પ્રયોગશાળાઓની આપણા અણવિકસેલા દેશમાં આશા રાખી શકીએ એવી આવશ્યક સગવડો આ ત્રણે હૉસ્પિટલમાં છે. તેમ છતાં દર્દીઓને તપાસવાના ક્ષેત્રમાં અને લોકોની સગવડો વધારવામાં હજી ઘણા સુધારા કરવાનો અવકાશ છે.

શિક્ષણ પૂરું પાડતી આ ત્રણ હૉસ્પિટલો ઉપરાંત પણ, અનુસ્નાતક તાલીમ આપવા માટેની સારાં સાધન-સરંજામ વાળી કેટલીક હૉસ્પિટલો છે. કાં તો એ સરકારી અથવા તો મ્યુનિસિપાલિટીઓની છે. ગુજરાત રાજ્યમાં લગભગ ૧૬ સિવિલ હૉસ્પિટલો છે; જેમાં તબીબી શસ્ત્રક્રિયાને લગતી, સ્ત્રીરોગ-ચિકિત્સા માટેની અને આંખના રોગના ઉપચાર માટેની સગવડો છે. આ હૉસ્પિટલોમાં એક્સરેની અને પ્રયોગશાળાની સેવા પણ મળે છે. ૫૦ ઉપરાંત જિલ્લા ઇસ્પિતાલો છે, અને એમાં લોકોને સામાન્ય તબીબી સગવડો પૂરી પાડવામાં આવે છે. ગ્રાન્ટ-ઇન-એઇડની આઠ હૉસ્પિટલો છે અને ચાર કુટિર ઇસ્પિતાલો છે. મોટા ભાગનાં શહેરોમાં, હૉસ્પિટલો અને દવાખાનાંઓનો ખર્ચ શહેર-સુધરાઈઓ આપે છે. અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશન તબીબી સગવડ માટે પુષ્કળ નાણાં ખર્ચે છે અને સારાં સાધનસરંજામથી સજ્જ કેટલીક હૉસ્પિટલો અને કેટલાંય દવાખાનાં ચલાવે છે તેમ જ જાહેર આરોગ્ય માટે પ્રયોગશાળા રાખે છે. શહેરની હૉસ્પિટલો આજુ-બાજુનાં ગામડાંઓમાંથી આવતા દર્દીઓની પણ સાધારણ રીતે સારવાર કરે છે. ઘણાં ગામડાંઓ તો શહેરની હૉસ્પિટલો કરતાં ઘણાં દૂર છે અને એને લીધે ત્યાં તબીબી સગવડો અવશ્ય ઘણી ઓછી છે. તેમ છતાં સ્વતંત્રતા મેળવ્યા પછી, ગ્રામપ્રજાને તબીબી સગવડ આપવાની અને એમની આરોગ્યવિષયક જરૂરિયાતો પૂરી પાડવાની

દિશામાં કંઈક પ્રગતિ સાધવામાં આવી છે. એલોપથી કે આયુર્વેદિક તબીબી પદ્ધતિમાં તાલીમ લીધેલા ત્રીજા વર્ગના તબીબી અધિકારીઓ તાલુકાના મોટા ભાગનાં ગામોનું ધ્યાન રાખે છે. કેટલાંય ગામડાંઓમાં ઓછા ખર્ચે તબીબી સગવડ મળે એવી પણ વ્યવસ્થા છે. એમાં મેડિકલ પ્રેક્ટિશનરોને આર્થિક દૃષ્ટિએ સહાય કરવામાં આવે છે, તેઓ એલોપથી કે આયુર્વેદ પદ્ધતિનું જ્ઞાન ધરાવતા હોય છે. સરકારે જે પ્રાથમિક આરોગ્ય કેન્દ્રો અને પ્રસૂતિ એકમો શરૂ કર્યાં છે એનો અલગ ઉલ્લેખ કરવામાં આવશે.

રોગચાળો ફાટી નીકળે ત્યારે એને પહોંચી વળવા માટે કંઈક જોગવાઈ કરવામાં આવે એ અત્યંત જરૂરી છે, અને રાજ્યની સરકાર આ બાબત જાગ્રત છે. કોલેરા જેવો રોગચાળો ફાટી નીકળે તો નજીકના ગામ કે શહેરમાંથી તબીબી સહાય પહોંચાડવામાં આવે છે અને જાહેર આરોગ્યનાં પગલાં લેવામાં આવે છે; દવાદારૂ અને સાધન-સરંજામ ઝપાટાબંધ લઈ જવામાં આવે છે અને કૅમ્પ હૉસ્પિટલો પણ ઊભી કરવામાં આવે છે. રોગગ્રસ્ત વિસ્તારોમાં ઍમ્બ્યુલન્સની હરતી-ફરતી ગાડીઓ દોડાવવામાં આવે છે અને કેટલાક દર્દીઓને મ્યુનિસિપાલિટીની શહેરની હૉસ્પિટલો અને સરકારી હૉસ્પિટલોમાં લાવવામાં આવે છે. મોટા ભાગનાં શહેરોમાં ભારતીય તબીબી સંઘની શાખાઓ છે (ઇંડિયન મેડિકલ ઍસોસિયેશન) તેના સભ્યોએ અથવા તો દેશી તબીબી પદ્ધતિની સંસ્થાઓ છે અને એના સભ્યોએ, આવા સમયમાં પોતાની સેવાઓ હંમેશાં રાજીખુશીથી આપી છે.

રોગચાળો ફાટી નીકળે ત્યારે, જો જરૂર લાગે તો અને જ્યાં જરૂર લાગે ત્યાં, કામચલાઉ કૅમ્પ હૉસ્પિટલ ઊભી કરવાની સગવડો રાજ્યની સરકાર હંમેશા તૈયાર રાખે છે. આ હૉસ્પિટલમાં જરૂર પડયે લગભગ ૨૦૦ બિછાનાંની સગવડ કરી શકાય છે. તેઓ પાસે તમામ જરૂરી દવા, ઔષધો, દર્દીની તપાસ માટેનાં સાધનો, શસ્ત્રક્રિયાનાં સાધનો વગેરેની સગવડ સાથેની હરતીફરતી હૉસ્પિટલ છે અને આ હૉસ્પિટલની બધી સામગ્રી પહોંચાડવા માટેનાં વાહનો પણ છે. આખા ગુજરાત રાજ્યમાં, નાની નાની ખાનગી ઇસ્પિતાલો અને દવાખાનાંઓ આવેલાં છે. આધુનિક પશ્ચિમની તબીબી પદ્ધતિ અને આયુર્વેદિક તબીબી પદ્ધતિથી ચાલતાં આ દવાખાનાંઓ અને હૉસ્પિટલો ઘણી વખત જાહેર સખાવતથી ચાલે છે. કુલ વસ્તીના પ્રમાણમાં દાક્તરોની સંખ્યા જોકે ઘણી ઓછી છે અને નર્સોની બાબતમાં પણ એવી જ પરિસ્થિતિ છે. દરેક ઠેકાણે નર્સિંગની સગવડો ઓછી છે. મોટાં શહેરોમાં નર્સો પૂરતી સંખ્યામાં નથી અને ગામડાંઓમાં તો એ ભાગ્યે જ જોવા મળે છે. ક્વોલિફાઇડ નર્સોની તાલીમ પણ બહુ ઊંચા ધોરણની નથી. કંપાઉન્ડરની બાબતમાં પણ આ જ સ્થિતિ પ્રવર્તે છે. મોટી ઉંમરે પહોંચેલ કેટલીક નર્સો અને ઘણા કંપાઉન્ડરોએ ખાનગી પ્રૅક્ટિસ શરૂ કરી છે અને તેઓ પોતાની જાતને દાક્તરો તરીકે ઓળખાવે છે અને નિર્દોષ અભણ ગ્રામ-પ્રજા એમને દાક્તરો માને છે.

માનસિક રોગોના ઉપચાર માટેની હૉસ્પિટલો કે નર્સિંગ હોમ્સની તંગી સ્પષ્ટ જણાઈ આવે છે અને આ સ્થિતિ સુધારવા માટે અત્યંત અસરકારક પગલાં લેવાનું આવશ્યક છે. માનસિક રોગોના ઉપચાર માટે અમદાવાદ છેલ્લાં કેટલાંય વરસોથી, હૉસ્પિટલ ધરાવે છે. પરંતુ આ હૉસ્પિટલમાં માનસિક રોગની ચિકિત્સા કરવાની તાલીમ લીધેલા તબીબી સ્નાતકની હજી થોડાં જ વર્ષ પહેલાં જ નિમણૂક થઈ છે. વડોદરામાં ગાંડાની ઇસ્પિતાલ છે. આ સિવાય આવી બીજી પણ બે સંસ્થાઓ ગુજરાત રાજ્યમાં છે.

માનસિક રોગ કરતાંય વધુ અવગણના લાંબા વખતથી ઘર કરી ગયેલા અસાધ્ય રોગોના પ્રશ્નની કરવામાં આવે છે. અપંગ અને દુર્બળ માણસોને રાખે એવી અતિ જૂજ સંસ્થાઓ છે. બીજા દર્દીઓથી ભરેલી હૉસ્પિટલો આવા દર્દીઓને લઈ શકતી નથી અને આવા દર્દીઓના કુટુંબીજનો તેમ જ મિત્રો, ઘણી વાર આવા રોગીઓની સારવાર માટેનો આર્થિક ભાર સહન કરી શકે તેવાં નથી હોતાં તેમ જ લાંબા સમય સુધી પોતાનું કામકાજ છોડીને તેમની દેખભાળ રાખી શકે તેવી સ્થિતિમાં હોતાં નથી. આથી એવા લોકોની જવાબદારી સમાજને શિરે છે અને હોવી જોઈએ અને સમાજે અન્ન, આશરો અને વસ્ત્ર જેવી તેમની મૂળભૂત જરૂરિયાતો પૂરી પાડી, તેમને નિભાવવા જોઈએ. આવા પ્રકારના રોગીઓ જીવન જીવતા હોતા નથી, માત્ર જીવન ઢસડતા હોય છે; તેમની મૂળભૂત જરૂરિયાતો પૂરી પાડવાની જવાબદારી સરકારે પોતાને માથે લઈ લેવી જોઈએ.

સરકારી અને અર્ધ-સરકારી તેમ જ સુધરાઈની સંસ્થાઓ આજે આરોગ્યની સગવડો પૂરી પાડે છે. તે ઉપરાંત, ઍલોપથી, આયુર્વેદની કે બીજી તબીબી પદ્ધતિ અનુસરનારા જનરલ પ્રૅક્ટિશનરો પોતાનાં ખાનગી દવાખાનાંઓ, હૉસ્પિટલો, પ્રસૂતિગૃહો, તથા એક્સ રે સાધનો અને બીજાં તબીબી સાધનોની મદદથી લોકોને સગવડ આપે છે. શહેરોની ઘણી મોટા ભાગની વસ્તી ખાનગી પ્રૅક્ટિશનરો પાસેથી દાક્તરી સહાય લે છે. સરકાર અને જાહેર સંસ્થાઓ ઘણી રીતે સખાવત અથવા સદાવ્રતની દૃષ્ટિએ દર્દીઓને સગવડ આપે છે; એ ધોરણે ચાલતી હૉસ્પિટલોમાં નાણાં આપીને સારવાર મેળવવા ઇચ્છતા દર્દીઓ માટે ઘણાં ઓછાં બિછાનાં હોય છે. જ્યારે ખાનગી પ્રૅક્ટિશનરો પૈસા લીધા વિના રોગીઓની બહુ સારવાર કરી શકે તેમ નથી. પરિણામે દર્દીઓના આ બન્ને વર્ગો માટે જવાબદારી અને પ્રવૃત્તિના ક્ષેત્રમાં અત્યંત અનિચ્છનીય અંતર ઊભું થયું છે. ખાનગી પ્રૅક્ટિશનરનો દરદી, જ્યારે કોઈ જાહેર હૉસ્પિટલમાં દાખલ થાય ત્યારે તે પોતાના દરદીની સાથેનો તમામ સંપર્ક ગુમાવે છે, અને હૉસ્પિટલમાંથી દરદી નીકળી ગયા પછી એના કુટુંબના દાક્તર પાસે જાય, એટલે તરત જ આ દર્દીના આરોગ્યની તમામ જવાબદારીઓ છોડી દે છે. ઘણી જાહેર હૉસ્પિટલોના નિયમો એ રીતના ઘડવામાં આવેલા છે કે તે નિયમોથી અસહકારની આ નીતિને ઉત્તેજન મળે છે અને ફી આપવાવાળા અને ફી ન આપી શકે તેવા એટલે કે પૈસાદાર અને ગરીબ દરદીઓ વચ્ચેનું અંતર વધારે છે

તેમ જ હૉસ્પિટલ સ્ટાફ અને ખાનગી પ્રૅક્ટિશનરો વચ્ચેનું અંતર પણ વધારે છે. ઉપરના કોઈ પણ વર્ગના દર્દીઓની સારવાર હૉસ્પિટલોની અને પ્રૅક્ટિશનરોની પોતાની એક ખરેખર સંયુક્ત જવાબદારી છે અને હૉસ્પિટલો અને પ્રૅક્ટિશનરોને બન્ને વર્ગના દર્દીઓ સાથે એકસરખું લાગેવળગે છે એવી ભાવના સમાજ, આપણી સંસ્થાઓ અને તબીબી ધંધામાં પડેલા અનુભવતા નથી. આ જાતની પરિસ્થિતિ સહેલાઈથી દૂર કરી શકાય તેમ છે; તેમ છતાં એને એમ ને એમ ચાલવા દેવામાં આવે છે. છતાં આપણે આપણી જાતને સંસ્કૃત પ્રજા કહીએ છીએ.

સમગ્ર ભારતની જેમ, ગુજરાતમાં પણ સંશોધનકાર્ય ઘણું મંદ છે. સંશોધનકાર્ય કરી શકે એવા માણસોની તંગી છે કે પછી સંશોધનકાર્યની સગવડો ઓછી છે એ જાણવું કઠિન છે. સંશોધનનાં આ બન્ને પાસાંઓનો વિકાસ, એને માટેની નાણાકીય જોગવાઈઓ ઉપર અવલંબે છે.

રોગને અંકુશમાં લેવાનાં પગલાં

૧. મલેરિયા: મલેરિયાનો રોગ મોટા પાયા પર જનહાનિ કરતો રહ્યો છે.

ગુજરાત રાજ્યમાં ચાળીસ લાખ લોકોને મલેરિયાના રોગને લીધે સહન કરવું પડે છે એવો અંદાજ છે. સરકારે (અ) મલેરિયાને અંકુશમાં લેવા માટે અને (બ) આ રોગની સર્વે કરવા માટેનું તંત્ર ઊભું કર્યું છે.

(અ) અંકુશમાં લેવા માટેનાં પગલાંઓમાં, ૧૯૪૯થી અમદાવાદ અને ખેડા જિલ્લાઓમાં અવારનવાર ડી. ડી. ટી.ની દવા છાંટવામાં આવે છે. પંચમહાલ અને ડાંગના જિલ્લાઓમાં આવતા વરસથી આ કામ શરૂ કરવામાં આવનાર છે. ૧૯૫૩થી મલેરિયાને અંકુશમાં લેવા માટેનો રાષ્ટ્રીય કાર્યક્રમ શરૂ થયો ત્યારથી તમામ રોગગ્રસ્ત વિસ્તારોમાં આ દવા છાંટવાનું શરૂ કરવામાં આવ્યું છે. આ પગલાંને લીધે આ રોગને અંકુશમાં લેવામાં સફળતા મળી છે. પણ આ રોગને જડમૂળથી કાઢી નાખવામાં સફળતા હજુ મળી નથી. ૧૯૫૮થી આ રોગને જડમૂળથી કાઢી નાખવા માટેનો કાર્યક્રમ શરૂ થયો છે. એની હેઠળ મલેરિયાના રોગનો ભોગ હોય કે ન હોય પણ રાજ્યના દરેક ગામડામાં, અમુક અમુક સમયને અંતરે ડી. ડી. ટી. છાંટવામાં આવે છે. આ કાર્યક્રમ અમલમાં મૂકવા માટે રાજ્યમાં વીસ ટુકડીઓ ફરે છે. આવી પ્રત્યેક ટુકડીમાં એક નેતા, એક મદદનીશ અને ચાર ઇન્સ્પેક્ટરો છે તથા ડ્રાઈવરો, ક્લીનરો, ટૅકિનશિયનો અને કારકુનો પણ છે. જોઈતાં વાહનો આપવામાં આવેલાં છે. તદુપરાંત અમુક મોસમમાં વધુ પ્રમાણમાં જ્યારે ડી. ડી. ટી. છાંટવાની જરૂર લાગે છે ત્યારે કામચલાઉ ઘણા માણસોને આ કામ માટે રોકવામાં આવે છે.

સ્ટાફ, સાધન-સરંજામ અને જંતુનાશક દવાઓ પાછળ દર વરસે લગભગ ત્રણ લાખ રૂપિયાનો ખર્ચ થાય છે.

(બ) મલેરિયા રોગને જડમૂળથી કાઢી નાખવાના કાર્યક્રમનો બીજો તબક્કો—સર્વેના કામનો તબક્કો—અત્યારે ચાલે છે. આ કામમાં ૪૭૫ ઇન્સ્પેક્ટરો અને ૧૯૦૦ માણસોને રોકવામાં આવ્યા છે. ૧૦,૦૦૦ની વસ્તી માટે એક ઇન્સ્પેક્ટર અને ચાર માણસોને મૂકવામાં આવ્યા છે. એમનું કામ એમના વિસ્તારોમાં ફરવાનું અને મલેરિયાનો રોગ કોને થયો છે તે શોધી કાઢવાનું, અને રોગીને મલેરિયાની સારવાર આપવાનું તેમ જ આ રોગીઓના લોહીની તપાસ કરવાની ગોઠવણ કરવાનું છે.

આ બધા પ્રયાસો જો સફળ થશે તો ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે મલેરિયાના રોગનો સંપૂર્ણ નાશ થઈ ગયો હશે એવી ગણતરી છે.

હાથીપગો રોગ

ગુજરાત અને સૌરાષ્ટ્રના કાંઠા વિસ્તારોમાં મોટે ભાગે આ રોગ ફેલાયેલો છે. અતિશય ભેજ સાથે જ્યાં અતિશય ગરમી છે, એ વિસ્તારોમાં મોટે ભાગે આ રોગ જોવા મળે છે.

ખાસ કરીને સુરત, વલસાડ, પોરબંદર, માંગરોળ અને વેરાવળમાં હાથીપગા રોગનું પ્રમાણ પુષ્કળ જોવા મળે છે. ૧૯૫૧માં એ વખતના મુંબઈ રાજ્યમાં જે સર્વે કરવામાં આવી હતી એમાં જણાયું છે કે ૪૦ લાખ માણસોને આ રોગ થયેલો હતો. સુરતમાં ૧૯૫૧માં ૧૨ ટકા વસ્તીને આ રોગ હતો. સુરતમાં જમીનમાં ગટરો નથી એ નોંધવા જેવી વાત છે. આ રોગને અંકુશમાં લેવા માટે નીચે પ્રમાણેનાં પગલાં લેવામાં આવ્યાં હતાં:

૧. ગ્રામવિસ્તારોમાં ડીલ્ડ્રીન ત્રણ વખત અને ઘરમાં એ જ પદાર્થ એક વખત છાંટવામાં આવ્યો હતો.

૨. શહેરી વિસ્તારોમાં લાર્વાનો નાશ કરવા જોરદાર પગલાં લેવામાં આવ્યાં હતાં.

૩. મોટા પાયા પર લોકોને ડાઈ-એથિલ-કાર્બેમિઝાઈન નામની દવા આપવામાં આવી હતી.

આ કાર્યક્રમ અમલમાં મૂકવા માટે સુરતમાં દોઢ ટુકડી અને સૌરાષ્ટ્રમાં બે ટુકડીઓ રોકવામાં આવી છે. આ ટુકડીઓ વધારવાનો પ્રશ્ન અત્યારે વિચારણા હેઠળ છે. આ દરેક ટુકડીમાં એક ફાઈલેરિયા ઑફિસર, એક સંશોધન અધિકારી, જંતુવિદ્યાના એક નિષ્ણાત અને બે ઇન્સ્પેક્ટરો છે. આ તમામ પ્રયાસોને લીધે, બાળકોને થતા હાથીપગાના રોગના પ્રમાણમાં મહત્ત્વનો ઘટાડો માલૂમ પડયો છે. આ રોગ પ્રસરાવનાર જંતુના રોગોત્પાદક ગુણો જોતાં, પુખ્ત ઉંમરના માણસોમાં આપણા પ્રયત્નોની કેટલી અસર થઈ છે એ નક્કી કરવાનું મુશ્કેલ છે.

વાહક મચ્છર, જંતુનાશક દવાનો પ્રતિકાર કરવાની શક્તિ ઊભી કરી શકે તેમ છે અને એથી મલેરિયાના રોગ કરતાં હાથીપગાના રોગને અંકુશમાં લેવાનો અને એને નિર્મૂળ કરવાનો પ્રશ્ન, એ વધુ કઠિન પ્રશ્ન છે.

ક્ષયરોગ

આ પૃથ્વી પર દરેક ઠેકાણે પ્રાચીન કાળથી આ રોગ ફેલાયેલો છે. કેટલાક દેશોમાં ક્ષયરોગનું પ્રમાણ ઘણું છે અને આ રોગને લીધે

મરણ પામતા માણસોની સંખ્યા પણ ઘણી છે; ભારત આવા દેશોમાંનો એક છે. છેલ્લા વિશ્વયુદ્ધ પછી અને આપણને આઝાદી મળી લગભગ એ જ અરસામાં ક્ષયરોગના ઉપચાર માટે અમુક ખાસ જાતની ઍન્ટીબાયૉટિક દવાઓ નીકળી. એને લીધે ક્ષય-રોગી દરદીઓનું આયુષ લંબાયું છે. પરંતુ ગરીબીને લીધે સ્વાસ્થ્યની પૂરી સગવડો હોતી નથી એટલે હજી પણ ક્ષય-રોગનું પ્રમાણ વધુ જોવા મળે છે. ભારતમાં માથાદીઠ આવક ઓછી છે. એથી ક્ષયરોગ થતો અટકાવવાનો પ્રશ્ન હાથ ધરવાનું કામ કઠિન છે. પરંતુ આ રોગ થતો અટકાવવા માટેની એક રસી, આપણને આપણું ધ્યેય સિદ્ધ કરવા માટેનો એક રસ્તો પૂરો પાડે છે. આ રસી છે : બી. સી. જી.ની રસી. એનાથી ઘણા વખત સુધી આ રોગ સામે રક્ષણ મળે છે એમ સ્વીકારવામાં આવે છે.

બી. સી. જી.ની ટુકડી કોને ક્ષયરોગ થવાની શક્યતા છે એ તપાસ કરીને શોધી કાઢે છે અને એવા લોકોને બી. સી. જી.ની રસી મુકાવવાની સલાહ આપે છે અને જેઓ એ મુકાવવા સંમત થાય એમને એ આપવામાં આવે છે.

ગુજરાતમાં નવ ટુકડીઓ કામ કરે છે. એમાંથી ત્રણ સૌરાષ્ટ્રમાં, એક કચ્છમાં અને બાકીની પાંચ ગુજરાત રાજ્યના બાકીના ભાગમાં કામ કરે છે. બી. સી. જી. માટે આવતા વરસે રાજ્યમાં વિભાગવાર, હરતાં ફરતાં વાહનોમાં, એક નવો વિભાગ શરૂ કરવાનો વિચાર રાખવામાં આવે છે. એમાં મોટા પાયા પર એક્સ-રે કરી શકાય એ માટે મીનીયેચર એક્સ-રે અને ઘરબેઠાં સારવાર આપી શકાય એવી સગવડ હશે. આ અતિ-કઠિન પ્રશ્નના નિકાલ માટે આ એક આવકારુ પગલું ગણાશે. એની મદદથી બી. સી. જી. ની રસી કોને મૂકવી એ પ્રશ્નનો નિવેડો લાવવામાં મદદ કરશે.

રક્તપિત્ત

રક્તપિત્તના રોગ તરફ સમાજમાં એક જાતની સૂગની જે ભાવના પ્રવર્તે છે એથી આ રોગની ચોકસાઈપૂર્વક તપાસ કરવાનું મુશ્કેલ છે. આમ છતાં એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે ગુજરાત રાજ્યમાં દર એક હજારની વસ્તીએ એક જણ રક્તપિત્તના રોગથી પીડાય છે.

રક્તપિત્તના રોગીઓ માટેનાં કેટલાંક કેન્દ્રો છે. એમાં આ રોગીઓને આઉટ-ડોર સારવાર આપવામાં આવે છે. વળી આ જાતના રોગીઓ અપંગ અને દુર્બળ હોય છે તેથી અમુક અંશે, તેમ જ આ રોગીઓએ સમાજમાં છૂટથી હરવું-ફરવું ન જોઈએ અને રોગનો ફેલાવો કરવો ન જોઈએ તેથી પણ અમુક અંશે આ કેન્દ્રોમાં મોટા ભાગના રક્ત-પિત્તના રોગીઓને દાખલ કરી એમની સારવાર કરવામાં આવે છે.

આવાં કુલ પાંચ કેન્દ્રો છે, જેમાંથી ત્રણ સરકાર ચલાવે છે, એકને સરકાર મદદ કરે છે અને એક બિન-સરકારી કેન્દ્ર છે. આ પાંચેય સંસ્થાઓમાં બધું મળીને લગભગ ૬૫૦ દરદીઓની જગા છે. રક્ત-પિત્તના રોગીઓ માટેની ત્રણ સરકારી ઇસ્પિતાલોમાંથી એક અમદા-વાદમાં અને એક વડોદરામાં છે. આ બન્ને જગાએ રક્તપિત્તની સારવાર માટેની અદ્યતન હૉસ્પિટલ બાંધવાનો વિચાર રાખવામાં આવે છે અને થોડા વખતમાં જ એ તૈયાર થઈ જશે. તદુપરાંત વલસાડ અને પોર-બંદર ખાતે, રક્તપિત્તના રોગીઓની સારવાર માટે બે પૂરક કેન્દ્રો પણ છે. ભરૂચ જિલ્લામાં રાજપીપળા ખાતે એક નવું કેન્દ્ર ખોલવામાં આવે એવો સંભવ છે. આ કેન્દ્રોનું કાર્ય લોકોને સ્વાસ્થ્યના નિયમોનું જ્ઞાન આપીને લાગતાવળગતા વિસ્તારમાં આ રોગના ફેલાવાને અંકુશમાં લેવાનું અને જેઓ આ રોગથી પીડાતા હોય તેમને છેલ્લામાં છેલ્લી ઢબની સારવાર આપવાનું છે.

કેટલીક હૉસ્પિટલો, દવાખાનાંઓ અને પ્રાથમિક આરોગ્ય કેન્દ્રોમાં પણ રક્તપિત્તના વિભાગો છે. આ વિભાગોમાં રક્તપિત્તના રોગની તપાસ અને એની ચિકિત્સાની તાલીમ લીધેલ માણસોને રોકવામાં આવેલા હોય છે. આવા સાત વિભાગો તો સ્થાપવામાં આવેલા જ છે અને બીજા સાત વિભાગો સ્થાપવાની હમણાં જ સરકારે મંજૂરી આપી છે.

માતૃત્વને લગતી અને બાળઆરોગ્યની સેવાઓ

ગામડાંઓની આરોગ્ય સેવાઓમાં એ મહત્ત્વનો ભાગ ભજવે છે. અને ગુજરાત રાજ્યમાં, સરકાર એ સેવાઓ પૂરી પાડે છે. જ્યારે શહેરી વિસ્તારોમાં સુધરાઈઓ, સેવાભાવી સંસ્થાઓ અને સરકાર લોકોને આ પ્રકારની સેવા પૂરી પાડે છે.

૧. આ રાજ્યમાં 'સામૂહિક વિકાસ કાર્યક્રમ'ના એક ભાગ રૂપે ૮૮ પ્રાથમિક આરોગ્ય કેન્દ્રો ખોલવામાં આવ્યાં છે. આ દરેક કેન્દ્ર ૬૬ હજારની વસ્તીને સેવા આપે છે; અને એ રીતે આ દરેક કેન્દ્ર ભારત સરકારની યોજનાને અનુરૂપ છે. આ પ્રત્યેક કેન્દ્ર સાથે ત્રણ પેટા કેન્દ્રો સંકળાયેલાં છે. આ કેન્દ્રમાં એક દાક્તર, એક કંપાઉન્ડર, એક સેનીટેરિયન, એક હેલ્થ વિઝિટર, ૪ દાયણો, ૩ નોકરો, એક આયા અને એક ઝાડુવાળો હોય છે. ચાર દાયણોમાંથી, ત્રણ દરેક એક એક પેટા કેન્દ્ર માટે અને એક મુખ્ય કેન્દ્ર માટે હોય છે. મુખ્ય કેન્દ્રમાં દશ ૧૨ બિછાનાંની સગવડ હોય છે; જેમાંથી જ્યાં ૮ બિછાનાં પ્રસૂતિના કેસો અને બાકીનાં બિછાનાં સામાન્ય કેસો માટેનાં હોય છે. આ કેન્દ્રો, તબીબી રાહત, પ્રસૂતિને લગતી અને બાલ-આરોગ્યને લગતી સલાહ, સ્વચ્છતાનાં સૂચનો, આરોગ્યવિષયક કેળવણી, ચેપી રોગને અંકુશમાં લેવા માટેની અને શાળાઓમાં જતાં બાળકોના આરોગ્યની વગેરે સેવા આપે છે. આ આરોગ્ય કેન્દ્રોને યુનીસેફ તરફથી દવાઓ, સાધન-સરંજામ અને ખોરાક વગેરેની મદદ મળે છે. વાહન પણ આપવામાં આવે છે. યુનીસેફ સ્ટાફ, મકાન, સ્વચ્છતાની ગોઠવણો અને પાણીના પુરવઠાની, પોતાનાં ધોરણોને અનુરૂપ સગવડ ધરાવતાં કેન્દ્રોને જ મદદ પૂરી પાડે છે. યુનીસેફે આ માટે અત્યાર સુધીમાં ત્રણ એકમોને માન્ય રાખ્યાં છે.

૨. રાજ્યમાં ઉપરનાં પ્રાથમિક આરોગ્ય કેન્દ્રો ઉપરાંત, માતૃત્વ અને બાળ આરોગ્યની સેવા માટેનાં ૧૮ કેન્દ્રો છે. આ કેન્દ્રો, ગર્ભ રહે ત્યારથી માંડીને બાળક જન્મે ત્યાં સુધીમાં જરૂર પડે તેવી મદદ કરે છે અને નાનાં બાળકો તથા બાળકો નિશાળમાં જવા જેવડી ઉંમરના

થાય ત્યાં સુધી એમની કાળજી લે છે. જે વિસ્તારોને પ્રાથમિક આરોગ્ય કેન્દ્રો આવરી લેતાં નથી એ વિસ્તારોને આ કેન્દ્રો આવરી લે છે. માતૃત્વ અને બાળઆરોગ્ય કેન્દ્રમાં એક હેલ્થ વિઝિટર, એક નર્સ–દાયણ અને એક દાયણ હોય છે.

૩. પ્રાથમિક આરોગ્ય એકમો: મુંબઈ રાજ્યની સરકારે ૧૯૫૮માં આવાં ઘણાં એકમો શરૂ કર્યાં છે. હવે આ એકમોને ભારત સરકારનાં પ્રાથમિક આરોગ્ય કેન્દ્રો જેવાં સ્વરૂપનાં કેન્દ્રો બનાવવામાં આવી રહ્યાં છે. રાજ્યમાં આવાં ૫૪ એકમો કામ કરી રહ્યાં છે.

૪. ગુજરાત રાજ્યની દોઢ કરોડની ગ્રામ-પ્રજામાંથી, દશ લાખની પ્રજાને પ્રાથમિક આરોગ્ય કેન્દ્રો અને પ્રાથમિક આરોગ્ય એકમોનો લાભ મળે છે. ૧૯૬૧ના અંત સુધીમાં ૫૦ ટકા જેટલી ગ્રામ-પ્રજાને એ સેવા માટે આવરી લેવામાં આવશે એવી ધારણા છે.

૫. અમદાવાદ, વડોદરા, હિંમતનગર, વીસનગર, ભાવનગર, જામનગર, રાજકોટ, જૂનાગઢ, પોરબંદર અને ભૂજમાં નર્સો અને દાયણોને તાલીમ આપવા માટેનાં કેન્દ્રો ખોલવામાં આવ્યાં છે.

૬. હેલ્થ વિઝિટરોને તાલીમ આપવા માટેની શાળા એક ફક્ત રાજકોટમાં જ છે. એમાં અઢી વર્ષનો અભ્યાસક્રમ છે. ૩૬ ઉમેદવારો એમાં તાલીમ લઈ રહ્યા છે.

૭. સ્વચ્છતાને લગતો તાલીમવર્ગ અમદાવાદમાં ચાલે છે. એમાં ૮૫ વિદ્યાર્થીઓને છ મહિનાની તાલીમ આપવાની વ્યવસ્થા છે.

તબીબી રાહતનાં પગલાંની સાથે, ફાર્માસ્યુટિકલ કંપનીઓના વિકાસનો પ્રશ્ન ગાઢ રીતે સંકળાયેલો છે. સાદાં રસાયણો સિવાય, એલોપથીની મોટા ભાગની દવાઓ, પ્રયોગશાળાનાં સાધનો, શસ્ત્રક્રિયાનાં ઓજારો, એક્સ-રે નાં સાધનો વગેરે બધું લગભગ આયાત થાય છે. સ્વતંત્રતા મળ્યા પછી આપણે ત્યાં દવા બનાવતાં કારખાનાંઓનો વિકાસ સધાયો છે અને અત્યાર સુધી આપણાં કારખાનાંઓ માત્ર દવાઓ, બાટલીઓમાં ભરવાનું તેમ જ એવું બીજું કામ કરતાં હતાં પણ હવે ભારતમાં પેનિસિલિન અને સ્ટ્રેપ્ટોમાઈસિન બનાવવાનાં કારખાનાં નંખાયાં છે અને ગુજરાતમાં જ કેટલીક કંપનીઓએ બનાવેલ આ ઍન્ટીબાયૉટિક્સ થોડા વખતમાં જ બજારમાં વેચાવા માટે આવશે. મીઠી પેશાબના રોગ માટે અસરકારક દવા ઇન્સ્યુલિન છેલ્લાં ચાળીસ વર્ષથી ચાલુ છે; હવે આ દવા પણ આપણે ત્યાં બને છે. વડોદરામાં છેલ્લી અડધી સદી કરતાં વધુ સમયથી કામ કરતી એક ફાર્માસ્યુટિકલ કંપનીએ આ દવા બજારમાં મૂકેલી છે. હમણાં પરદેશની જાણીતી કંપનીઓના સહકારમાં રહીને, દવાઓ બનાવવા માટેની કેટલીક કંપનીઓ શરૂ કરવામાં આવી છે, આ કંપનીઓનું ભાવિ ઘણું ઉજ્જવળ લાગે છે.

આયુર્વેદના ક્ષેત્રમાં દરેક વૈદ દવા બનાવવા માટે પોતાની ફાર્મસી રાખે છે. આયુર્વેદિક પદ્ધતિથી કામ કરનાર વૈદો, પોતે જાતે દવાઓ બનાવવાનું કામ કરે છે, રોગનું નિદાન કરે છે અને દર્દીઓને દવા તૈયાર કરીને આપે છે. મતલબ કે આ બધું કામ તેઓ જાતે જ કરે છે. દવાઓને લગતો કાયદો ૧૯૪૦માં કરવામાં આવ્યો; પરંતુ એનો અમલ ૧૯૪૭ થી શરૂ કરવામાં આવ્યો અને એના અમલનું ક્ષેત્ર પણ એ વખતના મુંબઈ રાજ્યના જિલ્લાનાં મથકોનાં શહેરો પૂરનું મર્યાદિત રહ્યું હતું. આશ્ચર્યની વાત તો એ છે કે આ કાયદો, આયુર્વેદિક અને યુનાની દવાઓને લાગુ પડતો નહોતો અને હોમિયોપથીની દવાઓને, એના નિયમો હેઠળ બાકાત રાખવામાં આવી હતી. હવે એના અમલનું ક્ષેત્ર વિસ્તારીને ઘણા જિલ્લાઓને એ લાગુ પાડવામાં આવે છે.

દવાઓને લગતા કાયદા હેઠળ, દવાઓના અંકુશનો કારોબાર, મુખ્ય બે વિભાગો મારફત ચાલે છે.

૧. વહીવટ અને ૨. દવાઓને ટેસ્ટ કરવાનો વિભાગ. દવાઓ અંગેના અંકુશ માટેના નિયામક એના વડા છે. મદદનીશ નિયામકની હેઠળ કામ કરતો વહીવટી વિભાગ દવા બનાવનારાઓને અને દુકાનદારોને તેઓ જો આ કાયદા હેઠળના નિયમોનું પાલન કરે તો પરવાનાઓ કાઢી આપે છે અને તેમને જે નિયમો હેઠળ પરવાનાઓ કાઢી આપવામાં આવ્યા હોય તે નિયમોનું કારખાનાના માલિકો અને દુકાનદારો પાલન કરવાનું ચાલુ રાખે છે કે નહિ તેની નિયમિત તપાસ કરે છે. તેઓ જુએ છે કે કારખાનદારો, અમુક સાધનસરંજામ રાખે છે કે નહિ, લાયકાત ધરાવતા માણસોને રોકે છે કે નહિ અને અમુક સ્વીકાર્ય ધોરણનો માલ બનાવે છે કે નહિ. વળી દુકાનદારો એમની દુકાનમાં માલ યોગ્ય રીતે રાખે છે કે નહિ, દવાઓ સીલ કરેલી સ્થિતિમાં જ વેચે છે કે નહિ અને જૂની થઈ ગયેલી દવાઓ તો વેચતા નથી ને, વગેરેનું પણ ધ્યાન રાખે છે. વહીવટી વિભાગે એ પણ જોવાનું છે કે જે જાહેર-ખબરો આપવામાં આવે તે સાચી અને ખરી હોય, ગેરરસ્તે દોરવનારી ન હોય તેમ જ માલની દૃષ્ટિએ તેમ જ નીતિ તેમ દેખાવની દૃષ્ટિએ વાંધાજનક ન હોય. આ વિભાગે, ચાંપતી નજર રાખવા માટેની કચેરી અને જરૂર પડ્યે કાયદેસરનાં પગલાં લેવા સારુ કાયદાવિષયક કચેરી પણ રાખવી પડે છે.

ટેસ્ટ કરવાનો વિભાગ: મુંબઈ રાજ્યના ભાગલા થયા ત્યાં સુધી આ વિભાગ, મુંબઈની હાફકીન સંસ્થામાંના ફાર્માકોલૉજિકલ ડિપાર્ટમેન્ટ, વડોદરામાંની દવાઓ માટેની પ્રયોગશાળા અને જૂનાગઢ ખાતેની જાહેર-આરોગ્યની કચેરી તથા ડેપ્યુટી કેમિકલ એનેલાઈઝરની લૅબોરેટરીનો બનેલો હતો. આમાં મુંબઈ ખાતેની હાફકીન સંસ્થામાં ઉત્તમમાં ઉત્તમ સાધનો છે અને નવા ગુજરાત રાજ્યની રચના કરવામાં આવ્યા પછી-પણ, વડોદરા અને જૂનાગઢ ખાતે જે ટેસ્ટ થઈ શકાતા નથી એ ટેસ્ટ હાફકીન સંસ્થાને સોંપવામાં આવે છે. જોકે વડોદરા ખાતેની પ્રયોગશાળાને વિકસાવવાનો વિચાર રાખવામાં આવે છે અને આ પ્રયોગશાળા માટેના નવા મકાનનું બાંધકામ શરૂ પણ થઈ ગયું છે. એની પાછળ વીસ લાખ કરતાં વધુ રૂપિયાનો ખર્ચ થશે એવો અંદાજ છે. દવાઓના પૃથક્કરણ અને સંશોધન માટેના તમામ વિભાગો માટે જરૂરી સાધન-સરંજામ મેળવવાની જોગવાઈ ત્રીજી પંચવર્ષીય યોજનામાં કરવામાં આવી છે. આ યોજનાની રૂપરેખાને રીતસરનું રૂપ આપવા માટે તરતમાં જ મદદનીશ નિયામકની શ્રેણીના એક પ્રોજેક્ટ ઑફિસર નીમવામાં આવે એવો

સંભવ છે. આ પ્રયોગશાળામાં, ફાર્માસ્યુટિકલ કેમિસ્ટ્સ, ફાર્માકોલૉજિસ્ટ્સ, બાયો-કેમિસ્ટ્સ, બેક્ટિરિયો અને સેરોલૉજિસ્ટ્સ કામ કરશે.

અત્યારે ટૅસ્ટિંગ લૅબોરેટરીઓમાં પૃથક્કરણનું કામ કરતા છ સરકારી નિષ્ણાતો છે. તેઓ કશી ઢીલ વિના નમૂનાઓનું પૃથક્કરણ કરવાનું કામ કરે છે અને દવા ધોરણ પ્રમાણે બનાવવામાં આવી છે કે કેમ એનો અહેવાલ રજૂ કરે છે. વળી કાયદા હેઠળના નિયમોનું ઉલ્લંઘન કરવા માટે કેવા કેવા માર્ગો અપનાવવામાં આવે છે એ તરફ ધ્યાન દોરે છે અને આ માર્ગો બંધ કરવાના રસ્તાઓ સૂચવીને આ વિભાગને દવાઓના અંકુશને લગતા ધારાના અમલમાં મદદ કરે છે.

## કુટુંબનિયોજન

ગુજરાતમાં ૧૯૫૭ની આખરમાં એ વખતની દ્વિભાષી મુંબઈ-રાજ્યની સરકારે કુટુંબ નિયોજનના કાર્યક્રમનો આરંભ કર્યો હતો. તેઓએ ગ્રામ-કુટુંબનિયોજન કેન્દ્રો શરૂ કર્યાં હતાં. અત્યારે આવાં ૫૩ કેન્દ્રો છે. વળી ગ્રામવિસ્તારોમાં બે તાલીમ કેન્દ્રો છે. તેમાંનું એક કેન્દ્ર બાવળા ખાતે છે અને બીજું પાદરા ખાતે છે. બે પ્રાદેશિક કુટુંબ નિયોજન તાલીમ કેન્દ્રો—એક અમદાવાદમાં અને બીજું રાજકોટમાં છે. ત્રણ કુટુંબનિયોજન ક્લીનિકો છે. આ ત્રણે રાજ્યમાંની ત્રણ મૅડિકલ કોલેજ—અમદાવાદ, વડોદરા અને જામનગર ખાતેની કોલેજમાં છે. આ બધાં ક્લિનિક, રાજ્ય તરફથી ચલાવવામાં આવે છે અને એમાંનો સાધન-સરંજામ પણ રાજ્યે વસાવેલો છે. આ સિવાય ચાલુ વરસે બીજા ૩૧ ગ્રામ કુટુંબનિયોજન કેન્દ્રો અને સ્થાનિક સંસ્થાઓ તેમ ૪ સેવાભાવી સંસ્થાઓ મારફત ૨૬ ગ્રાન્ટ-ઈન-એઈડ કેન્દ્રો શરૂ કરવાનો વિચાર રાખવામાં આવે છે. આ કેન્દ્રોમાં સાધન-સરંજામ વગેરે વસ્તુઓ પાછળ એક વખત જે ખર્ચ કરવો પડે છે એ તમામે તમામ ખર્ચ મધ્યસ્થ સરકાર આપે છે અને વાર્ષિક જે ખર્ચ કરવો પડે છે, એ પાંચ વર્ષના ગાળામાં ૮૦ ટકાથી ૨૦ ટકા જેટલો આપે છે.

# રાજ્યતંત્ર

ડૉ. જીવરાજ મહેતા
(મુખ્ય પ્રધાન, ગુજરાત રાજ્ય, અમદાવાદ)

## ૧. રાજ્યશાસન

સ્વતંત્રતા મેળવ્યા પછી દેશના બંધારણનું માળખું તૈયાર કરવા માટે આપણે લોકપ્રતિનિધિ સભાની રચના કરી. આ લોકપ્રતિનિધિ સભાએ આપણા દેશના બંધારણના સિદ્ધાંત તરીકે લોકશાહી પ્રજાસત્તાકનો સ્વીકાર કર્યો. આ સિદ્ધાંતને પાયામાં રાખી, સમગ્ર દેશના તંત્રની સમવાયી ધોરણે રચના કરવામાં આવી. સમસ્ત દેશને સ્પર્શતા તથા સાર્વભૌમ સત્તાનો જેમાં વિનિમય કરવાનો હોય તેવા વિષયો મધ્યસ્થ તંત્રને સુપરત કરવામાં આવ્યા જ્યારે, સ્થાનિક અને પ્રાદેશિક મહત્ત્વના વિષયો, સમવાયનાં અંગભૂત રાજ્યોને સુપરત કરવામાં આવ્યા. કેટલાક વિષયોનો કાર્યપ્રદેશ મધ્યસ્થ તંત્ર અને સમવાયનાં અંગોને સમાન હોઈ, આ વિષયો અંગેના ધારાઓ, નિયમો અને તેના અમલની વ્યવસ્થા માટે, બંનેની સંમતિની જોગવાઈ કરવામાં આવી. વિષયો અને કાર્યોની આગળ વહેંચણી થતાં, જે કાર્ય શેષ વિષયમાં રહ્યાં અને, આ શેષ વિષયો મહત્ત્વના હોઈ તેની સત્તા, મધ્યસ્થ તંત્રને સુપરત કરવામાં આવી છે. આ પ્રમાણે ભારતના રાજ્યબંધારણનું માળખું તૈયાર કરવામાં આવ્યું.

### દેશની એકતા અને વિકાસ

વિકાસ તરફ ઝડપથી પ્રગતિ કરતા, એક વિશાળ છતાં પછાત અને અલ્પ સાધન ધરાવતા, સ્વતંત્ર દેશની સાર્વભૌમતા બરાબર જળવાઈ રહે, દેશની એકતા દૃઢીભૂત બને અને તેનો વિકાસ સમતુલ રીતે થાય તેટલા માટે, કેન્દ્રને વ્યાપક સત્તાઓ આપવા છતાં, તેનાં અંગભૂત રાજ્યોને પણ, તેના કાર્યપ્રદેશ પૂરતી વ્યાપક આંતરિક વહીવહીવટી સ્વતંત્રતા આપવામાં આવી; જેથી રાજ્યો સ્વવિકાસ સાધી શકે. આપણા રાજ્યબંધારણનો પાયો લોકશાહી સિદ્ધાંત પર આધારિત હોવાને કારણે, સ્થાનિક અને પ્રાદેશિક રીતે, આવી વિશાળ સત્તાઓ અપાય તે સ્વાભાવિક છે. આમ છતાં, રાષ્ટ્રીય કટોકટીના પ્રસંગે તથા બંધારણના મૂળભૂત સિદ્ધાંતોને ખતરો પહોંચતો હોય ત્યારે, કેન્દ્ર સર્વ સત્તા પોતાને હસ્તક લઈ લે તેવી જોગવાઈ પણ કરવામાં આવી છે.

### ભાષાવાર પ્રાંતોની માગણી

બંધારણના અમલ દરમિયાન અનુભવાયેલી ક્ષતિઓને પણ વખતોવખત દૂર કરી, બંધારણમાં જરૂરી સુધારા પણ કરવામાં આવ્યા છે. અને આમ સ્વતંત્ર ભારતનો રાજકારોબાર અને આર્થિક તેમ જ સામાજિક વિકાસ, કેન્દ્ર અને રાજ્યોની સરકારો દ્વારા થવા લાગ્યો. રાજ્યને વિશેષ સત્તાઓ મળી હોવાના પરિણામે, લોકજાગૃતિને વેગ મળ્યો. કેટલાંક રાજ્યોમાં વધુપડતી રીતે ત્વરિત બનેલા સમૂહોએ, સંયુક્ત બહુભાષી રાજ્યોમાંથી અલગ પડી તેમની ભાષાનાં જૂથ પૂરતી, બંધારણમાં રહીને, પ્રાંતીય સ્વતંત્રતાની માગણી કરી. તામીલ અને તેલુગુભાષી મદ્રાસ રાજ્યમાં તેલુગુભાષી આંધ્રપ્રદેશે આમ પોતાને માટે અલગ રાજ્યની માગણી કરી અને તેના ટેકામાં, આંદોલન માટે લડતો આપી. પરિણામે આંધ્ર વિસ્તારને મદ્રાસથી અલગ કરી નવા રાજ્યનું નિર્માણ કરવામાં આવ્યું. આ પ્રક્રિયા દરમિયાન વિશાળ મદ્રાસ રાજ્યમાં ભળેલા બીજા ભાષાકીય પ્રદેશો અંગે પણ પુનઃવ્યવસ્થા કરવાની જરૂર ઊભી થઈ. જૂના મુંબઈ રાજ્યના કાનડી બોલતા વિસ્તારો મૈસૂર રાજ્યમાં જોડાયા અને બાકીના ગુજરાતી અને મરાઠી વિસ્તારોને દ્વિભાષી મુંબઈ રાજ્યમાં અગાઉના મધ્યપ્રદેશનાં મરાઠીભાષી વિદર્ભ વિસ્તાર અને હૈદરાબાદ રાજ્યના મરાઠાવાડ સહિત જોડવામાં આવ્યા. તેમ જ સૌરાષ્ટ્ર અને કચ્છ પ્રદેશોને, સંસદે વિશાળ રાષ્ટ્રીય હિતમાં લીધેલા નિર્ણયનો સ્વીકાર કરી મુંબઈમાં જોડવામાં આવ્યા, અને મુંબઈ રાજ્યની પુનર્રચના કરવામાં આવી. આ બધા સમય દરમિયાન, દેશની પ્રથમ પંચવર્ષીય યોજના પૂરી થઈ. તેનાં સુંદર પરિણામો આવ્યાં અને નવા રચાયેલા રાજ્ય સમક્ષ બીજી પંચવર્ષીય યોજનાને પાર પાડવાની જવાબદારી આવી.

### ગુજરાતની ઉદાર દૃષ્ટિ

સ્વતંત્રતા મેળવ્યા બાદ, આ રીતે રાજ્યોની રચના અને પુનર્રચના થતી રહી. ગુજરાતને લાગેવળગે છે ત્યાં સુધી, તેણે હમેશાં દેશનાં વિશાળ હિતને નજર સમક્ષ રાખ્યાં છે અને એક શિસ્તબદ્ધ સમૂહ તરીકે તેણે કૉંગ્રેસના વરિષ્ઠ મંડળ તથા સંસદના નિર્ણયનો સ્વીકાર કર્યો છે અને તેનો પ્રામાણિકપણે અમલ પણ કર્યો છે. તેણે મુંબઈ અંગેના દ્વિભાષી નિર્ણયનો સ્વીકાર કર્યો હતો. આમ છતાં ગુજરાત અને મહારાષ્ટ્રમાં, ખાસ કરીને મહારાષ્ટ્રમાં, દ્વિભાષી મુંબઈ રાજ્યને, ગુજરાતી અને મરાઠીભાષી વિસ્તારોમાં વહેંચી અલગ રાજ્યની રચના કરવાની પ્રચાર-ઝુંબેશ અને લડતો થઈ. આમ છતાં, વહીવટી તંત્રને લાગેવળગે છે ત્યાં સુધી તે થાળે પડી રહ્યું હતું.

### બૃહદ મુંબઈ રાજ્યના પ્રશ્નો

ભારતનાં રાજ્યોમાં મુંબઈ રાજ્યની સમક્ષ વહીવટની સમસ્યા સહેજ જુદા પ્રકારની હતી. મુંબઈ રાજ્યમાં, સૌરાષ્ટ્રનું 'બ' વર્ગનું

રાજ્ય ભળ્યું હતું. ઉપરાંત વડોદરા અને અન્ય રાજ્યો પણ ભળ્યાં હતાં. સૌરાષ્ટ્ર ખુદમાં અનેક નાનામોટાં રાજ્યો ભળેલાં હતાં. આ રાજ્યોમાં વિવિધ પ્રકારની સામાજિક પરિસ્થિતિ પ્રવર્તતી હતી. એનાં વહીવટી તંત્રો પણ જુદા જુદા પ્રકારનાં હતાં. સદ્‌ભાગ્યે સૌરાષ્ટ્ર રાજ્યે તેનાં અનેક નાનાંમોટાં રાજ્યોને એકસૂત્રી વહીવટી તંત્રમાં સાંકળ્યાં હતાં અને જમીન, સ્થાનિક સ્વરાજ્ય વગેરે બાબતો અંગેની, ત્યાંનાં જુદાં જુદાં રાજ્યોમાં પ્રવર્તતી પરિસ્થિતિને એકસૂત્રી બનાવવાની ક્રિયા શરૂ કરી હતી. અને આ રીતે સૌરાષ્ટ્રનું એકસૂત્રી વહીવટી તંત્ર રચવામાં આવી રહ્યું હતું. આ પ્રક્રિયા ચાલુ હતી ત્યારે ઇતર રાજ્યો સહિત સૌરાષ્ટ્ર મુંબઈમાં જોડાયું. એક રાજ્ય વિભક્ત બને તેના પ્રશ્નો, અને અનેક રાજ્યના જુદા જુદા પ્રકારની વહીવટી રસમો, સામાજિક અને આર્થિક પરિસ્થિતિઓવાળા પ્રદેશો છૂટા પડી, કોઈ વહીવટમાં આગળ વધેલી લોકશાહી પ્રણાલીઓવાળા, આર્થિક-સામાજિક રીતે વિકસિત એવા ત્રીજા રાજ્યમાં જોડાય, અને એથી જે પ્રશ્નો ઊભા થાય તે જુદા જુદા પ્રકારના હોય છે.

### વહીવટી એકસૂત્રતા

મુંબઈનું વિશાળ દ્વિભાષી રાજ્ય રચાતાં પ્રથમ કાર્ય વહીવટી એકસૂત્રતા આણવાનું હતું અને તેમાં ભળેલાં સૌરાષ્ટ્ર, દેશી રાજ્યો, હૈદરાબાદ અને મધ્યભારતના પ્રદેશોને સુગઠિત કરી, તેના ધારાઓ, વહીવટી પ્રણાલિકાઓ, નિયમો વગેરેનાં સારાં તત્ત્વો જાળવી રાખી, નવા મુંબઈ રાજ્યના ધોરણે મૂકવાના હતા. માત્ર વહીવટી એકસૂત્રતાનો જ પ્રશ્ન આમાં ઉકેલવાનો ન હતો, જોકે આ પ્રશ્ન એટલો સરળ પણ નથી. પરંતુ આપણે કલ્યાણ રાજ્યનો આદર્શ સ્વીકાર્યો છે અને સમાજવાદી સમાજરચના તરીકે આપણે ગતિ કરી રહ્યા છીએ. આના પરિણામે વિકાસની જુદી જુદી કક્ષા ધરાવતા અનેક પ્રદેશોને ખૂબ જ કાર્યક્ષમ અને આર્થિક. સામાજિક વિકાસની ઉચ્ચતર કક્ષા ધરાવતા મુંબઈ રાજ્યમાં ભેળવવામાં આવ્યા હતા. તે સૌનો સમતલ વિકાસો કરવાનો હતો અને તેને અનુરૂપ વહીવટી તંત્ર ગોઠવવાનું હતું. આની પ્રક્રિયા ખૂબ જ સંગીન રીતે ચાલી રહી હતી અને તેના પરિણામ પણ જણાવા લાગ્યાં હતાં. આ પ્રક્રિયાને ચાલુ રહેવા દીધી હોત તો અને તેનાં સંપૂર્ણ પરિણામોનું નિરીક્ષણ કરવામાં આવ્યું હોત તો ભારતનાં અન્ય રાજ્યો માટે દ્વિભાષીનો પ્રયોગ કદાચ માર્ગદર્શક નીવડ્યો હોત. ગુજરાતને આ પ્રયોગમાં શ્રદ્ધા હતી. આમ છતાં મુંબઈના દ્વિભાષી રાજ્યનું વિભાજન કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. ગુજરાતને પોતાની મુશ્કેલીઓ હતી. તેની સમક્ષ તેના વિકાસની ગતિ ઝડપી બનાવવાનો પ્રશ્ન હતો, એટલું જ નહિ, એક કાર્યક્ષમ વહીવટી તંત્ર ઊભું કરીને તેના વિકાસનો કાર્યક્રમ ચાલુ રાખવા માટે, નાણાંની સગવડ ઊભી કરવાનો પણ પ્રશ્ન હતો. ગુજરાતના અંગભૂત બનનાર સૌરાષ્ટ્ર અને કચ્છ જ્યારે મુંબઈમાં જોડાયાં ન હતાં ત્યારે તેમની આર્થિક જવાબદારીઓમાં કેન્દ્ર સરકાર મોટી મદદરૂપ બનતું. આ ઉપરાંત તળ ગુજરાતને પણ પોતાની નાણાકીય સમસ્યા હતી. આમ છતાં ગુજરાતે ભારતની સાર્વભૌમ સંસદે લીધેલા નિર્ણયને માથે ચડાવ્યો અને પોતાનાં સાધનો અને વિભાજનના પરિણામે એને હસ્તક મુકાતાં સાધનોના એકત્રિત ભંડોળથી, વહીવટી અને અન્ય સમસ્યાનો ઉકેલ લાવવાની તૈયારી કરી.

ગુજરાતમાં જોકે સૌરાષ્ટ્ર અને વડોદરાના એકત્રિત વહીવટી તંત્રો ધરાવતા એકમો સામેલ કરવામાં આવ્યાં છે. એમ છતાં સમગ્ર ગુજરાત માટે તેનું પોતાનું કહી શકાય તેવું આગવું વહીવટી માળખું ન હતું. એટલે ગુજરાત માટે તેના શરૂઆતના જ ફાળામાં મહત્ત્વનો પ્રશ્ન ઊભો થયો હતો.

### રાજ્યવહીવટમાં દૃષ્ટિ પરિવર્તન

સને ૧૯૪૭માં જ્યારે ભારત સ્વતંત્ર થયું ત્યારે આપણને વહીવટી તંત્રનો બ્રિટિશ પદ્ધતિનો વારસો મળ્યો હતો. સૌથી ઉપર લોકસભા અને રાજ્યસભા, લોકપ્રિય પ્રધાનમંડળ અને કાયમી મુલકી સેવા હતી. જિલ્લાઓમાં કલેક્ટર હતા તથા જુદા જુદા કાર્ય કરતી વિવિધ ખાતાઓની બીજી કચેરીઓ હતી. તાલુકા અને ગામોમાં બીજા સરકારી નોકરો રહેતા, જેઓ કાયદાનો વહીવટ કરતા, ફરિયાદોનો નિકાલ કરતા તથા કરવેરા એકઠા કરતા. જિલ્લા લોકલબોર્ડ, શહેર સુધરાઈઓ અને ગ્રામપંચાયતો પણ કેટલીક સત્તાઓ ભોગવતી અને ચોક્કસ કાર્યો કરતી. છેલ્લાં તેર વર્ષથી બહારના નજીવા ફેરફાર સાથે આ જ વહીવટી તંત્ર ચાલી રહ્યું છે. પણ વાસ્તવમાં વહીવટી તંત્રના કાર્ય, વેગ અને હાર્દમાં ઘણા મોટા ફેરફાર થયા છે. આપણા લક્ષ્ય તરીકે કલ્યાણ રાજ્યનો આદર્શ સ્વીકારવામાં આવ્યો છે. સાથે સાથે, રાજ્ય તરફથી મોટા પાયા પરના વિકાસ કાર્યક્રમો હાથ ધરવામાં આવી રહ્યા છે. આથી આજે બધાં ખાતાઓના સરકારી કર્મચારીઓને કલ્યાણ અથવા વિકાસના પ્રકારની ઘણી ફરજો સોંપવામાં આવી છે. કાર્ય પણ વધુ વેગથી કરવામાં આવી રહ્યું છે. વહીવટી તંત્ર જાહેર લોકમત સાથે વધુ સંપર્કમાં છે અને તેની અસર તેના પર પહોંચે છે.

### ગુજરાત રાજ્યનો વહીવટ

નવા ગુજરાત રાજ્યનું વહીવટી તંત્ર, મોટે ભાગે દ્વિભાષી મુંબઈ રાજ્યના પ્રકારને જ અનુસરે છે. એક શ્રેષ્ઠ રાજ્ય વહીવટી તંત્ર હોવાની મુંબઈની લાંબા સમયથી પ્રતિષ્ઠા છે. આમ છતાં મુંબઈ રાજ્યના રાજ્યવહીવટમાં જે ખામીઓ જોવામાં આવી હતી તેને બને તેટલી સુધારવાનો પ્રયત્ન નવીન રાજ્યવહીવટ ગોઠવતી વખતે કર્યો છે. મુંબઈ રાજ્યમાં જે કાર્યક્ષમતા હતી તે જળવાશે અને વધશે એવું માનવાને આપણી પાસે દરેક કારણ છે. પણ એ નોંધવું જોઈએ કે વિશાળ મુંબઈ રાજ્યના વહીવટી તંત્રમાં ગુજરાતીઓની સંખ્યા તેમની વસ્તીના પ્રમાણમાં ઘણી ઓછી હતી. આમ ગુજરાતના નવા રાજ્યમાં નાણાકીય ખાધ ઉપરાંત વહીવટી તંત્રની ખાધ પણ હતી. ઉપરાંત બહારથી આવેલા કર્મચારીઓને અનેક હાડમારીઓ વચ્ચે કામ કરવું પડે છે. આ હાડમારીઓ દૂર થતાં થોડો વખત લાગશે, ગુજરાતી માણસોની તંગી પૂરવા માટે ઝડપી ભરતી કરવા તથા તાલીમ આપવા પ્રયાસો કરવા પડયા. એક રીતે જોતાં આ ખાધ આશીર્વાદરૂપ બની છે. આપણે આપણી

ખરેખરી જરૂરિયાતોનું નવેસરથી અવલોકન કરી શકયા અને જ્યાં જ્યાં શકય હોય ત્યાં ત્યાં કર્મચારીઓની સંખ્યામાં ઘટાડો કર્યો. વહીવટી તંત્રમાં કરકસર એ તેની કાર્યક્ષમતા જેટલી જ મહત્ત્વની છે એ હકીકત વિવાદાસ્પદ નથી.

આથી એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે વિશાળ મુંબઈ રાજ્યમાં સચિવાલયનાં અગિયાર ખાતાંઓ હતાં તેને બદલે નવા રાજ્યમાં આઠ ખાતાંઓ કર્યાં. વધુ કાર્યક્ષમતા રહે તે માટે ખાતાંઓની ગોઠવણ પણ અમુક અંશે જુદી કરી. ગ્રામવિકાસ સાથે સંકળાયેલા બધા વિષયો એક ખાતા હેઠળ રાખવામાં આવ્યા છે. ખેતી જે મોટો વિષય છે તે જેની સાથે વધુ સંકળાયેલો છે તેવાં જંગલો અને જમીન વ્યવસ્થાના વિષયો સાથે રાખવામાં આવ્યા છે. કર્મચારીઓની બાબતમાં બિનજરૂરિયાતના કારણે સંયુકત સચિવોની જગ્યાઓ લગભગ કાઢી નાખવામાં આવી છે અને નાયબ સચિવોની જગ્યાઓ પણ ઓછી કરવામાં આવી છે.

વિશાળ મુંબઈ રાજ્યમાં બહારનાં ખાતાંઓની સંખ્યા જે આશરે ૩૦ની હતી તે ઘટાડીને ૧૯ જેટલી કરવામાં આવી છે. મોટર ટ્રાન્સપોર્ટ, ખાણ, સમાજકલ્યાણ અને આબકારી જેવાં કેટલાંક ખાતાંઓને જોડીને જૂથમાં રાખવામાં આવ્યાં છે. રાજ્યના નાના કદને ધ્યાનમાં રાખીને, પોલીસ, મહેસૂલ, જાહેર બાંધકામ, ખેતીવાડી, આરોગ્ય અને ઉદ્યોગ જેવાં અગત્યનાં ખાતાંઓ સિવાયની પ્રાદેશિક કચેરીઓ નાબૂદ કરવામાં આવી છે.

વિકાસ કાર્યોનો વેગ જળવાય તે જ હેતુથી રાજકોટ અને વડોદરા (અમદાવાદને બદલે)માં કમિશનરો ચાલુ રાખ્યા છે. કમિશનરો યોજનાની બધી પ્રવૃત્તિઓનું સંકલન કરે છે. ઘણી મુશ્કેલીઓનો સ્થાન પર જ ઉકેલ લાવવા માટે તેમને પૂરતી સત્તાઓ આપવામાં આવી છે.

અમે ધાર્યું હતું તે કરતાં પણ બહુ ઓછા સમયમાં સૌની શુભનિષ્ઠા અને કાર્યક્ષમતાના પરિણામે વહીવટી તંત્રને અમે ગોઠવી શકયા છીએ. નવા રાજ્યનું કાયમી પાટનગર બીજે લઈ જવાનું હોઈ, કામચલાઉ પાટનગર અમદાવાદમાં વહીવટી કચેરીઓ, અધિકારીઓ અને અન્ય માણસોને રહેવાનાં નિવાસસ્થાનો એકજથ્થે અમે ગોઠવી શકયા નહિ, પણ શકય હોય ત્યાં અમે આ કરવાનો પ્રયાસ કર્યો છે.

### વહીવટી ભાષા

વહીવટી તંત્ર ગોઠવતા જવાની સાથોસાથ જ અમે ગુજરાતની વહીવટની ભાષાનો પ્રશ્ન હાથ ધર્યો અને અગાઉના મુંબઈ રાજ્યે આ અંગે નીમેલી સમિતિની ભલામણોનો સ્વીકાર કરી, લોકો સાથેના સંબંધમાં એકંદરે સર્વ પ્રકારના વહીવટ માટે ગુજરાતી ભાષાનો સ્વીકાર કર્યો છે. અત્યાર સુધીનો સઘળો વ્યવહાર અંગ્રેજી ભાષામાં ચાલતો આવ્યો છે. વહીવટી તંત્રમાં કામ કરતા અધિકારીઓ અને કર્મચારીઓ, અંગ્રેજી દ્વારા ચાલતા વહીવટથી ટેવાયેલા છે, અને આના લાંબા અનુભવને પરિણામે અંગ્રેજી દ્વારા ચાલતા વહીવટની એક પરિભાષા અને પ્રણાલી ચોક્કસપણે ગોઠવાઈ ગઈ છે. આમાંથી નીકળવાનું જોઈએ અને ઇચ્છીએ તેટલું સરળ નથી. આમ છતાં આપણે જે લોકશાહી વહીવટનો આદર્શ સ્વીકાર્યો છે તેના હિતમાં લોકો જે ભાષા બોલતા હોય તે દ્વારા વહીવટ ચલાવવો જોઈએ. સરળ અને ઝડપી વહીવટ માટે ઉપયોગી એવાં ટાઈપરાઇટરો, તેને ચલાવી શકે તેવા ટાઈપિસ્ટો અને ગુજરાતી શીઘ્રલિપિ જાણનારાઓની પણ તંગી છે. વહીવટ માટે ગુજરાતી ભાષામાં પારિભાષિક શબ્દકોષ રચવાની જરૂર છે. આ માટે જરૂરી પગલાં લેવાઈ રહ્યાં છે. રાજ્યને અને જુદાં જુદાં ખાતાંઓને, તેના ગુજરાતી દ્વારા થનારા કામકાજમાં સહાયભૂત બનવા સરકારે ગુજરાતી ભાષાના સંચાલકની એક કચેરી ઊભી કરી છે.

આપણે ગુજરાતી ભાષા દ્વારા વહીવટ કરવા ટેવાયેલા નથી તેમ છતાં આપણી પાસે વડોદરા, સૌરાષ્ટ્ર અને ગુજરાતનાં અનેક અન્ય રાજ્યોના આપણી ભાષા દ્વારા થયેલ વહીવટનો અનુભવ પણ છે. આ રાજ્યોમાં વહીવટ ગુજરાતીમાં ચાલતો હતો. પરિણામે તેમણે જે કાંઈ વહીવટની પરિભાષા ઉપજાવી હોય તેનું સંકલન કરી, આધુનિક વહીવટ માટે, તેમાં જરૂરી જણાય તે ફેરફાર કરી, તેને અપનાવવાની કોશિશ કરી રહ્યા છીએ.

### હિંદ સરકાર અને બીજાં રાજ્યો

આપણા દેશનાં બીજા રાજ્યો અને હિંદ સરકાર સાથેનો આપણા રાજ્યનો સંબંધ બંધારણમાં કરેલી જોગવાઈ અનુસાર ચાલે છે. ગુજરાતે હમેશાં ઉદાર દૃષ્ટિથી જોયું છે અને તેથી ગુજરાતનાં હિતો માટે મક્કમ રીતે, પરંતુ સમગ્ર દેશનાં હિતો સાથે સુસંગત હોય એમ, કામ કરવાનો ઇરાદો છે.

### ઉચ્ચતર ધોરણો

વહીવટી કાર્યક્ષમતા અને પ્રામાણિકતાનાં ધોરણ આપણે હાંસલ કરવાનાં છે. સરકારી કચેરીઓમાં કામના નિકાલ અંગે ઘણી વખત ફરિયાદો આવે છે. આમાંના મોટા ભાગના કિસ્સાઓ અંગે મારે કહેવું જોઈએ કે, પ્રકરણને ઘણી વાર યોગ્ય રીતે રજૂ કરવામાં આવતું નથી જેથી તપાસનાર ખાતાને ફરી વાર તે પ્રકરણ મૂળ ખાતા ઉપર મોકલવું પડે છે. આને પરિણામે વિના કારણે ઢીલ થાય છે. આથી સંબંધ ધરાવતા અરજદારો હતાશ થાય છે. તેથી આવેલી દરખાસ્તો ઉપર બરાબર ધ્યાન આપી અને તે અંગેના, વિચારવાનાં સઘળાં પાસાંઓને, પ્રથમથી જ તપાસી જવામાં આવે તો, ઉપલા અધિકારીઓને નિર્ણય કરવામાં જરૂરી એવી સઘળી માહિતી પ્રથમથી મળી જાય અને પ્રકરણનો જલદીથી નિકાલ થઈ શકે. વળી જે નિર્ણયો કરવાના હોય છે એનો નિર્ણય જે તે અમલદારે કરવો જોઈએ. નિર્ણય લેવાની જવાબદારી બીજા સાથીઓ પર પસાર કરી, એ રીતે જવાબદારીમાંથી છટકી જવું એ પોતાને સુપરત થયેલી ફરજ અદા કરવાનો ઇનકાર કરવા બરાબર છે. ગુજરાતની જનતાને એકભાષી રાજ્યના દૈનિક વહીવટનાં ઝડપી પરિણામો દેખાવાં જોઈએ. લોકો નાના રાજ્યમાંથી તુમારી તંત્રની ઢીલ દૂર થાય તેમ ઇચ્છે તે વાજબી છે. આ બધું ધ્યાનમાં રાખી ગુજરાત રાજ્યનો કારભાર ગોઠવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

### જનતા સાથે ગાઢ સંપર્ક

એક વસ્તુ આપણે દરેકે ધ્યાનમાં રાખવી પડશે. તે એ કે હવે એકભાષી રાજ્યની રચના થઈ છે. દ્વિભાષીમાંથી એકભાષી રાજ્ય રચના વિષે, કે તે કેવી રીતે ઉપસ્થિત થઈ અગર અમલમાં આવી તે વિષે, ભાવિ ઇતિહાસ અને તે કહે તે વસ્તુને બાજુ પર રાખીને આપણે યાદ રાખીએ કે સરકારી તંત્ર અને જનતા વચ્ચે દરેક પગલે સતત સંપર્ક અને ગાઢ સહકાર આવશ્યક છે. શક્ય છે કે કેટલીક વાર લોકોની માગણી રાજ્યની નિયત કરાયેલી નીતિથી જુદી દિશામાં હોય અથવા તો તેવી માગણી પૂરી પાડવાનું રાજ્યનાં સાધનોની મર્યાદા બહારનું હોય. આવા પ્રસંગોએ લોકોની માગણીઓના ગુણદોષ જોઈ અને તેવી માગણીઓ અંગે શું થઈ શકે તેમ છે અને કેટલું થઈ શકે તેમ નથી તે લોકોને સમજાવવાની સૂચનાઓ આપવામાં આવી છે: જેથી આ સરકાર કલ્યાણ રાજ્ય માટે કામ કરે છે તેનો અનુભવ જનતાને થાય.

### ધારાસભા

કોઈ પણ રાજ્યનાં ત્રણ મુખ્ય અંગ ગણાય: વહીવટી તંત્ર, ધારાસભા અને ન્યાયતંત્ર. મુંબઈ રાજ્યમાં ધારાસભાનાં બે ગૃહો હતાં. વિધાનસભા અને વિધાન પરિષદ. તેમાંથી ગુજરાતનું અલગ રાજ્ય થતાં, આપણે વિધાનપરિષદને રદ કરી માત્ર વિધાનસભાનું એક જ ગૃહ રાખ્યું છે. નાના રાજ્ય માટે એ એક સુયોગ્ય બંદોબસ્ત છે. ગુજરાતના હાલના વિધાનસભાગૃહમાં ૧૩૨ સભ્યો છે. પરંતુ રાજ્ય પુનર્રચના કાયદા પ્રમાણે ગુજરાતને ૧૫૪ બેઠકોનું સભાગૃહ મળશે. આ રીતે ગોઠવણ કરવા, આખાય ગુજરાત રાજ્ય માટેના મત વિભાગની પુનર્રચનાની વિચારણા ચાલી રહી છે. ગુજરાત રાજ્ય વિધાનસભાની પહેલી બેઠક સપ્ટેમ્બર ૨૪મી તારીખે પૂરી થઈ. તેમાં ગુજરાતનું અંદાજપત્ર રજૂ કરવા ઉપરાંત, માત્ર પાંચ મહિના જેટલા ટૂંકા સમયમાં, રાજ્યતંત્ર થાળે પાડીને, જમીનની ટોચમર્યાદા અને ખેતી માટેની જમીનોને લગતા તથા ગણોતધારામાં સુધારો કરતા ખરડાઓ રજૂ કરવામાં આવ્યા. વિધાનસભામાં લોકશાહીનાં ઊંચાં તત્ત્વો અનુસાર, ગુજરાત રાજ્યની કામગીરી થઈ છે.

### હાઈકોર્ટ

ગુજરાત રાજ્યની વડી અદાલતની રચના પણ સારી રીતે થઈ ગઈ છે. અદાલતનું કામકાજ સાત વિભાગોમાં વહેંચવામાં આવ્યું છે. રેકોર્ડસ અને ન્યાયમૂર્તિઓ માટેની લાઈબ્રેરી પણ ગોઠવી દેવામાં આવી છે. તેમ જ બાર કાઉન્સિલની રચના પણ થઈ ગઈ છે.

### જિલ્લાતંત્ર

આપણે સમગ્ર રાજ્યને સ્પર્શતા વહીવટી માળખાના પ્રશ્નોનો વિચાર કર્યો. રાજ્યની પુનર્રચનામાં પણ, મુખ્યત્વે, વિશાળ મુંબઈ રાજ્યનું વિભાજન થતાં, સમગ્ર રાજ્યને સ્પર્શતા વહીવટી તંત્રનું વિભાજન કરવામાં આવ્યું હતું: વિભાગો કે જિલ્લા કક્ષાના વહીવટી તંત્રમાં મૂળગામી ફેરફારો કરવામાં ન આવ્યા હતા. રાજ્યધાનીમાં ન હોય પણ સમગ્ર રાજ્યને સ્પર્શતી હોય તેવી વહીવટી કચેરીઓને વિભાજન કરી, તેની સમકક્ષ કચેરીઓ ગુજરાતમાં ઊભી કરવામાં આવી છે, પરંતુ જેને સ્થાનિક મહત્ત્વની કચેરીઓ ગણવામાં આવી હોય તેવી કચેરીઓ અને તેવા વહીવટી એકમોમાં ફેરફાર કરવામાં આવ્યો નથી.

### સત્તાનું વિકેન્દ્રીકરણ

આમ છતાં આપણે જ્યારે એક લોકશાહી સિદ્ધાંત પર રચાયેલા અને સમાજવાદી સમાજના આદર્શવાળા રાજ્યતંત્રની વાત કરીએ ત્યારે આપણે સત્તાના સુયોગ્ય વિભાજન અને વહેંચણીનો પણ વિચાર કરવો જોઈએ. આજે આપણું રાજ્ય કલ્યાણ રાજ્ય છે. અને એટલા માટે, સમસ્ત પ્રજાના ક્ષેમ અને કલ્યાણની તેની જવાબદારી છે એટલા માટે, તેનું માળખું વિશાળ પાયા પર રચાયેલું છે. રાજ્યે જીવનના લગભગ પ્રત્યેક ક્ષેત્રમાં, પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે, પ્રવેશ મેળવ્યો છે. આપણું અત્યાર સુધી પછાત રહેલું અર્થતંત્ર ઝડપભેર વિકસી રહેલું છે અને આ વિકાસમાં આયોજન ભળેલું હોય ત્યારે તેની ગતિ સમતુલ હોય તેની કાળજી લેવામાં આવે છે. રાજતંત્ર ચલાવવાની અંતિમ જવાબદારી લોકશાહી ધોરણે સમસ્ત પ્રજા પર અવલંબતી હોઈ, તેની પ્રત્યેક કક્ષામાં લોકોનો સંપર્ક અને સહકાર આવશ્યક બને છે. આ માટે, કેન્દ્રીભૂત સત્તા કરતાં, સત્તાનું વધારેમાં વધારે વિકેન્દ્રીકરણ જરૂરી બને છે.

સત્તાના વિકેન્દ્રીકરણની પ્રક્રિયા અગાઉના વિશાળ મુંબઈ રાજ્યના વહીવટની શરૂઆતથી જ થઈ હતી. નવું મુંબઈ રાજ્ય ઘણું વિશાળ હતું, તેમાં ભળેલા પ્રદેશની વિકાસ કક્ષા વિવિધ હતી, તેના કાયદા-કાનૂનો અને તંત્ર વ્યવસ્થા પણ વિભિન્ન હતાં. આટલા જ કારણે નહિ પરંતુ વિકાસલક્ષી કામકાજમાં, કામનો નિકાલ ઝડપથી આવે અને લોકહિતનાં કાર્યો, લોકોના સહકાર અને મદદથી જ નહિ પણ લોકો દ્વારા જ ચલાવવામાં આવે, એ માટે, સત્તાના વિકેન્દ્રીકરણની શરૂઆત થઈ હતી.

પ્રથમ પગલા તરીકે રાજ્યના અનુકૂળ વિભાગો પાડી નાખવામાં આવ્યા હતા અને આ વિભાગોના વડા તરીકે, કમિશનરોની નિમણૂંક કરવામાં આવી હતી જે તે વિભાગના પ્રશ્નોનો નિવેડો વિભાગોમાં જ લાવવામાં આવતો હતો અને વિભાગીય કમિશનરોને આ માટે જરૂરી સત્તા પણ આપવામાં આવી હતી.

### શાંત ક્રાંતિ

મુંબઈના વિશાળ રાજ્યનું વિભાજન થયું ત્યારે પણ સત્તાના વિકેન્દ્રીકરણની પ્રક્રિયા ચાલુ રહી. વિભાગીય રચનાનો પ્રયોગ ચાલુ રહ્યો અને વિભાગનાં એકમો જેવા જિલ્લાઓમાં પણ આ પ્રક્રિયા ચાલુ રહી. ગ્રામકક્ષાએ સામૂહિક વિકાસ અને રાષ્ટ્રીય વિસ્તરણ સેવાનો, દુનિયાભરમાં અજોડ ગણી શકાય તેવો અખતરો પણ હાથ ધર્યો છે. ગ્રામ અને ગૃહોદ્યોગોને વિશાળ પાયા પર વિકસાવવા લાગ્યા છે. જમીન પરનાં અનાર્થિક કારણો અને આળસુ હિતો અને માધ્યમો દૂર કર્યાં છે. ખેડનારને જમીનનો માલિક બનાવ્યો છે. કૃષિઋણ દૂર

કરી ગ્રામપ્રજા માટે, સસ્તા ધિરાણની વ્યવસ્થા કરી, વ્યાજખોરી પર નિયંત્રણ મૂકયું છે. ટૂંકમાં ગ્રામવિકાસમાં અદૃશ્ય પણ દૂરગામી શાંત ક્રાંતિ ચાલી રહેલી છે. આની રાજતંત્ર પર અસર પડયા વિના ન રહે કારણ કે, આ ઉત્ક્રાંતિમૂલક પરિવર્તન રાજતંત્ર દ્વારા અને લોકોના સક્રિય સહકારથી કરાઈ રહેલાં છે. અગાઉના જિલ્લાઅધિકારીઓની સત્તામર્યાદામાં અને કાર્યક્ષેત્રમાં આટલાં બધાં કાર્યો અને જવાબદારીઓ કદાપિ પણ સમાવવામાં આવ્યાં ન હતાં. કાયદો અને વ્યવસ્થાની જાળવણી અને મહેસૂલ ઉઘરાવવાનું કામકાજ વિકાસના વિશાળ જુવાળની આગળ નાનકડું લાગે છે. નવા વિકસતા કામકાજ માટે જિલ્લા કક્ષાએ, સામૂહિક વિકાસ ઘટકની કક્ષાએ, અને છેક નાનકડા ગ્રામ એકમોની કક્ષાએ, નવાં નવાં તંત્રો ઊભાં કરવામાં આવ્યાં. તેમનાં કાર્યો, ફરજો અને જવાબદારીઓની વહેંચણી કરવામાં આવી એટલું જ નહિ પણ આ વિવિધતાને વહીવટી તંત્રમાં સાંકળવામાં આવી છે.

આ પ્રક્રિયા હજુ ચાલુ જ છે અને તેણે કેવું સ્વરૂપ ધારણ કર્યું છે તથા આ સ્વરૂપ છેવટનું છે કે કેમ એનું આપણે આ ક્ષણે સ્પષ્ટ ચિત્ર દોરી શકીએ તેમ નથી. આ તો હજુ શરૂઆત છે. આપણે આમાંથી મળતા અનુભવના પ્રકાશમાં ફેરફાર કરતા આગળ વધી રહ્યા છીએ. આમાં આપણે ભૂલો પણ કરીએ છીએ, અને નહિ કલ્પી હોય તેવી સફળતા પણ મેળવતા હોઈએ છીએ. આ બધુંય વિશાળ ભાગના ગ્રામસમાજને સાથે લઈને કરવામાં આવે છે.

### જનતાની પહેલ

લોકોના કલ્યાણનું આલેખન કરી શકાય, તેની યોજનાઓ ઘડી શકાય, તેનાં પ્લાન અને એસ્ટિમેટો તૈયાર કરાય પરંતુ તેના અમલની સફળતાનો આધાર તો કેટલે અંશે લોકો પોતે જ તેના કાર્યનો આરંભ-ઇનીશિયેટીવ કરી શકે તેમ છે તેના પર છે. વહીવટી તંત્ર ગમે તેટલું કાર્યક્ષમ હોય તેમ છતાં આપણે જે મહાન પ્રયોગ આદરી રહ્યા છીએ તેની સફળતા, હુકમો પ્રગટ કરી તેના અમલની વ્યવસ્થા કરવા માત્રથી આવશે જ નહિ. લોકવિકાસનો આપણે મહાન પ્રયોગ શરૂ કર્યો છે. તેમાં લોકોના સક્રિય સાથ ઉપરાંત, લોકો તરફથી કાર્યારંભની જરૂર રહે છે. આને માટે, આપણે વહીવટની સૌ કક્ષાએ, વિકેન્દ્રીકરણની શકયતા તપાસી તેની અજમાયશ કરી રહ્યા છીએ.

### એક પગલું

ગુજરાત રાજ્યને લાગેવળગે છે ત્યાં સુધી ૮૫ ટકા ઉપરાંતના ગ્રામવિસ્તારોને આપણે ગ્રામપંચાયતની વ્યવસ્થા હેઠળ આણ્યાં છે. આ પંચાયતોને ગ્રામસુખાકારી, સ્વાસ્થ્ય, પાણીની વ્યવસ્થા જેવા સ્થાનિક મહત્ત્વના પ્રશ્નો સુપરત કર્યા છે અને તે અંગેની જરૂરી સત્તા પણ આપવામાં આવી છે, અને તેમની સત્તા પ્રમાણે મહેસૂલના ૨૫ કે ૩૦ ટકા હિસ્સા સમેત આવકનાં અન્ય સાધનો પણ આપવામાં આવ્યાં છે. આ પ્રયોગને જિલ્લાના ઘટકોમાં વ્યાપક બનાવવા માટે, ગુજરાત રાજ્યે એક સમિતિની નિમણૂક કરી છે. તેનું નિવેદન તૈયાર થશે એટલે વિકેન્દ્રીકરણમાં આપણે એક ડગલું આગળ વધીશું એવી આશા છે.

### ઉદ્યોગ અને બેકારી નિવારણ

ગુજરાત રાજ્યના સંચાલનના પાયાની કેટલીક બાબતોમાં ગુજરાતના ઉદ્યોગીકરણની નીતિ એ એક મૂળભૂત નીતિ છે. દેશનાં અન્ય રાજ્યોની તુલનામાં ગુજરાતમાં વસતા લોકો વધારે વેપારઉદ્યોગ પ્રધાન છે. તેમ જ તેમાં શહેરી વિસ્તાર અને વસ્તીનું પ્રમાણ પણ વધારે છે. આપણી નાણાંની ખાધને પૂરવા તથા જનતાની બેકારી ટાળવા રાજ્યમાં ઝડપથી વ્યાપારઉદ્યોગ વધે તે જરૂરી છે. ગુજરાતના સાહસિક ઉદ્યોગપતિઓએ પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ ગુજરાતમાં અને ગુજરાતની બહાર અનેક ઉદ્યોગો વિકસાવી નામના મેળવી છે. હવે તેઓ ગુજરાતમાં વધુ પ્રમાણમાં નાનામોટા ઉદ્યોગો ખીલવવાની બાબતમાં રસ લઈ રહ્યા છે. પરંતુ ઉદ્યોગોની ખિલવણી કરવામાં ઘણી મુશ્કેલીઓ છે, ખાસ કરીને વિદ્યુતશક્તિની. પરંતુ તેને પહોંચી વળવાને, વધારે વીજળીશક્તિ ઉત્પન્ન કરવાને સારી રીતે પગલાં લઈ રહેવામાં આવ્યાં છે. હાલ તુરત નવા ઉદ્યોગોના બાંધકામ માટે જલદી વીજળીનો પુરવઠો આપી શકાય તેમ છે અને કારખાનું તૈયાર થતાં સુધીમાં તો જરૂરી વિદ્યુતશક્તિ મળી જ રહેશે. આ રીતે રાજ્યની આબાદી વધારવા તેમ જ નાના મોટા ઉદ્યોગો સ્થાપવાના ઝડપી પ્રયત્નો કરવા માટે રાજ્યવહીવટને પણ તે રીતે કામ લેવાનું છે. કલ્યાણકારી રાજ્યમાં બેકારી નિવારણ એ અગત્યની વસ્તુ છે, અને રાજ્યવહીવટે તે હમેશાં ધ્યાનમાં રાખવાની રહેશે.

રાજ્યશાસનની, ખાસ કરીને ગુજરાતના રાજ્યશાસનની, આ ભૂમિકા છે. નવીન રાજ્ય સ્થાપવાની અનેક મુશ્કેલીઓ હોય છે તેમ છતાં કેટલાક મૂળભૂત સિદ્ધાંતોને ધ્યાનમાં રાખી, નવા રાજ્યતંત્રમાં તેને યોગ્ય પ્રાધાન્ય આપવામાં આવેલું છે. જૂના માળખામાં ક્રાંતિકારક ફેરફારો કરવાની શકયતા ઘણી ઓછી હોય છે તેમ છતાં તે માળખાને આજના કલ્યાણકારી યુગોની જરૂરિયાતોને અનુરૂપ બનાવવા બધી કોશિશ કરવામાં આવી છે. લોકશાહીને પરિણામે, રાજ્યતંત્રને જનતાના હૃદયના ધબકાર ઝીલવા પડે છે અને તેથી કામમાં વધારો અને કેટલીક ગૂંચવણ પણ ઊભી થાય છે. આ બધાનો નિકાલ કરવામાં ધીરજ અને પરસ્પરનો સદ્ભાવ અત્યંત જરૂરી છે. જનતાને સુખી થવું છે અને રાજ્યતંત્રમાં બેઠેલાની નેમ તેમને સુખી કરવાની છે એટલે ધ્યેયમાં કોઈ જાતનો ફરક નથી. જનતા રાજ્ય વહીવટની ગૂંચો સમજવા પ્રયત્ન કરે તે ઇચ્છનીય છે. કાયદાની કઠિનતા ઘણી વાર જડ અને આકરી લાગે છે, પરંતુ સર્વને એક સરખો ન્યાય આપવાનો હોય તો કાયદો અને ધારાધોરણો જરૂરી છે. અલબત્ત કાયદો પણ આખરે તો જનતાના કલ્યાણને માટે જ ઘડાયેલો છે અને તેથી જ આપણે તેમાં જરૂર પડયે ફેરફાર કરી શકીએ. પરંતુ જનતાએ પણ કાયદા અને ધારાધોરણ પ્રત્યે માનની દૃષ્ટિએ જોવું જોઈએ. નવીન લોકશાહીમાં નવીન ઉત્સાહ હોય જ. લોકશાહીના એ ધસમસતા પૂરને પહોંચી વળવા અને તેને યોગ્ય દિશામાં સક્રિય સ્વરૂપ આપવા રાજ્યવહીવટ જોરથી કામ કરતો હોય એટલે થોડી વાર લાગે તોપણ આપણે યોગ્ય દિશામાં જઈ રહ્યા છીએ એ બાબતમાં શંકાને સ્થાન હોઈ શકે નહિ. કાર્યક્ષમતા, પ્રામાણિકપણું અને જનતાના સુખની નેમ સાથે પરસ્પર સદ્ભાવ કેળવી, લોકશાહી રાજ્યશાસનને આપણે આગળ વધારીએ.

# વિધાનસભા

શ્રી હરકાન્ત શુક્લ
(સચિવ, વિધાનસભા, ગુજરાત રાજ્ય)

આપણે ત્યાં પાર્લમેન્ટરી લોકશાહીનાં બીજ ૧૯૦૯ના મોર્લીમિન્ટો સુધારાઓ તથા ૧૯૧૮ના મોન્ટફર્ડ સુધારાઓથી થયેલ કાઉન્સિલ તંત્રમાં જોવામાં આવે છે. હિંદના બધા રાજકીય પક્ષો તરફથી સંપૂર્ણ લોકશાહી તંત્રની માગણી થતાં છેવટે ૧૯૩૫માં બ્રિટન તરફથી હિંદને સમવાયી બંધારણ મળ્યું. પરંતુ આ બંધારણની કેન્દ્રીય જોગવાઈ અમલમાં ન આવી. કારણ કે મધ્યસ્થ ધારાસભા પ્રજાના ચૂંટાયેલા અને રાજ્યોના નિમાયેલા પ્રતિનિધિઓવાળી હોવાથી તે સામે પ્રજાનો જબ્બર વિરોધ થયો. છતાં પ્રાંતિક ધારાસભા અને પ્રાંતિક તંત્ર રાજકીય પક્ષોને સ્વીકાર્ય બન્યું અને ૧૯૩૭થી હિંદના બધા પ્રાન્તોમાં રીતસરની ધારાસભાઓ શરૂ થઈ. આ પછી તો ૧૯૪૭માં હિંદના ભાગલા થયા અને હિંદમાં સંપૂર્ણ અને સ્વાયત્ત લોકશાહી તંત્રની શરૂઆત થઈ. ૧૯૫૦માં હિંદનું નવું રાજ્યબંધારણ અમલમાં આવ્યું. આ બંધારણ મુજબ આપણો દેશ પ્રજાસત્તાક થયો અને જુદાં જુદાં 'અ', 'બ' અને 'ક' વર્ગનાં રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. ૧૯૫૬માં આ બધાં રાજ્યોનું ફરીથી ભાષાકીય ધોરણે વર્ગીકરણ કરવામાં આવ્યું અને મોટા ભાગનાં રાજ્યો 'અ' વર્ગનાં કરવામાં આવ્યાં. ૧૯૫૬માં મુંબઈના દ્વિભાષી રાજ્યની રચના થતાં તેમાં મહારાષ્ટ્ર, વિદર્ભ, ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છનો સમાવેશ થયો. મુંબઈની વિધાનસભા ૩૯૭ સભ્યોની અને કાઉન્સિલ ૧૦૮ સભ્યોની બની. મરાઠી અને ગુજરાતી ભાષા બોલતી પ્રજા તરફથી પોતાનાં એકભાષી રાજ્યો રચવાની જોરદાર માગણી થતાં છેવટે ૧૯૬૦ના એપ્રિલમાં લોકસભાએ રાજ્ય પુનર્રચનાનો કાયદો પસાર કર્યો અને ગુજરાત અને મહારાષ્ટ્ર એવાં બે અલગ રાજ્યો ૧લી મે, ૧૯૬૦થી અમલમાં આવ્યાં.

### ગુજરાત રાજ્યનાં અંગ-ઉપાંગો

૧૯૪૭ પહેલાંના બ્રિટિશકાળમાં કચ્છ એ અલગ રાજ્ય હતું. જ્યારે સૌરાષ્ટ્રમાં અનેક નાનાંમોટાં સલામી અને બિનસલામી રાજ્યો હતાં અને રાજકીય દૃષ્ટિએ સૌરાષ્ટ્ર ગુજરાતથી અલગ હતું. ૧૯૪૭ પછી સૌરાષ્ટ્ર અને કચ્છ તો અલગ રાજ્યો હતાં જ; અને સૌરાષ્ટ્ર 'બ' વર્ગનું રાજ્ય હોવાથી, તેને પોતાનું અલગ રાજ્ય અને પોતાની વિધાનસભા પણ હતી; જ્યારે કચ્છ 'ક' વર્ગનું રાજ્ય હોવાથી તેનો વહીવટ કેન્દ્ર સરકાર ચલાવતી. ગુજરાત ભૂતકાળમાં મરાઠી હકૂમત નીચે હોવાથી, જ્યારે બ્રિટિશ કાળમાં પ્રાંતોની રચના થઈ ત્યારે ગુજરાત મુંબઈ નીચે ગયું અને તેનો વહીવટ સીધો મુંબઈ સરકાર હસ્તક ગયો. આમ ૧૯૬૦ના મે માસની ૧લી તારીખે ગુજરાતી ભાષા બોલતા ગુજરાતનાં અંગો અને ઉપાંગો એકત્રિત થયાં અને વર્ષો પહેલાં કવિઓએ સેવેલાં સ્વપ્નાં સિદ્ધ થયાં. જૂના દ્વિભાષી મુંબઈ રાજ્યની વિધાનસભામાં કુલ ૩૯૭ સભ્યો હતા, જેમાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના ૧૩૨ સભ્યો હતા, જેઓ ૧૯૬૦ના રાજ્ય પુનર્રચનાના કાયદા હેઠળ ગુજરાતની વિધાનસભાના સભ્યો બન્યા. આમ ગુજરાત માટે પોતાની પ્રથમ વિધાનસભાની જોગવાઈ ૧૯૬૦ના મે માસની ૧લી તારીખે અમલમાં આવી.

### કામચલાઉ રાજધાની

ગુજરાતની નવી રાજધાની કઈ જગ્યાએ કરવી તે બાબતની વિચારણા થયા બાદ નવી રાજધાની જેનું નામ ગાંધીનગર રાખવામાં આવ્યું છે. એ બાંધવા માટેનું સ્થળ અમદાવાદની ઉત્તરે લગભગ ૧૫–૧૭ માઈલ જેટલે દૂર પસંદ કરવામાં આવેલ છે. નવી રાજધાની બંધાય ત્યાં સુધી રાજ્યની કામચલાઉ રાજધાની અમદાવાદમાં રાખવાનું નક્કી કરવામાં આવતાં, મુંબઈથી ગયા એપ્રિલના છેલ્લાં બે અઠવાડિયાંમાં ગુજરાત રાજ્યને ફાળે આવેલ કર્મચારીઓ, મુંબઈ રાજ્યમાંથી મળેલાં દફતરો અને સામાનની અલગ અલગ સ્પેશિયલ ટ્રેઈનો ભરાઈ ભરાઈને અમદાવાદમાં આવવા લાગી. ગુજરાત રાજ્યને મળેલા ૩૫૦૦ જેટલા કર્મચારીઓ, તેમનાં કુટુંબો અને લાખોની સંખ્યામાં આવતી ફાઈલો અને ઢગલાબંધ સરસામાનને વ્યવસ્થિત રીતે થાળે પાડવાનું કામ ખરેખર મુશ્કેલ હતું. ઘણા થોડા વખતમાં આવું ભગીરથ કાર્ય પૂરું કરનારા અધિકારીઓ ખરેખર આપણા અભિનંદનના અધિકારી બને છે. મંત્રીઓ, ઉપમંત્રીઓ ઉપરાંત નાના મોટા બધા કર્મચારીઓ, જેઓ મુંબઈના જીવનધોરણથી ટેવાયેલા હતા તેમને માટે અમદાવાદમાં ઓફિસો તથા રહેવાના મકાનોની સગવડ કરવી એ નવા રાજ્ય માટે ખરેખર મુશ્કેલ કાર્ય હતું. સરકારી સચિવાલય તો એલિસબ્રિજ વિભાગના પશ્ચિમ ભાગમાં આવેલ પોલિટેકનિકના મકાનમાં જૂન માસના અંત સુધીમાં રીતસર ગોઠવાઈ ગયું. પરંતુ સચિવાલયની ઓફિસો શરૂ કરવી એ જુદી વાત છે; અને વિધાનસભાની વ્યવસ્થા કરવી એ અલગ વાત છે. અમદાવાદમાં વિધાનસભાની રચના કરવા માટે સદ્‌ભાગ્યે અસારવા વિસ્તારમાં આવેલ નવી સિવિલ હૉસ્પિટલનું વિશાળ મકાન મળી ગયું. એશિયાભરમાં વિસ્તારમાં સહુથી વિશાળ ગણાતી આ હૉસ્પિટલના ઓ. પી. ડી.ના નામે જાણીતા થયેલા વિભાગમાં વિધાનસભા, તેનું સચિવાલય ઉપરાંત બીજી કેટલીક ઓફિસોનો પણ સમાવેશ થઈ શકેલ છે. સદ્‌ભાગ્યે આ મકાનના

પહેલા માળે એક જૂનું સભાગૃહ હતું, જેનો ઉપયોગ ગુજરાતની નવી વિધાનસભાની રચના માટે કરવામાં આવેલ છે.

### શૂન્યમાંથી સર્જન

અમદાવાદમાં નવી વિધાનસભા રચવી એટલે શૂન્યમાંથી સર્જન કરવા બરાબર હતું. તૈયાર સ્ટાફનો મોટો ભાગ મુંબઈ રહી ગયો. એટલે મુંબઈથી અહીં આવેલા જૂજ માણસો ઉપર નવી વિધાનસભા રચવાનું અને તેની પહેલી બજેટ બેઠક માટે પૂર્વ-તૈયારી કરવાનું વિકટ કાર્ય આવી પડ્યું. ગુજરાતની વિધાનસભાને ફાળે આવેલ ૧૩૨ બેઠકોની સંખ્યા આવતી સામાન્ય ચૂંટણી પછી ૧૫૪ની થશે; તેથી અત્યારથી જ આ સભાગૃહમાં ૧૫૪ બેઠકોની વ્યવસ્થા કરવામાં આવી છે. સભાગૃહમાં જ્યાં જૂનું સ્ટેજ હતું ત્યાં વચ્ચોવચ્ચ અધ્યક્ષસ્થાન એટલે 'સ્પીકર્સ રોસ્ટ્રમ' (Speakers Rostrum) ગોઠવવામાં આવેલ છે અને તે સ્ટેજ બહાર નીચેના ભાગમાં વચમાં સચિવની અને તેનાથી થોડે દૂર ઉપાધ્યક્ષની બેઠકો ગોઠવવામાં આવેલ છે. આ સિવાય સભ્યો માટેની બેઠકો એવી રીતે ગોઠવાયેલ છે કે જેથી કરીને અધ્યક્ષના જમણા હાથ ઉપર મંત્રીમંડળના સભ્યો અને તેની સામે વિરોધ પક્ષના સભ્યો બેસી શકે. જ્યારે બીજા સભ્યોની બેઠક અધ્યક્ષ બેસે છે તે જગ્યાની બરાબર સામે આવેલ છે. સભ્યો માટે બેસવાના સોફા તથા સામે લખવા માટેનાં મેજ આધુનિક સગવડ આપે છે. મંત્રીમંડળમાં પાંચ મંત્રીઓ, આઠ ઉપમંત્રીઓ, જેમાં બે મહિલાઓ તથા સંસદીય સચિવ, કોંગ્રેસ પક્ષના મુખ્ય દંડક તથા પક્ષના સચિવને બેસવાની સગવડ છે. અધ્યક્ષની ડાબી બાજુએ વિરોધપક્ષના સભ્યો બેસે છે. તેઓની સંખ્યા પંદરની છે. તે ઉપરાંત બે સામ્યવાદી સભ્યો અને ત્રણ સ્વતંત્ર સભ્યો મળીને વિરોધી સભ્યોની કુલ સંખ્યા વીસની થાય છે. સભાગૃહમાં થતાં ભાષણો બધાને સારી રીતે સંભળાય તે રીતે માઈક અને લાઉડ સ્પીકરની પણ વ્યવસ્થા રાખવામાં આવેલ છે.

### અધ્યક્ષની ખુરશી

અધ્યક્ષ હાલ જે ખુરશી ઉપર બેસે છે, તેની પાછળ થોડોક ઇતિહાસ પડ્યો છે. અગાઉના સૌરાષ્ટ્રમાં આવેલ ધ્રાંગધ્રા રાજ્યે તેની વિધાનસભાના અધ્યક્ષ માટે આ ખુરશી તૈયાર કરાવી હતી. પરંતુ તે વિધાનસભા થાય તે પહેલાં સૌરાષ્ટ્ર રાજ્ય અમલમાં આવ્યું. આથી ધ્રાંગધ્રાના મહારાજા સાહેબે આ ખુરશી સૌરાષ્ટ્રની વિધાનસભાના અધ્યક્ષ માટે આપવા ઇચ્છા દર્શાવી અને તે રીતે આ ખુરશી તેમના તરફથી સૌરાષ્ટ્ર વિધાનસભાને ૧૯૫૦માં ભેટ રૂપે મળી. ૧૯૫૬માં સૌરાષ્ટ્ર રાજ્યનું મુંબઈ રાજ્યમાં વિલીનીકરણ થતાં, આ ખુરશી પાછી ખાલી પડી અને સાડા ત્રણ વર્ષ બાદ આ ખુરશી ગુજરાત વિધાનસભાના અધ્યક્ષસ્થાન માટે પાછી ઉપયોગમાં આવી ગઈ.

### ગેલેરીઓ

સભાગૃહના ઉપરના માળમાં એટલે બીજે માળે બધી ગેલેરીઓ ગોઠવવામાં આવી છે. અધ્યક્ષના જમણા હાથે પહેલી ગેલેરી ખાસ પત્રકારો માટે છે. પ્રજાના બધા માણસો વિધાનસભાની કાર્યવાહી સાંભળી શકતા કે નિહાળી શકતા નથી, એટલે પ્રજાના મોટા ભાગના માણસોને વિધાનસભાની કાર્યવાહી જાણવા માટે વર્તમાનપત્રો ઉપર આધાર રાખવો પડે છે. આથી વર્તમાનપત્રો વિધાનસભાની કાર્યવાહીની નિષ્પક્ષ રીતે નોંધ લે એવો શિરસ્તો હોય છે. વર્તમાનપત્ર ગેલેરીમાં લગભગ ત્રીસેક જેટલાં ગુજરાતી, અંગ્રેજી, વર્તમાનપત્રોને સ્થાન આપવામાં આવ્યું છે, જેમાં ઑલ ઇન્ડિયા રેડિયો ઉપરાંત પી. ટી. આઈ., ટાઇમ્સ ઑફ ઇન્ડિયા, ઇંડિયન એક્સપ્રેસ, ફ્રી પ્રેસ જર્નલ ઉપરાંત ઘણાંખરાં ગુજરાતી અખબારોનો સમાવેશ થાય છે.

પત્રકાર ગેલેરી ઉપરાંત તેની પાસે જ પત્રકારોને માટે બેસવાનો એક ખાસ ખંડ રાખવામાં આવેલ છે, જ્યાં ટેલિફોન ઉપરાંત તેમની ચીજવસ્તુ રાખવા લૉકરની પણ વ્યવસ્થા થઈ છે. વર્તમાનપત્રોને વિધાનસભાની કાર્યવાહી રજૂ કરવામાં અમુક પાર્લામેન્ટરી પ્રણાલિકા જાળવવી પડે છે. દાખલા તરીકે વિધાનસભામાં સભ્યોને તેઓના પ્રશ્નોના ઉત્તર મંત્રીશ્રી ન આપે ત્યાં સુધી તેનો ઉલ્લેખ વર્તમાનપત્રમાં કરી શકાય નહિ. સભામોકૂફીની કે સંકલ્પની સૂચના અધ્યક્ષ મંજૂર ન કરે ત્યાં સુધી તેને પ્રસિદ્ધિ આપી શકાય નહિ. ઉપરાંત સભામાં બોલાયેલા પરંતુ અધ્યક્ષે નામંજૂર કર્યા હોય તેવા શબ્દો કે વાક્યોને પ્રસિદ્ધિ આપી શકાતી નથી. ઉપરાંત વિધાનસભાનો દરજ્જો અને મોભો હલકો પડે તેવા કટાક્ષો, ટીકા કે વિધાનો થઈ શકતાં નથી. આ રીતે પત્રકારો ઉપર પણ અમુક પાર્લામેન્ટરી પ્રણાલિકાઓ જાળવવાની જવાબદારી રહે છે

પત્રકાર ગેલેરી ઉપરાંત આ સભાગૃહની ખાસ વિશિષ્ટતા એ છે કે મહિલાઓ માટે અલગ ગેલેરી રાખવામાં આવી છે. ઉપરાંત પ્રેક્ષક ગેલેરી વિશાળ બનાવવામાં આવી છે, જેમાં લગભગ દોઢસો પ્રેક્ષકો આરામથી બેસી શકે તેવી ખુરશીઓ મૂકવામાં આવી છે.

વર્તમાનપત્રોની ગેલેરીની સામી બાજુ રાજ્યપાલશ્રીની ગેલેરી છે, જેમાં રાજ્યપાલશ્રીનાં મહેમાનો તથા ઉચ્ચ કક્ષાના રાજ્યના મહેમાનો બેસી શકે છે. રાજ્યપાલશ્રીની ગેલેરી બાજુમાં જ અધ્યક્ષની ગેલેરી આવેલી છે.

### લોકશાહીના રંગમંચ પાછળ

વિધાનસભા એ તો લોકશાહીનો રંગમંચ છે; પણ તે રંગમંચ પાછળના બૅક સ્ટેજ વર્કર્સ, એટલે તેના કર્મચારીઓ કેમ કામ કરે છે, તે વિશે થોડુંક કહેવામાં આવે તો અસ્થાને નહિ ગણાય. વિધાનસભાને બંધારણ મુજબ પોતાનું અલગ સચિવાલય હોય છે. વિધાનસભાની બેઠકો ચાલતી હોય છે તે દરમિયાન આ સચિવાલય આખા રાજ્યની રાજકીય અને કારોબારી પ્રવૃત્તિનું કેન્દ્ર બની જાય છે. સરકારી કામ-કાજમાં પ્રશ્નો, જવાબો, સંકલ્પો, સૂચનાઓ, વિધેયકો, અંદાજપત્ર અને તેને લગતા પ્રશ્નો અને બીજા અહેવાલો તથા સૂચનાઓ અને વિધાનસભા ચલાવવાના સરકારી કામકાજનો સતત પ્રવાહ ચાલુ રહે છે. બીજી બાજુથી સભ્યો તરફથી જુદી જુદી જાતની સૂચનાઓ એટલે કે નોટિસો મોટી સંખ્યામાં આવતી હોય છે. આ નોટિસોનો

નિકાલ તાત્કાલિક કરવાનો હોય છે; અને મોટે ભાગે તે જ દિવસે તે સૂચના દાખલ કરવી કે નહિ તેનો નિર્ણય અધ્યક્ષે કરવાનો રહે છે. આ સૂચનાઓ વિવિધ પ્રકારની હોય છે, જેવી કે પ્રશ્નો, સંકલ્પો, વિધેયકો, કાપદરખાસ્તો તથા સભા મોકૂફીની સૂચના વગેરે. ઉપરાંત અગત્યની બાબતો ઉપર સરકારનું ધ્યાન ખેંચવાની સૂચના, પ્રશ્નના જવાબ ઉપર અર્ધા કલાકની ચર્ચા વિશે સૂચના વગેરે હોય છે. આ સૂચનાઓ ગુજરાત વિધાનસભાના નિયમો પ્રમાણે અધ્યક્ષે દાખલ કે નામંજૂર કરવાની હોય છે. આને માટે વિધાનસભા સચિવાલયમાં હાલ દશ શાખાઓ રાખવામાં આવી છે, જેમાં વિધેયકો, પ્રશ્નો, સંકલ્પો, અન્ય સૂચનાઓ તથા બજેટ, સચિવાલયના કર્મચારીઓના પગાર, સભ્યોના પગાર અને ભથ્થાંઓ, સમિતિઓ, સામાન્ય શાખા, પ્રતિવેદન એટલે કે સભાની કાર્યવાહીનું રીપોર્ટિંગ, ભાષાન્તર, ગ્રંથાલય વગેરે શાખાઓનો સમાવેશ થાય છે.

વિધાનસભામાં સરકાર તરફથી તથા સભ્યો તરફથી બિલ, એટલે કે વિધેયકો મોકલવામાં આવે છે તેને વિધાનસભાના નિયમો તથા ભારતના બંધારણ અનુસાર દાખલ કરી શકાય કે નહિ તે દૃષ્ટિએ નક્કી કરવાનું રહે છે. કોઈ પણ વિધેયક નાણા વિષયક વિધેયક એટલે કે 'મની બિલ' (Money Bill) છે કે નહિ, તેનો નિર્ણય અધ્યક્ષે લેવાનો રહે છે. વિધાનસભા સચિવાલય તરફથી દરરોજનો કાર્યક્રમ એટલે કે 'ઓર્ડર પેપર' (Order Paper) તૈયાર કરવામાં આવે છે. તેમ જ દરરોજની કાર્યવાહી થઈ જાય તેના ઉપર બુલેટીન એટલે કે ટૂંકી નોંધ આ શાખા પ્રગટ કરે છે. સભાની દરરોજની કાર્યવાહી પ્રશ્નોથી શરૂ થાય છે. ટૂંકી મુદતના પ્રશ્નો સરકારને તાત્કાલિક મોકલવાના હોય છે અને તેના ઉત્તરો તાત્કાલિક મળે તે જોવાનું હોય છે. ઉપરાંત સંકલ્પો કે ઠરાવો દાખલ કરવાનું કાર્ય પણ આ પ્રશ્ન શાખા કરે છે. ત્રીજી શાખા સભામોકૂફી, પ્રશ્નો ઉપર અર્ધા કલાકની ચર્ચા, જાહેર અગત્યની બાબત ઉપર સરકારનું ધ્યાન કેન્દ્રિત કરવાની ચર્ચા તથા બજેટ ઉપર કાપદરખાસ્તોની સૂચના અંગે કાર્ય કરે છે. ચોથી અને પાંચમી શાખા અનુક્રમે સચિવાલયના કર્મચારીઓના પગાર તથા સભ્યોના પગાર અને ભથ્થાંઓ અંગે કામ કરે છે. છઠ્ઠી શાખા સમિતિઓ અંગે છે, જેમાં મુખ્યત્વે જાહેર હિસાબ સમિતિ, અંદાજ સમિતિ છે. તે ઉપરાંત બીજી સમિતિઓ જેવી કે વિશેષાધિકાર સમિતિ, અરજી સમિતિ, સભ્યોની ગેરહાજરી અંગેની સમિતિ, સભાના નિયમો અંગેની સમિતિ વગેરે છે. આ સમિતિ શાખા બધી સમિતિઓની બેઠકો નક્કી કરે છે, તેના અહેવાલ ઘડે છે અને તેને લગતું બધું કાર્ય કરે છે. સામાન્ય શાખા આખા સચિવાલય માટે ફર્નિચર, સ્ટેશનરી, વિવિધ ગેલેરીઓ માટે પાસ આપવાની વ્યવસ્થા વગેરે કાર્ય કરે છે. પ્રતિવેદન શાખા એટલે કે રિપોર્ટિંગ બ્રાન્ચના રિપોર્ટરો વિધાનસભામાં બેસીને કાર્યવાહીની અક્ષરશઃ નોંધ લેતા હોય છે, જે એકઠી કરી તારીખ વાર અહેવાલો પ્રસિદ્ધ કરવામાં આવે છે. ભાષાન્તર શાખા અંગ્રેજી અહેવાલો તથા જે જે સાહિત્ય સભાગૃહના મેજ ઉપર મૂકવામાં આવે છે તેનું ભાષાન્તર કરે છે.

**પુસ્તકાલય**

વિધાનસભાના સભ્યોના ઉપયોગ માટે પુસ્તકાલય એ મહત્ત્વનું અંગ ગણાય છે. સામાન્ય માન્યતા પ્રમાણે તેમાં ફક્ત કાયદાનાં પુસ્તકો જ નહિ, પરંતુ દેશના સર્વાંગી વિકાસને લગતાં અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજકારણ, ભૌતિકશાસ્ત્ર વગેરે વિષયોનાં પુસ્તકોનો પણ સમાવેશ થાય છે. ગુજરાત વિધાનસભાના પુસ્તકાલયને જૂના મુંબઈ રાજ્યની વિધાનસભાના પુસ્તકાલયમાં જે ગુજરાતી પુસ્તકો હતાં તે તથા જે અંગ્રેજી પુસ્તકોની બેવડી નકલો હોય તેમાંથી એક નકલ તથા સૌરાષ્ટ્ર વિધાનસભાના પુસ્તકાલયનાં પુસ્તકો જે મુંબઈ લઈ જવામાં આવ્યાં હતાં તે બધાં મળ્યાં છે. પુસ્તકો તથા સામયિકો પસંદ કરવામાં તે માટે સભ્યોની બનેલી એક પુસ્તકાલય સમિતિ હોય છે, જે પુસ્તકાલયના સંચાલન અને વિકાસ ઉપર દેખરેખ રાખે છે.

**કેન્ટીન**

ભોંયતળિયે આવેલ પુસ્તકાલય પાસે જ સભ્યો માટે કેન્ટિન આવેલું છે. ચા-નાસ્તા ઉપરાંત સભ્યોને એકબીજાને મળવા, છૂટથી વિચારોની આપલે કરવા કેન્ટિન મહત્ત્વનો ભાગ ભજવે છે.

**મંત્રીઓનું સચિવાલય**

વિધાનસભા સચિવાલયમાં મંત્રીઓને બેસવા માટે પણ અલગ સગવડ રાખવામાં આવી છે. પ્રત્યેક મંત્રી, ઉપમંત્રી તથા સંસદીય સચિવને દરેકને એક ખંડ આપવામાં આવેલ છે, જ્યાં તેઓ વિધાનસભાનું કામકાજ ચાલતું ન હોય ત્યારે તથા બીજાં અગત્યનાં કામ હોય ત્યારે ત્યાં બેસીને વિધાનસભા તથા રાજ્યકારભારને લગતું કામ કરે છે. દરરોજ વિધાનસભા સચિવાલય અને પોલિટેકનિક કે જ્યાં રાજ્યનું સચિવાલય છે, તે બન્ને વચ્ચે મોટી સંખ્યામાં ફાઈલો આવતી જતી હોય છે. ઉપરાંત રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓના સચિવો મહત્ત્વની ફાઈલો ચર્ચા માટે મંત્રીઓ પાસે લાવતા હોય છે. ઉપરાંત પ્રજાજનો પણ મંત્રીઓને મળવા મોટી સંખ્યામાં આવતા હોય છે અને તેઓ માટે તેમના અંગત મદદનીશ મુલાકાતો ગોઠવતા હોય છે. આમ વિધાનસભા સચિવાલયમાં વિધાનસભાની બેઠક દરમિયાન બીજું સરકારી સચિવાલય ઊભું થાય છે.

**પક્ષ કચેરીઓ**

ગુજરાત વિધાનસભામાં મુખ્ય પક્ષ કોંગ્રેસ છે. એ પક્ષ ૧૩૨ સભ્યોની વિધાનસભામાં ૧૧૩ બેઠકો ધરાવે છે. આ પક્ષને ભોંયતળિયા ઉપર બે ખંડ આપવામાં આવ્યા છે. ઉપરાંત તેઓને પક્ષની સભા ભરવા માટે બીજા માળ ઉપર વિધાનસભા સચિવાલયની બાજુમાં એક વિશાળ ખંડ આપવામાં આવ્યો છે, જેથી પક્ષની સભા દરમિયાન પક્ષના બધા સભ્યો તેમાં બેસી શકે છે. ભોંયતળિયાના બીજા ખંડમાં કોંગ્રેસ પક્ષના દંડક બેસે છે. દંડકનું મુખ્ય કાર્ય પક્ષના સભ્યો વિધાનસભામાં કેટલો સમય કોઈ પણ વિષય ઉપર બોલી શકે તેનું નિયંત્રણ કરવાનું છે. સભાગૃહના પ્રસ્તાવોની તરફેણમાં કે વિરુદ્ધમાં કોણે કેટલું બોલવું તે નક્કી કરવાનું કાર્ય પણ તેઓ જ કરે છે.

### વિરોધ પક્ષ

વિરોધ પક્ષને પણ આ સચિવાલયની બાજુમાં બીજે માળે એક ખાસ ખંડ આપવામાં આવ્યો છે, જેમાં પક્ષની કચેરી તથા પક્ષની સભા ભરવાની સગવડ આપવામાં આવી છે. વિરોધ પક્ષમાં એકંદર ૧૮ સભ્યો છે. ગુજરાત વિધાનસભા વિરોધ પક્ષને સત્તાવાર વિરોધ પક્ષ તરીકે માન્યતા આપવામાં આવેલ છે તેમાં કુલ ૧૪ સભ્યો છે. આ ઉપરાંત બે સ્વતંત્ર સભ્યો છે અને બે સામ્યવાદી સભ્યો છે. વિરોધપક્ષનું સ્થાન પાર્લમેન્ટરી લોકશાહીમાં અનોખું હોય છે. તે પક્ષ રાજકર્તા પક્ષના દરેક કાર્યની તથા નીતિની બારીક નજરથી ચકાસણી કરતો હોય છે. વિરોધ પક્ષ રાજકીય દૃષ્ટિએ વિધાનસભામાં એક અત્યંત મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

### શાંતિ અને વ્યવસ્થા

વિધાનસભામાં દાખલ થવાનાં જુદાં જુદાં દ્વારોએ તથા જુદી જુદી ગેલેરીઓમાં દાખલ થવા માટે પ્રેક્ષકોનો ઠીક ઠીક ધસારો રહે છે, તેનું નિયંત્રણ કરવા માટે તથા બાહ્ય વ્યવસ્થા અને શાંતિ જાળવવા માટે પોલીસ દળની સેવાઓની જરૂર રહે છે. આ દળમાં કોન્સ્ટેબલ, સબ-ઇન્સ્પેક્ટર, ઇન્સ્પેક્ટર તથા ડેપ્યુટી સુપરિન્ટેન્ડેન્ટ વગેરે ખડે પગે બાહ્ય વ્યવસ્થા અને શાંતિ જાળવવાનું કાર્ય કરે છે. આ પોલીસ અને પોલીસ અધિકારીઓ વિધાનસભામાં જે સમય દરમિયાન કામ કરે છે, તે દરમિયાન તેઓ અધ્યક્ષની સીધી સત્તા અને દેખરેખ હેઠળ રહે છે.

### બીજી સગવડ

હવે સભ્યો માટે વિધાનસભા સચિવાલયમાં બીજી સગવડો શી આપી છે તે જોઈએ. પોસ્ટ અને ટેલિગ્રાફ ઑફિસ ખાસ ખોલવામાં આવી છે, જેમાં પત્રકારોના તાર ટેલિપ્રિન્ટરની ખાસ સગવડ દ્વારા મોકલવામાં આવે છે. ઉપરાંત પોસ્ટલ સેવિંગ્ઝ બેંકની પણ સગવડ છે. સભ્યો બહારગામથી આવે તથા પાછા જાય તેનાં રેલવે ભાડાં તથા વિધાનસભામાં હાજરી આપે તે દરમિયાન દૈનિક ભથ્થાં મળે તેના ચેક વિધાનસભા સચિવાલય તરફથી તાત્કાલિક આપવામાં આવે છે અને તે ચેકો વટાવવા માટે સ્ટેટ બેંક ઑફ ઇન્ડિયાની એક ખાસ શાખા વિધાનસભાની બેઠકો ચાલે તે દરમિયાન ઉઘાડવામાં આવી છે, જેથી સભ્યો ભાડાં-ભથ્થાંના ચેકો ત્યાં જ વટાવી શકે. આ જાતની ખાસ સગવડ આપવાથી સભ્યોનો કીમતી સમય બચે છે.

### સદસ્ય નિવાસ

વિધાનસભા માટે આટલા ટૂંકા સમયમાં અદ્યતન વ્યવસ્થા કર્યા બાદ, આ સભાના સભ્યો માટે સભાની બેઠકો ચાલે તે દરમિયાન રહેવાની સગવડનો પ્રશ્ન ઉકેલવાનો હતો. નવી સિવિલ હૉસ્પિટલની બાજુમાં અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશને બાંધેલાં મકાનો જેમાં ફક્ત એક નાનો ખંડ તથા રસોડાની સગવડ છે, તેવાં ૭૨ ખંડોવાળાં ક્વાર્ટર્સ સદસ્ય નિવાસ માટે ઉપયોગમાં લીધાં છે. આવી દરેક રૂમમાં જરૂરી ફર્નિચર વસાવ્યું છે, જેમાં એક ટેબલ, ખુરશી, પલંગ, પંખો વગેરેનો સમાવેશ થાય છે. ચોવીસ ઓરડાનો બનેલ એક એવા ત્રણ બ્લૉકોનું નામ 'ગુજરાત વિધાનસભા સદસ્ય નિવાસ' રાખવામાં આવ્યું છે. દરેક બ્લૉકમાં ટેલિફોનની વ્યવસ્થા રાખી છે. ઉપરાંત સભ્યોને જમવા માટે આ નિવાસમાં જ કેન્ટિનની ખાસ વ્યવસ્થા પણ કરવામાં આવી છે.

### સચિવ

વિધાનસભાની બધી શાખાઓના અને વિધાનસભા સચિવાલયના વડા તરીકે વિધાનસભાના સચિવની ઘણી જવાબદારી રહે છે. વિધાનસભા સચિવાલય ચલાવવાની તથા બધી વ્યવસ્થાની જવાબદારી ઉપરાંત વિધાનસભાના સંચાલનમાં અધ્યક્ષને દરેક મુદ્દાઓ ઉપર સભાગૃહમાં તાત્કાલિક માર્ગદર્શન આપવાનું હોય છે.

### અધ્યક્ષ

અધ્યક્ષ એ વિધાનસભા સચિવાલયના તથા વિધાનસભાના સંચાલન માટે છેવટના અધિકારી છે. અધ્યક્ષનું સ્થાન ઇંગ્લૅંડ જેવા લોકશાહીના રૂઢ થયેલા દેશમાં ઘણું ઊંચું ગણાય છે. આપણે ત્યાં આવી પ્રણાલિકાઓની શુભ શરૂઆત લોકસભાએ કરેલ છે અને બીજાં રાજ્યોમાં પણ પ્રચલિત થયેલ છે.

### શુભ શરૂઆત

તા. ૧૮મી ઑગસ્ટના મંગલ પ્રભાતે સાડા આઠ વાગ્યે ગુજરાતના રાજ્યપાલશ્રીના વરદ હસ્તે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના તૈલ-ચિત્રની અનાવરણવિધિ 'વૈષ્ણવ જન તો તેને રે કહીએ' એ ભજનથી કરવામાં આવી હતી. એ ધન્ય પળે પૂજ્ય મહાત્માજીની પવિત્ર યાદથી વાતાવરણમાં ભવ્ય શાંતિ અને એકાગ્રતા છવાઈ ગયાં હતાં. આ પ્રસંગે વિધાનસભાના સભ્યો ઉપરાંત પાટનગરના અગ્ર-ગણ્ય નેતાઓ, કાર્યકરો, ઉદ્યોગપતિઓ વગેરેએ નિમંત્રણથી ખાસ હાજરી આપી હતી. તે જ દિવસે બપોરે ત્રણ વાગ્યે વિધાનસભાના સભ્યોનો સોગંદવિધિ થયો હતો. બીજે દિવસે બપોરે એક વાગ્યે નવા ગુજરાત રાજ્યની નવી વિધાનસભાની પહેલી ઐતિહાસિક બેઠકની કાર્યવાહીની શુભ શરૂઆત ગુજરાતના રાજ્યપાલશ્રીના સંબોધનથી કરવામાં આવી, જે વખતે વિધાનસભાના સભ્યોથી વિધાનસભા તથા તથા પ્રેક્ષકોથી બધી ગેલેરીઓ ભરચક હતી. પાટનગરના પ્રજાજનોએ પોતાના નવા રાજ્યમાં અને નવા રાજ્યની નવી વિધાનસભાની કાર્ય-વાહીમાં કોઈ અનેરો ઉત્સાહ, રસ અને જાગૃતિ દાખવ્યાં છે, જે લોક-શાહી તંત્રના વિકાસ માટે ખૂબ આવશ્યક છે. ગુજરાતે લોકશાહીની પ્રચલિત પ્રણાલિકાઓ જાળવી રાખવા બનતું કર્યું છે; એટલું જ નહિ પણ કેટલીક નવી તંદુરસ્ત પ્રણાલિકાઓ પણ પાડેલ છે. આપણે પ્રાર્થીએ કે ગુજરાતની વિધાનસભા અને તેની કાર્યવાહી રાષ્ટ્રપિતાની જન્મભૂમિ અને કર્મભૂમિ તરીકેની તેની ખ્યાતિ અને ઉજ્જવળ નામનામાં વધારો કરે.

# સંરક્ષણની બીજી હરોળ

શ્રી કે. જી. પ્રભુ
(રાઈફલ એસોસિયેશન, અમદાવાદ)

આપણે, આપણા રાષ્ટ્ર માટે લોકશાહી રાજ્યતંત્ર અપનાવ્યું છે. અને આ જાતના રાજ્યતંત્રમાં પ્રજા એ જ સૌથી મોટી તાકાત છે. ઇતિહાસનાં પાનાં ઉકેલતાં એક હકીકત બહુ સ્પષ્ટ જણાશે કે, આ દુનિયાના તખ્તા પર જે જે ગણરાજ્યોએ ફક્ત પોતાના લશ્કરની શક્તિ ઉપર જ આધાર રાખીને રાજ્યકારભાર ચલાવ્યે રાખ્યો છે તે તે ગણરાજ્યો તખ્તા પરથી નાબૂદ થયાં છે. એટલે સરકાર પક્ષે તો રાષ્ટ્રની સંરક્ષણ શક્તિ વધારવા જે કાંઈ થવાનું હશે તે થયા જ કરશે પણ પ્રજા તરીકે જે તાકાત ઊભી કરવાની છે તે અંગે આપણે વિચાર કરવો જ જોઈએ અને તેમાં પણ ગુજરાત રાજ્યનાં જ્યારે મંડાણ થયાં છે ત્યારે ગુજરાતની પ્રજાને માથે એક વધુ ગંભીર જવાબદારી આવી પડી છે કારણ કે, ગુજરાતની પ્રજાએ રાષ્ટ્રના કેટલાક સીમાડાઓ સાચવવાના છે.

'ગુજરાતની પ્રજા એટલે તો એક વ્યાપારી પ્રજા' એવી માન્યતા સર્વત્ર બંધાઈ ગઈ છે. આ માન્યતા બંધાવા પાછળ કારણ નથી એમ ન કહી શકાય. મહદ્અંશે એ હકીકત સાચી પણ છે અને તેનું આપણને ગૌરવ પણ હોવું જોઈએ. આમ છતાં ગુજરાતની સારીયે પ્રજાને ફક્ત આ જ રીતે ઓળખવામાં આપણે પૂરેપૂરો ન્યાય નથી આપતા એમ કહેવું પણ વાજબી લેખાશે. વાત એમ છે કે બહારની દુનિયાએ અને ખુદ આપણા દેશની પણ બીજી પ્રજાઓએ ગુજરાતીને વેપારીના સ્વરૂપમાં જ નિહાળ્યો છે. દેશના ખૂણેખૂણામાં અને દુનિયામાં પણ જ્યાં જ્યાં જઈને વસવાટ કરી શકાયો ત્યાં ત્યાં ગુજરાતનો વ્યાપારી પહોંચી ગયો છે, અને ત્યાં ત્યાં તેણે વેપાર અને ઉદ્યોગો જમાવ્યા છે. એટલે બહારની પ્રજાએ ફક્ત તેનું આ સ્વરૂપ જ જોયું છે. પણ ગુજરાતમાં આવું વ્યાપારી માનસ ધરાવતી કોમનું પ્રમાણ કેટલું? જો ટકાવારી શોધવા નીકળીએ તો માંડ ૪૦ ટકા પણ આવું માનસ ધરાવતી કોમ હશે નહીં. ૬૦ ટકા કે તેથી ઉપરના લોકો જે બાકી રહે તેમાં મોટા ભાગના તો ક્ષાત્રત્વના ખમીરવાળા છે અને આમ જોવા જઈએ તો અંગ્રેજ સરકારે ગુજરાતની કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિઓને પણ લડાયક કોમ તરીકે નોંધમાં લીધી છે.

પુરાણ કાળની વાતો કરીએ તો તાપી, નર્મદાની ખીણોમાં વસતી નાગપ્રજા ભારે શક્તિશાળી અને શૂરવીર પ્રજા હતી. આર્ય જેવી લડાયક જાતિને પણ તે પ્રજા સાથે મિત્રાચારી બાંધવી પડી હતી. મધ્યકાલીન યુગના વલ્લભીપુર કે પાટણનાં રાજ્યો કે સૌરાષ્ટ્રના ઇતિહાસને પાને નોંધાયેલાં નાનાંમોટાં રાજ્યોને પોતાના સંરક્ષણ માટે ગુજરાતની બહારથી સૈનિકો નહોતા લાવવા પડતા. સિદ્ધરાજ કે ભીમદેવના લશ્કરનું ગૌરવ ગુજરાતના જ સુભટો હતા. ગુજરાતની સમૃદ્ધિથી આકર્ષાઈને ઉત્તર તરફથી આવતાં યવનોનાં ધાડે ધાડાંને મારી હઠાવનાર શૂરા યોદ્ધાઓ ગુજરાતી હતા તેનો કોણ ઇનકાર કરી શકે એમ છે? આ ઉપરાંત પણ ગુજરાતના પૂર્વ સીમાડે છવાયેલાં જંગલોમાં વસતી ભીલ પ્રજાની યુદ્ધનિપુણતા તો ઇતિહાસને પાને ઊંડા અક્ષરે કોરાઈ ગયેલી છે. દિલ્હી જીતવા નીકળેલ મરાઠા ફોજમાં કાઠી, મકવાર કે છોટાઉદેપુરના ભીલોનું પ્રમાણ ઓછું નહોતું. રાજસ્થાનના રજપૂત રાજવીઓને જ્યારે જ્યારે ભીડ પડી છે ત્યારે આ ચુનન્દા બાણાવળીઓ તેમની વહારે પહોંચી ગયા છે. ગુજરાતનો સાગરકિનારો પણ કદી વાંઝિયો રહ્યો નથી. પુરાણકાળનાં સ્થાપત્યોના અવશેષો આજે પણ સાક્ષી પૂરે છે કે ગુજરાતનો વહાણવટી તે યુગમાં પણ દૂરદૂરના સાગરો ખેડતો, એક બાજુ પર આજના કહેવાતા અરબસ્તાન સુધી પહોંચી ત્યાંથી આગળ વધી છેક રોમ અને ગ્રીસના સામ્રાજ્યોમાં ભારત દેશનો માલ ઠાલવતો અને બીજી બાજુ પર લંકાને ઓળંગી જાવા-સુમાત્રા સુધીનો સાગર આ સાગરખેડુઓ ખેડતા. અરબીઓની ચાંચિયાગીરી સામે સંરક્ષણ મેળવવા માટે કોઈ ભાડૂતી સાગર-સૈનિકો નહોતા લાવવા પડતા; ગુજરાતના જ કાંઠાના કોળી અને કાઠી, મિયાણા અને વાઘેર તે કામ પતાવતા. વર્તમાન યુગમાં પણ મહાત્મા ગાંધીજીએ ઊભી કરેલી અહિંસક ફોજના એક શિસ્તબદ્ધ સિપાહી બની ગુજરાતીએ આ નવીન પ્રકારના સંગ્રામમાં પણ પોતાનું કૌશલ દાખવ્યું છે.

આ પ્રમાણે, દેશદેશાવર વેપાર ખેડવા પહોંચી જતો ગુજરાતી વણિક, સરકારી તુમાર પર લડાયક કોમ તરીકે નોંધાતો ગુજરાતી બ્રાહ્મણ, સાગરના ઉન્નત તરંગો પલાણતો કાંઠા વિભાગનો સાગરખેડુ, મરાઠાઓના, રાજપૂતોના કે પછી મુગલોના લશ્કરમાં જોડાતો બાણાવળી કિરાત એ બધાને એક જ સૂત્રે ગુજરાતની પ્રજા તરીકે નવાજવા હોય તો વ્યાપારી પ્રજા તરીકે નહિ પણ એક સાહસિક પ્રજા તરીકે જ નવાજી શકાય. અંગ્રેજી હકૂમત દરમ્યાન એક શૂરવીર પ્રજા તરીકે તેની અવહેલના કરવામાં આવી તેમાં અંગ્રેજોની અગમચેતી કારણભૂત હતી. કુશળ યોદ્ધાને જરૂરી એવા કેટલાક ગુણો જેમાં સાહસિકતા, ચીવટ, ગણતરીબાજપણું, ધૈર્ય અને સ્વમાનપ્રિયતા, આ બધા ગુજરાતીના લોહીમાં હતા જ અને અંગ્રેજોને તો કુશળ યોદ્ધા નહોતા જોઈતા પણ તોપગોળા માટેનો ખોરાક જોઈતો હતો, એટલે એ અવહેલના સ્વાભાવિક હતી. આમ છતાં જ્યારે જ્યારે આધુનિક યુદ્ધકળામાં પણ કૌશલ દાખવવાની તક કોઈ ગુજ-

રાતીને મળી છે, ત્યારે ત્યારે તેણે પોતાનું પોત પ્રગટાવ્યું છે. સૌરાષ્ટ્રના રાજવીઓએ ઊભાં કરેલાં લશ્કરોએ પહેલા અને બીજા બંને વિશ્વયુદ્ધો વખતે પોતાનાં નામો ઝળકાવ્યાં છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ બાદ ભારતના લશ્કરના સર્વોચ્ચ વડા તરીકે પણ જનરલ રાજેન્દ્રસિંગે પોતાની કીર્તિ ફેલાવી છે. આજે પણ એ જ ખમીર ગુજરાતની ધરતીમાં પડ્યું છે. સૌરાષ્ટ્રના કાઠી, મિયાણા, આહીર, પટેલ કે ગરાસિયા, ઉત્તર ગુજરાતના ઠાકોરો કે પંચમહાલ-ભરૂચના ભીલ (કાંઠા વિભાગના કોળી, ખારવા કે કે ખલાસ) એ બધાનાં કાઠાં હજી એવાં જ મજબૂત છે. અને એ જ ખુમારી હજી તેમની રગેરગમાં ભરેલી પડેલી છે, ફક્ત સર્વ તરફે પ્રયત્ન કરી સીમાડાના સંરક્ષણ કાજે તેને બીબામાં ઢાળવાની જરૂર છે.

ગુજરાતની ભૌગોલિક પરિસ્થિતિ પણ વિચારણા માગી લે છે. ગુજરાત પાસે મોટો સાગરકિનારો છે અને તે આખીયે દિશા ખુલ્લી પડેલી છે. બીજી બાજુ પર વાયવ્ય દિશામાં રણ પડેલું છે, અને નજીક જ બીજા રાષ્ટ્ર સાથેની સરહદ લાગેલી છે. આમ ગુજરાતનો મોટો ભાગ ઉઘાડો પડેલો છે, સાથે ઉત્તર ગુજરાતમાં અમદાવાદ જેવું ઔદ્યોગિક કેન્દ્ર પાડોશી રાષ્ટ્રથી ઘણું નજીક આવેલું છે અને ટૂંક સમયમાં જેને પ્રવાહી સોનું કહેવામાં આવે છે તેવાં તેલનાં કેન્દ્રો પણ શરૂ થશે. એટલે આ ઔદ્યોગિક કેન્દ્રો, ઉઘાડો સાગરકિનારો અને પરરાષ્ટ્રની સરહદનો વિસ્તાર સાચવવાની એક મોટી જવાબદારી આપણા પર છે, આ જવાબદારી આપણે સ્વીકાર્યે જ છૂટકો.

આ હકીકત ધ્યાનમાં લઈ આ અંગે અત્યાર સુધીમાં શા પ્રયત્નો થયા, હાલમાં શા પ્રયત્નો ચાલે છે અને હજી પણ કઈ કઈ રીતે પ્રયત્નો થવા જોઈએ તે ઉપર આપણે થોડું વિચારી લઈએ. રાષ્ટ્રના સંરક્ષણ માટે મધ્યસ્થ સરકાર પોતે એક મોટું ખાતું ચલાવે છે. આ ખાતા તરફથી રાષ્ટ્રની ફોજના જુદા જુદા વિભાગ માટે અવારનવાર ભરતી કરવામાં આવે છે. ફોજના અધિકારી તરીકે કેળવવા માટે પણ શિક્ષિત યુવાનોની ભરતી કરવામાં આવે છે. આ રીતના જે પ્રયત્નો થાય છે તેમાં ગુજરાતનું લેશમાત્ર સ્થાન નથી એમ કહીએ તો ચાલે. ગુજરાત-સૌરાષ્ટ્રમાં જ્યારે દેશી રાજ્યો હતાં ત્યારે તો ગુજરાતની લડાયક કોમોને કે ગુજરાતના યુવાનોને લશ્કરમાં જોડાવાની તક મળતી, લશ્કરી અધિકારીઓ તરીકે તાલીમ લેવા માટે, જરૂરી યોગ્યતા મેળવવા માટે શિક્ષણની જોગવાઈ પણ હતી. એ રાજ્યોનું વિલીનીકરણ થયું તે પછી આવી તકો મળવી બિલકુલ બંધ થઈ ગઈ છે. સરકાર તરફથી ગોઠવવામાં આવેલા તંત્રની કાર્યવાહી બરાબર વિધિપૂર્વક ચાલે છે તેમાં કોઈ શક નથી. પણ તેની પાછળ ચેતન નથી જણાતું. શિસ્તબદ્ધ સંગઠનને છાજે તેમ સંરક્ષણખાતાં તરફથી નીકળતા પરિપત્રો છેક ગામના તલાટી કે પંચાયતના સરપંચ સુધી પહોંચે ખરા, મોટા મોટા અધિકારીઓ પ્રવાસ માટે પણ નીકળે અને મુલાકાતો પણ લે, આમ છતાં નોકરી માટે વલખાં મારતા ગણ્યાગાંઠ્યા શિક્ષિત-અશિક્ષિત કે અર્ધશિક્ષિત યુવાનો સિવાય બીજા કોઈને પણ મળવાની તક આ ભરતી અધિકારીઓને મળતી નથી. આમાં ઉભયપક્ષે રહેલી ઉદાસીન વૃત્તિ મહત્ત્વનો ભાગ ભજવે છે. આ વૃત્તિને ટાળવા માટે ખૂબ ગંભીરતાપૂર્વક પ્રયત્નો થવા જોઈએ.

ગુજરાતની પ્રજામાં અને યુવાનોમાં લશ્કરી જીવન પ્રત્યે જે ઉદાસીનવૃત્તિ છે તે ટાળવા માટે પ્રયત્ન થાય અને સાથે સરકાર તરફથી પણ વધુ ધ્યાન અપાય એ જરૂરી છે. ગુજરાતના યુવાનો લશ્કરી જીવનને કારકિર્દી તરીકે અપનાવતા થાય અને સામાન્ય પ્રજાજન પણ લશ્કરી તાલીમ લેવામાં ગૌરવ અનુભવતો થાય તેવું વાતાવરણ ઊભું કરવા માટે સરકાર તરફથી વિવિધ તંત્રો ઊભાં કરી પ્રયત્નો થાય છે. જેમાં એન. સી. સી., એ. સી. સી., એન. ડી. એસ. એ ત્રણ તંત્રો મારફતે વિદ્યાર્થી જગતમાં અને ટેરીટોરિયલ આર્મી, વિલેજ ગાર્ડઝ, હોમગાર્ડઝ જેવી સંસ્થાઓ મારફતે સામાન્ય પ્રજામાં એક યા બીજા સ્વરૂપમાં આવા પ્રયત્નો થાય છે. આ બધી સંસ્થાઓ આજે જે કાર્ય કરી જ રહી છે તે ઉપર કેટલુંક વિચારી લેવું જરૂરી છે.

નેશનલ કેડેટ કોર્પ્સ જેને ટૂંકમાં એન. સી. સી. કહેવામાં આવે છે તે કોલેજના વિદ્યાર્થીઓમાં કાર્ય કરે છે. આ જ પ્રમાણે ઑક્ઝીલિયરી કેડેટ કોર્પ્સ જેને ટૂંકમાં એ. સી. સી. કહેવામાં આવે છે તે, એન. સી. સી.ના પૂરક વિભાગ તરીકે શાળાના વિદ્યાર્થીઓમાં કાર્ય કરે છે અને નેશનલ ડિસિપ્લીન સ્કીમ જેને ટૂંકમાં એન. ડી. એસ. કહેવામાં આવે છે તે પણ શાળાના વિદ્યાર્થીઓમાં સ્વતંત્ર રીતે કાર્ય કરે છે. આ ત્રણે તંત્રો મધ્યસ્થ સરકાર તરફથી ગોઠવવામાં આવ્યાં છે અને તેનું સંચાલન પણ સીધું મધ્યસ્થ સરકાર તરફથી થાય છે.

ઈ. સ. ૧૯૪૮ના એપ્રિલમાં લોકસભામાં એન. સી. સી. અંગેનો કાયદો પસાર થયો અને દેશના કોલેજમાં ભણતા યુવાનોમાં ચારિત્ર્ય, બંધુત્વ, નેતૃત્વ અને સેવાભાવ વિકસાવવા માટે, દેશના સંરક્ષણમાં યુવાનોને રસ લેતા કરવા માટે તથા રાષ્ટ્રના કટોકટી કાળ સમયે લશ્કરને ત્વરિત ગતિએ વિકસાવી શકાય તે માટે પૂરક અધિકારીઓનું અનામત દળ તૈયાર કરવા માટે એક તંત્ર અસ્તિત્વમાં આવ્યું. આ તંત્રની કાર્યવાહી પાછળ ૧૯૫૮–૫૯ના બોલતા આંકડા તપાસીએ તો મધ્યસ્થ સરકાર તરફથી ૩.૫૯ કરોડ રૂપિયા અને રાજ્ય સરકારો તરફથી ૨.૨૯ કરોડ રૂપિયાનો ખર્ચ કરવામાં આવ્યો છે. તેની સામે તે જ વર્ષના પત્રક પર દેશભરમાંથી ૪૯૭૪ અધિકારીઓ અને ૧૮૮૪૧૧ તાલીમીઓનાં નામો ચઢેલાં છે. આ સંખ્યામાં ગુજરાતી કેટલી કક્ષાએ પહોંચ્યો છે એ જોઈ લેવું જરૂરી છે. અને એ અંગે માહિતી મેળવતાં માલૂમ પડ્યું છે કે, ગુજરાતમાં એન. સી. સી.ના અધિકારીઓ તરીકે તાલીમ પામેલા પ્રાધ્યાપકો ૬૮ અને ૧૦ બહેનો તૈયાર થયાં છે.

એ. સી. સી.ની શરૂઆત એન. સી. સી.ના પૂરકદળ તરીકે ઈ. સ. ૧૯૫૨માં થઈ. આ સંસ્થાએ, ટૂંકમાં કહીએ તો શારીરિક અને નૈતિક રીતે યુવાન માનસનું ઘડતર કરવા માટે, શિસ્તબદ્ધ અને સમજુ નાગરિક તૈયાર કરવા માટે, વિદ્યાર્થીઓમાં દેશભક્તિ ખીલવવા માટે, સમૂહજીવન તથા સહકારી ભાવના કેળવવા માટે અને સેવાભાવ તેમ જ શ્રમની પ્રતિષ્ઠા વિકસાવવા માટે, આવાં કેટલાક વિશાળ ધ્યેયો સાથે વિદ્યાર્થીવર્ગમાં કાર્ય કરવાની શરૂઆત કરી તેના પણ ૧૯૫૮–૫૯ના આંક તપાસીએ તો ૧૫૮૦૭ શિક્ષકો અને ૮૩૮૩૦૭ તાલીમીઓ એ વર્ષ સુધીમાં પત્રક પર નોંધાયા છે. જેમાં મુંબઈ રાજ્યમાં ૨૧૩૬

શિક્ષકો અને ૧૦૩૪૩૯ તાલીમીઓ નોંધાયેલા છે. ખર્ચના આંકડાઓ જોતાં ૧૯૫૮–૫૯ની સાલમાં મુંબઈ રાજ્ય સરકારે ૮૩૦૦૦૦ રૂ. નો ખર્ચ આ સંસ્થા ખાતે કર્યો છે જ્યારે બધી રાજ્ય સરકારોનો કુલ ખર્ચ ૫૦૨૬૬૦૯ અને મધ્યસ્થ સરકારે કરેલો ખર્ચ ૫૩૬૨૩૯૮ રૂપિયા થવા જાય છે.

આ ઉપરાંત ઈ. સ. ૧૯૫૪માં પ્રયોગાત્મક સ્વરૂપમાં રાષ્ટ્રીય શિસ્ત યોજના જેને ટૂંકમાં એન. ડી. એસ. કહેવામાં આવે છે તે સંસ્થા શરૂ થઈ. આ સંસ્થાના પ્રયોગની સફળતા નિહાળી તેનો ધીમે ધીમે વિકાસ કરવામાં આવ્યો અને સન ૧૯૫૭ની શરૂઆતમાં તો સારાયે દેશમાં આ યોજના અમલમાં લાવવાનું નક્કી કરવામાં આવ્યું અને બીજી પંચવર્ષીય યોજનામાં તે માટે રૂ. ૫૦ લાખ જુદા મૂકવામાં આવ્યા. ગુજરાત રાજ્યમાં ચાલતી શાળાનાં બાળકો પણ આજે આ યોજનાનો લાભ લઈ રહ્યાં છે.

આ બધી યોજનાઓ અને તે પાછળ થતો ખર્ચ અને તેમાંથી આવતાં પરિણામોનો તાળો મેળવવાનું કામ દેશનું હિત જેમને હૈયે વસ્યું છે તેવા મોવડીઓને સોંપી એકાદ બે મુદ્દાની વાતો અહીં કરી લેવી વધુ યોગ્ય ગણાશે.

એક તો એ કે આ બધાં કાર્યોને પરિણામે જે સંરક્ષણનો મુખ્ય પ્રશ્ન છે તેમાં કાંઈ ફેર પડયો છે? અને બીજો એ કે આ બધી તાલીમ બાદ અને માનસઘડતરની પ્રક્રિયા બાદ પ્રજાના માનસમાં કાંઈ ફેર પડયો છે ખરો?

આમાં એક વાત બહુ સ્પષ્ટ છે કે અને તે એ કે એન. સી. સી. વગેરેની તાલીમ પાછળ તે તાલીમ બાદ કોઈ પણ જાતની (Service liability) તો છે જ નહિ, એટલે સંરક્ષણનો પ્રશ્ન તો જેવો છે તેવો ને તેવો રહે છે. વળી આ બધી તાલીમને પરિણામે યુવાનોમાં કેટલી નાગરિકત્વની ભાવના ખીલી છે? કેટલું શિસ્તમય જીવન જીવતા તેઓ થયા છે? કે ચારિત્ર્યઘડતરમાં શો વિકાસ થયો છે? એ બધાનો જવાબ તો કોઈ પણ નાગરિક આપી શકશે એમ કહીએ તો ચાલે.

આમ કહેવા પાછળ આ બધા પ્રયત્નોને ઉતારી પાડવાનો હેતુ લેશમાત્ર નથી પણ સંરક્ષણના પ્રશ્નની ગંભીરતા આપણે સમજીએ અને તે અંગે વિચારીએ તે જ હેતુ છે. રાજ્ય સરકાર તરફથી ચાલતાં ગૃહરક્ષક દળ કે ગ્રામરક્ષકદળ અરાજકતા સમયે કેટલીક વ્યવસ્થાનો ભાર ઉપાડી શકે ખરાં, સંરક્ષણમાં પણ થોડાં ઘણાં સહાયભૂત થઈ શકે. આમ છતાં આ દળોની મર્યાદા ખૂબ વધુ છે. તેથી તેના પર જ નિર્ભર રહીને કાંઈ સંતોષ માની શકાય નહીં. સાચી વાત તો એ છે કે સંરક્ષણ ખાતા તરફથી લશ્કરના પૂરક વિભાગ તરીકે જે પ્રાદેશિક સૈન્ય ઊભું કરવામાં આવ્યું છે તેના પર સૌથી વિશેષ ધ્યાન અપાવું જોઈએ, કારણ કે તેમાં તાલીમ સાથે ફરજની જવાબદારી છે. ગુજરાત રાજ્યની વાત કરીએ તો આજે પ્રાદેશિક સૈન્યમાં આપણી તાકાત એન. સી. સી. તાલીમ પામતા યુવાનો ૩૪૦૦ અને યુવતીઓ ૫૦૦ છે. ગુજરાતની પરિસ્થિતિની દૃષ્ટિએ આ તાકાત નહિવત્ છે. ગુજરાતને સંપૂર્ણ રીતે સજ્જ થવા આ સૈન્યના જેટલા વિભાગ હોય તે બધા વિભાગ ખૂબ સારી રીતે આપણે ત્યાં વિકસાવવા જ જોઈએ. આ વિકસાવવા માટે સરકાર તરફથી બધી જ જાતની ટુકડીઓ અહીં ઊભી કરવા માટે મંજૂરી મળવી જોઈએ અને તેની શરૂઆત પણ કરી દેવી જોઈએ અને ગુજરાતની પ્રજાએ જેટલી ટુકડીઓ ઊભી થાય તે બધી જ ભરી દેવી જોઈએ, કે જેથી સદાને માટે રાષ્ટ્રના ગુજરાત તરફના સીમાડા સુરક્ષિત રાખવામાં અને મહામૂલા રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની સુરક્ષા કરવામાં મોખરે રહેવામાં આપણે ગૌરવ લઈએ એટલું જ નહિ પણ બીજા પ્રદેશની પ્રજા કરતાં આ ક્ષેત્રમાં પણ મોખરે રહીએ.

(૯) આયાત પર કર નાખતા પહેલાં, વેચાણ કિંમત, જગ્યાનું અંતર અને શહેરની જરૂરિયાત જોવાં.

(૧૦) નુકસાનકારક વસ્તુઓની આયાત પર વધુ કર નાખી ઓછી કરવી.

(૧૧) સૌંદર્યવર્ધક વસ્તુઓ વિના કર દાખલ થવા દેવી.

(૧૨) કાચો માલ તથા ન મળતી ચીજો કર વગર આયાત કરવી.

(૧૩) યુદ્ધનાં સાધનો આયાત થઈ શકે, નિકાસ પર કર નાખી કાબૂ રાખવો.

(૧૪) દારૂની સર્વ બનાવટો માટે જકાત દાખલ કરવી.

ઈ. સ. ૧૦૦૦ની સાલ પછીથી ઈ. સ. ૧૮૫૦ની સાલ સુધીના મોગલ-અફઘાન સમયનો અંધકારમય સમય બાદ કરતાં નગરનિગમની અને ગ્રામપંચાયતોની વ્યવસ્થા અવિરત ચાલુ રહી. આ સંસ્થાઓ પર મધ્યસ્થ સરકારમાં થતા ધરખમ ફેરફારોની કોઈ જ અસર થઈ નથી. આધુનિક ઢબની મ્યુનિસિપાલિટી બ્રિટિશ પદ્ધતિએ, મદ્રાસ, કલકત્તા, મુંબઈ, સુરત અને અમદાવાદમાં દાખલ થઈ.

આ ઐતિહાસિક પરિસ્થિતિના અભ્યાસ પછી નવા જન્મેલા ગુજરાતની નગરપાલિકાઓ વિષે વિચાર કરીએ. ઉપરના સિદ્ધાંતો ધ્યાનમાં રાખી નગરપાલિકાઓ વહીવટ કરે તો ગુજરાતનું ઉત્થાન થશે તેમાં કોઈ શંકા નથી.

નવી દિલ્હી ખાતે તા. ૬ અને ૭ ઑગસ્ટ ૧૯૪૮ના રોજ મળેલી સ્થાનિક સ્વરાજ ખાતાના પ્રધાનોની કૉન્ફરન્સના પ્રમુખપદેથી વડાપ્રધાન શ્રી નેહરુએ સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની અગત્ય વર્ણવતાં જણાવ્યું :

"Local Self Government is and must be the basis of any true system of democracy. We have got rather into the habit of thinking of democracy at the top and not so much below. Democracy at the top will not be a success unless it is built on this foundation from below."

સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ લોકશાહી રાજ્યતંત્રની કરોડરજ્જુ હોય છે. પ્રજાના તમામ થર સુધી સ્વરાજ્યનો અનુભવ પહોંચાડવો હોય તો ગ્રામપંચાયતો, શહેરસુધરાઈઓ અને લોકલબોર્ડ જેવી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ પ્રતાપી, સમૃદ્ધ અને પ્રગતિશીલ બને તેવી વ્યવસ્થા કરવી અનિવાર્ય છે. પંચાયત ગ્રામસપાટીએ અને મ્યુનિસિપાલિટી નગરસપાટીએ નાનકડી સરકાર બની રહે — રાજ્યસરકારની વહીવટી કાર્યક્ષમતાનું ઉજ્જ્વળ પ્રતિબિંબ પાડી રહે એ પ્રકારના વિકેન્દ્રીકરણની જોગવાઈ ઇચ્છનીય છે. ગુજરાત રાજ્યમાં ગ્રામપંચાયતોને વહીવટી ક્ષેત્રે પાયાના એકમ તરીકે સ્વીકારીને સ્વરાજ્યની એ કરોડરજ્જુને સુદૃઢ બનાવવાનાં પગલાં લેવાઈ રહ્યાં છે એ ખૂબ આવકારપાત્ર છે, અને ગાંધીજી તથા સરદારશ્રીની સાધનાભૂમિ સમું ગુજરાત સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રમાં પણ હિંદમાં અન્ય રાજ્યો માટે માર્ગદર્શક બની રહેશે એની મંગળ એંધાણી આપે છે.

ગુજરાત પૌરાણિક સમયથી તેની કેટલીક ખાસિયતો ધરાવતું આવ્યું છે. હજી પણ ગુજરાત-સૌરાષ્ટ્રના ગ્રામવિસ્તારમાં ગ્રામપંચાયતનાં મૂળ અને 'ડેમોક્રેસી એટ ધી બૉટમ' માલૂમ પડશે. જીવનમાં આર્થિક કે સામાજિક પ્રશ્નો આ પંચાયતના ભાઈઓ હલ કરે છે અને કરતા આવ્યા છે. પંચાયત પદ્ધતિની વ્યવસ્થા શ્રી બળવંતરાય મહેતા કમિટીના અહેવાલ પછી દેશના પ્રાંતોમાં વધુ વ્યવસ્થિત રીતે દાખલ કરવાના પ્રયત્નો ખરેખર પ્રશંસનીય છે અને સારાયે દેશના બુદ્ધિશાળી વર્ગનો ટેકો તે માગી લે છે. ગુજરાત સરકારે આ પદ્ધતિનો સ્વીકાર કર્યો છે.

સને ૧૯૫૧ની છેલ્લી વસ્તીગણતરીના આંકડા મુજબ ગુજરાત રાજ્યની જનસંખ્યા ૧,૬૨,૬૨,૧૩૫ની ગણાય. ગુજરાત રાજ્ય વહીવટની દૃષ્ટિએ ૧૭ જિલ્લાઓ અને ૧૮૨ તાલુકા — મહાલોમાં વહેંચાયેલું છે. રાજ્યનો વિસ્તાર આશરે ૭૨,૧૩૮ ચોરસ માઈલનો ગણતાં વસ્તીનું પ્રમાણ દર ચોરસ માઈલે ૨૨૫નું છે. ૧૯૫૧ની વસ્તીગણતરી મુજબ ગુજરાતની કુલ વસ્તીના આશરે ૨૭.૪ ટકા લોકો નગરો અને શહેરોમાં વસે છે અને ૭૬.૬૨ ટકા લોકો ગામડાંઓમાં વસે છે. બીજા શબ્દોમાં કહીએ તો ગુજરાતની ધરતી પર ૧૮,૭૨૯ ગામડાં અને ૨૪૩ નગરો તથા શહેરો છે. આ ગામડાંઓ પૈકી કચ્છ અને ડાંગ સિવાયના બાકીના તમામ જિલ્લાઓના એકેએક ગામમાં ગ્રામપંચાયતની રચના થઈ ચૂકી છે અને કચ્છમાં પણ આ વર્ષને અંતે ગ્રામપંચાયતો રચાઈ જવાની ધારણા છે. ટૂંકમાં બીજી પંચવર્ષીય યોજનાને અંતે ગુજરાતનું એક પણ ગામડું ગ્રામપંચાયત વગરનું નહિ હોય.

ગુજરાત-સૌરાષ્ટ્રની નગરપાલિકાઓની નાણાકીય બાજુ

સૌરાષ્ટ્ર-ગુજરાતની પંચાયતો નીચેના કર નાખી શકે:

(૧) પ્રૉપર્ટી ટૅક્સ — ઘરવેરો, (૨) બજાર, મેળો, ઉત્સવો કે આનંદ-પ્રમોદના પ્રસંગો પર નખાતો વેરો, (૩) ઑક્ટ્રૉય, (૪) વાહનવેરો, (૫) દુકાન, હોટેલવેરો, (૬) જનરલ સૅનેટરી સેસ, (૭) સ્પેશિયલ સૅનેટરી સેસ, (૮) હરાજી વેરો, (૯) પ્રાણીવેરો, (૧૦) પાણીવેરો, (૧૧) સરકારની મંજૂરી કે સૂચના અનુસાર નાખી શકાય તેવો ટૅક્સ, સેસ, લાગો કે ફી.

૧૯૫૧ની સાલમાં સૌરાષ્ટ્રમાં ૮૦ મ્યુનિસિપાલિટીઓની ૧૩.૧૧ લાખની વસ્તી હતી. આમાંથી ૨૦ મ્યુનિસિપાલિટીઓ ૫,૦૦૦થી નીચેની વસ્તી માટે હતી.

સૌરાષ્ટ્ર અને ગુજરાતની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને છેલ્લાં ૧૫ વર્ષમાં ઘણા ફેરફારોમાંથી પસાર થવું પડ્યું છે. ૧૯૪૭ની સાલ પહેલાં ગુજરાતની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ૪૦૦ જુદાં જુદાં નાનાં નાનાં રાજ્યો વચ્ચે વહેંચાયેલી હતી અને તેમાંની ઘણીખરી ખાસ કરીને સૌરાષ્ટ્રમાં તો સ્થાનિક સરકારી ખાતાની શાખા સ્વરૂપે જ

કામ કરતી. ગુજરાતની અમદાવાદ, વડોદરા, સુરત, નડિયાદ વગેરે મુખ્ય મ્યુનિસિપાલિટીઓ દસકામાં ઘણોખરો સમય સ્વતંત્રતાની રાજકીય ચળવળમાં અગ્રિમ ભાગ લેતી સંસ્થાઓ હતી તેથી કાં તો સુપરસિશન કે કમિટી ઑફ મૅનેજમેન્ટ નીચે કે એડમિનિસ્ટ્રેટર નીચે કામ કરતી. આ સંજોગોમાં ખર્ચ અને આવકનાં પાસાં રાજ્યની સરકાર પૂરાં કરતી. આવકનાં મુખ્ય સાધનો જમીન વેચાણ, ઑક્ટ્રૉય ડ્યૂટી, કસ્ટમ ડ્યૂટી (લોકલ) અને હાડચામના ધંધાના ઇજારા (monopoly) માંથી મળી રહેતી. વિલીનીકરણ થતાં ઑક્ટ્રૉય, સૅનેટરી સેસ, માર્કેટોનાં ભાડાં, સ્લૉટર ફી, લાઇસન્સ ફી વગેરે અનેક સાધન અપાયાં. પરંતુ નવી મ્યુનિસિપાલિટીઓ નવા કર નાખવા તૈયાર ન હતી. તેથી સ્ટેટ ગવર્નમેન્ટ તરફથી આવક ટકાવવા સીધા કે આડકતરા કરો નાખવાની ગોઠવણ થઈ. ૧૯૪૯માં સૌરાષ્ટ્રમાં સૌરાષ્ટ્ર ટર્મિનલ ટૅક્સ અને ઑક્ટ્રૉય ડ્યૂટી ઑર્ડિનન્સ દાખલ કરવો પડયો.

ગુજરાતના જુદા આંકડા હાલ તુરત મળતા નથી પરંતુ સૌરાષ્ટ્રના આંકડા અને અમદાવાદના આંકડા પરથી કંઈક અંશે ગુજરાતની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની નાણાકીય બાજુ તપાસી શકાય. જે કંઈ આંકડા મળી શકયા તે પરથી ગુજરાતની મ્યુનિસિપાલિટીઓની પરિસ્થિતિનો આછો ખ્યાલ આવી શકશે.

પત્રક

| મ્યુનિસિપાલિટીનું નામ | વસ્તી (સને ૧૯૫૧ની વસ્તી ગણતરી મુજબ) | ક્ષેત્રફળ ચો. માઈલ | આવક રૂ. ૧૯૫૮–'૫૯ | ખર્ચ રૂ. ૧૯૫૮–'૫૯ |
|---|---|---|---|---|
| રાજકોટ | ૧,૩૨,૦૬૯ | ૧૪ | ૨૮,૦૧,૨૩૭ | ૩૪,૯૩,૦૮૦ |
| ભાવનગર | ૧,૩૭,૯૫૧ | ૮ | ૪૦,૧૫,૭૬૫ | ૨૧,૧૨,૯૭૧ |
| જામનગર | ૧,૦૪,૪૧૯ | ૧૪ | ૨૫,૦૮,૭૫૯ | ૨૦,૧૪,૯૫૬ |
| ભૂજ | ૩૦,૦૩૨ | ૬.૮૯ | ૨,૨૯,૯૨૧ | ૨,૧૩,૬૫૭ |
| મહેસાણા | ૨૨,૮૦૪ | ૨.૯ | ૪,૯૨,૭૭૪ | ૫,૧૯,૭૩૩ |
| ભરૂચ | ૬૨,૭૨૯ | ૩.૩ | ૧૩,૮૧,૧૩૦ | ૧૩,૩૮,૧૮૪ |
| વડોદરા | ૨,૧૧,૯૧૩ | ૩.૯ | ૬૬,૫૧,૧૦૯ | ૬૦,૯૮,૮૩૪ |
| સુરત | ૨,૨૩,૦૦૦ | ૩.૧૫ | ૬૭,૯૬,૬૯૬ | ૬૪,૮૫,૬૪૮ |

ગુજરાતના દરેક જિલ્લામાં નીચે મુજબ મ્યુનિસિપાલિટીઓ છે: અમદાવાદ–૭, ખેડા–૧૫, મહેસાણા–૧૪, પંચમહાલ–૫, વડોદરા–૭, ભરૂચ–૪, સુરત–૭, સાબરકાંઠા–૪, બનાસકાંઠા–૩, કચ્છ–૪, હાલાર–૪, મધ્ય સૌરાષ્ટ્ર–૨૦, ઝાલાવાડ–૧૩, ગોહિલવાડ–૨૨, સોરઠ–૧૫, અમરેલી–૬.

સૌરાષ્ટ્રની ૮૦ મ્યુનિસિપાલિટીઓએ ૧૩.૧૨ લાખની વસ્તીને આવરી લઈ ૧૯૫૦–૫૧માં ૯૫.૫૬ લાખની આવક કરી ૮૫.૦૭ લાખનો ખર્ચ કર્યો. તે વધી ૧૦૪.૮૦ લાખની આવક અને ૧૧૦.૨૮ લાખનો ખર્ચ ૧૯૫૧–૫૨માં કર્યો. અત્યારે આ આંકડા લગભગ બેવડાઈ ગયા છે. આખાયે ગુજરાતની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની આવક અને ખર્ચ વધ્યા છે. પરંતુ મુંબઈ સરકારની કંઈક અંશે ગુજરાત તરફની બેફિકરાઈની નીતિને લીધે જોઈતી પ્રગતિ ગ્રામ કે શહેર વિકાસમાં થઈ શકી નથી. અમદાવાદ શહેરનો વિકાસ તેની ખાસિયત અને અન્ય પરિબળોને આભારી છે.

સૌરાષ્ટ્રમાં ગ્રામપંચાયતોની કરમાંથી કુલ આવક ૧૯૫૧–૫૨માં રૂ. ૧૦૩.૧૮ લાખની થઈ. જનરલ ટૅક્સમાંથી ૪૨.૧૬ લાખની (ઑક્ટ્રૉય સિવાય) થઈ તે કુલ આવકના ૪૦.૯૧ ટકા હતી. જ્યારે ઑક્ટ્રૉયની આવક ૬૦.૫૪ લાખની હતી અને ટર્મિનલ ટૅક્સની આવક ૫૮.૭૩ લાખની હતી. જ્યારે ટોલ્સની આવક ૦.૦૪ લાખની હતી. સૌરાષ્ટ્રની ૮૦ મ્યુનિસિપાલિટીઓની વસ્તી ૧૩.૧૨ લાખ, સરાસરી આવક રૂ. ૧.૧૩ લા ની, જ્યારે ખર્ચ રૂ. ૧.૩૮ લાખનો હતો. જ્યારે માથાદીઠ આવક (Incidence of total income per head) રૂ. ૭–૧૪–૫ ટૅક્સ આવક (Incidence of total tax revenue per head) રૂ. ૭–૧૨–૧૦ જ્યારે સરેરાશ માથાદીઠ ખર્ચ રૂ. ૮–૬–૬ હતો.

સમસ્ત ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છની પરિસ્થિતિમાં ખાસ ફેરફાર નથી. અમદાવાદ જેવા મોટા શહેરની સંસ્થા પરથી આખા ગુજરાતની સંસ્થાઓની પરિસ્થિતિ તોળી શકાય નહિ.

અમદાવાદ

અમદાવાદ શહેરની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાની સુંદર પ્રગતિના પાયામાં સ્વ. પૂ. સરદારશ્રીની અનન્ય સંગઠન શક્તિએ જે બીજ રોપ્યાં છે તેથી અને સ્વ. પૂ. બાપુજીની કર્મભૂમિ હોવાથી સત્ય, અહિંસા અને સહકારના પાયા પર તેની કાર્યવાહી ચાલતી હોવાથી તેની પ્રગતિ શકય બની છે.

૧૯૫૦–૫૧ની સાલમાં અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશને રૂ. ૧૯,૭૮,૪૭૧ રૂપિયાનું કૅપિટલ કામ કર્યું. જ્યારે ૧૯૫૩–૫૪માં રૂ. ૧,૩૩,૨૧,૭૭૪ અને હવે રૂપિયા ૧,૫૦,૦૦,૦૦૦ સુધીનાં કામો કરવામાં આવે છે. વધુ આવક જનરલ ટૅક્સ, પ્રૉપર્ટી ટૅક્સ, ઑક્ટ્રૉય, ફીઝ, ભાડાં, જમીન વેચાણ અને દાનમાંથી લેવામાં આવે છે. જ્યારે કૅપિટલ કામો માટે ટૂંકી કે લાંબા ગાળાની લોન

લેવામાં આવે છે. સરકારી ગ્રાંટમાંથી તંદુરસ્તી અને સ્કૂલબોર્ડની સંસ્થાને મદદ મળી રહે છે. જ્યારે જાહેર જરૂરિયાતનાં (પબ્લિક યુટિલિટીઝ) જેવાં કે ટ્રાન્સપોર્ટ, દૂધ વગેરે ખાતાંઓ લોન અગર પરદેશી મદદથી શરૂ કરવામાં આવ્યાં છે. શહેરમાં પાણીનો પુરવઠો માથાદીઠ ૪૫ ગૅલનનો છે. દીવાબત્તી પૂરતાં છે. ગટરયોજના ટૂંક સમયમાં સુવેજફાર્મની યોજના પૂરી થયે સંપૂર્ણતાએ પહોંચશે. લગભગ ૮૦ સ્કૂલો પોતાના મકાનમાં છે જ્યારે ૧૨૫ સ્કૂલો ભાડાના મકાનમાં છે. ટૂંક સમયમાં સર્વ સ્કૂલો પોતાના મકાનમાં બેસશે. લગભગ ૪૫,૦૦૦ બાળકોને મફત દૂધ પાવામાં આવે છે. તેમ જ તેમની શારીરિક તપાસ લેવામાં આવે છે. લગભગ ૨૪૭ એકર જમીનમાં બાગ-બગીચાઓ છે અને રમણીય કાંકરિયામાં બાળવાટિકા અને પ્રાણીસંગ્રહાલય એ આદર્શ સંસ્થાઓ છે. આ ઉપરાંત આધુનિક મ્યૂઝિયમ, સ્ટેડિયમો, સ્નાનાગારો બંધાયાં છે. દરેક વૉર્ડમાં એક બાળભવન ખોલવામાં આવ્યું છે, જેમાં બાળલાઈબ્રેરી, રમકડાં વિભાગ વગેરે ગોઠવાયાં છે. દરેક વૉર્ડમાં દવાખાનું, પ્રસૂતિગૃહ, માર્કેટ, રમતગમતનાં સાધનો, બગીચા છે. ૨૧૦ માઈલના પાકા રસ્તાઓ ઉપરાંત ૬૦ માઈલના કાચા રસ્તાઓ સુધારી સારા રાખવાના પ્રયત્નો ચાલુ છે. તાજેતરમાં જ સ્લમ ક્લિયરન્સની યોજના અનુસાર તૈયાર કરેલ લગભગ ૧૬૦૦ મકાનો ગુજરાત સરકારને સોંપી સરકાર સ્થાપનામાં પોતાનો ગૌરવવંતો ફાળો મ્યુનિસિપલ કોર્પોરેશને નોંધાવ્યો છે.

લગભગ ૧૧ લાખની વસ્તી ધરાવનાર અમદાવાદનું જન્મ પ્રમાણ ૪૮.૬૮ છે. વસ્તીના દર હજારે મરણ પ્રમાણ ૨૧.૮૪ છે. દર હજાર સુવાવડે માતૃમરણ પ્રમાણ ૧.૮૬ આસપાસ છે, જ્યારે બાળમરણ પ્રમાણ ૧૫૫.૪૯ છે. આમાં ઘણા સુધારાને અવકાશ છે.

લેખના અંતે મૂકેલા ચાર્ટ્સથી શહેરના વિકાસમાં મ્યુનિસિપલ કોર્પોરેશને આપેલ ફાળાનો ખ્યાલ આવી શકશે.

નગરપાલિકાઓ નેતૃત્વની કસોટી કરનારાં પટાંગણો પણ છે. સરદારશ્રી વલ્લભભાઈ પટેલ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં વહીવટ ચલાવવાની દીક્ષા પામ્યા તો સ્વ. વિઠ્ઠલભાઈ પટેલે મુંબઈ મ્યુનિસિપલ કોર્પોરેશનમાં પોતાની શક્તિનો પરચો બતાવ્યો હતો. એ જ પ્રમાણે પં. જવાહરલાલ નેહરુએ અલ્લાહાબાદ મ્યુનિસિપાલિટીમાં, ડૉ. રાજેન્દ્રપ્રસાદે પટણા મ્યુનિસિપાલિટીમાં અને નેતાજી સુભાષચંદ્ર બોઝે કલકત્તા મ્યુનિસિપલ કોર્પોરેશનમાં પ્રતિભાના પ્રથમ ચમકારા દાખવ્યા હતા. આ બધા નેતાઓએ રાષ્ટ્રની આગેવાની સંપાદન કર્યા પહેલાં સ્થાનિક નેતૃત્વ સૌ પ્રથમ પોતપોતાના વિસ્તારની નગરપાલિકાઓમાં સંભાળ્યું હતું અને દીપાવ્યું હતું. આ રીતે મ્યુનિસિપાલિટીઓ રાષ્ટ્રીય નેતાગીરી માટેની તાલીમશાળા પણ બની રહે છે. એટલે પ્રજા અને નેતા બંને માટે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઉપકારક સિદ્ધ થઈ છે.

મ્યુનિસિપલ વહીવટ દ્વારા ગુજરાતના નગરો અને શહેરોએ હજુ ઘણું ઘણું કરવાનું છે. શહેરીજીવનની ઘણી સુવિધાઓ અને સગવડથી હજુ આપણાં ઘણાં શહેરો વંચિત છે. આપણાં શહેરોની સ્થિતિ અને લોકોની આદતો સુધારવાનું ભગીરથ કાર્ય ગુજરાત સમક્ષ પડ્યું છે. સને ૧૯૨૭માં મળેલી પહેલી સ્થાનિક સ્વરાજ્ય પરિષદના પ્રમુખપદેથી ભાષણ કરતાં સ્વ. પૂ. સરદાર પટેલે આપણાં શહેરોનું નીચેના શબ્દોમાં આબેહૂબ વર્ણન કર્યું હતું જે આજે પણ મહદ્‌અંશે સાચું છે

"આપણાં શહેરો નથી શહેરોમાં કે નથી ગામડાંમાં. શહેરોમાં વસતા અડધા લોકો તો ગ્રામજીવન ગાળતા હોય એવી દશા છે. અડધાં મકાનોને પાયખાનાં નથી. પોતાના ઘરનો કચરો નાખવાની જગ્યા નથી. સાંકડી ગલીઓમાં અને ગીચ વસ્તી વચ્ચે રહેવા છતાં ઢોર રાખે છે. કેટલાયે રબારીઓ ગાયોનાં ટોળાં શહેરો વચ્ચે રાખે છે, રસ્તાઓ પર ઠેકઠેકાણે ટોળેટોળાં ઢોર આથડતાં હોય છે. સામાન્ય રીતે લોકો આરોગ્ય અને સફાઈના નિયમો જાળવવામાં અતિશય શિથિલ છે અને આવી બાબતોમાં નથી સ્વધર્મ સમજતા કે નથી પડોશીધર્મ જાણતા. પોતાના ઘરનો કચરો પડોશીને બારણે ફેંકવામાં કશું ખોટું માનતા નથી. મેડાની બારીઓએથી કે છજામાંથી કચરો નાખતાં કે પાણી ઢોળતાં અચકાતા નથી."

"આપણી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ જોતાં તે આપણાં શહેરોમાં પ્રવેશ કરતા પરદેશીઓને કોઈ જગ્યાએ સ્વરાજ્યનું ચિહ્ન માલૂમ પડે તેવું નથી. ગમે ત્યાં થૂંકવાની, ગમે ત્યાં લઘુશંકાએ બેસવાની, ગમે ત્યાં ગંદકી કરવાની લોકોને ટેવો છે. . . . આવી સ્થિતિમાં સરકારની સામે જોઈને બેસી રહેવું એને હું મહાપાપ માનું છું."

સને ૧૯૩૯માં સરદારશ્રી વલ્લભભાઈ પટેલને સોલાપુર મ્યુનિસિપાલિટીએ માનપત્ર આપ્યું ત્યારે તેમણે કેટલીક કડવી લાગે તેવી છતાં સાચી શિખામણ આપી હતી તે અત્રે ટાંકવી અસ્થાને નહિ ગણાય.

સરદારશ્રીએ કહ્યું હતું કે, "મારો અનુભવ છે કે પંચોતેર ગૅલન કરતાં ઓછા પાણીથી માણસને ચાલે નહિ. યુરોપમાં ત્રીસ વરસનો વિચાર કરીને પાણીની યોજના બનાવે છે અને ત્રીસ વરસનો હિસાબ કરીને લાન લે છે અને તેને માટે કર નાખે છે. . . . ગરીબ લત્તાઓમાં કેવી સ્થિતિ છે તે પરથી મ્યુનિસિપાલિટીના કારભારની પરીક્ષા થાય છે. આપણાં શહેર એક પ્રકારનો નરકવાસ છે. તમે પશ્ચિમનાં શહેરો જુઓ, તેઓ પોતાનાં શહેરોને સ્વર્ગ બનાવે છે, આપણે નરક બનાવીએ છીએ. અમલદારના કામમાં રોજ દખલ ન કરવી જોઈએ. અમલદારની પસંદગી કરતી વખતે જોઈ લેવું કે તે લાયક છે કે નહિ, પણ પછી રોજ દખલ ન કરવી.

સરદારશ્રીએ અમદાવાદ મ્યુનિસિપાલિટીનું તંત્ર વર્ષો સુધી સફળતાથી ચલાવી અમદાવાદ શહેરની રોનક ફેરવી નાખી, એટલે એમની અનુભવવાણી ગુજરાતની તમામ મ્યુનિસિપાલિટીઓ માટે ખૂબ જ પ્રેરણાદાયી નીવડે તેવી છે. ત્યાર પછી પણ મ્યુનિસિપલ કાઉન્સિલરો અને મ્યુનિસિપલ ચીફ ઑફિસર કે કમિશનર વચ્ચે એકરાગતાથી કામ થતું હોવાથી ગુજરાતને ગૌરવ અપાવે તેવી રીતે અમદાવાદનું તંત્ર ચાલી રહ્યું છે. તે જ રીતે સમસ્ત ગુજરાતની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનો વહીવટ ચાલે તો સમસ્ત ગુજરાત પ્રગતિ પામશે. ઉપરથી નીચે લોકશાહીનું વિકેન્દ્રીકરણ થતાં નીચેથી ઉપર પ્રગતિ થશે તેમાં શંકા નથી.




અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશન

અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશને કરેલું કેપિટલ ખર્ચ (સને ૧૯૫૭–૫૮)

| | | ટકા |
|---|---|---|
| ૧. | રસ્તા, પુલો તથા ફૂટપાથ બનાવવા અને પોળોમાં પથ્થર જડવા | ૨૫.૮૧ |
| ૨. | જાહેર તંદુરસ્તી | ૯.૨૨ |
| ૩. | મિલકત, લૅન્ડ એકવીઝીશન, વહીવટ તથા જાહેર બાંધકામ | ૭.૩૮ |
| ૪. | ટાઉન પ્લૅનિંગ સ્કીમ | ૬.૭૦ |
| ૫. | બગીચા, સંગ્રહસ્થાન, રમતગમતનાં સાધનો અને મેદાનો | ૩.૭૨ |
| ૬. | સામાન્ય કારભાર તથા કરની વસૂલાત ૧.૧૫% અને અન્ય | ૦.૦૨ |
| ૭. | મિલ્ક સ્કીમની પાયલોટ સ્કીમ | ૩.૨૮ |
| ૮. | જાહેર સલામતી | ૩.૮૬ |
| ૯. | સાર્વજનિક કેળવણી | ૮.૬૨ |
| ૧૦. | જમીનની ખરીદી તથા એકવીઝીશન અંગે ખર્ચ | ૯.૫૧ |
| ૧૧. | પાણીનો જથ્થો વધારવા તથા વહેંચણી સુધારવા | ૯.૫૬ |
| ૧૨. | ડ્રેનેજ તથા સ્ટોર્મવૉટર ડ્રેનેજ | ૧૧.૧૭ |







અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનની રેવન્યુ, આવક તથા ખર્ચ સને ૧૯૫૭–૫૮

(૧)

| આવક—રૂ. ૨,૮૧,૮૮,૫૬૯ | ટકા |
|---|---|
| (૧) રોકેલાં નાણાંનું વ્યાજ | ૨.૮૬ |
| (૨) સરકાર તરફથી ગ્રાંટ | ૨.૪૭ |
| (૩) થિયેટર ટેક્સ | ૦.૭૪ |
| (૪) ખુલ્લી જમીનના કરની આવક | ૦.૬૬ |
| (૫) દવાખાનું, ફી તથા પરચૂરણ | ૧.૦૯ |
| (૬) પાણી પૂરું પાડવાની આવક | ૬.૨૫ |
| (૭) સાર્વજનિક કેળવણી | ૪.૭૩ |
| (૮) મિલકત, લૅન્ડ એકવીઝીશન તથા મૅનેજમેન્ટ | ૩.૪૦ |
| (૯) રસ્તા, ફૂટપાથ, તથા સ્ટોર્મવૉટર ડ્રેનેજ | ૧૧.૧૭ |
| (૧૦) લોકોની સલામતી, બગીચા, પ્રકાશન, જાહેર બાંધકામ, લાઈસન્સિંગ, તથા પરચૂરણ આવક | ૧.૬૮ |
| (૧૧) લોકોની તંદુરસ્તી, રસ્તાની સફાઈ, તથા માર્કેટ અને કતલખાનાં | ૦.૯૫ |
| (૧૨) વૈદકીય મદદ | ૨.૧૪ |

(૨)

| ખર્ચ—રૂ. ૨,૫૯,૦૧,૯૩૭ | ટકા |
|---|---|
| (૧) સરકાર તરફથી લોન ભરપાઈ કરવા તેના વાર્ષિક વ્યાજ તથા મુદ્દલનું પેમેન્ટ | ૦.૩૭ |
| (૨) પાણી પૂરું પાડવા | ૫.૫૮ |
| (૩) રસ્તા, પુલો, ફૂટપાથ તથા સ્ટોર્મવૉટર ડ્રેનેજ | ૩.૭૦ |
| (૪) જાહેર બાંધકામ | ૧.૮૫ |
| (૫) માહિતી અને પ્રકાશન, લાઈસન્સિંગ, ગુમાસ્તાધારા તથા પરચૂરણ | ૧.૪૨ |
| (૬) મિલકત લૅન્ડ એકવીઝીશન તથા મૅનેજમેન્ટ | ૨.૬૬ |
| (૭) લોકોની સલામતી | ૩.૧૧ |
| (૮) બગીચા, સંગ્રહસ્થાન, અને રમત-ગમતનાં મેદાનો તથા સાધનો | ૩.૨૩ |
| (૯) માર્કેટ અને કતલખાનાં તથા જન્મ-મરણની નોંધણી | ૦.૮૩ |
| (૧૦) લોકોની તંદુરસ્તી | ૪.૧૦ |

# નવું પાટનગર

શ્રી કાન્તિલાલ ઘિયા
(મંત્રી, ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિ)

ગુજરાત રાજ્યની સ્થાપનાથી ગુજરાતીભાષીઓનું એક અને અખંડ એવા બૃહદ ગુજરાતના એકમનું સ્વપ્ન સિદ્ધ થયું છે. ઇતિહાસમાં કદાચ પહેલી જ વાર ગુજરાતી ભાષા જ્યાં જ્યાં બોલાય છે તે તમામ સળંગ વિસ્તારોનું ભારતના એક અંતર્ગત છતાં સ્વાયત્ત એવા રાજ્યના છત્ર તળે એકીકરણ થયું છે. અલગ રાજ્ય નિર્માણ થતાં કેટલાક પ્રશ્નો પણ નવગુજરાત સમક્ષ ખડા થયા અને તેમાં પાટનગરનો પ્રશ્ન મોખરે હતો.

ગુજરાતના ભાગ્યનિર્માતા નેતાઓએ દ્વિભાષી રાજ્યના વિભાજનના વિસર્જનની વાતો હવામાં ગુંજતી થઈ ત્યારથી જ આ પ્રશ્નનો ઉકેલ વિચારવો શરૂ કર્યો હતો. નિષ્ણાતો સાથે ચર્ચાવિચારણા કરી, ગુજરાત રાજ્યનું નિર્માણ થાય તો ગુજરાત માટે નવું પાટનગર સર્જવું, એવો નિર્ણય લેવાયો. નવું પાટનગર બંધાઈ રહે ત્યાં સુધી ગુજરાતના સાંસ્કૃતિક અને ઔદ્યોગિક કેન્દ્રસમા અમદાવાદમાં કામચલાઉ રાજધાની રાખવી એવો પણ નિર્ણય કરવામાં આવ્યો અને દ્વિભાષી રાજ્યના વિસર્જનની સત્તાવાર જાહેરાત થતાં જ નવા ગુજરાત રાજ્યના સુકાની-પદ માટે વરાયેલા ડૉ. જીવરાજ મહેતાએ ગુજરાત રાજ્યના નવા પાટનગર માટે પસંદ કરાયેલા સ્થળની જાહેરાત કરી. નવા પાટનગરનું નામ ગાંધીનગર રહેશે એ પણ જાહેર કરવામાં આવ્યું. આ જાહેરાતને ગુજરાતભરના તમામ વર્ગોએ ઉમળકાભેર વધાવી લીધી, અને પાટનગર માટે પસંદગી પામેલા સ્થળની યોગ્યતા પણ સર્વાનુમતે સ્વીકારાઈ. આવા શ્રેષ્ઠ નિર્ણય માટે નેતાઓની પ્રજાએ તારીફ કરી. આ છે ગુજરાતના સૂચિત નવા પાટનગરનો આછો પૂર્વ ઇતિહાસ.

પાટનગરની વાત આવે છે ત્યારે ગુજરાતનાં પ્રાચીન, પૌરાણિક તેમ જ ઐતિહાસિક પાટનગરોની તવારીખ પર દૃષ્ટિપાત કરીએ તો તે અસ્થાને નહિ ગણાય. અહીં એ યાદ રાખવાનું છે કે પુરાણ-કાળમાં આજનું ગુજરાત (૧) આનર્ત (અત્યારનું ઉત્તર ગુજરાત) (૨) સુરાષ્ટ્ર (અત્યારનું સૌરાષ્ટ્ર) અને (૩) લાટ (અત્યારનું દક્ષિણ ગુજરાત) એવાં ત્રણ અલગ રાજ્યોમાં વહેંચાયેલું હતું. ગુજરાતનું સૌ પ્રથમ પૌરાણિક પાટનગર એટલે આનર્તપુર. આજના વડનગર પાસે આનર્તપુર હશે એમ વિદ્વાનો માને છે. મનુ વૈવસ્વતના પુત્ર આનર્તે આનર્તપુર વસાવ્યું અને એ પાટનગર બન્યું. આનર્તપુર ગુજરાત તથા સુરાષ્ટ્રને જોડનારું એક સાંસ્કૃતિક નિમિત્ત બન્યું.

ભગવાન કૃષ્ણે દ્વારવતીમાં રાજધાની સ્થાપી. રત્નાકર સાગરના બારામાં—કચ્છના અખાતમાં પડતા સૌરાષ્ટ્રના પ્રવેશદ્વારમાં પાટનગરનો ધ્વજ લહેરાવ્યો. દ્વારવતી અથવા કુશસ્થલી એ હાલના દ્વારકાની નજીક હોવાનું મનાય છે. દ્વારવતીની આણ પણ લાટ કહેવાતા દક્ષિણ ગુજરાત સુધી પહોંચતી નહોતી એટલે કે ગુજરાતની એ બીજી પૌરાણિક રાજધાની અને પહેલવહેલી સાગરકાંઠાની રાજધાનીની હકૂમત સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર) પૂરતી જ મર્યાદિત હતી. પુરાણો અને મહાભારતમાં દ્વારવતીનાં જે વર્ણનો વાંચવા મળે છે તે પરથી એ ભારે વૈભવશાળી અને જાહોજલાલીભર્યું પાટનગર હશે એમ લાગ્યા વગર રહેતું નથી.

આ થઈ પૌરાણિક યુગની વાત. એને પ્રમાણભૂત ઇતિહાસનો જોઈએ તેટલો આધાર નથી. ઐતિહાસિક સામગ્રીથી સિદ્ધ કરી શકાય એવી પહેલવહેલી રાજધાનીનું માન તેથી ગિરિનગરને મળે છે. સૌરાષ્ટ્રમાં ગિરનાર પર્વતની તળેટીમાં આજે જ્યાં જૂનાગઢ છે ત્યાં ગિરિનગર વસેલું હતું. ઈ. સ. પૂર્વેના ત્રીજા શતકમાં એ સમૃદ્ધિની પરાકાષ્ઠાએ હશે. અશોકનો શિલાલેખ વગેરે ઉપલબ્ધ પુરાવાઓ પ્રાચીન ગુજરાતના એ પ્રથમ ઐતિહાસિક પાટનગરના અસ્તિત્વ પર પ્રકાશ ફેંકે છે.

ઇતિહાસની આરસીમાં ગિરિનગર પછી વલભી પાટનગર બનતું દેખાય છે. ઈ. સ. ૪૮૦માં મૈત્રકોએ વલભીને રાજધાની બનાવી અને ત્યારથી વિદ્યા, વાણિજ્ય અને સંસ્કારના કેન્દ્ર તરીકેની એની ખ્યાતિ પણ વધતી ગઈ. એ યુગમાં નાલંદા ભારતમાં અને ભારત બહાર એક મહાન વિદ્યાકેન્દ્ર તરીકે સુવિખ્યાત હતું. ધીરે ધીરે વલભીએ પણ નાલંદાના સમોવડિયા સંસ્કાર અને વિદ્યાના કેન્દ્ર તરીકે પોતાની સુવાસ ફેલાવી. ચીની મુસાફર હ્યુએન-ત્સંગે વલભીનું વર્ણન આ પ્રમાણે કર્યું છે: "તેનો વિસ્તાર પાંચ માઈલનો, વસ્તી ગીચ અને આબાદ. છ હજાર ભિખ્ખુઓ (બૌદ્ધ સાધુઓ)નો સમાવેશ કરતા અહીં સેંકડો મઠો છે. આ શહેર ધર્મ ઉપરાંત વિદ્યા, કલા, સંસ્કાર અને વાણિજ્યનું મોટું મથક છે." ભાવનગરની પશ્ચિમે હાલમાં વળા નામનું ગામ છે, ત્યાં પ્રાચીન વલભીના અવશેષો મળી આવ્યા છે.

વલભીના પતન પછી ગુજરાતની રાજધાનીની પતાકા સૌરાષ્ટ્ર-માંથી ખસીને ઉત્તર ગુજરાતના અણહિલપુર પાટણમાં રોપાય છે. વનરાજ ચાવડાએ એની સ્થાપના કરી અને સોલંકી વંશના રાજવી-ઓએ એનો ઉત્તરોત્તર વિકાસ સાધ્યો. સોલંકી વંશનો રાજ્યકાળ એ ગુજરાતના ઇતિહાસનો પણ સુવર્ણયુગ ગણાય છે. ઈ. સ. ૭૨૦ થી ઈ. સ. ૧૨૯૭ સુધી ગુજરાતના એકચક્રી શાસનના પાટનગર તરીકે પાટણ મહત્તા પામ્યું. પાટણે સમૃદ્ધિની સિદ્ધિની ટોચ સિદ્ધરાજે

જયસિંહના રાજ્ય અમલમાં જોઈ. ત્યારે માળવોની ધારાનગરીની સ્પર્ધામાં પાટણ ઊતર્યું અને એની રાજકીય આણ ગુજરાતના સીમાડાઓ ઓળંગી રહી. હેમચંદ્રાચાર્ય જેવા પ્રખર વિદ્વાનના પુરુષાર્થથી પાટણે એ જમાનામાં વિદ્યા અને સંસ્કારના પરમધામ તરીકેની કીર્તિ પણ પ્રાપ્ત કરી.

કાળનું ચક્ર ફર્યું અને મુસ્લિમોની હકૂમત હેઠળ ગુજરાત આવ્યું ત્યારે પણ ઈ. સ. ૧૪૦૩ સુધી પાટણમાં જ પાટનગરની પતાકા ફરકતી રહી. પછી ઈ. સ. ૧૪૧૧માં સુલતાન અહમદશાહે સાબરમતીના કાંઠે જૂના આશાવલ અને કર્ણાવતીની સમીપમાં ગુજરાતના નવા પાટનગરનો પાયો નાંખ્યો અને એને પોતાના નામ પરથી અહમદાવાદ તરીકે જાહેર કર્યું, જે પાછળથી અમદાવાદ તરીકે મશહૂર બન્યું. ઈ. સ. ૧૫૭૩માં મોગલ શહેનશાહ અકબરે ગુજરાત જીતી લીધું ત્યાં સુધી ગુજરાતની સ્વતંત્ર સલ્તનતના પાયતખ્ત તરીકે અમદાવાદની બોલબાલા રહી. મોગલ હકૂમત હેઠળ ગુજરાત આવ્યું તે સાથે જ અમદાવાદ પાટનગર મટી ગયું અને સાથોસાથ ગુજરાત પણ સ્વતંત્ર પાટનગર વિહોણું બન્યું. ત્યારથી માંડીને ૧૯૬૦ના મે માસની પહેલી તારીખે ગુજરાતના ઇતિહાસમાં પહેલી વાર લોકશાહી રાજ્યના કામચલાઉ પાટનગર તરીકે અમદાવાદ પર કળશ ઢોળાયો ત્યાં સુધી, એટલે કે ૩૮૭ વર્ષ સુધી ગુજરાતને પોતાનું પાટનગર નહોતું.

ઇતિહાસના આ પરિવર્તનનું વિહંગાવલોકન કરીએ તો પૌરાણિક (૧) આનર્તપુર અને (૨) દ્વારાવતી પછી ઐતિહાસિક (૧) ગિરિનગર (૨) વલભી (૩) અણહિલવાડ પાટણ અને (૪) અમદાવાદ એ ક્રમમાં ગુજરાતમાં પાટનગરો સર્જાયાં એ સિદ્ધ થાય છે. આ પૈકી દ્વારાવતી, ગિરિનગર અને વલભી એ સૌરાષ્ટ્રની ભૂમિ પર અને આનર્તપુર, અણહિલવાડ પાટણ તથા અમદાવાદ ગુજરાતની તળભૂમિ પર મંડાયેલાં જોવામાં આવે છે. હવે રચાનારું પાટનગર ગાંધીનગર ગુજરાતના ઇતિહાસમાં સાતમું પાટનગર બનશે.

નવા પાટનગરના આયોજનનો વિચાર કરીએ ત્યારે સ્વાભાવિક રીતે જ પ્રાચીન ગુજરાતનાં પાટનગરોની રચના કેવી હશે એ પ્રશ્ન મનમાં જાગે. આ પુરાતન પાટનગરોનાં કાવ્યમય અને કેટલેક અંશે અતિશયોક્તિભર્યાં વર્ણનોમાંથી તે તે જમાનાની નગરરચનાનો સ્પષ્ટ ખ્યાલ આવવો મુશ્કેલ છે. એ વાત સાચી છે કે આપણી પ્રાચીન નગરરચના અંગે ઊંડું અન્વેષણ થયું નથી, તે છતાં વાસ્તુશાસ્ત્રના જે પ્રાચીન ગ્રંથો ઉપલબ્ધ છે તેમાંથી કેટલીક રસપ્રદ માહિતી તારવી શકાય છે.

'માનસાર' 'શુક્રનીતિ' વગેરે સંસ્કૃત ગ્રંથોમાં અનેક પ્રકારની નગરરચનાનો, પાટનગરની વિશિષ્ટતાનો અને વિવિધ પ્રકારનાં નગરોની બાંધણીનાં લક્ષણોનો ઉલ્લેખ મળે છે. ગ્રામરચનાને નગરરચનાના પાયારૂપ લેખવામાં આવતી અને એ ગ્રંથોમાં આપવામાં આવેલાં ગ્રામલક્ષણ અને નગરલક્ષણ સરખાવતાં બંનેમાં બહુ મોટો ફેર જણાઈ આવતો નથી. 'માનસાર' માં નગરોના આઠ ભેદ આ પ્રમાણે દર્શાવ્યા છે: (૧) રાજધાનીય નગર (૨) કેવલનગર (૩) પુર (૪) નગરી (૫) ખેટ (૬) ખર્વટ (૭) કુબ્જ અને (૮) પટ્ટન. આ સંસ્કૃત શબ્દોના અપભ્રંશ રૂપો આજે (જે ગામોના નામમાં) ટકી રહ્યાં છે તે જોતાં આ આઠ પ્રકારના ભેદ પણ નગરરચનાની દૃષ્ટિએ બહુ વિલક્ષણ હોય એમ લાગતું નથી. 'ખેડા' એ શબ્દ 'ખેટ' પરથી ઊતરી આવ્યો છે તે જ પ્રમાણે 'પાટણ' પણ 'પટ્ટન' પરથી ઊતરી આવેલ શબ્દ છે. આજનું કનોજ અગાઉ કાન્યકુબ્જ તરીકે ઓળખાતું. 'પુર' અને 'નગરી' તો ઘણાં ગામોનાં નામની પાછળ આજેય જોવા મળે છે. વળી 'માનસાર'માં જ જણાવવામાં આવ્યું છે તેમ 'કેવલનગર'માં જો રાજા રહેતો હોય તો તે રાજધાનીય નગર કહેવાય. એટલે આ આઠ પ્રકારનાં નગરો વચ્ચે તફાવત હોય તો તે ખૂબ સૂક્ષ્મ એવો ગણાય.

ઉપર જણાવેલ આઠ પ્રકારનાં નગરના ભેદ એનાં લક્ષણોના આધારે પાડવામાં આવ્યા જણાય છે. જ્યારે નગરરચનાની દૃષ્ટિએ નગરની બાંધણીના આકારના ધોરણે પાડવામાં આવેલ બીજા આઠ પ્રકારના ભેદ વાસ્તુશાસ્ત્રની દૃષ્ટિએ વધુ ધ્યાન ખેંચે તેવા છે. એ આ પ્રમાણે ગણાવવામાં આવ્યા છે: (૧) દંડક (૨) સર્વતોભદ્ર (૩) નન્દ્યાવર્ત (૪) પદ્મક (૫) સ્વસ્તિક (૬) પ્રસ્તર (૭) કાર્મુક અને (૮) ચતુર્મુખ. આ આઠ પ્રકારો તેનાં નામ સૂચવે છે તેમ બાંધણીના અમુક આકારો ચીંધે છે.

અતિપ્રાચીન કાળમાં આપણા દેશમાં નગરઆયોજન ખૂબ ઝીણવટથી થતું હશે અને તે માટે શાસ્ત્રોક્ત પદ્ધતિઓ નિર્ણીત થઈ હશે એમ આ ઉલ્લેખો પરથી લાગે છે. તળ ગુજરાતમાં સિંધુ સંસ્કૃતિનું લોથલ પાસે જે નગર મળી આવ્યું છે તેના અવશેષો જોતાં પ્રાગ્-ઐતિહાસિક યુગમાં એટલે કે આજથી ચાર પાંચ હજાર વર્ષ પૂર્વે પણ નગરરચનાનું શાસ્ત્ર ઘણું સારી રીતે વિકસ્યું હોવાની ખાતરી થાય છે. લગભગ આધુનિક નગરરચનાની જોડે સરખાવી શકાય તેવું આયોજન લોથલના અવશેષોમાં દૃષ્ટિગોચર થાય છે. પરંતુ મધ્યકાલીન યુગમાં નગરરચનાનું આ શાસ્ત્ર આપણે ત્યાં વીસરાયું અથવા ઉપેક્ષા પામ્યું હોય એમ લાગ્યા વગર રહેતું નથી.

આપણા વિષયને સીધો સ્પર્શ કરતા ઉલ્લેખો 'શુક્રનીતિ'માં રાજધાનીનું નગર ક્યાં અને કેવું હોય એના વિસ્તૃત વર્ણનોમાં મળી આવે છે. માત્ર ઐતિહાસિક અવલોકન કે સમીક્ષાની દૃષ્ટિએ જ નહિ, પણ આજના યુગમાં પણ માર્ગદર્શક થઈ પડે તેવી ઉપયોગિતાની દૃષ્ટિએ પણ રાજધાની માટે 'શુક્રનીતિ'એ નક્કી કરી આપેલા સિદ્ધાંતો સનાતન સત્ય સમા છે. 'શુક્રનીતિ'ના એ સિદ્ધાંતોનો સારાંશ આ પ્રમાણે છે:

૧. રાજધાની માટે સુરમ્ય અને સપાટ ભૂમિપ્રદેશ પસંદ કરવો.
૨. એ ભૂમિમાં સારું અને પુષ્કળ પાણી હોવું જોઈએ.
૩. પંખીઓના કલરવથી ગુંજતી વૃક્ષવેલીઓની ઘટાથી ભૂમિ આચ્છાદિત હોવી જોઈએ.
૪. ઘાસચારો અને લાકડાની તંગી ન હોવી જોઈએ.
૫. સમુદ્રથી બહુ દૂરનું સ્થળ ન હોવું જોઈએ.

૬. તેની નજીક ગામડાંઓની વસાહતો હોવી જોઈએ.

૭. સુંદર વાવ, કૂવા અને જલયંત્રોથી રાજધાની સભર હોવી જોઈએ.

૮. રાજધાનીના નગરમાં સારા માર્ગો, બાગબગીચા અને વિશ્રાંતિગૃહો તેમ જ મુસાફરખાનાં હોવાં જોઈએ.

૯. તેમાં દેવમંદિરો, વિદ્યાગૃહો અને રાજસભા હોવાં જોઈએ.

આ મુદ્દાઓ પર નજર નાખતાં એટલું તત્કાળ જણાઈ આવશે કે આપણી પુરાતન નગરરચનામાં સૃષ્ટિસૌંદર્ય અને માનવસુખને બુનિયાદી જરૂરિયાત તરીકે સ્થાન આપવામાં આવતું અને ગામડાં તેમ જ શહેરના સમન્વય પર ભાર મુકાતો. સૃષ્ટિસૌંદર્ય અને આરોગ્યપ્રદ નિસર્ગનો આજે શહેરોમાં જે અભાવ તરી આવે છે તે 'શુક્રનીતિ'ના સિદ્ધાંતોને અનુસરીએ તો નવા નગરમાં ટાળી શકાય.

ગુજરાતના ભાગ્યમાં નવું પાટનગર ઊભું કરવાની તક આવી છે, ત્યારે ભારતની સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના કાળમાં આપણા દેશમાં જે થોડાં નગરો સર્જાયાં છે એનો પણ વિચાર કરીએ.

પંજાબમાં ચંદીગઢ અને ઓરિસામાં ભુવનેશ્વરએ બે નવાં પાટનગર બાંધવાનો અનુભવ—એની તમામ ખૂબીઓ અને ખામીઓ સાથે—આપણી નજરની સામે જ છે. એ ઉપરાંત ભીલાઈ, રૂરકેલા, સિંદરી, નાંગલ અને ચિત્તરંજન જેવાં નવાં નગરો નવા ઉદ્યોગો અને તે માટેના કામદારોના વસવાટ માટે સર્જાયાં એ પણ આપણી હયાતીમાં. નિરાશ્રિતોના પુનર્વસવાટ માટે કચ્છમાં ગાંધીધામ અને કલકત્તા પાસે કલ્યાણી જેવાં નગરો રચાયાં એનો પણ અનુભવભંડોળ આપણી સમક્ષ છે. સિંચાઈ અને બહુલક્ષી વિદ્યુત યોજનાના સંચાલન માટે કર્મચારીઓના વસવાટ અર્થે બંધાયેલ નાનાં નાનાં નવાં નગરોનું દૃષ્ટાંત પણ આપણી આગળ મોજૂદ છે. ગુજરાતના પાટનગર ગાંધીનગરનું આયોજન કરતી વેળાએ આ બધાનો અનુભવનિચોડ આપણી દૃષ્ટિ સમક્ષ રાખીએ તો ભૂલોનું પુનરાવર્તન ન થાય અને એ બધાં નગરોમાં દૃષ્ટિગોચર થતાં સારાં તત્ત્વોનો લાભ ઉઠાવી શકાય. ઉપર ઉલ્લેખિત નવાં નગરો છેલ્લા એક જ દાયકામાં રચાયાં છે, તેથી તેનો ઇતિહાસ હજુ તાજો જ હોઈ એમાંથી માર્ગદર્શન મેળવીએ એ ઉચિત ગણાય.

જ્ઞાન અને વિદ્યાની આલમને ભૂગોળના સીમાડા નડતા નથી. આથી જગતના બીજા દેશોમાં રચાયેલાં નવાં નગરોની અનુભવભૂમિકામાંથી પણ આપણને ઉપયોગી થાય એવો બોધપાઠ ગ્રહણ કરવામાં નાનમ ન હોવી જોઈએ. ઇંગ્લૅંડ અને અમેરિકા જેવા નૂતન નગરરચનાના દૃષ્ટાઓએ અવનવા વિચારો જગત સમક્ષ રજૂ કર્યા, અને તેના પરિપાક રૂપે અમેરિકામાં અને ઇંગ્લૅંડમાં આધુનિક નવાં નગરો બંધાયાં છે. આ નગરો આકર્ષક, સુંદર અને અવનવી બાંધણીવાળાં, પોતપોતાની મૌલિક ડિઝાઈનવાળાં અને તે તે દેશની આબોહવા તેમ જ પ્રજાની રહેણીકરણીને અનુલક્ષીને યોજાયાં છે.

પરંતુ એનું જો આપણે અનુકરણ કરીએ તો એના જેવી મોટી ભૂલ એકેયે નથી. કોઈના અનુભવમાંથી સારાં તત્ત્વો ગ્રાહ્ય કરવાં અને કોઈની નકલ કરવી એ બે વચ્ચે ઘણો તફાવત છે. આપણે તો ગુજરાતની આબોહવા, આપણી પ્રજાની જીવન જીવવાની ઢબ, આપણો સાંસ્કૃતિક વારસો એ તમામનો વિચાર કરીને તેને અનુરૂપ એવું આયોજન ઘડવું પડશે. હા, પરદેશોમાં બંધાયેલાં નવાં નગરોમાં કામમાં લેવાયેલી બાંધકામની ટૅકનિક, વાસ્તુવિદ્યા અને ઇજનેરી વિજ્ઞાનના ક્ષેત્રમાં થયેલી નવી શોધખોળો, ચણતર કામના ખર્ચમાં કરકસર કરવા શોધાયેલી યુક્તિઓ વગેરેમાંથી જે જે ઉપયોગી અને આપણા સંજોગોને અનુકૂળ હોય તે અવશ્ય ગ્રહણ કરી શકીએ.

આ સંદર્ભમાં બીજી એક મુદ્દાની વાત એ છે કે પશ્ચિમના સમૃદ્ધ અને દોલતમંદ દેશોમાં નવાં નગરો બાંધવા પાછળ જે સંપત્તિ ખરચાઈ છે એ જોતાં પણ આપણને એની નકલ કરવી પરવડે તેમ નથી. આપણી મૌલિકતા, સર્જનાત્મક પ્રજ્ઞા અને વ્યવહારકુશળ બુદ્ધિનું દેવાળું કાઢવા જેવી, પારકાના આંધળા અનુકરણની કોઈ આપણે વિચારી શકીએ જ નહિ એ તો દેખીતું છે.

વળી આપણે તો આપણા નવા પાટનગર સાથે આજના ગુજરાતના ઘડવૈયા અને સમગ્ર રાષ્ટ્રના પિતા મહાત્મા ગાંધીજીનું નામ જોડવાના છીએ. એટલે એમની વિચારસરણીનો દ્રોહ ન થાય, એટલું જ નહિ પરંતુ તેમણે આપણી સામે જે આદર્શો રજૂ કર્યા છે તે મૂર્ત થાય એવું જ આયોજન ઘડવું જોઈએ. અને એ માટે જેની બુનિયાદ પર શહેરોનું નવસર્જન થાય છે એ ગામડાંનો પણ વિચાર કરવો ઘટે. 'ગામડાંને ભિખારી બનાવીને શહેરો ફાલેફૂલે છે અને શહેરોનો ભભકો, ધમાલ અને રોશની ગામડાંની કંગાલિયત, બેકારી અને અંધકારને આભારી છે.' એવી ગાંધીજીએ જે ટકોર કરી હતી તે પણ આપણે ભૂલવી ન જોઈએ. તો જ આપણે 'ગાંધીનગર' નામ સાર્થક કર્યું ગણાશે.

તેથી ગાંધીજીના આદર્શોને અનુરૂપ ગાંધીનગરના સર્જનમાં નીચેના મુદ્દાઓ લક્ષમાં રાખવા ઘટે:

(૧) પાટનગર માટે પસંદ કરાયેલ વિસ્તારમાં સમાવેશ પામતાં ગામડાંઓ અને નવું રચાતારું ગાંધીનગર, બંને પરસ્પર પૂરક અને પોષક બને તેવી વ્યવસ્થા કરવી.

(૨) પાટનગરની હદમાં આવી જતાં અને એની આસપાસ આવેલાં ગામડાંની સમૃદ્ધિ અને સુખસગવડો વધારી ગામડાં અને શહેરો વચ્ચે જે બહુ મોટો તફાવત દેખાય છે તે અંતર જેમ બને તેમ ઓછું કરવાનાં પગલાં વિચારવાં.

(૩) પાટનગરની રચનામાં સાદાઈ, કરકસર અને સામાજિક સમતુલા માટે સભાન પ્રયત્નો કરવા.

(૪) વસ્તી બહુ ગીચ ન બને તે માટે એક એકર દીઠ સરાસરી ૧૫ માણસથી વધારે વસ્તીપ્રમાણ ન હોવું જોઈએ. પાટનગરની એકંદર વસ્તી સાઠ હજારથી એક લાખ સુધીની હોય એવી મર્યાદા સ્વીકારવી.

(૫) નાગરિકોની સુખસગવડો અને સામુદાયિક જરૂરિયાતો પૂરી પાડવામાં સામાજિક સમતુલાની દૃષ્ટી સર્વોપરી રાખવી.

(૬) ગ્રામોદ્યોગ અને ગૃહ-ઉદ્યોગોને પ્રોત્સાહન મળે તેવી વ્યવસ્થા કરવી.

જેમનું પુનિત નામ નવા પાટનગર સાથે જોડાવાનું છે' તેમણે ચીંધેલા રાહે આયોજન કરવું હોય તો આ મુદ્દાઓને ઉવેખી શકાય નહિ. એના સ્થાપત્યમાં પણ શણગાર, અલંકાર અને સુશોભનોનો અતિરેક ન હોય, તેમ છતાં ગુજરાતના પરંપરાગત કલાકૌશલ્ય અને કારીગીરીને ઉચિત મહત્ત્વ અપાવું જોઈએ. બીજા શબ્દોમાં, સાદાઈયુક્ત સૌંદર્ય સાધવાનું ધ્યેય પાટનગરના વાસ્તુવિધાનમાં અપનાવવું જોઈએ.

ગુજરાતની પ્રજા વ્યવહારકુશળ હોઈ કરકસર એના લોહીમાં છે. પાટનગર બાંધવાના ખર્ચમાં કરકસર શી રીતે અને ક્યાં ક્યાં થઈ શકે એ જોઈએ. નવેસરથી આખું પાટનગર બાંધવું એટલે એના અનેક રસ્તાઓ, અસંખ્ય મકાનો, સચિવાલય, રાજભવન, ધારાસભાગૃહ વગેરે માટે ભવ્ય ઇમારતો ઇત્યાદિના ચણતર માટે બાંધકામની સામગ્રી ખૂબ વિપુલ પ્રમાણમાં જોઈએ. આ પૈકી ઈંટ, ચૂનો, મેટલ, કપચી, ગ્રીટ, સ્લેબ વગેરે માલસામાન સ્થાનિક ઉત્પાદનનો હોઈ એના વિશાળ સુયોજિત ઉત્પાદન માટે પ્રથમથી જ પ્રબંધ કરવામાં આવે તો તે ઘણો સસ્તો પડે. એ જ પ્રમાણે ટાઈલ્સ, ફ્લોરિંગ સ્ટોન, આરસ, બારી, દરવાજા, ફિક્ચર્સ અને ફાસનિંગ્સ, મેલા પાણીના નિકાલની પાઈપો વગેરેનું ઉત્પાદન પણ યોજી શકાય. બાંધકામ માટે જરૂરી એવી બીજી સામગ્રીનો જથ્થો સસ્તો શી રીતે મેળવી શકાય એનો ઝીણવટથી અભ્યાસ કરવામાં આવે અને તેના આધારે ભાવ કસીને ખરીદવા માટેનું કાર્યક્ષમ તંત્ર સારી રીતે ગોઠવવામાં આવે તો ખર્ચમાં ઘણો બચાવ કરી શકાય. તે જ પ્રમાણે માલના વહન માટે વાહનવ્યવહારનું નિયોજન કરવામાં આવે તો તેથી પણ કરકસર સાધી શકાય.

બીજો વિચારણીય પ્રશ્ન બાંધકામની સામગ્રીનો છે. આપણાં પ્રાચીન નગરોમાં અને ઐતિહાસિક સ્થાપત્યોમાં પથ્થર અથવા આરસનો વધુ ઉપયોગ જોવા મળે છે. સિમેન્ટ એ જમાનામાં શોધાયો નહોતો અને મજબૂતાઈ માટે પથ્થર કે આરસ વાપર્યા વગર છૂટકો નહોતો એ પણ કદાચ કારણભૂત હોય. વળી નકશીકામ અને કોતરકામ પથ્થર અને આરસ પર સારું થઈ શકે છે તેથી પણ એ સામગ્રી વધુ વપરાતી હશે. પરંતુ આજના જમાનામાં પથ્થર કે આરસનું બાંધકામ ખૂબ મોંઘું અને ખરચાળ નીવડે છે. રાજભવન, સચિવાલય, ધારાસભાગૃહ વગેરે વિશિષ્ટ ઇમારતોમાં અમુક અંશે પથ્થરનો ઉપયોગ ભલે કરવામાં આવે પણ સમગ્ર રીતે તો ઈંટ, ચૂનો સિમેન્ટ, કૉંક્રિટ, લોખંડ અને ઇમારતી લાકડાનો જ ઉપયોગ કાર્યસાધક અને કરકસરયુક્ત ગણાય. તુલનાત્મક દૃષ્ટિએ વિચારતાં પણ એ જ વાજબી લાગશે.

ગુજરાતની આગવી સ્થાપત્યપ્રણાલીને વંશપરંપરાથી સાચવી રાખનારા શિલ્પીઓ અને સલાટો હજુય હયાત છે. ગુજરાતના અનોખા લક્કડકામના જાણકાર કારીગરો પણ મળી આવે છે. આ બધાને શોધી કાઢી તેમની સેવાઓનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો ઓછા ખર્ચે ગાંધીનગરને ગુજરાતની લાક્ષણિકતાનો ઓપ આપી શકાય. ગુજરાતની આબોહવા સાથે મેળ ન ખાય તેવા વિદેશી સ્થાપત્યના નિર્જીવ અનુકરણથી કદાચ ઉપરછલ્લું વિચિત્ર નાવીન્ય ભલે સાધી શકાય, પરંતુ પ્રજાના હૃદયમાં તે ઉમળકો પ્રેરી શકે નહિ. બીજા શબ્દોમાં પાટનગરનું સંવિધાન એવું હોવું જોઈએ કે જે ગુજરાતના અનોખા વ્યક્તિત્વનું અને ગુજરાતની અસ્મિતાનું સુભગ દર્શન કરાવે.

ગાંધીનગર માટે જે સ્થળ પસંદ કરવામાં આવ્યું છે ત્યાં વૃક્ષ-ઘટાઓ અને આંબાવાડીઓ છે. એને બને ત્યાં સુધી જાળવી રાખીને નગરરચનાના નકશા ઘડાય તો સારું. આપણા પ્રદેશની ગરમ આબો-હવામાં કંઈક ઠંડક મળે, નૈસર્ગિક શીતળતા મળે તે માટે વૃક્ષરાજીઓ, ઉદ્યાનો અને જલાશયોની ખૂબીપૂર્વક ગોઠવણ થવી જરૂરી છે. રાજધાની-ની શોભા વધે અને ગરમીનું પ્રમાણ ઘટે એવો બેવડો લાભ મેળવવા નગરમાં અને નગરની ચારે બાજુએ વિવિધ પ્રકારનાં વૃક્ષો રોપવાં જોઈએ. પાશ્ચાત્ય નગરઆયોજનની પરિભાષામાં નગર રચનાનું આ અંગ Landscape architecture) કહેવાય છે. આપણે આગળ જોઈ ગયા તેમ 'શુક્રનીતિ'માં પણ જુદી રીતે આ બાબત પર ભાર મૂકવામાં આવ્યો છે. એક રીતે આવી નૈસર્ગિક હરિયાળી શહેર અને ગામડાના જીવન વચ્ચેનું અંતર ઓછું કરવામાં સહાયરૂપ થતી હોય છે. નગરના નકશામાં નિર્ણીત વિસ્તારોમાં ફૂલવાળા અને ફૂલ વગરનાં, ફળવાળાં અને ફળ વગરનાં એમ બંને પ્રકારનાં વૃક્ષો વાવીને ઉછેરવાથી પાટનગરના નાગરિકોને ઉપવનનો આહ્‌લાદ અને સાથોસાથ કુદરતી ઠંડકનો પણ લાભ આપી શકાય.

વસવાટ અને વ્યવસાય માટેના વિસ્તારોની પરસ્પર સંકળાયેલી છતાં સંયોજનબદ્ધ વહેંચણી, શાળાઓ, મહાશાળાઓ, દવાખાનાં, ક્રીડાંગણો, ઉપવનો, વિશ્રાંતિસ્થળો, ગ્રંથાલયો વગેરે સાર્વજનિક સગવડોની સુયોગ્ય ફાળવણી અને સરળ માર્ગવ્યવહાર (ટ્રાફિક) તેમ જ ઓછામાં ઓછી મુસાફરી કરવી પડે એવી માર્ગરચના એ બધા અદ્યતન નગરરચનાના આદર્શો તરીકે સ્વીકૃતિ પામ્યા છે. લોકોને પોતાની રોજિંદી પ્રવૃત્તિ માટે વાહનવ્યવહારમાં ઝાઝો ખર્ચ ન કરવો પડે, મોટર જેવાં યાંત્રિક વાહનોની ઝડપી અવરજવર વિનાઅવરોધ ચાલતી રહે અને તે સાથે રાહદારીઓની સલામતી સચવાય એવો ત્રિવિધ હેતુ સાધી શકાય એ પ્રકારની પાટનગરના રસ્તાઓની રચના આપણે વિચારવી જોઈએ.

પાટનગર માત્ર રાજકીય રાજધાનીનું શહેર બની રહેતું નથી. વિવિધ કારણોસર સમગ્ર રાજ્યની પ્રજાને પાટનગર સાથે સંપર્કમાં આવવું પડે છે. તેથી પાટનગરનો પ્રભાવ માત્ર તે નગરની સીમાઓ પૂરતો જ મર્યાદિત ન રહેતાં આખાય રાજ્યમાં પ્રસરતો હોય છે. આથી સ્વપ્નદ્રષ્ટાઓને પ્રેરણા આપે, પ્રજાજીવનનાં શુભ તત્ત્વોને સાકાર કરે, સમૂહજીવનનાં નવાં પ્રેરક ધોરણો સ્થાપે, સમાજની તંદુરસ્ત આકાંક્ષા-ઓને વેગ આપે અને સર્વોદયની વિચારધારાને પ્રોત્સાહન અર્પે એવું ઘડતર હોવું જોઈએ. પાટનગરના ઈંટચૂનાના ચણતરમાંથી આવું વ્યાપક

બળ કેવી રીતે પ્રગટી શકે એ તો નગરનો નકશો તૈયાર કરતી વેળાએ જ વિચારી શકાય. નગરો અને એમાંય પાટનગર રાષ્ટ્રીય ચારિત્ર્યના ઘડતરમાં અનોખો ભાગ ભજવે છે એ સત્ય વીસરાવું ન જોઈએ.

તો પછી સમગ્ર રાજ્યના લોકજીવનના ઉત્કર્ષને પ્રેરક અને પોષક થાય એવું પાટનગરનું સંવિધાન શી રીતે કરવું? એનો ઉત્તર છે સામાજિક સમતુલા જળવાય એ રીતનું એનું આયોજન કરવામાં. બીજા શબ્દોમાં, વર્ગ વર્ગ વચ્ચેની ઈર્ષાને નહિ, પરંતુ વર્ગ વર્ગ વચ્ચેના સમન્વયને પ્રોત્સાહન મળે એવી એની રચના થવી જોઈએ. રાજધાનીનું વાતાવરણ જ એવું હોય કે જે સર્વોદયનું—બધાની ઉન્નતિનું—પ્રેરક પોષક બની રહે. જ્યાં સુધી ધનિક, મધ્યમ અને ગરીબ શહેરીઓ તેમ જ મોટા, મધ્યમ અને નીચલા કર્મચારીઓ એવા વર્ગો રહેવાના છે ત્યાં સુધી તમામની સુખસગવડો અને સુવિધાઓ સચવાય એવી નગરરચના વિચારવી જોઈએ. જુદા જુદા સામાજિક-આર્થિક થરના શહેરીઓ વ્યક્તિગત રીતે ન્યૂનાધિક રહેણીકરણી ધરાવતા હોવા છતાં તેમને મળતી સામુદાયિક સગવડોમાં ભેદભાવ ઓછામાં ઓછા હોય તો વર્ગભેદની લાગણી વધી શકે નહિ.

આના એક ઉપાય તરીકે જીવનના અમુક નિર્દોષ આનંદ, સાંસ્કારિક અને સાંસ્કૃતિક ઉપભોગો, આરામ તેમ જ રંજનનાં સમૂહકેન્દ્રો (સિવિક સેન્ટર્સ)નું જે આયોજન થાય તેમાં સામાજિક સમતુલાની ભાવના વણી લેવી જોઈએ. બીજો ઉપાય એ છે કે આવક કે કમાણીના ધોરણે ઊભી થતી વિભિન્ન આર્થિક સ્તરની શ્રેણીઓ મુજબના વર્ગો પરસ્પરથી સાવ અલગ પડી જાય, એટલે કે ધનવાનો અને ગરીબોના વિસ્તારો એકબીજાથી તદ્દન જુદા પડી જાય એ પ્રકારે પાટનગર ન વિકસે તે માટે પ્રબંધ કરવો. સંપત્તિના ધોરણે ગરીબ-તવંગર લત્તાઓ જેવી વાડાબંધી ધનવાન નાગરિકો પ્રત્યે સામાન્ય શહેરીઓના હૃદયમાં અદેખાઈ પ્રગટાવે છે જે સમાજજીવનના તંદુરસ્ત વિકાસને બાધક નીવડે છે. તેથી વાડાબંધીને સ્થાને સુભગ સમન્વય સ્થાપી શકાય તો એક નવું જ પ્રેરણાદાયી વાતાવરણ પાટનગરમાં ફેલાશે અને તેના સ્પર્શથી સમગ્ર રાજ્યની પ્રજા પણ નવું ચેતન અનુભવી શકશે.

બીજો વિચાર પાટનગરની સીમામાં સમાઈ જતાં અને તેની આસપાસ આવેલાં ગામડાંઓની ગ્રામજનતાનો કરવાનો રહે છે. એમનામાં પાટનગર પ્રત્યે આત્મીયતા જાગે, એમને નવું સંસ્કારજીવન સૂઝે અને એમની આર્થિક સમૃદ્ધિને પોષે એ માટે આપણે શું કરીશું? શહેર અને ગામડાના સમન્વયનો આદર્શ જો આપણે પાટનગરમાં સિદ્ધ કરી શકીએ તો ગુજરાતભરમાં એની સારી અસર પડશે.

આનો એક ઇલાજ ગ્રામજનતાના ગૃહઉદ્યોગોને સજીવન કરવામાં રહેલો છે. આ માટે ગોરસ (ડેરી) ઉદ્યોગની ખિલવણી સૌ પ્રથમ હાથ ધરી શકાય. ગોધનની સાચવણી એ ગોપાલકૃષ્ણનો અમૂલ્ય વારસો છે. દૂધની પેદાશ જેટલી વધશે તેટલી અન્નધાન્યની પૂર્તિ થવાની. દૂધનું ઉત્પન્ન વધારવાના ઉપાયો યોજવાથી આડકતરી રીતે જમીનસુધારણા અને સારી ખેતીના કાર્યને પણ વેગ મળશે. ગાય એ અમૃતવેલ છે અને ખેતી પછી ગોરસ એ મોટામાં મોટો ગ્રામોદ્યોગ છે. ગોરસ ઉદ્યોગને વૈજ્ઞાનિક પદ્ધતિ દ્વારા નવજીવન આપવામાં આવે તો તેથી એક પંથ ને દો કાજ સરશે. એક તો પાટનગરની આસપાસનાં ગામડાંઓ સમૃદ્ધ બનશે અને બીજું પાટનગરમાં વસવાટ કરતા શહેરીઓને દૂધ જેવા પૌષ્ટિક ખોરાકનો પૂરતો પુરવઠો મળી રહેશે. તંદુરસ્તી વગરનું નિસ્તેજ નાગરિકજીવન આપણને ખપતું ન હોય તો પાટનગર સાથે સંકળાયેલા ગામડાંના ગોરસ ઉદ્યોગને વિકસાવવો એ સર્વોત્તમ માર્ગ છે.

ગુજરાતની પ્રજા મહદ્અંશે શાકાહારી હોઈ પાટનગરના વિશાળ સમુદાય માટે તાજાં શાકભાજી અને ફળફળાદિનો નિયમિત વિપુલ જથ્થો મળતો રહે એ માટે બાગાયતના ઉદ્યોગને પણ વ્યવસ્થિત કરવાની આવશ્યકતા છે. આમ કરવાથી પાટનગરના રહેવાસીઓની સાત્ત્વિક ખાદ્ય પદાર્થો માટેની જરૂરિયાત સંતોષી શકાશે અને સાથોસાથ તે પુરવઠો પૂરો પાડતી ગ્રામપ્રજાને પાટનગર સાથે આત્મીયતા કેળવાશે. પાટનગર અને તેની સાથે સંકળાયેલાં ગામડાંઓ વચ્ચે સમન્વય સાધવામાં આ રીતે ગ્રામોદ્યોગ અને ગૃહઉદ્યોગો સારો ભાગ ભજવી શકે. "ગામડાંને ભિખારી બનાવીને શહેરો ફુલેફાલે છે." એવી મનોવેદના ગાંધીજીએ વ્યક્ત કરી હતી. આપણે ગાંધીનગરના સર્જન સાથે એવો પ્રબંધ કરીએ કે જેથી ગામડાંઓને તવંગર બનાવીને પાટનગર ફુલેફાલે. આ માટે સ્વાશ્રયની બુનિયાદ પર ઊભેલા ગ્રામોદ્યોગો અને ગૃહઉદ્યોગોને નવું રૂપ આપીએ.

આપણો મનોરથ તો ગાંધીનગરને માત્ર રાજધાનીનું શહેર ન રાખતાં, ગુજરાતના જાગ્રત પુરુષાર્થનું પ્રતીક બનાવવાનું હોવું જોઈએ. આવતી અનેક પેઢી જેને માટે ગૌરવ લઈ શકે અને જેની છાયામાં યુગપુરુષ ગાંધીજીના ભાવના-દેહનું સામીપ્ય અનુભવી શકે એવું નિતાંત નખશિખ ગુજરાતી પ્રતિભા વેરતું પાટનગર સર્જાય એવી આપણી અભિલાષા છે. એ નગરમાં પગ મૂકતો ગુણિયલ ગુર્જરધરાના ગમે તે ખૂણામાંથી આવતો અદનામાં અદનો આદમી પણ એનો સર્વોદયનો સંદેશ સ્વયંભૂપણે સહજ રીતે ઝીલતો જાય એવું એનું રૂપવિધાન આપણે ઝંખીએ છીએ.

એ ત્યારે જ શક્ય બને કે જ્યારે ગાંધીનગરના વાસ્તુવિધાનમાં, સ્થાપત્યમાં અને એની સમગ્ર બાંધણીમાં સર્વજનહિતનું, લોકસુખાકારીનું, સામાજિક સમતુલાનું, ગ્રામનગર સમન્વયનું, નિસર્ગશ્રીનું, સાદાઈના લાવણ્યનું, કૃપણતા વગરની કરકસરનું, સત્ત્વશીલ ભારતીય-ગુજરાતી પ્રણાલીનું, લોકજીવનના પ્રસ્પંદોના મૂક સંગીતનું, આડંબર વગરના કલા-કૌશલનું, સદાચારની રોશનીનું અને માનવકલ્યાણના પયગામનું દર્શન લાધે એવું એનું આયોજન થાય. એ જ એની લાક્ષણિકતા અને એ જ એનું સર્વશ્રેષ્ઠ આભૂષણ.

આવું પાટનગર રચીએ તો જ 'ગાંધીનગર' નામ સાર્થક બન્યું લેખાય. ગુજરાતની પુનિત ભૂમિમાં જન્મેલ ગાંધીજી અનન્ય છે, તો એ વિભૂતિના નામ સાથે સંકળાયેલું ગુજરાતનું પાટનગર પણ અનન્ય શા માટે ન બનાવીએ?

## અર્થવ્યવસ્થાની સમીક્ષા

* શ્રી ચીમનભાઈ પટેલ
(આચાર્ય, સરદાર વલ્લભભાઈ આર્ટ્સ અને
કોમર્સ કૉલેજ, અમદાવાદ)

### અર્થવ્યવસ્થાની સામાન્ય ભૂમિકા

કોઈ પણ પ્રદેશની આર્થિક વ્યવસ્થાનો આધાર તેની પ્રાદેશિક ભૂમિકા ઉપર રહેલો હોય છે. તેથી કોઈ પણ પ્રદેશની અર્થવ્યવસ્થાનો અભ્યાસી તે પ્રદેશ ઉપર કાબૂ ધરાવતી પ્રાકૃતિક પરિસ્થિતિની અવગણના કરી શકે નહીં. ગુજરાતની અર્થવ્યવસ્થાનો વિગતવાર અભ્યાસ કરતાં પહેલાં તેની અર્થવ્યવસ્થાની આ સામાન્ય ભૂમિકાને આ રીતે લક્ષમાં રાખવી ખાસ જરૂરી છે.

ભૌગોલિક રીતે ગુજરાત ભારતના પશ્ચિમ કિનારે, ૨૦.૧ થી ૨૪.૭ ઉત્તર અક્ષાંશ અને ૬૩.૪ થી ૭૪.૪ પૂર્વ રેખાંશ વચ્ચે આવેલું છે. ઉત્તરથી દક્ષિણ સુધીની તેની લંબાઈ લગભગ ૩૦૦ માઈલ તેમ જ પૂર્વથી પશ્ચિમ તેની પહોળાઈ ૫૦ થી ૩૦૦ માઈલ સુધીની છે. આમ તેનું ક્ષેત્રફળ ૭૨,૧૩૮ ચોરસ માઈલ છે. આ આખાયે પ્રદેશની સરહદ પ્રકૃતિના કોઈ ને કોઈ ઘટકની બનેલી છે. તેની મોટા ભાગની સરહદ સામાન્ય રીતે અન્ય પ્રદેશોમાં આવેલા પર્વતોની છેડાતી ટેકરીઓથી છવાયેલી છે.[૧] ગુજરાતમાં તેની જમીનને પાણી આપતી બનાસ, સરસ્વતી, મહી, સાબરમતી, નર્મદા, તાપી જેવી મોટી નદીઓ તેમ જ મચ્છુ, ભાદર, શેત્રુંજી, દમણગંગા ઈત્યાદિ નાની નદીઓ આવેલી છે. ગુજરાતના ભૂપૃષ્ઠનું નિરીક્ષણ કરતાં જણાઈ આવે છે કે તેના મુખ્ય ભાગની જમીન પૂર્વથી પશ્ચિમમાં ખંભાતના અખાત તરફ ક્રમશઃ ઢળેલી છે, તેમ તેનો દ્વીપકલ્પીય વિસ્તાર મધ્યમાંથી અરબી સમુદ્ર અને ખંભાતના અખાત તરફ ઢળતો જાય છે. ગુજરાતની જમીન મુખ્યત્વે ગોરાડુ અને કાળી છે. અને આ બે વર્ગની સંખ્યાબંધ જાતો તેના જુદા જુદા ભાગમાં આવેલી છે. આ ઉપરાંત મુખ્યત્વે મોટી નદીઓના કાંઠાના ભાગમાં ચોમાસામાં તેમનાં પાણીમાં ઘસડાઈ આવેલા કાંપમાંથી બનેલી ભાઠાની જમીન છે.

સમગ્ર પ્રદેશમાં વરસાદનું પ્રમાણ વત્તુંઓછું રહે છે. વાર્ષિક સરાસરી વરસાદ, ચોમાસાની ઋતુના વલણ અને વરસાદની અછતને આધારે આ રાજ્યનાં પ્રાદેશિક લક્ષણો ટૂંકમાં નીચે પ્રમાણે આપી શકાય:

#### (૧) દક્ષિણ ગુજરાત

આ વિભાગમાં વાર્ષિક ૩૦ થી ૬૦ ઇંચ વરસાદ પડે છે અને વર્ષ દરમિયાન ઉષ્ણતામાનમાં મોટી વધઘટ રહે છે.

#### (૨) ઉત્તર ગુજરાત

આ વિભાગમાં દર વર્ષે ૨૦થી ૪૦ ઇંચ—ગોધરા વિસ્તારમાં મોટે ભાગે ૪૦ ઇંચની આસપાસ અને વીરમગામમાં ૨૫ ઇંચ—વરસાદ પડે છે. શિયાળામાં ઉષ્ણતામાન નીચું રહે છે.

#### (૩) સૌરાષ્ટ્ર–વરસાદની અછતનો વિસ્તાર

આ વિસ્તારમાં જામનગર અને જૂનાગઢ તરફના દરિયાકિનારાના પ્રદેશનો સમાવેશ થાય છે. ત્યાં મોટે ભાગે ૨૫ ઇંચથી ઓછો વરસાદ પડે છે, અને શિયાળામાં ઉષ્ણતામાન નીચું રહે છે.

#### (૪) સૌરાષ્ટ્ર–ભેજવાળો વિસ્તાર

સૌરાષ્ટ્રના દક્ષિણ-મધ્યના ઉચ્ચપ્રદેશ અને ખંભાતના અખાતની નજીકના પ્રદેશનો આમાં સમાવેશ થાય છે. ત્યાં વરસાદ ૨૫ કે તેથી વધુ ઇંચ પડે છે, તેમ જ ઉષ્ણતામાન મોટા ફેરફારવાળું રહે છે.

#### (૫) કચ્છ

આ પ્રદેશમાં વરસાદ ઘણો ઓછો પડે છે અને ત્યાંની જમીન રણના જેવી રેતાળ છે.

અમદાવાદ જિલ્લાના કેટલાક ભાગ, મહેસાણા અને બનાસકાંઠા જિલ્લા, જામનગર જિલ્લામાં ઓખામંડળ વિસ્તાર, ભાવનગર જિલ્લાના કેટલાક ભાગ તેમ જ કચ્છના મોટા ભાગને વરસાદની તંગીની પરિસ્થિતિ અનુભવવી પડે છે.

### વિસ્તાર અને વસ્તી

૧૯૫૧ની વસ્તીગણતરીના અહેવાલ મુજબ ગુજરાત રાજ્યનો કુલ વિસ્તાર ૭૨,૧૩૮ ચોરસ માઈલ છે, જે ભારત સંઘના કુલ વિસ્તાર-નો લગભગ ૬.૧ ટકા છે. વહીવટી હેતુ માટે સાબરકાંઠા, બનાસકાંઠા, મહેસાણા, અમદાવાદ, ખેડા, પંચમહાલ, વડોદરા, ભરૂચ, સુરત, ડાંગ, જામનગર, રાજકોટ, સુરેન્દ્રનગર, ભાવનગર, જૂનાગઢ, અમરેલી અને કચ્છ—એ ૧૭ જિલ્લામાં રાજ્યના વિભાગ પાડવામાં આવ્યા છે.

૧૯૫૧ની ગણતરી મુજબ ગુજરાતની વસ્તી ૧,૬૨,૬૨,૧૩૫ એટલે કે લગભગ ૧૬૩ લાખ માણસની છે, જે ભારત સંઘની વસ્તીના લગભગ ૪.૫ ટકા છે. ૧૯૬૧ની વસ્તીગણતરી વખતે તે ૧૯૨ લાખ થવાની ધારણા છે. આ વસ્તી ૨૪૩ નાનાંમોટાં શહેરો અને ૧૮,૭૨૯

---

૧. ગુજરાત રાજ્યની સીમા પશ્ચિમમાં અરબી સમુદ્ર, ઉત્તર અને પૂર્વમાં રાજસ્થાન, દક્ષિણ-પૂર્વમાં મધ્યપ્રદેશ અને દક્ષિણમાં મહારાષ્ટ્રથી બંધાયેલી છે.

ગામડાંઓમાં વસેલી છે. વસ્તી અને વિસ્તારના આ આંકડાઓ જોતાં એમ કહી શકાય કે, ગુજરાતમાં માણસદીઠ જમીનનું સરાસરી પ્રમાણ ૨.૮ એકરનું છે. સરાસરી પ્રમાણ આ છે, પણ હકીકતમાં ઘણા દાખલાઓમાં ખેતી માટેની જમીનના એકમનું કદ આથી પણ નાનું હોય છે. આ વસ્તુસ્થિતિ ખેતી અંગેનો એક મોટો પ્રશ્ન ઊભો કરે છે. ખેતીની ઓછી ઉત્પાદકતાનું મુખ્ય કારણ ખેતીની જમીનના એકમનું આ નાનું કદ છે, અને જ્યાં સુધી આ પરિસ્થિતિમાં ફેરફાર નહિ થાય ત્યાં સુધી ખેતીનું ઉત્પાદન વધારવાના કાર્યક્રમમાં પ્રગતિ કરવાનું ઘણું મુશ્કેલ છે.

કોઈ પણ પ્રદેશની આર્થિક સ્થિતિ ઉપર તેની વસ્તીની ઘનતાની અસર થાય છે. ભારત સંઘમાં વસ્તીનું પ્રમાણ દર ચોરસ માઈલે સરાસરી ૩૦૩ માણસનું છે. જ્યારે ગુજરાતમાં વસ્તીનું સરાસરી પ્રમાણ દર ચોરસ માઈલે ૨૨૫ માણસનું છે. વસ્તીના પ્રમાણની દૃષ્ટિએ આખા દેશને ગીચ, મધ્યમ અને આછી વસ્તીવાળા એવા ત્રણ વિભાગમાં વહેંચી નાખીએ તો ગુજરાતને બીજા વિભાગમાં મૂકી શકાય. તેના દરેક જિલ્લામાં માઈલદીઠ વસ્તીનું પ્રમાણ જુદું જુદું છે. અમદાવાદ, ખેડા, મહેસાણા, પંચમહાલ, વડોદરા અને સુરત જિલ્લામાં તે વધારે છે, જ્યારે સૌરાષ્ટ્રના જિલ્લાઓમાં તે ઓછું છે. કચ્છમાં દર ચોરસ માઈલે વસ્તીનું પ્રમાણ ફક્ત ૩૩ માણસનું છે.

ગુજરાતની કુલ વસ્તીની ૨૭.૨૩ ટકા વસ્તી શહેરોમાં વસે છે, જ્યારે બાકીની ૭૨.૬૭ ટકા વસ્તી ગામડાંઓમાં રહે છે. ભારત સંઘ અંગેના આ આંકડા અનુક્રમે ૧૭.૩૪ અને ૮૨.૬૬ ટકા છે. આથી એ સ્પષ્ટ થાય છે કે દેશના અન્ય ભાગોની સરખામણીમાં ગુજરાતમાં શહેરી વિસ્તાર અને તેમાં વસતા લોકોની સંખ્યા વધુ છે. અહીં એક વસ્તુ નોંધવી જોઈએ કે આમાંના મોટા ભાગનાં ગામડાંઓ નાનાં છે. કુલ ગામડાંઓના ૭૮ ટકા ગામડાંઓ ૧,૦૦૦ કરતાં ઓછાં માણસની વસ્તી ધરાવે છે. દેશના અન્ય ભાગની સરખામણીમાં ગુજરાત-સૌરાષ્ટ્રમાં શહેરી વસ્તી વધારે છે.

શહેરીકરણની આ હકીકતો એક મહત્ત્વના મુદ્દા તરફ ધ્યાન ખેંચે છે. આપણા જેવા ઉષ્ણ આબોહવાવાળા દેશમાં પશ્ચિમના દેશોના જેટલું શહેરીકરણ અનિચ્છનીય છે. અત્યારે શહેરોનું પ્રમાણ વધારે નથી ત્યારે પણ કેટલાંક મોટાં શહેરોમાં વસ્તીની અસહ્ય ગીચતા આપણે અનુભવીએ છીએ અને સ્વાભાવિક રીતે જ તેથી તંદુરસ્તીને હાનિકારક પરિસ્થિતિને કારણે મરણનું પ્રમાણ વધે છે.

આ પરિસ્થિતિમાં શહેરોના સ્થાપન તરફનું વધતું જતું વલણ કંઈક ખતરારૂપ છે, ઊલટું, શહેરો જેમ તેમ વધી રહ્યાં છે તેને રોકીને તેના વિકાસ અર્થે એ પ્રસારનું કંઈક આયોજન કરવું જોઈએ.

વસ્તી અંગેના અભ્યાસમાં જે કોઈ ખૂબ જ અગત્યનો મુદ્દો હોય તો તે તેની ધંધા પ્રમાણેની વહેંચણી છે, કેમ કે જે અમુક વિસ્તારના આર્થિક વિકાસ અંગેના આયોજનનાં ઘડતરમાં ખેતી વગેરે ઉદ્યોગ પર નભતા લોકોની ટકાવારી ધ્યાનમાં રાખવાની હોય છે. આવા આપેલા પક્ષની મદદથી જ આર્થિક વ્યવસ્થાના કયા અંગ પર ભાર દેવો તે નક્કી કરી શકાય છે. નીચેના કોઠા પરથી ગુજરાતની વસ્તીનું ધંધાકીય વિતરણ કઈ રીતે થયું છે તેનું અનુમાન થઈ શકે તેમ છે. આની સરખામણી અર્થે રાષ્ટ્રના આંકડાઓ પણ આપ્યા છે.

કોઠા નં. ૧

વસ્તીનું ધંધાકીય વર્ગીકરણ

| પ્રકાર | ગુજરાત | ભારત સંઘ |
|---|---|---|
| (૧) સમગ્રતયા અથવા તો મોટા ભાગે પોતાની જમીન ખેડનારાઓ અને તે પર નિર્ભર રહેનારાઓ. | ૩૯.૩ | ૪૬.૯ |
| (૨) સમગ્રતયા વા મોટા ભાગે પારકી જમીન ખેડનારાઓ અને તે પર નિર્ભર રહેનારાઓ | ૯.૬ | ૮.૯ |
| (૩) ખેતમજૂરો અને તે પર નિર્ભર રહેનારાઓ | ૭.૦ | ૧૨.૫ |
| (૪) જાતે ખેતી નહિ કરનારા માલિકો | ૨.૦ | ૧.૫ |
| ખેતી પર નિર્ભર કુલ વર્ગ | ૫૭.૯ | ૬૯.૮ |
| (૫) (કૃષ્યેતર) ઉત્પાદન | ૧૫.૦ | ૧૦.૬ |
| (૬) વાણિજ્ય | ૮.૪ | ૬.૦ |
| (૭) વાહનવ્યવહાર | ૧.૯ | ૧.૬ |
| (૮) બીજી સેવાઓ | ૧૬.૮ | ૧૨.૦ |
| ખેતીથી ઇતર એવો કુલ વર્ગ | ૪૨.૧ | ૩૦.૨ |

ઉપરના કોઠા પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે સમગ્ર રાષ્ટ્રની જેમ જ અહીં પણ ખેતી પર નભતી વસ્તીનું પ્રમાણ વધારે છે, અને ઉત્પાદન, વાણિજ્ય અને વાહનવ્યવહારની ટકાવારી પણ રાષ્ટ્ર સમસ્તની સરખામણીમાં કંઈક ઊંચી છે.

## ખેતી

ગુજરાતની અર્થવ્યવસ્થા તેની મૂળ રીતિના સંદર્ભમાં ભારતની અર્થવ્યવસ્થાને મળતી આવે છે. ગુજરાત ખેતીપ્રધાન પ્રદેશ છે. ખેતી, ગુજરાતના આર્થિક જીવનમાં કરોડરજ્જુ સમાન છે. ગુજરાતની કુલ ૧૬.૩ લાખ વસ્તીમાંથી લગભગ ૯૩.૪ લાખ લોકો તો પોતાના નિર્વાહ માટે ખેતી પર નિર્ભર છે. આનો અર્થ એ થયો કે, ગુજરાતની સમસ્ત વસ્તીના લગભગ ૫૭.૯ ટકા લોકો તો ખેતી પર જ પોતાનું ગુજરાન ચલાવે છે. આની સામે ભારતનો આંકડો ૬૯.૮ ટકાનો છે. આથી દેખીતી રીતે જ બિનખેતી પર નિર્ભર લોકોનો આંક પણ ઊંચો જ રહેવાનો. ભારતનો આ આંક ૩૦.૨ ટકા છે જ્યારે ગુજરાતનો ૪૨.૧ ટકા. લગભગ ૧૫ ટકા જેટલી વસ્તી કૃષ્યેતર ઉત્પાદનમાં કામે લાગી છે. ૧૯૫૪-૫૫ની સાલ દરમિયાન ૪૯૭.૫૬ કરોડ રૂ.ની કુલ આવકના ૪૫ ટકા તો ખેતી, પશુસંવર્ધન અને એવા જ બીજા

ઉદ્યોગોમાંથી મળી રહ્યા છે. ખાણઉદ્યોગ, ઉત્પાદન અને ઔદ્યોગિક કારણો દ્વારા લગભગ ૨૨.૫ ટકા અને બાકીના ૩૨.૫ ટકા વેપાર, વાણિજ્ય અને બીજી સેવાઓમાંથી મળ્યા છે. આ આંકડાઓ રાષ્ટ્રના આંકડાઓ કરતાં બહુ જુદા નથી. ગુજરાતની વાર્ષિક માથાદીઠ આવક ૨૮૬.૨ રૂ.ની ગણાવી શકાય. ઉપરની વિગત ગુજરાતને બિનખેતી વિસ્તાર તરીકે ગણાવી શકાય તેમ નથી તેના પુરાવારૂપ છે.

. ભારતમાં સમસ્ત ભૌગોલિક વિસ્તારના ૪૦ ટકા તો ચોખ્ખો કૃષિવિસ્તાર છે. ગુજરાતમાં આ ૫૦ ટકા છે. આમાં સમસ્ત વિસ્તાર ખેતીલાયક નથી. આ દૃષ્ટિએ કચ્છનો પ્રદેશ નોંધપાત્ર છે. ખેતીવિસ્તાર-માંથે સિંચાઈયુક્ત વિસ્તાર તો ૬ ટકા છે. ભારતમાં આવો વિસ્તાર ૨૦ ટકા છે. ગુજરાતમાં આવા ભૂ-સિંચક વિસ્તારની ટકાવારી પ્રદેશે પ્રદેશે જુદી છે. આ પ્રદેશમાં બેવડા પાકનો વિસ્તાર ૪ ટકા છે—બિન-ખેડાણ તથા ઉજ્જડ જમીનનો આંકડો ૨૮.૦૬નો છે જે ઘણો ઊંચો ગણાવો જોઈએ. ભારતસંઘ અને દ્વિભાષી રાજ્ય કરતાં આ આંકડો લગભગ બમણો છે. કાયમી લીલી અને ચરિયાણ ભૂમિથી પ્રદેશ સમૃદ્ધ છે. સુરત અને ભરૂચ જેવા કિનારાના વિસ્તારોમાં પણ ખેડાણ વિસ્તારનો આંક ઠીક ઠીક ઊંચો છે. ડાંગ વિસ્તારમાં તો ગાઢ જંગલો છે. આ જંગલ વિસ્તારની સરખામણીએ તો ખેતીવિસ્તાર નહિવત્ ગણાવો જોઈએ. ખેતીની દૃષ્ટિએ તળગુજરાતમાં અમદાવાદ, ખેડા ને વડોદરા એ ત્રણે જિલ્લાઓ ખૂબ ઊંચો આંક દર્શાવે છે. ઘઉં અને ચોખા આ વિસ્તારનો મુખ્ય પાક છે. સમગ્ર રાજ્યમાં પંચમહાલ એક એવો જિલ્લો છે જેમાં મકાઈનો પાક સારા પ્રમાણમાં થાય છે. સાબરકાંઠા અને બનાસકાંઠા જિલ્લાઓમાં જંગલ વિસ્તારનો આંક પ્રમાણમાં ઊંચો છે પણ બિનખેડાણ અને ઉજ્જડ જમીનનો આંક આ જંગલવિસ્તારના આંકથી પણ ચડિયાતો છે. સુરેન્દ્રનગર અને મહેસાણા એ બંને જિલ્લાઓમાં જંગલવિસ્તાર નહિવત્ છે.

### સિંચાઈ

કુલ ૨૦૦ લાખ એકરના ખેતીવિસ્તારમાંથી ૧૪.૯ લાખ એકર એટલે કે ૬.૨ ટકાની ૧૯૫૬–૫૭માં સિંચાઈ થઈ હતી. ગુજરાતમાં કૂવાઓ દ્વારા થતી સિંચાઈ ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. ૬૦% થી પણ વધારે વિસ્તારને આ રીતે પાણી પૂરું પડે છે. માત્ર ૧૦ ટકા વિસ્તારનું નહેરો દ્વારા સિંચન થાય છે. ત્રીજી યોજનામાં બીજી યોજનામાં અધૂરાં રહેલી લગભગ બધી જ, એટલે કે ૩૭ મધ્યમ સિંચાઈની યોજનાઓ પૂરી કરવાની અને એ રીતે ૧,૮૨,૦૦૦ એકર જમીનમાં પીયતની ખેતી કરવાની શક્યતાઓ ઊભી કરવાની દરખાસ્ત છે. ત્રીજી યોજના દરમિયાન હાથ લેવામાં આવનાર મધ્યમ અને મોટી સિંચાઈ યોજનાઓથી ૮,૧૪,૦૦૦ એકર માટે વધારાની સિંચાઈની શક્યતા થવાની ધારણા છે.

### અનાજની ખાધ

ગુજરાત અનાજની ભારે ખાધવાળું રાજ્ય છે. બીજી પંચવર્ષીય યોજનાને અંતે અનાજનું ઉત્પાદન ૨૨.૩ લાખ ટન થવાનો અંદાજ છે જ્યારે અનાજની જરૂરિયાત અમારા અંદાજ પ્રમાણે આશરે ૩૪થી ૩૫ લાખ ટન જેટલી છે. આમ, સહેજે ૧૨થી ૧૩ લાખ ટનની ખાધ રહે છે. જોકે કેટલાકે ૧૮ લાખ ટનની ખાધનો ઉલ્લેખ કર્યો છે તે અમારા મતે અતિશયોક્તિ ભરેલો છે. અમારા અંદાજ મુજબ ત્રીજી યોજનાને અંતે લગભગ ૩૭ લાખ ટનની જરૂરત રહેશે જ્યારે ઉત્પાદન ગમે તેટલું વધારીએ તોપણ જોઈતું ઉત્પાદન કરી શકીશું નહિ.

ગુજરાતની ત્રીજી યોજનામાં ૭.૧૭ લાખ ટન જેટલું અનાજ વધારે પકવવાનો લક્ષ્યાંક નક્કી કરવામાં આવ્યો છે. આ લક્ષ્યાંક લગભગ ૩૩ ટકા જેટલો છે જે ભારતના સમગ્ર લક્ષ્યાંક સાથે સુસંગત છે તે નોંધવા જેવું છે. ગુજરાતમાં ખેતી અંગેનાં નક્કી કરેલા લક્ષ્યાંકો સિદ્ધ થઈ શકે તેમ છે કેમ કે ત્રીજી યોજનાના કુલ ખર્ચનું ૬૫.૨ ટકા ખર્ચ ખેતીવાડી, સામૂહિક વિકાસ, સિંચાઈ અને વીજળીનાં ક્ષેત્રોને ફાળવવામાં આવ્યું છે.

### જંગલોની પેદાશ

ગુજરાતમાં આવેલાં જંગલોનો વિસ્તાર બહુ મોટો નથી. ગુજરાતમાં ૩૮,૨૨,૩૦૦ એકરનો જંગલ વિસ્તાર છે. સોરઠનાં જંગલો કંગાળ છે છે અને જંગલ વિસ્તારમાં ઘણા ખાલી ભાગો છે. ખાલી વિસ્તારોમાં જંગલોનો વિકાસ કરવો જોઈએ. ગુજરાતમાં જંગલો ઓછાં છે, છતાં તેની જંગલ ઊપજનો યોગ્ય રીતે વિકાસ કરવામાં આવે તો નાના પાયા પરના અને બીજા ઉદ્યોગો માટે ઉપયોગી કાચો માલ પૂરો પાડી શકે તેમ છે. ગીરનાં જંગલોમાં સંખ્યાબંધ કડાયા વૃક્ષો છે, જે કડાયા ગુંદર નામનો કીમતી ગુંદર પેદા કરે છે. કારંજ અને પીલુનાં બિયાં એકઠાં કરવા માટે પણ જંગલોમાં ગોઠવણ કરવામાં આવે છે. આ બિયામાં અખાદ્ય તેલ રહેલું છે, જે સાબુના ઉત્પાદન માટે ઉપયોગી છે. ગુજ-રાતનાં જંગલોમાં ઉપયોગી લાકડાની જાતો, જેવી કે સાગ, ધાવ, ખેર અને ટીમરુનાં ઝાડો આવેલાં છે. શીમળાનું લાકડું દીવાસળી બનાવ-વામાં ઉપયોગી છે. રમકડાં બનાવવામાં ઉપયોગી થાય તેવાં ઝાડો અને લાખ બનાવવામાં ઉપયોગી થાય તેવાં ખાખરાનાં અને બોરનાં ઝાડો પણ છે. ડાંગ, જૂનાગઢ, પંચમહાલ, સુરત અને સાબરકાંઠા જિલ્લામાં જંગલો આવેલાં છે. તેમાં વાંસ સારી પેઠે થાય છે. વાંસકામ આ વિસ્તારોમાં ચાલે છે અને તેમાંથી અનેક લોકો રોજી મેળવે છે.

### સહકારી પ્રવૃત્તિ

ગુજરાતમાં સહકારી પ્રવૃત્તિ સારી રીતે વિકસતી જાય છે. હાલમાં ગુજરાતમાં કુલ ૧૧,૧૦૫ સહકારી મંડળીઓ છે. અને તેમાં ૧૫,૧૫,૫૨૯ જેટલા સભ્યો છે. સર્વ પ્રકારની ખેતીવિષયક સહકારી મંડળીઓની માહિતી નીચે મુજબ છે :

ખેતીવિષયક સહકારી મંડળીઓ (૧૯૫૯–૬૦)

| | |
|---|---|
| ૧. મંડળીઓની સંખ્યા | ૫૮૦૧ |
| ૨. આવરી લેવામાં આવેલ ગામડાંઓની સંખ્યા | ૧૬૨૫૭ |
| ૩. કુલ ગામડાંઓની સંખ્યાના ટકા | ૮૭.૭ |
| ૪. મંડળીદીઠ સરાસરી સભ્યસંખ્યા | ૧૦૧ |

| | | |
|---|---|---|
| ૫. મંડળીદીઠ સરાસરી કામકાજનું ભંડોળ | રૂ. | ૩૫૩૩૭ |
| ૬. સભ્યદીઠ શેરભંડોળ | રૂ. | ૮૬ |
| ૭. સભ્યદીઠ સરાસરી ધિરાણ | રૂ. | ૨૭૧ |

આ ઉપરાંત બિનખેતીવિષયક મંડળીઓની સંખ્યા ૭૫૩ જેટલી છે. ગુજરાતમાં સહકારી ખરીદ-વેચાણ મંડળીઓનું સ્થાન ગૌરવભર્યું છે. આવી કુલ ૨૮૪ જેટલી મંડળીઓ કામ કરે છે પણ નોંધપાત્ર વાત તો એ છે કે, કુલ કપાસના ઉત્પાદનના સુરત જિલ્લામાં ૭૫ ટકા, ભરૂચ જિલ્લામાં ૫૦ ટકા અને વડોદરા જિલ્લામાં ૩૦ ટકા સુધીનું વેચાણ સહકારી મંડળીઓ દ્વારા થાય છે. કપાસ મંડળીઓ ઉપરાંત કેળાં તથા ફળફળાદિ અને શાકભાજીની મંડળીઓએ પણ સારી પ્રગતિ સાધી છે. સુરત અને અમદાવાદ જિલ્લામાં આવી મંડળીઓ સંગીન કામકાજ કરી રહી છે.

બજાર નિયંત્રિત ધારો ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધારવાની દૃષ્ટિએ પ્રજાકીય સરકારે ૧૯૩૯માં ઘડી કાઢ્યો હતો. ગુજરાતમાં આ કાયદાની શરૂઆત બાવળા, આણંદ, વીરમગામ વગેરે બજારો નિયંત્રિત કરી શરૂ કરવામાં આવી હતી. બીજી યોજના દરમ્યાન ૩૭ નવાં બજારો શરૂ કરવામાં આવ્યાં છે. હાલમાં કુલ ૮૨ મુખ્ય બજારો અને ૭૮ પેટાબજારો ચાલે છે. દરેક નિયંત્રિત બજારમાં ખેડૂતોને ભાવ જાણવા મળી રહે તે દૃષ્ટિએ રેડિયો પરથી નિયંત્રિત બજારોના ભાવો રોજ સાંજના જાહેર કરવામાં આવે છે અને અઠવાડિક તેમ જ વાર્ષિક ભાવનું બુલેટિન પણ બહાર પાડવામાં આવે છે.

### ગુજરાતના હાલના ઉદ્યોગો

કાપડનો ઉદ્યોગ એ ગુજરાતનો મોટામાં મોટો ઉદ્યોગ છે. આપણે સૌ જાણીએ છીએ તેમ આ ઉદ્યોગ મુખ્યત્વે કરીને અમદાવાદ ખાતે કેન્દ્રિત થયેલો છે. જોકે કેટલીક રાહતો અને સગવડોને લીધે જૂના વડોદરા રાજ્યમાં અને સૌરાષ્ટ્રમાં પણ કાપડની મિલો સ્થપાઈ છે. તેમ છતાં અમદાવાદ જ મુખ્ય કેન્દ્ર રહ્યું છે અને તેને ભારતનું માન્ચેસ્ટર પણ તેથી જ કહેવામાં આવે છે. એકલા અમદાવાદમાં જ ૭૪ જેટલી મિલો છે, જેમાં ૨ કરોડથી વધારે ત્રાકો અને ૪૨ હજાર જેટલી સાળો છે. દવાઓ અને રસાયણો અંગેના ઉદ્યોગો વડોદરા ખાતે ઠીક પ્રમાણમાં વિકસેલા છે. આપણે અગાઉ જોઈ ગયા તેમ અન્ય ઉદ્યોગોમાં વનસ્પતિ તેલ અને સિમેન્ટનો ઉદ્યોગ મહત્ત્વનો છે. કપાસ પીલવાની ફૅક્ટરીઓ ગુજરાતના લગભગ બધા જ જિલ્લાઓમાં આવેલી છે. ભરૂચ, વડોદરા અને અમદાવાદ આ અંગેનાં મહત્ત્વનાં કેન્દ્રો છે: એન્જિનિયરિંગ કારખાનાં પણ બીજા વિશ્વયુદ્ધ પછી ઠીક સંખ્યામાં વધ્યાં છે. વડોદરામાં જુદી જુદી જાતના પંપો અને વીજળી અંગેનો સરસામાન ઉત્પન્ન કરવામાં આવે છે. કાપડ ઉદ્યોગને લીધે ઘણાં એન્જિનિયરિંગ કારખાનાંઓ તેને લગતો માલ ઉત્પન્ન કરે છે. ૪૦૦ જેટલા એન્જિનિયરિંગ કારખાનાંઓ કાપડ ઉદ્યોગની જરૂરી વસ્તુઓ બનાવવામાં રોકાયેલાં છે. સેવાલિયા, પોરબંદર, સિક્કા વગેરે સ્થળોએ સિમેન્ટનાં કારખાનાંઓ આવેલાં છે. વનસ્પતિ તેલની ઘણી મિલો આવેલી છે. રબ્બરનાં સાધનો બનાવવાનું અને કાચનું એમ બંને કારખાનાંઓ વડોદરામાં આવેલાં છે. આણંદ ખાતે દરરોજનું ૫૦૦ મણ દૂધનું પ્રોસેસિંગ કરતી એક અદ્યતન ડેરી ચાલે છે. મીઠું અને તેની બનાવટો, ખાતર, રંગો, સ્ટાર્ચ, તારકસબ, નૉન-ફેરસ મેટલ વગેરે અનેક ઉદ્યોગો ચાલે છે. વળી અનેકવિધ નાના ઉદ્યોગો અને ગ્રામોદ્યોગો ઠેર ઠેર ચાલી રહ્યા છે તેની વિગતો આપણે પાછળથી જોઈશું. હવે આપણે ગુજરાતમાં ઔદ્યોગિક શક્યતાઓનો વિચાર કરીશું.

### ઔદ્યોગિક શક્યતાઓ

ખનિજસંપત્તિ ઉપર આધાર રાખતા ઉદ્યોગોમાં સિમેન્ટ ઉદ્યોગ વિકસાવવાની ઘણી જ શક્યતા ગુજરાતમાં રહેલી છે. હાલાર જિલ્લાના રાણમાં આ અંગેનો કાચો માલ પૂરતા પ્રમાણમાં મળી આવ્યો છે. કાચા માલ ઉપરાંત બળતણનો પણ સવાલ તો છે જ, છતાં બળતણ પ્રમાણમાં ઓછું જોઈતું હોવાથી કાચા માલની પ્રાપ્યતા મુખ્ય ગણતરી બને છે. ભરૂચ જિલ્લામાં પણ સિમેન્ટ ઉદ્યોગના કાચા માલનો વિપુલ જથ્થો મળી આવ્યો છે. પાવાગઢ, શિવરાજપુર અને છોટાઉદેપુરની ખાણોમાં મૅંગેનીઝની કાચી ધાતુ મળે છે. કાચ બનાવવાની રેતી ઓરસંગ અને સાબરમતી નદીના પટમાંથી મળે છે. કચ્છમાં લિગ્નાઈટ ગુનેરી, ભડલી, ત્રબૌ, ઉમરસર, લીકરી અને ઝુલરાઈમાં મળી આવે છે. ગુનેરીમાં ૪ લાખ ટન જેટલો જથ્થો હોવાનો અંદાજ છે. જ્યારે લીકરી ખાતે પણ સહેજે દોઢ લાખ ટન હોવાનું મનાય છે. કાચું લોખંડ રતનાલ, વાંઢ, આસંબિયા, હમડી, બરંડિયા વગેરે સ્થળોએ મળી આવ્યું છે. બૉક્સાઈટ હાલ સતાપર અને પસવાડિયા ગામોમાં મળી આવે છે. તપાસ કરતાં જણાયું છે કે બૉક્સાઈટમાં ૫૦ ટકા ઍલ્યુમિનિયમ છે. રાજપીપળા, પાલનપુર, અંબાજી પાસેના ડુંગરોમાંથી આરસ અને બીલીમોરા, અંજાર, ભૂજ વગેરે સ્થળોએ ચિનાઈ માટી, ઈંટની માટી, ફુલ્લરની માટી તેમ જ મૅંગ્લોરી નળિયાં માટે ઊંચી જાતની માટી મળી આવે છે. વીરમગામ, પ્રાંતિજ, કપડવંજ અને લસુંદ્રાનાં સ્થળોએ ઊસ નામે ઓળખાતો દેશી સોડા મળે છે, જે સાબુ બનાવવામાં ખૂબ ઉપયોગી છે. આ ઉપરાંત કાળો પથ્થર, કૅલ્સાઈટ, કોલસા, સીસું, તાંબું, રંગીન માટી વગેરે અનેક ખનિજો મળી આવી છે. લુણેજ ખાતે વેપારી ધોરણે તેલ પણ મળી આવ્યું છે. ગુજરાતમાં તેલની પટ્ટી હોવાનું મનાય છે. તાજેતરમાં ખંભાત ખાતે તેલની રિફાઈનરી સ્થાપવાની ભારત સરકારે જાહેરાત કરી છે. તેલને લીધે પેટ્રોલિયમ પેદાશો ઔદ્યોગિક વિકાસને વેગવંતો બનાવશે. બીજી અનેક આડપેદાશોનાં કારખાનાંઓ પણ ઊભાં થઈ શકશે. વૈજ્ઞાનિક પદ્ધતિએ ગુજરાતનાં ખનિજોની વિસ્તૃત તપાસ કરવામાં આવે તો ઘણાં ખનિજો મળી આવવા સંભાવના છે અને તે દ્વારા ઉદ્યોગોનો વિકાસ સરળ બનશે.

ગુજરાતનો ૧,૦૦૦ માઈલનો દરિયાકિનારો છે. તેમાં સૌરાષ્ટ્રનો ૬૦૦ માઈલનો દરિયાકિનારો મીઠાના ઉદ્યોગ માટે અનેક રીતે સગવડભર્યો છે. ભારતની સોડાઍશની જરૂરિયાત ૧૯૬૬ સુધીમાં ૬ લાખ ટન અને ૧૯૭૧ સુધીમાં ૧૨ લાખ ટનની થશે એવી ગણતરી કરવામાં

આવી છે. આ પેટે સૌરાષ્ટ્ર એકલું ૧૦ લાખ ટન સોડાએશનું ઉત્પાદન કરી શકે એમ છે. હાલમાં ૧ લાખ ૮૦ હજાર ટનનું ઉત્પાદન છે. આ ઉત્પાદનને આવતાં ૧૦-૧૨ વરસમાં પાંચ ગણું વધારવું પડશે, એટલે આ અંગેના પ્લાન્ટ માટે ઘણી શક્યતા રહેલી છે. તેવી જ રીતે કોસ્ટિક સોડા માટે પણ ઘણું વિશાળ ક્ષેત્ર પડેલું છે. આ અંગે દરરોજના ૧૦૦ ટન ઉત્પાદન કરતા પ્લાન્ટની યોજના કરવા જેવી છે. ખાતરનાં કારખાનાંઓ પણ ગુજરાતમાં સારી રીતે ચાલી શકે તેમ છે.

સૌરાષ્ટ્રમાં દર વરસે આશરે ૩૦ લાખ રતલ જેટલું ઊન પેદા કરવામાં આવે છે. એટલે ત્યાં ઊનની મિલ શરૂ કરવાની પૂરતી શક્યતા રહેલી છે. તેવી જ રીતે અમદાવાદમાંથી દર વરસે ૭૦થી ૮૦ હજાર જેટલી કોટન-વેસ્ટની ગાંસડીઓ નિકાસ માટે મુંબઈ મોકલવામાં આવે છે. તેનો ઉપયોગ કરી શકે તેવી એક મિલ શરૂ કરી શકાય. ગુજરાતમાં મગફળીનો પાક સારી પેઠે થાય છે. મગફળી પીલવામાં આવે છે ત્યારે તેના ખોળમાં ૭ થી ૯ ટકા તેલ રહી જાય છે. એટલે તેમાં રહેલું તેલ કાઢવા માટે 'સોલ્વન્ટ એકસટ્રેકશન' માટે એક પ્લાન્ટ નાખી શકાય. આ માટે કપડવંજ, ગોંડલ, ધોરાજી, ગોધરા વગેરે અનુકૂળ સ્થળો છે. ખેતીનાં ઓજારો બનાવવા માટે વડોદરા, આણંદ કે જૂનાગઢ ખાતે મોટા પાયા પર એક કારખાનું શરૂ કરી શકાય. મહેસાણા અને સાબરકાંઠામાં થઈને દર વરસે આશરે ૭ હજાર ટન ઈસબગોળ ઉત્પન્ન થાય છે. તેનો યોગ્ય ઉપયોગ કરવા માટે એક કારખાનું મહેસાણા જિલ્લામાં નાખી શકાય. હાલમાં ઈસબગોળ બહાર મોકલી આપવામાં આવે છે. ગુજરાતમાં જે સગવડો છે, સાધનો છે અને કાચો માલ છે તે પરથી કેવા ઉદ્યોગો, ક્યાં શરૂ થઈ શકે તેનો સહેજ ખ્યાલ આપવા માટે કેટલીક વસ્તુઓનો ઉલ્લેખ કર્યો છે. બાકી આ ઉપરાંત ઇલેક્ટ્રિક મોટરો, ટ્રાન્સફૉર્મર્સ, ઈન્ટર્નલ, કંબશ્ચન એન્જિનો, રબ્બરની વસ્તુઓ, કાગળ, રિ-રોલિંગ, મિલો, કાચનાં કારખાનાંઓ, ચિનાઈ માટી વગેરે અનેક ઉદ્યોગો થઈ શકે તેમ છે. ગુજરાતમાં ઔદ્યોગિક વિકાસની ખૂબ શક્યતાઓ રહેલી છે.

### ઔદ્યોગિક વિકાસ

કોઈ પણ પ્રદેશનો ઔદ્યોગિક વિકાસ કેટલીક મહત્ત્વની બાબતો, જેવી કે જમીન, પાણી, વીજળી, રસ્તાઓ, ખનિજ, નાણું વગેરે પર આધાર રાખે છે. એટલે ગુજરાતની દૃષ્ટિએ આ બાબતનો પણ આપણે વિચાર કરવો જોઈએ. ગુજરાતમાં હાલમાં એક પણ હાઈડ્રો-ઇલેક્ટ્રિક પાવર સ્ટેશન નથી. ગુજરાતની હાલની વીજળી અંગેની જરૂરિયાતો થર્મલ પાવર પ્લાન્ટ્સથી પૂરી કરવામાં આવે છે. નજીકના ભવિષ્યમાં ગુજરાતની વીજળી અંગેની જરૂરિયાતો થર્મલ પાવરથી જ પૂરી કરવી પડશે, જોકે નર્મદા યોજના થાય ત્યારે આ અંગેની ગુજરાતની ખોટ પૂરી થવાની સંભાવના છે. તેમ છતાં વીજળીનું ઉત્પાદન છેલ્લાં થોડાં વર્ષોમાં વધ્યું છે. ૧૯૫૧માં તે જેટલું હતું તેના કરતાં ૧૯૫૭માં બેવડું થયું છે. આમ છતાં આગામી ૧૦ વરસની અંદર વીજળીનું ઉત્પાદન ઓછામાં ઓછું બેવડું વધારવાની યોજનાઓ વિચારી, અમલમાં મૂકવામાં આવશે તો ગુજરાતનો ઔદ્યોગિક વિકાસ ઝડપી બનશે. બનાસકાંઠા, સાબરકાંઠા અને પંચમહાલ જેવા જિલ્લાઓમાં વીજળીના અભાવે ઔદ્યોગિક વિકાસ રૂંધાયો છે. એટલે તે ભાગોમાં પણ વીજળીનો પુરવઠો પૂરતા પ્રમાણમાં મળી રહે તેવી વ્યવસ્થા ગોઠવવી પડશે.

### રસ્તાઓ

કોઈ પણ પ્રદેશના આર્થિક વિકાસમાં રસ્તાઓ મહત્ત્વનો ભાગ ભજવે છે. ગુજરાતમાં નાગપુર યોજનામાં નક્કી કર્યા મુજબના રસ્તાઓનો લક્ષ્યાંક સિદ્ધ કરવાની નેમ રાખવી જોઈએ. આ યોજનામાં દર સો (૧૦૦) ચો.માઈલે ૪૨ માઈલના રસ્તાઓ હોવા જોઈએ. ગુજરાતમાં હાલમાં દર ૧૦૦ ચો.માઈલે લગભગ ૨૧ માઈલના રસ્તા છે. એટલે આપણી જરૂરિયાતના પ્રમાણમાં ૫૦ ટકા રસ્તા ઓછા છે. તેમાં વળી ઘણા રસ્તાઓ ખરાબ છે અને સાબરકાંઠા, મહેસાણા, બનાસકાંઠા અને કચ્છ જિલ્લાઓમાં રસ્તાઓનું પ્રમાણ ઘણું ઓછું છે. આપણા ઔદ્યોગિક વિકાસનું સ્વરૂપ એવું હોવું જોઈએ કે જેમાં દરેક જિલ્લાના સંતુલિત વિકાસની દૃષ્ટિએ વિચાર કરવામાં આવ્યો હોય. એટલે જે જિલ્લાઓમાં સરેરાશ કરતાં ઓછા રસ્તા છે ત્યાં વધારે ધ્યાન આપવું જોઈએ.

### રેલવે

ગુજરાતમાં કુલ ૩૨૮૮ માઈલની રેલવે છે. તેમાંથી ૨૦૩૫ માઈલ મોટી લાઈનની છે અને બાકીની નાની લાઈનની બનેલી છે. ગુજરાતનાં ગામડાંઓની મોટી સંખ્યા રેલવે સ્ટેશનોથી ખૂબ દૂર છે. આ ઉપરાંત રેલવેને જોડતા સારા રસ્તાઓનો અભાવ છે. આખું સૌરાષ્ટ્ર નાની લાઈનથી જોડાયેલું છે. જોકે ત્યાં ગુજરાતના બીજા જિલ્લાઓ કરતાં રેલવેનું પ્રમાણ વધારે છે. જો ભાવનગર-તારાપુર અને વીરમગામ-કંડલાને જોડતી મોટી લાઈનની રેલવે નાખવામાં આવે તો ઘણી સરળતા થાય.

### બંદરો

રાષ્ટ્રીય અર્થતંત્રમાં બંદરોનું મહત્ત્વ ઓછું નથી. ગુજરાતમાં તેના ૧,૦૦૦ માઈલના લાંબા સાગરકાંઠાને લીધે ઘણું મહત્ત્વ છે. ગુજરાતમાં કંડલા મોટું બંદર છે. ભારતમાં ૮ મોટાં, ૧૮ મધ્યમ કક્ષાનાં અને ૧૫૫ નાનાં બંદરો છે. તેમાંથી ગુજરાતમાં ૧ મોટું, ૮ મધ્યમ કક્ષાનાં અને ૪૩ નાનાં બંદરો આવેલાં છે. આ બધાં બંદરોએ ગોદામોનું આધુનીકરણ તથા માલની હેરફેર માટેનાં આવશ્યક સાધનોની ખરીદી વગેરેની સગવડો વધારવાની જરૂર છે. ગુજરાતનાં બંદરોએથી કુલ ૩૯ લાખ ટન માલની આયાત-નિકાસ થઈ છે. કંડલા બંદર મધ્યસ્થ સરકારના વહીવટ હેઠળ છે અને ત્યાંથી ૧૦ લાખ ટન કરતાં વધુ માલ પસાર થતો હતો. તાજેતરમાં કંડલા ખાતે મુક્ત વેપાર વિસ્તાર રચવાની ભારત સરકારે જાહેરાત કરી છે. આ આખી યોજનાના મુખ્ય ઉદ્દેશોમાં આપણા નિકાસ વેપારને વેગ આપવાની, કંડલાનો આયાત-નિકાસ વેપાર વધારવાની અને કંડલા વિસ્તારમાં વેપાર ઉદ્યોગ ખીલવવાની બાબતોનો સમાવેશ થાય છે. આ યોજનાને પરિણામે આપણી વિદેશી હૂંડિયામણની કમાણી પણ વધશે એમાં શંકા નથી.

### વીજળી

ગુજરાતમાં ઉદ્યોગો અંગે વીજળીશક્તિની મુશ્કેલી છે. આ રાજ્યની નર્મદા, તાપી, મહી, વગેરે નદીઓ દ્વારા મોટા પ્રમાણમાં વીજળી પેદા કરવાની શક્યતા છે. પરંતુ આજ સુધી એનો લાભ લેવામાં આવ્યો નથી. તેથી કારખાનાંઓ માટે કોલસા કે ડિઝલ ઑઈલ પર આધાર રાખવો પડે છે. બીજી યોજનાને અંતે ગુજરાત રાજ્યમાં વીજળીનું ઉત્પાદન ૨૫૩ મે૦ વૉ૦ થવાનો અંદાજ છે. ત્રીજી યોજનાને અંતે એક અંદાજ મુજબ આપણી વીજળી અંગેની માગ ૫૨૦ મે૦ વૉ૦ થશે. તે માટે સાબરમતી પાવર સ્ટેશનનો વિકાસ કરવાની તથા ખંભાત નજીક ધુવારણ ખાતે નવું પાવર સ્ટેશન બાંધવાની યોજના ઝડપથી અમલમાં મુકાઈ રહી છે. વળી અણુ મથકમાંથી પણ આપણને ઠીક પ્રમાણમાં પુરવઠો મળશે. એટલે વધતી જતી જરૂરિયાત મોટે ભાગે સંતોષાશે. પણ તેથી વીજળીની મુશ્કેલી સદંતર દૂર થઈ શકશે નહીં.

### ગ્રામોદ્યોગો

હાલમાં ગુજરાતનાં ગામોમાં અનેક ગ્રામોદ્યોગો ચાલે છે. તેમાંના કેટલાક ઉદ્યોગો લગભગ બધા જ જિલ્લાઓમાં ચાલે છે. હાથવણાટ, ખાદી, ચામડાના ઉદ્યોગો, માટીનો ઉદ્યોગ વગેરે બધે સ્થળે જોવા મળે છે. ભારતમાં ખેડૂતો માટે પશુપાલન મહત્ત્વનો ઉદ્યોગ છે. ગુજરાતના લગભગ બધા જ જિલ્લાઓમાં ખેડૂતો આ ઉદ્યોગોમાં પણ રોકાયેલા રહે છે. પણ ગુજરાતમાં ભેંસો રાખવામાં આવે છે તેને બદલે ગાયો પાળવામાં આવે તો વધારે સારું. બોરસદ તાલુકાની તપાસમાં જાણવા મળ્યું હતું કે, ખેડૂતોની ખેતી સિવાયની આવકના ૭૦ ટકા જેટલી રકમ પશુપાલનમાંથી આવતી હતી. આશરે ૫૦ હજાર કરતાં વધુ માણસો આ ધંધામાં સ્વતંત્ર રીતે રોકાયેલા છે. ભરૂચના ગરુડેશ્વર વિભાગનાં ગામોની એક તપાસમાં ૨૧૯ ખેડૂતોમાંથી ૧૯૩ ખેડૂતો પશુપાલન કરતા હતા. પંચવર્ષીય યોજના હેઠળ પશુધનની સુધારણાનો કાર્યક્રમ–ઢોરની ઓલાદ–જાત અને તેના ખોરાકની સુધારણા અંગેની કેટલીક યોજનાઓ હાથ ધરવામાં આવી છે. ગુજરાતમાં હવે ડેરીઉદ્યોગને ઠીક ઠીક પ્રમાણમાં આવકાર મળ્યો છે. ખેડા જિલ્લાની આણંદની અમુલ ડેરીએ આ દિશામાં યોગ્ય ઉદાહરણ પૂરું પાડ્યું છે.

ગુજરાતમાં ખાદીઉદ્યોગે સારી એવી પ્રગતિ કરી છે. એક અંદાજ મુજબ ગુજરાતમાં લગભગ ૧૮,૦૦,૦૦૦ ચોરસવાર કાપડ તૈયાર થાય છે.

સૌરાષ્ટ્રમાં ૧૯૪૮ના વર્ષ પહેલાં સ્વાવલંબી ખાદીનું ઉત્પાદન ૧૫ હજાર ચો.વાર હતું. તે વધીને ૧૯૫૩માં ૫ લાખ ચો.વાર થયું છે. તે પછી ૧૯૫૫–૫૬માં આશરે ૧૨ લાખ ચો.વાર ઉત્પાદન થયું હતું. બીજી જાતની ખાદીનું ઉત્પાદન પણ લગભગ ૩ લાખ ૫૦ હજાર ચો.વાર જેટલું થાય છે. તેલઘાણીનો ઉદ્યોગ પણ ઘણો મહત્ત્વનો છે. હવે સહકારી મંડળીઓ મારફત આ ઉદ્યોગને ફરી વિકસાવવાનો પ્રયાસ થઈ રહ્યો છે. મહેસાણા જિલ્લામાં આ ઉદ્યોગ વધુ વ્યવસ્થિત રીતે ચાલે છે. ગુજરાતમાં આશરે ૪૩,૦૦૦ જેટલી ઘાણીઓ ચાલે છે. ગુજરાતનાં ગામડાંઓમાં અનેક કારીગરો જેવા કે, મોચી, લુહાર, સુથાર, કુંભાર વગેરે કામ કરે છે અને પોતાની આજીવિકા મેળવી લે છે. દીવાસળી બનાવવાના અને વાંસની બનાવટો માટેનાં કેન્દ્રો કેટલેક ઠેકાણે શરૂ થયાં છે. પણ હજી તે બધાં શરૂઆતના તબક્કામાં છે એમ કહીએ તો ચાલે. ગુજરાતમાં સાબુ બનાવવાનો ઉદ્યોગ મોટે ભાગે નાના પાયા પર ચાલે છે. ઊસ નામનો પદાર્થ ખાસ કરીને સાબરકાંઠા જિલ્લામાં સારા પ્રમાણમાં મળી આવે છે. બીજા જિલ્લાઓમાં અમુક પ્રમાણમાં મળે છે, તે સાબુની બનાવટમાં મોટા પ્રમાણમાં વપરાય છે. પ્રાંતિજમાં જૂના વખતથી સાબુ બનાવવાના કારખાનાં કામ કરી રહ્યાં છે.

સૂડી-ચાકુનો ઉદ્યોગ મુખ્યત્વે અંજાર, ભૂજ, રેટા, જામનગર વગેરે સ્થળોએ છે. સૂડી તથા ચાકુ મોટા જથ્થામાં મુંબઈ તેમ જ આફ્રિકા ખાતે મોકલવામાં આવે છે. બાંધણીઓ માટે પ્રખ્યાત જામનગરમાં તે અંગેની હાથકારીગરીના ઉદ્યોગોના ૨૦૩ એકમો સ્થપાયેલા છે. કાપડનું છાપકામ એ એક અગત્યનો ઉદ્યોગ છે અને ગુજરાતની જુદાં જુદાં ગામોમાં તે વિકસેલો છે. ખાસ કરીને નિરોણા અને બિબ્બરના છાપણીવાળાઓ આ કામને માટે પ્રખ્યાત છે. છેલ્લા વિશ્વયુદ્ધ પહેલાં મોડાસા, પ્રાંતિજ, ઈડર વગેરે સ્થળોએ ભાવસાર અને મુસલમાન કોમના રંગરેજો આ ઉદ્યોગો સારી રીતે ચલાવતા હતા. પરંતુ તે પછી આ ઉદ્યોગ પડી ભાંગ્યો છે. જોકે હવે ફરીથી સજીવન થાય તેના પ્રયાસરૂપે છેલ્લાં પાંચ વરસથી મોડાસામાં રંગકામ અને છાપકામની એક શાળા ચલાવવામાં આવે છે. પાટણનાં પટોળાં અને મશરૂનો ઉદ્યોગ સરકારના પ્રયાસોથી દેશભરમાં બજાર મેળવી શક્યો છે. આને લીધે એ ઉદ્યોગના પેઢીધર કારીગરોને નવજીવન મળ્યું છે. કાંસા તેમ જ પિત્તળનાં વાસણો બનાવવાનો ઉદ્યોગ ઠીક ઠીક પ્રમાણમાં વિકસેલો છે.

### ઔદ્યોગિક સહકારી મંડળીઓ

જો કારીગરોને ઔદ્યોગિક સહકારી મંડળીઓ બનાવવા માટે ઉત્તેજન અને મદદ આપવામાં આવે તો નાના ઉદ્યોગોનો વિકાસ ઝડપી બનાવી શકાય. ગુજરાતમાં હાલમાં ૧૧૭૯ જેટલી ઔદ્યોગિક સહકારી મંડળીઓ ચાલે છે. આમાંની મોટા ભાગની સહકારી મંડળીઓ તેના સભ્યોને કાચો માલ પૂરો પાડવાનું અને શક્ય તેટલી નાણાકીય સહાય આપવાનું કામ કરે છે. પરંતુ ઉત્પાદન અને વેચાણ સહકારી ધોરણે થાય તો જ ગ્રામોદ્યોગોનો ઝડપી વિકાસ થઈ શકે. આ માટે ગુજરાત રાજ્યમાં ખાસ આગ્રહ રાખવામાં આવે તે જરૂરી છે. આ મંડળીઓમાં વણકરોની મંડળીઓ આશરે રૂ. ૫૦ લાખની કિંમતનું વેચાણ કરે છે, જ્યારે અન્ય મંડળીઓનું ઉત્પાદન આશરે ૧ કરોડની કિંમત જેટલું થાય છે એવો અંદાજ છે. આમ, ગ્રામોદ્યોગોનો સંગઠિત વિભાગ હજી વિકાસના શરૂઆતના તબક્કામાં છે. આવી ઘણીખરી મંડળીઓ દ્વારા વાર્ષિક સહેજે રૂ. ૨૫ કરોડનું વેચાણ થાય તેવી રીતે આ મંડળીઓની સંખ્યા વધારવી જોઈએ અને વ્યવસ્થિત ધોરણે વિકસાવવી જોઈએ.

ગુજરાતના નાના પાયા પરના ઉદ્યોગોને સંતુલિત રીતે વિકસાવવાની ખાસ જરૂર છે. તે માટે જરૂરી નાણાંની સગવડ, તાલીમ,

ટેકનિકલ સહાય, બજારો વગેરે મળી રહે તે માટે ખાસ યોજનાઓ ઘડવી જોઈએ. આ બધા ઉદ્યોગોમાં ઉત્પાદનની પદ્ધતિ બદલવાની અને નવાં સાધનોનો ઉપયોગ કરવાની ખાસ જરૂર છે. હવે તો ગામડાંઓમાં પણ વીજળી પૂરી પાડવામાં આવશે એટલે ગ્રામોદ્યોગોમાં પણ વીજળીનો ઉપયોગ થવો જોઈએ. બજારની શોધ એ અતિ વિકટ સવાલ છે. જો વીજળીનો ઉપયોગ કરવામાં આવે અને સ્થાનિક કાચા માલનો સ્થાનિક વપરાશની ચીજો બનાવવામાં ઉપયોગ કરવામાં આવે તો સ્થાનિક બજાર મળી શકે. એટલે આ દૃષ્ટિએ આ કામને જરૂરી વળાંક આપવો જોઈએ.

## ઔદ્યોગિક વસાહતો

બીજી પંચવર્ષીય યોજનામાં ઔદ્યોગિક કાર્યક્ષમતા માટે અનુકૂળ સ્થિતિ પેદા થાય, ઉત્પાદનનાં એકસરખાં ધોરણો જળવાય અને સાધનસામગ્રી કરકસરથી વપરાય એ માટે ઔદ્યોગિક વસાહતોનો કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો છે. આમાં નાના એકમોને વીજળી, પાણી, ગૅસ, વરાળ, રેલવેની સગવડ વગેરે બીજી સગવડોનો પણ લાભ મળે છે. રાજકોટમાં આવી વસાહત ઊભી કરવામાં આવેલી છે. ગુજરાતમાં દરેક જિલ્લામાં નિદાન એવી એક એક ઔદ્યોગિક વસાહત હોવી જરૂરી છે.

ગુજરાતની અર્થરચનાની આ પાનાંઓમાં આપવામાં આવેલી ઝાંખી તેના ભાવિ આર્થિક ઘડતર અને વિકાસની દિશાઓના મહત્ત્વનાં સૂચનો કરી જાય છે. ગુજરાતના આર્થિક વિકાસના આયોજનમાં કેટલીક બાબતોનો ખ્યાલ રાખવાની જરૂર છે.

સૌ પ્રથમ તો આપણા સૌના અને ખાસ કરીને ગુજરાતના અર્થતંત્રના ઘડવૈયાઓના દિલમાં એ બાબત ખૂબ દૃઢપણે રહેવી જોઈએ કે આખરે ગુજરાત એ કાંઈ અલગ રાષ્ટ્ર નથી. ગુજરાતનો વિકાસ અને તેના વિકાસનું આયોજન વિશાળ ભારતના એક અવિભાજ્ય અંગ તરીકે જ હોઈ શકે. ગુજરાતનું પ્રાદેશિક આયોજન કરતી વખતે આ દૃષ્ટિ રહેવી જોઈએ. છેવટે તો ભારતની આબાદી અને સમૃદ્ધિમાં જ આપણી આબાદી અને સમૃદ્ધિ સમાયેલી છે. બીજું ઔદ્યોગિક વિકાસના એક પ્રચલિત ખ્યાલથી સાવધાન રહીને આર્થિક વિકાસનો વિચાર કરવાનો છે. એક સામાન્ય ખ્યાલ એવો છે કે મોટા ઉદ્યોગોનો વિકાસ એટલે જ આર્થિક વિકાસ. અહીં તહીં બે-ચાર મોટાં કારખાનાં સ્થપાય તેમાં જ આર્થિક પ્રગતિ સમાઈ જતી નથી. ખરી રીતે આજે પણ ગુજરાતમાં કાપડની મિલો અને બીજાં થોડાંક કારખાનાંઓને બાદ કરીએ તો બીજા ઉદ્યોગો નાના પાયા પર ચાલે છે. એટલે મધ્યમ કદના અને નાના પાયા પરના ઉદ્યોગો તરફ પૂરતું ધ્યાન આપવું જરૂરી છે.

ગુજરાતના આજ પર્યંતના ઔદ્યોગિક વિકાસનો વિચાર કરતાં એક વાત ધ્યાન ખેંચે છે કે અહીં વપરાશની ચીજોના ઉદ્યોગો વધારે છે, જ્યારે ઉત્પાદક વસ્તુઓના ઉદ્યોગો ખાસ વિકસેલા નથી. તેથી આપણા ભાવિ આયોજનમાં ઍન્જિનિયરિંગ, રસાયણ, વીજળીનાં સાધનો વગેરેનો સમાવેશ થવો જોઈએ. એ ઉપરાંત, રાજ્યના વિવિધ ભાગોમાં પ્રાપ્ય ખનિજસંપત્તિ અને અન્ય કાચા માલનો પૂરેપૂરો ઉપયોગ થઈ શકે તેવા અનેકવિધ ઉદ્યોગોનો વિકાસ થાય તો જ ગુજરાતના અર્થતંત્રનો પાયો બહોળો બને.

ત્રીજી વાત ગુજરાતના વિવિધ ભાગોમાં પ્રવર્તતી આર્થિક અસમાનતા તરફ પૂરતું લક્ષ અપાવું જોઈએ. ગુજરાતના સમગ્ર આર્થિક ચિત્ર તરફ નજર નાખતાં એ હકીકત તરી આવે છે કે જુદા જુદા જિલ્લાઓ વચ્ચે વિકાસની ભારે અસમાનતા પ્રવર્તે છે. તે દૂર કરવા, અને જે વિસ્તારોમાં પછાત લોકો વસે છે ત્યાં બીજાઓની હરોળમાં આણવા માટે રાજ્યધોરણે આયોજનની વિચારણા કરવામાં આવે ત્યારે આ બાબતને અનુલક્ષીને જ યોજનાઓ ઘડવી જોઈએ.



# કૃષિ અને પશુપાલન

ડૉ. મગનભાઈ પટેલ
(નિયામક, કૃષિ વિભાગ, ગુજરાત રાજ્ય, અમદાવાદ)

ગુજરાતનું કુલ ક્ષેત્રફળ ૭૨,૧૩૭ ચોરસ માઈલ છે. ૧૯૫૧ની વસ્તીગણતરી પ્રમાણે એની વસ્તી ૧૬૩ લાખ છે. આમ વસ્તીની ગીચતા દર ચોરસ માઈલે ૨૨૫ની છે. ખેડા જિલ્લામાં વસ્તીની ગીચતા ૬૩૭ છે, જ્યારે કચ્છમાં માત્ર ૩૩ છે. ૧૯૬૧માં ગુજરાતની વસ્તી વધીને ૧૯૭ લાખ થવાનો અંદાજ છે. આથી વસ્તીની ગીચતા દર ચોરસ માઈલે ૨૭૩ થશે.

ધંધો અને જીવનનિર્વાહની દૃષ્ટિએ જોતાં ગુજરાતની કુલ વસ્તીના ૫૭.૯ ટકા લોકો ખેડૂતવર્ગના છે. જ્યારે બાકીના ૪૧.૯ ટકા લોકો બિનખેડૂત વર્ગના છે. કોઠા નંબર ૧માં ગુજરાતની આ બે જૂથની વસ્તીની ભારતની વસ્તી સાથે સરખામણી આપવામાં આવી છે.

કોઠો નં. ૧

જીવનનિર્વાહના ધોરણે વસ્તીની ટકાવારી*

| વર્ગીકરણ | વસ્તીની વહેંચણીની ટકાવારી ગુજરાત | ભારત |
|---|---|---|
| ૧. જમીનની પૂરેપૂરી માલિકી ધરાવતા ખેડૂતો અને તેમના આશ્રિતો | ૩૯.૩ | ૪૬.૯ |
| ૨. જમીનની માલિકી નહિ ધરાવતા ખેડૂતો અને તેમના આશ્રિતો | ૯.૬ | ૮.૯ |
| ૩. ખેતમજૂરો અને તેમના આશ્રિતો | ૭.૦ | ૧૨.૫ |
| ૪. ખેતી નહિ કરતા જમીનમાલિકો | ૨.૦ | ૧.૫ |
| કુલ ખેડૂતવર્ગ | ૫૭.૯ | ૬૯.૮ |
| ૫. જમીનના વાવેતર સિવાય અન્ય ઉત્પાદન પર નભતા | ૧૫.૦ | ૧૦.૬ |
| ૬. વેપાર | ૮.૪ | ૬.૦ |
| ૭. વાહનવ્યવહાર | ૧.૯ | ૧.૬ |
| ૮. અન્ય સેવાઓ | ૧૬.૮ | ૧૨.૦ |
| | ૪૨.૧ | ૩૦.૨ |
| કુલ સરવાળો | ૧૦૦.૦ | ૧૦૦.૦ |

ઉપરના કોઠામાં આપેલા આંકડાઓ પરથી જણાય છે કે, દેશમાં ખેતમજૂરો ૧૨.૫ ટકા છે, જ્યારે ગુજરાતમાં માત્ર ૭.૦ ટકા છે. દેશના ૩૦.૨૦ ટકા લોકો ખેતી સિવાયના ધંધામાં રોકાયેલા છે, જ્યારે ગુજરાતની ૪૨ ટકા વસ્તી એમાં રોકાયેલી છે.

ગામડાંના રેકર્ડ અનુસાર ગુજરાતનો કુલ વિસ્તાર ૪,૪૮,૬૯,૦૦૦ એકર છે. કોઠા નં. ૨માં જમીનની ઉપયોગિતાનું વર્ગીકરણ આપવામાં આવ્યું છે.

કોઠો નં. ૨

ભૌગોલિક વિસ્તારની વહેંચણી ૧૯૫૬–૫૭*

| જમીનનો ઉપયોગ | વિસ્તાર હજાર એકરમાં | ટકાવારી |
|---|---|---|
| ૧. કુલ ખેડાણયોગ્ય જમીન | | |
| (અ) કુલ ખેડાતી જમીન | ૨૩,૧૨૨ | ૫૧.૫૨ |
| (બ) ચાલુ પડતર જમીન | ૫૯૧ | ૧.૩૨ |
| (ક) ઇતર પડતર જમીન | ૧૧૭૯ | ૨.૬૩ |
| (ડ) ખેડી શકાય તેવી જમીન | ૨૨૮૩ | ૫.૦૮ |
| | ૨૭,૧૭૫ | ૬૦.૫૬ |
| ૨. કાયમી અને બીજી ગોચર જમીન | ૨,૩૦૮ | ૫.૧૪ |
| ૩. પ્રકીર્ણ વૃક્ષો અને ઝાડીની જમીન | ૯૭ | ૦.૨૧ |
| ૪. જંગલનો વિસ્તાર | ૨૨૭૪ | ૫.૦૯ |
| ૫. બિનખેડાણ લાયક પડતર જમીન | ૧૩,૦૧૫ | ૨૯.૦૦ |
| કુલ વિસ્તાર | ૪૪,૮૬૯ | ૧૦૦.૦૦ |

ભારતની ૧૧.૮ ટકાની સરખામણીમાં ગુજરાતની આશરે ૨૯ ટકા જમીન ઉજ્જડ અને બિનખેડાણ લાયક છે. દેશની ૪૪.૬૦ ટકા જમીનની સરખામણીમાં ગુજરાતની ૫૧.૫૨ ટકા જમીન ખેડી શકાય

*મુંબઈ સરકારના આર્થિક અને આંકડા વિભાગ તરફથી ગુજરાત રાજ્યના આંકડા વિષેનું પુસ્તક પા. ૧.

*ભારત સરકારના અનાજ અને ખેતીવાડી ખાતાના આર્થિક અને આંકડાશાસ્ત્રના સલાહકાર તરફથી ૧૯૬૦માં બહાર પાડવામાં આવેલા મહારાષ્ટ્ર અને ગુજરાતના ખેતીવિષયક આંકડા પા. ૨.

એવી છે. કોઠા નં. ૨માં આપેલા આંકડા પરથી જોઈ શકાશે કે, ૨૨,૮૩,૦૦૦ એકર એટલે કે કુલ વિસ્તારની ૫.૦૯ ટકા જમીન ખેડી શકાય એવી પડતર જમીન છે. ૧૯૫૩–૫૪થી ૧૯૫૬–૫૭નાં વર્ષો દરમ્યાન આ પ્રકારની જમીનના કુલ વિસ્તારના આંકડામાં ઓછો ફરક પડતો હોવાથી આ આંકડા ગંભીરતાપૂર્વક લઈ એ જમીનના વિકાસનો કાર્યક્રમ ઘડવો ખૂબ જ જોખમભરેલું છે. દેશમાં ખેડી શકાય એવી પડતર જમીનની તપાસ માટે ભારત સરકારે નીમેલી ખાસ સમિતિના અહેવાલની રાહ જોવી સલાહભર્યું છે.

ગુજરાતમાં ખેડાણયોગ્ય પડતર જમીન*

(૧૯૪૯–૫૦ થી ૧૯૫૬–૫૭)

| વર્ષ | ખેડાણ યોગ્ય પડતર જમીન (હજાર એકરમાં) |
|---|---|
| ૧૯૪૯–૫૦ | ૧,૩૬૧ |
| ૧૯૫૦–૫૧ | ૧,૫૩૨ |
| ૧૯૫૧–૫૨ | ૧,૬૭૮ |
| ૧૯૫૨–૫૩ | ૧,૯૮૫ |
| ૧૯૫૩–૫૪ | ૨,૧૭૯ |
| ૧૯૫૪–૫૫ | ૨,૫૮૦ |
| ૧૯૫૫–૫૬ | ૨,૨૭૮ |
| ૧૯૫૬–૫૭ | ૨,૨૮૩ |

કુલ ૨૩૧.૨૨ લાખ એકર ખેડાતી જમીનમાંથી ૧૦.૭૨ લાખ એકર જમીનમાં એકથી વધુ વાર વાવેતર થતું હોવાથી કુલ પાકનો વિસ્તાર ૨૪૧.૯૪ લાખ એકર થાય છે. આમ ગુજરાતની ૧૬૩ લાખની વસ્તીના ધોરણે માથાદીઠ ખેડાતી તથા કુલ પાકની જમીન અનુક્રમે ૧.૪૧ અને ૧.૪૮ એકર આવે છે.

સિંચાઈની જમીન

કોઠો નં. ૩

કુલ વાવેતર અને સિંચાઈ

(૧૯૫૦–૫૧ થી ૧૯૫૬–૫૭)

કોઠા નં. ૩માં વાવેતર હેઠળની કુલ જમીન અને સિંચાઈની જમીનની ટકાવારી આપી છે.×

(હજાર એકરમાં)

| વર્ષ | નહેર | તળાવ | કૂવા | અન્ય રીતે સિંચાઈ | કુલ | વાવેતર હેઠળની કુલ જમીન હજાર એકર | કુલ જમીનની સરખામણીમાં સિંચાઈની ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૫૦–૫૧ | ૪૫ | ૬૯ | ૭૨૧ | ૨૯ | ૮૬૪ | ૧૭,૦૭૪ | ૫.૦૬ |
| ૧૯૫૧–૫૨ | ૩૯ | ૧૫ | ૯૯૪ | ૭૯ | ૧૧૨૭ | ૧૬,૯૮૨ | ૬.૬૩ |
| ૧૯૫૨–૫૩ | ૭૧ | ૫૯ | ૧૦૨૧ | ૨૧ | ૧૧૭૨ | ૨૧,૬૪૧ | ૫.૪૧ |
| ૧૯૫૩–૫૪ | ૧૦૬ | ૭૮ | ૧૧૪૪ | ૧૪ | ૧૩૪૨ | ૨૨,૬૨૫ | ૫.૯૩ |
| ૧૯૫૪–૫૫ | ૧૦૬ | ૬૫ | ૧૦૦૭ | ૧૫ | ૧૧૯૩ | ૨૨,૮૫૫ | ૫.૨૨ |
| ૧૯૫૫–૫૬ | ૧૦૦ | ૬૧ | ૧૧૩૬ | ૧૭ | ૧૩૧૪ | ૨૨,૫૮૩ | ૫.૮૨ |
| ૧૯૫૬–૫૭ | ૧૩૪ | ૭૦ | ૧૧૩૨ | ૨૫ | ૧૩૬૧ | ૨૩,૧૨૨ | ૫.૮૯ |

કોઠા નં. ૩ પરથી જોઈ શકાશે કે પહેલી પંચવર્ષીય યોજનાના પહેલા એટલે કે ૧૯૫૦–૫૧ના વર્ષમાં સિંચાઈ હેઠળની જમીન ૮,૬૪,૦૦૦ એકર હતી, જે બીજી પંચવર્ષીય યોજનાના પહેલા એટલે-કે, ૧૯૫૬–૫૭ના વર્ષમાં વધીને ૧૩,૬૧,૦૦૦ એકર થઈ છે. પરંતુ, વાવેતર હેઠળની કલ જમીનની સાથે સરખાવતાં આ સમયમાં સિંચાઈની જમીન ૫.૦૬ ટકાથી વધીને ૫.૮૯ ટકા થઈ છે.

સમગ્ર દેશ અને મદ્રાસ, ઉત્તર પ્રદેશ, પંજાબ, ઓરિસ્સા અને પશ્ચિમ બંગાળની સરખામણીમાં ગુજરાતમાં જળસિંચાઈનો વિકાસ ઘણો ઓછો થયો છે. કોઠા નં. ૪માં સિંચાઈના વિસ્તારના આપેલા આંકડાઓ પરથી આ બાબત જોઈ શકાશે.

મદ્રાસ રાજ્યમાં સિંચાઈવાળો પાકનો વિસ્તાર ૩૭.૮૬ ટકા હોવા છતાંય આબોહવાની અનિયમિતતા અનાજના ઉત્પાદન પર ગંભીર અસર પહોંચાડે છે. "અસાધારણ પ્રતિકૂળ મોસમમાં લગભગ ૮ લાખ ટન અનાજની ખાધ રહે છે. અનુકૂળ મોસમમાં ૨ લાખ ટન અનાજની પુરાંત રહે છે." ('મદ્રાસની ખેતીવિષયક પ્રગતિ' નામના પ્રકાશનમાંથી ડિસેમ્બર, ૧૯૫૯) ગુજરાતમાં માત્ર છ ટકા પાકનો વિસ્તાર સિંચાઈ હેઠળ હોવાથી ચોમાસુ અંશતઃ કે પૂરેપૂરું નિષ્ફળ જાય ત્યારે અનાજના પાક પર તેની ખૂબ જ પ્રતિકૂળ અસર પડવાની જ. આથી જળ-

* ભારત સરકારના અનાજ અને ખેતીવાડી ખાતાના આર્થિક અને આંકડાશાસ્ત્રના સલાહકાર તરફથી ૧૯૬૦માં બહાર પાડવામાં આવેલા મહારાષ્ટ્ર અને ગુજરાતના ખેતીવિષયક આંકડા.

× ભારત સરકારના અનાજ અને ખેતીવાડી તરફથી ૧૯૬૦માં પ્રસિદ્ધ થયેલા મહારાષ્ટ્ર અને ગુજરાતના ખેતીવિષયક આંકડાઓ પા. ૨ થી ૫.

સિંચાઈની યોજનાઓનો અમલ કરીને વહેલીતકે વધુ પ્રમાણમાં જમીન સિંચાઈ હેઠળ લાવવામાં આવે એ અત્યંત જરૂરી છે.

કોઠો નં. ૪

ભારત, ગુજરાત અને અન્ય રાજ્યોના વાવેતર હેઠળના કુલ વિસ્તાર અને સિંચાઈવાળા વિસ્તારની ટકાવારી (૧૯૫૦–૫૬)*

| રાજ્ય | કુલ વાવેતરનો સાફી વિસ્તાર (હજાર એકરમાં) | સિંચાઈનો કુલ વિસ્તાર (હજાર એકરમાં) | વાવેતરવાળા વિસ્તારની સરખામણીમાં સિંચાઈના વિસ્તારની ટકાવારી |
|---|---|---|---|
| ૧. ગુજરાત | ૨૨,૫૮૩ | ૧,૩૧૪ | ૫.૮૨ |
| ૨. ઓરિસ્સા | ૧૩,૮૫૪ | ૨,૪૧૪ | ૧૭.૪૨ |
| ૩. પ. બંગાળ | ૧૩,૧૨૨ | ૨,૯૭૦ | ૨૨.૬૩ |
| ૪. બિહાર | ૧૮,૬૧૦ | ૪,૪૦૫ | ૨૩.૬૭ |
| ૫. આંધ્ર | ૨૭,૮૯૯ | ૬,૭૮૮ | ૨૪.૩૩ |
| ૬. ઉત્તરપ્રદેશ | ૪૧,૬૭૧ | ૧૨,૨૩૫ | ૨૯.૩૫ |
| ૭. મદ્રાસ | ૧૪,૧૭૧ | ૫,૩૬૬ | ૩૭.૮૬ |
| ૮. પંજાબ | ૧૭,૭૯૪ | ૮,૦૬૨ | ૪૫.૩૧ |
| ૯. ભારત | ૩,૧૮,૨૨૦ | ૫૬,૧૬૩ | ૧૭.૬૫ |

**પાક અને પાકનું પ્રમાણ**

કોઠા નં. ૫માં ગુજરાતના મુખ્ય મુખ્ય પાકનો વિસ્તાર તથા પાકના કુલ વિસ્તારની ટકાવારી આપવામાં આવી છે.

કોઠો નં. ૫

ગુજરાતના મુખ્ય-મુખ્ય પાકો, તેનો વિસ્તાર અને કુલ પાકના વિસ્તારની ટકાવારી (૧૯૫૬–૫૭)

| પાક | પાકનો વિસ્તાર (સો એકરમાં) | પાકના કુલ વિસ્તારના ટકા |
|---|---|---|
| ડાંગર | ૧૩,૪૭૧ | ૫.૬૨ |
| ઘઉં | ૧૩,૨૮૫ | ૫.૫૪ |
| જુવાર | ૩૫,૨૧૫ | ૧૪.૬૮ |
| બાજરી | ૪૧,૧૧૧ | ૧૭.૧૫ |
| રાગી | ૧,૫૯૨ | ૦.૬૬ |
| જવ | ૨૫૦ | ૦.૧૦ |
| મકાઈ | ૪,૨૪૨ | ૧.૭૭ |
| અન્ય પાક | ૪,૬૨૫ | ૧.૯૩ |
| કુલ | ૧,૧૩,૭૯૧ | ૪૭.૪૫ |
| તુવેર | ૧,૭૯૪ | ૦.૭૫ |
| ચણા | ૪,૬૦૦ | ૧.૯૨ |
| અન્ય કઠોળ | ૧૦,૦૪૮ | ૪.૧૯ |
| કુલ કઠોળ | ૧૬,૪૪૨ | ૬.૮૬ |
| કુલ કઠોળ અને અનાજ | ૧,૩૦,૨૩૩ | ૫૪.૩૧ |
| કપાસ | ૪૫,૩૬૫ | ૧૮.૯૨ |
| મગફળી | ૩૦,૮૧૪ | ૧૨.૮૫ |
| અન્ય તેલીબિયાં | ૭,૯૬૦ | ૩.૩૨ |
| શેરડી | ૩૯૨ | ૦.૧૬ |
| તમાકુ | ૧,૮૯૯ | ૦.૭૯ |
| ઘાસચારો | ૧૮,૪૩૯ | ૭.૭૦ |
| ફળ અને શાકભાજી | ૧,૩૯૩ | ૦.૫૮ |
| મસાલા | ૧૩૭૩ | ૦.૫૭ |
| પ્રકીર્ણ | ૧,૯૩૧ | ૦.૮૦ |
| | ૨,૩૯,૭૯૯ | ૧૦૦.૦૦ |

ઉપરના કોઠા ઉપરથી જોઈ શકાશે કે, ગુજરાતનો મુખ્ય અનાજનો પાક બાજરી, જુવાર, ડાંગર, ઘઉં અને મકાઈ છે, કઠોળનો પાક ચણા અને તુવેર છે. રોકડ અને અનાજ સિવાયનો પાક કપાસ, મગફળી, તમાકુ અને શેરડી છે.

**ગુજરાતની ખેતીના પ્રશ્નો**

દેશની આબાદી અને પ્રગતિના વિવિધ પ્રશ્નોમાં પ્રજાને સારા પ્રમાણમાં પૌષ્ટિકતા મળે તે સારુ અનાજનું પૂરતું ઉત્પાદન અને ઉદ્યોગો ચાલુ રાખવા માટે પૂરતો કાચો માલ એ દેશમાં લગભગ તમામ રાજ્યો તથા ખાસ કરીને ગુજરાત માટે ખૂબ જ મહત્ત્વની બાબત છે. ગુજરાતમાં અનાજની ખાધનો પ્રશ્ન તીવ્ર છે. અનાજનું ઉત્પાદન વધારવા યોગ્ય પગલાં ભરવામાં નહિ આવે તો વસ્તી વધતાં ગુજરાતનો અનાજનો પ્રશ્ન વધુ તીવ્ર બનવા સંભવ છે. એવી રીતે, રોકડિયા પાકની પેદાશ પણ આપણી જરૂરિયાત માટે પૂરતી નથી. આયોજન કમિશને ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન રોકડ પાકો અને અનાજના ઉત્પાદનમાં ૩૦૦ થી ૪૦૦ લાખ ટન, તેલીબિયાંમાં ૨૮૦ થી ૩૨૦ લાખ ટન અને રૂમાં ૭૩ લાખ ગાંસડી વધારવાના લક્ષ્યાંકો નક્કી કર્યા છે. અનાજ અને રોકડ પાકોનું ઉત્પાદન વધારામાં ગુજરાતે પણ પોતાનો હિસ્સો આપવા પ્રયાસો કરવા પડશે.

૧૯૫૧ની વસ્તીગણતરી પ્રમાણે ગુજરાતની વસ્તી ૧૬૩ લાખ છે. દર વર્ષે બે ટકાનો વસ્તીવધારો ગણીએ તો ગુજરાતની વસ્તી

*ભારત સરકારની આંકડા અંગેની મધ્યસ્થ સંસ્થા તરફથી ૧૯૫૯માં બહાર પાડવામાં આવેલ 'ભારત-૧૯૫૭–૫૮'નવી સિરીઝ નં. ૮.

૧૯૬૧માં ૧૯૭ લાખ અને ૧૯૬૬માં ૨૧૪ લાખ થવાનો અંદાજ છે. ૧૯૫૬–૫૭ થી ૧૯૫૮–૫૯નાં ત્રણ વર્ષના સમય દરમ્યાન અનાજનું સરેરાશ વાર્ષિક ઉત્પાદન ૨૦.૦૯ લાખ ટન અંદાજવામાં આવ્યું છે. સામાન્યતઃ ગોદામોમાં જીવાતને કારણે બગાડ તથા બિયારણ માટે કુલ ઉત્પાદનના ૧૦ ટકા ગણીએ તો બાકી ૧૮.૦૮ લાખ ટન અનાજ (૨૦.૦૯–૨.૦૧ : ૨૦.૦૯ના ૧૦ ટકા લેખે) પ્રજાના વપરાશ માટે મળી રહે. આયોજન કમિશનની ભલામણ અનુસાર, માથાદીઠ રોજનું ૧૫ ઔંસ અનાજ અને ૩ ઔંસ કઠોળ ગણીએ તો ગુજરાતની ૧૯૬૧ની ૧૯૭ લાખની વસ્તી માટે ૩૬.૧૫ લાખ ટન અને ૧૯૬૬ની ૨૧૪ લાખની અંદાજી વસ્તી માટે ૩૯.૩૧ લાખ ટન અનાજની જરૂર રહે. પરંતુ, પ્રજાના વપરાશ માટે ઉપર જણાવ્યા પ્રમાણે ૧૮.૦૮ લાખ ટન અનાજ મળતાં ૧૯૬૧માં ૧૮.૦૭ લાખ ટન અને ૧૯૬૬માં ૨૧.૨૩ લાખ ટન અનાજની ખાધ પડે. આજે અનાજની આ ખાધને અંશતઃ દૂર કરવા ત્રીજી પંચવર્ષીય યોજનામાં અનાજના ઉત્પાદનમાં સારા પ્રમાણમાં વધારો કરવો પડશે.

આયોજન કમિશને ત્રીજી યોજના માટે રૂની ૭૨ લાખ ગાંસડીઓ અને તેલીબિયાંના ૯૫ લાખ ટન ઉત્પાદન લક્ષ્યાંકો નક્કી કર્યા છે. ગુજરાત અત્યારે દેશમાં ઉત્પન્ન તથા કુલ રૂના ૧૯ ટકા અને મગફળીના ૨૩ ટકા ઉત્પાદન કરે છે. તેથી આયોજન કમિશને દેશ માટે નક્કી કરેલા આ પાકના ઉત્પાદન લક્ષ્યાંકોને પરિપૂર્ણ કરવા માટે ગુજરાતે કપાસ અને મગફળીનું ઉત્પાદન વધારવું પડશે. કપાસ અને મગફળીના વાવેતર હેઠળનો વિસ્તાર પૂરતા પ્રમાણમાં વધારે હોવાથી તથા ખેડૂતોનું અર્થતંત્ર જાળવવું આવશ્યક હોવાથી આ પાકના વાવેતરનો વિસ્તાર વધારીને નહિ પરંતુ એકર દીઠ પેદાશ વધારીને તેનું ઉત્પાદન વધારવાના પ્રયાસો કરવા પડશે. એવી જ રીતે ગુજરાતમાં શેરડી અને તમાકુનું ઉત્પાદન વધારવું પડશે. શેરડીના વાવેતરોનો વિસ્તાર મર્યાદિત છે. તેમ જ તેની એકરદીઠ પેદાશ પણ ઓછી છે. તેથી શેરડીના વાવેતરનો વિસ્તાર અને પેદાશ વધારવા તમામ શક્ય પગલાંઓ ભરવાં પડશે.

પ્રજાના જીવનધોરણમાં સુધારો થતાં ફળ અને શાકભાજીની માગ પણ વધશે. તેના પાકના વાવેતરનો વિસ્તાર માત્ર ૧,૩૯,૩૦૦ એકર છે. અને ભૂતકાળમાં એના વાવેતરનો વિસ્તાર અને ઉત્પાદન વધારવાના પ્રયત્નો થયા નથી તેથી ફળો તથા શાકભાજીના વાવેતરનો વિસ્તાર અને ઉત્પાદન વધારવા પગલાં ભરવાં પડશે.

ગુજરાતના ખેતી વિષયક અર્થતંત્રમાં અનાજ અને રોકડ પાકો મહત્ત્વના છે. પરંતુ સાથે સાથે પશુધનને નિભાવતા ઘાસચારાની પણ અવગણના કરવી જોઈએ નહિ. ભૂતકાળમાં આ માટે નહિવત્ પ્રયાસ થયો હોવાથી ઘાસચારાનું ઉત્પાદન વધારવા યોગ્ય ધ્યાન આપવું પડશે.

ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન ગુજરાતમાં અનાજનું ઉત્પાદન ૭.૫ લાખ ટન, રૂનું ઉત્પાદન ૧.૯ લાખ ગાંસડીઓ અને તેલીબિયાંનું ઉત્પાદન ૦.૯૯ લાખ ટન વધારવાના કામચલાઉ લક્ષ્યાંકો નક્કી કરવામાં આવ્યા છે.

કોઠા નં. ૫માં અનાજ, રૂ, મગફળી અને શેરડીના એકરદીઠ ઉત્પાદનના આંકડાઓ પરથી જોઈ શકાય છે કે અન્ય રાજ્યોની જેમ ગુજરાતમાં પણ જળસિંચાઈની સગવડો એટલા પ્રમાણમાં આપવામાં આવે તો આ પાકોનું એકરદીઠ ઉત્પાદન વધારવાની ઘણી તક છે. ચોમાસાની અનિયમિતતા અને ભાગ્યે જ ૬ ટકા વિસ્તારોમાં જળસિંચાઈની સગવડ હોવા છતાંયે પહેલી બે યોજના દરમ્યાન ગુજરાતમાં ખેતીના ઉત્પાદનમાં થયેલો વધારો વાજબી છે. વિવિધ પાકોના અત્યારના વાવેતરના વિસ્તારને ધ્યાનમાં લઈએ તો અનાજની બાબતમાં સ્વાવલંબીપણું અને રોકડ પાકોના ઉત્પાદનમાં નોંધપાત્ર વધારાનો આધાર ગુજરાતમાં વાવેતર હેઠળના કુલ વિસ્તારના ઓછામાં ઓછા ૨૦ ટકા વિસ્તારને કેટલી ઝડપથી જળસિંચાઈની સગવડ પૂરી પાડવામાં આવશે તેના પર રહેલો છે. આ ઉપરાંત ખેતીવાડી અને ગ્રામવિકાસના ખાતાંઓના શિક્ષણ સંશોધન અને વિસ્તરણ કાર્યક્રમો ઉપર પણ તેનો આધાર છે.

## પશુપાલન

### પશુધન અને તેની ગીચતા

૧૯૫૬ની વસ્તીગણતરી મુજબ, ગુજરાતનું પશુધન ૧૩૩.૧ લાખ છે. ભારતના કુલ પશુધનની સરખામણીમાં ગુજરાતનું પશુધન ૪.૩ ટકા છે. ૧૩૩.૧ લાખ પશુધનમાંથી ૮૬.૯ લાખ ગાય-બળદ, ૧૭.૪ લાખ ઘેટાં, ૨૬.૦૦ લાખ બકરાં અને બાકીનાં ૨.૮ લાખ ઘોડાં, ગધેડાં અને ઊંટ છે. ગુજરાતના ભૌગોલિક વિસ્તારના ચોરસ માઈલ દીઠ પશુની વસ્તીની ગીચતા ૧૮૫ છે જ્યારે ભારતમાં પશુની વસ્તીની ગીચતા ચોરસ માઈલે ૨૩૧ છે. પશુના માથા દીઠ પાકનો સાફી વિસ્તાર ૧.૭૩ એકર છે.

રાજ્યની આવકમાં પશુપાલન વર્ષે રૂા. ૯૦.૮૯ કરોડનો ફાળો આપે છે. રાજ્યની ખેતીની કુલ આવકમાં આ ફાળો ૪૦.૪ ટકા થાય છે. રાજ્યની ખેતીની આવકમાં સારો ફાળો આપવા ઉપરાંત આ પશુધન ખેડૂત કુટુંબોને — ખાસ કરીને સ્ત્રીઓને — તેમના નવરાશના સમયનો ઉત્પાદક ઉપયોગ કરવા તથા પાકની આડ-પેદાશના ઉપયોગ માટે અનોખી તક પૂરી પાડે છે. ખેતીની સાથે પશુપાલન સ્થિર અને સમતોલ આનુષંગિક વ્યવસાય છે.

### ઢોર અને ભેંસો

૮૬.૯ લાખની ગાય-બળદની વસ્તીમાંથી ૬૦.૫ લાખ ગાય-બળદ અને ૨૬.૪ લાખ ભેંસો છે. ભારતની કુલ વસ્તીના એ ૪ ટકા થાય છે. ગુજરાતમાં દર ચોરસ માઈલે ઢોર અને ભેંસોની ગીચતા ૧૨૦ છે, જ્યારે ભારતમાં ૧૩૫ છે. આ ગીચતા અમેરિકામાં ૨૨, ન્યૂઝીલૅન્ડમાં ૪૪, જર્મનીમાં ૧૧૦, અને ઇંગ્લંડ અને વેલ્સમાં ૧૧૬ છે.

ભારતના ખેડૂતો અને પશુપાલકો દૂધ અને ભાર ખેંચવા ઢોર અને ભેંસો રાખે છે. ભારતમાં ભેંસ અને ઢોરનું પ્રમાણ ૧ : ૩.૩ છે;

જ્યારે ગુજરાતમાં એ પ્રમાણ ૧ : ૨.૯નું છે. કોઠા નં. ૬માં તેનું વર્ગીકરણ આપવામાં આવ્યું છે.

કોઠો નં. ૬

ઢોર અને ભેંસોનું વર્ગીકરણ

| પેટા-વર્ગ | ઢોર | ભેંસ |
|---|---|---|
| ૧. ઊછરતા સાંઢ | ૧૭,૨૭૭ | ૯,૮૧૭ |
| ૨. ૩ વર્ષની ઉપરના સાંઢ | ૨૭,૦૪,૨૬૩ | ૧૯,૨૩૪ |
| ૩. ઓલાદ વૃદ્ધિ અને દૂધ માટે રાખેલી ૩ વર્ષ ઉપરની માદા | ૧૬,૪૯,૪૨૭ | ૧૪,૮૪,૧૦૪ |
| ૪. વાછરડા | ૧૬,૮૪,૨૭૪ | ૧૧,૨૬,૯૦૬ |
| કુલ | ૬૦,૫૫,૨૬૧ | ૨૬,૪૦,૦૬૧ |
| ૩ વર્ષની ઉપરના સાંઢ અને માદા-ઢોરનું પ્રમાણ | ૧ : ૯૫ | ૧ : ૧૫૧ |

ઢોર અને ભેંસોના પેટાવર્ગના આંકડાઓ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ત્રણ વર્ષથી મોટી ગાયો અને બળદની સંખ્યામાં તફાવત મુખ્યત્વે કરીને ત્રણ વર્ષની ઉપરના સાંઢ અને પાડાના તફાવતને કારણે છે પરંતુ ત્રણ વર્ષથી મોટી ગાયો અને તેનાં વાછરડાંઓની સંખ્યા લગભગ સરખી છે. ઢોરોમાં માદાની સંખ્યા ૧૬.૪૯ લાખ છે, જ્યારે ભેંસો ૧૪.૪૮ લાખ છે. ત્રણ વર્ષથી ઉપરના નર ઢોરો ૨૭.૦૪ લાખ છે. જ્યારે ભેંસો માત્ર ૦.૧૯ લાખ છે. આમાંથી ૦.૧૪ લાખ ભેંસો સુરત અને ડાંગ જિલ્લામાં છે. ત્રણ વર્ષથી મોટા પાડા અને નર ઢોરનું પ્રમાણ ૧.૧૪૧ છે. આનો અર્થ એ થયો કે પાડા ત્રણ વર્ષના થાય તે પહેલાં કાં તો ભૂખે મરે છે અને કાં તો તેની કતલ થાય છે. ત્રણ વર્ષથી મોટા તમામ નર ઢોરો દીઠ ૧૭.૧ એકર પાકનો સાફી વિસ્તાર આવે.

ગુજરાતમાં ત્રણ વર્ષથી મોટી ૧૬.૬૩ લાખ ગાયો અને ૧૪.૭૦ લાખ ભેંસો દૂધ ઉત્પાદન માટે રખાય છે. આ ઉપરાંત ૪.૫૬ લાખ બકરાં પણ દૂધ આપે છે. કોઠા નં ૭માં ગાય ભેંસ અને બકરાના દૂધના વાર્ષિક ઉત્પાદનના આંકડા આપેલા છે.

કોઠો નં. ૭

ગુજરાતમાં દૂધનું ઉત્પાદન

| | ગાય | ભેંસો | બકરાં |
|---|---|---|---|
| **વડોદરા વિભાગ** | | | |
| દૂધ ઉત્પાદન માટે રખાયેલાં પશુ (૧૯૫૬) | ૯૬૪૮૬૦ | ૧૧૦૮૨૭૯ | ૨૮૪૫૩૧ |
| ઢોર દીઠ દૂધની વાર્ષિક પેદાશ (રતલમાં)* | ૨૯૦ | ૧૨૮૦ | ૧૦૫ |
| કુલ ઉત્પાદન (બંગાળી મણમાં) | ૩૪.૯૯ | ૧૮૯.૮૨ | ૩.૭૩ |
| **રાજકોટ વિભાગ** | | | |
| દૂધ ઉત્પાદન માટે રખાયેલાં પશુ (૧૯૫૬) | ૬૫૮૨૪૧ | ૩૬૧૪૪૯ | ૧૭૧૪૩૨ |
| ઢોર દીઠ દૂધની વાર્ષિક પેદાશ (રતલમાં)* | ૧૦૦૦ | ૨૫૦૦ | ૨૦૦ |
| કુલ ઉત્પાદન (બંગાળી મણમાં) | ૮૨.૨૮ | ૧૧૨.૯૫ | ૪.૨૯ |
| | | કુલ | ૪૨૮.૦૬ |

ઉપરના આંકડાઓ પરથી જણાય છે કે ગુજરાતમાં વર્ષે ૪૨૮.૦૬ લાખ બંગાળી મણ દૂધ પેદા થાય છે. એની કિંમત ૬૪.૪૬ કરોડ રૂ. થાય. કુલ ૪૨૮.૦૬ લાખ બંગાળી મણ દૂધમાંથી ગાયોનું દૂધ ૧૧૭.૨૪ (૨૭.૪ ટકા) અને ભેંસોનું દૂધ ૩૦૨.૭૭ લાખ બંગાળી મણ (૭૦.૭૦ ટકા) હોય છે. બાકીનું ૮.૦૨ લાખ બંગાળી મણ (૧.૯ ટકા) દૂધ બકરાંનું હોય છે. ૧૯૬૧ની ગુજરાતની વસ્તી ૧.૯૭ કરોડ અંદાજીએ તો માથાદીઠ ૭.૬ ઔંસ દૂધ આવે. ભારતમાં દૂધનું રોજનું માથાદીઠ પ્રમાણ ૪.૭૬ ઔંસ છે. તબીબી સંશોધનની ભારતીય કાઉન્સિલની પોષણ અંગેની સલાહકાર સમિતિએ કરેલી ભલામણ મુજબ પ્રૌઢ નાગરિકના સમતોલ ખોરાકમાં ૧૦ ઔંસ દૂધ હોવું જોઈએ. આમ ગુજરાતમાં માથાદીઠ મળતું ૮ ઔંસ દૂધ સમિતિની ભલામણ કરતાં બહુ ઓછું નથી.

ગુજરાત પાસે ઢોર અને ભેંસોની કેટલીક ઉત્તમ ઓલાદો છે. કાંકરેજ અને ગીરનાં ઢોરો તથા સુરતી, મહેસાણી અને જાફરાબાદી ભેંસો દેશભરમાં ઉત્તમ ગણાય છે. ગુજરાતના પશુપાલકોએ આ ઓલાદની પવિત્રતા જાળવી રાખી છે. પૂરતો ખોરાક અને વ્યવસ્થિત રીતે ઉછેર થાય તો ઢોરની આ બે ઓલાદોનું દૂધનું ઉત્પાદન ઘણું વધવાની શક્યતા છે.

કાંકરેજની ઓલાદ ખૂબ જ મહત્ત્વની છે. બનાસકાંઠા જિલ્લામાં આવેલા 'કાંકરેજ' પરથી એનું નામ પડ્યું છે. વડોદરા વિભાગના તમામ જિલ્લાઓ અને કચ્છમાં આ ઓલાદ પથરાયેલી છે. કાંકરેજની ઓલાદના બળદો પણ ઉત્તમ ગણાય છે. આ ઓલાદનાં ઢોરો રૂપેરી અને ભૂખરા રંગના કુંડળ આકારનાં શિંગડાંઓથી ઓળખી શકાય છે. આણંદની કૃષિ સંસ્થામાં કાંકરેજની ઓલાદ પર કરવામાં આવેલા સંશોધન પરથી સ્પષ્ટ જણાય છે કે તેના ઉછેર ખોરાક અને વ્યવસ્થામાં યોગ્ય કાળજી રાખવામાં આવે તો ભારતની જાણીતી ભેંસો અને દૂઝણી ગાયોની ઓલાદ જેટલું દૂધ કાંકરેજની ગાયો પણ આપી શકે તેમ છે.

વળી દૂધની પેદાશ વધવાથી નરઢોરોની ભાર ખેંચવાની શક્તિ પર પ્રતિકૂળ અસર થતી નથી. કાંકરેજની કેટલીક ગાયો ખરીદીને ૧૯૪૧માં આણંદની કૃષિ સંસ્થામાં કાંકરેજનું કેન્દ્ર સ્થાપવામાં આવ્યું હતું. કોઠા નં. ૮માં આ મૂળ ગાયો અને તેની ત્રણ પેઢી સુધીની વાછરડીઓના દૂધની પેદાશની વિગતો આપવામાં આવી છે.

* ભારતમાં દૂધના બજારના અહેવાલ પરથી મુંબઈ સરકારના આર્થિક અને આંકડા વિભાગે ૧૯૫૫-૫૬માં ગુજરાતની આવકના તૈયાર કરેલા અહેવાલ પરથી.

## કોઠો નં. ૮

### આણંદની કૃષિ સંસ્થામાં કાંકરેજી ગાયની દૂધની પેદાશ

| | ગાયોની સંખ્યા | પહેલા વાછરડા વખતે ઉંમર (મહિના) | દૂધના વેતરની સંખ્યા | વેતરનો સમય (દિવસો) | દૂધની પેદાશ (રતલમાં) | પહેલા ૩૦૦ દિવસમાં પેદાશ (રતલ) | દૂધ ના આપ્યું હોય તે દિવસો | રોજના સરેરાશ દૂધ આપતા દિવસે (રતલ) | બધા દિવસોની સરેરાશ (રતલ) |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્રારંભની ગાયો (ખરીદેલી) | ૪૪ | – | ૧૩૩ | ૩૧૪ | ૩,૦૫૯ | ૨,૮૪૭ | ૧૫૮ | ૯.૭૪ | ૬.૪૮ |
| ગાયની પહેલી પેઢી (ફાર્મમાં ઊછરેલી) | ૪૪ | ૪૩.૯૮ | ૧૭૭ | ૩૦૬ | ૪,૬૮૭ | ૪,૩૨૮ | ૧૩૫ | ૧૫.૩૪ | ૧૦.૬૩ |
| ગાયની બીજી પેઢી | ૫૬ | ૪૫.૮૭ | ૧૪૮ | ૩૨૫ | ૫,૧૪૬ | ૪,૭૫૯ | ૧૫૧ | ૧૫.૮૧ | ૧૦.૮૦ |
| ત્રીજી પેઢીની ગાયો | ૨૯ | ૪૦.૧૭ | ૩૮ | ૩૪૮ | ૫,૦૩૯ | ૪,૩૮૨ | ૧૨૯ | ૧૪.૪૮ | ૧૦.૫૬ |

કોઠા નં. ૮માં આપેલા આંકડા ઉપરથી જણાય છે કે ત્રણ પેઢીના અઢાર વર્ષના ગાળામાં વેતરદીઠ દૂધનું સરેરાશ ઉત્પન્ન ૩૦૫૯ રતલથી વધીને ૫૦૩૯ સુધી થયું છે. વાછરડાએ પીધેલા દૂધને બાદ કરતાં આ ધણની ગાયોએ ૪૩૧ દિવસ સમયમાં ૧૩,૫૮૯ રતલ દૂધ આપ્યું હતું. એક દિવસમાં વધારેમાં વધારે ૪૬ રતલ દૂધ આપ્યું હતું. વાછરડાએ ૨૨૦૦ રતલ દૂધ પીધું હોવાનો અંદાજ છે.

ગીરનાં ઢોરની ઓલાદ પણ દૂઝણી અને વેતરવાળી હોય છે. સૌરાષ્ટ્રમાં આ ઓલાદ થાય છે. અને ગીરનાં જંગલ પરથી આ ઓલાદનું નામ પડ્યું છે. ગીરનાં ઢોરો સામાન્ય રીતે રંગે રતાશ પડતાં હોય છે. તેમના આખા શરીરે શ્વેત રંગના નાના મોટા ડાઘા હોય છે. ઘેરા ચૉકલેટી ફીકા લાલ રંગનો જુદો જુદો રંગ હોય છે. સાવ લાલ રંગનાં ઢોરો પણ છે. તેમના શરીર પર શ્વેત રંગ સહેજ પણ હોતો નથી. અથવા નજીવો હોય છે. આ ઢોરને આગળ પડતું કપાળ, લાંબા ઝૂલતા કાન અને વિશિષ્ટ પ્રકારનાં ચકાકાર શિંગડાં હોય છે. જુદી જુદી આબોહવાને અનુકૂળ થવાની તેની શક્તિને કારણે દેશના ઘણા ભાગોમાં સ્થાનિક વિશિષ્ટ ઢોરના ઉછેરમાં તેનો ઉપયોગ થાય છે. મુંબઈ અને મહારાષ્ટ્રનાં અન્ય શહેરોમાં તથા લશ્કરી ડેરી ફાર્મમાં ગાયની ઓલાદ, દૂધ ઉત્પાદન માટે રાખવામાં આવે છે. મધ્યમ કદના એના મજબૂત બળદો ખેતીનાં બધાં કામમાં ઉપયોગમાં આવે છે.

અત્યારે જૂનાગઢ અને મોરબીમાં સરકારી પશુઉછેર ફાર્મમાં આ ઓલાદની ચોખ્ખી જાતો જાળવવામાં આવે છે. આ ઉપરાંત ગુજરાતની અંદર તેમ જ ગુજરાત બહાર આવેલી સંસ્થાઓ અને ગૌશાળાઓમાં ગીરની ઓલાદનાં ઢોર જળવાય છે. જુદાં જુદાં જૂથો વેતર દીઠ સરેરાશ ૩૦૦૦થી ૩૫૦૦ રતલ દૂધ આપે છે. વિવિધ ધણમાં વેતર દીઠ ૧૦,૦૦૦ હજાર રતલ જેટલું દૂધ મળ્યાના દાખલા પણ નોંધાયા છે. ૧૯૫૯–૬૦માં ગોસંવર્ધનની મધ્યસ્થ કાઉન્સિલના આશ્રય તળે દૂધ ઉત્પાદનની અખિલ ભારતીય હરીફાઈમાં ઉરુલી કાંચનની ગીર ગાયે રોજનું ૪૫.૨૫ રતલ દૂધ આપી પ્રથમ નંબર મેળવ્યો હતો. જ્યારે નાસિક પાંજરાપોળ ગૌશાળાની ગીર ગાયે રોજના ૪૫ રતલ દૂધ આપી બીજો નંબર મેળવ્યો હતો. આ પરથી સ્પષ્ટ જણાય છે કે ગીરની ગાયોમાં વધુ દૂધ આપવાની શક્તિ છે.

ગુજરાતમાં ભેંસોની ત્રણ જાતો છે. સુરત જિલ્લામાં સુરતી ઓલાદની ભેંસો છે. પરંતુ ખેડા જિલ્લાની ચરોતરી ઓલાદની ભેંસો ઉત્તમ ગણાય છે. તેનાં શિંગડાં દાતરડા જેવાં હોય છે. ભેંસો આર્થિક રીતે પોષાય તેવી સારું દૂધ આપનારી હોય છે. સુરતી ભેંસ સરેરાશ ત્રણ હજાર રતલ દૂધ આપે છે. મહેસાણી ઓલાદની ભેંસો મૂળે મહેસાણા જિલ્લાની છે. હકીકતમાં તે દિલ્હી અને સુરતી ઓલાદની વર્ણસંકર ઓલાદ છે. મહેસાણી ભેંસોનાં શિંગડાં વાંકાં હોય છે. તે મધ્યમ કદની અને આર્થિક રીતે પોષાય તેવી હોય છે. આ ઓલાદની સંખ્યાબંધ ભેંસો દૂધ ઉત્પાદન માટે મુંબઈ મોકલવામાં આવે છે. આ ભેંસો વેતરદીઠ આશરે ૩૨૦૦ રતલ દૂધ આપે છે.

જાફરાબાદી ભેંસો દેશની સૌથી ભારે ઓલાદ છે. તેનું વતન ગીરનાં જંગલ છે. તેનાં શિંગડાં ભારે અને નીચાં થઈને ઉપર વાંકાં જાય છે. આ ભેંસો ઘણું દૂધ આપે છે. પરંતુ તે મોડી વિયાય છે અને તેનાં બચ્ચાંઓના જન્મ વચ્ચે લાંબું અંતર હોય છે. દેશભરની ઓલાદમાં તે સૌથી ઉત્તમ દૂધ આપે છે. આ ભેંસો વેતરદીઠ આશરે ૪૦૦૦ રતલ દૂધ આપે છે.

ગુજરાતમાં ઢોરોની બે મહત્ત્વની દૂઝણી અને વેતરવાળી ઓલાદ હોવા છતાંય ગાય દીઠ દૂધની પેદાશ ઘણી ઓછી છે. ભેંસ વર્ષે ૧૬૪૬ રતલ દૂધ આપે છે જ્યારે ગાય ૫૭૮ રતલ દૂધ આપે છે. રબારી, ભરવાડ, માલધારી આહીર અને ચારણો મોટા ભાગે ગાય રાખે છે. તેમની પાસે પોતાની જમીન નહિ હોવાથી ગોચરની શોધમાં તેઓ

નોંધ :– ઉપરના કોઠામાં આપેલા આંકડામાં વાછરડાએ પીધેલા દૂધની ગણતરી કરવામાં આવી નથી. વેતર દીઠ વાછરડાનો ૧૫૦૦ રતલ દૂધ પીધાનો અંદાજ છે.

પોતાનાં ઢોર સાથે એક સ્થળેથી બીજા સ્થળે જાય છે. જમીન ધરાવતા ખેડૂતો મોટા ભાગે ભેંસો અને બળદો રાખે છે. ગુજરાતમાં વર્ષે ૯૮ લાખ ટનસૂકું ઘાસ મળે છે. તે આપણી જરૂરિયાતના ૪૦ ટકા જેટલું છે. ભેંસ અને ઢોરને રોજના ૧૭ રતલ ઘાસ જોઈએ, જ્યારે ગુજરાતમાં આશરે ૬ રતલ આવે છે. ઘાસની મોટા ભાગની પેદાશ ખેડૂતો પાસે હોવાથી ભેંસો અને બળદોને તો જરૂરી ઘાસચારો મળી રહે છે. પરંતુ, પશુપાલકોનાં ઢોર વર્ષનો મોટો ભાગ અર્ધ-ભૂખી અવસ્થામાં રહે છે. દૂધની પેદાશ ઓછી હોવાનું આ પણ એક મુખ્ય કારણ છે.

આણંદની કૃષિ સંસ્થામાં કાંકરેજી ઓલાદ અને ઉરુલી કાંચન તથા અન્ય સંસ્થાઓમાં ગીરની ઓલાદે બતાવી આપ્યું છે કે યોગ્ય ઉછેર, ખોરાક અને વ્યવસ્થા હોય તો ગાયની આ બે ઓલાદો ભેંસ જેટલું કે તેથી પણ વધુ દૂધ આપી શકે એમ છે. છતાં તેના બળદોની ભાર ખેંચવાની શક્તિ ઘટતી નથી.

વધતી જતી વસ્તીને કારણે અનાજની ખાધ પણ વધતી જાય છે. વરસાદની અનિયમિતતા અને જળસિંચાઈની મર્યાદિત સગવડે આ ખાધને તીવ્ર બનાવી છે. આ સંજોગોમાં ઢોરના ખોરાકી પાક અને ઘાસચારાને પકવતા વિસ્તારમાં વધારો થવાનો સંભવ નથી. સૌથી ઉત્તમ માર્ગ ઢોરની વસ્તી ઘટાડવાનો અને સાથે તેમની ઉત્પાદકતા વધારવાનો છે.

અત્યારે ભેંસો કેવળ દૂધ ઉત્પાદન માટે રખાય છે, જ્યારે ગાયો મુખ્યત્વે કરીને બળદ માટે રખાય છે. દૂધ ઉત્પાદન એ તો તેની આડ-પેદાશ ગણાય છે. આણંદની કૃષિ સંસ્થા ઉરુલી કાંચન અને અન્ય સંસ્થાઓમાં થયેલા કામ પરથી જોઈ શકાય છે કે ખેડૂતો ભેંસોની જેમ ગાયોની કાળજી લઈ સારો ખોરાક આપે તો ગાયો પણ ભેંસો જેટલું કે તેથી વધારે દૂધ આપે. વળી, ભેંસો કરતાં ગાયો ઓછો ખોરાક લઈ દૂધ આપે છે. ભેંસ કરતાં ગાયનું દૂધ સસ્તું પડે છે. ગુજરાતમાં ડેરી ઉદ્યોગના વિકાસના સંગીન કાર્યક્રમનું આયોજન કરતી વેળાએ આ અત્યંત મહત્ત્વનું દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખવું જોઈએ. વળી, એનાથી પૂરતા પ્રમાણમાં હૃષ્ટપુષ્ટ અને તંદુરસ્ત બળદો મળી શકશે. ઢોરોની હાલની વસ્તીમાં વધારો કર્યા સિવાય ખેતીની કાર્યદક્ષ અને સમયસરની કામગીરીઓ માટે બળદો જરૂરી છે. ઢોરોની બંને ઓલાદો અંગેના સંશોધનના ધોરણે વિસ્તરણ કાર્યક્રમ તથા ઢોરોના ઉછેર, પોષણ, આરોગ્ય, વ્યવસ્થાના સંશોધનને લગતો સર્વાંગી કાર્યક્રમ ઘડી આવી યોજના સંગીન કરવી જોઈએ. ગુજરાતના વિવિધ ભાગોને ઊંચી જાતનાં તંદુરસ્ત પશુ પૂરાં પાડવા માટે પૂરતાં પશુઉછેર અને પશુવૃદ્ધિ ફાર્મ હોવાં જરૂરી છે.

આમ ઢોર અને તેના ઉત્પાદનની પરિસ્થિતિ જોતાં ઢોર સુધારણા માટે ત્રીજી યોજનામાં સામાન્ય જોગવાઈ કરવામાં આવી છે. ગીરની ઓલાદના ઢોરઉછેર માટે જૂનાગઢ અને મોરબી તથા કાંકરેજની ઓલાદના પશુઉછેર માટે છાપી અને ભૂજના પશુઉછેર ફાર્મના વિસ્તાર, સારી જાતના વાછરડાઓને બળદ તરીકે ઉછેરવા નવાં પશુ-ઉછેર કેન્દ્રોની સ્થાપનાની ત્રીજી યોજનામાં જોગવાઈ કરવામાં આવી છે. ચાવીરૂપ ગ્રામઘટકોની પ્રવૃત્તિઓનો વિકાસ થતાં દરેક ઘટકની પશુની વસ્તી બેવડી થઈને ૧૦,૦૦૦ થશે. કૃત્રિમ ગર્ભાધાનનાં કેન્દ્રોવાળા પાંચ ગ્રામ ઘટકો શરૂ કરવામાં આવશે. ખેડૂતોને મિશ્ર ખેતી માટે ગાયો પાળવા ઉત્તેજન આપવા તથા પશુઉછેર અને ડેરી કેન્દ્રો તરીકે ગૌશાળાઓને વિકસાવવા માટે રૂ. ૧૨૫ લાખની જોગવાઈ કરવામાં આવી છે.

ઘેટાં

ગુજરાતમાં પશુધનની વિવિધતામાં આર્થિક મહત્તાની દૃષ્ટિએ ગાય-બળદ પછી ઘેટાંનું સ્થાન આવે છે. ૧૯૫૬ની વસ્તીગણતરી અનુસાર, ઘેટાંની વસ્તી ૧૭ લાખ ૪૩ હજાર છે. ઘેટાં દીઠ વર્ષે ૨.૫ રતલ ઊન અંદાજીએ તો ઊનનું વાર્ષિક ઉત્પાદન ૪૩ લાખ ૬૦ હજાર રતલ થાય. રાજકોટ વિભાગના 'જોડિયા' બંદરેથી આ ઊનની નિકાસ થઈ હોવાથી આ ઊન 'જોડિયા' ઊન તરીકે ઓળખાય છે. પરદેશમાં ઉત્તમ શેતરંજીઓ માટે તેની ખૂબ માગ છે. ગુજરાતમાંથી વર્ષે ૪૦ લાખ રતલ કાચા ઊનની નિકાસ થાય છે.

ઉત્તર ગુજરાત અને કચ્છના સૂકા અને અર્ધ-સૂકા વિસ્તારોમાં ઘેટાં પળાય છે. માલધારીઓ તરીકે ઓળખાતા રબારીઓ અને ભરવાડો ઘેટાં પાળે છે. તેમની પાસે પોતાની જમીન હોતી નથી. આથી તેઓ પોતાનાં ઘેટાં સાથે વર્ષનો મોટો ભાગ ઘાસચારા માટે એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરતા હોય છે. પરંતુ ચોમાસું બેસતાં તેઓ પોતાને ગામ પાછા ફરે છે.

ગુજરાતમાં ઘેટાંની બે જાતો છે. ૧. દેશી, કચ્છી અગર પાટણ-વાડી અને ૨. મારવાડી. દેશી અથવા પાટણવાડી ઘેટાંને પીળાશ પડતું સફેદ ઊન હોય છે. આ ઘેટાંને બદામી મોં, રોમન નાક અને ટૂંકા કાન હોય છે. મારવાડી ઘેટાં કરતાં આ ઘેટાં ઓછાં શ્રમશીલ હોવાથી તેમની કાળજી વિશેષ લેવી પડે છે. સામાન્ય રીતે લાંબા અંતરના સ્થળાન્તર માટે આ ઘેટાં રાખવામાં આવતાં નથી. તેનું ઊન સારી જાતનું હોય છે. આ જાતની ઘેટી સારું દૂધ આપે છે.

મારવાડી ઘેટાં મૂળે રાજસ્થાનમાંથી આવ્યાં હતાં. રાજસ્થાન નજીક ગુજરાતના સરહદી વિસ્તારોમાં આ ઘેટાંની ઘણી વસ્તી છે. લાંબા અંતરના સ્થળાંતર માટે આ ઘેટાં અનુકૂળ છે. પરંતુ આ જાતની ઘેટીઓ સારા પ્રમાણમાં દૂધ આપતી નથી. અને તેથી તે સારી માતા ગણાતી નથી.

મહેસાણા જિલ્લામાં પાટણ, કચ્છ જિલ્લામાં નખત્રાણા અને રાજકોટ જિલ્લામાં મોરબી ખાતે એક એક થઈ ગુજરાતમાં ઘેટાં સંશોધનનાં ત્રણ મથકો છે. આ ત્રિવિધ સંશોધન મથકોમાં ઘેટાંની બે સ્થાનિક જાતોનું સંશોધન થાય છે. આ ઘેટાં લાંબા તારનું વાળ વિનાનું એક સરખું ઊન આપશે. આ ઉપરાંત ઘેટાંના રોગો, આરોગ્ય, ઉછેરનો દર, વંશ-વિસ્તાર અને ઊન કાપવાની સુધારેલી પ્રવૃત્તિના વિવિધ પ્રશ્નોનો અભ્યાસ

થશે. ત્રીજી યોજનામાં ઘેટાંના સંશોધન મથકોનો વિસ્તાર કરવાની જોગવાઈ કરવામાં આવી છે. ઘેટાંની બંને જાતોની વસ્તીવાળા વિસ્તારના કેન્દ્રસ્થાને મોરબી આવેલું હોવાથી મોરબીના સંશોધન મથકને ગુજરાતના મધ્યસ્થ સંશોધન મથક તરીકે વિકસાવવામાં આવશે.

બકરાં

૧૯૫૬ની વસ્તીગણતરી અનુસાર ગુજરાતમાં બકરાંની વસ્તી ૨૬ લાખ ૫ હજારની છે. બકરાં મુખ્યત્વે કરીને દૂધ તથા માંસ માટે રાખવામાં આવે છે. ધંધાદારી પશુપાલકો રાજ્યના સૂકા વિસ્તારોમાં પોતાનાં ઢોરો અને ઘેટાંઓની સાથે બકરાં પણ રાખે છે. સાબરકાંઠા અને પંચમહાલ જિલ્લામાં ડુંગરાળ અને આદિવાસી જિલ્લાઓમાં પણ બકરાંની થોડીઘણી વસ્તી છે. શહેરી અને કસબાઓમાં કેટલાંક કુટુંબો પણ બકરાં રાખે છે. બકરાંની કુલ વસ્તીના સરેરાશ ૧૭.૫ ટકા દૂધ માટે રાખવામાં આવે છે. એ ગણતરીએ રાજ્યમાં કુલ ૪ લાખ ૫૬ હજાર દૂધ આપતાં બકરાં છે. અને તેમાંથી વર્ષે ૮ લાખ ૨ હજાર મણ દૂધ મળે છે. રાજ્યની દૂધની કુલ પેદાશના તે ૧.૯ ટકા છે. વડોદરા વિભાગમાં એક બકરી વર્ષે સરેરાશ ૧૦૫ રતલ દૂધ આપે છે. જ્યારે રાજકોટ વિભાગમાં ૨૦૦ રતલ દૂધ આપે છે.

મરઘાં-બતકાં

૧૯૫૬ની વસ્તીગણતરી મુજબ ગુજરાતમાં પાળેલાં મરઘાં-બતકાંની વસ્તી ૧૮ લાખ ૫૪ હજાર છે તેમાંથી ૧૬૦૦ હજાર મરઘાં-બતકાં સાબરકાંઠા, પંચમહાલ અને ડાંગના આદિવાસી વિસ્તારો તથા વડોદરા, ભરૂચ અને સુરત જિલ્લામાં આવેલાં છે. પંચમહાલ અને સુરત જિલ્લામાં અનુક્રમે ૪ લાખ ૬૨ હજાર અને ૭ લાખ ૬૩ હજાર મરઘાં-બતકાંની વસ્તી છે. એટલે કે આ બે જિલ્લાઓમાં રાજ્યની કુલ વસ્તીના ૭૫ ટકા મરઘાં-બતકાં આવેલાં છે. મોટા ભાગનાં મરઘાં-બતકાં દેશી છે અને વર્ષે સરેરાશ ૬૦ ઈંડાં મૂકે છે. એનાં ઈંડાં કદમાં સાવ નાનાં માત્ર ૫ થી ૭ ઔંસ વજનનાં હોય છે. આ પક્ષીઓનું કદ પણ નાનું હોય છે. મોટા પક્ષીનું વજન ૩.૫ રતલ હોય છે. રાજ્યની મોટા ભાગની વસ્તી શાકાહારી હોવાથી મરઘાં-બતકાંના પાલનમાં સામાન્ય રસ નથી. શહેરો અને ગામડાંઓની પાસેના વિસ્તાર સિવાય ગરીબ લોકો આ પક્ષીઓ પાળે છે. પોતાનાં મર્યાદિત સાધનોથી જૂની પુરાણી રીતે તેઓ પોતાનો ધંધો કરે છે. તેઓ ઘરના આંગણામાં આ પક્ષીઓ રાખે છે. તેના વસવાટની સગવડ ઘણી ખરાબ હોય છે અને ખાતરના ઢગલા, ઘરનો કચરો, ગંદા પાણીનાં ખાબોચિયાં અને નકામા પાણીની ગટરો જેવાં ગંદાં સ્થળોએથી તેમને ખોરાક ખાવા દે છે. આથી ચેપી રોગ ફેલાતાં મરઘાં-બતકાં મરણ પામે છે.

ખેતીના આનુષંગિક ધંધા તરીકે મરઘાં-બતકાંને ઉછેરવાની ઘણી તક છે. દક્ષિણ ગુજરાત—ખાસ કરીને સુરત જિલ્લામાં આબોહવાની અનુકૂળતા તથા ઈંડાં અને પક્ષીઓના બજારની સગવડને કારણે આ ધંધાનો ઝડપી વિકાસ થઈ રહ્યો છે. આ વિસ્તારમાંથી ઈંડાંઓ અને પક્ષીઓ મુંબઈ અને અન્ય શહેરોમાં નિકાસ કરવામાં આવે છે. સરકાર છેલ્લાં કેટલાંક વર્ષોથી શ્વેતપગી કે રોહ્ડ ટાપુ (Rhode Island) નાં લાલ મરઘાંની સાથે ઉછેરી તેને સુધારવાનો પ્રયત્ન કરે છે. પરંતુ આ દિશામાં સાવ નજીવી પ્રગતિ થઈ છે. ત્રીજી યોજનામાં મરઘાં-બતકાંના સંશોધનનું મધ્યસ્થ મથક અને તાલીમી કેન્દ્ર, જિલ્લામાં મરઘાં-બતકાંના ઉછેર ફાર્મ અને પ્રાયોગિક કેન્દ્રોની સ્થાપના, મરઘાં-બતકાંના વિસ્તરણ કેન્દ્રો અને તેના ઉછેરનારાઓને લોન આપવા લગભગ રૂ. ૧૬ લાખની જોગવાઈ કરી છે.

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)



## ભૂમિ વ્યવસ્થા

શ્રી માધવસિંહ સોલંકી
(ધારાસભ્ય, વિધાનસભા, ગુજરાત રાજ્ય)

ભારત જેવા અલ્પવિકસિત દેશમાં અર્થરચનાનો અસલ પાયો ખેતી છે. દેશનાં સાડાપાંચ લાખ ગામડાંમાં પથરાયેલી એની ૭૦ ટકા જેટલી વસ્તી ખેતીમાંથી જ પોતાનું ગુજરાન મેળવે છે અને તેથી સ્વાભાવિક રીતે જ ખેતીના વિકાસનો પ્રશ્ન સમજવા માટે દેશની જમીનવ્યવસ્થા, જમીન ધારણ કરનાર વર્ગો તથા ધારણ કરવાની પદ્ધતિ, જમીનની વહેંચણી અને તેનું પ્રમાણ વગેરે બાબતો સમજવી જરૂરી છે.

અસલના જમાનામાં જ્યારે હિંદુ રાજ્યકર્તાઓનો અમલ હતો ત્યારે જમીન ખેડૂતોની માલિકીની ગણાતી, અને રાજા તો સામાન્ય રીતે માત્ર ઊપજનો છઠ્ઠો ભાગ મહેસૂલ તરીકે લેતો, એને 'રાજભાગ' કહેવાતો.* પછી મોગલોના રાજઅમલ દરમિયાન રાજા ટોડરમલે સને ૧૫૭૯માં જમીનોની સર્વે કરાવી, અને ઊપજનો ત્રીજો ભાગ સરકારી મહેસૂલ તરીકે વસૂલ કરવાનું ઠરાવ્યું. એટલું જ નહિ પણ ટોડરમલના સેટલમેન્ટ પ્રમાણે રાજભાગ ચીજવસ્તુના રૂપમાં લેવાને બદલે રોકડ તરીકે વસૂલ કરવાનું ઠરાવ્યું. મોગલ સલ્તનતના પતન પછી મરાઠાઓનું રાજ આવ્યું અને તેમણે મહેસૂલ ઉઘરાવવા માટે અમીન, પટેલ, દેશમુખ તથા દેશપાંડે જેવો નવો વર્ગ ઊભો કર્યો, જે ધીમે ધીમે મધ્યસ્થ સરકારની નબળાઈનો લાભ લઈ પોતાની સ્થિતિ મજબૂત બનાવી બેઠો અને કેટલેક ઠેકાણે તેણે વંશપરંપરાના માલિકી હક્ક પણ સ્થાપિત કરી દીધા.

મરાઠાના પતન પછી કંપની સરકારના હાથમાં સત્તા આવી ત્યારે તેમણે જમીન ધારણ કરવાની પદ્ધતિના બે ભાગ પાડયા: (૧) જમીનદારી (૨) રૈયતવારી. જમીનદારી પ્રથા ભારતના લગભગ અર્ધા ભાગમાં પ્રચલિત હતી. કંપની સરકારે પોતાને ટેકો આપે એવો વર્ગ ઊભો કરવા તથા મહેસૂલ વસૂલ કરવાની સરળતા માટે જમીનદારો, જાગીરદારો, ઇનામદારો તથા એવા બીજા વર્ગોને ખરા ખેડૂતને માથે કાયમના ઠોકી બેસાડ્યા. આવા જમીનદારો જાતે ખેતી કરતા નહિ પણ ખેડૂતો પાસેથી સાંથ અથવા ભાગ વસૂલ કરતા અને તેમાંથી થોડોક હિસ્સો સરકારને મહેસૂલ તરીકે આપતા. શ્રી જવાહરલાલ નેહરુએ 'જગતના ઇતિહાસનું રેખાદર્શન'માં જણાવ્યું છે તેમ "આ જમીનદારો ખેતીના રથમાં પાંચમા પૈડા સમા હતા. જે પૈડાનો કશો જ ઉપયોગ નહોતો, એટલું જ નહિ પણ એને લીધે રથ ઉપર નાહકનો બોજો વધતો હતો."

બીજી બાજુ કેટલાક વિસ્તારોમાં કંપની સરકારે રૈયતવારી પદ્ધતિ દાખલ કરી અને જમીન ધારણ કરવાની પ્રથામાં એક ધરખમ ફેરફાર એ કર્યો કે જમીન ખેડૂતની ખાનગી મિલકત ગણાવાને બદલે તેની માલિકી રાજ્યની ઠરાવી, અને જમીનમહેસૂલને જમીન પરનો કર નહિ પણ જમીન ખેડવા દેવાનું ભાડું ગણવામાં આવ્યું. આજે પણ મુંબઈની પ્રથા પ્રમાણે ગુજરાતમાં જમીનની માલિકી રાજ્યની છે. અને જેઓ જમીનના ખાતેદારો છે તેઓ માલિક નહિ પણ કબજેદાર તરીકેના હક્ક ભોગવે છે. અને એ રીતે સમાજવાદની એક પ્રક્રિયારૂપે જમીન જેવા મહત્ત્વના ઉત્પાદનના સાધનનું રાષ્ટ્રીયકરણ× કેટલાયે વખતથી આપણે ત્યાં થઈ ચૂકેલું છે.

આમ હિંદુ રાજાઓ પછી મુસલમાનો, મુગલો, મરાઠાઓ અને છેવટે અંગ્રેજોએ વારાફરતી ગોઠવેલી ઈંટો ઉપર આ રાજ્યની જમીનમહેસૂલની ઇમારત રચાઈ છે.

### રૈયતવારી પ્રથા

અંગ્રેજો આવ્યા પહેલાં પણ ગુજરાત અને મહારાષ્ટ્ર મરાઠા રિયાસતના ભાગરૂપે હતાં, અને ખૂબીની વાત એ છે કે હાલની ગુજરાતની જમીનમહેસૂલની પદ્ધતિનો આરંભ પણ દક્ખણમાંથી જ થયો હતો. મદ્રાસમાં મનરોએ જે રૈયતવારી પ્રથા ઊભી કરી તેને એલ્ફિન્સ્ટને મહારાષ્ટ્રમાં અને પછી ગુજરાતમાં દાખલ કરી. આ પ્રથાની મુખ્ય વિશેષતાઓ નીચે મુજબ છે:

(૧) રાજ્યની પડતર સહિતની તમામ જમીનની માલિકી રાજ્યની છે. (૨) જમીન ધારણ કરનારાનો હક્ક કબજેદાર તરીકેનો છે. પરંતુ તે હક્કની રૂએ કબજેદાર જમીનનો ભોગવટો, બક્ષિસ, તબદિલી વગેરે કરી શકે છે. આ હક્કો વંશપરંપરાગત ભોગવી શકે છે. (૩) આ હક્કો ભોગવવા માટે કબજેદારે રાજ્યને મહેસૂલ આપવું પડે છે. તે ન આપે તો સરકાર કબજેદારને એક પાઈનું પણ વળતર આપ્યા સિવાય જમીન ખાલસા કરી શકે છે. (૪) કબજેદાર જમીનનો સંપૂર્ણ માલિક

* વાડિયા અને મર્ચન્ટકૃત 'Our Economic Problem' ૧૯૫૭, પૃ. ૩૩૩

× જુઓ સને ૧૮૭૯નો મુંબઈનો લેન્ડ રેવન્યુકોડ અને જી. ડી. પટેલ કૃત 'લેન્ડ પ્રૉબ્લેમ ઑફ રિઓર્ગેનાઈઝ્ડ બૉમ્બે સ્ટેટ', ૧૯૫૭, પૃ. ૨૯૬

નહિ હોવાથી માત્ર ખેતીવાડી પૂરતો જ જમીનનો ઉપયોગ કરી શકે. ખેતી સિવાયનો ઉપયોગ કરવો હોય તો સરકારની પરવાનગી લેવી પડે. (૫) પ્રત્યેક કબજેદાર મહેસૂલ ભરવા માટે વ્યક્તિગત રીતે જવાબદાર હોય છે. (૬) મહેસૂલનો દર અમુક ૨૦ કે ૩૦ વર્ષ માટે નિશ્ચિત ઠરાવેલો હોય છે. અને તેવો ગાળો વીત્યા બાદ રીવિઝન સેટલમેન્ટ કરવામાં આવે છે. (૭) જમીનની સપાટીના ત્રણ ફૂટ નીચેથી ખાણ નીકળે તો તેના પર કબજેદારનો નહિ પણ રાજ્યનો હક્ક ગણાય છે. તેમાં ઊગેલાં ચંદન વૃક્ષની માલિકી પણ રાજ્યની ગણાય છે.

આમ ગુજરાતમાં રૈયતવારી પ્રથા મુજબ કબજેદારનો હક મર્યાદિત હોવા છતાં જમીનને મિલકત જેવી ગણીને તેની તબદિલી કરવાની છૂટ આપેલી હોવાથી જમીન ખેતીનું સાધન ગણાવાને બદલે મિલકત અથવા મૂડીરોકાણ માટેનું સાધન બની ગયું. અને તેનું પરિણામ એ આવ્યું કે જમીન તેના ખરા ખેડૂતને સ્થાને મૂડીની દાસી બની ગઈ છે.*

વસ્તીના વધારા સાથે જમીન પરનું દબાણ વધતું ગયું અને જમીનની અછત વર્તાવા લાગી. રોકડિયા પાકમાંથી સારી આવક થવાના કારણે તથા કાચા માલની નિકાસ થવાથી સારા ભાવો મળવાને લીધે મૂડીદાર વર્ગ જમીન તરફ ખેંચાયો અને સારા પ્રમાણમાં જમીન ખરીદવા માંડી. વળી ગઈ સદીના અંત ભાગમાં પ્લેગ અને દુકાળ જેવી કુદરતી આફતો ઉપરાઉપરી આવવાથી જમીનના ખરા ખેડૂતની કેડ ભાંગી ગઈ. ખેડૂતો દેવામાં ડૂબી ગયા અને તેમને માટે મહેસૂલ ભરવાનું પણ મુશ્કેલ બન્યું. એમની ઘણીખરી જમીનો પાણીના મૂલે વેચાઈ ગઈ.

જે નવા વર્ગના હાથમાં જમીનો આવી તેને જાતમહેનત કરીને ખેતી કરવાની કંઈ જ પડી ન હતી. એટલે એવા જમીનમાલિક વર્ગે ખેડૂત પાસેથી વધુમાં વધુ હિસ્સો મેળવવા ઉપર જ ધ્યાન કેન્દ્રિત કર્યું. પરિણામે ખેડૂતની પાસે સાંથ, ભાગ, મહેસૂલ, વેરા વગેરે ચૂકવ્યા પછી પોતાના નિર્વાહ માટે પણ પૂરતું રહેતું નહિ. ત્યાં ખેતીના વિકાસ માટે મૂડી બચાવવાની તો વાત જ શી? એટલે એક બાજુ વચગાળાનો વર્ગ વધુ માતબર બનતો ગયો તેમ તેમ ખેડૂત વર્ગ વધુ ને વધુ લાચાર બનતો ગયો. આમ ગરીબી, દેવાનો અસહ્ય બોજ અને જમીન ઉપરની અનિશ્ચિતતાથી ખેતીના વિકાસ માટે ખેડૂતને કશો ઉત્સાહ ન રહે એવી પરિસ્થિતિ પેદા થઈ.

### ખેતમજૂરનો પ્રશ્ન

બીજી બાજુ જમીન વગરના ખેતમજૂરોનો પ્રશ્ન પણ વધારે વિકટ હતો. ગુજરાતમાં કુલ વસ્તીના ૭ ટકા અને ખેતી પર નભનારી વસ્તીના ૧૨ ટકા ખેતમજૂરો છે. વર્ષમાં ફક્ત છ મહિના તેમને મજૂરી મળે છે. તે સમય દરમિયાન જે કાંઈ રોજી મળી હોય તેમાંથી બચાવીને અથવા દેવું કરીને બાકીના છ મહિના તેમને કાઢવાના હોય છે. એમાંય જો કોઈક વાર દુકાળ કે કુદરતી આફત આવે ત્યારે જીવન શી રીતે ટકાવી રાખવું તે પણ તેમને માટે કોયડો બની જાય છે.

### કૉંગ્રેસ અને ખેડૂતવર્ગ

દેશમાં જ્યારે મોટા ભાગની સ્થિતિ આવી હોય ત્યારે વર્ગવિહીન સમાજરચના અને કલ્યાણરાજ્યના આદર્શમાં માનતી કૉંગ્રેસ એનાથી અલિપ્ત રહી શકે નહિ. એટલે ૧૯૪૭માં સ્વરાજ મળતાં જ કૉંગ્રેસે જમીનવ્યવસ્થાનું તંત્ર નવેસરથી ગોઠવવાના કાર્યક્રમને સૌથી વધારે મહત્ત્વ આપ્યું. વાસ્તવમાં તો ખેડૂતોના પ્રશ્ન ઉપર કૉંગ્રેસે છેલ્લાં ૩૦ વર્ષથી ધ્યાન આપવા માંડ્યું હતું. મહાત્મા ગાંધીજીએ છેક ૧૯૧૭માં ચંપારણમાં અને તે પછી ગુજરાતના ખેડા જિલ્લામાં ખેડૂતો માટે સત્યાગ્રહ કર્યો હતો. જો કૉંગ્રેસમાં સામાન્ય રીતે ઉપલા વર્ગના લોકો અને રાજામહારાજાઓ જ આવતા. તેના ૧૯૧૮માં પંડિત મદનમોહન માલવીયાના પ્રમુખપદે દિલ્હી ખાતે મળેલા અધિવેશનમાં પહેલી વાર ૭૦૦ જેટલા કિસાન પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. ધીમે ધીમે કૉંગ્રેસનું ધ્યાન પણ મહાત્મા ગાંધીજીની રાહબરી નીચે ઉપલા અને મધ્યમ વર્ગ પરથી ખસીને ગામડાંના ખેડૂત વર્ગ તરફ આવતું જતું હતું. સને ૧૯૨૮માં યુ.પી.ની રાજકીય પરિષદના પ્રમુખપદેથી શ્રી જવાહરલાલ નેહરુએ જાહેર કર્યું હતું કે, "કમનસીબે, હજુ પણ આપણે ત્યાં જમીનદારો અને ખેડૂતનો પ્રશ્ન ઊભો છે. જમીનદારી નાબૂદ કર્યા સિવાય હવે ચાલે તેમ નથી. આજની પરિસ્થિતિમાં ઉમરાવશાહીના અવશેષો ચાલુ રહે એ કોઈ રીતે સુસંગત નથી."

તે પછી લાહોરમાં મળેલી કૉંગ્રેસની ઐતિહાસિક બેઠકમાં શ્રી જવાહરલાલ નેહરુના પ્રમુખપદે પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ પસાર થયો. તેમાં પણ ગામડાંની આમજનતાની સ્થિતિ સુધારવાનો આગ્રહ કરવામાં આવ્યો. ૧૯૩૦ની સવિનય ભંગની ચળવળ શરૂ કરતાં પહેલાં ગાંધીજીએ તે વખતના વાઈસરોય લૉર્ડ ઇર્વિનને જે આખરી ચેતવણી આપી હતી તેમાં પણ ગાંધીજીએ થોડા જમીનદારોના ભોગે ખેડૂત વર્ગનું શોષણ અને પાયમાલી અટકાવવા અંગે ઉલ્લેખ કર્યો હતો. ૧૯૩૨માં લંડનમાં મળેલી ગોળમેજી પરિષદમાં પણ મહાત્માજીએ ભારતનાં ગામડાંની આ દીનદલિત આમજનતાના ઉત્કર્ષ માટે કૉંગ્રેસ તમામ ભોગ આપવા તૈયાર છે એની તત્પરતા બતાવી હતી. છેવટે સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપદે મળેલી કરાંચી કૉંગ્રેસમાં મહાત્માજીએ પોતે રજૂ કરેલા મૂળભૂત હકોના ઠરાવમાં ખેડૂત વર્ગની સ્થિતિ સુધારવા ઉપર ભાર મૂક્યો હતો. ૧૯૩૬માં લખનૌમાં મળેલી કૉંગ્રેસે પણ 'કિસાન કાર્યક્રમ'ના ઠરાવમાં તેનું પુનરુચ્ચારણ કર્યું હતું.

પરંતુ ૧૯૪૫માં કૉંગ્રેસે ચૂંટણીઓમાં ઝુકાવ્યું ત્યારે જમીન અંગેની તેની ભાવિનીતિની સ્પષ્ટ જાહેરાત પ્રજા સમક્ષ મૂકવામાં આવી, જે અત્યાર સુધી ઉત્તરોત્તર પ્રગતિશીલ રીતે વિકસી રહી છે.

* મગનભાઈ ર. પટેલ કૃત 'ખેતીની સમસ્યા', ૧૯૫૯, પૃ. ૧૩

એક બાજુ ખેડૂતની કેડ ઉપર બેઠાડુ જમીનમાલિકનો બોજ હોય અને બીજી બાજુ કંગાળ દશામાં પડેલો ખેડૂત જીવવા માટે હવાતિયાં મારતો હોય એવી વિપરીત સ્થિતિ કલ્યાણકારી રાજ્યમાં લાંબો વખત ટકી શકે નહિ. એટલે જ ૧૯૪૭માં સ્વરાજ મળતાં આ દેશમાં તમામ રાજ્યોએ જમીનવ્યવસ્થા સુધારવાનો કાર્યક્રમ હાથ ધર્યો (જોકે મુંબઈ જેવાં કેટલાંક પ્રગતિશીલ રાજ્યોએ તો છેક ૧૯૩૭માં પ્રથમ વાર કૉંગ્રેસે પ્રધાનપદાં સ્વીકાર્યાં, ત્યારથી ગણોતિયાઓને સંરક્ષણ આપવાનો કાર્યક્રમ હાથ ધર્યો હતો.) સને ૧૯૪૭–૪૮માં શ્રી નેહરુના પ્રમુખપદે કૉંગ્રેસે નીમેલી આર્થિક કાર્યક્રમ સમિતિએ જમીનવ્યવસ્થામાં દૂરગામી ફેરફારો કરવાની સૂચના કરી હતી અને ત્યાર પછી જુદાં જુદાં રાજ્યોની પરિસ્થિતિ તપાસીને જમીનસુધારણાની નીતિ વિષે ભલામણ કરવા ડૉ. જે. સી. કુમારપ્પાના પ્રમુખપદે 'એગ્રેરિયન રિફૉર્મ્સ કમિટી' રચવામાં આવી હતી જેણે ૧૯૪૯માં પોતાનો હેવાલ પ્રસિદ્ધ કર્યો હતો. (એમ કહેવાય છે કે અંગ્રેજ સરકારે ૧૯૨૮–૨૯માં ખેતીવાડીની તપાસ માટે રચેલા રૉયલ કમિશન સિવાય આવો આધારભૂત અને વિસ્તૃત હેવાલ બીજા કોઈએ તૈયાર કર્યો ન હતો.)

ભારત દેશે પોતાની આર્થિક નવરચના માટે નિયોજન પંચ રચીને ૧૯૫૦–૫૧માં પ્રથમ પંચવર્ષીય યોજના તૈયાર કરી, ત્યારે સૌ પ્રથમ રાષ્ટ્રીય ધોરણે જમીન અને ખેતીવાડીના સવાલનો ઉકેલ કરીને સામાજિક ન્યાયની સ્થાપના કરવા તથા ઉત્પાદનમાં વધારો કરવાના હેતુથી નીચે મુજબ પાંચ મુદ્દાઓનો કાર્યક્રમ સૂચવ્યો.

(૧) વચગાળાના વર્ગની નાબૂદી.

(૨) ગણોતિયાની સાંથમાં ઘટાડો કરવો, અને ગણોતિયાને જમીન પરના કાયમી હક આપવા તથા વાજબી કિંમત આપીને પોતે જમીનનો માલિક બની શકે એવી સગવડ કરી આપવી. તેમ કરવા જતાં જમીનમાલિકને ઘરખેડ માટે થોડી જમીન પાછી લેવાનો હક આપવો.

(૩) જમીન ધારણ કરવા ઉપર ટોચમર્યાદા મૂકવી અને તેમ કરતાં ફાજલ પડેલી જમીન ખેતમજૂરોને તથા અનાર્થિક ખાતાવાળાને વહેંચી આપવી.

(૪) જમીનોના નાના ટુકડા થતા અટકાવવા અને ટુકડાઓનું એકત્રીકરણ કરવું.

(૫) નાનાં ખાતાઓને ભેગાં કરી સંયુક્ત, સહકારી ખેતીનો વિકાસ કરવો અને સમસ્ત ગ્રામવ્યવસ્થા પણ સહકારી પાયા પર વિકસાવવી.

### ગુજરાતમાં જમીન સુધારણા

ભારતના સંવિધાન મુજબ જમીનવ્યવસ્થા મધ્યસ્થ સરકારના નહિ પણ રાજ્ય સરકારોના હસ્તક છે. એટલે નિયોજન પંચે ઉપર મુજબ જે ભલામણો કરી છે તેનો અમલ દરેક રાજ્યે પોતાની સ્થાનિક પરિસ્થિતિને લક્ષમાં રાખીને કરવાનો પ્રયાસ કર્યો છે. ગુજરાત રાજ્ય ૧લી મે, ૧૯૬૦ પહેલાં વિશાળ મુંબઈ રાજ્યનો એક અંતર્ગત ભાગ હતું. અને અગાઉ જણાવ્યું તેમ છેક મરાઠા રિયાસતના જમાનાથી ગુજરાત અને મહારાષ્ટ્રની જમીન અંગેની વ્યવસ્થા એક જ સરકારના હાથમાં હોવાથી ગુજરાત રાજ્યની જમીનવ્યવસ્થા જૂના મુંબઈ રાજ્ય કરતાં ભિન્ન નથી. અલબત્ત, અત્યારે સૌરાષ્ટ્રનો પ્રદેશ જે ગુજરાત રાજ્યનો અંતર્ગત ભાગ બન્યો છે તેની જમીનવ્યવસ્થા જૂના મુંબઈ રાજ્યની વ્યવસ્થા કરતાં જુદા પ્રકારની હોવાથી તેનો વિચાર આપણે આગળ ઉપર કરીશું.

ગુજરાતમાં જમીનવ્યવસ્થાની સુધારણાનો કાર્યક્રમ મુખ્યત્વે છ વિભાગમાં વહેંચવામાં આવ્યો છે :

૧. વચગાળાના વર્ગની નાબૂદી અને તાલુકદારી, ઈનામદારી, ભાગીદારી, મલેકી, મેવાસી, તથા ઈનામી જેવા સત્તા પ્રકાર (Tenure)ની નાબૂદી.

૨. ગણોતધારો, શાહુકારધારો ઇ. કાયદાઓ દ્વારા ગણોતિયાઓને સંરક્ષણ અને તેમને માલિક બનાવવાની જોગવાઈ.

૩. જમીન ધારણ કરવા ઉપર ટોચમર્યાદા મૂકીને ફાજલ જમીનોની નવેસરથી વહેંચણી.

૪. ટુકડા જમીનોનું એકત્રીકરણ.

૫. સહકારી ખેતી.

૬. જમીનમહેસૂલના વહીવટીતંત્રમાં સુધારા.

### વચગાળાના વર્ગની નાબૂદી

ગુજરાત પ્રદેશમાં રૈયતવારી પ્રથા હોવા છતાં જૂના વખતના હિંદુ, મુસ્લિમ, મરાઠા તથા અંગ્રેજ રાજ્યકર્તાઓએ પોતાના વહીવટી તથા રાજકીય હેતુઓ ખાતર ઈનામો, વતન તથા જાગીર જેવી પ્રથાઓ ચાલુ રાખી હતી, જેને લીધે કેટલાંય ગામો તથા જમીનો તેમ જ જમીન ઉપરના હકોમાં આવા બિનરૈયતવારી સત્તા પ્રકાર ખેડૂત અને સરકારની વચ્ચે ચાલુ રહ્યા હતા. દેશમાં લોકશાહી તંત્રની સ્થાપના પછી સ્વાભાવિક રીતે જ આ વર્ગનું કોઈ સ્થાન રહી શકે નહિ. એટલે વચલા વર્ગની નાબૂદીના કાર્યક્રમ હેઠળ નીચેનાં તમામ ટેન્યોર નાબૂદ કરવાનો કાર્યક્રમ મુંબઈ સરકારે હાથ ધર્યો અને ૧૯૪૯થી ૧૯૫૫ સુધીના ગાળામાં આવાં ટેન્યોર ગુજરાતના જુદા જુદા પ્રદેશોમાંથી નીચેના કાયદાથી નાબૂદ કરવામાં આવ્યાં :

૧. ૧૯૪૯નો ભાગદારી અને નરવાદારી નાબૂદી કાયદો (ભરૂચ, ખેડા, સુરત અને પંચમહાલ)

૨. ૧૯૪૯નો મલેકી નાબૂદી કાયદો (દસક્રા તાલુકો જિ. ખેડા)

૩. ૧૯૪૯નો તાલુકદારી નાબૂદી કાયદો (ભરૂચ, ખેડા, પંચમહાલ, અમદાવાદ, અમરેલી, મહેસાણા અને સાબરકાંઠા)

૪. ૧૯૪૯નો પંચમહાલ મેવાસી નાબૂદી કાયદો (કલોલ તાલુકો)

૫. ૧૯૫૦નો વટવા વજીફદારી અધિકાર નાબૂદી કાયદો (વટવા, જિ. અમદાવાદ)

૬. ૧૯૫૦નો પરગણાં અને કુલકર્ણી વતન નાબૂદી કાયદો (અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, સુરત, અમરેલી સાબરકાંઠા વગેરે)

૭. ૧૯૫૨નો જાત ઇનામ નાબૂદી કાયદો તથા રાજકીય ઇનામ નાબૂદી કાયદો (ગુજરાતના તમામ જિલ્લામાં)

૮. ૧૯૫૩નો મતાદારી નાબૂદી કાયદો (અમદાવાદ, ખેડા અને સાબરકાંઠા)

૯. ૧૯૫૩નો વડોદરા મૂળ ગિરાસ નાબૂદી કાયદો (અમરેલી)

૧૦. ૧૯૫૩નો અંકડિયા પ્રકાર નાબૂદી કાયદો (વડોદરા, મહેસાણા, અમરેલી, સાબરકાંઠા, ખેડા, પંચમહાલ અને અમદાવાદ)

૧૧. ૧૯૫૩નો ઓખામંડળ સલામી નાબૂદી કાયદો (અમરેલી)

૧૨. ૧૯૫૩નો વડોદરા વતન નાબૂદી કાયદો (વડોદરા, સુરત, ખેડા, અમદાવાદ, મહેસાણા અને અમરેલી)

૧૩. ૧૯૫૩નો ગામચાકરિયાત ઇનામ નાબૂદી કાયદો (ગુજરાત)

૧૪. ૧૯૫૩નો જાગીર નાબૂદી કાયદો (બનાસકાંઠા સાબરકાંઠા, અમરેલી, મહેસાણા, પંચમહાલ, ખેડા, વડોદરા, ભરૂચ અને સુરત)

આમ જુદી જુદી રાજકીય પરિસ્થિતિમાં જુદા જુદા સમયે અસ્તિત્વમાં આવેલાં ઉપર મુજબનાં ટેન્યોર તેના ધારણ કરનારના હકોની વિચારણા કરીને તે મુજબ યોગ્ય વળતર આપીને નાબૂદ કરવામાં આવ્યાં અને તેની નીચેની જમીન કાયમી અથવા મરજીના હકે ધારણ કરનાર ખેડૂતોને પ્રમાણસર કબજાહકની કિંમત ચૂકવવાની શરતે માલિક બનાવવામાં આવ્યા.

ગણોતિયા માટેના કાયદાઓ

૧૯૩૯નો મુંબઈનો ગણોતધારો ઘડવામાં આવ્યો તે અગાઉ ગુજરાતમાં ગણોતિયાઓ અને જમીનમાલિકો વચ્ચેના સંબંધોનું નિયંત્રણ ૧૮૭૯ના જમીન મહેસૂલના કાયદાની કલમ ૮૩મી પ્રમાણે ચાલતું હતું. લગભગ ૬૦ વરસ સુધી આ એકમાત્ર કલમ નીચે ચાલતા વ્યવહારના અનુભવ પરથી જણાયું કે ગણોતિયા અને જમીનમાલિક વચ્ચે સમાન કક્ષાનો દરજ્જો એનાથી જળવાતો ન હતો. અર્થાત્ એમાં ગણોતિયાનો પક્ષ ઊતરતું સ્થાન પામતો હતો.

પેઢી દર પેઢીથી એક જ જમીન પર ખેડ કરનાર ઘણા ગણોતિયાઓને કાયમી ખેડહક પણ એનાથી મળતા ન હતા. જમીનમાલિકની મુનસફી પર તેઓ જમીન પર રહી શકતા અને જમીનમાલિક ધારે ત્યારે તેમના ખેડહક રદ થઈ શકતા. કાયમ જેવા ગણોતિયાને પણ સ્થાનિક રૂઢિરિવાજ પ્રમાણે લાગા ચૂકવવા પડતા અને કાં તો તેમને વેઠ કરવી પડતી અથવા અલ્પ મજૂરી મેળવીને સંતોષ માનવો પડતો. ફાવે તે ધોરણે લેવાતી સાંથ સામે ગણોતિયાને કોઈ પણ પ્રકારનું રક્ષણ મળતું ન હતું અને તેના ખેડહક વિશે પણ કોઈ ચોક્કસતા રહેતી ન હતી. આના પરિણામે જમીન પરથી વધારે આવક મેળવવા માટે તેમને કોઈ પ્રોત્સાહન રહેતું ન હતું.×

આવી પરિસ્થિતિમાં સુધારો લાવવા, એટલે કે ખેડૂતોની આર્થિક તથા સામાજિક સ્થિતિ સુધારવા તેમ જ ખેતીની જમીનોનો પૂર્ણ રીતે કાર્યક્ષમતાથી ઉપયોગ કરવાના હેતુથી ૧૯૩૭માં સત્તા પર આવતાં જ કૉંગ્રેસે ૧૯૩૯નો ગણોતધારો તૈયાર કર્યો.

૧૯૩૯ના કાયદા પ્રમાણે પહેલી જ વાર કાયમી અને એકસાલી ગણોતિયામાં 'સંરક્ષિત ગણોતિયા'નો વર્ગ ઉમેરાયો. તેના ખેડહકની સલામતી આપવામાં આવી. સાંથ કુલ ઊપજના ત્રીજા ભાગ જેટલી ઠરાવવામાં આવી તથા રહેઠાણનાં મકાનો તેમ જ ઉછેરેલાં વૃક્ષો ઉપર ગણોતિયાને અધિકાર આપવામાં આવ્યા. જોકે ૧૯૩૯માં કૉંગ્રેસ સરકારે રાજીનામું આપતાં આ કાયદાનો તાત્કાલિક અમલ થઈ શક્યો નહિ પરંતુ ૧૯૪૧માં અખતરા તરીકે ગુજરાતના સુરત વિસ્તારમાં આ કાયદો લાગુ કર્યો અને ૧૯૪૬માં કૉંગ્રેસ સરકાર ફરી વાર સત્તા ઉપર આવતાં તેમાં કેટલાક સુધારા કરીને તા. ૮-૧૧-'૪૬થી પ્રાંતભરમાં આ કાયદો અમલમાં મૂકવામાં આવ્યો. પરંતુ ત્યાર સુધીના અનુભવે કાયદાના અમલમાં જે જે ક્ષતિઓ જણાઈ હતી તે સુધારીને નવેસરથી વિસ્તૃત રૂપમાં ધારો ઘડવાની જરૂર જણાતાં ૧૯૪૮નો નવો ગણોતધારો તૈયાર કરવામાં આવ્યો.

૧૯૪૮ના ગણોતધારા મુજબ જમીનમાલિક અને ગણોતિયા વચ્ચેના સંબંધોને વધારે વ્યવસ્થિત કરી ખેતીની પ્રવૃત્તિ વધારે કાર્યક્ષમ બનાવી આખરી ધ્યેય તરીકે ખેડૂતને ક્રમે ક્રમે જમીનનો માલિક બનાવવાની જોગવાઈ મૂકવામાં આવી. આ કાયદા મુજબ ગણોતિયાને ખેડહક, ઝાડ મકાન તથા સાંથનું સંરક્ષણ આપવા ઉપરાંત તેના ઉપરના જુદા જુદા વેરા, લાગા, હક વગેરે નાબૂદ કરવામાં આવ્યા. ખેતીવાડીનો વિકાસ થઈ શકે તે માટે પેટા ખેડૂત અથવા પેટા ભાગ પાડવા ઉપર પ્રતિબંધ* મૂકવામાં આવ્યો. સહકારી ધોરણે ખેતી કરનારને ઉત્તેજન આપવાની જોગવાઈ કરવામાં આવી. જમીનને બિનખેડૂતો પાસે જતી રોકવામાં આવી. સંરક્ષિત ખેડૂતોને માલિક પાસેથી વાજબી કિંમતે જમીન વેચાણ રાખવાની સગવડ કરવામાં આવી. જમીન બે વર્ષ સુધી પડતર પડી રહે અથવા ખેડૂત અને માલિક વચ્ચે ઝઘડા થતાં તેનો બરાબર ઉપયોગ ન થાય તેવા સંજોગોમાં સરકાર પોતે તેનો વહીવટ સંભાળી લે એવી જોગવાઈ કરવામાં આવી અને જમીનમાલિકને ઘરખેડ માટે જમીન પાછી જોઈતી હોય તો એક વર્ષની નોટિસ આપીને ખેડહક નષ્ટ કરવાની છૂટ આપવામાં આવી. સને ૧૯૫૩થી સાંથનો દર જે અગાઉના કુલ ઊપજના ત્રીજા ભાગ જેટલો હતો તે ઘટાડીને છઠ્ઠા ભાગ જેટલો કરવામાં આવ્યો.

ખેડે તેની જમીનનો કાયદો, ૧૯૫૫

પરંતુ ગણોતધારાની અસર કેવી થઈ છે તે જોવા માટે તે વખતની મુંબઈ સરકારે ૧૯૫૧-૫૨માં તપાસ કરાવી. નીચે મુજબની પરિસ્થિતિ માલૂમ પડી.°

° 'મુંબઈનો ગણોત અને ખેતીની જમીનનો ધારો'—માર્ચ ૧૯૪૯, પૃ. ૩

× મુંબઈ સરકાર પ્રકાશિત 'મુંબઈનો ગણોત અને ખેતીની જમીનનો ધારો' – માર્ચ ૧૯૪૯, પૃ. ૩

× મુંબઈ સરકાર પ્રકાશિત 'મુંબઈનો ગણોત અને ખેતીની જમીનનો ધારો' – માર્ચ ૧૯૪૯, પૃ. ૩

| ખાતેદારોના પ્રકાર | કુલ ખાતેદારો | ખાતેદારોની ટકાવારી | જમીન કુલ એકર | જમીનની ટકાવારી |
|---|---|---|---|---|
| ૧. માલિકીની જમીન પર ખેતી કરનારા | ૩૦,૬૯,૧૨૩ | ૫૫ | ૨,૫૯,૮૫,૬૧૦ | ૬૫ |
| ૨. કાયમી ગણોતિયા | ૩,૧૨,૭૮૩ | ૬ } ૪૫ | ૮૫,૦૭,૩૭૯ | ૨૧ |
| ૩. સંરક્ષિત ગણોતિયા | ૧૬,૬૮,૩૪૦ | ૩૦ | ૨૨,૪૩,૨૫૭ | ૫ |
| ૪. સામાન્ય ગણોતિયા | ૪,૯૮,૩૨૪ | ૯ | ૩૫,૧૨,૦૪૮ | ૯ |
| | ૫૫,૪૮,૫૭૦ | | ૪,૦૨,૪૮,૨૯૪ | |

ઉપરના કોઠા પરથી જોઈ શકાશે કે ૪૫ ટકા જેટલા ગણોતિયા અને સરકાર વચ્ચે હજુ પણ વચગાળાનો વર્ગ ચાલુ હતો. સંરક્ષિત ગણોતિયાઓને જમીન ખરીદવાનો અધિકાર આપ્યો છતાં ગણોતિયાઓ એ હકનો ઉપભોગ કરી શક્યા ન હતા. ગુજરાતમાં ૧૯૪૯થી ૧૯૫૫ સુધીનાં છ વર્ષના ગાળામાં માત્ર ૦.૮ (આઠ દશાંશ) ટકા જેટલી જમીનો ગણોતિયાઓએ વેચાતી રાખી હતી. તેની સામે ૧.૫ (દોઢ) ટકા જેટલી જમીનો માલિકોએ ઘરખેડ માટે પાછી લઈ લીધી હતી. એનાં કારણોમાં જમીન ખરીદવા માટેની આર્થિક શક્તિ અને કાયદાનું અજ્ઞાન મુખ્ય હતાં. નિયોજન પંચના આશ્રયે મુંબઈ યુનિવર્સિટીએ ૧૯૫૮માં કરેલી તપાસ પરથી જાણવા મળ્યું છે કે ૬૦ ટકા જેટલા ગણોતિયાને ગણોતધારાની જોગવાઈઓનો કશો ખ્યાલ ન હતો. ૧૯૫૩ના સુધારા પહેલાં ઘણીખરી જમીનો માલિકોએ ઘરખેડને નામે પાછી લઈ લીધી હતી અને ૧૯૫૫ના જૂન સુધીમાં ૧.૫ લાખ એકર જેટલી જમીનો ગણોતિયાઓએ પોતાના અજ્ઞાનને લીધે 'રાજી-ખુશીથી' માલિકોને પાછી સોંપી હતી. એ જ હેવાલમાં* જણાવ્યા પ્રમાણે ૧૯૫૧થી ૧૯૫૪ના ગાળામાં ૨૭ ટકા ગણોતિયાઓને જમીન પરથી કાઢી મૂકવામાં આવ્યા હતા જ્યારે ૧૯૫૨–૫૫ના ગાળામાં સાંથ નહિ આપી શકવાના કારણે ૩૮ ટકા જેટલા ગણોતિયાઓએ પોતાની જમીનો ગુમાવી હતી. તે સમિતિએ તપાસેલા ખેડૂતોમાંથી ૬ ટકા જેટલા સંરક્ષિત ખેડૂત હોવા છતાં ભૂલભરેલા રેકોર્ડમાં તેમનાં નામ નોંધવામાં જ આવ્યાં ન હતાં અને ૧૩ ટકા જેટલા પેટા ખેડૂતો માટે કાયદામાં કશી જ જોગવાઈ નહોતી.

ટૂંકમાં, ગણોતિયાઓના રક્ષણને માટે કાયદો કર્યો હોવા છતાં ગણોતિયાઓનો સારો એવો ભાગ તેનો લાભ લઈ શક્યો નહિ અને ગણોતિયાની સ્થિતિ પણ વાસ્તવમાં અસલામત રહી.

**ફરજિયાત વેચાણ**

આ સંજોગોમાં મુંબઈ સરકારને લાગ્યું કે ગણોતિયાને પોતાની પાસેથી જમીન વેચાતી રાખવાની ફરજ પાડવામાં નહિ આવે તો ગણોતના પ્રશ્નનો ઉકેલ આવી શકશે નહિ. છેવટ તો ખેડે તેને જમીનનો માલિક બનાવવાનું ધ્યેય હતું. એટલા માટે સરકારે જમીનનીતિમાં મોટું પરિવર્તનકારી કદમ ઉઠાવ્યું અને ૧૯૫૫ના ગણોતધારામાં સુધારો કરીને એકી કલમે તમામ ગણોતિયાઓને જમીનના માલિક તરીકે જાહેર કર્યા. તા. ૧–૮–'૧૯૫૬થી અમલમાં આવેલા આ સુધારા અનુસાર ૧૯૫૭ના એપ્રિલની પહેલી તારીખને 'ખેડૂત દિન' તરીકે જાહેર કરવામાં આવ્યો અને અમુક અપવાદોને બાદ કરતાં તથા ચોક્કસ શરતોને આધીન રહીને તમામ ગણોતિયાઓને ખેડૂત દિનથી માલિક બની ગયેલા જાહેર કરવામાં આવ્યા. અલબત્ત, માલિકને વળતર આપ્યા સિવાય તેઓ જમીન ખરીદી ન શકે તેથી આકારના ૨૦ થી ૨૦૦ ગણી મર્યાદામાં જમીનની કિંમત આપવાનું ઠરાવ્યું અને ગણોતિયો તે રકમ એક સામટી અથવા વધુમાં વધુ ૧૨ જેટલા વાર્ષિક હપ્તાથી ચૂકવી શકે એવી સગવડ આપવામાં આવી. જે અપવાદોમાં ખેડૂતો ગણોતિયા તરીકે જ ચાલુ રહેતા હોય તેમની સાંથ એકરે વધુમાં વધુ રૂ. ૨૦ અને તે પણ રોકડમાં આપવાનું ઠરાવ્યું. ૪૮ એકરની ટોચ-મર્યાદા નક્કી કરવામાં આવી અને કોઈ પણ વ્યક્તિ તેથી વિશેષ જમીન સંપાદન ન કરી શકે એવો પ્રતિબંધ મૂકવામાં આવ્યો. મહેસૂલ ભરવાની જવાબદારી કબજેદારને માથેથી ખસેડીને ગણોતિયાને માથે નાખવામાં આવી. આ ઉપરાંત જમીનમાલિકને ઘરખેડ માટે જમીન પાછી જોઈતી હોય તો અમુક શરતોને આધીન રહીને ગણોતિયા પાસેથી અર્ધી જમીન પાછી લેવાની તક આપવામાં આવી.

**નાના ખાતેદારોને રાહત**

'ખેડે તેની જમીન'ના ૧૯૫૫ના સુધારાનો અમલ અત્યારે ચાલી રહ્યો છે. એ સુધારો કરતી વખતે કાયદામાં એવી જોગવાઈ કરવામાં આવેલી છે કે જે ખાતેદારની વાર્ષિક આવક રૂ. ૧૫૦૦ કરતાં વધારે ન હોય, અને જેની સાંથે આપેલી જમીન ૧૬ એકર કરતાં વધારે ન હોય, તેવા નાના ખાતેદારોને ફરજિયાત વેચાણમાંથી બાકાત રાખવામાં આવ્યા હતા, એટલે કે તેમના ગણોતિયા માલિક થઈ શકે તેમ નહોતા. વચગાળાના વર્ગની નાબૂદીના કાર્યક્રમમાં આટલી કડી નબળી લાગવાથી તથા વિશેષત: નાના ખાતેદારોને રાહત આપવાના હેતુથી ગુજરાત સરકારે ૧૯૬૦ના ઑગસ્ટ-સપ્ટેમ્બરમાં મળેલી ગુજરાત વિધાનસભાની પહેલી બેઠકમાં ગણોતધારાનો એક મહત્ત્વનો સુધારો પસાર કર્યો છે. તે સુધારા મુજબ ૮૮–સી કલમ નીચે સર્ટિફિકેટ ધરાવતા નાના ખાતેદારોને ગણોતિયા પાસેથી અર્ધી જમીન ઘરખેડ માટે પાછી મળી શકશે. અને બાકી રહેલી જમીનના ગણોતિયા આપોઆપ માલિક થયેલા ગણાશે.

આમ ગુજરાત રાજ્યના (એક રીતે મુંબઈ રાજ્યના) ઇતિહાસમાં ૧૯૩૭થી ૧૯૬૦ સુધીનાં ૨૩ વર્ષ દરમિયાન ગણોતિયાને રક્ષણ આપવાથી માંડીને તેને જમીનનો પૂરેપૂરો કબજેદાર માલિક બનાવવાની પ્રક્રિયા પૂરી થાય છે.

* Report on Enquiry into the Working of the Bombay Tenancy Act, by M. B. Desai, ૧૯૫૮, પૃ. ૯૫

### સૌરાષ્ટ્ર વિસ્તારમાં જમીન સુધારણા

સને ૧૯૪૮માં સૌરાષ્ટ્રનાં ૨૨૨ જેટલાં રજવાડાંનું વિલીનીકરણ થયું, ત્યારે તેનાં ૧૭૦૦ જેટલાં ગામડાંમાં ખાલસા અથવા રૈયતવારી પદ્ધતિનો અમલ હતો. ત્યાં જમીન મહેસૂલ 'રોકડ વિઘોટીમાં અથવા પાકના હિસ્સા તરીકે (ભાગબટાઈ) વસૂલ કરવામાં આવતું. ૧૨૦૦ ગામડાં ગરાસદારી પદ્ધતિ નીચે હતાં અને ૩૫૩ જેટલાં ગામો બારખલી પ્રકારમાં વહેંચાયેલાં હતાં. એટલે સૌરાષ્ટ્રની પ્રજાને માટે જમીન મહેસૂલનું કે જમીન ધારણ કરવાનું કોઈ એકસરખું ધોરણ ન હતું. સમગ્ર સૌરાષ્ટ્રમાં પુરાણી સામંતશાહી જેવો અમલ ચાલતો હતો. ખેડૂતોના હકોની કોઈ સલામતી ન હતી. તેમ મહેસૂલની પણ કોઈ નિશ્ચિતતા ન હતી. ઘણાખરા વિસ્તારોમાં માત્ર ગોલમાપણી થયેલી હતી, પરંતુ વિગતવાર સર્વે કે સેટલમેન્ટ થયાં ન હતાં. ભાવનગર કે નવાનગર જેવા કોઈક જ વિસ્તારમાં મુંબઈને ધોરણે જમીનની પ્રતવારી કરવામાં આવી હતી, જેમાં સર્વે થયાં હતાં તે પણ ઘણાં જૂનાં હતાં.

આવા સંજોગોમાં આખા સૌરાષ્ટ્ર માટે એકસરખી જમીનવ્યવસ્થા ગોઠવવાનું કામ નવી પ્રજાકીય સરકાર માટે ઘણું મુશ્કેલ હતું. તેમ છતાં સત્તા પર આવતાં જ સૌરાષ્ટ્રની કૉંગ્રેસ સરકારે મુંબઈનો જમીનમહેસૂલનો કાયદો એક વટહુકમ દ્વારા સૌરાષ્ટ્રને લાગુ પાડી દીધો. જે દિવસે સૌરાષ્ટ્રનાં રાજ્યોનું એકીકરણ થયું તે ૧૫મી એપ્રિલ ૧૯૪૮ના રોજ સરકારે એક જાહેરનામું પ્રસિદ્ધ કરીને કોઈ પણ જાતનું વળતર ભર્યા સિવાય ખેડૂતોને જમીનના માલિક બનાવી દીધા. રોકડ વિઘોટીની પ્રથા દાખલ કરી. ૯૦ જેટલા વેરા ને લાગા નાબૂદ કર્યા. વેઠની પ્રથા બંધ કરાવી. જમીનમહેસૂલનો દર શક્ય તેટલો એકસરખો કરવા માટે સર્વે અને સેટલમેન્ટની તાત્કાલિક સગવડ નહીં હોવાથી કામચલાઉ ધોરણે ૧૯૩૩થી ૧૯૪૭ સુધીની વસૂલાતની સરેરાશ પરથી આકારનો દર નક્કી કર્યો.

પરંતુ ખાલસા ગામોમાં જે સુધારા કરવામાં આવ્યા તે જોઈને ગિરાસદારી અને બારખલી ગામોની માગણી પણ ઉગ્ર બની અને તેમણે પણ ખાલસા ગામો જેવા જ હક મેળવવા માટે આંદોલન શરૂ કર્યું. બીજી બાજુ ગિરાસદારોએ પણ પોતાના ડૂબવા બેઠેલા હકોને સાચવી રાખવા મરણિયા પ્રયાસો આદર્યા. સૌરાષ્ટ્ર સરકારના જમીન સુધારણાના કાર્યક્રમને નાકામિયાબ બનાવવા તેમણે પ્રચંડ ઝંઝાવાત ઊભો કર્યો. સુલેહ-શાંતિ જોખમમાં. ધાડ, લૂંટ અને ખૂનોની પરંપરા ચાલી. કેટલાકે તો સૌરાષ્ટ્ર સરકારને ઉથલાવીને જૂનાં રજવાડાં ફરીથી પ્રસ્થાપિત કરવાના મનોરથ પણ સેવવા માંડ્યા.[1]

પરંતુ સરકારે ભારે કડકાઈથી કામ લીધું. કેટલાક આગેવાનોની ધરપકડ કરીને અને અશાંતિ ફેલાવનાર સભ્યોને પણ જેલના સળિયા પાછળ મૂકી દીધા. છેવટે ભારત સરકારે ૧૯૫૦માં સૌરાષ્ટ્ર જમીન સુધારણા[2] પંચની નિમણૂક કરી. સદરહુ પંચે પૂરી તપાસ કર્યા બાદ એવી ભલામણ કરી કે બારખલી અને ગરાસદારી પદ્ધતિ નાબૂદ કરીને તેના ખેડૂતોને ખાલસા ગામોની માફક કબજાહક આપી દેવા, પરંતુ તે બદલ ગરાસદારોને વળતર આપવું તથા તેમના અ, બ અને ક એવા વર્ગ પાડી ઠરાવેલા પ્રમાણમાં તેમને ઘરખેડ માટે જમીનો પાછી આપવી. તેમ કરવા જતાં થોડા ખેડૂતોનો ભોગ આપવો પડે તેમ હતું પરંતુ તે સિવાય છૂટકો ન હતો પંચની ભલામણો સૌરાષ્ટ્ર સરકારે સ્વીકારી અને ત્યાર પછી નીચેના કાયદા પસાર કરવામાં આવ્યા:

૧. ૧૯૫૧નો સૌરાષ્ટ્રનો જમીન સુધારણાનો કાયદો

૨. ૧૯૫૧નો સૌરાષ્ટ્રનો બારખલી નાબૂદીનો કાયદો

૩. ૧૯૫૨નો સૌરાષ્ટ્રનો એસ્ટેટ ઍક્વિઝિશનનો કાયદો

૪. ૧૯૫૩નો સૌરાષ્ટ્ર પ્રોહિબિશન ઑફ લીઝીઝ ઑફ એગ્રિ-કલ્ચરલ લૅન્ડઝનો કાયદો.

હવે સૌરાષ્ટ્ર વિસ્તાર ગુજરાત રાજ્યનો ભાગ બનતાં સૌરાષ્ટ્રના ખેડૂતો માટે પણ ગણોતધારાની જોગવાઈ કરવાની વિચારણા ચાલી રહી છે.

### કચ્છની પરિસ્થિતિ

મુંબઈ રાજ્યમાં જોડાતા પહેલાં કચ્છ કમિશનરના પ્રાંત તરીકે સીધો ભારત સરકારના વહીવટ નીચે હતો. ત્યાં જમીન સુધારણાનો કાર્યક્રમ હાથ ધરાયો તે પહેલાં ખાલસા અને ભાયાતી પ્રકારની જમીનો હતી. ખાલસા જમીનો કચ્છના મહારાવની હતી અને ભાયાતી જમીનો તેમના ભયાતોની હતી. કચ્છને માટે અલગ કાયદા કરવાને બદલે ૧૯૫૦માં મુંબઈનો જમીન મહેસૂલનો કાયદો તથા ગણોતધારો લાગુ પાડવામાં આવ્યો. અને ૧૯૫૨-૫૩માં પાકના હિસ્સાને બદલે રોકડ વિઘોટીની પ્રથા દાખલ કરવામાં આવી હતી. બે વર્ષ પહેલાં કચ્છની વતન-જાગીરો નાબૂદ કરવામાં આવતાં ત્યાં પણ હવે રૈયતવારી પદ્ધતિ અમલમાં આવી ગઈ છે. ગણોતિયા અને જમીનમાલિકોના સંબંધો વ્યવસ્થિત કરવા માટે કચ્છ અને વિદર્ભનો ગણોતધારો અમલમાં મૂકવામાં આવ્યો છે. આમ વચલા વર્ગને નાબૂદ કરીને ખેડૂતનો સંબંધ સીધો રાજ્ય સાથે જોડવાની મહત્ત્વની પ્રક્રિયા ગુજરાતના મુખ્ય વિસ્તારોમાં અમલી બની છે અને ટૂંક સમયમાં પૂર્ણ બનશે એમાં શંકા નથી.

---

૧. જુઓ અમેરિકન પ્રોફે. ડૅનિયલ થૉર્નર કૃત Agrarian Prospect in India–દિલ્હી યુનિવર્સિટી, ૧૯૫૫, પૃ. ૪૩

૨. Report of the Agrarian Reforms Commission, Saurashtra, 1950, પૃ. 35

★

37265

# સહકારી ખેતીનો વિકાસ

શ્રી મગનભાઈ પટેલ
(નિયામક, કિસાન વિભાગ, ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિ)

ખેતીના ઉત્પાદન માટે સહકારી ઢબે ખેતી હોવી જોઈએ એ એકમાત્ર ઉપાય નથી. પરંતુ હિંદની પરિસ્થિતિ જોતાં ખેતી ઉત્પાદન વધારવું હોય અને ખેતીના વ્યવસાયમાં પડેલા વર્ગનું જીવનધોરણ ઊંચું લાવવું હોય તો સહકારી ખેતી જેટલી વ્યાપક બને તેટલી કરવી જ રહી.

સને ૧૯૦૪માં સહકારી પ્રવૃત્તિના આ દેશમાં મૂળ નંખાયાં. પરંતુ યોગ્ય વાતાવરણને અભાવે સને ૧૯૪૬ સુધી તેમાં ઝાઝો વિકાસ થઈ શક્યો ન હતો. જેમ બીજમાં પાક પકવવાની ભારોભાર શક્તિ હોવા છતાં અનુકૂળ વાતાવરણ અને પરિસ્થિતિ ન હોય તો તે અંકુરિત થઈ શકતું નથી અગર અંકુરિત થાય તો તે વિકસી શકતું નથી, તેવું જ આ સહકારી પ્રવૃત્તિનું છે. સ્વરાજ્ય મળ્યા પછી અનુકૂળ પરિસ્થિતિ થતાં ગ્રામ-વિસ્તારમાં સહકારી પ્રવૃત્તિનો અણધાર્યો વિકાસ થઈ રહ્યો છે. એથી જણાય છે કે સહકારી પદ્ધતિ એ જ હિંદના ગ્રામવિસ્તારની અર્થરચના માટે અનુકૂળ વ્યવસ્થા છે.

અત્યારે સહકારી પ્રવૃત્તિનો જે કાંઈ વિકાસ થઈ રહ્યો છે તે મોટે ભાગે સેવા-સહકારી મંડળીઓનો ખેતીવિષયક ધિરાણના મુદ્દા ઉપર જ થયો છે. આ સેવા-સહકારી પ્રવૃત્તિ છે. પરંતુ સહકારી ખેતીની પદ્ધતિ તાત્ત્વિક રીતે સેવા-સહકારી પદ્ધતિથી જુદી પડે છે. સેવા-સહકારી મંડળી ફક્ત સેવા આપે છે—અનુકૂળતાઓ વધારી આપે છે. એટલે આવી મંડળીઓ કામ ન કરે તો વધુમાં વધુ વિકાસને વેગ અપાતો અટકી જાય પરંતુ ખેતી-સહકારી મંડળીઓ એ ઉત્પાદક સહકારી મંડળીઓ હોઈ, તેમાંથી થતું ઉત્પાદન, તેમાં જોડાનાર વ્યક્તિઓને માટે આજીવિકાનું મુખ્ય સાધન હોય છે. એટલે એમાં ખામી આવે તો તે તેમાં જોડાનારાઓને ભારે અસર કરે છે. એટલે સ્વાભાવિક રીતે સેવા-સહકારી મંડળીઓનો વેગ જેટલો સહકારી ખેતીના વિકાસનો ન હોઈ શકે—ન હોવો જોઈએ. તેમ છતાંયે તે અંગે પ્રયત્નો તો જારી રહેવા જ જોઈએ.

સહકારી પ્રવૃત્તિ એ આર્થિક પ્રવૃત્તિ સાથે સાથે સામાજિક પ્રવૃત્તિ છે અને સહકારી ખેતી એ વિશેષે સામુદાયિક સાહસ હોઈ તેમાં સમાજવિજ્ઞાનનાં અનેક અંગો કામ કરે છે. આ દૃષ્ટિએ અત્યાર સુધીમાં ખેતી-સહકારી મંડળીઓ સ્થાપવામાં અને તેની સફળતા અને નિષ્ફળતામાં જે અનુભવો ઉપલબ્ધ છે તે એક પ્રયોગશાળાની સંશોધન પ્રવૃત્તિસમા ગણવા જોઈએ અને આ દૃષ્ટિએ ગુજરાતમાં જે કાંઈ કામ થયું છે તે આ પદ્ધતિની અસરકારકતા માટે શ્રદ્ધા ઉપજાવે તેવું છે.

આપણી બાલ્યકાળની લોકશાહીમાં આર્થિક કે સામાજિક વસ્તુને ગમે તે કારણે રાજકીય રંગ લાગી જતાં વાર લાગતી નથી. કૉંગ્રેસે છેક સને ૧૯૩૭થી એવું વિધાન કરેલું છે કે હિંદુસ્તાનમાં આપણી પરિસ્થિતિને અનુકૂળ આવે તેવી ઢબે સહકારી ખેતીનું આયોજન અનિવાર્ય છે અને તે વિચારનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો છે. આમ છતાંય સને ૧૯૫૯માં નાગપુર કૉંગ્રેસ અધિવેશનમાં મજિયારી સહકારી ખેતીને અંગે કાર્યક્રમ થયો તેને જાણે નવો વિચાર હોય તેવી રીતે વર્ણવી કમભાગ્યે રાજકીય સ્વરૂપ આપવા પ્રયત્ન થયો છે. જ્યારે આર્થિક કે સામાજિક પ્રશ્ન આવી રાજકીય આંધીમાં સપડાય છે ત્યારે તેને નિરપેક્ષ દૃષ્ટિ (Objectively)થી સમજવું અઘરું પડે છે. એટલે સને ૧૯૫૯ પછીની પ્રવૃત્તિનો આંક એક યા બીજી રીતે રાજકીય રંગે રંગાયેલો હોવા સંભવ છે. આમ છતાં ગુજરાતમાં આ કાળ પહેલાં જે કાંઈ આ ક્ષેત્રમાં પ્રગતિ થઈ છે તે અંગે ઇન્ડિયન સોસાયટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકૉનોમિક્સ તરફથી સંશોધન થયેલું છે અને તેની 'ગુજરાતમાં સહકારી ખેતી' એ નામની માહિતીપૂર્ણ પુસ્તિકા બહાર પાડી છે. એણે જણાવેલ આંકડાઓ સહકારી ખેતીની વ્યવહારુતા સિદ્ધ કરવા માટે ઉપયોગી થઈ પડે તેવા છે. એટલે એ હેવાલ બનતા સુધી તેના જ શબ્દોમાં અત્રે આપવામાં આવે છે.

સહકારી ખેતીના વિરોધમાં દલીલો કરનારા નીચેની દલીલ કરે છે

(૧) ખેડૂતોને સહકારી ખેતી ગમતી નથી. વ્યક્તિગત ધોરણે ખેતી કરવામાં જે સૂઝ, ઉમંગ અને પ્રેરણા હોય છે તેવી સહકારી ખેતીમાં ન હોવાથી લોકોને તે આકર્ષી શકતી નથી. આને અંગે એ હેવાલમાં નીચેની નોંધ છે.

"કેપ્ટન મોહિતેના રિપોર્ટ ઉપરથી મુંબઈ સરકારે તા. ૧૬-૫-'૪૯-ના રોજ સહકારી ખેતીને વ્યવસ્થિત અને પદ્ધતિસર વિકસાવવા એક યોજના કરી અને ગુજરાતમાં તે માટે પ્રયત્ન શરૂ થયા. આને લીધે

સને ૧૯૪૯–૫૦થી સને ૧૯૫૪–૫૫ સુધીમાં નીચે પ્રમાણે સહકારી ખેતીમંડળીઓ ગુજરાતમાં નોંધાઈ.

| | કામ કરતી | સ્થગિત | કુલ |
|---|---|---|---|
| સને ૧૯૪૯ પહેલાં | ૪ | ૪ | ૮ |
| „ ૧૯૪૯–૫૦ | ૬ | ૨ | ૮ |
| „ ૧૯૫૦–૫૧ | ૨૧ | ૨ | ૨૩ |
| „ ૧૯૫૧–૫૨ | ૧૧ | ૨ | ૧૩ |
| „ ૧૯૫૨–૫૩ | ૧૪ | ૧ | ૧૫ |
| „ ૧૯૫૩–૫૪ | ૮ | ૦ | ૮ |
| „ ૧૯૫૪–૫૫ | ૧૯ | ૧ | ૨૦ |
| | ૮૩ | ૧૨ | ૯૫ |

ઉપરના કોઠા ઉપરથી જણાય છે કે સહકારી ખેતીની મંડળીઓની નોંધણીમાં સને ૧૯૪૯ના મે માસ પછીથી એકદમ ઉછાળો આવ્યો છે. સહકારી ખાતાના વ્યવસ્થિત પ્રયત્નનું આ પરિણામ હતું. પાંચ વર્ષના ગાળા માટે સરકારે આખા રાજ્યમાં ૧૧૨ સહકારી મંડળીઓ સ્થાપવાનો આંક નક્કી કર્યો, તે પૈકી ૪૦ મંડળીઓ ગુજરાતમાં સ્થપવાની હતી પણ આ આંક ત્રીજે જ વર્ષે વટાવી જવામાં આવ્યો. તેથી સહકારી ખાતાને એ કાર્યક્રમ ધીમો પાડી નાખવાની ફરજ પડી. પછી જે મંડળીઓ સરકારી મદદ સિવાય પોતાના પગ ઉપર જ ઊભી રહેવા માગતી હોય તેવી મંડળીઓની જ નોંધણી કરવામાં આવી. આમ છતાં પાંચે વર્ષ દરમ્યાન મંડળી નોંધવાની માગ એકસરખી ચાલુ રહી. આનું એક કારણ એ હોઈ શકે કે સરકારી પડતર જમીન આવી સહકારી મંડળીઓને આપવાની સરકારની નીતિ હતી.

ઉપરના કોઠામાં જણાવેલ કામ ન કરતી ૧૨ સ્થગિત મંડળીઓ દર્શાવેલી છે. તે પૈકીની ૪ તો સને ૧૯૪૯ પહેલાં નોંધાયેલી હતી. બાકીની ૮૭ મંડળીઓ પૈકી ફક્ત ૮ મંડળીઓનું કામ સ્થગિત હતું. આ એક નવીન પ્રકારની અજાણી પદ્ધતિ હતી અને ત્રણ વરસ લાગલાગટ ખરાબ આવ્યાં હતાં એ જોતાં કુલ મંડળીઓની સંખ્યાના પ્રમાણમાં સ્થગિત મંડળીઓની સંખ્યાનું પ્રમાણ જે નવ ટકા છે તે વધુ પડતું ન ગણાય.

(૨) સહકારી પદ્ધતિએ ખેતી અપનાવવાથી ખેતીનું ઉત્પાદન ઘટી જશે અને તેથી ખેતી કરનાર વર્ગને અને એકંદરે રાષ્ટ્રને નુકસાન થશે. આ પુસ્તિકામાં જે સહકારી મંડળીઓની તેમણે ઝીણવટથી તપાસ કરેલી તે હકીકત મંડળીવાર આપણે જોઈએ.

ખેડા જિલ્લાની મહીસાગર ભાઠા મંડળીનું એકરદીઠ વર્ષવાર ઉત્પાદન

(રતલમાં)

| પાક | સને ૧૯૫૩–૫૪ | ૧૯૫૪–૫૫ | ૧૯૫૫–૫૬ |
|---|---|---|---|
| બાજરી | ૬૧૨ | ૨૭૨ | ૧,૦૦૦ |
| ડાંગર | ૬૮૦ | ૭૨૦ | ૧,૩૬૦ |
| તમાકુ | ૧,૨૯૨ | ૮૫૦ | ૧,૧૬૦ |

જોકે મંડળીનો વાવેતરનો વિસ્તાર ઘટ્યો પણ મંડળીની કુલ પેદાશ ત્રણ વર્ષમાં બમણી થઈ. જમીન વગરના મજૂરો જે ભૂખમરાને કાંઠે જીવન ગુજારતા હતા તેમણે સ્થિર આવકનું સાધન પ્રાપ્ત કર્યું અને કીમતી ઉત્પાદનના સાધનના માલિક બન્યા. વળી તેમની આર્થિક સ્થિતિ સુધરી છે. દાખલા તરીકે સને ૧૯૫૩–૫૪માં દરેક સભ્યે રૂ. ૨૨૯) મેળવ્યા. તેઓએ સને ૧૯૫૫–૫૬માં રૂ. ૫૨૭ અને સને ૧૯૫૬–૫૭માં રૂ. ૫૯૬) મેળવતા થયા. આર્થિક દૃષ્ટિએ તેમની સ્થિતિ ઘણી સુધરી છે અને હજુ પણ વધુ સુધરશે.

વડોદરા જિલ્લાની રસૂલાબાદ મંડળીનું વર્ષવાર ઉત્પાદન

(દર એકરે રતલમાં)

| પાક | ૧૯૫૦ –૫૧ | ૧૯૫૧ –૫૨ | ૧૯૫૨ –૫૩ | ૧૯૫૩ –૫૪ | ૧૯૫૪ –૫૫ | ૧૯૫૫ –૫૬ |
|---|---|---|---|---|---|---|
| કપાસ | ૧૬૨ | ૧૨૨ | ૨૨૬ | ૩૧૬ | ૩૧૭ | ૨૨૯ |
| જુવાર | ૨૫૦ | ૩૧૩ | ૪૭૮ | ૩૧૦ | ૪૯૮ | ૫૫૧ |
| ડાંગર | ૫૬૦ | દુકાળ | ૨૪૨ | ૧,૮૪૨ | ૨,૨૪૦ | ૧,૨૭૧ |
| મગફળી | ૪૬૦ | „ | ૫૨૮ | ૧,૨૦૦ | ૧,૦૪૦ | ૫૯૭ |

હવામાનના અને ઋતુના કારણે ઉત્પાદનમાં સારી એવી ચઢઊતર છે. છતાં જણાશે કે ઉત્પાદનમાં સારો એવો વધારો થયો છે. દાખલા તરીકે, છ વર્ષમાં ડાંગર અને જુવારના પાકના ઉત્પન્નમાં બમણો વધારો થયો છે, જ્યારે કપાસ અને મગફળીના ઉત્પાદનમાં ૩૦ ટકાનો વધારો થયો છે. વળી સભ્યોની આર્થિક સ્થિતિમાં ભારે સુધારો થયો છે. સભ્ય અને તેમના કુટુંબને માટે આખું વરસ કામ મળ્યા કર્યું છે. આ ઉપરાંત મંડળીને બહારના મજૂરો લાવવા પડ્યા હતા.

સભ્યોને સવારે મંડળી મફત ચા આપે છે, શાક અને લીલું ઘાસ મફત પૂરું પાડે છે. શાળાએ જતાં બાળકોને મફત ચોપડીઓ પૂરી પાડે છે. મંડળી જમીનદાર પાસે સાંથ ઓછી કરવામાં સફળ નીવડી હતી. મંડળી ખાસ અકસ્માત વખતે સભ્યને પગાર સાથે રજા આપે છે. અને માંદાની સારવારનું ખર્ચ પણ મંડળી ભોગવે છે. મંડળીએ દરેક સભ્યને ગરમ ધાબળો વહેંચેલો.

અમદાવાદ જિલ્લાની રેમલ-પુર મંડળીનું એકરદીઠ વર્ષવાર ઉત્પાદન

(રતલમાં)

| પાક | ૧૯૫૧ –૫૨ | ૧૯૫૨ –૫૩ | ૧૯૫૩ –૫૪ | ૧૯૫૪ –૫૫ | ૧૯૫૫ –૫૬ |
|---|---|---|---|---|---|
| જુવાર | દુકાળ | દુકાળ | ૩૧ | ૯૯ | ૩૬૫ |
| બાજરી | „ | „ | ૩૩ | ૨૧૫ | ૬૩૧ |
| કપાસ | „ | ૧૦૫ | ૧૯૬ | ૩૫૦ | ૨૫૩ |

વ્યક્તિદીઠ ખેડૂતની વર્ષવાર આવક

| ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ | ૧૯૫૩–૫૪ | ૧૯૫૪–૫૫ | ૧૯૫૫–૫૬ |
|---|---|---|---|---|
| રૂ. ૩૬૫ | રૂ. ૫૦૦ | રૂ. ૬૧૨ | રૂ. ૯૧૩ | રૂ. ૧,૦૪૧ |

ઉપરના આંકડા ખેડૂતની આર્થિક સ્થિતિનો સુધારો જણાવવા માટે પૂરતા દ્યોતક છે. પાંચ જ વર્ષમાં સભ્યની વાર્ષિક આવક રૂ. ૩૬૫થી વધીને રૂ. ૧,૦૪૧ થઈ છે. મંડળીમાં જોડાયા પહેલાં તે કોઈ પણ જાતના સાધનવિહોણા ખેતમજૂરો હતા. અત્યારે તે પૂરતું ખાતાપીતા થયા છે. પોતાનાં ઘરો બાંધવા શક્તિમાન થયા છે અને છોકરાંઓને હાઈસ્કૂલમાં મોકલવાનું ગજું પ્રાપ્ત થયું છે. આવી મંડળીમાં જોડાતાં તેઓ શરૂઆતમાં ભારે અચકાતા હતા. હવે તે અચકાવાનું જતું રહ્યું છે.

વડોદરા જિલ્લાની જારોદ મંડળીનું વર્ષવાર એકરદીઠ ઉત્પન્ન

| પાક | ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ | ૧૯૫૩–૫૪ | ૧૯૫૪–૫૫ | ૧૯૫૫–૫૬ |
|---|---|---|---|---|---|
| જુવાર | ૨૬૪ | ૩૯૧ | ૪૮૬ | ૨૯૯ | ૫૧૩ |
| ડાંગર | – | ૨૭૮ | ૧,૦૧૭ | ૧,૩૨૬ | ૧,૨૦૦ |
| કઠોળ | ૧૬૪ | ૧૯૧ | ૧૭૧ | ૩૨૫ | ૪૩૪ |
| કપાસ | ૧૦૦ | ૧૯૦ | ૩૧૮ | ૨૯૦ | ૨૬૨ |

ઉપરનાં વર્ષોમાં દરેક પાકમાં લગભગ બમણું ઉત્પાદન થયું છે, જ્યારે ઉત્પાદનખર્ચ તેનું તે જ રહ્યું છે. મંડળી પાસે અલ્પ સાધનો હોવા છતાં પરિણામ મંડળી માટે ગર્વ લેવા સમાન ગણાય.

મંડળીના સભ્યોને વર્ષવાર નીચે પ્રમાણેની આવક થઈ:

| ૧૯૫૩–૫૪ | ૧૯૫૪–૫૫ | ૧૯૫૫–૫૬ |
|---|---|---|
| રૂ. ૫૫૨ | રૂ. ૬૪૮ | રૂ. ૭૫૭ |

મંડળીના સભ્યો ગણોતિયા હતા. તેમને જમીન ઉપરથી હાંકી કાઢી જમીનવિહોણા ખેતમજૂરો બનાવવાની અણી ઉપર હતા ત્યારે તેઓએ મંડળી રચી અને તેથી જમીન સાચવી શક્યા. તેઓ આમ જમીન સાચવી શક્યા એટલું જ નહિ, પણ સાંથમાં એકરે રૂ. ૭ ઓછા કરાવી શક્યા અને આ પ્રયત્નો માટે થયેલ કોર્ટનું સારું એવું ખર્ચ મંડળીએ પોતે જોડી વાળ્યું.

જોકે મંડળી સિંચાઈનો લાભ પ્રાપ્ત કરી શકી નહિ પણ સને ૧૯૫૫–૫૬માં માથાદીઠ રૂ. ૭૫૭ મેળવી શકી. સને ૧૯૫૩–૫૪ની સભ્યે કરેલી મજૂરી પર એક રૂપિયા પર બીજો રૂપિયો બોનસ તરીકે વહેંચ્યો અને સને ૧૯૫૪–૫૫ તથા ૧૯૫૫–૫૬માં દર રૂપિયે દસ આના પ્રમાણે બોનસના વહેંચ્યા.

આ ઉપરાંત બીજા ફાયદા પણ આ થયા:

(૧) ઓછા દરે અનાજ પૂરું પાડ્યું.

(૨) મંડળીના સભ્યોનાં બાળકોને મફત કેળવણી અને પુસ્તકો પૂરાં પાડ્યાં.

(૩) શરૂઆતમાં અઢી માસ મંડળીએ પોતે જવાબદારી લઈ કેળવણીની શરૂઆત કરી.

બિલકુલ સાધનવિહોણા ગણોતિયાઓએ સહકારી સંગઠન મારફત ઝડપી વિકાસ સાધીને મંડળીએ આ દિશામાં જ્વલંત ઉદાહરણ પૂરું પાડ્યું છે.

પાલાની મંડળીનું વર્ષવાર એકર દીઠ ઉત્પાદન

(રતલમાં)

| પાક | ૧૯૫૨-૫૩ | ૧૯૫૩-૫૪ | ૧૯૫૪-૫૫ | ૧૯૫૫-૫૬ |
|---|---|---|---|---|
| કપાસ | ૩૩૯ | ૪૩૨ | ૫૬૫ | ૩૪૧ |
| ડાંગર | ૧૨૬ | ૪૦૦ | ૫૦૬ | ૪૬૭ |
| જુવાર | ૫૨૯ | ૩૭૬ | ૫૯૨ | ૬૩૭ |
| મગફળી | ૪૪ | ૬૯ | ૧૯૧ | ૧૧૯ |
| તુવેર | ૬૨૩ | ૯૫૨ | ૯૭૦ | ૧,૪૪૦ |
| બાજરી | ૧૯૬ | ૭૯૭ | ૧૧૪ | ૧૦૬ |

હવામાનની પ્રતિકૂળતાને લીધે પાકમાં ભારે ચડઊતર છે. પણ તે વિસ્તારમાં પાકના અંદાજો સરકાર તરફથી લેવામાં આવેલ તે ઉપરથી જણાય છે કે બીજા ખેડૂતોએ પેદાશમાં જે પાક લીધો તેના પ્રમાણમાં મંડળીના પાકનું પ્રમાણ ૩૦ થી ૯૦ ટકા વધુ ઊતરેલું જણાયું છે. આથી મંડળી વધુ અનાજ પકવવાની હરીફાઈમાં રૂ. ૬૦૦)નું ઇનામ મેળવી શકી છે.

મંડળીના સભ્યોનું દેવું મુંબઈના ઋણરાહતધારા નીચે રૂ. ૨૫,૦૦૦ નક્કી કરવામાં આવ્યું હતું. આ ઉપરાંત મુંબઈ સરકારે રૂ. ૬,૦૦૦નું દેવું ચૂકવવા વધુ નાણાંની લોન આપી. આટલી મદદ મળતાં હવે તમામ સભ્યો દેવા બહાર નીકળી ગયા છે અને સરકારી લોન પણ પૂરેપૂરી ભરી દીધી છે.

જ્યારે તેઓ મંડળીમાં જોડાયા ત્યારે જમીનવિહોણા ખેતમજૂરો હતા. અત્યારે મંડળી મારફત સામૂહિક રીતે ૭૦૬ એકર જમીન પર ખેતી કરે છે. તેમાં જેમણે જમીનની અડધી કિંમત તો ચૂકવી પણ દીધી છે. મંડળીમાં જોડાયા પછી સભ્યોને પોતાના નિભાવ માટે કે તેમના સામાજિક ખર્ચ માટે વધુ લોનની જરૂર પડતી નથી કારણ કે તેમની સારી એવી રકમ ડિપોઝિટ તરીકે જમા રહે છે અને મંડળીમાંથી જ્યારે જોઈએ ત્યારે તે ઉપાડી શકે છે. તા. ૩૦–૬–'૫૬ના રોજ તેમના રૂ. ૧૧,૦૫૭ ડિપોઝિટ તરીકે જમા પડ્યા હતા. હવે તેમણે પોતાનાં ઘરો બાંધવાની યોજના કરી છે અને તે માટે જરૂરી જમીન પણ પસંદ કરી છે. થોડા વખતમાં તેમાં મકાનો થતાં તેઓ સારા મકાનના માલિકો પણ બનશે.

ખોડિયા પોચામ્બાની મંડળીનું વર્ષવાર એકરદીઠ ઉત્પન્ન

(રતલમાં)

| પાક | ૧૯૫૨-૫૩ | ૧૯૫૩-૫૪ | ૧૯૫૪-૫૫ | ૧૯૫૫-૫૬ |
|---|---|---|---|---|
| કપાસ | ૨૬૪ | ૩૨૦ | ૩૮૮ | ૩૩૬ |
| ડાંગર | ૨૭૨ | ૬૬૪ | ૬૫૦ | ૭૨૧ |
| જુવાર | ૪૫૬ | ૫૯૦ | ૬૩૮ | ૬૮૫ |
| મગફળી | – | ૨૮૦ | ૬૧૩ | – |
| તુવેર | ૧૯૮ | ૨૦૦ | ૫૦૯ | ૧૬૮ |

મંડળીના સભ્યો પાકની હરીફાઈમાં સદાયે ઉત્સાહ બતાવતા આવ્યા છે. એક સભ્યે સને ૧૯૫૩–૫૪ અને સને ૧૯૫૪–૫૫માં તાલુકામાં સૌથી વધુ જુવારનો પાક પકવી ઇનામો મેળવ્યાં હતાં. ૧૯૫૩–૫૪માં જુવારનો પાક એકરે ૬૦ બં. મણ થયેલો તે વધીને ૧૯૫૪–૫૫માં ૮૪ બં. મણ ઊતર્યો હતો."

મંડળી મારફત ખેતી કરવા જતાં ખેતીનું ઉત્પાદન વધ્યું છે અને ખેડૂતની આર્થિક સ્થિતિ સુધરી છે કે નહિ તે જણાવવા માટે ઉપરના આંકડા અને વિવરણ પૂરતાં નથી શું?

(૩) ત્રીજો વિરોધ એ ઊભો કરાય છે કે, સહકારી ખેતીની પદ્ધતિ આપણા સમાજમાં ચાલી આવતી પ્રણાલિકાને અનુરૂપ ન હોવાથી હિંદની અર્થવ્યવસ્થા અને સમાજવ્યવસ્થાને છિન્નભિન્ન કરી નાખશે. આનો જવાબ પણ આ પુસ્તિકાનાં અવતરણોએ સારી રીતે આપ્યો છે અને તે નીચે મુજબ છે:

સામાજિક અસર

વ્યક્તિગત જીવનવ્યવસ્થામાંથી સંસ્થાગત જીવનવ્યવસ્થામાં જવાથી કંઈક ને કંઈક સારીખોટી સામાજિક અસરો થવાની જ. આ મંડળીઓમાં આની શી અસરો થઈ પુસ્તિકાના શબ્દોમાં જ જોઈએ:

મહીસાગર ભાદામંડળી

"લોકોના સામાન્ય ભલા માટે મંડળીએ બીજી દિશાઓમાં પણ પ્રવૃત્તિઓ વિકસાવવા ભારે રસ દાખવ્યો છે. દાખલા તરીકે, તેણે રૂ. ૧૦,૦૦૦ ખર્ચીને ગામના ત્રણ કોતરોના બંધ બંધાવ્યા છે, જેમાં અડધું ખર્ચ સરકારે આપ્યું અને અડધું ખર્ચ મંડળીએ શ્રમદાનથી ઊભું કર્યું. રૂ. ૮,૦૦૦ ખર્ચી ગામમાં એક ધર્મશાળા બંધાવી અને ગામની શાળાનું મકાન બાંધવા રૂ. ૨,૪૦૦નો લોકફાળો મંડળીએ આપ્યો.

સંસ્થાગત રીતે તેમણે એક સુંદર સંસ્થા ઊભી કરી છે જે દરેક દિશામાં કામો હાથ પર લે છે. એટલું જ નહિ પણ અત્યારના જમાનામાં સહકારી ખેતીના ઉપર તરી આવેલા સવાલના દિશાસૂચન માટે ઉમદા ફાળો તેણે નોંધાવ્યો છે. તેમણે સામુદાયિક પ્રયત્ન અને જૂથવાર પ્રયત્ન બંનેનો સુંદર સમન્વય કરી બતાવ્યો છે, જે અનુભવ બીજી મંડળીઓને કીમતી થઈ પડવાનો છે.

રસૂલાબાદ મંડળી

સભ્યોમાં સહકારની ધગશ રહી છે અને ગામલોકો સાથે મંડળીનો સંબંધ ઘણો મીઠો રહ્યો છે. આખાય રાજ્યમાં આ મંડળીએ ઉત્તમ વહીવટના નમૂનારૂપ પ્રથમ પંક્તિની સંસ્થા તરીકે શાખ મેળવી છે વળી તે સાચી છે અને દરેક જણ આ માને છે. આ મંડળીને નમૂનારૂપ ગણી સહકારી ખાતું અહીં શિક્ષણવર્ગો ગોઠવે છે.

રહેમલપુર મંડળી

સને ૧૯૫૩–૫૪માં ભારે વરસાદથી ખરીફ પાક તદ્દન ધોવાઈ ગયા હતા, પણ મંડળીના સભ્યોના સામુદાયિક પ્રયત્નથી તે તે જમીન ઉપર ફરી પાક વાવી શક્યા, જ્યારે ગામના બીજા કોઈ ખેડૂતો ફરીથી વ્યક્તિગત રીતે પાક વાવી શકેલા નહિ.

ગામમાં પ્રાથમિક શાળાનું મકાન ન હોવાથી મંડળીએ પોતાના ખર્ચે પ્રાથમિક શાળા શરૂ કરી. આ હરિજનોની શાળા બનવાથી બીજા સવર્ણોનાં બાળકો આવતા નહિ. પણ છેવટે સવર્ણો તે વલણ છોડી દઈ, પોતાનાં બાળકોને તે શાળામાં મોકલવા લાગ્યા અને શાળા આખા ગામની શાળા બની. મંડળીની આ મોટી સિદ્ધિ ગણાય. મંડળીએ આ શાળા ચાર વરસ ચલાવી. છેવટે શાળામંડળે તેનો કબજો લીધો. આ ઉપરાંત સભ્યોના બાળકોને આગળ અભ્યાસ માટે આર્થિક મદદની ગોઠવણ પણ મંડળીએ કરી છે. વળી એક પ્રાથમિક સારવારનું કેન્દ્ર પણ તે ચલાવે છે. મંડળીએ ગામના ઉપયોગ માટે એક હાથપંપ મૂકી આપ્યો છે અને સભ્યોની આવક વધારવા ખાદી કેન્દ્ર શરૂ કર્યું છે. મંડળીએ પોતાના સભ્યો માટે ઘરમંડળીની એક યોજના પણ તૈયાર કરી છે.

નાયકા, રબારી, ભરવાડની મંડળી, જિલ્લો ખેડા

બીજા સભ્યોને ફાયદો એ થયો છે કે પહેલાં તેમનાં ઢોર છૂટાં ફરતાં, ખેતરો ભેળવતાં અને તેથી ખેડૂતો સાથે કાયમ ઝઘડા અને કોર્ટ-કજિયા ચાલુ રહેતા. હવેથી તે સદંતર બંધ થયું છે. ખેડૂત અને આ માલધારીઓનો સંબંધ અત્યારે અનેક ગણો સુધરી ગયો છે.

બનાસકાંઠા સહકારી સામુદાયિક મંડળી, અમરગઢ

". . . . જોકે આ મંડળી અનેક કારસોસર આર્થિક ક્ષેત્રમાં સંતોષકારક પ્રગતિ સાધી શકી નહિ પણ મંડળીના સભ્યોને બીજી રીતે કેટલાંક સાધનો મેળવી આપવામાં મંડળીએ સારી પ્રગતિ કરી છે. જેવી કે તે મંડળીના સભ્યોને મફત દૂધ, ઘઉંની રાબ વગેરે પૂરાં પાડે છે અને સામાજિક પ્રસંગે સારાં કપડાં ખરીદવા માટે શાખ ઉપજાવી છે. નાના તથા પ્રૌઢોને ભણાવવાના વર્ગો ખોલ્યા છે. આજુબાજુનાં ગામોના રસ્તા બાંધવા શ્રમદાન કરવામાં તેમને દોર્યા છે. અસ્પૃશ્યતાનિવારણ અને હાથ તેમ જ ગૃહઉદ્યોગના પ્રચારમાં તેણે સારો ફાળો આપ્યો છે. આને પરિણામે એવું વાતાવરણ સર્જાયું છે કે, જેથી તે વિસ્તારમાં ગ્રામદાન શક્ય બન્યું છે. વિવિધ કાર્યકારી મંડળી સ્થપાઈ છે. તે અનાજ અને જરૂરી ચીજોની સસ્તી દુકાનો ચલાવે છે. વળી નદીના ભાઠામાં સારી ખેતી થવા માંડી છે. આ બધાના પરિણામે ૭૩ ગ્રામદાનો નક્કી કરાયાં છે."

ઉપર જણાવી તેવી સામાજિક અસરોના સ્પષ્ટીકરણ માટે વધુ ટિપ્પણની જરૂર ભાગ્યે જ હોય.

(૪) લોકોનો સહકારી મંડળીઓ પરત્વે શો અભિપ્રાય બંધાયો છે તે અંગે કમિટિએ ખાસ પ્રશ્નાવલી તૈયાર કરેલી અને તેમણે મંડળીના ૧૫૦ સભ્યો અને મંડળીના સભ્યો નહિ તેવી ૫૬ વ્યક્તિઓ

પાસેથી કેટલાક જવાબો મેળવેલા. આ પ્રશ્નાવલી તથા તેના જવાબો નીચે મુજબ છે:

મંડળીનાં ૧૫૦ સભ્યોના અભિપ્રાય

| પ્રશ્નો | 'હા' જવાબ આપનાર | 'ના' જવાબ આપનાર | અભિપ્રાય વિનાના |
|---|---|---|---|
| ૧. મંડળીના સભ્ય થયા પછી કામ વધારે રહ્યું છે? | ૧૧૪ | ૨૭ | ૯ |
| ૨. સભ્યની પોતાની આવક વધી છે? | ૧૦૬ | ૩૫ | ૯ |
| ૩. મંડળીમાંથી થતી આવક પૂરતી છે? | ૫૭ | ૮૭ | ૬ |
| ૪. મંડળીની કાર્યપદ્ધતિમાં ફેરફારની જરૂર છે? | ૧૪ | ૧૩૬ | – |
| ૫. આવકની વહેંચણીની પદ્ધતિમાં ફેરફારની જરૂર છે? | ૮ | ૧૪૨ | – |
| ૬. સભ્યોના અંદર-અંદરના સંબંધો મીઠા છે? | ૧૪૯ | ૧ | – |
| ૭. ગામ સાથે મંડળીના સંબંધ મીઠા છે? | ૧૪૮ | ૨ | – |

૫૬ બિનસભાસદોના અભિપ્રાય

| | 'હા' જવાબ આપનાર | 'ના' જવાબ આપનાર | અભિપ્રાય વિનાના |
|---|---|---|---|
| ૧. મંડળીના સભ્યોને નીચેની બાબતમાં લાભ મળ્યા છે? | | | |
| (અ) વધારે આવકમાં | ૩૧ | ૧૫ | ૧૦ |
| (બ) જમીનના વધારામાં | ૨૯ | ૧૬ | ૧૧ |
| (ક) પીતના વધારામાં | ૧૪ | ૧૮ | ૨૪ |
| (ડ) સામાજિક મોભો વધવાની બાબતમાં | ૨૬ | ૧૩ | ૧૭ |
| (ઇ) ખેતીનાં પૂરતાં સાધનો મેળવ્યાં છે | ૨૯ | ૧૩ | ૧૪ |
| (ગ) સરકારી મદદ મેળવવા | ૪૬ | ૪ | ૬ |
| (જ) ખેતીમાં સુધારાની બાબત | ૪૬ | ૪ | ૬ |
| ૨. મંડળીનો જમીનવહીવટ સારો છે? | ૨૭ | ૧૪ | ૧૫ |
| ૩. મંડળીનું ભાવિ તમારી માન્યતા મુજબ ઊજળું છે? | ૪૧ | ૯ | ૬ |
| ૪. મંડળી સાથે ગામના સંબંધો મીઠા છે? | ૫૫ | ૧ | – |

ઉપરના આંકડા પ્રવૃત્તિમાં પડેલી વ્યક્તિઓના અભિપ્રાય વ્યક્ત કરે છે. તેથી તે સહકારી ખેતી માટે દલીલબાજી કરી અભિપ્રાયો બાંધનાર કરતાં વધુ વજનદાર ગણી શકાય.

સહકારી ખેતીને ફતેહમંદ કરવા માટે મુખ્ય કારણો નીચે પ્રમાણે હોવાં જરૂરી છે.

(૧) મંડળી માટે પૂરતી જમીન

(૨) ખેતીની ખિલવણી અને ચાલુકામ માટે પૂરતાં નાણાંની વખતસર સગવડ

(૩) સારો વહીવટ

(૪) સભ્યોમાં સંપ અને ભાઈચારો.

ઉપરનાં કારણો માટે જરૂરી બાબતો સિદ્ધ કરી શકીએ તો સહકારી ખેતીનો જરૂરી વિકાસ એ અશક્ય વસ્તુ નથી પરંતુ આ સાથે સાથે એક બાબત પણ સહકારી ખેતીને સફળ બનાવવા માટે ખાસ જરૂરી છે. કોઈ સામાજિક હેતુથી પ્રેરાઈને નિષ્કામસેવક આવી પ્રવૃત્તિમાં પડે તો તે પ્રવૃત્તિ જરૂર વિકસે છે. આવો અનુભવ જ્યાં જ્યાં મંડળીઓ વિકસી છે ત્યાં ત્યાં માલૂમ પડ્યો છે. ગુજરાતમાં ખેડા જિલ્લા, મહીસાગર ભાદા સામુદાયિક ખેતી કરી મંડળીએ સૌથી વધુ નક્કર પરિણામ દેખાડ્યું છે. પરંતુ તે મંડળીની ફતેહમંદીમાં ત્યાંના સામાજિક સેવકે જે ભાગ ભજવ્યો છે તેણે આ પદ્ધતિને સફળ કરવામાં મોટો હિસ્સો આપ્યો છે. મધ્યસ્થ સરકારે સહકારી ખેતીને અંગે ભલામણ કરવા 'નિજલિંગપ્પા કમિટી' નીમેલી. તેણે આ મંડળીની ઝીણવટથી તપાસ કરી છે અને આનો સુંદર હેવાલ આપ્યો છે. તેમાં છેવટના પેરામાં તેમણે જણાવ્યું છે કે "આ મંડળીની પ્રગતિનું મુખ્ય કારણ ત્યાંના સ્થાનિક કાર્યકર્તા જે છેલ્લાં ૩૫ વર્ષથી તેમની વચ્ચે રહીને નિઃસ્વાર્થ સેવા બજાવે છે તે જ છે. તેમણે તેમને દોરવણી આપી તેની આર્થિક તેમ જ બીજી મુશ્કેલીઓનાં નિવારણ અર્થે યોગ્ય સલાહસૂચનો આપી સક્રિય મદદ કરી તેમને કામ કરવાની ધગશને વેગ આપ્યો છે. તેમની સતત જાગૃતિ અને દેખભાળને લીધે તેમ જ તેમાં જોડાયેલા સભ્યો અને તેમના આગેવાનોના માંહોમાંહેના સંપને લીધે આ શક્ય બન્યું છે."

ઉપરનું વિવરણ જોકે પાશેરામાં પહેલી પૂણી જેટલી સંસ્થાઓનું છે. પણ તે સહકારી પદ્ધતિમાં શ્રદ્ધા ઉપજાવે તેવું છે અને તે અંગે કઈ રીતે કામ કરીએ તો તેમાં સફળતા મળે તે દિશાસૂચન પણ આમાંથી મળી શકે તેમ છે.



# કૃષિક્ષેત્રે સહકાર

શ્રી. એમ. એલ. દાંતવાળા

શ્રી. એ. સી. શાહ

(અધ્યાપકો, યુનિવર્સિટી સ્કૂલ ઑફ ઇકોનૉમિક્સ, મુંબઈ)

ભારતની અનાજની કટોકટી અને તેને પહોંચી વળવાનાં પગલાં પરના અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે "વ્યક્તિગત ખેડૂત પોતે એકલો ગરીબાઈ દૂર કરવાને અશક્ત છે. ગામડાંમાં બજાર, પુરવઠા અને ધિરાણ પરની શાહુકાર અને વેપારીઓની ગૂંગળાવનારી પકડ તોડવા માટે સહકારી પ્રયાસની જરૂર છે."

૧૯૨૮માં રૉયલ કમિશને જણાવ્યું હતું કે ભારતની ખેતીનો ઉદ્ધાર સહકારમાં રહેલો છે. દેશ સ્વતંત્ર થયા પછી કમિશનના આ અભિપ્રાયની સબળતા અને વાજબીપણું વારંવાર સ્થાપિત થયાં છે. સહકારના વિવિધ પ્રકારના પ્રયોગો કરીને ગુજરાતની પ્રજા, ખેડૂતો અને સહકારી કાર્યકરોએ સહકારી આંદોલનમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી છે. અનેક ક્ષેત્રે તેઓ અગ્રેસર છે તે આ લેખમાં બતાવવાનો આશય છે.

ગામડામાં ધિરાણની સર્વે કરવામાં આવી ત્યારે રિઝર્વ બૅંકે ખેતીવિષયક પેદાશના બજાર અને પ્રોસેસિંગના સુયોજિત સહકારી માળખા પર ભાર મૂક્યો હતો. પરંતુ આ અગાઉ ઘણાં વર્ષો પહેલાં કપાસ ઉગાડતા ગુજરાતના ખેડૂતોએ આ ક્ષેત્રમાં સુંદર શરૂઆત કરી હતી. ૧૯૧૮-૧૯માં કપાસના ભાવો બેસી ગયા હતા તે વખતે ભરૂચ જિલ્લાના ઇસ્લામપુર અને કારેલી તથા સુરત જિલ્લાના સોનાસેક એમ ત્રણ ગામોના કેટલાક ખેડૂતોએ પોતાના કપાસને એકત્ર કરી, લોઢાવ્યો અને અમુક કપાસ સ્થાનિક બજારમાં વેચ્યો તથા બાકીનો માલ મુંબઈમાં વેચ્યો. ૧૯૨૧માં સોનાસેકના ખેડૂતોએ સહકારી માર્કેટિંગ સોસાયટી રજિસ્ટર્ડ કરાવી. ૧૯૨૭માં સુરત જિલ્લાના જહાંગીરપુરામાં સૌ પ્રથમ સહકારી જિનિંગ ફૅક્ટરી (પુરસોત્તમ જિનિંગ ફૅક્ટરી) સ્થાપવામાં આવી. ત્યારથી આજ સુધી ગુજરાતમાં સહકારી આંદોલને આગેવાની અને વેગ જાળવ્યાં છે.

અત્યારે સુરત જિલ્લામાં બજારમાં આવતા અને પ્રોસેસિંગ કરાતા રૂમાંથી ૫૦ ટકા રૂ સહકારી ધોરણે આવે છે. ૧૯૫૮-૫૯માં સુરત જિલ્લાની સહકારી મંડળીઓએ રૂા. ૩૬૦ લાખના રૂનું વેચાણ કર્યું હતું. ભરૂચ જિલ્લામાં કુલ પાકના ૩૯ ટકા રૂ સહકારી મંડળીઓ દ્વારા વેચવામાં આવ્યું હતું અને ૨૫ ટકા રૂ સહકારી જિનિંગ ફૅક્ટરીઓમાં લોઢવામાં આવ્યું હતું. ભારતના કોઈ પણ વિસ્તારની સરખામણીમાં આ રેકર્ડ વેચાણ છે.

અત્રે એ નોંધવું જોઈએ કે ગામડાંમાં સુયોજિત ધિરાણની પાયલૉટ યોજના માટે ભરૂચ જિલ્લાને પસંદ કરવામાં આવ્યો હતો. સહકારી મંડળીઓ દ્વારા થયેલું ધિરાણ ૧૯૫૬-૫૭માં રૂા. ૭૭ લાખ હતું તે ૧૯૫૮-૫૯માં વધીને રૂા. ૪૬૭ લાખ થયું હતું. પૂર્વના કેટલાક પછાત તાલુકાઓ સિવાય, જિલ્લાનાં લગભગ સોએ સો ટકા ગામોને સહકારી મંડળીઓ આવરી લે છે. વળી, સહકારી મંડળીઓનું સભ્યપદ ખેડૂતોના બધા વર્ગો માટે ખુલ્લું છે. અત્યંત સંતોષકારક હકીકત તો એ છે કે બાકી ખેંચાતી રકમની ટકાવારી ખૂબ ઓછી છે. આ રકમ ૧૯૫૮-૫૯માં ૨ ટકા અને એ પછીના વર્ષમાં ૩ ટકા હતી. ૧૯૫૬-૫૭માં રિઝર્વ બૅંક તરફથી ગામડાંમાં ધિરાણની સર્વે કરવામાં આવી ત્યારે ભરૂચ જિલ્લાના સહકારી ધિરાણ અને માર્કેટિંગની સિદ્ધિઓની ઘણી પ્રશંસા કરવામાં આવી હતી. ૧૯૫૮-૫૯ના અંતે ગુજરાતમાં કપાસની જિનિંગ અને પ્રેસિંગની ૩૯ મંડળીઓ હતી. તેમાંથી ભરૂચમાં ૧૬, વડોદરામાં ૧૧, સુરતમાં ૭ અને સાબરકાંઠામાં ૪ મંડળીઓ હતી. તેમની મૂડી અને અનામત ભંડોળ રૂા. ૭૬ લાખનાં હતાં. તેઓએ રૂા. ૧૪૯ લાખની રકમ ઉછીની લીધી હતી. તેઓ ઉછીની લેવાની રકમ ઘટાડી શકે એમ છે. વિકાસ અને મુશ્કેલીઓનો પ્રથમ તબક્કો પૂરો થતાં તેઓ, અનામત અને અન્ય ભંડોળ દ્વારા, પોતાનાં સાધનો વધારશે. તેમની સ્થાયી અસ્કયામતોની કિંમત રૂા. ૧૩૩ લાખ છે. તેમની જવાબદારીઓ કરતાં અસ્કયામતો રૂા. ૩૪૪ હજાર જેટલી વિશેષ છે. આ મંડળીઓએ ૧૯૬૧ હજાર હંડ્રેડવેટ કપાસ લોઢ્યો, ૧૬૨ હજાર ગાંસડીઓ બાંધી, રૂા. ૫૯૧ લાખની કિંમતનું રૂ વેચ્યું અને કપાસ લોઢવા તથા ગાંસડીઓ બાંધવામાંથી રૂા. ત્રણ લાખની આવક કરી. ૩૯માંથી ૨૩ સહકારી મંડળીઓએ રૂા. ૩૮૯ હજારનો નફો કર્યો, ૯ મંડળીઓએ નફો કે નુકસાન કશુંય ન કર્યું અને ૭ મંડળીઓએ રૂા. ૩૪ હજારની ખોટ કરી.

આમ સુરત અને ભરૂચ જિલ્લાએ ધિરાણ માર્કેટિંગ અને પ્રોસેસિંગમાં સહકારી ધોરણે કરેલી નોંધપાત્ર પ્રગતિ ગુજરાતના અન્ય જિલ્લાઓ તથા દેશના બીજા ભાગો માટે દોરવણી રૂપ બની રહેશે. પરંતુ અગાઉ જણાવ્યું તેમ, આ સહકાર કેવળ ધિરાણ અને માર્કેટિંગ પૂરતો જ મર્યાદિત નથી. અન્ય ક્ષેત્રામાં પણ તે ફેલાયો છે.

સૌરાષ્ટ્ર સરકારના જમીન સુધારણાના કાર્યક્રમ માટે નાણાં આપવાનો હિંમતભર્યો પ્રયાસ કરીને સૌરાષ્ટ્રની સેન્ટ્રલ કો-ઓપરેટિવ લૅન્ડ મોર્ગેજ બૅંકે સામાજિક નીતિના વિધેયક સાધન તરીકે સહકારનું મૂલ્ય સુંદર રીતે બતાવ્યું છે. સહકારી આંદોલન માટે આ એક અનોખો પ્રયોગ હતો. આવી વ્યવસ્થાના અભાવે ઘણાં રાજ્યોના ગણોત-ધારાઓ ફળદાયી નીવડ્યા ન હતા. ૧૯૪૮માં સૌરાષ્ટ્રની ખેતી હેઠળની ત્રીજા ભાગની જમીનમાં 'ગીરાસદારી' પદ્ધતિ હતી. આ જમીન ૧૭૦૦ ગામોના ૬૦,૦૦૦ ગણોતિયાઓને આવરી લેતી હતી. જમીનસુધારણાના ધારા હેઠળ ગણોતિયો જમીનના કબજાહક ખરીદી શકતો હતો. પરંતુ, તે માટે ગણોતિયાને લાંબી મુદતનાં નાણાં જોઈએ. ગણોતિયાને જરૂરી નાણાં આપવા તથા લોનની વહેંચણી, વળતરની ચુકવણી વગેરે યોજનાઓ પાર પાડવા માટે સરકાર એક સંસ્થા સ્થાપવા માગતી હતી. આ બહુલક્ષી ઉદ્દેશ પૂરો પાડવા સારુ ૧૯૫૧માં સૌરાષ્ટ્ર સેન્ટ્રલ કોઑપરેટિવ લૅન્ડ મોર્ગેજ બૅંક સ્થાપવામાં આવી. સરકારની નાણાકીય અને વ્યવસ્થાકીય સહાયને કારણે આ બૅંક ટૂંક સમયમાં જ પોતાને સોંપવામાં આવેલું કાર્ય સફળતાપૂર્વક પાર પાડી શકી. ત્રણ વર્ષમાં બૅંકે લગભગ ૫૧૦૦૦ ગણોતિયોને રૂ. ૨૫૯ લાખ આપ્યા અને તેઓ જે જમીન ખેડતા હતા તેનો કબજાહક મેળવી આપ્યો. પરંતુ, સહકારના અભ્યાસીઓ માટે બૅંકે લોનનાં નાણાં પરત મેળવવામાં સાધેલી સિદ્ધિ આશ્ચર્યજનક છે. સામાન્ય રીતે માનવામાં આવે છે કે નાના ખેડૂતો કે ગણોતિયા ખેડૂતોને લોન આપવી જોખમકારક છે, કારણ કે, તેમની પાસે ઘણી રકમ બાકી ખેંચાય છે. પરંતુ આ બૅંકે ૯૦ ટકા રકમ પાછી મેળવી. અર્ધાથી વધુ ગણોતિયાઓએ ૯૫ થી ૧૦૦ ટકા લોન પરત કરી હતી.

આ ઉદ્દેશ પૂરો કરીને બૅંક બેસી ન રહી. અત્યારે આ બૅંક વિવિધ હેતુઓ માટે મોટા પાયા પર નાણાં આપે છે. ૧૯૫૮–૫૯ના અંતે બૅંકે રૂ. ૭૫૯ લાખ આપ્યા છે. આમાંથી અર્ધા ઉપરાંતની રકમ નવા કૂવાઓ ખોદવા, જૂના કૂવાઓના સમારકામ, ઑઇલ ઍન્જિન વીજળીની મોટરો, પમ્પિંગ સેટ વગેરેની ખરીદી માટે આપવામાં આવ્યા છે. આ નાણાં મુખ્યત્વે કરીને વધુ જમીન સિંચાઈ હેઠળ લાવવા તથા યંત્રીકરણ દાખલ કરવા માટે વપરાય છે. બૅંકે અત્યાર સુધીમાં ૩૫૯ ટ્રૅક્ટરો ખરીદ્યાં છે. બૅંકે આ યંત્રોની સર્વિસની જોગવાઈ પણ કરી છે.

૧૯૪૬–૪૭થી ૧૯૫૩–૫૪ની વચ્ચે ગુજરાતમાં પણ લગભગ આવો જ પ્રયોગ કરવામાં આવ્યો હતો. ૧૯૪૭માં મુંબઈનો ખેતીવિષયક ઋણરાહત ધારો અમલમાં આવ્યો ત્યારે ખેડૂતોનો દેવાદારનો નવો વર્ગ ઊભો થયો. આ ખેડૂતો ઋણની રકમ નક્કી કરનારા બોર્ડ (Debt Adjustment Board)ની સંમતિ વિના જમીન બીજાના નામે ચઢાવી શકે નહિ. આથી શાહુકારો કે સહકારી મંડળીઓ પાસેથી નાણાં મેળવવાનું તેમના માટે મુશ્કેલ બન્યું. 'પાક માટે લોન' તરીકે ઓળખાતી મોસમી ધિરાણ માટે મુખ્ય એજન્સી તરીકે કામ કરનાર સહકારી મંડળીઓની દેખરેખનો સઘળો ખર્ચ તથા પાંચ ટકા સુધીની ખોટ સહન કરવાની બાંયધરી આપતી યોજના સરકારે ઘડી કાઢી. આ યોજના હેઠળ જમીનને બદલે પાકનો વિસ્તાર જામીનગીરી તરીકે ગણવામાં આવ્યો. ધિરાણને માર્કેટિંગ સાથે સાંકળવામાં આવ્યું અને રાજ્યે વિધેયક ભાગ ભજવવા માંડ્યો. આ યોજનાને ધોરણે ૧૯૪૮–૪૯માં મુંબઈ રાજ્યમાં સહકારી ધિરાણ આંદોલનની પુનર્રચના કરવામાં આવી. અખિલ ભારત ગ્રામ ધિરાણ સર્વેની સમિતિએ કરેલી ભલામણ મુજબ મુંબઈ રાજ્યની આ સુધરેલી યોજના ગામડાંમાં ધિરાણની સુયોજિત યોજનાનો પાયો બની. ગુજરાતના જે જિલ્લાઓમાં આ ધારાનો અમલ કરવામાં આવ્યો છે, ત્યાંથી એકત્ર કરેલી માહિતી ઘણાં ઉત્સાહજનક પરિણામો દર્શાવે છે. ૧૯૪૬–૪૭થી ૧૯૫૩–૫૪ સુધીના ગાળામાં કુલ રૂ. ૧૪૦ લાખની લોન માટે અરજીઓ આવી હતી. તેમાંથી ૮૦ ટકા એટલે કે રૂ. ૧૧૦ લાખનું ધિરાણ કરવામાં આવી હતી. એ જ સમયમાં સરકારની બાંયધરી રૂ. ૪૬ હજારની હતી. આ પરથી એવો અંદાજ નીકળે છે કે આ યોજના હેઠળ ધિરાણ કરવામાં આવેલી રકમના ૮.૪ ટકા એટલે કે રૂ. ૯ લાખ ૨૦ હજારની કુલ ખોટ આવી હશે. વ્યાજના સહેજ ઊંચા દરની કે લોન પરત લેવામાં તાકીદ રાખવામાં આવે તો મોટા ભાગનું જોખમ આવરી લઈ શકાય. આજે આપણે નાના અને ગણોતિયા ખેડૂતો સહિત તમામ ખેડૂતોને સહકારી આંદોલનથી આવરી લેવાની યોજના ઘડીએ છીએ ત્યારે ગુજરાત અને સૌરાષ્ટ્રના પ્રયોગોમાંથી ઘણા પાઠો શીખી શકાય એમ છે. ગણો-તિયા કે નાના ખેડૂતોનો સમાવેશ કરવામાં મોટું જોખમ રહેલું હોવાની માન્યતા મોટી છે. ખોટ સામે સરકારની અગાઉની બાંયધરી તથા સહકારી આંદોલનના વધુ કુશળ સંચાલનથી સહકાર આ પડ-કારોને ઝીલી વધુ વિશ્વાસ અને શક્તિ મેળવી શકે એમ છે.

વિકસિત વિસ્તારોમાં પણ સહકારી આંદોલનને મર્યાદિત સફળતા મળી છે. તેનું એક કારણ એ છે કે મહદ્ અંશે તે ધિરાણની પ્રવૃત્તિ સાથે સંકળાયેલી છે. સહકારી પ્રવૃત્તિના વૈવિધ્ય પર વારંવાર ભાર મૂકવામાં આવ્યો છે. આદર્શ ગામના આપણા આદર્શને સિદ્ધ કરવો હોય તો ગામડાની તમામ આર્થિક પ્રવૃત્તિઓ સહકારી ધોરણે વ્યવ-સ્થિત કરવી જોઈએ. વ્યાપારી સંગઠન તરીકે સહકાર ખાનગી સાહસથી ચડિયાતું નહિ, તો ઊતરતું તો નથી જ એમ કેટલાક કેસોમાં બતાવી શકાય તો જ સહકારી આંદોલનની આવી પુનર્વ્યવસ્થા થઈ શકે. આવાં કેટલાંક સફળ સાહસો સહકારી આંદોલનને વેગ આપશે. મહા-રાષ્ટ્રની સહકારી ધોરણે ચાલતી ખાંડની ફૅક્ટરીઓની સરખામણીમાં ખેડા જિલ્લામાં સહકારી ધોરણે દૂધની ડેરીના ઉદ્યોગમાં ગુજરાતે નોંધપાત્ર સફળતા મેળવી છે.

આણંદમાં આવેલા ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘને ભારતભરમાં ખૂબ જ મહત્ત્વના અને પ્રેરણાજનક સહકારી ઉદ્યોગ તરીકે ગણવામાં આવે છે. છેલ્લાં દશેક વર્ષમાં આ સંઘે અદ્‌ભુત સિદ્ધિઓ મેળવી છે. ૧૯૪૫માં મુંબઈ સરકારે મુંબઈ શહેર માટે શરૂ કરેલી દૂધની યોજના હેઠળ આણંદ વિસ્તારમાં મળતું વધારાનું દૂધ આણંદમાં

પાશ્ચરાઈઝ કરી મુંબઈ મોકલવામાં આવતું હતું. સરકારે આ માટે દૂધ ઉત્પાદકોના ભોગે જંગી નફો કરતી ખાનગી ડેરીઓ સાથે કરાર કર્યો. પરંતુ આને કારણે ઊભા થયેલા અસંતોષને રચનાત્મક રસ્તે વાળી દૂધ ઉત્પાદકોની સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી. ૧૯૫૭–૫૮ના અંતે ૬૦૦ ચોરસ માઈલ કરતાંયે વધુ વિસ્તારને આવરી લેતા આ સંઘમાં આશરે ૧૬૭ સહકારી મંડળીઓ અને ૪૦,૧૮૧ ખેડૂત સભ્યો હતા. ૧૯૪૯–૫૦માં આ સંઘની શૅરની મૂડી રૂા. ૫૧ હજાર હતી તે ૧૯૫૯–૬૦ માં વધીને રૂા. ૫૬૭ હજાર થઈ. તેની મુખ્ય ભૌતિક અસ્કયામતોની કિંમત રૂા. ૫૬ લાખ હતી અને રૂા. ૬૦ લાખના અનામત તથા અન્ય ભંડોળો હતા. મોટા ભાગની સહકારી મંડળીઓ ઉછીનાં નાણાં પર આધાર રાખે છે. જ્યારે ઉછીનાં નાણાં પર આ સંઘનો આધાર લગભગ નજીવો છે. તેની ચાલુ મૂડીના ૮૮ ટકા નાણાં તો પોતાના ભંડોળમાંથી જ લીધાં છે, જ્યારે માત્ર ૧૨ ટકાની લોન લીધી છે. ૧૯૫૨–૫૩માં રૂા. ૬૨ લાખના દૂધની ખરીદી થતી હતી, જ્યારે ૧૯૫૯–૬૦માં રૂા. ૧૩૮ લાખના દૂધની ખરીદી થઈ હતી. એ જ ગાળામાં વેચાણ રૂા. ૮૨ લાખથી વધીને રૂા. ૧૮૨ લાખનું થયું. ઉત્પાદન ખર્ચ સતત વધતું જતું હોવાથી તાજેતરનાં વર્ષોમાં ચોખ્ખો નફો ઘટતો ગયો છે. તાજેતરમાંનાં વર્ષોમાં ઉત્પાદનનો વિસ્તાર પણ વધ્યો છે. 'અમુલ'નો ટ્રેડ માર્ક તો ઘેર ઘેર જાણીતો થઈ ગયો છે. માખણ, ઘી, સ્કીમ મિલ્ક પાઉડર, હોલ મિલ્ક પાઉડર, કેસીન, બેબી ફૂડ, દૂધનો મીઠો પાઉડર વગેરે જાતજાતની બનાવટો થાય છે. આ સહકારી સંઘે ભારતમાં સૌથી મોટી અને અદ્યતન ડેરી બાંધી છે અને દૂધની નવી નવી બનાવટો તૈયાર કરવામાં અગ્રેસર ફાળો આપ્યો છે. તેની નાણાકીય સંગીનતા તથા વ્યાપારી કુશળતાને કારણે યુનો બાળ ફંડ તથા અન્ન અને ખેતીવાડી મંડળ જેવી (F.A.O.) આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ તથા ન્યૂઝીલૅન્ડની સરકાર તેની ભાગીદારીમાં જોડાઈ છે. આ આખુંયે સાહસ નાના ખેડૂતોનું છે.

(મૂળ અંગ્રેજીનો અનુવાદ)

(મુંબઈ યુનિવર્સિટીના આર્થિક વિભાગે તાજેતરમાં કરેલા અભ્યાસ પરથી)



શ્રી ઈન્દુભાઈ રાવલ
(અધ્યાપક, મ. દે. સમાજસેવા મહાવિદ્યાલય,
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ)

સહકારી પ્રવૃત્તિનું મહત્ત્વ ગુજરાતને માટે ઘણું છે. તેથી સહકારી પ્રવૃત્તિ ગુજરાતની સામાજિક નવરચનામાં શો ફાળો આપી રહી છે, અને તે કેવી રીતે, તે આપણે જાણવું જોઈએ. ગુજરાતનાં ગામડાંને શોષણમુક્ત બનાવવાના કંઈ પ્રયત્નો સહકારી પ્રવૃત્તિ મારફત થઈ રહ્યા છે; પ્રજાની આર્થિક જરૂરિયાતોને માટે ધિરાણના અને દેશના વિકાસને માટે પોતાની બચત લોકો ઉત્પાદક કામોમાં રોકે તે માટેના શા પ્રયત્નો થયા છે; પ્રજાજીવનને ઉપયોગી એવી ખરીદ-વેચાણની સહકારી વ્યવસ્થા કેવા પ્રમાણમાં વિસ્તરી છે અને સમાજ-નવરચનાની દૃષ્ટિએ સહકારી પ્રવૃત્તિનો એકંદર પ્રસાર ગુજરાતમાં કેવો થયો છે, વગેરે પ્રશ્નો જો આપણે તપાસીએ તો કહી શકીએ કે ગુજરાતની સામાજિક નવરચનામાં સહકારી પ્રવૃત્તિ શો ફાળો આપી રહી છે.

### સંશોધન

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી નવેમ્બર ૧૯૫૯માં ગુજરાતના ખેડબ્રહ્મા તાલુકાનાં ૯૭ ગામોના આદિવાસી વિસ્તારમાંથી ૨૫ (૨૫.૭ ટકા) ગામોમાં ૪૫૯ (૭.૯ ટકા) કુટુંબોની તપાસ કરવામાં આવી હતી. આ સંશોધનનાં પરિણામ તપાસતાં જોવા મળે છે કે સહકારી પ્રવૃત્તિ ગુજરાતના એક ખૂણાના આદિવાસી વિસ્તારનું કેવું પરિવર્તન કરી રહી છે. તે, ગુજરાતમાં, ગુજરાતના ગ્રામ અને આદિવાસી વિસ્તારમાં, સહકારી પ્રવૃત્તિ દ્વારા ચાલી રહેલી પરિવર્તનની પ્રક્રિયાનો એક નમૂનો છે. તે પરથી જોઈ શકાશે કે, સહકારી પ્રવૃત્તિ સમાજવિકાસમાં કેટલો મહત્ત્વનો ફાળો આપી શકે છે.

### સહકારી પ્રવૃત્તિનો વિકાસ

આદિવાસી વિસ્તારમાં ૧૯૫૬માં માત્ર ૫ સહકારી મંડળીઓ ચાલુ હતી; અને ડિસેમ્બર ૧૯૫૯ સુધીમાં ૫૨ જેટલી જુદી જુદી સહકારી મંડળીઓ–સંસ્થાઓ આ વિસ્તારમાં શરૂ થઈ, જે સહકારી પ્રવૃત્તિનો ૯૦ ટકા વધારો બતાવે છે. ૧૯૫૯ સુધીમાં સહકારી પ્રવૃત્તિ નીચે આ વિસ્તારમાં ૯૩ ગામ (૯૪ ટકા) આવરી લેવાયાં છે.

આ સહકારી મંડળીઓની ૧૯૫૯માં સભ્યસંખ્યા ૨,૧૯૯ હતી. એટલે કે દર ૧,૦૦૦ માણસોએ ૭૫ જણ સહકારી મંડળીમાં જોડાયેલા હતા. અમારી તપાસનાં ૪૫૯ કુટુંબોની ૧૯૫૬માં ૩૮ જણ સહકારી મંડળીના સભ્ય હતા; તેમાં ૧૯૫૯માં ૭૯ ટકાનો વધારો થઈ ૧૭૭ સભ્ય સંખ્યા થઈ હતી.

**સહકારી પ્રવૃત્તિનો પ્રસાર**

| ક્રમ | વિગત | ખેડબ્રહ્મા વિકાસ વિસ્તાર ટકા | હિંદુસ્તાનનો વિકાસ વિસ્તાર ટકા |
|---|---|---|---|
| ૧. | સહકારી મંડળીની સભ્ય સંખ્યા | ૩૮.૬ | ૨૮.૦ |
| ૨. | સહકારી મંડળી વિષે જાણતા | ૯૮.૩ | ૯૦.૦ |
| ૩. | સહકારી મંડળી વિષે ન જાણતા | ૧.૭ | ૧૦.૦ |

સહકારી પ્રવૃત્તિના પ્રસારના કોઠા પ્રમાણે અમારી તપાસનાં ૪૫૯ કુટુંબોના ૧૮.૬ ટકા વડાઓ સહકારી મંડળીના સભ્ય હતા, જ્યારે શ્રી બળવંતરાય મહેતા કમિટીના ૧૯૫૭ના રિપોર્ટ મુજબ હિંદુસ્તાનના વિકાસ વિસ્તારમાં તેમણે તપાસ કરેલાં ૫૭૩ કુટુંબોના ૨૮ ટકા વડાઓ સહકારી મંડળીના સભ્ય હતા. અમારી તપાસમાં ૪૫૯ વડાઓમાંથી ૯૮.૩ ટકા સહકારીમંડળી શું છે તે જાણતા હતા. શ્રી મહેતા કમિટીના રિપોર્ટ મુજબ ૯૦ ટકા વડાઓ સહકારી મંડળી વિષે જાણતા હતા અને ૧૦ ટકા જાણતા નહોતા.

સહકારી પ્રવૃત્તિના પ્રસારના આ ટૂંકા તુલનાત્મક પરિચય પછી હવે આપણે એ જોઈશું કે સહકારી પ્રવૃત્તિના પ્રસારની પ્રજાજીવનનાં કયાં કયાં પાસાંઓ ઉપર કેટલી અસર થઈ છે.

### બચત

સહકારી પ્રવૃત્તિ દ્વારા લોકોને પોતાની બચતનું રોકાણ કરવાની ઉત્તેજના મળે તો રાષ્ટ્રહિતની દૃષ્ટિએ તેનું ઘણું મહત્ત્વ છે. સહકારી મંડળી દ્વારા બચત રોકાણ કેટલું થાય છે તે જોવા બચત રોકાણનો કોઠો નીચે આપ્યો છે..

**બચત રોકાણના ટકા**

| ક્રમ | વિગત | ટકા |
|---|---|---|
| ૧. | સહકારી મંડળીમાં શેરભંડોળ | ૩૧.૬ |
| ૨. | નાની બચત યોજનામાં | ૧.૮ |
| ૩. | દાગીનામાં | ૯.૭ |
| ૪. | રોકડ રકમ | ૫૬.૯ |
| | કુલ | ૧૦૦ ટકા |

આ બચત રોકાણના કોઠા ઉપરથી જોઈ શકાય છે કે, તપાસનાં ૪૫૯ કુટુંબોની કુલ બચત રૂ. ૩૪,૩૭૦.૨૫ હતી. તેમાંથી રૂ. ૧૦,૯૩૫ (૩૧.૬ ટકા) શૅરભંડોળ રૂપે સહકારી મંડળીમાં રોકાયેલા હતા, ૧.૮ ટકા રકમ નાની બચત યોજનામાં રોકાયેલી હતી, ૫૬.૯ ટકા રોકડ રકમ હાથ પર હતી અને ૯.૭ ટકા બચત દાગીનાના રૂપમાં હતી.

## ધિરાણ અને દેવું

સહકારી મંડળી ધિરાણના ક્ષેત્રમાં પ્રવેશ કરે તો ખેડૂતનું, ગ્રામ-પ્રજાનું, આદિવાસીઓનું શોષણ થતું અટકાવી શકાય અને તેમની ધંધાકીય નાણાભીડ દૂર કરી શકાય. સહકારી મંડળીએ ધિરાણનું કાર્યક્ષેત્ર ઉત્તરોત્તર કેટલું વધાર્યું છે, તે નીચેના કોઠામાં દર્શાવ્યું છે.

### ધિરાણનું ક્ષેત્ર

| ક્રમ | ધિરાણ કરનાર | ૧૯૫૬ પહેલાં સંખ્યા | ૧૯૫૬–૫૭ સંખ્યા | ૧૯૫૬–૫૭ ટકા | ૧૯૫૮ સંખ્યા | ૧૯૫૮ ટકા |
|---|---|---|---|---|---|---|
| ૧. | સહકારી મંડળી, બેંક વિકાસ યોજના વ. | – | ૧૨ | ૨૬.૧ | ૮૮ | ૩૪.૯ |
| ૨. | વહોરા વેપારી | ૧૧ | ૩૧ | ૬૭.૪ | ૧૫૦ | ૫૯.૨ |
| ૩. | સગાંસંબંધી | – | ૩ | ૬.૫ | ૧૫ | ૫.૯ |
| | કુલ | ૧૧ | ૪૬ | ૧૦૦.૦ | ૨૫૩ | ૧૦૦.૦ |

ધિરાણ ક્ષેત્રના કોઠા પરથી જોઈ શકાય કે છે કે, ૧૯૫૬ પહેલાં ધિરાણનું ક્ષેત્ર વેપારીઓના જ હાથમાં હતું. ૧૯૫૬–૫૭માં ૨૬.૧ ટકા વ્યક્તિઓને સહકારી મંડળી, બેંક વગેરે તરફથી ધિરાણ થયું હતું. અને ૬૭.૪ ટકા વ્યક્તિઓને વેપારીઓએ પૈસા ધીર્યા હતા. ૧૯૫૮માં સહકારી મંડળી ૧૯૫૬–૫૭ કરતાં ધિરાણનું ક્ષેત્ર વધારે છે. તેના ટકા ૩૪.૯ આવે છે. અને વહોરા વેપારી ૫૯.૨ ટકા લોકોને પૈસા ધીરે છે, તે ૧૯૫૬–૫૭ કરતાં ૮.૨ ટકાનો ઘટાડો બતાવે.છે. લોકોની આર્થિક સ્થિતિ સુધરતી જતી હોવાથી સગાં-સંબંધીઓ પણ. અંદર અંદર આર્થિક મદદ કરે છે, જેના ટકા ૧૯૫૬–૫૭ અને ૧૯૫૮માં અનુક્રમે ૬.૫ અને ૫.૯ આવે છે.

૫૯.૨ ટકા લોકોને વેપારીઓ ધિરાણ કરે છે. તે ધિરાણના ક્ષેત્રમાં તેમનું તેટલું વર્ચસ્વ છે તે બતાવે છે. પણ નીચેના કોઠા પરથી જોઈ શકાશે કે પૈસા ધીરવાની શક્તિ અને સદ્ધરતા વેપારીઓ કરતાં સહકારી મંડળીની વધારે છે.

### ધિરાણ રકમ

| ક્રમ | વિગત | ૧૯૫૬ પહેલાં રકમ | ૧૯૫૬ પહેલાં ટકા | ૧૯૫૬–૫૭માં રકમ રૂ. | ૧૯૫૬–૫૭માં ટકા | ૧૯૫૮માં રકમ રૂ. | ૧૯૫૮માં ટકા |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | સહકારી મંડળી બેંક, વિકાસ યોજના વ. | | | ૬,૩૧૦ | ૫૫.૯ | ૩૦,૧૩૦ | ૪૭.૭ |
| ૨. | વહોરા-વેપારી | ૧,૭૩૫ | | ૪,૭૦૫ | ૪૧.૭ | ૨૬,૯૫૭ | ૪૨.૮ |
| ૩. | સગાં સંબંધી | | | ૨૭૬ | ૨.૪ | ૫,૯૭૪ | ૯.૫ |
| | કુલ | ૧,૭૩૫ | | ૧૨,૨૯૧ | ૧૦૦ | ૬૩,૦૬૧ | ૧૦૦ |

ધિરાણ રકમના કોઠા ઉપરથી જોઈ શકાય છે કે, ૧૯૫૬–૫૭ અને ૧૯૫૮માં વહોરા-વેપારી કરતાં સહકારી મંડળીએ વધારે રકમનું ધિરાણ કર્યું છે. ૧૯૫૬–૫૭ કરતાં ૧૯૫૮માં સહકારી મંડળીએ ૮.૨ ટકા ધિરાણ ઓછું કર્યું છે, સગાં સંબંધીઓએ ૭.૧ ટકા વધારે રકમનું ધિરાણ કર્યું છે અને વેપારીઓએ ૧.૧ ટકા વધારે રકમનું ધિરાણ કર્યું છે.

### સરેરાશ ધિરાણ રકમ
### (૧૯૫૬–૫૮)

| ધિરાણ કરનાર | સરેરાશ ધિરાણ રકમ | ટકા |
|---|---|---|
| સહકારી મંડળી, બેંક વિકાસ યોજના વગેરે | ૩૬૪.૪ | ૨૦૩.૩ |
| વહોરા વેપારી | ૧૭૪.૩ | ૧૦૦.૦ |
| સગાંસંબંધી | ૩૪૪.૨ | ૧૯૭.૭ |

પરંતુ સરેરાશ ધિરાણ રકમના કોઠા પરથી જોઈએ તો ૧૯૫૬ થી ૧૯૫૮ સુધીમાં વેપારીઓએ ધીરેલી વ્યક્તિદીઠ સરેરાશ રકમ કરતાં સહકારી મંડળી અને સગાં સંબંધીઓએ અનુક્રમે સરેરાશ ૧૦૩.૩ ટકા અને ૯૭.૭ ટકા, એટલે કે બમણી રકમ ધીરી છે.

અમારી તપાસનાં ૪૫૯ કુટુંબોમાંથી ૧૯૫૭ સુધીમાં દેવું કરનાર ૫૭ (૧૨.૪ ટકા) કુટુંબ હતાં તે ૧૯૫૮માં ૨૫૩ (૫૫.૧ ટકા) થયાં. ધિરાણનું પ્રમાણ વધવાની સાથે દેવું વધવાનાં કારણો તપાસ્યાં હોય તો તેના સારાસારનો તથા સમાજના માનસપરિવર્તનનો ખ્યાલ આવી શકે. તેથી દેવું કરનાર કુટુંબોએ શા માટે દેવું કરેલું તેનાં તારવેલાં કારણો નીચેના કોઠામાં આપ્યાં છે.

### દેવું કરવાનાં કારણ

| કારણ | ૧૯૫૭ સુધીમાં ટકા | ૧૯૫૮માં ટકા |
|---|---|---|
| લગ્ન મરણના ખર્ચ માટે | ૫૮.૯ | ૨૫.૬ |
| જમીન કૂવા ઘર માટે | ૪૧.૧ | ૭૪.૪ |

દેવું કરવાનાં કારણોના કોઠા મુજબ જોઈ શકાય છે કે ૧૯૫૭ સુધીમાં દેવું કરનાર લગ્નમરણના ખર્ચને માટે ૫૮.૯ ટકા અને જમીન, કૂવા, ઘર વગેરે માટે ૪૧.૧ ટકા દેવું કરતા. જ્યારે ૧૯૫૮માં તેના ટકા અનુક્રમે ૨૫.૬ અને ૭૪.૪ આવે છે. આ પરથી દેખાય છે કે લોકો ખોટા ખર્ચાઓ માટે દેવું કરવા કરતાં ઉત્પાદક કામોના મૂડી રોકાણ માટે વધુ પ્રમાણમાં દેવું કરતા થયા છે.

## બજાર અને બજારભાવ નિયંત્રણ

અમારી તપાસનાં ૪૫૯ કુટુંબોએ પોતાના ઉત્પાદનમાંથી ૧૯૫૬માં ૭૬૬.૩૫ મણ (૧૪.૦ ટકા) પાક અને ૧૯૫૮માં ૬,૮૫૫.૩૦ મણ (૨૧.૫ ટકા) પાક વેચ્યો હતો. ૧૯૫૬માં વેચેલો ૭૬૬.૩૫ મણ પાકમાંથી ૫૫ મણ કપાસ (૭.૧ ટકા) સહકારી મંડળીમાં વેચ્યો હતો અને બાકીનો ૯૨.૯ ટકા પાક બજારમાં વેપારીને વેચ્યો હતો.

૧૯૫૮માં જયપ૯ કુટુંબોએ બજારમાં વેપારીને વેચેલા પાકનો ભાવ મોસમી બજારભાવ કરતાં કેટલો ઓછો હતો તે નીચેના કોઠા પરથી જોઈ શકાશે.

બજારભાવ : ૧૯૫૮

| પાક | વેપારીને ત્યાં વેચેલા પાકનો મણે સરેરાશ ભાવ | ખેડબ્રહ્મા વિસ્તારના લાંબડિયા બજારમાં મોસમી બજાર ભાવ | વધારો ઘટાડો |
|---|---|---|---|
| ઘઉં | રૂ. ૯.૩૮ | ૧૧.૫૦ | –૨.૧૨ |
| મકાઈ | રૂ. ૨.૮૨ | ૫.૩૭ | –૨.૫૫ |
| ડાંગર | રૂ. ૫.૦૦ | ૧૦.૦૦ | –૫.૦૦ |
| તલ | રૂ. ૧૨.૮૩ | ૧૬.૦૦ | –૩.૧૭ |
| કપાસ | રૂ. ૨૩.૪૭ | ૨૦.૦૦ | +૩.૪૭ |

ઉપરના કોઠા પરથી જોઈ શકાય છે કે, વેપારીઓ ઘઉં, મકાઈ, ડાંગર અને તલના બજાર ભાવ કરતાં અનુક્રમે મણે સરેરાશ ભાવ રૂ. ૨.૧૨,૨.૫૫, ૫.૦, અને ૩.૧૭ ઓછો આપે છે. સહકારી મંડળીએ કપાસ ખરીદવાનું શરૂ કરતાં તેની બજારની હરીફાઈ તોડવા ૧૯૫૮માં સહકારી મંડળી કરતાં કપાસનો ભાવ વેપારીઓએ વધારે આપેલો છે. પરંતુ કપાસ બાદ કરતાં ઘઉં, મકાઈ, ડાંગર, અને તલનો પાક વેપારીઓને રૂ. ૨૪,૬૭૬.૦૦માં વેચતાં લોકોને ઓછા ભાવને કારણે રૂ. ૫,૧૦૮ (૨૦.૭ ટકા) ઓછા મળ્યા હતા.

૧૯૫૬ પહેલાં આ વિસ્તારમાં સહકારી ઢબે ખરીદ-વેચાણની વ્યવસ્થા નહોતી. ૧૯૫૬ પછી તેનો આરંભ થતાં સહકારી મંડળીની હરીફાઈમાં ઊભા રહેવા વેપારીઓ ઉપર ભાવનિયંત્રણ શરૂ થયું. ૧૯૫૭–૫૮માં વેપારીઓ કપાસનો ભાવ મણે રૂ. ૧૫ આપતા હતા તે ૧૯૫૮–૫૯માં રૂ. ૨૦.૦૦ થયો અને ૧૯૫૯–૬૦માં વધીને રૂ. ૨૫.૦૦ થયો.

સમાજવાદી સમાજરચનાની બુનિયાદ

તપાસની સળંગ ચર્ચા પરથી ઉપસંહાર રૂપે જોઈએ તો સહકારી પ્રવૃત્તિના પ્રસારથી લોકો પોતાની બચત યોગ્ય માર્ગે વાળતા થાય છે, ધિરાણ દ્વારા લોકોની નાણાભીડ દૂર કરી શકાય છે, અને ખાનગી ધીરધાર કરનારાઓથી થતું શોષણ અટકાવી શકાય છે; તથા સહકારી ઢબે બજારની વ્યવસ્થા ઊભી કરી ઉત્પાદનના વેચાણને ઉત્તેજના મળે છે, ખાનગી વેપારીઓથી લૂંટાતી બચે છે. તથા તેમના પર ભાવનિયંત્રણ લાવી શકાય છે.

# વસ્તી

શ્રી મણિશંકર પંડ્યા
(અધ્યાપક, આર્ટ્સ કૉલેજ, નડિયાદ)

ગુજરાતની વસ્તીનો પ્રશ્ન વિચારવાની સાચી રીત વિશાળ ભારતના એક અવિભાજ્ય અંગ તરીકે ગુજરાતને જોવાની છે. સમગ્ર અર્થતંત્રના આર્થિક અને સામાજિક વિકાસની સમસ્યાનો ખ્યાલ નજર સમક્ષ રાખીને જ તેના ભાગ તરીકે ગુજરાતના વિકાસની સમસ્યાઓનો વિચાર કરવો ઘટે.

૧૯૫૦ની ૨૬મી જાન્યુઆરીને દિવસે જ્યારે આપણું નવું બંધારણ અમલમાં આવ્યું, ત્યારે ભારતના પ્રજાજનોએ ન્યાય, સ્વાતંત્ર્ય, એકતા અને ભ્રાતૃભાવના ચતુર્વિધ સિદ્ધાંતો પર રચાયેલા સાર્વભૌમ લોકશાહી પ્રજાસત્તાકની સ્થાપના કરવાનો નિર્ધાર કર્યો. આ નિર્ધાર કરનાર આપણી સંખ્યા કેટલી? આપણે સૌ રહીએ છીએ ક્યાં? આપણું ગુજરાત કઈ રીતે ચલાવીએ છીએ? આપણી સંખ્યામાં કેટલી ઝડપથી વધારો થાય છે? આ વધારાની આપણા ગુજરાતનાં સાધનો પર કેવી અસર પડે છે? આ બધી હકીકતો પરથી આપણને ભવિષ્યની નીતિ માટે શું માર્ગદર્શન મળે છે?

આ પ્રશ્નોના જવાબો પ્રાપ્ત કરવા ઘણા જરૂરી છે. માત્ર જાણવાની ઇંતેજારી સંતોષવા પૂરતા જ નહિ, પરંતુ આપણી દૃષ્ટિ સમક્ષના ઉચ્ચ આદર્શોની પ્રાપ્તિમાં મદદ મળે તે હેતુથી પણ વસ્તી અંગેનાં વિવિધ પાસાંઓ અભ્યાસ માગી લે છે.

### સંખ્યા

૧૯૫૧ની વસ્તીગણતરી પ્રમાણે આસામનો કેટલોક ભાગ અને જમ્મુ તથા કાશ્મીર સિવાયના ભારતની વસ્તી ૩૫ કરોડ ૬૯ લાખની છે. આસામના ગણતરીમાં નહિ આવરવામાં આવેલા ભાગની અંદાજવામાં આવેલી ૫ લાખની અને જમ્મુ તથા કાશ્મીરની ૪૪ લાખની વસ્તી ઉમેરતાં આપણી કુલ વસ્તી ૩૬ કરોડથી વધુ ગણી શકાય. છેલ્લા દાયકામાં વસ્તીવધારાનો દર ૧.૧ ટકા જેટલો ધારીએ તોપણ આજના ભારતની વસ્તીનો અંદાજ ૪૦ કરોડના આંકથી ઓછો મૂકી ન શકાય.

વસ્તીના આંકડા સાથે જમીનના કુલ વિસ્તારનો આંકડો મૂકતાં માથાદીઠ જમીનનો એક પાયાનો આંકડો મેળવી શકાય. આમ ભારતની ૮૧ કરોડ એકર જમીનને દેશની વસ્તી વચ્ચે સરખે ભાગે વહેંચી આપતાં માથા દીઠ ૨.૨૫ એકરનો ટુકડો આવે. આ ટુકડાને દૃષ્ટિ સમક્ષ રાખીને વિચારીએ તો તેનાં કદ, તેના કરવામાં આવતા ઉપયોગમાં ફેરફાર વગેરે બાબતો આપણા આર્થિક જીવનમાં ભારે મહત્ત્વની બને છે.

૧૯૫૧ની વસ્તીગણતરીને આધારે ગુજરાત રાજ્યની વસ્તી ૧૬૩ લાખ અને જમીનનો વિસ્તાર ૪૬૧ લાખ એકર છે. એટલે માથાદીઠ જમીનનું પ્રમાણ ૨.૮ એકર છે. વાસ્તવમાં તો ખેતી થતી જમીનના ઘટકોનું કદ તેનાથી ઘણું ઓછું છે. આ હકીકત આપણી ખેતીની એક મહાન સમસ્યા તરફ આંગળી ચીંધે છે. ખેતીની ઓછી ઉત્પાદકતાના એક મહત્ત્વના કારણરૂપ ખેતરોના નાના કદની સમસ્યા એક કે બીજી રીતે હલ ન થાય ત્યાં સુધી ખેતીની પરિસ્થિતિમાં સુધારણાની અને ખેતીપેદાશના વધારાની દિશામાં આગળ વધવું લગભગ અશક્ય છે.

### વસ્તીની ગીચતા

કોઈ પણ પ્રદેશની આર્થિક સ્થિતિ ઉપર તે પ્રદેશની વસ્તીની ગીચતાની ઘેરી અસર રહે છે. ભારતની વસ્તીની સરેરાશ ગીચતા દર ચોરસ માઈલે ૩૧૨ની છે, પરંતુ દેશના જુદા જુદા ભાગોમાં ગીચતાની માત્રા જુદી જુદી છે. એક બાજુએ જમ્મુ અને કાશ્મીરમાં દર ચોરસ માઈલમાં ૫૩ માણસો વસે છે, જ્યારે પશ્ચિમ બંગાળમાં વસ્તીની ગીચતા ૮૦૬ જેટલી છે. દેશનો સૌથી વધુ ગીચ ભાગ ત્રાવણકોર-કોચીન છે, જ્યાં દર ચોરસ માઈલે વસ્તીનું પ્રમાણ ૧,૦૧૫નું છે.

વસ્તીની ગીચતા અનેક પરિબળોથી નક્કી થાય છે. જે તે પ્રદેશની આબોહવા, વરસાદનું પ્રમાણ, સિંચાઈની સગવડો, જમીનની ફળદ્રુપતા, ભૂતળનું સ્વરૂપ, જીવન અને મિલકતની સલામતી વગેરે અનેક પરિબળો વસ્તીની ગીચતાનું પ્રમાણ નક્કી કરે છે. ગીચતાની દૃષ્ટિએ ખૂબ ગીચ વસ્તીવાળા, મધ્યમ પ્રમાણમાં ગીચતાવાળા અને ઓછી વસ્તીવાળા એમ ત્રણ ભાગમાં દેશને વહેંચીએ તો ગુજરાત મધ્યમ પ્રમાણની ગીચતાવાળા વિભાગમાં છે. ગુજરાતની વસ્તીની સરેરાશ ગીચતા ૨૨૫ જેટલી છે.

સવાલ એક એ ઊભો થાય છે કે વસ્તીની ગીચતા અને સમૃદ્ધિની માત્રા વચ્ચે કાંઈ સંબંધ ખરો? સામાન્ય રીતે આર્થિક દૃષ્ટિએ વિકસિત ગણાતા દેશોમાં ગીચ વસ્તી જોવા મળે છે. આના પરથી એવું અનુમાન થવા સંભવ છે કે વસ્તીની ગીચતા અને સમૃદ્ધિની કક્ષા વચ્ચે સીધો સંબંધ છે. એવી દલીલ પણ કરી શકાય કે મોટી સંખ્યામાં ઉદ્યમી લોકો જે તે પ્રદેશની સાધનસંપત્તિનો વિકાસ કરી શકે

અને એ રીતે તેની ભૌતિક સમૃદ્ધિમાં ઉમેરો થાય. આ દલીલ આમ તો યોગ્ય લાગે છે, પરંતુ હંમેશાં ગીચ વસ્તીવાળો દેશ જ સમૃદ્ધિવાન હોય તેવું કાંઈ નથી. દુનિયાના સૌથી સમૃદ્ધિવાન ગણાતા અમેરિકામાં વસ્તીની ગીચતા દર ચોરસ માઈલે માત્ર પચાસ વ્યક્તિ જ છે. ઓસ્ટ્રેલિયા પણ સારી પેઠે સમૃદ્ધિવાન છે, છતાં તેની વસ્તીની ગીચતા દર ચોરસ માઈલે માત્ર ૩ જ છે. આમ વસ્તીની ગીચતા અને સમૃદ્ધિની વચ્ચે કોઈ નિશ્ચિત સંબંધ નથી. આપણા જેવા ખેતીપ્રધાન અને જમીનની ખેંચવાળા પ્રદેશને માટે તો વસ્તીની વધુ પડતી ગીચતા વિકાસના કારણરૂપ અને ચિંતાજનક સમાન છે. દેશના બીજા ભાગોની સરખામણીમાં ગુજરાતમાં વસ્તીની ગીચતા મધ્યમ પ્રમાણની છે; તેમ છતાં વિકાસનાં કુદરતી સાધનો અને ખેતીની ચાલુ પદ્ધતિ વગેરેની દૃષ્ટિએ કેટલાક ભાગોમાં વસ્તી વધુ પડતી ગીચ છે.

નીચેના કોઠામાં ગુજરાતના જુદા જુદા જિલ્લાઓમાં વસ્તીની ગીચતા બતાવવામાં આવી છે.

| ક્રમ જિલ્લાનું નામ | દર ચોરસ માઈલે વસ્તી | ક્રમ જિલ્લાનું નામ | દર ચોરસ માઈલે વસ્તી |
|---|---|---|---|
| ૧. કચ્છ | ૩૩ | ૧૦. મહેસાણા | ૩૭૬ |
| ૨. જામનગર | ૧૪૬ | ૧૧. અમદાવાદ | ૪૭૮ |
| ૩. રાજકોટ | ૨૨૮ | ૧૨. ખેડા | ૬૩૭ |
| ૪. સુરેન્દ્રનગર | ૧૧૯ | ૧૩. પંચમહાલ | ૩૨૮ |
| ૫. ભાવનગર | ૧૮૫ | ૧૪. વડોદરા | ૪૦૧ |
| ૬. જૂનાગઢ | ૨૫૪ | ૧૫. ભરૂચ | ૨૫૦ |
| ૭. અમરેલી | ૩૧૦ | ૧૬. સુરત | ૪૦૮ |
| ૮. બનાસકાંઠા | ૧૬૬ | ૧૭. ડાંગ | ૭૧ |
| ૯. સાબરકાંઠા | ૨૪૨ | ગુજરાત | ૨૨૫ |

### ગામડાંઓ અને શહેરો

ભારતના ૮૩ ટકા લોકો આજે પણ ગામડાંઓમાં રહે છે. પશ્ચિમના દેશોની સરખામણીમાં આ પ્રમાણ ઘણું વધારે છે. ફ્રાન્સની ૫૨ ટકા અને ઇંગ્લંડની ૮૦ટકા વસ્તી શહેરોમાં વસે છે. સંખ્યાની દૃષ્ટિએ જોતાં ભારતની પ્રજા પાંચ લાખ અઠ્ઠાવન હજાર ગામડાંઓ અને ત્રણ હજાર અઢાર શહેરોમાં વસે છે. દેશના બીજા ભાગોની સરખામણીમાં ગુજરાતમાં શહેરોનું પ્રમાણ વધુ છે, અને તેમાંયે સૌરાષ્ટ્રમાં શહેરોની સંખ્યા ઘણી મોટી છે.

નીચેના કોઠામાં વસ્તીના પ્રમાણની દૃષ્ટિએ વર્ગીકરણ કરવામાં આવેલાં ગુજરાતનાં શહેરો અને ગામડાંઓમાં વસતી વસ્તીની માહિતી આપવામાં આવી છે.

ગુજરાત

| કુલ વસ્તી (લાખમાં) | કુલ ગામડાંઓ અને શહેરો | શહેરો | શહેરોમાં વસ્તી (લાખમાં) | ગામડાંઓ | ગામડાંમાં વસ્તી (લાખમાં) | શહેરોમાં વસતા લોકોના ટકા |
|---|---|---|---|---|---|---|
| ૧૬૩ | ૧૮૭૭૨ | ૨૪૦ | ૪૫ | ૧૮૫૩૨ | ૧૧૮ | ૨૮ |

ઉપરની વિગતો પરથી એમ જણાય છે કે પશ્ચિમના દેશોની સરખામણીમાં ત્યાં આપણા કરતાં વધુ લોકો શહેરોમાં રહે છે અને એ દૃષ્ટિએ આપણે પછાત છીએ. પરંતુ આ ચિત્રની બીજી બાજુ પણ છે. આપણા જેવા ગરમ પ્રદેશમાં હવાપાણીની દૃષ્ટિએ પણ પશ્ચિમના જેટલું શહેરીકરણ ઇચ્છનીય નથી. અત્યારે જ્યારે ભારતની વસ્તીનો માત્ર ૧૭ ટકા ભાગ જ શહેરોમાં રહે છે ત્યારે પણ કેટલાંક શહેરોમાં સહાચી ન લઈ શકાય તેટલી ગીચતા જોવા મળે છે. જેને પરિણામે ગ્રામવિસ્તારો કરતાં શહેરોમાં રોગચાળાઓથી થતી જાનહાનિનું પ્રમાણ વધારે છે. આ પરિસ્થિતિમાં શહેરીકરણ તરફ આંધળી દોટ મૂકવી ખતરનાક છે. ઊલટું, શહેરોના થતા અનિયંત્રિત વિસ્તાર પર અંકુશ મૂકવાની જરૂર છે અને વિકાસ પામતાં શહેરોના આયોજિત વિસ્તાર પર ભાર મૂકવાની જરૂર છે.

શહેરી વિસ્તારમાં થઈ રહેલા વધુ પડતા વધારાને માટે ગ્રામવિસ્તારોનું શહેરીકરણ થવાની જરૂર છે. શહેરી જીવનને તેનાં કેટલાંક આકર્ષણો છે. વીજળીના દીવા, પાણીના નળ, ટ્રામ, બસ, શિક્ષણની સગવડો, પુસ્તકાલયો, સિનેમાગૃહો જેવાં સુખસગવડ અને મોજશોખનાં સાધનો લોકોને શહેરો તરફ ખેંચે છે. ગામડાંઓમાં રોજગારીની તકોનો અભાવ પણ લોકોને શહેરો તરફ ધકેલે છે. જેટલે અંશે આપણે આ બધી સગવડો ગામડાંઓમાં પેદા કરી શકીએ તેટલે અંશે બિનજરૂરી પ્રમાણમાં થઈ રહેલું સ્થળાંતર અટકાવી શકાય. ગુજરાતમાં અને ખાસ કરીને સૌરાષ્ટ્રમાં (૩૧.૨ ટકા) જ્યાં શહેરીકરણનું વલણ વધુ ઝડપી જણાયું છે, ત્યાં આ બાબત પર ખૂબ ધ્યાન આપવાની જરૂર છે.

### ધંધાકીય માળખું

વસ્તીની સમસ્યાના અભ્યાસમાં બીજી અગત્યની બાજુ ધંધાકીય દૃષ્ટિએ વસ્તીની વહેંચણીની છે. કુલ વસ્તીનો કેટલો ભાગ ખેતી ઉપર આધાર રાખે છે અને કેટલો ભાગ ઉદ્યોગો ઉપર તેના પરથી જ જે તે પ્રદેશના આર્થિક વિકાસની યોજનાઓનું સ્વરૂપ નક્કી કરી શકાય. અર્થતંત્રના કયા પાસા પર વધુ લક્ષ આપવાની જરૂર છે તે તેના પરથી જ નક્કી થઈ શકે. છેવટે તો આર્થિક વિકાસની ઝડપનો આધાર આપણે આપણાં મર્યાદિત સાધનોનો કેટલી સારી રીતે ઉપયોગ કરી શકીએ છીએ તેના પર જ રહે છે અને આ દિશામાં વસ્તીના ધંધાકીય માળખાનો અભ્યાસ ખૂબ જ માર્ગદર્શક બને.

નીચે ગુજરાતની વસ્તી ધંધાકીય દૃષ્ટિએ કેવી રીતે વહેંચાયેલી છે તેનો અંદાજી ખ્યાલ આપતો કોઠો મૂકયો છે જેનો ધ્યાનપૂર્વકનો અભ્યાસ ગુજરાતના આર્થિક આયોજનમાં માર્ગદર્શક નીવડે તેવી અનેક બાબતો તરફ સૂચન કરશે.

## ધંધાકીય દૃષ્ટિએ વસ્તીની વહેંચણી

| અનુ. નં. | જિલ્લો | વસ્તી આશરે (લાખમાં) | ખેતી (હજારમાં): માલિક-ખેડૂતો અને આશ્રિતો | બિનમાલિક-ખેડૂતો અને આશ્રિતો | ખેતમજૂરો અને આશ્રિતો | ખેતી નહિ કરતા જમીનદારો અને આશ્રિતો | કુલ | બીજા વ્યવસાયોમાં (હજારમાં): ખેતી સિવાયની ઉત્પાદક પ્રવૃત્તિઓ | વ્યાપાર | વાહન-વ્યવહાર | બીજી નોકરીઓ અને પરચૂરણ સાધનો | કુલ | ખેતીમાં રોકાયેલા (કુલ વસ્તીના) ટકા | બીજા વ્યવસાયોમાં રોકાયેલા, (કુલ વસ્તીના) ટકા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧) | (૨) | (૩) | (૪) | (૫) | (૬) | (૭) | (૮) | (૯) | (૧૦) | (૧૧) | (૧૨) | (૧૩) | (૧૪) | (૧૫) |
| ૧. | કચ્છ | ૬ | ૧૫૮ | ૫૪ | ૧૭ | ૯ | ૨૩૯ | ૧૦૮ | ૬૪ | ૧૪ | ૧૪૨ | ૩૨૯ | ૪૨.૧ | ૫૭.૯ |
| ૨. | જામનગર | ૬ | ૨૨૨ | ૩૩ | ૧૨ | ૧૦ | ૨૭૭ | ૧૩૦ | ૬૨ | ૨૩ | ૧૨૫ | ૩૩૯ | ૪૪.૮ | ૫૫.૨ |
| ૩. | રાજકોટ | ૯ | ૩૦૦ | ૫૮ | ૨૧ | ૧૨ | ૩૯૧ | ૧૭૧ | ૧૧૫ | ૨૬ | ૨૨૭ | ૫૩૯ | ૪૫.૦ | ૫૫.૦ |
| ૪. | સુરેન્દ્રનગર | ૫ | ૧૧૮ | ૭૮ | ૧૯ | ૧૩ | ૨૨૮ | ૧૦૪ | ૪૮ | ૯ | ૧૧૭ | ૨૭૮ | ૪૫.૦ | ૫૫.૦ |
| ૫. | ભાવનગર | ૯ | ૨૬૪ | ૬૭ | ૪૬ | ૨૦ | ૩૯૬ | ૧૬૦ | ૧૦૧ | ૨૫ | ૨૦૫ | ૪૯૧ | ૪૪.૭ | ૫૫.૩ |
| ૬. | જૂનાગઢ | ૧૦ | ૩૭૦ | ૭૮ | ૪૧ | ૧૨ | ૫૦૧ | ૧૫૬ | ૧૦૨ | ૨૫ | ૨૦૪ | ૪૮૭ | ૫૦.૭ | ૪૯.૩ |
| ૭. | અમરેલી | ૫ | ૧૯૨ | ૫૮ | ૪૪ | ૧૨ | ૩૦૬ | ૭૯ | ૪૫ | ૮ | ૯૯ | ૨૩૧ | ૫૭.૦ | ૪૩.૦ |
| ૮. | બનાસકાંઠા | ૮ | ૩૪૩ | ૧૮૪ | ૧૪ | ૧૨ | ૫૫૩ | ૭૫ | ૪૯ | ૯ | ૮૮ | ૨૨૧ | ૭૧.૪ | ૨૮.૬ |
| ૯. | સાબરકાંઠા | ૭ | ૪૫૬ | ૧૪ | ૨૫ | ૧૧ | ૫૦૫ | ૬૧ | ૩૮ | ૫ | ૭૫ | ૧૭૯ | ૭૩.૯ | ૨૬.૧ |
| ૧૦. | મહેસાણા | ૧૪ | ૬૭૦ | ૪૬ | ૮૩ | ૫૪ | ૮૫૨ | ૧૯૫ | ૧૧૨ | ૨૨ | ૨૧૩ | ૫૪૨ | ૬૮.૨ | ૩૧.૮ |
| ૧૧. | અમદાવાદ | ૧૭ | ૨૬૮ | ૧૧૨ | ૮૭ | ૩૦ | ૪૯૬ | ૫૫૪ | ૨૪૦ | ૪૩ | ૩૪૨ | ૧,૧૭૯ | ૨૯.૭ | ૭૦.૩ |
| ૧૨. | ખેડા | ૧૬ | ૭૮૯ | ૧૯૪ | ૧૦૮ | ૫૬ | ૧,૧૪૭ | ૧૪૮ | ૯૭ | ૧૬ | ૨૦૪ | ૪૬૬ | ૭૧.૧ | ૨૮.૯ |
| ૧૩. | પંચમહાલ | ૧૧ | ૭૮૫ | ૧૪૧ | ૨૮ | ૭ | ૯૬૨ | ૫૩ | ૪૪ | ૧૧ | ૭૯ | ૧૮૭ | ૮૩.૮ | ૧૬.૨ |
| ૧૪. | વડોદરા | ૧૨ | ૪૬૯ | ૧૦૪ | ૧૪૮ | ૩૦ | ૭૫૨ | ૧૧૬ | ૯૦ | ૨૪ | ૨૧૩ | ૪૪૨ | ૬૩.૦ | ૩૭.૦ |
| ૧૫. | ભરૂચ | ૮ | ૨૭૯ | ૯૩ | ૧૫૨ | ૧૫ | ૫૩૮ | ૫૩ | ૩૮ | ૭ | ૧૦૮ | ૨૦૬ | ૭૨.૪ | ૨૭.૬ |
| ૧૬. | સુરત | ૧૯ | ૬૭૪ | ૨૩૯ | ૨૮૫ | ૧૮ | ૧,૨૧૫ | ૨૮૧ | ૧૨૫ | ૪૭ | ૨૮૬ | ૭૩૯ | ૬૨.૩ | ૩૭.૭ |
| ૧૭. | ડાંગ | ૧ | ૪૧ | .૩ | ૧ | — | ૪૨ | ૧ | .૩ | — | ૨ | ૫ | ૮૯.૪ | ૧૦.૬ |
| | કુલ ગુજરાત | ૧૬૩ | ૬,૩૯૭ | ૧,૫૫૩ | ૧,૧૩૦ | ૩૨૨ | ૯,૪૦૨ | ૨,૪૪૮ | ૧,૩૭૨ | ૩૧૪ | ૨,૭૨૭ | ૬,૮૬૦ | ૫૭.૭ | ૪૨.૩ |

ઉપર જણાવ્યા મુજબ, પ્રથમ પંચવર્ષીય યોજના પહેલાં લગભગ ૧૩,૩૦૦ એકર જમીનને પાણી પૂરું પાડતી હાથમતી અને ખારી-કટની અને ૧૫,૮૦૦ એકર જમીનમાં સિંચાઈ કરતી મેશ્વોની નહેર બંધાયેલી હતી.

## આઝાદી પછી સિંચાઈનો વિકાસ

સ્વતંત્રતા મેળવ્યા બાદ, દેશમાં અનાજની અછત તીવ્ર બની. અનાજની આયાત ઘટાડવા તથા અનાજનું ઉત્પાદન વધારવા સરકારે યોગ્ય પગલાં ભર્યાં. અનાજનો પાક વધારવામાં સિંચાઈ મદદગાર થતી હોવાથી સારાય દેશમાં નદીની નહેર યોજનાઓને મહત્ત્વ આપવામાં આવ્યું.

પહેલી પંચવર્ષીય યોજનામાં રૂ. ૫૦ લાખથી વધુ ખર્ચે હાથ ધરવામાં આવેલી યોજનાઓની યાદી નીચે મુજબ છે:

| યોજના | કિંમત (લાખમાં) | કેટલા એકરને જમીનને લાભ મળશે? (લાખ એકરમાં) |
|---|---|---|
| રંધોળા | ૬૧.૫ | ૦.૧૦ |
| બ્રાહ્મણી | ૯૦.૯ | ૦.૨૭ |
| સસોઈ | ૭૬.૦ | ૦.૦૯ |
| મોજ | ૯૫.૬ | ૦.૧૧ |
| મહી (જમણા કાંઠાની) | ૨૨૭૦.૪ | ૪.૬૦ |
| કાકરાપાર | ૧૮૬૫.૦ | ૬.૫૪ |
| હિરણ | ૫૧.૫ | ૦.૦૬ |
| આજી | ૮૦.૦ | ૦.૦૩ |
| મચ્છુ–૧ | ૧૨૪.૬ | ૦.૨૨ |
| ભોગાવો–૧ | ૫૭.૪ | ૦.૦૪ |
| રુદ્રમાતા | ૫૩.૯ | ૦.૧૫ |
| મોટી ફતેહવાડી | ૫૯.૨ | ૦.૫૩ |
| પાટાડુંગરી | ૬૩.૮ | ૦.૧૨ |
| કચરડ | ૯૯.૯ | ૦.૧૫ |

બીજી યોજનામાં સિંચાઈના વિકાસ પ્રત્યે વધુ ધ્યાન આપવામાં આવ્યું. ગુજરાતમાં જળસિંચાઈની મોટી અને મધ્યમ કદની ૨૬ યોજનાઓ છે. રૂ. ૧૧૭ કરોડના ખર્ચે પૂરી થનારી આ યોજનાઓ ૨૫ લાખ ૪૦ હજાર એકર જમીનમાં સિંચાઈ કરશે. આમાંની ૧૬ યોજનાઓને નિયોજન કમિશને બહાલી આપી છે.

બીજી પંચવર્ષીય યોજનામાં નીચેની યોજનાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે દરેક યોજના રૂ. ૧ કરોડથી વધુ ખર્ચની છે.

| યોજના | ખર્ચ (કરોડ) | કેટલી જમીનને સિંચાઈનો લાભ મળશે? (લાખ એકરમાં) |
|---|---|---|
| ઉકાઈ | ૨૮.૯૭ | ૩.૯૨ |
| મહી (બીજો તબક્કો) | | |
| કડાણા | ૧૫.૩૫ | ૬.૮૧ |
| બનાસ (દાંતીવાડા) | ૯.૧૧ | ૧.૧૦ |
| સરસ્વતી | ૧.૮૩ | ૦.૪૦ |
| હાથમતી | ૧.૮૪ | ૦.૫૯ |
| શામળાજી (મેશ્વો) | ૧.૦૨ | ૦.૩૭ |
| નર્મદા (ભરૂચ) | ૪૩.૧૦ | ૯.૬૩ |
| ખોડિયાર | ૧.૨૬ | ૦.૧૯ |
| શેત્રુંજી | ૪.૨૮ | ૦.૮૦ |
| ભાદર | ૨.૯૫ | ૦.૪૫ |
| મચ્છુ (બીજો તબક્કો) | ૧.૭૩ | ૦.૨૯ |

પહેલી યોજનામાંથી ચાલુ રહેલી યોજનાઓ પાછળ બીજી પંચવર્ષીય યોજનામાં રૂ. ૧૯ કરોડ ૬૬ લાખના ખર્ચની જોગવાઈ કરવામાં આવી છે. આ ઉપરાંત મોટી અને મધ્યમ કદની નવી યોજનાઓ માટે રૂ. ૨૨ કરોડ ૯૯ લાખની જોગવાઈ કરવામાં આવી છે. પહેલી અને બીજી પંચવર્ષીય યોજનાઓની પ્રગતિ જોતાં વધારાની ૬ લાખ ૨૦ હજાર એકર જમીનમાં સિંચાઈની સગવડ મળશે.

## વધુ વિકાસની તક

પહેલી અને બીજી પંચવર્ષીય યોજનામાં સમાવવામાં આવેલી મોટી અને મધ્યમ કક્ષાની રૂ. ૨૦૦ કરોડની ૬૭ યોજનાઓનો પૂરેપૂરો વિકાસ થતાં વધારાની ૧૫ લાખ હેક્ટર (૩૭ લાખ એકર) જમીનને જળસિંચાઈની સગવડ મળશે. પહેલી અને બીજી પંચવર્ષીય યોજનાઓની નાની યોજનાઓથી સિંચાઈ થતા વિસ્તારને બાકાત રાખતાં કુલ ૧૨ લાખ ૭૦ હજાર હેક્ટર (૪૩ લાખ ૬૦ હજાર એકર) જમીન સિંચાઈ હેઠળ આવશે. નાની સિંચાઈ યોજનાઓથી પાણી મેળવતા વિસ્તારની ગણતરી કરીએ તોપણ સિંચાઈનો કુલ વિસ્તાર ખેડાણવાળી જમીનના ૩૦ ટકાથી વધશે નહિ. હજીય સિંચાઈની સગવડોની વધુ માગણી રહેવાની.

પહેલી બે પંચવર્ષીય યોજનાઓની સિંચાઈ યોજનાઓ સાબરમતી સિવાયની બધી મહત્ત્વની નદીઓને આવરી લે છે. પરંતુ, આ નદીઓનો જળપ્રવાહ હજી ખૂટી ગયો નથી. આથી ત્રીજી અને તે પછીની પંચવર્ષીય યોજનાઓમાં એનો ઉપયોગ કરવાની ઘણી તક છે.

સંખ્યાબંધ યોજનાઓની તપાસ થઈ છે અથવા તપાસ થઈ રહી છે. સાબરકાંઠા, ખેડા અને અમદાવાદ જિલ્લાઓને લાભ આપનારી સાબરમતી અને વાત્રક નદીની મહત્ત્વની યોજનાઓની તપાસ થઈ છે.

મહીની શાખા પર પાનમના જળાગારની યોજનાની તપાસ અને સર્વે થનાર છે.

ગુજરાતની આબાદીમાં મોટો ફાળો આપનાર મહત્ત્વની યોજના નર્મદાની છે. નર્મદા પર ભરૂચ ખાતેના બંધથી આ યોજનાની શરૂઆત થશે. વીજળી માટેની પુનસા યોજના પૂરી થતાં નર્મદામાં ઓછામાં ઓછા ૧૭,૦૦૦ ક્યુસેક પાણીનો પ્રવાહ રહેશે. બરવાહા અને હરણ-ફાળ બંધ પૂરા થતાં નર્મદાનો પાણીપ્રવાહ વધીને ૨૦,૦૦૦ ક્યુસેક થશે. બારમાસી પાણીના પ્રવાહવાળી સૌથી મોટી નહેર યોજના ભારતમાં કદાચ આ જ હશે. ભરૂચ વિસ્તાર માટે જરૂરી પાણી રાખીને આ પાણી નર્મદાના ઊંચા લેવલની નહેરમાં વાળી શકાશે. આ નહેર યોજના-ની વીરમગામ સુધી તપાસ થઈ છે. વધુ તપાસ ચાલુ છે. નવાગામથી શરૂ થઈ આ યોજના અમદાવાદ નજીક મહી અને સાબરમતી ઓળંગી કંડલા સુધી વિસ્તરે છે. બીજી યોજનાઓથી બાકી રહેલો ઘણોખરો વિસ્તાર નર્મદાના પાણીથી સિંચાઈ હેઠળ આવી જશે.

લાખો એકરના કચ્છના રણનો પ્રદેશ સપાટ અને દરિયાઈ સપાટી-થી થોડાક ફૂટ ઊંચો છે. એમાં ત્રીજાથી ઓછા ભાગના વિસ્તારમાં દરિયાની અસર થાય છે. બાકીના વિસ્તારમાં નદીનાં પાણી ફરી વળે છે. આથી મોટા ભાગની જમીનને ખેડાણલાયક બનાવી શકાય એમ છે. ૨૩° ઉપરની જમીનમાં નીચેની જમીન કરતાં ક્ષાર ઓછો હોવાથી ક્ષાર દૂર કરવાનાં યોગ્ય પગલાં ભરીને એ જમીન ખેડાણયોગ્ય બનાવી શકાય.

દક્ષિણની જેમ આ જમીન પણ કપાસ માટેની કાળી જમીન છે. આ ફળદ્રુપ જમીનમાં પાણી ધારણ કરવાની શક્તિ છે. પાક માટેનાં ખેતરોમાં ક્ષારનું તત્ત્વ ૦.૨ ટકાથી ઓછું હોવું જોઈએ. કચ્છના રણમાં ૦.૭ ટકાથી ૩ ટકા ક્ષારનું તત્ત્વ હોવાથી સૌથી પ્રથમ ક્ષારનું તત્ત્વ ઘટાડવાની જરૂર છે. રણમાં વહેતી બનાસ અને અન્ય નદીઓમાંથી સિંચાઈ કરીને ક્ષારનું આ તત્ત્વ ઘટાડી શકાય. નર્મદાની યોજના પણ આ જમીનને ખેડાણયોગ્ય કરી તેમાં સિંચાઈ કરી શકે. આમ થાય તો, રણના ઉત્તરના અર્ધા ભાગમાં પણ ત્રણ લાખ એકર જમીન ખેડાણ માટે મળી શકે. પાછળથી દક્ષિણનો વિસ્તાર પણ ખેડાણયોગ્ય બનાવી શકાય.

આમ જળસિંચાઈની પ્રગતિ થતાં સૂકા પ્રદેશને અનાજનો ફળ-દ્રુપ વિસ્તાર બનાવી શકાય. ગુજરાત પણ દેશને અનાજની બાબતમાં સ્વાવલંબી બનાવવામાં મોટો ફાળો આપી શકે.

### ગુજરાતમાં વીજળીનો વિકાસ

નર્મદા, તાપી અને મહી જેવી કેટલીક નદીઓનાં પાણી વીજળી પેદા કરવાની સારી શકયતા ધરાવે છે. કોલસો, લિગ્નાઈટ, પાણી, યુરે-નિયમ અને થોરિયમ રિએક્ટર, પ્રાકૃતિક અને રિફાઈનરી ગૅસ, મોજાં, પવન, જીઓ-થર્મલ અને સૂર્યનાં કિરણો વગેરે વીજળી પેદા કરવા માટે ભારતમાં મળી આવતાં પ્રાથમિક સાધનો છે. પરંતુ, વીજળી પેદા કરવા માટે હજી સુધી તેનો સાવ નજીવો ઉપયોગ થયો છે.

કોલસાની ખાણો ગુજરાતથી ઘણી દૂર હોવાથી કોલસો લાવવ ઘણો મોંઘો પડે અને વાહનવ્યવહાર પરનો બોજો વધે. લિગ્નાઈટ મળી આવે તો વીજળી પેદા કરવા માટે તેનો ઉપયોગ થઈ શકે. ખંભાતના તેલક્ષેત્રનો વ્યાપારી ધોરણે વિકાસ થયા પછી પ્રાકૃતિક અને રિફાઈનરી ગૅસનો વીજળી પેદા કરવા માટે ઉપયોગ કરી શકાશે.

સૌરાષ્ટ્રમાં મોજાંમાંથી વીજળી પેદા કરવા અંગેની તપાસ થઈ હતી, પરંતુ, કોલસા કરતાં મોંઘી અને આર્થિક રીતે પોષણક્ષમ નહોતી. ભારતનું પ્રથમ અણુ સ્ટેશન ગુજરાતને વીજળી પૂરી પાડશે. ગુજરાતમાં સસ્તી વીજળી પેદા કરવા માટે અત્યારે મળી શકતું એકમાત્ર સાધન પાણી છે. પરંતુ, આ સાધનનો ઉપયોગ કરવામાં આવ્યો નથી. જળ-વિદ્યુત પેદા કરવાની દેશની કુલ શકયતા અંદાજે ૩૫૦ લાખ કિ. વૉ. છે. જળવિદ્યુત પેદા કરવી સસ્તી છે, કારણ કે, બળતણની જરૂર પડતી નથી. પાણી, કોલસા અને ડિઝલમાંથી વીજળી પેદા કરવાનો સરેરાશ ખર્ચ દર કિ. વૉ. દીઠ અનુક્રમે ૧.૨, ૩ અને ૨૫ નવા પૈસા આવે છે. કોલસાની ખાણોથી દૂરના વિસ્તારોમાં કોલસાથી વીજળી પેદા કર-વાના ખર્ચની સરખામણીમાં અણુશક્તિથી વીજળી પેદા કરવાનો ખર્ચ કિ. વૉટે ૩.૫ થી ૪ નવા પૈસા આવે છે.

અત્રે એ જાણવું રસપ્રદ થઈ પડશે કે, ગુજરાતમાં સૌ પ્રથમ ૧૮૮૩માં એક ખાનગી કંપનીએ સુરતમાં થર્મલ પાવર સ્ટેશન બાંધ્યું હતું. બીજા વર્ષે તાપી નદીમાં આવેલા ભારે પૂરના પાણીથી આ આખુંય સ્ટેશન ડૂબી જતાં આ સ્ટેશન લાંબો સમય ચાલ્યું નહિ. ત્યાર બાદ, સુરત શહેરની વીજળીની માગને પહોંચી વળવા એક ખાનગી કંપનીએ ડિઝલ સ્ટેશનની સ્થાપના કરી હતી.

આજે ગુજરાત રાજ્યમાં સંખ્યાબંધ ખાનગી કંપનીઓ અને રાજ્ય વીજળીબોર્ડ છે. વીજળીશક્તિના વિકાસના હાલના તબક્કામાં સાબરમતીનું અમદાવાદ વીજળી કંપનીનું થર્મલ પાવર સ્ટેશન અને ઉતરાણનું વીજળીબોર્ડનું થર્મલ પાવર સ્ટેશન મુખ્ય છે.

આ બધાં થર્મલ સ્ટેશન છે. વીજળી પેદા કરવા માટે પાણીનો ઉપયોગ કરાયો નથી. બહુલક્ષી ઉકાઈ યોજનામાં વીજળી પેદા કરવાની યોજના હજી હમણાં જ શરૂ થઈ છે. ૬૦ ટકા દબાણથી તે લગભગ ૯૦,૦૦૦ કિ. વૉ. વીજળી પેદા કરશે. નર્મદા નદીના પ્રવાહમાં પુનસા, બરવાહા, હરણફાળ અને નવાગામ વગેરે સ્થળોએ વીજળી પેદા કરી શકાય એમ છે. ગુજરાતમાં આવેલા નવાગામમાં ૬૦ ટકા દબાણથી ૫,૮૭,૦૦૦ કિ. વૉ. વીજળી ઉત્પન્ન કરવાની શકયતા છે. ગુજરાતમાં પાણીમાંથી કુલ્લે દસ લાખ કિ. વૉ. વીજળી પેદા કરવાની શકયતા છે.

આ લેખ પૂરતા ગુજરાતના આપણે ચાર ભાગ પાડીએ. ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ.

અમદાવાદ વીજળી કું. મુખ્યત્વે કરીને ગુજરાતને વીજળી પૂરી પાડે છે. પહેલી પંચવર્ષીય યોજનાના અંતે એની સ્થાપિત શક્તિ ૧,૪૨,૫૦૦ કિ. વૉ.ની હતી. આ સ્ટેશનમાંથી દક્ષિણમાં વડોદરા

## વીજળીકરણ

(ગુજરાત ઈલેક્ટ્રિસિટી બોર્ડ, અમદાવાદ.)

ગુજરાતના નવા રચાયેલા રાજ્યના ઉદ્યોગ, ખેતી અને સામૂહિક વિકાસનાં કામોની પ્રગતિનો આધાર વિદ્યુતશક્તિ પર હોવાથી ગુજરાતની સરકારે ૧૯૪૮ના વીજળી પુરવઠા ધારા હેઠળ ૧૯૬૦ના મેની પહેલીએ રાજ્યનો જન્મ થતાંની સાથે જ ગુજરાત વિદ્યુતમંડળની રચના કરવાનું સુત્ય પગલું ભર્યું છે. રાજ્યભરમાં—ખાસ કરીને જે વિસ્તારોમાં હજી સુધી વિદ્યુતશક્તિ પૂરી પાડવામાં આવી નથી ત્યાં—વિદ્યુતશક્તિની પેદાશ, પુરવઠા અને વહેંચણીના સુયોજિત વિકાસની જવાબદારી આ મંડળને સોંપવામાં આવી છે.

ગુજરાતનાં દેશી રજવાડાંઓમાં વીજળીની પેદાશ મુખ્યત્વે કરીને દીવાઓ માટે કરવામાં આવી હતી. મોટાં શહેરોમાં રાજ્યની માલિકીનાં કે ખાનગી સાહસનાં પાવર સ્ટેશનો હતાં. ૧૯૪૭માં દેશ સ્વતંત્ર થતાં મુંબઈ, સૌરાષ્ટ્ર અને કચ્છની સરકારોએ અગાઉના દેશી રજવાડાંઓનાં પાવર સ્ટેશનોનો કબજો લઈ નાના પાયા પર વિદ્યુતશક્તિના વિકાસનો કાર્યક્રમ હાથ ધર્યો. પાછળથી આયોજન થતાં ભારત સરકારે ૧૯૪૮માં વીજળી પુરવઠાનો ધારો ઘડયો. આ ધારા હેઠળ રાજ્યોએ વીજળી બોર્ડની રચના કરી, જેથી કરીને રાજ્યો પાડોશી રાજ્ય સાથે સમજૂતી કરીને આંતરરાજ્ય ધોરણે કે રાજ્યમાં વિદ્યુતશક્તિના વિકાસના કાર્યક્રમને સુયોજિત કરવા ખાનગી પાવર સ્ટેશનો પર અંકુશ રાખી શકે અને રાજ્યનાં પાવર સ્ટેશનનો કબજો લઈ શકે.

૧૯૫૧માં પ્રથમ પંચવર્ષીય યોજના શરૂ થઈ ત્યારે ગુજરાતમાં ખાનગી અને જાહેર ક્ષેત્રમાં વિદ્યુતની કુલ સ્થાપિત શક્તિ ૧,૨૮,૬૬૦ કિ. વૉટ્સ હતી અને ટ્રાન્સમિશન લાઈન આશરે ૧૫૦ માઈલની હતી. આશરે ૮૮ ગામોનું વીજળીકરણ થયું હતું. પહેલી પંચવર્ષીય યોજનાના અંતે ગુજરાતની કુલ સ્થાપિત વિદ્યુતશક્તિ ૨,૧૫,૫૯૦ કિ. વૉ. થઈ હતી. ટ્રાન્સમિશન લાઈન ૭૫૩ માઈલની હતી. અને ૧૮૭ ગામોનું વીજળીકરણ થયું હતું. હવે ત્રીજી પંચવર્ષીય યોજના શરૂ થવાની તૈયારી છે. ત્યારે ગુજરાત વિદ્યુત મંડળે ઉત્પાદન વધારવા માટે, વીજળીની પેદાશ અને પ્રસરણનો વિશાળ કાર્યક્રમ ઘડયો છે. વિદ્યુતશક્તિના વિકાસ માટે ગુજરાતના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે; ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ. ઉત્તર ગુજરાતમાં મુખ્યત્વે કરીને સાબરમતીમાં આવેલી અમદાવાદ વીજળી કંપની વિદ્યુત પેદા કરે છે. તેની કુલ સ્થાપિત શક્તિ ૧,૫૭,૫૦૦ કિ. વૉ. છે. આ કંપની અમદાવાદ શહેર અને ઉત્તર ગુજરાતની ગ્રીડ યોજનાને વીજળી પૂરી પાડે છે. આ પ્રદેશમાં વીજળીના ઉત્પાદન અને વહેંચણીમાં થયેલી નોંધપાત્ર પ્રગતિનો ખ્યાલ નીચેના આંકડાઓ પરથી આવી શકશે:

| | ૧૯૫૬ | ૧૯૬૦ |
|---|---|---|
| ઉ. ગુજરાતની વધુમાં વધુ માગ | ૧૫,૦૦૦ કિ. વૉ. | ૨૨,૫૦૦ કિ. વૉ. |
| મુખ્ય ઉદ્યોગો | ૨૫ | ૩૬ |
| વીજળી મેળવતાં શહેર અને ગામો | ૫૮ | ૧૬૭ |
| વાપરનારાઓની સંખ્યા | ૩૮૯૦ | ૨૪૫૦૦ |

દક્ષિણ ગુજરાતમાં સુરત નજીક તાપીના કિનારે ઉતરાણનું થર્મલ સ્ટેશન આવેલું છે. તેની શક્તિ ૬૭,૫૦૦ કિ. વૉ. છે. સુરતનાં લાઈસન્સ ધરાવનારાઓ ઉપરાંત, નવસારી, બીલીમોરા, વલસાડ અને વડોદરાના ઉદ્યોગોને પણ આ સ્ટેશનમાંથી વીજળી પૂરી પાડવામાં આવે છે. આ પ્રદેશની વીજળીની વધતી જતી માગને પહોંચી વળવા માટે ઉતરાણના થર્મલ સ્ટેશનમાં વધુ ૩૦,૦૦૦ કિ. વૉ. વીજળી પેદા કરવાની યોજના વિચારણા હેઠળ છે.

જૂનાગઢ નજીક શાહપુર, જામનગર નજીક સિક્કા, અને પોરબંદરનાં નાનાં સ્ટીમ સ્ટેશનો તથા છૂટાછવાયાં ડિઝલ સ્ટેશનો સૌરાષ્ટ્રને વિદ્યુતશક્તિ પૂરી પાડે છે. આ સઘળાં સ્ટેશનોની કુલ સ્થાપિત શક્તિ આશરે ૮૪,૦૦૦ કિ. વૉ. છે. સૌરાષ્ટ્રમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ વધતાં ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે વિદ્યુતશક્તિની માગ વધીને ૧,૨૫,૦૦૦ કિ. વૉ. થવાનો અંદાજ છે. ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન, ખંભાત નજીક ધુવારણમાં નંખાનારા થર્મલ સ્ટેશનમાંથી ગ્રીડ લાઈન લઈને સૌરાષ્ટ્રને ૬૫,૦૦૦ કિ. વૉ. વીજળી પૂરી પાડવામાં આવશે. સૌરાષ્ટ્રમાં અત્યારે ૧૮૦ શહેરો અને ગામોમાં ૬૫,૦૦૦ ગ્રાહકોને વીજળી પૂરી પાડવામાં આવે છે.

કચ્છમાં નાનાં ડિઝલ સ્ટેશનો ભૂજ, માંડવી અને અંજારને વીજળી પૂરી પાડે છે. કંડલામાં મધ્યસ્થ થર્મલ સ્ટેશન સ્થપાતાં અને ટ્રાન્સમિશન તથા વહેંચણી પદ્ધતિની પ્રાથમિક વ્યવસ્થા થતાં આ પ્રદેશમાં વીજળી પુરવઠાનો મક્કમ પાયો નંખાશે. કંડલા થર્મલ સ્ટેશનની સ્થાપિત શક્તિ ૬,૦૦૦ કિ. વૉ. ની હશે. આ પ્રદેશનાં ૪૧ ગામોને વીજળી પૂરી પાડવામાં આવે છે.

ગુજરાતની ત્રીજી પંચવર્ષીય યોજનામાં ધુવારણમાં ૧૫૦/૧૮૭.૫ મે. વૉ. નું થર્મલ સ્ટેશન, અમદાવાદના થર્મલ સ્ટેશનને ગ્રીડ યોજના

સાથે સાંકળવા તથા સૌરાષ્ટ્રને ગ્રીડ યોજનાથી વીજળી પૂરી પાડવાની યોજના છે. ખંભાતના થર્મલ સ્ટેશનથી ૧૩૨ કિ. વોલ્ટેજની ગ્રીડ લાઈન દ્વારા ગોંડલ ખાતે વીજળી મેળવી સૌરાષ્ટ્રને વીજળી પૂરી પાડવામાં આવશે.

ઉકાઈની યોજના પૂરી થતાં ૧૧૦ મે. વૉ. વીજળી પેદા થવાનો અંદાજ છે. આ સ્ટેશનને ૧૩૨ કિ. વૉલ્ટેજ લાઈનથી ગ્રીડ સાથે સાંકળવામાં આવશે. બીલીમોરાથી ૬૬ કિ. વૉલ્ટેજ લાઈન વિસ્તારીને ગુજરાતના છેક દક્ષિણમાં આવેલા વિસ્તારોને ગ્રીડથી વીજળી પૂરી પાડવામાં આવશે.

મહારાષ્ટ્રના થાણા જિલ્લામાં નંખાનારા ભારત સરકારના અણુશક્તિ મથકમાંથી ગુજરાતને ૧૫૦ મે. વૉ. વીજળી મળશે. નર્મદા નદીની યોજનાથી કુલ ૨,૦૦૦ મે. વૉ. વીજળી ઉત્પન્ન થવાનો અંદાજ છે. તેમાંથી શરૂઆતમાં લગભગ ૪૪૦ મે. વો. વીજળી પેદા થશે.

દસ હજાર કે તેથી ઓછી વસ્તીવાળા ૧૮,૬૮૬ શહેરો ગુજરાતમાં છે. ગુજરાતની ૭૨ ટકા વસ્તી પાંચ હજારથી ઓછી વસ્તીવાળાં નાનાં ગામડાંમાં રહે છે. નીચેના કોઠા પરથી ગામડાં અને શહેરોમાં પહોંચેલી વીજળીનો ખ્યાલ આવશે:

| વસ્તી | '૬૧ની વસ્તી ગણતરી પ્રમાણે કુલસંખ્યા | '૬૯ના માર્ચ સુધીમાં થયેલું વીજળીકરણ | '૭૧ના માર્ચ સુધીમાં થનારું વીજળીકરણ |
|---|---|---|---|
| લાખ અને તેથી વધારે | ૬ | ૬ | ૬ |
| ૫૦,૦૦૦–૧,૦૦,૦૦૦ | ૪ | ૪ | ૪ |
| ૨૦,૦૦૦–૫૦,૦૦૦ | ૩૬ | ૩૬ | ૩૬ |
| ૧૦,૦૦૦–૨૦,૦૦૦ | ૪૧ | ૩૭ | ૪૧ |
| ૫,૦૦૦–૧૦,૦૦૦ | ૧૫૧ | ૮૫ | ૧૩૫ |
| ૫,૦૦૦થી નીચે | ૧૮,૫૩૫ | ૪૦૬ | ૫૩૦ |
| | ૧૮,૭૭૩ | ૫૭૪ | ૭૫૨ |

હજી ૧૮,૦૦૦ ગામોને વીજળી પૂરી પાડવાની બાકી રહે છે. ગામડાંની પ્રજાનું જીવનધોરણ સુધારવાના આશયથી ત્યાં વીજળીશક્તિનું વહન કરવાનો પ્રશ્ન ગુજરાત વિદ્યુત મંડળ સમક્ષ છે. વિદ્યુત શક્તિના ઉત્પન્ન અને વહેંચણીનો પ્રશ્ન માત્ર સાધનોનો જ નથી, પરંતુ, આર્થિક પોષણક્ષમતાનો પણ છે. સરકાર સારા પ્રમાણમાં સબસીડી ન આપે તો વીજળીનો ઉપયોગ ખૂબ ઓછો છે તેવાં સ્થળોમાં વીજળી પૂરી પાડવી ખૂબ જ મોંઘી અગર આર્થિક રીતે પોષણક્ષમ હોતી નથી. ત્રીજી યોજના દરમ્યાન, રૂ. ૭ કરોડ ૩૯ લાખના ખર્ચે ગુજરાતનાં વધારાનાં ૬૯૫ ગામોને વીજળી પૂરી પાડવાની ગુજરાત વિદ્યુત મંડળની યોજના છે.

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)



સુધી ૬૬ કિ. વોલ્ટેજની ટ્રાન્સમિશન લાઈન અને ઉત્તરમાં કલોલ સુધી ૩૩ કિ. વૉલ્ટેજની લાઈન લંબાવવામાં આવી હતી.

ઉતરાણનું વીજળી સ્ટેશન મુખ્યત્વે કરીને દક્ષિણ ગુજરાતમાં વીજળી પૂરી પાડે છે. પહેલી યોજનાને અંતે તેની સ્થાપિત શક્તિ ૨૨,૫૦૦ કિ. વૉ.ની હતી. ઉતરાણના વીજળી સ્ટેશનમાંથી સુરત, નવસારી, બીલીમોરા, રાંદેર, વલસાડ અને ગ્રામ વિસ્તારોને વીજળી પૂરી પાડવામાં આવે છે.

સૌરાષ્ટ્રમાં (અમરેલી જિલ્લા સહિત) કોઈ મોટી ગ્રીડ યોજના નથી. છૂટાછવાયા નાના અને મધ્યમ કદનાં સ્ટેશનો સૌરાષ્ટ્રને વીજળી પૂરી પાડે છે. પ્રથમ પંચવર્ષીય યોજનાને અંતે તેની કુલ શક્તિ ૨૬,૦૦૦ કિ. વૉ.ની હતી. તે વખતે આ પ્રદેશમાં બે મહત્ત્વનાં થર્મલ સ્ટેશનો હતાં. ૮,૦૦૦ કિ. વૉ.ની શક્તિવાળું રાજ્યની માલિકીનું સિક્કાનું સ્ટીમ સ્ટેશન અને ૪,૦૦૦ કિ. વૉ.ની શક્તિવાળું ભાવનગરનું ખાનગી સ્ટીમ સ્ટેશન.

કચ્છમાં નાનાં નાનાં ડિઝલ સ્ટેશનો હતાં. પ્રથમ યોજનાના અંતે એની કુલ સ્થાપિત શક્તિ ૧૯૫૦ કિ. વૉ. હતી.

આમ પ્રથમ પંચવર્ષીય યોજનાની શરૂઆતમાં ગુજરાતની કુલ સ્થાપિત વિદ્યુતશક્તિ આશરે ૧,૨૮,૭૦૦ કિ. વૉ. હતી જે યોજનાને અંતે વધીને ૨,૧૫,૬૦૦ કિ. વૉ. થઈ.

બીજી યોજનામાં વિકાસ

બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન, ચાલુ પાવર સ્ટેશનોના વિસ્તારની તથા નવી સંખ્યાબંધ યોજનાઓ હાથ ધરવામાં આવી. ઉત્તર ગુજરાતમાં અમદાવાદ વીજળી કંપનીના પાવર સ્ટેશનની શક્તિમાં ૪૫,૦૦૦ કિ. વૉ.નો વધારો કરવાની યોજના હતી. તેમાંથી ૧૫,૦૦૦ કિ. વૉ.નો 'સેટ' શરૂ થતાં તેની સ્થાપિત શક્તિ વધીને ૧,૫૭,૫૦૦ કિ. વૉ. થઈ છે. ૩૦,૦૦૦ કિ. વૉ.નો બીજો જનરેટિંગ સેટ ત્રીજી યોજનાની શરૂઆતમાં શરૂ થવા સંભવ છે. ઉત્તર ગુજરાતની ગ્રીડને ૬૬ કિ. વૉલ્ટેજ લાઈનથી સાબરમતીથી મહેસાણા સુધી વિસ્તારવામાં આવી છે. મહેસાણાથી સિદ્ધપુર થઈ પાલનપુર સુધી ૬૬ કિ. વૉલ્ટેજની ટ્રાન્સમિશન લાઈન વિસ્તારવાનું કામ હાથ પર છે. વડોદરા, અમદાવાદ વચ્ચે બારેજડી ખાતેથી ૬૬ કિ. વૉલ્ટેજની લાઈન સુરેન્દ્રનગર લઈ જવાની યોજના પણ હાથ પર છે. ડીસા, પાટણ, રાધનપુર, ખેરાળુ, ડભોડા, વીસનગર, વડનગર વગેરે સ્થળોએ વીજળી પૂરી પાડવાનું કામ પણ ચાલુ છે.

દક્ષિણ ગુજરાતમાં, ઉતરાણના પાવર સ્ટેશનમાં ૧૫,૦૦૦ કિ. વૉના એક એવા ત્રણ જનરેટિંગ સેટ શરૂ થતાં વધારાની ૪૫,૦૦૦ કિ. વૉ. વીજળીશક્તિ વધી છે. આથી ઉતરાણ પાવર સ્ટેશનની કુલ સ્થાપિત શક્તિ ૬૭,૫૦૦ કિ. વૉ. થઈ છે. ઉતરાણથી ભરૂચ થઈ વડોદરા સુધી ૬૬ કિ. વૉલ્ટેજની ટ્રાન્સમિશન લાઈન નાખીને ઉત્તર અને દક્ષિણ ગુજરાતની ગ્રીડ યોજનાને સાંકળી લેવામાં આવી છે.

સૌરાષ્ટ્રમાં ભાવનગર અને સિક્કા એ બંને પાવર સ્ટેશનોમાં આઠ આઠ હજાર કિ. વૉ. વિદ્યુતશક્તિ વધારવામાં આવી છે. પોરબંદર અને શાહપુરમાં બે નવાં સ્ટીમ પાવર સ્ટેશનોનું બાંધકામ શરૂ કરવામાં આવ્યું છે. પોરબંદરમાં પાંચ હજાર કિ. વૉ.ના ૩ સેટ થઈ ૧૫,૦૦૦ કિ. વૉ. વિદ્યુતશક્તિનું સ્ટેશન થશે. શાહપુરમાં પાંચ પાંચ હજાર કિ. વૉ.ના બે સેટ અને ત્રણ ત્રણ હજાર કિ. વૉ.ના બે સેટ થઈ કુલ ૧૬,૦૦૦ કિ. વૉ. વિદ્યુતશક્તિનું સ્ટેશન થશે. પોરબંદરમાં બે સેટ શરૂ થઈ ગયા છે અને બાકીનો સેટ ટૂંક સમયમાં શરૂ થશે. શાહપુરમાં પણ ૩,૦૦૦ કિ. વૉ.ના બે સેટ શરૂ થઈ ગયા છે. અને બાકીના સેટ ત્રીજી યોજનાના પ્રારંભમાં શરૂ થશે. શાહપુર થર્મલ સ્ટેશનની વિદ્યુતશક્તિ ૩૩,૦૦૦ વૉ. સુધી વધારવામાં આવી છે. આ વીજળી જૂનાગઢ, ધોરાજી, ઉપલેટા, માણાવદર, કેશોદ, માંગરોળ, વેરાવળ અને કોડીનાર વિસ્તારને પૂરી પાડવામાં આવે છે. જૂનાગઢ જિલ્લો લગભગ આખો અને રાજકોટ જિલ્લાના અમુક ભાગને શાહપુરના સ્ટેશનમાંથી વીજળી આપવામાં આવે છે. પોરબંદર વિસ્તારમાં નંખાઈ રહેલા સોડા અને કૉસ્ટિક સોડાનું કારખાનું તથા સિમેન્ટની ફેક્ટરીને પોરબંદર વીજળી સ્ટેશનમાંથી વીજળી પૂરી પાડવામાં આવે છે. રાજકોટના ડિઝલ પાવર સ્ટેશનમાં ૬,૦૦૦ કિ. વૉ.ની શક્તિવાળા સેટ નાખવાનું કામ હાથ ધરવામાં આવ્યું છે. તેમાંથી ૩ સેટ શરૂ થઈ ગયા છે. ૧૯૬૦ના ડિસેમ્બર સુધીમાં બીજો એક સેટ શરૂ થઈ જશે. બાકીના બે સેટ ૧૯૬૧ના સપ્ટેમ્બર સુધીમાં શરૂ થઈ જશે. શાહપુરના થર્મલ સ્ટેશનમાં વધારાની ૧૦,૦૦૦ કિ. વૉ. વિદ્યુતશક્તિ પેદા થતાં ૬૬ કિ. વૉલ્ટેજ લાઈન્સથી વેરાવળ અને રાજકોટને તથા ૩૩ કિ. વૉલ્ટેજ લાઈન્સથી રાજકોટથી વાંકાનેર અને મોરબીને વીજળી પૂરી પાડવાની યોજના છે. વચગાળાના સમયમાં મોરબીને વીજળી પૂરી પાડવા માટે ૨,૦૦૦ કિ. વૉ.નું ડિઝલ પાવર સ્ટેશન બંધાઈ રહ્યું છે. ૧૯૬૧ના સપ્ટેમ્બર સુધીમાં આ સ્ટેશન શરૂ થવા સંભવ છે. આ ઉપરાંત, નાનાં નાનાં નવાં ડિઝલ પાવર સ્ટેશનો નાખીને તથા હાલના ડિઝલ સ્ટેશનને વિસ્તારીને આશરે ૭,૯૦૦ કિ. વૉ. જેટલી વિદ્યુતશક્તિ વધારવામાં આવી છે. ગ્રામવિસ્તારોના વીજળીકરણ અને નર્સરી યોજના હેઠળ આશરે ૭૦૦ ગામોને વીજળી પૂરી પાડવામાં આવે છે.

કચ્છમાં કંડલા ખાતે ૬,૦૦૦ કિ. વૉ.ની શક્તિવાળું સ્ટીમ સ્ટેશન, નાકહટરનામાં ૬૬ કિ. વૉ. અને ભૂજ તથા માંડવીમાં ૫૦૦ કિ. વૉ.નાં નાનાં વીજળી સ્ટેશનો શરૂ કરવામાં આવ્યાં છે. તેમાંથી ૩૬ ગામોને વીજળી પૂરી પાડવામાં આવે છે. સરકારે ભૂજ અને માંડવીનાં વીજળી સ્ટેશનો લઈ લીધાં છે અને ડી. સી. પ્રવાહને એ. સી. પ્રવાહમાં ફેરવી નાખવામાં આવ્યો છે.

બીજી યોજનાને અંતે ગુજરાતની સ્થાપિત વિદ્યુતશક્તિ ૩,૩૬,૨૦૦ કિ. વૉ.ની હશે.

ત્રીજી યોજનામાં વિકાસ

ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે ગુજરાત રાજ્યની વીજળીની માગ ૪,૮૭,૦૦૦ કિ. વૉ. થવાનો અંદાજ છે. રાજ્ય વીજળી બોર્ડે ત્રીજી યોજનામાં વીજળીની કેટલીક યોજનાઓ ઘડી છે. ખંભાતના

ખંભાત નજીક કણભા રેલવે સ્ટેશનથી આશરે ૬ માઈલ દૂર ધુવારણમાં દોઢ લાખ કિ. વોટ્સનું વિશાળ થર્મલ સ્ટેશન સ્થાપવાની યોજના છે. આ સ્ટેશનમાં કોલસા અગર તેલ અને/અગર ગેસનો ઉપયોગ કરવામાં આવશે. આ વીજળી સ્ટેશનમાંથી ૧૩૨ કિ. વોલ્ટેજ લાઈન્સ દ્વારા સૌરાષ્ટ્રમાં ગોંડલ સુધી, ખંભાતથી બારેજડી અને દક્ષિણ ગુજરાતમાં વડોદરા સુધી વીજળી લઈ જવાની યોજના છે. ઉતરાણ પાવર સ્ટેશનની વિદ્યુતશક્તિમાં ૩૦,૦૦૦ કિ. વો.નો વધારો કરવાની દરખાસ્ત છે.

ઉપર જણાવેલી યોજનાઓ પૂરી થતાં ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્રના મધ્યસ્થ વીજળી સ્ટેશનો સંયોજિત થશે. ૪,૮૭,૦૦૦ કિ. વોટ્સની અંદાજી માગની સામે (કચ્છ બાકાત રાખતાં) આશરે ૩,૭૦,૦૦૦ કિ. વો. વીજળી પેદા થવાનો ચોક્કસ અંદાજ છે. ઉત્તર અને દક્ષિણ ગુજરાતમાં આશરે ૩,૭૫,૦૦૦ કિ. વો. અને સૌરાષ્ટ્રમાં ૧,૧૨,૦૦૦ કિ. વો. વીજળી પેદા થશે. પશ્ચિમ કિનારે નંખાનારા ૩ લાખ કિ. વો.ની શક્તિવાળા અણુ શક્તિ સ્ટેશનમાંથી આ પ્રદેશની વીજળીની અછત પૂરી પડશે. અણુસ્ટેશનમાં ઉત્પન્ન થનારી વીજળી મહારાષ્ટ્ર અને ગુજરાત વચ્ચે સરખે હિસ્સે વહેંચવામાં આવશે. આ માટે મુંબઈ, અમદાવાદ વચ્ચે ૨૨૦ કિ. વોલ્ટેજ લાઈન્સ નંખાશે. આ આંતરરાજ્ય જોડાણથી બંને રાજ્યોનાં વીજળી પેદા કરવાનાં સાધનોનો વધુમાં વધુ ઉપયોગ કરવાની સગવડ મળશે.

ગુજરાતમાં સિંચાઈ અને વીજળી બંનેની શકયતા રહેલી છે. જમીન ફળદ્રુપ છે, ગુજરાતનો ખેડૂત ઉદ્યમી અને શ્રમશીલ છે. સિંચાઈની સગવડ મળતાં અનાજ ઉત્પાદનમાં ગુજરાત સારો ફાળો આપી શકશે. ગુજરાતનો ઉદ્યોગપતિ વીજળી શક્તિની આતુરતાપૂર્વક રાહ જુએ છે. એ વાત સાચી છે કે, આર્થિક રીતે પોષાય તેવા દરે મળતી વીજળી અને ઉદ્યોગીકરણ એકબીજા સાથે સંકળાયેલાં છે. આપણે આશા રાખીએ કે, ગુજરાતની નદીઓને નાથીને સિંચાઈ તથા વીજળી નવા રાજ્યની પ્રગતિ અને આબાદીમાં ફાળો આપશે.

(મૂળ અંગ્રેજી લેખ પરથી અનુવાદ)

# ગૃહ અને ગ્રામોદ્યોગ

શ્રી વિમલ શાહ
(મુખ્ય સંગઠક, સઘનક્ષેત્ર યોજના, ગુજરાત રાજ્ય)

ગુજરાતની કુલ વસ્તીના ૨૭.૨૩ ટકા લોકો શહેરોમાં વસે છે અને કુલ વસ્તીના ૪૨.૧ ટકા લોકો ખેતી સિવાયના ધંધાઓમાંથી પોતાનો રોટલો મેળવે છે. આ આંકડાઓ ગુજરાતના ગ્રામપ્રદેશોની સ્થિતિ વિષે કોઈ પણ જાતનો ખોટો ખ્યાલ ઊભો ન કરે તે માટે આપણે જરા વધારે ઊંડા ઊતરવું પડશે.

ગુજરાતના ગ્રામપ્રદેશોમાં ધંધાવિષયક સ્થિતિ નીચે મુજબ છે.

| ધંધો | રોકાયેલા માણસોની સંખ્યા | ટકા |
|---|---|---|
| (૧) ખેતી | ૩૯,૩૦,૦૦૦ | ૭૭ |
| (૨) ઉદ્યોગ | ૪,૬૦,૦૦૦ | ૯ |
| (૩) વેપાર | ૧,૪૯,૦૦૦ | ૩ |
| (૪) વાહનવ્યવહાર | ૩૪,૦૦૦ | ૦.૫ |
| (૫) નોકરી વગેરે | ૫,૪૪,૦૦૦ | ૧૦.૫ |
| કુલ | ૫૧,૧૭,૦૦૦ | ૧૦૦.૦ |

ઉપરના આંકડાઓ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે, ખેતી સિવાયના ધંધાઓ ઉપર આધારિત લોકોનું પ્રમાણ ગ્રામપ્રદેશોમાં તો માત્ર ૨૩ ટકા જેટલું જ છે અને તેમાંયે ઉદ્યોગ પર આધાર રાખનાર લોકોનું પ્રમાણ તો માત્ર ૯ ટકા જેટલું જ છે.

ખેતી પર આધારિત ૭૭ ટકા લોકોની સ્થિતિનો વિચાર કરીએ. કુલ જમીનનો માત્ર ૪.૫ ટકા વિસ્તાર સિંચાઈ તળે હોવાથી ૧૯૫૧માં કરવામાં આવેલી તપાસ મુજબ પશ્ચિમ ભારતમાં ખેતમજૂરોને વર્ષમાં ૧૪૮ દિવસ ખેતીમાં કામ મળતું, ૨૩ દિવસ બીજાં કામકાજોમાં કામ મળતું, ૫૦ દિવસ તે પોતાના અંગત કામમાં રોકાયેલા રહેતા, જ્યારે ૧૪૪ દિવસ તેમને કોઈ પણ જાતના કામધંધા વિના ફરજિયાત બેકાર બેસી રહેવું પડતું. ગુજરાતમાં સિંચાઈની જમીન ૧૯૫૬–૫૭ના વર્ષમાં ૬.૨ ટકા જેટલી જણાઈ છે. એટલે સિંચાઈની જમીનમાં ખાસ કશો ફેરફાર ન થયો હોવાથી આ પરિસ્થિતિમાં ફેરફાર પડ્યો હોવાને કોઈ કારણ નથી. ખેતમજૂરની રોજગારી અંગેની પરિસ્થિતિ ખેતીમાં રોકાયેલા અન્ય વર્ગોની રોજગારી અંગેની સ્થિતિનો પણ ખ્યાલ આપે છે. ગુજરાતના જુદા જુદા પ્રદેશોમાં સઘનક્ષેત્ર યોજના મારફતે કરવામાં આવેલી ગ્રામતપાસોમાં જણાયું છે કે સિંચાઈ સિવાયના વિસ્તારોમાં ખેડૂતવર્ગમાં ત્રણથી ચાર મહિના જેટલો સમય ફરજિયાત બેકારીનો હોય છે.

આ હકીકતો આપવાનો હેતુ એટલો જ છે કે ગુજરાતના ગ્રામવિસ્તારો હજુ આજેયે બહુ મોટે ભાગે ખેતી પર જ આધાર રાખે છે તેમ જ ખેતીમાં પૂરતું કામ મળતું ન હોવાને કારણે વર્ષનો ચોથો ભાગ તેમને બેકાર રહેવું પડે છે એ પરિસ્થિતિ આપણે વીસરી ન જઈએ. દેશના અન્ય ભાગોને ગૃહ અને ગ્રામોદ્યોગોની જેટલી જરૂર છે તેટલી જ જરૂર ગુજરાતના ગ્રામવિસ્તારોને પણ છે.

ગુજરાતમાં વધતું જતું શહેરીકરણ પણ આ જ વસ્તુ સૂચવે છે. ગામડાંઓમાં પૂરતો ધંધોરોજગાર ન મળવાને કારણે તથા ઔદ્યોગિક તેમ જ અન્ય પ્રગતિ મોટે ભાગે શહેરોમાં થવાને કારણે ગામડાંમાંથી શહેરો તરફ ધસતો પ્રવાહ ગુજરાતમાં વિશેષ ઝડપી બન્યો છે.

## (૧) ગુજરાતના ગ્રામોદ્યોગો

૧૯૫૧ની વસ્તીગણતરી મુજબ ગુજરાતના ગ્રામવિસ્તારોમાં ચાલતા જુદા જુદા ઉદ્યોગો તથા તેમાં રોકાયેલ વસ્તી નીચે મુજબ હતી:

| ઉદ્યોગ | સંખ્યા |
|---|---|
| ૧. ઢોરઉછેર, જંગલકામ, માછલાં પકડવાં, શિકાર વગેરે | ૮૯,૭૮૭ |
| ૨. ખાણો અંગેના ઉદ્યોગો જેવા કે પથ્થર ફોડવા, કોલસા કાઢવા, મીઠું તૈયાર કરવું વગેરે | ૧૧,૯૨૫ |
| ૩. ખેતી પેદાશનું રૂપાંતર કરતા ઉદ્યોગો, જેવા કે, ડાંગર છડવી, દાળો બનાવવી, બીડી વાળવી, તેલ કાઢવું, કાપડ ઉત્પન્ન કરવું વગેરે | ૧,૦૯,૩૬૩ |
| ૪. એન્જિનિયરિંગ તેમ જ રાસાયણિક ઉદ્યોગો | ૧૧,૨૯૫ |
| ૫. લોકોની સ્થાનિક જરૂરિયાતો પૂરી પાડતા ઇતર ઉદ્યોગો જેવા કે, કુંભારી, સુથારી, લુહારી, કડિયાકામ, ઇંટો પાડવી, સિમેન્ટની ચીજો તૈયાર કરવી વગેરે | ૬૫,૧૬૩ |
| કુલ | ૨,૮૭,૫૬૩ |

આ રીતે ગુજરાતના ગ્રામવિસ્તારમાં જુદા જુદા ઉદ્યોગોમાં કુલ બે લાખ નેવું હજાર માણસો રોકાયેલા હતા. આ સંખ્યા કુટુંબના મુખ્ય કમાનારની છે. બીજા લગભગ એક લાખ સિત્તેર હજાર માણસોએ જુદા જુદા ઉદ્યોગોમાં કમાઉ આશ્રિત તરીકે કામ કર્યું હતું. એટલે એકંદરે ઉદ્યોગોમાં ચાર લાખ સાઠ હજાર માણસો રોકાયેલા હતા.

ઉપરની યાદી પરથી આપણે જોઈ શકીએ છીએ કે, ગુજરાતનાં ગામડાંમાં ચાલતા મુખ્ય ઉદ્યોગોમાં સૌથી મહત્ત્વનું સ્થાન ખેતીપેદાશનું રૂપાંતર કરતા ઉદ્યોગોનું છે. ત્યાર પછી ઢોરઉછેર, તેમ જ સ્થાનિક જરૂરિયાતો પૂરી પાડતા ઉદ્યોગોનું સ્થાન આવે છે. અન્ય ઉદ્યોગોનું સ્થાન ઘણું જ નજીવું (નવ ટકા) છે. આ જ હકીકતને ચાલુ પરિભાષામાં જોઈએ તો ગુજરાતનાં ગામડાંઓમાં ચાલતા મુખ્ય ઉદ્યોગો નીચે મુજબ છે.

| ઉદ્યોગ | સંખ્યા (હજારમાં) |
|---|---|
| પશુપાલન | ૭૨ |
| વસ્ત્રઉત્પાદન (જિનિંગ તેમ જ વણાટ) | ૩૭ |
| તંબાકુ ઉદ્યોગ | ૨૩ |
| સિલાઈ | ૧૮ |
| ચર્મોદ્યોગ | ૨૨ |
| માટીકામ | ૨૫ |
| સુથારી | ૨૯ |
| ઘાણી ઉદ્યોગ | ૪ |
| જંગલકામ | ૬ |
| માછલાં પકડવાં | ૬ |
| મીઠું પકવવું | ૫ |
| પથ્થર કાઢવો | ૩.૫ |
| કુલ | ૨૫૧.૦ |

આ યાદી પરથી જોઈએ તો ગુજરાતના ગ્રામોદ્યોગમાં સૌથી મહત્ત્વનું સ્થાન પશુપાલનનો ઉદ્યોગ ધરાવે છે. ત્યાર પછી જિનિંગ અને વણાટ, સુથારી, ચર્મોદ્યોગ, માટીકામ, તંબાકુની બનાવટ અને સિલાઈ કામ આવે છે. આ બધા ઉદ્યોગોમાં નવો ગણી શકાય એવો ઉદ્યોગ તંબાકુની બનાવટ અંગેનો છે. બીજા બધા ઉદ્યોગો ગામડાંની અર્થરચનામાં પહેલેથી જ ચાલ્યા આવે છે.

આ થઈ ઉદ્યોગને કમાણીનું મુખ્ય સાધન માનનાર વર્ગની વાત; જે આપણે શરૂઆતમાં જોયું તેમ ગામડાની કુલ વસ્તીનો માત્ર નવ ટકા જેટલો છે. આ સિવાય પૂરક ઉદ્યોગ તરીકે ચાલતા ઉદ્યોગોમાં મુખ્યત્વે પશુપાલન, વાંસમાંથી ચટાઈ તેમ જ ટોપલા બનાવવા, દોરડાં બનાવવાં, ખાખરાનાં પાનમાંથી બાજ-પતરાળાં બનાવવાં વગેરેને ગણાવી શકાય. આ ઉદ્યોગો વિષે ભરોસાપાત્ર કહી શકાય એવી માહિતી ઉપલબ્ધ ન હોવાથી એ અંગે ચોક્કસ વિધાનો કરવાં મુશ્કેલ છે, પણ એટલું જરૂર કહી શકાય કે પશુપાલનને બાદ કરતાં બાકીના ઉદ્યોગોનો ગામની એકંદર આવકમાંનો ફાળો નહિવત્ છે.

પશુપાલનનું પૂરક ધંધા તરીકે પણ ઘણું મહત્ત્વ છે. ખેડા જિલ્લાના વલાસણ ગામમાં ગામની કુલ આવકના ૩૫ ટકા જેટલી આવક પશુપાલનની હતી એવું જાણવા મળ્યું હતું. જૂનાગઢ જિલ્લાના વડલા ગામમાં ૧૯૫૬–૫૭માં કરેલી તપાસમાં તે ગામની કુલ આવકના ૧૬.૯ ટકા પશુપાલનની જણાઈ હતી. અમરેલી જિલ્લાના જાળિયા ગામમાં એ જ વર્ષમાં પશુપાલનની આવક ગામની કુલ આવકના ૧૫ ટકા હતી. સુરત જિલ્લાના બોરખડી ગામમાં ૧૯૫૪–૫૫માં પશુપાલનની આવક ૪.૩ ટકા જેટલી હતી. છેલ્લું ગામ આદિવાસી વિસ્તારમાં આવેલું છે અને આદિવાસી વિસ્તારોની સ્થિતિનો ખ્યાલ આપી શકે તેવું છે. બાકીનાં ત્રણ ઉજળિયાત વસ્તીવાળાં ગામો છે. એમાંથી ખેડા જિલ્લાના વલાસણ ગામનો દાખલો ખેડા જિલ્લાની વિશિષ્ટ પરિસ્થિતિને આભારી ગણીએ, તો બાકીનાં બે ગામો ગુજરાતના બિન આદિવાસી વિસ્તારોની સ્થિતિનો ખ્યાલ આપનાં જરૂર ગણી શકાય. એટલે કે સ્વતંત્ર ધંધા તરીકે તેમ જ પૂરક ધંધા તરીકે પશુપાલનનું મહત્ત્વ ગુજરાતનાં ગામડાંઓની અર્થરચનામાં આજે ખેતી પછી બીજે નંબરે છે.

એ જ રીતે પોતાની જરૂરિયાત માટે કરી લેવામાં આવતાં કેટલાંક કામો જેવાં કે દળવું, ખાંડવું, છડવું, કાંતવું, દોરડાં બનાવવાં વગેરે કામો પણ વત્તાઓછા પ્રમાણમાં બધાં ગામોમાં થાય છે, પણ તેમનું આર્થિક મૂલ્યની દૃષ્ટિએ ઘણું ઓછું મહત્ત્વ છે અને દિનપ્રતિદિન તે ઘટતું જાય છે.

એટલે એમ કહી શકાય કે ગુજરાતના ગ્રામવિસ્તારોમાં સ્વતંત્ર ધંધા તરીકે કે પૂરક ધંધા તરીકે ઉદ્યોગોનું સ્થાન ઘણું જ નજીવું છે.

જે લોકોએ સ્વતંત્ર ધંધા તરીકે ઉદ્યોગને અપનાવ્યો છે તે બધા લોકોને પણ તે ઉદ્યોગમાં બારે માસ કામ મળી રહે છે એવી સ્થિતિ એક પણ ઉદ્યોગમાં નથી. આ બધા કારીગરોને ઉદ્યોગમાંનું કામ મંદ હોય ત્યારે ખેતમજૂરીનો કે અન્ય મજૂરીનો આશરો લેવો પડતો હોય છે. બિનખેતી વિષયક કામદારો માટે ખેતમજૂરી એક મહત્ત્વનો પેટા ધંધો જણાયો હતો. (*Agriculture labour was an important subsidiary occupation for non-agricultural workers.*)

આ વિધાન ૧૯૫૧માં કરવામાં આવેલી ખેતમજૂર તપાસનાં મુંબઈ રાજ્યના પરિણામો પરથી કરવામાં આવ્યું છે. (જુઓ 'Rural Manpower and Occupational Structure' Ministry of Labour, Government of India પૃ. ૭૮) આખા મુંબઈ રાજ્યને માટે કરવામાં આવેલું આ વિધાન ગુજરાતને આજે પણ બરાબર લાગુ પડે છે.

* આ સંખ્યા પણ મુખ્ય કમાનારની છે.

ઉદ્યોગોમાંથી મળતી આવક વિષે હવે થોડી વિગતો જોઈએ જુદા જુદા કારીગરોને મળતી રોજની સરેરાશ આવક નીચે મુજબ છે.

| ઉદ્યોગ | રોજીના દર રૂા. |
|---|---|
| ૧. વણકર | ૧.૫૦ |
| ૨. ચમાર | ૧.૫૦ |
| ૩. ઘાંચી | ૨.૦૦ |
| ૪. સુથાર | ૨.૮૭ |
| ૫. બીડી વાળનાર | ૧.૫૦ |
| ૬. કુંભાર | ૧.૫૦ |
| ૭. દરજી | ૨.૦૦ |
| ૮. કડિયો | ૩.૦૦ |

આ દર બધે જ એકસરખા નથી હોતા, પરંતુ સાધારણ રીતે તેની આજુબાજુના દર ગુજરાતનાં ગામડાંઓમાં આ કારીગરોને મળતા હોય છે. વળી આ આખા વર્ષની સરાસરી નથી, પરંતુ જે દિવસો કામ કરે તે દિવસ પૂરતા જ છે. એટલે ઉદ્યોગમાંથી મળતી વાર્ષિક કમાણીનો વિચાર કરીએ તો કારીગરોને ઉપરના ઉદ્યોગમાંથી આશરે રૂા. ૩૫૦ થી માંડીને રૂા. ૬૦૦ જેટલી કમાણી થતી હોય છે. જે ઉદ્યોગોમાં આખું કુટુંબ કામ કરતું હોય છે દા. ત. વણાટ, કુંભારી, ઘાણી વગેરે, તેવા ઉદ્યોગોમાં ઉપરની કમાણી આખા કુટુંબની કમાણી છે.

જાળિયા, વાડલા અને બોરખડીની ગ્રામતપાસોમાં ગામની કુલ આવકમાં ઉદ્યોગોની આવક અનુક્રમે ૫.૭ ટકા, ૩.૦ ટકા અને ૨.૪ ટકા જણાઈ હતી; જ્યારે ઉદ્યોગોની સરાસરી દૈનિક આવક અનુક્રમે ૨.૨ રૂા. ૨.૩ રૂા. અને ૦.૭ રૂા. જણાઈ હતી. અહીં આદિવાસી વિસ્તારો માટે ફરી એક વખત ખુલાસો કરવો જરૂરી છે, કારણ કે બોરખડી જે આદિવાસી ગામ છે તેની આવક ઘણી ઓછી છે. ગુજરાતના આદિવાસી વિસ્તારોમાં કારીગરોનો સદંતર અભાવ હોય છે. બધા લોકો ખેતી પર જ આધાર રાખતા હોય છે, અને પોતાની ઉદ્યોગ અંગેની જરૂરિયાતો શહેરમાં જઈને પૂરી કરી લે છે. થોડાક લોકો પોતાના ખપ જોગું કામ પોતે કરી લેતા હોય છે. પરંતુ ઉજળિયાત ગામોમાં મળી આવતા કારીગરો આ ગામોમાં કયાંય હોતા નથી. છેલ્લા દાયકામાં તેમને જુદા જુદા ઉદ્યોગો શીખવવા માટેના પ્રયાસો થઈ રહ્યા છે, પરંતુ હજુ ઉપર જણાવી પરિસ્થિતિમાં ખાસ કંઈ ફેર પડયો નથી. ગુજરાતની ૧૯૫૧ની વસ્તીગણતરી મુજબની કુલ ૧ કરોડ ૬૨ લાખની વસ્તીમાંથી ૨૦.૬ લાખ જેટલી વસ્તી (૧૩ ટકા) આવા આદિવાસી લોકોની છે.

(૩) ગ્રામોદ્યોગનો વિકાસ

ગ્રામ અર્થરચનાની દૃષ્ટિએ ગ્રામોદ્યોગોની જરૂરિયાત સર્વ સામાન્ય રીતે સ્વીકારાઈ હોવાથી તેના વિકાસ માટેના સઘળા પ્રયત્નો સરકારી તેમ જ બિનસરકારી ધોરણે થઈ રહ્યા છે. રાજ્યનું સહકારી ખાતું તેના ઔદ્યોગિક સહકારી મંડળીઓ અને ગ્રામોદ્યોગ વિભાગ મારફતે જુદી જુદી યોજનાઓ દ્વારા આ કામ કરી રહ્યું છે. તે જ રીતે રાજ્યનું ખાદી ગ્રામોદ્યોગ મંડળ પણ તેને સોંપવામાં આવેલા ગ્રામોદ્યોગો અને ખાદીના વિકાસ માટે કામ કરી રહ્યું છે. આ બંને સરકારી સંસ્થાઓ મારફતે થતા પ્રયાસો ઉપરાંત અનેક બિનસરકારી સંસ્થાઓ પણ આ ક્ષેત્રમાં કામ કરી રહી છે. આમાં સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ, કાઠિયાવાડ ખાદી મંડળ, રાજકોટ રાષ્ટ્રીયશાળા, મહાગુજરાત ખાદી મંડળ, ભીલ સેવામંડળ (દાહોદ), રાનીપરજ સેવા સભા (વેડછી), ગુજરાત રાજ્યની સર્વોદય યોજના નીચે કામ કરતા જુદા જુદા જિલ્લાઓમાં આવેલા સર્વોદય આશ્રમો, ખાદી ગ્રામોદ્યોગ કમિશનની સઘનક્ષેત્ર યોજના નીચે કામ કરતી સઘનક્ષેત્ર સમિતિઓ, ગૂજરાત વિદ્યાપીઠ તથા તેની સંસ્થાઓ તેમ જ જુદા જુદા જિલ્લામાં કામ કરતાં જિલ્લા ઔદ્યોગિક સહકારી મંડળો ખાસ ઉલ્લેખ માગી લે છે.

ગ્રામોદ્યોગોના વિકાસ માટે મુખ્યત્વે ચાર પ્રકારની કામગીરી થઈ રહી છે. (૧) કારીગરોનાં સહકારી સંગઠનો (૨) ઉદ્યોગ માટે જરૂરી નાણાકીય મદદ (૩) ઉદ્યોગમાં નવાં સાધનો દાખલ કરવાં (૪) ઉદ્યોગની તાલીમ માટે સગવડ કરવી.

છેલ્લા દાયકામાં કરવામાં આવેલા પ્રયત્નોને પરિણામે નીચે જણાવ્યા પ્રમાણેની ઔદ્યોગિક સહકારી મંડળીઓ નોંધાઈ છે. આ માહિતી તા. ૩૦-૬-'૫૯ના દિવસ સુધીની છે.

| ઉદ્યોગનું નામ | મંડળીની સંખ્યા | સભાસદ સંખ્યા |
|---|---|---|
| ૧. હાથ વણાટ | ૨૬૯ | ૩૫,૩૩૬ |
| ૨. પાવરલૂમ | ૧ | ૫૫ |
| ૩. રંગાઈછપાઈ | ૯ | ૨૯૬ |
| ૪. તેલઘાણી | ૧૨૭ | ૨,૮૪૯ |
| ૫. ચર્મોદ્યોગ | ૨૫૯ | ૫,૪૬૩ |
| ૬. મધમાખ ઉછેર | ૧ | ૧૧ |
| ૬. હાથછડ | ૧૭ | ૯૩૫ |
| ૮. વાંસ અને નેતરકામ | ૪૦ | ૧,૧૫૧ |
| ૯. મોચીકામ | ૨૮ | ૮૫૧ |
| ૧૦. સુથારી-લુહારી | ૪૧ | ૧,૩૬૨ |
| ૧૧. વાસણ બનાવનાર | ૨૧ | ૯૨૫ |
| ૧૨. કુંભારી અને ઈંટકામ | ૪૫ | ૧,૧૯૮ |
| ૧૩. દોરડાં | ૪ | ૨૪૬ |
| ૧૪. નીરા અને તાડગોળ | ૧૪ | ૩૯૭ |
| ૧૫. જંગલ કામદાર | ૧૩૨ | ૩૨,૮૮૨ |
| ૧૬. બાંધકામ મજૂર મંડળીઓ | ૨૦૩ | ૧૦,૦૮૪ |
| ૧૭. અન્ય (બહેનોની ગૃહ-ઉદ્યોગ મંડળીઓ) | ૧૭૦ | ૮,૯૭૮ |
| કુલ | ૧,૩૮૧ | ૧૦,૨૯,૮૯ |

ઉપરની યાદી પરથી આપણે જોઈ શકીએ છીએ કે વણકરો, ઘાંચીઓ, ચમારો, જંગલ કામદારો અને બાંધકામ કામદારોની સહકારી મંડળીઓ રચવાના કામમાં સારી પ્રગતિ થઈ છે. તેમાંયે વણકરોની સહકારી મંડળીઓ ઊભી કરવાનું કામ તો લગભગ સંપૂર્ણપણે પાર પાડવામાં આવ્યું છે એમ કહી શકાય. ગુજરાતમાં આજે લગભગ ૪૩,૦૦૦ હાથસાળો હોવાની ધારણા છે. એમાં શહેરોમાં તથા ગામડાંઓમાં ચાલતી હાથસાળોનો સમાવેશ થાય છે. આમાંથી ૩૫ હજાર ઉપરાંત વણકરોને સભાસદ બનાવી શકાયા છે એ સંતોષ આપનારી હકીકત છે. હાથસાળ ઉદ્યોગનું રાજ્યે સ્વીકારેલું મહત્ત્વ આ પ્રગતિનું મોટું કારણ છે. રાજ્ય કક્ષાથી માંડી જિલ્લા કક્ષા સુધીના હાથસાળ માટેના વિશેષ તંત્રની જોગવાઈ રાજ્યે કરવાથી આટલો ઝડપી વિકાસ સાધી શકાયો છે. નાણાંની પૂરતી જોગવાઈ, મંડળીઓને કાચો માલ પૂરો પાડવાની તેમ જ તૈયાર માલ વેચી આપવા માટે કરેલી સગવડો વગેરે પણ આ પ્રગતિ માટે જવાબદાર છે.

૧૯૫૬માં કરવામાં આવેલી ગણતરી મુજબ ગુજરાતમાં ૬૮૮ ઘાણીઓ ચાલતી હતી, તેમાંથી ૨,૮૪૯ તેલીઓને સહકારી મંડળીઓના સભાસદ બનાવવામાં આવ્યા છે. એટલે કે લગભગ ૫૦ ટકા ઘાણીઓ પણ સહકારી સંગઠન નીચે આવી ગઈ છે. સૌરાષ્ટ્રમાં તો દરેક તાલુકાદીઠ એક સહકારી મંડળી રચાઈ છે અને એ મંડળીમાં તાલુકાના બધા ઘાંચીઓને સભાસદો બનાવવાના પ્રયત્નો થઈ રહ્યા છે. હવે તાલુકાની મંડળીઓના જિલ્લા સંઘો બનાવવાના પ્રયત્નો ચાલે છે. આ જ રીતે ગુજરાતમાં આ પ્રવૃત્તિ વિશેષ કરીને મહેસાણા જિલ્લામાં વધારે ખીલી છે અને જિલ્લાનો તેલઘાણી સંઘ સ્થપાઈ ચૂક્યો છે.

ચમારોની મંડળીઓ મોટી સંખ્યામાં નોંધાઈ છે અને સભાસદો પણ સારી સંખ્યામાં નોંધવામાં આવ્યા છે, પરંતુ જમીન મેળવવાની મુશ્કેલીને કારણે તેમ જ કાચાં ચામડાં નિયમિત રીતે મેળવવાની મુશ્કેલીને કારણે આ મંડળીઓ સક્રિય બની નથી.

સંખ્યાની દૃષ્ટિએ વિચારીએ તો સુથારો, દરજીઓ, કુંભારો તથા તંબાકુ ઉદ્યોગમાં રોકાયેલા માણસોનાં સહકારી સંગઠનો સ્થાપવાનું કામ હજુ શરૂઆતના તબક્કામાં જ છે. આ ઉદ્યોગો માટે વિશેષ પ્રયત્નો કરવાની જરૂર છે.

જંગલ કામદારો તથા બાંધકામ કામદારોની સહકારી મંડળીઓનાં સંગઠનો મોટા પ્રમાણમાં ઊભાં થયાં છે અને સુંદર કામગીરી બતાવી રહ્યાં છે.

દરેક ઉદ્યોગની પ્રાથમિક મંડળીઓ, તેના જિલ્લાવાર સંઘો અને બધા ઉદ્યોગોના જિલ્લા સંઘોના યુનિયન જેવો જિલ્લાસ્તર પરનો જિલ્લા ઔદ્યોગિક સંઘ, આવા જિલ્લા ઔદ્યોગિક સંઘોના યુનિયન તરીકે રાજ્ય ઔદ્યોગિક સંઘ—રાજ્યના ઔદ્યોગિક સંગઠનનું આ જાતનું નીચેથી ઉપર સુધીનું સુગ્રથિત સહકારી લોકતંત્ર ગ્રામોદ્યોગના સુયોજિત વિકાસ માટે એક અનિવાર્ય આવશ્યકતા થઈ રહે છે. ગુજરાતના ૧૭ જિલ્લાઓમાંથી ૧૫ જિલ્લાઓમાં તો જિલ્લા સહકારી ઔદ્યોગિક સંઘો સ્થપાઈ ચૂક્યા છે અને કામ કરી રહ્યા છે. પરંતુ ઉપર બતાવ્યું તે રીતે બધી કડીઓ એકબીજા સાથે મેળવી લેવાની બાકી છે. જ્યાં સુધી આ કડીઓ નીચેથી ઉપર સુધીની મેળવી લેવામાં ન આવે ત્યાં સુધી સંગઠનની તાકાત ઊભી થઈ શકે નહિ. જિલ્લા ઔદ્યોગિક સંઘો પાસે જિલ્લાના ઔદ્યોગિક વિકાસમાં તેમના સ્થાન અંગે સ્પષ્ટ દર્શન હોવું જોઈએ. આવું સ્પષ્ટ દર્શન બધા સંઘો પામે છે જ એમ કહી શકાય તેમ નથી. જિલ્લા સંઘોએ અસરકારક કામગીરી બજાવવા માટે જિલ્લાના સહકારી સંગઠનને ઉપર સૂચવ્યા પ્રમાણે વ્યવસ્થિત કરવાની જવાબદારી ઉપાડવી જોઈશે.

નાણાકીય મદદ સામાન્ય રીતે સહકારી સંગઠનો મારફતે અપાતી હોઈ જેમ જેમ આ સંગઠનો ઊભાં થતાં જાય છે તેમ તેમ તે અપાય છે. રાજ્યના સહકારી ખાતા મારફતે તથા ખાદી ગ્રામોદ્યોગ મંડળ મારફતે જુદા જુદા ગ્રામ ઉદ્યોગોને વિવિધ રીતે નાણાકીય મદદ થઈ રહી છે. સહકારી મંડળીનું શેરભંડોળ ઊભું કરવા, ઉદ્યોગ માટે જરૂરી વર્કિંગ કૅપિટલ માટે ઉદ્યોગનાં સાધનો ખરીદવા, ઉદ્યોગ માટે જરૂરી મકાનો બાંધવા, ઉદ્યોગની વધુ તાલીમ લેવા વગેરે કારણોસર નાણાકીય મદદ અપાય છે. માલના વેચાણ માટે વેચાણકેન્દ્રો ચલાવવા માટે તેમ જ સહકારી મંડળીઓના વહીવટી ખર્ચ માટે પણ આર્થિક સહાય અપાય છે. આ પ્રકારની બધી મદદો કેટલી અપાઈ તેની માહિતી મેળવી શકાઈ નથી, પરંતુ આ મદદો સારા પ્રમાણમાં અપાઈ છે એટલું જરૂર કહી શકાય.

તાલીમ માટે બંને સંસ્થાઓ તરફથી (રાજ્યનું સહકારી ખાતું તથા રાજ્ય ખાદી ગ્રામોદ્યોગ મંડળ) પ્રબંધ થાય છે અને જુદા જુદા ઉદ્યોગોની તાલીમ આપવા માટે સ્થાયી તેમ જ ફરતા વર્ગો ચલાવવામાં આવે છે. આ વર્ગોનો કેવો ઉપયોગ થાય છે એ વિષે ચોક્કસ માહિતી મેળવી શકાઈ નથી, પરંતુ સામાન્ય છાપ એવી પડી છે કે આ વર્ગોનો મોટે ભાગે શિષ્યવૃત્તિ મેળવવા માટે અને તાલીમ પછી નોકરી મેળવવા માટે ઉપયોગ થાય છે. તાલીમ લઈને જે તે ઉદ્યોગમાં સ્થિર થનારાઓનું પ્રમાણ ઓછું છે એવું જાણવા મળ્યું છે. આ પરિસ્થિતિ દુઃખદ ગણાય. તાલીમ લેનારાઓની પસંદગીના ધોરણમાં યોગ્ય ફેરફાર કરીને તથા તાલીમની પદ્ધતિમાં પણ જરૂરી ફેરફારો કરીને આ સ્થિતિ બદલવી જોઈએ.

નવાં સાધનો આપવાની બાબતમાં સ્થિતિ તદ્દન અસંતોષકારક કહી શકાય તેવી છે. વણાટ, ઘાણી તેમ જ ચર્મોદ્યોગમાં નવાં સાધનો આપવાનો કાર્યક્રમ હાથમાં લેવાયો છે જે તે ઉદ્યોગોની ઉત્પાદક શક્તિમાં ઠીક ઠીક વધારો કરી શકે તેમ છે પણ આ કાર્યક્રમને બહુ જ ઓછી સફળતા મળી છે. આ નિષ્ફળતાનાં કારણોમાં નવાં સાધનો માટે કાર્યકર્તાઓમાં ઉત્સાહની ખામી મુખ્ય કારણ જણાયું છે. નવાં સાધનો તરીકે પૂરાં પાડવામાં આવતાં સાધનો પૂરી ચોકસાઈ

કર્યા વિના આપવામાં આવતાં હોવાથી ખામીવાળાં હોય છે તે પણ એક કારણ છે. પરંતુ આ બાબત તરફ એકંદરે ઓછું ધ્યાન અપાયું છે એ હકીકત સ્વીકારવી જોઈએ. સાધનોમાં સુધારા કરવાની બાબતમાં તથા થયેલા સુધારા ઉદ્યોગમાં દાખલ કરવાની બાબતમાં ઘણું વધારે ધ્યાન આપવાની જરૂર છે. સંગઠન હોવા છતાં તથા નાણાકીય મદદ પૂરતી મળતી હોવા છતાં ઉદ્યોગમાં તેજ ન આવવાનું મુખ્ય કારણ તેની ઓછી ઉત્પાદક શક્તિ છે. આ શક્તિ વધારવાના શક્ય બધા પ્રયાસો થવાની જરૂર છે.

ગુજરાત રાજ્ય ખાદી ગ્રામોદ્યોગ મંડળ (અગાઉનું સૌરાષ્ટ્ર ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ તથા મુંબઈ રાજ્ય ખાદી ગ્રામોદ્યોગ મંડળનો ગુજરાત વિભાગ)ની વિશેષ કામગીરી જોઈએ. ખાદી ગ્રામોદ્યોગ મંડળને નીચેના ઉદ્યોગોના વિકાસની જવાબદારી સોંપવામાં આવી છે.

૧. ખાદી–સુતરાઉ, રેશમ તેમ જ ઊન
૨. ઘાણી
૩. હાથછડ
૪. ગોળ અને ખાંડસરી
૫. માટીકામ
૬. અખાદ્ય તેલમાંથી સાબુ બનાવવો
૭. હાથકાગળ
૮. ગ્રામ દીવાસળી
૯. મધમાખ–ઉછેર
૧૦. ચર્મોદ્યોગ
૧૧. નીરા અને તાડગોળ
૧૨. ફળ–સંરક્ષણ
૧૩. મીઠું પકવવું
૧૪. રેસા ઉદ્યોગ
૧૫. સાદડી ઉદ્યોગ
૧૬. પાટીપેન
૧૭. સરેશ ઉત્પાદન

આમાંથી નોંધપાત્ર પ્રગતિ પહેલા બે ઉદ્યોગોમાં થઈ છે. બાકીના ઉદ્યોગોનાં ઉત્પાદન કેન્દ્રો ઠેરઠેર શરૂ કરવામાં આવ્યાં છે, પરંતુ એમનું કામકાજ પ્રાથમિક તબક્કાનું ગણી શકાય.

ખાદી ગ્રામોદ્યોગ મંડળમાં નોંધાયેલી ઘાણીઓમાં રોજી મેળવનારાઓની સંખ્યામાં નીચે મુજબ પ્રગતિ થઈ હતી.

| | ૧૯૫૫–૫૬ | ૧૯૫૮–૫૯ |
|---|---|---|
| ૧. મુંબઈ રાજ્ય ખાદી ગ્રામોદ્યોગમંડળ (ગુજરાત વિભાગ) | ૨૦ | ૩૯૭ |
| (૨) સૌરાષ્ટ્ર ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ | ૩૧૫ | ૧૧૭૨ |
| કુલ | ૩૩૫ | ૧૫૬૯ |

૧૯૫૯-૬૦ના વર્ષમાં આ પ્રમાણે રોજી મેળવનારાઓની એકંદર સંખ્યા ૧૭૨૪ની હતી.

સુધારેલી ઘાણીઓ ૧૯૫૫ થી ૧૯૫૯ સુધીનાં વર્ષોમાં નીચેની સંખ્યામાં દાખલ કરવામાં આવી હતી.

| | સુધારેલી ઘાણીઓની સંખ્યા |
|---|---|
| ૧. મું. રા. ખા. ગ્રા. મંડળ (ગુજરાત વિભાગ) | ૪૫ |
| ૨. સૌરાષ્ટ્ર ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ | ૧૮૮ |
| કુલ | ૨૩૩ |

માર્ચ ૧૯૬૦ સુધીમાં દાખલ કરવામાં આવેલી કુલ સુધારેલી ઘાણીઓની આખા રાજ્ય માટેની સંખ્યા ૩૯૮ની થઈ હતી.

ખાદી ઉત્પાદનમાં થયેલ પ્રગતિની માહિતી નીચે મુજબ છે:

| | ખાદી ઉત્પન્ન ચો. વારમાં (૧૯૫૮–૫૯) |
|---|---|
| ૧. મું. રા. ખા. ગ્રા. મંડળ (ગુજરાત વિભાગ) | ૩,૭૧,૨૦૭ |
| ૨. સૌ. ખા. ગ્રા. બોર્ડ | ૧૮,૧૦,૦૨૨ |
| કુલ | ૨૧,૮૧,૨૨૯ |

બંને ખાદી બોર્ડોની સ્થાપના અગાઉ ખાદીનું ઉત્પન્ન પણ ત્રણ લાખ ચો. વાર (૧૯૫૦–૫૧માં) હતું. આના પરથી થયેલ પ્રગતિનો ખ્યાલ આવી શકશે.

ખાદી ઉદ્યોગમાં રોજી મેળવતા લોકોની સંખ્યા નીચે મુજબ છે. (૧૯૫૮–૫૯):

| | કાંતનાર | વણકર | અન્ય | કુલ |
|---|---|---|---|---|
| ૧. મુ. રા. ખા. ગ્રા. બોર્ડ (ગુ. વિભાગ) | ૫૧૭૧ | ૨૮૪ | ૨૩૭ | ૫૬૯૨ |
| ૨. સૌ. ખા. ગ્રા. બોર્ડ | ૧૪૭૫૫ | ૩૪૧૬ | ૩૪૨ | ૧૮૫૧૩ |
| કુલ | ૧૯૯૨૬ | ૩૭૦૦ | ૫૭૯ | ૨૪૨૦૫ |

આમ લગભગ ૨૪ હજાર લોકોને ખાદીકામમાંથી રોજી મળતી થઈ છે, તેમાં અલબત્ત સૌથી મોટી સંખ્યા કાંતનારાઓની છે. પૂરક રોજી પૂરી પાડવાની દૃષ્ટિએ આ મોટું કામ થયું ગણાય. નવરાશના સમયમાં બીજા કોઈ કામના અભાવે પૂરક ઉદ્યોગ તરીકે કાંતણકામ ગુજરાતમાં પણ ભારે મોટી શક્યતાઓ ધરાવે છે એ અનુભવ ખાદી બોર્ડના કામકાજે પૂરો પાડ્યો છે. અંબર ચરખાએ આ શક્યતામાં ઘણો વધારો કરી આપ્યો છે. ૧૯૫૭થી ૧૯૫૯ સુધીનાં બે વર્ષમાં ગુજરાતમાં એકંદરે ૩૮૮૧ અંબર ચરખાઓ ઉત્પન્ન વધારવા માટે દાખલ

કરવામાં આવ્યા છે. આમાં ગુજરાત વિભાગ ૧૮૬૨ તથા સૌરાષ્ટ્રમાં ૨૦૧૯ ચરખાઓ છે. સૌરાષ્ટ્રમાં ચાલતા ચરખાઓ પર ૧૯૫૮–૫૯ની સાલમાં પ્રતિ ચરખા રોજની સરેરાશ ૩½ આંટી કાંતવામાં આવી હતી જ્યારે ગુજરાતમાં એ સરેરાશ અર્ધી આંટીની આવી હતી. આમ ગુજરાતના ચરખાઓ કરતાં સૌરાષ્ટ્રના ચરખાઓનો ઘણો વધારે ઉપયોગ થયો હતો. એકંદરે જોઈ શકાય છે કે સૌરાષ્ટ્ર બોર્ડે મુંબઈ બોર્ડના ગુજરાત વિભાગ કરતાં દરેક ક્ષેત્રમાં વધારે કામગીરી કરી બતાવી છે. ગુજરાતમાં આ કામની વધારે જરૂર હોવા છતાં સૌરાષ્ટ્રમાં તેનો વધારે વિકાસ થયો છે તેનું એક માત્ર સૌરાષ્ટ્રનું આ કામો માટેનું સંગઠન છે. ગુજરાતમાં આ કામની વધારે જરૂર હોવાનાં કારણો નીચેના આંકડાઓ જોવાથી જણાઈ જશે.

| | ગુજરાત | સૌરાષ્ટ્ર |
|---|---|---|
| ૧. ગ્રામ વસ્તી (કુલ વસ્તીના ટકા) | ૭૫.૦ | ૬૬.૩ |
| ૨. ગ્રામ વસ્તીમાં ખેતી પર આધારિત વસ્તી (કુલ ગ્રામ વસ્તીના ટકા) | ૮૦.૦ | ૬૬ |
| ૩. ગ્રામ વસ્તીમાં ખેતમજૂરો પર આધારિત વસ્તી (કુલ ગ્રામ વસ્તીના ટકા) | ૧૩.૯ | ૨૦.૦ |
| ૪. સિંચાઈ (કુલ વાવેતરના ટકા) | ૪.૩ | ૫.૩ |
| ૫. ખેત મજૂરના બેકાર દિવસો | ૧૦.૨ | ૧૦૮ |
| ૬. ખાતેદાર દીઠ જમીન (એકરમાં) | ૯.૭ | ૨૯.૬ |

આ બધા આંકડા ૧૯૫૧માં કરવામાં આવેલી ખેત મજૂર તપાસમાંથી લેવામાં આવ્યા છે.

ગુજરાતમાં ગ્રામ વસ્તીનું પ્રમાણ વધારે છે, ખેતી પર આધારિત લોકોની સંખ્યા મોટી છે, સિંચાઈનું પ્રમાણ ઓછું છે. ખાતેદાર દીઠ જમીન ઓછી છે, સૌરાષ્ટ્ર કરતાં ખેતમજૂરોની સંખ્યા ઓછી હોવા છતાં ખેતમજૂરોને લગભગ એટલા જ દિવસો બેકારી ભોગવવી પડે છે. તેથી જ ઉપર કહ્યું કે સૌરાષ્ટ્ર કરતાં ગુજરાતને ગ્રામોદ્યોગોની જરૂર વધારે છે.

# ખાદી અને ગ્રામોદ્યોગ

શ્રી બાબુભાઈ પટેલ
(અધ્યક્ષ, ખાદી કમિશન, ગુજરાત રાજ્ય)

જીવનજરૂરિયાતની લગભગ મોટા ભાગની અસંખ્ય અને જથ્થાબંધ ચીજવસ્તુઓ આજે તો યંત્રો દ્વારા ઉત્પન્ન થાય છે. આનાથી માનવબળ આળસુ અને પ્રવૃત્તિરહિત બનતું જાય છે. વસ્ત્ર-ઉત્પાદન, ખાદ્ય ચીજોનું ઉત્પાદન તથા જીવનજરૂરિયાતની મહત્ત્વની ચીજોનું ઉત્પાદન માનવબળ દ્વારા વિકેન્દ્રિત રીતે ગામે ગામ, ઘેરે ઘેર કરી શકાય. આનાથી નકામા વેડફાતા સમયનો સદુપયોગ થાય છે, નવું ઉત્પાદન થાય છે અને તેના પ્રમાણમાં લોકોનો પૈસો ઘરમાંથી બહાર જતો અટકે છે અને આ રીતે ઉત્પન્ન થયેલી ચીજો સાત્ત્વિક રીતે અને યંત્રો દ્વારા ઉત્પન્ન થયેલી ચીજો કરતાં કીમતી હોય છે. માણસ વીશીની રસોઈ જમે-અને પોતાને ઘેર હાથે બનાવેલી સ્વચ્છ સ્વાદિષ્ટ અને મનપસંદ રસોઈ જમે તે બેમાં ફરક છે, તેવો ફરક યંત્રોની ચીજો અને ગ્રામોદ્યોગની ચીજો વચ્ચે છે. વળી જેમ ઘરની રસોઈ પ્રત્યે પ્રેમ, ભાવના રહે છે તે જ રીતે હાથે બનાવેલી ગ્રામોદ્યોગી ચીજો પ્રત્યે પ્રેમ, ભાવના વધારે રહે છે.

ગ્રામોદ્યોગ ભારત માટે નવી વસ્તુ નથી. તે હિંદુસ્તાનના લોહીની ચીજ છે. ભારતની ગ્રામોદ્યોગની કળાકારીગરી અને એક વખતની જાહોજલાલી જગમશહુર છે. કાળે કરીને અને હિંદસ્તાનમાં અંગ્રેજી શાસન દરમિયાન ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ તૂટતી ચાલી. ગ્રામોદ્યોગ દ્વારા આ દેશમાં મોટા પાયા ઉપર નવીન માલનું ઉત્પાદન અને કાચા માલનું રૂપાંતર ગામડાંઓમાં કારીગરો દ્વારા થતું તે ભારતમાં અંગ્રેજી વેપારશાહી રાજનીતિના પરિણામે બંધ થયું અને કાચો માલ પરદેશમાં રૂપાંતર થઈ પાકો થવા જવા લાગ્યો. પશ્ચિમમાં બનતાં યંત્રો આ દેશમાં આવ્યાં અને દેશ તેનું બજાર બન્યો. યંત્રોની બોલબોલ અને આકર્ષણ આ દેશના લોકોમાં વધવા લાગ્યાં. ઓછો શ્રમ અને વધારે ઉત્પાદન એ યંત્રનો ગુણ આકર્ષણનું કારણ બન્યો. આનાથી મૂડીવાળા લોકો વધુ મૂડીવાળા થવા લાગ્યા અને યંત્રોના વ્યાપક ઉપયોગથી લાખો ગ્રામજનો અને કારીગરો ધંધા વગરના બેકાર થવા લાગ્યા.

દેશની આ વિકટ પરિસ્થિતિનું દર્શન પૂ. ગાંધીજીને થયું. તેમણે દેશવાસીઓનું ધ્યાન દોર્યું. ભારત જેવા વિપુલ માનવબળવાળા દેશમાંનું માનવબળ બેકાર રહે અને જીવનજરૂરિયાતની ચીજો યંત્રો દ્વારા ઉત્પન્ન થાય એ દેશની શરમ ગણાવી જોઈએ. માનવબળને કામે લગાડી જીવનજરૂરિયાતની ચીજો ગ્રામોદ્યોગ દ્વારા ઉત્પન્ન કરી દેશને સ્વાવલંબન તરફ લઈ જઈ શકાય. અને તેટલા પ્રમાણમાં દેશ અને લોકો સમૃદ્ધ બની શકે. પૂ. ગાંધીજીની દોરવણીથી સ્થાપાયેલી અખિલ ભારત ચરખા સંઘ અને અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘની સંસ્થાઓએ ખાદી ગ્રામોદ્યોગના ક્ષેત્રમાં શિક્ષણ તાલીમ અને પ્રયોગો શરૂ કર્યા અને નોંધપાત્ર કામગીરી કરી.

૧૯૪૬માં ભારત સ્વતંત્ર બનતાં પૂ. ગાંધીજીને લાગ્યું કે હવે દેશમાં ખાદી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ આયોજનપૂર્વક વિકસવી જોઈએ. ભારતે ગુમાવેલા પોતાના ગ્રામોદ્યોગો પુનઃસ્થાપિત કરી દેશ સુખી અને સમૃદ્ધ બને તે દિશામાં કોશિશ થવી જોઈએ અને તે રાષ્ટ્રીય સરકારોની ફરજ ગણાવી જોઈએ. ૧૯૪૬માં મુંબઈ રાજ્ય માટેની કૉંગ્રેસ સરકારમાં શ્રી ખેર સાહેબ, શ્રી મોરારજીભાઈ અને શ્રી વૈકુંઠભાઈ જેવા ગાંધીવાદી અને રચનાત્મક દૃષ્ટિવાળા મંત્રીઓ હતા. તેથી તેમણે સરકારને મુંબઈ રાજ્યમાં ખાદી અને ગ્રામોદ્યોગ પ્રવૃત્તિના વિકાસ માટે ગ્રામોદ્યોગ સમિતિ નીમવાની સૂચના કરી. આ સમિતિના મોટા ભાગના રચનાત્મક દૃષ્ટિવાળા સભ્યોની પસંદગી પૂ. ગાંધીજીએ કરી આપી. આમ આ રીતે ભારતમાં સૌ પ્રથમ મુંબઈ રાજ્યમાં ખાદી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિના વિકાસ માટે ગ્રામોદ્યોગ સમિતિની રચના થઈ.

મુંબઈ રાજ્ય ગ્રામોદ્યોગ સમિતિએ બજેટની મર્યાદામાં રહી મોટે ભાગે સ્વાવલંબન ઉપર ભાર મૂકી ખાદી ગ્રામોદ્યોગનો સ્વાવલંબી કાર્યક્રમ હાથ ધર્યો અને છેક ૧૯૫૪માં મુંબઈ સરકારે કાયદાથી આ ગ્રામોદ્યોગ સમિતિને વૈધાનિક મંડળનું સ્વરૂપ આપ્યું, ત્યાં સુધી સમિતિએ મુંબઈ રાજ્યમાં કામ કર્યું. આમ સરકાર દ્વારા ખાદી ગ્રામોદ્યોગની વિશાળ પ્રવૃત્તિનું નાનું બીજારોપણ થયું જે આજે ફાલીફૂલી મોટું વટવૃક્ષ બની રહ્યું છે.

મુંબઈ રાજ્ય માટેની ગ્રામોદ્યોગ સમિતિના કાર્યક્ષેત્રમાં સૌરાષ્ટ્ર અને કચ્છ સિવાયના ગુજરાતનો સમાવેશ થયો હતો. સૌરાષ્ટ્ર વિસ્તાર માટે ૧૯૫૦માં સૌરાષ્ટ્ર સરકારે ગ્રામોદ્યોગ સમિતિની સ્થાપના કરી. સૌરાષ્ટ્ર સરકારે ૧૯૫૪માં કાયદાથી વૈધાનિક મંડળ બનાવ્યું ત્યાં સુધી ગ્રામોદ્યોગ સમિતિએ સૌરાષ્ટ્રમાં કામ કર્યું. ગુજરાતમાં મુંબઈ ગ્રામોદ્યોગ મંડળ અને સૌરાષ્ટ્ર ખાદી ગ્રામોદ્યોગ મંડળ છેક ૧૯૬૦ સુધી કામ કરતાં રહ્યાં અને ખાદી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિનો વિકાસ કરતાં રહ્યાં.

ભારતની કેન્દ્ર સરકારે દેશભરમાં મોટા પાયા ઉપર ખાદી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ હાથ ધરવા ૧૯૫૩માં અખિલ ભારત ખાદી ગ્રામોદ્યોગ મંડળની સ્થાપના કરી. ભારત સરકારે ૧૯૫૬ની સાલમાં

ખાદી ગ્રામોદ્યોગ કમિશનની સ્થાપના કરી—અને પહેલાં સ્થપાયેલું બોર્ડ સલાહકાર બોર્ડ બન્યું. ખાદી અને ગ્રામોદ્યોગ કમિશન દ્વારા આયોજન, યોજનાઓ દ્વારા વિકેન્દ્રિત પદ્ધતિએ વિવિધ ગ્રામોદ્યોગી ચીજોનું ઉત્પાદન અને તેના દ્વારા બેકારી નિવારણ, ગ્રામોદ્યોગી ચીજોની વ્યાપક વપરાશ વધારવા માટેની વેચાણ યોજનાઓ વગેરે કાર્યક્રમ હાથ ધરાયો. ખાદી અને ગ્રામોદ્યોગ કમિશને રાજ્યનાં મંડળો દ્વારા જે તે રાજ્ય વિસ્તારોમાં કામ કરવા માંડ્યું. આમ રાજ્ય બોર્ડો દ્વારા ખાદી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ વ્યાપક બનવા માંડી.

વિશાળ મુંબઈ રાજ્યનું વિભાજન થઈ ગુજરાત અને મહારાષ્ટ્રનાં બે રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં તેની સાથે ગુજરાત અને મહારાષ્ટ્ર માટે અલગ ખાદી ગ્રામોદ્યોગ બોર્ડોની રચના થઈ. આમ ગુજરાત રાજ્ય માટે સ્થપાયેલા રાજ્ય ખાદી અને ગ્રામોદ્યોગ મંડળે માર્ચ ૧૯૬૦ થી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ શરૂ કરી—તે પહેલાં મુંબઈ ગ્રામોદ્યોગ મંડળ તેમ જ સૌરાષ્ટ્ર ખાદી અને ગ્રામોદ્યોગ મંડળ દ્વારા ગુજરાતમાં પોતપોતાની ઢબે અને મર્યાદામાં ગ્રામોદ્યોગ પ્રવૃત્તિનો વિકાસ થયો.

### ખાદી અંબર યોજના

પૂ. મહાત્માજીએ સને ૧૯૧૮માં ખાદી આંદોલન શરૂ કર્યું. પ્રારંભમાં ખાદી ઉપર જોર આપવા પાછળ તેમનો એવો ઉદ્દેશ હતો કે એનાથી સામાન્ય ગરીબોને રાહત મળે છે. પણ ૧૯૩૪–૩૫થી તે વિચારતા થયા કે સ્વાવલંબી ધોરણે લોકો પોતાની જરૂરિયાતનું કાપડ ઉત્પન્ન કરી લે અને તે દ્વારા પોતાની વપરાશ પૂરી કરે. આ બધા માટે પેટી ચરખો એકમાત્ર સાધન આપણી પાસે હતો. પેટી ચરખો વ્યક્તિ વસ્ત્ર સ્વાવલંબન માટે બરાબર અને પૂરતો હતો છતાં માણસ પેટી ચરખો ફેરવે તેટલા જ સમયમાં વધુ ઉત્પાદન આપે તેવો ચરખો જરૂરી હતો. ઘણા પ્રયોગોને અંતે અંબર ચરખો જન્મ્યો. અંબર ચરખો કુટુંબ વસ્ત્ર સ્વાવલંબન માટેનું તેમ જ ઘરમાં, ઝૂંપડીમાં બેસી રોજનું પેટિયું કમાઈ લેવા માટેનું ઘણું ઉપયોગી સાધન છે. અંબર ચરખાની શોધ થયા પછી ખાદી ઉત્પાદનમાં વધારો થયો છે. સૂતરની જાત પણ સુધરી છે. ખાદી બોર્ડ ૧૯૫૩માં થયું તે પહેલાં દેશમાં રૂપિયા ત્રણ કરોડની ખાદી ઉત્પન્ન થતી હતી ત્યાંથી વધી આજે ૧૯૬૦માં રૂપિયા તેર કરોડના ઉત્પાદને પહોંચી શકાયું છે.

ગુજરાતમાં ખાદીનો કાર્યક્રમ સાર્વત્રિક કરવા શિક્ષણ અને તાલીમ વિદ્યાલયો ચાલ્યાં—ગુજરાતમાં અંબર પ્રવૃત્તિ માટે યુવાનોને હરિજન વિદ્યાલયો ચાલ્યાં—ગુજરાતમાં અંબર પ્રવૃત્તિ માટે યુવાનોને હરિજન આશ્રમમાં ૧૯૫૫માં તાલીમ આપવામાં આવી. તે પછી હરિજન આશ્રમમાં, વાલમમાં અને ત્રંબામાં અંબર અને ખાદી ગ્રામોદ્યોગ વિદ્યાલયો ચાલ્યાં જેમાં સંખ્યાબંધ ભાઈબહેનોને અંબર ખાદી પ્રવૃત્તિ માટે તાલીમ આપવામાં આવી.

હાલ ગુજરાતમાં બે વિદ્યાલયો ચાલે છે—સ્વરાજ આશ્રમ બારડોલી તરફથી બારડોલીમાં, ગુજરાત ખાદી ગ્રામોદ્યોગ મંડળ તરફથી હરિજન આશ્રમ અમદાવાદમાં, વાલમ અને ત્રંબાનાં વિદ્યાલયો બંધ છે. આ જ રીતે અંબર ચરખા માટે સુથારોને તાલીમ આપી અંબર ચરખા મિસ્ત્રીઓ તૈયાર કર્યા.

ગુજરાતમાં આમ સાર્વત્રિક ખાદી ઉત્પાદનના તેમ જ ખાદી વેચાણના પ્રયત્નો થયા તેને પરિણામે નીચે દર્શાવ્યા મુજબ વાર્ષિક કામગીરી થાય છે.

**અ: પારંપારિક ખાદી**

| | | |
|---|---|---|
| ૧. પેટી ચરખા ઉપર કાંતનારની સંખ્યા | | ૨૦,૦૦૦ |
| ૨. સરેરાશ વાર્ષિક કંતામણ | રૂ. | ૬,૦૦,૦૦૦ |
| ૩. રોકાયેલા વણકરોની સંખ્યા | | ૨,૦૦૦ |
| ૪. સરેરાશ વાર્ષિક વણકરી | રૂ. | ૭,૦૦,૦૦૦ |
| ૫. ખાદી ઉત્પાદન રૂપિયામાં | | ૨૨,૦૦,૦૦૦ |

**બ: અંબર ખાદી**

| | | |
|---|---|---|
| ૧. અંબર ચરખા ઉપર કાંતનારની સંખ્યા | | ૨,૦૦૦ |
| ૨. સરેરાશ વાર્ષિક કંતામણ | રૂ. | ૨,૦૦,૦૦૦ |
| ૩. અંબર ખાદી વણાટમાં રોકાયેલા વણકરોની સંખ્યા | | ૬૦૦ |
| ૪. સરેરાશ વાર્ષિક વણકરી | રૂ. | ૨,૭૦,૦૦૦ |
| ૫. અંબર ખાદી ઉત્પાદન રૂપિયામાં | | ૮,૦૦,૦૦૦ |

**ક: સ્વાવલંબનની ખાદી**

સ્વાવલંબી ધોરણે પોતે હાથે કાંતી, તેને વણાવી પોતે જ વાપરવાવાળા ગુજરાતમાં સારી સંખ્યામાં લોકો છે.

| | |
|---|---|
| કાંતનારની સંખ્યા | ૨૫,૦૦૦ |
| ખાદી ઉત્પાદન | રૂ. ૧૦,૦૦,૦૦૦ |
| આ કાર્યમાં રોકાયેલા વણકરોની સંખ્યા | ૭૫૦ |
| સ્વાવલંબી ખાદી ઉપર સરેરાશ વાર્ષિક વણકરી | રૂ. ૩,૦૦,૦૦૦ |

કાંતનાર અને વણકરોની સંખ્યાના પ્રમાણમાં તેમની કમાણી વાર્ષિક સરેરાશના હિસાબે ઓછી થઈ જાય છે, નહિ તો ઘણા કાંતનાર અને વણનાર નોંધપાત્ર કામ કરે છે.

વણકરો પારંપારિક ખાદી અને અંબર ખાદી માટે જુદાં જુદાં વહેંચાયેલા નથી. સૌ વણકરો સંયુક્ત રીતે બધું સૂતર વણતા હોય છે. પણ આ પ્રવૃત્તિમાં રોકાયેલા વણકરોની સંખ્યા બતાવવા માટે, પારંપારિક, અંબર અને સ્વાવલંબનની ખાદીમાં તેના આંકડા જુદા જુદા દર્શાવ્યા છે.

ખાદીવેચાણના ક્ષેત્રમાં ગુજરાતભરમાં નાનામોટા ૧૫૦ જેટલા ખાદી ભંડારો છે. બધા ખાદી ભંડારોમાં થઈ વાર્ષિક ૧ કરોડની ખાદી વેચાય છે. હિંદુસ્તાનમાં ગુજરાત મોટું ખાદી વેચાણ ક્ષેત્ર છે. ગુજરાત પોતાની ઉત્પત્તિ કરતાં પણ ઘણી ખાદી પરપ્રાંતોનાં ઉત્પાદન કેન્દ્રોમાંથી લાવે છે. ગુજરાતની ખાદી વપરાશની જરૂરિયાત છે તેના કરતાં વધે અને તે જરૂરિયાત ગુજરાતમાંથી પૂરી પડે તેવી કોશિશ કરવાની રહે છે.

અંબર ચરખો છે તેના કરતાં વધારે કાર્યક્ષમ બને તે જાતના પ્રયોગો અંબર પ્રયોગ સમિતિ દ્વારા હરિજન આશ્રમ અમદાવાદમાં થઈ રહ્યા

છે અને ટૂંક સમયમાં છે તેના કરતાં વધારે કાર્યક્ષમતાવાળો અંબર ચરખો મળશે અને આપણી આશા ફળશે તેવી ઉમેદ છે.

**તેલઘાણી**

તેલઘાણીના ઘાંચી કારીગરો ગુજરાતને ગામડે ગામડે છે. એક્સ્પેલરને કોઈ ઓળખતું નહોતું ત્યારે ગામડે ગામડે તેલઘાણીઓ ચાલતી હતી. લોકો પોતાનાં તેલીબિયાંનો સંગ્રહ કરી સ્વાવલંબી ધોરણે તેનું પિલાણ કરાવી તેલ ખોળ વાપરતા. આ પ્રવૃત્તિ વ્યાપક હતી. આનાથી ઘાંચી જીવતો, તેનો બળદ જીવતો, લોકો ચોખ્ખું, તાજું અને સસ્તું તેલ ખાતા અને તેનો ખોળ ઢોરોને ખવરાવવામાં વાપરતા. યંત્રોથી તેલ પીલવાની કરામતમાં આ ગામડાની ઘાણી તથા તેનો કારીગર તૂટ્યો. તેલની એક્સપેલરો ચલાવનાર પોતાની મૂડીથી તેલીબિયાંનો સંગ્રહ કરી લે છે તે તેમની પાસે મોટી અને તેલઘાણી ઉદ્યોગને તોડનારી સગવડ છે. આ સગવડના લાભથી જ કાચા પાકા માલનો સંગ્રહ અને મોટા શહેરથી નાના ગામડા સુધીની નાનામોટા વેપારી એજન્ટો દ્વારા તેલવેચાણની વ્યવસ્થા અને મોટી સંખ્યામાં તેને માટેના ઘરાકો તેમના હાથમાં છે. આંકડા મળે છે તે મુજબ ગુજરાતમાં ઑઈલ મિલો, એક્સપેલરો, બેબી એક્સપેલરો, રોટરી વગેરેની સંખ્યા લગભગ ૨,૦૦૦ જેટલી છે.

ગુજરાતમાં તેલઘાણી યોજનાનું કામ સંગઠિત થઈ રહ્યું છે. છેલ્લાં પાંચ વરસથી આ ઉદ્યોગને વ્યવસ્થિત કરવા પ્રયત્નો થઈ રહ્યા છે. ગુજરાત તેલીબિયાંનો મોટો ઉત્પાદન પ્રદેશ છે. ઘાંચી કારીગરો સહકારી ધોરણે સંગઠિત થઈ પોતાની સહકારી મંડળીઓ સ્થાપી રહ્યા છે અને તે દિશામાં નોંધપાત્ર પ્રગતિ થઈ રહી છે. ગુજરાતમાં જે કંઈ કામ થઈ રહ્યું છે તેની માહિતી નીચે મુજબ છે:

| | |
|---|---|
| ૧. ઘાંચી કારીગરોની સહકારી મંડળીઓ | ૧૩૩ |
| ૨. તેલઘાણી યોજનાનું કામ કરતી વિવિધ કાર્યકારી સહકારી મંડળીઓતેમ જ રજિસ્ટર્ડ સંસ્થાઓ | ૯૫ |
| ૩. ચાલી રહેલી રજિસ્ટર્ડ ઘાણીઓની સંખ્યા | ૧,૭૦૦ |
| ૪. કારીગરોની સંખ્યા | ૩,૦૦૦ |
| ૫. કારીગરોની કમાણી | રૂ. ૪,૦૦,૦૦૦ |
| ૬. તેલ ખોળ ઉત્પાદન (બંગાળી મણમાં) | ૧,૦૦,૦૦૦ |

નોંધાયેલી તમામ તેલઘાણી સહકારી મંડળીઓ, સંસ્થાઓ હજી કામ કરતી થઈ નથી. અને જે કરે છે તેમાં પણ મોટા ભાગની પૂર્ણપણે કામ કરતી નથી. આને કારણે ઉપર નોંધવામાં આવેલી અને ચાલી રહેલી બતાવવામાં આવેલી ઘાણી, સંખ્યાના હિસાબે ઉત્પાદન થયું નથી. અને તે જ રીતે કારીગરો અને તેની રોજીનું પ્રમાણ પણ ઓછું છે. છતાં છેલ્લાં પાંચ વરસની કામગીરી તપાસતાં આ યોજનાનો ઝડપી વિકાસ થઈ રહ્યો છે અને તેલઘાણી યોજનાનો કાર્યક્રમ વ્યાપક બનતો જાય છે.

**ચર્મોદ્યોગ યોજના**

ભારત દેશ જેટલો પુરાણો છે તેટલો જ ચર્મોદ્યોગ પુરાણો ઉદ્યોગ છે. આ હકીકત અને મેલો ધંધો ગણાય છે તેથી ચમારો પૂરતો મર્યાદિત રહ્યો છે—તેમાં ભણેલો ગણેલો વર્ગ પડેલો નથી તેથી તેના શાસ્ત્રીય વિકાસની શક્યતા હોવા છતાં તેનો વિકાસ ઓછો થયો છે. આ ઉદ્યોગના શાસ્ત્રીય વિકાસમાં લાખો માનવીઓ વંશપરંપરાગત અસ્પૃશ્યતામાં ધકેલાઈ ગયા છે તેમનો ઉદ્ધાર અને સાથે સાથે મૃત પશુના દેહમાંથી માનવ જીવનને ઉપયોગી અસંખ્ય ચીજોની પેદાશ, અને તેના પ્રમાણમાં ગ્રામ પુનરુદ્ધાર થઈ શકે.

ચર્મોદ્યોગની પ્રવૃત્તિ ગુજરાતને ગામડે ગામડે ચાલી રહેલી જ છે. છતાં બોર્ડ તરફથી ચર્મકારોને સંગઠિત કરી, તેમને આ ઉદ્યોગની શાસ્ત્રીય તાલીમ આપી શબાલય, ચર્માલય, હાડકાંનું ખાતર બનાવવાનાં કેન્દ્રો, ચામડામાંથી અનેક ઉપયોગી ચીજો બનાવી તેને વેચવાનાં વેચાણ કેન્દ્રો ગુજરાતમાં ચાલે છે અને પ્રવૃત્તિ વધી રહી છે. આ ઉદ્યોગ પાછળ રોકાયેલા, રોજી કમાતા અને તેની ઉપર જ જીવતા અસંખ્ય કારીગરો હશે—છતાં સુધરેલી પદ્ધતિએ શબાલયો અને ચર્માલયોની પ્રવૃત્તિ ગુજરાતમાં ચાલી રહી છે તે નાના પાયા ઉપર છે—જેને વ્યાપક કરી ગુજરાતને ગામડે ગામડે પહોંચાડી આ આખી પ્રવૃત્તિ શાસ્ત્રીય ઢબે ચાલે અને ગામડાં સમૃદ્ધ બને તે અંતિમ ધ્યેય છે.'

| | |
|---|---|
| ૧. સુધારેલી પદ્ધતિએ ચામડાનું ઉત્પાદન | રૂ. ૨,૦૦,૦૦૦ |
| ૨. આ પ્રવૃત્તિમાં પૂર્ણ અને આંશિક રોકાયેલા માણસોની સંખ્યા | ૬૫૦ |
| ૩. કારીગરોની કમાણી | રૂ. ૩૦,૦૦૦ |

**ગોળ ખાંડસરી યોજના**

ગુજરાતમાં કોડીનાર, ગણદેવી, બારડોલી જેવા શેરડીની વિશાળ પાયા ઉપર પેદાશ કરનારા પ્રદેશો છે. ત્યાં સહકારી ધોરણે ખાંડનાં કારખાનાં થયાં છે અને થઈ રહ્યાં છે. છતાં વિકેન્દ્રિત ધોરણે ખેડૂતો સુધરેલી ઢબે, સુધરેલાં ઓજારો વાપરી ઉત્તમ પ્રકારનાં ગોળ, ખાંડ બનાવી શકે છે. અને વધુ ભાવ મેળવી વધુ આવક મેળવી શકે છે. ગુજરાતમાં આવાં આઠ કેન્દ્રોમાં નીચે મુજબ કામ થયું છે.

| | |
|---|---|
| ૧. ઉત્પાદન ગોળ (કાચા મણમાં) | ૮,૬૫,૦૦૦ |
| ખાંડ " | ૮૦ |
| ૨. ખેડૂતો, કારીગરોને રોજી મળી (પૂર્ણ તેમ જ આંશિક) | ૧૮,૦૦૦ |
| ૩. રોજી મળી | રૂ. ૮,૫૫૦૦૦ |

આ ક્ષેત્રમાં ૯ સહકારી મંડળીઓ તેમ જ ૧૧ રજિસ્ટર્ડ સંસ્થાઓ કામ કરી રહી છે. આ પ્રવૃત્તિને ગુજરાતવ્યાપી કરી શકાય અને શેરડી ઉગાડનાર ખેડૂતોને તેનો લાભ પહોંચાડી શકાય.

**નીરા તાડગોળ**

લાખોની સંખ્યામાં તાડ અને ખજૂરીનાં વૃક્ષોની અખૂટ કુદરતી ધનસામગ્રી ગુજરાતમાં પડેલી છે. તાડવૃક્ષ મોટે ભાગે સાગરકાંઠાના

વિસ્તારમાં ઊગતાં હોય છે. ખજૂરાં નદીનાળાને કાંઠે પણ ઊગી નીકળેલાં હોય છે. જ્યાં અનાજ ન ઉગાડી શકાય તેવી જમીનમાં પણ તાડ–ખજૂરાં ઊગેલાં હોય છે. ગુજરાતમાં ૧૫ લાખ ખજૂરાં અને ૨ લાખ તાડ છે.

કુદરતે આ ઝાડમાં મધ જેવો મીઠો રસ મૂકેલો છે. તે ખૂબ જ આરોગ્યપ્રદ છે. દુર્બુદ્ધિથી દોરવાઈ કેટલાક માણસો આ અમૃતને વેડફી તાડી બનાવવાની પાછળ લાગેલા છે.

તાડ-ખજૂરાંના તાજા મીઠા રસને નીરો કહેવામાં આવે છે. નીરો એ શુદ્ધ, સાત્ત્વિક, નિર્દોષ, તંદુરસ્તી આપનારું કુદરતી પીણું છે. તે પીણું લોકોને વધુ ને વધુ સુલભ બનાવવા આ પ્રવૃત્તિ ચાલે છે. નીરામાંથી અનેક ખાદ્ય સામગ્રીઓ બનાવી શકાય છે. ગોળ અને ખાંડ જેવી જરૂરી ખાદ્ય વસ્તુઓ પણ નીરામાંથી બની શકે છે.

દક્ષિણ ગુજરાતના સુરત જિલ્લામાં અને પશ્ચિમ ગુજરાત (સૌરાષ્ટ્ર)ના જૂનાગઢ, રાજકોટ, જામનગર, ભાવનગર વગેરે જિલ્લાઓમાં નીરા તાડગોળ પ્રવૃત્તિ ચાલી રહેલ છે. હજુ વડોદરા ભરૂચ અને પંચમહાલ જિલ્લામાં નીરા તાડગોળ પ્રવૃત્તિ ખીલવી શકાય તેવી શક્યતા છે.

નીરા તાડગોળ પ્રવૃત્તિ ખીલવવાની કુદરતી સાનુકૂળતા સુરત જિલ્લામાં સૌથી વિશેષ છે. ત્યાં વૃક્ષો છે અને પેઢી દર પેઢીથી આ ઝાડ દોહવાનો ધંધો કરનારા તલવાડીઓ પણ વૃક્ષો જેટલા વિપુલ જથ્થામાં છે. ગુજરાતમાં આ યોજનામાં નીચે મુજબ કામ થયું છે:

| | |
|---|---|
| ઝાડ ઉપયોગમાં લેવાય છે. | ૪૧,૦૦૦ |
| નીરાનું વાર્ષિક ઉત્પાદન (ગૅલનમાં) | ૨,૦૧,૬૦૦ |
| તાડગોળનું વાર્ષિક ઉત્પાદન (રતલમાં) | ૪૦,૦૦૦ |
| આ ઉદ્યોગમાં રોકાયેલાં કટુંબો | ૩૫૦ |
| રોકાયેલાં કટુંબોની રોજી | રૂ. ૨,૨૫,૦૦૦ |

### સંભવિત કામગીરી

૧૫ લાખ ખજૂરાં તથા બે લાખ તાડ પૂરેપૂરાં ઉપયોગમાં લેવાય તો ૨૪૦ લાખ ગૅલન નીરો નીકળે, ૬ લાખ કાચા મણ ગોળ બને અને ૨૪૦૦ કટુંબોને કામગીરી મળે.

### હાથકાગળ ઉદ્યોગ

ફેંકાઈ ગયેલાં જૂનાં-નવાં ચીંથરાં, રદ્દી કાગળોમાંથી સંપત્તિ પેદા થાય છે, ધૂળમાંથી ધન પેદા થાય છે, તેમાંથી સુંદર હાથકાગળ બને છે. ગુજરાતમાં નાનાંમોટાં ૧૮ જેટલાં હાથકાગળ બનાવવાનાં કેન્દ્રો છે જે પૈકી મોટા ભાગનાં ચાલે છે કેટલાંક ચાલવાનાં છે. આ કેન્દ્રોમાં બૉન્ડપેપર, ટીસ્યુપેપર, ફાઈલ બોર્ડ, ચાલુ પેપર વગેરે બને છે.

હરિજન આશ્રમનું 'કલમખુશ હાથકાગળ કેન્દ્ર', જામનગર, જૂનાગઢ—રૂપાયતન, ગઢડા, નડિયાદ વગેરેનાં હાથકાગળ કેન્દ્રો સારાં ચાલે છે. આ બધાં કેન્દ્રોમાં મળી ૩ લાખ પાઉંડ કાગળ ઉત્પન્ન થયો. માથાદીઠ સરેરાશ આવક રૂપિયા બે લેખે ગણતાં આંશિક અને પૂર્ણ રીતે ૩,૦૦૦ માણસોને કામધંધો મળી રહે છે.

### અખાદ્ય તેલ: સાબુ

જીવનજરૂરિયાતની ખાદ્ય ચીજોમાં તેલનું સ્થાન મહત્ત્વનું છે. આ અગત્યનું સ્થાન ભોગવતાં ખાદ્ય તેલો ઉપરથી બોજો હળવો કરવા તથા જ્યાં ને ત્યાં મળતાં ઢગલેબંધ તેલથી ભરેલાં ડોળી, લીંબોળી અને પીલુડી જેવાં બિયાંમાંથી અખાદ્ય તેલ કાઢી તેમાંથી સાબુ બનાવવાની યોજના વ્યાપક બનતી જાય છે. આનાથી ખાદ્ય તેલો ખાવા માટે છૂટાં રહે છે અને તેની અવેજીમાં અખાદ્ય તેલોમાંથી નાહવા ધોવાના સાબુ બનાવાય છે.

નડિયાદનો જનતા સાબુ હિંદુસ્તાનમાં ઘણા પ્રાંતોમાં પહોંચી ચૂક્યો છે અને જૂનાગઢનો ચંદ્રપ્રકાશ સાબુ ઉત્તમ પ્રકારનો સાબિત થયો છે.

સાબુ યોજનામાં વાર્ષિક નીચે મુજબ કામ થાય છે:

| | |
|---|---|
| સાબુ કેન્દ્રો સંખ્યા | ૨૦ |
| સાબુનું વાર્ષિક ઉત્પાદન (રતલમાં) | ૫,૯૫,૦૦૦ |
| તેની ઉત્પાદન કિંમત | રૂ. ૩,૭૦,૦૦૦ |
| તેમાં સીધા રોકાયેલા માણસોની સંખ્યા | ૫૦ |

### હાથછડ ઉદ્યોગ

ગુજરાતમાં પેદા થતી લાખો ટન ડાંગર રાઈસ મિલો, હલર્સ દ્વારા ભરડાવવાની પદ્ધતિ છેલ્લાં પચીસ ત્રીસ વર્ષથી ખૂબ વ્યાપક બની ચૂકી છે. અહીં સુધી પહેલાં હલર મશીનો નહોતાં કે તેની શરૂઆત હતી ત્યારે લોકો ઘેર ઊખળ મુશળથી ડાંગર છડી ચોખા તૈયાર કરતા. આ ઉદ્યોગના નિષ્ણાત રાણાઓ હાથછડ પ્રવૃત્તિ ચલાવતા અને કામ-ધંધો મેળવતા. રાઈસ મિલો ને હલરોએ હાથછડના આ કારીગરોનો ધંધો લગભગ ખતમ કરી નાખ્યો છે. અને આ ચોખા છડવાનાં યંત્રોએ લોકો ઉપર એવો તો પ્રભાવ જમાવી દીધો છે કે સૌ પૉલિશ કરેલા સફેદ દૂધ જેવા ચોખાની પાછળ દોડયા છે.

હાથછડના ચોખા વિટામિન યુક્ત અને સાત્ત્વિક હોય છે. ઓછા પૉલિશ થવાને કારણે તેનો ઉતારો મિલછડ કરતાં હાથછડમાં વધુ આવે છે એટલે દેશમાં તેટલા પ્રમાણમાં અનાજની તંગી ઓછી રહે અને ભણેલા તેમ જ અભણને કામધંધો આપે છે. આમ આ ઉદ્યોગમાં આ ત્રણ મહત્ત્વનાં કાર્યો સાધવાની શક્તિ છે. ગ્રામપંચાયતો દ્વારા હાથ છડનાં જરૂરી સાધનો ગામેગામ વસાવી લોકો પોતાની જરૂરિયાતના ચોખા ઘેર ખાંડી મેળવી લે તેવી પદ્ધતિ ઊભી કરી શકાય અને હાથછડના કારીગરો દ્વારા પણ ચોખા ખાંડવાની પ્રવૃત્તિ વ્યાપક કરી શકાય.

હાથછડ પ્રવૃત્તિ રાણાઓ સિવાય બીજાઓ ન કરી શકે તે માન્યતા ગુજરાતમાં રૂઢ થઈ ગઈ છે, એ એક કમનસીબી છે. હિંદુસ્તાનના અન્ય પ્રાંતોમાં ગમે તે કામધંધો મેળવવા ઇચ્છનાર હાથછડ પ્રવૃત્તિ

કરે છે તે જ દરે ગુજરાતમાં કામધંધો મેળવનાર સૌ કોઈ વગર નાનમે આ ઉદ્યોગમાં કામ કરે તો બેકારી ઘટાડી શકાય.

ગુજરાતમાં હાથછડના કારીગરોની સહકારી મંડળીઓની સંખ્યા ૧૬ છે જે પૈકીની મોટા ભાગની મંડળીઓ કામ કરી શકી નથી. નડિયાદ, ઉમરેઠ અને કપડવંજની મંડળીઓએ ચાલુ સાલે સક્રિય રહી કામ કર્યું છે. આ મંડળીઓ દ્વારા ૧ લાખ રૂપિયાનું કામ થયું છે. આ બધી મંડળીઓ મળી જો વ્યવસ્થિત કામ કરે તો ૧૦ લાખ રૂપિયાની ડાંગર ખાંડી શકે તેવો અંદાજ છે. જેમાં ૪૫૦ કારીગરોને રૂા. ૬૭,૫૦૦ની રોજી આપી શકાય.

### અન્ય ઉદ્યોગો

દીવાસળી ઉદ્યોગ, કુંભારી ઉદ્યોગ, મધમાખ ઉછેર, રેસા ઉદ્યોગ, ઊન ઉદ્યોગ, ગૅસ પ્લાન્ટ વગેરેમાં વત્તાઓછા પ્રમાણમાં કામગીરી થઈ રહી છે. દીવાસળી ઉદ્યોગ લગભગ બંધ જેવો છે. કુંભારી ઉદ્યોગમાં સારી માટીમાંથી વધુ સારાં અને આકર્ષક વાસણો વગેરે બનાવવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. છતાં આ પ્રવૃત્તિમાં પણ બરાબર વિકાસ થયો નથી. મધમાખી ઉદ્યોગની ગુજરાતમાં શક્યતા ઓછી હોઈ ઘણા પ્રયોગોને અંતે પણ તેમાં સફળતા મળી નથી. રેસા ઉદ્યોગ, ગૅસ પ્લાન્ટ વગેરે વ્યાપક થાય તેવા ઉદ્યોગો છે અને તેને માટે હવે વ્યાપક પ્રયત્નો ગુજરાત ખાદી બોર્ડ કરશે.

### સઘનક્ષેત્ર યોજના

ગુજરાતમાં ખાદી કમિશનની સીધી દેખરેખ નીચે અને ગુજરાત બોર્ડની દેખરેખ હેઠળ બન્ને મળી લગભગ ૨૨ જેટલાં સઘનક્ષેત્રો ચાલી રહ્યાં છે.

સઘનક્ષેત્રોનો કાર્યક્રમ એક મહત્ત્વનો ગ્રામવિકાસનો કાર્યક્રમ છે. સઘનક્ષેત્રો રચનાત્મક કામને સંશોધન કરી નવો ઝોક આપી રહ્યાં છે.

સઘનક્ષેત્રો ગ્રામવિકાસની બીજી યોજનાઓથી કેટલીક મહત્ત્વની બાબતમાં જુદાં પડે છે. સઘનક્ષેત્રોનો મૂળ પાયો લોકો દ્વારા કામ ઊભું કરવાનો છે. આ કામ યોજનાબદ્ધ રીતે કરવામાં આવે છે. સઘનક્ષેત્રોમાં એકથી બે સારાં ગામોનું આયોજન કરવામાં આવે છે અને ગામડામાં અણવપરાયેલી, પડી રહેલી સંપત્તિમાંથી નવી સંપત્તિ નિર્માણ કરવાનો પ્રયત્ન થાય છે. આ ઉપરાંત સઘનક્ષેત્ર યોજના વ્યક્તિ વિકાસ ઉપર ખાસ ધ્યાન આપે છે. જો વ્યક્તિનો યોગ્ય દિશામાં વિકાસ થાય તો હાલના મૂંઝવતા કોયડાઓનો આપમેળે ઉકેલ આવે. આખા કામનો ઉઠાવ સહકારી પ્રવૃત્તિ દ્વારા અને એ રીતે ક્રમશઃ કામ ગોઠવવામાં આવે છે. સ્થાનિક ભાઈઓના સહકારથી સ્થાનિક સંસ્થાઓ ખીલે અને સ્થાનિક નેતાગીરી ખીલે અને ગ્રામલોકો આખો કાર્યક્રમ સાથે બેસી વિચારે અને આયોજનપૂર્વક પાર પાડે.

સઘનક્ષેત્રમાં ખાદી ગ્રામોદ્યોગની તમામ પ્રવૃત્તિઓ ઉપરાંત શૈક્ષણિક, કૃષિ વિષયક, સાંસ્કારિક અને આરોગ્ય વિષયક પ્રવૃત્તિઓનું સંચાલન કરવામાં આવે છે.

### સાબરમતી જેલમાં ખાદીકામ

સાબરમતી જેલમાં કેદીઓને અંબર ચરખાની તાલીમ આપવાનું કામ સૌ પ્રથમ ૧૯૫૭માં શરૂ થયું. અત્યાર સુધીમાં અંબર ચરખા ઉપર કેદીઓને તાલીમ આપવામાં આવી તથા અંબર ઉત્પાદન થયું તેની માહિતી નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧. અંબર પરિશ્રમાલય ચાલ્યાં | | ૧૩ |
| ૨. કેદીઓ તાલીમ પામ્યા | | ૧૧૧ |
| ૩. અંબર ચરખા ચાલી રહ્યા છે. | | ૮૨ |
| ૪. અંબર સૂતર કંતાયું. | આંટી | ૭૦,૪૨૧ |
| | વજન રતલમાં | ૩,૪૫૦ |
| ૫. મજૂરી ચૂકવવામાં આવી રૂપિયામાં | | ૮,૭૨૫ |

જેલમાં જે અંબર ચરખાની તાલીમ પ્રવૃત્તિ ચાલી તે મોટે ભાગે અંબર પ્રયોગ સમિતિમાં સિદ્ધ થયેલ પ્રયોગ અનુસાર શરૂઆતથી જ ચાલી.

તા. ૧૫–૯–'૫૯થી અંબરને જેલમાં એક ઉદ્યોગ તરીકે સ્વીકારવામાં આવ્યો. કપાસથી માંડી વણાટ સુધીની બધી ક્રિયાઓમાં જેલ બે વરસમાં સ્વાવલંબી બની જશે અને તેમને કોઈની ઉપર આધાર રાખવો નહિ પડે તેવી તેમની આશા છે. જેલમાં કંતાતું બધું જ સૂતર જેલમાં વણાય તેવી વ્યવસ્થા ઊભી કરવામાં આવી છે. જેલના તમામ કેદીઓને ખાદીનાં જ કપડાં આપવા માટે એક વરસમાં ૨૫,૦૦૦ વાર ખાદી ઉત્પન્ન કરવાનો જેલનો નિર્ણય છે. ૨૦ ટેકઅપ મોશનની સાળ જેલમાં વસાવાઈ છે. અને જુલાઈ-૧૯૬૦ સુધીમાં ૬૯૦૯ વાર ખાદી વણાઈ છે.

### પેટી ચરખા પ્રવૃત્તિ

અંબર ચરખા સિવાય જેલના કેદીઓને પેટી ચરખા ઉપર ફુરસદના સમયમાં કાંતવાની પ્રવૃત્તિ ચલાવી તેમાં ૨,૫૧,૧૭૩ આંટી સૂતર કંતાયું જેની રૂા. ૫૮,૬૬૬.૩૮ રોજી ચૂકવાઈ.

### અંબર વિદ્યાલય

૧૯૬૦ના માર્ચમાં ૫૦ કેદીઓનું એક અંબર વિદ્યાલય શરૂ કરવામાં આવ્યું. મુંબઈ રાજ્યની જુદી જુદી ૧૦ જેલોમાંથી આ ૫૦ કેદીઓ અંબર તાલીમ લેવા પસંદગી કરી મોકલવામાં આવ્યા હતા. છ માસમાં આ કેદીઓએ ૧૩,૯૭૬ આંટી એટલે લગભગ ૭૦૦ રતલ સૂતર કાંત્યું. અંબર વિદ્યાલયમાં તાલીમ પામેલા આ કેદીઓ આ પ્રવૃત્તિના પ્રચારકો થઈ અંબર ચરખાની સુવાસ અન્ય જેલોમાં ફેલાવશે.

સાબરમતી જેલમાં અંબર ખાદી ક્ષેત્રે નોંધપાત્ર કામગીરી થઈ ગણાય. અને કેદીઓને જે અંબર પ્રવૃત્તિનો રંગ લાગ્યો તે તેમના માનસ પરિવર્તન માટે ખૂબ મહત્ત્વનો ગણાય. ગુનાહિત માનસ પણ સંજોગો મળતાં જેમ ગુનેગાર બની બેઠું, તેમને અનુકૂળતાં મળતાં

પ્રવૃત્તિશીલ બની ઉત્પાદન ક્ષેત્રે નોંધપાત્ર કામગીરી કરી બતાવી. કેદીઓ પણ આમ તો દેશના જ નાગરિકો છે—સંજોગોના ભોગ થઈ પડેલાઓને આવી તાલીમ મળતાં નાગરિકના યોગ્ય ગુણો ખીલવી સમાજમાં પાછા જાય ત્યારે સમાજમાં તેમનું સ્થાન પાછળ નહિ હોય—સાબરમતી જેલમાં આ પ્રવૃત્તિથી કેદીઓની સુધારણાનું એક મહત્ત્વનું કામ થયું છે એમ કહી શકાય.

ઈતર માહિતી

પૂરક ઉદ્યોગ મંદિર રાજકોટમાં ઉદ્યોગ મંદિર—જૂનાગઢ, વગેરેમાં વિવિધ પ્રયોગાત્મક અને ઉત્પાદક પ્રવૃત્તિઓ ચાલી રહી છે અને સમૂહ ઉદ્યોગોની ખિલવણી થઈ રહી છે.

ખાદી ગ્રામોદ્યોગની કળાકારીગરી અને તેનો સંદેશ આમજનતા સુધી પહોંચાડવા પ્રદર્શનોની યોજના ચાલે છે. અત્યાર સુધીમાં ગુજરાતમાં ચાર મોટા પાયા ઉપર પ્રદર્શનો યોજવામાં આવ્યાં છે. સુરત, વડોદરા, રાજકોટ, ભૂજ અને નાનાંમોટાં તો ગુજરાતમાં ઘણાં પ્રદર્શનો અત્યાર સુધીમાં યોજાયાં છે જેનો ગુજરાતના લાખો લોકોએ લાભ ઉઠાવ્યો છે.

અને કૉંગ્રેસ અધિવેશન નિમિત્તે અખિલ ભારતના ધોરણે ભાવનગરમાં ઉત્તમ પ્રકારનું શિક્ષણાત્મક પ્રદર્શન ચાલુ યોજાઈ રહ્યું છે જે ગુજરાતના વિવિધ પાસાંઓનો ખ્યાલ આપે છે.

# ઔદ્યોગિક વિકાસ

શ્રી જિતેન્દ્ર ધોળ*
(અધ્યાપક, સમાજ વિદ્યાભવન, ગુજરાત યુનિ. =·

ગુજરાતીઓએ ઘણી ઔદ્યોગિક કંપનીઓના શેરોમાં નાણાં રોકયાં છે એ હકીકત સાચી છે. પરંતુ ગુજરાતનો ઔદ્યોગિક વિકાસ ધીમી ગતિએ થયો છે. વળી ગુજરાત વિષે એમ કહેવાય છે કે ગુજરાતીઓ શ્રીમંત છે પણ ગુજરાત ગરીબ છે. (Gujaratis are rich, but Gujarat is poor) વાસ્તવમાં આ સત્ય નથી. કેમ કે ગણ્યાગાંઠ્યા ગુજરાતીઓ ધનિક છે અને ગુજરાત પ્રદેશ પાસે વિપુલ કુદરતી સંપત્તિ છે એટલે ઔદ્યોગિક વિકાસની શકયતાઓ પાર વિનાની છે. ગુજરાત અને ગુજરાતીઓ આર્થિક રીતે સમૃદ્ધ બને એવી વિકાસ શકયતા નૂતન ગુજરાત રાજ્યની સ્થાપનાથી ઉપસ્થિત થઈ છે.

ગુજરાતમાં અત્યારે તો જેમને મોટા ગણાવી શકાય એવા ઉદ્યોગો તો કાપડ, રંગરસાયણ, સિમેન્ટ અને મીઠાના છે. વસ્તીના માંડ બે ટકાને મોટા કારખાનાનાંઓ રોજી આપે છે. વળી ગુજરાતનો ઔદ્યોગિકવિકાસ એકાંગી રહ્યો છે. અને કાપડ ઉદ્યોગ પરનું અવલંબન વધારેપડતું છે. ગુજરાતનાં કારખાનાઓમાં કામ કરતા ૪ લાખ મજૂરો માંથી એકલા કાપડ ઉદ્યોગમાં જ ૧,૮૪,૦૦૦ મજૂરો રોકાયેલા છે. ગુજરાતમાં ઉત્પાદક વસ્તુઓ પેદા કરનારા, ભારે અને પાયાના ઉદ્યોગો વિકસ્યા નથી. ઉદ્યોગોમાં વપરાશી ચીજવસ્તુઓ ઉત્પન્ન કરનારા ઉદ્યોગોનું પ્રમાણ વધારે છે. આમ ગુજરાતના ઔદ્યોગિક વિકાસમાં વૈવિધ્ય નથી. ઉદ્યોગીકરણ એકાંગી અને અસમતુલ રહ્યું છે. ગુજરાતના જુદા જુદા પ્રદેશોમાં પણ ઔદ્યોગિક વિકાસની બાબતમાં ઘણી અસમાનતા જણાય છે. ગુજરાતમાં કેટલાય પ્રદેશો એવા છે કે જ્યાં ઉદ્યોગીકરણની આધુનિક હવા હજી ફેલાઈ નથી. આથી ગુજરાતના ભાવિ ઉદ્યોગ વિકાસમાં ઉત્પાદક વસ્તુઓ તૈયાર કરનારા અને પાયાના ઉદ્યોગોને પણ મહત્ત્વ આપવું પડશે. વળી ઉદ્યોગના એકાંગી વિકાસને બદલે સર્વદેશીય ઔદ્યોગિક પ્રગતિ સાધવાની રહેશે. ભિન્ન ભિન્ન પ્રદેશો વચ્ચેની અસમાનતા દૂર કરવાની નેમ પણ ઉદ્યોગીકરણની રહેશે. કોઈ એમ દલીલ કરે કે ગુજરાતમાં વસ્તીના ૨૫ ટકા અને સૌરાષ્ટ્રમાં વસ્તીના ૩૩.૭ ટકા જેટલા લોકો શહેરમાં રહે છે અને શહેરીકરણ એ ઔદ્યોગિક વિકાસનું પ્રતીક કહેવાય. ગુજરાતમાં માત્ર ઉદ્યોગો પર નભનારાં શહેર ઘણાં ઓછાં છે. ખેતી અને વ્યાપારમાં મૂડીરોકાણ વધારે થયેલ છે. એટલે આ પ્રવૃત્તિની સમૃદ્ધિ પર આધાર રાખનારાં શહેરો વસ્યાં છે. શહેરીકરણને આ કારણે ઔદ્યોગિક વિકાસના માપદંડ તરીકે ન ગણી શકાય.

ગુજરાતના ઔદ્યોગિક વિકાસના કાર્યક્રમમાં કેટલાક પા સિદ્ધાંતોને ખ્યાલમાં રાખવા પડશે. સૌથી પ્રથમ પ્રાદેશિક વૈ. ધ્યાનમાં લઈને જુદા જુદા પ્રદેશોની સાધનસંપત્તિ પર નિર્ભર ઉદ્યોગોને અગ્રતા આપવી જોઈએ. જુદા જુદા પ્રદેશોમાં ખનિજસંપ. કાચી સામગ્રી વગેરેની વિપુલતા છે. પ્રાદેશિક નિયોજન માટે એટલાસ તૈયાર કરવામાં આવે એ જરૂરી છે. જુદા જુદા પ્રદેશ ઉદ્યોગોની શકયતાને આપણે સંક્ષેપમાં જોઈએ.

ખંભાતમાં લુણેજ ખાતે અને વડોદરાની બાજુમાં વડસર ખા' તેલ નીકળ્યું છે. અંકલેશ્વર ખાતે પણ તેલ નીકળ્યું છે. ગુજરાતમાં આ વિસ્તારને તેલના અર્થકારણ પર વિકસાવી શકાય છે. પેટ્રોકેમિકલ ઉદ્યોગોના વિકાસ માટે વિરાટ તક ગુજરાતને સાંપડી છે. રિફાઈનરી નખાતાં ઉદ્યોગ માટે ઉપયોગમાં લેવાનો ગૅસ, ઘરગથ્થુ વપરાશ માટેનો ગૅસ, પેટ્રોલ, કેરોસીન, ડિઝલ તેલ અને પાતળો ડામર વગેરે વસ્તુઓ પ્રાપ્ત કરી શકાય. આ વસ્તુઓ મળતાં ગુજરાતની ઔદ્યોગિક કાયાપલટ થઈ જાય. વળી આમાંથી જે આડપેદાશ થાય તેમાંથી કૃત્રિમ રબર, પ્લાસ્ટિક રંગ, સૅકેરીન, દવાઓ, વૉર્નિશ અને નાયલોનના રેસાઓ માટે ઉપયોગી દ્રવ્યો મળી શકે. રિફાઈનરીનો ગૅસ નાઈટ્રોજનયુક્ત ખાતર માટે જરૂરી તત્ત્વો પૂરાં પાડે છે. રિફાઈનરીની સાથે ખાતરનું કારખાનું સ્થાપી શકાય. રિફાઈનરીના પરિણામ સ્વરૂપ કાર્બન બ્લૅક રંગ ઉદ્યોગ અને પ્રિન્ટિંગ માટે ઉપયોગી પદાર્થ છે. પેટ્રોલિયમજન્ય રસાયણોનો ઉદ્યોગો વિકાસ શકય બને. લાંબા ગાળાના આયોજનનો ખ્યાલ કરીને બે રિફાઈનરીઓ ગુજરાતમાં નંખાય તો વિવિધ ઉદ્યોગો ગુજરાતમાં વિકસે અને ગુજરાતના ઉદ્યોગોનો એકાંગી વિકાસ ભૂતકાળની વાત બની જાય. વળી ગુજરાતમાં શિવરાજપુર, બાપનકૂવા વગેરે સ્થળોએ મૅંગેનીઝની ખાણો છે. ચાંપાનેર અને ગોધરા ખાતે એક ફેરોમૅંગેનીઝનું એક કારખાનું નાખી શકાય. આમ તેલ અને મૅંગેનીઝની કુદરતી સંપત્તિ જ ઔદ્યોગિક વિકાસને અસરકારક બનાવી દે તેવી શકયતા છે.

ગુજરાતના બીજા પ્રદેશોમાં પણ ઘણા ઉદ્યોગો વિકસાવી શકાય એમ છે. પોરબંદર, રાણાવાવ, ચોરવાડ અને વેરાવળમાં ચૂનો ઠેર ઠેર જણાય છે જે સિમેન્ટ અને સોડા ઍશના પ્લાન્ટ માટે ઉપયોગમાં લઈ શકાય. સૌરાષ્ટ્ર કચ્છમાં બૉક્સાઈટ મળી રહે છે. જામનગર ખાતે મળેલ બૉક્સાઈટ ભારતભરમાં શ્રેષ્ઠ લેખાય છે. ઍલ્યુમિનિયમ ધાતુના ઉપયોગ માટે સૌરાષ્ટ્ર ઍલ્યુમિનિયમ ઑક્સાઈડ પૂરો પાડી શકે તેમ છે. ભારતની ભૂસ્તરશાસ્ત્રીય તપાસ તરફથી સૌરાષ્ટ્રમાં થાન ખાતે કોલસાની

શોધ થઈ છે. ત્યાં ખોદકામ કરતાં ત્રણથી ચાર ફૂટનો કોલસાનો થર મળી આવ્યાનો અહેવાલ છે. કચ્છ સૌરાષ્ટ્રમાં ધરતીના પેટાળમાં ઘણી સંપત્તિ છે. એની શાસ્ત્રીય મોજણી કરવામાં આવે તો ગુજરાત રાજ્ય માટે ઉદ્યોગીકરણની વિકાસ શક્યતાઓ ખૂબ જ વધી જાય. સમગ્ર ગુજરાત માટે કાચી સાધનસામગ્રીની મોજણી થવી જોઈએ. પ્રાદેશિક વૈવિધ્યને ઉદ્યોગીકરણ કાર્યક્રમમાં આવરી લેવા માટે અત્યારે ખેતીના પાયા પર રચાયેલા ઉદ્યોગોને પણ સ્થાન આપી શકાય. મધ્ય ગુજરાતમાં રોકડિયા પાક જેવા કે કપાસ, મગફળી, તમાકુ વગેરેનું ઉત્પાદન સારા પ્રમાણમાં થાય છે. અહીં તેલ ઉદ્યોગ, કપાસ પીલવાનાં અને બીડી વાળવાનાં કારખાનાં માટે ઘણો અવકાશ છે. ખેડા જિલ્લામાં દરરોજ ત્રણ લાખ રતલ દૂધ ભેગું કરી શકાય તેમ છે. ત્રણ વધુ ડેરીઓ આ પ્રદેશમાં સ્થાપી શકાય. ગુજરાતે એની ત્રીજી યોજનામાં કચ્છમાં બન્નીના ડેરી ઉદ્યોગને વિકસાવવાનું ઉલ્લેખનીય પગલું લીધું છે. ખેડા તેમ જ બન્નીમાં દૂધનો પાઉડર, પનીર, ચીઝ વગેરે વસ્તુઓ બનાવી શકાય. સ્થાનીકરણની દૃષ્ટિએ કાચ ઉદ્યોગને તપાસીએ તો છોટાઉદેપુર, પીપલોદ, સંતરોડ વગેરે સ્થળે સીલકા, ડોલમાઈટ જેવા પદાર્થ મળે છે. કાચ ઉદ્યોગ માટે જરૂરી કાચો માલ સાંપડી રહે છે. રાજપીપળા અને ડાંગ વિસ્તારમાં કાગળ અને લાકડાંનો માવો બનાવવાનાં કારખાનાં નાખી શકાય એમ છે.

ગુજરાતમાં યંત્રો બનાવવાનાં કારખાનાં પણ સ્થાપી શકાય તેમ છે. તેલના ઉત્પાદનમાં કામ લાગતાં યંત્રોની પુષ્કળ માગ ઊભી થવાની. તેલનું અર્થકારણ અને યંત્રોના ઉત્પાદનનું અર્થકારણ પરસ્પર સહાયક બની રહેશે અને ગુજરાતનો વિકાસ એકાંગીને બદલે સર્વાંગી બનશે. આ સિવાય બીજા મહત્ત્વના ઉદ્યોગો વિકસાવી શકાય. અત્યારે પણ વડોદરા–અમદાવાદ વિસ્તારમાં ઇજનેરી ઉદ્યોગો ઠીક ઠીક વિકસ્યા છે. પંપ, વિદ્યુતમોટર, તેલ ઉદ્યોગ માટેનાં યંત્રો, રસાયણિક કારખાનાં માટેનાં યંત્રો વગેરેના વિકાસ માટે ઘણી તક છે.

ગુજરાતમાં ઔદ્યોગિક કાર્યક્રમમાં ઉત્પાદન ક્ષમતા (productivity)નું મહત્ત્વ સ્વીકારવું જોઈએ. મર્યાદિત મૂડી અને સાધનસામગ્રી હોય તેમ છતાં પણ ઉત્પાદન ક્ષેત્રે વધારે સારાં પરિણામ લાવવાની વૃત્તિને ઉત્પાદનક્ષમતા કહેવામાં આવે છે. ગુજરાતમાં ઔદ્યોગિક મૂડીરોકાણ થાય એ જરૂરી છે. પણ માત્ર મૂડીથી ઔદ્યોગિક વિકાસ નથી સધાતો. નિયત કરેલા મૂડીરોકાણમાંથી ઓછામાં ઓછા ખર્ચે વધુમાં વધુ ઉત્પાદન મેળવવાની વૃત્તિને ઉત્પાદનક્ષમતાની વૃત્તિ કહેવાય. આવી પ્રગતિશીલ વૃત્તિ ગુજરાતના ઉદ્યોગપતિઓ, સંચાલકો અને કામદારોએ કેળવવી પડશે. આ માટે કામદારો અને ઉદ્યોગો સાથે સાંકળાયેલાઓને ટેકનિકલ તાલીમ આપવી જોઈએ. ઉત્પાદનક્ષમતા માટે આના ખાસ નિષ્ણાત ઇજનેરોની ગુજરાતને જરૂર પડશે. ગુજરાતનો ઔદ્યોગિક વિકાસ ટેકનિકલ પ્રગતિ પર ઘણો આધાર રાખશે. ઉત્પાદનક્ષમતા એ તો ટેકનિકલ સિદ્ધિનો માપદંડ છે. ઔદ્યોગિક સંશોધન અને તાલીમ પર વધારે ધ્યાન અપાય એ અગત્યનું છે. ચીલેચલુ પદ્ધતિઓનો ત્યાગ કરીને આધુનિક ઉત્પાદન પદ્ધતિઓ અપનાવવી પડશે. ઉત્પાદનક્ષમતાના વિચારને ફેલાવવા માટે એક નૂતન ચેતનવંતું માનસ કેળવવાની જરૂર છે. આપણી પાસે જે સાધનો છે એનો કાર્યક્ષમ ઉપયોગ કરીને વધારેમાં વધારે વળતર કેમ મેળવવું એ અંગે ઉત્પાદનક્ષમતાના નિષ્ણાતો ગુજરાતને ઘણું માર્ગદર્શન આપી શકે એમ છે. ગુજરાતના ભાવિ વિકાસમાં ઉત્પાદનક્ષમતા પર યોગ્ય ભાર મૂકવામાં આવશે તો ઔદ્યોગિક વિકાસ ઝડપી અને અસરકારક બનશે. ઉત્પાદનક્ષમતાના મહત્ત્વના પાયાના સિદ્ધાંતને ગુજરાતના ઉદ્યોગીકરણમાં નોખું સ્થાન મળવું જોઈએ.

ગુજરાતના ઔદ્યોગિક વિકાસના કાર્યક્રમમાં ઉદ્યોગના માળખાની અંતર્ગત સમતુલાને પણ યોગ્ય સ્થાન મળવું જોઈએ. માત્ર મોટાં મોટાં કારખાનાં નંખાતાં જાય અને ભવ્ય એટલે ઉત્તમ એ વિચારસરણી પર ઔદ્યોગિક વિકાસ થાય તો ઉદ્યોગોનાં માળખાંની અંતર્ગત સમતુલા ભ્રષ્ટ થઈ જાય. દા. ત. ગુજરાતમાં મોટા ઇજનેરી ઉદ્યોગો અને વેગન બનાવવાનું કારખાનું નંખાય તો આની સાથે સહાયક અને પૂરક એવા મધ્યમ કદના અને નાના ઇજનેરી ઉદ્યોગોને પણ સ્થાન મળવું જોઈએ મોટા ઇજનેરી ઉદ્યોગો પોતાની બધી જ જરૂરિયાતો પોતે ઉત્પાદન કરીને નથી મેળવી શકતા. આવા ઉદ્યોગોને છૂટક ભાગો માટે કે જરૂરી સાધનો માટે નાના કદના ઉદ્યોગો પર ઘણો આધાર રાખવો પડે છે. ઇજનેરી ઉદ્યોગોમાં તો પેટા-કરાર (sub-contracting) કરીને મોટાં કારખાનાંઓ પોતાની જરૂરિયાત નાનાં કારખાનાંઓ પાસેથી મેળવે છે અને મોટા અને નાના ઇજનેરી ઉદ્યોગો વચ્ચે ઉત્પાદનની ક્રિયાઓ પણ તપાસવી પડે. નાના ઉદ્યોગોને કાચો માલ, નાણાકીય સગવડ, ટેકનિકલ માર્ગદર્શન વગેરે અંગેની મુશ્કેલીઓ પડતી હોય તો તે પણ દૂર કરવા નિયોજિત પગલાં લેવાં જોઈએ. મોટા અને નાના ઉદ્યોગો વચ્ચે કેવા સંબંધો સ્થપાશે એનો અગાઉથી વિચાર કરીને નિયોજિત પદ્ધતિ દ્વારા ઔદ્યોગિક માળખામાં સંકલનનું કામ હાથ ધરાવું જોઈએ. ગુજરાતના ઉદ્યોગીકરણમાં માત્ર મોટાં શહેરોમાં જ કારખાનાં નંખાતાં જાય એ યોગ્ય નથી. આથી પ્રજાનો મોટો ભાગ ઉદ્યોગીકરણના લાભથી વંચિત રહે છે. ઉદ્યોગ વિકાસના સ્વરૂપને જોઈએ તો ખેતીપ્રધાન કસબામાં પણ ઉદ્યોગો સ્થપાવા જોઈએ. ઔદ્યોગિક માળખાની અંતર્ગત સમતુલા માટે જેમાં ખેતી અને ઉદ્યોગ પરસ્પર સંકળાયેલ હોય અને પરસ્પર પૂરક બને એ રીતે આપણા ઔદ્યોગિક વિકાસનું નિયોજન થવું જોઈએ. મોટા ઉદ્યોગો, નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો વચ્ચેના આર્થિક સંબંધો તપાસીને, નિયોજનની પદ્ધતિ અપનાવી એક સુશ્લિષ્ટ ઔદ્યોગિક માળખાની રચના કરવાનું ધ્યેય આપણે રાખવું જોઈએ.

ગુજરાતની પંચવર્ષીય યોજનાઓ જોઈએ તો ઔદ્યોગિક વિકાસ માટે આદરણીય પ્રયાસ નજરે પડે છે. ગુજરાતની ત્રીજી પંચવર્ષીય યોજનામાં ઉદ્યોગ વિકાસના કાર્યક્રમ માટે ગુજરાતની બીજી યોજના કરતાં બમણી રકમ ખર્ચવાનું નક્કી થયેલ છે. બીજી યોજનામાં ઉદ્યોગો અને ખાણો માટે રૂ. ૪.૭૬ કરોડ જેટલી રકમ રખાયેલી હતી.

ત્રીજી યોજનામાં રૂ. ૮.૬૪ કરોડ જેટલી રકમ ખર્ચાશે. ગૃહ-ઉદ્યોગો અને ઔદ્યોગિક સહકારી મંડળીઓની જરૂરિયાતોને યોગ્ય મહત્ત્વ આપવામાં આવ્યું છે. ગુજરાતમાં ખાદી, કસબીઓના ઉદ્યમો, હાથવણાટ અને ગ્રામ ઉદ્યોગોના વિકાસની સુંદર તક છે. મુખ્યત્વે ગ્રામપ્રધાન એવા આ ઉદ્યોગોમાં ઓછી મૂડીથી વધારે રોજગારી મેળવી શકાય છે. ગુજરાતમાં પ્રવર્તતી બેકારી અને અર્ધ-બેકારીની પરિસ્થિતિને દૂર કરવામાં આ ઉદ્યોગો ઘણા મદદરૂપ થઈ પડે છે. હજુ ગુજરાતમાં નાના પાયા પર સાબુનાં કારખાનાં, દીવાસળી, પોટરી, મીણ, સૂડી-ચપ્પુ, ઊન તથા ઊનની બનાવટો વગેરેના વિકાસ માટે ઘણી તક છે. ગુજરાતનો ભાવિ ઔદ્યોગિક વિકાસ સંગીન પાયા પર થાય એ માટે એની ત્રીજી પંચવર્ષીય યોજનામાં એક વિકાસલક્ષી દૃષ્ટિ નજરે પડે છે. ગુજરાતને માટે આ ઘણું લાભપ્રદ લેખી શકાય.

ગુજરાતના ઔદ્યોગિક વિકાસમાં ઔદ્યોગિક વસાહતોનું અનોખું સ્થાન છે. સુરત પાસે ઉધનામાં અને રાજકોટની ઔદ્યોગિક વસાહતોએ ઘણું સરસ કામ કર્યું છે. રાજકોટની ઔદ્યોગિક વસાહતમાં તારખીલા એનાં મશીનો, અંબર-ચરખા, બ્રાસ, સ્ક્રૂ, ફાઉન્ડ્રી વગેરેનાં કારખાનાં ચાલે છે. આ ઉપરાંત રાજકોટમાં ડિઝલ ઑઈલ ઍન્જિનના સર્વ પ્રકારના છૂટક ભાગો બનાવાય છે, જેની ખૂબ માગ રહે છે. ગુજરાતના પ્રત્યેક જિલ્લામાં એક ઉદ્યોગ વસાહત હોવી જરૂરી છે. વડોદરા, ભાવનગર વગેરે વિસ્તારોમાં વસાહતોની પ્રવૃત્તિ પાંગરી રહી છે. ઉધના અને રાજકોટના અનુભવ પરથી કહી શકાય કે ગુજરાતના ઔદ્યોગિક વિકાસમાં ઔદ્યોગિક વસાહતો ઘણો ફાળો આપી શકે તેમ છે. ભવિષ્યમાં મોટાં ઉદ્યોગ નગરો પણ આમાંથી ઊભાં થાય. વસાહતોના સ્થાનીકરણ વખતે આર્થિક સિદ્ધાંતો લક્ષમાં રાખીને વસાહતો સ્થપાય તો ગુજરાતનો ઔદ્યોગિક વિકાસ બહુમુખી અને સમતોલ બને.

ઉદ્યોગ વિકાસમાં સરકાર કે પ્રજા પહેલ કરે એ પ્રશ્ન ગૌણ છે. ઉદ્યોગોને વીજળીશક્તિની જરૂર છે. સરકાર એનો યોગ્ય પુરવઠો પૂરો પાડે, નાણાકીય કોર્પોરેશનથી નાણાકીય સગવડો આપે અને શિક્ષણમાં ટેકનિકલ તાલીમ અંગે જોગવાઈ કરે તો ઔદ્યોગિક વિકાસ માટે પાયાની ભૂમિકા રચાઈ જાય. સરકારના પ્રતિનિધિઓ અને ઉદ્યોગપતિઓ, મૂડીપતિઓ અને અન્ય નિષ્ણાતોનું બનેલ એક ઉદ્યોગ વિકાસ કૉરપોરેશન (Industrial development corporation) સ્થાપવાની જરૂર છે. ગુજરાતના ઉદ્યોગોના વિકાસ માટે આ કૉર્પોરેશન એક વિરાટ યોજના તૈયાર કરે. પોતપોતાનાં સાધનો, કાર્યકુશળતા અને વહીવટી જવાબદારીના પ્રમાણમાં રાજ્ય અને ખાનગી સાહસ ઉદ્યોગ વિકાસમાં પોતાનો હિસ્સો નક્કી કરીને પરસ્પર સહકાર સલાહ અને સંપથી કામ કરે તો ઔદ્યોગિક નવનિર્માણનું કામ ઘણું અસરકારક બને.

સંક્ષેપમાં કહીએ તો ગુજરાતના ઉદ્યોગ વિકાસમાં આ મુદ્દાઓ જરૂરી છે. (૧) એકાંગી વિકાસને બદલે સર્વાંગી અને સમતોલ વિકાસ (૨) પ્રાદેશિક સંપત્તિની મોજણી કરી, વિકાસ માટેનો એટલાસ તૈયાર કરીને જુદા જુદા પ્રદેશો વચ્ચેની અસમાનતા દૂર કરવી. (૩) ઉદ્યોગોનાં માળખાંની અંતર્ગત સમતુલા જાળવવા મોટા, નાના અને ગૃહ ઉદ્યોગોનો વિકાસ. (૪) ઉત્પાદનક્ષમતાનું મહત્ત્વ (૫) વિકાસ માટે એક કૉર્પોરેશન. ઉદ્યોગક્ષેત્રે ગુજરાતને સ્વપ્નદ્રષ્ટાઓની જરૂર છે. નવાં સાધનો, નવા ઉદ્યોગો, નવી રીતો અને નવાં ક્ષેત્રો આંબવાના ઉમંગવાળા સ્વપ્નદ્રષ્ટાઓ જ ગુજરાતની કાયાપલટ કરી શકે. ગુજરાતીઓમાં વ્યાવહારિક ડહાપણ છે, શાણપણ છે, કુનેહ છે, કરકસર અને ચીવટથી કામ કરવાની વૃત્તિ છે. પરંતુ વિકાસાભિમુખ અને ચેતનવંતી પ્રગતિકારક વૃત્તિ હજી કેળવવાની જરૂર છે. પ્રજાની ખાસિયત પર ઉદ્યોગોના વિકાસનો ઘણો આધાર રહે છે. ગુજરાતમાં ઉદ્યોગો પરત્વે એક નૂતન વિકાસલક્ષી દૃષ્ટિબિંદુ કેળવાય તો ગુજરાતની સૂરત બદલાઈ જાય. ભારતના વિકાસોન્મુખ અર્થકારણમાં ઔદ્યોગિક વિકાસ સાધીને ગુજરાત મોખરાનું સ્થાન લે એ માટે ઉદ્યોગપરાયણ ચેતનવંતા માનસ અને સતત પુરુષાર્થની જરૂર છે.

# ઔદ્યોગીકરણ અને તેની સમસ્યાઓ

શ્રી માણેકલાલ શાહ
(ઉદ્યોગપ્રધાન, ગુજરાત રાજ્ય

ગુજરાત રાજ્યની કુલ વસ્તીના આશરે ૫૮ ટકા લોકો ખેતી પર નિર્ભર છે જ્યારે બાકીના લોકો ખેતી સિવાયના ઉત્પાદન પર આધાર રાખે છે. વ્યાપાર-ઉદ્યોગ ક્ષેત્રે ગુજરાતીઓએ દેશ-વિદેશોમાં ભારે નામના મેળવી છે. વ્યવહારકુશળતા માટે તથા મુસીબતોમાંથી માર્ગ કરવાની સૂઝ માટે ગુજરાત પંકાયેલું છે. ગુજરાતની જમીન ફળદ્રુપ છે અને ખેડૂત ખંતીલો અને કાર્યકુશળ છે. ગુજરાત પાસે વ્યવહારકુશળ, સાહસિક અને દૂરંદેશી ઉદ્યોગપતિઓ અને ચતુર વ્યાપારીઓ છે. ગુજરાતના કારીગરોએ તો ગુજરાતનું નામ દુનિયાભરમાં રોશન કર્યું છે.

ગુજરાતને વિશાળ સાગરકાંઠો હોવાથી ગુજરાતીઓએ પ્રથમથી જ દેશવિદેશોમાં સાગરખેડુઓ તરીકે નામના મેળવી હતી. વ્યાપારની સાથે સાથે અહીં હુન્નરઉદ્યોગો પણ ખીલ્યા; જેમ કે વહાણ બાંધવાનો ઉદ્યોગ, જરી ઉદ્યોગ, હીરા-માણેક તથા અકીકના પથ્થરનો ઉદ્યોગ, લાખકામ, કાપડવણાટ અને છપાઈકામ, ભરતગૂંથણ, શંખ-છીપલાં કામ, તાંબાપિત્તળનાં વાસણો, રમકડાંની બનાવટો, વગેરે વગેરે. માંડવી, સ્તંભતીર્થ, ભૃગુકચ્છ તથા સુરતની પ્રાચીન જાહોજલાલીનો આધાર મોટે ભાગે આવા હુન્નરઉદ્યોગો ઉપર હતો. અંગ્રેજ અમલ દરમ્યાન દેશના હુન્નરઉદ્યોગોનો વિકાસ રૂંધાઈ ગયો. છતાંયે ગુજરાતના કેટલાક ઉદ્યોગો ટકી શક્યા. જેમાં સુરતનો જરીઉદ્યોગ એક જ્વલંત ઉદાહરણ કહી શકાય.

## વર્તમાન પરિસ્થિતિ

આર્થિક ક્ષેત્રે અંગ્રેજ સરકારની અવરોધક નીતિ હોવા છતાં ઔદ્યોગિક ક્રાંતિની અસર આપણા દેશ ઉપર પડ્યા વિના લાંબો સમય રહી શકી નહિ. લગભગ સો વર્ષ પહેલાં આધુનિક ઉદ્યોગીકરણની શરૂઆત તરીકે કાપડની મિલ સ્થાપવામાં મુંબઈની સાથે અમદાવાદ મોખરે હતું. ત્યાર પછી લોકોની સાહસ વૃત્તિ તથા કેટલાક પ્રગતિશીલ દેશી રાજ્યોના ઉત્તેજનને પરિણામે કાપડ ઉદ્યોગનો તેમ જ પાછળથી બીજા ઉદ્યોગોનો પણ વિકાસ થતો ગયો. આઝાદીની લડત દરમ્યાન સ્વદેશી માલની ચળવળથી આપણા ઉદ્યોગોના વિકાસને વેગ મળ્યો. પરિણામે ચાલુ સદીના પૂર્વાર્ધ દરમ્યાન પ્રતિકૂળ સંજોગો વચ્ચે પણ સુતરાઉ કાપડ, રેશમી કાપડ, વનસ્પતિ તેલ, દવા તથા રસાયણ, ઇજનેરી સામાન, સિમેન્ટ, કાચ તથા ચિનાઈ માટીકામ વગેરે ઉદ્યોગો આ પ્રદેશમાં અસ્તિત્વમાં આવી ચૂક્યા હતા. આઝાદી મળ્યા પછી પંચવર્ષીય યોજનાઓ હેઠળ આખો દેશ ઔદ્યોગિક વિકાસની હરણફાળ ભરી રહ્યો છે. અલબત્ત પ્રથમ યોજના દરમ્યાન ખેતી, સિંચાઈ અને યંત્રસંચાલનશક્તિને વિશેષ મહત્ત્વ આપવામાં આવ્યું હતું અને ઉદ્યોગો તેમ જ ખનિજોના વિકાસ માટે કુલ રોકાણના ફક્ત આઠ ટકા ફાળવવામાં આવ્યા હતા. જ્યારે બીજી યોજના દરમિયાન ઔદ્યોગિક વિકાસનો સંગીન પાયો નાખવાના હેતુથી મુખ્ય અને પાયાના ઉદ્યોગો ઉપર વિશેષ મહત્ત્વ આપવામાં આવ્યું. આ ઉદ્યોગોમાં લોખંડ અને પોલાદ ઉદ્યોગ, ભારે રસાયણો (Heavy chemicals), ભારે યાંત્રિક ઉદ્યોગ, ઔદ્યોગિક યંત્ર ઉત્પાદન તેમ જ એલ્યુમિનિયમ, સિમેન્ટ, રાસાયણિક માવો (Pulp), રંગ, દવા આદિનો સમાવેશ થાય છે. વળી કાપડ, ખાંડ અને શણ જેવા મહત્ત્વના રાષ્ટ્રીય ઉદ્યોગોના આધુનીકરણ માટે પણ બીજી યોજના દરમ્યાન ધ્યાન આપવામાં આવ્યું. ગુજરાતમાં ખાંડ ઉદ્યોગનો વિકાસ કરવા માટે અનુકૂળ સંજોગો છે. ખાંડનાં કારખાનાં આપણે જેમ બને તેમ જલદી શરૂ કરીશું તો ગુજરાતને ખાંડની રાહત મળશે એટલું જ નહિ, તેની સાથે સંકળાયેલા બીજા ઉદ્યોગોનો પણ વિકાસ સાધી શકાશે. સિંચાઈ યોજનાનો લાભ લેવાના હેતુથી રાજ્યમાં બે ખાંડનાં કારખાનાં શરૂ કરવામાં આવ્યાં છે. એમાંનું એક બારડોલી ખાતે અને બીજું કોડીનાર ખાતે છે. આ બંને કારખાનાં સહકારી ધોરણે ચાલે છે. ખાંડનું ત્રીજું કારખાનું ગણદેવી-બીલીમોરા વિસ્તારમાં શરૂ કરવાનું કામ આગળ વધી રહ્યું છે. છેલ્લાં દશેક વર્ષમાં આર્થિક નિયોજનના પરિણામે ગુજરાતનો સુતરાઉ કાપડ ઉદ્યોગ સારા પ્રમાણમાં આધુનીકરણ કરી શક્યો તેમ જ રેશમી કાપડ ઉદ્યોગ, દવા તથા રસાયણ ઉદ્યોગ, ઇજનેરી ઉદ્યોગ, સિમેન્ટ, કાચ તથા ચિનાઈ માટીકામના ઉદ્યોગો સારો વિકાસ સાધી શક્યા. વલસાડ પાસે રંગ તથા રસાયણનું કારખાનું, સેવાલિયા, દ્વારકા અને જામનગરનાં સિમેન્ટનાં કારખાનાં, પોરબંદર ખાતેનું સોડાએશનું કારખાનું, સોલ્વન્ટ એક્સટ્રેક્શનનાં અડધોએક ડઝન કારખાનાં, મીઠા ઉદ્યોગનો વિકાસ, મીઠાપુરનાં તાતા કેમિકલ્સ અને ધ્રાંગધ્રા કેમિકલ્સનો વિકાસ તથા વડોદરાનાં દવા, રસાયણ અને કાચનાં કારખાનાંઓનો થયેલો વિકાસ બે પંચવર્ષીય યોજનાઓ દરમ્યાન થયેલા ઔદ્યોગિક વિકાસનાં સીમાચિહ્નો છે. આ ઉપરાંત કેટલાક નાના ઉદ્યોગોનો વિકાસ પણ આ સમય દરમ્યાન થઈ શક્યો છે. લેખના અંતે પરિશિષ્ટમાં બતાવેલાં ઉદ્યોગવાર કારખાનાંની સંખ્યા તથા તેમાં રોકાયેલા કામદારોની સંખ્યા ઉપરથી આપણી ઔદ્યોગિક પરિસ્થિતિનો ખ્યાલ આવી શકશે. આ બધી સિદ્ધિઓ માટે આપણે જરૂર સંતોષ લઈ શકીએ. પરંતુ ગુજરાતની હાલની સાનુકૂળ પરિસ્થિતિ જોતાં બીજા કેટલાક પ્રદેશોની સરખામણીમાં આપણો વિકાસ સંતોષજનક, અભિમાન લઈ શકીએ તેવો કહી શકાય નહિ. ખાસ કરીને છેલ્લાં થોડાં વર્ષો દરમ્યાન થયેલી ભૂસ્તર તપાસને પરિણામે મળેલાં ખનિજ દ્રવ્યોના આધારે જે ઉદ્યોગો સ્થાપિત કરવા જોઈએ તે થઈ શક્યા નથી.

આપણા ઔદ્યોગિક વિકાસને અવરોધનારાં કયાં કયાં બળો છે અને તે અંગે શું શું પગલાં જરૂરી ગણાય તેનો વિચાર કરવો જરૂરી બને છે.

ગુજરાતની સર્વપ્રથમ મુશ્કેલી વીજળીશક્તિ અંગેની છે. આ રાજ્યની નર્મદા, તાપી, મહી વગેરે નદીઓ દ્વારા મોટા પ્રમાણમાં વીજળી પેદા કરવાની શક્યતા છે; પરંતુ આજ સુધી આ કુદરતી બક્ષિસોનો લાભ લઈ શકાયો નથી. તેથી કારખાનાંઓ ચલાવવા માટે ગુજરાતે દેશના દૂર દૂરના ભાગોમાંથી મંગાવેલા કોલસા ઉપર કે ડિઝલ ઓઈલ ઉપર આધાર રાખવો પડે છે. આ આપણા ઉદ્યોગોને મોંઘું પડે છે. સાબરમતી તથા ઉતરાણ જેવાં સ્થળોએ મોટા પાયા પર વીજળી પેદા કરવામાં આવે છે. એમાં ખર્ચ જેમ બને તેમ ઓછું કરવામાં આવે છે. પણ જળવીજળીની સરખામણીમાં આ ઉત્પાદનખર્ચ વધુ જ રહે છે. આથી જેમાં વીજળીશક્તિની પુષ્કળ જરૂર છે, તેવા ધાતુ ઉદ્યોગોની સ્થાપના માટે પરિસ્થિતિ જરા મુશ્કેલ ગણાય. વળી ગુજરાતમાં મેંગેનીઝ તથા બોક્સાઈટ સારા પ્રમાણમાં મળે છે. પરંતુ વીજળીના ઉંચા દરને કારણે તેમાંથી ફેરો-મેંગેનીઝ અગર ઍલ્યુમિનિયમ બનાવવાનું મુશ્કેલ બને છે. આ જ પ્રમાણે બીજા ઉદ્યોગોમાં પણ પ્રમાણમાં મોંઘી વીજળીને કારણે હરીફાઈમાં ટકી રહેવું મુશ્કેલ બને છે. ગુજરાતના ઔદ્યોગિક વિકાસ માટે આજે ટેકનિકલ જ્ઞાન, મૂડી, સાહસ આદિ તૈયાર છે પણ સસ્તી વીજળીનો અભાવ ઝડપી વિકાસમાં ઠીક ઠીક અવરોધ પેદા કરે છે. રાજ્ય સરકાર આ મુશ્કેલી પ્રત્યે જાગ્રત છે અને તેને હળવી બનાવવા માટે તમામ શક્ય પ્રયાસો કરવામાં આવશે. આ દિશામાં સાબરમતીના પાવર સ્ટેશનનો વિકાસ કરવાની તથા ખંભાત નજીક ધુવારણ ખાતે એક નવું પાવર સ્ટેશન બાંધવાની યોજના ઝડપથી અમલમાં મુકાઈ ચૂકી છે. આ ઉપરાંત પશ્ચિમ કાંઠે સ્થાપવામાં આવનાર અણુમથકમાંથી પણ ગુજરાતને વીજળીનો સારો એવો પુરવઠો મળશે. પરંતુ સમયના વહેણની સાથે વીજળીની માગ પણ વધશે જ. તેથી ઉપર જણાવેલાં પગલાંથી વીજળીની મુશ્કેલી સદંતર દૂર થઈ શકશે નહિ. એને પહોંચી વળવાનો અસરકારક ઉપાય તો છે આપણી નદીઓ દ્વારા સસ્તી વીજળી પેદા કરવાનો. હીરાકુંડ, દામોદર ખીણ યોજના તેમ જ ભાખરા-નાંગલ દ્વારા ત્યાંના પ્રદેશોની કાયાપલટ થઈ રહી છે. ગુજરાતની લોકમાતાઓનો પણ આવી રીતે ઉપયોગ થઈ શકે તેમ છે. આ બાબત ભારત તેમ જ રાજ્ય સરકારના ધ્યાનમાં છે અને તાપી તથા નર્મદાની યોજનાઓનો અમલ જેમ બને તેમ જલદી કરવા માટે પગલાં લેવાઈ રહ્યાં છે. નર્મદા નદી મારફત પેદા કરવામાં આવનારી વીજળી-શક્તિ ૨૦,૦૦,૦૦૦ કિલોવૉટ હોવાનો અંદાજ છે, જ્યારે તાપીની વીજળીની શક્યતા ૩,૦૦,૦૦૦ કિલોવૉટની અને મહીની ૨,૦૦,૦૦૦ કિલોવૉટની ગણી શકાય. ગુજરાતને સાગરકાંઠે, ખાસ કરીને સૌરાષ્ટ્રમાં સારાં બંદરો છે, જ્યાં મોટા પાયા પર મીઠાનું ઉત્પાદન થાય છે; કપાસ, મગફળી, તમાકુ જેવા વ્યાપારી પાકોનું મોટા પાયા ઉપર વાવેતર થાય છે. વળી, આ પ્રદેશની ધરતીમાંથી કેટલીક કીમતી ખનિજો મળી આવ્યાં છે. આથી ગુજરાતમાં એકાદ મહત્ત્વની યોજના, રાસાયણિક ખાતરનો ઉદ્યોગ-સ્થાપવાની કે એવી બીજી જાહેર ક્ષેત્રની મહાયોજના માટે પૂરતો અવકાશ છે. સદ્ભાગ્યે આ પ્રદેશના પેટાળમાંથી ખનિજ તેલ અને કુદરતી ગૅસ મળી આવવાથી ભારત સરકારનું લક્ષ આ દિશામાં ખેંચાયું છે. ખંભાત તેમ જ અંકલેશ્વરના તેલક્ષેત્રની ઊંડી તપાસ ઝડપથી થઈ રહી છે. ખંભાતનું તેલ શુદ્ધ કરવા માટે એક મધ્યમ કદની રિફાઈનરી સ્થાપવા માટેની વિચારણા ચાલે છે. વળી દેશમાં સ્થપાનારાં કેટલાંક રાસાયણિક ખાતરનાં કારખાનાંઓમાંનું એક ગુજરાતમાં સ્થાપવા માટે ગુજરાત સરકાર સક્રિય પગલાં લઈ રહી છે. આમ ત્રીજી યોજના દરમ્યાન જાહેર ક્ષેત્રની યોજનાઓમાંથી થોડો હિસ્સો ગુજરાતને ફાળે આવી શકશે. ત્રીજી યોજનામાં ખનિજ તેલના સંશોધન અને ઉત્પાદનને સવિશેષ મહત્ત્વ આપવામાં આવશે, એટલું જ નહિ, પરંતુ રિફાઈનરીની આડપેદાશોમાંથી અનેક ઉદ્યોગોની સ્થાપના શક્ય થશે.

વાહનવ્યવહારની સગવડ

વ્યવહારનાં સાધનોનો વિકાસ આ રાજ્યમાં ભૂતકાળના ભિન્ન ભિન્ન ઘટકોને કારણે અલગ અલગ રીતે થયો અને તેમાં એકસૂત્રતા ન રહી. ભૂતપૂર્વ બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવેએ અમદાવાદને મુંબઈ સાથે બ્રૉડગેજથી અને દિલ્હી સાથે મીટરગેજથી જોડીને સંતોષ માન્યો. તેના અનુસંધાનમાં દેશી રાજ્યોએ દક્ષિણ ગુજરાતમાં કેટલીક નૅરોગેજ રેલવે લાઈનો નાખી અને ઉત્તર ગુજરાત તેમ જ સૌરાષ્ટ્રમાં મોટે ભાગે મીટરગેજ રેલવે લાઈનો નાખવામાં આવી. આમ આ રાજ્યમાં બ્રૉડગેજ, મીટરગેજ તેમ જ નૅરોગેજનો શંભુમેળો થયેલો હોવાથી મુસાફરી તેમ જ સામાનની હેરફેરમાં અનેક જાતની મુશ્કેલીઓ નડે છે. આ રાજ્યમાં કંડલાનું મોટું બંદર તેમ જ મધ્યમ કદનાં આઠ બંદરો આવેલાં હોવા છતાં રેલવેની એકસૂત્રતા ન હોવાથી વ્યાપારમાં ઘણી રુકાવટો આવે છે. તેથી રાજ્યમાં એક જ માપની રેલવે હોય તો ઘણી સરળતા થાય. રેલવેની આ વિવિધતા દૂર કરવાના હેતુથી નૅરોગેજ રેલવે કાઢી નાખવા માટે રેલવેબોર્ડે ઘણા સમય પહેલાં નિર્ણય લીધેલો છે. પરંતુ તે માટેનાં સક્રિય પગલાં આ રાજ્યમાં આજ સુધી ભર્યાં નથી. ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન રેલવેતંત્ર આ દિશામાં જરૂરી પગલાં લેશે એવી આશા રાખવી રહી. સૌરાષ્ટ્ર તેમ જ કચ્છને અમુક અંશે બ્રૉડગેજ રેલવે દ્વારા જોડવા માટેની વિચારણા ઘણા સમયથી ચાલે છે. હવે ભાવનગર અને કંડલાને બ્રૉડગેજ રેલવે દ્વારા જોડવા માટેનાં પગલાં લેવાઈ રહ્યાં છે. આમ થતાં સૌરાષ્ટ્ર અને કચ્છના વ્યાપાર ઉદ્યોગના વિકાસની આડેનું વિઘ્ન અમુક અંશે દૂર થશે. પરંતુ સૌરાષ્ટ્રના મધ્યભાગ સુધી બ્રૉડગેજ રેલવે પહોંચશે ત્યારે જ આ મુશ્કેલીનું નિવારણ થઈ શકે. રાજ્ય સરકાર આ અંગે જરૂરી પગલાં લેવામાં આવે તે માટે વિચારી રહી છે.

ગુજરાતમાં રસ્તાઓનું પ્રમાણ પણ નજીકના ભૂતકાળ સુધી નહિવત્ હતું. આનું કારણ મુખ્યત્વે તો આ પ્રદેશ જુદાં જુદાં દેશી રાજ્યોમાં વહેંચાયેલો હતો તે હતું. આખા રાજ્યને જોડતો કોઈ ધોરીમાર્ગ તો ન હતો જ, પરંતુ નર્મદા અને તાપી નદીઓ ઉપર પણ સારા પુલની સગવડ ન હતી. ૬૦ માઈલને અંતરે આવેલાં અમદાવાદ અને વડોદરાને જોડતો કોઈ રસ્તો પણ લગભગ હમણાં સુધી ન હતો. આઝાદી

મળ્યા પછી અને દેશી રાજ્યોનું વિલીનીકરણ થતાં આ પરિસ્થિતિમાં નોંધપાત્ર સુધારો થયો છે. આજે ગુજરાતની નાની-મોટી અનેક નદીઓ ઉપર પુલો બંધાઈ ચૂક્યા છે અને રાજ્યનાં મહત્ત્વનાં સ્થળો સારા રસ્તાથી જોડી શકાયાં છે, અગર જોડાઈ રહ્યાં છે. પરંતુ હજુયે પરિસ્થિતિ સંતોષકારક ન કહી શકાય. રાજ્યના ઘણા પછાત વિસ્તારો હજી રસ્તાની સગવડ વિનાના છે. આ પ્રદેશોમાં જુદી જુદી જાતની જંગલસમૃદ્ધિ અને ખનિજસંપત્તિ પડેલી છે. તેનો ઔદ્યોગિક ઉપયોગ કરવા માટે એ બધા વિસ્તારોને સારા રસ્તાઓથી જોડવા જરૂરી છે. ગુજરાત રાજ્ય આ ઊણપ પ્રત્યે જાગ્રત છે અને તે દૂર કરવા હાથ પગલાંઓ લેશે.

સાગરકાંઠા

ગુજરાતના વિશાળ સાગરકાંઠા અને બંદરો વિષે ઉપર ઉલ્લેખ થઈ ગયો છે. ૧૯૪૭માં દેશનું વિભાજન થતાં પડેલી કરાંચીની ખોટને પૂરવા માટે કંડલાનો મોટા બંદર તરીકે વિકાસ કરવાનું નક્કી કરવામાં આવ્યું. તે પ્રમાણે છેલ્લા દશ વર્ષમાં કંડલાને સુધારવાના તેમ જ તેની ઉપયોગિતા વધારવા માટે અદ્યતન સામગ્રીથી સજ્જ ગોદીઓ બાંધવામાં આવી છે અને માલસામાન ભરવા માટે જરૂરી ગોડાઉન બાંધવામાં આવ્યાં છે પશ્ચિમ ભારતના વ્યાપાર માટે કંડલા મહત્ત્વનું બંદર બને તે હેતુથી તેને મીટરગેજ રેલવે દ્વારા અમદાવાદ તેમ જ દિલ્હી સાથે જોડવામાં આવ્યું છે. પરિણામે એ બંદરે થતી માલની હેરફેર વધી રહી છે. સને ૧૯૫૦–૫૧માં આ હેરફેર ૧,૧૯,૦૦૦ ટનની હતી તે વધીને સને ,૧૯૫૮–૫૯માં ૧૦,૧૯,૦૦૦ ટનની થઈ હતી. અત્યારે એ બંદરની શક્તિ ૧૩,૦૦,૦૦૦ ટનની છે. અને બે નવા ધક્કા બંધાતાં એ શક્તિ વધીને ૧૮ થી ૨૦ લાખ ટન સુધી પહોંચશે. કંડલા બંદરના વિકાસ દ્વારા મુંબઈના બારાં પરનું દબાણ હળવું કરવાનો જે ઉદ્દેશ હતો તે હજી પાર પડ્યો નથી. આનાં મુખ્ય બે કારણો કહી શકાય. એક તો ગુજરાતના અને ભારતના સમૃદ્ધ પ્રદેશો સાથે આ બંદરનું હજી જોડાણ થયું નથી અને બીજું મહત્ત્વના બંદરે થવો જોઈતો ઔદ્યોગિક વિકાસ ત્યાં થયો નથી. આ બંને મુશ્કેલીઓ દૂર કરવા માટે પગલાં લેવાઈ રહ્યાં છે. ડીસા-કંડલા રેલવે દ્વારા આ બંદરને હવે ટૂંક સમયમાં બ્રોડગેજ રેલવે દ્વારા જોડતાં ગુજરાતના સમૃદ્ધ પ્રદેશો સાથેનો તેનો સંબંધ સરળ થઈ શકશે. અમદાવાદ જેવા ઔદ્યોગિક નગરને માટે આ જોડાણ બહુ ઉપયોગી થઈ પડશે. બીજી તરફ ત્યાંનો ઔદ્યોગિક વિકાસ સાધવા માટે ભારત સરકારે થોડા સમય અગાઉ કંડલા ખાતે મુક્ત વ્યાપાર વિસ્તાર (Free Trade zone) રચવાની જાહેરાત કરી છે. આવો વિસ્તાર રચાતાં નિકાસ ઉપર આધાર રાખતા ઉદ્યોગો માટે આ બંદર અનેરું આકર્ષણ જમાવશે. સાથે જ બીજા ઉદ્યોગો પણ ત્યાં વિકાસ પામશે. વળી કચ્છમાં સારા પ્રમાણમાં લિગ્નાઈટ મળી આવતાં કંડલાની ઔદ્યોગિક શક્યતા અનેકગણી વધી જશે. અલબત્ત ત્યાં સસ્તી વીજળી અને જરૂરી પાણી પૂરું પાડવાની વ્યવસ્થા કરવી જોઈશે.

નજીકના જ ભૂતકાળમાં માનવામાં આવતું હતું કે, ગુજરાતમાં મેંગેનીઝ અને ચૂનાના પથ્થર સિવાય કોઈ મહત્ત્વનાં ખનિજો નથી. પરિણામે આ પ્રદેશનો ઔદ્યોગિક વિકાસ મોટે ભાગે વપરાશી ચીજો પૂરતો મર્યાદિત રહ્યો. પરંતુ ખનિજોના આધારે ચાલતા ઉદ્યોગો તેમ જ બીજા ભારે રાસાયણિક ઉદ્યોગો સિવાય કોઈ પણ પ્રદેશના ઉદ્યોગીકરણની જડ ઊંડી જઈ શકે નહિ. સદ્‌ભાગ્યે છેલ્લાં દશેક વર્ષની ભૂસ્તરતપાસના પરિણામે ઔદ્યોગિક મહત્ત્વ ધરાવતાં ઘણાં ખનિજો આ પ્રદેશમાંથી મળી આવ્યાં છે. ચૂનાનો પથ્થર પાર્યાં કરતાં અનેકગણા પ્રમાણમાં મળી આવવાથી સિમેન્ટ ઉદ્યોગના વિકાસ માટે ગુજરાત રાજ્યમાં ઘણી શક્યતા રહેલી છે. સિમેન્ટ ઉદ્યોગ ઘણો મહત્ત્વનો છે. કારણ કે, રાષ્ટ્રની કોઈ પણ વિકાસ યોજનામાં સિમેન્ટની અગત્ય રહેલી છે. સિમેન્ટના વપરાશના આંકડા દેશનું જીવનધોરણ દરખાવવા માટે પણ વપરાય છે. દા. ત. આપણે ત્યાં માથાદીઠ વપરાશ બાર રતલ છે. જ્યારે અમેરિકા તથા ઈંગ્લાંડમાં ૨૦૦-૩૦૦ રતલ હોય છે. વળી સિમેન્ટ ઉદ્યોગ પર આધાર રાખતા બીજા ઉદ્યોગો જેવા કે, સિમેન્ટ-ટાઇલ્સ, જાળી, બ્લોક્સ વગેરેના વિકાસને પણ સ્થાન રહેશે. જામનગર તથા ખેડા જિલ્લામાં સારા પ્રમાણમાં બૉક્સાઈટ મળી આવેલ છે, પરંતુ અતિ સસ્તી વીજળી વિના તેમાંથી ઍલ્યુમિનિયમ બનાવવું શક્ય નથી. તેથી તેમાંથી ઍલ્યુમિના બનાવી તેને વધુ પ્રક્રિયા માટે બીજા પ્રદેશોમાં મોકલી શકાય. ચિનાઈ માટી, ક્વાર્ટ્‌ઝ ફાયર ક્લે અને જિપ્સમ જેવાં બીજાં ઉપયોગી ખનિજો પણ આ પ્રદેશમાંથી મળી આવ્યાં છે. તે ઉપરાંત તાંબું અને સીસાની કાચી ધાતુ ગેલીના પણ આ પ્રદેશમાંથી મળી શકે તેમ છે. અણુ બળતણ તરીકે ઉપયોગી થોરિયમ ગુજરાતના પૂર્વના પહાડી પ્રદેશોમાંથી મળી શકે તેમ છે. પરંતુ સૌથી મહત્ત્વની શોધ તો ખનિજ તેલની છે. ખંભાત ક્ષેત્રમાંથી વ્યાપારી ધોરણે ખનિજ તેલ મળી આવ્યું છે. અંકલેશ્વર પાસે પણ વ્યાપારી ધોરણે મળવાની શક્યતા છે. ખંભાત તેલક્ષેત્રનું કેન્દ્ર ખંભાતના અખાતમાં માનવામાં આવે છે અને તે મુજબ સમુદ્ર નીચેથી પણ વિપુલ પ્રમાણમાં તેલ મળવાનું અનુમાન છે. આ તેલનો વિસ્તાર સુરતથી કચ્છના રણ સુધી વિસ્તરેલો હોવાનું માનવામાં આવે છે. આમ આધુનિક સમયનું 'પ્રવાહી સોનું' મનાતું આ ખનિજ તેલ મળી આવતાં ગુજરાતના ઔદ્યોગિક વિકાસની શક્યતા ઘણી વધી છે. આપણી દિનપ્રતિદિન વધતી જતી પેટ્રોલિયમની પેદાશોની જરૂરિયાત માટે આપણે પરદેશો પર ઓછો આધાર રાખવો પડશે અને કરોડો રૂપિયાનું વિદેશી હૂંડિયામણ બચી જશે. પરંતુ તેલના વિશુદ્ધીકરણ માટેની રિફાઈનરી તાકીદે સ્થાપવાની જરૂર છે. આવી રિફાઈનરી સ્થપાતાં તેની ઓથે રાસાયણિક ખાતરનું કારખાનું તથા રંગો ને રસાયણો બનાવવાનાં બીજાં અનેક કારખાનાંઓ પણ શરૂ થઈ શકશે. આમ ખનિજ તેલ ઉદ્યોગના વિકાસમાં ગુજરાતના ભાવિ ઉદ્યોગીકરણની વિશાળ શક્યતાઓ રહેલી છે.

આ ઉપરાંત કચ્છ તથા ભરૂચના પ્રદેશમાંથી લિગ્નાઈટનો મળી આવેલો જથ્થો પણ આ પ્રદેશને જરૂરી કીમતી ઔદ્યોગિક બળતણ પૂરું પાડી શકે તેમ લાગે છે. આ સિવાયનાં બીજાં પણ અનેક ખનિજ-દ્રવ્યો ગુજરાતની ધરતીમાં છુપાયેલાં પડ્યાં હશે. એ માટે આ રાજ્યની ઊંડી ભૂસ્તરતપાસ કરવાનું સ્વીકારવામાં આવ્યું છે અને તે દિશામાં યોગ્ય પગલાં લેવાનું શરૂ થયું છે.

આ પ્રમાણે મોટા ઉદ્યોગોનો વિચાર કરીએ તો તેલ રિફાઈનરી અને તેને આનુષંગિક બીજા અનેક રાસાયણિક ઉદ્યોગો જેવા કે, રંગ,

દવા, નાઈટ્રોજનવાળાં ખાતરો આદિ તેમ જ ફેરો-મેંગેનીઝ, એલ્યુમિના, સિમેન્ટ, કુદરતી ગૅસ અને લિગ્નાઈટનું ઊર્ધ્વીકરણ જેવા અનેક ભારે ઉદ્યોગોના વિકાસ માટે સારો અવકાશ છે. આ વિકાસની સાથે ગુજરાતનું સ્થાન ભારતના ઔદ્યોગિક નકશામાં મહત્ત્વનું બની રહેશે.

નાના પાયા ઉપરના ઉદ્યોગોના વિકાસ માટે કેન્દ્ર અને રાજ્ય સરકારો અનેક રીતે પ્રયત્ન કરે છે. નાના ઉદ્યોગોની હાલની પરિસ્થિતિ પરિશિષ્ટમાં બતાવવામાં આવી છે. નાના ઉદ્યોગોના વિકાસ માટે હજી પૂરતો અવકાશ છે. અને આવા ઉદ્યોગોનો જેમ બને તેમ જલદી વિકાસ કરવામાં જ આપણું સૌનું શ્રેય છે. મોટા ઉદ્યોગોના પૂરક ઉદ્યોગ તરીકે કેટલાયે નાના ઉદ્યોગો ખીલી શકે તેમ છે. દા. ત. મોટા ઉદ્યોગોને આવશ્યક સામગ્રી પૂરી પાડવા કે તેમની પેદાશ અને આડ-પેદાશનો ઉપયોગ કરવા માટે નાના ઉદ્યોગોનો સારી રીતે ઉપયોગ થઈ શકે. વળી વપરાશી માલ બનાવતા અનેક નાના ઉદ્યોગો માટે પણ વિશાળ ક્ષેત્ર છે. પરંતુ જરૂરી માલ તથા યંત્રસામગ્રીની અછત, વીજળીની તંગી, માલ વેચવાની મુશ્કેલીઓ વગેરે કારણોને લીધે આ ક્ષેત્રમાં હજી સંતોષકારક વિકાસ થઈ શક્યો નથી. નાના ઉદ્યોગો ઓછી મૂડીથી અને ટૂંકા સમયમાં શરૂ થઈ શકે છે અને સરખામણીમાં વધુ માણસોને રોજી આપી શકે છે. તેઓ આર્થિક વિકેન્દ્રીકરણમાં મહત્ત્વનો ફાળો આપે છે. શહેરી ગીચ વસ્તીઓથી દૂર ગ્રામ પ્રદેશોમાં શરૂ કરી શકાય છે, જેથી મોટા કેન્દ્રિત ઉદ્યોગોનાં અનેક દૂષણોથી બચી શકાય છે. આથી કેન્દ્ર અને રાજ્ય સરકારો નાના ઉદ્યોગોના વિકાસાર્થે અનેક પ્રયત્નો કરી રહી છે. નાના ઉદ્યોગોને જુદી જુદી રીતે નાણાકીય સહાય આપવામાં આવે છે; હપ્તેથી યંત્રો ખરીદ કરવાની સગવડ આપવામાં આવે છે; તેમને ટેકનિકલ સલાહ આપવામાં આવે છે. રાજ્ય અને ભારત સરકારનાં ખરીદી ખાતાંઓ તેમને કેટલીક છૂટછાટો આપીને ઉત્તેજન આપે છે. તેમના વીજળી વપરાશના ખર્ચમાં વળતર આપવામાં આવે છે. અલબત્ત આ બધા પ્રયત્નો હજી પૂરેપૂરા કારગત નીવડ્યા નથી. હપ્તેથી યંત્રો ખરીદ કરવાની યોજનાનો પૂરેપૂરો લાભ લેવાતો નથી. વીજળીનો ખર્ચ મુંબઈ જેવા શહેરની સરખામણીમાં ઘણો જ ઊંચો રહે છે.

હવે પછીનું લક્ષ્ય

આ બધા પ્રશ્નો વિશેષ વિચારણા માગી લે છે. જળવિદ્યુત યોજનાઓ અમલમાં આવતાં સસ્તી વીજળી મળી શકશે. અત્યારે અપાતી વળતરની રકમ મર્યાદિત છે અને સરકારનાં સાધન ઉપર મોટો બોજો નાખ્યા સિવાય તેમાં વધારો થઈ શકે નહિ. આથી જળવીજળીની યોજનાઓ જેમ બને તેમ જલદી શરૂ કરવા માટે સક્રિય પગલાં લેવાઈ રહ્યાં છે. વળી ખનિજ તેલ તથા કુદરતી ગૅસનો ઉપયોગ વીજળી પેદા કરવામાં કેટલે અંશે કરી શકાશે તે વિચારવાનું રહે છે.

બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન દેશને જરૂરી ઔદ્યોગિક ચીજો તેમ જ અર્ધતૈયાર વસ્તુઓ ચીજો (Intermediate Products)નું ઉત્પાદન વધારવાના ભગીરથ પ્રયત્નો થઈ રહ્યા છે. આમાંની કેટલીક યોજનાઓ મહદ્અંશે સફળ થઈ છે. અને લોખંડ તથા પોલાદ, સિમેન્ટ, કોલસો અને મીઠા જેવા ઉદ્યોગો માટેની પાયાની ચીજોનું ઉત્પાદન વધી રહ્યું છે. આ રીતે વિદેશી ચીજો ઉપરનો આપણો આધાર ક્રમશઃ ઘટી રહ્યો છે. ઉદ્યોગો માટે આ એક આવકારપાત્ર હકીકત છે. આ દિશામાં હજી થોડા વધુ પ્રયત્નો કરી દેશને જરૂરી એવી બીજી ચીજો તથા યંત્રસામગ્રી પણ આપણે બનાવી લઈએ તો આજે આપણા ઔદ્યોગિક વિકાસ માટે વિદેશી હૂંડિયામણ ઉપર જે આધાર રાખવો પડે છે તે મોટે ભાગે ઓછો થઈ જાય.

દુનિયામાં ઔદ્યોગિક વિકાસ પામેલા દેશોમાં પણ નાના પાયા પરના ઉદ્યોગ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. અમેરિકાના તમામ ઔદ્યોગિક એકમોના ૨૫ ટકા એકમો નાના પાયા પર ચાલે છે. પશ્ચિમ જર્મનીમાં આ પ્રમાણ ૨૭ ટકા, ઇંગ્લંડમાં ૩૩ ટકા અને જાપાનમાં ૫૯ ટકાનું છે. આ બધા દેશોમાં નાના પાયા ઉપરના ઉદ્યોગોનું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે, અને જ્યાં જરૂર પડે ત્યાં તેમનો વિકાસ કરવા માટે પ્રયત્નો કરવામાં આવે છે.

નાના ઉદ્યોગોના વિકાસ માટે સરકારે લીધેલાં પગલાંઓમાંનું એક અતિમહત્ત્વનું પગલું તે ઔદ્યોગિક વસાહતોની સ્થાપનાનું છે. આવી વસાહતોમાં નાના ઉદ્યોગોને જરૂરી જમીન, વીજળી, પાણીનો પુરવઠો, નકામા પાણીના નિકાલની વ્યવસ્થા, વ્યવહારનાં સાધનોની સગવડો વગેરે અનેક અનુકૂળતાઓ આપવામાં આવે છે; વળી તેમને જરૂરી એવી કેટલીક પ્રક્રિયાઓ માટે સરકારી ગોઠવણ પણ કરી શકાય. આપણા રાજ્યમાં આવી છ વસાહતો સ્થાપવાનું બીજી યોજનામાં નક્કી કરવામાં આવ્યું છે. રાજકોટ, વડોદરા, ઉધના અને ગાંધીધામ ખાતેની વસાહતોમાં કારખાનાં શરૂ થઈ ગયાં છે, અને નવાં બંધાઈ રહ્યાં છે. ભાવનગર અને અમદાવાદની વસાહતોનું કામકાજ હજી પૂર્વભૂમિકામાં છે. ઔદ્યોગિક વસાહતો ઔદ્યોગિક વિકાસમાં અમૂલ્ય ફાળો આપે છે તે જોતાં ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન અનેક નવી વસાહતો સ્થાપવામાં આવશે. યોજના તો એવી છે કે, દરેક જિલ્લામાં ઓછામાં ઓછી એક વસાહત શરૂ કરવી. આ ઉપરાંત જ્યાં શક્ય હોય ત્યાં કેટલીક ગ્રામવસાહતો સ્થાપવાનો પણ સરકાનો ઇરાદો છે. આવી ઔદ્યોગિક વસાહતો વિકેન્દ્રીકરણમાં મહત્ત્વનો ફાળો આપશે.

ગુજરાત રાજ્ય અસ્તિત્વમાં આવતાં ગુજરાતના ઝડપી ઉદ્યોગીકરણ માટે રાજ્ય સરકાર વિવિધ રીતે સક્રિય પગલાંઓ લઈ રહી છે. રાજ્યની મોટામાં મોટી બહુલક્ષી યોજનાઓમાંની એક નર્મદા યોજનાનું પહેલા તબક્કાનું કામકાજ ચાલુ વર્ષમાં જ શરૂ થઈ જશે. આ યોજનાથી બહુ દૂરગામી પરિણામો આવશે. સિંચાઈ, નૌકાવહન, પૂરનિયંત્રણ તેમ જ સસ્તી જળવીજળીના લાભો એનાથી મળશે. વળી તાપી નદીની યોજનાનું કામ પણ પુરઝડપે ચાલી રહ્યું છે. આ ઉપરાંત કુદરતી ગૅસ અને ખનિજ તેલના સંશોધન, ઉત્પાદન તથા રિફાઇનરીની સ્થાપના અને પેટ્રોકેમિકલ્સ ઉદ્યોગનો આરંભ, લિગ્નાઈટ અંગે વધુ સંશોધન વગેરે અંગે સક્રિય પગલાંઓ લેવાઈ રહ્યાં છે. ગુજરાતમાં ખનિજતેલ ઉદ્યોગના વિકાસની શક્યતાઓ જોતાં ભારત સરકારે ઉચ્ચ કક્ષાની એક સમિતિની સ્થાપના કરી છે. ગુજરાત રાજ્યમાં નાઈટ્રોજનયુક્ત રાસાયણિક

ખાતરનાં કારખાનાં સ્થાપવાની શક્યતા તપાસવા માટે રાજ્ય સરકારે એક સમિતિની સ્થાપના કરી હતી. આ સમિતિએ બહુ ટૂંક સમયમાં આ અંગે એક વિસ્તૃત યોજના તૈયાર કરી તેનો રિપોર્ટ સરકાર સમક્ષ પેશ કર્યો છે.

### પરિશિષ્ટ – ૧

### ગુજરાત રાજ્યની સને ૧૯૬૦ની ઉદ્યોગવાર પરિસ્થિતિ

| ઉદ્યોગનું નામ | લઘુઉદ્યોગ કારખાનાની સંખ્યા | લઘુઉદ્યોગ કામદારોની સંખ્યા | મોટા પાયાના ઉદ્યોગ કારખાનાની સંખ્યા | મોટા પાયાના ઉદ્યોગ કામદારોની સંખ્યા |
|---|---|---|---|---|
| ૧. ઘઉંના આટાની મિલ | ૯ | ૧૬૩ | ૨ | ૧૪૧ |
| ૨. ચોખા છડવાની મિલ | ૧૮ | ૧૯૨ | – | – |
| ૩. બિસ્કિટ | ૧૫ | ૨૩૧ | – | – |
| ૪. ખાંડ | – | – | ૨ | ૩૧૭ |
| ૫. સ્ટાર્ચ (કાંજી) | ૩ | ૭૧ | ૨ | ૮૬૨ |
| ૬. વનસ્પતિ તેલ | ૨૬૧ | ૫,૭૬૭ | ૫૩ | ૪,૦૧૯ |
| ૭. રંગ અને વાર્નિશ | ૨ | ૪૨ | – | – |
| ૮. સાબુ | ૧ | ૧૫ | – | – |
| ૯. ચામડાં કમાવવાનો ઉદ્યોગ | ૩ | ૪૮ | – | – |
| ૧૦. સિમેન્ટ | – | – | ૪ | ૩,૮૫૫ |
| ૧૧. કાચ અને કાચની બનાવટ | ૨ | ૨૧ | ૩ | ૧,૧૮૭ |
| ૧૨. ચિનાઈ કામ | ૬ | ૧૦૭ | ૧૧ | ૨,૫૯૬ |
| ૧૩. કાગળ અને પૂંઠા | ૪ | ૧૨૭ | ૬ | ૧,૪૮૩ |
| ૧૪. દીવાસળી | ૧ | ૨૩ | ૧ | ૯૮ |
| ૧૫. સુતરાઉ કાપડ | ૭૨ | ૧,૫૨૯ | ૧૦૩ | ૧,૭૭,૨૫૩ |
| ૧૬. ગરમ કાપડ | – | – | ૨ | ૧,૧૩૦ |
| ૧૭. રસાયણ | ૨૫ | ૫૫૦ | ૨૩ | ૮,૭૧૯ |
| ૧૮. એલ્યુમિનિયમ, તાંબું અને પિત્તળ | ૩૯ | ૭૧૯ | ૩ | ૨૮૭ |
| ૧૯. લોખંડ અને પોલાદ | ૧૩ | ૨૭૨ | ૨ | ૧૭૮ |
| ૨૦. સાઇકલ | ૨ | ૪૮ | – | – |
| ૨૧. સીવવાના સંચા | ૨ | ૩૮ | – | – |
| ૨૨. વીજળીના પંખા | ૧ | ૧૫ | – | – |
| ૨૩. જનરલ અને ઇલેક્ટ્રિકલ એન્જિનિયરિંગ | ૩૭૫ | ૬,૩૮૭ | ૩૭ | ૫,૩૫૮ |
| ૨૪. પગરખાં અને ચામડાંની બનાવટ | ૭ | ૨૪૧ | ૧ | ૧૨૫ |
| ૨૫. રબર અને તેની બનાવટ | ૧૦ | ૨૦૯ | ૨ | ૬૫૯ |
| ૨૬. ઇનેમલ વેર | ૧ | ૧૦ | – | – |
| ૨૭. હ્યુમ પાઇપ અને સિમેન્ટ તથા કોંક્રીટની બીજી બનાવટો | ૧૯ | ૪૬૫ | ૮ | ૪૨૭ |
| ૨૮. એસ્બેસ્ટોસ તથા તેની બનાવટ | – | – | ૧ | ૨૫૦ |
| ૨૯. ઈંટ, નળિયાં, ચૂનો | ૯૨ | ૪,૮૬૧ | ૨૮ | ૩,૨૨૪ |
| ૩૦. પ્લાસ્ટિક અને ગ્રામોફોન રેકર્ડ્ઝ | ૪ | ૧૦૨ | – | – |
| ૩૧. લાકડાં વહેરવાનો ઉદ્યોગ | ૨૫ | ૪૧૦ | ૨ | ૧૦૦ |
| ૩૨. લાકડાંની બનાવટ, રાચરચીલું અને બીજી બનાવટ | ૧૦ | ૧૪૪ | ૧ | ૧૩૨ |
| ૩૩. તમાકુ, બીડી, સિગરેટ વ. | ૧૪૮ | ૫,૦૭૩ | ૩૦ | ૨,૭૩૮ |
| ૩૪. મગફળી ફોલવાના તેમ જ દાળ વ. બનાવવાનાં કારખાનાં | ૮૧ | ૧,૩૫૬ | ૬ | ૩૩૦ |
| ૩૫. પ્રિન્ટિંગ, બુકબાઇન્ડિંગ તથા લિથોગ્રાફી | ૧૨૮ | ૧,૯૯૭ | ૧૪ | ૧,૮૫૫ |
| ૩૬. પાટી, પેન વગેરે | ૨૧ | ૩૪૭ | ૨ | ૯૬ |
| ૩૭. હોઝિયરી તથા ગૂંથણકામ | ૮ | ૨૨૩ | ૨ | ૩૬૬ |
| ૩૮. કાપડરંગાઈ, છપાઈ વગેરે | ૬૩ | ૧,૪૨૧ | ૬ | ૬૧૦ |
| ૩૯. સિલાઈ | ૬ | ૨૦૨ | ૧ | ૪૫ |
| ૪૦. જિનિંગ-પ્રેસિંગ | ૨૪૯ | ૬,૪૪૯ | ૩૩૨ | ૪૧,૩૩૨ |
| ૪૧. દોરડાં વણવાનો ઉદ્યોગ | ૧ | ૧૩ | – | – |
| ૪૨. રેશમ અને કૃત્રિમ રેશમ ઉદ્યોગ | ૪૨૪ | ૭,૫૦૯ | ૫૭ | ૮,૯૨૫ |
| ૪૩. વીજળી ઉત્પાદન | ૫૩ | ૧,૦૯૦ | ૯ | ૯૦૦ |
| ૪૪. મોટર તથા ડબ્બા બનાવવાનો ઉદ્યોગ | ૫૭ | ૧,૨૦૬ | ૨૧ | ૩,૧૦૬ |
| ૪૫. વહાણ ઉદ્યોગ | ૩ | ૧૧૭ | ૫ | ૪૧૫ |
| ૪૬. રેલવે કારખાનાંઓ | – | – | ૧૫ | ૮,૬૧૫ |
| ૪૭. રેલવેના ડબ્બા | ૧ | ૨૯ | – | – |
| ૪૮. કાપડ ઉદ્યોગ-મશીનરી તથા ભાગો | ૧૦૮ | ૨,૩૪૩ | ૨૧ | ૩,૮૫૫ |
| ૪૯. વર્ગીકરણ નહિ થયેલા ઉદ્યોગ | ૩૧૫ | ૬,૯૧૩ | ૬૬ | ૧૨,૦૪૦ |
| | ૨,૭૨૪ | ૫૯,૦૯૫ | ૮૮૫ | ૨,૯૭,૯૪૪ |

ગુજરાતની રચના થયા બાદ થયેલા ઔદ્યોગિક વિકાસ માટે સ્વાભાવિક રીતે જ માહિતી મળવી મુશ્કેલ છે, પરંતુ સને ૧૯૫૧ના ઉદ્યોગ વિકાસ અને નિયમન ધારા નીચે પરવાના આપવા માટે ગુજરાત રાજ્યની રચના વખતે ૩૯ યોજના માટેની ભલામણ થયેલી હતી. પહેલી મેથી ૧૫મી ઑગસ્ટ સુધીમાં આવી બીજી ૫૮ ભલામણો મોકલવામાં આવી છે. આ પ્રમાણે કુલ ૮૭ ભલામણો પૈકી ૧૫ અરજીઓ નવાં કારખાનાં નાંખવા માટે તથા ૧૧ અરજીઓ ચાલુ કારખાનાંના વિકાસ માટે મંજૂર કરવામાં આવી છે. આ ૨૬ યોજનાઓમાં મૂડીનું રોકાણ રૂ. ૫ કરોડ ઉપરાંતનું થવા સંભવ છે.

નાનાં કારખાનાં અંગે એટલું જણાવી શકાય કે, ચાલુ આયાત ગાળા દરમિયાન આયાત પરવાના મેળવવા માટે આ ખાતા પાસે લગભગ ૫૦૦ અરજીઓ નવાં કારખાનાંઓ તરફથી આવી હતી.

# સહાયક ઉદ્યોગો

શ્રી નાનુભાઈ અમીન
( જ્યોતિ લિમિટેડ વર્કસ, વડોદરા)

મોટા, મધ્યમ અને નાના ઉદ્યોગ એ દરેકનું દેશની આર્થિક પ્રગતિમાં આગવું સ્થાન છે. દેશના સર્વાંગી વિકાસ માટે આ ત્રણેની જરૂરિયાત રહેવાની. આ એકમો વચ્ચે સુમેળ સધાય એમાં પરસ્પરનું, પ્રદેશનું તેમ જ દેશનું હિત સમાયેલું છે. આ જુદા જુદા એકમોમાં સહકારનું વાતાવરણ પેદા થાય અને તેઓ એકબીજાને પૂરક અને મદદરૂપ બને તેવું વાતાવરણ સર્જાય તો દેશની ઔદ્યોગિક પ્રગતિ ઝડપી બને.

## ઉદ્યોગોના પ્રકાર

ઉદ્યોગોને સામાન્ય રીતે નીચેના પ્રકારોમાં વહેંચી શકાય:

(૧) મુખ્ય ઉદ્યોગો

એના બે પેટા વિભાગ. (અ) પાયાના ઉદ્યોગ: (basic industries) દા. ત. કાપડ ઉદ્યોગ, કાચ ઉદ્યોગ, સિમેન્ટ ઉદ્યોગ વગેરે. (બ) પાયાના ઉદ્યોગ પર અવલંબિત ઉદ્યોગ: આ ઉદ્યોગો સામાન્ય રીતે મુખ્ય ઉદ્યોગની આડ પેદાશ પર આધાર રાખતા હોય છે. દા. ત. ખનિજ તેલના ઉદ્યોગની આડ પેદાશ (રિફાઈનરીનો વાયુ) પર આધાર રાખતો ખાતર ઉદ્યોગ.

(૨) પૂરક ઉદ્યોગો

આ ઉદ્યોગોમાં જોડિયા ઉદ્યોગોનો સમાવેશ થાય છે. આ ઉદ્યોગો એકબીજાને પૂરક હોય એવી જુદી જુદી વસ્તુઓ બનાવતા હોય છે. જો આ ઉદ્યોગોમાં પરસ્પર સુમેળ હોય તો તેઓ સારી રીતે કામ કરી શકે છે. દા. ત. પંપ ઉદ્યોગ અને વિદ્યુત મોટર ઉદ્યોગ તથા મોટર ઉદ્યોગ અને સ્વીચગિયર ઉદ્યોગ.

(૩) નાના ઉદ્યોગ

જે ઉદ્યોગમાં પાંચ લાખ રૂપિયા અથવા તેથી ઓછી રકમ (fixed assets) – જમીન, મકાનો, યંત્રો વગેરેમાં રોકાઈ હોય તેવા ઉદ્યોગો.

(૪) આનુષંગિક (સહાયક) ઉદ્યોગ (Ancillary Industry)

એક રીતે જોઈએ તો સહાયક ઉદ્યોગ અવલંબિત ઉદ્યોગ છે એમ કહી શકાય પરંતુ આ બન્નેમાં કંઈક તફાવત છે. સામાન્ય રીતે અવલંબિત ઉદ્યોગ કાચા માલની જરૂરિયાત અંગે કોઈ પાયાના ઉદ્યોગ પર આધાર રાખતો હોય છે. વધુમાં અવલંબિત ઉદ્યોગ મારફતે તૈયાર થતી વસ્તુ પાયાના ઉદ્યોગ સાથે સંકળાયેલી હોય જ એવું કંઈ નથી. તેને માટે અલગ બજાર શોધવું પડે છે.

## પોષક ઉદ્યોગોનું કાર્યક્ષેત્ર

સહાયક ઉદ્યોગ કોઈ મુખ્ય ઉદ્યોગને એની કેટલીક જરૂરિયાતો પૂરી પાડે છે. આથી એને પોષક ઉદ્યોગ (feeder industry) પણ કહે છે. આ રીતે સહાયક ઉદ્યોગ મુખ્ય ઉદ્યોગ પર લગભગ સંપૂર્ણ આધાર રાખતો હોય છે. બીજી રીતે જોઈએ તો એ, મુખ્ય ઉદ્યોગના પેટા ઠેકેદાર (sub-contractor) તરીકે કામ કરે છે. મુખ્ય ઉદ્યોગને જરૂરી વસ્તુઓ કે યંત્રોના અમુક ભાગ આ સહાયક ઉદ્યોગ પૂરા પાડે છે. આવા ભાગ બે પ્રકારના હોય છે:

(અ) મુખ્ય ઉદ્યોગે મુકરર કરેલી ડિઝાઈન અને પ્રમાણો મુજબ ફક્ત મુખ્ય ઉદ્યોગના ખપ પૂરતા બનાવવામાં આવતા ભાગ. સામાન્ય રીતે આ ભાગો મુખ્ય ઉદ્યોગના નામથી ઓળખાય છે. મુખ્ય ઉદ્યોગનો નિરીક્ષણ વિભાગ તે ભાગોને પ્રમાણભૂત ગણે તો જ તેમનો સ્વીકાર થાય છે. આ પછી તે ભાગોની સાથે મુખ્ય ઉદ્યોગનું નામ સંકળાયેલું રહે છે.

દા. ત. પંપ બનાવનાર કોઈ કંપની પોતાની ડિઝાઈનના પંપ માટે એક સહાયક ઉદ્યોગ સાથે પોતાની ડિઝાઈન પ્રમાણે કપ્લિંગ બનાવવા અંગે કરાર કરે તો આ કપ્લિંગ પંપ બનાવનારી કંપનીના નામે જ ઓળખાય.

(બ) સહાયક ઉદ્યોગે પોતાની ડિઝાઈન અનુસાર બનાવેલ ભાગો. સામાન્ય રીતે આવા ભાગો કોઈ ચોક્કસ ઉદ્યોગ માટે બનાવવામાં આવતા નથી. આ ભાગો ઘણા ઉદ્યોગો વાપરી શકે છે. છૂટા હોય ત્યારે તે ભાગ સહાયક ઉદ્યોગના નામથી ઓળખાય છે. પરંતુ જ્યારે એ મુખ્ય ઉદ્યોગની કોઈ બનાવટના ભાગ તરીકે વપરાય છે ત્યારે એ ભાગના નિર્માતા સહઉદ્યોગના સ્વતંત્ર નામની હસ્તી ભૂંસાઈ જાય છે. એ ભાગ મુખ્ય ઉદ્યોગની બનાવટમાં વપરાતા હોવાથી તેમની ગુણવત્તા મુખ્ય બનાવટની ગુણવત્તા સાથે સંકળાઈ જાય છે. દા. ત. યંત્રોમાં વપરાતા બોલ્ટ, નટ, ઑઈલ એંજિનમાં વપરાતા ફ્યુએલ પંપ, પ્લગ વગેરે.

## સહાયક ઉદ્યોગના પ્રકાર

ઉપર આપણે એક પ્રકારના સહાયક ઉદ્યોગની વાત કરી. આ પ્રકારનો સહાયક ઉદ્યોગ કોઈ યંત્ર કે સાધનસામગ્રી બનાવતા મુખ્ય ઉદ્યોગને એ યંત્ર કે સાધન સામગ્રીમાં વપરાતા અમુક ભાગો પૂરા પાડે છે.

બીજો પણ એક પ્રકાર છે. એ મુખ્ય ઉદ્યોગની ઉત્પાદક યંત્ર-સામગ્રીના ચાલુ વપરાશમાં કામ લાગતા છૂટક ભાગ પૂરા પાડે છે. દા. ત. ખનિજ તેલ ઉદ્યોગ માટે રબરની બેરિંગો, લાઈનર રિંગો વગેરે.

## સહાયક ઉદ્યોગોનું ભાવિ

સામાન્ય રીતે સહાયક ઉદ્યોગો (small scale industries) નાના ઉદ્યોગની કક્ષામાં આવે છે તેથી નાના ઉદ્યોગને મળતી નાણાકીય

તથા ઇતર પ્રકારની મદદનો લાભ તે મેળવી શકે છે. નાના ઉદ્યોગોના વિકાસ પાછળ સરકાર ખાસ ધ્યાન આપી રહી છે અને તેમને નાણાકીય મદદ તથા ઇતર પ્રકારની બને તેટલી સહાય આપી બને તેટલું પ્રોત્સાહન આપી રહી છે. સહાયક ઉદ્યોગો આ સુવિધાઓનો સારી રીતે લાભ ઉઠાવી શકે એમ છે.

### આર્થિક માળખાનો પ્રાણ શામાં છે?

કોઈ પણ લોકશાહી રાજ્યની સુંદર અર્થવ્યવસ્થા માટે નાના ઉદ્યોગની ખિલવણી જરૂરી છે. તેમની હયાતી વિના દેશનું અર્થકારણ એકપક્ષી બની જવાની અને વર્ગવિગ્રહ વધવાની દહેશત ઊભી થાય છે.

નાના ઉદ્યોગો સાહસિક, હોશિયાર અને તાલીમ પામેલા માણસોને સ્વતંત્ર રીતે કામ કરવાની ઘણી સારી તક પૂરી પાડે છે. આથી માણસના વ્યક્તિત્વનો વિકાસ થાય છે. મોટા ઉદ્યોગમાં નોકરશાહી (bureaucracy) થોડેઘણે અંશે તો રહેવાની જ. આથી ત્યાં કામ કરતા માણસોને સ્વતંત્ર વિકાસ કરવાની તક ઓછી જ મળવાની. આમ થતાં ભણેલા, હોશિયાર યુવાનો પોતાના કામમાં રસ લેતા ઓછા થઈ જાય અને તેઓ એક પ્રકારની હતાશા અનુભવે તેવું બનવાનું. નાના ઉદ્યોગોમાં નોકરશાહી (bureaucracy) ન હોવાથી જેઓ હોશિયાર અને હિંમતવાન હોય છે, તેમને આગળ આવવાની તેમ જ પોતાની રીતે કામ કરી બતાવવાની ત્યાં સુંદર તક મળી રહે છે.

### વધુ માણસોને રોજી

સહાયક ઉદ્યોગો સામાન્ય રીતે નાના કદના ઉદ્યોગો છે અને મોટા ઉદ્યોગોની માફક તેમને વિપુલ સાધનસામગ્રી, મૂડી વગેરેની જરૂરિયાત રહેતી નથી. મોટા ઉદ્યોગોને વિપુલ મૂડી, વીજળી, કાચો માલ, યંત્ર-સામગ્રી, યોગ્ય વાહનવ્યવહાર વગેરે પર આધાર રાખવો પડે છે. આથી મોટા ઉદ્યોગ શરૂ કરવામાં ઘણી મુશ્કેલીઓ નડે તેમ છે. નાના ઉદ્યોગો ઓછી મૂડીથી શરૂ કરી શકાય તેમ છે. કેન્દ્ર અને પ્રાદેશિક સરકાર જે રીતે ઉદાર હાથે નાના ઉદ્યોગોને મદદ આપે છે તે જોતાં સહાયક ઉદ્યોગો સ્થાપવા એ પ્રમાણમાં સહેલું કામ છે.

રોજગાર આપવાની દૃષ્ટિએ મોટા અને પાયાના ઉદ્યોગોની શક્તિ મર્યાદિત છે. મોટા ઉદ્યોગોમાં સામાન્ય રીતે એક માણસને રોજી આપવા પાછળ ૧૫ હજાર રૂપિયાથી રા લાખ રૂપિયા સુધીની મૂડીનું રોકાણ કરવું પડે છે. દેખીતી રીતે જ મોટા ઉદ્યોગો મારફત લાખો માણસોને પોષવા માટે મૂડીનું જે રોકાણ જોઈએ તે આપણને મળે તેવું નજીકના ભવિષ્યમાં તો શક્ય લાગતું નથી. દેશનું વિશાળ હિત જોતાં ઘણા લાંબા સમય સુધી ઓછી મૂડીએ વિશેષ રોજગારી મળે તેવા કામધંધાને આપણે પ્રોત્સાહન આપવું પડશે. આ દૃષ્ટિએ સહાયક ઉદ્યોગની ખિલવણી દેશની ઝડપી આર્થિક પ્રગતિ માટે બહુ અગત્યની ગણાશે.

આ ઉપરાંત નાના સહાયક ઉદ્યોગોનો વિકાસ આપણને ઉત્પાદન ક્ષેત્રે પરદેશી પુરવઠાથી સ્વતંત્ર બનાવવામાં સહાયભૂત થાય તેમ છે. હાલ નાનામોટા ઘણા ભાગો પરદેશથી આવે છે. જો એ દેશમાં બનતા થાય તો બહુ ઇચ્છવા જોગ ગણાય. સહાયક ઉદ્યોગો આ અંગે ઘણું કરી શકે તેમ છે. હાલ સ્પ્રિંગ, સરક્લિપ, સ્પ્રિંગ-વૉશર અને એવી સેંકડો નાની વસ્તુઓ પણ પરદેશથી આયાત કરવી પડે છે. સહાયક ઉદ્યોગો આવી વસ્તુઓ પૂરી પાડીને દેશના ઔદ્યોગિક વિકાસમાં સારો ફાળો આપી શકે તેમ છે.

### પૂરક ઉદ્યોગોના વિવિધ લાભ

#### (૧) નાના ઉદ્યોગને તક

સહાયક ઉદ્યોગની ખિલવણી નાના ઉદ્યોગપતિઓને જોઈતી તક પૂરી પાડશે. આમ થતાં થોડા મોટા મૂડીપતિઓના હાથમાં ઉદ્યોગોનાં બધાં સૂત્રો ન રહેતાં તેનું વિકેન્દ્રીકરણ થશે. આથી દેશભરમાં ઠેર ઠેર ઉદ્યોગો સ્થાપવાની શક્યતા વધશે અને દેશનું ઉદ્યોગીકરણ ઝડપી બનશે.

#### (૨) અન્ય ઉત્પાદન

સહાયક ઉદ્યોગોનો વિકાસ મુખ્ય ઉદ્યોગો પર નિર્ભર છે પરંતુ મુખ્ય ઉદ્યોગની જરૂરિયાત સંતોષ્યા પછી આ ઉદ્યોગો અન્ય કામ હાથ પર લઈ શકે છે.

દા. ત. કપ્લિંગ, પુલી વગેરે બનાવનાર સહાયક ઉદ્યોગો, ફ્લેન્જ વગેરે અન્ય ઉદ્યોગોની વસ્તુઓ પણ બનાવી શકે છે અને તેને ખુલ્લા બજારમાં વેચી શકે છે.

#### (૩) વેપારી માનસમાં પલટો

ગુજરાતીઓ વેપારમાં વધારે પ્રમાણમાં નાણાં રોકતા આવ્યા છે. સટ્ટો, માલની અદલા-બદલી વગેરે સહેલી રીતરસમો અપનાવી વધુ દ્રવ્ય પ્રાપ્ત કરવા પાછળ તેમણે વિશેષ ધ્યાન કેન્દ્રિત કર્યું છે. નાના ઉદ્યોગોની ખિલવણી ગુજરાતીઓને વેપારી માનસમાંથી સાચા ઉદ્યોગ-પતિનું માનસ કેળવવાની તક પૂરી પાડશે.

હાલ જે થોડા નાના ઉદ્યોગપતિઓ છે એમાંના ઘણાખરા ઓછું ભણેલા અથવા અભણ છે એ હકીકત છે. યોગ્ય ભણતરનો અભાવ હોવા છતાં આ સાહસિકો ઉદ્યોગ ચલાવે છે એ અભિનંદનીય છે. આમ છતાં યોગ્ય ભણતરના અભાવે એમનામાં આવેલી એક પ્રકારની ટૂંકી દૃષ્ટિ સાલ્યા વિના રહેતી નથી. સહાયક ઉદ્યોગોની સ્થાપના થતાં આ નાના ઉદ્યોગપતિઓ મોટા ઉદ્યોગના સંસર્ગમાં આવશે અને આથી એમની દૃષ્ટિમાં પલટો આવશે. હાલ તેમનું ધ્યાન વિશેષત: અંગત નફા પર કેન્દ્રિત થયેલું માલૂમ પડે છે. આધુનિક કાર્યપદ્ધતિ અપનાવવામાં અને ઊંચી જાતનો માલ પૂરો પાડી ગ્રાહકોની ચાહના સંપાદન કરવામાં તેઓ ઓછું ધ્યાન આપતા હોય છે અથવા તો મુદ્દલ ધ્યાન આપતા નથી. મોટા ઉદ્યોગો આ નાના ઉદ્યોગોને માલની જાત સુધારણા પર પૂરતું ધ્યાન આપવાની ફરજ પાડશે. આથી સમસ્ત દેશને ફાયદો થશે.

#### (૪) તાલીમ

સહાયક ઉદ્યોગો વૈજ્ઞાનિક કાર્યપદ્ધતિ અપનાવે, એ મોટા ઉદ્યોગના લાભની વાત છે. સહાયક ઉદ્યોગોએ બનાવેલા ભાગો મોટા ઉદ્યોગના નામે ખપતા હોવાથી આવા ભાગોની ગુણવત્તા અંગે પૂરતી ચોકસાઈ

કરવી મોટા ઉદ્યોગ માટે અનિવાર્ય બની રહે છે. નાના ઉદ્યોગોની મર્યાદાઓ ધ્યાનમાં લેતાં તેમને અમુક ચોક્કસ પ્રકારની તાલીમ આપવાની મોટા ઉદ્યોગની લગભગ ફરજ બની રહે છે.

આ દિશામાં મોટા ઉદ્યોગો નાના ઉદ્યોગને જરૂરી વૈજ્ઞાનિક શિક્ષણ આપે, ખાસ યંત્રોનો ઉપયોગ શીખવે, અદ્યતન ઉત્પાદનની રીતો, લાભ તથા તેના ઉપયોગ વગેરે અંગે માહિતી આપે. જ્ઞાનનો આ ફેલાવો આપણા નહિવત્ તાલીમ પામેલા વર્ગમાં વધારો કરશે અને એ દેશના વિશાળ હિતમાં જ છે.

### સહાયક ઉદ્યોગોની સ્થાપના

સહાયક ઉદ્યોગની સ્થાપના નીચેની વસ્તુઓની અપેક્ષા રાખે છે:

(૧) મોટા ઉદ્યોગની હયાતી

ઉદ્યોગ બે પ્રકારના છે

(અ) યંત્રોનું ઉત્પાદન કરતા ઉદ્યોગ. દા. ત. ઓઈલ એક્સપેલર, સીવવાના સંચા વગેરે.

(બ) યંત્રો મારફતે સામાન્ય વપરાશની વસ્તુ બનાવનારા ઉદ્યોગ. દા. ત. કાપડ ઉદ્યોગ, સિમેન્ટ ઉદ્યોગ, કાચ ઉદ્યોગ વગેરે.

(૨) નાના ઉદ્યોગપતિઓ

હાલ જે નાના ઉદ્યોગપતિઓ છે તેમાં કમનસીબે ભણેલા અને સાહસિક યુવાન વર્ગનો અભાવ છે. ભણેલા સાહસિક યુવાનો માટે આ એક સુંદર તક પૂરી પાડે છે. નવું લોહી ઉદ્યોગને વધુ તંદુરસ્ત બનાવશે.

(૩) મૂડી

મૂડી માટે કોઈ ખાસ મુશ્કેલી લાગતી નથી. નાના ઉદ્યોગોને જરૂર પૂરતી મૂડી સહેલાઈથી મળી શકે તેમ છે. આવા ઉદ્યોગોમાં નાણાં રોકવા માટે ઘણી વ્યક્તિઓ તૈયાર છે. વધુમાં સરકાર પણ ઉદાર શરતોએ પૈસા ધીરે છે. આ ઉપરાંત સહાયક બેંકો વગેરેનો પણ લાભ મેળવી શકાય તેમ છે.

(૪) કુશળ કારીગર વર્ગ

કુશળ કારીગર વર્ગનો અભાવ ભારતમાં લગભગ બધે જ વરતાય છે. આ વિષય અંગે કંઈક ઝડપી પગલાં લીધા વિના છૂટકો નથી. ગુજરાતમાં હાલ લગભગ ૪૩ તાલીમ સંસ્થાઓ તેમ જ અન્ય તાલીમ અને ઉત્પાદન કેન્દ્રો છે. આમ છતાં તેમની કાર્યપદ્ધતિનું બારીકાઈથી અવલોકન કરતાં તેમની ત્રુટીઓ ખૂંચ્યા વિના રહેતી નથી. આ તાલીમ સાવ જ કેટલે અંશે વૈજ્ઞાનિક અને અદ્યયુગને અનુરૂપ આધુનિક છે એ વસ્તુ તપાસ માગી લે છે. આ કેન્દ્રોમાંથી તાલીમ લઈને બહાર પડતા કારીગરોનું ધોરણ જોઈએ તેટલું ઊંચું માલૂમ પડયું નથી. આ માટે અનેક કારણો છે અને એ વિચારણા માગી લે છે. આમાંનાં મુખ્ય કારણો નીચે પ્રમાણે ગણી શકાય :

(૧) પૈસાનો અભાવ

(૨) સારું વેતન ન આપી શકતાં કેળવાયેલા, અનુભવી અને કાર્યક્ષમ માણસોને તાલીમ કેન્દ્રમાં રોકી શકવાની અશક્તિ

(૩) યોગ્ય સાધનોનો અભાવ

(૪) ઉદ્યોગ, સરકારી કેળવણી સંસ્થાઓ, તાલીમ કેન્દ્રો વગેરે વચ્ચે ઉદ્યોગવિષયક યોગ્ય વિચારવિનિમય અને પરસ્પરને સ્પર્શતી અન્ય ગોઠવણોનો અભાવ.

ઔદ્યોગિક શિક્ષણ ક્ષેત્રે ગુજરાતમાં હાલ જે કંઈ થયું છે અને થઈ રહ્યું છે તે પ્રશંસનીય છે. આમ છતાં આથી સંતોષ ન માનતાં એમાં ઘણા સુધારાને અવકાશ છે. તેમ જ તેને વિસ્તૃત કર્યા વિના છૂટકો નથી એ નક્કર હકીકત સ્વીકારવામાં જ આપણું હિત છે.

### સહાયક ઉદ્યોગો અને ગુજરાત

મોટા ઇજનેરી ઉદ્યોગોને જરૂરી નાના ભાગો પૂરા પાડનારા ઉદ્યોગો માટે ગુજરાતમાં સારી એવી તક છે. આ ઉપરાંત ખનિજ તેલ ઉદ્યોગ, સુતરાઉ અને ગરમ કાપડની મિલો, રસાયણ ઉદ્યોગ, કાચ અને સિમેન્ટ ઉદ્યોગ વગેરે પર પણ સહાયક ઉદ્યોગો નભી શકે તેમ છે. ગુજરાતના મુખ્ય ઉદ્યોગ પર અવલંબિત નાના ઉદ્યોગો નીચેની વસ્તુઓ બનાવી શકે.

વિદ્યુત યંત્ર સામગ્રીમાં કામ લાગતા સાદા તેમ જ ટેકનિકલ પોરસેલીનના ભાગ, સરક્લિપ વૉશર, પીન, કૉન્ટેક્ટ, હોલ્ડર, સ્ટ્રીપ વગેરે. આ ઉપરાંત પ્રેસવર્ક બોલ્ટ, નટ, કપ્લિંગ, બૅકેલાઈટ, બૅકેલાઈટની પ્લેટ, રબરના બુશ, વાલ્વ વગેરે.

મિલના યંત્રોના છૂટક ભાગ, બૉબીન, શટલ વગેરે.

પેટ્રોલિયમ ઉદ્યોગ માટે મડ-પંપના લાઈનર, પિત્તળના બુશ, રબરના બુશ વગેરે.

આ ઉપરાંત પ્રવાહી અને વાયુનું બંધારણ દર્શાવનારાં (Composition indicators), દબાણ અને ઉષ્ણતામાન દર્શાવનારાં (Temperature Pressure & indicators), ગરમી અને દબાણ નોંધનારાં (Heat & Pressure recorders) તથા તેમના પર નિયંત્રણ રાખનારાં (Heat & Pressure controllers) રિફાઈનરીને ઉપયોગી નાનાં પણ ચોકસાઈવાળાં યંત્રો.

આ ઉપરાંત નાની ફાઉન્ડ્રી, નાની સ્ટ્રક્ચરલ શૉપ, નાની મશીન શૉપ અને નાની વેલ્ડિંગ શૉપ પણ મોટા ઉદ્યોગોની આસપાસ સ્થાપી શકાય.

### ઝડપથી પલટાતું ગુજરાતનું ઔદ્યોગિક ચિત્ર

ગુજરાતનું ઔદ્યોગિક ચિત્ર ઝડપથી પલટો લઈ રહ્યું છે. આથી વિદ્યમાન તેમ જ નવા સ્થપાનારા મોટા ઉદ્યોગોની તેમ જ તેમને ઉપયોગમાં લાગવાની શક્યતા, સહાયક ઉદ્યોગ અંગે સંશોધન, તપાસ અને વિચારણાની જરૂર છે.

આ પ્રકારની યોગ્ય યોજના થાય તો ગુજરાતમાં સહાયક ઉદ્યોગોને કેટલો અવકાશ છે એનો ચોક્કસ તાગ મળી રહે અને એ સરકાર, ઉદ્યોગપતિઓ અને ગુજરાતના ઔદ્યોગિક ઉત્થાનમાં રસ લેતા દરેકને માર્ગદર્શક થઈ પડે.

# નાના પાયાના અને ગૃહઉદ્યોગો

શ્રી ડી. આર. દવે
(મંત્રી, નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો માટેનું મહામંડળ, વડોદરા)

નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો ગુજરાત માટે કંઈ નવા નથી. ઘણા લાંબા સમયથી ગુજરાત અમુક વિશિષ્ટ પ્રકારની ચીજવસ્તુઓ અને રોજના વપરાશનો માલસામાન બનાવતું આવ્યું છે. વાસ્તવમાં નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો ઘણા જૂના સમયથી સામાજિક જીવનના અંગભૂત રહ્યા છે. ગુજરાત ભારતનાં બજારોમાં અને આજુબાજુના પડોશી દેશોમાં એની જે પ્રખ્યાત વસ્તુઓ પૂરી પાડતું હતું, એનાથી ભારતમાં બહુ ઓછા લોકો અજ્ઞાત હશે એવું મારું નિશ્ચિતપણે માનવું છે. આમાંની કેટલીક પ્રખ્યાત વસ્તુઓનો હું અહીં ઉલ્લેખ કરું છું.

૧. પાટણનાં છાપેલાં અને વણેલાં પટોળાં
૨. કચ્છનાં ચપ્પુ અને સૂડી
૩. સંખેડાનું કાષ્ઠકામ
૪. સુરતનું જરીકામ
૫. સોમપુરા કુટુંબનું આરસકામ

નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોના અત્યારના વિકાસને બરાબર સમજવા માટે ભૂતકાળનો ઇતિહાસ જોવાનું આવશ્યક છે. પાંચસોએક વર્ષ પહેલાં, ગુજરાતના છેક દૂરના પ્રદેશમાં આવેલા એક ગામડાનો આપણે અભ્યાસ કરીએ. એ જમાનામાં ગામડું સ્વાવલંબી હતું અને એ પોતાની જરૂરિયાતો પોતાને ત્યાં જ ઉત્પન્ન કરતું હતું. બહારથી જૂજ વસ્તુઓ જ મંગાવવામાં આવતી હતી. આ રીતે ગામડાનું અર્થકારણ સ્વતંત્ર હતું અને સ્વ-બળ પર એ નિર્ભર હતું. ગામનું સામાજિક જીવન પણ એ પ્રકારનું હતું કે, પ્રત્યેક કુટુંબે ગ્રામ-અર્થકારણમાં મહત્ત્વનો ભાગ ભજવવાનો હતો. ગામમાં પોતાના લુહાર, સુથાર, સોની, કુંભાર, કડિયો અને મોચી હતા. આ રીતે ગ્રામ-અર્થકારણ અત્યંત સરળ રીતે અને કશી મુશ્કેલી વિના ચાલતું હતું. માત્ર લડાઈ, તીડોનાં આક્રમણ, પૂર કે અનાવૃષ્ટિની આફતના સમયે એમાં વિક્ષેપ પડતો. પણ જેવી આ આફત ચાલી જાય એટલે તરત જ ગ્રામ-અર્થકારણ એની પહેલાંની સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરી લેતું હતું. ગ્રામજીવન અને ગ્રામોદ્યોગો સૈકાઓ સુધી આ પ્રમાણે ચાલતા રહ્યા. આપણે ઔદ્યોગિક ક્રાંતિને આરે આવીને ઊભા, ત્યાં સુધી એ બધું આ રીતે ચાલતું રહ્યું. બ્રિટિશ શાસનની સાથોસાથ ભારતની ધરતીમાં ઔદ્યોગિક પરિવર્તનનાં મંડાણ થયાં. સમય બદલાતો ગયો. વાહન અને સંદેશાવ્યવહારનાં સાધનોમાં સુધારો થયો; આ રીતે એકબીજા સ્થળ વચ્ચેનાં અંતર ઘટયાં અને આ પ્રમાણે અમુક એક સ્થળે જે ખાસ પ્રકારનો માલ ઉત્પન્ન થતો, એ માલ દૂર દૂરનાં સ્થળોએ વેચાવા લાગ્યો અને નવાં નવાં બજારો ઊભાં થવા લાગ્યાં. અત્યાર સુધી માત્ર પ્રખ્યાત માલ જ દૂરદૂરનાં બજારમાં જતો હતો, પણ હવે રોજના વપરાશની જાતજાતની વસ્તુઓ પણ એક જગાએથી બીજી જગાએ જવા માંડી અને આ રીતે દૂરનું જે ગામડું અત્યાર સુધી પોતા પર ઊભું હતું, એ ગામને બહારના આક્રમણનો સામનો કરવાનો વખત આવ્યો. સ્થાનિક કારીગરો માટે એમનો રોજિંદો ધંધો, આર્થિક દૃષ્ટિએ પરવડે એ રીતે ચલાવવાનું કઠિન બન્યું. આ લોકો માટે એક જ રસ્તો રહ્યો અને તે એમનો માલ સુધારીને, સ્થાનિક ગ્રાહકો પરની પોતાની પકડ ચાલુ રાખવાનો. જો તેઓ આમ ન કરે તો તેમને મોટાં મોટાં શહેરોમાં ચાલી જવું પડે અને મોટાં શહેરોમાં તો મોટા મોટા ઉદ્યોગો ઝડપથી ખીલી રહ્યા હતા.

આ રીતે ગામડાનું અર્થકારણ અપંગ બની ગયું હતું. ગામડાંઓ તૂટવા માંડ્યાં હતાં. એણે મોટા મોટા ઉદ્યોગવાળાં મોટાં શહેરોના વિકાસમાં ફાળો આપ્યો હતો. ગામડાંના જે લોકો સ્થળાંતર કરી મોટાં શહેરોમાં ગયા હતા તેઓનો કામદારવર્ગ ઊભો થયો હતો. આ વર્ગ શહેરોના જંગી ઉદ્યોગોમાં કામ કરતો હતો. મોટા ઉદ્યોગોના આ આક્રમણ સામે ટકી રહેવાનું નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો માટે કઠિન બનવા લાગ્યું હતું. એને પહોંચી વળવા માટે નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોને નવી નવી પદ્ધતિઓ ખીલવવી પડી હતી અને ઉત્પાદન તથા વેપારની એમની રીતોમાં સુધારા કરવા પડયા હતા. નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોએ, અત્યાર સુધી તેઓ જે માલ બનાવતા હતા, એ છોડી દઈને એની જગાએ મોટાં શહેરોમાંના જંગી ઉદ્યોગોના પૂરક એકમો તરીકે કામ કરવાની દિશામાં પોતાની પ્રવૃત્તિઓ વાળી. આ જંગી ઉદ્યોગોને અનેક પ્રકારનાં નાનાં નાનાં યંત્રો, ઓજારો અને કેટલીય જાતના કાચા માલસામાનની જરૂર પડતી. આ પૂરક ઉદ્યોગો એમને માટે આશીર્વાદ સમાન થઈ પડ્યા. આ પ્રમાણે નાના ઉદ્યોગોએ, મોટા ઉદ્યોગોની સામે કામ કરવાને બદલે મોટા ઉદ્યોગો સાથે કામ કરીને પોતાનું આગવું સ્થાન મેળવવા માંડયું.

તદુપરાંત, રોજના વપરાશની નવી નવી વસ્તુઓ બનાવતા નવા નવા અસંખ્ય નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો પણ ખીલવા માંડ્યા. જુદી જુદી વ્યક્તિઓ પોતાના અનોખા શોખ ધરાવતી હતી; મોટા ઉદ્યોગો માટે એમના આ તમામ શોખને પહોંચી વળવાનું કઠિન હતું. જ્યારે નાના ઉદ્યોગો આ વ્યક્તિગત શોખને અનુરૂપ માલ બનાવી શકે એવી સ્થિતિમાં હતા. આ રીતે નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોનો

અતિઝડપી વિકાસ થયો. એ ઉપરાંત આપણા આઝાદી સંગ્રામે નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોમાં રોકાયેલા માણસો માટે હંમેશનો ફાયદો કરાવી આપ્યો. રાષ્ટ્રીય આંદોલને પ્રજાને તદ્દન નવી જ દૃષ્ટિ આપી અને એને લીધે પ્રજા, દેશમાં બનેલા માલને વધુ ને વધુ પસંદ કરવા લાગી.

આપણે આપણી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરી ત્યારે આ સ્થિતિ હતી. આપણી રાષ્ટ્રીય સરકારે એ હકીકતનો સ્વીકાર કર્યો છે કે રાષ્ટ્રીય પુનરુત્થાનના કાર્યમાં, નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો મહત્ત્વનો ભાગ ભજવશે. હવે એ વાતનો પણ સ્વીકાર કરવામાં આવે છે કે, નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો, બેકારીને દેશવટો આપવાના કામમાં ઘણું ઘણું કરી શકે તેમ છે, અને નાના ઉદ્યોગો તથા ગૃહઉદ્યોગો સમાજવાદી ઢબની સમાજરચના સ્થાપવાના કાર્યમાં સારો ફાળો આપી શકે તેમ છે. આથી આપણી સરકારે એક અખિલ ભારતીય સંસ્થા—નાના ઉદ્યોગો માટેના બોર્ડની રચના કરી. આ બોર્ડ, નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો ખીલવવાની દિશામાં સરકારને સલાહસૂચનો આપશે.

આ બોર્ડની રચના કરવામાં આવ્યા પછી એણે નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોના વિકાસમાં અત્યંત મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. નાના ઉદ્યોગપતિઓને જે જાતજાતની મુશ્કેલીઓ વેઠવી પડતી હતી એ દૂર કરવામાં આવી છે. તેમ જ નાના ઉદ્યોગોના લાભાર્થ વિકાસની અનેક યોજનાઓ દાખલ કરવામાં આવી છે. અત્યારે આવી જે યોજનાઓ અમલમાં છે, એમાંની કેટલીક યોજનાઓનો હું અત્રે ઉલ્લેખ કરું છું.

(૧) દેશના તમામ મહત્ત્વના વિભાગોમાં, સ્મોલ ઇન્ડસ્ટ્રીઝ સર્વિસિઝ ઇન્સ્ટિટ્યૂટ સ્થાપવામાં આવી છે. આ સંસ્થાઓ નાના ઉદ્યોગપતિઓને એમની સામે આવતા વિવિધ પ્રશ્નોમાં માર્ગદર્શન પૂરું પાડે છે, નવા ઉદ્યોગોનો આરંભ કરવામાં સહાય કરે છે અને ચાલુ ઉદ્યોગોમાં સુધારા કરવા સંશોધનકાર્યમાં મદદ કરે છે. આ રીતે આ ઉદ્યોગો વધુ કાર્યક્ષમરીતે અને વધુ કરકસરથી ચાલી શકે એમાં આ સંસ્થા યોગ્ય દોરવણી પૂરી પાડે છે.

(૨) નેશનલ સ્મોલ ઇન્ડસ્ટ્રીઝ કોર્પોરેશન પ્રાઇવેટ લિમિટેડ નામનું એક સ્વતંત્ર કોર્પોરેશન સ્થાપવામાં આવ્યું છે. આ કોર્પોરેશન તમામ મહત્ત્વના વિભાગોમાં પોતાની કચેરીઓ ધરાવે છે. નાના ઉદ્યોગપતિઓને, હપ્તા ભરીને યંત્રસામગ્રી ખરીદવામાં આ કોર્પોરેશન મદદ કરે છે. વળી તૈયાર માલ નિકાસ કરવામાં અને માલ માટે સરકારના ઓર્ડરો મેળવવાના કામમાં પણ આ કોર્પોરેશન નાના ઉદ્યોગપતિઓને મદદ કરે છે.

(૩) નાના ઉદ્યોગપતિઓ માટે નવા નવા પ્લાન્ટો નાખવા, અને ચાલુ ઉદ્યોગો ચલાવવા નાણાકીય સગવડ મેળવવાનું લગભગ અશક્ય હતું. નાના ઉદ્યોગપતિઓને વ્યાજના સસ્તા દરે તેમ જ ઝાઝી મુશ્કેલી વિના નાણા મળી રહે એ માટે પ્રાયોગિક યોજનાઓ શરૂ કરવામાં આવી છે. એ મુજબ, સ્ટેટ બૅન્ક ઑફ ઇન્ડિયા અને બીજી એપેક્સ બૅન્કો નાના ઉદ્યોગોને નાણાકીય મદદ પૂરી પાડે છે. આ સિવાય રાજ્યોના ઉદ્યોગનિયામકો અને રાજ્યોના નાણા કોર્પોરેશન પાસેથી પણ નાણાકીય સહાય મળે છે.

(૪) નાના ઉદ્યોગો માટેના બોર્ડે એ પણ જોયું કે, અત્યાર સુધી નાના ઉદ્યોગોનો વિકાસ, યોજનાપુરઃસર નહિ પણ જેમ ફાવે તેમ થયો છે. નાના ઉદ્યોગોના વિકાસ કાર્યક્રમોને સુસંકલિત રીતે આગળ ધપાવવા માટે યોગ્ય રીતે આયોજન કરવાનું આવશ્યક હતું. આ માટે ભારતની સરકારે વેપાર અને ઉદ્યોગ ખાતામાં, નાના ઉદ્યોગો માટેના વિકાસ કમિશનર હેઠળ, એક અલગ વિભાગ ખોલ્યો છે. આ વિભાગની રચના કરવાથી, ભારતના તમામ ભાગોમાં ઉદ્યોગોની સરખી વહેંચણી થાય એ રીતે નાના ઉદ્યોગોનો વિકાસ કરવાની યોજના દાખલ કરવામાં આવી છે. વળી અત્યાર સુધી ભારતમાં જે ઉદ્યોગો સ્થપાયા નહોતા, એવા નવા નવા ઉદ્યોગો સ્થાપવા માટે સંશોધનકાર્ય કરવાનું પણ આ વિભાગ માટે આવશ્યક બન્યું હતું.

આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે, જે નાના ઉદ્યોગપતિઓ અને એના ઉદ્યોગને અનેકાનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડતો હતો, તેઓ હવે ચિંતામુક્ત થયા છે. હવે તેમને તેમના ચાલુ ઉદ્યોગને વિસ્તૃત બનાવવાનું અને ખીલવવાનું તેમ જ નવા નવા ઉદ્યોગો સ્થાપવાની દિશામાં ધ્યાન આપવાનું કહેવામાં આવે છે. હજી થોડાં વર્ષ પહેલાં જ આપણે પેપર-પિન કે ક્લિપો બનાવી શકતા નહોતા; જ્યારે આજે આપણા એ જ નાના ઉદ્યોગો, રોજના વપરાશની જાતજાતની વસ્તુઓ ઉત્પન્ન કરવાનો તેમ જ મોટરગાડીઓ, એન્જિનો, વિમાનો, યાંત્રિક ઓજારો વગેરે ઉત્પન્ન કરતાં મોટાં મોટાં ઔદ્યોગિક કારખાનાંઓના પૂરક એકમો તરીકે કામ કરવાનો વિચાર કરે છે.

આપણે જોકે અનેક સમસ્યાઓનો સામનો કરવાનો હતો. બીજા વિશ્વયુદ્ધની અસર હતી અને યંત્રસામગ્રી તથા કાચો માલ મેળવવા માટે વિદેશી હૂંડિયામણની તકલીફ હતી. દેશમાં આવશ્યક ચીજવસ્તુઓની મોટી તંગી હતી. આ સંજોગોમાં આપણને એક જ આશ્વાસન હતું કે, આપણે આપણી પોતાની સરકાર ધરાવીએ છીએ અને કટોકટીની વેળાએ આપણે આપણી સરકાર પાસેથી આશા રાખી શકીએ તેમ છીએ.

વિદેશી હૂંડિયામણની તંગી આપણા નવા ખીલતા ઉદ્યોગો માટે એક રીતે આશીર્વાદ સમાન પણ થઈ પડી હતી એમ કહીએ તો ખોટું નથી. આનું કારણ એ છે કે રોજના વપરાશની ચીજવસ્તુઓ અને તૈયાર માલની આયાત મર્યાદિત કરવામાં આવી હતી; જ્યારે ઉદ્યોગો ચલાવવા માટે, જરૂરી યંત્રસામગ્રી અને કાચા માલની આયાતને અગ્રપસંદગી આપવામાં આવી હતી.

આ પ્રમાણે સ્વાતંત્ર્ય પછીના ગાળામાં ઉદ્યોગોને આડકતરી રીતે અમુક જાતનું રક્ષણ આપવામાં આવતું હતું. ઘણા જૂના કાળમાં ઉદ્યોગો પોતાનો માલ બનાવી, દેશના ગ્રાહકોને વેચીને સંતોષ માનતા. વિકસતા જતા આપણા અર્થકારણમાં, ઉદ્યોગપતિ તદ્દન ભિન્ન દૃષ્ટિકોણ અપનાવે એ જરૂરી છે. આ દૃષ્ટિકોણ રાષ્ટ્રીય આદર્શોને સુસંગત હોવો જોઈએ. આપણે ત્યાં વિદેશી હૂંડિયામણની તંગી છે અને સ્વચ્છ

પર આધાર રાખતું હોય એવું અર્થકારણ સર્જવા માટે આપણે, આપણે ત્યાં બનતો મોટોભાગ માલ નિકાસ કરવો જ જોઈએ. પછી ભલે એમાં દેશના લોકોને મોટેભાગે ભોગ આપવો પડે. આપણી વિકાસ યોજનાઓ પરિપૂર્ણ કરવા માટે કીમતી વિદેશી હૂંડિયામણ કમાવાની જરૂર છે; એથી આમ કર્યા વિના છૂટકો જ નથી.

આ બધું કરવા છતાં હજી કંઈક કરવાનું બાકી રહેતું હતું. નાના ઉદ્યોગોને જે મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે અને તેમની જે ફરિયાદો છે, એને બરાબર રજૂ કરી શકે એવું નાના ઉદ્યોગોનું કોઈ સંગઠન અસ્તિત્વ ધરાવતું નહોતું. આ વસ્તુ નજર સમક્ષ રાખીને, નાના ઉદ્યોગો માટેના વિકાસ કમિશનરે, નાના ઉદ્યોગોના વિવિધ સંઘોની એક પરિષદ બોલાવી હતી. આ પરિષદમાં એક અખિલ ભારતીય સંસ્થાની સ્થાપના કરવામાં આવી હતી. આ સંસ્થાનું નામ 'ધી ફેડરેશન ઑફ એસોસિયેશન્સ ઑફ સ્મૉલ ઇન્ડસ્ટ્રીઝ ઑફ ઇન્ડિયા' એટલે કે, ભારતના નાના ઉદ્યોગોના સંઘોનું મહામંડળ એવું રાખવામાં આવ્યું છે. નાના ઉદ્યોગોના ક્ષેત્રમાંના વિવિધ સંઘો આ સંસ્થા સાથે જોડાયા છે; આ રીતે નાના ઉદ્યોગો માટેની એક અખિલ ભારતીય સંસ્થા સ્થપાઈ છે.

ગુજરાતના ઔદ્યોગિક વિકાસનો ફરી વિચાર કરતાં જોઈ શકાય છે કે આ તમામ પગલાંઓને લઈને ઉદ્યોગો શરૂ કરવાના ક્ષેત્રમાં વિશેષ વેગ આવ્યો છે અને ઉદ્યોગના લગભગ પ્રત્યેક ક્ષેત્રમાં નવા નવા ઉદ્યોગો ઊભા થયા છે. હું અહીં એ ઉદ્યોગોનો ઉલ્લેખ કરું છું:

૧. અમદાવાદ, વડોદરા, રાજકોટ અને જામનગરમાં ઇજનેરી ઉદ્યોગો.

૨. અમદાવાદ અને રાજકોટમાં મિલ સ્ટોર્સ અને હાર્ડવેર ઉદ્યોગો.

૩. વડોદરામાં ઑપ્ટિકલ ઉદ્યોગ.

૪. સુરતમાં જરી ઉદ્યોગ.

૫. સુરત અને ખંભાતમાં પાવરલૂમ ઉદ્યોગ.

૬. ખંભાતમાં બનાવટી પથ્થર પૉલિશ કરવાનો ઉદ્યોગ.

૭. મોરબી, જામનગર અને થાનમાં પૉટરી ઉદ્યોગ.

આ રીતે આપણે અનેક ઉદ્યોગો સ્થાપ્યા છે અને એનાથી જાતજાતની રોજના વપરાશની ચીજવસ્તુઓ અને ઔદ્યોગિક ભાગોની જરૂરિયાતો પૂરી પાડવામાં આવે છે. જોકે અત્યાર સુધી ઉદ્યોગોનો આ ફેલાવો ફક્ત મોટાં મોટાં શહેરોમાં જ થયો છે અને નાનાં નાનાં શહેરો અને ગામોમાં નાના ઉદ્યોગોનો હજી જોઈએ એટલો વિકાસ થયો નથી. આ માટે ગુજરાત સરકારે દરેક જિલ્લામાં ઔદ્યોગિક નગરો સ્થાપવાનો અને દરેક ગામમાં નાની વર્કશૉપ ખોલવાનો નિર્ણય લીધો છે. અત્યારે પણ અનેક ઔદ્યોગિક નગરો ચાલે છે; પરંતુ આ બધાં નગરો મોટાં મોટાં શહેરોમાં જ આવેલાં છે. વળી ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ કરવા માટે સરકારે જે નાના ઉદ્યોગપતિઓ ગામડાંઓમાં ઉદ્યોગો શરૂ કરવા તૈયાર હોય, તેમને પ્રોત્સાહન આપે એવાં પગલાં લેવાનું નક્કી કર્યું છે. આ ઉદ્દેશથી રાજ્યની સરકારે જમીન, પાણી અને વીજળીશક્તિ જેવી દરેક પ્રકારની સગવડ સસ્તા દરે આપવાનું નક્કી કર્યું છે.

આપણે આગળ જોયું તેમ નાના ઉદ્યોગોના લાભાર્થે સંખ્યાબંધ યોજનાઓ શરૂ કરવામાં આવી છે. આમ છતાં નાના ઉદ્યોગો ચલાવવા માટે ટેકનિકલ તાલીમ લીધેલા જે માણસોની જરૂર પડે, એને પહોંચી વળવા માટે તાલીમ આપવાની સગવડો બાબત મુશ્કેલી છે. આપણે ત્યાં કેટલીક ઇજનેરી કૉલેજો છે, જે આપણને ઇજનેરો પૂરા પાડશે એ સાચું. પરંતુ એનાથી બધા જ તાલીમ લીધેલા ટેકનિશિયનો આપણી જરૂરને પહોંચી વળી શકશે નહિ. તાલીમ લીધેલા ટેકનિશિયનો તૈયાર કરવા માટે, રાજ્યના લગભગ દરેક જિલ્લાના શહેરમાં તાલીમ પૂરી પાડવા માટેની વર્કશૉપ હોવી જોઈએ. આવી વર્કશૉપમાં ટેકનિશિયનોને બે પ્રકારની તાલીમ આપી શકાય. એક તો પૂરેપૂરા સમય માટે અભ્યાસ કરતા, નિયમિત વિદ્યાર્થી ટેકનિશિયનોને એમાં તાલીમ આપી શકાય, અને બીજા, ઉદ્યોગોમાં રીતસર કામ કરતા હોય તેવા મિકેનિકોને એમની કુશળતામાં વધારો કરવા સારુ તાલીમ પૂરી પાડી શકાય. આ મિકેનિકો વધુ તાલીમ મેળવવા માટે સાંજના વર્ગોમાં હાજરી આપી શકે. છેલ્લું વિશ્વયુદ્ધ પૂરું થયું એ પછી તરત જ પશ્ચિમ જર્મનીમાં આ પદ્ધતિ અપનાવવામાં આવી હતી. પરિણામે આજે જોઈ શકાય છે કે પશ્ચિમ જર્મનીએ પ્રચંડ ઝડપથી ઔદ્યોગિક પ્રગતિ સાધી હોવા છતાં આજે ત્યાં તાલીમ પામેલા મિકેનિકોની તંગી વર્તાતી નથી.

બીજી મુશ્કેલી એ છે કે નાના ઉદ્યોગપતિઓને નવા ઉદ્યોગોની ટેકનિક અને અર્થકારણની બાબતમાં તેમ જ ચાલુ ઉદ્યોગોના વિકાસમાં માર્ગદર્શન આપી શકે એવી કોઈ ઔદ્યોગિક માહિતી સેવા આપણે ત્યાં હસ્તી ધરાવતી નથી. આ ક્ષેત્રમાં સ્મૉલ ઇન્ડસ્ટ્રીઝ સર્વિસિઝ ઇન્સ્ટિટ્યૂટ્સ કંઈક સેવા પૂરી પાડે છે એ સાચું પરંતુ નાના ઉદ્યોગપતિને, તેઓ જે ઉદ્યોગો શરૂ કરવાનું વિચારતા હોય, એ ઉદ્યોગનાં તમામે તમામ પાસાંઓ સંબંધીનું જ્ઞાન પૂરું પાડે, એવી વિશિષ્ટ પ્રકારની સેવાની જરૂરત એનાથી સંતોષાતી નથી. આ સંસ્થા મોટાં મોટાં કારખાનાંઓ સાથે પૂરક ઉદ્યોગો શરૂ કરવાના અને એનું સુસંકલન કરવાના કાર્યમાં પણ મદદ કરી શકે. આ ક્ષેત્રમાં હજી ઘણું ઘણું કરવાનું બાકી છે. અત્યારે જોકે આવા પૂરક ઉદ્યોગો ચાલે જ છે; પરંતુ એમાં યોગ્ય રીતે એકસૂત્રતા નથી. પરિણામે બન્ને પક્ષને, ટેકનિકલ જ્ઞાનના અભાવની અને માલ પૂરો પાડવામાં અનિયમિતતાની ફરિયાદ કરવાનો વખત આવે છે. જાપાનમાં આ પ્રકારે માહિતી પૂરી પાડતી સંસ્થા ચાલે છે. આ સંસ્થા મોટાં કારખાનાંઓ અને નાનાં કારખાનાંઓના સંબંધોને સુસંકલિત બનાવે છે અને નાના ઉદ્યોગોને નાણાકીય અને ટેકનિકલ જ્ઞાન પૂરું પાડવાની દૃષ્ટિએ મદદ પણ આપે છે. ભારતમાં આપણે એ ધોરણે સંસ્થા ઊભી કરવી જોઈએ.

અંતમાં આપણે કહી શકીએ કે નાના ઉદ્યોગો વિકસાવવાના ક્ષેત્રમાં, ગુજરાત પણ આગેકદમ ભરી રહ્યું છે અને આ રીતે ગુજરાત રાષ્ટ્રીય ઘડતરના મહાન કાર્યમાં યથાશક્તિ ફાળો આપી રહ્યું છે.

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)

# ઊની ઉદ્યોગ

શ્રી ઉપેન્દ્રકુમાર પટેલ
(વ્યવસ્થાપક, શ્રી દીનેશ મિલ્સ લિ., વડોદરા)

આપણા ગુજરાત રાજ્યમાં વડોદરામાં એક અને જામનગરમાં એક એ પ્રમાણે ઊની કાપડ તથા ઊની સૂતર ઉત્પાદન કરતાં બે કારખાનાં છે. એ ઉપરાંત સૌરાષ્ટ્રમાં સારા પ્રમાણમાં અને બીજે તૂટક તૂટક હાથ-વણાટથી ધાબળા, કામળા બનાવવામાં આવે છે. કુદરતી આબોહવા તથા બીજા ઉત્પાદનકાર્યની પ્રતિકૂળતા તેમ જ અદ્યતન સાધનોનો અભાવ છતાંય ગુજરાતમાં ઊની ઉદ્યોગ ઠીક ઠીક ખીલ્યો છે અને ઊની કાપડની પેદાશ સારાય દેશમાં સારા પ્રમાણમાં વપરાય છે એ ફક્ત ગુજરાતની સાહસપ્રિયતાને જ ઘટિત છે. ભારતમાંના બીજા પ્રદેશો ગુજરાતના ઊની ઉદ્યોગની સારી એવી પ્રશંસા પણ કરે છે. તે સિદ્ધિ પાછળ આ ઉદ્યોગોના સ્થાપકોના અફાટ પ્રયાસો અને અવિશ્રાંત મહેનત જ છે. તેનો અલ્પમાં પરિચય આપવાનો તેમ જ ઊની ઉદ્યોગનો આજનો લક્ષાંક અને પ્રચલિત પ્રશ્નોનો પરિચય આપવાનો હેતુ આ લેખનો છે.

## કાચો માલ

આપણા એકમમાં ઊનની પેદાશ કરવા સારુ જે ઘેટાં ઉછેરવામાં આવે છે તે ઉપરથી કતાર (કાતર વડે કાપી) ઊન કાઢવામાં આવે છે. તે તથા પુલ્ડ (મરેલાં ઘેટાંની ચામડીમાંથી ખેંચી કાઢવામાં આવેલું) એ પ્રકારનાં ઊનનો સમાવેશ થાય છે. કાળો, પીળો અને સફેદ એ પ્રમાણે રંગ મુજબ ઊનની વર્ગવારી કરવામાં આવે છે. તેમાં જાડો અને મધ્યમ એ પ્રકારના ભેદ પાડવામાં આવે છે. સૌરાષ્ટ્રમાં કેટલાક વિસ્તારમાં ઊનની ઊપજ સારી ગણાય છે અને તેની મહત્તા પણ સારા માલ તરીકેની ગણાય છે. પરંતુ ઘેટાંના વાળની લંબાઈ અને જાડાઈ જોતાં પરદેશી ઘેટાંના વાળની સરખામણીમાં એ સઘળું જાડી ઊન તરીકે ઓળખાય છે અને તેનો ઉપયોગ ફક્ત ધાબળા તથા કામળા યા ગાલીચા બનાવવામાં થઈ શકે છે. ઊનમાં જોઈતા પ્રમાણમાં જે તકેદારીથી પરદેશમાં વર્ગીકરણ કરવામાં આવે છે તે પ્રમાણેનું વર્ગીકરણ થતું નથી. સાધારણ રીતે આપણા દેશમાં ઉત્પન્ન થતું ઊન લગભગ જાડા દરજ્જાનું હોય છે. જેથી ઊની ઉદ્યોગને જાડું કાપડ તથા ગાલીચાનું સૂતર બનાવવાનો ઉદ્દેશ રાખવો પડે છે. તેને કાચા માલ સારુ પરદેશી ઊન ઉપર અવલંબી રહેવું પડે છે. ગુજરાતમાં ઉત્પાદન થતી કતાર તથા બાકીનું ઊન દેશભરનો કેટલો ભાગ છે તે ચોક્કસ આંકડાના અભાવે કહી શકાય તેમ નથી પરંતુ આશરે તે ભારતમાંના ઊનના પાંચમા ભાગ કરતાં વધારે નહિ એમ કહી શકાય.

જામનગરમાં જે કારખાનું છે તે હાલમાં જ તાજેતરમાં સને ૧૯૫૨માં નાખવામાં આવેલું છે. તે સારા પ્રમાણમાં ઊની કાપડ, અદ્યતન ઢબની મશીનરીથી બનાવે છે અને ઊની ઉદ્યોગમાં તે કારખાનાનું સ્થાન આગળ પડતું છે. તેના સંચાલકો બિરલા કુટુંબીઓ પૈકી હોઈ જાતજાતનાં સ્યુટિંગો અને બ્લૅંકેટો તથા રગ વગેરે બનાવે છે અને ટૂંક સમયમાં જ પ્રથમ પંક્તિની મિલોની હરોળમાં સ્થાન મેળવ્યું છે. તે કારખાનાની શક્તિ ઉત્પાદનની અને સારું કાપડ બનાવવાની કાર્યક્ષમતા બતાવે છે. તે આપણા એકમને ગૌરવરૂપ છે.

## ગુજરાતમાં પહેલ

સને ૧૯૩૫માં સ્વ. શ્રી ભીખાભાઈ જીવાભાઈ પટેલ એટલે મારા દાદાએ અને શ્રી મગનલાલ ભીખાભાઈ પટેલ એટલે મારા પિતાશ્રીએ દીનેશ મિલ્સનો વ્યવહાર હાથમાં લીધો ત્યારે દેશમાં ઊની કાપડનું ઉત્પાદન કરતાં કારખાનાંઓ મોટા ભાગે વિદેશી નિષ્ણાતોથી અને સારા પ્રમાણમાં વિદેશી મૂડીથી ચલાવવામાં આવતાં હતાં. વિદેશી સરકાર હોવાથી સરકારની જરૂરિયાતનું સઘળું કાપડ તે કારખાનાંઓ પાસેથી ખરીદાતું હતું જે વિદેશી અમલના કારણે સ્વાભાવિક જ ગણાય. તે ઉપરાંત આપણા દેશમાં ઊની કાપડની વપરાશ ઘણી ઓછી હોવાના કારણે આ કારખાનું ચલાવવું એ અત્યંત સાહસભરેલું હતું. એ ઉપરાંત પરદેશમાંથી ઊની કાપડ લાવવા ઉપર યા ઊની સૂતર લાવવા ઉપર કોઈ પણ જાતના અંકુશો ન હતા. અદ્યતન સાધનોથી પરદેશમાં ઉત્પન્ન થયેલા કાપડ તથા સૂતર સાથે ટક્કર ઝીલવી પડતી હતી. તદુપરાંત ઊની કાપડ સારુ જરૂરી કાચા માલ માટે ભારતથી હજારો માઈલ દૂર આવેલા દેશો તરફ મીટ માંડવી પડતી હતી. મુંબઈના બંદરમાંથી માલ ખેંચી લાવવા આપવું પડતું વધારાનું નૂર એ તમામ પ્રશ્નો સાહસપ્રિય માણસનું હૈયું બેસાડી દે એવા હતા.

આ સંજોગોથી નહિ ડરતાં નાના ઑર્ડરો મેળવી તેમાં ગ્રાહકોનું પૂરેપૂરું સમાધાન મેળવી અને દેશમાં કાચા માલનો સારી રીતે ઉપયોગ કરી ઓછામાં ઓછો નફો મેળવવાની વૃત્તિ રાખી ધીરે ધીરે દેશમાંના વેપારીઓ તથા ગ્રાહકોને જીતી લેવાની નીતિ અખત્યાર કરી સને ૧૯૪૦-૪૧ની સાલમાં દીનેશ મિલ્સે ઊની ઉદ્યોગમાં પગભર થવાનું સાહસ કર્યું અને સારું સંગઠનવાળું કારખાનું બન્યું વળી તેણે તમામ અગવડોનો સામનો કરી પ્રગતિ સાધવાનો પ્રયત્ન આદર્યો.

સને ૧૯૪૧માંના અરસામાં વિશ્વયુદ્ધની પરિસ્થિતિનો લાભ લઈ અને આફ્રિકી પ્રગતિ લક્ષમાં રાખી ને વખતની મધ્યસ્થ પરદેશી સત્તાએ દીનેશ મિલ્સ લિ.નું કારખાનું (D. I. R.) સંરક્ષણના કાયદા

હેઠળ પોતાના કબજામાં લીધું. તે મુજબ બીજાં પણ હિંદી મૂડીથી હિંદી નિષ્ણાતોથી ચાલતાં કારખાનાં કબજે કરવામાં આવેલાં. જ્યારે વિદેશી મૂડીથી ચાલતાં કારખાનાંઓ છૂટથી વેપાર કરતાં હતાં અને તેમના ઉપર ભાગ્યે જ કોઈ જાતના અંકુશો મૂકવામાં આવેલા. વિશ્વયુદ્ધની પરિસ્થિતિને લીધે પરદેશથી આવતું કાપડ તથા સૂતર બંધ થઈ ગયું. જે સંજોગોનો લાભ વિદેશી મૂડીથી ચાલતા કારખાનાના સંચાલકોને સારા પ્રમાણમાં મળ્યો. કેટલાંક વર્ષો આ સમય દરમ્યાન તેઓએ અંકુશોને લઈ પ્રવર્તતી કાપડની ખેંચની પરિસ્થિતિનો લાભ લઈ પોતાના કાપડ તથા સૂતરની જાતો જનતા આગળ મૂકી નામના મેળવી અને બજારમાં આ કારખાનાંઓ સારાં એવાં સ્થાપિત થઈ ચૂક્યાં. તદુપરાંત કાપડમાં ઊંચી જાતનાં કાપડ બનાવવાનો મોકો મળ્યો હોઈ આ મિલોનાં સાધનો પણ અદ્યતન કરવાની તક મળી અને તેથી પણ જનતાને તે મિલોનું જ કાપડ અને સૂતર મળવા લાગ્યું. સંરક્ષણ કાયદા હેઠળ જે મિલો સરકારે પોતાના કબજે લીધેલી હતી (જેમાંની દીનેશ મિલ એ એક હતી) તે મિલો ઉપરના તમામ લાભથી વંચિત રહી હતી. વિશ્વયુદ્ધની પરિસ્થિતિ હળવી થતાં અને ભારત સ્વતંત્ર થયા બાદ આપણી ભારત સરકારની સહાનુભૂતિના કારણે દેશમાંનો ઊની ઉદ્યોગ છેલ્લાં કેટલાંક વર્ષોથી ધીરે ધીરે પગભર થવા પ્રયત્ન કરે છે. તે છતાંય છૂટથી પરદેશથી ઊની કાપડની આયાત થતી હતી જે કારણે અદ્યતન યંત્રો વડે પરદેશમાં ઉત્પાદન થયેલા કાપડના ભાવની સરખામણીમાં હિંદની ઊની કાપડ ઉત્પન્ન કરતી મિલોને ફરજિયાત સોંઘા ભાવ રાખવા પડતા હતા. આમ છતાં કાપડની તમામ જાતો દેશમાં બનાવવાનો આગ્રહ રાખીને તે બાબત પગલાં લેવાની નીતિ દીનેશ મિલ્સે અખત્યાર કરી આગેકૂચ કરવાની શરૂઆત કરી.

અદ્યતન સામગ્રી સિવાય પરદેશી હરીફાઈ સામે ટક્કર ઝીલી ઊની ઉદ્યોગ વિકસાવવા થતા પ્રયાસો પુરઝડપથી ગતિમાન થતા હતા તે અરસામાં કોરિયાની યુદ્ધજન્ય પરિસ્થિતિના કારણે કાચા માલમાં પરદેશી કાચા માલનાં બજારોમાં ભારે તેજીમંદી આવ્યાથી સને ૧૯૫૧–૫૨–૫૩–૫૪ સાલો ઊની કાપડ ઉદ્યોગ માટે ખૂબ જ કપરાં નીવડ્યાં. સધ્ધર ગણાતી મિલોએ પણ ભારે નુકસાની વેઠી. તે જ કારણે શ્રી દીનેશ મિલ્સ લિ.ને પણ સારો વખત પોતાનું કારખાનું બંધ રાખવું પડ્યું હતું. સને ૧૯૫૬થી ધીરે ધીરે પરિસ્થિતિ સુધરતી હોઈ જરૂર પૂરતું સરકારી સંરક્ષણ (Protection) મળવાથી પરિસ્થિતિ આજે કંઈક સુધરેલી છે.

દેશની જરૂરિયાતો ખ્યાલમાં રાખી દેશમાં તમામ કાપડ બનાવવાનું ધોરણ રાખીને કિફાયત ભાવે વેચવાની પદ્ધતિ અનુસરી ઉદ્યોગે હમણાં હમણાં સારી પ્રગતિ સાધવા માંડી છે. દેશની હુંડિયામણ પરિસ્થિતિની ઉપર બોજારૂપ થઈ પડેલી ચીજવસ્તુઓ એટલે કે કાપડ, શણ, સિમેન્ટ, પેપર બોર્ડ, ફેક્ટરીને લગતું જરૂરી ઊની કાપડ (Machinary and industrial clothes) બનાવી શ્રી દીનેશ મિલ્સ લિ.એ પહેલ કરી છે અને દેશમાં પહેલી વખત આવું કાપડ સફળતાથી બનાવી ઘણો મોટો પરદેશી હુંડિયામણનો બચાવ કર્યો છે અને બીજી પણ મિલોએ કાપડ નિકાસ કરી હુંડિયામણની પરિસ્થિતિ સુધારવામાં મદદ કરી છે. આમ છેલ્લાં થોડાં વર્ષોમાં સરકારી નીતિનો લાભ લઈ ઊની કાપડ તથા સૂતર બનાવવાનાં ઘણાં નાનાં મોટાં કારખાનાંઓ સ્થપાયાં છે. તેમ જ અસ્તિત્વમાં હતી તે મિલોએ પણ અદ્યતન સાધનો વસાવવામાં તેમ જ કાપડની જાતો વધુ આકર્ષક, સુંદર અને અદ્યતન ઢબની બનાવવામાં થોડા જ સમયમાં ખૂબ પ્રશંસનીય પ્રગતિ સાધી છે. આમ છતાં એ કહેવું જરૂરી છે કે આપણા દેશમાં પરદેશ જેમ ઊની ઉદ્યોગને અગ્રસ્થાન નથી કારણ કે ઊની કાપડની જરૂરિયાત પરદેશ કરતાં ઓછી છે અને પરદેશમાં જે સઘળાં સાધનો અને મદદ ઊની ઉદ્યોગો વિકસાવવા આપવામાં આવે છે તે સાધનો ઉપલબ્ધ નથી અને તેવી નીતિ અપનાવવામાં આવતી નથી. કાપડ ઉદ્યોગને વિકસાવવા અને મજબૂત પાયા ઉપર રચવા જે રીતનો ટેકો આપવામાં આવે છે તે જાતના ટેકાનો સરકાર તરફથી અભાવ છે. ઊની ઉદ્યોગ વિકસાવવા હાલમાં ઉદ્યોગમાં કુશળ અને અર્ધકુશળ કારીગરોને આખાય વર્ષ દરમ્યાન પૂરતું કામ મળે તે માટે જરૂર પૂરતો કાચો માલ પણ પૂરો પાડવાનો અભાવ દર્શાવાય છે. તેમ જ યંત્ર-સામગ્રી જે જૂની ઢબની થઈ ગઈ છે. તે બદલી નવી ગોઠવવાની ખાસ જરૂર છે, તે વસ્તુઓને પ્રથમસ્થાન આપી ઊની ઉદ્યોગને ખીલવવાનો વિચાર જે ઢબે અને જે અગત્યથી થવો જરૂરી છે તે થતો નથી એમ મજબૂરીથી કહેવું પડે છે. ઉદ્યોગપતિઓ ઉત્સાહ અને મક્કમતા બતાવી અદ્યતન સાધનો વસાવવા જે પ્રયત્ન આદરી રહ્યા છે તેને એક યા બીજા કારણે ગણકારવામાં આવતા નથી તેમ જ એકસરખી સરળ નીતિ અપનાવાતી નથી એ એક દુઃખદ પરિસ્થિતિ છે. ઉત્પાદનની શક્તિ ન વધારતાં હાલ જે ઉત્પાદનશક્તિ છે તેને પ્રોત્સાહન આપી અદ્યતન સાધનોથી સારી જાતનાં કાપડ, સૂતર બનાવવાની શક્તિ ધરાવતાં કરવાં એ જરૂરી છે એમાં કોઈ શંકા છે જ નહિ છતાં ઉપર મુજબની પરિસ્થિતિ પ્રવર્તે છે તેના ઉપર સરકારે ધ્યાન આપી મુશ્કેલીઓ દૂર કરવી એ હેતુ રાખવો જોઈએ એમ કહેવું ખોટું નહિ ગણાય.

સરકારી રક્ષણ

ભારતનો આ ઉદ્યોગ વધુ વિકાસ કરી પરદેશી હુંડિયામણ વધારે મેળવે તે આખાય દેશનો લક્ષ્યાંક છે. વધુ નિકાસ કરવા સારુ જે વસ્તુઓનું ઉત્પાદન વધારવું જરૂરી છે તેમાં ઊની કાપડ અને સૂતર મુખ્યસ્થાન ધરાવે છે કારણ આખાય યુરોપ ખંડમાં તેમ જ એશિયા ખંડમાં અને અમેરિકા યા ઑસ્ટ્રેલિયામાં ઊની કાપડ એ રોજબરોજના વપરાશનું કાપડ છે. ભારતમાં ઉત્પાદન થતું ઊની કાપડ પરદેશમાં ઉત્પાદન થતા કાપડની જાતો અને ભાવોની સરખામણીમાં હરીફાઈવાળું નીકળે તો જ ઊની કાપડની નિકાસ થાય તે માટે કોઈ પણ જાતની શંકાને સ્થાન નથી. ઊની કાપડની નિકાસ હાલ પણ, થોડે અંશે થઈ રહી છે. પરદેશમાંની જરૂરિયાતો મુજબનું તેમની પસંદગીના દરજ્જાનું કાપડ ભારતમાં બની શકે છે તે નિઃસંશય હકીકત છે. સુતરાઉ કાપડ અને ઊની કાપડની સરખામણીમાં ઊની

કાપડના નિકાસ માટે લક્ષ્યાંકની ટોચ મર્યાદા છે જ નહિ એ વસ્તુ ધ્યાનમાં લેતાં ઊની કાપડ ઉત્પાદન કરતા કારખાનાની જરૂરિયાતો વહેલામાં વહેલી તકે પૂરી પાડવી એ આજનો અગત્યનો સવાલ છે, એમ ગણી પૂરતો કાચો માલ મેળવવા સારુ અને અદ્યતન યંત્રસામગ્રી સાધન ઉપલબ્ધ કરી ભારત સરકાર ઊની ઉદ્યોગને સક્રિય મદદ આપશે તો ચોક્સાઈથી કહી શકાય કે ભારત દર વર્ષે વધારે ને વધારે ઊની કાપડ તથા સૂતરની નિકાસ કરશે.

દેશની જરૂરિયાતો પૂરી પાડીને પણ વધુ નિકાસ કરી દેશને આગળ લાવવાના એક સાધન તરીકે સરકાર તેનો ઉપેયોગ વહેલી તકે કરશે એમ હું આશા રાખું છું. આ ઊનના ઉદ્યોગની ગુજરાતમાં આવેલી બે મિલોમાં આશરે હજાર કુશળ અને અર્ધકુશળ કારીગરો રોકાયેલા છે. જોકે એ હકીકત છે કે કુશળ કારીગરો સહેલાઈથી મળી શકતા નથી અને બેઉ મિલોમાં તાલીમ વર્ગો ચલાવવાની પ્રથા હોવા છતાં ગુજરાતના લોકો આ ઉદ્યોગની કારીગરી શીખવાનો ઉત્સાહ બતાવતા નથી. એ જ કારણે બીજા પ્રાન્તોમાંથી લોકોને અહીં લાવી વસાવી કુશળ કારીગરો મેળવવાના અથાગ પ્રયત્ન કરવા પડે છે. તેવી જ રીતે ઊની ઉદ્યોગમાં નિષ્ણાતોની પણ ખૂબ જ અછત જણાય છે. ઊની ઉદ્યોગનો અભ્યાસ અને સાધનોની જાણકારી મેળવવાની ઇંતેજારી તરફ આપણા લોકોનું ધ્યાન ખૂબ જ ઓછું દોરાય છે. આ તકે એટલું જણાવું તો ખોટું નહિ કે ઊની ઉદ્યોગ એ એક ખૂબ રસદાયી વિષય છે અને જે થોડા-ઘણા આ વિષયના જાણકારો છે તેઓ એક અગત્યનો અને અત્યંત સારો પગાર મેળવી શકાય તેવો મોભો ભોગવી શકે છે. ઊન (ઘેટાંના વાળ) પ્રાણીઓમાંથી ઉત્પન્ન થતું હોઈ કપાસના છોડ પર થતા રૂના તાંતણાથી ખૂબ જ નિરાળું છે. ઊનના તાંતણા, આબોહવા, ઘેટાં ઉછેરની પદ્ધતિ વગેરે બાબતો ઉપર વિકાસ પામતા હોઈ દરેક ઘેટા ઉપર અને તેના દરેક ભાગ ઉપર દરેક જગ્યાના ઘેટા ઉપર, દરેક જુદી કતારની પદ્ધતિ ઉપર વિકરોલો હોય છે એટલે ઊની ઉદ્યોગની એકેએક પ્રક્રિયાના સ્થળે તેના ઉપર સતત દેખરેખ અને નિષ્ણાતો તેમ જ કારીગરોની કુશળતાથી તેમાંથી કેટલું સારું સૂતર અગર કાપડ બની શકે તે ઉપર અવલંબે છે. આથી રૂની પ્રક્રિયા કરતાં ઊનની પ્રક્રિયા વધુ રસપ્રદ અને કુશળ બને છે.

અંતમાં ઊની ઉદ્યોગમાંથી બનતા કાપડનો સૌથી વધુ ઉપયોગ કરનારમાં આપણું લશ્કર (તેના પોશાક માટે), આપણી સરકાર તેના કર્મચારીઓના શિયાળાના પોશાક માટે તેમ જ આપણી રેલ્વે તેના કર્મચારીઓના પોશાક માટે અગત્યના ઘરાક ગણાય. ત્યાર બાદ આપણા દેશમાંના અન્ય ઉદ્યોગો કે જેમને ઊની કાપડ (machinary and industrial clothes)ની જરૂર પડે છે તે તથા આપણા દેશના લોકોના પોશાક માટે વપરાતા કાપડની ઘરાકીનું સ્થાન આવે છે. ઉપરાંત ઊની સૂતરનો ઉપયોગ મોટા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવતી હાથસાળો માટે, હોઝિયરીનાં નાનાં અસંખ્ય કારખાનાં માટે તેમ જ સ્વેટર વગેરે હાથે ગૂંથવાની સ્ત્રીઓની રીતરસમના અંગે થાય છે. જમાનાને સુસંગત થાય એમ હવે આપણા દેશમાં રસાયણિક તાંતણા ઊની તાંતણા સાથે મિશ્રિત કરીને પણ આકર્ષક અને આધુનિક કાપડની જાતો પણ ઘણી સફળતાથી જનતાના પહેરવેશના શોખને પહોંચી વળવા બનાવવામાં આવે છે. એટલે આ બાબત ઉપરથી જોઈ શકાય છે કે અત્યંત મુશ્કેલીઓ હોવા છતાં ઊની ઉદ્યોગ પ્રગતિના પંથે ચાલી રહ્યો છે.

ગુજરાતના એકમમાંની બેઉ મિલો વધુ નિકાસ કરવાનો આદર્શ રાખી આગળ પ્રગતિ કરે છે તેને ગુજરાત સરકાર અને જનતા પૂરે-પૂરો સહકાર અને ટેકો આપશે એ સદ્ભાવના સાથે મારો આ લેખ પૂરો કરું છું.







**અમદાવાદ**
**મીલ-ઉદ્યોગનું**
**ઉત્પાદન**










**અમદાવાદની**
**મીલોમાં**
**રૂની**
**વપરાશ**
(જાતવાર)



ડિસેમ્બર ૧૮૫૩માં રૂ. ૪ લાખની મૂડીથી ભરૂચમાં 'ધી ભરૂચ કોટન મિલ્સ'ની સ્થાપના કરી. ભરૂચ જિલ્લામાં વિશાળ પ્રમાણમાં રૂનો પાક થતો હતો; એટલું જ નહિ પરંતુ તે જમાનામાં ત્યાં વાહનવ્યવહારની વધુ અનુકૂળતા હતી. ૧૫,૯૬૦ ત્રાકવાળી તે મિલ ૮મી ઑક્ટોબર ૧૮૫૫ના રોજ કામ કરતી થઈ. પરંતુ ગુજરાતના કાપડ મિલ ઉદ્યોગનો ખરો પાયો તો શ્રી રણછોડલાલ છોટાલાલે નાખ્યો કહેવાય. ગુજરાતનો મિલઉદ્યોગ અભ્યાસાર્થે અમદાવાદ, અમદાવાદ સિવાયનું ગુજરાત અને સૌરાષ્ટ્ર-કચ્છ એ ત્રણ વિભાગમાં વહેંચી શકાય.

અમદાવાદ
૧૮૫૯-૧૮૮૦

એક વખત નિષ્ફળતા મળવા છતાં શ્રી રણછોડલાલ છોટાલાલે કાપડની યાંત્રિક મિલ સ્થાપવાના પોતાના પ્રયત્નો જારી રાખ્યા હતા. તેમની ધીરજનાં ફળ ૧૮૫૮માં મળ્યાં. જ્યારે અમદાવાદમાં એક નાની મિલ કંપનીની સ્થાપના થઈ. ૧૮૬૧ની સાલના મે માસની ૩૦મી તારીખના સાંજે પોણા પાંચ વાગે જ્યારે અમદાવાદની પ્રથમ યાંત્રિક મિલ 'ધી અમદાવાદ સ્પિનિંગ અને વીવિંગ મિલ્સ' શરૂ થઈ ત્યારે અમદાવાદના ઇતિહાસમાં એક નવું ગૌરવવંતું પ્રકરણ ઊઘડ્યું કહેવાય. આ મિલની સ્થાપના અને શરૂઆત શ્રી રણછોડલાલની અપ્રતિમ સાહસવૃત્તિ, ધીરજ અને હિંમતનું જ પરિણામ હતું અને તેથી સ્વાભાવિક રીતે જ તેમને ગુજરાતના કાપડ ઉદ્યોગના આદ્યપિતા ગણવામાં આવે છે. આ મિલની સ્થાપના કેવા સંજોગોમાં થઈ તે વિષે શ્રી રણછોડલાલે પોતે આમ જણાવેલું :

"અમે કારખાનાનું ખાતમુહૂર્ત ૧૮૫૯ની સાલમાં કર્યું. અમે શરૂઆતમાં ફક્ત ૨,૫૦૦ ત્રાકોના સંચા મંગાવ્યા હતા. ઇંગ્લંડમાં તે વખતે અમારા આડતિયા હાલના ઑનરેબલ દાદાભાઈ નવરોજી એમ. પી. હતા. એમની સાથેની ઓળખાણ મારા મરહૂમ મિત્ર શેઠ મેરવાનજી નસરવાનજી ભાવનગરીએ કરાવી હતી. તે વખતે આગગાડી નહોતી. તેથી અમારે સામાન હોડીઓની મારફત ખંભાતના બારામાં લાવવો પડ્યો હતો. અને ત્યાંથી ગાડામાં ભરી અમદાવાદમાં લાવવામાં આવ્યો હતો. વરાળ શું અને કેવી હોય અને રૂના સાંચા કેવા હોય તે તે વખતે અમદાવાદના લોકો જાણતા નહોતા; તેથી અમારે ત્યાંના મજૂરોને માથાફોડ કરીને શીખવવું પડ્યું અને જેમતેમ કરી કામ ચલાવ્યું. વિલાયતથી મંગાવેલા અમારા સાંચા એક વાર તો દરિયામાં ડૂબી ગયા અને ત્યાંથી આવેલો યુરોપિયન સાંચાદાર કોલેરા થવાથી તરત મરણ પામ્યો. આ બધી મુશ્કેલીઓ પડ્યાં પણ અમે ૧૮૬૧માં અમારું કારખાનું ચલાવ્યું. અને પરમેશ્વરની કૃપાથી અમે ધારતા ન હતા એટલો બધો ફાયદો અમને થયો અને ફતેહમંદ નીવડ્યા."

કહે છે કે ખંભાતથી અમદાવાદ બધી યાંત્રિક સામગ્રી લાવવાનું ગાડાભાડું રૂ. ૧૦૦ થયું હતું, જે તે સમયનું જીવનધોરણ કેવું હતું તે દર્શાવે છે. ફક્ત ૨,૫૦૦ ત્રાક પરાવતી આ મિલમાં ૬૩ કામદારો કામ કરતા હતા અને જે જમાનામાં લોકોને આવાં સાહસ તરફ ખાસ શ્રદ્ધા નહતી ત્યારે આ મિલે પ્રથમ જ વરસે નફો કરી ૬ ટકા વ્યાજ વહેંચ્યું હતું.

શ્રી રણછોડલાલ છોટાલાલની સફળતાથી પ્રેરાઈને અમદાવાદના બીજા ધનાઢ્યો પણ આ ઉદ્યોગમાં રસ લેતા થયા અને અમદાવાદ કાપડ મિલઉદ્યોગના પહેલા બે દાયકામાં ત્રણ વધુ મિલોની સ્થાપના થઈ. ઈ. સ. ૧૮૬૫ની સાલમાં શ્રી બેચરદાસ અંબાઈદાસ લશ્કરીએ રાયખડ વિસ્તારમાં 'ધી બેચરદાસ સ્પિ. ઍન્ડ વી. મિલ્સ' શરૂ કરી. ઈ. સ. ૧૮૭૭માં 'માધુભાઈ મિલ્સ' નામે જાણીતી થયેલી ધી અમદાવાદ સ્પિ. અને મેન્યુ. મિલ્સ શ્રી રણછોડલાલે શરૂ કરી અને તે પછીના વર્ષમાં એટલે ઈ. સ. ૧૮૭૮ના મે માસમાં શ્રી મનસુખભાઈ ભગુભાઈએ ધી ગુજરાત સ્પિ. અને વી. મિલ્સની સ્થાપના કરી. આ ચાર મિલમાંથી માત્ર બેચરદાસ મિલ હજી તે નામે ચાલુ છે.

શરૂઆતનાં વર્ષો દરમ્યાન આ મિલોમાં મુખ્યત્વે જાડા બરનું સૂતર બનતું જે સ્થાનિક બજારમાં હાથસાળોના ઉપયોગ માટે વેચાતું હતું. પછી મિલોમાં સાળો વસાવી અને જાડા માદરપાટ, સાડી, ધોતી તે પણ ૨૦ નીચેના આંકના સૂતરમાં બનાવવાનું શરૂ કરવામાં આવ્યું. ૧૮૭૯માં અમદાવાદ સુતરાઉ કાપડ મિલ ઉદ્યોગની સ્થિતિ નીચે મુજબ હતી :

અમદાવાદનો કાપડ મિલઉદ્યોગ-૧૮૭૯

| મિલ્સ | ત્રાક | સાળ | કામદારો | વર્ષમાં ચૂકવાયેલ પગારની રકમ |
|---|---|---|---|---|
| અમદાવાદ સ્પિ. ઍન્ડ. વી. મિલ્સ | ૨૨,૨૪૦ | ૩૦૦ | ૯૦૦ | ૯૨,૯૮૦ |
| બેચરદાસ સ્પિ. ઍન્ડ વી. મિલ્સ | ૧૫,૦૦૦ | ૧૭૨ | ૫૦૦ | ૫૮,૭૦૦ |
| અમદાવાદ વી. ઍન્ડ મેન્યુ. મિલ્સ | ૯,૧૨૦ | – | ૨૫૦ | ૨૯,૦૦૦ |
| ગુજરાત સ્પિ.- ઍન્ડ વી. મિલ્સ | ૧૧,૫૬૮ | ૨૦૯ | ૩૬૩ | ૨૨,૭૨૦ |
| કુલ | ૫૭,૯૨૮ | ૬૮૧ | ૨,૦૧૩ | ૨,૦૨,૭૦૦ |

અમેરિકન આંતરવિગ્રહને કારણે આવેલા ભાવ ઉછાળાને લીધે અને ચીનમાં સૂતર નિકાસ કરવાની અનુકૂળતાને કારણે મુંબઈ શહેરમાં આ વર્ષોમાં કાપડની મિલો વધુ સંખ્યામાં કામ કરતી હતી તે નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ થાય છે.

ભારતનો કાપડ ઉદ્યોગ ઈ. સ. ૧૮૭૯

| | મિલો | ત્રાક | સાળ | કામદારો |
|---|---|---|---|---|
| ભારત | ૫૩ | ૧૪,૫૨,૭૯૪ | ૧૩,૦૧૮ | ૪૨,૯૧૪ |
| મુંબઈ | ૩૨ | ૯,૮૧,૦૦૦ | ૧૦,૮૫૬ | ૨૮,૮૬૦ |
| અમદાવાદ | ૪ | ૫૭,૯૨૮ | ૬૮૧ | ૨,૦૧૩ |

૧૮૮૦–૧૯૦૦

ગઈ સદીના છેલ્લા બે દાયકામાં મિલઉદ્યોગને અનેકવિધ મુશ્કેલીમાંથી પસાર થવું પડયું હતું. પરદેશી સલ્તનતે ઉદ્યોગનો વિકાસ અવરોધવા ભારતમાં ઉત્પન્ન થતા કાપડ ઉપર ૩½ ટકા જકાત નાખી હતી. ગુજરાતમાં ભારે દુષ્કાળ પડવાથી વ્યાપારધંધો ખોરવાઈ ગયો હતો. આવા વિપરીત સંજોગો હોવા છતાં ૧૮૯૦થી ૧૯૦૦ના વર્ષોમાં અમદાવાદમાં કાપડ મિલઉદ્યોગે નોંધપાત્ર પ્રગતિ કરી હતી, જે નીચેના આંકડા બતાવી આપે છે.

અમદાવાદ અને મુંબઈમાં કાપડની મિલો ૧૮૯૧–૧૯૦૦.

| | અમદાવાદ | | | | મુંબઈ | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | મિલો | ત્રાક | સાળ | કામદારો | મિલો | ત્રાક | સાળ | કામદારો |
| ૧૮૯૧ | ૯ | ૧,૯૩,૭૩૭ | ૨,૪૮૫ | ૭,૪૫૧ | ૬૧ | ૧૯,૦૯,૧૨૩ | ૧૪,૩૪૭ | ૬૧,૯૮૧ |
| ૧૯૦૦ | ૨૭ | ૪,૭૭,૨૪૨ | ૫,૬૯૦ | ૧૫,૯૪૩ | ૮૨ | ૨૫,૩૬,૮૯૧ | ૨૨,૨૧૫ | ૭૨,૯૧૪ |

આમ ગયા સૈકાના અંતમાં અમદાવાદમાં કાપડ ઉદ્યોગના પાયા સુદૃઢ રીતે નંખાયા હતા. ઉપરના ગાળામાં મિલોની સંખ્યા ત્રણ ગણી થઈ અને સાળની સંખ્યા બમણી થઈ જે મુંબઈમાં તે જ વર્ષો દરમિયાન થયેલી પ્રગતિના પ્રમાણમાં નોંધપાત્ર હતી.

૧૯૦૦–૧૯૧૪

પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાંનાં વર્ષો અમદાવાદના સુતરાઉ કાપડ મિલઉદ્યોગ માટે મહત્ત્વપૂર્ણ નીવડ્યાં. એક તરફ બંગભંગની ચળવળને કારણે સ્વદેશી ભાવના જાગ્રત થઈ હતી અને ત્યારે બીજી તરફ રૂસો-જાપાનીઝ યુદ્ધને કારણે જાપાનની હરીફાઈ મંદ પડી હતી. આવા અનુકૂળ સંજોગોમાં અમદાવાદની મિલો જે મુખ્યત્વે કરીને સૂતર બનાવી આસપાસના હાથસાળ ઉદ્યોગને સૂતર પૂરું પાડતી હતી તેણે વધુ ને વધુ પ્રમાણમાં કાપડ બનાવવાનું શરૂ કર્યું. આ ચૌદ વર્ષમાં ઉદ્યોગનો વિકાસ નીચે મુજબ હતો:

| | અમદાવાદ | | | | મુંબઈ | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | મિલો | ત્રાક | સાળ | કામદારો | મિલો | ત્રાક | સાળ | કામદારો |
| ૧૯૦૦ | ૨૭ | ૪,૭૭,૮૪૨ | ૫,૬૯૦ | ૧૫,૯૪૩ | ૮૨ | ૨૫,૩૬,૮૯૧ | ૨૨,૨૧૫ | ૭૨,૯૧૪ |
| ૧૯૧૪ | ૪૯ | ૯,૨૯,૭૦૨ | ૧૭,૭૦૮ | ૩૨,૭૮૯ | ૮૫ | ૩૦,૦૯,૧૭૨ | ૪૮,૮૪૫ | ૧,૦૯,૮૬૦ |

આ વર્ષો દરમ્યાન જ્યારે અમદાવાદમાં ત્રાક અને સાળની સંખ્યામાં ૯૫ અને ૨૧૧ ટકા જેટલો અનુક્રમે વધારો થયો હતો ત્યારે તે જ ગાળામાં મુંબઈ અને સમગ્ર ભારતમાં તે વધારો ૧૯ અને ૧૨૦ તથા ૩૮ અને ૧૬૦ ટકા જેટલો હતો જ તે નોંધપાત્ર છે.

૧૯૧૪–૧૯૨૨

પહેલા વિશ્વયુદ્ધ અને પછીનાં વર્ષો દરમ્યાન ભારતની ઔદ્યોગિક પ્રવૃત્તિને વેગ મળ્યો. પરદેશથી આવતો માલ બંધ થઈ ગયો હતો. આથી આ સમય દરમ્યાન ભારતની કાપડ મિલોનું ઉત્પાદન સારા પ્રમાણમાં વધ્યું હતું. ઉપરનાં વર્ષો દરમ્યાન અમદાવાદની મિલોની પ્રગતિ સામેના કોઠા ઉપરથી ખબર પડે છે.

| વર્ષ | મિલો | ત્રાક | સાળ |
|---|---|---|---|
| ૧૯૧૪ | ૪૯ | ૯,૬૩,૪૭૨ | ૧૯,૨૮૮ |
| ૧૯૧૭ | ૫૧ | ૧૦,૪૮,૮૪૭ | ૨૧,૯૪૯ |
| ૧૯૨૨ | ૫૬ | ૧૧,૩૩,૫૮૮ | ૨૬,૨૬૭ |

યુદ્ધકાળ દરમ્યાન યંત્રસામગ્રીની આયાત બંધ થઈ હતી તેથી ત્રાક-સાળની સંખ્યામાં નોંધપાત્ર વધારો થયો ન હતો. પરંતુ આ ગાળામાં ઉદ્યોગોને ભારે નફો થયો હતો. કેટલીક જગ્યાઓએ આવો નફો મોટા

પ્રમાણમાં વ્યાજ વહેંચી વેરફી નાખવામાં આવ્યો હતો. અમદાવાદના દૂરંદેશી ઉદ્યોગપતિઓએ તેનો ઉપયોગ મહદ્અંશે ઉદ્યોગની સ્થિતિ સધ્ધર કરવામાં કર્યો હતો. જેથી આવતા ઝંઝાવાતો સામે અમદાવાદનો ઉદ્યોગ વધુ સારી રીતે ટકી શક્યો.

ઈ. સ. ૧૯૨૩–૧૯૩૩

આ દસ વર્ષના ગાળાને બે વિભાગમાં વહેંચી શકાય. ૧૯૨૩ થી ૧૯૨૬ અને ૧૯૨૭ થી ૧૯૩૩. ૧૯૨૩ના વર્ષથી ભારતીય કાપડ મિલઉદ્યોગને ભારે મંદીમાંથી પસાર થવું પડયું. જાપાનની તીવ્ર હરીફાઈનો સામનો કરવાનો હતો. રૂ અને કાપડના ભાવોમાં બહુ ભારે ઉથલપાથલ થઈ હતી. સરકારી નાણાકીય નીતિ પણ ઉદ્યોગના હિતમાં હતી નહિ. આ મંદીની અસર મુંબઈના ઉદ્યોગો પર ભારે થઈ. અમદાવાદ પણ તેની અસરથી મુક્ત રહી શક્યું નહિ. આ વર્ષો દરમ્યાન કેટલીક મિલો ફડચામાં ગઈ અને કેટલીકની માલિકી બદલાઈ ગઈ. મિલઉદ્યોગના નફામાં પણ ભારે ઓટ આવી જે નીચેનો કોઠો સ્પષ્ટ કરે છે:

| વર્ષ | મિલો | ચોખ્ખો નફો |
|---|---|---|
| ૧૯૨૧ | ૫૦ | ૨,૫૧,૫૬,૨૩૦ |
| ૧૯૨૨ | ૪૯ | ૧,૪૭,૦૨,૨૦૪ |
| ૧૯૨૩ | ૪૭ | ૩૫,૨૪,૬૧૧ |
| ૧૯૨૪ | ૫૦ | ૪૯,૬૭,૭૪૯ |
| ૧૯૨૫ | ૪૮ | ૫૫,૯૬,૨૩૮ |

પરંતુ ૧૯૨૬ના વર્ષથી અમદાવાદના મિલઉદ્યોગે પ્રશંસનીય પ્રગતિ સાધી અને ૧૯૩૩ સુધી તે પ્રગતિ જળવાઈ રહી. આ વર્ષો દરમ્યાન અમદાવાદમાં સંખ્યાબંધ નવી મિલો સ્થપાઈ એટલું જ નહિ પરંતુ અમદાવાદના ઉદ્યોગે ઉત્પાદનક્ષેત્રે વધુ ને વધુ ઝીણા બરનું કાપડ બનાવવા તરફ ઝોક લીધો. વળી અમદાવાદની મિલોમાં નવીન પ્રકારનાં અદ્યતન યંત્રો આવવા લાગ્યાં. આ ગાળામાં અમદાવાદ અને મુંબઈના મિલઉદ્યોગની સ્થિતિ નીચે મુજબ હતી:

| | અમદાવાદ | | | મુંબઈ | | |
|---|---|---|---|---|---|---|
| વર્ષ | મિલો | ત્રાક | સાળ | મિલો | ત્રાક | સાળ |
| ૧૯૨૬ | ૬૦ | ૧૩,૭૪,૧૦૬ | ૩૦,૩૧૦ | ૮૩ | ૩૪,૭૨,૬૪૨ | ૭૩,૭૦૧ |
| ૧૯૨૯ | ૭૦ | ૧૫,૨૬,૩૦૬ | ૩૬,૧૯૦ | ૮૧ | ૩૪,૪૭,૪૩૩ | ૭૬,૩૫૭ |
| ૧૯૩૩ | ૮૨ | ૧૯,૭૮,૩૧૪ | ૪૭,૨૨૪ | ૭૮ | ૩૩,૦૯,૬૭૮ | ૭૨,૨૬૯ |

૧૯૨૩ થી ૧૯૩૩નાં વર્ષો દરમ્યાન જ્યારે અન્યત્ર મિલઉદ્યોગ ભારે મંદીમાંથી પસાર થઈ રહ્યો હતો ત્યારે અમદાવાદ કેન્દ્રે વિકાસ કર્યો હતો એટલું જ નહિ પરંતુ. મિલોએ સારો નફો કરી સારી રકમ વ્યાજ તરીકે વહેંચી હતી. આ ગાળામાં અમદાવાદ અને મુંબઈનું કાપડ ઉત્પાદન નીચે મુજબ હતું:

કાપડનું ઉત્પાદન (લાખ વારમાં)

| | અમદાવાદ | | મુંબઈ | | ભારત | |
|---|---|---|---|---|---|---|
| વર્ષ | ઉત્પાદન | ટકા | ઉત્પાદન | ટકા | ઉત્પાદન | ટકા |
| ૧૯૨૬ – ૨૭ | ૫,૦૭૩ | ૨૩ | ૧૧,૩૫૦ | ૫૦ | ૨૨,૫૮૭ | ૧૦૦ |
| ૧૯૨૭ – ૨૮ | ૫,૨૫૮ | ૨૨ | ૧૧,૩૧૫ | ૪૯ | ૨૩,૫૬૬ | ૧૦૦ |
| ૧૯૨૯ – ૩૦ | ૬,૪૯૦ | ૨૭ | ૮,૮૮૯ | ૩૧ | ૨૪,૧૯૦ | ૧૦૦ |
| ૧૯૩૧ – ૩૨ | ૭,૮૧૨ | ૨૬ | ૧૨,૧૬૯ | ૪૧ | ૨૯,૮૯૯ | ૧૦૦ |

૧૯૩૩–૩૮

ઉત્તરોત્તર આબાદી ભોગવતો અમદાવાદનો કાપડઉદ્યોગ આ વર્ષોમાં મુશ્કેલીમાં મુકાઈ ગયો હતો. દેશના બીજા ભાગમાં સારા પ્રમાણમાં કાપડની મિલો શરૂ થઈ હતી. પરદેશી હરીફાઈ પણ વધુ તીવ્ર બનતી હતી. ૧૯૩૩માં અમદાવાદમાં ૮૨ મિલો હતી. તે ઘટીને ૧૯૩૮માં ૭૮ થઈ ગઈ હતી. ભારે મંદીના સમયમાંથી પસાર થઈને ૧૯૩૭–૩૮ના વર્ષમાં ઉદ્યોગે કંઈક સારા દિવસો જોયા. પરંતુ ફરીથી પાછો ઉદ્યોગ પ્રમાણેજ સ્થિતિમાં મુકાઈ ગયો અને બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું તે પછીનાં વર્ષોમાં સંજોગોને આધીન થઈ અમદાવાદ અને મુંબઈના મિલમાલિકો ઉત્પાદન વધારવાની વિચારણા કરતા હતા.

૧૯૩૯–૧૯૪૫

વિશ્વયુદ્ધ પછી ઉદ્યોગની સ્થિતિ બદલાઈ ગઈ. ફરી એક વખત ઉદ્યોગે સારા દિવસો જોયા. દેશના ભાગલા પછી અને તાજેતરમાં ઉદ્યોગને માટે અનેક સમસ્યાઓ ઊભી થઈ છે જે હલ કરવાના પ્રયત્નો ચાલી રહ્યા છે. આ સમસ્યાનો ઇતિહાસ તાજો હોઈને તેનો વિસ્તૃત ઉલ્લેખ કરવો આવશ્યક નથી. બીજા વિશ્વયુદ્ધ પછી અમદાવાદની મિલોની ત્રાક અને સાળની સંખ્યા નીચે મુજબ રહી છે:

| વર્ષ | મિલો | ત્રાક | સાળ |
|---|---|---|---|
| ૧૯૩૯ | ૭૭ | ૧૯,૦૧,૮૭૨ | ૪૬,૮૫૩ |
| ૧૯૪૬ | ૭૪ | ૧૮,૨૬,૭૫૧ | ૪૩,૪૨૧ |
| ૧૯૫૦ | ૭૪ | ૧૯,૧૬,૯૦૮ | ૪૨,૨૫૬ |
| ૧૯૫૩ | ૭૪ | ૨૦,૫૫,૭૧૦ | ૪૨,૫૭૮ |
| ૧૯૫૯ | ૭૧ | ૨૦,૯૧,૮૩૪ | ૪૧,૭૨૦ |

અમદાવાદની મિલોમાંથી તાજેતરમાં શ્રી રામકુમાર, સીટી ઑફ અમદાવાદ અને હઠીસિંગ મિલ્સ બંધ થઈ ગઈ છે.

અમદાવાદમાંની કાપડની મિલોના વિકાસ સાથે ગુજરાતનાં અન્ય સ્થળોની મિલોનો ઇતિહાસ સંકળાયેલો છે. વળી એક જ સ્થળે આવેલી મિલો અંગે વિસ્તૃત હકીકત મળી શકતી હોઈને ઉપર અમદાવાદના મિલઉદ્યોગની સ્થાપના અને વિકાસનો ઇતિહાસ કડીબદ્ધ આપ્યો છે. દેશના કાપડ ઉત્પાદનનો ચોથો ભાગ ઉત્પન્ન કરતા અમદાવાદને યોગ્ય રીતે ભારતનું 'માન્ચેસ્ટર' કહેવામાં આવે છે. અમદાવાદમાં હાલમાં ચાલુ છે તેમાંની બે સિવાયની બધી મિલો કાપડ વણવાનું કામ કરે છે. અમદાવાદની મિલોમાં કુલ ૨૦૭૫ જેટલી ઑટોમેટિક સાળો નાખવામાં આવી છે.

### અમદાવાદના મિલ ઉદ્યોગની લાક્ષણિકતાઓ

અમદાવાદની મોટા ભાગની મિલો નાના એકમો છે. આથી સંખ્યાની દૃષ્ટિએ અમદાવાદમાં મુંબઈ કરતાં વધુ મિલો હોવા છતાં તેમાં ત્રાક અને સાળની સંખ્યા મુંબઈ કરતાં ઓછી છે. વળી અમદાવાદના ઉદ્યોગની ધ્યાન ખેંચે તેવી બીજી વિશિષ્ટતા એ છે કે, બીજાં કેન્દ્રોના પ્રમાણમાં ત્યાંની મિલો મોટા ભાગે ખૂબ ટૂંકી મૂડીથી શરૂ કરવામાં આવી હતી. ભરપાઈ થયેલી થાપણ કરતાં કાયમી મિલકતની કિંમત ત્રણ-ચાર ગણી હોય તેવું સામાન્યતઃ બનતું. જરૂરી સધ્ધરતાને લીધે જરૂરી વધારાની મૂડી, થાપણો દ્વારા વ્યાજથી મિલના વ્યવસ્થાપકો તેમની અંગત લાગવગ અને સધ્ધરતાને લીધે મેળવતા. અમદાવાદના કાપડ મિલઉદ્યોગની ભરપાઈ થયેલી થાપણ અને કાયમી મિલકતની ખૂબ કિંમત બતાવતો કોઠો, જે નીચે બનાવ્યો છે, તે ઉદ્યોગની આ લાક્ષણિકતા તાદૃશ્ય રીતે બતાવે છે :

| વર્ષ | મિલોની સંખ્યા* | ભરપાઈ થયેલી થાપણ (રૂ. કરોડમાં) | કાયમી મિલકત મૂળ કિંમત (રૂ. કરોડમાં) |
|---|---|---|---|
| ૧૯૨૧ | ૫૦ | ૩.૦૨ | ૭.૫૨ |
| ૧૯૩૧ | ૬૦ | ૪.૧૫ | ૧૫.૯૨ |
| ૧૯૩૮ | ૬૨ | ૪.૧૭ | ૧૮.૬૩ |
| ૧૯૪૭ | ૬૦ | ૭.૧૪ | ૨૧.૬૩ |
| ૧૯૫૩ | ૫૮ | ૧૪.૩૬ | ૩૮.૦૦ |
| ૧૯૫૮ | ૫૯ | ૧૭.૮૧ | ૫૯.૦૯ |

અમદાવાદ કરતાં મુંબઈની મિલોની ભરપાઈ થયેલી થાપણ શરૂઆતનાં વર્ષોમાં વધુ હતી. આને કારણે ૧૯૨૨ થી શરૂ થયેલી મંદીમાં મુંબઈની મિલોને અમદાવાદ કરતાં વધુ પ્રમાણમાં સહન કરવું પડ્યું હતું. ટેરીફ કમિશનના ૧૯૨૭ના અહેવાલમાં જણાવ્યા મુજબ ૧૯૨૫-ની સાલમાં અમદાવાદની ૫૪ મિલોમાં ૧૩,૧૧,૯૩૯ ત્રાક અને ૨૮,૫૦૭ સાળ હતી અને ભરપાઈ થયેલી મૂડી રૂ. ૩.૨૫ કરોડ હતી. એ જ સમયે મુંબઈમાં ૩૪,૫૬,૨૩૩ ત્રાક અને ૭૨,૨૯૬ સાળ હોવા છતાં ભરપાઈ થયેલી મૂડી રૂ. ૧૯.૨૧ કરોડ હતી. આમ મુંબઈમાં અમદાવાદ કરતાં અઢી ઘણાથી વધુ ત્રાક-સાળ હોવા છતાં છઘણી ભરપાઈ થયેલી થાપણ હતી. જેમ વધુ પડતી મૂડી ભયજનક છે, તેમ ખૂબ ઓછી મૂડી રાખવી પણ હિતાવહ નથી. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન અને પછી, બોનસ શેર વહેંચી અમદાવાદની મિલોએ ભરપાઈ થયેલી થાપણમાં નોંધપાત્ર વધારો કરીને ડિપોઝિટનાં નાણાં ઉપર આધાર રાખવો મૂકી દીધો છે.

અમદાવાદના મિલમાલિકો મોટે ભાગે મિલઉદ્યોગ તરફ ધ્યાન કેન્દ્રિત કરતા હોઈને તેમનો મોટો સમય ઉદ્યોગના વહીવટ પાછળ આપે છે. મિલોની વહીવટી કચેરીઓ કારખાનાંઓની પાસે જ હોવાથી ઉદ્યોગના સંચાલકો રોજ-બ-રોજના કામકાજ ઉપર કાળજીપૂર્વક દેખરેખ રાખે છે. સંચાલકોની આ અંગત કાળજીએ ઉદ્યોગના વિકાસમાં મોટો ફાળો આપ્યો છે.

છેલ્લા ત્રણ દાયકામાં અમદાવાદની મિલોની કાયમી મિલકતોમાં ધ્યાન ખેંચે તેવો વધારો થયો છે. મોટા ભાગની મિલોએ કાપડ ધોવાનાં, રંગવાનાં, છાપવાનાં, ઇત્યાદિ અદ્યતન યંત્રો વસાવ્યાં છે. અમદાવાદની બધી મિલો પાસે કાપડ ધોવાનાં અને ફિનિશિંગ કરવાનાં યંત્રો છે. ૫૪ મિલો પાસે કાપડ રંગવાનાં, ૩૧ પાસે કાપડ મર્સરાઇઝ કરવાનાં, ૪૨ પાસે કાપડ છાપવાનાં અને ૧૮ જેટલી મિલો પાસે ચઢે નહિ તેવું કાપડ બનાવવાનાં યંત્રો છે.

આમ છતાં એક વસ્તુ તરફ ધ્યાન ખેંચવું ઘટે છે. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન અને તે પછીનાં વર્ષોમાં મોટા ભાગની મિલો બે અગર ત્રણ પાળી ચાલી છે. તેથી ઉત્પાદક યંત્રો ઘસાઈ અને જરીપુરાણાં થઈ ગયાં છે. વિશ્વના બીજા કાપડ ઉત્પાદક દેશો ક્રમશઃ નવી નવી ઢબનાં અદ્યતન યંત્રો વસાવી રહ્યા છે. પૈસાની કિંમતે જનતાને કાપડની જરૂરિયાત પૂરી પાડવી હોય તો સમય સાથે રહીને મિલોએ નવાં નવાં યંત્રો વસાવવાં જોઈએ. અમદાવાદની કાપડની મિલોને આવા સમયોચિત ફેરફાર કરવા હોય તો ઓછામાં ઓછા રૂ. ૭૦ કરોડ જેટલી રકમ જોઈએ છે પરંતુ ઉદ્યોગ પાસે આજે ફાજલ ભંડોળો ખૂબ ઓછાં છે. એટલે આ મહત્ત્વનો પ્રશ્ન કેમ ઉકેલવો તે ઉદ્યોગ માટે એક મોટો કોયડો છે.

### ઝીણા બરના કાપડનું ઉત્પાદન

અમદાવાદના મિલઉદ્યોગની ધ્યાન ખેંચે તેવી બીજી એક વિશિષ્ટતા એ ઝીણા બરના કાપડના ઉત્પાદનની છે. સને ૧૯૦૮ની સાલથી અમદાવાદમાં ઝીણા કાપડનું વણાટકામ શરૂ થયું ગણી શકાય. શરૂઆતમાં મિલો પરદેશી સૂતરમાંથી ઝીણા બરનું કાપડ બનાવતી હતી. પરંતુ ક્રમશઃ અમદાવાદમાં મિલોએ પોતે જ ઝીણું સૂતર કાંતવાનું શરૂ

*એક કંપનીની માલિકીના એકથી વધુ એકમને જુદા ગણતરીમાં લેવામાં આવ્યા નથી.

કર્યું. આમ ૧૯૨૬–૨૭માં અમદાવાદમાં ૩૦ આંક ઉપરના સૂતરનું ઉત્પાદન જે કુલ ઉત્પાદનનું ૧૨ ટકા હતું તે ૧૯૩૧–૩૨માં ૨૨ ટકા ૧૯૩૯માં ૩૨ ટકા અને ૧૯૫૧–૫૨માં ૫૦ ટકા જેટલું હતું અને હાલમાં ૪૦ ટકા જેટલું છે. ભારત સરકાર તરફથી કાપડ ઉદ્યોગને રક્ષણ આપવાના પ્રશ્ન વિષે વિચારણા કરવા વખતોવખત નીમવામાં આવેલા ટેરીફ કમિશન તરફથી ભલામણ કરવામાં આવતી હતી કે, પરદેશી કાપડની હરીફાઈમાં ઊભા રહેવા ભારતની મિલોએ ઝીણા બરનું કાપડ વણવું જોઈએ. એ એક નોંધપાત્ર હકીકત છે કે, ગુજરાતના અને તેમાંય ખાસ કરીને અમદાવાદના મિલઉદ્યોગે આ ભલામણ અમલી બનાવી પરદેશી માલની ગરજ સારે તેવું કાપડ બનાવી આ ક્ષેત્રમાં દેશને સ્વાવલંબી બનાવવામાં નોંધપાત્ર ફાળો આપ્યો છે. ૧૯૫૯ના વર્ષમાં અમદાવાદ, મુંબઈ અને સમગ્ર ભારતની મિલોનું ઉત્પાદન જુદી જુદી કેટેગરીના કાપડમાં કેવી રીતે વહેંચાયેલું હતું તે નીચેનો કોઠો દર્શાવે છે:

| | કોર્સ | લોઅર મિડિયમ | હાયર મિડિયમ | ફાઈન | સુપરફાઈન | કુલ |
|---|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૨.૮૧ | ૨૦.૯૬ | ૫૩.૫૯ | ૧૨.૮૭ | ૯.૭૭ | ૧૦૦. |
| | *(૩.૫૯) | (૧૩.૬૯) | (૩૪.૬૮) | (૬૦.૫૧) | (૩૮.૧૯) | (૨૩.૧૦) |
| મુંબઈ | ૧૯.૩૧ | ૨૮.૬૭ | ૪૦.૬૭ | ૨.૪૨ | ૯.૦૩ | ૧૦૦. |
| | (૩૧.૮૩) | (૨૪.૧૯) | (૩૩.૯૨) | (૧૪.૭૩) | (૪૫.૬૦) | (૨૯.૮૫) |
| ભારત | ૧૮.૧૧ | ૩૫.૩૭ | ૩૫.૭૦ | ૪.૯૧ | ૫.૯૧ | ૧૦૦. |

આમ અમદાવાદની મિલો દેશમાં બનતા ફાઈન અને સુપર ફાઈન કાપડના ૬૧ અને ૩૮ ટકા જેટલો માલ બનાવે છે. સ્વાભાવિક રીતે જ આવા કાપડના ઉત્પાદન માટે અમદાવાદની મિલો મોટા પ્રમાણમાં લાંબા તારનું પરદેશી રૂ વાપરે છે.

નીચેનો કોઠો અમદાવાદની મિલોએ છેલ્લાં બે વર્ષમાં જુદા જુદા પ્રકારનું કયું રૂ વાપર્યું તે દર્શાવે છે:

| રૂનો પ્રકાર | ૧૯૫૮ (જાન્યુ. થી ડિસેમ્બર) (૩૯૨ રતલની ગાંસડી) | ૧૯૫૯ (જાન્યુ. થી ડિસેમ્બર) (૩૯૨ રતલની ગાંસડી) |
|---|---|---|
| દેશી | ૫,૦૩,૩૪૧ | ૫,૩૫,૪૮૦ |
| ઇજિપ્શિયન | ૨૮,૧૬૪ | ૨૪,૫૪૪ |
| સુદાન | ૧૮,૮૨૮ | ૨૭,૭૦૩ |
| ઇસ્ટ આફ્રિકન | ૭૩,૯૭૩ | ૬૭,૦૮૯ |
| અમેરિકન | ૬૫,૫૧૫ | ૩૪,૪૯૦ |
| અન્ય પરદેશી | ૨,૩૫૮ | ૩૪૬ |
| કુલ રૂની વપરાશ | ૬,૯૨,૧૭૯ | ૬,૮૯,૬૫૨ |

હાલમાં અમદાવાદની મિલો પરદેશી રૂ મુંબઈ બંદર દ્વારા મેળવે છે. કંડલા-અમદાવાદ અને મુંબઈ-અમદાવાદ વચ્ચે હાલના રેલવે-માર્ગ અંતરમાં બહુ ફેર ન હોવાથી મિલોને કંડલાથી રૂ મંગાવવાની સુવિધા નથી. પરંતુ જો કંડલા-અમદાવાદ બ્રોડગેજ રેલવે બને અગર તો કંડલા-અમદાવાદ વચ્ચે રાષ્ટ્રીય માર્ગ બનાવવામાં આવે તો મિલોને નૂરરૂપે કંડલામાંથી રૂ મંગાવવામાં ફાયદો થાય અને એ રીતે કંડલાથી રૂ ઇત્યાદિ મંગાવી મિલઉદ્યોગ કંડલા બંદરની ખિલવણીમાં તેનો ફાળો આપી શકે.

અમદાવાદનું કાપડ દેશના સર્વ ભાગોમાં વેચાય છે અને કેટલીક મિલોના માલે પરદેશમાં પણ સારી પ્રસિદ્ધિ મેળવેલી છે. અમદાવાદની કાપડની મિલોના કાપડના વાર્ષિક વેચાણની કિંમત આશરે રૂ. ૯૦ કરોડથી પણ વધુ થાય છે. મુખ્યત્વે આંતરિક બજારમાં કાપડ વેચતો અમદાવાદનો ઉદ્યોગ દેશના જુદા જુદા ભાગમાં કેટલા પ્રમાણમાં કાપડ મોકલે છે તે હવે પછીનો કોઠો દર્શાવે છે. કોઠો અમદાવાદમાંથી સરકારી પરમીટ દ્વારા રેલવેમાર્ગે નિકાસ થયેલી કાપડની ગાંસડીઓની સંખ્યાના આધારે તૈયાર કરવામાં આવ્યો છે. તેમાં સ્થાનિક વપરાશ માટે વેચાયેલા કાપડનો સમાવેશ થતો નથી.

* કૌંસમાંના આંકડા સમગ્ર ભારતના કુલ ઉત્પાદનની સરખામણીમાં સ્થાનિક ઉત્પાદનના ટકા દર્શાવે છે. દા. અમદાવાદે કોર્સ કાપડના કુલ ઉત્પાદનના ૩.૫૯ ટકા માલ બનાવ્યો છે.

| ઝોન | ૧૯૫૮ (૧૫૦૦ વારની ગાંસડી) | | ૧૯૫૯ | |
|---|---|---|---|---|
| | ગાંસડી | ટકા | ગાંસડી | ટકા |
| ઉત્તરપ્રદેશ | ૧,૦૨,૪૬૧ | ૧૪.૦૧ | ૧,૦૨,૨૭૩¾ | ૧૪.૯૪ |
| મુંબઈ | ૯૬,૮૫૩¾ | ૧૦.૨૫ | ૭૭,૨૦૭¾ | ૧૧.૨૮ |
| પશ્ચિમ બંગાળ | ૭૫,૫૭૧ | ૧૦.૩૪ | ૭૭,૫૮૮½ | ૧૧.૩૩ |
| દિલ્હી | ૬૪,૯૮૩ | ૮.૮૯ | ૬૫,૮૫૩ | ૯.૬૨ |
| બિહાર | ૫૭,૨૧૪ | ૭.૮૩ | ૬૦,૦૬૭¾ | ૮.૭૭ |
| પંજાબ | ૫૩,૭૮૬¾ | ૭.૩૬ | ૫૩,૯૯૫½ | ૭.૮૮ |
| રાજસ્થાન | ૫૨,૧૧૯¾ | ૭.૧૩ | ૪૯,૪૭૬½ | ૭.૨૨ |
| મધ્યપ્રદેશ | ૫૦,૭૬૮ | ૬.૯૪ | ૩૫,૩૪૯½ | ૫.૧૬ |
| નિકાસ (નેપાળ સિવાય) | ૩૮,૧૦૪¾ | ૫.૨૧ | ૪૫,૧૩૯½ | ૬.૫૯ |
| મદ્રાસ | ૩૬,૮૦૭ | ૫.૦૩ | ૩૧,૬૪૨½ | ૪.૬૨ |
| આંધ્ર | ૩૬,૫૯૬ | ૫.૦૧ | ૨૯,૧૨૭½ | ૪.૨૫ |
| આસામ | ૨૩,૪૦૩¾ | ૩.૨૦ | ૧૯,૩૭૪¾ | ૨.૮૩ |
| મૈસૂર | ૧૬,૯૫૩ | ૨.૩૨ | ૧૩,૦૧૨½ | ૧.૯૦ |
| કેરલ | ૧૨,૬૭૮¾ | ૧.૭૩ | ૧૦,૪૦૬¾ | ૧.૫૨ |
| ઓરિસા | ૬,૬૯૪ | ૦.૯૧ | ૭,૯૫૩ | ૧.૧૬ |
| જમ્મુ અને કાશ્મીર | ૧,૬૫૩ | ૦.૨૩ | ૧,૬૫૯½ | ૦.૨૪ |
| પોંડીચેરી | ૧૧૯¾ | ૦.૦૨ | ૮૫½ | ૦.૦૧ |
| નેપાલ | ૪,૩૧૯ | ૦.૫૯ | ૪,૬૩૨¾ | ૦.૫૮ |
| કુલ | ૭,૩૧,૦૮૯ | ૧૦૦ ટકા | ૬,૮૪,૭૯૬½ | ૧૦૦.૦૦ ટકા |

### ઔદ્યોગિક શાંતિ

અમદાવાદ અને સમગ્ર ગુજરાતના કાપડ મિલઉદ્યોગની એકધારી પ્રગતિમાં મહત્ત્વપૂર્ણ ફાળો આપનાર બીજી વિશિષ્ટતા એ આ પ્રદેશમાં જળવાઈ રહેલી ઔદ્યોગિક શાંતિ છે. આના પરિણામે ઉદ્યોગ અને શ્રમજીવી સૌ કોઈને લાભ થયો છે. આ વિષે વધુ વિસ્તારમાં ગુજરાતના મજૂર સંગઠન વિષેના ભાગમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

અમદાવાદના કાપડ મિલઉદ્યોગમાં હાલમાં આશરે એક લાખ, ત્રીસ હજાર કામદારો રોજી મેળવે છે અને તેમને પ્રતિવર્ષ પગાર-મોંઘવારી (બોનસ સિવાય)ની વહેંચાયેલી રકમ રૂ. ૨૨.૨૩ કરોડ જેટલી થાય છે.

### ગુજરાત (અમદાવાદ સિવાય)

ગુજરાતનાં અન્ય શહેરોમાં આવેલી કાપડની મિલોનો વિકાસ મહદ્‌અંશે અમદાવાદના ઉદ્યોગની ચડતી-પડતી સાથે સંકળાયેલો છે. આ કેન્દ્રોમાંની સંખ્યાબંધ મિલો સાથે અમદાવાદના ઉદ્યોગપતિઓ એક યા બીજી રીતે રસ ધરાવે છે. અમદાવાદ બહારની ગુજરાતની કાપડની મિલો બે વિભાગમાં વહેંચી શકાય. (૧) પહેલાંના દેશી રાજ્યોમાં આવેલી મિલો અને (૨) પુરાણા બ્રિટિશ રાજ્યના સુરત, ભરૂચ અને અમદાવાદ જિલ્લાની મિલો. શરૂઆતમાં જોયું તેમ વાહન-વ્યવહારની સગવડ જોતાં અને રૂનો પાક નજદીક થતો હોઈને ભરૂચ-સુરતમાં મિલો સ્થપાઈ તેવી જ રીતે નડિયાદ અને વીરમગામ જેવા રૂ ઉત્પાદક પ્રદેશની નજીકમાં મિલો થઈ. વડોદરા રાજ્યમાં ઉદ્યોગની સ્થાપના માટે પ્રોત્સાહન અને રાહત મળતાં હોવાથી વડોદરા, કલોલ, કડી, પેટલાદ, સિદ્ધપુર જેવાં સ્થળોએ મિલો ઊભી થઈ. ૧૯૧૧થી ૧૯૫૯ના ગાળામાં અમદાવાદ બહાર ગુજરાતમાં મિલઉદ્યોગની કેવી પ્રગતિ થઈ તે હવે પછીના કોઠાથી સમજાય છે.

ગુજરાતની મિલો (અમદાવાદ સિવાય)

| વર્ષ | મિલો* | ત્રાક | સાળ | નોંધ |
|---|---|---|---|---|
| ૧૯૧૧ | ૧૫ | ૨,૫૫,૦૭૮ | ૩,૫૧૮ | ૩ બંધ |
| ૧૯૨૦ | ૧૫ | ૨,૭૦,૨૪૬ | ૪,૮૪૭ | – |
| ૧૯૩૦ | ૩૨× | ૪,૩૬,૦૭૬× | ૯,૨૫૪ | ૬ બંધ |
| ૧૯૪૦ | ૨૪ | ૫,૦૯,૫૯૧ | ૧૧,૧૧૯ | ૧ બંધ |
| ૧૯૫૦ | ૨૭ | ૫,૮૭,૧૩૪ | ૧૦,૯૮૧ | ૩ બંધ |
| ૧૯૫૯ | ૨૬ | ૬,૭૫,૨૨૪ | ૧૧,૩૩૮ | ૧ બંધ |

જુદાં જુદાં ૧૨ કેન્દ્રોમાં આવેલી આ મિલોની ભરપાઈ થયેલી મૂડી રૂ. છ કરોડ જેટલી છે. અને તેમાં ૩૭,૦૦૦ જેટલા કામદારોને રોજી મળે છે. આ મિલોનું વાર્ષિક કાપડ ઉત્પાદન ૨૯–૩૦ કરોડ વાર જેટલું થાય છે.

ઉદ્યોગનો વિકાસ દેશી રાજ્ય વિસ્તારમાં વધુ થવાનું કારણ સ્પષ્ટ છે. બ્રિટિશ રાજ્ય કરતાં દેશી રાજ્યોમાં કરવેરાની રાહત અને અન્ય સવલતો ઉદ્યોગની ખિલવણી માટે વધુ પ્રમાણમાં આપવામાં આવી હતી. એમાંય વળી વડોદરા રાજ્ય પ્રગતિશીલ હતું એટલે મોટા પ્રમાણની મિલો તેમાં સ્થપાઈ હતી. અમદાવાદની માફક ગુજરાતનાં અન્ય કેન્દ્રોમાંની કેટલીક મિલો પણ અદ્યતન સાધનો ધરાવે છે. છેલ્લી અર્ધી સદીમાં જુદાં જુદાં કેન્દ્રોમાં કેટલી મિલો હતી તે નીચેનો કોઠો બતાવે છે.

ગુજરાતનાં અન્ય શહેરોમાં (અમદાવાદ સિવાય) ઉદ્યોગનો વિકાસ

| નામ વર્ષ | ૧૯૧૧ | ૧૯૨૦ | ૧૯૩૦ | ૧૯૪૦ | ૧૯૫૦ | ૧૯૫૯ |
|---|---|---|---|---|---|---|
| ભરૂચ | ૩ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ |
| સુરત | ૪ | ૩ | ૧૦+ | ૨ | ૩ | ૩ |
| નડિયાદ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ |
| વીરમગામ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ |
| ખંભાત | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| વડોદરા | ૩ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ |
| સિદ્ધપુર | – | ૧ | ૨ | ૨ | ૩ | ૨ |
| કલોલ | – | – | ૩ | ૩ | ૩ | ૪ |
| પેટલાદ | – | – | ૨ | ૩ | ૩ | ૩ |
| નવસારી | – | – | ૧ | ૨ | ૨ | ૨ |
| કડી | – | – | ૧ | ૧ | ૧ | ૧ |
| બીલીમોરા | – | – | ૧ | ૧ | ૧ | ૧ |
| દહેગામ | – | – | – | – | ૧ | – |
| કુલ | ૧૫ | ૧૫ | ૩૨+ | ૨૪ | ૨૭ | ૨૬ |

આગળનો કોઠો પ્રતિવર્ષ મુંબઈ મિલમાલિક મંડળ તરફથી ભારતની કાપડમિલોને લગતી વિગતોનો આપતો ચાર્ટ પ્રસિદ્ધ કરવામાં આવે છે તેના આધારે બનાવવામાં આવ્યો છે. અમદાવાદ બહારની ગુજરાતની મિલોમાંથી કલોલની એક, પેટલાદની એક, વડોદરાની એક અને સુરતની એક એમ ચાર મિલો સિવાયની બાકી મિલો સ્પિનિંગ અને વીવિંગ વિભાગ ધરાવે છે. છૂટાંછવાયાં ૧૨ કેન્દ્રોમાં આવેલી આ મિલોએ તે શહેરો તથા આજુબાજુના વિસ્તારના આર્થિક વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. આર્થિક દૃષ્ટિએ સમતોલ એકમ માટે કાપડની મિલમાં ૨૫,૦૦૦ ત્રાક અને ૬૦૦ સાળ જોઈએ તે ધોરણની દૃષ્ટિએ જોતાં આ કેન્દ્રોમાં આવેલી મોટા ભાગની મિલો બિનઆર્થિક એકમો છે. દેશી રાજ્યોનું અસ્તિત્વ નાબૂદ થતાં ત્યાં મળતી છૂટછાટો નાબૂદ થઈ ગઈ છે. આથી કેટલીયે મિલોની આર્થિક પરિસ્થિતિ સંતોષજનક નથી. ગુજરાતની આ મિલોને આર્થિક એકમ બનાવવા માટે ફક્ત ત્રાક અને સાળ મૂકવામાં જ અઢીથી ત્રણ કરોડ રૂપિયા જોઈએ. તે યંત્રો મૂકવાની જરૂરી મકાનો અને યંત્રો વસાવવાનું ખર્ચ ગણીએ તો તે રકમ ખાસી વધી જાય. તદુપરાંત જૂનીપુરાણાં યંત્રો બદલવાનું પણ આવશ્યક બન્યું છે. વળી આ મિલો છૂટાંછવાયાં કેન્દ્રોમાં હોવાથી માલસામાન મેળવવા અને કાપડ વેચવા માટે પણ કેન્દ્રીય શહેર જેટલી સગવડો નથી. આ પ્રશ્નોનો ઉકેલ ખૂબ જ વિચારણા માગી લે છે.

## સૌરાષ્ટ્ર અને કચ્છ

બ્રિટિશ હિંદમાં કાપડની મિલોની સ્થાપના થયા પછી અને ઉદ્યોગોનું સફળતાપૂર્વક સંચાલન થતું જોઈને સૌરાષ્ટ્રનાં કેટલાંક પ્રગતિશીલ રાજ્યોએ તેમના રાજ્યમાં કાપડની મિલો સ્થાપવાનું પ્રોત્સાહન આપ્યું. સૌરાષ્ટ્રની પ્રથમ બે મિલો ૧૮૮૦ થી ૧૯૦૦ ના ગાળામાં ભાવનગર અને વઢવાણ મુકામે શરૂ થઈ. ભાવનગરની મિલ શરૂઆતમાં 'ધી વેણીશંકર લક્ષ્મીશંકર કોટન મિલ્સ' તરીકે ઓળખાતી જ્યારે વઢવાણની મિલ 'સર વાઘજી વઢવાણ કેમ્પ મિલ' તરીકે શરૂ થયેલી. તે પછીનાં વર્ષોમાં મોરબી ખાતે 'ધી મોરબી સ્પિ. વી. મિલ્સ' શરૂ થયેલી પણ તે લાંબો સમય બંધ રહી હતી. ચાલુ સદીના બીજા દસકામાં રાજકોટમાં 'ધી લાખાજીરાજ વીવિંગ મિલ્સ' શરૂ થઈ હતી. સૌરાષ્ટ્રના મિલ ઉદ્યોગનો ખરો વિકાસ તો ૧૯૩૦થી ૧૯૪૦ની સાલમાં થયો હતો. ૧૯૧૧થી ૧૯૫૯ના ગાળામાં સૌરાષ્ટ્રમાં મિલઉદ્યોગનો વિકાસ ક્રમશઃ કેવી રીતે થયો તે હવે પછીનો કોઠો દર્શાવે છે. આ કોઠો પણ મુંબઈ મિલમાલિક મંડળ તરફથી પ્રસિદ્ધ થતા વાર્ષિક ચાર્ટને આધારે તૈયાર કરવામાં આવ્યો છે.

* એક જ કંપનીના એકથી વધુ એકમને છૂટા ગણવામાં આવ્યા નથી.
× સુરતની ૬૦ થી ઓછી સાળ ધરાવતી ૫ વીવિંગ ફેક્ટરીઓ ગણતરીમાં લેતાં.
+ ૫ વીવિંગ ફેક્ટરી સાથે.

| વર્ષ | મિલની સંખ્યા | ત્રાકની , સંખ્યા | સાળની સંખ્યા | રૂની વપરાશ (૩૯૨ રતલની ગાંસડી) |
|---|---|---|---|---|
| ૧૯૧૧ | ૩ | ૩૫,૬૧૮ | ૫૭૦ | ૧૨,૦૫૪ |
| ૧૯૨૦ | ૪ | ૩૪,૯૮૩ | ૭૬૭ | ૮,૭૦૬ |
| ૧૯૩૦ | ૪ | ૫૬,૩૫૩ | ૧,૦૮૫ | ૧૯,૨૮૨ |
| ૧૯૪૦ | ૧૦ | ૧,૨૧,૨૧૭ | ૨,૫૩૮ | ૫૫,૮૦૬ |
| ૧૯૫૦ | ૧૧ | ૧,૪૭,૬૧૮ | ૨,૯૪૧ | ૬૫,૦૧૦ |
| ૧૯૫૯ | ૯ | ૧,૬૪,૭૮૪ | ૩,૨૩૮ | ૫૯,૧૫૨ |

૧૯૩૨માં ભાવનગરમાં, ૧૯૩૪માં પોરબંદરમાં અને વાંકાનેરમાં એક એક મિલ સ્થપાઈ હતી. ૧૯૪૦ના વર્ષ પછી સૌરાષ્ટ્રના મિલ-ઉદ્યોગમાં ખાસ પ્રગતિ સધાઈ નથી. ઊલટું અસંતોષજનક આર્થિક હાલતને લીધે કેટલીક મિલો બંધ થઈ છે. તાજેતરમાં લીંબડી મુકામે એક સહકારી મિલ શરૂ કરવામાં આવી છે. તે ખાસ નોંધપાત્ર બીના છે. વર્ષવાર સૌરાષ્ટ્રનાં જુદાં જુદાં કેન્દ્રોમાં મિલોની સંખ્યા કેવી રહી હતી તે જણાવતો કોઠો નીચે આપ્યો છે.

મિલોની સંખ્યા જુદાં જુદાં કેન્દ્રોમાં છેલ્લાં પચાસ વર્ષમાં

| સ્થળ / વર્ષ | ૧૯૧૧ | ૧૯૨૦ | ૧૯૩૦ | ૧૯૪૦ | ૧૯૫૦ | ૧૯૫૯ |
|---|---|---|---|---|---|---|
| વઢવાણ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ભાવનગર | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૨ |
| મોરબી | ૧* | ૧* | – | ૧ | ૧ | ૧* |
| રાજકોટ | – | ૧ | ૧ | ૧ | ૧ | – |
| મહુવા | – | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| પોરબંદર | – | – | – | ૧ | ૧ | ૧ |
| વાંકાનેર | – | – | – | ૧ | ૧ | ૧ |
| જામનગર | – | – | – | ૧ | ૨ | ૧* |
| લીમડી | – | – | – | – | – | ૧ |
| કુલ | ૩ | ૪ | ૪ | ૧૦ | ૧૧ | ૯ |

જુદાં જુદાં આઠ કેન્દ્રોમાં વહેંચાયેલો કાપડ મિલ ઉદ્યોગ તે પ્રદેશનો સૌથી મોટો સંગઠિત ઉદ્યોગ છે. એમાં રૂ. ૩.૨૫ કરોડ જેટલી મૂડી રોકાઈ છે. તેમાં ૮,૮૦૦ જેટલા કામદારો રોજી મેળવે છે. સૌરાષ્ટ્રની મોટા ભાગની મિલો મુખ્યત્વે જાડું અને મધ્યમ બરનું દેશી રૂમાંથી બનતું કાપડ બનાવે છે.

સૌરાષ્ટ્રના આર્થિક જીવનમાં મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવતા આ ઉદ્યોગની આર્થિક સ્થિતિ મહદ્ અંશે દેશી રાજ્યોના વિલીનીકરણ પછી અસંતોષજનક રહી છે. દેશી રાજ્યોએ ઉદ્યોગને આકર્ષવા અનેકવિધ છૂટછાટ અને આર્થિક લાભ આપેલા તે હવે નાબૂદ થયા છે. સૌરાષ્ટ્રની એક સિવાયની બધી મિલો બિનઆર્થિક એકમો છે. ત્રાક અને સાળમાં સરકાર છૂટછાટ આપે તો યોગ્ય વધારો કરવા તથા જરીપુરાણાં યંત્રો બદલવા માટે સારા પ્રમાણમાં નાણાં જોઈએ. આ માટે પૂરતાં ભંડોળ ઉદ્યોગ પાસે છે નહિ એટલે સૌરાષ્ટ્રની મિલોને અદ્યતન પાયા પર કેમ કરી લાવવી તે કોયડો છે.

કચ્છ

૧૯૩૯ના ઑગસ્ટમાં કચ્છમાં અંજાર મુકામે રૂ. ૩.૩૨ લાખની મૂડીથી ૯,૮૮૮ ત્રાક અને ૨૦૪ સાળવાળી 'ધી કચ્છ સ્પિ. ઍન્ડ વી. મિલ્સ' શરૂ થઈ હતી. કચ્છની આ એકમાત્ર મિલ એકધારી ચાલુ રહી નથી અને જુદાં જુદાં નામ નીચે ટૂંક સમય ચાલ્યા પછી હાલમાં તે બંધ છે.

ગુજરાતના સુતરાઉ કાપડ મિલ ઉદ્યોગનું અવલોકન કરીએ ત્યારે બે ત્રણ વસ્તુઓ ખાસ ધ્યાન ખેંચે છે. જ્યારે મુંબઈ, કાનપુર અને મદ્રાસ જેવા કેન્દ્રોમાં પરદેશીઓએ આ ઉદ્યોગને સ્થાપવામાં મોટો ભાગ ભજવ્યો હતો ત્યારે ગુજરાતમાં ભારતીય પ્રજાજનોને હાથે જ આ ઉદ્યોગનું સંચાલન થયું છે. મિલોમાં કામ કરતા કર્મચારીઓ પણ અમુક અપવાદો સિવાય ભારતવાસીઓ છે. ગુજરાતી ઉદ્યોગપતિઓની વ્યાપારી કુનેહ, દૂરંદેશીપણું અને વહીવટી કુશળતા સુતરાઉ કાપડ મિલ ઉદ્યોગની સ્થાપના અને વિકાસના કાર્યમાં ખરેખર ખીલ્યાં છે તે વસ્તુ નિર્વિવાદ છે.

બીજી મહત્ત્વની ધ્યાન ખેંચે તેવી બીના એ ગુજરાતના સુતરાઉ કાપડ મિલ ઉદ્યોગના શ્રમજીવીઓનું અજોડ સંગઠન. રાષ્ટ્રપિતા મહાત્માજીએ મજૂર ચળવળનો પ્રયોગ અમદાવાદમાં શરૂ કર્યો અને અમદાવાદના મજૂર મહાજન સંઘને તેમની પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવ્યું. આજે એક વિશાળ વટવૃક્ષની જેમ આ સંસ્થાએ અમદાવાદ અને બીજાં કેન્દ્રોમાં મજૂર સંગઠન જમાવી ઔદ્યોગિક શાંતિ જાળવવામાં સહાયભૂત થઈને ઉદ્યોગના વિકાસમાં મહત્ત્વપૂર્ણ ફાળો આપ્યો છે.

અમદાવાદની મજૂર પ્રવૃત્તિનું બીજ ૧૯૧૭ના ડિસેમ્બરની ૪ તારીખે જ્યારે ૨૭૫ જેટલા તાણાવાળાઓએ પોતાના પગાર વધારવાની માગણી સંયુક્ત સભા ભરીને વ્યવસ્થિત રીતે રજૂ કરી ત્યારે નખાયો અને તેથી પ્રતિવર્ષ અમદાવાદના કામદારો ૪થી ડિસેમ્બરના રોજ ભવ્ય રીતે 'મજૂરદિન' ઊજવે છે. છૂટીછવાઈ હડતાળોના પરિણામ પરથી અમદાવાદના મજૂરોને "સંગઠનમાં શક્તિ છે" તે સૂત્રનું મહત્ત્વ સમજાયું અને મહાત્માજીની પ્રેરણા નીચે ફેબ્રુઆરી ૧૯૨૦માં સ્પિનર, વીવર, ફોલ્ડરોના મજૂર સંઘ રચાયા. તે જ વર્ષના માર્ચ, જૂન અને ઑગસ્ટમાં વધુ પાંચ મજૂર મંડળો અસ્તિત્વમાં આવ્યાં. ૧૯૨૦ના વર્ષમાં મજૂરમહાજન સંઘ જે જુદા જુદા ખાતાવાર મંડળનું મહામંડળ છે તેના ૨૦,૦૦૦ જેટલા સભ્ય હતા. હાલમાં સભ્યપદ ૧ લાખ જેટલું થયું છે તે એક નોંધપાત્ર બિના છે.

મહાત્માજીની પ્રેરણા નીચે પ્રથમથી મજૂર મહાજને અને અમદાવાદના મિલમાલિકોએ ઔદ્યોગિક મતભેદો લવાદ મંડળ દ્વારા કોર્ટોનો આશરો લીધા વિના પતાવવાનો રાહ સ્વીકાર્યો છે. અને આ પ્રથાને કારણે જ અમદાવાદમાં ઔદ્યોગિક શાંતિ જળવાઈ રહી છે. જ્યારે દેશના અન્ય ભાગમાં વખતોવખત હડતાલો પડવાથી ઉદ્યોગની પ્રગતિ રૂંધાઈ જતી હતી. ત્યારે અમદાવાદમાં છેલ્લાં ૩૫ વર્ષથી કોઈ મોટી હડતાળ પડી નથી ૧૯૨૮ થી ૪૦ના ગાળામાં અમદાવાદમાં નાની નાની ૨૪૯ હડતાળ પડી હતી જેમાં ૧,૮૦,૬૯૪ કામદારો સંડોવાયા હતા અને તેમણે ૭,૨૨,૮૮૧ દિવસો ગુમાવ્યા હતા. આ જ

* બંધ મિલો

વર્ષ દરમ્યાન મુંબઈમાં ૩૪૩ હડતાળ પડી હતી જેમાં ૯,૬૧,૮૯૦ કામદારો સંડોવાયા હતા અને જેમાંથી ૪,૦૪,૪૧,૬૨૬ કામના દિવસો ગુમાવ્યા હતા. આ વર્ષો દરમ્યાન અમદાવાદના કામદારોએ રોજના રૂા. ૯,૧૦,૦૦૦ ગુમાવ્યા હતા ત્યારે મુંબઈના કામદારોએ તે જ કારણે રૂા. ૫,૦૨,૦૮,૧૬૦ ગુમાવ્યા હતા. અમદાવાદના મજૂર સંગઠન અને એકબીજાના મતભેદોનું વાટાઘાટો દ્વારા નિવારણ કરવાની પદ્ધતિને કારણે મેળવાયેલી આ એક અપૂર્વ સિદ્ધિ છે.

અમદાવાદનો મજૂર મહાજન સંઘ ઔદ્યોગિક બાબતો ઉપરાંત કામદારોના બૌદ્ધિક, શારીરિક અને સામાજિક વિકાસ માટે મહત્ત્વપૂર્ણ પ્રવૃત્તિઓ ચલાવે છે. મજૂર મહાજનની આ પ્રવૃત્તિઓ મજૂરોના લાભાર્થે ચાલતી શાળાઓ, અખાડાઓ, વાચનાલયો, અભ્યાસકેન્દ્રો, છાત્રાલય, દારૂબંધી પ્રચાર, દવાખાનાં, મજૂર સહકારી બેંક, ખાદી હાટ, 'મજૂર સંદેશ' નામનું છાપું એમ અનેક દિશામાં ફેલાયેલી છે. મજૂર મહાજનનું સંચાલન શ્રીમતી અનસૂયાબહેન સારાભાઈ, શ્રી શંકરલાલ બેંકર, શ્રી ગુલઝારીલાલ નંદા, શ્રી ખંડુભાઈ દેસાઈ, શ્રી વસાવડા જેવા કસાયેલા કાર્યકરોને હાથે થતું આવ્યું છે. અને તેથી તેણે દેશના મજૂર સંગઠનમાં પ્રશંસનીય સ્થાન મેળવ્યું છે. અમદાવાદની માફક ગુજરાત-સૌરાષ્ટ્રનાં અન્ય કેન્દ્રોમાં પણ મજૂર મહાજનના સિદ્ધાંત પર રચાયેલાં બીજાં સ્થાનિક મહાજનો છે તેમણે પણ તે કેન્દ્રોમાં ઔદ્યોગિક શાંતિ જાળવવામાં સારો ફાળો આપ્યો છે.

જેવી રીતે ગુજરાતના કામદારો સંગઠિત છે તેવી રીતે મિલોના વહીવટકર્તાઓ પણ પોતાનાં સુવ્યવસ્થિત મંડળો ધરાવે છે. ૧૮૯૧માં સ્થપાયેલ મિલમાલિક મંડળમાં અમદાવાદની મોટા ભાગની કાપડની મિલો સભ્યપદે છે. ગાયકવાડી પ્રદેશમાંની મોટા ભાગની મિલો ૧૯૧૮માં સ્થપાયેલ અને હાલમાં ધી ફેડરેશન ઑફ ગુજરાત મિલ્સ ઍન્ડ ઇન્ડસ્ટ્રીઝ તરીકે ઓળખાતી વડોદરાની સંસ્થામાં જોડાયેલ છે. સૌરાષ્ટ્રની મિલો ૧૯૪૨માં સુરેન્દ્રનગરમાં સ્થપાયેલ સૌરાષ્ટ્ર મિલ માલિક મંડળના સભ્યપદે છે. આમ ઉભયપક્ષ સંગઠિત હોઈને ઉદ્યોગને સ્પર્શતા સૌ કોઈ પ્રશ્નોનો સીધી વાટાઘાટો દ્વારા ઉકેલ લાવવાનું શક્ય બને છે, તેવી જ રીતે ઉદ્યોગને સ્પર્શતા પ્રશ્નો આવાં મંડળો યોગ્ય રીતે મધ્યસ્થ અને રાજ્ય સરકાર સમક્ષ પણ રજૂ કરી શકે છે.

### કાપડ મહાજન

માલિકો અને કામદારો વચ્ચે સુમેળ જળવાઈ રહે તે જેમ ઉદ્યોગના વિકાસ માટે આવશ્યક છે, તેમ ઉદ્યોગના ઉત્પાદનનું વ્યવસ્થિત વેચાણ થાય તેવી શક્તિશાળી કડી ઊભી થાય તે પણ એટલું જ મહત્ત્વનું છે.

આવા પ્રકારની સુંદર કામગીરી બજાવતાં અમદાવાદનાં બે કાપડ મહાજનો—પાંચકૂવા ક્લોથ મરચન્ટ ઍસોસિયેશન અને મસ્કતી ક્લોથ માર્કેટ ઍસોસિયેશન એ અમદાવાદ માત્ર નહિ પણ સમગ્ર ગુજરાતના કાપડ મિલ ઉદ્યોગમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે. પાંચકૂવા ક્લોથ મરચન્ટ ઍસોસિયેશનની સ્થાપના સને ૧૮૯૭ની સાલમાં થઈ હતી ત્યારે રૂા. ૫.૦૦ લવાજમ હતું અને ફક્ત ૨૫ સભ્યો હતા. હાલમાં તે મહાજનના ૧૧૦૦ સભ્યો છે. આ પછી ૧૯૦૮ની સાલમાં શેઠ તૈયબઅલી મુલ્લા મહમદઅલીના પ્રમુખપદે મસ્કતી ક્લોથ માર્કેટ ઍસોસિયેશનની સ્થાપના કરવામાં આવી હતી. આ મહાજનના સભ્યો જથ્થાબંધ વેપાર કરે છે. અને તેમાં હાલમાં ૧૧૦૦ થી વધુ સભ્યો છે. આ બે મહાજનો અને અમદાવાદ મિલમાલિક મંડળ વચ્ચે તા. ૨૫–૧૨–૧૯૨૨થી વખતોવખત ફેરફાર થયા મુજબ કાપડના વેચાણ અને નાણાંની લેવડદેવડ અંગે સંતોષજનક ગોઠવણો થાય છે અને મિલો તથા વ્યાપારીઓ વચ્ચે કાપડના સોદા અંગે કાંઈ મતભેદ પડે તો તેનો નિકાલ લવાદીપ્રણાલી લાવવાનો રાહ સ્વીકારી બન્ને પક્ષે નાણાં અને સમયનો બચાવ કરી વ્યાપારી કુનેહથી તકરારોની પતાવટ કરવાનો પ્રશંસનીય માર્ગ અપનાવ્યો છે.

### અટીરા

અમદાવાદ અને ગુજરાતનો સુતરાઉ કાપડ મિલ ઉદ્યોગ આટલો વિકાસ પામ્યો હોવા છતાં લાંબા સમયથી એક ઊણપ જણાતી હતી અને તે ઉદ્યોગના પ્રશ્નોનો વૈજ્ઞાનિક પદ્ધતિથી અભ્યાસ કરતી સંસ્થાની હતી. અમદાવાદ મિલમાલિક મંડળે ૧૯૪૪ની સાલમાં કાપડ ઉદ્યોગ અને સરકારના સહકારથી કાપડ ઉદ્યોગ સંશોધન સંસ્થા ઊભી કરવાની યોજના કરી હતી. અને તેના પ્રતાપે ૧૯૪૭ની સાલમાં અમદાવાદ ટેક્સટાઈલ્સ ઇન્ડસ્ટ્રિયલ રિસર્ચ ઍસોસિયેશન—અટીરા—અસ્તિત્વમાં આવ્યું. અમદાવાદ મિલમાલિક મંડળના ૭૧ સભ્યો જે આ સંસ્થાના સ્થાપક સભ્યો બન્યા તેમણે રૂા. ૫૦ લાખનો ફાળો એકઠો કર્યો હતો અને ભારત સરકારે તેમાં રૂ. ૧૯ લાખ ઉમેર્યા હતા. અટીરાના સંચાલનમાં શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ તથા ડૉ. વિક્રમ સારાભાઈએ શરૂઆતથી જ ખૂબ રસ લીધો છે. ૧૯૫૦માં અટીરાનાં મકાનોનો પાયો સરદાર વલ્લભભાઈને શુભ હસ્તે નખાયો હતો અને તે ઇમારતનું ઉદ્‌ઘાટન શ્રી નેહરુના વરદ હસ્તે ૧૯૫૪માં થયું હતું. અટીરામાં ઉદ્યોગને સ્પર્શતા મનોવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર અંગેના વિવિધ મહત્ત્વના પ્રશ્નો ઉપર સંશોધન ચાલી રહ્યું છે. એશિયાની આ અજોડ સંસ્થા જે ગુજરાત માટે ગૌરવરૂપ છે તે ઇંગ્લંડની શર્લી-ઇન્સ્ટિટ્યૂટ અને અમેરિકાની મેસેચ્યુસેટ્સ ઇન્સ્ટિટ્યૂટ ઑફ ટેક્નોલૉજીની માફક વિકાસ પામી ઉદ્યોગ અને સરકારના સહકારથી દેશના અને ગુજરાતના કાપડ ઉદ્યોગના વિકાસમાં યશસ્વી ફાળો આપશે તે નિઃશંક છે. અહીં વડોદરામાં સ્થપાયેલ અને ઉદ્યોગના સંશોધનમાં પ્રવૃત્ત સંસ્થા—બારોડા ટેક્સટાઈલ્સ ઍન્ડ એલાઈડ ઇન્ડસ્ટ્રીઝ રિસર્ચ ઍસોસિયેશનની પણ નોંધ લેવી ઘટે.

આમ ઉદ્યોગના પ્રત્યેક અંગ વચ્ચે સુમેળ ધરાવતો ગુજરાતનો સૈકાજૂનો કાપડ મિલ ઉદ્યોગ દેશના આર્થિક માળખામાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે અને ભારતના નવનિર્માણમાં યથાશક્તિ ફાળો આપી રહ્યો છે.

હાલનાં નિયંત્રણોને લીધે ગુજરાત રાજ્યના કાપડ ઉદ્યોગનો કદમાં વિકાસ પામવાની શક્યતા નથી પરંતુ જે કદમાં ન થાય તે જાતમાં બની શકે. ભારતીય પ્રજાજનોની અભિરુચિને પોસાતું ટકાઉ અને કિફાયત ભાવનું કાપડ ગુજરાતનો કાપડ ઉદ્યોગ બનાવે અને દૂર દૂર દેશપરદેશમાં કાપડ નિકાસ કરીને ભારતની કીર્તિ ખંડેખંડમાં ફેલાવે તેવી આશા અસ્થાને નહિ ગણાય. ઉદ્યોગને સ્પર્શતા જે અનેક જટિલ પ્રશ્નો તાત્કાલિક ઉકેલ માગે છે તેનો સરકાર, ઉદ્યોગપતિઓ અને કામદારો એકબીજાના દૃષ્ટિબિંદુ સમજીને ગુજરાત અને દેશ સમગ્રના હિતને ખ્યાલમાં રાખી ઉકેલ લાવી રાષ્ટ્રીય ઉદ્યોગને વધુ વિકાસની તક આપે તે પણ આવશ્યક છે.

# મત્સ્ય ઉદ્યોગ

શ્રી અકબરઅલી જસદણવાલા
(નાયબ પ્રધાન, ગુજરાત સરકાર)

આદિકાળથી, સાગરથી વીંટળાયેલા દેશોનું ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન રહ્યું છે. દરિયામાં થઈ દુનિયાની બધી દિશાઓમાં નીકળવાનો માર્ગ અને પ્રવેશદ્વાર મેળવવા માટે પોલેંડને વર્ષો સુધી જહેમત ઉઠાવવી પડી હતી. યુરોપનો રાજકીય અને આર્થિક ઇતિહાસ દર્શાવે છે તેમ પૂરતા અને જોઈએ તેવા દરિયાઈ કાંઠાના અભાવે ઘણા લાંબા સમય સુધી રશિયાની પ્રગતિ રૂંધાઈ રહી. જ્યારે યુનાઈટેડ કિંગડમ, યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા, જાપાન, ઇટાલી, ફ્રાન્સ અને જર્મની જેવા લાંબા દરિયાઈ કાંઠા ધરાવતા દેશો આગળ પ્રગતિ કરતા રહ્યા. આથી આપણે આપણી ચોમેર ઘૂઘવતા દરિયાની અગત્ય સમજી શકીશું.

આ દેશોની ઘણીખરી આર્થિક સિદ્ધિઓ હાંસલ કરવામાં દરિયાનો સારો એવો ફાળો છે. આ દેશોના સાગરકાંઠાએ આવેલી સગવડોએ આ દેશોની દરિયાઈ તાકાત સબળ કરવામાં ઘણો ભાગ ભજવ્યો છે. આ દેશોના માછીમારો દરિયાઈ કિનારાના સંરક્ષણની કરોડરજ્જુ સમા બની રહ્યા છે. કટોકટીના સમયે ઇંગ્લેન્ડ, અમેરિકા અને જાપાને તેમના મત્સ્યોદ્યોગમાં રોકાયેલાં નાનાંમોટાં વહાણોને મનવારમાં ફેરવી નાખ્યાં હતાં.

આપણો દરિયાઈ કાંઠો ૧૦૩૧ માઈલ સુધી વિસ્તૃત છે. આપણી પાસે શ્રેષ્ઠ અને સાહસી માછીમારો છે. આપમેળે ઊભરાતાં દરિયાના જોખમી પાણીમાંથી ઉત્પાદન કરવામાં આજે તેમાંના લગભગ ૩૦,૦૦૦ જેટલા ભાઈઓ પ્રવૃત્ત છે.

ગુજરાતનો મત્સ્યોદ્યોગ એટલે ગુજરાતના સાગરકાંઠેથી માછલીઓ પકડી ગુજરાતની અંદર અને બહાર તેનું વેચાણ કરવું એટલો જ અર્થ થતો નથી. આપણા દરિયાઈ કાંઠાનું રક્ષણ કરવાની શક્તિ જેનામાં પડી છે એવા અને નવા ગુજરાત રાજ્યની આર્થિક સમૃદ્ધિમાં સૂચક ફાળો આપી શકે તેવા તનતોડ પરિશ્રમ કરનારા જૂથની આ જીવનકથા છે. મત્સ્યોદ્યોગની ખિલવણીની સાથોસાથ આપણે જેને દરિયો ખેડવાની ટેવ હોય છે એટલું જ નહિ પણ આપણા લાંબા સાગરકાંઠાના રક્ષણ માટે ઉપયોગી એવા આધુનિક વહાણવટાનું જેમને જ્ઞાન હોય એવું આપણા માછીમાર ખલાસીઓનું એક જૂથ ઊભું થઈ રહ્યું છે એ વાત આપણે લક્ષમાં રાખવાની છે.

કચ્છમાં કોરી ખાડીથી થાણા જિલ્લામાં ઉમરગાંવ સુધી વિસ્તૃત થતા ભારતના ઉત્તર પશ્ચિમ કિનારે ભારતના અને કદાચ એશિયાના કેટલાંક સૌથી વધુ સમૃદ્ધ માછલી પકડવાનાં સ્થળ આવેલાં છે. કચ્છના અને ખંભાતના બે મહત્ત્વના અખાતોને અને કેટલીક ભૂશિરો અને ખાડીઓને કોતરી કાઢતો આ દરિયાઈ કાંઠો ભારતના કોઈ પણ રાજ્ય કરતાં વધુમાં વધુ લંબાઈ ધરાવે છે. આ દરિયાઈ કાંઠે ૧૦૦ વાંસ ઊંડાઈની રેખા સુધીમાં પોમ્ફ્રેટ, ઇન્ડિયન, સાલ્મન, બોમ્બેડક, સ્પેનિશ મેકરેલ અને પ્રોન માછલીઓનો મોટો જથ્થો પકડાય છે. માછલી પકડવાનાં સ્થળો પણ કિનારાથી ઝાઝા અંતરે નથી. કચ્છ અને ખંભાતના અખાતમાં અગત્યની માછલીઓના ખોરાક, વિરામ અને પ્રજનન માટે બહુ અનુકૂળતા રહેલી છે. માછલીની જાત પણ પ્રમાણમાં ઉમદા પ્રકારની છે કારણ કે પકડાયેલી માછલીઓના ૬૦ ટકા જેટલી માછલી સરાસરી ટન દીઠ રૂ. ૩૫૦,૦૦ ઉપજાવી શકે છે અને ૫,૦૦૦ ટન જેટલી પોમ્ફ્રેટ, પર્ચીઝ, અને સ્પેનિશ મેકરેલના લગભગ ટન દીઠ રૂ. ૮૦૦ થી વધુ ઊપજે છે.

આપણા સાગર કાંઠે અને સરિતાઓના મુખ પાસે માછીમારોનાં ૧૫૧ ગામડાંઓની ૧,૮૦,૦૦૦ ની વસ્તીમાંથી લગભગ ૩૦,૦૦૦ તો કામ કરતા માછીમારો છે. પ્રતિવર્ષ લગભગ ૪૦૦ જેટલી વ્યક્તિઓ નિવૃત્ત થાય છે જેની સામે કામ કરનાર માછીમારોની યાદીમાં લગભગ ૨,૦૦૦ જેટલા માછીમારોનાં નામ ઉમેરાય છે. ભિન્ન ભિન્ન પછાતવર્ગના સમુદાયના આ માછીમારોમાંના કેટલાકના શરીરના બાંધા બહુ જ સુંદર હોય છે. તેઓ બહુ જ સ્વતંત્ર મિજાજના, ખૂબ સાહસીક, સરળ અને નિરાડંબરી હોય છે. જોકે તેમાંના ઘણા હજીયે વચ્ચેનો નફો ખાનાર અસંખ્ય વેપારીઓના પંજા હેઠળ છે અને તેમની આર્થિક સ્થિતિ ઘણી નબળી છે. આવા હજારો ભાઈઓનું જીવન-ધોરણ સુધારવાનો આપણો પ્રયાસ છે.

સને ૧૯૫૯-૬૦માં ગુજરાતના સાગર કિનારે ૨.૬ કરોડ રૂપિયાની કીમતની ૮૫,૦૦૦ ટન માછલીઓનું ઉત્પાદન થયું હતું જેમાંના ૮૫ ટકાની નિકાસ કરવામાં આવી હતી. બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન આ સમૃદ્ધ સાગરમાંથી માછલીનું ઉત્પાદન ૬૦,૦૦૦ ટનથી વધારી ૮૫,૦૦૦ ટન સુધી લઈ જવાનું શક્ય બન્યું જેમાં રોકાણ સામે ઉત્પાદનનું પ્રમાણ ઊંચું છે. ત્રીજી પંચવાર્ષિક યોજના દરમ્યાન સરકારના પક્ષે થતું એકંદર રોકાણ, મત્સ્યોદ્યોગ વિભાગ દ્વારા, રૂ. એક (કરોડ કરોડ) ઉપરાંત થવાનું છે અને સહકાર વિભાગ દ્વારા રૂ. ત્રણ લાખનું અંદાજવામાં આવ્યું છે. ગુજરાત કેન્દ્રીય સહકારી મત્સ્યોદ્યોગ મંડળ પાસે લગભગ રૂ. ૧ કરોડ જેટલા

ખર્ચની યોજના છે. સને ૧૯૬૫–૬૬ સુધીમાં ઉત્પાદન વધારી ૧.૨૫ લાખ ટન સુધી લઈ જવાની ધારણા છે, જેની કિંમત રૂ. ૪.૫ કરોડની થશે.

મીઠા પાણીના મત્સ્યોછેર માટે આ રાજ્યને લગભગ ૮૦,૦૦૦ એકર જેટલા મીઠા પાણીનો વિસ્તાર ઉપલબ્ધ છે. નર્મદા, તાપી, મહી, સાબરમતી વગેરે જેવી હંમેશા જલભરપૂર નદીઓ પણ છે. હંમેશા જલભરપૂર રહેતી નદીઓના પાણીનો ઉપલબ્ધ એકંદર વિસ્તાર લગભગ ૨,૦૦૦ માઈલનો થવા જાય છે.

ભારત સરકારના અહેવાલ અનુસાર કિનારાથી દૂર માછલી પકડવા માટે ગુજરાતના દરિયાકિનારાનાં પાણી આદર્શ છે. કેરલના નોર્વેજિયન પ્રોજેક્ટ હેઠળ હાલ કરવામાં આવે છે તેમ તે ધોરણે મુંદ્રા, કંડલા, પોરબંદર, વેરાવળ, જાફરાબાદ, કાની અને ઉમરગાંવ જેવાં અગત્યનાં માછલી પકડવાનાં બંદરોનો વિકાસ હાથ ધરવા જેવો છે.

માછલીની જાળવણી, તેને તૈયાર કરવાની પ્રક્રિયા અને ખરીદ-વેચાણની કેટલીક સવલતો કાંઠેથી દૂર માછલાં પકડવાના કાર્યને વેગ આપશે અને આથી માછીમારોને વહાણવટાનો અને નૌકાચાતુર્યનો મળેલો અનુભવ ભારતનું સહાયક નૌકાબળ વધારવામાં મદદરૂપ થશે. આ ઉપરથી જણાશે કે ગુજરાત રાજ્યમાં મત્સ્યોદ્યોગમાં વ્યાપક વિકાસ માટે સારો અવકાશ છે.

હવે હું મત્સ્યોદ્યોગના પ્રત્યેક પાસાને વિષે બે શબ્દો કહીશ.

### ૧. કાંઠાનો મત્સ્યોદ્યોગ

ગુજરાતના સાગરકાંઠે એકંદરે માછીમારોનાં ૧૫૧ ગામડાં છે અને તેમની પાસે ૪૫૦૦ માછલી પકડવાની હોડીઓ તથા માછલી પકડવાના સરંજામનાં ૨૮,૦૦૦ સાધનો છે. જેની કિંમત ૧.૮ કરોડ રૂપિયાની થવા જાય છે. આ દરિયાકાંઠાના માછીમારો લગભગ ૭૦,૬૦૦ ટન જેટલી માછલીનું ઉત્પાદન મેળવે છે, જેની કિંમત રૂપિયા ૨ કરોડ થાય છે. આજ સુધીમાં માત્ર ૨૧૨ હોડીઓનું યંત્રીકરણ થયું છે. વેરાવળ, જાફરાબાદ, પોરબંદર, સુત્રાપાડા, માંગરોળ, કંડલા, ઉંબરગાંવ, મરોલી, નારગોલ, વલસાડ અને બીલીમોરા એ યંત્રીકરણનાં અગત્યનાં કેન્દ્રો છે. યંત્રીકરણની ગતિ બહુ જ ધીમી છે. માછલી પકડવાની તથા વહાણવટાની આધુનિક સગવડો સહિત હોડીઓનું બાંધકામ કરવાની ગતિ પણ ધીમી છે. આશા રાખવામાં આવે છે કે ત્રીજી પંચવર્ષીય યોજનામાં પ્રતિવર્ષ ૧૨ ટન ઉપરાંતની ઓછામાં ઓછી ૧૦૦ હોડીઓનું બાંધકામ તથા તેમનું યંત્રીકરણ થશે. યંત્રીકરણ થયેલી હોડીઓ બીજી કરતાં સરાસરી ૬૫ ટકા જેટલી વધુ માછલીઓ લાવે છે અને તેમાં પકડાતી માછલીઓની જાળવણી વધુ સારી રીતે થતી હોવાથી તે માછલીઓની કિંમત વધુ સારી ઊપજે છે. ત્રીજી પંચવર્ષીય યોજનામાં ૮.૭ લાખ રૂપિયાના ખર્ચે ૧ મોટા અને ૨ મધ્યમ કદના એમ ૩ હોડી બાંધવાના વાડે તથા હોડીઓના સમારકામ માટેનાં કેન્દ્રો વેરાવળ, બીલીમોરા અને માંડવી ખાતે ખોલવાનું વિચાર્યું છે.

### ૨. કિનારાથી દૂર માછલી પકડવા વિષે

હાલમાં ગુજરાત રાજ્યમાં વેરાવળ ખાતે કિનારાથી દૂર માછલી પકડવા માટે માત્ર ૨ શક્તિ સંચાલિત હોડીઓ કામમાં લેવાય છે. આ હોડીઓ ભારત સરકારની માલિકીની છે. ન્યૂ ઇન્ડિયા ફિશરીઝના ૪ માછલી પકડવાનાં હોડકાં અને મહારાષ્ટ્ર ફિશરીઝમાંથી બીજાં કેટલાંક હોડકાં વિસ્તૃત રીતે માછલી પકડવા માટે ગુજરાતના જળપ્રદેશમાં આવી પ્રતિવર્ષ લગભગ રૂ. ૨૫ લાખની માછલી પકડે છે. કિનારાથી આઘેનાં આપણાં માછલી પકડવાનાં સ્થળો દુનિયાનાં ઉત્તમ સ્થળોમાં સ્થાન પામતાં હોવાથી આપણે આપણાં માછીમારોને કિનારાથી આઘે જવા પ્રોત્સાહન આપીએ તે ખૂબ જ જરૂરી છે. આ દૃષ્ટિથી ૨ નિદર્શન રૂપ માછલી પકડવાની હોડીઓ કામ કરે છે. તેમ જ વધુ નિદર્શન માછલી પકડવાની હોડીઓ તથા ૩ મોજણી માટેનાં વહાણો કામ કરતાં થાય તેવી કોશિશ થઈ રહી છે. આ વાત અમલી બન્યેથી ત્રીજી પંચવર્ષીય યોજનાના અંત પૂર્વે આપણી કેટલીક સહકારી મંડળીઓએ કિનારાથી આઘે અને દરિયાના ઊંડાણમાં માછલી પકડવાનું હાથ ધર્યું હશે એમ નિશ્ચિત લાગે છે.

૧૦૦ ટનથી વધુ શક્તિ ધરાવતી માછલાં પકડવાની હોડીઓ માટે સઘળી સગવડો પૂરી પાડતું વેરાવળનું મત્સ્ય બંદર ૧૯૬૧ સુધીમાં તૈયાર થઈ જશે. તેથી મુંબઈની ન્યૂ ઇન્ડીયા ફિશરીઝે કર્યું છે તેમ બુલ ટ્રોલિંગ ઓપરેશન્સમાં રસ ધરાવતા જાપાનીઝોની સાથે ભારત સરકારની સહાયથી એક ખાનગી સંયુક્ત સાહસ કરવાનું વિચાર્યું છે.

### ૩. સાચાં મોતી

કચ્છના અખાતમાં "મોતી" પર્લ મત્સ્યોદ્યોગ ચાલે છે જે દ્વારા સરાસરી પ્રતિવર્ષ સરકારને લગભગ રૂ. ૮,૦૦૦ની આવક થાય છે. "મોતી" પર્લ મત્સ્યોદ્યોગ મુદતી અને ઉત્પાદનની દૃષ્ટિએ તૂટક તૂટક છે. પર્લ ઓઈસ્ટરની "છીપો"ની વસ્તી ઓછી થતી જાય છે તેથી તેની વસ્તિ વધારો કરવાની શક્યતા માટે સંશોધનનું કામ હાથ લેવામાં આવ્યું છે.

### ૪. શંખ મત્સ્યોદ્યોગ

કચ્છના અખાતનો શંખ મત્સ્યોદ્યોગ દિનપ્રતિદિન પ્રસિદ્ધિ પામતો રહ્યો છે. દશ વર્ષ પહેલાં આ મત્સ્યોદ્યોગમાંથી થતી રૂ. ૫,૦૦૦ની આવકની સામે આજે લગભગ રૂ. ૪૦,૦૦૦ પ્રતિવર્ષ મળી રહે છે.

### ૫. વીંડોપેન ઓઈસ્ટર મત્સ્યોદ્યોગ

કચ્છના અખાતમાં આ મત્સ્યોદ્યોગનો ગણનાપાત્ર દરજ્જે વિકાસ સધાયો છે. આજે મળતાં ૧૪૦૦ તોલા વજનના રૂ. ૧૨૦,૦૦૦ની કિંમતના સીડ પર્લની સામે સને ૧૯૪૨માં નીપજમાત્ર ૧૦૦ તોલાની હતી જેનું મૂલ્ય રૂ. ૬,૦૦૦નું હતું. આ ત્રણે શેલ મત્સ્યોદ્યોગના વિકાસ માટે ગુજરાત સરકારે સંશોધન અને શોધખોળ માટેની યોજના હાથ ધરી છે.

## ૬. સૂકવેલી માછલી, ખાતર અને ભૂકો

રાજ્યમાંથી મોટા ભાગની માછલીઓની સૂકવેલી માછલીઓની સ્વરૂપમાં નિકાસ થાય છે. સૂકવેલી માછલીમાં સૂકવેલી બૉમ્બે ડક, સૂકવેલી પ્રોન, સૂકવેલી ગોળદોરા વગેરેનો સમાવેશ થાય છે. કમાવેલી માછલીનું વાર્ષિક ઉત્પાદન ૩૭,૦૦૦ ટનનું અંદાજવામાં આવે છે, જેની કિંમત રૂ. ૭૫ લાખ થાય છે. આમાંથી રૂ. ૫૦ લાખની કીમતની માછલીઓની સિલોન, મોરિશિયસ, બર્મા, રંગૂન અને આફ્રિકામાં નિકાસ થાય છે. આ ઉદ્યોગમાં લગભગ ૫,૦૦૦ વ્યક્તિઓ કામે લાગેલી છે. બૉમ્બે ડક તથા પ્રોનને કમાવવાની ગુણવત્તામાં સુધારણા કરવા માટે પ્રયત્ન થઈ રહ્યો છે. આ ઉદ્યોગમાં વર્ગીકરણ પદ્ધતિ તથા ગુણનિયંત્રણ દાખલ કરવામાં આવ્યાં છે.

ગુજરાતમાં રૂ. ૧.૭ લાખની કિંમતનું ૧૨૦૦ ટન જેટલી માછલીનું ખાતર તૈયાર થાય છે. જેમાંથી ૭૦૦ ટન જેટલું ખાતર મુંબઈ ખાતે નિકાસ કરવામાં આવે છે અને બાકીનાનો રાજ્યમાં ઉપયોગ થાય છે. આ માછલીનું ખાતર નાઈટ્રોજન કૅલ્શિયમ, અને ફૉસ્ફરસ આપતાં ખાતરોમાં સોંઘામાં સોંઘું ખાતર છે. અને તે ફળાઉ ઝાડ, તમાકુ વગેરે માટે ખૂબ ઉપયોગી છે. આ ઉદ્યોગને ઝાઝું પ્રોત્સાહન આપવું ઘટે છે. આ ખાતર કેટલેક અંશે રાસાયણિક ખાતરોનું સ્થાન અવશ્ય લઈ શકે. રાજ્ય તરફથી માછલીનું ખાતર બનાવવાની એક નાની ફેક્ટરી જાફરાબાદ ખાતે તૈયાર થઈ રહી છે, જેમાં સને ૧૯૬૧માં વાર્ષિક ૨૦૦ ટન જેટલું ખાતર ઉત્પાદન કરવાની નેમ છે.

## ૭. શાર્ક લીવરનું ઑઈલ

ગુજરાતના સાગર કિનારે શાર્ક માછલી પણ ઠીક પ્રમાણમાં મળી આવે છે. શાર્ક લીવરનું ૧૦ લાખ પાઉન્ડ જેટલું ઉત્પાદન થવા સંભવ છે અને તેમાંથી શાર્ક લીવરનું ૪૦,૦૦૦ ગૅલન જેટલું તેલ મળશે. હાલ મહારાષ્ટ્ર સરકારના શાર્ક લીવર તેલના પ્લાન્ટ ખાતે ઉપયોગ માટે તેની નિકાસ થાય છે. લીવર તેલનું વાર્ષિક ઉત્પાદન ૧૦૦,૦૦૦ ગૅલન જેટલું થાય ત્યારે ત્રીજી પંચવર્ષીય યોજનામાં સૌરાષ્ટ્ર વિસ્તારમાં સ્વયંસંપૂર્ણ ઔષધીય લીવર તેલનો પ્લાન્ટ નાખવાનું વિચારાયું છે.

## ૮. માછલી પર પ્રક્રિયા કરવા વિષે

કંડલા ખાતે પ્રોન ઉપર પ્રક્રિયા કરી તેને ડબ્બામાં પૅક કરી, તેની અમેરિકા ખાતે નિકાસ કરવા માટે એક ટન જેટલી શક્તિ ધરાવતો માછલી કમાવવાનો પ્લાન્ટ નાખવા માટેની એક યોજના છે. આ પ્લાન્ટ જૂન ૧૯૬૧માં કામ કરતો થઈ જશે. ગુજરાત રાજ્યમાં પ્રોન અને પૉમ્ફ્રેટ નામની બે અગત્યની માછલીઓ ઘણા મોટા પ્રમાણમાં પેદા થાય છે. અને તેને થીજવીને પરદેશમાં તેની નિકાસ કરી શકાય છે. હાલ ઉપલબ્ધ થતી થિજાવેલી માછલીનો નિકાસ કરવા જોગ જથ્થો લગભગ ૧૫૦૦ ટનનો છે અને તે દ્વારા લગભગ રૂ. ૨૫ લાખનું વિદેશી હૂંડિયામણ મળી શકે.

આ રાજ્યમાંથી દર વર્ષે રૂ. ૩૪,૦૦૦ની માછલીનો સરેશ તથા શાર્કફીનની પણ નિકાસ પણ થાય છે.

## ૯. માછલી પકડવાનો સરંજામ

અગાઉ કહ્યા મુજબ પ્રતિવર્ષ માછલી પકડવાના સરંજામનાં ૨૮,૦૦૦ સાધનો તૈયાર કરવામાં અથવા સમારવામાં આવે છે. હાલમાં વપરાતા માછલીના સરંજામના ૨૦ ટકા નાઈલોનના દોરાની બનેલી છે. જેનું ખર્ચ દર વર્ષે રૂ. ૨૦ લાખ થાય છે. વધુ નાઈલોન મળવાથી વધુ માછલી વધુ સારી અને વધુ સસ્તી માછલી મેળવી શકાય. આજે ગુજરાત રાજ્યમાં ભારતમાં સૌથી વધુ પ્રમાણમાં નાઈલોન વપરાય છે. આ નાઈલોન ગુજરાત કેન્દ્રીય સહકારી મત્સ્યોદ્યોગ મંડળી મેળવીને પૂરું પાડે છે. મત્સ્યોદ્યોગની જરૂરિયાતોને પોષવા માટે તેમ જ પરદેશી હૂંડિયામણ બચાવવા માટે ત્રીજી પંચવર્ષીય યોજનામાં બે નાઈલોનની દોરીઓ તથા નાઈલોનની જાળી બનાવવાના પ્લાન્ટ નાખવાનું સૂચન છે.

## ૧૦. બરફ અને શીતગૃહો સંબંધી

માછલી જાળવી રાખવા તથા તેના પરિવહન માટે રોજનાં લગભગ ૪૦ ટન બરફ આપતાં બરફનાં ૩૨ કારખાનાં છે. સરકારે ૨૭ ટન બરફ અને ૧૯૦ ટન કોલ્ડ સ્ટોરેજ થઈ શકે તેવાં ૪ કારખાનાંની જોગવાઈ કરી છે. તે ઉપરાંત, સરકાર સપ્ટેમ્બર ૧૯૬૧ સુધીમાં કંડલા ખાતે ૧૨ ટન બરફ અને ૬૦ ટન કોલ્ડ સ્ટોરેજની અને ૧૯૬૩ સુધીમાં ભરૂચથી ઉંમરગાવ સુધીના વિસ્તારમાં ૪૦ ટન કોલ્ડ સ્ટોરેજ-વાળા, પાંચ ટનના બરફના બે પ્લાન્ટ ઊભા કરનાર છે. દરરોજ એક ટન માછલીને થીજાવી શકાય તેવી શક્તિવાળા થીજાવી દેતા બે પ્લાન્ટ પણ ઊભા કરવાનું વિચારાયું છે. ત્રીજી પંચવાર્ષિક યોજના દરમ્યાન સને ૧૯૬૫–૬૬ સુધીમાં ઠંડીમાં રાખેલી માછલીઓનું પરિવહન રોજનું લગભગ ૨૭૦ ટનનું થશે. જાફરાબાદ, નવલખી અને ઉંમરગાંવ ખાતે આધુનિક ઢબની સૂકી માછલીની વખારો બાંધવાનું પણ વિચારાયું છે. આજે વાર્ષિક લગભગ ૪,૦૦૦ ટન માછલીની હેરફેર રેલવે મારફતે થાય છે અને ત્રીજી પંચવર્ષીય યોજનાના અંતમાં આ માગ વધીને લગભગ ૮,૦૦૦ ટન જેટલી થશે. તેથી ભારત સરકારના સહયોગથી દરરોજ એક વાતાનુકુલિત રેલવે વૅગન વેરાવળથી દિલ્હી અને એક વેરાવળથી વીરમગામ, અને વીરમગામથી મુંબઈ, એમ તાજી માછલી-ઓના પરિવહન માટે દોડાવવાનું વિચારેલું છે. આવાં વૅગનોમાં ૧૫ ટન માછલી સમાવી શકાશે. ત્રીજી પંચવાર્ષિક યોજનાની આખર સુધીમાં હાલની શક્તિસંચાલિત વાહન જહાજોની પાંચની સંખ્યાને વધારીને ૨૦ કરવાનું નિરધાર્યું છે. કારણ કે થીજાવેલી અને સૂકવેલી માછલી સહિત દરિયાઈ માર્ગ દ્વારા થતું દર વર્ષનું હાલનું માછલીઓનું પરિવહન ૧૦,૦૦૦ ટનથી વધીને બીજાં ૨૫,૦૦૦ ટન જેટલું વધવાની અપેક્ષા છે. જાળવણી પ્રક્રિયા અને પરિવહનની વધુ સગવડોથી માછી-મારોની કમાણી વધે અને ઉદ્યોગ કરનારાને વધુ સારી પેદાશ મળે, યોગ્ય અને આયોજિત ધોરણે મત્સ્યોદ્યોગનો વિકાસ કરીને અને માછીમારો તથા વ્યાપારી સહકારી સંસ્થાઓને પ્રોત્સાહન આપીને આપણા ૧,૮૦,૦૦૦ માછીમારોની સામાજિક આર્થિક હાલત સુધારવાનું શક્ય બનશે. માછલી કમાવવાના, તેને તૈયાર કરવાના, તેને ઠારવાના, જાળી વણવાના,

હોડીના બાંધકામના, તેની દુરસ્તીના, યંત્રીકરણ તથા વેચાણના ધંધામાં લગભગ બીજાં ૧૦,૦૦૦ વધુ કુટુંબોને રોજગારી આપવાનું શક્ય બનશે. સને ૧૯૬૫–૬૬ સુધીમાં ઉત્પાદન થયેલી માછલીઓનું એકંદર મૂલ્ય રૂા. ૪.૫ કરોડનું અંદાજેલું છે. જેમાંથી લગભગ ૧.૮૦ કરોડ રૂપિયા પરદેશી હૂંડિયામણના મળશે.

જૂની પુરાણી ઢબથી આ ઉદ્યોગ કરનારાઓને આધુનિક સાધનો જેવાં કે સારી હોડીઓ, હોડી માટે એંજિનો, નાઈલોનની જાળી વગેરે આપવા સાથે માછીમાર યુવકોને આધુનિક ઢબે આ ઉદ્યોગ કરવામાં તાલીમ આપવાની પણ જરૂર છે. આને માટે વેરાવળ મુકામે એક ખાસ તાલીમ શાળા છે. જેમાં દર વર્ષે ૪૦ યુવાનોને જરૂરી તાલીમ અપાય છે. આ શાળામાં તાલીમ પામેલા ભાઈઓ સંતોષકારક રીતે મત્સ્યોદ્યોગ કરે છે. આવી બીજી તાલીમશાળા બીલીમોરા મુકામે શરૂ કરવાનું વિચાર્યું છે.

આ ઉપરાંત દરિયામાં રહેલા વિપુલ અને વ્યાપક જીવનનો અભ્યાસ કરવા અને એ જ્ઞાનથી અને દરિયામાં જે સમૃદ્ધિ પડી છે તેનો જનહિતાર્થે લાભ લેવા માટે સંશોધન કેન્દ્રની ઘણી આવશ્યકતા છે. આવું કેન્દ્ર ઓખા બંદર ઉપર કરવા માટે બહુ જ અનુકૂળ સંજોગો છે. વડોદરા યુનિવર્સિટી અને ગુજરાત રાજ્યના મત્સ્યોદ્યોગ ખાતાના પરસ્પર સહકારથી આવું દરિયાઈ જીવન સંશોધન કેન્દ્ર હસ્તીમાં આવશે એવી આશા છે. આવું કેન્દ્ર હસ્તીમાં આવ્યે મત્સ્યોદ્યોગ ખાતાના કર્મચારીઓ ઉપરાંત દેશભરના વિદ્યાર્થીઓને ઉચ્ચ કક્ષાના આ વિષયની તાલીમ મળી શકશે અને તેથી આ ઉદ્યોગની ખિલવણી માટે જરૂરી માણસો અને જ્ઞાન મળી રહેશે.

દેશમાં આજે અનેકવિધ દિશાઓમાં પ્રગતિ થઈ રહી છે. જમીનમાંથી વધુ ને વધુ ઉત્પાદન કરવા આપણે મથી રહ્યા છીએ તે વેળા દરિયામાં પડેલી વિપુલ સંપત્તિ અને સાગર ઉપર અવલંબિત આપણા સાગરના ખેડુઓને અને સાગરની ખેતીને આપણે ન ભૂલીએ.

શ્રી. આર. કે. અમીન
(આચાર્ય, વિઠ્ઠલભાઈ પટેલ વાણિજ્ય મહાવિદ્યાલય,
સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ)

# શરાફી અને બૅંકિંગ પદ્ધતિ

ભારતવર્ષમાં શરાફી અને બેંકિંગનો ધંધો પુરાણા સમયથી અસ્તિત્વમાં છે. આ વાત વૈદિક સાહિત્ય ઉપરથી પુરવાર થાય છે. ઋગ્વેદમાં વૈશ્ય વર્ણનો ઉલ્લેખ છે.

શરાફી અને બેંકિંગનો મુખ્ય આધાર સમાજમાં રહેલી સંપત્તિની અસમાનતા પર રહેલો છે. ફક્ત મૂડી એકઠી થાય તેથી શરાફ કે બેંકર થઈ જવાતું નથી. તે વખતે સમાજમાં એવો પણ વર્ગ હોવો જોઈએ કે જેની પાસે પોતાનું ગુજરાન ચલાવવા કે ધાર્મિક અને સામાજિક ફરજો અદા કરવા માટે જોઈએ તે સમયે સાધન ન હોય. આ સંજોગોમાં આવો વર્ગ મૂડીવાળા વર્ગ પાસેથી જોઈતાં સાધન વ્યાજાદિને ધોરણે મેળવવા જાય ત્યારે જ શરાફી અને બેંકિંગનો ધંધો અસ્તિત્વમાં આવે છે. વૈદિકકાળમાં સંપત્તિની વહેંચણી અસમાન હતી એમ ઋગ્વેદ (૧૦, ૧૦૭, ૯) પરથી જાણવા મળે છે. શરાફી અને બેંકિંગના વિકાસમાં સિક્કારૂપે વપરાતું નાણું મુખ્યત્વે કરીને વાપરવામાં આવતું. ઋગ્વેદમાં 'નિષ્ક' નામના સિક્કાની નોંધો મળી આવે છે. (ઋગ્વેદ ૫, ૬૧, ૫) તેના પરથી વૈદિક સંસ્કૃતિના કાળમાં, એટલે ઈ. સ. પૂર્વે ૧૫૦૦ થી ઈ. સ. પૂ. ૧૦૦૦ સુધીમાં સિક્કા વગેરે અસ્તિત્વમાં આવ્યા હતા અને વેપાર સારી રીતે ચાલતો હતો, એમ સાબિત થાય છે.

વૈદિક કાળ પૂર્વે ઉત્તર અને પશ્ચિમ ભારતમાં મોહેં-જો-ડેરો, હરપ્પા, વગેરેના નામે ઓળખાતી એક પ્રાગૈતિહાસિક સંસ્કૃતિ અસ્તિત્વમાં હતી, એમ પુરાતત્વ સંશોધનના ખોદકામો પરથી સાબિત થયું છે. આ હરપ્પા સંસ્કૃતિનો સમય ઈ. પૂ. ૩૦૦૦ થી ઈ. પૂ. ૧૫૦૦ સુધીનો નક્કી કરવામાં આવ્યો છે. હરપ્પા સંસ્કૃતિમાં ધાતુનાં સાધનો બનાવવા માટે તાંબા અને કાંસાનો ઉપયોગ થતો. વૈદિકકાળમાં પણ તેમ જ હતું.

આ પ્રાગૈતિહાસિક કાળમાં ગુજરાતમાં બૅંકિંગ અને શરાફી હતાં કે નહીં તે હવે આપણે તપાસીએ. ગુજરાતમાં હરપ્પા સંસ્કૃતિનાં નગરો અને ગ્રામોના અવશેષો, લોથલ, રંગપુર, નાગલ, લાખા બાવળ વગેરે અનેક સ્થળે મળી આવ્યાં છે. આ હરપ્પા સંસ્કૃતિ શ્રેષ્ઠ પ્રકારના નાગરિક જીવન સુધીની પ્રગતિ કરી ચૂકી હતી. એ સમયે બૅબિલોનિયા અને ઈજિપ્ત આ બાબતમાં લોથલની સંસ્કૃતિ કરતાં કંઈક પછાત હતાં. હરપ્પા સંસ્કૃતિમાં નગરરચનાની યોજના (Town Planning) ઉચ્ચ કક્ષાએ પહોંચી હતી. અને નગરોમાં બંધ ગટરો હતી. બૅબિલોનિયા અને ઈજિપ્તમાં નગરોમાં આ વિશેષતા આ સમયે ન હતી. ગુજરાતમાં લોથલને આંગણે આવી શ્રેષ્ઠ નગરરચનાનાં પ્રમાણો મળી આવ્યાં છે.

આ હકીકત પરથી જાણવા મળે છે કે, ગુજરાતની પ્રજા વૈદિકકાળ પૂર્વે પણ એક ઉચ્ચ નાગરિક સંસ્કૃતિની કક્ષાએ પહોંચી ચૂકી હતી. નાગરિક સંસ્કૃતિમાં વેપાર તથા મોટા ઉદ્યોગોનું અસ્તિત્વ શરાફી અને બૅંકિંગ વિના શકય હોતું નથી. એટલે હરપ્પા સંસ્કૃતિના કાળમાં ઈ. પૂ. ૩૦૦૦ થી ઈ. પૂ. ૧૫૦૦ સુધીના ગાળામાં ગુજરાતમાં શરાફી અને બૅંકિંગનું અસ્તિત્વ આપણે માની લેવાનું રહે છે. હરપ્પા સંસ્કૃતિમાં કેવું અને કયું નાણું ચાલતું હતું તે હજી જાણી શકાયું નથી, પણ એ જમાનામાં ગુજરાતમાં દરિયાઈ વેપાર હતો, કારણ કે માલને વહાણ કે બીજાં વાહનોમાં બહાર મોકલતાં વેપારીઓ તેના પર પોતાનો જે નામવાળો સિક્કો મારે છે તેવા સંખ્યાબંધ સિક્કાઓ લોથલ ખાતેથી મળી આવ્યા છે.

વૈદિક સાહિત્યમાં ગુજરાતનો ઉલ્લેખ નથી, એટલે આપણા પ્રદેશના હરપ્પા સંસ્કૃતિના ઈતિહાસની ઝાંખી આપણને પુરાણોમાંથી મળી રહે છે. હરિવંશ, મહાભારત, ભાગવતાદિમાં ગુજરાતમાં દ્વારાવતી, પિંડ-તારક (હાલનું પીંડારા) પ્રભાસ, ભૃગુકચ્છ, શૂર્પારક, નારાયણ સરોવર વગેરે બંદરો હોવાના ઉલ્લેખો મળે છે. હરિવંશમાં એક સ્થળે જણાવ્યું છે કે યાદવો સૌરાષ્ટમાં આવ્યા પછી દરિયાઈ વેપાર વડે ખૂબ સમૃદ્ધ બન્યા હતા અને આ સમૃદ્ધિને પરિણામે જ તેઓ દારૂ વગેરે વ્યસનોમાં સપડાયા હતા. આ ઉપરથી જણાય છે કે, એ જમાનામાં એટલે કે, ઈ. પૂ. ૧૫૦૦ થી ઈ. પૂ. ૬૦૦ સુધીના ગાળામાં ગુજરાતને આંગણે શરાફી અને બૅંકિંગ કરનારો સારો વર્ગ રહ્યો હોવો જોઈએ, કારણ કે તે વિના બંદરો વડે પરદેશો સાથે વેપાર કરવાનું શકય નથી. હૂંડી વગેરેની પદ્ધતિઓ એ સમયે હોવી જોઈએ. પાછલા વૈદિકકાળનો ચિતાર રજૂ કરતા ઐતરેય (૩, ૩૦, ૩) અને તૈતરેય (૩, ૧, ૪, ૧૦) બ્રાહ્મણ ગ્રંથોમાં શ્રેષ્ઠી વર્ગના લોકોના ઉલ્લેખ મળી આવે છે. આ સમયે નિષ્ક ઉપરાંત શતમાના નામનો સિક્કો પણ ચાલવા લાગ્યો હતો.

આ પછી આપણે પાણિનિ (ઈ. પૂ. ૫૦૦ લગભગ) અને કૌટિલ્ય (ઈ. પૂ. ચોથી સદી)ના સમયમાં આવીએ છીએ. હવે જાત-જાતનાં ધાતુના સિક્કાઓ ચાલુ થયા હતા, અને તેમાં કાર્ષાપણ મુખ્ય હતો.

અમરિકાની ચેઈન બેંકિંગ (Chain Banking)ના લાભો પણ મળી રહેતા. આજે જેમ વ્યાપારી બેંકો પશ્ચિમમાં સટ્ટા બજારને પૈસા ધીરે છે, તેવી રીતે તેઓ પણ ધીરતા હતા અને ધીરે છે. દરિયાઈ તેમ જ આંતરિક વેપારનો વીમો પણ તેઓ રાખતા. વીમાની રકમનું રોકાણ પણ તેઓ જ કરતા. એક રીતે જોઈએ તો તેઓ વેપાર પણ કરતા હોવાથી મિકસ્ડ બેંકિંગ (Mixed Banking) પણ અસ્તિત્વમાં આવી જતું હતું. તેઓ સલાહકાર તરીકે પણ રહેતા હતા. આમ હાલની બેંકોનાં બધાં જ કાર્યો તેઓ કાર્યક્ષમ રીતે કરી શકતા હતા. જ્ઞાતિના ધોરણે તે પ્રથા વિકાસ પામી હોવાથી ધંધા વિષયક કેળવણી આપોઆપ મળી રહેતી. બેંકો અને ગ્રાહકો વચ્ચે સૈકડો વર્ષોનો સંબંધ બંધાતો, એટલે તે સહેલાઈથી તૂટતો પણ નહીં. શરાફો અને તેમને ત્યાં નાણાં મૂકનારા તથા લેનારા વચ્ચે મીઠા સંબંધો રહેતા હતા. કોઈને કચેરીએ જવાનો જવલ્લે જ પ્રસંગ આવતો. તેમના આવા સંબંધોને કારણે તેઓ રાજ્યને જોઈએ તેટલાં નાણાં પૂરાં પાડી શકતા હતા કારણ કે તે સમયે બીજા લોકોને અનામતો મૂકવા તથા મૂકેલી અનામતોનાં નાણાં નહીં ઉપાડવા તેઓ સમજાવી શકતા હતા.

આ જ કારણોને લઈને ગુજરાતમાં તેમ જ દક્ષિણમાં ચેટ્ટીઓની શરાફી પદ્ધતિ ખૂબ ખ્યાતિ પામી હતી. કર્ણાટકમાં વિજયનગરના હિંદુ-રાજ્ય વખતે, તથા મહારાષ્ટ્રમાં પેશવાના રાજ્ય વખતે ત્યાંના રાજવી-ઓએ પોતાના પાટનગર અને રાજ્યમાં શરાફી અને બેંકિંગ માટે ગુજરાતના વેપારીઓને માનભેર આમંત્રણ આપીને પોતાને ત્યાં વસાવ્યા હતા. હજી પણ ત્યાં તેમના વંશજો વેપારના ધંધામાં રોકાયેલા છે, અને ગુજરાતી સંસ્કૃતિ જાળવી રાખી છે.

આજે પણ પશ્ચિમની ઢબની બેંકિંગ પ્રથા ગુજરાતમાં આવ્યા છતાંયે આવી પુરાણી રીતની શરાફી ચાલુ રહી છે. તેમાં કેટલીયે વાર ચડતીપડતી આવી છે. જેમ કે, ગામડાંઓમાં ધીરધાર કરનારાઓની ખ્યાતિ ઓછી હતી. તેઓ ખૂબ વ્યાજ લેતા હતા. આ કારણને લઈને જુદે જુદે ઠેકાણે તેઓ શાહ, પારેખ કે શરાફને નામે નહીં ઓળખાતાં, નૂનિયાટ, વોરા, વહોર–ગપિયાને નામે ઓળખાતા હતા. વળી આગગાડી, તથા મનીઑર્ડરની પ્રથા આવવાથી તેમના ધંધાને ધોકો પહોંચ્યો હતો. પરંતુ તેથી આ પ્રથાને ખાસ નુકસાન થયું નથી. આ પ્રથા તેની કાર્યક્ષમતાને કારણે નવા સંયોગોને અનુરૂપ થઈ ગઈ છે. આજે તેઓ ખેતીની પેદાશની હેરફેર માટે ધિરાણ કરે છે. તેઓએ અમદાવાદના કાપડ ઉદ્યોગને શરૂઆતમાં નાણાં પૂરાં પાડયાં છે, શેર બજારમાં ખૂબ નાણાંનું રોકાણ કરે છે, નાણાંની ધીરધાર કરનારને પણ તેઓ નાણાં ધીરે છે; લોકો પાસેથી નાણાં ઉછીનાં લે છે, તેમના ગ્રાહકો સાથે મીઠા સંબંધો રાખે છે. વિશ્વાસ પર તેમનો વ્યવસાય આજે પણ નભી રહ્યો છે. હુંડીમાં જે બિલ્સ ઑફ એક્સ્ચેન્જ (Bills of Exchange) ઉપરાંત નાણાંની શાખ સર્જન કરવાનું રહ્યું હતું, તે એક રીતે, આજે ચાલુ છે અને વેપારની જરૂરિયાતો પૂરી કરવા માટે તે સંસ્થા જેમ અગાઉ તત્પર રહેતી હતી તેમ આજે પણ રહે છે. આ પ્રથા ખૂબ કાર્યક્ષમ રીતે કાર્ય કરે છે. તેમાં નાદારી ભાગ્યે જ આવે છે, કારણ કે જરૂરી ચોકસાઈ કરીને પછી જ નાણાં ધીરવામાં આવે છે. આ સંસ્થાને ટક્કર મારે તેવી સંસ્થા આજના સમયમાં આપણે કરી શક્યા નથી. આ સંસ્થા વિષે વધુ ને વધુ વિગતો જાણવા મળે તે ખાસ જરૂરી છે. આમ કરવાથી, આજની જરૂરિયાતને પહોંચી વળવા માટે આધુનિક બેંકિંગમાં કયા ફેરફારો કરવા આવશ્યક છે તેનો સાચો ખ્યાલ આવી શકે."

# રાજ્યનાં નાણાકીય સાધનો અને વ્યય

શ્રી માલદેવજી ઓડેદરા
(નાયબપ્રધાન, નાણાખાતું, ગુજરાત રાજ્ય)

## પ્રારંભિક

સરકારની સામાન્ય નીતિના સંપૂર્ણ અનુપાલન માટે તેમ જ જાહેર નાણાંનો ઉપયોગ ખૂબ જ કરકસરથી થાય અને તે નાણાં યોગ્ય રીતે હેતુપુરઃસર મેળવવાની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવે તે જોવાની સરકારની પ્રાથમિક ફરજ છે. કલ્યાણ રાજ્યના આદર્શને વરેલી અને પ્રજાની આર્થિક સ્થિતિની સુધારણા કરવા માટે કૃતનિશ્ચય, લોકશાહીની સરકારમાં વિકાસ પ્રવૃત્તિઓ અંગેના ખર્ચમાં સતત વધારો થતો રહે તે, સિદ્ધાંતની દૃષ્ટિએ આવશ્યક લેખાવું જોઈએ. રાષ્ટ્રીય જીવનધોરણને ઊંચું લાવવા માટે સર્વે પ્રયાસો કરવાની આપણી ભાવનાનો અર્થ જ એ થાય છે કે વિકાસ કાર્યક્રમનો અમલ કરવામાં રાજ્યને જરૂરી હોય તેવાં સાધનો પૂરાં પાડવા માટે આપણામાંના પ્રત્યેક નાગરિકે કટિબદ્ધ થવું જોઈએ. આ કાર્ય માટે આપણી સમગ્ર શક્તિને કેન્દ્રિત કરવામાં આપણે સદૈવ પ્રયત્નશીલ રહેવું ઘટે. આમ છતાં આવાં જરૂરી સંપત્તિ-વર્ધક સાધનો ઊભાં કરવાનું કામ એકદમ સરળ નથી. આપણી મહેસૂલ ખર્ચની ખાધના ગાળાને પૂરવા માટે અને જો શક્ય બને તો અંશતઃ મૂડીના ખર્ચને પહોંચી વળવાનાં યોગ્ય સાધનો શોધી કાઢવાં પડશે.

ભૂતપૂર્વ મુંબઈ રાજ્યની વિધાનસભા સમક્ષ તા. ૧૮–૩–’૬૦ના દિવસે છેલ્લું અંદાજપત્ર રજૂ કરતી વખતે તે વખતના નાણાંમંત્રી ડૉ. જીવરાજ મહેતાએ કરેલા પ્રવચનના આખરી ફકરાઓમાંથી આ વસ્તુનો નિર્દેશ મળી શકશે. તેમણે કહેલું :—

"સન ૧૯૫૨–૫૩ના વર્ષ માટે ભૂતપૂર્વ મુંબઈ રાજ્યના હિસાબ પ્રમાણે મહેસૂલી ઊપજ અને ખર્ચની રકમો અનુક્રમે રૂ. ૬૨.૫૦ કરોડ અને રૂ. ૬૮.૪૪ કરોડ જેટલી થવા પામી હતી. જ્યારે સને ૧૯૬૦–૬૧ના વર્ષ અંગેની મહેસૂલી ઊપજ રૂ. ૧૫૦.૦૬ કરોડ અને મહેસૂલી ખર્ચ રૂ. ૧૪૯.૯૯ કરોડ અંદાજવામાં આવેલ છે. મૂડીનો ખર્ચ સન ૧૯૫૨–૫૩માં રાજ્ય વ્યાપાર યોજનાઓ સિવાય રૂ. ૧૧.૩૮ કરોડનો થયો હતો. આજે હું જે આવેદનપત્ર રજૂ કરું છું તેમાં સન ૧૯૬૦–૬૧ના વર્ષ માટેના મૂડીખર્ચ અંગેની રૂ. ૪૭.૫૫ કરોડની જોગવાઈ કરવામાં આવી છે. આના પરિણામે જ્યારે સૌ પ્રથમ સન ૧૯૫૨–૫૩ના એપ્રિલમાં મેં જ્યારે નાણાખાતું સંભાળ્યું ત્યારે, તા. ૩૧મી માર્ચ, ૧૯૫૨ના દિવસે ઉપલબ્ધ સિલકની રકમ રૂ. ૩૦.૪૯ કરોડની હતી, જ્યારે તા. ૩૧મી માર્ચ ૧૯૬૦ના રોજ રૂ. ૯૦ કરોડની સિલક અંદાજવામાં આવી હતી."

મુંબઈ રાજ્યના વિભાજનના પરિણામે સ્થપાયેલા ગુજરાત રાજ્યની વિવિધ આર્થિક અને સામાજિક બાબતોની પાયાની માહિતી અંગેની એક ટૂંકી નોંધ રજૂ કરવાનું હાલના તબક્કે યોગ્ય થશે. ૧૯૫૧ની વસ્તી ગણતરી પ્રમાણે ગુજરાત રાજ્યનો કુલ સીમા-વિસ્તાર ૭૨,૧૩૭ ચો. માઈલનો છે. જે ભારતસંઘના સીમા-વિસ્તારનો ૬.૧ ટકા જેટલો છે. આ રાજ્યની વસ્તી લગભગ ૧.૬૩ કરોડ જેટલી છે, જે ભારતસંઘની વસ્તીના ૪.૫ ટકા છે. આનો ૨૭.૨૩ ટકા ભાગ શહેરી વિસ્તારમાં વસે છે, જ્યારે સરખામણીમાં ભારતસંઘના શહેરી વિસ્તારના આંકડા ગણતાં આ સંખ્યા ૧૭.૩૪ ટકા જેટલી છે. રાજ્યમાં વસ્તીની ગીચતા દર ચો.મા. ૨૨૫ની છે. કૃષિ અને બિનકૃષિ વિષયક ધંધાઓ ઉપર નભતી વસ્તીનું પ્રમાણ અનુક્રમે ૫૭.૯ ટકા અને ૪૨.૧ ટકા જેટલું છે. ગુજરાત રાજ્યની હદમાં વસતા લોકોની, સન ૧૯૫૪–૫૫ના વર્ષ દરમ્યાન કુલ આવક રૂ. ૪૬૫.૯૫ કરોડની અંદાજવામાં આવી છે. આ આવક રાષ્ટ્રીય આવકની સરખામણીમાં ૪.૮ ટકા જેટલી થાય છે. આ રીતે તુલનાત્મક દૃષ્ટિએ વિચાર કરતાં ૧૯૫૪–૫૫ના વર્ષની માથાદીઠ આવક રૂ. ૨૭૨ જેટલી ગણવામાં આવી હતી. ખેતીવાડી તથા તેને આનુષંગિક બીજી બધી પ્રવૃત્તિઓ દ્વારા થતી આવક ૪૫ ટકા જેટલી હતી, જ્યારે ખાણ ઉત્પાદન તથા યંત્રો દ્વારા અને નાના નાના ઉદ્યોગો દ્વારા થતી આવક, કુલ આવકના ૨૩ ટકા જેટલી હતી. વ્યાપાર-વાણિજ્ય અને વાહનવ્યવહાર દ્વારા આ આવક ૧૭ ટકા જેટલી થઈ હતી અને અન્ય ઉત્પાદનનાં સાધનો દ્વારા થતી આવક ૧૪.૮ ટકા જેટલી હતી. રાજ્યમાંના ૨૩૯.૮ લાખ જેટલા ખેતીવાડી હેઠળના એકંદર વિસ્તારમાંથી ૧૪.૯ લાખ એકર અથવા ૬.૨ ટકા જેટલો વિસ્તાર સન ૧૯૫૬–૫૭ દરમ્યાન સિંચાઈ નીચે હતો. નહેર કરતાં પણ વધુ વિસ્તારમાં કૂવાની સિંચાઈ થતી હતી.

ખેતીવાડીના વિસ્તારની લગભગ ૪૫ ટકાથી વધારે જમીન રોકડિયા પાક હેઠળ છે. આ ૪૫ ટકા જમીનનો ૭૯ ટકા જેટલો વિસ્તાર તો કપાસ અને તેલીબિયાંના પાક હેઠળ છે. સન ૧૯૫૮–૫૯ના વર્ષ દરમ્યાન માત્ર ૫૧ ટકા જેટલા વિસ્તારમાંથી અનાજનો પાક લેવામાં આવતો હતો. જ્યારે રાજ્યમાંનું સરાસરી અન્ન ઉત્પાદન ૧૯.૬ લાખ ટન હતું, ત્યારે કપાસ અને મગફળીનું ઉત્પાદન અનુક્રમે ભારત સંઘના ઉત્પાદનના ૨૫ અને ૨૧ ટકા જેટલું હતું. આ રાજ્યમાં દુધાળાં ઢોર અને તેમાંયે ખાસ કરીને ગીરકાંઠાની અને અન્ય જાણીતી ભેંસો ઘણા જ સારા પ્રમાણમાં દૂધ આપે છે. આ

આ કાર્ષાપણો ગુજરાતમાં કામરેજ, કારવણ, પાલનપુર, ઢાંક વગેરે અનેક સ્થળે દાટી રાખેલા ધન તરીકે મળી આવ્યા છે. તે ઉપરથી જણાય છે કે મહાજનપદ અને મૌર્યકાળમાં ગુજરાતમાં નાણાવટનો ધંધો અવશ્ય હતો.

ત્યાર બાદ ઈ. સ.ની શરૂઆતથી ગુજરાતનાં બંદરો મારફતે જ મુખ્યત્વે કરીને હિંદનો દરિયાઈ વેપાર ચાલ્યો છે. તેમાં ભરૂચ (પ્રાચીન ભૃગુકચ્છ), ખંભાત, વેરાવળ, સુરત, પોરબંદર વગેરે બંદરો તરીકે મોખરે રહ્યાં છે. પ્રાગૈતિહાસિક કાળથી માંડીને ઈ. સ.ના ૮–૯મા સૈકા સુધીમાં ભરૂચ બંદર સારી રીતે વિકાસ પામ્યું હતું. તે પશ્ચિમ જગતમાં બેરીગાઝા નામે ઓળખાતું હતું. તે હિંદનાં બંદરોમાં અગ્રસ્થાન પામ્યું હતું. ભરૂચની જાહોજલાલીના કાળમાં સિક્કાની લેવડદેવડ ઉપરાંત વીમા ઉતારવા વગેરેની વ્યવસ્થાઓ પણ વિકાસ પામી હતી. પ્રાગૈતિહાસિક કાળમાં દ્વારકા ગુજરાતનું પાટનગર હતું અને પછી ગુપ્તકાળ સુધી આ સ્થાને ગિરિનગર (જૂનાગઢ) રહ્યું હતું. ત્યાર બાદ થોડા સમય માટે વલભીપુર મુખ્ય નગર થયું, જે સેનાપતિ ભટાર્કે વસાવ્યું હતું અને કેટલાયે પરદેશી વ્યાપારીઓએ વસવાટ કર્યો હતો અને પોતાનો ધંધો ખીલવ્યો હતો. તે સમયે મુખ્યત્વે કરીને દરિયાઈ માર્ગે મીઠું, કાપડ, ગળી અને ઝવેરાતનો વેપાર ખૂબ ચાલતો હતો. નાણાંની ધીરધાર અને હેરફેર પણ મુખ્ય હતાં. ત્યાર બાદ ૯ અને ૧૦મી સદી દરમિયાન ખંભાતનું બંદર વિકાસ પામ્યું અને ત્યાર બાદ સુરતનો વિકાસ થયો. આમ ઓગણીસમી* સદી સુધી ગુજરાતે બંદરી વેપારમાં પોતાનું સ્થાન જાળવી રાખ્યું છે.

અકબરના સમયમાં દરિયાઈ વેપારક્ષેત્રે મુખ્યત્વે કરીને હિંદમાં ત્રણ જ્ઞાતિઓ હતી; દરિયાકાંઠાના મુસ્લિમો જેમાં આરબો વગેરેનો સમાવેશ થાય છે; ગુજરાતના વાણિયાઓ અને દક્ષિણના ચેટ્ટીઓ. ગુજરાતના વાણિયાઓએ હિંદમાં ઠેર ઠેર પોતાના વેપારનાં મથક સ્થાપ્યાં હતાં; પરદેશોમાં મુખ્યત્વે કરીને મધ્યએશિયા અને આફ્રિકામાં તેમનો વસવાટ મોટો હતો, પરંતુ તેમાંના કેટલાક તો બર્મા, મલાયા, ચીન વગેરે દેશો સુધી પણ વેપાર કરતા હતા. આ કારણે હિંદના સમગ્ર વેપાર માટે નાણાંના વિનિમયનું કાર્ય પણ ખૂબ સરળ બની ગયું હતું. અંગ્રેજો જ્યારે હિંદમાં આવ્યા અને સુરતમાં વેપાર શરૂ કર્યો ત્યારે તેમણે ગુજરાતની શરાફીનો જ ઉપયોગ કર્યો હતો. આ પ્રથાને રાજ્યની સરહદોનાં બંધનો ન હતાં. તે પ્રથા મુખ્યત્વે કરીને વિશ્વાસ પર નભતી હતી. તેમાં જરૂરથી કેટલીક પ્રણાલિકાઓ બંધાઈ હતી અને તે પર જ તેની સધ્ધરતા બંધાઈ હતી. આ પ્રથાની કદરરૂપે ટેવર્નિયર લખે છે કે, "The Jews, engaged in money matters in the Turkish Empire are, usually considered to be exceptionally able, but they are scarcely fit to be apprenticed to the money-changers of India."

અકબરના સમયથી તે ઠેઠ ઔરંગઝેબના સમય સુધી સુરતમાં વીરજી વોરાની પેઢી ખૂબ જામેલી હતી. તે એક મોટી વેપારી પેઢી હતી, અને તેનો શરાફીનો પણ મોટો ધંધો ચાલતો હતો. તેની અમદાવાદ, આગ્રા, દિલ્લી, ગોલકુંડા વગેરે સ્થળોએ પેઢીઓ હતી અને જાવા, બસરા, સાફાલા (આફ્રિકા) જેવાં પરદેશનાં સ્થળોએ તેની શાખ ફેલાયેલી હતી. તે પેઢી સટ્ટાનો વેપાર, શરાફી, ધીરધાર, વીમો વગેરે અનેક પ્રકારનાં કાર્યો કરતી હતી, અને તેની પાસે એક કરોડ રૂપિયા જેટલી મૂડી હતી. ત્યાર બાદ ગુજરાતના વેપારીઓ દિલ્લી અને પૂના ખાતે તેમની પેઢીઓ ખાસ રાખતા હતા. આફ્રિકાના દરિયા કાંઠે તેમનો વેપાર અને નાણાં વિનિમયનાં કાર્યો ખૂબ ખીલેલાં હતાં. એક સમય એવો હતો કે હિંદનો રૂપિયો, આફ્રિકામાં મુખ્ય ચલણરૂપે વપરાતો હતો. આજે જેમ સ્ટર્લિંગ અને ડૉલરનું નાણું આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં નાણાંરૂપે વપરાય છે. તેમ હિંદનો રૂપિયો આફ્રિકા અને મધ્ય એશિયામાં વપરાતો હતો. હજી પણ એડન જેવાં બંદરોમાં તે પ્રથા ચાલુ છે અને ઈ. સ. ૧૯૫૨ સુધી એડનમાં વિનિમય માટે રૂપિયાને પસંદગી મળતી હતી. આજે પણ લગભગ રૂ. ૩૦ કરોડ કરતાં પણ વધુ નાણું મધ્યએશિયામાં ફરી રહ્યું છે. આ બધાયમાં ગુજરાતનો મુખ્ય ફાળો રહ્યો છે.

ગુજરાતમાં તેમ જ હિંદમાં બૅંકિંગ અને શરાફીનો વ્યવસાય એક અલગ વ્યવસાય તરીકે અસ્તિત્વમાં આવ્યો નથી; હંમેશાં તે બીજા ધંધાઓ સાથે સંકલિત રહ્યો છે. એક જ પેઢીમાં તે ધંધાની અગત્ય પણ સમયે સમયે બદલાતી રહી છે. આ ધંધાની શરૂઆત પણ પશ્ચિમના દેશોના આ ઈતિહાસને ખૂબ મળતી આવે છે, અને તેઓનું કાર્યક્ષેત્ર પણ અત્યારના બૅંકિંગના ધંધાના જેવું જ હતું.

ઈ. સ.ની શરૂઆતમાં જ્યારે ગુજરાતમાં વેપાર શરૂ થયો ત્યારે, અનેક પ્રકારનાં નાણાં વિનિમય માટે વપરાતાં હતાં; પરદેશી નાણાં પણ હિંદમાં વિનિમય માટે વપરાતાં હતાં. નાણાંના વિનિમયમાં વિશ્વાસ એ એક જ મર્યાદા હતી; રાજકીય સરહદો તેની મર્યાદા ન હતી. એટલે બંદરના શહેરોમાં તેમ જ વ્યાપારી મથકોમાં વિનિમયનાં જુદાં જુદાં કેટલાંયે નાણાં વપરાતાં હતાં. તે નાણાં-નાણાં વચ્ચેના વિનિમય માટે, તે નાણાંની સધ્ધરતા નક્કી કરવા માટે કેટલીક વેપારી પેઢીઓ અસ્તિત્વમાં આવી હતી. તે પેઢીઓએ કાળે કરીને શરાફી અને બૅંકિંગનો ધંધો ઉપાડી લીધો હતો. આ પેઢીઓ ફક્ત નાણાં-નાણાં વચ્ચેના વિનિમયનું જ કાર્ય કરતી એવું નહોતું. આ પેઢીઓ મુખ્યત્વે કરીને તો વેપાર કરતી હતી, એટલે, એક યા બીજી રીતે આવાં જુદા જુદા પ્રકારનાં નાણાં તે વિનિમયમાં વેપાર દ્વારા મૂકી શકતાં હતાં. અને એમની ખરીદી અને વેચાણમાં પણ જુદાં જુદાં નાણાંની જરૂર હોવાથી નાણાં નાણાં વચ્ચેનું વિનિમય કાર્ય એમને આવશ્યક હતું, અને તેથી તે સહેલું પણ બની જતું હતું.

મુખ્યત્વે આવા વેપારીઓનાં મહાજનો પણ આ સમયમાં સ્થપાયાં હતાં. આવા મહાજનોનાં કેટલાંયે ઉદાહરણો, મૌર્ય અને ગુપ્ત સમયના ઈતિહાસમાં આપણને મળે છે. આ મહાજનો પાસે ફંડો પડી રહેતાં હતાં. તે ફંડો કાં તો તેના સભ્યો પાસેથી મળ્યાં હોય અથવા મહાજન મારફતે માલની ખરીદી-વેચાણ થતાં—તેમાંથી દલાલીરૂપે, અથવા

મહાજનમાં આપવામાં આવતા ધર્માદાફંડ રૂપે ભેગાં થતાં હોય. મહાજનના કેટલાયે સભ્યો એમની બચત મહાજનમાં મૂકતા. મંદિરો જેવી ધાર્મિક અને સદાવ્રતો જેવી ધર્માદા સંસ્થાઓ પણ તેમનાં ફંડો મહાજનોમાં મૂકતી હતી. તે રકમ મુખ્યત્વે કરીને નગરશેઠ તરીકે ઓળખાતા એક બે વેપારીઓ પાસે રહેતી. તે રકમ તેના સભ્યોને જરૂર મુજબ ધીરવામાં આવતી. આ રીતે સભ્યોનાં ફંડોનું એક મોટું ભંડોળ થતું અને તે ભંડોળ સભ્યોના ઉપયોગ માટે જ વપરાતું. બીજાં જાહેર કાર્યોને માટે અથવા આપત્તિકાળમાં આ ફંડોનો ઉપયોગ થતો. નગરશેઠ, તેના વહીવટ દરમિયાન, જોખમદારી પોતાને શિરે લઈને આ ભંડોળનો વહીવટ કરતા.

ત્યાર બાદ કેટલાયે વેપારીઓ અનામતરૂપે નાણાં સ્વીકારવા લાગ્યા. મરણ પાછળના ખર્ચની જોગવાઈ પોતાના જીવન દરમિયાન કરવા માટે, આવાં મહાજનોને કે શરાફોને (કે જે શાહ કે નાણાવટીને નામે ઓળખાતા હતા) લોકો નાણાં આપવા લાગ્યા. જાત્રાએ જતા પહેલાં પોતાની મિલકતની સંભાળ માટે કેટલાક માણસો તે નગરશેઠને સોંપી જતા. આ રીતે પણ અનામતરૂપે નાણાં મળતાં હતાં.

ધીમે ધીમે આવી અનામતો રાખનારા માણસો રાજ્યના કારભાર સાથે પણ સંકળાયા. નગરશેઠો રાજાને લોન વગેરે જોઈએ ત્યારે આપતા. લશ્કરને નિયમિત પગાર આપવાનું કાર્ય પણ આવા વેપારીઓને સોંપવામાં આવતું. આવી કેટલીયે પેઢીઓ અગાઉના વખતમાં મહેસૂલ ઉઘરાવવાનો ઇજારો રાખતી. અમદાવાદમાં વખતચંદ ખુશાલચંદની પેઢી અને વડોદરામાં શામળ બેચર તથા હરિભક્તિની પેઢીઓએ આ પ્રકારના ઇજારા રાખ્યા હતા. આમ થતાં તેઓને શરાફી અને બેંકિંગનું કામ કરવાનું સહેલું થઈ જતું.

નાણાંની ધીરધાર પણ આ લોકો જ કરતા. તેમાં બે રીતે કાર્યો થતાં હતાં. એક નાણાંની હેરફેર અને ખાસ કરીને હૂંડીની ખરીદી અને વેચાણનો વ્યવસાય અને બીજું ખેડુતો વગેરેને નાણાં ધીરવાનો વ્યવસાય. ખેતીની પેદાશની હેરફેર માટે નાણાંની જરૂરિયાતને મુખ્યત્વે કરીને હૂંડી મારફતે પૂરી કરવામાં આવતી હતી અને વપરાશ માટેની જરૂરિયાતને તેમ જ ખેડૂતોને માટે જરૂરી ટૂંકા ગાળાની શાખ નાણાં ધીરધાર કરનાર મારફતે પૂરી કરવામાં આવતી હતી. સાથે સાથે આ લોકો વેપારમાં સંકળાયેલા હોવાથી સટ્ટો, વીમો વગેરેના કાર્યો પણ કરતા હતા. સુરતના વીરજી વોરાની પેઢી વીમો પણ ઉતારતી હતી અને સટ્ટો પણ કરતી હતી. કેટલીયે વાર સિન્ડિકેટ રચીને આ પેઢી માલની ખરીદી કરતી હતી, અને માલની હેરફેરનો વીમો પણ ઉતારતી હતી. સૌરાષ્ટ્રમાં ૧૭, ૧૮ અને ૧૯મી સદીમાં વીમો અને સટ્ટો શરાફોના હાથમાં જ હતો.

આ દૃષ્ટિએ જોતાં ગુજરાતમાં બેંકિંગનો એક અલગ વ્યવસાય તરીકે વિકાસ થયો નથી. વેપારની જરૂરિયાતને પહોંચી વળવા માટે, જરૂરી સેવાઓ આપવા માટે, તે વ્યવસાય ઊભો થયો હતો. તે બીજા ધંધાઓ સાથે સંકલિત રહ્યો છે. તેનું પશ્ચિમના દેશોની સાથે ઘણું સામ્ય છે. ઙચ લોકોની માફક નાણાંનો અદલોબદલો કરનાર પેઢીઓ સુરત અને ભરૂચમાં હતી અને તે ઙચ લોકો પહેલાં સ્થપાયેલી હતી. બ્રાક્ટિયન રાજાના સિક્કા ભરૂચમાં ચાલતા હતા; અનેક પ્રકારના સિક્કા મધ્યયુગના ગુજરાતમાં હતા. સુરતનો રૂપિયો, વડોદરાનો રૂપિયો, બાબાશાહી રૂપિયો વગેરે. રાજાઓ પણ સિક્કામાંની ધાતુનું પ્રમાણ વારંવાર બદલતા. પશ્ચિમમાં પણ આવું ડિબેઝમેન્ટ (Debasement) ઘણી વાર થતું. મહાજનોમાં મૂકવામાં આવતાં ધર્માદા ફંડોમાંથી ધીમે ધીમે ડિપૉઝિટ સ્વીકારવાની શરૂઆત કરવી, ઝવેરી અને સોનીનું ધંધા સાથે આ કાર્યનું ગુંથાવું વગેરે પશ્ચિમના દેશોના ઇતિહાસક્રમ મુજબ છે. ઈ. સ.ની શરૂઆતથી હિંદમાંથી મુખ્યત્વે કાચો માલ બહાર જતો અને હિંદમાં મુખ્યત્વે ઝવેરાત, સોનું, ચાંદી વગેરે આવતાં હતાં. ખંભાત બંદરે ખાસ કરીને આમ થતું હતું – અને પરદેશના વેપાર સાથે સોનું, ચાંદી, ઝવેરાત વગેરેનો ધંધો કરનાર લોકો ખંભાતમાં મોટે ભાગે હતા. આમ હોવાથી તે ધંધાઓ કરવાવાળા વેપારીઓ જ શરાફી અને બેંકિંગના વ્યવસાયમાં રોકાયેલા હતા.

પશ્ચિમની માફક હિંદમાં અને ખાસ કરીને ગુજરાતમાં આ કાર્ય કરનારાઓ રાજ્યની સરકાર સાથે ખૂબ સંકળાયેલા રહ્યા છે. તેમણે સરકારને લોનો પૂરી પાડી છે, તથા લડાઈના સમયમાં મદદ કરી છે. વનરાજે ગુજરાતનું રાજ્ય લેવા માટે ચાંપા વાણિયાની મદદ લીધી હતી; રાણા પ્રતાપે વીર ભામાશાની મદદ લીધી હતી. નગરશેઠ અને રાજા વચ્ચે હંમેશાં ગાઢો સંબંધ રહેતો, અને મધ્યયુગમાં સોલંકી કાળમાં શ્રાવકો અને નગરશેઠો પૈસાના જોરે જ રાજ્યની લગામ પોતાના હાથમાં રાખતા હતા. પ્રજાનો વિશ્વાસ તે લોકોએ સંપાદન કર્યો હતો, એટલે ટ્રસ્ટી તરીકેનાં કાર્યો તેઓ હાલની બેંકોની માફક જ કરતા હતા. આમ મધ્યસ્થ બેંક અને વ્યાપારી બેંકનાં કાર્યો આ પ્રથામાં સમાવી દીધેલાં હતાં.

આ પ્રથા ખૂબ કાર્યક્ષમતાપૂર્વક ચાલતી હતી. તે મુખ્યત્વે કરીને એક જ જ્ઞાતિના હાથમાં હોવાથી અને જ્ઞાતિનું બંધારણ ખૂબ ઊંચું નૈતિક ધોરણ જાળવી રાખતું હોવાથી – નાણાં ઉત્પાદન તેમ જ હેરફેર આ લોકો સારી રીતે કરી શકતા. હૂંડીની પ્રથામાં, નાણાંનું ઉત્પાદન અને તેની હેરફેર, બન્ને કાર્યો સમાયેલાં હતાં. હૂંડીનો સ્વીકાર વિશ્વાસે થતો. પેઢી પેઢી વચ્ચેનો હિસાબ લાંબા સમયે થતો હોવાથી હૂંડી જ નાણાંની ગરજ સારતી અને તેથી એ નાણાંની ધીરધાર કેટલેક અંશે નાણાંના ઉત્પાદન રૂપે થતી હતી. કારણ કે હૂંડીનો સ્વીકાર પણ અવશ્ય થતો જ હતો. તદુપરાંત એક જ જ્ઞાતિના હાથમાં ધંધો હોવાથી એકબીજાની મદદે લોકો તરત જ આવતા. ઇંગ્લૅંડમાં ૧૮૯૦માં બેંકો ઉપર આવેલ આફત વખતે બેંકોએ એકબીજાને મદદ કરેલી અને બેંક ઑફ ઇંગ્લંડે તેમાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. હિંદમાં તેમ કરવાની જરૂર રહેતી નહોતી. તદુપરાંત પેઢીઓ તેમની શાખાઓ ઠેર ઠેર કાઢતી હોવાથી બ્રાન્ચ બેંકિંગ (Branch Banking)ના ફાયદા પણ મળી રહેતા. એક જ જ્ઞાતિના લોકો અન્ય જગાએ એક જ ધંધો કરતા હોવાથી તે એકબીજાના સહાયક તરીકે કામ કરતા, એટલે

રીતે વિપુલ દૂધ ઉત્પાદન અને સારી ઓલાદના દુધાળાં ઢોર માટે આ રાજ્ય ગૌરવ લઈ શકે તેમ છે. આ બધું છતાં રાજ્ય પાસે વન્યસંપત્તિ અને સાધનો બહુ જ મર્યાદિત છે.

સન ૧૯૫૮ના વર્ષ દરમ્યાન ભારતના કારખાના બાબતના અધિનિયમ અન્વયે, ૩,૨૪૩ કારખાનાંઓની નોંધણી કરવામાં આવી હતી. આ કારખાનાંઓમાં સરાસરી ૩,૧૩,૬૦૧ માણસોને રોજગારી મળી હતી. આ કામદારોમાંથી કુલ ૬૦ ટકા જેટલા કામદારો કાપડ ઉદ્યોગમાંથી રોજી મેળવે છે. મીઠું ઇત્યાદિ ક્ષારો, ચૂનો, મેંગેનીઝ, ચિરોડી, ચિનાઈ માટી, કેલ્સાઈટ, બોકસાઈટ વગેરે જેવા ખનિજોથી ગુજરાત રાજ્ય સમૃદ્ધ છે. ખંભાત અને અંકલેશ્વર વિસ્તારમાં પેટ્રોલિયમ તેલ અને ગેસના સમૃદ્ધ ખનિજ જથ્થાઓ મળી આવ્યા છે. ખનિજ ઉત્પાદનની કિંમત રૂ. ૩.૮૪ કરોડની થઈ હતી. બીજી પંચવર્ષીય યોજનાઓમાંની વિવિધ યોજનાઓનો અમલ થવાથી ૨૫૩ મેગાવોટ જેટલી વિદ્યુતશક્તિ ઉત્પાદનની શક્યતા ધારવામાં આવે છે. જ્યારે ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે આ વિદ્યુતશક્તિ ૫૨૦ મેગાવોટ જેટલી થશે એવી પણ એક ગણતરી રહે છે.

રાજ્ય રસ્તાની બાબતમાં એટલું બધું પછાત છે કે, બીજી પંચવર્ષીય યોજનાને અંતે તે નાગપુર યોજનાના લક્ષ્યાંકો કરતાં પણ ૩૦ ટકા જેટલું પછાત રહેશે. ત્યારે આ સમય દરમ્યાન અન્ય રાજ્યોએ કાં તો લક્ષ્યાંકો સિદ્ધ કર્યા હશે અથવા તો કેટલાક રાજ્યોએ નાગપુર યોજનાના રોડ માઈલેજના આંકને વટાવી દીધો હશે. ગુજરાત રાજ્ય પાસે વિશાળ દરિયાકાંઠો છે. આઠ મધ્યમ કદનાં અને ૪૩ નાના કદનાં બંદરો પણ છે. સમગ્ર ભારતના આવાં મધ્યમ અને નાના કદનાં બંદરો ૫૦ લાખ ટન માલની હેરફેર કરે છે. તે પૈકી આ રાજ્યના બંદરો ૨૦ લાખ ટન જેટલા માલની હેરફેર કરે છે. આપણે ત્યાં ૨૫,૦૫૨ શિક્ષણસંસ્થાઓ છે. ૧૯૫૮–૫૯ વર્ષ દરમ્યાન આ સંસ્થાઓમાં ૨૦,૨૫,૦૦૦ વિદ્યાર્થીઓની સંખ્યા હતી. આશરે ૮૯૬ ઇસ્પિતાલો અને દવાખાનાં છે. સરકારી ઇસ્પિતાલોમાં બિછાનાંની સંખ્યા ૬,૭૬૬ છે.

સહકારવિષયક ક્ષેત્રમાં ગુજરાત ભારતનું એક આગળ પડતું રાજ્ય છે. સન ૧૯૫૯–૬૦ના વર્ષ દરમ્યાન સહકારી મંડળીઓની સંખ્યા વધીને ૧૨,૪૩૩ થઈ હતી. જ્યારે મંડળીઓના સભ્યોની સંખ્યા ૧૬.૩૩ લાખની તથા ચાલુ મૂડી રૂ. ૧૧૦.૭૩ કરોડની થઈ હતી. વસ્તીના અડધા કરતાં વધારે ભાગને સહકારી પ્રવૃત્તિ હેઠળ આવરી લેવામાં આવેલ છે. રાજ્યનાં સર્વે ગામડાંઓમાં સ્થાનિક સ્વરાજ્યના પ્રાથમિક એકમરૂપ ગ્રામપંચાયતો સ્થાપવામાં આવી હતી. ફક્ત કચ્છમાં તેનું પ્રમાણ ૫૦ ટકાનું હતું. અને ડાંગ જિલ્લામાં પૂરતા પ્રમાણમાં આવી પંચાયતો સ્થપાઈ નથી. કારણ કે, તે વિસ્તાર મોટે ભાગે વન્યવિસ્તાર છે. સન ૧૯૬૩ સુધીમાં સમગ્ર ગ્રામવિસ્તારને સામૂહિક વિકાસ અને રાષ્ટ્રીય વિસ્તરણ સેવા હેઠળ આવરી લેવામાં આવશે.

અંદાજપત્રની સામાન્ય પરિસ્થિતિ

ડૉ. જીવરાજ મહેતાએ તા. ૨૨–૮–'૬૦ના રોજ ગુજરાત રાજ્યની વિધાનસભા સમક્ષ ગુજરાતનું પ્રથમ અંદાજપત્ર રજૂ કર્યું અને તેની જોગવાઈ હેઠળ રૂ. ૨.૨ કરોડની સાફી ખાધ દર્શાવવામાં આવી. તેની વિગતવાર માહિતી નીચે પ્રમાણે આપવામાં આવે છે:

| | | |
|---|---|---|
| ૧. મહેસૂલી હિસાબ ખાતેની આવક | | (રૂ. કરોડમાં) |
| વિદ્યમાન કરવેરા અને અન્ય આવક | | ૪૮.૬૨ |
| | સરવાળો: (૧) | ૪૮.૬૨ |
| ૨. મૂડીના હિસાબ ખાતેની આવક | | |
| અ. મૂડી હિસાબ ખાતાં | | ૨૨.૯૧ |
| બ. રાજ્ય સરકારની લોન અને તસલમાત | | ૨.૧૬ |
| ક. અન્ય દેવાંના સદરો અન્વયે સાફી આવક | | ૫.૪૬ |
| | સરવાળો: (૨) | ૩૦.૫૩ |
| એકંદર સરવાળો — (૧) તથા (૨) | | ૭૯.૧૫ |
| ૩. ઊપજમાંથી મળેલું ખર્ચ | (૩) | ૫૦.૫૫ |
| ૪. મૂડીના હિસાબનું ખર્ચ | | |
| અ. મૂડીના હિસાબનું ખર્ચ (મુખ્ય સદર ૬૮થી ૮૫ બી) | | ૧૭.૮૬ |
| બ. જુમ્મેદારીવાળાં દેવાં | | ૩.૯૬ |
| ક. લોન અને તસલમાત | | ૯.૧૦ |
| | સરવાળો (૪) | ૩૦.૯૨ |
| એકંદર સરવાળો — ખર્ચ (૩) વત્તા (૪) | | ૮૧.૪૭ |
| | પુરાંત (અથવા ખાધ) | ૨.૩૨ |

મુંબઈ રાજ્યની વિભાજનની નાણાકીય વ્યવસ્થા અંગેની શ્રી. રંગાચારીની ભલામણોમાં એવું સૂચન કરવામાં આવ્યું છે કે, ગુજરાતની મહેસૂલી ખાધ ગણવામાં રસ્તા અંગેના મૂડીખર્ચને પહોંચી વળવા માટે, ઉપયોગમાં લેવામાં આવતા રાજ્યમાર્ગ નિધિમાં તબદીલ કરેલ ભાગને ગણતરીમાં લેવો જોઈએ નહિ. સન ૧૯૫૮ના મુંબઈ મોટર વાહનવેરા અધિનિયમ અન્વયે, વસૂલાત ખર્ચ બાદ કર્યા પછી, વેરાની ઊપજ રાજ્યમાર્ગ નિધિમાં તબદીલ કરવી જોઈએ. તેવી જ રીતે સન ૧૯૫૮ના મુંબઈના મોટર સ્પિરિટ વેચાણ અંગેના અધિનિયમ અન્વયે, મોટર સ્પિરિટના વેચાણવેરાની ઊપજના ઓછામાં ઓછા ૫૦ ટકા જેટલી ઊપજ આ નિધિને તબદીલ થાય છે. રાજ્યમાર્ગ નિધિને આવી રીતે તબદીલ કરેલ રકમ નવા અને વિદ્યમાન રસ્તાઓના બાંધકામ, સુધારણા અને નિભાવ પર મુખ્યત્વે ખર્ચવામાં આવે છે. રાજ્યમાર્ગ નિધિને તબદીલ કરવાની મોટી રકમો અંદાજપત્રના મહેસૂલી વિભાગમાં ખર્ચ તરીકે દર્શાવવામાં આવે છે. જ્યારે આ નિધિ રસ્તા અંગેના મૂડીના ખર્ચ માટે વાપરવામાં આવે છે. અંદાજપત્રની દૃષ્ટિએ આ વ્યવસ્થા સારી ગણાય નહિ, કેમ કે રાજ્યના મહેસૂલી

અંદાજપત્રનો સાચો ખ્યાલ આ વ્યવસ્થા આપી શકતી નથી. તેથી રાજ્યમાર્ગ નિધિને તબદીલ કરવા માટેની જોગવાઈ કરતી, ઉપરના અધિનિયમોની સંબંધિત કલમો રદ કરીને આ અધિનિયમોને સુધારવા માટે કાયદો પસાર કરવામાં આવ્યો છે. આ સુધારાને પરિણામે મહેસૂલી ખર્ચ રૂ. ૧.૫ કરોડ જેટલું ઘટશે અને મહેસૂલી ખાધ ઘટીને રૂ. ૪૩ લાખ જેટલી થશે. આ રૂ. ૪૩ લાખની નજીવી ખાધને પહોંચી વળવા કોઈ પણ જાતના વધારાના કરવેરા નાખવામાં આવ્યા નથી. છતાં પણ ખર્ચ ઉપર કાળજીપૂર્વકની દેખરેખથી અને જ્યાં શક્ય હોય ત્યાં કરકસરથી આ નજીવી ખાધને વધારે ઓછી કરવાનાં પગલાં લેવાનું ધાર્યું છે.

મહેસૂલી હિસાબ

સન ૧૯૬૦–૬૧ના વર્ષ દરમ્યાન મહેસૂલી હિસાબ અંગેની આવક હાલના કરવેરામાં કોઈ પણ જાતનો ફેરફાર કર્યા વિના, રૂ. ૪૮.૬૨ કરોડની અંદાજવામાં આવી છે. આમાં વેરાની ઊપજ અંગેના રૂ. ૩૦.૦૩ કરોડ અને વેરા સિવાયની ઊપજના રૂ. ૧૮.૫૯ કરોડનો સમાવેશ થાય છે.

અંદાજપત્ર પ્રમાણે એકંદર મહેસૂલી ખર્ચ રૂ. ૫૦.૫૫ કરોડનો અંદાજવામાં આવેલ છે. આમાંથી વિકાસ પ્રવૃત્તિઓ અને બિન-વિકાસ પ્રવૃત્તિઓનો ખર્ચ અનુક્રમે રૂ. ૨૯.૩૦ કરોડ અને રૂ. ૨૧.૨૫ કરોડનો ગણવામાં આવેલ છે. મહેસૂલી હિસાબ અંગેની આવક અને ખર્ચની વિગતવાર માહિતી નીચેના કોઠામાં આપવામાં આવેલી છે :

| બાબત | રૂ. કરોડમાં |
|---|---|
| ૧. આવક | |
| અ. વેરાની ઊપજ | ૩૦.૦૩ |
| બ. વેરા સિવાયની ઊપજ | ૧૮.૫૯ |
| કુલ સરવાળો | ૪૮.૬૨ |
| ૨. ખર્ચ | |
| અ. વિકાસ ખર્ચ | ૨૯.૩૦ |
| બ. બિનવિકાસ ખર્ચ | ૨૧.૨૫ |
| સરવાળો | ૫૦.૫૫ |
| ૩. પુરાંત (+) અથવા (–) | ૧.૯૩ |

મહેસૂલી હિસાબની આવક

રૂ. ૪૮.૬૨ કરોડની મહેસૂલી આવકમાંથી વેરાની ઊપજ ૩૦.૦૩ કરોડની એટલે કે રાજ્યની એકંદર ઊપજના ૬૧ ટકા થવા જાય છે. આમાંથી કેન્દ્ર સરકારે વસૂલ કરેલા કરો જેવા કે, સંઘ આબકારી જકાત, આવકવેરો, મિલકત વેરો, અને રેલવે ભાડા પરના વેરા અંગેના રૂ. ૯.૬૧ કરોડ છે. રાજ્યના વેરામાંથી મેળવેલ ઊપજ રૂ. ૨૦.૪૨ કરોડ છે.

રાજ્ય સરકારના ક્ષેત્ર હેઠળના ૧૭ જાતના વેરા અને ઉપકરમાંથી ગુજરાત રાજ્યે ૧. કૃષિવિષયક આવક પરનો વેરો અને ૨. વેપાર, ધંધા અને રોજગારી ઉપરના વેરા સિવાય બીજા ૧૫ જેટલા કરને ઊપજનાં સાધનો તરીકે ઉપયોગમાં લીધા છે. આ બધા વેરામાંથી મહત્ત્વનો એવો વેચાણવેરો સૌથી વધુ ઊપજ રૂ. ૯.૯૪ કરોડની આપે છે. જમીન મહેસૂલની ઊપજ રૂ. ૪.૭૯ કરોડ જેટલી છે. હાલમાં સૌરાષ્ટ્ર અને કચ્છ વિસ્તારોના અંગભૂત પ્રદેશોમાં જમીન મહેસૂલના પ્રમાણમાં ઘટાડો થયો છે.

રાજ્યવેરા હેઠળની બીજી અગત્યની બાબતોમાં વાહનો પરના વેરા અન્વયે રૂ. ૨.૨૩ કરોડ, સ્ટેમ્પ્સ અને નોંધણી અન્વયે રૂ. ૧.૬૦ કરોડ, વિદ્યુત શુલ્ક અન્વયે રૂ. ૯૬.૩૭ લાખ, અને મનોરંજન કર અન્વયે રૂ. ૪૭.૭૩ લાખ છે.

કેટલીક રાજ્ય સરકારોએ નાખેલા વેરાઓમાં કૃષિવિષયક આવક-વેરો પણ છે. કૃષિવિષયક આવકવેરો દાખલ કરવાની દરખાસ્ત ભૂત-કાળમાં વિચારવામાં આવી હતી. પરંતુ તે સમયમાં પ્રવર્તતી જમીન મહેસૂલ પદ્ધતિ હેઠળ મુખ્યત્વે આવા વેરામાંની ઊપજ ગણનાપાત્ર નહિ લાગવાથી તેને પડતો મૂકવામાં આવ્યો હતો. હવે જ્યારે સરકારે બધી બિનરૈયતવારી મહેસૂલ પદ્ધતિ નાબૂદ કરવાનાં પગલાં લીધાં છે અને કૃષિવિષયક જમીન પરની ટોચ-મર્યાદા નક્કી કરવા અંગેનો ધારો વિચારણા હેઠળ છે, ત્યારે કૃષિવિષયક વેરાની વિચારણા કરવાનું અસ્થાને ગણાય.

વેરાની ઊપજ મહેસૂલી હિસાબના વાર્ષિક આવકના ૬૧ ટકા છે અને વેરા સિવાયની ઊપજ ૩૯ ટકા જેટલી છે.

રાજ્યની રૂ. ૧૮.૫ કરોડની વેરા સિવાયની ઊપજમાં વિવિધ બાબતો જેવી કે, જંગલમાંથી મળતી રૂ. ૧.૩૪ કરોડની ઊપજ, પાણીના દર, ફી, દંડ, જપ્તી વગેરેનો સમાવેશ થાય છે. વેરા સિવાયની ઊપજ-ના રૂ. ૧૮.૫૯ કરોડની રકમના આંકડામાં રાજ્યની વિકાસ યોજનાઓ અંગેની કેન્દ્રીય મદદનો પણ સમાવેશ થાય છે. તેમાં સન ૧૯૬૦ના મુંબઈ પુનર્રચના અધિનિયમની જોગવાઈ હેઠળ રૂ. ૬.૦૨ કરોડની આ રાજ્યને આપવા જોગ રકમનો પણ સમાવેશ કરવામાં આવેલ છે. આ અધિનિયમની ૪૫ (૨) કલમ અન્વયે, સન ૧૯૬૦–૬૧ અને સન ૧૯૬૧–૬૨ના વર્ષ દરમ્યાન અનુક્રમે રૂ. ૬.૦૨ કરોડ અને રૂ. ૬.૧૪ કરોડની રકમો, મહારાષ્ટ્રના હિસ્સામાંથી ઘટાડીને ગુજરાત રાજ્યને આપવામાં આવશે. આ રકમ ગુજરાત રાજ્યની વાર્ષિક ખાધને પહોંચી વળવા માટેનું કામચલાઉ સાધન છે. આ ખાધ મુંબઈ શહેરમાંથી મુંબઈ રાજ્યને મળતી ઘણી મોટી આવકમાંથી ગુજરાતને પણ સામાન્ય રીતે થતી આવક જવાને કારણે છે.

આ રકમ સન ૧૯૬૯–૭૦ના વર્ષમાં રૂ. ૧૧૪ લાખ જેટલી થશે ત્યાં સુધી પ્રમાણસર ઘટાડવામાં આવશે.

વ્યાપારી ધોરણે સિંચાઈનાં કાર્યો ચલાવવામાં રાજ્ય સરકારને રૂ. ૧.૬૬ કરોડ (રૂ. ૧.૫૨ કરોડ મૂડીનો હિસાબ રાખવામાં આવતાં

કામો પર વ્યાજ અને રૂ. ૧૩.૫૫ લાખ, ૧૭ સિંચાઈ કામ, ગટરકામ વગેરે સદર અન્વયે)ની ખોટ જાય છે.

મહેસૂલી હિસાબ પર આવક અંગેની વિગતવાર માહિતી નીચેના કોઠામાં આપવામાં આવી છે.

| બાબત | રૂ. કરોડમાં |
|---|---|
| મહેસૂલી વેરો | |
| ૧. કેન્દ્રીય વેરામાંથી મળતો હિસ્સો | |
| અ. સંઘ આબકારી જકાત: | |
| ૧. રાજ્યને મળતો સાફી ઊપજનો હિસ્સો | ૧.૩૧ |
| ૨. સુતરાઉ કાપડ, ખાંડ, તમાકુ, અને તેની બનાવટો પરની વધારાની આબકારી જકાત-નો રાજ્યોને મળતો સાફી ઊપજનો હિસ્સો | ૩.૩૮ |
| સરવાળો | ૪.૬૯ |
| બ. આવકવેરો | |
| ૧. રાજ્ય સરકારને મળતો સાફી ઊપજનો હિસ્સો | ૪.૧૩ |
| ક. આબકારી જકાત | ૦.૧૬ |
| ડ. રેલવે ભાડા ઉપરનો વેરો | ૦.૬૩ |
| સરવાળો (૧) | ૯.૬૧ |
| ૨. રાજ્ય વેરાની આવક: | |
| ૧. મહેસૂલી આવક | ૪.૭૯ |
| ૨. વેચાણવેરો | ૯.૩૪ |
| ૩. સ્ટેમ્પ્સ અને નોંધણી | ૧.૬૦ |
| ૪. વાહનવેરો | ૨.૨૩ |
| ૫. વિદ્યુત શુલ્ક | ૦.૯૬ |
| ૬. મનોરંજન કર | ૦.૪૮ |
| ૭. બીજા કર અને શુલ્ક | ૦.૪૨ |
| સરવાળો (૨) | ૧૯.૮૨ |
| સરવાળો (૧) અને (૨) | ૨૯.૪૩ |
| ૩. વેરા સિવાયની ઊપજ | |
| ૧. જંગલો | ૧.૩૪ |
| ૨. બીજી વેરા સિવાયની આવક | ૧૧.૨૩ |
| ૩. સન ૧૯૬૦ના મુંબઈ પુનર્રચના અધિ-નિયમની ૪૭ (૨)ની કલમ અન્વયે ગુજ-રાતને આપવા જોગ રકમ | ૬.૦૨ |
| સરવાળો (૩) | ૧૮.૫૯ |
| સરવાળો (૧), (૨), અને (૩) | ૪૮.૦૨ |

## મહેસૂલી હિસાબ અંગેનું ખર્ચ

વિકાસને લગતી અને બિન-વિકાસની એમ બે કક્ષા હેઠળ મહે-સૂલી હિસાબ અંગેના ખર્ચનું વર્ગીકરણ થાય છે. વિકાસને લગતા ખર્ચને પણ મુખ્યત: (અ) સામાજિક સેવાઓ, જેમાં કેળવણી, લોકસ્વાસ્થ્ય, કામદાર અને પછાતવર્ગની ઉન્નતિ વગેરે સામાજિક જીવનનાં ક્ષેત્રોમાં સરકાર તરફથી આપવામાં આવતી વિકાસની સગવડોનો સમાવેશ થાય છે, તે સેવાઓ પરનો ખર્ચ (બ) આર્થિક સેવાઓ, જેમાં રાજ્યની અંદર ઉત્પાદન, વહેંચણી, વિનિમય અને માલના ઉપયોગ દ્વારા જેનો હેતુ રાષ્ટ્રીય આવકમાં તાત્કાલિક વૃદ્ધિ કરવાનો અને જીવનધોરણ ઊંચું લાવવાનો છે તે સેવા ઉપરનો ખર્ચ એમ બે વિભાગમાં વહેંચી શકાય. સામાજિક સેવાઓ ઉપરનો ખર્ચ જેટલા પ્રમાણમાં કરવામાં આવે તેટલા પ્રમાણમાં નાગરિકોની શક્તિમત્તા વધે.

રાજ્ય તરફથી હાથ ધરવામાં આવેલ જુદા જુદા પ્રકારની કલ્યાણ-કારી યોજનાઓ માટે મહેસૂલી ખર્ચની રૂ. ૫૦.૫૫ કરોડની રકમમાંથી રૂ. ૨૯.૩૦ કરોડ ફાળવવામાં આવેલ છે. તેમાં કેળવણી માટેની રૂ. ૯.૪૪ કરોડ, વૈદકીય અને લોકસ્વાસ્થ્ય માટેની રૂ. ૩.૩૭ કરોડ, સમૂહ વિકાસ યોજના માટેની રૂ. ૨.૧૭ કરોડ ખેતી અને પશુપાલન માટેની રૂ. ૨.૦૮ કરોડ, સહકાર રૂ. ૦.૯૧ લાખ અને ઉદ્યોગો માટે રૂ. ૦.૮૮ લાખનો સમાવેશ થાય છે.

બિન-વિકાસને લગતી પ્રવૃત્તિઓના ખર્ચમાં વહીવટી ખર્ચ, જાહેર દેવાંનો ખર્ચ, પોલીસ વગેરેની સેવાઓ એમ ત્રણ પેટા વિભાગોમાં વહેંચવામાં આવ્યો છે. કાયદો અને વ્યવસ્થાનું બરાબર પાલન થાય, વહીવટ કાર્યક્ષમ હોય અને સરકારી દેવાંની સમયસર ચુકવણી થવાની શક્યતા હોય તો જ વિકાસનાં કાર્યોની અપેક્ષા રાખી શકાય. સમાજવાદની આગે કૂચ અને કલ્યાણ રાજના આદર્શની વધતી જતી લોકપ્રિયતા જોતાં, એવી અપેક્ષા રાખી શકાય કે, કુલ ખર્ચની સરખામણીમાં વિકાસ સિવાયના ખર્ચ તરીકે ઓળખવામાં આવતાં પ્રાથમિક અને સંરક્ષણાત્મક કાર્યોને પહોંચી વળવા જોઈતા ખર્ચના પ્રમાણમાં ધીમે ધીમે ઘટાડો થશે, જેથી જેમ બને તેમ વધારે નાણાંને વિકાસ પાછળ ખર્ચી શકાય જેથી કરીને સામાન્ય માણસના સામાજિક અને આર્થિક જીવનને સહાયરૂપ બની સમગ્ર દેશના જીવનધોરણને સુધારી શકાશે. આ આંકડાઓ ઉપરથી જોઈ શકાશે કે, સરકારે સંરક્ષક સેવાઓ તેમ જ વહીવટી ખર્ચ ઉપર કડક નિયંત્રણ રાખેલ છે. વિકાસનાં બહારનાં ખર્ચમાં સામાન્ય વહીવટ, પોલીસ, ન્યાયતંત્ર અને જેલનો સમાવેશ થાય છે તેવા વહીવટી અને સલામતી પાછળ રૂ. ૮.૮૬ કરોડનો ખર્ચ કરવામાં આવે છે. જ્યારે કેન્દ્રીય સરકાર પાસેથી મેળવેલી લોનો અને ખુલ્લા બજારમાંથી ઊભી કરવામાં આવેલ લોનો ઉપરના વ્યાજની ચુકવણી અને મુદ્દલ ભરપાઈ કરવા માટે રૂ. ૬.૯૧ કરોડની થાય છે. જ્યારે બાકીના વિકાસ બહારના ખર્ચમાં રાજ્યમાર્ગ નિધિને તબદીલી કરવાની રકમ રાજ્યના કરવેરાઓ વસૂલ કરવા માટે વહીવટી તંત્રનો ખર્ચ અને બીજી ખર્ચની બાબતો જેવી કે, લેખનસામગ્રી અને મુદ્રણ, ઘડપણનું

નિવૃત્તિવેતન અને ભથ્થું વગેરેનો સમાવેશ બિનવિકાસના ખર્ચમાં થાય છે. રાજ્યમાર્ગ નિધિને તબદીલી કરવાની જોગવાઈની કલમ ૨૬ થતાં કલ્યાણ પ્રવૃત્તિઓ પાછળ કરવામાં આવતા ખર્ચનું પ્રમાણ મહેસૂલ ખર્ચના ૬૦ ટકા જેટલું વધશે. મહેસૂલી હિસાબ પરના ખર્ચનું વિભાજન નીચેના પત્રકમાં આપવામાં આવ્યું છે.

| બાબત | રૂ. કરોડમાં |
|---|---|
| ૧. વિકાસલક્ષી ખર્ચ | |
| સામાજિક સેવાઓ | |
| અ. આયોજન અંગેની | ૪.૨૩ |
| બ. આયોજન બહારની | ૧૦.૩૨ |
| સરવાળો | ૧૪.૫૫ |
| સરવાળો (૧) | ૧૪.૫૫ |
| આર્થિક સેવાઓ | |
| અ. આયોજન અંગેની | ૬.૫૬ |
| બ. આયોજન બહારની | ૮.૧૯ |
| સરવાળો | ૧૪.૭૫ |
| સરવાળો (૨) | ૧૪.૭૫ |
| સરવાળો (૧), (૨) અને (૩) | ૨૯.૩૦ |
| ૨. બિન વિકાસલક્ષી ખર્ચ | |
| અ. વહીવટી ખર્ચ | ૯.૦૭ |
| બ. જુમ્મેદારીવાળા દેવાની સેવાઓ | ૬.૯૧ |
| ક. સલામતી સેવાઓ | ૫.૨૭ |
| સરવાળો | ૨૧.૨૫ |
| સરવાળો (૧), (૨) અને (૩) | ૫૦.૫૫ |

મહેસૂલી હિસાબ પરનું ખર્ચ નીચેના પત્રકમાં આપવામાં આવે છે.

| બાબત | રૂ. કરોડમાં |
|---|---|
| ૧. મહેસૂલ પરત્વે સીધી માગણી | ૫.૦૪ |
| ૨. સામાન્ય વહીવટ | ૩.૫૯ |
| ૩. ન્યાયકીય | ૦.૮૨ |
| ૪. પોલીસ | ૪.૧૯ |
| ૫. શિક્ષણ અને વૈજ્ઞાનિક ખાતાંઓ | ૯.૫૦ |
| ૬. વૈદ્યકીય અને લોકસ્વાસ્થ્ય | ૩.૩૭ |
| ૭. કૃષિ અને સામૂહિક વિકાસ કાર્યક્રમ | ૫.૧૫ |
| ૮. ઉદ્યોગો | ૦.૮૮ |
| ૯. મુલકી કામો | ૨.૦૨ |
| ૧૦. પરચૂરણ | ૧૫.૯૯ |
| સરવાળો | ૫૦.૫૫ |

પરચૂરણ ખર્ચની વિગતો નીચે આપી છે.

| | |
|---|---|
| ૧. સિંચાઈ વગેરે | ૧.૭૧ |
| ૨. ઋણ સેવાઓ | ૫.૩૯ |
| ૩. કેદખાનાંઓ | ૦.૨૭ |
| ૪. બંદરો | ૦.૭૮ |
| ૫. ડાંગ | ૦.૭૩ |
| ૬. પરચૂરણ વિભાગો | ૧.૬૭ |
| ૭. દુષ્કાળ | ૦.૩૪ |
| ૮. રાજાઓનાં આ સાલિયાણાં, નિવૃત્તિવેતન, ઘડપણનાં ભથ્થાં વગેરે | ૧.૨૨ |
| ૯. લેખનસામગ્રી અને મુદ્રણ | ૦.૬૯ |
| ૧૦. પરચૂરણ | ૩.૧૯ |
| | ૧૫.૯૯ |

મૂડીનો હિસાબ

૧૯૬૦–૬૧ના વર્ષ દરમ્યાન, રૂ. ૩૦.૫૩ કરોડની કુલ આવક અંદાજવામાં આવેલ છે, જ્યારે ખર્ચનો અંદાજ રૂ. ૩૦.૯૨ કરોડનો છે. એકંદરે મૂડીના હિસાબમાં અંદાજે રૂ. ૦.૩૯ કરોડની ખાધ છે. નીચેના કોઠામાં મૂડીના હિસાબના અંદાજની વિગતો આપવામાં આવી છે.

મૂડીના હિસાબ ઉપરની આવક અને ખર્ચની વિગત (રૂ. કરોડમાં)

| | |
|---|---|
| ૧. મૂડીના હિસાબની આવક | |
| ૧. ખુલ્લા બજારમાં ઉછીની લીધેલી રકમો | ૫.૫૦ |
| ૨. નાની બચત | ૮.૪૨ |
| ૩. કેન્દ્ર સરકાર તરફથી લોનો | ૮.૨૭ |
| ૪. બીજી લોનો | ૦.૭૨ |
| ૫. લોનની પુનઃપ્રાપ્તિ | ૨.૧૬ |
| ૬. બીજી ચોખ્ખી આવક | ૫.૪૬ |
| ૭. રોકડ સિલકમાંથી ઉપાડેલ રકમ (મૂડીના હિસાબની ખાધ અંગે) | ૦.૩૯ |
| કુલ (આવક) | ૩૦.૯૨ |
| ૨. મૂડીમાંથી કરેલ ખર્ચ | |
| ૧. વિકાસલક્ષી ખર્ચ | |
| અ. મૂડીના હિસાબનાં ખાતાં | ૧૪.૨૧ |
| બ. રાજ્ય સરકાર તરફથી આપેલી લોન ને તસલમાત | ૯.૧૦ |
| કુલ ખર્ચ (૧) | ૨૩.૩૧ |
| ૨. બિન વિકાસલક્ષી ખર્ચ | ૭.૬૧ |
| કુલ ખર્ચ (૨) | ૩૦.૯૨ |

મૂડીના હિસાબ ઉપરનું ખર્ચ

વર્ષ દરમિયાન કુલ મૂડીખર્ચ ૩૦.૯૨ કરોડ સુધીનો અંદાજવામાં આવેલ છે. જેમાંના ૭૫ ટકા કરતાં વધુ એટલે કે, રૂ. ૨૩.૩૧

કરોડ વિકાસ ખર્ચ માટે નક્કી કરવામાં આવેલ છે. રૂ. ૨૩.૩૧ કરોડના કુલ વિકાસ ખર્ચમાંથી ૧૨.૪૩ કરોડ અથવા તો ૫૦ ટકાથી વધારે બીજી પંચવર્ષીય યોજનાના અમલની ત્વરિત ગતિને ટકાવી રાખવા, સામાજિક સેવાઓના સદર ખાતે ફાળવવામાં આવ્યા છે. રૂ. ૮.૭૯ કરોડ સિંચાઈ માટે રૂ. ૨.૬૭ કરોડ રાજ્ય રસ્તા નિધિમાંથી રસ્તા બાંધવા માટે રૂ. ૧.૬૪ કરોડ ઔદ્યોગિક વિકાસના મૂડીખર્ચ માટે અને રૂ. ૯૪ લાખ બંદરોના વિકાસ માટે આમ આ રકમોનો મૂડી વિભાગમાં સમાવેશ કરેલ છે.

લોનો અને પેશગી માટે અંદાજેલ રૂ. ૯.૧૦ કરોડમાંથી ૯૯.૮ ટકાથી વધારે રકમ રાજ્યની કલ્યાણ યોજનાઓ માટે ખર્ચવામાં આવશે. લોન અને પેશગી માટેની જોગવાઈમાં રૂ. ૪.૦૨ કરોડ ગુજરાત રાજ્ય વિદ્યુત મંડળને લોન આપવા માટે, ૪૦ લાખ મ્યુનિસિપાલિટીને લોનો આપવા માટે, ૨૨ લાખ જિલ્લા સ્થાનિક નિધિ સમિતિઓને લોન માટે, રૂ. ૭૬ લાખની લોન સામૂહિક વિકાસ કાર્યક્રમને માટે અને રૂ. ૧.૪૨ લાખ પરચૂરણ વગેરેનો સમાવેશ કરવામાં આવેલ છે.

કલ્યાણ પ્રવૃત્તિ ખર્ચ

રૂ. ૩૦.૯૨ કરોડની મૂડીના હિસાબના કુલ ખર્ચમાંથી યોજનાનાં કાર્યો માટે રૂ. ૧૯.૪૯ કરોડનો પ્રબંધ કરવામાં આવ્યો છે. ચાલુ વર્ષ માટેના રૂ. ૩૪.૮૨ કરોડની યોજના માટેની જોગવાઈઓ, ખેતી ને સિંચાઈ માટે રૂ. ૧૮.૧૪ કરોડની રકમ અથવા ચાલુ વર્ષની કુલ યોજનાની ફાળવણીના ૫૨ ટકાથી વધારે રકમનો સમાવેશ થાય છે. આ ખર્ચ ગ્રામવિસ્તારોને સીધી રીતે લાભદાયી થશે. ઉપરાંત ગૃહઉદ્યોગો, કેળવણી, સ્વાસ્થ્ય, સમાજકલ્યાણ ઇત્યાદિ ઘણી યોજનાઓમાંથી ગ્રામવિસ્તારોમાં જનતા પૂરો લાભ મેળવી શકશે. આમ આયોજનની ચાલુ સાલની ૭૫ ટકા જેટલી જોગવાઈથી ગ્રામવિસ્તારને સીધો અથવા આડકતરો લાભ થશે. ભારતના બંધારણમાં આપેલ રાજ્યનીતિના સિદ્ધાંતો અનુસાર ઘણુંખરું રાજ્યની નીતિ ઘડવામાં આવે છે અને તે પ્રમાણે વિકાસ કાર્યોને અગ્રતા આપવામાં આવે છે. મહેસૂલ ને મૂડી અંદાજપત્રમાંના મહેસૂલ અને મૂડીની એકંદર જોગવાઈમાંથી રાજ્ય સરકાર કલ્યાણ પ્રવૃત્તિઓ ઉપર ૭૨ ટકા ઉપરની રકમ ખર્ચશે. આમ ખર્ચની જોગવાઈ લોકોના સામાન્ય કલ્યાણ માટે છે અને તે આપણને સમાજવાદી સમાજરચનાના આપણા ઇચ્છિત ધ્યેય તરફ લઈ જશે.

વૈધાનિક કોર્પોરેશન અને મંડળો દ્વારા થતી પ્રવૃત્તિઓ

થોડા વખતના સરકારી ખાતાંના કામકાજના મળેલ અનુભવ પરથી એમ જણાયું છે કે તાલીમબદ્ધ કર્મચારીવર્ગના અભાવને કારણે અને સરકારી ખાતાની કામગીરી અને પદ્ધતિ ઉપરના અંકુશને કારણે, વેપાર વિષયક પ્રવૃત્તિઓ કરવાનું કામ વૈધાનિક મંડળો હસ્તક સોંપવું સલાહભર્યું લાગ્યું હતું. વેપારી અને ઔદ્યોગિક ક્ષેત્રે વિશિષ્ટ અનુભવ ધરાવતી પરંતુ સરકારને સંપૂર્ણ સમય માટે સેવા આપી શકતી ન હોય એવી વ્યક્તિઓની શક્તિનો લાભ વૈધાનિક મંડળો મેળવી શકે છે. તદનુસાર નાણાકીય કોર્પોરેશન, ગુજરાત વિદ્યુત મંડળ, ગુજરાત ગૃહનિર્માણ મંડળ, ગુજરાત રાજ્ય વાહનવ્યવહાર મંડળ, ગુજરાત રાજ્યમાં રચવામાં આવ્યાં છે.

ગુજરાત રાજ્ય નાણાકીય કોર્પોરેશન

સને ૧૯૫૧ના મુંબઈ રાજ્ય કોર્પોરેશન અધિનિયમ અન્વયે સ્થાપવામાં આવેલ મુંબઈ રાજ્ય નાણાકીય કોર્પોરેશન સન ૧૯૬૦ના મુંબઈ પુનર્રચના અધિનિયમની કલમ ૭૦ની પેટાકલમ (૧) અન્વયે, સન ૧૯૬૦ની ૧લી મે પહેલાં જે વિસ્તારોમાં કાર્ય કરતું હતું તે વિસ્તારોમાં કાર્ય ચાલુ રાખવાનું ઠરાવવામાં આવેલું છે. ઉપરોક્ત કલમની પેટા કલમ ૬ની જોગવાઈ હેઠળ, ગુજરાત સરકારે સન ૧૯૬૦ના મેની ૧લી તારીખથી 'ગુજરાત રાજ્ય નાણાંકીય કોર્પોરેશન' નામનું પોતાનું નાણાકીય કોર્પોરેશન સ્થાપ્યું છે. ઉપરોક્ત કોર્પોરેશનની અધિકૃત મૂડી રૂ. બે કરોડની છે તેમાં પહેલા હપ્તાના રૂ. ૫૦ લાખ ભરપાઈ કરવામાં આવેલ છે. આ કોર્પોરેશનનો હેતુ લોન દ્વારા યોગ્ય ઔદ્યોગિક સાહસોને નાણાકીય સહાય આપવાનો છે. મુંબઈ રાજ્ય નાણાકીય કોર્પોરેશનની અસ્કયામતો ને જવાબદારીઓની વહેંચણી હજી સુધી થઈ નથી ને તે પ્રશ્ન સક્રિય વિચારણા હેઠળ છે.

ગુજરાત વિદ્યુત મંડળ

સન ૧૯૬૦ના મુંબઈ રાજ્ય પુનર્રચના અધિનિયમની કલમ ૬૮ની પેટા કલમ ૩ પ્રમાણે મુંબઈ વિદ્યુત મંડળ ૧૯૬૦ના ૧લી ઓક્ટોબરથી કામ કરવાનું બંધ કરશે અને તેના હકો, અસ્કયામતો ને જવાબદારીઓ મહારાષ્ટ્ર ને ગુજરાત રાજ્ય વચ્ચે બંને સરકારો સહમત થાય તે પ્રમાણે મંડળના વિઘટનના એક વર્ષની અંદર વહેંચી લેવામાં આવશે. ઉપરોક્ત કલમની પેટા કલમ ૪ની જોગવાઈ હેઠળ ગુજરાત રાજ્યે તા. ૧–૫–૧૯૬૦થી શ્રી. એચ. એમ. પટેલના અધ્યક્ષપણા નીચે ગુજરાત વિદ્યુત મંડળની સ્થાપના કરી છે. ૧–૬–૧૯૬૦ પહેલાં મુંબઈ રાજ્યમાં જે રીતે મુંબઈ વિદ્યુત મંડળ કામ કરતું હતું તે રીતે ગુજરાતના જિલ્લાઓ પરત્વે આ નવું મંડળ ગુજરાતમાં પોતાની ફરજ બજાવશે અને મુંબઈ વિદ્યુતમંડળના ધોરણે કામ કરતું થશે. રાજ્ય સરકાર મારફત મળેલ લોનની મૂડીથી ગુજરાત વિદ્યુત મંડળ કામ કરતું થશે.

ગુજરાત ગૃહ નિર્માણ મંડળ

ભૂતપૂર્વ મુંબઈ રાજ્યે મુંબઈ ગૃહ નિર્માણ મંડળનું વિઘટન કર્યું છે, ને તે રીતે મુંબઈ વૈધાનિક કોર્પોરેશન્સ પ્રાદેશિક નવનિર્માણ ધારા ૧૯૬૦ની ત્રીજી કલમ અન્વયે ૨૮–૪–૧૯૬૦થી બે પ્રાદેશિક ગૃહ નિર્માણ મંડળો સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યું છે. ને તેને ગુજરાત ગૃહનિર્માણ ને મહારાષ્ટ્ર ગૃહનિર્માણ મંડળ નામ આપવામાં આવ્યાં છે. ગુજરાત પ્રદેશમાં ગુજરાત ગૃહનિર્માણ મંડળ કામ કરશે. અગાઉના ગૃહનિર્માણ મંડળે અગાઉની અસ્કયામતો ને જવાબદારીઓ મહારાષ્ટ્ર ગૃહનિર્માણ મંડળ ને ગુજરાત ગૃહનિર્માણ મંડળ વચ્ચે વહેંચી છે. ગુજ-

રાત ગૃહ નિર્માણ મંડળ રાજ્ય અને કેન્દ્ર સરકાર તરફથી લોન ને સહાયથી ભંડોળ એકઠું કરશે.

### ગુજરાત રાજ્ય વાહન વ્યવહાર મંડળ

સન ૧૯૬૦ની એપ્રિલની ૨૯મીની ક્રમાંક (૨) ટી, ૨–૧૯૬૦ની અધિસૂચના હેઠળ ભારત સરકારે અધિકૃત કર્યા પ્રમાણે મુંબઈ વાહન-વ્યવહાર મંડળ તા. ૧–૧–૧૯૬૦થી ગુજરાત વિસ્તારમાં કામ કરતું અટકી ગયું છે ને તે તારીખથી ગુજરાત રાજ્ય વાહનવ્યવહાર મંડળ નવું સ્થપાયું છે. ઉપરોક્ત અધિસૂચનાની જોગવાઈઓ પ્રમાણે કચ્છ ને સૌરાષ્ટ્ર વાહનવ્યવહાર મંડળનું પણ વિઘટન થયું છે. અસ્કયામતો ને જવાબદારીઓના વિભાજનના સિદ્ધાંતો ભારત સરકારે મંજૂર કરેલ છે ને વિભાગીકરણનું કામ ચાલુ છે.

### આવકના ઉપાયો અને સાધનો

૧૯૬૦ની ૧લી મેથી ગુજરાત રાજ્ય શરૂ થયું. સન ૧૯૬૦ના મુંબઈ પુનર્રચના ધારાના ભાગ ૫, ૬, ને ૭માં ખર્ચ તથા જવાબ-દારીઓ અને કેટલીક કોર્પોરેશન માટેની જોગવાઈઓ કરવામાં આવી છે.' તા. ૩૦ એપ્રિલ, ૧૯૬૦ના ભૂતપૂર્વ મુંબઈ રાજ્યની રોકડ સિલક-માંથી, ગુજરાતના ભાગે રૂ. ૪.૭૪ કરોડ રકમ આવી છે. તે ઉપરાંત નવી રાજધાનીની રચના માટે, ૧૦ કરોડની સિક્યુરીટીઓ મળશે.

૩૦મી એપ્રિલ ૧૯૬૦ના રોજ મુંબઈ રાજ્યના રોકડ પુરાંત રોકડના હિસાબમાં જે સિક્યુરીટીઓ હોય તેમાંથી રૂ. ૨૮.૩૯ કરોડની સિક્યુરીટીઓ ગુજરાત રાજ્ય માટેના ખાસ મહેસૂલ અનામત નિધિ અંગે મુંબઈ પુનર્રચના અધિનિયમ સન ૧૯૬૦ની કલમ ૫૨ મુજબ મળશે. આ નિધિ મહારાષ્ટ્રના હિસ્સામાંથી રૂ. ૧૪.૨૦ કરોડ અને ગુજરાત રાજ્યના હિસ્સામાંથી ૧૪.૧૯ કરોડ એમ મળી રચવામાં આવશે.

સન ૧૯૬૨–'૬૩ થી સન ૧૯૬૯–'૭૦ના વર્ષો માટે ગુજરાત રાજ્યની અંદાજવામાં આવેલી મહેસૂલી ખાધ પૂરવા, આ ભંડોળમાં જામીનગીરીઓના વ્યાજ સાથે ખાસ મહેસૂલી અનામત નિધિનો ઉપયોગ કરવામાં આવશે.

ઉપરોક્ત નિધિમાંથી નીચે જણાવ્યા મુજબની રકમ દરેક નાણાકીય વર્ષમાં ગુજરાત રાજ્યના મહેસૂલી હિસાબ ખાતે તબદીલ કરવામાં આવશે.

| નાણાકીય વર્ષ | રકમ રૂ. લાખમાં |
|---|---|
| ૧૯૬૨–૬૩ | ૬૧૨ |
| ૧૯૬૩–૬૪ | ૫૮૫ |
| ૧૯૬૪–૬૫ | ૫૬૧ |
| ૧૯૬૫–૬૬ | ૫૨૬ |
| ૧૯૬૬–૬૭ | ૪૩૩ |
| ૧૯૬૭–૬૮ | ૩૪૦ |
| ૧૯૬૮–૬૯ | ૨૦૯ |
| ૧૯૬૯–૭૦ | (સિલક ને ઉપરોક્ત નિધિમાં હોય તો) |

ડાંગ જિલ્લા અનામત નિધિ, બંદર અનામત નિધિ, બંદર વિકાસ નિધિ, આણંદ સંસ્થા નિધિ, રાજ્ય દુષ્કાળ રાહત નિધિ, રાજ્ય વિકાસ યોજના નિધિ, વીમા નિધિ, રાજ્ય દૂધ યોજના નિધિ વગેરેનાં અગાઉના મુંબઈ રાજ્યનાં રોકાણોમાંથી રૂ. ૭ કરોડની જામીનગીરીઓ આ રાજ્યને મળશે.

સન ૧૯૬૦–૬૧નું વર્ષ રૂ. ૨.૩૨ કરોડની રોકડ સિલક ઉપરાંત ઉપર દર્શાવેલી જામીનગીરીઓ સાથે પૂરું થશે.

૧૯૬૦ના મુંબઈ પુનર્રચના ધારાની જોગવાઈઓ હેઠળ તા. ૩૦ એપ્રિલ, ૧૯૬૦ના રોજ અગાઉના મુંબઈ રાજ્યનું સરકારી દેવું હોય તે બંને રાજ્યોમાં મૂડીના ખર્ચથી ઊભી કરેલ અસ્કયામતોના ધોરણે ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે વહેંચવામાં આવશે. સ્થાનિક મંડળો અથવા કોર્પોરેશનને ખાસ હેતુસર આપવા માટે કેન્દ્રીય સરકાર તરફથી મળેલ લોનના કિસ્સામાં જે રાજ્ય હેઠળ તે સ્થાનિક મંડળ હશે તે રાજ્યની જવાબદારી રહેશે. બે રાજ્યોની જવાબદારીઓ નક્કી કરવા માટે યોગ્ય સમય જશે. ડૂબત અને ઘસારાનિધિ અને ઋણમુક્તિ તથા પરિહાર નિધિની જામીનગીરીઓ બે રાજ્યોમાં સરકારી દેવાની વહેંચણીના ધોરણે વહેંચવામાં આવશે. ઉપર પ્રમાણે સરકારી દેવાનું વિભાગીકરણ થયા પછી ૧૯૬૦ના મુંબઈ પુનર્રચના ધારાની ૫૪મી કલમની ૫મી પેટા કલમની જોગવાઈ પ્રમાણે, ગુજરાત રાજ્યની સરકારી દેવાની જવાબદારીના હિસ્સામાંથી રૂ. ૧૪.૧૯ કરોડ જેટલી રકમ ઘટાડીને મહારાષ્ટ્રની જવાબદારીમાં તેટલો જ વધારો કરવામાં આવશે.



## નાની બચત યોજના

પ્રાદેશિક બચત અધિકારી, ભારત સરકાર

હમણાં હમણાં પ્રજામાં ખૂબ જાણીતી અને માનીતી થયેલી રાષ્ટ્રીય બચત યોજનાએ રાષ્ટ્રને સમૃદ્ધ બનાવવા માટે ઘડવામાં આવેલી વિકાસ યોજનાઓનો અમલ કરવા માટે જરૂરી ભંડોળ ભેગું કરવામાં ખૂબ અગત્યનો ભાગ ભજવ્યો છે. આ વાત બહુ થોડાના ધ્યાન પર હશે પરંતુ ગુજરાતમાં આ યોજના દ્વારા સારી પ્રગતિ થઈ છે.

ગુજરાત રાજ્ય નાની બચત યોજનામાં પ્રતિવર્ષ નોંધપાત્ર પ્રગતિ કરતું રહ્યું છે. સને ૧૯૫૭–૫૮ની સાલમાં આ રાજ્યના વિસ્તારમાં નાની બચત યોજના દ્વારા રૂ. ૩૬૩ લાખનું સાફી રોકાણ થયું હતું. સને ૧૯૫૮–૫૯માં રૂ. ૬૨૫ લાખ રોકાયા હતા. જ્યારે સને ૧૯૫૯–૬૦ દરમ્યાન નક્કી કરવામાં આવેલા રૂ. ૭૫૫ લાખના લક્ષ્યાંક સામે રૂ. ૮૬૪ લાખની સાફી બચત કરી લક્ષ્યાંક વટાવી દીધો હતો.

ભારતમાં વ્યક્તિદીઠ સરેરાશ રાષ્ટ્રીય બચત યોજનામાં થતું રોકાણ રૂ. ૨–૧૦ નયા પૈસા થાય છે. જ્યારે ગુજરાતે સરેરાશ રૂ. ૫–૩૩ નયા પૈસા જેટલું રાષ્ટ્રીય બચત યોજનામાં રોકાણ કરેલું છે. આ ઉપરથી જોઈ શકાશે કે, ગુજરાતની પ્રજાને રાષ્ટ્રીય બચતમાં અને તે દ્વારા રાષ્ટ્રના વિકાસમાં ખૂબ રસ છે. ચાલુ સાલે ગુજરાત રાજ્યનો લક્ષ્યાંક રૂ. ૯૩૫ લાખનો નક્કી કરવામાં આવ્યો છે અને તે પણ પ્રાપ્ત કરી આગળ જવાશે એવી ખાતરી છે. રાજ્ય જેટલી બચત કરે તેના ૬૬ ટકા રકમ ભારત સરકાર રાજ્ય સરકારને પોતાના વિકાસનાં કામો માટે પાછી આપે છે. અને તેથી ગુજરાતની પ્રજા રાષ્ટ્રીય બચતમાં જેટલો વધુ રસ લે તેટલો ગુજરાત રાજ્યના વિકાસને વધુ વેગ મળશે.

સને ૧૯૫૭–૫૮માં આખા રાજ્યમાં બે જિલ્લાઓ લક્ષ્યાંકો પહોંચી શક્યા હતા. જ્યારે ૧૯૫૮–૫૯માં આઠ અને ૧૯૫૯–૬૦માં તેર જિલ્લાઓ લક્ષ્યાંકોને વટાવી ગયા હતા; જેમાંથી ચાર જિલ્લા તેમના નક્કી કરેલા લક્ષ્યાંકના ૧૫૦ ટકાની સપાટી પણ વટાવી ગયા હતા. આમાંથી બનાસકાંઠા જિલ્લો તો સૌથી વધુ સિદ્ધિ મેળવી, રાજ્યમાં નહિ બલ્કે સારાયે દેશમાં સૌ પ્રથમ આવ્યો હતો. કરકસર દ્વારા બચાવીને તે રકમ રાષ્ટ્રીય બચત યોજનામાં રોકવાથી પ્રજા પોતાના હિત સાથે દેશસેવા સાધી શકે છે. ધીમે ધીમે પણ નિયમિત રીતે બચત કરી આપણે આપણા કુટુંબનું ભલું કરી શકીએ છીએ. અને આ રકમ નાની બચતમાં રોકવાથી દેશના વિકાસ માટે વપરાય છે. એ રીતે કરકસરનો સદ્ગુણ પ્રાપ્ત થાય છે અને સ્વહિત સાથે દેશના વિકાસનું કાર્ય થાય છે.

આ જ પ્રમાણે ગુજરાતમાં બચતજૂથો પણ ખૂબ વ્યવસ્થિત રીતે ચાલે છે. ગુજરાતમાં દર મહિને નિયમિત બચત કરી શકે તે માટે ૧૪૫૦ બચતજૂથો ચાલે છે. જેમાં ૩૦,૦૦૦ સભ્યોએ ગયા વર્ષ દરમ્યાન રૂ. ૧૦ લાખની રકમ રાષ્ટ્રીય બચતમાં રોકી હતી. આવી રીતે નિયમિત વેતન મેળવતા કામદારોમાં પગારપત્રક બચત યોજના હેઠળ ૭૧ બચતજૂથો ચાલે છે. જેમાં ગયા વર્ષ દરમ્યાન આશરે ૭,૦૦૦ સભ્યોએ નિયમિત રીતે પગારમાંથી કપાવી લગભગ રૂ. ૩ લાખ જેટલી બચત કરી છે.

આપણા રાષ્ટ્રનું ઘડતર જેટલું આપણા પૈસાથી તથા મદદથી થાય તેટલે દરજ્જે આપણે સારો વિકાસ સાધી શકીએ, એ ગુજરાતની પ્રજા સારી રીતે સમજે છે અને તેથી જ ગુજરાતની ત્રીજી પંચવર્ષીય યોજના માટે જરૂરી નાણાં માટે નાની બચત યોજના પર સારી એવી આશા રાખવામાં આવી છે. નાની બચત યોજનાને વેગ મળે તે અંગે સરકાર હંમેશાં જેટલી બને તેટલી વધુ સવલતો આપવા તત્પર રહી છે. અત્યાર સુધી તો જુદી જુદી જાતની એજન્સી પદ્ધતિઓ હતી. તેનું એકીકરણ કરી ફક્ત એક જ જાતની સ્ટેન્ડર્ડાઈઝડ એજન્સી પદ્ધતિ તા. ૧લી ઓકટોબર ૧૯૬૦થી દાખલ કરવામાં આવશે. આ યોજના હેઠળ વ્યક્તિગત તેમ જ સંસ્થાગત એ પ્રમાણે બે રીતે એજન્ટોની નિમણૂક કરાશે.

આવી જ રીતે ગઈ તા. ૧લી ઑગસ્ટથી નેશનલ પ્લાન સેવિંગ્સ સર્ટિફિકેટો તેમ જ પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બેંકના ખાતામાં, ખરીદનારના મૃત્યુ બાદ તે રકમ કોને આપવી તે અંગે નૉમિનેશન પદ્ધતિ પણ દાખલ કરવામાં આવી છે. અત્યાર સુધી સર્ટિફિકેટો પાકતી મુદતે કોઈ કારણથી વટાવી ન શકાયાં હોય તો તે અંગે રોકનારને કાંઈ પણ વ્યાજ મુદત બાદ મળતું ન હતું. હવેથી સરકારે આ અંગે દર પૂરા વર્ષ માટે પાકેલા સર્ટિફિકેટ પર ૩½ ટકા લેખે પાંચ વર્ષ સુધી વ્યાજ આપવાનું ઠરાવ્યું છે. આ ઉપરથી જોઈ શકાશે કે, નાની બચત કરનારને વધુ ને વધુ સગવડ આપવા સરકાર હમેશાં જાગ્રત ને તત્પર રહી છે.

નાની બચત યોજના એ એક સર્વાંગી યોજના છે. એટલે એમાં નાનાથી માંડી મોટા પર્યંત, સાધારણ આવકવાળાથી મોટી આવકવાળા તમામ આબાલવૃદ્ધ, સ્ત્રી-પુરુષ, સંસ્થા વગેરે આની અંદર સારી રીતે ભાગ ભજવી શકે તેમ છે અને દેશનાં વિકાસ કાર્યોમાં સારી મદદ કરી શકે તેમ છે. તેથી સૌ કોઈ પોતાની પવિત્ર ફરજ સમજી, નાની બચત યોજનામાં સુંદર ફાળો આપશે એવી હરહંમેશ શુભ આશા સેવાની રહે છે.

## કામદાર કલ્યાણ

શ્રી મોહનલાલ વ્યાસ
(મજૂર મહાજન, અમદાવાદ)

ઔદ્યોગિક દૃષ્ટિએ ગુજરાત પ્રદેશનો પૂરેપૂરો વિકાસ હજુ સુધી થયો નથી. પરંતુ તે માટે ભારે શકયતાઓ રહેલી છે એ એક હકીકત છે. દેશી રાજ્યોના વિલીનીકરણ પહેલાં આજના ગુજરાત રાજ્યના વિસ્તારમાં નાનાં મોટાં ૩૭૦ રજવાડાંઓ હતાં અને તેને લીધે તેનો ઔદ્યોગિક વિકાસ રૂંધાયેલો હતો. હવે ગુજરાતનું નવું એકમ થતાં આ પ્રદેશના યોજનાપૂર્વકના વિકાસ માટે સારી એવી તક સાંપડી છે.

ગુજરાતના કારખાનાના કાયદા નીચે ૩૭૦૩ કારખાનાં નોંધાયેલાં છે. અને તેમાં ૪ લાખ જેટલા કારીગરો કામ કરે છે. જો એક કારીગરના કુટુંબની જનસંખ્યા પાંચની ગણીએ તો ગુજરાતી આશરે ૨૦ લાખ જેટલી વસ્તી આ કારખાનાંઓમાંથી મળતી રોજીના આધારે નભે છે એમ કહી શકાય. આ ઉપરાંત ગુજરાતનાં ગામડાંઓના ૨૦ ટકા એટલે કે ૨૫ લાખ જેટલી વસ્તી ગૃહઉદ્યોગો, ગ્રામોદ્યોગ અને ખૂબ નાના પાયા પર ચાલતા ઉદ્યોગો પર નભે છે. આ રીતે લગભગ ૪૫ લાખ એટલે કે ગુજરાતની વસ્તીના ૨૫ ટકા જેટલા લોકો નાના મોટા ઉદ્યોગો પર નિર્ભર છે.

ગુજરાતનો આ ઔદ્યોગિક શ્રમિક વર્ગ મોટે ભાગે આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પછાત ગણાતી કોમોમાંથી બનેલો છે. આ વિશાળ શ્રમિક વર્ગને ઊંચે લાવવાની અને તેનો સર્વાંગી ઉત્કર્ષ સાધવાની એક વિશિષ્ટ જવાબદારી આપણા સૌની રહેલી છે.

ગુજરાતમાં જે મોટા પાયા પરના વ્યવસ્થિત ઉદ્યોગો ચાલે છે તેમાં કાપડ, સૂતર, રસાયણો, સિમેન્ટ, વનસ્પતિ તેલ વગેરે મુખ્ય ગણાવી શકાય. ગુજરાતનાં કારખાનાંઓમાં કામ કરતા ૪ લાખ કારીગરોમાંથી એકલા કાપડસૂતરના ઉદ્યોગમાં જ આશરે ૧,૮૪,૦૦૦ જેટલા કારીગરો કામ કરે છે. એ દૃષ્ટિએ ગુજરાતના મોટા પાયા પરના ઉદ્યોગોમાં કાપડ અને સૂતરના ઉદ્યોગનું સ્થાન ભારે મહત્ત્વનું છે. તેનું મુખ્ય મથક અમદાવાદ શહેર છે અને તે ભારતના 'મૅન્ચેસ્ટર' તરીકે મશહૂર બનેલું છે.

જેમ ગુજરાતમાં ઔદ્યોગિક યુગનું મંડાણ અમદાવાદમાં આજથી લગભગ ૧૦૦ વર્ષ પહેલાં સને ૧૮૬૦–૬૧માં અમદાવાદના ઉદ્યોગપતિ શ્રી. રણછોડલાલ છોટાલાલની કાપડસૂતરની મિલની સ્થાપનાથી થયું તેમ આ દેશના એક નમૂના રૂપ મજૂર સંગઠનની સંસ્થા અને મજૂર ઉત્કર્ષના તેના કલ્યાણકારી કાર્યની શરૂઆત પણ અમદાવાદમાંથી જ આજથી ૪૪ વર્ષ ઉપર શરૂ થઈ હતી. આ મજૂર સંગઠન અને કલ્યાણકારી પ્રવૃત્તિઓ શરૂ કરવાની પ્રેરણા અને તે અંગેનું માર્ગદર્શન રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી તરફથી મળ્યું હતું. આ મજૂર સંગઠનની સંસ્થા અમદાવાદ મજૂર મહાજન સંઘના નામથી સારાયે દેશમાં સુવિખ્યાત બની ચૂકી છે. પૂ. બાપુજીએ આ સંસ્થા મારફત ભારતીય મજૂર સંગઠન પ્રવૃત્તિના મૂળભૂત સિદ્ધાંતો તેને અનુરૂપ નીતિરીતિ અને વિશિષ્ટ કાર્યપ્રણાલીનો ?એક અમૂલ્ય વારસો ભારતને અને તેની દ્વારા સારીયે દુનિયાને એક મહામૂલી ભેટ તરીકે આપ્યો છે. આપણે આ વારસાનો જેટલે અંશે સદુપયોગ કરીશું તેટલે અંશે મજૂરવર્ગનો સર્વાંગી ઉત્કર્ષ કરી શકીશું.

સત્ય, અહિંસા, કૌટુંબિક ભાવના અને પંચની પ્રથાના ચતુર્વિધ પાયા પર ત્રીસ વર્ષ સુધી અમદાવાદ મજૂર મહાજન સંઘને ભારતીય મજૂર સંગઠન પ્રવૃત્તિની પ્રયોગશાળા તરીકે ઉપયોગ કર્યા પછી સન ૧૯૪૭માં આ પ્રયોગને રાષ્ટ્રીય મજદૂર કૉંગ્રેસની સ્થાપના કરીને પૂ. બાપુજીએ તેને રાષ્ટ્રવ્યાપી સ્વરૂપ આપ્યું. આજે ભારતના મજૂરોની આ અખિલ ભારતીય સંસ્થા—રાષ્ટ્રીય મજદૂર કૉંગ્રેસ—સારાયે ભારતના ઔદ્યોગિક મજૂરોનું પ્રતિનિધિત્વ ધરાવતી એકમાત્ર સંસ્થા બની ચૂકી છે, અને પૂ. બાપુજીના સિદ્ધાંતો અને કાર્યપદ્ધતિનો મજૂર પ્રશ્નોના સફળ ઉકેલ માટે અસરકારક રીતે ઉપયોગ કરી રહેલ છે. પૂ. બાપુજીના આ સિદ્ધાંતો અને કાર્યપદ્ધતિના અમલને પરિણામે મજૂરો અને ઉદ્યોગના સંચાલકો વચ્ચે મીઠા સંબંધો જળવાઈ રહ્યા છે. ઔદ્યોગિક શાંતિની સ્થાપના શક્ય બની છે. અને ઔદ્યોગિક મજૂરોનાં જીવન થોડેઘણે અંશે પણ ઉન્નત બની શક્યાં છે.

મજૂર વર્ગનો ઉત્કર્ષ કોઈ એકાંગી પ્રવૃત્તિથી નહિ પણ એકબીજા સાથે સંકલિત સર્વાંગી વિકાસની દૃષ્ટિથી હાથ ધરેલી વિવિધ પ્રવૃત્તિઓથી જ થઈ શકે એ વિચાર સૌ પ્રથમ પૂ. ગાંધીજીએ મજૂર સેવકો સમક્ષ મૂક્યો. અને આ ખ્યાલ નજર સમક્ષ રાખી કામ કરવા પ્રેરણા આપી. મનુષ્ય જીવનનાં જુદાં જુદાં અનેક પાસાંઓ હોઈ શકે, તેમ છતાં તે કોઈ અલગ અલગ ખંડો નથી. પરંતુ તેમાં એક પ્રકારની સળંગસૂત્રતા રહેલી છે અને તેથી તેને એક એકમ ગણીને તેનો વિકાસ સાધવો જરૂરી છે. મજૂર જીવનનું ચણતર આ પાયા પર થાય તો જ તેની ઇમારત સંગીન અને ચિરંજીવ બને એ સત્ય પૂ. બાપુજીએ મજૂર પ્રવૃત્તિના પ્રણેતાઓને સમજાવ્યું. તેઓએ તે અપનાવ્યું. અને તેના આધારે ભારતીય મજૂર પ્રવૃત્તિનો દેશભરમાં વિકાસ કર્યો.

પૂ. ગાંધીજીએ તેમના જીવનને સત્યના પ્રયોગો તરીકે વર્ણવ્યું છે. મજૂર વર્ગના ઉત્કર્ષની તેમની પ્રવૃત્તિ પણ સત્યનો એક પ્રયોગ હતો. મજૂર સંગઠનને લક્ષમાં રાખીને પૂ. ગાંધીજીએ જણાવેલું કે તેને માલિકોની સામે લડવાનું એક સાધન ગણવા કરતાં તેનો વધારે સારો ઉપયોગ તો તે મારફત આંતર સ્થિતિમાં સુધારો કરવાનો છે. સંગઠન કરીને મિલમાલિકોને દબાવવાના નથી પરંતુ મજૂરોનું માત્ર રક્ષણ કરી લેવાનું છે અને એટલું કરવાનો આપણને હક જરૂર છે. જોકે સંગઠનનો એક હેતુ એકઠા મળીને ફરિયાદો માલિકો પાસે લઈ જવાનો હોઈ શકે, પરંતુ મોટામાં મોટું કારણ તો મજૂરોને તેમની પોતાની હાલતનું ભાન કરાવવાનું અને તેમાં સુધારો કરવાનું છે.

જ્યારે જ્યારે પૂ. ગાંધીજીએ તેમના વિચારો મજૂરો સમક્ષ રજૂ કરવાના પ્રસંગો મળ્યા ત્યારે ત્યારે તેઓએ હંમેશાં જણાવેલું કે તમે પૈસેટકે સુખી થાઓ, તમે ધાર્મિક થાઓ, નીતિના કાયદા પાળો, વ્યસનો છોડો, કમાણીનો સારો ઉપયોગ કરો, તમારાં ઘર સારાં રાખો, તમારાં છોકરાં કેળવણી પામે એટલે કે તમારી આર્થિક, માનસિક અને નૈતિક સ્થિતિ સુધારો. તેઓએ મજૂરોની ઉન્નતિ માટે તેઓને ત્રણ સોનેરી નિયમો બતાવ્યા હતા: એક તો એ કે સત્યનું પાલન કરવું. બીજો નિયમ એ કે આપણા વિષયોને જીતવા. તેઓએ વધુમાં એમ પણ કહેલું કે આપણે પગાર વધારાવવો છે, વખત બચાવવો છે કેમ કે આપણાં ઘર, આપણાં શરીર, આપણાં મન અને આપણો આત્મા આપણે શુદ્ધ કરવાં છે.

ગુજરાતમાં અમદાવાદ મજૂર મહાજન સંઘ અને તેની દોરવણી અનુસાર ચાલતાં અન્ય સ્થળોમાં મજૂર મંડળોએ પૂ. ગાંધીજીની સલાહ અને દોરવણી લક્ષમાં રાખીને મજૂરોના સર્વાંગી વિકાસની દૃષ્ટિએ સામાજિક સુધારણાના કાર્યને ખૂબ મહત્ત્વ આપેલું છે. અમદાવાદ મજૂર મહાજન સંઘની આ એક વિશિષ્ટતા રહેલી છે કે શરૂઆતથી જ તેમની આવકનો મોટો ભાગ સામાજિક સુધારણાના કાર્યમાં અને તેઓની આંતરિક શક્તિઓનો વિકાસ સાધવામાં વાપરવામાં આવે છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો અમદાવાદ મજૂર મહાજનનો જન્મ તેનાં પ્રમુખ શ્રીમતી અનસૂયાબહેન સારાભાઈએ સન ૧૯૧૭માં શરૂ કરેલી મજૂરોના શિક્ષણની તથા અન્ય સામાજિક પ્રવૃત્તિમાંથી જ થયેલો છે. એમની આ પ્રવૃત્તિને પૂ. ગાંધીજીએ આશીર્વાદ આપ્યા હતા. અમદાવાદ મજૂર મહાજન સંઘના આજીવન સલાહકાર શ્રી શંકરલાલ બેંકર સંસ્થાની આ અને આ પ્રકારની અન્ય અનેકવિધ સામાજિક અને કલ્યાણકારી પ્રવૃત્તિઓને હંમેશાં પ્રોત્સાહન આપતા રહ્યા છે.

ગુજરાતમાં ઔદ્યોગિક મજૂરોના ઉત્કર્ષ માટેની સામાજિક અને કલ્યાણકારી પ્રવૃત્તિઓ મજૂરોનાં પોતાનાં સંગઠિત મંડળો, ગુજરાત મજૂર કલ્યાણ મંડળ, ઉદ્યોગના સંચાલકો અને સામાજિક સંસ્થાઓ તરફથી ચાલી રહી છે. આ બધી પ્રવૃત્તિઓનો કંઈક ખ્યાલ આવી શકે એ માટે અહીં તેનું વિહંગાવલોકન કરવું જરૂરી છે.

મજૂર કલ્યાણ પ્રવૃત્તિના ક્ષેત્રમાં અમદાવાદ મજૂર મહાજન સંઘ કેવળ ગુજરાતમાં જ નહિ પરંતુ સારાયે ભારતમાં અગ્રસ્થાન ધરાવે છે. તેની વિશાળ અને વિવિધ સામાજિક અને કલ્યાણકારી પ્રવૃત્તિઓનું વર્ણન અહીં આપ્યું છે. આ વર્ણનમાં જે માહિતી અને આંકડાઓ આપવામાં આવ્યા છે તે સન ૧૯૫૮–૫૯ના વર્ષના છે. અમદાવાદ મજૂર મહાજન સંઘ તરફથી સન ૧૯૫૮–૫૯ના વર્ષ દરમિયાન સામાજિક સુધારણા અને અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓ અંગે જે કાંઈ કાર્ય થયું તેનો સાર આ પ્રમાણે છે.

મજૂર વર્ગમાં સામાજિક અને કલ્યાણકારી પ્રવૃત્તિઓ વ્યવસ્થિત રીતે ચાલે એ માટે શહેરની દીવાલની અંદરનો વિસ્તાર ચાર વિભાગોમાં અને બાકીના ભાગને આઠ વિભાગોમાં વહેંચવામાં આવેલો છે. પ્રત્યેક વિભાગને પૂરા સમયના અનુભવી કાર્યકર્તાની પ્રત્યક્ષ દેખરેખ નીચે મૂકવામાં આવ્યો છે. તે કાર્યકર્તા મજૂર વર્ગને પ્રોત્સાહિત કરી જુદી જુદી રચનાત્મક પ્રવૃત્તિઓ જેવી કે આરોગ્ય, કેળવણી, સ્વચ્છ વાતાવરણ, શારીરિક તાલીમ, બાળપ્રવૃત્તિ, સામાજિક શિક્ષણ, વાચન પ્રવૃત્તિ, તબીબી રાહત, પર્યટનો અને મનોરંજન કાર્યક્રમો, તહેવારોની ઉજવણી, ગરીબ અને દુઃખીઓને સેવાપાત્રો દ્વારા રાહત વગેરે પ્રવૃત્તિઓનું સંચાલન કરે છે. યોગ્ય પાયા ઉપર મજૂર વિસ્તારમાં પ્રવૃત્તિઓનું આયોજન થઈ શકે તે માટે મજૂર સેવકો દ્વારા કેટલીક ચાલીઓ અને તેમના વસ્તાઓની ભૌતિક, સામાજિક અને આર્થિક પરિસ્થિતિની તપાસને લીધે ચાલીઓમાં રહેતાં કુટુંબોના વધારે નિકટ સંપર્કમાં આવી શકાય છે. આવી ૨૮ ચાલીઓની એક તપાસ હાથ ધરવામાં આવી હતી અને ૨૮૦ સ્વયંસેવકોએ આ કાર્યમાં ભાગ લીધો હતો. ચાલુ પરિસ્થિતિ અંગે ઉપયોગી હકીકતો એકત્ર કરવામાં આવી હતી. એમાં પાણીનો પુરવઠો, ગટર, આરોગ્ય, ખોરાક, સામાજિક રિવાજ, આવકખર્ચ, દેવું, વ્યાજનો દર; પુરુષો, સ્ત્રીઓ અને છોકરાઓમાં ભણતર, અક્ષરજ્ઞાન, વગેરેનો સમાવેશ થયેલ છે. વર્ષના અંત પહેલાં ઉપલબ્ધ એવી ચાર સાલની વિગતવાર તપાસના અહેવાલ ઉપરથી જણાયું હતું કે કામદાર પોતાના કુટુંબની માંદગી પાછળ પોતાની આવકનો દસથી પંદર ટકા ભાગ ખર્ચે છે. માંદગીનાં કારણોમાં બિનઆરોગ્યપ્રદ વાતાવરણ, આરોગ્યના નિયમોનું અજ્ઞાન, ઓછું પોષણ અને વહેમ જણાયા હતાં. શાળાએ જવાની ઉંમરનાં બાળકોમાં છોકરાઓના ૪૫ ટકા હતા અને છોકરીઓના ૩૪ ટકા હતા. આ બતાવે છે કે ફરજિયાત પ્રાથમિક કેળવણીનો કાર્યક્રમ જેટલો અસરકારક રીતે અમલમાં મૂકવો જોઈએ એટલો મૂકવામાં આવતો નથી. છોકરાની કેળવણી માટે માબાપોએ જેટલાં જાગ્રત થવું જોઈએ તેટલાં થયાં નથી. તદુપરાંત તંદુરસ્ત, સામાજિક નૈતિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનો ચાલીઓના સામૂહિક જીવનમાં કેટલોક અભાવ હોવાને કારણે જુગાર, દારૂ પીવો વગેરે અન્ય સમાજ વિરોધી પ્રવૃત્તિઓ ફેલાય છે અને તેને પરિણામે સમાજવિરોધી તત્ત્વો સમક્ષ જતાં મજબૂર બને છે.

સામાજિક પ્રવૃત્તિ

તપાસનાં પરિણામો અને ચાલીઓમાં વાર્તાલાપો ગોઠવવામાં આવ્યા હતા અને તેમાં રહેતાં સ્વયંસેવકોએ સામાજિક પ્રવૃત્તિઓ

શરૂ કરી હતી. સ્વચ્છતા કાર્યક્રમ, આરોગ્ય શિક્ષણ અને શાળા લાયક ઉંમરનાં પણ શાળાએ નહીં જતાં બાળકોની યાદી બનાવવાનાં કાર્યોને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું હતું. મજૂર સેવકોએ શરૂ કરેલી અન્ય પ્રવૃત્તિઓમાં સહકારી પ્રવૃત્તિ, અક્ષરજ્ઞાન, પ્રચાર, શારીરિક તાલીમ અને રમતો, છોકરા અને છોકરીઓ માટે યુવાન પ્રવૃત્તિ, પર્યટનો, તબીબી રાહત, દારૂ વગેરેની ટેવ દૂર કરવી, સામૂહિક પ્રાર્થનાઓ, નાની બચત યોજના, સામાજિક જરૂરિયાતની મુશ્કેલીઓ તપાસવી અને રહેઠાણોને લગતી ફરિયાદો વગેરેનો સમાવેશ થાય છે. ૧૧ ચાલીઓમાં ચાલતી આ પ્રવૃત્તિઓથી મળેલા અનુભવોને આધારે ૨૬ બીજી ચાલીઓમાં આ કામ શરૂ કરવામાં આવ્યું હતું અને ચાલીઓમાં રહેલી પરિસ્થિતિને અનુરૂપ જુદી જુદી પ્રવૃત્તિઓ ચલાવવાના કાર્યના વિકાસ માટે ૧૩૦ મજૂર સેવકોએ મદદ કરી હતી.

| અનુક્રમ પ્રવૃત્તિનું નામ | ભાગ લીધેલ મજૂર સેવકોની સંખ્યા | જ્યાં પ્રવૃત્તિ ચાલુ કરવામાં આવેલી તે ચાલીઓની સંખ્યા |
|---|---|---|
| ૧. સફાઈ પ્રચાર | ૧૦ | ૩ |
| ૨. આરોગ્ય શિક્ષણ | ૫ | ૧૦ |
| ૩. બાળપ્રવૃત્તિ | ૩૦ | ૧૨ |
| ૪. સામાજિક શિક્ષણ | ૩ | ૫ |
| ૫. વાચન પ્રવૃત્તિ | ૧ | ૭ |
| ૬. તબીબી રાહત | ૧ | ૧૦ |
| ૭. પર્યટનો અને મનોરંજન કાર્યક્રમો | ૫ | ૨ |
| ૮. તહેવારોની ઉજવણી | ૫૦ | ૨ |
| ૯. જરૂરિયાતવાળાઓને સામૂહિક મદદ | ૧૦૦ | ૩ |
| ૧૦. દારૂ, જુગાર વગેરે બદીઓના વિરુદ્ધમાં પ્રચાર | ૧૦ | ૪ |

### સામૂહિક જીવનવિકાસ—એક પ્રયોગ

ચૌદ ચાલીઓનાં મજૂર ભાઈબહેનોએ ભારે ઉત્સાહ બતાવ્યો હતો. ત્યાં વિશિષ્ટ કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું. તેઓએ સેવા મંડળો રચ્યાં અને તેમની ચાલીમાં ગરીબ અને જરૂરિયાતવાળાને મદદ માટે પ્રત્યેક ઘરમાં રાખેલાં સેવાપાત્રોમાં દરરોજ એક નવો પૈસો આપવાનો સ્વેચ્છાપૂર્વક નિર્ણય કર્યો હતો. આરોગ્ય શિક્ષણ માટે રાત્રિવર્ગોની વ્યવસ્થા કરવામાં આવી હતી, અને અનુભવી વૈદે તંદુરસ્તીની જાળવણી અને રોગોની અટકાયત અંગેના નિયમો વિષે ઉપયોગી માહિતી આપી હતી. તેમ જ સામાન્ય રોગોના સસ્તા અને પ્રિય ઉપાયો વિષે પણ સમજૂતી આપી હતી. તેવી જ રીતે સ્ત્રીઓ અને બાળકોના રોગો તથા નાનાં બાળકોના આરોગ્ય અંગે પ્રમાણિત અને અનુભવી મિડવાઈફે વાર્તાલાપો આપ્યા હતા. પરિણામે ચાલીઓમાં રહેતી બહેનોમાં આ બાબતો અંગે સારો એવો રસ ઉત્પન્ન થઈ શક્યો હતો. જુદા જુદા આરોગ્યના પ્રશ્નો અંગેની શૈક્ષણિક ફિલ્મો પણ બતાવવામાં આવી હતી અને સ્વચ્છતા તથા આરોગ્યના લોકોના વિચારો તથા ટેવોમાં સારા ફેરફારો કરવામાં આ પ્રવૃત્તિ ઉપયોગી નીવડી હતી.

શાળાએ જતાં છોકરાઓ અને છોકરીઓની શારીરિક, સાંસ્કૃતિક અને રમતગમતની પ્રવૃત્તિઓ ગોઠવવાને લીધે તેમનાં માબાપો પોતાનાં છોકરા અને છોકરીઓના તંદુરસ્ત વિકાસમાં વધારે જીવંત રસ લેતાં થયાં છે. ત્રણ વર્ષની નીચેની ઉંમરનાં બાળકોની તંદુરસ્તીની હરીફાઈઓ પણ ગોઠવવામાં આવે છે અને માતાઓ પોતાનાં બાળકોની તંદુરસ્તી વિષે વધારે જાગ્રત થતી જાય છે. પ્રાસંગિક તહેવારોની ઉજવણી, મજૂર સેવકો અને ચાલીઓમાં રહેતાં મજૂરો સાથેના વાર્તાલાપ સાથેની બધી પ્રવૃત્તિઓને લીધે સામુદાયિક જીવનની ભાવના ઉત્પન્ન થઈ છે. વર્ષ દરમિયાન આવા ૪૩૪ વાર્તાલાપ ગોઠવાયા હતા.

### સંસ્કાર કેન્દ્રો

મજૂર લત્તાઓમાં ૨૭ સંસ્કાર કેન્દ્રો ચાલે છે. આ બધાં કેન્દ્રો વાચનાલય, પુસ્તકાલય અને કામદાર માટે મળવાના સ્થાન તરીકે વપરાય છે. આસપાસના લત્તાઓમાં રહેતા સભ્યોના બૌદ્ધિક, નૈતિક અને સાંસ્કારિક વિકાસ માટે આ કેન્દ્રો ઘણો અગત્યનો ભાગ ભજવે છે. વર્ગમાંથી પસંદ કરેલા અને આ પ્રવૃત્તિ ચલાવવા તાલીમ આપેલા એવા ગ્રંથપાલો આ પ્રવૃત્તિ ચલાવે છે.

### વાચનાલયો અને પુસ્તકાલયો

મજૂર મહાજન સંઘ ૬૮ વાચનાલયો અને પુસ્તકાલયો ચલાવે છે. આ પૈકી ૨૧ ભાડે રાખેલાં મકાનોમાં છે. ત્યાં પુસ્તકાલયની સગવડ પૂરી પાડવામાં આવી છે. બાકીનાં બાળકેન્દ્રો કામદારોની ચાલીઓ વચ્ચે આવેલાં છે અને ત્યાં કામદારો આ પ્રવૃત્તિ ચલાવવામાં સ્વયંસેવક તરીકે સેવા આપે છે. વર્ષ દરમિયાન ત્રણ ચાલીઓમાં કામદારોએ આ પ્રવૃત્તિને પૂરક રાહતને ધોરણે ચલાવી હતી. કામદારોએ રૂ. ૫ નો ફાળો કર્યો અને મજૂર મહાજન સંઘે પણ તેટલી જ રકમ આ કેન્દ્રો માટે ફાળામાં આપી. આવાં કેન્દ્રોમાં દરરોજનાં વર્તમાનપત્રો, સામયિકો રાખવા ઉપરાંત ૧૦૦ પુસ્તકો ભરેલી પેટી રાખવામાં આવી હતી.

ચાલુ વર્ષ દરમિયાન રૂ. ૪૦૦૦ ની કિંમતનાં પુસ્તકો ખરીદવામાં આવ્યાં હતાં. વર્ષ દરમિયાન વર્તમાનપત્રો અને સામયિકોના વાચકોની કુલ સંખ્યા ૬૧,૨૫,૭૨ની હતી. અને પુસ્તકોના વાચકોની કુલ સંખ્યા ૫૬,૮૨૧ હતી.

### વ્યાયામશાળાઓ

મજૂર મહાજન સંઘ મજૂર વિસ્તારોમાં ૧૪ વ્યાયામ શાળાઓ ચલાવે છે. છોકરાઓ અને મજૂરવર્ગના જુવાનો માટે શારીરિક કસરતો, અને રમતગમત માટે સગવડો પૂરી પાડવામાં આવી છે. વ્યાયામ શિક્ષકો મજૂર વર્ગમાંથી જ આવેલા છે. અને તેઓને શારીરિક કેળવણીની પ્રવૃત્તિ અંગેની તાલીમ આપવામાં આવી છે. મહાજને બીજા ૭ વ્યાયામ વર્ગો શરૂ કર્યા છે. વધારે વ્યાયામ વર્ગો ચલાવવા માટે બીજા* મજૂર લત્તાઓમાંથી માગણી આવતાં તાલીમ પામેલા અને હોશિયાર શિક્ષકોને બીજા ૭ મજૂર લત્તાઓમાં આ પ્રવૃત્તિ ચલાવવા માટે મૂકવામાં

આવ્યા હતા. આ વ્યાયામ વર્ગોમાં પણ મજૂર વર્ગના જુવાનો અને બાળકો માટે શારીરિક કસરત, રમતો અને મર્દાની હરીફાઈઓનાં સાધનો રાખવામાં આવ્યાં છે. સંઘપ્રવૃત્તિ, શિસ્ત, સ્વચ્છતા અને સારી ટેવો વિષે તેમની સાથે પ્રાસંગિક વાતો કરવામાં આવી હતી. ગુજરાતની ઓલેમ્પિક હરીફાઈઓમાં આ બધા વ્યાયામ વર્ગો ભાગ લે છે. આ વર્ષે ૧૯૦ સભ્યોએ વ્યક્તિગત તેમ જ સમૂહ રમતગમતોમાં ભાગ લીધો હતો. ૯ ઉમેદવારો વ્યક્તિગત રમતોમાં પ્રથમ આવ્યા હતા અને મુંબઈ રાજ્યની રાષ્ટ્રીય રમતોની હરીફાઈમાં ભાગ લેવા માટે પાંચ ખેલાડીઓ પસંદ થયા હતા. આ બધા વ્યાયામવીરો જુદી જુદી સમૂહ રમતોમાં કપ, ચાંદ અને પ્રમાણપત્રોના વિજેતા બન્યા હતા. વર્ષ દરમિયાન હાજર રહેનારાઓની કુલ સંખ્યા ૫,૧૭૧ હતી.

### સેવાદળ

કૉંગ્રેસ સેવાદળના ધોરણે મહાજનના સેવાદળની રચના કરવામાં આવી છે. આ સ્વયંસેવકો જુદી જુદી મિલોમાં કામ કરે છે. વર્ષ દરમિયાન સ્વયંસેવકોની સંખ્યા ૭૩૦ હતી. ગયે વર્ષે તે સંખ્યા ૫૦૦ની હતી. વર્ષ દરમિયાન ૨૩૦ નવા સ્વયંસેવકો સેવાદળમાં જોડાયા હતા અને તેમને તાલીમ આપવામાં આવી હતી. આ સ્વયં-સેવકો મજૂર વર્ગમાં ગણનાપાત્ર સ્વૈચ્છિક કાર્ય કરે છે. તેઓને શારીરિક અને બૌદ્ધિક બંને રીતે સુસજ્જ રાખવા માટે નિયમિત રીતે વર્ગો રાખવામાં આવ્યા હતા. આ વર્ગોમાં મજૂર મંડળો, ભારતના રાજકીય પક્ષો અને પાર્લમેન્ટરી લોકશાહી મ્યુનિ. ની વ્યવસ્થા, અંગત અને સામૂહિક આરોગ્ય વગેરે વિષયો ઉપર પ્રવચનો યોજવામાં આવ્યાં હતાં. ગાંધી જયંતીના સપ્તાહ દરમિયાન પાંચ લત્તાઓમાં ત્યાંની ચાલીઓના મજૂરો સાથે રહીને સેવાદળે સ્વચ્છતા ઝુંબેશ યોજી હતી. તદુપરાંત સ્વયંસેવકોએ હાથસાળ સપ્તાહ દરમિયાન હાથસાળ કાપડના વેચાણમાં અને ગાંધી જયંતી દરમિયાન ખાદીના વેચાણમાં ખાદીહાટને મદદ કરી હતી. ઑગસ્ટ માસનાં તોફાનો દરમિયાન ૨૫ સ્વયંસેવકોની ટુકડીએ કાર્યાલયની ચોકી કરી હતી. અને અઠવાડિયા સુધી સતત કામગીરી બજાવી હતી.

### મજૂર સંપર્કમાં મદદ

મહાજનની સભાઓ ગોઠવવામાં મદદ કરવા ઉપરાંત સ્વયંસેવકો મહાજનના અધિકારીઓ સાથે કામદારોના સંપર્ક માટે મજૂર લત્તાઓમાં ઘેર ઘેર ફરે છે. કેટલાક સ્વયંસેવકોએ મહાજનનાં બાળકોની આરોગ્ય પ્રવૃત્તિ તેમ જ યુવાનોની પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લીધો હતો. કેટલાક સ્વયંસેવકોએ ટેક્સટાઈલ કે ટેકનીશિયનો અને ઑફિસર્સના મંડળના મનોરંજન કાર્યક્રમ સમયે અને અમદાવાદ મુકામે ભરાયેલા ગુજરાત ભારત સેવક સમાજ વાર્ષિક અધિવેશન વખતે પોતાની સેવાઓ આપી હતી.

### શૈક્ષણિક પ્રવૃત્તિઓ

અમદાવાદ મજૂર મહાજન સંઘની ઐતિહાસિક ભૂમિકા સમજવા જેવી છે. સામાન્ય રીતે ઔદ્યોગિક પ્રશ્નોના નિકાલ માટે મજૂર સંઘો સ્થાપવામાં આવે છે. પરંતુ અમદાવાદ મજૂર મહાજન સંઘની સ્થાપના પૂ. અનસૂયાબહેનના સામાજિક કલ્યાણકાર્યને લીધે થઈ હતી. તેઓએ સન ૧૯૧૪માં શિક્ષણ અને સંસ્કારનું કાર્ય શરૂ કર્યું હતું. મજૂરોમાં પણ શિક્ષણ માટેની ભૂખ હતી. જ્યારે પૂ. અનસૂયા-બહેને સામાજિક સુધારણા અને કેળવણીનું કાર્ય શરૂ કર્યું ત્યારે મજૂર વર્ગમાંથી જ એવા કેટલાક યુવાનો બહાર આવ્યા કે જેઓએ મિલોમાં બાર કલાક સુધી કામ કર્યા પછી પણ વિના વેતને શાળાઓ ચલાવવાનું કાર્ય ઉપાડી લીધું. આને પરિણામે જે જાગૃતિ આવી તેને લીધે મજૂરોએ પોતે જ પૂ. અનસૂયાબહેનમાં તેઓનો વિશ્વાસ પ્રગટ કરી મજૂર મહાજન સંઘની સ્થાપના કરવા વિનંતી કરી. આમ મજૂરવર્ગની સામાજિક સેવાના પરિણામે મજૂર મહાજન સંઘ અસ્તિત્વમાં આવ્યું. એ અરસામાં એટલે કે ૧૯૨૧માં તિલક સ્વરાજ ફંડ ઉઘરાવવામાં આવ્યું હતું. તેમાં રૂ. ૩ એકઠા થયા હતા. આ ફંડમાં મિલમાલિકો અને મજૂરો એમ બંનેએ હિસ્સો આપ્યો હતો. અને તેનું વ્યાજ મજૂરોનાં બાળકોને શિક્ષણ આપવામાં વાપરવું એમ નક્કી થયું હતું. આજે પણ એ રકમ મજૂર બાળકોના શિક્ષણ માટે વપરાય છે.

મજૂર મહાજન સંઘે તેની આ પ્રણાલિકા ચાલુ રાખી અને જે મજૂર લત્તાઓના રહીશોની માગણી આવતી ત્યાં દિવસ અને રાત્રિ માટે શાળાઓ શરૂ કરવામાં આવતી. આ માટે મજૂર મહાજન તેની આવકનો સારો એવો હિસ્સો આ કાર્યમાં ખર્ચતું હતું.

જ્યારે અમદાવાદ મ્યુનિ.એ ફરજિયાત પ્રાથમિક શિક્ષણનો ઠરાવ કર્યો ત્યારે આ બધી શાળાઓ તેમને સોંપી દીધી હતી. અત્યારે મ્યુનિ. વિસ્તારની બહારના મજૂર લત્તાઓ કે જ્યાં શિક્ષણની સગવડ ન હોય ત્યાં મજૂર મહાજન શાળાઓ અને બાલગૃહો આજે પણ ચલાવે છે.

મહાજન તેની શરૂઆતથી જ મજૂરોની શૈક્ષણિક પ્રવૃત્તિનો ખ્યાલ રાખતું આવ્યું છે. જ્યારે ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અને પ્રૌઢ શિક્ષણ અંગે કોઈ ખાસ વ્યવસ્થા ન હતી ત્યારે મજૂર વર્ગનાં બાળકો અંગે મહાજન પ્રાથમિક શાળાઓ અને પ્રૌઢો માટે રાત્રિશાળાઓ ચલાવતું હતું. ત્રણ દાયકા દરમિયાન આ પ્રવૃત્તિ પાછળ મહાજને રૂ. ૧૦ લાખ કરતાં વધુ રકમ ખર્ચી. કામદારોના અક્ષરજ્ઞાનના પ્રમાણમાં ૬૦ ટકા જેટલો વધારો કર્યો છે.

સ્વાતંત્ર્ય પછી ફરજિયાત પ્રાથમિક કેળવણીની અને પ્રૌઢો માટે સામાજિક શૈક્ષણિક વર્ગોની પણ વ્યવસ્થા સરકારે કરી છે. માટે આ પ્રવૃત્તિઓ ચલાવવાનું મહાજને બંધ કર્યું છે.

### બાલમંદિરો

મજૂર લત્તાઓમાં બે બાળમંદિરો મહાજન તરફથી ચલાવવામાં આવે છે. બાળમંદિરોમાં ૧૩૯ની હાજરી છે.

| શાળાઓ | છોકરાઓ | છોકરીઓ | કુલ |
|---|---|---|---|
| પ્રીતમપુરા | ૪૪ | ૧૪ | ૫૮ |
| ખોખરા મહેમદાવાદ | ૪૮ | ૩૩ | ૮૧ |

આ શાળાઓમાં ત્રણથી પાંચ વર્ષની ઉંમરનાં બાળકોને દાખલ કરવામાં આવે છે. એક રૂપિયાની નામની જ ફી લેવામાં આવે છે. હળવો નાસ્તો પણ બાળકોને શાળા તરફથી આપવામાં આવે છે.

## અભ્યાસગૃહો

મોટા ભાગના મજૂરો એક ઓરડાવાળા ઘરમાં રહેતા હોય છે. છોકરાઓ ને છોકરીઓને અભ્યાસ માટે શાંત વાતાવરણ મેળવવું મુશ્કેલ છે. પછાતવર્ગના છોકરાઓને આ પ્રકારની યોગ્ય સગવડ આપવાની દૃષ્ટિએ પ્રયોગ તરીકે ૧૯૩૯માં બે અભ્યાસગૃહો શરૂ કરવામાં આવ્યાં હતાં. આ અભ્યાસગૃહો ઉપયોગી નીવડયા છે. વાઘરી, હરિજન, ઠાકોર અને વણજારા જેવી પછાત કોમોનાં છોકરાઓને આ ગૃહોમાં દાખલ કરવામાં આવે છે. તેઓ આ અભ્યાસગૃહોમાં રહે છે અને તેમનો અભ્યાસ કરે છે. પરંતુ દિવસમાં બે વખત તેમના ભોજન માટે તેમને ઘેર જાય છે. બંને અભ્યાસગૃહોની ગૃહપતિ દેખરેખ રાખે છે. તેઓ વિદ્યાર્થીઓની શારીરિક, માનસિક, નૈતિક અને શૈક્ષણિક પ્રગતિની ખાસ સંભાળ રાખે છે. દિવસના કામનું યોગ્ય સમયપત્રક નિયત કર્યું છે. અને શાળાના સમય દરમિયાન તેઓ તેમની પ્રાથમિક અથવા માધ્યમિક શાળાઓમાં અભ્યાસ કરે છે. દિવસની શરૂઆત સામૂહિક પ્રાર્થનાથી થાય છે. છાત્રોને ગણવેશની ત્રણ જોડી આપવામાં આવે છે. તેમને કાંતણ શીખવવામાં આવે છે અને તે દરેક છાત્ર માટે ફરજિયાત છે. તેઓએ કાંતેલું સૂતર વણવામાં આવે છે અને તેમના ગણવેશમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. વર્ષ દરમિયાન છાત્રાઓએ ૬૬ રતલ સૂતર કાંત્યું હતું અને તેમાંથી ૨૦૪ વાર ખાદી તૈયાર થઈ હતી. વિશેષ જગ્યાના અભાવે પ્રવેશ માટે ના પાડવામાં આવી હતી. અસારવા અભ્યાસગૃહ અને સરસપુર અભ્યાસગૃહમાં છાત્રોની કુલ સંખ્યા અનુક્રમે ૨૮ અને ૨૫ની હતી.

## કન્યાગૃહ

મજૂર વર્ગની અને ખાસ કરીને હરિજનોની કન્યાઓને પણ યોગ્ય શિક્ષણ મળવું જોઈએ એમ ગાંધીજીને તથા શ્રી અનસૂયાબહેનને લાગતું. અને શ્રી જમનાલાલ ભગવાનદાસ ટ્રસ્ટ તરફથી નાણાંની સગવડ થતાં સંસ્થાની સ્થાપના કરવામાં આવી. આજે પણ વાઘરી, ઠાકોર, રબારી અને હરિજન વગેરે પછાત કોમોની છોકરીઓમાં બીજી કોમોની છોકરીઓ કરતાં કેળવણીનું પ્રમાણ ઘણું ઓછું છે. આ પછાત કોમોનાં માબાપો હવે તેમની છોકરીઓને સારા પ્રમાણમાં ભણવા મોકલતા થયા છે. છતાં છોકરીઓનાં લગ્ન વહેલાં કરી તેમનો અભ્યાસ બંધ કરાવી દેવામાં આવે છે. આ સંસ્થામાં પ્રવેશ માત્ર એવી જ છોકરીઓને આપવામાં આવે છે કે જેનાં માબાપ છાત્રાલયના ધારાધોરણ પ્રમાણે વર્તવા તૈયાર હોય. તેમાંનો એક નિયમ એવો છે કે માબાપોએ તેમની છોકરીઓને અભ્યાસક્રમ પૂરો કરે ત્યાં સુધી છાત્રાલયમાં રાખવા માટે સંમત થવું જોઈએ. પરિણામે છોકરીઓ હવે સારા પ્રમાણમાં તેમનો અભ્યાસ પૂરો કરે છે. અભ્યાસ પૂર્ણ થવાને લીધે થતા લાભનો ખ્યાલ તેમનાં માબાપોને જણાવા લાગ્યો છે.

અભ્યાસ માટે જરૂરી સગવડવાળું અને પૂરતા હવાઉજાસવાળું છાત્રાલયનું મકાન છે. માબાપોને તેમની કન્યાઓ માટે દર મહિનાના રૂ. ૧૬ લેખે આપવાના હોય છે. પરંતુ પ્રત્યેક છોકરી માટે દર મહિને રહેવાના, જમવાના શિક્ષણના, પૂરક અને અન્ય ખર્ચના રૂ. ૪૦ સંસ્થાને ખર્ચવાના રહે છે. દૂર ગામની છોકરીઓ જેમને યોગ્ય શિક્ષણની સગવડ નથી તેમને પ્રવેશ માટે પસંદગી આપવામાં આવે છે. છાત્રાલયમાં છોકરીઓની કુલ સંખ્યા ૩૯ની છે.

જુદા જુદા ધોરણમાં ભણતી છોકરીઓ નીચે પ્રમાણે છે:

| ધોરણ : | જુનિ.બી.એ. | એફ. વાય. આર્ટ્સ | ૧૧ | ૧૦ | ૯ | ૮ |
|---|---|---|---|---|---|---|
| સંખ્યા | ૧ | ૧ | ૧૧ | ૧૪ | ૧૪ | ૪ |

| ધોરણ : | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
|---|---|---|---|---|---|---|---|
| સંખ્યા : | ૪ | ૩ | ૯ | ૨ | ૩ | ૩ | – |

આ કન્યાગૃહમાં રહી અત્યાર સુધીમાં ૨૦૪ બહેનોએ શિક્ષણ લીધું છે. આ બહેનોએ કન્યાગૃહ છોડયા પછીની વિગત નીચે મુજબ છે:

| | |
|---|---|
| શિક્ષિકા | ૩૫ |
| નર્સિંગ | ૫ |
| મદદનીશ ડૉક્ટર | ૧ |
| કારકુન | ૫ |
| મિલોમાં | ૨૧ |
| ઘરકામ | ૭૭ |
| મરણ | ૧૩ |
| અધૂરો અભ્યાસ | ૪૫ |
| ગ્રેજ્યુએટ | ૨ |
| કુલ | ૨૦૪ |

કન્યાગૃહોમાં રહેતી બહેનોને ગૃહવ્યવસ્થા, રસોઈ, સંગીત, સીવણ કાંતણ, પીંજણ વગેરેની તાલીમ આપવામાં આવે છે કે જેથી તેઓ સારી ગૃહિણી બને.

## શિષ્યવૃત્તિઓ

પ્રત્યેક વર્ષે મજૂર વર્ગમાંથી મોટી સંખ્યાના વિદ્યાર્થીઓ શાળા અને કોલેજમાં ઉચ્ચ અભ્યાસ માટે જતા જણાય છે. મહાજન પાસે શૈક્ષણિક હેતુઓ માટે મર્યાદિત સાધનો હોવા છતાં મહાજનના સભ્યોના લાયક બાળકોને શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. વર્ષ દરમિયાન શિષ્યવૃત્તિઓ માટે ૫૯૭ અરજીઓ આવી હતી. જે પૈકીની ૪૨૮ અરજીઓને શિષ્યવૃત્તિ માટે યોગ્ય ગણવામાં આવી હતી. રૂ.

૯૩૧૧.૨૦ ન. પૈ.ની રકમ ૪૨૮ વિદ્યાર્થીઓ વચ્ચે શિષ્યવૃત્તિ તરીકે વહેંચવામાં આવી હતી. શિષ્યવૃત્તિની વહેંચણી નીચે મુજબ કરવામાં આવી હતી:

| ધોરણ | વિદ્યાર્થીની સંખ્યા | શિષ્યવૃત્તિની રકમ |
|---|---|---|
| ૮ | ૧૧૫ | ૨૧૧૬.૨૦ |
| ૯ | ૧૦૯ | ૨૧૨૫.૫૦ |
| ૧૦ | ૧૨૧ | ૨૯૦૪.૫૦ |
| ૧૧ | ૮૩ | ૨૧૨૫.૦૦ |
| | ૪૨૮ | કુલ રૂ. ૯૩૧૧.૨૦ |

ધંધાકીય તાલીમ

બધા કામદારોને તેમના ફાજલ સમયે કોઈ અન્ય ધંધો શીખી લે તેવી મહાજન સલાહ આપે છે. મજૂર વર્ગ અન્ય સહાયક ધંધાની તાલીમ લે એ હેતુસર સીવણ, સુથારી અને સાબુ બનાવવાનું શીખવા માટે વર્ગો શરૂ કરવા માટે મહાજને ૧૯૫૦માં સૂચન કર્યું હતું. સીવણવર્ગની માગણી ઘણી મોટી હતી અને તેથી સીવણવર્ગ શરૂ કરવાની વ્યવસ્થા કરી હતી. એક રાતપાળીના કારીગર માટે, એક મજૂર વર્ગના છોકરાઓ તેમ જ બેકાર મજૂરો માટે, એક મજૂરોના કુટુંબોની છોકરીઓ અને સ્ત્રીઓ માટે અને એક દિવસપાળીના કારીગરો માટે—એમ વર્ષ દરમિયાન ચાર વર્ગો ચલાવવામાં આવ્યા હતા.

વર્ગનો અભ્યાસક્રમ બે પ્રકારનો છે. એક છ મહિનાનો પ્રાથમિક અને બીજો એક વર્ષ સુધીનો ઉચ્ચ અભ્યાસક્રમ છે. વર્ષ દરમિયાન ૫૩ મજૂરો અને છોકરાઓ તથા ૧૨ છોકરીઓ અને સ્ત્રીઓને પ્રાથમિક અભ્યાસમાં દાખલ કરવામાં આવ્યા હતા. જ્યારે ૨૫ છોકરા અને પુરુષો તથા ૮ છોકરીઓ અને સ્ત્રીઓને ઉચ્ચ અભ્યાસમાં પ્રવેશ આપવામાં આવ્યો હતો. પ્રાથમિક અભ્યાસમાં ૩૫ પુરુષોએ અને ૧૬ સ્ત્રીઓએ પરીક્ષા આપી હતી. જેમાંથી ૩૦ પુરુષો અને ૧૬ સ્ત્રીઓ પાસ થયાં હતાં. ઉચ્ચ અભ્યાસમાં ૧૬ પુરુષો અને ૩ સ્ત્રીઓ પરીક્ષામાં બેઠાં હતાં અને તે પૈકી ૧૪ પુરુષો અને ૩ સ્ત્રીઓએ પરીક્ષા પાસ કરી હતી. પ્રાથમિક પરીક્ષાના બીજા સત્રમાં ૩૮ પુરુષો અને ૧૭ સ્ત્રીઓએ પરીક્ષા આપી હતી. અને તેમાંથી ૨૦ પુરુષો અને ૧૨ સ્ત્રીઓએ પરીક્ષા પસાર કરી હતી. જ્યારે ઉચ્ચ અભ્યાસમાં ૨૫ પુરુષ અને ૧૨ સ્ત્રીઓએ પરીક્ષા આપી હતી. જેમાંથી ૨૫ પુરુષો અને ૧૧ સ્ત્રીઓએ પરીક્ષા પસાર કરી હતી.

વર્ષ દરમિયાન ૯૮ વ્યક્તિઓએ સીવણવર્ગનો લાભ લીધો હતો. છેલ્લાં પાંચ વર્ષ દરમિયાન જેમણે લાભ લીધો હતો તેવા બધા વિદ્યાર્થીઓનું એક સ્નેહસંમેલન યોજવામાં આવ્યું હતું. એ પ્રસંગે મુંબઈ રાજ્યના મજૂર પ્રધાન શ્રી. શાંતિલાલ શાહ મુખ્ય મહેમાન તરીકે આવ્યા હતા.

છેલ્લાં છ વર્ષમાં ૪૨૬ વ્યક્તિઓએ આ વર્ગનો લાભ લીધો છે જેમાંથી ૩૩૦ પુરુષો અને ૯૩ સ્ત્રીઓ હતી.

કામદાર વર્ગમાં આ તાલીમ વર્ગો ખૂબ જ લોકપ્રિય થયા છે. આનો યશ તાલીમ પામેલા અને અનુભવી શિક્ષકને ફાળે જાય છે. જો ઉત્સાહી અને સેવાભાવી શિક્ષક હોય તો જ આવાં કામ સફળ થાય છે.

બાળપ્રવૃત્તિઓ

સને ૧૯૫૩થી માંડીને મહાજન મજૂર વર્ગનાં બાળકો માટેની ખાસ પ્રવૃત્તિઓ ચલાવે છે. તે દ્વારા તેમનામાં આરોગ્યના નિયમોની સમજૂતી તથા તેના પાલન અંગેની ટેવો દાખલ કરવામાં આવે છે અને તેમનામાં રહેલાં ગુણશક્તિનો વિકાસ સાધવામાં મદદ કરવામાં આવે છે.

જુદા જુદા લત્તાઓમાં તાલીમબદ્ધ સ્વયંસેવકોની સીધી દેખરેખ તળે આ કેન્દ્રો ચલાવવામાં આવે છે. રમતગમત, શારીરિક કસરતો વગેરે ઉપરાંત અંગત આરોગ્ય ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. અને નિયમિત સ્નાન અને સ્વચ્છ કપડાં, પાર્ટનો, તેમ જ રેલી વગેરે આ પ્રવૃત્તિનાં આગત્યનાં લક્ષણો છે. છોકરાંઓને રીતભાતમાં વિનયી અને વિવેકી રહેવાની સલાહ આપવામાં આવે છે અને અશ્લીલ તેમ જ બીભત્સ ભાષાના ઉપયોગથી દૂર રહેવાનું કહેવામાં આવે છે. દરરોજની સરાસરી હાજરી લગભગ ૨૦૦૦ની છે.

બાળદિન

૧૪મી નવેમ્બરના રોજ વડા પ્રધાન શ્રી જવાહરલાલ નેહરુનો જન્મદિન આવે છે. તે દિવસે મહાજન કાર્યાલયે બધાં કેન્દ્રોનાં બાળકો સરઘસાકારે આવ્યાં હતાં. અને વિવિધ મનોરંજન કાર્યક્રમ આપ્યો હતો. બાળદિનના પ્રસંગને અનુરૂપ સંદેશો મજૂર મહાજનના મંત્રી શ્રી. નૂરમહંમદ શેખે આપ્યો હતો.

રમતગમત હરીફાઈઓ

ધુળેટીના ઉત્સવ નિમિત્તે ૨૪ કેન્દ્રોમાં રમતગમતની હરીફાઈઓ યોજી હતી. રંગીન પાણી અને કાદવ ફેંકવાની પ્રણાલિકાને બદલે નિર્દોષ આનંદ મળે એવો કાર્યક્રમ આ રીતે પૂરો પાડવામાં આવ્યો હતો. તે કાર્યક્રમમાં ભાગ લેનાર બધાને ઇનામો આપવામાં આવ્યાં હતાં. અને વિજેતાઓને ખાસ ઇનામો આપવામાં આવ્યાં હતાં.

ગાંધી જયંતીની ઉજવણી

ગાંધી જયંતી દરમિયાન કેન્દ્રોમાં પ્રાર્થના, ગરબા, નૃત્યો, ગ્રામ્ય-ગીતો, સંવાદો અને કાંતણ હરીફાઈઓના પ્રસંગને અનુરૂપ કાર્યક્રમો ગોઠવવામાં આવ્યા હતા અને મહાત્મા ગાંધીજીના સંદેશનું હાર્દ સમજાય તેવું વાતાવરણ સર્જવામાં આવ્યું હતું.

આરોગ્ય શિક્ષણ

મજૂર મહાજન કારીગરોને આરોગ્યને ભારે મહત્ત્વ આપે છે. માંદા પડ્યા પછી તેઓની સારવારનો પ્રબંધ થાય એના કરતાં તેઓ માંદા જ ન પડે એ માટે પગલાં લેવાં આવકારદાયક છે અને તેથી તે અંગે

જે કાંઈ થઈ શકે તે કરવા માટે આગ્રહ સેવે છે. આરોગ્ય શિક્ષણ આ કાર્ય માટે પ્રથમ પગલું ગણી શકાય. રમતગમતનાં મેદાનો, ક્રીડાંગણો, વ્યાયામ મંદિરો વગેરેની મોટા પ્રમાણમાં જરૂર છે. મજૂર મહાજન સંઘે આ દિશામાં પ્રયત્નો શરૂ કર્યા છે.

તંદુરસ્ત જીવનના વિચારો ફેલાવવાની દૃષ્ટિએ મહાજન આરોગ્ય શિક્ષણનો કાર્યક્રમ ચલાવે છે. પાંચ સેવાદળના સ્વયંસેવકો સાથે એક આયુર્વેદના જાણકાર ભાવનાશીલ વૈદરાજ મજૂર લત્તાઓમાં વર્ગોનું સંચાલન કરી શરીર વિજ્ઞાન, આરોગ્ય અને રોગોને અટકાવવા વિષેનું જ્ઞાન તે લત્તાઓમાં આપે છે. સામાન્ય નજીવાં દર્દો માટે સસ્તા આયુર્વેદના ઉપાયો અંગેનાં સૂચનો પણ આપવામાં આવે છે. તંદુરસ્ત જીવન માટે અંગત અને વાતાવરણના આરોગ્યની અગત્ય વિષે ખાસ ભાર મૂકવામાં આવે છે.

વૈદરાજે ૨૬ ચાલીઓમાં સપ્તાહનાં પ્રવચનોનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. વર્ષ દરમિયાન આ કાર્યક્રમોનો લાભ લેનાર વ્યક્તિઓની સંખ્યા નીચે પ્રમાણેની છે :

| કેન્દ્રની સંખ્યા | વર્ગમાં હાજર વ્યક્તિઓની સંખ્યા | | | |
|---|---|---|---|---|
| | પુરુષો | સ્ત્રીઓ | બાળકો | કુલ |
| ૫૦ ચાલીઓ | ૧૩૯૮ | ૧૪૫૨ | ૨૮૪૦ | ૫૭૦૦ |

વૈદરાજ પાસેથી લગભગ ૧૬૧૦ વ્યક્તિઓએ વૈદકીય સલાહ લીધી હતી. ચોમાસા દરમિયાન વૈદરાજે સ્વયંસેવકો માટે પણ વર્ગો ચલાવ્યા હતા અને ૯૪ સ્વયંસેવકો આ વર્ગમાં જોડાયા હતા. તંદુરસ્તીના રક્ષક તરીકે તેમની ચાલીઓમાં આ સ્વયંસેવકોએ ઉપયોગી સેવા આપી હતી.

### માતા અને બાળકોની તબિયત અંગે કેળવણી

કેટલીક ચાલીઓમાં જે તપાસ કરી હતી તે દ્વારા સતત જણાયું હતું કે, માતાઓ અને બાળકોની સંભાળ અંગે યોગ્ય વિચારો ફેલાવવાની જરૂર છે. આ જરુરિયાતને પહોંચી વળવા માટે તાલીમ લીધેલ સામાજિક કાર્યમાં અનુભવી એવાં એક મિડવાઈફને ફેબ્રુઆરી માસમાં સ્ત્રીઓનાં દર્દો અને બાળકો તથા માતાઓની સંભાળ વિષે જ્ઞાન આપવા માટે રોકવામાં આવ્યાં હતાં. આ બે મહિનાના ટૂંકા ગાળા દરમિયાન ૩ ચાલીઓમાં બપોરના સમય દરમિયાન વર્ગો ચલાવવામાં આવ્યા હતા. ડૉ. શ્રીમતી પુષ્પાબહેન નાયક અને ડૉ. ટી. એન. શાહની દેખરેખ અને માર્ગદર્શન નીચે આ કાર્ય ચલાવવામાં આવે છે.

### વૈદકીય રાહત

શ્રીમતી કસ્તૂરબા ગાંધીની પવિત્ર સ્મૃતિમાં સ્થપાયેલું પ્રસૂતિગૃહ ચલાવવામાં આવે છે. તે ઉપરાંત એક એલોપથિક અને બે આયુર્વેદિક દવાખાનાં પણ ચલાવવામાં આવે છે.

### પ્રસૂતિગૃહ

બહેનોના સ્વાસ્થ્યને મજૂર મહાજન ભારે અગત્ય આપે છે. પ્રસૂતિ એ બહેનો માટે જીવનમરણનો પ્રશ્ન છે. આપણી ભાવિ પ્રજાની તંદુરસ્તીનો આધાર પણ તેના પર અવલંબે છે. સફળ રીતે પ્રસૂતિ થાય એટલું જ પૂરતું નથી. પરંતુ પ્રસૂતિ પહેલાં અને પછી પણ યોગ્ય માવજત થવી જરૂરી છે. આ માટે મજૂર મહાજન સંઘ નમૂનારૂપ એક પ્રસૂતિગૃહ ચલાવે છે. આ કાર્ય રાજ્ય સરકાર અને મ્યુનિસિપલ કૉર્પોરેશનનું છે. મજૂર મહાજન એમ આગ્રહપૂર્વક માને છે કે, દરેક વિસ્તાર માટે પ્રસૂતિગૃહો થવાં જોઈએ. દરેકે દરેક બહેનને પ્રસૂતિ અંગેની પૂરેપૂરી સગવડ મળવી જોઈએ.

અમદાવાદ શહેરમાં બાળમરણનું પ્રમાણ ૫૦ ટકા જેટલું છે. આ કરુણ ઘટના કહેવાય. પ્રસૂતિ માટે યોગ્ય પ્રબંધ થાય અને તે પહેલાં અને પછીની સારી સંભાળ લેવાય તો, બાળમરણનું પ્રમાણ અવશ્ય ઘટે.

પહેલાં પ્રસૂતિગૃહ બહારનું અને દવાખાનાનું કામ ભાડાના મકાનમાં ચાલતું હતું. આ મકાનના બાંધકામ માટે મજૂર કલ્યાણ ટ્રસ્ટે રૂ. ૨૨,૦૦૦નું દાન આપ્યું હતું. ખાનપુર દરવાજા પાસે સાબરમતી નદીના કિનારે આ નવું મકાન આવેલું છે. સ્થાનિક તબીબી અધિકારી અને મેટ્રન તથા નોકરોનાં રહેઠાણ પણ તે જ મકાનમાં આવેલાં છે.

વર્ષ દરમ્યાન નવા કેસોની સંખ્યા ૭૩૧ હતી અને જૂના કેસો ૫,૪૭૮ હતા. વર્ષ દરમિયાન સારવાર કરાયેલ કુલ કેસોની સંખ્યા ૬,૨૦૯ હતી. બહારના દર્દીઓની સંખ્યા ૫૯,૦૬૮ હતી.

એલોપથી દવાખાનામાં વર્ષ દરમિયાન જે જુદા જુદા દર્દીઓની સારવાર કરી તેની સંખ્યા ૮૯,૯૩૧ની છે. તેમને વિશેષ સારવાર માટે ૨૦૪ વ્યક્તિઓને હૉસ્પિટલોમાં મોકલવાની વ્યવસ્થા કરી હતી. તેમને માંદગી, પ્રસૂતિ, અકસ્માતમાં કારીગરોનાં વળતરના ૨૬૮ સર્ટિફિકેટો આપ્યાં હતાં. સરસપુર અને બાપુનગરનાં આયુર્વેદ દવાખાનાંઓમાં સારવાર કરાયેલા દર્દીઓની સંખ્યા ૧૩,૩૪૨ હતી.

### લત્તાઓની ફરિયાદો

લત્તાઓની ફરિયાદો મોટે ભાગે મ્યુનિ. સગવડો, જાહેર આરોગ્ય, સામાજિક પ્રશ્નો, મકાનમાલિક અને ભાડુઆત વચ્ચેના ઝઘડાઓ અને પોલીસ કેસોને લગતી હોય છે.

વર્ષ દરમિયાન આ વિભાગમાં ૬૮૪ ફરિયાદો આવી હતી. ગયા વર્ષની ૧૫૨ ફરિયાદો તેમાં ભળતાં કુલ ૮૩૬ ફરિયાદો હલ કરવા માટે હતી.

### પાણીની તંગી

ગરીબ અને મજૂરવર્ગના રહેઠાણવાળા શહેરના દૂરના કેટલાક લત્તાઓમાં મ્યુનિ.એ નાંખેલી પાણીની પાઈપલાઈન ન હતી. આ દિશામાં પ્રયત્નો કરવામાં આવ્યા હતા. અને પરિણામે મ્યુનિ.એ લગભગ ૭૩,૯૯૦ ફૂટ લાંબી નવી પાઈપલાઈન નાંખી હતી.

મજૂર મહાજન સંઘની માગણીને માન આપી મ્યુનિ. કૉર્પોરેશને ગરીબ અને મજૂરવર્ગના લત્તાઓમાં નવા જાહેર નળો નંખાવ્યા હતા.

#### બત્તીઓ

મ્યુનિ.ના રસ્તાઓને છેવાડે રહેતા લોકો તરફથી ફરિયાદો હતી કે, મ્યુનિ.ના રસ્તાઓ ઉપર શેરીઓમાં બત્તી નહોતી. આ અંગે મ્યુનિ.નું ધ્યાન દોરવામાં આવતાં ૬ રસ્તાઓ ઉપર બત્તીના નવા થાંભલાઓ નાંખવામાં આવ્યા હતા.

#### પેશાબખાનાં-જાજરૂઓ-સ્નાનગૃહો

પ્રજાના આરોગ્યની જાળવણી માટે સ્વચ્છતા જરૂરી છે. સરદાર વલ્લભભાઈ પટેલ જ્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા ત્યારે તેઓએ મજૂરો માટે સ્નાનગૃહોનો પ્રશ્ન હાથમાં લીધો હતો અને તે માટે જરૂરી પ્રબંધ કર્યો હતો. આરોગ્યની દૃષ્ટિએ આ એક મહત્ત્વની જરૂરિયાત છે.

કેટલીયે એવી મજૂરચાલીઓ છે જેમાં તેના ભાડવાતો માટે પૂરતી સંખ્યામાં પેશાબખાનાં, જાજરૂઓ અને સ્નાનગૃહો નથી. મકાન માલિકોને સમજાવવા મજૂર મહાજન સંઘના કાર્યકર્તાઓ પ્રયત્ન કરે છે અને તેમાં સફળતા નહિ મળતાં મ્યુનિ. મારફત તેઓને પૂરતી આરોગ્યની વ્યવસ્થા પૂરી પાડવાનું જણાવવામાં આવે છે. જે લત્તાઓમાં જાહેર પેશાબખાનાં અને સ્નાનગૃહો ઓછાં છે તે લત્તાઓ વિષે પણ મ્યુનિ.નું ધ્યાન દોરવામાં આવે છે. આ પ્રયત્નોને પરિણામે મ્યુનિ.એ મજૂર લત્તાઓમાં ૧૦ પેશાબખાનાં, ૬ જાજરૂઓ અને ૪ સ્નાનગૃહો બંધાવ્યાં હતાં.

#### રમતનાં મેદાન

અમદાવાદ જેવા મોટા અને ગીચ શહેરમાં, છોકરાઓને માટે રમતગમતનાં ખુલ્લાં મેદાનોની જરૂર રહે છે. કેટલાક મજૂર લત્તાઓમાં આવાં મેદાનની જરૂર વિષે મ્યુનિ.નું ધ્યાન દોરવામાં આવ્યું હતું. જરૂરી રમતનાં સાધનો માટે મ્યુનિ.એ રમતનાં મેદાનોની વ્યવસ્થા કરી હતી.

#### વરસાદના પાણીનો નિકાલ

દરેક ચોમાસામાં નીચાણવાળા ભાગમાં વરસાદનું પાણી ભરાઈ જાય છે. મજૂર લત્તાના કેટલાક નીચાણવાળા ભાગો તરફ મ્યુનિ.નું ધ્યાન દોરવામાં આવ્યું હતું. મ્યુનિ.એ ખાતરી કર્યા બાદ જુદે જુદે દશ સ્થળોએ વરસાદના પાણીના નિકાલ માટે વ્યવસ્થા કરી હતી.

#### રસ્તાઓ અને પગથીઓ

મજૂર લત્તાઓમાં રસ્તાઓ બનાવવામાં મ્યુનિ.એ ગણનાપાત્ર પ્રગતિ કરી છે. વધારે વાહનવ્યવહારવાળા આ લત્તાઓમાં રસ્તાઓને પ્રથમ પસંદગી આપવામાં આવી હતી. ખાનગી ચાલી સિવાયના રસ્તાઓ ઉપરાંત પગથીઓ ઉપર પથ્થર જડાવવાનાં કામ પણ કરાવવામાં આવ્યાં છે.

#### પ્રાથમિક શાળાઓ

પ્રાથમિક શાળાઓ માટે યોગ્ય મકાનો પૂરાં પાડવાની નીતિ અનુસાર મ્યુનિ.એ શહેરની બહારના વિસ્તારમાં ૧૨ શાળાઓ, અને શહેરની દીવાલની અંદરના ભાગમાં ૪ શાળાઓ બંધાવી હતી.

#### બાળકોનાં પુસ્તકાલયો

પ્રત્યેક વૉર્ડમાં બાળકોનાં પુસ્તકાલયો બાંધવાનો કાર્યક્રમ મ્યુનિ.એ હાથ ધર્યો હતો. વર્ષ દરમિયાન આવાં બે પુસ્તકાલયો બાંધવામાં આવ્યાં હતાં; એક અસારવામાં અને બીજું એલિસબ્રિજ વિસ્તારમાં.

#### સફાઈ કામદારો માટે રહેઠાણ

મહાજન શહેરના સફાઈ કામદારોના કલ્યાણમાં અને તેનાં મંડળમાં ખૂબ રસ ધરાવે છે. આ સ્ટાફ માટે મ્યુનિ.એ રહેઠાણ પૂરાં પાડવાની નીતિ અપનાવી છે. વર્ષ દરમિયાન નરોડા રોડ ઉપર ૮૦ રહેઠાણોવાળું એક નવું મકાન બનાવવામાં આવ્યું હતું. બે બીજાં રહેઠાણો ઉપર સામૂહિક કલ્યાણ કેન્દ્રો માટે ખંડો પણ બંધાવ્યા હતા.

#### પ્રસૂતિગૃહો અને દવાખાનાં

પ્રત્યેક વૉર્ડમાં પ્રસૂતિગૃહ અને દવાખાનાં પૂરાં પાડવાની જરૂરિયાત ઉપર મજૂર મહાજન સંઘ ખાસ ભાર મૂકે છે. સંતોષની વાત છે કે, વર્ષ દરમિયાન મ્યુનિ. કોર્પોરેશને નીચેના છ વૉર્ડમાં પ્રસૂતિગૃહ અને દવાખાનાં બંધાવ્યાં છે:

શાહીબાગ, સરસપુર, કાલુપુર, ખાડિયા, રાયખડ અને બહેરામપુર.

આસ્ટોડિયાના ક્ષયના દવાખાનામાં અંદરના દર્દીઓ માટે એક વૉર્ડ પણ બંધાવ્યો છે.

અમદાવાદમાં ઝૂંપડાંઓ અને વસવાટ માટે અયોગ્ય મકાનોનો પ્રશ્ન ઘણો ગંભીર છે. આ ખરાબ લત્તાઓમાં રહેનારને સારાં મકાનો આપવા માટે મ્યુનિ. કોર્પોરેશને મધ્યસ્થ સરકારની ખરાબ વસવાટ સફાઈ યોજનાને અપનાવી છે. શહેરમાં છ જુદા જુદા લત્તાઓમાં ઘરો બાંધવાનું શરૂ કર્યું છે. આ યોજના પ્રમાણે પ્રત્યેક મકાનમાં જાજરૂ, સ્નાનગૃહ ઉપરાંત રહેઠાણનો ઓરડો, રસોડું, અને વરંડાની સગવડ કરવામાં આવેલ હોય છે.

#### શહેરી અને રાજકીય હિતો

મજૂર મહાજન સંઘ મજૂરોનાં શહેરી અને રાજકીય હિતોની પણ રક્ષા કરે છે. અમદાવાદ મ્યુનિ. કોર્પોરેશનમાં કુલ ૬૫ જેટલા કોર્પોરેટરો હોય છે. તેમાંના ત્રીજા ભાગના એટલે કે, ૨૦થી ૨૨ જેટલા મજૂરોના પ્રતિનિધિઓ તેમાં ચૂંટાઈને જાય છે અને મજૂરોની શહેરી જરૂરિયાતો પ્રત્યે ધ્યાન આપે છે. મજૂરોનાં રાજકીય હિતો જાળવવા અત્યારે અમદાવાદમાંથી ૩ અને સુરતમાંથી ૧ એમ ૪ ધારાસભ્યો ગુજરાતની વિધાનસભામાં ચૂંટાઈ આવ્યા છે. તેઓએ કૉંગ્રેસ પક્ષના સભ્ય તરીકે ચૂંટણીમાં ઊભા રહી સફળતા મેળવી હતી.

પછાતવર્ગની ઉન્નતિ

ઔદ્યોગિક કામદારોની મોટી સંખ્યા એક યા બીજા પછાતવર્ગમાંથી આવેલી છે. તેથી તેમની સામાજિક ઉન્નતિની પ્રવૃત્તિઓ ચલાવવી મહાજન માટે આવશ્યક થઈ પડે છે. મહાજને આ પ્રવૃત્તિ હાથ ધરી છે અને હરિજનો, વાઘરી તેમ જ ઠાકોર જ્ઞાતિઓમાં કામ શરૂ કર્યું હતું. સમય જતાં આ પ્રવૃત્તિ રાવળ, વણજાર અને ભીલ જ્ઞાતિઓમાં પણ વિસ્તારવામાં આવી છે. આ પ્રવૃત્તિની દેખરેખ રાખવા માટે ૩ પૂરા સમયના સામાજિક કાર્યકરો રાખવામાં આવ્યા છે.

૧. ઠાકોર

ઠાકોર ભાઈબહેનોનું પોતાનું મંડળ છે. આ પ્રવૃત્તિ ચાલુ કરવા સાથે તે મંડળને સજીવન કર્યું છે. તેમાં અત્યારે ચાર હજાર કરતાં વધારે સભ્યો છે. તેમણે છાત્રાલય માટે રૂ. ૭,૦૦૦ એકઠા કર્યા છે.

વર્ષ દરમિયાન સામાજિક કાર્યકરના પ્રયત્નોથી આ જ્ઞાતિના ૬૦ વિદ્યાર્થીઓને શાળાઓમાં દાખલ કરાવવામાં આવ્યા હતા.

આ જ્ઞાતિના સભ્યો માટે રવિનગર નામની હાઉસિંગ કોલોની શરૂ કરી છે. કોઈ પણ પ્રકારની આર્થિક મદદ સિવાય ૯ સભ્યોએ તેમનાં મકાનો બંધાવ્યાં છે. મકાનોમાં ૫૦ ચો. વારનું બાંધકામ છે. પ્રત્યેક મકાન દીઠ રૂ. ૩,૦૦૦ ખર્ચ આવ્યું છે. બીજાં ૧૮ મકાનો માટે આ યોજના શરૂ કરવાનું ઠરાવવામાં આવ્યું છે. કોલોનીની સભ્યસંખ્યા ૧૧૭ની છે. એલિસબ્રિજ વિસ્તારમાં તે આવેલ છે. રાષ્ટ્રીય ઉત્સવોની ઉજવણી, સામાજિક ઝઘડાઓનાં સમાધાન, તબીબી સહાય, બચત મંડળીઓ અને દારૂબંધીનો પ્રચાર એ આ ઠાકોર સેવામંડળની પ્રવૃત્તિનાં મુખ્ય કાર્યો રહ્યાં છે.

જુદી જુદી મંડળ સમિતિઓમાં સક્રિય સભ્યો તરીકે ૨૦ કાર્યકર્તાઓ પણ તેમની સેવાઓ આપે છે.

૨. રાવળ

રાવળ જ્ઞાતિનાં બે મંડળો છે. એક અમદાવાદ માટે અને બીજું હવેલી પરગણા માટે, જેની સભ્યસંખ્યા અનુક્રમે ૫૦૦ અને ૩,૦૦૦ની છે.

કેળવણીના ઉત્તેજન માટે તેમની જ્ઞાતિના વિદ્યાર્થીઓને પુસ્તકો મફત આપે છે. તેમ જ ઇનામો પણ આપે છે. તેઓએ તહેવારોની ઉજવણીની ૧૫ સભાઓ, અને ૩૦ પ્રચારસભાઓ યોજી હતી.

બચત મંડળીઓ દ્વારા દેવામાંથી મુક્ત થવા માટે તેમની જ્ઞાતિના ૩૦ સભ્યોને મદદ કરી હતી.

વડે ગામમાં ૨૫ સભ્યોની એક ગૃહમંડળી રચવામાં આવી છે.

બાળકોની પ્રવૃત્તિઓ પણ મંડળ મારફતે ચલાવવામાં આવે છે.

૩. વણજારા

લગભગ ૪૦૦ સભ્યોનું મંડળ રચવામાં આવ્યું છે અને તે દ્વારા જ્ઞાતિનું શૈક્ષણિક તેમ જ સામાજિક કાર્ય ચલાવવામાં આવે છે.

તહેવારોની ઉજવણી દરમિયાન તેઓ દુર્ગુણોમાંથી મુક્ત થવા માટે અસરકારક પ્રચાર કરે છે.

૪. ભીલ

આ જ્ઞાતિએ હમણાં તાજેતરમાં જ સામાજિક કાર્ય માટે તેમનું મંડળ રચ્યું છે.

૫. હરિજનો

મજૂર મહાજનની સ્થાપના પહેલાં પૂ. અનસુયાબહેનની સાથે સામાજિક સુધારણાની પ્રવૃત્તિમાં એક હરિજન યુવાન કાર્યકર્તા શ્રી. કેશવજી વાઘેલા જોડાયા હતા. મજૂર મહાજન સ્થાપવામાં પણ તેઓ અગ્રેસર હતા. તેઓએ તેમનું સમગ્ર જીવન મજૂર સેવામાં સમર્પી દીધું હતું. હરિજનોનું વ્યવસ્થિત કાર્ય તેમણે શરૂ કર્યું હતું અને તેઓની સ્થિતિ સુધારવા માટે તેમણે અથાગ પ્રયત્નો કર્યા હતા. તેઓ જીવ્યા ત્યાં સુધી મજૂરોની સેવાના અને હરિજનોની સ્થિતિ સુધારવાના કાર્યમાં તેઓ સતત પ્રયત્નશીલ રહ્યા હતા. તેમની સેવાએ ઘણા હરિજન યુવાનોને સામાજિક સુધારણાના કાર્યમાં ભાગ લેવા પ્રેર્યા હતા.

પાર્લમિન્ટના માજી સભ્ય શ્રી. મૂળદાસ બી. વૈશ્ય હરિજનોની ઉન્નતિ માટે તેમની સેવાઓ આપી રહ્યા છે. તેમની જિંદગી દરમિયાન તેઓ પોતે હરિજન હોઈ અસ્પૃશ્યતા અને અન્ય મુશ્કેલીઓને કારણે તેમની જ્ઞાતિને વેઠવી પડતી વિટંબણાઓથી પરિચિત છે.

માનદ્ મૅજિસ્ટ્રેટ તરીકે કેટલાક દસ્તાવેજો અને પ્રમાણપત્રોમાં તેઓને સહીઓ કરવાની સત્તા છે. વર્ષ દરમિયાન તેમણે ૨૩૧૦ પ્રમાણપત્રો આપ્યાં હતાં. આના અનુસંધાનમાં તેમણે જ્ઞાતિની ૫,૦૦૦ વ્યક્તિઓને મુલાકાતો આપી હતી. અને આને કારણે તેમને પછાત જ્ઞાતિઓના સભ્યોના સંપર્કમાં આવવાની તક મળી હતી.

વર્ષ દરમિયાન ગામના લોકો અને હરિજનો વચ્ચેના ઝઘડાઓ કે જેમાં હરિજનોને વેઠવાનું હોય છે તેના સમાધાન માટે તે ગામોની મુલાકાત લીધી હતી. વર્ષ દરમિયાન તેમણે ૯૦ સભાઓને સંબોધી હતી અને ૨૫ સમૂહ વાર્તાલાપો યોજ્યા હતા. પછાતવર્ગની હાઉસિંગ સોસાયટીઓની સહકારી મંડળીઓ ઊભી કરવામાં પણ મદદ કરી.

લાંબી કાનૂની વિધિ બાદ અમદાવાદનું પ્રખ્યાત સ્વામીનારાયણનું મંદિર હરિજનો માટે ખુલ્લું મુકાવવામાં તેઓ સફળ થયા છે.

તદુપરાંત પછાતવર્ગના વિદ્યાર્થીઓને શાળાઓમાં પ્રવેશ, શિષ્યવૃત્તિ, નાણાકીય મદદ અને શૈક્ષણિક સગવડો આપવામાં પણ તેઓ મદદ કરી રહ્યા છે. તેમણે સંખ્યાબંધ અધિવેશનોમાં હાજરી આપી છે અને જાહેર જનતા સમક્ષ હરિજનોની મુશ્કેલીઓ રજૂ કરવાના પ્રયત્નો કર્યા છે.

૬. વાઘરીઓ

જ્ઞાતિ અને પેટાજ્ઞાતિ પ્રમાણે વાઘરીઓના છ જુદાં જુદાં સામાજિક મંડળો ચાલે છે. સમાજનો દરજ્જો અને શૈક્ષણિક ધોરણ ઊંચું લાવવાને તે બધાં મંડળો પોતાથી બનતું બધું કરે છે.

આવે છે. અમદાવાદ શહેરમાં ૧૧ મજૂર કલ્યાણ કેન્દ્રો છે. જેમાંનું એક મહાકેન્દ્ર છે. સુરત, વડોદરા અને વિરમગામમાં એક એક મજૂર કલ્યાણ કેન્દ્ર સ્થાપવામાં આવેલ છે. આ કેન્દ્રો મારફતે નીચે પ્રમાણેની સગવડો આપવામાં આવે છે.

### રંજનપ્રવૃત્તિ

સિનેમા, નાટક, સંગીત, રેડિયો તથા કલાપથક જેવા વિવિધ કાર્યક્રમો કેન્દ્રો ઉપર યોજવામાં આવે છે. નિષ્ણાત કલાકારોને કેન્દ્રો ઉપર આમંત્રણ આપી મજૂર ભાઈબહેનો માટે રંજન કાર્યક્રમ ગોઠવવામાં આવે છે. તેઓની કલા અને શક્તિને ઉત્તેજન મળે તે માટે નાટક, લોકનૃત્ય તથા રાસગરબા જેવી પ્રવૃત્તિઓની આંતરકેન્દ્રીય તથા આંતર શહેર ધોરણે હરીફાઈ યોજવામાં આવે છે.

ઑલ ઇન્ડિયા રેડિયો સ્ટેશન તરફથી મજૂર ભાઈઓ માટેના કાર્યક્રમમાં કેન્દ્રની સંસ્કાર ટુકડીઓને તથા કલામંડળોને આમંત્રણ મળે છે અને તે અંગેનો પુરસ્કાર પણ તેઓને આપવામાં આવે છે.

### ખેલકૂદ તથા રમતો

આ શીર્ષક નીચે મેદાની રમતો, ખેલકૂદ હરીફાઈ, સંઘવ્યાયામ શારીરિક કસરતો, કુસ્તી તથા બેઠી રમતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ રમતોના વિવિધ પ્રકારોમાં તથા બેઠી રમતોમાં મજૂર ભાઈબહેનો સારી એવી સંખ્યામાં ભાગ લે છે. એટલું જ નહિ પણ વિવિધ કેન્દ્રો કેન્દ્ર ધોરણે, આંતરકેન્દ્રીય ધોરણે તેમ જ જિલ્લા અને રાજ્ય ધોરણે થતી સ્પર્ધામાં પણ ભાગ લઈ સારી એવી નામના પ્રાપ્ત કરે છે. સમાજના બીજા થરની સાથે ટુકડીઓ અને સંસ્થાઓ સાથે તેઓ સરસાઈ મેળવે છે.

### સામાજિક કેળવણી

મજૂરો સામાજિક જવાબદારીમાંથી પાછા ન પડે અને તેઓને નાગરિક ધર્મનો ખ્યાલ રહે એ માટે કેન્દ્રના કર્મચારીઓ તેઓના સતત સંપર્કમાં રહે છે અને તેઓને ઘેર નિયમિત મુલાકાત લઈ તેમના જીવનથી પરિચિત બને છે. અવારનવાર તેઓની સાથે ચર્ચા અને વાર્તાલાપો દ્વારા દુનિયાના આધુનિક પ્રવાહોથી તેઓને વાકેફ રાખે છે. આ માટે વ્યાખ્યાનો, પર્યટનો, તાલીમવર્ગો તથા પરિસંવાદો યોજવામાં આવે છે જે મારફતે તેઓને સમાજના પ્રશ્નો અને પ્રવાહો સાથે સંપર્કમાં રાખવામાં આવે છે. વાચનાલયો, પુસ્તકાલયો અને ફરતાં પુસ્તકાલયોની યોજનાઓ દ્વારા તેઓને કેન્દ્ર પર અથવા કેન્દ્ર બહાર તેમની ચાલીઓ સુધી પણ સગવડ પહોંચાડવામાં આવે છે. તેમનામાં રહેલી કલા અને કલ્પનાને વેગ મળે તે માટે પ્રદર્શનો પણ યોજવામાં આવે છે. જે મજૂર ભાઈઓ કેન્દ્રમાં સતત રસ લઈ રહ્યા હોય તેઓને પ્રોત્સાહનરૂપે કેન્દ્રો ઉપર જ્યારે જ્યારે કર્મચારીઓ રજા ઉપર હોય ત્યારે તેઓની જગ્યા ઉપર મૂકવામાં આવે છે. આ ઉપરાંત મજૂર કુટુંબમાંથી આશાસ્પદ વિદ્યાર્થીઓ કેન્દ્રમાં નિયમિત હાજરી આપી કેન્દ્ર પ્રવૃત્તિમાં મદદ કરવાની જવાબદારી સ્વીકારે તો વર્ષે રૂ. ૧૦૦ જેટલી શિષ્યવૃત્તિ આપવામાં આવે છે.

### બહેનો માટે

મજૂરોનો સંસાર સુખી થાય એ માટેનું વાતાવરણ સર્જવા માટે મજૂર મહાજન શરૂઆતથી જ પ્રયત્ન કરતું આવ્યું છે. શ્રીમતી અનસૂયાબહેનને આ કામમાં ખાસ રસ રહ્યો છે અને તેઓ આ માટે હંમેશ પ્રયત્નશીલ રહ્યાં છે. મજૂર મહાજને આ માટે નારીપ્રવૃત્તિ શરૂ કરી છે. જોકે તેનું સ્વરૂપ વખતોવખત બદલાતું રહ્યું છે. સ્ત્રીઓનાં દુઃખો દૂર કરવા, તેઓને તેમના ગૃહસંસારમાં મદદરૂપ થવા પૂરા સમય માટે કાર્યકર્તા બહેનો રાખવામાં આવી હતી અને તેઓએ સુંદર કામગીરી બજાવી હતી. આજે પણ બહેનોના આરોગ્યની સંભાળ લેવા અને તેમાં મદદરૂપ થવા નર્સ બહેનો કામ કરી રહી છે.

મજૂર જીવનમાં બહેનોનું સ્થાન અગત્યનું હોઈ તેઓ પણ કુટુંબનો બોજ ઉપાડવામાં જવાબદાર બને એ જાતની પ્રવૃત્તિઓ યોજવામાં આવેલ છે. જેમાં સીવણ તથા ભરતગૂંથણના વર્ગો, અન્ય હસ્તઉદ્યોગોના વર્ગો તથા સહાયક ઉદ્યોગોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા બહેનો કુટુંબની આવકમાં ઠીક ઠીક ઉમેરો કરી સહાયભૂત બને છે. બહેનો અને બાળાઓ ફક્ત સીવણવર્ગમાં જ તેમની પ્રવૃત્તિઓ મર્યાદિત ન કરતાં ઉપર દર્શાવેલ વિવિધ મનોરંજન પ્રવૃત્તિઓ, રમતગમત, નૃત્ય, નાટ્ય વગેરેમાં સક્રિય રસ લઈ જીવનબોજ હળવો કરે છે.

### બાળકો

બાળકો માટે બાલમંદિર, બાળપુસ્તકાલયો, બાળક્રીડાંગણ તથા સ્કાઉટિંગની પ્રવૃત્તિ મુખ્ય છે. પ્રત્યેક કેન્દ્ર ઉપર બાલમંદિરની સગવડ ન હોવા છતાં આ પ્રવૃત્તિ માટે વાલીઓની માગણી તથા ઉત્સાહ જોતાં જુદાં જુદાં કેન્દ્ર ઉપર શિશુમંદિર તથા શિશુવર્ગ શરૂ કરવામાં આવ્યા છે. જેમાં વાલીઓ તરફથી સ્વેચ્છાએ ફાળો આપવામાં આવે છે.

### સહાયક પ્રવૃત્તિઓ

મંડળ પોતાના ફંડમાંથી તેનાથી માન્ય સંસ્થાઓને આર્થિક સહાય આપી નીચેની પ્રવૃત્તિઓ ચલાવે છે:

અમદાવાદ શહેર મજૂર મહાજન સંઘ અને શહેરની બીજી સંસ્થા મારફત શહેરમાં લગભગ ૮૦ ફરતાં પુસ્તકાલય ચાલે છે.

અમદાવાદ શહેરમાં એક તથા નડિયાદમાં એક માન્ય મજૂર કલ્યાણ કેન્દ્ર ચાલે છે.

### સામાજિક કેળવણી

સીવણના વિષયમાં ખાસ રસ ધરાવતાં મજૂર ભાઈઓ અને બહેનો માટે આખા સમયનો અભ્યાસક્રમ ઘડી કાઢવામાં આવ્યો છે. આ અભ્યાસક્રમમાં હાલ ૫૪ ભાઈબહેનો દાખલ કરવાની વ્યવસ્થા કરવામાં આવી છે. તેઓ એક અથવા બે વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરી બોર્ડનું અથવા ડિપાર્ટમેન્ટ ઑફ ટેકનિકલ એજ્યુકેશનનું પ્રમાણપત્ર મેળવી શકે છે.

**સલાહકાર સમિતિ:**

પ્રત્યેક કેન્દ્ર ઉપર વિવિધ પ્રવૃત્તિમાં રસ લેતાં કેન્દ્રના સક્રિય સભ્યમાંથી એક સલાહકાર સમિતિ સ્થાપવામાં આવી છે. આ ઉપરાંત જે તે કેન્દ્રો ઉપર વિશિષ્ટ પ્રવૃત્તિમાં રસ દાખવતા સભ્યોની મંડળીઓ પણ રચવામાં આવી છે. આ સલાહકાર સમિતિઓ તથા મંડળીઓ કેન્દ્રની વિવિધ પ્રવૃત્તિઓની જવાબદારી ઉપાડી સક્રિય સહાય આપે છે. એક કલ્યાણ કેન્દ્રની આ સમિતિના સભ્યોએ લગભગ રૂ. ૪૭૦ જેટલી રકમ એકઠી કરી કેન્દ્રના મકાનમાં ઇલેક્ટ્રિસિટી ચાલુ કરાવી. તેવી જ રીતે એસ. એસ. સી.માં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે આસપાસની શાળાઓના શિક્ષકોની મદદ લઈ ૧૦૫ વિદ્યાર્થીઓ માટે ખાસ વર્ગો શરૂ કર્યા. ઇલેક્ટ્રિક પંખાની જરૂરિયાતને પહોંચી વળવા માટે કેન્દ્રે રૂ. ૨૭૦ જેટલી રકમ એકત્ર કરી. બીજા એક મજૂર કલ્યાણ કેન્દ્રે તેના ઉદ્‌ઘાટનવિધિમાં સક્રિય ભાગ લઈ ખર્ચમાં પચાસ ટકાનો ફાળો આપ્યો. રાયપુર મહાકેન્દ્ર ઉપર વ્યાયામશાળાના વિદ્યાર્થીઓએ કુસ્તીમાં ૧૪ જેટલા જાહેર દંગલો યોજી ઇનામમાં રૂ. ૮૫ જેટલી રકમ પોતાના સ્વૈચ્છિક ફાળા પેટે આપી. તે જ રીતે ટેબલ-ટેનિસ ક્લબે અખિલ અમદાવાદની હરીફાઈઓ યોજી તથા સાર્વતવાડી સુધી યોજાયેલ ટ્રેઇનિંગ કેમ્પમાં તાલીમ લેવા માટે સભ્યોને મોકલેલા. આ પ્રવૃત્તિ પાછળનો રૂ. ૬૦૦ જેટલો ખર્ચ સભ્યોએ જાતે ઉપાડી લીધો. કેન્દ્રની ચેસ ક્લબ હજી પણ અમદાવાદમાં અગ્રગણ્ય સ્થાન ધરાવે છે અને શહેરની મોટી હરીફાઈ યોજવામાં સારો એવો સહકાર આપે છે. વડોદરામાં ચાલતા કલ્યાણ કેન્દ્રના ઉત્સાહી કાર્યકર અને સલાહકાર સમિતિના સભ્યોએ મળી વાર્ષિક દિન ઊજવ્યો હતો. આ પ્રસંગે લગભગ રૂ. ૭૦૦) જેટલી રકમ તેઓએ એકત્ર કરી હતી અને રમતગમતની હરીફાઈઓ, સંગીત, અને નાટકના જલસા વગેરે કાર્યક્રમો યોજી ભાઈઓ અને બહેનોએ સહકાર આપ્યો હતો. આવા કાર્યક્રમની યોજના કેન્દ્રનાં વિવિધ મંડળો અગાઉથી કરે છે અને તેને પાર પાડવા માટે પોતાનો સમય, શક્તિ અને સંપત્તિનું દાન કરે છે. રાષ્ટ્રીય તહેવારો દરેક કેન્દ્રો ઉપર સ્થાનિક રહીશો અને સલાહકાર સમિતિના સભ્યોના સહકારથી જ ઊજવવામાં આવે છે.

આ ઉપરાંત જે રીતે ભાઈઓમાં તે જ રીતે બહેનોની પ્રવૃત્તિમાં પણ તેઓ ઐચ્છિક ફાળો આપી આ પ્રવૃત્તિ પ્રત્યેની તેમની જરૂરિયાત પુરવાર કરે છે. મંડળ તરફથી પ્રત્યેક કેન્દ્રને ફક્ત બે જ સીવણ મશીનો આપવાનો નિયમ હોવા છતાં પચાસ ટકા ખર્ચના ધોરણે તથા સિત્તેર ટકા ખર્ચના ધોરણે તથા સંપૂર્ણ રીતે ક્લબના ખર્ચે લગભગ કેન્દ્રોએ ગયે વરસે કુલ ૮ સીવણમશીનો વસાવ્યાં છે. ઉપરાંત ગતવર્ષે આવેલા તાપી નદીના પૂરને કારણે રેલરાહત ફંડમાં બહેનોએ રૂ. ૧૦૧ જેટલી રકમ મોકલાવી હતી. એ જ રીતે જુદાં જુદાં કેન્દ્રોનાં નાટ્યમંડળો અને ટુકડીઓએ એકાંકી નાટકો રજૂ કર્યાં હતાં. જેની વિશિષ્ટતા તો એ હતી કે, બિનસાંપ્રદાયિક અને આંતરપ્રાંતીય એકતાના પ્રતીકરૂપે હિંદુ, મુસ્લિમ, ગુજરાતી અને મરાઠી બહેનોએ સાથે મળી આ કાર્યક્રમની રજૂઆત કરી હતી. ગરબાની અને રાસની હરીફાઈમાં કેન્દ્રની બહેનોએ ભાગ લઈ રૂ. ૫૧ નું ઇનામ મેળવ્યું હતું. મંડળની સીધી દેખરેખ અને સલાહ દ્વારા ફક્ત એક જ કેન્દ્ર પર બાલમંદિર ચાલતું હોવા છતાં આ પ્રવૃત્તિ માટે વિવિધ કેન્દ્રોના રહીશોની માગણીના કારણે તેઓના ફાળા દ્વારા ૮ કેન્દ્રો ઉપર શિશુમંદિર અથવા શિશુવર્ગ ચલાવવામાં આવે છે.

**આવકખર્ચ**

મંડળ ગુજરાતનાં કેન્દ્રો પાછળ વર્ષે લગભગ રૂ. ૨,૬૦,૦૦૦ જેટલો ખર્ચ કરે છે. જ્યારે આવકનો અંદાજ રૂ. ૧,૮૭,૦૦૦ જેટલો છે.

**ઔદ્યોગિક કલાભવન**

રાજ્ય સરકાર અમદાવાદમાં એક ઔદ્યોગિક કલાભવન પણ ચલાવે છે. મજૂરો જે ધંધો કરતા હોય તે ઉપરાંત એક વધારાનો સહાયક ઉદ્યોગ દરેકે શીખી લેવો જોઈએ એવો આગ્રહ પૂ. ગાંધીજી હંમેશાં રાખતા. મુંબઈ રાજ્યમાં જ્યારે પહેલું કોંગ્રેસ પ્રધાનમંડળ રચાયું ત્યારે રાજ્ય સરકારે આ હેતુ લક્ષમાં રાખી એક ઔદ્યોગિક કલાભવન સને ૧૯૪૦માં અમદાવાદમાં શરૂ કર્યું હતું. આ કલાભવનમાં આજે મિકેનિક, દરજીકામ, સુથારીકામ, ચિત્રકામ, મોટરકામ, કેમિકલ, ચર્મઉદ્યોગ અને વણાટકામના ઉદ્યોગો શીખવવામાં આવે છે. અભ્યાસક્રમ એક વર્ષનો હોય છે, અત્યાર સુધીમાં કુલ ૪,૪૨૮ મજૂરોને કલાભવનમાં પ્રવેશ મળ્યો હતો. તેમાંથી ૨,૮૧૨ ભાઈઓ સફળ થયા છે. અને બાકીના ૧૬૧૬ તેમનો અભ્યાસક્રમ પૂરો કરી શક્યા નથી અથવા તો નિષ્ફળ ગયા છે. તેઓની વિગત નીચે મુજબ છે:

| અ. નં. ધંધો | પ્રવેશ | સફળ | અભ્યાસ છોડી દીધો અથવા નિષ્ફળ ગયા |
|---|---|---|---|
| ૧. મિકેનિક | ૧૬૯૩ | ૧૨૦૯ | ૪૮૪ |
| ૨. દરજીકામ | ૯૩૭ | ૭૭૭ | ૧૬૦ |
| ૩. સુથારીકામ | ૬૫૪ | ૨૭૬ | ૩૭૮ |
| ૪. ચિત્રકામ | ૫૧૬ | ૩૦૨ | ૨૧૪ |
| ૫. મોટરકામ | ૨૫૬ | ૧૪૧ | ૧૧૫ |
| ૬. કેમિકલ | ૧૩૭ | ૫૦ | ૮૭ |
| ૭. ચર્મઉદ્યોગ | ૯૮ | ૩૨ | ૬૬ |
| ૮. વણાટકામ | ૧૩૭ | ૩૫ | ૧૦૨ |
| | ૪૪૨૮ | ૨૮૨૨ | ૧૬૦૬ |

આ કલાભવન સવાર-સાંજ બે પાળીમાં ચાલે છે કે, જેથી દિવસપાળી અને રાતપાળીમાં કામ કરતા મજૂરોને લાભ મળી શકે. આ શિક્ષણ માટે કોઈ ફી લેવામાં આવતી નથી. પછાતવર્ગના વિદ્યાર્થીઓને ૭ શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. આ કલાભવનમાં ૩૬૪ મજૂરોને તાલીમ આપવાની વ્યવસ્થા છે. આ સંસ્થામાં તાલીમ લીધેલા ભાઈઓ રોજના રૂ. ૪ થી રૂ. ૬ સુધી કમાય છે.

આ જ્ઞાતિના સામાજિક કાર્યકર્તાએ ૧૭ ઝઘડાઓનું સફળ સમાધાન કરાવ્યું છે નહિતર જ્ઞાતિમાં કડવાશ અને દુશ્મનાવટ ઊભી થાત. વાઘરી જ્ઞાતિના ૧૭ વિદ્યાર્થીઓને શાળાઓ અને બીજી શૈક્ષણિક સંસ્થાઓમાં તેમણે દાખલ કરાવ્યા હતા. વાઘરીઓની છ સહકારી ગૃહમંડળીઓ છે. તેઓ આ બધાના કામના સંચાલનમાં સક્રિય મદદ કરે છે.

તેમને ૧૦૦ કરતાં વધારે સભાસદની અને રૂ. ૬,૦૦૦ લગભગની કિંમતની બચતવાળી છ બચત મંડળીઓનું સફળ સંગઠન કર્યું છે.

વર્ષ દરમિયાન ૩૦ ભજન સમારંભો અને ૧૧ સભાઓ તેમણે ગોઠવી હતી. આ કાર્યક્રમોને સામાજિક સુધારણા, દુર્ગુણોમાંથી મુક્તિ અને જ્ઞાતિના સભ્યોમાં શૈક્ષણિક જાગૃતિ ઉત્પન્ન કરવા માટે પણ ઉપયોગમાં લેવામાં આવ્યા હતા.

વાઘરી જ્ઞાતિઓના ૨૦ દર્દીઓને યોગ્ય સમજૂતી આપી તબીબી સારવાર માટે હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યા હતા.

### સહકારી પ્રવૃત્તિ

ઔદ્યોગિક કામદારોમાં સહકારી પ્રવૃત્તિના પ્રચારને મજૂર મહાજન સંઘે તેની શરૂઆતથી જ ઘણું મહત્ત્વ આપ્યું છે. દેશમાં સહકારી પ્રવૃત્તિના વિકાસ સાથે મજૂરવર્ગમાં સહકારી પ્રવૃત્તિએ સંતોષકારક પ્રગતિ ચાલુ રાખી છે તેની નોંધ લેતાં અમને આનંદ થાય છે.

અમદાવાદ શહેરમાં જુદા જુદા પ્રકારનું કામ કરતી ઔદ્યોગિક કામદારોની લગભગ ૨૨૫ સહકારી સોસાયટીઓ છે. તે બધી સંચાલન અને વ્યવસ્થાશક્તિના વિકાસ માટે તાલીમની ભૂમિકાની શ્રેષ્ઠ તક પૂરી પાડે છે.

### સહકારી મંડળીઓનું ફેડરેશન

ઔદ્યોગિક કામદારોની બધા પ્રકારની સહકારી મંડળીઓનું એક ફેડરેશન મજૂર મહાજન સંઘે રચ્યું છે. સન ૧૯૫૮ના સપ્ટેમ્બરથી તેની કામગીરી શરૂ કરવામાં આવી છે. ૬ મહિનાના ટૂંકા ગાળામાં ફેડરેશનની સભ્યસંખ્યા માર્ચ ૧૯૫૯ના અંતે ૬૩ સુધી પહોંચી છે.

સહકારી પ્રવૃત્તિની તાલીમ આપવા માટેના તાલીમવર્ગો ફેડરેશન દ્વારા ચલાવવામાં આવે છે. વર્ગોનો સમય દોઢ મહિનાનો રાખવામાં આવ્યો છે. વર્ગોમાં ૭૫ કામદારોએ હાજરી આપી હતી. જિલ્લા કો-ઓ. બોર્ડના સહકારથી આ વર્ગો ચલાવવામાં આવ્યા હતા.

૬૫ જેટલી સહકારી સોસાયટીઓને તેઓ ફેડરેશનના સભ્ય હોય કે ન હોય છતાં પણ સક્રિય સહાય આપવામાં આવી હતી. સહકારી મંડળી બનાવવાની વિધિ સમજાવવી, તેનું રજિસ્ટ્રેશન કરાવવું, સરકારની જુદી જુદી ધરયોજનાઓ સમજાવવી, જમીન મેળવી આપવી, લોન અને સબસીડી મેળવી આપવી, સહકારી ખાતા અને સરકારને લગતા પ્રશ્નો, આંતરિક ઝઘડાઓની પતાવટ, કાનૂની સલાહ આપવી અને અન્ય સંબંધિત વિષયો અંગે સહાય આપવામાં આવી હતી.

### મજૂર સહકારી બૅન્ક

મજૂર સહકારી બૅન્કની સ્થાપના મજૂર વર્ગને ઓછે વ્યાજે નાણાં ધીરવાં અને તેઓમાં કરકસરને ઉત્તેજન આપવાના બેવડા હેતુસર ૧૯૪૭માં કરવામાં આવી હતી.

મજૂર મહાજન સંઘના સક્રિય ટેકા અને પ્રોત્સાહન દ્વારા છેલ્લાં ૧૨ વર્ષો દરમિયાન બૅન્કે સ્થિર અને મક્કમ પ્રગતિ સાધી છે.

| વિષય | વર્ષ ૧૯૪૭ | વર્ષ ૧૯૫૯ |
|---|---|---|
| શૅરભંડોળ | ૧,૦૫,૮૮૦ | ૭,૮૪,૪૯૦ |
| શૅરહોલ્ડરો | ૭,૭૦૭ | ૩૦,૪૨૫ |
| ચાલુ મૂડી | ૩,૧૭,૦૫૮ | ૫૫,૨૩,૧૮૦ |
| ધીરેલી લોન | ૧,૩૩,૫૦૦ | ૨૮,૨૧,૪૨૮ |
| ડિપોઝિટ | ૯૧,૫૪૬ | ૨૧,૭૯,૫૧૦ |
| રિઝર્વ | ૮,૦૬૪ | ૨,૯૯,૨૬૧ |

બૅન્ક સાથે સંયોજિત જુદી જુદી સહકારી સોસાયટીઓની સંખ્યા ૮૫ છે.

### મજૂર મહાજન ખાદીહાટ

અમદાવાદના મજૂરો દરિદ્રનારાયણની સેવા માટે હંમેશ પ્રવૃત્ત રહે છે. ખાદી દ્વારા ગરીબ અને બેકાર ગ્રામજનતાની સારામાં સારી સેવા થઈ શકે તેમ છે. પૂ. ગાંધીજીએ પણ જ્યારે સ્વરાજ્યની લડત માટે દાંડીકૂચ આરંભી ત્યારે અમદાવાદના સીમાડે આવેલ ચંડોળા તળાવને કાંઠે મજૂર ભાઈબહેનોને સંદેશો આપતાં જણાવ્યું હતું કે, તમે ખાદી પહેરજો, દારૂનો ત્યાગ કરજો અને વ્યસનોથી મુક્ત બનજો. પૂ. બાપુજીના આ સંદેશાને અમલી બનાવવા માટે મજૂર મહાજને ખાદીહાટ શરૂ કર્યું, કે જેથી મજૂરોને શુદ્ધ ખાદી મેળવવાની સગવડ મળે.

મજૂર મહાજન સંઘે ૧૯૩૧માં શરૂ કરેલ મજૂર મહાજન ખાદીહાટને ૧૯૫૬માં સહકારી સ્ટોરમાં ફેરવી નાંખવામાં આવ્યો. સહકારી ધોરણે હવે તે સ્થિર પ્રગતિ સાધી રહ્યું છે.

'ગાંધી જયંતી'ના પ્રસંગે ગયે વર્ષે મજૂર મહાજન સંઘે ૧,૨૦,૦૦૦ રૂપિયાની કિંમતની ખાદીહૂંડી વેચી હતી. તેને લીધે ૧૯૫૮ના ઓક્ટોબર માસમાં અને ત્યાર પછીના મહિનાઓમાં ખાદીનું પ્રમાણ સારા પ્રમાણમાં વધ્યું હતું.

સન ૧૯૫૯ના જૂનના વર્ષ દરમિયાનનું કુલ વેચાણ રૂ. ૯,૩૩,૧૮૭નું હતું. જ્યારે તે પહેલાના વર્ષનું વેચાણ રૂ. ૮,૫૪,૩૮૦નું હતું.

## ગ્રામસેવા વિભાગ

ગ્રામસેવા વિભાગ તેની ૧૯૫૦ની શરૂઆતથી માંડીને સ્થિરતા-પૂર્વક લોકપ્રિયતા પ્રાપ્ત કરી રહ્યો છે. અમદાવાદ શહેરના બહારના વિભાગને લગતી જુદા જુદા પ્રકારની ફરિયાદો અંગે તે કામગીરી બજાવે છે. ગુજરાત અને સૌરાષ્ટ્ર સાથે જ્યાં સુધી સંબંધ છે ત્યાં સુધી સ્થાનિક તપાસ માટે જાતમુલાકાતો ગોઠવવામાં આવે છે અને તેમની પાસે આવેલી ફરિયાદોના ઝડપી નિકાલ માટે અધિકારીઓ અને સ્થાનિક સત્તાવાળાઓને મળી ફરિયાદો અને અગવડો દૂર કરવામાં આવે છે. દેશના બીજા પ્રદેશોને લગતી ફરિયાદોની કામગીરી પત્રવ્યવહાર દ્વારા ચલાવવામાં આવે છે.

અહેવાલના વર્ષ દરમિયાન ગ્રામસેવા વિભાગમાં ૩૬૨ ફરિયાદો નોંધવામાં આવી હતી. તેમાં ગયા વર્ષની બાકી રહેલી ૨૫૯ ફરિયાદો ઉમેરવામાં આવતાં વર્ષ દરમિયાન ૬૨૧ ફરિયાદો પતાવવાની હતી.

ચાલુ વર્ષ દરમિયાન નોંધાયેલી ફરિયાદોનું નીચે પ્રમાણે વર્ગીકરણ છે:—

| અ. નં. પ્રકાર | ફરિયાદ સંખ્યા |
|---|---|
| ૧. જમીન | ૨૮ |
| ૨. તગાવી-લોન | ૧૦ |
| ૩. કંટ્રોલની ચીજો | ૧૨૮ |
| ૪. ટેનન્સી | ૩ |
| ૫. લેન્ડ રેવન્યુ કોડ અને મામલતદાર્સ કોર્ટ એક્ટ | ૨૧ |
| ૬. કાયદાની મદદ | ૩૪ |
| ૭. જૂના રેકર્ડોની નકલો અને ચુકાદાઓ | ૧૬ |
| ૮. ટ્રાન્સફર | ૮ |
| ૯. સહકારી પ્રવૃત્તિ | — |
| ૧૦. કૂવાઓ | ૭ |
| ૧૧. પરચૂરણ | ૧૦૭ |
| | ૩૬૨ |

ગ્રામસેવા વિભાગના કાર્યકર્તાઓએ ૯૮ ગામ અને શહેરોમાં ૭૮ મુલાકાત યોજી હતી. જેથી સ્થાનિક તપાસ દ્વારા ફરિયાદોનો ઝડપી નિકાલ આવે. અહેવાલના વર્ષ દરમિયાન કુલ ૨૮૫ ફરિયાદોનું નિરાકરણ કરવામાં આવ્યું હતું, જેમાંની ૨૩૯ ફરિયાદો સફળ થઈ હતી અને ૪૬ ફરિયાદોને વિવિધ કારણોસર બંધ કરવામાં આવી હતી. વર્ષને અંતે ૩૩૬ ફરિયાદો બાકી હતી.

ગ્રામસેવા વિભાગને ૯૬ કેસોમાં ૯૮૦ લોખંડનાં પતરાં અને ૬૦ થેલી સિમેન્ટની પરમિટ મેળવી આપવામાં સફળતા મળી હતી. તદુપરાંત ૬ કેસોમાં રૂ. ૯,૮૦૦ની કિંમતની તગાવી લોન મેળવી આપવામાં આવી હતી.

છેલ્લાં ત્રણ વર્ષથી આ વિભાગમાં એક અત્યંત અગત્યનો કેસ ચાલી રહ્યો હતો. ચાલુ સાલ દરમિયાન તેનો સફળ અંત આવ્યો છે. ૧૯૩૯માં સત્યાગ્રહ ચળવળ દરમિયાન સૌરાષ્ટ્રમાં જાગીરદારે ખેતીવાડીને લગતી જમીન લઈ લીધી હતી. નવ સત્યાગ્રહી ખેડૂતોને ગોહિલવાડ જિલ્લાના હરસુરપુર ગામમાં ૩૫૦ વીઘાં જમીન ફરીથી હવે આપવામાં આવી છે. જમીનની કિંમત હાલ લગભગ રૂ. ૫૦,૦૦૦ થાય છે.

વર્ષ દરમિયાન ૧૯ સભ્યો માટે લિલામ અથવા નિયત કિંમતે જુદાં જુદાં ગામોમાં મકાન માટે ૧૬૬૭ ચો.વાર જમીન અપાવવામાં આવી હતી. આ ઉપરાંત ગોહિલવાડ જિલ્લાના સાવરકુંડલાના ધાર ગામમાં ૧૯,૩૬૦ ચો.વારના જમીનના ૩૬ પ્લૉટો સફળતાપૂર્વક અપાવવામાં આવ્યા હતા.

ગ્રામસેવા દ્વારા જન્માષ્ટમી અને દિવાળીના તહેવારો દરમિયાન અમદાવાદથી આંબલિયાસણ અને ઉત્તર ગુજરાતનાં અન્ય કેન્દ્રો માટે ખાસ ટ્રેનો દોડાવવાની વ્યવસ્થા કરવામાં આવી હતી, જેને પરિણામે આ વિભાગોમાંથી આવતા ઔદ્યોગિક કામદારો તેમના વતનમાં જઈને તેમના સંબંધીઓ સાથે તહેવારો ગાળી શકે.

## પ્રકાશન

મજૂર મહાજન પોતાનું 'મજૂર સંદેશ' નામનું સાપ્તાહિક મુખપત્ર ચલાવે છે. તેનો મુખ્ય હેતુ ગાંધીવાદી મજૂર મંડળની પ્રવૃત્તિના મૂળભૂત સિદ્ધાંતો તથા કાર્યપદ્ધતિ તથા તેને અનુસરીને થતાં કામ મજૂરવર્ગ અને પ્રજા આગળ રજૂ કરવાનો છે. અગત્યના દેશના ચાલુ વિષયો અને બનાવોના વાચનલાયક સારને પણ પ્રકાશિત કરે છે. સમયે સમયે તે કાપડઉદ્યોગની સ્થિતિ, મજૂરમંડળની પ્રવૃત્તિ, ઔદ્યોગિક ઝઘડાઓ અને ચુકાદાઓ તેમ જ કામદારોને ઉપયોગી વિષયો ઉપરના લેખોને લગતી માહિતી પ્રસિદ્ધ કરે છે.

આજે અમદાવાદના મજૂરવર્ગમાં જે જાગ્રત સમજ અને જવાબદારીની ભાવના જોવામાં આવે છે તે છેલ્લાં ૪૫ વર્ષ દરમિયાન થયેલી સામાજિક સુધારણાને આભારી છે.

ગુજરાતમાં પણ છેલ્લાં ૨૨ વર્ષથી મજૂર કલ્યાણ પ્રવૃત્તિઓ ચાલે છે. સન ૧૯૩૯માં રાજ્ય સરકારે આ પ્રવૃત્તિ હાથ ધરી હતી અને ધીમે ધીમે તેનો વિકાસ થયો હતો. આજે આ પ્રવૃત્તિઓનું સંચાલન ગુજરાત મજૂર કલ્યાણ મંડળ તરફથી ચાલી રહ્યું છે. તેની વિવિધ મજૂર કલ્યાણ પ્રવૃત્તિઓનો ખ્યાલ આવી શકે એ માટે તેનું અહીં વર્ણન આપ્યું છે. આ વર્ણનમાં આપેલી માહિતી અને આંકડાઓ સન ૧૯૫૯–૬૦ના વર્ષના છે. ગુજરાત મજૂર કલ્યાણ મંડળની પ્રવૃત્તિઓનો સાર આ પ્રમાણે છે:

ગુજરાતમાં અમદાવાદ, સુરત, વડોદરા, વિરમગામ અને નડિયાદમાં આ મંડળ તરફથી પ્રવૃત્તિઓ મજૂર કલ્યાણ કેન્દ્રો દ્વારા ચલાવવામાં

## વસવાટોની સમસ્યા

શ્રી પ્રેમજીભાઈ ઠક્કર
(નાયબ પ્રધાન, વસવાટ ખાતું, ગુજરાત રાજ્ય)

અત્યાર સુધી વસવાટોના વણસેલા પ્રશ્નનાં બે મુખ્ય પાસાં છે: એક શહેરના વસવાટોનું પાસું અને બીજું ગ્રામવિસ્તારનું. બંને પાસાંનો આપણે જુદો વિચાર કરીશું.

### શહેરના વસવાટોનો પ્રશ્ન

જીવનનિર્વાહની પડતી મુશ્કેલીને માટે થતાં મોટાં સ્થળાંતરોને લીધે નાના મોટા દરેક શહેરની વસ્તી રોજ-બ-રોજ વધતી જ રહી છે. વસ્તીના વધતા પ્રમાણ સાથે, નવાં ઘરોનાં બાંધકામ પૂરતા પ્રમાણમાં છેલ્લા દાયકામાં થઈ શક્યાં નથી. આનાં મુખ્ય કારણો, બાંધકામને જરૂરી એવી સામગ્રીની તંગી અને તેના વધતા જતા ભાવો છે. બીજી લડાઈ પછી આ પરિસ્થિતિ વધારે ને વધારે વિષમ થતી ગઈ છે. પૂરતા વસવાટોના અભાવે, બહારગામથી આવનાર લોકોને ગમે તેવા ગંદા વસવાટોમાં અગર ઝૂંપડાંઓમાં અગર ફૂટપાથ ઉપર રહેવું પડ્યું છે. આવી પરિસ્થિતિ દરેક શહેર માટે લાંછનરૂપ છે. આ દેશનું સુકાન આપણા હાથમાં આવ્યા પછી આપણી સરકારનું આ પ્રત્યે ધ્યાન દોરાયું અને ગુજરાતમાં આ પ્રશ્ન હલ કરવા માટે હાલના ભારત સરકારના આયોજન મંત્રી શ્રી. ગુલઝારીલાલ નંદાએ સૌથી પ્રથમ પ્રારંભ કર્યો. ઔદ્યોગિક કામદારો માટે વસવાટો બાંધવાની પ્રથમ શરૂઆત થઈ. પ્રથમ પંચવર્ષીય યોજના દરમિયાન થોડું વસવાટો બંધાયાં અને દ્વિતીય પંચવર્ષીય યોજના દરમ્યાન આ પ્રવૃત્તિએ વધુ વેગ પકડ્યો. તૃતીય પંચવર્ષીય યોજનામાં વસવાટોની યોજના વધારે વિસ્તૃત આયોજવામાં આવી છે. શહેરમાં ઉદ્યોગપતિઓ તથા વ્યાપારીવર્ગ પોતાનાં મકાનો પોતે બાંધી લે છે. મકાન બાંધવાની અગર તો મેળવવાની મુશ્કેલી અનુભવતા વર્ગમાં નીચેના માણસોનો સમાવેશ થાય છે:

(૧) ઔદ્યોગિક કામદારો
(૨) માસિક રૂ. ૫૦૦ થી ઓછી આવકવાળા લોકો (કારકુનો, ગુમાસ્તા, શિક્ષકો, નાના વ્યાપારીઓ, સાધારણ નોકરિયાત માણસો વગેરે.)
(૩) માસિક રૂ. ૫૦૦ થી રૂ. ૧,૦૦૦ સુધીની આવકવાળા એટલે મધ્યમ આવકવાળા લોકો
(૪) ગણુ કામદારો
(૫) પછાતવર્ગના લોકો
(૬) ગંદા વસવાટોમાં વસનારા
(૭) નગરપાલિકા તથા સરકારી કર્મચારીઓ

આગળ જણાવેલા દરેક પ્રકાર માટે સરકારે શું શું યોજનાઓ ઘડી છે તેનો આપણે વિગતવાર વિચાર કરીએ.

### ઔદ્યોગિક કામદારો

ગુજરાતમાં ૧-૧-૧૯૫૯ સુધીની ગણતરી પ્રમાણે જિલ્લાવાર ઔદ્યોગિક કામદારોની સંખ્યા નીચે પ્રમાણે છે:

| ક્રમ. | જિલ્લાનું નામ | ઔદ્યોગિક કામદારોની સંખ્યા |
|---|---|---|
| ૧. | અમદાવાદ | ૧,૬૨,૬૧૯ |
| ૨. | અમરેલી | ૩,૬૫૯ |
| ૩. | બનાસકાંઠા | ૪૭૨ |
| ૪. | વડોદરા | ૨૮,૬૭૩ |
| ૫. | ભાવનગર | ૧૨,૨૦૮ |
| ૬. | ભરૂચ | ૭,૨૦૧ |
| ૭. | ડાંગ | ૩૫ |
| ૮. | જામનગર | ૮,૫૨૧ |
| ૯. | જૂનાગઢ | ૬,૫૬૨ |
| ૧૦. | ખેડા | ૧૮,૪૬૬ |
| ૧૧. | કચ્છ | ૩,૫૯૯ |
| ૧૨. | મહેસાણા | ૧૩,૮૬૩ |
| ૧૩. | પંચમહાલ | ૫,૨૪૦ |
| ૧૪. | રાજકોટ | ૧૨,૧૯૪ |
| ૧૫. | સાબરકાંઠા | ૩,૩૪૦ |
| ૧૬. | સુરત | ૩૬,૬૭૭ |
| ૧૭. | સુરેન્દ્રનગર | ૬,૪૭૫ |
| | | ૩,૨૯,૮૦૪ |

છેલ્લાં બે વર્ષમાં દરેક જિલ્લામાં સંખ્યા વધતી જ ગઈ છે. જેમ જેમ નવા નવા ઉદ્યોગો સ્થપાતા જશે તેમ તેમ આ સંખ્યા વધતી જ જવાની છે. અત્યારની યોજના પ્રમાણે ત્રણ રીતે આ ભાઈઓના વસવાટોનો પ્રશ્ન વિચારવામાં આવ્યો છે: એક તો ગુજરાત તથા સૌરાષ્ટ્ર હાઉસિંગ બોર્ડ મારફતે તેમને માટે સસ્તા ભાડાનાં મકાનો બાંધવાનો. દ્વિતીય પંચવર્ષીય યોજનાને અંતે લગભગ ગુજરાતમાં આવાં આશરે ૧૪,૦૦૦ થી ૧૫,૦૦૦ મકાનો થશે. આ યોજના નીચે મધ્ય-

સ્થ સરકાર તરફથી ૫૦ ટકા સબસીડી અને ૫૦ ટકા લાંબા ગાળાની લોન આપવામાં આવે છે. બીજું આ કામદારોની સહકારી ગૃહમંડળીઓને પણ ૨૫ ટકા સબસીડી અને ૬૫ ટકા લોન આપવામાં આવે છે. ૩૧ માર્ચ ૧૯૬૦ સુધી એકંદર ૨૧ ગૃહમંડળીઓને મદદ આપવામાં આવી છે અને આ યોજના નીચે આશરે ૧,૬૦૦ વસવાટો તૈયાર થયા છે. ત્રીજું, ઉદ્યોગપતિઓને ૫૦ ટકા લોન તથા ૨૫ ટકા સબસીડી આપવામાં આવે છે. આ યોજના નીચે પૂરતો ફાયદો ઉઠાવવામાં આવ્યો નથી.

તૃતીય પંચવર્ષીય યોજનામાં ગુજરાત રાજ્યે નીચેના લક્ષ્યાંકો આયોજેલા છે:

| | |
|---|---|
| (અ) ભાડાનાં વસવાટો | ૯૦૦૦ |
| (બ) સહકારી ગૃહમંડળીઓ | ૨૦૦૦ |
| (ક) ઉદ્યોગપતિઓ મારફત | ૧૦૦૦ |
| | ૧૨૦૦૦ |

નવા સ્થપાતા ઉદ્યોગપતિઓએ કામદારોના વસવાટો ઉદ્યોગ સાથે જ બાંધવા જ જોઈએ એવું બધાનું મંતવ્ય છે અને કારખાનાં શરૂ થતાંની સાથે જ વસવાટો* તૈયાર થવા જોઈએ. જ્યાં સુધી કારીગરો માટે સારાં હવાઉજાસવાળાં મકાનો બાંધવામાં આવે નહિ ત્યાં સુધી તેમની કામ કરવાની શક્તિ બરોબર ટકી શકે નહિ. દિવસના શ્રમ પછી રહેઠાણ સારું હોય તો જ બીજા દિવસે બરોબર કામ કરી શકે એ નિર્વિવાદ છે. ઉત્પાદન વધારવાને માટે આ એક અગત્યની જરૂરિયાત ગણાવી જોઈએ.

### ઓછી આવકવાળા માટે મકાનો

આ યોજના નીચે માસિક રૂ. ૫૦૦થી નીચેના ભાઈઓ લાભ લઈ શકે છે. તેમાં ભાડાનાં મકાનો, ગૃહમંડળીઓ અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ લાભ ઉઠાવી શકે છે. આ યોજના નીચે રૂ. ૮,૦૦૦ની મર્યાદામાં મકાન તથા જમીનની કુલ કિંમતના ૮૦ ટકા સુધી લાંબા ગાળાની લોન મળી શકે છે. આ યોજના નીચે અમદાવાદમાં ૩૦૦ ભાડાનાં મકાનો બાંધવામાં આવ્યાં છે અને ૩૧મી માર્ચ ૧૯૬૦ સુધી ૫૧ ગૃહમંડળીઓએ આશરે ૧,૨૦૦ મકાનો બાંધવા માટે લોન લીધેલી છે. તૃતીય પંચવર્ષીય યોજનામાં નીચેના લક્ષ્યાંકો રાખવામાં આવ્યા છે:

| | |
|---|---|
| (અ) ભાડાનાં મકાનો | ૧૬૦૦ |
| (બ) સહકારી ગૃહમંડળીઓ | ૧૬૫૦ |
| (ક) સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ | ૨૦૦ |
| (ડ) વ્યક્તિ અને મંડળો | ૩૦૦ |
| | ૩૭૫૦ |

આ ઉપરાંત સહકારી ગૃહમંડળીઓ જેમને મદદ ન મળી હોય તેમને ગુજરાત સરકારે રચેલી ગુજરાત હાઉસિંગ ફાઈનાન્સ સોસાયટી લિ. તરફથી તેમના નિયમાનુસાર લોન મળી શકે છે. ગુજરાતમાં ઘણી મંડળીઓ આ લોનનો લાભ ઉઠાવે છે.

### મધ્યમ વર્ગને માટે

આ યોજના નીચે જે માણસની માસિક આવક રૂ. ૫૦૦ થી રૂ. ૧,૦૦૦ સુધીની છે તેઓ લાભ લઈ શકે છે. રૂ. ૨૦,૦૦૦ની મર્યાદામાં મકાન અને જમીનની કુલ કિંમતના ૮૦ ટકા સુધી લાંબા ગાળાની લોન મળી શકે છે. આ યોજના વીમા કોર્પોરેશન તરફથી લોન લઈ અમલમાં મૂકવામાં આવી છે. આ યોજના નીચે અમદાવાદમાં પ્રથમ ૧૦૦ વસવાટો કરવાનું મંજૂર થયેલું છે. તૃતીય પંચવર્ષીય યોજના દરમ્યાન આ યોજના નીચે ગુજરાતમાં ૨૫૦ મકાનો બાંધવાનું વિચાર્યું છે. આ ઉપરાંત ગુજરાત હાઉસિંગ ફાઈનાન્સ સોસાયટી લિ. મારફતે સહકારી ગૃહમંડળીઓને તેમના નિયમાનુસાર લોન મળી શકે છે.

### ઝાડુ કામદારો

આ યોજના નીચે નગરપાલિકાઓ, કામદારોની ગૃહમંડળીઓ અને સામાજિક સંસ્થાઓને ૨/૩ લોન અને ૧/૩ સબસીડી મળે છે અને ગૃહમંડળીઓને ૩/૪ લોન અને ૧/૪ સબસીડી મળે છે. આ યોજનામાં ગૃહમંડળીઓને જમીન પણ વગર મૂલ્યે આપવામાં આવે છે. આ યોજના નીચે બંધાતાં મકાનોનું ભાડું લેવામાં આવતું નથી. આ યોજનાનો જેટલો લાભ ઉઠાવવો જોઈએ તે ઉઠાવવામાં આવ્યો નથી. ગુજરાતની દરેક નગરપાલિકાએ પોતાના ઝાડુકામદારો માટે મકાનો અવશ્ય બાંધવાં જોઈએ. પૂજ્ય મહાત્માજીની આ પ્રશ્ન માટે હમદર્દી આપણને સૌને આ દિશામાં યોગ્ય પ્રયત્ન કરવાની ફરજ પાડી રહી છે. તૃતીય પંચવર્ષીય યોજના દરમ્યાન આ યોજના નીચે ૧,૫૦૦ વસવાટો બાંધવાનું આયોજન કરવામાં આવ્યું છે.

### ગંદા વસવાટોની યોજના

મોટાં શહેરોમાં વસવાટને અભાવે ઘણા લોકો ઝૂંપડામાં અને બિન-રહેવાલાયક મકાનોમાં વસવાટ કરી રહ્યા છે. આમાં વસનારા માટે નાહવા ધોવાની તથા શૌચ માટે કોઈ વ્યવસ્થા હોતી નથી. જે રીતે આ લોકો જીવન ગુજારી રહ્યા છે તે સમાજનું મોટું કલંક છે. આ યોજના નીચે અમદાવાદ શહેરને મધ્યસ્થ સરકાર તરફથી ૩૭॥ ટકા લોન તથા બાકીની રકમ મધ્યસ્થ સરકાર, ૩૭॥ ટકા, રાજ્ય સરકાર ૧૨॥ ટકા અને નગરપાલિકા તરફથી ૧૨॥ ટકા સબસીડી અપાય છે. અન્ય શહેરોમાં ૫૦ ટકા લોન તથા મધ્યસ્થ સરકાર ૨૫ ટકા, રાજ્ય સરકાર ૧૫ ટકા અને નગરપાલિકા ૧૦ ટકા સબસીડી આપે છે. આ યોજના નીચે અત્યાર સુધી અમદાવાદ અને સુરત શહેરમાં આશરે ૨,૦૦૦ મકાનો બંધાયાં છે. તૃતીય પંચવર્ષીય યોજનામાં ૪,૨૫૦ વસવાટો બાંધવાનું નિર્માણ કરવામાં આવ્યું છે. આ યોજનાનો લાભ નાનાંમોટાં શહેરોની નગરપાલિકાઓએ અવશ્ય ઉઠાવવો જોઈએ.

### પછાત વર્ગના વસવાટો

આ યોજના નીચે વિમુક્ત જાતિ, સેડ્યુલ્ડ ટ્રાઈબ્સ, સેડ્યુલ્ડ કાસ્ટ્સ, બીજી પછાત કોમો અને નોમેડિક અને અર્ધ-નોમેડિક ટ્રાઈબ્સની ગૃહમંડળીઓને મદદ આપવામાં આવે છે. આ યોજના હેઠળ મદદનું ધોરણ નીચે પ્રમાણે છે:

| વર્ગ | લોન ટકા | સબસીડી ટકા |
|---|---|---|
| (અ) વિમુક્ત જાતિ | ૩૭½ | ૩૭½ |
| (બ) શેડ્યુલ્ડ ટ્રાઈબ્ઝ | ૩૭½ | ૩૭½ |
| (ક) સેડ્યુલ્ડ કાસ્ટ્સ | ૫૦ | ૨૫ |
| (ડ) બીજી પછાત કોમો | ૭૫ | ૦ |
| (ઈ) નોમેડિક અને અર્ધ નોમેડિક ટ્રાઈબ્સ | ૫૦ | ૨૫ |

તદુપરાંત જમીન વગરમૂલ્યે આપવામાં આવે છે. ગુજરાતમાં આ પ્રશ્ન ઘણી વિચારણા માગી લે છે. ૧૯૭૪ના જૂન માસ સુધી જિલ્લાવાર નીચેની સંખ્યામાં ગૃહમંડળીઓ સ્થપાઈ છે:

| જિલ્લો | ગૃહમંડળી સંખ્યા |
|---|---|
| અમદાવાદ | ૧૫૫ |
| અમરેલી | ૫ |
| બનાસકાંઠા | ૭ |
| વડોદરા | ૫૫ |
| ભાવનગર | ૨૪ |
| ભરૂચ | ૨૨ |
| ડાંગ | ૬ |
| જામનગર | ૯ |
| જૂનાગઢ | ૧૦ |
| ખેડા | ૨૪ |
| કચ્છ | ૪ |
| મહેસાણા | ૩૯ |
| પંચમહાલ | ૩૩ |
| રાજકોટ | ૯ |
| સાબરકાંઠા | ૧૫ |
| સુરત | ૧૯૨ |
| સુરેન્દ્રનગર | ૨૦ |
| કુલ | ૬૨૯ |

આમાંથી ૧૫૦ ગૃહમંડળીઓને મદદ આપવામાં આવી છે અને બીજી ગૃહમંડળીઓને મદદ આપવાનું ચાલુ છે. આ પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે અને આ યોજના નીચે બીજી ગૃહમંડળીઓ દિનપ્રતિદિન રચાતી જાય છે.

### નગરપાલિકા અને સરકારી કર્મચારીઓના વસવાટો

નગરપાલિકા અને સરકાર આ યોજના નીચે પોતાના કર્મચારીઓ માટે વસવાટ બાંધે છે અને વસવાટના પ્રશ્નને થોડેક અંશે હળવો બનાવે છે. ગુજરાત સરકારે આ યોજના નીચે સારી સંખ્યામાં વસવાટો બાંધ્યાં છે. આ યોજના નીચે વીમા કોર્પોરેશન તરફથી મધ્યસ્થ સરકાર લાંબા ગાળાની લોન પણ અપાવે છે.

શહેરોના વસવાટોનો પ્રશ્ન દિનપ્રતિદિન વિષમ બનતો જાય છે. અને જ્યાં સુધી ઉદ્યોગપતિઓ અને બીજી સંસ્થાઓ પોતપોતાનું કામ ઉપાડી નહિ લે ત્યાં સુધી સમગ્રપણે આ પ્રશ્ન હલ કરવો કઠિન છે. ગૃહમંડળીઓએ પણ મોટા પ્રમાણમાં ભાગ ભજવવો જોઈએ. મોટાં શહેરોમાં વસવાટોની અને ભાડું આપવાની શક્તિ માટે મોજણી (હાઉસિંગ સર્વે) કરવાની જરૂર છે. આ પ્રકારની સર્વે અમદાવાદની નગરપાલિકાએ કરી છે અને તેમાંથી અમદાવાદ શહેરની વસવાટોની જરૂરિયાત વિશે રસપ્રદ માહિતી મળી છે. તે જ ધોરણે ગુજરાતનાં બીજા શહેરોએ મોજણી કરાવવી ઉપયોગી નીવડશે.

### ગ્રામ વિસ્તારના વસવાટોનો પ્રશ્ન

ગ્રામ્ય વિસ્તારોનો પ્રશ્ન મહત્ત્વનો અને ઘણો જ વિશાળ છે. ગ્રામ્ય વસવાટો માટે ભારત સરકારની લોન માટેની યોજના છે અને આ યોજના નીચે રૂ. ૧૫૦૦ની મર્યાદામાં ખર્ચના ૨/૩ ના હિસાબે લાંબા ગાળાની લોન મળી શકે છે. ગ્રામ્ય વિસ્તારના વસવાટોના બે વિભાગો હોય છે: એક નૅશનલ એક્સટેન્સન બ્લૉકની અંદરનો અને બીજો બ્લૉકની બહારનો. બન્ને વિભાગમાં મદદ મળી શકે છે. બ્લૉકની અંદર રુરલ કોલ્સ (Rural calls) સ્થાપવા માટે પણ મધ્યસ્થ સરકારની મદદ મળે છે. ગ્રામ્ય વિસ્તારોની અંદર ઉત્સાહ લાવવા માટે દરેક જિલ્લાની અંદર થોડાં થોડાં ગામડાંઓ દર વર્ષે આ યોજના નીચે લાવવાં જોઈએ. સારાં હવા ઉજાસવાળાં મકાનો સારી રીતે નાહવા ધોવાની તથા શૌચની વ્યવસ્થા સાથે ગ્રામ્ય વિસ્તારમાં બાંધવાથી એક અગત્યનું માર્ગદર્શન મળશે.

વસવાટો બાંધવામાં માટે જમીન મેળવવામાં પડતી મુશ્કેલીઓ અને તેમાં થતો વિલંબ ટાળવાની સરકારને જરૂરિયાત સમજાઈ છે. વહીવટી તંત્રની કાર્યક્ષમતા વધારવા ઉપરાંત 'લૅન્ડ ઍક્વિઝિશન ઍન્ડ ડેવલપમેન્ટ' (land acquisition and development)ની યોજના નીચે જમીન મેળવવાની કાર્યવાહી શરૂ કરવામાં આવી છે અને મધ્યસ્થ સરકારની યોજના નીચે આવી રીતે અગાઉથી જમીન મેળવવાનું કાર્ય શરૂ કરવામાં આવ્યું છે. વળી તે દિનપ્રતિદિન વધારે વિસ્તૃત કરવામાં આવશે. જમીનના વધતા જતા ભાવોને અંકુશ નીચે લાવવા પણ યોગ્ય વિચારણા કરવી પડશે. જમીનની સટ્ટાખોરી અને નફાખોરી સામે પણ યોગ્ય તકેદારીનાં પગલાં લેવાં અનિવાર્ય બને છે.

વસવાટો બાંધવામાં થતા ખર્ચનો પણ ઘટાડો કરવાની આવશ્યકતા છે. વસવાટોમાં વપરાતાં સિમેન્ટ તથા લોખંડ વ્યવસ્થિત નિયોજિત ભાવે મળે એવી વ્યવસ્થા વધારે મજબૂત બનાવવી જોઈએ. તદુપરાંત બાંધકામની અન્ય ચીજો જેવી કે ઈંટો, ચૂનો, કોંક્રીટને માટે વપરાતી ખડી તથા રેતી, ટાઈલ્સ, સેનીટરી વેર, પાઈપો વગેરેનું ઉત્પાદન ઘણું વધારવું જોઈએ, જેથી યોગ્ય ભાવે બધાને મળી રહે. સ્થાનિક સામગ્રીના ઉપયોગ માટે સંશોધન કરવું તેટલું જ આવશ્યક છે.

વસવાટોનો પ્રશ્ન એટલો વિકટ અને વિશાળ છે અને જ્યાં સુધી સમાજનું દરેકે દરેક અંગ એમાં સહકાર ન આપે અને ઉત્સાહથી ભાગ ન લે ત્યાં સુધી આ પ્રશ્નોનો સંપૂર્ણ ઉકેલ લાવવો ઘણો જ મુશ્કેલ છે. પરંતુ સમાજવાદી સમાજરચનાના ધ્યેય સાથે વસવાટો માટે જે જુદી જુદી યોજનાઓ ઘડવામાં આવી છે તે થોડેઘણે અંશે આપણને સાચી દિશામાં પ્રગતિના પંથે દોરી રહી છે અને સમયના વહેણ સાથે દરેક યોજના ફૂલશે એમાં શંકા નથી.

# વહાણવટાની ગૌરવકથા

શ્રીમતી સુમતિ મોરારજી
(મુખ્ય વ્યવસ્થાપક, સિંધિયા સ્ટીમ નેવિગેશન કું., મુંબઈ)

માનવજીવનની પ્રગતિ માટે જગતની જુદી જુદી સંસ્કૃતિ સાથેનો સંપર્ક એ એક સૌથી મહત્ત્વનું અંગ છે. વાણિજ્ય કોઈ પણ દેશે સાધેલી પ્રગતિ બતાવે છે, એટલું જ નહિ પણ દુનિયાના બીજા દેશો સાથેના એના સંબંધો પણ દર્શાવે છે. કોઈ પણ દેશના જીવન, વેપાર, વાણિજ્ય અને હુન્નરઉદ્યોગ પર તેને કાંઠે પડેલા વિશાળ સાગરની અસર થયા વિના રહેતી નથી.

ભારતના કુલ સાગરકાંઠાના લગભગ ત્રીજા ભાગના ગુજરાતના હજાર માઈલના સાગરકાંઠાએ ગુજરાતને અનેક બંદરો આપ્યાં છે. પ્રાચીન કાળમાં કચ્છનું રણ, નળકાંઠો અને ભાલ સાગરને તળિયે હતાં તે સમયે ગુજરાતનો કાંઠો લગભગ ચૌદસો માઈલ જેટલો લાંબો હતો. ભૂક્રિયાને પરિણામે બંદરોનાં સ્થળો બદલાતાં આવ્યાં છે.

જળમાર્ગની સુરક્ષા માટે સલામત બંદરની જરૂર છે અને સારા બંદર માટે દરિયાકિનારો ખંડિત હોય, એ જરૂરનું છે. આમ હોઈ અનાદિ-કાળથી સમસ્ત હિંદનાં મુખ્ય અને સારામાં સારાં બંદરો કચ્છ અને ખંભાતના અખાતમાં પ્રખ્યાતિ મેળવતાં રહ્યાં છે. કચ્છના લખપત બંદરેથી માંડીને શૂર્પારક બંદર સુધીના ભાગમાં આજ લગી કંઈક બંદરોએ ચડતીપડતી જોઈ છે. ગુજરાત ખાસ કરીને સમુદ્રમાર્ગે આવતી અનેક પ્રજાઓનું મિલનસ્થાન બન્યું હતું.

ગુજરાતના દરિયાઈ વેપારનું અસ્તિત્વ છેક વેદકાળથી જાણવામાં આવ્યું છે. એ કાળમાં વહાણખેડ વ્યવસ્થિત હતી. તુગ્રીય ભૂજ્યુ જ્યારે ઉદ્‌વ્રજ—સૌરાષ્ટ્ર—નજીક દરિયામાં પોતાના વહાણ સાથે ડૂબતો હતો ત્યારે અશ્વિનીકુમારોએ તેને બચાવ્યો હતો. દરિયાનું સામીપ્ય અને તેને લીધે વ્યાપારની સરળતા હોવાથી આર્યોનાં પ્રાચીન થાણાં ગુજરાતમાં સ્થપાયાં હતાં. આર્યોના 'સાગર તીર્થ' તરીકે ગુજરાતને ગૌરવ સાંપડયું હતું. યાદવો દરિયો ખેડી ખૂબ સમૃદ્ધ બનેલા તેની નોંધ હરિવંશમાં છે. શ્રીકૃષ્ણના સમયમાં દ્વારવતી અને અસીરિયા વચ્ચે સંબંધ હતો. કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં પશ્ચિમ કાંઠાની સાગરપટ્ટી પર વસનાર પ્રજાનો વહાણવટું મુખ્ય જીવન-વ્યવસાય ગણાવ્યો છે.

પ્રાચીન કાળથી ગુજરાતનો વેપાર પશ્ચિમમાં અરબસ્તાન, આફ્રિકા, ઈરાન, ઈજિપ્ત તેમ જ છેક રોમ અને ગ્રીસ સાથે અને દક્ષિણ તથા પૂર્વમાં સિલોન, જાવા અને ચીન પર્યંત હતો. ઈતિહાસમાં જુદે જુદે સમયે સોમનાથ, મંગળપુર, સૂર્પપુર, સ્તંભતીર્થ, ભરૂકચ્છ, નવસારિક, ધવલ્લક, ગુંદીગઢ, હસ્તકવપ્ર, વલભી, મધુમતી, દ્વારવતી, દેવપતન ગોપનાથ અને તારકપુર વગેરે અનુકૂળ એવાં કુદરતી રીતે રક્ષાયેલાં ધીકતાં બંદરો હતાં.

ગુજરાતના વહાણવટા દ્વારા થયેલી વેપારી પ્રવૃત્તિને શ્રી હયુઈટ ઈજિપ્તની કબરોમાંથી નીકળેલી સિંધુ નામની મલમલ અને ગુજરાતની ગળી ઉપરથી ઈસવીસન પૂર્વે ત્રણ હજાર વર્ષથીયે જૂની માને છે.

મોહેન-જો-દડો અને હરપ્પાની પશ્ચિમ એશિયા સુધી વિસ્તરેલી સંસ્કૃતિનાં ચિહ્નો લોથલથી માંડી છેક તાપી કાંઠા સુધી મળી આવ્યાં છે. ખંભાતના અખાત પાસે લોથલ ગુજરાતનું પ્રાચીનમાં પ્રાચીન અને સમૃદ્ધ બંદર હતું, જેની સમૃદ્ધિ વહાણવટા ઉપર નિર્ભર હતી. અહીં વહાણો બાંધવાના વાડાઓ પણ હતા. ઈસ્વી સનની ત્રણ હજાર વર્ષ પૂર્વે સાગરખેડુ હરપ્પીઓને લોથલમાં કપાસ અને ઘઉંની પેદાશે, ભોગાવો અને સાબરમતી નદીઓમાંથી વિપુલ પ્રમાણમાં મળી શકતા પાણીએ અને સુરક્ષિત બંદરે આકર્ષ્યા હતા. લોથલમાં હરપ્પીય લોકોના દરિયાઈ વ્યાપાર અને દરિયાઈ પ્રવૃત્તિઓ સંબંધમાં મહત્ત્વના પુરાવા સાંપડયા છે. વહાણો ભરતીના વખતે સાબરમતીના મુખમાં થઈને લોથલ બંદરે પહોંચતાં. લોથલનો મેસોપોટેમિયા અને બીજાં બંદરો સાથે ગાઢો વેપાર ચાલતો હતો. તે વખતે આજે છે તેના કરતાં દરિયો ઘણો નજીક હતો. લોથલથી ત્રણ માઈલ દૂર ભોલાદ બંદરે ઈસ્વી સનની ચૌદમી સદી સુધી વહાણો લાંગરતાં હતાં.

સૌરાષ્ટ્રમાં ભાવનગરની વાયવ્યમાં ખંભાતના અખાતથી પશ્ચિમ કિનારા ઉપર જૂના કાળનું વલભી બંદર છે. દંડીના દશકુમારચરિતમાં, કથાસરિત્સાગરમાં અને બૌદ્ધ સાહિત્ય મંજુ-શ્રી મુલ-કલ્પમાં, તામ્ર-પત્રો અને જૈન સાહિત્યમાં વલભીના પરદેશો સાથેના વેપાર અને વહાણવટાનું બયાન મળે છે. વલભીમાં નૌકાસૈન્ય પણ હશે એવી ગાથા છે. પરિપ્લસે સાગર સફર ગ્રંથમાં અને ટોલમીએ પોતાની ભૂગોળમાં (ઈ.સ. ૧૫૦) સૌરાષ્ટ્રનાં બંદરોની નામાવલીમાં વલભીનો ઉલ્લેખ કર્યો છે. ચીની યાત્રી હ્યુએનસંગ સાતમી સદીમાં વલભીમાં આવ્યો હતો. ગુજરાતના વર્ણનમાં લોકોની આજીવિકાનું સાધન સમુદ્ર હતો એમ એ લખે છે. અનેક પરદેશી વહાણવટીઓના અહીં ધામા રહેતા. લગભગ છ સાત સૈકા પર્યંત ગુજરાતનું ગૌરવ અને કીર્તિ આ નગરે અખંડિત રાખી હતી.

કચ્છ પુરાણા કાળથી તેના વહાણવટાથી બહારની દુનિયા સાથે સીધો સંપર્ક રાખતું રહ્યું છે. કચ્છનું રણ બે હજાર વર્ષ પૂર્વે દરિયા

હેઠળ હતું. કચ્છના રણમાં સરસ્વતી નદી સાગરને મળતી હતી. આ નદીના પ્રવાહમાં હોડીઓ ગુજરાતને સાગરકાંઠે આવી શકતી અને ત્યાંથી વહાણોમાં માલ ચડતો. કચ્છના વહાણવટીઓ એક તરફ મિસર ને મસુંગા અને બીજી બાજુ મલયુ, સુમાત્રા, બલી, થાઈ, પેચા, કંબુજ અને તાઈવાન સુધી વહાણો ફેરવતા. આ ધરાની દરિયાઈ રાજધાની રાયપુર બંદર હતું. એ જકાતી માંડવી–થાણું–હતું. એટલે માંડવી બંદર નામ પડ્યું. અહીં વેપારને કારણે પચરંગી પ્રજા રહેતી. અહીંના વાડાઓમાં બંધાતાં વહાણોની ખૂબ જ માગ રહેતી જેથી રુકમાવતીને બેય પડખે સુતારવાડાઓ બારે માસ ગાજતા રહેતા. કચ્છના કિનારેથી શરૂ થયેલા વહાણવટાથી ગુજરાતે વ્યાપારિક સંસ્કૃતિ સર્જેલી છે.

મહાભારતના કાળમાં ભરૂકચ્છ અને શૂર્પારક સમૃદ્ધ બંદરો હતાં. ભરૂકચ્છ હિંદનું મહાબંદર ગણાતું, અને વ્યાપારનું કેન્દ્ર હતું. ભરૂચે પ્રાચીન જાતિઓના વ્યવહાર જોયા છે. બૌદ્ધ જાતક કથાઓમાં પશ્ચિમ હિંદનાં બંદરો દ્વારા ચાલતા નૌકાવ્યાપારનો અને ભરૂકચ્છથી સૂર્પારકે–કુશળ નાવિક–સાતસો વ્યાપારીઓને સપ્ત રત્ન દ્વીપ પોતાના વહાણમાં સહીસલામત પહોંચાડ્યાનો ઉલ્લેખ છે. રાજા મનીંદરના ઈસ્વી સન પૂર્વે દોઢસો વર્ષના સિક્કાઓ ભરૂચમાંથી મળ્યા છે. ઇતિહાસકાર હેરોડોટ્સ અને અન્ય પરદેશીઓએ ભરૂકચ્છ અને ગુજરાતનાં બંદરોના ઉલ્લેખો આપણા વહાણવટાના વિસ્તારની સાબિતી આપે છે. રોમન સામ્રાજ્યના સમયમાં ગુજરાતનું વહાણવટું ઊંચી કક્ષાએ પહોંચ્યું હતું. ભરૂકચ્છથી કપાસ બેબિલોનિયા, ઇજિપ્ત વગેરે દેશોમાં જતો હતો. દસમા સૈકા લગભગ ભરૂચ બંદરની જાહોજલાલી ગઈ અને એ અરસામાં ખંભાત બંદરનો ઉદ્ભવ થયો.

આપણે ત્યાં જાવા સંબંધી કહેવત છે: "જે જાય જાવે તે ફરીને ન આવે અને આવે તો પરિયાંના પરિયાં ચાલે તેટલું લાવે." ક્ષત્રપ રાજાઓના સમયમાં ગુજરાતના વહાણવટાને સારું ઉત્તેજન મળ્યું ઈસ્વી સનની છઠ્ઠી સદી પછી ક્ષત્રપોએ જાવામાં સંસ્થાન સ્થાપ્યું હતું. આ વખતમાં હિંદી કારીગરોના હાથે જાવાનું પ્રસિદ્ધ બારોબુદુરનું બૌદ્ધ મંદિર બંધાયું. તેના શિલ્પમાં ગુજરાતના વહાણની આકૃતિઓ કંડારેલી છે. એ જોતાં જણાય છે કે, એ સમયમાં જહાજી બાંધકામ અતિ ઉચ્ચ કક્ષાએ વિકસ્યું હતું. આ સમયમાં સોરઠનો વેરાવળ બંદરેથી સિલોન સાથે વેપાર હતો.

સોલંકીઓના વખતમાં પણ વહાણવટું વધ્યું. એમના વખતમાં દરિયાઈ વ્યવસ્થા સારી હતી. સામાન્ય વહાણવટા ઉપરાંત નૌકાસૈન્ય પણ વ્યવસ્થિત રીતે રાખવામાં આવતું. ભીમદેવ બીજાનો દરિયાઈ કાફલો હતો. સોલંકીઓનું નૌકાસૈન્યનું મથક ઘોઘા હતું અને વેપારનું મુખ્ય મથક ખંભાત હતું. તે ઉપરાંત ભૃગુપુર, સૂર્પપુર, દ્વારકા, દેવપતન, મધુમતી અને ગોપનાથ બંદરો હતાં.

દસમી સદીમાં આરબ મુસાફરો ખંભાતને સારા બંદર તરીકે વર્ણવે છે. એટલે તે અગાઉ એ બંદરને આબાદ થતાં ઘણો વખત લાગ્યો હશે. પાંચ સદીઓ સુધી ખંભાત હિંદનું મોટામાં મોટું અને સમૃદ્ધ બંદર રહ્યું. ખંભાતનું સ્થળ એવું મધ્યસ્થ છે કે એની ભૌગોલિક સ્થિતિ એના વેપાર અને વહાણવટાની પ્રગતિમાં ઘણી સહાય કરતી. હિંદના વહાણવટાના કેન્દ્ર જેવા ખંભાત બંદરમાં બીજા કોઈ પણ બંદર કરતાં વધારે પરદેશીઓ આવ્યા હતા. અલ ઈદ્રીસી ખંભાત ગુજરાતના નૌકાસૈન્યનું થાણું હતું એમ વર્ણવે છે. માર્કો પોલોનો સમકાલીન મેરીનો સેનુટો લખે છે કે હિંદનાં બે મોટાં બંદરોમાંનું એક ખંભાત હતું. ખંભાતનો માલ પશ્ચિમમાં ઈરાન, અરબસ્તાન અને આફ્રિકામાં સોફાલા બંદરે જતો અને પૂર્વમાં હિંદના કિનારાનાં બંદરો, અને છેક ચીન સુધી જતો. ખંભાતથી સૂંઠ, કપાસ, ગુગળ, સુગંધી પદાર્થ, ખાંડ, ગળી, બારીક કાપડ, રેશમી કાપડ, લાખ, ચામડાં વગેરે માલ નિકાસ થતો. સોનું, રૂપું, તાંબું અને ઘોડા વગેરે આયાત થતાં.

ઈસ્વી સન ૧૩૪૫માં આરબ પ્રવાસી ઈબ્નબ તુટતા ખંભાત બંદરનો ઉલ્લેખ કરે છે. તેરથી પંદરમી સદી એ ખંભાતના વેપાર માટે ખરેખરો સુવર્ણનો સમય હતો. એક સદી વીત્યા પછી તો એ સ્થાન સુરતે લઈ લીધું. આ વખતમાં ખંભાત બંદરને સુરત બંદરના હાથ નીચે મૂકવામાં આવ્યું. છતાં પણ વેપાર તો ધીકતો જ રહ્યો. ખંભાતનું વહાણવટું જે એક વખત આખા એશિયામાં સર્વોપરી હતું તે ઓગણીસમી સદીમાં છેક નજીકનાં જ બંદરો પૂરતું આવી ગયું.

ઈસ્વી સન ૧૮૫૯માં અમદાવાદની પહેલી કાપડની મિલના સાંચા અને એન્જિન ખંભાતના દરિયા માર્ગે ઊતર્યાં હતાં. રેલવે અમદાવાદ સાથે જોડાઈ ત્યાં સુધી મુંબઈ-ખંભાત તથા કિનારાનાં બંદરો વચ્ચે વહાણો ઉપરાંત નાની આગબોટ પણ ચાલતી હતી.

અગિયારમી સદીની શરૂમાં અલબરૂની સોમનાથ બંદરને આફ્રિકાના સોફાલા અને ચીન સાથેના વેપારના કેન્દ્ર તરીકે વર્ણવે છે. ગુજરાતના ગુપ્ત-હૂણોના સિક્કાઓ, આફ્રિકા, જાવા આદિ દેશોમાંથી મળી આવે છે. વસ્તુપાલ અને તેજપાલે ઈ. સ. ૧૨૩૧માં આબુ ઉપર બાંધેલા 'લુણવસતિ' નામે ઓળખાતા મંદિરમાં તીર્થકલ્પમાં આવેલી શકુનિકા-વિહારની આખ્યાયિકાનું એક સુંદર શિલ્પ છે. લંકાથી ભરૂચ આવતું વહાણ એમાં બતાવેલું છે. કુંભારિયાજીનું મંદિર જે 'લુણવસતિ' કરતાં પ્રાચીન છે એમાં પણ વહાણનું આવું શિલ્પ છે. ખંભાતના એક મંદિરમાં પણ આવા જ વહાણનું શિલ્પ છે. પંદરમી સદીમાં લખાયેલા 'શ્રીપાળ ચરિત્ર'માં ધવલ શેઠના વહાણવટાનું વર્ણન અને ચિત્રો છે. આ કથામાં પંદરમા સૈકાના સમુદ્રમાર્ગનો ઉલ્લેખ છે. ભરૂચ બંદરેથી વહાણો ઊપડે છે. આ વહાણોમાં જંગ જાતિનું વહાણ સોળ કૂવાસ્તંભો સહિતનું હતું, જે એ સમયનાં વહાણોની વિશાળતાનો ખ્યાલ આપે છે. તેમાં બીજાં સંખ્યાબંધ વહાણો વડસફરી, બેડા, દ્રોણ, વેગડ, સીલ, આવર્ત, અને ક્ષુરપ્પ જાતિનાં હતાં. તેના ઉપર ડૂબકી મારનારા મરજીવાઓ અને દિશાસૂચન માટે તારામંડળનું સતત નિરીક્ષણ કરનારા પણ હતા. વહાણોની જાતિનો ઉલ્લેખ પંદરમા સૈકામાં ગુજરાતમાં બનતાં વહાણોનાં નામો પૂરાં પાડે છે.

ગુજરાતના મોગલ બાદશાહો વહાણવટાને સારું ઉત્તેજન આપતા. બંદરો વહાણો, ખલાસીઓ અને વેપારીઓથી ગુંજી રહેતાં. હિંદ તે સમયે વેપારમાં સરસ દરજ્જો ધરાવતું હતું. મોગલોના વખતમાં વહાણોનો ઉદ્યોગ અને તે દ્વારા થતો વેપાર કેવો અને કેટલો હતો તેનો ખ્યાલ અકબરથી ઔરંગઝેબના વખત સુધીના હેવાલ 'આઈ-ઈન-અકબરી', 'ઔમીલતુમાર જુમ્માં', 'ફતવા-ઈ-ઇબ્રાયાહ', વગેરે જૂના ગ્રંથો તપાસવાથી આવે છે. સોળમા સૈકાની શરૂઆતમાં અમદાવાદના સુલતાનો 'દરિયાના રાજા' કહેવાતા. અકબરના વખતમાં વહાણો બાંધવા માટે ખૂબ જ ઉત્તેજન મળેલું અને વહાણ ખાતા માટે નિયમો ઘડવામાં આવેલા. દીવ બંદર પાસે બુરજ–દીવાદાંડી બાંધવામાં આવ્યો હતો. એ સૂચવે છે કે રાજ્યકર્તાઓ વહાણવટાને સુરક્ષિત કરવાને ખૂબ કાળજી રાખતા હતા. 'મિરાતે અહમદી'માં ગુજરાતનાં અનેક બંદરોની નોંધો મળે છે.

મોગલ જમાનામાં સુરત બંદરે જગતભરનાં વ્યાપારી જહાજે લાંગરતાં હતાં અને વિવિધ ધર્મ, જાતિ અને રંગના સોદાગરો અહીં આવતા. મોટા પ્રમાણમાં ખરીદી કરી દુનિયાનાં ભિન્ન ભિન્ન બંદરોએ લઈ જતા હતા. સુરત જગતના સોદાગરોનો નફાકારક વિસામો હતું. સુરત '૮૪ બંદરનો વાવટો' કહેવાતું. ગુજરાતના સુલતાનોને બંદરોની જકાત દ્વારા કરોડોની આવક હતી.

અકબરના સમયથી આ બંદરનો વેપાર વધવો શરૂ થયો હતો. 'આઈન-ઈ-અકબરી'માં આ એક વિખ્યાત બંદર હોવાનું લખેલું છે. પોર્ટુગીઝ પ્રવાસી બાર્બોસાએ (ઈ. સ. ૧૫૧૪) સુરતને નદીના મુખ પર વસેલા મહાબંદર તરીકે વર્ણવ્યું છે. બેથી ત્રણ હજાર મણ વજનનાં વહાણો સહેલાઈથી આવી શકતાં. સુરતમાં વહાણ બાંધવાનો મુખ્ય ઉદ્યોગ હતો. સુરતના વાડિયા પ્રખ્યાત હતા.

જદુનાથ સરકાર, ઔરંગઝેબના સમયમાં સુરત હિંદનું સર્વપ્રધાન બંદર હતું તેનું વર્ણન કરે છે. ઔરંગઝેબે સુરતમાં મક્કા-મદીના જનારા હજયાત્રીઓ માટે ખાસ મોટાં વહાણો રાખ્યાં હતાં. તેથી જ સુરતનું નામ ઇસ્લામના પુણ્ય-તીર્થનું દ્વારકિવા બાબુલ-મક્કા હતું.

જૈન યતિ શ્રી દીપવિજયજી (સંવત ૧૭૭૭)એ પણ પોતાના એક કાવ્યમાં જણાવ્યું છે કે "સુરત શહેર સરસ મથક છે. એનું બંદર દેદીપ્યમાન છે."

સત્તરમી સદીના પ્રારંભથી દુનિયાનાં જુદાં જુદાં બંદરોએ ગુજરાત અને હિંદના અન્ય પ્રાંતોથી આણવામાં આવતો માલ વિપુલ જથ્થામાં સુરત બંદરેથી ચડતો રહ્યો. ગુજરાતની દોટી, ગજી, લઠ્ઠો, બાફતા, મલમલ, સૂતર અને ગળી વગેરેની ગાંસડીઓ, ઈરાની અખાત, રાતો સમુદ્ર, મિસર આદિ દેશોનાં બંદરે ઠલવાતી રહી હતી. ઉત્તર અને પશ્ચિમ આફ્રિકા ખાતે પણ આવો જ માલ નિકાસ થતો હતો. 'મિરાતે-અહમદી'ના કર્તાના બયાન અનુસાર સુરત બંદરની જમાબંધી ત્રણ કરોડ દામની હતી. ઓગણીસમી સદીમાં બ્રિટનની ઘણી મનવારો સુરતના જહાજવાડામાં ગુજરાતના કુશળ કારીગરો મારફત બંધાઈ અને એ રીતે હિંદી જહાજી ઉદ્યોગની નામના વધી.

ઉત્તરોત્તર ગુજરાતના વેપાર અને વહાણવટાની પડતી થઈ. ગુજરાત અંગ્રેજી સત્તા નીચે આવ્યું અને મુંબઈ મુખ્ય બંદર બન્યું. અંગ્રેજોએ કલકત્તા, મદ્રાસ, કરાંચી અને રંગૂનને વિકસાવ્યાં. સૌરાષ્ટ્ર અને કચ્છનો કિનારો દેશીઓના હાથમાં હતો એથી ત્યાંનું વહાણવટું ટકી રહ્યું.

વહાણ બાંધવાનો ઉદ્યોગ પણ જહાજી પ્રવૃત્તિનું જ અંગ છે. સાગરકાંઠાએ ગુજરાતને નૌકાશિલ્પ આપ્યું. ગુજરાતનું દરેક બંદર પોતે પોતાનાં વહાણ બાંધી લેતું. બાંધણી પરત્વે ગુજરાતનાં વહાણો મજબૂત હોય છે. આ વહાણો પોતાની ભૂગોળની પરિસ્થિતિને જેવી કે પાણી, વેલ, પવન વગેરે અનુકૂળ પડે તેવી રીતે બંધાયેલાં હોય છે. ગુજરાતમાં બંધાયેલાં વહાણો સદીઓ પૂર્વે હજારો માઈલ સાગરજળ કાપતાં. આ વહાણો સંગીનતા અને સહીસલામતી માટે મશહૂર હતાં. વહાણોની જાતોમાં કચ્છી કોટિયા, ઘાઉ અને સુરતી બતેલા આજે પણ વખણાય છે. દરિયો ખેડવા માટે અનેક મુશ્કેલીઓ વેઠી શકે તેવા સાહસિક નાવિકો વગર વહાણવટું અશક્ય છે. ગુજરાતના નાવિકો પ્રાચીનકાળથી મશહૂર છે. આજે પણ એ આંતરરાષ્ટ્રીય વહાણવટામાં મહત્ત્વનો ફાળો આપે છે.

ગુજરાતના પ્રજાજીવન સાથે વહાણવટું ઘણા કાળથી ગૂંથાઈને રહ્યું છે. વહાણખેડનો આપણો વારસો એટલો બધો છે કે આ કિનારે આખા શાસ્ત્રને લગતા દરેક પ્રકારના પારિભાષિક શબ્દો હસ્તી ધરાવે છે. આપણા વહાણખેડુઓ દરિયાનું સરસ જ્ઞાન ધરાવતા. એથી સિદ્ધ થાય છે કે આપણું વહાણવટું સ્વયંભૂ છે અને તેની સાથે વિપુલ વિસ્તારી છે. ગુજરાતી વાઙ્મયમાં વસ્તો, સામળ વગેરેની કથાઓમાં દરિયાઈ વ્યાપાર કરનાર વણિકોનાં સાહસ કર્મોનાં વર્ણન છે. ઉપરાંત કોતરણી, કળા અને પાળિયાઓમાં ગુજરાતનાં વહાણોની આકૃતિઓ છે. બૌદ્ધ અને જૈન સાહિત્યમાં અને પરદેશી મુસાફરોના બયાનમાં ગુજરાતનાં બંદરો અને વહાણવટાને શ્રેષ્ઠ વર્ણવ્યાં છે. ગુજરાતમાં દરિયાઈ વેપારને અંગે તેનાં બીજાં અંગો હૂંડિયામણ, વીમો વગેરે પણ ખૂબ ખીલ્યાં હતાં. હિંદી મહાસાગરના ચારે કાંઠે ગુજરાતી વસાહતીઓ પ્રાચીન કાળથી વાસ કરી રહ્યા છે. આપણે એમના સાહસ અને શક્તિમાંથી પ્રેરણા લઈ એમણે આપેલી અમૂલ્ય પરંપરા ચાલુ રાખીએ.

સમુદ્રમંથન કરી લક્ષ્મી પ્રાપ્ત કરનાર ગુજરાતમાં પ્રાચીન વહાણવટાનું ગૌરવ સૂચવવા આજે પણ લખાય છે, "શ્રી રત્નાકર સાગરની મહેર હજો" વહાણવટું એ તો ગુજરાતની પરંપરા છે. સાગરકાંઠો એ ગુજરાતની વિશિષ્ટતા છે. સાગરશૂરા ખારવા અને જમાનાજૂનું વહાણવટું ગુજરાતની અનામત છે. પ્રાચીન હિંદને ગુજરાતે અનેક બંદરો આપ્યાં છે. આ ઇતિહાસ માત્ર આપણા ગત ગૌરવની ગાથા જ નહિ પણ ભવિષ્યની પ્રગતિ માટે નવી પ્રેરણા આપી નવયુગના એંધાણ આપતી દીવાદાંડી સમો બની રહો.



ગુજરાતી કારીગરોએ કંડારેલું જાવાનું બોરો-બુદર બૌદ્ધ મંદિરનું ગુજરાતનું વહાણ



સુરતી ' બગલા '



કચ્છી "કોટિયા



જાવાની સફર ગુજરાતનું વહાણ (૧૫મી સદી)

# વાહનવ્યવહાર

શ્રી છોટુભાઈ પટેલ
(નાયબ પ્રધાન, વાહનવ્યવહાર ખાતું, ગુજરાત રાજ્ય)

સારાયે ભારતમાં જુદા જુદા રાજ્યમાં જુદી જુદી કક્ષાના કેટલા રસ્તાઓ જોઈએ તે માટે નાગપુર પ્લાન તૈયાર કરવામાં આવેલો. અત્યારની પરિસ્થિતિ જોતાં ગુજરાતમાં નાગપુર પ્લાન પ્રમાણે રસ્તાઓ માટે જે લક્ષ્યાંકે પહોંચવું જોઈએ તે લક્ષ્યાંકે પહોંચી શક્યા નથી અને કેટલાક જિલ્લાઓ બીજી પંચવર્ષીય યોજનાના અંતે ૬૦ ટકા સુધી પણ પહોંચ્યા નહિ હોય. આ પરિસ્થિતિમાં દરેક જિલ્લાની સ્થિતિને અનુકૂળ બારે માસ જઈ શકાય તેવા રસ્તાઓ જલદી શી રીતે થઈ શકે તે પ્રશ્ન ગંભીર વિચારણા માગે છે. બીજી પંચવર્ષીય યોજનાના અંતે ગુજરાતમાં નાગપુર પ્લાન પ્રમાણે કેટલા માઈલ રસ્તાઓ જોઈએ અને કેટલા થઈ શકશે તે નીચેના આંકડાથી જણાશે:

| નાગપુર પ્લાન પ્રમાણે લક્ષ્યાંક આશરે ૨૪,૩૨૬ માઈલ | | બીજી પંચવર્ષીય યોજના અંતે આશરે ૧૫,૦૦૦ માઈલ | |
|---|---|---|---|
| પાકા રસ્તા (major) | કાચા રસ્તા (minor) | પાકા રસ્તા | કાચા રસ્તા |
| ૯૭૬૦ | ૧૪૫૬૬ | ૭૧૮૦ | ૭૩૮૦ |

ઉપરના આંકડાઓ મુંબઈ રાજ્યે અભ્યાસ-વર્તુળ નીમેલું તે પરથી લેવામાં આવ્યા છે પણ તેમાં જે માઈનોર રોડસ (minor Roads) ની ગણતરીમાં લેવામાં આવ્યા છે તેમાંના ઘણાખરા ખરી રીતે કાચા રસ્તાની વ્યાખ્યામાં આવે તેમ હોવાથી તેને બાદ કરતાં બીજી પંચવર્ષીય યોજના અંતે આપણે આશરે ૫૫ ટકા નાગપુર પ્લાનનો લક્ષ્યાંક પહોંચીશું એમ જણાય છે. ભારતમાં કેટલાંક રાજ્યોએ નાગપુર પ્લાન પ્રમાણે લક્ષ્યાંકો પૂરા કર્યા છે, જ્યારે ગુજરાત રાજ્ય રસ્તાની બાબતમાં પછાત રહેશે. સારાયે ભારત માટે (૧૯૬૧–૮૧) રસ્તાની બીજી યોજના તૈયાર [illegible]માં આવી જેને 'બોમ્બે પ્લાન' કહેવામાં આવે છે. તેના લક્ષ્યાંકો નાગપુર પ્લાન કરતાં લગભગ બેવડા છે. એ લક્ષ્યાંકોને ક્યારે પહોંચાશે તે કહી શકાય નહિ. ઉપરના આંકડાઓથી જણાશે કે રસ્તાઓ માટે હજી ઘણું કરવાનું છે. એ વાત પણ સાચી છે કે ગુજરાતમાં રસ્તાઓ કરવા માટે જોઈતી સાધન-સામગ્રી વગેરે જે જોઈએ તે સ્થળે મળતી નહિ હોવાથી તે કરવામાં વિલંબ થાય છે અને ખર્ચ પણ વધુ આવે છે. આ સમસ્યાના ઉકેલ માટે સરકાર પ્રયત્ન કરી રહી છે. પરંતુ એમાં પણ ઘણી મુશ્કેલીઓ હોય છે તેમ જ મર્યાદાઓ પણ હોય છે. આ મુખ્ય સમસ્યાના ઉકેલ પાછળ બીજા ઘણા પ્રશ્નો સહેલાઈથી ઉકેલી શકાય તેમ છે.

કેટલાક ભાગમાં તો રસ્તા માટે જે પથ્થર (મૅટલ) જોઈએ તે એટલો મોંઘો પડે છે કે એક મૅટલના નાના ટુકડાની કિંમત લગભગ અડધો આનો થવા જાય છે. જમીનનો પ્રકાર પણ એવો છે કે પુલ વગેરે બાંધવા માટે પાયા માટે જે ખડક યા તો મજબૂત જમીન જોઈએ તે ખૂબ ઊંડે મળે છે યા તો મળતી નથી તેથી પણ ખર્ચાળ બને છે. ગુજરાતને પશ્ચિમ ભાગે દરિયો લાગેલો હોવાથી, અને જમીન સપાટ હોવાથી, ચોમાસાના પાણીનો નિકાલ જેટલા વખતમાં થવો જોઈએ તે ન થતાં ખેતી લાયક જમીનોમાં તેમ જ રસ્તાની ગટરોમાં પાણી ભરાઈ રહે છે તેથી રસ્તાઓની મજબૂતાઈને ધક્કો પહોંચે છે. અને વારંવાર મરામત માટે વધુ ખર્ચ કરવો પડે છે. ઘણા વિભાગમાં રસ્તા બાંધવા માટે મીઠું પાણી જોઈએ તે નજીકમાં નહિ મળતું હોવાથી દૂર દૂરથી લાવવામાં ખર્ચ ઘણું આવે છે. આ અને એવાં બીજાં અનેક કારણોથી રસ્તાઓ જેટલા બને તેટલા જલદીથી ઓછા ખર્ચ થતા નથી અને તેને લઈને વાહનવ્યવહારને દૂર દૂર આવેલા વિભાગને બારે માસ જ્યારે જોઈએ ત્યારે પહોંચવામાં મુશ્કેલી આવે છે. અને જે સર્વાંગી વિકાસ સાધવા માટે મનોરથ આપણે સેવ્યા હોય છે તે જલદી ફળીભૂત થતા નથી.

ગુજરાતમાં વાહનવ્યવહારમાં રેલવે બાદ કરતાં એક સ્થળેથી બીજા સ્થળે જવા માટે ઘણા જૂના વખતથી બળદગાડાં, ઘોડાં, ઊંટ વગેરેનો ઉપયોગ થતો આવ્યો છે અને હજુ પણ થાય છે અને થોડાં વર્ષોથી મોટર, ટ્રક વગેરેનો ઉપયોગ પણ વધુ પ્રમાણમાં થઈ રહ્યો છે. જ્યાં જ્યાં કાચા રસ્તાઓ હોય છે અગર ગાડાના ચીલાઓ હોય હોય છે ત્યાં બળદ, ઘોડા વગેરેથી વાહન લઈ જઈ શકાય છે. ગુજરાતમાં વાહનવ્યવહારની મોટામાં મોટી સંસ્થા તે ગુજરાત રાજ્ય રોડ ટ્રાન્સપોર્ટ કૉર્પોરેશન છે. ગુજરાત રાજ્ય જુદું પડ્યું તે પહેલાં જૂના મુંબઈ રાજ્ય સાથે ગુજરાતનો જે ભાગ જોડાયેલો હતો તે ભાગ મુંબઈ રાજ્ય રોડ કૉર્પોરેશન સાથે જોડાયેલો હતો તે સિવાય સૌરાષ્ટ્ર રોડ કૉર્પોરેશન અને કચ્છ સ્ટેટ રોડ કૉર્પોરેશન એમ ત્રણ કૉર્પોરેશન કામ કરતાં હતાં. તા. ૧–૫–'૬૦થી તે ત્રણેયને જોડીને ગુજરાત રાજ્ય રોડ ટ્રાન્સપોર્ટ કૉર્પોરેશન અસ્તિત્વમાં આવ્યું. ગુજરાત રાજ્ય રોડ ટ્રાન્સપોર્ટ કૉર્પોરેશન પાસે લગભગ ૧૭૦૦ ઉતારુ બસો છે અને તે કુલ ૧૪૦૦ રસ્તાઓ ઉપર ચાલે છે જે રસ્તાઓની કુલ લંબાઈ ૨૭,૫૦૦ માઈલની છે. સદરહુ કૉર્પોરેશન દરરોજ સરેરાશ ૪,૮૬,૦૦૦ માણસોની હેરફેર કરે છે.

ભારતભરમાં રેલવે દરરોજ સરેરાશ ૪૦ લાખ ઉતારુઓની હેરફેર કરે છે જ્યારે ગુજરાત કૉર્પોરેશન તેના ઘણા ભાગની હેરફેર કરે છે તે ઉપરથી ખ્યાલ આવશે કે એક સ્થળેથી બીજા સ્થળે જવા માટે આ કૉર્પોરેશન જનતાને કેટલું ઉપયોગી થઈ પડેલ છે. તે છતાં હજી કેટલાયે ભાગ એવા છે કે દૂર દૂર આવેલા વિસ્તારમાં કૉર્પોરેશન સારા રસ્તાને અભાવે અને બીજાં અનેક કારણોને લઈને પોતાનો જોઈએ તેટલો વિસ્તાર કરી શકી નથી. આ ઉપરાંત ઉતારુઓ માટે કેટલીક ખાનગી સહકારી મંડળીઓ, ખાનગી કંપનીઓ તેમ જ વ્યક્તિઓ સર્વિસ ચલાવે છે. રાજ્યમાં કુલ ૫૮ બસ કંપનીઓ ઉતારુઓ માટે સર્વિસ ચલાવે છે અને ૧૦ સહકારી મંડળીઓ પણ રાજકોટ વિભાગમાં બસ સર્વિસ ચલાવે છે. કૉર્પોરેશન જે રીતે લોકોને જુદી જુદી રીતે સગવડ આપે છે તે જોતાં લોકો કૉર્પોરેશનની સર્વિસ વિસ્તારવા માટે ખૂબ જ માગ કરે છે. પ્રવાસીઓની સગવડ માટે કૉર્પોરેશન જ્યાં જોઈએ અને જરૂર હોય ત્યાં મોટાં બસ સ્ટેશનો, નાનાં સ્ટેશનો તેમ જ બસ સ્ટૅન્ડ બાંધ્યાં છે. પાણી પીવાની વ્યવસ્થા, વિશ્રાંતિ ગૃહ, ઉતારુઓના સામાનની કામચલાઉ ક્યોક રૂમ પણ સગવડ આપેલ છે. આ રીતે કૉર્પોરેશન પ્રજાની સેવા કરવા માટે એક પછી એક કદમ ઉઠાવી એમના હૃદયમાં સ્થાન મેળવવા પ્રયત્ન કરે છે. કૉર્પોરેશને ફક્ત પ્રજાની સગવડ તેમ જ એમની માગને જોવાનું હોતું નથી પરંતુ એને, એમાં કામ કરતાં કર્મચારીઓનું હિત, તેમાં રોકાયેલી મૂડીનું યોગ્ય વળતર મળે તે પણ જોવાનું હોય છે. આ ત્રણ વસ્તુઓનો સુમેળ સાધી કૉર્પોરેશને આગળ વધવાનું રહે છે. અત્યાર સુધીના અનુભવ ઉપરથી કોઈ પણ તટસ્થ નિરીક્ષક જરૂર કહી શકશે કે, ઉપર જણાવ્યા પ્રમાણે ત્રિવિધ પક્ષે પોતાની ફરજ બરોબર અદા કરવામાં કૉર્પોરેશન ફળીભૂત નીવડ્યું છે. ગુજરાત કૉર્પોરેશનના વહીવટી તંત્રની સરળતા માટે જુદા જુદા વિભાગ પાડેલા છે અને એ વિભાગને પ્રવાસી જનતાની મુશ્કેલીઓ અને માગણીઓ અંગે સલાહ આપવા માટે સલાહકાર સમિતિઓ પણ નીમવામાં આવેલ છે.

આ સંસ્થામાં લગભગ દશ હજાર નાનામોટા કર્મચારીઓ કામ કરી રહ્યા છે અને જેના ઉપર આખા કૉર્પોરેશનની સફળતાનો આધાર રહેલો છે. કામદારો માટે ખાસ સગવડો આપી તેમના યોગ્ય હકો પૂરા પાડવાનું આ સંસ્થા ગૌરવ લઈ શકે તેમ છે. કામના કલાકો, અઠવાડિક રજા, આરામગૃહ, કૉન્ટ્રિબ્યુટ્સ પ્રૉવિડન્ટ ફંડ, અકસ્માતનું વળતર, વૈદકીય સારવાર, ફ્રી પાસ, સુતરાઉ તેમ જ ગરમ યુનિફૉર્મ, એમનાં સ્ત્રી બાળકો માટેનાં કલ્યાણ કેન્દ્રો વગેરે આવી અનેક એમની હિતકર જરૂરિયાતો પૂરી પાડવામાં આવે છે.

કૉર્પોરેશન, ખાનગી, તેમ જ સહકારી ધોરણે ચાલતી વાહનવ્યવહારની મંડળીઓની પણ કેટલીક મુશ્કેલીઓ હોય છે. તેમાંની પ્રથમ તો અગાઉ જણાવી ગયા પ્રમાણે રસ્તાની છે. જે રસ્તાઓ બારે માસ ઉપયોગમાં નહિ આવતા હોવાથી ચોમાસાના ચાર માસ અને ત્યાર પછીથી દોઢ માસ એ રસ્તા ઉપર બસ ચલાવી નહિ શકતા હોવાથી તેનાં વાહનો ઉપર થયેલ મૂડીનું રોકાણ આવક વગર બિનવપરાશ થાય છે. તેમ જ તેના કામદાર વગેરેને પણ આપવો પડતો પગાર વગેરેનો ખર્ચ પણ એ એક મૂંઝવતો પ્રશ્ન છે. તે ઉપરાંત મશીનરી માટે જોઈતા ભાગો તાત્કાલિક મળતા નહિ હોવાથી જ્યારે જોઈએ ત્યારે તેની મરામત માટે થતી મુશ્કેલ હોવાથી એ પણ કૉર્પોરેશન માટે સમસ્યા થઈ પડે છે. ઘણી વખત કૉર્પોરેશન જેવામાં ઘણી ગાડીઓ અમુક ભાગ નહિ મળવાથી મહિનાઓ સુધી ઉપયોગમાં લઈ શકાતી નથી. તેને લઈને જો કંઈ કાર્યક્રમ યોજી આગળ વધવા માટે ઇરાદો રાખ્યો હોય તે સફળ થતો નથી.

આ ઉપરાંત વાહનવ્યવહાર માટે ખાનગી મોટર ગાડીઓ, ભારવહન માટે ખાનગી ગાડીઓ, પબ્લિક ભાડાની ગાડીઓ, મોટર, મોટર સાઇકલ, ટૅક્સી, ઑટોરિક્ષા, ટ્રૅક્ટર–ટ્રેલર સાથે વગેરે પણ હોય છે.

ઉપરનાં વાહનોની સંખ્યા આખા સ્ટેટમાં નીચે પ્રમાણે છે :

| | |
|---|---|
| ૧. મોટરકાર | ૧૨,૬૫૨ |
| ૨. મોટર સાઇકલ | ૪,૮૧૬ |
| ૩. ટૅક્સી-કૅબ્સ | ૬૮૭ |
| ૪. ઑટો રિક્ષા | ૯૬૫ |
| ૫. ભાર વહન કરવા માટે ટ્રક્સ (ખાનગી તેમ જ પબ્લિક) | ૮,૭૯૮ |
| ૬. ટ્રૅક્ટર – ટ્રેલર સાથે | ૧,૦૩૬ |
| ૭. બસ | ૨,૦૭૬ |

સારાયે રાજ્યની અંદર ઉતારુઓ તેમ જ માલ વહેવાર માટે છેલ્લાં કેટલાંય વર્ષોથી મોટર તથા ટ્રકનો ઉપયોગ સારી રીતે થઈ રહ્યો છે. દૂર દૂર ગ્રામમથકોમાં પણ પહેલાં જે ગાડાથી માલ લઈ જતા હતા ત્યાં પણ હવે ટ્રકથી માલ લઈ જવા માટે લોકોને વધારે સગવડવાળું જણાયું છે. આ બધા માટે અગાઉ જણાવ્યું તે પ્રમાણે રસ્તાઓ સારા પાકા હોય અને બારે માસ એક સ્થળેથી બીજે સ્થળે જઈ શકાય તેમ હોય તો વાહનવ્યવહાર માટે સરળતા થાય.

# રેલવે

શ્રી એચ. ડી. શેઠના
(જાહેર સંપર્ક અધિકારી, પશ્ચિમ રેલવે, મુંબઈ)

ગુજરાતના ૭૧,૭૩૮ ચોરસ માઈલના વિસ્તારમાં પથરાયેલી વેસ્ટર્ન રેલવે ૧૬૧ લાખ પ્રજાની વાહનવ્યવહારની જરૂરિયાતો પૂરી પાડે છે. તેમાં અગાઉના વડોદરા રાજ્યની રેલવે, સૌરાષ્ટ્રનાં દેશી રાજ્યોની રેલવે અને અગાઉની બી. બી. ઍન્ડ સી. આઈ રેલવેના અમુક ભાગનો સમાવેશ થાય છે. બ્રોડગેજ પર મુંબઈથી ૧૪૦ માઈલ દૂર આવેલા ઉમરગાંવને છોડીને ગુજરાતમાં પ્રવેશતી રેલવે ઈશાન દિશામાં દાહોદથી ૧૯ માઈલ દૂર આવેલા અનાસ સ્ટેશન સુધી જાય છે. ઉત્તરમાં મીટરગેજ પર દિલ્હી અમદાવાદની લાઈન પર પાલનપુરથી ૩૫ માઈલ દૂર શ્રી અમીરગઢ સ્ટેશન સુધી જાય છે. તે આખા સૌરાષ્ટ્ર અને કચ્છને આવરી લે છે. મુંબઈ વીરમગામની બ્રોડગેજ લાઈન પરથી નીકળતી શાખા રેલવેઓ નૅરોગેજની છે.

ગુજરાતમાં કુલ ૩,૩૦૦ માઈલની રેલવે છે, તેમાં ૬૦૦ માઈલ બ્રોડગેજ, ૨૦૦૦ માઈલ મીટરગેજ અને ૭૦૦ માઈલ નૅરોગેજની છે. તેમાંથી સૌરાષ્ટ્રમાં ૧૨૦૦ માઈલની રેલવે છે. સમગ્ર ભારતમાં દર ચોરસ માઈલદીઠ સૌથી વધારે રેલવે લાઈન સૌરાષ્ટ્રમાં છે.

અગાઉની બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવે એ વેસ્ટર્ન રેલવેની જૂનામાં જૂની રેલવે છે. ભારતીય રેલવેની તવારીખમાં ગુજરાત મગરૂબીભર્યા સ્થાનનો દાવો કરી શકે એમ છે. ૧૮૫૩માં મુંબઈ અને થાણા વચ્ચે દેશની સૌથી પ્રથમ રેલવે લાઈન નંખાયા પછી માત્ર ત્રણ વર્ષે—એટલે કે ૧૮૫૫માં ઉતરાણ અને અંકલેશ્વર વચ્ચે ૨૯ માઈલની બી. બી. ઍન્ડ સી. આઈ.ની પ્રથમ રેલવે લાઈન નંખાઈ. રેલવેના વિકાસની સાથે ઉદ્યોગોનો પણ વિકાસ થયો છે. પ્રારંભના ઉદ્યોગોના વિકાસ માટે રેલવે વ્યવહારની જરૂરિયાત હતી. આથી ૧૮૬૧માં વડોદરા ભરૂચ વચ્ચે અને ૧૮૬૨માં વડોદરા–વાસદ વચ્ચે રેલવે શરૂ થઈ.

૧૮૬૨ના સપ્ટેમ્બરમાં વાસદથી મહેમદાવાદ અને ૧૮૬૩ના જાન્યુઆરીમાં મહેમદાવાદથી અમદાવાદ વચ્ચેની રેલવે લાઈન નંખાઈ. પ્રારંભમાં આ સ્ટેશનો વચ્ચે સિંગલ લાઈન હતી, પરંતુ ટ્રાફિકમાં વધારો થતાં ૧૮૯૭થી ૧૮૯૫માં સુરતથી વડોદરા વચ્ચે ડબલ લાઈન નંખાઈ.

અમદાવાદથી સાબરમતી અને વીરમગામ સુધી ૧૮૭૧ અને ૧૮૭૨ની વચ્ચે બ્રોડગેજ લાઈન નંખાઈ. ૧૮૭૭થી ૧૮૮૨ વચ્ચે આણંદથી ગોધરા વચ્ચેની ૪૮ માઈલની રેલવે નંખાઈ. ૧૯૦૩માં ગોધરા વડોદરા વચ્ચેની લાઈન નંખાઈ. આથી આણંદ થઈ ઈશાન દિશામાં જતો ટ્રાફિક બંધ થયો.

૧૮૮૭માં અમદાવાદથી બારેજડી વચ્ચેની રેલવે લાઈન ડબલ થઈ. પ્રથમ પંચવર્ષીય યોજના દરમ્યાન ડબલ લાઈન બારેજડીથી વિસ્તારીને આણંદ સુધી લઈ જવાઈ. વડોદરા 'ડી' કૅબિન અને આણંદ વચ્ચેની લાઈન ડબલ કરવાનું કામ ૧૯૬૦ના માર્ચમાં પૂરું થયું છે. વડોદરા આણંદ વચ્ચે માલગાડીઓની હેરફેર વધવા ઉપરાંત, ૨૬થી વધીને ૪૬ ટ્રેનો દોડે છે. વળી, આ લાઈન ડબલ થતાં મુંબઈથી અમદાવાદ વચ્ચે ડબલ લાઈન નાંખવાનું કામ પૂરું થયું છે.

ટ્રાફિકમાં ભારે વધારો થતાં અમદાવાદ કલોલ વચ્ચેની મીટરગેજ લાઈન પણ ૧૯૫૫–૫૬માં ડબલ કરવામાં આવી હતી.

અમદાવાદ ગુજરાતની રેલવેનું મુખ્ય કેન્દ્ર છે. ૧૨ લાખની વસ્તીવાળા અમદાવાદ શહેરમાં ૬૨ કાપડની મિલો છે. તેમાંથી ૫૯ મિલો સૂતર કાંતવા અને વણાટનું બંને કામ કરે છે. દેશના કુલ કાપડ ઉત્પાદનના ૬૦ ટકા માલ અમદાવાદમાં પેદા થાય છે. કાચા તથા તૈયાર માલની હેરફેર માટે અમદાવાદનો કાપડ ઉદ્યોગ મુખ્યત્વે કરીને રેલવે પર આધાર રાખે છે.

અમદાવાદના રેલવે વિસ્તારમાં અમદાવાદ, અસારવા, કાંકરિયા અને સાબરમતીનો સમાવેશ થાય છે. આ વિસ્તારમાં રોજનાં ૬૦૦ વૅગનો માલ ઊતરે છે. તેમાંથી ૩૦૦ વૅગનો સાબરમતી ઊતરે છે. આ ૩૦૦ વૅગનોમાંથી ૨૦૦ વૅગનો હેરફેર માટે, ૮૦ વૅગનો વીજળી ઘર માટે, અને ૨૦ વૅગનો લોકોશેડ તથા રેલવેની વિવિધ વર્કશૉપ માટે હોય છે. બાકીના ૩૦૦ વૅગનો અમદાવાદ, અસારવા અને કાંકરિયામાં લગભગ સરખા પ્રમાણમાં ઊતરે છે.

અમદાવાદ વેસ્ટર્ન રેલવેના બ્રૉડગેજ અને મીટરગેજનું સૌથી મોટું રેલવે જંક્શન છે. સૌરાષ્ટ્ર અને રાજસ્થાનથી આવતી મીટરગેજ ટ્રેનોનું એ છેલ્લું સ્ટેશન છે. બારોબાર પસાર થતા ૧૫૦૦ થી ૨૦૦૦ ઉતારુઓ ઉપરાંત રોજના ૬૦,૦૦૦ ઉતારુઓ આ સ્ટેશનનો ઉપયોગ કરે છે. આ સ્ટેશનેથી રોજની ૧૩ અપ અને ૧૩ ડાઉન બ્રૉડગેજ ઉતારુ ટ્રેનો અને ૨૩ અપ અને ૨૩ ડાઉન મીટરગેજ ઉતારુ ટ્રેનોની અવરજવર થાય છે. આ સ્ટેશને રોજના ૨૫,૦૦૦ ઉતારુઓની અવરજવર થાય છે. મીટરગેજ પ્લૅટફૉર્મની હાલની સગવડ અપૂરતી હોવાથી સ્ટેશનના પૂર્વ છેડે મીટરગેજના ઉતારુઓ માટે એક અલગ વિશાળ યાર્ડ કરવાની દરખાસ્ત છે. રૂ. દોઢ કરોડની આ યોજના પ્રગતિ કરી રહી છે. અમદાવાદ સ્ટેશનની પુનર્રચના થતાં ઉતારુઓ માટે સાત પ્લૅટફૉર્મ, પાર્સલ અને લગેજની હેરફેર માટે લાંબુ

પ્લૅટફૉર્મ, ડબ્બા અને વૅગનો રાખી મૂકવાની તથા ધોવાની લાઈન અને ઉતારુઓ માટે પુલ બંધાશે. મીટરગેજ યાર્ડની પુનર્રચનાનો પ્રથમ તબક્કો ૧૯૬૨ સુધીમાં પૂરો થશે.

કાંકરિયા યાર્ડમાં રોજનાં સરેરાશ ૧૧૦૦ વૅગનોની હેરફેર થાય છે. માલની હેરફેર માટે એ ટર્મિનલ યાર્ડ છે.

વેસ્ટર્ન રેલવેની બ્રૉડગેજ અને મીટરગેજ લાઈન પર માલની હેરફેર માટે સાબરમતી એ સૌથી મોટું મથક છે. દરરોજ આ સ્ટેશન પર બ્રૉડગેજના ૨૦૦ અને મીટરગેજના ૨૦૦ વૅગનોની હેરફેર થાય છે.

મીટરગેજ પર આવતા માલના શેડને હમણાં અમદાવાદથી અસારવા ફેરવવામાં આવ્યો છે. અસારવાનો શેડ હવે રોજનાં આવતાં ૨૦૦ અને જતાં ૨૦૦ વૅગનોનો માલ હેરફેર કરવાની સ્થિતિમાં છે. બ્રૉડ-ગેજનાં રોજ ૨૦૦ વૅગનો આવે છે.

અમદાવાદના ઉદ્યોગો ઉપરાંત વેસ્ટર્ન રેલવે વડોદરા અને આણંદ જેવાં ઔદ્યોગિક શહેરોમાં આવેલી તેલની મિલો, ડેરીઓ અને બીજી ફૅક્ટરીઓની જરૂરિયાતો પૂરી પાડે છે.

ખંભાત અને અંકલેશ્વરમાં તેલ અને પ્રાકૃતિક ગૅસ કમિશનના સંશોધનને મળેલી સફળતા રાજ્યને મહાન બક્ષિસરૂપ નીવડી છે. તેની જરૂરિયાતો પૂરી પાડવા પણ રેલવે તૈયારી કરી રહી છે.

દહેજ, કાવી, ખંભાત અને કઠાણા જેવાં નાનાં બંદરો પણ વેસ્ટર્ન રેલવેથી સંકળાયેલાં છે. આ બંદરોનો વિકાસ થાય તો ગુજરાતના નવા રાજ્યના વેપારવાણિજ્યનું ભાવિ ઉજજવળ છે. દહેજ બંદરનો વિકાસ થતાં ભાવનગર અને સૌરાષ્ટ્રનાં અન્ય સ્થળોએ દરિયાઈ હેરફેર ઝડપી બનશે. કઠાણા અને ધુવારણ વચ્ચે નવી રેલવે લાઈન બાંધવાની છે. કારણ કે, ટૂંક સમયમાં ધુવારણમાં થર્મલ પાવર સ્ટેશન નાખવાનું છે. નર્મદા ખીણ યોજનાના સ્થળ સુધી રેલવે લાઈન નાખવાની પણ દરખાસ્ત છે.

પહેલાંનાં દેશી રાજ્યોમાંથી રેલવે નાખવાનો પ્રારંભ વડોદરા રાજ્યે કર્યો હતો. ૧૮૭૩માં મિયાગામ–ડભોઈ વચ્ચેની ૨૦ માઈલની સૌથી પ્રથમ નૅરોગેજ રેલવે નંખાઈ હતી. ૧૮૭૯માં ચાણોદ–ડભોઈ વચ્ચેની ૧૦ માઈલની રેલવે લાઈન નંખાઈ હતી. ૧૮૮૦ થી ૧૯૧૭ની વચ્ચે ડભોઈ–પ્રતાપનગર (પહેલાં ગોયાગેટ તરીકે ઓળખાતું હતું) પ્રતાપનગર–વિશ્વામિત્રી, વિશ્વામિત્રી–પાદરા, પાદરા–મોભારોડ, મોભારોડ–માસોરરોડ, માસોરરોડ–જંબુસર વચ્ચેની કુલ ૪૮ માઈલની રેલવે લાઈન નંખાઈ હતી. આ ઉપરાંત રાજ્યનાં તમામ મહત્ત્વનાં શહેરોને સાંકળી લેતી નૅરો અને મીટરગેજની રેલવે લાઈનો નંખાઈ હતી. ૧૯૪૯માં દેશી રાજ્યોનું વિલીનીકરણ થતાં તેમની રેલવે લાઈનો ભારત સરકારના અંકુશમાં આવી અને અગાઉની બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવે સાથે જોડી દેવામાં આવી. આજે તે વેસ્ટર્ન રેલવેનો એક ભાગ છે.

ગુજરાતના રેલવે વ્યવહારમાં ૨૧,૪૫૭ ચોરસ માઈલના સમગ્ર સૌરાષ્ટ્રને આવરી લેતી રેલવેનો સમાવેશ થાય છે. ૧૮૮૦માં ભાવનગરથી વઢવાણ સુધીની પહેલી રેલવે લાઈન સૌરાષ્ટ્રમાં નંખાઈ. ત્યાર બાદ સૌરાષ્ટ્રમાં રેલવે વ્યવહારનો ઝડપથી વિકાસ થયો. ૧૯૦૫માં તત્કાલીન દેશી રાજ્યોનાં પાટનગરો અને સૌરાષ્ટ્રનાં મહત્ત્વનાં બંદરો રેલવેથી સંકળાયેલાં હતાં. છેલ્લી સદીના અંત ભાગમાં સૌરાષ્ટ્રનાં દેશી રાજ્યોની નાની નાની રેલવેઓ એક સહિયારા સંચાલન હેઠળ મૂકવાની જરૂરિયાત લાગી હતી અને ૧૯૧૧ સુધી સૌરાષ્ટ્રની રેલવેનો વહીવટ સહિયારા સંચાલનથી થતો હતો. પરંતુ ૧૯૧૧માં આ સહિયારા વહીવટી તંત્રનું વિસર્જન થયું અને દરેક દેશી રાજ્યે પોતાની રેલવેનો વહીવટ હાથમાં લીધો. ૧૯૪૮માં સૌરાષ્ટ્રસંઘની રચના થતાં આ સઘળી રેલવેનો વહીવટ સૌરાષ્ટ્ર સરકારને હસ્તક આવ્યો અને ૧૯૫૦માં તે ભારત સરકારને સોંપાયો.

સૌરાષ્ટ્રની વેસ્ટર્ન રેલવે ૨૨ ઉપરાંત શહેરો અને ૪૪૧૫ ગામડાંની ૪૧,૩૭,૩૫૯ની વસ્તીની સેવા કરે છે. સૌરાષ્ટ્રમાં ઉદ્યોગોના વિકાસ માટે કાચા માલની હેરફેર કરવામાં તેમ જ તૈયાર માલને લઈ જવામાં આ રેલવે મહત્ત્વનો ભાગ ભજવે છે. ઉત્તરમાં છેક દિલ્હી સુધી અને ડુંગળી તથા મીઠા જેવી કેટલીક ચીજો પૂર્વમાં દૂર દૂરના વિસ્તારો સુધી અને આસામ તરફ આ ચીજોને લઈ જવામાં રેલવે સહાયભૂત થાય છે. ભાવનગર, પોરબંદર અને વેરાવળ જેવાં શહેરોમાં મહત્ત્વના ઉદ્યોગો વિકસ્યા છે અને ઝડપથી વિકસતા જાય છે. સિમેન્ટ, સીંગતેલ, વનસ્પતિ ઘી, સોડાઍશ જેવાં રસાયણોનાં મહત્ત્વનાં કારખાનાંઓ ઊભાં થતાં જાય છે. બોટાદની આસપાસની પથરા અને કપચીની ખાણોનો રેલવે નજીક હોવાને કારણે પૂરેપૂરો ઉપયોગ થઈ શકે છે. સુરેન્દ્રનગર અને અમદાવાદનાં જાહેર બાંધકામ ખાતાંઓને આ ખાણોમાંથી માલ પૂરો પાડવામાં આવે છે. કાઠિયાવાડમાંથી મગફળી અને તેની બનાવટો તથા રૂની હેરફેર રેલવે દ્વારા થાય છે. આ બે મહત્ત્વના પાકોને કારણે ખેડૂતોની આવક અને સંપત્તિ વધ્યાં છે.

સિમેન્ટનો મોટા પાયાનો ઉદ્યોગ સૌરાષ્ટ્રની ખનિજસંપત્તિનો ઉપયોગ કરે છે. ખડી અને ચૂનાના પથ્થરની સમૃદ્ધ ખાણોને પરિણામે ૧૯૧૩માં પોરબંદરમાં ભારતની પ્રથમ સિમેન્ટ ફૅક્ટરી શરૂ થઈ. આ ફૅક્ટરીની અદ્‌ભુત સફળતાને કારણે ૧૯૨૨માં દ્વારકામાં અને ૧૯૪૮માં સિક્કામાં સિમેન્ટની બીજી ફૅક્ટરીઓ શરૂ થઈ.

મીઠાપુર અને ધ્રાંગધ્રામાં રસાયણો; સિક્કા અને દ્વારકામાં સિમેન્ટ; જામનગરમાં ઊન; થાનરોડ, વાંકાનેર, મોરબી, ધ્રાંગધ્રા અને જામનગરમાં પૉટરી; સિદ્ધપુર અને કલોલમાં કાપડ અને સીંગતેલનાં કારખાનાંઓ નંખાયાં છે. રેલવે અને દરિયાઈ ટ્રાફિકને ઓખા, બેડી, નવલખી અને સિક્કા બંદરો દ્વારા લઈ જઈ રેલવે પશ્ચિમ ભારતના દરિયાકિનારાના મહત્ત્વના ટ્રાફિકની સેવા કરે છે. વળી ઉદ્યોગોના વિકાસ અને પ્રગતિ માટે ગુજરાતના પાટનગર અમદાવાદની સાથે સૌરાષ્ટ્રનો વિસ્તાર સંકળાયેલો છે. માલની હેરફેરનાં બે મહત્ત્વનાં કેન્દ્રો સાબરમતી અને વીરમગામની પણ આ રેલવે સેવા કરે છે. માલની ઝડપી હેરફેર તથા

બ્રોડગેજથી મીટરગેજ અને મીટરગેજથી બ્રોડગેજ માલની હેરફેર કરવાના મહત્ત્વના કાર્યને તે પહોંચી વળે છે. સાબરમતી અને વીરમગામ સ્ટેશનોએ માલની હેરફેરના લક્ષ્યાંકો ૧૯૫૨માં રોજના બ્રોડગેજના અનુક્રમે ૯૦ અને ૫૫ વેગનો હતાં, તે અત્યારે વધીને અનુક્રમે ૨૨૫ અને ૧૭૦ વેગનો થયાં છે.

૧૯૫૧ના નવેમ્બરની પમી એ સૌરાષ્ટ્રની રેલવેઓ વેસ્ટર્ન રેલવે સાથે ભળી જતાં જાહેર પ્રજા અને વેપારીઓની વધેલી માગને પહોંચી વળવા જૂની રેલવે પર જાણે કે વીજળિક અસર થઈ છે.

આ વિભાગની ખામી દૂર કરવા ૧૯૫૫માં સૌથી પ્રથમ ગોપ અને કાનાલુસ વચ્ચેની ૨૧½ માઈલ લાંબી રેલવે લાઈન નાખવામાં આવી. જૂનાગઢ–પોરબંદર વિસ્તારમાંથી સૌરાષ્ટ્રની ઉત્તરમાં આવેલાં કારખાનાંઓ માટે જતા ચૂનાના પથ્થર અને અન્ય ટ્રાફિકની હેરફેરમાં આ રેલવે લાઈનથી આશરે ૧૫૦ માઈલના અંતરનો ઘટાડો થયો. વળી ઉત્તરમાં સૌરાષ્ટ્ર વિસ્તારની રેલવેની શક્તિ પણ વધી. ૧૯૫૭માં રાજકોટમાં રેલવેની લાઈન બદલાતાં એક વખતના આ પાટનગરમાં આવતા રેલવે ઉતારૂઓને ઘણી મોટી સગવડ મળી. આ ઉપરાંત જૂની રેલવે લાઈનની મોટા પાયા ઉપર પુનર્રચના કરવામાં આવી છે. જુદા જુદા વિભાગોમાં સ્લીપર્સ બદલવામાં આવ્યા છે. પરિણામે રેલવેની ઝડપ વધી છે. જૂના પુલોનું સમારકામ કરવામાં આવ્યું છે. કેટલાંક સ્થળે માર્શલિંગ યાર્ડની પુનર્રચના કરવામાં આવી છે. સંખ્યાબંધ સ્ટેશનો અને કેટલાંક નવાં ક્રોસિંગ પર રેલવે સ્ટેશન લાઈન વિસ્તારવામાં આવી છે અને વધારાની લાઈન નાખવામાં આવી છે. આ વિસ્તારોની પ્રજાને જાણીને આનંદ થશે કે, તાજેતરના સમયપત્રક પરથી જાહેર થયું છે કે, અમદાવાદ–ભાવનગર, મહેસાણા–પોરબંદર, વીરમગામ–વેરાવળ, ભાવનગર–સુરેન્દ્રનગર અને ભાવનગર–ઓખા વિભાગોની મેલ અને એક્સપ્રેસ ટ્રેનોની ઝડપમાં ઠીક ઠીક વધારો થયો છે. ભાવનગર અને અમદાવાદ વચ્ચે દોડતા ૨૧ અપ અને ૨૨ ડાઉન મેલોની ઝડપ અનુક્રમે ૧૩૦ અને ૫૫ મિનિટથી વધી છે. ઘણા વિભાગોમાં વધુ ઉતારુ ટ્રેનો મૂકવામાં આવી છે. ઝડપ વધારવા તથા વધુ માલ લઈ જવા જૂનાં નાનાં એન્જિનોને બદલે અદ્યતન વાય. પી. અને વાય. જી. વર્ગનાં એન્જિનો મૂકવામાં આવ્યાં છે.

અદ્યતનીકરણની મહત્ત્વની બાબત એ છે કે સિગ્નલિંગની બાબતમાં ઘણો સુધારો કરવામાં આવ્યો છે. આથી ટ્રેનોની ઝડપ અને ટ્રેનોની સેવાની તીવ્રતાને પહોંચી વળે છે. અગાઉની જી. બી. એસ.ની રેલવેની મીટરગેજની શાખાઓ તથા સૌરાષ્ટ્રની ટ્રેનોનું ધોરણ ઝડપથી સુધારવા માટે સિગ્નલ અને બ્લૉકના કામમાં સુધારણા હાથ ધરવામાં આવી છે. વીરમગામ–જામનગર તેમ જ સાબરમતી–બોટાદ વચ્ચે દોડતી ટ્રેનોની કાર્યક્ષમતા વધારવા પર મુખ્ય ભાર મૂકવામાં આવ્યો છે. સિગ્નલ વગેરે અંગે રેલવેની જરૂરિયાતનો માલ ઉત્પન્ન કરવા સાબરમતીમાં રૂ. ૩૦ લાખને ખર્ચે એક નવી જ સિગ્નલિંગ વર્કશૉપ સ્થાપવામાં આવી છે.

રેલવેના કાર્યક્ષમ સંચાલન માટે પૂરતા સંદેશાવ્યવહારની જરૂર છે. રેલવેના સ્ટાફ અને અગત્યની સામગ્રીનો કાર્યક્ષમ ઉપયોગ કરવામાં એ સહાયરૂપ થાય છે. ગુજરાત અને ખાસ કરીને સૌરાષ્ટ્રમાં કાર્યક્ષમ સંદેશાવ્યવહારની જરૂરિયાતને પહોંચી વળવા લાઈનવાયર, એચ. એફ. રેડિયો, ડિરેક્શનલ રેડિયો (V. H. F.) ઑટો એક્સચેન્જ, કેન્દ્રિત યાર્ડ કંટ્રોલ સહિત સંયોજિત સંદેશાવ્યવહારના વિકાસ માટે તત્કાળ પગલાં ભરવામાં આવ્યાં હતાં. આ દરેકનો ઉપયોગ ખૂબ અસરકારક અને કરકસરભર્યો નીવડે છે.

૧૯૫૮ના માર્ચમાં સુરત અને ભાવનગર વચ્ચે 'ડિરેક્શનલ રેડિયો મલ્ટી ચૅનલ લિંક' નાખીને સૌ પ્રથમ મુંબઈના રેલવેના વડા મથક અને સૌરાષ્ટ્ર વિસ્તાર વચ્ચે સીધો અને કાયમી સંદેશાવ્યવહાર શરૂ કરાયો. સૌરાષ્ટ્ર અને ભૂખંડ વચ્ચેના જમીનમાર્ગ કરતાં દરિયાઈ માર્ગ ઘણો ટૂંકો હોવાથી સૌરાષ્ટ્રની ભૌગોલિક રચના 'મલ્ટી ચૅનલ ડિરેક્શનલ રેડિયો'ના ઉપયોગ માટે ખૂબ અનુકૂળ છે. વેસ્ટર્ન રેલવેએ આ વિભાગમાં પહેલી જ વાર દાખલ કરેલ 'ડિરેક્શનલ રેડિયો મલ્ટી ચૅનલ લિંક' આ દેશમાં એક નવું જ પ્રસ્થાન છે. આ રેડિયો લિંકને ભાવનગરથી રાજકોટ સુધી વિસ્તારવાનું કાર્ય ઝડપથી ચાલી રહ્યું છે. આ કામ પૂરું થતાં સુરત, ભાવનગર અને રાજકોટ સુધી કુલ ૫૫ માઈલનો રૂટ થશે. એની જુદી જુદી ચૅનલો ભાવનગર અને રાજકોટ વિભાગની ૨,૧૯૫ રૂટ માઈલની જરૂરિયાતને પહોંચી વળશે.

ગુજરાતની રેલવે કચ્છને પણ આવરી લે છે. ૧૯૫૨માં ડીસાથી ગાંધીધામ સુધીની મીટરગેજ લાઈન શરૂ થતાં કચ્છ ભારત સાથે પહેલી જ વાર રેલવે લાઈનથી સંકળાયું. આ નવી લાઈનથી રાજપૂતાના, મધ્ય ભારત, દક્ષિણ પંજાબ અને દિલ્હીના વિશાળ આંતરપ્રદેશને રેલવેનું જોડાણ મળ્યું. પાછળથી ભૂજ અને આદિપુર વચ્ચેની નૅરોગેજ લાઈનને મીટરગેજમાં ફેરવી નાંખવામાં આવી. ઉત્તરમાંથી કચ્છ અને કચ્છમાંથી ઉત્તરમાં ઝડપથી વ્યવહાર કરવા આદિપુર અને ગાંધીધામ તથા કંડલા બંદર અને ગાંધીધામ વચ્ચે નવી મીટરગેજ લાઈન નાખવામાં આવી.

કંડલા બંદરનો ઝડપથી વિકાસ થતાં ટ્રાફિકમાં પણ ઝડપથી વધારો થઈ રહ્યો છે. ૧૯૫૫માં રોજનાં ૧૦૦ વેગનોની હેરફેર શરૂ થઈ હતી. પરંતુ, અત્યારે રોજનાં ૨૭૦ વેગનોની હેરફેર થાય છે. કંડલા બંદરેથી રોજનાં ૩૦૦ અને ૧૯૬૦–૬૧ સુધીમાં રોજનાં ૪૦૦ વેગનો સુધીની હેરફેર વધારવાની તત્કાલ માગણી છે.

કંડલાનો ટ્રાફિક ઝડપી બનાવવા સારુ ઝુંડ અને કંડલા વચ્ચે ૧૭૨.૮૫ માઈલની નવી બ્રોડગેજ રેલવે લાઈન નાખવાની યોજના છે. આ સ્થળની તપાસ પૂરી થઈ છે અને રેલવે બોર્ડે આ લાઈનને મંજૂરી પણ આપી દીધી છે. ત્રીજી યોજના દરમ્યાન આ લાઈન પૂરી થશે. આથી કચ્છ વિસ્તારની વાહનવ્યવહારની માગને પહોંચી વળાશે અને મુંબઈ બંદરની આસપાસનો ટ્રાફિકનો બોજો હળવો થશે.

એક દશકામાં વેસ્ટર્ન રેલવેએ લીધેલાં વિસ્તૃત પગલાંને કારણે ગુજરાતનો રેલવે વ્યવહાર વધુ ઝડપી અને સગવડભર્યો બનશે,

# વિમાની વ્યવહાર

શ્રી બી. આર. પરેખ
(મૅનેજર, ઍર ઇન્ડિયા ઇન્ટરનૅશનલ, મુંબઈ)

સત્તરમી સદીમાં સર ટોમસ રોએ ભારતની મુલાકાત લીધી ત્યારે "અમદાવાદ લંડન જેટલું મોટું અને સુંદર શહેર હતું." આજે ગુજરાતનું અલગ રાજ્ય થતાં અમદાવાદ પશ્ચિમ ભારતનું મુખ્ય ઔદ્યોગિક શહેર બને તેમ છે.

નવા રાજ્યના વિકાસમાં વિમાની વ્યવહારે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને ભજવે છે.

આપણે જરાક ભૂતકાળમાં ડોકિયું કરીએ. ભારતનાં કેટલાંક શહેરોમાં સૌથી પ્રથમ વ્યાપારી ધોરણે વિમાની વ્યવહાર શરૂ થયો. તેમાં અમદાવાદનો પણ સમાવેશ થતો હતો. આજથી ૨૮ વર્ષ પહેલાં હિંદુસ્તાનમાં કરાંચીથી મુંબઈ વચ્ચે શરૂ થયેલી પ્રથમ ઍરમેઈલ સર્વિસ અમદાવાદ થઈને પસાર થતી હતી. ઍર ઇન્ડિયા ઇન્ટરનૅશનલના પુરોગામી તાતા ઍર લાઈન્સે આ સર્વિસ શરૂ કરી હતી. ઍર ઇન્ડિયા ઇન્ટરનૅશનલના અધ્યક્ષ શ્રી જે. આર. ડી. તાતાએ "દ હેવિલ લેન્ડ પુસ મૉથ" (de Havil-land puss moth)ના વિમાની તરીકે ૧૯૩૨ના ઑક્ટોબરની ૧૫મીએ પ્રથમ ઉડ્ડયન કર્યું હતું.

ટપાલ લઈ જવાનું કામ કરતી વિમાની સર્વિસમાં તે સમયે ઉતારુઓ તો વચ્ચે ઘૂસી આવનારા લેખાતા હતા. સરકારી નિયમો અનુસાર ઉતારુઓ અને ટપાલને અલગ વિભાગમાં રાખવામાં આવતા હતા. તે વખતે તાતા ઍર લાઈન્સને, શાબ્દિક તેમ જ આંકડાની દૃષ્ટિએ, આવક-જાવકના બે છેડા સરખા કરવા મુશ્કેલ હતું. છેક ૧૯૩૯માં તાતા ઍર લાઈન્સે ઉત્કર્ષની શરૂઆત નિહાળી. ત્યાં સુધી તો, ઇન્ડિયન નૅશનલ ઍરવેઝ લિ. અને ઍર સર્વિસીઝ ઑફ ઇન્ડિયા નામની બે સંસ્થાઓએ મુંબઈથી કાઠિયાવાડનાં સંખ્યાબંધ રાજ્યો વચ્ચેની વિમાની સર્વિસ શરૂ કરી હતી. મુલ્કી વિમાની વ્યવહારના વિકાસના તત્કાલીન નકશામાં આ સર્વિસનું પ્રમાણ ઘણું વધારે કહેવાય.

કાઠિયાવાડ જતી વિમાની સર્વિસમાં આશ્ચર્યજનક ભારે દબાણ રહેતું હતું. એ બતાવે છે કે, કાઠિયાવાડમાં જમીન પર કરતાં વિમાનમાં પ્રવાસ કરવો વધારે અનુકૂળ અને લાભદાયી હતું. પ્રમાણમાં ઓછું ભાડું હોવાને કારણે ઉતારુઓ વિમાનમાં વધુ પ્રવાસ કરતા હતા. તે વખતે રેલવેના બીજા વર્ગ કરતાં સહેજ વધારે વિમાની ભાડાના દર હતા, જ્યારે વિમાની વ્યવહારનો ન્યૂનતમ ખર્ચ રેલવેના પ્રથમ વર્ગના ભાડાથી વધુ આવતો હતો.

એકલા ૧૯૩૮ના વર્ષમાં મુંબઈ-કાઠિયાવાડ વચ્ચેની વિમાની સર્વિસમાં ૨,૧૭૫ ઉતારુઓએ પ્રવાસ કર્યો હતો. આ ઉપરાંત, ૮૯,૧૯૬ રતલ માલ અને ૧,૩૩૦ રતલ ટપાલ લઈ જવામાં આવી હતી.

ત્યારથી ગુજરાતમાં વ્યાપારી ધોરણે વિમાની વ્યવહારની આશ્ચર્યકારક પ્રગતિ થઈ છે. અમદાવાદથી અને અમદાવાદ પ્રતિ રોજ વધુ ને વધુ વિમાની સર્વિસ શરૂ થઈ. આજે ઇન્ડિયન ઍર લાઈન્સ કૉર્પોરેશન ભૂજ, જામનગર, રાજકોટ, પોરબંદર, કેશોદ, ભાવનગર અને અમદાવાદ ખાતે વિમાની સર્વિસ દોડાવે છે. ૧૯૬૦ના નવેમ્બરની પહેલીથી કંડલાનો વિમાની વ્યવહાર પણ શરૂ થયો છે. આમ ગુજરાતનાં જુદાં જુદાં શહેરોને વિમાની વ્યવહારથી સાંકળી લેવામાં આવ્યાં છે. પરંતુ, ઍર-ઇન્ડિયાએ ગુજરાત માટે નવી જ વ્યવસ્થા શરૂ કરી છે. ૧૯૫૦માં ઍર-ઇન્ડિયાએ મુંબઈથી કરાંચી અને એડન થઈ નૈરોબી સુધીની વિમાની સર્વિસ શરૂ કરી હતી. પૂર્વ આફ્રિકામાં વસતા સંખ્યાબંધ ગુજરાતીઓનાં કૌટુંબિક અને ધંધાકીય હિતોની સેવા કરવામાં આ સર્વિસ ખૂબ જ ઉપયોગી નીવડી છે. આજે ઍર-ઇન્ડિયા નૈરોબી ખાતે અઠવાડિયાની સુપર કૉન્સ્ટેલેશનની બે સર્વિસ ચલાવે છે.

૧૯૫૬ના ઑક્ટોબરમાં મુંબઈ-સિંગાપુર વચ્ચેની સર્વિસ સિડની સુધી લંબાવવામાં આવી છે. આથી ગુજરાતી વેપારીઓ ફીજીના ટાપુઓ સુધી પ્રવાસ કરી શકે છે. ફીજીમાં ગુજરાતીઓનાં નાણાકીય હિતો છે.

આટલું જ બસ નથી. ગયા વર્ષે બૅંક ઑફ ઇન્ડિયાના સહકારથી ઍર ઇન્ડિયાએ ઉતારુઓને સગવડ આપવા એક નવી યોજના શરૂ કરી છે. ૧૯૫૯ના ઑક્ટોબરની બીજીએ રાષ્ટ્રપિતા ગાંધીજીના જન્મદિવસથી આ યોજના શરૂ કરવામાં આવી છે.

ભૂતકાળમાં વિમાની પ્રવાસ કરવા માટે ટિકિટનાં નાણાં પ્રથમ ચૂકવવાં પડતાં હતાં. પરંતુ, ઍર-ઇન્ડિયાની નવી યોજના મુજબ "પહેલાં પ્રવાસ કરો અને પછી ભાડું ચૂકવો." ભારતના વિમાની પ્રવાસીઓ — ખાસ કરીને વિદ્યાર્થીઓ અને નાના વેપારીઓ જેટ વિમાનની અદ્યતન, અનુકૂળ અને આરામદાયી પ્રવાસની સગવડ મેળવી શકે એવી વ્યવસ્થા ઍર-ઇન્ડિયાએ કરી છે.

જેટ યુગનો લાભ આપવાના આશયથી અમદાવાદમાં બુકિંગ ઑફિસ શરૂ કરવામાં આવી છે. પ્રવાસની યોજના ઘડવામાં ઉતારુઓને બધી સલાહ અને સગવડ આપવામાં આવે છે. ઍર-ઇન્ડિયા ઇન્ટરનૅશનલનો ગુજરાત સાથે સીધો વિમાની વ્યવહાર નથી પરંતુ, ઇન્ડિયન ઍરલાઈન્સ આંતરરાષ્ટ્રીય સર્વિસ માટે સારી સગવડ પૂરી પાડે છે. નજીકના ભવિષ્યમાં અદ્યતન વિમાનો ઘોડાનું સ્થાન લેશે ત્યારે ગુજરાતનાં વિમાની પ્રવાસીઓમાં ભારે વધારો થવાનો જ.

# આકાશવાણી

ભારત સ્વાધીન થયું અને દેશની પ્રજામાં કોઈ નવી જ જાગૃતિ આવી. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં આ જાગૃતિનો ધબકાર વર્તાવા લાગ્યો. ભારત સરકારે રાષ્ટ્રના નવનિર્માણ માટે જંગી યોજનાઓ હાથ ધરવા માંડી. લોકશાહી પ્રજામાં નવો જ ઉત્સાહ લાવી. પ્રજાની આશાઓ અને મહેચ્છાઓને નવું જ જોમ મળ્યું. રાષ્ટ્રની આઝાદી માટે વિવિધ પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી. આ પ્રવૃત્તિઓએ દેશની સાંસ્કારિક પ્રવૃત્તિઓને નવી જ ભૂમિકા પૂરી પાડી અને તેના વિકાસ-નો માર્ગ મોકળો થયો. એનાથી કળાકૌશલ્ય અને સંસ્કારનું ક્ષેત્ર વ્યાપક બન્યું અને ચારે બાજુ નવી જ તકો ઊભી થઈ. આ સંબંધમાં રાષ્ટ્રના સાંસ્કારિક વિકાસમાં આકાશવાણીનું સ્થાન મહત્ત્વનું છે. દેશના સંસ્કાર-સ્વરૂપ ઉપર આકાશવાણીની ખૂબ અસરકારક અને પ્રેરક છાયા પડેલી છે, એ બાબત કંઈ જ શંકા નથી. આકાશવાણી ભૂતકાળના સંસ્કાર-વારસાનું સન્માન કરવા તત્પર છે પણ તે નવાં પરિબળો પારખવા અને અપનાવવા એટલી જ ઉત્સુક છે. આકાશવાણી આમ વર્તમાન ઘડે છે એટલું જ નહિ, પણ ભાવિ તરફ આશાની મીટ માંડે છે.

સદીઓ સુધી વિદેશી સંસ્કૃતિનું ભારતીય સંસ્કૃતિ અને સંસ્કાર ઉપર દારુણ આક્રમણ ચાલુ રહ્યું અને તે છતાંય ભારતીય સંસ્કાર-મૂલ્યો જળવાઈ રહ્યાં. બદલાતી પરિસ્થિતિમાં પણ મૂળસ્વરૂપ જાળવી રાખવાની ભારતીય સંસ્કૃતિની શક્તિ જગતમાં અજોડ છે. ભારતીય સંસ્કૃતિમાં પરસ્પર વિરોધી પરિબળોનો સમન્વય સાધી તેમને સમાવી લેવાનું સામર્થ્ય છે. ભારતીય સંસ્કૃતિ આમ વિરોધી પરિબળોને પોતાનામાં સમાવી લે છે તે છતાંય તે તેનું અનોખું વ્યક્તિત્વ જાળવી રાખે છે, તે તેની વિશિષ્ટતા છે. ભૂતકાળ હજીય પ્રેરણાનું ઊગમસ્થાન છે. એનાથી ભૂતકાળ સજીવન થાય છે એટલું જ નહિ પણ તે વર્તમાનનું ઘડતર કરતાં ભવિષ્યનો માર્ગ ચીંધે છે. આ દૃષ્ટિએ જોતાં આકાશવાણીના વિશાળ ફલકમાં ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્ય સમાઈ જાય છે. પ્રાચીન સંસ્કારને પુનર્જીવન આપવામાં આકાશવાણીએ અમૂલ્ય ફાળો આપ્યો છે. વિસ્મૃતિના સંશોધનનો એ ઇતિહાસ છે. આકાશવાણીએ આનંદ અને ઉલ્લાસને હસ્તગત કરી તેને લાખો લોકો માટે લોકભોગ્ય બનાવ્યા છે. ભારતીય સંસ્કારના વૈવિધ્યમાં તેણે એકતાનાં દર્શન કરાવ્યાં છે અને તેની એકતામાં વિવિધ રંગોની ઝલક દેખાડી છે. ગુજરાતમાં આકાશવાણીની પ્રવૃત્તિ અને પ્રગતિનો વિચાર કરતી વખતે સૌએ એની આ પશ્ચાદ્ભૂમિકા જાણવા જેવી છે.

૧૯૪૭ પછી ગુજરાતે બ્રોડકાસ્ટિંગ ક્ષેત્રે એકધારી ધીમી પણ સતત પ્રગતિ કરી છે. વડોદરાના મહારાજા સયાજીરાવ પ્રગતિશીલ મહારાજા હતા. ગુજરાતમાં સામાજિક, સાંસ્કારિક અને અન્ય ક્ષેત્રોમાં નોંધપાત્ર ફાળો તેમણે આપ્યો હતો. વડોદરા રાજ્યની ગ્રામજનતામાં જ્ઞાનનો ફેલાવો કરવા અને તેને જગતના બનાવોથી માહિતગાર રાખવા વડોદરા રાજ્યે ૧૯૪૭માં વડોદરા રેડિયો સ્ટેશનની શરૂઆત કરી. આ પછીથી ૧૯૪૯માં સદ્ગત સરદાર પટેલના આશીર્વાદથી એપ્રિલ મહિના-ની સોળમીએ અમદાવાદ રેડિયો સ્ટેશન શરૂ થયું. તે સમયે સરદાર પટેલ માહિતી અને રેડિયોનું ખાતું સંભાળતા હતા. શરૂમાં તો અમદા-વાદ સ્ટેશન પ્રયોગ ખાતર ચલાવવામાં આવતું હતું અને તે સમયે તેનું ટ્રાન્સમિશન સામર્થ્ય ફક્ત એક કિલોવૉટનું હતું. અમુક મર્યાદિત પ્રદેશોમાં જ તેના કાર્યક્રમો સાંભળી શકાતા અને તેથી વધુ શક્તિશાળી ટ્રાન્સ-મિટર શરૂ કરવાની જરૂર પડી. ૧૯૫૪ના જૂન મહિનાની છઠ્ઠીએ અમદાવાદમાં ૫૦ કિલોવૉટનું મિડિયમ વેવ હાઈપાવર ટ્રાન્સમિટર શરૂ કરવામાં આવ્યું અને લગભગ આખા ગુજરાતમાં તેનો અવાજ સુલભ બન્યો. જોકે અમદાવાદ આકાશવાણીને હજી બીજી એક મુશ્કેલીમાંથી પણ પાર ઊતરવાનું હતું. ગુજરાત કોલેજ નજીકના પુરાણા મકાનમાં સ્ટુડિયોની પૂરતી સવલતો હતી નહિ અને રોજ-બ-રોજ રેડિયોના કાર્ય-ક્રમોની સંખ્યા તો વધતી જ જતી હતી. દરમ્યાન સત્તાવાળાઓ વધારે સ્ટુડિયો માટે નવા મકાનની શોધમાં જ હતા. ગુજરાત કૉલેજ નજીક આકાશવાણી ભાડાના જે મકાનમાં બેસતી તે તેણે ૧૯૫૭ના મેની બીજી તારીખે ખાલી કર્યું અને ગાંધીપુલ પાસેના વિશાળ ભવ્ય મકાનમાં તેના સ્ટુડિયો અને ઑફિસો ખસી ગઈ. ૧૯૫૭ના મેની બીજી તારીખે આ નવા મકાનના સ્ટુડિયોમાંથી કાર્યક્રમો વહેતા થયા. ૧૯૫૮ના ઑક્ટો-બરની ૧૪મીએ આ નવા મકાનના બધા જ વિભાગો તૈયાર થઈ ગયા અને તે જ દિવસે આકાશવાણીની બધી જ વ્યવસ્થા આ મકાનમાં સંપૂર્ણ બની.

અમદાવાદથી લગભગ ૧૪ માઈલ દૂર બારેજા ખાતે આકાશ-વાણીનું ઉચ્ચ શક્તિશાળી ટ્રાન્સમિટર નાખવામાં આવ્યું છે, અને કેન્ટોન-મેન્ટ વિસ્તારમાં એનું રિસીવિંગ સેન્ટર ઊભું કરવામાં આવ્યું છે. આકાશવાણીનું અમદાવાદ વડોદરા કેન્દ્ર ૩૫૨.૯ મીટર્સ એટલે કે, ૮૫૦ કિલોસાયકલ્સ ઉપરથી તેના કાર્યક્રમો પ્રસારિત કરે છે.

આકાશવાણીના અમદાવાદ કેન્દ્રના બધા સ્ટુડિયોમાં અદ્યતન વ્યવસ્થા છે. અને કેન્દ્રની બધી જ પ્રવૃત્તિઓને આવરી લેતું સુવ્યવસ્થિત

નિયંત્રણ છે. એમાં વાર્તાલાપ માટેનો એક સ્ટુડિયો છે અને સંગીતના બે સ્ટુડિયો છે. માસ્ટર કંટ્રોલ રૂમની બાજુમાં રેકોર્ડિંગ માટેનો એક અલગ ખંડ છે. એમાં ટેપ ઉપર એટલે કે, પટ્ટી ઉપર તેમ જ થાળી ઉપર એટલે કે, ડિસ્ક ઉપર રેકોર્ડ કરવાની વ્યવસ્થા છે. સાથે પ્લેબેકની પણ સુવ્યવસ્થા રાખવામાં આવી છે. અમદાવાદ અને વડોદરા સ્ટુડિયો વચ્ચે એક કાયમી ટેલિફોન લાઈન રાખવામાં આવે છે. વડોદરાના સ્ટુડિયોમાંથી રજૂ થતા કાર્યક્રમો આ લાઈન ઉપર અમદાવાદ પહોંચે છે.

આકાશવાણી અમદાવાદ-વડોદરા ઉપરથી રોજ ચાર વખત કાર્યક્રમો રજૂ થાય છે. પહેલું ટ્રાન્સમિશન રવિવાર સિવાય બીજા દિવસોએ સવારે સાત વાગ્યે શરૂ થાય છે અને નવ વાગ્યા સુધી તે કાર્યક્રમો ચાલુ રહે છે (રવિવારે તો બાર વાગ્યા સુધી કાર્યક્રમો ચાલુ રહે છે). બીજું ટ્રાન્સમિશન બપોરે સાડાબારથી બે વાગ્યા સુધી ચાલે છે. ત્રીજી વખતનું ટ્રાન્સમિશન સાંજે ચારથી ચારને વીસ અને ચાર ચાળીસથી પાંચ વાગ્યા સુધી ચાલુ રહે છે (ખાસ કરીને શાળાઓના, શિયાળાના અને વર્ષાના સત્રો દરમ્યાન આ કાર્યક્રમ ચાલે છે). ફરીથી સાંજે છ વાગ્યે કાર્યક્રમ શરૂ થાય છે અને રાતના સાડા દસ કે અગિયાર વાગ્યા સુધી એ ચાલુ રહે છે.

કોઈ પણ દેશના સંગીતમાં ત્યાંના લોકજીવનનો ધબકાર હોય છે. ગુજરાતનું સંગીત પણ ગુજરાતની પ્રજાના જીવનમાંથી જ જન્મે છે. તેથી એ જીવનસંગીત બની રહે છે. એમાં બાળકને ઊંઘાડવા માટે ગવાતાં હાલરડાંની મીઠાશ પણ છે. મૃત્યુ સમયે ગવાતા મરસિયા અને રાજિયામાં, મૃત્યુની ભયાનકતાને હળવી કરતા, સ્વર્ગસ્થનાં સ્મરણોની હારમાળા રજૂ કરતા જીવનનાં શાશ્વત તત્ત્વોની ઝાંખી કરાવતાં ગીતોમાં ધેરી કરુણતા છે. મનુષ્યના જીવનમાં જે નાનામોટા સામાજિક અને અને ધાર્મિક પ્રસંગો આવે છે એને આ જીવનસંગીત કોઈ અજબ આનંદ અને મીઠાશ અર્પે છે. આ જીવનસંગીત ઘરની ચાર દીવાલોમાંથી બહાર નીકળે છે ત્યારે તે ગામના કૂવા ઉપર, શેરીઓમાં અને પોળોમાં, નદીને કાંઠે અને હરિયાળાં ખેતરોમાં ગુંજે છે અને ચોમેર મીઠાશ પ્રસરાવે છે. નવરાત્રિમાં સ્ત્રીઓ ગરબા ગાય છે ત્યારે તેમના નૃત્યના મૃદુ ઠમકામાં આ જીવનસંગીતનો ઉલ્લાસ નીતરે છે. ગુજરાત અને સૌરાષ્ટ્રનાં લોકગીતોમાં જીવનનો ધબકાર વર્તાય છે. ગુજરાતની આકાશવાણીએ આ જીવનસંગીતને ઝીલ્યું છે અને લોકભોગ્ય બનાવ્યું છે.

ગુજરાત પાસે શાસ્ત્રીય સંગીતનો સમૃદ્ધ વારસો છે. ધ્રુપદના કાળના સંગીતની નિર્મળતા અને પ્રભાવ અનોખાં છે. રંગભૂમિ ઉપર ગવાતાં કેટલાંક ગીતો ઉપર શાસ્ત્રીય સંગીતની અસર રહેલી છે. જો આપણે એમ માનીએ કે, શાસ્ત્રીય સંગીતનાં મૂળ લોકગીતમાં છે તો ગુજરાત અને એમાંય સૌરાષ્ટ્રનો વૈવિધ્યવારસો સમૃદ્ધ છે.

અમદાવાદ-વડોદરા અને રાજકોટ કેન્દ્રો ઉપરથી જે કાર્યક્રમો રજૂ થાય છે એના ઉપર જો આપણે એક ઊડતી નજર નાખીએ તો પણ એની વિશાળતા અને એના વૈવિધ્યનો આપણને ખ્યાલ આવશે. શાળાઓ, વિશ્વવિદ્યાલયો, ગ્રામપ્રજા, ઔદ્યોગિક કામદારો, મહિલાઓ, બાળકો અને ભૂલકાંઓ માટેના કાર્યક્રમો તો ખાસ અમુક શ્રોતાગણને લક્ષમાં રાખીને જ રજૂ કરવામાં આવે છે. એમાં મનોરંજન તો છે જ પણ એ કેળવણીવિષયક, સામાજિક, આર્થિક અને સાંસ્કારિક બાબતો ઉપર વધુ ભાર મૂકે છે. સામાન્ય પ્રજાજન અને સુશિક્ષિતો માટે વાર્તાલાપો, ચર્ચાસભાઓ, પ્રશ્નાવલીઓ, નાટકો અને કથાઓ રજૂ થાય છે. એમાંય રેડિયોનાટકો તો સૌથી વધુ લોકપ્રિય બન્યાં છે અને તેનો શ્રોતાવર્ગ ઘણો મોટો છે. અન્ય કલાઓની જેમ જ રેડિયોનાટક પણ એક ગતિશીલ અને પ્રગતિશીલ કલા છે. આ નવતર સ્વરૂપની પ્રગતિની શક્યતાઓ ઘણી છે અને ગુજરાતમાં એકાંકી નાટકોની જે ઝડપી પ્રગતિ થઈ છે એમાં રેડિયોનાટકનો ઘણો ફાળો છે. જોકે હજી પણ રેડિયોનાટકોનું ધોરણ ઊંચું લાવવાની આવશ્યકતા છે. રેડિયોનાટકો અલ્પજીવી નીવડશે એમ માનવું ભૂલભરેલું છે. એ તો લાંબો કાળ વ્યતીત કરવા જ જાણે નિર્માયાં છે. 'રેડિયો સાહિત્ય'ના અસ્તિત્વનો આપણે સ્વીકાર કર્યો છે.

અમદાવાદ-વડોદરા કેન્દ્રે જે કાયમી સ્વરૂપનું કાર્ય કર્યું છે એની નોંધ લેવી પડે એમ છે. કવિ દયારામના ગરબાઓને એની પ્રણાલીગત લઢણમાં જ આકાશવાણીએ ઝીલ્યા છે અને એ જ ઢાળમાં નિપુણ ગાયકોના કંઠે ગવાયેલાં ગીતોમાં એના સંગીતને રજૂ કર્યું છે. વર્ષો પહેલાંની ગુજરાતની રંગભૂમિનાં લોકપ્રિય ગીતોને આકાશવાણીએ તેના મૂળ તાલમાં જ ઉતાર્યાં છે. પંચમહાલ અને સુરતની આસપાસના પ્રદેશોનાં લોકગીતોને પણ રેકોર્ડ કરી લેવામાં આવ્યાં છે. સદ્‌ગત સરદાર પટેલની સ્મૃતિમાં આ કેન્દ્ર પ્રતિવર્ષ સર્વોદય દિને વિખ્યાત વ્યક્તિઓનાં જાહેર વ્યાખ્યાનો ગોઠવે છે. ગુજરાતના જે મહાન સુપુત્રોએ વિવિધક્ષેત્રે જે અમૂલ્ય ફાળો આપ્યો છે, તેમની સંવત્સરીને પ્રસંગે આ કેન્દ્ર ખાસ કાર્યક્રમો રજૂ કરે છે. આ પ્રકારના વ્યવસ્થિત કાર્યક્રમોએ, ગુજરાતની સાહિત્ય અને સંસ્કારની પ્રવૃત્તિને નવું જ જોમ આપ્યું છે.

૧૯૫૫ના જાન્યુઆરીની ચોથી તારીખે આકાશવાણીનું રાજકોટ કેન્દ્ર શરૂ થયું. ભારતના માહિતી અને રેડિયો ખાતાના પ્રધાન ડૉક્ટર બી. વી. કેસકરે આ કેન્દ્રનું ઉદ્‌ઘાટન કર્યું. તે સમયના સૌરાષ્ટ્ર રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી રસિકલાલ પરીખે એ સમારંભનું અધ્યક્ષસ્થાન શોભાવ્યું હતું.

રાજકોટમાં રેસકોર્સ પથ ઉપર છ નંબરના બંગલામાં રાજકોટ કેન્દ્રના સ્ટુડિયો, રિસીવિંગ સેન્ટર, ટ્રાન્સમિટર અને વહીવટીય કચેરી આવેલાં છે. આ કેન્દ્ર એક કિલોવૉટ શક્તિ ધરાવે છે અને ૩૨૯.૭ મીટર્સ એટલે કે, ૯૧૦ કિલોસાઈકલ્સ ઉપર એનું મિડિયમ વેવ ટ્રાન્સમિટર છે.

અત્યારે તો આ કેન્દ્ર ઉપરથી બે વખત કાર્યક્રમો રજૂ થાય છે, એટલે કે એનાં બે ટ્રાન્સમિશનો છે. પહેલો કાર્યક્રમ સવારે સાતે શરૂ થાય છે અને નવ કે દસ વાગ્યા સુધી ચાલે છે. બીજું ટ્રાન્સમિશન સાંજે સાડાપાંચે શરૂ થાય છે અને રાત્રે સાડા દસ કે અગિયાર સુધી તે ચાલે છે. રવિવારે બપોરે બારથી દોઢ વાગ્યા સુધી પણ તે કાર્યક્રમો આપે છે, એમાં ઉદ્યમી મહિલાઓ માટેનો પણ ખાસ કાર્યક્રમ રજૂ

કરવામાં આવે છે. આ ઉપરાંત શાળાનાં સત્ર ચાલુ હોય ત્યારે સાંજે ચારથી ચાર ને વીસ અને ચાર ને ચાળીસથી પાંચ સુધી એકંદર ચાળીસ મિનિટ સુધી શાળાઓ માટે તે કાર્યક્રમો આપે છે. આ કેન્દ્ર ઉપરના ઘણાખરા કાર્યક્રમો ગુજરાતીમાં જ રજૂ થાય છે. તદુપરાંત અમદાવાદ-વડોદરા કેન્દ્ર સાથે, તેના શાસ્રીય સંગીત, વાર્તાલાપ, નાટકો, કથાઓ, સંગીત નાટિકાઓ, સાહિત્યવિષયક કાર્યક્રમો, ભક્તિગીતો, શાળા માટેના વિશિષ્ટ કાર્યક્રમો, હિંદીશિક્ષણ વગેરે કાર્યક્રમો સંકળાયેલા છે. મુંબઈ કેન્દ્રના કેટલાક કાર્યક્રમો પણ તે રજૂ કરે છે.

દિલ્હીથી રજૂ થતાં અંગ્રેજી અને ગુજરાતી સમાચાર બુલેટીનમાંથી બબ્બે, અને હિંદીનું એક બુલેટીન એ પ્રસારિત કરે છે. અમદાવાદ-વડોદરા કેન્દ્ર ઉપરથી-રજૂ થતા પ્રાદેશિક સમાચારો પણ તે પ્રસારિત કરે છે. રાજકોટ કેન્દ્ર, ગ્રામજનતા માટેના ખાસ કાર્યક્રમો રજૂ કરે છે. ટૂંક સમયમાં જ આ કેન્દ્ર બપોરના કાર્યક્રમો શરૂ કરનાર છે. એ કાર્યક્રમો રવિવાર સિવાયના દિવસોએ બપોરે સાડાબારથી દોઢ વાગ્યા સુધી રજૂ થશે અને રવિવારે સાડાબારથી બે વાગ્યા સુધી રજૂ થશે.

વાર્તાલાપો, નાટકો, મહિલાઓ માટેના કાર્યક્રમો, બાળકોના કાર્યક્રમો, વિશ્વવિદ્યાલયોના વિદ્યાર્થીઓ માટેના કાર્યક્રમો ઉપરાંત સૌરાષ્ટ્ર અને કચ્છનાં લોકગીતો અને લોકનૃત્યો રજૂ કરવા ઉપર પણ ખાસ ભાર મૂકવામાં આવે છે. આ અંગે કેન્દ્ર તેના રેકોર્ડિંગ યુનિટને પ્રદેશના દૂર દૂરના ભાગોમાં મોકલે છે. અત્યાર સુધીમાં તો આ કેન્દ્રે, લગભગ ચોરાશી કલાક ચાલે એટલાં લોકગીતો અને દુહાઓ કચકડાની પટ્ટીમાં જકડી લીધાં છે. રાજકોટ ડિવિઝન, જૂનાગઢ, સુરેન્દ્રનગર, અમરેલી, અને કચ્છના જિલ્લાઓમાંથી આ કેન્દ્ર વિવિધ કલાકારોને આમંત્રે છે.

આમ સંગીતનાં વિવિધક્ષેત્રે, શાસ્રીય સંગીતમાં, હળવા સંગીતમાં, લોકગીતોમાં અને સાહિત્યનાં વિધવિધ સ્વરૂપોમાં, આપણી કેટલીક વિકટ સમસ્યાઓનું શિક્ષણાત્મક વિવરણ કરવામાં, તેમ જ જે મહાન આત્માઓએ ગુજરાતનો સર્વાંગી વિકાસ સાધવામાં કાયમી ફાળો આપ્યો છે એમને તેમ જ આપણા પ્રાચીન સમૃદ્ધ સંસ્કારને શ્રદ્ધાંજલિ આપતાં, ઉજ્જવળ ભૂતકાળને સજીવન કરવામાં ગુજરાતની આકાશવાણી ખીલી રહી છે—વિકસી રહી છે. ભારતમાં નિરક્ષરતાનું પ્રમાણ વધારે છે; વિવિધ સંસ્કાર અને બોલીઓ ફાલીફૂલી છે, એક ભાગ અને બીજા ભાગ વચ્ચેનાં અંતરો આકરાં છે એ સંજોગો આકાશવાણી માટે સતત પડકારરૂપ છે. આ વિવિધ પરિબળો વચ્ચે સુમેળ સાધી, ભારતીય સંસ્કારનું સર્વાંગી સુંદર ચિત્ર રજૂ કરવું એ આકાશવાણીનો આદર્શ છે અને તે જાળવવા તેણે તનતોડ પરિશ્રમ ઉઠાવવો જોઈએ. 'બહુજન સુખાય, બહુજન હિતાય'નું તેનું ધ્યેય એ પડકાર અને પ્રતિજ્ઞા બંનેની પ્રતીતિ કરાવે છે. એ પ્રતિજ્ઞાનું પાલન કરવા અને એ પડકારને ઝીલવા આકાશવાણી હમેશાં સતત તનતોડ પ્રયાસો કરશે.



# આયોજન અને તેની ભૂમિકા

શ્રી ઉત્સવભાઈ પરીખ
(મંત્રી, અમદાવાદ વિભાગ વિકાસ સમિતિ, વડોદરા)

(૧)

ભારતમાં અને ખુદ ગુજરાત પ્રદેશમાં પણ ગુજરાત પ્રદેશ વિષે ઘણી ખરીખોટી માન્યતાઓ પ્રચલિત છે. આ માન્યતાઓએ એકંદરે ફાયદા કરતાં નુકસાન ઝાઝું કર્યું છે; કારણ કે, ગુજરાત પ્રદેશનું સાચું ચિત્ર, એના કારણે, પ્રજા સમક્ષ રજૂ થયું નથી. વળી, જ્યાં સાચી માહિતી, વિગતો અને આંકડાઓનો અભાવ હોય ત્યાં તો આ પ્રકારની માન્યતાઓ ઉપરથી ઘડવામાં આવેલ યોજના કે નક્કી કરેલ લક્ષ્યાંકો સરવાળે પાછળથી મુશ્કેલીઓ જ ઊભી કરે છે. ગુજરાત પ્રદેશમાં કંઈક આવું જ થયું છે. એટલે ગુજરાત પ્રદેશની પંચવર્ષીય યોજનાઓનો વાસ્તવિક અને સાપેક્ષ ખ્યાલ મેળવવા માટે આ માન્યતાઓને તપાસવી જરૂરી છે.

દેશમાં આવી એક સૌથી વધુ પ્રચલિત માન્યતા એ છે કે, ગુજરાત પ્રદેશ એક ખૂબ સમૃદ્ધ પ્રદેશ છે. ગુજરાત પ્રદેશ બહાર વસતા ગુજરાતીઓ મુખ્યત્વે વેપારવણજ કે ઉદ્યોગધંધામાં રોકાયેલા હોઈ તેમના ઉપરથી તેમ જ અવારનવાર બહાર જતા કેટલાક સુખી માણસો ઉપરથી કદાચ દેશમાં આ પ્રકારની માન્યતા દૃઢ બની હશે. ઈતર પ્રદેશોમાં પ્રવાસ કરતાં સામાન્ય રીતે આ માન્યતાનો અનુભવ સૌને થાય છે. ધીમે ધીમે ગુજરાત પ્રદેશમાં પણ આ વાતનો સ્વીકાર કરી લેવામાં આવ્યો હોય એમ લાગે છે; કારણ કે, છેક હમણાં સુધી ગુજરાત પ્રદેશમાં પણ આ જ માન્યતા પ્રચલિત દેખાતી હતી. ગુજરાત પ્રદેશ પોતે પણ માનીને બેઠેલો કે ભારતના બીજા પ્રદેશોની સરખામણીમાં પોતે વધુ સમૃદ્ધ છે. એનો પડઘો ૧૯૫૬ના મહાગુજરાત આંદોલન વખતે જે પ્રકારની ગુજરાતની આર્થિક સમૃદ્ધિ અને શક્તિની વાતો કરવામાં આવતી તેમાં પડેલો દેખાય છે. આ માન્યતાના કારણે ગુજરાત પ્રદેશના સામાજિક, આર્થિક કે ઔદ્યોગિક વિકાસની ઊણપનું સાચું ચિત્ર પ્રજા પાસે રજૂ થયું નહિ.

કદાચ આમાંથી જન્મેલી એક બીજી માન્યતા હજુ પણ પ્રચલિત છે. ગુજરાત સમૃદ્ધ છે, વેપારધંધામાં અને ઉદ્યોગમાં આગળ છે એટલે ગુજરાત સરવાળે વધુ કરવેરા ભરે છે અને એ રીતે સરકારને વધુ આવક આપે છે પણ એ આવકના પ્રમાણમાં ગુજરાતમાં ખર્ચ થતું નહોતું એટલું જ નહિ પણ ગુજરાતમાં ઊલટું ઓછું ખર્ચ થતું હતું એવી માન્યતા ગુજરાત જ્યાં સુધી મુંબઈ રાજ્યમાં રહ્યું ત્યાં સુધી ગુજરાતમાં પ્રચલિત હતી. આ પ્રકારની માન્યતા પ્રચલિત કરવામાં રાજકારણ કદાચ જવાબદાર હશે. છતાં છેલ્લાં થોડાં વર્ષોમાં બદલાયેલી દેશની રાજકીય પરિસ્થિતિ, રાજ્યની આવકનાં સાધનોમાં થયેલા ફેરફાર, કલ્યાણ રાજ્યની ભાવનાનો ઉદય અને ગ્રામ સમાજની ઉન્નતિ પ્રતિ અભિમુખ બનેલી સરકાર વગેરે અંગેની સાચી માહિતીનો પ્રજાને ખ્યાલ આપવામાં સરકાર તેમ જ રાજકીય સંસ્થાઓની નિષ્ફળતાને જ મુખ્યત્વે જવાબદાર ગણી શકાય. દેશની બદલાતી આર્થિક પરિસ્થિતિનું ચિત્ર પ્રજા સમક્ષ એમણે વારંવાર રજૂ કરવું જોઈએ એટલું જ નહિ પણ એ પરિવર્તન પાછળ કામ કરી રહેલ પરિબળોની સાચી સમજ પણ પ્રજાને આપવી જોઈએ. આ પ્રકારની સાચી માહિતીના અભાવે, પોતાના હક કરતાં અને જરૂરિયાત કરતાં પોતાને ખૂબ ઓછું મળે છે એ પ્રકારની સાચી કે ખોટી એક ગ્રંથિ ગુજરાતમાં ઘર કરી બેઠી છે.

ત્રીજી એક સર્વસામાન્ય માન્યતા એ છે કે, ગુજરાત પ્રદેશ વિકાસની ઘણી બાબતોમાં પાછળ છે. ખાસ કરીને મહારાષ્ટ્રની સરખામણીમાં ગુજરાતમાં સિંચાઈ, રસ્તા, વિકાસ માટે જરૂરી પ્રાથમિક આવશ્યકતાઓ : જેવી કે, વીજળી વગેરે બાબતોમાં ગુજરાત પ્રતિ ઉપેક્ષાવૃત્તિ જ દાખવવામાં આવી છે એ પ્રકારની એક લાગણી ગુજરાતમાં પ્રવર્તે છે.

(૨)

સહેજે એક સવાલ થાય છે કે, તો પછી સાચી હકીકત શું છે? આ માન્યતાઓમાં ખરેખર કંઈ વજૂદ છે? ગુજરાત પ્રદેશનું સાચું આર્થિક ચિત્ર કેવું છે? આ ચિત્ર સમજવા માટે ગુજરાત પ્રદેશની કેટલીક હકીકત અને વિગતો જાણવી આવશ્યક છે. ગુજરાત પ્રદેશની જરૂરિયાતો, એના વિકાસની પશ્ચાદ્‌ભૂમિકા, એની ઊણપો અને અછત, એનાં સાધન અને શક્તિ વગેરેનો જ્યાં સુધી સાચો ખ્યાલ આવે નહિ ત્યાં સુધી આ માન્યતાઓ સાચી છે કે ખોટી તે કહી શકાય નહિ. તેમ જ ગુજરાત પ્રદેશની પંચવર્ષીય યોજનાઓની ભૂમિકા સમજી શકાય નહિ. એટલે આપણે થોડી વિગતો જોઈએ.

ગુજરાત પ્રદેશ ત્રણ ભૌગોલિક વિસ્તારોમાં વહેંચાઈ ગયેલો છે— કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાત. કચ્છનો વિસ્તાર ૧૭,૦૨૨ ચો. માઈલ અને વસ્તી ૫,૬૭,૬૦૬ માણસોની છે. સૌરાષ્ટ્રનો વિસ્તાર ૨૨,૯૫૬ ચો. માઈલ અને વસ્તી ૪૪,૬૪,૯૯૩ છે. ગુજરાતનો વિસ્તાર ૩૨,૧૫૯ ચો. માઈલ અને વસ્તી ૧,૧૨,૨૯,૫૩૬ છે. એટલે એકંદરે ગુજરાત પ્રદેશનો વિસ્તાર ૭૨,૧૩૭ અને વસ્તી ૧,૬૨,૬૨,૧૩૫ છે;

એટલે કે સમગ્ર ભારતના વિસ્તારમાં ગુજરાત પ્રદેશ ૬.૧ ટકા છે અને એની વસ્તી દેશની વસ્તીના ૪.૫ ટકા છે. આ વસ્તી ૧૮,૭૨૯ ગામડાંઓમાં અને ૨૪૩ શહેરી વિસ્તારોમાં વસે છે. શહેરોમાં વસતી વસ્તીનું પ્રમાણ ૨૭.૨૩ ટકા છે. ભારતમાં આ પ્રમાણ ૧૭.૩૪ છે. એટલે કે પ્રમાણમાં ગુજરાત પ્રદેશમાં વધુ વસ્તી શહેરોમાં વસે છે. પણ બીજી બાજુ ગુજરાત પ્રદેશના ૭૮ ટકા ગામ એક હજારની વસ્તી નીચેનાં છે.

જે આજીવિકા ઉપર આ વસ્તી નભે છે તે પ્રમાણે જોતાં કુલ વસ્તીના ૫૭.૯ ટકા ખેતી અને એના આનુષંગિક ધંધાઓ ઉપર, ૧૫ ટકા ઉદ્યોગ અને એવા જ બીજા બિનખેતી ઉત્પાદન ઉપર અને બાકીના વેપારધંધા, નોકરી વગેરે ઉપર નભે છે. ૧૯૫૪–૫૫ની આવકની દૃષ્ટિએ જોઈએ તો ગુજરાત પ્રદેશની કુલ આવકમાં ૪૫ ટકા ખેતી વગેરેની આવક છે અને ઉદ્યોગ, ખાણ તથા હુન્નરની આવક ૨૨.૯ ટકા છે. બાકીના એટલે કે, ૩૨.૧ ટકા વેપારધંધા, નોકરી વગેરેમાંથી પેદા થાય છે. ભારતમાં આ પ્રમાણ અનુક્રમે ૪૫.૩, ૧૮.૭ અને ૩૬ ટકા છે. એટલે કે એનામાં કંઈ ઝાઝો ફરક નથી. જોકે ભારતના પ્રમાણમાં ખેતી ઉપર નભનારની સંખ્યા ગુજરાતમાં ઓછી લાગે. પણ પ્રમાણમાં એમની પાસે ખેડવા માટે જમીન પણ ઓછી છે. ગુજરાત પ્રદેશના કુલ ભૌગોલિક વિસ્તારનો ૨૮.૦૬ ટકા એટલે કે, ચોથા ભાગ કરતાં પણ મોટો વિસ્તાર તો રણ, ઉજ્જડ અને વેરાન, ખેતી માટે તદ્દન નિરુપયોગી જમીનનો છે. જમીન ઉપરના દબાણનો ખ્યાલ એ ઉપરથી આવશે કે, ગુજરાત પ્રદેશમાં જંગલ વિસ્તાર ફક્ત ૪.૭૫ ટકા છે. નિયમ પ્રમાણે તો જંગલ વિસ્તાર ૩૩ ટકા જેટલો હોવો જોઈએ પણ ગુજરાતમાં એ શક્ય નથી. એટલે જમીનનો શક્ય તેટલો વધુ ઉપયોગ કરવા છતાં પણ ગુજરાતમાં સરેરાશ જમીનનું પ્રમાણ ઓછું છે. કુલ ખેતીની જમીનના ૫૫.૭૦ ટકા જમીનમાં ખાદ્યપાક અને ૪૪.૩૦ ટકા જમીનમાં રોકડિયા પાક તેમ જ ઘાસચારો વગેરે થાય છે.

આ બધા ઉપરથી ૧૯૫૫–૫૬ના એક અંદાજ પ્રમાણે જિલ્લાવાર આર્થિક પરિસ્થિતિ જોવામાં આવે તો નીચેનું ચિત્ર ઊપસી આવે છે.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| અનુ. નં. | જિલ્લો | વિસ્તાર ચો. મા. | વસ્તી (૫૫–૫૬) લાખ | ખેતી વગેરેની આવક લાખ રૂપિયામાં | હુન્નરઉદ્યોગ વગેરેની આવક લાખ રૂપિયામાં | વેપારધંધા, નોકરી વગેરેની આવક લાખ રૂપિયામાં | કુલ આવક લાખ રૂપિયામાં | માથાદીઠ કુલ આવક રૂ. |
| ૧. | અમદાવાદ | ૩૫૨૧ | ૧૮.૧૭ | ૧૪૨૨.૨૭ | ૪૪૦૬.૧૫ | ૨૫૬૨.૯૮ | ૮૩૯૧.૪૦ | ૪૬૧.૮ |
| ૨. | બનાસકાંઠા | ૪૦૪૧ | ૭.૫૩ | ૮૪૫.૮૫ | ૧૩૦.૮૫ | ૬૦૪.૫૮ | ૧૫૮૧.૨૮ | ૨૧૦.૦ |
| ૩. | વડોદરા | ૨૯૮૦ | ૧૨.૯૦ | ૧૮૦૬.૬૭ | ૮૪૧.૭૩ | ૧૨૩૦.૯૨ | ૩૮૭૯.૩૨ | ૩૦૦.૭ |
| ૪. | ભરૂચ | ૨૮૮૯ | ૭.૬૪ | ૧૩૬૫.૨૦ | ૩૨૯.૬૯ | ૬૧૪.૪૩ | ૨૩૦૯.૩૨ | ૩૦૨.૩ |
| ૫. | ખેડા | ૨૫૩૩ | ૧૭.૩૮ | ૧૬૧૪.૭૦ | ૯૫૧.૧૭ | ૧૧૪૮.૮૪ | ૩૭૧૪.૭૧ | ૨૧૩.૭ |
| ૬. | મહેસાણા | ૪૩૩૪ | ૧૫.૮૭ | ૧૬૬૬.૩૦ | ૬૫૨.૯૬ | ૧૩૯૬.૩૭ | ૩૭૧૫.૬૩ | ૨૩૪.૧ |
| ૭. | પંચમહાલ | ૩૪૯૭ | ૧૨.૩૯ | ૧૭૨૦.૦૪ | ૧૭૮.૫૨ | ૫૧૫.૬૬ | ૨૪૧૪.૨૨ | ૧૯૪.૯ |
| ૮. | સાબરકાંઠા | ૨૮૩૧ | ૭.૪૦ | ૧૩૪૨.૯૦ | ૧૭૩.૨૫ | ૪૫૬.૫૬ | ૧૯૭૨.૭૧ | ૨૬૬.૬ |
| ૯. | અમરેલી | ૧૫૪૩ | ૩.૪૬ | ૪૪૦.૫૧ | ૨૩૦.૦૩ | ૩૭૫.૮૨ | ૧૦૪૬.૩૬ | ·૩૦૨.૪ |
| ૧૦. | ભાવનગર | ૪૭૮૫ | ૧૧.૦૨ | ૧૧૯૩.૩૫ | ૭૨૫.૬૪ | ૧૩૨૨.૨૯ | ૩૨૪૧.૨૮ | ૨૯૪.૧ |
| ૧૧. | જામનગર | ૩૯૪૩ | ૬.૨૨ | ૭૩૭.૯૩ | ૪૦૫.૬૦ | ૭૫૮.૫૩ | ૧૯૦૨.૦૬ | ૩૦૫.૮ |
| ૧૨. | કચ્છ | ૧૭૦૨૨ | ૬.૧૬ | ૬૭૦.૩૫ | ૩૪૨.૫૩ | ૮૯૧.૬૧ | ૧૯૦૪.૪૯ | ૩૦૯.૧ |
| ૧૩. | રાજકોટ | ૪૪૭૧ | ૧૧.૨૯ | ૧૧૭૨.૩૨ | ૫૮૪.૪૩ | ૧૪૧૫.૭૬ | ૩૧૭૨.૫૧ | ૨૮૧.૦ |
| ૧૪. | જૂનાગઢ | ૩૯૬૬ | ૧૦.૮૧ | ૧૨૭૬.૦૫ | ૩૫૩.૫૧ | ૧૩૨૪.૮૯ | ૨૯૫૪.૪૫ | ૨૭૩.૩ |
| ૧૫. | સુરેન્દ્રનગર | ૪૨૩૦ | ૫.૩૮ | ૧૧૨૫.૦૫ | ૨૬૦.૨૩ | ૬૮૫.૨૮ | ૨૦૭૦.૫૬ | ૩૮૪.૮ |
| ૧૬. | સુરત | ૪૫૦૯ | ૧૯.૭૦ | ૨૫૧૪.૯૮ | ૧૨૧૯.૫૯ | ૧૬૧૦.૧૧ | ૫૩૪૪.૬૮ | ૨૭૧.૩ |
| ૧૭. | ડાંગ | ૬૭૦ | ૦.૫૬ | ૮૫.૭૭ | ૪.૦૨ | ૫૧.૨૯ | ૧૪૧.૦૮ | ૨૫૨.૦ |
| | કુલ | ૭૧૭૬૫ | ૧૭૩.૮૮ | ૨૧૦૦૦.૨૪ | ૧૧૭૮૯.૯૦ | ૧૬૯૬૫.૯૨ | ૪૯૭૫૬.૦૬ | ૨૮૬.૨ |

ઉપરની સુવાંગ માહિતી ઉપરથી જણાશે કે ગુજરાત પ્રદેશની સરેરાશ
માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૨૮૬.૨ છે. ૧૯૫૫–૫૬ના વર્ષથી ભારતની
સરેરાશ માથાદીઠ વાર્ષિક આવક પણ લગભગ એટલી જ છે. એનો
અર્થ એ થયો કે, ગુજરાત પ્રદેશ સમગ્ર દેશની સરેરાશમાં હરોળમાં
છે. પણ સાથે સાથે આ માહિતી એ પણ સ્પષ્ટ દર્શાવે છે કે, ગુજ-
રાત પ્રદેશના અડધા જિલ્લાની સરેરાશ માથાદીઠ વાર્ષિક આવક આ
સમગ્ર સરેરાશ કરતાં પણ ઓછી છે. એટલે કે એમની આર્થિક સ્થિતિ
વધુ વિકટ છે. આ કોઠો બીજી પણ હકીકત કહે છે કે, ગુજરાત
પ્રદેશની જે કુલ આવક ૪૯૭.૫૬ કરોડ રૂપિયા છે તેમાંથી ફક્ત
૪૨.૨ ટકા જેટલી આવક જ ખેતીમાંથી આવે છે. ૨૩.૭ ટકા
જેટલી આવક હુન્નર-ઉદ્યોગમાંથી અને ૩૪.૧ ટકા જેટલી આવક
વેપારધંધા, નોકરી વગેરેમાંથી આવે છે. આ ૪૨.૨ ટકા જેટલી આવક
ઉપર ૫૭.૯ ટકા વસ્તીને નભવાનું હોય છે. આ ઉપરથી જ એ
વસ્તીની કફોડી આર્થિક હાલતનો ખ્યાલ આવશે. આ કોઠા ઉપરથી
ઊઠતું આર્થિક ચિત્ર દેશના બીજા કોઈ પણ પ્રદેશ કરતાં બહુ જુદું
નથી. એટલે કે, ગુજરાત પ્રદેશ દેશના બીજા પ્રદેશો કરતાં વધુ સમૃદ્ધ
હોવાની વાત વાજબી નથી. ગુજરાત પ્રદેશના વિકાસના પ્રશ્નો
બીજાના જેવા જ છે. બીજી રીતે કહીએ તો સામાન્ય રીતે જે સમગ્ર
દેશના સવાલો છે તે જ ગુજરાત પ્રદેશના સવાલો છે. આ હકીકત
એ પુરવાર કરે છે કે, ભારતમાં બધા જ પ્રદેશોના પ્રશ્નો લગભગ
સરખા છે અને દેશના સવાલોના ભાગરૂપ જ છે.

* * *

બીજી માન્યતા વિષે તો સ્પષ્ટ રીતે કહી શકાય કે, પહેલાં ગમે
તે પરિસ્થિતિ હશે પણ સ્વાતંત્ર્ય પછી અને તેમાંયે ખાસ કરીને
જ્યારથી દેશમાં આયોજિત વિકાસની પદ્ધતિ અપનાવવામાં આવી છે
ત્યારથી તો ગુજરાત પ્રદેશને એનો યોગ્ય હિસ્સો મળ્યો છે. ગુજરાત
પ્રદેશને અન્યાય થયાની હકીકત બરાબર નથી. ગુજરાત પ્રદેશમાં
અનેક પ્રકારની ઊણપ છે એ વાત ધ્યાનમાં રાખીને ગુજરાત પ્રદેશને
અનેક પ્રકારની ઊણપ છે એ વાત ધ્યાનમાં રાખીને ગુજરાત પ્રદેશને
પ્રમાણમાં કંઈક વધુ આપવામાં આવ્યું છે એમ પણ કહી શકીએ.
પ્રમાણમાં કંઈક વધુ આપવામાં આવ્યું છે એમ પણ કહી શકીએ.
સૌરાષ્ટ્રની પહેલી પંચવર્ષીય યોજના ૨૦.૪ કરોડ રૂપિયાની હતી.
યોજનાના અંતે સૌરાષ્ટ્રે કુલ ખર્ચ લગભગ ૨૧.૫૫ કરોડ રૂપિયા
જેટલું કર્યું હતું. એ જ રીતે કચ્છે પણ એની પહેલી યોજના જે
૩.૦૫ કરોડ રૂપિયાની હતી તે સવાંગ પાર ઉતારી હતી. ગુજરાત તે
વખતે મુંબઈ રાજ્યનો ભાગ હતું. એની પહેલી યોજના અંગેનો હિસ્સો
લગભગ ૩૭ ટકા જેટલો થાય છે. ગુજરાતની વસ્તી તે વખતના મુંબઈ
રાજ્યની વસ્તીના ૩૨ ટકા જેટલી હતી. છતાં મુંબઈની કુલ ૧૪૬.૩૧
કરોડની યોજનામાંથી ગુજરાતમાં લગભગ ૫૪ કરોડ ઉપરાંત રૂપિયા
ખર્ચવામાં આવ્યા હતા. એટલે ગુજરાત પ્રદેશમાં કુલ રૂ. ૭૮.૬૦
કરોડ થયા. પહેલી પંચવર્ષીય યોજનામાં જુદાં જુદાં રાજ્યો માટે
મંજૂર થયેલ રકમોને આ સાથે સરખાવવામાં આવે તો જ એનો
ખ્યાલ આવી શકે. કેટલાંક રાજ્યો માટેની પહેલી પંચવર્ષીય યોજનાની
રકમો નીચે પ્રમાણે હતી:

આસામ ૧૭.૪૯ કરોડ; બિહાર ૫૭.૨૯; મધ્યપ્રદેશ ૪૩.૦૮;
ઓરિસા ૧૭.૮૪; પંજાબ ૨૦.૨૧; ઉત્તરપ્રદેશ ૯૭.૮૩; પશ્ચિમ બંગાળ
૬૯.૧૦; મૈસૂર ૩૬.૬૦; રાજસ્થાન ૧૬.૮૨.

ભારતમાં પહેલી યોજનામાં સૌથી મોટી યોજના મુંબઈ રાજ્યની
રૂ. ૧૪૬.૩૧ કરોડ રૂપિયાની હતી. દેશની કુલ વસ્તીના ૧૦ ટકા
હોવા છતાં પહેલી યોજનાના કુલ મૂડીરોકાણના ૧૭.૫ ટકા મુંબઈને
આપવામાં આવ્યા હતા. મુંબઈની પોતાની નાણાં ઊભાં કરવાની અને
ખર્ચવાની શક્તિને કારણે આ ફાળવણી કરવામાં આવી હતી. એના
પરિણામે જ ગુજરાતને પણ પ્રમાણમાં બીજાં ઘણાં મોટાં રાજ્યો કરતાં
પણ નાણાકીય દૃષ્ટિએ મોટી રકમ મળી હતી. એટલે બીજાઓની
સરખામણીમાં ગુજરાતને અન્યાય થયો છે એમ ન કહી શકાય.

પછી સવાલ રહે છે ફક્ત મહારાષ્ટ્ર સાથેની સરખામણીનો. ત્યાં
પણ ૩૨ ટકા વસ્તી છતાં ગુજરાતને એની ઊણપો પૂરી કરવાના
હિસાબે ૩૭ ટકા જેટલાં નાણાં આપવામાં આવેલાં. સાથે એ પણ યાદ
રાખવું જોઈએ કે, તે વખતના ગુજરાતમાં રેવન્યુ આવકની દૃષ્ટિએ
અમદાવાદ જિલ્લા સિવાય એક પણ જિલ્લો પુરાંતવાળો નહોતો.
રાજ્યની આમદાનીનો સારો એવો હિસ્સો મુંબઈ શહેર આપતું હતું.
રાજ્યની આવકનાં બદલાયેલાં સાધન અને બીજી બાજુથી વહીવટ
તથા વિકાસનાં કામ ઉપરના વધેલા ખર્ચથી ગુજરાત ખાધવાળો
વિસ્તાર બન્યો હતો.

બીજી પંચવર્ષીય યોજનાના અમલ દરમ્યાન તો સૌરાષ્ટ્ર અને કચ્છ
પણ મુંબઈમાં આવી મળ્યાં હતાં એટલે ગુજરાત પ્રદેશનો સમગ્ર
વિસ્તાર એક જ વહીવટ નીચે આવી ગયો હતો. કચ્છ અને સૌરાષ્ટ્ર
અલગ રાજ્યો હતાં ત્યારે એમણે પોતાની બીજી પંચવર્ષીય યોજનાઓ
ઘડેલી. લગભગ એના એ જ સ્વરૂપે એમનો સમાવેશ મુંબઈની બીજી
પંચવર્ષીય યોજનામાં કરવામાં આવેલો. સૌરાષ્ટ્રની યોજના ૪૭.૭૪
કરોડની અને કચ્છની યોજના ૭.૮૫ કરોડની હતી. જ્યારે ગુજરાત
પ્રદેશની કુલ યોજના રૂ. ૧૪૫.૮૭ કરોડની થાય છે. ગુજરાતના ફાળે
રૂ ૮૮.૦૩ કરોડ આવેલા અને અમરેલી જિલ્લા માટે લગભગ
૨.૩૫ કરોડ સૌરાષ્ટ્રને આપવામાં આવેલા. આમ મુંબઈની કુલ ૩૫૦.૨૮
કરોડની યોજનામાંથી ગુજરાત પ્રદેશને ૧૪૫.૮૭ એટલે કે, લગભગ
૪૧.૭ ટકા જેટલો મૂડીરોકાણનો હિસ્સો આપવામાં આવેલો. વસ્તી
૩૩ ટકા ઉપરાંત થોડી વધુ હોવા છતાં એને ૪૧.૭ ટકા મૂડી આપ-
વાનું કારણ સૌરાષ્ટ્ર અને કચ્છની યોજનાઓ જેવી ને તેવી સ્વીકારી
લીધી તે ઉપરાંત ગુજરાતની રસ્તાઓની તેમ જ ઇતર ઊણપો અને
પછાતપણું પણ હતાં.

એકલી વસ્તીના ધોરણે જોઈએ તો બીજી પંચવર્ષીય યોજનામાં
બધાં રાજ્યો માટેના કુલ મૂડીરોકાણ રૂ. ૨,૧૬૦ કરોડમાંથી ગુજરાતને
૪.૫ ટકા પ્રમાણે તો લગભગ રૂ. ૯૭ કરોડની યોજના મળે. એકલા
મુંબઈ રાજ્યનો જ વિચાર કરીએ તો વસ્તીના હિસાબે લગભગ
રૂ. ૧૧૭ કરોડ મળે. છતાં ગુજરાતની બીજી પંચવર્ષીય યોજનાનું કદ
રૂ. ૧૪૫.૮૭ કરોડ જેટલું હતું. એનો અર્થ એ થયો કે ગુજરાત

પ્રદેશને એકલી વસ્તીના ધોરણે જ મૂડીરોકાણનો આંક આપવામાં આવ્યો નથી. પણ તે ઉપરાંતનાં બીજાં ધોરણ જેવાં કે, વીજળી અને સિંચાઈ જેવાં પહેલી યોજનામાં અધૂરાં રહેલાં કામ, પહેલી યોજના દરમ્યાન કરેલા વિકાસનું પ્રમાણ, ખર્ચ કરી શકવાની શક્તિ, બીજી યોજનામાં હાથ ધરેલ સિંચાઈ અને વીજળી યોજનાઓ વગેરેનો ખ્યાલ કરીને જ ગુજરાત પ્રદેશ માટેનું મૂડીરોકાણ નક્કી કરવામાં આવેલું. બાકી વસ્તીના હિસાબે તો ભારતનાં ઘણાં બધાં રાજ્યોના કરતાં ગુજરાતને માથાદીઠ વધુ પૈસા મળ્યા છે. ઉત્તર પ્રદેશ જેવા છ કરોડ અને ત્રીસ લાખની વસ્તીવાળા રાજ્યમાં બીજી પંચવર્ષીય યોજનાનું મૂડીરોકાણ માથાદીઠ લગભગ રૂ. ૪૦ આવે છે; મહારાષ્ટ્રમાં રૂ. ૬૩ આવે છે, અને સમગ્ર ભારતની સરેરાશ રૂ. ૫૬ જેવી આવે છે ત્યારે ગુજરાત પ્રદેશની માથાદીઠ સરેરાશ ફાળવણી રૂ. ૯૦ જેટલી થાય છે. બીજી બાજુ ગુજરાત પ્રદેશ અંગેની રેવન્યુ ખાધ જ્યારે ઉત્તરોત્તર વધતી જતી હતી ત્યારે કરવામાં આવેલી આ ફાળવણી બીજું કંઈ નહિ તો અન્યાયી તો નહોતી જ એટલું આપણે જરૂર કહી શકીએ. ભારતની ત્રીજી સૂચિત પંચવર્ષીય યોજનામાં જાહેર વિભાગમાં ખર્ચવાની રકમ રૂ. ૭,૨૫૦ કરોડ છે. તેમાંથી કેન્દ્રની યોજનાઓ માટે રૂ. ૩,૫૫૦ કરોડની અને રાજ્યો તથા કેન્દ્રની નીચેના પ્રદેશોની યોજનાઓ માટે રૂ. ૩,૭૦૦ કરોડની જોગવાઈ કરવામાં આવી છે. ગુજરાત રાજ્યે એની ત્રીજી પંચવર્ષીય યોજનાનું કદ રૂ. ૨૫૯.૪૯ કરોડનું સૂચવેલું. પણ આ લખાય છે ત્યારે મળતા સમાચાર પ્રમાણે આયોજનપંચે રૂ. ૨૩૦ કરોડની મંજૂરી આપી છે. અને કદાચ પાછળથી ચાર-પાંચ કરોડનો એમાં વધારો થાય. હવે જો વસ્તીનું જ ધોરણ એકલું લેવાયું હોત તો રૂ. ૩૭૦૦ કરોડમાંથી ગુજરાત રાજ્યને ફાળે ફક્ત રૂ. ૧૬૬.૫ કરોડ જ આવે. પણ સિંચાઈ, વીજળી, રસ્તા વગેરે જેવી મહત્ત્વની વિકાસની મૂળભૂત આવશ્યકતાઓમાં પાછળ હોવાથી ગુજરાત રાજ્યનો જુદી રીતે વિચાર કરવામાં આવ્યો છે એમ આપણે કહી શકીએ. વળી પોતાનાં સાધનો ઊભાં કરવાની અને મંજૂર કરેલ રકમ ખર્ચવાની શક્તિ પણ ગુજરાત રાજ્ય પાસે છે એ એવું એની બીજી પંચવર્ષીય યોજનાના અમલ દ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે. એટલે એકંદરે બીજી યોજનામાં રાજ્યો માટે રખાયેલ કુલ રકમમાં આ ત્રીજી યોજનામાં ૬૦ ટકા જેટલો વધારો થાય છે તેટલો જ લગભગ વધારો ગુજરાત રાજ્યને પણ આપવામાં આવ્યો છે એમ કહી શકાય. આ ફાળવણીમાં પણ ગુજરાત પ્રદેશને માથાદીઠ લગભગ સમગ્ર દેશની સરેરાશ કરતાં દોઢી રકમ આપવામાં આવી છે. ગુજરાત પ્રદેશની કેટલીક આવશ્યક જરૂરિયાતોના પ્રમાણમાં કદાચ આ રકમ ઓછી હોવાનો સંભવ છે છતાં બીજા પ્રદેશોની સરખામણીમાં ફરિયાદ કરવાનું ગુજરાત પ્રદેશને કોઈ કારણ નથી. આમ ત્રણે યોજનાઓ દરમ્યાન ગુજરાત પ્રદેશને માટે જે રકમોની ફાળવણી કરવામાં આવી છે તે એની જરૂરિયાતોને માટે પૂરતી ન હોવા છતાં સાપેક્ષ દૃષ્ટિએ ગુજરાત પ્રદેશને અન્યાય કરનારી છે એમ તો ન કહી શકાય.

• • •

હવે સવાલ રહે છે ત્રીજી માન્યતાનો. ગુજરાત ઘણીબધી બાબતોમાં પછાત છે એની ના પાડી શકાય એમ નથી. ઉપર જણાવ્યા મુજબ પ્રમાણમાં ગુજરાતમાં માથાદીઠ વધુ મૂડીરોકાણ કર્યા છતાં પણ રસ્તા, વીજળી અને સિંચાઈ જેવી વિકાસના પાયા જેવી બાબતોમાં પણ ગુજરાતની અત્યારની હાલત શી છે એ નીચેના આંકડા કહેશે:

| | નાગપુર યોજના પ્રમાણે લક્ષ્યાંક માઈલ | ૧૯૬૧ના માર્ચ આખરે પૂરા થવાનો અંદાજ માઈલ | ટકા | નાગપુર યોજના પ્રમાણે બાકી રહેતા કે વધારે થયેલા માઈલ | ટકા |
|---|---|---|---|---|---|
| ૧. ગુજરાત | ૧૪,૪૭૫ | ૯,૪૫૮ | ૬૫.૩૪ | −૫૦૧૭ | −૩૪.૬૬ |
| ૨. સૌરાષ્ટ્ર | ૮,૪૧૨ | ૬,૬૪૧ | ૭૮.૯૪ | −૧૭૭૧ | −૨૧.૦૬ |
| ૩. કચ્છ | ૧,૬૬૬ | ૯૪૬ | ૫૬.૭૯ | −૭૨૦ | −૪૩.૨૧ |
| કુલ ગુજરાત પ્રદેશ | ·૨૪,૫૫૩ | ૧૭,૦૪૫ | ૬૯.૪૨ | −૭,૫૦૮ | −૩૦.૫૮ |
| ભારત | ૩,૩૧,૦૦૦ | ૩,૭૯,૦૦૦ | | +૪૮,૦૦૦ | +૧૪.૫૦ |

ભારતની અંદર નાગપુર યોજનાના લક્ષ્યાંક જેટલા રસ્તાઓ તો ૧૯૫૭માં થઈ ગયા હતા અને બીજી પંચવર્ષીય યોજનાના અંતે એ લક્ષ્યાંક ઉપર ૧૪.૫ ટકા જેટલું વધારે કામ થશે ત્યારે ગુજરાતમાં એ લક્ષ્યાંકમાં પણ ૩૦.૫૮ ટકા જેટલી ઘટ રહેવાની. એ ઘટ ચોથી પંચવર્ષીય યોજનાના અંતે પણ પૂરી થવાની કે કેમ તે વિશે શંકા છે. જ્યારે બીજા પ્રદેશો ૬૧.૮૧ના નવા લક્ષ્યાંક સિદ્ધ કરવામાં પડ્યા હશે ત્યારે ગુજરાત રસ્તાઓની બાબતમાં ક્યાંય પાછળ રહી ગયું હશે. રસ્તા તો રાષ્ટ્રની ધોરી નસ જેવા છે. એના ઉપર તો રાષ્ટ્રના ઉદ્યોગ અને ખેતીના વિકાસનો આધાર છે. આવી એક પાયાની બાબતમાં પણ ગુજરાતમાં બે પંચવર્ષીય યોજનાને અંતે પણ જે મોટી ઊણપ છે એ આ ત્રીજી માન્યતાને વાજબી ઠેરવવા માટેનું એક મુખ્ય કારણ છે.

રસ્તાઓ કરતાં પણ વધુ ખરાબ પરિસ્થિતિ સિંચાઈની છે. દસ વર્ષ વીતી ગયાં છતાં પણ એકે મોટી યોજના પૂરી થઈ નથી. નીચેનો કોઠો વિગતમાં પરિસ્થિતિ સમજાવે છે:

| | ખેતીલાયક જમીન એકરમાં | જૂના કામોથી થતી સિંચાઈ એકર | પહેલી યોજનાના અંતે સિંચાઈ નીચે આવેલ વધુ જમીન એકર | બીજી યોજનાના અંતે સિંચાઈ નીચે આવવાની કુલ જમીનની શકયતા એકર |
|---|---|---|---|---|
| ૧. ગુજરાત | ૧,૪૦,૬૬,૩૦૦ | ૧,૦૬,૩૯૫ | ૧,૮૦૦ | – |
| ૨. સૌરાષ્ટ્ર | ૮૭,૯૬,૮૦૦ | ૩૦,૮૦૦ | ૭૦,૯૦૦ | – |
| ૩. કચ્છ | ૧૬,૩૩,૩૦૦ | ૨૧,૮૧૬ | ૧,૪૦૦ | – |
| કુલ ગુજરાત પ્રદેશ | ૨,૫૪,૯૬,૪૦૦ | ૧,૫૯,૦૧૧ | ૭૪,૧૦૦ | ૫,૭૬,૫૭૨ |

બે પંચવર્ષીય યોજનાઓના અંતે ભારતમાં સિંચાઈનું પ્રમાણ લગભગ ૧૭ ટકા કરતાં પણ વધુ થયું હશે ત્યારે ગુજરાતની કુલ ખેતીલાયક બે કરોડ અને પંચાવન લાખ એકર જમીનમાંથી માંડ ૫,૭૬,૫૭૨ એકર જમીન એટલે કે લગભગ સવા બે ટકાને મોટી અને મધ્યમ કદની સિંચાઈ યોજનાઓનો લાભ મળતો થયો હશે. યોજનાઓ કરવા છતાં અને એના માટેની શકય તેટલી નાણાંની જોગવાઈ પણ કર્યા છતાં, ગુજરાતની દસ વર્ષના આયોજનના અંતે, આ પરિસ્થિતિ છે. આ સ્થિતિ ત્રીજી માન્યતાને વધુ દૃઢ બનાવે છે.

અને વીજળી અંગેની સ્થિતિ પણ કંઈ વધુ સારી નથી.

| | બીજી યોજનાના અંતે ચોક્કસ વીજળી ઉત્પન્ન કરવાની શક્તિ મેગાવૉટ્સ | ૧૯૬૦ની શરૂઆતમાં વીજળીની માગ મેગાવૉટ્સ | ત્રીજી પંચવર્ષીય યોજનાના અંતે અંદાજી માગ મેગાવૉટ્સ | ત્રીજી યોજનાના અંતે ચોક્કસ વીજળી ઉત્પાદનની શકયતા મેગાવૉટ્સ |
|---|---|---|---|---|
| ૧. ગુજરાત | ૧૯૫.૦ | ૧૭૫.૨ | ૩૩૦.૦ | ૪૩૨.૫ |
| ૨. સૌરાષ્ટ્ર | ૫૩.૦ | ૨૫.૧ | ૧૨૬.૦ | ૫૩.૦ |
| ૩. કચ્છ | ૫.૦ | ૪.૨ | ૧૪.૦ | ૧૩.૫ |
| વધારાની માગ | | | ૫૦.૦ | |
| કુલ ગુજરાત પ્રદેશ | ૨૫૩.૦ | ૨૦૪.૫ | ૫૨૦.૦ | ૪૯૯.૦ |

૧૯૬૦ની શરૂઆતમાં વીજળીની જે માગ ૨૦૪.૫ મેગાવૉટ્સ હતી તે નવાં કારખાનાંઓ શરૂ થતાં વધી ગઈ છે અને ગુજરાતમાં વીજળીની ખેંચ શરૂ થયેલ છે. ખંભાતમાં નીકળેલ તેલ અને ગુજરાત અલગ રાજ્ય થવાના કારણે નવા ઉદ્યોગો માટેની ઊભી થયેલ શકયતાઓએ વીજળીની માગ એટલી વધારી દીધી છે કે ત્રીજી પંચવર્ષીય યોજનાના અંતે અંદાજેલી માગ આજે જ ઊભી થઈ ગયેલી છે. આજે અમદાવાદ વિસ્તારમાં વીજળીની ખેંચ વરતાવા માંડી છે અને પરિણામે વીજળી પુરવઠાનું નિયંત્રણ કરવું પડ્યું છે. વધારાની વીજળી ઉત્પન્ન થતાં પણ થોડોક સમય લાગવાનો એ નક્કી છે. ત્યાં સુધી ગુજરાતનો ઔદ્યોગિક અને ખેતી વિકાસ કંઈક અંશે રૂંધાશે એ પણ નક્કી છે. ત્રીજી યોજનાના અંતે વીજળી ઉત્પાદનની જે શકયતા અંદાજી છે તે લભ્ય બનતાં સુધીમાં માગ એથી પણ વધુ વધી જવાની છે. એટલે સરવાળે તો વીજળીની જરૂરિયાતમાં તો માગની પાછળ પાછળ ઘસડાતા જવાની સ્થિતિ જ રહેશે. હાઈડ્રો-ઈલેકિટ્રક વીજળી જે સૌથી સસ્તી વીજળી છે તેનો તો એક કીલોવોટ પણ હજુ ગુજરાતમાં પેદા થતો નથી.

ઉદ્યોગોની બાબતમાં ગુજરાત પ્રદેશની સ્થિતિ લોપ્સિડેડ (lopsided) છે. ૧૯૫૬માં સેન્સસ ઑફ મેન્યુફેક્ચરિંગ ઈન્ડસ્ટ્રીઝ રૂલ્સ નીચે નોંધાયેલ જુદા જુદા ૨૯ જૂથના ઉદ્યોગોમાં થઈને ગુજરાત પ્રદેશમાં કુલ મૂડીરોકાણ રૂ. ૧૦૬.૩ કરોડ છે, પણ એમાં એકલા કાપડ ઉદ્યોગમાં જ રૂ. ૭૪.૭ કરોડ એટલે કે ૭૦.૩ ટકા રોકાણ છે. બાકી કૅમિકલમાં રોકાયેલ બીજા રૂ. ૧૧.૨ કરોડ ગણતાં લગભગ ૮૦ ટકા કરતાં વધુ રોકાણ આ બે જ પ્રકારના ઉદ્યોગોમાં જ થઈ જાય છે. એટલે કે ગુજરાતમાં ઉદ્યોગોની વિવિધતા નથી અને ફક્ત આ બેના ઉદ્યોગો જ મુખ્યત્વે કંઈક અંશે વિકસ્યા છે. પાયાના અને પૂરક બીજા મોટા ઉદ્યોગોનો વિકાસ થયો નથી. વળી ઉદ્યોગો મહદ્ અંશે અમુક વિસ્તારમાં જ કેન્દ્રિત થયેલા છે. બાકીનો વિસ્તાર કોઈ પણ પ્રકારના ઉદ્યોગ વિનાનો છે. એ તો પહેલા કોઠા ઉપરથી પણ સહેજે જોઈ શકાય છે. આમ સ્થળ અને વિવિધતા બંને દૃષ્ટિએ ગુજરાતના ઉદ્યોગમાં લોપ્સિડેડનેસ (lopsidedness) આવી ગઈ છે.

ગુજરાતમાં તેલ નીકળવાથી જાહેર વિભાગમાં એક ઉદ્યોગ શરૂ થવાની શકયતા ઊભી થઈ છે. બાકી તે સિવાય જાહેર વિભાગમાંથી ગુજરાતને અત્યાર સુધીમાં કંઈ જ મળ્યું નથી. નથી કોઈ જાહેર વિભાગનો ઉદ્યોગ કે નથી કોઈ શૈક્ષણિક કે સંશોધન સંસ્થા (એક નિમક સંશોધન કેન્દ્ર બાદ કરતાં) ગુજરાતના ખનીજ દ્રવ્યોની મોજણી પણ થયેલી નથી.

•

આમ સમગ્ર દૃષ્ટિએ જોતાં પરિસ્થિતિ એવી છે કે ગુજરાત પ્રદેશને વિકાસની દૃષ્ટિએ પછાત ગણવામાં આવે તો એ માન્યતા વજૂદ વિનાની છે એમ ન કહી શકાય. આ પરિસ્થિતિ એક કોયડો ઊભો કરે છે. ઉપર જણાવ્યું તેમ બન્ને પંચવર્ષીય યોજનાઓમાં ગુજરાત પ્રદેશને પ્રમાણમાં શકય તેટલું વધુ મૂડીરોકાણ આપવા છતાં આ સ્થિતિ કેમ? શાથી ગુજરાત પ્રદેશ આ જરૂરી બાબતોમાં આટલો પાછળ રહી ગયો છે? આનો જવાબ કંઈક અંશે ગુજરાતના ઈતિહાસમાં અને કંઈક અંશે એની સામાજિક પરિસ્થિતિમાં પડ્યો છે. આપણે એ જોવા પ્રયત્ન કરીએ.

ભારતના પશ્ચિમ કાંઠે શંખાકારે આવેલ ગુજરાત પ્રદેશનું એક વિશિષ્ઠ ભૌગોલિક વ્યક્તિત્વ છે. રણ, વન અને પહાડી વિસ્તાર તેમ જ આદિવાસી વસવાટથી વસ્તીથી બીજા પડોશી પ્રદેશોથી જુદો પડતો આ વિશિષ્ટ આકાર ધરાવતો પ્રદેશ, ભારતના નકશાને પણ એક અનોખું રૂપ આપે છે. વિશિષ્ટ વ્યક્તિત્વ હોવા છતાં આ પ્રદેશ ઐતિહાસિક દૃષ્ટિએ એક વહીવટ નીચે તો પહેલી જ વાર ૧ નવેમ્બર, ૧૯૫૬ના રોજ આવ્યો અને અલગ વહીવટી એકમ તરીકે પહેલી મે ૧૯૬૦ના રોજ એણે શરૂઆત કરી.

## ઐતિહાસિક ભૂમિકા

૧૯૪૮માં દેશી રાજ્યોના વિલીનીકરણની શરૂઆત થઈ તે વખતે ભારતમાં કુલ નાનાંમોટાં થઈને ૫૬૨ રજવાડાં કે ઠકરાતો હતી. એમાંથી ૩૭૩ જેટલાં નાનાંમોટાં રાજ્ય એકલા ગુજરાત પ્રદેશમાં જ હતાં. કચ્છ એક અલગ દેશી રાજ્ય હતું. સૌરાષ્ટ્ર ૨૨૨ જેટલાં રજવાડાંઓનો જ બનેલો વિસ્તાર હતો અને બાકીનાં ૧૫૦ રાજ્યો ગુજરાતમાં હતાં. ગુજરાત પ્રદેશનો કુલ વિસ્તાર અને વસ્તીના ⅔ ભાગ આ રીતે દેશી રજવાડાંઓનો જ હતો. બાકીનો ⅓ ભાગ જે મુખ્યત્વે મુંબઈ રાજ્યમાં આવેલા પાંચ જિલ્લાઓ – સુરત, ભરૂચ, પંચમહાલ, ખેડા અને અમદાવાદ – નો વિસ્તાર હતો તે આ જુદાં જુદાં રજવાડાંઓ સાથે ફૂલગૂંથણી વેરવિખેર બનેલ વિસ્તાર હતો. એક જૂથ કે સમૂહમાં આ જિલ્લાઓ નહોતા. આમ અનેક પ્રકારના વહીવટ વચ્ચે વહેંચાઈ ગયેલા આ પ્રદેશમાં વિકાસકાર્ય માટે જરૂરી એવી કોઈ પૂર્વભૂમિકા જ નહોતી. રસ્તા કે સિંચાઈ કામ માટેની જરૂરી સગવડ નહોતી. આ છિન્નભિન્ન વહીવટી પરિસ્થિતિ જ ગુજરાત પ્રદેશના વિકાસની બાધક બનીને ઊભી હતી. વળી મધ્યયુગી રજવાડાંઓ પાસે વિકાસ કે આયોજન માટે આવશ્યક દૃષ્ટિ, સગવડ કે સાધનની તો અપેક્ષા જ શી રીતે રખાય? વિલીનીકરણ પહેલાં ગુજરાત પ્રદેશમાં કોઈ મોટું વિકાસકાર્ય હાથ ધરાયું જ નહોતું. પોતપોતાની રીતે વડોદરા કે ભાવનગર જેવાં પ્રગતિશીલ રાજ્યોએ વિવિધ દિશામાં થોડુંક કાર્ય કરેલું.

બ્રિટિશ હકૂમત નીચેના પાંચ જિલ્લાઓની ઉપર દર્શાવેલી મુશ્કેલીઓ ઉપરાંત રાજકીય કારણોસર ઉપેક્ષા કરવામાં આવી હતી અને પરિણામે જે કંઈ વિકાસકાર્યો જૂના મુંબઈ રાજ્યમાં થયાં તે સઘળાં મહારાષ્ટ્રમાં જ થયાં એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આમ એકંદરે ૧૯૪૮ પહેલાં ગુજરાત પ્રદેશમાં રસ્તા, સિંચાઈ, વીજળી વગેરેની દૃષ્ટિએ કંઈ જ કાર્ય થયું નહોતું અગર બીજી રીતે કહીએ તો એ કરી શકાય તેવી ભૂમિકા નહોતી. પણ વિલીનીકરણ બાદ ગુજરાતપ્રદેશ ફક્ત ત્રણ જ વહીવટી એકમો નીચે આવ્યો. કચ્છ 'સી' વર્ગ રાજ્ય બન્યું; સૌરાષ્ટ્રનું એકમ બન્યું અને એને 'બી' વર્ગ રાજ્યનો દરજ્જો મળ્યો. ગુજરાત મુંબઈ રાજ્યના ભાગ તરીકે 'એ' વર્ગ રાજ્યમાં આવ્યું. એટલે આ ત્રણે વિસ્તારોએ આ પછી જ પહેલી વાર વ્યવસ્થિત અને આયોજિત રીતે વિકાસનો વિચાર કર્યો એમ કહી શકાય. એટલે બીજા પ્રદેશોમાં સામાન્ય રીતે પણ જે કંઈ કાર્યો પહેલી પંચવર્ષીય યોજના શરૂ થતા પહેલાં થયેલાં તેવું કંઈ ગુજરાત પ્રદેશમાં બનેલું નહિ. પણ વિલીનીકરણને કારણે એવાં કાર્યો હાથ ધરવાનું પહેલી પંચવર્ષીય યોજનાની શરૂઆતમાં જ સુલભ બન્યું.

આ ઐતિહાસિક કારણ ઉપરાંત એક બીજું મહત્ત્વનું કારણ પણ ગુજરાત પ્રદેશના પછાતપણા માટે છે. એ કારણ સામાજિક-આર્થિક છે. સામાન્ય રીતે ખ્યાલ આવે નહિ પણ ગુજરાત પ્રદેશની વસ્તીનો મોટો ભાગ, લગભગ અડધા કરતાં પણ વધારે, સામાજિક-આર્થિક દૃષ્ટિએ ઘણો જ પછાત છે. આદિવાસીઓની વસ્તીનું પ્રમાણ લગભગ પંદરેક ટકા જેટલું છે જે લગભગ હજી પ્રાથમિક દશામાં જ જીવે છે. આ ઉપરાંત અનુસૂચિત જાતિઓની પણ મોટી વસ્તી છે. વળી સામાજિક-આર્થિક દૃષ્ટિએ પછાત એવી ઘણી બીજી કોમો છે. આ બધાની સામાજિક-આર્થિક સ્થિતિ સુધારવાનું કાર્ય વિકટ છે. પણ એ કાર્યને પહેલી પસંદગી આપ્યા વિના ચાલે એમ નથી.

એટલે વિલીનીકરણ બાદ ગુજરાત પ્રદેશને તાત્કાલિક જે પ્રશ્નો હલ કરવાના આવી પડ્યા તેમાં જુદા જુદા વહીવટી એકમોમાંથી એક વહીવટી પદ્ધતિ ઊભી કરવાનો અને પ્રજાના જુદા જુદા વિભાગોને સમાન કક્ષાએ લઈ આવવાના સવાલો મુખ્ય હતા. પહેલી પંચવર્ષીય યોજનાથી આ બેવડા કાર્યનો અમલ શરૂ થયો એમ કહીએ તો ચાલી શકે.

પણ યોજનાની શરૂઆતમાં પૂરી માહિતીના અભાવે, અધૂરી વિગતના કારણે, જુદા જુદા વિસ્તારોની ખેંચને લીધે કે બીજાં અન્ય રાજકીય કારણોને લીધે આયોજનમાં કેટલીયે ખામીઓ રહી જવા પામી. દાખલા તરીકે સિંચાઈ યોજનાઓમાં જલદી પૂરી કરી શકાય અને તુરત ફળદાયી બને તેવી થોડી યોજનાઓ હાથ ધરવાના બદલે એક સાથે મોટીનાની ઘણી યોજનાઓને પંચવર્ષીય યોજનામાં લેવામાં આવી એના પરિણામે આજે હજુ કરોડો રૂપિયા ખરચ્યા બાદ પણ એકે મોટું કામ પૂરું કરી શકાયું નથી. પહેલી યોજના શરૂ થતાં પહેલાંની આ પશ્ચાદ્ ભૂમિકા છે.

પહેલી પંચવર્ષીય યોજના દરમ્યાન ગુજરાત પ્રદેશના ત્રણે વિસ્તારો કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાત અલગ અલગ વહીવટ નીચે હતા એટલે ત્રણેએ પોતે પોતાની પહેલી પંચવર્ષીય યોજના જુદી જુદી કરી હતી. કચ્છની યોજના રૂ. ૩.૦૫ કરોડની હતી અને કચ્છ 'સી' વર્ગનું રાજ્ય હોવાથી નાણાંની મુખ્ય જવાબદારી કેન્દ્ર સરકારની હતી. કચ્છે પોતાની આ યોજના સર્વાંગ પાર ઉતારી હતી.

સૌરાષ્ટ્રની પરિસ્થિતિ જુદી હતી. શરૂઆતની વહીવટી તેમ જ વિલીનીકરણની મુશ્કેલીઓમાંથી સફળતાપૂર્વક પાર ઊતરીને સૌરાષ્ટ્રે પોતાનાં વિકાસકાર્યોને મહત્ત્વાકાંક્ષી ધોરણે હાથ ધર્યાં હતાં. કલ્પના અને આયોજનની આવડત બંનેનો સુભગ મેળ સૌરાષ્ટ્રના તે વખતના રાજ્યકર્તાઓમાં થયો હતો. વળી એ તરવરિયા અને કંઈક કરી દેવાની ધગશવાળા કાર્યકરોનું જૂથ હતું. નવું રાજ્ય અને નવું જ વહીવટી તંત્ર ઊભું કરેલું હોવાથી વિધિઓ અને તુમારશાહીનો વિલંબ નહોતો. પરિણામે સૌરાષ્ટ્રે એની પહેલી પંચવર્ષીય યોજના ઘડી તો

રૂ. ૪૧.૫૬ કરોડની અને અપેક્ષા રાખેલી કે એને અમલમાં મૂકવા મોટાભાગની નાણાંની જોગવાઈ કેન્દ્ર સરકાર કરશે. પણ કેન્દ્રે રૂ. ૬ કરોડ કરતાં વધુ રકમ આપવાની ના પાડી અને સૌરાષ્ટ્ર પોતાનાં સાધનોમાંથી રૂ. ૧૪ કરોડ જેટલી જ રકમ ઊભી કરી શકે તેમ હોવાથી એની પહેલી પંચવર્ષીય યોજના રૂા. ૨૦.૪ કરોડની મંજૂર થઈ. આસામને ૧૭.૪૯ કરોડ, ઓરિસાને ૧૭.૮૪ કરોડ, પંજાબને રૂ. ૨૦.૨૧ કરોડ, મધ્ય ભારતને રૂ. ૨૨.૪૨ કરોડ, રાજસ્થાનને ૧૬.૮૨ કરોડ અને ત્રાવણકોર કોચીનને રૂા. ૨૭.૩૨ કરોડ મૂડીરોકાણ તરીકે મંજૂર કરવામાં આવેલા. વસ્તીનું પ્રમાણ જોતાં અને બીજાં રાજ્યોની સાથે સરખાવતાં આ રકમ પણ ઘણી સારી હતી એમ કહી શકીએ. આ રૂ. ૨૦.૪ કરોડની વિગતવાર માહિતી નીચે પ્રમાણે છે:

| વિષય | પહેલી પંચવર્ષીય યોજનામાં મંજૂર કરેલી રકમ (લાખમાં) | પહેલી પંચવર્ષીય યોજના દરમ્યાન કરેલ ખર્ચ (લાખમાં) |
|---|---|---|
| ૧. ખેતી અને ગ્રામવિકાસ | ૬૭૨.૩૬ | ૬૩૭.૪૪ |
| ૨. સિંચાઈ અને વીજળી | ૬૮૦.૯૧ | ૭૦૧.૮૯ |
| ૩. ઉદ્યોગો | ૧૪.૭૧ | ૨૧.૬૩ |
| ૪. રસ્તા, પરિવહન, બંદરો | ૩૮૬.૦૨ | ૪૫૧.૬૭ |
| ૫. સામાજિક સેવાઓ | ૩૫૮.૮૭ | ૨૮૫.૫૬ |
| ૬. પ્રકીર્ણ | ૭૨.૦૦ | ૫૬.૮૧ |
| કુલ | ૨૧૮૪.૮૭ | ૨૧૫૫.૨૦ |
| પરત મળવાની લોન કરેલી રકમ | ૧૪૪.૩૩ | |
| | ૨૦૪૦.૫૪ | |

એટલે કે સૌરાષ્ટ્રે એની રૂ. ૨૦.૪ કરોડ યોજનાઓની સામે ખર્ચ ૨૧.૫૫નો કર્યો. સાધનો ઊભાં કરવાની અને વહીવટી દૃષ્ટિએ યોજનાને અમલમાં મૂકવાની શક્તિ સૌરાષ્ટ્રે દાખવીને સુંદર રીતે પહેલી યોજના પાર ઉતારી. ભવિષ્યની વિકાસ યોજનાઓ માટેની નક્કર ભૂમિકા સૌરાષ્ટ્રે આ યોજનાના અમલ દરમિયાન તૈયાર કરી એમ કહી શકાય.

ગુજરાત માટે વિગતવાર જુદી માહિતી મળી શકતી નથી. મુંબઈ રાજ્યમાં ૧૯૪૬ના એપ્રિલમાં પ્રજાકીય પ્રધાનમંડળ પુનઃ સત્તા ઉપર આવતાં યુદ્ધોત્તર પુનર્રચનાનો કાર્યક્રમ હાથ ધરવામાં આવ્યો હતો. ગ્રામવિકાસ મંડળો દ્વારા તેમ જ જિલ્લામાં ભરવામાં આવેલ પરિષદો દ્વારા પ્રજાની જરૂરિયાતોનો ખ્યાલ મેળવવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો અને આ કાર્યક્રમ એને અનુલક્ષીને ઘડવામાં આવ્યો હતો. આ કાર્યક્રમમાં કુલ ૨૦૦ યોજનાઓનો સમાવેશ કરવામાં આવેલો. મૂળ ખર્ચ રૂ. ૯૦ કરોડનું વિચારેલું પણ કેન્દ્રની સહાય માગી તેટલી મળવાનો સંભવ ન લાગવાથી રૂ. ૭૫ કરોડનો અંદાજ કરવામાં આવેલો. ૧૯૫૦માં આયોજન પંચની નિમણૂક થઈ અને ૫૧-૫૨થી પહેલી પંચવર્ષીય યોજનાનો પ્રારંભ થયો એટલે જે વિકાસકામો અધૂરાં હતાં તે બધાંનો આ યોજનામાં સમાવેશ કરી લેવામાં આવ્યો. સંસ્થાઓ સ્થાપવામાં આવી હતી તેને ચલાવવાની અને એનો વિકાસ કરવાની જવાબદારીનો સમાવેશ પણ આ યોજનામાં કરાયો. વિલીનીકરણને અંગે મુંબઈ રાજ્યમાં ભળેલ દેશી રાજ્યોના વિસ્તારોના અનેક પ્રકારના વિકાસની જોગવાઈ પણ એમાં કરવામાં આવી. વિષયવાર મુંબઈ રાજ્યમાં પહેલી પંચવર્ષીય યોજનામાં જે મૂડીરોકાણ નક્કી કરવામાં આવ્યું તેની વિગતો આ પ્રમાણે છે:

| વિષય | પહેલી પંચવર્ષીય યોજનામાં મંજૂર કરેલી રકમ (લાખમાં) |
|---|---|
| ૧. ખેતી અને ગ્રામવિકાસ | ૨૮૭૧.૮૭ |
| ૨. સિંચાઈ અને વીજળી | ૩૩૦૦.૦૦ |
| ૩. ઉદ્યોગો | ૩૫૩.૬૪ |
| ૪. રસ્તા, પરિવહન, બંદરો | ૧૩૮૮.૬૨ |
| ૫. સામાજિક સેવાઓ | ૬૭૧૭.૧૮ |
| કુલ ખર્ચ | ૧૪૬૩૧.૩૧ |

આમ એકંદરે મુંબઈ રાજ્યની પહેલી પંચવર્ષીય યોજના રૂ. ૧૪૬.૩૧ કરોડની મંજૂર કરવામાં આવેલી. ભારતમાં સૌથી મોટી આ યોજના હતી. મદ્રાસની યોજના રૂ. ૧૪૦.૮૪ કરોડ, પશ્ચિમ બંગાળ ૬૯.૧૦ કરોડ, ઉત્તર પ્રદેશ ૯૭.૮૩ કરોડ અને બિહાર ૫૭.૨૯ કરોડનું મૂડીરોકાણ મંજૂર કરાવી શક્યાં હતાં. પણ ઉપર કહ્યું છે તેમ ફક્ત વસ્તીનું ધોરણ જ એકમાત્ર માપ નહોતું. રાજ્યનાં પોતાનાં મૂડી ઊભી કરવાનાં સાધન અને એની જરૂરિયાતો તથા એણે શરૂ કરેલ પણ અધૂરાં રહેલાં કામો વગેરેનો ખ્યાલ રાખીને આ મૂડીરોકાણને મંજૂરી મળેલી. ગુજરાતની વસ્તી મુંબઈ રાજ્યની વસ્તીના લગભગ ૩૨ ટકા જેટલી હતી તે હિસાબે વિષયવાર ગુજરાતને નીચે પ્રમાણેની રકમ અંદાજે ફાળવી શકાય.

| ક્રમ વિષય | (રૂ. લાખમાં) |
|---|---|
| ૧. ખેતી અને ગ્રામવિકાસ | ૯૧૯.૦૦ |
| ૨. સિંચાઈ અને વીજળી | ૧૦૫૬.૦૦ |
| ૩. ઉદ્યોગો | ૧૧૩.૧૫ |
| ૪. રસ્તાઓ, પરિવહન, બંદરો | ૪૪૪.૩૫ |
| ૫. સામાજિક સેવાઓ | ૨૧૪૯.૫૦ |
| કુલ ખર્ચ | ૪૬૮૨.૦૦ |

ગુજરાતને આ રીતે ગણતાં તો ફક્ત રૂ. ૪૬.૮૨ કરોડનું જ મૂડીરોકાણ મળે પણ ખર્ચ અંગેની જે માહિતી ઉપલબ્ધ છે તે ઉપરથી ગુજરાતમાં થયેલ વિષયવાર ખર્ચ અંદાજે નીચે પ્રમાણે છે:

| વિષય | (રૂ. લાખમાં) |
|---|---|
| ૧. ખેતી અને ગ્રામવિકાસ | ૮૭૮.૦૦ |
| ૨. સિંચાઈ અને વીજળી | ૧૫૦૫.૦૦ |
| ૩. ઉદ્યોગો | ૧૦૮.૦૦ |
| ૪. રસ્તા, પરિવહન, બંદરો | ૯૬૦.૦૦ |
| ૫. સામાજિક સેવાઓ | ૨૦૩૦.૦૦ |
| કુલ ખર્ચ | ૫૪૮૧.૦૦ |

એટલે કે મુંબઈ રાજ્યની કુલ યોજનાના લગભગ ૩૭ ટકા જેટલો ખર્ચ ગુજરાતમાં થયો છે. આ સમય દરમ્યાન ગુજરાતની રેવન્યુ આવક જાવકના હિસાબે તો એ બન્ને પાસાં સરખાં નહોતું કરી શકતું અને આ વાર્ષિક ખોટ ઉત્તરોત્તર વધતી જતી હતી એ હકીકત હવે તો જાણીતી છે. છતાં આટલું મોટું મૂડીરોકાણ વિકાસકાર્યો પાછળ શક્ય બન્યું એનું કારણ મુંબઈ રાજ્યમાં મુંબઈ શહેર જે આવક આપતું હતું તે છે.

મુંબઈ રાજ્ય પ્રગતિશીલ, સાધનસંપન્ન અને બીજાં રાજ્યો કરતાં આગળ હોવાનો દાવો કરતું હતું. પરંતુ એનાં મુખ્ય ઔદ્યોગિક મથકો, મુંબઈ, અમદાવાદ, પૂના અને સોલાપુર બાદ કરતાં બીજા વિસ્તારોની સ્થિતિ જોવામાં આવે અને રસ્તા, સિંચાઈ, વીજળી જેવી સવલતોની બાબતોમાં બીજાં રાજ્યો સાથે સરખાવવામાં આવે તો એ પાછળ હતું એમ જ કહેવું પડે. પણ એ ઊણપ દૂર કરવા મુંબઈ રાજ્ય પ્રામાણિક પ્રયાસો કરતું હતું એ તો એણે જે આંતરિક નાણાકીય સાધનો ઊભાં કરેલાં તે ઉપરથી જણાય છે.

આ યોજનાના સમય દરમ્યાન ગુજરાતમાં મુખ્ય જે કામો હાથ ધરવામાં આવેલાં તેમાં નીચેનાં કામો ગણાવી શકાય:

મહી અને કાકરાપાર યોજનાઓ, ઉત્તર ગુજરાતમાં પાતાળ કૂવાઓની યોજના, ઉત્તર અને દક્ષિણ ગુજરાત ગ્રીડ યોજના, રસ્તાઓ, અમદાવાદ અને વડોદરાની મેડિકલ કૉલેજો તેમ જ અમદાવાદની ઇજનેરી કૉલેજ તથા આણંદના ખેતીવાડી ઇન્સ્ટિટ્યૂટનો વિકાસ અને સિંચાઈનાં બીજાં નાનાંમોટાં કામો.

આમ સમગ્ર રીતે ગુજરાત પ્રદેશમાં પહેલી પંચવર્ષીય યોજના દરમિયાન કુલ ખર્ચ રૂ. ૭૯.૪૧ કરોડ થયો છતાં પણ એનાં ઘણાં બધાં વિકાસ કામો અધૂરાં જ રહ્યાં.

**બીજી પંચવર્ષીય યોજના**

બીજી પંચવર્ષીય યોજનાનો અમલ પહેલી એપ્રિલ ૧૯૫૬થી શરૂ થયો. પણ યોજના તૈયાર કરવાનો જે સમય હતો તે ૧૯૫૫–૫૬નું વર્ષ મુંબઈ રાજ્ય માટે ભારે અશાંતિ અને રાજકીય તંગદિલીનું વર્ષ હતું. રાજ્યપુનર્રચના પંચની નિમણૂક થઈ ત્યારથી રાજકીય હવામાન બદલાયું તો હતું જ. પ્રાંતીયતાએ જ્યાં ત્યાં ડોકવા માંડ્યું હતું અને એની અસરમાંથી સચિવાલય પણ બાકાત નહોતું રહ્યું. પણ પંચનો હેવાલ પ્રસિદ્ધ નહોતો થયો ત્યાં સુધી તો બધું ઉપરથી શાંત લાગતું હતું. આવા તંગ અને પ્રાંતીય ભાવનાથી ખદબદતા વાતાવરણમાં મુંબઈ રાજ્યની બીજી પંચવર્ષીય યોજના તૈયાર થઈ. પણ પંચનો હેવાલ પ્રસિદ્ધ થતાં મુંબઈમાં જે અશાંત વાતાવરણ ઊભું થયું, રાજકીય કટોકટી આવી પછી, તોફાનો થયાં અને આખરે '૫૬માં દ્વિભાષી મુંબઈ રાજ્યની રચના થઈ ત્યાં સુધીનો સમય કોઈ પણ પ્રકારના વિકાસકાર્યની વિચારણા કે અમલ માટે અનુકૂળ નહોતો. ૧લી નવેમ્બર, '૫૬થી સૌરાષ્ટ્ર અને કચ્છ મુંબઈ રાજ્યમાં ભળી ગયાં એટલે ગુજરાત પ્રદેશના ત્રણે વિસ્તારો પહેલી વાર એક જ વહીવટ નીચે આવ્યા. આ પહેલાં કચ્છ અને સૌરાષ્ટ્રે અલગ રીતે પોતાની બીજી પંચવર્ષીય યોજનાઓ તૈયાર કરી હતી. રાજ્યપુનર્રચનાના કારણે મુંબઈ રાજ્યનો કર્ણાટક વિસ્તાર મૈસૂર રાજ્યમાં ગયો અને મરાઠાવાડા અને વિદર્ભના વિસ્તારો મુંબઈ રાજ્યમાં આવ્યા. એટલે સ્વાભાવિક રીતે મુંબઈ રાજ્યની બીજી પંચવર્ષીય યોજનામાં આનુષંગિક ફેરફારો કરવામાં આવ્યા. સૌરાષ્ટ્ર અને કચ્છની યોજનાઓ જેવી હતી તેવી જ સ્વીકારી લેવામાં આવી. પરિણામે મુંબઈ રાજ્યની યોજના કુલ રૂ. ૩૫૦.૨૮ કરોડની થઈ તેમાં સૌરાષ્ટ્રના રૂ. ૪૭.૭૩ કરોડ અને કચ્છના રૂ. ૭.૮૫ કરોડનો સમાવેશ થઈ જતો હતો. ગુજરાત માટેની જોગવાઈ રૂ. ૯૦.૨૯ કરોડની થઈ. એટલે એકંદરે ગુજરાત પ્રદેશ માટેની બીજી પંચવર્ષીય યોજનાનું કુલ મૂડીરોકાણ રૂ. ૧૪૫.૮૭ કરોડ મંજૂર થયું.

પણ બીજી પંચવર્ષીય યોજનાનો સમગ્ર ગાળો એટલે કે ૫૬ થી ૬૧ સુધીનો સમય અશાન્ત રહેવા જ સર્જાયો હતો. દ્વિભાષીની રચના પછી મુંબઈ રાજકીય સ્થિરતા પ્રાપ્ત ન કરી શક્યું અને પરિણામે વિકાસ-કાર્યોના બદલે બધું ધ્યાન રાજકીય સવાલોમાં જ પરોવાયેલું રહ્યું. વિકાસ-કાર્યોમાં જે કંઈ ધ્યાન પરોવાતું તે નાણાંની ખેંચાખેંચ અને ક્યું કામ ક્યાં થાય કે ન થાય તેની માથાકૂટમાં જ. ફરી પાછું ૧૯૫૯ના ઑગસ્ટ પછી હવામાન બદલાયું અને ગુજરાત તેમ જ મહારાષ્ટ્રનાં બે અલગ રાજ્યો અસ્તિત્વમાં લાવવાનું નક્કી થયું. ૧લી મે '૬૦ના દિવસે ગુજરાત રાજ્ય અસ્તિત્વમાં આવ્યું. ઇતિહાસમાં પહેલી જ વાર ગુજરાતી ભાષા બોલતી બધી જ પ્રજાને એનું અલગ વહીવટી એકમ મળ્યું. પણ આ બીજી પંચવર્ષીય યોજનાનું છેલ્લું વર્ષ છે. તે પણ આ જુદા પડવાની પ્રક્રિયામાં અને નવા રાજ્યની સ્થાપનાની મુશ્કેલીઓમાં જ વીત્યું. આમ બીજી પંચવર્ષીય યોજના તૈયાર કરવાથી તે એના અમલ સુધીનો બધો સમય રાજ્યપુનર્રચનાએ ઊભા કરેલા વાતાવરણની તંગ અને અશાંત અસર નીચે જ ગયો. પહેલાં જુદા જુદા વિસ્તારોનું એકીકરણ કરવામાં અને પછી એમને બે રાજ્યોમાં છૂટા કરવામાં યોજના અટવાઈ ગઈ. છતાં પણ ગુજરાતનું નવું રાજ્ય યોજનાનું કુલ મૂડી-રોકાણ ખર્ચી પાડી શકશે એ હકીકત જ એની વહીવટી કાબેલિયત પુરવાર કરે છે. યોજનાની બીજી ચર્ચા કરતા પહેલાં એમાં કરવામાં આવેલી વિષયવાર નાણાકીય જોગવાઈ જોઈ લઈએ.

આ યોજનાની અંદર મુખ્યત્વે નીચેનાં કામોનો સમાવેશ કરવામાં આવ્યો છે:

| વિષય | ગુજરાત | સૌરાષ્ટ્ર | કચ્છ | કુલ ગુજરાત રાજ્ય |
|---|---|---|---|---|
| | '૫૬–૫૭ થી '૬૦–૬૧ સુધીનાં પાંચ વર્ષ માટેની જોગવાઈ (લાખમાં) | | | |
| ૧. ખેતી ઉત્પાદન | ૧૨૦.૪૭ | ૮૨.૯૦ | ૧૪.૧૭ | ૨૧૭.૫૪ |
| ૨. જમીન વિકાસ | ૧૭૭.૦૨ | ૪૫.૦૦ | – | ૨૨૩.૦૨ |
| ૩. નાની સિંચાઈ | ૩૨૪.૭૦ | ૨૭૧.૭૦ | ૧૪૦.૬૦ | ૭૩૭.૦૦ |
| ૪. ગોદામ અને માર્કેટિંગ | ૯૩.૩૨ | ૪૫.૭૨ | ૮.૫૦ | ૧૪૭.૫૪ |
| ૫. પશુસંવર્ધન | ૨૪.૧૧ | ૮૩.૯૨ | ૧૩.૨૫ | ૧૨૧.૨૮ |
| ૬. ડેરી અને દૂધ | ૧૨.૪૩ | ૨૫.૦૦ | – | ૩૭.૪૩ |
| ૭. જંગલો | ૪૫.૭૪ | ૬૭.૪૪ | ૩.૪૭ | ૧૧૬.૬૫ |
| ૮. જમીન સંરક્ષણ | ૪૯.૫૦ | ૧૩૧.૨૩ | ૧૫.૯૨ | ૧૯૬.૬૫ |
| ૯. મત્સ્ય ઉદ્યોગ | ૧૦.૨૧ | ૪૩.૫૧ | ૫.૭૦ | ૫૯.૪૨ |
| ૧૦. સામૂહિક વિકાસ, રાષ્ટ્રીય વિસ્તરણ અને ગ્રામવિકાસ | ૯૭૭.૦૧ | ૪૫૧.૨૫ | ૫૯.૧૫ | ૧૫૭૭.૪૧ |
| ૧૧. સહકાર | ૧૧૯.૬૨ | ૨૮.૫૯ | ૫.૬૪ | ૧૫૩.૮૫ |
| ૧૨. પ્રકીર્ણ | ૫.૩૪ | ૬.૯૭ | – | ૧૨.૩૨ |
| ૧. કુલ ખેતી અને સામૂહિક વિકાસ | ૧૯૪૯.૪૮ | ૧૩૭૪.૨૩ | ૨૬૬.૪૦ | ૩૬૦૦.૧૧ |
| ૧૩. વિવિધલક્ષી યોજનાઓ | ૭૫૦.૦૦ | – | – | ૭૫૦.૦૦ |
| ૧૪. મોટી અને મધ્યમ સિંચાઈ યોજનાઓ | ૨૫૦૩.૫૫ | ૯૧૮.૬૦ | ૯૧.૫૦ | ૩૫૧૩.૬૪ |
| ૧૫. વીજળી યોજનાઓ | ૭૯૫.૭૫ | ૪૭૫.૦૦ | ૧૬૬.૧૦ | ૧૪૩૬.૮૫ |
| ૧૬. તપાસ અને સર્વે | ૩૧.૭૩ | – | ૮.૮૦ | ૪૦.૫૩ |
| ૨. કુલ સિંચાઈ અને વીજળી | ૪૦૮૧.૦૩ | ૧૩૯૩.૬૦ | ૨૬૬.૪૦ | ૫૭૪૧.૦૩ |
| ૩. કુલ ઉદ્યોગ અને ખાણો | ૨૨૯.૪૭ | ૨૩૨.૫૫ | ૧૩.૮૫ | ૪૭૫.૮૭ |
| ૧૭. રસ્તાઓ | ૭૫૪.૮૧ | ૫૫૦.૦૦ | ૭૮.૨૬ | ૧૩૮૩.૦૭ |
| ૧૮. રસ્તાપરિવહન | ૧૩૬.૫૦ | ૪૩.૦૦ | ૭.૫૦ | ૧૮૭.૦૦ |
| ૧૯. બંદરો | ૪૪.૩૬ | ૭૧.૪૨ | – | ૧૧૫ ૭૮ |
| ૪. કુલ રસ્તા અને પરિવહન | ૯૩૫.૬૭ | ૬૬૪.૪૨ | ૮૫.૭૬ | ૧૬૮૫ ૮૫ |
| ૨૦. શિક્ષણ | ૩૬૯.૬૩ | ૪૯૮.૫૪ | ૩૧.૩૪ | ૮૯૯.૫૧ |
| ૨૧. સ્વાસ્થ્ય | ૫૭૦.૪૩ | ૩૦૦.૯૫ | ૭૪.૮૭ | ૯૪૬.૨૫ |
| ૨૨. ઘર બાંધકામ | ૪૪૮.૦૫ | ૧૨૮.૦૦ | ૮.૫૦ | ૫૮૪.૫૫ |
| ૨૩. કામદાર અને કામદાર કલ્યાણ | ૩૭.૭૯ | ૩૮.૧૭ | ૩.૬૭ | ૭૯.૬૩ |
| ૨૪. પછાત વર્ગોનું કલ્યાણ | ૧૨૭.૨૩ | ૮૫.૩૬ | ૧૭.૩૩ | ૨૨૯.૯૨ |
| ૨૫. સામાજિક કલ્યાણ | ૩૦.૩૨ | ૨૯.૩૦ | ૫.૭૧ | ૬૫.૩૩ |
| ૫. કુલ સામાજિક સેવાઓ | ૧૫૮૩.૪૫ | ૧૦૮૦.૩૨ | ૧૪૧.૪૨ | ૨૮૦૫.૧૯ |
| કુલ વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધન ઇત્યાદિ | ૨૪૫.૩૯ | ૨૮.૪૧ | ૧૧.૫૭ | ૨૮૫.૩૭ |
| કુલ | ૯૦૩૪.૪૯ | ૪૭૭૩.૫૩ | ૭૮૫.૪૦ | ૧૪૫૯૩.૪૨ |
| આબુ તાલુકાના રૂ. ૪૧.૫૫ લાખ ઓછા કરવાના અને ડાંગના રૂ. ૩૬.૦૦ લાખ વધારવાના એટલે કે બન્નેનો તફાવત બાદ કરતાં | –૫.૫૫ | | | – |
| | ૯૦૨૮.૯૪ | | | ૧૪૫૮૭.૮૭ |

ખેતી અને સામૂહિક વિકાસ

ગુજરાતની ખેતીવાડીની શાખાઓનું વિસ્તરણ, સામાન્ય સંશોધન, સૌરાષ્ટ્રમાં પ્રાયોગિક ખેતરોની સ્થાપના, બીસંવર્ધનની યોજનાઓ, કપાસની ખેતી અને યાંત્રિક ખેતી વગેરે. જમીન વિકાસમાં ગુજરાતમાં જ્યાં સર્વે અને સેટલમેન્ટ થયાં નથી ત્યાં એ પૂરાં કરવા અને જમીનના ટુકડા પડતા અટકાવવા તથા જમીનનું એકીકરણ કરવા પ્રબંધ કરવામાં આવ્યો છે. સૌરાષ્ટ્રમાં આ ક્ષેત્રમાં એક મહત્ત્વની યોજના ભાલ વિસ્તારમાં જમીનને ખેતીલાયક બનાવવાની છે.

નાની સિંચાઈ યોજનાઓનું મહત્ત્વ ત્રણે વિસ્તારોએ સ્વીકાર્યું છે. અને એના માટે શક્ય તેટલી જોગવાઈ કરી છે. તળાવો માટે ગુજરાતે રૂ. ૧૭૧.૮૯ લાખ, સૌરાષ્ટ્રે ૧૪૪.૦૦ લાખ અને કચ્છે ૧૩૦ લાખ મૂક્યા છે. પાતાળ કૂવા માટે ગુજરાતમાં ૧૫૦ લાખની અને નવા કૂવા કરવા તેમ જ જૂનાની મરામત કરવા સૌરાષ્ટ્રમાં ૯૫.૦૦ લાખની જોગવાઈ છે.

સહકારના ક્ષેત્રે ગોદામોની સ્થાપના, ખેતી માટે ધિરાણ સહકારી ખેતી અને માર્કેટિંગનો વિકાસ અગત્યનું સ્થાન ધરાવે છે. પશુસંવર્ધન માટે સૌરાષ્ટ્રે ૮૩.૯૨ લાખની જુદી જુદી યોજનાઓ કરી છે. આ ક્ષેત્રે ગુજરાત પાછળ છે. આવું જ લગભગ જંગલોના વિકાસ અંગે છે. ભૂમિસંરક્ષણની બાબતમાં પણ સૌરાષ્ટ્રે આગેવાની લીધી છે. ગુજરાત રાજ્યની ભૂમિસંરક્ષણ માટેની કુલ જોગવાઈ ૧૯૬.૬૫ લાખ છે. તેમાં સૌરાષ્ટ્રે જ ૧૩૧.૨૩ લાખની વિવિધ સંરક્ષણની સગવડ કરી છે.

સામૂહિક વિકાસ અને રાષ્ટ્રીય વિસ્તરણ યોજનાઓ અંગે જરૂરી જોગવાઈ કરવામાં આવી છે.

સિંચાઈ યોજનાઓમાં સૌથી મોટી રકમ, રૂ. ૭૫૦ લાખ ઉકાઈ માટે રાખવામાં આવ્યા હતા, જ્યારે મહી, કાકરાપાર અને શેત્રુંજીના અધૂરા કામ માટે અનુક્રમે ૪૧૦.૯૮, ૪૭૯.૮૩ અને ૩૭૬.૦૦ લાખ ફાળવવામાં આવ્યા હતા. આમાંથી રૂ. ૩૧.૧૮ લાખ બચવાનો સંભવ હતો. નવાં કામોમાં કડાણા બંધ માટે ૪૨૫.૦૦ લાખ, નર્મદા માટે ૨૨૫.૦૦ લાખ, બનાસ માટે ૨૭૫.૦૦ લાખ અને સાબરમતી માટે ૧૦૦.૦૦ લાખની જોગવાઈ હતી. આમ મોટી સિંચાઈ યોજનાઓ માટે એકંદરે રૂ. ૩૦૧૦.૯૩ લાખની સગવડ હતી પણ એમાંથી ફક્ત શેત્રુંજી, મહી અને કાકરાપારનાં કામ ઉપર જોગવાઈ કરતાં પણ વધુ ખર્ચ થયો છે જ્યારે ઉકાઈ, કડાણા, નર્મદાનાં કામોમાંથી બહુ મોટી રકમ ખરચાયા વિનાની રહેશે. યોજનાઓને મંજૂરી મળવામાં જે સમય જાય છે તેના કારણે એ જલદી હાથ ધરાઈ શકતી નથી. નર્મદા યોજનાના પહેલા તબક્કાના કામને મંજૂરી '૬૦ની અધવચ્ચે મળી એટલે '૬૧ના માર્ચ સુધીમાં બહુ તો થોડા લાખ માંડ ખરચી શકાશે. ઉકાઈના બંધનું કામ પણ '૬૦માં જ શરૂ થયું. જોકે હજુ એને આખરી મંજૂરી તો મળી જ નથી. કડાણા યોજના હજુ કેન્દ્રીય વૉટર ઍન્ડ પાવર કમિશન પાસે મંજૂરી માટે પડી છે. સાબરમતી તો એ તબક્કે પણ હજુ પહોંચી નથી. એટલે કડાણા કે સાબરમતી ઉપર કંઈ પણ ખર્ચ થવાનો સંભવ નથી. એટલે જોગવાઈના પ્રમાણમાં આ વિભાગમાં બચત ઝાઝી રહેવાની. ગુજરાતની મોટી સિંચાઈ યોજનાઓને જે મુશ્કેલીઓમાંથી પસાર થવું પડ્યું છે તેનો પણ એક આગવો ઇતિહાસ છે. આપણે આગળ એ જોઈશું.

મધ્યમ કદની સિંચાઈ યોજનાઓનો વિચાર કરીએ તો પહેલી યોજના દરમ્યાન ગુજરાતમાં કુલ દસ સિંચાઈ યોજનાઓ—મહી, કાકરાપાર, પાટાડુંગરી, હેરન, કરડ, મોટી ફતેહવાડી, હરણાવ, સૂકી, ટીંટોઈ અને ધોળકા ફીડર ડ્રેઈન હાથ ધરવામાં આવેલી. આ દસે યોજનાઓના ખર્ચનો કુલ અંદાજ રૂ. ૪૪૨૬.૮૯ લાખ હતો. પહેલી યોજનામાં એમની પાછળ રૂ. ૧૨૧૨.૭૩ લાખ ખરચાયા પણ એમાંથી એકે કામ પૂરું નહોતું થયું. મહી અને કાકરાપાર સિવાયની બાકીની આઠે યોજનાઓ બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન પૂરી કરવામાં આવી છે; પણ એમાંથી સિંચાઈ પ્રમાણમાં ઝાઝી શરૂ નથી થઈ. મહી અને કાકરાપારમાં પાછળથી કામની પદ્ધતિ બદલતાં બ્લૉકવાર કામ શરૂ કર્યું છે. એના પરિણામે થોડી સિંચાઈની શક્યતા ઊભી થઈ છે.

સૌરાષ્ટ્રમાં પહેલી પંચવર્ષીય યોજનામાં કુલ વીસ સિંચાઈ યોજનાઓ-રંગોલા, ભીમદેવ, સૂરજવાડી, બ્રાહ્મણી, ઘી, સાસોઈ, પૂના, મોજ, માલણ, ગોંડલી, મચ્છુ, આજી, ભોગાવો ૧, મુંજી આસર, ઓઝત, હીરણ, રાવલ, મચ્છુન્દ્રી, વીંઝું અને કાલુભાર—નો સમાવેશ કરવામાં આવેલો. કુલ ખર્ચનો અંદાજ રૂ. ૧૦૨૩.૩૩ લાખ હતો જેમાંથી '૫૧-'૫૬ના વર્ષો દરમ્યાન રૂ. ૬૭૦.૩૬ લાખ ખર્ચવામાં આવેલા. લગભગ અડધી યોજનાઓ તો એ સમયમાં પૂરી કરવામાં આવેલી. બાકીની બીજી પંચવર્ષીય યોજનામાં પૂરી થઈ જશે એવો અંદાજ છે. સૌરાષ્ટ્રમાં પ્રમાણમાં નાની અને થોડો સમય વહેતી નદીઓ છે પણ એ બધી નદીઓના પાણીના પુરવઠાનો શક્ય તેટલો લાભ લેવાની દૃષ્ટિએ સૌરાષ્ટ્રે નાની અને મધ્યમ કદની ઘણી યોજનાઓ કરી છે અને એને પૂરી પણ કરી છે.

કચ્છમાં ગજોડ, સનાન્દ્રો, કંકાવતી, કઈલા અને રુદ્રમાતા એમ પાંચ યોજનાઓ કુલ રૂ. ૧૦૮.૮૨ લાખના ખર્ચની પહેલી પંચવર્ષીય યોજનામાં લેવાયેલી. ખર્ચ રૂ. ૫૨.૬૪ લાખ થયો. રુદ્રમાતા સિવાયની બાકીની ચાર યોજનાઓ બીજી યોજનામાં પૂરી થઈ જશે.

ગુજરાત પ્રદેશની આ ૩૫ યોજનાઓ પાછળ પહેલી પંચવર્ષીય યોજનામાં આ રીતે કુલ રૂ. ૧૯૩૫.૭૩ લાખ ખરચાયા. આ જ યોજનાઓ પાછળ બીજી પંચવર્ષીય યોજનામાં અંદાજે કુલ રૂ. ૨૨૨૧.૫૭ લાખ થશે. એમાં ગુજરાતમાં રૂ. ૧૮૯૨.૫૬ લાખ, સૌરાષ્ટ્રમાં ૨૮૫.૯૧ લાખ અને કચ્છમાં રૂ. ૪૩.૧૦ લાખ ખરચાશે.

બીજી પંચવર્ષીય યોજનામાં સિંચાઈનાં જે નવાં કામ લેવામાં આવ્યાં તેમાં ગુજરાતની મેશ્વો, દાંતીવાડા, હાથમતી, કડાણા, સરસ્વતી, નર્મદા અને ઉકાઈ એમ સાત યોજનાઓનો સમાવેશ થાય છે. સૌરાષ્ટ્રની શેત્રુંજી, સાકોલી, દેમી, ભાદર, ભોગાવો ૨, લીંબડી ભોગાવો,

ફ્લઝ્ર, ખોડીઆર અને મચ્છુ એમ કુલ નવ યોજનાઓ લેવામાં આવેલી. કચ્છની ત્રણ જ યોજનાઓ — સુવી, નીરુણા અને ગજનસર—નો આ યોજનામાં સમાવેશ થયેલો. આમ કુલ ૧૯ નવી યોજનાઓમાંથી સૌરાષ્ટ્રની સંકોલી, દેની, ભોગાવો ૨, લીંબડી ભોગાવો અને ફ્લઝ્ર એમ પાંચ જ યોજનાઓ બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન પૂરી થવાનો સંભવ છે. ગુજરાતની સાત યોજનાઓમાંથી કડાણા, સરસ્વતી, નર્મદા અને ઉકાઈ તો શરૂ જ કરી નથી શકાઈ એમ કહીએ તો ચાલે. મેશ્વો અને હાથમતી ઉપરનાં કામ પણ હજી હમણાં જ શરૂ થયાં છે. દાંતીવાડાની પણ એ જ દશા છે. સરસ્વતીની યોજનાનો તદ્દન નવેસરથી વિચાર કરવો પડ્યો છે. મેશ્વો, હાથમતી અને સરસ્વતી ઉપરની તો અંદાજની કુલ રકમની સગવડ બીજી યોજનામાં કરવામાં આવેલી કારણ કે એ ત્રણે યોજનાઓ આ સમયમાં પૂરી થઈ જશે એવી ધારણા હતી પણ આ બધીયે યોજનાઓ માટે મૂકેલી રકમમાંથી બહુ જ ઓછી રકમ ખરચાઈ શકી છે. મંજૂરીમાં વિલંબ એ એક મુખ્ય કારણ આ પરિસ્થિતિ માટે જવાબદાર છે. સૌરાષ્ટ્ર અને કચ્છની યોજનાઓ પણ વિધિઓમાં અને તુમારમાં અટવાઈ ગઈ.

ગુજરાતની યોજનાઓનો કુલ ખર્ચ રૂ. ૧૩,૫૭૩.૦૦ લાખ છે. એમાંથી '૫૬–૬૧નાં પાંચ વર્ષમાં ફક્ત રૂ. ૯૯૦.૫૨ લાખ ખરચાશે એવો અંદાજ છે. સૌરાષ્ટ્રની યોજનાઓના રૂ. ૧૫૩૦.૩૯ની સામે રૂ. ૮૬૬.૪૭ લાખ ખર્ચ થશે એવો અંદાજ છે. કચ્છમાં રૂ. ૮૫.૦૭ લાખ સામે રૂ. ૪૭.૦૦ લાખ ખરચાય તો સારું. એટલે ગુજરાત પ્રદેશની આ નવી ૧૯ યોજનાઓ ઉપર બધા મળીને લગભગ રૂ. ૧૯૦૩.૯૯ લાખ ખરચાશે.

આમ એકંદરે દસ વર્ષમાં લગભગ ૬૦ કરોડ રૂપિયા ખર્ચા પછી ગુજરાત પ્રદેશમાં ૫,૭૬,૫૭૨ એકરમાં સિંચાઈ થઈ શકશે. આમાં જૂની સિંચાઈ નીચેની .૧,૫૯,૦૧૧ એકરનો સમાવેશ થઈ જાય છે. આ જમીન કુલ ખેતીની જમીનના સવા બે ટકા જેટલી થાય છે. આ છે આપણી સિંચાઈ યોજનાઓની પ્રગતિ!

વીજળી,

વીજળી યોજનાઓમાં ગુજરાતમાં રૂ. ૭૯૫.૭૫, સૌરાષ્ટ્રમાં રૂ. ૪૭૫.૦૦ અને કચ્છમાં રૂ. ૧૬૬.૧૦ લાખ ખર્ચવાનો પ્રબંધ કરવામાં આવેલો. છતાં સરવાળે તો આજે ત્રણે વિસ્તારોમાં વીજળીની ભારે તાણ છે.

ઉદ્યોગો અને ગ્રામોદ્યોગોમાં થઈને કુલ જોગવાઈ રૂ. ૪૭૫.૮૭ની હતી. તેમાં ગુજરાતમાં રૂ. ૨૨૯.૪, સૌરાષ્ટ્રમાં રૂ. ૨૩૨.૫૫ અને કચ્છમાં રૂ. ૧૩.૮૫ લાખ ખર્ચવાનો પ્રબંધ હતો. મુખ્યત્વે આ રકમો ગ્રામોદ્યોગ ઉપર ખર્ચવાની હતી.

રસ્તાઓ ઉપરની જોગવાઈ ૧૩,૮૩.૦૭ લાખમાં ગુજરાત માટે ૭૫૪.૮૧, સૌરાષ્ટ્ર માટે ૫૫૦.૦૦ અને કચ્છ માટે ૭૮.૨૬ લાખ હતા. પણ રસ્તાઓમાં આ જોગવાઈ કરતાં પણ ઘણું વધારે ખર્ચ થયું છે. પ્રમાણમાં આ બે યોજનાઓ દરમ્યાન ગુજરાત પ્રદેશમાં રસ્તાઓ સારા થયા છે એમ કહી શકાય. છતાંય ઉપર જણાવ્યું તેમ બીજી પંચવર્ષીય યોજનાના અંતે ગુજરાત રાજ્ય નાગપુર લક્ષ્યાંકથી પણ ૩૦.૫૮ ટકા પાછળ હશે. વળી આટલા રસ્તા થયા છે પણ મોટા ભાગના રસ્તા જાણે હજી અધૂરા હોય એવી છાપ ઊભી કરે છે. વચ્ચે આવતાં બાકી રહેલાં નાળાં, ગરનાળાંને લીધે એ છાપ હોય કે પછી રસ્તાઓની સપાટીની ખરાબ સ્થિતિ એને માટે જવાબદાર હોય.

પરિવહનમાં રસ્તાઓ પછી બીજો મહત્ત્વનો સવાલ બંદરોનો છે. આ બાબતમાં કુદરત ગુજરાત પ્રદેશ પ્રતિ પક્ષપાતી રહી છે. સમગ્ર ભારતના ૩૫૩૫ માઈલના દરિયાકાંઠાનો ૨૮ ટકા જેટલો એટલે કે લગભગ ૧૦૦૦ માઈલનો કાંઠો ગુજરાત પ્રદેશને મળ્યો છે. ભારતના બીજા કોઈ પણ રાજ્યનો કાંઠો કદાચ આટલો લાંબો નહિ હોય. વળી આ કાંઠો તૂટક હોઈ નાનાંમોટાં બંદરો માટેની સારી સગવડ છે. એટલે સદીઓથી ગુજરાત એના વહાણવટા અને બંદરી વેપાર માટે પંકાયેલું હતું. પણ બ્રિટિશોના આગમન પછી આ બધાં બંદરો પ્રતિ જે ઉપેક્ષા સેવવામાં આવી એના કારણે એ ધીકતો ધંધો પડી ભાંગ્યો. હવે ફરી એ બંદરોને ઊભાં કરવાના પ્રયાસ ચાલી રહ્યા છે.

ગુજરાત પ્રદેશમાં કુલ ૫૨ જેટલાં બંદરો છે. એમાં કંડલા એક મુખ્ય બંદર છે. માંડવી, નવલખી, બેડી, ઓખા, પોરબંદર, વેરાવળ, ભાવનગર અને ભરૂચ એ આઠ મધ્યમ કક્ષાનાં બંદર છે. સમગ્ર ભારતનાં કુલ ૧૮ મધ્યમ કક્ષાનાં બંદરો પૈકી આઠ તો ગુજરાત પ્રદેશમાં છે. અને બાકીનાં ૪૩ બંદર નાનાં છે. ભારતમાં આવાં નાનાં બંદર કુલ ૧૫૫ છે. વેરાવળ અને પોરબંદરને મધ્યમ કક્ષાનાં બંદર તરીકે વિકસાવવાની ભલામણ મધ્યસ્થ સરકારે નીમેલ મધ્યમકક્ષાનાં બંદર કમિટીએ કરી છે. બીજી પંચવર્ષીય યોજના નીચે આ બધાં બંદરોના વિકાસ માટે કુલ રૂ. ૯૧.૩૫ લાખની જોગવાઈ કરેલી. એ ઉપરાંત યોજના બહાર પણ એમની પાછળ રૂ ૯૩.૦૪ લાખ ખરચાશે. છતાં બંદરી વિકાસ હજી પણ ઘણું મોટું ખર્ચ માગી લે છે. તેલની શોધે ખંભાતને પણ ફરી બંદર તરીકે વિકસવાની તક ઊભી કરી છે.

શિક્ષણમાં ૭ થી ૧૧ની ઉંમરનાં બાળકો માટે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવામાં આવ્યું છે. પણ શિક્ષણનો મોટો ઝોક ટેકનિકલ શિક્ષણ ઉપર છે. એટલે સ્વાભાવિક રીતે એની પાછળ ઠીક ઠીક ખર્ચનો પ્રબંધ થયો છે અને સગવડો પણ ઊભી થઈ છે. ચાર એન્જિનિયરિંગ કૉલેજો અને કેટલાયે જિલ્લાઓમાં પોલિટેકનિકો શરૂ થઈ ગયેલાં છે. બીજી યોજનામાં શિક્ષણ માટેની કુલ જોગવાઈ રૂ. ૮૯૯.૫૧ લાખમાંથી ગુજરાતમાં ૩૬૯.૬૩, સૌરાષ્ટ્રમાં ૪૯૮.૫૪ અને કચ્છમાં ૩૧.૨૪ લાખ ખરચવાની વ્યવસ્થા છે.

આ ઉપરાંત સ્વાસ્થ્ય, દવાદારૂ, સામાજિક કલ્યાણ અને કામદાર કલ્યાણની યોજનાઓ પાછળ જરૂરી ખર્ચની જોગવાઈ કરવામાં આવી છે.

આ બીજી યોજનામાં મુખ્યત્વે સિંચાઈમાં ભૌતિક લક્ષ્યાંકો સિદ્ધ નહિ થાય પણ બીજી બાબતોમાં નિર્ધારિત લક્ષ્યાંકો હાંસલ થઈ જશે. એકંદરે પૈસાના ખર્ચની દૃષ્ટિએ બધી જ રકમ ખરચી શકાશે એ વિષે શંકા નથી.

ત્રીજી પંચવર્ષીય યોજના એ ગુજરાત રાજ્ય માટે પહેલી યોજના ગણી શકાય. જોકે અલગ રાજ્ય તરીકે એણે આ યોજના તૈયાર કરી પણ એની પૂર્વતૈયારી તો એ મુંબઈ રાજ્યનો ભાગ હતું ત્યારે જ ગયા વર્ષે શરૂ થઈ ગયેલી. મુંબઈ રાજ્યે રાજ્ય કક્ષાએ જુદા જુદા વિષયો ઉપર ત્રીજી યોજના માટે ભલામણ કરવા તેર અભ્યાસ-જૂથોની નિમણૂક કરી હતી. આ અભ્યાસ-જૂથોએ જે હેવાલ આપ્યા છે તેમાં પણ ગુજરાત પ્રત્યેની ઉપેક્ષાવૃત્તિ ડોકાયા વિના રહી નથી. ખાસ કરીને સિંચાઈ અને વીજળીની બાબતમાં આ વૃત્તિ તરત જણાઈ આવે છે. પણ ગુજરાત રાજ્ય અલગ થતાં એની ત્રીજી યોજના ઘડવામાં જો કોઈ પણ મર્યાદા હોય તો તે એની પોતાનાં સાધન અને શક્તિની.

પણ અલગ રાજ્ય થતાં કેટલાક નવા સવાલો એના માટે ઊભા થયા. દાખલા તરીકે અનાજની ખાધનો પ્રશ્ન, નવા વહીવટને ઠેકાણે પાડવાના સવાલ, નવા રાજ્યની જવાબદારી અંગે ઊભા થતા પ્રશ્નો અને કેટલીયે સંસ્થાઓ રાજ્ય કક્ષાએ ઊભી કરવાના સવાલ અને નવા રાજ્ય માટે નવી સગવડો ઊભી કરવાની જવાબદારી.

આ બધું છતાંયે આ ત્રીજી યોજનાનું માળખું પહેલી બે યોજનાએ ઊભા કરેલા પાયા ઉપર જ રચી શકાય એમ હતું. આ પણ એની એક મર્યાદા હતી.

અને છેલ્લી સૌથી મોટી મર્યાદા તો આયોજન પંચે નક્કી કરેલ ચોકઠાની અંદર જ યોજના ઘડવાની જરૂરિયાત હતી. આયોજન પંચે ખાસ સૂચન કરેલું કે દરેક રાજ્યની યોજના માટેનો ખર્ચ, તેની જરૂરિયાતો તથા મુખ્ય રાષ્ટ્રીય લક્ષ્યાંકો હાંસલ કરવામાં સંભવિત ફાળો, વિકાસ માટે સંભવિત શક્તિ અને પોતાની વિકાસ યોજનામાં જે સાધનસંપત્તિ દ્વારા તે રાજ્ય ફાળો આપી શકે તે સર્વનો અભ્યાસ કર્યા બાદ નક્કી કરી શકાય. પ્રત્યેક રાજ્યમાંની આર્થિક પરિસ્થિતિની આકારણી કરવા માટે વસ્તી અને વિસ્તાર જેવા સંબંધકર્તા વિષયો સિવાય આયોજન પંચે એ પણ જણાવ્યું હતું કે યોજનાનું પ્રમાણ અને એના ભૌતિક લક્ષ્યાંકો નક્કી કરવામાં અમુક માર્ગદર્શક મુદ્દાઓ ધ્યાનમાં રાખવાના છે. તે મુદ્દાઓ આ પ્રમાણે છે:

૧. બીજી યોજનાના અંતે અમલ હેઠળની અધૂરી યોજનાઓ પૂરી કરવા માટે જરૂરી રકમની જોગવાઈ પહેલી કરવાની રહેશે.

૨. પહેલી અને બીજી યોજનાની મુદત દરમ્યાન ઊભાં કરવામાં આવેલ સંપત્તિ અને સાધનોનો પૂરો લાભ ઉઠાવવા માટે જરૂરી ખર્ચનો પ્રબંધ.

૩. રાષ્ટ્રની ત્રીજી પંચવર્ષીય યોજનાના બુનિયાદી લક્ષ્યાંકોને રાજ્ય કક્ષાએ હાંસલ કરવાની જોગવાઈ. આમાં ખેતી ઉત્પાદનમાં વધારો, ગ્રામવિસ્તારોમાં માનવશક્તિના પૂરા ઉપયોગ માટે ગ્રામોદ્યોગ વગેરેનું વિસ્તરણ, ૬ થી ૧૧ વર્ષનાં બાળકો માટે ફરજિયાત પ્રાથમિક શિક્ષણની જોગવાઈ વગેરેનો સમાવેશ થાય છે.

૪. વિદ્યુતશક્તિના વિકાસ માટે રાષ્ટ્રની ત્રીજી યોજનામાં લગભગ રૂ. ૮૦૦ કરોડનો કામચલાઉ અંદાજ મૂકવામાં આવ્યો છે. બીજી યોજના હેઠળની જોગવાઈ કરતાં આ બમણી જોગવાઈ છે. ઔદ્યોગિક વિકાસની આ પ્રાથમિક જરૂરિયાત હોઈ એના ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે.

૫. બીજી યોજનામાં જે વિકાસ કાર્યો પાછળ રહી ગયાં હોય તે સરભર કરી લેવાં.

૬. બેકારી, અર્ધબેકારી અને પ્રાદેશિક પછાતપણું દૂર કરવા અને પ્રાકૃતિક સાધન સંપત્તિની જાળવણી કરવા જરૂરી જોગવાઈ કરવી.

આ સૂચનોનો ખ્યાલ રાખીને સૌથી મહત્ત્વનું જે સૂચન કરવામાં આવેલું તે એ હતું કે પ્રત્યેક રાજ્યે પોતાની ત્રીજી યોજના સામાન્ય રીતે પોતાની બીજી યોજના કરતાં દોઢીથી વધારે ન કરવી. પણ જ્યારે રાષ્ટ્રીય ત્રીજી યોજનાનો મુસદ્દો પ્રસિદ્ધ થયો ત્યારે એમાં રાજ્યો માટે કરેલી જોગવાઈ કુલ મૂડીરોકાણના લગભગ ૬૦ ટકા જેટલી હતી. આ બધું ધ્યાનમાં લઈને ગુજરાત રાજ્યે એની ત્રીજી યોજના રૂ. ૨૫૯.૪૯ કરોડની ઘડી.

સરખામણીની દૃષ્ટિએ વિષયવાર આ જોગવાઈ નીચે પ્રમાણે છે:

| અનુ. નં. વિષય | કેન્દ્રે નક્કી કરેલ જાહેર વિભાગનું કુલ મૂડીરોકાણ (કરોડમાં) | રાજ્યો માટે નક્કી કરેલ કુલ મૂડીરોકાણ (કરોડમાં) | ગુજરાત રાજ્યે સૂચવેલ મૂડીરોકાણ (કરોડમાં) |
|---|---|---|---|
| ૧. ખેતી અને સામુદિક વિકાસ | ૧૦૨૫ | ૯૦૦ | ૫૭.૯૬ |
| ૨. મોટી અને મધ્યમ કદની સિંચાઈ યોજનાઓ | ૬૫૦ | ૬૪૫ | ૫૯.૪૩ |
| ૩. વીજળી | ૯૨૫ | ૮૦૦ | ૫૧.૭૨ |
| ૪. ઉદ્યોગો, ગ્રામોદ્યોગ વગેરે | ૧૭૫૦ | ૧૮૦ | ૮.૬૪ |
| ૫. રસ્તાઓ, વાહનવ્યવહાર ઇ. | ૧૪૫૦ | ૨૨૫ | ૨૭.૫૧ |
| ૬. સામાજિક સેવાઓ | ૧૨૫૦ | ૯૫૦ | ૫૦.૪૩ |
| ૭. ઇતર | ૨૦૦ | – | ૩.૭૬ |
| કુલ | ૭૨૫૦ | ૩૭૦૦ | ૨૫૯.૪૯ |

ગુજરાત પ્રદેશની બીજી યોજનાની સાથે આ ત્રીજી યોજનાને સરખાવવામાં આવે તો આ પ્રમાણે વિષયવાર ખર્ચની વિગતો આવે છે:

| વિષય | બીજી પંચવર્ષીય યોજના (કરોડમાં) | (ટકા) | ત્રીજી પંચવર્ષીય યોજના નીચે સૂચિત ખર્ચ (કરોડમાં) | (ટકા) |
|---|---|---|---|---|
| ૧. ખેતી અને સામૂહિક વિકાસ | ૩૬.૦૦ | ૨૪.૭ | ૫૭.૯૬ | ૨૨.૩ |
| ૨. મોટી અને મધ્યમ સિંચાઈ | ૪૨.૬૩ | ૨૯.૨ | ૫૯.૪૩ | ૨૨.૯ |
| ૩. વીજળી | ૧૪.૭૭ | ૧૦.૧ | ૫૧.૭૨ | ૨૦.૦ |
| ૪. ઉદ્યોગો, ગ્રામોદ્યોગ, ખાણ ઇ. | ૪.૭૫ | ૩.૩ | ૮.૬૪ | ૩.૩ |
| ૫. રસ્તાઓ, વાહન વ્યવહાર, બંદરો | ૧૬.૮૫ | ૧૧.૫ | ૨૭.૫૧ | ૧૦.૬ |
| ૬. સામાજિક સેવાઓ | ૨૮.૦૫ | ૧૯.૩ | ૫૦.૪૭ | ૧૯.૪ |
| ૭. પ્રકીર્ણ | ૨.૮૫ | ૧.૯ | ૩.૭૬ | ૧.૫ |
| બાદ | – .૦૫ | | | |
| કુલ | ૧૪૫.૮૭ | ૧૦૦.૦ | ૨૫૯.૪૯ | ૧૦૦.૦૦ |

ઑક્ટોબર ૧૯૬૦માં આયોજન પંચ સાથેની પહેલી ચર્ચા બાદ, માહિતી પ્રમાણે, ગુજરાત રાજ્યની ત્રીજી પંચવર્ષીય યોજનાના સૂચિત કદ રૂ. ૨૫૯.૪૯ કરોડને બદલે રૂ. ૨૩૦ કરોડની મંજૂરી આપવામાં આવી છે. અલબત્ત, એમાં હજી ચારપાંચ કરોડનો વધારો થવાની શકયતા ખરી. ઉપરાંત કેન્દ્ર યોજનાઓ ઉપર ખર્ચ કરશે તે જુદું. આમ એકંદરે ત્રીજી યોજના રૂ. ૨૪૦ થી રૂ. ૨૪૫ કરોડની થાય તો નવાઈ નહિ. એનો અર્થ એ થયો કે પ્રમાણમાં ગુજરાત રાજ્યની યોજનામાં કંઈ ખાસ કાપકૂપી થઈ નથી. કમનસીબે જે કાપકૂપી થઈ છે તે ગુજરાતની સૌથી મોટી જરૂરિયાતો અને અધૂરી રહેલી યોજનાઓ—સિંચાઈ અને વીજળી ઉપર જ થઈ છે. છતાં પ્રમાણમાં ગુજરાત રાજ્યને પહેલી અને બીજી યોજનાઓની જેમ આ યોજનામાં પણ માથાદીઠ બીજાં રાજ્યોની સરખામણીમાં સારું મળ્યું છે એમ કહી શકીએ.

પહેલી યોજના વખતે કેન્દ્રે ૩૫.૬ ટકા જેટલું મૂડીરોકાણ આપેલું અને બાકીનું મુંબઈ રાજ્યે ઊભું કરવું પડેલું. બીજી યોજનામાં કેન્દ્રનો ફાળો ૪૧.૬ ટકા જેટલો છે. અને આ ત્રીજી યોજનામાં કેન્દ્ર ૪૭ ટકા જેટલી રકમ આપશે. બાકીની ગુજરાત રાજ્યે પોતાનાં સાધનોમાંથી ઊભી કરવી પડશે. રૂ. ૨૩૦ કરોડમાંથી કેન્દ્ર ૧૦૮ કરોડ આપે તો ગુજરાત રાજ્યે રૂ. ૧૨૨ કરોડ જેટલી રકમ '૬૧–૬૬નાં પાંચ વર્ષ દરમ્યાન યોજનાનાં કામ માટે ઊભી કરવાની રહેશે. આ ઉપરાંત ચાલુ જે ખર્ચ છે તે તો ખરું જ. વળી હમણાં ગુજરાત રાજ્યનું રેવન્યુ બજેટ ખાધવાળું છે એટલે એમાંથી કોઈ બચત કરીને યોજનાના કામમાં લઈ જવાનો ઝાઝો સંભવ નથી. તેથી નવા કર, લોનો, નાની બચત અને અસ્કયામતોના વેચાણમાંથી મૂડી ઊભી કરવાની રહેશે. ગુજરાત પ્રદેશ માટે આ એક જબરી કસોટી છે પણ જે કાર્ય હાથ ધર્યું છે તેને સર્વાંગ પાર ઉતારવું હોય તો આ કસોટીમાંથી પાર ઊતર્યે જ છૂટકો.

ગુજરાત રાજ્યની આ યોજનાનું વર્ણન એક જ શબ્દમાં કરવું હોય તો 'વાસ્તવિક' વિશેષણ જ એના માટે વાપરી શકાય. એની ઓછામાં ઓછી જરૂરિયાત અને વધુમાં વધુ સાધનોનો વપરાશ એ બંનેનો એમાં સુભગ મેળ છે. એણે સિદ્ધ કરવા ધારેલા ભૌતિક લક્ષ્યાંકો એનું વ્યાવહારિકપણું દાખવે છે. આ લક્ષ્યાંકો નીચે પ્રમાણે છે:

(ક) અન્ન ઉત્પાદનમાં ૭.૧૭ લાખ ટનનો વધારો. કપાસ અને તેલીબિયાંના ઉત્પાદનમાં અનુક્રમે ૧.૩૬ લાખ ટન અને ૦.૨૪ લાખ ટન વધારો થવાની અપેક્ષા છે. આ યોજના દરમ્યાન એક વધારાની ખેતીવાડીની કૉલેજ શરૂ કરવામાં આવશે.

(ખ) પશુચિકિત્સા વિષયક સેવાઓ: એક નવી પશુચિકિત્સા માટેની કૉલેજ શરૂ કરવાની યોજના છે. તદુપરાંત ૧૫૦ પશુચિકિત્સા માટેનાં દવાખાનાંઓને અદ્યતન બનાવવાનું અને ૩૪ને વિસ્તૃત કરવાનું યોજ્યું છે.

(ગ) સિંચાઈ હેઠળ વધુ વિસ્તાર: મોટાં, મધ્યમ અને નાનાં સિંચાઈ કામોને પરિણામે સિંચાઈમાં લગભગ ૧૪.૪૭ લાખ એકરનો વધારો અંદાજવામાં આવ્યો છે.

(ઘ) જમીન સંરક્ષણ: કોતર જમીનોના ૧૦,૦૦૦ એકરને રિક્લેઈમ (Reclaim) કરવા ઉપરાંત ૭.૯૨ લાખ એકરમાં કોન્ટુર પાળા બાંધવાના.

(ચ) સહકારી પ્રવૃત્તિ: વર્તમાન સભ્યપદમાં ૧૦ લાખ અથવા વર્તમાન સભ્યપદના લગભગ ૮૦ ટકા જેટલો વધારો નોંધવાની ધારણા છે.

(છ) મોટી સંખ્યાના પુલો અને નાળાં ઉપરાંત ૩,૦૦૦ માઈલથી વધુ નવા રસ્તાઓ તૈયાર કરવાની ધારણા છે.

(જ) શિક્ષણ: ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે ૬થી ૧૧ વર્ષની વચ્ચેની વયનાં ૮૨ ટકા બાળકોને ફરજિયાત પ્રાથમિક શિક્ષણ હેઠળ આવરી લેવામાં આવશે. તે ઉપરાંત ૧૫,૦૦૦ પ્રાથમિક શાળાઓનું બુનિયાદી શાળાઓમાં રૂપાંતર થશે. એક વધારાની ઇજનેરી કૉલેજ તથા આઠ વધારાની પોલિટેકનિક સંસ્થાઓ સ્થાપવામાં આવશે.

(ઝ) વીજળી: અત્યારની ૨૫૩ મેગાવૉટ્સ શક્તિમાં ૨૪૬ મે. વૉ. શક્તિનો વધારો થશે.

(૨) ઉદ્યોગ ક્ષેત્રે ૧૨ નવી વધારાની ઔદ્યોગિક વસાહતો ઊભી કરવામાં આવશે.

(૬) આરોગ્ય: સંખ્યાબંધ દવાખાનાં, ઇસ્પિતાલો વગેરે ઉઘાડવાની સાથે યોજના દરમ્યાન ઔષધ, દંતવિદ્યા અને શુશ્રૂષા એમ પ્રત્યેક માટે કૉલેજ સ્થાપવાનું ઠરાવ્યું છે. વધારામાં ૧૩૦ કુટુંબનિયોજન કેન્દ્રો સ્થાપવાની અપેક્ષા છે.

(૭) પછાત વર્ગના લગભગ ૪૦,૦૦૦ વિદ્યાર્થીઓને શિક્ષણ અને અને પરીક્ષા ફી તથા ૨૮,૭૪૧ વિદ્યાર્થીઓને છાત્રવૃત્તિ આપવાની વ્યવસ્થા.

આ લક્ષ્યાંકો સિદ્ધ કરવા માટે જે વિકાસ કાર્યો સૂચવવામાં આવ્યાં છે તેમની અને એ પાછળ રહેલાં કારણોની થોડી વિગતે ચર્ચા કરીએ.

ગુજરાત રાજ્ય જ્યાં સુધી મુંબઈ રાજ્યનો ભાગ હતું ત્યાં સુધી અન્ન ઉત્પાદનની ઊણપ ખાસ્સી સાલી નહોતી. પણ એ જુદું રાજ્ય બનતાં સૌથી પહેલું આ ઊણપે ધ્યાન ખેંચ્યું. ગુજરાત પ્રદેશની લગભગ અડધી જમીન રોકડિયા પાક નીચે છે. પણ અન્ન-ઊણપનું સાચું કારણ તો જમીનની એકરદીઠ ઓછી પેદાશ છે. એટલે વધુ અન્ન ઉત્પાદનનો સવાલ એ સઘન ખેતીનો સવાલ છે. સઘન ખેતી માટે જરૂરી સિંચાઈ, ખાતર, બિયારણ, મૂડી વગેરેનો પ્રબંધ આવશ્યક છે. આ અંગે યોજનામાં શક્ય તે જોગવાઈ વિચારાઈ છે.

આ અંગે જે એક વાત વારંવાર કહેવામાં આવે છે તે ગુજરાત પ્રદેશમાં ૧૮ લાખ ટન અનાજની ખાધ વિષે છે. ઘણાને આમાં અતિશયોક્તિ લાગે છે. પણ આ એક સીધો હિસાબ છે. ૧૯૫૧ની વસ્તીગણતરી પ્રમાણે ગુજરાત પ્રદેશની વસ્તી લગભગ ૧૬૩ લાખ છે. દર વર્ષે બે ટકા પ્રમાણે વસ્તી-વધારાનો અંદાજ છે. એ હિસાબે ૧૯૬૧માં ગુજરાત પ્રદેશની વસ્તી ૧૯૫ લાખ જેટલી થવાની. અને એ જ હિસાબે એ વસ્તી ૧૯૬૬ એટલે કે ત્રીજી પંચવર્ષીય યોજનાની આખરે ૨૧૫ લાખ થાય. રોજના માથાદીઠ ૧૫ ઔંસ અનાજ અને ૩ ઔંસ કઠોળના હિસાબે કુલ ૧૮ ઔંસ ગણીએ તો આ વસ્તી માટે ૧૯૬૬માં કુલ ૩૯.૮ લાખ ટન અનાજ જોઈએ. બીજી પંચવર્ષીય યોજનાના અંતે ગુજરાત પ્રદેશનું અનાજ ઉત્પાદન ૨૨.૩ લાખ ટન થવાનો અંદાજ છે. એટલે ૧૯૬૬ સુધીમાં જો ૧૮ લાખ ટન જેટલો વધારો થાય તો જ અનાજની તૂટ ન રહે. પણ પાંચ વર્ષમાં આ વધારો શક્ય નથી. એટલે જે ભારતનો લક્ષ્યાંક છે છે તે લગભગ ૩૦થી ૩૩ ટકા જેટલો ઉત્પાદન વધારો કરવાનો ગુજરાત રાજ્યે નિર્ણય કર્યો છે. એટલે અનાજ વધારાનો જે લક્ષ્યાંક ૭.૧૭ લાખ ટન રાખવામાં આવ્યો છે તે ખૂબ વ્યવહારુ અને વાસ્તવિક છે. આ વધારા છતાં તૂટ લગભગ ૧૧ લાખ ટન જેટલી રહેવાની એ ભૂલવું ન જોઈએ. બીજી બાજુ રૂ અને તેલીબિયાંના ઉત્પાદનમાં આપણે દેશમાં મોખરે છીએ. સમગ્ર ભારતની કુલ પેદાશના પાંચમા ભાગ જેટલું રૂ અને તેલીબિયાં આપણે ઉત્પન્ન કરીએ છીએ. દેશના આર્થિક નકશામાં ગુજરાત પ્રદેશે એનું સ્થાન સાચવી રાખવું હોય તો આ બન્નેનું ઉત્પાદન પણ વધારવું જ પડશે. આ માટે જરૂરી સંશોધન, સિંચાઈ રેકલેમેશન, સંરક્ષણ વગેરેની યોજનાઓને ત્રીજી યોજનામાં સમાવવામાં આવી છે. કુલ ખર્ચના ૨૨.૩ ટકા ખેતી અને સામૂહિક વિકાસ પાછળ ખર્ચાશે.

એકંદરે જોઈએ તો સમગ્ર યોજનાનો ઝોક ગ્રામલક્ષી છે. ખેતી, સામૂહિક વિકાસ અને સિંચાઈ મળીને લગભગ ૪૫ ટકા ઉપરાંત મૂડી-રોકાણ ગ્રામજનતા માટે છે. વળી વીજળી, રસ્તા અને સામાજિક સેવાઓ તેમ જ ગ્રામોદ્યોગો પાછળ થનાર ખર્ચનો મોટો હિસ્સો પણ ગામડાંઓ માટે જ છે.

બીજી પંચવર્ષીય યોજનામાં સિંચાઈનો વિચાર કરતાં ઉપર જોયું કે ૧૩ મોટી અને ૪૧ મધ્યમ કક્ષાની સિંચાઈ યોજનાઓ મળીને કુલ ૫૪ યોજનાઓ બીજી પંચવર્ષીય યોજનામાં ચાલુ હતી. આમાંથી ૩૫ યોજનાઓ તો પહેલી પંચવર્ષીય યોજનાની અધૂરી યોજનાઓ હતી અને ૧૯ નવી યોજનાઓ હતી. અંદાજ એવો છે કે આ કુલ ૫૪ યોજનાઓમાંથી ફક્ત ૬ જેટલી સિંચાઈ યોજનાઓ જ બીજી યોજના દરમ્યાન પૂરી થઈ શકે એમ છે. એટલે ૪૮ યોજનાઓ માટે ત્રીજી યોજનામાં જોગવાઈ કરવી પડશે. આમાં બીજી યોજનામાં શરૂ કરેલ બધી ૧૯ યોજનાઓ આવી જાય છે; જ્યારે ૨૯ યોજનાઓ છેક પહેલી યોજનાથી ઢસડાતી આવી છે. તેર યોજનાઓ તો એવી છે કે જે આમ તો પૂરી થઈ ગઈ છે પણ થોડા નાના ખર્ચને કારણે લંબાયા કરે છે. આ ૧૩ યોજના માટે ખર્ચ પણ ફક્ત ૧૩ લાખ જેટલો થાય એમ છે. એટલે પહેલી અને બીજી પંચવર્ષીય યોજનાની ૩૫ યોજનાઓ બાકી ગણી શકીએ. પણ આ બાકી રહેલી બધી ૪૮ યોજનાઓનો અંદાજી કુલ ખર્ચ રૂ. ૧૫૩ કરોડ જેટલો થાય છે.

આમ રૂ. ૧૫૩ કરોડ સામે ત્રીજી યોજનામાં નીચે પ્રમાણે સગવડ કરવાનું વિચાર્યું હતું:

| ક્રમ યોજના | અંદાજી ખર્ચ (કરોડમાં) | ત્રીજી યોજનામાં વિચારેલી જોગવાઈ (કરોડમાં) |
| --- | --- | --- |
| ૧. ઉકાઈ | ૬૦.૭૩ | ૧૫.૨૬ |
| ૨. કડાણા | ૧૬.૦૦ | ૪.૦૦ |
| ૩. નર્મદા | ૪૩.૦૯ | ૭.૧૮ |
| કુલ ત્રિવિધલક્ષી યોજનાઓ માટે | ૧૧૯.૮૨ | ૨૬.૪૪ |
| ૪. મહી (પહેલી યોજનામાં ૪.૪૨ અને બીજીમાં ૮.૨૩ ખર્ચવામાં આવ્યા છે) | ૨૨.૭૦ | ૪.૦૦ |
| ૫. કાકરાપાર (બીજી યોજના સુધીમાં ૧૩.૫૦ કરોડ ખર્ચાશે) | ૧૮.૭૬ | ૪.૦૦ |

| | | |
|---|---|---|
| ૬. મેશ્વો | ૧.૦૪ | ૦.૪૨૭૫ |
| ૭. સરસ્વતી | — | ૦.૮૨૭૭ |
| ૮. દાંતીવાડા (બીજી યોજના સુધીમાં ૨.૨૨ કરોડ ખર્ચાયે) | ૮.૨૮ | ૬.૦૪૮૪ |
| ૯. હાથમતી | ૧.૮૭ | ૦.૯૫૩૦ |
| ૧૦. શેત્રુંજી (પાલીતાણા) | ૬.૭૩ | ૩.૭૩૩૪ |
| ૧૧. ભાદર | ૩.૨૩ | ૨.૪૨૬૮ |
| ૧૨. મચ્છુ-૨ | ૧.૭૨ | ૧.૬૬૮૦ |
| ૧૩. શેત્રુંજી (ખોડીઆર) | ૧.૨૪ | ૦.૬૨૭૦ |
| ૧૪. સાબરમતી | — | ૧.૦૦ |
| કુલ મોટી સિંચાઈ યોજનાઓ | | ૨૫.૭૪૧૮ |
| ૧૫. તેર અધૂરી યોજનાઓ | — | ૦.૧૩૫૦ |
| ૧૬. હરણાવ | ૦.૪૬૧૬ | ૦.૧૪૨૫ |
| ૧૭. મોટી ફતેવાડી | ૦.૫૯૧૭ | ૦.૦૨૬૬ |
| ૧૮. કરડ | ૦.૯૯૮૮ | ૦.૦૯૧૮ |
| ૧૯. મચ્છુ-૧ | ૧.૪૭૫૩ | ૦.૦૩૦૦ |
| ૨૦. વીસ અધૂરી યોજનાઓ પૂરી કરવા | — | ૩.૨૧૫૩ |
| ૨૧. નવી મધ્યકક્ષાની યોજનાઓ માટે | — | ૧.૫૦૦૦ |
| કુલ મધ્યમ કક્ષાની યોજનાઓ માટે | — | ૫.૧૪૧૨ |
| એકંદરે કુલ સિંચાઈ માટે | — | ૫૭.૩૨૯૪ |
| પ્રકીર્ણ યોજનાઓ: | | |
| સર્વે અને તપાસ, મિકેનિકલ વર્કશોપ અને સિંચાઈ-સંશોધન | | ૧.૬૦ |
| પૂરનિયંત્રણ યોજનાઓ | | ૦.૫૦ |
| કુલ | | ૫૯.૪૨૯૪ |

આ રીતે એકંદરે સિંચાઈ અંગેનાં કામકાજ માટે કુલ રૂ. ૫૯ કરોડ ઉપરની જોગવાઈ વિચારવામાં આવેલી. પણ ગુજરાત રાજ્યની ત્રીજી પંચવર્ષીય યોજના ઉપર જે કાપ પડયો તેમાં સિંચાઈ ઉપર લગભગ રૂ. ૯ કરોડ જેટલો કાપ આવે છે. જેમાં એકલી ઉકાઈ ઉપર લગભગ રૂ. ૭ કરોડ જેટલો કાપ હોવાનું જાણવા મળે છે. પણ બાકી જે રૂ. ૫૦ કરોડ જેટલી જોગવાઈ રહી તેમાં ત્રણ વિવિધલક્ષી ઉકાઈ, કડાણા અને નર્મદા અને બે મોટી યોજનાઓ મહી અને કાકરાપાર અધૂરી રહેશે. બાકીની બધી યોજનાઓ પૂરી કરવાની દૃષ્ટિએ જ એમના માટે જરૂરી નાણાંની સગવડ કરવામાં આવી છે. લાગે છે કે વર્ષોથી ખેંચાતી આવેલી, કાકરાપાર અને મહીને પણ ત્રીજી યોજના દરમ્યાન પૂરી કરી દેવાઈ હોત તો વધારે સારું થાત. આજે જે બધું જ વર્ષોથી અધૂરું અધૂરું લાગ્યા કરે છે તેને બદલે ફક્ત ત્રણ વિવિધલક્ષી યોજનાઓ જ બાકી રહેત અને બીજું પૂરું થઈ જાત. સિંચાઈની જમીનમાં વધારો થાત એટલું જ નહિ પણ આ બાકી રહેતી ત્રણે યોજનાઓ ઉપર પછી બધું ધ્યાન કેન્દ્રિત કરી શકાત.

ત્રીજી યોજનાના અંત સુધીમાં કુલ લગભગ રૂ. ૧૧૦ કરોડ જેટલો ખર્ચ કર્યા પછી અંદાજે ચૌદેક લાખ એકર જેટલી જમીનને સિંચાઈ મળી શકશે એટલે કે ગુજરાત પ્રદેશમાં કુલ ખેતી ઉપયોગમાં આવતી જમીનના લગભગ ૬ ટકા જેટલી આ જમીન થઈ. ભારતમાં સરેરાશ સિંચાઈ અત્યારે પણ ૧૭ ટકા જેટલી તો છે. આ ઉપરથી સિંચાઈના ક્ષેત્રે હજુ કેટલું બધું કામ બાકી રહે છે તેનો આ પુરાવો છે. એક અંદાજ છે કે ગુજરાત પ્રદેશની બધી જ નદીઓનાં પાણીનો શક્ય ઉપયોગ કરવામાં આવે તોપણ ગુજરાત પ્રદેશની જમીનના ૨૦ ટકામાં જ પીત થઈ શકે એમ છે. એટલે જેટલું કામ કર્યું તે ફક્ત હજુ ત્રીજા જ ભાગનું થયું છે. બે ભાગ જેટલું હજુ બાકી છે.

* * *

વીજળીની જરૂરિયાત વિષે કંઈ વધુ કહેવાનું ન હોય. વિકાસના માપદંડ જેવી આ જરૂરિયાત પ્રત્યે પૂરતું ધ્યાન ન આપવાના કારણે આજે તાત્કાલિક ગુજરાતમાં વીજળીની મોટી ખેંચ છે. કહેવું જોઈએ કે ઉત્પાદનના આયોજનમાં અત્યાર સુધી તો આપણે ગફલત જ કરી છે. ત્રીજી યોજનામાં એ ભૂલ સુધારી લેવાનો પ્રયત્ન થઈ રહ્યો છે એ શુભ નિશાની છે.

સેન્ટ્રલ વૉટર ઍન્ડ પાવર કમિશનની એક જૂની ગણતરી પ્રમાણે ગુજરાત રાજ્યમાં ત્રીજી પંચવર્ષીય યોજનાના અંતે વીજળીની કુલ માગ ૫૨૦ મે. વૉ. થવાનો અંદાજ હતો. પણ ગુજરાત રાજ્યનું અલગ એકમ બનતાં નવા ઉદ્યોગની જરૂરિયાત, જૂના ઉદ્યોગોનો વિકાસ, ખનીજ તેલના કારણે ઊભી થયેલી જરૂરિયાત અને ખેતી માટે પણ વીજળીની વધેલી માગ વગેરે જોતાં ત્રીજી પંચવર્ષીય યોજનાના અંતે નહિ પણ એની શરૂઆતમાં જ આટલી માગ થઈ જવાનો સંભવ છે. વીજળી માટે મોટા થર્મલ સ્ટેશનની યોજના મંજૂર થાય ત્યાર પછી એના અમલમાં કંઈ નહિ તોયે ઓછામાં ઓછો ત્રણથી સાડા ત્રણ વર્ષનો સમય લાગે છે. વીજળી મળવા માટેના આ સમયની ગણતરી વીજળીની વધતી જતી માગની સાથે સાથે ગણીને જ વીજળીનું આયોજન કરવું જોઈએ. સામાન્ય રીતે વીજળીનું ઉત્પાદન, જરૂરિયાત કરતાં ત્રણેક વર્ષ જેટલું આગળ રહેવું જોઈએ. ગુજરાત પ્રદેશ માટે આ જાતનું આયોજન ન થઈ શક્યું તેના કારણે આજે વીજળીની ભારે ખેંચ ઊભી થઈ છે.

બીજી પંચવર્ષીય યોજનાના અંતે ગુજરાત રાજ્યમાં વીજળીનું ઉત્પાદન ૨૫૩ મે. વૉ. થવાનો અંદાજ છે. સેન્ટ્રલ વૉટર ઍન્ડ પાવર કમિશનની ગણતરીનો આધાર લઈએ તોપણ ત્રીજી યોજના અંતે વીજળીની માગ ૫૨૦ મે. વૉ. થવાની. એટલે કે ત્રૂટ ૨૬૭ મે. વૉ. જેટલી છે. આ ગણતરી પ્રમાણે પરિસ્થિતિ નીચે પ્રમાણે છે

નોંધ: આમાં ફક્ત એક સાબરમતી નવી યોજના છે. બાકીની બીજી પંચવર્ષી યોજનામાં અધૂરી રહેલી યોજનાઓ છે. સાબરમતીનો અંદાજ તો રૂ. ૧૩ કરોડનો છે પણ એમાંથી ફક્ત એક કરોડની જ જોગવાઈ ત્રીજી યોજનામાં કરવામાં આવેલી. સરસ્વતી યોજના ફરી વિચારણા નીચે છે.

ઉત્તર ગુજરાત ગ્રીડ : આ ગ્રીડ માટેની વીજળી અમદાવાદ ઇલેક્ટ્રિસિટી સપ્લાય કું. પૂરી પાડે છે. એની જનરેટિંગ કૅપેસિટી ૧૫૭.૫ મે. વૉ.ની છે અને ફર્મ કૅપેસિટી ૧૪૨.૫ મે. વૉ. છે. ૩૦ મે. વૉ. વધારવા માટેના પ્રયાસો ચાલે છે એટલે ૬૨–૬૩માં એની ઇન્સ્ટોલ્ડ કૅપેસિટી ૧૮૭.૫ મે. વો. થશે; અને ફર્મ કૅપેસિટી ૧૫૭.૫ મે. વૉ. થશે. પણ આમાંથી ૨૨.૫ મે. વૉ. જેટલાં મશીન જૂનાં અને ખર્ચાળ ઉત્પાદન કરનારાં છે. વળી એમનો સમય પણ થઈ ગયો છે. એટલે આ કંપનીની બાબતમાં તો હતા ત્યાંના ત્યાં જ રહેવાના. અત્યારે કંપની ગ્રીડને ૩૦ મે. વૉ. વીજળી આપે છે. બાકીની અમદાવાદ શહેર માટે વપરાય છે. પણ અંદાજ છે કે અમદાવાદની જરૂરિયાત લગભગ ૧૬૭ મે. વૉ. જેટલી અને ઉત્તર ગુજરાત ગ્રીડની જરૂરિયાત ૮૦ મે. વૉ. જેટલી એટલે કે કુલ જરૂરિયાત ૨૪૭ મે. વો. થશે.

દક્ષિણ ગુજરાત ગ્રીડ: સર્વે રિપોર્ટ પ્રમાણે ૬૫–૬૬માં આ ગ્રીડ ઉપરની માગ ૬૨ મે. વૉ. થશે. એમાં વડોદરા વિસ્તારની ૨૧ મે. વૉ.ની ગણતરી કરી છે. જોકે આજે જ આ વિસ્તારોમાં માગ આ કરતાં કંઈ વધી ગઈ છે. ઉતરાણ પાવર સ્ટેશનમાંથી દક્ષિણ ગુજરાત ગ્રીડને વીજળી પૂરી પાડવામાં આવે છે. ત્યાં ઇન્સ્ટોલ્ડ કૅપેસિટી વધારવાનું કામ ચાલે જ છે. એના અંતે એની ઇન્સ્ટોલ્ડ કૅપેસિટી ૬૭.૫ મે. વૉ. અને ફર્મ કૅપેસિટી ૫૨.૫ મે. વૉ. થશે.

રાજકોટ વિભાગ : આ વિભાગમાં અત્યારે વીજળીની જરૂરિયાત મધ્યમ કક્ષાનાં સ્ટેશનો—શાહપુર, સિક્કા, પોરબંદર, ભાવનગર, રાજકોટ વગેરે પૂરી પાડે છે. આ બધાની ભેગી શક્તિ ૫૩ મે. વૉ. જેટલી છે જ્યારે ૬૫–૬૬માં માગ ૧૨૬ મે. વૉ. થવાનો અંદાજ છે.

કચ્છમાં ભૂજ, માંડવી, નખત્રાણા, મુંદ્રા અને કંડલાનાં વીજળી ઘરો કામ કરે છે. અંદાજ પ્રમાણે કચ્છની જરૂરિયાત ત્રીજી પંચવર્ષીય યોજનાના અંતે ૧૪ મે. વૉ. જેટલી થશે.

આ બધા ઉપરાંત ૫૦ મે. વૉ. જેટલો અંદાજ વધુ મૂકવામાં આવેલો જેથી અણધારી માગને પહોંચી વળાય.

એટલે ગુજરાત રાજ્યના જુદા જુદા વિસ્તારોમાં વીજળીની ઉત્પાદન શક્તિ અને માગ નીચે પ્રમાણે થવાનો અંદાજ છે:

| ક્રમ | વિસ્તાર | ત્રીજી યોજનાના અંતે અંદાજી માગ (૧૯૬૫–૬૬માં) મે. વો. માં | બીજી યોજના અંતે જનરેટિંગ કૅપેસિટી ઇન્સ્ટોલ્ડ મે. વો. | ફર્મ મે. વો. | ત્રીજી યોજનાના અંતે જનરેટિંગ કૅપેસિટી ઇન્સ્ટોલ્ડ મે. વો | ફર્મ મે. વો |
|---|---|---|---|---|---|---|
| ૧. | ઉત્તર ગુજરાત: | | | | | |
| | (ક) અમદાવાદ | ૨૪૭ | ૧૫૭.૫ | ૧૪૨.૫ | ૨૧૭.૫ | ૧૬૫.૫ |
| | (ખ) ખંભાત | – | – | – | ૨૦૦.૦ | ૨૦૦.૦ |
| ૨. | દક્ષિણ ગુજરાત (ઉતરાણ) | ૮૩ | ૬૭.૫ | ૫૨.૫ | ૯૭.૫ | ૬૭.૫ |
| ૩. | રાજકોટ વિભાગ | ૧૨૬ | ૬૮.૦ | ૫૩.૦ | ૬૮.૦ | ૫૩.૦ |
| ૪. | ઉપરના વિસ્તારોમાં વધારાની માગ | ૫૦ | – | – | – | – |
| ૫. | કચ્છ | ૧૪ | ૮.૭ | ૫.૦ | ૧૮.૭ | ૧૩.૫ |
| | કુલ | ૫૨૦ | ૩૦૧.૭ | ૨૫૩.૦ | ૬૦૧.૭ | ૪૯૯.૦ |

બીજી પંચવર્ષીય યોજનાના અંતે વીજળીની બાબતમાં બીજાં રાજ્યોની સરખામણીમાં ગુજરાત રાજ ક્યાં હશે તે નીચેની માહિતી ઉપરથી જણાશે:

આંધ્ર ૩૦૩.૬ મે. વો. બિહાર ૬૪૧.૫, કેરલ ૧૬૬, મધ્યપ્રદેશ ૩૦૫.૨, મદ્રાસ ૫૮૨.૦, મહારાષ્ટ્ર ૭૮૮.૫, મૈસૂર ૨૩૪.૦, ઓરિસ્સા ૨૮૦.૬, પંજાબ ૩૭૭.૪, રાજસ્થાન ૧૬૯.૧, ઉત્તર પ્રદેશ ૪૨૩.૦૦, પશ્ચિમ બંગાળ ૯૬૬.૫, અને ગુજરાત ૨૫૩.

વીજળીની જરૂરિયાત અને ઉત્પાદન વચ્ચેનો આ મોટો તફાવત રાખવા માટે ખંભાતમાં ૨૦૦ મે. વૉ.ના નવા થર્મલ પાવર સ્ટેશનની યોજના બીજી પંચવર્ષીય યોજના દરમિયાન વિચારાઈ અને તાત્કાલિક એના અમલ માટેનો પ્રયાસ કરવામાં આવ્યો. પણ એ યોજના પૂરી થતાં અને એમાંથી વીજળી મળતાં ત્રીજી પંચવર્ષીય યોજનાનાં પહેલાં બે વર્ષ તો નીકળી જવાનાં. ત્રીજી પંચવર્ષીય યોજનામાં વીજળી માટે કરવા ધારેલ ખર્ચની વિગતો સામે આપ્યા પ્રમાણે છે:

| | રૂ. લાખમાં |
|---|---|
| ૧. ખંભાતનું નવું થર્મલ પાવર સ્ટેશન | ૨૦૭૯ |
| ૨. ઉતરાણ પાવર સ્ટેશનમાં વધારો | ૨૬૦ |
| ૩. સાબરકાંઠા જિલ્લામાં ઈલેક્ટ્રિફિકેશન | ૬૧ |
| ૪. કચ્છ | ૩૧૦ |
| ૫. રાજકોટ વિભાગમાં | ૯૧૨ |
| ૬. ઉત્તર ગુજરાત અને દક્ષિણ ગુજરાત ગ્રીડની યોજનાઓ (અધૂરી સાથે) | ૧૩૫૦ |
| ૭. વધારાના ઉત્પાદન માટે | ૨૦૦ |
| કુલ | ૫૧૭૨ |

આમ વીજળી માટે જ્યારે બીજી યોજનામાં રૂ. ૧૪.૭૭ કરોડની જોગવાઈ હતી (જે કુલ ખર્ચના ૧૦ ટકા જેટલી હતી) તેની સામે ત્રીજી યોજનામાં રૂ. ૫૧.૭૨ કરોડ (જે કુલ ખર્ચના ૨૦ ટકા

જેટલા છે)ની જોગવાઈ વિચારેલી પણ આયોજન પંચે જે કાપ મૂકયો તેમાં વીજળી ઉપરના ખર્ચનો કાપ, જરૂરિયાતની દૃષ્ટિએ, પ્રમાણમાં ઘણો મોટો છે. પંચે રૂ. ૫૧.૭૨ના બદલે રૂ. ૪૪.૯૮ કરોડની મંજૂરી આપી હોવાનું જણાય છે.

આ ઉપરાંત જેની શરૂઆતની જાહેરાતથી ગુજરાત પ્રદેશ અપેક્ષા રાખતું હતું કે એ ગુજરાત રાજ્યમાં જ કોક જગાએ સ્થાપવામાં આવશે તે અણુવીજળી મથક આખરે મહારાષ્ટ્રમાં તારાપોર ખાતે સ્થાપવાનું નક્કી થયું છે. એમાંથી ઉત્પન્ન થનાર અંદાજે ૩૦૦ મે. વો. વીજળી શક્તિ ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે સરખા હિસ્સે વહેંચવાની છે. એટલે ચોથી પંચવર્ષીય યોજનાની શરૂઆતમાં ગુજરાત રાજ્યને આ ૧૫૦ મે. વો. વીજળી મળવાનો સંભવ છે. પણ ચોથી પંચવર્ષીય યોજનાની કુલ જરૂરિયાતનો ખ્યાલ કરીને વધારાની વીજળીનું આયોજન વેળાસર થવું જરૂરી છે, નહિ તો અત્યારે જે પરિસ્થિતિ ઊભી થઈ છે તેવી પાછી પાંચ વર્ષે થઈને ઊભી રહેશે.

આ સાથે એ યાદ રાખવું જરૂરી છે કે થર્મલ કે અણુવીજળી, હાઈડ્રોપાવરની સરખામણીમાં ઘણી મોંઘી પડે છે. એટલે વીજળીની કિંમત જે માલના ઉત્પાદનમાં અગત્યનો ભાગ ભજવે છે તે માલની ઉત્પાદનકિંમત ગુજરાત રાજ્યમાં, મહારાષ્ટ્ર કે બીજાં રાજ્યો જેમને સસ્તી હાઈડ્રો વીજળી મળે છે તેમની સરખામણીમાં વધુ જ પડવાની. એટલે હરીફાઈના બજારમાં ઊભા રહેવું એના માટે વધુ મુશ્કેલ પડવાનું. મોટા પાયા ઉપરના ઉદ્યોગીકરણ માટે એટલે હાઈડ્રોઈલેક્ટ્રીસિટીથી ઉત્પન્ન થતી વીજળી મેળવવી અનિવાર્ય બની જાય છે. ગુજરાત રાજ્યમાં આ પ્રકારની શક્તિ મેળવવાની શક્યતા મહી, તાપી અને નર્મદા નદીઓ ઉપર જ છે. મહીની કડાણા યોજનામાંથી લગભગ ૪૫,૦૦૦ કિ. વો. અને તાપીની ઉકાઈ યોજનામાંથી ૧,૧૦,૦૦૦ કી. વો. વીજળી મળે તેવો પ્રબંધ કરવામાં આવેલો છે. પણ જે કામ કરવાનું છે તે જોતાં ચોથી પંચવર્ષીય યોજનાના અંત સુધીમાં આ વીજળી મળવાનો જરા પણ સંભવ નથી.

નર્મદામાં વિપુલ પાણી છે. એની કુલ વીજળી આપવાની શક્તિ ભારતની બધીયે નદીઓને ટપી જાય તેવી છે. એક અંદાજ છે કે નર્મદાની કુલ શક્તિ ૧૭ થી ૨૦ લાખ કી. વો. વીજળી આપી શકે તેવી છે. એમાંથી ૬ લાખ કી. વો. કરતાં વધારે વીજળી તો ગુજરાતમાં જ, નવાગામ પાસે જ્યાં નર્મદા ઉપર બંધ બાંધવાનો છે ત્યાં જ, ઉત્પન્ન કરી શકાય એમ છે. પણ એ યોજના પરિપૂર્ણ થતાં હજુ વર્ષો લાગશે. છતાં આ બધાનો ખ્યાલ કરીને અને એ કામ શક્ય એટલી ઝડપે આગળ ધપાવવાની સાથે સાથે વચલા ગાળામાં વીજળીની તૂટ ન પડે તેની કાળજી પહેલેથી રાખવી પડશે.

અત્યારે તાત્કાલિક તો ગુજરાતને વીજળીની ખેંચ ભોગવ્યે જ છૂટકો છે. આ ખેંચથી નવા ઉદ્યોગોની સ્થાપનામાં થનાર વિલંબ તથા ખેતીના વિકાસમાં થનાર અડચણનો અડસટ્ટો નીકળી શકે એમ નથી.

* * *

સિંચાઈ અને વીજળીની સાથે સાથે વિકાસની ત્રીજી પ્રાથમિક આવશ્યકતા રસ્તાઓ અને બંદરો તથા બારાંની છે. આપણે પહેલાં જોયું તે પ્રમાણે ગુજરાત રાજ્યમાં રસ્તાઓની તો બહુ મોટી ઊણપ છે. નાગપુર યોજના પ્રમાણે ૨૪,૦૦૦ માઈલના રસ્તાઓ જોઈએ જ્યારે બીજી પંચવર્ષીય યોજનાના અંતે ગુજરાત રાજ્યમાં માંડ ૧૫,૦૦૦ માઈલના રસ્તા હશે અને તેમાં પણ ઘણા રસ્તાઓ તો જરૂરી ધોરણના પણ નથી.

અત્યારે જેટલાં રસ્તાનાં કામ ચાલે છે એટલાં પૂરાં કરવાં હોય તો રૂ. ૧૨.૧૦ કરોડની જોગવાઈ કરવી પડે. એટલે સ્વાભાવિક રીતે ત્રીજી યોજનામાં આ કામ ઉપર ભાર દેવામાં આવ્યો છે. અધૂરાં કામ પૂરાં કરવાં, ખૂટતી કડીઓ બાંધી દેવી, પુલો અને નાળાં જ્યાં જ્યાં બાકી હોય ત્યાં કરી દેવા અને ચાલુ રસ્તાઓને સુધારવા ઉપર વધુ ધ્યાન આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. તે સર્વ રીતે વાજબી છે. આ દૃષ્ટિએ ત્રીજી યોજનામાં નીચેની કક્ષાનાં કામ હાથ ધરવામાં આવશે:

(૧) રાજ્યના મથક સાથે જિલ્લા મથકને જોડતા રસ્તાઓને બે વાહન જઈ શકે તેટલા પહોળા બનાવવા.

આવા ૧૫૦ માઈલના રાજ્ય માર્ગોનું કામ શરૂ કરવામાં આવશે. એ કામ પછી ચોથી યોજનામાં પણ ચાલુ રહેશે.

(૨) તાલુકા મથકને જિલ્લા મથક સાથે બધી ઋતુઓમાં કામ લાગે તેવા રસ્તાઓથી જોડવાં.

આવા ૧૫૦ માઈલના રસ્તાઓનું કામ હાથ ઉપર લેવામાં આવશે. આ કામ પણ ચોથી યોજનામાં ચાલુ રહેશે.

(૩) જ્યાં જ્યાં નાળાં કે ગરનાળાં ખૂટે છે તે બાંધી દેવાં.

૩૪૦ માઈલ જેટલા રસ્તાઓ ઉપર આ પ્રકારનાં કામ કરીને એમને બધી જ ઋતુઓમાં વાપરવાલાયક બનાવવા.

(૪) ખૂટતા પૂલ બાંધવા

બીજી યોજના દરમ્યાન બંધાતા ૯૨ પુલનાં કામ પૂરાં કરવાં આમાંથી ૪૮ પુલ તો રાજ્ય માર્ગો ઉપર છે. ૩૫ જિલ્લાના મુખ્ય રસ્તાઓ ઉપર અને ૯ જિલ્લાના બીજા રસ્તાઓ ઉપર છે.

આ ઉપરાંત ત્રીજી યોજના દરમ્યાન બીજા ૧૩૮ નવા પુલનાં કામ શરૂ થશે. આમાં ૬૩ રાજ્ય માર્ગો ઉપર, ૭૨ જિલ્લાના મુખ્ય રસ્તાઓ ઉપર અને ૩ બીજા રસ્તાઓ ઉપર છે.

(૫) ચાલુ રસ્તાઓને સુધારવા

બીજી યોજના દરમ્યાન શરૂ કરેલા ૩૫૦ માઈલના રાજ્યમાર્ગો, ૩૦૦ માઈલના જિલ્લા કક્ષાના રસ્તાઓ અને ૭૩ માઈલના અન્ય રસ્તાઓ એમ કુલ ૭૨૩ માઈલના રસ્તાઓને યોગ્ય ધોરણે લાવવા અને પૂરા કરવા. ઉપરાંત બીજા ૧૨૨ માઈલના રસ્તાઓને પણ એ કક્ષાએ લઈ આવવા.

(૬) રસ્તાનાં નવાં કામ

બીજી પંચવર્ષીય યોજનામાં શરૂ કરેલ ૫૦૭ માઈલ રાજ્યમાર્ગો, ૮૨૪ માઈલ જિલ્લાના મુખ્ય રસ્તાઓ અને ૪૨૦ માઈલ અન્ય રસ્તાઓ મળી કુલ ૧૭૫૧ માઈલના રસ્તાઓનાં અધૂરાં કામ ત્રીજી યોજનામાં પૂરાં કરવાં.

વધારામાં ૫૭ માઈલના રાજ્ય માર્ગો, ૨૯૫ માઈલના જિલ્લા કક્ષાના મહત્ત્વના માર્ગો અને અને ૭૭ માઈલના અન્ય માર્ગો મળી કુલ ૪૫૧ માઈલનાં નવાં કામ શરૂ કરવાં.

આ નવાં કામની કુલ અંદાજી કિંમત તો રૂ. ૯૨૫ લાખ થાય છે. પણ જૂનાં કામ ઉપર ખર્ચવાની રકમ મોટી હોવાથી આ કામો પાછળ ફક્ત રૂ. ૩૧૫ લાખની જ જોગવાઈ થઈ શકી છે.

એટલે એકંદરે રસ્તાઓ ઉપર ત્રીજી યોજનામાં કુલ રૂ. ૧૫.૨૫ કરોડની જોગવાઈ કરવામાં આવી છે. આ છતાં ત્રીજી યોજનાના અંતે રાજ્યના કુલ માર્ગો ફક્ત ૧૮,૦૭૫ માઈલના જ થશે. નાગપુર યોજનાનો લક્ષ્યાંક તો ત્યારે પણ દૂર જ હશે. આ ઉપરથી ગુજરાત પ્રદેશનું રસ્તાઓની ઊણપનું પ્રમાણ સમજાશે.

ઉપર કહી તે જોગવાઈ ઉપરાંત રૂ. ૨૭૫ લાખની જોગવાઈ ૧૩૭૫ માઈલના ગામડાંઓના 'એપ્રોચ' રસ્તાઓ માટે કરવામાં આવેલી છે.

આમ રસ્તાઓ માટેની કુલ જોગવાઈ રૂ. ૧૮ કરોડ થાય છે. બીજી યોજનામાં રસ્તાઓ માટે જે ખર્ચ થશે છે તેના જેટલી જ લગભગ આ જોગવાઈ છે. પણ સાધનોની મર્યાદા જોતાં બીજું થઈ પણ શું શકે? છતાં લાગે છે કે ગામડાંઓને જોડતા જિલ્લાના અન્ય માર્ગો અને ગ્રામ-રસ્તાઓ માટે વધુ જોગવાઈની જરૂર હતી કારણ કે ગામડાંઓ માટે દરેક પ્રકારના વિકાસનું પહેલું પગથિયું સારો રસ્તો છે. એમની આર્થિક સ્થિતિ સુધારવા માટે પણ એ આવશ્યક છે. અને છેવટે રસ્તાઓ શક્ય ન હોય તો તદ્દન જરૂરી નાળાં ગરનાળાં આપીને પણ ચોમાસામાં બહારની દુનિયાથી વિખૂટાં પડી જતાં આ ગામડાંઓને થોડી સગવડ કરી આપવી ખૂબ જ જરૂરી છે યોજનામાં આ અંગે કંઈ જ જોગવાઈ નથી કરાઈ એ બરાબર નથી.

ગુજરાત રાજ્યે રસ્તાઓ બાબતમાં હજી લાંબી મજલ કાપવાની છે.

ગુજરાત રાજ્યનાં બંદરો અને બારાં વિષે પહેલાં જણાવેલું છે. સમગ્ર દેશનાં મધ્યમ અને નાની કક્ષાનાં બંદરો થઈને ૫૦ લાખ ટન માલની હેરફેર કરે છે. તેમાંથી ૨૦ લાખ ટનની એટલે કે કુલ ૪૦ ટકાની હેરફેર ગુજરાત પ્રદેશનાં મધ્યમ અને નાનાં બંદરો જ કરે છે. આ મહત્ત્વ જોતાં ગુજરાત રાજ્યનાં બંદરો પાછળ અપાવું જોઈએ તેટલું ધ્યાન અત્યાર સુધી નથી અપાયું. વેરાવળ અને પોરબંદરને મધ્યમકક્ષાનાં બંદર તરીકે વિકસાવવાનો પ્રયાસ થઈ રહ્યો છે. કંડલા તો પશ્ચિમ કાંઠાનું એક મોટું બંદર છે અને એના વિકાસમાં સહાયભૂત થાય એ ઉદ્દેશથી ત્યાં મુક્તવેપાર વિસ્તારની યોજના તૈયાર થઈ રહી છે.

પહેલી પંચવર્ષીય યોજનામાં આ બધાં બંદર અને બારાં પાછળ લગભગ દોઢ કરોડ રૂપિયા જેટલી રકમ ખર્ચાયેલી પણ યુદ્ધોત્તર સમયમાં મુખ્યત્વે તપાસ અને સર્વેનાં કામ જ હાથ ધરવામાં આવેલાં. આવશ્યક પ્રાથમિક બાંધકામ, મોટી ઇજનેરી તપાસ, હાઈડ્રોલિક તપાસ, મોડેલ ટેસ્ટ વગેરે પંચવર્ષીય યોજનામાં હાથ ઉપર લીધેલાં. સૌરાષ્ટ્ર પોર્ટ ડેવલપમેન્ટ ફંડમાંથી ખરચેલી રકમ સહિત ગણીએ તો બીજી યોજનામાં લગભગ ચારેક કરોડ રૂપિયા બંદર અને બારાં ઉપર ખર્ચાયા હશે.

ત્રીજી યોજનામાં નીચે પ્રમાણેના ખર્ચની જોગવાઈ વિચારી હતી. માંડવી રૂ. ૮.૮૦ લાખ, નવલખી ૪.૮૭, બેડી ૩૪.૮૦, ઓખા ૬૨.૭૦, પોરબંદર ૮૪.૦૦, વેરાવળ ૩૬.૦૫, ભાવનગર ૯૭.૦૦, અને ભરૂચ ૧૩.૬૦. કુલ મધ્યમ કક્ષાનાં બંદરો માટે રૂ. ૩૪૧.૮૨ લાખ.

નાનાં બંદરોમાં સુરત માટે રૂ. ૧૧.૧૦ લાખ, ઘોઘા ૪.૧૦, તળાજા ૧.૧૪, મહુવા ૭.૫૦, જાફરાબાદ ૪.૭૫, સિક્કા ૮.૦૦, નવાબંદર ૨.૧૫, કોટેશ્વર ૪.૫૦. બીજાં નાનાં બારાં ૩૨.૫૦ અને નાનાં બારાં માટે હોડીઓ ખરીદવા ૧.૦૦ લાખ એમ કુલ રૂ. ૭૬.૭૪ લાખ.

આ ઉપરાંત બીજી યોજનાનાં અધૂરાં રહેલ કામો માટે ૧૦.૦૦ લાખની જોગવાઈ કરવામાં આવી છે. અને બંદરો માટે ઑફિસો તથા કામ કરતા માણસો માટે રહેઠાણો વગેરે બાંધવા રૂ. ૧૧.૭૯ લાખનો અંદાજ મૂક્યો છે.

આમ બંદરો અને બારાં માટે કુલ રૂા. ૪૪૦.૩૫ની કુલ જોગવાઈ વિચારેલી. આમાં આયોજન પંચે કાપ મૂક્યાનો સંભવ છે કારણ કે વેરાવળ અને પોરબંદરને મહત્ત્વનાં મધ્યમકક્ષાનાં બંદર ગણીને એમને વિકસાવવાની જવાબદારી કેન્દ્ર સરકાર લે. પણ તે છતાંયે મુંબઈ રાજ્યના ટ્રાન્સપોર્ટ ઍન્ડ કોમ્યુનિકેશન્સ અભ્યાસ-જૂથે આ બંદરો તથા બારાંની ખિલવણી માટે લગભગ નવ કરોડ જેટલી રકમની ભલામણ કરેલી તે જોતાં પ્રમાણમાં ગુજરાત રાજ્યે સૂચવેલી જોગવાઈ અડધી પણ નથી. એટલે આ ક્ષેત્રમાં પણ રસ્તાઓની જેમ ઘણું કાર્ય કરવાનું બાકી રહે છે.

સસ્તા દરે માલની હેરફેર માટે જલમાર્ગો જેવું બીજું એકે સાધન નથી. ગુજરાત પ્રદેશમાં નર્મદા અને તાપી નદીમાં આ પ્રકારના જલમાર્ગોની શક્યતા છે. ભરૂચ જે દરિયાથી લગભગ ત્રીસેક માઈલ અંદર છે ત્યાં સુધી તો આજે પણ ૧૦૦ ટનનાં નાનાં જહાજ તો આવે છે એથી ઓછાં ભારવાળી તો છેક ચાંદોદ જે ભરૂચથી ૩૫ માઈલ ઉપવાસે છે ત્યાં સુધી જાય છે. પણ અત્યાર સુધી આ માર્ગોના વિકાસ ઉપર બિલકુલ ધ્યાન નહિ અપાયાના કારણે પુરાતા ગયા છે. એવી જ રીતે તાપીનું બન્યું છે. ૧૪ માઈલ અંદર આવેલ સુરત એક વાર ઇતિહાસ પ્રસિદ્ધ બંદર હતું. આ બંને પ્રદેશોમાં નવા ઉદ્યોગોને લીધે માલની હેરફેર મોટા પ્રમાણમાં વધવાની. આ સંજોગોમાં આ બંને નદી-ઓના જલમાર્ગના વિકાસનો વિચાર કરવો જરૂરી છે. અભ્યાસ જૂથે

આ અંગે નર્મદા માટે રૂ. ૬૦.૦૦ લાખ અને તાપી માટે ૨૬.૫૦ લાખની ભલામણ કરેલી. આ બંને ખૂબ મહત્ત્વનાં અને જરૂરી કામો હોવા છતાં ગુજરાત રાજ્ય ફક્ત એને માટે રૂ. ૧૦ લાખની જોગવાઈ કરી શક્યું છે.

એકંદરે ગુજરાત પ્રદેશના રસ્તાઓ, બંદરો, બારાં અને જલમાર્ગોના વિકાસ માટે હજુ ઘણું કરવાનું બાકી રહે છે.

રાજ્યમાં મોટા, મધ્યમ, નાના અને કુટીર ઉદ્યોગોને જમીન, પાણી અને વીજળીની સગવડ તેમ જ નાણાકીય સહાય એમ વિવિધ રીતે સરકાર તરફથી ઉત્તેજન આપવામાં આવે છે. વળી કાચો માલ મેળવવામાં અને માલની હેરફેરમાં પણ શક્ય તે સવલત આપવામાં આવે છે. સ્ટેટ ફિનાન્સ કોર્પોરેશન તરફથી પણ ઉદ્યોગોને સહાય મળે છે.

ત્રીજી યોજનામાં રાજ્યે બધા જ પ્રકારના ઉદ્યોગો માટે જે જોગવાઈ સૂચવી છે તે નીચે પ્રમાણે છે:

| ક્રમ | પ્રકાર | ત્રીજી યોજનામાં સૂચવેલી જોગવાઈ (લાખમાં) |
|---|---|---|
| ૧. | મોટા અને મધ્યમ ઉદ્યોગો (એમાં ખાંડનાં સહકારી કારખાનાં માટે રૂ. ૭૫ લાખનો સમાવેશ થાય છે) | ૧૪૫.૨૯ |
| ૨. | સંગઠિત નાના ઉદ્યોગો | ૧૭૨.૧૭ |
| ૩. | કુટીર ઉદ્યોગો અને ઔદ્યોગિક સહકારી મંડળીઓ | ૪૩૬.૦૦ |
| ૪. | ખાણો અંગે | ૧૧૦.૦૦ |
| ૫. | ઈતર | ૦.૫૪ |
| | | ૮૬૪.૦૦ |

બીજી પંચવર્ષીય યોજનામાં બધા જ પ્રકારના ઉદ્યોગો માટેની કુલ જોગવાઈ રૂ. ૪.૭૬ કરોડ હતી. ત્રીજીમાં સૂચિત રકમ રૂ. ૮.૬૪ કરોડ છે. પણ બંને કુલ મૂડીરોકાણના ૩.૩ ટકા જ છે. એક યા બીજા કારણે આ જોગવાઈ ઉપર પણ આયોજન પંચનો કાપ આવ્યો છે છતાં આશા રાખીએ કે, નવા ઊભા થતા રાજ્યના ઉદ્યોગીકરણના પ્રયાસોને અવરોધે એવું કંઈ એમાં નહિ હોય. રાજ્યે જુદી જુદી લગભગ ૮૭ યોજનાઓ સૂચવી છે. સૌથી વધુ ધ્યાન ખેંચતી યોજના બાર જેટલી ઔદ્યોગિક એસ્ટેટો સ્થાપવાની છે. વીજળીની ખેંચ એ તાત્કાલિક નડતો સવાલ છે. પણ ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન ગુજરાત પ્રદેશના ઉદ્યોગીકરણ અંગેની ભૂમિકા પૂરી રીતે તૈયાર થઈ ગઈ હશે. આમાં પેટ્રોલિયમ અને રિફાઈનરીની ઉપપેદાશોમાંથી ઊભા થતા અનેક નવા નાનામોટા ઉદ્યોગો માટે સંભાવના છે. ગુજરાત પ્રદેશ જે અત્યાર સુધી લગભગ એકબે ઉદ્યોગો ઉપર જ નભતો હતો તેના બદલે હવે મોટા તેમ જ નાના ઉદ્યોગોમાં વૈવિધ્ય આવશે અને ગુજ-પ્રદેશના ઉદ્યોગીકરણનો પાયો વિશાળ બનશે એ નક્કી છે.

અહીં એક હકીકત ફરી નોંધવી જોઈએ કે, જાહેર ક્ષેત્રમાં ગુજરાત પ્રદેશમાં અત્યાર સુધી કેન્દ્રે કંઈ જ મૂડીરોકાણ કર્યું નથી. ગુજરાતના ખેતીવિકાસ માટે ખૂબ જરૂરી કેમિકલ ફર્ટિલાઈઝરના ઉત્પાદનની શક્યતા, રિફાઈનરી ગુજરાતમાં નાખવાના નિર્ણયથી વધી છે. એટલે રિફાઈનરીની સાથે એક ફર્ટિલાઈઝર પ્લાન્ટ મૂકવાની પણ વિચારણા થાય તેવા પ્રયાસ કરવા જોઈએ.

સામાજિક સેવાઓમાં શિક્ષણક્ષેત્રે નીચેની જોગવાઈ સૂચવવામાં આવી છે:

| | વિષય | ત્રીજી યોજનામાં સૂચિત જોગવાઈ (લાખમાં) |
|---|---|---|
| ૧. | પ્રાથમિક અને પૂર્વપ્રાથમિક શિક્ષણ | ૬૯૮.૧૯ |
| ૨. | માધ્યમિક શિક્ષણ | ૩૩૭.૩૧ |
| ૩. | ટેકનિકલ શિક્ષણ | ૪૨૪.૧૮ |
| ૪. | યુનિવર્સિટી શિક્ષણ સહિત ઉચ્ચશિક્ષણ | ૧૬૨.૭૨ |
| ૫. | પ્રકીર્ણ | ૭૭.૭૮ |
| | કુલ | ૧,૭૦૦.૧૮ |

આમાં શિક્ષણનાં વિવિધ ક્ષેત્રોની કુલ ૬૮ યોજનાઓનો સમાવેશ થાય છે.

સ્વાસ્થ્ય વિભાગમાં ૬૬ યોજનાઓ માટે જોગવાઈ નીચે પ્રમાણે છે:

| | વિષય | ત્રીજી યોજનામાં જોગવાઈ (લાખમાં) |
|---|---|---|
| ૧. | મેડિકલ | ૪૬૯.૪૦ |
| ૨. | દવાઓ ઉપરનું નિયંત્રણ | ૩૩.૧૪ |
| ૩. | આયુર્વેદ | ૪૬.૫૩ |
| ૪. | જાહેર આરોગ્ય | ૩૮૩.૬૦ |
| ૫. | પાણીપુરવઠો | ૬૮૩.૮૩ |
| | કુલ | ૧,૬૧૬.૫૦ |

ઘરોના બાંધકામ અંગે ઔદ્યોગિક વિસ્તારોમાં ઘરબાંધકામ, ઓછી આવકવાળા માટેનાં ઘર બાંધકામ, મધ્યમ આવકવાળા માટે, ગંદા વસવાટોની નાબૂદી, હરિજનો માટેના વસવાટો અને ગ્રામ વસવાટો માટે અનુક્રમે રૂ. ૪૬૨.૦૦ લાખ, રૂ. ૩૦૦.૦૦ લાખ, રૂ. ૫૦.૦૦ લાખ, રૂ. ૧૨૫.૦ લાખ, રૂ. ૫૦.૦ લાખ અને રૂ. ૫૦.૦ લાખ સૂચવવામાં આવ્યા છે. આ ઉપરાંત બાંધકામ માટે જમીનોનો વિકાસ કરવા રૂ. ૬૮ લાખ અને શહેરઆયોજન માટે રૂ. ૨૦ લાખ રાખવામાં આવ્યા છે. આ રીતે વસવાટો અંગે કુલ રૂ. ૧૧૨૫ લાખ ફાળવવામાં આવ્યા છે.

આ ઉપરાંત કામદાર કલ્યાણ તેમ જ સામાજિક કલ્યાણ માટેની યોજનાઓ ચાલુ રાખવા અને એમાં વધારો કરવા ભલામણો કરવામાં આવેલ છે. પછાત અને આદિવાસીઓના કલ્યાણ અંગેની યોજનાઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

છેલ્લે પ્રકાશન પ્રવૃત્તિ, પ્રવાસ પ્રવૃત્તિ અને આંકડા ખાતા માટે જરૂરી જોગવાઈ કરવામાં આવી છે.

સમગ્ર રીતે જોતાં ગુજરાત રાજ્યની ત્રીજી યોજના ખૂબ જ વાસ્તવિક અને વ્યવહારુ છે અને પોતાની શક્તિ તેમ જ મર્યાદાઓને ખ્યાલમાં રાખીને એ ઘડાઈ છે.

આપણે જોયું તે પ્રમાણે ગુજરાત પ્રદેશમાં વિકાસકાર્યના ચાર તબક્કા પડી જાય છે. ૧૯૪૮માં દેશી રાજ્યોનું વિલીનીકરણ થયું તે પહેલાંનો એક તબક્કો. આ સમયમાં ગુજરાત પ્રદેશ ૩૭૩ જેટલાં રજવાડાં અને ઠકરાતોમાં અને પાંચ ગુજરાતના મુંબઈ રાજ્યમાં આવેલ જિલ્લાઓમાં વહેંચાઈને છિન્નભિન્ન અવસ્થામાં હતો. આ અલગ અલગ વહીવટી અમલને કારણે અને સાધન, શક્તિ તથા દૃષ્ટિની મર્યાદાને કારણે આ સમયમાં જૂના પાંચ જિલ્લા અને થોડાં પ્રગતિશીલ રાજ્યો બાદ કરતાં બીજે ક્યાંય ઝાઝું વિકાસકાર્ય થઈ શકે તેવી ભૂમિકા જ નહોતી. એટલે એકંદરે વિકાસની વિવિધ ક્ષેત્રોમાં આ પ્રદેશ ઘણો પાછળ રહી ગયેલો.

એ પછીના બીજા તબક્કામાં ગુજરાત પ્રદેશ ત્રણ વહીવટી એકમો નીચે આવ્યો અને આ સમયમાં જ દેશમાં આયોજિત વિકાસની શરૂઆત થઈ. એના પરિણામે વિકાસ કાર્ય ઝડપી બન્યાં અને કચ્છ તથા સૌરાષ્ટ્ર જેવાં નાનાં એકમોએ સારી એવી પ્રગતિ કરી. ગુજરાત જે મુંબઈ રાજ્યનો ભાગ હતું તેમાં પણ ઘણાં વિકાસકાર્યો હાથ ધરવામાં આવ્યાં છતાં વિલીનીકરણે ઊભા કરેલા સવાલોના કારણે એનો વેગ ધીમો રહ્યો અને જુદા જુદા વિસ્તારોની અસમાન સામાજિક-આર્થિક પરિસ્થિતિને કારણે વિકાસની ભૂમિકા પણ જુદી જુદી રહી.

'૫૬માં ત્રણે એકમો પહેલી વાર એક જ વહીવટી એકમ નીચે આવ્યાં. એને ત્રીજો તબક્કો ગણી શકીએ. પણ આ યોજનાને લાગેવળગે છે ત્યાં સુધી તો બીજી યોજના, ત્રણે એકમોની જુદી જુદી વિચારાયેલી અને એ જ સ્વરૂપમાં એ કાયમ રહી. પણ આ સમય રાજકીય અશાંતિ અને અસ્થિરતાનો હતો એટલે એની અસર પણ વિકાસના કાર્યક્રમને પહોંચી.

છેલ્લે ૧લી મે, ૧૯૬૦માં ગુજરાતનું અલગ રાજ્ય બનતાં સમગ્ર પ્રદેશ એક અલગ વહીવટી એકમ નીચે પહેલી જ વાર આવ્યો. આખા પ્રદેશની દૃષ્ટિએ આયોજન કરવાની શક્યતા આ ચોથા તબક્કામાં જ પહેલી વાર ઊભી થઈ. પણ ત્રીજી પંચવર્ષીય યોજનાનો મુસદ્દો ઘડીને આપી દેવા માટેનો જે ટૂંકો સમય હતો એમાં મૂળગામી ફેરફારો કરવાનો કે નવું કંઈ વિચારવાનો અવકાશ નહોતો.

એટલે બે પંચવર્ષીય યોજનાઓએ જે કંઈ ભૂમિકા તૈયાર કરી હતી તે ઉપર જ આગળ ચાલવાનું હતું. એમાં અધૂરાં રહેલ કામો પૂરાં કરવાનાં હતાં અને ઊભી થયેલ જરૂરિયાતોને પહોંચી વળવાનું હતું. પરિણામે ઐતિહાસિક પરિસ્થિતિને કારણે રહી ગયેલ વિસ્તારો વચ્ચેની અસમાનતાને દૂર કરવાનું આ તબક્કામાં પણ શક્ય નહોતું. આ દૃષ્ટિએ જોતાં ચોથી યોજના જ સાચા અર્થમાં ગુજરાત રાજ્યની પહેલી યોજના બનશે.

વળી પહેલી બે યોજનાઓ મુખ્યત્વે ઉપરથી તૈયાર થયેલી યોજનાઓ હતી. પ્રજાકીય સલાહકારી સંસ્થાઓના ભલે અભિપ્રાય મેળવવામાં આવ્યા હોય છતાં એમની પાસે સાધનો કે આયોજનની 'ટેકનિક'નો કંઈ ખ્યાલ ન હોવાના કારણે એમનાં સૂચનોમાં વાસ્તવિકતા નહોતી. તેમ બીજી બાજુથી અપૂર્ણ તૈયારીને કારણે સરકારી તંત્ર પાસે પૂરી માહિતી પણ નહોતી. ત્રીજી યોજના ઘડતી વખતે જિલ્લાઓને સાધનોની મર્યાદાનો આંક આપવામાં આવેલો છતાં આયોજનની 'ટેકનિક'નો તો અભાવ જ રહેલો. છતાં એકંદરે જિલ્લાથી અને વિભાગીય કક્ષાથી ઉપર ગયેલ સૂચનોએ વાસ્તવિકતાથી એક નક્કર ભૂમિકા તો જરૂર તૈયાર કરી આપી. આનો પડઘો ગુજરાત રાજ્યની ત્રીજી યોજનામાં પડે છે.

પણ ગુજરાત રાજ્યમાં એની ઐતિહાસિક, સામાજિક, આર્થિક અને એક રીતે કહીએ તો રાજકીય પરિસ્થિતિને કારણે પણ સિંચાઈ, રસ્તા, વીજળી, ઉદ્યોગો વગેરે વિકાસની મૂળભૂમિકા જેવાં ક્ષેત્રોમાં બીજાં રાજ્યોની સરખામણીમાં ઘણું ઘણું કાર્ય કરવાનું બાકી રહેલું. એટલે ત્રણે યોજનાઓમાં, પ્રમાણમાં, માથાદીઠ સરેરાશ મૂડીરોકાણની ફાળવણીમાં ગુજરાત રાજ્યમાં વધુ રકમ આપવા છતાં પણ આ બધાં ક્ષેત્રોમાં ગુજરાત રાજ્ય હજુયે ઘણું પાછળ છે. સાધનોની દૃષ્ટિએ રાજ્ય નાનું હોવા છતાં પ્રમાણમાં એણે પોતાનાં સાધનોનો શક્ય તેટલો વધુ ઉપયોગ કર્યો છે. કેન્દ્ર સરકાર ઉપર જ નિર્ભર રહીને તેણે કાર્ય નથી કર્યું. પણ પોતાના ફાળે આવતાં નાણાં ઊભાં કરવાનો પ્રમાણિક પ્રયાસ એણે કર્યો છે છતાં એની જરૂરિયાત એટલી મોટી છે કે એને પહોંચી વળવા અને રાજ્યને બીજાં રાજ્યોની સમકક્ષામાં મૂકવા હજી એને સમય લાગશે.

ગુજરાત પ્રદેશમાં પહેલાં પ્રાદેશિક ભાવનાનો અભાવ હતો એમ કહીએ તો ચાલે. પણ દેશમાં ફેલાઈ રહેલી પ્રાદેશિક ભાવનાની હવાની ગુજરાત રાજ્યમાં પણ થોડી અસર થઈ છે અને કેટલાંક રાજકીય તત્ત્વો એનો લાભ ઉઠાવવાનો પ્રયત્ન કરી રહ્યાં છે. બીજી બાજુથી જાહેર વિભાગમાં અત્યાર સુધી ગુજરાત પ્રદેશની ઉપેક્ષા કરીને કેન્દ્રે પણ જાણ્યે અજાણ્યે આ પ્રકારની ભાવનાને બળવત્તર બનાવી છે. છતાં ગુજરાત પ્રદેશના આગેવાનોની દીર્ઘદૃષ્ટિ અને સમગ્ર દેશના એક ભાગ તરીકે જ ગુજરાતના વિકાસને જોવાની વૃત્તિએ પ્રાદેશિક ભાવનાને વધુ પ્રબળ બનવા નથી દીધી. છતાં ગુજરાત પ્રદેશની ઘણી બધી ઉપર જણાવેલી ઊણપો વહેલામાં વહેલી તકે દૂર થાય એ જરૂરનું છે. એનાથી અલગતાની ભાવના આગળ વધતી અટકશે અને પ્રાગતિક બળોને વધુ તાકાત મળશે.

અત્યાર સુધી દેશમાં ગુજરાત પ્રદેશ એ પ્રજાના પુરુષાર્થ અને ખાનગી સાહસનો સર્વોત્તમ નમૂનો રહ્યો છે એ જ શક્તિ એને પોતાને અને દેશને પણ આગળ લઈ જશે એ વિશે શંકા નથી. જે પ્રકારની નૂતન સમાજરચના કરવા દેશ કટિબદ્ધ થયો છે તેમાં, ગુજરાત રાજકીય સ્વાતંત્ર્યની લડતમાં હતું તેમ, મોખરે જ હશે.

# ગ્રામવિકાસ

શ્રી ચંદુભાઈ પટેલ
(પ્રોજેક્ટ ઑફિસર, વિવિધલક્ષી વિકાસ યોજના ખેડબ્રહ્મા.)

ગુજરાતમાં સૌ પ્રથમ ત્રણ જગ્યાએ—સાબરકાંઠા જિલ્લાના મોડાસા તાલુકામાં, મહેસાણા જિલ્લાના વિજાપુર તાલુકામાં અને સૌરાષ્ટ્રમાં સોરઠમાં આ કાર્યક્રમનો મંગલ પ્રારંભ થયો હતો.

એક તરફ સંપૂર્ણ નિષ્ફળતા અને બીજી બાજુ પૂરેપૂરી સફળતાની ડામાડોળ સ્થિતિમાં પણ બધાની અજાયબી વચ્ચે આ શરૂઆતની સામૂહિક વિકાસ યોજનાઓમાં લોકોએ ભારે ઉત્સાહ બતાવ્યો. છેલ્લાં થોડાં વર્ષોની સૌથી અગત્યની ઘટના આ ગ્રામવિકાસ કાર્યક્રમ બની છે. સાબરકાંઠા જિલ્લાના મોડાસા તાલુકામાં તો લોકોએ રૂ. ૨૮ લાખનો પ્રજાફાળો આ વિકાસ કાર્યક્રમો માટે આપ્યો હતો અને ઉત્પાદન વધારવાના ક્ષેત્રમાં પહેલાં ત્રણ વર્ષમાં જ એમનું વાર્ષિક ઉત્પાદન ૫૫ લાખ રૂપિયા જેટલું વધુ વધાર્યું હતું.

વિકાસ–કલ્યાણ ઘટકો

ગુજરાતના કુલ ૧૮૩ તાલુકાઓમાં ૧૮,૭૯૨ ગામડાંઓમાંથી ૧૧,૦૮૫ ગામડાંઓની ગુજરાતની કુલ ૧,૬૨,૬૨,૧૩૫ની વસ્તીમાંથી લગભગ ૭૦,૦૦,૦૦૦ જેટલી વસ્તીને વિકાસ ઘટક યોજનાઓથી આવરી લેવામાં આવી છે. ગુજરાતના ૭૨,૨૩૭ ચો. મા. વિસ્તારમાંથી ૩૪,૮૫૯ ચો. મા.નો વિસ્તાર આ યોજના હેઠળ આવી જાય છે. કુલ ૧૧૩ જેટલા વિકાસ ઘટકો ગુજરાતમાં ચાલે છે (આ આંકડા માર્ચ, '૫૯ સુધીના છે).

ગ્રામવિકાસના કાર્યક્રમમાં આદિવાસીઓના કલ્યાણના પ્રશ્નને પણ અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે. ગુજરાતમાં લગભગ ૨૦ લાખ જેટલી વસ્તી આદિવાસીઓની છે. લગભગ ૧૧,૮૮૫ ચો.મા.ના વિસ્તારમાં એમની વીસ જેટલી આદિમ જાતિઓ વસે છે. ભારતના સંવિધાનની કલમ ૨૭૫ મુજબ આદિવાસીઓના વિસ્તારના સામાજિક અને આર્થિક વિકાસ માટે ખાસ વધારાની નાણાકીય મદદની જોગવાઈ કરવામાં આવેલી છે, જેથી દેશના સામાન્ય ગ્રામવિકાસના વિસ્તારની પાંચ વર્ષની ૧૨ લાખ રૂપિયાની વિકાસ યોજનાના મુકાબલે આદિવાસી વિસ્તારો માટે દર ૨૫,૦૦૦ની વસ્તી માટે પાંચ વર્ષની ૨૭ લાખની ખાસ વિવિધલક્ષી વિકાસ યોજનાઓ તૈયાર કરવામાં આવી છે. ગુજરાતમાં ખેડબ્રહ્મા, સંતરામપુર અને ધરમપુરના વિસ્તારમાં આવા બહુલક્ષી વિકાસ ઘટકો અમલમાં છે. સ્ત્રીઓ અને બાળકોના કલ્યાણ માટે પણ સરકારે સમાજ કલ્યાણ બોર્ડ મારફતે કલ્યાણ ઘટકો કેટલાક સ્થળે ગુજરાતમાં શરૂ કર્યા છે.

આ રીતે ગુજરાતનાં ગામડાંના નવઉત્થાન માટે ગ્રામવિકાસ કાર્યક્રમ દ્વારા ગામડાંની જનતાના સર્વાંગી વિકાસ માટે વિવિધ કામો ચાલી રહ્યાં છે.

ગ્રામવિકાસ કાર્યક્રમના હેતુઓ ગુજરાતે પણ ઘણા અંશે સાધ્ય કર્યા છે. ખેતીવાડી, પશુસંવર્ધન, સિંચાઈ, જમીન સુધારણા, આરોગ્ય, શિક્ષણ, સમાજશિક્ષણ, વાહનવ્યવહાર, ગૃહઉદ્યોગો, સહકાર વગેરે ક્ષેત્રોમાં ગુજરાત રાજ્યનો અમદાવાદ વિભાગ ૧૯૫૮–૫૯ના વર્ષમાં સૌથી મોખરે હતો.

ગુજરાતની વસ્તીનો ૭૫ ટકા ભાગ ખેતીમાં રોકાયેલો છે અને એટલા જ માટે ગુજરાતના એકેએક વિકાસ ઘટકમાં પ્રત્યેક ઘટક માટે સુધારેલાં બિયારણની વૃદ્ધિ, સંગ્રહ અને વહેંચણી માટે યોગ્ય વ્યવસ્થા સહિત બિયારણ વૃદ્ધિ કેન્દ્ર અને બિયારણનો કોઠાર, સુધારેલાં ઓજારોની વૃદ્ધિ અને વહેંચણી માટે યોગ્ય વ્યવસ્થા, વૈજ્ઞાનિક પદ્ધતિએ બનાવેલ ખાતરોનો ઉપયોગ અને તેના અખતરાઓનું આયોજન કરવામાં આવ્યું છે.

ગુજરાતમાં ૧૧૦.૧ લાખ ઢોરો છે, જે ભારતની પશુવસ્તીના ૪ ટકા છે. ગુજરાતમાં એક ચોરસ માઈલે ૧૪૫ જેટલાં ઢોર આવે છે. ગુજરાતની ભેંસ સરેરાશ ૨૫૦૦ રતલ જેટલું દૂધ આપે છે. આણંદમાં ઢોરોની ઓલાદ સુધારવાના પ્રયોગો ચાલે છે, જેમાં કેટલીક ગાયો પહેલી પેઢીએ ૩૬૫૦ રતલ અને બીજી પેઢીએ ૪૦૫૧ રતલ દૂધ આપે છે. આમ પશુસંવર્ધન ક્ષેત્રે પણ આશાસ્પદ પ્રગતિ સાધી છે. પશુઉછેર માટે બે સ્ટૉકમેન કેન્દ્ર સહિતનું પશુદવાખાનું, જિલ્લામાં કૃત્રિમ ગર્ભાધાન કેન્દ્ર અને પ્રત્યેક ઘટકમાં પેટાકેન્દ્ર, પ્રત્યેક વિભાગમાં મરઘાંબતકાં ઉછેર સહ તાલીમ કેન્દ્ર અને પ્રત્યેક જિલ્લા માટે ઉછેરકેન્દ્ર તેમ જ પ્રત્યેક ઘટકમાંનું પશુદવાખાના સાથે સંકળાયેલું એક નાનકડું વિસ્તરણ એકમ દર્શાવતું આયોજન ગુજરાતના ગ્રામવિકાસ કાર્યક્રમના ઘટકોમાં કરવામાં આવ્યું છે.

ભારતની ખેતીની જમીનમાં ૧૭ ટકા ટકામાં સિંચાઈ થાય છે. જ્યારે ગુજરાતમાં ૫.૪ ટકા સિંચાઈ હેઠળ છે. પરિણામે સિંચાઈની ખૂબ જ જરૂરિયાત રહે છે. આપણે ત્યાં જૂના કાળથી સિંચાઈ થતી આવી છે. પહેલાં આવી સિંચાઈ ખાસ કરીને કૂવા, વાવ કે તળાવના પાણીમાંથી નહેરો દ્વારા કરવામાં આવતી. હાલના તબક્કે ગુજરાતમાં ૧૪,૮૭,૮૦૦ એકર જમીન સિંચાઈ હેઠળ આવરી લેવામાં આવી છે. તે

પૈકી લગભગ બે લાખ એકર જમીન વિકાસ ઘટકોના સિંચાઈ કાર્યક્રમ દ્વારા સિંચાઈ હેઠળ લાવવામાં આવી છે. હવે મોટી નદીઓનાં પાણી નાથીને સિંચાઈ તથા વિદ્યુત ઉત્પાદન કરવા તરફ વધારે લક્ષ અપાય છે. ગુજરાતમાં પહેલી અને બીજી પંચવર્ષીય યોજનામાં કુલ ૬૭ સિંચાઈ યોજનાઓનો સમાવેશ થયો છે અને તેમાંથી ૫૧.૬૭ લાખ એકર જમીનને સિંચાઈનો લાભ મળે તે રીતે વિચારાયું છે. આ તમામ યોજનાઓના લક્ષ્યાંક સિદ્ધ કરવામાં આવે તો ત્રીજી પંચવર્ષીય યોજનાના અંતે કુલ વાવેતર લાયક જમીનના ૨૭ ટકા જેટલી જમીન સિંચાઈ હેઠળ લાવી શકાય અને એ સિંચાઈથી ગુજરાતના ગ્રામજીવનની સિકલ ફરી જાય તેમાં જરાયે શંકા નથી.

જાહેર આરોગ્ય અને સુખાકારી અંગે પ્રત્યેક ગામ અગર ૨૦૦ કે તેથી વધુ વસ્તી ધરાવતા નાનકડા ગામ માટે ચોખ્ખું પાણી પૂરું પાડવાની વ્યવસ્થા, પીવાના પાણી તરીકે ઉપયોગમાં લેવામાં આવતી વાવને કૂવામાં ફેરવી નાખવા પ્રત્યેક ઘટક માટે ત્રણ પેટા કેન્દ્રો સહિતનું પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર, એકત્ર થયેલા અને ગંદા પાણીના તેમ જ માનવમળના નિકાલની યોગ્ય વ્યવસ્થા તેમ જ લોકોનું આરોગ્ય અને સુખાકારી સુધારવા માટે ગલીઓ અને ઘરોની નવેસરથી રચના પણ ગુજરાતના ઘટકોમાં આવરી લેવામાં આવી છે. ગુજરાતના વિકાસ ઘટકો દ્વારા છેલ્લાં આઠ વર્ષમાં ૧૭૦૦ પાણી પીવાના કૂવા બનાવવામાં આવ્યા છે.

ફરજિયાત પ્રાથમિક શિક્ષણ દાખલ કરવાનો કાર્યક્રમ ઝડપી ગતિએ આગળ વધાર્યો. ૧૦૦૦ અને તેથી વધુ વસ્તી ધરાવતાં ગામોને ૭–૧૧ વર્ષના વયજૂથને ફરજિયાત પ્રાથમિક શિક્ષણ નીચે આવરી લેવામાં આવ્યું. આમ હોવાથી ૧૯૫૭– ૫૮ સુધીમાં ૧૬,૮૦૭ પ્રાથમિક શાળાઓ ખોલવામાં આવી. જેમાં ૧૮,૯૫,૫૨૧ જેટલા વિદ્યાર્થીઓ ભણી રહ્યા છે. આમ ગ્રામવિકાસમાં ગામડામાં ચારે કોર ફેલાયેલી નિરક્ષરતાને, દૂર કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે.

ગુજરાતના ગ્રામવિકાસમાં રસ્તાઓની જરૂરિયાત ધોરી નસ જેવી છે. ગુજરાતમાં દર ૧૦૦ ચો. માઈલે ફક્ત ૧૬ માઈલના જ રસ્તા અને જે છે તેમાંના ૭૦ ટકા ખરાબ છે એને લીધે વાહનવ્યવહારનો ખર્ચ વધે છે. વાહનોની ઝડપ અને તેની આવરદા ઘટે છે. ખેડૂતોને તેનો માલ ગામમાં જ સસ્તે ભાવે વેચી દેવાની ફરજ પડે છે. આથી ગ્રામવિકાસ યોજનામાં વાહનવ્યવહારને પણ એક મહત્ત્વનું અંગ ગણ્યું છે. બે પંચવર્ષીય યોજનાના અમલ દરમિયાન ગુજરાતમાં ૧૬,૭૦૦ માઈલના રસ્તાઓ થયા છે. આ રસ્તાઓમાં ધોરીમાર્ગો, રાજ્યના રસ્તાઓ, જિલ્લાના નાના રસ્તા અને ગામડાનાં રસ્તાઓનો સમાવેશ થાય છે.

ગ્રામ-અર્થકારણને મજબૂત બનાવવામાં સહકારનું સ્થાન પણ અભૂતપૂર્વ છે. ગ્રામવિસ્તારોની આબાદીની બીજી ચાવી તે.ઉત્પાદન અને વહેંચણીની સમગ્ર પદ્ધતિ સહકારી ધોરણે ગોઠવાય તે છે. આમ હોવાથી, સહકારી ક્ષેત્રે ગુજરાતની વિશિષ્ટતા બતાવતી મંડળીઓમાં પાટણની ચશ્માંના કાચ બનાવતી મંડળી, સૌરાષ્ટ્ર, બનાસકાંઠા ને ભરૂચની ખાદી અને હાથવણાટની મંડળીઓ, દક્ષિણ ગુજરાતની રૂ લોઢવાની તેમ જ જહાજી મંડળીઓ, અમદાવાદની ગૃહમંડળીઓ, આણંદની દૂધઉત્પાદક મંડળી અને પંચમહાલ તથા ડાંગની જંગલ મંડળીઓ છે. ગુજરાતમાં આવી ઔદ્યોગિક મંડળીઓ ૩,૫૩૬ છે, જેની સભ્યસંખ્યા ૫,૨૧,૪૩૪ છે. શૅર કૅપિટલ ૫,૨૧,૪૩,૪૦૦ છે અને વર્કિંગ કૅપિટલ ૨૨,૧૭,૬૩,૦૦૦ છે. તે જ રીતે ગુજરાતમાં ખેતીવિષયક ધિરાણ મંડળી ૫,૯૮૯ છે, જેની સભ્યસંખ્યા ૭,૩૩,૧૧૨ છે. જેનું શૅર કૅપિટલ ૫,૪૧,૧૭,૦૦૦ છે અને વર્કિંગ કૅપિટલ ૨૮,૪૯,૮૨,૦૦૦ છે.

ઘણી મંડળીઓ સભ્યોને રાસ્તા ભાવનું અનાજ, તબીબી સારવાર, સભ્યો માટે મકાનબાંધણી વગેરે રીતે મદદ કરે છે તે પણ નોંધપાત્ર છે. મહીસાગર ભાગની ખેતમંડળીએ કામની નવી રીત અપનાવી છે. અમુક સભ્યોના જૂથને ૭–૧૯ એકર સુધીની જમીન ફાળવી આપે છે અને તે જૂથ પોતાની પેદાશનો અડધો ભાગ પોતાંની મહેનત પેટે રાખી બાકીનો અડધો ભાગ મંડળીમાં જમા કરાવે છે. તેમાંથી મંડળી ટ્રૅક્ટર, ખેડાણ, ખાતર વગેરેના પૈસા કાપી ચોખ્ખો નફો બધા સભ્યોને સરખે ભાગે વહેંચી આપે છે. આવી નમૂનેદાર મંડળીઓ મોટે ભાગે રચાવી જોઈએ જેથી ખેડૂતોને નમૂનારૂપ બતાવી શકાય, સહકારના ફાયદા સમજાવી શકાય અને સહકાર દ્વારા શિક્ષણ અને સંસ્કારનું સિંચન કરી શકાય.'

ગુજરાત મુખ્યત્વે ખેતીપ્રધાન પ્રદેશ હોઈ જંગલની પ્રજાનો પ્રાણ તે જંગલનું અર્થશાસ્ત્ર છે. જંગલનો વિકાસ છે. કારણ, ગુજરાતમાં ૩૮,૨૬,૪૦૦ એકરનો જંગલવિસ્તાર છે. આજે આ જંગલો સાવ કંગાલ અને ખાલી છે. જે વિસ્તાર ખાલી છે ત્યાં નીચેના પ્રશ્નો તાત્કાલિક ઉકેલ માગે છે.

(૧) જંગલ પરની જમીનદારની માલિકી દૂર કરી જંગલનો નાશ થતો અટકાવવો જોઈએ.

(૨) જંગલની પેટા-પેદાશ એકઠી કરવાની ઇજારા પદ્ધતિ ન જોઈએ.

(૩) જંગલખાતું અને વિકાસ યોજનાના જંગલ વિકાસ સંરક્ષણ માટે સહપ્રયાસની જરૂર છે.

(૪) વિકાસ યોજનામાં જંગલ વિસ્તરણ અધિકારીની અનિવાર્ય જરૂર છે.

(૫) વિકાસ યોજનામાં જંગલ વિકાસ અંગે જુદું બજેટ અને ખાસ કાર્યક્રમો હોવા જોઈએ.

ગુજરાતમાં મોટા ભાગની ફક્ત આકાશી ખેતી થતી હોવાથી બાકીના આઠ મહિના ખેડૂતોને ફુરસદ હોય છે. આ ફુરસદના સમયમાં ગ્રામોદ્યોગ અને ગૃહઉદ્યોગ આજીવિકાનું સાધન બની શકે છે. વળી જેમ જેમ ખેતીમાં વૈજ્ઞાનિક પદ્ધતિઓ દાખલ કરતા જઈશું તેમ તેમ ઘણાયે

માણસો ફાજલ પડવાના. આ ફાજલ પડેલી માનવશક્તિને પણ ગ્રામોદ્યોગમાં જ રોજગારી આપી શકાશે. બીજી રીતે કહીએ તો ગ્રામોદ્યોગ અને નાના ઉદ્યોગમાં જેટલા પ્રમાણમાં રોજગારીની તકો વધતી જાય તેટલા જ પ્રમાણમાં ખેતીની ઉત્પાદન પદ્ધતિમાં વધારો કરી શકાય. ટૂંકમાં ખેતીની પુનઃવ્યવસ્થાનો મુખ્ય આધાર ગ્રામોદ્યોગ અને ગૃહઉદ્યોગના વિકાસની ઝડપ ઉપર છે તેમાં શંકા નથી.

આથી ગુજરાતમાં દરેક જિલ્લામાં હાથસાળો, ચર્મોદ્યોગ, માટી ઉદ્યોગ, લુહારી, સુથારી વગેરે ઉદ્યોગો ચાલે છે. ગુજરાતમાં ૪૩,૦૦૦ હાથસાળો કામ કરે છે. જ્યારે દેશમાં ૨૬ લાખ હાથસાળો છે. વળી ગુજરાતના ગ્રામવિકાસ ઘટકોમાં ૪૩ ઔદ્યોગિક તાલીમ સંસ્થા તેમ જ સારા પ્રમાણમાં તાલીમ અને ઉત્પાદન કેન્દ્રો ચાલે છે. તાલીમ માટે આવનાર વિદ્યાર્થીને રૂ. ૨૫થી ૪૦ની શિષ્યવૃત્તિ અપાય છે અને તાલીમ પૂરી થયા પછી તે વિદ્યાર્થીઓને (કારીગરોને) નવાં સાધનો ખરીદવા તેમ જ મૂડીના રોકાણ માટે સસ્તા દરની લોન અને સબસીડી આપવામાં આવે છે. વળી ગ્રામવિકાસ યોજનામાં ઔદ્યોગિક કાર્યક્ષમતા માટે અનુકૂળ સ્થિતિ પેદા થાય, ઉત્પાદનમાં એકસરખાં ધોરણો જળવાય અને સાધનસામગ્રી કરકસરથી વપરાય એ માટે ઔદ્યોગિક વસાહતોનો કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો છે. આમાં નાના એકમોને વીજળી, ગેસ, પાણી, વરાળ, રેલવેની વગેરે બીજી સગવડોનો પણ લાભ મળશે. રાજકોટમાં આવી એક વસાહત ઊભી કરવામાં આવી છે. ગુજરાતના દરેક જિલ્લામાં આવી એક એક વસાહત તક મળતાં ઊભી કરવાનો કાર્યક્રમ છે.

ગુજરાતના ગ્રામોદ્યોગનો વ્યવસ્થિત વિકાસ થાય અને ચોક્કસ યોજનાઓ ઘડાય તે માટે દરેક જિલ્લાને ઉદ્યોગોની દૃષ્ટિએ મોજણી કરવાની શરૂઆત થઈ છે.

આમ ઉપરનાં વિવિધ ક્ષેત્રમાં ગુજરાતની ગ્રામવિકાસ યોજનાઓ પાછળ શરૂઆતથી અત્યાર સુધીમાં ૭૧૫ લાખ રૂપિયાનું સરકારે ખર્ચ કર્યું છે, જેનો લોકફાળો ઓછામાં ઓછો સરકારી ખર્ચના ૩૩ ટકા આવ્યો હશે એવો અંદાજ છે. આમ કુલ ગુજરાતની ગ્રામવિકાસ યોજનાઓમાં લગભગ રૂપિયા દસ કરોડના ખર્ચે પ્રસંશનીય સિદ્ધિ પ્રાપ્ત કરવામાં આવી છે.

# ગુજરાતની સર્વોદય યોજના

શ્રી દિલખુશભાઈ દીવાનજી
(સંચાલક, કરાડી આશ્રમ, કરાડી)

૧૯૪૮ માં નિર્વાણ પામેલા બાપુનું સ્મારક કરવા મુંબઈ રાજ્યે ઠરાવ કર્યો. સ્વરાજ્યની લડતમાં રચનાત્મક કાર્યને બાપુએ બહુ મહત્ત્વ આપેલું. રચનાત્મક કાર્યના સંપૂર્ણ અમલમાં સાચું સ્વરાજ્ય- આવી જાય છે એમ બાપુ માનતા. મુંબઈ રાજ્યે બાપુએ બતાવેલા રચનાત્મક કાર્યને અમલમાં મૂકવા સર્વોદયની યોજના તૈયાર કરી. આ માટે વર્ષોથી સર્વોદયનું કાર્ય કરનાર અનુભવી સમાજસેવકોનું સંમેલન બોલાવ્યું અને સંમેલનમાં સર્વોદય યોજનાને વ્યવસ્થિત સ્વરૂપ અપાયું. ૧૯૪૯માં સર્વોદય યોજના અમલમાં મુકાઈ. તે વખતના અંદાજપત્રમાં એના ખર્ચનો સમાવેશ કર્યો તે સમયે નાણામંત્રી શ્રી વૈકુંઠભાઈએ યોજનાની સમજણ આપતાં મહત્ત્વનું નિવેદન કર્યું:

"આપણા પુનર્નિર્માણના કાર્યક્રમ સંબંધી જે એક નવી બાબત તાજેતરમાં ઉપસ્થિત થઈ છે તેનો હું અહીં ઉલ્લેખ કરવા માગું છું. ગાંધીજી વારંવાર કહેતા હતા તેમ રચનાત્મક કાર્યક્રમને પરિપૂર્ણ કરવો તેનું નામ સ્વરાજ્ય. સરકાર ગાંધીજીના આ મંતવ્યનું સમર્થન કરતી હોવાથી, સરકારની ઇચ્છા એવી છે કે, ગાંધીજીને પ્રિય એવા રચનાત્મક કાર્યક્રમની અમુક ખાસ બાબતોને ધ્યાનાકર્ષી બનાવે તેવા કોઈ વિશિષ્ટ તત્ત્વને વિકાસની યોજનાઓમાં સમાવી લેવું. ગાંધીજી તેમનાં છેલ્લાં થોડાં વર્ષો દરમિયાન એવું માનતા થયા હતા કે, હાથકાંતણ, બીજા ગ્રામોદ્યોગોનું પુનરુત્થાન, હરિજનોનું કલ્યાણ, ગાયનું રક્ષણ જેવો તેમના કાર્યક્રમનો કોઈ એકાદો ભાગ એકલો રહી શકતો ન હતો પરંતુ તે બધાય એક એકત્રિત એકમના ભાગ બને તે આવશ્યક હતું. તે માનતા કે ગ્રામસમાજની સેવા એટલે જીવનનાં તમામ ક્ષેત્રોમાં સેવા. ગાંધીજીની સામાજિક ફિલસૂફીનો પાયો સૌના કલ્યાણમાં અથવા તો જેમ બીજાઓ કહે છે તેમ 'સર્વોદય' માં રહેલો હતો. સર્વાંગી સઘન વિકાસ—શૈક્ષણિક, સામાજિક અને આર્થિક—પ્રગતિ માટે પ્રાંતમાંના કેટલાક પછાત વિસ્તારોને પસંદ કરવાનો અને તેમને સઘન વિસ્તારો તરીકે ગણવાનો સરકારનો આશય છે. પ્રાંતમાંના જે ભાગો અલ્પવિકસિત હોય અને મુખ્યત્વે જ્યાં પછાતવર્ગની જનજાતિઓ કે પછાતવર્ગની વસ્તી હોય તે ભાગોમાં લગભગ એક સમાન સામાજિક અને આર્થિક હાલતવાળાં ૩૦ થી ૫૦ ગામોના એક સંગઠિત જૂથનો આવો પ્રત્યેક એકમ બનશે. યોજનાની વિગતો હજી ઘડાઈ નથી. પરંતુ સરકારનો ઇરાદો આવતા વર્ષના પ્રારંભથી કાર્યની શરૂઆત કરવાનો છે. આ હેતુ માટે સન ૧૯૪૮ થી ચાર વર્ષની મુદતને આવરી લેવા સારુ રૂ. ૧ કરોડની રકમ ઉપલબ્ધ થાય તેવો સરકારે નિર્ણય કર્યો છે."

આ રીતે સર્વોદય યોજના મુંબઈ રાજ્યના પ્રત્યેક જિલ્લામાં શરૂ કરવાનો નિર્ણય થયો.

(૧) ગાંધીજીના રચનાત્મક કાર્યમાં વર્ષોથી એકધારી લોકસેવા કરનાર પ્રતિષ્ઠિત લોકસેવકો આ યોજનાના સંચાલન માટે ખાસ પસંદ કરવામાં આવ્યા. પોતાના કેન્દ્રનું બજેટ સંચાલક જ તૈયાર કરે છે. સંચાલક સાથે મળીને રાજ્ય સર્વોદય સમિતિ તેમાં સુધારાવધારા કરી તેને મંજૂર કરે છે. બજેટની મર્યાદામાં રહીને સર્વોદય યોજનાનો અમલ કરવામાં સંચાલકને પૂરી સ્વતંત્રતા રહે છે. સંચાલકને સલાહ આપવા કેન્દ્રની જ સર્વોદય ક્ષેત્ર સમિતિ રચાયેલી હોય છે. સંચાલકની ભલામણથી રાજ્ય સર્વોદય સમિતિ અવારનવાર મળે છે અને સંચાલકના કાર્યમાં સલાહ અને મદદ આપે છે. જિલ્લાના નાનામોટા અમલદારો પણ સંચાલકને વિવિધ યોજનાના અમલમાં મદદ કરે છે.

(૨) પ્રજાના સર્વાંગી વિકાસ માટે યોજના દ્વારા નીચેની પ્રવૃત્તિઓ ચાલુ કરવાનો નિર્ણય થયો:

૧. શિક્ષણ
૨. ખેતી, પેદાશ અને ખેતીની રીતમાં સુધારણા સહિત
૩. ગૃહઉદ્યોગો સહિત ગ્રામોદ્યોગ
૪. વ્યવહારું માર્ગો સહિત આરોગ્ય અને આરોગ્યરક્ષણ
૫. સહકાર અને મદ્યનિષેધ સહિત સમાજકલ્યાણ

(૩) યોજનાના કાર્યમાં મદદ કરવા માટે સાથી કાર્યકર્તાઓને તાલીમ આપવા માટે કેટલાક સર્વોદય કાર્યકર્તાને વેડછી એક વર્ષની તાલીમ આપવામાં આવેલી.

(૪) આ કાર્ય માટેનો બધો જ ખર્ચ સરકાર તરફથી મળી રહે છે.

(૫) યોજનાના સંચાલન માટે સરકારે રાજ્ય સર્વોદય સમિતિની નિમણૂક કરેલી. વિભાજન પછીના ગુજરાત રાજ્યની રાજ્ય સર્વોદય સમિતિની નિમણૂક નીચે પ્રમાણે થઈ છે:

| | |
|---|---|
| ૧. મુખ્ય પ્રધાન | સભ્ય |
| ૨. જમીન અને ગૃહ ખાતાના પ્રધાન | સભ્ય |
| ૩. જાહેર બાંધકામ અને ગ્રામવિકાસ પ્રધાન | સભ્ય |
| ૪. ખેતીવાડી અને કેળવણી પ્રધાન | સભ્ય |
| ૫. સહકાર માટેના નાયબ પ્રધાન | સભ્ય |
| ૬. શ્રી ખંડુભાઈ દેસાઈ, અમદાવાદ | સભ્ય |
| ૭. શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલ | સભ્ય |

૮. શ્રી દિલખુશભાઈ દીવાનજી, ગાંધી કુટિર,
કરાડી, પોસ્ટ મટવાડ, જિ. સુરત — સભ્ય
૯. શ્રી મનુભાઈ પંચોળી, લોકભારતી, સણોસરા,
જિ. ભાવનગર — સભ્ય
૧૦. શ્રી જુગતરામ દવે, વેડછી (સુરત) — સભ્ય
૧૧. શ્રી જ્યોત્સ્નાબહેન શુક્લ, સુરત — સભ્ય
૧૨. શ્રી ડાહ્યાભાઈ નાયક, દાહોદ — સભ્ય
૧૩. નાણાંખાતાના મંત્રી — સભ્ય
૧૪. ગ્રામવિકાસખાતાના મંત્રી — સભ્ય
૧૫. ખેતીવાડીખાતાના મંત્રી — સભ્ય
૧૬. રજિસ્ટ્રાર, ગુજરાત રાજ્ય સહકારી
મંડળીઓ — સભ્ય, મંત્રી

(૬) યોજનાનાં અંદાજપત્રો તૈયાર કરવા માટે ગુજરાત રાજ્ય સર્વોદય સમિતિએ નીચે પ્રમાણે અંદાજ પત્ર સમિતિ રચી છે.

૧. શ્રી રતુભાઈ અદાણી
૨. શ્રી જશવંતભાઈ
૩. શ્રી રજિસ્ટ્રાર
૪. શ્રી મગનભાઈ શં. પટેલ
૫. શ્રી દિલખુશભાઈ દીવાનજી

(૭) ગુજરાત, સૌરાષ્ટ્ર કચ્છ પ્રદેશોમાં આજે સર્વોદય યોજનાનાં પંદર કેન્દ્રો છે.

| ક્રમ | જિલ્લો | સંચાલક | સ્થળ |
|---|---|---|---|
| ૧. | અમદાવાદ | શ્રી નવલભાઈ શાહ | ગુંદી |
| ૨. | ખેડા | શ્રી શિવાભાઈ ગો. પટેલ | ભલાડા |
| ૩. | પંચમહાલ | શ્રી ડાહ્યાભાઈ નાયક | મીરાખેડી (દાહોદ) |
| ૪. | સુરત | શ્રી જુગતરામ દવે | શકરાવ |
| ૫. | સુરત | શ્રી મનસુખભાઈ કુમારસિંગ | પુના (મહુવા) |
| ૬. | વડોદરા | શ્રી રમણલાલ ચૂનીલાલ પંડ્યા | સાંકરસાલ |
| ૭. | બનાસકાંઠા | શ્રી મનુભાઈ ભટ્ટ | સણાલી |
| ૮. | સાબરકાંઠા | શ્રી નરસિંહભાઈ ભાવસાર | શામળાજી |
| ૯. | અમરેલી | શ્રી ગુણવંતરાય પુરોહિત | બાબાપુર |
| ૧૦. | મહેસાણા | શ્રી રતિલાલ જોષી | વાલમ |
| ૧૧. | ભરૂચ | શ્રીમતી સરલાબહેન મજમુદાર | સુણાવ |
| ૧૨. | સોરઠ | શ્રી રતિભાઈ ગોંદિયા | હડમડિયા |
| ૧૩. | કચ્છ | શ્રી મગનભાઈ સોની | વલ્લભપુર |
| ૧૪. | હાલાર | શ્રી ડોલરરાય માંકડ | અલિયાબાડા |
| ૧૫. | ગોહિલવાડ | શ્રી રતિભાઈ અંધારિયા | સણોસરા |

### શિબિરો

દર વર્ષે સંચાલકો તેમ જ યોજનાના કાર્યકર્તાઓનાં પ્રાસંગિક સંમેલનો તેમ જ શિબિરો યોજાય છે. આ પ્રસંગે સર્વોદયનું કાર્ય પ્રગતિશીલ કેમ થતું રહે તેના વિચારો તેમ જ નિર્ણય થાય છે.

### વાર્ષિક સંમેલનો

રાજ્ય સર્વોદય સમિતિ તરફથી દર વર્ષે સંચાલકો, યોજનાના કાર્યકર્તાઓ તેમ જ યોજનાના કાર્ય સાથે સંબંધ ધરાવતા અમલદારોનું વાર્ષિક સંમેલન મળે છે. તેમાં યોજનાના કાર્યમાં નડતી મુશ્કેલીઓ વિષે વિચાર થાય છે. ઉપરાંત યોજનાને પ્રગતિશીલ કરવા માટે નિર્ણયો થાય છે.

### સર્વોદય વિદ્યાલય, ઘંટોલી

યોજનામાં કામ કરતા કાર્યકરોને એમના કાર્ય અંગે પ્રાસંગિક તાલીમ મળતી રહે એ માટે શ્રી જુગતરામભાઈના માર્ગદર્શન હેઠળ માંડવી તાલુકાના ઘંટોલીના બાપુ આશ્રમમાં સર્વોદય વિદ્યાલય શરૂ થયું છે. વિદ્યાલયનો બધો ખર્ચ સરકાર આપે છે. પ્રત્યેક સત્ર ચાર માસનું હોય છે. દરેક સત્રમાં યોજનાની પ્રવૃત્તિઓમાંથી પસંદ કરેલી એક પ્રવૃત્તિને કેન્દ્રમાં રાખી પ્રત્યક્ષ રીતે કામ મારફત કાર્યકર્તાઓને તાલીમ મળે છે. રચનાત્મક કેન્દ્રોના પ્રવાસે પણ વિદ્યાલયના કાર્યકર્તાઓ જાય છે.

### મૂલ્યાંકન સમિતિ

સર્વોદય યોજનાના કાર્યનું મૂલ્યાંકન કરવા માટે શ્રી. વૈકુંઠભાઈના પ્રમુખપણા હેઠળ મૂલ્યાંકન સમિતિની રચના થયેલી. યોજનાના કાર્યને પ્રગતિશીલ કરવા માટે પ્રયત્નો થતા રહે છે.

વિભાજન પછી ગુજરાતના રાજ્યનાં કેન્દ્રોના કાર્યનું ફરી મૂલ્યાંકન કરવા બીજી મૂલ્યાંકન સમિતિની નિમણૂક કરવા રાજ્ય સર્વોદય સમિતિએ નિર્ણય કર્યો છે.

### યોજનાનું સ્વરૂપ અને તેનું ભાવિ

ગુજરાત રાજ્યમાં ચાલી રહેલી સર્વોદય યોજનાઓની સામાન્ય વિગતો પરથી ખ્યાલ આવશે કે, આ યોજનાનું કાર્ય પ્રજાને કેવળ રાહત આપવાનું નથી. ગાંધીજીએ પ્રજાની શક્તિ વધારવા માટે અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિઓ મૂકેલી. એ પ્રવૃત્તિઓ પાછળ સર્વોદયની દૃષ્ટિ રહેલી છે તેને ઓળખી લઈ પ્રજાના સર્વાંગી વિકાસનો કાર્યક્રમ આ બધાં કેન્દ્રોમાં ચાલી રહ્યો છે.

(૧) આ યોજનાના સંચાલકો ગાંધીજીની વિચારસરણીમાં અનન્ય નિષ્ઠા ધરાવતા અનુભવી કાર્યકર્તાઓ છે. સરકારે સમજણપૂર્વક જ આવા નિષ્ઠાવાન અનુભવી સર્વોદય કાર્યકર્તાઓને આ યોજનાનું સમગ્ર સંચાલન સોંપ્યું છે.

(૨) ફક્ત સંચાલકોની નિમણૂક સરકાર કરે છે. કાર્યના સંચાલન અને વિકાસ માટે જોઈતા સાથી કાર્યકર્તાઓની પસંદગી સંચાલક જ કરે છે.

(૩) યોજનાના વિકાસ માટે વિવિધ પ્રવૃત્તિઓ સારુ દર વર્ષે થતા ખર્ચનું બજેટ પણ સંચાલક બનાવે છે. બજેટ મંજૂર કરતી વખતે પણ રાજ્ય સર્વોદય સમિતિની બજેટ સમિતિ પ્રત્યેક સંચાલકની સાથે મળીને ઘટતા ફેરફાર કરે છે.

(૪) બજેટની મર્યાદામાં રહી નક્કી કરેલી સર્વોદયની વિવિધ પ્રવૃત્તિઓનું સંચાલન કરવાની બધી જવાબદારી સંચાલક અને તેના સાથી કાર્યકર્તાઓની હોય છે. કાર્યના યોગ્ય વિકાસ માટે સંચાલકને પૂરો અવકાશ રહે છે. સરકાર એમાં કશો જ હસ્તક્ષેપ કરતી નથી.

સર્વોદય યોજનાની આ વિશિષ્ટતા છે. આથી આ સરકારી યોજના હોવા છતાં ઉચ્ચ કક્ષાના કેટલાક નિષ્ઠાવાન અનુભવી સર્વોદય કાર્યકર્તાઓ યોજનાની જવાબદારી સંભાળી રહ્યા છે. પંચવર્ષીય યોજનાના સામુદાયિક વિકાસ ઘટકો કે રાષ્ટ્રીય વિસ્તીર્ણ યોજનાનાં, કેન્દ્રો, સમાજ-કલ્યાણની યોજનાનાં કેન્દ્રો કે બીજી સરકારી પ્રજાહિતની યોજનાઓ આજે દૂરનાં ગામોમાં પણ પહોંચી રહી છે. એ બધી યોજના સરકારી વહીવટી તંત્રની નીતિરીતિ અનુસાર ચાલતી હોય છે. આ બધી યોજનાઓમાં રોકાયેલા કાર્યકર્તાઓ સર્વોદયના વિચારથી રંગાયેલા હોય જ એવું ધોરણ નથી હોતું. આથી પ્રજા સાથેના વ્યવહારોમાં મૂળગામી સંપર્ક નથી કેળવાતો. જે કંઈ કાર્ય થાય છે તેમાં કંઈક આર્થિક રાહત આપવાની હોય છે. શિક્ષણ કે સમાજનાં કાર્યોમાં પણ મકાનો, રસ્તાઓ વગેરેનાં કામોમાં રાહત આપવાનું કાર્ય જ મુખ્ય હોય છે.

સર્વોદય યોજના સરકારની બીજી બધી યોજનાઓ કરતાં તદ્દન જુદી રીતે ચાલી રહી છે. નિષ્ઠાવાન અનુભવી સંચાલકો આ યોજનાને સર્વોદયની શક્તિ પ્રગટ કરનાર સાધન તરીકે સમજે છે. પ્રજાના સુખ-દુ:ખમાં ભળી જઈ પ્રજા શક્તિને ઢંઢોળી જાગૃત કરી એમાંથી સર્વોદયના આદર્શની દિશામાં નક્કર પગલાં માંડવાના કાર્યમાં આ યોજનાના સંચાલકો પ્રયત્નશીલ રહે છે. કાર્યકર્તાઓની પ્રાસંગિક શિબિરોમાં આ વિષે ચિંતન થતું રહે છે. સર્વોદય કાર્યકર્તાઓનું જીવન પણ સર્વોદયના આવા વિચારોમાં ઝબકોળાયેલું રહે તેની જાગૃતિ પણ રખાય છે.

લગભગ દસ વર્ષથી ચાલી રહેલી યોજનામાં જે કંઈ કામ થતું રહે છે તેમાં ઉપર જણાવેલી દૃષ્ટિ તો રહે જ છે. છતાં હજી એ દિશામાં દેખાઈ આવે એવાં કામો ન પણ જણાય. અનુભવ તો એવો મળતો જાય છે કે કામની દિશા યોગ્ય હોવા છતાં એમાં કઠિન તપસ્યા અને સતત જાગૃતિની જરૂર વિશેષ ને વિશેષ જણાય છે. આજના સંજોગો પ્રતિકૂળ છે. નિષ્ઠાવાન સાથી કાર્યકર્તાઓ પણ ઝટ મળે એમ નથી. ઝટ તૈયાર પણ ન થાય. યોજના આખરે સરકારી હોવાથી કેટલીક સરકારી નીતિરીતિના પડછાયા પણ યોજનાના સંચાલનમાં પડતા હોય છે. આ બધું હોવા છતાં યોજનાના મૂળ પ્રવર્તકો સ્વ. બાળાસાહેબ ખેર, શ્રી મોરારજીભાઈ અને શ્રી વૈકુંઠભાઈએ યોજના સંચાલન માટે નક્કી કરેલી પ્રવૃત્તિઓ અને તેના બજેટની મર્યાદામાં રહી સ્વતંત્ર સંચાલનની જે તંદુરસ્ત પરંપરા ઊભી કરી છે તેને સાચવી રખાશે તો આ યોજનાનું ભવિષ્ય ઉજ્જ્વળ છે.

# કેળવણી વિષયક સંશોધન

શ્રી ઈશ્વરભાઈ પટેલ
(આચાર્ય, માધ્યમિક શિક્ષક-તાલીમ મહાવિદ્યાલય, આણંદ)

વડોદરા ખાતેના કેળવણી અને મનોવિજ્ઞાન વિભાગમાં ત્રણ ભિન્ન ભિન્ન કક્ષાએ સંશોધનકાર્ય કરવામાં આવે છે.

૧. આ વિભાગ, પૂરા સમય માટેના સંશોધન કાર્યકરો નીમીને સંશોધન કામ કરે છે અને એ માટેનાં નાણાં કેળવણીખાતું અથવા તો ઇન્ડિયન કાઉન્સિલ ઑફ મેડિકલ રિસર્ચ કે નેશનલ પ્રોડક્ટિવટી કાઉન્સિલ કે યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન જેવી અર્ધ સરકારી સંસ્થાઓ આપે છે.

૨. આ યુનિવર્સિટીએ આપેલાં નાણાંમાંથી આ વિભાગ સંશોધન કામ કરે છે.

૩. સ્વીકૃત માર્ગદર્શકો હેઠળ પી. એચ. ડી. કે એમ. ઇ. ડી.નો અભ્યાસ કરતા અનુસ્નાતક વિદ્યાર્થીઓ મારફત સંશોધનકાર્ય કરવામાં આવે છે.

પ્રથમ શ્રેણીમાં છ યોજનાઓ ચાલે છે. એ આ પ્રમાણે છે:

૧. કેળવણી અને ધંધાદારી માર્ગદર્શન માટેનાં ઓજારો બનાવવાં. ૧૯૫૪માં આ યોજના શરૂ કરવામાં આવી હતી. એટલે કે, છેલ્લાં સાત વર્ષથી આ યોજના અમલમાં છે. એમાં નીચેના ટેસ્ટ કરવામાં આવ્યા છે.

(ક) કોહની બ્લોક ડિઝાઈન ટેસ્ટનાં ધોરણો. બુદ્ધિશક્તિ માપવા માટેની આ પરીક્ષા છે.

(ખ) પાસ્સાલોંગના ટેસ્ટનાં ધોરણો. આ પણ બુદ્ધિશક્તિ માપવા માટેની પરીક્ષા છે.

(ગ) ગુજરાતીમાં બુદ્ધિશક્તિનો ગ્રુપટેસ્ટ.

(ઘ) કારકુની વલણની પરીક્ષા.

(ઙ) યુનિવર્સિટી એન્ટ્રન્સ ટેસ્ટ.

(ચ) મીન્નેસોટા પેપર ફૉર્મ બોર્ડ ટેસ્ટનાં ધોરણો.*

(છ) મીન્નેસોટા મેન્યુઅલ ડેક્ષ્ટેરીટી ટેસ્ટનાં ધોરણો.*

(જ) રેવનના પ્રોગ્રેસીવ મેટ્રાઈસીસ ટેસ્ટનાં ધોરણો.

બુદ્ધિશક્તિ ચકાસવા માટે આ લેખિત પરીક્ષા છે.

(ઝ) મંત્રો તરફની અભિરુચિ જાણવા માટે ગુજરાતીમાં પરીક્ષા.

૨. જુદા જુદા વિષયોમાંની સિદ્ધિઓની પરીક્ષાઓનાં ધોરણ નક્કી કરવા માટેની યોજના.

આ યોજના હેઠળ, આઠમા, નવમા, અને દસમા ધોરણના વિદ્યાર્થીઓની નીચેના વિષયોમાં મેળવેલી સિદ્ધિઓની પરીક્ષાઓનાં ધોરણો નક્કી કરવામાં આવ્યાં છે.

(ક) અંગ્રેજી, (ખ) ગુજરાતી, (ગ) ઈતિહાસ, (ઘ) ભૂગોળ, (ઙ) બીજ ગણીત (ચ) ભૂમિતિ, (છ) અંક ગણિત, (જ) સામાન્ય વિજ્ઞાન.

૩. તરુણ અવસ્થાને સાનુકૂળ થવાનાં મનોવૈજ્ઞાનિક કારણોની તપાસ. ઇન્ડિયન કાઉન્સિલ ઑફ મેડિકલ રિસર્ચ આ યોજના માટેનાં નાણાં આપે છે. આ યોજના હેઠળ, મનોવૈજ્ઞાનિક કારણો જેવાં કે, બુદ્ધિ, રસ અને વ્યક્તિત્વ વગેરે કારણોની યુવકના સામાજિક, માનસિક અને કૌટુંબિક વ્યવહાર ઉપર શું અસર પડે છે તેનો અભ્યાસ કરવામાં આવે છે.

૪. મુંબઈ રાજ્યની વિવિધલક્ષી શાળાઓનું મૂલ્યાંકન. વિવિધલક્ષી શાળાઓની યોજના અમલમાં મૂકવાના કાર્યનો નીચેની વિશિષ્ટ બાબતોને લક્ષમાં રાખી અભ્યાસ કરવાના ઉદ્દેશથી આ યોજના હાથ ધરવામાં આવે છે.

(અ) વિવિધલક્ષી શાળાઓના ઉદ્દેશો.

(બ) વિવિધ વિભાગો માટેના વિદ્યાર્થીઓની પસંદગી.

(ક) વિવિધલક્ષી શાળાઓ માટેના તાલીમ પામેલા શિક્ષકો.

(ડ) શાળામાં વિવિધ વિભાગો દાખલ કરવા માટે આવશ્યક સાધનસામગ્રી.

(ઈ) પાઠ્યપુસ્તકોની પ્રાપ્તિ.

(ફ) વિવિધલક્ષી શાળાઓની યોજના અમલમાં મૂકવામાં શક્ય કરકસર.

૫. એક પરીક્ષાવિભાગ ખોલવામાં આવ્યો છે. આ વિભાગનું કામ યુનિવર્સિટીની પરીક્ષા-પદ્ધતિના ક્ષેત્રમાં સંશોધન કરવાનું અને

નોંધ: ઉપરના બે ટેસ્ટની મદદથી સુરત જિલ્લાના 'દૂબળા' કોમના લોકોની બુદ્ધિશક્તિની તપાસ કરવામાં આવી હતી. ગુજરાત સંશોધન મંડળે એનો અહેવાલ પ્રગટ કર્યો છે.

* (ચ) અને (છ) ટેસ્ટ, વિદ્યાર્થીઓ મંત્રો તરફ કેવી અભિરુચિ ધરાવે છે એની સાથે સંકળાયેલી કેટલીક બાબતો જોવા માટેના છે.

એમાં જરૂરી સુધારા દાખલ કરવાનું છે. યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન આ યોજનાનાં નાણાં આપે છે.

૬. યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશને, યુનિવર્સિટી વિદ્યાર્થીઓ માટે એક સલાહ કેન્દ્ર મંજૂર કર્યું છે. આ કેન્દ્રમાં યુનિવર્સિટીના વિદ્યાર્થીઓના પ્રશ્ન સંબંધમાં સંશોધન કાર્ય કરતો સંશોધન-વિભાગ ચાલે છે.

દ્વિતીય શ્રેણીમાં નીચેનું સંશોધન કામ ચાલે છે.

૧. મરહૂમ શ્રી સયાજીરાવ ગાયકવાડના અભ્યાસનો રેકર્ડ.

૨. ગુજરાતીમાં કેળવણીના ઇતિહાસનો અભ્યાસ.

૩. ગુજરાતમાં ગામડાંનાં તેમ જ શહેરનાં બાળકોને "ડ્રો-એ-મૅન ટેસ્ટ" લાગુ પાડવો.

૪. ભારતનાં જુદાં જુદાં રાજ્યોના કેળવણી ખાતાઓનાં વહીવટી માળખાનો અભ્યાસ.

આ યોજનાઓનાં નાણાં, વડોદરાની એમ. એસ. યુનિવર્સિટી આપે છે.'

છેલ્લી શ્રેણીમાં અનેકવિધ પ્રશ્નોનું સંશોધન કરવામાં આવ્યું છે. જે જે વિષયોમાં કેટલાક પ્રશ્નોનું સંશોધન કરવામાં આવ્યું છે એની માહિતી નીચે આપવામાં આવે છે.

૧. કેળવણીના વહિવટના પ્રશ્નો.

(અ) જુદાં જુદાં એસ. એસ. સી. ઈ. બોર્ડનાં બંધારણ અને કાર્યનો તુલનાત્મક અભ્યાસ.

(બ) વડોદરા શહેરમાં પ્રાથમિક શાળાઓમાંના વિદ્યાર્થીઓની ગેરહાજરીનો પ્રશ્ન.

(ક) ગુજરાતમાં શિક્ષકોને તાલીમ આપવાના કાર્યક્રમનો અભ્યાસ.

(ડ) ટ્રેડીશનલ ટ્રેઈનિંગ કૉલેજ અને ગ્રેજ્યુએટ બેઝિક ટ્રેઈનિંગ કૉલેજોના શિક્ષકોને તાલીમ આપવા માટેના કાર્યક્રમોનો તુલનાત્મક અભ્યાસ.

(ઈ) ગુજરાતની સેકન્ડરી સ્કૂલોનું મૂલ્યાંકન.

(ફ) માધ્યમિક શાળાઓના શિક્ષકો પરના કામના બોજાનો અભ્યાસ.

૨. શિક્ષણ આપવાની પદ્ધતિઓ સાથે સંકળાયેલા પ્રશ્નો.

(અ) માધ્યમિક શાળાઓમાં વાણિજ્યનું શિક્ષણ આપવાની રીતોનો અભ્યાસ.

(બ) લોઅર સેકન્ડરી સ્કૂલોમાં પાંચમા અને છઠ્ઠા ધોરણમાં હિંદીનું શિક્ષણ આપવાના કાર્યક્રમ અને આ શિક્ષણ આપવાની રીતનો અભ્યાસ.

(ક) આઠમા ધોરણમાં સામાન્ય વિજ્ઞાન શીખવવામાં યોજનાના માર્ગનો અખતરો.

(ડ) આઠમા ધોરણમાં સામાજિક વિજ્ઞાનના વિષયો શીખવવામાં યોજનાના માર્ગનો અખતરો.

૩. કેળવણી વિષયક અને મનોવૈજ્ઞાનિક તપાસ સાથે સંકળાયેલા પ્રશ્નો.

(અ) "ડ્રો-એ-મૅન ટેસ્ટ"નું ધોરણ નક્કી કરવું.

(બ) વાચનક્રિયામાં ગ્રહણશક્તિ કેટલી છે તેની પરીક્ષાનું ધોરણ નક્કી કરવું.

(ક) બુદ્ધિશક્તિની લેખિત પરીક્ષાનું ધોરણ નક્કી કરવું.

(ડ) સામાજિક બુદ્ધિચાતુર્યની પરીક્ષાનું ધોરણ નક્કી કરવું.

૪. પરચૂરણ

(અ) એસ. એસ. સી. વર્ગના વિદ્યાર્થીઓની અભ્યાસની ટેવોની તપાસ.

(બ) યુનિવર્સિટીના વિદ્યાર્થીઓની અભ્યાસની ટેવોની તપાસ.

(ક) માધ્યમિક શાળાના શિક્ષકોના એમના વ્યવસાય પ્રત્યેના વલણની તપાસ.

(ડ) માધ્યમિક શાળાના શિક્ષકોના વિસ્તરણ સેવાઓ માટેના ખાતા પ્રત્યેના વલણની તપાસ.

(ઈ) માધ્યમિક શાળાના શિક્ષકોના અંગ્રેજી શીખવવા પ્રત્યેના વલણની તપાસ.

(ફ) વિદ્યાર્થીઓની શિસ્તના પ્રશ્નનો, એમાંય ખાસ કરીને (૧) એમની શાળા, (૨) એમના શિક્ષકો, (૩) એમના અભ્યાસક્રમ, (૪) અને વિવિધ સામાજિક સંસ્થાઓ પ્રત્યે એમનું શું વલણ છે એનો અભ્યાસ.

(ગ) વિવિધ વિષયોમાં બારીક પરીક્ષાની વ્યવસ્થા કરવી.

# ખેતી વિષયક સંશોધન

ડૉ. રમણભાઈ પટેલ
(સંચાલક, કૃષિગોવિદ્યાભવન, આણંદ)
ડૉ. છોટુભાઈ પટેલ
(અધ્યાપક, બં. અ. કૃષિમહાવિદ્યાલય, આણંદ)

જુદા જુદા પ્રદેશની જમીન અને આબોહવાની ભિન્નતાને લીધે જુદા જુદા પ્રદેશોમાં થતા પાક અને પાકની જાતમાં પણ ભિન્નતા રહેલી હોવાથી સરકારે જુદા જુદા પ્રદેશની ખેતીમાં સચોટ રીતે ખેતી સંશોધનનાં પરિણામો અપનાવી શકાય એ ધ્યેયથી જુદા જુદા પ્રદેશ કે જિલ્લા માટે ઘણાં સંશોધન કેન્દ્રો ખોલેલાં છે. આવાં સંશોધન કેન્દ્રો પર ખેતી સુધારણા માટે સંશોધનનું કાર્ય નીચે જણાવેલાં ખેતી-ક્ષેત્રમાં કરવામાં આવે છે.

(૧) પાક સુધારણા
(૨) પાક ઉત્પાદન-ખેડ, ખાતર, પીત વગેરે
(૩) પાક-સંરક્ષણ—કીટક અને રોગનું નિદાન
(૪) જમીનની જાળવણી ને સુધારણા
(૫) ફળઝાડ ઉછેર
(૬) ખેતી ઓજારો

આપણા રાજ્યમાં આ છ ક્ષેત્રે શું સંશોધન કે પ્રગતિ થઈ છે તે હવે ટૂંકમાં જોઈએ.

### પાક સુધારણા

ખેતીની સર્વાંગી ઉન્નતિ માટે રાજ્ય સરકાર તરફથી જુદે જુદે સ્થળે સ્થાનિક પ્રદેશની ખેતીના પ્રશ્નો હલ કરવા માટે જરૂરી સંશોધન કેન્દ્રો ઊભાં કરેલાં છે. આ સંશોધન કેન્દ્રો પર સ્થાનિક ખેતીના પ્રશ્નો હલ કરવા ઉપરાંત જે તે પ્રદેશમાં ઉગાડવામાં આવતા પાકની સુધારેલી જાતો ઉત્પન્ન કરવા માટેનાં કાર્યો પણ થાય છે. આપણા રાજ્યમાં આવાં ૩૯ કૃષિ સંશોધન કેન્દ્રો ચાલે છે. વિવિધ કેન્દ્રો પર સંશોધનને પરિણામે ખેડૂતોને અપનાવવા માટે હાલમાં કઈ નવી જાત પેદા કરવામાં આવી છે તે અંગેની ટૂંકી માહિતી કોઠા નં. ૧ માં આપવામાં આવી છે.

કોઠો નં. ૧

ગુજરાત રાજ્યનાં સંશોધન કેન્દ્રો પર છેલ્લે ઉત્પન્ન કરવામાં આવેલી વિવિધ પાકની જાતો.

| અ. નં. પાકનું નામ તથા પાકની નવી જાતનું નામ | જે કેન્દ્ર પર નવી જાત શોધાઈ હોય તે કેન્દ્રનું નામ અને સ્થળ | નવી જાતનાં લક્ષણો | ક્યા જિલ્લા કે પ્રદેશમાં અપનાવવા માટે ભલામણ કરેલી છે |
|---|---|---|---|
| ૧. કપાસ | | | |
| વિજલ્પા (૨૦૮૭) | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, સુરત | સુયોગ કપાસ કરતાં વધુ ઉતાર, લાંબો તાર, સારી પિલાઈ અને સુકારાના રોગ સામે ટક્કર ઝીલવાની શક્તિ. એક એકરે ઉતાર—૫૨૩ રતલ | દક્ષિણ ગુજરાત, (નર્મદા નદીની દક્ષિણનો પ્રદેશ) |
| દિગ્વિજય | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, ભરૂચ | વિજય કરતાં વધુ ઉતાર. સુકારા સામે ટક્કર ઝીલવાની ઉત્તમ શક્તિ, વધુ પિલાઈ અને સારૂ કાંતણ. એક એકરે ઉતાર—૫૦૩ રતલ | મધ્ય ગુજરાત, (નર્મદા અને સાબરમતી નદી વચ્ચેનો પ્રદેશ) |
| કલ્યાણ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, વીરમગામ | વાગોતરની જાત કરતાં વધુ ઉતાર, તારની વધુ લંબાઈ અને સારુ કાંતણ (આંક) | વાગડ પ્રદેશ—અમદાવાદ મહેસાણા, રાજકોટ, સુરેન્દ્રનગર, જૂનાગઢ, જામનગર અને કચ્છ જિલ્લો |

| | | | |
|---|---|---|---|
| સંજય | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, અમરેલી | પ્રતાપ કપાસ કરતાં વધુ ઉતાર, વરસાદની ખેંચ સામે ટક્કર ઝીલનાર, તારની લંબાઈ અને કાંતણનો આંક વધુ. એક એકરે ઉતાર—૪૪૧ રતલ | અમરેલી અને ભાવનગર જિલ્લાઓ |
| લંબતારી અમેરિકન કપાસ—દેવીરાજ અને દેવીતેજ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, સુરત | પિયતની સગવડ હોય ત્યાં સારા થાય છે અને દેશી જાત કરતાં વધુ ઉતાર, લાંબો તાર અને ઊંચા પ્રકારનો કાંતણનો આંક. એક એકરે ઉતાર વરસાદના પાણીથી ૩૫૦થી ૪૦૦ રતલ અને પિયતથી ૧,૦૦૦થી ૧,૨૦૦ રતલ કપાસ | |
| ૨. તમાકુ | | | |
| કે. ૪૯ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, નડિયાદ (જિ. ખેડા) | દેશી જાત કરતાં ૧૫ ટકા વધુ ઉતાર, ભૂકો સારો, બળવાની ગુણવત્તા સારી. એક એકરે ભૂકાનો ઉતાર–૧૨૭૮ રતલ | ચરોતર પ્રદેશ તેમ જ વડોદરા અને અમદાવાદ જિલ્લાની ગોરાડુ જમીનવાળો પ્રદેશ. |
| કે. ૨૦ | બીડી તમાકુ સંશોધન કેન્દ્ર, કૃષિગોવિદ્યાભવન, આણંદ (જિ. ખેડા) | કે. ૪૯ કરતાં ૮ ટકા વધુ ઉતાર આપે છે. પાન પહોળાં અને ભૂકો સારો. વળી બળવાની ગુણવત્તા સારી. એક એકરે ઉતાર ૧,૩૭૬ રતલ. | „ |
| ૩. દિવેલા | | | |
| એસ. ૨૦ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, નડિયાદ (જિ. ખેડા) | દેશી જાત કરતાં દાણો જરા નાનો પરંતુ ૧૫ દિવસ વહેલી પાકી દાણાનો ઉતાર વધુ આપે છે. | મધ્ય અને ઉત્તર ગુજરાત |
| ૪. તલ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, ભૂવા (ભરૂચ) | સંશોધનનું કામ ચાલુ છે. | |
| ૫. વરિયાળી | | | |
| એસ. ૭-૯ | કૃષિગોવિદ્યાભવન, આણંદ | દેશી જાત કરતાં ૨૬ ટકા વધુ ઉતાર આપે છે અને ૧૭ દિવસ વહેલી પાકે છે. દાણો લાંબો. એક એકરે ઉતાર ૧૫૦૦ રતલ | મધ્ય અને ઉત્તર ગુજરાત |
| ૬. જીરું | | | |
| એસ. ૪૦૪ | „ | દેશી જાત કરતાં ૨૯ ટકા વધુ ઉતાર આપે છે અને અઠવાડિયું વહેલું પાકે છે. દાણો ચળકતો હોય છે. એક એકરે ઉતાર ૭૨૦ રતલ. | મધ્ય-ઉત્તર ગુજરાત અને કચ્છ |
| ૭. જુવાર | | | |
| બુધપરિયો—૫૩ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, સુરત | દાણાની જાતની જુવાર, ઘટ્ટ કણસલું અને મોટો દાણો. દેશી જાત કરતાં ૧૦-૧૨ ટકા વધુ ઉતાર આપે છે. એક એકરે દાણાનો ઉતાર ૧,૦૧૨ રતલ. | સુરત જિલ્લો |
| જુવાર-૮ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, ભરૂચ | દાણાની જાતની જુવાર, ઘટ્ટ કણસલું અને મોટો ભરાવદાર દાણો. દેશી જાત કરતાં ૧૦ ટકા ઉતાર વધુ આપે છે. એક એકરે ઉતાર ૧,૨૦૯ રતલ. | ભરૂચ, પંચમહાલ અને વડોદરા જિલ્લો |
| સી. ૧૦-૨ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, વીરમગામ (જિ. અમદાવાદ) | ઘાસની જાતની જુવાર, ઘાસમાં સારી, દેશી જાત કરતાં વધુ ઉતાર અને નાનો દાણો. દાણાનો આંક એક એકરે ઉતાર ૪,૭૩૨ રતલ. સૂકું ઘાસ ૪,૧૨૨ રતલ. | અમદાવાદ જિલ્લો |
| એસ. ૧૦૪૯ | કૃષિગોવિદ્યાભવન, આણંદ | ઘાસની જાતની જુવાર, પાતળી અને મીઠી સાંઠી, દેશી જુવાર કરતાં ૨૧ ટકા વધુ ઉતાર આપે છે અને ૧૦ દિવસે વહેલી પાકે છે. એક એકરે ઉતાર ૭,૫૫૪ રતલ કડબ | મધ્ય અને ઉત્તર ગુજરાત |

| | | | |
|---|---|---|---|
| ૮. બાજરી | | | |
| ૨૦૭ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, નડિઆદ, (જિ. ખેડા) | દેશી જાત કરતાં ૧૦-૧૫ ટકા વધુ ઉતાર અને વહેલી પાકે છે. એક એકરે દાણાનો ઉતાર ૮૪૦ રતલ. | મધ્ય અને ઉત્તર ગુજરાત |
| ૯. ડાંગર | | | |
| સુખવેલ. ૨૦ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, નવાગામ (જિ. ખેડા) | એકરે ૨,૦૦૦થી ૨,૫૦૦ રતલ ઉતાર. મધ્યમ પ્રકારની ટૂંકા દાણાવાળી અને વરસાદના પાણીએ ૧૧૦ દિવસમાં પાકનારી જાત. સ્થાનિક સુખવેલ કરતાં ૧૦-૧૨ ટકા વધુ ઉતાર આપે છે. | અમદાવાદ, ખેડા અને સાબરકાંઠા જિલ્લા માટે અનુકૂળ ગણાય છે |
| સુતરસનલ-૩૯ | „ | એકરે ૨,૫૦૦ થી ૩,૦૦૦ રતલ ઉતાર. મધ્યમ પ્રકારની વરસાદના પાણીએ ૧૧૫ દિવસમાં પાકનારી અને સ્થાનિક સુતરસનલની જાત કરતાં ૧૫ ટકા વધુ ઉતાર આપનારી જાત. | અમદાવાદ, ખેડા અને સાબરકાંઠા જિલ્લા માટે વધુ અનુકૂળ ગણાય છે |
| જીરાસર-૨૮૦ | „ | એકરે ૩,૦૦૦થી ૩,૫૦૦ રતલ ઉતાર. મધ્યમ કદના સુગંધીદાર દાણાવાળી, ૧૨૦ દિવસે પાકનારી જાત છે. | ખેડા અને વડોદરા જિલ્લા માટે વધુ અનુકૂળ ગણાય છે |
| કમોદ-૧૧૮ | „ | એકરે ૩,૦૦૦ રતલ ઉતાર. મુલાયમ અને સુગંધીદાર દાણો. ૧૩૦ દિવસે પાકનારી. પિયતની સગવડ હોય ત્યાં સારી થાય છે. | અમદાવાદ, ખેડા, પંચમહાલ અને સાબરકાંઠા જિલ્લો |
| પંખાળી. ૨૦૩ | „ | એકરે ૨,૫૦૦ થી ૩,૦૦૦ રતલ ઉતાર. દાણા મુલાયમ અને સુગંધીદાર. પિયતની જાત હોવાથી પાણી હોય ત્યાં સારી થાય છે. ૧૩૦ દિવસે પાકે છે. સ્થાનિક પંખાળીની જાત કરતાં ૧૧ ટકા વધુ ઉતાર આપે છે. | અમદાવાદ, ખેડા અને સાબરકાંઠા જિલ્લો |
| કડા ૬૮-૧ | કૃષિ સંશોધન કેન્દ્ર, વલસાડ (જિ. સુરત) | ભરાવદાર દાણાવાળી જાત છે. પૌંઆ બનાવવા માટે આ જાત વધુ અનુકૂળ આવે છે. તે ૧૧૫થી ૧૨૦ દિવસે પાકે છે. | દક્ષિણ ગુજરાત |
| કડા ૧૭૬-૧૨ | „ | આ એક પ્રકારની ઢોસર જાત છે. દાણા લાંબા, જાડા અને વજનદાર હોય છે. તે ૧૧૦ થી ૧૧૫ દિવસે પાકે છે. સ્થાનિક જાત કરતાં ૧૦ ટકા વધુ ઉતાર આપે છે. | „ |
| વહેલી કોલમ ૧૬૧-૬૨ | „ | લાંબા અને મુલાયમ દાણાવાળી આ એક જાત છે. તે ૯૫થી ૧૦૦ દિવસે પાકે છે. સ્થાનિક જાત કરતાં લગભગ ૨૦ ટકા ઉતાર વધુ આપે છે. | „ |
| વાંકવેલ ૩૯-૩૫-૨૩ | „ | આ એક પ્રકારની મધ્યમ ઢોસર દાણાવાળી જાત છે. તેનું ફોતરું ચમકદાર હોય છે. તે ૧૩૦ દિવસમાં પાકે છે. | „ |
| ૧૦. મકાઈ | | | |
| સમેરી | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, દાહોદ (જિ. પંચમહાલ) | દેશી જાત કરતાં વધુ ઉતાર. દાણા વધુ મીઠા. દેશી જાત કરતાં વહેલી પાકે છે. એક એકરે ઉતાર ૧,૦૦૦ રતલ. | પંચમહાલ જિલ્લો |
| ૧૧. ઘઉં | | | |
| અરણેજ–૬૨૪ અરણેજ–૨૦૬ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, અરણેજ (જિ. અમદાવાદ) | બંને કોરંટ ઘઉંની સુધરેલી જાત છે. દેશી કરતાં વધુ ઉતાર અને ગેરુના રોગ સામે ટક્કર ઝીલે છે. | ઉત્તર ગુજરાત. ખાસ કરીને ભાલ પ્રદેશ માટે |
| ૧૨. ચણા | | | |
| પીળા દાહોદ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, દાહોદ (જિ. પંચમહાલ) | દાણો મોટો. સંગ્રહ કરતાં રંગ બદલાતો નથી. એક એકરે ઉતાર–૬૫૦ રતલ. | પંચમહાલ અને ખેડા જિલ્લો |

| | | | |
|---|---|---|---|
| ૧૩. લાંગ | | | |
| ૨-૧૨ | પ્રયોગ કૃષિ ક્ષેત્ર, ભરૂચ | નવી જાત વહેલી પાકે છે અને સુકારા સામે ટક્કર ઝીલે છે. | ભરૂચ અને સુરત જિલ્લો. |
| ૧૪. તુવેર | કૃષિગોવિદ્યાભવન, આણંદ તથા પ્રયોગ કૃષિ ક્ષેત્ર, ભૂવા | સંશોધનનું કામ ચાલુ છે. | |
| ૧૫. શાકભાજી | કૃષિગોવિદ્યાભવન, આણંદ | | |

રીંગણીની જાતો

લાંબી. એસ–૬ — રોપ્યા પછી ૯૩ દિવસમાં ફૂલ આવે છે. ફૂલ લાંબાં, રંગે કાળાં અને છેડેથી અણીદાર હોય છે. ફળનાં ડીંટાં લાંબાં હોય છે. એક એકરે ઉતાર ૫,૦૦૨ રતલ ફળ.

લાંબી. એસ–૧૨ — રોપ્યા પછી ૯૩ દિવસમાં ફૂલ આવે છે. ફળ, લાંબાં, રંગે કાળાં અને છેડેથી ગોળાકાર અને ડીંટાં લાંબાં હોય છે. એક એકરે ઉતાર ૩,૯૩૬ રતલ ફળ.

ઢોળી. એસ–૫ — રોપ્યા પછી ૭૭ દિવસે ફૂલ આવે, ફળ નાનાં અને ઝૂમખાંમાં બેસે છે, ઉનાળામાં સારી થાય છે. એક એકરે ઉતાર ૨૩,૪૩૭ રતલ ફળ.

મોરવી. એસ–૪–૨ — રોપ્યા પછી ૭૭ દિવસે ફૂલ આવે, ફળ ગોળ, મધ્યમ કદનાં જાંબલી રંગનાં હોય છે. છોડ પથરાતા થાય છે. એક એકરે ઉતાર ૧૦,૧૯૮ રતલ ફળ.

મરચીની જાતો

એસ. ૨ — રોપ્યા પછી ૪૫ દિવસે ફૂલ આવે, ફળ લાંબાં અને પાતળાં હોય છે. ફળ તીખાં વધુ હોય છે. એક એકરે ઉતાર ૫,૪૧૭ રતલ લીલાં મરચાં.

એસ–૧૪ — રોપ્યા પછી ૫૫ દિવસે ફૂલ આવે, ફળ લાંબાં મધ્યમ કદનાં હોય છે. એક એકરે ઉતાર ૬,૮૫૬ રતલ લીલાં મરચાં.

એસ. જી. ૫ — રોપ્યા પછી ૫૫ દિવસમાં ફૂલ આવે, ફળ લાંબાં જાડાં અને રંગે ભૂખરા રંગના અને વધારે તીખાં હોય છે. એક એકરે ઉતાર ૫,૯૭૨ રતલ લીલાં મરચાં.

ઝૂમખાંવાળી — રોપ્યા પછી ૫૭ દિવસમાં ફૂલ આવે, ફળ મધ્યમ લાંબાં અને ઝૂમખાંમાં બેસે છે. ફળ વધારે તીખા હોય છે. એક એકરે ઉતાર ૬,૯૯૪ રતલ લીલાં મરચાં.

ગુવારની જાતો

એસ. ૧૬૦–૧ — રોપ્યા પછી ૨૧ દિવસમાં ફૂલ આવે, શિંગો સાંકડી અને લાંબી હોય છે. છોડ પથરાતા થાય છે. એક એકરે ઉતાર ૩,૨૦૦ રતલ લીલી શિંગ.

એસ. ૨૭૯–૬ — રોપ્યા પછી ૨૬ દિવસમાં ફૂલ આવે છે. શિંગો લાંબી અને સુંવાળી થાય છે. છોડ પથરાતા થાય છે. ચોમાસા માટે સારી જાત. એક એકરે ઉતાર ૪,૯૪૧ રતલ લીલી શિંગ.

ભીંડાની જાતો

પાદરા. એસ ૧૮–૬ — વાવ્યા પછી ૫૪૭ દિવસમાં ફળ બેસે છે. ફળ ઉપર લાલ પટા હોય છે. ફળ પાંચ પાસવાળાં અને લાંબાં હોય છે. એક એકરે ઉતાર ૩,૩૮૧ રતલ લીલી શિંગ.

એસ. ૩૯૨–૧૮ — વાવ્યા પછી ૪૯ દિવસમાં ફળ આવે. ફળ ઉપર લાલ પટા. એક એકરે ઉતાર ૨,૧૫૪ રતલ લીલી શિંગ.

બિયારણ વૃદ્ધિ કેન્દ્રો

અન્ન અને બીજાં તુરોનું ઉત્પાદન વધારવા માટે ખેડૂતોને સારી જાતનું બિયારણ સહેલાઈથી અને સમયસર મળી રહે એટલા માટે બીજી પંચવર્ષીય યોજનાના અમલ દરમિયાન આખા દેશમાં થઈ કુલ ૪,૨૮૨ બિયારણ વૃદ્ધિ કેન્દ્રો સ્થાપવાનું સરકારે નક્કી કરેલું છે. એ યોજના મુજબ ગુજરાત રાજ્યના જુદા જુદા જિલ્લામાં નીચે આપેલી યાદી મુજબ કુલ ૧૧૯ બિયારણ વૃદ્ધિ કેન્દ્રો શરૂ કરવામાં આવ્યાં છે. બીનું ઉત્પાદન પૂરતા પ્રમાણમાં થઈ શકે એવી દરેક કેન્દ્ર પર લગભગ ૨૫ એકર જેટલી જમીનની જોગવાઈ કરેલી છે.

| જિલ્લો | બિયારણ વૃદ્ધિ કેન્દ્રો સંખ્યા |
|---|---|
| ૧. સુરત | ૮ |
| ૨. ભરૂચ | ૮ |
| ૩. વડોદરા | ૫ |
| ૪. ખેડા | ૧૦ |
| ૫. પંચમહાલ | ૧૧ |
| ૬. અમદાવાદ | ૩ |
| ૭. મહેસાણા | ૮ |
| ૮. બનાસકાંઠા | ૬ |
| ૯. સાબરકાંઠા | ૮ |
| ૧૦. રાજકોટ | ૯ |
| ૧૧. ભાવનગર | ૧૧ |
| ૧૨. જૂનાગઢ | ૯ |
| ૧૩. જામનગર | ૯ |
| ૧૪. સુરેન્દ્રનગર | ૬ |
| ૧૫. કચ્છ | ૭ |
| ૧૬. અમરેલી | ૧ |
| કુલ સંખ્યા | ૧૧૯ |

## પાક ઉત્પાદન

કોઈ પણ પાકનું એકરદીઠ ઉત્પાદન, પાક સુધારણા દ્વારા, વધુ ઉતાર આપવાવાળી નવી જાત શોધી કાઢવા ઉપરાંત, જમીનની યોગ્ય વ્યવસ્થા કે માવજત કરીને, સમયસર પાકની વાવણી કરી, સપ્રમાણ બીના ઉપયોગથી યોગ્ય પ્રકારનું સપ્રમાણ ખાતર વાપરી, પાકને રોગ કે કીટકથી બચાવવા માટે સમયસર યોગ્ય ઉપાયો યોજીને વધારી શકાય છે. આ પ્રમાણે પ્રયોગો કરી વિવિધ પાકની એકર દીઠ પેદાશ વધારવા માટે ગુજરાતનાં કેટલાંક સંશોધન કેન્દ્રો પર સારું એવું કામ થયું છે. તમામ કેન્દ્રો પર થયેલું એ પ્રકારનું કામ દરેક પાક માટે અત્રે આપવું શકય ન હોવાથી દૃષ્ટાંતરૂપે કેટલાક પ્રયોગોનાં પરિણામો અત્રે આપવા માટે કોશિશ કરેલી છે.

### (અ) ખેડ તથા વાવણીની પદ્ધતિની પાકના ઉતાર ઉપર થતી અસર

કોઈ પણ પાકની સફળ ખેતીનો આધાર, જમીનને આપવામાં આવતી યોગ્ય પ્રકારની ખેડ, વાવણીની રીત, એક એકરે બીનો ઉપયોગ બે ચાસ કે ચાસમાં બે છોડ વચ્ચેનું અંતર, પાકની યોગ્ય ફેરબદલી ઉપર ઘણે અંશે રહેલો છે.

કૃષિગોવિદ્યાભવનના પ્રયોગ ક્ષેત્ર પર ખેડ, વાવણીની પદ્ધતિ તેમ જ આંતર ખેડ ઉપર કેટલાક પ્રયોગો કરેલા છે. તેવા પ્રયોગોનાં ખેડૂતોને અપનાવવા જેવાં પરિણામો ૨જા, ૩જા અને ૪થા કોઠામાં આપ્યાં છે.

અવલોકન કરતાં ગુજરાતની ગોરાડુ પ્રકારની જમીનમાં એમ જણાય છે કે આ જમીનમાં હરકોઈ વનસ્પતિ કાળી અને ચીકણી જમીન પર થતી વનસ્પતિ કરતાં, ડાળીઓ અને પાનની વૃદ્ધિ વિશેષ કરે છે. પરિણામે ઊંડાં મૂળવાળા અને મોડા તૈયાર થતા કપાસ જેવા પાકને તેની પાછળની અવસ્થામાં પાણી અને ખોરાકની ખેંચ પડે છે. પરિણામે છોડ ઉપર ફૂલ અને ફળ કે જીંડવાં સારી રીતે જીવતાં નથી તેમ જ પૂરતી સંખ્યા અને પ્રમાણમાં વિકાસ પામતાં નથી. આ અવલોકનના આધારે ગોરાડુ જમીનમાં ઉગાડવામાં આવતા વિજય કપાસમાં આ પ્રકારની વધુ પડતી છોડની વૃદ્ધિ અટકાવવા અને તેમ કરવાથી શો ફાયદો થાય છે તે જાણવા માટે એક થાણે એક અને બીજા થાણે બે એમ બે જાતની જુદી જુદી માવજત કરી, સને ૧૯૪૮-૪૯થી ૧૯૫૧-૫૨ સુધીનાં ત્રણ વર્ષના ગાળામાં એક પ્રયોગ કરેલો તે પ્રયોગનાં ત્રણેય વર્ષનાં સરેરાશ પરિણામ કોઠો નં. ૨માં આપવામાં આવેલાં છે.

**કોઠા નં. ૨**

**ગોરાડુ જમીનમાં એક થાણે એક અને બે છોડ વાવવાથી વિજય કપાસના ઉતાર અને રૂના ગુણ ઉપર થતી અસર**

| અ.નં. અભ્યાસ કરવામાં આવેલી પાકની ખાસિયત | માવજત એક થાણે એક છોડ | માવજત એક થાણે બે છોડ |
|---|---|---|
| ૧. મુખ્ય ફળાઉ ડાળીઓની સંખ્યા | ૧૨.૪૧ | ૧૨.૮૭ |
| ૨. એક થાણે જીંડવાની સંખ્યા | ૪૬.૦૦ | ૫૫.૦૦ |
| ૩. એકરે કપાસનો ઉતાર (રતલમાં) | ૬૧૯.૩૪ | ૭૩૯.૭૬ |
| ૪. રૂનું પ્રમાણ (રતલમાં) | ૩૬.૮૫ | ૩૬.૭૭ |
| ૫. ૧૦૦ બીનું વજન (ગ્રામમાં) | ૬.૪૭ | ૬.૪૯ |
| ૬. તારની લંબાઈ (ઇંચમાં) | ૦.૮૫૫ | ૦.૮૬૦ |
| ૭. એક ઇંચ રૂના તારનું ૧૦-૬ ઔંસમાં વજન (૬૫ ટકા, આર. એચ.) | ૦.૧૪૮ | ૦.૧૪૯ |
| ૮. તારનો આંક (એચ.એસ.ડબલ્યુ કાઉન્ટ) | ૩૯.૪૩ એસ. | ૩૮.૮૩ એસ. |
| ૯. ૬૦ ૨૦ના પ્લોટ વાર સૂકા છોડવાઓનું વજન (રતલમાં) | ૬૪.૫૭ | ૬૭.૮૬ |
| ૧૦. ચરબીના ટકા | ૧૮.૮૭ | ૧૮.૬૯ |
| ૧૧. નત્રિલ પદાર્થના ટકા | ૨૧.૫૩ | ૨૧.૩૬ |

કોઠા નં. ૨માં આપેલાં આંકડા તપાસતાં જણાય છે કે ગોરાડુ જમીનમાં વિજય કપાસ સારી રીતે ઉગાડી શકાય છે. એટલું જ નહિ પણ કાનમ જેવા કપાસ ઉગાડનારા પ્રદેશમાં એકર દીઠ મળતા ઉતાર (૪૫૦ રતલ) કરતાં ઘણો અધિક ઉતાર મેળવી શકાય છે. એક થાણે બે છોડ વાવવાથી એક છોડ વાવવા કરતાં એક એકરે સરેરાશ ૨૦ ટકા જેટલો કપાસનો ઉતાર વધુ મેળવી શકાય છે અને તેમ કરવામાં કપાસનો ઉતાર વધુ આવે છે. એટલું જ નહિ પણ રૂની ગુણવત્તા બે છોડમાંથી ઉત્પન્ન થતા કપાસમાં એક છોડમાંથી ઉત્પન્ન થતા કપાસ કરતાં કંઈ અંશે ઊંચી રહે છે.

બંને માવજત હેઠળ આપેલા આંકડાઓ પૈકી જીંડવાંની સંખ્યા, કપાસનો ઉતાર અને સૂકા પદાર્થનું વજન જોતાં સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે એક થાણે બે છોડ રાખવાથી સૂકા પદાર્થનું વજન (કપાસ વીણી લીધા પછીથી છોડને ઉપાડી, છોડને કાપી પાન સહિત બરાબર સૂકવીને કરેલું વજન) એક થાણે એક છોડ રાખવા જેટલું જ આવે છે જ્યારે થાણા દીઠ જીંડવાંની સંખ્યા અને એકરે કપાસનો ઉતાર વિશેષ આવે છે. આ ઉપરથી એમ જણાય છે કે એક થાણે બે છોડ રાખવાથી છોડની બિન ઉપયોગી વૃદ્ધિ ઉપર કંઈક કાબૂ રહે છે અને પરિણામે જમીનમાં જે કંઈ ભેજ અને ખોરાક સચવાઈ રહે છે તે છોડ અને જીંડવાંની વૃદ્ધિ માટે મળે છે.

તમાકુ ઉગાડનારા ખેડૂતો જમીનને કેટલીક વાર ૮ થી ૧૦ વખત ખેડી તૈયાર કરે છે અને તમાકુની રોપણી બાદ ૫ થી ૮ કે તેથી વધુ વખત માટે તમાકુના પાકમાં આંતર ખેડ કરે છે. (કરબડી કાઢે છે) આ પ્રમાણે અનેક વખત ખેડ કરવાથી ખેતીમાં ખેડનો ખર્ચ વધે તે સ્વાભાવિક છે. આ મુદ્દો ધ્યાનમાં લઈ તમાકુના પાકમાંથી સારુ ઉત્પન્ન મેળવવા માટે કેટલી આંતર ખેડ કરવાની જરૂર છે એ જાણવા માટે બીડી તમાકુના પાક પર એક પ્રયોગ કરવામાં આવ્યો હતો. તેનાં પરિણામ ૩જા કોઠામાં રજૂ કરેલાં છે.

## કોઠો નં. ૩
### આંતર ખેડની તમાકુ પાક પર અસર

| માવજત | તમાકુના ભૂકાનો એક એકરે ઉતાર (કિલોગ્રામમાં) | | દર ૧૮.૬ કિલોગ્રામ ભૂકાની કિંમત (રૂ.માં) | | એક એકરે પાકની આવક રૂપિયામાં | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૫૭-૫૮ | ૧૯૫૮-૫૯ | ૧૯૫૭-૫૮ | ૧૯૫૮-૫૯ | ૧૯૫૭-૫૮ | ૧૯૫૮-૫૯ |
| ૧. આંતર ખેડ કર્યા સિવાય | ૫૨૪ | ૬૮૮ | ૧૭.૭૫ | ૪૫.૫૦ | ૫૫૭ | ૧૬૭૬ |
| ૨. ચાર વખત આંતર ખેડ | ૫૯૬ | ૮૪૧ | ૨૦.૯૨ | ૪૧.૮૦ | ૬૭૧ | ૧૮૯૦ |
| ૩. આઠ વખત આંતર ખેડ | ૫૭૮ | ૭૭૯ | ૨૦.૫૮ | ૪૪.૦૦ | ૬૪૦ | ૧૮૪૩ |

કોઠા નં. ૩માં આપેલા આંકડા તપાસતાં સમજાય છે કે તમાકુના પાકમાં ચાર વખત આંતર ખેડથી ભૂકાનો ઉતાર તેમ જ એકરે આવક સૌથી વધુ આવે છે. એટલે ચાર વખત કરતાં વધુ આંતર ખેડ કરવાથી કંઈ ફાયદો થતો નથી. બલ્કે ખેડનો ખર્ચ વધે છે.

સામાન્ય રીતે ખેડૂતો ઘણી જગાએ જમીનની ખેંચને લીધે, એને એક ખેતરમાં બાજરી પછી બાજરી કે કોદરા પછી કોદરા અગર બાજરી અને કોદરાનું વાવેતર વારાફરતી કરે છે. આવા પાકનાં મૂળ જમીનના ઉપલા અને છીછરા પડમાંથી ખોરાક લેતાં હોવાથી, દર વર્ષે ઉપરના પડમાંથી પોષક તત્ત્વોનું પ્રમાણ ઘટતું જાય છે. પરિણામે જમીનની ફળદ્રુપતા ઘટે છે અને પાકનો ઉતાર પણ તે પ્રમાણે કમી આવે છે. એટલે જો આવા છીછરાં મૂળવાળા પાક લીધા બાદ જમીનનું નીચેનું પડ ઊંડી ટ્રેક્ટરની ખેડ કરી ઉપર લાવવામાં આવે તો, આખો શિયાળો અને ઉનાળો એ પડ સૂર્યના તાપમાં તપે જેથી એ પડમાં રહેલાં અગળાઉ તત્ત્વોમાં ફેરફાર થઈ ગળાઉ બને અને પછીના ચોમાસા દરમિયાન લેવાના બીજા ધાન્ય પાકને જરૂરી પોષણ મળી રહે. આ હેતુથી તેમ જ જમીનની નાશ પામેલી ફળદ્રુપતા શી રીતે પાછી મેળવવી એ જાણવા કૃષિગો-વિદ્યાભવનના ક્ષેત્ર પર એક લાંબા ગાળાનો પ્રયોગ સને ૧૯૪૭માં યોજી જમીનના એક ભાગને ટ્રેક્ટર વડે ઊંડી ખેડવાથી અને બીજા ભાગને દેશી હળ વડે છીછરી ખેડવાથી બાજરીના પાકના ઉતાર ઉપર શી અસર થાય છે તેનો અભ્યાસ શરૂ કરેલો છે. આ પ્રયોગમાં જમીનને કોઈ પણ જાતનું ખાતર આપવામાં આવતું નથી. તે પ્રયોગનાં છેલ્લા ૧૨ વર્ષનાં પરિણામ કોઠા નં. ૪ માં આપવામાં આવ્યાં છે.

## કોઠો નં. ૪
### છીછરી અને ઊંડી ખેડની બાજરીના દાણાના ઉતાર ઉપર થતી અસર.

| વર્ષ | એકરે દાણાનો ઉતાર ૧૪" ઊંડી ખેડ | ૪" ઊંડી ખેડ | છીછરી ખેડ કરતાં ઊંડી ખેડથી થતો વધારે ઉતાર ટકામાં |
|---|---|---|---|
| ૧૯૪૮ | ૧,૨૬૩ | ૧,૦૧૩ | ૨૪.૬ |
| ૧૯૪૯ | ૧,૧૭૭ | ૮૬૦ | ૩૭.૦ |
| ૧૯૫૦ | ૩૮૯ | ૨૦૨ | ૯૨.૬ |
| ૧૯૫૧ | ૯૫૭ | ૬૪૫ | ૪૮.૪ |
| ૧૯૫૨ | ૭૨૦ | ૫૧૩ | ૪૦.૫ |
| ૧૯૫૩ | ૬૩૧ | ૪૪૨ | ૪૨.૭ |
| ૧૯૫૪ | ૫૪૦ | ૩૨૮ | ૬૪.૬ |
| ૧૯૫૫ | ૧૫૬ | ૩૮ | ૩૧૦.૫ |
| ૧૯૫૬ | ૧૮૧ | ૧૧૩ | ૬૦.૭ |
| ૧૯૫૭ | ૭૧૬ | ૫૯૯ | ૧૯.૬ |
| ૧૯૫૮ | ૩૩૨ | ૨૬૮ | ૨૪.૦ |
| ૧૯૫૯ | ૩૩૩ | ૧૬૦ | ૧૦૮.૦ |
| સરેરાશ | ૬૧૬.૨૫ | ૪૩૧.૭૫ | ૭૨.૬૮ |

નોંધ: છીછરી ખેડ દેશી હળથી આશરે ૪" ઊંડી અને ઊંડી ખેડ ટ્રેક્ટર વડે ખેંચવામાં આવતા હળથી આશરે ૧૪" ઊંડી કરેલી.

૪ થા કોઠામાં આપેલા આંકડા તપાસતાં જણાય છે કે પ્રતિ વર્ષ ઊંડી ખેડ વાળી માવજતે છીછરી ખેડવાળી માવજતના કરતાં બાજરીના દાણાનો ઉતાર વધુ આપ્યો છે. બે એક અપવાદ સિવાય, બારેય વર્ષનો ઉતાર જોતાં ઊંડી ખેડવાળી માવજતે છીછરી ખેડવાળી માવજત કરતાં ૨૪ ટકાથી માંડી ૯૨ ટકા જેટલો બાજરીના દાણાનો વધુ ઉતાર આપ્યો છે. જ્યારે બારેય વર્ષની સરેરાશ કાઢતાં ઊંડી ખેડવાળી માવજતે છીછરી ખેડવાળી માવજત કરતાં લગભગ ૭૩ ટકા દાણાનો વધુ ઉતાર આપ્યો છે. છતાં પ્રતિ વર્ષે બંને પ્રકારની માવજતમાં બાજરીના દાણાનો ઉતાર કમી થતો ગયો છે. આ ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે લાંબા સમય માટે પાકનું વધુ ઉત્પાદન મેળવવા માટે ફક્ત જમીનની ઊથલ-પાથલ મદદકર્તા નથી, પરંતુ ઊંડી ખેડ સાથે ખાતરનો યોગ્ય ઉપયોગ અને પાકની ફેરબદલી કરવાની આવશ્યકતા ઘણી રહે છે.

ખેતી સંશોધન પરથી કરવામાં આવેલી ભલામણ મુજબ પાક ઉછેરની પદ્ધતિ અને ખેડૂતો વર્ષોથી અપનાવતા આવેલી પદ્ધતિ મુજબ તમાકુનો પાક ઉછેરવાથી બન્ને પદ્ધતિથી ઉછેરેલા પાકના ઉતારમાં, ભૂકાના ગુણમાં અને તેમાંથી મળતી એકર દીઠ આવકમાં શો ફેર પડે છે તે જાણવા માટે એક પ્રયોગ આણંદના બીડી તમાકુ સંશોધન કેન્દ્ર પર

કરવામાં આવ્યો હતો. ભલામણ મુજબની પદ્ધતિને 'ફાર્મ પદ્ધતિ' અને ખેડૂતો વર્ષોથી અપનાવતા આવેલી પદ્ધતિને "ખેડૂત પદ્ધતિ' નામે આ પ્રયોગ માટે ઓળખાવી છે.

ફાર્મ પદ્ધતિએ ઉછેરેલી તમાકુને એક એકરે ૧૬૦ રતલ નાઇટ્રોજન (મગફળીના ખોળના રૂપમાં—આશરે ૧૬ ગૂણી મગફળીનો ખોળ), બે ચાસ અને બે છોડ વચ્ચે ત્રણ ફૂટનું (૩'×૩') અંતર રાખી તમાકુ રોપેલી અને ૧૧ પાને છોડને ખૂટેલા. જ્યારે ખેડૂત-પદ્ધતિએ ઉછેરેલી તમાકુને એક એકરે ૫ ટન (આશરે ૧૦ ગાડી) છાણિયું ખાતર તથા એક એકરે ૪૦ રતલ નાઈટ્રોજન મગફળીના ખોળના રૂપમાં (૪ ગૂણી મગફળીનો ખોળ) આપી, ૩૦'×૩૦' ના અંતરે તમાકુ રોપેલી અને તમાકુના છોડને ૧૪ થી ૧૫ પાને ખૂટેલા. આ પ્રયોગનાં પરિણામ પમા કોઠામાં આપવામાં આવ્યાં છે.

કોઠો નં. ૫

ફાર્મપદ્ધતિ અને ખેડૂત પદ્ધતિએ ઉછેરેલી તમાકુમાં રહેલો તફાવત

| વર્ષ | ઉછેર પદ્ધતિ | એક એકરે તમાકુના ભૂકાનો ઉતાર (રતલમાં) | એક એકરે પાકની આવક (રૂ. માં) | એક એકરે ખાતરનો ખર્ચ (રૂ. માં) | ફાર્મ પદ્ધતિએ ઉછેરેલી તમાકુના પાકમાં એક એકરે મળતો નફો. (રૂપિયામાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૫૨-૫૩ | ફાર્મ પદ્ધતિ | ૨૦૩૯ | ૧૭૯૯ | ૨૧૦ | ૫૩૧ |
| | ખેડૂત પદ્ધતિ | ૨૨૬૫ | ૧૧૬૦ | ૧૦૨ | |
| ૧૯૫૩-૫૪ | ફાર્મ પદ્ધતિ | ૧૧૪૯ | ૧૦૯૩ | ૨૨૦ | ૬૦૭ |
| | ખેડૂત પદ્ધતિ | ૧૨૬૮ | ૩૭૧ | ૧૦૫ | |

કોઠા નં. પમાં આપેલા આંકડા તપાસતાં જણાય છે કે ખેડૂત-પદ્ધતિએ ઉછેરેલી તમાકુના ભૂકાનો એકર દીઠ ઉતાર વધુ આવે છે, પરંતુ તેની કિંમત ઘણી ઓછી ઊપજતી હોવાથી ફાર્મ પદ્ધતિએ ઉછેરેલી તમાકુની પેદાશમાંથી મળતી આવક કરતાં ઘણી ઓછી રહે છે. એ હિસાબે ખાતરનો ખર્ચ, ફાર્મ પદ્ધતિએ ઉછેરેલી તમાકુમાં ખેડૂત પદ્ધતિએ ઉછરેલી તમાકુ કરતાં લગભગ બમણો હોવા છતાં ચોખ્ખો નફો તેમાં ઘણો વધુ રહે છે. આ ઉપરાંત સારા માલને લીધે ફાર્મ પદ્ધતિએ ઉછેરેલી તમાકુની પેદાશ (ભૂકો) વેચવામાં મુશ્કેલી પડતી નથી.

કેટલાક લાંબા તેમ જ ટૂંકા સમયમાં પાકનારા તુલોની સફળતા યા નિષ્ફળતાનો આધાર જમીનની માવજત કે જમીનને આપવામાં આવતા ખાતર ઉપરાંત વાવણીના સમય ઉપર રહે છે. કપાસ, ઘઉં, જીરું તથા શાકભાજીના તુલો પૈકી ગવાર, રીંગણી, ફણસી વગેરે સફળ ખેતીમાં વાવણી કે રોપણીનો સમય ઘણી અસર કરે છે. ગુજરાતમાં સુરતના કૃષિ સંશોધન કેન્દ્ર પર અમેરિકન જાતના લાંબા તારવાળા કપાસની કેટલીક જાત સાથે કપાસની દેશી જાતનું સંસ્કરણ કરી દેવીરાજ અને દેવીતેજ જેવી લાંબા તારવાળી અને વધુ ઉત્પન્ન આપનારી જાતો તૈયાર કરી ખેડૂતોને તેવી જાતો અપનાવવા માટે ભલામણ કરવામાં આવેલી છે. તે નવી જાતો કેટલેક ઠેકાણે સારી રીતે સફળતાપૂર્વક ઉગાડી શકાય છે. જ્યારે કેટલેક ઠેકાણે તેમ થઈ શક્યું નથી. આ જાતની નિષ્ફળતા માટે જે તે સ્થળનું હવામાન અને કંઈક અંશે જમીન કારણભૂત ગણી શકાય. આ પરિસ્થિતિને ધ્યાનમાં લઈ, લાંબા તારવાળી હિંદ-અમેરિકન જાતના (દેવીરાજ તથા સી.ઓ ૪. બી. ૪૦) કપાસની વાવણીનો યોગ્ય સમય નક્કી કરવા માટે એક પ્રયોગ કૃષિગોવિદ્યાભવનના ક્ષેત્ર પર બે વર્ષ સુધી (૧૯૫૬-૫૭ તથા ૧૯૫૭-૫૮) કરવામાં આવ્યો હતો. તે પ્રયોગમાં દેવીરાજ અને સો.ઓ-૪-બી-૪૦ નામની જાતો સાથે વિજય કપાસનો પણ સમાવેશ કરી, વાવણી જૂન માસની આઠમીથી શરૂ કરી, પંદર પંદર દિવસના અંતરે ઑગસ્ટ માસની ૨૨મી તારીખ સુધી કરવામાં આવી હતી. પાક તૈયાર થયે માવજત પ્રમાણે કપાસનો ઉતાર તેમ જ રૂના ગુણની આંકણી કરવામાં આવી હતી. એ પ્રયોગનાં સરેરાશ બે વર્ષનાં પરિણામ કોઠા નં. ૬માં આપવામાં આવ્યાં છે.

કોઠો નં. ૬

વિવિધ જાતનો કપાસ જુદા જુદા સમયે વાવવાથી કપાસના ઉતાર અને રૂના ગુણ ઉપર થતી અસર

| વાવણીનો સમય | જુદી જુદી જાતના કપાસનો એકર દીઠ ઉતાર (રતલમાં) સી.ઓ.૪-બી-૪૦ | ૧૭૦-સો.સી ઓ.ટુ (દેવીરાજ) | વિજય | સરેરાશ |
|---|---|---|---|---|
| જૂન ૮ | ૧૬૦૬ | ૧૪૬૫ | ૧૧૮૦ | ૧૪૧૭ |
| જૂન ૨૩ | ૧૨૫૯ | ૧૨૮૯ | ૧૦૬૯ | ૧૨૦૬ |
| જુલાઈ ૮ | ૯૬૮ | ૧૦૩૬ | ૭૧૦ | ૯૦૫ |
| જુલાઈ ૨૩ | ૧૨૬૪ | ૧૦૯૬ | ૭૬૨ | ૧૦૪૧ |
| ઑગસ્ટ ૭ | ૩૦૭ | ૫૭૪ | ૪૯૬ | ૪૫૯ |
| ઑગસ્ટ ૨૨ | ૩૫૨ | ૫૯૩ | ૪૯૪ | ૪૭૦ |
| સરેરાશ ઉતાર | ૯૫૯ | ૧૦૦૪ | ૭૮૫ | — |

કોઠા નં. ૬માં આપેલા આંકડા તપાસતાં જણાય છે કે ત્રણેય જાતના કપાસનું વાવેતર જૂનમાં કરવાથી ઉતાર ઘણો વધુ આવે છે. જૂન માસની બે તારીખો પૈકી જૂનની આઠમી તારીખની વાવણી વિશેષ ફાયદાકારક જણાય છે. એટલે આ પરિણામ ઉપરથી એટલું નક્કી થઈ શકે કે મધ્ય ગુજરાતમાં શક્ય હોય ત્યાં આ ત્રણેય જાતના કપાસનું વાવેતર જૂન માસમાં બને તેટલું વહેલું કરવું. વરસાદ ન હોય, ત્યારે જો પાણીની સગવડ હોય તો પિયતથી વાવણી કરવી. ત્રણેય જાતો પૈકી સી.ઓ.



27265

૪-બી.૪૦ નંબરની જાત આ પ્રદેશ માટે વધુ ઉતાર આપવાવાળી જણાય છે. રૂના ગુણની ચકાસણીમાં પણ એમ જણાયું છે કે જૂન માસમાં વાવવામાં આવેલો પાક સારો થાય છે.

બ. ખાતરો અને ઈતર માવજતની પાક ઉપર થતી અસર

કોઈ પણ પાકનું ઉત્પાદન વિવિધ પ્રકારની જમીનની ખેડ, વાવણીનો સમય, બે ચાસ કે બે ચાસમાં બે છોડ વચ્ચેનું અંતર નક્કી કરવા ઉપરાંત પાકને આપવામાં આવતા ખાતર અને ખાતર સાથે ઈતર માવજતનો યોગ્ય સુમેળ સાધીને વધારી શકાય છે. ગુજરાતમાં કેટલાંક સંશોધન કેન્દ્રો પર કપાસ, તમાકુ, જુવાર, બાજરી તથા ઘઉંનું ઉત્પાદન વધારવા માટે કેટલાક પ્રયોગ થયેલા છે. એવા પ્રયોગનાં ખેડૂતોને અપનાવવા કેટલાંક પરિણામ કોઠા નં. ૭, ૮ અને ૯માં આપ્યા છે.

મધ્ય અને ઉત્તર ગુજરાતની ગોરાડુ જમીનમાં પિયત ઘઉં માટે એક એકરે બિયારણનો દર, બે ચાસ વચ્ચેનું અંતર તથા ખાતરની (નાઈટ્રોજન) જરૂરિયાત નક્કી કરવા માટે એક પ્રયોગ આણંદના સંશોધન કેન્દ્ર પર કરવામાં આવ્યો હતો. તેનાં સરેરાશ પરિણામ કોઠા નં. ૭માં આપેલાં છે.

સાતમા કોઠામાં આપેલા ઘઉંના ઉતારના આંકડા તપાસતાં એમ જણાઈ આવે છે કે ગોરાડુ જમીનમાં પિયતના ઘઉંનું એક એકરે ૫૦ રતલ બિયારણ, ૧૨"ના ગાળે વાવી, પાકને ૪૦ રતલ નાઈટ્રોજન એમોનિયમ સલ્ફેટના રૂપમાં આપવાથી સરેરાશ ૧,૧૫૦ થી ૧,૨૦૦ રતલ જેટલો ઘઉંનો ઉતાર મેળવી શકાય છે.

કૃષિગોવિદ્યાભવનના ક્ષેત્ર પર, બાજરીના પાકને નાઈટ્રોજન સાથે ફોસ્ફરસ વા પોટાશ અગર બંને એકી સાથે કે બે હપતે આપવાથી બાજરી ૨૦૩ના ઉતાર ઉપર શી અસર થાય છે તે જાણવા માટે એક પ્રયોગ કરવામાં આવ્યો હતો. તે પ્રયોગનાં પરિણામ કોઠા નં. ૮માં રજૂ કરેલાં છે.

કોઠા નં. ૮માં આપેલા બાજરીના ઉતારના વર્ષવાર તેમ જ સરેરાશ આંકડા જોતાં એમ માલૂમ પડે છે કે આ પાકને એક એકરે ૩૦ રતલ નાઈટ્રોજન અને ૩૦ રતલ ફોસ્ફરસ આપવાથી પાકનો ઉતાર બીજી કોઈ માવજત કરતાં વધુ આવે છે. તે જ માવજતમાં અડધું ખાતર વાવણી પહેલાં અને અડધું વાવણી બાદ ત્રણ અઠવાડિયે આપવાથી બાજરીના દાણાનો ઉતાર, વધુ ખાતર એકી સાથે આપવાની માવજત કરતાં લગભગ ૮૦ રતલ ઓછો આવે છે. પરંતુ વરસાદ વધતો ઓછો હોય ત્યારે બધું ખાતર એકી સાથે આપવામાં જેટલું જોખમ રહેલું છે તેટલું જોખમ તે ખાતર બે સરખા હપતેથી આપવામાં રહેલું નથી. એ દૃષ્ટિએ બાજરીના પાક માટે એક એકરે ૩૦ રતલ નાઈટ્રોજન અને ૩૦ રતલ ફોસ્ફરસ બે સરખા હપતે આપવા માટેની ભલામણ કરવામાં આવી છે. આ પ્રયોગ ઉપરથી એમ સાબિત થાય છે કે ગોરાડુ જમીનમાં નાઈટ્રોજન અને ફોસ્ફરસ ઉપરાંત પોટાશનું તત્ત્વ ઉમેરવાથી બાજરીના ઉતારમાં કંઈ વિશેષ ફાયદો થતો નથી. એટલે હાલને તબક્કે ગોરાડુ જમીનમાં પોટાશનું તત્ત્વ પૂરતું છે.

ગુજરાતની જમીનોમાં બીજાં બધાં પોષક તત્ત્વોના પ્રમાણમ સેન્દ્રિય તત્ત્વોનું પ્રમાણ ઘણું ઓછું છે. સેન્દ્રિય તત્ત્વ જમીનની ભૌતિક સ્થિતિ સુધારે અગર જાળવી રાખે છે તે જગસિદ્ધ બિના છે. છતાં આપણા દેશમાં જમીનની ભૌતિક સ્થિતિ અને પરિણામ પેદાશ શક્તિ જાળવી રાખવા કે સુધારવામાં સેન્દ્રિય ખાતરના ઉપયોગ તરફ ઘણું દુર્લક્ષ સેવવામાં આવ્યું છે. આપણાં જાનવરો જે કંઈ સૂકું કે લીલું છાણિયું ખાતર પેદા કરે છે તે આપણી જરૂરિયાત કરતાં અનેક ઘણું ઓછું છે. આ સંજોગોમાં, સેન્દ્રિય ખાતરની પેદાશ, જાનવરનાં છાણ મૂતરનો ભરપૂરો ઉપયોગ કરી સારું છાણિયું ખાતર બનાવી, બિનઉપયોગી કચરામાંથી તેમ જ માનવીના મળમૂતરમાંથી મિશ્ર ખાતર (કંપોસ્ટ) બનાવી કે લીલોપડવાશને શક્ય હોય ત્યાં અપનાવવાથી, સેન્દ્રિય ખાતરના પુરવઠામાં સારો એવો વધારો થઈ શકે.

જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં, કાળી અને ભારે ચીકણી જમીનો માટે ઈકડ અને મધ્યમ કે હલકી જમીન માટે શણ કે ગુવારનો લીલો પડવાશ કરવા માટેની ભલામણ કરવામાં આવી છે.

દક્ષિણ ગુજરાતની ભારે અને કાળી જમીનમાં કે જ્યાં કપાસ અને જુવારનું વાવેતર મુખ્ય થાય છે, તેવી જમીનમાં લીલો પડવાશ કરવાથી કપાસ અને જુવારના પાકને શો ફાયદો થાય છે તે જાણવા માટે એક લાંબા ગાળાનો પ્રયોગ દશ વર્ષ માટે સુરતના ખેતી સંશોધન કેન્દ્રપર કરવામાં આવ્યો હતો. દશેય વર્ષના પરિણામના સરેરાશ આંકડા ૯મા અને ૧૦મા કોઠામાં આપેલા છે. તે ઉપરથી પરિણામની ઉપયોગિતાનો ખ્યાલ સહેજે આવી શકશે.

કોઠા નં. ૯માં આપેલા આંકડા જોતાં એમ જણાય છે કે કપાસ ને પાકની જમીનને એક એકરે ૫ ગાડી છાણિયું ખાતર આપી, કપાસના બે ચાસ વચ્ચે ઈકડ ઉછેરી લીલો પડવાશ કરવામાં આવે તો તે જ વર્ષે કપાસના પાકના ઉતારમાં ૧૫ ટકા અને બીજા વર્ષે તે જ ખેતરમાં જુવારના પાકના ઉતારમાં લગભગ ૨૦ ટકા જેટલો વધારો મળે છે. કપાસની જમીનને છાણિયું ખાતર ન આપી શકાય તો પણ ઈકડના પડવાશથી કપાસના ઉતારમાં ૧૦ ટકાનો વધારો થાય છે.

જ્યારે કોઠા નં. ૧૦માં આપેલાં પરિણામ જોતાં એમ સમજાય છે કે જુવારની જમીનને એક એકરે પાંચ ગાડી છાણિયું ખાતર આપીને જુવારના બે ચાસ વચ્ચે ઈકડનો પડવાશ કરવામાં આવે તો જુવારના દાણાના ઉતારમાં લગભગ ૨૦ ટકા અને બીજા વર્ષે કપાસના ઉતારમાં લગભગ ૬૨ ટકા જેટલો વધારો મળે છે. જુવારને છાણિયું ખાતર ન આપી શકાય તોપણ ફક્ત ઈકડનો પડવાશ કરવાથી જુવારના દાણાના ઉતારમાં ૧૧ ટકા અને બીજા વર્ષે કપાસના ઉતારમાં ૪૬ ટકા જેટલો વધારો મેળવી શકાય છે.

બન્ને પદ્ધતિ પૈકી, જુવારના પાકમાં ઈકડનો પડવાશ કરવાથી જુવાર તેમ જ કપાસના પાકને વિશેષ ફાયદો થાય છે. પરિણામે બન્નેનો ઉતાર સારા પ્રમાણમાં વધુ આવે છે.

## કોઠો નં. ૭

### બિયારણનો દર, બે ચાસ વચ્ચેનું અંતર અને ખાતરના પ્રમાણની પિયત ઘઉંના ઉતાર ઉપર થતી અસર

| બે ચાસ વચ્ચે અંતર (ઈંચમાં) | એક એકરે બિયારણ દર (રતલમાં) ૪૦ | | | ૫૦ | | | ૬૦ | | | સરેરાશ ઉતાર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | એક એકરે નાઈટ્રોજનનું પ્રમાણ (એમોનિયમ સલ્ફેટના રૂપમાં)—રતલમાં | | | | | | | | | |
| | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | |
| ૧૨ | ૯૪૨ | ૧,૦૭૯ | ૧,૧૫૫ | ૧,૦૮૭ | ૧,૨૫૩ | ૧,૨૯૩ | ૧,૦૯૬ | ૧,૧૮૦ | ૧,૨૭૪ | ૧,૧૫૧ |
| ૧૪ | ૭૫૨ | ૯૨૬ | ૧,૦૨૦ | ૬૩૩ | ૧,૦૦૧ | ૧,૨૭૭ | ૮૧૫ | ૯૮૭ | ૧,૧૪૩ | ૯૫૦ |
| ૧૬ | ૯૧૪ | ૧,૦૮૯ | ૧,૧૩૯ | ૯૬૫ | ૧,૦૩૮ | ૧,૨૯૨ | ૧,૦૧૭ | ૧,૦૬૨ | ૧,૨૧૩ | ૧,૦૮૧ |
| ૧૮ | ૭૯૬ | ૯૯૮ | ૧,૦૧૧ | ૮૯૦ | ૧,૦૫૮ | ૧,૦૧૪ | ૭૮૦ | ૯૨૧ | ૯૮૫ | ૯૩૬ |
| ઘઉંનો સરેરાશ ઉતાર રતલમાં | ૮૫૧ | ૧,૦૨૨ | ૧,૦૮૧ | ૮૮૬ | ૧,૦૮૭ | ૧,૨૧૯ | ૯૨૭ | ૧,૦૩૭ | ૧,૧૫૪ | — |

## કોઠો નં. ૮

### નાઈટ્રોજન સાથે ફોસ્ફરસ અને પોટાશ, એકી સાથે યા બે હપતે આપવાથી બાજરી–૨૦૭ના ઉતાર ઉપર થતી અસર

| માવજત (એકર દીઠ પોષક તત્ત્વોનું પ્રમાણ અને તે આપવાનો સમય) | પ્રયોગનું વર્ષ અને બાજરીના દાણાનો એક એકરે ઉતાર (રતલમાં) ૧૯૫૭-૫૮ (ચોમાસુ) | ૧૯૫૮-૫૯ (ઉનાળો-પિયત પાક) | ૧૯૫૮-૫૯ (ચોમાસુ) | સરેરાશ ઉતાર |
|---|---|---|---|---|
| ૧. ૩૦ રતલ નાઈટ્રોજન જમીન તૈયાર કરતી વખતે | ૧,૩૯૧ | ૧,૫૨૩ | ૧,૦૬૦ | ૧,૩૨૫ |
| ૨. ૩૦ રતલ નાઈટ્રોજન—૫૦ ટકા જમીન તૈયાર કરતી વખતે અને ૫૦ ટકા વાવણી બાદ ત્રણ અઠવાડિયે | ૧,૬૫૭ | ૧,૮૮૨ | ૧,૧૦૧ | ૧,૫૪૭ |
| ૩. ૩૦ રતલ નાઈટ્રોજન વત્તા ૩૦ રતલ ફોસ્ફરસ—જમીન તૈયાર કરતી વખતે | ૧,૮૨૬ | ૨,૦૨૧ | ૧,૩૬૩ | ૧,૭૩૭ |
| ૪. ૩૦ રતલ નાઈટ્રોજન વત્તા ૩૦ રતલ ફોસ્ફરસ—૫૦ ટકા જમીન તૈયાર કરતી વખતે અને ૫૦ ટકા વાવણી બાદ ત્રણ અઠવાડિયે | ૧,૮૩૯ | ૧,૯૭૫ | ૧,૨૨૫ | ૧,૬૫૬ |
| ૫. ૩૦ રતલ નાઈટ્રોજન વત્તા ૩૦ રતલ ફોસ્ફરસ વત્તા ૩૦ રતલ પોટાશ જમીન તૈયાર કરતી વખતે | ૧,૮૨૬ | ૧,૮૬૦ | ૧,૧૪૩ | ૧,૬૧૦ |
| ૬. ૩૦ રતલ નાઈટ્રોજન વત્તા ૩૦ રતલ ફોસ્ફરસ વત્તા ૩૦ રતલ પોટાશ—૫૦ ટકા જમીન તૈયાર કરતી વખતે અને ૫૦ ટકા વાવણી બાદ ત્રણ અઠવાડિયે | ૧,૫૭૩ | ૧,૮૩૦ | ૧,૦૯૯ | ૧,૫૦૧ |

કીટક અને રોગના ઉપદ્રવથી, દર વર્ષે હિંદમાં ૧૦થી ૧૫ ટકા અનાજનું ઉત્પાદન ઓછું થાય છે. તે નુકસાન કંઈ ઓછું નથી. એટલે આ બંને ક્ષેત્રમાં અનેકવિધ સંશોધનના કાર્યક્રમો તાત્કાલિક યોજી રોગ કે કીટકથી પાકને બચાવવાના સચોટ અને સસ્તા ઉપાયો શોધવાની ખાસ જરૂર છે.

જમીન જાળવણી

જમીન પાક ઉછેરનું એક અજોડ અને અદ્ભુત સ્થાન હોઈ પાકનું ઉત્પાદન લેવા કે વધારવા માટે તેનું સંરક્ષણ હરકોઈ રીતે કરવાની જરૂર છે તે સૌ કોઈ જાણે છે. છતાં એ દિશામાં ઘણું દુર્લક્ષ સેવવામાં આવે છે. જમીનનો જેમ જેમ ઉપયોગ વધે તેમ તેમ તેની યોગ્ય કાળજી લેવામાં ન આવે તો પ્રતિવર્ષ તેની ફળદ્રુપતા ઘટતી જાય છે. પ્રતિવર્ષ વિવિધ પાક લેવાથી જમીનમાં રહેલાં પોષક તત્ત્વો ઘટે છે. તેવી જ રીતે ભારે અને જોરદાર વરસાદમાં જમીનનું ધોવાણ થવાથી લાખો ટન બારીક અને છોડને પોષક તત્ત્વો પૂરાં પાડનારી જમીનના ઉપરના થરની માટી આપણે ગુમાવીએ છીએ. જ્યારે વખતોવખત એક જ જમીનના ટુકડામાં પિયત ખેતી કરવાથી જમીનની ભૌતિક સ્થિતિ નબળી બને છે અને પરિણામે તેવી જમીનમાં પાક બરાબર થઈ શકતો નથી અને અંતે પાકનો ઉતાર ઘટતો જાય છે. એટલે આ જાતની જમીનની ક્ષીણતા અટકાવવા માટે તેમ જ ક્ષીણ થયેલી જમીનને સુધારવા માટે ગુજરાતમાં ઘણું સંશોધન કરવાની જરૂર છે.

ફળઝાડ ઉછેર

જુદી જુદી જાતની જમીન અને હવામાનની પરિસ્થિતિને અનુકૂળ જુદાં જુદાં ફળઝાડ આમ તો ગુજરાતમાં લગભગ દરેક ઠેકાણે થાય છે. પરંતુ ફળઝાડનો રાજા ગણાય તેવા આંબા માટે વિશેષ અનુકૂળ પરિસ્થિતિ તો ગુજરાતમાં સુરત અને સોરઠ બાજુએ જ છે. પાક સુધારણાની પસંદગીની રીતથી આંબાની અનેક જાતો અસ્તિત્વમાં આવેલી છે. હિંદના બીજા ભાગોમાંથી પણ ગુજરાતે આવી પસંદગીની જાતો અપનાવેલી છે. આ બધામાંથી સર્વોત્તમ ગણાતી 'હાફૂસ' દક્ષિણ ગુજરાતમાં જેટલી સફળ થાય છે તેટલી મધ્ય ગુજરાતમાં અને તેથી પણ વધુ સૂકા ઉત્તર ગુજરાતમાં ભાગ્યે જ સફળ થાય એવું આણંદ ખાતે કૃષિગોવિદ્યાભવનમાં થયેલા અનુભવો ઉપરથી જણાયું છે. વળી અથાણાં માટે બહુ લોકપ્રિય 'રાજાપુરી' કેરીને મધ્ય ગુજરાતની ગોરાડુ તેમ જ મધ્યમ કાળી જમીન તથા ત્યાંના હવામાનની પરિસ્થિતિઓ સારી રીતે માફક આવે છે એમ પણ જણાયું છે.

સૌરાષ્ટ્રમાં અસ્તિત્વમાં આવેલી આવી પસંદગીની જાતો 'સાલેભાઈની આમડી' અથવા 'કેસર' અને 'મહુવાનો જમાદાર' એ બે પણ શ્રેષ્ઠ ગણાય તેવી જાતો છે. હાફૂસની સરખામણીમાં ઊતરે તેવી 'સાલેભાઈની આમડી' સૌરાષ્ટ્રમાં અને દક્ષિણ ગુજરાતમાં સફળ થાય છે, પણ મધ્ય અને ઉત્તર ગુજરાતમાં તે એટલી સફળ થાય કે કેમ તે હજી શંકાસ્પદ છે.

ગુજરાતમાં ચીકુ મોટે ભાગે દક્ષિણ વિસ્તારમાં જ થાય છે. ચીકુની ત્રણ જાતો (૧) કાળી પત્તી (૨) પીળી પત્તી અને (૩) અશ્વિરિયા કૃષિગોવિદ્યાભવન આણંદમાં ઉછેરવામાં આવી. અને અનુભવ ઉપરથી એમ જણાયું છે કે દક્ષિણ ગુજરાત કરતાં વધારે સૂકા અને ઉષ્ણ એવા મધ્ય ગુજરાતની ગોરાડુ જમીનમાં ચીકુ સફળતાથી ઉછેરવાનું અઘરું છે અને ફળનો ઉતાર દક્ષિણ ગુજરાતની માફક બારે માસ નહિ પણ ફક્ત માર્ચથી મે મહિના પૂરતો જ મર્યાદિત રહે છે. આમ છતાં મધ્ય ગુજરાતમાં ચીકુ ઉછેર ફાયદાકારક થાય છે. આણંદ ખાતે અખતરાથી એમ પણ સિદ્ધ થઈ શક્યું છે કે (અ) ચીકુના છોડ ઉપર ચીકુની કલમ અને (બ) ચીકુની ગુટી કલમ કરેલા છોડ કરતાં (ક) રાયણના છોડ ઉપર ચીકુની કલમ કરેલા છોડ વ્યાપારિક ધોરણે રોપવા માટે ઉત્તમ છે. વળી ચીકુની ત્રણ જાતમાંથી 'કાળી પત્તી' જાત જ રોપવા માટે ઉત્તમ છે.

સુરત જિલ્લામાં ગણદેવીના સરકારી ફાર્મ ખાતે દ્રાક્ષ અને અનેનસનું વાવેતર સફળતાપૂર્વક કરવામાં આવ્યું છે. પરંતુ મધ્ય ગુજરાતમાં વધારે રેતાળ, ગોરાડુ જમીનમાં ઊધઈના ઉપદ્રવને કારણે દ્રાક્ષના ઉછેરમાં બહુ ઓછી સફળતા મળે છે. તે પ્રમાણે ઉષ્ણ અને સૂકા હવામાનમાં અનેનસનો ઉછેર શક્ય નથી એમ આણંદના અનુભવ ઉપરથી જણાયું છે.

સિટ્રસ (લીંબુ, મોસંબી, બિજોરાંનો વર્ગ)નાં ફળઝાડમાંથી કાગદી લીંબુ તો ગુજરાતમાં ઓછાવધતા પ્રમાણમાં દરેક ઠેકાણે થાય છે. પરંતુ આણંદ ખાતે અનુભવ પરથી જણાયું છે કે ઇટાલિયન લીંબુ પણ દરેક ઠેકાણે ઉછેરી શકાય અને ઉનાળામાં જ્યારે કાગદી લીંબુની તંગી હોય ત્યારે ઇટાલિયન લીંબુ તેની ખોટ કેટલેક અંશે પૂરી કરી શકે. મધ્ય ગુજરાતની જમીનમાં ગ્રેપફ્રૂટ પણ પૂરી સફળતાથી ઉછેરી શકાય છે. સોરઠ અને કચ્છમાં પણ બાગાયતી વિસ્તારમાં ગ્રેપફ્રૂટ અને પપનસ બહુ સારાં થાય છે.

પપૈયા, કેળ, દાડમ અને જામફળ એ ગુજરાતનાં બીજાં મુખ્ય ફળો ગણાય. પરંતુ તે સંબંધે નોંધપાત્ર સંશોધનકાર્ય થયેલું નથી. બોર એ ગુજરાતનું એક બીજું ગૌરવ લઈ શકે તેવું ફળ છે. પરંતુ તેની જાતસુધારણા કરવાની ખાસ જરૂર છે. સુરતનાં રાંદેરી બોર, ભરૂચનાં કાંસિયા બોર, રણોલીનાં ખારેકી બોર અને ઉત્તર ગુજરાતનાં ચણીબોર એ દરેક જાતની સુધારણા માટે પૂરો અવકાશ રહેલો છે.

ગુજરાતમાં ફળઝાડનું વાવેતર વધતું જાય છે અને તેમાં પણ કલમી આંબા અને લીંબુડીનું વાવેતર તો છેલ્લાં દશ વર્ષથી ખૂબ જ વધી રહ્યું છે અને હવે દર સાલ ઉનાળામાં કેરી તથા ચોમાસામાં કેળાં અને લીંબુનો બજારોમાં ખૂબ ભરાવો થઈ જાય છે. પરિણામે ખેડૂતને માલના ભાવ ઊપજતા નથી. એટલું જ નહિ સેંકડો મણ માલ બગડે છે. આને અટકાવવા માટે કોઠારો તેમ જ ફળસંગ્રહ (Cold storage and

## કોઠો નં. ૯

કપાસના બે ચાસ વચ્ચે કરેલા ઈકડના પડવાશની કપાસના ઉતાર અને બીજા વર્ષે જુવારના ઉતાર પર થતી અસર.

| માવજત | કપાસનો ઉતાર (રતલમાં) | | બીજા વર્ષે જુવારના દાણાનો ઉતાર (રતલમાં) | |
|---|---|---|---|---|
| | એકર દીઠ ઉતાર | ટકામાં ઉતારનો વધારો | એકર દીઠ ઉતાર | ટકામાં વધારો |
| ૧. કોઈ પણ જાતના ખાતર સિવાય. | ૪૮૦ | — | ૭૩૨ | — |
| ૨. ઈકડનો લીલો પડવાશ (કપાસ બે ચાસ વચ્ચે ૧॥ ફૂટની પટીમાં) | ૫૦૨ | ૪.૭ | ૭૯૭ | ૯.૦ |
| ૩. એકરે ૫ ગાડી છાણિયું ખાતર. | ૫૨૫ | ૯.૪ | ૭૫૧ | ૨.૭ |
| ૪. એકરે ૫ ગાડી છાણિયું ખાતર વત્તા ઈકડનો લીલો પડવાશ (કપાસના બે ચાસ વચ્ચે ૧॥ ફૂટ પટીમાં) | ૫૫૩ | ૧૫.૩ | ૮૮૧ | ૨૦.૭ |

## કોઠો નં. ૧૦

જુવારના બે ચાસ વચ્ચે કરેલા ઈકડના પડવાશથી જુવારના ઉતાર ઉપર અને બીજા વર્ષે કપાસના ઉતાર ઉપર થતી અસર.

| માવજત | જુવારના દાણાનો ઉતાર (રતલમાં) | | બીજા વર્ષે કપાસનો ઉતાર (રતલમાં) | |
|---|---|---|---|---|
| | એકર દીઠ ઉતાર | ટકામાં ઉતારનો વધારો | એકર દીઠ ઉતાર | ટકામાં ઉતારનો વધારો |
| ૧. કોઈ પણ જાતના ખાતર સિવાય | ૧,૦૧૮ | — | ૪૫૨ | — |
| ૨. ઈકડનો લીલો પડવાશ. (જુવારના બે ચાસ વચ્ચે) | ૧,૧૩૪ | ૧૧.૪ | ૬૬૨ | ૪૬.૪ |
| ૩. એકરે ૫ ગાડી છાણિયું ખાતર. | ૧,૦૭૧ | ૫.૨ | ૪૯૫ | ૯.૫ |
| ૪. એકરે ૫ ગાડી છાણિયું ખાતર વત્તા ઈકડનો લીલો પડવાશ (જુવારના બે ચાસ વચ્ચે) | ૧,૨૧૬ | ૧૯.૪ | ૭૩૬ | ૬૨.૮ |

### પાક સંરક્ષણ

પાકનું સંરક્ષણ એ ખેતીનું એક મહત્ત્વનું અંગ છે. વિવિધ નૂલોની પેદાશનો આધાર તે નૂલો કેટલે અંશે રોગ કે કીટકથી બચ્યાં છે તેના ઉપર રહે છે.

રોગ કે કીટક સામે પાકનું બે રીતે રક્ષણ થઈ શકે છે, (૧) એક એ કે આવી જાતના ઉપદ્રવ સામે ટક્કર ઝીલે તેવી જાત સંશોધન દ્વારા ઉત્પન્ન કરીને અને (૨) બીજી રીતમાં વિવિધ રોગ કે કીટકનો ઉપદ્રવ અટકાવવા માટે યોગ્ય પ્રકારની રોગ કે જંતુનાશક દવાનો યોગ્ય રીતે ઉપયોગ શોધીને થઈ શકે છે. પરંતુ હજુ સુધી રોગ કે કીટક સામે સંપૂર્ણપણે ટક્કર ઝીલી શકે તેવી જાતો બહુ જ થોડી શોધાઈ છે. એટલે મોટા ભાગના પાકને રોગ કે કીટકથી બચાવવા માટે જે કંઈ ઉપાયો શોધાયા છે તે જંતુ કે રોગનાશક દવાઓની શોધ અને તેવી દવાઓને કેવી રીતે, કેટલા પ્રમાણમાં અને ક્યારે વાપરવી તે અંગે થયેલા શોધરૂપ સંશોધનને આભારી છે.

હાલમાં વિવિધ પાકને જુદી જુદી જાતના કીટકના ઉપદ્રવમાંથી બચાવવા માટે તરેહ તરેહની રાસાયણિક દવાઓ જેવી કે ડી. ડી. ટી., ગેમેક્ષીન, એલ્ડ્રીન, ડીલ્ડ્રીન, ફોલીડોલ વગેરે શોધાઈ છે. અને તેમાંની ઘણી પાક ઉપર પડતી જીવાતોનો નાશ કરવામાં સફળ નીવડી છે. દા. ત. આણંદની કૃષિગોવિદ્યાભવનની પ્રયોગશાળા અને ક્ષેત્ર પર થયેલા પ્રયોગો ઉપરથી ફોલીડોલ ઈ. ૬૦૫ કે એન્ડ્રીનનો ઉપયોગ કપાસમાં પડતી 'તડતડિયા' નામની જીવાતનો નાશ કરવા માટે ઘણી અસરકારક જણાઈ છે. તેવી જ રીતે ઉધઈનો ઉપદ્રવ અટકાવવા માટે એન્ડ્રીનનો ઉપયોગ ફાયદાકારક જણાયો છે.

રોગ સામે ટક્કર ઝીલે તેવી પાકની જાતો બહુ જ ગણ્યાગાંઠ્યા પાકમાં સંશોધન દ્વારા તૈયાર કરવામાં આવી છે. કપાસની જાતોમાં સુકારા નામના રોગ સામે ટક્કર ઝીલે તેવી દક્ષિણ ગુજરાતમાં વિજલ્પા અને મધ્ય ગુજરાતમાં દિગ્વિજય કે વિજય નામની જાતો સંશોધન દ્વારા તૈયાર કરેલ છે. તે સિવાયના વિવિધ રોગોનું જુદી જુદી જાતના પાકમાં નિદાન કરવા માટે રોગનાશક દવાઓ અને તેવી દવાઓનો યોગ્ય પ્રકારનો ઉપયોગ જ એકમાત્ર ઈલાજ છે. આ રીતે ગુજરાતના વિવિધ પાકને રોગમાંથી બચાવવા માટે કૃષિગોવિદ્યાભવનની પ્રયોગશાળામાં કેટલુંક સંશોધનનું કામ ચાલી રહ્યું છે અને તેમાં કંઈક આશાસ્પદ પરિણામો મેળવવાની ધારણા છે. ગુજરાતના અન્ય નૂલો પૈકી તમાકુમાં છોડના મૂળને લાગતા 'ચિતરી' અને 'નિમેટોડ' અને થડને લાગતો કહોવારો, તે જ રીતે કપાસમાં 'મોઝેક' અને બીજા અનેક રોગનું સંશોધન દ્વારા નિદાન થાય તેમ સૌ કોઈ ઇચ્છે તે સ્વાભાવિક છે.

કીટક અને રોગના ઉપદ્રવથી, દર વર્ષે હિંદમાં ૧૦થી ૧૫ ટકા અનાજનું ઉત્પાદન ઓછું થાય છે. તે નુકસાન કંઈ ઓછું નથી. એટલે આ બંને ક્ષેત્રમાં અનેકવિધ સંશોધનના કાર્યક્રમો તાત્કાલિક યોજી રોગ કે કીટકથી પાકને બચાવવાના સચોટ અને સસ્તા ઉપાયો શોધવાની ખાસ જરૂર છે.

જમીન જાળવણી

જમીન પાક ઉછેરનું એક અજોડ અને અદ્‌ભુત સ્થાન હોઈ પાકનું ઉત્પાદન લેવા કે વધારવા માટે તેનું સંરક્ષણ હરકોઈ રીતે કરવાની જરૂર છે તે સૌ કોઈ જાણે છે. છતાં એ દિશામાં ઘણું દુર્લક્ષ સેવવામાં આવે છે. જમીનનો જેમ જેમ ઉપયોગ વધે તેમ તેમ તેની યોગ્ય કાળજી લેવામાં ન આવે તો પ્રતિવર્ષ તેની ફળદ્રુપતા ઘટતી જાય છે. પ્રતિવર્ષ વિવિધ પાક લેવાથી જમીનમાં રહેલાં પોષક તત્ત્વો ઘટે છે. તેવી જ રીતે ભારે અને જોરદાર વરસાદમાં જમીનનું ધોવાણ થવાથી લાખો ટન બારીક અને છોડને પોષક તત્ત્વો પૂરાં પાડનારી જમીનના ઉપરના થરની માટી આપણે ગુમાવીએ છીએ. જ્યારે વખતોવખત એક જ જમીનના ટુકડામાં પિયત ખેતી કરવાથી જમીનની ભૌતિક સ્થિતિ નબળી બને છે અને પરિણામે તેવી જમીનમાં પાક બરાબર થઈ શકતો નથી અને અંતે પાકનો ઉતાર ઘટતો જાય છે. એટલે આ જાતની જમીનની ક્ષીણતા અટકાવવા માટે તેમ જ ક્ષીણ થયેલી જમીનને સુધારવા માટે ગુજરાતમાં ઘણું સંશોધન કરવાની જરૂર છે.

ફળઝાડ ઉછેર

જુદી જુદી જાતની જમીન અને હવામાનની પરિસ્થિતિને અનુકૂળ જુદાં જુદાં ફળઝાડ આમ તો ગુજરાતમાં લગભગ દરેક ઠેકાણે થાય છે. પરંતુ ફળઝાડનો રાજા ગણાય તેવા આંબા માટે વિશેષ અનુકૂળ પરિસ્થિતિ તો ગુજરાતમાં સુરત અને સોરઠ બાજુએ જ છે. પાક સુધારણાની પસંદગીની રીતથી આંબાની અનેક જાતો અસ્તિત્વમાં આવેલી છે. હિંદના બીજા ભાગોમાંથી પણ ગુજરાતે આવી પસંદગીની જાતો અપનાવેલી છે. આ બધામાંથી સર્વોત્તમ ગણાતી 'હાફૂસ' દક્ષિણ ગુજરાતમાં જેટલી સફળ થાય છે તેટલી મધ્ય ગુજરાતમાં અને તેથી પણ વધુ સૂકા ઉત્તર ગુજરાતમાં ભાગ્યે જ સફળ થાય એવું આણંદ ખાતે કૃષિગોવિદ્યાભવનમાં થયેલા અનુભવો ઉપરથી જણાયું છે. વળી અથાણાં માટે બહુ લોકપ્રિય 'રાજાપુરી' કેરીને મધ્ય ગુજરાતની ગોરાડુ તેમ જ મધ્યમ કાળી જમીન તથા ત્યાંના હવામાનની પરિસ્થિતિઓ સારી રીતે માફક આવે છે એમ પણ જણાયું છે.

સૌરાષ્ટ્રમાં અસ્તિત્વમાં આવેલી આવી પસંદગીની જાતો 'સાલેભાઈની આમડી' અથવા 'કેસર' અને 'મહુવાનો જમાદાર' એ બે પણ શ્રેષ્ઠ ગણાય તેવી જાતો છે. હાફૂસની સરખામણીમાં ઉતરે તેવી 'સાલેભાઈની આમડી' સૌરાષ્ટ્રમાં અને દક્ષિણ ગુજરાતમાં સફળ થાય છે, પણ મધ્ય અને ઉત્તર ગુજરાતમાં તે એટલી સફળ થાય કે કેમ તે હજી શંકાસ્પદ છે.

ગુજરાતમાં ચીકુ મોટે ભાગે દક્ષિણ વિસ્તારમાં જ થાય છે. ચીકુની ત્રણ જાતો (૧) કાળી પત્તી (૨) પીળી પત્તી અને (૩) અધિશિરિયા કૃષિગોવિદ્યાભવન આણંદમાં ઉછેરવામાં આવી. અને અનુભવ ઉપરથી એમ જણાયું છે કે દક્ષિણ ગુજરાત કરતાં વધારે સૂકા અને ઉષ્ણ એવા મધ્ય ગુજરાતની ગોરાડુ જમીનમાં ચીકુ સફળતાથી ઉછેરવાનું અઘરું છે અને ફળનો ઉતાર દક્ષિણ ગુજરાતની માફક બારે માસ નહિ પણ ફક્ત માર્ચથી મે મહિના પૂરતો જ મર્યાદિત રહે છે. આમ છતાં મધ્ય ગુજરાતમાં ચીકુ ઉછેર ફાયદાકારક થાય છે. આણંદ ખાતે અખતરાથી એમ પણ સિદ્ધ થઈ શક્યું છે કે (અ) ચીકુના છોડ ઉપર ચીકુની કલમ અને (બ) ચીકુની ગુટી કલમ કરેલા છોડ કરતાં (ક) રાયણના છોડ ઉપર ચીકુની કલમ કરેલા છોડ વ્યાપારિક ધોરણે રોપવા માટે ઉત્તમ છે. વળી ચીકુની ત્રણ જાતમાંથી 'કાળી પત્તી' જાત જ રોપવા માટે ઉત્તમ છે.

સુરત જિલ્લામાં ગણદેવીના સરકારી ફાર્મ ખાતે દ્રાક્ષ અને અનેનસનું વાવેતર સફળતાપૂર્વક કરવામાં આવ્યું છે. પરંતુ મધ્ય ગુજરાતમાં વધારે રેતાળ, ગોરાડુ જમીનમાં ઊધઈના ઉપદ્રવને કારણે દ્રાક્ષના ઉછેરમાં બહુ ઓછી સફળતા મળે છે. તે પ્રમાણે ઉષ્ણ અને સૂકા હવામાનમાં અનેનસનો ઉછેર શક્ય નથી એમ આણંદના અનુભવ ઉપરથી જણાયું છે.

સિટ્રસ (લીંબુ, મોસંબી, બિજોરાંનો વર્ગ)નાં ફળઝાડમાંથી કાગદી લીંબુ તો ગુજરાતમાં ઓછાવધતા પ્રમાણમાં દરેક ઠેકાણે થાય છે. પરંતુ આણંદ ખાતે અનુભવ પરથી જણાયું છે કે ઇટાલિયન લીંબુ પણ દરેક ઠેકાણે ઉછેરી શકાય અને ઉનાળામાં જ્યારે કાગદી લીંબુની તંગી હોય ત્યારે ઇટાલિયન લીંબુ તેની ખોટ કેટલેક અંશે પૂરી કરી શકે. મધ્ય ગુજરાતની જમીનમાં ગ્રેપફ્રૂટ પણ પૂરી સફળતાથી ઉછેરી શકાય છે. સોરઠ અને કચ્છમાં પણ બાગાયતી વિસ્તારમાં ગ્રેપફ્રૂટ અને પપનસ બહુ સારાં થાય છે.

પપૈયા, કેળ, દાડમ અને જામફળ એ ગુજરાતનાં બીજાં મુખ્ય ફળો ગણાય. પરંતુ તે સંબંધે નોંધપાત્ર સંશોધનકાર્ય થયેલું નથી. બોર એ ગુજરાતનું એક બીજું ગૌરવ લઈ શકે તેવું ફળ છે. પરંતુ તેની જાતસુધારણા કરવાની ખાસ જરૂર છે. સુરતનાં ચંદેરી બોર, ભરૂચનાં કાંસિયા બોર, રણોલીનાં ખારેકી બોર અને ઉત્તર ગુજરાતનાં ચણીબોર એ દરેક જાતની સુધારણા માટે પૂરો અવકાશ રહેલો છે.

ગુજરાતમાં ફળઝાડનું વાવેતર વધતું જાય છે અને તેમાં પણ કલમી આંબા અને લીંબુડીનું વાવેતર તો છેલ્લાં દશ વર્ષથી ખૂબ જ વધી રહ્યું છે અને હવે દર સાલ ઉનાળામાં કેરી તથા ચોમાસામાં કેળાં અને લીંબુનો બજારોમાં ખૂબ ભરાવો થઈ જાય છે. પરિણામે ખેડૂતને પાવના ભાવ ઊપજતા નથી. એટલું જ નહિ સેંકડો મણ માલ બગડે છે. આને અટકાવવા માટે કોઠારો તેમ જ, ફળસંગ્રહ (*Cold storage and*

canniry industries) ના ઉદ્યોગ તરફ લોકોનું ધ્યાન કેન્દ્રિત થવા માંડ્યું છે. ગુજરાતના ખેડૂતોને તેમની મહેનતના પૂરેપૂરા પૈસા ન ઉપજે તે સારુ ફળસંગ્રહ માટે સરકારી મદદ તથા સંશોધન કાર્ય તાત્કાલિક શરૂ કરવાની ખાસ આવશ્યકતા છે.

### ખેતી ઓજારો

આપણા ખેડૂતો રૂઢિચુસ્ત તો છે જ, નહિ તો જૂના વખતથી ચાલી આવેલી ખેતીની પ્રણાલિકાઓમાં અને ખેતીમાં વપરાતાં જુદાં જુદાં ઓજારોમાં શું કાંઈ ફેરફાર ન થાય? ખેતીમાં વપરાતાં ઓજારો બધી રીતે સંપૂર્ણ છે અને તેમાં કંઈ જ ખામીઓ નથી એમ પણ નથી. છતાં ખેડૂતો બહુ ફેરફારને આવકારતા નથી. એનું બીજું કારણ એ પણ હોઈ શકે કે એમને યોગ્ય મદદ અને માર્ગદર્શન મળતું નથી.

આવું માર્ગદર્શન ખેડૂતોને સુલભ થાય તે હેતુથી ગુજરાતમાં સૌ પ્રથમ કૃષિગોવિદ્યાભવન, આણંદના કૃષિયંત્ર વિભાગે ખેતી ઓજારો સુધારવાનું કામ થોડા સમયથી હાથ પર લીધું છે.

ખેતીનાં ઓજારોની સુધારણાનો અર્થ એવો પણ ઘટાવવામાં નથી આવતો કે હાલ જે ઓજારો ખેડૂતો વાપરી રહ્યા છે તેને બદલે બીજાં નવાં અને ગૂંચવણ ભરેલાં (કદાચ સારાં) ઓજારો ખેડૂતોને વાપરવાની ભલામણ કરવી. ખેડૂતો એવાં અટપટાં ઓજારો અપનાવશે નહિ કારણ કે એક તો તેમને નવાં ઓજારો સાથે કામ કરવાનું ફાવતું નથી અને બીજું ખર્ચમાં તે મોંઘાં પડે છે. ખેતી ઓજારોની સુધારણાનો આશય શરૂઆત માટે એટલો જ હોવો જોઈએ કે હાલ જે ઓજારો ખેડૂતો વાપરી રહ્યા છે તેમાંની ત્રુટિઓને નિવારી એવું ઓજાર આપવામાં આવે છે જે ખેડૂતને ફાયદાકારક હોય અને અપરિચિત પણ ન લાગે. આ દિશામાં સંતોષપાત્ર પ્રગતિ કૃષિગોવિદ્યાભવનના કૃષિયંત્ર વિભાગે કરી છે એમ કહેવામાં ખોટું નથી. કૃષિયંત્ર વિભાગે ખેડૂતોને સગવડ આપે અને ફાયદાકારક થાય તેવાં ઘણાં ઓજારો, જેવાં કે આણંદ કરબ, આણંદ ખેડક શોધ્યાં છે. એ ઓજારો અંગેની જરૂરી વિગત કોઠા નં. ૧૧ માં આપી છે.

**કોઠો નં. ૧૧**

**કૃષિ ગોવિદ્યાભવનના કૃષિયંત્ર વિભાગે બનાવેલાં ખેતીનાં કેટલાંક નવાં ઓજારો**

| અ.નં. | ઓજારનું નામ | વધુ વિગત | કિંમત રૂ. ન.પૈ. |
|---|---|---|---|
| ૧. | આણંદ કરબડીનો માત્ર લોખંડનો ભાગ (પાસિયાં વિના) | ૯", ૧૨", ૧૫" અને ૧૮" માં ખાસ પાસિયાં ચડાવી શકાય તેવી નવી કરબડી લાકડાના ભાગ સિવાય. (બહારગામ મોકલવામાં અગવડ પડે તે માટે) | ૧૨.૦૦ એક નંગના |
| ૨. | આણંદ કરબડીના પાસિયાં ૨" ૧॥" પાટામાંથી બનાવેલ | ૯" લાંબું પાસિયું | ૨.૦૦ |
| | | ૧૨" ,, | ૨.૫૦ |
| | | ૧૫" ,, | ૩.૦૦ |
| | | ૧૮" ,, | ૩.૫૦ એક નંગના |
| ૩. | આણંદ કરબડીની લાકડાની છેડ તથા ખીલિયું. | બાવળનું ૩" ૧॥" સાઈઝમાંથી બનાવેલ. | ૫.૦૦ એક નંગના |
| ૪. | આણંદ કરબ (પાસિયાં વિના) | જેનો લોઢિયો નાનો મોટો થઈ શકે એવો લોખંડનો કરબ જેમાં ૧૮", ૨૧" અને ૨૪"નાં ચાલુ પાસિયાં બેસી શકે. | ૩૭.૦૦ નંગ એકના |
| ૫. | આણંદ કરબનો લાકડાનો ભાગ. | ઉપર જણાવેલ કરબ માટે છેડ અને ખીલિયું. | ૭.૦૦ |
| ૬. | નાનું આણંદ ખેડક (૩ દાંતા) પાસિયાં વિના માત્ર લોખંડનો ભાગ. | ખેડવા, રાંપ કાઢવા તથા અન્ય કામો માટેનું નવીન ઓજાર જે ૧૮", ૨૧" કે ૨૪" રાંપનું વડોદરા કરબડીનું અથવા કલ્ટીવેટરનું કામ કરી શકે તેવું ત્રણ દાંતાવાળું. | ૪૧.૦૦ નંગ એકના |
| ૭. | આણંદ ખેડકનો માત્ર લાકડાનો ભાગ પાસિયાં વિના. | બાવળના લાકડાની છેડ અને ખીલિયાના ભાગ (આ ચીજો મોટા ખેડક અને કરબમાં પણ ચાલશે) | ૭.૦૦ નંગ એકના |
| ૮. | મોટું આણંદ ખેડક (૫ દાંતા) માત્ર લોખંડનો ભાગ પાસિયા વિના. | અનુક્રમ નં. ૬ જેવું જ પણ ત્રણને બદલે પાંચ દાંતાવાળું જેથી મોટા ગજાના કલ્ટીવેટર તરીકે કામમાં લઈ શકાય. | ૪૮.૦૦ નંગ એકના |
| ૯. | આણંદ કરબ અને ખેડક માટેનાં ૨॥" ⅜" પાટામાંથી બનાવેલ ચાલુ આકારનાં પાસિયાં. | ૧૮" લાંબું પાસિયું. | ૫.૦૦ |
| | | ૨૧" ,, | ૬.૦૦ |
| | | ૨૪" ,, | ૬.૦૦ |
| ૧૦. | આણંદ ખેડક માટેનાં પાસિયાં ત્રણે ધાર કાઢેલી. | વડોદરા કરબડીનાં પાસિયાં જેવાં જ પણ ત્રણે ધાર વાપરી શકાય તેવાં અને ચાલુ કામે ન પડી જાય તેવી રીતે બોલ્ટ બેસાડવાની સગવડવાળાં. | ૧.૫૦ એક નંગના |

# ઔદ્યોગિક સંશોધન

શ્રી ટી. એસ. સુબ્રમણ્યમ્
(ડિરેક્ટર, અટીરા, અમદાવાદ)

સહકારી ધોરણે ઔદ્યોગિક સંશોધન કરવાની ભાવના પરદેશમાં—ખાસ કરીને બ્રિટનમાં—૩૦ વર્ષથી પ્રચલિત છે. ભારતમાં પણ આવી સંશોધન સંસ્થાઓ શરૂ કરવાનો વિચાર બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ભારત સરકારની યોજનામાંથી જન્મ્યો. સુતરાઉ કાપડ ઉદ્યોગ સાથે મસલત કરીને સરકારે કાપડ ઉદ્યોગના સંશોધન માટે કાપડ પર 'સેસ' લઈ ભંડોળ ઊભું કરવાની દરખાસ્ત કરી. ૧૯૪૨–૪૪ દરમ્યાન રૂ. ૨૩૩ લાખનું ભંડોળ એકત્ર થયું. ૧૯૪૭માં યુદ્ધ પૂરું થયું ત્યારે અમદાવાદના કેટલાક દીર્ઘદૃષ્ટિવાળા ઉદ્યોગપતિઓએ 'અમદાવાદ ટેક્સટાઈલ ઇન્ડસ્ટ્રીઝ રિસર્ચ એસોસિયેશન' (અટીરા) નામની સંસ્થા સ્થાપી રજિસ્ટર્ડ કરાવી. 'બ્રિટિશ કોટન ઇન્ડસ્ટ્રીઝ રિસર્ચ એસોસિયેશન'ના ધોરણે સ્થપાયેલી આ સંસ્થાએ બ્રિટનમાં વ્યવસ્થિત રીતે ચાલતા ઔદ્યોગિક સંશોધનમાંથી પ્રેરણા મેળવી.

અટીરાની સ્થાપનાથી જ તેની વહીવટી કાઉન્સિલના અધ્યક્ષપદે શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ છે. આ નવા સાહસમાં ઊંડો રસ લઈ એમણે અમદાવાદના ઉદ્યોગપતિઓનો ઉત્સાહ ટકાવી રાખ્યો છે. પ્રયોગશીલ વૈજ્ઞાનિક, ઉદ્યોગપતિ અને દીર્ઘદૃષ્ટિ ધરાવતા ડૉ. વિક્રમ સારાભાઈ આ સંસ્થાના પ્રથમ ડિરેક્ટર હતા. આ સંસ્થાના વિકાસમાં એમનો અમૂલ્ય ફાળો છે. ૧૯૫૪માં અટીરાનું પોતાનું નવું મકાન થયું.

સરકારી મદદ અને સુતરાઉ કાપડની મિલોના સભ્યપદથી અટીરા ચાલે છે. અત્યારે કુલ ૮૬ મિલો અટીરાના સભ્યપદે છે. તેમાંથી અમદાવાદની સાઠ મિલો સ્થાપક સભ્યો છે. અમદાવાદ બહારની સભ્ય-મિલોને સ્થાપક સભ્યો જેટલો જ સંશોધનનો લાભ મળે છે. પરંતુ, તેઓએ રૂ. ૫,૦૦૦ દાખલ ફી તરીકે ભરવા પડે છે. સ્થાપક સભ્ય મિલોના રૂ ૫૨ લાખ અને સરકારના રૂ. ૩૧ લાખના ભંડોળથી અટીરાની શરૂઆત થઈ. જમીન, મકાન, યંત્ર, પ્રયોગશાળાનાં સાધનો વગેરે પાછળ અટીરાએ અત્યાર સુધીમાં રૂ. ૮૭ લાખ ખર્ચ્યા છે. દર વર્ષે આ સભ્ય-મિલો રૂ. ૫.૨ લાખનો આવર્તક ફાળો આપે છે. સરકાર પણ દર વર્ષે વધુમાં વધુ રૂ. પાંચ લાખની સહાય આપે છે. ૧૯૫૯–૬૦ના વર્ષમાં અટીરાનો વાર્ષિક આવર્તક ખર્ચ રૂ. ૧૨.૨ લાખ હતો એમાંથી ૫૨ ટકા તો સ્ટાફના પગારનો ખર્ચ હતો. અટીરાની સભ્ય-મિલોની કુલ ૨૯,૦૬,૯૦૦ ત્રાક (સ્પિન્ડલ) અને ૫૮,૯૦૪ સાળ (લૂમ્સ) છે.

અટીરાનો વહીવટ સ્વાયત્ત વહીવટી કાઉન્સિલ કરે છે. ઉદ્યોગ, સરકાર, સ્વતંત્ર વૈજ્ઞાનિકો અને ધંધાદારી વર્ગમાંથી ચૂંટાયેલા ૨૦ સભ્યોની કાઉન્સિલ બને છે. સંશોધન અને સંપર્કના બે વિશાળ ક્ષેત્રે ડિરેક્ટરને સહાય કરવા બે સલાહકાર સમિતિઓ રચવામાં આવી છે, જે વર્ષમાં બે વાર મળે છે. આ સમિતિઓ અટીરાની પ્રગતિ અને પ્રવૃત્તિઓની સમીક્ષા કરે છે, સંશોધનના નવા કાર્યક્રમો ઘડે છે અને ઉદ્યોગની જરૂરિયાતો અનુસાર, નવાં કાર્યો અંગે પણ ડિરેક્ટરને ભલામણ કરે છે. અટીરાની પ્રયોગશાળાઓના છ સંશોધન વિભાગો છે અને દરેક વિભાગના વડા તરીકે તે તે ક્ષેત્રના નિષ્ણાતો છે. આ ઉપરાંત વહીવટ, વ્યવહાર અને નિભાવ (Administration, Communications અને Maintanance)ના ત્રણ વિભાગો છે.

અટીરાનાં કામો ટૂંકમાં નીચે મુજબ છે:

(૧) ઉદ્યોગના સંચાલન, ઉત્પાદકતા અને ટેકનોલૉજીમાં સુધારો કરવો.

(૨) ઉદ્યોગની કામગીરીના પ્રશ્નોમાં વૈજ્ઞાનિક પદ્ધતિ અપનાવવામાં સહાય કરવી.

(૩) ઉદ્યોગની રોજબરોજની કામગીરીમાં વિકાસ અને સંશોધનનાં પરિણામોનો અમલ કરવો, તથા સંશોધન, મસલત અને સર્વિસનો ઉદ્યોગને લાભ આપવો. સંશોધન, મસલત અને સર્વિસનું આ દરેક કાર્ય તે તે વિભાગના વડાને સોંપવામાં આવ્યું છે.

ગુજરાત, મુંબઈ, વડોદરા અને મદ્રાસની યુનિવર્સિટીઓએ અટીરાને અનુ-સ્નાતક સંશોધન સંસ્થા તરીકે માન્ય કરી છે.

### રેસા અંગે સંશોધન

રેસાના માળખા અને તેના ગુણોનું સંશોધન ક્ષેત્ર વિશાળ છે. કાપડ બનાવવામાં ઉપયોગમાં આવતા રેસા પર રેસાના બાહ્ય તેમજ આંતરિક માળખાની ઘણી અસર થાય છે. રેસાના બાહ્ય માળખામાં તેના કદ, આકાર અને વજનનો સમાવેશ થાય છે. તારના પ્રોસેસિંગ તથા તૈયાર સૂતર અને કાપડની ગુણવત્તા પર તેની ઘણી અસર પડે છે. પ્રયોગશાળાઓમાં તેના માપની ઘણી પદ્ધતિઓ અજમાવવામાં આવી છે. માલની પસંદગી અને પ્રોસેસિંગની ગુણવત્તાના માપના પ્રયોગો અટીરા અને તેની સભ્ય મિલો કરી રહી છે. રેસાની લંબાઈ, બારીકાઈ, પરિપક્વતા અને મજબૂતાઈ પર રૂની પસંદગી થઈ શકે. વળી, બારીકાઈના ધોરણે રૂના મિશ્રણનો બીજો પ્રશ્ન છે. અત્યારે એની કસોટી માટે અજમાવાતી પદ્ધતિઓમાં વધુ અભ્યાસ અને સુધારાની

ઘણી તક છે. રેસાની બારીકાઈ અને પરિપકવતા માપવાના ત્વરિત અને સરળ માર્ગ વિકસાવવા અટીરા પ્રયાસ કરી રહ્યું છે.

રેસાની મજબૂતાઈ, વિસ્તાર, સ્થિતિ-સ્થાપકતા, રાસાયણિક સંયોગ વગેરે મહત્ત્વના ટેકનિકલ ગુણો રેસાના આંતરિક માળખાથી નક્કી થાય છે. આ ગુણો રંગ, ટકાઉપણું, કપડાની બનાવટ, કરચલી દૂર કરવી, ધોલાઈ, અસ્રી વગેરે પર અસર કરે છે. આથી અટીરા રેસાના ગૂંચવણ-ભર્યા આંતરિક માળખા વિષે સંશોધન કરે છે.

## રૂનો ઉપયોગ

તૈયાર કાપડની અર્ધી કિંમત તો રૂની હોય છે. આથી રૂના કાર્યક્ષમ ઉપયોગના મહત્ત્વ પર ભાર મૂકવાની જરૂર હોય નહિ. અટીરાએ મિલમાં રૂના સાવ ઓછા જથ્થાને ઝડપથી કાંતવાની પદ્ધતિ શોધી કાઢી છે. દેશમાં વપરાતા રૂનો ૨૫ ટકા માલ પરદેશથી આયાત થાય છે. વિદેશી હૂંડિયામણ પરનો બોજો હળવો કરવા અટીરા દેશી રૂના ઉપયોગની પદ્ધતિ સુધારવા પ્રયાસ કરે છે. દેશી રૂના પીંજણ, વિદેશી રૂ સાથે દેશી રૂના મિશ્રણ અને સિન્થેટિક રેસા સાથે દેશી રૂના મિશ્રણથી દેશી રૂના કાંતણમાં ઘણો સુધારો થઈ રહ્યો છે.

રૂના તારમાંથી કાપડ બને ત્યાં સુધીમાં રૂ કેટલાક યંત્રોની પ્રક્રિયામાંથી પસાર થાય છે. કાચા માલના પોષણક્ષમ ઉપયોગ અને તૈયાર માલની ઇષ્ટ ગુણવત્તાની ખાતરી માટે પ્રત્યેક યંત્રનો ક્રિયાશીલ ઉપયોગ કરવો જરૂરી છે. આથી અટીરા માલની ગુણવત્તા પર પ્રોસેસિંગની અસર માટે પ્રયાસ કરી રહી છે. બ્લો રૂમનાં યંત્રો તથા કાર્ડઝને ખુલ્લા કરવા તથા સાફ કરવા અંગે પૂરેપૂરી તપાસ થઈ છે અને દરેક તબક્કે યંત્ર સાફ કરવાની કાર્યક્ષમતાનાં ધોરણ નક્કી કરવામાં આવ્યાં છે. સ્પિનિંગ અને વીવીંગની વિવિધ પ્રક્રિયાઓમાં સેટિંગ્સ, સ્પીડ, ડ્રાફ્ટ, ટવીસ્ટ, 'ટેન્શન' વગેરેના અભ્યાસથી અટીરા યંત્રની પસંદગી અને ઉપયોગમાં સભ્ય-મિલોને કીમતી સેવા આપી શકે છે.

કાપડના યંત્રમાં નજીવી ખામી ઊભી થતાં કાપડની ગુણવત્તા અને ઉત્પાદન પર પ્રતિકૂળ અસર પડે છે. રિંગ ફ્રેમમાં આગળના રોલરની ઉત્કેન્દ્રિયતાની સૂતરની ગુણવત્તા અને પ્રોસેસિંગ પર થી ' અસર પડે છે તેની પૂરેપૂરી તપાસ કરી આ ખામી દૂર કરવા સરળ પદ્ધતિ શોધી કાઢવામાં આવી છે.

ખાદી બોર્ડના સહકારથી અટીરા અંબર ચરખા સહિત નાના પાયાનાં સ્પિનિંગ યંત્રોના સુધારાનો વિગતવાર અભ્યાસ કરી રહ્યું છે. ભારત સરકારે આ કાર્યક્રમ શરૂ કરાવ્યો છે.

## રાસાયણિક પ્રક્રિયા

કાપડની બ્લીચિંગ, ડાઇંગ, પ્રિન્ટિંગ, પાર્ચમન્ટ, રેઝીન વગેરે પ્રક્રિયાઓ ટકાઉપણા પર ગેરવાજબી અસર કર્યા વિના કાપડનો બાહ્ય દેખાવ સુધારે છે. પ્રોસેસ્ડ કાપડની ગુણવત્તા સુધારવામાં અટીરા સભ્ય મિલોને હંમેશાં ટેકનિકલ સેવાઓ આપે છે. મોંઘા હાઈડ્રોજન પેરોક્સાઈડને બદલે સોડિયમ હાઈપોક્લોરાઈટનો બ્લીચિંગમાં ઉપયોગ કરવા અંગે અભ્યાસ થઈ રહ્યો છે. કાપડના ફિનિશિંગ માટે કેટલીક અદ્યતન પદ્ધતિઓ અપનાવવા ભારતમાં મોટી તક છે. કાપડની સફાઈ અને ઘટતા સુધારવામાં પાર્ચમન્ટની પ્રક્રિયા જાણીતી છે. પરંતુ, ભારતમાં તેનો ઝાઝો ઉપયોગ થતો નથી. અટીરાએ આ પ્રક્રિયા માટે જરૂરી સ્થિતિનો અભ્યાસ કર્યો છે. ઊટિન કે સિન્થેટીક તારની સરખામણીમાં રૂની ખામી એ છે કે એનો વળ ઝડપથી દૂર થતો નથી. આ ખામી દૂર કરવા અંગે અટીરામાં એક યોજનાનો અભ્યાસ થઈ રહ્યો છે.

કાપડની કસોટી અને પ્રક્રિયાના નિયમનની ઉપયોગિતા વિષે કાપડ ઉદ્યોગ સજાગ બનતો જાય છે. પરંતુ, જરૂરી સાધનોની આયાત કરવામાં મિલોને મુશ્કેલી પડે છે. આથી અટીરા આ સાધનો મેળવી આપવા અંગે સલાહ આપે છે. ટૂંક સમયમાં 'અટીરા ઇન્સ્ટ્રુમેન્ટ સેન્ટર' શરૂ કરશે.

આ ઉપરાંત, અટીરા સંચાલકો અને મજૂરોની સંયુક્ત વિનંતિથી 'વર્કલોડ'ની તપાસ કરે છે, મજૂરોને કામની ફાળવણી કેવી રીતે કરવી તેનો અભ્યાસ કરે છે, 'જોબ ઇવેલ્યુશન'ની પદ્ધતિ સૂચવી છે, કાપડની ઉત્પાદન કિંમત કાઢવાની વૈજ્ઞાનિક પદ્ધતિનાં વિગતવાર સૂચનો કર્યાં છે અને તાજેતરમાં એન્જિનિયરિંગના કેટલાક પ્રશ્નોનો અભ્યાસ શરૂ કર્યો છે. બોઈલરમાં કોલસાના ઉપયોગના અભ્યાસ પરથી જણાયું છે કે, અનેક કારણોસર ૨૫ થી ૫૦ ટકા કોલસાનો બગાડ થાય છે. આ ઉપરાંત, સ્ટીમની વહેંચણી અને ઉપયોગ તથા કાપડ સૂકવવાની વિવિધ પદ્ધતિઓનો અભ્યાસ થઈ રહ્યો છે.

## માનવ સંબંધ

કેવળ કામગીરીની સ્થિતિ સુધારવાથી મજૂરોને સંતોષ થતો નથી. સામાજિક અને મનોવૈજ્ઞાનિક કારણોની પણ મજૂરોની કામ કરવાની શકિત પર અસર થાય છે. મજૂરોની ઉત્પાદક શક્તિ વધારવામાં તેનો અસરકારક રીતે ઉપયોગ કરી શકાય છે. મજૂરો સાથે તેમના કામની ચર્ચા કરવાથી મિલના આર્થિક ઉદ્દેશો સિદ્ધ કરવામાં મજૂરોનો સહકાર મેળવી શકાય છે. સુપરવાઈઝરનો તેના મદદનીશો સાથેના સંબંધની પણ ઉત્પાદકતા પર ઘણી અસર પડે છે. યુનેસ્કોના પ્રોફેસર મરફીના સહકારથી અટીરાએ કાપડ ઉદ્યોગમાં સામાજિક 'ટેન્શન' (tension)નો અભ્યાસ કરવાથી જણાયું હતું કે, સમજુ અને સહાયક સુપરવાઈઝર કાર્યક્ષમતા વધારે છે અને ગેરહાજરીનું પ્રમાણ ઘટાડે છે. ધંધાકીય સંબંધો, ધંધાની પદ્ધતિ અને ધંધા અંગેની સૂચનાઓ (Job relations, Job methods અને Job instructions,માં સુપરવાઈઝરોને તાલીમ આપવા અટીરાએ આંતરરાષ્ટ્રીય મજૂર સંસ્થાના સહકારથી તાલીમી કાર્યક્રમ શરૂ કર્યો હતો. આ તાલીમના ક્ષેત્રને વિસ્તારીને સંચાલનના ક્ષેત્રને પણ આવરી લેવામાં આવ્યું છે. મેનેજમેન્ટ કોન્ફરન્સ પણ સંચાલનના વિકાસની સતત પ્રક્રિયાનો એકભાગ છે.

લોકો અમુક શા માટે માને છે અને અમુક રીતે શા માટે વર્તે છે એ બરાબર સમજવામાં આવે તો ઔદ્યોગિક તેમ જ સામાજિક જીવનના ઘણા પ્રશ્નોનો ઉકેલ આવી શકે. આથી અટીરાએ માનવીના વર્તન અને તેમાં ફેરફાર કરવાના અનેક પ્રશ્નોનો અસરકારક અભ્યાસ કરવા સુયોજિત કાર્યક્રમ ઘડી કાઢ્યો છે.

(મૂળ અંગ્રેજી લેખનો અનુવાદ)

# અવકાશવિષયક સંશોધન

ડૉ. રામનાથન્
( ભૌતિક-વિજ્ઞાન સંશોધન પ્રયોગશાળા, અમદાવાદ )

ગુજરાતમાં વિજ્ઞાન અને ટેકનોલૉજિકલ સંશોધનમાં રસ લેતી સંસ્થાઓમાં બે સંસ્થાઓ ખાસ ઉલ્લેખને પાત્ર છે. એક છે અટીરા (Ahmedabad Taxtile industries research assosiation) અને બીજી છે અમદાવાદની ભૌતિક-વિજ્ઞાન સંશોધન પ્રયોગશાળા.

અટીરા કાપડ ઉદ્યોગના પ્રશ્નો હાથ ધરે છે. એમાં રેસા-વિજ્ઞાન, કાપડ ઉદ્યોગોને લગતી હુન્નરવિદ્યા, અને ઉત્પાદનક્ષમતા તેમ જ ઉદ્યોગમાં માનવસંબંધોના પ્રશ્નો આવી જાય છે. કુદરતી અને કૃત્રિમ રેસાઓનાં બંધારણ અને ઔદ્યોગિક પ્રક્રિયામાં થતા ફેરફારોનો અભ્યાસ એમાં આવી જાય છે.

ભૌતિક-વિજ્ઞાન સંશોધન પ્રયોગશાળામાં વિશ્વરશ્મિ કોસ્મિક કિરણોનો એક વિભાગ પ્રાધ્યાપક ડૉ. વિક્રમ સારાભાઈના અધ્યક્ષપદ નીચે કાર્ય કરે છે. કોસ્મિક કિરણ ખૂબ ઉચ્ચ શક્તિ (high energy) વીજ-ભારવાહી રજકણો છે. એની ઝડપ લગભગ પ્રકાશનાં કિરણોના જેટલી હોય છે અને અવકાશમાંથી બધી દિશાઓમાંથી તે કિરણો પૃથ્વી ઉપર આવે છે. એમ માનવામાં આવે છે કે પૃથ્વીના વાતાવરણની બહાર એમાં ૮૫ ટકા હાઈડ્રોજન ન્યુક્લીઆઈ કે પ્રોટોન હોય છે, ૧૪ ટકા રજકણો હેલીયમનાં અને ૧ ટકો એથીય વધુ ભારે ન્યુક્લીઆઈ હોય છે. એની શક્તિ વિવિધ પ્રકારની હોય છે. એમાંના કેટલાંકની શક્તિ તો માનવ નિર્મિત સૌથી ઝડપી રજકણો (૩૦ Rep O ઇલેક્ટ્રોન –વોલ્ટ્સ) કરતાં ૧૦૮ ગણી છે. આધુનિક યંત્રો, ધીમાં કોસ્મિક કિરણોના જેટલી શક્તિ ધરાવતા રજકણો નિયંત્રિત પરિસ્થિતિમાં બનાવી શકે છે. કોસ્મિક કિરણો પૃથ્વીની પાસે આવતાં જાય છે તેમ તેમ તે પૃથ્વીના ચુંબકીય ક્ષેત્રની અસર નીચે આવતાં જાય છે અને વાંકા વળે છે. એમાંનાં ધીમી ઝડપવાળાં પૃથ્વીના ચુંબકીય ધ્રુવ તરફ વળે છે. કોસ્મિક કિરણો વાતાવરણમાંથી પસાર થાય છે ત્યારે વાતાવરણમાંનાં રજકણોની સાથે સંઘર્ષમાં આવે છે અને એમાંનાં કેટલાંક તૂટી જાય છે અને વિવિધ પ્રકારનાં નવાં રજકણો પેદા થાય છે. એમાંના કેટલાક વીજભારવાહી હોય છે અને કેટલાંક નથી હોતાં. વળી ૨. કિરણો તરીકે ઓળખાતાં હાઈ ફ્રીક્વન્સી ઇલેક્ટ્રોમેગ્નેટીક વેલ્ઝ ઉચ્ચ કંપસંખ્યા ધરાવતાં વીજ ચુંબકીય મોજાં ઉત્પન્ન થાય છે. પૃથ્વીની સપાટી ઉપર તો મૂળ કોસ્મિક કિરણોમાંના માત્ર થોડાંક મળે છે. પરંતુ એમાંથી બનેલાં ઇલેક્ટ્રોન્સ, પોસી-ટ્રોન્સ, મેસોન્સ, પ્રોટોન્સ, ન્યૂટ્રોન્સ વગેરે મોટી સંખ્યામાં મળે છે. એ રજકણોની સંખ્યા અને શક્તિનો આધાર સમય અને નિરીક્ષકકેન્દ્રની સ્થિતિ ઉપર છે. સામાન્ય રીતે ધ્રુવ તરફ જતાં એ રજકણોની સંખ્યા વધતી જાય છે. એ જ રીતે ઉપર વાતાવરણમાં જઈએ તેમ તેમ એની સંખ્યા વધતી જાય છે.

તાજેતરમાં એમ પણ જણાયું છે કે આપણો સૂર્ય પણ જુદા જુદા પ્રમાણમાં શક્તિ ધરાવતાં રજકણો છોડે છે અને કોઈ કોઈ વખત તો મધ્યમ શક્તિ ધરાવતાં કોસ્મિક કિરણોની શક્તિ ધરાવતાં રજકણો છૂટતાં સૂર્યના સ્થાનિક પ્રદેશોમાં જ્વાળાયુક્ત ધડાકા પણ થાય છે. એ ધડાકાઓનો અભ્યાસ ખૂબ રસપ્રદ છે. વળી પાર્થિવ ધોરણે તો ગ્રહો વચ્ચેના અંતરીક્ષમાં શૂન્ય છે પરંતુ એમાં સૂર્યમાંથી નીકળેલાં વીજભાર-વાહી અને વીજભારવિહોણાં રજકણોનાં પાતળાં વાદળ હોય છે. પૃથ્વીનું ચુંબકીય ક્ષેત્ર જે રીતે કોસ્મિક કિરણોને વાંકાં વાળે છે તે રીતે આ ફરતાં વાદળ પણ એને વાળીને છૂટાં કરી નાખે છે અને એ રીતે એનું જોસ ઘટે છે. અમદાવાદ ખાતેની પ્રયોગશાળામાંનો કોસ્મિક-કિરણ વિભાગ કોસ્મિક કિરણોના સમય-ફેરનો અને એની સાથે સંકળાયેલા કિરણોત્સર્ગનો (radiation) અભ્યાસ કરે છે અને એ સમયફેરનાં (variation –) કારણો શોધે છે. કોસ્મિક કિરણોના સર્જનના પ્રશ્નો અને માનવજીવન અને પ્રવૃત્તિ ઉપર એ કિરણોની અસરોનો અભ્યાસ પણ થાય છે. આ પ્રયોગશાળાએ (પી. આર. એલ.) અમદાવાદમાં, કાશ્મીરમાં ગુલમર્ગમાં, કોડીકેનાલમાં, અને ત્રિવેન્દ્રમમાં કોસ્મિક કિરણોનું મથક રાખેલાં છે. બોલીવીયામાં ચાકાલ્ટયા ખાતે (૧૬૦૦૦ ફૂટની ઊંચાઈએ) પણ એવું એક મથક છે.

આંતરરાષ્ટ્રીય ભૂભૌતિક વર્ષ દરમ્યાન અમેરિકન અને રશિયન વૈજ્ઞાનિકોએ એક મહત્ત્વની શોધ કરી છે. તેઓએ એમ શોધી કાઢ્યું છે કે પૃથ્વીના ચુંબકીય રેખાઓની ધારે ધારે પૃથ્વીની આસપાસ પ્રમાણમાં સામાન્ય શક્તિશાળી રજકણોના બે પટા છે. એક પટો ૩૬૦૦ કિલો માઈલની ઊંચાઈએ અને બીજો પૃથ્વીના ચુંબકીય વિષુવવૃત્તથી ૧૬,૦૦૦ કિલો માઈલની ઊંચાઈએ આવેલો છે. વળી ૫૦,૦૦૦ કિલો માઈલની ઊંચાઈએ પણ એક બીજો પટો ઘણુંખરું છે. એ પટાઓમાં વધઘટ થતી રહે છે, અને એ વધઘટનું સ્વરૂપ અને કારણો તથા પૃથ્વીના વાતાવરણમાં એ વધઘટની અસર શોધી કાઢવાનો પ્રશ્ન મહત્ત્વનો છે. પી. આર. એલ. (આ પ્રયોગશાળા) કૃત્રિમ ઉપગ્રહોમાંથી મળતી સંજ્ઞાઓ પકડવાનાં યંત્રો ઊભાં કરી રહી છે. આ પટાઓ અને પૃથ્વીના બાહ્ય વાતાવરણ સંબંધમાં વધુ માહિતી એ યંત્રો આપી શકશે.

દૃશ્ય અને અદૃશ્ય પ્રકાશ અને કૉસ્મિક કિરણો ઉપરાંત કેટલાક તારાઓમાંથી, સૂર્યમાંથી અને સારીયે દૂધગંગામાંથી અનેક કંપસંખ્યાઓ ઉપર રેડિયો-મોજાં પૃથ્વી ઉપર આવે છે. આપણે જાણીએ છીએ કે સૂર્યમાંથી નીકળતા ઉચ્ચ શક્તિશાળી રજકણોની સાથોસાથ અનેક કંપસંખ્યાઓ ઉપર રેડિયો-મોજાં પણ નીકળે છે. વળી શાંત સૂર્ય અતિ ઉચ્ચ ઉષ્ણતામાનવાળો હોઈને એમાંથી રેડિયો-મોજાં નીકળે છે. પી. આર. એલ નો આઈનોસ્ફેરીક વિભાગ છેલ્લાં કેટલાંક વર્ષથી આકાશગંગામાંથી આવતાં કોસ્મિક રેડિયો-મોજાંનો, અને એની વધ-ઘટનો અભ્યાસ કરે છે અને આઈનોસ્પીકરના વીજાણુઓમાં ફેરફાર થતાં એના જોરમાં કેવો ફેરફાર થાય છે તેનો અભ્યાસ કરે છે. સૂર્યના ગતિશીલ ગાળામાં એમાંથી નીકળતાં રેડિયો-મોજાંની ગતિનો પદ્ધતિસર અભ્યાસ કરવાની ગોઠવણો પણ થઈ રહી છે.

બહારના કિરણોત્સર્ગ ( radiation ) ની અસરો પૃથ્વીના વાતાવરણના સૌથી ઊંચા થર ઉપર ખૂબ જોરદાર હોય છે. આ પ્રયોગશાળામાં ડૉક્ટર કે. આર રામનાથનના હાથ નીચે વાતાવરણ અને આયનો સ્ફીયરને લગતો એક વિભાગ છે. પૃથ્વીના વાતાવરણમાં નીચલા થરો ઑક્સિજન, નાઈટ્રોજન, આર્ગન વગેરેના અકર્મક અણુઓ હોય છે. પરંતુ આપણે જેમ ઊંચે જતા જઈએ તેમ ઑક્સિજન અણુઓ, વિજાણુઓ અને આયને જેવાં બીજાં રજકણનું પ્રમાણ વધતું જાય છે. ૩૯૦.૧૦૦ કિલો માઈલની ઊંચાઈએ વીજભારવાહી રજકણોને પરિણામે વાતાવરણ વીજવાહી બને છે. વાતાવરણના ઉપરના ભાગને આયનોસ્ફીયર કહેવાય છે. પૃથ્વીનાં ટ્રાન્સમીશનો ઉપરથી છોડવામાં આવેલાં રેડિયો-મોજાંને આયનોસ્ફીયર પૃથ્વી ઉપર પાછાં મોકલે છે અને એથી કરીને આપણે રેડિયો-કાર્યક્રમો આપણા રેડિયો ઉપર સાંભળી શકીએ છીએ. આયનોસ્ફીયરની વીજળીવાહીશક્તિનાં સમયે સમયે અનિયમિત ફેરફારો થતા રહે છે. એમાંના ઘણા તો સૂર્યમાંથી નીકળતા કિરણોત્સર્ગને પરિણામે થાય છે. વીજભારવાહી રજકણો પૃથ્વીના ચુંબકીય ક્ષેત્રમાં આવતાં હોવાને પરિણામે પણ એની વીજવાહીશક્તિ ઉપર અસર થાય છે. આયનોસ્ફીરના ગુણ-ધર્મ સતત બદલાતા હોવાથી એની વધઘટનો પદ્ધતિસર અભ્યાસ કરવો જરૂરી છે. પી. આર. એલ ખાતેના વાતાવરણને લગતું ભૌતિકવિજ્ઞાન ખાતું ૧૯૫૩થી એ અભ્યાસ કરે છે. ઓછી ઊંચાઈઓના આયનો-સ્ફીયરને લગતું અને સૂર્યમાંથી નીકળતાં મોજાં અને રજકણોના કિરણોત્સર્ગની એના ઉપરની અસરો સંબંધમાં ઘણું જ્ઞાન મેળવી શકાયું છે.

પહેલાં જણાવવામાં આવ્યું છે તેમ વાતાવરણના ઉપલા થરોમાં, નીચલા થરોમાં ન મળતાં રજકણો મળે છે. એમાંનાં કેટલાક રજકણો રાત્રે વિશિષ્ઠ પ્રકારનો કિરણોત્સર્ગ કરે છે. રાત્રે આકાશમાં આપણને અણુ-ઑક્સિજન, સોડિયમ, ધનચાર્જ થયેલા નાઈટ્રોજનનું રેડીએશન જોવા મળે છે. ધ્રુવપ્રદેશમાં ચુંબકીય તોફાનો દરમ્યાન દેખાતો અરુણપ્રકાશ એવા અણુમાંથી આવતો હોય છે. અમદાવાદ ખાતેની આ પ્રયોગશાળામાં એ રેડીએશન માપવામાં આવે છે અને એમાંથી મળતી માહિતીનું પૃથક્કરણ કરવામાં આવે છે.

પૃથ્વી ઉપરથી બાહ્ય અંતરીક્ષમાંથી આવતા કેટલાય કિરણોત્સર્ગને વાતાવરણ ગાળી નાખે છે. વાતાવરણના ઉપલા થરમાંનો ઑક્સિજન, અલ્ટ્રા-વાયોલેટ કિરણોના મોટા સમૂહને નીચલાં થરોથી કાપી નાખે છે. એમાંનો કેટલોક અલ્ટ્રા-વાયોલેટ પ્રકાશ ઑક્સિજન રજકણોનું વિઘટન કરે છે અને એ રીતે બનેલાં ઑક્સિજન અણુઓ ઑક્સિજનના મોલેક્યુલ્સ સાથે મળીને ઓઝોન બનાવે છે. ૧૬ કિલો માઈલથી ૩૫ કિલો માઈલીની ઊંચાઈએ વાતાવરણમાં આવો ઓઝોન સૌથી મોટા પ્રમાણમાં હોય છે. જોકે એમાંનો કેટલોક ઓઝોન વાતાવરણના નીચલા થરોમાં પણ આવે છે. ખાસ કરીને મધ્યમ અને ઉચ્ચ ઊંચાઈઓ. શિયાળામાં એ ઓઝોન ભારતના ઉત્તર અક્ષાંશોમાં પણ આવે છે. વાતાવરણમાંના ઓઝોન અને એની વધઘટનો અભ્યાસ બે કારણોથી રસપ્રદ છે. સામાન્ય જીવનો નાશ કરી નાખે એવા સૂર્યના કિરણોત્સર્ગના અગત્યના ભાગને એ રોકી રાખે છે. એની વહેંચણીમાં થતા ફેરફારો નીચેના વાતાવરણની સાથે મોટા પ્રમાણમાં ભળતી સ્ટ્રેટોસ્ફીયરની હવા સંબંધમાં માહિતી આપે છે. ભારતના વાયુશાસ્ત્ર ખાતાના સહકારથી આ પ્રયોગશાળા ભારતના જુદા જુદા ભાગોમાં વાતાવરણમાંના ઓઝોનનો પદ્ધતિસર અભ્યાસ કરે છે. પ્રયોગશાળાનો હેતુ જે સંજોગોમાં આપણે રહીએ છીએ તેનો અભ્યાસ કરવાનો છે. એમાં વાતાવરણ અને તેની પારનું અંતરીક્ષ આવી જાય છે. જે કંઈ માહિતી મળે તેની સંકલના કરવા અને સમજવા માટે અણુ અને હાઈડ્રોજન પદાર્થવિજ્ઞાન ઇલેક્ટ્રોનીક્સ. ફ્લ્યુડ મિકેનિક્સ, જિયો, મેગ્નેટીઝમ વગેરે જેવા વિષયોનો મૂળભૂત સમય જરૂરી છે. આ સંસ્થામાં સૂત્રાત્મક પદાર્થવિજ્ઞાન એક નાનો વિભાગ છે. પ્રયોગશાળાના કાર્યકરોને એથી આધુનિક બનાવોના પરિચયમાં રાખી શકાય છે. વળી તેઓ પોતે પણ કેટલુંક કામ કરી શકે છે. એ પ્રયોગશાળા માટે, અમદાવાદ એજ્યુકેશન સોસાયટી અને કર્મક્ષેત્ર એજ્યુકેશનલ ફાઉન્ડેશન નાણાં આપે છે અને અણુશક્તિ વિભાગ અને ભારત સરકારના વૈજ્ઞાનિક સંશોધન ખાતા તરફથી અને રાજ્ય સરકાર તરફથી એને ગ્રાન્ટ મળે છે. વળી ભારત સરકારના વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધન મંડળ તરફથી એને સંશોધન યોજનાઓ માટે ગ્રાન્ટો મળે છે. દેશમાંથી તથા વિદેશોમાંથી આવી બીજી સંસ્થાઓ તરફથી એને પ્રોત્સાહન અને સહકાર મળ્યાં છે.

જિયોડેસી ( Geodecy ) અને જિયોફિઝિક્સ ( Geophysics ) માટેના આંતરરાષ્ટ્રીય સંઘ અને પ્યોર એન્ડ એપ્લાયડ ફિઝિક્સ ( Pure and Applied Physics ) આંતરાષ્ટ્રીય સંઘ જેવી સંસ્થાઓનો પણ તેને સહકાર છે.

(મૂળ અંગ્રેજી પરથી અનુવાદ)



# રાસાયણિક સંશોધન

ડૉ. રણછોડભાઈ દેસાઈ
(આચાર્ય, એમ. જી. સાયન્સ ઈન્સ્ટિટ્યૂટ, અમદાવાદ)
ડૉ. અશ્વિન ત્રિવેદી
(અધ્યાપક, એમ. જી. સાયન્સ ઈન્સ્ટિટ્યૂટ, અમદાવાદ)

સંશોધનનું ધ્યેય બે રીતનું હોય છે. એક તો મનુષ્ય કુદરતને સમજવાનો અને તેનો તાગ લેવાનો પ્રયાસ કરે છે. રસાયણશાસ્ત્રી કુદરતને ખોળે મળી આવતા પદાર્થોનો અભ્યાસ કરે છે અને પોતાની પ્રયોગશાળામાં એ પદાર્થો બનાવવા મથે છે. દરેક જીવંત પદાર્થમાં કાર્બન હોય છે અને તેથી કાર્બન કે સેન્દ્રિય રસાયણશાસ્ત્ર હંમેશ લોકપ્રિય રહ્યું છે. ખનિજ રસાયણશાસ્ત્ર (Inorgautic chemistry)માં આપણે બીજાં તત્વો અને સંયુક્ત પદાર્થોનો (Compounds) અભ્યાસ કરીએ છીએ. ભૌતિક રસાયણશાસ્ત્રમાં આપણે જુદા જુદા પદાર્થો સંબંધમાં મળતી માહિતીનો અર્થ ઘટાવવાનો અને એના ઉપરથી સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવાનો પ્રયાસ કરીએ છીએ. બાયોકેમેસ્ટ્રીમાં જીવન રસાયણમાં આપણે જીવશાસ્ત્રને લગતા પ્રશ્નોની રાસાયણિક બાજુઓ જોઈએ છીએ. વળી રસાયણશાસ્ત્રીએ પ્રદેશની કુદરતી સંપત્તિ, એના ઉદ્યોગો અને ખેતી વગેરેનો પણ અભ્યાસ કરવાનો હોય છે. ઔદ્યોગિક રસાયણ-શાસ્ત્રના ક્ષેત્રમાં ઘણા રસાયણશાસ્ત્રીઓ રોકાયેલા હોય છે, ઔદ્યોગિક દેશોમાં ઔદ્યોગિક પેઢીઓ, રાષ્ટ્રીય પ્રયોગ શાળાઓ અને એવી સંસ્થાઓ, પ્રદેશની કુદરતી સાધનસંપત્તિનો અભ્યાસ કરવા અને તેને ખીલવવા રસાયણશાસ્ત્રીઓને રોકે છે.

સર પી. સી. રે ભારતમાં રાસાયણિક સંશોધનના પિતા ગણાય છે તેવી જ રીતે ગુજરાતમાં રાસાયણિક સંશોધનના અને અભ્યાસના પ્રણેતા ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરને મૂકી શકાય. શ્રી ગજ્જરે પોતાની કારકિર્દીની શરૂઆત વડોદરા કૉલેજમાં રસાયણ-શાસ્ત્રના અધ્યાપક તરીકે કરેલી. ૧૮૯૦માં તેઓ કલાભવન સંસ્થાના વડા બન્યા. ટેકનીશિયનોને તૈયાર કરનારી, ગુજરાતની એ પહેલી સંસ્થા. વળી ટેકનિકલ વિષયોનાં પાઠ્યપુસ્તકો ગુજરાતીમાં તૈયાર કરવાની યોજના પણ તેમણે શરૂ કરેલી. કમનસીબે વડોદરા રાજ્યની સેવામાંથી એમને નિવૃત્તિ લેવી પડી. તે બાદ તેઓ મુંબઈ ગયા. સૌ પ્રથમ વિલ્સન કૉલેજમાં, અને તે બાદ પોતાની પ્રયોગશાળામાં રસાયણશાસ્ત્રના અનુસ્નાતક વર્ગો તેમણે શરૂ કર્યા. એમની બીજી સિદ્ધિઓમાં વડોદરા ખાતેનું એલેમ્બિક કેમિકલ વર્કસ અને મોતી શુદ્ધ કરવાની ક્રિયાની શોધ ગણાવી શકાય. પરંતુ રાણી વિક્ટોરિયાના બાવલા ઉપરનો રંગ તેમણે કાઢી આપ્યો ત્યારથી તેઓનું નામ ખ્યાતિમાં આવ્યું. પ્રોફેસર ટી. કે. ગજ્જરે મૌલિક સંશોધનનું કાર્ય હાથ ન ધર્યું એ આપણી કમનસીબી.

રાસાયણિક સંશોધન, વડોદરા કોલેજમાં ડૉક્ટર કુંવરજી નાયક અને તેમના શિષ્યોએ શરૂ કરેલું. ગુજરાતમાં રાસાયણિક સંશોધનના પ્રણેતા તરીકે ડૉક્ટર નાયક અને અમદાવાદ ખાતેની ગુજરાત કૉલેજમાં રસાયણશાસ્ત્રના અધ્યાપક ડૉક્ટર એ. એન. મેલ્ડ્રામને ગણાવી શકાય. એ કાળમાં મુંબઈ યુનિવર્સિટી, રાસાયણિક સંશોધનનું ખાસ મૂલ્ય આંકતી નહિ. યુવાન વિદ્યાર્થીઓને રસાયણશાસ્ત્રના અભ્યાસ તરફ અને સંશોધન તરફ વાળવાનો યશ આ બે રસાયણશાસ્ત્રીઓને ફાળે જાય છે. ડોકટર નાયક અને એમના વિદ્યાર્થીઓએ "રીએકટરી ઓફ મેથિલિન કમ્પાઉન્ડસ" ("Reactority of methylene compounds") સંબંધમાં કાર્ય શરૂ કર્યું અને એમાં જુદા જુદા પ્રતિ-કર્તાઓ (Reagents) ભૌતિક-રસાયણ પદ્ધતિઓ પણ અપનાવી. વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી હાલ રાસાયણિક સંશોધનના કેન્દ્ર તરીકેનું જે સ્થાન ભોગવે છે તે ડૉક્ટર કે. જી. નાયક અને તેમના સહકાર્યકરો ડૉ ટર એમ. ડી. અવસારે, ડૉક્ટર સી. સી. શાહ, અને ડૉક્ટર સી. એમ. મહેતાને આભારી છે. ડૉક્ટર એ. એન મેલ્ડ્રામને જુદી જુદી સ્થિતિમાં ફીનોલ અને પોલીહાઈડ્રીક ફીનોલ્સ ઉપર ક્લોરલની પ્રક્રિયામાં રસ હતો. હાઈડ્રોક્ષી-કાર્બોલિક તેજાબોના સ્લફોનેશનમાં પણ તેમને રસ હતો. અમદાવાદમાં ગુજરાત કૉલેજમાં સંશોધન શરૂ કર્યા બાદ તેઓ મુંબઈમાં રોયલ ઈન્સ્ટિટ્યટ ઑફ સાયન્સના આચાર્ય પદે ગયા ત્યારે ત્યાં પણ તેમણે એ કાર્ય ચાલુ રાખ્યું. ૧૯૩૧માં ડૉક્ટર એ. એન. મેલ્ડ્રામ હિંદી શિક્ષણ સેવામાંથી નિવૃત્ત થયા પરંતુ સંશોધનનું તેમણે વાવેલુ બીજ વૃક્ષમાં પરિણમ્યું. એને પરિણામે આજે મુંબઈનું એ સાયન્સ ઈન્સ્ટિટ્યૂટ, મુંબઈ યુનિવર્સિટીમાં એક સરસ સંશોધન કેન્દ્ર બન્યું છે.

૧૯૨૧માં એ ઈન્સ્ટિટ્યૂટ સ્થપાયું તે પહેલાં યુવાન, આશાવાદી અને ઉત્સાહી વિદ્યાર્થીઓને રસાયણિક સંશોધનની તાલીમ આપતું કોઈ કેન્દ્ર મુંબઈમાં ન હતું. ઘણાખરા તો બૅંગ્લોર ખાતે, ૧૯૧૩માં જમશેદજી તાતાના દાનને પરિણામે સ્થપાયેલા ઈન્ડિયન સાયન્સ ઈન્સ્ટિટ્યૂટમાં અભ્યાસ માટે જતા. ૧૯૨૧–૨૪ દરમ્યાન એ સંસ્થામાં

બે ગુજરાતી યુવાન ડૉક્ટર આર. સી. શાહ અને ડૉક્ટર આર. ડી. દેસાઈએ, ડૉક્ટર જે. જે. સુડ્રોના હાથ નીચે તાલીમ લીધેલી એ બન્ને જણ આજે રસાયણશાસ્ત્રના સંશોધન અને શિક્ષણમાં આગળ પડતા સ્થાને છે. ડૉક્ટર આર. સી. શાહ ૧૯૨૪માં રોયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સમાં જોડાયા અને સંશોધક તરીકે નામ કાઢ્યું. એ સંસ્થાને સેન્દ્રિય રસાયણશાસ્ત્રના સંશોધન માટે જે પ્રતિષ્ઠા મળેલી છે તે શ્રી. શાહને આભારી છે. તે બાદ તેઓ પૂના ખાતેની રાષ્ટ્રીય રાસાયણિક પ્રયોગશાળામાં આસિસ્ટંટ તરીકે જોડાયા અને પાછળથી એના નાયબ નિયામક બન્યા અત્યારે પણ તેઓ શુદ્ધ અને વ્યાવહારિક સેંદ્રિય રસાયણ શાસ્ત્ર (Pure and applied organic chemistry) ના સંશોધનને દોરવણી આપે છે. ડૉક્ટર શાહે કાં તો પોતે જ કે કાં તો પોતાના સહકાર્યકરોના સહકારથી દોઢસો ઉપરાંત નિબંધો તૈયાર કર્યા છે. ડૉક્ટર આર. ડી. દેસાઈ મુંબઈની વિલ્સન કૉલેજ અને વડોદરા કૉલેજમાં કામ કરીને ૧૯૩૧માં અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીમાં જોડાયા. સાત વર્ષ તેઓ ત્યાં રહ્યા, તે દરમ્યાન તેમણે ત્યાં સેન્દ્રિય સંશોધન સંસ્થા સ્થાપી અને ઘણા વિદ્યાર્થીઓને તૈયાર કર્યા. ૧૯૩૮માં તેઓ મુંબઈ પાછા આવ્યા અને સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં, વિક્ટોરિયા જ્યુબિલી ટ્રૅઇનિંગ ઇન્સ્ટિટ્યૂટમાં અને મુંબઈના રાસાયણિક ટેકનોલોજી ખાતામાં શુદ્ધ અને વ્યાવહારિક સજીવ રસાયણશાસ્ત્રમાં સંશોધન કર્યું. ગુજરાત યુનિવર્સિટી સ્થપાયા બાદ તેમણે અમદાવાદમાં વૈજ્ઞાનિક અભ્યાસના ક્ષેત્રમાં પોતાની સેવાઓ આપવાનું વિચાર્યું અને મુંબઈમાં ડાયસ્ટફ ટેકનોલોજીના અધ્યાપકપદેથી રાજીનામું આપીને તેઓ અમદાવાદમાં એમ. જી. સાયન્સમાં પ્રિન્સિપાલ અને સેન્દ્રિય રસાયણશાસ્ત્રના પ્રાધ્યાપક તરીકે જોડાયા. સેન્દ્રિય રસાયણશાસ્ત્રના ક્ષેત્રમાં હજી તેઓએ સંશોધન ચાલુ રાખ્યું છે. તેઓએ પણ દોઢસો ઉપરાંત નિબંધો કાં તો પોતે જાતે કે કાં તો સહકાર્યકરોની સાથે મળીને તૈયાર કર્યા છે.

૧૯૨૧ થી લઈને અત્યારસુધીમાં ઘણા ગુજરાતી રસાયણશાસ્ત્રીઓએ શિક્ષણ અને સંશોધનમાં નોંધપાત્ર ફાળો આપ્યો છે. એમાં મુંબઈના ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સમાં ઇનઑર્ગૅનિક (Inorganic) ના ક્ષેત્રમાં જાણીતા પ્રાધ્યાપક એસ. એમ. મહેતા, સદ્‌ગત ડૉક્ટર કે. સી. પંડ્યા, અને લાહોરમાં ઇનઑર્ગૅનિક ( Inorganic ) તથા ભૌતિક રસાયણશાસ્ત્રના ક્ષેત્રમાં સંશોધન કરનાર ડૉક્ટર એન. એ. યાજ્ઞિક બાદ ડૉક્ટર કુંવરજી નાયક, ડૉક્ટર આર. સી. શાહ, ડૉક્ટર આર. ડી. દેસાઈ અને ડૉક્ટર એસ. એમ. મહેતાના કાર્યને ભારતમાં અને પરદેશમાં સંશોધકોએ બિરદાવ્યું છે. ભારતીય વિજ્ઞાન કોંગ્રેસના રાસાયણિક વિભાગના પ્રમુખપદ તેમણે શોભાવ્યાં છે અને કેટલાંય નામાંકિત વિજ્ઞાન-મંડળોના તેઓ ફેલો છે. ગુજરાત યુનિવર્સિટી સ્થપાઈ તે પહેલાં પ્રાધ્યાપક ટી. ટી. ઓઝા, ડૉક્ટર કે. એસ. નારગુંડ, અને ડૉક્ટર એમ. એસ. બોરીચ, ડૉક્ટર એ. એમ. ત્રિવેદી, ડૉક્ટર એમ. એસ. શાહ, ડૉક્ટર એન એમ. શાહ, અને ડૉક્ટર ટી. એમ. ઓઝાએ, સંશોધન માટેની સાધનસંપત્તિની અછત હોવા છતાંય રસપ્રદ સંશોધન કરેલું છે. એમાંના કેટલાક તો હજી યુવાન છે અને આપણી યુવાન પેઢીને પ્રેરણા આપી સંશોધનનો ઉત્સાહ તેમનામાં પ્રગટાવી શકે તેવા છે. જોકે એક વાત કબૂલ કરવી રહી કે પ્રયોગશાળાઓ અને સાધનો જરૂરી ખરાં પણ સંશોધન-કાર્ય મોટે ભાગે વ્યક્તિના ઉત્સાહ ઉપર આધાર રાખે છે.

ડૉક્ટર એમ. એસ. શાહે પારા ઉપરની નાઈટ્રિક ઍસિડની પ્રક્રિયાનો અને પોટૅશિયમ નાઈટ્રેટના થર્મલ વિભાજનનો અભ્યાસ કર્યો. ડૉક્ટર ટી. એમ. ઓઝાએ અને તેમના વિદ્યાર્થીઓ ખાસ કરીને ડૉક્ટર વી. ટી. ઓઝાએ હાઈપોનાઈટ્રૅટ્સ, નાઈટ્રૅટ્સ અને કેટલીક ધાતુના નાઈટ્રૅટ્સના થર્મલ વિભાજન સંબંધમાં અનેક નિબંધ તૈયાર કર્યા છે. ડૉક્ટર એન. એમ. શાહે ક્રોમોન કન્ડેન્સેશન્સ વગેરેનો અભ્યાસ કર્યો છે.

ડૉ. એન. એ. યાજ્ઞિકે, શોષણના પ્રશ્ન( Problem of absorption) ને સમાવી લેવાના પ્રશ્ન અને ચૂંબકીય અસરો સંબંધમાં વિસ્તૃત અભ્યાસ કર્યો છે. પ્રોફેસર એસ. એમ. મહેતા અને તેમના શિષ્યોએ સોડિયમ અને પોટૅશિયમના ઝિંકેટ્સ અલગ પાડવા સંબંધમાં, મોટી સંખ્યામાં બેવડા સલ્ફેટ બનાવવા સંબંધમાં અને ઑક્સિડાઇંગ એજન્ટ (Oxiding agent) તરીકે સોડિયમ કાર્બૅનેટના ગુણધર્મો સંબંધમાં અનેક નિબંધો તૈયાર કરેલા છે. ડૉક્ટર બી. એન. દેસાઈ અને એમના સાથીદારોએ કેટલીક ઇનૉર્ગૅનીક કોલોઈડ્ઝ ( Inorganic colloida ) પદ્ધતિઓના ગુણધર્મોનો અભ્યાસ કરેલો છે. ડૉક્ટર સી. સી. શાહે હાઈપો. નાઈટ્રાઈટ્સના વિભાજન સંબંધમાં અભ્યાસ કરેલો છે.

અમદાવાદમાં ગુજરાત યુનિવર્સિટી, આણંદમાં વલ્લભ વિદ્યાપીઠ, અને વડોદરામાં મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીની સ્થાપના થવાની સાથે ગુજરાતમાં રાસાયણિક સંશોધનમાં એક નવો તબક્કો શરૂ થયો છે. વલ્લભ વિદ્યાપીઠ અને મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી રૅસિડેન્શ્યલ યુનિવર્સિટીઓ છે. જ્યારે ગુજરાત યુનિવર્સિટી સાથે બીજી કૉલેજો જોડાઈ શકે છે. પહેલાંની બન્ને યુનિવર્સિટીઓમાં શરૂથી જ અનુસ્નાતક અભ્યાસ વિભાગો છે. ગુજરાત યુનિવર્સિટી એ વિભાગ હજી ઊભો કરી રહી છે. જોકે અમદાવાદની ગુજરાત કૉલેજ અને એમ. જી. સાયન્સ ઇન્સ્ટિટ્યૂટ, સુરતની એમ. ટી. બી. કૉલેજ જેવી કૉલેજોએ રાસાયણિક સંશોધન વિભાગો સ્થાપેલા છે.

વડોદરા યુનિવર્સિટીના રસાયણ વિભાગમાં ડૉક્ટર એસ. શેઠના, ડૉ. જે. એસ. દવે અને ડૉક્ટર સી. એમ. મહેતા, ભારતીય ઔષધિય વનસ્પતિઓનું ૪—હાઈડ્રોક્ષી-કોમેરીન સાધિતો (derivatives)ના સંયોજનનું, ગ્લુકોઝના ઇલેક્ટ્રોલેટિક રીડક્શનનું, કાગળની ક્રોમેટોગ્રાફીની અને સેન્દ્રિય રાસાયણિક પ્રયોગોમાં વપરાશના પદાર્થોના વિશ્લેષક ઉપયોગોનું સંશોધન કરી રહ્યા છે.

વલ્લભ વિદ્યાપીઠમાં અનાજ, કઠોળ અને કંદમૂળમાંથી મેળવવામાં આવતા મેટલ કિલેટ્સ સ્ટાર્ચના હાઈપોક્લોરાઈટ ઑક્સીડેશન સંબંધમાં, ઇંધન માટેના વાયુઓનું અને ધાતુ નખરી ( metal chelates) નું સંશોધન ચાલે છે. આણંદની બી. એ. કૉલેજ ઑફ ઍગ્રિકલ્ચર ખાતે ખાદું પામી

પીવડાવીને પકવવામાં આવતી તમાકુની ગુણવત્તા સંબંધમાં અને જુદા જુદા પ્રકારનાં ખાતરોના ઉપયોગ સંબંધમાં સંશોધન ચાલે છે.

ગુજરાત કૉલેજમાં અને વિસનગર કૉલેજમાં ડૉક્ટર વી. એમ. ઠાકોર, ડૉ. જી. સી. અમીન અને ડૉક્ટર ડી. એમ. દેસાઈ સંશોધન કાર્યમાં રત છે.

અમદાવાદમાં એમ. જી. સાયન્સ ઈન્સ્ટિટ્યૂટમાં ડૉક્ટર એ. એમ. ત્રિવેદી અને તેમના સહકાર્યકરો ડૉક્ટર એમ. જે. પટ્ટણી, ડૉક્ટર આર. કે. શાહ, ડૉક્ટર એમ. એન. દેસાઈ અને બીજાઓ ભૌતિક અને ઈનઓર્ગેનિક (Inorganic) કેમિસ્ટ્રીના પ્રશ્નોમાં રોકાયેલા છે. ગુજરાતની ખારાશવાળી જમીનની વિસ્તૃત તપાસ કરવામાં આવી રહી છે કે જેથી ખારાશનો કયાસ કાઢી શકાય અને એ જમીન ખેતી લાયક બનાવવાના ઉપાયો સૂચવી શકાય. ધાતુઓને અને મિશ્રધાતુઓને લાગતા કાટનો પ્રશ્ન જગતભરમાં વૈજ્ઞાનિકોનું ધ્યાન ખેંચી રહ્યો છે. દર વર્ષે અબજો રૂપિયાનું નુકસાન જગતને એથી થાય છે. ભારતમાં પણ એ પ્રશ્ન ઉપર ધ્યાન આપવામાં આવી રહ્યું છે અને પિત્તળને લાગતા કાટનો અભ્યાસ આ સંસ્થામાં થઈ રહ્યો છે. જીલેટીન, સ્ટાર્ચ, ગુંદરનો ચીકણો પદાર્થ વગેરે પદાર્થોનો ઉપયોગ કરીને કાટ ટાળવાના પ્રયોગો થઈ રહ્યા છે. એ પ્રયોગોમાંથી એમ પણ જણાયું છે કે પિત્તળને જ્યારે અમુક મૃદુ દ્રાવણોમાં ડુબાડવામાં આવે છે ત્યારે એની સપાટી ઉપર ફોટો પડી શકે તેવું પાતળું પડ જામી જાય છે. એમ. જી. સાયન્સ ઈન્સ્ટિટ્યૂટ ખાતે ડામરમાંથી મેળવેલા કમરવાળા પદાર્થોનો અભ્યાસ ક્રોમેરીન્સ, ક્રોમોન્સ અને એક્રીડોન્સ જેવા હેટેરોસિસ્ટિક કમ્પાઉન્ડ્સ (Hetero cytic Compounds)નું સંયોજન, ફીનેન્થ્રા-ક્વીનોન અને એન્થ્રાક્વીનોનમાંથીના વાટગ્રાયઝનું આયોજન, ફ્રાઈઝ, નેન્કી, અને ફ્રાઈડેલ ક્રેફ્ટ્સની પ્રતિઅસરો અને આઝો-ડાયસટફ્સ્ટના સંયોજનનો અભ્યાસ ડૉક્ટર આર. ડી. દેસાઈ અને એમના સાથીઓ કરી રહ્યા છે. એન્થેલ્મીન્ટીક્સ, એન્ટીકોન્વેલ્સન્ટ્સ અને ક્ષયવિરોધી તત્ત્વોવાળા પદાર્થોના ઔષધીય ગુણધર્મો અને જંતુનાશક દ્રવ્યો સંબંધમાં ડૉક્ટર જે. જે ત્રિવેદી, ડૉક્ટર કે. સી. ક્ષત્રિય અને તેમના સહકાર્યકરો કરી રહ્યા છે. સુરતની એમ. ટી. બી. કૉલેજમાં, ક્વીનોલાઈન પદાર્થોના સંયોજન અને રીએક્ટીવ મેથેલીન ગ્રુપ ધરાવતા સંયુક્ત પદાર્થોના બ્રોમીનેશન સંબંધમાં સંશોધન થઈ રહ્યું છે. ભૌતિક પદાર્થવિજ્ઞાનમાં પણ સારા પ્રમાણમાં કામ થયું છે. એ કામ ડૉક્ટર સી. એમ. દેસાઈ અને ડૉક્ટર મીસ. એચ. એ. કામીએ અને ડૉક્ટર આર. કે. માપારાએ કર્યું છે. આમાંના ઘણાખરા હજી તરવરતા છે અને ભવિષ્યમાં તેઓ ઘણું કરી શકશે એવી આશા છે.

અમદાવાદમાં 'અટીરા' ખાતે કાપડ ઉદ્યોગને લગતા પ્રશ્નો સંબંધમાં કામ ચાલી રહ્યું છે.

કાંતણ-યંત્રોને નજરમાં રાખીને કોલોઈઆિઝઅલ (Colloi:g'al) દ્રાવણોના ગુણધર્મો ઉપર અને એવાં દ્રાવણો તૈયાર કરવા સંબંધમાં કામ થઈ રહ્યું છે. એ સંસ્થામાં સરસ સાધનયુક્ત પ્રયોગશાળા છે. ત્યાં કિરણોભ્યાસ સ્પેક્ટોફોટોમેટ્રિક અને કોલોરીમેટ્રિક સંશોધન થઈ રહ્યું છે.

ભાવનગર ખાતે મધ્યસ્થ મીઠા સંશોધન કેન્દ્રમાં મીઠાની ગુણવત્તા સુધારવાનો અને મીઠાનું ઉત્પાદન વધારવાની રીતો શોધાઈ રહી છે.

વળી આડ-પેદાશ મેળવવાના પ્રયાસો પણ ચાલુ છે. જામનગર ખાતેની મધ્યસ્થ સંશોધન સંસ્થા, લોહભસ્મ વગેરે જેવી આયુર્વેદિક બનાવટોને એક ધોરણે લાવવાનો પ્રયાસ કરે છે.

મુંબઈના ગુજરાત સંશોધન મંડળનો ઉલ્લેખ અહીં કરવો જરૂરી છે. એ મંડળે ૧૯૪૩માં અમદાવાદમાં અને ૧૯૫૩માં વડોદરામાં સંશોધન-કાર્યકરોની પરિષદો બોલાવી હતી. ૧૯૩૭માં શરૂ કરવામાં આવેલું એ મંડળ, અર્થશાસ્ત્ર, ઇતિહાસ, ઔષધો, શિક્ષણ, કુદરતી વિજ્ઞાન અને વ્યવહારુ વિજ્ઞાનનાં ક્ષેત્રોમાં સંશોધન કરે છે. મંડળ ત્રણ માસિકો પણ ચલાવે છે.

ગુજરાત યુનિવર્સિટીમાં તાજેતરમાં રસાયણશાસ્ત્ર સંશોધન વિભાગ શરૂ કરવામાં આવ્યો છે. એમાં ડૉક્ટર કે. એ. ઠાકર અને ડૉક્ટર એસ. આર. પટેલ સંશોધનની યોજના કરી રહ્યા છે.

હવે ગુજરાત રાજ્યની રચના થઈ છે. એટલે એવી આશા રાખી શકીએ કે રસાયણશાસ્ત્ર અને પ્રાકૃતિક વિજ્ઞાનની બીજી શાખાઓમાં સંશોધનની તકો વધશે. ગુજરાતની કુદરતી સાધનસંપત્તિની આપણે સંભાળપૂર્વક તપાસ કરવાની છે અને એનો ઉત્તમ ઉપયોગ કેવી રીતે કરવો તે શોધી કાઢવાનું છે. ગુજરાતમાં ખનિજ તેલ મળી આવતાં, હવે તો રસાયણશાસ્ત્રની જવાબદારી ખૂબ વધી છે. પેટ્રોલિયમ અને એની બનાવટો સંબંધમાં અભ્યાસ અને મૌલિક શોધખોળ હવે ગુજરાતી રસાયણશાસ્ત્રીઓએ કરવી રહી. સંશોધનકાર્ય ધીરજ માગી લે છે. તે બાદ એનું ફળ આવે છે. ઘણા લોકો એમ માનતા હોય છે કે કોઈ વ્યક્તિ સંશોધન કરે એટલે કાં તો કોઈ ઊઠીને આંખે વળગે એવો સિદ્ધાંત પ્રતિપાદન થવો જોઈએ કે કાં તો કંઈક મહાન ઔદ્યોગિક સિદ્ધિ મળવી જ જોઈએ. પરંતુ સંશોધન પાયામાં અનેક વૈજ્ઞાનિકોએ કંટાળાજનક માટીકામ કરવું પડે છે અને એક પછી એક ઈંટો ગોઠવવી પડે છે. એના ઉપર કોઈ પ્રતિભાશાળી વૈજ્ઞાનિક આખરી ઇમારત ચણે છે. યુનિવર્સિટીઓના સંશોધન વિભાગોને પ્રતિભાશાળી વૈજ્ઞાનિકો પેદા કરવાનો હુકમ નથી કરી શકાતો. આ સંસ્થાઓએ તો ધૈર્યવાળા સંશોધકો તૈયાર કરવા છે. એમાંથી એક દિવસ પ્રતિભાનું સર્જન થાય તો ના નહિ.



# સ્વાતંત્ર્યસંગ્રામનો એક સૈકો*

## [ ઈ. સ. ૧૮૧૮ થી ૧૯૨૦ ]

શ્રી વલ્લભદાસ અક્કડ
(સુરત)

સાતસો–આઠસો વર્ષથી ગુજરાતે જરાયે શ્વાસ નહોતો લીધો. ઈ.સ. ૧૮૧૮માં અંગ્રેજોનું રાજ્ય આવ્યું. એ પૂર્વે ભારતમાં, ગુજરાતમાં પણ, સામાજિક, આર્થિક, ધાર્મિક, સાંસ્કૃતિક કે રાજદ્વારી ઊથલપાથલો ચાલ્યા જ કરતી હતી. ગુજરાતના છેલ્લા રજપૂત રાજા પછીના ગુજરાતના મુસલમાન સૂબા અને બાદશાહના, તેમ જ મોગલ અને મરાઠાના રાજ-શાસન દરમ્યાન, ગુજરાતે કોઈ પણ ક્ષેત્રે સ્થિરતા અનુભવી નહોતી. આ છ–સાત સૈકા દરમ્યાન ગુજરાતમાં ધર્મ ને સંસ્કૃતિ પર આક્રમણ થતાં રહ્યાં અને સમાજજીવન પર તેના પ્રતિકૂળ પ્રત્યાઘાત પડતા રહ્યા. જાન-માલ ને ધર્મની સલામતી વગરના, લૂંટફાટના ભયવાળા એ યુગમાં, સ્ત્રી-ઓની ઇજ્જતઆબરૂ પણ જોખમમાં રહેતી. ગુજરાતના સ્વતંત્ર બાદશાહો તથા અકબર આદિના શાસનનાં થોડાં વર્ષ બાદ કરીએ તો મુસલમાન યુગના આરંભથી તે લગભગ અંગ્રેજોના આગમન સુધી, ગુજરાતે નિરાંતે વેપારવાણિજ્યનો કે સ્થિરતાનો શ્વાસ નહોતો લીધો. રાજાઓના ખજાના ખાલી રહેતા. તેઓ માંહોમાંહે લડતા અને પ્રજાને લૂંટતા. કવિ દલપતરામના શબ્દોમાં કહીએ તો–

> "નૃપ રૈયતને લૂંટતા, વળી તસ્કરની જાત,
> વાડ ખેતરો ખાય ત્યાં, વનચરની શી વાત!
> કેમ સૂઝે વિદ્યા-કળા, પ્રતિદિન જ્યાં ગભરાટ,
> વરુઓ જ્યાં વીંટી વળે, કેમ સૂઝે શુભ વાટ?"

### ૧૮૪૪ : પહેલી લોકક્રાંતિ

અંગ્રેજોનો અમલ આવતાં કાંઈક સ્થિરતા આવી. લોકોની વિદ્યાકળાની અભિરુચિને માર્ગ મળ્યો.

ઈ. સ. ૧૮૧૮માં પેશ્વાઈ ખાલસા થઈ; અંગ્રેજી રાજ્ય-અમલ આવ્યો. ૧૮૨૬ થી ગુજરાતમાં નવી કેળવણીના શ્રી ગણેશ થયા. ૧૮૨૨ માં પહેલું ગુજરાતી વર્તમાનપત્ર ('મુંબઈ સમાચાર') પ્રકટ થયું. ૧૮૪૦ માં માધ્યમિક કેળવણીનો આરંભ થયો. આ બધી શૈક્ષણિક ભૂમિકા મંડાતી ગઈ ત્યાં આખા દેશમાં પહેલવહેલી લોકક્રાંતિ ગુજ-રાતમાં થઈ. ઈ. સ. ૧૮૪૪માં મુંબઈ ઇલાકામાં નમક (મીઠા) પર એક મણે આઠ આના જકાત (કર) હતી તે વધારીને એક રૂપિયો કરવામાં આવી! ગરીબ પ્રજામાં દેકારો પડી ગયો. એણે સંગઠન કર્યું; દેખાવો કર્યા; ૧૮૪૪ના તા. ૨૯, ૩૦ અને ૩૧ ઑગસ્ટે સુરત શહેરમાં દેખાવો થયા; હડતાલો પડી; ૩૦ હજાર લોકો એકત્ર થયા; આંદોલન એકંદરે અહિંસક રહ્યું; લશ્કર આવ્યું; પ્રજાએ શાંત બળવો પોકાર્યો; હિન્દુ, મુસલમાન, પારસી ત્રિવિધ પ્રજાએ એકતાથી નવા કરનો વિરોધ કર્યો; કેટલાંક અખબારોએ પણ સમર્થન કર્યું. છેવટે ૧૮૪૪ના તા. ૧૪ મી સપ્ટેમ્બરે હુકમનામું બહાર પડ્યું, કે નમક વેરો એક મણે, એક રૂપિયા પરથી ઘટાડીને બાર આના કરવામાં આવે છે.

પ્રજાનો આ પહેલો વિજય; ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો આ પહેલો પરાજય; ભારતમાં, ગુજરાતમાં, આ પહેલી સફળ લોકક્રાંતિ!

ઈ. સ. ૧૯૩૦ માં ગાંધીજીએ મીઠા સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે, તેમના મનમાં કદાચ ૮૬ વર્ષ પૂર્વેની આ ઐતિહાસિક ઘટનાનું પુનરાવર્તન કરવાની પ્રેરણા તો નહિ જાગી હોય? પરાધીન અવસ્થાનાં માત્ર છવ્વીસ જ વર્ષ પછીની આ જાગૃતિ તેમને મુગ્ધ તો નહિ કરી ગઈ હોય?

### સાંસ્કૃતિક ભૂમિકા

એક દૃષ્ટિએ આ એક આર્થિક ક્રાંતિ હતી. પણ ઇતિહાસવેત્તા છે, કે આર્થિક ક્રાંતિ દ્વારા જ રાજદ્વારી ક્રાંતિના પાયા નંખાય છે. આપણા દેશમાં આર્થિકની સાથે સાથે સાંસ્કૃતિક ભૂમિકા પણ સધ્ધર બનતી જતી હતી. ગુજરાતમાં તો આ પરિવર્તન સવિશેષ પરિણામકારક નીવડ્યું હતું. દુર્ગારામ મહેતાજીનો સમાજસુધારો ઈ. સ. ૧૮૪૪માં શરૂ થયો. એમણે સ્થાપેલી **'માનવ ધર્મ સભા'** ની પ્રજા પર અસર થવા માંડી. ૧૮૪૦માં મુંબઈમાં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટ સ્થપાતાં, દાદાભાઈ નવરોજી, નર્મદ ને નવરોજી ફરદુનજી આદિ આપણા આદિ દેશભક્તો ભણીગણી, મુંબઈ–ગુજરાતની સેવામાં લાગી ગયા. પછી કોશ, વ્યાકરણ ઇત્યાદિનાં પ્રકાશન શરૂ થયાં. મર્યાદિત દારૂનિષેધનું પહેલું સામયિક 'પરહેજગાર' ઈ. સ. ૧૮૫૦માં સુરતમાં પ્રકટ્યું. એના પ્રચારક શ્રી બેજનજી કોટવાલે સુરતમાં ૧૮૫૦માં ગુજરાતની પહેલી લાઇબ્રેરી સ્થાપી, જે ૧૮૨૪માં સ્થપાયેલી 'નેટિવ લાઇબ્રેરી'ના વિસ્તાર કે રૂપાંતર રૂપ હતી. ૧૮૫૭માં ભારતમાં પહેલવહેલો સ્વાતંત્ર્યસંગ્રામ થયો ત્યારે ગુજરાત શૈક્ષણિક, સામાજિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે ઠીક પગભર થયું હતું. એ જ વર્ષમાં પહેલું ગુજરાતી સ્ત્રીમાસિક **'સ્ત્રીબોધ'** શરૂ થયું. ૧૮૫૭માં ગુજરાતમાં તારવહેવાર શરૂ થયો. ૧૮૫૨માં સુરતમાં, તે પહેલાં અમદાવાદમાં, ને ૧૮૫૭માં નડિયાદમાં સુધરાઈઓ સ્થપાઈ. આમ ગુજરાતમાં કેળવણીનિર્માણનો અને નવી સંસ્કૃતિ–સ્થાપનાનો યુગ શરૂ થયો હતો.

### નવાં તોલમાપનો સામનો : ૧૮૪૮

૧૮૪૪માં મીઠાવેરો ઓછો કરવામાં મળેલી સફળતાએ સંભવતઃ પ્રજાની રાષ્ટ્રીય અસ્મિતાને પ્રોત્સાહિત કરી. ૧૮૫૭ની ક્રાંતિ આવે તે પહેલાં ગુજરાતે બીજો એક સફળ સામનો કર્યો. ઈ. સ. ૧૮૪૮ના એપ્રિલમાં સુરતે સરકારના બંગાળી વજન દાખલ કરવાના હુકમનો વિરોધ કર્યો. લોકોએ દિવસો સુધી હડતાલ પાડી; દુકાનો અને બજારો બંધ રહ્યાં; લોકોને અનાજ ને મરીમસાલા વિના તકલીફ પડી; સરકારે તે બહાર ગામથી મંગાવવાનો પ્રબંધ કર્યો; તે મફત વહેંચાયાં, જાહેરનામાં પ્રકટ થયાં, કે આ સામે પાંચ હજાર સહીની અરજી ઠેઠ ઇંગ્લંડ સુધી મોકલવી; એ માટે રૂ. ૫૦ હજારનો ફાળો એકત્રિત થયો. આ આંદોલન એક અઠવાડિયું ચાલુ રહ્યું; તા. ૫ એપ્રિલે શહેરીઓનું પ્રતિનિધિમંડળ મૅજિસ્ટ્રેટને મળ્યું. તેમની પાછળ હજારો નાગરિકો ગયા; મૅજિસ્ટ્રેટે તેમની વિનંતિ સાંભળી; પરિણામે દુકાનો ટપોટપ ખૂલી ગઈ; છેવટે સરકારે પોતાની દરખાસ્ત પડતી મૂકી; અને આમ ગુજરાતમાં સુરતની પ્રજાનો બીજો વિજય થયો. અંગ્રેજ અમલનો, ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો એક બીજો પરાજય ઇતિહાસને પાને નોંધાયો.

* આ લેખ અનેક પુસ્તકો, લેખો, હસ્તપ્રતો, મુલાકાતો અને નિવેદનો દ્વારા મળેલી સામગ્રીને આધારે તૈયાર થયો છે. એ સૌનો ઋણસ્વીકાર કરું છું.

## આવકવેરાનો વિરોધ: ૧૮૬૦

૧૮૪૪ ને ૧૮૪૮નાં આંદોલનો પછી ૧૮૬૦માં ત્રીજું આંદોલન ચાલ્યું. તા. ૩જી ડિસેંબર ૧૮૬૦ના 'બૉમ્બે ગૅઝેટ' પત્રે સમાચાર વહેતા કર્યા, કે સુરતે પૂના અને મુંબઈને પગલે ચળવળ શરૂ કરી છે. લોકોએ એકત્ર થઈ પોકાર કરવા માંડ્યો છે, કે અમે આવકવેરો ભરીશું નહિ, અમે દુકાનો બંધ કરીશું, અમે ધંધોધાપો બંધ કરીશું.

સુરતના બરાનપુરી ભાગળના મધ્ય વિસ્તારમાં લોકો ટોળે મળ્યા. લશ્કર આવ્યું. પોલીસ, હયદળ, પાયદળ ને અમલદારો આવ્યા. લોકોનો જુસ્સો જબરો હતો. જેમણે દુકાનો બંધ રાખી હતી તેમની ધરપકડો થઈ. ટોળાંને વીખરાઈ જવાનું ફરમાન છૂટ્યું, છતાં ફરમાનનું માન ન રહ્યું. તરત જ ઘોડા દોડ્યા. લોકોને વીખેરવામાં આવ્યા. જે વીસની ધરપકડ થઈ હતી તેમાંથી પાંચને છોડી મૂકવામાં આવ્યા, એકને રૂ. ૫૦નો દંડ થયો અને બાકીના ચૌદને છ મહિનાની સખત કેદની સજા થઈ. આ આંદોલન દાબી દેવા બદલ 'ટાઇમ્સ' પત્રે સરકાર પર ફૂલ વેર્યાં. એના અંગ્રેજ અધિપતિએ લખ્યું:

"સારો પ્રસંગ છે કે" આ દેશના આપણે માલિક છીએ કે નહિ? હવે ઈસ્ટ ઇન્ડિયા કંપની ગઈ હતી અને અંગ્રેજ સરકાર આવી હતી. 'ટાઇમ્સ' પત્રે લખ્યું કે "૧૮૫૭ની ક્રાંતિને દાબવામાં મળેલી સફળતા કરતાં યે આ વિરોધ દાબવામાં મોટી સફળતા મળી છે."

## ૧૮૫૭ની ક્રાંતિ: પહેલો વિપ્લવ

૧૮૫૭માં ગુજરાતમાંયે સશસ્ત્ર ક્રાંતિ થઈ હતી. ખરું છે, કે એ ક્રાંતિ ઉત્તર ગુજરાત જેટલી પ્રચંડ દાવાનળ જેવી નહોતી. ગુજરાતનો ઉપલો વર્ગ, શિક્ષિત ભદ્ર સમાજ, એમાં આગળ નહોતો આવ્યો. એમ છતાં ગુજરાતે પાછી પાની નહોતી કરી. પ્રજા દુઃખી હતી. રજવાડાં દેવાદાર હતાં. અંગ્રેજની લોભી આંખ લાલ થઈ હતી. ગામને માથે અંગ્રેજ કે દેશી રાજાનો થાણેદાર ઠોકાતો હતો. લશ્કરમાં પરદેશીઓ એટલે રોહિલા, રજપૂત, વિલાયતી એટલે સિન્ધી, મકરાણી વગેરેને નોકરી મળતાં ગુજરાતની ક્ષાત્રતેજવાળી પ્રજા સમસમી ઊઠી હતી. મહીકાંઠાના મહેવાસી, કોળી, ભીલ, ધારાળા વગેરે ભૂખે મરતા હતા. તેમના મનમાં અંગ્રેજ ને દેશી રાજ અકારાં થઈ પડ્યાં હતાં.

## ઉત્તર ભારતનો ચેપ

એટલે જ ઉત્તરની ક્રાંતિના તણખા આબુ-પંચમહાલનાં જંગલોમાં પડતાં, વધારે ધૂંધવાવા માંડ્યું. એ ધુમાડો ઉત્તર ને પૂર્વ સરહદ પર છવાતો ગયો. નાંદોદ, દાહોદ, પાલા, જાંબુઘોડા, ગોધરા, રેવાકાંઠા, સતરામપુર, ડભોડા, ચાડપ, પ્રતાપપુર, અનગઢ, ખાનપુર વગેરે રેવાકાંઠા, મહીકાંઠા ને લુણાવાડાનો પ્રદેશ ક્રાંતિમાં જોડાયો. ક્રાંતિમાં જો ખંડેરાવ ગાયકવાડનો સાથ હોત, તો ગુજરાતમાં એક પણ અંગ્રેજ જીવતો ન રહ્યો હોત. વડોદરાના અંગ્રેજ રેસિડન્ટ શ્રી શેક્સપિયર લખી ગયા છે, કે

"આપણે અંગ્રેજો ગુજરાતને કબજે રાખવા જેટલા સમર્થ નથી. ગાયકવાડ પર સિરજોરી કરવા જેટલી પણ આપણી તાકાત નથી. છતાં કોઈ પણ ઉશ્કેરાટ સામે ગાયકવાડને આગળ કરીને, તેમને નેતૃત્વ આપીને, ગુજરાતને તાબામાં રાખવા માટે આપણે પૂરતા બળવાન છીએ."

## આખા ગુજરાતમાં ચિનગારીઓ

અમદાવાદ, વડોદરા, સુરત, ભરૂચ બધે મસ્જિદોમાં વાયઝ થતી ને દિલ્હીના બાદશાહના વિજય માટે બંદગી ગુજરાતી. આ ઉપદ્રવ શરૂ થયો ત્યારે ગુજરાતનો વેપારી સમાજ ભોંયરામાં જરજવાહર છુપાવતો હતો, તેની રખેવાળી માટે ચોકીદારો રાખતો હતો; તો તે જ વેળા ઉત્તર ગુજરાતના પાણીદાર ઠાકરડા, પંચમહાલના મરણિયા ભીલ, ચરોતરના ખમીરવંતા પાટીદાર અને ખડાડી જંગલના ખેડૂતો ખેતરો ને પાદરો, કરાડો ને કોતરો, જંગલો ને ઝાડીઓ, નાના કોટ-કિલ્લા ને ખીણોમાં, પોતાની 'ગેરિલા' યુદ્ધપદ્ધતિના પ્રયોગો કરતા હતા.

## વિપ્લવના તણખા

૧૮૫૭ની છઠ્ઠી જુલાઈએ રાતે દાહોદના કેપ્ટન બકલેના થાણેદાર પર પહેલો હુમલો થયો. પંચમહાલના મુસલમાન વતનદારો, મામલતદાર ને જમીનદાર ચૂનીલાલ તથા બીજા પાંચસો માણસો જોડાયા. આખી રાત ગોળીબાર થયો. છ દિવસ બંડખોરોનો અમલ રહ્યો. સિંધિયાના સૈનિકો કિલ્લામાં પુરાયા. ગોધરાના મુસલમાનોએ પણ ઝનૂન બતાવ્યું. ગોધરા જઈ રહેલી પોલીસ ટુકડીને ઘેરવામાં આવી. છતાં દાહોદમાં પંદર ક્રાંતિકારી ગિરફતાર થયા. એમાંથી ચાર તોપને ગોળે ઊડ્યા, નવને આજીવન કેદ મળી, એકને કાળા પાણીની સજા થઈ ને એક છૂટી ગયો.

ગુજરાતમાં સૈનિક ફોજે પહેલું માથું ઊંચક્યું અમદાવાદમાં, તા. ૯મી જુલાઈએ. ગુજરાત ઘોડેસવાર ફોજના સાત સૈનિક વીફર્યા ને દારૂભંડાર કબજે કરવા મથ્યા, પણ બીજા સૈનિકોનો સાથ ન મળતાં નાસી ગયા. અંગ્રેજ પાછળ પડ્યા, ગોળીબાર થયા ને પછી સાતે સાત પકડાઈ ફાંસીને માંચડે ચડ્યા! સપ્ટેમ્બર ૧૮૫૭માં અમદાવાદે બીજો ઝબકારો કર્યો. લશ્કરી ટુકડી ને તોપખાનાના ગોલંદાજો અંગ્રેજ સામે થવાના હતા. સંતલસ મુજબ તોપોનો કબજો લેવા જનાર ગભરાઈ ગયો, કેમ કે તોપો ફૂટવાની ધમકી મળી. તોપો ફોડવાનો તો માત્ર કૃત્રિમ દેખાવ થવાનો હતો, પણ પેલો, તોપોનો કબજો લેવા જનારો તે જાણતો ન હતો. પરિણામે તે ને તેની ટુકડી હથિયાર નાખી પીછેહઠ કરી ગઈ. આ જોઈ તોપટુકડી અકળાઈ ને વીખરાઈ ગઈ. નાની લાગતી છતાં સંકેતની ખબર ન આપવાની ગફલત, મોટી હતી. પરિણામ ભયંકર આવ્યું. બધા બંદૂકધારી સૈનિક પકડાયા ને તમામને મોતની સજા થઈ. પાંચ તોપે ઊડ્યા, ત્રણ બંદૂકે ઠાર થયા ને બાકીના તેર ફાંસીએ ચડ્યા! ઇતિહાસકાર એમની શહીદીને, શાંતિથી મૃત્યુને ભેટવાની વીરતાને વંદે છે. ગમે તેમ તોયે, ગુજરાતમાં સરફરોશીની તવારીખ લખાઈ.

## ગુજરાતમાં વિપ્લવ

રાજપીપળામાં સૈયદ મુરાદઅલી, નાંદોદના મામલતદાર, સિંધી જમાદાર ને એના ૩૦૦-૪૦૦ સૈનિકો, ભરૂચના સિપાઈ, સંતરામપુર રાજ્યના જમાદાર મુસ્તફા, સહુ જોડાયા. મુસલમાન સિપાઈઓએ "ચલો દિલ્હી"નો નાદ ગજવ્યો ને અંગ્રેજરાજ ખતમ થયું છે એમ માનવા લાગ્યા.

લુણાવાડાની ગાદીના હક માટે એના એક રાજવંશી સૂરજમલને વેર લેવું હતું. સૂરજમલની હૂંફે પચાસ હજાર માણસો તૈયાર થાય એવી એની હાક વાગતી. એને પકડવા માટે ચારણના ઇનામી ગામ પાલા પર અંગ્રેજે ઘેરો ઘાલ્યો. સૂરજમલ એ ગામમાં ભરાયો છે એવી અફવા પરથી, પાડાને વાંકે પખાલીને ડામ દેવા જેવું અવળું વેતરી, સરકારે આખું પાલા ગામ ફૂંકી માર્યું! ઑક્ટોબરમાં ઉત્તર ગુજરાતમાં ડીસા પાસે સમઢીના ઠાકોર, બીજી ઘોડેસવાર ટુકડી ને બારમી દેશી પાયદળનું કાવતરું પકડાયું! રોહાના ઠાકોરે પણ ૫૦૦ના લશ્કર સાથે પાલનપુર ને સિરોહી સુધી છાપા માર્યા. ઈડરના અણદેલીના ઠાકોરે પણ હથિયાર લીધેલાં.

## ચરોતર ને ગરબડ મુખી

મધ્ય ગુજરાતમાં ખેડા પણ ઘાટ ઘડ્યા કરતું. નિર્દોષ પાલા ગામ ભસ્મીભૂત થતાં, આણંદના વીર મુખી ગરબડદાસ હરિદાસનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠ્યો. આણંદની લોટિયા ભાગોળે સંતલસ થઈ. મૂળજી જોશી, બાપુજી પટેલ, કૃષ્ણીસ પટેલ દાદાભાઈ પરશુદાસ, બીજા મુખી પટેલ ને ગોસાંઈઓએ ગ્રામ સંરક્ષક દળ સ્થાપ્યું. હિંમતબાજ મૂળજી એના સેનાપતિ થયા, પછી આણંદ ને ઠાસરાની ચોતરફ લશ્કરી કૂચકદમ શરૂ થઈ. અંગ્રેજ લશ્કર ખેતરના ઊભા પાક નાશ કરતું, કે પોતાના ઘોડાને ખવડાવતું ને

પછી ગામ લૂંટ્યું. આથી ગરબડદાસ મુખી ને થોડા સાથીઓએ, ગોરા સૈનિક રાને ઘેરતા હતા ત્યારે છાપો માર્યો. તેમણે, ફોજ સાથે કતલ કરવા માટે રખાતી ગાયોને છોડી, ઘોડાનાં પૂંછડાં કાપ્યાં ને નાસી ગયા! ખેડામાં હાહાકાર મચી ગયો!

ગરબડ મુખી વડોદરા–અમદાવાદના ગુપ્ત કાર્યકરો સાથે મસલત કરતા, વ્યૂહ રચતા, ચરોતરનો સીમાડો ને મહીકાંઠાનો કિનારો ખૂંદતા, ધનનો પ્રબંધ કરતા ને સંગઠન જમાવતા; ઉત્તરે બિજાપુર, ખરેડા, ઉમેટા હડેવાણ ને પીડાસર ગામો, ભરૂચથી રાજપીપળા ને ખેડાથી આબુ સુધી, ક્રાંતિની ગુપ્ત પ્રવૃત્તિ બરાબર આકાર લેતી હતી. ડાકોરની ધર્મશાળા ને મંદિરમાં, ગોમતીઘાટે ને વનવગડાની વાટે, ક્રાંતિકારો મળતા ને વ્યૂહ રચતા. ચરોતરનાં ૩૮ મેવાસી ગામોને અંગ્રેજે બરબાદ કર્યાં હતાં તે જાગ્યાં. સીપોરથી મોતીચંદ બેચરદાસ નામના શાહુકાર ગરબડદાસને મળતા. વડોદરા કૅમ્પમાં રાયજી મંગળજીને ત્યાં વડોદરાને ઉથલાવી નાખવાની શેતરંજ ગોઠવાતી. વડોદરાનાં રાજસૈન્યોમાં 'દીન...દીન...'ના પોકાર ઊઠતા. ભાઉસાહેબ પવાર, ભોંસલે રાજ, મગન શેઠ, ન્યાલચંદ ફતેહચંદ ઝવેરી, ગણપતરાવ, મોતીચંદ બેચરદાસ, ભાદરવા ને ખેરડાના આગેવાનો મળતા, માણસોની ભરતી કરતા ને નાણાં વહેંચતા.

## ગુજરાતમાં સંગ્રામ : ૧૮૫૭

ઉત્તરના મંદસોરથી દિલ્હીના શાહજાદા ફીરોજશાહ પંદર હજારની ફોજ ને વીસ તોપ લઈ, માળવા, નીમચ, ધાર વગેરે કબજે કરી, મુંબઈ રોડ તરફ ધસતા હતા. એથી અમદાવાદ ને વડોદરાને પાનો ચડ્યો. કડી, બિજાપુર, વડનગર, ચરોતર, ઠેર ઠેર દૂત ફરી વળ્યા. અંગ્રેજને લાગ્યું કે આખું ગુજરાત કમર કસી સમશેર ઝાલે છે. પણ ત્યાં તો અમદાવાદની ટુકડી દબાઈ ગયાના સમાચાર આવ્યા! વડોદરા પર વિપરીત અસર થઈ. છતાં ક્રાંતિકારો નાહિંમત ન થયા. ખેરાલુ, વડનગર ને બિજાપુરમાં ભરતી-કામ ચાલુ રહ્યું. ત્યાંનાં કોળી ગામો સળગતાં હતાં. ઉત્તરમાંથી મગન શેઠ બે હજારનું લશ્કર લાવનાર હતા. મહી નદીના જળમાં ભોંસલે રાજ ને મુખીઓએ મંત્રણા કરી ને તે ગુપ્ત રાખવાના સોગંદ પણ લેવાયા.

પ્રતાપપુરમાં ગરબડ મુખીનો અને ગણપતરાવ દખણીનો અડ્ડો પડ્યો. મહીકાંઠાની દક્ષિણે ઉમેટાના કોટકિલ્લા પર તોપો ચડી. પ્રતાપપુરના બારૈયા અગ્રણી અલ દાના, ભીખા લૂસા ને બીજાઓએ વડોદરાનો કૅમ્પ લૂંટવાની બાજી ગોઠવી. કોળી સિપાઈ હાથીભાઈ સાથે મળીને તેઓ વડોદરાથી પૈસા લાવ્યા. મહીકાંઠાની કોતરો વચ્ચે વસેલું દુર્ગમ ગામ અનગઢ ખડે પગે આગળ આવ્યું ને બ્રિટિશ કૅન્ટોન્મેન્ટ લૂંટવાનું ઠર્યું. ક્રાંતિ માટે ધનતેરસનું, ૧૮૫૭ની તા. ૧૬ ઑક્ટોબરનું, મુહૂર્ત નિર્માણ થયું.

## ફાટફૂટ ને દ્રોહ

પણ ઉત્તરના સંગ્રામે પલટો લીધો. ઇતિહાસે પાસું બદલ્યું. દિલ્હીમાં તા. ૨૦ સપ્ટેમ્બરે ફરી અંગ્રેજ રાજ આવ્યું ને ૨૧મીએ બાદશાહ બહાદુરશાહ ગિરફતાર થયા! ૧૦ ઑક્ટોબરે આ સમાચાર વડોદરા આવ્યા ને દાંડી પિટાઈ કે અંગ્રેજોનો વિજય થયો છે! વડોદરાનરેશે રાતે જ ખુશાલીની મિજલસ ભરી. મુસલમાનો પર તો જાણે વજ્ર પડ્યું! દિલ્હી પડ્યું ને આવેલી મુગલાઈ ગઈ એ જાણી ક્રાંતિકારો હતાશ થયા. પેલા નવાબજાદા રાતોરાત ફૂટી ગયા ને કાવતરાની બધી હકીકત જણાવી દીધી. રાતોરાત વડોદરામાં ધરપકડો થઈ. ૨૫ આગેવાનોને હાથે જંજીર પડી! બધા બડખોર સમસમી ઊઠ્યા! કાસદો મહીકાંઠા દોડ્યા.

મહીકાંઠા પણ નાસીપાસ થયું. વડોદરાની ધરપકડોથી પ્રતાપપુર ફરી બેઠું! ખાનપુર ને ભાદરવાના ઠાકોરોએ ચાડી ખાધી કે વડોદરા કૅમ્પ લૂંટાવાનો હતો! ધનતેરસ ન ફળી ને દિવાળી હોળીરૂપ નીવડી. બેસતે વર્ષે આણંદમાં હાહાકાર વર્ત્યો ને પકડાપકડી થઈ. ડાકોરમાં સંતલસ કરતા વડોદરાના ગણપતરાવ પરભુ ને વિશ્વનાથ ગોવિંદ ઝલાયા. વિશ્વનાથે કાવતરું છતું કર્યું! એમ છતાં અંગાર ગામે કોળીઓ ઊઠી. પ્રતાપપુર ફરી ઊઠ્યું. ઑક્ટોબર આખરે અંગ્રેજે એના પર ધા કર્યો. મધરાતે લશ્કરી પલટણે ગામનાં ગામ લૂંટ્યાં. અનેક પકડાયા. પાટણથી મગનલાલ ભૂખણદાસે બે હજાર પાયદળ ને બસોનું હયદળ લઈ, બિજાપુર ને પિલવાઈ વચ્ચે કોલરી ગામે આવી, જંગલમાં પડાવ નાખ્યો. પણ મુંબઈથી ગોધરા રસ્તે આવેલી અંગ્રેજ ફોજે તેમનો પીછો પકડ્યો. મગનલાલ પકડાયા. ન્યાલચંદ ઝવેરીને ત્યાંથી ચોપડા ને દસ્તાવેજ મળ્યાં. એણે કાવતરાનો એકરાર કર્યો!

## અંગ્રેજી ન્યાયનાં નાટક

હવે ન્યાયનાં નાટક શરૂ થયાં! ઝડપી ચુકાદા અપાયા. તોપોના ભડાકા, ફાંસીના માંચડા, અંગ્રેજોની પરેડો, બંદૂકોના બાર ને અનેકવિધ અત્યાચારોનું પાશવી પ્રદર્શન થયું. મગનલાલ ને તેના ૧૧ સાથીમાંથી બે તોપે ઊડ્યા, ત્રણ ફાંસીએ ચડ્યા, ને સાત દેશનિકાલ થયા! બિજાપુરમાં ૨૧ ડિસેમ્બરે ત્રણ તોપે ઊડ્યા ને ત્રણ ફાંસીએ ચડ્યા! વડોદરાના રાયજી મંગળજી, મોતીચંદ બેચરદાસ, ગણપતરાવ ને ઉમરા કોળી ફાંસીએ ચડ્યા! મહીકાંઠામાં સો માણસો પર ખટલો ચાલ્યો, ત્યાં દસ તોપે ઊડ્યા ને નવ કાળા પાણીએ ગયા! સારસા ગામને વડે ફાંસીઓ દેવાઈ. પ્રતાપપુરના અલ દાના, ભીખા જુસા, બીજા બે, અંગર, ખાનપુર ને કાનવાડીના વીર કોળીઓ તોપે ઊડ્યા! ખેડાના ઠાકોર જયસિંહને જન્મટીપ મળી. આણંદના જવાંમર્દ મુખી ગરબડદાસ, લગ્ન કરી પાછા ફરતાં જ પકડાયા ને કાળા પાણી ગયા; બે વર્ષ બાદ કારાગૃહમાં જ ગુજરી ગયા!

ઈડરથી તેર માઈલ પર આવેલા ચાડપ ગામે માથું ઊંચક્યું ને ૧૮મી સપ્ટેમ્બરે થાણાના દસ ઘોડેસવારોને ખતમ કર્યા. અંગ્રેજની ટુકડી વીસમીએ આવી, ગાયકવાડી ફતવો નીકળ્યો કે ચાડપ ગામને મદદ કરનારના" બૂરા હાલ થશે! ચાડપ ગામના ૮૦૦–૯૦૦ કોળી સામે ૧૭ ઑક્ટોબરે ૭૮૨ સૈનિકોની તોપો ખડી થઈ! આખું ગામ વેરાન થઈ ગયું! ચાડપને અંગ્રેજે ભડકે બાળ્યું! ચાર-ચાર માસ ચાડપનો પ્રતિકાર ચાલુ રહ્યો.

## ૧૮૫૮માં નિઃશસ્ત્રીકરણ

૧૮૫૮માં ગુજરાતને નિઃશસ્ત્ર કરવાનું અંગ્રેજ-ફરમાન છૂટ્યું એ સામે ખેડાએ માથું ઊંચક્યું. અઢીસો ગોરા તૂટી પડ્યા! અનગઢ ને પ્રતાપપુર ગામો હિજરત કરી ગયાં! લુણાવાડાનાં બે ગામ માલવણ ને લારપુરના કોળીઓ કારી ઘા કરતા હતા. અનેક મરાયા. તા. ૪થી મે ૧૮૫૮ને દિને, ઉનારિયા ગામ પર બારસો ગોરા ચડ્યા! ગામના ચાર હજાર વીરોએ સશસ્ત્ર પ્રતિકાર કર્યો. આખા ગામની હોળી થઈ! ગાયકવાડી ગામ દાભોડાએ પણ હથિયાર ન મૂક્યાં! એણે હિજરત કરી ને પછી ગામનાં ૮૦૦ ઘર ભડભડ સળગી ઊઠ્યાં! અને નાની સરખી વીરભૂમિ અંગર! અંગ્રેજે કહ્યું છે કે મહીકાંઠાના એ ગામની અમે "ભૂંડામાં ભૂંડી પાયમાલી કરી!"

## તાત્યા ટોપે ગુજરાતમાં

ક્રાંતિના સૌથી આકરા ઘા પંચમહાલે ઝીલ્યા. ૧૮૫૮ની આખરમાં રૂપા નાયક અને કેવળ નાયકની આગેવાની નીચે ભીલો સામા થયા. તેમણે નારૂકોટ પર છાપો માર્યો. જાંબુઘોડાની ટુકડી પર હુમલો થયો. એમાં સાત મર્યા ને ૧૧ ઘાયલ થયા. ગણપતરાવ ગિરફતાર થયા. તાત્યા ટોપેના સૈનિક આવી પહોંચતાં, ચાંપાનેર ને નારૂકોટ સુધીનો પ્રદેશ કબજે કરાવ્યો. છેક ગોધરા સુધી અંગ્રેજોની પજવણી થઈ. ૧૮૫૯ના માર્ચમાં રૂપો અને કેવળ શરણે થયા.

૧૮૫૭ની ક્રાંતિના સમર્થ સેનાપતિ તાત્યાએ ગુજરાત આવી, ૨૦મી ડિસેમ્બર ૧૮૫૮ના અરસામાં રાજપુર ને છોટાઉદેપુર વચ્ચે તરખાટ મચાવી, ૧૮૫૯ની બીજી જાન્યુઆરીએ વડોદરામાં દાખલ થવાનો પ્રયાસ કર્યો પણ ન ફાવ્યો, ને ૩-૪ જાન્યુઆરીએ પાછો ઉત્તરનાં જંગલો તરફ

ઊપડી ગયો. એ મહીકાંઠા પણ ગયો હતો. તે વેળા એની પાસે ૩૫૦૦ની સેના, હાથીઓ, તોપો વગેરે હતું. ૧૮૫૯ના જુલાઈમાં દ્વારકા પાસે ઓખા મંડળમાં વાઘેરોએ તોફાન મચાવ્યું. એમાં નાનાસાહેબના ભત્રીજા રાવસાહેબ પેશ્વાનો હાથ હતો. બેટ, બરવાળા ને દ્વારકા ઘેરાયાં! ૨૭ પકડાયા, બેટનો કિલ્લો ઉડાવાયો, મંદિરો ધણધણી ઊઠયાં ને અંગ્રેજો સાડાત્રણ લાખની (આજને હિસાબે ૨૫-૩૦ લાખની) માલમતા લૂંટી ગયા!

## એક અંગ્રેજનું બલિદાન

ગુજરાતનો ક્રાંતિકાર ઠક્કુર-ઉલદુસેન સાત વર્ષે, છેક ૧૮૬૪માં, હૈદરાબાદથી પકડાયો. અલ્હાબાદના ક્રાંતિકારી નેતા મૌલવી લિયાકત-અલીએ, ૧૮૬૧-૬૨માં નવસારી થઈ સુરતના સચીન રાજ્યના લાજપુર ગામે આવી, દસેક વર્ષ ગુપ્તવાસ કર્યો. તે પછી પકડાતાં ને સજા થતાં તે આંદામાન ગયા ને ત્યાં જ ગુજરી ગયા. અંગ્રેજોના જુલમ સામે એક અંગ્રેજ કેળવણીકાર આચાર્ય ગ્રીન ખૂબ ઝઝૂમ્યા હતા ને "ઇંગ્લૅન્ડના ન્યાયવર્તમાનમાં ન્યૂનતા ન આવે" એવા વિષયો પર લખી-લખી, પરેશાન થયા હતા. એમનાં લખાણોથી મુંબઈના અંગ્રેજ નારાજ થયા ને એમના પર રાજદ્રોહનો આરોપ મુકાયો! એ માથાકૂટ ને લખાપટ્ટીથી એમને મગજની ભયંકર બીમારી આવી ને અંતે એમાં જ એ ગુજરી ગયા. હિંદ ખાતર ખપી જનારે, ન્યાય ખાતર સ્વાર્પણ કરનાર એ અંગ્રેજ આચાર્ય વંદનાપાત્ર છે. એવા જ પ્રકારનાં લખાણો ફાર્બસે પણ ઇંગ્લૅંડ મોકલ્યાં હતાં. અંગ્રેજના ન્યાયસિદ્ધાંતને આંચ ન આવે તે ખાતર ને બંડખોરો સાથે નિર્દોષ હિંદીઓને સજા ન થાય તે ખાતર, ફાર્બસે પ્રયાસ કર્યો હતો.

## ૧૮૫૭માં ગુજરાતનું અર્પણ

૧૮૫૭માં ગુજરાતના સ્વાર્પણનો સરવાળો આ છે: આઠેક ગામ ભસ્મીભૂત થયાં; સેંકડો ઘર તારાજ થયાં; લાખોનાં જરજવાહર અંગ્રેજ ફોજ પચાવી બેઠી; હજારો કેદ થયા; સેંકડો મારામારીમાં ખપી ગયા; અને તોપ, ફાંસી ને બંદૂકથી મરીને શહીદ થયેલાઓની સંખ્યા સહેજે સો જેટલી હશે.

ગુજરાતમાં ૧૮૫૭ની ક્રાંતિની નિષ્ફળતાનાં કારણો જોઈએ તો, શક્તિશાળી નેતાનો અભાવ, ફાટફૂટ, સંકેત આપવાની ને વ્યૂહાત્મક સંજ્ઞાઓના પાલનમાં નિષ્ફળતા, ઉત્તરની ક્રાંતિ પછી છેક થોભાયું નીવડે ક્રાંતિનો ઝંડો ફરકાવવામાં વિલંબ, નૈતિક નિર્બળતા અને ખંડેરાવ ગાયકવાડનો અંગ્રેજ સરકારને પૂરેપૂરો સાથ! ગુજરાત પરાજિત થયું! એણે હથિયાર મૂક્યાં! એકલા અમદાવાદે જ વીસ હજાર હથિયાર સોંપી દીધાં!

## ગુજરાતે ઋણ ચૂકવ્યું

૧૮૫૭માં, વેપારવાણિજ્યપ્રધાન ગુજરાતનું આ અર્પણ, ઉત્તર ભારતની તુલનામાં ભલે તુચ્છ લાગે; ભલે ભવ્ય ન લાગે; પણ ૧૯૦૫થી ૧૯૪૭ સુધીની સ્વરાજની લડતોમાં એણે બધું દેવું વ્યાજ સાથે ચૂકવી આપ્યું છે, એટલું જ નહિ, એણે ભારતને અહિંસક ક્રાંતિનો નવો પંથ બતાવી, તે પથે ભારતને દોરી, સ્વરાજસિદ્ધિમાં પોતાનું નેતૃત્વ પ્રતિપાદિત કરી આપ્યું છે.

## ૧૮૭૮: લાઇસન્સ ટૅક્સનો વિરોધ

૧૮૫૭ પછી ૨૧ વર્ષે બીજું એક સફળ આંદોલન થયું. ગુજરાત અને અને મુંબઈની પ્રજાએ સરકારે નાખેલા 'લાઇસન્સ ટૅક્સ'નો વિરોધ કર્યો. આખા ગુજરાતમાં સુરતનું આંદોલન ઉગ્ર થયું. આ અંગે 'રાસ્ત ગોફતાર' પત્રે લખ્યું હતું:

"એમ ક્રમ છે કે જ્યારે મુંબઈમાં આવી સભા માટે પાંચ જ હજાર લોક ભેગા થયા હતા ત્યારે સુરત જેવા સામાન્ય સ્થાનમાં રાજદ્વારી હેતુ માટે પંદર હજાર માણસો જાહેર સભામાં આવ્યા હતા! મુંબઈમાં ભાગ્યે જ કોઈ દુકાન બંધ હતી; જ્યારે સુરતે હડતાળ ઘણા દિવસ સુધી ચલાવી હતી. એમાં પ્રેરણા કોની હતી? શું આ કંઈ કોઈની ચાલવણી વિના થયું હતું? ક્યાંથી અને કેવી રીતે આ વાણિયા અને કાછિયા (શાકભાજી વેચનારા)ઓને પ્રેરણા મળી? જો આ બધું સમાન સુરતી પ્રજાએ પોતાની મેળે કર્યું હોય, તો તેની પાછળ મૂળમાં કોઈ ચમત્કારિક રાજદ્વારી બળ હોવું જોઈએ. જો એમ હોય તો સુરતીઓએ મુંબઈગરાને શરમાવ્યા છે. સુરતના સત્તાધીશોએ તપાસ કરવી જોઈએ અને સત્ય શોધી કાઢવું જોઈએ."

સુરતમાં આ લાઇસન્સ ટૅક્સ સામે સરકારનાં દમનચક્રો ઉગ્ર હતાં. તેથી 'બૉમ્બે ગૅઝેટ'ના તા. ૨૧-૫-૧૮૭૮ના અંકમાં નોંધ પ્રકટ થઈ.

"પત્રપ્રતિનિધિઓ (ખબરપત્રીઓ)એ અમને ખાતરી આપી છે કે સુરતમાં ત્રાસનું રાજ છે. . . ."

આ લડતનું મંગળાચરણ તા. ૨૭મી ફેબ્રુઆરી ૧૮૭૮થી થયું હતું. એ તારીખે સુરતના નગરશેઠ તરફથી જાહેર ખબર છપાણી તા. ૨૮મીએ સુરતની જાહેર સભા બોલાવવામાં આવી હતી, જેમાં જણાવ્યા પ્રમાણે અમદાવાદમાં અગિયાર હજાર માણસોની સભા થઈ હતી. મુંબઈ ને પૂનાએ પણ વિરોધ કર્યો હતો. તા. ૧લી એપ્રિલ ૧૮૭૮થી હડતાળ પડી હતી. બધાં બજારો પાંચ દિવસ બંધ રહ્યાં હતાં. એમાં તોફાનો થયાં, ગોળીબાર પણ થયા. પરિણામે બે માણસો મરી ગયા. બે માણસોને ગંભીર ઈજા થઈ. સો માણસોની ધરપકડ થઈ. તા. ૫મીએ લોકો ને પોલીસ વચ્ચે મારામારી થઈ. લશ્કર બોલાવાયું અને લશ્કરે બેફામ ગોળીઓ છોડી. 'રાસ્ત ગોફતાર' પત્રે ટીકા કરી કે 'રાયટ ઍક્ટ' જાહેર કર્યા વિના ગોળીબાર થયો હતો!

## 'સ્વતંત્રતા' માસિક

આ 'લાઇસન્સ ટૅક્સ' નાખવાનો હેતુ વિચિત્ર હતો. દેશમાં દુકાળ પડ્યો હતો. એ દુકાળ નિવારણનો ખર્ચ કાઢવા માટે આ કર નખાયો હતો. એ સામે મુંબઈએ વિરોધની પહેલ કરી; એણે આગેવાની પણ લીધી; મુંબઈમાં સભા બોલાવવા માટે ટાઉનહૉલ વાપરવાની સરકારી પરવાનગી ફીરોઝને ન મળી. પછી સભા 'અમેરિકન સરકસ'ના તંબૂમાં મળી અને વિરોધના ઠરાવો થયા.

આ પહેલાં જાણીતા દેશભક્ત પત્રકાર શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના 'સ્વતંત્રતા' પત્રમાં, એ માસિકના ફેબ્રુઆરી ૧૮૭૮ના અંકમાં જે લખાણ છપાયું હતું, તેમાંથી નીચેનો ભાગ ઉતાર્યો છે:

"અફસોસ, સ્વતંત્રતા, તારે માટે આ સઘળી મારામારી છે! સરકાર અમારી પર ગમે તેવી સખતાઈ વાપરે તેને માટે અમે ગાંજ્યા જઈએ એવા તો નથી. . . . અમે વળી એમ પૂછતા નથી કે સરકારે શાને માટે આ વેરા નાખ્યા છે? . . . અમે અમારી સ્વતંત્રતાને માટે શોક કરીએ છીએ. . . . સરકાર આપણે માટે વખતે વખતે જે કાયદા કાનૂનો બનાવે છે તેમાં પ્રજાની કંઈ પણ સંમતિ લેવાય છે? . . . ના, સરકારનો કાયદો તેની મરજી સિવાય બીજો કંઈ નથી. આપણે જે કાયદાને આધીન છીએ તે સરકારની મરજી છે અને સરકારની મરજી છે તે આપણો કાયદો છે. . . .

"આ વખતે આપણા મુંબઈ ઇલાકામાં મુંબઈ તથા પૂનાના લોકોએ જે રીતે, પોતાની સ્વતંત્રતા પર સરકારની ચડાઈ અટકાવવાને પ્રયત્નો કીધા છે તે જોઈને આપણને ખરેખરો સંતોષ પેદા થાય છે. પણ સરકારે આ વાસ્તે કાયદા બાંધનારી સભાઓમાં પ્રજાની પસંદગીના સભાસદો નહિ નીમવા જોઈએ? સરકારે શા વાસ્તે હઈ નહિ તો આ સભાઓમાં પ્રજા તરફના સભાસદોની સંખ્યા પોતાના સભાસદોની બરોબર નહિ રાખવી જોઈએ? અને સરકારે શા વાસ્તે પ્રજાને પોતાની લાગણી જાહેર કરવાનો વખત નહિ આપવો જોઈએ?

એ સવાલો આપણે ઉઠાવીએ છીએ. સરકાર જો આપણી સ્વતંત્રતા છેક જ ડુબાડી દેવા માગતી હોય તો તેનું આ નિશાન છે. લોકો ખૂબ અચરજી તરેહ આ વાત સમજવા લાગ્યા છે અને તેઓ સરકારની શક્તિ અને પોતાની લાચારી જોઈને અત્યંત દુખાવા લાગ્યા છે. તેથી જ તેઓને આ વખતે મોટી નવાઈ લાગી છે કે આપણી પર જે જે કાયદા કાનૂનોનો બોજો છે તે તમામ તેઓની જરા પણ સંમતિ વગર જ પસાર થયા છે, થાય છે અને કદાચ થશે. લાઇસન્સ ટેક્સથી જ્યારે કંઈ જ ફાયદો થયો નથી ત્યારે આ જ મોટો લાભ ગણવો કે લોકોને પોતાની ખરી સ્થિતિ શું છે તે જાણવાનું બની આવ્યું છે. 'સ્વતંત્રતા'ના ઉપલા અવતરણ પરથી પ્રતીત થશે કે લોકોને તૈયાર કરવામાં એનો ફાળો મોટો હશે. આ પછી થોડા વખતમાં જ આ પત્ર બંધ થયું હતું.

આ તોફાનો અંગે સુરતના તે કાળના ૭ ઉત્તમ માણસોની ધરપકડ થઈ હતી. એક હતા શ્રી ગુલાબદાસ ભાઈદાસ વકીલ (સુરતની સુધરાઈના કોંગ્રેસ પક્ષના અત્યારના મંત્રી શ્રી ગણપતિ વકીલના દાદા); બીજા હતા, જેવથરામ ત્રિવેદી વકીલ (સુરતના કોંગ્રેસ નેતા શ્રી જ્યોત્સના-બહેન શુક્લના પિતા); ત્રીજા હતા શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ, ('સ્વતંત્રતા' અને ૧૮૮૦માં સ્થપાયેલા મુંબઈ 'ગુજરાતી'ના તંત્રી) અને બીજા ત્રણ જણ. આ છ જણનો મુકદ્દમો સુરતમાં ચાલ્યો હતો. આ માટે સર ફીરોજશાહ મહેતા ખાસ કેસ લડવા મુંબઈથી આવ્યા હતા અને છએ છ જણ અદાલતમાં નિર્દોષ ઠર્યા હતા. સર ફીરોઝશાહનો આ વિજય એમની દેશભક્તિને વકીલાતની કીર્તિરૂપ હતો.

## ગુજરાતમાં સાર્વત્રિક ઉત્થાન

ઈ. સ. ૧૮૧૮માં અંગ્રેજ રાજ્ય આવ્યા પછી નવી કેળવણીનાં મંડાણ થયાં. મિશનરીઓએ નિશાળો કાઢી, પાઠ્યપુસ્તકો લખ્યાં, પાઠમાળા ને વ્યાકરણ આપ્યાં તેમ જ લોકોમાં શિક્ષણપ્રેમ પ્રચારવા કોશિશ કરી. ઈ. સ. ૧૮૧૮થી પ્રયાસ શરૂ થતાં ૧૮૪૦માં કેળવણી બોર્ડ સ્થપાયું. એ જ વર્ષમાં સતીનો ચાલ બંધ થયો. વસ્તુતઃ ૧૮૪૦થી ૧૮૮૫ સુધી એટલે કે કોંગ્રેસ સ્થપાઈ ત્યાં સુધીનો યુગ મુખ્યત્વે રાજદ્વારી પ્રગતિનો યુગ નહોતો, પરંતુ સાંસ્કૃતિક પ્રગતિનો હતો. પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'ગુજરાતમાં ૧૮૪૦-૧૮૮૫નો યુગપ્રભાવ' નામનો એક અંગ્રેજી લેખ લખ્યો છે. તે પ્રમાણે ૧૮૪૪માં સુરતમાં માનવધર્મ સભા સ્થપાઈ, ૧૮૪૮માં અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (આજની ગુજરાત વિદ્યાસભા) સ્થપાઈ, અને ૧૮૫૧માં મુંબઈમાં બુદ્ધિવર્ધક સભાની સ્થાપના થઈ. આ સંસ્થાઓએ પશ્ચિમની કેળવણીનો પુરસ્કાર કર્યો અને સમાજસુધારણાનો શંખ ફૂંક્યો. અંગ્રેજી સાહિત્યના અભ્યાસે રાષ્ટ્રવાદ પ્રેર્યો. પ્રજામાં, એનાં ઉચ્ચતમ થરોમાં, એવી ભાવના પ્રબળ થઈ કે જો ઇંગ્લંડ સ્વતંત્ર રાષ્ટ્ર હોય તો ભવ્ય ભૂતકાળવાળો ભારત કેમ સ્વતંત્ર ન હોય? ભારત પણ પોતાના આત્માની સાચી ઝાંખી કરી શકે અને રાજદ્વારી અને સર્વાંગી મુક્તિને પંથે જઈ શકે. તે કાળનું આ મનોવૈજ્ઞાનિક બળ હતું.

## સમાજસુધારો અને સ્વદેશી આંદોલન

દુર્ગારામ મહેતાજીએ માનવસમાનતાની ભાવના વહેતી કરી. વહેમ-વતીપાત અને ભૂતપ્રેતની માન્યતા વિરુદ્ધ એમણે તનતોડ પ્રયાસ કર્યા. એમણે અને કવિ નર્મદે દેશભક્તિની જ્યોત ચેતવી. નર્મદ અને કરસનદાસ મૂળજીએ 'મંડળી' રચવાની કલ્પના કરી. રચી પણ ખરી. એમણે સ્ત્રી કેળવણીની હિમાયત કરી. એમણે લગ્નસંપત્તિ યા સ્ત્રીઓના અધિકારનો મુદ્દો સ્થાપિત કર્યો. મુંબઈમાં બહેરામજી મલબારીએ પણ આ જ પ્રકારની સેવા કરી. અમદાવાદમાં ભોળાનાથ સારાભાઈ ને મહિપતરામ રૂપરામ નીલકંઠે ૧૮૭૧માં પ્રાર્થના સમાજ સ્થાપી. એ બંનેએ અને લાલશંકર ઉમિયાશંકરે અમદાવાદમાં ઘણા સુધારા આદર્યા. એ બધા નેતાઓ રાજદ્વારી પ્રવૃત્તિ ઠીક ઠીક ઉદાસીન હતા. એમને બ્રિટિશ સંબંધોમાં ઊંડી શ્રદ્ધા હતી. એમ છતાં સમાજસુધારા અને ધાર્મિક સુધારણાને ક્ષેત્રે એમણે પાયાનું કામ કર્યું. લાલશંકર તો મુસલમાન સમાજનાયે નેતા હતા.

૧૮૭૫માં દયાનંદ સરસ્વતીએ મુંબઈ-ગુજરાતમાં આર્યસમાજ સ્થાપી, ધાર્મિક ઉત્ક્રાંતિની સાથે એમણે દેશભક્તિને પણ વેગ આપ્યો. એ જ વર્ષમાં હરગોવિંદદાસ કાંટાવાળા અને અંબાલાલ સાકરલાલ દેસાઈએ સ્વદેશીની પ્રવૃત્તિ ઉપાડી. એ માટે સંઘો ને મંડળો સ્થપાયાં. સુરત, ભરૂચ, અમદાવાદ અને રાજકોટમાં આવી સંસ્થાઓ પ્રજામાં કાર્ય કરતી થઈ. સુરતમાં લત્તાવાર સભાઓ યોજાતી. અમદાવાદમાં અઠવાડિક સભા હીમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાં ભરાતી. દેશમાં સ્વદેશી આંદોલન ઈ. સ. ૧૯૦૫-૮માં આવ્યું તેના ત્રીસ વર્ષ પહેલાં ગુજરાત આ વાતાવરણમાં ઠીક ઠીક રત હતું.

એટલે સુધી કે નવસારીમાં ૧૮૭૪માં પારસી ગોરાણીઓએ મિલ-યંત્રથી તૈયાર થતી કસ્તી (પારસી જનોઈ) વાપરવાના પ્રશ્ન પર ઘોર વિરોધ કરેલો અને હાથની બનાવેલી કસ્તી માટે આગ્રહ સેવેલો. એ માટે તેમણે સત્યાગ્રહ સુધ્ધાં કરેલો.

## દારૂનિષેધ અને વટાળ પ્રવૃત્તિ

દારૂ અને કેફી પીણાં મર્યાદિત સ્વરૂપમાં પિવાય તે માટે સુરતમાં ૧૮૫૦માં એક સંસ્થા સ્થપાયેલી. એ 'પરહેજગાર' નામનું મુખપત્ર પણ પ્રકટ કરતી હતી. એવી સંસ્થા મુંબઈમાં પણ હતી. સુરતના અંગ્રેજ મિશનરીઓના સામયિક 'જ્ઞાન દિપક'ના ઈ. સ. ૧૮૫૫ના વર્ષના અંકોમાં મદ્યપાન વિરુદ્ધ લખાણો આવતાં ને તે સરકારની આકરી ટીકા કરતાં. વળી 'મદ્યપાન અથવા દારૂનો સવાલ' નામનું એક સચિત્ર પુસ્તક શ્રી (ડૉ.) હોરમસજી ડોસાભાઈ પેસી કાકાએ પ્રકટ કર્યું હતું. તેમાં ૧૮૮૧-૮૨થી ૧૮૮૫-૮૬ દરમ્યાન દેશી દારૂની ખપતના અને એમાંથી સરકારને થતી આવકના આંકડા આપવામાં આવ્યા હતા. ઉપરાંત એમાં આરોગ્ય દૃષ્ટિએ દારૂતાડીનાં પીણાં કેટલાં હાનિકારક છે તે પણ દાખલા દલીલ સાથે સમજાવવામાં આવ્યું હતું.

## પરદેશી વટાળ પ્રવૃત્તિનો વિરોધ

અંગ્રેજોએ આવીને લોકોને ભ્રષ્ટ કરવાની પ્રવૃત્તિ આદરી હતી. એ સામે મુંબઈ-સુરતમાં ખૂબ ઊહાપોહ જાગ્યો હતો. મુંબઈમાં બે અને સુરતમાં એક પારસીને વટલાવવામાં આવતાં, સુરતની મિશન શાળાનો લાંબો વખત બહિષ્કાર થયેલો ને તે સફળ થયેલો. હિન્દુ ધર્મવાદીઓ પણ આ પ્રવૃત્તિ સામે ઊકળી ઊઠેલા. સુરતની મિશન હાઈસ્કૂલના તેજસ્વી ગરીબ બાળ વિદ્યાર્થી નાનાભાઈ હરિદાસ નામના કાયસ્થને ઈ. સ. ૧૮૪૨ના ગાળામાં વટાળવાનો પ્રયાસ થતાં તેમને મુંબઈ રવાના કરી દેવામાં આવેલા. આ નાનાભાઈ હરિદાસ પછી મુંબઈની હાઈકોર્ટના પહેલા હિન્દી ન્યાયાધીશ થયેલા અને છેવટ સુધી ચુસ્ત વૈષ્ણવ રહેલા. સુરત ને નડિયાદના હિન્દુ અનાથાશ્રમો ને બાલાશ્રમો સ્થપાયાં તે આવાં કારણોથી.

આમ ૧૮૮૫ પૂર્વે ગુજરાતમાં દારૂબંધી અંગે અને વટાળ-પ્રવૃત્તિ બંધ કરવા અંગે લોકમત પર્યાપ્ત પ્રમાણમાં જાગ્રત હતો અને એનો પરોક્ષ પ્રભાવ રાષ્ટ્રવાદનાં આંદોલનોમાં પણ પડેલો.

## ૧૮૮૫ પૂર્વેની ઘટનાઓ

ઈ. સ. ૧૮૮૫ પૂર્વે ગુજરાતમાં જે ઘણી ઐતિહાસિક ઘટનાઓ બની તેનો નિર્દેશ માત્ર કરી લઈએ.

ઈ. સ. ૧૮૫૯માં વેઠપ્રથા નિર્મૂળ થઈ. ઈ. સ. ૧૮૬૦માં પહેલું પુનર્લગ્ન થયું. ઈ. સ. ૧૮૬૧માં નડિયાદમાં ભાટોનું બંડ થયું. ઈ. સ. ૧૮૬૬માં નર્મદે પુનર્લગ્ન કર્યું. ઈ. સ. ૧૮૭૨માં સુરતમાં પહેલી વસ્તીગણતરી થઈ. એ જ વર્ષમાં ગાયકવાડ સરકારનો નિર્ણય જાહેર થયો, કે રાષ્ટ્રલિપિ રૂપે નાગરીલિપિ

રહેશે. ઈ. સ. ૧૮૬૭માં કવિ નર્મદે 'પ્રેમશૌર્ય'ના રાષ્ટ્રધ્વજની કલ્પના કરી. ઈ. સ. ૧૮૬૮માં એ જ કવિએ 'હિંદી'ને રાષ્ટ્રભાષા કરવાનો પહેલો મત ઉચ્ચાર્યો. ઈ. સ. ૧૮૭૩માં ગુજરાતી નાનાભાઈ હરિદાસ મુંબઈની વરિષ્ઠ અદાલતના પહેલા હિન્દી ન્યાયમૂર્તિ નિમાયા. ઈ. સ. ૧૮૭૪ માં અમદાવાદમાં સ્ત્રીઓ માટે 'મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ' નીકળી. ઈ.સ. ૧૮૭૪–૧૮૭૫ માં 'સ્વદેશવત્સલ' માસિકમાં સ્વદેશીનો પ્રચાર થયો.

આમ, ઈ. સ. ૧૮૮૫ માં મુંબઈમાં કોંગ્રેસની સ્થાપના થઈ તે પૂર્વે ગુજરાતે માત્ર રાજદ્વારી ક્ષેત્રે જ નહિ, પણ લગભગ તમામ ક્ષેત્રે પ્રગતિનાં મંડાણ કર્યાં હતાં. રાષ્ટ્રવાદને પોષક એ બધાં બળો સમાજજીવનમાં પ્રાણ પૂરી રહ્યાં હતાં. કોંગ્રેસની સ્થાપના પૂર્વે મુંબઈમાં નવરોજી ફરદુનજી, દાદાભાઈ નવરોજી, બહેરામજી મલબારી આદિ ગુજરાતીઓએ રાજદ્વારી પ્રવૃત્તિના શ્રીગણેશ કર્યાં હતા. ગુજરાતે ૧૮૫૭ની ક્રાંતિમાં ખાસ્સો ફાળો આપ્યો ન હોવા છતાં એણે 'સાંસ્કૃતિક પાયો સંગીન કરીને, ૧૮૮૫ પહેલાં રાજદ્વારી ભૂમિકા સંગીન કરી હતી.

## કોંગ્રેસની સ્થાપના

કોંગ્રેસની સ્થાપના ઈ. સ. ૧૮૮૫માં મુંબઈમાં થઈ. એ કાળે કોંગ્રેસમાં ભાગ લેનાર મુખ્ય ગુજરાતીઓ હતા દાદાભાઈ નવરોજી, સર દીનશા વાચ્છા, સર ફીરોજશાહ મહેતા, ડૉ. હરિ દેસાઈ ધ્રુવ, શ્રી અંબાલાલ સાકરલાલ દેસાઈ, શ્રી ત્રિભોવનદાસ માળવી, ડૉ. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર (વિજ્ઞાનવેત્તા) અને શ્રી મંચેરશા પાલનજી કૈકોબાદ વગેરે. આ લોકો કોંગ્રેસના અધિવેશનમાં જતા, ભાષણો કરતા, ઠરાવો પર બોલતા અને પાછા આવી કોંગ્રેસની કાર્યવાહીનો પરિચય આપનારાં વ્યાખ્યાનો કરતા તથા લેખો લખતા. કોંગ્રેસનો આરંભનો કાળ પ્રાર્થનાપત્રો, નિવેદનો, અરજીઓ, માગણીઓ અને પ્રતિનિધિમંડળો દ્વારા વાઈસરૉય, ગવર્નર વગેરે સાથે મુલાકાતો યોજી રાજદ્વારી અધિકારોની માગણી કરવાનો હતો. આ સ્થિતિ લગભગ ઈ. સ. ૧૯૦૬ સુધી, કલકત્તાની કોંગ્રેસ સુધી ચાલી. ઈ. સ. ૧૯૦૭માં સુરતમાં કોંગ્રેસ મળી. કોંગ્રેસનાં નરમ અને ગરમ દળો ઈ. સ. ૧૯૦૬ની કલકત્તાની કોંગ્રેસમાંથી જ જુદાં પડ્યાં હોત, પણ કલકત્તા અધિવેશનના પ્રમુખ દાદાભાઈએ 'સ્વરાજ'ની માગણી કરતું ભાષણ કર્યું, ને મામલો ઠંડો પડ્યો. ઈ. સ. ૧૯૦૬માં લાલા લજપતરાયને હિન્દ બહાર મોકલવામાં આવ્યા એટલે વાતાવરણ વળી પાછું ગરમ બન્યું.

## સુરતની કોંગ્રેસ : ૧૯૦૭

સુરતની કોંગ્રેસમાં નરમ દળના નેતાવૃંદમાં સર સુરેન્દ્રનાથ બેનરજી, સર રાસબિહારી ઘોષ, ગોખલે, સર ફીરોજશાહ મહેતા, અબ્બાસ તૈયબજી, શ્રી મહંમદઅલી ઝીણા અને શ્રી માળવી વગેરે હતા; તો ગરમ દળના નેતાગણમાં લોકમાન્ય ટિળક, અરવિંદ ઘોષ, ખાપર્ડે, લાલા લજપતરાય વગેરે હતા. બન્ને પક્ષોની જુદી જુદી સભાઓ થતી ને તેમાં ઉગ્ર ભાષણો થતાં. ખાસ કરીને ટિળક ને અરવિંદનાં ભાષણો સુરતમાં ધૂમ મચાવતાં.

## અરવિંદ–ટિળકનો પ્રભાવ .

આખરે સુરતની કોંગ્રેસ ભાંગી. પહેલે જ દિવસે તોફાન થયાં. બંગાળ અને મહારાષ્ટ્રમાંથી અરવિંદ ને ટિળકના અનુયાયીઓ મોટી સંખ્યામાં આવેલા. અરવિંદે તો મિત્રોને લખેલું જ કે **"આપણે માતાને મંદિરે યાત્રિક રૂપે જવાનું છે...યાદ રાખજો કે ઈ. સ. ૧૯૦૭નું આ વર્ષ આપણાં ભાવિનું પરિવર્તન લાવનારું વર્ષ નીવડશે. એમ ન માનશો, કે સુરતનું અધિવેશન બીજાં વર્ષોનાં અધિવેશન જેવું જશે."**

સુરતમાં કોંગ્રેસ ભાંગતાં જ રાષ્ટ્રવાદીઓનું અર્થાત્ ઉદ્દામવાદીઓનું જુદું સંમેલન ભરાયું. પ્રમુખસ્થાન અરવિંદ ઘોષે લીધું. એમણે એ વિષે એક પ્રસંગે લખ્યું કે "જેને પરિણામે કોંગ્રેસ તૂટી તેનો હુકમ મેં જ આપ્યો હતો, અને હું જ નવા મવાળવાદીઓના સંમેલનમાં જોડાવાની ના કહેવા માટે જવાબદાર હતો."

સુરત કોંગ્રેસની રંગભૂમિ ઘણી હતી; પણ એક મુખ્ય હતી. મનાગુજરાતે વાપરાએ એ કોંગ્રેસને બદનામ કરી છે; પણ ઇતિહાસકાર યદુનાથ સરકારે જણાવ્યું છે, કે સુરતની કોંગ્રેસ ખરેખર ઐતિહાસિક હતી. એમનો મત હતો, કે ૧૮૮૫માં સ્થપાયેલી કોંગ્રેસ પર ૧૯૦૬ સુધી બુદ્ધિવાદી બુઝર્ગોનું જે પ્રાબલ્ય રહ્યું હતું તે ત્યારે ખતમ થયું અને તેનું સુકાન મધ્યમવર્ગી શિક્ષિતોના હાથમાં આવ્યું. બંધારણવાદીઓનો કાળ ગયો ને બલિદાનવાદીઓએ વર્ચસ્વ જમાવ્યું.

આમ સુરતની કોંગ્રેસ સીમાચિહ્ન સમી નીવડી.

## સ્વદેશી આંદોલન : ૧૯૦૫–૮

સુરતમાં કોંગ્રેસમાં ભાગલા પડયા પછી ઉદ્દામવાદીઓનું જેમ જુદું સંમેલન થયું તેમ મવાળવાદી નેતાઓએ પણ જુદી પરિષદ ભરી. એ પરિષદમાં જે ઠરાવો ને ભાષણ થયાં તેમાં સ્વદેશીનો લગનો નિર્દેશ પણ હતો. સ્વદેશીની ચળવળ ગુજરાતમાં તો ત્રીસ વર્ષ પૂર્વેથી શરૂ થઈ હતી, પરન્તુ બંગભંગ ને ૧૯૦૫ પછી એણે દેશમાં વ્યાપક સ્વરૂપ લીધું હતું. પરિણામે કોંગ્રેસની પરિષદમાં પ્રમુખ સ્થાનેથી બોલતાં સર સુરેન્દ્રનાથ બેનરજીએ કહ્યું કે,

> "બંગાળમાં સ્વદેશી અને બહિષ્કારને અંગે જે લાગણી પ્રવર્તે છે તે તમે કયાં નથી જાણતા? ત્યાં સ્વદેશીના પુરસ્કાર કરનાર આપણા જુવાનોને ફટકા પડે છે, તેમને જેલ મોકલાય છે અને સજા થાય છે. તેમના પર અપાર જુલમ ગુજરાય છે. એમ છતાં એવા જુલમથી આપણે આપણું પવિત્ર કાર્ય છોડી દેવાના નથી. આ રીતે અમે બંગાળના લોકો દમનથી ડરી જઈ પાછી પાની કરવાના નથી."

આમ કોંગ્રેસમાં સ્વદેશીનું કાર્ય ભાષણ દ્વારા થતું હતું. સુરતની કોંગ્રેસના સ્વયંસેવકોના અગ્રેસર પણ સ્વદેશી કાપડના થયા હતા. અમદાવાદ, સુરત, નડિયાદ વગેરે સ્થળો પર ખાસ સ્વદેશી વસ્ત્રભંડારો ચાલવા માંડયા હતા.

## ગુજરાતમાં સશસ્ત્ર ક્રાંતિ

ઈ. સ. ૧૯૦૦ના આસપાસની વાત. ત્યારે નર્મદાકાંઠે એક સાધક વસતા. એમનું નામ શ્રી વિષ્ણુ ભાસ્કર લેલે. એ કાળે નર્મદાતીરે વસતા સાધુસંન્યાસીઓમાં ૧૮૫૭ની ક્રાંતિના સૈનિકો પણ હતા. એ લોકો નવા ક્રાંતિકારોને આશ્રય આપતા.

શ્રી વિષ્ણુ ભાસ્કર લેલે પાસે શ્રી અરવિંદ ઘોષે યોગવિદ્યાનો પહેલો કક્કો ઘૂંટેલો. એ લેલેજી પાસે અરવિંદના નાનાભાઈ બારીન્દ્ર ઘોષ પણ આવેલા. જ્યારે બારીન્દ્ર ઘોષે ક્રાંતિની આગ ચેતવવા માટે લેલેજીની સલાહ માગી ત્યારે લેલેજીએ કહ્યું હતું કે તારે 'બૉમ્બયુગના બ્રહ્મા' બનવા જેવું નથી. એના જવાબમાં બારીન્દ્ર ઘોષે કહ્યું હતું:

> **"ભગવાન વિના તણખું અને ઘોડા દિવસ ચાલશું જશે, પણ નાણાં અને દારૂગોળા વિના નહિ ચાલે; છતાં ભગવાન પોતે એ મારા બૉમ્બના કારખાનાના મિસ્ત્રી તરીકે કામ કરવાને બંગાળ બેંકની તિજોરી મારે ત્યાં ઠાલવવા ખુશી હોય, તો એ ભગવાન સામે મારો વાંધો નથી. દેશોદ્ધાર એ મારું સાધ્ય હતું; ભગવાન એ તો મારે મન સાધન માત્ર!"**

આ જવાબનું મૂળ જાણવા જેવું છે. શ્રી અરવિંદ ઘોષ જ્યારે વડોદરા કૉલેજમાં પ્રાધ્યાપક હતા અને તેઓ જ્યારે પોતાના તેજસ્વી વ્યક્તિત્વથી ગુજરાતી જુવાનો પર ભૂરકી નાખી રહ્યા હતા, ત્યારે બંગાળમાં લૂંટફાટ માટે પૈસા આપનારા વર્ગના તકાદાથી ઊગરવા, બારીન્દ્રનું મનોમંથન કોઈ ગુરુની ઝંખના કરતું હતું. એણે બ્રહ્માનંદજીનું નામ સાંભળ્યું હતું. બ્રહ્માનંદજી ૧૮૫૭ની ક્રાંતિના યોદ્ધા હતા, એમ મનાય છે; પણ શ્રી અંબુભાઈ પુરાણીના મત પ્રમાણે એઓ ત્રીજા મરાઠા વિગ્રહના વીર પુરુષ હતા. એમને શોધતો શોધતો બારીન્દ્ર નર્મદાકાંઠે આવ્યો. એમના આશ્રમે (ચાંદોદ)

ગયો. ત્યાં ખબર મળ્યા કે બ્રહ્માનંદજી તો ભગવાનને ઘેર પહોંચી ગયા છે! (એ જ બ્રહ્માનંદજીની આરસની પ્રતિમા ટૂંક સમય પર નર્મદા કિનારે ગંગનાથ મહાદેવના મંદિર પાસે સ્થાપિત થઈ છે) પણ બ્રહ્માનંદજીને બદલે બારીન્દ્રને ત્યાં એક સાકરિયા સ્વામી મળી ગયા.

કહેવાય છે, કે સાકરિયા સ્વામી ૧૮૫૭ ના 'બળવા' વખતે ઝાંસીની રાણીની સાથે હતા. એ ખભે ઝોળી ભેરવી, પરિવ્રાજક થઈ ફર્યા કરતા. જે કોઈ યાત્રિક મળે તેને ઝોળીમાંથી સાકરનો પ્રસાદ આપતા. સાકરિયા સ્વામીની ઝોળી સાકરના પ્રસાદનું અક્ષયપાત્ર હતી. એ સાકરિયા સ્વામીની સાથે નર્મદા કિનારે બારીન્દ્રને લેલેજીનો પણ ભેટો થઈ ગયો. એમણે ધીરજથી બધી વાત સાંભળીને બારીન્દ્રને રાજદ્વારી ક્રાંતિ માટે સબૂરી પકડવાની શીખ આપી પણ કડવા અનુભવોના ઘૂંટડા પીને કંટાળેલા બારીન્દ્રના હૃદયમાં 'સબૂરી'ની સલાહ ન ઊતરી. એણે તો '**બૉમ્બયુગના બ્રહ્મા**' બનવાનો નિર્ધાર કરી લીધો હતો.

### અરવિંદ–બારીન્દ્રની પ્રવૃત્તિ

ગુજરાતમાં સશસ્ત્ર ક્રાંતિનું વાયુમંડળ તૈયાર કરનાર આદિ પુરુષ હતા શ્રી અરવિંદ ઘોષ. એ પોતે પડદા પાછળ હતા; બારીન્દ્ર આગળ રહેતા. ઈ. સ. ૧૯૦૨ના અરસામાં બારીન્દ્ર વડોદરે આવ્યા. એણે દક્ષિણ ગુજરાત ખૂંદ્યું, એને છોટુભાઈ અને અંબુભાઈ પુરાણી જેવા સાથીઓ પણ મળી ગયા. વડોદરા–ચરોતરને ક્રાંતિનો પાસ લાગ્યો. વડોદરામાં શ્રી અરવિંદ વિદ્યાર્થીવૃન્દના આરાધ્ય બન્યા હતા. એમનો પ્રભાવ ધીરે ધીરે વડોદરાથી દક્ષિણે મુંબઈ સુધી અને ઉત્તરે અમદાવાદ–મહેસાણા સુધી લોકહૃદયને–મધ્યમ વર્ગના તરુણ સમાજને મુગ્ધ કરતો રહ્યો. ઈ. સ. ૧૯૦૫માં બંગાળના ભાગલા પડતાં સમગ્ર ભારતમાં સ્વદેશી આંદોલનને વેગ મળ્યો. એટલે શ્રી અરવિંદ ઘોષે '**ભવાની મંદિર**' નામના પુસ્તકમાં ક્રાંતિની યોજના આલેખી.

એ પુસ્તક અંગ્રેજી રાજ્યને વિદાય આપવાની અને ભારતમાં ભારતીય રાજ્યના પ્રસ્થાપનની ગુરુચાવી રૂપ ગણાયું. એ કાળે તે ગુજરાતીમાં પણ ઊતર્યું હોવાનું કહેવાય છે. પણ વર્ષો સુધી એ અપ્રાપ્ય રહ્યું. હમણાં શ્રી અરવિંદ આશ્રમના મુખપત્ર '**દક્ષિણા**' ત્રૈમાસિકમાં (એપ્રિલ ૧૯૫૭ના અંકમાં) એનું ભાષાંતર છપાયું. એ યોજનામાં બ્રહ્મચારીઓનો એક નવો સંઘ કાઢવાની કલ્પના હતી. દેશ માટે શહીદ થઈ, સર્વસ્વનો ભોગ આપે એવા જવાંમર્દોનું જૂથ ઊભું કરવાનો એનો ખ્યાલ હતો. રાજદ્વારી ક્ષેત્રે એ વિચાર મૌલિક હતો.

ગુજરાતમાં ક્રાંતિની યોજનાનો વિચાર પ્રચારવા માટે '**દેશી વનસ્પતિની દવાઓ**' નામની એક નાની પુસ્તિકા એ ગાળામાં ગાયકવાડી રાજ્યના એક કસબાના (મહેસાણા, બીલીમોરા કે નવસારીના) છાપખાનામાં છપાઈ હતી અને ઠેર ઠેર વહેંચાઈ હતી. ચરોતરના ક્રાંતિકારી સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલે લખેલ એ ચોપડીમાં દવા–ખવા જેવા વિષયનું કોઈ ખ્યાન કે નુસખા નહોતા. એમાં તો બૉમ્બ બનાવવાની ક્રિયા–પ્રક્રિયાની રીતરસમોનું નિદર્શન હતું. એમાં, પાછળથી ગાંધીવાદી થયેલા અને ડુંગળીચોરને નામે જાણીતા થયેલા, સ્વ. મોહનલાલ કામેશ્વર પંડ્યા (ખેતીવાડીના સ્નાતક) ઓતપ્રોત હતા.

### ગીતા ને તરવાર : પ્રતિજ્ઞા

શ્રી બારીન્દ્રને શ્રી અરવિંદે ક્રાંતિની દીક્ષા આપી હતી. એ વિશે બારીન્દ્ર લખે છે કે :

> "શ્રી અરવિંદે મારા હાથમાં એક નગ્ન તરવાર અને ગીતા આપી, અને પ્રતિજ્ઞા લેવડાવી. તેમના શબ્દો આ હતા :
>
> 'જ્યાં સુધી ભારતમૈયા ગુલામીની જંજીરમાંથી મુક્ત નહિ થાય ત્યાં સુધી, હું ક્રાંતિનું કાર્ય કરતો રહીશ. જો કોઈ પણ વખતે હું આ મંડળની એક પણ ઘટનાનો એક શબ્દ પણ પ્રકટ કરું તો, અથવા તો એને કોઈ પણ પ્રકારે નુકસાન કરું તો, એ મારા જીવને જોખમે હશે.'

આ પ્રતિજ્ઞા લેવાઈ. બારીન્દ્ર સુરતની કોંગ્રેસમાં ભાગ લેવા આવેલા. તેણે દક્ષિણ ગુજરાતમાં ઠીક ભ્રમણ પણ કરેલું. અરવિંદ ઘોષના એક શિષ્ય શ્રી છોટુભાઈ પુરાણીને બારીન્દ્ર બધી યોજના સમજાવતા. એમને બૉમ્બ બનાવવાનો કીમિયો પણ બારીન્દ્રે જ બતાવેલો. પણ જ્યારે બારીન્દ્રે છોટુભાઈને ક્રાંતિ અંગેના શપથ લેવા કહ્યું ત્યારે શ્રી છોટુભાઈએ કહેલું કે :

> "હું ગુજરાતની રીતે કામ કરવા માગું છું. હિંસાત્મક પદ્ધતિએ જ ક્રાંતિ કરવાની હું ખાતરી આપવા માગતો નથી. પરંતુ દેશનું કામ કરે એવા ઓછામાં ઓછા દસ માણસો તૈયાર કરીશ, એટલું વચન તો હું અવશ્ય આપું છું."

### ગુજરાતના વીર ક્રાંતિકારો

આ વચન અનુસાર શ્રી છોટુભાઈએ દસ નહિ પણ દસથી દસગણા મરણિયા ઊભા કર્યા હશે. એમણે ને એમના ભાઈ શ્રી અંબુભાઈ પુરાણીએ મળી ગુજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિના ઊંડા પાયા નાખ્યા. એ દ્વારા એમણે ભરૂચથી અમદાવાદ સુધીના જુવાનોને તાલીમ આપી. એમાં શ્રી બાપાલાલ વૈદ્ય, શ્રી ચન્દ્રશંકર ભટ્ટ (સંસદ–લોકસભા–ના સભ્ય, ભરૂચ), શ્રી હિતુભાઈ પંડ્યા (હાલ ગામ મલવાડા), સહકારી પ્રવૃત્તિવાળા શ્રી જોશી ઇત્યાદિ ઘણા સમર્થ માણસો હતા.

ચરોતરના શ્રી નરસિંહભાઈ પટેલ, શ્રી બેચરદાસ પંડિત અને શ્રી પૂંજાભાઈ વકીલ નામના શિક્ષિત માણસો પણ એમાં જાનમાલનાં જોખમ લઈને પડેલા. એ ત્રણેનો પીછો પકડી તેમને અને તેમનાં કુટુંબોને ખેદાનમેદાન કરવામાં અંગ્રેજ રાજ્યે કોઈ કસર રાખી નહોતી. એમના પર જે દમન ગુજર્યું હતું તે દાનવી હતું; તેનાથીયે બદતર હતું. એટલે સુધી વાત આવી હતી કે ગુપ્ત ક્રાંતિકારી પ્રવૃત્તિની માહિતી કઢાવવા માટે નરસિંહભાઈને માથે કંઈ કંઈ વીતી હતી. તેમની સમક્ષ વિષ્ટાનો ટોપલો મૂકી, તેમાં તેમની ચોટી ડાબી, તેની અસહ્ય ને શ્વાસ રૂંધનારી દુર્ગંધ તેમને બળજબરીથી અપાઈ હતી! આટલો પાશવી ત્રાસ છતાં નરસિંહભાઈ અણનમ રહ્યા હતા.

નર્મદાતીરે ગંગનાથ વિદ્યાલય ચાલતું હતું. એમાં બૅરિસ્ટર દેશપાંડે નિયામક હતા. તેઓ સાથે કાકા કાલેલકર, વડોદરાના શ્રી ખાસેરાવ જાધવ, શ્રી. માધવરાવ જાદવ, મામા ફડકે, શ્રી જુગતરામ દવે, સ્વામી આનંદ જેવા શિક્ષકો હતા. એ વિદ્યાલય પર સરકારી નજર પડી, એ બંધ કરવું પડ્યું.

આ સિવાય બીલીમોરા ને નવસારી ગાયકવાડી તાલુકા હતા તેથી ત્યાં આ પ્રવૃત્તિ ચલાવવામાં કંઈક સરળતા હતી. ત્યાં શ્રી માધવરાવ ગોડબોલે, શ્રી નારાયણરાવ, શ્રી ગોવિંદરાવ પોતદાર ઇત્યાદિ ગૃહસ્થો જર્મનીથી રિવૉલ્વરો મંગાવતા અને ક્રાંતિકારોને પહોંચાડતા.

પૂનાના ચિત્રશાળા પ્રેસના સ્થાપક શ્રી વાસુદેવરાવ જોશી (સાર્વજનિક કાકા) શ્રી બાપટ, એક બંગાળી ગૃહસ્થ શ્રી લેલે વગેરે બીલીમોરાના શ્રી સરદેસાઈના કારખાનામાં મળતા. વડોદરા કૉલેજમાં શ્રી ડાહ્યાભાઈ લલ્લુભાઈ પુરોહિત નામના એક ગૃહસ્થ ફિલસૂફીના પ્રોફેસર હતા. તે પણ આ પ્રવૃત્તિમાં સામેલ હતા. પાછળથી એઓ એક વાર શ્રી અરવિંદ ઘોષને મળવા પોંડિચેરી ગયા હતા. એને પરિણામે એમને નોકરી પણ ગુમાવવી પડી હતી!

ઈ. સ. ૧૯૦૯થી ૧૯૧૧ દરમ્યાન તે કાળની ભારત સરકારે રાજદ્રોહના આરોપસર બાવીસ માણસો પર મુકદ્દમા ચલાવેલા.

### ગુજરાતની વ્યાપક ક્રાંતિ

વડોદરાથી સશસ્ત્ર ક્રાંતિની પ્રવૃત્તિ પહેલી ચરોતરમાં પ્રસરી ને વડોદરા કરતાંયે ચરોતર એમાં આગળ ગયું. અસલથી જ ચરોતરનું પાણી તેજ. ઈ. સ. ૧૮૫૭ થી લઈ ૧૯૨૦ માં નડિયાદ પાસે રેલવેના પાટા ઉખેડ્યા અને

૧૯૪૨માં અડાસનો ગોળીબાર થયો ત્યાં સુધી ચરોતરની રાજદ્વારી ખુમારી ગુજરાતના ગૌરવ રૂપ રહી છે.

ખેડામાં પૂંજાભાઈ નામના એક બહાદુર વકીલ થઈ ગયા. જાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ, છતાં લોહીમાં રતાશ પાટીદારની, ક્ષત્રિયની! એમણે દેશ માટે ખૂબ સહન કર્યું. આ પ્રવૃત્તિમાં એ ખલાસ થઈ ગયેલા. એવા જ બીજા નર નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ—'ઈશ્વરનો ઇન્કાર' પુસ્તકના લેખક. 'દેશી વનસ્પતિની દવાઓ' નામની બોમ્બ બનાવવાની ચોપડીના કર્તા પણ એ જ. બૉમ્બ-પ્રવૃત્તિનાં મૂળ બતાવવા માટે એમના પર કાચી જેલમાં જે વીતી છે તે અંગ્રેજ રાયતાતિયતની પરાકાષ્ઠા હતી. છતાં નરસિંહભાઈ નમેલા નહિ.

અમદાવાદની સૂરત પલટી જનાર સ્વ. ડાક્તર હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, સ્વ. બૅરિસ્ટર જીવણલાલ, અને હજુ વિદ્યમાન છે તે શ્રી કૃપાશંકર મહેશ્વરલાલ પંડિત આદિ અમદાવાદના કાર્યકર હતા. નડિયાદ પાસેના વડથલ ગામના શ્રી વસંતરાય શંકરલાલ, નડિયાદના શ્રી ફૂલચંદ બાપુજી શાહ (જેઓ ૧૯૨૦ થી ગાંધીવાદી બન્યા હતા તે—'ગુજરાત સમાચાર'ના દિલ્હીના ખબરપત્રી શ્રી ચંદ્રકાંત શાહના પિતાશ્રી), તેમના મિત્ર માધવલાલ નાનુભાઈ ત્રિવેદી, ખાનગી રાહે જેમનું નામ બોલાતું હતું તે મહેમદાવાદના શ્રી હરિભાઈ ગોપાલજી દેસાઈ, વીરસદના શ્રી ચતુર્ભુજ અમીન. નાસિકમાં અંગ્રેજ કલેક્ટર જૅક્સનનું ખૂન થયું તે અંગે એમની ધરપકડ થયેલી, કેમ કે એ ખૂન માટે વપરાયેલી રિવૉલ્વર એમના હસ્તક ગયાનો વહેમ હતો, અને એ વાત સંભવતઃ ખરી હતી. રિવૉલ્વરની આ પ્રવૃત્તિને કારણે તો એમની એક આંખ પણ ગયેલી—આંખમાં ગોળી વાગેલી! પાછળથી ગાંધીવાદી થઈ એ જેલ પણ ગયેલા, કઠલાલના શ્રી ચૂનીલાલ ભૂલાભાઈ વ્યાસ અને સોમેશ્વર લલ્લુભાઈ, નર્મદાતીરે ગંગનાથ વિદ્યાલય સ્થાપનાર બૅરિસ્ટર કેશવરાવ દેશપાંડેના મસિયાઈ ભાઈ ને તે વખતના સુરત જિલ્લાના નાયબ પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ શ્રી શિરગાંવકર, ભરૂચના શ્રી ગુલાબચંદ, મહેમદાવાદના જેઠાલાલભાઈ, પાકશાસ્ત્રી શ્રી છોટાભાઈ ઉમેદભાઈ વગેરે સંખ્યાબંધ પાણીદાર પુરુષોનો આ બૉમ્બપ્રવૃત્તિમાં ગુપ્ત ફાળો હતો. બીજા ઘણા અનામી, અજાણ્યા માણસો પણ સક્રિય કાર્યમાં હતા.

## લૉર્ડ મિન્ટો પર બૉમ્બ

ઈ. ૧૯૧૧ માં લૉર્ડ મિન્ટો અમદાવાદ આવેલા ત્યારે તેમના પર બૉમ્બ ફેંકનાર ટોળી પણ આ લોકોમાંની જ હતી. એક વાયકા એવી છે કે એ બૉમ્બ સુરતમાં, રિજાક મેદાન પાસેના એક જર્જરિત ઝૂંપડામાં બન્યો હતો અને સુરતથી વડોદરા થઈ અમદાવાદ પહોંચ્યો હતો.

ઈ. સ. ૧૯૦૮માં અરવિંદ ઘોષ મુંબઈ ગયા. મુંબઈની ગ્રાન્ટ મેડિકલ કૉલેજની સામે ત્યારે એક 'આર્કેડિયા બિલ્ડિંગ' હતું. તેની પાછળ 'તેજુ કાયા' નામના મકાનમાં ઈ. સ. ૧૯૦૭–૦૮ના ગાળામાં કેટલાક દક્ષિણી વિદ્યાર્થીઓ રહેતા. ઉલ્લાસકર દત્ત અને નદી બને બંગાળી ક્રાંતિકારો એમને ત્યાં આવેલા અને અરવિંદ ઘોષે પણ ત્યાં જ મુકામ રાખેલો. પાછળથી જ્યારે બૉમ્બ પ્રવૃત્તિને લગતા આરોપોની તપાસ થઈ અને મુકદ્દમા ચાલ્યા ત્યારે ઉક્ત બંને મકાનોમાં પણ જપ્તી આવેલી.

આમ ઈ. સ. ૧૯૦૦થી ૧૯૧૧ સુધીના લગભગ એક દાયકા સુધી ગુજરાતમાં ચાલેલી સશસ્ત્ર ક્રાંતિની હવા તે પછી સ્વદેશી આંદોલન જેવા કેટલાક મૈત્રીસાધક આદ્યવાદોમાં વળી ગઈ.

વડોદરામાં શ્રી નૃસિંહાચાર્યજીના શ્રેયસાધક અધિકારી વર્ગ તરફથી નૂતન દૃષ્ટિના ધર્મોત્થાન માટે 'મહાકાલ' અને 'પ્રાતઃકાલ' નામનાં બે ગુજરાતી સામયિકો પ્રકટ થતાં હતાં. 'મહાકાલ'ના સંવત્ ૧૯૬૨ના કાર્તિક માસના અંકમાં (એટલે ઈ. સ. ૧૯૦૬ માં) એક નોંધ પ્રકટ થઈ હતી. એમાંનું નીચેનું અવતરણ તે કાળની અસ્મિતા, ગુજરાતી હૃદયમંથનની ઝાંખી કરાવે છે:

"બંગાળના ભાગલા પાડવાની લૉર્ડ કર્ઝનની પ્રપંચમય રાજનીતિથી હાનિ થવાને બદલે અસાધારણ લાભ થયો છે. અનેક સમર્થ વક્તાઓનાં વ્યાખ્યાનો અને લેખોથી દેશી પ્રજાનું જેવું ને જેટલું ઐક્ય થયું ન હતું તેવું અને તેટલું ઐક્ય લૉ" કર્ઝનની વિપરીત નીતિથી થયું છે, પરતંત્રતાની ધૂંસરીને વહન કરતી પ્રજાને સત્વર સ્વતંત્ર થવાને માટે, ન્યાયી અને દયાળુ સત્તાધિકારીઓની અગત્ય કરતાં અન્યાયી અને જુલમી સત્તાધિકારીઓની અધિક અગત્ય છે. આપણા દેશમાં સ્થળે સ્થળે લૉર્ડ કર્ઝન જેવા અધિકારીઓ હોય તો આપણો દેશોદય જે દસ વર્ષ પછી થતો હોય તે દસ વર્ષ વહેલો થાય."

## 'પ્રાતઃકાળ' માસિકની આકરી ટીકા

આ લખાણમાંનો કટાક્ષ નોંધપાત્ર છે. તે જ વખતના એ સંસ્થાના 'પ્રાતઃકાળ'માં પણ ઉગ્ર લેખો આવતા. જ્યારે 'ભાલા' નામના સામયિકના તંત્રીનો રૂ. ૧૦૦૦ દંડ થયો ત્યારે 'પ્રાતઃકાળ'ના સં. ૧૯૬૨ (ઈ. ૧૯૦૬)ના ચૈત્ર માસના અંકમાં તંત્રીએ નીચેના શબ્દોમાં બ્રિટિશ રાજસત્તાને ફટકારી.

"રાજ્યસત્તા! તું ગમે તેવા તારા પ્રતાપમય ઘમંડથી પ્રજાને અંજાવવા ધારીશ તો તે અંજાશે, રીબાવવા ધારીશ તો તે રિબાશે, ચૂસવા ધારીશ તો તે ચુસાશે, 'અન્યાય'ને 'ન્યાય' કહેવડાવવા ધારીશ તો તે પણ તારા બળાત્કારથી કહેશે, પરંતુ એટલું સ્મરણમાં રાખજે, કે પ્રજામાત્રમાં થતા ક્ષોભથી તારું જે અહિત થશે તે, તું ગમે તેટલી સાવધાનતા રાખીશ તો પણ, તને તે મળ્યા વિના રહેનાર નથી. પ્રજાની કકળતી આંતરડીઓનો એક નિઃશ્વાસ ઇન્દ્રના આસનને ડોલાવવા સમર્થ છે, તો તારા શા હિસાબ છે? પ્રજાનો એટલો ઉપકાર માન કે તારા પ્રતિ નિત્ય તે પ્રીતિવાળી રહે છે."

વીસમી સદીના પહેલા દાયકામાં બારીન્દ્ર ઘોષે ગુજરાતમાં ભટકીને પોતાના મોટા ભાઈ અરવિંદ ઘોષની પ્રેરણા ને દોરવણીથી જે ગુપ્ત રાજદ્વારી પ્રવૃત્તિ ચલાવેલી તે આમ ફલવતી થઈ હતી.

ઈ. સ. ૧૯૦૦થી ૧૯૧૧નો આ દાયકો આ રીતે ગુજરાતના રાજદ્વારી ઇતિહાસમાં અવિસ્મરણીય બન્યો છે.

## સામાજિક ક્રાંતિ

ગુજરાતમાં સામાજિક ક્રાંતિ ઈ. સ. ૧૮૪૦થી થઈ. રાજા રામમોહન રાયના પ્રતાપથી એ વર્ષે સતી થવાના રિવાજ પર કાયદેસરનો પ્રતિબંધ આવ્યો. સોળ વર્ષ પછી, ઈ. સ. ૧૮૫૬ માં ગુલામી પ્રથા પણ કાયદા દ્વારા બંધ કરવામાં આવી. ઈ. સ. ૧૮૦૦ પૂર્વેથી ચાલ્યા આવતા ઠગ, લૂંટારુ અને ધાડપાડુઓના ત્રાસને લીધે જે ભય અને થથરાટ હતો તે સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક સ્વામી સહજાનંદજીના તપ અને યજ્ઞ માર્ગને પરિણામે નહિવત્ થવા માંડ્યા. સૌરાષ્ટ્રને ઉત્તર ગુજરાતમાં એ કામ તેમણે કર્યું. તો દક્ષિણ ગુજરાતમાં એ કાર્ય તેમના શિષ્ય શ્રી અરદેશર કોટવાલે કર્યું. સૌરાષ્ટ્રમાં શ્રી મનસુરામ શર્મા અને વડોદરા, સુરત તરફ શ્રી નૃસિંહાચાર્યની તેમજ મુંબઈ-ગુજરાતમાં દયાનંદ સરસ્વતીના આર્યસમાજની સાંસ્કૃતિક અસરનો પણ એમાં મોટો હિસ્સો હતો. ૧૮૨૬ માં થયેલા નવી કેળવણીના મંડાણનો પ્રભાવ પણ ઓછો નહોતો. ગુજરાતની છાપ ભૂરી હતી. ઉત્તર ભારતીય ભાષાનું મૂલ્ય સોળ આના, મારવાડી ભાષાનું મૂલ્ય બાર આના, મરાઠીનું મૂલ્ય આઠ આના અને ગુજરાતીનું મૂલ્ય ચાર પૈસા લેખાતું હતું તેમ હવે રહ્યું નહોતું અને

"अवे तवे का छोडे माता, भेड़ फरेश्ता बाप;
फजुन तिफज़ुन भाके भाना, गुं शा पैसा चार."

ઉક્તિ ખોટી પડી અને તેને સ્થાને, પ્રાચીન સંસ્કૃત સાહિત્યના રસિક કવિઓ અને કર્તાઓએ, (ગુર્જરા ગુર્જરાઃ) ગુજરાતને સમસ્ત ભૂમિના સાર રૂપ લેખી ગુજરાતની જે પ્રશસ્તિ કરી હતી તેને તે પાત્ર કરી.

એટલે ઈ. સં. ૧૮૧૮થી ૧૯૨૦ના એક સૈકા દરમ્યાન ગુજરાતે ગુમાવેલું નિજ ગૌરવ તે પુનઃ પ્રાપ્ત કરી ચૂકયું હતું. તેમાંયે ગાંધીયુગનાં વર્ષો દરમ્યાન તો એ પ્રશસ્તિ સાચી જ પ્રતીત થતી હતી. હવે બધા પરપ્રાંતીય ભાષાવાદીઓ, ગુજરાત અને ગુજરાતીની નિંદા કરનારાઓને પણ લાગ્યું કે ગાંધીયુગના ગુજરાતે હિન્દનો રાષ્ટ્રવાદ ઘડવામાં નાનોસૂનો ફાળો નથી આપ્યો.

## આર્થિક અને રાજદ્વારી

આર્થિક ક્ષેત્રે જોઈએ તો, દાદાભાઈ નવરોજીનું પુસ્તક અંગ્રેજી રાજ્યમાં ગરીબી અને અરાજકતા ('Poverty & UnBritish Rule in India ')નું પુસ્તક ગુજરાતની ગરીબાઈ, ગુજરાતની મોંઘવારી, ગુજરાતનું આર્થિક જીવનધોરણ અને ગુજરાતની ચીજવસ્તુના ભાવતાલના આધારભૂત આંકડા આપી, ઈ. સ. ૧૮૯૮ ના કાળના ગુજરાતની આર્થિક અવદશાનો ચોટદાર ચિતાર આપતું હતું. તે પછી ગાંધીજીએ તો આ ચિત્ર અનેક રીતે રજૂ કરી, પ્રજાને પાનો ચડાવવામાં અદ્ભુત સફળતા પ્રાપ્ત કરી.

બીજી તરફ ફીરોઝશાહ મહેતા, ગોખલે અને અંબાલાલ સાકરલાલ દેસાઈ જેવાઓ પણ પ્રજાને જાગ્રત કરતા હતા. ઈ. સ. ૧૮૭૫માં શરૂ થયેલા સ્વદેશી આંદોલને ઈ. સ. ૧૯૦૫ પછી વ્યાપક સ્વરૂપ પકડયું અને મુંબઈ-અમદાવાદમાં સ્વદેશીનાં પ્રદર્શનો ભરાયાં. તે કાળે દેશી કાપડ બનાવનાર કે ગામડી કાપડ વેચનાર પર પણ પરદેશી સરકારનો ડોળો રહેતો. એ હકીકત તો એ પરથી સાબિત થાય છે, કે ઈ. સ. ૧૯૦૬માં માટુંગામાં ભરાયેલા સ્વદેશી બજારમાં સુરતના નામાંકિત કસબી સદ્ગત ફખરુ સોરાબજી જોશીના ઉત્તમ રેશમી માલનાં સ્ટૉલની પણ સરકારી દફતરે નોંધ પડેલી છે.

## 'વંદેમાતરમ્'નું રાષ્ટ્રગીત

એટલું જ નહિ, વડોદરાનાં તેમ જ અન્યત્ર દેવમંદિરોમાં દેશી ખાંડ (લાલ રંગની) અને રૂમની સાકરનો જે ઉપયોગ થતો તેને વિશે પણ નોંધો પડેલી છે.

અમદાવાદમાં ઈ. સ. ૧૯૦૬માં એક સ્વદેશી પ્રદર્શન ભરાયું તો તેના પર પણ કડવી નજર રહી હતી. એ પ્રદર્શનમાં પહેલી વાર ગુજરાતી વિદ્યાર્થીઓએ 'વંદેમાતરમ્' રાષ્ટ્રગીત ગાયું હતું. તે પછી ઈ. સ. ૧૯૧૭ની હોમરૂલ લીગની પ્રવૃત્તિ દરમ્યાન ગુજરાતી સાહિત્યકાર સ્વ૦ શ્રી નરસિંહ વિભાકરે 'વંદેમાતરમ્' ગુજરાતી ભાષામાં ઉતાર્યું ને પ્રકટ પણ કર્યું.

## કાપડથી માંડી કેસર સુધી

અમદાવાદના બે વીવિંગ માસ્તરો શ્રી ચૂનીલાલ નારાયણ અને શ્રી કેશવલાલ મહાસુખરામે જ જાહેરાત કરી કે બંગાળી અને બીજા હિંદીઓને તેઓ વણાટ કળાની બધી રીતરસમો શીખવશે તે જાહેરાત પણ સરકારને દફતરે પડી છે. ઈ. સ. ૧૯૦૨ની કૉંગ્રેસ પૂરી થયા પછી બંગાળીઓ શીખવા પણ આવ્યા હતા. અમદાવાદનાં આંદોલન વીરમગામ તરફ ગયાં હતાં ને ખાસ કરીને શ્રાવક (જૈન) સમાજે સ્પેનનું કેસર વાપરવું બંધ કરી અમૃતસરનું કેસર વાપરવું શરૂ કર્યું હતું. આમ કાપડથી માંડી કેસર સુધીની દેશી વસ્તુ વાપરવા માટે પણ પ્રચાર કરવો પડતો હતો ને તે માટે સરકારી ખોફ વહોરવો પડતો હતો એ પણ જમાનાની એક તાસીર હતી.

સ્વદેશીના પ્રચાર માટે અમદાવાદમાં એક મંડળ સ્થપાયું હતું. એના કાર્યને આવકારતી એક અંગ્રેજી નોંધ 'પ્રજાબંધુ' અઠવાડિકના તા. ૧૮મી જાન્યુઆરી ૧૯૦૩ના અંકમાં પ્રકટ થઈ હતી. એ નોંધ પણ સરકારી દુમારોમાં પડી છે. સ્વદેશીની આ ભાવના માત્ર ગુજરાતમાં જ નહિ, પણ સમગ્ર ભારતમાં બળવત્તર થતી જતી હતી. વસ્તુતઃ આ સ્વદેશી આંદોલન પ્રધાનતયા-આર્થિક ઉન્નતિ માટે જ હતું; પરદેશી માલના બહિષ્કાર માટે હતું. તેથી અંગ્રેજ રાજ્યને અને પ્રજાને આર્થિક ખોટમાં ઉતારે એવી કોઈ પણ પ્રવૃત્તિ સરકારને વાંધાભરી લાગે એ સ્વાભાવિક હતું.

## સયાજીરાવ ગાયકવાડની દેશભક્તિ

વડોદરા રાજ્યના રાજવી મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ (ત્રીજા) એમની સ્વદેશી ભાવના અને રાજદક્ષતા માટે મશહૂર હતા. પરદેશી શાસનને એઓ આંખમાં કણી માફક ખૂંચતા હતા. ઈ. સ. ૧૮૮૯માં કૉંગ્રેસનું અધિવેશન ભરાયું ત્યારે ભરૂચ ને સુરત જિલ્લાના પ્રતિનિધિ તરીકે રાવબહાદુર હરિલાલ હર્ષદરાય ધ્રુવ ગયેલા. રાવબહાદુર માધવલાલ નંદલાલ પણ ગયેલા. બંને વડોદરા રાજ્યના ન્યાયાધીશો હતા. આ સામે બ્રિટિશ સરકારે સખ્ત વાંધો લીધો હતો. પત્રવહેવાર પણ ચાલ્યો હતો.

એ ઉપરાંત બીજાં કેટલાંક કામોમાં પણ બ્રિટિશ હકૂમતે હસ્તક્ષેપ કર્યો હતો. ઈ. સ. ૧૯૦૪માં મહારાજા સયાજીરાવના પરદેશાગમન અને પાછા ફરવા સંબંધી બંને સરકારો વચ્ચે ઉગ્ર પત્રવહેવાર ચાલ્યો હતો અને મહારાજાએ એમના રાજ્યના આંતરિક અને વૈયક્તિક સ્વાતંત્ર્ય પર થતા આક્રમણનો મુકાબલો કર્યો હતો. એમના આરોગ્યની સુધારણા માટે એઓ વિલાયત રહે તે પણ અંગ્રેજ શાસનથી સહન નહોતું થતું. ઈ. સ. ૧૯૦૭ સુધી આ ઘર્ષણ ચાલુ રહ્યું અને છેવટે તેમણે તા. ૧૪ જૂન ૧૯૦૭ને દિને પોતાના દીવાન શ્રી કેરશાસ્પજી મારફત લખી દીધું, કે અંગ્રેજ સરકારની દૃષ્ટિએ ભારતમાં જે બેચેની પ્રવર્તે છે "તેને હું ઝાઝું મહત્ત્વ નથી આપતો. એ તો ચાના વાસણનો ઉકળાટ છે; એ અમુક બળોનો સ્વાભાવિક આવિર્ભાવ છે. એનો ખ્યાલ આવે તે ખાતર હર-કોઈએ સંસ્કૃત દેશોનો પ્રવાસ કરવો જોઈએ. ભારતને જે જોઈએ છે તે તો વધારે ઉદાર સરકાર જોઈએ છે. મને લાગે છે કે 'અશાંતિની અતિરેક-ભરી લાગણીને' શાંત કરવા માટે આપણે કોઈ પગલાં ભરવાની જરૂર નથી. આપણું ધ્યાન આપણા રાજ્યની પ્રગતિ પ્રતિ એકાગ્ર થવું જોઈએ. આ પ્રગતિ કુનેહ અને ડહાપણથી થવી જોઈએ."

## "વડોદરા રાજ્યમાં રાજદ્રોહ"

આ પ્રશ્ન આટલેથી જ પત્યો નહિ. સયાજીરાવે વડોદરા રાજ્યની ધારાસભા ઈ. સ. ૧૯૦૭માં રચી ત્યારે પણ ને ઈ. સ. ૧૯૧૨માં ધારાસભા સમક્ષ મહારાજાએ પ્રવચન કર્યું ત્યારે પણ ખટપટો શરૂ થઈ. આ વેળા તો મહારાજા પર તહોમતનામું મુકાયું ને કહેવાયું કે,

**(અ) વડોદરા રાજ્યમાં રાજદ્રોહને ફૂલવાફાલવા દેવાય છે.**

**(આ) આ રાજ્યના મુખ્ય અધિકારીઓમાં એવા માણસો છે, જેઓ દેખીતી રીતે ઉદ્દામવાદીઓ છે અને જેઓ પોતાના અધિકાર અને દરજ્જાનો પોતાના રાજદ્વારી વિચારના પ્રચાર માટે ઉપયોગ કરે છે.**

ઠેઠ ૧૯૧૧માં પણ આ ઘર્ષણ ચાલતું હતું. તે વેળા એવા આક્ષેપ થયા કે, મુંબઈ અને દેશમાંથી જે રાજદ્રોહી સાહિત્ય હાથ આવે છે તે (દાખલા તરીકે 'દેશી વનસ્પતિની દવાઓ' જેવી ચોપડીઓ) બધું વડોદરા રાજ્યમાં સર્જાય છે, છપાય છે અને ત્યાંથી બહાર જાય છે. એમાં નવસારી, બીલીમોરા, ગંગનાથ ભારતીય વિદ્યાલય તેમ જ મહેસાણાના મુદ્રણાલયનો સ્પષ્ટ ને પ્રમાણભૂત નિર્દેશ પણ થયો છે. એમાં મહેસાણાના જિલ્લા મૅજિસ્ટ્રેટ ખાસેરાવ જાદવ, પૂંજાભાઈ, નરસિંહભાઈ પટેલ વગેરેનાં નામો પણ સંડોવાયાં છે.

## મહારાજાને જંપવા ન દીધા

ઈ. સ. ૧૯૧૯માં રોલેટ ધારા સામે ઉપડેલા આંદોલન અંગે પણ વડોદરા રાજ્યના અમરેલી જિલ્લાને ચેતવણી અપાવવા માટે ગડમથલ થયેલી. આમ અંગ્રેજ રાજ્યે વડોદરા નરેશને ઈ. સ. ૧૮૯૯ થી ૧૯૧૯ સુધીનાં વીસ વર્ષ જંપવા દીધા નથી. એમના રાજ્યના આંતર કારોબારમાં

અને એમના વૈયક્તિક જીવનમાં અંગ્રેજ હકૂમતે અનધિકૃત દરમ્યાનગીરીઓ કરી હતી. એમ છતાં એ પ્રજાવત્સલ નરેશે દેશભક્તિમાં અને નીડરતામાં કચાશ દેખાવા દીધી નથી અને હર પ્રસંગે હિંમત અને જવાંમર્દીથી, પોતાના દરજ્જાને શોભે એ રીતે, સબળ બ્રિટિશ શાસનનો સામનો કર્યા કર્યો હતો. એમની એ પ્રશસ્તિ માટે તો એક આખું પુસ્તક લખી શકાય.

### ગાંધીજીનું પાદાર્પણ

ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદ આવ્યા પછી દેશમાં હોમરૂલ લીગની પ્રવૃત્તિ જોરમાં ઊપડી. ગુજરાતમાં લોકમાન્ય ટિળક ને એની બેસન્ટ ઘૂમ્યાં, ફર્યાં ને ગુજરાતની જાગૃતિથી દંગ થઈ ગયાં. ટિળક મહારાજે તો એ વિશે મુક્ત કંઠે બૅરિસ્ટર નૃસિંહ વિભાકર સમક્ષ પ્રશંસા કરી હતી. એ કાળે મુંબઈમાં ગુર્જર સભા નામની સંસ્થા પણ દેશોન્નતિના કાર્યમાં રત હતી. એ પ્રવૃત્તિનાં મૂળ તો છેક ઈ. સ. ૧૯૦૭ની સુરત કૉંગ્રેસથી નંખાયાં હતાં. ટિળકે હોમરૂલની સ્થાપના મે ૧૯૧૬ માં કરી. સાથે સાથે જ લંડનની હોમરૂલ લીગની શાખા ડૉ. એની બેસન્ટે જૂન ૧૯૧૬ માં ખોલી. મહારાષ્ટ્ર, કર્ણાટક, મધ્ય પ્રદેશ, બિહાર વગેરે પ્રાંતોમાં ટિળકે પ્રવાસ-પ્રચાર કર્યો ને પછી સિંધ, અજમેર ને દિલ્હી સુધી એ વિસ્તરી.

### હોમરૂલ લીગ અને ગુજરાતીઓ

આ જ યુગમાં શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકે 'નવજીવન અને સત્ય' શરૂ કર્યું, જે પાછળથી ગાંધીજીએ લઈ લીધું. એમના ઉપરાન્ત મુંબઈમાંથી શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી જમનાદાસ માધવજી મહેતા, શ્રી મનસુખલાલ માસ્તર, શ્રી નૃસિંહ વિભાકર બૅરિસ્ટર, શ્રી જમનાદાસ દ્વારકાદાસ (થિયોસૉફિસ્ટ), શ્રી મહંમદઅલી ઝીણા, શ્રી માવજી ગોવિંદજી શેઠ, શ્રી ઉમર સોબાની, શ્રી કનૈયાલાલ મુનશી વગેરે અગ્રણી ગુજરાતીઓ ગુજરાતમાં ભ્રમણ કરતા, ભાષણો આપતા ને હોમરૂલ આંદોલનને લોકપ્રિય કરતા.

હોમરૂલ લીગ આંદોલન ૧૯૧૬ થી ૧૯૧૮-૧૯ સુધી ચાલ્યું. એ બળ જબરજસ્ત હતું ને ગાંધીજીની પ્રવૃત્તિને અને કૉંગ્રેસને પુષ્ટ કરતું હતું. એની તાકાતને લઈને જ ટિળક મહારાજ પર સિન્નર-સંગમનેરની તેમ જ ચિપળૂણ, યેઓલા ને નાસિક પરિષદોનાં ઉગ્ર ભાષણોને પરિણામે, અને ખાસ કરીને પૂનાના પ્રવચનને કારણે, જૂન ૧૯૧૭ માં પ્રતિબંધ મુકાયો ને તેમને જાહેર ભાષણો કરવાની મનાઈ થઈ. બીજી તરફ ડૉ. બેસન્ટને પણ જુલાઈ ૧૯૧૭ માં મદ્રાસમાં અટકમાં રાખવામાં આવ્યાં.

### લૉર્ડ વિલિંગ્ડનનું સ્મારક : વિરોધ

એ જ ગાળામાં જ્યારે ડૉ. બિસન્ટ મુક્ત થયાં ત્યારે 'નવજીવન અને સત્ય'માં બંકિમ બાબુના બંગાળી રાષ્ટ્રગીત 'વંદેમાતરમ્'નું સમશ્લોકી ગુજરાતી 'વંદેમાતરમ્' પહેલી વાર પ્રકટ થયું, જે ૧-૫-૧૯૬૦ ના સુરતના 'ગુજરાત મિત્ર' દૈનિકના 'ગુજરાત રાજ્યરચના' અંકમાં પુનર્મુદ્રિત થયું છે.

એ ગાળામાં પહેલું વિશ્વયુદ્ધ ચાલતું હતું. હોમરૂલ લીગ સરકાર સાથે હતી તે ખસી ગઈ ને તેણે અંગ્રેજ રાજ્યનો બહિષ્કાર કર્યો. ગાંધીજીએ પણ યુદ્ધ પરિષદમાં બોલવાનો ઇનકાર કર્યો. આ પ્રસંગ ઈ. સ. ૧૯૧૮નો. તે પછી ૧૯૧૮ માં હોમરૂલ લીગે લૉર્ડ વિલિંગ્ડનના સ્મારકનો પણ વિરોધ કર્યો. વિલિંગ્ડન મુંબઈના ગવર્નર હતા.

### ખેડા અને બોરસદ સત્યાગ્રહ

ગાંધીજીએ ઈ. સ. ૧૯૧૭ માં અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો. તે પૂર્વેથી, ઈ. સ. ૧૯૧૪થી ૧૯૧૮ સુધી, હોમરૂલ લીગના નેતાઓએ મહારાષ્ટ્રથી શરૂ કરી ગુજરાતમાં પરદેશી શાસનનો ઉત્તમ મુકાબલો કર્યો અને લોકજાગૃતિ લાવ્યા. એટલે સુધી કે શિક્ષિત, અશિક્ષિત, શહેરી કે ગામડિયો, દરેકના હૃદયમાં બ્રિટિશ શાસન અકારું થઈ પડ્યું.

ઈ. સ. ૧૯૧૮ માં ખેડા સત્યાગ્રહ થયો. બોરસદમાં પણ સત્યાગ્રહ થયો. ગુજરાત ધમધમી ઊઠ્યું ગાંધીજી અને સરદારે નેતૃત્વ લીધું. એ આંદોલનને હોમરૂલ લીગના, આર્યસમાજના અને ક્રાંતિકારી જૂથના જુવાનો મળી ગયા. આ સત્યાગ્રહો વિશે બીજો લેખ આ ગ્રંથમાં પ્રકટ થયો છે એટલે અહીં આટલો નિર્દેશ પર્યાપ્ત લેખાશે.

### ગાંધીયુગનો ગર્ભકાળ

અંતરીક્ષના ગર્ભમાં જ્યારે ગાંધીયુગનો જન્મ થઈ રહ્યો હતો ત્યારે ગુજરાતમાં બીજી બે ત્રણ ઘટનાઓ પણ બની હતી.

ઈ. સ. ૧૯૦૩માં અમદાવાદમાં પહેલી સંસાર સુધારા પરિષદ મળી હતી જેની આપણા ગુજરાતના રાજકારણ પર અપરોક્ષ પણ પ્રબળ અસર થઈ હતી.

એ સિવાય ૧૯૦૦થી ૧૯૧૮ સુધી સતત સ્વદેશી આંદોલન ચાલ્યું હતું. મુંબઈમાં ગુર્જર સભા નામની સંસ્થા સરકાર વિરોધી કાયદેસર પ્રવૃત્તિ કરતી હતી, જેમાં ૧૯૦૪થી ૧૯૧૬-૧૭ સુધીથી મનસુખલાલ આત્મારામ માસ્તર (સિંધિયા કંપનીવાળા) બૅરિસ્ટર વિભાકર, મુનશી વગેરે તેજસ્વી સ્નાતકો કાર્ય કરી રહ્યા હતા. એ પ્રવૃત્તિના પડઘા મુંબઈથી અમદાવાદ સુધી પડતા.

### મજૂર મહાજનની સ્થાપના

એ જ અરસામાં ઈ. સ. ૧૯૧૪ માં અમદાવાદમાં શ્રી અનસૂયાબહેન સારાભાઈ, શ્રી શંકરલાલ બૅંકર વગેરેના પ્રયાસોથી મજૂર મહાજન સ્થપાયું હતું. આ સંગઠન સબળ બનતું-બનતું એટલું વ્યાપક અને સંગીન થયું કે ઈ. સ. ૧૯૧૮ માં મજૂરોએ મોટી લડત ચલાવી, જેમાં છેવટે ગાંધીજીની દોરવણી મળતાં, આચાર્ય આનંદશંકર ધ્રુવની મધ્યસ્થી આવી ને મિલમાલિકો અને મજૂરો વચ્ચે સુખદ સમાધાન થયું. આખી દુનિયામાં મજૂરોનું આવું અહિંસક સંગઠન એક જ હતું; કદાચ એક જ હશે.

### યુવક સંઘો ને વિદ્યાર્થી મંડળો

વળી ચરોતરવાળા સ્વ. શ્રી મોતીભાઈ અમીનની પ્રેરણાથી પેટલાદમાં બોર્ડિંગ સ્થપાઈ, વિદ્યાર્થી મંડળો સ્થપાયાં અને ઈ.સ. ૧૯૦૫ માં જ્યારે દેશભરમાં સ્વદેશી આંદોલન ઊપડ્યું ત્યારે ચરોતરના આ દેશભક્ત જુવાનો સંગઠિત થઈ જ્ઞાનક્ષેત્રે પ્રગતિ કરતા કરતા તે બધા ઈ. સ. ૧૯૧૭ ના ખેડા સત્યાગ્રહ અને હોમરૂલ લીગ પ્રવૃત્તિમાં મોખરે રહ્યા. આ યુવક સંઘો ૧૯૦૪થી શરૂ થયા હતા. એ પ્રવૃત્તિ પાછળથી મંદ પડતી ગઈ; પછી સત્યાગ્રહ દરમ્યાન એ બંધ પડતી ગઈ ને ૧૯૧૯-૧૯૨૦માં ગાંધીયુગનો ઉદય થતાં તેમાં વિલીન થઈ ગઈ; છતાં લગભગ ઈ. સ. ૧૯૨૭-૨૮ થી એ જ ઢાંચાવાળા નવા યુવક સંઘો સ્થપાયા. મુંબઈમાં વીર નરીમાન, કમળાદેવી ચટ્ટોપાધ્યાય, મહેરઅલી વગેરેએ, તો અમદાવાદમાં રોહિત મહેતા, જીવણલાલ ચાંપાનેરિયા, સ્નેહરશ્મિ, ઉમાશંકર, જયંતી દલાલ વગેરેએ તેમ જ સુરતમાં એમના જેવા જ બીજા જુવાનોએ આ પ્રવૃત્તિ આગળ ધપાવી, જે ૧૯૩૦ ના નમક સત્યાગ્રહમાં વિસર્જિત થઈ ગઈ.

ગાંધીયુગને ગર્ભકાળે ઈ.સ. ૧૯૧૭ માં પહેલી ગુજરાત રાજકીય પરિષદ ગોધરામાં મળી. પ્રમુખસ્થાન ચરોતરના શાણા પુરુષ, ખેડૂતોના પિતા લેખાતા સ્વ૦ ગોકળદાસ કહાનદાસ પારેખે લીધું હતું. એ વેળા ગાંધીજી અને સરદારે પણ સરસ પ્રેરક પ્રવચનો કર્યાં હતાં.

### સત્યાગ્રહ આશ્રમ, સાબરમતી

ગાંધીજીએ ૧૯૧૭માં અમદાવાદ સત્યાગ્રહ આશ્રમ શરૂ કર્યો; તેનો પણ અમદાવાદ અને ગુજરાતના લોકજીવન પર પ્રભાવ પડતો થયો. ઈ. સ. ૧૯૨૦ના ઑગસ્ટની પહેલી તારીખે ટિળકયુગ પૂરો થયો અને ગાંધીયુગ બેઠો.

### મહાપુરુષો (૧૮૧૮ થી ૧૯૨૦)

ઈ. સ. ૧૮૧૮ માં અંગ્રેજોએ ગુજરાતમાં પગપેસારો કર્યો ત્યારથી લઈ ૧૯૨૦ માં ગાંધીયુગ બેઠો એ ગાળામાં, લગભગ એક સૈકા-કાળમાં,

ગુજરાતે અનેક વિભૂતિઓ આપી. સમાજસુધારણા, કેળવણી, સંસ્કૃતિ, રાજકારણ, અર્થકારણ, ધર્મસંગઠન તમામ ક્ષેત્રે સંખ્યાબંધ મહાપુરુષોએ સતત સેવા કરી. દુર્ગારામ મહેતાજી, નર્મદ, દયાનંદ સરસ્વતી, સ્વામી સહજાનંદ, ઇચ્છારામ સૂર્યરામ, નૃસિંહાચાર્ય, સયાજીરાવ ગાયકવાડ, દાદાભાઈ નવરોજી, બહેરામજી મલબારી, ફાર્બસ, હોપ, વેલ્સ, ટેલર, ભોળાનાથ સારાભાઈ, મહીપતરામ રૂપરામ નીલકંઠ, દલપતરામ, ફરદુનજી મર્ઝબાન, નંદશંકર, નવલરામ, અરવિંદ–બારીન્દ્રના જૂથના પુરાણી ભાઈઓ અને બીજા. સૌરાષ્ટ્રના દ્વારિકાથી માંડી મુંબઈ સુધી, લોકજીવન એકમાંથી બીજા ને બીજામાંથી ત્રીજા પ્રવાહમાં તરબોળ રહ્યું; તેણે નવું જીવન અનુભવ્યું અને ગાંધીજી જેવા પ્રથમ કક્ષાના દેશનેતા મળતાં, પછી તો બધા સંપ્રદાય, વર્ગો, આંદોલનો અને પ્રવૃત્તિઓ ગાંધીજીની રાષ્ટ્રવ્યાપી પ્રવૃત્તિમાં કેન્દ્રિત થઈ ગયાં; પછી બધાં ક્ષેત્રોની બધી વ્યક્તિઓ એક જ મહાન વડલાની છાયામાં આવી ગઈ; ગુજરાત જ નહિ, સમગ્ર ભારતમાં આ રાષ્ટ્રાંદોલનો એકસૂત્રે બંધાયાં. ગુજરાત ભારતનું પથપ્રદર્શક થયું. ગુજરાતને સરદાર પટેલ, વિઠ્ઠલભાઈ પટેલ, અબ્બાસ તૈયબજી, મહાદેવ દેસાઈ, મશરૂવાળા, નરહરિ પરીખ, રવિશંકર મહારાજ, દાદા કાલેલકર, મામા ફડકે, અને ઈમામ સાહેબથી માંડી નાનામાં નાના સ્વયંસેવકોની મોટી ફોજ મળી. સ્વામી આનંદ અને ઇન્દુલાલ યાજ્ઞિક જેવા લહિયાયે મળ્યા; અને અનેક વિદ્વાનો મળ્યા; અને ગાંધીજી ગુજરાત વિદ્યાપીઠ જેવી રાષ્ટ્રીય કેળવણીની મહાન સંસ્થા, સત્યાગ્રહ આશ્રમ જેવી જીવનઘડતરની અનોખી સંસ્થા, 'નવજીવન' જેવી નવા પ્રકારની પ્રકાશન સંસ્થા ઇત્યાદિ સંસ્થાઓ સ્થાપી શક્યા.

આમ ગાંધીયુગના ઉદયકાળે સત્ય, પ્રેમ અને અહિંસાનો જે સૂર્ય પ્રકટ્યો, જેનો પહેલો પ્રકાશ ગુજરાતમાં પડ્યો અને જે પ્રકાશે ગુજરાતમાંથી સમગ્ર ભારતમાં વ્યાપક ચેતન પ્રકટાવ્યું, તે સૂર્યના પ્રાકટ્ય પૂર્વે ગુજરાતની અનેક વિભૂતિઓએ અને સંસ્થાઓએ આકાશનાં શ્યામળ અભ્ર ચીરી નાખ્યાં હતાં; અજ્ઞાન, વહેમ, અંધશ્રદ્ધા, અંગ્રેજ રાજ્યની ભૂરકી, ખુશામતખોરી, ઇત્યાદિનાં કાળાં વાદળ વિખેરી નાખ્યાં હતાં. ગાંધીયુગનો ભાનુ ૧૯૨૦માં પ્રકટ્યો ને ૧૯૪૭–૪૮ સુધી પૂર્ણ સ્વરૂપે પ્રકાશ અને ચેતના પ્રસારતો રહ્યો. હજુયે એની સ્મૃતિ આપણાં પ્રમાદ અને અપલક્ષણો ભસ્મીભૂત કરે એમ છે. તેના મૂળમાં એ આખા એક સૈકાનાં બલિદાનો, સફળ આંદોલનો, ધર્મ અને સંસ્કૃતિની જ્યોતિ, તેમ જ ગાંધીજી જેવી પરમ વિભૂતિનું પાદાર્પણ છે, એમનું સર્વસ્વ – અર્પણ છે.

ઇતિહાસ જેટલો ગર્વ ગાંધીયુગ માટે લેશે, તેટલો જ ગર્વ ગાંધીજી જેવી વિભૂતિ આપનાર એ ગત સૈકા માટે પણ લેશે.

# ગાંધીયુગ

શ્રી મગનભાઈ દેસાઈ
(મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ)

ગાંધીયુગ એટલે ૧૯૧૫ થી ૧૯૪૮ સુધીનો કાળ આપણે ગણી શકીએ. ૧૯૧૫માં ગાંધીજી સ્વદેશ પાછા ફર્યા અને ત્યારથી તે ૧૯૪૮માં સ્વધામ પહોંચ્યા, ત્યાં સુધી દેશમાં તેના એક મહાન યુગપરિવર્તક તરીકેનું કામ કર્યું.

આ વર્ષોમાં હિંદના દરેક પ્રદેશે પોતાનો ફાળો આપ્યો હતો. ગુજરાતે કાંઈક સવિશેષ ફાળો આપ્યો હતો એમ કહેવામાં, ગુજરાત કોઈ બીજા પ્રદેશો કરતાં ચડિયાતું છે, એ બતાવવાનો ભાવ મુદ્દલ નથી. વિશેષ ફાળો તેણે આપવાનું કામ કર્યું એ સૌ માને છે; તેમાં કારણ ઈશ્વરે ધાર્યું હતું એમ કહેવું જોઈએ; કેમ કે તેણે ગાંધીજીને ગુજરાતમાં જન્મ આપ્યો, અને બીજું, સ્વદેશી ધર્મના ઉપાસક તરીકે તેમણે પોતાનું પ્રારંભિક કાર્યક્ષેત્ર પોતાનો વતન-પ્રદેશ પસંદ કર્યો, અને તે એવા સંકલ્પની સાથે કે, "હું ગુજરાતી હોવાથી ગુજરાતી ભાષા મારફતે દેશની વધારેમાં વધારે સેવા કરી શકીશ એમ માનતો હતો. . . .' (આત્મકથા, ભાગ ૫ – પ્રકરણ ૯, પા. ૩૯૩)

આ સંકલ્પને લઈને તેમણે હિંદનું પોતાનું સેવાકાર્ય સાબરમતી આશ્રમથી શરૂ કર્યું અને સ્વભાષામાં તે વિષે વાતો કરવા લાગ્યા. આથી કરીને ગુજરાતને એમનું જીવન અને કાર્ય નજરોનજર જોવા જાણવા અને તેમાંથી શીખવા મળ્યું એનો ગુજરાતે બરોબર લાભ ઉઠાવ્યો અને તેનો ઘટતો જવાબ પણ તેણે આપ્યો. ગાંધીયુગમાં જે મહાન કાર્ય આપણા દેશે કરી બતાવ્યું, તેમાં ગુજરાતે પોતાનો પૂરેપૂરો હિસ્સો અદા કર્યો એટલું જ નહિ, અનેક નવીસવી અને વિચિત્રવિચિત્ર લાગે એવી બાબતો ગાંધીજીએ તેમના કાર્યક્રમમાં રજૂ કરી, તેની પહેલ કરવાનું ધૈર્ય અને સાહસ પણ ગુજરાતે આ યુગમાં દાખવ્યું. તે બધાની ખાસ અસર આજે પણ ગુજરાતના જાહેર જીવનમાંથી જોઈ શકાય છે.

હિંદની આઝાદીનો ખરાખરી ભરેલો ઇતિહાસ લગભગ ૧૦૦ વરસનો ગણીએ—૧૮૫૭ થી શરૂઆત સમજીને,—તો તે આખા સૈકામાં ગુજરાત પ્રદેશે પોતાનો ફાળો આપવા જેટલી જાગૃતિ સતત બતાવી છે અને ઉદ્યોગ, ધર્મ, અર્થ, સમાજસુધારો, શિક્ષણ, સાહિત્ય, તથા અંગ્રેજ કાળનું રાજકારણ—આ બધાં લોકજીવન ક્ષેત્રોમાં ગુજરાતે કીમતી કામ કરી દેખાડ્યું છે. પણ તેનું અખિલ ભારતીય મહત્વ એટલું બધું ન કહેવાય. ખાસ પહેલ કરી હોય તો કાંઈક અર્વાચીન ઉદ્યોગ ક્ષેત્રમાં. તે દૃષ્ટિએ જોતાં, આ સૈકાના આખા ગાળામાં ૧૯૧૫ પછીનો કાળ— એટલે કે, ગાંધીયુગ,—ગુજરાતનો સુવર્ણયુગ કહી શકાય. તે યુગમાં તેણે સર્વાંગીણ વિકાસ સાધ્યો અને અખિલ ભારતીય ક્ષેત્રે ધ્યાનપાત્ર સેવા બજાવી. અલબત્ત, એમાં મુખ્ય કારણ ગાંધીજી ગુજરાતી હતા અને ગુજરાત વાટે પોતાની અદ્વિતીય સેવા–પ્રવૃત્તિ આદરી એ હતું. ગુજરાતના આ ભવ્ય ઇતિહાસ-કાળની ટૂંકી સમીક્ષારૂપે એના મુખ્ય માગંરતંભો નીચે બતાવવાનો પ્રયત્ન છે.

૧. ઈ. સ. ૧૯૧૭માં ગાંધીજીએ અમદાવાદમાં પોતાનું થાણું નાખ્યું, ત્યારે ગુજરાત ભાગ્યે જ હિંદના રાજકીય નકશા પર ખાસ મહત્વનો એક પ્રદેશ ગણાતો હતો. લોકજીવનનાં બીજાં ક્ષેત્રો વિષે પણ એમ જ કહેવાય. સિવાય કે, વેપારરોજગાર અને કમાણી. તેમાંથી આજે ગુજરાત હિંદના રાજકીય નકશા પર શોભે એવું સ્થાન પામ્યો છે. સ્વ. શ્રી આનંદશંકર ધ્રુવે કહ્યું હતું એમ, "આ નવો જમાનો ગાંધીજીનું બાળક છે." એટલે એના પ્રવાહો પામવાને માટે ૧૯૧૭ બાદ ગાંધીજીએ જે આંદોલનો શરૂ કર્યાં તે જોવાં જોઈએ, કેમ કે પૂરી થતી પેઢીની યશ-ગંગાની ગંગોત્રી ગાંધીજી હતા.

૨. ઈ. સ. ૧૯૧૫માં હિંદમાં આવ્યા બાદ ગાંધીજીએ દેશમાં કામ કરવાની શરૂઆત સત્યાગ્રહાશ્રમની સ્થાપનાથી કરી. આશ્રમ એટલે અર્વાચીન હિંદને માટે જરૂરના એવા સમગ્ર-જીવનનો સર્વાંગીણ નમૂનો. દેશને જાગ્રત કરવો હોય તો રાષ્ટ્રજન તરીકેના સાચા જીવનનો નવો નમૂનો લોકો આગળ રજૂ કરવો જોઈએ. એમાં જીવનનાં બધાં પાસાં ઓતપ્રોત રહેલાં હોય. યુગ પ્રમાણે જરૂરી જીવનક્રાંતિ સાધવાની રીત, પ્રાચીન કાળથી, આવી રીતના આશ્રમો દ્વારા જ સધાતી આવી છે. અર્વાચીન કાળમાં પણ ગાંધીજીએ આ જ પ્રાચીન રીત લીધી. પૂર્વાચાર્યો પેઠે એમને પણ એ રીત સહજ હતી. અને એ રીત હિંદમાં ચાલી. ગુજરાતમાં અનેક સેવાકેન્દ્રો આમાંથી ફૂટ્યાં.

આશ્રમમથકમાંથી જે પ્રવૃત્તિઓ શરૂ થવા માંડી તે હવે જોઈએ.

૩. ગુજરાતમાં આ અગાઉ મૉડરેટ દળનું કાંઈક રાજકારણ ચાલતું હતું, અને તે મુખ્યત્વે અમદાવાદ જેવાં મોટાં શહેરમાં જ ને થોડાક વકીલો જેવા વર્ગો દ્વારા. આવા બેઠાડુ કામથી કાંઈ દહાડો નથી વળતો, એ પણ કેટલાક સમજતા હતા. પણ નવી ઢબ કઈ અને તે ઢબનો નેતા કોણ, એ સવાલો હતા. આવી દશામાં ગાંધીજીએ ગોધરા મુકામે ગુજરાત રાજકીય પરિષદની શરૂઆત કરી. એમાંથી જ આગળ જતાં ૧૯૨૦ બાદ ગુજરાત પ્રાંતિક સમિતિ જન્મી, કે જે આજ સુધી આપણા પ્રાંતનું રાજકારણી કેન્દ્ર રહી છે.

૪. આ પ્રવૃત્તિની સાથે જ અસ્પૃશ્યતાનિવારણ માટેની સંસ્થા સ્થપાઈ અને આશ્રમવાસી શ્રી મામાસાહેબ ફડકે તે કામમાં પડ્યા. શ્રી ઠક્કરબાપા તેના પ્રમુખ થયા. ૧૯૨૧ બાદ તેમાં ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક શ્રી પરીક્ષિતલાલ મજમુદાર જોડાયા. આગળ જતાં બીજા અનેક સેવકો તેમાં જોડાયા. અને ૧૯૩૨માં હરિજન સેવક સંઘ રચાયો ત્યારે આ સંસ્થા પ્રાંતિક હરિજન સેવક સંઘ રૂપે ગોઠવાઈ, અને આજ સુધી તે પોતાનું કામ કરે છે.

૫. આ જ કાળમાં ગાંધીજીએ સત્યાગ્રહી લડતની પોતાની ખાસ પદ્ધતિનો પણ પરિચય ગુજરાતને આપ્યો. વીરમગામ જકાત-બારી, ખેડા મહેસૂલ પ્રકરણ, અમદાવાદના મજૂરોનો સવાલ, આ ત્રણ અંગેની લડતો લડાઈ. તેમાંથી ગુજરાત માટે નવયુગના સેવકો સહેજે ચળાઈ આવ્યા, એ પણ નોંધવું જોઈએ.

આશ્રમની સાથે રાષ્ટ્રીય શાળા ચાલુ કરવામાં આવી હતી. ૧૯૨૦માં અસહકાર જાગ્યો તેની સાથે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ અને તેમાં અનેક સંસ્થાઓ જોડાઈ. આમ વિદ્યાપીઠ જન્મતાં ગુજરાતને અનેક સ્નાતક-સેવકો મળતા થયા, અને તેઓ પાંગરવા લાગેલા પ્રતિજ્ઞાપી સેવાવૃક્ષની સંભાળમાં લાગતા ગયા.

૬. આશ્રમ દ્વારા અજાણ્યે તો એક સામાજિક ક્રાંતિ થવા લાગી હતી સાદો ખોરાક, જાતમહેનત અને સાદું જીવન, સાદો પહેરવેશ, સ્ત્રીસન્માન, સ્વદેશી, સ્વચ્છતા અને જાજરૂસફાઈ, કોમ કે નાતજાતના યા અસ્પૃશ્યતાના, ઊંચનીચના ભેદો વગરનું એકસરખું હિંદી જીવન, ધર્મપરાયણ લગ્નપદ્ધતિ, સાદી અને સંગીતમય ઉપાસના, ઇત્યાદિ અનેક બાબતોનો પ્રથમ પરિચય ગુજરાતને આશ્રમે આપ્યો અને એમાં ઓછોવત્તો વખત રહી જનારા સેવકો આ બધાનો નવજીવનમંત્ર જનતામાં ફેલાવતા ગયા.

૭. અને આ નવમંડાણનો સંદેશ લોકોમાં સમજાતો જાય તે સારુ 'નવજીવન' સંસ્થાનો જન્મ થયો. તે દ્વારા ગુજરાત અને હિંદમાં એક નવા પ્રકારના પત્રકારત્વના પણ ગણેશ બેઠા. મને ખબર છે ત્યાં સુધી 'નવજીવન' શરૂ થયા અગાઉ ગુજરાતીમાં સાપ્તાહિક ખબરપત્ર હતાં, પણ કદાચ એકે એવું વિચારપત્ર નહોતું.

દેશના અને ગુજરાતના વ્યાપક જાહેરજીવનમાં આ રીતે નવું મંડાણ થયું. તેમાંથી આગળ શું થયું તે જોતા પહેલાં, આ નવયુગનું મુખ્ય અગ્રણી બળ કેવું જન્મ્યું એ જોતા જઈએ.

૮. ગાંધીજીની પ્રવૃત્તિ શરૂ થતાં એક ખાસ નોંધપાત્ર વસ્તુ બની તે એ કે, ૧૯૨૦ સુધી ગુજરાતના જીવનમાં થિયોસોફી, હોમરૂલ લીગ, ગુજરાત સભા, આર્યસમાજ, સંસારસુધારો, સમાજસેવા ઇત્યાદિ રૂપે જે છૂટી છૂટી કામગીરી ચાલતી હતી, તે ગાંધીજીની વિશાળ કાર્યપદ્ધતિ અને આધ્યાત્મિક સેવાદૃષ્ટિની અંદર ભળી ગઈ. ગાંધીજીની અપીલ માનવમાં રહેલી ધાર્મિક સેવા અને ત્યાગવૃત્તિને ઉદ્દેશીને હતી. ગાંધીજી પોતે એક સાધક હતા અને તે તરીકે તે દેશકામ કરતા હતા. સાધનાની નવી ઢબ જ તેમણે બતાવી. આથી આ બધાં કામોમાં પડેલા અનેક સેવકો, પોતે પોતાની શક્તિ પ્રમાણે નવું જીવન ગ્રહણ કરીને, ઉદય પામતી નવી જ ઢબના જાહેર જીવનમાં ગોઠવાઈ ગયા અને વિશેષ તો એ કે, આ બધાં ઝરણાંનો એક નદ બન્યો. તેનું કારણ એ કે, જાહેર સેવા અને રાજ-કારણને ગાંધીજીએ દેશપ્રેમ અને ધર્મની એક નવી દૃષ્ટિ આપી. ત્યાગ, બલિદાન અને સંયમ તથા આત્મશુદ્ધિપૂર્વક મૂક સેવાકામ કરવું, એ જાહેર સેવક માટે એક નવી દીક્ષાનો મંત્ર બની ગયો. ગોખલેની ભારત સેવક સમાજ પેઠે બંધારણયુક્ત સંગઠન ભલે એ ન બન્યું; પરંતુ કુટુંબ-ન્યાયે કામ કરતો એક નૈતિક સેવક સમાજ ઉદય થતો ગયો. બાહ્ય નજરે જોઈએ તો આવા સેવકોનું સંગઠન મુખ્યત્વે ૧. સત્યાગ્રહ આશ્રમ, ૨. ગુજરાત વિદ્યાપીઠ અને નવજીવન ૩. તથા પ્રાંતિક સમિતિ — એ ત્રણ કેન્દ્રોનાં કાર્ય મારફત થતું રહ્યું હતું.

૯. અને એના અગ્રણી સરદાર વલ્લભભાઈ થયા. ત્યારે તે 'સરદાર' નહોતા. ગાંધીજીના રાજકારણનો ઉદય થતાં જૂનું વકીલો દ્વારા ચાલતું બેઠાડુ રાજકાજ પૂરું થયું. એ રાજકાજમાં જીવ નહોતો. સરદાર વલ્લભ-ભાઈ એમાં ઝાઝું દૈવત જોતા નહોતા. પણ ગાંધીજીની રાજકારણી પદ્ધતિમાં એમણે બેધડક કામ કરવાપણું અને બહાદુરી જોયાં. એટલે વકીલાત છોડીને તે દેશના કામમાં પડયા.

આમ વકીલો અસહકારી રાજકારણમાંથી ૧૯૨૦થી દૂર થયા તે લગભગ ૧૯૩૫-૩૭ સુધી. પછી આમાં વળતાં પાણી થવા લાગ્યાં અને આજે ધીમે ધીમે પાછું જૂનું જ થઈ રહેશે કે શું એમ લાગે છે.

જાહેર સેવકોનો ધંધો ચોવીસે કલાકનો ગાંધીજીએ કરી મૂકયો. એ પરંપરાએ ગુજરાતમાં મૂળ નાખ્યાં છે. સ્વરાજ યુગમાં એ પરંપરા આગળને માટે કેવું સ્વરૂપ પકડશે તે હવે જોવાનું રહે છે. અહીંયાં એ નોંધવું જોઈએ કે, આ પરંપરાને ચાલુ રાખવા સ્વ. મહાદેવ દેસાઈના સ્મારક દ્વારે ગુજરાત વિદ્યાપીઠમાં સમાજસેવા મહાવિદ્યાલય શરૂ કર્યું છે.

૧૦. ઉપર આપણે જોયું કે, આ આખી પેઢી દરમિયાન પ્રાંતની મુખ્ય રાજકીય સંસ્થા ગુ. પ્રાં. સમિતિ રહી છે. યુગપિતાની કાર્યપદ્ધતિ રચના-કાર્ય દ્વારા સંગઠિત કરીને નવી જ ઢબનું રાજકારણ ચલાવવાની હતી. તે પ્રમાણે પ્રાંતિક સમિતિ પોતાનું કામ કરતી રહી છે. રેલસંકટ, પ્લેગ, દુષ્કાળ ઇત્યાદિ જેવાં આગંતુક કારણે, તેનાં રાહતકામોથી માંડીને સ્વરાજની લડતો લડવી, વગેરે કામો તે કરતી આવી છે. રાષ્ટ્રનાં અનેક રચનાત્મક કામોને તેણે મદદ કરી છે. ઉપરાંત તેણે સ્થાનિક સંસ્થાઓની તથા ધારા-સભાની ચૂંટણીઓમાં ભાગ લીધો છે, અને પ્રાંતની આ પાર્લમેન્ટરી ગણાતી પ્રવૃત્તિને વ્યવસ્થિત દોરી છે. ધીમે ધીમે કરીને તેમાં તેણે અદ્વિતીય સ્થાન મેળવ્યું છે.

૧૯૩૦ની લડત પછી દેશમાં સમાજવાદી પક્ષની વાતો શરૂ થઈ. ગુજરાતમાં પણ કેટલાક નવજુવાનો પોતાને સમાજવાદી કહેવડાવવા લાગ્યા. પણ એક પક્ષ ગણાય એવું સંગઠન તેઓ ભાગ્યે જ રચી શક્યા. કેમ કે દેશની આગળ મુખ્ય કામ સ્વતંત્રતાનું હતું; અને સ્વતંત્રતા આવ્યા વગર સમાજવાદ તો ડગલુંય ભરી ન શકે, એવી એની ફિલસૂફી છે. એટલે આ વાદ મોટે ભાગે વાતોનાં વડાં જ કરી શકે. તેથી દેશનાં કરવા જેવાં કામોને વરેલી પ્રાંતિક સમિતિને તે ડગાવી ન શક્યો.

વળી ગાંધીજીએ દેશને દરિદ્રનારાયણની સેવાનું જ ધ્યેય આપ્યું હતું, અને તેને માટે કાર્યક્રમ પણ આપ્યો. આથી સમાજવાદી લોકો ધ્યેયની દૃષ્ટિએ કોઈ રીતે આગળ નહોતા. એ વાદની નવમતવાદી ફિલસૂફી પણ લોકોને રુચે એવી નહોતી. ગાંધીજીએ બતાવેલા સંયમપ્રધાન છતાં સ્વતંત્રતાવાદી આચારવિચારની સરખામણીમાં આ નવમતવાદ લોકને અકારો થઈ પડયો.

હવે સ્વતંત્રતા આવી છે ત્યારે આ બાબતમાં શું થાય છે, તે જોવાનું રહે છે. આજે કોંગ્રેસે હવે પોતાનું મુખ્ય કામ પૂરું કર્યું છે; તે નવા ધ્યેયને સ્વીકારીને નવજીવનમાં પ્રયાણ કરે છે. તે વખતે તેની હરીફ થઈ શકે એવી એકે માતબર સંસ્થા કે રાજદ્વારી પક્ષ નથી. સામ્યવાદી તથા સમાજવાદી પક્ષો છે, પણ તે આજે તો કોઈ ખાસ પ્રતિષ્ઠાવાળા નથી. સ્વરાજ આવતાં હિંદુ મહાસભા પક્ષે મોટી આશા બાંધી કે, કોમી બુદ્ધિનો લાભ લઈ પોતે ઉપર આવી શકે. પરંતુ ગાંધીજીના બલિદાને અત્યારે તો એ આશાને સાવ ટાઢી પાડી દીધી છે અને કોંગ્રેસ સરકાર બિનકોમવાદી રાજ્ય સ્થાપના માટે દૃઢ મત ધરાવે છે.

૧૧. રાજકારણ પછી બીજાં ક્ષેત્રો પર આવતાં, કેળવણી મુખ્ય ગણાય. ગાંધીજીને મન રાજદ્વારી સ્વરાજ એક સાધન હતું. તે મેળવીને કરવાનું તો રાષ્ટ્રીય પુનર્નિર્માણનું રચનાકામ જ હતું, અને છે. તેમાં કેળવણી મુખ્ય છે. આ ક્ષેત્રમાં મુખ્ય કામ કરનાર સંસ્થા ગુજરાત વિદ્યાપીઠ રહી છે. ૧૯૨૦માં તે શરૂ થતાં, સરકાર જોડે અસહકાર સ્વીકારી ગુજરાતની અનેક સંસ્થાઓ તેની સાથે જોડાઈ.

૧૯૨૦-૨૧નો અસહકારી પવન પાંચેક વર્ષમાં મંદ પડવા લાગ્યો હતો. એકલી કેળવણીને પણ જો સરકારથી સ્વતંત્ર રાખીને પ્રજાકીય કરી શકાય, તોપણ અંગ્રેજ સરકારને માત કરીશું, એ આશા રહી નહોતી. ૧૯૨૪-૨૫ બાદ કોંગ્રેસે અસહકારને શિક્ષણમાંથી દૂર કર્યો. પ્રજામાંથી સરકારી શિક્ષણનો મોહ દૂર ન થયો. પરિણામે રાષ્ટ્રીય સંસ્થા-ઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઘટવા લાગી. આ સ્થિતિ પરથી વિચાર કરીને અનેક સંસ્થાઓ પાછી સરકારી થવા લાગી. આમ કેળવણી દ્વારા સ્વરાજ અને સ્વતંત્રતાનો ગાંધીજીનો પ્રયોગ ધીમે ધીમે ગુજરાત વિદ્યાપીઠમાં સીમિત થયો, અને તે આજ સુધી ચાલુ રહ્યો છે.

દક્ષિણામૂર્તિએ ગુજરાતના શિક્ષણમાં એક નવું બિંદુ ઉમેર્યું તે બાળ-શિક્ષણ. તેના નાયક સ્વ. ગિજુભાઈ બધેકા હતા. તેમણે નાનાં બાળકોના શિક્ષણનો વિચાર ગુજરાતમાં જગાવ્યો. આ હિલચાલ મોટાં ગામો કરતાં આગળ ન જઈ શકી, અને તેનો પ્રચાર ઉપલા વર્ગોમાં વિશેષ રહ્યો.

ઈ. સ ૧૯૩૭ બાદ વર્ધા યોજનાનો નવો વિચાર આવ્યો. તેમાં ગાંધીજીએ કેળવણી વિષેના પોતાના સમગ્ર દર્શનને પ્રત્યક્ષ રૂપ આપ્યું.

વળી તેને કારગત કરવા સારુ વિજ્ઞાનશુદ્ધ અને વહેવારુ રસ્તો બતાવ્યો. બાળશિક્ષણનાં કેટલાંય મુખ્ય તત્ત્વો એમાં આવી ગયાં. ઉપરાંત તેમાં આપણી રાષ્ટ્રીય જરૂર અને વહેવારની ભૂખ સંતોષવાપણું હતું. દક્ષિણામૂર્તિ સંસ્થા બંધ થતાં આ નવો વિચાર અપનાવીને શ્રી નાનાભાઈ ભટ્ટે ભાવનગર પાસે આંબલામાં ગ્રામદક્ષિણામૂર્તિ સ્થાપી, કેળવણી દ્વારા રચનાકાર્યનું કામ શરૂ કર્યું છે.

આ બધા પ્રવાહોમાં ગુજરાત વિદ્યાપીઠે પોતાનું કામ અક્ષત ચલાવ્યે રાખ્યું છે. શિક્ષણમાં અસહકાર દૂર થતાં તેણે રાષ્ટ્રીય સેવકો તૈયાર કરવાનું ધ્યેય સ્વીકારી દેશની સાચી સંગીન કેળવણી ઘડવાનો ઉદ્દેશ પોતાનો કર્યો. ગામડાં ભણી કેળવણીનું મોં હોવું જોઈએ, નહીં તો કેળવણી સાચા રાષ્ટ્રની નહીં બની શકે.

વિદ્યાપીઠની ઉત્પત્તિ એ વિચારમાંથી હતી કે, જે કેળવણી સ્વરાજ કે સ્વાતંત્ર્યથી વિમુખ છે તે કેળવણી જ નથી. માટે સ્વતંત્રતા અને સ્વરાજ મેળવવા મથવું, એ કેળવણીનું એક મુખ્ય અને મોટું કામ છે. કેળવણીમાં અસહકારનો સાદો અર્થ જ આ હતો. આથી કરીને વિદ્યાપીઠે ખાદી, અસ્પૃશ્યતા, કોમી એકતાને ખાતર તથા સ્વરાજની લડતને માટે વિદ્યાર્થી સંખ્યા સામે ન જોયું, અને કદ કરતાં ગુણને વહાલો કર્યો. ૧૯૩૦–૩૫માં તથા ૧૯૪૨–૪૫માં આ અર્થે તેણે પોતાનું સર્વસ્વ હોમ્યું. આનું ફળ સારું જ આવ્યું. તેનું કામ આખા ગુજરાતમાં નૈતિક રૂપે પથરાયું અને ભલે સંખ્યાબંધ વિદ્યાર્થીઓ એ સંસ્થામાં ન આવ્યા, પણ સ્વરાજની લડતની હાકલ વાગે તે વખતે તેમાં જોડાવું એ સાચી કેળવણી છે, એ મંત્ર વિદ્યાપીઠની જાગતી જ્યોતને લઈને બધે વ્યાપક બન્યો. આમ પોતાના મૂળ ઉદ્દેશમાં વિદ્યાપીઠે પૂરી સફળતા મેળવી.

૧૨. વિદ્યાક્ષેત્રમાં પણ એનું કામ એવું જ મૌલિક અને પાયારૂપ થયું. ઉદ્યોગનું કેળવણીમાં મહત્ત્વ, શિક્ષણનું માધ્યમ સ્વભાષા હોવી જોઈએ, હિંદુસ્તાનીનું રાષ્ટ્રભાષા તરીકે સ્થાન, અંગ્રેજીનું વધારેપડતું બહુમાન દૂર કરવું, દેશી ભાષાઓને બીજી ભાષા તરીકે શિક્ષણમાં સ્થાન, શિક્ષણમાં લલિતકળાઓનું મહત્ત્વ, શિક્ષણમાં ભાવના અને ચારિત્ર્યની ખિલવણીનું અગ્રસ્થાન, ઇત્યાદિ અનેક બાબતો તેણે શિક્ષણમાં નવી જ વિચારી અને અમલમાં ઉતારી બતાવી. આથી ગુજરાતમાં કેળવણીના વિચારો આ રીતે કદાચ પહેલવહેલા ઘડાયા. આ કામોને માટે જરૂરી પ્રકાશનો તેણે તૈયાર કરાવ્યાં. એમ કહેવાય છે કે, નવજીવન અને વિદ્યાપીઠે મળીને ગુજરાતી સાહિત્યમાં નવી જ ભાત પાડી, અને કેટલુંય મૌલિક સાહિત્ય પૂરું પાડ્યું. ગાંધીજીની પ્રેરણાથી જોડણીકોશનું કામ શરૂ થયું, તેણે ભાષાને પોતાનો ચાલુ કોશ આપ્યો. કેળવણીનાં અનેક અંગોને માટે સુઘડ પાઠ્યપુસ્તકો મળ્યાં. નવા ગુજરાતને માટે પ્રાથમિક વાચનમાળા આપી.

આ બધાનો સ્વાદ આજ સુધી ગુજરાતને રહેલો છે, અને એ કામ હવે સ્વરાજ આવતાં વધુ ચાલવું જોઈએ એમ ઇચ્છે છે.

૧૩. નવો યુગ જન્માવનારાં બળો મુખ્યત્વે ત્રણ ચાર હોઈ શકે છે:

૧. રાજકીય ક્રાંતદૃષ્ટિ,

૨. શિક્ષણમાં ક્રાંતદૃષ્ટિ,

૩. ધર્મ અને જીવનમાં ક્રાંતદૃષ્ટિ.

આ ત્રણેમાં અરસપરસ સંબંધ હોય છે. ત્રીજી ક્રાંતિ પાયાગત કે મૂળ હોય છે. અત્યાર સુધી આપણે ગાંધીયુગમાં થયેલી પહેલી બે ક્રાંતિ વિષે કાંઈક જોયું. ત્રીજી વિષે હવે જોઈએ.

૧૪. આ આખા યુગમાં પહેલી ક્રાંતિની સંસ્થા કોંગ્રેસ અને બીજીની સંસ્થા ગુજરાત વિદ્યાપીઠ છે. ત્રીજી ક્રાંતિ માટે એવી કોઈ સંસ્થા નથી. એ વિષે ગાંધીજીએ કહ્યું કે, હું સનાતની હિંદુ છું, મારો કોઈ અનુયાયી નથી, હું જ મારો સાચો અનુયાયી બનવા હંમેશ મથું છું. આમ તે પોતે જ ધર્મક્રાંતિની સંસ્થા હતા. અને અંતે શહીદ થઈ જે ધર્મકાર્ય કર્યું તે ખરેખર અવતારકાર્ય જેટલું મોટું અને મૌલિક ધર્મસંસ્થાપનાનું નીવડ્યું છે. અને એમ તે જિસસ પેઠે પોતે એક ધર્મસંસ્થા સદાને માટે બન્યા છે. આનું મૂલ્ય સમજવા ઇતિહાસ પર ઊડતી નજર નાખવી જોઈએ. તો જણાશે કે, આ પેઢી હિંદના અર્વાચીન ઇતિહાસની સોનેરી પેઢી છે. સૈકાઓથી એક પછી એક પસાર થતી સામાન્ય પેઢી આ નથી.

૧૫. જેને આપણે સનાતન હિંદુ ધર્મ કહીએ છીએ, તે હિંદના પ્રાચીન ઇતિહાસનું ફળ હતું એમ ગણાય. તેનું ચોક્કસ સ્વરૂપ હિંદમાં ઇસ્લામ આવ્યો તે પૂર્વે ઘડાઈ ચૂક્યું હતું. તેનાં બે પાસાં છે: એક તો તેનું જીવનદર્શન. જીવનમાત્ર એક અદ્વૈત છે; એને વફાદાર રહેવું જોઈએ. આ પાસું દુનિયાનાં દર્શનોમાં આજ સુધી અપૂર્વ, અદ્વિતીય છે.

બીજું પાસું ઇતિહાસના સૈકાઓમાં હિંદુજીવન જેવું ઘડાયું તે છે. અનેક જાતિઓ અને પ્રજાઓ દેશમાં આવતી ગઈ અને એક સમાજ રચતી ગઈ. તેમાં ઊંચનીચ અને અસ્પૃશ્યતાનો ખ્યાલ ઘૂસ્યો. અદ્વૈતનો ઉપાસક સમાજ આવી ભૂલ કરી બેઠો. પણ સનાતન ધર્મમાં એ "અદકેરું અંગ" એમ રૂપે રહ્યું છે. ઇસ્લામે તેથી તેના પર વિજય મેળવ્યો, પણ ધીમે ધીમે તે પણ વટલાયો અને બંને ધર્મ સરખા રીઢા બની ગયા. તેથી જ શિસ્ત, કવાયત અને રાષ્ટ્રધર્મવાળી ગોરી પ્રજાઓ આવી ત્યારે તેમના ઉપર ફાવી ને રાજ્ય સ્થાપી શકી.

આ બંને કાળમાં જે પુનરુત્થાન થયાં તેના આદિપુરુષો ધર્મપુરુષો હતા. ઇસ્લામકાળમાં રામાનંદ, કબીર, નાનક, રામદાસ વગેરે થયા. તેમના ધર્મદૂધને પીને શીખ-મરાઠાઓ જાગ્યા. અંગ્રેજ કાળમાં પણ આપણે ધર્મબળથી જ આગળ વધ્યા છીએ. આ બળ ગાંધીની પેઢીમાં વ્યાપક અને વધુમાં વધુ પ્રેરક બન્યું. નાતજાતની વાડાબંધી અને ઊંચનીચતા તથા અસ્પૃશ્યતા — આ ઝેર સામે લડીને આપણી પેઢીએ સનાતન હિંદુ ધર્મનું સાચું તેજ પ્રગટ કર્યું. જેટલું તે પ્રગટ કર્યું તેટલું આપણે ફાવ્યા. આમ સાચા સનાતન હિંદુધર્મનું બળ ગાંધીજીએ ફરી દાખવી બતાવ્યું છે અને આપણને ચેતવી ગયા છે કે, આ ઝેર જો હિંદુઓ નહીં કાઢે તો હિંદુસ્તાન અને હિંદુ ધર્મ નાશ પામશે. તેથી જ આપણે શરૂમાં જોયું તેમ, આર્યસમાજ, બ્રહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, થિયૉસૉફી ઇત્યાદિ ધર્મસ્રોતો આ પેઢીમાં કૃતકૃત્ય થઈ નવા ધર્મબળમાં લીન થતાં ગયાં. આવા વ્યાપક બળની અસર જીવન અને ધર્મનાં બધાં અંગો પર તથા સમાજની વિધવિધ સંસ્થાઓ ઉપર પડી છે.

૧૬. આમ પસાર થયેલા આ ગાંધીયુગની જવાબદારી ગુજરાતને માટે વિશેષ આવે છે. ગાંધીજીનો પ્રાંત હોઈને દેશ તેની પાસે એમના વિચારો અને આદર્શોનું પરિપાલન વિશેષ કરીને થતું જોવા ઇચ્છે છે. તેમાંય હવે ગુજરાત રાજ્ય થવાથી એ આશા વધારે સતેજ બની છે. સ્વતંત્ર સ્વરાજના પ્રશ્નો અવનવા છે. તેમને ઉકેલવાનો આ સમય આવ્યો ત્યારે ગાંધીજી નથી; એમનો અક્ષરદેહ અને એથી વધારે અક્ષર એવી, લોકહૃદયમાં અંકિત થયેલી ક્રાંતિ એમની ઉચ્ચ ભાવનાઓ એમની ગેરહાજરીના અવેજરૂપે આપણી પાસે છે, તે આત્મસાત્ કરીને ગુજરાત હવેથી પોતાની સ્વરાજયાત્રા ચલાવશે અને એ રીતે પોતાનો ફાળો અખિલ ભારતીય સેવાનિધિમાં આપશે, એવી આશા છે.

# સ્વાતંત્ર્ય સંગ્રામના શહીદો

શ્રી કાંતિલાલ શાહ
(રાજકોટ)

શહીદોં કી ચિતાઓં પર જુડેંગે હર વરસ મેલે,
વતન પર મરનેવાલોંકા યહી બાકી નિશાં હોગા;
ઇલાહી વહ ભી દિન હોગા જબ અપના રાજ દેખેંગે,
જબ અપની હી જમીં હોગી, ઔર અપના આસમાં હોગા.

ગુજરાતના એક સુપ્રસિદ્ધ નગરમાં કોંગ્રેસની છત્રછાયા નીચે ભારતના મુક્તિ પર્વનો મહામેળો મળી રહ્યો છે. આ મેળામાં ભાગ લેવા ભારતના ખૂણે ખૂણેથી હજારો લાખો દેશપ્રેમી નરનારીઓ દેશના નવનિર્માણનો વિચાર કરવા એકઠા થઈ રહ્યા છે. એ પુનિત પ્રસંગે હું દેશના એ તમામ દેશભક્તો અને શહીદોને વંદન કરું છું. જેમણે ભારતના મુક્તિયજ્ઞમાં પોતપોતાનો ફાળો નોંધાવ્યો હોય, દેશના ફૂલબાગને મહેકતો કરવા જેમણે પોતાનાં હાડમાંસનાં ખાતર પૂરી લોહીપરસેવાનાં સિંચન કર્યાં હોય, દેશની શાન જાળવવા જેમણે પોતાનાં જીવતર સસ્તાં કર્યાં હોય અને દેશને ગુલામીની ધૂંસરીમાંથી મુક્ત કરવા જેમણે ભારેમાં ભારે કુરબાની આપી હોય !

આ દિવસ જોવા માટે કેટકેટલા દેશભક્તો અને શહીદો જીવનભર ઝંખતા રહ્યા ? આ દિવસ વહેલો લાવવા કેટકેટલા દેશબંધુઓએ હસતે મુખે લાઠીઓના માર ખાધા, ગોળીઓ ઝીલી, દંડ, જપ્તી અને ચાબુકના પ્રહારો સહન કર્યા, કેટકેટલાં ભાઈબહેનો જીવતેજીવ કારાગારનાં કબ્રસ્તાનમાં જીવનભર દફનાઈ ગયા ? આ બધા વીરો અને વીરાંગનાઓનો વિચાર કરીએ છીએ ત્યારે ૧૮૫૭થી માંડીને ૧૯૪૭ સુધીના લગભગ એક સદીના ઇતિહાસનાં અજવાળાં પથરાઈ જાય છે અને આપણી નજર સામે બંગાળ અને આસામ, બિહાર અને ઉત્તરપ્રદેશ, કાશ્મીર અને પંજાબ, સિંધ અને રાજસ્થાન, મહારાષ્ટ્ર અને ગુજરાત, આંધ્ર અને કેરળ, પ્રાંતે પ્રાંતના અસંખ્ય વીરો અને શહીદોની કતારની કતાર કૂચ કરતી ચાલી જાય છે. નાનાસાહેબ અને તાત્યા ટોપે, રાણી લક્ષ્મીબાઈ અને કુંવરસિંહ, લોકમાન્ય તિલક અને નરવીર લાલાજી, ચાફેકર બંધુઓ અને નાટુ બંધુઓ, ખુદીરામ બોઝ અને કનૈયાલાલ દત્ત, ભગતસિંહ અને ચન્દ્રશેખર આઝાદ, રામપ્રસાદ બિસ્મીલ અને અશફાક ઉલ્લાખાન, ગણેશશંકર વિદ્યાર્થી અને વસંત-રજબની બંધુ બેલડી, વિનોદ કિનારીવાળા અને હેમુ કલાણી, જતીનદાસ અને જતીન મુખરજી, માસ્તરદા સુર્યસેન અને તારકેશ્વર દસ્તીદાર, ભાઈલાલભાઈ પટેલ અને રતિલાલ વૈદ્ય, સેવા વીર ચમનભાઈ અને સદા સત્યાગ્રહી ફૂલચંદભાઈ અને શિવાનંદજી આમ અસંખ્ય શહીદોની મૂર્તિઓ આંખ સામે તરવરે છે અને ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામની પુનિત યાદ જગાડી જાય છે.

ગુજરાતનો સ્વાતંત્ર્ય સંગ્રામ પણ ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામના એક ભાગ રૂપે જ લડાયો છે. દેશની મુક્તિને નજર સમક્ષ રાખીને ગુજરાતના વીરો પણ રણસંગ્રામમાં બહાદુરીથી લડ્યા છે. સર્વસ્વ અર્પણ કરી ફના-ગીરીને પંથે વળ્યા છે. આ પ્રસંગે એમાંના થોડા શહીદો જે આઝાદીની લડાઈના પ્રતીક બની ગયા છે એમના જીવન પ્રસંગોનો અહીં ઉલ્લેખ કરી એમના આત્માને અંજલિ આપીએ. ગુજરાત અને સમગ્ર ભારતના સંગ્રામ વીરોએ અને સમસ્ત પ્રજાએ આઝાદીના મહાયજ્ઞમાં પોતાનાં તન, મન અને ધન અર્પીને જે કંઈ ફાળો આપ્યો છે તે બધાંને આપવાની અંજલિ આ શહીદોની અંજલિમાં સમાઈ જાય છે.

આ લેખ પૂરતી તો ગુજરાતના શહીદોની જ વાત કરીએ.

સૌથી પહેલાં યાદ આવે છે એ દૂધમલિયો કિશોર રતિલાલ સાંકળચંદ વૈદ્ય. હજી એને મોઢે મૂછનો દોરો ફૂટ્યો નથી. ૧૯૩૦માં ગાંધીજીની હાકલ પડતાં જ દેશભરમાંથી જે સંખ્યાબંધ યુવાનો અને કુમારોએ શાળા છોડી સત્યાગ્રહ સંગ્રામની લડતમાં ઝંપલાવ્યું એમાંનો તે એક હતો. શરૂ શરૂમાં તો અમૃતલાલ શેઠ, બળવંતરાય મહેતા, મણિશંકર ત્રિવેદી અને એવા નેતાઓને જ પકડવાની સરકારી નીતિ હતી, પણ સંગ્રામ જેમ જેમ જોરમાં ચાલ્યો તેમ તેમ નાના સૈનિકોને પણ પકડવાની સરકારને ફરજ પડી. રાણપુરની સત્યાગ્રહની છાવણીમાં લડતાં લડતાં એ કિશોર બીજા સંખ્યાબંધ યુવાનોની સાથે પકડાયો અને તેને ત્રણ મહિનાની જેલ મળી. એ સાબરમતી જેલમાં ગયો પણ એ વખતના સંગ્રામનો જુવાળ એવા જોશથી ચડ્યો હતો કે સાબરમતી જેલ તો થોડા દિવસમાં જ ઊભરાઈ જતી. આથી દર મહિને સાબરમતી જેલમાંથી સત્યાગ્રહી કેદીઓની બદલી બીજી જેલોમાં કરવામાં આવતી. રતિલાલ વૈદ્યનું નામ પણ આ બદલીની યાદીમાં આવી ગયું. બસો બસોના જથ્થામાં કેદીઓને મોકલવામાં આવતા. રતિલાલ વૈદ્ય પણ આવા એક જથ્થામાં યરોડા જેલમાં સરકારી હુકમ અનુસાર જઈ પહોંચ્યો.

એ વખતની યરોડા જેલ જુલ્મો અને સીતમો માટે નામચીન બની ગઈ હતી. ભલભલા સત્યાગ્રહીઓને નમાવવા, હરાવવા, દબાવવા અને માફી મગાવવા માટે ત્યાં ભારેમાં ભારે સખતાઈ ગુજારવામાં આવતી. એનો ભયાનક દરવાજો, ૬૦૦૦ જેટલા કેદીઓને સમાવતી એની ઊંચી કાળા પથ્થરની દીવાલો નવા આવનાર કેદીઓના દિલમાં ડર પેદા કરી દેતાં હતાં. વળી હર પળે દંડો ઉગામતા ત્યાંના કાળાં મોઢાંવાળા નવી ભરતી કરેલા પોલીસો નવા આવનાર કેદીઓના દિલમાં પહેલા દિવસથી જ ભયંકર ત્રાસ આપી ધાક બેસારી દેવાની પોતાની ફરજ સમજતા. જેલના એ તોતિંગ દરવાજામાં પેસતાં જ સત્યાગ્રહી કેદીઓ ઉપર ઠુંસા, લાત અને દંડાના પ્રહાર થતા, એમનો સામાન બધો ફેંદાઈ જતો, ફેંકાઈ જતો અને લુંટાઈ પણ જતો. સત્યાગ્રહી કેદી પોતા માટે ચંપલની જોડી, સાબુની ગોટી કે પાવડરની ડબી સાથે લાવ્યો હોય તો એ તે જેલના પોલીસોની જ મિલ્કત બની જતી. રતિલાલને પણ આ બધી વિધિ–ક્રિયામાંથી પસાર થવું પડ્યું.

એ પછી રાત પડતાં જ બીજા કેદીઓની સાથે જેલનો જાંઘિયો અને બંડી પહેરી સંખ્યાબંધ કેદીઓના હાથમાં ફરી જતી જની ગંધાતી પથારીમાં સૂવાનું મળ્યું. માંકડોની હારની હાર ચાલતી ને આખી રાત જંપ લેવા ન દેતી છતાં પથારીમાંથી ઊભા થવાય નહિ. ઊઠ્યા કે અંદર પુરાએલા કેદી વૉર્ડરનો દંડો પડ્યો જ છે, "સો જાવ યહાં ક્યોં બેઠા હૈ? યે મૌસીકા ઘર નહીં હૈ, સાલા! સમજ લેના." વગેરે પુષ્પવૃષ્ટિ તો વૉર્ડરના મુખમાંથી વરસતી જ હોય.

રાત્રે પેશાબ કરવા જવું હોય તો પણ મના. જ્યારે લાચાર થઈને કોઈ ત્યાં ને ત્યાં પેશાબ કરવાની અણી ઉપર આવે ત્યારે બે દંડા લગાવી

પિતાનો બોજો હળવો કરવાની તેની ઉમેદ હતી અને તે તેણે લડતાં લડતાં શહીદીને વરીને સિદ્ધ કરી બતાવી. એ અમર બની ગયા.

અડાસના ગોળીબાર વખતે જે વિદ્યાર્થીઓ ઘવાયા હતા તેમાંના લુણાવાડાના શ્રી જયંતીલાલ હીરાલાલ દવે પણ એક હતા. તેઓ ગોળીબારમાં સખત રીતે ઘવાયા હતા. પગમાં ગોળી વાગવાથી તેમનો એક પગ હૉસ્પિટલમાં કપાવી નાખવો પડ્યો હતો. આમ તેઓ શહીદ ન થયા પણ શહીદીને ભુલાવે એવી જીવનભરની અપંગ દશામાં મુકાઈ જઈ જીવિત શહીદ બની ગયા. પાછળથી તેમણે અભ્યાસ પૂરો કરી એલએલ. બી. પણ પૂરું કર્યું ને કાયદાના ગ્રૅજ્યુએટ બન્યા. હાલ તેઓ અમદાવાદ શહેર સુધરાઈમાં કામ કરી રહ્યા છે. અડાસ ગોળીબારના સ્વાર્પણના ઐતિહાસિક પ્રસંગના તે જીવંત પ્રતીક છે.

અડાસ ગોળીબારના કિસ્સામાં એક એ વાત પણ ન ભુલાવી જોઈએ કે પોલીસોએ ગોળીબાર કરી, સંખ્યાબંધ વિદ્યાર્થીઓને ઘાયલ કર્યા ને પાંચને મારી નાખ્યા. એ પ્રસંગે ઘવાયેલાઓ ને મૃત્યુ તરફ જઈ રહેલાઓ 'પાણી પાણી' કરતા રહ્યા, પણ તેમને ન તેમણે પાણી આપ્યું, ન ગ્રામજનોને આપવાની છૂટ આપી. આ દેશભક્તોને પાણી વિના તરફડતા જોવામાં અને વધુ ને વધુ અમાનુષી સિતમ ગુજારવામાં સામ્રાજ્યના એ પોલીસોએ પોતાની વફાદારીની સાર્થકતા માની. બ્રિટિશ સામ્રાજ્યના ઇતિહાસમાં જે અનેક જુલમો થયા છે તેમાં આ અમાનુષી જુલમ એની કાળી કારકિર્દીમાં હંમેશને માટે કાળા ડાઘ રૂપે રહેશે.

વિદ્યાર્થીઓના સામનાની વાત ચાલી રહી છે ત્યારે દૂર દૂર ગુજરાતને સીમાડે પહેરેગીરની જેમ ઊભેલા નંદરબાર શહેરના કુમળી વયના કિશોરો બાળકો બાલિકાઓ અને ગામનાં બલિદાનોની પરંપરાનો પ્રસંગ યાદ આવે છે. નંદરબારની આઝાદી સંગ્રામના ઇતિહાસ ગગનમાં શુક્ર તારાની જેમ ચમકી જાય છે.

'૪૨ ના સંગ્રામને એક માસ પૂરો થવા આવ્યો છે. સરકારી પોલીસોના જુલ્મો અને દમનને પરિણામે આખા દેશમાં રોષની જ્વાળા પ્રગટી રહી છે અને આઝાદી યજ્ઞમાં નિત નવાં બલિદાન આપવા યુવાનો, વિદ્યાર્થીઓ ગ્રામજનો અને શહેરીજનો જે સૂઝે તે રસ્તો હાથ ધરી લડતનો કાર્યક્રમ અમલમાં મૂકી સામ્રાજ્યનો સામનો કરી રહ્યાં છે. નવમી ઑગસ્ટ પછી બરાબર એક મહિને નંદરબારના વિદ્યાર્થીઓ અને નગરજનોએ માસિક તિથિ ઊજવવાનું નક્કી કર્યું અને એના ભાગરૂપે સવારમાં પ્રભાતફેરી, સરઘસ સભા વગેરે કાર્યક્રમ યોજાયા. સવારમાં પ્રભાતફેરી નીકળી તેમાં અનેક પ્રભાતિયાં અને રાષ્ટ્રગીતોની સાથે સાથે યુદ્ધગીતો ગવાતાં હતાં. તેમાં "સોનેવાલે જાગ ઊઠે હમ આજ હી મરને વાલે હૈં" એ ગીત ગાતાં ગાતાં જુવાનો શિરીષચંદ્ર પુષ્પેન્દ્ર મહેતાની સરદારી નીચે નંદરબારની શેરીઓમાં નીકળ્યાં ત્યારે કોને ખબર હતી કે એમના મુખમાંથી નીકળેલા શબ્દો કાળબોલ બની ઇતિહાસને ચોપડે અમર બની જવાના છે?

પ્રભાતફેરી તો ગલીએ ગલીએ ભમી ચોકમાં આવી પૂરી થઈ. સૌ વિદ્યાર્થીઓ વીખરાયા એ પછી દસેક વાગ્યા એટલે વિદ્યાર્થીઓનાં ટોળાં હાઈસ્કૂલ આગળ જમા થયાં. શિરીષકુમાર નામના આગેવાન વિદ્યાર્થીની હાકલ પડી. આજે '૪૨ ના સંગ્રામની માસિક તિથિ છે. આજે દરેક વિદ્યાર્થીનો ધર્મ છે કે સરકારની ગુલામીના કારખાના સમી શાળા કૉલેજ છોડી બહાર મેદાને પડે, કાયરતા છોડે અને મહાત્માજીએ આપેલો 'કરેંગે યા મરેંગે'નો મંત્ર સાર્થક કરે. વિદ્યાર્થીઓએ એ હાકલ ઝીલી લીધી. શાળામાં સખત હડતાલ પડી. ત્યાંથી શિરીષભાઈની આગેવાની નીચે સરઘસ નીકળ્યું. ફરતાં ફરતાં એ ગામમાં હડતાલ પડાવતાં પડાવતાં સરઘસ આગળ વધ્યું તેમ તેમ ગામના અન્ય જુવાનો, નગરજનો, વેપારીઓ વગેરે એમાં જોડાયા. નંદરબારની લડતના ઇતિહાસમાં આવું પ્રચંડ સરઘસ કદી નીકળ્યું ન હતું. સરઘસ આગળ ચાલતાં ચાલતાં ગાંધી ચોકમાં થઈ એક સાંકડે રસ્તે થઈ માણેકચોકમાં આવી પહોંચ્યું. એટલામાં લાઠીધારી અને બંદૂકધારી પોલીસ લૂંટાઈ જતા સામ્રાજ્યનું રક્ષણ કરવા આવી પહોંચી. પોલીસ સત્તાવાળાઓએ સરઘસને આગળ વધતું અટકાવ્યું ને લોકોને વીખરાઈ જવા હુકમ કર્યો. લોકો વીખરાયા નહીં પણ આઝાદીના જયઘોષ ગજવવા લાગ્યા. એટલે સત્તાવાળાઓએ લાઠીમારનો હુકમ આપ્યો. લાઠીમાર ચાલતો હતો એટલામાં કોઈ અજાણ્યા માણસે અંગત વેરઝેરને કારણે ફોજદાર પર છરી હુલાવી, આથી વાતાવરણ તંગ બની ગયું અને તરત જ ગોળીબારના હુકમ છૂટ્યા. એક તો પોલીસો નવી ભરતી કરેલા હતા, વળી તેમને આજના દિવસની કામગીરી માટે સારી પેઠે દારૂ પિવડાવી નશો કરાવવામાં આવ્યો હતો. લાઠીમારથી મોરચા ઉપરની નાની નાની બાળાઓ નીચે બેસી ગઈ એટલે શિરીષકુમાર મહેતાની સરદારી નીચે થોડા બહાદુર જુવાનો આગળ ધસી આવ્યા. સરકારી પોલીસની બંદૂકમાંથી ગોળી છૂટી. એક ગોળી છૂટી સીધી ગાય ઉપર. ગાય બરાડા નાખતી લોહી નીગળતી હાલતમાં ત્યાં ને ત્યાં ફસડાઈ પડી ને થોડી વારમાં તરફડીને પ્રાણ છોડ્યા. આગલી હરોળમાં બેઠેલી બાળા ઉપર નિશાન લગાવીને પોલીસો હજી ગોળી છોડવા ઘોડો દબાવે એટલામાં શિરીષ તેના સાથીઓને લઈ આગલી હરોળમાં ધસી આવ્યો ને બંદૂક તાકનાર પોલીસો સામે છાતી ખુલ્લી કરીને હાથ ફેલાવી પડકાર કરવા લાગ્યો, "નરાધમો! આ નિર્દોષ ગાયો અને નાની બાળાઓ ઉપર શા માટે ગોળીઓ છોડો છો? ગોળીઓ છોડવી જ હોય તો આ ઊભો અહીં! જેટલી ગોળીઓ મારવી હોય તેટલી મારા ઉપર અને મારા સાથીઓ ઉપર મારો. મરવા અમે તૈયાર છીએ."

પોલીસોએ ગોળી છોડી. પહેલી ગોળી શિરીષની છાતીમાં લાગી ધખધખ કરતું લોહી નીકળવા માંડ્યું. એનાં કપડાં લોહીથી રંગાઈ ગયાં. આમ છતાં તે અડગ ઊભો રહ્યો. 'ચલાવો ગોળી' તે બોલ્યો. બીજી ગોળી છૂટી તે પણ એના શરીરને વીંધીને સીધી ચાલી ગઈ. તોપણ એ જુસ્સાથી ઊભો રહ્યો. ત્રીજી ગોળી લાગી ત્યારે એ લથડ્યો ને ઊભો રહેવા કોશિશ કરતો હતો ત્યાં એક પોલીસે આવી તેને બંદૂકનો કુંદો માર્યો. શિરીષકુમાર વંદેમાતરમ્‌ના પોકારની સાથે ધરતી પર ઢળી પડ્યો. આ ધમાલમાં બે નાની બાળાઓ પણ પોલીસની ગોળીથી ઘવાઈને ચીસો નાખતી પડી મરી ગઈ.

શિરીષના પડ્યા પછી પણ તેના સાથીઓ અને સરઘસ પર ગોળીઓનો મારો ચાલુ હતો. તે દિવસે પોલીસના ગોળીબારથી બીજા ચાર બાળકો ઘવાયા અને શહીદ થયા. એમના નામ હતાં:

| | |
|---|---|
| ધનસુખલાલ ગોરધનદાસ શાહ | ઉંમર વર્ષ ૧૨ |
| લાલદાસ બુલાખીદાસ શાહ | ઉંમર વર્ષ ૧૪. |
| ધનશ્યામ ગુલાબચંદ શાહ | ઉંમર વર્ષ ૮ |
| શશિધર નીલકંઠ કેતકર . | ઉંમર વર્ષ ૧૦ |

નંદરબારમાં સામ્રાજ્યના ઠેકેદારો માટે એ દિવસ ખૂની દિવસ બની ગયો અને દેશભક્તો માટે એ પર્વનો દિન બની ગયો. નંદરબારમાં બ્રિટિશ સામ્રાજ્યની ગોળીથી જ્યાં આ બાળકો ને કિશોર વીંધાઈને શહીદ બન્યા એ માણેકચોક તે દિવસથી હુતાત્માઓનો ચોક બની ગયો. નંદરબારના લોકોએ એમની યાદમાં સ્મારક સ્થંભ ઊભો કરવાનો અને બીજી રચનાત્મક પ્રવૃત્તિઓ ચલાવવાનો નિર્ણય કર્યો. આજે નંદરબારમાં જુવાનો, નગરજનો અને વેપારીઓ મળી દેશનું જે કલ્યાણકાર્ય કરી રહ્યા છે તેની પાછળ નંદરબારના આ નિર્દોષ સુકુમાર તરુણ અને બાળક શહીદોની પ્રેરણા પડી છે. કાળનો પડદો ફરી ઊપડે છે. બીજાં ચાર વરસ વીતી ગયાં છે. ગુજરાતના પાટનગરમાં એક જુદું જ દૃશ્ય રજૂ થાય છે. હિંદુ મુસલમાનની કોમી એકતાને સ્વતંત્રતાની પ્રાપ્તિના કાર્યક્રમમાં જો અગત્યનું અંગ ગણવામાં આવ્યું છે તો કોમી વિખવાદ એ સામ્રાજ્યની જીવનદોરી ટકાવવા માટે શાહીવાદીઓનું એક સબળ હથિયાર મનાયું છે. એ વખતમાં જ્યાં જ્યાં રાષ્ટ્રવાદ જોર પકડતો ત્યાં ત્યાં કોમી વિખવાદ જગાડી હિંદુ-મુસ્લિમ

હુલ્લડ પેદા કરી પાંચ પચીસનાં ખૂનો કરાવી લોકશક્તિને છિન્નભિન્ન કરવાની એક પણ તક સામ્રાજ્યના સમર્થકો ચૂકતા નહીં.

અમદાવાદમાં દર વરસે રથયાત્રાનું સરઘસ નીકળતું તેમ ૪૬ ના જુલાઈ-માં નીકળ્યું. શાહીવાદીઓના કાવતરાંથી ઉશ્કેરાયેલા થોડા ભાડુતી ગુંડાઓએ હુમલો કર્યો. પરિણામે બંને જાતિ વચ્ચે હુલ્લડ ફાટી નીકળ્યું. હિંદુ મુસલમાનનાં ને મુસલમાન હિન્દુનાં ગળાં કાપવા તત્પર થઈ ગયા. આખું અમદાવાદ બે ભાગમાં વહેંચાઈ ગયું. જ્યાં જ્યાં તક મળે ત્યાં ત્યાં એક કોમના ગુંડા બીજી કોમના માણસને પાડાની જેમ જેવા છરા હુલાવી ઘાયલ કરવા લાગ્યા. અમદાવાદના રાજમાર્ગ ઉપર રસ્તામાં, ગલીઓમાં ચોકમાં, ચૌટામાં ધોળે દિવસે ખૂનો થવા લાગ્યાં. આ બધાની પાછળ સરકારનો હાથ હતો એમ છડે ચોક બોલાઈ રહ્યું હતું. આગ ઠારવા માટે અને લોકોને શાંત કરવા માટે સરકાર બહારથી કોશિશ કરતી હોય તેવો દેખાવ રજૂ કરતી, પણ અંદરખાનેથી એની જ નીતિને કારણે આ હુલ્લડો ઊભાં થતાં હતા એ વિષે સમજદાર માણસોના દિલમાં જરા પણ શંકા ન હતી. આ સ્થિતિમાં કોંગ્રેસ જેવી સંસ્થા હુલ્લડો બંધ કરાવી શહેરમાં શાંતિ સ્થાપવા પ્રયત્ન કરે એ દેખીતું હતું. આ માટે નિવેદનો દ્વારા, છાપા-ઓમાં લેખ દ્વારા, પત્રિકા દ્વારા, અપીલો બહાર પડતી. આગેવાનો શાંતિ સ્થાપવા માટે લોકોને અનુરોધ કરતા અને નાગરિકોને આ કામમાં સાથ આપવા વિનંતી પણ કરતા. પણ અમદાવાદમાંથી ડહાપણ અને બહાદુરીએ દેશવટો લીધો હતો અને છળકપટ, દગાફટકા અચાનક છૂરીબાજી અને કાયરતાની બોલબાલા હતી. કોંગ્રેસ કાર્યકરોએ નિર્ભય બની હુલ્લડવાળા લત્તામાં જવાનું શરૂ કર્યું. કુમારી ઇંદુમતી શેઠે આ પ્રસંગે બહાદુરી બતાવી જ્યાં જ્યાં છરીઓ ઊડતી હતી એ લત્તામાં જઈ શાંતિ સ્થાપવા પ્રયાસ કર્યો. આમ છતાં અમદાવાદમાં રાજમાર્ગ પર ઘવાયેલાઓની ચીસો સંભળાતી. છરીઓ ઊછળતી. દંડાબાજી ચાલતી અને ટોળાબાજી વચ્ચે અથડામણના પ્રસંગો પણ ઊભા થતા. એ વખતે શહેરમાંથી સમાચાર મળ્યા કે જમાલ-પુરમાં બે કોમો વચ્ચે ભયંકર અથડામણ થઈ રહી છે અને એક કોમના ઘણા બધા ભાઈઓ ફસાઈ ગયા છે. અમદાવાદમાં થોડા વખતથી જ કોંગ્રેસ અને સેવાદળની પ્રવૃત્તિ ચલાવતા ભાઈ રજબઅલીને કાને દુઃખનો આ પોકાર પડ્યો.

રજબઅલી જુવાન હતા. છેલ્લાં સાત આઠ વરસથી કૉલેજ છોડી દેશનું કામકાજ કરી રહ્યા હતા. રાજકોટનો સત્યાગ્રહ અને '૪૨ ની લડતમાં ભાગ લીધો હતો. જેલયાત્રા કરી એનો અનુભવ પણ મેળવ્યો હતો. સૌરાષ્ટ્રમાં ઘણા વખતથી વિદ્યાર્થીઓમાં, જુવાનોમાં કામ કરી તેમનામાં નવો પ્રાણ ફૂંકી રહ્યા હતા. પણ સેવા કરવાની તેમની વિશાળ અને ઊંચી કલ્પનાને સૌરાષ્ટ્ર ની સંકુચિત રિયાસતોનાં રણક્ષેત્રો અને કાર્યક્ષેત્ર સાંકડાં પડતાં હતાં. અમદાવાદ જઈને અને અલ્હાબાદ જઈને કસાયેલા દેશનેતાઓની નજર નીચે કામ કરી પ્રત્યક્ષ તાલીમ લઈ વિશાળ ફલક ઉપર દેશનું કામ કરવાની એમની તમન્ના હતી. આથી જ સૌરાષ્ટ્રના સાથી મિત્રોનો સાથ છોડીને એ અમદાવાદ ગયા હતા અને એમના જેવા જ સેવાભાવી ધીર કાર્યકર અડગ સૈનિક અને જુવાનોના સરદાર વસંતરાવ હેગિષ્ટેની સાથે રહી કામ કરવા લાગ્યા હતા. વસંતરાવ હેગિષ્ટે જુવાનોના દાદા એટલે મોટાભાઈ હતા. એમનું ઘર સભાગૃહના સૈનિકો માટે, કોંગ્રેસ કાર્યકરો માટે અને સેવકો માટે છાવણી જેવું હતું. એમની જ અમી વર્ષાવતી આંખોની જેમ આખા કુટુંબીજનોની અમી વર્ષાવતી આંખો ગમે તે સૈનિક ને કાર્યકરને ગમે તે વખતે પ્રેમથી સત્કાર કરતી. અમદા-વાદના સેવાદળના સૈનિકો, વિદ્યાર્થીઓ, જુવાનો કૉલેજિયનો સર્વેમાં દાદાની સુવાસ ફૂલની ફોરમની પેઠે પ્રસરેલી હતી.

રજબઅલી અમદાવાદમાં રહીને તેમની સાથે કામ કરતા હતા. એ અરસામાં જ ઉપર જણાવ્યું છે તે હુલ્લડ ફાટી નીકળ્યું ને પરદેશી સત્તાની ઉશ્કેરણીથી હિન્દુ-મુસ્લિમ સામસામે ઊભા રહી ભાઈભાઈનાં ગળાં કાપવા લાગ્યા. ગાંધીજીએ ઘણા વખતથી આવાં હુલ્લડો થાય ત્યારે સત્યાગ્રહી સૈનિકનો શો ધર્મ હોઈ શકે તે વિષે સ્પષ્ટ માર્ગદર્શન આપી દીધું હતું.

સત્યાગ્રહી રજબઅલીને આ મોકા ઉપર ગાંધીજીના શબ્દો યાદ આવ્યા. હુલ્લડ વચ્ચે ધસી જઈને કોમી વેરાગ્નિ શાંત કરવા માટે રજબઅલીને પ્રેરણા થઈ. જેમ જેમ કતલના, છરાબાજીના, નિર્દોષો ઉપરના નીચ હુમલાના બંને કોમોના ગુંડાઓનાં અમાનુષી કૃત્યોના સમાચારો આવતા તેમ તેમ કંઈ કરી છૂટવાની તમન્ના એમના દિલમાં જાગી ઊઠતી. આસ્ટોડિયા ચકલાના સમાચાર આવતાં જ રજબઅલીથી વધુ વખત થોભી ન શકાયું. તેમણે દાદાને કહ્યું: 'દાદા, ચાલો આપણે હેવાન હિન્દુ મુસલમાન જ્યાં ભાઈભાઈનાં ગળાં કાપી રહ્યા છે ત્યાં એમને નવો રાહ બતાવવા જઈએ' આ નવો રાહ બતાવવા જવું એટલે મોતના મોંમાં જવું એ વાત દાદા પણ સ્પષ્ટ રીતે સમજતા હતા, આમ છતાંય કેમ જાણે અખાડામાં વ્યાયામ કરવા જવું હોય કે કોઈ મિત્રની મિજબાનીમાં જવું હોય એટલી જ સ્વાભાવિકતાથી દાદાએ કહ્યું: 'ચાલો.' ન તેમણે દલીલ કરી કે કોઈની સલાહ લેવા જેટલી પણ ઢીલ કરી, ન કોઈ પણ પ્રકારની ગણતરી કરી. અને બંને જુવાનો કોંગ્રેસની ગુજરાત પ્રાંતિક સમિતિની કચેરીએથી ચાલ્યા. તેઓ ત્યાં જઈને જુએ છે તો મુસ્લિમ ગુંડાઓ નિર્દોષ અને નબળા હિન્દુઓ ઉપર આક્રમણ કરી રહ્યા છે. મોટા મોટા પાનાના છરાઓ ચકચકાટ થઈ – લોહીમાં તરબોળ બની રહ્યા છે. ઘવાયેલા પડ્યા છે, નિર્દોષ પ્રજાજનો ચીસો નાખતા નાસભાગ કરે છે અને ગુંડાઓ ઝનૂન ઉપર આવીને કતલ કરી રહ્યા હતા, એટલામાં સામી બાજુએથી બે જુવાન ઊજળી દૂધ જેવી સફેદ ખાદીનાં વસ્ત્ર પહેરી ખુદાઈ ફિરસ્તાની જેમ હસતા હસતા ચાલ્યા આવે છે. વાઘની બોડમાં જાણે ઘેટાંઓ પેઠાં. હાથમાં હથિયાર નથી, મુખ ઉપર રોષ નથી, "રૂક જાવ, રૂક જાવ," એવી શાંતિની બાંગ પોકારતા બંને જણ આગળ વધ્યા ત્યાં તો નવા શિકારને ભાળીને જેમ વાઘ પોતાના મારણ ઉપર ખડો થઈ છલાંગ મારે એમ મુસ્લિમ ગુંડાઓ મૃત્યુના મુખમાં ધસી આવતા આ નિર્ભય અને નિશસ્ત્ર જુવાનો સામે દોડ્યા અને પોતાની ખૂની આંખો તેમના પર ફેરવી મોટા મોટા છરા લઈ તેમના ઉપર તૂટી પડ્યા! પોતે જેને મારી રહ્યા છે તે કઈ કોમના માણસ છે તે પણ તેમણે જોયુ નહીં.

એક જ ક્ષણમાં બંને જણા ઉપર એક સામટા ઘણા ગુંડાઓ તૂટી પડ્યા ને ઉપરા ઉપરી છરાના ઘા કરવા લાગ્યા. બંને બહાદુરો ઘાયલ થઈને પડ્યા. એમની ચારે બાજુ લોહીનાં ખાબોચિયાં ભરાઈ ગયા હતાં. છરાના ઘાથી એમના ચહેરામ્હોરા બદલાઈ ગયા હતા. ઘણા વખત સુધી તો એમનાં શબ અમદાવાદના એ હુલ્લડગ્રસ્ત લત્તાઓમાં પડ્યાં રહ્યાં. એ પછી વાહનો આવીને એ ઘાયલ અને મૃતોને ઉઠાવીને વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં લાવ્યાં. ત્યારે જ અમદાવાદના નેતાઓને અને આગેવાનોને ખબર પડી કે અમદાવાદના હુલ્લડે આજે દેશના બે બત્રીશાઓનો ભોગ લીધો છે. એમને ઓળખવા માટે એમનાં સગાંઓ અને સ્નેહીજનોને પણ ખૂબ મુશ્કેલી પડી. ત્યાર બાદ હિન્દુ-મુસ્લિમની શહીદીથી હુલ્લડની આગ ઠરવા લાગી. અમદાવાદના નેતાઓ અને નગરજનોએ આ બે જુવાનોનું સ્મારક ખડું કર્યું. વસંત રજબને માત્ર ગુજરાતમાંથી જ નહીં દેશભરમાંથી અંજલિઓ મળી. ગાંધીજીએ પણ આ બે જુવાનોની અહિંસા, દેશપ્રેમ અને નિર્ભયતાને અંજલિ આપી.

અત્યાર સુધી અહીં દેશભક્ત બાળકો, બાળાઓ, વિદ્યાર્થીઓ તરુણો અને જુવાનોના બલિદાનની કથાઓનો ઉલ્લેખ થયો છે, પણ મોટેરાઓ તરફ નજર નાખીએ છીએ તો ત્યાં પણ શહીદીનાં ઉજ્જ્વળ દષ્ટાંતો ઓછાં નથી. સૌથી પહેલાં બે પવિત્ર નામો જીભ ઉપર આવી જાય છે. મહાદેવ દેસાઈ અને કસ્તૂરબા ગાંધી. ગુજરાત એમને ઓળખે છે. ભારત એમને ઓળખે છે. એમનાં બલિદાનોની કથા પણ જગજાહેર છે. ૯મી ઑગસ્ટે મુંબઈમાંથી કોંગ્રેસ નેતાઓની એકસામટી ધરપકડ થઈ ત્યારથી જ ગાંધીજી, મહાદેવભાઈ અને કસ્તૂરબાને પકડી સરકારે આગાખાન મહેલમાં રાખેલાં

કહે "અચ્છા ઊઠ ના ફીર કભી 'ઐસી બાત મત કરના.'" બૅરેકની અંદર શૌચ માટે એક ઓરડી રાખવામાં આવતી ત્યાં પેશાબ કરવા જવાનું હતું. સવારે ઊઠીને શૌચ જવા માટે કેદીઓએ હારબંધ જવાનું. ઉઘાડાં બારણાં વગરનાં બંને બાજુ સામસામે ગોઠવાયેલાં જાજરૂ. આમ શી રીતે ફાવે? પહેલે દિવસે તો કેદીઓ શૌચ જવાનું જ માંડી વાળતા. પણ આમ ક્યાં સુધી ચાલે? આખરે શરમ મૂકીને પણ ગયા વગર છૂટકો ન રહેતો.

થોડા દિવસ આમ અકુદરતી જીવન જીવતાં તેને તાવ આવી ગયો. પણ તાવ આવે કે ન આવે જેલના સત્તાવાળાઓને તેની પરવા ન હતી. દરેક કેદીએ પોતાને સોંપેલું કામ કરવું જ જોઈએ. રતિલાલને ભાગે મુંજનું અથવા કાથીનું દોરડું વણવાનું આવ્યું હતું. ખાવામાં જાર બાજરીના રોટલા અને જમીનમાં ઊગેલી ગમે તે લીલા પાંદડાઓની બનેલી ઘાસ જેવી ભાજી. સવારમાં મીઠું નાંખેલી જુવારની રાબ. આ બધું ખાઈ ખાઈને પેટ ભરવાનું ને એના જોર ઉપર જેલનું આ કામ કરવાનું.

રતિલાલ જેવા કુમળી વયના કુમારનું શરીર જેલના આ ત્રાસથી ધીમે ધીમે ઘસાવા લાગ્યું, એમાં તાવે ખૂબ જ જોર પકડ્યું. આથી તેના કેટલાક સાથી મિત્રો તેને જેલના દવાખાને લઈ ગયા. તેની સામે જોઈ જેલના ડાક્ટરે કહ્યું: "કેમ શું થયું છે?"

"પેટમાં દુઃખે છે, બુખાર આવ્યો છે."

"બુખાર આવ્યો છે? અચ્છા મૈં જાનતા હું તુમ બડા બદમાશ હો. યહાં ખાલી સરકાર માબાપકો હેરાન કરને આયા હો, અબ તુમ્હે દવા ચાહિયે ઔર ચાહિયે દૂધ. મૈં સબ ઠીક કર દેતા હૂં." અને ડાક્ટરે તેના પ્રિસ્ક્રિપ્શનમાં કંઈક લખી આપ્યું, સાથે સાથે કમ્પાઉન્ડરને ઉદ્દેશીને સૂચનાઓમાં લખી નાખ્યું, "પેટ ઉપર આયોડીન લગાવી દો ને ચક્કી આપો, પરસેવો વળીને તાવ ઉતરી જશે."

રતિલાલને પાંચ ડિગ્રી તાવમાં પેટ ઉપર ટીંચર આયોડીન લગાડવામાં આવ્યું ને ઉપરથી તેને ચક્કી આપવામાં આવી. ચક્કીના ચાર આંટા ફેરવતાં જ તેના હૃદયના ધબકારા વધી ગયા, તેની આંખે લાલપીળાં દેખાવા લાગ્યાં. ધબ દઈને તે ત્યાં જ આંખે હાથ રાખીને બેસી ગયો. ત્યાં ને ત્યાં વૉર્ડરનો દંડો વાંસા ઉપર પડ્યો "સાલા ફિતુરી કરતા હૈ? કામ નહીં કરતા. ચલાવ ચક્કી ચલાવ." પણ હવે તેનાથી ચક્કી ચલાવી શકાય તેમ ન હતું. તેના શરીરની હાલત ખૂબ જ ખરાબ થઈ ત્યારે તેને દવાખાનામાં દાખલ કરવામાં આવ્યો. એ પછી તેને ક્વિનાઈનનાં ઇંજેક્શન આપવામાં આવ્યાં પણ હવે ઘણું મોડું થઈ ગયું હતું. તેનો આત્મા જેલનાં અને શરીરનાં તમામ બંધનો છોડીને અમર લોકમાં પહોંચી ગયો હતો. તે દિવસે સાથીઓએ ભાઈ રતિલાલના શબ ઉપર ધોળું કપડું ઓઢાડ્યું અને વંદેમાતરમ્‌નું ગીત ગાઈ તેને આખરી અંજલિ આપી. આજે એ વાતને ત્રીસ વર્ષ વીતી ગયાં છે છતાં એ પ્રસંગ હજી હમણાં જ બન્યો હોય તેમ આંખ સામે તરવરે છે. એ વીર હુતાત્માની યાદમાં ધોલેરાને પાદર જ્યાંથી સત્યાગ્રહી સૈનિકો યુદ્ધ પ્રયાણ કરતા એ શામ ટેકરી — હવે શહીદ ટેકરી — ઉપર એક નાનકડો ઓટલો ચણવામાં આવેલો તે હજીયે ઊભો છે અને એની યાદ સદાય તાજી કરે છે. આ શહીદ ટેકરી ઉપર બેસીને ગુજરાતના રાષ્ટ્રીય શાયર શ્રી ઝવેરચંદ મેઘાણીએ ઘણી વાર સિંધુડાનાં શૌર્યભર્યાં ગીતો લલકારી સામાન્ય માનવીઓને પણ પાણી ચડાવેલું. ભાઈ રતિલાલની શહીદી પછી વર્ષો સુધી તેની એક છબી ગુજરાતની પ્રાંતિક સમિતિની કચેરીમાં ટીંગાયેલી મેં જોઈ હતી. આજે એ છબી છે કે નહીં તેની ખબર નથી પણ એની છબી સેંકડો દેશભક્તોના હૃદયમાં કાયમ કોતરાયેલી છે.

*

યરવડાની તોતીંગ દીવાલોની અંદરની દુનિયા મૂકીને આપણે ધારાસણાના રણમેદાન ઉપર આવીએ. ૧૯૩૦ની ગાંધીજીની દાંડીકૂચ પછી ગાંધીજીએ વાઇસરૉયને બીજો પત્ર લખી ધારાસણાના મીઠાના અગર ઉપર હલ્લો લઈ જવાનો ને સરકારની ગોળી ખાઈ મરવાનો પોતાનો ઇરાદો વ્યક્ત કરેલો, પણ આ પત્ર વાઇસરૉયને પહોંચે એ પહેલાં તો એમની ધરપકડ થઈ ને ત્યાર બાદ ગુજરાતના બુઝર્ગ નેતા અબ્બાસ તૈયબજી, ભારતકોકિલા સરોજિની નાયડુ, ઈમામ સાહેબ, મણિલાલ ગાંધી, પ્યારેલાલજી વગેરે નેતાઓ ધરાસણા ઉપર હલ્લો લઈ જવા બહાર પડ્યા હતા. તેઓ પણ સંખ્યાબંધ સૈનિકો સાથે પકડાઈ ગયા. પણ એમની જગ્યા બીજા સૈનિકોએ પૂરી. ધરાસણાના અગર ઉપર હલ્લો લઈ જનારા સેંકડો સૈનિકોએ પોલીસોના બેફામ લાઠીમાર ઝીલ્યા. સ્વયંસેવકોની સંખ્યાબંધ ટુકડીઓ ઉપર લાકડીઓનો વરસાદ વરસ્યો. ધારાસણાની ધરતી ઉપર સૈનિકોનું લોહી છંટાયું. નરહરિભાઈ પરીખ જેવા નિર્મળ આચાર્યનું માથું સરકારી પોલીસની લાઠીથી રંગાયું. બેભાન થઈ એ નીચે પડ્યા. સેંકડો સૈનિકો ઘવાયા, બેભાન થયા. તેમના ઉપર મરણતોલ માર પડ્યો. બીજા સૈનિકોને મોઢે ફીણ આવી જાય ત્યાં સુધી તેમના વૃષણ દબાવી લાકડીઓના ગોદા માર્યા. પેટમાં, પેડુમાં, ગુહ્યભાગમાં લાકડીઓની અણી ઘોંચી તેમને મૂર્છિત બનાવ્યા. ધારાસણા ઉપર જ્યાંથી હલ્લો લઈ જવામાં આવતો તે સત્યાગ્રહી છાવણીઓ તથા ઘવાયેલાની જ્યાં સારવાર થતી તે હૉસ્પિટલ બધું લાઠીધારી સરકારી પોલીસોએ આવી ખેદાનમેદાન બનાવી દીધેલું. એ વખતનો પ્રસંગ યાદ આવે છે.

૧૯૩૦ના મે ની ૨૨ મી તારીખનો એ દિવસ હતો. છેલ્લા અઠવાડિયા દરમ્યાન ધારાસણા ઉપર હલ્લો લઈને ઘાયલ થયેલા સેંકડો સૈનિકો છાવણીની હૉસ્પિટલમાં સારવાર લઈ રહ્યા હતા. પોલીસોના અમાનુષી મારથી ત્રાસી જઈને બસો જેટલા સૈનિકો તો ઘેર પાછા વળી ગયા હતા છતાં લડનારાઓનો તોટો પડ્યો ન હતો. હલ્લો લઈ જવા માટે બસો અઢીસો જેટલા સૈનિકો છાવણીમાં હાજર હતા. રણભૂમિમાં લડવા બીજા સંખ્યાબંધ સૈનિકોની માગણી પ્રાંતે પ્રાંતમાંથી આવી રહી હતી. હવે પછી નવો હલ્લો લઈ જવાની તારીખ ૨૨ ની પછીની નક્કી કરવામાં આવી હતી. આથી ૨૨ મીએ સૈનિકો બીજા દિવસની તૈયારીમાં પડ્યા હતા. પછી એમને બીજા દિવસ સુધી રાહ જોવી પડી નહિ. સરકારના લશ્કરી સિપાઈઓએ સવારના દસ વાગે આવીને છાવણીને ઘેરો ઘાલ્યો. તેમાં પચાસેક લાઠી-ધારી સિપાહીઓ હતા અને શીખ મિલીટરીના સો જેટલા સિપાહીઓ હતા. જિલ્લા મૅજિસ્ટ્રેટે એ જગ્યાએ આવી પંદર મિનિટમાં જ વિખરાઈ જવા હુકમ આપ્યો.

છાવણીમાં રહેલા તમામ સૈનિકોને ચોગાનમાં એકઠા કરવામાં આવ્યા. તેમના સરદારે સૂચના આપી "જેમની છેવટ સુધી માર ખાવાની અને અહિંસક સામનો કરતાં કરતાં મૃત્યુને ભેટવાની તૈયારી હોય એવા જ ભાઈઓ અહીં રહે, બાકીના ચાલ્યા જાય." એના જવાબમાં મોટા ભાગના સૈનિકોએ ચોગાનમાં જ આસન જમાવ્યું. ને તેઓ રામધૂન અને રાષ્ટ્ર-ધૂન બોલવા લાગ્યા. એટલામાં તો લશ્કરને હુકમ થયો. હુકમ છૂટતાં જ પોલીસો ભૂખ્યા વાઘની જેમ લાઠીઓ ઘુમાવતા ઘુમાવતા બધે ફરી વળ્યા. તેઓએ પાણીના ગોળા ફોડી નાખ્યા, કિટસન લાઇટો તોડી નાખી અને ચોગાનમાં બેઠેલા બધા સૈનિકોને ચાલ્યા જવાનું કહ્યું પણ બેઠેલામાંથી કોઈ ન ઊઠ્યું એટલે બે હાથે લાઠીઓ હવામાં તોળીને જનમો જનમની દાઝ કાઢતા હોય તેવી રીતે બોરડી ઝૂડે તેમ સૈનિકોને ઝૂડવા લાગ્યા. બૂટ સહિત પગની લાતો, બીભત્સ ગાળો અને ખૂનની ધમકીઓનો એક સામટો તેમના પર વરસાદ વરસતો રહ્યો. જોતજોતામાં કેટલાયનાં માથાં રંગાયાં, કેટલાયના હાથ પગ તૂટ્યા. દોઢસો માણસો સારી રીતે ઘવાયા. એમાં વીસને મરણતોલ માર પડ્યો. કોઈ બેભાન બની ગયા. આમાંના એક ભાઈલાલ દાજીભા પટેલ પણ હતા. તેઓ બોરસદ તાલુકાના પાલજ ગામના વતની હતા. ગાંધીજીની સેનાના અહિંસક સૈનિક તરીકે તેમણે જે પાણી બતાવ્યું તેની વીરતા અનેક પેઢીઓને પ્રેરણા આપી રહેશે. મરણ પામેલા બસો વીરોના કૂંડાળા ઉપર જ્યારે પોલીસોની લાકડીઓ ચક્કર ચક્કર ઘૂમી રહી હતી અને નાળિયેરના ગોળાની જેમ સત્યાગ્રહી વીરોનાં

સુંવાળા શરીર ધડાધડ તૂટી રહ્યાં હતાં એ વખતે ભાઈલાલભાઈ પણ સખત રીતે ઘવાયા. પોલીસોએ તેમને હટી જવાનું કહ્યું પણ તે ન હટ્યા આથી ત્રણચાર પોલીસો તેમનો પગ પકડી ઢસરડીને ઘવાયેલી હાલતમાં જ મેદાનમાંથી પચાસેક ફૂટ દૂર આવેલા દરવાજા સુધી ખેંચી ગયા અને ત્યાં જઈને વળી પાછી લાતો મારવા લાગ્યા. ભાઈલાલભાઈથી ચાલી શકાય તેમ ન હતું છતાં બળપૂર્વક ઊભા થઈ ફરી પાછા બરોબર ઘવાયેલા સાથીઓનું ટોળું જ્યાં બેઠું હતું ત્યાં જવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આથી પોલીસો વધારે ઉશ્કેરાઈ ગયા અને તેમને બૂટવાળા પગની લાતો અને પેટમાં, પીઠમાં અને પેડુમાં બધે ઠેકાણે લાઠીઓના ગોદા મારવા લાગ્યા. હવે એમની સહનશક્તિની હદ આવી ગઈ. એમની આંખે રાતાં પીળાં દેખાવા લાગ્યાં ને થોડીવારમાં જ આ જાતની પજવણીથી તે બેભાન થઈને ઢળી પડ્યા ત્યાં સુધી એમના મનમાં દેશની ઇજ્જત અમરપાને ટકી રહી.

બેભાન થયા પછી કોંગ્રેસના સેવાદળના વોલન્ટીયરો તેમને દવાખાને લઈ ગયા. ત્યાં તેમને ઇન્જેક્શન આપવામાં આવ્યું. એટલે તેની મદદથી થોડી વારે એ ભાનમાં આવ્યા. સ્વયંસેવકોએ તેમને પૂછ્યું, " ક્યાં વાગ્યું છે ?" હાથના ઇશારાથી તેમણે પેટ પીઠ પેડુ વગેરે બતાવી કહ્યું, " અહીં વાગ્યું છે." માંડ માંડ તે આટલા શબ્દો બોલી શક્યા. ત્યાર બાદ ફરી તેને ઝોલો આવી ગયો અને આ અમાનુષી મારના પરિણામે અરધા કલાકમાં જ એ ગુજરી ગયા. ધારાસણાની પોલીસને હાથે લાઠીનો માર, બંદૂકના કુંદા ખાઈને આ રીતે જીવનના છેલ્લા શ્વાસ સુધી અને મૃત્યુની આખરી પળ સુધી આ બંને દેશભક્તો બ્રિટિશ સામ્રાજ્યની સામે ઝઝૂમ્યા ને સત્યાગ્રહનું શાંત તેજ બતાવી ગયા. એમનું અમર સ્વાર્પણ ભારતની આઝાદીની લડાઈમાં ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે ચિરકાળ સુધી અંકિત રહેશે.

વળી પાછાં બાર વરસ બીજાં વીતી ગયાં ને કાળ પડખું ફેરવી રહ્યો છે. ભારતના એક ખૂણાથી બીજા ખૂણા સુધી મહાત્માજીનો 'કરેંગે યા મરેંગે'નો યુદ્ધમંત્ર ફેલાઈ ગયો છે. મુંબઈમાં નેતાઓની ધરપકડ થયા પછી અમદાવાદમાં મોટામાં મોટી અભૂતપૂર્વ હડતાળ શરૂ થઈ ગઈ છે. અમદાવાદના નગરજનો, વેપારીઓ, વિદ્યાર્થીઓ, બહેનો સૌ પોતપોતાના કાર્યક્રમો અમલમાં મૂકી રહ્યાં છે અને 'કરેંગે યા મરેંગે'નો દૃઢ નિશ્ચય કરી દરેક મોરચે સરકારને સામનો આપી રહ્યાં છે. આમાં વિદ્યાર્થીઓએ હડતાળ તો પાડી જ દીધેલી, પણ સાથે સાથે એક પ્રચંડ સરઘસ યોજી બ્રિટિશ સરકારના સત્તાધારીઓને ખુલ્લો પડકાર કરવાનો મક્કમ નિરધાર કરેલો. આ પ્રમાણે અમદાવાદની લૉ કૉલેજથી સરઘસ શરૂ થઈ, ફરતું ફરતું ગુજરાત કૉલેજના દરવાજામાં દાખલ થયું. એટલામાં માર માર કરતી એક પોલીસ વાન આવી પહોંચી. તેમાં પોલીસો શસ્ત્રસજ્જ થઈને બેઠા હતા. તેમણે સરઘસને વિખેરવા ભરેલી બંદૂકો ઊંચી કરી ને પહેલાં હવામાં ગોળીબાર કર્યો. વિદ્યાર્થીઓને વિખેરાઈ જવા હુકમ કર્યો પણ તેમની વાત માનવા કોણ તૈયાર હતું ? વિદ્યાર્થીઓએ હટવાની ના પાડી. પોલીસોએ લાઠીચાર્જ શરૂ કર્યો. વિદ્યાર્થીઓ ઘવાયા. પ્રોફેસર ધીરુભાઈને પણ માથામાં ફટકો પડ્યો. ધડધડ કરતું લોહી જમીન ઉપર પડવા લાગ્યું. વિદ્યાર્થીઓ વધારે વધારે ઉત્તેજિત બન્યા ને જોર જોરથી " કરેંગે યા મરેંગે, બ્રિટિશ રાજ્યકા નાશ હો, સલ્તનકા નાશ હો "ની ઘોષણા કરવા લાગ્યા. પોલીસોએ પણ પોત પ્રકાશ્યું. તેમને ગોળીબારનો હુકમ મળતાં જ ગોળી ચલાવવા લાગ્યા. એ વખતે વિનોદ કિનારીવાલા હાથમાં ત્રિરંગો ઝંડો લઈ આગળ ધસી આવ્યો ને છાતી ખુલ્લી કરી બોલ્યો: " ચલાવ ગોળી ! " અને પોલીસે બંદૂકનો ઘોડો દબાવ્યો. ગોળી છૂટી. વિનોદને વીંધીને આરપાર નીકળી ગઈ. તુરત જ તે ધરાશાયી થયો. એના સાથીદારોએ કિનારીવાલાને ઝીલી લીધો. એના લોહી-નીગળતા દેહને સરખો કર્યો. સ્ટ્રેચરમાં લઈ ગયા. કોઈ કહે જલદી જલદી પથારી પાથરો. વિનોદ જરા ભાનમાં હતો. તે બોલ્યો: " પથારીની જરૂર નથી, મને ચોકમાં સુવડાવો." તેને ચોકમાં સુવડાવવામાં આવ્યો અને વિદ્યાર્થીઓએ " રંગ જાય ના જુવાન રંગ જાય ના "નું પ્રિય ગીત ઉપાડ્યું. મલમપટ્ટા માટે ડાક્ટરો આવી પહોંચ્યા, પણ મલમપટ્ટાની તેને જરૂર રહી ન હતી. છાતીમાં લાગેલો ઘા જીવલેણ નીવડ્યો અને થોડા વખતમાં જ તેનું મૃત્યુ થયું. વાતાવરણમાં રંગ જામતાં " જુવાન રંગ જાય ના, જોજે જુવાન રંગ જાય ના " એ ગીતના સૂરો ક્યાંય સુધી ગુંજી રહ્યા.

એ જ દિવસે અમદાવાદમાં બીજી જગ્યાએ થયેલા ગોળીબારમાં ઉમાભાઈ કડિયા પણ સત્યાગ્રહી તરીકે લડતા 'લડતા' કામ આવી ગયા.

વિનોદ કિનારીવાલા અને ઉમાભાઈ કડિયા '૪૨ની લડતમાં વિદ્યાર્થીઓ અને નવજુવાન સત્યાગ્રહી વીરોના પ્રતીક બની ગયા.

અને અડાસ સ્ટેશન સામેના ખેતરમાં જેમનાં લોહી છંટાયાં એ વડોદરાના વિદ્યાર્થી દેશભક્તો અને શહીદોને પણ કેમ ભૂલીએ ? અમદાવાદમાં 'કરેંગે યા મરેંગે'ની લડતે જેવો રંગ ધારણ કરેલો તેવો જ કસબાઓનાં કેટલાંક શહેરોએ પણ. વિદ્યાર્થીઓ પણ તેમાં મોખરે હતા. 'હિંદ છોડો'નો નાદ ગામડાંઓમાં ગાજતો કરવા વડોદરાથી બત્રીસ વિદ્યાર્થીઓની એક ટુકડી તા. ૧૮-૮-'૪૨ના રોજ વડોદરાથી નીકળી. આણંદની ખેતીવાડી કૉલેજ જોઈ તે ગામડાંઓના માર્ગ પાછી ફરતી હતી. ચાલતાં ચાલતાં એ ટુકડી નાવલી થઈ અડાસ સ્ટેશનના નજીક ખેતરમાં આવી પહોંચી. સરકારી પોલીસોએ તેમને જોયા. આમાંના કેટલાક ખાદીનાં કપડાં પણ પહેરેલાં ને ટોપી પણ ખાદીની પહેરેલી. આ તેમનો ગુનો. પોલીસોએ તેમને પડકાર્યા. જુવાનો પણ અચકાયા સિવાય સામા આવી ઊભા અને હારબંધ થઈ જઈ ખેતરમાં જ પલાંઠી વાળીને બેસી ગયા. હજી કોઈ પણ વાતો કરવાનો કે ખોખારો કરવાનો પ્રયત્ન કરે એ પહેલાં જ 'તમે પાટા ઉથલાવવા આવ્યા છો, તમે દોરડાં કાપવા આવ્યા છો, ઠહરો.' એમ કહી પોલીસવડાએ તેમને કોઈ પણ જાતની ચેતવણી આપ્યા વગર તેમના પર ગોળીબારનો હુકમ કર્યો: ફાયર !, બીજી જ પળે બ્રિટિશ સામ્રાજ્યની લોહીતરસી બંદૂકો ધણધણી ઊઠી. ફડ ફડ ફડ તડાફડી બોલી ગઈ અને જુવાનોનાં શરીરમાંથી લાલ ચટક લોહીના ફુવારા ઊડી ધરતીને ભીંજવવા લાગ્યા.

ત્રણ જુવાનો 'કરેંગે યા મરેંગે'ના મંત્રનો જાપ કરતાં કરતાં ત્યાં જ મૃત્યુ પામ્યા. તેમાં રતિલાલ ગોરધનદાસ પટેલ એક હતા. તે વડોદરા કૉલેજમાં અભ્યાસ કરતા હતા. ભાદરણના વતની હતા. મૃત્યુ વખતે તેમની ઉંમર ૨૫ વરસની હતી. બીજા રમણલાલ પુરુષોત્તમદાસ પટેલ ધરમજના વતની હતા. તેમણે મૅટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો. મૅટ્રિકમાં નાપાસ થયા હતા પણ દેશની પરીક્ષામાં પાસ થઈ તેમની ઉજ્જ્વળ કારકિર્દીથી સૌથી આગલી હરોળમાં આવી ગયા. ત્રીજા મોહનલાલ મગનભાઈ પટેલ હતા. તે પણ તેમના સાથીઓની સાથે સામી છાતીએ ગોળી ઝીલી એ જ ખેતરમાં પોઢ્યા હતા. બીજા એક બહાદુર સૈનિક મણિલાલ પુરુષોત્તમ પટેલ ચાણસ્માના વતની હતા. વડોદરા કૉલેજના પ્રથમ વર્ષમાં એ અભ્યાસ કરતા હતા. એમની ઉંમર ૨૦ વરસની હતી. બ્રિટિશ પોલીસની ગોળીથી વીંધાયા પછી તેમને ઘવાયેલી સ્થિતિમાં ઘેર લાવવામાં આવેલા ને ઘેર કુટુંબીજનોની હાજરી વચ્ચે જ એમણે દેહ છોડ્યો હતો. આ ઉપરાંત વીર તુલસીદાસ મોદી વડોદરાથી નીકળેલી ટુકડીના આગેવાન હતા. જીવનમાં જેમ આગેવાની લીધી તેવી જ રીતે મરવામાં પણ સામી છાતીએ ગોળી ખાઈ આગેવાની લીધી. તેમનો જન્મ ૧૯૨૧માં જુલાઈની ૧૪ તારીખે વાડાસિનોરમાં થયેલો. વિદ્યાર્થી અવસ્થામાં જ દેશસેવા અને ગાંધીજી પ્રત્યેની ભક્તિએ તેમને રચનાત્મક કાર્યમાં પ્રેર્યા હતા. તે ખાદી પહેરતા, કાંતતા, સફાઈ, હરિજન સેવા અને હિન્દુ-મુસ્લિમ એકતાના ઉપાસક હતા. પિતાની આર્થિક સ્થિતિ બહુ સારી ન હતી. એમની ઇચ્છા હતી કે તુલસી મોટો થાય અને કુટુંબનો બોજો હળવો કરે. પણ તુલસીદાસની મહત્વાકાંક્ષા એથીયે અધિક હતી. દેશને ગુલામીના બંધનમાંથી મુક્તિ અપાવી આખા દેશનાં માતા-

સૌરાષ્ટ્રના ત્રણે મહાવીરો દેશી રાજ્યોમાં કે બ્રિટિશ હિંદમાં જ્યાં જ્યાં લડાઈનો સાદ પડ્યો ત્યાં ત્યાં પહોંચી ગયા અને દરેક વખતે અન્યાય સામે જાતને હોમી અને જાનને જોખમે દેશની ઇજ્જત જાળવતા રહ્યા. ત્રણે હતા સદા તૈયાર સત્યાગ્રહી સિપાહી, સદા તૈયાર લડવૈયા, સદા તૈયાર સેવક, રચનાત્મક કાર્યકર. આ ત્રિપુટીમાં મણિશંકર ત્રિવેદી સૌથી પહેલા ગયા.

૧૯૩૭ના સપ્ટેમ્બર માસની ચોથી તારીખ હતી. એ દિવસે રાત્રે મુંબઈમાં હીરાબાગમાં સિરોહી પ્રજામંડળની વાર્ષિક સભા હતી. ગુજરાતના ત્યાગવીર દરબાર ગોપાળદાસ પ્રમુખસ્થાને હતા. શ્રી મણિશંકર ત્રિવેદી સમવાય તંત્રમાં દેશી રાજ્યોના સ્થાન વિષેનો ઠરાવ રજૂ કરવા ઊભા થયા. દેશી રાજ્યોની પ્રજાનો પ્રશ્ન એ તો શ્રી મણિશંકર ત્રિવેદીનું જીવનકાર્ય હતું. એ વખતના દેશીરાજાઓની આંધળી હડાહગીરી, રાજ્યોમાં પ્રવર્તતા જુલ્મો અને અત્યાચારો, દેશી રાજ્યની પ્રજાઓની માલમિલકતની અને બહુ-બેટીઓની શિયળની બિનસલામતી એ બધી દારુણ અને કરુણ હકીકત એમના હૃદયને કોરી ખાતી હતી અને એટલે તો જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં ત્યાં તેઓ એમની વહારે દોડી જતા હતા. બ્રિટિશ હિન્દની પ્રજાની આઝાદીની પેઠે જ એના કરતાંયે દુઃખમાં સબડતી આઠ કરોડની રિયાસતી પ્રજાની અધિકારપ્રાપ્તિ માટે પણ એમણે ભેખ લીધો હતો.

એ વખતના સૂચવાયેલા નવા બંધારણમાં દેશી રાજ્યોની આઠ કરોડની પ્રજાના પ્રતિનિધિઓ તરીકે રાજાઓ અને તેમણે નીમેલા માણસો ધારાસભામાં બેસે અને પ્રજા વતી બોલે એમાં આઠ કરોડના માનવીપણાનું અપમાન હોવાથી એમનું દિલ ઘવાતું હતું.

મણિશંકર ત્રિવેદીએ સમવાય તંત્રના બંધારણની આ જોગવાઈ સામે વિરોધના ઠરાવ ઉપર બોલવાનું શરૂ કર્યું.

'જે રાજાઓ લૂંટ કરે છે, વિલાસમાં ડૂબ્યા રહે છે અને પ્રજાના લોહી-પરસેવા ઉપર રંગરાગ ઉડાવે છે, તે અમારાં માબાપ શાના? અમારા પાલક શાના? અમારા પ્રતિનિધિ શાના? એવા રાજાઓની આપખુદી નાબૂદ કરી એની જગ્યાએ પ્રજાના પ્રતિનિધિઓને જ એમાંના માટે આપણે જોરદાર આંદોલન ઉપાડવું પડશે અને એમ કરતાં લડવું પડશે તો જીવનના છેલ્લા શ્વાસ સુધી લડીશું . . . આમ બોલતાં બોલતાં એમનું હૃદય ભરાઈ આવ્યું. એમના દિલમાં એકદમ જેમ ભરી ગયું. શ્રોતાના હૃદયમાં ગુંજારો પડ્યા અને આખરી શબ્દો બોલતાં બોલતાં એ પણ ઢળીને નીચે પડી ગયા. ને એ જ મિનિટે એમનું હૃદય બંધ પડી ગયું. જે વસ્તુને એમનું જીવનકાર્ય ગણ્યું હતું, તેનું રટણ કરતાં કરતાં જ એમણે જીવન સંકેલી લીધું અને સમાપ્તવૃત્ત સામે જીવનના છેલ્લા શ્વાસ સુધી લડતાં લડતાં એમણે પ્રાણ છોડ્યા.

મણિશંકર ત્રિવેદી જીવનભરના યોદ્ધા હતા. પોતે કુંડલાના હતા. એ ભૂલાઈ ગયું ને તેઓ સમસ્ત કાઠિયાવાડના બની ગયા. ભારતની રિયાસતી પ્રજાના હૃદયમાં એમનું પ્રેમભર્યું સ્થાન હતું. એમના જીવનનાં છેલ્લાં વીસ વર્ષ તો ગુલામી સામે લડવામાં જ ગયાં છે. સતત સંગ્રામમાં એમણે પોતાની કાયા ઘસી નાંખી. નાગપુર, ધોલેરા, ધાંગધ્રા, મોરબી એમ એક લડતમાં તેમણે ભાગ લીધો હતો ને કારાવાસ સ્વીકારી પારાવાર દુઃખ વેઠ્યાં હતાં. ધાંગધ્રાની જેલમાં એમનું શરીર છૂટી ગયું. એમનું ચારિત્ર્ય અજોડ હતું. બાળક જેવી નિખાલસતા, માતા જેવું વાત્સલ્ય અને પિતા જેવો પ્રેમ હતો. કાઠિયાવાડના અનેક સૈનિકોના જીવનના તે માર્ગદર્શક હતા. સાવરકુંડલામાં આજે પણ જે જૂથ ખાદી, અસ્પૃશ્યતાનિવારણ, ધારાસભા વગેરે અનેક ક્ષેત્રોમાં કામ કરી રહ્યાં છે, એ બધાનું ઉદ્ગમસ્થાન મણિભાઈ હતા. એમની પ્રેરણાને લઈને અનેક જુવાનો દેશભક્તિની દીક્ષા પામેલા. એમના મૃત્યુ પછી સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપણા નીચે મુંબઈમાં જંગી સભા ભરાયેલી તેમાં સરદારે તેમને માનભરી અંજલિ આપી હતી.

સદા સત્યાગ્રહી સેવાવીર ફૂલચંદભાઈની શહાદત કથા ગુજરાતના ઇતિહાસમાં અમર હરોળમાં આવી શકે તેમ છે. વીર જતીને જેમ ચોસઠ દિવસના ઉપવાસ કરી પોતાના લોહીનું બિન્દુ યે બિન્દુ દુશ્મનને ચૂકવી આપ્યું તેવી જ રીતે અન્યાય સામે, જુલમ સામે, આપખુદી સામે લડતાં લડતાં ફૂલચંદભાઈએ પોતાના રુધિરનું બિન્દુ યે બિન્દુ, દેહની કણી કણી ચૂકવી આપી. સ્વાતંત્ર્યયજ્ઞની જ્વાળામાં તેમણે અગસ્ત્ય મુનિની જેમ હાડકાં હોમી દીધાં હતાં. વઢવાણમાં એક શ્રીમંત પિતાને ત્યાં એ જન્મ્યા. વઢવાણમાં ભણ્યા. ગાંધીજી જે હાઈસ્કૂલમાં મૅટ્રિક થયેલા તે જ હાઈસ્કૂલમાંથી એ મૅટ્રિક પાસ થયા. એ પછી વઢવાણમાં થોડો વખત શિક્ષણકાર્ય કર્યું. સ્ટેટના ગુલામી વાતાવરણમાં એમનો આત્મા મૂંઝાતાં તેમણે શિક્ષક તરીકેની નોકરી ફગાવી દીધી. સાબરમતી આશ્રમમાં ગાંધીજી પાસે રહ્યા. સેવા અને સત્યાગ્રહના પાઠને વધારે દૃઢીભૂત કર્યા.

ત્યાર પછી વઢવાણમાં રાષ્ટ્રીય શિક્ષણ, અંત્યજસેવા, ખાદીકાર્ય રિયાસતી પ્રજાની લડતો, સ્વાતંત્ર્ય સંગ્રામની લડતો એમ રચનાત્મક અને ખંડનાત્મક બન્ને મોરચે ખૂબ કામ કર્યાં. નાગપુરના ઝંડા સત્યાગ્રહની લડત, બારડોલીની લડત, બાબરેચીની લડત, ૧૯૩૦ની સ્વાતંત્ર્ય સંગ્રામની નિમક સત્યાગ્રહની લડત, મોરબીની લડત, ધોળકંડા સત્યાગ્રહની લડત, ધાંગધ્રાની લડત, રાજકોટની લડત, બધી લડતોમાં તેમણે આગળ પડતો ભાગ લીધો. એક પણ લડત એવી નહોતી જ્યાં મોખરાના ઘા ઝીલતા ફૂલચંદભાઈ અને શિવાનંદજી ન ધસી ગયા હોય!

આવા કઠણ હાડમારી ભર્યાં જીવનને લઈને એમનો દેહ ઘસાઈ ગયો. એમને ક્ષય રોગ લાગુ પડ્યો એમનાં ફેફસાં ખવાઈ ગયાં. છેલ્લે છેલ્લે તદ્દન અશક્ત બનીને તે માંદગીને બિછાને પડ્યા ત્યાં સુધી સેવા, સત્યાગ્રહ અને આઝાદીની આરાધના ચાલુ રાખી. બીજા જન્મે પણ મુક્તિ સંગ્રામના સૈનિક બની લડવાની ઇચ્છા કરતા કરતા એ ગયા. તેમની આ બધી પ્રવૃત્તિમાં એમનાં પત્ની શારદાબહેન સાચા અર્થમાં ધર્મપત્ની અને જીવનસંગિની બનીને સાથે જ રહ્યાં.

# સ્વાતંત્ર્ય આંદોલનમાં મહિલાઓ

શ્રી જ્યોત્સ્નાબહેન શુક્લ
(સુરત)

દેશના સ્વાતંત્ર્યસંગ્રામ માટેનું કોઈ પણ કામ સ્ત્રીના સાથ, સહકાર વિના અને એ માટે સ્ત્રીઓને તૈયાર કર્યા વિના સફળ નહિ થાય એમ કહીને નાનાંમોટાં એકેએક કામમાં ગાંધીજીએ બહેનોને સાથે લીધી, તેમનામાં ઉત્સાહ અને ચેતન પ્રગટાવ્યાં, અને કોઈ જાદુઈ લાકડી ફરી ગઈ હોય એમ બહેનો જાગ્રત થઈ ગઈ અને શિક્ષિત ને અશિક્ષિત બહેનોનાં ટોળેટોળાં બહાર નીકળી પડયાં. ગાંધીજીએ કોંગ્રેસનું સુકાન હાથમાં લીધું અને દેશના રાજકારણમાં નવો યુગ શરૂ થયો એની સાથે જ. સ્ત્રીઓના નવજીવનની પણ શરૂઆત થઈ અને દેશના બીજા ભાગોની પેઠે ગુજરાતનું નારી જીવન પણ જાણે હિલોળે ચઢયું. સત્યાગ્રહ અને અસહકાર, રેંટિયો અને ખાદી, રાષ્ટ્રીય કેળવણી વગેરેમાં બહેનોએ ખૂબ ઉત્સાહથી ભાગ લેવા માંડયો. ગાંધીજીની સભાઓમાં સ્વરાજ્ય ફાળાની માગણી થાય ત્યારે બહેનોને અતિ પ્રિય એવા દાગીનાઓ પણ બહેનો ઉતારી આપવા લાગી. સ્વાતંત્ર્યસંગ્રામનું રણશીંગું ફૂંકાયું અને બહેનો એમાં મોખરે રહેવા તૈયાર થઈ ગઈ. બારડોલીની લડતે અને એ લડતમાં ગામડાંની બહેનોએ પણ જે અદ્‌ભુત શક્તિ ને સામર્થ્યનું દર્શન કરાવ્યું એણે સ્ત્રીની શક્તિનો સરસ પરિચય આપ્યો અને નિર્બલ, બીકણ, અજ્ઞાન ગુજરાતણને વીરનારીનો ઇલ્કાબ અપાયો. ઘર, જમીન બધું છોડીને હિજરત કરવા નીકળી પડેલી એ સ્ત્રીઓએ પુરુષોને પણ પ્રોત્સાહન આપ્યું અને બારડોલીના વિજયમાં પોતાનો ફાળો નોંધાવ્યો.

## દાંડીકૂચ

અને પછી આવ્યો ૧૯૩૦નો મીઠાનો સત્યાગ્રહ, દાંડીકૂચ, ધારાસણાના મીઠાના અગરો પરની સૈનિકોની રોજ રોજની કૂચ, "નમકકા કાયદા તોડ દિયા"ના પોકારો કરતાં સરઘસો, ગેરકાયદે મીઠું પકવીને તેનું વેચાણ, પરદેશી કાપડની દુકાનો પર અને દારૂતાડીનાં પીઠાંઓ પર પિકેટિંગ, ધરપકડો, લાઠીમાર, જેલ, જડતી, જપ્તી વગેરે ચાલ્યું.

આ લડત વખતે ગુજરાતના તમામ ભાગોમાં બહેનોએ જે ઉત્સાહ, ધગશ અને હિંમત બતાવ્યાં એ અપૂર્વ અને અદ્‌ભુત હતાં. ગાંધીજીએ તો માત્ર પરદેશી કાપડની દુકાનો પર અને પીઠાંઓ પર પિકેટિંગ કરવાનું કામ જ બહેનોને સોંપ્યું હતું, પણ બહેનોનો થનગનતો ઉત્સાહ એટલાથી તેમને સંતોષાઈને બેસી રહેવા દે એમ નહોતું. એ કામો તો એકલી બહેનોનાં જ હતાં. અપમાનો, ગાળો, મજાક મશ્કરી તરફ દુર્લક્ષ કરીને એ કામો અડગતાથી ખૂબ સુંદર રીતે એમણે કર્યાં. પણ એ ઉપરાંત બીજા એકેએક કામમાં જરાયે અચકાયા વિના કે શું થશે એનો ડર રાખ્યા વિના એ નીકળી પડી. થાક કે થાક એટલે શું એ તો ત્યારે જાણે એ ભૂલી જ ગઈ હતી. વહેલી સવારની પ્રભાતફેરી, ધ્વજવંદન, પછી સાંજ સુધી પિકેટિંગ અને પછી સભા સરઘસો રાત સુધી ચાલે અને એ બધાંમાં નાની નાની બાળાઓથી માંડીને છેક વૃદ્ધ વયની બહેનોનાં ટોળેટોળાં નીકળી પડતાં. કારાવાસની, દંડની, લાઠીની કે જપ્તીની બીક એમણે ફગાવી દીધી હતી. પોલીસને તો જાણે એ ઓળખતી જ નહોતી. ભૂખ, તરસ, સખત તડકો કે વર્ષા ગણકાર્યા વિના એ સતત કામ પર મંડી રહેતી. એણે લાઠીઓ ઝીલી, માથાં ફોડાવ્યાં, અપમાનો સહન કર્યાં, ગ્રામ્ય જડી અફવાઓ ને નિંદાઓ સહન કર્યાં અને બંદૂકધારી પોલીસોની કતાર તોડવા સુધીની અભૂતપૂર્વ બહાદુરી પણ બતાવીને જેલો ભરી દીધી. આમ નીડરપણે લડતમાં ઘૂમતી સ્ત્રીઓને જોઈને ૧૯૩૦ની સાલમાં સુરતના એક કવિ શ્રી પ્રીતમલાલે એક ગીત લખેલું:

"સ્રીપદ ફાટયું ભારતનું કાયર!
થીગડું ક્યાં થાશે?
ઊલટયા સાત સિંધુ સાથે કાયર!
પાળ ક્યાં બંધાશે?
એક સ્ત્રીએ રાવણ રગદોળ્યો,
એક સ્ત્રીએ કૌરવ મદ તોડયો,
સંઘને છંછેડયો, તેં તો સંઘને છંછેડયો,
મોતે ઘેર્યો ક્યાં અટવાશે?
વજ્ર સમી એની કોમળતા,
ચૂડ સમી એની નિર્બળતા,
પુણ્યના ફૂંફાડે, એના પુણ્યના ફૂંફાડે
તારી સત્તા ડગશે થાશે."

૧૯૩૦ની લડતની શરૂઆત દાંડીકૂચથી થઈ હતી. દાંડીકૂચ એ આ લડતનો એક અનોખો પ્રકાર હતો. એ જ પ્રમાણે ઘરમાં પુરાઈ રહેનારી અને લગ્ન, જન્મ ને મરણના પ્રસંગોમાં જ ભાગ લેનારી અને એવી જ ચર્ચાઓમાં રચી પચી રહેલી, જાહેર જીવનની કે બીજા વિષયોની કલ્પના પણ જેમને સ્પર્શી નહોતી એવી હજારો બહેનો કુટુંબની માયામમતા છોડીને લડતમાં નીકળી પડી એ પણ અદ્‌ભુત અને અનોખો પ્રકાર હતો. પેલા કવિએ કહ્યું હતું તેમ આભ ફાટયું ત્યાં સરકાર થીગડું ક્યાં દે? એવું નૈતિક જોમ બહેનોને લીધે આ લડતને મળ્યું. એ લડતે ગુજરાતની સ્ત્રીને પોતાને પણ પોતાનામાં છૂપી પડેલી શક્તિનું દર્શન કરાવ્યું. એ જાગ્રત થઈ ગઈ, બીજી સ્ત્રીઓને જાગ્રત કરવાનો અને સ્વરાજ માટે મરી ફીટવાનો એણે સંકલ્પ કર્યો.

'૩૦ની સાલની એ લડત વખતે બીજો પણ એક લાભ થયો. કારાવાસ દરમ્યાન ગુજરાતના જુદા જુદા જિલ્લાઓમાંથી આવેલી બહેનોને જેલમાં એકસાથે રહેવાનો લાભ મળ્યો. તદ્દન અપરિચિત બહેનો સાથે સમૂહ જીવન જીવવાનો અનુભવ થયો. એને લીધે નાના વર્તુળમાંથી કદી બહાર ન ગયેલી બહેનોને એકબીજાનો પરિચય થયો અને કેટલીક બહેનોને તો ત્યારથી જ એકબીજા સાથે કૌટુંબિક સંબંધ જેવો સ્નેહ સંબંધ થયો. આને લીધે દૃષ્ટિપરિવર્તન પણ થયું. સંકુચિત ભાવને બદલે હૃદય વિશાળ બન્યાં અને એ પરિવર્તન કોંગ્રેસના કામને માટે અને સ્વાતંત્ર્યસંગ્રામના આંદોલનને માટે પાછળથી ખૂબ ઉપયોગી નીવડ્યું. તે વખતે સૌરાષ્ટ્ર જુદાં જુદાં દેશી રાજ્યોમાં વહેંચાયેલું હતું. એમ છતાં એ તરફથી પણ કેટલીક બહેનો જેલમાં આવેલી એટલે સુરતથી સૌરાષ્ટ્ર સુધીની બહેનોનો આત્મીય સંબંધ બંધાયો જે કાયમ રહ્યો.

૧૯૩૧ના માર્ચ મહિનામાં ગાંધી ઇરવિન કરાર થયા ને સામુદાયિક જેલ મુક્તિ થઈ. કાયદાભંગની લડત બંધ કરવામાં આવી અને કોંગ્રેસ ફરી

# ગુજરાતમાં ભરાયેલાં કૉંગ્રેસ અધિવેશનો

**શ્રી મગનભાઈ પટેલ**
(ભારત સંસદ સભ્ય, વડોદરા)

સન ૧૯૩૮ માં હરિપુરામાં ભરાયેલા મહાસભાના આડત્રીસમા અધિવેશન બાદ લગભગ પા સદી પછી – ગુજરાત રાજ્યની સ્થાપના પછી–પહેલી જ વાર ગુજરાતમાં મહાસભાનું અધિવેશન ભરાય છે અને તે પણ એક વખતના દેશી રાજ્યના પાટનગર એવા ભાવનગરમાં ભરાય છે એ ગુજરાતની પ્રજા માટે ગૌરવ લેવા જેવી હકીકત છે. બ્રિટિશ અમલમાં ભાવનગર એક આગળ પડતું દેશી રાજ્ય હતું. તેમજ દેશી રાજ્યમાં કૉંગ્રેસની ચળવળ ચલાવવી એ મુશ્કેલ હતું. એટલે જ સ્વાતંત્ર્ય પછી જ્યારે આ અધિવેશન ભાવનગરમાં ભરાય છે ત્યારે સ્વાભાવિક રીતે જ સૌરાષ્ટ્રની પ્રજામાં વિશેષ આનંદની લાગણી જોવામાં આવે છે અને ગુજરાતમાં આ અધિવેશન અંગે પ્રજામાં અનેરો ઉત્સાહ જણાય છે. પૂ. મહાત્માજીની પ્રેરણા અને પૂ. સરદાર સાહેબની રાહબરી હેઠળ ગુજરાત પ્રદેશની જનતાએ કૉંગ્રેસ પ્રત્યેની અને તેના દ્વારા સમસ્ત દેશ પ્રત્યેની વફાદારી, શિસ્ત, સંયમ અને કાર્યદક્ષતાથી ભારતમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે. એટલે દેશ જ્યારે આર્થિક ઉન્નતિને માટે પોતાની સમગ્ર તાકાતથી પ્રયત્ન કરી રહ્યો હોય, કૉંગ્રેસ સંસ્થા જ્યારે બીજા રાજદ્વારી પક્ષો તરફથી થતા અનેક ખરાખોટા આક્ષેપોનું નિશાન બની હોય અને દેશ જ્યારે ચારે બાજુએથી ઘેરાયલો હોય ત્યારે ગુજરાતમાં, મહાસભાને સબળ અને સશક્ત બનાવવા, લોકોમાં તેનું યોગ્ય સ્થાન અપાવવા અને તેને લોકાદરને પાત્ર બનાવવા માટે, મહાસભાનું અધિવેશન ભરાય એ જ યથાયોગ્ય છે અને ગુજરાત માટે આનંદની અને ગૌરવ અનુભવવા જેવી વાત છે.

### ગુજરાતમાં ભરાયેલું પ્રથમ અધિવેશન

ગુજરાતમાં ભરાતા આ પાંચમા અધિવેશન વખતે આ અગાઉ ભરાયેલાં ચાર અધિવેશનો વખતની દેશની અને ગુજરાતની પરિસ્થિતિ–અધિવેશનોમાં થયેલી કાર્યવાહી — અધિવેશનો વખતની પ્રજાજાગૃતિની સમીક્ષા આપણે કરીએ તો તે જરૂરી અને યોગ્ય પણ ગણાશે.

ગુજરાતમાં પહેલું અધિવેશન સન ૧૯૦૩ માં અમદાવાદમાં ભરવામાં આવેલું અધિવેશનમાં પ્રમુખ તરીકે બંગાળ કેસરી ગણાતા શ્રી સુરેન્દ્રનાથ બેનરજીની વરણી થયેલી જ્યારે સ્વાગત પ્રમુખ તરીકે દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈને ચૂંટી કાઢવામાં આવેલા. ગુજરાતમાં પ્રજાએ બબ્બે દુકાળ જોયા હતા. દુકાળમાં અંગ્રેજી રાજ્યઅમલમાં ખાસ કાળજી લેવામાં આવતી ન હતી. એટલે પ્રજાનો રોષ તો હતો જ. ભારતમાં અંગ્રેજ અમલે કરેલા આર્થિક શોષણ – પરદેશ વેપાર અર્થે જતા વેપારીઓને કેવળ પરાધીન હોવાને લીધે સહેવી પડતી અવહેલના અને અપમાન પણ પ્રજા સમજી શકતી હતી. સ્વાગત પ્રમુખે આ તમામનો ટૂંકો નિર્દેશ કરીને ગુજરાતી પ્રજા કૉંગ્રેસ તરફ આશાની ભાવભરી મીટ માંડી રહી હોવાનું જણાવ્યું. પ્રમુખ શ્રી સુરેન્દ્રનાથ એક પ્રખર વક્તા અને અભ્યાસી મળ્યા હતા. એઓ એક આઈ. સી. એસ. પાસ થયેલા ગૃહસ્થ હતા અને અંગ્રેજોની દેશી તરફની સૂગ અને સત્તાની ખુમારીએ એમનો એક નાનો ગુનો શોધી કાઢી એમને નોકરીમાંથી છૂટા કરેલા, પણ આથી તો દેશને એક સેવાભાવી દેશભક્ત વ્યક્તિ મળી શકી.

પ્રમુખે પોતાના ભાષણમાં તે વખતના કેટલાક ખાસ પ્રશ્નો ચર્ચ્યા હતા અને તેમાં પણ ખાસ કરીને સરકારે બહાર પાડેલા યુનિવર્સિટી કમિશનના રિપોર્ટ ઉપર હિંદીઓએ સુધારા સૂચવેલા તે સ્વીકારવા માટે સરકારને આગ્રહ કરી હતી અને ખાસ કરીને હિંદની આર્થિક પરિસ્થિતિનું અવલોકન કરી બ્રિટન તરફી થતી આર્થિક લૂંટ અટકાવવા અનુરોધ કર્યો હતો. આ ઉપરાંત સરકાર તરફથી હિંદમાં પડતા દુકાળનાં કારણો અંગે તપાસ સમિતિ નીમેલી તેના જુદા જુદા નિષ્ણાતોએ આપેલી જુબાનીઓ તથા દુકાળ સમિતિનો રિપોર્ટ સરકારે બહાર પાડ્યો ન હતો તેની સામે વિરોધ જાહેર કર્યો હતો. વળી ખાસ કરીને આફ્રિકામાં હિંદીઓ તરફ જે અપમાનજનક વર્તન બતાવવામાં આવતું હતું તેનો ઉલ્લેખ કરીને મહારાણી વિક્ટોરિયાના જાહેરનામામાં સલ્તનતની તમામ પ્રજા તરફ સમાન ભાવ દર્શાવવાની જે ઉચ્ચ ભાવના દાખવવામાં આવી હતી તેના છડેચોક થતા ભંગ અંગે હિંદની પ્રજામાં ભારે અસંતોષ છે એવું જણાવ્યું હતું અને આ પરિસ્થિતિનો જેમ બને તેમ જલદી ઉકેલ કરવા વિનંતી કરી હતી. આમ દેશની રાજકીય તથા આર્થિક બાબતોનો ઉલ્લેખ કરી પ્રમુખે ભાષણ પૂરું કર્યું હતું.

એકંદરે આ અધિવેશનમાં ભારતના જુદા જુદા ભાગોમાંથી એટલે મદ્રાસ, મુંબઈ, સિંધ, વરાડ, મધ્યપ્રાંત, હૈદ્રાબાદ, બંગાળ અને પંજાબ વગેરે સ્થળોએથી ૪૭૧ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. બધા મળીને ૨૨ ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. જેમાં તે વખતની પ્રણાલિકા મુજબ એક ઠરાવ તો બ્રિટને હિંદમાં સ્થાપેલી શાંતિ અને વ્યવસ્થાને અંગે આભાર વ્યક્ત કરતો અને 'સરકાર તરફ વફાદારી જાહેર કરતો' થતો અને તે ઉપરાંત ૧. ગરીબાઈ અને તેના ઉપાયો, ૨. હિંદની આર્થિક તપાસ માટેનો, ૩. દક્ષિણ આફ્રિકામાંના હિંદીઓની સ્થિતિ અંગેનો, ૪. નાણાં વિષયક સુધારણા વગેરેનો, ૫. લશ્કરમાં ઊંચી જગ્યાએ હિંદીઓને નીમવા બાબતનો, ૬. જનતાને કેળવણીનો વિશેષ લાભ મળે એવી વ્યવસ્થા કરવાનો, ૭. પોલીસમાં જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ઉપલી પાયરીની જગ્યાઓ હિંદીઓને માટે ખુલ્લી કરવા તથા કલેક્ટરને જિલ્લા મૅજિસ્ટ્રેટ અને પોલીસ અધિકારીના અધિકારો અપાતા તેનાથી ન્યાયવિષયક સત્તાઓ અને મૅજિસ્ટ્રેટ પરનો કાબૂ લેવાનો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો. આ ઉપરાંત ૧. ન્યાય અને કારોબારી વહીવટ જુદા કરવા બાબત, ૨. કાયદાના અધૂરા જ્ઞાનવાળા સિવિલિયનોને જિલ્લા જજ, જૉઈન્ટ જજ વગેરે હોદ્દા પર નીમવાને બદલે નિષ્ણાત વકીલોને તે જગ્યાઓ ઉપર નીમવા બાબતનો, ૩. સરકારી નોકરીઓ–જાહેર નોકરીઓના હિંદીકરણનો, ૪. દેશમાં બનતા કાપડ પર નાંખવામાં આવેલા એક્સાઈઝ વેરાને લઈ લૅંકેશાયર અને માન્ચેસ્ટરના કાપડ ઉદ્યોગને સામાન્ય રીતે ફાયદો થતો હોવાથી તેનો વિરોધ કરી તે વેરો કાઢી નાખવા સરકારને વિનંતી કરતો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો. કૉંગ્રેસનું બંધારણ હજુ ઘડાયું ન હતું. છતાં કૉંગ્રેસના કાર્યક્રમને મજબૂત અને વ્યવસ્થિત કરવા

અંગે વિચારણા કરી તેને વ્યવસ્થિત કરવા અને દરેક પ્રદેશમાં કોંગ્રેસનું કામ કરવા માટે પણ ઠરાવ કરવામાં આવ્યો હતો. કોંગ્રેસના કાર્ય અંગે ઇંગ્લૅંડમાં ગેરસમજૂતી ન ફેલાય અને ત્યાં પણ કોંગ્રેસનાં ધ્યેય અને કાર્યને પ્રસિદ્ધિ મળે તેને માટે લંડનમાં 'ઇન્ડિયા' નામનું વર્તમાનપત્ર કાઢવામાં આવતું. તેને નિભાવવા અને ચાલુ રાખવા માટે પણ ઠરાવવામાં આવ્યું હતું. આમ એકંદરે ૨૨-૨૩ ઠરાવો કરવામાં આવ્યા હતા.

આ કોંગ્રેસની એક વિશિષ્ટતા એ હતી કે આ અધિવેશનની સાથે જ બીજી ઔદ્યોગિક પરિષદ પણ અમદાવાદમાં ભરવામાં આવી હતી. જેનું ઉદ્ઘાટન સદૈવ હિંદનું હિત કરવામાં રત રહેતા અને ભારતભરમાં દેશહિતચિંતક-સ્વતંત્ર પ્રકૃતિના રાજવી તરીકે ખ્યાતિ પામેલા વડોદરાના મહારાજા સર સયાજીરાવે કર્યું હતું. આમ ગુજરાતમાં કોંગ્રેસ અધિવેશન ભરવાની પહેલ અમદાવાદે કરી હતી.

## ગુજરાતમાં ભરાયેલું બીજું અધિવેશન

સન ૧૯૦૭માં ગુજરાતમાં ભરાયેલું અધિવેશન એક ઐતિહાસિક અધિવેશન હતું. મહાસભાના ઇતિહાસમાં પહેલી જ વાર પ્રતિનિધિઓ 'મવાળ અને જહાલ' પક્ષ તરીકે બે વિભાગમાં વહેંચાઈ ગયા હતા. રાસબિહારી ઘોષ, સુરેન્દ્રનાથ બેનરજી, ગોખલે, ફીરોજશાહ મહેતા, મદનમોહન માલવિયા વગેરે મવાળ પક્ષના આગેવાનો હતા જ્યારે બીજા પક્ષે જહાલ ગણાતા આગેવાનોમાં અરવિંદ ઘોષ, ટિળક વગેરેની ગણના થતી હતી. ૧૯૦૬માં કોંગ્રેસનું બંધારણ હજી પૂરું ઘડાયું ન હતું. એક કામચલાઉ બંધારણ નક્કી કરવામાં આવ્યું હતું. તે બંધારણ મુજબ શ્રી રાસબિહારી ઘોષની પ્રમુખ તરીકે ચૂંટણી કરવામાં આવી હતી. ઉદ્દામવાદીઓ તરફથી સરકારે દેશપાર કરેલા અને દેશવટામાંથી તાજા જ પરત આવેલા લાલા લજપતરાયના નામનું સૂચન થયું હતું. પરંતુ લાલાજીએ પ્રમુખપદ માટે ના પાડી દીધી. એટલે તરતને માટે તો પ્રમુખનો સવાલ પતી ગયો.

મહાસભાની ખુલ્લી બેઠકમાં વાતાવરણ ગરમ અને અશાંત લાગતું હતું. સમગ્ર શહેરમાં હવામાં તોફાનના ભણકારા પડતા હતા. શહેરમાં એવી વાતો વહેતી મુકાઈ હતી કે કોંગ્રેસની બેઠકમાં સ્વરાજ્ય, બાયકોટ, સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણ અંગેના ઠરાવો મૂકવામાં નહિ આવે, એટલે તો ઉગ્રતા વધી પડી. ખુલ્લું અધિવેશન શરૂ થયું. ગુજરાત તરફથી દીવાન બહાદુર અંબાલાલ દેસાઈએ પ્રમુખપદ માટે શ્રી. રાસબિહારી ઘોષના નામની દરખાસ્ત મૂકી. એને ટેકો આપવા સુરેન્દ્રનાથ બેનરજી ઊભા થયા એટલે તરત જ તોફાનનાં મંગળાચરણ શરૂ થઈ ગયાં. ઘોંઘાટ, બૂમબરાડા શરૂ થઈ ગયા. સામે પક્ષે વ્યવસ્થા જાળવવા માટે પણ બૂમો પડતી. પરિણામે ઘોંઘાટ વધી જતો, સાંભળવું અશક્ય બનતું. તોફાન વધતું જોઈને પ્રમુખે બેઠક બીજા દિવસ પર મુલતવી રાખી. તા. ૨૭મી એ ફરીથી બેઠક મળી ત્યારે વાતાવરણ કાંઈક શાંત લાગતું હતું. એટલે સુરેન્દ્રનાથ બેનરજીએ પોતાનું વ્યાખ્યાન પૂરું કર્યું. પ્રમુખની મૂળ દરખાસ્તને ટેકો આપ્યો શ્રી પંડિત મોતીલાલ નેહરુએ. દરખાસ્તને વિશેષ ટેકો આપ્યા પછી તાળીઓના ગગડાટ વચ્ચે શ્રી રાસબિહારી ઘોષે પ્રમુખસ્થાન લીધું કે તરત જ લોકમાન્ય ટિળક કે જે ઉદ્દામવાદીઓના એક આગેવાન હતા તે ઊભા થયા. વ્યાખ્યાનપીઠ પર આવ્યા અને સભા મુલતવી રાખવા માટે આગ્રહ કરવા લાગ્યા અને સભા મુલતવી ન રાખવામાં આવે તો પ્રમુખની દરખાસ્ત ઉપર સુધારો કરવા જણાવ્યું. પ્રમુખની ચૂંટણી થયા પછી હવે એ સુધારો લાવી શકાય નહિ એ બાબત દલીલો અને પ્રતિદલીલો થઈ. પ્રમુખે સુધારો કાનૂન બહાર ઠરાવ્યો એટલે પ્રતિનિધિઓએ ટિળકને સાંભળવાની ના પાડી. પરિણામે ટિળક પક્ષના લોકોએ ટિળકને સાંભળવાનો આગ્રહ કર્યો. તોફાનની ચિનગારી ફૂંકાઈ ચૂકી. આમ બન્ને પક્ષોએ આગ્રહ કરી જોરથી બૂમો પાડવાનું શરૂ કર્યું અને તોફાન શરૂ થયું. ટોપીઓ, ખુરશીઓ, જોડાઓ, ઊછળવા માંડ્યા. સુરેન્દ્રનાથ બેનરજી અને ફીરોજશાહ મહેતાએ શાંતિ જાળવવા પ્રયાસો કરવા માંડ્યા ત્યારે સુરેન્દ્રનાથ બેનરજી તરફ કોઈએ જોડો ફેંક્યો. સુરેન્દ્રનાથ બોલી ઊઠ્યા—મારી ત્રીસ વર્ષની સેવાનો આ બદલો છે (This is the reward of my thirty years service. . . .) જવાબમાં કોઈ બોલી ઊઠ્યું: તમે બીજા શાને લાયક છો? (What else do you deserve ?) પછી તો તોફાન વધતું જ ચાલ્યું. કેટલીક લાઠીધારી વ્યક્તિઓ સભાના મંચ ઉપર ચઢી આવી એટલે તો તોફાનની મર્યાદા ન રહી. ખુરશીઓ ઊછળવા માંડી—પ્રમુખે સભા મુલતવી રાખી અને પોલીસે આવીને મંડપમાંથી લોકોને બહાર કાઢવા માંડ્યું—આમ કોંગ્રેસની બેઠક તે દિવસ પૂરતી બંધ રહી. સભામાં ઉપસ્થિત થયેલા મોટા મુત્સદ્દીઓએ શાંતિથી કોંગ્રેસને બચાવી લીધી.

તે દિવસે સાંજે કોંગ્રેસને જીવતી રાખવા માગતા જૂના મવાળ ગણાતા કાર્યકરો ભેગા મળ્યા અને એક જાહેરનામું બહાર પાડી વ્યવસ્થિત રીતે અને ચોક્કસ નક્કી કરેલા ધારાધોરણસર કામ ચલાવવાનું નક્કી કર્યું. મહાસભામાં એકત્ર થયેલા આગેવાનો તથા ઘણા પ્રતિનિધિઓએ આ જાહેરનામા ઉપર સહી કરી અને નક્કી કર્યા મુજબ તુરતમાં તો એક કન્વેન્શન—સંમેલન બીજી તારીખે એટલે ૨૮મી ડિસેમ્બરે સ્વાગત સમિતિએ તૈયાર કરેલા મંડપમાં ભરવાનું ઠરાવ્યું. આમ કોંગ્રેસમાં પડેલા એક પક્ષે બીજે દિવસે કન્વેન્શન ભર્યું. તેમાં ફરીથી ફીરોજશાહ મહેતાએ રાસબિહારી ઘોષના નામની પ્રમુખ તરીકેની દરખાસ્ત મૂકી જેને સુરેન્દ્રનાથ બેનરજી તથા લાલા લજપતરાયે અનુમોદન આપતાં રાસબિહારી ઘોષે પ્રમુખપદ સ્વીકાર્યું. પ્રમુખે આ કન્વેન્શનમાં જ શ્રી ગોપાલકૃષ્ણ ગોખલેને કોંગ્રેસનું બંધારણ ઘડવા એક સમિતિ નીમવાનો ઠરાવ રજૂ કરવા જણાવ્યું. શ્રી ગોખલેના ઠરાવને શ્રી ચૌધરીએ ટેકો આપતા ઠરાવ પસાર થયો. કોંગ્રેસનું બંધારણ ઘડવા અંગેનાં મંડાણ ત્યારથી મંડાયાં. આ કન્વેન્શનના મંત્રીઓ તરીકે ફીરોજશાહ મહેતા, ગોખલે અને દીનશા વાચ્છાને ચૂંટી કાઢવામાં આવ્યા અને પછી કન્વેન્શન પ્રમુખે બરખાસ્ત કર્યું.

મહાસભાના સમગ્ર ઇતિહાસમાં આ અધિવેશનની કાર્યવાહીએ થોડો ડાઘ લગાડ્યો એમ લાગે છે. છતાં બીજી દૃષ્ટિએ જોતાં એમ પણ લાગે છે કે, મુત્સદ્દીગીરીથી તોફાનમાંથી વહાણને સહીસલામત કિનારે લઈ જવામાં જેમ કુશળ નાવિકની કસોટી થાય છે તેમ મહાસભાના નાવને ઉગારી લેવામાં નેતાઓએ પોતાની તમામ શક્તિ કામે લગાડી અને વહાણને સહીસલામત ઉગારી લીધું.

આ મહાસભા અંગે કેટલાંક સરકારપક્ષીય છાપાંઓએ હિંદ સામે કાદવ ઉડાડવાનો પ્રયત્ન કર્યો હતો અને એક જ બનાવથી હિંદી પ્રજા સ્વરાજ્ય માટે નાલાયક છે એવો પ્રચાર કર્યો હતો. પરંતુ કોંગ્રેસના આગેવાનોએ તો કોંગ્રેસનું બંધારણ ઘડવા સમિતિ નીમી ને નાવને સીધે રસ્તે મૂકી આપી આ પ્રચારનો યોગ્ય જવાબ વાળ્યો હતો.

મહાસભામાંથી છૂટા પડ્યા પછી વિનીત પક્ષના આગેવાન લોકમાન્ય ટિળકને રાજ્યદ્રોહી લખાણ માટે શિક્ષા થઈ અને તેમને આંદામાન મોકલવામાં આવ્યા, એટલે બાકીનાએ મહાસભાનો ત્યાગ કર્યો. પરંતુ ટિળક જેલમાંથી છૂટ્યા બાદ તેમણે મહાસભામાંથી જુદા પડવાના ઉદ્દામવાદીઓના પગલાને આત્મઘાતી પગલા તરીકે ગણાવતા ફરી પાછા તમામ ઉદ્દામવાદીઓ મહાસભામાં જોડાઈ ગયા. સુરતમાં મુલતવી રહેલું અધિવેશન ત્યાર બાદ મદ્રાસમાં ભરાયું હતું.

## ગુજરાતનું ત્રીજું અધિવેશન

સુરતના આ અધિવેશન પછી અમદાવાદમાં સન ૧૯૨૧ માં ભરાયેલા મહાસભાના અધિવેશન વખતે તો સમસ્ત ભારતનું વાતાવરણ સદંતર બદલાઈ ગયું હતું. હિંદના રાજકીય ક્ષિતિજ ઉપર એક નવા જ સૂર્યનો ઉદય થયો હતો. દક્ષિણ આફ્રિકામાં સરકાર સામે ધરાર્રી લડત આપ્યા પછી મહાત્મા ગાંધીજીએ હિંદુસ્તાનમાં કામ કરવાનું ઠરાવ્યું. ૧૯૧૫માં તેઓ હિંદુસ્તાનમાં આવ્યા બાદ શ્રી ગોખલેજીની સૂચના મુજબ એક વર્ષ સુધી સમગ્ર દેશમાં ફરીને હિંદની સ્થિતિનો અને પ્રજાનો તેમણે ચીવટ-પૂર્વક અભ્યાસ કર્યો.

ઉપર જણાવ્યું તે મુજબ ૧૯૦૭માં છૂટો પડેલો ઉદ્દામવાદી પક્ષ ૧૯૧૫માં મહાસભામાં ફરી જોડાયો. આ શુભ શરૂઆતની સાથે જ બીજી પણ એક સૂચક હકીકત એ બની કે જે મહાસભાની બેઠક ૧૯૧૫માં મુંબઈ મળી તે જ સમયે મુસ્લિમ લીગની બેઠક પણ મુંબઈમાં મળી. આમ હિંદુ મુસ્લિમ એકતાનાં મંડાણ પણ તે જ સાલમાં મંડાયાં. આ સાલમાં મહાત્માજીએ કોંગ્રેસમાં દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન અંગે ઠરાવ મૂકી હિંદી પ્રજાનું લક્ષ અને સહાનુભૂતિ આ પ્રશ્ન ઉપર છે જ એ પણ દર્શાવી આપ્યું.

ત્યાર પછી તો મહાત્મા ગાંધીએ દેશભરમાં પ્રવાસ કરી પ્રજામાં ખૂબ જાગૃતિ આણી. સરકારે પ્રજાજાગૃતિથી ગભરાઈ રોલેટ કાયદા જેવો પ્રજાને દાબવા માટેનો એક કાયદો પસાર કર્યો. પરિણામે ૧૯૧૯માં સૌથી પહેલી વાર સત્યાગ્રહની હાકલ દેશમાં પડી. એના પ્રથમ પગલા તરીકે હડતાલ, ઉપવાસ, અને અસહકારની હાકલ આપી. એપ્રિલ મહિનામાં તો સમગ્ર દેશમાં તમામ મોટા શહેરે અને નાનાં ગામોમાં સભાઓ ભરી સત્યાગ્રહ માટે અને સરકારને રોલેટ એક્ટનો અમલ બંધ રખાવવાને માટે વિનંતી કરતા પત્ર ઉપર સહીઓ લેવાવા માંડી. પરિણામે મહાત્માજી દિલ્હી પંજાબ જવા નીકળ્યા ત્યારે અધવચથી તેમને પકડી લેવામાં આવ્યા. લોકો તોફાને ચઢ્યા. પંજાબમાં લશ્કરી કાયદાની જાહેરાત પંજાબ સરકારે કરી. જનરલ ડાયર નામના અંગ્રેજ લશ્કરી અધિકારીએ જલિયાંવાલામાં હત્યાકાંડ રચ્યો.

આમ એક બાજુ જેમ જેમ સરકાર દમનનીતિ અખત્યાર કરતી ગઈ તેમ તેમ પ્રજામાં વધારે ને વધારે જાગૃતિ આવવા લાગી. આવા તંગ વાતાવરણમાં ૧૯૨૧માં અમદાવાદમાં મહાસભાની ૩૬મી ઐતિહાસિક બેઠક મળી. ફરી એક વાર ગુજરાતની પ્રજાને દેશના પ્રતિનિધિઓનો સત્કાર કરવાનો પ્રસંગ આવ્યો હતો. ગુજરાતની અને ખાસ કરીને અમદાવાદની પ્રજાનો ઉત્સાહ માતો નહોતો. આ વખતે તો પૂ. ગાંધીજી જેવાની પ્રત્યક્ષ રાહબરી અને સરદાર સાહેબની સીધી દેખરેખ નીચે ગુજરાતમાંથી નાના-મોટા કાર્યકરોનું એક મોટું જૂથ અમદાવાદને આંગણે મહાસભાની તૈયારી કરવા ઊતરી પડ્યું હતું. પ્રેક્ષકોનો ધસારો પણ બહુ મોટો થવાનો છે એવી દરેક મુખ્ય કાર્યકરની ગણતરી હતી. અને બન્યું પણ તેમ જ. હજાર હજાર—પાંચસો—સો સો રૂપિયાની સ્વાગત સભ્ય ટિકિટો લોકોએ હોંશથી ખરીદી લીધી હતી. ૧૯૦૩ ની મહાસભા વખતે જ્યારે અમદાવાદમાં ફક્ત ૪૭૧ પ્રતિનિધિઓ આવ્યા હતા ત્યારે આ અધિવેશનમાં ૪૭૨૮ પ્રતિનિધિઓનો એક મોટો મેળો થવાનો હતો. અમદાવાદમાં જેમ એક તરફ ઉત્સાહનાં પૂર હતાં તેમ રાષ્ટ્રીય કોંગ્રેસના આગેવાનોની ધરપકડની, મારામારી, ગોળીબાર વગેરેની પણ અફવા આખા દેશમાં ફેલાઈ હતી. છતાં લોકોનો મહાસાગર તે દિવસોમાં આગેવાનોના દર્શને ઊલટ્યો હતો.

આ અધિવેશનની ખાસ વિશિષ્ટતા તો એ હતી કે અત્યાર સુધી ખુરશી ટેબલની વ્યવસ્થા હતી તે કાઢી નાખવામાં આવી હતી અને તેને બદલે ગાદીતકિયા અને પાથરણાંની બેઠક રાખવામાં આવી હતી. પરિણામે પ્રતિનિધિઓ—સ્વાગત સભ્યો અને પ્રેક્ષકોને બેસવા સારી મોકળાશ રહેતી. મંડપ પણ આપણી દેશી પદ્ધતિથી અને કલામય રીતે સુંદર શણગારવામાં આવ્યો હતો અને મંડપ માટે ખાદી વાપરવામાં આવી હતી. પ્રતિનિધિઓના રહેઠાણ માટે નાની કુટિરો અને ઓરડીઓ રાખવામાં આવી હતી. પોસ્ટ, તાર, ટપાલ, દવાખાનાની વ્યવસ્થા પણ ગોઠવવામાં આવી હતી એટલું જ નહિ પરંતુ સ્વચ્છતા માટે શૌચ-પેશાબ વગેરેની ખાસ વ્યવસ્થા કરી મેલા ઉપર માટી નાખવાની વ્યવસ્થા રાખી હતી. બજાર પણ દેશી પદ્ધતિનાં જ રાખ્યાં હતાં અને આ બધું કામ કરવાને, મેલું ઉપાડવાને માટે પણ સવર્ણ સ્વયંસેવકોએ કામ ઉપાડી લીધું હતું. મહાસભા નગરના રસ્તાઓ ઉપર ઉચ્ચવર્ગના કહેવાતા, સ્વયંસેવકોને કામ કરતા જોવા એ પણ એક અનુપમ દૃશ્ય હતું. સ્વયંસેવકોની કાળજી, સેવા અને સેવાતત્પરતા ખૂબ જ પ્રશંસાજનક હતાં.

અધિવેશનની સાથે જ ખાદી અને ગ્રામોદ્યોગ તથા સ્વદેશી કારીગરીનું સુંદર પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. પ્રજામાં સ્વદેશીની ભાવના જાગ્રત થાય—દેશના ઉદ્યોગો વધે એ હેતુ ધ્યાનમાં રાખીને દેશમાં થતી જાત-જાતની વસ્તુઓ અને કારીગરીનું આ પ્રદર્શન હજારોની સંખ્યામાં લોકો જોવા આવતા હતા. મહાત્માજીને પ્રિય એવો રેંટિયો—સાળ—વણાટકામ, ખાદી અને તેની તમામ ક્રિયા-પ્રક્રિયા આ પ્રદર્શનમાં બતાવવામાં આવી હતી. પૂ. મહાત્માજીએ અધિવેશન દરમ્યાન પોતાનો નિવાસ ખાદી નગર આગળ એક કુટિર બાંધેલી તેમાં જ રાખ્યો હતો. રોજ સવારસાંજ બાપુની કુટિર આગળ ભજનો અને પ્રાર્થના થતાં અને સમગ્ર કોંગ્રેસ અને ખાદી નગરમાં એક સુંદર પવિત્ર વાતાવરણ સર્જાતું.

આ મહાસભાના પ્રમુખ તરીકે પ્રજાએ પોતાના લાડીલા નેતા સ્વ. દેશબંધુ દાસની વરણી કરી હતી. એમના જેવા ત્યાગમૂર્તિ અને વિદ્વાન તથા રાજકારણના પ્રખર અભ્યાસી નેતાને પ્રમુખ તરીકે મેળવીને પ્રજા આગે કદમ ભરવા તત્પર થઈ થનગનાટ અનુભવતી હતી. પરંતુ સરકારે પ્રજાની એ આશા પાર પડવા ન દીધી. સરકારે બંગાળમાં દમન ચલાવ્યું અને આ લાડીલા નેતાની ધરપકડ કરી. એમને અટકમાં લીધા. પરિણામે પ્રતિનિધિઓએ કામચલાઉ પ્રમુખપદે શ્રી હકીમ અજમલખાનની વરણી કરી. મહાસભાના અધિવેશન વખતે જમા થયેલી માનવ મેદની એટલી મોટી હતી કે મહાસભાના મુખ્ય મંડપથી થોડે દૂર એક અલગ તંબુ ઊભો કરવામાં આવ્યો હતો જેમાં પ્રેક્ષકોને મુખ્ય તંબુની અંદર ચાલતા કામની માહિતી આપવામાં આવતી હતી. મહાસભામાં ચાલતા કામની પુનરુક્તિ જ થતી એટલે તમામ જનતા અંદર ચાલતી કાર્યવાહીથી સંપૂર્ણ રીતે માહિતગાર રહેતી.

ભારતના તમામ પ્રદેશમાંથી એટલે ૧૯ વિભાગોમાંથી બધા મળીને ૪૭૨૮ પ્રતિનિધિઓ અધિવેશનમાં આવ્યા હતા. સ્વાગત ગીતનો વિધિ પત્યા પછી સ્વાગત પ્રમુખ સરદાર વલ્લભભાઈએ હિંદીમાં સ્વાગત કરતાં જણાવ્યું કે દેશના આગેવાન કાર્યકર્તાઓને, આ અધિવેશનના વરાયેલા પ્રમુખને સુધ્ધાં, સરકારે જેલમાં પૂરી દીધા છે. દમન શરૂ કર્યું છે. એવી એક વિચિત્ર પરિસ્થિતિમાં મહાસભા મળે છે. એમણે વધુમાં જણાવ્યું હતું, "અમદાવાદને આંગણે આનંદોત્સવ ઊજવવાની અમારી ઉમેદ હતી, પરંતુ સરકારે અમારા આગેવાનોને જેલમાં પૂરીને અમારા ઉત્સવને પલટાવી દીધો છે. એટલે આજે એ મંગલોત્સવ માટે આપણે ભેગા થયા નથી. પરંતુ પ્રભુએ પોતાની અપાર કરુણામાં અમારે માટે

કષ્ટસહનને મોકલ્યું છે. જેનાથી અમારી પરીક્ષા થઈ જાય છે. અમે એ પ્રભુપાઠવ્યા અમૂલ્ય પ્રસાદને યોગ્ય બની જઈએ એ જ અમારી ઇચ્છા છે."

એમણે વધુમાં જણાવ્યું હતું કે દેશમાં ચાલી રહેલી ચારે તરફની ધરપકડો, કેદ, મારપીટ, જબરદસ્તી અને દફતરો-શાળાઓ વગેરેનાં તાળાં તોડી કબજો લેવાની જે રીત સરકારે અખત્યાર કરી છે તે તો આવતા સ્વરાજ્યનાં ચોક્કસ એંધાણ છે. આ પરિસ્થિતિને લઈને જ અમે મંગલોત્સવ માંડી વાળ્યો છે. પરંતુ સ્વાગતના કાર્યક્રમોમાં સંગીતમાં—હર્ષના બીજા કોઈ પણ કાર્યક્રમમાં સૂચક ફેરફાર કર્યો નથી.

ગુજરાતમાં થતા રચનાત્મક કામની માહિતી આપતાં સરદારે જણાવ્યું હતું કે રાષ્ટ્રીય સંસ્થાઓમાં ભણનાર ભાઈબહેનોની સંખ્યા ૩૧૦૦૦ની છે એટલે રાષ્ટ્રીય કેળવણી માટે ગુજરાત પૂરતી તૈયારી કરી રહ્યું છે. બે વર્ષ પહેલાં ગુજરાતમાં રેંટિયા કે ચરખા ભાગ્યે જ ચાલતા—જ્યારે હમણા તો ૧,૧૦,૦૦૦ ચરખા કામ કરી રહેલા છે અને બે વર્ષના ગાળામાં બે લાખ રતલ ખાદી તૈયાર થઈ છે. સ્વદેશી ચળવળ માટે ગુજરાતે પાંચ લાખનું ભંડોળ કર્યું છે. દારૂનિષેધ અને અસ્પૃશ્યતાની બાબતમાં પણ ઠીક ઠીક પ્રગતિ કરી છે. પછી તેમણે આગળ બોલતાં જણાવ્યું કે "હું જાણું છું કે કષ્ટસહનની જે અગ્નિપરીક્ષામાં બંગાળ, પંજાબ, સંયુક્ત પ્રાંતો તથા બીજા પ્રાંતો પસાર થઈ રહ્યા છે તે અગ્નિપરીક્ષામાં અમે ગુજરાતવાસીઓ પસાર થયા નથી. હું આશા રાખું છું કે અહિંસાનો મેં ખૂબ ગર્વથી ઉલ્લેખ કર્યો છે તે અમારી અશક્તિની અહિંસા નથી પરંતુ અમારી સ્વેચ્છાથી અખત્યાર કરેલા આત્મસંયમની અહિંસા છે. સવિનય ભંગ માટે ગુજરાતના બારડોલી અને આણંદ બે તાલુકાઓ તૈયારી કરી રહ્યા છે. હું આ મહાસભા તરફથી પ્રાર્થના કરું છું કે પરમાત્મા અમને એટલું બળ આપે કે જેથી અમે કષ્ટસહનની એ અગ્નિપરીક્ષામાં પસાર થઈ શકીએ. બીજા પ્રાંતોનાં ભાઈબહેનો સાથે ખભે ખભા અડાડી ઊભા રહીએ. સાથે સાથે હું આપને ખાતરી આપું છું કે શાંત અને શાંતિપ્રિય મનુષ્યે રાષ્ટ્રીય સન્માનના રક્ષણ માટે તથા રાષ્ટ્રીય હક્કોના રક્ષણને માટે જે ન કરવું જોઈએ તેવું કોઈ કામ અમે વગર વિચારે કે વગર સમજ્યે નહિ કરીએ."

આ પછી પ્રમુખ શ્રી હકીમ અજમલખાને પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું કે વરાયલા પ્રમુખની ધરપકડ થઈ હોય અને બીજા સાથીદારો જેલમાં હોય એવા સંજોગોમાં આપણે પહેલી વાર જ મળીએ છીએ. પ્રજા અને રાષ્ટ્ર જે મોટામાં મોટું માન આપી શકે તે માન તેમને આપીને તેમના તરફનો આદરભાવ પ્રજાએ બતાવી આપ્યો છે. જેને માટે તેમના ત્યાગથી અને તેમની દેશસેવા, દરિદ્રનારાયણની સેવા કરવાની તેમની તમન્ના, દેશ કાજે તેમણે લીધેલી ફકીરીથી જ તેમણે પોતાની લાયકાત પુરવાર કરી છે. તેમની દોરવણી મળી શકી હોત તો દેશને તેમના અનુભવ અને જ્ઞાનનો ઘણો લાભ મળત. આ પછી હકીમ સાહેબે દેશમાં સરકાર તરફથી ચાલુ રહેલી દમનનીતિનો ઉલ્લેખ કરીને આવું સખત દમન હોવા છતાં ભારતની પ્રજાએ જે શાંતિ રાખી છે તેને માટે પ્રજાને ધન્યવાદ આપ્યો હતો. અને અસહકારની જે પદ્ધતિ ભારતે અખત્યાર કરી છે તેને ઇજિપ્તે અપનાવી છે તેને માટે હર્ષ પ્રદર્શિત કર્યો હતો. અહિંસાત્મક અસહકાર ફક્ત હિંદનો જ રહ્યો નથી પણ જગતના માન્ય પુરુષોએ પણ હવે એને અપનાવવા માંડ્યો છે. સરકારની દમનનીતિથી રાષ્ટ્રીય પ્રવૃત્તિને વધુ વેગ મળ્યો છે એ આપણા માટે સુખદ ચિહ્ન છે એમ તેમણે જણાવ્યું હતું. તેમણે પ્રિન્સ ઑફ વેલ્સના આગમન વખતના માનપાનનો બહિષ્કાર શા માટે કરવો પડ્યો હતો તેનાં કારણો આપ્યાં હતાં. તેમ જ મલબારમાં મોપલા ભાઈઓને પડતી હાડમારી અને ત્રાસ તથા મોપલાઓએ કરેલાં તોફાનો અંગે સરકારની જ જવાબદારી છે એમ સ્પષ્ટપણે જણાવ્યું હતું. છેવટમાં ભારત જરૂર પોતાની પ્રાચીન પરંપરાનો પુનરુદ્ધાર કરી જગતની પ્રજાઓમાં પોતાનું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરશે જ એવી શ્રદ્ધા બતાવીને પોતાનું વક્તવ્ય પૂરું કર્યું હતું. તે પછી શ્રી સરોજિની દેવીએ સ્વાતંત્ર્યની વ્યાખ્યા કરતાં જણાવ્યું હતું કે જે સ્થિતિમાં પ્રજાને માટે પોતાનું પોતાપણું પ્રકાશવાની અને પોતાનું ભાવી ઘડવાની સુગમતા હોય તે સ્વાતંત્ર્ય. 'પરતંત્રતાની અંદર કાંઈક એવું તત્ત્વ છે કે જે રાષ્ટ્રજીવનને ઈજા પહોંચાડે છે, તેને વંધવામાં વિઘ્ન કરે છે અને સફળ થવા દેતું નથી. અંગ્રેજી સત્તા હિંદી પ્રજાને પોતાનું સ્વાતંત્ર્યનું ધ્યેય સિદ્ધ કરવામાં વિઘ્ન નાંખે છે એટલે જ અમારે અસહકાર કરવો પડે છે. ઇંગ્લંડ સાથે સહકાર ત્યારે જ થઈ શકે જ્યારે ઇંગ્લૅંડ હિંદનો સ્વતંત્ર થવાનો હક્ક મંજૂર રાખે. ત્યાર પછી તેમણે શ્રી દેશબંધુદાસ તથા શ્રીમતી વાસંતીદેવીના સંદેશા વાંચી સંભળાવ્યા હતા.

આ પછી બીજે દિવસે બેઠક મળી હતી. ત્યારે પૂ. બાપુજીએ અસહકારનો મુખ્ય ઠરાવ રજૂ કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે "હું શાંતિપ્રિય પુરુષ છું, પરંતુ કોઈ પણ શાંતિ મેળવવા ઇચ્છતો નથી. પથ્થરમાં જે શાંતિ દેખાય છે તેવી શાંતિ હું માંગતો નથી. કબરમાં જે શાંતિ દેખાય છે તેવી શાંતિ હું માગતો નથી. પરંતુ આખી દુનિયાનાં બાણની વર્ષા માટે જે મનુષ્યની છાતી ખુલ્લી હોય પણ સર્વશક્તિમાન ઈશ્વરની સત્તાથી સુરક્ષિત હોય એવા મનુષ્યના હૈયામાં રહેલી શાંતિ હું માગુ છું."

મહાત્માજીના ઠરાવને શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તથા શારદાપીઠના શ્રી શંકરાચાર્યે ટેકો આપ્યો. આ પછી બીજો એક મહત્ત્વનો ઠરાવ મૌલાના હજરત મોહાનીએ રજૂ કર્યો હતો. તે ઠરાવ મહાસભાનું ધ્યેય બદલી સઘળા પ્રકારના વિદેશી કાબૂથી મુક્ત રહીને સર્વ કાયદેસર અને શાંતિનાં સાધનોથી હિંદની પ્રજાએ સ્વરાજ્ય મેળવવા અંગેનો હતો. મહાત્માજીએ આ ઠરાવનો તે વખતે વિરોધ કરેલો એટલે ઠરાવ પસાર થઈ શક્યો નહિ.

મહાસભામાં મહાત્માજીએ સક્રિય ભાગ લેવાનું શરૂ કર્યા પછી મહાસભામાં વધુપડતા ઠરાવ કરવાનું બંધ થયું હતું. જેટલું કામ થઈ શકે તેટલા પૂરતા જ ઠરાવ કરવામાં આવતા. એટલે આ અધિવેશનમાં ફક્ત નવ જ ઠરાવો થયા હતા. તેમાં પણ બહુ જ મહત્ત્વનો ગણી શકાય એવો તો એક અસહકારનો ઠરાવ જ હતો.

મહાસભાના આ અધિવેશન પછી પ્રજામાં, ખાસ કરીને ગુજરાતની પ્રજામાં જે જાગૃતિ આવી તે જોતાં અધિવેશન ખૂબ જ સફળ થયું હતું એમ આપણે ચોક્કસપણે કહી શકીએ.

## ગુજરાતમાં ભરાયેલું ચોથું અધિવેશન

સુરત જિલ્લામાં હરિપુરામાં વિઠ્ઠલનગરમાં ભરાયેલું ૫૧મું અધિવેશન એ ગુજરાતમાં ભરાયેલું ચોથું અધિવેશન હતું. ૧૯૩૮ના ફેબ્રુઆરી મહિનાની ૧૯મી તારીખે શ્રી સુભાષચંદ્ર બોઝના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવેલું આ અધિવેશન અનેક રીતે અભૂતપૂર્વ હતું. સામાન્ય રીતે અધિવેશનના સ્થળ માટે મોટાં શહેરોની પસંદગી કરવામાં આવતી જ્યારે આ વખતે ગ્રામ જનતા વધારે પ્રમાણમાં લાભ લઈ શકે એ હેતુથી કોઈ નદીકિનારે પાણીની સગવડ થઈ શકે તેવી જગ્યાએ અધિવેશન ભરવાનું વિચાર્યું. સ્થળ માટે નિમાયેલી સમિતિએ હરિપુરાની પસંદગી કરી હતી. અને લોકોનો ઉત્સાહ એટલો બધો હતો કે વગર ભાડે લગભગ ૪૦૦ એકર જમીન ત્યાંના જમીન માલિકો, જેમાં કેટલાક તો મુસ્લિમ ભાઈઓ હતા, તેમણે વાપરવા માટે આપી હતી. મહિનાઓથી જગાની સાફસૂફી અને વિઠ્ઠલનગરનો નકશો તૈયાર કરાવ્યો હતો. જે જગ્યાએ મહાસભાનું

અધિવેશન ભરવાનું નક્કી થયું તે જગ્યા ખાડાટેકરા, બાવળની ઝાડીઓ કાંટા, ઝાંખરાંથી ભરપૂર હતી. દશેરાના દિવસે પૂ. સરદાર સાહેબને હસ્તે ધ્વજવંદન કરાવી કામની શરૂઆત કરી હતી. આ પ્રસંગે અન્ય કાર્યકર્તાઓ સાથે શ્રી મગનભાઈ શંકરભાઈ પણ હાજર હતા અને પછી ત્યાંથી તેઓ અધિવેશન અંગેનો સામાન વગેરે લેવા માટે, ખાસ કરીને મંડપ માટે —રહેવા માટે— લાકડાં વળીઓ વગેરે લેવા ઊપડી ગયા હતા. તે વખતે યોજના પ્રમાણે પ્રથમ મોજણી કરાવી તેમાં શ્રી ગુલાંટી, શ્રી સન્મુખલાલ વગેરે કાર્યકર્તાઓએ ખૂબ તૈયાર કરાવ્યું હતું. સાફસૂફી વગેરેમાં સારો એવો ખર્ચ કરવામાં આવ્યો હતો. બાંધકામના કામ માટે ભાઈ સન્મુખલાલ અને શ્રી ગુલાંટી સાથે મદદમાં વડોદરાથી શ્રી મગનભાઈ શંકરભાઈ ઉપરાંત શ્રી મગનભાઈ પુરુષોત્તમ અને શ્રી સુંદરજી ભગવાનજી કૉન્ટ્રાક્ટર પણ કામે લાગી ગયા હતા. મંડપનું સ્થળ નદીકાંઠે જ હોવાથી નદીના તળમાં ખાસ કૂવા તૈયાર કરાવી પાઈપો નખાવી મોટી ટાંકી તૈયાર કરાવી આખા મહાસભા નગરમાં નળની વ્યવસ્થા કરવામાં આવી હતી. આખા કામ ઉપર શ્રી કાનજીભાઈ દેસાઈની દેખરેખ હતી. નદી ઉપર લાકડાનો કામચલાઉ તરતો પુલ કરવાનું કામ બિલિમોરાના શ્રી મગનભાઈ કાશીભાઈ કૉન્ટ્રાક્ટરે કર્યું હતું. આમ દેશી રાજ્યના ભાઈઓ અને ખાસ કરીને નજીકના વડોદરા રાજ્યના કારીગરોને કામ કરવાની સુંદર તક મળી હતી. આ વખતની વ્યવસ્થામાં ખાસ આગ્રહ તો એ રાખવામાં આવ્યો હતો કે આવનાર મહેમાનોને માટે શક્ય તેટલો તમામ માલસામાન ગ્રામોદ્યોગનો જ વાપરવો, એટલે હાથે દળેલો લોટ, ચોખ્ખું ઘી, ગાયનું દૂધ, બળદઘાણીનું તેલ વગેરે વાપરવાનાં હતાં એટલે એને માટે અગાઉથી જ કાર્યકર્તાઓએ બધી તજવીજ કરી રાખી હતી. ખેડૂતોને માટે, ગુજરાતના જિલ્લે જિલ્લામાંથી આવનાર ગ્રામજનતાને માટે ખાસ એક રસોડું શરૂ કરવામાં આવ્યું હતું. જેમાં થોડે ખર્ચે ખેડૂતોને સારો ખોરાક પૂરો પાડવામાં આવતો. આજુબાજુનાં દૂર દૂરનાં એક બે સ્ટેશનોએથી મોટર રસ્તે આવી શકાય તેને માટે રસ્તા પણ નવસારી પ્રાંત પંચાયત —સુરત લોકલ બોર્ડ વગેરેની મદદથી— તૈયાર કરવામાં આવ્યા હતા અને વચ્ચે આવતાં નાનાં નાળાંઓ તેમ જ નદીઓ ઉપર લાકડાના કામચલાઉ પુલો તૈયાર કરવામાં આવ્યા હતા. મહાસભાના અને પ્રદર્શન વગેરેનાં તમામ કામકાજમાં શુદ્ધ ખાદી વાપરવામાં આવી હતી. સુરતથી ઇલેક્ટ્રિસિટીનાં દોરડાં ખાસ નાંખીને ઇલેક્ટ્રિસિટીની વ્યવસ્થા કરવામાં આવી હતી. આવનારા વિશાળ માનવ સમુદાયને પીવાના પાણીની અને નાહવાની સગવડ પણ ખાસ કરવામાં આવી હતી. તાર, ટપાલ, ખાસ ટ્રેનો ઉપરાંત આખા નગરમાં સ્વચ્છતા માટે સ્વયંસેવકોએ કામ ઉપાડી લીધું હતું. આ તમામ વ્યવસ્થા સરદાર સાહેબની સીધી દેખરેખ હેઠળ ગુજરાતના અને દેશી રાજ્યના કાર્યકર્તાઓએ મળીને કરી હતી અને એવું વ્યવસ્થિત કામ થયું હતું કે આગળની તમામ મહાસભાઓ કરતાં આ અધિવેશને જુદી જ ભાત પાડી હતી એમ ચારે બાજુથી પ્રશંસા મળી હતી.

મહાસભાના મંડપનું અને સભામંચ, ઝંડામંચ, પ્રદર્શન, દરવાજા વગેરે તમામનું સુશોભન અને સાદો છતાં કળાયુક્ત શણગાર ગુજરાતના પ્રખ્યાત કલાકારોએ, શાંતિનિકેતનવાળા શ્રી નંદબાબુની દેખરેખ નીચે ઉત્સાહપૂર્વક કર્યાં હતાં. આમ ગુજરાતના સરદારના એકએક સૈનિકે, કાર્યકરોએ ઉત્સાહભેર પોતાના પ્રાણ રેડીને કરેલું કામ સફળ નીવડે એમાં કોઈ શંકા જ ન હતી.

રાબેતા મુજબ ધ્વજ લહેરાવવાની—ધ્વજવંદનની ક્રિયા પણ વિશાળ મેદનીની હાજરીમાં જ કરવામાં આવી હતી. વરાયેલા પ્રમુખ શ્રી સુભાષચંદ્ર બોઝને ૫૧મી બેઠકના સૂચક રૂપ ૫૧ બળદોના શુરની ગાડામાં સરઘસમાં ફેરવવામાં આવ્યા ત્યારનું દૃશ્ય તો લોકોને માટે ચિરસ્મરણીય પ્રસંગ હતો.

મહાસભાની ખુલ્લી બેઠક પણ સાંજના જ ખુલ્લા આકાશ નીચે રાખવામાં આવેલી હતી. સ્વાગતગીત, પ્રાર્થના વગેરે થયા બાદ સ્વાગત પ્રમુખ દરબાર સાહેબે ખૂબ જ ટૂંકું આવકારનું ભાષણ કરતાં જણાવ્યું હતું કે એક સૈનિક તરીકે મારા સરદારનો હુકમ ઉઠાવીને હું સ્વાગત પ્રમુખ તરીકે ગુજરાતની પ્રજા તરફથી અને બારડોલી અને રાસના જે ખેડૂતોએ ઇતિહાસ રચ્યો છે તેમના તરફથી આપ બધાનું સ્વાગત કરું છું. સિપાહીનું કામ રાજકીય ભાષણ કરવાનું નથી, એ કામ તો આપણે સેવા જ જેમનું જીવન છે એવા આપણા રાષ્ટ્રપતિને માટે જ રહેવા દઈશું. ગુજરાતના લોકો તો કામ કરવામાં જ સમજે છે અને અમને તો લાગે છે કે દેશને માટે, ગુજરાતને માટે પૂ. મહાત્માજીએ સત્ય અને અહિંસાને માર્ગે જે રચનાત્મક કાર્યક્રમ ચીંધ્યો છે તે માર્ગે જ જવાનું છે. આ માર્ગે આપણે કેટલીક મજલ કાપી છે અને અમને તો શ્રદ્ધા છે કે આ માર્ગે જતાં આપણી મંજિલે આપણે જલદી પહોંચીશું.

આ પછી અધિવેશનના વરાયેલા પ્રમુખ શ્રી સુભાષચંદ્ર બોઝે પોતાના ભાષણમાં પોતાને અધિવેશનના પ્રમુખ તરીકે ચૂંટી કાઢવા માટે આભાર માની, બ્રિટિશ હિંદમાંની સરકારની નીતિ, દેશપરદેશમાં વસતા હિંદીઓની પરિસ્થિતિ, બ્રિટીશ સામ્રાજ્યનાં જુદાં જુદાં સંસ્થાનના સમૂહની પ્રજા ઉપરની બ્રિટિશરોની પકડ—રાજકીય સુધારા—પ્રધાનમંડળની રચના—પ્રધાનમંડળની જવાબદારીઓ, પ્રધાનમંડળ રચવા અંગે વાઈસરૉય તથા ગવર્નરે આપેલી બાંહેધરી અને તેના ભંગની વિગતો ચર્ચી હતી. દેશી રાજ્યોની પ્રજાના જવાબદાર રાજ્યતંત્ર મેળવવાના અધિકાર અને તે માટેની પ્રજાની ચળવળ તરફ સહાનુભૂતિ બતાવી તે અંગેની કૉંગ્રેસ નીતિની પણ સ્પષ્ટતા કરી હતી.

આ અધિવેશનમાં પણ પૂ. મહાત્માજીની દેખરેખ અને સૂચનાથી જે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા તેમાં પરદેશમાં વસતા હિંદીઓ અંગેનો, વિદેશનીતિ અને યુદ્ધના ભય વિષેનો, હિંદમાં ફેડરેશન રચવાની ચાલતી વિચારણા અંગેનો, રાષ્ટ્રીય શિક્ષા અને ખાસ તો યુક્તપ્રાંત અને બિહારમાં ગવર્નરે આપેલી બાંહેધરીઓના કરેલા ભંગ વિષેના ઠરાવો મુખ્ય હતા. આ ઉપરાંત દેશી રાજ્યો પ્રત્યે કૉંગ્રેસની નીતિની સ્પષ્ટતા કરતો એક ઠરાવ હતો. કેન્યાના હિંદી અંગેનો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો. બીજો એક મહત્ત્વનો ઠરાવ પસાર કરવામાં આવ્યો તે કૉંગ્રેસના બંધારણમાં ફેરફાર કરવા માટે એક સમિતિ નીમવાનો હતો. એટલે આ અધિવેશનમાં કુલ ૨૦ ઠરાવ પસાર કરવામાં આવ્યા હતા. આમ ગુજરાતમાં ભરાયેલું આ ચોથું અધિવેશન સમગ્ર પ્રજાને પ્રેરણાનો સંદેશો આપી ઉત્સાહપૂર્ણ વાતાવરણમાં પૂરું થયું હતું.

## ગુજરાતમાંનું પાંચમું અધિવેશન

સ્વાતંત્ર્ય મેળવ્યા પછી ગુજરાતમાં ભાવનગરમાં આ પ્રથમ અધિવેશન મળે છે. આ અધિવેશનનું એક મહત્ત્વ એ છે કે દેશી રાજ્યના પાટનગરમાં એ મળે છે જ્યાં રાષ્ટ્રીય ચળવળ ચલાવવી એ એક ગુનો ગણાતો હતો. આજે તો સ્વરાજ્ય મળ્યાને બાર બાર વર્ષનાં વહાણાં વાયાં છે, પરંતુ આજની મહાસભાની પરિસ્થિતિ પહેલાંના કરતાં વધુ વિકટ છે એમ લાગે છે. બ્રિટિશરોએ સત્તાની સોંપણી મહાસભાના આગેવાનોના હાથમાં કરી છે. અને સમગ્ર દેશની પ્રજાએ બબ્બે વખતની ચૂંટણીમાં કૉંગ્રેસ તરફની પોતાની ભક્તિ અને શ્રદ્ધા વ્યક્ત કર્યાં છે. કૉંગ્રેસના સેવકોએ શૂન્યમાંથી

એક મહાન આઝાદ અને આબાદ દેશનુ સર્જન કરવાનુ છે તન દેવાળિયા આર્થિક સ્થિતિમા પ્રજાને ઊભી કરવાનુ કામ કાગ્રેસ પાતાની રીતે કરી જ રહી છે એ કામ સહેલુ નથી જ બાર બાર વર્ષથી સત્તા પર બેઠેલા કોઈ પણ પક્ષને બાહ્ય તેમ જ અદરના દુશ્મનો ઊભા થવાના જ તેનો સામનો પણ તેમને કરવો જ રહ્યો નવા સ્વતત્ર થયેલા દેશને મદદ કરવાને બહાને પાછા ગુલામ બનાવવા ને મિત્રતાને બહાને મદદ કરવા અન્ય દેશો કરોળિયા પાતાની જાળમા ફસાવીને લલચાવે તેમ લલચાવવાના પ્રયત્નો પણ કરવાના જ દેશને આર્થિક રીતે ટટ્ટાર કરવાના પ્રયત્નોમા પ્રજાને કરવો ભોગે અને અવિશ્રાત પરિશ્રમ પણ કરાવવો પડવાનો અને એ બધા કરતા પણ વિશેષ તો મહાસભાના કાર્યકરોમા આતરવિગ્રહ સ્પર્ધા હરીફાઈ ઈર્ષા વગેરે ન પેસી જાય તેની કાળજી રાખવાની હોય છે જેમ કુટુબમા પેઠેલો ક્લેશ કુટુબના માણસોને અને કુટુબનો વિનાશ કરે છે જેમ દેશને ગુલામ બનાવવામા અને પરદેશીઓને આમંત્રણ આપવામા કોઈ ઈર્ષાળુ દેશદ્રોહી જ કારણભૂત હોય છે તેમ આ મહાન સસ્થા જેને માથે દેશના ઉત્થાનનુ ભગીરથ કાર્ય છે તેનુ પતન થશે તો બીજા પક્ષોના હુમલાથી નહિ થાય પરતુ આતરકલહથી જ થશે એ આપણે બહુ જ સ્પષ્ટતાથી સમજી લઈએ અને આ મહાસભા કે જેના પાયામા પજાબ અને કાશ્મીરથી માડીને કન્યાકુમારી અને મુબઈ–દ્વારકાથી માડીને કલકત્તા–આસામ–બિહાર વગેરે દેશના દરેક ભાગમાથી અનેક મહાન આત્માઓએ પ્રાણ પૂર્યા છે તેને શ્રમથી સેવાથી અદર અદરના પ્રેમથી વધુ ને વધુ મજબૂત બનાવીએ અને સસ્થા દ્વારા પ્રજાને આબાદીની મજિલે પહોચાડીએ એ જ પ્રાર્થના



# એકીકરણ

**શ્રી બળવંતરાય મહેતા**
(ઉપપ્રમુખ, સ્વાગત સમિતિ, ૬૬મું કોંગ્રેસ અધિવેશન)

ભાષાકીય એકતા, સાંસ્કૃતિક સંબંધો અને અન્ય સંબંધિત કારણોને ધ્યાનમાં લઈ, આ દેશના રાજકીય નકશાની પુનર્રચના કરવાની કોંગ્રેસે સ્વીકારેલી નીતિને કારણે, જુદાં જુદાં રાજ્યો રચવાની માગણીનો ઉદ્ભવ થયો છે. જોકે ભાષાવાર પ્રાંતરચનાના સિદ્ધાંતનો કોંગ્રેસે સ્વીકાર કર્યો હોવા છતાં ભારતમાં ભાષાવાર રાજ્ય રચનાના સમવાયતંત્રનું સ્વપ્ન સેવનારાઓ સમક્ષ અનેક મુશ્કેલીઓ અને સંકટો હતાં. બ્રિટીશ હિંદ અને દેશી રાજ્યોમાં વિભાજિત થયેલું હિંદ.

પ્રાંતો તરીકે ઓળખાતાં વહીવટી એકમો, ખાસ કરીને લશ્કરી અને રાજકીય જરૂરિયાતોને કારણે વિકાસ પામ્યાં હતાં. અને આ વહીવટી એકમોની ભાષાકીય ધોરણે પુનર્રચના કરવાની તરફેણ, બધા જ સત્તાધીશોએ એકમતે કરી હતી. ભિન્ન ભિન્ન પ્રકારનાં વહીવટી એકમોએ ગુજરાતી ભાષી પ્રજાને, કાઠિયાવાડ. કચ્છ અને ગુજરાતની જુદી જુદી હકૂમતોમાં વહેંચી નાખી હતી. અત્યારના ગુજરાત રાજ્યના કુલ ૭૨૧૪૦ ચોરસ માઈલના વિસ્તાર પૈકી ૬૧૯૫૦ ચોરસ માઈલ વિસ્તારમાં દેશી-રાજ્યો તરીકે ઓળખાતા પ્રદેશોનો સમાવેશ થતો હતો. કાઠિયાવાડનો દ્વીપકલ્પ પોતે જ લગભગ દેશી રાજ્યોનો વિસ્તાર હતો. દેશી રાજ્યોને સર્વોપરી સત્તાનો ટેકો હતો, અને બટલર કમિટીએ ઈ. સ. ૧૯૨૯માં જાહેર કર્યું હતું કે 'સર્વોપરી સત્તા સર્વોપરી તરીકે જ રહેશે.' વિશાળ રાજકીય અને આર્થિક એકમો રચવા માટે દેશી રાજ્યોના વિભાજન કે એકીકરણના વિચારનો, તે વ્યાવહારિક રાજકારણ સાથે સુસંગત ન હોવાથી, અસ્વીકાર કરવામાં આવ્યો હતો. એ સમયના સંયોગોમાં, દેશીરાજ્યો પોતાની જાતે વિલીનીકરણ માટે સંમત થાય એવી આશા એમની પાસે રાખવી એ વધુ પડતી હતી. અમારે કુદરતી રીતે જ ગુજરાતના એકીકરણ માટે ધીમે ધીમે પગલાં ભરવાનાં હતાં. કારણ, એકત્રિત ગુજરાત રાજ્યની રચના માટે ઉગ્ર રીતે માગણી કરનાર બળો, વાસ્તવિક પરિસ્થિતિને ધ્યાનમાં લીધા વિના, આ પ્રદેશની રાજકીય, વહીવટી અને આર્થિક સ્થિરતાને જોખમમાં મૂકે એવી સંભાવના હતી. આને કારણે જ અમારાં પ્રયત્નો મુખ્યત્વે રાજ્યોમાં જવાબદાર સરકારની સ્થાપના કરવા તરફ વળેલા હતા. એ વખતે આશા હતી કે, જો લોકપ્રિય નેતાઓ સત્તા પર હશે તો જુદાં જુદાં રાજ્યોનું એકીકરણ, પ્રમાણમાં સરળ રીતે થઈ શકશે.

દેશી રાજ્યોના ભાવિ વિશે કોઈ વ્યવસ્થા વિચાર્યા વગર, પ્રવર્તમાન ઐતિહાસિક બળોને કારણે જ્યારે બ્રિટિશ સત્તાએ ૧૯૪૭માં આ દેશ છોડ્યો ત્યારે દેશી રાજ્યોની પ્રજામાં ઠીકઠીક પ્રમાણમાં ગભરાટ વ્યાપેલો હતો. સર્વોપરી સત્તા પદભ્રષ્ટ થતાં, રાજકારણના પ્યાદાં જેવાં તેમ જ જેમની આવખુદીનો આધાર બ્રિટીશ રાજકીય પ્રતિનિધિઓ સાથે સારા સંબંધો ટકાવી રાખવાની શરતે અસ્તિત્વમાં હતા તેવાં કેટલાંક દેશી રાજ્યો એકલાં અટૂલાં પડયાં. પોતાની સત્તાની બાંહેધરી માટે દેશી રાજ્યો બહારની કોઈ સત્તા તરફ મીટ માંડી શક્યાં નહિ; તેમ જ તેમની સત્તાને ટકાવી રાખવા માટે લોકોની પણ સહાય મળી નહિ. એકલા કાઠિયાવાડમાં જ (જાફરાબાદ સહિત) ૧૫ જેટલાં સલામી રાજ્યો, ૧૭ જેટલાં બિન-સલામી રાજ્યો અને ૧૯૧ જેટલાં જુદી જુદી રીતે સત્તા ભોગવતાં જાગીરો, તાલુકાઓ જેવાં નાનાં રજવાડાંઓ હતાં. (વિગતો માટે જુઓ પરિશિષ્ટ અ) કેટલાક અપવાદો સિવાય, આ રજવાડાં કે જાગીરદારોને જાહેર વહીવટ ચલાવવા માટેનાં કોઈ સાધનો પણ નહોતાં. બિનહકૂમતી વર્ગો કે કાઠિયાવાડના તાલુકદારો, પોતાની રીતરસમ મુજબ પોતાના નાનકડા વિસ્તારોમાં મહેસૂલી વહીવટ ચલાવતા; જ્યારે હકૂમતી સત્તા એજન્સીના અધિકારી થાણદારો પાસે હતી. અર્ધહકૂમતી જાગીરો અને તાલુકાઓને તેમના દરજ્જા – બધા મળીને સાત દરજ્જા હતા – પ્રમાણે મર્યાદિત સત્તા ચલાવવાની છૂટ હતી. તેમની હકૂમત બહાર ગણવામાં આવેલી બાબતોનો નિકાલ રાજ્ય-અધિકારીઓ કરતા. ગુજરાતની રેવાકાંઠા, મહીકાંઠા, બનાસકાંઠા એજન્સીઓની આ જ સ્થિતિ હતી. સાર્વભૌમત્વ ભોગવવાની જરૂરી લાયકાતો ગુમાવી હોવા છતાં, ઘણા તાલુકદારોને રાજ્યકર્તાઓ તરીકે ગણવામાં આવતા. જ્યારે કેટલાકની પાસે તો માત્ર નામનું જ સાર્વભૌમત્વ હતું.

એ બાબત સ્પષ્ટ હતી કે, પોતાની હકૂમત સહિતનાં નાનાં દેશી રાજ્યો અને જાગીરો સાથેની આંતરિક સત્તા ટકાવી રાખતાં સત્તા અને સાધનોનું વિભાજન કરવું પડે એમ હતું. કાઠિયાવાડનાં ઘણાંખરાં દેશી રાજ્યો છૂટાછવાયાં પથરાયેલાં હતાં, અને એ બધાંની ગણતરી કરતાં કાઠિયાવાડનો નકશો આશરે ૮૬૦ જુદા જુદા વિસ્તારોમાં વહેંચાયેલો હતો. કાઠિયાવાડની રેલવે દસ માઈલના વિસ્તારમાં ૨૪નથી વધુ સરહદોને ઓળંગતી હતી એવો અંદાજ કાઢવામાં આવ્યો હતો. ન્યાયતંત્રનો વહીવટ તેમ જ કાયદા અને વ્યવસ્થાની જાળવણી, સામાન્ય રીતે મુશ્કેલ બની હતી. એ વિસ્તારનો સારી એવી શક્યતાવાળો આર્થિક વિકાસ, વધુ પડતા રાજકીય અને વહીવટી વિભાગોને કારણે રૂંધાઈ ગયો હતો. ભાવનગર, બેડી, નવલખી, વેરાવળ, પોરબંદર, ઓખા, માંગરોળ અને જાફરાબાદ જેવાં બંદરો ઉપરાંત અસંખ્ય ખાડીઓ બંદર-વિકાસ માટે સારી એવી શક્યતાઓ દર્શાવતી હતી. સમુદ્રકાંઠાના વિસ્તારને એક મોટા કુદરતી મીઠાના ભંડાર તરીકે જ વર્ણવી શકાય. એ કહેવી શકાય એમ છે કે ૧૯૩૨માં ડેવિડસન કમિટીએ જેને 'લઘુ ખંડ' કહેલ છે, તે આ રાજ્યના એકીકરણ અને વહીવટી સંચાલનનો પ્રશ્ન કોમળ અને ગૂંચવણભર્યો હતો.

સરળ રીતે માર્ગ ન નીકળે એવી એ મુશ્કેલ પરિસ્થિતિ હતી. આપણી રાજકીય સ્થિરતાને ભયંકર ધમકી મળતાં, આ મુશ્કેલ પરિસ્થિતિમાં વધારો થયો. આ ધમકી ફક્ત કાઠિયાવાડ પૂરતી મર્યાદિત નહોતી, પરંતુ આખા દેશને અસર કરે એવું એનામાં બળ હતું. એ જૂનાગઢના નવાબનું, ત્યાર પછી માંગરોળના શેખનું તેમ જ સરદારગઢના વડાનું અને માણાવદરના ખાનનું પાકિસ્તાન સાથેનું જોડાણ હતું. એટલે જૂનાગઢના પ્રશ્નનો ઉકેલ લાવવાનું કાર્ય પ્રથમ હાથ ધરવાનું હતું. નવાબનું પાકિસ્તાન સાથેનું જોડાણ સૌરાષ્ટ્ર તેમ ભારતને ખૂબ જ નુકસાન કરે એવું હોવાથી આ પ્રશ્ન ઉપર સમગ્ર કાઠિયાવાડ એક મત ધરાવતું હતું. એ વસ્તુનું સ્મરણ તાજું કરતાં મને આનંદ થાય છે, કે આ ધમકીનો સામનો કરવામાં અમને સરદાર પટેલ તેમ જ ભારત સરકારનો સંપૂર્ણ ટેકો હતો. પોતાની પ્રજાનાં હિતોની ઉપેક્ષા કરતા નવાબની સ્થિતિ મુશ્કેલ બની, અને પોતાની સરકારના ઉચ્ચ અમલદારોને પરિસ્થિતિ પ્રમાણે યોગ્ય લાગે તે કરવાનું

તેમના પર છોડીને નવાબને પાકિસ્તાન જવું પડયું. જૂનાગઢના દીવાને આરઝી હકૂમતના પ્રમુખ સાથે વાટાઘાટો આરંભી, અને પ્રતિપળે બગડતા જતા વાતાવરણને સુધારવા તથા વહીવટ સંભાળી લેવા તેમને વિનંતિ કરી. અવ્યવસ્થા અને અંધાધૂંધીને દૂર કરવામાં સહાયરૂપ થવા દીવાને, પ્રાદેશિક કમિશ્નર સદ્. શ્રી એન. એમ. બુચને વિનંતિ કરતો પત્ર લખ્યો. આ બનાવ ૮–૧૧–૧૯૪૭ એ બન્યો, અને તા. ૯મીએ દીવાનની અને જૂનાગઢ રાજ્ય કાઉન્સિલની વિનંતિને સ્વીકારીને કોઈપણ બનાવ બને એ પહેલાં સરકારે વહીવટ સંભાળી લીધો.

આ બનાવથી કાઠિયાવાડનું વાતાવરણ સ્થિર બન્યું અને શાંતિ સ્થપાઈ. પરંતુ કાઠિયાવાડના ભાવિનો પ્રશ્ન એમને એમ છોડી શકાય એવો નહોતો. કાઠિયાવાડના રાજકીય નેતાઓ સાથે સરદાર સાહેબ તેમ જ રાજ્યખાતાએ મસલત કરી. જુદી જુદી દરખાસ્તો પર વિચારણા કરવામાં આવી. એક દરખાસ્ત, જૂના રાજ્યખાતાની જોડાણ યોજનાને પુનર્જીવિત કરવાની હતી; અને કાઠિયાવાડની ૫૦ ટકા કરતાં વધારે વસ્તી ધરાવતાં કાઠિયાવાડનાં મોટાં રાજ્યો જેવાં કે જૂનાગઢ, ભાવનગર અને નવાનગરમાં નાનાં રજવાડાં, જાગીરો અને તાલુકાઓને ભેળવી દેવા. બીજો વિકલ્પ, અર્ધહકૂમતવાળાં અને બિનહકૂમતવાળાં રાજ્યો, જાગીરો અને થાણાંઓને મુંબઈ સાથે ભેળવી દેવાનો હતો. પરંતુ તેનાથી સંયોજિત વિસ્તાર બનતો ન હોવાથી બીજા વિકલ્પને નકારી કાઢવામાં આવ્યો. ગમે તેમ, આ વિકલ્પે આ પ્રશ્નને અંશતઃ જ ઉકેલ્યો હોત. જોડાણ યોજના કદી પણ અમલમાં મૂકી શકાય એવી નહોતી, અને સર્વોપરી સત્તાનો અંત આવતાં આ યોજના મૃતપ્રાય બની; એથી જોડાણ યોજનાને પુનર્જીવિત કરવામાં કોઈ લાભ જણાયો નહિ. એટલે કાઠિયાવાડનાં સર્વ એકમોનું જોડાણ કરી કાઠિયાવાડનું સંયુક્ત રાજ્ય રચવાનો એકમાત્ર વિકલ્પ હતો. આ સમયે કેટલાંક રાજ્યોએ તેમની પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર આપવાનું પગલું લીધું હતું, પરંતુ આ પગલાથી એ પ્રશ્નનું પૂરેપૂરું નિરાકરણ થઈ શકયું નહિ. મોટાભાગનાં રાજ્યો પાસે તેમની પ્રજાને આધુનિક લોકશાહી સરકારની જરૂરિયાતો પૂરી પાડવા તેમ જ તેમની યોગ્ય અભિલાષાઓને સંતોષવા પૂરતાં સાધનો તેમ જ તંત્ર નહોતાં. પૂરેપૂરાં વિકસિત ન હોય એવાં એકમોમાં લોકપ્રિય સરકારોની સ્થાપના કરવાથી સ્થાપિત હિતો ઉત્પન્ન થશે, અને એક જ હકૂમત હેઠળ આ વિસ્તારના એકીકરણની પ્રગતિને મુશ્કેલ બનાવશે એવી ભીતિ હતી.

કાઠિયાવાડના નેતાઓએ, સરદાર સાહેબ અને રાજ્યખાતાના શ્રી. વી. પી. મેનન સાથેની તેમની ચર્ચાઓ દરમ્યાન સ્પષ્ટપણે જણાવ્યું કે તેઓ કાઠિયાવાડના એક રાજ્ય તરીકેના જોડાણ માટે તૈયાર છે. ભાવનગરના સંબંધમાં અમે, કાઠિયાવાડનું એકરાજ્ય બને ત્યારે એના એક અંગ થવા ઇચ્છા બતાવી. નામદાર રાજાસાહેબ તેમ જ રાજ્યની પ્રજાએ જાહેર કર્યું કે તેઓ એકત્રિત રાજ્યનાં હિમાયતી છે. ત્યાર બાદ બીજા રાજાઓને લાગ્યું કે જો દેશને લોકશાહી રીતે પ્રગતિ પ્રાપ્ત કરવી હોય તો રાજકીય એકીકરણ અનિવાર્ય છે. 'જુદી જુદી હકૂમતોના કોયડા' તરીકે વર્ણવાયેલ કાઠિયાવાડના એકીકરણનો પ્રશ્ન ઘણો જ ગૂંચવાડા ભરેલો હોઈ, સંભાળપૂર્વકની વિચારણા માગી લે એવો હતો. શ્રી સરદારે રાજ્યની પ્રજાને અપીલ કરી કે જવાબદાર સરકારની માગણી અંગેની હિંસક ચળવળોથી તેણે દૂર રહેવું; — જેથી રાજ્યો સાથે વાટાઘાટો કરવાની પોતાને તક મળે. એમણે રાજાઓને પણ અપીલ કરી કે તેમણે સર્વોપરી સત્તાના અંતનો ઉપયોગ દેશનાં સામાન્ય હિતો વિરુદ્ધ તેમ જ લોકોની સર્વોપરિતા વિરુદ્ધ કરવો જોઈએ નહિ. આ અપીલની ધારી અસર થઈ એમ ભારપૂર્વક કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે. એ સ્પષ્ટપણે જોઈ શકાય છે, કે સરદારશ્રીની રાજનીતિજ્ઞતા અને રાજકીય કુનેહ તેમ જ રાજાઓનાં સ્વદેશાભિમાન અને ત્યાગભાવના સિવાય, દેશની રાજકીય એકતા અને આર્થિક પ્રગતિ મુલતવી રહી હોત, કે દેશ ટુકડાઓમાં વહેંચાઈ ગયો હોત અને દેશનું અસ્તિત્વ ભયમાં મુકાયું હોત.

કાઠિયાવાડના લોકપ્રિય નેતાઓએ દિલ્હી, રાજકોટ અને અન્ય સ્થળોએ થયેલી વિસ્તૃત ચર્ચા-વિચારણામાં ભાગ લીધેલો, અને અંતે કાઠિયાવાડના એકીકરણની યોજના તૈયાર થઈ. ગાંધીજીએ એને આશીર્વાદ આપ્યા હતા. ૧૫મી જાન્યુઆરી ૧૯૪૮એ ભાવનગરમાં જવાબદાર સરકારનો પ્રારંભ થયા પછી તરત જ સરદારશ્રીએ રાજકોટમાં મોટી માનવમેદનીને સંબોધી હતી. પોતાના વ્યાખ્યાન દરમ્યાન સરદારશ્રીએ જણાવ્યું હતું કે ખાબોચિયાંનાં પાણી સ્થગિત અને નિરુપયોગી છે; તેમને એકત્રિત કરી મોટું સરોવર બનાવવામાં આવે તો વાતાવરણ શાંત થાય અને એ સર્વને લાભદાયી બને. આવો નિર્દેશ કરીને કાઠિયાવાડના એકીકરણ માટે એમણે ઇશારો કર્યો હતો. એ સભા થયા પછી સરદારશ્રી અમદાવાદ ગયા. અને કાઠિયાવાડના અગ્રિમ કાર્યકરોએ કાઠિયાવાડના સંયુક્ત રાજ્યની યોજનાને અમલમાં મૂકવા માટે વિશેષ ચર્ચા-વિચારણા કરી. ૧૯૪૮ના જાન્યુઆરીના છેલ્લા અઠવાડિયામાં કાઠિયાવાડના એકીકરણ માટેની યોજનાને આખરી સ્વરૂપ આપવામાં આવ્યું અને રાજકર્તા રાજાઓ અને વડાઓ તેમ જ લોકપ્રિય નેતાઓ સાથેની લંબાયેલી વાટાઘાટો — રાજાઓએ સંયુક્ત કાઠિયાવાડની રાજ્યરચનાના કરાર પર સહી કરી ત્યારે — ફળદાયી બની. નવા કાઠિયાવાડ (પાછળથી સૌરાષ્ટ્ર તરીકે ઓળખાતા) રાજ્યનો સરદારશ્રીને હસ્તે તા. ૧૫–૨–'૪૮એ મંગલ આરંભ થયો. એ પ્રસંગે મોકલેલા પ્રેરણાદાયી સંદેશામાં, વડાપ્રધાને, "સમકાલીન ઇતિહાસનું સૌથી વિશેષ નોંધપાત્ર" — એ રીતે કાઠિયાવાડના એકીકરણને વર્ણવ્યું હતું.

રાજાઓના હાથમાંથી પ્રજાના હાથમાં થયેલી સત્તાની શાંતિભરી ફેરબદલી, અને કાઠિયાવાડનું રાજકીય એકીકરણ એ માત્ર લોકમતના દબાણને કારણે જ થયું નહોતું;— પરંતુ દેશના વિશાળતર હિતમાં રાજાઓ તેમ જ વડાઓએ પોતાની સાર્વભૌમ સત્તાને છોડી દેવાની સંમતિ આપીને જે ત્યાગભાવના અમલમાં મૂકી હતી એને કારણે પણ થયું હતું. ભાવનગર અને જામનગર જેવાં કેટલાંક રાજ્યો તો પોતાનો કાર્યક્ષમ વહીવટ ચલાવી શકે એમ હતાં; ત્યારે આ રીતે પોતાની સત્તા અને હકૂમતના સ્વેચ્છાપૂર્વક ત્યાગમાં એમની સ્વદેશાભિમાનની અને લોકલાગણીનો પુરાવો મળે છે. ખાસ કરીને, ભાવનગરના નામદાર મહારાજા સાહેબને અંજલિ આપવાનું મને મન થાય છે; કારણ કે એમણે એમના રાજ્યમાં સંપૂર્ણ જવાબદાર સરકારની હિલચાલનો આરંભ કર્યો તેમ જ કાઠિયાવાડનું એકીકરણ થયું ત્યાં સુધી એમણે સહાય અને હૃદયપૂર્વકનો સંપૂર્ણ સહકાર આપ્યો છે. વહીવટીતંત્રનું લોકશાહીકરણ કરવાની બાબતમાં રાજાઓનું નેતૃત્વ લઈને ભાવનગરે ઇતિહાસ સર્જ્યો છે. એથી, ગુજરાતનું રાજ્ય રચાયા પછી, કોંગ્રેસની પ્રથમ બેઠક ભાવનગરમાં મળે છે એ ઉચિત જ છે. પોતાની પ્રજાને સંપૂર્ણ જવાબદાર સરકારની સોંપણી કરીને, મહારાજા સાહેબ રાજ્યના બંધારણીય વડા બન્યા હતા. ભાવનગરમાં થયેલા લોકપ્રિય સરકારના આરંભે, કાઠિયાવાડમાં બનતા બનાવો પર દૂરગામી અસરો કુદરતી રીતે જ પહોંચાડી.

કાઠિયાવાડના સંયુક્ત રાજ્યની રચનામાં મહારાજા જામસાહેબે લીધેલું નેતૃત્વ, એ ગુજરાતી ભાષી પ્રજાને એક હકૂમત નીચે એકત્રિત કરવાની લોકભાવનાને મૂર્તિમંત કરવાના આરંભનું પ્રથમ સોપાન હતું. ઊતરતું નહિ. હકીકતમાં કાઠિયાવાડના સંયુક્ત રાજ્યની રચનાના કરારના પ્રથમ મુસદ્દામાં એવો ઉલ્લેખ હતો, કે ગુજરાતનું રાજ્ય થાય ત્યારે એણે એના એક ભાગ બની જવું. પરંતુ આ મુસદ્દાની આગળ વિચારણા દરમ્યાન આ ઉલ્લેખને પડતો મૂકવામાં આવ્યો કારણ કે એનું સ્વરૂપ કલ્પિત હતું. એ જ સમયે ઊતરતું સ્વરૂપ પામેલ કરારે, કાઠિયાવાડના રાજ્યને સંમત થઈ શકાય એવી શરતો સહિત, ગુજરાતી ભાષી વિસ્તારો સાથે જોડાણની વાટાઘાટો કરવાની છૂટ આપી. સૌરાષ્ટ્રનું બંધારણ ઘડવા માટે બંધારણ સભાને ચૂંટવામાં આવી. લોકમત લીધા પછી જૂનાગઢ, માંગરોળ. માણાવદર તેમ જ બાબરિયાવાડ, બાંટવા અને સરદારગઢ

# રાજ્ય રચનાનો ઇતિહાસ*

શ્રી નાનુભાઈ દેરાસરી
(સ્થાયી મંત્રી, ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ)

### પહેલાંના રાજ્યકર્તાઓ

કોઈ પણ દેશ કે પ્રદેશમાં એક દિવસ કે એક વર્ષમાં સંસ્કૃતિ રચાતી નથી. છેલ્લાં બે હજાર વર્ષના સમયમાં ગુજરાત ઉપર જુદા જુદા પ્રકારના રાજ્યકર્તાઓ આવી ગયા. પહેલાં રજપૂતો આવ્યા. તેઓ શૈવધર્મી હતા. મુસ્લિમો આવ્યા, તેમની અસર આજે પ્રત્યક્ષ દેખાય છે. વચમાં જૈન રાજ્યકર્તાઓ આવી ગયા. તેમની પણ આપણે ત્યાં અસર છે. પછી મરાઠા, અને છેલ્લા અંગ્રેજો આવ્યા. આ બધા રાજકર્તાઓનો કેટલોક વારસો આપણને મળ્યો છે. બધાની સમગ્ર અસર આપણા જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં વરતાય છે. હિન્દુ અને મુસ્લિમ રાજ્યો વખતે ગુજરાતમાં થોડો વખત સ્થિર રાજ્યવહીવટ ચાલ્યો. પરંતુ દિલ્હીની હકૂમત હતી ત્યારે બાદશાહના સૂબાઓ અહીં દેખભાળ રાખતા. દિલ્હીની સલતનત નબળી પડવાના સંધિકાળમાં પરદેશીઓ ભારતમાં આવી પહોંચ્યા. તેમણે પ્રથમ વેપાર અને પછી રાજ્યવહીવટ હાથમાં લીધો. એ બધામાં અંગ્રેજો ફાવ્યા. ધીમે ધીમે દિલ્હીની સલતનત ગઈ અને મરાઠાઓ પણ નબળા પડ્યા.

### દેશી રાજ્યોને બદલે ગુજરાતનું વિલીનીકરણ

પરિસ્થિતિ એવી પેદા થઈ કે મરાઠાઓને બ્રિટિશ ફોજના રક્ષણની જરૂર પડી. તેથી લશ્કરના ખર્ચ માટે એક પછી એક વિસ્તાર તેમણે અંગ્રેજોને આપવા માંડ્યા. ગુજરાતના જૂના પાંચ જિલ્લાઓના વિસ્તારો આ રીતે ક્રમે ક્રમે બ્રિટિશ લોકોના હાથમાં આવ્યા, તે તેમણે મુંબઈ રાજ્ય સાથે જોડ્યા અને વહીવટ ચલાવ્યો, જે ૧૯૪૮ સુધી ચાલ્યો. ગુજરાતના બીજા વિભાગો કોઈક કાળે ગુજરાતના રાજ્યકર્તાઓને શૂરાતન, વફાદારી અથવા રક્ષણના કારણે આપવામાં આવેલા તે આપણાં નાનાં-મોટાં દેશી રાજ્યો હતાં. બ્રિટિશ હકૂમત નીચેના પાંચ જિલ્લાઓના દસ હજાર ચોરસ માઈલના વિસ્તારમાંચાળીસ લાખની જનસંખ્યા હતી, જ્યારે દેશી રાજ્યોનો બાકીનો વિસ્તાર આશરે પાંસઠ હજાર ચોરસ માઈલ હતો, જેમાં જનસંખ્યા આશરે એક કરોડ પંદર લાખ હતી. એટલે સ્વરાજ મળ્યા પછી વિલીનીકરણ થયું ત્યારે ગુજરાતમાં દેશી રાજ્યો ભળ્યાં એમ કહેવું તેને બદલે દેશી રાજ્યોના વિસ્તારમાં ગુજરાત ભળ્યું એમ કહેવું વધારે યોગ્ય ગણાય.

### દેશી રાજ્યોનું વિલીનીકરણ

બ્રિટિશ સત્તાધીશો ગયા પછી દેશી રાજ્યોને ભારતના લોકશાહી માળખામાં સાંકળવાનો માર્ગ મોકળો થયો. સરદારશ્રી વલ્લભભાઈ પટેલે એ અંગેની ઐતિહાસિક કામગીરી બજાવી. તેમણે એ કામ તાત્કાલિક હાથમાં લીધું. પરિણામે, દેશનાં અને ગુજરાતનાં તમામ દેશી રાજ્યો ભારતીય સંઘમાં ભળી ગયાં. આ કાંઈ નાનોસૂનો બનાવ નથી. જે લોકોને એ દેશી રાજ્યોનો અનુભવ છે અને હયાત છે તેમના મોઢે એ વાતો સાંભળવા જેવી છે. એ પેઢી નહીં હોય ત્યારે ભવિષ્યની પ્રજાને આટલા મોટા બનાવનો સાચો ખ્યાલ નહીં આવે.

દેશી રાજ્યોમાં ત્રાસ, નવાઈ પમાડે તેવા પ્રકારના અનેક વેરાઓ, રાજ્યોના નોકરો તરફથી થતી જબરદસ્તી. વગેરેને કારણે દેશી રાજ્યોમાં વિકાસ થવા પામ્યો નહોતો. લોકો પણ કચડાયેલા હતા. તેમાંથી જે બહાર નીકળી શક્યા તે બીજે જઈને આગળ વધ્યા. અપવાદોમાં રાજ્યોમાં વિકાસ થયેલો અને લોકો સારી રીતે રહેતા. દેશી રાજ્યો ભારતીય સંઘમાં જોડાયાં એટલે તેમનું વિલીનીકરણ થયું ત્યારે ત્યાં આ સ્થિતિ હતી. એટલે એ વિસ્તારના વિકાસનો સવાલ દેશ પાસે આવ્યો. તા. ૨૫-૮-'૪૮ના રોજ કાઠિયાવાડ રાજકીય પરિષદનું, તા. ૧૦-૧૦-'૪૮ના રોજ વડોદરા રાજ્ય પ્રજામંડળનું અને તા. ૧૯-૧૦-'૪૮ના રોજ કચ્છ પ્રજાકીય પરિષદનું વિસર્જન થયું. એ સંસ્થાઓને બદલે જે તે રાજ્યમાં કોંગ્રેસ સમિતિઓની રચના કરવામાં આવી. રાજ્યોના વિલીનીકરણ પછી આ રીતે કોંગ્રેસે પ્રથમ વાર એ વિસ્તારોમાં સીધું કામ કરવા માંડ્યું.

### ગુજરાતીભાષી વિસ્તારો

ગુજરાતનાં દેશી રાજ્યો ગુજરાતના પાંચ જિલ્લાઓની સાથે મુંબઈ રાજ્યમાં ભળ્યાં. સૌરાષ્ટ્રના વિસ્તારનો એક રાજકીય એકમ બન્યો અને કચ્છને કેન્દ્રના વહીવટ નીચે કમિશનરને હસ્તક મૂકવામાં આવ્યું. એટલે ૧૯૫૬ માં આ બધા વિસ્તારો મુંબઈના મોટા રાજ્ય સાથે મુકાયા નહીં ત્યાં સુધી અલગ એકમો તરીકે રહ્યા. પરંતુ એમ જરૂર કહી શકાય કે ગુજરાતીભાષી વિસ્તારોને એક વહીવટીતંત્રમાં મૂકવા માટેની ભૂમિકા તૈયાર થઈ.

### રાજ્યોની પુનર્રચના

૧૯૪૭માં સ્વરાજ આવ્યું ત્યારે પહેલો મોટો સવાલ દેશી રાજ્યોનો ઉકેલાયો. પરિણામે, ભારતવર્ષના તમામ વિસ્તારો એક વહીવટ નીચે આવ્યા; એટલે બીજો મહત્ત્વનો સવાલ ઊભો થયો. તે સવાલ રાજ્યોની પુનર્રચનાનો હતો. મુખ્યત્વે દક્ષિણમાં એક ભાષા બોલનારા લોકો એક કે એથી વધારે વહીવટી એકમોમાં વહેંચાયેલા હતા. તેમને એક વહીવટીતંત્ર નીચે મુકાવાની આકાંક્ષા ઊભી થઈ અને તે માટે ચળવળો ઉગ્ર થઈ.

### દાર કમિશન

ભારતની બંધારણ સભાએ ભાષાકીય પ્રાંતરચના કરવા અંગે તપાસ કરવા માટે બંધારણ સભાના પ્રમુખે જૂન ૧૯૪૮ માં એક કમિશન નીમ્યું. કમિશને પ્રશ્નાવલિ દ્વારા જવાબો મંગાવેલા તેનો ગુજરાત પ્રાંતિક સમિતિના તે વખતના પ્રમુખ શ્રી કનૈયાલાલ દેસાઈએ એવી મતલબનો જવાબ આપેલો કે દેશમાં સાબેતા મુજબની સ્થિતિ પ્રવર્તે નહીં ત્યાં સુધી પ્રાંતિક સરકારોના વહીવટીતંત્રમાં આ સિદ્ધાંત લાગુ પાડવાના અથવા પ્રાંતોની સીમાઓના ફેરફાર કરવાના પ્રયાસથી ગંભીર મતભેદો ઊભા થશે, લાગણીઓ ઉશ્કેરાશે અને તેનાં ગંભીર પરિણામો આવશે. આમ, બધા જ સંજોગો જોતાં ઓછામાં ઓછાં દસ વર્ષ સુધી આવો ફેરફાર દેશ અને લાગતાવળગતા

* 'કોંગ્રેસ પત્રિકા' એ ૧૯૬૦ના ગુજરાતની રાજ્ય રચના પ્રસંગે પ્રકાશિત થયેલા વિશેષાંકમાં પ્રસિદ્ધ થયેલા લેખનો સંક્ષેપ.

પ્રાંતોને પણ નુકસાનકારક નીવડશે. તેમણે એમ પણ ઉમેર્યું કે આમ છતાં મહારાષ્ટ્ર પ્રાંત અલગ થવા આગ્રહ કરતો હોય તો તેને તેમ કરવા દેવું. એ મહારાષ્ટ્રનાં પોતાનાં જ હિતોની વિરુદ્ધ છે એ વિષે શંકા નથી. મુંબઈ શહેરને મહારાષ્ટ્રમાં સમાવી લેવાનો દાવો અકુદરતી છે. આ જવાબ આપવામાં સરદાર વલ્લભભાઈની સલાહ હતી.

ભાષાવાર પ્રાંતરચના કરવા માટે ખાસ આગ્રહ આંધ્ર, કર્ણાટક, કેરલ અને મહારાષ્ટ્રનો હતો.

## જે. વી. પી. કમિટી

જાન્યુઆરી ૧૯૪૯ માં જયપુરમાં કોંગ્રેસ અધિવેશન મળ્યું તે વખતે બંધારણ સભાના પ્રમુખે નીમેલા ભાષાવાર પ્રાંતીય કમિશનના હેવાલ ઉપરથી અને આઝાદી મળવાના પરિણામે નવા પ્રશ્નો ઊભા થયેલા હોવાથી ત્રણ સભ્યો (ડૉ. પટ્ટાભી સીતારામૈયા, શ્રી જવાહરલાલ નેહરુ અને સરદાર વલ્લભભાઈ પટેલ)ની કમિટી નીમી તેને સૂચના આપી કે કોંગ્રેસે ભૂતકાળમાં નિર્ણયો લીધા છે તે તથા આજની પરિસ્થિતિની જરૂરિયાતો ધ્યાનમાં રાખીને આ પ્રશ્ન ફરી તપાસી જવો. આ સમિતિએ કોંગ્રેસની કારોબારી સમિતિને હેવાલ પેશ કરવો.

તા. ૫-૪-'૪૯ના રોજ કોંગ્રેસની કારોબારી સમિતિએ જે. વી. પી. કમિટીના હેવાલ ઉપર વિચારણા કરી તેને મંજૂરી આપી. હેવાલમાં જણાવેલું છે કે "હિંદે આઝાદી મેળવી છે ત્યારથી જે પરિસ્થિતિ ઊભી થઈ છે તે એવી છે કે ભાષાવાર પ્રાંતરચનાના પ્રશ્નને અમારે નવેસરથી વિચારવો જોઈએ. હિંદની સ્થિરતા, એકતા અને આર્થિક પ્રગતિનું ધ્યેય મુખ્ય હોવું જોઈએ અને દરેક વૃત્તિ જે વિભાજન તરફ દોડે છે તેને તોડી પાડવી જોઈએ. તેથી ભાષાવાર પ્રાંતરચનાની જે જૂની નીતિ છે તે બહુ વિચાર કરીને અને દેશના રાજકીય અને આર્થિક તંત્રને જોખમાવે અગર વહીવટી તંત્ર નબળું પડે કે આંતરકલહ ઊભા થાય નહીં તેવી રીતે અપનાવવી જોઈએ. થોડાં વર્ષો માટે નવા પ્રાંતો રચવાનો પ્રશ્ન અમે મોકૂફ રાખવાનું સૂચવીએ છીએ."

મુંબઈની બાબતમાં કમિટીએ લખ્યું છે કે, "બૃહદ મુંબઈ ફક્ત એક ભાષાકીય પ્રાંતનો વિભાગ બનશે નહીં એવી ચોખ્ખી અને સ્પષ્ટ શબ્દોમાં જાહેરાત કરવી જોઈએ અને જો આજના મુંબઈ પ્રાંતમાંથી જુદા ભાષાવાર પ્રાંતો રચાય તો બૃહદ મુંબઈનો વિસ્તાર એક અલગ એકમ તરીકે રચવામાં આવશે." હેવાલમાં સ્પષ્ટપણે દર્શાવવામાં આવ્યું છે કે, "સૌ પ્રથમ અગત્ય હિંદની સલામતી, એકતા અને આર્થિક આબાદીને મળવી જોઈએ."

### કર્ણાટક

કર્ણાટક પ્રાંતિક કોંગ્રેસ સમિતિએ કન્નડ ભાષા વિસ્તારનું એક રાજ્ય રચવા માટે ઠરાવ કર્યો, તે ઉપર કોંગ્રેસની કારોબારી સમિતિએ તા. ૨૧-૧૨-'૪૯ને રોજ ઠરાવ કરી તેની માગણી તે વખત પૂરતી સ્વીકારી નહોતી અને કર્ણાટક પ્રાંતની રચના કરી શકાય નહીં એવો અભિપ્રાય આપ્યો હતો.

### ૧૯૫૧નો ચૂંટણીનો ઢંઢેરો

૧૯૫૧ની પ્રથમ સામાન્ય ચૂંટણી વખતે કોંગ્રેસે બહાર પાડેલા ચૂંટણીના ઢંઢેરામાં ભાષાવાર પ્રાંતરચના અંગે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમાં જણાવ્યું છે કે આર્થિક, વહીવટી અને નાણાકીય સવાલો લક્ષમાં રાખીને તથા સંસ્કાર વગેરે બાબતોને યોગ્ય મહત્ત્વ આપીને સંબંધ ધરાવતા સૌ લોકોની સમજૂતીથી આવેલી માગણી ઉપરથી સીમાપંચ નીમીને ભાષાવાર પ્રાંત રચવાનું કાર્ય હાથ ધરવું.

### હૈદરાબાદ કોંગ્રેસ અધિવેશન

જાન્યુઆરી ૧૯૫૩માં હૈદરાબાદ ખાતે મળેલા કોંગ્રેસ અધિવેશનમાં રાજ્યોની પુનર્રચના અંગે ઠરાવ કરવામાં આવ્યો, તેમાં આંધ્રનું અલગ રાજ્ય રચવા માટે ભારત સરકારે લીધેલાં પગલાંને મંજૂરી આપવામાં આવી. આ પગલું કોંગ્રેસના ચૂંટણીના ઢંઢેરા અને જે. વી. પી. કમિટીના હેવાલ સાથે સુસંગત હોવાની નોંધ લેવામાં આવી. આ નીતિનું સમર્થન કરવાની સાથે ઠરાવમાં દેશની એકતા, રાષ્ટ્રીય સલામતી અને સંરક્ષણ ઉપરાંત દરેક રાજ્યની આર્થિક પ્રગતિ અને નાણાવિષયક બાબતો અને પંચવર્ષીય યોજનાને લક્ષમાં રાખવા સૂચન કરવામાં આવ્યું છે. આંધ્ર રાજ્યના અખતરાની સફળતા ઉપર ભાષા અથવા બીજી કોઈ ભૂમિકા ઉપર રાજ્યોની પુનર્રચના કરવાના પગલાંનો આધાર રહેશે એવું ઠરાવમાં ઉમેરવામાં આવ્યું છે.

એ વર્ષના પાછલા ભાગમાં વાતાવરણને ખ્યાલમાં લઈને રાજ્ય પુનર્રચના કમિશન નીમવાનો વિચાર થયો અને સપ્ટેમ્બરમાં તમામ કોંગ્રેસ સમિતિઓને મહાસમિતિ તરફથી એક પરિપત્ર દ્વારા જણાવવામાં આવ્યું કે રાજ્યપુનર્રચનાનો પ્રશ્ન વિચારવા માટે ભારત સરકાર એક કમિશન નીમવાનો વિચાર કરે છે, એટલે શાંત વાતાવરણ પેદા કરવા માટે નવાં રાજ્યોની રચના માટે અથવા રાજ્યોની હદ ફેરવવા માટે જાહેર ચળવળ ચલાવવી અનિચ્છનીય છે.

### ફઝલઅલી પંચની નિમણૂંક

૧૯૫૩ના ડિસેમ્બરમાં મધ્યસ્થ સરકારે દેશમાં રાજ્યોની પુનર્રચના કરવા અંગે ભલામણો કરવા માટે ફઝલઅલીના પ્રમુખપદે એક કમિશન નીમવાની જાહેરાત કરી.

કમિશનની નિમણૂંકની જાહેરાત થઈ એટલે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ તરફથી કમિશન પાસે રજૂ થનાર નિવેદન તૈયાર કરવા અંગે ઉપયોગી માહિતી અગર વિગતો મોકલી આપવા માટે એક જાહેરાત કરી હતી.

### ગુજરાતની કોંગ્રેસનો ઠરાવ

ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ તા. ૯-૧-'૫૪ના રોજ મળેલ સભામાં રાજ્યપુનર્રચનાપંચની નિમણૂંક અંગે ઠરાવ કરેલો, તેમાં જણાવ્યું હતું કે, "ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ રાજ્યોની રચના અંગે પહેલેથી સરદાર વલ્લભભાઈ પટેલની દોરવણીથી ગુજરાતી બોલનારી પ્રજાનું અલગ રાજ્ય હોવું જોઈએ એવી માગણી કરી નથી. આજે પણ પ્રદેશ કોંગ્રેસ સમિતિ માને છે કે કેવળ ભાષાને ધોરણે અલગ રાજ્યો રચવા માટેની પ્રવૃત્તિ હિંદભરમાં જે ઢબે ચાલી છે તેમાં હિંદની એકતાને અને હિંદની સ્વતંત્ર રાજ્ય તરીકેની સલામતીને જોખમ રહેલું છે...આ સીમાપંચની નિમણૂક થઈ તે વખતે કોંગ્રેસના પ્રમુખે જે નિવેદન કર્યું છે તેમાં તેમણે સ્પષ્ટ કર્યું છે કે રાજ્યોની નવેસરથી રચના કરવાનું ઇષ્ટ લાગે તોયે તેમાં બે બાબતોની સંભાળ રાખવાની છે. એક હિંદના સ્વતંત્ર રાજ્યની સલામતી અને બીજું હિંદની પ્રજાની એકતા."

### દૃષ્ટિબિંદુ રજૂ કરવાની છૂટ

તા. ૪-૪-'૫૪ને રોજ નવી દિલ્હીમાં મળેલી કોંગ્રેસની કારોબારી સમિતિએ રાજ્યપુનર્રચનાપંચ પાસે પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કરવામાં સર્વ કોંગ્રેસ સમિતિઓને તેમ જ કોંગ્રેસજનોને સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે એવી મતલબનો ઠરાવ કર્યો હતો. આ પ્રશ્ન પરત્વે આંદોલન નહીં ચલાવવા તથા પોતાનો મત પ્રદર્શિત કરવામાં બીજા રાજકીય પક્ષો સાથે સમાન પ્લેટફોર્મ

સૌરાષ્ટ્રનાં ભાગ બન્યાં. આ રાજ્યમાં જોડાતાં સૌરાષ્ટ્રનો વિસ્તાર ૨૩૨૭૬ ચોરસ માઈલનો અને વસ્તી ૪૧·૫૭ લાખની થઈ.

### ગુજરાત રાજ્યો

પહેલાંના ગુજરાત રાજ્યની એજન્સીઓનું મુંબઈ રાજ્યમાં જોડાણ એ ગુજરાતીભાષી રાજ્યની દિશામાં બીજું પગથિયું હતું. એમાં ૧૬ સંપૂર્ણ હકૂમતી રાજ્યો, ૧૨૭ અર્ધહકૂમતી અને બિનહકૂમતી જાગીરો અને તાલુકાઓ (ભાગીદારોની સંખ્યા પ્રમાણે ભાગ પાડતાં ૨૭૧ થતા હતા)નો સમાવેશ થતો હતો, અને વસ્તી ૧૬ લાખની હતી. (વિગતો માટે જુઓ પરિશિષ્ટ 'બ') વહીવટી કાર્યક્ષમતા તેમ જ લોકોની રાજકીય અભિલાષાઓના સંતોષ માટે આવાં અસંખ્ય વહીવટી એકમોનું અસ્તિત્વ અશક્ય હતું— એ બાબત સ્વયંસ્પષ્ટ હતી. જાગીરો અને તાલુકાઓના મુંબઈ સાથેના જોડાણની માગણી કરતો ઠરાવ ૧૯૪૮ના જાન્યુઆરીમાં મહીકાંઠા પ્રજાસંઘે સર્વાનુમતે કર્યો. ઠરાવમાં જાહેર કરવામાં આવ્યું હતું કે એ વિસ્તારો પછાત હતા, તેમની જાતે પ્રગતિ કરી શકે તેમ નહોતા, તેમ જ પ્રગતિકારક વહીવટ ચલાવી શકે તેમ પણ નહોતા. રાજ્યખાતાના અમલદારો સાથે અમારામાંના કેટલાકે કરેલી ચર્ચા દરમ્યાન અમે સ્પષ્ટ કર્યું કે દરબાર ગોપાળદાસ દેસાઈના નેતૃત્વવાળા ગુજરાતના રાજકીય કાર્યકર્તાઓને અભિપ્રાય સાથે અમારો અભિપ્રાય મળતો થતો હતો. પહેલાંના ગુજરાત રાજ્ય એજન્સીના વાત્રકકાંઠા થાણામાં સમાવિષ્ટ કેટલીક જાગીરો, અને ડાંગનું મુંબઈ સાથે જોડાણ થતાં જણાયું કે, અન્ય રાજ્યોનું મુંબઈ રાજ્ય સાથે જોડાણ કરવાનો સમય પાકી ગયો છે. ગુજરાતીભાષી પ્રજાના એકીકરણને સહાયરૂપ થવા માટે આ રાજ્યોનું મુંબઈ સાથે જોડાણ કરવું તે આ પ્રશ્નના ઉકેલનો ઉત્તમ માર્ગ હતો. એ વિશે એ વખતના મુંબઈના ગૃહપ્રધાન શ્રી મોરારજીભાઈ સંમત થયા હતા. આ આશા આજે ફળીભૂત થઈ છે તે જોતાં એમ કહી શકાય કે એકીકરણની ઘણી ગૂંચો હોવા છતાં પણ ગુજરાત-રાજ્યોના મુંબઈ સાથેના જોડાણને આવકારવાની એમણે જે તત્પરતા દર્શાવી એને આભારી છે.

કાઠિયાવાડની જેમ ગુજરાત રાજ્યોને પણ એક રાજ્યમાં જોડી દેવાની શક્યતા વિચારવામાં આવી હતી; પણ આ વિસ્તારો વડોદરા રાજ્યના વિસ્તારોમાં અને મુંબઈ રાજ્યના અમદાવાદ અને ખેડા જિલ્લાઓમાં પથરાયેલા હોઈ આ વિચારણા સ્વીકારાઈ નહિ. વડોદરાના ગાયકવાડે ગુજરાત રાજ્યો સાથે વડોદરાની સંસ્થના વિરુદ્ધ પોતાનો અભિપ્રાય આપ્યો. ગુજરાત રાજ્યના રાજવીઓ અને રાજ્યોના લોકપ્રિય નેતાઓ સાથેની લંબાણ ચર્ચાઓને અંતે, અન્ય રાજાઓ વતી, રાજપીપળાના મહારાજાએ, તેમના રાજ્યોનું એકીકરણ કરવાની અભિલાષા નીચેના શબ્દોમાં વ્યક્ત કરી:

"સમગ્ર હિંદનાં વિશાળ હિતોની દૃષ્ટિએ ગુજરાત, અમારી તરફ સંપૂર્ણ ત્યાગ માટે મીટ માંડે છે. તેથી અમે ફરજના એલાનને આનંદપૂર્વક સંમતિ આપી છે, અને અમારાં રાજ્યો મુંબઈ પ્રાંત સાથે જોડીને મહાગુજરાતનો પ્રાંત રચવા માટે પ્રથમ પગલું ભરવાનું નક્કી કર્યું છે."

જોડાણના આ દસ્તાવેજ પર રાજાઓની સહી થયા પછી, ૧૦ જૂન ૧૯૪૮ના રોજ મુંબઈ સરકારે આ રાજ્યોનો વહીવટ સંભાળી લીધો. કાઠિયાવાડની માફક જ રેવાકાંઠા, બનાસકાંઠા અને મહીકાંઠાનાના થાણાંઓ અને તાલુકાઓનો પ્રશ્ન હલ કરવામાં આવ્યો; અને તેમનો વહીવટ હિંદી સરકાર વતી પ્રાદેશિક કમિશનરે મુંબઈ રાજ્યને સોંપ્યો. આ જોડાણથી ૧૬૦૦૦ ચોરસ માઈલના અને ૨૬ લાખ ઉપરાંતની વસ્તીવાળા તેમ જ ૧·૬૫ કરોડની વાર્ષિક આવકવાળા વિસ્તારોને અસર થઈ. દાંતા રાજ્યનો વહીવટ મુંબઈ સરકારે નવેમ્બર ૧૯૪૮માં સંભાળી લીધો હતો.

### વડોદરા

૧૪. વડોદરા. કાર્યક્ષમતાની અને સારા વહીવટની તંદુરસ્ત પ્રણાલિકાઓ ધરાવતું વિશાળ રાજ્ય હતું પરંતુ તેનો વહીવટ 'ઉદારતાવાળા આપખુદ શાસન' તરીકે જ વર્ણવી શકાય એવો હતો; અને ત્યાં લોકોનું ચૂંટાયેલું પ્રધાનમંડળ નહોતું. સર સયાજીરાવ ગાયકવાડે રચાયેલ વહીવટીતંત્ર પણ, એમના પૌત્ર સર પ્રતાપસિંહ ૧૯૩૯માં ગાદી પર આવતાં, કથળવા માંડ્યું. સર પ્રતાપસિંહ પણ આજુબાજુ થતા ફેરફારોથી અજાણ હતા; અને તેમનાં કાર્યો તેમની પ્રજામાં કે તેમના સમકાલીન રાજાઓમાં તેમની પ્રતિષ્ઠા વધારે એવાં નહોતાં જ્યારે બધા રાજાઓએ પોતાનો સંપૂર્ણ ટેકો અને સહકાર આપ્યાં, અને ૧૯૪૭માં આખા કાઠિયાવાડમાં તંગ પરિસ્થિતિ હતી ત્યારે પ્રતાપસિંહે પોતાને ગુજરાત અને કાઠિયાવાડના સર્વોપરી રાજા જાહેર કરવામાં આવે એ શરતે મદદ આપવા દર્શાવ્યું. ૨૭ સપ્ટેમ્બર ૧૯૪૭ એ, તેમણે સરદારશ્રીને નીચે પ્રમાણે લખ્યું:

"નીચેની શરતોએ વડોદરા, આખા કાઠિયાવાડ અને ગુજરાતમાં કાયદો, વ્યવસ્થા તેમ જ શાંતિ જાળવવાની જવાબદારી સ્વીકારશે: (૧) મહીકાંઠા, રેવાકાંઠા, સાબરકાંઠા, પાલનપુર, પશ્ચિમ હિંદનાં રાજ્યો અને ગુજરાત રાજ્યો સહિત જે કોઈ સત્તા સંઘસરકાર પાસે હોય તે સહિત, છયે એજન્સીઓની હકૂમત હિંદ-સરકારે વડોદરાને સોંપવી પડશે. (૨) કટોકટીના સંજોગોમાં હિંદ સરકારે શસ્ત્રદળો વડે વડોદરા રાજ્યને મદદ કરવાની રહેશે. (૩) વડોદરાના મહારાજાને ગુજરાત અને કાઠિયાવાડના રાજા તરીકે જાહેર કરવા, જેથી તેમને સર્વોપરી સત્તા મળે."

આના જવાબમાં સરદારશ્રીએ સંયોગો જોઈને એકમાત્ર ઉત્તર આપ્યો. અને ચેતવ્યા કે એમની પ્રદેશ પ્રાપ્તિની મહત્ત્વાકાંક્ષા આફત નોતરશે. જ્યારે પ્રતાપસિંહે પોતાની શરતો ઉપર પૂરતું લક્ષ અપાયું નથી એમ જણાવ્યું ત્યારે થોડાક મહિના બાદ સરદારશ્રીએ નીચે પ્રમાણે લખ્યું:

"મારે તમને યાદ આપવું જોઈએ કે જ્યારે અમે જૂનાગઢની બાબત અંગે મુશ્કેલીમાં હતા ત્યારે અમારી માગણીનો તમે જે જવાબ આપ્યો એથી મને એવો આઘાત થયો છે કે એને હું શબ્દોમાં વ્યક્ત કરી શકું એમ નથી. ભારત જ્યારે મુશ્કેલીમાં હતું ત્યારે તમે તમારે સોદો વિશે સોદો કરવાની ઇચ્છા સેવી હતી. તમે કહો છો તે પ્રમાણે તમે તમારા તે વખતના દીવાન સર બી. એલ. મિત્રની સલાહ પ્રમાણે વર્ત્યા હતા. જો કે તેઓ તો એ અંગે તમને એવી કોઈ સલાહ આપી નથી એમ જ કહે છે. ગમે તેમ, તે પત્ર લખવાની જવાબદારીમાંથી આપ નામદારને માટે છટકવું અશક્ય છે. લોકપ્રિય રાજવી તરીકે અને ખાસ તો ભારતના બીજા કોઈ રાજા કરતાં વિશેષ બંધારણીય રાજા તરીકે તમે ગર્વ લીધો છે. પણ ફરીથી અવળી સલાહને કારણે આપ નામદારે, શ્રી મેનન અને દરબાર ગોપાળદાસની પીઠ પાછળ તેમની સાથે ડૉ. જીવરાજ મહેતા અને જાહેરનામાના મુસદ્દા બાબત કરેલ સમજૂતી સંબંધમાં ફેરફાર કર્યો છે. એ ફેરફાર અત્યંત મહત્ત્વના છે અને તમે પહેલાં જે કાંઈ મંજૂર રાખ્યું હતું એને નાબૂદ કરનારા છે."

સર પ્રતાપસિંહનું ઉડાઉપણું, રાજ્યમાંથી તેમની સતત ગેરહાજરી અને પ્રજાવિમુખ સલાહકારોની પસંદગી એને કારણે રાજ્યમાં જવાબદાર સરકાર માટે ચળવળ આરંભાઈ. લોકપ્રિય નેતાએ આ અંગે સરદારશ્રીને મળ્યા અને સ્પષ્ટ કર્યું કે પ્રતાપસિંહ પાસેથી રાજ્યના વહીવટની જવાબદારી સંભાળી લેવી. આ તબક્કે સરદારસાહેબે પ્રતાપસિંહને, ધારાસભાને જવાબદાર મુખ્યપ્રધાન સાથેની જવાબદાર સરકાર તાત્કાલિક રચવા માટે અને વચગાળાની વ્યવસ્થા તરીકે ડૉ. જીવરાજ મહેતાને મુખ્ય પ્રધાન તરીકે નીમી શકાય એવી સલાહ આપી. સરદારસાહેબે આપેલી સલાહનું પાલન કરવાનું પ્રતાપસિંહે ગંભીરપણે સ્વીકાર્યું. પરંતુ ઘણા જ વિલંબ પછી અને લોકમતના દબાણને કારણે ૧૯૪૮ના એપ્રિલમાં જે જાહેરાત કરી તે અપેક્ષાઓની દૃષ્ટિએ નહિવત્ હતી. એમાં લોકશાહીના અંચળા નીચે રાજાની અંગત આપખુદી જ દેખા દેતી હતી. જાહેરાતને અમલમાં મૂકવામાં થયેલ વિલંબને કારણે કડવાશ પ્રગટી સરદારસાહેબ, દરબાર ગોપાળદાસ અને રાજ્યખાતાના અમલદારો સાથે લંબાણ ચર્ચાને અંતે

લેવાયેલા નિર્ણયથી એ મહત્ત્વની દૃષ્ટિએ જુદી પડતી હતી. વચગાળાની સરકારના પ્રથમ દીવાન તરીકે ડૉ. જીવરાજ મહેતાની નિમણૂક થતાં પહેલાંના . . . પત્રવ્યવહારમાં, લોકશાહી પદ્ધતિની વૃદ્ધિ માટે અનુકૂળ વાતાવરણનો અભાવ હતો. ૧૯૪૮ ના ઑગસ્ટમાં ધારાસભાએ રાજાના નાણાકીય દુર્વ્યયમાંથી ઉત્પન્ન થતી પરિસ્થિતિની વિચારણા કરી, અને તેમના ગાદી ત્યાગની માગણી કરતો ઠરાવ કર્યો; તેમ જ એમના નાણાકીય વ્યવહારોની તપાસ કરવા માટે સમિતિ નીમવાની વિનંતિ કરી. સરદારશ્રી, ડૉ. જીવરાજ અને વડોદરા કોંગ્રેસના પ્રમુખ સાથે ચર્ચાઓ કર્યા બાદ, ૨૫ ઑગસ્ટ ૧૯૪૮ ના દિવસે રાજા, પોતાની પાસે નામની પણ સત્તા રાખ્યા વિના, સંપૂર્ણ જવાબદાર સરકાર આપવા સંમત થયા. ત્યાર બાદ સંમત થયેલ વ્યવસ્થાઓ દર્શાવતી જાહેરાત, રાજાએ બહાર પાડી.

વડોદરામાં જવાબદાર સરકારનો આરંભ થયો, અને વહીવટીતંત્ર, સામાન્ય રીતે, પ્રગતિકારક હોવા છતાં, સર્વ ગુજરાતીભાષી પ્રજાને એક વહીવટ હેઠળ લાવવાની પ્રજાની અભિલાષા સંતોષાઈ નહિ. વડોદરા તાબાનાં અમરેલી અને ઓખામંડળ પણ કાઠિયાવાડમાં આવેલાં હતાં, તેમ જ વડોદરા રાજ્ય ત્રણ છૂટાછવાયા વિસ્તારોનો બનેલ હોઈ વહીવટી મુશ્કેલીઓ તો હતી જ. વડોદરા રાજ્ય પાસે કાર્યક્ષમ વહીવટ માટે સાધનો હોવા છતાં આવી ભૌગોલિક એકતાને અભાવે વહીવટ મુશ્કેલ બન્યો હતો. આ સંયોગોમાં, અને ખાસ કરીને રાજા પ્રજાવિમુખ થયા હોવાને કારણે, સરદારશ્રી અને ગુજરાતના રાજકીય નેતાઓએ નક્કી કર્યું કે ગુજરાતીભાષી પ્રજાના એકીકરણના પ્રથમ સોપાન તરીકે વડોદરાનું મુંબઈ સાથે જોડાણ કરવાની વ્યવસ્થા ઉત્તમ હતી. ૧૯૪૮ના ડિસેમ્બરમાં રાજાએ, પોતાના રાજ્યને મુંબઈ સાથે જોડવા માટે સરદારશ્રીની અને રાજ્યખાતાની સલાહ સ્વીકારવાની ઇચ્છા વ્યક્ત કરી. ૨૮મી જાન્યુઆરી ૧૯૪૯ના દિવસે વડોદરા કારોબારી સમિતિએ (જે લોકપ્રિય પ્રધાનોની બનેલી હતી અને ૧૧–૪–’૪૮ના સર પ્રતાપસિંહના જાહેરનામા પ્રમાણેની બનેલી હતી) વડોદરાના મુંબઈ સાથેના જોડાણના રાજાના નિર્ણયને અનુમોદન આપતો ઠરાવ કર્યો:

"સમગ્ર ભારતનાં વિશાળ હિતો તેમ જ રાજ્યના વિસ્તારોનાં આર્થિક, ખેતીવિષયક, અને ઔદ્યોગિક વિકાસની યોગ્ય પ્રગતિની જરૂરિયાતોને ધ્યાનમાં લેતા, અને વહીવટી સગવડોને કારણે, વડોદરા રાજ્યના મુંબઈ સાથે જોડાણ કરવાના નામદાર મહારાજાસાહેબના નિર્ણય સાથે સમિતિ (council) સંમત થાય છે."

૩૧મી જાન્યુઆરી ૧૯૪૯એ સર પ્રતાપસિંહે તેમના રાજ્યના મુંબઈ સાથેના જોડાણ અંગેનો નિર્ણય જાહેર કર્યો. તા. ૨૧ માર્ચ ૧૯૪૯ના રોજ જોડાણકરાર પર સહી થઈ, અને તા. ૧લી મે ૧૯૪૯ના દિવસે મુંબઈ સરકારે રાજ્યનો વહીવટ સંભાળી લીધો.

કચ્છ

ભાષાકીય રીતે તેમ સાંસ્કૃતિક રીતે કચ્છ એ ગુજરાતનો જ એક ભાગ હતો. કાઠિયાવાડના એકીકરણે રાજ્યમાં જવાબદાર સરકારની ચળવળ માટે એને વેગ આપ્યો. આ બાબતમાં કચ્છના મહારાવ પોતાની પ્રજાની ઇચ્છા સાથે અનુકૂળ મંતવ્ય ધરાવવા તૈયાર હતા, પરંતુ માત્ર જવાબદાર સરકાર નીમવાથી આ પ્રશ્નનો પૂરતો ઉકેલ નહિ આવે એ પહેલેથી જ સ્પષ્ટ હતું. સ્વતંત્ર રાજ્ય તરીકે કચ્છ હવે અસ્તિત્વ ધરાવી શકે જ નહિ. કચ્છ પ્રજામંડળના નેતાઓ સાથે ચર્ચા-વિચારણા કર્યા પછી એમ લાગેલું કે કાં તો એ સૌરાષ્ટ્ર સાથે જોડાય કે કેન્દ્ર સરકાર એનો વહીવટ પોતાને હસ્તક લઈ લે. એ જ એકમાત્ર વિકલ્પ હતો. સૌરાષ્ટ્ર તો હજી હમણાં જ અસ્તિત્વમાં આવ્યું હોઈ, કચ્છ જેવા સરહદી વિસ્તારના સંચાલનની જવાબદારી એના પર લાદવી એ યોગ્ય ન લાગ્યું. ખાસ તો એટલા માટે કે જૂનાગઢનો પ્રશ્ન જે રીતે ઉકેલાયો હતો એ બાબતમાં પાકિસ્તાન હજી પૂરેપૂરું સમાધાન કેળવી શક્યું નહોતું. તદુપરાંત, કચ્છ, વેપારવાણિજ્ય વગેરે બાબતોમાં વિશાળ શક્યતાઓ ધરાવતું હોવા છતાં, એના અલગ-અટૂલાપણાને કારણે તેનું વહીવટી તંત્ર પછાત કોટિનું—જૂની પદ્ધતિનું હતું. યુદ્ધ પરિસ્થિતિમાં કચ્છના મહત્ત્વને સ્વીકારવા છતાં અને કંડલાનો મુખ્ય બંદર તરીકેનો વિકાસ કરવાના નિર્ણયનો ખ્યાલ છતાં, નવા રચાયેલા કાઠિયાવાડનું તંત્ર આપણે સ્થિર કરી શકીએ ત્યાં સુધી કચ્છનો વહીવટ કેન્દ્ર દ્વારા ચાલે એવા કામચલાઉ નિર્ણયને અમે સંમતિ આપી. જોડાણખત પર મહારાવે ૪–૫–૧૯૪૮ એ સહી કરી અને ૧લી જૂન ૧૯૪૮એ ચીફ કમિશનરે એનો વહીવટ સંભાળી લીધો. પણ એ પછી ૧૯૫૬માં સૌરાષ્ટ્ર સાથે કચ્છ મુંબઈ રાજ્યનો એક ભાગ બન્યું.

આમ ગુજરાતીભાષી પ્રજાને એકત્ર કરવાનું અને અત્યારના સ્વતંત્ર રાજ્યની રચના કરવાનું કામ પૂરું થયું. જ્યારે કચ્છ અને સૌરાષ્ટ્ર ૧૯૫૬માં મુંબઈ સાથે જોડાયાં ત્યારે ઉતાવળ કરવાની અમારી ઇચ્છા નહોતી. પ્રાંતના લાભ ખાતર વિશાળ રાષ્ટ્રીય હિતોને નુકસાન ન પહોંચે એ અંગેની અમારી ચિંતા એ જ એનું કારણ હતું. એટલે જ ગુજરાતના જુદા રાજ્ય તરીકેના ઉદ્‌ગમમાં સહેજ વિલંબ થયો. પણ અમને વિશ્વાસ છે કે આ ક્રમિક પરિવર્તનથી ફેરફાર સરળ બનશે અને નવા રાજ્યને જરૂરી સ્થિરતા અને શક્તિની પ્રાપ્તિમાં એ સહાયરૂપ થશે. પણ જ્યારે વિશાળ સમુદાયના કોયડાઓ સહેજ પણ વિલંબ વિના ઉકેલવાના હોય ત્યારે આત્મસંતોષમાં રત રહેવું ન જોઈએ. આપણું તાત્કાલિક ભગીરથ-કાર્ય તો કુશળ વહીવટી તંત્રને ઊભું કરીને રાષ્ટ્રીય પુનર્રચનાના કાર્યમાં એનો વિનિયોગ (ઉપયોગ) કરવાનું છે. આવા કાર્યમાં રાજ્યનાં સાધનો, પ્રજાની સંસ્થાઓ અને અન્ય મંડળો સાથે મળીને અને સંયુક્ત પ્રયત્નો કરીને સમગ્ર રીતે રાજ્યના કલ્યાણ માટે તેમ જ દેશના વિશાળ હિત માટે સહકારથી પુરુષાર્થ કરે એ જ અપેક્ષિત હોય. જોકે ભૌગોલિક એકીકરણ પૂરું થયું છે તેમ છતાં ગુજરાતનાં એકમોનું ભાવાત્મક ઐક્ય હજી ધીરજ અને સમજદારીથી સાધવાનું છે. શિસ્તની પ્રણાલીવાળી ગુજરાતની પ્રજાએ આ પહેલાં જે ભાવનાદૃષ્ટિ અને સમજદારી દર્શાવી છે એ નવા રાજ્ય સાથેના વ્યવહાર સંબંધોમાં પણ દર્શાવશે એવી અમારી શ્રદ્ધા છે. ગાંધીજીના શિક્ષણથી, સરદારની સંચાલન શક્તિ અને કુનેહથી, વડાપ્રધાન તેમ શ્રી. મોરારજીભાઈના મૂલ્યવાન માર્ગદર્શનથી પ્રેરણા પામેલું આ નવું રાજ્ય, પોતાનાં ભગીરથ કાર્યોને પૂર્ણ કરવામાં સફળ થશે અને પ્રજાએ એની નેતાગીરીમાં મૂકેલા વિશ્વાસની એ પ્રતીતિ કરાવશે — એવી અમારી હૃદયપૂર્વકની અભિલાષા છે.



ઉપર કોંગ્રેસે જોડાવું જોઈએ નહિ અને વિધાનસભા પક્ષમાં આ વિષય ઉપર ઠરાવ રજૂ કરવાથી દૂર રહેવા માટે અનુરોધ કરવામાં આવ્યો હતો.

તા. ૨૬-૫-'૫૪ ને રોજ કોંગ્રેસ પ્રમુખ શ્રી જવાહરલાલ નેહરુએ પ્રદેશ સમિતિઓના પ્રમુખોને લખેલા પત્રમાં આ બાબતનો ઉલ્લેખ કરીને અલગતાની લાગણીને પોષે એવા જોખમ પ્રત્યે ધ્યાન દોર્યું છે, તથા આંદોલનનો આશરો નહિ લેવા પર ભાર મૂક્યો છે.

## ગુજરાતની કોંગ્રેસ તરફથી રજૂ થયેલું મેમોરેન્ડમ

કોંગ્રેસના આદેશનો ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ સુરત રીતે અમલ કર્યો. ગુજરાતમાં રાજ્યપુનર્રચના અંગે બીજી ચાલુ સંસ્થાઓ તથા નવી સ્થપાયેલી સંસ્થાઓ સાથે રાજ્યપુનર્રચનાના પ્રશ્ન ઉપર ગુજરાતની કોંગ્રેસે સમાન કક્ષાએ હાથ મિલાવીને, એટલે કે સંયુક્ત રીતે રજૂઆત કરી નથી, જોકે મહાગુજરાત સીમા પરિષદ અને ગુજરાત સાહિત્ય સભા ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ લીધેલા વલણના ટેકામાં હતાં, તેથી એ સંસ્થાઓએ પણ રાજ્યપુનર્રચનાપંચ પાસે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ રજૂ કરેલ તેવું જ મેમોરેન્ડમ રજૂ કર્યું હતું. ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિની કાર્યવાહક સમિતિએ તા. ૨૬-૫-'૫૪ ને રોજ મેમોરેન્ડમના મુસદ્દાને સંમતિ આપી; પછી તા. ૧૨-૬-'૫૪ ને રોજ મેમોરેન્ડમ પંચ પાસે રજૂ કરવામાં આવ્યું.

મેમોરેન્ડમનો સાર એ છે કે આ પ્રશ્નના ઉકેલ માટે કમિશને વિગતોમાં ન ઊતરતાં મુખ્ય સિદ્ધાંતો અંગે ભલામણ કરવી જોઈએ. તે પછી સીમાપંચ નિમાય તેની પાસે વિગતવાર હેવાલ રજૂ કરવાનું અમને ઠીક પડશે. અમે આ ઉપરાંત વધારાનાં મેમોરેન્ડમ તથા ખુલાસા આપવા માટે તૈયાર છીએ.

મેમોરેન્ડમમાં મુંબઈનું હાલનું રાજ્ય શા માટે ચાલુ રહેવું જોઈએ તે સંપૂર્ણ રીતે પુરવાર કરવામાં આવ્યું છે. તેમ છતાં જો વિભાજન કરવાનું હોય તો ગુજરાત અને મુંબઈ શહેરનાં બે અલગ રાજ્યો રચવા માટે મેમોરેન્ડમમાં માગણી કરવામાં આવી છે. તેનાં સબળ કારણો તથા આધાર ટાંકવામાં આવ્યાં છે. તે ઉપરાંત સરહદના વિસ્તારો અંગે તેમાં વિગતવાર માહિતી આપીને તેમને ગુજરાતમાં સમાવવા માટે યોગ્ય દાખલાદલીલો આપવામાં આવ્યાં છે. ગુજરાતના અલગ રાજ્યની રચના થાય તો નાણાકીય ખાધને પહોંચી વળવા માટે કેન્દ્ર સરકારને જરૂરી મદદ કરવા માટે જણાવવામાં આવ્યું છે.

છેવટમાં, 'ગુજરાત' રાજ્યના નામ આગળ 'મહા', 'બૃહદ્', 'વિશાળ' કે 'સંયુક્ત' શબ્દો મૂકવાનું ટાળવું જોઈએ, કારણ કે તેથી અનિચ્છનીય મનોદશા વર્તાય છે તેને ઉત્તેજન ન મળવું જોઈએ એવી પણ રજૂઆત કરવામાં આવી છે.

## પંચના હેવાલનું પ્રકાશન

તા. ૧૦-૧૦-'૫૫ ને રોજ રાજ્યપુનર્રચનાપંચના હેવાલનું પ્રકાશન થયું. તેમાં તે વખતના મુંબઈ રાજ્યમાંથી કર્ણાટકનો વિભાગ કાઢીને મરાઠાવાડ, સૌરાષ્ટ્ર અને કચ્છના વિસ્તારો ભેળવીને મુંબઈના રાજ્યની રચના માટે ભલામણ કરવામાં આવી અને વિદર્ભ માટે અલગ રાજ્યની રચના સૂચવવામાં આવી. તા. ૧૩/૧૪-૧૦-'૫૫ને રોજ મળેલી કોંગ્રેસની કારોબારીએ ઠરાવ દ્વારા જાહેર કર્યું કે તે પંચના હેવાલ બાબતમાં બીજા સાથીદારો સાથે વાતચીત કરીને પાછળથી સામાન્ય સલાહસૂચના આપશે; તે દરમિયાન કોંગ્રેસીઓને આંદોલનાત્મક વલણ નહિ અખત્યાર કરવા માટે અનુરોધ કર્યો.

## પ્રત્યાઘાતો

પંચનો હેવાલ બહાર પડયા પછી ભારતના વડાપ્રધાને એક વાયુ-પ્રવચન દ્વારા રાષ્ટ્રને સંદેશો આપ્યો તેમાં જણાવ્યું કે પંચના હેવાલ ઉપર રાજ્યસરકારો વિચાર કરશે અને સામાન્ય પ્રજાને પણ પોતાનો અભિપ્રાય આપવાની બધી જ તકો આપવામાં આવશે અને હેવાલ પરનો આખરી નિર્ણય પાર્લમેન્ટ દ્વારા લેવામાં આવશે. ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિનો અભિપ્રાય મળે તે પહેલાં મહારાષ્ટ્રની પ્રદેશ કોંગ્રેસ સમિતિની સભાએ પંચના હેવાલનો વિરોધ કર્યો.

મહારાષ્ટ્રમાં કમનસીબ ઘટના એ હતી કે ત્યાં રાજ્યપુનર્રચનાના પ્રશ્ન અંગે કોંગ્રેસ બીજા રાજકીય પક્ષો સાથે રહીને કામ કરતી. કોંગ્રેસની નીતિ એ હતી કે આ પ્રશ્ન પરત્વે કોંગ્રેસે બીજા પક્ષો સાથે ભળવું નહિ તેમ જ આંદોલન ચલાવવું નહિ; પરંતુ મહારાષ્ટ્રે જે વલણ લીધું તેમાંથી આંદોલન આપોઆપ ફલિત થતું હતું જેથી મહારાષ્ટ્રની કોંગ્રેસની સ્થિતિ કફોડી થઈ. એક તરફથી સંસ્થાકીય શિસ્ત અને બીજી તરફથી આ પ્રશ્ન અંગેનું વલણ અને રાજકીય પક્ષો સાથેનું જોડાણ. મહારાષ્ટ્રની કોંગ્રેસ આ ભીંસમાં આવી પડી.

## મહેમદાવાદનો ઐતિહાસિક ઠરાવ

તા. ૨૫-૧૦-'૫૫ ને રોજ મહેમદાવાદ મુકામે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિની સભા મળી. તેમાં ગુજરાતની કોંગ્રેસના તમામ આગેવાનો હાજર હતા. પરિસ્થિતિને અનુરૂપ ઠરાવ કરવામાં આવ્યો. તેમાં જણાવવામાં આવ્યું કે, "રાજ્યરચનાપંચે આ બધા મુદ્દાઓની તુલના કરીને મરાઠી ભાષા બોલતા વિદર્ભ રાજ્યની અને મુંબઈના સંયુક્ત રાજ્યની એમ બે અલગ રાજ્યોની ભલામણ કરી છે. સૂચિત મુંબઈ રાજ્યમાં મરાઠી ભાષા બોલતી પ્રજાને વધારે અસરકારક સ્થાન આપવામાં આવ્યું છે. મહારાષ્ટ્ર પ્રદેશ સમિતિએ એના છેલ્લા ઠરાવમાં પોતાની બહુમતીને વધુ પ્રબળ બનાવવા માટે સૂચિત મુંબઈ રાજ્યમાં વિદર્ભને મૂકવાની માગણી કરી છે અને વધારામાં મુંબઈ શહેર સહિતનું મહારાષ્ટ્ર રાજ્ય આપોઆપ બની રહે તે માટે પાંચ વર્ષ પછી આ રાજ્યમાંથી ગુજરાતને ખસી જવાની છૂટ રાખવાનું સૂચવવામાં આવ્યું છે."

આગળ ચાલતાં ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે, "જો મહારાષ્ટ્રના આગેવાનો પંચની ભલામણને એના સમગ્ર સ્વરૂપમાં અને તેની પાછળની ભાવના સાથે સ્વીકારવા તૈયાર હોય તો આ સમિતિ એ ભલામણને આ નાજુક પ્રશ્નના કાયમી ઉકેલ તરીકે સ્વીકારવા તૈયાર હતી અને હજુ પણ છે."

"પણ જો મહારાષ્ટ્રના આગેવાનો આ ભલામણને સ્વીકારવા તૈયાર ન હોય તો આ સમિતિ એવો અભિપ્રાય ધરાવે છે કે સૌના હિતમાં સૂચિત મુંબઈ રાજ્યની જગ્યાએ મહારાષ્ટ્ર, મુંબઈ અને ગુજરાતનાં ત્રણ રાજ્યો રચવામાં આવે."

ઠરાવનો સૌથી મહત્ત્વનો છેવટનો ભાગ એવો છે કે **"આ સમિતિ હંમેશાં શિસ્તથી વર્તતી આવી છે અને કોંગ્રેસના નિર્ણયોનો પોતે યથાશક્તિ અમલ કર્યો છે અને ભવિષ્યમાં પણ સંયમ, શિસ્ત અને રાષ્ટ્રીય ભાવનાની પ્રણાલિકા તે જાળવી રાખશે."** આ ઠરાવને ગુજરાતભરમાં આવકારવામાં આવ્યો.

## કોંગ્રેસની કારોબારી સમિતિએ સૂચવેલો ફેરફાર

કોંગ્રેસની કારોબારી સમિતિએ પંચના હેવાલ અંગે વાટાઘાટો કરીને તા. ૯-૧૧-'૫૫ ને રોજ ઠરાવ કર્યો તેમાં ગુજરાત અંગે નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

"કારોબારીએ હાલના મુંબઈ રાજ્યના ભાવિ વિષે મહારાષ્ટ્ર, ગુજરાત, કર્ણાટક અને મુંબઈ શહેરની પ્રદેશ કોંગ્રેસ સમિતિઓનાં મંતવ્યોની કાળજીભરી વિચારણા કરી છે. મહારાષ્ટ્ર કોંગ્રેસ સમિતિનો અભિપ્રાય જાણ્યા પછી દ્વિભાષી મુંબઈ રાજ્યના કમિશનની ભલામણ વિશે આગ્રહ નહિ કરવાનો કારોબારીએ નિર્ણય કર્યો છે. કારોબારીએ આથી વધુમાં વધુ સહમતી પ્રાપ્ત થઈ શકે અને દેશના વિશાળ હિતમાં હોય એવા વૈકલ્પિક ઉકેલની વિચારણા કરી છે. કારોબારી તેથી એવો અભિપ્રાય ધરાવે છે કે નીચે મુજબ ત્રણ રાજ્યો રચવાં જોઈએ.

૧. નીચે વ્યાખ્યા કર્યા મુજબનું મુંબઈ શહેર બાદ કરીને મુંબઈ રાજ્યના મરાઠીભાષી વિસ્તારો, હૈદરાબાદના મરાઠાવાડ જિલ્લાઓ અને મધ્ય પ્રદેશના મરાઠીભાષી વિસ્તારોવાળું મહારાષ્ટ્ર, વિદર્ભ, એટલે હાલના મધ્યપ્રદેશના મરાઠીભાષી વિસ્તારોને નવા મહારાષ્ટ્ર રાજ્યમાં જોડાવા આમંત્રણ આપવું જોઈએ અને તે બાબત લોકોની ઇચ્છા જાણવી જોઈએ.

૨. મુંબઈ રાજ્યના ગુજરાતીભાષી વિસ્તારો અને સૌરાષ્ટ્ર તથા કચ્છનું બનેલું ગુજરાત.

૩. મુંબઈ પ્રદેશ કોંગ્રેસ સમિતિના અધિકાર ક્ષેત્રવાળા હાલના વિસ્તારનું મુંબઈ.

મુંબઈ શહેરની બાબતમાં આ ત્રણે રાજ્યો ઠીક ઠીક પ્રમાણમાં પરસ્પરાવલંબી રહેશે અને આવા પરસ્પરાવલંબનમાં આવતા અવરોધો દૂર કરવાની જોગવાઈ કરવી જોઈએ."

આ જાહેરાત પછી મુંબઈમાં અને મહારાષ્ટ્રમાં મોટા પ્રમાણમાં તોફાનો ફાટી નીકળ્યાં. મુંબઈ સહિત સંયુક્ત મહારાષ્ટ્રના આંદોલન દ્વારા કોંગ્રેસના નિર્ણયનો વિરોધ કરવામાં આવ્યો. મુંબઈમાં કેટલાક વિસ્તારોમાં ગુજરાતીઓને રંજાડવામાં આવ્યા. પરિણામે, સરકારને કાયદો અને વ્યવસ્થા જાળવવા માટે સખત પગલાં લેવાની જરૂર પડી.

## અમૃતસર કોંગ્રેસ અધિવેશન

તા. ૧૧/૧૨ ફેબ્રુઆરી ૧૯૫૬ ને રોજ અમૃતસર ખાતે મળેલા કોંગ્રેસ અધિવેશનમાં ઉપરના 'રાષ્ટ્રને હાકલ' વાળા ઠરાવને મંજૂરી આપીને રાજ્યપુનર્રચનાના સવાલ અંગે કોંગ્રેસની અગાઉની નીતિનું સમર્થન કર્યું હતું. ઠરાવના એક ભાગમાં જણાવવામાં આવ્યું છે કે "જો રાજ્યોની ભાષાકીય આંકણી પરસ્પર સંઘર્ષ અને પ્રાંતવાદી મનોદશા તરફ રાજ્યોને દોરી જઈને એકતાની મૂળભૂત જરૂરિયાત અને સમગ્ર ભારતના કલ્યાણની વાતને ગૌણ બનાવે તો ભાષાવાદ તેના યોગ્ય ક્ષેત્રની બહાર જઈને આ દેશને ભયરૂપ બન્યો છે એમ કહેવું જોઈએ. તે ઉપરાંત જો એક વિસ્તારના કેટલાક લોકો તે વિસ્તારના બીજા લોકોની ઇચ્છા વિરુદ્ધ હિંસક માર્ગો વડે તે કે બીજા વિસ્તારમાં તેમની માગણી ઠોકી બેસાડવાનો પ્રયાસ કરે તો તેનું સ્વાભાવિક પરિણામ આંતરવિગ્રહમાં જ આવે. આથી લોકશાહી અને પ્રગતિનો નિષેધ થાય અને સંકુચિત પ્રાંતવાદ અને પ્રાદેશિક મિથ્યાભિમાન તરફ સૌ દોરવાઈ જાય." ઠરાવમાં ઉત્તરમાં જણાવવામાં આવ્યું છે કે "કોંગ્રેસને વિશ્વાસ છે કે આ ઠરાવ પછી બધા તટસ્થ તથા શાંત વિચારણા તરફ વળશે. ખાસ કરીને કોંગ્રેસીઓએ આમાં ખાસ ફરજ બજાવવાની છે. કોંગ્રેસની શિસ્ત જાળવીને તેઓએ દેશની એકતા અને અખંડિતતા ટકાવી રાખવાની છે."

## મુંબઈનું સંયુક્ત રાજ્ય રચવાની દરખાસ્ત

કોંગ્રેસની કારોબારી સમિતિએ લીધેલા નિર્ણયના અનુસંધાનમાં રાજ્યપુનર્રચનાનો ખરડો તૈયાર થયો અને લોકસભામાં રજૂ થયો. ખરડો તેના વાચનના તબક્કામાં હતો તે દરમિયાન શ્રી એસ. કે. પાટીલ અને સંસદના બિનકોંગ્રેસી સભ્યો શ્રી અશોક મહેતા, શ્રી તુળસીદાસ કિલાચંદ' શ્રી. જયપાલસિંગ, વગેરેએ સૂચન કર્યું કે મુંબઈ રાજ્યની રચના અંગે ફરી વિચાર કરવો જોઈએ અને મુંબઈનું સંયુક્ત રાજ્ય રચાવું જોઈએ કારણ કે તે વખતની સ્થિતિ ચાલુ રહેવા પામે તો દેશની એકતા અને અખંડિતતા જળવાઈ રહે કે કેમ તે પ્રશ્ન તેમના મનમાં ઊઠ્યો હતો. સંસદના બિનકોંગ્રેસી સભ્યોના સૂચનને પરિણામે કેટલાક સભ્યોએ એક નિવેદન તૈયાર કર્યું અને પુનર્રચનાના ખરડામાં એવો સુધારો સૂચવ્યો કે મુંબઈનું ગુજરાતી–મરાઠી ભાષાવાળા વિભાગોનું સંયુક્ત રાજ્ય રચવું. ઉપરોક્ત નિવેદનમાં કુલ ૨૩૨ સભ્યોની સહીઓ થઈ. એટલા ટૂંકા વખતમાં એ સહીઓ થઈ ગઈ કે તે રોકવાને કે તેની સામે વિરોધ કરવા માટે અવકાશ નહોતો. તેમાં ગુજરાતના બધા અને મહારાષ્ટ્રના ઘણાખરા સભ્યો બાકાત હતા. તા. ૨૭ જુલાઈના રોજ વડાપ્રધાન પૂનાથી દિલ્હી પહોંચ્યા ત્યારે ઉપરોક્ત નિવેદન તેમને આપવામાં આવ્યું. આટલી મોટી જંગી બહુમતી ધરાવતા સભ્યોની સહીઓવાળા નિવેદનને પૂરતું વજન આપવાની તેમની ફરજ હતી એમ તેમને લાગ્યું, કારણ કે લોકસભામાં કે કોંગ્રેસ પક્ષમાં પણ જો આ સૂચન ઉપર મત લેવાય તો તે જંગી બહુમતીથી પસાર થાય તેવી સ્થિતિ હતી. ગુજરાત અને મહારાષ્ટ્ર બન્ને જો આની વિરુદ્ધ મત આપે તો પણ તે જંગી બહુમતીથી પસાર થાય તેવા સંજોગો ઊભા થયા.

આ પ્રશ્ન ઉપર વિચાર કરવા માટે કોંગ્રેસની કારોબારી સમિતિ તાત્કાલિક મળી. તે વખતે શ્રી જવાહરલાલજીએ તેને ઉપરની માહિતી આપી. શ્રી જવાહરલાલજી પાસે બે વિકલ્પ હતા: એક, આવેલા સૂચનનો સ્વીકાર કરવો અને બીજો જો તે બહુમતીનું સૂચન હોવા છતાં તેઓ તેનો સ્વીકાર કરવા તૈયાર ન હોય તો તેમણે વડાપ્રધાનના પદ ઉપરથી છૂટા થવું. આપણે આ બેમાંથી શું ઇચ્છીએ તેમાં મતભેદ હોઈ શકે નહિ. એમાં તો પહેલો વિકલ્પ સ્વીકારવો રહ્યો. બીજી તરફથી ગુજરાતના નેતાઓ પાસે પણ બે વિકલ્પ હતા. એક આવેલા સૂચનનો વિરોધ કરવો અને બીજો, તેનો સ્વીકાર કરવો. બંનેમાંથી ગમે તે સંજોગોમાં સૂચનનો સ્વીકાર થાય તેવા પૂરા સંજોગો હતા. આ વખતે ગુજરાત તરફથી વરિષ્ઠ નેતાઓને જણાવવામાં આવેલું હતું કે ગુજરાતને ગળે આ વાત ઉતારવાનું સહેલું નથી. આમ છતાં ગુજરાત અને મહારાષ્ટ્રના નેતાઓને કહેવામાં આવ્યું કે એકતા અને અખંડિતતા જાળવવા માટેના તેમના પ્રયાસમાં ગુજરાત અને મહારાષ્ટ્રે સાથ આપવો જોઈએ અને અત્યાર સુધી જે કડવાશ થઈ છે તે ભૂલી જઈને દેશને આગળ લઈ જવો હોય તો આવેલા સૂચનને ટેકો મળવો જોઈએ.

ગુજરાતની કોંગ્રેસે મહેમદાવાદના ઠરાવના છેવટના ભાગમાં જણાવેલું જ હતું કે "દેશના હિતની ખાતર રાષ્ટ્રીય નેતાઓ જે નિર્ણય લેશે તેને ગુજરાતની કોંગ્રેસ સ્વીકારશે." ગુજરાતની કોંગ્રેસે આ માર્ગ પસંદ કર્યો. લોકસભામાં ખરડાની ચર્ચા ચાલુ હતી એ અટકાવવાનો ખ્યાલ નહોતો. તેથી નિર્ણય લેવાયો તેવો અમલ પણ થયો અને ખરડામાં ઘટતા ફેરફાર સાથે કાર્યવાહી આગળ ચાલી. આ રચનામાં શિરોહીમાંથી આબુનો વિસ્તાર મુંબઈ રાજ્યમાં મૂકવામાં આવ્યો.

## ઑગસ્ટ ૧૯૫૬ ના કમનસીબ બનાવો

ત્રણ રાજ્યોના નિર્ણયમાં ફેરફાર થયો અને દ્વિભાષી રાજ્યની રચનાનો સ્વીકાર થયો. તેની જાણ ગુજરાતમાં થઈ એટલે અમદાવાદમાં તા. ૭ મી ઑગસ્ટે કેટલાક વિદ્યાર્થીઓ અને બીજા કોંગ્રેસ ભવન ઉપર આવેલા અને સંસદના નિર્ણયની સામે દેખાવો યોજવા અંગે પ્રદેશ સમિતિના મંત્રીની

સલાહ માગી. આ પ્રશ્ન ઉપર બે-અઢી કલાક ચર્ચા થયા બાદ તેમને સલાહ આપવામાં આવી કે શાંતિથી દેખાવો યોજવાનો વિચાર હશે તોપણ પરિસ્થિતિ ઉપર તેમનો કાબૂ નહિ રહે. માહિતી મળ્યા પ્રમાણે તે રાતના બીજા દિવસ માટેના આંદોલન અને યોજના કરવામાં આવી. બીજે દિવસે એટલે ૮ મી ઑગસ્ટે વિદ્યાર્થીઓ શાળા કૉલેજોમાં જતા હતા તે વખતે તેમને ઉશ્કેરીને પ્રથમ કૉંગ્રેસ ભવન આગળ લાવવામાં આવ્યા. ત્યાં માગણી કરવામાં આવી કે અમને દોરવણી આપો. આંદોલન માટે કેવી રીતે દોરવણી આપી શકાય? એટલે કૉંગ્રેસ ભવન ઉપર હુમલો થયો. મિલકત બાળી અને તોફાન એકાગ્ર બનતાં પોલીસે ગોળીબાર કર્યો. તે વખતે કમનસીબ ઘટના એ બની કે કેટલાક તેમાં માર્યા ગયા. આ પ્રસંગથી આંદોલન ચલાવનારાને અને વિદ્યાર્થીઓને પ્રોત્સાહન મળ્યું. અમદાવાદમાં અને ગુજરાતમાં તોફાનો ફાટી નીકળ્યાં. કૉંગ્રેસીઓએ દેશદ્રોહ કર્યો હોય તેવી તેમની સ્થિતિ થઈ. સરકારી અને કૉંગ્રેસની તથા કૉંગ્રેસીઓની મિલકતો બાળવામાં આવી. પોલીસને હાથે માર્યા ગયેલા 'શહીદ' થયા છે તેમ બતાવી લોકોની લાગણી ઉશ્કેરવામાં આવી. સરકાર અને કૉંગ્રેસને ખતમ કરવાનું વાતાવરણ સરજાયું. તેમાં ભાત ભાતના લોકો જોડાયા. ગુજરાતની રચનામાં પ્રામાણિકપણે માનનારા, ગુજરાતની રચના થાય તો મહત્વનું સ્થાન મળશે તેવી આશા ધૂળમાં મળતી દેખાઈ તેવા લોકો, કૉંગ્રેસમાં અસંતુષ્ટ હતા તે, કૉંગ્રેસના વિરોધીઓ, કૉંગ્રેસની વિરુદ્ધના રાજકીય પક્ષોમાં હતા,-એવા બધા ભેગા થયા અને મહાગુજરાત જનતાપરિષદની રચના કરી. આઝાદીની લડતમાં જેમણે ભાગ લીધો ન હતો અને તે જમાનામાં પણ કૉંગ્રેસના વિરોધીઓ હતા તે પણ ગુજરાતને આઝાદ કરવા નીકળ્યા હોય તેમ મહાગુજરાતના આંદોલનમાં મેદાને પડ્યા. લોકો આગળ મહાગુજરાત રચવાનો કાર્યક્રમ રજૂ કર્યો. તેના મંચ ઉપરથી હિંસાને ઉત્તેજન મળે તેવાં ભાષણો થતાં, જેથી તંગદિલી ચાલુ રહી. શાંતિ, કાયદો અને વ્યવસ્થા જોખમાયાં.

### તા. ૧૯ મી ઑગસ્ટની ગુજરાત પ્રદેશ સમિતિની સભા

તા. ૧૯મી ઑગસ્ટે ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિની સભા હિંસક અને તંગ વાતાવરણમાં મળી. તેમાં પ્રથમ ઠરાવ પોલીસના ગોળીબારને પરિણામે જેમના જાન ગયા હતા તેમને માટે દિલસોજીનો કરવામાં આવ્યો અને બીજો ઠરાવ કૉંગ્રેસની કારોબારી અને સંસદના મુંબઈના દ્વિભાષી રાજ્યરચનાના નિર્ણયને મંજૂર રાખતો કરવામાં આવ્યો. ઠરાવમાં જણાવવામાં આવ્યું હતું કે "કૉંગ્રેસીમાત્રની તે નિર્ણય સ્વીકારવાની ફરજ છે. ખાસ કરીને ગુજરાતના કૉંગ્રેસીઓ જે રીતે શિસ્ત પાળતા આવ્યા છે, તેમાં કેટલાકની લાગણી આ નિર્ણયથી દુભાતી હોય તોપણ રાષ્ટ્રહિતની વિશાળ દૃષ્ટિથી આપણી ઉજ્જ્વળ પરંપરાને વળગી રહેવાની તેમની વિશેષ ફરજ છે, કારણ કે તેમાં રાષ્ટ્રની એકતાનો સવાલ સૌથી વિશેષ મહત્ત્વનો છે. રાષ્ટ્રની એકતા આજે કૉંગ્રેસની એકતા મારફત વ્યક્ત થાય છે, તેથી તે એકતા આજે છે તે કરતાંય ઉત્તરોત્તર દૃઢ થતી રહે તે રીતે વર્તવાનો કૉંગ્રેસીમાત્રનો ધર્મ છે."

તે સાંજના એક જાહેર સભા યોજવામાં આવેલી જેમાં શ્રી મોરારજીભાઈ લોકોને આ સવાલ અંગે સમજ આપવાના હતા. આંદોલન ઉપાડનારા લોકોએ આ સભા પરત્વે અમદાવાદમાં એવું વાતાવરણ પેદા કર્યું કે તેને લઈને એ સભામાં નાગરિકો છૂટથી ભાગ ન લઈ શક્યા. પરિણામે, તે સભા મોકૂફ રાખવી પડી. તેમાં નાગરિકસ્વાતંત્ર્ય અને લોકશાહીના સિદ્ધાંતનો છડેચોક ઇનકાર હતો. આખા કિસ્સાની ગંભીરતા અમદાવાદના અને ગુજરાતી-ભાષી પ્રજાના જાહેર જીવનની તંદુરસ્તીને માટે મૂંઝવણ પેદા કરે તેવી હતી.

### શ્રી મોરારજીભાઈના ઉપવાસ

આ આખીયે પરિસ્થિતિ પામી જઈને શ્રી મોરારજીભાઈએ તેના પ્રતિકારરૂપે આમરણાંત ઉપવાસ જાહેર કર્યા. પ્રદેશ સમિતિની એ બેઠકમાં પ્રવચન દરમિયાન તેમણે કહ્યું હતું કે "એમને એમ લાગે છે કે હું કોઈ પણ લાગણીહીન માણસ છું? અગર તો એમના કરતાં મારામાં ગુજરાતની લાગણી ઓછી છે? એક ફરક મારામાં અને એમનામાં જરૂર છે કે હું ગુજરાતને હિંદુસ્તાનના ભલાને માટે હોડમાં મૂકવા તૈયાર છું; હું હિંદુસ્તાનને ગુજરાતને માટે હોડમાં મૂકવા તૈયાર નથી. એટલે મારો અને એમની વચ્ચેનો ફરક આ છે. પણ મારી પરિસ્થિતિ એમણે સમજવી જોઈએ કે મેં કોઈ દિવસ મારા વિચારોને બંધ રાખ્યા નથી કે મેં કોઈથી ખાનગી રાખ્યા નથી."

ઉપવાસનું કારણ તા. ૨૬મી ઑગસ્ટની જાહેર સભામાં આપતાં તેમણે જણાવ્યું હતું કે "જે ગુજરાતે સારા હિંદુસ્તાનમાં શાંતિ અને શિસ્તનો પાઠ રજૂ કરી બતાવ્યો છે, એ ગુજરાતમાં જ્યારે તોફાનો થાય અને એ ગુજરાતમાં જ્યારે થોડા માણસો આ પ્રમાણે તોફાનો કરી શહેરને પોતાના કબજામાં લઈ શકે, ત્યારે ગુજરાત જીવી નહિ શકે એમ મને લાગ્યું. અને જો ગુજરાત જીવી ન શકે તો મને પોતાને જીવવું અસહ્ય થઈ પડે.

"અમદાવાદમાં સૌ નાગરિકો આ વિષે ચૂપ રહ્યા અને આ બધું ચાલવા દીધું એનાથી મને વ્યથા થઈ. આ કામ નાગરિકોએ રોકવાનું છે. જો નાગરિકો પોતે આની સામે નહિ થાય અને આ વસ્તુને રોકશે નહિ, તો વસ્તુ આપણને ભરખી જશે, તે આપણે સમજવું જોઈએ."

૧૯મીએ ઉપવાસ શરૂ થયા પછી અમદાવાદ શહેરના આગળ પડતા શહેરીઓ, જેમનું શહેરમાં ઘણું માન હતું, જુદાં જુદાં ક્ષેત્રોમાં એ બધા કામ કરનાર હતા તેમણે તા. ૨૫મીએ શ્રી મોરારજીભાઈને ખાતરી આપી તે ઉપરથી તેમણે તા. ૨૬મીએ જાહેર સભામાં પ્રવચન કર્યું અને ઉપવાસ છોડ્યા. એ જાહેર સભામાં પણ પથ્થરબાજી કરીને સભા તોડવા માટે પ્રયાસ થયો હતો.

### મહાગુજરાત જનતાપરિષદનો ઉદ્ભવ

આમ છતાં ગુજરાતમાં જે લોકોએ સીધી યા આડકતરી રીતે આંદોલનને ટેકો આપ્યો હતો તેમાંના ઘણાંખરાએ સપ્ટેમ્બર મહિનામાં મહાગુજરાત જનતાપરિષદની રચના કરી અને મહાગુજરાત માટેનું આંદોલન ચાલુ રાખ્યું. ગોળીબારની તપાસ, મહાગુજરાતની રચના અને ગોળીબારમાં અવસાન પામેલાનું સ્મારક રચવાની માગણી ઉપર જનતાપરિષદ રચાઈ. તેમાં સામ્યવાદીઓ અને પ્રજાસમાજવાદીઓ મુખ્ય હતા.

### મુંબઈના દ્વિભાષી રાજ્યની રચના-સૌરાષ્ટ્ર અને કચ્છ જોડાયાં

૧લી નવેમ્બર ૧૯૫૬ને રોજ મુંબઈના દ્વિભાષી રાજ્યની શરૂઆત થઈ. ગુજરાતને નિસ્બત છે ત્યાં સુધી પ્રથમ વાર ગુજરાતી ભાષા બોલનારી પ્રજા સાથે મળી એટલે મુંબઈના વિશાળ રાજ્યમાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છનો સમાવેશ કરવામાં આવ્યો. બીજી રીતે કહીએ તો મરાઠી અને ગુજરાતી ભાષા બોલનારી બધી પ્રજાનું સંયુક્ત રાજ્ય સ્થપાયું. આ અગાઉ કચ્છ મધ્યસ્થ સરકારના વહીવટ નીચેનો એકમ હતો, જ્યારે સૌરાષ્ટ્રનું અલગ રાજ્ય હતું. આ તારીખથી તે રહ્યું નહીં.

### ૧૯૫૭ની સામાન્ય ચૂંટણી

૧૯૫૭માં દેશમાં બીજી સામાન્ય ચૂંટણી થઈ. તેના ઉપર જનતાપરિષદના આંદોલનની અસર પડી. મુંબઈની વિધાનસભામાં ગુજરાતના ૧૩૨ સભ્યોમાંથી ૧૦૦ જેટલી બેઠકો કૉંગ્રેસને ફાળે ગઈ. તેમાંયે ૨૫ જેટલી બેઠકો ત્રણ

જિલ્લામાંથી જ જનતાપરિષદને મળેલી. આ ચૂંટણી દ્વિભાષી રાજ્યના મુદ્દા ઉપર લડવામાં આવેલી એમ કહી શકાય. જનતાપરિષદે લોકોની લાગણીને ઉશ્કેરીને પોતાની પ્રવૃત્તિ ચલાવેલી. પણ આવું લાંબો વખત નભ્યું નહિ.

### ૧૯૫૮માં

તેથી જનતાપરિષદે ૧૯૫૮માં ૮મી ઑગસ્ટે ગોળીબારથી જે સ્થળે ત્રણ ભાઈઓ અવસાન પામેલા તેની નજીક રસ્તાની વચમાં સ્મારક રચવા કોશિશ કરી. લગભગ એક મહિના સુધી ફરીથી હિંસાપ્રેરક અને ઉશ્કેરણીભર્યું વાતાવરણ તૈયાર કરીને સ્મારક મૂકવાની મોટા પાયા ઉપર કોશિશ થઈ. કાં તો સ્મારક મૂકવા દેશે અથવા ગોળીબાર થશે તો ફરીથી આંદોલનને સળગાવવા માટે સાધન મળી રહેશે એ ગણતરી હતી. સરકારે સખત પગલાં લેવાનું ટાળવા માટે સ્મારક મૂકવા તો દીધું પણ પાછળથી ઉઠાવી લીધું. ઉશ્કેરાટની ભૂમિકા તો તૈયાર જ હતી. એટલે ફરીથી તોફાનો કરાવવાનું કામ સહેલું થયું. તોફાનો હદ વટાવી ગયાં એટલે સરકારને સખત પગલાં લેવાના સંજોગો ઊભા થયા. તોફાનીઓએ સરકારી, મ્યુનિસિપલ અને કોંગ્રેસીઓની મિલકતોનો નાશ કર્યો. કોંગ્રેસ કાર્યકરો માટે છૂટથી ફરવાનું પણ મુશ્કેલ બન્યું.

પહેલાં કરતાં આ વખતે કાયદો અને વ્યવસ્થા જે રીતે જળવાયાં તેથી તોફાનો કાબૂમાં આવ્યાં. થોડા વખત પછી શાંતિ ફેલાઈ. તોફાનો અંગે તપાસપંચ નીમવામાં આવ્યું, તેણે તોફાનો માટેની જવાબદારી જનતાપરિષદને માથે નાખી.

### મુંબઈ રાજ્યની એક પ્રદેશ કોંગ્રેસ સમિતિ

૧૯૫૬માં મુંબઈનું વિશાળ રાજ્ય રચાયું તેને પરિણામે મુંબઈ રાજ્યની અંદરના ૭ એકમોની ૭ વિભાગ સમિતિઓ અને મુંબઈ રાજ્ય
૯ માટે એક પ્રદેશ સમિતિ રચવાના સંજોગો ઊભા થયા. આ માટે એક એકીકરણ સમિતિની રચના કરવામાં આવી. સમિતિએ થોડો વખત કામ કર્યા બાદ નવી પ્રદેશ સમિતિનું બંધારણ તૈયાર કર્યું, જેને કોંગ્રેસની કારોબારી સમિતિએ ૧લી નવેમ્બરે મંજૂરી આપી. ૨૭મી ડિસેમ્બર ૧૯૫૮ના રોજ અરડોલ ખાતે નવી પ્રદેશ કોંગ્રેસ સમિતિની પ્રથમ સભા મળી. તેનું ઉદ્ઘાટન શ્રી ગોવિંદ વલ્લભ પંતને હસ્તક કરવામાં આવ્યું. આ સમિતિના પ્રમુખ તરીકે શ્રી ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈને સર્વાનુમતે ચૂંટવામાં આવ્યા હતા.

### ફરીથી રાજ્યપુનર્રચનાની વાતો

૧૯૫૯ની ૨૨મી ઑગસ્ટે નવી દિલ્હીમાં કોંગ્રેસની કારોબારી સમિતિની બેઠક મળી હતી. તેમાં મુંબઈના વિભાજન અંગે ઇશારો થયેલો. એ મીટિંગમાં હાજરી આપીને મુંબઈના મુખ્ય પ્રધાન શ્રી ચવાણ મુંબઈમાં ઊતર્યા ત્યારે મુંબઈ અંગે પત્રકારોએ તેમને પૂછ્યું તે વખતે તેમણે કાંઈ પણ કહેવા ના પાડી હતી. એક તરફ છાપાંમાં મુંબઈના વિભાજન અંગે આવતા નિયમિત હેવાલો અને બીજી તરફથી શ્રી ચવાણનું મૌન—તે બંને ઉપરથી છાપાંના હેવાલો ખોટા નહોતા એવી લોકોને છાપ પડેલી. તે પહેલાં થોડા વખતથી મુંબઈ રાજ્યની ફરીથી રચના કરવા અંગેની વાતો અખબારોમાં ચમકી હતી, પરંતુ પ્રથમ કક્ષાના કોઈ પણ નેતા તરફથી તેનો સ્વીકાર કે ઇન્કાર કરવામાં આવ્યો નહિ. તેથી વાતાવરણ ઉપર અસર થવા માંડી. પ્રધાનમંડળના પોતાના સાથીઓને તેમ જ પ્રદેશ સમિતિના પ્રમુખને પોતાના મંતવ્યની જાણ કર્યા વિના મુંબઈના મુખ્ય પ્રધાને કોંગ્રેસના મોવડીમંડળને જણાવ્યું કે ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે ભાવાત્મક એકતા સ્થપાઈ નથી. પરિણામ એ આવ્યું કે મોવડીમંડળે આ પ્રશ્ન ફરી વિચારણા માટે હાથમાં લીધો. કારોબારી સમિતિ તે પછી બે વખત મળી અને મુંબઈ રાજ્યની તમામ વિભાગ સમિતિઓના અભિપ્રાયો જાણવા પ્રયાસ કર્યો.

### ગુજરાતની કોંગ્રેસનું મેમોરેન્ડમ

તા. ૨૩ મી સપ્ટેમ્બર ૧૯૫૯ના રોજ ગુજરાત વિભાગ કોંગ્રેસ સમિતિનું એક પ્રતિનિધિમંડળ કોંગ્રેસ પ્રમુખ શ્રીમતી ઇંદિરા ગાંધીને મળ્યું હતું. મોઢાની વાતચીત ઉપરાંત એક લેખિત મેમોરેન્ડમ પણ તેમણે રજૂ કર્યું હતું. મેમોરેન્ડમમાં જણાવવામાં આવ્યું હતું કે મુંબઈ રાજ્યના વિભાજન અંગે "પરિસ્થિતિ એટલી હદ સુધી વિકસવા દેવામાં આવી છે કે પરિસ્થિતિ વરિષ્ઠ મંડળના અંકુશ હેઠળ રહી નથી. આ સંજોગોમાં ગુજરાતની કોંગ્રેસ ગૂંચવાડામાં મુકાઈ ગઈ છે અને આ બધું જોઈને ગુજરાતની કોંગ્રેસને દુઃખ થયું છે." મુંબઈ રાજ્યનું વિભાજન કરવામાં આવે તો મુંબઈનું પચરંગી સ્વરૂપ જળવાશે નહિ, હિંસક ચળવળો દ્વારા સંસદના નિર્ણયો ફેરવી શકાય છે એવી છાપ પડશે અને જુદી ભાષા બોલનારા લોકો સંયુક્ત વહીવટ ચલાવી ન શકે તેથી દેશની એકતા ઉપર માઠી અસર પડશે અને અલગતાવાદી મનોદશાને ઉત્તેજન મળશે. ઉપરાંત તેમાં જણાવવામાં આવ્યું હતું કે "અમે વિભાજનની માગણી કરી નથી. તેમ છતાં વરિષ્ઠ મંડળ જો વિભાજનનો નિર્ણય લેશે તો શિસ્તમાં માનનાર ગુજરાતની કોંગ્રેસ તેની આડે આવશે નહિ. પરંતુ ગુજરાતનું નવું રાજ્ય 'ખાધવાળું' હશે તેની ખાધ પૂરવાની જવાબદારી જેઓ વિભાજનનો નિર્ણય લે તેમની રહેશે." મેમોરેન્ડમમાં વધુમાં જણાવવામાં આવ્યું હતું કે "આ ઉપરાંત ગુજરાતની કોંગ્રેસ રાજકીય દૃષ્ટિથી વધુ ખરાબ સ્થિતિમાં ન મુકાય તે રીતે સરહદી પ્રશ્નોનો ઉકેલ લાવવા અમે કોંગ્રેસના વરિષ્ઠ મંડળને વિનંતી કરીએ છીએ. ગુજરાતની કોંગ્રેસે અત્યાર સુધી હંમેશાં કોંગ્રેસની શિસ્તનું ઘણી ભારે મુશ્કેલીઓ છતાં વફાદારીપૂર્વક પાલન કર્યું છે. તેની આ શિસ્તની ભાવના ભાંગી પડે તેટલી હદે કશું બનવું જોઈએ નહિ."

તા. ૨૪–૨૫ સપ્ટેમ્બર ૧૯૫૯ને રોજ નવી દિલ્હીમાં કોંગ્રેસની કારોબારી સમિતિની મળેલી બેઠકમાં કોંગ્રેસ પ્રમુખ શ્રીમતી ઇંદિરા ગાંધીએ મુંબઈ રાજ્યના વિભાજન અંગે એમને મળેલાં જુદી જુદી વિભાગ સમિતિઓનાં પ્રતિનિધિમંડળો સાથે થયેલી વાતચીતો અંગે ખ્યાલ આપ્યો હતો.

### મહાસમિતિની ચંદીગઢની બેઠક અને તે પછી

૨૬ મી ઑક્ટોબર, ૧૯૫૯ને રોજ ચંદીગઢ મુકામે મહાસમિતિની બેઠકમાં મુંબઈ રાજ્યની પુનર્રચના અંગે મદદ કરવા માટે નવ સભ્યોની એક સમિતિ કોંગ્રેસ પ્રમુખે નીમી હતી. સમિતિની અનેક બેઠકો મળી હતી, તેમાં મુંબઈ રાજ્યના વિભાજન અંગેનાં સૂચનો તૈયાર કરવામાં આવ્યાં. શ્રી ઠાકોરભાઈ દેસાઈ પણ તેના એક સભ્ય હતા.

નવ સભ્યોની સમિતિએ સૂચવેલી ભલામણોને આધારે તા. ૩ જી ડિસેમ્બરે મળેલી કોંગ્રેસની કારોબારી સમિતિએ મુંબઈ રાજ્યના વિભાજનને સંમતિ આપી.

ગુજરાતના વિસ્તારમાં ડાંગનો સમાવેશ કરવા ઉપરાંત ઉમરગામ અને પશ્ચિમ ખાનદેશનો થોડો ભાગ મૂકવાનું ઠરાવવામાં આવ્યું. પાટનગર અને ખાધ અંગે પણ જોગવાઈ કરવામાં આવી છે. આ વિભાજનની વિગતો પરસ્પર સમજૂતીથી કરવામાં આવી છે તે તેની વિશિષ્ટતા છે. ૧૯૫૬ માં ત્રણ રાજ્યોની રચનાનો ખરડો સંસદ પાસે ચર્ચાયો હતો તેમાં ડાંગ, ઉમરગામ, પશ્ચિમ ખાનદેશનો ભાગ, પાટનગર માટેની જોગવાઈ અને ખાધનો ઉલ્લેખ પણ ન હતો.

### વિભાજનનો ખરડો

૧૯૬૦ના માર્ચ મહિનામાં મુંબઈ રાજ્યના વિભાજનનો ખરડો કેન્દ્ર સરકારે પ્રસિદ્ધ કર્યો અને તે મુંબઈના વિધાનમંડળમાં તેની ચર્ચા અભિપ્રાય માટે મોકલવામાં આવ્યો. વિધાનમંડળમાં તેની ચર્ચા થયા પછી ૧૯૬૦ના મે મહિનાની શરૂઆતમાં તે લોકસભામાં રજૂ કરવામાં આવ્યો. તે સંયુક્ત પ્રવર સમિતિને સોંપવામાં આવ્યો. સંસદે તેને મંજૂરી આપી અને રાષ્ટ્રપતિની સંમતિ પણ મળી ચૂકી

ખરડામાં નિર્દેશ કર્યા પ્રમાણે મહારાષ્ટ્ર અને ગુજરાતનાં રાજ્યોની રચના તા. ૧લી મે ૧૯૬૦ના દિવસથી થઈ.

('કોંગ્રેસ પત્રિકા'ના સૌજન્યથી)

# સરદારશ્રીની પ્રતિભા અને ગુજરાતનું જાહેર જીવન

કુ. મણિબહેન પટેલ
(સંસદ સદસ્ય)

કોંગ્રેસના ઇતિહાસમાં ગુજરાતમાં આ પાંચમું અધિવેશન છે. બીજું ૧૯૦૭માં સુરતમાં ભરાયું જ્યાં કોંગ્રેસમાં ભાગલા પડ્યા. ખુરશીઓ ઊછળી. આ ઐતિહાસિક અધિવેશન ગણાય છે.

તે વખતે તો સરદાર વલ્લભભાઈ પટેલ એક પ્રેક્ષક તરીકે ગયેલા.

ત્યાર પછી ૧૪ વરસે અમદાવાદમાં કોંગ્રેસ ભરાઈ જેના તે સ્વાગત અધ્યક્ષ હતા. એની ઝીણામાં ઝીણી વિગત તેમની નજર નીચે અને દેખરેખ હેઠળ પસાર થઈ. પાંચ લાખ રૂપિયાની–તે વખતની કિંમત—ખાદીનું નગર પ્રતિનિધિઓના વસવાટ માટે છેક વાડીલાલ હોસ્પિટલથી આજના કોચરબ આશ્રમ સામેનાં ખેતરોમાં રચાયું અને વાડીલાલ હોસ્પિટલ છે તે ખેતરમાં અધિવેશનનો મંડપ બંધાયો. આ અધિવેશન ભરાયા પછી જ આ ભાગનો વિકાસ થયો. ત્યાં સુધી તો કોઈ વસવાટ નહોતો અને તેના બગીચામાંનો આજનો ફુવારો છે તે અધિવેશનના સ્મારક યા સ્મૃતિરૂપ છે. તે અધિવેશનની વ્યવસ્થા એટલી સરસ હતી કે દરેક અધિવેશનમાં પ્રતિનિધિઓ યાદ કરતા. માત્ર વ્યવસ્થા સગવડ સરસ હતી એટલું જ નહિ પણ અધિવેશન પૂરું થતાં છેલ્લે દિવસે સાંજે હિસાબ કરી ફાજલ પડતી રકમનો ચેક અખિલ ભારત કોંગ્રેસ સમિતિને અપાયો એટલી બધી ચીવટ અને ચોકસાઈ હિસાબ અંગે પહેલેથી રાખવામાં આવી.

ત્યાર પછી ગામડાંમાં અધિવેશન ભરવાનો નિર્ણય લેવામાં આવ્યો. ફૈઝપુર કોંગ્રેસની વ્યવસ્થાથી સરદારને સંતોષ નહોતો. બધાને સારી પેઠે હાલાકી પહોંચી. પાણીની, ખોરાકની પણ અગવડ ઠીક ઠીક પડેલી એટલે પછીના અધિવેશન ભરવા માટે તેમણે ગુજરાત તરફથી આમંત્રણ આપ્યું. ગામડામાં કોંગ્રેસ અધિવેશન ભરવાની પાછળ ભાવના તો એ કે દૂરના ગામડાં સુધી કોંગ્રેસનો સંદેશો પહોંચે. આર્થિક લાભ પણ વધતે ઓછે અંશે તે વિસ્તારની ગ્રામજનતાને થાય તે માટે બને તેટલી તે વિસ્તારના ગ્રામપ્રદેશમાં પેદા થતી ચીજ વસ્તુનો ઉપયોગ કરવાનો આગ્રહ રખાયો.

બાપુજીએ ગાયનું દૂધ સર્વેને પૂરું પાડવાની ઇચ્છા વ્યક્ત કરી. હાથે દળેલો લોટ, હાથછડના ચોખા, દાળની અપેક્ષા રાખતા હતા. એટલે ત્યાં આગળ ૫૦૦ ગાયોની એક ગૌશાળા ઊભી કરી. ગાયો માટે લોકો પાસેથી દાન મેળવ્યાં. મહિનાઓ આગળથી ત્યાં જ ઢાંગર ભરી, હાથછડના ચોખા તૈયાર કરાવ્યા. બાજરી ઘંટીથી ઘઉં, ચણાનો લોટ દળાવ્યો. ગાયના દૂધના ડબા, ગાયનું ઘી ત્યાં જ તૈયાર કરવામાં આવ્યાં. અને વાંસ, વળી અને પાલાં ચટાઈઓનું તાપી નદીને કિનારે હરિપુરાનાં ખેતરોમાં વિઠ્ઠલનગર ઊભું કરવામાં આવ્યું. અમદાવાદ કોંગ્રેસના સમયના જેવી શરીરસંપત્તિ નહોતી. પાર્લમેન્ટરી બોર્ડના અધ્યક્ષ હોવાને લીધે આઠ પ્રાંતોમાં ચાલતાં કોંગ્રેસ પ્રધાનમંડળોને સલાહ સૂચન વગેરેનો બોજો પણ હતો છતાં વારંવાર હરિપુરા જઈ તેની નાનીમોટી બધી જ વિગત ઉપર નજર રાખતા રહ્યા.

આટલું બધું માણસ ભેગું થાય તેને પીવાનું પાણી તો સ્વચ્છ જ પૂરું પાડવું જોઈએ એટલા માટે ત્યાં જ એક નાનું સરખું વોટર વર્કસ ઊભું કરવામાં આવ્યું.

આજે પણ એ અધિવેશનમાં હાજર રહેનાર પ્રેક્ષક પ્રતિનિધિ ગામડાનું કોંગ્રેસ અધિવેશન તો હરિપુરા કોંગ્રેસનું જ એમ યાદ કરે છે.

ગુજરાતના જાહેર જીવનના કયા પાસા પર સરદારે પોતાના કાર્ય અને જીવનથી અસર નથી પાડી, પ્રણાલિકા નથી મૂકતા ગયા!

અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં ચૂંટાયા અને તેમનું એક રીતે કહીએ તો જાહેરજીવન શરૂ થયું. અમદાવાદમાં ૧૯૧૭માં મરકીનો રોગ ફાટી નીકળ્યો, આખું શહેર લગભગ ખાલી થઈ ગયેલું, લોકો આસપાસ ખેતરોમાં કે સગેવહાલે પરગામ ચાલી ગયેલા. મરકીનું જોર વધતાં શાળા, કોલેજો, કોર્ટ કચેરીઓમાં પણ રજા પાડવામાં આવી. પણ સરદાર તો શહેરમાં રહેતા હતા તે જ મકાન—આજના કોંગ્રેસ ભવન સામે આવેલ સરદાર સ્મારક ભવનમાં જ રહ્યા. રોજ પોળોમાં ફરે અને સફાઈના મ્યુનિસિપલ કર્મચારીઓને સથિયારો, સાથ, માર્ગદર્શન, ઉત્સાહ પ્લેગ ઝટ દૂર થઈ જાય તે માટે આપતા રહ્યા.

મ્યુનિસિપલ પ્રમુખ ચૂંટાયા ત્યાર પછી જ પ્રમુખ માટેની રીતસરની ઓફિસ બની. ત્યાં સુધી અઠવાડિયામાં એકાદ બે વાર પ્રમુખ આવે, ઘણુંખરું તો દરવાજે બગી ઊભી રાખે અને સેક્રેટરી કાગળો પર ત્યાં જ સહી લઈ જાય.

મ્યુનિસિપાલિટીનું અધ્યક્ષપદ એ ફુરસદના સમયનું કે શોભાનું સ્થાન નથી એ પ્રણાલિકા પાડી. તેની સભા છેક પાંચ છ વાગ્યે નહોતી બોલાવાતી અને દરેક મીટિંગની કાર્યવાહીનું કામકાજ પૂરું કરીને જ ઊઠવા પામતી.

શહેરનો વિકાસ, રસ્તા, પાણી, ગટર વગેરે વિષે ત્રીસ ચાળીસ વરસ આગળ પર શી પરિસ્થિતિ હશે એનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી યોજના તૈયાર કરાવાઈ અને એમાંથી કેટલુંક તો આજે પણ અમલમાં આવી રહ્યું છે.

પણ મ્યુનિસિપાલિટીના પ્રમુખ વિષેની પોતાની કલ્પના તેમના જ શબ્દોમાં તા. ૨૫-૨-૧૯૪૯ના મૈસુર મ્યુનિસિપાલિટીનાં માનપત્રના જવાબમાંથી મળી રહે છે. ત્યાં આભાર માનતાં લગભગ આખરમાં કહે છે:

"મેં જે થોડી વાતો તમારી સમક્ષ મૂકી છે, તે અનુભવની વાતો છે. મેં મ્યુનિસિપાલિટીમાં ઘણું કામ કર્યું છે અને હું તમને કહેવા ઇચ્છું છું કે મ્યુનિસિપાલિટીનું કામ કરવામાં મનની અને દિલની જેટલી શાંતિ રહે છે એટલી બીજી જગ્યાએ રહેતી નથી. રાજકારણનું ક્ષેત્ર ઘણું મેલું છે. એ મેલું કામ છે, ગંદું કામ છે. મ્યુનિસિપાલિટીને લોકો મળ નિવારણનું કામ કહે છે પણ મ્યુનિસિપાલિટીમાં જેટલી ગંદકી છે, તેથી ઘણી વધારે ગંદકી રાજકારણમાં છે. મ્યુનિસિપાલિટીમાં તો ગટરો જ સાફ કરવાની વાત છે, પણ રાષ્ટ્રીય ક્ષેત્રની અંદર જે ગટર છે તે ઘણા મોટા ડરની વસ્તુ છે. તે સાફ કરવાનું કામ ઘણું કઠણ છે. જે પોતાનું દિલ સાફ રાખે નહિ તે રાજ્યનો બોજો ઉપાડી શકે નહિ.

"મેં મ્યુનિસિપાલિટીમાં ઘણાં વરસો સુધી કામ કર્યું છે. તે દિવસોમાં મને રાત્રે ઘણી સારી ઊંઘ આવતી હતી. કારણ કે જ્યારે શહેરની સ્વચ્છતાનું, કે શહેરી, કે ગરીબ લોકોની સેવાનું કામ કરતો હતો ત્યારે મને સાંજે અનુભવ થતો હતો કે મેં દિવસભર ઠોસ કામ કર્યું છે. તેથી ઘણી સારી ઊંઘ આવતી હતી. તેથી હું કહું છું કે મ્યુનિસિપાલિટીનું કામ ઘણું સારું છે, બલ્કે સૌથી સારું કામ છે.

તેથી મ્યુનિસિપાલિટીના પ્રમુખને ભંગી કહે છે. તે ભંગીની પ્રતિમા છે. તે ઝાડુનું કામ કરનારો છે. તેનો અર્થ એ કે શહેરને સાફ રાખવું અને શહેરને સુખી રાખવું એ મ્યુનિસિપાલિટીના અધિકારીઓનું કર્તવ્ય છે."

આજે તો આપણે ગુજરાતી અંગ્રેજીના વાદવિવાદમાં શક્તિ ખર્ચી રહ્યા છીએ અને પ્રતિસ્પર્ધીઓ તેનો પૂરો લાભ ઉઠાવે છે. પણ એમણે તો તે જમાનામાં બધું જ મ્યુનિસિપાલિટીનું કામકાજ — સરકાર સાથે હોય તે સિવાયનું — રસ્તાનાં નામ વગેરે ગુજરાતીમાં કરી દીધેલું. આઈ.સી.એસ.ના દરજ્જાના સરકારી કર્મચારીઓની મ્યુનિસિપલ કમિશનર તરીકે નિમણૂંક થવા માંડી પછી નિમંત્રણ પત્રિકા વગેરેમાં પાછી ઊલટી ગંગા વહેતી જોઈ કોનું દિલ દુભાયા વગર રહે!

૧૯૨૨માં ચૌરાચૌરીનાં તોફાન પછી પૂ. બાપુજીએ સત્યાગ્રહ પાછો ખેંચી લીધો અને તેમને છ વરસની સજા થતાં દેશને રચનાત્મક કામ કરવાનો, રેંટિયો ચલાવવાનો સંદેશો આપતા ગયા. ત્યાર પછી દિવસોના દિવસ, કલાકો સુધી સંસાર સુધારા હોલને મેડે—જ્યાં ગુજરાત પ્રાંતિક સમિતિની ઑફિસ હતી ત્યાં—રોજ બપોરના કાંત્યા કરતા. કાંતવાનું શરૂ કર્યું તે પહેલાં તો માત્ર હું કાંતતી હતી તે ઘરમાં આંટા મારતાં જોયા કરતા. પણ પછી કલાકો સુધી સુંદર વળદાર એક ધારું સૂતર કાંતતા—અમદાવાદમાં હોય ત્યારે. આ પ્રકારની રેંટિયા વિષેની તેમની નિષ્ઠા હતી.

આ તો પ્રચાર પ્રસિદ્ધિનો જમાનો છે. બોલે તેનાં બોર વેચાય. બીજા પ્રાંતોના પ્રમાણમાં પ્રચાર પ્રસિદ્ધિ—પબ્લિસિટી—માં ગુજરાત પછાત છે એમ ઘણી વાર થાય છે. હા, પણ રચનાત્મક કામ અંગે તા. ૨૦-૨-'૩૬ના રોજ બારડોલીમાં ગુજરાતના ગ્રામસેવકોનું સંમેલન સરદારના પ્રમુખપદે ભરાયેલું ત્યારે તેમણે જે વચનો ઉચ્ચારેલાં તે આજના પ્રચાર પ્રસિદ્ધિની હવાના જમાનામાં કેટલાં બધાં વિચારવા જેવાં છે! સંમેલનને સંબોધતાં કહે છે:

"ગ્રામસેવકોએ એક વાત સમજી લેવી જોઈએ. સેવક મૂંગો હોય, બોલતાં આવડે તોયે જબાન બંધ રાખે. ભાષણને આજે ચઢેલા સેવક ગામડા માટે અયોગ્ય ગણાય. જેનું કામ જ બોલે છે તે ખરો સેવક થઈ શકે છે. એ મૂંગો હોય તોપણ છેવટે એનું કામ એને બહાર લાવે છે. પ્રસંગ સિવાય બોલવાનો પ્રયત્ન સેવક નહિ કરે. પ્રસંગે બોલવું શોભે છે. પણ પ્રસંગ વિનાનું બોલવું મહા મહિનાના માવઠા જેવું નકામું છે. એથી ગ્રામસેવકનો મુખ્ય ધર્મ મૂંગી સેવા છે."

વળી રવિશંકર મહારાજ અને સ્વામી આનંદનો દાખલો આપતાં એ જ સંમેલનમાં કહે છે:

"ગ્રામસેવકે બે વાત જાણી લેવાની જરૂર છે પહેલી એ કે વગર કારણે બોલવું નહિ. બીજી વાત એ કે પોતાના કામની જાહેરાત થાય એની ઇચ્છા રાખવી નહિ. જાહેરાત ઘણી વખત મુશ્કેલી ઊભી કરે છે, જ્યારે ખૂણામાં પડેલાનું કામ શોભી નીકળે છે. આજે તમને સ્વામી આનંદ અને રવિશંકર એ બે ગ્રામસેવકોના અનુભવો સાંભળવા મળશે. એ બન્ને આજે તો જાહેર વ્યક્તિઓ છે, પરંતુ તેઓ બન્ને પોતાની વર્ષોની લાંબી સેવાઓથી જ જાહેર થયા છે. રવિશંકરને તમે બારડોલીમાં જોયા ત્યાર પહેલા ઘણાં વર્ષોથી એ કામ કરતા. જે પ્રજા ચોરી અને લૂંટ કરનારી હતી તેને સુધારવાનું કામ તેઓ કરતા. પણ છાપામાં એમનું નામ કદી જોવામાં આવ્યું નહોતું. એમને લેખ લખતાં તો આવડે જ શાનો? એ ભાષણ કરવા ઊભા થશે ત્યારે તમને ખબર પડશે કે એ કંઈ સાહિત્ય-પરિષદમાં જાય એવો માણસ નથી, ગામડામાં શોભે એવો ગ્રામસેવક છે."

એ જ ગ્રામસેવકોના સંમેલનમાં સ્વચ્છતા વિષેના પોતાના વિચારો પ્રગટ કર્યા છે તે ઉદ્ગારો આજની દેશભરની ગ્રામપંચાયતો, સુધરાઈઓએ બલ્કે સર્વેએ વિચારવા—અમલ કરવા જેવા જ છે ને?

"આપણા કામમાં ગ્રામસફાઈનું કામ મુખ્ય છે. લોકોની સદીઓની આદત જોતાં એ માટે મહાભારત પરિશ્રમ કરવો પડશે. સ્વચ્છતાના પાઠ આપણી પ્રજાને નથી શાળામાં શીખવાતા કે નથી ઘરમાં મળતા. સ્વરાજ્યની ઇચ્છા રાખનારે પોતાનાં શરીર, ઘરઆંગણાં, કપડાં વગેરે સ્વચ્છ રાખવાની ટેવ કેળવી જગત પાસે સ્વરાજને લાયક પ્રજા તરીકે ઊભા રહેવું જોઈએ. તેણે ગ્રામસફાઈની પોતાની ફરજ બજાવતાં પણ શીખવું જોઈએ. ગામલોકો એમ માને કે આ ઠીક વગર પગારનો ભંગી મળી ગયો છે, તોપણ આપણે કામ કર્યે રાખવાનું છે. ગ્રામસેવકે ગામના લોકોને કે ગામના નવજુવાનોને અને બહેનોને એમાં રસ લેતાં કરવાં જોઈએ. ગામડામાં પાયખાનાનો પ્રશ્ન કઠણ હોવા છતાં સુરત જિલ્લામાં ઘેરઘેર વાડા છે ત્યાં એ સરળ ગણાય. ખેડામાં તસુ જગ્યા માટે લોકો હાઈકોર્ટ સુધી જાય છે એટલી સંકડામણમાં અને વળી જ્યાંનાં ગામડાં અહીં જેવાં નાનાં નહિ પણ ચારઆઠ હજારની વસ્તીવાળાં હોય છે ત્યાં આ કામ અઘરું છે. છતાં તેનો રસ્તો કાઢવામાં જ આપણી સ્વરાજની લાયકાત રહેલી છે."

ગ્રામસેવકને લોકોનાં હૃદયમાં પ્રવેશ કરી વાતાવરણનો પલટો કરવાનું કઠણ કામ ચીંધતાં કહે છે:

"સ્વચ્છતા ઉપરાંત એક મોટી વાત આપણી આર્થિક દુર્દશાની છે. એ વિકટ પ્રશ્ન છે. રાજકીય ગુલામી તો આપણે માથે છે જ, પણ આ સવાલ પણ મહા વિકટ છે. કોઈ પણ રીતે આપણી આર્થિક સ્થિતિ સુધરે એવો રસ્તો શોધવાનો છે. આ હેતુથી જ ગ્રામોદ્યોગની વાત નીકળી છે. બધા ઉદ્યોગો તારાજ થયા છે. મજૂરી આપનારા ઘણા ધંધા આપણે ખોઈ બેઠા છીએ. જેની ઉપર સૌ નિર્ભર છે એવો ધંધો ખેતીનો છે. એ ધંધાની સ્થિતિ ભૂંડી થઈ ગઈ છે. એની આસપાસના ધંધા પણ ભાંગી ગયા છે. ભાવ એટલા ગગડી ગયા છે કે ખેડૂત હેરાન હેરાન થઈ ગયો છે. ખેડૂત પરસેવો ઉતારી પેદા કરે છે તેમાંથી એનો પેટપૂરતું પણ નીકળતું નથી. અઢાર વર્ણના જુદા જુદા ધંધાનાં બંધારણ તૂટી ગયાં છે. દરેક વસ્તુ પરદેશથી આવતી થઈ ગઈ છે અથવા સંચામાં બનવા માંડી છે તે એટલે સુધી કે આપણે નિરાધાર થઈ બેઠા છીએ. આવા સંયોગોમાં ગાંધીજીએ ગ્રામોદ્યોગની કલ્પના કરી છે. એક વખત વસ્તુ સહેલાઈથી મળતી થાય એટલે કામ કરવામાં આળસ ભરાય છે. આ જ રીતે કાંતવા, પીંજવા, વણવાનું કામ ઘેર ઘેર થતું ચાલ્યું ગયું. આવી સ્થિતિમાં આપણું કામ વિકટ છે. લોકોનાં હૃદયમાં પ્રવેશ કરીને આખા વાતાવરણને પલટો ન આપીએ ત્યાં સુધી કંઈ વળવાનું નથી. આ પરિવર્તન કરવાનું કામ ગ્રામસેવકનું છે. શક્ય હોય એટલી ચીજો ગામમાં બનાવવી જોઈએ અને એવી જ ચીજનો વપરાશ વધારવો જોઈએ."

સેવકોની, કાર્યકર્તાની છાપ લોકોમાં કેટલી અને કેવી રીતે પડે તે વિષે આગળ જતાં તે જ ભાષણમાં કહે છે:

"આખરે લોકો ઉપર છાપ તો આપણા ચારિત્ર્યની જ પડવાની છે. સેવક કેટલો ત્યાગી, સંયમી, સેવાભાવી ને ધીરજવાળો છે એ છાપ આ ગામલોકો ઉપર પડે છે. અનેક તડકીછાંયડી આવી જાય છતાં ગ્રામસેવક આ ગુણો વડે તો લોકોના હૃદયમાં સ્થાન મેળવી શકશે."

૧૯૨૯ના માર્ચની આખર તારીખોમાં પાંચમી કાઠિયાવાડ રાજકીય પરિષદ મોરબીમાં ભરાઈ હતી. પરિષદના પ્રમુખ તરીકે સરદારની વરણી થઈ હતી. ઉપસંહાર કરતાં ઉદ્ગારેલાં વચનોમાં પૂ. બાપુજી પ્રત્યેની પોતાની ભક્તિ, પોતાની અલ્પતાનું ભાન કરાવતાં કહે છે:

"હું જે કાંઈ શીખ્યો છું, મારામાં જો કાંઈ શક્તિ છે એમ તમે માનતા હો, તો જે વ્યક્તિ આજે કાઠિયાવાડને અને હિંદુસ્તાનને દોરે છે, તેની પાસેથી શીખ્યો છું અને તેની પાસેથી એ શક્તિ મેળવી છે. બારડોલીમાં મારી પોતાની શક્તિથી કાંઈ થયું હોય એવી માન્યતા ઊંડે ઊંડે પણ મારા મનમાં નથી અને ક્યાંય તે છુપાયેલી હોય

તો પ્રભુ તે કાઢી નાખે એવી હમેશાં તેની પાસે મારી માગણી છે. હું તો એક નિમિત્તમાત્ર હતો. આજે કાઠિયાવાડમાં સેવા કરતો હોત તો શું કરી શક્યો હોત તે નથી કહી શકતો. મારો અને ગાંધીજીનો એવો સંબંધ થઈ ગયો છે કે એમના વિચારમાં અને મારા વિચારમાં કાંઈ ભેદ નથી હોતો. પણ વર્તનમાં તો આકાશપાતાળનો ભેદ પડ્યો છે. તેમના પગ પાસે બેસવા જેવા થવા માટે કેટલા ભવ લેવા પડશે તે પ્રભુ જાણે. પણ તેમની પાસેથી જે વસ્તુ મેળવેલી તે મેં બારડોલીમાં લોકો આગળ રજૂ કરી. તે વસ્તુ આજે કાઠિયાવાડના લોકોને આપી શકાય? જેને ત્રિદોષનો વ્યાધિ થયો હોય તેને મીઠાઈ આપી શકાશે? કાઠિયાવાડને ત્રિદોષનો વ્યાધિ છે. ત્રિદોષવાળો માણસ લૂગડાં ખેંચે, લવરી કરે; તેને પોતાનું ભાન નથી હોતું. એવા માણસને મીઠાઈ આપવા જઈએ તો તેના પ્રાણ જાય. ડાહ્યો માણસ એવા રોગવાળાને માટે બીજો ઉપાય શોધે. બ્રિટિશ હિંદમાં રહેવા છતાં, જ્યાં બોલવા ઉપર અંકુશ અહીં કરતાં ઓછો છે એવા વાતાવરણમાં રહેતો હોવા છતાં, તમને સાચે જ કહું છું કે જાહેરસભામાં વ્યાખ્યાન કરવામાં મને કંટાળો આવે છે. બહુ બોલવાથી લાભ કરતાં હાનિ વધારે થાય છે. શું ઘડીભર એમ નથી લાગતું કે એ ત્રિદોષમાં વધતે ઓછે અંશે દેશ આખો ઘેરાઈ ગયો છે? પ્રભુ જલદી એમાંથી આપણને ઉગારો."

એ જ ઉપસંહારમાં સૌરાષ્ટ્રના નવજુવાનોને સંબોધતાં જે કહ્યું છે તે દેશ આખાને આજે પણ લાગુ પડે એમ લાગે છે:

"આપણામાં તાલીમ અને વ્યવસ્થાની ખામી છે. સિપાઈગીરીની ખામી છે. આપણને હુકમ ઉઠાવવાની ટેવ નથી પડી. આ વ્યક્તિ-સ્વાતંત્ર્યના જમાનામાં આપણે સ્વચ્છંદતાને સ્વતંત્રતા માની બેઠા છીએ. હિંદુસ્તાનનું દુઃખ, કાઠિયાવાડનું દુઃખ આગેવાનના અભાવનું નથી, આગેવાનો અનેક થઈ પડ્યાનું છે, સિપાઈગીરીના અભાવનું છે. કાઠિયાવાડના નવયુવકોને ઈશ્વર એ શક્તિ આપો."

ઈશ્વર આપણને સ્વચ્છંદને નામે સ્વતંત્રતા માનવામાંથી બચાવો એવી પ્રાર્થના કરવાનું દિલ કહે છે.

થોડા વખત પર જ મધ્યસ્થ સરકારના કર્મચારીઓએ હડતાળ પાડી હતી. અવારનવાર મજૂર નેતાઓ તે હડતાળની ધમકી આપતા. મજૂર અને માલિક વચ્ચે વૈમનસ્ય પેદા થાય એવાં નિવેદનો છાપાંમાં પ્રગટ થાય છે. મજૂરોને દેશની આબાદી માટે વિશેષ કામ કરવાનું કહેવાને બદલે પગાર વધારે માગવાની, હડતાળ પાડવાનું કહેવામાં મજૂર સંગઠનોના નેતાઓ હરીફાઈ કરતા લાગે છે ત્યારે ૧૯૪૯ની મેની સાતમી તારીખે રાષ્ટ્રીય મજૂર સંઘના બીજા અધિવેશનને સંબોધતાં કહેલાં વચનો આપણો મજૂર વર્ગ અને તેના નેતાઓ વિચારી અમલ કરે તો દેશને કેટલો બધો લાભ થાય! કહે છે:

"મજૂરોને ન્યાય જોઈએ તો એ ન્યાયને માટે લડવાની તેમને આજે જરૂર રહી નથી. કારણ કે આજે મજૂરોનું રાજ્ય છે. પણ કેટલાક લોકો એની ના કહે છે અને કહે છે કે આ મૂડીપતિનું રાજ્ય છે. મજૂરોમાં જઈને આ પ્રમાણે વાતો કરે છે. હું પૂછું છું કે, તેઓ અમારી સામે આવીને બેસે અને બતાવે કે અમે કેવી રીતે મૂડીપતિઓને સાથ આપ્યો છે? અમે એવી કઈ વાત કરી છે કે જેથી દેશને નુકસાન થયું છે? આપણા દેશમાં એકલા મૂડીપતિઓ જ નથી. અહીં પણ થોડા લોકો મૂડીપતિઓ છે. તેમના બધાની મૂડી જો આપણે એક વાર વહેંચીએ તો દેશભરના લોકોમાં તેમને હિસ્સે એક એક આનો એટલે કે ચાર ચાર પૈસા આવશે. આ ચાર ચાર પૈસા ખાઈને પછી શું કરશો? પછી કોની સાથે લડશો? આપણા દેશમાં કરોડો લોકો ભૂખ્યા પડ્યા છે. અહીં થોડા મૂડીવાળાઓએ થોડુંક ધન પેદા કર્યું છે. કાંઈક ચતુરાઈથી પણ પ્રાપ્ત કર્યું છે એ કોણ નથી જાણતું? જે જાતનાં કામ તેમણે ન કરવાં જોઈએ એવાં કામ પણ તેમણે કર્યાં છે. પરંતુ દેશને સમૃદ્ધ બનાવવા માટે આપણે પણ કાંઈક કરવું જોઈએ. એ કામ આપણે કેમ કરતા નથી? પણ એ સમજવું જોઈએ કે આજે આપણી તાકાત નથી. હિંદુસ્તાનની સરકાર પાસે બધાં કારખાનાં ચલાવી શકાય એટલો સામાન હોત, એટલાં સાધન હોત તો એમ કરવામાં અમને શી હરકત હતી? પણ અમે જાણીએ છીએ કે અમે બાર મહિના પણ કારખાનાં નહિ ચલાવી શકીએ. એમાં અમને ખોટ આવશે. એ રીતે આપણે કામ નહિ કરવું જોઈએ. આપણે બુદ્ધિથી કામ કરવું જોઈએ."

આજ કાલ કઈ યુનિવર્સિટી–કૉલેજ હડતાળ અને ગેરશિસ્તની હવાથી બચી શકી છે? અલ્લાહાબાદ યુનિવર્સિટીના પદવીદાન સમારંભ પ્રસંગે ભાષણ કરતાં ૧૯૪૮ના નવેમ્બરની પચીસમી તારીખે ઉચ્ચારેલાં વચન શું આજના વિદ્યાર્થી બલ્કે આપણે સૌએ વિચારવા જેવાં નથી? દર્દથી ભરેલા દિલથી કહે છે:

"આજે તો આપણે બધી શક્તિ લગાડીને વધુ ને વધુ ઔદ્યોગિક કારખાનાં ઊભાં કરીએ એ વાતની જરૂર છે. પરંતુ એની જગ્યાએ આપણે બરોબર ધમકીઓ આપીને અને હડતાળો સંગઠિત કરીને આપણી પેદાશમાં ભારે ઘટાડો કરી રહ્યા છીએ. આ પ્રમાણે આપણે આપણી ઔદ્યોગિક ઉન્નતિ અટકાવી રહ્યા છીએ અને દેશને નુકસાન પહોંચાડી રહ્યા છીએ. આપણે આપણા દટાયેલા ધનને દબાવીને બેઠા છીએ, જ્યારે આપણું કર્તવ્ય તો આપણે દેશનાં હિતમાં પેદાશનાં કામોમાં તેનો ઉપયોગ કરીએ અને કોઈથી પાછળ રહી જઈએ નહિ એ માટે પ્રયત્નશીલ રહીએ. આજે આપણો મજદૂર વર્ગ ધન પેદા કરે એ પહેલાં જ તેની વહેંચણી અંગે ઝઘડા કરવા લાગ્યો છે. એ વખતે કે જ્યારે આપણે વધુમાં વધુ બચત કરવી જોઈએ અને આપણાં સાધનોનો પૂરી કરકસરથી વપરાશ કરવો જોઈએ, ત્યારે આપણે નકામું ખર્ચ કરીએ છીએ અને આરામ અને મોજ-શોખની નકામી ચીજો, જેના વિના આપણું કામ ખુશીથી ચાલી શકે છે તેની પાછળ નાહક પૈસા ખોઈએ છીએ. વળી, આપણા લોકોમાં નૈતિક મૂલ્યોની લાગણી, સ્પષ્ટપણે ઘટી ગઈ છે. લડાઈના વખતમાં જે અનૈતિકતા ફેલાઈ ગઈ હતી તેને કારણે લાંચરુશવત અને અપ્રામાણિકતા હજુ પણ જોરથી ચાલે છે. આપણે નાગરિકતાનાં પ્રારંભિક કર્તવ્ય અને જવાબદારી પણ જાણતા નથી. કાયદાનું માન જાળવવાને બદલે આપણે જીવનમાં રોજ એનો ભંગ કરીએ છીએ, અનુશાસન, ઊંચું ચારિત્ર્ય અને શારીરિક તંદુરસ્તી આ ત્રણ બાબતો એક સ્વસ્થ રાષ્ટ્રની જીવંત નિશાનીઓ છે. તમે તમારી અંદર જુઓ અને બતાવો કે તમારામાં આ ત્રણે જરૂરી બાબતો કેટલી હદ સુધી છે. જીવનના કોઈ પણ ભાગને લો, વિદ્યાર્થી, અધ્યાપક, મજૂર, માલિક, વેપારી, સરકારી નોકર, મુત્સદ્દી, તમે ગમે તે હો. તમે પોતાને એક પ્રશ્ન પૂછો કે, તમે એક સ્વસ્થ રાષ્ટ્રના નાગરિકની જેમ કામ કરો છો? મને ખાતરી છે કે, એનો જવાબ જોરદાર હામાં બહુ ઓછા સાંભળવા મળશે. આપણે બધાએ શરમની સાથે એ સ્વીકારવું જોઈશે કે આપણે જરૂરને વખતે પોતાના દેશને સાથ આપ્યો નહિ."

દેશની આર્થિક દશા સુધારવા માટે જહેમત ઉઠાવવા પ્રયત્ન થઈ રહ્યો છે ત્યારે એમના જન્મ દિવસે–૧૯૪૯ના ૩૧મી ઑક્ટોબરના અભિનન્દન સમારોહમાં બોલતાં કાઢેલા ઉદ્ગારો આજની ઘડીએ પણ એટલા જ સાચા નથી શું?

"તમારે લોકોએ સમજવું જોઈએ કે જો આપણે આર્થિક સ્વતંત્રતા જોઈતી હોય તો તેને માટે આપણે ઘણી કુરબાની કરવી જોઈશે. જે કુરબાની આપણે સ્વતંત્રતા મેળવવામાં કરી એથી જુદા પ્રકારની આ કુરબાની હશે અને એમાં કામ પણ બીજા પ્રકારનું કરવું પડશે. તેથી તો આજે ખેતરમાં કામ કરનાર કિસાન, કારખાનામાં કામ કરનાર મજૂર, સામાન્ય વર્ગ જેને મધ્યમ વર્ગ કહે છે તેના ઉપર આજે

સૌથી અધિક બોજો પડ્યો છે અને ધનિક લોકોને સૌને કષ્ટ છે. માની લઈએ કે, ધનિક લોકોને વધુ કષ્ટ નહિ હોય, પણ આપણા દેશમાં ધનિક લોકો ઓછા છે. આપણો દેશ ગરીબ છે અને એમાં ઘણા ઓછા ધનિક લોકો છે. રાતદિવસ તેમની પાછળ લાગ્યા રહેવાથી આપણને કશો ફાયદો થશે નહિ. ફાયદો હોય તો હું તમારી સાથે સામેલ થઈ જાઉં. પણ હું જાણું છું કે આપણા દેશમાં અનુભવવાળા લોકો ઘણા ઓછા છે અને બધા લોકો કહે છે કે આપણે આર્થિક સ્વતંત્રતા જોઈએ છે. સાથે બધા તો નહિ પણ કેટલાક લોકો કહે છે કે બધા ઉદ્યોગ સરકારે હાથમાં લઈ લેવા જોઈએ, બધા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવું જોઈએ. આ કેવળ સિદ્ધાંતની વાત છે. પણ એ બધી અનુભવની વાત નથી. કારણ કે આપણે હજુ સુધી કાંઈ કામ તો કર્યું નથી અને જેઓ કહે છે તેમણે પણ કાંઈ કર્યું નથી. તેઓ ક્યારે કરશે તે તો ઈશ્વરના હાથની વાત છે. હું તે જાણતો નથી. કરે તો આપણા માટે ઘણું સારું થાય. પણ જો આજે હું રાષ્ટ્રીયકરણનો બોજો ઉઠાવી શકું એમ હોત તો એક મિનિટની પણ ઢીલ કરું નહિ. પણ આપણા દેશમાં જેટલી શક્તિ છે, તે બધાનો ઉપયોગ કરવાનો છે અને દેશમાં આર્થિક સ્વતંત્રતા નિર્માણ કરવામાં બધાનો સાથ લેવાનો છે. તેમાં બધાએ થોડી થોડી કુરબાની કરવી પડશે. આપણે બધાનો સાથ લેવો જોઈશે. તેમાં તમે લોકો સમજપૂર્વક જેટલો સાથ આપશો એટલું સારું છે."

આજે અનેક પ્રકારનાં વાદળથી દેશને ઘેરાયેલ જોઈ ઘણી વાર પ્રજાજનોમાં ઘણા 'આજે સરદાર હોત તો કેટલું સારું' એમ કહેતાં સાંભળીએ છીએ પણ કેવી અવસ્થામાં તે જીવતા રહેવા ઇચ્છતા હતા તે વિષેના તેમના ઉદ્ગાર ઠીક તે જ સમારોહના અંતમાં વ્યક્ત કરતાં કહે છે–

"હું ઇચ્છું છું કે જેમ સૌએ આજે પ્રાર્થના કરી, એમ સૌ મઝહબવાળા એકબીજા સાથે મહોબતથી મળીને રહે. કોઈ કજિયો કંકાસ ન કરે અને આજુબાજુની કોઈ મોટી શક્તિ લડશે ત્યારે જે થવાનું હશે તે થશે. પણ કોઈ નાની તાકાત આપણી સામે ટકી શકશે નહિ. તે આપણને છેડશે તો તે મરી જશે. તેમાં આપણે શું? તો તમારે લોકોએ એ સમજવાનું છે કે આપણે કોઈના ઉપર હુમલો કરવો નથી, કોઈથી દબાવું નથી, કોઈની લૂંટ કરવી નથી; કોઈની ચીજ લેવી આપણે હરામ છે. પણ આપણા દેશમાં આપણે મજબૂત બનવું છે, બળવાન બનવું છે, તેમાં તમે સૌ લોકો સાથ આપો. એ કામમાં મને તમે આશીર્વાદ આપો તો મારા જીવતા રહેવાનો ઉપયોગ કહેવાય. લોકોમાં એમ કહેવાતું હોય કે માણસ સારો હતો, જ્યારે એ બોલતો ત્યારે કોઈક કડવી વાત પણ કહેતો પણ માણસ સારો હતો, એવી સ્થિતિમાં મરવું એ સૌથી સારી વાત છે. આની આબરૂથી મરવું એ ઘણું સારું છે પણ જો તમે લોકો મારી વાત માનો તો વધુ જીવતા રહેવા વિષે તમારી આશિષ સારી છે. હું દેશ પાસેથી એ ઉમેદ કરું છું કે આખો દેશ એ ઉપર ચાલે."

ચારે તરફ દેશભરમાં જે ચાલી રહ્યું છે તે તરફ નજર નાખતાં ઘડીભર કોઈ કોઈ વાર હતાશ થઈ જવાય ત્યારે નાસિક જેલમાંથી તા. ૨૯–૧૨–'૩૨ના રોજ એક ભાઈને પત્ર લખ્યો છે તેમાંથી સધિયારો જરૂર મળી રહે—

"બહાર દેખાતા અંધકારમાં તમને નિરાશા લાગે છે એ સમજી શકીએ છીએ. પણ સૂર્યાસ્ત પછી સૂર્યોદય અને કાળી રાત્રિ પછી ઉજ્જ્વળ પ્રાતઃકાળ થાય છે એ નિયમ જગતની ઉત્પત્તિથી ચાલતો આવ્યો છે અને એમાં ફેરફાર થવાનો નથી. એટલે નિરાશ થવાનું કશું કારણ નથી.

"માણસમાત્ર નબળાઈથી ભરેલો છે. જેને નબળાઈનું ભાન છે તેને કોઈ વખતે ઈશ્વર બળ આપશે. જે પોતાની નબળાઈ નથી સમજતો અથવા પોતાના બળમાં મસ્તાન રહી ગુમાન રાખે છે તે ઠોકર ખાઈ પડે છે: સમર્થ એક ઈશ્વર જ છે. એટલે કોઈની અથવા ઘણાની નબળાઈ જોઈ આપણે ગભરાવાનું કશું કારણ નથી. ઈશ્વર-ઇચ્છા એવી હશે કે સૌનું ગુમાન ઉતારવું અને દરેકને પોતપોતાનું માપ કેટલું છે તે બતાવી આપવું. એક રીતે જોતાં એ બહુ સારું થયું છે એમ કહીએ તો ખોટું નથી. અંધારામાં કુટાત તો આગળ વસમું પડત. એટલે તમે ગભરાશો નહિ. તમે પોતે પ્રભુ પાસે બળ માગજો તો કોઈ વખત આપી રહેશે એવો એ દયાળુ છે.

"તમે જે ઉત્તમ વાતાવરણમાં સેવા કરવાની મોજ માણેલી છે તેનાં મીઠાં સ્મરણ ન ભુલાય એ હું સમજું છું પણ હતાશ થવાનું કશું કારણ નથી. વળી પાછો કોઈ દિવસ એવો અથવા એથી ઉત્તમ પ્રાપ્ત થશે. ભવિષ્યના ગર્ભમાં શું ભરેલું છે એ કોઈને ખબર પડતી નથી. પણ એટલી વાત નક્કી છે કે આખરે સત્યનો જય થાય છે અને પ્રભુ ગરીબનો બેલી છે. એટલે આપણે એના ઉપર વિશ્વાસ રાખવો."

આમ આ અધિવેશન ભરાય છે ત્યારે દેશભરનાં વિચારે ન વિચારે પણ ગુજરાતીમાત્ર જો થોડાંઘણાં સરદારનાં વચનો ટાંક્યાં છે તેમાંથી આપણા જીવનમાં અપનાવવાનો નિશ્ચય કરીએ, અમલ કરીએ તે જ તેમનું સાચું સ્મારક છે. બાકી સ્થૂળ સ્મારક તો થયાં છે ને થશે.

કેટલાક એમને પૂ. બાપુજીના પટ્ટશિષ્ય, કેટલાક એમને અંધ અનુયાયી કહેતા પણ પોતાને વિષેની શી માન્યતા હતી? આત્મનિરીક્ષણ કરતાં ૧૯૨૯માં બારડોલીના વિજય પછી અમદાવાદના શહેરીઓ તરફથી અપાયેલા માનપત્રના જવાબમાં કહે છે:

"તમે અમદાવાદના શહેરીઓએ માનપત્ર આપ્યું તેમાં મને ગાંધીજીના પટ્ટશિષ્ય તરીકે વર્ણવ્યો છે. હું ઈશ્વર પાસે માગું છું કે મારામાં એ યોગ્યતા આવે. પણ હું જાણું છું, મને બરાબર ખબર છે કે મારામાં એ નથી. એ યોગ્યતા મેળવવા માટે મારે કેટલા જન્મ લેવા જોઈએ એ મને ખબર નથી. સાથે જ કહું છું કે તમે પ્રેમના આવેશમાં જે અતિશયોક્તિભરેલી વાતો મારે માટે લખી છે તે ન કળી શકાય એવી છે. તમે સૌ જાણતા હશો કે મહાભારતમાં દ્રોણાચાર્યને એક ભીલ શિષ્ય હતો, જેણે દ્રોણાચાર્ય પાસેથી એક પણ વાત સાંભળી નહોતી. પણ ગુરુનું માટીનું બાવલું કરી તેનું પૂજન કરતો અને તેને પગે લાગી દ્રોણાચાર્યની વિદ્યા શીખેલો. જેટલી વિદ્યા એણે મેળવી હતી એટલી દ્રોણાચાર્યના બીજા કોઈ શિષ્યે મેળવી નહોતી. એનું શું કારણ? કારણ કે એનામાં ગુરુ પ્રત્યે ભક્તિ હતી, શ્રદ્ધા હતી, એનું દિલ સ્વચ્છ હતું, એનામાં લાયકાત હતી. મને તમે જેનો શિષ્ય કહો છો તે ગુરુ તો રોજ મારી પાસે પડેલો છે. એમનો પટ્ટ શિષ્ય તો શું, અનેક શિષ્યોમાંનો એક થઈ શકું એટલી પણ યોગ્યતા મારામાં નથી એ વિષે મને શંકા નથી. એ યોગ્યતા જો મારામાં હોત તો ભવિષ્યને માટે મારે વિષે જે આશાઓ બતાવી છે તે મેં આજે જ સિદ્ધ કરી હોત. મને આશા છે કે હિંદુસ્તાનમાં એમના ઘણા શિષ્યો જાગશે, જેમણે એમનાં દર્શન નહિ કર્યાં હોય, જેમણે એમના શરીરની નહિ પણ એમના મંત્રની ઉપાસના કરી હશે. આ પવિત્ર ભૂમિમાં કોક તો એવો જાગશે જ. કેટલાક લોકો કહે છે કે ગાંધીજી ચાલ્યા જશે ત્યારે શું થશે? હું એ વિષે નિર્ભય છું. એમણે પોતે કરવાનું હતું તે કરી લીધું છે. હવે જે બાકી રહેલું છે તે તમારે ને મારે કરવાનું છે. આપણે એ કરીશું તો એમને તો કશું કરવાનું રહેલું નથી, એમને જે આપવાનું હતું તે એમણે આપી દીધું છે. હવે આપણે કરવાનું રહેલું છે."

વાદવિવાદ છોડી બાકી રહેલું કામ આપણને કરવાની ઈશ્વર આપણને શક્તિ આપો જેથી દેશ જે એક નમૂનેદાર રાજ્યની ગુજરાત રાજ્યરચના થતાં આશાઅપેક્ષા રાખી છે તે પાર પાડી શકીએ.

આમ વિચારીએ તો જાહેરજીવનના કયા પાસા પર સરદાર અસર નથી પાડતા ગયા એમ કહી શકાય.

# ગાંધીજી, સરદાર અને મોરારજી દેસાઈ

શ્રી યશોધર મહેતા
(અમદાવાદ)

દરેક પ્રજાની અસ્મિતા એની આકાંક્ષા અને જિજીવિષા ઉપરથી અંકાય છે અને એની મહત્તાનું માપ એની અસ્મિતાના ધોરણે નીકળે છે. અસ્મિતા એ કેવળ હસ્તી નથી પરંતુ અસ્તિત્વના ઉલ્લાસવાળી સ્થિતિ છે. યોજના, સંયમ, શિસ્ત, એ બધું અસ્મિતાના વિકાસ અર્થે હોય છે, એના નિષેધ અર્થે હોતું નથી.

સ્વતંત્રતા એ અસ્મિતાનો પાયો છે. સ્વતંત્રતા વગર વિકાસ હોતો જ નથી અને જીવન માત્ર હસ્તી બની જાય છે, શૂન્ય બની જાય છે. જે મનુષ્ય કે પ્રજામાં સ્વતંત્રતાનો આવેગ અને અસ્મિતાનો ઉત્સાહ હોતાં નથી તે મનુષ્ય તથા પ્રજા નિર્માલ્ય અને જડ બની જાય છે. સ્વતંત્રતા વિનાની પ્રજાના સામાજિક જીવનમાં તથા ધાર્મિક જીવનમાં પક્ષાઘાતનો રોગ લાગુ પડે છે અને એની ફિલસૂફી તથા જીવનદૃષ્ટિ કેવળ અવાસ્તવિક, નિઃસાર અને મિથ્યા બની જાય છે.

મહાત્મા ગાંધીનો રાજકીય ઉદય ભારતમાં સને ૧૯૧૯માં થયો તે પહેલાં આપણી સ્થિતિ આવી નિસ્તેજ હતી. આપણામાં હસ્તીનું ભાન હતું, પરંતુ અસ્મિતાનો વેગ નહોતો. જો સમગ્ર રીતે જોઈએ તો એક સર્વવ્યાપી ભારતીય અસ્મિતાનો જન્મ મહાત્મા ગાંધીથી થયો એવું કહેવામાં હું અતિશયોક્તિ જોતો નથી. એમના પહેલાં થોડાં સ્પંદનો અને આંદોલનો થયાં હતાં એ વસ્તુ સ્વીકારી શકાય પરંતુ એક સર્વલક્ષી, સર્વવ્યાપી અને સર્વદર્શી અસ્મિતાસંચાર તો ગાંધીજીના આવ્યા પછી જ દૃષ્ટિગોચર થાય છે.

ગુજરાત એ ગાંધીજીની પ્રયોગશાળા બની. ભારતીય પ્રજાની અસ્મિતાનું ઘડતર ગુજરાતમાંથી શરૂ થયું. એના સંચાર અર્થે એ સ્વયંપ્રકાશ વિભૂતિએ ગુજરાતી ભાષાને ઓરડામાંથી બહાર આણી અને વિદેશી રાજ્યભાષાને સલામ કરવાનું માંડી વાળ્યું. ગાંધીજીની વ્યાપક દૃષ્ટિએ પારખી લીધું કે જ્ઞાન, વિજ્ઞાન, કલ્પના, વિચાર, તરંગ ઇત્યાદિ, ભાષામાં વસેલાં નથી પરંતુ મનુષ્યના મગજમાં વસેલાં છે. મનુષ્યનું મગજ જો સમૃદ્ધ હોય, એની અસ્મિતા જો પ્રબળ હોય, તો ભાષા તો આપોઆપ સમૃદ્ધ થાય છે. સમૃદ્ધિ કાંઈ ભાષાની અંદર હોતી નથી, જીવનતત્ત્વમાં રહેલી હોય છે. અંગ્રેજી ભાષાની સમૃદ્ધિ અંગ્રેજોની અસ્મિતાની જે સમૃદ્ધિ છે તેનું જ પ્રતિબિંબ છે, એવું સચોટ દર્શન મહાત્મા ગાંધીનું હતું.

ગાંધીજીથી જેમ આખા ભારતનું ઘડતર શરૂ થયું તેમ ગુજરાતનું ઘડતર પણ શરૂ થયું. એમણે ગુજરાતી ભાષાને જીવતી કરી, ગુજરાતણને બહાર આણી, ગુજરાતનો ભુલાઈ ગયેલો રેંટિયો એમણે બોલતો કર્યો. એ રેંટિયાએ સ્વતંત્રતાનો શંખ ફૂંક્યો. રેંટિયો ગુજરાતના ગૌરવનું અને ભારતની અસ્મિતાનું પ્રતીક બન્યો. રેંટિયો માત્ર રોજીનું નહિ પરંતુ ભારતીય પ્રજાના સાંસ્કૃતિક વિકાસનું સાધન બન્યો. એણે અસંખ્ય મનુષ્યોને એકાગ્રતાનો અભ્યાસ કરાવ્યો, મૌનનો પાઠ શીખવ્યો, સાદાઈ અને સ્વાવલંબનની મહત્તા શીખવી, શ્રમધર્મનો ઉપદેશ આપ્યો.

ગાંધીજીના હાથે ગુજરાતનું જે ઘડતર થયું તે ઘડતર આધ્યાત્મિક હતું. એમણે એનું કલેવર બદલ્યું. સત્યનું પાલન માત્ર વાચિક જ નહિ પરંતુ આચાર વિચાર દરેકમાં કરીને તેમણે ઉપનિષદે ભાખેલી સત્યરૂપી ઉમા હૈમવતીનું આપણને દર્શન કરાવ્યું. એમણે એમ પણ દર્શાવ્યું કે મનુષ્યે જો સત્યનું પાલન કરવું હોય તો અભય કેળવવો પડશે. અભય આપનારો જ પોતે નિર્ભય બની શકે છે એ ગહન સત્ય એમણે આચારમાં પ્રસ્થાપિત કર્યું. એટલા માટે અહિંસા એ એમનો મુદ્રાલેખ બન્યો. સત્ય અને અહિંસા એમ નહિ, પરંતુ અહિંસા અને સત્ય એમ. અહિંસા વિના સત્ય કેવું? અહિંસા વિના અભય નહિ અને અભય વિના સત્ય નહિ, માટે અહિંસા વિના સત્ય નહિ, એ રીતની તર્કશુદ્ધ વિચારસરણી ગાંધીજીની હતી.

ગાંધીજીએ અહિંસાના સિમેન્ટ કોંક્રીટ ઉપર જાહેર જીવનનું ચણતર કર્યું. ગુજરાતનું એ સદ્ભાગ્ય હતું. ભારતની મુક્તિના ચણતરનો પાયો સાબરમતીની ભેખડ ઉપર નખાયો. ગુજરાતની લોકભાષા ભારતની મુક્તિનો શબ્દ બની. ગાંધીજીનું હાર્દ ગુજરાત દ્વારા ભારતને વ્યક્ત થયું એટલા પૂરતું જો કાંઈક ગૌરવ ગુજરાતે લેવું હોય તો ભલે લે, પરંતુ તેથી વિશેષ ગાંધીજી ઉપર ગુજરાતનો કશો દાવો હોઈ શકે નહિ.

જાહેર જીવનમાં ગાંધીજીએ સચ્ચાઈનો જે કરંટ પેદા કર્યો તેની જાદુઈ અસર થઈ. ચરોતરનો એક વિલક્ષણ પાટીદાર કે જેના ઉપર કોઈની કશી અસર જ થઈ નહોતી અને ફોજદારી કાયદાની તથા બ્રિજની 'રમતની આંટીઘૂંટીઓમાં જ જેની શક્તિનો જળધોધ વહેતો હતો, તે એકદમ થમક્યો. સૂટેડ બૂટેડ એ બારિસ્ટર સાહેબને શરૂઆતમાં તો પોતડીદાસ ગાંધી બારિસ્ટર ઠઠ્ઠા મશ્કરીનો વિષય લાગેલા અને ગુજરાત ક્લબમાં ગાંધીજી પહેલવહેલા આવેલા ત્યારે બારિસ્ટર વલ્લભભાઈ પટેલે મોંમાં સિગારનું ઠૂંઠું રાખી પત્તાંમાંથી મોં પણ ઊંચું નહિ કરેલું. પરંતુ ત્યાર પછી જ્યારે ગાંધીજીની સીધી લડત અને પડકારના શબ્દો સરદાર પટેલે સાંભળ્યા ત્યારે એમને ખાતરી થઈ કે પેલો પોતડીદાસ એક યોદ્ધો હતો. સરદારને એનામાં સચ્ચાઈ લાગી, વીરત્વ દેખાયું, અભય વર્તાયો.

સાચો હંમેશાં સાચાને ખેંચે છે. સચ્ચાઈમાં એવું એક અંતર્ગત બળ રહેલું હોય છે કે એનો કરંટ માણસને એકદમ જાગતો કરી નાખે છે. માણસ એકદમ ઝબકી ઊઠવાથી કેટલીક વખત ગુસ્સે પણ થઈ જાય છે અને એ અર્થમાં ગાંધીજીના આંચકાઓથી ઘણાઓ ગુસ્સે પણ થઈ ગયા. રાજાઓ, મહારાજાઓ, ધર્મગુરુઓ, મઠાધીશો, માલેતુજારો, જમીનદારો, ઇલકાબધારીઓ, અમલદારો એ બધાને 'સ્થાપિત' સરકારની સામે ગર્જના પાલવે એ વસ્તુ દેખીતી છે. એમનું મુખ્ય સત્ય સ્થાપિત સરકાર, સ્થાપિત હિત, સ્થાપિત હક્કો. ધર્મો અને સંપ્રદાયો આ બધાં સ્થાપિત હિતોના રક્ષણનું કાર્ય સીધી તથા આડકતરી રીતે કરતાં હોય છે. એ હકીકત ઇતિહાસપ્રસિદ્ધ છે. ગાંધીજીને આમાંના કોઈ પણ વર્ગમાંથી સાથ મળે તેવો સંભવ જ નહોતો. પરંતુ બેકાર ભણેલાઓ, ખેડૂતો, મજૂરો અને કેટલાક બુદ્ધિજીવીઓ એમને સાંભળવા આવતા અને એમની વાતમાં રસ લેતા. ગાંધીજીના સદ્ભાગ્યે સરદાર વલ્લભભાઈ જેવો શક્તિશાળી અને બુદ્ધિશાળી માણસ એમને મળી ગયો.

વલ્લભભાઈ રૂંવે રૂંવે સાચા માણસ હતા, નીડર માણસ હતા. ખેડૂત હંમેશાં સાચો ને નીડર હોય છે. ઉપરાંત, એ માણસમાં મૌનની અને કાર્યની જે અસાધારણ શક્તિઓ હતી તે જન્મદત્ત હતી. એ બે બાબતોમાં એ માણસ ગાંધીજીની સાથે બેસી શકે તેવો હતો. એણે ગુજરાતને શિસ્ત આપી, સંસ્થાકીય શક્તિનું ભાન કરાવ્યું. સરદારની તાકાત સંગઠન કરવાની વ્યૂહરચનામાં રહેલી હતી. એમણે જોઈ લીધું કે ગાંધીજીની પ્રતિભાની વર્ષાનું પાણી એળે ન જાય તે સારુ ગુજરાતમાં વાવ, કૂવા ને નહેરો બાંધી દેવાં—સંસ્થાકીય સંગઠનો મજબૂત કરી દેવાં. સંસ્થા અને સંગઠનની વચ્ચે જે લોકો અંતરાયરૂપ હોય તેમને આઘા કરવા જેથી સંસ્થા નબળી ન પડે. સરદાર પ્રત્યક્ષદર્શી માણસ હતા. તેમને વાદોનો નાદ નહોતો. શિસ્ત વગર સંસ્થા નહિ અને સંસ્થા વગર કાર્ય નહિ એ વસ્તુ એ સારી પેઠે સમજતા હતા. લોકશાહી પણ સંસ્થાના બળ ઉપર જ નભેલી છે એટલે સંસ્થા એ જ સાક્ષાત્ શક્તિ છે એ હકીકત તરફ દુર્લક્ષ કરે એવા આભાસી વ્યક્તિવાદમાં સરદાર કદી માનતા નહોતા. એમની માન્યતાનો નિચોડ હું નીચેના એક પ્રસંગમાં આપું.

આજથી લગભગ બે દાયકા ઉપર સ્વ. ડૉ. હરિપ્રસાદની સાથે હું તેમને મળવા સારુ ડૉ. કાનુગાને બંગલે ગયો હતો. ડૉ. હરિપ્રસાદે કોંગ્રેસના કેટલાક સભ્યોની વાત કાઢી જે અત્યારે મને બરાબર યાદ નથી. પણ સરદારે એટલું કહેલું તે યાદ છે કે "દાક્તર, આપણે બધાં એક જ વહાણમાં બેઠા છીએ. વહાણમાં કાણું પાડવાની છૂટ હું શાનો આપું?"·

સરદારે ગુજરાતને સંગઠિત જીવન આપ્યું. ગુજરાતને એમણે શીખવ્યું કે શક્તિ સંગઠનમાં છે. સાથે મળીને, એકબીજાને ખભો આપીને જો કામ કરીશું તો જ પાર ઊતરીશું. ઘરમાં રહેવાનો સૌને હક છે, પણ ઘરમાં ગાબડાં પાડવાનો કોઈને હક નથી. સરદાર હંમેશાં ગાબડાં પાડનારને પકડી પાડતા અને કાંડું પકડીને બહાર કાઢી મૂકતા. પરંતુ તેઓ મતભેદ નહોતા સહન કરતા એ વાત તદ્દન ખોટી છે. મતભેદ તો પ્રેમીજનો વચ્ચે પણ હોઈ શકે. સરદારમાં મતભેદો સાંધી આપવાની જે કળા હતી તેવી કળા બીજે દેખાતી નથી. નાની વાતને તેઓ કદી મોટું સ્વરૂપ આપતા નહિ અને હસવામાં કાઢી નાખતા.

સરદારના ગયા પછી એમનો ઉત્તરાધિકારી જો કોઈ હોય તો મારી દૃષ્ટિથી શ્રી મોરારજીભાઈ દેસાઈ છે. ગાંધીજી, સરદાર અને મોરારજીભાઈ એ ત્રણે વચ્ચેની જો કોઈ એકસૂત્રતા હોય તો તે સૂત્રનું નામ સચ્ચાઈ છે. મોરારજીભાઈમાં જે નીડરતા છે તે અજોડ છે. એમનામાં સચ્ચાઈ તરફનો જે આંતરિક વેગ છે એ વિરલ વ્યક્તિઓમાં જોવા મળશે.

નેતૃત્વ એ સસ્તી દલાલી નથી. નેતૃત્વ હંમેશાં સત્ય અને અભય એ બે ગુણોથી જ સંભવે છે. બાંધછોડો, કાવાદાવા અને કારવાઈઓ, નિષ્ઠા વગરની ફોગટ હિલચાલો, શ્રદ્ધા વગરની વાતો, આવું બધું આજના જાહેર જીવનમાં કૂદકે અને ભૂસકે આગળ વધી રહ્યું છે એનું કારણ એટલું જ છે કે બધાં સ્થૂળ રાજકારણના મોહમાં પડી ગયા છે. સત્તા કાંઈ ખુરસીથી આવતી નથી, પરંતુ પોતાની આંતરિક તાકાતથી આવે છે એ વસ્તુ ભુલાઈ રહી છે.

સરદારે એવી સ્થૂલ સત્તા ખાતર ભેખ નહોતો લીધો. પોતાની અસ્મિતાનો આવિષ્કાર ગાંધીજીના માર્ગે છે એવો નિશ્ચય થવાથી એમણે ધીકતો ધંધો છોડી ફકીરી લીધી હતી. મોરારજી દેસાઈએ જ્યારે મોટી અમલદારી છોડી ફકીરીનો રાહ લીધો ત્યારે ક્ષિતિજ ઉપર સ્વરાજ કે પ્રધાનપદ કશું નહોતું. પરંતુ અંતરના અવાજને તાબે થઈ સ્થૂળ સત્તા અને ખુરસી એમણે છોડી દીધાં. સરદાર કે મોરારજી કોઈની પાસે બાપદાદાની મિલકત હતી નહિ. બંનેએ પોતાના ચાલુ રોટલાની ચિંતા મૂકી દઈ હજાર હાથના ધણીનો ખોળો સ્વીકારી લીધો હતો તેનું જો કાંઈ કારણ હોય તો એક જ: ગાંધીજીની સચ્ચાઈનો કરંટ એમને લાગ્યો હતો.

ગુજરાતનું ઘડતર કે કોઈ પણ પ્રદેશનું ઘડતર સાચા અને નીડર માણસો જ કરી શકે. એવા માણસો વિરલ હોય છે. આગંતુકો, પોતાના મર્યાદિત હિતના રક્ષણહારો, અને શક્તિ કરતાં વધુ આકાંક્ષા ધરાવનારાઓ પોતાના અંતરાત્મામાં ભાગ્યે જ ઊંડા ઊતરતા હોય છે અને તેથી પ્રજાનું ઘડતર કદાપિ કરી શકતા નથી. મહાત્મા ગાંધીનો માત્ર બાહ્ય આચાર અને આંતર સ્પર્શ વિનાનું અનુકરણ કરવાથી સત્ય અને અભય પેદા થઈ શકતાં નથી. સરદારમાં, જવાહરલાલમાં, મોરારજી દેસાઈમાં, બધામાં એ આંતર સ્પર્શ દેખાય છે.

# મજૂર આંદોલન

શ્રી શ્યામપ્રસાદ વસાવડા
(મંત્રી, ભારતીય રાષ્ટ્રીય મજદૂર સંઘ, અમદાવાદ)

મજૂર સંગઠન અંગે શ્રી અનસૂયાબહેન તથા મજૂર કાર્યકર્તાઓને વાત કરતા ગાંધીજી કહેતા કે, "મજૂર સંગઠન બાંધવાના ઉદ્દેશ સારી રીતે સમજી લેવા ઘટે. મજૂરોના સંગઠન દ્વારા મજૂરોનું ચારિત્ર્ય ઘડાવું જોઈએ, તેમને સાચા શહેરી બનાવવા જોઈએ અને એવા ચારિત્ર્યશીલ મજૂરોના હકનું રક્ષણ તેમના સંગઠન મારફતે થવું જોઈએ. મજૂરોના સંગઠિત બળનો ઉપયોગ જો કોઈને હેરાન કરવા માટે કે ત્રાસ આપવા માટે થવાનો હોય તો એવા સંગઠનને ઉત્તેજન આપી શકાય નહિ."

## પ્રજાની સેવા પહેલી

મહાત્મા ગાંધીજીની મજૂર સંગઠન અંગેની આ સલાહમાં મજૂર સંગઠન પાછળ રહેલી તેમની આખી વિચારસરણી પડેલી હતી. મહાત્મા ગાંધીજીની મજૂર સંગઠન અંગે એવી કલ્પના હતી કે મજૂરોનું સંગઠન કેવળ મજૂરોની સેવા કરે એટલું જ પૂરતું નથી, પરંતુ એ સંગઠન સમસ્ત પ્રજાની સેવા કરતું હોય. પ્રજાની સેવા પહેલી અને પોતાની સેવા પછી — એ તેમની મજૂરોને શિખામણ હતી.

## મજૂર આંદોલનનું બીજ રોપાયું

ગુજરાતમાં મજૂર સંગઠનનું બીજ અમદાવાદમાં સને ૧૯૧૭માં પ્રથમ રોપાયું. અમદાવાદની મિલોના તાણા ખાતાના કારીગરોના પગાર અતિશય ઓછા હતા. તેમાં વધારો કરવા તેઓ માગણી કરવા ઇચ્છતા હતા. તેને અંગે, એ વખતે, શ્રી અનસૂયાબહેન વિલાયતથી પાછાં ફરી મજૂર મહોલ્લાઓમાં સામાજિક સેવાનું કામ કરતા હતા તેમની પાસે સલાહ માટે તેઓ ગયા. શ્રી અનસૂયાબહેને તેમને મજૂર ચળવળના મૂળભૂત પાઠો શીખવ્યા. પહેલાં માલિકો સમક્ષ માગણી થવી જોઈએ, એ માગણીઓનો સ્વીકાર ન થાય તો હડતાળની નોટિસ આપવી જોઈએ, નોટિસનો સમય પૂરો થાય ત્યારે જ હડતાળ પાડી શકાય. ૧૯૧૭ પહેલાં દેશમાં હડતાળો તો પડતી હતી, પરંતુ એ બધી અવ્યવસ્થિત હડતાળ. પોતાની માગણીઓ શી છે તેનો પણ ખ્યાલ મજૂરોને નહોતો રહેતો, એકાએક હડતાળો પડતી અને એકાએક તૂટતી. ૧૯૧૭ની સાલમાં સૌથી પહેલી વ્યવસ્થિત હડતાળ પડી, અને એ લડતને અંગે સમાધાન ન થઈ શક્યું પણ મજૂરોની માગણીનો મોટે ભાગે સ્વીકાર થઈ ગયો. શ્રી અનસૂયાબહેને મજૂર ચળવળના મૂળભૂત સિદ્ધાંતોનો પાઠ અમદાવાદના મજૂરોને તા. ૪થી ડિસેમ્બર ૧૯૧૭ના દિવસે સાબરમતી નદીના પટની રેતીમાં શીખવ્યો. અમદાવાદના મજૂરો ૪થી ડિસેમ્બર 'મજૂર દિન' ઊજવે છે, તે દિવસે મિલોમાં રજા પાળવામાં આવે છે અને મજૂરો ઉત્સવ માણે છે.

## ૧૯૧૮ની હડતાળ — એક ધર્મયુદ્ધ

બીજે વર્ષે એટલે ૧૯૧૮માં અમદાવાદની મિલોમાં સામાન્ય હડતાળ પડી. આ હડતાળને અંગે શ્રી અનસૂયાબહેને મહાત્મા ગાંધીજીની મદદ માગી અને તેઓ ચંપારણથી એમને મદદ કરવા આવી પહોંચ્યા. આ હડતાળમાં ગાંધીજીની સૂચનાથી શ્રી છગનલાલ ગાંધી તથા શ્રી શંકરલાલ બેંકર પણ તેમને મદદ કરતા હતા. હડતાળનું સંચાલન, હડતાળનો અંત લાવવા અંગેની વાટાઘાટો અને હડતાળ દરમિયાન મજૂરોને આપેલો બોધ તથા માલિકોને કરેલી વિનંતિઓનું વર્ણન વાંચીએ તો મહાત્મા ગાંધીજીની વિચારસરણીનો પૂરેપૂરો ખ્યાલ આવી જાય છે. આ ઐતિહાસિક હડતાળનું વર્ણન સ્વ. શ્રી મહાદેવભાઈએ લખી કાઢ્યું અને એ પુસ્તિકાને 'એક ધર્મયુદ્ધ'નું નામ આપ્યું. અમદાવાદના મજૂરોની ૧૯૧૮ની હડતાળ એ ખરેખર એક ધર્મયુદ્ધ હતું. મજૂરોનું સંગઠન કેમ બંધાય, તેમની માગણીઓ કેમ રજૂ થાય, ન્યાય મેળવવા માટે શું શું કરવું જોઈએ, અને મજૂર ચળવળ મજૂરોને કલ્યાણકારી હોય એટલું જ નહિ પણ ઉદ્યોગને અને દેશને પણ કલ્યાણકારી બને તે માટે કયા સિદ્ધાંતો અપનાવવા જોઈએ તેનો ખ્યાલ મહાત્મા ગાંધીજીએ ભાષણો, પત્રિકા અને પત્રો દ્વારા ૧૯૧૮ની સાલમાં દેશ સમક્ષ રજૂ કર્યો.

## મજૂર ચળવળમાં સત્ય અને અહિંસાના પ્રયોગો

મહાત્મા ગાંધીજીએ પોતાના સમસ્ત જીવનને સત્ય અને અહિંસાના પ્રયોગ તરીકે ગણ્યું હતું. ૧૯૧૮ની સાલમાં તેમણે મજૂર આંદોલનમાં સત્ય અને અહિંસાના પ્રયોગો શરૂ કર્યા.

તેમણે મજૂરોને કહ્યું કે, તમારે સંગઠન બાંધવું જોઈએ, વ્યસનો છોડવાં જોઈએ, નિરક્ષરતા દૂર કરવી જોઈએ, તંદુરસ્ત રહેવું જોઈએ, સચ્ચાઈ અને ઈમાનદારીથી કામ કરવું જોઈએ, જે પગાર મળે તેનો સદુપયોગ થવો જોઈએ. સંગઠનનો ઉપયોગ મજૂરોનું જીવનઘડતર કરવામાં થવો જોઈએ, અન્યાય થાય કે ન્યાય ન મળે ત્યારે એ સંગઠન દ્વારા હડતાળ પણ થઈ શકે. પણ એ હડતાળમાં હિંસા ન હોય, ગાળાગાળી ન હોય, વેરઝેર ન હોય, હડતાળને અંતે બંને પક્ષો વચ્ચે સુમેળ થયેલો હોય.

તેમણે માલિકોને સલાહ આપી કે મજૂરોને ન્યાય આપવો જોઈએ, મજૂરો તંદુરસ્ત રહે, કુશળ બને અને તેમની કાર્યક્ષમતા વધે એટલો તેમને પગાર આપવો જોઈએ. કેવળ પગાર આપવો જોઈએ એટલું જ નહિ પણ તેમની કામગીરીની સ્થિતિ પણ સુધારવી જોઈએ અને તેમને કારખાનામાં અને કારખાનાની બહાર જરૂરી સગવડો આપવી જોઈએ.

તેમણે પ્રજાને પણ શીખવ્યું કે મજૂરો અને માલિકો વચ્ચે લડાઈ ચાલતી હોય એટલે કે હડતાળ પડી હોય ત્યારે પ્રજાનો શો ધર્મ છે, કોને પક્ષે ન્યાય છે અને પ્રજાએ કોને મદદ કરવી જોઈએ તે વિષે પણ તેમને સૂચનો કર્યાં.

આ બધું લગભગ ત્રણ માસની હડતાળ દરમિયાન બની ગયું. આ સમય દરમિયાન મજૂર આંદોલનમાં કામ કરવા માગતા કારીગરો માટે એક સૂચનાપોથી કે પાઠ્યપુસ્તક તૈયાર થઈ ગયું. આ રહ્યા એ પાઠ્યપુસ્તકના મુખ્ય પાઠો :

## સરદાર નહિ પણ સેવક બનો

પ્રથમ તો મજૂરોની માગણી વાજબી છે કે નહિ એ તપાસવું રહે. મજૂરો ગેરવાજબી માગણી કરતા હોય તો પછી ભલેને તેમણે વિશાળ સંગઠન રચ્યું હોય છતાં ગાંધીજી કહેતા હતા તે પ્રમાણે મજૂર કાર્યકરે મજૂરોને કહેવું જોઈએ કે અમે તમારા વકીલ નથી, અમે તો તમારા સલાહકાર છીએ. વકીલોને તો ફી મળે તો ખોટો કેસ પણ લડવો પડે. મજૂર કાર્યકર–ભલે તેનો નિર્વાહ મજૂરો કરતા હોય છતાં–મજૂરોની ખોટી માગણી માટે લડે નહિ. આ વાત ગાંધીજીએ શ્રી અનસૂયાબહેન, મજૂર કાર્યકર્તાઓ તથા મજૂરોને સમજાવી હતી. તેમણે શ્રી અનસૂયાબહેનને એક પ્રસંગે કહ્યું હતું કે, મજૂરોના સરદાર બનવાની ઇચ્છાવાળાને તો હંમેશાં મજૂરોને પસંદ પડે તેવી વાતો જ કરવી પડે, પણ જો સેવક બને તો મજૂરોને પસંદ ન પડે તેવી સાચી અને ન્યાયી સલાહ પણ આપી શકે. એટલે ગાંધીજીના મજૂર ચળવળમાં કામ કરનાર મજૂરસેવકે સૌથી પહેલાં તો મજૂરોની માગણી વાજબી છે કે નહિ તે તપાસવાનું રહ્યું.

## પંચ પ્રથાની સ્થાપના

૧૯૧૮ માં મજૂરોની માગણી પગાર વધારાની હતી. એ માગણી વાજબી છે કે ગેરવાજબી તે કેમ જાણી શકાય? એટલે એને અંગે એમણે શ્રી શંકરલાલ બેંકરને મુંબઈ મોકલી, મુંબઈના મિલઉદ્યોગના પગારોના આંકડા મેળવ્યા. તે ઉપરાંત શ્રી અનસૂયાબહેન તથા શ્રી શંકરલાલ બેંકર પાસે મહોલ્લાઓમાં ફરી મજૂરોના જીવનની જરૂરિયાતો સંબંધી હકીકતો એકઠી કરાવી. મજૂરોની માગણી અંગે તેમના જીવનનિર્વાહ સંબંધી હકીકતોની તપાસ કદાચ આ દેશમાં આ પહેલી વખત જ થઈ એમ કહી શકાય. આ બધી હકીકતો તપાસી ગાંધીજી એવા નિર્ણય પર આવ્યા કે મજૂરોને જે પગાર મળે છે તે પૂરતો નથી ને તેમાં વધારો થવો જોઈએ.

પગાર વધારાની માગણી માલિકો સમક્ષ રજૂ કરવામાં આવી. માલિકોએ એ માગણીઓનો સ્વીકાર કરવા ના પાડી.

પોતાની વાત સાચી છે તેવો આગ્રહ મહાત્મા ગાંધીજીએ નહિ રાખ્યો. મજૂરોની માગણી ખોટી પણ હોય, મજૂર કાર્યકરોની દૃષ્ટિ ઢાલની એક બાજુ પર જ પડતી હોય. મજૂરોના પ્રશ્નો સિવાય બીજા પ્રશ્નો અંગે તેમની પાસે હકીકતો પણ ન હોય. એટલે મજૂર કાર્યકરનું દૃષ્ટિબિંદુ હંમેશાં સાચું જ હોય એમ કહી ન શકાય. એટલે મહાત્માજીએ માલિકોને મજૂરોની માગણી પંચ સમક્ષ મૂકવા વિનંતી કરી. પંચ સમક્ષ મજૂરો પોતાનો કેસ મૂકે, માલિકો પોતાનો કેસ મૂકે, પંચ મજૂરોની સ્થિતિ તપાસે, ઉદ્યોગની સ્થિતિ તપાસે, દેશની પરિસ્થિતિનો વિચાર કરે અને ફેંસલો આપે. પંચનો ફેંસલો બંને પક્ષોએ માન્ય કરવો જોઈએ. ફેંસલો આવતાં ઝઘડાનો અંત આવી જાય. આ પ્રથા અપનાવવામાં આવે તો હડતાળો કે તાળાબંધી કર્યાં વગર બધા મતભેદોનો ઉકેલ આવી જાય. પંચની પ્રથાના અનેક ફાયદાઓ મહાત્માજીએ માલિકો અને મજૂરોને સમજાવ્યા. પંચની પ્રથા સ્વીકારવી એટલે શુદ્ધ ન્યાય મેળવવો. પંચની પ્રથા સ્વીકારવી એટલે ઝઘડાનો નિકાલ કરવાનું કામ તટસ્થવૃત્તિવાળા શહેરીઓને સોંપવું. પંચની પ્રથા જે સ્વીકારે છે તે ખોટું કરતાં ડરે છે. કંઈ ખોટું થઈ ગયું હોય તો પંચ પાસે જતાં પહેલાં સુધારી લે છે. અને છેવટે જેઓ પંચની પ્રથા સ્વીકારે છે તેમણે હંમેશાં પ્રજામત મેળવવો પડે છે. પંચ તરીકે બેસનાર વ્યક્તિના માનસ ઉપર કેવળ પક્ષોની વાતની અસર થતી નથી પણ પ્રજામતનો પ્રભાવ પણ એમના ઉપર પડે છે. એટલે પંચની પ્રથા સ્વીકારવામાં આવે ત્યારે પ્રજામત પણ બંને પક્ષ પોતાની બાજુમાં રાખવા પ્રયત્ન કરતા જ હોય છે. પ્રજામત તો એ પક્ષે જ ઢળે છે કે જ્યાં ન્યાય હોય, સચ્ચાઈ હોય, અને જ્યાં ઈમાનદારી હોય અને જ્યાં હિંસા ન હોય.

## હડતાળ ક્યારે પડાય?

આ બધી વાત મહાત્માજીએ બંને પક્ષોને સમજાવી. માલિકોએ પ્રથમ તો આ વાત સ્વીકારી અને પંચની નિમણૂક પણ થઈ. પરંતુ તે દરમિયાન થોડાક મજૂરોએ કરેલી હડતાળની કસૂર આગળ ધરી તેમણે પંચને રદ કરેલું જાહેર કર્યું. છતાં ગાંધીજીએ જરાયે નિરાશ થયા વગર પગાર વધારાને અંગે એકત્રિત કરેલી માહિતી ઉપરથી પોતે જ ૩૫ (પાંત્રીસ) ટકાનો વધારો વાજબી જાહેર કર્યો અને તે માટે લડત કરવા સલાહ આપી.

મુંબઈના પગારોની તપાસના આધારે જણાયું હતું કે અમદાવાદના મજૂરો ૩૫ ટકાથી ૪૫ ટકા પગાર વધારાની માગણી કરી શકે એમ હતું. મજૂરો અને એમના આગેવાનો ૫૦ ટકા વધારાની માગણી કરતા હતા. પરંતુ ગાંધીજી વાજબી પણ ઓછામાં ઓછી માગણી કરવામાં માનનારા હતા. તેથી મજૂરોને ૩૫ ટકા માગણી કરવાની વાત સમજાવવામાં ઠીક ઠીક મહેનત પડી. ગાંધીજી તો એમ સ્પષ્ટ માનતા કે માગણી યોગ્ય પણ ઓછામાં ઓછી કરવી જેથી તેમનું વાજબીપણું સામાને અને સામાન્ય જનતાને સહેલાઈથી સમજાવી શકાય. પરતુ એવી વાજબી પણ ઓછામાં ઓછી માગણી કરવા છતાં તેને મેળવવા માટે તો પૂરેપૂરો આગ્રહ રાખવો જ જોઈએ. માગણી વાજબી હોય તો જ એને માટે આગ્રહ રાખવાનું બળ જન્મે.

પચની પ્રથા સ્વીકારવામાં ન આવે તો શું કરવું? પચની પ્રથાનો અસ્વીકાર એટલે ન્યાય આપવાની 'ના'. જો મજૂરોને ન્યાય ન મળે તો મજૂરોનો હડતાળ પાડયા સિવાય છૂટકો જ નહિ. મહાત્માજીએ મજૂરોને ફરી ફરીને સમજાવ્યું કે માગણી મંજૂર કરાવવા માટે હડતાળ ન હોય, ન્યાય મેળવવા માટે હડતાળ હોય. આપણી માગણી વાજબી પણ હોય કે ગેરવાજબી પણ હોય. પણ આપણી ફરિયાદ પંચ પાસે ન લઈ જવી એ તો મોટો અન્યાય છે, એ અન્યાય દૂર કરાવવા માટે હડતાળ પાડી શકાય.

એટલે કે હડતાળ કરવા માટે પહેલાં મજૂરોએ ઝઘડાનો અંત લાવવા માટે પંચની માગણી કરવી જ જોઈએ અને જો પચ સ્વીકારવામાં ન આવે તો જ હડતાળ થઈ શકે. એ સિવાય ગાંધીજીના મજૂર આંદોલનમાં ઔદ્યોગિક ઝઘડાઓના નિકાલ માટે હડતાળને અવકાશ નથી. અલબત્ત, પંચનો ચુકાદો આવ્યા પછી જો માલિકો એ સ્વીકારવા ના પાડે તો હડતાળનો આશ્રય લેવાનું મજૂરોને માટે અનિવાર્ય થઈ પડે છે.

## મજૂરોની નિર્બળતા સામે ઉપવાસ

મહાત્મા ગાંધીજીએ ૧૯૧૮ની સાલમાં ન્યાય મેળવવા માટેની અમદાવાદના મજૂરોની હડતાળની આગેવાની લીધી. પણ મહાત્માજીની દૃષ્ટિએ આ હડતાળ નહોતી. તેમને મન તો આ 'સત્યાગ્રહ' હતો એટલે સત્યાગ્રહના સૈનિકોને તાલીમ આપવાનું કામ તેમણે તરત જ શરૂ કર્યું. તેમણે મજૂરોને વ્યસન છોડવા બોધ આપ્યો. પૈસાનો દુર્વ્યય નહિ કરવા જણાવ્યું. મજૂરોમાં કુટુંબ અને પડોશીની ભાવના ખીલે એવું વાતાવરણ ઊભું કર્યું. પ્રાર્થના કરતાં શીખવ્યું. સચ્ચાઈ, ઈમાનદારી અને પ્રેમથી જ પ્રતિસ્પર્ધીનાં મન પિગળાવી શકાય છે. મારફાડ ગાળાગાળી કે હિંસાથી દુશ્મનાવટ વધે છે, કદી ઘટતી નથી. આમ અમદાવાદના મજૂરોના ચારિત્ર્યનું ઘડતર શરૂ થયું.

હડતાળ દરમિયાન કમાણી અટકી જતાં મજૂરો નબળા બન્યા. મહાત્માજીના મિત્રો મજૂરોને દબાવવા માટે મહાત્માજીને નામુનાસી મદદ કરવા ઇચ્છતા હતા. મહાત્માજીએ મજૂર આંદોલનના કાર્યકરોને તરત જ અમલનો પાઠ શીખવ્યો. વગર મહેનતે પૈસા મળે એ માણસ ચારિત્ર્ય-ભ્રષ્ટ બને છે, તેનું અધઃપતન થાય છે. નીતિમત્તા વિનાના મજૂરો પોતાનું પણ ભલું કરી શકતા નથી, દેશને પણ નુકસાન પહોંચાડે છે. આળસ એ માણસનો મોટામાં મોટો દુશ્મન છે. મજૂરોને હડતાળ ચલાવવા પૈસા (Dole) આપી તેના આળસને ઉત્તેજન આપવું એના જેવી મજૂરો કે દેશની કોઈ કુસેવા નથી. મહાત્માજીએ મજૂરો માટે કામ શોધ્યું. સાબરમતી નદીને કાંઠે આશ્રમ બાંધવાનું કામ ચાલતું હતું તેમાં મજૂરોને મજૂરી આપી અને મહેનતનો રોટલો રળી ઇજ્જતથી ખાવાનું શીખવ્યું. આટલું કર્યા પછી પણ જ્યારે કેટલાક મજૂરો મજૂરી કરીને રોટલો ખાવાને બદલે હડતાળ તોડી મિલોમાં પાછા કામે જવા તૈયાર થયા ત્યારે તેમણે ઉપવાસ આદર્યો. માલિકો કહેવા લાગ્યા કે આ ઉપવાસ તો હડતાળનું સમાધાન કરવાનું દબાણ છે. મહાત્માજીએ સ્પષ્ટતા કરી કે ઉપવાસ માલિકો સામે નથી પણ મજૂરોની નિર્બળતા દૂર કરવા માટે છે. ઉપવાસ કરીને માલિકો પાસે તેઓ કદી ન્યાય મેળવશે નહિ. મહાત્માજીના ઉપવાસથી ઉત્પન્ન થયેલી સાત્ત્વિક હવાને કારણે મજૂરોની નિર્બળતા ખંખેરાઈ ગઈ અને મહાત્માજીએ ઉપવાસનાં પારણાં કર્યાં.

અને છેવટે માલિકોએ પંચની પ્રથા સ્વીકારી અને હડતાળનું સમાધાન થયું. અમદાવાદના મિલઉદ્યોગમાં છેક ૧૯૧૮થી આજ સુધી મહાત્માજીએ પ્રચલિત કરેલા આ સિદ્ધાંતોનો અમલ એક અથવા બીજી રીતે ચાલુ જ રહેલ છે.

### વર્ગવિગ્રહના રોગનું અકસીર ઔષધ

મહાત્માજીએ મજૂર આંદોલનમાં સત્ય અને અહિંસાના પ્રયોગો શરૂ કર્યા ત્યારથી જ તેઓ કહેતા હતા કે વર્ગવિગ્રહ ચાલે છે, એ તેઓ સ્વીકારે છે, પરંતુ મજૂર આંદોલન મારફતે તેઓ વર્ગવિગ્રહ વધારવા માગતા નથી પરંતુ તેનું નિવારણ કરવા માગે છે. પંચની પ્રથા એ વર્ગવિગ્રહના રોગનું અકસીર ઔષધ તેમણે શોધેલું છે. અને કેવળ હિન્દુસ્તાનમાં જ નહિ પણ દુનિયાભરના મજૂરો અને માલિકોને એ સિદ્ધાંતની ભેટ એમણે ધરી છે.

### મજૂર સંગઠનનો હેતુ

પછી મહાત્માજીએ મજૂરોને સલાહ આપી કે ફરિયાદ ઊભી થાય ત્યારે પંચની માગણી કરવી અને એ માગણી ન સ્વીકારાય તો હડતાળ કરવી, એ જ શું ઔદ્યોગિક સંબંધો સાચવવાનો માર્ગ છે? દરેક પ્રશ્ન અંગે મજૂરો હડતાળ ઉપર જઈ શકતા નથી. હડતાળ એ તો ન્યાય મેળવવા માટેનો સત્યાગ્રહ હોય તો એવા આગ્રહની પાછળ તો ત્યાગ અને તપશ્ચર્યા રહેલાં હોય છે. એટલે ન્યાય મેળવવા માટેની હડતાળમાં પણ મજૂરો હડતાળના દિવસોનો પગાર સ્વીકારી શકતા નથી. દરેક પ્રશ્ન લવાદી ઉપર પણ લઈ જઈ શકાતો નથી. મોટા ભાગના પ્રશ્નોનું નિરાકરણ એકબીજાનાં દૃષ્ટિબિંદુઓ સમજવાથી બંને પક્ષો લાવી શકે. આ કામ કઈ રીતે થઈ શકે? મહાત્માજીએ માર્ગ બતાવ્યો કે હડતાળ પાડવા માટે જ તેઓનું સંગઠન ન હોય પણ મજૂરોનું સંગઠન તો કાયમનું હોય. આવા સંગઠન દ્વારા મજૂરોના રોજબરોજના પ્રશ્નોનો વાટાઘાટો દ્વારા નિકાલ થતો હોય. આવાં સંગઠનો સત્ય અને અહિંસાનાં સાધનોમાં અને પંચની પ્રથામાં જેમને નિષ્ઠા હોય એવા કાર્યકરોને તૈયાર કરતાં હોય અને આવાં કાર્યકરો મારફતે મજૂરોની હમેશાં સેવા થતી હોય. આવું સંગઠન ચલાવવા માટે મજૂરો નિયમિત રીતે લવાજમ-ભરતા હોય. મજૂર સંગઠનના કારભારનું ખર્ચ મજૂરોએ ઉપાડી લેવું જોઈએ અને સંગઠનની કાર્યવ્યવસ્થા એવી લોકશાહી ઢબે ચલાવવી જોઈએ કે જેથી મજૂરોને એવી તાલીમ મળતી હોય કે તેઓ પોતાનું કામ પોતે જાતે ઉપાડી લેવા માટે શક્તિશાળી બને. ઉપરાંત આવાં મજૂર સંગઠનો પોતાના આંતરિક પ્રશ્નો પર એટલે કે પોતાની નીતિમત્તા, પોતાની બુદ્ધિ, પોતાની શક્તિ અને પોતાનાં નાણાં વડે મજૂરોની જીવનસુધારણાનું કામ સતત કર્યા કરતાં હોય.

### મજૂર મહાજન સંઘ નામ શા માટે?

અમદાવાદની મિલોના મજૂરોએ મહાત્માજીની સલાહ માની સને ૧૯૨૦ની સાલમાં પોતાના સંગઠનની સ્થાપના કરી. સંગઠનનું નામ શું રાખવું? મહાત્માજીએ નામકરણ કર્યું. તેમણે નામ આપ્યું, 'મજૂર મહાજન સંઘ'. કોઈએ પૂછ્યું કે, વેપારીઓનું મહાજન હોય, મજૂરોનું તે મહાજન હોતું હશે? મહાત્માજીએ જવાબ વાળ્યો કે જેનું મન મોટું છે તે મહાજન કહેવાય છે. મહાજન કેવળ પોતાના જ સ્વાર્થની વાત કરતું નથી. પણ પરગજુ બની બીજાનું ભલું કરવા હમેશાં મથે છે. આપણા દેશના મહાજનોની આ સંસ્કૃતિ અને પ્રણાલિકા છે. મજૂરો કેવળ પોતાનું જ પેટ ભરીને બેસી રહે એ પૂરતું નથી. બીજાની સેવા પણ કરે એ જરૂરી છે. આવા મજૂરો 'મહાજન' કહેવાય અને મજૂરોનું આ સંગઠન કેવળ મજૂરોની જ સેવા કરે એટલું જ નહિ પણ સમસ્ત દેશની સેવા કરે એવી ભાવના સાથે એનું નામ 'મજૂર મહાજન સંઘ' રાખવામાં આવ્યું છે.

### પોતાના સલાહકારો પસંદ કરવા એ મજૂરોનો મૂળભૂત હક છે

એ જમાનામાં સામાન્ય રીતે માલિકો તરફથી એવો પ્રશ્ન થતો કે મજૂરોનાં સંગઠન એ મજૂરો જ કરતા હોય તો માલિકો સ્વીકારે, પણ જેઓ મજૂરો ન હોય તેવા એ પ્રવૃત્તિ ચલાવે તો તેને સ્વીકૃતિ (recognition) શા માટે આપીએ? પરંતુ અમદાવાદના મજૂર મહાજનને અંગે એવો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થયો નહિ, અને શ્રી અનસૂયાબહેન સંચાલિત આ સંસ્થાને સ્વીકૃતિ મળી ગઈ. આ પ્રશ્ન મહત્ત્વનો છે. અમદાવાદના માલિકોએ એવો પ્રશ્ન ઉપસ્થિત ન કર્યો પરંતુ હિંદુસ્તાનના માલિકો તરફથી આ પ્રશ્ન ૧૯૩૧માં બ્રિટિશ કમિશન (Royal Commission on Labouts) સમક્ષ રજૂ થયો. બ્રિટિશ કમિશને તે વખતે પોતાના અહેવાલમાં આ પ્રશ્નનો એવો જવાબ આપ્યો હતો કે મજૂરો પોતાનું કામ સંભાળી શકે એટલા લાયક થાય ત્યાં સુધી બહારના માણસ (outsider)ની જરૂર પડશે. પણ ગાંધીજી તો એમ જ કહેતા કે પોતાના મિત્રો તરીકે, સલાહકાર અને સેવકો તરીકે કોને પસંદ કરવા એ મજૂરોનો મૂળભૂત હક છે, અને એ હક ઉપર કાપ મારી શકાય નહિ. મહાત્મા ગાંધીજી જે પ્રયોગ કરવા ઇચ્છતા હતા તેમાં જે બહારના (outsiders) સેવકો દાખલ થાય તે એવા જ હોય કે જેઓ કેવળ મજૂરોનો જ વિચાર ન કરતા હોય પરંતુ માલિકોનો, ઉદ્યોગનો અને દેશનો પણ વિચાર કરતા હોય. મહાત્માજીનું મજૂર આંદોલન દેશ અને સમસ્ત પ્રજાના કલ્યાણ અર્થે સ્થપાયું હતું. એટલે તેમાં કાર્ય કરતા સેવકોનો માલિકોએ ડર રાખવાનું કશું પ્રયોજન ન હતું. અને તેથી મહાજનનું સંચાલન શ્રી અનસૂયાબહેન વગેરે કરતાં હોવા છતાં તેને સ્વીકૃતિ મળી હતી.

### મહાજન ન્યાય માટે જ હોય

સને ૧૯૨૦માં મજૂર મહાજન સંઘની સ્થાપના થઈ, તે અત્યાર સુધી તે સંસ્થા ચાલુ રહેવા પામી છે. મજૂર સંસ્થાઓને અનેક જાતનાં સમા-

ધાનો કરવાં પડે છે. આવાં સમાધાનોથી કોઈ વાર મજૂરોને આર્થિક લાભ થાય છે, ઉદ્યોગની હાલત નબળી થાય ત્યારે આર્થિક નુકસાન પણ વેઠવું પડે છે. છેલ્લાં ૪૧ વર્ષ દરમિયાન મજૂર મહાજન સંઘે આવી અનેક લીલીસૂકી જોઈ છે. દુનિયાભરના મજૂર મહાજનોનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે મહાજન મજૂરોને ન પસંદ પડે તેવું સમાધાન કરે ત્યારે હતું ન હતું થઈ જાય છે અથવા સભ્યસંખ્યા ઘટી જાય છે. હડતાળમાં હારે ત્યારે તો મહાજનનું નામનિશાન ભૂંસાઈ જાય છે. પંચની પ્રથાને કારણે અમદાવાદના મજૂર મહાજન સંઘે મજૂરોના પગારમાં વધારો કરાવ્યો એ પણ ન્યાયને માર્ગે અને કાપ સ્વીકાર્યો એ પણ ન્યાયને માર્ગે. એટલે મજૂરો શરૂઆતથી જ સમજ્યા કે મહાજન ન્યાય માટે છે અને તેથી નુકસાન થાય કે ફાયદો થાય છતાં મજૂરોએ કદી મહાજન છોડ્યું નહિ. ૧૯૨૩ની સાલમાં ઉદ્યોગની સ્થિતિ નબળી પડી, માલિકોએ પગાર કાપવાની માગણી કરી. ગાંધીજી અને શ્રી શંકરલાલ બેંકર જેલમાં હતા અને એક અથવા બીજા કારણે પંચની પ્રથા અમલી નહિ બનતાં હડતાળ પડી. હડતાળ લંબાતાં મજૂરોને પગારકાપ સ્વીકારવો પડ્યો. છતાં મહાજન જીવતું રહ્યું. થોડો સમય સભ્યસંખ્યામાં ઘટાડો થયો પણ શ્રી ગુલઝારીલાલ નંદા તથા શ્રી ખંડુભાઈ દેસાઈએ મજૂરોને યોગ્ય સમજૂતી આપવા પ્રયાસ કર્યો ને પરિણામે સભ્યસંખ્યા પાછી વધી ગઈ. એ પછી ગાંધીજી જેલમાંથી છૂટતાં આ પગાર કાપનો પ્રશ્ન પંચ આગળ રજૂ થયો અને ૧૯૨૯માં પંચની મારફતે એ કાપ અમુક અંશે રદ થયો. સને ૧૯૩૫માં ઉદ્યોગની સ્થિતિ નબળી પડતાં પંચ મારફતે ફરી એક વાર પગાર કપાયો, છતાં પણ મહાજન હેમખેમ રહ્યું.

### પગાર વધારાનો અને પગારકાપનો કેસ ક્યારે કહેવાય?

મજૂર મહાજન સંઘને મજૂરોના પગારો અંગે અનેક વખત કેસો તૈયાર કરી પંચ સમક્ષ રજૂઆત કરવાના પ્રસંગો મળ્યા છે. પગારનો કેસ કેમ તૈયાર થઈ શકે? મજૂરોને જે પગાર મળતો હોય તે પૂરતો નથી, એને અંગેની તપાસ કરવાનું મહાત્માજીએ છેક ૧૯૧૮માં શીખવ્યું હતું. પરંતુ ૧૯૨૯માં મહાત્માજીએ પગારના પ્રશ્નો અંગે મજૂર સંગઠનોને પાયાના પાઠો શીખવ્યા. શહેરી તરીકે ઉપયોગી જીવન જીવી શકે એટલો પગાર મજૂરોને મળવો જ જોઈએ, એટલો પગાર તેમને ઉદ્યોગે આપવો જ જોઈએ. મજૂરોનો પગાર વધારવા માટેનો કેસ ક્યારે પુરવાર થયો ગણાય? મજૂરોને શહેરી તરીકે પોતાનો વિકાસ કરવા માટે અને તેના કુટુંબનો નિર્વાહ કરવા માટે પૂરતો પગાર ન મળતો હોય તો પગાર વધારાનો કેસ પુરવાર થયો ગણાય. અલબત્ત, મહાત્માજીએ એ પણ સ્વીકાર્યું કે જીવનનિર્વાહના ધોરણ ઉપર પહોંચવા માટે કેટલો વધારો આપવો એનો નિર્ણય કરવા માટે ઉદ્યોગની હાલતનો પણ વિચાર કરવો ઘટે. અને મજૂરોનો પગાર ક્યારે કાપી શકાય? મહાત્માજીએ સ્પષ્ટ નિર્ણય આપ્યો કે ઉદ્યોગ ખોટ કરે છે એ કારણે પગારકાપ ન થઈ શકે. જ્યાં સુધી ઉદ્યોગને તેના સંચાલન માટે મૂડીમાં હાથ નાંખવાનો પ્રસંગ ન આવે ત્યાં સુધી પગારકાપનો કેસ પુરવાર થઈ શકતો નથી.

### રેશનાલાઈઝેશનના ત્રણ સિદ્ધાંતો

કાપડ-સૂતરના ઉદ્યોગને હંમેશાં મૂંઝવતો રેશનાલાઈઝેશનનો પ્રશ્ન પણ મજૂર મહાજન સંઘ સામે ખડો થયો હતો. રેશનાલાઈઝેશનને કારણે છેલ્લાં સો, દોઢસો વર્ષ દરમિયાન દુનિયાના કેટલાયે દેશોમાં હડતાળો પડી છે. એને પરિણામે ઉદ્યોગને ખૂબ સહન કરવું પડ્યું છે. મહાત્માજી દ્રષ્ટા હતા. તેમણે રેશનાલાઈઝેશનના આંધળા અને ખોટા વિરોધથી મજૂરોને કેટલું નુકસાન થશે તેનો વિચાર કરી લીધો. રેશનાલાઈઝેશનની આંધળી અને વગર વિચારી દોડ દોડવામાં ઉદ્યોગને કેટલું સહન કરવું પડશે તેનો પણ તેમણે વિચાર કરી લીધો, અને ભવિષ્યમાં ઊતરનારાં રેશનાલાઈઝેશનનાં વાદળોને જાણે વિખેરી નાખતા હોય એવા ત્રણ સિદ્ધાંતો તેમણે દેશને ૧૯૩૫ની સાલમાં ભેટ ધર્યા. તેમણે એમ ઠરાવ્યું કે રેશનાલાઈઝેશનની કોઈ પણ યોજના દાખલ કરતાં કોઈ પણ મજૂર બેકાર થવો જોઈએ નહિ, રેશનાલાઈઝેશનથી ઉદ્યોગને જે ફાયદો થાય તેમાંથી મજૂરોને યોગ્ય હિસ્સો મળવો જોઈએ, રેશનાલાઈઝેશનની યોજના એવી ન હોવી જોઈએ કે જેથી સહન ન થઈ શકે તેટલો શ્રમબોજ મજૂરો ઉપર પડે. ૧૯૩૫ પછી અનેક સરકારી અને બિનસરકારી કમિટીઓએ રેશનાલાઈઝેશનના પ્રશ્ન અંગે વિચારણાઓ કરી છે. પહેલી અને બીજી પંચવર્ષીય યોજનાઓમાં પણ આ પ્રશ્ન અંગે વિચારણાઓ કરવામાં આવી છે અને ત્રિપક્ષી મજૂર પરિષદોમાં પણ આ પ્રશ્ન અંગે નિર્ણય કરવામાં આવ્યા છે. પરંતુ દરેક સમયે અને દરેક સ્થળે, આજ સુધી પણ આ ત્રણ સિદ્ધાંતોને છોડીને બીજો કોઈ રસ્તો લેવાનું હજુ સુધી કોઈને યોગ્ય લાગ્યું નથી.

અમદાવાદનો મજૂર મહાજન સંઘ આ સિદ્ધાંતોને વળગી રહ્યો છે અને તેને પરિણામે અમદાવાદના મિલઉદ્યોગમાં રેશનાલાઈઝેશનની જે યોજનાઓ દાખલ થઈ તે મજૂરો અને ઉદ્યોગ માટે કલ્યાણકારી નીવડી છે.

### મજૂર મહાજનનું રાજકારણ એટલે . . .

અને છેવટે મજૂર સંગઠનને રાજકારણ સાથે શો સંબંધ? મજૂર મહાજન સંઘને આ અટપટા પ્રશ્ન અંગે પણ મહાત્મા ગાંધીજી તરફથી અવારનવાર સલાહ મળેલી છે. મહાત્માજીની વિચારસરણીવાળું મજૂર સંગઠન કોઈ રાજકીય પક્ષ સાથે સીધુ જોડાણ (affiliation) ન રાખે. પણ કયા રાજકીય પક્ષને ટેકો આપવો તેનો નિર્ણય જરૂર કરે. ૧૯૩૦માં મહાત્માજીએ દાંડીકૂચ શરૂ કરી. અમદાવાદના મજૂરો પાછળ પાછળ ચાલ્યા. છેવટે અમદાવાદથી બે-ત્રણ માઈલ દૂર ચંડોળા તળાવ પાસે મહાત્માજી ઊભા રહ્યાં. તેમણે મજૂરોને પાછા વળવા વિનંતિ કરી અને સંદેશો આપ્યો કે, "દારૂ અને વ્યસનો છોડો, ખાદી પહેરો અને જેઓ તૈયાર હો તેઓ સત્યાગ્રહના સૈનિક બનો." મજૂર મહાજન સંઘને પણ ચંડોળાના સંદેશાથી રાજકારણમાં કેમ વર્તવું, એનો સંદેશો મળી ગયો. મજૂર મહાજનનું રાજકારણ એટલે દારૂબંધી, મજૂર મહાજનનું રાજકારણ એટલે અસ્પૃશ્યતા-નિવારણ, મજૂર મહાજનનું રાજકારણ એટલે સામાજિક દૂષણો અને કુરિવાજો સામેનો જંગ, મજૂર મહાજનનું રાજકારણ એટલે ખાદી અને ગ્રામોદ્યોગની વસ્તુઓનો પ્રચાર—એટલે કે દરિદ્રનારાયણની સેવા. મજૂર મહાજનનું રાજકારણ એટલે માતૃભૂમિ માટે ભોગ આપવાની તૈયારી.

### 'કરેંગે યા મરેંગે'ના જંગમાં

૧૯૩૦ની અને ૧૯૩૨ની સાલમાં દારૂની દુકાનોનું પિકેટિંગ કરતાં કરતાં સેંકડો મજૂરો જેલમાં ગયા. અને ૧૯૪૨ની સાલમાં ગાંધીજીએ 'કરેંગે યા મરેંગે'નો આખરી જંગ પરદેશી સલ્તનત સામે જાહેર કર્યો. મજૂરો શું કરે? એમણે જવાબ આપ્યો કે, તાર, ટપાલ અને રેલવેમાં કામ કરતા કામદારો સિવાય બીજા બધા મજૂરો જો લડાઈમાં ઝંપલાવવા માગતા હોય તો જરૂર હડતાળ પાડે. ગાંધીજીની ગિરફતારીની સાથે જ અમદાવાદના મજૂરોએ હડતાળ પાડી. ૧૦૫ દિવસની હડતાળ બાદ થાક જણાવા લાગ્યો, ભૂખમરો દેખાવા લાગ્યો, વાસણકૂસણો વેચાઈ ગયાં અને એ સંજોગોમાં હડતાળ પાછી ખેંચી લેવામાં આવી અને એ નિર્ણયને મહાત્માજીના આશીર્વાદ મળ્યા.

### મ્યુનિસિપાલિટી-ધારાસભા

મજૂરો મ્યુનિસિપાલિટીમાં જાય, ધારાસભામાં જાય, અને એ રીતે પોતાની પ્રવૃત્તિઓને વેગીલી બનાવે એવી દોરવણી પણ મહાત્માજીએ

અમદાવાદના મજૂરો મહાજન સંઘને આપેલી અને મ્યુનિસિપાલિટી તથા ધારાસભા વગેરેના કાર્ય માટે મજૂર પ્રતિનિધિઓ લાયક બને એવા પ્રયત્નો પણ મજૂર મહાજન સંઘે શરૂ કર્યા.

### ગાંધીજીની પ્રયોગશાળા

અમદાવાદ મજૂર મહાજન સંઘ એ મહાત્મા ગાંધીજીની પ્રયોગશાળા હતી. દેશમાં મજૂર આંદોલનો એક અથવા બીજી વિચારસરણીના આધારે તો બીજી લડાઈના અંત પછી શરૂ થવા પામ્યાં હતાં. રાષ્ટ્રીય ધોરણે એક મજૂર સંસ્થા ( All India Trade Union Congress) પણ રચાઈ ચૂકી હતી. આ સંસ્થાની વિચારસરણી ગાંધીજીની વિચારસરણી કરતાં જુદી હતી. આ સંસ્થાની નીતિરીતિ સામ્યવાદી ધોરણે ગોઠવાતી હતી. મજૂર મહાજન સંઘે શું કરવું? આ રાષ્ટ્રીય સંસ્થામાં સામેલ થવું કે કેવળ અમદાવાદના મજૂરોની સેવા કરી સંતોષ માનવો? મહાત્મા ગાંધીજીએ આ પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું હતું કે, તેઓ એક પ્રયોગ કરી રહ્યા છે. એ પ્રયોગની સફળતાની તેઓને ખાતરી ન થાય ત્યાં સુધી મજૂર મહાજન સંઘે કોઈ રાષ્ટ્રીય સંસ્થામાં સામેલ ન થવું.

### ગુજરાત-સૌરાષ્ટ્રમાં મજૂર સંગઠનો

પણ ગુજરાતનું શું? અમદાવાદના મજૂર મહાજનની સફળતા જોઈ ગુજરાત-સૌરાષ્ટ્રનાં અન્ય કેન્દ્રના મજૂરો અમદાવાદ મજૂર મહાજન સંઘની મદદ માગવા લાગ્યા. ગુજરાત પહેલાં પણ મધ્ય ભારતના મોટા ઔદ્યોગિક કેન્દ્ર ઇન્દોરના મજૂરો આવ્યા. ગાંધીજીએ ત્યાં મહાજન બાંધવાની પરવાનગી આપી. પછી ભાવનગરના મજૂરો આવ્યા ત્યાં પણ મહાજન બંધાયું. પછી વડોદરાના મજૂરો આવ્યા અને તેઓ પણ સંગઠિત બન્યા. પછી તો સુરત, ભરૂચ, બીલીમોરા, નવસારી, પેટલાદ, કડી, કલોલ, ખંભાત, સિદ્ધપુર, નડિયાદ, વીરમગામ, આણંદ, બારેજડી, વાંકાનેર, મોરબી, ધ્રાંગધ્રા, થાન, રાજકોટ, જામનગર, પોરબંદર, વઢવાણ—એમ ગુજરાત સૌરાષ્ટ્રનાં તમામ કેન્દ્રોના મજૂરોમાં ગાંધીજીની વિચારસરણી ફેલાઈ અને દરેક જગ્યાએ મજૂર સંગઠનો સ્થપાયાં. આ બધાં સંગઠનોમાં મજૂરો પોતાના મહાજનના સભ્ય બને, નિયમિત લવાજમ ભરે, મહાજનનું ખર્ચ મજૂરોના લવાજમમાંથી નીકળે, ઔદ્યોગિક ઝઘડાઓનો નિકાલ વાટાઘાટો અને પંચ મારફતે થાય, હડતાળ થાય એ પણ સત્યાગ્રહ જ હોય અને આ પ્રકારની નીતિરીતિને પરિણામે ગુજરાત, સૌરાષ્ટ્ર ને ઇન્દોરના મજૂરો વધુ ને વધુ જાગ્રત, પ્રગતિશાળી અને સમૃદ્ધ થવા લાગ્યા. મજૂર મહાજન સંઘ અમદાવાદનું મટી ગુજરાત, સૌરાષ્ટ્ર અને ઇન્દોરનું બની ગયું. મજૂરો લવાજમ ઉપરાંત વ્યવસ્થિત રીતે બીજા ફાળાઓ પણ ઉઘરાવવા માંડ્યા. ક્યાંય દુકાળ પડે, ક્યાંય રેલસંકટ આવે, ક્યાંય ધરતીકંપ થાય તો ગુજરાત, સૌરાષ્ટ્ર અને ઇંદોરના મજૂરો ફૂલ નહિ તો ફૂલની પાંખડી ધરવા માટે તૈયાર જ હોય. ગામડાંની બેકાર કે અર્ધબેકાર પ્રજાને મદદ કરવા માટે ખાદીનો ઉપયોગ પણ મજૂરો સારી રીતે કરવા લાગ્યા. કેટલાંક મજૂર મહાજનોએ ફાળાઓ ઉઘરાવીને પોતાનાં કાર્યાલયો માટે મકાન પણ બાંધ્યાં. અમદાવાદ, ઇંદોર, રતલામ, નવસારી, ભરૂચ, ભાવનગર અને વાંકાનેરમાં મજૂર મહાજનો અત્યારે પોતાના બાંધેલા મકાનમાં પોતાનાં કાર્યાલયો ચલાવી રહ્યાં છે.

### હિન્દુસ્તાન મજૂર સેવક સંઘ

સત્ય અને અહિંસાનો અમદાવાદ મજૂર મહાજન સંઘની પ્રયોગશાળામાં ચાલતો પ્રયોગ ક્યારે સફળ થશે અને અમદાવાદનું મજૂર મહાજન કે ગુજરાત, સૌરાષ્ટ્ર અને ઇંદોરનાં મજૂર મહાજનોને તેમનું યોગ્ય સ્થાન રાષ્ટ્રીય મજૂર ચળવળમાં ક્યારે મળશે, એ વિષે કાર્યકરો વિચાર કરતા હતા. તેવામાં ગાંધીજીની સૂચના મુજબ 'ગાંધી સેવા સંઘ'ની પુરી મુકામે મળેલી બેઠકે 'ગાંધી મજૂર સમિતિ'ની સ્થાપના કરી. સ્વ. શ્રી સરદાર વલ્લભભાઈ એ સમિતિના પ્રમુખ બન્યા અને શ્રી શંકરલાલ બૅંકર તેમ જ શ્રી જયરામદાસ દોલતરામ મંત્રીઓ બન્યા. ડૉ. પ્રફુલ્લ ઘોષ, શ્રી રાજેન્દ્રબાબુ, આચાર્ય શ્રી કૃપાલાની, શ્રી શંકરલાલ દેવ અને શ્રી ગંગાધરરાવ દેશપાંડે સમિતિના સભ્યો નિમાયા. સમિતિનું કાર્યાલય અમદાવાદમાં ખોલવામાં આવ્યું અને દેશભરમાંથી કાર્યકરો શોધી તેમને તાલીમ આપવાનું કામ સમિતિએ શરૂ કર્યું. જુદા જુદા પ્રાંતમાંથી કાર્યકરો અમદાવાદ આવ્યા અને ગાંધીજીની વિચારસરણી મુજબ મજૂર આંદોલન કેમ ચલાવવું તે અંગે તેમને તાલીમ આપવામાં આવી. કાર્યકર્તાઓની તાલીમ પૂરી થઈ અને તેઓએ પોતપોતાના પ્રાંતમાં મજૂર પ્રવૃત્તિ શરૂ કરી.

મુંબઈના મજૂરોમાં, ઝરિયાની કોલસાની ખાણોમાં, આસામ, કેરલ અને તામિલનાડના ચા-કૉફીના બગીચાઓમાં આમ ઠેરઠેર મજૂર સંગઠનો બાંધવાનું કામ શરૂ થયું. પણ મજૂર સંગઠનો કંઈ તરત જ સ્વાશ્રયી બનતાં નથી. મજૂર કાર્યકરોને પણ નિર્વાહ પેટે કંઈક વ્યવસ્થા જોઈએ. કાર્યકરોને તાલીમ તો મળી. પણ સંસ્થાઓ સ્વાશ્રયી બને ત્યાં સુધી નિભાવવું કેમ? ગાંધી સેવા સંઘ તરફથી બહુ નાણાકીય મદદ મળી શકે તેમ નહોતું, અને એ સંઘે પણ વિસર્જન થવું એવો નિર્ણય લેવાયો હતો, એટલે ગાંધી સેવા સંઘની મજૂર સેવા સમિતિએ એ સમિતિ આટોપી અને એ જ સભ્યોએ હિન્દુસ્તાન મજૂર સેવક સંઘની સ્થાપના કરી. હિન્દુસ્તાન મજૂર સેવક સંઘે નાણાં મેળવવા માટે ટહેલ નાખી. અમદાવાદના મજૂરોએ ફાળો ઉઘરાવવાનું નક્કી કર્યું અને લગભગ પોણો લાખ રૂપિયા એકઠા કરી હિન્દુસ્તાન મજૂર સેવક સંઘને આપ્યા. કાર્યકરોનું કામ નભવા માંડ્યું, અને ઠેરઠેર સંગઠનો શરૂ થયાં.

### રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસની સ્થાપના

૧૯૪૭ ની સાલમાં તપાસ કરતાં જણાયું કે ગાંધીજીની વિચારસરણી મુજબ કામ કરતા હજારથી પંદરસો જેટલા કાર્યકરો દેશમાં કામ કરી રહ્યા છે. ૪૦૦, ૪૫૦ થી જેટલાં મજૂર સંગઠનો ઊભાં થઈ ચૂક્યાં છે. એક સાંજના પ્રાર્થના પછી દિલ્હી હરિજનવાસમાં ગાંધીજી ટહેલતા હતા. મજૂર મહાજન સંઘના કાર્યકરોએ તેમને મજૂર આંદોલનની પ્રગતિના આંકડા આપ્યા. ગાંધીજીએ કહ્યું કે પ્રયોગ સફળ થયો છે, હવે તમે જ રાષ્ટ્રીય મજૂર સંસ્થા સ્થાપો. તરત જ ગાંધીજીની વિચારસરણીમાં માનનારા દેશભરનાં મજૂર મંડળોના પ્રતિનિધિઓની દિલ્હી મુકામે સભા બોલાવવામાં આવી અને હિન્દી રાષ્ટ્રીય મજદૂર સંઘ (INTUC)ની સ્થાપના થઈ. અમદાવાદ મજૂર મહાજન સંઘનું બંધારણ ગાંધીજીના હાથે ઘડાયું હતું. રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસનું બંધારણ અમદાવાદ મજૂર મહાજન સંઘના બંધારણને આધારે ઘડાયું. એ જ સાધનો—સત્ય અને અહિંસા. એ જ માર્ગ—, પંચની પ્રથા; એ જ વિશિષ્ટતા—રાષ્ટ્રનું હિત પહેલું, પોતાનું હિત પછી. આ રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસની સભ્ય સંખ્યા આજે ૧૫ લાખનો આંકડો વટાવી ગયેલ છે. લગભગ ૧૪૦૦ જેટલાં મજૂર મંડળો તેની સાથે સંકળાયેલાં છે. અને દેશમાં ચાલતા તમામ ઉદ્યોગોમાં રોકાયેલા મજૂરોની વચ્ચે રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસના કાર્યકરો ગાંધીજીની વિચારસરણીનો ફેલાવો કરી રહ્યા છે. રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસની કાર્યપદ્ધતિને પરિણામે ઔદ્યોગિક શાંતિ જળવાઈ રહેવા પામી છે. મજૂરોની સ્થિતિ દિનપ્રતિદિન સુધરતી જાય છે અને પંચવર્ષીય યોજના દ્વારા દેશમાં મોટા ભાગનું જે કામ થઈ રહ્યું છે તેમાં મજૂરો પોતાનો પણ હિસ્સો સમજપૂર્વક આપી રહ્યા છે.

## ગાંધી મજૂર સ્મારક ટ્રસ્ટ

સને ૧૯૪૮માં મહાત્મા ગાંધી સ્વર્ગે સિધાવ્યા. અમદાવાદમાં જે મકાનમાં શ્રી અનસૂયાબહેન ૧૯૧૯માં રહેતા હતા ત્યાં આંગણામાં એક લીમડાનું ઝાડ હતું. આ લીમડાના ઝાડ નીચે બેસીને મહાત્મા ગાંધીજીએ અમદાવાદની મિલોના મજૂરોને મજૂર મહાજન સંઘ સ્થાપવાની સલાહ આપી હતી. સત્ય અને અહિંસાનાં સાધનો દ્વારા અને પંચની પ્રથા અપનાવી પ્રગતિ કરવાનો બોધ આપ્યો હતો. મહાત્માજીના મૃત્યુના ખબર સાંભળી સમસ્ત પ્રજાની સાથે અમદાવાદની મિલોના મજૂરો પણ રડી ઊઠ્યા. તેઓ કામ કરી શક્યા નહિ. શોકમાં ગરકાવ થઈ ગયેલા મજૂર પ્રતિનિધિઓ એ જ લીમડાના ઝાડ નીચે મહાત્માજીના મૃત્યુને ત્રીજે દિવસે એકઠા થયા અને મહાત્મા ગાંધીજીએ તેમની જે સેવા કરી હતી તેનું ચિરંજીવી બને તેવું સ્મારક કેમ બને તેનો વિચાર કર્યો. દરેક મજૂરે ત્રણ દિવસની કમાણી તેમના પિતા, માર્ગદર્શક અને મિત્ર એવા મહાત્માજીના સ્મારક અર્થે આપવી એવો નિર્ધાર કર્યો. ગુજરાતભરના મજૂરોએ પણ આ *ફાળામાં સાથ આપવા નિર્ણય કર્યો. મહાત્માજીએ કરેલા ઉપકારનું ઋણ કઈ રીતે વાળવું? જે પાઠો તેમણે અમદાવાદના મજૂરોને શીખવ્યા છે એ પાઠો દેશભરના મજૂરો શીખે એવી પ્રવૃત્તિ ચલાવવા માટે આ ફાળાનો ઉપયોગ કરવો એવો પણ મજૂર પ્રતિનિધિ-ઓએ નિર્ણય કર્યો. લગભગ ૧૨ લાખ રૂપિયા જેટલો ફાળો એકઠો થયો. એકઠા થયેલા ફાળાની વ્યવસ્થા કરવા માટે પ્રતિનિધિઓએ એક 'ગાંધી મજૂર સ્મારક ટ્રસ્ટ' નામની સંસ્થા ઊભી કરી. ટ્રસ્ટી મંડળમાં મજૂર ટ્રસ્ટીઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો. પછી એ સંસ્થાને રજિસ્ટર કરાવી અને એકઠા થયેલા ફાળાનો ઉપયોગ દેશભરમાં ગાંધીજીની વિચાર-સરણી પ્રમાણેની મજૂર પ્રવૃત્તિ ચલાવવાના કાર્યમાં વાપરવાનું શરૂ કર્યું.

## રાષ્ટ્રવિરોધી હડતાળને સાથ નહિ આપ્યો

હિન્દુસ્તાન મજૂર સેવક સંઘની પ્રવૃત્તિઓને પરિણામે ખાનગી ક્ષેત્રમાં કામ કરતા મજૂરોમાં તો ગાંધીજીની વિચારસરણી છેક ૧૯૩૭ની સાલથી ગુજરાત, સૌરાષ્ટ્ર અને મધ્યભારતની બહાર ફેલાવા પામી હતી. ગાંધી મજૂર સ્મારક ફાળાની મદદ વડે આ પ્રવૃત્તિઓ જાહેર ક્ષેત્રમાં કામ કરતા મજૂરો વચ્ચે પણ ફેલાવવાનું શક્ય બન્યું. હિંદની રેલવેમાં કામ કરતા મજૂરો પણ ગાંધીવાદી વિચારસરણીથી આકર્ષાયા. સંરક્ષણ ખાતાના કારખાનામાં કામ કરતા મજૂરો પણ ગાંધીવાદી વિચારસરણીને અનુસરી સંગઠિત બન્યા. ૧૯૬૦ના જુલાઈ માસમાં જ્યારે સરકારી કર્મચારીઓની દેશવ્યાપી હડતાળ પાડવાનું આહ્વાન આપવામાં આવ્યું ત્યારે રેલવેના ગાંધીવાદી વિચારસરણીમાં માનનારા મોટા ભાગના કામદારો અને સંરક્ષણ ખાતાનાં કારખાનાંઓમાં કામ કરતા અર્ધા જેટલા મજૂરો આ કારણ વગરની અન્યાયી, ગેરકાયદેસર અને આત્મઘાતક હડતાળથી દૂર રહ્યા અને તેને પરિણામે એ હડતાળ નિષ્ફળ નીવડી.

## મજૂર સંગઠનની સાચી મૂડી

મહાત્મા ગાંધીજીએ આફ્રિકાથી પાછા ફરી ગુજરાતના મુખ્ય શહેર જેવા અમદાવાદમાં વસવાટ કર્યો. તેમના બધા પ્રયોગો તેમણે અમદાવાદમાં જ શરૂ કર્યા. તેઓ કેવળ રાજકીય ક્રાન્તિ જ ઇચ્છતા ન હતા પરંતુ સામાજિક અને નૈતિક ક્રાન્તિ પણ ઇચ્છતા હતા. સર્વોદય એ જ એમનું ધ્યેય હતું. માણસ માણસ વચ્ચે ભેદભાવ ન હોય, અસમાનતા ન હોય, સૌને આગળ વધવાની સમાન તક હોય, એવી સમાજરચના સ્થાપવાનું તેઓ ઇચ્છતા હતા. અને તેથી જ અમદાવાદના મજૂરોના પ્રશ્નોમાં તેઓ રસ લઈ શ્રી અનસૂયાબહેનને માર્ગદર્શન આપવા માંડ્યા. ૧૯૧૭ની સાલમાં જે વૃક્ષનું બીજ રોપાયું હતું તે વૃક્ષ પ્રથમ ગુજરાત, સૌરાષ્ટ્ર અને મધ્યભારતમાં ફેલાયું અને આજે આખા દેશમાં મજૂર મહાજન સંઘ જેવાં સંગઠનો ઠેરઠેર સ્થપાઈ ચૂક્યાં છે. મજૂર મહાજન સંઘનું ભવિષ્ય શું? મજૂર મહાજન સંઘે મહાત્મા ગાંધીજીનું સ્વપ્ન સિદ્ધ થાય એ જોવાનું રહ્યું. મહાત્મા ગાંધીજી જે શોષણવિહીન સમાજરચના સ્થાપવા ઇચ્છતા હતા તેવી સમાજરચના વર્ગવિગ્રહના વિખવાદથી દૂર રહી દેશભરમાં સ્થપાય એ જોવા મજૂર મહાજન સંઘે હમેશાં તત્પર રહેવું જોઈશે. આ કાર્ય માટે અનેક કાર્યકર્તાઓ તૈયાર કરવાના રહેશે. તાલીમ પામેલા અનુભવી કાર્યકર્તા એ જ મજૂર સંગઠનની સાચી મૂડી છે, એ હકીકત જેમ અમદાવાદના મજૂરો મહાત્મા ગાંધીજી પાસેથી શીખ્યા છે તેમ દેશના તમામ મજૂરોએ પણ શીખવું જોઈએ.

## મજૂરોમાં જવાબદારીનું ભાન

મજૂરો પોતાના હક્કો મેળવવા માટે સંગઠિત બને તે જોવાનું કામ જેમ મજૂર મહાજનો છે તે પ્રમાણે મજૂરો પોતાની જવાબદારી અદા કરે તે પણ મજૂર મહાજનોએ જોવાનું રહેશે. જાહેર ક્ષેત્રોમાં ઉદ્યોગોનો વિસ્તાર વધતો જાય છે, એ ઉદ્યોગોમાં કામ કરતા મજૂરો ઉદ્યોગ પ્રત્યે કે દેશ પ્રત્યે પોતાની જવાબદારી અદા નહિ કરે તો એ રાષ્ટ્રીયકરણ કસમયનું ગણાશે. અને આવા કસમયના રાષ્ટ્રીયકરણનું પરિણામ હંમેશાં સરમુખત્યારશાહી જ હોય છે. એટલે મજૂર મહાજન સંઘે મજૂરોમાં જવાબદારીનું ભાન સતત રહ્યા કરે તે માટે હંમેશાં જાગ્રત રહેવું જોઈશે. મજૂર એ દેશનું ધન છે, એનો બગાડ ન થવો જોઈએ, એનો દુરુપયોગ ન થવો જોઈએ. મજૂરોની કાર્યક્ષમતા વધે, તેમની કુશળતા વધે, તેમની ઉત્પાદનશક્તિ વધે એ જોવું એ મજૂર મહાજન સંઘનો ભવિષ્યનો કાર્યક્રમ હોવો જોઈએ.

## *મજૂર મહાજનના બંધારણની બે મહત્ત્વની કલમો

અંતમાં ૧૯૨૦માં મજૂર મહાજનની સ્થાપના થઈ ત્યારે એ મહાજનના મૂળ બંધારણમાં ગાંધીજીએ જે બે મહત્ત્વની કલમો મૂકી હતી તેનો ઉલ્લેખ કરી આ લેખ સમાપ્ત કરીશું.

(૧) "મજૂરોના પગાર ઓછા છે તે વધારાવવો અને વધારેલા પગારનો *સદુપયોગ થાય તે જોવું.

(૨) "કામના કલાક વધારે છે તે ઓછા કરાવવા, અને બચેલા વખતનો સદુપયોગ થાય તે જોવું."

પગાર ઓછા હોય ત્યાં વધારાવવા અને કામના કલાકો વધારે હોય ત્યાં ઓછા કરાવવા એ મજૂર સંસ્થાઓની સામાન્ય પ્રવૃત્તિ છે પરંતુ પૈસા અને સમયનો સદુપયોગ કરવાનો આગ્રહ રાખવાનો વિચાર અત્યંત મહત્ત્વનો છે. ૧૯૨૦ની સાલમા મજૂર મહાજને કામના કલાકો ઘટાડવા અંગે માગણી કરી તે વખતે અમદાવાદની મિલોમાં સવારે અજવાળું થાય ત્યારથી સાંજે અંધારું થાય ત્યાં સુધી કામ ચાલતું હતું. કારખાનાનો કાયદો આટલા કલાક સુધી કામ કરવાની પરવાનગી આપતો હતો. આ અંગે મહાજને ગાંધીજીની દોરવણી હેઠળ લડત ચલાવી અને તેને પરિણામે માલિકોએ કામના કલાક ૧૨ હતા એ ૧૦ કરવાનું સ્વીકાર્યું.

હિન્દુસ્તાનના કારખાનાના કાયદામાં કામના કલાકો ૧૦ કરવાનો સુધારો તો છેક ૧૯૨૨માં થયો. પરંતુ અમદાવાદમાં તો ૧૯૨૦થી જ ૧૦ કલાકનો નિયમ શરૂ થઈ ગયો હતો. આ ફેરફાર બહુ આવકારદાયક તો હતો જ પણ એના સદુપયોગને અંગે ગાંધીજી હમેશાં આગ્રહ રાખતાં કહેતા રહેતા કે એ કામના કલાકમાં ઘટાડો થવાથી મજૂરને જે સમય ફાજલ મળે તેમાં તેની શક્તિનો વિકાસ થાય, ચારિત્ર્યનો વિકાસ થાય, કૌટુંબિક જીવનનો વિકાસ થાય અને તેમની શારીરિક તથા માનસિક શક્તિનો વિકાસ થાય એવાં કામો જો મહાજન કરતું રહે તો જ કામના કલાકોને અંગે જે ફેરફાર કરાવવામાં આવ્યો છે તે સફળ થયેલો ગણાય.' એમની આ દોરવણી અનુસાર શ્રી અનસૂયાબહેન તથા મહાજનના કાર્યકર્તાઓ આ પ્રકારનાં કામોને મહાજનની પ્રવૃત્તિમાં મહત્ત્વનું સ્થાન આપી સતત કરતા રહ્યા છે અને તે જ નીતિને મજૂર મહાજન સંઘ હરહંમેશ વળગી રહેશે તો મજૂર મહાજનનું અસ્તિત્વ સાર્થક થશે અને ગાંધીજી પ્રત્યેનું ઋણ અદા કરી કૃતકૃત્ય થશે.

# રચનાત્મક પ્રવૃત્તિ

શ્રી નવલભાઈ શાહ
(ગુંદી)

જેને આપણે રચનાત્મક પ્રવૃત્તિને નામે ઓળખીએ છીએ તેનો જન્મ પૂ. બાપુજીના આગમન પછી થયો. તે પહેલાં રાજકીય, સામાજિક વગેરે પ્રવૃત્તિઓ ચાલતી હતી. પણ ગાંધીજીએ ભારતમાં આવી જોયું કે વરસો વરસની ગુલામીને કારણે પ્રજાના જીવનને ઉપયોગી એવી અનેક વસ્તુઓ મૂલ્ય ગુમાવી ચૂકી હતી. જ્યાં સુધી એ વસ્તુઓનું સાચું મૂલ્ય ન સ્થપાય ત્યાં સુધી દેશ બેઠો થઈ ન શકે. એટલા માટે પૂજ્ય બાપુજીએ એક પછી એક રચનાત્મક કાર્યક્રમો દેશને આપવા માંડ્યા.

એમણે જોયું કે દેશમાં કપાસ પેદા થતો હોવા છતાં સેંકડો સ્ત્રીઓને લગભગ નગ્ન અવસ્થા ભોગવવી પડે છે. રેંટિયાને રચનાત્મક પ્રવૃત્તિમાં સ્થાન મળ્યું. એમણે જોયું કે ગાયની પ્રતિષ્ઠા તૂટી છે, ભેંસને વધુ ને વધુ અગત્ય અપાઈ રહી છે. એટલે ગોસેવાને રચનાત્મક પ્રવૃત્તિમાં સ્થાન મળ્યું. આમ જેમ જેમ બાપુનું જીવન ને કાર્ય વિસ્તરતું ગયું અને નવા પ્રશ્નો તેમની સમક્ષ આવતા ગયા તેમ તેમ રચનાત્મક કાર્યક્રમોની યાદીમાં પણ ઉમેરો થતો ગયો.

ભારતવર્ષની જેમ ગુજરાતની રચનાત્મક પ્રવૃત્તિનો આરંભ પણ પૂ. બાપુજીના કોચરબ આશ્રમના નિવાસથી થયો. ત્યાં તેઓ જે નાનીમોટી પ્રવૃત્તિઓ ચલાવતા તેણે ગુજરાતની રચનાત્મક પ્રવૃત્તિનો પાયો નાખ્યો. આશ્રમમાં બાપુજી કાંતતા, જાતે દળતા, પાણી ભરતા, કે ભંગીની દીકરીને પોતાની દીકરી તરીકે સ્વીકારી સાથે રાખતા. આ બધી જ પ્રવૃત્તિઓ વ્યાપક બનાવી અને તેમાંથી પ્રેરણા લઈ ગુજરાતને ગામડે ગામડે ભાવનાશીલ સેવકો બેસી જવા લાગ્યા. આમ આશ્રમની સાધનામાંથી જન્મેલી પ્રવૃત્તિ વ્યાપક થવા લાગી અને એમાંથી ગુજરાતની રચનાત્મક પ્રવૃત્તિનું વૃક્ષ વિકસવા લાગ્યું.

રાજકીય પ્રવૃત્તિ કરતાં પણ પૂ. બાપુજી રચનાત્મક પ્રવૃત્તિને વિશેષ અગત્ય આપતા. કારણ કે અંગ્રેજો ગયા પછી સ્વરાજ ચલાવવાની શક્તિ રચનાત્મક પ્રવૃત્તિ દ્વારા જ ઊભી થઈ શકે એમ તેઓ માનતા હતા. કારણ કે, તેમની સ્વરાજ્યની કલ્પના માત્ર અંગ્રેજો અહીંથી ચાલ્યા જાય એટલા પૂરતી મર્યાદિત ન હતી. તેઓ તો રાજકીય સ્વરાજ્યને માત્ર સાધન માનતા હતા. સ્વરાજ્ય તો દરેક માણસે પોતાનું મેળવવાનું હોય છે. આ દેશના એકેએક માનવનું ઘડતર થાય તો જ એ શક્ય બને.

આ શક્તિ રચનાત્મક કામ દ્વારા જ ઊભી થઈ શકે. તેઓ માનતા કે સ્વરાજ્યની ચાવી રચનાત્મક કામ છે. એ જેટલું થયું હશે એટલું જ સ્વરાજ્ય પ્રજા માણી શકશે. એટલે તેમણે એક ઠેકાણે લખ્યું પણ છે, 'અંગ્રેજોને મુંબઈને કિનારે વળાવી હું પાછું વાળીને જોઈશ તો ભારતનાં ગામડાં બદલાઈ ગયાં હશે. ગામડે ગામડે રેંટિયો ગુંજતો હશે.' રચનાત્મક કામમાં તેમની આવી શ્રદ્ધા હતી. આ વિચારો તેમણે પોતાના અંતેવાસીઓને સતત આપ્યા. અને એટલે જ રચનાત્મક કામની દૃષ્ટિએ ગુજરાતમાં પ્રમાણમાં વધારે ઊંડાણથી કામ થયું છે. ગુજરાતમાં ભાગ્યે કોઈ એવો જિલ્લો હશે કે જ્યાં રચનાત્મક પ્રવૃત્તિનું થાણું નહિ હોય.

ખેડા સત્યાગ્રહના ફલસ્વરૂપ રાસ્ત થયેલી બોરસદની છાવણી ત્યાંની રચનાત્મક પ્રવૃત્તિના કેન્દ્રમાં ફેરવાઈ ગઈ. અને આજે પણ ત્યાં અનેકવિધ પ્રવૃત્તિઓ ચાલે છે. પૂ. રવિશંકર મહારાજ, બબલભાઈ મહેતા, પૂ. સુરેન્દ્રજી જેવા તત્ત્વનિષ્ઠ સેવકોએ વરસો સુધી એ પ્રદેશમાં કામ કર્યું. શ્રી બબલભાઈ મહેતાના માસરાના અનુભવો ('મારું ગામડું') આજે પણ વાંચીએ તો લાગે કે પૂ. બાપુજીની પ્રેરણાથી કેવા યુવાનો કેવા ઊંડાણનાં ગામોમાં બેસી ગયા હતા અને તપ દ્વારા ગુજરાતના જીવનમાં સર્વોદય વિચારનું સિંચન કર્યું હતું.

રચનાત્મક પ્રવૃત્તિનું સૌથી વિશેષ અને ઊંડાણથી કામ થયું હોય તો તે સુરત જિલ્લામાં. એનો જન્મ પણ બારડોલીના સત્યાગ્રહના આંદોલન સાથે જોડાયેલો છે. બારડોલીના સત્યાગ્રહે આખીયે દુનિયાનું ધ્યાન ખેંચ્યું. એ લડત સફળ થઈ. પછી શું? પૂ. બાપુજીએ બારડોલીના કેન્દ્રને સ્વરાજ્ય આશ્રમમાં ફેરવી નાખ્યો. અને એના જ પેટા કેન્દ્ર તરીકે સ્વરાજ્ય આશ્રમ વેડછીની શુભ શરૂઆત થઈ. રાનીપરજ ને હળપતિ ભાઈબહેનોના પ્રશ્નો લઈને સ્વ. શ્રી ચૂનીભાઈ અને જુગતરામભાઈ બેસી ગયા. એમના કામના આરંભના દિવસોના અનુભવ સાંભળીએ તો આજે પણ એમની તપશ્ચર્યા માટે અંતર આદરથી ઝૂકી જાય.

સુરત જિલ્લો એટલે રચનાત્મક કામની પ્રેરણાભૂમિ. ત્યાં ખાદીનું કામ વિકસ્યું, ત્યાં નયી તાલીમનું કામ પણ ગુજરાતમાં સૌથી વધુ વ્યવસ્થિત રીતે ચાલે છે. ગાંધી મેળામાં જઈ ચડીએ તો રચનાત્મક કામની શક્તિનું ત્યાં દર્શન થયા વગર ન રહે. હવે માત્ર વેડછી આશ્રમ રહ્યો નથી. નાના મોટા અનેક આશ્રમો ને કેન્દ્રોની ફૂલગૂંથણી થઈ ગઈ છે. એ ભૂમિમાંથી ઊભા થયેલા મકનજી બાબા જેવા સેવકો ઉપરાંત ત્યાંના મધ્યમ વર્ગમાંથી આગળ આવેલા અનેક નવયુવકો કામે લાગ્યા છે. માંડવી તાલુકામાં ઘટાલીનો બાપુ આશ્રમ, અન્નપૂર્ણાબહેનનો મઢીનો આશ્રમ, આજે તો વિકસિત સંસ્થાની જેમ કામ કરી રહ્યા છે. દૂર ઊંડાણનાં જંગલોમાં પણ આશ્રમશાળાઓ ને જંગલ મંડળીઓ મારફતે રચનાત્મક કામની સુવાસ પહોંચી ગઈ છે. સ્વરાજ્ય આશ્રમ ડાંગ ને ધરમપુર જિલ્લાની પ્રવૃત્તિની પ્રેરણા અહીંના કામમાંથી જ જન્મી છે. એવું જ બીજું નોંધપાત્ર કામ દાંડીની આસપાસ વિકસ્યું. પૂ. બાપુજીએ દાંડીકૂચ કરી એની સ્મૃતિમાં પૂ. શ્રી દિલખુશભાઈએ ગાંધીકુટીરને સેવાધામ તરીકે પસંદ કર્યું. એ પ્રદેશમાં વાતાવરણ જાગ્યું, એટલું જ નહિ, એ પ્રવૃત્તિમાંથી ઊભા થયેલા કાંઠા વિભાગના ઉત્સાહી જુવાનો, આજે આખાયે ગુજરાતમાં એક યા બીજી રીતે ફેલાઈ ગયા છે. મીઠુબહેન પિટીટનો મરોલી આશ્રમ, અને એની આસપાસ ગૂંથાયેલી પ્રવૃત્તિઓ પણ સારી રીતે ચાલી રહી છે. ટૂંકમાં કહીએ તો ગુજરાતમાં જો સૌથી વધુ આશ્રમો, રચનાત્મક સંસ્થાઓ ને ભાવનાશીલ સેવકોનું જૂથ હોય તો તે સુરત જિલ્લામાં હશે.

આમ તો ગુજરાતના પ્રત્યેક જિલ્લામાં કોઈ ને કોઈ સંસ્થા ને ભાવનાશીલ સાથીઓનું જૂથ કામ કરે જ છે. એ બધાંની યાદી અને તેમના

પુરુષાર્થની નોંધ લેવાની અહીં મર્યાદા છે. સુરત જિલ્લાની જેમ વ્યાપક ને વ્યવસ્થિત કામ સૌરાષ્ટ્રમાં સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ દ્વારા થયું છે. રચનાત્મક સમિતિના સંચાલન હેઠળ સૌરાષ્ટ્રમાં અનેક સંસ્થાઓ ને આશ્રમો કામ કરે છે. ખાદી ને ગ્રામોદ્યોગના કામનો વિકાસ એ ત્યાંની વિશેષતા છે. ખાદીનું વ્યાપક દર્શન આપણને ચલાળા, ખડસલી વગેરે સ્થાનોમાં જ થઈ શકે. ગુજરાતમાં ઉત્પન્ન થતી ખાદીના મોટા ભાગની ખાદી સૌરાષ્ટ્રમાં જ ઉત્પન્ન થાય છે, એટલું જ નહિ ધંધાદારી ધોરણે પણ એ કામ સુંદર રીતે ગોઠવાઈ ગયું છે. અંબર ચરખાના આગમન પછી ત્યાંના ખાદીકામને નવો વળાંક મળ્યો છે. આજે ભારતમાં ઘણે ઠેકાણે અંબર નિષ્ફળ ગયો છે એમ કહેવામાં આવે છે. જ્યારે સૌરાષ્ટ્રનાં અમરેલી; ગોંડલ, જૂનાગઢ, ચત્રળ જેવાં કેન્દ્રોમાં ચાલતા અંબર કામને જોઈ આપણી શ્રદ્ધા વધે એટલું જ નહિ અંબરમાં જે શક્તિ પડેલી છે તેનું દર્શન થયા વગર રહેતું નથી.

રચનાત્મક કામની દૃષ્ટિએ ઠીક અંશે સુગ્રથિત કામનો ખ્યાલ આપણને મુનિશ્રી સંતબાલજીની પ્રેરણાથી ચાલી રહેલ ભાલનળકાંઠાની પ્રવૃત્તિમાંથી આવી શકે. ત્યાં રચનાત્મક કામની સાથે સાથે લોકોનાં સંગઠનો પર પણ ભાર મૂકવામાં આવે છે. ખેડૂતો ને ગોપાલકોનાં સંગઠનોનો પાયો નીતિ. છે. ખેડૂતોની સહકારી મંડળીઓ અને ગોપાલકોમાં થતાં અનેકવિધ કામોથી રચનાત્મક કામને વધુ ચેતના મળી છે.

આદિવાસી વિસ્તારમાં ભીલ સેવામંડળનું કામ વરસોથી ચાલે છે. પૂ. ઠક્કરબાપાની પ્રેરણાથી ચાલતી ભીલ સેવા મંડળ દાહોદની પ્રવૃત્તિ દિવસે દિવસે વિકસતી જ જાય છે. નાનીમોટી અનેક સંસ્થાઓ ત્યાં પાંગરી રહી છે. એવું જ બીજું નાનું પણ નોંધપાત્ર કામ શામળાજીની આસપાસ આદિવાસીઓમાં ચાલી રહ્યું છે. એના મૂળમાં શ્રી નરસિંહભાઈની તપશ્ચર્યા છે.

પૂ. બાપુજીએ રાષ્ટ્રીય કેળવણીની વાત કરી અને એમાંથી ગુજરાત વિદ્યાપીઠનો જન્મ થયો. કેળવણીના અને એ દ્વારા ગુજરાતના જાહેર જીવનમાં ગુજરાત વિદ્યાપીઠનો ફાળો ઘણો મહત્ત્વનો છે. આજે પણ એ વિદ્યાપીઠમાંથી ઉત્તીર્ણ થયેલા અનેક સ્નાતકો ગુજરાતની શિક્ષણસંસ્થાઓમાં તેમ જ ગામડાંઓમાં કામે લાગ્યા છે.

ગુજરાત વિદ્યાપીઠની શાખા તરીકે વલ્લભ વિદ્યાલય બોચાસણમાં પણ અનેકવિધ પ્રવૃત્તિઓ ચાલી રહી છે. પૂ. ગંગાબાની ગૌશાળા ગુજરાતની નમૂનેદાર ગૌશાળાઓમાંની એક છે. ગાય માટેની ભક્તિ ને વ્યવસ્થાના સુમેળનું ત્યાં દર્શન થાય છે.

રાષ્ટ્રીય કેળવણીનો વિચાર કરીએ છીએ ત્યારે આંબલાની આસપાસ ચાલી રહેલ પૂ. નાનાભાઈ ને તેમના સાથી મિત્રોની પ્રવૃત્તિને કેમ ભૂલી શકાય? આંબલાની ગ્રામશાળામાંથી લોકશાળા અને આગળ ચાલીને લોકભારતી સુધીના વિકાસનો એક રસિક ઇતિહાસ છે. અથવા તો પૂ. નાનાભાઈનું તપ છે. લોકભારતી એક રીતે કહીએ તો ગ્રામીણ સંસ્કૃતિનું વિશ્વવિદ્યાલય છે. એમાં તૈયાર થયેલા સ્નાતકો ગુજરાતની રચનાત્મક પ્રવૃત્તિની ભાવિ આશા સમા છે. આમ બાલશિક્ષણથી માંડીને ઠેઠ વિશ્વ-વિદ્યાલય સુધીનું પૂ. બાપૂજીનું ચિત્ર ગુજરાતની ધરતીમાં અંકાઈ રહ્યું છે. સૌરાષ્ટ્રમાં ચાલતી લોકશાળાઓ-ને ઉત્તર ગુજરાતનાં બુનિયાદી વિદ્યાલયો પણ એ દિશામાં ઠીક પ્રગતિ કરી રહ્યાં છે. આમ શિક્ષણને ક્ષેત્રે પૂ. બાપુજીના નયી તાલીમના વિચારોને ગુજરાતની નાનીમોટી અનેક સંસ્થાઓ દ્વારા મૂર્તસ્વરૂપ મળી રહ્યું છે. એ બધાને સાંકળવાનું કામ 'ગુજરાત નઈ તાલીમ સંઘ' નામની સંસ્થા કરે છે. બાલવાડીના શિબિરો, ઓપવર્ગો ઉપરાંત નઈ તાલીમની દૃષ્ટિએ ગુજરાતની બધી કેળવણીની સંસ્થાઓ આગળ વધે તે કાર્યમાં મદદ કરે છે અને શિક્ષણના ક્ષેત્રે ગાંધી વિચાર વિરોધી વિચારો જ્યારે જ્યારે વહેતા થયા ત્યારે ત્યારે ગુજરાત નઈ તાલીમ સંઘે પણ પોતાની શક્તિ મુજબ વિચારપ્રચાર કરી ગુજરાતના લોકમતને ઘડ્યો છે. આમ તે એક વ્યાપક રચનાત્મક સંસ્થા છે.

અસ્પૃશ્યતાનિવારણને પૂ. બાપુજીએ પોતાના જીવન દરમ્યાન સૌથી વિશેષ અગત્યતા આપી હતી. એ કામ માટે મુ. શ્રી પરીક્ષિતલાલ મજમુદાર જેવા અનન્ય મૂકસેવક ગુજરાતને મળ્યા જે એ ગુજરાતનું સદ્‌ભાગ્ય છે. કોઈ પણ જાતની સ્પૃહા વગર સતત હરિજનસેવાના તેમના કાર્યની સુવાસ ગુજરાતની ધરતીને ખૂણે ખૂણેથી આવી રહી છે. રાતદિવસ એક જ જપ; હરિજનોની સેવા. એ બધાને પરિણામે હરિજનોમાં આજે સેંકડો યુવાનો શિક્ષિત થઈ કામે લાગ્યા છે. આટલી તપશ્ચર્યા છતાં ગુજરાતમાંથી અસ્પૃશ્યતાનું કલંક સંપૂર્ણપણે નાબૂદ થયું છે એમ તો ન કહી શકીએ. પણ હવે પહેલાંની તીવ્રતા રહી નથી એટલું જ નહિ કેટલાય પ્રદેશોમાં તો અસ્પૃશ્યતા જાણે ગઈ હોય એમ લાગે.

બહેનોના કામને પણ પૂ. બાપુજીએ રચનાત્મક કામમાં સ્થાન આપ્યું. એ દિશામાં પણ જ્યોતિસંઘ, વિકાસગૃહ, વિઠ્ઠલકન્યા વિદ્યાલય, કસ્તૂરબા આશ્રમ કોબા, જેવી અનેક સંસ્થાઓ મારફતે નોંધપાત્ર કામ થયું છે.

સ્વરાજ આવ્યા પછી મુંબઈ રાજ્યની સરકારે શરૂ કરેલી સર્વોદય યોજનાની પ્રવૃત્તિએ પણ ગુજરાતના રચનાત્મક કામને વ્યાપક બનાવવામાં ઠીક ઠીક ભાગ ભજવ્યો છે. દરેક જિલ્લામાં એક સર્વોદય કેન્દ્ર ચાલે છે અને તે મારફતે પૂ. બાપુજીના વિચારો ને રચનાત્મક કામોને સારો એવો વેગ મળી રહ્યો છે. અનેક ભાવનાશાળી યુવાનોને આ યોજનાઓ દ્વારા કામ કરવાની ને ગામડાંમાં સ્થિર થવાની તક મળી છે.

સઘન યોજનાનાં કેન્દ્રો, ગાંધી સ્મારક નિધિ મારફતે ચાલતી ગાંધી ઘરની પ્રવૃત્તિઓ, ગામડાંમાં બેઠેલા મહાદેવ સ્મારક ટ્રસ્ટના સમાજ સેવકો, ખાદી બોર્ડ ને કમિશનના કાર્યકરો ને તેમની પ્રવૃત્તિ આ બધાનો વિચાર કરીએ તો કેટલું વ્યાપક કામ આપણે ત્યાં ચાલી રહ્યું છે તેનો ખ્યાલ આવે.

આપણે ત્યાં ભાવનાશાળી ને તપસ્વી રચનાત્મક સેવકોની પ્રેરણા હજુ પણ આપણને સાંપડી રહી છે. ફરતી યુનિવર્સિટીઓની જેમ તે સંસ્કૃતિનું નવનિર્માણ કરી રહ્યા છે. અનેક નવયુવાનો રચનાત્મક કામમાં જોડાય છે. નવી નવી સંસ્થાઓ અને કેન્દ્રો પણ ખૂલતાં જ જાય છે.

આમ આપણો વારસો અને ભૂડી જોઈએ તો રચનાત્મક કામથી આશા ઉપજે એવું છે. પણ આપણે ભૂલવું ન જોઈએ કે હવે પ્રલોભનોનો વાયરો ફૂંકાવા લાગ્યો છે. સેવાની મોટા ભાગની પ્રવૃત્તિ કલ્યાણ રાજ્ય મારફતે ચલાવવાના પ્રયત્નો થઈ રહ્યા છે. એ બધાની સાથે પૂ. બાપુજીના વિચારો ને આદર્શો પ્રમાણે સેવાની પ્રવૃત્તિ કેટલી આગળ ધપી શકશે? છતાં રચનાત્મક કામનું સ્વતંત્ર મૂલ્ય છે. એ જ સ્વરાજ્યનો પાયો છે એ આપણે ભૂલવું ન જોઈએ ને રચનાત્મક કામ વધુ ને વધુ ખીલતું જાય, એમાં પડેલાં ભાઈબહેનોને એમાં બળ મળતું રહે તો પૂ. બાપુજીના વિચારો પ્રમાણેનું ચિત્ર આંકવામાં આપણે સફળ થઈશું. બાકી, દુનિયાની દોડમાં આપણે દોડીશું તો આપણી ભૌતિક સંપત્તિ તો જરૂર વધશે. યંત્રયુગમાં એ સહેલું છે. પણ એ બધી દોડમાં ગુજરાતનો માનવ ને માનવની અંતરની શક્તિ ભુલાઈ ન જાય તે આપણે સૌએ જોવાનું છે. જે ગુજરાતે પૂ. બાપુજી આપ્યા તે ગુજરાતની ધરતીમાંથી એમને પગલે ચાલનાર માનવો વધુ ને વધુ પ્રમાણમાં ઊભા થાય અને પૂ. બાપુજીનું સર્વોદયનું ચિત્ર ગુજરાતમાં અંકાય એ આશા વધુ પડતી તો ન જ ગણાય. આપણે આશા રાખીએ ગુજરાતની બધી શક્તિ એ દિશામાં સક્રિય બને

# સંકટનિવારણ

**શ્રી કાંતિલાલ ઘિયા**
(મંત્રી, ગુજરાત સંકટનિવારણ સમિતિ, અમદાવાદ)

હિંદુસ્તાનના રાજકારણમાં અને તેમાંયે ખાસ કરીને બ્રિટિશ અમલ દરમ્યાન સને ૧૮૮૫ની સાલ એક સીમાસ્તંભ તરીકે ગણી શકાય. તે સાલમાં અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ અને તે સ્થાપનાની સાથે પોતાની ગુલામી દૂર કરવાને માટે તથા જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રમાં પડતી મુશ્કેલીઓ તથા આવતી આફતોનો સામનો કરવા માટે પ્રજાએ પોતાનું સંગઠન કરવું જોઈએ અને આ સંગઠન દ્વારા શિસ્ત અને ભાવનાથી પ્રેરાઈને જો પુરુષાર્થ કરવામાં આવે તો પ્રજા પોતાનું લક્ષ્ય સાધી શકે તે સિદ્ધાંતની સ્વીકૃતિ રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાથી થઈ ગણાય. અખિલ હિંદના ધોરણે ગુજરાતમાં પણ આ સાલથી એટલે કે સને ૧૮૮૫ થી પ્રજાજાગૃતિનાં બીજ રોપાયાં તેમ કહીએ તો ખોટું નહિ.

આ પ્રજાજાગૃતિ અને સંગઠનની પહેલી કસોટી સને ૧૮૯૯–૧૯૦૦ અથવા તો સંવત ૧૯૫૬ કે જેને આપણે છપ્પનિયો કહીએ છીએ, તે વર્ષમાં પડેલા ભયંકર દુષ્કાળમાં થઈ. આ છપ્પનિયા દુષ્કાળમાં સમગ્ર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં માનવ અને પશુની જે ભયંકર ખુવારી થઈ અને જે ખુવારીને અંગે સરકાર તરફથી ખાસ કાંઈ રાહતનાં પગલાં લેવામાં ન આવ્યાં તેથી ગુજરાતની પ્રજાની આંખ ખૂલી ગઈ અને ત્યાર પછી જે કુદરતી આફતો આવી તે આફતોમાં તેણે જરૂરી જાગૃતિ, સંગઠન, વ્યવસ્થા અને શિસ્તની શક્તિનો પરચો બતાવ્યો. જેને આપણે છપ્પનિયો દુષ્કાળ કહીએ છીએ તે દુષ્કાળમાં ગુજરાતના જુદા જુદા ભાગોમાં અનાજ, પાણી, ઘાસ વગેરે અંગે શી પરિસ્થિતિ હતી અને માનવ અને પશુ રાહત અંગે સરકાર તથા પ્રજાનાં મંડળો તરફથી શાં શાં પગલાં લેવામાં આવ્યાં તેની વિગતવાર અને આધારભૂત માહિતી આજે દુષ્પ્રાપ્ય છે. ગુજરાતના જાહેર જીવનમાં પડેલ અને આજે જૈફ ઉંમરે પહોંચેલ કેટલાક વયોવૃદ્ધ સમાજસેવકો આ છપ્પનિયા દુકાળની બાબતમાં આપણને જે કેટલીક માહિતી આપે છે તે માહિતી ઉપરથી જ આપણે તે દુષ્કાળ કેટલો ભયંકર હતો અને પ્રજાને તેથી આર્થિક, સામાજિક, નૈતિક તથા આધ્યાત્મિક ક્ષેત્રે કેટલું સહન કરવું પડ્યું છે તેનો આપણને ઘોડોઘણો અને આછો ખ્યાલ આવે છે. ઉપર જણાવ્યા પ્રમાણે તે વર્ષો દરમ્યાન ગુજરાતનું જાહેર જીવન બહુ ઘડાયું ન હતું એટલું જ નહિ પરંતુ જે ગુજરાતે ત્યાર પછીનાં વર્ષોમાં સારાયે ભારતને જાહેર જીવન અંગે દોરવણી આપી છે, તે ગુજરાતના ઘડવૈયાઓ પણ તે વખતે તેના તખ્તા ઉપર આવ્યા ન હતા. અને આથી જ સંવત ૧૯૫૬ના મહાદુષ્કાળમાં ગુજરાતને કારમી યાતનાઓમાંથી પસાર થવું પડ્યું હતું. આર્થિક ક્ષેત્રે ગુજરાતને લાખો રૂપિયાનું નુકસાન થયું હતું. પાક અને બિયારણની નિષ્ફળતા ઉપરાંત લાખો એકર જમીન ખેડૂતના હાથમાંથી બિનખેડૂતના કબજામાં જાણે કે ચાલી ગઈ હતી. અનાજના કણ અને પાણીના પ્યાલા માટે દયા અને પ્રેમના સાગર ગણાતા મનુષ્ય જેવા મનુષ્યે પણ પોતાના પ્રાણથીયે પ્યારાં બાળકોને ઊભા બજારે બીજાને વેચી દીધાના અથવા તો આપ્યાના દાખલાઓ જાણવા મળે છે. એટલું જ નહિ પરંતુ પોતાના પેટનો ખાડો પૂરવા માટે મરેલા ઢોરની માટી ખાધાના દાખલા પણ નોંધાયા છે. કોઈ કોઈ સ્થળે તો માણસ માનવભક્ષી બન્યાની વાતો સંભળાય છે. કદાચ સત્યની દૃષ્ટિએ આવી હકીકત ખોટી પણ હોય. પરંતુ આ બધા ઉપરથી એટલું તો જરૂરથી તારવી શકાય છે કે છપ્પનનો દુષ્કાળ છેલ્લા સૈકામાં ઘણો ભયંકર હતો અને તેમાંયે ખાસ કરીને વ્યવસ્થિત અને પૂરતી રાહતના અભાવે તેની અસર લોકો ઉપર ઘણી ઘેરી પડી હતી.

છપ્પનિયાના દુષ્કાળ પછીની આવી પડેલી કુદરતી આફતોની સરખામણીમાં છપ્પનિયા દુષ્કાળનું સૌથી ભયંકર પરિણામ એ હતું કે તે દુષ્કાળ વખતે બહુ મોટા પ્રમાણમાં માનવહાનિ થઈ હતી. ભૂખમરાને લીધે થયેલ આ માનવહાનિને પરિણામે માણસોનાં શબને છેવટનો સંસ્કાર કરવાને પ્રજા પાસે જરૂરી સંગઠન કે સાધનો ન હતાં. આ બધાં કારણોને લીધે જ છપ્પનિયા દુષ્કાળનાં પરિણામોની ભયંકરતા ઉપરથી ગુજરાતીમાં, "તને છપ્પનિયાનું પાપ લાગે" એ કહેવત પડી છે, અને તેનો અર્થ પણ આપણે સૌ સમજીએ છીએ.

સને ૧૯૦૦નો સંવત ૧૯૫૬નો જે છપ્પનિયો દુષ્કાળ પડ્યો અને ગુજરાતની પ્રજાએ તેનાં જે ભયંકર પરિણામો જોયાં તેથી જ તથા સને ૧૮૮૫ની કોંગ્રેસની સ્થાપના પછી હિંદુસ્તાનની બીજી પ્રજાની માફક ગુજરાતમાં પણ પ્રજાજાગૃતિનો યુગ મંડાયો અને આ જાતની કુદરતી આફતો આવે ત્યારે પ્રજાએ શું કરવું તે અંગે પ્રજા ગંભીરપણે વિચાર કરવા લાગી. વધુમાં હિંદુસ્તાનમાં અને તેમાંયે ખાસ કરીને ગુજરાતના જાહેર જીવનમાં પૂ. ગાંધીજીના વિચારો પ્રજાએ ઝીલવા માંડ્યા અને પ્રજાની દરેક પ્રકારની સેવાથી જ પ્રજાનું સંગઠન મજબૂત કરી શકાય એટલું જ નહિ પણ પ્રજાની શક્તિ સંગઠિત કરી શકાય તેનો ખ્યાલ ગુજરાતની પ્રજાને આવ્યો. હિંદુસ્તાનના છેલ્લી અર્ધી સદીના ઇતિહાસનાં જો આપણે પાનાં ફેરવીશું તો આપણે જોઈ શકીશું કે મહાત્મા ગાંધીજીએ આ દેશની આઝાદી માટે પ્રજાને સંગઠિત કરવા માટે જે કેટલાક ઉપાયો સૂચવ્યા હતા તેમાંનો એક ઉપાય એ હતો કે જ્યારે જ્યારે પ્રજા ઉપર કોઈ આસમાની-સુલતાની, આફત આવી પડે ત્યારે લોકસેવકોએ પ્રજાને સંગઠિત સ્વરૂપમાં રાહત આપવાના કામમાં લાગી જવું જોઈએ. આ જાતના સંગઠિત સ્વરૂપના રાહતના કામથી પ્રજાને જરૂરી અને તાત્કાલિક રાહત મળે છે એટલું જ નહિ પરંતુ પ્રજામાં એક જાતનો આત્મવિશ્વાસ જન્મે છે અને પ્રજાનું પોતાનું સંગઠન મજબૂત બને છે. સામાન્ય પ્રજા પણ પોતામાં જન્મેલા આત્મવિશ્વાસને લીધે, એ જોઈ શકે છે કે ગમે તેવી મોટી આફતો હોય તોપણ પ્રજા પોતાનું સંગઠન સાધી, પોતાનાં સાધનો એકઠાં કરી તેનો સામનો કરે તો, ગમે તેવી મોટી આફતોનો પણ સામનો કરી શકાય છે.

ભારતની આઝાદી આવ્યા પહેલાંની આવેલી મોટી આફતો જેવી કે બિહાર ભૂકંપ, આસામ રેલ, કવેટા ધરતીકંપ વગેરે જબરજસ્ત અને ભયંકર કુદરતી આફતોનો પણ પ્રજાએ પોતાના શિસ્તબદ્ધ સંગઠન દ્વારા સારી રીતે મુકાબલો કર્યો હતો તે આ સિદ્ધાંતનાં જ્વલંત ઉદાહરણો છે.

ફરી એક વાર આપણે અખિલ હિંદની વાત બાજુએ મૂકી ગુજરાત પ્રદેશમાં આવીએ. ઉપર જણાવ્યા પ્રમાણે સને ૧૯૦૦ ના છપ્પનિયા દુષ્કાળ અંગેની કેટલીક વિગતો આપણે જોઈ. છપ્પનિયા પછી ગુજરાતમાં મોટી આફત આને સને ૧૯૧૮–૧૯નો દુષ્કાળ હતો. આ દુષ્કાળ વખતે જે કામ થયું તે સંગઠિત સ્વરૂપમાં થયું હતું અને તેમાંયે ખાસ કરીને અમદાવાદ જિલ્લામાં જે કામ થયું છે તેનો કડીબદ્ધ લેખિત રિપોર્ટ પણ છપાયેલો છે. એમ કહી શકાય કે ગુજરાતમાં સંકટ નિવારણ અંગે વ્યવસ્થિત સ્વરૂપે છેલ્લા સૈકામાં આ સૌ પ્રથમ પ્રયાસ હતો. પરંતુ આ પ્રયાસ પણ આખા ગુજરાતના ધોરણે થયો ન હતો. આ પ્રયત્ન અમદાવાદ જિલ્લા પૂરતો જ થયો હતો.

અમદાવાદ જિલ્લામાં સામાન્ય રીતે સરેરાશ ૨૫ થી ૩૦ ઇંચ વરસાદ પડે છે તેને બદલે સને ૧૯૧૮માં સરેરાશ ૮ થી ૧૦ ઇંચ વરસાદ પડયો હતો અને ધોળકા–સાણંદ જેવા ભાગોમાં તો ફક્ત ૩ ઇંચ વરસાદ પડયો હતો. વધુમાં પ્રથમ વિશ્વયુદ્ધને લીધે ભાવોની સપાટી પણ ઘણી ઊંચી ગઈ હતી. અને આ અપૂરતું હોય તેમ સારાયે ભારતમાં અને તેથી ગુજરાતમાં પણ સને ૧૯૧૭માં પ્લેગ ફાટી નીકળ્યો હતો અને ૧૯૧૮માં ઇન્ફ્લુએન્ઝાનો મહારોગ શરૂ થયો હતો. આ બન્ને રોગોથી પ્રજાની શક્તિ ઘણી ક્ષીણ થઈ ગઈ હતી. અને મનુષ્યો તથા પશુઓનાં પણ મોટા પ્રમાણમાં મૃત્યુ થયાં હતાં. આ સંદર્ભમાં સને ૧૯૧૮–૧૯નો દુષ્કાળ અને તેનું રાહતનું કાર્ય એ કપરું કાર્ય હતું. છતાં ઉપર જણાવ્યા પ્રમાણે પૂ. મહાત્મા ગાંધીજી આ દિવસોમાં ગુજરાતમાં પોતાના કાર્યથી સર્વમાન્ય થયા હતા અને કુદરતી આફતોનો સામનો કેમ કરવો તેના પાઠ તેઓએ પ્રજાને આપ્યા હતા. ગુજરાતમાં તે વખતે ગુજરાત સભા, એ સાહિત્યની સંસ્થા હોવા છતાં આ જાતનું જાહેર સેવાનું કામ પણ કરતી હતી. આ ગુજરાત સભાએ પૂજ્ય સરદારશ્રી અને શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની સમિતિ નીમી અને દુષ્કાળની માહિતી એકત્ર કરવા અને તે અંગે શું કામ કરવું તેનો રિપોર્ટ તૈયાર કરવા તેમને જણાવ્યું હતું. તેઓએ પોતાનો જે રિપોર્ટ તૈયાર કર્યો તે ઉપરથી ગુજરાત સભાએ (તેના શબ્દોમાં) મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી વગેરે છ ભાઈઓની એક સમિતિ રાહતના પગલાં અંગે વિચાર કરવા નીમી. તે વખતના સંજોગોને ધ્યાનમાં રાખીને આ સમિતિએ અમદાવાદ જિલ્લાના કલેક્ટરની હાજરીમાં ઉત્તર વિભાગના કમિશનરની મુલાકાત લીધી અને સરકાર શાં પગલાં લેવા માગે છે તે જાણવા અને તે પગલાં સાથે પ્રજાનો સહકાર ગોઠવવા તેમની સાથે ચર્ચા કરી. ત્યાર બાદ અમદાવાદ શહેરના નગરશેઠના પ્રમુખપણા નીચે અમદાવાદના પ્રતિષ્ઠિત નાગરિકોની એક સભા બોલાવવામાં આવી અને અમદાવાદ જિલ્લામાં દુષ્કાળ રાહતના કામ માટે એક કમિટીની સ્થાપના કરવામાં આવી, જેનું નામ અમદાવાદ ફેમીન રિલીફ કમિટી રાખવામાં આવ્યું. આ કમિટીએ સસ્તાં અનાજ, કપડાં, ડોલ્સ વગેરે દ્વારા માનવ રાહતનું અને સસ્તુ ઘાસ, સારું બિયારણ, ખાણ વગેરે દ્વારા પશુ રાહતનું કામ કર્યું. આ કમિટીએ અમદાવાદ જિલ્લાના જુદા જુદા ભાગોમાં કામ કરવા માટે ગામોનાં જૂથવાર અને તાલુકાવાર કામ કરવા સબ કમિટીઓની પણ નિમણૂક કરી હતી અને તે દિવસોમાં પણ લગભગ એક લાખ નેવું હજાર રૂપિયા રાહત માટે ઉઘરાવ્યા હતા અને તેમાંથી લગભગ સવા લાખ જેવી રકમ તેઓએ ખર્ચી હતી. તે વખતના જાહેર જીવનમાં રસ લેનાર સર્વશ્રી સરદાર વલ્લભભાઈ પટેલ, શ્રી દાદા માવળંકર, શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ અને શ્રી કૃષ્ણલાલ એન. દેસાઈ આ અમદાવાદ ફેમીન કમિટીના સેક્રેટરીઓ હતા.

આ રીતે સને ૧૯૧૮–૧૯માં સૌ પ્રથમ સંકટ નિવારણનું વ્યવસ્થિત કામ પ્રજાતરફે ગુજરાતમાં શરૂ થયું હતું.

સને ૧૯૧૯ પછી ગુજરાતમાં મોટી આફત સંવત ૧૯૯૩ એટલે કે સને ૧૯૨૭માં આવી. ગુજરાત અને સૌરાષ્ટ્રમાં સંવત ૧૯૮૩ના અષાઢ વદિ ૧૦ તા. ૨૩મી જુલાઈ ૧૯૨૭ની શનિવારની રાતથી જે વરસાદ શરૂ થયો તે શ્રાવણ સુદિ ૧ ને તા. ૨૯મી જુલાઈએ બંધ પડયો. આ દિવસોમાં મુશળધાર વરસાદ સાથે અસાધારણ પવનની કાતિલ ઝાપટોનો તેમાં ઉમેરો થતાં સારાયે ગુજરાતમાં મહા રુદ્ર જળપ્રલય થયો અને જાનમાલની હાનિ ઉપરાંત એકબીજાને ખબર આપનારા રેલવે, તાર, ટપાલનાં સાધનો પણ નાકામિયાબ થઈ પડયાં. ગુજરાતના ખૂણે ખૂણેથી અનેક કરુણ કહાણીઓ તો આવવા લાગી પરંતુ તે ઉપરાંત ગુજરાતમાં જે સંગઠિત શક્તિ શરૂ થઈ હતી તેના કારણે ગુજરાતના જુદા જુદા ભાગોમાંથી વીરત્વના દાખલાઓ અને સંકટમાં સપડાયેલાઓને મદદ કરવાને આખા લોકસમૂહે બતાવેલી સ્વયંભૂ તત્પરતાના બનાવોની ખબરો આવવા માંડી. અમદાવાદમાં સામાન્ય વરસાદની વાર્ષિક સરેરાશ ત્રીસ ઇંચની ગણાય છે; તેના બદલે આ અતિવૃષ્ટિના છ દિવસોમાં જ ગુજરાતમાં છેલ્લાં ૫૦ વર્ષમાં ન નોંધાયો હોય તેવો બાવન ઇંચ વરસાદ પડયો. આ વખતે ગુજરાતના કર્મવીર પૂજ્ય સરદારશ્રી અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા. તેમણે સંકટગ્રસ્ત લોકોને રાહત આપવા માટે એક અપીલ બહાર પાડી અને સને ૧૯૧૮–૧૯ની માફક જ વ્યવસ્થિત રીતે માનવ રાહત અને પશુ રાહતનું કામ અમદાવાદ જિલ્લામાં ગોઠવ્યું. આ ઉપરાંત અતિવૃષ્ટિને લીધે જિલ્લામાં ઠેકાણે ઠેકાણે મકાનો પડી ગયાં હતાં તે માટે અમદાવાદ, વીરમગામ, સાણંદ, મોડાસા તથા ધોળકામાં બાંધકામ સામાન ડીપો ખોલવામાં આવ્યા હતા. આ બાંધકામ સામાન ડીપોમાંથી વાજબી અને પડતર કિંમતે લોકોને બાંધકામનો સામાન લાંબા ગાળાની લોન તરીકે આપવામાં આવ્યો હતો. આ રીતે આ વખતે પણ રાહતનું કામ સંગઠિત સ્વરૂપે ગોઠવવામાં આવ્યું હતું. પરંતુ હજુ આ કામ સારાયે ગુજરાતના ધોરણે ગોઠવાયું ન હતું, એ આપણે જોઈ શકીએ છીએ.

સને ૧૯૨૭થી ૧૯૪૮ સુધી ગુજરાતમાં છૂટક છૂટક જે કાંઈ આફતો આવી તે પ્રમાણમાં નાની હોવાથી તેનો આપણે ખાસ ઉલ્લેખ કરતા નથી. પરંતુ ભારત આઝાદ થયા પછી ગુજરાતમાં સૌ પ્રથમ જે આફત આવી તે સને ૧૯૪૮ નો ભયંકર દુષ્કાળ હતો. તે દુષ્કાળ નિવારણ અંગે ગુજરાતમાં વ્યવસ્થિત સ્વરૂપે સારાયે ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના ધોરણે જે રાહતનું કામ થયું તે ઇતિહાસ તાજો અને જાણવા જેવો હોવાથી તે અંગે આપણે થોડી વિગતોમાં ઊતરીશું.

વિક્રમ સંવત ૨૦૦૪ એટલે સને ૧૯૪૮નું ચોમાસું ગુજરાત, સૌરાષ્ટ્ર તેમ જ કચ્છના મોટા ભાગોમાં નિષ્ફળ નીવડ્યું. અને છપ્પનિયા પછી એટલે લગભગ છેલ્લાં ૫૦ વર્ષમાં નહિ જોયેલો એવો ભીષણ દુષ્કાળ ગુજરાતમાં પડયો. આ દુષ્કાળગ્રસ્ત વિસ્તારમાં મનુષ્યને માટે ખોરાકી અને ઢોરોને માટે ઘાસ, ખોળ અને પાણીના પ્રશ્નને ઉકેલવા સારુ સારાયે ગુજરાતના ધોરણે ગુજરાત દુષ્કાળ સંકટ નિવારણ સમિતિની સ્થાપના કરવામાં આવી. આ સમિતિએ ગુજરાત તથા સૌરાષ્ટ્રના જુદા જુદા જિલ્લાઓમાં રાહતનું કામ કરવા જિલ્લા તેમ જ તાલુકા સમિતિઓની રચના કરી. આ રાહતના કામમાં મદદ કરનાર એટલા બધા સેવાભાવી ભાઈઓ હતા કે જેને લીધે રાહતનું કામ અદ્વિતીય રીતે સુંદર થયું. સામાન્ય રીતે જોઈએ તો સને ૧૯૪૮નો દુષ્કાળ એ ભીષણ દુષ્કાળ હતો અને પૂ. શ્રી રવિશંકર મહારાજ સાથે મારે થયેલ વાતચીતનો સાર જો હું આપું તો હું એમ કહી શકું તેમ છું કે સને ૧૯૦૦ના એટલે કે છપ્પનિયા દુષ્કાળ કરતાં પણ સને ૧૯૪૮નો દુષ્કાળ વધુ ભયંકર હતો. પરંતુ આપણા સદ્ભાગ્યે આપણા મુંબઈ રાજ્યની સરકાર, સૌરાષ્ટ્રની સરકાર તેમ જ મધ્યસ્થ સરકાર લોકપ્રિય

તેમ જ કોંગ્રેસની હોઈ તેમનો ખૂબ જ સાથ હતો અને તેથી ગુરાકી-બધાં પ્રશ્નોનો સહેજે અને તાત્કાલિક ઉકેલ આવ્યો હતો. આ ઉપરાંત ગણોતધારો, ગીરોતધારો, શાહુકારી ધારો વગેરે સમાજકલ્યાણકારી ધારાઓના અસ્તિત્વને લીધે પણ ખેડૂતોની એક વીઘું પણ જમીન બિન-ખેડૂતોના હાથમાં ગઈ નહિ. ઉપરાંત રાહતનાં કામો કરવાને અંગે પ્રજા પાસે તાલીમ પામેલા નિષ્ણાત પ્રજાસેવકો હોવાને કારણે સને ૧૯૪૮નો દુષ્કાળ છપ્પનિયા દુષ્કાળ કરતાં પણ ભયંકર હોવા છતાં ગુજરાતમાં આપણા સદ્ભાગ્યે દુષ્કાળને અંગે એક પણ મનુષ્યે જીવ ગુમાવ્યો નથી. એટલું જ નહિ પરંતુ ગુજરાતનું પશુધન પણ દુષ્કાળના પંજામાંથી સારી રીતે મદદ અંશે બચી ગયું હતું.

ગુજરાતના જૂના પાંચ જિલ્લાઓમાંથી પંચમહાલ જિલ્લાને બાદ કરતાં અમદાવાદ અને ભરૂચ જિલ્લાના ઘણા ભાગો અને ખેડા અને સુરત જિલ્લાના અમુક ભાગોમાં ચોમાસું નિષ્ફળ ગયું હોવાથી દુષ્કાળની પરિસ્થિતિ પ્રવર્તતી હતી. તેવી જ રીતે બનાસકાંઠા, સાબરકાંઠા, મહેસાણા તથા વડોદરા રાજ્યના અમુક ભાગોમાં દુષ્કાળ હતો. સૌરાષ્ટ્રનો લગભગ ત્રીજા ભાગનો વિસ્તાર એક યા બીજા પ્રકારની દુષ્કાળની અસર નીચે આવ્યો હતો. કચ્છનો લગભગ આખો પ્રદેશ દુષ્કાળગ્રસ્ત હતો. આ બધા જિલ્લાઓમાં પડેલ ભયંકર દુષ્કાળ અંગે પ્રવાસ કરી જરૂરી માહિતી એકઠી કરી રાહતનાં પગલાં લેવા માટે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિની કાર્યવાહક સમિતિએ સમસ્ત ગુજરાત માટે 'ગુજરાત દુષ્કાળ સંકટ નિવારણ સમિતિ' નામની શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈના પ્રમુખપણા નીચે એક દુષ્કાળ રાહત સમિતિ નીમી અને તેના મંત્રીઓ તરીકે શ્રીયુત નવનીતલાલ સાકરલાલ શોધન અને શ્રીયુત કાંતિલાલ ફૂલચંદ પિત્રાને નીમવામાં આવ્યા. આ સમિતિએ પણ તેનું કામ સારાયે ગુજરાતમાં ગામડે ગામડે પહોંચે તે માટે તેનું પોતાનું સંગઠન જિલ્લા અને તાલુકા સુધી ગોઠવ્યું હતું અને તે રીતે 'જિલ્લા દુષ્કાળ સંકટનિવારણ સમિતિ' ઉપરાંત તાલુકા દુષ્કાળ સંકટનિવારણ સમિતિની પણ રચના કરવામાં આવી હતી. આ તાલુકા સમિતિઓ દ્વારા જ રાહતનું રોજબરોજનું કામ લેવામાં આવતું હતું. અને આ તાલુકા સમિતિઓ જ મુખ્યત્વે સંકટગ્રસ્ત માનવીઓના સંપર્કમાં આવતી અને દુષ્કાળ રાહત અંગેની માગણીઓ પોતાની જિલ્લા સમિતિઓ દ્વારા અગર તો જિલ્લાના પેટા સમિતિઓના સભ્યો દ્વારા રજૂ કરતી. કેટલેક ઠેકાણે જરૂરિયાત પ્રમાણે તાલુકાઓએ પોતાના તાલુકાઓમાં પણ ભાગ પાડી વિભાગીય સમિતિઓ નીમી હતી અને તે રીતે તાલુકાઓથી પણ નીચે સંગઠન ઊભું કરવામાં આવ્યું હતું. આ રીતે ગામડાંઓના જૂથથી માંડી તાલુકાવાર જિલ્લાવાર, અને આખરે સારાયે ગુજરાતનું એક વ્યાપક સંગઠન દુષ્કાળની આફતોનો સામનો કરવા માટે પહેલી જ વાર ઊભું કરવામાં આવ્યું હતું. આ સંગઠને ગુજરાતે છેલ્લાં ૧૦૦ વર્ષમાં નહિ જોયેલ એવા ભીષણ દુષ્કાળનો સામનો કરવામાં સારો એવો ફાળો આપ્યો છે. ફક્ત હિસાબ રાખવા અંગે પગારદાર માણસો રોકવામાં આવ્યા હતા. તે સિવાયનું બાકીનું બધું જ કાર્ય સેવાભાવી માણસોએ કર્યું હતું.

હિંદુસ્તાનની પ્રજાના સદ્ભાગ્યે અને ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના સંકટગ્રસ્ત મનુષ્યો અને પશુઓના પુણ્યે, હિંદુસ્તાન આઝાદ થયું હોવાથી અને મધ્યમાં અને પ્રાંતોમાં પોતાની લોકપ્રિય સરકારો હોવાથી દુષ્કાળનો સામનો કરવાને માટે આ સરકારોએ નાણાં ખર્ચવામાં પાછું વાળીને જોયું નથી. મુંબઈ સરકારે લગભગ ત્રણ કરોડ રૂપિયા, સૌરાષ્ટ્ર સરકારે લગભગ એક કરોડ રૂપિયા અને કચ્છમાં મધ્યસ્થ સરકારે પણ લગભગ એક કરોડ રૂપિયા દુષ્કાળ રાહત માટે એક યા બીજી રીતે ખર્ચ્યાં હતા. આટલો બધો ખર્ચ કર્યો હોવા છતાં કેટલાંક કામો એવાં હતાં કે જે તે દિવસોમાં પોતાની મર્યાદાને લીધે સરકાર કરી શકી ન હતી. આવાં ઘણાં કામો અને રાહતો ગુજરાત દુષ્કાળ સંકટ નિવારણ સમિતિને ફાળે આવેલાં હતાં. આ રાહતો અને કામો કરવાને માટે ગુજરાત દુ. સં. નિવારણ સમિતિએ લગભગ ૧૪ લાખ રૂપિયા ખર્ચ્યા હતા. કોઈ પણ જાતની રાહત બેવડાય નહિ અને રાહતનું બધુંયે કામ સંગઠિત અને વ્યવસ્થિત સ્વરૂપે થાય તે હેતુથી સારાયે ગુજરાતમાંથી નહિ પરંતુ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી પણ મુખ્યત્વે જે ગુજરાતી ભાઈબહેનોએ સારી એવી રકમ રાહત કામ માટે આપી હતી તે બધી રકમ ગુજરાત દુષ્કાળ સંકટ નિવારણ સમિતિને મળી હતી. મુંબઈ શહેરે પણ લગભગ ૧૧ લાખ રૂપિયા જેવી મોટી રકમ ઉઘરાવીને ગુ. દુ. સં. નિ. સમિતિને સોંપી હતી. આ રીતે સરકાર પક્ષે અને પ્રજા પક્ષે પણ બહુ મોટી રકમ ખર્ચી દુષ્કાળનો સફળ રીતે સામનો કરવામાં આવ્યો હતો. સને ૧૯૪૮નો દુષ્કાળ વિસ્તારમાં તેમ જ બીજી બધી રીતે ઉપર જણાવ્યા પ્રમાણે છપ્પનિયા દુષ્કાળ કરતાં પણ વધુ આકરો હોવા છતાં આ દુષ્કાળનો સામનો બહુ સફળ રીતે થયો અને પ્રજાએ છપ્પનિયા દુષ્કાળમાં જે હાલાકી ભોગવી તેમાંની કોઈ આ દુષ્કાળમાં તેમને ભોગવવાની આવી નહિ. તેનું મુખ્ય કારણ આઝાદી આવ્યા પછી આપણી પોતાની સરકાર રાજ્ય કરતી હતી એ છે. વધુમાં છેલ્લાં ૩૦ વર્ષના ગાળામાં દેશમાં અને ગુજરાતમાં જળપ્રલય, ધરતીકંપ, દુષ્કાળ, મહામારીના રોગો, હુલ્લડો, વગેરે જે નાનીમોટી આપત્તિઓ આવી હતી તે આપત્તિઓનો સફળ રીતે સામનો કરવાનું પૂજ્ય ગાંધીજીએ પ્રજાને શીખવ્યું હતું અને આથી આ જાતની આપત્તિઓનો સામનો કરવાની પ્રજામાં સંગઠિત શક્તિ પેદા થઈ હતી. સને ૧૯૪૮ના ભયંકર દુષ્કાળનો સરકાર તથા પ્રજાએ કેવી રીતે સામનો કર્યો તેના સવિસ્તર રિપોર્ટ છપાયેલા હોવાથી આપણે તેની વધુ વિગતમાં ઊતરતા નથી.

સને ૧૯૪૮ પછી સને ૧૯૫૧-૫૨માં ગુજરાત અને સૌરાષ્ટ્રના કેટલાક ભાગોમાં ફરીથી અનાવૃષ્ટિને કારણે દુષ્કાળની આફત ઊભી થઈ. પરંતુ સદ્ભાગ્યે સને ૧૯૪૮ના ભયંકર દુષ્કાળ વખતે ગુ. દુ. સં. નિ સમિતિની સ્થાપના થયેલી હતી અને તેથી તે સમિતિએ ફરીથી દુષ્કાળથી પીડાતા માનવ તથા પશુઓની રાહત અર્થે ઝડપથી કાર્ય આરંભી દીધું અને પ્રથમના અનુભવના હિસાબે ગુજરાત તથા સૌરાષ્ટ્રના જુદા જુદા જિલ્લાઓ તથા તાલુકાઓમાં રાહત સમિતિઓએ પોતાનું કાર્ય શરૂ કરી દીધું હતું. આ વખતે પણ જુદી જુદી સમિતિઓમાં કામ કરતા કાર્યકરોને રાહતના કાર્યનો સારો અનુભવ હોવાથી દુ. સ. સમિતિનું કામ ઘણું સુલભ બન્યું હતું અને સરકાર અને પ્રજાના સહકારથી આ દુષ્કાળમાં એક પણ માનવીએ જીવ ગુમાવ્યો ન હતો તેમ જ પશુધન પણ મદદ અંશે બચી ગયું હતું.

અમદાવાદ જિલ્લાનો મોટો ભાગ આ દુષ્કાળમાં સપડાયો હતો. ભરૂચ, ખેડા, સુરત, બનાસકાંઠા, સાબરકાંઠા, વડોદરા, પંચમહાલ, તથા મહેસાણા જિલ્લાના કેટલાક ભાગો આ દુષ્કાળમાં સપડાયા હતા. સૌરાષ્ટ્રના પણ કેટલાક ભાગો દુષ્કાળની અસર નીચે હતા. મુંબઈ સરકાર તથા સૌરાષ્ટ્ર સરકારે આ વર્ષે પણ બહુ મોટી રકમ દુષ્કાળ રાહતનાં કામો માટે ખર્ચી હતી. આ ઉપરાંત ગુ. દુ. સ. નિ. સમિતિએ પણ લગભગ નવ લાખ રૂપિયા જેટલી રકમ માનવ તથા પશુ રાહત માટે ખર્ચી હતી. સને ૧૯૫૧-૫૨નો વિગતવાર રિપોર્ટ પણ છપાયેલો હોવાથી આપણે તેની વિસ્તૃત ચર્ચામાં ઊતરવાની જરૂર નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે અને ૧૯૪૮ના ભીષણ દુષ્કાળ પછી લગભગ ચાર વર્ષના ગાળામાં સને ૧૯૫૧-૫૨ના બીજા મોટા દુષ્કાળનો ગુજરાતને સામનો કરવો પડ્યો. ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના કેટલાક ભાગો

અવારનવાર દુષ્કાળના પંજામાં સપડાયેલા રહે છે અને સારા ગણાતા વર્ષમાં પણ કોઈ એક ભાગ અનાવૃષ્ટિ અથવા ઓછી વૃષ્ટિ અથવા અતિ-વૃષ્ટિનો ભોગ બનેલો જ હોય છે. બીજી તરફથી ગામડાંઓમાં જે ખેડૂતો અને ખેતમજૂરો વસે છે તેમને વર્ષમાં લગભગ છથી આઠ માસની એક પ્રકારની બેકારી હોય છે. એટલે પણ આવી આફત બહુ વસમી લાગે છે. આનું કારણ એ છે કે ગુજરાતમાં ચોમાસાનો જે પ્રવાહ આવે છે તે પ્રવાહ અરબી સમુદ્રમાંથી આવે છે અને તે આબુ આગળ પૂરો થાય છે આથી એ પ્રવાહ સાધારણ રીતે ગુજરાતના કેટલાક ભાગોમાં હંમેશને માટે નબળો રહે છે. વધુમાં કેટલો વરસાદ થયો તે ખેતી માટે જરૂરનું નથી. પરંતુ ચાલુ વર્ષે (સને ૧૯૬૦માં) બન્યું છે તેમ એ વરસાદ ચોમાસાના માટે મહિનામાં વહેંચાતો ન આવે તોપણ આફત આવે છે. એટલે ભવિષ્યમાં દુષ્કાળની આફત લોકો ઉપર ન પડે એ સ્થિતિ પેદા કરવી હોય તો વરસાદ ખેંચાઈ જાય ત્યારે પણ બીજી કોઈ રીતે ખેતીને પાણી મળી શકે તેવી વ્યવસ્થા આપણે કરવી જોઈએ. ગુજરાતમાં તાપી, નર્મદા, મહી, સાબરમતી વગેરે મોટી નદીઓ તથા બીજી કેટલીક નાની નદીઓ છે. સૌરાષ્ટ્ર તથા કચ્છમાં પણ કેટલીક નદીઓ છે. આ નદીનાં પાણી સમુદ્રમાં ખાલી વહી જાય છે. તેને બદલે તેના ઉપર બંધ બાંધી વિવિધ કાર્યકારી યોજના કે તેવી બીજી યોજના કરી તેનાથી ખેડૂતને બારે માસ પાણી આપવાની યોજના કરીએ તો ઉપર જણાવેલ એક યા બીજા ભાગના કાયમના દુષ્કાળનો પ્રશ્ન સહેજે ઉકેલી શકાય તેમ છે. સદ્ભાગ્યે હવે આપણું પોતાનું ગુજરાતનું જુદું રાજ્ય થયું છે અને આપણી સરકાર પણ આ દિશામાં જાગ્રત છે તેથી હવે આ બધી નદીની યોજનાઓ હાથ ઉપર લેવાશે તે આપણે જાણીએ છીએ. બીજી પંચવર્ષીય યોજનામાં કેટલીક યોજનાઓ હાથ ઉપર લેવાઈ છે તે આપણે જાણીએ છીએ. ત્રીજી પંચ-વર્ષીય યોજના નર્મદા જેવી હિંદુસ્તાનની સર્વશ્રેષ્ઠ યોજના પણ હાથ ઉપર લેવાની છે તે આપણે માટે એક આનંદની વાત છે.

ઉપર જણાવ્યા પ્રમાણે દુષ્કાળ નિવારણ માટે બંધોની યોજના એક અગત્યનો ઉપાય છે. પરંતુ આ ઉપાય લાંબા ગાળાનો અને ઠીક ઠીક સમય લે તેવો છે. આ યોજનાઓ અમલમાં આવે તે દરમ્યાન ખેતી માટેના જૂના કૂવાઓ તથા તળાવો દુરસ્ત કરાવવા માટે તથા નવા કૂવાઓ તથા તળાવો કરાવવા માટે આપણે પૂરેપૂરું ધ્યાન આપવું જોઈએ. વધુમાં કૂવામાં બોરિંગ કરાવી તે ઉપર એન્જિન પંપ મૂકી ખેતીને માટે પાણીનો પુરવઠો બારે માસ મેળવવાની જે પ્રવૃત્તિ હાલમાં ગુજરાતમાં ચાલી રહી છે તે ખૂબ લાભદાયી છે. પરંતુ કોઈ પણ જાતની યોજના વગર ગમે ત્યારે અને ગમે તે સ્થળમાં બોરિંગ કરવાથી આખરે નાણાં અને શક્તિનો વ્યય થશે અને પ્રવૃત્તિને નુકસાન પહોંચશે એમ લાગે છે. ઘણાયે દાખલાઓ જોવામાં આવ્યા છે કે જ્યાં એક ઠેકાણે બોરિંગ કરવાથી આજુબાજુના બીજા કૂવામાં કાં તો પાણી ખૂટી જાય છે અથવા ઘટી જાય છે. અને બીજાં કેટલાંક બોરિંગ પાણી આપતાં બંધ થાય છે. આનું કારણ એ છે કે આખરે તો જમીન નીચે પાણીનો જથ્થો મર્યાદિત છે. એટલે સરકારે આને માટે આખા ગુજરાતની જિયોલૉજીકલ સર્વે કરાવી પદ્ધતિસર બોરિંગ કરાવવાં જોઈએ અને યુરોપ અને અમેરિકાનાં કેટલાંક રાજ્યોમાં જમીનની અંદર આવેલા પાણીની વ્યવસ્થા અંગે કેટલાક કાયદાઓ (Water Laws) થયા છે તેવા કોઈ કાયદાની શક્યતા અંગે ગુજરાતની સરકારે વિચાર કરવો જોઈએ.

ઉપર જણાવ્યા પ્રમાણે બોરિંગની પ્રવૃત્તિ એ દુષ્કાળને કેટલેક અંશે રોકનારી પ્રવૃત્તિ હોવાથી ગુ. દુ. સં. નિ. સમિતિની સ્થાપનાની સાથે સમિતિએ ગુજરાતના કેટલાક જિલ્લાઓમાં બોરિંગની પ્રવૃત્તિ શરૂ કરી છે. એટલે કે ગુ. સં. નિ. સમિતિએ પોતાના ખાતા દ્વારા સને ૧૯૪૮ થી ખેડૂતોને બોરિંગ કરી આપવાની એક લાભદાયી પ્રવૃત્તિ શરૂ કરી છે. સમિતિની બોરિંગની આ પ્રવૃત્તિ અંગે કંઈક વિગતવાર વિચાર કરીએ તે પહેલાં સંકટ નિવારણ સંગઠનના ઇતિહાસમાં એક અગત્યના પગલાની અત્રે નોંધ લઈ પછી આપણે બોરિંગ અંગે વધુ વિચાર કરીએ. તે પગલું છે મહાગુજરાત સંકટ નિવારણ ટ્રસ્ટની રચના. સને ૧૯૫૧-૫૨ના દુષ્કાળ-રાહતનું કામ પત્યા પછી ગુજરાત દુષ્કાળ સંકટ નિવારણ સમિતિ પાસે સારી એવી રકમ વધી હતી. ઉપરાંત ગુજરાત અને સૌરાષ્ટ્રમાં જુદી જુદી વ્યક્તિઓના હાથમાં પણ આ જાતનાં કામો કરવા માટે અલગ અલગ ફંડો હતાં. આ બધાં ફંડોને એકત્ર કરી. તા. ૬-૪-૧૯૫૫ના રોજ મહા-ગુજરાત સંકટ નિવારણ ટ્રસ્ટ નામના એક રજિસ્ટર્ડ ટ્રસ્ટની સ્થાપના કરવામાં આવી અને તેના પ્રથમ પ્રમુખ ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી કનૈયાલાલ દેસાઈ હતા. તેમના રાજીનામા આપ્યા બાદ હાલમાં તે ટ્રસ્ટના પ્રમુખ તરીકે ભારતના નાણાપ્રધાન અને ગુજરાતના લાડીલા નેતા શ્રી મોરારજીભાઈ દેસાઈ છે અને ઉપપ્રમુખ તરીકે ૧૯૨૦થી આ જાતનાં કામોમાં સતત રસ લેનાર શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ગુ. દુ. સં. નિ. સમિતિની બોરિંગની પ્રવૃત્તિ મહાગુજરાત સંકટ નિવારણ ટ્રસ્ટે કાયમી ધોરણે અપનાવી છે. એટલે કે ગુજરાતના કોઈ પણ ભાગમાં આવી પડેલ સંકટના નિવારણના કાર્ય ઉપરાંત સામાન્ય દિવસોમાં મહા-ગુ. સં. નિ. ટ્રસ્ટ ગુજરાતના કેટલાક જિલ્લાઓમાં પોતાના ખાતા દ્વારા બોરિંગ પ્રવૃત્તિ ચલાવે છે. આ બોરિંગની પ્રવૃત્તિએ સંકટ નિવારણ ટ્રસ્ટ થયા પછી વધુ વેગ પકડયો છે અને અત્યાર સુધીમાં ગુજરાતના અમદાવાદ, મહેસાણા, સાબરકાંઠા, બનાસકાંઠા, ખેડા, ઝાલાવાડ જિલ્લાઓમાં લગભગ ૪૬૦ બોરિંગ કામો કર્યાં છે આ પ્રવૃત્તિ દ્વારા લગભગ એક લાખ અને પચાસ હજાર ફૂટ કુલ બોરિંગ કામ થયું છે.

આ બોરિંગનું કામ કરવાને માટે મહાગુજરાત સં. નિ. ટ્રસ્ટ એક મુખ્ય એન્જિનિયર, ડ્રિલર્સ, સબડ્રિલર્સ, ઑપરેટર્સ વગેરે થઈ લગભગ એકસો માણસોનો સ્ટાફ તથા ૧૦ થી ૧૨ બોરિંગ મશીનો બીજી અન્ય પાંચેક લાખ રૂપિયાની બોરિંગ મશીનરી ધરાવે છે અને દરેક ખેડૂતના બોરિંગ કામ અંગે ટ્રસ્ટને જે કોઈ ખર્ચ થાય છે તેમાંથી ટ્રસ્ટ દરેક ખેડૂતને દર ફૂટે રૂા. ૫) રાહતના આપે છે અને બાકીનો ખર્ચ ખેડૂત પાસેથી લે છે. એ રીતે ઉપર જણાવ્યા પ્રમાણે દોઢ લાખ ફૂટના બોરિંગ કામ પેટે ટ્રસ્ટે આજદિન સુધીમાં ખેડૂતોને બહુ મોટી રકમ રાહત પેટે આપી છે. આ ઉપરાંત એક બોરિંગ દીઠ ૨૦૦ એકર જમીનને પાણી આપી શકાય એ ગણતરી જો આપણે ગણીએ તો લગભગ નેવું હજારથી એક લાખ એકર જમીનને અત્યાર સુધીમાં ટ્રસ્ટે કરેલાં બોરિંગ કામો દ્વારા પાણી અપાય છે અને તેનું પીત થાય છે તેમ ગણી શકાય. દુષ્કાળને ટાળવાના એક પગલા તરીકે આ એક મોટું ભારે અગત્યનું પગલું છે એમ કહી શકાય. ટ્રસ્ટની આ બોરિંગ પ્રવૃત્તિથી ગુજરાતના કેટલાક વિભાગોમાં પાણીની જે કાયમની અછત હતી તે દૂર થઈ છે. અમદાવાદ જિલ્લાના વીરમગામ તાલુકાના કેટલાક ભાગોમાં, મહેસાણા જિલ્લાના કેટલાક ભાગોમાં બોર નિષ્ફળ જતાં હતાં. તેવી જ પરિસ્થિતિ બનાસકાંઠા જિલ્લાના રાધનપુર વિભાગમાં હતી. આ બધા વિભાગોમાં ટ્રસ્ટે ફતેહમંદ રીતે બોર કરી આપ્યાં છે એટલું જ નહિ પરંતુ પાણીનો બહુ મોટા પ્રમાણમાં આવરો કાઢી આપ્યો છે. રાધનપુર વિભાગમાં તો કેટલાક ભાગોમાં તો જ્યારે વરસાદ પડે ત્યારે માણસો નાહવા ધોવાનું રાખતા અને વરસાદ સિવાયના દિવસોમાં ભાગ્યે જ પાણીનો ઉપયોગ પીવા સિવાયનાં બીજાં કામમાં કરતા. આનો એક બહુ રમૂજી અને રસપ્રદ દાખલો હું અત્રે આપું તો અસ્થાને નહિ ગણાય. બનાસકાંઠા

જિલ્લાના વારાહી અને સાંતલપુર વિભાગો નપાણિયા મુલક ગણાતા અને ત્યાં ગઈ કાલ સુધી બોરિંગો નિષ્ફળ ગયેલાં. ટ્રસ્ટના એન્જિનિયર શ્રી ગોરેની અથાક મહેનત અને નિષ્ઠાથી સને ૧૯૫૭-૫૮માં ત્યાં ૫૫ બોરિંગ સફળ થયાં એટલું જ નહિ પણ પાણીનો આવરો લગભગ ૧૦ હજાર ગેલનથી ૨૫૦૦૦ ગેલન સુધી ઊછળતા બોરિંગ રૂપે મળ્યાં છે. આ વિભાગના એક ગામમાં સેંકડો વર્ષે બાદ પાણીના મોટા આવરા સાથે ટ્રસ્ટની અથાક મહેનતથી એક ઊછળતું બોરિંગ થયું. પાણી પણ પ્રમાણમાં સ્વાદમાં સારું નીકળ્યું. ટ્રસ્ટના મંત્રી તરીકે મારા ઉપર અભિનંદનનો ખાસ તાર આવ્યો અને એક વાર એ ગામની મુલાકાત લેવા ખૂબ દબાણ થયું. હું ત્યાં ગયો. જોયું તો ગામના લોકો ખૂબ ગેલમાં હતા અને આખો દિવસ બોરિંગના પાણીથી નાહતા હતા અને બોરિંગ આગળથી ખસતા ન હતા, જાણે કે પાણીના સ્વરૂપે સાક્ષાત્ ભગવાન મળ્યા હોય તેટલો તેમને આનંદ થયો હતો. સાંજે ગામના એક પ્રતિષ્ઠિત ભાઈને ત્યાં હું જમવા ગયો. જમતી વખતે તે ભાઈનાં લગભગ ૮૫ વર્ષનાં વૃદ્ધ માતુશ્રીએ મને બોરિંગ કરી આપવા માટે આશીર્વાદ આપ્યા. પરંતુ સાથે સાથે ફરિયાદ કરી કે આ બોરિંગ કરવાથી ગામમાં એક મુશ્કેલી ઊભી થઈ છે. મેં પૂછ્યું કે શું મુશ્કેલી ઊભી થઈ છે? તેમણે કહ્યું કે, "અમારા વખતમાં અમે જ્યારે જ્યારે વરસાદ પડે ત્યારે ત્યારે અથવા તો જ્યારે જ્યારે સુવાવડ આવે ત્યારે ત્યારે નાહતાં હતાં. આ તમારા બોરિંગ કરવાથી તો ગામની વહુ દીકરીઓ મડદાંની માફક હવે રોજરોજ નાહતાં રહે છે. આ કેમ પોસાય?" ઘરડાં માજીની જૂની દૃષ્ટિની આ ફરિયાદ હતી પરંતુ તે પરથી તમે જોઈ શકશો કે ટ્રસ્ટની બોરિંગ પ્રવૃત્તિએ એની માટે એ લોકોને જે લાભ કરી આપ્યો છે તે ઉપરાંત પરમેશ્વરથી ભુલાયેલા નપાણિયા મુલકમાં ભૂગર્ભમાંથી પાણી બહાર કાઢીને કેવી મોટી કલ્યાણકારી રાહત આપી છે।

મહાગુજરાત સંકટ નિવારણ ટ્રસ્ટની દુષ્કાળ નિવારણ અંગેની આ બોરિંગની પ્રવૃત્તિ દિવસે દિવસે વિસ્તરતી જાય છે. ગુજરાત અને સૌરાષ્ટ્રના જે જિલ્લાઓમાં આ પ્રવૃત્તિ શરૂ કરી શકાઈ નથી તે જિલ્લાઓમાંથી પણ બોરિંગ કરાવવા અંગે માગણીઓ આવી રહી છે. કારણ કે સરકારી અને બીજા ખાનગી કોન્ટ્રાક્ટરો કરતાં ટ્રસ્ટની આ બોરિંગ પ્રવૃત્તિ પ્રમાણમાં સસ્તી, સારી અને વ્યવસ્થિત છે. જો ગુજરાત સરકાર ટ્રસ્ટના તેના આ કામને પ્રોત્સાહન અને સહકાર આપશે તો ટ્રસ્ટ તેની આ પ્રવૃત્તિ સારાયે ગુજરાતમાં વિસ્તારવાની ઉમેદ રાખે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે મહાગુજરાત સંકટ નિવારણ ટ્રસ્ટની સંકટ નિવારણના કામ અંગે રજિસ્ટર્ડ સંસ્થા તરીકે સ્થાપના થયેલી હોવાથી ૧૯૫૨ પછીનાં સંકટોનો ગુજરાતના ધોરણે વ્યવસ્થિત રીતે આ ટ્રસ્ટે કેવી રીતે મુકાબલો કર્યો તે બહુ નજીકના ઇતિહાસની હકીકત હોવાથી આપણે તેની બહુ વિગતોમાં નહિ, ઊતરીએ પરંતુ તેની ટૂંકામાં નોંધ લઈશું.

સને ૧૯૫૭-૫૮માં ગુજરાતના કેટલાક ભાગોમાં ફરીથી એક દુષ્કાળની કાળી છાયા જણાઈ. તેમાંયે ખાસ કરીને કેટલાક ભાગોમાં પાણીની તીવ્ર તંગી જણાઈ. આ માટે ટ્રસ્ટે કેટલેક ઠેકાણે પાણી પાવાની વ્યવસ્થા કરી હતી. અને અગાઉનાં વરસોની માફક માનવ અને પશુને રાહત આપી હતી અને લગભગ એક લાખ રૂપિયાનો ખર્ચ કર્યો હતો.

૧૯૫૯ની સુરત રેલ અને તેની રાહતનું કામ ગુજરાતમાં નહિ પરંતુ સારાયે હિંદુસ્તાનમાં જાણીતાં થયાં છે. અભૂતપૂર્વ એવી સુરતની તાપી નદીમાં જે રેલ આવી અને તેને અંગે જે જાનમાલની નુકસાની થઈ તેના આંકડા હજુ આપણા મનમાં રમે છે. એટલે વિગતોમાં હું અત્રે ઊતરતો નથી. પરંતુ સરકારે જે રાહત આપી તે ઉપરાંત બીજી જાહેર સંસ્થાઓ અને વ્યક્તિઓ તરફથી રાહત માટે જે નાણાં મળ્યાં તેનો આંકડો સહેજે રૂપિયા ૨૦ લાખનો થયો હશે. હજુ આ રાહતનું કામ પૂરું થયું નથી તેથી તે અંગે છેવટના કોઈ આંકડા આપી શકાય તેમ નથી. આ કામ પત્યું ન હતું તેટલામાં તો સૌરાષ્ટ્રમાં અમરેલી, ભાવનગર અને જૂનાગઢ જિલ્લાના કેટલાક ભાગોમાં અતિવૃષ્ટિથી ભારે ખાનાખરાબી થઈ હતી. વળી આ વર્ષે પણ ફરી સૌરાષ્ટ્રના જૂનાગઢ અને રાજકોટ જિલ્લાનાં કેટલાંક ગામોમાં ઉબેણ નદીમાં અભૂતપૂર્વ પૂર આવવાથી જાનમાલને ભારે નુકસાન થયું હતું. આ ભાગોમાં પણ મહાગુજરાત સંકટ નિવારણ ટ્રસ્ટ તરફથી રાહતનું કામ ચાલી રહ્યું છે.

ઉપર જણાવ્યા પ્રમાણે છેલ્લાં ત્રીસ વર્ષમાં ક્રમશઃ ગુજરાતમાં સંકટ નિવારણનું કામ તાલુકાથી માંડીને સારાયે ગુજરાતના ધોરણે થવા માંડ્યું છે અને હવે રાહત બેવડાય નહિ અને કામ વ્યવસ્થિત રીતે થાય એ સિદ્ધાંત લોકોએ સ્વીકાર્યો છે અને તેથી એક સંસ્થા મારફત શક્ય હોય ત્યાં સુધી સંકટ નિવારણનું કામ ગોઠવાય છે.

ઉપર પ્રમાણે છેલ્લાં સૈકામાં ગુજરાતમાં સંકટ રાહતનું કામ કેવી રીતે ગોઠવાયું તે આપણે જોયું. પરંતુ ગુજરાતના ઇતિહાસમાં પહેલી જ વાર સૈકાઓ પછી પ્રજાનું પોતાનું એવું નાનું સરખું રાજ્યનું એકમ થયું છે અને તેથી એ સહેજે વિચાર આવે કે ભવિષ્યનું સંકટ નિવારણનું કામ કેવી રીતે ગોઠવાશે અથવા તો તેનો ઘાટ કેવો હશે. આ પ્રશ્ન વિચારીએ તે પહેલાં રાહતના કામના બે તબક્કા હોય છે તે આપણે જાણી લેવું જોઈએ. એક તાત્કાલિક રાહત અને બીજી લાંબા ગાળાની રાહત.

લાંબા ગાળાની રાહતને જ્યાં સુધી લાગેવળગે છે ત્યાં સુધી, અને જ્યારે હવે સરકાર પ્રજાની પોતાની છે ત્યારે, એ રાહતની બધી જવાબદારી સરકારે સ્વીકારવી જોઈએ એ વસ્તુ સ્પષ્ટ થવી જોઈએ. ગુજરાત સરકારે પણ છેલ્લા રોગચાળાનાં અને રાજકોટ વિભાગનાં કેટલાંક ગામોમાં થયેલ અતિવૃષ્ટિને અંગે જુદા જુદા પ્રકારની એટલી બધી રાહતો આપી છે કે તે જોતાં એમ લાગે કે હવે ભવિષ્યમાં લાંબા ગાળાની રાહત અંગે પ્રજાકીય સંસ્થાઓએ ખાસ કંઈ કરવાનું રહેશે નહિ. ટૂંકામાં છેલ્લાં બાર વર્ષના અનુભવને અંગે સરકારે રાહતનું જે ધોરણ સ્વીકાર્યું છે તે જોતાં મહા. ગુ. સં. નિ. ટ્રસ્ટે કે તેની બીજી કોઈ સંસ્થાએ લાંબા ગાળાની રાહત અંગે ખાસ એટલું કરવાનું રહેશે.



# વ્યાયામ પ્રચારનાં પચાસ વર્ષ

**શ્રી ચિનુભાઈ પુ. શાહ**
(મંત્રી, ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ)

સામાન્ય રીતે ગુજરાતની પ્રજાની ખ્યાતિ અન્ય પ્રાંતોમાં વ્યાપારપ્રિય અને વ્યવસ્થાકુશળ પ્રજા તરીકેની છે; અને વ્યાયામ તથા રમતના ક્ષેત્રે ખાસ અપવાદ બાદ કરતાં કોઈ નોંધપાત્ર વિક્રમ નોંધાવ્યા નથી; તેમ છતાં વ્યાપાર ક્ષેત્રે જે વિરલ વ્યવસ્થાશક્તિ, સાહસિકતા અને દૃષ્ટિની તેણે પ્રતીતિ આપી છે તેવી વ્યવસ્થાશક્તિ, સાહસિકતા અને પ્રગતિશીલ દૃષ્ટિનાં દર્શન વ્યાયામ પ્રચારના ક્ષેત્રે ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળની વિવિધ પ્રવૃત્તિઓમાં થયા વિના રહેતાં નથી. ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળની બંધારણીય મંડળ તરીકે સ્થાપના જોકે ૧૯૩૬ માં થઈ, પરંતુ તેની ઉત્પત્તિ અને કામગીરીનો આરંભ તો થયો હતો ૧૯૦૯ની સાલથી. આમ ગુજરાતમાં છેલ્લા પાંચ દાયકા દરમ્યાન વ્યાયામનો વ્યવસ્થિત પ્રચાર કરી રહેલ આ પ્રગતિશીલ સંસ્થાનો ઇતિહાસ જેટલો નોંધપાત્ર છે તેટલો જ રોમાંચક છે. આ ઇતિહાસનો સાચો ખ્યાલ આવે તે માટે તેના ઉત્પત્તિસમયની અને તે પહેલાંની ગુજરાતની પરિસ્થિતિનું અવલોકન આવશ્યક છે.

## જુમ્માદાદા વ્યાયામ શાળા

૧૮૮૦ ના અરસામાં મલ્લવિદ્યા ઉસ્તાદ જુમ્માદાદાની દેખરેખ નીચે વડોદરામાં ચાર અખાડા ચાલતા હતા. ૧૯૦૪ માં જુમ્માદાદાના અવસાન બાદ તેમના પટ્ટશિષ્ય શ્રી માણેકરાવજીએ જુમ્માદાદા વ્યાયામ શાળાનું સંચાલન સફળતાપૂર્વક સંભાળ્યું અને રાષ્ટ્રીય ભાવનાથી પ્રેરાઈને વ્યાયામનો સંગીન પ્રચાર કર્યો. ભારતીય વ્યાયામ પદ્ધતિના પ્રખર પ્રચારક શ્રી માણેકરાવજીએ દેશી વ્યાયામમાં સંઘ વ્યાયામના નવા તત્ત્વનો ઉમેરો કરી તથા મલ્લવિદ્યા અને દેશી વ્યાયામ પ્રકારો સંબંધી ઉપયોગી સાહિત્ય તૈયાર કરી, તેમ જ ૧૯૫૪ માં ૭૮ વર્ષની વયે તેમનું અવસાન થયું ત્યાં સુધી આજીવન વ્યાયામ પ્રવર્તક તરીકે ઉજ્જવલ કામગીરી બજાવી વ્યાયામ ક્ષેત્રમાં અમૂલ્ય સેવાઓ આપી છે.

## ગુજરાતમાં વ્યાયામ પ્રચાર પ્રવૃત્તિનું બીજારોપણ

વીસમી સદીના પ્રારંભમાં ગુજરાતીઓ આગળ જોઈ ગયા તેમ વ્યાયામ પ્રત્યે અત્યંત ઉદાસીનતા અને અરુચિની લાગણી ધરાવતા હતા; ધન કમાવામાં જ મશગૂલ હતા તથા ધન કમાવામાં મળતી સફળતામાં જીવનનું સાર્થક્ય માનતા હતા. આ હતી પરિસ્થિતિ જ્યારે ગુજરાતને અનિવાર્ય જરૂર હતી વ્યાયામ-ગંગા વહાવનાર કોઈ ભગીરથની; અને સદ્ભાગ્યે ગુજરાતમાં વ્યાયામ પ્રચારના આ ભગીરથ કાર્યની જવાબદારી ઉપાડવાનો નિશ્ચય ૧૯૦૫ માં શ્રી છોટુભાઈ પુરાણીએ કર્યો અને શ્રીઅરવિંદની પ્રેરણાથી તેને મૂર્ત સ્વરૂપ મળ્યું.

શ્રી છોટુભાઈ પુરાણી ૨૨ વર્ષની ઉંમરે ૧૯૦૬ માં એમ. એ.ની પરીક્ષા પસાર કરી વડોદરામાં કલાભવનમાં વિજ્ઞાન-શિક્ષક તરીકે જોડાયા. કૉલેજના વર્ષ દરમ્યાન પાંચ દંડથી શરૂ કરીને એક વર્ષમાં નિયમિત ૨૫૦ દંડ-બેઠક અને ચાર માઈલ દોડ સુધી પહોંચવાને પરિણામે તથા બ્રહ્મચર્ય અને નિયમિત આહારવિહારને લઈને તેમના શરીરમાં અને મનમાં શક્તિનો અખૂટ સંચય થયો. છાતીનો ઘેરાવો ૩૨ ઇંચથી વધી ૩૯ ઇંચ જેટલો થયો; સાથળ, પગ, બૂજા વગેરે અંગો દૃઢ થયાં અને શરીર ચપળ અને સપ્રમાણ બન્યું. પોતાના શરીરના આવા વિકાસથી હિંદી વ્યાયામ પદ્ધતિમાં તેમને ખૂબ શ્રદ્ધા બેઠી અને તેમણે નિશ્ચય કર્યો કે, "અભ્યાસ પૂરો થતાં, જીવનમાં પગ માંડું કે તરત જ ગુજરાતીઓની શરીરસંપત્તિ સુધરે તેવી પ્રવૃત્તિને મારે મારા જીવનનું કાર્ય બનાવવું." આ નિશ્ચય ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના બીજરૂપ હતો.

શ્રીઅરવિંદ ઘોષ ૧૯૦૫ના અરસામાં વડોદરા કૉલેજમાં પ્રાધ્યાપક તરીકે હતા. તેમના ક્રાંતિકારી વિચારોથી શ્રી છોટુભાઈ પુરાણી અત્યંત આકર્ષાયા હતા; અને તેમના 'વંદેમાતરમ્' અખબારમાંથી રાષ્ટ્રીય પ્રેરણા મેળવતા હતા. આ પરિસ્થિતિમાં બંગભંગના બનાવોની શ્રી છોટુભાઈના દિલ ઉપર ભારે અસર થઈ. ૧૯૦૭માં વડોદરામાં તેમણે શ્રીઅરવિંદની મુલાકાત લીધી અને દેશસેવાના કાર્યમાં તેમનું માર્ગદર્શન માગ્યું. શ્રીઅરવિંદે બંગાળમાં ચાલતી અખાડાપ્રવૃત્તિની વાત કરી; તેમ જ તે સંસ્થા દેશની સેવા કરવાની વૃત્તિવાળા યુવાનો કેવી રીતે તૈયાર કરી શકે, તેનો ખ્યાલ આપી **"શરીર સેવા માટે, રાષ્ટ્ર માટે, જીવનના ઉચ્ચતમ આદર્શો માટે"** એ ખ્યાલને રાષ્ટ્રીય રંગ આપ્યો; અને તેમના ભાઈ શ્રી બારીને છોટુભાઈને ત્રણ દિવસ સુધી રોજ નવ નવ કલાક સુધી ક્રાંતિકારી બંગાળની ત્રાસવાદી તથા ભૂગર્ભ પ્રવૃત્તિ, બૉમ્બની ફૉર્મ્યુલા વગેરે આઝાદીપ્રાપ્તિ માટેની વ્યવહારુ યોજનાઓની માહિતી આપી. અંતે શ્રી છોટુભાઈએ શ્રીઅરવિંદ સમક્ષ પ્રતિજ્ઞા લીધી કે, "આજથી માંડી, મારા પ્રયત્નો દેશની આઝાદી માટે મરી ફીટે તેવા મરજીવા યુવાનો તૈયાર કરવાના થશે." અને આમ ૧. ગુજરાતના યુવાનોનાં માયકાંગલાં શરીર અને ડરપોક સ્વભાવમાં પલટો લાવી, ગુજરાતીઓનાં શરીરબળ કેળવાય તે માટે કંઈક કરવાનો નિશ્ચય ૨. અખાડા દ્વારા શક્તિશાળી યુવાનો તૈયાર કરી શકાય છે, તેવું શ્રી અરવિંદ પાસેથી મળેલું માર્ગદર્શન અને ૩. શરીરબળનો ઉપયોગ દેશની સેવા માટે કરવાની શ્રી બારીને આપેલી દૃષ્ટિ–આ ત્રણેય બાબતો ગુજરાતમાં વ્યાયામ પ્રચાર કરવાની હિલચાલ પાછળની પ્રેરણારૂપે હતી.

## વ્યાયામ પ્રવૃત્તિનો આરંભ

આગળ જણાવ્યા અનુસાર, તાજા એમ. એ. થયેલા બાવીસ વર્ષની વયના અને થનગનતી શક્તિવાળા, ચપળ અને બળવાન શરીર ધરાવતા શ્રી છોટુભાઈ પુરાણીએ ગુજરાતમાં વ્યાયામ પ્રચારની દીક્ષા લીધી, ત્યારે તે વડોદરામાં કલાભવનમાં વિજ્ઞાન શિક્ષક તરીકે કામ કરતા હતા. અહીં સાદું જીવન, શુદ્ધ ચારિત્ર્ય તથા વિદ્યાર્થીઓ પરના નિખાલસ પ્રેમને કારણે તે યુવાનો તથા વિદ્યાર્થીઓમાં ખૂબ જ પ્રિય થઈ પડ્યા હતા. આ અરસામાં વડોદરાનો શ્રીગોડ જ્ઞાતિનો શ્રી લક્ષ્મીનાથ નામે એક ઉત્સાહી

યુવાન શ્રી છોટુભાઈના સંસર્ગમાં આવ્યો હતો. તે તથા તેના મિત્રો બાજવાડામાં આવેલા તેના મકાનમાં દર રવિવારે મળતા અને વક્તૃત્વ શક્તિ કેળવવા ભાષણો તથા ચર્ચા કરતા હતા. આ મંડળને તેમણે 'વક્તૃત્વ શિક્ષણ સમિતિ' નામ આપ્યું હતું. આ જમાનામાં બંગભંગને પરિણામે દેશભરમાં ઊભા થયેલા પ્રચંડ આંદોલને દેશના યુવાનોને પણ પ્રભાવિત કર્યા હતા. આ સમિતિના યુવાનો ખૂબ જોશીલા હતા અને દેશને માટે કંઈક કરી નાખવું જોઈએ એમ માનતા હતા. એક વાર લક્ષ્મીનાથના નિમંત્રણથી શ્રી છોટુભાઈએ 'વક્તૃત્વ શિક્ષણ સમિતિ'ની સભામાં પ્રમુખ તરીકે આવવાનું સ્વીકાર્યું.

આ સભામાં ૧૦–૧૨ યુવાનો હાજર હતા. શ્રી છોટુભાઈએ પોતાના પ્રવચનમાં જણાવ્યું હતું કે, "માત્ર ભાષણોથી કંઈ વળી શકે નહિ. મણબંધી ભાષણો કરતાં રૂપિયાભાર કામની કિંમત વધારે છે. વિદેશી અમલમાંથી દેશને મુક્ત કરવો હોય તો તે કામ કંઈ ઢીલાપોચા શરીરવાળા યુવાનોથી ન થાય; તેને માટે તો બળવાન શરીરવાળા યુવાનો જોઈએ.

## પ્રવૃત્તિનો પ્રારંભ થયો

આ જમાનામાં, ઉઘાડે શરીરે ફક્ત લંગોટ પહેરી વ્યાયામ કરવામાં ગુજરાતી યુવાનો લજ્જા અનુભવતા તે પરિસ્થિતિમાં, તથા તેમને આ સ્થિતિમાં જોવા નહિ ટેવાયેલા એવા આજુબાજુના લોકોના અનેક વિરોધો અને અંતરાયો તથા આર્થિક મુશ્કેલીઓ છતાં શાંતિ, ધીરજ અને અદમ્ય ઉત્સાહથી વ્યાયામશાળાનું કામ ચાલુ રાખ્યું અને પરિણામ એ આવ્યું કે વિરોધ ધીમે ધીમે શમતો ગયો અને વ્યાયામશાળાના યુવાનોના ચારિત્ર, ભણતર તથા શારીરિક વિકાસને લઈને લોકોમાં વ્યાયામશાળા પ્રત્યે આકર્ષણ વધતું ગયું અને યુવકો સારી સંખ્યામાં આવતા ગયા. આ વ્યાયામશાળામાં વિવિધ પ્રકારની કસરતો ઉપરાંત યુવાનોમાં ખડતલપણું, લડાયક જુસ્સો તથા સમયસૂચકતા વિકસે તે માટે ટેકરી યુદ્ધ તથા શનિવારે ગામ બહાર જંગલોમાં ઘણે દૂર સુધી લાંબી દોડ અને અવારનવાર પગપાળા પ્રવાસના કાર્યક્રમો ગોઠવવામાં આવતા.

## શ્રી લક્ષ્મીનાથ વ્યાયામશાળાનો વિકાસ

વ્યાયામશાળા શરૂ થઈ ત્યારે દંડ અને બેઠક એ બે વ્યાયામ પ્રકારોથી કામ શરૂ કરવામાં આવ્યું હતું. થોડા સમયમાં મલખમ તથા કુસ્તીનું કામ શરૂ થયું. આમ દંડ, બેઠક, મલખમ અને કુસ્તી એ ચાર વ્યાયામ પ્રકારો હતા. આ નવી વ્યાયામશાળાની સામગ્રી. અખાડો તો જોકે શરૂ કર્યો, પરંતુ મુશ્કેલી એ આવી કે કાર્યકરો પૈકી કોઈમાં પણ કુસ્તી, મલખમ, લાઠી, ફરીગદકા વગેરે ખરા વ્યાયામ પ્રકારોના દાવોની આવડત ન હતી. આ માટે કેટલાક યુવાનોને અન્ય અખાડાઓમાં તાલીમ લેવા મોકલવાનું શરૂ કર્યું; પરંતુ જૂની પદ્ધતિએ કામ કરનારા તેમની રીતે તથા તેમની મરજીએ શીખવવાનું રાખે અને તેથી કંઈ સંતોષકારક પરિણામ ન આવ્યું. આખરે શ્રી છોટુભાઈ પુરાણી તેમના સહાધ્યાયી શ્રી વામનરાવ નિકતે મારફતે તેમના ભત્રીજા શ્રી બાપુરાવ ફણસલકર નામના સજ્જન યુવાનના પરિચયમાં આવ્યા. તે ભાઈ વ્યાયામના સર્વે પ્રકારોના નિષ્ણાત હતા; એટલું જ નહિ પણ સાંકડા દિલના ન હતા. તેમણે મુરસાગર તળાવની પાળ પર શ્રી કદમની જગામાં આવેલા પોતાના અખાડામાં શ્રી છોટુભાઈ પુરાણી, તેમના નાનાભાઈ શ્રી અંબુભાઈ પુરાણી તથા શ્રી નાજુકલાલ ચોકસીને શિયાળાના ત્રણ માસ દરમ્યાન રોજ સવાર તથા સાંજ ત્રણ ત્રણ કલાક ખૂબ પ્રેમ અને ઉત્સાહપૂર્વક જરા જેટલી પણ ચોરી રાખ્યા વિના વ્યાયામના સર્વ પ્રચલિત પ્રકારો અને ખાસ કરીને કુસ્તી, મલખમ, ફરીગદકા વગેરેનું સર્વ શિક્ષણ આપ્યું. ગુજરાતમાં વ્યાયામ પ્રચારના કામમાં તેમની આ સેવા ખરેખર અમૂલ્ય અને ન ભૂલી શકાય તેવી છે.

## લક્ષ્મીનાથ વ્યાયામશાળાની એકંદર સિદ્ધિ

ગુજરાતમાં વ્યાયામ પ્રચાર પ્રવૃત્તિના પ્રારંભરૂપે ૧૯૦૯માં શ્રી લક્ષ્મીનાથ વ્યાયામશાળાની સ્થાપના થયા પછી ૧૯૧૭ સુધીમાં આઠ વર્ષના ગાળા દરમ્યાન ભરૂચની શ્રી બટુકનાથ વ્યાયામશાળાનો અપવાદ બાદ કરતાં વડોદરાની બહાર આ પદ્ધતિએ એક પણ વ્યાયામશાળા હયાતીમાં આવી ન હતી. આ નવી દૃષ્ટિવાળી વ્યાયામ સંસ્થાનો મુખ્ય હેતુ આગળ જોઈ ગયા તેમ આરોગ્ય અને બળવાન શરીરવાળા નીડર, સાહસિક અને ચારિત્ર્યવાન એવા યુવાનો તૈયાર કરવાનો હતો, કે જે તેમના શરીર-બળનો ઉપયોગ દેશના રક્ષણ તથા સેવા અર્થે કરે. વ્યાયામના જુદા જુદા પ્રકારોનું પ્રગતિશીલ શિક્ષણ તો આ સંસ્થા આપતી જ હતી; પરંતુ આ સંસ્થાની ખરી સિદ્ધિ તો તેણે તેના સભ્યોમાં જન્માવેલી ભ્રાતૃભાવના, સંસ્થા પ્રત્યે પ્રેમ અને વફાદારીની તથા શિસ્તપાલનની ભાવનાની છે; આથી પણ આગળ વધીને દેશની ખિદમતમાં જરૂર પડ્યે, શરીરની આહુતિ આપવાની ભાવનાનું સર્જન એ તેની પરમ સિદ્ધિ હતી. આ સંસ્થામાં તૈયાર થયેલો યુવાન ચારિત્રવાન, પ્રામાણિક તથા તે કહે તે પર વિશ્વાસ મૂકી શકાય એવી છાપ ગુજરાતભરમાં જનતા પર પડેલી છે તે એની કાર્ય-સિદ્ધિનું જીવતુંજાગતું પ્રમાણપત્ર છે.

અને તે જમાનામાં, જ્યારે ગુજરાતમાં કોંગ્રેસ જેવું કંઈ ન હતું અને ગાંધીજીનું આગમન થયું ન હતું, ત્યારે આ સંસ્થામાં તૈયાર થયેલા યુવાનોએ ગુજરાતનાં ગામો અને ગામડાંઓમાં રાષ્ટ્રીય જાગૃતિનો દીવો પ્રગટાવી જલતો રાખ્યો હતો. 'હિંદની વસ્તીનો મોટો ભાગ ગામડાંમાં વસે છે અને ખેતી એ દેશનો મોટો ઉદ્યોગ છે' એ સત્ય આ સંસ્થાના કાર્યકરો સારી રીતે સમજતા હતા; અને તેથી ગાંધીયુગ શરૂ થયો તે પહેલાં શહેરો છોડી ગામડે જવાનો મંત્ર આ યુવાનોએ અપનાવ્યો હતો અને આ અંગેની વિસ્તૃત યોજનાને અનુસરીને શ્રી છોટુભાઈ પુરાણીના આદેશથી શ્રી લક્ષ્મીનાથ વ્યાયામશાળામાં તૈયાર થયેલો એક યુવાન યશવંત જોશી પિતાની આજ્ઞાને અવગણીને અને પરિણામે તેમની આર્થિક સહાયનો ત્યાગ કરી પૂનાની ખેતીવાડી કોલેજમાં ભણવા જાય છે; બીજો યુવાન બાપાલાલ ગરબડદાસ માતાપિતાની ઉપરવટ થઈને કોલેજનો અભ્યાસ છોડી વૈદક શીખવાનું શરૂ કરે છે; ત્રીજો યુવાન નાજુકલાલ ચોકસી મેટ્રિકનો અભ્યાસ વહેલો મૂકી શિક્ષક થાય છે; વળી શ્રી અંબુભાઈ પુરાણી કારખાનાની નોકરી છોડી ગુજરાતમાં વ્યાયામ પ્રચારનું કામ માથે લઈ લે છે; તથા શ્રી ચંદ્રશંકર તથા દિનકર પંડ્યા જેવા ભણેલાગણેલા યુવાનો ખેતીવાડીના ખેતરમાં કામ કરવા વિના વેતને જોડાય છે. આમ આ બધા યુવાનો પોતાની કારકિર્દીનો ભોગ આપવા તૈયાર થયા, તેની પાછળ પ્રેરણા હતી માતૃભૂમિને વિદેશી ગુલામીમાં જકડી રાખતી જંજીરોમાંથી મુક્ત કરવાની ઉન્મત્ત તમન્નાની; અને આ ઉન્મત્ત તમન્ના યુવાનોમાં પેદા કરી એ આ વ્યાયામ હિલચાલની પરમ સિદ્ધિ હતી.

આ સિવાય તહેવારની શુદ્ધિ, સામાજિક સુધારા, ચારચારની ટુકડીમાં કૂચ કરતાં સરઘસો, ખૂદી ચડ્ડી તથા સફેદ ખમીસનો ગણવેશ, પગપાળા પ્રવાસો, શ્રમકાર્યમાં ગૌરવ આ વસ્તુઓ ગુજરાતના જાહેર જીવનમાં વ્યાયામશાળા તરફથી અપાયેલો ફાળો છે. લોપાઈ જવાનો ભય વહોરીને પણ આ સંસ્થામાં તેમ જ ત્યાર પછી ઊભી થયેલી અને તે જ ધોરણે કામ કરતી સંસ્થાઓમાં તૈયાર થયેલા યુવાનોએ દરેક આઝાદી જંગમાં ઝુકાવ્યું છે. અને તે લડતોમાં આગેવાનીભર્યો ભાગ લીધો છે;

અને આમ કોઈ પણ રાજકીય પક્ષ કે ધાર્મિક સંપ્રદાયના અંગ-રૂપ બન્યા વગર, જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં આ સંસ્થા પ્રગતિશીલ તથા રાષ્ટ્રીય દૃષ્ટિ ધરાવતી રહી છે.

## વડમાંથી વડવાઈઓ ફૂટે છે

૨૦મી સદીના બીજા દાયકામાં શ્રી છોટુભાઈ પુરાણીની વિસ્તૃત યોજના અનુસાર (૧) ખેતીમાં સુધારા કરી તેનો પ્રચાર કરવો; અને ખેતીવાડી પ્રચારકો પોષી તેમની મારફત ગામડાંઓમાં આઝાદીનો સંદેશો પહોંચાડવો – એ હતી'સૌથી પહેલી હાથ ધરવાની યોજના. સને ૧૯૧૭માં સુજોદ મુકામે ખેતીવાડીનું ક્ષેત્ર ચાલુ કરી પહેલી યોજનાની શરૂઆત કરી. (૨) બીજી યોજના હતી ગુજરાતમાં વ્યાયામ પ્રચાર કરવાની. આ યોજના કેવી રીતે વિકાસ પામી તે હવે જોઈએ.

૧૯૦૯ની સાલમાં લક્ષ્મીનાથ વ્યાયામશાળાનો પ્રારંભ થયા પછી, વડોદરા કોલેજમાં અભ્યાસને માટે ગુજરાતનાં જુદાં જુદાં અનેક શહેરો તથા ગામડાંઓમાંથી આવતા યુવાનો દ્વારા, આ નવી દૃષ્ટિવાળી વ્યાયામ પ્રવૃત્તિનો પ્રચાર બેમાલૂમ રીતે ગુજરાતના ઘણા મોટા વિસ્તારમાં થવા પામ્યો હતો; અને પરિણામે ઠેર ઠેર વ્યાયામશાળાઓની સ્થાપના થવા લાગી.

શ્રી અંબુભાઈ પુરાણી ભરૂચ કેળવણી મંડળે *ભરૂચમાં સ્થાપેલી ન્યુ ઇગ્લીશ સ્કૂલમાં જોડાયા અને ગુજરાતભરમાં પથરાયેલી વ્યાયામશાળાઓની દેખરેખ રાખવા લાગ્યા. આ અરસામાં એટલે કે ૧૯૨૪માં તેમણે શ્રી અરવિંદ આશ્રમમાં જોડાવા પોંડીચેરી જવાનું નક્કી કર્યું અને આમ એક શક્તિશાળી વ્યાયામ પ્રચારકના જવાથી ગુજરાના વ્યાયામક્ષેત્રે જબરદસ્ત આંચકો અનુભવ્યો. આ પછી ગાંધીજીએ કોંગ્રેસની દોરવણી લઈ આઝાદીની લડત શરૂ કરી. વ્યાયામશાળાઓમાં ઘડાએલા, પીઢ અને અનુભવી કાર્યકરો લડતમાં જોડાયા અને જેલમાં ગયા. વળી આ જમાનામાં ખર્ચાળ વિદેશી રમતોએ રાજ્યના ઉત્તેજનને કારણે સારું એવું વાતાવરણ જમાવ્યું હતું. આ બધાં કારણોને લઈને ૧૯૨૫ થી ૧૯૩૬ના ગાળા દરમ્યાન, જોકે ગુજરાતભરમાં ઠેર ઠેર અનેક વ્યાયામશાળાઓ શરૂ થઈ અને વ્યાયામનો પ્રચાર વધ્યો, છતાં વ્યાયામ પાછળની પ્રેરક ભાવનામાં થોડી શિથિલતા આવી. આ શિથિલતાને જાણે સમતોલ કરવા માટે હોય, તેમ આ અરસામાં કેટલીક બાબતો એવી બની કે જેણે ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિને સંગીન અને પ્રગતિશીલ બનાવવામાં અગત્યનો ફાળો આપ્યો.

### (૧) ભારતીય અને પાશ્ચાત્ય વ્યાયામનો સુમેળ

આ અરસામાં વિવિધ દેશી તથા પાશ્ચાત્ય વ્યાયામ અને રમતગમત પ્રવૃત્તિનું શિક્ષણ પ્રાપ્ત કરવાની તાલાવેલી વ્યાયામ કાર્યકરોમાં લાગી ૧૯૨૬માં અને સૌ પ્રથમ શ્રી રાવજીભાઈ ચતુરભાઈ પટેલ મદ્રાસની એમ. સી. એ. વાય. શારીરિક શિક્ષણ કોલેજમાં તાલીમ લેવા ગયા અને પાશ્ચાત્ય વ્યાયામ તથા રમતગમતની વ્યવસ્થિત તાલીમ પ્રાપ્ત કરી પાછા આવ્યા. આ પછી તો શ્રી ચંદુલાલ ગરેયા, શ્રી હરિસિંહ ઠાકોર અને બીજા ઘણા ભાઈઓએ મદ્રાસ જઈ તાલીમ પ્રાપ્ત કરી. આ જ અરસામાં ભારતીય વ્યાયામ અને રમત પ્રકારોની તાલીમ લેવા માટે કેટલાક યુવાન કાર્યકરો અમરાવતીમાં 'શ્રી હનુમાન વ્યાયામ પ્રસારક મંડળ' સંચાલિત તાલીમ શિબિરોમાં જોડાઈ વ્યાયામ વિશારદ થયા. આમ ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિએ વાડામાં પુરાઈ ન રહેતાં, ભારતીય અને પાશ્ચાત્ય વ્યાયામ અને રમત પ્રકારો તથા દૃષ્ટિનો સુભગ સુમેળ સાધ્યો; અને વ્યાયામ પાછળ વિશાળ દૃષ્ટિની પ્રતીતિ આપી.

### (૨) પ્રથમ વ્યાયામ પરિષદ

શ્રી છોટુભાઈ પુરાણીના પ્રયાસથી પ્રથમ ગુજરાત વ્યાયામ પરિષદ ૧૯૨૮માં નડિયાદ મુકામે ડૉ. હરિપ્રસાદ દેસાઈના પ્રમુખસ્થાને મળી, જેમાં ગુજરાતભરની વ્યાયામશાળાઓના લગભગ ૨૦૦૦ જેટલા પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. આ પરિષદમાં વ્યાયામ પ્રવૃત્તિના સંગઠનની દિશામાં ઉપયોગી કામગીરી થઈ. વળી ગુજરાતે સફેદ ખમીસ અને ભૂરી ચડ્ડીના ગણવેશમાં સજ્જ એવાં બે હજાર યુવકયુવતીઓની વ્યવસ્થિત સમૂહકૂચનું દૃશ્ય સૌ પ્રથમ આ પ્રસંગે જોયું. પરિષદમાં આવેલા સૌ કોઈ, જ્ઞાતિના કોઈ પણ ભેદભાવ વિના એક જ પંગતે બેસી જમ્યા, તે પણ આ જમાનાનો વિરલ પ્રસંગ હતો.

### (૩) રમતગમત હરીફાઈઓ

૧૯૨૫ ની સાલથી ગુજરાતના કેટલાક જિલ્લા અને શહેરોમાં, ખાસ કરીને અમદાવાદ શહેર અને ખેડા જિલ્લામાં દર વર્ષે ડિસેમ્બર માસમાં રમતોની હરીફાઈઓ યોજવામાં આવતી. આવે પ્રસંગે રમતોના યોગ્ય પંચો પૂરા પાડવાનું કામ ગુજરાતમાં પથરાયેલી વ્યાયામશાળાઓ કરતી હતી. આ બધી વ્યાયામશાળાઓ જોકે હજુ સુધી સ્થૂલ બંધારણની દૃષ્ટિએ કોઈ રીતે સંગઠિત થયેલી ન હોવા છતાં, સમાન આદર્શો અને કોઈ અદૃશ્ય પ્રેરણાના સૂત્રે સરસ સંકળાયેલી હતી, તથા કાર્યકરોમાં સુભગ સંવાદિતા હતી. રમતોની હરીફાઈઓનો પ્રચાર પાછળથી ભરૂચ, સુરત તથા અન્ય જિલ્લાઓમાં થયો. પરિણામે રમતોના નિયમો ઘડાયા અને પુસ્તિકાઓ દ્વારા પ્રસિદ્ધ થયા. આ હરીફાઈ પ્રવૃત્તિએ ગુજરાતમાં રમતોનું ધોરણ ઊંચું લાવવામાં તથા પ્રચાર કરવામાં અગત્યનો ફાળો આપ્યો છે અને અત્યારે પણ તે ચાલુ જ છે.

### (૪) ગ્રીષ્મ વ્યાયામ વર્ગો

શ્રી રાવજીભાઈ પટેલ ૧૯૨૭માં મદ્રાસમાં રહી શારીરિક કેળવણીની તાલીમ પ્રાપ્ત કરી પાછા આવ્યા; એટલે તેમની દેખરેખ નીચે ચરોતર કેળવણી મંડળના આશ્રયે દર વર્ષે ઉનાળાની લાંબી રજાઓમાં એક માસની મુદતના ગ્રીષ્મ વ્યાયામ વર્ગો યોજવાની પ્રવૃત્તિ શરૂ થઈ. આ તાલીમ વર્ગોમાં સર્વે ભારતીય તથા પાશ્ચાત્ય વ્યાયામ અને રમત પ્રકારોની વ્યવસ્થિત ક્રિયાત્મક તથા જ્ઞાનાત્મક તાલીમ તે તે વ્યાયામ પ્રકારોના નિષ્ણાતોની મદદથી આપવામાં આવતી. સમગ્ર અભ્યાસક્રમને ક્રમિક ત્રણ વિભાગમાં વહેંચવામાં આવ્યો હતો અને ત્રણ વર્ષની તાલીમને અંતે 'વ્યાયામ વિશારદ' ઉપાધિ આપવાની યોજના હતી. ઉનાળાની રજાઓનો સદુપયોગ, વ્યાયામ અને રમત પ્રકારોમાં કૌશલ્યપ્રાપ્તિ, શિબિર જીવનનો શૈક્ષણિક અનુભવ, તથા ગુજરાતના યુવાનોનો અરસપરસ સધાતો પરિચય, એ બધી દૃષ્ટિએ આ વર્ગો ખૂબ ઉપયોગી પુરવાર થયા અને યુવક જનતા, શિક્ષણસંસ્થાઓ અને સમાજમાં ખૂબ લોકપ્રિય બનવાને કારણે ત્યારથી અત્યાર સુધી વ્યવસ્થિત સ્વરૂપમાં ચાલુ રહ્યા છે. આ પ્રવૃત્તિએ શાળાઓ, વ્યાયામશાળાઓ તથા રમત મંડળોને ઉત્સાહી, નિષ્ઠાવાન અને શક્તિશાળી વ્યાયામ શિક્ષકો અને કાર્યકરો પૂરા પાડ્યા છે; એટલું જ નહિ, પણ લાંબી રજાઓમાં તાલીમ શિબિરની યોજના પણ ગુજરાતને આપી છે.

આમ ૧૯૨૫ થી ૧૯૩૬ના ગાળા દરમ્યાન આર્થિક, સામાજિક, રાજકીય, એવી અનેક મુશ્કેલીઓનો સામનો કરવા છતાં, ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિ સ્થિર રહી શકી; એટલું જ નહિ, પણ સમાજની જરૂરિયાત અનુસાર પ્રગતિશીલ રહી શકી, તેમાં ઉપરોક્ત પ્રવૃત્તિઓ ઉપરાંત

વ્યાયામશાળાઓ પાછળ રહેલી વિદ્યાર્થીના સર્વાંગી વિકાસની દૃષ્ટિનો તથા કાર્યકરોની દૂરદર્શિતાનો મુખ્ય અને મહત્ત્વનો ફાળો છે.

## બંધારણીય સ્થાપના અને વિકાસ

આગળ જોઈ ગયા તેમ અનેકવિધ પ્રવૃત્તિઓ અને આકર્ષક વાતાવરણ ધરાવતી, ગુજરાતમાં પથરાયેલી અનેક વ્યાયામશાળાઓ એકસરખા આદર્શો સાથે, પરસ્પર મેળ અને એકતાની ભાવનાથી પહેલેથી જ કામ કરતી હતી. આ બધી વ્યાયામશાળાઓના સંચાલકો પોતાને એક મંડળરૂપે માનતા હતા અને તેને 'આપણું મંડળ' એવું નામ પણ આપ્યું હતું. સુમેળ અને એકતાથી કામ કરતા આ જૂથે વિધિસરનું અને બંધારણીય સ્વરૂપ ધારણ કર્યું; અને એકદિલથી કામ કરતા યુવાનોની વ્યાયામસંસ્થાઓએ 'ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ'ની બંધારણપૂર્વક રચના કરી. લેકે આવી કોઈ વ્યવસ્થાની જરૂર તો ૧૯૨૪માં શ્રી અંબુભાઈ પુરાણી પોંડિચેરી ગયા ત્યારથી જ લાગવા માંડી હતી; અને ૧૯૨૮માં પ્રથમ ગુજરાત વ્યાયામ પરિષદની બેઠકમાં ગુજરાત વ્યાયામ મંડળની સ્થાપના કરવા અંગેનો ઠરાવ પણ કરવામાં આવ્યો હતો; એટલું જ નહિ, પણ બંધારણની ચર્ચાવિચારણા કરી તેનું ખોખું પણ તૈયાર કરવામાં આવ્યું હતું. પરંતુ તેનો વિધિસરનો અમલ ૧૯૩૬માં વડોદરા મુકામે થયો.

મંડળની બંધારણીય સ્થાપના થઈ એટલે જે જે પ્રવૃત્તિઓ અત્યાર સુધી વ્યાયામ કાર્યકરો અરસપરસના સહકારથી ચલાવતા હતા તે બધી પ્રવૃત્તિઓ મંડળે ધીમે ધીમે પોતાને હસ્તક લીધી અને તે માટેની નક્કી થયેલી સમિતિ મારફતે તેનું સંચાલન હાથ ધર્યું. મંડળના પ્રમુખ તરીકેનું સુકાન સર્વાનુમતે શ્રી છોટુભાઈ પુરાણીને સોંપવામાં આવ્યું અને તે જવાબદારી તેમણે ૧૯૫૦ના ડિસેમ્બરમાં તેમનું અવસાન થયું ત્યાં સુધી સફળતાપૂર્વક સંભાળી, મંડળની પ્રવૃત્તિઓને અનેક ક્ષેત્રે વિકસાવી અને ગુજરાતમાં વ્યાયામ પ્રચાર કરવાની તેમણે લીધેલી પ્રતિજ્ઞાનું અક્ષરશઃ પાલન કરી બતાવ્યું.

૧૯૩૬માં મંડળની સ્થાપના થયા પછી મંડળે પોતાના બે કાર્યકરો શ્રી ચીનુભાઈ શાહ અને શ્રી હરિસિંહ ઠાકોરને બર્લિનમાં મળેલી ૧૧મી વિશ્વ ઓલિમ્પિકમાં વિવિધ રાષ્ટ્રોની વ્યાયામ પ્રવૃત્તિ સ્પર્ધામાં ભારતીય વ્યાયામ પ્રવૃત્તિનો કાર્યક્રમ આપવા જતી ભારતના ચુનંદા વ્યાયામવીરોની ટુકડીના સભ્ય તરીકે મોકલી આપ્યા હતા. આ પછી ૧૯૩૭માં શ્રી છોટુભાઈ પુરાણીની પ્રેરણા અને દેખરેખ નીચે અમદાવાદ મ્યુનિસિપાલિટીએ શૈક્ષણિક સંસ્થાઓ માટે વ્યાયામ શિક્ષકો તૈયાર કરવાના હેતુથી કાંકરિયાને કિનારે ટેકરીઓ ખોદી સપાટ મેદાન બનાવી, સાધનસંપન્ન વ્યાયામ વિદ્યાલયની સ્થાપના કરી, જે અત્યારે પણ મ્યુનિસિપલ પ્રાથમિક શાળાના શિક્ષકો માટે વ્યાયામની તાલીમ આપવાનું કાર્ય સંભાળી રહ્યું છે. મૅટ્રિક સુધી પહોંચેલા યુવાનો માટે એક વર્ષની મુદતનો 'ઇન્સ્ટ્રક્ટર્સ સર્ટિફિકેટ અભ્યાસક્રમ' સૌ પ્રથમ ૧૯૩૭માં આ સંસ્થાએ શરૂ કર્યો; પરંતુ ૧૯૪૨માં રાષ્ટ્રવ્યાપી સ્વાતંત્ર્યજંગને કારણે બંધ કરવામાં આવ્યો. આ સંસ્થાની સ્થાપના થઈ શકી તે શ્રી છોટુભાઈ પુરાણી, ડૉ. હરિપ્રસાદ દેસાઈ તથા શ્રી બળવંતરાય ઠાકોર—એ ત્રણ જણની ખાસ જહેમતને આભારી છે.

આ પછી ૧૯૪૨માં રાષ્ટ્રવ્યાપી સ્વાતંત્ર્યલડત શરૂ થઈ. શાળાઓ, કૉલેજો, વ્યાયામશાળાઓ વગેરેનું શિક્ષણ પામેલા યુવાનોની કસોટી આવીને ઊભી. વ્યાયામશાળાના કાર્યકરો અને યુવાનોએ ઝંપલાવ્યું; કેટલાક જેલમાં ગયા, કોઈ શહીદ થયા અને કેટલાકે ભૂગર્ભમાં રહી કામગીરી બજાવી. ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના અગ્રણી કાર્યકરો શ્રી છોટુભાઈ પુરાણી તથા શ્રી ચંદ્રશંકર ભટ્ટને પકડવા માટે સરકારે હજારો રૂપિયાનાં ઇનામ જાહેર કર્યાં. વ્યાયામશાળાની તાલીમ પામેલા સૌએ આઝાદી જંગની નાની મોટી ફરજો બજાવી તાલીમ સાર્થક કરી બતાવી. અલબત્ત ૧૯૪૨ થી ૧૯૪૫ સુધીનાં ત્રણ વર્ષ દરમ્યાન વ્યાયામ મંડળની પ્રવૃત્તિઓ બંધ રહી. આ પછી ૧૯૪૫માં નડિયાદ મુકામે ગુજરાતના વ્યાયામ કાર્યકરોનું 'વિચાર સંમેલન' મળ્યું અને મંડળની વેરવિખેર પ્રવૃત્તિઓને પુનર્વ્યવસ્થિત કરી શરૂ કરવાનું નક્કી કર્યું; અને ત્યારથી અત્યાર સુધી આ બધી વિવિધ પ્રવૃત્તિઓએ કોઈ રુકાવટ વિના સુસંચાલિત અને સુવિકસિત રહી મંડળને પ્રગતિશીલ રાખ્યું છે. ૧૯૩૬થી અત્યાર સુધી મંડળે હાથ ધરેલી વિવિધ પ્રવૃત્તિઓ દર્શાવતો નીચેનો કોઠો મંડળની સંગીન વિકાસશીલતાનો સહેજે ખ્યાલ આપી રહેશે:—

| પ્રવૃત્તિઓ | સાલવાર પ્રવૃત્તિ પ્રગતિ | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ ડિપ્લોમા અભ્યાસક્રમ | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | • |
| ૧૫ ત્રૈમાસિક પ્રકાશન | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | • | • |
| ૧૪ રાહબર તાલીમ વર્ગો | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | • | • | • |
| ૧૩ એસ. ટી. સી. વર્ગ | ... | ... | ... | ... | ... | ... | ... | ... | • | • | • | • |
| ૧૨ રાયફલ ક્લબ | ... | ... | ... | ... | ... | ... | ... | ... | • | • | • | • |
| ૧૧ કિશોર શિબિર | ... | ... | ... | ... | ... | ... | ... | ... | • | • | • | • |
| ૧૦ રમતવાર એસોસિયેશન્સ | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | • | • | • |
| ૯ વ્યાયામ મહાવિદ્યાલય —(સર્ટિફિકેટ અભ્યાસક્રમ) | ... | ... | ... | ... | ... | ... | • | • | • | • | • | • |
| ૮ માન્ય ગ્રીષ્મ વર્ગો | ... | ... | ... | ... | ... | • | • | • | • | • | • | • |
| ૭ સ્ટેટ સાથે સંયોજન | ... | ... | ... | ... | • | • | • | • | • | • | • | • |
| ૬ વ્યાયામ આનરા | ... | ... | ... | ... | • | • | • | • | ... | ... | ... | ... |
| ૫ કાયા કૌશલ કસોટી | ... | ... | ... | • | • | • | • | • | • | • | • | • |
| ૪ ગુજરાત રમતોત્સવ | ... | • | • | • | • | • | • | • | • | • | • | • |
| ૩ વ્યાયામ પ્રકાશન | ... | • | • | • | • | • | • | • | • | • | • | • |
| ૨ ગ્રીષ્મ વ્યાયામ વર્ગો | • | • | • | • | • | • | • | • | • | • | • | • |
| ૧ વ્યા. સંસ્થા સંગઠન | • | • | • | • | • | • | • | • | • | • | • | • |
| | સાલ ૧૯૩૬ | ૩૮ | ૪૨ | ૪૫ | ૪૬ | ૪૭ | ૫૦ | ૫૧ | ૫૩ | ૫૬ | ૫૭ | ૫૮ |

મંડળીની રીતસરની મુખ્ય પ્રવૃત્તિઓ એટલે (૧) વ્યાયામ સંસ્થા સંગઠન (૨) તાલીમ શિબિરો (૩) ગુજરાત રમતોત્સવ (૪) કાયા કૌશલ કસોટી (૫) વ્યાયામ પ્રકાશનો (૬) વ્યાયામ મહાવિદ્યાલય, આ દરેક પ્રવૃતિનાં વિકાસ અને સિદ્ધિની વિગતો નીચે મુજબ છે :–

**(૧) વ્યાયામ સંસ્થા સંગઠન:** ૧૯૩૬માં મંડળની બંધારણીય સ્થાપના થઈ એટલે ગુજરાતભરની વ્યાયામ સંસ્થાઓ તથા રમતમંડળો તેની સાથે સંયોજિત થઈ ગયાં. હાલમાં જિલ્લા વ્યાયામ મંડળો તથા રમતમંડળો મારફતે અનેક વ્યાયામ તથા રમત સંસ્થાઓ મંડળ સાથે સંયોજિત છે, અને વ્યાયામ ક્ષેત્રે સેવા અને સહકાર આપે છે; જ્યારે બીજી બાજુ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ રાષ્ટ્રીય શારીરિક શિક્ષણ મહામંડળ સાથે સંયોજિત છે.

**(૨) તાલીમ શિબિરો:** ૧૯૩૬ની સાલથી દર વર્ષે ઉનાળાની રજાઓમાં ગુજરાતના જુદા જુદા જિલ્લાઓમાં ૧૩ વર્ષથી ઉપરની ઉંમરનાં યુવકયુવતીઓ માટે એક માસની મુદતના અભ્યાસક્રમવાળા વ્યાયામ તાલીમ'શિબિરો મંડળ નિયમિત રીતે ચલાવે છે. સમગ્ર ક્રિયાત્મક અને જ્ઞાનાત્મક અભ્યાસક્રમને ક્રમિક ચાર વર્ષના અભ્યાસક્રમમાં અનુક્રમે 'પ્રવેશ', 'વિનીત', 'શિક્ષક' અને 'વિશારદ' એ પ્રમાણે વહેંચવામાં આવ્યો છે. આ શિબિરોમાં દર વર્ષે લગભગ ૪૫૦ જેટલી સંખ્યામાં તાલીમાર્થીઓ જોડાય છે; અને અત્યાર સુધીમાં ૩૭૦૦ જેટલાં ભાઈબહેનોએ લાભ ઉઠાવ્યો છે. તથા ચારેય વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરી ૨૩૦ જણે મંડળની 'વ્યાયામ વિશારદ' ઉપાધિ પ્રાપ્ત કરી છે. આ શિબિરોમાં તાલીમ પામેલાઓ શાળાઓ અને કોલેજોમાં વિદ્યાર્થી નેતાઓ તરીકે તથા નિષ્ણાત ઇન્સ્પેક્ટરો તરીકે સુંદર કામગીરી બજાવી રહ્યા છે.

આ સિવાય, ૧૯૫૩ની સાલથી મંડળ તરફથી નવથી બાર વર્ષની ઉંમરનાં કિશોર ભાઈબહેનો માટે પંદર દિવસની મુદતના તાલીમ શિબિરો પણ ઉનાળાની રજાઓમાં યોજવામાં આવે છે, જે ઘડતરની દૃષ્ટિએ અત્યંત સફળ પુરવાર થયા છે.

વળી, ૧૯૫૬ની સાલથી મંડળે દિવાળીની લાંબી રજાઓમાં શાહબર તાલીમ શિબિર યોજવાનું શરૂ કર્યું છે, અને ખેલકૂદ કોચિંગ કેમ્પથી તેની શરૂઆત કરી છે.

**(૩) ગુજરાત રમતોત્સવ:** ગુજરાતના દરેક જિલ્લામાં વિવિધ ખેલકૂદ, રમતો તથા વ્યાયામની હરીફાઈઓ યોજવામાં આવે છે. આ દરેક જિલ્લાના વિજેતાઓ ગુજરાત રમતોત્સવમાં ઊતરે છે. દર વર્ષે ડિસેમ્બરની આખરે કે જાન્યુઆરીની શરૂઆતમાં મંડળની ગુજરાત ઓલિમ્પક સમિતિ તરફથી આ રમતોત્સવ યોજાય છે, અને રમતોના પ્રકારમાં તથા ધોરણ ઊંચું લાવવામા યુવાનોને પ્રેરણા મળે છે. ગુજરાત રમતોત્સવના લાયક વિજેતાઓને તે તે રમતોની મુંબઈ રાજ્ય સ્પર્ધાઓમાં ભાગ લેવા માટે મોકલી આપવામાં આવે છે. તાજેતરમાં ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના પ્રયાસથી જુદી જુદી રમતો માટે અલગ અલગ ગુજરાત મંડળોની સ્થાપના થઈ છે, અને આ બધાં રમત મંડળોના પ્રતિનિધિઓ મળીને ગુજરાત ઓલિમ્પિક એસોસિયેશનની રચના થઈ છે. આ દરેક રમત મંડળ તે તે રમતના મુંબઈ રાજ્ય મંડળ સાથે સંયોજિત થયેલું છે.

**(૪) કાયા કૌશલ કસોટી :** ૧૩ વર્ષથી ઉપરની ઉંમરનાં યુવકયુવતી-ઓ પોતાની ખેલકૂદ શક્તિ માપી શકે તથા વધુ વિકાસ માટે પ્રયત્નશીલ રહે તે હેતુથી મંડળે ૧૯૪૬ની સાલથી 'કાયા કૌશલ કસોટી' પ્રવૃત્તિ હાથ ધરી છે, જે મુજબ દોડ, કૂદ, ફેંક, તાકઝીલ, ઊંચક, નીચક, દંડ, બેઠક, નમસ્કાર વગેરે પ્રવૃત્તિઓના ચડતા ક્રમમાં ચાર ધોરણો ભાઈઓ તથા બહેનો માટે અલગ અલગ નક્કી કરવામાં આવ્યાં છે. ઉમેદવાર પોતાની શક્તિ અનુસાર કોઈ પણ ધોરણની કસોટીમાં બેસી શકે છે અને. ઉત્તીર્ણ થનારને મંડળ તરફથી પ્રમાણપત્ર તથા ચંદ્રક આપવામાં આવે છે. દર વર્ષે જુદાં જુદાં કેન્દ્રોમાં થઈ લગભગ ૧૦૦૦ જેટલા પરીક્ષાર્થીઓ ભાગ લે છે અને અત્યાર સુધીમાં લગભગ ૮૫૦૦ જણે એક યા બીજા ધોરણની કસોટી ઉત્તીર્ણ કરી છે.

**(૫) વ્યાયામ પ્રકાશનો:** મંડળ તરફથી ૧૯૩૮ની સાલથી શરૂ કરવામાં આવેલી પ્રવૃત્તિ અનુસાર શરીરવિજ્ઞાન તથા વિવિધ વ્યાયામ, ખેલકૂદ અને રમતો અંગે લગભગ ૨૫ જેટલાં નાનાંમોટાં પ્રકાશનો પ્રગટ કરવામાં આવ્યાં છે, જે શૈક્ષણિક સંસ્થાઓ તથા વ્યાયામપ્રિય જનતામાં અત્યંત ઉપયોગી પુરવાર થયાં છે. ૧૯૫૭ની સાલથી મંડળે 'શારીરિક શિક્ષણ' ત્રૈમાસિક પણ પ્રગટ કરવાનું હાથ ધર્યું' છે.

**(૬) વ્યાયામ મહાવિદ્યાલય:** મુંબઈ રાજ્યના શારીરિક કેળવણી ખાતાની યોજના અનુસાર ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી ૧૯૫૦ની સાલથી ભરૂચ જિલ્લાના રાજપીપળા મુકામે શ્રી છોટુભાઈ પુરાણી વ્યાયામ મહાવિદ્યાલયમાં એક વર્ષની મુદતનો શારીરિક કેળવણીનો સર્ટિફિકેટ અભ્યાસક્રમ ચલાવવામાં આવે છે. સ્વર્ગસ્થ શ્રી છોટુભાઈ પુરાણીના પુણ્ય સ્મારકરૂપ આ સંસ્થા નિસર્ગસુંદર વાતાવરણમાં આવેલી છે તથા વિશાળ મેદાનો અને સગવડયુક્ત મકાનો ધરાવે છે. ગુજરાત-ભરમાંથી મેટ્રિક્યુલેટ તાલીમાર્થી ભાઈબહેનો એક વર્ષની તાલીમ અત્રે પૂરી કરી માધ્યમિક શાળામાં વ્યાયામ શિક્ષકની કારકિર્દી સ્વીકારે છે. અત્યાર સુધીમાં ૮૨૩ ભાઈઓ અને ૬૯ બહેનોએ આ તાલીમ પૂરી કરી. કુલ ૮૯૨ વ્યાયામ શિક્ષકો આ સંસ્થામાં તૈયાર થયા છે. આ ઉપરાંત ૧૯૫૯–૬૦ની સાલથી ગ્રેજ્યુએટ માટે એક વર્ષની મુદતનો ડિપ્લોમા કોર્સ પણ શરૂ કર-વામાં આવ્યો છે. શૈક્ષણિક ઉપયોગિતાને અનુલક્ષીને વ્યાયામ અભ્યાસક્રમની સાથે સાથે એસ. ટી. સી.ના વર્ગો પણ ચલાવવામાં આવે છે.

**અન્ય નોંધપાત્ર પ્રવૃત્તિઓ:** ૧૯૫૦ના એપ્રિલ માસમાં મંડળની સરળ વ્યવસ્થા અને સંચાલન નીચે રાજકુમારી અમૃતકૌરના પ્રમુખસ્થાને બીજી મુંબઈ રાજ્ય શારીરિક શિક્ષણ પરિષદ તથા ડૉ. ચંદુલાલ દેસાઈના પ્રમુખસ્થાને ગુજરાત વ્યાયામ પરિષદ અમદાવાદમાં મળી અને ગુજરાત વ્યાયામ પ્રવૃત્તિને પ્રેરણા અને માર્ગદર્શન મળ્યાં.

આમ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળની બંધારણીય સ્થાપના પછી ગુજરાતમાં વ્યાયામ અને રમત પ્રવૃત્તિનો વ્યવસ્થિત પ્રચાર થતો રહ્યો છે. અલબત્ત વાતાવરણને કારણે કે પરિસ્થિતિને કારણે કે જીવનનાં બદલાયેલાં મૂલ્યોને કારણે, ગમે તેમ પહેલાંની વ્યાયામશાળાઓ હવે આકર્ષણ જમાવી શકતી નથી; અને પરિણામે તેની સંખ્યા ઘટતી જઈ રમત સંસ્થામાં રૂપાંતર થતું જાય છે. એક છેડેથી બીજા છેડા તરફ થતી પેન્ડ્યુલમ ગતિને આખરે તો મધ્યમાં સ્થિર થયે જ છૂટકો છે. અને તે મુજબ શારીરિક કેળવણીના ક્ષેત્રમાં પણ સ્થિરતા આવતાં તેમાં વ્યાયામ, રમતો, ખેલકૂદ વગેરે સર્વ પ્રવૃત્તિઓનું યોગ્ય સ્થાન અનિવાર્ય છે; અને આવી સુમેળ-યુક્ત શારીરિક કેળવણી જ વ્યક્તિનું સર્વાંગી ઘડતર સાધી શકશે તે નિઃશંક છે.

(શ્રી છોટુભાઈ પુરાણીના પ્રગટ–અપ્રગટ લેખોના આધારે)

★

# સ્વયંસેવક દળો

શ્રી નવીનભાઈ શાહ
(દલપતિ, કોંગ્રેસ સેવાદળ, ગુજરાત)

આપણા દેશમાં ઘણાંયે સ્વયંસેવક દળો ચાલે છે. એક વખત એવો હતો કે આજથી ૨૫ વર્ષ પહેલાં મુંબઈની ચોપાટી ઉપર એકસો ચાલીસ દળો ચાલતાં હતાં. આજે આપણા દેશમાં કેટલાંક દળો ચાલે છે, જેવાં કે કોંગ્રેસ સેવાદળ, રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ, મહાવીર દળ, હોમગાર્ડ્ઝ, એન. સી. સી., એ. સી. સી., ગ્રામસંરક્ષક દળ વગેરે.

આપણે એવાં દળોની વાત કરીએ છીએ કે જે સરકારી કે અર્ધ-સરકારી કે કોઈ પણ પ્રકારની સત્તાવાળી સંસ્થાની મદદ વિના, આજે મરજિયાતપણે પ્રવૃત્તિઓ ચલાવીને વ્યાપક બન્યાં હોય. આમાં સેવાદળ, આર. એસ. એસ., મહાવીર દળ વગેરેનો સમાવેશ થાય છે. સેવાદળ એ સંપૂર્ણપણે રાષ્ટ્રીય તથા સેવાના ખ્યાલથી જ ચાલતું દળ છે. આર. એસ. એસ. એટલે કે સંઘ. એ સંપૂર્ણપણે કોમવાદી પાયા ઉપર ચાલતું હિંદુ દળ છે. અને મહાવીર દળ જૈન ધર્મના ખાસ ઉત્સવ કે તેવા પ્રસંગોએ સેવા આપતું સ્વયસેવક દળ છે. બીજાં કેટલાંક એવાં કામચલાઉ દળો ઊભાં થાય છે કે જેના વિશે લોકોને ખબર પડે તે પહેલાં જ તે વિલીન થાય છે. રાષ્ટ્ર સેવાદળ એ એક એવું દળ છે કે જે આઝાદી પહેલાં દક્ષિણમાં શરૂ થયું પણ ત્યાર બાદ તે તે જ વિસ્તારમાં મર્યાદિત રીતે કામ કરી રહ્યું છે.

## કોંગ્રેસ સેવાદળ

કોંગ્રેસ સેવાદળનો જન્મ ૧૯૨૩ માં નાગપુરમાં ઝંડા સત્યાગ્રહ વખતે થયો. દેશની આઝાદી લેવાને માટે, દેશના નવજવાનોને સમગ્ર રાષ્ટ્રીય વિચારોની તાલીમ આપીને તૈયાર કરવાની દૃષ્ટિથી સેવાદળનું કામ શરૂ થયું. ભારતમાં રાષ્ટ્રીય પાયા પર કામ કરતું આ જ સર્વ પ્રથમ અખિલ ભારતીય સંગઠન હતું અને છે. ડૉ. હાર્ડિકર કે જેમણે લાલા લજપતરાયની સાથે અમેરિકામાં ખૂબ કામ કર્યું હતું તેમણે ભારતમાં પાછા આવીને સેવાદળને શરૂ કર્યું. ટૂંકમાં તે સેવાદળના આદ્ય સ્થાપક બન્યા. આ દળને શરૂઆતથી જ રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના આશીર્વાદ મળ્યા.

## પ્રગતિ

દળનું સ્થાન ઉત્તરોત્તર વિકસતું ગયું. એના વિકાસના પુરાવા જીવતા-જાગતા છે. આજના દેશના લાડીલા નેતા પંડિત જવાહરલાલ સેવાદળના પ્રથમ પ્રમુખ હતા. ત્યારબાદ મૌલાના શૌકતઅલી, નેતાજી સુભાષચંદ્ર બોઝ વગેરે મહાન પુરુષોએ સેવાદળનું પ્રમુખસ્થાન શોભાવ્યું હતું. આજના રાષ્ટ્રપ્રમુખ ડૉ. રાજેન્દ્રપ્રસાદ સેવાદળના આઝાદી પહેલાં સૈનિક હતા. હરેકૃષ્ણ મહેતાબ, શ્રી દિવાકર વગેરે કે જેઓ ગવર્નર પદને શોભાવે છે તેવાઓ આજથી કેટલાંક વર્ષો પહેલાં સેવાદળના જી. ઓ. સી. બન્યા હતા.

આઝાદીની લડત દિનપ્રતિદિન જોર પકડતી ગઈ અને સેવાદળના હજારો સૈનિકો રાષ્ટ્રની આઝાદી ખાતર બલિદાન દેતા ગયા. આમ ૧૯૪૬ સુધી સેવાદળે પોતાની તમામ તાકાત ભારતની આઝાદી માટે જ ખરચી, જ્યારે આ બધો જ સમય આર. એસ. એસે. ગુપ્ત રીતે પોતાનું સંગઠન મજબૂત કરવાનું કામ કર્યે જ રાખ્યું. સેવાદળના સૈનિકો અને કાર્યકર્તાઓ જ્યારે જેલમાં જતા હતા ત્યારે આર. એસ. એસ.ના કાર્યકર્તાઓ અને સ્વયંસેવકો રાષ્ટ્રીય લડત ન કરીને બ્રિટિશ પાસેથી લશ્કરી તાલીમ મેળવવાના કામમાં પડ્યા હતા. બ્રિટિશ સરકારે ક્રાંતિને સાથ આપનાર સેવાદળના સંગઠનને છિન્નભિન્ન કરી નાખવાના અનેક પ્રયત્નો કર્યાં પણ સંગઠને રાષ્ટ્રીય લડત ચાલુ રાખી. બ્રિટિશ સરકારે પ્રતિબંધ મૂક્યો અને સેવાદળ જુદા જુદા પ્રદેશવાર વિકેન્દ્રિત રૂપમાં વિકસતું ગયું. અને આ રીતે ગુજરાતમાં, આજના ભારતના નાણાંપ્રધાન **શ્રી મોરારજીભાઈની પ્રેરણા હેઠળ સેવાદળે જબરો વેગ પકડ્યો.** શ્રી મોરારજીભાઈ પોતે સેવાદળના સુકાની બન્યા. વર્ષો સુધી તેમણે સેવાદળને સીધું માર્ગદર્શન આપ્યા કર્યું, અને આજે પણ તેઓ સેવાદળની જરૂરત પ્રસંગે હમેશાં માર્ગદર્શન આપ્યે જ જાય છે.

## આઝાદી પછી

આઝાદી પછી સેવાદળે પોતાના વાસ્તવિક કાર્યમાં જ પોતાનું નામ સાર્થક કર્યું છે. સેવાદળ એ દળ છે, પણ તે સેવા માટેનું છે. એમાં કોઈ શંકા નથી. માટે તેનું નામ સેવાદળ છે. તે કોંગ્રેસના સિદ્ધાંતો પ્રમાણે કામ કરતું રાષ્ટ્રીય સંગઠન હોવાથી તે કોંગ્રેસ–સેવાદળ છે. આ રીતે કોંગ્રેસ–સેવાદળ એ શબ્દમાંથી જ તેના ઉદ્દેશ અને હેતુઓનો ખ્યાલ આવે છે.

આઝાદી પછી સેવાદળનો ઉદ્દેશ બદલાય તે સ્વાભાવિક છે. આજ સુધી આઝાદીનું કામ કરનાર સેવાદળ આઝાદ દેશને આબાદ બનાવવાના કામમાં લાગી ગયું છે.

## સેવાદળની તાલીમ

સેવાદળ એક પ્રકારનું શૈક્ષણિક સંગઠન છે એમાં શંકા નથી. સેવાદળ ત્રણ પ્રકારની તાલીમ આપે છે: ૧. પ્રાથમિક તાલીમ ૨. મધ્યમ સૈનિક તાલીમ ૩. ઉચ્ચ સૈનિક તાલીમ. આ તાલીમ એવા પ્રકારની છે કે જે પ્રાપ્ત થયા બાદ તાલીમ લેનાર વ્યક્તિમાં, દેશમાં કામ કરતી જુદા જુદા પ્રકારની રચનાત્મક તથા રાષ્ટ્રીય સંસ્થાઓમાં કામ કરવાની કાર્યક્ષમતા આવે છે. આજે પણ દેશની જુદી જુદી રચનાત્મક અને રાષ્ટ્રીય સંસ્થાઓની સેવાદળના કાર્યકર્તાઓ માટે માગ આવતી જ જાય છે. આ દૃષ્ટિથી સેવાદળે બીજી કોઈ પણ રાષ્ટ્રીય સંસ્થા કરતાં વિશેષ કાર્યકર્તાઓ દેશને આપ્યા છે તેમાં શંકા નથી. એક વખત જે સેવાદળમાં દાખલ થાય છે તેનામાં રાષ્ટ્રીય ભાવના આવ્યા વિના રહેતી નથી.

## સેવાદળની સ્પષ્ટતા

સેવાદળ એકંદરે કોંગ્રેસના ભાગ તરીકે કામ કરે છે. લોકશાહીમાં કોઈ પણ સંગઠન કે તેના સભ્યોને રાજકીય વાતાવરણથી પર રાખવા તે ખૂબ જ અઘરું છે. સેવાદળ સ્પષ્ટપણે કોંગ્રેસનું અંગ છે અને કોંગ્રેસના ધ્યેય પ્રમાણે કામ કરે છે. આ રીતે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ પોતે રાજ-

કારણથી પર છે એવો દાવો કરતું હોવા છતાં પણ તે અને તેના કાર્યકર્તા કોઈ ને કોઈ પ્રકારે રાજકીય ખ્યાલથી જ આગળ વધેલા છે. સેવાદળે પોતાના **કોંગ્રેસ સેવાદળ** એ નામમાં જ પોતાની સ્પષ્ટ નીતિ જાહેર કરેલી છે.

## સેવાદળની પ્રવૃત્તિ

સેવાદળ એવી ઘણી પ્રવૃત્તિઓ ચલાવે છે, જેમાં સમાજમાં સામૂહિક જીવનની તાલીમ આપે છે તથા રાષ્ટ્રીય શિક્ષણની દૃષ્ટિએ દેશમાં પોતાનો અમૂલ્ય ફાળો આપી રહ્યું છે. નીચેની પ્રવૃત્તિઓ પરથી આનો ખ્યાલ આવી શકશે:

**(૧) કેન્દ્રપ્રવૃત્તિ :** નાનાં છોકરા છોકરીઓને કોઈ એક મેદાન પર ત્રિરંગી ધ્વજ નીચે ભેગાં કરીને સેવાદળનો સૈનિક તેમને રમતોની, કવાયતની, ગીતોની, કસરતની, બુદ્ધિની, ચારિત્ર્યવિકાસની તથા સામૂહિક જીવનની તાલીમ આપે છે. નાનપણથી જ છોકરાઓમાં રાષ્ટ્રીય સંસ્કાર સીંચવાનું કામ અને તે દ્વારા ભવિષ્યની પેઢીને તૈયાર કરવાનું કામ, જે પાયાનું કામ છે તે કામ સેવાદળે પાયાની પ્રવૃત્તિ તરીકે ઉપાડયું છે. રોજ એકથી દોઢ કલાકના સમયમાં નિયમિત રીતે ચાલતી આ પ્રવૃત્તિ દ્વારા એક એવા પ્રકારનું શિક્ષણ છોકરા-છોકરીઓને મળે છે, કે જેથી એમ ચોક્કસ કહી શકાય કે **સેવાદળના ગામે ગામ ચાલતાં કેન્દ્રો એક પ્રકારની રાષ્ટ્રીય શાળાઓ છે.** આ પ્રવૃત્તિ નાનાઓની હોવાથી સંપૂર્ણપણે બિનરાજકીય છે.

**(૨) નિર્માણ કાર્ય :** યુવાનોને સેવાદળ અવાર નવાર પડતી રજાઓમાં તથા દિવાળી અને ઉનાળાની મોટા ગાળાની રજાઓમાં નિર્માણ કાર્યમાં રોકે છે. દેશ આજે યુવાનો પાસેથી સાચી મહેનત માગે છે. આપણી સરકાર જ્યારે યોજનાના કાર્યમાં ખૂપી ગઈ હોય ત્યારે દેશના યુવાનો યોજનાના નવનિર્માણના કાર્યમાં ખૂપી જાય તે જરૂરનું છે. આ માટે સેવાદળ એક દિવસના, ત્રણથી પાંચ દિવસના, અઠવાડિયાના તેમ જ મોટા ગાળાના શ્રમશિબિરો યોજે છે. આ દૃષ્ટિથી આ પ્રવૃત્તિ પણ સમગ્ર રાષ્ટ્રને આવરી લે તેવી બિનરાજકીય છે.

**(૩) પ્રવાસ પ્રવૃત્તિ:** સેવાદળની આ એક વિશિષ્ટ પ્રવૃત્તિ છે. પગપાળા તથા સાઇકલ ઉપર ગામે ગામ ફરીને પોતાના દેશને જોવો એ દેશનો સાચો અભ્યાસ છે. સાઇકલ ઉપર એકથી બીજા સ્થળે જવું, દેશના જુદા જુદા ભાગનો સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક અભ્યાસ કરવો, લોકોને સમજવા આ બધું પ્રવાસ પ્રવૃત્તિ દ્વારા મળતું સાચું શિક્ષણ છે. ગુજરાત સેવાદળે આ દિશામાં હજારો સ્વયંસેવકોને સાઇકલ ઉપર કેવળ ગુજરાત બહાર જ નહિ, પરંતુ ભારતના ખૂણે ખૂણે અને કેટલાકને ભારતની બહાર પણ પ્રવાસ કરતાં કરી મૂક્યા છે. ભાગ્યે જ કોઈ જિલ્લો કે સ્થળ બાકી હશે કે જ્યાં સેવાદળની ટુકડી યોજનાબદ્ધ બહાર ગઈ નહિ હોય.

સેવાદળ આવી અનેક પ્રવૃત્તિઓ ચલાવે છે જે દ્વારા લીધેલી તાલીમ પછી જાહેર ક્ષેત્રમાં તેને અનુભવો મળે અને તે દ્વારા કાર્યકર્તાઓ તૈયાર થાય

## જાહેર સંગઠન

આર. એસ. એસ.ની જેમ સેવાદળ એ કોઈ ગુપ્ત કે કેવળ મેદાનોમાં કામ કરતું સંગઠન નથી પણ ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી ઠાકોરભાઈ દેસાઈ કે જેમણે શ્રી મોરારજીભાઈ દેસાઈ પછી વર્ષો સુધી સેવાદળને માર્ગદર્શન સીંચ્યું છે, તેમના શબ્દોમાં કહું તો સેવાદળ દેશમાં આવી પડતી આકસ્મિક આફતો સામે **સ્ટ્રાઈકિંગ ફોર્સ** જેવું છે. પહાડ જેવી મુશ્કેલીઓ હોય છતાં પણ જાહેર સેવાના નિશ્ચિત માર્ગમાં સેવાદળ વજ્રની જેમ કામ કરી રહ્યું છે.

## કાર્યકર્તાઓનું દળ છે

સેવાદળ એ કેવળ સ્વયંસેવકોનું દળ નથી પણ નિશ્ચિત પ્રવૃત્તિઓમાં કામ કરતું કાર્યકર દળ છે. તેના સૈનિકો જ્યાં રહેતા હોય અને જ્યાં નોકરી ધંધો કરતા હોય ત્યાં પણ રાષ્ટ્રને નજર સમક્ષ રાખીને સેવા કરવાની તક ચૂકતા નથી.

આ કેવળ કાર્યકર્તાઓનું દળ નથી પણ તાલીમબદ્ધ કાર્યકર્તાઓનું દળ છે. એટલે જ સેવાદળના કાર્યકર્તાઓ કોઈ પણ કામ કરવામાં ખૂબ ઝડપી હોય છે. કેવળ સંગઠન ખાતર સંગઠન કરવા માટે કાર્યકર્તાઓને ભેગા કરવામાં નથી આવતા. કેવળ ચર્ચા કરવા ખાતર કાર્યકર્તાઓને ભેગા કરવામાં નથી આવતા પણ કાર્ય માટે તેમને ભેગા કરવામાં આવે છે અને કાર્ય પહેલાં તેમને તાલીમ આપવામાં આવે છે.

## સ્ટ્રાઈકિંગ ફોર્સ

ઘણી વાર સેવાદળની ઉપયોગિતા વિશે પ્રશ્નો થાય છે. વ્યવહારમાં રોજબરોજના કામો અને પ્રવૃત્તિઓ એ સામાન્ય ગણાય છે. પણ જ્યારે કસોટીનો કાળ આવે છે ત્યારે તે કેટલી ઉપયોગમાં આવે છે તે જ મહત્ત્વનું ગણાય છે. સેવાદળની બાબતમાં એટલું સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે કટોકટીના કે આકસ્મિક પ્રસંગે તે જેટલું ઉપયોગી રહ્યું છે તેટલું ભાગ્યે જ બીજું કોઈ સંગઠન રહ્યું હશે.

ગોધરામાં ૧૯૪૮ કે જ્યારે જબરજસ્ત આગ લાગી ત્યારે એમ કહેવામાં આવ્યું હતું કે દેશમાં અત્યાર સુધી જે મોટી આગ લાગી હતી તેમાંની આ ઘણી જ મોટી આગ છે. આ આગને હોલવવા માટે આગમાં સપડાયેલા લોકોને તેમાંથી બહાર કાઢવા તથા તેમને નિભાવવાનું કામ ચાલુ રાખવું તેમ જ કોમી વાતાવરણ વચ્ચે જ્યારે કોઈ પણ કામ કરવા તૈયાર ન હોય ત્યારે સેવાદળે એક જ દિવસમાં સેંકડોની સંખ્યામાં જુદા જુદા જિલ્લામાંથી પોતાના સૈનિકો ઉતાર્યા હતા. આ બધા સ્વયંસેવકો નોકરી ધંધો છોડીને બે દિવસ સુધી આ સ્થળે રોકાયા હતા.

દેશની આઝાદી પ્રસંગે નિર્વાસિતોનો પ્રશ્ન જ્યારે ખૂબ જ કઢંગો બન્યો હતો ત્યારે કુરુક્ષેત્ર અને પાણીપતના મેદાનમાં નિર્વાસિતોની છાવણીઓના સંચાલન કરવાના કાર્ય માટે સેવાદળે પોતાના કાર્યકર્તાઓને ટુકડીઓમાં ઉતારીને આ કાર્ય પૂરું પાડયું હતું. ચાર ચાર મહિના સુધી થયેલા આ કાર્યને સેવાદળના કાર્યકર્તાઓએ કોઈ પણ પ્રકારની અપેક્ષા સિવાય સફળ બનાવ્યું હતું.

અંજારમાં જ્યારે ધરતીકંપ થયો અને હજારો મકાન એકસાથે પડી ગયાં ત્યારે સેવાદળે ચોવીસ કલાકમાં પોતાની ટુકડીઓને ત્યાં મોકલી હતી અને ત્યાંનું તમામ કાર્ય પોતાના હાથમાં ઉપાડી લીધું હતું. ૧૯૫૬માં જ્યારે પાર્લમેન્ટ દ્વારા દ્વિભાષી રાજ્યનો નિર્ણય લેવાયો ત્યારે જે તોફાનો શરૂ થયાં હતાં તેમાં સંપૂર્ણ નિષ્ઠાભક્ત અને અટલ સિપાહીની જેમ સેવાદળના સૈનિકોએ કામ કર્યું હતું. આ પ્રસંગોએ એમ સ્પષ્ટ લાગતું હતું કે આ સંપૂર્ણ રાષ્ટ્રીયપણે ચાલનારી શિસ્તબદ્ધ અહિંસક સેના છે.

અને જ્યારે કેન્દ્ર સરકારના કર્મચારીઓની તાજેતરમાં જ હડતાળ પડી ત્યારે દેશનું કોઈ પણ કાર્ય ખોરવાતું ન જોઈએ અને લોકો અંધકાર વચ્ચે પરેશાન ન થઈ જાય તે ખ્યાલથી સેવાદળે દેશના અનેક યુવાનોને પોતાની સાથે જોડીને આ કાર્ય પાર પાડયું.

આમ સેવાદળ દેશના કે સમાજના કોઈ પણ કટોકટીના પ્રસંગે નિશ્ચલ, અવિરત, સ્ટ્રાઈકિંગ ફોર્સ તરીકે હંમેશા મોખરે રહ્યું છે તેમાં શંકાને કોઈ સ્થાન નથી.

### કોંગ્રેસનું ચોકીદારી ચોકઠું

ગુજરાતમાં સેવાદળની પ્રવૃત્તિ સૌથી મોખરે રહેલી છે તથા તેના કાર્યકર્તાઓ હંમેશાં વેગવાન રહ્યા છે. જ્યાં જ્યાં સેવાદળ છે ત્યાં ત્યાં કોંગ્રેસ મજબૂત છે એ ખ્યાલ ગુજરાતમાં સંપૂર્ણપણે ફેલાયો છે. વ્યવસ્થાશક્તિની બાબતમાં સેવાદળ ઘણા ઊંચા ખ્યાલો રાખે છે. વળી તે કોંગ્રેસની અંદરની ચૂંટણીઓમાં સંપૂર્ણપણે નિષ્પક્ષીય છે. આથી કોંગ્રેસની આંતરિક ચૂંટણીઓ તથા તેવાં જ બીજાં કામોની જવાબદારી કોંગ્રેસ સેવાદળને સોંપે છે. કારણ કે બધાને જ વિશ્વાસ છે કે સેવાદળ પક્ષાપક્ષીથી પર રહીને દરેક વસ્તુના ગુણદોષ જોઈને વિચાર લે છે. આથી જ પંડિત જવાહરલાલજીએ સેવાદળને કોંગ્રેસનું ચોકીદારી ચોકઠું કહ્યું છે.

### નિષ્ઠા અને ક્રિયાશીલતાનો પુરાવો

થોડા વખત પર અખિલ ભારતીય સેવાદળ સંચાલક શ્રી ઇનામદારજીએ દેશના સેવાદળ માટે રાષ્ટ્રીય એકેડેમી સ્થાપવાનું નક્કી કર્યું પણ આ કાર્ય માટે પૈસાની જરૂર સૌથી મોટી રહેશે અને બહારના લોકો દ્વારા નહિ પણ દળના સૈનિકો દ્વારા જ આ જરૂરિયાત પૂરી પાડવી જોઈએ, તે વિચાર ઉપર ભાર મૂકતો આદેશ આપ્યો અને પંદર જ દિવસમાં ગુજરાતમાં સેવાદળના સૈનિકોએ એક એક રૂપિયો કાઢીને રૂ. ૫૦૦૦ દિલ્હી મોકલી આપ્યા એ એની નિષ્ઠા અને ક્રિયાશીલતાનો પુરાવો છે.

### સેવાદળની તાકાત

આજે દેશમાં સેવાદળના ૮૦ હજાર ઉપરાંત સ્વયંસેવકો છે. તેમાં ગુજરાતમાં કુલ ૧૩ હજાર સ્વયંસેવકો આજે કામ કરે છે. તેમાં ૪૦૦ જેટલા કેન્દ્રનાયકો છે, ૩૫૦ જેટલા મધ્યમ સૈનિકો છે, ૧૮૦ જેટલા સ્થાનિક અધિનાયકો છે, ૨૦૦ જેટલા ઉચ્ચ સૈનિકો છે અને જિલ્લા કક્ષાના ૭૦ જેટલા અધિકારીઓ છે.

સામાન્ય સંજોગોમાં સ્વયંસેવકો પોતાના જ ખર્ચે તાલીમ લેવા માટે એક સ્થળેથી બીજા સ્થળે જાય છે. સંગઠનની પ્રત્યક્ષ ભાવનાના મૂર્તિમંત સ્વરૂપે સામાન્ય ફરજોનો પોતાના ખર્ચે ગણવેશ કરાવીને કામ કરે છે.

આજે દેશની જુદી જુદી રચનાત્મક અને રાષ્ટ્રીય સંસ્થાઓ સેવાદળના કાર્યકર્તાઓની હંમેશાં માગ કરે છે અને સેવાદળ મોટા ભાગે આ માગણી પૂરી કરે છે. આર. એસ. એસ.ની માફક એક જ વ્યક્તિના હાથમાં ચાલતું કેન્દ્રિત સંગઠન નથી પણ લોકશાહીને વરેલી કોંગ્રેસના નેજા નીચે ચાલતું શિસ્તબદ્ધ સેવા કરનારું આ વિકેન્દ્રિત દળ છે. ગુજરાતમાં શ્રી મોરારજીભાઈ પછી સેવાનિષ્ઠ શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ અને ત્યાર બાદ ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી કાકારભાઈ દેસાઈ સેવાદળના ઝળકતા માર્ગદર્શક રહ્યા. શ્રી મોરારજીભાઈ દેસાઈ તથા શ્રી કાકારભાઈ દેસાઈએ તો એમ પણ કહ્યું છે કે કોંગ્રેસ કાર્યકર્તાઓએ સેવાદળની તાલીમમાંથી પસાર થવું જોઈએ.

જ્યારે જ્યારે મરણની પથારીએ પડેલાં આશાવિહીન દરદીઓ માટે કોઈ આધાર ન દેખાય ત્યારે અને તે સમયે રક્ત આપવાની જરૂર પડે ત્યારે સેવાદળના સૈનિકો પોતાનું રક્ત આપીને સામાની જિંદગી બચાવી લે એવા દાખલાઓ જૂજ છે એમ નથી. આ ગુજરાતના સેવાદળની પ્રવૃત્તિઓનો ભાગ છે.

### સફળ સંગઠન

ગણવેશમાં ખાદીનો જ આગ્રહ રાખનાર, સેવા અને સાદાઈના સિદ્ધાંતોને વરેલું, ફાજલ સમયમાં યુવાનોને શિસ્ત અને ચારિત્ર્યની તાલીમ આપતું તથા સંકટ સમયે સાંકળ બનવાની ભાવના ધરાવતું, નાતજાત કે કોમ ધર્મના ભેદભાવ વિના સર્વેની સામુદાયિક સેવા કરનારું, સંપૂર્ણપણે કડક શિસ્તના અને જાહેર જીવનમાં ગાંધીવાદી વિચારોના આગ્રહો રાખનારું તથા છોકરા છોકરીઓ તથા યુવાનો માટે રાષ્ટ્રીય શિક્ષણ આપનારું આ એક સંપૂર્ણ સફળ સંગઠન છે.

### આર. એસ. એસ.

જેમ ૧૯૨૩ માં નાગપુરમાં સેવાદળનો જન્મ થયો તેમ ૧૯૨૫ માં આર. એસ. એસ.નો જન્મ પણ નાગપુરમાં થયો. ડૉ. હેડગેવાર કે જેઓ આર. એસ. એસ.ના સ્થાપક હતા તેમણે જર્મનીમાં રહી ફાસિસ્ટ પદ્ધતિનો અભ્યાસ કરી ભારતમાં આર. એસ. એસ.ની શરૂઆત કરી.

જ્યારે દેશની આઝાદી માટે ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસ અંગ્રેજોની સામે લડી રહી હતી ત્યારે રાષ્ટ્રીય લડતને મદદ ન કરતાં, એક ગુપ્ત લશ્કરની જેમ આર. એસ. એસ. તૈયાર થઈ રહ્યું હતું. કોઈ પણ પ્રકારના સ્પષ્ટ ઉદ્દેશ ન બતાવતાં પોતે ધાર્મિક અને સાંસ્કૃતિક ઉન્નતિ માટે છે એમ આર. એસ. એસ. પોતાની જાતને ઓળખાવતું રહ્યું અને નાઝી ટેકનિક દ્વારા હિંદુ સાંપ્રદાયિક રાજ્ય સ્થાપવાનો મનસૂબો ધરાવતું પણ જનતાને પોતાની દેખીતી સીધી સાદી પ્રવૃત્તિઓ દ્વારા ભ્રમમાં નાખતું રહે છે.

આજે એ વખત પણ આવી ગયો છે કે જ્યારે રાષ્ટ્ર પહાડ જેવી મુશ્કેલીઓ સામે ટક્કર લઈને પણ એક એક કદમ આગળ વધી રહ્યો છે ત્યારે રાષ્ટ્રની વિકસતી જતી ઇમારતને પોલી કરવાનું કામ કરનાર દરેક નાગરિકને સમજી લેવો જોઈએ. એક બાજુ છે સામ્યવાદ, જ્યારે બીજી બાજુ છે કોમવાદ. આર. એસ. એસ. છે બીજી બાજુ.

### ગુપ્ત સંગઠન

૧૯૨૫ થી ૧૯૪૬ સુધીમાં આર. એસ. એસ.એ પોતાનું સંગઠન જે રીતે વિકસાવ્યું એનો સામાન્ય જનતાને એકદમ ખ્યાલ ન જ આવ્યો. પણ ૧૯૪૭માં જ્યારે અહીંયાં ઉત્તરપ્રદેશ, દિલ્હી, બંગાળ વગેરે સ્થળે મોટા પાયા પર કોમી રમખાણો શરૂ થયાં ત્યારે અને ત્યાર બાદ રાષ્ટ્રપિતાનું ખૂન થયું ત્યારે આર. એસ. એસ. નો ખ્યાલ છતો થયો. નાના છોકરાઓને ભ્રાતૃભાવના પડદા પાછળ કોમવાદી ઝેર આપવું, સામાન્ય મેદાનો ઉપર શારીરિક કામ કરતું આ એક ખાનગી દળ છે એમ કહીએ તો ખોટું નથી. ધર્મ અને સંસ્કૃતિની આડ લઈને ઊભેલા આ સંગઠનની કેટલાય હિંદુ નવજવાનોને ખબર પડી નહિ અને આજે દેશના ઘણાખરા ભાગમાં એક જાળની માફક ગોઠવાઈ ગયું છે.

આર. એસ. એસ. નું ટૂંકું નામ સંઘ છે. સંઘે પોતાના સ્વયંસેવકો પાસે કોઈ પણ સ્પષ્ટ અને બંધારણીય કાર્યક્રમ મૂક્યો નથી. પણ તેમના માનસનો કેટલીક બાહ્ય પ્રવૃત્તિઓ દ્વારા ગેરલાભ ઉઠાવવાનું કાર્ય કર્યું છે. મેદાનોમાં હિંદુ તહેવારોનો કેવળ પોતાના સંગઠન માટે ઉપયોગ કરે છે સંઘના કાર્યકર્તા કુમળા મગજના સ્વયંસેવકોને કહે છે કે "તમારા મનમાં જે વાત ચાલે છે તે ગુરુજીના મનની જ વાત છે. પરમપૂજ્ય ગુરુજીમાં અલૌકિક સત્ય અને ઈશ્વરીય શક્તિ છે." ભાવનાવશ યુવાનોને આ રીતે પરતંત્ર બનાવવાનું કાર્ય આજે પણ ચાલી રહ્યું છે.

### સંઘ શું કરવા માગે છે

સંઘ શું કરવા માગે છે એ પ્રશ્ન જો તમે સંઘના કાર્યકર્તાઓને પૂછશો તો તે તરત જ કહે છે, "સમય આવશે ત્યારે બધું જ

જણાવાશે. છતાંયે તમારે જાણવાની ખૂબ જ ઇચ્છા હોય તો સંઘમાં આવો, શાખામાં કામ કરો, ગુરુજીમાં ભરોસો રાખો, અમારી ભારે કસોટીમાંથી પસાર થાઓ, અમારો વિશ્વાસ છતવા કડક જરૂરી શિસ્તનું પાલન કરો." આમ કેટલાય જિજ્ઞાસુ ઊગતા નવયુવકોને ભાવનાના શબ્દોમાં મૂંઝવણમાં મૂકી દે છે. મૂંઝવણમાં મુકાયેલા નવયુવકોની આસપાસ સંઘના કાર્યકર્તાઓ કેટલાય દિવસ સુધી તેને પોતાનો કરવા માટે સમજાવી લે છે. પણ તમે જો એમ કહેશો કે તમારું બંધારણ લાવો તો સંઘનો કાર્યકર કહે છે કે બંધારણ પછી મોકલી આપીશું. બંધારણ કાંઈ મહત્ત્વની ચીજ નથી. પણ ક્યારેય સંઘ પોતાનું બંધારણ આપતો નથી. સંઘના કાર્યકર્તાઓ ઘણી વાર નવા દાખલ થયેલા સ્વયંસેવકોને એમ સમજાવે છે કે "સંઘને ઑફિસ નથી, રેકોર્ડ નથી, ફંડ નથી એટલે હિસાબ નથી, છતાં સંઘનું તમામ કાર્ય દેશભરમાં ચાલે છે તે તેની શક્તિનો પુરાવો છે. અને પરમ પૂજ્ય ગુરુજી કહે છે કે સંઘ હમેશાં અભેદ્ય અને અજિત ગઢ જેવો છે."

ઉપરની પદ્ધતિ અજમાવવા માટે તેનાં કાર્યકર્તાઓને ખાસ પ્રકારની તાલીમ આપવામાં આવે છે. આ માટે તેમના ઓ. ટી. સી. એટલે કે ઑફિસર ટ્રેનિંગ કેમ્પ ચાલે છે.

## સંઘની પ્રવૃત્તિઓ

સંઘ જુદી જુદી ઉંમરના લોકોને ધ્યાનમાં રાખીને, જુદા જુદા વર્ગોના લોકોને ખ્યાલમાં રાખીને પોતાની પ્રવૃત્તિઓ તથા વિચારો ફેલાવે છે. (૧) બાળકોને મેદાન પર ગીતો, રમતો વગેરે ખૂબ ગમે છે માટે તેમને તેઓ રમતો દ્વારા, ગીતો દ્વારા, ભ્રમણો દ્વારા તથા મનોરંજન દ્વારા ભેગા કરી સંઘ પ્રત્યે તેમને આકર્ષે છે. આ રીતે નિર્દોષ અને કુમળાં બાળકો માટે વ્યાયામશાળાનું વાતાવરણ ઊભું કરે છે. અને શરૂઆતથી જ તેમનામાં કોમવાદી ઝેર પાવાનું શરૂ કરે છે જે આગળ જતાં રાષ્ટ્રને માટે સંકુચિત પેઢી બનાવવાનું કાર્ય કરે છે. (૨) કૉલેજના વિદ્યાર્થીઓમાંના કેટલાકને પોતાની સાથે લઈને વિદ્યાર્થી પરિષદનું કામ કરે છે. તેમને સંઘના ભવિષ્ય માટે નાના મોટા અધિકારીઓ અને કાર્યકર્તાઓ બનાવવા માટે ઑફિસર ટ્રેનિંગ કૉલેજ અથવા છોકરાઓના ચારિત્ર્ય ઘડનાર નેતાઓ બનાવવાનું કામ કરે છે. અને આ લોકોને શાખા ચલાવવાનું કામ સોંપવામાં આવે છે. (૩) જે લોકો હિંદુ ધર્મચુસ્ત છે તેમને સંઘ, હિંદુ ધર્મની રક્ષા કાજે છે એમ સમજાવે છે. તથા આવા ધર્મચુસ્ત હિંદુઓ માટે એક પ્રાચીન હિંદુ સંસ્કૃતિ અને પ્રકાશ લાવનાર રોમાંચક અને ક્રાંતિકારી આંદોલન કરે છે. (૪) જેઓ રાષ્ટ્રીય માર્ગેથી નિરાશ થઈને પાછા વળ્યા છે તેમની પાસે સંઘના કાર્યકર્તાઓ પહોંચી જઈને પોતાના દશેરા, વસંતપંચમી વગેરે ઉત્સવોમાં આમંત્રણ આપીને, તેમનું સન્માન કરે છે. તેમનામાં તે એવી આશા જન્માવે છે કે ખંડિત થયેલી ભારત માતાને અખંડિત કરનાર કેવળ એકમાત્ર સંઘ જ છે અને તે જ અખંડિત હિંદુ રાજ્યની સ્થાપના કરી શકશે. ઘણી વાર આવા ભ્રામક ખ્યાલોમાં સમાજના અણસમજુ સામાન્ય નેતાઓ પણ જોડાય છે. (૫) જેઓ વેપારી છે અને વિઘ્નસંતોષી તથા સરકાર અને કૉંગ્રેસની ટીકા કરનાર છે તેમની પાસે સંઘના કાર્યકર્તાઓ પહોંચીને ચાલુ ગાડીએ બેસી જાય છે. ને તેમને સમજાવે છે કે આખા દેશમાં કૉંગ્રેસ જ બધાનું બૂરું કરે છે તથા કૉંગ્રેસને જ હટાવવાની જરૂર છે. આમ કરીને તે લોકોને પોતાની સાથે લેવાનો સતત પ્રયાસ કરે છે.

આ રીતે સંઘ ચોક્કસ શું કરવા માગે છે અને ચોક્કસ શી પ્રવૃત્તિઓ છે તે ક્યારેય સ્પષ્ટ કર્યું નથી. આ પદ્ધતિ મોટા ભાગે જર્મનીમાં હિટલરે અજમાવેલી નાઝી પદ્ધતિ જેવી છે. હિટલરે જર્મનીમાં તેના મિત્રો અને શિષ્યોને આ જ વાત કરી હતી. "આપણે ચોક્કસ શું કરવા માગીએ છીએ તે કોઈને જણાવવું નહિ જોઈએ છતાંયે આપણી દેખીતી પ્રવૃત્તિમાં બધાને સાથે લેવા."

ઘણી વાર ભાવનાશીલ અને જુસ્સાદાર તથા લોકશાહીને નહિ સમજનારા ભાષણખોર નેતાઓને સંઘ પોતાના ઉત્સવોમાં કે પ્રવચનોમાં બોલાવે છે જેથી તે નેતાઓ કાયમ સંઘના તથા તેની શિસ્તના પ્રશંસક બની રહે છે.

## સંઘ વિશે સ્પષ્ટતા કરાશે?

સંઘના-નેતાઓ સંઘ વિશેની સ્પષ્ટતા ભાગ્યે જ કરે છે. જો બહારની વ્યક્તિ દ્વારા સંઘની ખુલ્લંખુલ્લી વાત બહાર લાવવાનો પ્રયત્ન થાય તો તે વ્યક્તિ પરોક્ષ રીતે પરેશાન થયા વિના રહેશે નહિ. આ માટે ઘણી વાર તો સંઘના સભ્યો તેવી વ્યક્તિઓ માટે મારવાના કે સતામણીના પ્રશ્નો ઊભા કરે છે. વળી કેટલીક રાષ્ટ્રીય વ્યક્તિઓના ઘરમાં જ તેમના છોકરાઓને સંઘી બનાવવાનો પ્રયત્ન કરે છે. શરૂઆતમાં તે વ્યક્તિઓને પોતાનો છોકરો શારીરિક અને શિસ્તની તાલીમ લે છે એવો જ સીધો ખ્યાલ આવે છે પણ જ્યારે છોકરો ઘર છોડે છે, સંપૂર્ણ વિરોધી બને છે, સંઘ માટે ખોટું કરવાની જરૂર પડે તો ખોટું પણ કરે છે ત્યારે જ તે વ્યક્તિને લાગે છે કે સંઘ શી ચીજ છે. તે કેવળ વ્યાયામશાળા કે કવાયત કરવાનું મેદાન જ નથી, પણ પડદા પાછળ ચાલતું હિંદુ રાજકીય સંગઠન છે. ઘણી વાર સંઘના કાર્યકર્તાઓ સંઘ વિરુદ્ધનું સાહિત્ય વાંચવાની તેમના સ્વયંસેવકોને મનાઈ ફરમાવે છે અને કહે છે કે આ વિરોધી વલણ તે સંઘને તોડવાનું કાવતરું છે માટે તેને વાંચવું જ નહિ. આ છે સંઘનું કાર્ય અને એનો ખ્યાલ.

## સંગઠન

સેવાદળમાં જેમ બાલકેન્દ્ર ચાલે છે તેમ અહીં બાલશાખા છે. સેવાદળમાં જેમ કુમારકેન્દ્ર છે તેમ અહીં તરુણશાખા છે. અને સેવાદળમાં જેમ સેવક ટુકડી છે તેમ અહીં પ્રૌઢશાખા છે. સંઘનું કાર્યક્ષેત્ર ગામડામાં નહિ પણ કસબામાં અને શહેરોમાં રહ્યું છે. જે સ્થળોમાં તે લોકો કામ કરે છે તે સ્થળની બેત્રણ પ્રતિષ્ઠિત વ્યક્તિને પોતાના હાથમાં રાખે છે. ફોજી ભાવના લાવવા માટે ખાખી ચડ્ડી તેમણે સ્વીકારેલી છે. સ્થાનિક અધિકારીને ઘટક નાયક, ઉપઘટકનાયક, મુખ્ય શિક્ષક, શિક્ષક વગેરે કહેવામાં આવે છે. જિલ્લાના મુખ્ય અધિકારીને જિલ્લા સંગઠક કહેવામાં આવે છે. દરેક પ્રદેશના ત્રણ ચાર વિભાગ બનાવી તેટલા પ્રદેશના મદદનીશ સંગઠકો મૂકવામાં આવે છે. પ્રદેશના મુખ્ય અધિકારીને મુખ્ય સંગઠક કહેવામાં આવે છે. બધા જ પ્રદેશીય સંગઠકો સંઘના સરમુખત્યાર ગુરુજીને જવાબદાર છે.

જેમ જર્મનીમાં હિટલરે યુવાનોમાં એ ખ્યાલ ફેલાવ્યો હતો કે આપણે જર્મન છીએ અને દુનિયા પર રાજ્ય કરવા માટે જન્મ્યા છીએ; આપણે અજિત છીએ, અભેદ્ય છીએ, એવું જ આ સંઘમાં ચાલે છે. એટલું જ નહિ પણ કૉંગ્રેસને બદનામ કરવાને માટે પ્રયત્ન કરે છે. ભારત માતાના બે ટુકડા કરનાર કૉંગ્રેસ છે અને અમે તેને સાંધનાર છીએ એવી વાતો ફેલાવે છે. મધ્યમ વર્ગના લોકોમાં વેપાર કરતા સામાન્ય દુકાનદારો, ઑફિસોમાં જતા ક્લાર્કો વગેરે ખાસ કરીને તેમના એજન્ટો છે. અને તેઓ પોતાના લત્તાના ગ્રાહકોમાં તથા આસપાસના લોકોમાં કોમવાદી વિચારો ફેલાવવાનું કામ કરે છે.

## સંઘ અને ભગવો

સંઘ ભગવા જ ઝંડામાં માને છે. ત્રિરંગી રાષ્ટ્રધ્વજને તેઓ જરા પણ માન નથી આપતા. હમણાં થોડા સમયથી ૨૬મી જાન્યુઆરીથી રાષ્ટ્રધ્વજને

આમ સેવાદળ દેશના કે સમાજના કોઈ પણ કટોકટીના પ્રસંગે **નિશ્ચલ, અવિરત, સ્ટ્રાઈકિંગ ફોર્સ તરીકે હમેશા મોખરે રહ્યું છે તેમાં શંકાને કોઈ સ્થાન નથી.**

## કોંગ્રેસનું પોલાદી ચોકઠું

ગુજરાતમાં સેવાદળની પ્રવૃત્તિ સૌથી મોખરે રહેલી છે તથા તેના કાર્યકર્તાઓ હમેશાં વેગવાન રહ્યા છે. જ્યાં જ્યાં સેવાદળ છે ત્યાં ત્યાં કોંગ્રેસ મજબૂત છે એ ખ્યાલ ગુજરાતમાં સંપૂર્ણપણે ફેલાયો છે. વ્યવસ્થા-શક્તિની બાબતમાં સેવાદળ ઘણા ઊંચા ખ્યાલો રાખે છે. વળી તે કોંગ્રેસની અંદરની ચૂંટણીઓમાં સંપૂર્ણપણે નિષ્પક્ષીય છે. આથી કોંગ્રેસની આંતરિક ચૂંટણીઓ તથા તેવાં જ બીજાં કામોની જવાબદારી કોંગ્રેસ સેવાદળને સોંપે છે. કારણ કે બધાને જ વિશ્વાસ છે કે સેવાદળ પક્ષાપક્ષીથી પર રહીને દરેક વસ્તુના ગુણદોષ જોઈને વિચાર લે છે. આથી જ પંડિત જવાહરલાલજીએ સેવાદળને કોંગ્રેસનું પોલાદી ચોકઠું કહ્યું છે.

## નિષ્ઠા અને ક્રિયાશીલતાનો પુરાવો

થોડા વખત પર અખિલ ભારતીય સેવાદળ સંગઠક શ્રી ઇનામદારજીએ દેશના સેવાદળ માટે રાષ્ટ્રીય એકેડેમી સ્થાપવાનું નક્કી કર્યું પણ આ કાર્ય માટે પૈસાની જરૂર સૌથી મોટી રહેશે અને બહારના લોકો દ્વારા નહિ પણ દળના સૈનિકો દ્વારા જ આ જરૂરિયાત પૂરી પડવી જોઈએ, તે વિચાર ઉપર ભાર મૂકતો આદેશ આપ્યો અને પંદર જ દિવસમાં ગુજરાતમાં સેવાદળનાં સૈનિકોએ એક એક રૂપિયો કાઢીને રૂ. ૫૦૦૦ દિલ્હી મોકલી આપ્યા એ એની નિષ્ઠા અને ક્રિયાશીલતાનો પુરાવો છે.

## સેવાદળની તાકાત

આજે દેશમાં સેવાદળના ૮૦ હજાર ઉપરાંત સ્વયંસેવકો છે. તેમાં ગુજરાતમાં કુલ ૧૩ હજાર સ્વયંસેવકો આજે કામ કરે છે. તેમાં ૪૦૦ જેટલા કેન્દ્રનાયકો છે, ૩૫૦ જેટલા મધ્યમ સૈનિકો છે, ૧૮૦ જેટલા સ્થાનિક અધિનાયકો છે, ૨૦૦ જેટલા ઉચ્ચ સૈનિકો છે અને જિલ્લા કક્ષાના ૭૦ જેટલા અધિકારીઓ છે.

સામાન્ય સંજોગોમાં સ્વયંસેવકો પોતાના જ ખર્ચે તાલીમ લેવા માટે એક સ્થળેથી બીજા સ્થળે જાય છે. સંગઠનની પ્રત્યક્ષ ભાવનાના મૂર્તિમંત સ્વરૂપે સામાન્ય ફરજોનો પોતાના ખર્ચે ગણવેશ કરાવીને કામ કરે છે.

આજે દેશની જુદી જુદી રચનાત્મક અને રાષ્ટ્રીય સંસ્થાઓ સેવાદળના કાર્યકર્તાઓની હમેશાં માગ કરે છે અને સેવાદળ મોટા ભાગે આ માગણી પૂરી કરે છે. આર. એસ. એસ.ની માફક એક જ વ્યક્તિના હાથમાં ચાલતું કેન્દ્રિત સંગઠન નથી પણ લોકશાહીને વરેલી કોંગ્રેસના નેજા નીચે ચાલતું શિસ્તબદ્ધ સેવા કરનારું આ વિકેન્દ્રિત દળ છે. ગુજરાતમાં શ્રી મોરારજીભાઈ પછી સેવાનિષ્ઠ શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ અને ત્યાર બાદ ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી ઠાકોરભાઈ દેસાઈ સેવાદળના સક્રિય માર્ગદર્શક રહ્યા. શ્રી મોરારજીભાઈ દેસાઈ તથા શ્રી ઠાકોરભાઈ દેસાઈએ તો એમ પણ કહ્યું છે કે કોંગ્રેસ કાર્યકર્તાઓએ સેવાદળની તાલીમમાંથી પસાર થવું જોઈએ.

જ્યારે જ્યારે મરણની પથારીએ પડેલાં આશાવિહીન દરદીઓ માટે કોઈ આધાર ન દેખાય ત્યારે અને તે સમયે રક્ત આપવાની જરૂર પડે ત્યારે સેવાદળના સૈનિકો પોતાનું રક્ત આપીને સામાની જિંદગી બચાવી લે એવા દાખલાઓ નજીવા છે એમ નથી. આ ગુજરાતના સેવાદળની પ્રવૃત્તિઓનો ભાગ છે.

## સફળ સંગઠન

ગણવેશમાં ખાદીનો જ આગ્રહ રાખનાર, સેવા અને સાદાઈના સિદ્ધાંતોને વરેલું, ફાજલ સમયમાં યુવાનોને શિસ્ત અને ચારિત્ર્યની તાલીમ આપતું તથા સંકટ સમયે સાંકળ બનવાની ભાવના ધરાવતું, નાતજાત કે કોમ ધર્મનાં ભેદભાવ વિના સર્વની સામુદાયિક સેવા કરનારું, સંપૂર્ણપણે કડક શિસ્તના અને જાહેર જીવનમાં ગાંધીવાદી વિચારોના આગ્રહો રાખનારું તથા છોકરા છોકરીઓ તથા યુવાનો માટે રાષ્ટ્રીય શિક્ષણ આપનારું આ એક સંપૂર્ણ સફળ સંગઠન છે.

## આર. એસ. એસ.

જેમ ૧૯૨૩ માં નાગપુરમાં, સેવાદળનો જન્મ થયો તેમ ૧૯૨૫ માં આર. એસ. એસ.નો જન્મ પણ નાગપુરમાં થયો. ડૉ. હેજવર કે જેઓ આર. એસ. એસ.ના સ્થાપક હતા તેમણે જર્મનીમાં રહી ફાસિસ્ટ પદ્ધતિનો અભ્યાસ કરી ભારતમાં આર. એસ. એસ.ની શરૂઆત કરી.

જ્યારે દેશની આઝાદી માટે ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસ અંગ્રેજોની સામે લડી રહી હતી ત્યારે રાષ્ટ્રીય લડતને મદદ ન કરતાં, એક ગુપ્ત લશ્કરની જેમ આર. એસ. એસ. તૈયાર થઈ રહ્યું હતું. કોઈ પણ પ્રકારના સ્પષ્ટ ઉદ્દેશ ન બતાવતાં પોતે ધાર્મિક અને સાંસ્કૃતિક ઉન્નતિ માટે છે એમ આર. એસ. એસ. પોતાની જાતને ઓળખાવતું રહ્યું અને નાઝી ટેકનિક દ્વારા હિંદુ સાંપ્રદાયિક રાજ્ય સ્થાપવાનો મનસૂબો ધરાવતું પણ જનતાને પોતાની દેખીતી સીધી સાદી પ્રવૃત્તિઓ દ્વારા ભ્રમમાં નાખતું રહે છે.

આજે એ વખત પણ આવી ગયો છે કે જ્યારે રાષ્ટ્ર પહાડ જેવી મુશ્કેલીઓ સામે ટક્કર લઈને પણ એક એક કદમ આગળ વધી રહ્યો છે ત્યારે રાષ્ટ્રની વિકસતી જતી ઇમારતને પોલી કરવાનું કામ કરનાર દરેક નાગરિકને સમજી લેવો જોઈએ. એક બાજુ છે સામ્યવાદ, જ્યારે બીજી બાજુ છે કોમવાદ. આર. એસ. એસ. છે બીજી બાજુ.

## ગુપ્ત સંગઠન

૧૯૨૫ થી ૧૯૪૬ સુધીમાં આર. એસ. એસ.એ પોતાનું સંગઠન જે રીતે વિકસાવ્યું એનો સામાન્ય જનતાને એકદમ ખ્યાલ ન જ આવ્યો. પણ ૧૯૪૭માં જ્યારે અહીંયાં ઉત્તરપ્રદેશ, દિલ્હી, બંગાળ વગેરે સ્થળે મોટા પાયા પર કોમી રમખાણો શરૂ થયાં ત્યારે અને ત્યાર બાદ રાષ્ટ્રપિતાનું ખૂન થયું ત્યારે આર. એસ. એસ. નો ખ્યાલ છતો થયો. નાના છોકરાઓને ભ્રાતૃભાવના પડદા પાછળ કોમવાદી ઝેર આપતું, સામાન્ય મેદાનો ઉપર શારીરિક કામ કરતું આ એક ખાનગી દળ છે એમ કહીએ તો ખોટું નથી. ધર્મ અને સંસ્કૃતિની આડ લઈને ઊભેલા આ સંગઠનની કેટલાય હિંદુ નવજવાનોને ખબર પડી નહિ અને આજે દેશના ઘણાખરા ભાગમાં એક જાળની માફક ગોઠવાઈ ગયું છે.

આર. એસ. એસ. નું ટૂંકું નામ સંઘ છે. સંઘે પોતાના સ્વયંસેવકો પાસે કોઈ પણ સ્પષ્ટ અને બંધારણીય કાર્યક્રમ મૂક્યો નથી. પણ તેમના માનસનો કેટલીક બાહ્ય પ્રવૃત્તિઓ દ્વારા ગેરલાભ ઉઠાવવાનું કાર્ય કર્યું છે. મેદાનોમાં હિંદુ તહેવારોનો કેવળ પોતાના સંગઠન માટે ઉપયોગ કરે છે સંઘના કાર્યકર્તા કુમળા મગજના સ્વયંસેવકોને કહે છે કે "તમારા મનમાં જે વાત ચાલે છે તે ગુરુજીના મનની જ વાત છે. પરમપૂજ્ય ગુરુજીમાં અલૌકિક સત્ય અને ઈશ્વરીય શક્તિ છે." ભાવનાવશ યુવાનોને આ રીતે પરતંત્ર બનાવવાનું કાર્ય આજે પણ ચાલી રહ્યું છે.

## સંઘ શું કરવા માગે છે

સંઘ શું કરવા માગે છે એ પ્રશ્ન જો તમે સંઘના કાર્યકર્તાઓને પૂછશો તો તે તરત જ કહે છે, "સમય આવશે ત્યારે બધું જ

જણાવાશે. છતાંયે તમારે જાણવાની ખૂબ જ ઇચ્છા હોય તો સંઘમાં આવો, શાખામાં કામ કરો, ગુરુજીમાં ભરોસો રાખો, અમારી ભારે કસોટીમાંથી પસાર થાઓ, અમારો વિશ્વાસ જીતવા કડક જરૂરી શિસ્તનું પાલન કરો." આમ કેટલાય જિજ્ઞાસુ ઊગતા નવયુવકોને ભાવનાના શબ્દોમાં મૂંઝવણમાં મૂકી દે છે. મૂંઝવણમાં મુકાયેલા નવયુવકોની આસપાસ સંઘના કાર્યકર્તાઓ કેટલાય દિવસ સુધી તેને પોતાનો કરવા માટે સમજાવી લે છે. પણ તમે જો એમ કહેશો કે તમારું બંધારણ લાવો તો સંઘનો કાર્યકર કહે છે કે બંધારણ પછી મોકલી આપીશું. બંધારણ કાંઈ મહત્વની ચીજ નથી. પણ ક્યારેય સંઘ પોતાનું બંધારણ આપતો નથી. સંઘના કાર્યકર્તાઓ ઘણી વાર નવા દાખલ થયેલા સ્વયંસેવકોને એમ સમજાવે છે કે "સંઘને ઑફિસ નથી, રેકોર્ડ નથી, ફંડ નથી એટલે હિસાબ નથી, છતાં સંઘનું તમામ કાર્ય દેશભરમાં ચાલે છે તે તેની શક્તિનો પુરાવો છે. અને પરમ પૂજ્ય ગુરુજી કહે છે કે સંઘ હંમેશાં અભેદ અને અજિત ગઢ જેવો છે."

ઉપરની પદ્ધતિ અજમાવવા માટે તેના કાર્યકર્તાઓને ખાસ પ્રકારની તાલીમ આપવામાં આવે છે. આ માટે તેમના ઓ. ટી. સી. એટલે કે ઑફિસર ટ્રેનિંગ કેમ્પ ચાલે છે.

## સંઘની પ્રવૃત્તિઓ

સંઘ જુદી જુદી ઉંમરના લોકોને ધ્યાનમાં રાખીને, જુદા જુદા વર્ગોના લોકોને ખ્યાલમાં રાખીને પોતાની પ્રવૃત્તિઓ તથા વિચારો ફેલાવે છે. (૧) બાળકોને મેદાન પર ગીતો, રમતો વગેરે ખૂબ ગમે છે માટે તેમને તેઓ રમતો દ્વારા, ગીતો દ્વારા, ભ્રમણો દ્વારા તથા મનોરંજન દ્વારા ભેગા કરી સંઘ પ્રત્યે તેમને આકર્ષે છે. આ રીતે નિર્દોષ અને કુમળાં બાળકો માટે વ્યાયામશાળાનું વાતાવરણ ઊભું કરે છે. અને શરૂઆતથી જ તેમનામાં કોમવાદી ઝેર પાવાનું શરૂ કરે છે જે આગળ જતાં રાષ્ટ્રને માટે સંકુચિત પેઢી બનાવવાનું કાર્ય કરે છે. (૨) કૉલેજના વિદ્યાર્થીઓમાંના કેટલાકને પોતાની સાથે લઈને વિદ્યાર્થી પરિષદનું કામ કરે છે. તેમને સંઘના ભવિષ્ય માટે નાના મોટા અધિકારીઓ અને કાર્યકર્તાઓ બનાવવા માટે ઑફિસર ટ્રેનિંગ કૉલેજ અથવા છોકરાઓના ચારિત્ર્ય ઘડનાર નેતાઓ બનાવવાનું કામ કરે છે. અને આ લોકોને શાખા ચલાવવાનું કામ સોંપવામાં આવે છે. (૩) જે લોકો હિંદુ ધર્મચુસ્ત છે તેમને સંઘ, હિંદુ ધર્મની રક્ષા કાજે છે એમ સમજાવે છે. તથા આવા ધર્મચુસ્ત હિંદુઓ માટે એક પ્રાચીન હિંદુ સંસ્કૃતિ અને પ્રકાશ લાવનાર રોમાંચક અને ક્રાંતિકારી આંદોલન કરે છે. (૪) જેઓ રાષ્ટ્રીય માર્ગેથી નિરાશ થઈને પાછા વળ્યા છે તેમની પાસે સંઘના કાર્યકર્તાઓ પહોંચી જઈને પોતાના દશેરા, વસંતપંચમી વગેરે ઉત્સવોમાં આમંત્રણ આપીને, તેમનું સન્માન કરે છે. તેમનામાં તે એવી આશા જન્માવે છે કે ખંડિત થયેલી ભારત માતાને અખંડિત કરનાર કેવળ એકમાત્ર સંઘ જ છે અને તે જ અખંડિત હિંદુ રાજ્યની સ્થાપના કરી શકશે. ઘણી વાર આવા ભ્રામક ખ્યાલોમાં સમાજના અણસમજુ સામાન્ય નેતાઓ પણ જોડાય છે. (૫) જેઓ વેપારી છે અને વિઘ્નસંતોષી તથા સરકાર અને કૉંગ્રેસની ટીકા કરનાર છે તેમની પાસે સંઘના કાર્યકર્તાઓ પહોંચીને ચાલુ ગાડીએ બેસી જાય છે. ને તેમને સમજાવે છે કે આખા દેશમાં કૉંગ્રેસ જ બધાનું બૂરું કરે છે તથા કૉંગ્રેસને જ હટાવવાની જરૂર છે. આમ કહીને તે લોકોને પોતાની સાથે લેવાનો સતત પ્રયાસ કરે છે.

આ રીતે સંઘ ચોક્કસ શું કરવા માગે છે અને ચોક્કસ શી પ્રવૃત્તિઓ છે તે ક્યારેય સ્પષ્ટ કર્યું નથી. આ પદ્ધતિ મોટા ભાગે જર્મનીમાં હિટલરે અજમાવેલી નાઝી પદ્ધતિ જેવી છે. હિટલરે જર્મનીમાં તેના મિત્રો અને શિષ્યોને આ જ વાત કરી હતી. "આપણે ચોક્કસ શું કરવા માગીએ છીએ તે કોઈને જણાવવું નહિ જોઈએ છતાંયે આપણી દેખીતી પ્રવૃત્તિમાં બધાને સાથે લેવા."

ઘણી વાર ભાવનાશીલ અને જુસ્સાદાર તથા લોકશાહીને નહિ સમજનારા ભાષણખોર નેતાઓને સંઘ પોતાના ઉત્સવોમાં કે પ્રવચનોમાં બોલાવે છે જેથી તે નેતાઓ કાયમ સંઘના તથા તેની શિસ્તના પ્રશંસક બની રહે છે.

## સંઘ વિશે સ્પષ્ટતા કરાશે?

સંઘના નેતાઓ સંઘ વિશેની સ્પષ્ટતા ભાગ્યે જ કરે છે. જો બહારની વ્યક્તિ દ્વારા સંઘની ખુલ્લંખુલ્લી વાત બહાર લાવવાનો પ્રયત્ન થાય તો તે વ્યક્તિ પરોક્ષ રીતે પરેશાન થયા વિના રહેશે નહિ. આ માટે ઘણી વાર તો સંઘના સભ્યો તેવી વ્યક્તિઓ માટે મારવાના કે સતામણીના પ્રશ્નો ઊભા કરે છે. વળી કેટલીક રાષ્ટ્રીય વ્યક્તિઓના ઘરમાં જ તેમના છોકરાઓને સંઘી બનાવવાનો પ્રયત્ન કરે છે. શરૂઆતમાં તે વ્યક્તિઓને પોતાનો છોકરો શારીરિક અને શિસ્તની તાલીમ લે છે એવો જ સીધો ખ્યાલ આવે છે પણ જ્યારે છોકરો ઘર છોડે છે, સંપૂર્ણ વિરોધી બને છે, સંઘ માટે ખોટું કરવાની જરૂર પડે તો ખોટું પણ કરે છે ત્યારે જ તે વ્યક્તિને લાગે છે કે સંઘ શી ચીજ છે. તે કેવળ વ્યાયામશાળા કે કવાયત કરવાનું મેદાન જ નથી, પણ પડદા પાછળ ચાલતું હિંદુ રાજકીય સંગઠન છે. ઘણી વાર સંઘના કાર્યકર્તાઓ સંઘ વિરુદ્ધનું સાહિત્ય વાંચવાની તેમના સ્વયંસેવકોને મનાઈ ફરમાવે છે અને કહે છે કે આ વિરોધી વલણ તે સંઘને તોડવાનું કાવતરું છે માટે તેને વાંચવું જ નહિ. આ છે સંઘનું કાર્ય અને એનો ખ્યાલ.

## સંગઠન

સેવાદળમાં જેમ બાલકેન્દ્ર ચાલે છે તેમ અહીં બાલશાખા છે. સેવાદળમાં જેમ કુમારકેન્દ્ર છે તેમ અહીં તરુણશાખા છે. અને સેવાદળમાં જેમ સેવક ટુકડી છે તેમ અહીં પ્રૌઢશાખા છે. સંઘનું કાર્યક્ષેત્ર ગામડામાં નહિ પણ કસબામાં અને શહેરોમાં રહ્યું છે. જે સ્થળોમાં તે લોકો કામ કરે છે તે સ્થળની બેત્રણ પ્રતિષ્ઠિત વ્યક્તિને પોતાના હાથમાં રાખે છે. ફોજી ભાવના લાવવા માટે ખાખી ચડ્ડી તેમણે સ્વીકારેલી છે. સ્થાનિક અધિકારીને ઘટક નાયક, ઉપઘટકનાયક, મુખ્ય શિક્ષક, શિક્ષક વગેરે કહેવામાં આવે છે. જિલ્લાના મુખ્ય અધિકારીને જિલ્લા સંગઠક કહેવામાં આવે છે. દરેક પ્રદેશના ત્રણ ચાર વિભાગ બનાવી તેટલા પ્રદેશના મદદનીશ સંગઠકો મૂકવામાં આવે છે. પ્રદેશના મુખ્ય અધિકારીને મુખ્ય સંગઠક કહેવામાં આવે છે. બધા જ પ્રદેશીય સંગઠકો સંઘના સરમુખત્યાર ગુરુજીને જવાબદાર છે.

જેમ જર્મનીમાં હિટલરે યુવાનોમાં એ ખ્યાલ ફેલાવ્યો હતો કે આપણે જર્મન છીએ અને દુનિયા પર રાજ્ય કરવા માટે જન્મ્યા છીએ; આપણે અજિત છીએ, અભેદ છીએ, એવું જ આ સંઘમાં ચાલે છે. એટલું જ નહિ પણ કૉંગ્રેસને બદનામ કરવાને માટે પ્રયત્ન કરે છે. ભારત માતાના બે ટુકડા કરનાર કૉંગ્રેસ છે અને અમે તેને સાંધનાર છીએ એવી વાતો ફેલાવે છે. મધ્યમ વર્ગના લોકોમાં વેપાર કરતા સામાન્ય દુકાનદારો, ઑફિસોમાં જતા ક્લાર્કો વગેરે ખાસ કરીને તેમના એજન્ટો છે. અને તેઓ પોતાના લત્તાના ગ્રાહકોમાં તથા આસપાસના લોકોમાં કોમવાદી વિચારો ફેલાવવાનું કામ કરે છે.

## સંઘ અને ભગવો

સંઘ ભગવા જ ઝંડામાં માને છે. ત્રિરંગી રાષ્ટ્રધ્વજને તેઓ જરા પણ માન નથી આપતા. હમણાં થોડા સમયથી ૨૬મી જાન્યુઆરીથી રાષ્ટ્રધ્વજને

માન આપવાનું સ્વીકાર્યું છે, પણ તે રાજ્યના ધ્વજ તરીકે. ભગવા ધ્વજનું મહત્વ વધારવા માટે તેઓ એમ કહે છે કે ડૉ. હેડગેવાર જે સંસ્થાના સ્થાપક હતા તેમણે એમ કહ્યું છે કે ભગવો ઝંડો અનાદિ અને સ્થાયી પ્રેરણા આપનાર ગુરુ છે. વળી તેઓ કહે છે કે ડૉ. હેડગેવારને જ ભગવા ઝંડા વિશે બોલવાનો અધિકાર હતો. હવે તે ગુરુજી ગોલવેલકરને જ છે. તેઓ એમ પણ કહે છે કે ભગવો ઝંડો અનંત કાળ સુધી રાષ્ટ્રધ્વજ બન્યો છે તથા હંમેશાં હિંદુ રાષ્ટ્રનું પ્રતિનિધિત્વ કરે છે. આથી સંઘ બીજા કોઈ ધ્વજને માન આપી શકે નહિ.

### સંઘનું ફંડ

બીજા કોઈ દળ કે પક્ષ કરતાં સંઘ પાસે વધારેમાં વધારે ફંડ છે. તેઓ દાવો કરે છે કે અમારી પાસે ફંડ નથી એટલે હિસાબ નથી. પણ આ વાત ખોટી છે. તેમની પ્રવૃત્તિ તથા કાર્યકર્તાઓ પાછળ તેઓ લાખો રૂપિયા ખર્ચી શકે છે. વ્યવહારમાં તો તેઓ તાલુકા, જિલ્લા અને ઉપરના તમામ કાર્યકરોને વેતન આપે છે. આ રીતે તેમનું કાર્યાલય પણ સારું ચાલે છે. ૧૯૫૦ પહેલાં તો તેઓ યુ. પી.ની શાખાઓને હથિયારો પણ પૂરાં પાડતાં હતાં. ધર્મની રક્ષા કાજે, હિંદુ સમાજના ઉત્થાન કાજે, હિંદુ રાજ્યની સ્થાપના માટે તમામ હિંદુઓએ અને સ્વયંસેવકોએ ફંડ આપવું જોઈએ તેવી તેઓ અપીલ કરે છે. દશેરાના દિવસે ગુરુ દક્ષિણામાં સ્વયંસેવકો પાસેથી તેઓ હજારો રૂપિયા મેળવે છે.

### સંઘ અને લોકશાહી

સંઘના ગુરુજી સ્પષ્ટ કહે છે કે લોકશાહી તે તો વિદેશનું તત્ત્વ છે, જેમાં કાંઈ દમ નથી. પુખ્ત મતાધિકારને કૂતરા બિલાડાને મત આપવા સમાન સમજે છે. પ્રત્યક્ષ હાલતમાં સંઘ એક લશ્કરશાહી સંગઠન છે જેમાં શિસ્તના નામે વ્યક્તિગત સ્વાતંત્ર્યનો લોપ કરવામાં આવે છે.

તેમની પાસે જો કોઈ સંઘનું બંધારણ માગે તો તે તરત જ કહે છે કે બંધારણની શું જરૂર છે છતાંય તમારે જોઈશે તો અમે મોકલી આપીશું પણ તેઓ આવું કાંઈ કોઈને મોકલતા જ નથી. એક વાર ગુજરાતમાં સંઘની સ્થિતિ નબળી પડતાં બંગાળના મોટા ભાગના કાર્યકર્તાઓને ગુજરાતમાં મૂકવામાં આવ્યા હતા પણ ગુજરાતમાં તે રીતે સંઘ ઝાઝી અસર જમાવી શકે તેમ નથી. અહીંયાં સેવાદળની અસર ખૂબ જ વ્યાપક છે. ગુજરાતમાં અમદાવાદ, સુરત, વડોદરા, નવસારી, ડભોઈ, છોટાઉદેપુર, વીસનગર, મહેસાણા, વડનગર, રાજકોટ, સુરેન્દ્રનગર, ભાવનગર, જામનગર વગેરે સ્થળોએ આર. એસ. એસ. ચાલે છે.

### મહાવીર દળ

મહાવીર દળ એ જૈનોના ધાર્મિક પ્રસંગે કામ કરતું સંગઠન છે. જેમ સેવાદળ કે આર. એસ. એસ. ટેકનિકલ ઓર્ગેનિઝેશન છે તેવું અને તેટલું તેમાં નથી. વળી તેમાં પ્રસંગોને ધ્યાનમાં રાખીને જ આ સંગઠન કામ કરે છે. આ સંગઠનને પોતાનો ખાસ ગણવેશ હોતો નથી પણ તેઓ બિલ્લા રાખે છે. જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે કામચલાઉ સ્વયંસેવકોને પણ બિલ્લા પહેરાવીને લઈ શકે છે.

આ સંગઠન વ્યાપક પ્રમાણમાં ફેલાયેલું નથી. જ્યાં જ્યાં જૈન સંપ્રદાય મોટા પ્રમાણમાં આવેલો છે ત્યાં આ સંગઠન જોવા મળે છે. સ્વયંસેવકોની ખાસ તાલીમ હોવી જોઈએ એવું આમાં કાંઈ નથી.

### રાષ્ટ્ર સેવાદળ

૧૯૩૧ માં હિંદુસ્તાની સેવાદળ ઉપર જ્યારે પ્રતિબંધ આવ્યો ત્યારે જુદા જુદા પ્રાંતોમાં આઝાદીની લડતો ચલાવવા માટે જુદા જુદા નામથી સેવાદળ ચાલવા લાગ્યાં. મહારાષ્ટ્રમાં સેવાદળ રાષ્ટ્ર સેવાદળના નામે કામ કરવા લાગ્યું તે જ આ રાષ્ટ્ર સેવાદળ. તેમાં કામ કરનાર કાર્યકર્તાઓ સેવાદળના જ હતા પણ પાછળથી તે સમાજવાદી પક્ષ તરફ ઢળતું થયું અને આજના પ્રજા સમાજવાદી પક્ષના એક મોવડી શ્રી એસ. એમ. જોષી તે રાષ્ટ્ર સેવાદળના એક અગ્રણી કાર્યકર્તા હતા.

રાષ્ટ્ર સેવાદળની કામ કરવાની પદ્ધતિ તો કોંગ્રેસ સેવાદળ જેવી જ છે કારણ કે તે તેના જ એક ભાગરૂપે હતું. તેમનું એક મુખપત્ર ચાલતું હતું જેનું નામ 'સાથી' હતું. તેમાં તેઓ સમાજવાદી વિચારોને ખ્યાલમાં રાખીને લખાણો લખતાં હતાં પરંતુ આજે તે બંધ પડ્યું છે. આજે પણ તે ખાસ કરીને મહારાષ્ટ્રમાં જ ચાલે છે. ગુજરાતમાં વડોદરામાં તેની એક શાખા કામ કરે છે. સામાન્ય રીતે સેવાદળ જેમ પોતાની ગુફતી પહેરે છે તેમ તેઓ પણ સફેદ ટોપી, પહેરણ અને પાયજામો પહેરે છે.

### મજૂર સેવાદળ

મજૂર સેવાદળ એ પણ કોંગ્રેસ સેવાદળમાંથી છૂટો પડેલો એક ફાંટો જ છે. સેવાદળના કેટલાક કાર્યકર્તાઓ જે મજૂર મહાજનમાં કામ કરતા હતા તેમાંના કેટલાક મજૂર સેવાદળનું કામ કરે છે.

### નીતિ અને ગણવેશ

મજૂર સેવાદળની નીતિ એ ઇન્ટુકની નીતિ અનુસાર કામ કરે છે. એક રીતે તો તે બિનરાજકીય સંગઠન ગણાય છે. તેમનો ગણવેશ એ કોંગ્રેસ સેવાદળ જેવો જ ગણવેશ છે, પણ તેમના બિલ્લા 'મજૂર સેવાદળ'ના નામના બિલ્લા છે.

### તાલીમ અને કાર્યકર્તા

ખાસ કરીને સેવાદળના જેવી જ તેમની તાલીમ છે. પણ તેમનું કાર્ય મજૂર વિસ્તાર પૂરતું મર્યાદિત રહે છે. ગુજરાતમાં અમદાવાદ એ મુખ્ય કેન્દ્ર છે જ્યાં તેમની સંખ્યા ઘણા મોટા પ્રમાણમાં છે. તેમના કાર્યકર્તાઓમાં તેમના મુખ્ય કાર્યકર્તા અમદાવાદ ખાતે શ્રી નંદશંકર ભટ્ટ અને શ્રી ઈશ્વરભાઈ વાઘેલા અનુક્રમે વ્યવસ્થાપક અને જી. ઓ. સી છે. સામાન્ય જરૂરના પ્રસંગોએ કોંગ્રેસ સેવાદળ અને મજૂર સેવાદળના કાર્યકર્તાઓ ભેગા મળે છે તથા એકબીજાને સાથ સહકાર આપે છે.

# યુવક પ્રવૃત્તિ

**શ્રી ઇન્દુભાઈ પટેલ**

(મંત્રી, ગુજરાત યુવક કોંગ્રેસ, અમદાવાદ)

કોંગ્રેસ આજે એક સત્તાધારી રાજકીય પક્ષ છતાં એની વિચારધારાનું રાષ્ટ્રીય સ્વરૂપ અને મહત્ત્વ જરા પણ ઓછાં થતાં નથી. વર્ષોની લાંબી ઐતિહાસિક ઉત્ક્રાંતિના પરિણામે રાષ્ટ્રીય વારસારૂપે કોંગ્રેસની વિચારધારાનો વિકાસ થયો છે. આવી વ્યાપક, વિકાસશીલ, આગવી અને વાસ્તવલક્ષી વિચારધારાને યુવાનો સમજે, અપનાવે અને તેને અમલમાં લાવવાના રચનાત્મક મોરચે વિધેયાત્મક પ્રયાસો કરે અને એ રીતે એક મહાન રાષ્ટ્રની આગવી પરંપરાને જાળવી રાખવાને માટે દેશની નવી પેઢી ફરજભાનથી મથે એવી વિશાળ દૃષ્ટિએ યુવકોને સંગઠિત કરવાનો કોંગ્રેસ-પ્રેરિત યુવકપ્રવૃત્તિનો ઉદ્દેશ છે.

મહાસમિતિએ, તેની વડી કચેરીએ યુવક વિભાગની રચના કરી છે. આ યુવક વિભાગ કોંગ્રેસના મહામંત્રીઓની સીધી દોરવણી હેઠળ દેશભરના યુવકોને જે તે પ્રદેશની યુવક કોંગ્રેસ મારફત સંગઠિત કરવાનો પ્રયાસ કરે છે. છેલ્લાં ત્રણ વરસથી યુવકસંમેલનો પણ મળી રહ્યાં છે અને કોંગ્રેસના નેતા હેઠળ યુવકોને એકત્રિત કરી દેશની નવરચનાના ભગીરથ પ્રયાસોમાં તેમને મોખરે ખડા કરવાના પ્રયાસો પણ થાય છે. કાશ્મીર સહિત દેશના બધા પ્રદેશોમાં યુવક કોંગ્રેસની રચના થઈ ગઈ છે. આમ દેશભરમાં કોંગ્રેસના નેતા હેઠળ યુવકો એકત્રિત થઈ રહ્યા છે. છેલ્લાં છ વરસમાં ધીરે ધીરે પણ મક્કમતાથી આ સંસ્થાનો ફેલાવો દેશભરમાં થતો રહ્યો છે. ભારતમાં લોકશાહી, રાષ્ટ્રવાદ અને સમાજવાદી વ્યવસ્થાના લક્ષ્યને પાર પાડવાના સર્વગ્રાહી અને રાષ્ટ્રવ્યાપી કાર્યક્રમ પર રચાયેલું આજે તો યુવક કોંગ્રેસ એ એકમાત્ર દેશવ્યાપી યુવક સંગઠન છે. સમગ્ર દેશમાં તેની સભ્યસંખ્યા ત્રણ લાખ જેટલી છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પહેલાં પણ આવડા વિશાળ પાયા પર દેશદેશમાં કોઈ યુવકસંગઠન રચાયું નહોતું.

## ગુજરાતમાં ઉદ્ભવ

ગુજરાતમાં આ પ્રવૃત્તિ શરૂ કરતાં પહેલાં યુવકોમાં રસ ધરાવતા અગ્રગણ્ય કાર્યકરોએ, યુવક કોંગ્રેસનું કોંગ્રેસના વિશાળ સંસ્થાકીય સ્વરૂપમાં સ્થાન, કોંગ્રેસ પ્રત્યેની એની વફાદારી, કોંગ્રેસ સંચાલિત કે પ્રેરિત આવાં બીજાં સંગઠનો સાથેનો પરસ્પર સંબંધ: આ બધી જ બાબતોનો પૂરો વિચાર કરીને ગુજરાત યુવક કોંગ્રેસનું બંધારણ ઘડી કાઢ્યું. યુવક કોંગ્રેસ એ કોંગ્રેસનો જ એક ભાગ છે. કોંગ્રેસની બીજી પ્રવૃત્તિઓની તે પૂરક પ્રવૃત્તિ છે, અને સૌની વફાદારી મૂળ કોંગ્રેસ સંસ્થા પ્રત્યે છે. આ મૂળભૂત મુદ્દાઓને અનુલક્ષીને પોતાના રોજબરોજના કામકાજમાં સ્વાયત્ત રહી શકે એવી ઢબે આ બંધારણ ઘડવામાં આવ્યું છે. તેને ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ મંજૂર કર્યું છે. ગુજરાત યુવક કોંગ્રેસની સ્થાપના કરવા માટે તા. ૧૪-૧૫ ફેબ્રુઆરી, ૧૯૫૩ના રોજ અમદાવાદ મુકામે તેનું પ્રથમ સંમેલન શ્રી મગનભાઈ દેસાઈના પ્રમુખસ્થાને મળ્યું હતું, જેનું ઉદ્ઘાટન શ્રી શ્રીમન્નારાયણે કર્યું હતું. આમ, ગુજરાત યુવક કોંગ્રેસની સ્થાપના થઈ.

## બંધારણ અને વિકાસ

ગુજરાત યુવક કોંગ્રેસની સ્થાપના વખતે બંધારણમાં જિલ્લા મંડળ સુધી જોગવાઈ કરેલી હતી, પરંતુ તેનું સંસ્થાકીય સ્વરૂપ એક વર્ષમાં જ એટલું વિશાળ બન્યું હતું કે જેનાથી બંધારણમાં ફેરફાર કરવાની આવશ્યકતા તેના પ્રથમ અધિવેશનમાં જ થઈ. તેના પરિણામરૂપે તાલુકા મંડળ સુધી બંધારણમાં જોગવાઈ કરવામાં આવી તે મુજબ આજે ફક્ત બે જ જિલ્લાઓમાં જિલ્લા મંડળો કામ કરે છે અને ઘણા મોટા ભાગમાં તાલુકા મંડળો પણ કામ કરતાં થયાં છે. હવે મંડળો સુધી તેનો કાર્યપ્રદેશ વિકસાવવાનું ગુજરાત યુવક કોંગ્રેસે નક્કી કર્યું છે.

## યુવક કોંગ્રેસનું કાર્ય

યુવક કોંગ્રેસનું કાર્ય શ્રી ઠાકોરભાઈ દેસાઈના શબ્દોમાં કહું તો, "કોંગ્રેસ વિષેની સમજ યુવકોમાં વધારવાનું છે. આ સમજ નહિ વધે તો કોંગ્રેસનું કામ પણ આગળ ધપી શકવાનું નથી. યુવકોમાં સમજ વધારવી એ જ મહત્ત્વનું કામ છે." કોંગ્રેસ અને યુવક કોંગ્રેસ અલગ સંસ્થાઓ છે તેવો કોઈ ખ્યાલ નથી. ભારતમાં યુવાનોનો મોટો સમુદાય છે. તે વર્ગને કોંગ્રેસની વિચારધારા પ્રત્યે અભિરુચિ પેદા થાય અને કોંગ્રેસનું કામ કરી શકે તે હેતુથી યુવક કોંગ્રેસ રચવામાં આવી છે. યુવક કોંગ્રેસના કામ માટે કેટલાક તાલીમની જરૂર જણાય છે. કામ કરવામાંથી જ એ તાલીમ મળે છે.

## અધિવેશનો અને સંમેલનો

યુવક કોંગ્રેસનું અધિવેશન દર બે વર્ષના અંતે મળે છે. પહેલું અધિવેશન વડોદરા મુકામે ૧૯૫૪માં શ્રી ઢેબરભાઈના પ્રમુખસ્થાને મળ્યું હતું, જેનું ઉદ્ઘાટન શ્રી લાલબહાદુર શાસ્ત્રીએ કર્યું હતું. બીજું અધિવેશન આણંદ મુકામે શ્રી મનુભાઈ શાહના પ્રમુખસ્થાને ડિસેમ્બર ૧૯૫૬માં મળ્યું હતું, જેનું ઉદ્ઘાટન ડૉ. કેસકરે કર્યું હતું. ત્રીજું અધિવેશન બ્રાહ્મણવાડા મુકામે શ્રી બાબુભાઈ જશભાઈ પટેલના પ્રમુખસ્થાને મળ્યું હતું, જેનું ઉદ્ઘાટન શ્રી ઢેબરભાઈએ કર્યું હતું.

જે વરસે અધિવેશન નથી હોતું તે વરસે સંમેલન યોજવામાં આવે છે. આગળ જણાવ્યા મુજબ ગુજરાત યુવક કોંગ્રેસની સ્થાપના કરવા યુવક કોંગ્રેસનું પ્રથમ સંમેલન ૧૯૫૩ની સાલમાં અમદાવાદ મુકામે મળ્યું હતું. દ્વિતીય સંમેલન ડિસેમ્બર ૧૯૫૫માં રાજકોટ મુકામે શ્રી રસિકભાઈ પરીખના પ્રમુખસ્થાને મળ્યું હતું. તૃતીય સંમેલન ડિસેમ્બર ૧૯૫૭માં પાલેજ મુકામે શ્રી ઠાકોરભાઈ દેસાઈના પ્રમુખસ્થાને મળ્યું હતું, જેનું ઉદ્ઘાટન શ્રી મોરારજીભાઈ દેસાઈએ કર્યું હતું. આ રીતે ગુજરાતમાં વિકસતી આ યુવકપ્રવૃત્તિને તેની શરૂઆતનાં છ વરસોમાં ગુજરાતના, તથા ભારતના પ્રથમ કોટિના કાર્યકરોની હૂંફ અને રાહબરી સાંપડી છે, તે જ

તેના વિકાસના ઉજ્જવળ ભાવિની આગાહી છે. સંમેલન અને અધિવેશન વખતે ભેગા મળી ઠરાવો કરી છૂટા પડવાને બદલે તેના ઉપયોગ, વિચાર અંગે સ્પષ્ટતા કેળવવામાં અને સમકાલીન સમસ્યાઓની વિશદ અને સર્વગ્રાહી છણાવટ કરવાની દૃષ્ટિએ લાભ લઈ શકાય એ હેતુથી કાર્યવાહીમાં વિભાગીય ચર્ચાઓ કરવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. આ ચર્ચાઓનો અતિ સરસ એવો હેવાલ પણ પ્રસિદ્ધ થતો હોય છે, જે સંપૂર્ણ ચર્ચાવિચારણાને અંતે બહાર પડતો હોવાથી ચોક્કસ સમજ અને માર્ગદર્શન આપતો હોય છે.

## ગુજરાતમાં યુવક કોંગ્રેસની પ્રવૃત્તિ

કોઈ પણ સંસ્થા અથવા સંગઠનનું કામ તેનો કાર્યક્રમ હોય છે. સંસ્થાએ પોતાનો બંધારણીય વિકાસ કરતાં કરતાં યુવકોનું હિત અને વિચાર સાધવા અનેકવિધ કાર્યક્રમો યોજ્યા છે. ગુજરાત યુવક કોંગ્રેસ એ ગુજરાતના કોંગ્રેસી યુવાનોનું સંગઠન હોવા છતાં તેની પ્રવૃત્તિઓ કોંગ્રેસી યુવકો પૂરતી મર્યાદિત નથી, પરંતુ યુવકોના સર્વાંગી વિકાસ માટે ચાલતી તમામ પ્રકારની યુવક પ્રવૃત્તિઓમાં તેને રસ છે. તેથી યુવક કોંગ્રેસનું દેખીતું સ્વરૂપ રાજકીય પ્રકારનું હોવા છતાં મુખ્યત્વે તેને યુવકોની પ્રવૃત્તિઓમાં રસ હોય એ સ્વાભાવિક છે, જેથી કરીને યુવક કોંગ્રેસની પ્રવૃત્તિના વિશાળ વિભાગમાં તમામ પ્રકારના યુવકોનો વિચાર કરવામાં આવ્યો છે. ગામડાંના, શહેરના, શિક્ષિત-અશિક્ષિત, ધંધારોજગારમાં પડેલા, મજૂરી કરતા અને સાહિત્યસેવા તથા પત્રકારત્વમાં રસ ધરાવતા તથા તેવા તમામ યુવકોને જુદા જુદા કાર્યક્રમો દ્વારા આવરી લેવા કોશિશ કરવામાં આવે છે. આ ધ્યેયને બર લાવવા માટે નીચે મુજબના કાર્યક્રમો યોજવામાં આવે છે.

### ગ્રીષ્મશાળા

ભારતમાં લોકશાહી રીતરસમો મારફત સમાજવાદી સમાજરચનાનું ધ્યેય હાંસલ કરવાનો એક અભિનવ પ્રયોગ કોંગ્રેસે સફળતાપૂર્વક પાર પાડવાના શપથ સાથે આદર્યો છે. ભારતના નવયુવાનો સમાજવાદી જીવન જીવતા થાય અને લોકશાહી માનસ કેળવે તે માટેનું મુખ્ય કામ તે યુવાનોની તાલીમ, કેળવણીનું છે. આવાં કાર્યો વિશ્વવિદ્યાપીઠો પૂરાં પાડી શકે નહિ. એટલે ગુજરાત યુવક કોંગ્રેસ તેને પોતાની જવાબદારી માની દર વરસે આઠથી દસ દિવસ માટે ગ્રીષ્મશાળા યોજી તે જવાબદારી અદા કરવાનો પ્રયાસ કરે છે. આ ગ્રીષ્મ શાળાઓમાં આજ દિન સુધી ચારસો યુવક-યુવતીઓને તાલીમ આપવામાં આવી છે, જેમાં મોટે ભાગે નીચેના વિષયોનું તલસ્પર્શી જ્ઞાન આપવામાં આવે છે.

ગાંધીવિચારધારા, માર્ક્સવાદ, સામ્યવાદ, વિવિધ રાજકીય પક્ષો, પંચવર્ષીય યોજનાઓ, ભારતની ઔદ્યોગિક નીતિ, આપણી મૂળભૂત આર્થિક સમસ્યાઓ, સામાજિક સમસ્યાઓ, વિકેન્દ્રીકરણ, રાજ્યશાસ્ત્રનાં તત્ત્વો, કોંગ્રેસની વિચારધારા, આપણી જમીનનીતિ, પાયાની કેળવણી, યુવાનો અને સામાજિક ઉત્કર્ષ, સમાજવાદી સમાજરચના, ભારતની વિદેશનીતિ, વગેરે.

ગુજરાતના અગ્રણી કાર્યકરો તથા પ્રાધ્યાપકોને ઉપરોક્ત વિષયોની ચર્ચા કરવા આમંત્રણ આપવામાં આવે છે.

જાહેર જીવનમાં કામ કરવા માગતા યુવાનો તથા કોંગ્રેસના કાર્યકરોને તાલીમ આપવા આ પ્રવૃત્તિનું કાયમી ધોરણે સંચાલન કરવાનું વિચાર્યું છે. તેને માટેનો અભ્યાસક્રમ નક્કી કરવામાં આવનાર છે.

### પ્રવાસયોજના

ગુજરાત યુવક કોંગ્રેસે ભારતભરમાં સૌ પ્રથમ અધ્યયનલક્ષી પ્રવાસની યોજના કરી તે પાર પાડી. આઝાદી પ્રાપ્ત કર્યા પછી દેશની કાયાપલટ થઈ રહી છે. પ્રથમ પંચવર્ષીય યોજના દ્વારા અનેક વિકાસશીલ યોજનાઓ અમલમાં મુકાઈ રહી છે. આ દેશમાં લોકશાહી આયોજનનો અભૂતપૂર્વ પ્રયોગ થઈ રહ્યો છે. યુવાનોએ ભારતની પ્રજાના ભાવિ ઉપર અસર પહોંચાડનારાં બધાં કાર્યોને અભ્યાસીની દૃષ્ટિએ નીરખવાં જોઈએ તે હેતુથી અમે આ પ્રવાસની યોજના કરેલી, જેમાં ૪૫૬ નવજુવાનોએ ભાગ લીધો હતો. પ્રવાસમાં જોયેલાં વિકાસકાર્યોની યુવક ભાઈબહેનો ઉપર ઊંડી છાપ પડી હતી અને સ્થાનિક વિકાસકાર્યોમાં બની શકે તેટલો હિસ્સો આપવાની વૃત્તિ પેદા કરવાનું આ પ્રવાસનું પ્રયોજન સફળ થયેલું. આ બાદ બીજી પ્રવાસગાડીની યોજના પણ કરવામાં આવી હતી, જેમાં ૩૫૦ યુવક-યુવતીઓએ ભાગ લીધો હતો. આ રીતે આ પ્રવૃત્તિ એક જંગમ વિદ્યાપીઠ સમાન બની છે.

આંતરપ્રાંતીય સહયોગ પેદા કરવા અને ભાઈચારો ઊભો કરી રાષ્ટ્રની ભાવાત્મક એકતા સર્જવા ગુજરાતના યુવાનોની ટુકડીઓ બીજા પ્રાંતોમાં પ્રવાસે જાય અને ત્યાંના પ્રજાજનો સાથે તેમના પ્રશ્નોની સમજ મેળવતા રહે એવી યોજના અમલમાં મૂકવાનું આ વરસે નક્કી કર્યું છે. એ રીતે બીજા પ્રાંતના યુવકોને ગુજરાતના પ્રવાસે આવવા આમંત્રણ આપ્યું છે.

### ઇતર કાર્યક્રમો

ગુજરાતના યુવાનોને કેટલાક ચોક્કસ વિષયોનું માર્ગદર્શન મળે તથા અભ્યાસવર્તુળોમાં ઉપયોગી બને તે હેતુથી નાની નાની ચોપડીઓનું પ્રકાશન કરવાનું રાખ્યું છે. અત્યાર સુધીમાં આઠ પ્રકાશનો કર્યાં છે, જેમાં રાષ્ટ્રીય આયોજન અને કેળવણી, ભારતીય લોકશાહી અને કાશ્મીરનો સવાલ, લોકશાહીનું રહસ્ય, સમાજવાદને માર્ગે, ભારતદર્શનયાત્રા વગેરેનો સમાવેશ થાય છે.

આ ઉપરાંત શ્રમદળ, શ્રમબૅંક, નિબંધ હરીફાઈ, વક્તૃત્વ હરીફાઈ, અભ્યાસવર્તુળો, રમતગમતો અને સાંસ્કૃતિક કાર્યક્રમો, પ્રવાસપર્યટનો, પાઠ્યપુસ્તકોની યોજના, વ્યાખ્યાનમાળાઓ, શાળા, મહાશાળાના શિક્ષણમાં મદદરૂપ થતા અભ્યાસવર્ગો, યુવકદિનની ઉજવણી, સાંસ્કૃતિક કાર્યક્રમો, જિલ્લા અને તાલુકા સંમેલનો, રાષ્ટ્રીય તહેવારોની ઉજવણી, ચૂંટણીઓમાં મદદ, નાની બચત યોજનાનું કાર્ય, પ્રદર્શનો વગેરે અનેકવિધ પ્રવૃત્તિ માટે જુદા જુદા કાર્યક્રમો યોજી કાર્ય કરવામાં આવે છે.

### અભિનંદન અને દોરવણી

ગુજરાત યુવક કોંગ્રેસના પાલેજ સંમેલન વખતે ગુજરાતના સર્વોચ્ચ નેતા શ્રી મોરારજીભાઈએ યુવક કોંગ્રેસે કરેલા કાર્ય બદલ અભિનંદન આપતાં જણાવ્યું હતું કે, "ગયા દોઢ વરસમાં ગુજરાતમાં જે બનાવો બન્યા છે તેને લઈને ગુજરાતનું ગૌરવ હણાયું છે. તેની બધી કીર્તિ હતી તે રહી નથી, તે પાછી મેળવવી છે. આમાં યુવક કોંગ્રેસે સારો ફાળો આપ્યો છે તેમાં મને શક નથી. તે માટે હું ગુજરાત યુવક કોંગ્રેસને ધન્યવાદ આપું છું. હજુ પણ ગુજરાતમાં ચર્ચા કે મતભેદને કારણે મારામારી થતી હોય ત્યાં સુધી આપણું કામ અધૂરું છે.... ગુજરાતના યુવાનોને પોતાનામાં શ્રદ્ધા ઊભી થાય, પોતાની જાત ઉપર આધાર રાખતા થાય, ગમે તેવા સંયોગોમાં નિરાશ ન થાય અને પોતાનો માર્ગ સારી રીતે કાઢતા થાય એવું કાર્ય કરવું એ યુવક કોંગ્રેસનું મુખ્ય કાર્ય છે." ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી ઠાકોરભાઈ દેસાઈએ

પાર્લેજ સંમેલનના પ્રમુખપદેથી પ્રવચન કરતાં જણાવ્યું કે, "મુરબ્બી મોરારજીભાઈએ પોતાના ભાષણમાં મહાગુજરાત આંદોલનનો ઉલ્લેખ કર્યો. તેમણે એમ પણ કહ્યું કે મહાગુજરાતના આંદોલનની સામે ગુજરાત પ્રદેશની કોંગ્રેસ અને ગુજરાતના કોંગ્રેસીઓ બહુ સારી રીતે ટકયા. હું પોતે મહાગુજરાતના આંદોલનને ગુજરાતમાં કોંગ્રેસ સંસ્થા ઉપર થયેલા આક્રમણરૂપે જોતો આવ્યો છું અને મારી એવી ચોક્કસ માન્યતા થઈ છે કે ગુજરાત પ્રદેશ યુવક કોંગ્રેસે કોંગ્રેસના પાયાના વિચારોની જે સમજ પોતે કેળવી અને કોંગ્રેસીઓમાં કેળવી તેનો આ આક્રમણની સામે ટકવામાં મોટો ફાળો છે." આમ, ગુજરાત યુવક કોંગ્રેસે છેલ્લાં સાત વરસથી યુવકોની સમજશક્તિ, કાર્યશક્તિ, સર્જનશક્તિ, વગેરેની ખિલવણીની દૃષ્ટિએ તેમ જ તેમને યોગ્ય તાલીમ આપવાના હેતુથી ઘણા કાર્યક્રમો અમલમાં મૂકયા છે. આમ છતાં આ પ્રવૃત્તિને વિકાસની દૃષ્ટિએ હજી ઘણું વધારે કરવાનું બાકી રહે છે.

અમારા દરેક કાર્યમાં પ્રદેશ કોંગ્રેસ સમિતિના કાર્યકરોનો સક્રિય સાથ અને સહકાર મળ્યા કરે છે. સેવાદળ અને મહિલા કોંગ્રેસની પણ મદદ મળે છે.

યુવક કોંગ્રેસ હવે ધીરે ધીરે ગુજરાતના યુવકોની એક પ્રાણવાન સંસ્થા બની રહી છે. તેનું કામ ગુજરાતવ્યાપી બનવા માંડયું છે અને તેમાં નોંધપાત્ર સફળતા મળતી જાય છે. કોંગ્રેસ વિચારધારાને સ્વીકારતા અને અપનાવતા યુવાનોની સંખ્યામાં નોંધપાત્ર વધારો કરવામાં યુવક કોંગ્રેસે સારો એવો ફાળો આપ્યો છે અને તેની આજુબાજુ આવા યુવક કાર્યકરોનું ગુજરાતભરમાં એક સબળ એવું જૂથ ઊભું થઈ શકયું છે. ગુજરાતના યુવકો કોંગ્રેસને પડખે ઊભા રહી દેશમાં સ્થપાયેલ લોકશાહીને ટકાવી રાખવામાં અને દેશની ઉન્નતિમાં સક્રિય ફાળો આપી દેશના નવનિર્માણમાં તેમની શક્તિઓ રેડશે એવી અમારી શ્રદ્ધાને સમર્થન મળતું જાય છે. દેશની નવી પેઢીને ચેતનવંતી બનાવવાના અમારા પ્રયાસોમાં સૌની શુભેચ્છા અને સહાનુભૂતિ અમને મળી રહેશે એવી આશા રાખું છું.

# ગિરનારનો શિલાલેખ



પ્રિયદર્શી રાજા અશોક પોતાના ઉદેશ પાર પાડવા માટે મોટા મોટા પાષાણ ખડકો ઉપર બોધપાઠ કોતરાવ્યા. જ્યાં જ્યાં ખડકો ન મળ્યાં ત્યાં ત્યાં મોટા મોટા શિલાસ્તંભો ઊભા કરાવ્યા. ખડકોના શિલાલેખોમાં પોતાના ચૌદ શાસનો કોતરાવ્યાં તેમાંનો એક શિલાલેખ તો આ ઊભો અણનમ આપણી પાસે જ.

જૂનાગઢમાં ગિરનારની તળેટીમાં આ શિલાલેખો અશોકના વિશાળ આત્માનાં સાચાં પ્રતિબિંબો છે. પથ્થર પરની એક એક લીટી માનવ ધર્મનું મહાન સત્ય સમજાવે છે. માર્ગ ભૂલ્યા જગતને ભારતીય સંસ્કૃતિનો સર્વોચ્ચ ધ્વનિ 'અહિંસા', 'સત્ય' અને 'પ્રેમ'નો રાહ દર્શાવે છે. શ્રીકૃષ્ણ, બુદ્ધ, ઈશુ અને ગાંધી જેવા મહાન જ્યોતિર્ધરો પણ એ રાહ સૂચવતા ચાલ્યા. હજુ પણ વિશ્વને એ જ શીખવાનું બાકી રહ્યું છે.

આ સુપ્રસિદ્ધ લેખ જૂનાગઢથી પૂર્વમાં એક માઈલ પર ગિરનાર પાસે વિશાળ કાળા રંગના ગ્રેનાઈટ પત્થરના ખડક ઉપર આજથી બે હજાર વર્ષ પહેલાં કોતરવામાં આવ્યો છે. આ લેખ લગભગ ૧૦૦ ફૂટનું ક્ષેત્રફળ તથા ધરતીથી ૧૨ ફૂટ ઊંચાઈ ધરાવે છે. શિલાલેખો તો ભારતમાં ઘણા મળી આવ્યા છે, પરંતુ આ શિલાલેખ સૌમાં અપૂર્વ છે અને સૌરાષ્ટ્રમાં સૌથી જૂનામાં જૂનો છે. ભારતીય ઇતિહાસની ત્રણ મહાન જુદા જુદા સમયની તવારીખો આ એક જ પથ્થર ઉપર કોતરવામાં આવી છે. તે કુલ ત્રણ લેખ રજૂ કરે છે. પહેલો લેખ અશોકનો ઈ. સ. પૂ. ૨૫૬માં કોતરવામાં આવ્યો છે. બીજો લેખ મહાક્ષત્રપ રુદ્રદામાનો ઈ. સ. ૧૫૦નો અને ત્રીજો મહાન ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્તનો ઈ. સ. ૪૫૭માં કોતરવામાં આવ્યો છે. આ રીતે લગભગ સાતસોથી આઠસો વર્ષનો સમય આ પથ્થર નોંધે છે. લિપિ વિકાસ અભ્યાસ માટે પણ આ શિલાલેખ સૌથી ઉત્તમ પ્રકારનો નમૂનો રજૂ કરે છે.

સ્કંદગુપ્તના લેખમાં કેટલાક સમારકામનો હેવાલ છે. આ લેખો બ્રાહ્મી લિપિમાં અને સંસ્કૃત ભાષામાં લખાયેલ છે.

અશોકનો શિલાલેખ તેના નીચેના શાસનો આપણી સમક્ષ રજૂ કરે છે જેનું મનન હવે આપણે કરીએ.

- કોઈ પણ જીવ હિંસાનો પ્રતિબંધ કરવામાં આવ્યો. હિંસામાત્ર ભયંકર નુકસાન છે.
- માંદાની માવજત માટે દવાખાનાની વ્યવસ્થા કરવાની પહેલ કરનાર જગતના ઇતિહાસમાં કદાચ અશોક જ હશે. આ વ્યવસ્થા માત્ર માનવ પૂરતી મર્યાદિત ન રાખતાં તેણે મૂંગા પશુઓની સારવાર માટે પણ બંદોબસ્ત કર્યો. ઠેકઠેકાણે કુવા-વાવો ખોદાવ્યાં. વૃક્ષારોપણ કરાવ્યાં. દવાના છોડ અને મૂળિયાં તેમ જ બીજ જ્યાં અલભ્ય હોય તે સ્થળે પણ ખાસ મંગાવીને રોપાવ્યાં. જનકલ્યાણની ભાવના કેટલી પ્રબળ હશે!
- પ્રજામાં ઉચ્ચ નૈતિક ચારિત્ર્યનું ધોરણ દાખલ કરવું તે જ તેનું પરમ ધ્યેય હતું. આવા શિક્ષણની સૂચના આપવા સરકારી ખાસ અમલદારો દર પાંચ વર્ષે પ્રાંતમાં ફરે. માતાપિતાને માન આપવું. ગુરુને શ્રેષ્ઠ ગણવા. બ્રાહ્મણો ને સાધુવર્ગ પ્રત્યે આદર કેળવવો. જીવમાત્ર પ્રત્યે દયાભાવના કેળવવી. મિત્રો, સગાંવહાલાં, નાના બાળકો પ્રત્યે મીઠાશ ભર્યું વર્તન રાખવું. અહિંસા જ સાચું ધન છે. પરનિંદા ન કરવી. આવું જ ચારિત્ર સુરાષ્ટ્રનો પાયો છે.
- "સર્વ ધર્મ સમભાવ" કેળવો. અન્ય પ્રત્યે સન્માનની દૃષ્ટિ કેળવો. આ ભાવના જ પ્રજામાં ઉચ્ચ સંસ્કાર રેડે છે.
- આવી ધર્મભાવના જાગ્રત રહે અને તે બરોબર પળાય છે કે નહિ તેનું નિરીક્ષણ કરવા માટે ખાસ જાત જાતના અમલદારો નીમ્યા.
- દુર્ગુણ આચરવો સહેલો છે. સુકર્મ કરવું કપરું છે. માટે કડક નીતિનું ધોરણ સાચવવા ધર્મ મહામાત્રો નીમ્યા જેથી ધર્મ અને શાંતિનો પ્રચાર થાય.
- 'યુદ્ધ' નહિ પણ શાંતિ. 'શાંતિ' બળથી નહિ પણ પ્રેમથી છતો. રણભેરીના ઘોષને બદલે ધર્મ પોકાર કરો. વિજય સેનાને બદલે ધર્મયાત્રા આરંભો.
- રાજા પ્રજાનો સેવક છે. પ્રજા-કલ્યાણ જ તેનું ધ્યેય છે. ગમે ત્યાં, ગમે ત્યારે પ્રજાનો સાદ સાંભળવા રાજા તૈયાર રહેશે.
- બધા જ ધર્મો સાચા છે—સરખા છે. બધા જ ધર્મના મૂળમાં સંયમ અને હૃદયની પવિત્રતા રહેલાં છે. આત્માની નિખાલસતા, જ્ઞાનની નિર્મળતા અને દૃઢ ભક્તિભાવમાં જ માનવીનું શ્રેય હોય છે.
- ધર્મદાન એ જ મોટું દાન છે. ધર્મયાત્રા એ જ સાચી યાત્રા છે.
- ઊંચનીચના ભેદ ન ગણવા. સમભાવ રાખવો. સત્ય, ક્ષમા, સદાચાર અને મનસા વાચા કર્મણા તે રીતે જીવવું એ જ સાચો ધર્મ છે.

આ પ્રમાણે માનવ ધર્મનો આ અપૂર્વ સંદેશ કોને આજ પણ માન્ય નથી? ભારતીય સંસ્કૃતિનો ધ્વનિ વર્ષોથી આવો આ જ રહ્યો છે અને રહેશે અને એક દિવસ સારાયે વિશ્વને 'અહિંસા' ને 'શાંતિ'નો માર્ગ ચિંધશે. બે હજાર વર્ષ જૂના એ પથ્થર આજે પણ એ જ આપણને કહેતા જાય છે.

# ગિરનારનો શિલાલેખ



પ્રિયદર્શી રાજા અશોક પોતાના ઉદ્દેશ પાર પાડવા માટે મોટા મોટા પાષાણ ખડકો ઉપર બોધપાઠ કોતરાવ્યા. જ્યાં જ્યાં ખડકો ન મળ્યાં ત્યાં ત્યાં મોટા મોટા શિલાસ્તંભો ઊભા કરાવ્યા. ખડકોના શિલાલેખોમાં પોતાના ચૌદ શાસનો કોતરાવ્યાં તેમાંનો એક શિલાલેખ તો આ ઊભો અણનમ આપણી પાસે જ.

જૂનાગઢમાં ગિરનારની તળેટીમાં આ શિલાલેખો અશોકના વિશાળ આત્માનાં સાચાં પ્રતિબિંબો છે. પથ્થર પરની એક એક લીટી માનવ ધર્મનું મહાન સત્ય સમજાવે છે. માર્ગ ભૂલ્યા જગતને ભારતીય સંસ્કૃતિનો સર્વોચ્ચ ધ્વનિ 'અહિંસા', 'સત્ય' અને 'પ્રેમ'નો રાહ દર્શાવે છે. શ્રીકૃષ્ણ, બુદ્ધ, ઈશુ અને ગાંધી જેવા મહાન જ્યોતિર્ધરો પણ એ રાહ સૂચવતા ચાલ્યા. હજુ પણ વિશ્વને એ જ શીખવાનું બાકી રહ્યું છે.

આ સુપ્રસિદ્ધ લેખ જૂનાગઢથી પૂર્વમાં એક માઈલ પર ગિરનાર પાસે વિશાળ કાળા રંગના ગ્રેનાઈટ પત્થરના ખડક ઉપર આજથી બે હજાર વર્ષ પહેલાં કોતરવામાં આવ્યો છે. આ લેખ લગભગ ૧૦૦ ફૂટનું ક્ષેત્રફળ તથા ધરતીથી ૧૨ ફૂટ ઊંચાઈ ધરાવે છે. શિલાલેખો તો ભારતમાં ઘણા મળી આવ્યા છે, પરંતુ આ શિલાલેખ સૌમાં અપૂર્વ છે અને સૌરાષ્ટ્રમાં સૌથી જૂનામાં જૂનો છે. ભારતીય ઇતિહાસની ત્રણ મહાન જુદા જુદા સમયની તવારીખો આ એક જ પથ્થર ઉપર કોતરવામાં આવી છે. તે કુલ ત્રણ લેખ રજૂ કરે છે. પહેલો લેખ અશોકનો ઈ. સ. પૂ. ૨૫૬ માં કોતરવામાં આવ્યો છે. બીજો લેખ મહાક્ષત્રપ રુદ્રદામાનો ઈ. સ. ૧૫૦નો અને ત્રીજો મહાન ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્તનો ઈ. સ. ૪૫૭ માં કોતરવામાં આવ્યો છે. આ રીતે લગભગ સાતસોથી આઠસો વર્ષનો સમય આ પથ્થર નોંધે છે. લિપિ વિકાસ અભ્યાસ માટે પણ આ શિલાલેખ સૌથી ઉત્તમ પ્રકારનો નમૂનો રજૂ કરે છે.

સ્કંદગુપ્તના લેખમાં કેટલાક સમારકામનો હેવાલ છે. આ લેખો બ્રાહ્મી લિપિમાં અને સંસ્કૃત ભાષામાં લખાયેલ છે.

અશોકનો શિલાલેખ તેના નીચેના શાસનો આપણી સમક્ષ રજૂ કરે છે જેનું મનન હવે આપણે કરીએ.

- કોઈ પણ જીવ હિંસાનો પ્રતિબંધ કરવામાં આવ્યો. હિંસામાત્ર ભયંકર નુકસાન છે.
- માંદાની માવજત માટે દવાખાનાની વ્યવસ્થા કરવાની પહેલ કરનાર જગતના ઇતિહાસમાં કદાચ અશોક જ હશે. આ વ્યવસ્થા માત્ર માનવ પૂરતી મર્યાદિત ન રાખતાં તેણે મૂંગા પશુઓની સારવાર માટે પણ બંદોબસ્ત કર્યો. ઠેકઠેકાણે કૂવા-વાવો ખોદાવ્યાં. વૃક્ષારોપણ કરાવ્યાં. દવાના છોડ અને મૂળિયાં તેમ જ બી જ્યાં-અલભ્ય હોય તે સ્થળે પણ ખાસ મંગાવીને રોપાવ્યાં. જનકલ્યાણની ભાવના કેટલી પ્રબળ હશે!
- પ્રજામાં ઉચ્ચ નૈતિક ચારિત્ર્યનું ધોરણ દાખલ કરવું તે જ તેનું પરમ ધ્યેય હતું. આવા શિક્ષણની સૂચના આપવા સરકારી ખાસ અમલદારો દર પાંચ વર્ષે પ્રજામાં ફરે. માતાપિતાને માન આપવું. ગુરુને શ્રેષ્ઠ ગણવો. બ્રાહ્મણો ને સાધુ વર્ગ પ્રત્યે આદર કેળવવો. જીવ-માત્ર પ્રત્યે દયાભાવના કેળવવી. મિત્રો, સગાંવહાલાં, નાના બાળકો પ્રત્યે મીઠાશ ભર્યું વર્તન રાખવું. અહિંસા જ સાચું ધન છે. પરનિંદા ન કરવી. આવું જ ચારિત્ર સુરાષ્ટ્રનો પાયો છે.
- "સર્વ ધર્મ સમભાવ" કેળવો. અન્ય પ્રત્યે સન્માનની દૃષ્ટિ કેળવો. આ ભાવના જ પ્રજામાં ઉચ્ચ સંસ્કાર રેડે છે.
- આવી ધર્મભાવના જાગ્રત રહે અને તે બરોબર પળાય છે કે નહિ તેનું નિરીક્ષણ કરવા માટે ખાસ જાત જાતના અમલદારો નીમ્યા.
- દુર્ગુણ આચરવો સહેલો છે. સુકર્મ કરવું કપરું છે. માટે કડક નીતિનું પાલન આચરવા ધર્મ મહામાત્રો નીમ્યા જેથી ધર્મ અને શાંતિનો પ્રચાર થાય.
- 'યુદ્ધ' નહિ પણ શાંતિ. 'શાંતિ' બળથી નહિ પણ પ્રેમથી જીતો. રણભેરીના ઘોષને બદલે ધર્મ ઘોષણા કરો. વિજય સેનાને બદલે ધર્મયાત્રા આરંભો.
- રાજા પ્રજાનો સેવક છે. પ્રજા-કલ્યાણ જ તેનું ધ્યેય છે. ગમે ત્યાં, ગમે ત્યારે પ્રજાનો સાદ સાંભળવા રાજા તૈયાર રહેશે.
- બધા જ ધર્મો સાચા છે—સરખા છે. બધા જ ધર્મના મૂળમાં સંયમ અને હૃદયની પવિત્રતા રહેલાં છે. આત્માની નિખાલસતા, જ્ઞાનની-વિશાળતા અને દૃઢ ભક્તિભાવમાં જ માનવીનું શ્રેય હોય છે.
- ધર્મદાન એ જ મોટું દાન છે. ધર્મયાત્રા એ જ સાચી યાત્રા છે.
- ઊંચનીચના ભેદ ન ગણવા. સમભાવ રાખવો. સત્ય, ક્ષમા, સદાચાર અને મનસાવાચાકર્મણા તે રીતે જીવવું એ જ સાચો ધર્મ છે.

આ પ્રમાણે માનવ ધર્મનો આ અપૂર્વ સંદેશ કોને આજ પણ માન્ય નથી? ભારતીય સંસ્કૃતિનો ધ્વનિ વર્ષોથી આનો આ જ રહ્યો છે અને રહેશે અને એક દિવસ સારાયે વિશ્વને 'અહિંસા' ને 'શાંતિ'નો માર્ગ ચિંધશે. બે હજાર વર્ષ જૂના એ પથ્થર આજે પણ એ જ બાદ આપણને દેતાંરહી ગયા છે.

# ગુજરાત રાજ્ય

## — વીજળી —

|  | પુરી થયેલી | ચાલુ | સૂચિત |
|---|---|---|---|
| જળવિદ્યુત | ⬒ | ◪ | ⊟ |
| વરાળવિદ્યુત | ■ | ◧ | □ |
| ડીઝલવિદ્યુત | ◉ | ◐ | ○ |

ધાનેરા
ડીસા
પાલણપુર
સિદ્ધપુર
પાટણ
રાધનપુર
વીસનગર
મહેસાણા
હીંમતનગર
માણસા
મોડાસા
કલોલ
વિરમગામ
અમદાવાદ
લુણાવાડા
કપડવંજ
દાહોદ
ગોધરા
દેવગઢબારિયા
રાપર
નખત્રાણા
ભુજ
નલિયા
કંડલા
ગાંધીધામ
મુંદ્રા
હળવદ
ધ્રાંગધ્રા
લખતર
આણંદ
નવલખી
મોરબી
સુરેન્દ્રનગર
જોડીયા
વાંકાનેર
મૂળી
સાયલા
લીંમડી
જામનગર
ઓખા
સીક્કા
ખંભાળીયા
રાજકોટ
થાન
ધંધુકા
છોટાઉદેપુર
બોટાદ
કોટડા
ગોંડલ
જસદણ
વલભીપુર
ભાણવડ
જામજોધપુર
જેતપુર
વીરપુર
શિહોર
ભાવનગર
રાજપીપળા
ધોરાજી
અમરનગર
પાલીતાણા
ભરુચ
પોરબંદર
જુનાગઢ
વાડીઆં
બીલખા
કુતીયાણા
માધવપુર
વીસાવદર
અમરેલી
સુરત
ખોલવાડ
ઉકાઈ
સાવરકુંડલા
વ્યારા
રાજુલા
મહુવા
તલાલા
વેરાવળ
બારડોલી
દેલવાડા
વાંસદા
ધરમપુર

# ગુજરાત રાજ્ય

ખનિજ અને ઔદ્યોગિક સંપત્તિ


ગુજરાત રાજ્ય
કેળવણીની સંસ્થાઓ
અને વિદ્યાર્થીઓ
પ્રાથમિક શાળાઓ
માધ્યમિક શાળાઓ
પ્રાથમિક અને માધ્યમિક
વિદ્યાર્થીઓની સંખ્યા
ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ
ઉચ્ચ શિક્ષણના વિદ્યાર્થીઓ
આકૃતિની નજીકનો આંકડો જિલ્લાની કુલ સંખ્યા સૂચવે છે.




# ગુજરાત રાજ્ય

વસ્તી અને તેની ગીચતા

૫૦-૧૦૦
૧૦૦-૨૦૦
૨૦૦-૩૦૦
૩૦૦-૪૫૦
૪૫૦-૬૫૦

દર ચો.મા. વસ્તીની ગીચતા

૬ લાખની વસ્તિ